# નિવેદન

ડિસેમ્બર ૧૯૮૪–જાન્યુઆરી ૧૯૮૫ નો આ સંયુક્ત અંક છે. તેમાં ઇંદિરાજીના શાસનના આરંભથી રાજીવની સ્થાપના સુધીના ૧૮ વરસની રાજકીય–આર્થિક ઘટનાઓ અને સમસ્યાઓનું સિંહાવલોકન રજૂ કરવાનો નમ્ર પ્રયાસ છે. ઇંદિરાજી એવી વિવિધ વિલક્ષણતાઓ ધરાવનારાં હતાં કે તેમનાં સમૃદ્ધ વ્યક્તિત્વ, સંમોહક નેતૃત્વ અને મૌલિક શાસન શૈલીનો સુમેળ ખવડાવવાનું અશક્ય લાગ્યું. કદાચ, આવા સાહસ માટે આપણે સમય દૃષ્ટિએ ઘણા નિકટ છીએ માનીને, એ કામ ભાવિ ઇતિહાસ પર છોડવાનું ડહાપણભર્યું લાગ્યું; એટલે એમના પ્રત્યેની મુગ્ધતાથી માંડી કઠોર આલોચનાની રેખાઓ અને છાયાઓ રજૂ કરી સંતોષ માન્યો. મુખ્યત્વે, રાજકારણ ક્ષેત્રની એમની કામગીરી ઉપર વિશેષ લક્ષ રાખ્યું, અને અર્થકારણના ક્ષેત્રે જવાહરલાલ નહેરુથી આરંભ કરીને થોડીક વિગતે ચિત્ર દોરવાનું કર્યું....

કહો કે પહેલા ખંડમાં આવી ભૂમિકા ઊભી કરીને, બી ખંડમાં ઇંદિરાજીની હત્યા માટે ઘણે અંશે જવાબદાર બનેલી શીખ–સમસ્યાનું ઘણું વિગતે અવલોકન રજૂ કર્યું, અને હત્યાના પ્રત્યાઘાત રૂપ દિલ્હીની હિંસક ઘટનાના સ્વરૂ 84 – પાડતી 'તપાસ'નું તારતમ્ય આપ્યું. આ પછી, કહો કે ત્રીજે ખંડ રાજીવ-પ્રવેશન હેર કરાયેલી લોકસભાની ચૂંટણીનો ગણાય. તેમાં ભારતના કેટલાક અપક્ષ અગ્રણી વિચા 84 – રેલી થયાની અપેક્ષાઓ ઉપરાંત અનેક કારણોસર કોયડારૂપ બનેલા મતદાન અંગે કાનું માર્ગદર્શન આપ્યું; ચોથા ખંડમાં ચૂંટણીના પરિણામોમાં ડોકિયું કરી તેના ગે પક્ષનેતાઓ તથા અપક્ષ આલોચકોનાં મંતવ્યો પેશ કર્યાં, છેલ્લે, પાંચમા ખંડમાં રાજીવના સહૃદય ઉત્સાહી આરંભની ઝાંખી કરાવીને આ અંક પૂરો કર્યો છે

એ તો સ્પષ્ટ જ છે કે અહીં કોઈ સંશોધન રજૂ કર્યું નથી. રજૂ થયેલા અભિગમો ને વિચારો સાથે સંમતિ હોવાનો કે સ્થાપવાનો કોઈ હેતુ કે પ્રયાસ નથી આ અંકના આરંભે જે મંતવ્ય રજૂ કર્યું છે, તેર મારા પૂરતું જ છે વિચાર કરનારા નાગરિકને વધુ વિચાર કરતો કરવાનો ઉદ્દેશ છે.

*

આ અંકની સામગ્રી લખાણો તથા કાર્ટૂનો (૧૯૭૭ થી ૧૯૮૪) જ્યાં–ત્યાંથી ઉઠાવ્યા છે- (સાભાર યાદી જોડી છે) અપ ટુ-ડેટ રહેવા માટે, ખાસ તો, હમણાં હમણાં પ્રકાશિત થઈ રહેલાં અનેક અંગ્રેજી સામયિકો હાથવગાં થયાં તે બધાંનો ઠીકઠીક ઉપયોગ કરી લીધો છે ઉપરાંત, આ અંક માટે કેટલુંક લખાણ તૈયાર કરવા ભાઈ ગિરધર તલાટી તથા ભાઈ દિનેશ શુક્લને સોંપ્યું અને તેમણે હોંશભેર કરી આપ્યું તેની સાભાર નોંધ લઉં છું

આશા રાખું છું કે અહીં રજૂ થયેલી સામગ્રી અનેક અદ્યતન સમસ્યાઓ અંગે જુદી જુદી રીતે વિચારનારાઓને કોઈ ને કોઈ રીતે ઉપયોગી નીવડશે.....

૨૦-૧-૮૫]

– ભોગીભાઈ ગાંધી

# અનુક્રમ

પૃષ્ઠ

— નિવેદન : મો. ગાંધી ૧

— ઈંદિરાથી રાજીવ : ભોગીભાઈ ગાંધી ૧–૪
(વધારો પા–૫૭)

— ઈંદિરાજી : પ્રતિભા અને શૈલી : ભોગીભાઈ ગાંધી ૫–૩૨
(વધારો પા–૮૧)

૧. સમૃદ્ધ વ્યક્તિત્વ ૨. સંમોહક નેતૃત્વ ૩. વિલક્ષણ શાસન શૈલી
૪. આર્થિક પરિપાટી

— પુપુલ જયકર, પી-સી-એલેકઝાન્ડર, ઉમા વાસુદેવ, રફિક ઝકેરીઆ, ગિરિલાલ જૈન, એસ. કે દત્તાત્રય રે, ડોરોથી નોર્મન, કે-એન-સુબ્રહ્મણ્યમ, આર-એસ-પંડિત, રમેશ થાપર; ભારતના ઉદ્યોગપતિઓ, મધુ સુબેદાર.

— શીખ સમસ્યા–નવો વળાંક : ગિરધર એન. તલાટી ૩૩–૫૪

— હિંસક ઘટનાઓના ભીતરમાં : દિનેશ શુક્લ ૬૧–૬૩

— લોકચળવળો અને ભાગીદારી : દિનેશ શુક્લ ૬૫–૭૨

— ચૂંટણીની પૂર્વ સંધ્યાએ ઉમેદવારો પાસે અપેક્ષા ૭૩–૭૭

ડી. ટી. લાકડાવાળા, વી. એમ. તારકુંડે, અસગર અલી એન્જીનિયર, એન. એ પાલખીવાળા, મીનુ મસાણી

— મત કોને આપશો ? ૭૮–૮૦
રજની કોઠારી, એમ વી-કામથ, રામ મૂર્તિ, અ. ભા. સર્વસેવા સંઘ-સંમેલન (વધારો પા–૮૩)

— ૧૯૮૪ લોકસભાની ચૂંટણી : ભીતરમાં ડોકિયું : દિનેશ શુક્લ ૮૪–૯૩

— પરિણામનું પૃથક્કરણ : ૯૬–૧૦૧

અટલ બિહારી બાજપેયી, ચંદ્રશેખર, એસ. એસ. શેઠ, યતીશ કુમાર, મનુભાઈ પંચોળી, ચુનીભાઈ વૈદ્ય, ખાણુભાઈ જ પટેલ.

— પ્રામાણિક રાજીવની ઊમદા આકાંક્ષાઓ ૧૦૫–૧૦૮

*

[કુલ પાન ૪+૨૨+૧૧૨=૧૩૮]

—પુરવણી : વાડીલાલ સ. મહેતા (મુદ્દા), ભારત આંકડામાં (૧-૧૮ કોઠા) —નહેરુ યુગના
-કેટલાક કામ-૭૭, શિવમાંથી ચૂલમાં, કયા મહારથીઓ હાર્યા, પક્ષવાર સ્થિતિ.

—કાર્ટૂન (૨૨ પૃષ્ઠ) -૧-૮ ઇંદિરાજીની શૈલી; ૯-૧૨ ઈ. સ. ૧૯૭૭ થી ૧૯૮૦ વચ્ચેના
ગાળો * ૧૯૮૦ થી ૧૯૮૪ A+B તથા ૧૩ થી ૨૦

*

આભાર ..આભાર....આભાર.. આભાર આભાર...આભાર...

ગ્રંથો

—End of an Era C S Pandit
—The Congress Crurible S K. Rastogi
—In the Larger Prersonal Interest . V K. Murthi
—An Eye to India David Selbourne
—A Plan of Economic Development for India -By Indian Industrialists

સામયિકો

—Illustrated Weekly, India Today, Sunday, Probe India,
—Surya, Frontline, The Week, Imprint Onlooker
—Gentleman, રવિવાર (હિંદી), દિનમાન (હિંદી), સર્વોદય જગત (હિંદી), ભૂમિપુત્ર (ગુ.), તથા Times of India (દૈનિક), Indian Express, (દૈનિક), સંદેશ, ગુજરાત સમાચાર, લોકસત્તા ..

*

આભાર. આભાર .આભાર . આભાર...આભાર . આભાર...

* આ અંકમાં જાહેરખબર આપનાર સર્વ સંસ્થાઓ તથા વ્યક્તિઓનો

---

ધન્યવાદ

## સચોટ કટાક્ષ ચિત્રોનો સંપૂટ

સર્વોદય મંડળ-મુંબઈ રચિત 'વોટર્સ' કૌંસિલ કેમ્પેઇન કમિટી' તરફથી ૨૫ પોસ્ટરોનો સંપૂટ (અંગ્રેજી, હિંદી, ગુજરાતી ભાષાઓમાં) પ્રગટ થયેલો છે. તેમાં કામચોરીઓ, પાટલી બદલુઓ, દાણચોરો, કાળાં નાણાંથી ચૂંટણી લડનારાઓ, ઢોંગી સ્વાર્થ સાધુ નેતાઓ સામે સખત ચાબખા લગાવેલ છે. 'પાણી નહીં તો દીવો જોઈને જીવો' તથા 'ગરીબી હઠાવોમાંથી ગરીબ હઠાવો;' અને વારંવાર લશ્કર બોલાવવાની તથા ગવર્નરો દ્વારા રાજ્યો ઉથલાવવાની રાજનીતિ સામે તકેદારી ઉચ્ચારાઈ છે. વધુમાં, સાચા ઉમેદવારનાં લક્ષણો આપીને વિધાયક માર્ગ પણ ચીંધવામાં આવ્યો છે.

## અનુક્રમ


પૃષ્ઠ

— નિવેદન : મો. ગાંધી ૧

— ઈંદિરાથી રાજીવ : ભોગીભાઈ ગાંધી ૧–૪
(વધારો પા-૫૭)

— ઈંદિરાજી : પ્રતિભા અને શૈલી : ભોગીભાઈ ગાંધી ૫–૩૨
(વધારો પા-૯૨)

૧. સમૃદ્ધ વ્યક્તિત્વ ૨. સંમોહક નેતૃત્વ ૩. વિલક્ષણ શાસન શૈલી
૪. આર્થિક પરિપાટી

— પુપુલ જયકર, પી-સી-એલેક્ઝાન્ડર, ઉમા વાસુદેવ, રફિક ઝકેરીઆ, ગિરિલાલ જૈન, એસ. કે દત્તાત્રય રે, ડોરોથી નોર્મન, કે-એન-સુબ્રહ્મણ્યમ, આર-એસ-પંડિત, રમેશ થાપર, ભારતના ઉદ્યોગપતિઓ, મધુ સુબેદાર.

— શીખ સમસ્યા–નવો વળાંક : ગિરધર એન. તલાટી ૩૩–૫૪

— હિંસક ઘટનાઓના ભીતરમાં : દિનેશ શુક્લ ૬૧–૬૩

— લોકચળવળો અને ભાગીદારી : દિનેશ શુક્લ ૬૫–૭૨

— ચૂંટણીની પૂર્વ સંધ્યાએ ઉમેદવારો પાસે અપેક્ષા ૭૩–૭૭

ડી. ટી. લાકડાવાળા, વી એમ. તારકુંડે, અસગર અલી એન્જીનિયર, એન. એ પાલખીવાળા, મીનુ મસાણી

— મત કોને આપશો ? ૭૮–૮૦

રજની કોઠારી, એમ-વી-કામથ, રામ મૂર્તિ, અ. ભા. સર્વસેવા સંઘ-સંમેલન (વધારો પા-૮૩)

— ૧૯૮૪ લોકસભાની ચૂંટણી : ભીતરમાં ડોકિયું : દિનેશ શુક્લ ૮૪–૯૩

— પરિણામનું પૃથક્કરણ : ૯૬–૧૦૧

અટલ બિહારી બાજપેયી, ચંદ્રશેખર, એસ એસ. શેઠ, યતીશ કુમાર, મનુભાઈ પંચોળી, ચુનીભાઈ વૈદ્ય, બાબુભાઈ જ પટેલ.

— પ્રામાણિક રાજ્યની શામળ આકાંક્ષાઓ ૧૦૫–૧૦૮


*

[કુલ પાન ૪+૨૨+૧૧૨=૧૩૮]

—પુરવણી : વાડીલાલ સ. મહેતા (મુદ્રા), ભારત આંકડામાં (૧–૧૮ કોઠા) —નહેરુ યુગના કેટલાક કામ-૭૭, ભીલમાંથી ચૂલમાં, કથા મહારથીઓ હાર્યો, પક્ષવાર સ્થિતિ.

—કાર્ટૂન (૨૨ પૃષ્ઠ) —૧-૮ ઈંદિરાજીની શૈલી; ૯-૧૨ ઈ. સ. ૧૯૭૭ થી ૧૯૮૦ વચ્ચેના ગાળો ✻ ૧૯૮૦ થી ૧૯૮૮ A+B તથા ૧૩ થી ૨૦

✻

આભાર...આભાર...આભાર . આભાર ..આભાર ..આભાર...

**ગ્રંથો**

—End of an Era C S Pandit
—The Congress Crurible · S. K. Rastogi
—In the Larger Prersenal Interest : V K Murthi
—An Eye to India · David Selbourne
—A Plan of Economic Development for India
-By Indian Industrialists

**સામયિકો**

—Illustrated Weekly, India Todoy, Sunday, Probe India,
—Surya, Frontline, The Week, Imprint Onlooker
—Gentleman, રવિવાર (હિંદી), દિનમાન (હિંદી), સર્વોદય જગત (હિંદી), ભૂમિપુત્ર (ગુ.) તથા Times of India (દૈનિક), Indian Express, (દૈનિક), સંદેશ, ગુજરાત સમાચાર, લોકસત્તા ..

✻

આભાર...આભાર ..આભાર ..આભાર...આભાર આભાર. .

✻ આ અંકમાં જાહેરખબર આપનાર સર્વ સંસ્થાઓ તથા વ્યક્તિઓનો

---

**ધન્યવાદ**

## સચોટ કટાક્ષ ચિત્રોનો સંપૂટ

સર્વોદય મંડળ-મુંબઈ રચિત 'વોટર્સ કૌંસિલ કેમ્પેઈન કમિટી' તરફથી ૨૫ પોસ્ટરોનો સંપૂટ (અંગ્રેજી, હિંદી, ગુજરાતી ભાષાઓમાં) પ્રગટ થયેલો છે. તેમાં કોમવાદીઓ, પાટલી બદલુઓ, દાણચોરો, કાળાં નાણાંથી ચૂંટણી લડનારાઓ, ઢોંગી સ્વાર્થ સાધુ નેતાઓ સામે સખત ચાબખા લગાવેલ છે. 'પાણી નહીં તો ટીવી જોઈને જીવો' તથા 'ગરીબી હટાવોમાંથી ગરીબ હટાવો,' અને વારંવાર લશ્કર બોલાવવાની તથા ગવર્નરો દ્વારા રાજ્યો ઉથલાવવાની રાજનીતિ સામે તકેદારી ઉચ્ચારાઈ છે. વધુમાં, સાચા ઉમેદવારના લક્ષણો આપીને વિધાયક માર્ગ પણ ચીંધવામાં આવ્યો છે.

# ઈંદિરાજીથી રાજીવ વિલક્ષણ વિદાય અને પ્રવેશ | ભોગીભાઈ ગાંધી

ઘણો વખત થયાં લોકોના મનમાં સવાલો ઘોળાતા હતા: (૧) ઈંદિરાજી લોકસભાની ચૂંટણી સમયસર આપશે કે વધુ અનુકૂળ મુદત માટે મુલતવી રાખશે? કે પછી, (૨) બહુમતિના જોરે આજની સંસદીય પદ્ધતિની લોકશાહીને બદલે પ્રમુખશાહી પદ્ધતિ દાખલ કરીને, પોતાની હયાતીમાં પોતાને હસ્તક, અને ત્યારબાદ પોતાના પુત્ર સંજયના હસ્તક ગાદી સોંપી જવાનું ગોઠવશે?—અલબત્ત, સંજયના મૃત્યુ બાદ રાજીવને!

ઈંદિરાજીની શૈલી સૌ કોઈ માટે—એમના પક્ષના નિકટતમ સહકાર્યકરો માટેય—અગમ્ય હતી. ચૂંટણીનો સમય નજીક આવતો ગયો તેમ તેમ લોકો પોતાની રીતે જવાબો વિચારતા થયા—ઘણા એમ માનતા હતા કે આસામ જેવી ઉગ્ર ઊકળતી અને પંજાબ, કાશ્મીર અને આંધ્ર જેવી તાજેતરમાં ઊકળી રહેલી ઘટનાઓ ઇંદિરાજીને પ્રતિકૂળ લાગશે. વળી, કોંગ્રેસ હસ્તકનાં અનેક રાજ્યોમાંની સરકારોમાંય આંતરિક યાદવસ્થળી ચાલતી હતી; ઉપરાંત, કોંગ્રેસપક્ષમાં પણ અશિસ્ત વધી રહી હતી આથી તેઓ હમણાં ચૂંટણીનું સાહસ નહિ ખેડે—૧૯૭૭ની ભૂલ નહિ દોહરાવે.

બીજી બાજુ, ઇંદિરાજીએ પોતે કહી નાખ્યું હતું કે સંસદીય પરિપાટી બદલીને પ્રમુખીય શાસનની સિફારસ તેમણે નથી કરી, પરંતુ એ વિકલ્પ ચર્ચાય એમ તેઓ ઇચ્છે છે. આ જોતાં, બંધારણ બદલવાનીય કશી ઉતાવળ તેમને ન હતી.

સાથે સાથે એ પણ હકીકત હતી કે ઈંદિરાજીના લાંબા શાસનકાળ દરમ્યાન મોંઘવારી, બેકારી અને ભ્રષ્ટાચાર ફાલ્યાં હતાં. લોકશાહીના આધારસ્તંભો સમા કાનૂનો અને ન્યાયતંત્ર સાથે ચેડાં કાઢીને, ઇંદિરાજીએ પોતાની સત્તા યેન કેન પ્રકારે ટકાવી રાખવા અવનવા પેંતરા નાખ્યા હતા: કાયદા બદલવાથી માંડીને ઇમરજંસી લાદવા સુધીના! આમ, લોકશાહી અને નૈતિક-મૂલ્યોને એમણે ખુલ્લેખુલ્લો છેહ દીધો હતો.

બીજી બાજુ, ૧૯૭૭-૧૯૭૯ દરમ્યાન જનતા રાજ્યે નાનકડો છતાં નોંધપાત્ર એવો એક પ્રયોગ કરી બતાવ્યો હતો. તેમાં તેમણે આરંભે જ, ઇંદિરાજીએ કરેલી વિકૃતિ દૂર કરી, લોકશાહીને પુનઃપ્રતિષ્ઠિત કરવાનું એક અત્યંત પ્રશસ્ય પગલું ભર્યું હતું; મોંઘવારીને કાબૂમાં રાખવાના પ્રયાસોમાંય ઠીકઠીક સફળતા મળી. પરંતુ, નોંધપાત્ર હકીકત એ છે કે આ બધું જાણે વિસરાઈ ગયું હતું! લોકોને જો, યાદ રહ્યું તે એક જ કે જનતા પાર્ટીના મૂર્ખ નેતાઓ પોતાના સાચા વર્ડિક્ટનો લાભ લઈ આગળ વધવાને બદલે અંદરઅંદરની અહમ-અહમિકામાં એકબીજાના ટાંટિયા ખેંચીને આત્મ-હત્યા સુધી પહોંચી ગયા હતા!

નોંધપાત્ર હકીકત, ખરે જ, એ છે કે વિરોધ પક્ષોની આ નપાવટતાએ પ્રજાના માનસ પર એટલી ઘેરી અસર કરી હતી કે એમનું કર્યું-કારવ્યું જાણે ધૂળમાં મળી ગયું હતું એટલું જ નહિ, ઇંદિરાજીના બધા કારસ્તાનો ભૂલી જઈને પ્રજાએ તેમને ૧૯૮૦માં વધુ મોટી બહુમતી આપીને પોતાને શિરે ચાડ્યાં તા!

આ પછીના ઇંદિરાજીના શાસનમાં શું બન્યું? પક્ષમાં અને રાજ્યોમાં અંદર અંદરના દ્વેષ વિદ્વેષો વધતા ગયા. પક્ષમાંના ભલભલા ટોચના નેતાઓ અને પ્રધાનમંડળના પ્રધાનો સુદ્ધાં ધાક અને સત્તામાં ચીટકી રહેવાની લાલસાના માર્યા 'જી-હજુરિયા' બની રહ્યા. 'આર્થિક તંત્ર પણ નવી આશા આપે એવું ન હતું.

નોંધપાત્ર હકીકત એ હતી કે આ પછી વ

[કાયદા જાન્યુઆરી : ૧૯૮૫]

પ્રજાને કોઈ બીજો વિકલ્પ દેખાતો ન હતો ! અને 'અંદર અંદર ઝગડતી જનતા સરકાર કરતાં આ સારી'—એવું આશ્વાસન લેતી હતી. ખેર...

આવા અવસરે કુદરતનું કરવું તે ઈંદિરાજીની એકાએક નિર્ઘૃણ હત્યા થઈ, આ ઘટનાએ સૌને ચોંકાવી દીધા. જો કે, જેઓ એમ માનતા હતા કે ઈંદિરાજીની કાર્યશૈલીએ પંજાબની સમસ્યાને ગૂંચવીને શીખ પ્રજામાં આવેશનું જે મોજું 'ફેલાવ્યું હતું તેણે બૂમરેંગનું કામ કર્યું' હતું, તેમના ખ્યાલમાં જ ન આવ્યું કે ઇંદિરાજી ની હત્યાની ઘટનાએ આખી રાજકીય આબોહવા પલટી નાખવાનું કર્યું" હતું.

બીજી બાજુ, રાષ્ટ્ર પ્રમુખે તાત્કાલિક વડા-પ્રધાન તરીકે રાજીવના નામની જાહેરાત કરી દીધી, અને પ્રધાનમંડળે, પાર્લામેન્ટરી બોર્ડ તથા કોંગ્રે-પક્ષે એને મહોર મારી. આથી એકાએક ઊભી થયેલી ગંભીર પરિસ્થિતિને 'સંભાળી' લેવાનું બહુ સરળ રીતે બન્યું હતું–એનું મહત્ત્વ પણ ખાસ કરીને, વિપક્ષોના ધ્યાનમાં ન આવ્યું, અને તેમણે ટેકનિકલ ઊહાપોહ કરી વાતાવરણ ડહોળવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો. અને રાજીવે સતકનો સમય પૂરો થતાં જ લોકસભાની ચૂંટણીની જાહેરાત કરી દઈને વિપક્ષોને નવી તક આપી. પરંતુ, એનોય લાભ લઈને, અંદર અંદરની હુંસાતૂંસીમાંથી બહાર આવવાનું ન કર્યું. કમસે કમ એકબીજા સાથે બાંધછોડ કરીને, દરેક કોંગ્રી ઉમેદવાર સામે એક જ વિપક્ષી ઉમેદવાર ઊભો રાખવાનો નિર્ણય પણ (ગુજરાત, કર્ણાટક, આંધ્ર જેવા અપવાદ બાદ કરતાં) ન કરી શક્યા, જામત મતદારોની જેની રાહ જોઈ રહ્યા હતા તે– એકત્ર થઈને સમાન ચૂંટણી ઢંઢેરા સાથે લડવાની તો વાત જ શી ?

વિપક્ષ નેતાઓની હજી એવી ધારણા હતી કે કોંગીને થોડાક 'સહાનુભૂતિ-મત' મળશે પણ ચોખ્ખી-બહુમતિથી છીતરી નહિ; અને એમની ગણતરી એવી હતી કે ચૂંટણી પૂર્વે એકત્ર થઈને કોંગી સામે ભલે ન લડયા હોય; અરે, સામસામાય લડયા હોય તો પણ, ચૂંટણી પછી મિશ્ર સરકાર સ્થાપવા જેવી પરિસ્થિતિ ઊભી થવાનો પૂરો સંભવ છે– એનો લાભ ખાટી જઈશું.

* આમ વિપક્ષો આત્મસંતોષી સાંકડા સ્વાર્થથી બહાર ન આવી શક્યા.

અલબત્ત, ઈંદિરાજીની હત્યાની ઘટના થકી વાસ્તવમાં જે બન્યું હતું તેનો પૂરો અંદાજ ખુદ સત્તાપક્ષનેય ન હતો આવ્યો. 'સર્વસાધારણ હમદર્દી'નો લાભ ખાટવા મળશે એવું એમણે માન્યું હતું. પરંતુ, જે રીતે એ હત્યાએ આખા દેશની જનતાના હૃદયને વીંધ્યું હતું–ગરીબ અને અભણ વિશાળ પ્રજાની લાગણી સૌથી વધુ ઘવાઈ હતી–એટલી હદે કે, ઈંદિરાજી ભલે ગરીબો માટે કશું ખાસ કરી શક્યા ન હોય, ભલે એમના રાજમાં મોંઘવારી વધી હોય, પણ છેવટે તો, તેઓ જ કંઈક કરી શકે એવાં હતાં અને જીવ્યાં હોત તો કરત'- એવી ભ્રમજાળ સંમોહિનીના પાશમાં લાગણીવશ બન્યા હતા. બલકે આ વિશાળ પ્રજાના દિલમાં ઈંદિરાજી માતા રૂપ જ હતાં.

ઉપરાંત સ્ત્રીઓના ચિત્ત પર પણ ઈંદિરાજીની હત્યાનો ઘા જેવો તેવો ન હતો એક ભારતીય નારીએ-એક માતાએ રાજ્યકર્તા તરીકે પોતાની ફરજ બજાવતાં પોતાના પ્રાણની આહુતિ આપી હતી, એવી તેમની લાગણી જ તેમના પુત્રને ગાદીએ બેસાડવા માટે પૂરતી હતી

વધુમાં, આ વખતની લોકસભાના મતદારોમાં જેમની સંખ્યા ઘણી મોટી બની હતી (૪૦ ટકા ?) તે નવયુવાનોને તો જૂના નેતાઓ અને જૂનાં સૂત્રો તરફનો ભારે અણગમો પહેલેથી હતો જ. એમને લોકશાહીના "સિદ્ધાંતો" અને નૈતિક "મૂલ્યો"ની વાત પણ નવા સંદર્ભમાં બિનમહત્ત્વની લાગતી હતી ! એમને તો 'કામ સાથે

કામ'ની પડી હતી એટલે રાજીવ જેવા એક યુવાનના હાથમા દેશની લગામ આવતી હોય તો બીજા બધા કાટલાની તેમને બહુ પડી ન હતી. આવા મતો કદાચ નિર્ણાયક પણ બન્યા હોય, પરંતુ એને કોઈ હિસાબે પ્રબુદ્ધ મતદાર તો ન જ કહી શકીએ. એમને તો 'જાગતા છતા ઊંઘતા' મતદાર કહી શકીએ.

ચૂંટણીનું પરિણામ તો બધી ગણતરીઓને ઓળંગી જાય એવું આવ્યું*—કોંગીને ૫૦૮–માથી ૪૦૧ બેઠકો મળી! વિપક્ષોના ભલભલા મહારથીઓ જાણે 'ફાલતુ' બની ફેંકાઈ ગયા. અને પ્રત્યેક રાષ્ટ્રીય કહેવાતો વિરોધ પક્ષ વરસોથી પોતાનો અડ્ડો માનીને ચાલ્યો હતો, તે પ્રદેશોમાંથ તે સફાચટ થઈ ગયો! જનસંઘ (ભાજપ) કોંગી પછી પોતાનો નંબર લગાડવાની ઉમેદ ધરાવતો હતો તેની તો ભારે બુરી દશા થઈ ચૂકી! બને કે કેટલેક અંશે, કહેવાતો 'હિંદુમત' ભાજપને મળવાને બદલે કોંગી ઝૂંટવી ગઈ (શીખ અને કાશ્મીર સમસ્યામા કોંગીનું હિંદુ-તરફી વલણ હોવાની મનાતી લાગણીને કારણે? ઉપરાંત, આર. એસ. એસ. ના આદ્ય પ્રવર્તકોમાના મનાતા નાનાજી દેશમુખનું રાજીવને મત આપવાની સિફારસ કરતું નિવેદન પણ કારણરૂપ હશે? ખેર.

× × ×

સૌને આશ્ચર્ય પમાડે અને ભલભલાને આંજી નાખે એવા કોંગ્રેસને મળેલા આ વિક્રમનો અર્થ એવો નથી કે તેને એવડી જંગી સંખ્યામાં (૪૦૧) બેઠકો મળી છે એવા જંગી મત મળ્યા છે. ના, ટકાની દૃષ્ટિએ ચકાસતાં

---

* ન્યાય ખાતર નોંધવું જોઈએ કે, ભલભલા ગણતરીબાજો અને ખુદ કોંગી નેતાઓએ ૩૦૦-૩૨૦નો અંદાજ રાખ્યો હતો, ત્યારે 'ઇન્ડિયા ટુડે' (પાક્ષિક) તથા 'માર્કેટિંગ એન્ડ રીસર્ચ' ગ્રુપ (MARG) દ્વારા પ્રમુખ રીતે કરેલી મોજણીમાં ૩૯૧ થી ૪૧૬ સુધીનો અંદાજ જાહેર કરાયો હતો

કોંગ્રેસને પૂરા એકાવન ટકા મત પણ નથી મળ્યા, એમ છતા ૮૦ ટકા બેઠકો મળી છે. તેનું કારણ એ છે કે તેણે ઘણી બધી બેઠકોમા માત્ર ૧૦-૧૨ ટકા વધુ મત મેળવીને પોતાનો રેસનો ઘોડો જીતાડયો છે અલબત્ત, આપણે ત્યાં લોકસભાની તમામ ચૂંટણીઓમા ટકા અને બેઠક વચ્ચેનો ગેપ રહ્યો જ હતો-જે મોટે ભાગે કોંગ્રેસ (પાછળથી કોંગ્રેસ આઇ) ને, અને ૧૯૭૭મા એક વાર જનતા પક્ષનેય લાભદાયી નીવડયો હતો આ મુદ્દો કોંગીના આ વખતના પરાક્રમી વિજયને ઓછો વા નાનો દેખાડવાની દૃષ્ટિએ નહિ, પરંતુ કોંગી અને વિપક્ષોની પાછળના બળને સમજવામા ભૂલ ન કરવાની દૃષ્ટિએ મહત્ત્વનો છે

વિપક્ષો વચ્ચે છેક છેલ્લે સુધી આંતર કલહ હતો; અને ૫૦૦માથી માંડ ૨૦૦ બેઠકો પર એક-સામે એક નું (તેય, મોટે ભાગે ઉપરછલ્લું અને છેલ્લી ક્ષણનું !) આયોજન થયું હતુ, છતાં ૩૭ ટકા મત મળ્યા. આ હકીકત એમ સૂચવે છે કે, જેમા કોંગીનો વિજય થયો હતો તેવી આજ પૂર્વેની લોકસભાની ચૂંટણીઓ વખતે અને આ વખતે મળેલા મતોમાં બહુ મોટો ખાડો નથી. બન્ને બાજુ પાંચ છ ટકાનો ફેર છે–આથી વાસ્તવમા ૧૨-૧૨ ટકાનો ગેપ પડયો છે.

* ઉપર જણાવ્યું તેમ, આ વખતે પ્રગટ થયેલી આમ-જનતાની સવિશેષ આર્દ્રતા અને સ્ત્રીઓની સવિશેષ લાગણી તથા યુવાવર્ગની સવિશેષ સહાનુભૂતિનો સ્પષ્ટપણે આ ફાળો છે.

ઉપરાંત, એમ પણ જોવા મળે છે કે મધ્યમવર્ગીય શિક્ષિતોમા પણ એક સમૂહ એવો છે જે રાજીવને એક તક આપવાનું સ્પષ્ટ વલણ ધરાવે છે. બને કે, કોંગીએ અંદાજે એકાદ અબજ (૧૦૦ કરોડ !) જેવી જંગી રકમ ખરચીને દેશભરના મુખ્ય અખબારોમાં પાનાં ભરીને જે જાહેરખબરો આપી હતી તેમાં, તથા રાજીવે પોતાના ભાષણોમાં વારંવાર જે વાતો

રટયે રાખી હતી તેમાં-વિરોધ પક્ષો પોતે જ એક નથી થયા તે દેશને શી રીતે એકતા આપશે ? દેશની આંતરિક સ્થિરતા તે કેવી આપશે ? અને એઓ વિદેશી બળો સાથે ભળી ગયા હોઈને રાષ્ટ્રીય સલામતી માટે આધાર રાખી શકાય એવા રહ્યા નથી, તેમના હાથમાં રાષ્ટ્રનું સુકાન કઈ સલામતીના જોરે છોડી દેવાય ?–એવા પ્રચારનીય અસર થઇ હતી

* રાજીવના ચૂંટણી-જ્વરના આ આરોપોનો જવાબ સામા સવાલોથી આપી શકાયો હોત. અંદરથી કોઘઇ ખવાયેલા શાસકપક્ષની એકતા તેના નેતા (ઇંદિરાજી)ની ધાક અને સત્તામા ટકી રહેવાની લાલસાએ બહારથી ટકી રહી છે, તેના હાથમાં દેશની લગામ જતા એ ધાક અને લોલુપતાના જોરે જ દેશને એકત્ર રાખશે તે ? અને જે કોંગીના સર્વસર્વાની હત્યા તેમના જ અંગરક્ષકોના હાથે થઇ અને જેમાંથી ૩-૪ દિવસ તો દિલ્હીમાં કોઇ સરકાર જ ન હોય એટલી હદે, ગુંડાઓ અને હત્યારાઓએ નીપજાવેલી નાલેશી ભરી અસ્થિરતા માટે શુ રાજીવ પોતે જવાબદાર ન હતા ? તેઓ ક્યા મોઢે વિપક્ષોની અસ્થિરતાની વાત કરતા હશે ? દેશની સલામતીની બાબતમા વિદેશી બળો સાથેના કાવતરાનો આક્ષેપ, હવે તો બૂમરેંગની જેમ કોંગીના શિરે ઓઢાયો નથી શું ?* બેર....

રાજીવની કારકિર્દી અંગે કશો દુરાગ્રહ ન રાખીએ, પરંતુ જે સંમોહિની (મોટે ભાગે અપ. ભારો દ્વારા) ઊભી કરાય રહી છે તેનાથી સાવધ રહેવું ય જરૂરી છે

આ અઢી મહિનામા રાજીવની મિ-કલીન (ચોખ્ખા નાગરિક) તરીકે વાહવાહ થઇ રહી છે, તે ઇંદિરાજીની મેલી કારવાઈ-ઓની સરખામણીએ ઉચિત હશે પરંતુ, એમણે પોતે અને એમના જ વફાદાર સાથીઓએ અંતુલે પ્રકરણ, ભિંદરાનવાલે ભ્રષ્ટાચાર, કાશ્મીર અને આંધ્ર સરકારનાં ગેરબંધારણી ઉઠમણાં આદિમા જે ભાગ ભજવ્યો હતો તેનુ વિસ્મરણ થાય એટલી જૂની આ ઘટનાઓ નથી.

ઉપરાંત-ઇંદિરાજીના વરસોવરસના મેલા અમલથી, એક જાગ્રત નાગરિક હોય એટલા, જાણકાર તો રાજીવ હશે જ,

—પાછલાં વરસોમા ઇંદિરાજી સંજય પર આધાર રાખતા થયા હતા ત્યારે સંજયની પ્રક્રિયા રસમથીય રાજીવ, એક જાગ્રત નાગરિક જેટલા, જાણકાર તો હશે જ

—સંજયના મરણ બાદ જ્યારે ઇંદિરાજી રાજીવને પોતાના વારસદાર તરીકે તૈયાર કરતાં હતાં ત્યારેય કલીન રાજીવે અજંપો, કે અસંમતિ નોંધાવી હોવાનુ જણાતું નથી

*આમ, ઇંદિરાજીની છત્રછાયાનો પૂરો લાભ લીધા પછી, ઇંદિરાજીની હત્યા થતાં, પોતાને માથે મુગટ મૂકવામા આવ્યો અને ચૂંટણીમા ઝૂકાવ્યુ, આ ચૂંટણી દરમ્યાન પણ તેમણે ઇંદિરાજીની વ્યક્તિગત જ નહિ, રાજકીય રસમનીય વફાદારી વારંવાર પ્રગટ કરીને ભરપુર લાભ લીધો હતો !

* આ બધુ શું "કલીન" રાજીવનુ "અનકલીન" પાસું નથી ? બેર ...

*

નોંધપાત્ર હકીકત એ છે કે આમપ્રજા, સ્ત્રીઓ, યુવાનોની માનસિકતા કરતાં શિક્ષિતોના આ સમૂહની રતાંધતાએ ઉપરે કોંગીની ઝોળીમાં ૧૨-૧૫ ટકા

(અનુસંધાન પાન નં. ૫૭ ઉપર)

---

* હમણાં હમણાં વિદેશી કાવતરા અંગે જેમની ધરપકડો થઇ છે ને ઇતર આદિની પ્રગટ થઇ રહી છે, તે તો-ઇંદિરાજીની પોતાની કચેરીમા જ કાવતરૂં રચાયું હતું એની ચોખ્ખી થાઇ નથી ખાંતુ ? કે જે કોઇએ એને માટે જવાબ આપવાનો હોય તો ઇંદિરાજીની અનુપસ્થિતિમા, બધી રીતે તેમના એકમાત્ર વારસદાર, રાજીવે જ આપવો રહે ને ?

# ઈંદિરાજી : પ્રતિભા અને શૈલી

ભોગીભાઈ ગાંધી

ઇંદિરાજીની પ્રતિભાના એટલા બધા પાસા છે અને એ દરેક એટલું સંકુલ છે કે એમના વ્યક્તિત્વ વિષે પરસ્પર વિરોધી લાગે-તેવાં બે છેડાનાં મંતવ્યો રજૂ થતા રહ્યા છે. એમની કરપીણ હત્યાને કારણે, સહજ રીતે, એ મૃતાત્મા પ્રત્યેની લાગણીના ઉદ્રેકે પણ એમાં સારો એવો ભાગ ભજવ્યો જણાય છે. ખાસ તો, ઔપચારિક અંજલિરૂપે દેશ-વિદેશના અગ્રણીઓ તરફથી જે પ્રશસ્તિઓ વરસાવાઈ છે તેમાં અવશ્ય સત્ય હોવા છતાં "ભેંસ ભેંસના મોટા ડોળા" નો પડઘો વરતાય છે.

આ સંજોગોમાં આ પહેલા ખંડમાં આપણે પ્રયાસ ઇંદિરાજીની વૈયક્તિક પ્રતિભા અને રાજકારણી શૈલીને આવરી લેવાનો-બહોળા ફલકને વિવિધ દૃષ્ટિકોણોથી રજૂ કરવાનો-નથી છે. અલબત્ત, આ દૃષ્ટિકોણો વા અભિગમો અતિયુક્ત હોઈ ના શકે. છતાં, એકંદરે મુખ્ય પાસા ઉપસી આવે તે હેતુથી ચારેક વિભાગ પાડ્યા છે : (૧) સમૃદ્ધ વ્યક્તિત્વ, (૨) સંમોહક નેતૃત્વ; (૩) વિલક્ષણ શાસન શૈલી, (૪) વારસાગત વિષવૃંદ...

## ૧ : સમૃદ્ધ વ્યક્તિત્વ

હમણાં હમણાં અખબારોમાં ખાસા ઝળકી ગયેલા પુપુલ જયકર ઈંદિરાજીના સહવાસમાં ૫૩ વર્ષ પૂર્વે અલ્હાબાદમાં આવ્યા હતા. આ સ્મરણ તાજું કરતા તેઓ લખે છે ઈંદિરાજી હંમેશા 'પાર્શ્વભૂમિ'માં રહેવાનું પસંદ કરતા હતા, નહેરુ-પરિવારનાં અન્ય સભ્યોથી તેઓ ભિન્ન-શાંત અને અંતર્મુખ હતાં. બચપણથી તેમને પ્રકૃતિ-સૌન્દર્યનું આકર્ષણ હતું, તેવું જ રંગોનું. વળી, માતા કમલા ધાર્મિક પ્રકૃતિના હોઈને ગીતા-મહાભારત-રામાયણનું પઠન કરતા ત્યારે ખુદ જવાહરલાલની સાથે ઇન્દિરા પણ તે સાંભળવા બેસી જતાં.

બચપણમાં સાંપડેલો આ આધ્યાત્મિક વારસો પુખ્ત વયે ભારે શક્તિ સ્રોત બની રહ્યો હતો. પચાસીના દાયકા દરમ્યાન જ્યારે તેઓ તેમના પિતાના અંગત સેવિકા અને સહાયક તરીકેની કામગીરી બજાવતાં હતા તે વરસોમાં 'યોગ', 'આત્મચેતના' અંગેની 'આત્મજ્ઞાન' આદિ વિષયો એમની વાતોમાં પિતાજી સાથે કલાકો વીતાવતાં હતાં. ઉપરાંત, કૃષ્ણમૂર્તિ સાથેની વારંવારની મુલાકાતોમાં તેઓ 'સત્ય અને વાસ્તવતા' જેવા વિચારોની ચર્ચા કરતાં હતાં.

આ પછી રાજકારણના ઝંઝાવાતમાં ગળાબૂડ હોવા છતાં, સંજયના અવસાન બાદ જાણે પેલું મૂળ વ્યક્તિત્વ પુનર્જીવિત બન્યું હતું. વિશ્વની અપરંપાર ભાંજગડો પરત્વે, નવા જવાબોની શોધમાં તેઓ ભૌતિક મૂલ્યોથી નહિ ખરડાયેલા અવકાશો પર વધુ ને વધુ આધાર રાખતા થયા હતા. એમાંથી તેમણે એમ પણ લખ્યું હતું કે વિજ્ઞાન અને ટેકનોલોજીના ક્ષેત્રે થયેલી ભવ્ય પ્રગતિ વિના માનવીય લાગણીનો ધીમે ધીમે હ્રાસ થશે.

છેક છેલ્લા વરસ દરમ્યાન તેમના જીવનમાં જે મહાન વિકસન (ફ્લાવરિંગ) થઈ રહ્યું હતું તે ભાગ્યે જ કોઈની આંખે ચઢ્યું હશે. સાથે સાથે એમને એવી સ્પષ્ટ લાગણી થઈ રહી હતી કે એમના 'મિશન' (નૈષ્ઠિક જીવનકર્મ)નો અંત આવવાનો છે. અલબત્ત, તેઓ જિંદગી પૂર્ણપણે જીવ્યા હતાં.

મૃત્યુના ત્રણ દિવસ અગાઉ, પુપુલ જયકર પોતાની સાથેની મુલાકાત અંગે જણાવે છે કે ઈંદિરાજીએ કાશ્મીરમાંના પોતાના વતન (પીચબહેરા)ની યાદ કરતા ઉચ્ચાર્યું" હતું.

"પેલું વૃદ્ધ ચિનાર વૃક્ષ મરી પરવાર્યાની મને હમણા જ જાણ થઈ છે."

આ છતા, છેલ્લા બે દિવસ અગાઉ તેમણે ભારત આવનારા એક આયરિશ કવિ અંગે નોંધ તૈયાર કરી હતી; તે જ દિવસો દરમ્યાનની બીજી નોંધ હતી–'આધ્યાત્મિક મૂલ્યો' અંગેનું સંમેલન યોજવા બાબતની.

ઇંદિરાજી ભારતના પુણ્યતીર્થો પ્રત્યે આદર ધરાવત હતા એવા અનેક સ્થળો અને મંદિર–દેવળોનાં દર્શને જતા હતા. આ બાબતનો ખુલાસો કરતા તેમણે મને (પુપુલ જયકરને) કહેલું "મૂર્તિઓ માટે મને લાગણી છે માટે હું ત્યા જતી નથી. પરંતુ, લાખો માનવીઓ પૂજા કરે છે, એમની એ પૂજા જ પવિત્રતા પેદા કરે છે, તે મને આકર્ષે છે."

☆

પાછલા વરસોમા ઇંદિરાજીને સૌથી વધુ નિકટ રીતે ઓળખનારાઓમાં ડૉ. પી. સી. એલેકઝાન્ડરનુ નામ મોખરાનુ ગણાય એવુ છે ૧૯૫૨થી તેમને પરિચય થયો હતો. બાદ, ઇંદિરાજીના મુખ્ય અંગત સેક્રેટરી તરીકે ખાસાં વરસો ગાળ્યા હતા અને છેલ્લે, હત્યાની આગલી રાતે નવા ઉઘડતા દિવસનો કાર્યક્રમ સાથે બેસીને ગોઠવ્યો હતો.

ડૉ. એલેકઝાન્ડરે 'ધ વીક' (૨૫ નવે'–૧ ડિસે'૮૪) સામયિકના પ્રતિનિધિ સાથેની મુલાકાત વખતે ઇંદિરાજીની હત્યા અંગે ઊંડી વ્યથા પ્રગટ કરી જણાવ્યું હતું 'તમામ યોજનાઓ અને ગણતરીઓ બાબતમા અમારે માટે ઇંદિરાજી ધ્રુવબિંદુ સમા હતા તેમની સાથે કામ કરવું ખૂબજ સરળ હતું. તેઓ અતિશય સ્વસ્થ અને ઉદાર દિલનાં હતાં મારામાં વિશ્વાસ મૂકતાં હોવાથી મારી લાગણીને કારણે, રાત-દિવસ કામ કરવા છતા મને કદી એ કામ થકવનારું લાગ્યું ન હતુ. જો કે, છેલ્લાં બે વરસ દરમ્યાન કામનો બોજો અને સમયની ટાંચને કારણે ૧૬–૧૭ કલાક કામ કરતાં હું તંગ બની જતો, ત્યારે ઇંદિરાજી ૧૯-૨૦ કલાક કરવા છતા સંપૂર્ણ સ્વસ્થ અને તનાવ રહિત સ્ફૂર્તિભર્યાં રહી શકતા હતા. હા, પ્રૌઢ (સીનિયર) રાજકારણી નેતાઓ તથા અમલદારો–વહીવટદારોની કામ અંગેની ઢીલાશ અને બિનજવાબદારી જણાતા, તેમના પર ગુસ્સે થઈ જતા હતા, પરંતુ તેની પાછળ કશી કડવાશ ન હોઈને, થોડીક ક્ષણોમાં જ તેમનું માયાળુ વર્તન જોવા મળતુ.

એલેકઝાન્ડર વધુમા જણાવે છે કે ઇન્દિરાજી પૂરા અર્થમા ગૌરવ્યસભર વ્યક્તિત્વ ધરાવતાં હતા. ઘણા બધા રાજકીય નેતાઓની સરખામણીએ ઇંદિરાજી ઉત્તમ રાજકારણી અને સબળ વહીવટકર્તા હોવા ઉપરાત, તેમની આગવી વિશેષતા એ હતી કે તેઓ અનેક ક્ષેત્રે ઊંડો રસ ધરાવનારા હતા–વિજ્ઞાન, ટેકનોલોજી, ઉપરાત કલા, સાહિત્ય, વન્ય જીવન, વનસ્પતિ, પુષ્પો અને પહાડોના રસિયા હતા. આ બધા પાછળ ઠીક ઠીક સમય આપતા હતા–નવું નવું વાચન તો ખરું જ.

એલેકઝાન્ડરના મતે તો, પોતાની જાત, પક્ષ કે ચૂંટણીના લાભો કદી ઇંદિરાજીના મનમા મુખ્ય સ્થાન ધરાવતા ન હતા તેમના જીવનમાં દેશની એકતા–એકાત્મતા અને સુરક્ષિતતાથી વિશેષ કશું ન હતું. તેઓ મહામના માનવતાવાદી હતા. .

☆

ઉમા વાસુદેવ જાણીતા પત્રકાર છે ઇમર્જન્સી દરમ્યાન તેમણે ઇંદિરાજીની ટીકા 'ટુ ફેઇસિસ ઓફ ઇંદિરા'

ગ્રંથમાં કરી હતી. ઇંદિરાજીની હત્યા બાદ લખેલા લાંબા લેખમાં (હિંદુસ્તાન ટાઇમ્સ ૧૮–૧૧–૮૪) ઇંદિરાજી પ્રત્યેનો અહોભાવ પ્રગટ થયો છે–ઇંદિરાજીની પ્રતિભાને ઉજળા વાને

બહાર લાવવાનો જોરદાર પ્રયાસ વરતાય છે ઇંદિરાજી ભારતીય સંગીતના મુખ્ય સૂર સમા હતા. વિપક્ષોની એક એક કામગીરી તે સૂરના પ્રતિભાવ રૂપે આકાર લેતી હતી બલ્કે, વરસો સુધી ભારતની પ્રત્યેક રાજકીય ઘટનાના કેન્દ્રમાં ઇંદિરાજીનું શાસન અને તેમનું સંમોહન વિકસતું રહ્યું હતું

ઇંદિરાજી આખા રાષ્ટ્રનું પ્રતીક બની રહ્યા હતાં (ઇંદિરા ઈઝ ઇંડિયા) એ જ એમની સર્વોચ્ચ મહાનતા હતી એ જ તો એમની 'અંતિમ ટ્રેજડી'નું કારણ બન્યું

અલબત્ત, લેખિકા (ઉમા વાસુદેવ) ઇંદિરાજીના વિરલ વ્યક્તિત્વના આંતરવિરોધી પાસાં-લક્ષણો અંગે લખે છે કે ઇંદિરાજી તૂફાન (વાવાઝોડા)ની આંખ સમાં હતાં! 'ઠંડુગાર કેન્દ્ર' કે જેની આસપાસ અપરંપાર સમસ્યાઓ અંગેના આંતરવિરોધો ઘૂમતા હોય! પોતાની નાનકડી કાયામાં તેઓ એ સૌને સમાવીને જીવતાં હતાં. જ્યાં જતાં અને જેને મળતા—જે કોઈ અનુભવ થતો તેને ગ્રહણ કરવાની તેમની સંવેદનશીલતા જન્મજાત હતી આથી જ તો, પારાવાર વિસંવાદો-આંતરવિરોધો જેવા મેળતા હતા પરિણામે—

*અસંખ્ય વ્યક્તિઓને તેઓ વ્યક્તિગત રીતે માયાળુ-મૈત્રીભર્યા હોવાનો અનુભવ થતો, બીજી બાજુ તેમના અસંખ્ય સાથીઓ, સહકાર્યકરો, સહાયકોને તેઓ 'ઠંડાગાર', 'કઠોર' 'એકલવાયા' હોવાનો અનુભવ થતો. આ દેશથી અપરંપાર જટિલતાઓ જાણે એમનામાં હતી!

—આ દેશની અનેક લાક્ષણિકતાઓ પણ—રંગ, ચિત્રકળા, સાહિત્ય, યોગ સાથે સાંસારિક આનંદ ..

—શરીર નાજુક, ચિત્ત સતેજ અને આધ્યાત્મિક 'એરિયલ'—આ બધાં માનવસહજ સ્પંદનોના પ્રતિભાવ રૂપે ઝૂઝણાટી અનુભવતાં.

ઇંદિરાજીના જીવન પર મહાત્મા ગાંધી, રવીન્દ્રનાથ ઠાકુર અને જવાહરલાલની અસરો હતી. ગાંધીજીની સંયમભરી કાર્તિકારિતા વા ક્રમિક કાર્યપદ્ધતિ, તો રવીન્દ્રનાથનો મનુષ્યને સર્વાંગે જોવા સમજવાનો અભિગમ તો જવાહરલાલજીનો વારસો પોતાના દેશને અનુકૂળ મધ્યમ માર્ગ અપનાવીને મિશ્ર અર્થતંત્રનો વ્યવહાર, વિદેશો સાથે બિનજોડાણ, ઉપરાંત, વૈશ્વિક સ્વપ્નદર્શન!

જો કે, આ વારસાગત લક્ષણો અંગેય ઇંદિરાજીના પોતીકા વિશાળતર અર્થઘટનો હતા

લેખિકા વધુમાં ઉમેરે છે કે, બચપણથી ઇંદિરાજીનો ઉછેર ઝળહળતા જાહેર જીવન વચ્ચે થયો હતો; અને સત્તાના સિંહાસન પર આરૂઢ થયાં ત્યાં સુધીમાં 'તાજ વિનાના બાદશાહ'-જેવા જવાહરલાલજીની 'પ્રિયદર્શિની' પુત્રી સૌના કુતૂહલ અને આકર્ષણનું પાત્ર બની ચૂકી હતી. આમ છતાં, આંતરિક રીતે, ઇંદિરાજી સંકોચશીલ અંગત વ્યક્તિત્વ ધરાવતા રહ્યા હતા આ લક્ષણે જ તેમને પુખ્તવયે સત્તાની લોલુપતા, સંપત્તિની લાલસા તથા પ્રતિષ્ઠા માટેના હવાતિયાથી બચાવી લીધા હતા.

જવાહરલાલજીની જેમ ઇંદિરાજીનેય બૌદ્ધિક અને સુરુચિપૂર્ણ સ્ત્રી-પુરુષોનો સમાગમ ગમતો હતો. પરંતુ એમનું 'વળગણ' તો આમજનતા સાથે હતું આથી કરીને, બૌદ્ધિકોના વ્યવહારની કસોટી તેઓ આમજનતાની આંખે કરતા હતા ઉપરાંત પશ્ચિમી દેશોના જે પ્રચારતંત્રો ભારતના ભાવિ વિષે—ખાસ કરીને "પછાત પ્રજાની લોકશાહી" અંગે—ગંભીર (અશુભ) આગાહીઓ કરતા હતા, તેમને ઇંદિરાજીએ "હતાશાના પયગંબરો" તરીકે ઓળખાવ્યા હતા અને ભારતના સ્વરાજ પછીના બે દાયકાના શાસનને "સારી સરકાર" તરીકે બિરદાવવા સામેના ભારતીય બૌદ્ધિકો

અને વર્તમાનપત્રો આદિ પ્રચારતંત્રોને તેઓ 'પૂર્વગ્રહ' ગણાવીને, તેમની ઝાટકણી કાઢતાં હતાં.

તે જ રીતે, એક વા બીજી વિચારસરણી (કમ્યુનિસ્ટ વા કેપિટાલિસ્ટ) થી બંધિયાર બનેલા જડ માનસમાંથી જે આત્યંતિક સૂત્રો રટાતાં હતાં તેમના તરફ ઇંદિરાજી અસહિષ્ણુ હતાં. એક દરે બૌદ્ધિકોની ઝેરસહાનુભૂતિથી અકળાઈને તેમણે, ટીકાકારો વચ્ચે કશો ભેદ પાડયા વિના, બધાને પડતા મૂકયા હતા...આમ, બૌદ્ધિક ક્ષેત્રે તેઓ એકલવાયાં બની ગયાં હતાં.

ઇંદિરાજીને ટકાવી રાખનાર તત્ત્વ-પરિબળ શું હતું ?—એનો રહસ્યસ્ફોટ લેખિકા આ રીતે કરે છે.

પોતાના પર્યાવરણથી અલિપ્ત રહેવાની શક્તિ; ઉપરાંત પોતાના પરિવાર માટે-ખાસ કરીને બાળકો માટેનો સહજ ઉમળકો : વરુણ, રાહુલ અને પ્રિયંકા સાથે એકાંતે સમય ગાળવાની લાલાવેલી. ઉપરાંત, પ્રકૃતિ સાથેની એકતાનતા એ એવો પ્રકાશ છે જે અંદર સતત વહેતો હોય છે અને ઉભરાઈને બીજાઓ સુધી પહોંચે છે..

આટલા વિવરણને અંતે, લેખિકા ઉમેરે છે

૧૯૭૭ની સાલમાં એમને જે ત્રણ આઘાતો સહેવા પડયા એ પછીના ચારેક વરસમાં તેમનું 'દર્શન', તેમની 'દિશા' બદલાઈ હોવાનું જણાય છે. પહેલો આઘાત તે, રાયબરેલીની પોતાની પ્રજાએ જ ચૂંટણીમાં આપેલો જાકારો. બીજો આઘાત તે, મુસ્લિમો કે જેમનાં હિતો માટે પોતે સતત મથતાં રહ્યાં હતા તેમનો જાકારો; ત્રીજો આઘાત તે, ઇમર્જન્સી દરમ્યાનની ઘટનાઓ અંગે જેમની જવાબદારી હતી તે સાથીદારોએ જ તેમને દીધેલો જાકારો.

* આ પછી ઇંદિરાજીએ, એક બાજુ દેશની આંતરિક બાબતો તરફ ઓછું ધ્યાન આપવા માંડયું બીજી બાજુ. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે વધુ, તથા પંજાબ-માં કોમવાદી (શીખવાદી) ઉભરાને સાચવવાની ચિંતા હતી, ત્યારે તેમને એકમાત્ર સદ્ધર આધાર દેખાયો—આર.એસ.એસ. જનમાં અને પાછળથી રાજ્યમાં.

અંતે તેઓ વીર મૃત્યુને વર્યાં તે નાનીસૂની વાત નથી.

☆

## ૨ : સંમોહક નેતૃત્વ

ઇંદિરાજીના રાજકારણની અત્યધિક પ્રશંસા કરનારાઓમા ડૉ. રફિક ઝકરીઆ આગળ પડતા ગણાય તેમણે "શાસન કરવા જન્મેલાં" ઇંદિરાજીને દેશ-વિદેશના પ્રખર પ્રભાવક અને સંમોહક (કેરિસ્મેટિક) વ્યક્તિ તરીકે ભારોભાર બિરદાવ્યા છે.

(ટાઇમ્સ ઑફ ઇંડિયા ૧૯-૧૧-૮૪)

પ્રો. ઝકરીઆના મતે, એમ કહેવામા કશી અતિશયોક્તિ નથી કે ઇંદિરાજી આપણા દેશની સુરક્ષાની દૃષ્ટિએ તો અનેક લશ્કરી ડિવિઝન્સ જેવા સમર્થ હતાં; આ દેશની દલિત આમજનતા માટે તેઓ ખરેખરાં મેસિયા (પયગંબર) સમા હતા તેમની વાણીમા દલિતોના અંતરનો પડઘો પડતો હતો, અને આ દેશના મુગાઓ તેમના દ્વારા જ પોતાની હતાશી પ્રગટ કરી રહ્યા હતા. રાષ્ટ્રનું સ્વાભિમાન ખંડિત થઈ રહ્યાનો આભાસ માત્ર થતાં, નિકસન જેવા માથાભારેને રોકડું પરખાવી દેતા તેઓ ખંચકાયા ન હતા—ભલે ને પછી, એ કારણે મોટી કીંમત ચૂકવવી પડે

ઇંદિરાજી કોઈ પણ હિસાબે સ્વાધીન અને બળવાન ભારતનું નિર્માણ કરવા મરી-મથનારાં હતાં. આ બાબત પણ કયાયથી પડકાર આવતા તેઓ તેનો સામનો કરતા લગરેશ અચકાતા ન હતાં.

હકીકતે, નિયતિએ સોંપેલી જવાબદારી પાર પાડવા જતા, તેમણે કોઈ કશો ક્ષોભ કે ભય જાણ્યો ન હતો. આમ-મહાન ભારતીય સંસ્કૃતિના તેઓ પ્રતીક હતાં.

☆

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' ના તંત્રી ગિરિલાલ જૈન લાંબાં વરસો સુધી ઇંદિરાજીના પ્રશંસક રહ્યા

છે. જો કે, છેલ્લા એક દ વરસથી તેઓ પણ 'તટસ્થતા'નું વલણ અપનાવતા થયા હતા; અને ઈંદિરાજીના અનેક દૂષિત વ્યવહારોની મર્યાદિત ટીકા–ટીપ્પણી પ્રગટ કરતા રહ્યા હતા ઈંદિરાજીની હત્યા બાદ તેમણે અંજલિ અર્પતો લેખ લખ્યો (ઈંદિરાઝ લવ અફેર વીથ ઈન્ડિયા' તા. ૪–૧૦–૮૪ ગુજરાતીમાં સંક્ષેપ–નયામાર્ગ) તેમા સારા પ્રમાણમા પાછલી મુગ્ધતા નજરે ચઢે છે.

આરંભમાં ઇંદિરાજીના દઢ અને નિર્ભીક સ્વભાવનો ઉલ્લેખ કર્યા પછી, અનેક ઈતર વિવેચકોની જેમ તેમને 'એકતા અને સુરક્ષિતતા' ના આધાર સ્તંભ ગણાવ્યા છે જો કે, તેમા શેખ અબ્દુલ્લાનો ઉલ્લેખ કરીને, ફારુક અબ્દુલ્લા અંગેના ઈંદિરાજીના વિધાનને આધારે પોતાના પૂર્વોક્ત તારતમ્ય પર આવ્યા છે તે જ રીતે, પંજાબ-શીખની સમસ્યા બાબતમા પણ, અછડતા ઉલ્લેખો કરીને, ઇંદિરાજીને સાચા ધર્મનિરપેક્ષ ગણાવીને, 'સાચા હિંદુ' તરીકે નવાજ્યાં છે

આગળ જતાં, ઇંદિરાજીના ઊંડા રાષ્ટ્રપ્રેમને બિરદાવતાં તેમણે તેમને સ્વપ્નરંજની (રોમાન્ટિક) પરંપરાના નેતા કહ્યાં છે, અને પછી ઉમેર્યું છે કે "બીજાઓનો આદરપાત્ર ઠરે એવા મહાન સંસ્કૃતિના પ્રતીક તરીકે તેઓ ભારત પ્રત્યે જોતા હતા"

આમ, ઈંદિરાજીની અંગત પ્રતિભાની વાત કરતા તેમણે તેમને "નવવધૂની ઉલ્લાસપૂર્ણ ભૂમિકાને ન્યાય આપનાર "કહીને, વાચકને આશ્ચર્યમા મૂકી દીધા છે, તથા ઈંદિરાજીએ ત્રીજા વિશ્વના નેતા તરીકેનુ સામર્થ્ય દાખવીને એકાદ મહાસત્તાની આડકતરી સ્વીકૃતિની વાત કરીને, મૂળ મુદ્દો સ્પષ્ટ કરવાને બદલે અછડતો રહેવા દીધો છે.

અંતમાં ગિરિલાલ જૈને ઈંદિરાજીનાં ત્રણ મુખ્ય લક્ષણો તારવ્યા છે. (૧) અન્ય રાષ્ટ્રોની સરખામણીમા માનભર્યું સ્થાન મળે તેવા બળવાન ભારતના નિર્માણ માટે બધાં જ પ્રયત્નો કરવા (૨) સાધ્ય જો યોગ્ય હોય તો સાધન અંગેના વિવેક માટે ખાસ આગ્રહ ના રાખવો (૩) નિયતિએ સોંપેલી જવાબદારી પાર પાડવી

બીજુ લક્ષણ ભારે ગંભીર પ્રકારનુ છે. આથા ગિરિલાલ બચાવ કરતા જણાવે છે કે "ખરેખરા અર્થમાં જોઈએ તો ત્રણે લક્ષણો ઉપર આધારિત રાજનીતિ કાબૂમાં ના રહે તે સ્વાભાવિક છે" આમ કહીને તેઓ રાજકારણમાંના અનૈતિક વ્યવહારનો બચાવ કરે છે. "આવી ભાવનાશાળી વ્યક્તિ જ સહુસા પોતાનો ઉદ્દેશ પાર પાડવા માટે વપરાનારા સાધનોની બાબતમા બહુ વિવેકી નથી હોતી" આમ કહી સાર્વત્રિક વિધાન મૂકે છે "બળવાન દેશ અથવા સામ્રાજ્યો સાધનશુદ્ધિનાં લાબાલંચક પ્રવચનોના આધાર પર ઊભા રહી શકતા નથી. કેમકે મુખ્ય મુદ્દો 'પ્રવચન'નો નહિ, 'વ્યવહાર'નો હોઈને, આવું વાક્ય રાજકારણીક્ષેત્રે સાવ અપ્રસ્તુત બની ગયુ છે."

આવુ વિધાન કર્યા પછી, લેખક ઇંદિરાજીની સરખામણી સાવ બીજા સંદર્ભમાં મહાત્મા ગાંધી સાથે કરી છે: "મહાત્મા ગાંધીજીની જેમ જ ઇંદિરાજીએ પણ દેશ સેવા માટે બલિદાન આપવાની તૈયારી દર્શાવી હતી" આ કથન પ્રસ્તુત હોવા છતાં, "ગાંધીજીની જેમ જ ઇન્દિરાજી પણ ધ્યેયને માટે જ શહીદ બન્યાં છે"–કહીને લેખક ગાંધીજી માટે સર્વ ક્ષેત્રે અને સર્વદા સાધન શુદ્ધિને જ પરમ મૂલ્ય પ્રમાણ્યું હતુ તેને બદલે રાજકારણમા અનૈતિકતાને આવશ્યક (તથા કરીને આવશ્યક) માનનારા–મેકિયાવેલિયન ઇન્દિરાજીની સરખામણી સર્વથા અભદ્ર કથન નથી શું એવો પ્રશ્ન પુછાઈ જાય છે

☆

કલકત્તાના વિખ્યાત અંગ્રેજી દૈનિક 'સ્ટેટ્સમેન'ના કટાર લેખક એસ કે દત્તાત્રય રેએ દિલ્હીના પ્રતિષ્ઠિત સામયિક 'સેમિનાર' (અંક ૩૦૪)નાના લેખમા ઈંદિરાજીના બાહુલ્ય–સભર અને જટિલ વ્યક્તિત્વ વિષે ખાસી

છણાવટ કરી છે. લેખકે તેમા જણાવ્યું છે કે ઇંદિરાજીની દૈહિક હયાતી ભલે નષ્ટ થઇ હોય, ભારત અને વિશ્વભરમાં બે દાયકા લગી 'રહસ્યમય' બની રહેલું ઇંદિરાજીનુ વ્યક્તિત્વ ઈતિહાસ-વિદો માટે ય સમજવુ મુશ્કેલ છે વળી, જે પ્રકારે તેમનું મોત નીપજ્યું છે તેણે તેમના અંતનેય એક કોયડો-ગુઢ પ્રહલિકા બનાવી દીધો છે ખાસ તો-

ઇંદિરાજી માટે પારાવાર અણઘટતા ખ્યાલો પ્રચલિત થયા છે તેનું કારણ એ છે કે, જે કોઈ વ્યક્તિ તેમના સંપર્કમા આવી તે દરેકને, તેમની સાથેના વ્યવહાર પરથી એમ જ લાગતું હતુ કે પોતે ઇંદિરાજીને પૂરા પામી ગયેલ છે આથી કરીને એમના વિરોધીઓ માટે તેમના નાજુક સૂક્ષ્મ હાવભાવ સમજવાનુ મુશ્કેલ રહ્યુ છે ત્યારે તેમના પ્રશંસકો, 'ભલાઈની મૂર્તિ' તરીકેના તેમના વ્યવહારથી અંજાઇ જાય કેમકે-

ઈંદિરાજી પોતાના અત્યંત આદર-ભક્તિ દઢતર બની રહે એ માટે, અનિવાર્યપણે, જે પ્રયત્નપૂર્વકતા અપનાવતાં હતાં તેના તરફ આ ભક્ત પ્રશંસકોનુ દુર્લક્ષ થતું હતુ પરિણામે એક બાજુ તેમની 'માનવતા' માટે વાહ વાહ થતી તો બીજી બાજુ તેમની નિર્દયતા (રુથલેસનેસ) માટે તિરસ્કાર છૂટતો, એકબાજુ તેમની અનુકંપા માટે 'સ્નેહ' જાગતો, તો બીજી બાજુ, એમના દર્પ-અહંતાથી ભય નિપજતો.

ઇંદિરાજી સાથે પોતાનું પનારુ પાડીને જે રાજકારણીઓ પોતાની ગણતરીનો લાભ ખાટી જવા મથ્યા હશે, એવાના અભિપ્રાયો તો વાર વાર બદલાતા રહે એ સ્વાભાવિક છે. દા. ત. કેટલાકે એકવાર ઈંદિરાજીને "નિર્દોષ ખેડૂતોનાં માતા" તરીકે નવાજ્યા હશે, કેટલાક વિદેશીઓએ એમને "સંસ્કાર અને શિષ્ટતાનાં પ્રતીકરૂપ રાષ્ટ્રીય સ્ટેટ્સમેન તરીકે બિરદાવ્યાં હશે. તો વળી, કેટલાક બૌદ્ધિકો જ્યારે તેમનાથી અંજાઇ ગયા હશે અને કેટલાક ભડકી ગયા હશે. અને પક્ષમાના અનેક જ્યારે એમના સહકાર્યકરો બન્યા હશે ત્યારે અને તે સ્થિતિમાથી નીકળી ગયા બાદ પરસ્પર વિરોધી મંતવ્યો ધરાવતા જરૂર થઇ ગયા હશે

વ્યક્તિગત અંગત મૂલ્યો અને જાહેર જીવન ક્ષેત્રનો વ્યવહાર આ બન્ને વચ્ચે મેળ જ ન ખાય તેવુ પણ ઇંદિરાજીની બાબતમાં જોવા મળતુ હતુ.

જો કે, લેખક અહીં એક વિલક્ષણ મુદ્દો બહાર લાવે છે. સત્તા ગુમાવી દીધા પછીના (૧૯૭૭-૭૯) સમય દરમ્યાન ઇંદિરાજીની ભારે સતામણી થઈ હતી, છતાં તેઓ સ્વસ્થતા ગુમાવી બેઠા ન હતા. એ દિવસોમાં, કદાચ અજાણતા, એમણે પોતે ઉચ્ચારેલુ કે ભારતમા જોવા લાયક ત્રણ વસ્તુ છે એક તાજમહેલ, બીજી લાલ કિલ્લો અને ત્રીજી ઈંદિરા ગાંધી !

---

ડોરોથી નોર્મન (અમેરિકી લેખિકા અમેરિકામા 'ઇંડિયા લીગ' ના સક્રિય કાર્યકર-ઉંમર ૭૯) નો ઇંદિરાજી સાથે પ્રથમ પરિચય થયો હતો ૧૯૪૯માં, જ્યારે તેમના પિતા જવાહરલાલ સાથે ઇંદિરાજી અમેરિકાના પ્રવાસે ગયેલા. તે પછી તો, બન્ને વચ્ચે સારો મૈત્રી સંબંધ બંધાયેલો ૧૯૫૨મા સહવાસ પણ કરેલો

ઇંદિરાજીની હત્યાના સમાચાર મળતા તેમણે, ૩૫ વર્ષના આ સંબંધની જોરે, ભારે વ્યથા સાથે, એક પ્રશ્નોત્તરી દરમ્યાન પોતાની લાગણી પ્રગટ કરતા કહ્યુ હતું "ઇંદિરાજી તો હૃદયથી કવિ હતાં સંગીતના રસિયા હતા સૂક્ષ્મ સંવેદનો અનુભવનારાં હતા એવાને શિરે ૭૦ કરોડ પ્રજાની નેતાગીરી આવી પડી હતી !

આથી તેઓ સૌથી વધુ ગેરસમજનાં ભોગ બન્યા હતા પોતાનું જ દષ્ટાંત ટાંકીને ઉમેરે છે કે

દેશને માથે 'ઇમર્જન્સી' લાદી તે જ વખતે તેમણે પોતે (ડોરોથીએ) ઇંદિરાજીની ટીકા કરી હતી. પરંતુ તેથી કંઇ તેમની વચ્ચેના સંબંધોમાં તડ પડી ન હતી. બલ્કે, પાછળથી તેમણે કટોકટી ઉઠાવી લીધી અને ફરી કદી નહિ સ્થાપે તેવુ પણ કહ્યું હતુ-તે બતાવે છે કે તેઓ ખુલ્લા મનનાં હતાં.

## ૩ : વિલક્ષણ શાસન-શૈલી

'સાઉથર્ન ઈકોનોમિસ્ટ' (બેંગલોર) ના સંપાદક કે એન સુબ્રહ્મણ્યમે 'એ બેલેન્સશીટ' ના શીર્ષક નીચે લખેલા લેખમાં ઈંદિરાજીની શૈલી અંગે કેટલાક ચોટદાર વિધાનો કર્યા છે જો કે, તેઓ લેખનો આરંભ આ રીતે કરે છે.

"ઇંદિરાજીની હત્યાના ગમગીન પ્રસંગે કથા આકરાં વેણ બોલવાનું અશિષ્ટ લાગે, પરંતુ ઈંદિરાજીના શાસન અંગે કશું સમાપન કરવાનું હોય તો એમ કહેવું રહે છે કે અનેક અણછાજતા પરિણામો છતાં, આ દેશની આમજનતાની એ પ્રકૃતિગત સહનશીલતા છે કે પોતાની એકમાત્ર 'માતા' તરીકે આશ્વાસન આપે એવી વ્યકિત તેમની વચ્ચેથી અદૃશ્ય થઈ તે બદલ તેઓ ખરેખરા ઉદાસ છે ખરા, પરંતુ તેઓ સૌના 'પ્રિય મૂર્તિ' હતાં એમ કહેવું એ એમની સ્પષ્ટ રીતે આંખે ચઢે એવી ક્ષતિઓ પ્રત્યે કેવળ આંખ બંધ કરવા બરાબર છે.

લોકશાહી રાજકારણની દૃષ્ટિએ એમની એક મોટી ક્ષતિ એ હતી કે તેમને વિરોધપક્ષો પ્રત્યે ભારોભાર તિરસ્કાર હતો, અને અખબારી દુનિયા સાથે તેમનો સંબંધ 'કાં તો વહાલ, કાં તો ધિક્કારનો હતો. બલ્કે, વિજય માર્ગે આગળ ધપાતું હોય ત્યાં સુધી રાજકારણી ક્ષેત્રના નિયમો પાળવામાં એમને વાંધો ન હતો, પરંતુ જેવો એમની સાથે ગંભીર પડકાર આવી ઊભો કે તરત એ નિયમો ફગાવી દેવામાંય એમને ક્ષોભ ન હતો. દા. ત. રાષ્ટ્રપ્રમુખપદ માટેના સ્વીકૃત ઉમેદવાર સંજીવ રેડ્ડીને છેલ્લી ઘડીએ આત્માના અવાજને નામે તરછોડવાથી (૧૯૬૯)તથા અલ્લાહાબાદ હાઈકોર્ટે લોકસભાની ચૂંટણી (૧૯૭૧)માં તેમણે ગેરવાજબી ઉપાયો અજમાવ્યા માટે લોકસભાનું સભ્યપદ રદ કર્યું ત્યારે લોકશાહી રાજકારણની આચાર સંહિતાના ધોરણે નૈતિક રીતે તેમણે રાજીનામું આપી દેવાને બદલે ઊલટો વ્યૂહ અજમાવ્યો. કેવળ ૨/૩ બહુમતીના જોરે બંધારણ સાથેય ચેડાં કરીને, સ્થાપિત થયેલી લોકશાહી સંસ્થાઓને બોખરી કરી; અને ઉપરાંત પોતાની ગાદી સલામત રાખવા દેશને માથે ઈમર્જન્સી લાદી (૨૬-૬-૭૫). આ 'કટોકટી' લાદવા માટે તેમણે કારણરૂપ ગણાવ્યાં જયપ્રકાશજી પ્રેરિત ગુજરાત બિહારના આંદોલનો તથા શાંતિમય સત્યાગ્રહોને. બને કે જયપ્રકાશજીએ ઇંદિરાજીના શાસનને 'ભ્રષ્ટાચારના સ્રોત' રૂપે ગણાવીને સર્વ જવાબદારી ઇંદિરાજીને શિરે નાખી, તેમાં અતિશયતા હોય-મોટેભાગે હતી. પરંતુ, એ તો હકીકત છે કે ઇંદિરાજીએ પોતાના પ્રધાનોથી માંડી છેક નીચે સુધીના વહીવટદારો સમક્ષ રાજકીય ઇમાનદારીનું કોઇ ધોરણ રજૂ કર્યું ન હતું ઊલટું તેમણે ભારે અનિષ્ટો પ્રત્યે આંખમિચામણાં કર્યાં હતા-ખાસ તો, પોતાના પક્ષ માટે નાણાંની થેલીઓની ગરજ હોય ત્યારે, સફેદ-ગુલાબી કે કાળું બધું જ નાણું લેવામાં તેમને છોછ ન હતો.

વળી, બિહારના એલ એન મિશ્રા અને મહારાષ્ટ્રના અંતુલે જેવા સડેલાઓને પાળીપોષીને સબળ બનાવ્યા હોય ત્યારે ઈંદિરાજીને 'ભ્રષ્ટાચાર સામેના ઝુંબેશકાર' કહેવાની ધૃષ્ટતા શી રીત થઈ શકે ?

* એટલું જ નહિ પોતાના જ પુત્ર સંજયે શરૂ કરેલી 'મારુતિ-ઉદ્યોગ'ના વ્યવહાર અંગે ગુપ્તા કમિશને સખ્ત ટીકા-નિંદા કરી હતી તે નભાવી લેવાનું અને પાછળથી તેને જ પોતાનો સદર આધાર માનીને પોતાની ગાદીએ આરૂઢ કરવા માટેના ઇંદિરાજીના વર્તન-વલણ-ધોરણને 'સગાવાદી' અનિષ્ટથી મુકત શી રીતે કહી શકાએ ?

બચાવમાં એવું કહેવાયું છે કે આવું તો જવાહરલાલજીના હાથેય કયાં નથી બન્યું ? દા. ત. કૈરોન, માલવિયા અને મેનન સામેના આક્ષેપો છતાં, એ બધા પંડિતજીના વિશ્વાસુ બની રહ્યા હતા. -આ ખરું છે, પરંતુ આવાં

દષ્ટતિ ત્યારે જૂજ અપવાદરૂપ હતાં. વળી, જવાહર-લાલજીના સમયમાં રાજકારણીઓની મનસ્વી ડખલોય અતિ મર્યાદિત હતી—સર્વોચ્ચ વહીવટદારો (આઈ. સી એસ)મા તો નહિવત ત્યારે ઈંદિરાજીના શાસનમા આવી બધી કુટિલ ઘટનાઓ રાષ્ટ્રવ્યાપી બની ચૂકી હતી

● આ બધા પછીય એ હકીકત છે કે આ દેશની મોટા ભાગની આમજનતાને હૈયે, ઇંદિરાજી જવાહરલાલજીના પુત્રી હતા તે કારણે જ નહિ, પણ ' આ એક જ વ્યક્તિ એવી છે જે દેશને સાચા માર્ગે—ઊંચા રાહે ચઢાવી શકશે,' —એવી લાગણી છેવટ સુધી ટકી રહી હતી.

☆

આર એસ. પંડિત ઇન્ડિયન એક્સપ્રેસ, ટાઈમ્સ ઑફ ઈન્ડિયા અને સ્ટેટ્સમેન—ભારતના ત્રણે લબ્ધપ્રતિષ્ઠ અંગ્રેજી દૈનિકોમા પત્રકાર તરીકેની, અને 'ફ્રી પ્રેસ જર્નલ' મા સંપાદક તરીકેની કામગીરી દ્વારા રાજકારણી ક્ષેત્રે વિવેચક તરીકે નાવડેલા વિદ્વાન છે. તેમના 'એન્ડ ઑફ એન એરા' (એલાઈડ પબ્લિશર્સ) ગ્રંથના આરંભે જ સ્પષ્ટતા કરે છે કે આ લખાણ ગુસ્સામાં આવીને નહિ, વ્યથાની લાગણીએ લખાયેલુ છે.

લેખકને આ નાનો સો ખુલાસો ખુબજ સૂચક છે. કેમકે લેખક ઇંદિરાજીની સિદ્ધિઓ તરફ ઉપેક્ષા નથી કરી, તેમની ખુશીનતો પણ બતાવી છે. પરંતુ આ બધા છતા, આ વિરાટ દેશના સર્વમાન્ય બનેલા નેતા તરીકે તેઓ જે નિષ્ફળતાને વર્યા છે તે ભારોભાર વ્યથાપૂર્ણ છે.

આ પ્રકારનું વિધાન કરીને લેખક ઉમેરે છે કે નિષ્ફળતાના મૂળમાં મુખ્યત્વે તેમની આસપાસના નિકટના લોકોનો અનૈતિક વ્યવહાર જવાબદાર છે એમ કહીને ઇંદિરાજી છટકી શકે એમ નથી. વળી, તેમને આપવામાં આવેલી માહિતીઓના આધારે તેઓ ગેરમાર્ગે દોરાયાં છે અથવા તેમના અજાણતા અને અનિચ્છા છતાં ઘણુંબધુ અનિષ્ટ બનતુ રહ્યુ છે—એમ કહેવામાં કેટલેક અંશે સત્ય હોય તો પણ, ઈંદિરાજી તેમના 'સલાહકારો' અને 'નિકટનાઓ' નીય પસંદગી ગણતરીપૂર્વક કરનારાં હતા, એટલુ જ નહિ, અનેક દૂષિત કરણીઓમાં તેઓ સીધા સંડોવાયેલા હોય એવું પણ લાગે છે.

અને, પુત્ર સંજયના ઉપર જ બધો વિશ્વાસ રાખીને—એટલે કે બિનબંધારણી સમાન્તર સત્તા કેન્દ્રો હસ્તક બેસુમાર મહત્ત્વના નિર્ણયો છોડી દઈને ઇંદિરાજી ચાલ્યાં હોય તો, કેવળ 'મોહાંધ માતા' તરીકે જ નહિ 'અકુશળ વડાપ્રધાન' તરીકેની કુખ્યાતિ તેમણે પોતે વહોરી છે.

બલ્કે, ઇંદિરાજીએ ઈમર્જન્સી લાદીને લોકશાહીના મુખ્ય આધાર સ્તંભોને નામશેષ વા પાંગળા બનાવી દઈને, તેમના પિતાશ્રીએ પોતાની પુત્રીને કુમારવયે કરાવેલ 'ડિસ્કવરી ઑફ ઈન્ડિયા'નુ દર્શન ઇંદિરાજીએ અંતે જ ભૂંસી નાખ્યું છે એમ જ કહેવુ રહે.

સીધા કરવેરા અંગે નીમવામાં આવેલી વાચુ–કમિટીના હેવાલમા ફોડ પાડીને કહેવામા આવ્યુ હતું કે—

કેન્દ્ર સરકારે રાજકીય પક્ષોને ડોનેશન આપવા અંગે દેશના ઉદ્યોગો સામે મનાઈ હુકમ બજાવવાનું જે પગલુ ભર્યું છે તેનાથી કરવેરામા કશી વૃદ્ધિ થવાને બદલે, કાળાનાણામા તે નાણું ફેરવાઇ જતા, દેશ માટે શાપરૂપ પરિણામ આવ્યુ છે.

તે જ રીતે, મોટા ખેડૂતો અને જમીનદારોને એનીની મોટી આવક છતાં ખેતીની આવકને જ આવકવેરામાથી મુક્તિ આપવાના પગલાના પરિણામેય ધંધા–ઉદ્યોગની આવક ખેતીને નામે ફાળવવાની તરકીબ અજમાવાતી થઈ, જે પાછી

કાળા નાણાંને જ ઉત્તેજનારી બની.

આ બંને નિર્ણયો કરવામાં કેવળ ગણતરી અને ધારણામાં ભૂલ થઈ હતી એમ કહેવા કરતા સત્તાપક્ષે મુખ્યત્વે પોતાનો સ્વાર્થ સાધવાનું કર્યું હતું—સત્તા પક્ષ માટે ચૂંટણીઓ જીતવા અઢળક કાળું નાણું મેળવી લેવાની આ તરકીબ હતી, એમ કહેવું વાજબી છે.

આમાંથી જ અધિકતર અનિષ્ટ એ ઉદ્ભવ્યું કે જે ઉદ્યોગ-ધંધાવાળાઓને સત્તાપક્ષે માગેલો સિંહભાગ આપવાની આનાકાની કરી વા અશક્તિ દર્શાવી તેમને ત્યાં ઈન્કમટેક્સના દરોડા પડાવીને સાણસામાં લેવામા-આવ્યા. આગળ જતા, ઇમર્જન્સી દરમ્યાન તો, આવા ત્રાસ સામેય ચૂં ચાં કરવાની સુદ્ધા આમાંના કોઈની મગદૂર ન હતી !

ઇંદિરાજીનો એક કીમિયો એ પણ હતો કે તેઓ વિદેશી આક્રમણનો ભય, દેશની અંદર વિદેશી કાવતરાનો ભય અને વિદેશીઓના આ કાવતરાઓ સાથે વિરોધપક્ષો ભળી ગયા હોવાનો ભય પ્રગટ કરતાં રહ્યા હતા. દેશને માથે આવો કશો જ ભય ન હતો એમ કહેવાનો હેતુ નથી, પરંતુ જ્યારે પોતાની સામે પ્રજામાં અસંતોષ ઊભરાતો દેખાય ત્યારે આવા ભયોનો હાઉ ઊભો કરીને પ્રજાનું બધું ધ્યાન તેના પર જ કેન્દ્રિત કરવા મથતાં હતા એમ કહેવું ગેરવાજબી નથી

વધુમાં, આગલાં વરસોમાં જેની ભાગ્યે જ ચિંતા કરવી પડતી તે દેશની આંતરિક સલામતી પણ ધીમેધીમે કરતાં જોખમાઈ ચૂકી. સાધારણ રીતે શાંતિ માટે પૂરતું ગણાતું પોલીસ દળ 'નિષ્ક્રિય' પુરવાર થયું એસ આર પી અને સી આર પી જેવું અર્ધ મિલિટરી ક્ષેત્ર પણ 'નબળું' પુરવાર થયું આથી દેશની સરહદો સાચવવા માટે અને યુદ્ધ સમયે દુશ્મનો સામે ઝઝૂમવા માટેનું સશસ્ત્ર લશ્કર વારંવાર ઉતારવું પડ્યું છે.

આ બધાં પછી, ઈંદિરાજીને જવાબદારી-માંથી મુક્ત કરવા ગમે તેટલું ઇચ્છીએ પરંતુ શક્ય નથી—લાચારીપૂર્વક પણ સત્ય સ્વીકારવું જરૂરી છે

☆

'સેમિનાર' ના તંત્રી રમેશ થાપર એક સમયે કમ્યુનિસ્ટ પાર્ટીના એક અગ્રણી બુદ્ધિજીવી તરીકે નામના ધરાવતા હતા. બાદ, ઇંદિરાજીના પ્રશંસક તરીકે ય ઓળખાયા હતા. પરંતુ, 'ઇમર્જન્સી' પૂર્વે એમને જે અનુભવો થયા અને જે બાતમીઓ જોવા-સમજવા મળી તે પછી તેઓ ઇંદિરાજીના, વધુ ને વધુ ટીકાકાર બન્યા રાજકીય ક્ષેત્ર વ્યાપી રહેલા ભ્રષ્ટાચાર સામે લોકશાહીના નૈતિક મૂલ્યોની તેમની નિખાલસ હિમાયતથી તેઓ બૌદ્ધિકોમાં પ્રતિષ્ઠા પ્રતિષ્ઠા પામ્યા. ઇમર્જન્સી કાળમાંય નિર્ભયપણે પોતાની ફરજ બજાવતા રહીને તેમણે નિષ્ઠાવાન બૌદ્ધિકનું દૃષ્ટાંત રજૂ કર્યું.

આવા આ પત્રકારે ઇંદિરાજીની હત્યા બાદ તેમના સામયિક 'સેમિનાર'( નવેમ્બર)માં ઐતિહાસિક ઘટનાઓની ભૂમિકા સાથે જે પૃથક્કરણ કર્યું છે તેમાં ઇન્દિરાઇ-શૈલીનું ચોટદાર ચિત્ર સાંપડે છે

લેખના આરંભે જ લેખક પોતાની ભૂમિકા બાંધે છે, ઈંદિરાજી અસાધારણ ગુણો ધરાવતાં હોવા છતાં, ખાસ કરીને, પુત્ર સંજયના પ્રભાવ નીચે તેમણે પોતાની આસપાસ જે વાતાવરણ ઊભું થવા દીધું તે તેમના આ બધા ગુણોને ગૂંગળાવી નાખે તેવું હતું તેમણે આરંભના વરસોમાં કાળજીપૂર્વક સાચી માહિતી મેળવવા માટેની સબળ જાળ તૈયાર કરી હતી તે તેમણે પોતે જ પાછલા વરસોમાં છેદી નાખી હતી. ધીમે ધીમે કરતાં તેઓ એકલવાયા બની રહ્યા હતા એમનું આ 'અળગાપણું'જ એમને બંદાવર પરાગત શાસનના વમળમાં ખેંચી ગયું, તે એટલી હદે કે આપણા દેશની સમગ્ર લોકશાહીનો પાયો જ અત્યંત હચમચી ગયો.

ખેર. . જો આરંભનાં વરસોમાં આ દેશનાં દીનહીન અને ઉપેક્ષિતો માટેનું તેમનું સંમર્પણ ન હોત તો આ છેલ્લી અવસ્થા પ્રલય રૂપે બની ચૂકી હોત ! આરંભનાં વરસોની ઇંદિરાજીની બીજી

દષ્ટાંતો ત્યારે જૂજ અપવાદરૂપ હતાં. વળી, જવાહરલાલજીના સમયમાં રાજકારણીઓની મનસ્વી ડખલગીરી અતિ મર્યાદિત હતી—સર્વોચ્ચ વહીવટદારો (આઈ. સી એસ)માં તો નહિવત્ ત્યારે ઈંદિરાજીના શાસનમાં આવી બધી કુટિલ ઘટનાઓ રાષ્ટ્રવ્યાપી બની ચૂકી હતી

* આ બધા પછીય એ હકીકત છે કે આ દેશની મોટા ભાગની આમજનતાને હૈયે, ઈંદિરાજી જવાહરલાલજીનાં પુત્રી હતા તે કારણે જ નહિ, પણ ' આ એક જ વ્યક્તિ એવી છે જે દેશને સાચા માર્ગે–ઊંચા રાહે ચઢાવી શકશે,' —એવી લાગણી છેવટ સુધી ટકી રહી હતી

☆

આર એસ. પંડિત ઇન્ડિયન એક્સપ્રેસ, ટાઇમ્સ ઑફ ઇન્ડિયા અને સ્ટેટસમેન–ભારતના ત્રણે લબ્ધપ્રતિષ્ઠ અંગ્રેજી દૈનિકોમાં પત્રકાર તરીકેની, અને 'ફ્રી પ્રેસ જર્નલ' માં સંપાદક તરીકેની કામગીરી દ્વારા રાજકારણી ક્ષેત્રે વિવેચક તરીકે નીવડેલા વિદ્વાન છે તેમના 'એન્ડ ઑફ એન ઍરા' (એલાઈડ પબ્લિશર્સ) ગ્રંથના આરંભે જ સ્પષ્ટતા કરે છે કે આ લખાણ ગુસ્સામાં આવીને નહિ, વ્યથાની લાગણીએ લખાયેલું છે.

લેખકનો આ નાનો સો ખુલાસો ખૂબજ સૂચક છે, કેમકે લેખક ઇંદિરાજીની સિદ્ધિઓ તરફ ઉપેક્ષા નથી કરી, તેમની ખુશીમતો પણ બતાવી છે. પરંતુ આ બધા છતાં, આ વિરાટ દેશના સર્વમાન્ય બનેલા નેતા તરીકે તેઓ જે નિષ્ફળતાને વર્યા છે તે ભારોભાર વ્યથાપૂર્ણ છે.

આ પ્રકારનું વિધાન કરીને લેખક ઉમેરે છે કે નિષ્ફળતાના મૂળમાં મુખ્યત્વે તેમની આસપાસના–નિકટના લોકોનો અનૈતિક વ્યવહાર જવાબદાર છે એમ કહીને ઇંદિરાશકતો છટકી શકે એમ નથી. વળી, તેમને આપવામાં આવેલી માહિતીઓના આધારે તેઓ ગેરમાર્ગે દોરાયાં છે' અથવા તેમના અજાણતાં અને અનિચ્છા છતાં ઘણું બધું, અનિષ્ટ બનતું રહ્યું છે–એમ કહેવામાં કેટલેક અંશે સત્ય હોય તો પણ, ઇંદિરાજી તેમના 'સલાહકારો' અને 'નિકટનાઓ' નીય પસંદગી ચતુરાઈપૂર્વક કરનારાં હતા, એટલું જ નહિ, અનેક દૂષિત કરણીઓમાં તેઓ સીધા સંડોવાયેલા હોય એવું પણ લાગે છે.

અને, પુત્ર સંજયના ઉપર જ બધો વિશ્વાસ રાખીને–એટલે કે બિનબંધારણી સમાન્તર સત્તા કેન્દ્રો હસ્તક બેશુમાર મહત્ત્વના નિર્ણયો છોડી દઈને ઇંદિરાજી ચાલ્યાં હોય તો, કેવળ 'મોહાંધ માતા' તરીકે જ નહિ 'અકુશળ વડાપ્રધાન' તરીકેની કુખ્યાતિ તેમણે પોતે વહોરી છે.

બલ્કે, ઇંદિરાજીએ ઇમર્જન્સી લાદીને લોકશાહીના મુખ્ય આધાર સ્તંભોને નામશેષ વા પાંગળા બનાવી દઈને, તેમના પિતાશ્રીએ પોતાની પુત્રીને કુમારવયે કરાવેલ 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા'નું દર્શન ઇંદિરાજીએ જાતે જ ભૂંસી નાખ્યું છે એમ જ કહેવું રહે..

સીધા કરવેરા અંગે નીમવામાં આવેલી વાન્ચુ–કમિટીના હેવાલમાં ફોડ પાડીને કહેવામાં આવ્યું હતું કે–

કેન્દ્ર સરકારે રાજકીય પક્ષોને ડોનેશન આપવા અંગે દેશના ઉદ્યોગો સામે મનાઈ હુકમ બજાવવાનું જે પગલું ભર્યું છે તેનાથી કરવેરામાં કશી વૃદ્ધિ થવાને બદલે, કાળાનાણાંમાં તે નાણું ફેરવાઈ જતાં, દેશ માટે શાપરૂપ પરિણામ આવ્યું છે

તે જ રીતે, મોટા ખેડૂતો અને જમીનદારોને ખેતીની મોટી આવક છતાં ખેતીની આવકને જ આવકવેરામાંથી મુક્તિ આપવાના પગલાના પરિણામેય ધંધા–ઉદ્યોગની આવક ખેતીને નામે, ફાળવવાની તરકીબ અજમાવાતી થઈ, જે પાછી

કાળા નાણાંને જ ઉત્તેજનારી બની.

આ બંને નિર્ણયો કરવામાં કેવળ અણઆવડત અને ધારણામાં ભૂલ થઈ હતી એમ કહેવા કરતાં સત્તાપક્ષે મુખ્યત પોતાનો સ્વાર્થ સાધવાનું કર્યું હતું—સત્તા પક્ષ માટે ચૂંટણીઓ જીતવા અઢળક કાળું નાણું મેળવી લેવાની આ તરકીબ હતી, એમ કહેવું વાજબી છે.

આમાંથી જ અધિકતર અનિષ્ટ એ ઉદ્ભવ્યું કે જે ઉદ્યોગ-ધંધાવાળાઓને સત્તાપક્ષે માગેલો સિંહભાગ આપવાની આનાકાની કરી વા અશક્તિ દર્શાવી તેમને ત્યાં ઈન્કમટેક્સના દરોડા પડાવીને સાણસામાં લેવામાં-આવ્યા, આગળ જતાં, ઇમર્જન્સી દરમ્યાન તો, આવા ત્રાસ સામેય ચૂં કે ચાં કરવાની ગુંજાશ આમાંના કોઈની મગદૂર ન હતી!

ઈંદિરાજીનો એક કીમિયો એ પણ હતો કે તેઓ વિદેશી આક્રમણનો ભય, દેશની અંદર વિદેશી કાવતરાંનો ભય અને વિદેશીઓના આ કાવતરાંઓ સાથે વિરોધપક્ષો ભળી ગયા હોવાનો ભય પ્રગટ કરતાં રહ્યાં. હતાં દેશને માથે આવો કશો જ ભય ન હતો એમ કહેવાનો હેતુ નથી, પરંતુ જ્યારે પોતાની સામે પ્રજામાં અસંતોષ ઊભરાતો દેખાય ત્યારે આવા ભયોનો હાઉ ઊભો કરીને પ્રજાનું બધું ધ્યાન તેના પર જ કેન્દ્રિત કરવા મથતાં હતાં એમ કહેવું ગેરવાજબી નથી.

વધુમાં, આગલા વરસોમાં જેની ભાગ્યે જ ચિંતા કરવી પડતી તે દેશની આંતરિક સલામતી પણ ધીમેધીમે કરતાં જોખમાઈ ચૂકી સાધારણ રીતે શાંતિ માટે પૂરતું ગણાતું પોલીસ દળ 'નિષ્ક્રિય' પુરવાર થયું. એસ આર પી અને સી આર પી જેવું અર્ધ મિલિટરી ક્ષેત્ર પણ 'નબળું' પુરવાર થયું આથી દેશની સરહદો સાચવવા માટે અને યુદ્ધ-સમયે દુશ્મનો સામે ઝઝૂમવા માટેનું સશસ્ત્ર લશ્કર વારંવાર ઉતારવું પડ્યું છે.

આ બધાં પછી, ઈંદિરાજીને જવાબદારી-માંથી મુક્ત કરવા ગમે તેટલું ઈચ્છીએ પરંતુ શક્ય નથી—લાચારીપૂર્વક પણ સત્ય સ્વીકારવું જરૂરી છે.

☆

'સેમિનાર' ના તંત્રી રમેશ થાપર એક સમયે કમ્યુનિસ્ટ પાર્ટીના એક અગ્રણી બુદ્ધિજીવી તરીકે નામના ધરાવતા હતા. બાદ, ઇંદિરાજીના પ્રશંસક તરીકે પણ ઓળખાયા હતા. પરંતુ, 'ઇમર્જન્સી' પૂર્વે એમને જે અનુભવો થયા અને જે બાતમીઓ જોવા-સમજવા મળી તે પછી તેઓ ઇંદિરાજીના, વધુ ને વધુ ટીકાકાર બન્યા રાજકીય ક્ષેત્ર વ્યાપી રહેલા ભ્રષ્ટાચાર સામે લોકશાહીના નૈતિક મૂલ્યોની તેમની નિખાલસ હિફાજતથી તેઓ બૌદ્ધિકોમાં પ્રતિષ્ઠા પ્રતિષ્ઠા પામ્યા ઇમર્જન્સી કાળમાંય નિર્ભયપણે પોતાની ફરજ બજાવતા રહીને તેમણે નિષ્ઠાવાન બૌદ્ધિકનું દૃષ્ટાંત રજૂ કર્યું.

આવા આ પત્રકારે ઇંદિરાજીની હત્યા બાદ તેમના સામયિક 'સેમિનાર'(નવેમ્બર)માં ઐતિહાસિક ઘટનાઓની ભૂમિકા સાથે જે પૃથક્કરણ કર્યું છે તેમાં ઇન્દિરાઇ-શૈલીનું ચોટદાર ચિત્ર સાંપડે છે.

લેખના આરંભે જ લેખક પોતાની ભૂમિકા બાંધે છે, ઈંદિરાજી અસાધારણ ગુણો ધરાવતાં હોવા છતાં, ખાસ કરીને, પુત્ર સંજયના પ્રભાવ નીચે તેમણે પોતાની આસપાસ જે વાતાવરણ ઊભું થવા દીધું તે તેમના આ બધા ગુણોને ગૂંગળાવી નાખે તેવું હતું તેમણે આરંભનાં વરસોમાં કાળજીપૂર્વક સાચી માહિતી મેળવવા માટેની સળંગ જાળ તૈયાર કરી હતી તે તેમણે પોતે જ પાછલા વરસોમાં છેદી નાખી હતી. ધીમે ધીમે કરતાં તેઓ એકલવાયાં બની રહ્યાં હતાં એમનું આ 'અજ્ઞાનપણું' જ એમને વંશપરંપરાગત શાસનના વમળમાં ખેંચી ગયું, તે એટલી હદે કે આપણા દેશની સમગ્ર લોકશાહીનો પાયો જ અત્યંત હચમચી ગયો.

ખેર, જો આરંભનાં વર્ષોમાં આ દેશનાં દીનહીન અને ઉપેક્ષિતો માટેનું તેમનું સમર્પણ ન હોત તો આ છેલ્લી અવસ્થા પ્રલય રૂપે બની ચૂકી હોત! આરંભનાં વરસોની ઇંદિરાજીની બીજી

પણ એક ખાસિયત તરફ લેખક ધ્યાન ખેંચે છે. તે એ છે કે, તેમણે તેમના રાજકીય જીવનનો આરંભ જે રીતે કર્યો હતો તે ઘણી રીતે નોંધપાત્ર હતો–સામાને સાંભળવાની, વિભિન્ન સ્તરે સમજવાની તથા વાણીમાં ખચકાટ હોવા છતાં, છેલ્લા આદમી સુધી પોતાની વાત પહોંચતી કરવાની તાલાવેલી શકિત જોવા મળતી હતી.

આગળના વરસોમાં 'સિંડિકેટ' (અખંડ કોંગ્રેસમાં વર્ચસ જમાવી બેઠેલ પીઢ નેતાઓનું જૂથ)ની ભીંસથી ભડકી ઊઠીને તેમનાથી બચવા માટેય પોતાનુ આગવું બળ ઊભું કર્યા વિના તેમનો છુટકો ન હતો. આ માટે નહેરુપંથી રાજકારણ અને અર્થકારણની અનુકૂળ ભૂમિકા તૈયાર હતી. નેહરુપંથીઓ સિંડિકેટની પકડમાંથી છોડાવીને ઇંદિરાજીને સર્વોપરિતા પૂરી પાડવા તત્પર હતી

હા, અર્થકારણી ક્ષેત્રે ઈંદિરાની કમજોરી હતી. આથી પણ તેમણે પિતાજીના અનુયાયી સક્રિય કાર્યકરો ઉપર આધાર રાખવો જરૂરી હતો એમાં પી એન. હકસરે ઘણો મોટો ભાગ ભજવ્યો. એ રીતે સફળતા પણ દેખાઈ પરંતુ શાસક પક્ષની અંદરના તરેહ તરેહનાં હિતો–વલણો વચ્ચે નૂતન રાષ્ટ્રીય સમાધાન સાધવાની પાયાની વાત પ્રત્યે ઉપેક્ષા સેવાઇ

આ પછી ૧૯૬૯માં પહેલું ભંગાણ કોંગ્રેસના ઇતિહાસમાં એક જબરજસ્ત આફતરૂપે લેખશે ઈંદિરાજીએ નહેરુવાદી રાહે "ગરીબી હઠાવ"નો નારો બુલંદ કર્યો. પ્રચંડ સરકારી તંત્ર કોઈ એક મંત્રયંત્ર જેમ જાદુઈ રીતે ફરતુ રહ્યુ. આખાનું અસાધારણ વાતાવરણ જમાવ્યું પરંતુ એને માટે વિવિધ સ્તરો પર પૂરી નિષ્ઠાથી કામ કરવાનું કર્યું નહિ–ગરીબો સુધી તો, સૂત્ર-મંત્ર સિવાય કશુ પહોંચ્યુ નહિ. તેમ છતાં એ જ ગરીબો, ઇંદિરાજી બરેબર 'એ માટે મથ્યાં હતાં,' 'હજી મથે છે,' અને 'મથતા રહેશે'–એવી ભલીભોળી ભાવના–માન્યતામાં એમને ચાહતા રહ્યા, ખમો આપતાં રહ્યા. અરે, જ્યારે એમના ઝૂંપડાં સામે જ ફાઈવ સ્ટાર સંસ્કૃતિ' ફાલી રહી હતી ત્યારેય, ઇંદિરાજી માટેની લાગણી અને શ્રદ્ધા તો એવી ને એવી જ હતી !

કોંગ્રેસ પક્ષનું ભંગાણ અને બેંકોનું રાષ્ટ્રીયકરણ એ બંને કાર્યક્રમોય ઈંદિરાજી માટે દેશમાં આર્થિક તાકાત ઊભી કરવાના ભાગ રૂપે ન હતા. એમના મનમાં તો, પીઢ મવાળ નેતાઓને હંફાવવાનો એક દાવ હતો. પરંતુ, નેહરુપંથીઓ (બિચારા !) કશું સમજી ન શકયા. તેમણે ઇંદિરાજીની 'કરિશ્મા'–(સંમોહિની) ઊભી કરી દીધી. આ પછી, બાંગલા દેશના ઉદ્ભવ માટેની તેમની હિંમત અને સાહસભરી કારવાઈએ, અને પાકિસ્તાન સાથેના યુદ્ધમાં મેળવેલા ત્વરિત યશસ્વી વિજયે એ ઇંદિરાજીની સંમોહિનીમાં સાત સાત રંગો પૂર્યા ...

–૧૯૭૨ સુધીમાં તો ઈંદિરાજીનુ વ્યક્તિત્વ એવું જબરજસ્ત ઉપસ્યુ હતું, અને સર્વસર્વા સત્તાધીશ બની ચૂકયાં હતા, કે તેમણે ધાર્યું હોત તો તેઓ 'દેવદૂત' તો નહિ પણ ગરીબોના ખરેખાત 'બેલી' તો બની જ ચૂકયા હોત. પરંતુ, 'ઉદ્દામવાદ' થી ઘેરાયેલા ઈંદિરાજીએ, ભારતની આંતરિક જટિલતાના ઉકેલનો સ્વસ્થ રાહ ખોજવાને બદલે, સ્ટેટસ કો (જૈસે-થે) ચલાવવામાં સલામતી લેખી. નેહરુપંથી આ નેતાને હવે પોતાના પક્ષને પરિવર્તનના સાધન તરીકે કેડર-આધારિત સક્રિય સંસ્થા બનાવવાનો રસ ન રહ્યો હવે તેમણે પોતાની અંગત સત્તાને જ સુદૃઢ કરવા ઉપર બધું ધ્યાન પરોવ્યું.

* ઈંદિરાજીનો આ પલટો તેમના રાજકારણી સંકલ્પની નિષ્ફળતાના પરિણામ રૂપ હતો કે તેમની આંતરિક સ્થિતિચુસ્તતાને આભારી હતો ?

નેહરુપંથી સ્વયંસેવીઓએ ય પહેલી વાર આંખો ખોલીને જોયુ કે તેઓ સત્તાની સમીપ હોવાને કારણે તેમની દષ્ટિ ધૂંધળી બની ગઈ હતી. તેમાં સંજયની મારુતી ઘટનાએ–તેને અંગેના ભ્રષ્ટ-વ્યવહારે તેમને આઘાત આપ્યો....નહેરુપંથી

જૂથ વિખરાવા લાગ્યું. ઇંદિરાજીએ જૂનું વાયુ-મંડળ તાજું કરવા પ્રયત્ન કર્યો પણ ત્યાર સુધીમાં તો ભ્રષ્ટાચારનો વ્યાપ એટલો વધી ગયો હતો કે તે ઇંદિરાજીને ય કોઠે પડી ગયો હતો !

સંજય સર્વોપરી બની ચૂકયો હતો. અને તેના નવાં લક્ષણો ભારે ચોંકાવનારાં હતાં ? દા. ત પોતાના ભ્રષ્ટાચારી માનીતાઓ અને મિત્રોને, પોતાને 'અંગત વફાદાર' એવી પોલીસ દ્વારા, રક્ષણ અપાતું હતું. એ બાબતની ટીકા-ટીપ્પણ કરવાની હિંમત કરનારા, સ્વતંત્ર મિજાજવાળા વહીવટી અમલદારોનેય સતાવીને ચકવી નાખવામાં આવતા હતા

અનૈતિક લંગર સાથે લાંગરેલા સમાજને 'માર્કસવાદી' સૂત્રોમાંથી ગુનેગારીના રાહે ચઢાવવાનું પ્રમાણમાં સરળ હતું-બલ્કે, શું બની રહ્યું છે તેનો ખ્યાલ પણ ન આવે એટલું બધું !

૧૯૭૨ પછી નેહરુ-પરિવારના વંશપર પરાગત શાસન સામે ઊભા થઈ રહેલા પ્રતિકારક બળોને 'રાષ્ટ્રીય ભય' રૂપે ગણાવીને, દેશને માથે ઇમર્જન્સી ઠોકવામાં આવી એના ઓઠા નીચે જે નીતિરીતિઓ અખત્યાર કરવામાં આવી તેણે, નેહરુવાદી સૂત્રોની આભામાં બહુ કાળજીપૂર્વક ઊભી કરેલી ઇંદિરાજીની પ્રતિમાને જ ખંડિત કરી.

આ પછી, ફરીથી મૂળની ભૂમિકા પર પાછા ફરવાનું અશક્ય બની ગયું. હવે તો, રાજકારણી સિદ્ધાન્તો જ પલટાઈ ગયા, અગાઉની જેમ, શૈલી 'બાદશાહી' રહી, પરંતુ તેમાં જે સંભાર ભરવામાં આવ્યો હતો તે ગંધાતો હતો.

પોતાને 'લોકશાહી' નેતા તરીકે સાબિત કરવાની ઉત્કટ ઇચ્છાને વશ થઈ, ૧૯૭૭માં ચૂંટણી આપી, અને એમાં મળેલા પરાજયે ઇંદિરાજીની રાજકીય કારકિર્દીનો અંત આણી દીધો હોત, પરંતુ. વેર ઝેર ભર્યાં ચરણસિંહના ઉધામાઓ જ 'દાસ રૂપ' બન્યા. આથી કરીને, સાધારણ રીતે વગોવવામાં આવે છે તેના કરતાં અનેક ગણો બહેતર જનતા સરકારનો પ્રયોગ પણ અળખામણો બની રહ્યો ! અંતે ઇંદિરાજી વાજતે ગાજતે પાછાં સિંહાસન પર આરૂઢ થયાં-જો કે, એમના પુત્ર સંજયે આંકી આપેલા માળખાની મર્યાદા સાથે

હવે, 'ઇંદિરા એ જ ઇન્ડિયા'-સહિતની પારિવારિક નેતાશાહીની સાથે જ સંજયવાદી માફિયાશાહી જેમાં ગુંડા અને દાણચોરો છેક ઉપરના સત્તા સ્તરેય ઘૂસી શકયા હતા અને કાળા નાણાની બોલબાલા જામી પડી હતી.

હવે, ઇંદિરાજીને કહેનારું કોઇ કહેતા કોઈ ન રહ્યું ચોપાસ ખુશામદખોરો, નોકરી સાચવી રાખનારાઓ, લાગવગના જોરે આગળ કૂદનારાઓ અને આશ્રય અનુમહના લાલચુઓ અડ્ડો જમાવીને બેઠા હતા. સંજયના આકસ્મિક મોત પછી પણ કશો ફેરફાર થયો નહિ. આંતરિક ઠરાઠરી વધતી જ ગઈ. આસામ, સિક્કિમ, પોંડિચેરી, પંજાબ, કાશ્મીર અને આંધ્ર સહિતની સમસ્યાઓ વધુ ને વધુ ગુંચાતી ગઈ અને ઇંદિરાજીની હત્યા થઈ.. આખી શીખ કોમ સામે વેરનો દાવાનળ દિલ્હીથી બંગાળ સુધી ભભૂકી ઊઠયો, ત્યારે દિલ્હીની સરકારને લકવો થયો હોય તેવી લાચારી જોવા મળી.

* જેઓ "ઇંદિરાજી વિનાનું ઇંડિયા, એટલે નેતા વિનાની વાંઝણી ભૂમિ' હોવાનું માને છે તેમને ઇંદિરાજી પોતે જ કેવો વારસો મૂકી ગયાં હતાં તે હવે તો, સમજાઇ જવું જોઇએ

હકીકતે, જવાહરલાલજીએ આ દેશની જે ઇમારત કંડારેલી હતી જેના વિના લોકશાહી પરિપાટી ટકીજ ન શકે તેવી, સ્વાયત્ત સંસ્થાઓને પોષક અને તંદુરસ્ત સમવાયી (ફેડરલ) પરીપાટીનો પુરસ્કાર કરનારી ઇમારતને જ સદંતર વાંઝણી બનાવી દેવાઇ હતી .. અને પોતાના આદર્શની પ્રાપ્તિ માટે જે રાષ્ટ્રીય કોંગ્રેસ શ્રેષ્ઠ માધ્યમ બની શકે એમ હતી, તેને જ તેમણે નિવાર્ય બનાવી દીધી હતી !

# ૪. આર્થિક પરિપાટી

૧૯૮૦માં છઠ્ઠી લોકસભાની ચૂંટણીમાં ઇંદિરાજી વળી અણધારી બહુમતી સાથે ચૂંટાઈ આવ્યા, ત્યાં સુધીમાં દેશની આર્થિક ગતિ-વિધિએ કેવું સ્વરૂપ ધારણ કર્યું હતું તે તપાસવું જરૂરી છે અલબત્ત, પહેલાં તો, સ્વરાજ પૂર્વેની ભૂમિકા, બીજું જવાહરલાલજીના શાસનકાળ સુધીની ગતિ-પ્રગતિ અને ત્રીજું ઇન્દિરાજીના સત્તર વરસના લાંબા શાસનમાં તેનો આકાર-પ્રકાર આમ ત્રણ તબક્કા પર નજર નાખવી રહે છે. અર્થકારણની અપરંપાર આંટીઘૂંટીઓ, તેની રજૂઆતની ગૂંચવનારી પદ્ધતિ-પરિપાટીઓ વગેરે વિગતોમાં અટવાયા વિના, વિશાળ પ્રજાની ગરીબી, બેકારી, ભૂખમરી દૂર કરવામાં કેટલે અંશે સફળતા મળી, કેટલે અંશે દેશ સાચી દિશામાં આગળ વધ્યો તથા ક્યાં કેવી ભૂલો થઈ વા ચાલુ રહી એની ઝાંખી થાય એટલો મર્યાદિત હેતુ આ લેખ માટે પૂરતો છે.

## (૧) સ્વરાજ પૂર્વેની ભૂમિકા

આપણે સૌ જાણીએ છીએ કે આપણા દેશને સ્વરાજ્ય મળ્યું તે પૂર્વે જવાહરલાલજીએ આ દિશામાં ઘણાં સ્વપ્નાં સેવ્યાં હતાં. ૧૯૩૮થી તો તેમણે સ્વરાજ પછીના આર્થિક આયોજનનો ખ્યાલ વારંવાર ઘૂંટયો હતો. અલબત્ત, તેમની વિભાવના અને તેના પ્રત્યેનો તેમનો અભિગમ 'સમાજવાદી' સમાજરચનાને કેન્દ્રમાં રાખનારો હતો. તેને અનુરૂપ માળખું તૈયાર કરવાની નેમથી તેમણે દેશના અનેક તજ્જ્ઞોને એ કામ સોંપ્યું હતું. જેમાં કે ટી. શાહ તેમના મુખ્ય આધારસ્તંભ બની ગયા હતા.

બીજી બાજુ, આ જ સમયખંડમાં ભારતના સર્વોચ્ચ સ્તરના ઉદ્યોગપતિઓ—સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ, જે. આર. ડી. તાતા, જી ડી. બિરલા, સર અરદેશર દલાલ, સર શ્રીરામ, કસ્તુરભાઈ લાલભાઈ, એન્ડી. શ્રોફ અને જોન મથાઈ જેવા નિષ્ણાતોએ ૧૯૪૪માં "હિંદના આર્થિક વિકાસની યોજના" પ્રગટ કરી હતી. આ પ્રયાસ પાછળનો મુખ્ય હેતુ નીચે મુજબ દર્શાવાયો હતોઃ

> હિંદના આર્થિક સંયોજનની રૂપરેખા નક્કી કરતી વખતે લક્ષમાં રાખવાના ધ્યેયો, વિકાસના સામાન્ય માર્ગની પસંદગી અને વિકાસની યોજનાને પરિણામે રાષ્ટ્રના સાધનો ઉપર આવનારા દબાણો અંગેના પ્રશ્નોની ચર્ચા માટે પૂર્વભૂમિકા તરીકે બને એટલા સ્પષ્ટ સ્વરૂપમાં, એક નિવેદન રજૂ કરવું. અને એમાંથી ઉપસ્થિત થનારી અનેક બાબતો અંગે જરૂરી તપાસ કર્યા બાદ પરિણામો સૂચવતો હેવાલ જાહેર કરવો.

આ અહેવાલ તૈયાર થાય તે પૂર્વે, પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪–૧૯) પછીના હિંદના આર્થિક વિકાસના પ્રશ્નો અંગેના સંયોજનના કેટલાક ધરમૂળના મુદ્દાઓની બાબતમાં ઉદ્યોગ-પતિઓનાં મંતવ્યો રજૂ કરવાં, જેથી એ દરખાસ્તો સંબંધમાં થવી જોઈતી ચર્ચા અને ટીકાને પૂરતો ક્ષેત્ર મળી રહે

અલબત્ત, નજીકના ભવિષ્યમાં આર્થિક બાબતોમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય ધરાવતી, સમવાયી (ફેડરલ) ધોરણે રચાયેલી મધ્યસ્થ સરકાર અસ્તિત્વમાં આવશે એવી ધારણાના પાયા પર જ આ આખી યોજનાનું ચણતર વિચારાયું હતું. જેમ કે (અ) દરેક હિંદીની માથાદીઠ આવક બેવડી કરવી; (બ) વસતીવધારો નજરમાં રાખીને, માથાદીઠ આવક બમણી કરવા માટે કુલ રાષ્ટ્રીય આવક ત્રણગણી કરવી, (ક) આ પરિણામ પ્રાપ્ત કરવા માટે ખેતીવાડીનું ઉત્પાદન હાલના કરતાં બમણાથી વધારે કરવું, (ડ) નાના મોટા બધા ઉદ્યોગોનું ઉત્પાદન હાલના કરતાં સરેરાશ પાંચગણું કરવું.

– આમ થતાં, ખેતીના ઉદ્યોગ પર જે વધારે-પડતું ભારણ છે તેમા ઘટાડો થશે.

* આ ખરડામાં ઔદ્યોગિક વિકાસ ઉપર ઘણો ભાર મૂકવામા આવ્યો હતો. તેમાં શરૂઆતનાં વરસોમા વિદ્યુત શક્તિ અને વરાળ શક્તિ ઉત્પન્ન કરવા માટે તથા કેપિટલ ગુડ્ઝ (યંત્રે-મશીનરી, સામગ્રી) ઉત્પન્ન કરવા માટે મોટા પ્રમાણમા મૂડીરોકાણની ખાસ સિફારસ હતી. કારણ કે આ ખરડો તૈયાર કરનારા ઉદ્યોગપતિઓની દષ્ટિએ, દેશના વિકાસ સામે યુદ્ધના વરસોમા જે અંતરાયો ઊભા થયાં હતા તે બને તેટલા ઓછા સમયમા સુધારી લેવાશે તો જ પરદેશથી આયાત કરાતાં યંત્રો તથા અન્ય સામગ્રીની ગરજ ઓછી થશે; અને તો જ પરદેશી દેવાંનું ભારણ તથા તે ભરપાઈ કરવાની મુશ્કેલીમા ઘણી રાહત થશે, તો જ, 'દેશ સ્વાવલંબી બનીને આબાદીના રાહે આગળ ધપશે.

જો કે, તેઓ એ પણ સ્વીકારતા હતા કે આ દરમ્યાન, ખાસ આવશ્યક વપરાશી વસ્તુઓનું ઉત્પાદન ધ્યાનમા રાખીને બધું ગોઠવવું પડશે.

આ સિદ્ધિઓ હાસલ કરવા તેમણે પંદર વરસના ગાળાને ત્રણ પંચવર્ષીય યોજનાઓમાં વહેંચી નાખીને, પાયારૂપ ભારે ઉદ્યોગો પાછળ દરેક યોજનામાં રૂ. ૩૪ અબજ ૮૦ લાખ (કુલ ૧૦૦ અબજ) ખર્ચવાનો અંદાજ બાંધ્યો હતો–મોટા ભાગનું ખર્ચ પરદેશોથી યંત્ર સામગ્રી મંગાવવા માટે. આ રોકાણ–ખર્ચ સામે દરેક યોજનામાં ૨૬ અબજની આવકનો અંદાજ હતો (ત્રણમાં થઈ ૭૮ અબજ). તેમા આયાતો કરતા નિકાસોનું વધુ પ્રમાણ જળવાશે એવી ધારણા હતી, જે ૧૯૪૨–૪૩ના વર્ષની ગણત્રીએ હતી.

* વળી, આખી યોજના એકંદરે સમતોલ બને એ બાબત ખરડાના અંતે સ્પષ્ટ કરવામાં આવી હતી–

"ખેતીવાડી, વાહનવ્યવહાર શિક્ષણ વ્યવસ્થા, પ્રજાસ્વાસ્થ્ય અને નિવાસસ્થાનોના વિકાસ માટેની સર્વોચ્ચ સીમા નક્કી કરવામા, બને ત્યાં સુધી વિકાસની દરેક કક્ષાની જરૂરીઆતો અને એ કક્ષા દરમ્યાન ઉપયોગમા લેવાનારાં સાધનો તેમજ માણસો વચ્ચે સમતુલા જાળવી રાખવા સજાગ પ્રયત્ન કરવાનો રહેશે."

વધુમા, મહત્વની વાત એ છે કે આ ખરડાનો પ્રવેશક ભારતીય અર્થકારણ અને સાંસ્કૃતિક ક્ષેત્રે ઊંડી અને સ્વસ્થ સૂઝ–સમજ ધરાવનારા મનુ સુબેદારે લખ્યો હતો. તેમાં ઉદ્યોગપતિઓના ખરડાને એકંદરે આવકારવા છતાં, તેમાં મૂળભૂત અભિગમનો જે દોષ લાગ્યો હતો તે તરફ તેમણે આંગળી ચીંધી હતી; આપણા જેવા ગરીબ ખેતીપ્રધાન અને મોટી વસતીવાળા દેશને માટે સાચી દિશાની પ્રગતિ અંગે ખૂબ જ ચોટદાર માર્ગદર્શન કર્યું હતું–

"આપણું અંતિમ ધ્યેય હિંદુસ્તાનની ગરીબ પ્રજાની શારીરિક, આર્થિક અને નૈતિક ઉન્નતિ છે. માટે સૌથી ગરીબ કરોડો માણસોની સ્થિતિ સુધારીને તેમના સહકારથી આર્થિક ઇમારતનો દઢ પાયો રચવો જોઈએ."

આ પ્રવેશકમાં સુબેદારે મોટા ઉદ્યોગોની ઝડપી પ્રગતિની વાતથી અંજાઈ ન જવા ચીમકી આપી હતી.

હિંદના ઉદ્યોગપતિઓએ ઈંગ્લાંડ–અમેરિકાના આંકડાઓને ટપી જાય એવી સો અબજ રૂપીયાની યોજના જાહેર કરી એટલે જાણે નાણાંની રેલમછેલ થઈ ગઈ–એમ રખે કોઈ સમજે. કેમકે, આ દેશમા તો એક તરફ માંડ પેટ પૂરતું ન મળતાં કરોડો સ્ત્રી–પુરુષોનું અને અત્યંત સંકડાશથી જીવન નિર્વાહ કરનારા માનવોનું દશ્ય છે બીજી તરફ જેમની દોલત ઊભરાઈ જાય છે અને જેઓ એમાંથી

અનેક જાતનાં સંપત્તિ-વૃદ્ધિનાં સ્વપ્ના સેવી રહ્યા છે તેવા હિંદુસ્તાનની વસતીના શ્રીમંતાઈ -વાળા લાખે એક, એટલે કે ૧/૧૦૦૦ ટકાવાળા વર્ગનું દશ્ય છે!

આ રીતે ટકોર કર્યા પછી સુબેદારે યોજનાના ખરડામાં જ સ્વીકારેલા રૂા. ૩૫૦૦ કરોડના ફુગાવાનો ઉલ્લેખ કરીને પ્રશ્ન કર્યો છે કે ૧૦૦૦ કરોડના ફુગાવામાં પ્રજાની દુર્દશા થઈ છે, તો સાડાત્રણ ગણા વધુ ફુગાવા પછી તો શું થશે? અને ચીમકી આપતાં ઉમેર્યું છે કે–

—આર્થિક વિકાસ તેમજ ઉદ્યોગોનો વધારો આવી ભયંકર કીમત આપીને મેળવવો કે નહિ તે જ શંકાસ્પદ છે

આગળ વધીને સુબેદારે "થોડા સમયમાં પરિણામ લાવવા સારૂ પ્રજાએ મોટું દુ:ખ ખમવું જોઈએ" એવી સલાહ આપનારાઓને સંભળાવી દીધું છે કે "પ્રજાનો જે ભાગ ઘણુંબધું આજે ખમી રહ્યો છે તેના પર વધુ બોજ ના પડે, અને જેણે ભોગ આપવો જોઈએ તેવા વર્ગો ખોટો (મોટો) લાભ ન મેળવી જાય એ ધ્યાનમા રાખવાનું છે.

અને પછી, કેવળ ઉદ્યોગપતિઓના નહિ, જવાહરલાલજીનાય અભિગમની ટીકા કરતા હોય એમ સુબેદારે ઉમેર્યું હતું કે—

—ભવિષ્યની પ્રજાને માટે ઈમારત ચણતાં હાલની પ્રજાના જીવનનો બિનજરૂરી ભોગ ન અપાય એની તકેદારી રાખવી આવશ્યક છે.

અંતમાં, સુબેદારે ગાંધીજીના અભિગમને કેન્દ્રમાં રાખીને જણાવ્યું છે કે–

* વર્ધાની શિક્ષણ-પદ્ધતિ અને ગ્રામોદ્યોગની યોજનાઓનો આર્થિક પાયો એક જ છે. ગામડાંમા માલની પેદાશ વધે, નાના મોટા બધા કંઈ ને કંઈ સારું શીખે અને વચલા માણસોની નફાખોરી તદ્દન નીકળી જાય, તે ગાંધીચીંધ્યો મહામાર્ગ છે. વધુમા આ ગ્રામોદ્યોગો દ્વારા ગામડાંના માણસોની કામ કરવાની શારીરિક તેમ જ માનસિક શકિત તેમ જ કુશળતા વધશે અને, લાખો સ્ત્રી-પુરુષોને 'અકુશળ' (અનસ્કીલ્ડ) મજૂરોમાથી 'કુશળ' (સ્કીલ્ડ) કારીગરો બનાવવાનો આ રસ્તો છે. આ રસ્તે હાથના ઉદ્યોગોની પેદાશ હમણા છે તેના કરતા ચીસગણી બીજાં દશ વરસમા કરી શકાય એમ છે, તેમ થતાં કરોડોને રોજી મળશે, બેકારી હળવી થશે, વળી ઓછી મૂડીએ ઉત્પાદન વધશે; અને નાના ઉદ્યોગો માટેના યંત્ર-સાધનો દેશમા જ તૈયાર થઈ શકશે

અલબત્ત, સુબેદાર ઉદ્યોગોની વૃદ્ધિ કે મોટા પાયાના ઉદ્યોગોના વિરોધી નથી. તેઓ સફાઈ કરે છે કે "જૂના (મોટા) કારખાના ભલે ચાલે; પરંતુ, નવા કારખાના ફક્ત એવી જ ચીજો માટે જોઈએ કે જે ગામડામાં, મોટે ભાગે, હાથ-મહેનતથી તૈયાર થઈ શકતી હોય, આ કારખાનાં ગ્રામડાંની જીવન જરૂરિયાતોને તત્કાલ અને સસ્તાદરે પોષનારા હોવા ઉપરાત શહેરી ઉદ્યોગો માટેની પ્રાથમિક બનાવટો તૈયાર કરી આપનારા હોવાં જોઈએ.

વળી, તેઓ ઉમેરે છે કે, નવા ઉદ્યોગોને મક્કમ કરવા હોય તો (અ) ધંધાદારી પરદેશી આક્રમણથી તેમને બચાવવા-ટકાવવા જોઈએ; (બ) દેશની અંદરની અવિચારી હરીફાઈથીય તેમને ઉગારી લેવી જોઈએ.

આવા મર્યાદિત અને નિશ્ચિત હેતુ માટે અમુક ઉદ્યોગોની સરકારહસ્તક મોનોપોલી હોવાની સિફારસ કરતાં સુબેદારે જણાવ્યું છે કે "ઔદ્યોગિક પ્રગતિ જરૂરી છે પણ બધો નફો ખાનગી ખિસ્સામાં જતો રોકવા માટે આ જરૂરી છે"

આમ, સુબેદારે ઉદ્યોગપતિઓના ખરડાના 'પ્રવેશક' નિમિત્તે એક મોટું કામ કર્યું છે. તેમણે તેમાં ગાંધીજીનું નામ ઓછામા ઓછી વાર

લીધું છે છતાં, ગાંધીવિચાર કેવળ નૈતિક રીતે ઉચ્ચતર છે એવું નથી, તે તો ભારત જેવા દેશ માટે વ્યવહારુ માર્ગદર્શક છે, એ રસ્તે જલ્દી અને મોટું પરિણામ લાવી શકાશે –એવું સચોટ મૂલ્યનિષ્ઠ પ્રતિપાદન કર્યું છે.

આપણે માટે સ્વરાજ્ય પછીના વિકાસને ચકાસવા સારું આ માનદંડ પૂરતો છે.

## સ્વરાજ્ય : જવાહરલાલજીની છત્રછાયામાં

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી તો, જેમને મહાત્મા ગાંધીએ આ દેશના 'બેતાજ બાદશાહ' તરીકે નવાજ્યા હતા તે જવાહરલાલજીએ, દોઢસો વરસના બ્રિટિશ શોષણ નીચે ગુંગળાઈ ગયેલા દેશને બેઠો જ નહિ, દોડતો કરી દેવાની –અરે, દુનિયાના નકશામાં આગલી હરોળમાં પહોંચાડવાની હોંશમાં પંચવર્ષીય યોજનાઓનો ઝડપી અમલ કરવાનું બીડું ઝડપ્યું હતું.

જો કે, વધુ સ્પષ્ટતા કરતાં તેમણે જણાવ્યું હતું કે, આયોજનનું ધ્યેય સ્વાશ્રય, પરસ્પર સહકાર અને સરકારી મદદ—ત્રણેના પાયા પર સામાજિક આર્થિક સરકારી પ્રજાસત્તાક સંઘની દૃઢ ઇમારત ઊભી કરવાનું છે. તેમાં રાજકીય સત્તાની જેમ આર્થિક ક્ષેત્રેય મહત્તમ વિકેન્દ્રીકરણ હાસલ કરવાનું છે.

આપણે એ જોઈ શકીએ છીએ કે પહેલી પંચવર્ષીય યોજના (૧૯૫૧–૫૨થી૫૫–૫૬) માં આ હેતુ ઠીકઠીક જળવાયો હતો ખાસ તો, તેમાં ખેતી વિકાસ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું હતું. વળી, ખાનગી નાના અને મધ્યમ કક્ષાના ઉદ્યોગો વિકસાવવાનો ઝોક પણ હતો. અને સરકાર હસ્તકના મોટા ઉદ્યોગોની જરૂરિયાત માન્ય હોવા છતાં, તે દિશામાં ઉતાવળી દોટ ન મૂકવાનું ડહાપણ પણ વરતાયું હતું પરિણામે કુલ મૂડી રોકાણ રૂ. ૩૪૬૦ કરોડમાં રૂ. ૧૫૬૦ કરોડની રકમ (માંડ ૪૬.૪ ટકા રકમ) જાહેર વિભાગ એટલે કે રાજ્ય હસ્તકના ઉદ્યોગો પાછળ અને બાકીની (૫૩.૬ ટકા) રકમ ખાનગી વિભાગ એટલે કે ખેતી તથા ઇતર ખાનગી માલિકીવાળા નાના ઉદ્યોગોમાં રોકાઈ હતી. પરિણામે, અનાજનો પાક ૧ કરોડ ૫૯ લાખ ટન થયો હતો, જે લક્ષ્યાંક ૧ કરોડ ૬ લાખ ટન કરતાં ૫૩ લાખ ટન વધુ હતો.

આથી તો પ્રથમ પંચવર્ષીય યોજના 'સુવર્ણ યુગ' તરીકે વાહવાહાઈ હતી.

પરંતુ, પંડિતજીને તો પશ્ચિમના રાહે ઉદ્યોગીકરણ અને રશિયાના સામ્યવાદી રાહે સમાજવાદની ધૂન લાગી હતી. તેમને મન દેશની ગરીબી નાબૂદ કરવાનો અને સમાનતા સ્થાપવાનો એ એકમાત્ર કીમિયો હતો. અને દસવીસ વરસમાં—બને તો પોતાના શાસનકાળમાં જ—આવો ચમત્કાર કરી બતાવવાની હોંશ હતી. આથી બીજી પંચવર્ષીય યોજનાની શિકલ બદલાઈ રહેલી જોવા મળે છે.

ત્રીજી યોજના (૧૯૬૧–૬૨થી ૧૯૬૫–૬૬) ને અંતે તો, શિકલ ખાસી બદલાઈ ગઈ હતી.

(૧) સૌથી પહેલા અન્ન ઉત્પાદન પર નજર નાખીએ. બીજી યોજનાને અંતે, ૧ કરોડ ૪૯ લાખના લક્ષ્યાંકને સ્થાને ૧ કરોડ ૪૧ લાખ ટનનું એટલે કે લક્ષ્યાંક કરતાં ૮ લાખ ટન ઓછું ઉત્પાદન થયું હતું. ત્રીજી યોજના વખતે તો મોટો ધબડકો થયો હતો : ૧ કરોડ ૯૦ લાખ ટનના લક્ષ્યાંક સામેય માત્ર ૧ કરોડ ૧૦ લાખ ટનના તળિયે ઉત્પાદન ગબડી પડયું હતું—૮૦ લાખ ટન ઓછું !

(૨) ઔદ્યોગિક ઉત્પાદનમાં—જેની ઘણી આશા બાંધી હતી અને બડાશો મારી હતી તે ક્ષેત્રેય—કંઈ ઊજળું ચિત્ર ન હતું ૧૯૫૦–૫૧નો આંક ૧૦૦ ગણતાં, પહેલી જ યોજનાના અંતે ૧૩૯ આંક જેટલું (૩૯ આંક વધુ) ઉત્પાદન થયું હતું. ત્યારે બીજી યોજના વખતે લક્ષ્યાંક ૨૦૭નો હતો, તેને બદલે ઉત્પાદન ૧૯૪એ પહોંચ્યું હતું, અને ત્રીજી

યોજનાનું લક્ષ્ય ૩૨૯ આંકનું હતું, એટલે કે આગલા કરતાં ૬૮.૭ ટકા (વાર્ષિક ૧૩ ૫ ટકા)ની વૃદ્ધિનુ હતું, તેને બદલે માત્ર ૪૦ ટકા એ (વાર્ષિક ૮ ટકાએ) ઊતરી ગયું હતું !

કુલ મૂડી રોકાણમાં જાહેર વિભાગના ઉદ્યોગો માટે કરાતા રોકાણનું પ્રમાણ ત્રીજી યોજનાનું એક મોટું દૂષણ હતુ—રૂ. ૧૧૨૫૦ કરોડના કુલ મૂડી રોકાણનો ૨/૩ ભાગ જાહેર વિભાગમા રોકાયો હતો, અને તેમાથી પોણા ભાગની સપત્તિ બિનકૃષિ ક્ષેત્રે રુલવાઈ ગઈ હતી

જે દેશમા ૯૦ ટકા લોકો સીધા ખેતી સાથે સંકળાયેલા હોય ત્યાં તેમની જ આવી ઉપેક્ષા કરનારી યોજના તો શાપરૂપ ગણાવી જોઇએ.

થોડીક વિગતે જોઇએ તો, પહેલી યોજનામા જાહેર વિભાગનું રોકાણ કુલ મૂડી રોકાણના ૪૬ ટકા જેટલુ હતુ. ત્યારે બીજી યોજનામાં ૫૪ ટકા અને ત્રીજીમાં ૬૧ ટકા સુધી પહોચી ગયુ હતુ ! આવી જંગી રકમ આવવાની હતી કયાથી ? બે રસ્તા હતા, એક તો મોટા ભાગની રકમ દેશની પોતાની વાર્ષિક પાંચ ટકા જેટલી બચત, અને બાકીની માટે પરદેશની 'મદદ' એટલે કે દેવું ! પરતુ રાષ્ટ્રીય બચતની ગણતરીજ ખોટી પડી હતી.

અધિકૃત આંકડા પોથી (સ્ટેટિસ્ટિકલ આઉટલાઈન ઓફ ઇન્ડિયા (૧૯૮૨) મુજબ પહેલીમા સાડા ત્રણ ટકા, બીજીમા ચાર ટકા અને ત્રીજીમા માત્ર અઢી ટકા જ બચત હતી ! સાધારણ ગણતાં તો તે અનુક્રમે પોણા બે, બે અને ત્રીજી યોજનામા લગભગ શૂન્ય (૧/૧૦ ટકા) જેવી દયામણી સ્થિતિએ પહોંચી હતી

*-નિષ્ણાતોના મતે દરેક વ્યક્તિને અન્ન, વસ્ત્ર, રહેઠાણ અને સ્વાસ્થ્ય તથા શિક્ષણ મળે તે માટેય વાર્ષિક રાષ્ટ્રીય બચત ૭ થી ૮ ટકા હોવી જોઇએ; તેને બદલે આપણે સરેરાશ બે ટકાએ હતા ! ,

(૩) હવે, બેકારી નિવારણની બાબત વિચારતા સૌથી મોટા સવાલ એ ઉપસ્થિત થવો જોઇએ કે રાષ્ટ્રની મર્યાદિત (જરૂર કરતાં પણી ઓછી) આવકનું રોકાણ કયાં કરવાથી વધુ મજૂરોને કામ આપી શકાશે. ત્રીજી યોજના દરમ્યાન આ સવાલે ચકચાર જગાવી હતી. સરકારે એક વધુ (ચોથો) સ્ટીલ પ્લાન્ટ નાખવાનો ઉતાવળો નિર્ણય લીધો હતો જે અતિ નુકસાનકારક હતો કેમ કે આ પ્લાન્ટમાં વાર્ષિક ઉત્પાદન ૧૦ લાખ ટનનું કરવા માટે રૂા. ૧૮૦ કરોડ રોકવા પડશે, અને તે પછી પણ તેમાંથી ઉત્પાદન માત્ર રૂા ૪૫ કરોડ ! જેટલું જ થવાનુ ! એટલે કે મૂડી કરતાય ચોથા ભાગનું જે મૂડીની ટાંચ ધરાવતા દેશને પોષાય નહિ

– વળી, ૧૮૦ કરોડ રૂપીઆના આ પ્લાન્ટમાં માત્ર ૮૦૦૦ કામદારોને જ કામ અપાશે !

હવે જો (અ) અતિ ઉચ્ચ ટેકનોલોજીવાળા સ્ટીલ પ્લાન્ટની ઉતાવળ કર્યા વિના તત્કાળ એન્જીનિયરીંગ ઉદ્યોગોમા આ રૂ ૧૮૦ કરોડ રોકવામા આવે તો રૂ ૨૦૦ કરોડનુ ઉત્પાદન થાય એટલું જ નહિ, ૮૦૦૦ માણસોને કામ આપવાને બદલે ૧ લાખ માનવીઓને રોજી આપી શકાય

* (બ) એંજીનિયરિંગનીય ઉતાવળ કર્યા વિના જો ખેતીવાડી અને ગ્રામોદ્યોગો તથા નાના ઉદ્યોગો પાછળ આવડી જંગી મૂડીનુ રોકાણ થાય તો પારાવાર પેદાશ થાય અને લાખોને રોજી આપી શકાય

– આપણી પ્રજાનુ જીવનધોરણ જોતજોતાંમાં ઊચુ આવે !

* આ ચિત્ર એટલું તો સ્પષ્ટ કરે છે કે જેમ મોટી મૂડી તેમ વધુ આર્થિક પ્રગતિ વા વધુ આબાદી એ પાયો જ ખોટો સાબીત થયો છે, એનાથી ઊલટુ જ છે.

ત્રીજી યોજનાને અંતે જે એક વિશેષ સમસ્યાનો ઉમેરો થયો તે સાસ્કારિક દષ્ટિએ વધુ ચિંતાજનક ગણાય. જો ગરીબની ગરીબી ન ટળવાની હોય અને નીચલો—વચલો મધ્યમ વર્ગ કશું ખાટવાનો ન હોય, તો તેમનું માનસ પણ સંકોચાવાનુ. બલ્કે વધારે શ્રમ કરવાનું અને વધારે

ઉત્પાદન કરવાનું પ્રોત્સાહન જ મારી નાખવા જેવું થશે .. ..

એર, ત્રીજી યોજનાનો અંત (માર્ચ-૬૬) એટલે જવાહર-યુગનો અંત અને ઇન્દિરાજીના શાસનનો આરંભકાળ. હવે ઇંદિરાજી એમના ૧૭ વર્ષના લાંબા શાસનકાળ દરમ્યાન આર્થિક ક્ષેત્રે કેવું પ્રયાણ કરે છે, કેવાં પરિણામો પેદા કરે છે તેના તરફ નજર નાખી લઈશું.

ઇંદિરાજીનું શાસન : ઉકેલ નહિ, અટવાણ

ઇંદિરાજીના શાસન કાળના આરંભ પૂર્વે જ પરિસ્થિતિ કેવી વિકટ બની ચૂકી હતી તેનું ચિત્ર આપણે જોયું. વધુમાં, આયાતોનું પ્રમાણ નિકાસ કરતાં ઘણું વધુ ચાલુ રહેવાને કારણે દેશ વિદેશીઓનાં દેવાંમાં ધસડાતો ગયો હતો, જેનું વ્યાજ ચૂકવવામાં લાભો થઈ જતો હતો.

આવા સંજોગોમાં ઇંદિરાજી માટે પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થયું હતું. વિદેશી લેણદારોના દબાણ નીચે લાચારીપૂર્વક રૂપીઆનું અવમૂલ્યન કરવાની વારી આવી હતી (જૂન-૧૯૬૬) : સૌથી પ્રથમ તો દર રૂ. ૧૦૦ એ ૧૮ ૬૬ ગ્રામ સોનું રિઝર્વમાં રાખવાને બદલે ૧૧-૮૫ ગ્રામનો નિર્ણય લેવો પડયો હતો. એક ડોલરની કિંમતની ચીજ વસ્તુની ખરીદી સામે રૂ. ૪-૭૫ આપવા પડતા હતા તે હવે રૂ. ૭ ૫ આપવા પડવાના હતા. તે જ રીતે, એક પૌંડની કિમતનો માલ ખરીદના રૂા. ૧૩-૩ આપવા પડતા હતા તે વધીને એકદમ રૂા. ૨૧ આપવાના થયા ! આવી લાચારીનું ખાસ કારણ હતું આપણે ત્યાં અનાજની અતિશય તંગી-અમેરિકા પાસેથી ૯૦ કરોડ ડોલરનો વધુ જથ્થો મેળવવાની ગરજ ઊભી થઈ હતી. ઉપરાંત, વર્લ્ડ બેન્કની વધુ સહાય મેળવવા સારુ૫ આવું કદમ અનિવાર્ય લાગ્યું હતું.

આમ, બધા પ્રકારની ભીંસ ઊભી થતા દેશમાં અસંતોષનું મોજું ફરી વળ્યું હતું. તેમાં ઉદ્દામોએ 'બંધ' અને 'ઘેરાઓ'ના આંદોલનોથી સરકારને પડકારવાનું શરૂ કરી દીધું હતું. કલકત્તા, મુંબઈ ગ્વાલિયર, ઉજ્જૈન વગેરે સ્થળોએ વિવિધ કારણો સર તોફાનો શરૂ થઈ ગયાં હતાં. કલકત્તા, દિલ્હી, આસામમાં અને તામિલનાડુમાં વિદ્યાર્થીઓનો અસંતોષ પણ પ્રગટ થવા લાગ્યો હતો.

જો કે આર્થિક પરિસ્થિતિને કાબૂમાં લેવાના ઇરાદે ઇંદિરાજીએ ૧૯૬૭થી ૧૯૭૦ વચ્ચે કેટલાંક પગલાં ભર્યાં હતાં. તેમાં મેનેજિંગ એજન્સી સિસ્ટમની સંપૂર્ણ નાબૂદી (ડિસેમ્બર, ૧૯૬૭), કંપનિઝ એમેન્ડમેન્ટ એક્ટ (૧૯૬૯: અમલ એપ્રિલ ૧૯૭૦થી), રીસ્ટ્રિક્ટિવ ટ્રેડ પોલિસી એક્ટ દ્વારા મોનોપોલી પ્રેક્ટિસિઝ (MRTP) કમિશનની નીમણૂક-મુખ્ય હતાં.

* ઉપરાંત નવી ઔદ્યોગિક નીતિ (ફેબ્રુઆરી ૧૯૭૦) જાહેર કરી. તે મુજબ, પાયાના અને વ્યૂહાત્મક ઉદ્યોગોને મૂડી તથા અન્ય જરૂરીઆતોની બાબતમાં અગ્રિમતા આપવી; (૨) મધ્યમ કક્ષાના ઉદ્યોગો (રૂા. ૧ કરોડથી પાંચ કરોડના રોકાણવાળા)ને ઉદાર શરતે સગવડો આપવી; (૩) નાના ઉદ્યોગો (રૂા. સાડા સાત લાખથી ઓછી મૂડીવાળા) —ને માટે 'રીઝર્વેશન પોલિસી' ચાલુ રાખવી—આ બધાં પગલાં દ્વારા ખાનગી મોટી ઔદ્યોગિક પેઢીઓને કાબૂમાં લેવાનો પ્રયાસ હતો; તો 'ફોરેન એક્સચેંજ રેગ્યુલેશન એક્ટ' (FERA) થી વિદેશી પેઢીઓને રાષ્ટ્રીય બનાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો.

* હકીકતે, આ બધાં પગલાં છેલ્લાં વીસ વરસથી ચાલતી આવેલી મૂળભૂત આર્થિક નીતિને સ્પર્શ કરનારાં ન હતાં; ચાલુ રસમને અનુલક્ષીને લેવાયેલાં માર્જિનલ કદમ હતાં.

આ ઉપરાંત, પંચવર્ષીય યોજનાને 'હોલી ડે' (રજા) આપવાની પરિસ્થિતિ પેદા થઈ હતી. .પરંતુ, તેમ કરવાને બદલે, પાંચ પાંચ વરસનું લાંબું અને જંગી માળખું ટાળીને, વાર્ષિક આયોજનનો પ્રયોગ કરવામાં આવ્યો હતો (૧૯૬૬-૬૭ થી ૧૯૬૮-૬૯ ના ત્રણ વરસ સુધી ). આ પછી, વળી ૪થી પંચવર્ષીય યોજના (૧૯૬૯-૭૦ થી ૧૯૭૩ ૭૪) ચાલુ કરી દેવામાં આવી હતી—અગાઉ કરતાંય વધુ ધમાકા સાથે !

નીચેનો કોઠો કેન્દ્ર અને રાજ્ય સરકારોએ પાંચ પંચવર્ષીય અને ત્રણ વર્ષની વાર્ષિક યોજનામાં જાહેરક્ષેત્ર નાણાંની

જે ફાળવણી કરી હતી તેનો ખ્યાલ આપે છે. (રૂપિયા કરોડમાં)

| ક્ષેત્ર | ૧ [૧૯૫૧-૫૨થી ૧૯૫૫-૫૬] | ૨ [૧૯૫૬-૫૭થી ૧૯૬૦-૬૧] | ૩ [૧૯૬૧-૬૨થી ૧૯૬૫-૬૬] | વાર્ષિક [૧૯૬૬-૬૭થી ૧૯૬૮-૬૯] (૩ વરસ) | ૪ [૧૯૬૯-૭૦થી ૧૯૭૩-૭૪] | ૫ [૧૯૭૪-૭૫થી ૧૯૭૮-૭૯] |
|---|---|---|---|---|---|---|
| ૧. ખેતી વિષયક | ૨૯૦ | ૫૪૯ | ૧૦૮૯ | ૧૧૦૭ | ૨૩૨૦ | ૩૪૦૦ |
| ૨. સીંચાઇ અને પૂરનિયંત્રણ | ૪૩૪ | ૪૩૦ | ૬૬૫ | ૪૭૧ | ૧૩૫૪ | ૨૮૦૫ |
| ૩. વીજળી | ૧૪૯ | ૪૫૨ | ૧૨૫૨ | ૧૨૧૩ | ૨૯૩૨ | ૫૫૧૧ |
| ૪. ગ્રામોદ્યોગ અને લઘુઉદ્યોગો | ૪૨ | ૧૮૭ | ૨૪૧ | ૧૨૬ | ૨૪૩ | ૩૭૫ |
| ૫. ઉદ્યોગ અને ખનીજ | ૫૫ | ૯૩૮ | ૧૭૨૬ | ૧૫૧૦ | ૨૮૬૪ | ૭૪૮૫ |
| ૬. વાહન અને સંદેશા વ્યવહાર | ૫૧૮ | ૧૨૬૧ | ૨૧૧૧ | ૧૨૨૨ | ૩૦૮૦ | ૫૧૮૮ |
| ૭. સામાજિક સેવાઓ | ૪૭૨ | ૮૫૫ | ૧૪૯૨ | ૯૭૬ | ૨૯૯૦ | ૮૮૪૭ |
| કુલ | ૧૯૬૦ | ૪૬૭૨ | ૮૫૭૭ | ૬૬૨૫ | ૧૫૭૮૩ | ૨૯૫૭૧ |

(ભારત આંકડામાં પાન નં-૨૦)

સૌથી પ્રથમ આ કોઠામાંના જાહેર ક્ષેત્રના કુલ રોકાણ ઉપર નજર નાખીએ તો, ૩ જી પંચવર્ષીય યોજનાનો કુલ આંકડો (રૂ-૮૫૭૭) છે તે પાચ વરસનો છે. એટલે કે વાર્ષિક સરેરાશ રૂ. ૧૭૧૫ કરોડ; તે પછીના ત્રણ વરસની જે રકમ (રૂ ૬૬૨૫) છે તેની વાર્ષિક સરેરાશ રૂ. ૨૨૦૮ કરોડની થાય છે. એ પછીની ૪થી અને ૫મી યોજનાની રકમો તો ત્રીજી યોજના કરતાં અનુક્રમે પોણા બે ગણીથી અને સાડા ગણુ ગણીથીય વધુ મોટી છે.

એટલે કે જાહેર ક્ષેત્રનો કૂદકો અગાઉની પરંપરાએ એવો ને એવો ઊંચો ચઢતો ગયો છે

હવે, ખેતી વિષયક અને સીંચાઇ – બે ક્ષેત્રના ખર્ચની રકમો જોઇએ. ત્રીજી યોજનામા અનુક્રમે રૂ. ૧૦૮૯ કરોડ અને રૂ ૬૬૫ કરોડનું રોકાણ હતું. આ પાચ વરસની રકમ સામે તે પછીના ત્રણ વરસમા લગભગ દોઢી રકમ ફાળવાઈ હતી. એ પછીના ૪થી પાંચમી યોજનાના આંકડા, ત્રીજીની સરખામણીએ, અનુક્રમે બે ગણાથી વધુ અને ત્રણ ગણા જેટલા છે આની સામે ઉદ્યોગ ખનીજ માટેના રોકાણની રકમ જોઇએ તો, ૩જી યોજનામા વાર્ષિક રકમ દોઢી થવા જાય છે; ચોથી યોજનામા પોણા બે ગણી અને પાચમીમા તો લગભગ સાડાચાર ગણી છે !

આમ, ખેતી (ગ્રામ) અને ઉદ્યોગો (શહેરી) વચ્ચેનું અંતર વધતું જ રહ્યુ છે

હવે, જો ગ્રામોદ્યોગ અને લઘુઉદ્યોગ આ બંનેની ગતિવિધિ તપાસીએ તો તે વધુ આઘાતજનક જણાયા વિના નહિ રહે. છેક પહેલી યોજનાથી નજર નાખવા માંડીએ તો, રૂ. ૪૨ કરોડની નજીવી રકમ વધતી વધતી ૫ દર વરસે જે રૂ. ૨૪૧ કરોડ સુધી પહોંચી હતી તે ૨૮મા વરસેય રૂ. ૩૭૫ સુધી જ–નવગણી થતા થતા–અટકી ! ત્યારે, મોટા ઉદ્યોગ–ખનીજના ક્ષેત્રે રૂ. ૫૫ કરોડથી શરૂ કરી રૂ ૭૪૪૫ કરોડ જેવુ ઊંચો પહાડ–૧૩૫ ગણી–જેવા મળે છે ।

આ ઉપેક્ષા પહેલી યોજના બાદ કરતા (લઘુઉદ્યોગમા રૂ. ૪૨ કરોડ, સામે મોટા ઉદ્યોગમાં રૂ. ૫૫ કરોડ), સતત વધતી જ રહી છે

કેન્દ્રસરકાર હસ્તકના આ ઉદ્યોગોમાં કેટલા કામદારો રોકાયા હતા એટલે કે કેટલાને રોજી આપી શકાઈ હતી તે તપાસતા (અધિકૃત આંકડા પોથી ૭૪ મુજબ) જણાય છે કે ૧૯૬૦–૬૧માં ૪૮ મોટા ઉદ્યોગોમાં રૂ. ૯૫૩ કરોડની પૂંજી રોક્યા પછી ૧,૮૫૦૦૦ કામદારોને રોજી અપાઈ હતી, ૧૯૭૮–૭૯ સુધીમાં ૧૭૬ ઉદ્યોગોમા રૂ. ૧૫૬૦૨ કરોડના એટલે કે ૧૬ ગણા મૂડી રોકાણ પછી, ૧૮ લાખ એટલે કે માડ દસગણી સંખ્યાને લાભ અપાયો હતો ! અને ૧૯૭૯–૮૦મા ૧૮૬ ઉદ્યોગોમા રૂ. ૧૮૨૨૫ કરોડના રોકાણ છતાં માડ સાડા અઢાર લાખને કામ અપાયું હતું !

હવે, કેન્દ્ર હસ્તકના જાહેરવિભાગના ઉદ્યોગોનો નફો-તોટો તપાસીએ (આકડા પોથી–૭૬ મુજબ) રૂ. ૧૯૭૮–૭૯મા ૧૫૮ ઉદ્યોગોમા રૂ. ૧૮૪ કરોડનો નફો હતો; ત્યારે ૧૯૭૯–૮૦મા ૧૬૮ ઉદ્યોગોમાં રૂ ૨૨૬ કરોડ ૭૦ લાખનો નફો હતો. (આ વરસોનુ મૂડી રોકાણ આશરે રૂ ૨૦,૦૦૦ કરોડ કરતા વધારે હતું !)

હવે, નજર નાખીએ રૂપીઆની ખરીદ શકિત ઉપર. ૧૯૬૧ના દરે ૧૯૬૭મા ૫૮ પૈસા જેટલી થઈ હતી; તે ઊતરતા ઊતરતાં ૧૯૭૫મા ૩૨ પૈસા જેટલી અને ૧૯૮૩મા ૧૯ પૈસા જેટલી નીચી ગઈ હતી. સાદી ભાષામા કહીએ તો મોઘવારી એટલી વધી કે ૧૯૬૧મા જે માલ ૧ રૂપીએ મળતો હતો તે ૧૯૮૩મા લેવા જતા રૂ ૫ થી વધુ આપવા પડતા. બીજી બાજુ, બાંધેલા પગારદારો અને અસંગઠિત કામદારોના મળતરમાં લાગ્યે ત્રણ ગણો વધારો થયો હશે ખેતમજૂર, અને સાધારણ ખેડૂતનું મળતર તો નહિવત્..અને છેક નીચલા સ્તરનો ગરીબ

[ક્રમશઃ]

વધારે જ ગરીબ બન્યો....!

☆

એક બાજુ ઉત્પાદનની ગતિ ધીમી હતી તેની તરફ઼ી, બીજી બાજુ સરકારી વહીવટી ખર્ચો વધતા ગયા પરિણામે બિનવિકાસ માટેનું બજેટ મોટું થતું ગયું. તા. ૧૯૭૭–૭૮મા કેન્દ્ર અને રાજ્ય–સરકારોનું સંયુક્ત બજેટ રૂ. ૨૩,૧૨૭ કરોડનું હતું તેમાં વિકાસ અંગેનું રૂા. ૧૪૫૯૬ કરોડનું અને બિનવિકાસ (તેમા રક્ષણ, લશ્કર, પોલીસ તથા દેવાનું વ્યાજ મુખ્ય)નું રૂા ૮૫૩૧ કરોડનું હતું; બે જ વરસ પછી ૧૯૮૦–૮૧માં, કુલ ખર્ચ રૂા ૩૫૨૧૧ કરોડ (એટલે કે દોઢાથી વધુ હતું–વિકાસ અને બિનવિકાસમા બંનેમાં દોઢો વધારો થયો હતો; પરંતુ તેમા સંરક્ષણ ખર્ચ લગભગ બમણું (રૂા. ૨૩૯૫ કરોડને બદલે રૂા. ૪૬૭૨ કરોડ;) અને દેવાનું વ્યાજ લગભગ પોણા બે ગણું વધ્યું હતું (રૂ ૧૭૪૫ કરોડને સ્થાને રૂ ૩૦૫૭ કરોડ). પરિણામે, ૧૯૭૭–૭૮માં રૂ ૬૦૨૦ કરોડની ખોટ આવી હતી, તે ૧૯૮૦–૮૧મા વધીને રૂ. ૧૦૬૨૨ કરોડની થઈ હતી. ખોટને પહોંચી વળવા વધુ કરવેરા ઝીંકાયા હતા જેમાં આવક વેરો અને મિલ્કત વેરો કે વારસાવેરો ઉપરાંતના બીજા સીધા અને આડકતરા (ચીજવસ્તુઓ ઉપરના) વેરાઓ હતા તેનો મોટા ભાગનો બોજ સાધારણ પ્રજાજન ઉપર પડતો હતો. છેવટે તો, વિદેશી સહાય અને વિદેશી લોનનું (દેવું) પણ વધતું ગયું હતું.

કેન્દ્ર સરકારની આ દેવાદાર હાલતનું પૂરું ચિત્ર જોવામાં જોવા મળશે તે સૂચવે છે કે પંદર વરસના ગાળામા (૧૯૬૫–૬૬થી ૧૯૮૦–૮૧) રૂ ૧૧૩૨૭ કરોડનું દેવું વધીને રૂ. ૫૮૭૨૩ કરોડ ઉપર પહોંચ્યું હતું–સવાપાંચ ગણાથી વધુ હતું. ! કેન્દ્ર સરકારની દેવાદાર હાલતના આંકડા ઘણું બધું કહી જાય એવા છે: આંતરિક દેવું (એટલે કે જાહેર વિભાગ, નાની બચતની જમા રકમો, પ્રોવિડંટ ફંડની જમા રકમો તથા રિઝર્વ ડિપોઝિટો) ૧૯૬૫–૬૬માં રૂ. ૧૧૩૨૭ કરોડનું હતું, તે ૧૯૭૩–૭૪ એટલે કે આઠ વરસમાં રૂ ૨૪૨૬૭ બમણાથી વધુ થયું હતું, પરંતુ બીજા સાત વરસે (૧૯૮૦–૮૧મા) તે રકમ રૂ. ૫૮૭૨૩ કરોડે પહોંચી હતી. આમ ૧૬ વરસમા દેવું પાંચગણું !

આ ઉપરાંત, વિદેશોનાં દેવામા જે મુખ્ય છે તે અમેરિકાનું દેવું ૧૯૭૮–૭૯ના વરસે રૂ. ૫૪૬૨ કરોડનું નોંધાયું હતું.

☆

આ બધી હકીકતો ઉપરથી એવું માની લેવાની જરૂર નથી કે ઇંદિરાજીના શાસનકાળમા આર્થિક ક્ષેત્રે પ્રગતિ ન હતી થઈ અથવા તે દિશાના ગંભીર પ્રયાસો ન હતા થયા. આગળ જણાવ્યું છે તેમ અનેક ઉપાયો યોજ્યા હતા એને કારણે કેમ સે કમ આર્થિક ગોનાપોલી પરિબળોને રોકવાનું સારા પ્રમાણમાં શક્ય બન્યું હતું વળી, નવા મધ્યમ કક્ષાના ઉદ્યોગોને ઉત્તેજન મળ્યું હતું– છ લાખ જેટલી સંખ્યાનો આ વિકાસ રૂ. ૨૦૦૦ કરોડની નિકાસ પૂરી પાડતો થયો હતો. બીજી બાજુ, પોલાદના બે કારખાના, એલ્યુમિનિયમનું રાક્ષસી આર્થિક સંકુલ, સુપર થર્મલ પાવર–સ્ટેશનોની હારમાળા જેવાં સાહસો માટે ખાસું દેવું પણ વહોર્યું હતું (જો કે એ લાંબુ ચાલ્યું નહિ); તેજ રીતે દેશમાં જ પેટ્રોલનું ઉત્પાદન વધારવા પણ પગલાં ભર્યાં હતા તે બધાં ભારે પડયાં હતાં).

☆

હકીકતે, ઇંદિરાજીની શૈલી રાજકારણના ક્ષેત્રે સૈદ્ધાન્તિક, શિસ્તબદ્ધ અને વ્યવસ્થિત સોપાન-વાળી હોવાને બદલે, જ્યારે જેવું બને તેને વશમાં રાખવાની વિશેષ રહી હતી. અર્થતંત્રના ક્ષેત્રે પણ તેવી શૈલી અપનાવી હતી. ગરીબી હઠાવ, સમાજવાદ, ૨૦ સૂત્રી કાર્યક્રમ વગેરે મોટે ભાગે વ્યવહારલક્ષી બનવાને બદલે પ્રચારલક્ષી વિશેષ હતા. અને

સમાજવાદના સૂત્રોચ્ચારની સાથે જરૂર મુજબ બીજા છેડાનાં કદમ ઉઠાવાતાં રહ્યાં હતાં.

પરંતુ મુખ્ય અને પાયાની વાત એ છે કે આપણા દેશ માટે અર્થતંત્રના પાયારૂપ ખેતી-ઉત્પાદન, ગૃહઉદ્યોગો, ગ્રામોદ્યોગોને નહિવત્ ઉત્તેજન મળ્યું હતું.

*સૌથી વધુ ચિંતાજનક વા કહો કે આઘાતજનક તો એ છે કે, રાજકારણની જેમ અર્થકારણમાંય ભ્રષ્ટાચાર, કરચોરી અને દાણચોરી તથા કાળાનાણાંનો અજગર, રહી સહી લોકતંત્રતા અને રહી સહી નીતિમત્તાને ગળી જવા જેટલું ગજું ધરાવતો થઈ ગયો છે....

એમાંથી એકે બાબતમાં પ્રજાને કશી આશા, કશું દૈવાધારણ રહ્યું નથી—જાણે અજગરનો સુંવાળો સંસર્ગ જ એને માટે અંતિમ ગોદ જેવો બની રહ્યો ન હોય !

૧૦-૧-૮૫

## પુરવણી-૧

આ લેખમાં અર્થકારણની વિવેચનાના આરંભે, આ ક્ષેત્રના નામાંકિત વિવેચક મનુ સુબેદારના સિદ્ધાન્ત અને વ્યવહાર-અનુલક્ષી મુદ્દાઓ માનદંડ તરીકે રજૂ કર્યા છે. હવે, આ લેખના અંતે, ગુજરાતના એક ઉદ્યોગપતિ વાડીલાલ લલ્લુભાઈ મહેતાએ તેમના "અનએમ્પ્લોયમેન્ટ-ઈનઈક્વૅલિટી-પેરલલ ઈકોનોમી : એ સૉલ્યુશન" - ગ્રંથમાં ભારતની સ્વાતંત્ર્યોત્તર આર્થિક સમસ્યાઓ અંગે સિદ્ધાન્ત અને વ્યવહાર-અનુલક્ષી જે વિચારણા કરી છે તેના કેટલાક પ્રસ્તુત મુદ્દાઓ અહીં રજૂ કરીએ છીએ.

ઉપરના બંને વિવેચકોનો અભિગમ ગાંધી-માર્ગને અનુસરતો છે એ ખાસ નોંધપાત્ર છે.

મુદ્દાઓ-

* મોટા તોતિંગ ઉદ્યોગોમાં જેટલું ઉત્પાદન વધતું જાય છે તેના પ્રમાણમાં કામદારોની સંખ્યા વધતી નથી. દા. ત.

- ૧૯૭૦-૭૧માં કુલ ઉત્પાદન રૂ. ૨૩૪૫૫ કરોડનું હતું.
- ૧૯૭૭-૭૮માં વધીને તે રૂ. ૪૪૬૯૧ કરોડનું થયું.
- પરંતુ, કામદારોની સંખ્યા ૪૮ લાખમાંથી ૬૨ લાખની જ થઈ.

* ઊંચી ટેકનોલોજીવાળા અને કરોડોની મૂડીવાળા શહેરી ઉદ્યોગો જેટલા કામદારોને રોજી આપે છે, તેનાથી ૧૦મા ભાગની મૂડીવાળા ગ્રામ-વિસ્તારના પરંપરાગત ટેકનોલોજીવાળા ઉદ્યોગો એટલી જ સંખ્યાના કામદારોને રોજી આપશે

* ૧૯૮૦-૮૧માં જાહેર ઉદ્યોગોમાં રૂ. ૧૩૩૦૦ કરોડનું મૂડી રોકાણ હતું. આમાંથી માત્ર પાંચમા ભાગ (૨૦ ટકા) જેટલું એટલે કે રૂ ૬૫૦૦ કરોડનું રોકાણ ગ્રામપ્રદેશોમાં-ગ્રામોદ્યોગોમાં થાય તો ઉત્પાદન ૧૩ ગણું વધુ થશે અને ૧૫ લાખ કામદારોને રોજી આપી શકાશે. પરિણામે ગ્રામવાસીઓનું જીવનધોરણ ઊંચું આવશે. કમ સે કમ વધતી મોંઘવારી સામે તે ટકી શકશે.

- સરકાર રૂ. ૫ થી ૩૦ લાખનું ઉત્પાદન કરનારા નાના ઉદ્યોગોને રાહત આપે છે. હવે જો, ગ્રામવિસ્તારોના વિકસતા ઉદ્યોગોને વિશેષ રાહતો આપીને ઉત્તેજન આપવામાં આવે તો દેશનું આખું આર્થિક ચિત્ર પલટાઈ જાય.

* પરંતુ સરકારનું વલણ હજી બદલાયું નથી !

૧૯૮૧-૮૨ ની સાલમાં સરકારી ખરચા વાર્ષિક રૂ. ૪૨,૨૧૭ કરોડના છે. તેમાંના કેન્દ્રના

ખરચામાં ૧૦ ટકા અને રાજ્યોના ખરચામાં સાડા ૭ ટકા જેટલી કરકસર કરવાનું—કાપ મૂકવાનું શકય છે.

— બીજી રીતે ગણીએ તો, ૧૯૮૦-૮૧મા આપણી રાષ્ટ્રીય આવક ૧૧૩૩૦૦ કરોડ રૂપીઆની હતી તેના ૧૦ ટકા એટલે કે રૂ. ૧૧૩૩૦ કરોડના સરકારી ખરચામાં સાડા સાત ટકા એટલે કે ૮૩૧૦ કરોડ રૂપીઆની કરકસર શકય છે.

— આ બચત ગ્રામવિસ્તારોમાં ઉદ્યોગને માટે વાપરી શકાય.

*પર તુ. સરકારનું વલણ બદલાયું ન હતું; હજી બદલાયું નથી!

પુરવણી—૨

## ભારત આંકડામાં*

### (૧) જાહેર ક્ષેત્રની યોજનાઓ માટે ફાળવાયેલી કુલ રકમ

### (૧૯૫૧-૫૨ થી ૧૯૭૭-૭૮)

| વિભાગ | કરોડ રૂ. |
|---|---|
| (૧) ખેતી વગેરે | ૮,૭૫૫ |
| (૨) સીંચાઇ-પૂર નિયંત્રણ | ૬,૧૫૯ |
| (૩) વીજળી | ૧૧,૫૦૯ |
| (૪) ગ્રામોદ્યોગો-લઘુઉદ્યોગો | ૧૨૧૪ |
| (૫) ઉદ્યોગ અને ખનીજો | ૧૪૫૩૮ |
| (૬) વાહનવ્યવહાર અને સંદેશા વ્યવહાર | ૧૩,૩૮૧ |
| (૭) સામાજિક સેવાઓ વગેરે | ૧૧,૬૩૨ |
| કુલ | ૬૭,૧૮૮ |

*નં ૧, ૨, ૩, ૧૦, ૧૧, ૧૨, ૧૩ કોષ્ટકો પરિચય પુસ્તિકા 'ભારત આંકડામાં'માંથી; બાકી કોષ્ટકો 'સ્ટેટિસ્ટિકલ આઉટલાઇન ઓફ ઇન્ડિયા' (ટાટા સર્વિસ લિ.) માંથી.

## (૨) ભારતની રાષ્ટ્રીય માથાદીઠ આવક
### (૧૯૬૦-૬૧ તથા ૧૯૭૦-૭૧ તથા ચાલુ બજાર ભાવની સરખામણી)

| વર્ષ | રાષ્ટ્રીય આવક : રૂપીઆ કરોડમાં | | | માથાદીઠ આવક | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૬૦-૬૧ ના ભાવે | ૧૯૭૦-૭૧ ના ભાવે | જે-તે વરસના ચાલુ બજારભાવે | ૧૯૬૦-૬૧ ના ભાવે (રૂા) | ૧૯૭૦-૭૧ ના ભાવે રૂા. | જે તે વરસના ચાલુ બજાર-ભાવે રૂા |
| ૧૯૫૦-૫૧ | ૯૦૭૮ | ૧૬૭૩૧ | — | ૨૫૩ | ૪૬૬ | — |
| ૧૯૬૦-૬૧ | ૧૩૨૬૩ | ૨૪૨૫૦ | ૧૩૨૬૩ | ૩૦૬ | ૫૫૯ | ૩૦૬ |
| ૧૯૬૫-૬૬ | — | ૨૭૧૦૩ | ૨૦૬૩૭ | — | ૫૫૯ | ૪૨૫ |
| ૧૯૭૦-૭૧ | — | ૩૪૨૩૫ | ૩૪૨૩૫ | — | ૬૩૩ | ૬૩૩ |
| ૧૯૭૫-૭૬ | ૨૧૬૫૨ | ૪૦૦૭૯ | ૬૨૧૩૯ | ૩૬૧ | ૬૬૩ | ૧૦૨૯ |
| ૧૯૭૬-૭૭ | ૨૨૪૦૦ | ૪૦૬૦૬ | ૬૭૩૬૨ | ૩૬૫ | ૬૫૯ | ૧૦૬૩ |
| ૧૯૭૭-૭૮ | ૨૩૪૦૦ | ૪૪૦૯૦ | ૭૬૧૦૯ | ૩૭૫ | ૭૦૧ | ૧૨૧૦ |
| ૧૯૭૮-૭૯ | — | ૪૬૬૩૬ | ૮૧૨૨૮ | — | ૭૨૭ | ૧૨૬૭ |
| ૧૯૭૯-૮૦ | — | ૪૪૩૨૮ | ૯૦૧૭૩ | — | ૬૭૮ | ૧૩૭૯ |
| ૧૯૮૦-૮૧ | — | ૪૭૪૩૧ | ૧૧૩૮૫૨ | — | ૭૦૦ | ૧૬૮૨ |
| ૧૯૮૧-૮૨ | — | ૪૯૩૨૮ | ૧૩૨૬૧૫ | — | ૭૧૪ | ૧૯૧૬ |

(આ કોઠો 'ભારત આંકડામાં' તથા સરકારી આંકડાપોથીના વિવિધ કોષ્ટકોના આધારે).

## (૩) જથ્થાબંધ ભાવોનો આંક

(૧૯૭૦-૭૧ નો આંક = ૧૦૦ની ગણતરીએ)

| વર્ષ | આંક | વધઘટ |
|---|---|---|
| ૧૯૭૧-૭૨ | ૧૦૫.૬* | + ૫.૬ |
| ૧૯૭૨-૭૩ | ૧૧૬.૨ | + ૧૦.૦ |
| ૧૯૭૩-૭૪ | ૧૩૯.૭ | + ૨૦.૨ |
| ૧૯૭૪-૭૫ | ૧૭૪.૯ | + ૨૫.૨ |
| ૧૯૭૫-૭૬ | ૧૭૩.૦ | − ૧.૧ |
| ૧૯૭૬-૭૭ | ૧૭૬.૬ | + ૨.૦ |
| ૧૯૭૭-૭૮ | ૧૮૫.૬* | + ૫.૧ |

## (૪) જથ્થાબંધ ભાવોનો આંક

(૧૯૭૦-૭૧=૧૦૦ની ગણતરીએ)

| | |
|---|---|
| ૧૯૫૦-૫૧ | ૪૮ |
| ૧૯૬૦-૬૧ | ૫૫ |
| ૧૯૭૮-૭૯ | ૧૮૬ |
| ૧૯૭૯-૮૦ | ૨૧૮ |
| ૧૯૮૦-૮૧ | ૨૫૭ |

## (૫) માથાદીઠ વપરાશી જીવન ખર્ચ (વાર્ષિક)

| ચીજ | (ચાલુભાવે) ૧૯૭૧-૭૨ (રૂ.) | ૧૯૭૯-૮૦ (રૂ) | (૧૯૭૦-૭૧નાભાવે) ૧૯૭૧-૭૨ (રૂ.) | ૧૯૭૯-૮૦ (રૂ) |
|---|---|---|---|---|
| ખોરાક | ૩૫૫ | ૬૩૩ | ૩૪૩ | ૩૨૦ |
| પાન-તમાકુ | ૨૭ | ૩૯ | ૨૬ | ૨૨ |
| કપડાં પગરખાં | ૪૭ | ૧૨૪ | ૪૩ | ૫૯ |
| બળતણ-વીજળી | ૨૧ | ૪૮ | ૨૦ | ૨૦ |
| ભાડું | ૨૧ | ૩૪ | ૨૦ | ૨૦ |
| કરવેરા | (૦.૪૭) | (૦.૮૦) | (૦.૪૭) | (૦.૬૩) |
| ઈતર | ૧૦૮ | ૨૪૯ | ૧૦૨ | ૧૧૯ |
| | ૫૭૯ | ૧૧૨૭ | ૫૫૪ | ૫૬૦ |

(૬) વસતી-વધારો
(સંખ્યા તથા ટકા)

| | કરોડ | લાખ |
|---|---|---|
| ૧૯૧૧ | ૨૫ | ૨૦ |
| ૧૯૨૧ | ૨૫ | ૧૨ |
| ૧૯૩૧ | ૨૭ | ૮૯ |
| ૧૯૪૧ | ૩૧ | ૮૫ |
| ૧૯૫૧ | ૩૬ | ૧૦ |
| ૧૯૬૧ | ૪૩ | ૯૧ |
| ૧૯૭૧ | ૫૪ | ૮૨ |
| ૧૯૮૧ | ૬૮ | ૪૦ |

(૬ અ) જન્મ : મરણ
(દર હજારે)

| | જન્મ | મરણ |
|---|---|---|
| ૧૯૧૧–૨૦ | ૪૮·૧ | ૪૮·૬ |
| ૧૯૨૧–૩૦ | ૪૬·૪ | ૩૬·૩ |
| ૧૯૩૧–૪૦ | ૪૫·૨ | ૩૧ ૨ |
| ૧૯૪૧–૫૦ | ૩૯·૯ | ૨૭·૪ |
| ૧૯૫૧–૬૦ | ૪૧·૭ | ૨૨ ૮ |
| ૧૯૬૧–૭૦ | ૪૧·૨ | ૧૯·૦ |
| ૧૯૭૧–૮૦ | ૩૬ | ૧૫·૦ |

(૭) કુલ શ્રમિકોની કક્ષાઓ (૧૯૭૭-૭૮)

| ૧. વેતનદાર મજૂરો સહિત | સંખ્યા (કરોડ લાખ) | કુલ સંખ્યાના ટકા |
|---|---|---|
| – સંગઠિત (જાહેર વિભાગ) | ૧–૫૦ | ૫ ૭ |
| – સંગઠિત (ખાનગી વિભાગ) | ૦–૯૮ | ૩.૮ |
| – અસંગઠિત (ખેત મજૂરો) | ૫–૮૩ | ૨૨ ૩ |
| – અસંગઠિત (ખેતમજૂરો વિનાના) | ૧–૧૪ | ૪.૪ |
| – ઇતર | ૦–૬૦ | ૨.૩ |
| | ૧૦–૦૫ | ૩૮ ૫ |
| ૨. સ્વનિર્ભર મજૂરો (સેલ્ફ–એમ્પ્લોઈડ) | | |
| –ખેડૂતો | ૧૨–૮૧ | ૪૯.૧ |
| –બિનખેડૂતો | ૩–૨૩ | ૧૨.૪ |
| | ૧૬–૦૪ | ૬૧.૫ |
| કુલ | ૨૬–૦૯ | ૧૦૦ ટકા |

(૮) શ્રમિકોનું આર્થિક ધોરણે વર્ગીકરણ

| | ૧૯૬૧ (સંખ્યા લાખમાં) | ૧૯૭૧ (સંખ્યા લાખમાં) |
|---|---|---|
| ખેતી | | |
| –ખેડૂત | ૯૯૮ | ૭૮૨ |
| –ખેતમજૂર | ૩૧૫ | ૪૭૫ |
| કારખાના ઉદ્યોગ | | |
| – ગૃહઉદ્યોગો | ૧૨ | ૬૪ |
| – ઇતર | ૧૩૨ | ૧૦૭ |
| બાંધકામ | ૨૧ | ૨૨ |
| વેપારધંધા | ૭૭ | ૧૦૦ |
| વાહનવ્યવહાર | ૩૦ | ૪૪ |
| ઇતર સેવાઓ | ૧૯૬ | ૨૧૦ |
| કુલ | ૧૮૮૭ (૧૮ કરોડ ૮૭ લાખ) | ૧૮૦૪ (૧૮ કરોડ ૪ લાખ) |

## (૯) શ્રમિકોની પ્રાદેશિક ધોરણે વહેંચણી (૧૯૭૨)

| | | ગ્રામવિસ્તાર | શહેરીવિસ્તાર | કુલ |
|---|---|---|---|---|
| | | કરોડ - લાખ | કરોડ - લાખ | કરોડ - લાખ |
| વસતી | | | | |
| | –પુરુષો | ૨૨ · ૫૩ | ૫ : ૪૮ | ૨૮ : ૪૧ |
| | –સ્ત્રીઓ | ૨૧ : ૩૭ | ૫ : ૦૪ | ૨૬ : ૪૧ |
| | | કુલ ૪૩ . ૯૧ | ૧૦ : ૫૨ | ૫૪ : ૮૨ |
| શ્રમિકો | | | | |
| | –પુરુષો | ૧૨ : ૦૪ | ૨ · ૮૭ | ૧૪ : ૯૧ |
| | –સ્ત્રીઓ | ૨ ૮૦ | ૦ : ૩૩ | ૩ : ૧૩ |
| | | કુલ ૧૪ : ૮૪ | ૩ : ૨૦ | ૧૮ . ૦૪ |

## (૧૦) સંગઠિત ક્ષેત્રે રોજગારી

(આંકડા ૧૯૭૭ના : સંખ્યા હજારમાં)

વિભાગ

(અ) ખેતી–વનપ્રવૃત્તિ ૧,૩૧૩

(બ) ઉદ્યોગો ૭,૯૬૨

— ખાણો ૮૮૭
— યંત્રથી માલ ઉત્પાદક ૫૩૯૦
— બાંધકામ ૧૦૯૦
— વીજળી, ગૅસ અને આરોગ્ય સેવાઓ ૫૯૫

૭૯૬૨

(ક) સેવાઓ ૧૧૪૪૧

— વેપાર વાણિજ્ય ૧૦૭૧
— વાહન વ્યવહાર અને સંદેશા વ્યવહાર ૨૫૩૬
— વહીવટી અને અન્ય સેવાઓ ૭૮૩૪

૧૧,૪૪૧

કુલ ૨૦,૭૧૬
= ૨૦,૭,૧૬,૦૦૦
(બે કરોડ સાત લાખ સોળ હજાર)

## (૧૧) બેકારીના આંકડા

(સરકારી દફતરે નોંધાયેલા)
(સંખ્યા લાખમાં)

| વર્ષ | ભણેલા | બીજા | કુલ |
|---|---|---|---|
| ૧૯૬૧ | ૫ ૯૦ | ૧૨.૪૩ | ૧૮ ૩૩ |
| ૧૯૬૬ | ૯ ૧૭ | ૧૭ ૦૫ | ૨૬.૨૨ |
| ૧૯૭૧ | ૨૨.૯૬ | ૨૮.૦૪ | ૫૧ ૦૦ |
| ૧૯૭૬ | ૫૧.૦૪ | ૪૬ ૮૦ | ૯૭.૮૪ |
| ૧૯૭૭ | ૫૭.૩૫ | ૫૧.૮૯ | ૧૦૯.૨૪ |
| ૧૯૭૮(મે) | | | ૧૧૫ ૦૩ |

## (૧૨) કૃષિક્ષેત્રનો વિકાસ

| વર્ષ | સીંચાઇ (લાખ હેક્ટાર) | અનાજનું ઉત્પાદન (લાખ ટન) |
|---|---|---|
| ૧૯૫૦–૫૧ | ૨૨૬ | ૫૫૦ (૫૦૮) |
| ૧૯૬૦–૬૧ | ૨૮૦ | ૮૨૩ |
| ૧૯૭૫–૭૬ | ૪૫૪ | ૧૨૦૮ |

| | | |
|---|---|---|
| ૧૯૭૬–૭૭ | ૪૭૦ | ૧૧૧૦ |
| ૧૯૭૭–૭૮ | ૪૪૯ | ૧૨૦૦ |
| ૧૯૭૯–૮૦ | (૫૦૫) | (૧૦૯૭) |
| ૧૯૮૦–૮૧ | (૫૩૦) | (૧૨૯૯) |
| ૧૯૮૧–૮૨ | – | (૧૩૪૦) |

* કૌંસના આંકડા આકડાપોથી (ટાટા)ના છે

## (૧૩) જાહેર વિભાગ અને ખાનગી વિભાગના વિવિધ પ્રકારના ઉદ્યોગોમાં કામદારોની સંખ્યા (હજારમાં)

| | ૧૯૬૧ | ૧૯૬૬ | ૧૯૭૯ | ૧૯૮૦ |
|---|---|---|---|---|
| | જાહેર : ખાનગી | જાહેર : ખાનગી | જાહેર : ખાનગી | જાહેર : ખાનગી |
| ૧. ખેતી | ૧૮૦ - ૬૭૦ | ૨૨૭ - ૯૦૩ | ૭૭૭ - ૮૪૧ | ૧૦૮૨ - ૮૭૪ |
| ૨. ખાણુ | ૧૨૯ - ૫૫૦ | ૧૬૦ - ૫૦૭ | ૭૭૧ - ૧૨૪ | ૭૮૯ - ૧૨૫ |
| ૩. કારખાનાં | ૩૬૯ - ૩૦૨૦ | ૬૭૦ - ૩૮૫૮ | ૧૪૧૬ - ૪૪૩૩ | ૧૪૪૪ - ૪૩૯૪ |
| ૪. બાંધકામ | ૬૦૩ - ૨૪૦ | ૭૬૬ - ૨૫૪ | ૧૦૩૨ - ૮૩ | ૧૦૬૫ - ૭૩ |
| ૫. વીજળી, ગેસ પાણી | ૨૨૬ - ૪૦ | ૩૦૩ - ૪૨ | ૬૩૪ - ૩૪ | ૬૫૮ - ૭૫ |
| ૬. વેપાર | ૯૪ - ૧૬૦ | ૧૫૫ - ૩૩૦ | ૯૯ - ૨૮૧ | ૧૦૭ - ૨૭૬ |
| ૭. વાહનવ્યવહાર | ૧૭૨૪ - ૮૦ | ૨૦૯૪ - ૧૨૩ | ૨૫૯૭ - ૭૧ | ૨૬૪૫ - ૭૧ |
| ૮. સેવાઓ | ૩૪૨૭ - ૨૮૦ | [illegible] | [illegible] | [illegible] |
| | ૭૦૫૦ - ૫૦૪૦ = ૧૨૦૯૦ | ૯૩૭૯ - ૬૮૧૩ = ૧૬૧૯૨ | ૧૫૦૪૫ - ૭૨૦૮ = ૨૨૨૫૩ | ૧૫૬૯૪ - ૭૨૩૨ = ૨૨૯૨૬ |
| | (૧ કરોડ ૨૦ લાખ ૯૦ હજાર) | (૧ કરોડ ૬૧ લાખ ૯૨ હજાર) | (બે કરોડ ૨૨ લાખ ૫૩ હજાર) | (બે કરોડ ૨૯ લાખ ૨૬ હજાર) |

(અનુસંધાન પાન ૮૧ ઉપર)


..So early ?
It's hardly hundred days since we took over
1


ofcourse, we made a begining, -by renouncing all they had been practising hitherto
2


For example, we've renounced dictatorial methods, IAF planes and helicopters, and all ostentations! We're renouncing redundant staff, excessive expenditure and deficit financing
RaO
3


And we will renounce...
4


..hope not me!

# શીખ સમસ્યા : નવો વળાંક | ગિરધર એન. તલાટી

વિધાનસભાની ચૂંટણીમાં કોંગ્રેસ (ઈ)ને હરાવીને અકાલી જનતા મોરચો ૧૯૭૭માં સત્તા પર આવ્યો. મુખ્ય પ્રધાન જ્ઞાની ઝૈલસિંહના હાથમાંથી સત્તા તો સરકી ગઈ, ઉપરાંત મુખ્ય પ્રધાન હતા ત્યારે સત્તાનો દુરુપયોગ કરવા માટે તેમની સામે ગુરદયાલસિંહ કમિશન નીમાયું. (પાછળથી આ કારણે ગુનેગાર ઠર્યા.) સ્વ. સંજય ગાંધીએ ઝૈલસિંહને સૂચવ્યું કે અકાલી સરકારને ભીડવવા માટે 'સંત' શીખ નેતા શોધી કાઢવા જોઈએ. ઝૈલસિંહે અને દરબારાસિંહે (જે પાછળથી મુખ્ય પ્રધાન બન્યા) ભિંડરાનવાલે ઉપર પસંદગી ઉતારી. લોકસભાના સભ્ય અને સંજયના મિત્ર કમલનાથના કહ્યા પ્રમાણે 'અમે ભિંડરાનવાલેને વારંવાર પૈસાથી મદદ કરતા પણ અમને કલ્પના પણ નહોતી કે ભિંડરાનવાલે એક દિવસ ત્રાસવાદી બની જશે.'

૧૩ એપ્રિલ ૧૯૭૮ના રોજ ભિંડરાનવાલેને પ્રકાશમાં આવવાની પહેલી તક મળી. તે દિવસે એક શીખ બેન્ડ અને નિરંકારીઓ વચ્ચે અથડામણ થઈ હતી તેમાં નિરંકારીઓના* હાથે ૧૬ શીખો માર્યા ગયા હતા. ભિંડરાનવાલેએ સમાચાર જાણ્યા ત્યારે તુરત કંઈ પ્રત્યાઘાત ન આપ્યા, પણ થોડા કલાક પછી તે સ્થળ ઉપર ગયા હતા.

અકાલી પક્ષના મુખ્ય પ્રધાન હોવા છતાં ૧૬ શીખોનું મૃત્યુ શીખોને અપમાનભરેલું લાગ્યું. દેશભરમાં શીખો ગુસ્સે ભરાયા. મુખ્ય પ્રધાન પ્રકાશસિંહ બાદલે કેટલાક પોલીસ ઑફિસરોને સસ્પેન્ડ કર્યા, નિરંકારી વડા ગુરબચનસિંહની ધરપકડ કરી તથા અકાલ તખ્તે નિરંકારીઓનો બહિષ્કાર કરવાનું હુકમનામું બહાર પાડ્યું, પરંતુ શીખ લાગણી હળવી ન પડી.

બીજી બાજુ, અથડામણને દિવસે જ, અકાલીઓની કનડગત કરવા સ્થપાતી દલ ખાલસા સંસ્થાને ઝૈલસિંહે આશીર્વાદ આપ્યા. જે દલ ખાલસાએ પાછળ ખાલિસ્તાન (સ્વતંત્ર સાર્વભૌમ શીખ રાજ્યની માગણી કરી. હરસીમરનસિંહે સંસ્થાના મુખ્ય વહીવટદારોનું 'મુખપત્ર' બનાવ્યું. તેઓ પંજાબ યુનિવર્સિટી, ચંડીગઢના વાઈસચાન્સેલર વિશ્વનાથ તિવારી*ના સ્ટેનોગ્રાફર હતા. વિશ્વનાથ તિવારીએ કટોકટીકાળના શ્રીમતી ગાંધીના અત્યાચારોના બચાવમાં પુસ્તક લખ્યું હતું. શ્રીમતી ગાંધીએ તેમને રાજ્યસભાના સભ્ય બનાવ્યા હતા. દલ ખાલસાની સ્થાપના પણ આ વિશ્વનાથ તિવારીએ કરી હતી. તેમનો અને તેમના માર્ગદર્શક 'ઝૈલસિંહ અને સ્વ. સંજય ગાંધીનો ઇરાદો અકાલી પાર્ટીની કનડગત કરવાનો હતો.'

દલ ખાલસાની સ્થાપનાએ ખાસ કોઈનું ધ્યાન ન ખેંચ્યું. પરંતુ એવું સંભળાવા લાગ્યું કે ભિંડરાનવાલેએ નિરંકારીઓના હાથે થયેલા ૧૬ શીખોના મૃત્યુનો બદલો લેવાનું નક્કી કર્યું છે. અકાલીઓ આ કારણે તંગ હતા જ, વધુમાં જનતા પાર્ટીએ તેમની પાસે ૧૯૭૩ના ઑક્ટોબરના આનંદપુર સાહેબ ઠરાવ વિશે સ્પષ્ટતા માગી. આ ઠરાવને કારણે હિંદુઓના મનમાં 'ખાલિસ્તાન'ની માગણી થશે એવો ભય સર્જાયો હતો.



૧૯૮૦ની લોકસભાની ચૂંટણીમાં પંજાબમાં મોટાભાગના શીખોએ અકાલી દળની વિરુદ્ધ મતદાન

---

નિરંકારીઓ પોતાને શીખ તરીકે ઓળખાવે છે, પણ શીખ કોમ તેમને શીખ ગણતી નથી.

* ૧૯૮૪માં વિશ્વનાથની ત્રાસવાદીઓ દ્વારા હત્યા થઈ પરંતુ તે ભિંડરાનવાલેની સૂચનાથી નહોતી થઈ. ભિંડરાનવાલેએ શ્રીમતી તિવારીને ફોનથી જણાવ્યું હતું કે તેના માણસો તેમની હત્યામાં સંડોવાયેલા નથી.

કર્યું, કોંગ્રેસે ૧૩માંથી ૧૨ બેઠકો મેળવી આ સમયે ભિંડરાનવાલે કોંગી ઉમેદવારોનો પ્રચાર કરતા હતા. ડિસેમ્બર ૧૯૭૯માં ગુરુદાસપુરમાં શ્રીમતી ઇન્દિરા ગાંધી કોંગી ઉમેદવાર પી. એસ ભીંડરના પત્નીની પ્રચારસભામાં ભાષણ કરતાં હતાં ત્યારે ભિંડરાનવાલે મંચ ઉપર બેઠા હતા.

લોકસભાના પરિણામોના ત્રણ દિવસ પછી શીખ નિરંકારી અથડામણના કેસમાં પકડાયેલા નિરંકારી વડા ગુરબચનસિંહ અને તેમના ૬૧ અનુયાયીઓ નિર્દોષ છૂટયા. પરંતુ ૨૪ મે ૧૯૮૦-ના રોજ દિલ્હીમાં ગુરબચનસિંહની હત્યા થઈ. એફ આઈ. આર. રિપોર્ટમાં ભિંડરાનવાલેનું નામ બહાર આવ્યું. આ પછી તેમણે અમૃતસરમાં ગુરુનાનક નિવાસમાં આશ્રય લીધો. ગૃહપ્રધાન ઝેલસિંહે પાર્લામેન્ટમાં કહ્યું કે ગુરબચનસિંહની હત્યામાં ભિંડરાનવાલેનો હાથ નથી સી બી. આઈ ના રિપોર્ટ પ્રમાણે ભિંડરાનવાલે જથ્થાના પંજાબના સાત સભ્યો અને ત્રણ દિલ્હીના મળી કુલ ૧૦ માણસો હત્યાની યોજના બનાવવામાં અને અમલમાં મૂકવામાં સ્પષ્ટ રીતે સંડોવાયેલા હતા હત્યામાં વપરાયેલા હથિયારનું (૩૦ કાર્બાઈન) લાયસન્સ ભિંડરાનવાલેના ભાઈ જાગિરસિંહના નામે હતું.

૧૯૮૦માં કેન્દ્રમાં કોંગી સત્તા પર પાછી આવી તે પછી, તેણે વિરોધ પક્ષોની વિધાનસભાઓને બરખાસ્ત કરી. તે મુજબ પંજાબની અકાલી સરકારને પણ બરખાસ્ત કરવામાં આવી તે પછી થયેલી વિધાનસભાની ચૂંટણીમાં અકાલી દળને ૧૧૭માંથી માત્ર ૩૭ બેઠકો મળી, જ્યારે કોંગીને ૬૩ બેઠકો મળી.

આ કમાળ દેખાવથી અકાલીઓ ચિંતામાં પડયા. તેમને એક વસ્તુ સ્પષ્ટ સમજાઈ કે હિંદુઓ મની તરફેણમાં ન હતા અને શીખો પણ તેમના ચુસ્ત ટેકેદારો રહ્યા નહોતા. તેઓ એવું માનવા પ્રેરાયા કે જનતા મોરચા સાથેના જોડાણથી તેઓની બિનસાંપ્રદાયિક ઇમેજ ઊભી થઈ છે તેથી શીખો સાથેની અકાલી એકતામાં ભંગાણ પડયું એ ત્યાર શીખોને લાગતું હતું કે તેમની પોતાની અકાલી સરકારે તેમના માટે ખાસ કંઈ કર્યું નહોતું બગડેલી ઇમેજને સુધારવા શીખોને મનાવી લેવાનો કેન્દ્ર સરકારે નિર્ણય કર્યો. તેણે ચાલતી આવેલી પરંપરા મુજબ રાજકારણને ધર્મ સાથે વણી લેવાનું વિશ્વાસપાત્ર માન્યું

*૧૯૬૬માં પંજાબી સૂબાની માગણી મંજૂર કરાવ્યા છતાં, અને હરિયાણાને જુદું પાડવાથી પંજાબમાં ૫૮ ટકા શીખ વસ્તી હોવા છતાં, પંજાબમાં અકાલીઓ સર્વોપરી થઈ શકયા નહિ તેથી તેઓ હતાશ થયા હતા

પરંતુ ફકત શીખ મતદારોવાળી ગુરુદ્વારાની ચૂંટણીઓમાં અકાલીઓને પ્રચંડ બહુમતી મળી. ભિંડરાનવાલેએ દલ ખાલસા અને ડૉ. જગજીતસિંહ ચૌહાણના ક્રાંતિકારી અકાલી દળ સાથે જોડાણ કરીને ૪૦ ઉમેદવારો ઊભા કર્યા કોંગીએ પણ ભિંડરાનવાલેના ઉમેદવારોને પીઠબળ પૂરૂ પાડયું ભિંડરાનવાલેએ અકાલી સરકારે નિરંકારીઓ પ્રત્યે નરમ વલણ રાખ્યું હતું એવો પ્રચારમુદ્દો બનાવ્યો હતો આ બધું છતાં ભિંડરાનવાલેને કુલ ૧૪૦ બેઠકોમાંથી ફકત ૪ બેઠકો મળી, બાકીની બધી ૧૩૬ બેઠકો અકાલી દળ મેળવી ગયું. ભિંડરાનવાલેના ચુસ્ત ટેકેદાર અમરિકસિંહ પણ હારી ગયા

લોકસભાની અને વિધાનસભાની ચૂંટણીઓમાં અકાલીઓના પરાજયથી હિંદુઓએ આનંદની લાગણી અનુભવી હતી તેઓ 'અકાલી જનતા મોરચા સરકારને 'શીખ સરકાર' ગણતા હિંદુ પત્રો અકાલીઓની ટીકા કરવામાં વધુ ઉગ્ર બન્યા.

હિંદુઓને શંકા હતી કે અકાલીઓ સામનો કરવાની તૈયારી કરી રહ્યા છે. ભૂતકાળમાં પંજાબી ભાષાના નામે અને પંજાબીભાષી રાજ્યની માગણી-ને નામે અકાલીઓએ આંદોલનો ચલાવી સરકાર પાસેથી વધુ લાભો મેળવ્યા હતા, તે જ રીતે વધુ

તે વધુ લાભો મેળવવાનો તેમનો ઇરાદો છે. પંજાબી ભાષા વ્યવહારમાં વાપરવા છતાં હિંદુઓ પંજાબી વિરોધી પૂર્વગ્રહમાંથી મુક્ત થઇ શક્યા નથી. પંજાબમાં શાળાઓમાં પંજાબી ભાષા ફરજિયાત હોવાથી તેઓ પોતાના બાળકો હિંદી અને અંગ્રેજીના સામાન્ય પ્રવાહથી વંચિત રહી જશે એવી લાગણી અનુભવે છે. હિંદુઓના દલીલ એવી છે કે પંજાબી વ્યવહારની ભાષા છે; વિભાજન પહેલાં ઉર્દૂ અધિકૃત ભાષા હતી, પંજાબી નહિ



૫ ઑલ ઇન્ડિયા શીખ સ્ટુડન્ટ્સ ફેડરેશને અમૃતસર શહેરના કોટ વિસ્તારમાં તમાકુનો કોઈ પણ રૂપે ઉપયોગ કરવા માટે ૩૦મી મે ૧૯૮૧ પહેલાં પ્રતિબંધ મૂકવા માટે પંજાબ સરકારને અલ્ટિમેટમ આપ્યું અને પ્રતિબંધ નહિ મુકાય તો દેખાવો કરવાની ધમકી આપી. આના અનુસંધાનમાં ૩૦મી મે પરેલાં આર્યસમાજ અને હિંદુ સંગઠનોએ દારૂ અને માસના વેચાણ અને વપરાશ ઉપર પ્રતિબંધ મૂકવાની માગણી કરતું સરઘસ કાઢ્યું. ૩૧મી મેએ ભિંડરાનવાલેની દોરવણી હેઠળ, હિન્દુ વિરોધી સૂત્રોચ્ચાર સાથે, તમાકુના ઉપયોગ સામે પ્રતિબંધ મૂકવાની માગણી કરતું સરઘસ નીકળ્યું. બીજી જૂને અમૃતસરના ડેપ્યુટી કમિશ્નરે હિત ધરાવતાં સર્વેની સંયુક્ત બેઠક બોલાવી સમાધાન કરાવ્યું. તે મુજબ સુવર્ણ મંદિર સંકુલ તથા દુર્ગ્યાના હિંદુ મંદિર આસપાસના વિસ્તારમાં માદક પદાર્થોના વેચાણ ઉપર પણ પ્રતિબંધ મૂકવામાં આવ્યો. 'અમૃતસર પવિત્ર શહેર છે'* એમ પણ સ્વીકારાયું.

૨૬ જુલાઈ ૧૯૮૧ના રોજ મળેલી ઑલ વર્લ્ડ શીખ કન્વેન્શને લોંગોવાલને 'ધર્મયુદ્ધ' શરૂ કરવા સત્તા આપી હતી તે અનુસાર અકાલીઓએ ૮ સપ્ટેમ્બર, ૧૯૮૧ ના રોજ શ્રીમતી ગાંધીને ૪૬ ફરિયાદોવાળું આવેદનપત્ર મોકલ્યું. આ ફરિયાદો મુખ્યત્વે એકલા શીખોની નહોતી, બધા પંજાબીઓની હતી છતાં હિંદુઓને પોતાની સાથે રાખવા સમજાવવાના કોઇ પ્રયાસ અકાલીઓએ કર્યો નહિ. તેઓ હવે રાજકારણમાં કોમવાદી બનવા માગતા હતા. જનતા પાર્ટી સાથેના ટૂંકા ગાળાના જોડાણ દરમ્યાન બિનસાંપ્રદાયિક થવાથી શીખોનો ટેકો તેમણે ગુમાવ્યો હતો.

૯ સપ્ટેમ્બર, ૧૯૮૧ ના રોજ લુધિયાણામાં 'હિંદ સમાચાર' જૂથના માલિક અને પ્રભાવક નેતા જગત નારાયણની હત્યા થઈ. તે ખાલિસ્તાનની માગણીના ઉગ્ર ટીકાકાર હતા. રમેશચંદ્રે લખ્યું કે મારા પિતાની હત્યા પાછળ "ખાલિસ્તાનના સુસ્ત વિરોધને દૂર કરવાનો મુખ્ય હેતુ છે" જગતનારાયણે અમૃતસરમાં ભરાયેલી નિરંકારી પરિષદ વખતે, અથડામણ ઊભી થઈ હતી ત્યારે, કમિશન સમક્ષ નિરંકારીઓના બચાવમાં સાક્ષી આપી હતી. સ્મશાનયાત્રા દરમ્યાન કેટલાક હિંદુઓએ શીખો ઉપર પથ્થરબાજી કરી, 'અજિત' દૈનિકના મકાનને આગ લગાડવાનો પ્રયાસ કર્યો હતો અને શીખ વિરોધી સૂત્રોચ્ચાર કર્યા હતા. કચ્છ, કર ઔર કિરપાણ– ભેજ દેંગે ઇસે પાકિસ્તાન).

જગતનારાયણની હત્યાથી પંજાબને ગળી જનાર ત્રાસવાદના મોજાની શરૂઆત થઈ. અકાલીઓએ સ્મશાનયાત્રામાં હાજરી ન આપી. હત્યાને તિરસ્કારી નાખવામાં પણ તેઓ નિષ્ફળ નિવડયા.

---

*પાછળથી અમૃતસરને પવિત્ર શહેર જાહેર કરવું જોઇએ એવી ધાર્મિક માગણી અકાલીઓએ કરી હતી ત્યારે તો કેન્દ્ર સરકારે કહ્યું કે તેણે ભારતમાં એક પણ શહેરને પવિત્ર શહેર તરીકે સંમતિ આપી નથી. છેવટે સરકારે ખુલાસો કર્યો હતો કે હરદ્વાર અને કુરુક્ષેત્રના અમુક વિસ્તારોમાં દારૂ અને માંસના વેચાણ ઉપર જે પ્રતિબંધ છે, તે ત્યાંની રાજ્ય સરકારોએ કે સ્થાનિક સત્તાવાળાઓએ મૂકયા છે. સરકારે સૂચવ્યું કે એ પ્રમાણે અમૃતસરમાં વિચારી શકાય. શ્રીમતી ગાંધીએ યોગ્ય પગલાં ભરવા માટે જરૂરી ભલામણ કરવા કમિટી રચવાનું સૂચવ્યું.

આ જ સમયે દરબારસિંહની સરકાર ઉપદ્રવને ઊગતા જ ડામી શકી હોત, પરંતુ તે બનાવની ગંભીરતા ન સમજી શકી અને તેણે ઉદાસીન વલણ દાખવ્યું. આ ફક્ત કાયદો અને વ્યવસ્થાનો જ પ્રશ્ન નહોતો. હિંદુ અને શીખ વચ્ચેના સંબંધોમાં હત્યાથી ઊંડી તિરાડ પડી ગઇ. આ સમયે પંજાબના દૈનિકોએ પણ બળતામાં ઘી હોમવાનું જ કર્યું. દૈનિકો નિષ્પક્ષ રહેવાને બદલે કોમી રીતે વહેંચાઇ ગયા.

હિંદુઓ જગત નારાયણના હત્યારાઓ સામે આકરાં પગલાંની હિમાયત કરવા માંડયા અને ભિંડરાનવાલે ઉપર દોષારોપણ કરતા હતા. ભિંડરાનવાલે જરાકે દુઃખી થયા વગર કહેતા: "હું જે કંઈ કરું છું તે શીખોના હિતમાં કરું છું." તેમની ધરપકડ માટે વોરંટ નીકળ્યું ત્યારે તે હરિયાણામાં ચંદુકલન ગામમાં એક ગુરુદ્વારામાં હતા. પંજાબના મુખ્ય પ્રધાન દરબારસિંહે ધરપકડ માટે હરિયાણાના મુખ્યપ્રધાન ભજનલાલની સહાય માગી. પરંતુ ભજનલાલને 'ભિંડરાનવાલેને જવા દેવાની તક આપવાની' સૂચના દિલ્હીથી મળી ચૂકી હતી– 'ભિંડરાનવાલે ગુરુદ્વારા છોડીને જતા રહ્યા પછી જ હરિયાણા પોલીસ વોરંટ બજાવવા ગુરુદ્વારામાં પહોંચી હતી!

કેટલાક દિવસ પછી તે 'ચોક મહેતા'માં તેમના નિવાસસ્થાને હતા, દરબારાસિંઘે અને અકાલીઓએ ધરપકડ સ્વીકારી લેવા ભિંડરાનવાલેને વિનંતી કરી. ભિંડરાનવાલેએ તેમના અનુકૂળ સમયે શરણાગતિ સ્વીકારશે, એવો હુંકાર કર્યો. વોરંટ હતું, છતાં પોલીસ દ્વારા મારફતે જ તે ૧૯ સપ્ટેમ્બરના રોજ મહેતા ચોકથી ૫૦ કિલોમીટર દૂર સુવર્ણમંદિરના પવિત્ર સરોવરમાં સ્નાન કરવા ગયા અને રાત્રે પાછા ફર્યા! નવી દિલ્હીથી તેમનાં હથિયારો જપ્ત કરવાનો હુકમ આવ્યો પણ તેનો અમલ નો થયો. અરે, ધરપકડ વોરંટ છતાં તેમણે અમૃતસરમાં નીકળેલા એક સરઘસની જાહેરમાં આગેવાની લીધી! પંજાબ જાણે ચંબલ બની ગયું, જ્યાં ડાકુઓ અને બંદૂકનું ચલણ હોય, નહિ કે કાયદા અને વ્યવસ્થાનું!



ઝૈલસિંહને બદલે હવે તેમના હરીફ દરબારાસિંહ ભિંડરાનવાલેના ગોડફાધર બન્યા. કેન્દ્રના ગૃહપ્રધાન ઝૈલસિંહની સર્વોપરિતાને પંજાબના મુખ્ય-પ્રધાન દરબારાસિંહ કદાચ પડકારવા માગતા હોય. પરંતુ આવી રાજરમતથી કોંગ્રેસ પાર્ટીને જ નહિ, દેશને ભારે નુકસાન થયું.

એક બાજુ સરકાર ભિંડરાનવાલે સામે પગલાં ભરવામાં નિષ્ક્રિય રહી બીજી બાજુ બંને કોમના અંતિમવાદીઓ ધિક્કાર, નિંદા અને દોષારોપણનું ઝેર ફેલાવવા માંડયા, ધર્મને નામે હત્યાઓને ન્યાયી ઠેરવી શકાય એવું વાતાવરણ ઊભું કરવા માંડયા. જગત નારાયણની હત્યાથી ગંભીર રોગનાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં હતાં. આમ તો, ૧૯૪૭માં ભારતનું વિભાજન સ્વીકારાયું ત્યારથી અંતિમવાદી શીખોનું જૂથ પંજાબને સ્વતંત્ર 'શીખ' રાજ્ય બનાવવાનું સ્વપ્ન જોતું હતું, પરંતુ મોટા ભાગના શીખો તેમની રમતમાં ભાગ લેવા તૈયાર નહોતા. હવે અંતિમવાદી હિંદુઓના વ્યવહારને કારણે તેમના મનમાં તેના બીજ વવાયાં હતાં.

ઘણા હિંદુઓએ ૧૯૫૧માં વસ્તીગણતરી વખતે માતૃભાષા તરીકે હિંદી લખાવી હતી. અંતિમવાદી શીખોએ પ્રચાર કરવા માંડયો કે જે હિંદુઓ વ્યવહારમાં પંજાબીનો ઉપયોગ કરે છે છતાં પંજાબીને માતૃભાષા તરીકે સ્વીકારતા નથી, તે શીખો પ્રત્યે સારા બની શકે નહિ. 'પંજાબી' શીખોની ભાષા હોવાને કારણે જ હિંદુઓ પંજાબી ભાષાને માતૃભાષા તરીકે સ્વીકારતા નથી. આ અંતિમવાદી શીખોની દલીલથી સામાન્ય શીખો આકર્ષાવા લાગ્યા.

આઝાદી પૂર્વે હજારો લોકોની સમક્ષ કોમેસી



[ વિશ્વમાનવ

નેતાઓ ધરપકડ સ્વીકારતા એના જેવું દૃશ્ય ૨૦મી સપ્ટેમ્બરે ભિંડરાનવાલેએ શરણાગતિ સ્વીકારતી વખતે ઊભું કર્યું. શરણાગતિના આ ભવ્ય 'તમાશા' દરમ્યાન ચોવીસ અથડામણમાં ૧૨ શીખો ગોળીબારથી મરાયા. ભિંડરાનવાલે શીખ યુવાનો માટે 'હીરો' બની ગયા. વળી હિંદુ દૈનિકો લડાયક શીખ નેતા સામે જેમ પ્રહારો કરતા ગયા તેમ તેમ તે વધુ ને વધુ 'ભવ્ય હીરો' બનતા ગયા. દલ ખાલસાના કેટલાક યુવકોએ વિરોધ દર્શાવવા ઇન્ડિયન એરલાઇન્સના વિમાનનું લાહોરમાં અપહરણ કર્યું.

શીખો તરફથી ભિંડરાનવાલેને મળતા પ્રચંડ ટેકાને ઓળખીને અકાલીઓએ તેમની મુક્તિની માગણી કરી. ભિંડરાનવાલે તેમનામાંના જ એક છે એવું શીખોને બતાવીને અકાલીઓ રાજકીય લાભ લેવાની ગણતરીથી ચાલતા હતા. તેઓ ભવિષ્યમાં તેમની માગણીઓ પ્રત્યે દબાણ વધારવા સરકાર સામે ધમકી રૂપે ભિંડરાનવાલેનો ઉપયોગ કરવાનું પણ વિચારવા લાગ્યા. અકાલીઓને ખાતરી થઈ ચૂકી હતી કે વિવાદાસ્પદ બનેલા ભિંડરાનવાલે સાથેનો સંપર્ક ઝૈલસિંહે કાપી નાખ્યો છે. ઝૈલસિંહે દરબારાસિંહને પત્ર લખ્યો હતો કે ભિંડરાનવાલે અને તેના અનુયાયીઓની ધરપકડ કરવી. પરંતુ દરબારાસિંહની સરકારે ભિંડરાનવાલેને બિનશરતે મુક્ત કર્યા.

૨૧મી સપ્ટેમ્બરે ચંડીગઢની મુલાકાત દરમ્યાન શ્રીમતી ગાંધીએ અકાલીઓને લેખિત ફરિયાદો મોકલવા સૂચવ્યું. અકાલીઓએ ઓક્ટોબરમાં ફરિયાદો નહિ, નવેસરથી ૧૫ માગણીઓ રજૂ કરી. તેમાં મુખ્ય ચાર માગણીઓ આ પ્રમાણે હતી: (૧) રાજ્યની નહેરો પંજાબને સુપ્રત કરવી તથા રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય નિયમો અનુસાર પાણીની પુનર્વહેંચણી કરવી, (૨) પંજાબભાષી વિસ્તાર અને ચંડીગઢને પંજાબમાં જોડી દેવા, એટલે કે ફાઝિલ્કા અને અબોહર હરિયાણાને અપાયા વગર, ચંડીગઢ પંજાબને મળે,* (૩) ઓલ ઇન્ડિયા ગુરુદ્વારા એક્ટ પસાર કરવો, અને (૪) લુધિયાણામાં સુધારેલા આનંદપુર ઠરાવનો* અમલ થાય.

આ માગણીઓના અનુસંધાનમાં ૧૬ નવેમ્બર શ્રીમતી ગાંધી અને અકાલીઓ વચ્ચે ત્રણ બેઠકો યોજાઈ. પહેલી બેઠકમાં શ્રીમતી ગાંધીએ કહ્યું: ભિંડરાનવાલે સારી વ્યક્તિ નથી. તમે તેમને બિનજરૂરી પ્રોત્સાહન આપો છો. અકાલીઓએ યાદ દેવડાવ્યું કે કોંગ્રેસે ભૂતકાળમાં 'મહત્ત્વ આપ્યું' છે. ૧૯૭૯ની ગુરુદ્વારાઓની ચૂંટણીમાં કોંગ્રેસે ભિંડરાનવાલેના ઉમેદવારોને ટેકો આપ્યો હતો. ૧૯૮૦ની ચૂંટણીઓ વખતે કોંગ્રેસ ઉમેદવારો સાથે જીપમાં પ્રચાર માટે પ્રવાસ કરતા ભિંડરાનવાલેની તસવીરો છે અને ઝૈલે મહેતાચોકમાં ભિંડરાનવાલેએ શરણા-

---

* જૂના પંજાબનું હરિયાણા અને પંજાબમાં વિભાજન થયું ત્યારે ચંડીગઢ સંયુક્ત રાજધાની તરીકે કેન્દ્રશાસનમાં રહ્યું હતું. ચંડીગઢ પંજાબને મળવું જોઈએ એવા અકાલીઓના આંદોલન વખતે શ્રીમતી ગાંધીએ નિર્ણય આપ્યો હતો કે ફાઝિલ્કા અને અબોહર હરિયાણાને બદલામાં આપવાથી પંજાબને ચંડીગઢ મળશે. આ ચુકાદા પછી અકાલીઓએ આંદોલન પાછું ખેંચી લીધું હતું.

---

* આનંદપુર સાહિબ ઠરાવ (ઓક્ટોબર, ૧૯૭૩) બીજી અનેક બાબતો ઉપરાંત વચન આપે છે કે શીખ પંથની અલાયદી અને સ્વતંત્ર અસ્મિતા જાળવી રાખશે અને જીવંત રાખશે, તથા શીખ પંથની રાષ્ટ્રીય લાગણીઓ તથા અભિલાષાઓ પૂરેપૂરી રીતે અભિવ્યક્તિ, સંતૃપ્તિ અને વિકાસ પામે તેવા વાતાવરણનું સર્જન કરશે.

રાજકીય ધ્યેય (ગુરુગોવિંદસિંહે પ્રબોધેલ નવું વિધાન) 'ખાલસા'નું પ્રાધાન્ય જાળવશે. આ ધ્યેય સિદ્ધ કરવા માટે અકાલી દળે એવી માગણી કરી હતી કે પંજાબી ભાષાભાષી પ્રદેશોને પંજાબમાં ભેળવી દેવા જોઈએ, જેમાં શીખો અને શીખવાદના હિતો સ્પષ્ટપણે વધારાનુંગત સુરક્ષિત હોય.

ગતિ સ્વીકારી ત્યારે શ્રીમતી ગાંધીના માણસ સંતોખસિંહ હાજર હતા વળી, શ્રીમતી ગાંધીએ અકાલીઓને રાજકારણને ધર્મ સાથે ન સાંકળવા જણાવ્યું, ત્યારે અકાલીઓએ એવો બચાવ કર્યો કે ભારતની સ્વતંત્રતાની માગણીને ધર્મ સાથે સાંકળીને મહાત્મા ગાંધીજીએ રાષ્ટ્રીય ચળવળ માટે જનતાનો ટેકો મેળવ્યો હતો ! પાણીની પુનર્વહેંચણી અને પ્રદેશ અંગે ચર્ચા થઈ, પરંતુ આનંદપુર ઠરાવ વિષે બંને પક્ષે મૌન સેવાયું ટૂંકી ચર્ચા બાદ શ્રીમતી ગાંધીએ વિદેશ મંત્રી નરસિંહરાવ સાથે વિગતવાર ચર્ચા કરવા સૂચવ્યું નરસિંહરાવ સાથેની અકાલીઓની બે દિવસ ચાલેલી બેઠકોમાં અકાલી નેતાઓએ પાણી વિવાદ અને ચંડીગઢના પ્રશ્ને લંબાણપૂર્વક રજૂઆત કરી, છતાં ખાસ ચર્ચા થઈ નહિ નરસિંહરાવે કોઈ ખાતરી ઉચ્ચારી નહિ, કે સરકારના ઇરાદાનો અંગુલિનિર્દેશ કર્યો નહિ વાતચીત ગોળ ગોળ થયા કરી

શ્રીમતી ગાંધી સાથેની બીજી બેઠક વખતે, નરસિંહરાવની હાજરીને કારણે, તેમની સાથે ચર્ચેલા મુદ્દાની રજૂઆત કરવાને બદલે અકાલીઓએ ધાર્મિક માગણીઓ ઊઠાવી તેમાં, બીજી બાબતો સાથે, તેમણે આકાશવાણી દ્વારા ધાર્મિક સંગીત અને કીર્તનો માટે જુદી ચેનલની માગણી કરી. વળી તેમની મુખ્ય ફરિયાદ કટોકટી દરમ્યાન દરેક રાજ્યની વસ્તી પ્રમાણે લશ્કરી ભરતી કરવા અંગે નીકળેલા એક સરક્યુલરને કારણે લશ્કરમાં શીખોની ભરતીનું પ્રમાણ ઘટી જવા અંગે હતી

શ્રીમતી ગાંધીએ પહેલાં તો ઉડાઉ જવાબ આપ્યો કે '૭૭માં અકાલી-જનતા સરકાર હતી ત્યારે સુધારો કરી લેવો હતો, પણ પછી જણાવ્યું કે "તેમણે બીજાં રાજ્યોનું હિત પણ ધ્યાનમાં રાખવાનું છે" અકાલીઓએ જ્યારે સૂચવ્યું કે લશ્કરી ભરતી વખતે વ્યક્તિનું શારીરિક બંધારણ ધ્યાનમાં લેવું જોઈએ ત્યારે શ્રીમતી ગાંધીએ રોષમાં જવાબ વાળ્યો - "તેથી તો તમે બધા લશ્કરમાં જોડાઈ જશો." તોફાએ વળતો રોષ માર્યો : "શું અમે ભારતીય નાગરિક તરીકે સરખા હક્કદાર નથી ?"

ઉપરાંત, પાણીની પુનર્વહેંચણીના પ્રશ્ને ખાસ્સી ચર્ચા થઈ છતાં શ્રીમતી ગાંધી સાથેની અકાલીઓની વાતચીત કોઈ નિર્ણયાત્મક તબક્કે ન પહોંચી. તેમણે અકાલીઓની માગણીઓનો સ્વીકાર ન કર્યો, તેમ જ ઈન્કાર પણ ન કર્યો, બધી માગણીઓ અંગે બંને પક્ષે ચર્ચા થઈ જવા છતાં શ્રીમતી ગાંધી ત્વરિત ઉકેલ ઇચ્છતાં નહોતાં. અકાલીઓને લાગ્યું કે આસામની જેમ પંજાબ અંગે વાતચીતનો દોર લંબાવ્યે રાખીને શ્રીમતી ગાંધી તેમને થકવી નાખવા માગે છે બાદલના કહેવા પ્રમાણે, આ તબક્કે તેઓ કોઈ પણ સમાધાન સ્વીકારી લઈ માગણીઓ સમેટી લેવાની તૈયારી સાથે આવ્યા હતા.

અકાલીઓ સત્તા પર હતા ત્યારે શ્રીમતી ઇન્દિરા ગાંધીના પાણીની પુનર્વહેંચણી અંગેના એવોર્ડ સામે તેઓ કોર્ટમાં ગયા હતા પરંતુ તે કેસ શ્રીમતી ગાંધી સાથે અકાલીઓની વાતચીત ચાલતી હતી તે દરમ્યાન દરબારાસિંહની કોંગી સરકારે પાછો ખેંચી લીધો. આથી શ્રીમતી ઇન્દિરા ગાંધીના આશ્વાસનો છતાં તેમનો વિશ્વાસ ડગી ગયો હતો ઉપરાંત, તેમના અસંતોષ માટેનાં કારણો હતાં એક તો પંજાબમાં કોલસો, ઑઈલ કે લોખંડ મેળવવાના કુદરતી સ્રોત નથી; મોટા ઉદ્યોગો નથી. પાણી જ તેમની પ્રગતિનો મુખ્ય આધાર છે. તે ગુમાવવું તેમને પરવડે નહિ તેથી અકાલીઓએ સુપ્રીમ કોર્ટમાં આ વિવાદ ફરી રજૂ કરવા સૂચવ્યું શ્રીમતી ગાંધીએ કહ્યું એ રીતે નિર્ણય આવતા ઘણો સમય પસાર થઈ જશે

ઑલ ઇન્ડિયા ગુરુદ્વારા એક્ટની માગણીના સંદર્ભે શ્રીમતી ગાંધીએ સ્વર્ણસિંહને બોલવા દીધા. તેમણે કહ્યું, "તેવો કાયદો પસાર કરવાનું મુશ્કેલ છે, કારણ કે બધા શીખોની તે બાબત

સંમતિ નથી. ઘણા શીખોએ આવો કાયદો ઘડાય નહિ તે માટે શ્રીમતી ગાંધી પાસે રજૂઆત કરી છે."

- આ છેલ્લી બેઠક કડવાશયુક્ત હતી શ્રીમતી ગાંધી વાતચીત ટૂંકાવી દેવા માગતા હતા. અકાલીઓ શ્રીમતી ગાંધીના બદલાયેલા વલણને સમજી શક્યા નહિ. તેમણે માનભંગ થયાનું અનુભવ્યું.

શ્રીમતી ગાંધીના આકરા વલણ માટે ઘણા કારણો હોઈ શકે. એક, પંજાબમાં કોંગ્રેસ (આઈ) ના મુખ્ય હરીફ અકાલીઓ હતા તેમની સાથે કોઈ સમાધાન સ્વીકારવું એટલે ૧૯૮૦માં કોંગ્રેસ (આઈ) સામે અકાલીઓએ ગુમાવેલી પ્રતિષ્ઠા પુનઃપ્રાપ્ત કરવામાં અકાલીઓને મદદ કરવી. બીજુ, શ્રીમતી ગાંધીની ગણતરીએ પંજાબમા કોંગ્રેસ (આઈ) નો પાયો હિંદુ મતોને કારણે હતો. પાકિસ્તાનમાથી એક વાર હાંકી કઢાયેલા ઘરબાર વિહોણા થયેલા પંજાબના હિંદુઓ, અકાલીઓની માગણીઓને કારણે શીખો તરફથી એવો-ભય ફરીથી ઊભો થશે તેવી શંકાથી પ્રેરાઈને, રક્ષણ માટે કેન્દ્ર પાસે અપેક્ષા રાખતા હતા શ્રીમતી ગાંધી આવા હિંદુઓના મજબૂત અને વિશ્વાસુ મતો ગુમાવવાનું પસંદ શા માટે કરે ? કદાચ, તેમણે એવી પણ ગણતરી બાંધી હોય કે દઢતા બતાવવાથી પંજાબના જ નહિ, ભારતભરના હિંદુઓની સહાનુભૂતિ જીતી શકાશે. ભૂતકાળમા 'દઢ અને મજબૂત' હોવાની તેમની ઈમેજે વળતર અપાવ્યું હતુ આવી ઈમેજને નુકસાન પહોંચાડવા ન માગતા હોય એક ત્રીજુ કારણ પણ હોઈ શકે તેમની માન્યતા હતી કે આંદોલનો દ્વારા છૂટકારો મેળવ્યા પછી અકાલીઓ વધુ છૂટછાટ મેળવવા ફરી આંદોલનો કરશે તેમની આ શંકા અપ્રસ્તુત નહોતી

☆

શ્રીમતી ગાંધીનું વલણ બદલાવા પાછળ ગમે તે કારણ હોય, ત્યાર પછી અકાલીઓ અને સરકાર વચ્ચેનું અંતર વધતું ગયુ. ગ્રીક ટ્રેજેડીની જેમ બંને પક્ષો ક્રૂર રીતે અમંગળ ભાવિ તરફ ધસડાઈ ગયા. શ્રીમતી ગાંધીના મક્કમ વલણથી સમસ્યાના ઉકેલ માટેના બધા રસ્તા બંધ થઈ ગયા.

હવે, દલ ખાલસાએ ધમકી આપી કે જો તમાકુનો કોઇ પણ રૂપે ઉપયોગ કરવા સામે અમૃતસરમા પ્રતિબંધ નહિ મુકાય તો ૧૩ એપ્રિલ, ૧૯૮૨થી તે આંદોલન શરૂ કરશે આ સમયથી કેનેડા, અમેરિકા અને બ્રિટનમા સ્થાયી થયેલા શીખોએ પંજાબમાં રસ લેવા માંડ્યો જોકે 'ખાલિસ્તાન'ની માગણીને શીખો તરફથી ખાસ ટેકો નહોતો સાંપડ્યો પણ શીખો માટે 'વિશેષ અધિકારો'ની માગણી ઉપર ભાર મુકાયો.

ગંગાસિંહ ધિલ્લોન 'ખાલિસ્તાન'ના મુખ્ય પુરસ્કર્તા હતા. તેઓ અમેરિકાના નાગરિક અને વૉશિંગ્ટનમા શ્રી નાનકાના સાહેબ ફાઉન્ડેશનના પ્રમુખ હતા તેઓ પાકિસ્તાનના પ્રમુખ જનરલ ઝીયા ઉલ હકના સંપર્કમા રહેતા. ઉપરાંત ફાઉન્ડેશનના આશ્રયદાતા તરીકે સેનેટર માર્ક ઓ હેટફિલ્ડ તથા કોંગ્રેસના સભ્ય જેમ્સ સી. કોર્મન સાથે પણ સંપર્કમા હતા

ખાલિસ્તાનના બીજા પ્રમુખ પુરસ્કર્તા ડૉ જગજીતસિંહ ચૌહાણ હતા ૧૯૬૯ સુધી પંજાબના અકાલી મંત્રીમંડળમા તેઓ નાણાપ્રધાન હતા. સપ્ટેમ્બર ૧૯૭૧મા બ્રિટનમા એક અખબાર સાથેની મુલાકાતમા તેમણે ખાલિસ્તાનની માગણી ઉઠાવી, એ મુલાકાતમા તેમણે ભારતમા શીખોને દબાવી દેવા અંગે હાસ્યાસ્પદ આક્ષેપો કર્યા હતા. અને વિદેશી શીખોને ઉશ્કેરવા તેમણે એટલે સુધી કહ્યુ હતુ કે ભારતમા ગુરુદ્વારાઓને જમીનદોસ્ત કરી દેવાયા છે ! ૧૯૭૭માં અકાલીદળ-જનતા મોરચા સરકાર સ્થપાયા પછી ચૌહાણ ભારતમા આવ્યા હતા. અને તેમણે શીખ રાજકારણમા પોતાનો પગપેસારો કરવા પ્રયત્નો કર્યા હતા પરંતુ અકાલીઓએ તેમને મહત્ત્વ આપ્યુ નહોતુ તે વખતે રાજકીય વનવાસ ભોગવતા પંજાબના

કોંગ્રેસીઓએ તેમનો સંપર્ક સાધ્યો હતો. આ સમય દરમ્યાન જ ઝૈલસિંહ તેમને ઘણી વાર મળ્યા હતા. આ દિવસો દરમ્યાન જ ઝૈલસિંહ અને સ્વ. સંજય ગાંધી અકાલીઓને લડત આપવા દલ ખાલસાની રચના કરી રહ્યા હતા. ત્યારે 'ચૌહાણ શીખ અને મુસ્લિમોનું' જોડાણ કરવા દિલ્હીમા જામા મસ્જિદમાં શાહી ઇમામને પણ ઘણી વાર મળ્યા હતા.

એક કરતા વધારે વાર ડૉ. ચૌહાણ શ્રીમતી ગાંધીને પણ મળ્યા હતા. શ્રીમતી ગાંધી સત્તા પર આવ્યા પછી પણ ડૉ. ચૌહાણ તેમને મળ્યા પરંતુ પોતાનું સ્થાન અકાલી દળ કે કોંગ્રેસમા એકેમા ઊભુ નહિ કરી શકવાથી માર્ચ ૧૯૮૦મા તેમણે આનંદપુર સાહેબમાં કેટલાક ટેકેદારોની મદદથી ખાલિસ્તાનનો રાષ્ટ્રીય ધ્વજ ફરકાવ્યો. છતા અંતિમવાદીઓનો ટેકો નહિ મળવાથી મે ૧૯૮૦મા તેઓ ધુંધે બ્રિટન ગયા. એમની ગેરહાજરીમા અમૃતસરના તરનતારનના શીખ નેતા બલબીરસિંહ સંધુએ ૧૬ જુન ૧૯૮૦ના રોજ અમૃતસરમા "ખાલિસ્તાન સરકાર"ની ને તેના પહેલા પ્રમુખ તરીકે ડૉ. જગજીતસિંહ ચૌહાણના નામની ઘોષણા કરી સંધુ પોતે "નેશનલ કાઉન્સિલ ઑફ ખાલિસ્તાન'ના મહામંત્રી બન્યા.

ચૌહાણ વારવાર પાકિસ્તાનની મુલાકાત લેવા લાગ્યા. વિદેશથી ગેરકાયદેસર રીતે નાણા મોકલવા માંડયા. ચલણી નોટો, ટપાલટિકિટ, 'પાસપોર્ટ', વગેરે દ્વારા પણ રકમો ભેગી કરવામાં આવતી વિદેશી 'એજન્સીઓ દ્વારા ચૌહાણને રકમો મળતી હોવાની પણ શકા છે. અમેરિકન સિક્યોરિટી કાઉન્સિલના ઉપપ્રમુખ જીન ડેનિયર ગ્રેહામ સાથે તથા સેનેટર માર્ક હેટફિલ્ડ, સેનેટર જેકસે હેલ્મસ અને સેનેટર સામ નુન્ન વગેરે સાથે તેમના સંપર્કો હોવાનું કહેવાય છે.

કેન્દ્ર સરકારે શિરોમણી ગુરુદ્વારા પ્રબંધક સમિતિના કેટલાક માણસોની લંડન ખાતેની વાતચીતના ટેલીફોન ટેપ કર્યા છે. તે દ્વારા ખાલિસ્તાનવાદીઓની કેટલીક યોજનાઓ પ્રકાશમાં આવી છે.

અકાલી નેતા લોંગોવાલ અને ખાદલ ડૉ. ચૌહાણની પ્રવૃત્તિથી નાખુશ હતા તેઓએ ખાલિસ્તાનની માગણીને ટેકો નહોતો આપ્યો બલ્કે વિરોધ પણ કર્યો હતો. અંતિમવાદીઓ અને વિનીતો વચ્ચે દ્વિધામાં પગ રાખતા તોહરાએ પરદેશમા હતા ત્યારે (એપ્રિલથી જુલાઈ, ૧૯૮૧) શીખો માટે 'સ્વાયત્ત રાજ્ય'ની માગણી કરી હતી તોહરાએ સ્પષ્ટ કહ્યું હતું કે શીખ કોમને ભારતમાં સ્વાયત્તતા મળવી જોઈએ. હિંદુ નેતાઓએ તોહરાના આવા વિદેશી ભાષણો અંગે સરકારનું ધ્યાન દોર્યું હતુ, અને તેમના પાસપોર્ટ રદ કરી, 'દેશદ્રોહી' તોહરા અને ગુરુચરણસિંહ ઓજનોહા ઉપર કેસ ચલાવવા માગણી કરી હતી પરંતુ સરકારે કોઈ ગભીરતા દાખવી નહિ તેણે શીખોની થોડી પજવણી સામે પણ આંખ આડા કાન કર્યા

અકાલીઓ સમજતા હતા કે સરકાર તેમની માગણીઓ સ્વીકારવાના 'મૂડ'મા નથી અકાલીજનતા સરકારના પતન પછીના 'રાજકીય વનવાસના' આ દિવસોમાં ટેકેદારોના જુસ્સાને ટકાવી રાખવા, અકાલી પક્ષને જીવંત રાખવા અને અકાલી નહોતા એવા શીખોનેય આકર્ષવા સારુ આંદોલન રૂપે લડાયક સ્વરૂપ ધારણ કરવાનું તેમણે નક્કી કર્યું. તેમનો ભૂતકાળનો અનુભવ હતો કે, શરૂઆતમા આંદોલન અંગે ઉદાસીન પ્રત્યાઘાત મળે તોપણ, એક બાજુ આંદોલનનું જોર અને બીજી બાજુ તેને કાબૂમા લેવાના સરકારના પ્રયત્નોને કારણે પૂરી શીખ કોમનો ટેકો પાછળથી મળી રહે છે આ ઉપરાંત આંદોલન ચાલુ કરવા એક વધુ કારણ હતું માગણીઓ સ્વીકારાઇ નથી, અને અકાલીઓ શ્રીમતી ગાંધીથી દબાઈ ગયા છે એવી છાપ ઊભી થાય તે ય તેમના હિતમાં નહોતી.

છઠ્ઠી એપ્રિલ ૧૯૮૨ના રોજ શ્રીમતી ગાંધીએ પતિયાલા નજીક કપુરીમા સતલજ–યમુનાને જોડતી

કેનાલનો શિલારોપણ વિધિ કર્યો. ત્યાંથી ૭ કિલોમીટર દૂર અકાલીઓએ તેના વિરોધમાં એક સભા ભરી અને કેટલાકે ધરપકડ વહોરી. પાછલા એવોર્ડ મુજબ, 'હરિયાણાને પાણીમાં તેના ભાગનો હિસ્સો મળે તે માટે, નહેર ખોદાવાઇ રહી હતી. અકાલીઓ એવો ભય ફેલાવવા માગતા હતા કે હરિયાણા તેના 'હિસ્સાનું' પાણી ખેંચી જશે, પછી હજારો શીખોના ખેતરો પાણી વગર સૂકાં રહી જશે

૨૫ દિવસ પછી અકાલીઓએ 'નહેરરોકો' આંદોલન કપુરીમાંથી શરૂ કર્યું. માર્ક્સવાદી સામ્યવાદી પક્ષે આંદોલનને સક્રિય ટેકો આપ્યો. દસપંદર દિવસ ચાલવા છતાં શીખ પ્રજાનું ધ્યાન આંદોલન પ્રત્યે ખેંચાયું નહિ એક કારણ એ હતું કે નહેર ખોદાવાથી પંજાબના શીખોના ખેતરો પાણી વગર રહી જશે એવુ કોઈ માનતું નહિ બીજુ, આંદોલનમાં માર્ક્સવાદી કોમ્યુનિસ્ટ પાર્ટીના જોડાવાથી અકાલીઓની છબી ખરડી હતી. ત્રીજુ, નહેર નજીક શીખોની ધાર્મિક લાગણી પોષે એવું એક પણ ગુરુદ્વારા નહોતુ.

અકાલીઓને કપુરીમાંથી આંદોલન ચાલુ કરવાની ભૂલ સમજાઈ. તેઓએ ૪ ઑગસ્ટ ૧૯૮૨થી સુવર્ણ મંદિરેથી આંદોલન શરૂ કરવાનુ નક્કી કર્યું. આંદોલન ગુરુદ્વારાથી થવાનું હોવાથી માર્ક્સવાદી સામ્યવાદી પક્ષે પોતાનો ટેકો પાછો ખેંચી લીધો.

હવે, અકાલી દળના જિલ્લા એકમોના વડા જથેદારોને મોટા પ્રમાણ પર શીખ સ્વયંસેવકોને અમૃતસર મોકલવાની સૂચના અપાઈ. તેઓ ધરપકડ વહોરે ત્યાં સુધી શિરોમણી ગુરુદ્વારા પ્રબંધ સમિતિએ તેમના રહેવાની તથા જમવાની વ્યવસ્થા માથે લીધી. બસ અને ટ્રકોમાં ગુરુ ગ્રંથ સાહેબના ૧૫ ગ્રંથો બાળવાના, કેટલાક ગુરુદ્વારાને અપવિત્ર કરવાના તથા પોલીસ કસ્ટડીમાં જીલટતપાસ દરમ્યાન પંદી ખૂન કેસના આરોપી શીખ નેતા કુલવંતસિંહ નાગોકાની હત્યા જેવા શીખો વિરુદ્ધના



અત્યાચારના બનાવોનો પણ અકાલીઓએ લાભ લીધો

બીજી બાજુ, બિનશીખ ખ્યાતનામ પત્રકાર જગત નારાયણની હત્યાથી ફેલાયેલુ ત્રાસવાદનુ મોજુ પણ ચાલુ હતુ. નિર્દોષ નાગરિકોની હત્યા થતી હતી. મુખ્યત્વે હિંદુઓ અને નિરંકારીઓ જ શિકાર બનતા, પણ હવે ત્રાસવાદીઓની વિરુદ્ધ બોલવાની હિંમત કરનાર શીખોની પણ હત્યા થવા લાગી.

ત્રીજી બાજુ, શકમંદ ફરારીઓની શોધખોળ દરમ્યાન પોલીસ તેમના કુટુંબીજનોની મારપીટ કરતી ક્યારેક સામે થતી વ્યક્તિઓની હત્યા પણ કરતી આ રીતે ૨૪ વ્યક્તિઓની હત્યા થઈ. તેથી ભિંડરાનવાલે આવેશમાં આવી જઈ કહેતા: 'હિંદુ પોલીસ જ નિર્દોષ શીખોની હત્યા કરે છે'

રાજ્યભરમાંથી પોલીસત્રાસના સમાચાર આપતા અકાલીઓ રથા પહોંચી જતા ને હત્યાનો અથવા હિંસાનો ભોગ બનેલાઓનુ કે તેમના કુટુંબીજનોનુ 'સિરોપાસ' (પાઘડી) બાંધી બહુમાન કરતા આથી હિંદુઓ વધુ ઉશ્કેરાતા ને ભય પામતા

પીપલ્સ યુનિયન ફોર સિવિલ લિબર્ટીઝે શીખો વિરુદ્ધ થતા પોલીસ અત્યાચારની તપાસ માટે મોકલેલી ટુકડીએ તેના રિપોર્ટમાં નોંધ્યું છે કે "બદલો લેવા માટે પોલીસ જંગલી બળનો ઉપયોગ કરતી હતી ગામડાંના લોકો ત્રાસના કિસ્સાઓમાં સંડોવાયેલા પોલીસ અધિકારીઓના નામ પણ આપતા. કેટલાક અધિકારીઓ કાનૂનને નેવે મૂકી પોતે જ કાયદો બની બેઠા હતા. જો કે, ત્રાસવાદીઓએ પણ કાયદાને નેવે મૂક્યો હતો અને હિંસા ફેલાવી હતી. વળી જેમની ઉપર ઘોર ગુનાના આરોપ હતા, તેવાઓનું તેમની ગેરહાજરીમાં ગામડાંમાં બહુમાન થતુ. તેમના 'હીરા'પણા માટે તેમનાં પરિવારના બાળકોને 'સરોપાસ' (પાઘડી) અપાતી.

આ છતાં વિનીત શીખ નેતાઓ ત્રાસવાદીઓના કૃત્યોને તિરસ્કારવા નાખુશ હતા અથવા તેમ કરવામાં ભય અનુભવતા હતા."

હિંદુઓ ઉપર ત્રાસ ગુજારવામાં આવતો કે તેમની હત્યા થતી ત્યારે જાહેરમાં વિરોધ કરવાની અકાલીઓની તૈયારી ન હતી, અકાલીઓની એ **મોટી ગુમાંમીભરી ભૂલ હતી.**

ઘણા હિંદુઓએ અકાલીઓ સાથે પંજાબના પ્રશ્નોની ચર્ચા કરવા પ્રયાસો કર્યા. વીરેન્દ્રે લોંગોવાલને રૂબરૂ મળીને જણાવ્યું કે અકાલી માગણીઓને તેમનો ટેકો છે. જગત નારાયણના પુત્ર રમેશચંદ્રે લખ્યું કે અકાલીઓની માગણીઓનું વાજબીપણું તેઓ સ્વીકારે છે. પરંતુ અકાલીઓ હિંદુઓ સાથે વાતચીત કરવા રાજી નહોતા. હિંદુઓની શંકા દૃઢ થઈ કે અકાલીઓ શીખ સ્વાયત્ત રાજ્ય માટે પ્રવૃત્ત છે અને એ જ ઉદ્દેશને ફળીભૂત કરવા માટે આંદોલનો કે મોરચાનું આયોજન કરે છે આથી પાકિસ્તાનમાં એક વખત બધું ગુમાવ્યું હતું ને સ્થળાંતર કર્યું હતું તેમ 'બીજા સ્થળાંતર'નો ભય હિંદુઓ જોવા લાગ્યા અકાલીઓની વારંવારના ફેરવાતા અર્થઘટન પછી પણ આનંદપુર સાહેબ ઠરાવ 'ખાલિસ્તાનનો પાયો' નાખનારો છે એવું મનાતું રહ્યું.

દિલ્હીમાંના પંજાબીઓએ પંજાબની પરિસ્થિતિ સુધરે તે હેતુથી હિંદુઓ અને અકાલી નેતાઓને ભેગા કરવા પ્રયત્નો કર્યા. પરંતુ, બે વખત અગાઉથી મુલાકાતની તારીખ નક્કી કરાઈ હોવા છતાં અકાલીઓ આવ્યા નહિ. તે સમયે પંજાબમાં વાસ્તવમાં 'કાયદા અને વ્યવસ્થાનું શાસન' નહોતું. અને અકાલીઓ, ભારતીય જનતા પાર્ટી અને ભારતીય સામ્યવાદી પક્ષ 'ગુનેગારો' પ્રત્યે કડક હાથે કામ નહિ લેવા બદલ સરકારની ટીકા કરતા હતા.

પંજાબ સરકારે હેવાલોમાં બચાવ કર્યો કે, "...ભારતનાં બીજાં રાજ્યોની સરખામણીમાં પંજાબ શાંતિપ્રિય રાજ્ય છે. ઉત્તરપ્રદેશમાં ૧૯૮૦માં ૫૪૨૨ અને ૧૯૮૧માં ૫૦૧૮ ખૂનો થયાં છે, જ્યારે પંજાબમાં ૧૯૮૦માં ૬૨૦ અને ૧૯૮૧માં ૫૪૪ ખૂનો નોંધાયાં છે."—આ પ્રકારના ઉદ્ધત બચાવને કારણે વાતાવરણ વધુ બગડયું. અકાલીઓ માટે આંદોલન ચલાવવાની તકો વધી.

અકાલીઓએ શ્રીમતી ઇન્દિરા ગાંધીની પ્રતિક્રિયા જોવા માટે રાષ્ટ્રપતિપદની ચૂંટણીમાં તેમના ઉમેદવાર ઝૈલસિંહને ટેકો આપ્યો (૧૩ જુલાઈ, ૧૯૮૨) આમેય તોહરા અને બીજા કેટલાક અકાલીઓ ઝૈલસિંહના ટેકેદાર જ હતા.

પંજાબના કોંગી મુખ્ય પ્રધાન દરબારાસિંહ નહોતા ઇચ્છતા કે અકાલીઓ અગાઉની જાહેરાત મુજબ ૪ ઑગસ્ટે મોરચાની શરૂઆત કરે. તેમને ભય હતો કે મોરચાને કારણે અકાલીઓ પુનઃ પ્રતિષ્ઠા પામશે. તેથી મોરચો વહેલો શરૂ કરવા દરબારાસિંહે ભિંડરાનવાલેને ગુપ્તપણે (!) સંદેશો મોકલ્યો. તેમની ગણતરી હતી કે જો ભિંડરાનવાલે મોરચો વહેલો શરૂ કરશે તો તેને તુર્ત દાબી દઈશ. (ભિંડરાનવાલે શીખ રાજકારણ અને શિરોમણી ગુરુદ્વારા પ્રબંધક સમિતિ ઉપરના અકાલીઓના વર્ચસની સામે જ, ઝૈલસિંહ અને દરબારાસિંહ દ્વારા, ઊભા કરાયેલા હતા બાદ ઝૈલસિંહે ભિંડરાનવાલે સાથેનો છેડો ફાડી નાખ્યો હતો, જ્યારે દરબારાસિંહે ચાલુ રાખ્યો હતો તે આપણે જોઈ ગયા છીએ)

ભિંડરાનવાલેને મોરચો શરૂ કરવા બહાનું પૂરું પાડવા પંજાબ સરકારે તેમના બે કાર્યકરોની ૧૭ જુલાઈ, ૧૯૮૨ના રોજ ધરપકડ કરી. બે દિવસ પછી અખિલ ભારતીય શીખ વિદ્યાર્થી પરિષદના પ્રમુખ અમરિકસિંહને નિરંકારીના ખૂનના આરોપસર પોલીસ કસ્ટડીમાં પૂર્યા. (જેમના પિતાના અનુયાયી તરીકે ૨૦ મી જુલાઈએ ભિંડરાનવાલેના બીજા એક ચુસ્ત અનુયાયી થારાસિંહની ધરપકડ

કરાઈ મહેતા ચોકના નિવાસસ્થાનેથી સુવર્ણ મંદિરના ગુરુ નાનક નિવાસમાં રહેવા ગયેલા ભિંડરાનવાળેએ આથી ઉશ્કેરાઈને અકાલીઓ કરતાં વહેલો સુવર્ણ મંદિરેથી મોરચો શરૂ કર્યો

પરંતુ, દરબારાસિંહની ગણતરી મોરચાને દબાવી દેવાની ગણતરી ખોટી પડી. હકીકતમાં અકાલીઓ જાહેર કર્યા મુજબ મોરચાની શરૂઆત કરવી કે નહિ તેની અસમંજસમાં હતા. એના અનેક કારણો હતા : એક, શીખો ૧૯૮૦ની ચૂંટણી પછી વહેંચાયેલા હતા. બીજું, બાદલને ભય હતો કે મોરચો શરૂ કરવાથી હિંદુઓ તેમનાથી તદ્દન દૂર જતા રહેશે બાદલ એવા મતના હતા કે હિંદુઓનું પ્રતિનિધિત્વ કરતા ભાજપના ટેકા વગર અકાલીઓ ફરી સત્તા પર આવી શકશે નહિ ત્રીજું, લોંગોવાલ પણ મોરચા માટે બહુ ઉત્સાહી નહોતા.

વિનીતોના વિરોધી તલવંડી અને સુખજિન્દરસિંહ, 'સ્વતંત્ર શીખ રાજ્ય'ની માગણી ન કરી શકાય તો પણ, સૂચિત મોરચાને કારણે અકાલીઓમાં ભંગાણ પડાવવાની તક જોતા હતા. ૧૯૭૯માં બાદલે સુખજિન્દરસિંહની તેમના મંત્રીમંડળમાથી હકાલપટ્ટી કરી હતી, તેનું વેર લેવું હતું. આ બંનેને તોહરા પ્રોત્સાહન આપવા માગતા હતા, તેઓ મોરચાની તરફેણમા હતા તેનું કારણ તેઓ શિરોમણી ગુરુદ્વારા પ્રબંધક સમિતિના પ્રમુખપદે ચાલુ રહેવા માગતા હતા. છેલ્લી ચૂંટણી વખતે બાદલે તોહરાને કચવાતા મને પ્રમુખ બનાવવામા સહકાર આપ્યો હતો. હવે જો એક વાર મોરચાની શરૂઆત થઈ જાય તો તેમનો ખ્યાલ હતો કે પ્રમુખ બદલવાનું કોઈ વિચારશે નહિ

૨૩મી જુલાઈએ વિનીત નેતા અને અકાલી દળના મહામંત્રી રાજેન્દરસિંહ ભાટિયા લોંગોવાલને મળ્યા. તેઓ રાજીવ ગાંધીના સંપર્કમાં હતા. તેમણે કહ્યું કે મોરચાની શરૂઆત ન કરવી જોઈએ, કારણ કે સરકાર જળવિવાદ સુપ્રિમ કોર્ટ જજને સોંપવાની અકાલી માગણી સ્વીકારવાનું વિચારે છે અને ચંદીગઢ પંજાબને સોંપવા રસ્તો શોધી રહી છે. પરંતુ લોંગોવાલ છેલ્લી મુલાકાતના કડવા અનુભવને કારણે સમાધાન માટે બેસવા તૈયાર નહોતા, તેમ છતાં જો બાદલ સાથ આપે તો મોરચો હાલ પૂરતું અટકાવવા સંમત હતા

૨૬મી જુલાઈની મિટિંગમાં વિનીતો લઘુમતીમા હતા. જસવંતસિંઘ અને બરનાલા ગેરહાજર હતા. ચીન અને પાકિસ્તાનની મદદથી ખાલિસ્તાનની સ્થાપના કરવી જોઈએ એવું કહેનાર સુખજિન્દરસિંહ હાજર હતા. તોહરાની સાથે બસંતસિંહ ખાલસા હતા. (બસંતસિંહ લોકસભાની ચૂંટણીમા પરાજય પામ્યા પછી એવું માનતા હતા કે શીખો માટે અલગ મતવિભાગ હોવા જોઈએ.) લોંગોવાલ ઢચુપચુ હતા. અંતિમવાદીઓએ શ્રીમતી ગાંધી સાથેની છેલ્લી મુલાકાત વખતના માનભંગની યાદ દેવડાવી લોંગોવાલને ઉશ્કેર્યા તેમણે દલીલ કરી કે શ્રીમતી ગાંધીએ ધાર્મિક માગણીઓ સ્વીકારી હોવા છતા તેમાથી તે પાછા હટયા છે બાદલને એમ કહીને અંતિમવાદીઓએ સમજાવી લીધા કે તેમને મોરચાના પહેલા સત્યાગ્રહી બનવાનું બહુમાન અપાશે વિનીતો મોરચાની શરૂઆત કરવા ઉત્સાહી નહોતા, છતા ઋજુ ખંખેરાને સ્પષ્ટ બોલી ન શકયા તેમનામા હિંમતનો અભાવ હતો. જોકે, અકાલીઓને અંતિમવાદીઓ સાથે સહમતી ઉપર આવવાની ફરજ પાડનારા બીજા કારણો પણ હતાં. અકાલીઓને ભય ભિંડરાનવાલેનો હતો. સુવર્ણમંદિરેથી મોરચો શરૂ કરીને પછી તે કદાચ ગુરુદ્વારાનો જ કબજો પચાવી પાડે તો ? વળી, મોરચો શીખોની પ્રતિષ્ઠાનો સવાલ હતો. ભૂતકાળમા હજારોની સંખ્યામા ગામડાઓના સ્વયંસેવકો મોરચામા ભાગ લેતા.

* અકાલીઓને તત્કાલીન વાતાવરણનો લાભ લેવાનો લોભ પણ હતો. અત્યાચારોને કારણે, ધરપકડોને કારણે, શંકાસ્પદ ફરારી વ્યક્તિઓની શોધખોળને કારણે અને તેવી વ્યક્તિઓના કુટું-

આ છતાં વિનીત શીખ નેતાઓ ત્રાસવાદીઓનાં કૃત્યોને તિરસ્કારવા નાખુશ હતા અથવા તેમ કરવામાં ભય અનુભવતા હતા ''

હિંદુઓ ઉપર ત્રાસ ગુજારવામાં આવતો કે તેમની હત્યા થતી ત્યારે જાહેરમાં વિરોધ કરવાની અકાલીઓની તૈયારી ન હતી, અકાલીઓની એ મોટી મુત્સદ્દીગીરી ભૂલ હતી.

ઘણા હિંદુઓએ અકાલીઓ સાથે પંજાબના પ્રશ્નોની ચર્ચા કરવા પ્રયાસો કર્યા. વીરેન્દ્રે લોંગોવાલને રૂબરૂ મળીને જણાવ્યું કે અકાલી માગણીઓને તેમનો ટેકો છે. જગત નારાયણના પુત્ર રમેશચંદ્રે લખ્યું કે અકાલીઓની માગણીઓનું વાજબીપણું તેઓ સ્વીકારે છે. પરંતુ અકાલીઓ હિંદુઓ સાથે વાતચીત કરવા રાજી નહોતા. હિંદુઓની શંકા દૃઢ થઈ કે અકાલીઓ શીખ સ્વાયત્ત રાજ્ય માટે પ્રવૃત્ત છે અને એ જ ઉદ્દેશને ફળીભૂત કરવા માટે આંદોલનો કે મોરચાનું આયોજન કરે છે. આથી પાકિસ્તાનમાં એક વખત બધું ગુમાવ્યું હતું ને સ્થળાંતર કર્યું હતું તેમ 'બીજા સ્થળાંતર'નો ભય હિંદુઓ જોવા લાગ્યા અકાલીઓની વારંવારના ફેરવાતા અર્થઘટન પછી પણ આનંદપુર સાહેબ ઠરાવ 'ખાલિસ્તાનનો પાયો' નાખનારો છે એવું મનાતું રહ્યું.

દિલ્હીમાંના પંજાબીઓએ પંજાબની પરિસ્થિતિ સુધરે તે હેતુથી હિંદુઓ અને અકાલી નેતાઓને ભેગા કરવા પ્રયત્નો કર્યા. પરંતુ, બે વખત અગાઉથી મુલાકાતની તારીખ નક્કી કરાઈ હોવા છતાં અકાલીઓ આવ્યા નહિ. તે સમયે પંજાબમાં વાસ્તવમાં 'કાયદા અને વ્યવસ્થાનું શાસન' નહોતું. અને અકાલીઓ, ભારતીય જનતા પાર્ટી અને ભારતીય સામ્યવાદી પક્ષ 'ગુનેગારો' પ્રત્યે કડક હાથે કામ નહિ લેવા બદલ સરકારની ટીકા કરતા હતા.

પંજાબ સરકારે હૈનિકોમાં બચાવ કર્યો કે, "...ભારતનાં બીજાં રાજ્યોની સરખામણીમાં પંજાબ શાંતિપ્રિય રાજ્ય છે. ઉત્તરપ્રદેશમાં ૧૯૮૦માં ૫૪૨૨ અને ૧૯૮૧માં ૫૦૬૮ ખૂનો થયા છે, જ્યારે પંજાબમાં ૧૯૮૦માં ૬૨૦ અને ૧૯૮૧માં ૫૪૪ ખૂનો નોંધાયા છે,"–આ પ્રકારના ઉદ્ધત બચાવને કારણે વાતાવરણ વધુ બગડ્યું. અકાલીઓ માટે આંદોલન ચલાવવાની તકો વધી.

અકાલીઓએ શ્રીમતી ઈન્દિરા ગાંધીની પ્રતિક્રિયા જોવા માટે રાષ્ટ્રપતિપદની ચૂંટણીમાં તેમના ઉમેદવાર ઝૈલસિંહને ટેકો આપ્યો (૧૩ જુલાઈ, ૧૯૮૨) આમેય તોહરા અને બીજા કેટલાક અકાલીઓ ઝૈલસિંહના ટેકેદાર જ હતા.

પંજાબના યોગી મુખ્ય પ્રધાન દરબારાસિંહ નહોતા ઈચ્છતા કે અકાલીઓ અગાઉની જાહેરાત મુજબ ૪ ઓગસ્ટે મોરચાની શરૂઆત કરે. તેમને ભય હતો કે મોરચાને કારણે અકાલીઓ પુનઃ પ્રતિષ્ઠા પામશે. તેથી મોરચો વહેલો શરૂ કરવા દરબારાસિંહે ભિંડરાનવાલેને ગુપ્તપણે (!) સંદેશો મોકલ્યો. તેમની ગણતરી હતી કે જો ભિંડરાનવાલે મોરચો વહેલો શરૂ કરશે તો તેને તુર્ત દાબી શકાશે (ભિંડરાનવાલે શીખ રાજકારણ અને શિરોમણી ગુરુદ્વારા પ્રબંધક સમિતિ ઉપરના અકાલીઓના વર્ચસની સામે જ, ઝૈલસિંહ અને દરબારાસિંહ દ્વારા, ઊભા કરાયેલા હતા. બાદ ઝૈલસિંહે ભિંડરાનવાલે સાથેનો છેડો ફાડી નાખ્યો હતો, જ્યારે દરબારાસિંહે ચાલુ રાખ્યો હતો તે આપણે જોઈ ગયા છીએ)

ભિંડરાનવાલેને મોરચો શરૂ કરવા બહાનું પૂરું પાડવા પંજાબ સરકારે તેમના બે કાર્યકરોની ૧૭ જુલાઈ, ૧૯૮૨ના રોજ ધરપકડ કરી. બે દિવસ પછી અખિલ ભારતીય શીખ વિદ્યાર્થી પરિષદના પ્રમુખ અમરિકસિંઘને નિરંકારીના ખૂનના આરોપસર પોલીસ કસ્ટડીમાં પૂર્યા. (જેમના પિતાના અનુયાયી તરીકે ૨૦ મી જુલાઈએ ભિંડરાનવાલેના બીજા એક ચુસ્ત અનુયાયી થારાસિંહની ધરપકડ

કરાઈ મહેતા ચોકના નિવાસસ્થાનેથી સુવર્ણ મંદિરના ગુરુ નાનક નિવાસમાં રહેવા ગયેલા ભિંડરાનવાલેએ આથી ઉશ્કેરાઈને અકાલીઓ કરતાં વહેલો સુવર્ણ મંદિરેથી મોરચો શરૂ કર્યો

પરંતુ, દરબારાસિંહની મોરચાને દબાવી દેવાની ગણતરી ખોટી પડી હકીકતમાં અકાલીઓ જાહેર કર્યા મુજબ મોરચાની શરૂઆત કરવી કે નહિ તેની ગડમથલમાં હતા. એના અનેક કારણો હતા : એક, શીખો ૧૯૮૦ની ચૂંટણી પછી વહેંચાયેલા હતા બીજું, બાદલને ભય હતો કે મોરચો શરૂ કરવાથી હિંદુઓ તેમનાથી તદ્દન દૂર જતા રહેશે. બાદલ એવા મતના હતા કે હિંદુઓનું પ્રતિનિધિત્વ કરતા ભાજપના ટેકા વગર અકાલીઓ ફરી સત્તા પર આવી શકશે નહિ. ત્રીજું, લોંગોવાલ પણ મોરચા માટે બહુ ઉત્સાહી નહોતા.

વિનીતોના વિરોધી તલવંડી અને સુખજિન્દરસિંહ, 'સ્વતંત્ર શીખ રાજ્ય'ની માગણી ન કરી શકાય તો પણ, સૂચિત મોરચાને કારણે અકાલીઓમાં ભંગાણ પડાવવાની તક જોતા હતા. ૧૯૭૯મા બાદલે સુખજિન્દરસિંહની તેમના મંત્રીમંડળમાંથી હકાલપટ્ટી કરી હતી, તેનું વેર લેવું હતું. આ બંનેને તોહરા પ્રોત્સાહન આપવા માગતા હતા. તેઓ મોરચાની તરફેણમાં હતા તેનું કારણ તેઓ શિરોમણી ગુરુદ્વારા પ્રબંધક સમિતિના પ્રમુખપદે ચાલુ રહેવા માગતા હતા. છેલ્લી ચૂંટણી વખતે બાદલે તોહરાને કચવાતા મને પ્રમુખ બનાવવામાં સહકાર આપ્યો હતો હવે જો એક વાર મોરચાની શરૂઆત થઈ જાય તો તેમનો ખ્યાલ હતો કે પ્રમુખ બદલવાનું કોઈ વિચારશે નહિ.

૨૩મી જુલાઈએ વિનીત નેતા અને અકાલી દળના મહામંત્રી રાજેન્દરસિંહ ભાટિયા લોંગોવાલને મળ્યા. તેઓ રાજીવ ગાંધીના સંપર્કમાં હતા. તેમણે કહ્યું કે મોરચાની શરૂઆત ન કરવી જોઈએ, કારણ કે સરકાર જળવિવાદ સુપ્રિમ કોર્ટ જજને સોંપવાની અકાલી માગણી સ્વીકારવાનું વિચારે છે અને ચંડીગઢ પંજાબને સોંપવા રસ્તો શોધી રહી છે પરંતુ લોંગોવાલ છેલ્લી મુલાકાતના કડવા અનુભવને કારણે સમાધાન માટે બેસવા તૈયાર નહોતા, તેમ છતાં જો બાદલ સાથ આપે તો મોરચો હાલ પૂરતું અટકાવવા સંમત હતા.

૨૬મી જુલાઈની મિટિંગમાં વિનીતો લઘુમતીમાં હતા. બલવંતસિંઘ અને બરનાલા ગેરહાજર હતા. ચીન અને પાકિસ્તાનની મદદથી ખાલિસ્તાનની સ્થાપના કરવી જોઈએ એવું કહેનાર સુખજિન્દરસિંહ હાજર હતા. તોહરાની સાથે બસંતસિંહ ખાલસા હતા. (બસંતસિંહ લોકસભાની ચૂંટણીમાં પરાજય પામ્યા પછી એવું માનતા હતા કે શીખો માટે અલગ મતવિભાગ હોવા જોઈએ) લોંગોવાલ ડગુમગુ હતા. અંતિમવાદીઓએ શ્રીમતી ગાંધી સાથેની છેલ્લી મુલાકાત વખતના માનભંગની યાદ દેવડાવી લોંગોવાલને ઉશ્કેર્યા તેમણે દલીલ કરી કે શ્રીમતી ગાંધીએ ધાર્મિક માગણીઓ સ્વીકારી હોવા છતાં તેમાંથી તે પાછા હટયા છે બાદલને એમ કહીને અંતિમવાદીઓએ સમજાવી લીધા કે તેમને મોરચાના પહેલા સત્યાગ્રહી બનવાનું બહુમાન અપાશે વિનીતો મોરચાની શરૂઆત કરવા ઉત્સાહી નહોતા, છતાં ગણું ખંખેરાને સ્પષ્ટ બોલી ન શક્યા તેમનામાં હિંમતનો અભાવ હતો. જોકે, અકાલીઓને અંતિમવાદીઓ સાથે સહમતી ઉપર આવવાની ફરજ પાડનારા બીજાં કારણો પણ હતાં. અકાલીઓને ભય ભિંડરાનવાલેનો હતો. સુવર્ણમંદિરેથી મોરચો શરૂ કરીને પછી તે કદાચ ગુરુદ્વારાનો જ કબજો પચાવી પાડે તો ? વળી, મોરચો શીખોની પ્રતિષ્ઠાનો સવાલ હતો ભૂતકાળમાં હજારોની સંખ્યામાં ગામડાંઓના સ્વયંસેવકો મોરચામાં ભાગ લેતા.

* અકાલીઓને તત્કાલીન વાતાવરણનો લાભ લેવાનો લોભ પણ હતો. અત્યાચારોને કારણે, ધરપકડોને કારણે, શંકાસ્પદ ફરારી વ્યક્તિઓની શોધખોળને કારણે અને તેવી વ્યક્તિઓના કુટું-

બીજાનો પ્રત્યેનો વર્તાવને કારણે ગામડાના શીખો પોલીસ વિરુદ્ધ છંછેડાયેલા હતા. વળી, ગામડાના શીખ શિક્ષિત યુવાનો બેકાર હતા તેઓ ગામડાંના નિરસ વાતાવરણમાં રહેવા તૈયાર નહોતા. કુટુંબમાં સરખો હિસ્સો માગનારા હકદારો વધવાથી તેમના ખેતરો બિનઆર્થિક બન્યાં હતા. જમીન ધરાવતા ૬૫ ટકા લોકો પાસે પાંચ એકરથી ઓછી જમીન હતી. આર્થિક રીતે તેના આધારે ટકી રહેવું મુશ્કેલ હતું. શહેરી વિસ્તારમાં ઉદ્યોગો અને વ્યાપારધંધા ઉપર હિંદુઓનો અંકુશ હતો. પાંચ ટકાથીય ઓછા મોટા ઉદ્યોગો શીખો હસ્તક હતા.

*

ભિંડરાનવાલે જાણતા હતા કે દરેક શીખ યુવાન તેમનો શક્તિશાળી અનુયાયી છે વૃદ્ધો કરતાં યુવાનો સ્વાભાવિક રીતે જ સાહસિક હોય છે. વળી શીખ શાસકોના સમયની વાતોથી તેમને આકર્ષી શકાય છે, અને તે સમયની શીખોની સર્વોપરિતા ફરીથી સ્થાપવા માટે તેમને આહ્વાન આપી શકાય છે.

ભિંડરાનવાલેએ મોરચાની માગણીઓની યાદીમાં તેના માણસોને છોડી મૂકવાની માગણી ઉમેરવા અકાલીઓને જણાવ્યું. તેઓ તેનું એટલું મહત્ત્વ આપવા નહોતા માગતા. તેઓએ નિર્દોષ માણસોને છોડી મૂકવાની માગણી ઉમેરી. તેમ છતાં જ્યારે અકાલી નેતાઓએ ભિંડરાનવાલેને તેનો મોરચો લોંગોવાલની નેતાગીરીવાળા મોરચામાં જોડી દેવા જણાવ્યું ત્યારે તેઓ તત્કાળ સંમત થઈ ગયા, કારણ કે આમ કરવાથી તેમને જરૂરી રાજકીય સન્માન મળવાનું હતું 'ધર્મયુદ્ધ'ના સ્વયંસેવકો ધરપકડ માટે સુવર્ણમંદિરમાંથી બહાર નીકળે તે પહેલાં લોંગોવાલ અને ભિંડરાનવાલે બંને તેમને આશીર્વાદ આપે એવું નક્કી થયું।

મોરચાની શરૂઆત થઈ ૪ ઑગસ્ટ ૧૯૮૨થી બાદલ પહેલા સત્યાગ્રહી થયા. લગભગ સવા બે મહિના સુધી દરરોજ આ આંદોલન ચાલ્યું. કુલ ૩૦,૦૦૦ સત્યાગ્રહીઓની ધરપકડ થઈ. સત્યાગ્રહીઓને લઈ જતી બસના અકસ્માતથી ૩૪ સત્યાગ્રહીનું મૃત્યુ થયું. આમ, મોરચાએ શીખોને આકર્ષ્યા. હજુ સત્યાગ્રહી બનવા ઉત્સુક શીખોની લાંબી લાઈનો તૈયાર હતી.

લોંગોવાલ અકાલીઓની માગણીઓ સિવાયની વધારાની માગણી ન કરવાનું સત્યાગ્રહીઓને સમજાવી શકયા. ખાલિસ્તાનનાં સૂત્રો પોકારનારને તે વખોડી કાઢતા અને તેમને 'કોંગ્રેસ પાર્ટી'ના એજન્ટ' તરીકે ઓળખાવતા. કેટલીક વાર તો તેઓ હિન્દુ શીખ એકતા ટકાવી રાખવાની અપીલ કરતા ત્યારે ભિંડરાનવાલે તો આશીર્વચનમાં ઝેર ઓકતા પોલીસ અત્યાચારના થોડાક દાખલા ટાંકીને શીખો પ્રત્યેના ભેદભાવના દાખલા ટાંકીને, ન્યાય માટે લડાઈ કરવા એક થવાની ઉશ્કેરણી કરતા

— ૧૫ મી ઑક્ટોબર ૧૯૮૨ના રોજ શ્રીમતી ગાંધીએ બધા અકાલી સત્યાગ્રહી કેદીઓને મુક્ત કર્યા.

દરેક દિવસ બાદ અકાલી નેતાઓ સ્વર્ણસિંહને મળ્યા. એક પછી એક મુદ્દાસર અકાલી માગણીઓ વિશે ચર્ચા થઈ. નીચે પ્રમાણે સમાધાન નક્કી થયું; (૧) સુવર્ણ મંદિરને બદલે આકાશવાણીના જલંધર સ્ટેશનેથી સુવર્ણ મંદિરમાં થતું કીર્તન રીલે થશે. (૨) અમૃતસર ફ્લાઈંગ મેલને 'હરમંદિર એક્સપ્રેસ' નામ આપવાની માગણી અકાલીઓ છોડી દેશે (૩) ચંડીગઢ પંજાબને સુપ્રત થશે. (૪) ટેરિટોરિયલ કમિશન પંજાબ અને હરિયાણાના અબોહર અને ફાઝિલ્કા અંગેના દાવા વિશે ભાષાકીય ધોરણે નિર્ણય કરશે; (૫) જળવિવાદ અંગે અકાલીઓ સુપ્રીમ કોર્ટ જજના નિર્ણયની રાહ જોશે અને સુપ્રીમ કોર્ટ જજને મદદરૂપ થવા નિયુક્ત થયેલી નિષ્ણાતોની ટીમનો વિરોધ નહિ કરે; (૬) આનંદપુર સાહેબ ઠરાવ અંગે સુખ્યત્વે કેન્દ્ર અને રાજ્યના સંબંધો વિષ-

થક મુદ્દો જ ચર્ચાશે તે અંગે ચુકાદો આપવા શ્રીમતી ગાંધી એક સમિતિની રચના કરશે.

સ્વર્ણસિંહ ભિંડરાનવાલેને પણ મળ્યા. ભિંડરાનવાલેનો મુખ્ય આગ્રહ આનંદપુર સાહેબ ઠરાવ અંગે હતો, અકાલીઓ તે અંગે જે રીતે સંમત થયા હતા તેથી ભિંડરાનવાલે નાખુશ હતા. પરંતુ તેમણે તેમની સંમતિ હોવાનો દેખાવ કર્યો. તેઓ જાણતા હતા કે અકાલીઓ સાથે લડી લેવા જેટલા શક્તિશાળી તેઓ નહોતા બન્યા.

સ્વર્ણસિંહે કરારની વિગતો શ્રીમતી ગાંધીને જણાવી તેમણે સમાધાન સ્વીકાર્યું સ્વર્ણસિંહે આ ફોર્મ્યુલા કેબિનેટ સબકમિટી સમક્ષ મૂકી. સબકમિટીએ તે સ્વીકારી. સ્વર્ણસિંહે સરકારે ફોર્મ્યુલા સ્વીકારી લીધી છે એવું દિલ્હી આવેલા અકાલી નેતાઓને કહ્યું. એ અંગેનો લેખિત 'ડ્રાફ્ટ' પણ તેમણે બતાવ્યો. અકાલીઓ ડ્રાફ્ટની નકલ સાથે અમૃતસર પહોંચવા માગતા હતા. પરંતુ, આ ડ્રાફ્ટ બીજે દિવસે જ પાર્લામેન્ટમાં રજૂ કરવાનો હોવાથી તેની એડવાન્સ કોપી આપવી યોગ્ય નથી એવું સ્વર્ણસિંહે જણાવ્યું. છેવટે નક્કી થયું કે પાર્લામેન્ટમાં રજૂ કરવાના સમયે જ તેની નકલ અકાલીઓને અમૃતસરમાં પહોંચાડાશે

–પરંતુ, અકાલીઓને બતાવવામાં આવ્યો હતો તે કરતાં જુદો જ ડ્રાફ્ટ પાર્લામેન્ટમાં રજૂ થયો ! સ્વર્ણસિંહ દ્વારા જે માગણીઓ સ્વીકારાઈ ચૂકી હતી તે બધી ડ્રાફ્ટમાં નહોતી ઉપરાંત કરાર કરતાં પહેલાં રાજસ્થાન અને હરિયાણાની સંમતિ લેવાની વાત ઉમેરાઈ હતી !

હકીકતે, શ્રીમતી ગાંધીએ છેલ્લી મિનિટે તેમનો વિચાર ફેરવી તોળ્યો હતો ! સ્વર્ણસિંહ અને કેબિનેટ પ્રધાનોને પણ લાગ્યું કે પ્રશ્નનો નિકાલ લાવવાની શ્રેષ્ઠ તક સરકી ગઈ તે સમયે ભિંડરાનવાલે શક્તિશાળી બન્યા નહોતા, હરિયાણાએ કોઈ માગણી કરી નહોતી. અકાલીઓને તેમની માગણીઓ સ્વીકારાવાથી પૂરું સમાધાન હતું.

**ટૂંકમાં, જો આ સ્વર્ણસિંહની ફોર્મ્યુલા સ્વીકારાઈ ચૂકી હોત તો ત્યાર પછી ભજવાયેલી ટ્રેજેડીમાંથી પંજાબ અને દેશ બચી ગયો હોત**

આ પછી, ૪ નવેમ્બર ૧૯૮૨ના રોજ અકાલીઓએ જાહેર કર્યું કે તેઓ રમતમાં ભંગ પાડશે. પરંતુ પછી જાહેર કર્યું કે દિલ્હીમાં પ્રતીક વિરોધ કરતા દેખાવો યોજાશે વિદેશમાંની 'ઇમેજ'ને સતત ધ્યાનમાં રાખનાર શ્રીમતી ઇન્દિરા ગાંધી ચિંતામાં હતાં સરકાર એશિયાના હજારો રમતવીરો અને ટીવી દ્વારા જીવંત પ્રસારણ જોનારા દુનિયાભરના લાખો પ્રેક્ષકો સમક્ષ તેની આબરૂને ધક્કો પહોંચે એવી એક પણ તક ઊભી કરવા માગતી ન હતી.

આથી અકાલીઓને ચર્ચા માટે ફરીથી બોલાવ્યા. અકાલીઓ અને સરકારના પ્રતિનિધિઓ સાથેની પ્રાથમિક ચર્ચામાં જળવિવાદ પ્રશ્ન સુપ્રીમ કોર્ટ જજને સોંપવા સરકારે સંમતિ દર્શાવી. ઓલ ઇન્ડિયા ગુરુદ્વારા એક્ટ અંગે ઠરાવ કરવા પણ તે સંમત થઈ. તે અનુસાર રાજ્ય સરકારો, ગુરુદ્વારાઓની વ્યવસ્થાપક સમિતિ તથા બીજી સંબંધિત પાર્ટીની સલાહસૂચના લઈ દેશના બધા ઐતિહાસિક ગુરુદ્વારાઓ એક વ્યવસ્થાતંત્ર હેઠળ લવાશે આનંદપુર સાહેબ ઠરાવ અંગેનો લોંગોવાલની સહીવાળો અધિકૃત ઠરાવ સ્વીકારવા સરકારે હિચકિચાટ સાથે સંમતિ દર્શાવી નક્કી થયા મુજબ, સરકારે હિંસામાં સંડોવાયેલા સિવાયના બધાને એકાદ અઠવાડિયામાં છોડી મૂકવાનું સ્વીકાર્યું ચંડીગઢ, ફાઝિલ્કા અને અબોહર સહિતના પ્રદેશ અંગેનો વિવાદ કમિશનને સોંપવા સરકારે સૂચવ્યું અકાલીઓએ જો ચંડીગઢ પંજાબને તત્કાળ સોંપાય તો ફાઝિલ્કા અને અબોહર અંગે નિર્ણય કરવાનું કમિશનને સોંપવા સંમતિ દર્શાવી ઉપરાંત, આ પ્રશ્ને અકાલીઓએ કોંગ્રેસ (આઇ) અને વિરોધ પક્ષોની સંયુક્ત ત્રિપક્ષી બેઠક માટે માગણી કરી, જેથી

એકમતિથી નિર્ણય લઇ શકાય.

* સરકારી પ્રતિનિધિ ચતુર્વેદીએ આ બેઠકનો રિપોર્ટ શ્રીમતી ગાંધીને આપ્યો ત્યારે તેઓ ગુસ્સે થઈ ગયા. તેઓ ત્રિપક્ષી બેઠક માટે સહમત નહોતાં કારણ કે તેવી બેઠકમાં કોંગ્રેસ (આઈ)નું પ્રતિનિધિત્વ હોવા છતા તેમા લેવાતા નિર્ણયોમા વિરોધ પક્ષોની બહુમતી હોવાની! તેઓ અકાલીઓને હજુ વધુ છૂટછાટ આપવા તૈયાર હતાં, પણ વિરોધ પક્ષોને માન ખાટી જવાની તક આપવા રાજી નહોતા. છેવટે શ્રીમતી ગાંધીની સંમતિથી પ્રતિનિધિઓએ એક નવી ફોર્મ્યુલા તૈયાર કરી તે મુજબ, જો કોંગ્રેસ (આઇ) અને વિરોધ પક્ષો વચ્ચે સમજૂતી ના થઇ શકે તો તે પ્રશ્ન અંગે શ્રીમતી ગાંધીની લવાદી સ્વીકારવી. પ્રતિનિધિઓએ સ્પષ્ટ કર્યું કે શ્રીમતી ગાંધીની લવાદીનો અર્થ એ છે કે તેઓ ચંડીગઢ પંજાબને સુપ્રત કરશે અને તેમના જૂના એવોર્ડ મુજબ ફાઝિલ્કા અને અબોહર હરિયાણાને સોંપવાનું નક્કી કરશે

અકાલી નેતાઓ આ સ્વીકારવા તૈયાર ન થયા. વાતચીતનો અંત આવ્યો. આ સમાધાનમાં છેલ્લી ઘડીએ વિઘ્ન ઊભું કરવામા હરિયાણાના મુખ્ય પ્રધાન ભજનલાલનો પણ હસ્તક્ષેપ હોવાના પૂરતા પુરાવા મળે છે. 'જો ફાઝિલ્કા અને અબોહર ન ગુમાવવું હોય તો તુરત દિલ્હી આવો' એવો સંદેશો ભજનલાલને શ્રીમતી ગાંધીના માણસોએ પહોંચાડયો હતો. નામ જાહેર ના થાય એવું ઇચ્છતા એક ઉચ્ચ કોંગી નેતાએ કહ્યું હતું કે શ્રીમતી ઇન્દિરા ગાંધીએ જ સંદેશો પાઠવ્યો હતો. અને હેવાલ પ્રમાણે જો કંઇ ગરબડ ઊભી થશે તો પોતે શૂળીએ ચઢવા તૈયાર છે એવું ભજનલાલે શ્રીમતી ગાંધીને કહ્યું હતું. તેમણે ખાત્રી આપી હતી કે કોઇ અકાલી દિલ્હી સુધી પહોંચી જ નહિ શકે. દિલ્હીથી પાછા ફર્યા બાદ વહીવટી અધિકારીઓને ભજનલાલે સ્પષ્ટ કહ્યું કે એશિયાડમાં જો ત્રાસવાદીઓ કઇ ગરબડ સર્જશે તો હરિયાણાની સરકારનું આવી બનશે.

☆

પોલીસ પાસે કયો શીખ ત્રાસવાદી છે અને કયો શીખ ત્રાસવાદી નથી તે નક્કી કરવા કોઈ સાધન નહોતું. તેથી દિલ્હી જતા દરેક શીખની ઊલટતપાસ કરવામા આવી ડિસેમ્બર મહિનાની કડકડતી સખત ઠંડીમા, મધરાતે અધવચ્ચે ટ્રેનો અટકાવીને, શીખ ઉતારુઓને – ફર્સ્ટ કલાસ એરકન્ડિશન્ડ કોચના ઉતારુઓને પણ – પ્લેટફોર્મ પર પોલીસ સમક્ષ લાવવામાં આવ્યા. બસોમાથી અધવચ્ચે શીખ ઉતારૂઓને ઉતારવામા આવ્યા. કેટલીક વેળા પોલીસ અસભ્ય રીતે કહેતીઃ "બધા શીખો નીચે ઊતરો" વળી, કારમાં મુસાફરી કરતા શીખોને પણ અટકાવાતા. આ રીતે ઘણા સિનિયર મિલિટરી ઓફિસરોને પણ અટકાવવામાં આવ્યા એર ચીફ માર્શલ અર્જુનસિંહ અને લેફ. જનરલ જગજીતસિંહ અરોરાએ ઓળખપત્રો બતાવ્યા છતાં દરેક કારના બધા સામાનની સંપૂર્ણ તપાસ થઈ હતી. પોલીસને પોતાની ઓળખાણ દર્શાવ્યા બાદ પણ સ્વર્ણસિંઘની કારની પણ તપાસ થઈ હતી કોંગીના શીખ સંસદસદસ્ય શ્રીમતી અમરજીત કૌર, પાર્લામેન્ટના સેન્ટ્રલ હોલમા તેમની અને તેમના પતિ પ્રત્યે હરિયાણા પોલીસે જે વર્તાવ કર્યો હતો તેની વાત કરતા રડી પડયાં હતા. મેજર જનરલ શુબેગસિંહે કહ્યું હતું કે હરિયાણામાં માનભંગનો અનુભવ થયા પછી જ મે ભિંડરાનવાલે સાથે જોડાવાનું નક્કી કર્યું".

શીખોએ ભયંકર માનહાનિ અનુભવી, કારણ કે હરિયાણા થઈને દિલ્હી જતા હિંદુઓની દેખાવ ખાતર પણ કોઈ તપાસ થતી ન હતી. વળી, શીખોની સાથે જે કંઇ બન્યું તે અંગે શાસક પક્ષના કોઈ સભ્યે કે સરકારે દુઃખ વ્યક્ત કરતું કે ઠપકો આપતું નિવેદન કર્યું નહિ. થોડાક હિંદુઓએ આ સામે અવાજ ઉઠાવ્યો. કોમી તનાવમાં વધારો ન થાય તે હેતુથી દૈનિકોએ પણ નોંધ ન લીધી. શીખોએ

સરકાર તેમની કોમની વિરુદ્ધ છે એવું અનુભવ્યું. જો કે, એશિયાડ રમતોત્સવ શાંતિપૂર્ણ રીતે પૂરો થયો, પણ એશિયાડ દરમ્યાન તેમની પ્રત્યે જે વર્તાવ રાખવામાં આવ્યો હતો તે ય શીખો ભૂલી ન શક્યા –ઘણાં વર્ષો સુધી ભૂલી પણ નહિ શકે. કારણ કે પહેલી વાર શીખ હોવાને કારણે જ તેઓ શંકાસ્પદ બન્યા હતા તે દિવસથી તેમની જુદાપણાની લાગણી વધતી ગઈ.

* પરિસ્થિતિ એટલી હદે વણસી ગઈ કે અંતિમ-વાદીઓએ બંદૂકધારીઓને ભેગા કરવા માંડયા. સંકુચિત પ્રદેશવાદીઓ સાથે જોડાયેલા શીખો હવે ખાલિસ્તાનની માગણી કાને ધરતા થયા. આ સમયે મૌન સેવીને અકાલીઓ અને વિનીત શીખોએ ભયંકર ભૂલ કરી આ સમયથી વિદેશી શીખોએ ભારત વિરુદ્ધ દબાણજૂથો ઊભા કરવા માંડયા. જો કે, અત્યાર સુધી ખાલિસ્તાનની માગણીને બહુ મર્યાદિત ટેકો સાંપડયો હતો.

☆

૨૪ જાન્યુઆરી, ૧૯૮૩ના રોજ વળી ત્રિપક્ષી મંત્રણાઓ થઈ. વર્ષ દરમ્યાન આવી નવ ત્રિપક્ષી બેઠકો મળવા છતાં કંઈ પરિણામ આવ્યું નહિ–સિવાય કે અકાલીઓએ સ્વીકાર્યું કે જો ચંડીગઢ સીધી રીતે પંજાબને સુપ્રત થશે તો બદલા–માં તેઓ ચંડીગઢ જેટલો પંજાબનો અન્ય વિસ્તાર હરિયાણાને આપશે.

અકાલી સંસદસભ્યો અને વિધાનસભ્યોએ ૨૧-મી ફેબ્રુઆરી, ૧૯૮૩થી અમલમાં આવે તે રીતે રાજીનામાં આપી દીધાં.

☆

જગત નારાયણની હત્યા પછી ૧૧૫ મુખ્ય હિંસક બનાવો બન્યા હતા અને ભિંડરાનવાલેના માણસો તરીકે ઓળખાતા અંતિમવાદીઓએ ૨૪ નિર્દોષ માણસોની હત્યા કરી હતી હિંદુ અને શીખો વચ્ચેના સંબંધો ઔપચારિક થયા હતા. હવે અંગત મિત્રો પણ અંદરોઅંદર પંજાબ પ્રશ્નની ચર્ચાથી ગભરાવા લાગ્યા. કલબો અને વકીલોની બાર-રૂમોમાં હિંદુઓ અને શીખો જુદી ટોળકી જમાવીને બેસતા. રાજ્યના વહીવટી તંત્રમાં પણ બે ભાગલા પડયા શીખો ઘણું કરીને અકાલીઓને ટેકો આપવા માંડયા, જ્યારે હિંદુઓ તેમનો વિરોધ કરવા લાગ્યા. વળી, શીખ પોલીસ અધિકારીઓ હત્યા કરનાર કે બેંક લૂંટનાર અંતિમવાદીઓને છટકી જવા દે છે, એવી છાપ પણ ઊપસી

* જો કે હિંદુઓ અને શીખો વચ્ચે કોમી અથડામણો નહોતી થતી. પાકિસ્તાનમાંથી શરણાર્થી તરીકે આવેલા બંને કોમના લોકો સરખા દુઃખ અને સરખી મુશ્કેલીઓમાંથી પસાર થયા હતા. તેથી તેઓ એક કુટુંબ જેવા બન્યા હતા, જેને ત્રાસવાદીઓ તોડી શકે તેમ નહોતા. તેમના વ્યાપારધંધા પરસ્પર આધારિત હતા. તેઓ લોહીના સંબંધે પણ જોડાયેલા હતા, તેઓમાં અરસપરસ રોટીબેટી વ્યવહાર હતો પરંપરાથી ચાલતો રિવાજ હતો કે હિંદુ કુટુંબનો મોટો છોકરો શીખ બનતો.

* દરમ્યાન શ્રીમતી ઇન્દિરા ગાંધીએ કેટલીક ધાર્મિક માગણીઓનો સ્વીકાર કર્યો. દિલ્હીના ચાંદનીચોકના શીશગંજ ગુરુદ્વારા સાથે જોડાયેલું મકાન લાંબા સમયથી પોલીસથાણા તરીકે વપરાતું, તે દિલ્હી ગુરુદ્વારા પ્રબંધક સમિતિને સોંપાયું

૩ માર્ચ, ૧૯૮૩ના રોજ કેન્દ્ર અને રાજ્યના સંબંધો વિષે તપાસ કરવા શ્રીમતી ગાંધીએ સુપ્રીમ કોર્ટના માજી ન્યાયમૂર્તિ શ્રી આર. એસ. સરકારિયાના પ્રમુખપદે કમિશન નીમ્યું. આથી આનંદપુર સાહેબ ઠરાવના અમલની માગણીનો એક અર્થમાં સ્વીકાર થયો.

જો અકાલીઓ સાથેની વાત-ચીતના તબક્કે આ માગણીઓ સ્વી-

કારાઈ હોત તો અકાલીઓનો વિરોધ કંઈક હળવો થયો હોત. અકાલીઓ તેમના અનુયાયીઓનો ભિંડરાનવાલે તરફનો ધસારો રોકી શકયા હોત. ખેર, અકાલીઓને પૂરો સંતોષ નહિ થવાથી તેમણે આંદોલન ચાલુ રાખ્યું.

"રસ્તા રોકોના" કાર્યક્રમ પ્રમાણે પંજાબમાંથી પસાર થતા બધા વાહનોની અવરજવરમાં અડચણો ઊભી કરવામાં આવી.

સરકારી જાતે જ ટ્રેનો બંધ કરી દીધી. જુદી જુદી જગ્યાએ હિંસા ફાટી નીકળતાં ૪ એપ્રિલ ૧૯૮૩ના રોજ ૨૬ લોકોએ જાન ગુમાવ્યો છતાં વિનીત નેતાઓ મૂંગા પ્રેક્ષકો બની રહ્યા.

લોંગોવાલ મોરચાને અહિંસક રાખવા માગતા હતા પણ ભિંડરાનવાલેએ તેને લડાયક વળાંક આપ્યો. એકને મન હિંદુ શીખ એકતા અનિવાર્ય હતી, બીજાને મન તે શીખોની સર્વોપરિતામાં નડતર રૂપ હતી. બંને એકબીજા માટે જે ઉચ્ચારો કરે છે તે દ્વારા બંનેના અભિગમનો તફાવત સ્પષ્ટ થાય છે. લોંગોવાલ ભિંડરાનવાલેના રહેઠાણને 'ચમ્બલની ઘાટી' કહે છે, ભિંડરાનવાલે લોંગોવાલના રહેઠાણને 'ગાંધીનિવાસ' કહે છે.

મે ૧૯૮૩માં આનંદપુર સાહેબમાં સ્વયંસેવકોની બેઠકમાં ઘણાઓએ સાફ સાફ શબ્દોમાં ખાલિસ્તાન સરકારની સ્થાપનાને વાચા આપી નિવૃત્ત મેજર જનરલ ભુલ્લરે કહ્યું કે જો ખુદ શ્રીમતી ગાંધી પીરસેલા થાળ રૂપે ખાલિસ્તાન આપવા માગે છે તો આપણે લેવાની ના શા માટે પાડવી જોઈએ?

૧૧ જૂન ૧૯૮૩ના રોજ ફરી મંત્રણાઓ શરૂ થઈ સરકાર દ્વારા એકની એક જ ઉડાઉ દિઅર્થ વાતો રજૂ થઈ. હવે દિલ્હીએ નવો બચાવ કર્યો કે પાણીની વહેંચણી અને ચંડીગઢ બાબતમાં બીજાં રાજ્યોનાં હિત પણ જોવાં પડશે.

૨૯ ઓગષ્ટ ૧૯૮૩ના રોજ અકાલીઓનું 'કામ રોકો' આંદોલન સફળ થયું હતું. સરકારી ઓફિસોમાં પણ કામ બંધ રહ્યું હતું. છતાં દિવસે દિવસે લોંગોવાલના અનુયાયીઓ ભિંડરાનવાલેના અનુયાયીઓ થતા જતા હતા. ભિંડરાનવાલે કહેતા. "હિંદુઓ આપણને ગુલામ બનાવવા માગે છે. નવી દિલ્હીના રાજશાહી શાસન હેઠળ શીખો પરના જુલ્મો વધતા જાય છે મોગલ સામ્રાજ્યમાં કે બ્રિટિશ સંસ્થાનવાદમાં પણ શીખોની આવી માનહાની નથી થઈ. શીખો કયાં સુધી અન્યાય સહન કરતા રહેશે?"

ઓગષ્ટ ૧૯૮૩મા લોંગોવાલે સખત શબ્દોમાં આતંકીઓ દ્વારા થતી નિર્દોષ અને અશસ્ત્ર માણસોની હત્યાને વખોડી કાઢી. અને આવી પ્રવૃત્તિઓ શીખ સિદ્ધાંતની વિરુદ્ધ ગણાવી. 'અકાલ તખ્ત'ને તખ્ત સમક્ષ ફરિયાદ કરી કે લોંગોવાલનું નિવેદન શીખ ધર્મ પરત્વે વિરુદ્ધનું છે ભિંડરાનવાલે અને અખિલ ભારતીય શીખ વિદ્યાર્થી પરિષદે આ ફરિયાદને ટેકો આપ્યો જોકે અકાલ તખ્તના વડાએ લોંગોવાલને નિર્દોષ જાહેર કર્યા. લોંગોવાલ અને ભિંડરાનવાલેના મતભેદ વધતા ગયા. શીખ પ્રવૃત્તિઓ આ બે જૂથોમા વહેંચાઈ ગઈ ભિંડરાનવાલે માનતા કે નિર્દોષ માણસોની હત્યા દ્વારા એક તો શીખ કોમનું ધ્યાન ખેંચી શકાય છે અને બીજું પંજાબમાંના હિંદુઓને ડરાવી શકાય છે. તે કહેતા : "હથિયાર ધારણ કરવા એ દરેક શીખનો જન્મસિદ્ધ અધિકાર છે.. શસ્ત્રો વિનાનો શીખ નાગો છે,' કતલખાને લઈ જવાતા બોકડા જેવો છે." શીખ યુવાનો જોડાતા ભિંડરાનવાલેની જમાત વધતી ગઈ જો કે આ છતાં નોંધપાત્ર તો એ છે કે–

કેટલાક અકાલીઓએ દિલ્હી સંદેશો મોકલ્યો: જો તેમની માંગણીઓ સ્વીકારવામાં આવશે અને એ રીતે તેમના હાથ મજબૂત કરવામાં આવશે, તો તેઓ ભિંડરાનવાલેને

સુવર્ણ મંદિર સંકુલમાથી બહાર હાંકી કાઢશે પરંતુ કોઈ જવાબ ન મળ્યો!

હવે, પંજાબમા ભય અને આતંકનું સામ્રાજ્ય પ્રસરી ગયું હતુ. ઘણા હિંદુઓએ પૂજા માટે પણ સુવર્ણમંદિરમા જવાનુ છોડી દીધું. હિંદુઓ રક્ષણ માટે દિલ્હી ભણી મીટ માડી રહ્યા હતા. ભિંડરાનવાલેના 'હિટ લિસ્ટ' (હત્યા-યાદી) વિશે વાતો થતી હતી. એક યા બીજી જગ્યાએથી હત્યાના સમાચારો નિયમિત આવતા હતા. ભિંડરાનવાલેના માણસો હત્યાઓની જવાબદારી ગૌરવભેર સ્વીકારતા હતા અખિલ ભારતીય શીખ વિદ્યાર્થી પરિષદ અને દલ ખાલસાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતુ. તેઓ ભાંગફોડ પ્રવૃત્તિ કરતા, બોમ્બ ફેંકતા

લોંગોવાલ અને પંજાબ બહારના શીખોએ આ સમયે વિચારવુ જોઈતું હતુ કે "ભારતભરમાં રહેતા શીખો પ્રત્યે હિંદુઓ વેર લેશે તો..?" પરંતુ, હકીકતમા લોંગોવાલનો કોઈ કાબૂ રહ્યો નહોતો. બીજીબાજુ ઘણા હિંદુઓ ત્રિશૂલ અને લાઠી ખરીદવા માડયા હતા હિંદુ સુરક્ષા સમિતિ સ્થપાઈ હતી હરિયાણામા પવનકુમારે હિંદુઓ તરફી દેખાવો યોજ્યા હતા.

*

પંજાબનુ અર્થતંત્ર પડી ભાંગ્યું હતું. વેપાર ધંધો ઘટી રહ્યો હતો પંજાબ બહારના ગ્રાહકો અને વિક્રેતાઓએ પંજાબ આવવાનું બંધ કરી દીધું હતુ. ઉત્પાદન અટકું થઈ ગયું હતુ. બેકારી વધી હતી, જીવણધોરણ નીચું ગયું હતું. વેપારીઓને ક્રેડિટ મળની બંધ થઈ ગઈ હતી. ઉદ્યોગો પણ આર્થિક ભીંસમાં હતા.

હત્યાઓ અને લૂંટફાટ રોજ થવા લાગી. ૨૫-મી એપ્રિલ, ૧૯૮૩ના રોજ સુવર્ણમંદિરના પ્રવેશદ્વારે જલંધરના ડી આઈ જી. એ. એસ. અટવાલની હત્યાથી તો રાજ્ય અને કેન્દ્રની સરકારે પણ ધ્રુજારો અનુભવ્યો. હત્યારો મંદિરમાંથી આવ્યો હતો અને હત્યા કર્યા પછી પાછો મંદિરમાં દોડી ગયો હતો. દરબારાસિંહ સુવર્ણમંદિરમાં પોલીસ મોકલીને હત્યારાને પકડવા માંગતા હતા. પરંતુ, નવી દિલ્હીએ સંમતિ ન આપી

જો મંદિરમાં લશ્કરનો પ્રવેશ એ જ એક માત્ર વિકલ્પ હતો, તો આ સમયે જ સંભવતઃ તે માટે ઉત્તમ તક હતી. ત્યારે શીખ પ્રજાને પણ આઘાત લાગ્યો હતો. અટવાલ એક શીખ હતા અને હત્યા કરાઈ ત્યારે હરમંદિર સાહેબમાથી પ્રાર્થના કરીને પાછા આવતા હતા. વળી, આ સમયે ભિંડરાનવાલે રહેતા હતા તે ગુરુ નાનક નિવાસ પવિત્ર સુવર્ણમંદિર સંકુલનો ભાગ ગણાતું નહોતુ. આ હત્યા પછી જ ગુરુ નાનક નિવાસની સુવર્ણમંદિર સંકુલના ભાગ તરીકે જાહેરાત થઈ અને તેમા પણ માથું ઢાંકવાનુ તથા બૂટ ઉતારવાનુ ફરજિયાત થયું

૬ ઓકટોબર ૧૯૮૩ સુધી દુશ્મન તરીકે જાણીતા હિંદુઓ, નિરંકારીઓ, પોલીસ અધિકારીઓ, જાસૂસી અથવા સરકાર તરફી શીખો ત્રાસવાદીઓના શિકાર થતા હતા. પણ તે પછી હત્યારાઓએ ભેદભાવ રાખવાનુ બંધ કર્યું. લુધિયાણામાં ખિલવાન નજીક રાજકારણ સાથે સ્નાનસૂતકનોય સબંધ ન ધરાવતા ૭ નિર્દોષ હિંદુ બસ-મુસાફરોની હત્યા થઇ આ બનાવ પછી હિંદુ અને શીખો વચ્ચેના સબંધોમાં ભેદરેખા દોરાઇ ગઈ. દેશભરમા મોટા પાયા પર અકાલી માગણીઓને સાર્વત્રિક ટેકો મળવા લાગ્યો હતો તે હવે પડદા પાછળ જતો રહ્યો. દેશભરમાં મનાવા લાગ્યુ કે પંજાબમા શીખોએ હિંદુઓની હત્યા માટે કમર કસી છે. હત્યા વિરુદ્ધ કે ભિંડરાનવાલે વિરુદ્ધ સ્પષ્ટ શબ્દોમાં ખુલ્લા દિલે અવાજ નહિ ઉઠવવાથી અકાલીઓએ વિશ્વસનીયતા ગુમાવી.

દરબારાસિંહને ડિસમિસ કરવાની ઝેલસિંહની સૂચનાઓ પ્રત્યે શ્રીમતી ગાંધીએ ખાસ ધ્યાન

આપ્યું નહોતું પરંતુ બસ-મુસાફરોની હત્યાનો પ્રચંડ અને વિશાળ પડઘો પડયો ત્યારે તેમણે દરબારાસિંહનું રાજીનામું માગી લીધું અને પશ્ચિમ બંગાળના ગવર્નર બી. ડી. પાંડેની વહીવટકર્તા તરીકે પંજાબમાં નિમણુક કરી

આ સમયે પણ ગુરુનાનક નિવાસમાંથી ભિંડરાનવાલેને તથા હત્યારાઓ અને લૂંટફાટ કરનાર ગુનેગારોને પકડી શકાયા હોત સાવ નિર્દોષ હિંદુ મુસાફરોની હત્યાથી ખુદ શીખો આઘાત પામ્યા હતા અને મોટા ભાગના શીખો અંતિમવાદીઓ સાથે જોડાવાનું પસંદ નહોતા કરતા. ઉપરાંત, ગુરુ નાનક નિવાસમાંથી બલબીરસિંહ સંધુની પણ અટકાયત થઈ શકી હોત. તે ખાલિસ્તાનનો પુરસ્કર્તા હતો. તેની પાસે 'ગ્રેટર ખાલિસ્તાન'નો નકશો હતો, જેમાં લાહોર રાજધાની તરીકે અંકિત હતું. લોંગોવાલ તેને ઇન્ટેલિજન્સ બ્યુરોના એજન્ટ માનતા હતા.

ખિલવાનમાં હિંદુ મુસાફરોની હત્યાનો શોક હળવો નહોતો થયો ત્યાં અંતિમવાદીઓએ જલંધરમાં નુશારામાં બીજા ચાર હિંદુ મુસાફરોની હત્યા કરી પંજાબમાં કાયદો અને વ્યવસ્થાની પરિસ્થિતિ ઉપર ગંભીર ટીકાઓ વરસવા માંડી કેન્દ્રશાસનથી પણ ફરક ન પડયો એમ મનાયું. હકીકતમાં ગવર્નર કે તેના સલાહકારો કોઈ પગલાં ભરવા સ્વતંત્ર નહોતા. નાનું કદમ ઉઠાવતાં પહેલાં પણ ગૃહખાતાએ નીમેલા પંજાબ માટેના ખાસ સેલની મંજૂરી લેવી પડતી. આ સેલ શ્રીમતી ગાંધી સાથે સતત સંપર્કમાં રહેતું. પંજાબ પોલીસનો સંપૂર્ણ ચાર્જ શ્રીમતી ગાંધી દ્વારા નિયુક્ત થયેલા પી. એસ. ભિંડરના હાથમાં હતો. ભારે જવાબદારીઓથી લદાયેલા હોઈ તેઓ કેન્દ્રના દરેક તરંગને પહોંચી વળી શકતા નહિ. એ પણ નોંધપાત્ર છે કે ભિંડરનાં પત્ની કોંગ્રેસના સંસદ સભ્ય હતાં, અને ભૂતકાળમાં ભિંડરાનવાલેએ તેમના પ્રચારકાર્યમાં મદદ કરી હતી. તેમનો ભિંડરાનવાલે સાથેનો સંબંધ સૌજન્યપૂર્ણ હતો. ભિંડરે ખુદ એવું નિવેદન બહાર પાડયું હતું કે સુવર્ણ મંદિરમાં કોઈ ગુનેગાર આશ્રય લઈને રહેતો નથી

* નિર્દોષ હિંદુઓની કતલ વિરુદ્ધ ટીવી ઉપર લોંગોવાલે નિવેદન કર્યું તેથી ભિંડરાનવાલે ઉશ્કેરાયા હતા અને અકાલી નેતાઓને એક નંબરના શત્રુ ગણવા લાગ્યા હતા. ૫ ડિસેમ્બર, ૧૯૮૩ થી શીખોને રાજસ્થાનમાંથી તગેડી મૂકવામાં આવશે એવું 'હિંદુ જય સંઘ'નું નિવેદન જોઈને ભિંડરાનવાલેએ ધમકી ઉચ્ચારી "જો રાજસ્થાનમાં એક પણ શીખની હત્યા થશે તો પંજાબના હિન્દુઓની કત્લેઆમ કરવામાં આવશે" આનો પાર્લામેન્ટમાં પડઘો પડયો. બધા પક્ષોએ તાત્કાલિક પગલાં ભરવાની માગણી કરી. પણ ત્યારે અકાલીઓના અનુયાયીઓની સંખ્યા ઘણી ઘટી ગઈ હતી. તેમની સાથેના સમાધાનનો કોઈ અર્થ રહ્યો નહોતો હવે ભિંડરાનવાલે મહત્ત્વની વ્યક્તિ હતા, અને તે શીખોના અલગ રાજ્ય માટે નિશ્ચય કરી બેઠા હતા.

પંજાબ અને કેન્દ્રની જાસૂસી સંસ્થાઓએ સુવર્ણ મંદિરમાં દાણચોરીથી એકઠા કરાઈ રહેલાં શસ્ત્રો વિશે સરકારને સચેત કરી. એવી નોંધ પણ મોકલાઈ કે મંદિરના લંગર (રસોડા) માટે રેશન લાવતી ટ્રકોમાં ઘઉંની ગુણોના ઓઠા હેઠળ શસ્ત્રો મંદિરમાં ઠલવાય છે. ભિંડરાનવાલે મંદિરમાં શીખ સમુદાયને કહી રહ્યા છે કે "ટેલિવિઝન સેટ્સ અને રેફ્રિજરેશનની ખરીદી બંધ કરી બંદૂકો ખરીદો. જો હિંદુઓ સ્ટેનગન સાથે ચઢી આવશે તો તમે શું ટેલિવિઝન વાપરથી તેમને મારશો ?" ભિંડરાનવાલેએ શીખ સમુદાયને પંજાબના હિંદુઓની હત્યા કરવા માટે મોટરસાયકલ અને રિવોલ્વર ખરીદવા ભલામણ કરવા લોંગોવાલને પણ કહ્યું. આઘાત પામેલા લોંગોવાલે ભિંડરાનવાલેના આવા સૂચન અંગે જનતાને ચેતવણી આપવા જાહેર નિવેદન કર્યું. પરંતુ, અંતિમવાદીઓ અને તોહરાના દબાણ હેઠળ લોંગો-

વાલાને 'આવું નિવેદન પોતે કર્યું નથી ' એવો જાહેર ખુલાસો કરવો પડયો. હત્યાઓ વિરુધ્ધ અકાલ તખ્તથી હુકમનામું બહાર પાડવા લોંગોવાલે પ્રયત્ન કરી જોયો, પણ તોહરા કબૂલ ન થયા. (૨૨ નવેમ્બર, ૧૯૮૩).

ગુરુ નાનક નિવાસ સુવર્ણ મંદિરનો ભાગ છે એ પ્રકારની અધિકૃત જાહેરાત છતાં ભિંડરાનવાલે ત્યાં રહેવામાં અસલામતી અનુભવવા લાગ્યા. કદાચ, અકાલી નેતાગીરી જ તેમની ધરપકડ કરાવવા પોલીસ બોલાવશે એવી ચિંતા ભિંડરાનવાલેને થવા લાગી. ઉપરાંત, સરકાર ઉપર સમાધાન માટે દબાણ લાવવા લોકદળ અને ભાજપે પંજાબમાં સરકારી પગલાંની હિમાયત કરી હતી. ભિંડરાનવાલેને અંદેશો થવા માંડયો કે સેન્ટ્રલ રિઝર્વ પોલીસ અચાનક ગુરુનાનક નિવાસ ઉપર હુમલો કરશે. આથી તેઓ પોતાનું નિવાસસ્થાન અકાલ તખ્તમાં ખસેડવા ઇચ્છતા હતા. પણ અકાલ તખ્તના વડા ગુરુ કિરપાલસિંહે અકાલ તખ્તમાં શસ્ત્રો સાથે પ્રવેશવાની ભિંડરાનવાલેને પરવાનગી ન આપી. તોહરાની દરમ્યાનગીરીથી ૧૫ ડિસેમ્બર ૧૯૮૩ના રોજ ભિંડરાનવાલે અકાલ તખ્તમાં રહેવા ગયા. તે દિવસથી જ મંદિરમાં કિલ્લેબંધી થવા લાગી.

૭૮ ફેબ્રુઆરી, ૧૯૮૪ના રોજ અકાલીઓએ 'બંધ'નું એલાન આપ્યું. કાર્યક્રમ શાંતિપૂર્વક સફળ રહ્યો. આથી સરકારે અકાલીઓને મંત્રણા માટે બોલાવ્યા. વિપક્ષો હાજર હતા. ચંદ્રશેખરે અકાલીઓના ચંડીગઢ અંગેના અતાર્કિક વલણની ઝાટકણી કાઢી, કારણ કે શાહ કમિશનના એવોર્ડ મુજબ ચંડીગઢ હરિયાણાને મળતું હતું.

સરકારી વિનંતીને માન આપી ચંદ્રશેખરે અકાલીઓ અને હરિયાણાના નેતાઓની એક સંયુક્ત બેઠક બોલાવી તેમાં સમાધાન માટે આછી-પાતળી તક ઊભી થઈ હતી. દેવીલાલ, ચંડીગઢના બદલામાં બીજો વિકલ્પ વિચારવા માગતા હતા પણ ભજનલાલે શ્રીમતી ગાંધીના પાછલા એવોર્ડને વળગી રહેવાનું હઠીલું વલણ બતાવતાં અકાલીઓ વાતચીત છોડી જતા રહ્યા.

☆

પંજાબ, હરિયાણા અને હિમાચલ પ્રદેશના હિંદુ સગઠનોએ એલાન કરેલા 'બંધ'ના કાર્યક્રમો દરમ્યાન તોફાનો થયાં. હરિયાણામાં ૧૯મી ફેબ્રુઆરી, ૧૯૮૪ના રોજ નવ શીખોની હત્યા થઈ અને ત્રણ ગુરુદ્વારાનો નાશ કરાયો. ભિંડરાનવાલેના માણસોએ ૪૦ હિંદુઓની હત્યા કરીને બદલો વાળ્યો. ઉપરાંત 'પ્રીત લારી'ના તંત્રી દાઢી વગરના શીખ સુમિતસિંહની પણ હત્યા થઈ. અંતિમવાદીઓને મન દાઢી કરનાર કે વાળ કપાવનાર શીખ હિંદુ કરતાંય કનિષ્ઠ ('પતિત') ગણાતો.

સરકારે અનામત પોલીસ દળ અને સરહદ સુરક્ષા દળોને પંજાબમાં કામગીરી સોંપી. તેમણે સુવર્ણ મંદિરની આસપાસના વિસ્તારમાં રહેતી અસામાજિક તત્ત્વોને પકડવા એક યોજના ઘડી. પરંતુ આ યોજનાને નવી દિલ્હીએ મંજૂર કરી નહિ. ગવર્નર પાંડેએ શ્રીમતી ગાંધીને પણ જણાવ્યું હતું કે પંજાબ-સમસ્યા રાજકીય છે તેથી તેનો રાજકીય ઉકેલ આવે તો જ પરિસ્થિતિ અંકુશમાં લાવી શકાશે.

લોંગોવાલનો પ્રભાવ કરુણ રીતે ઘટી ગયો હતો. તેમને મંદિરમાં બંધાતી કિલ્લેબંધી તથા શસ્ત્રોના પ્રવેશ અંગે સમાચાર મળ્યા હતા. અંતિમવાદીઓને તાલીમ અપાતી ત્યારે ગોળીઓના અવાજો પણ તે સાંભળતા હતા. લાચારી, સરકાર ઉપર ક્રોધ તથા આત્મવિશ્વાસનો અભાવ—ત્રણે કારણે તેમણે ભિંડરાનવાલેનો ખુલ્લો સામનો કરવાનું ટાળ્યું. તેમ છતાં 'ચંડીગઢ જેટલો જ બીજો વિસ્તાર પંજાબ હરિયાણાને સોંપે એ શરતેય જો સરકાર ચંડીગઢ પંજાબને સોંપવા તૈયાર હોય અને બીજી માંગણીઓ ટ્રિબ્યુનલને સોંપાય તો આંદોલન બંધ કરવાની તેમની તૈયારી હતી' રિપોર્ટરો

સમક્ષ તેમણે ઘણી વખત આ પ્રમાણે કહ્યું હતું.

ઘટતા જતા જૂથને સાચવી રાખવા લેંગોવાલે એક વધુ પ્રયત્ન કર્યો. પોતાની આગવી વિશિષ્ટતા જાળવી રાખવા શીખો ભિંડરાનવાલે તરફ વળ્યા હતા તેથી લેંગોવાલે બંધારણની કલમ ૨૫ (૨) (બી)માં સુધારો કરવાની નવી માગણી કરી. (આ કલમમાં શીખોનો હિંદુઓમાં જ સમાવેશ કરવામાં આવ્યો છે.*)

આ પછી જાહેરાત કરાઇ કે બાદલ, તોહરા અને બરનાલા ૨૭ ફેબ્રુઆરી, ૧૯૮૪ના રોજ દિલ્હીમાં બંધારણની ૨૫મી કલમવાળું પાનું બાળશે. તોહરા આ અગાઉ રાજીવ ગાંધીને મળ્યા હતા અને રાજીવ ગાંધીએ સુધારો સ્વીકારવાની સંમતિ આપી હતી

* અકાલીઓ રાજીવ ગાંધીએ સૂચવ્યા મુજબ સરકારની સંમતિની રાહ જોવા લાગ્યા. પરંતુ માગણીના સ્વીકારની કોઈ જાહેરાત થઈ નહિ. સરકાર વિપક્ષોની નજરે અકાલીઓની છબિજને લાંછન લગાડવા માગતી હતી. આ સિવાય બીજું કોઈ કારણ સમજાતું નથી કે અકાલીઓ ૨૭મી ફેબ્રુઆરીએ ચળવળ આરંભે તે પહેલાં માગણી સ્વીકારવાની જ હતી તો કેમ ન સ્વીકારાઈ ?

સરકારે અકાલી નેતાઓ દિલ્હી પહોંચી શકે નહિ તે માટે કડક નાકાબંધી ગોઠવી. છતાં ટ્રક ડ્રાઈવરના છૂપા વેશે બાદલ દિલ્હી પહોંચ્યા. અગાઉની જાહેરાત મુજબ પાર્લામેન્ટ હાઉસની સામે તેઓ દેખાવ કરી શકયા નહિ. તેમણે બંગલા સાહિબ ગુરુદ્વારા નજીક બંધારણની કલમ ૨૫ વાળું બંધારણનું પાનું બાળ્યું ને સરકારે તેમની ધરપકડ કરી

* હત્યાઓને કારણે હિંદુઓ અકાલીઓથી જુદા પડયા હતા, હવે બંધારણમાં સુધારાની દરખાસ્તથી વિપક્ષોએ અકાલીઓ સાથે છેડો ફાડયો. વિપક્ષો માનવા લાગ્યા કે વિનીતો અંતિમવાદીઓને વધારે પડતું મહત્ત્વ આપી રહ્યા છે. જેઓ આજ સુધી એમ માનતા હતા કે અકાલીઓ રાષ્ટ્રીય પ્રવાહમાં ભળી જશે તેઓનો ભ્રમ ભાગી ગયો

૩૦મી માર્ચ, ૧૯૮૪ના રોજ શેઠીએ લોકસભામાં જાહેરાત કરી કે સરકાર બંધારણમાં સુધારો કરવા રાજી છે. શ્રીમતી ગાંધીએ કહ્યું, સરકાર શિરોમણી ગુરુદ્વારા પ્રબંધક સમિતિ, શીખ કોમના અન્ય પ્રતિનિધિઓ અને કાયદાના નિષ્ણાતો સાથે મસલત કરવા અને શંકાઓ દૂર કરવા સારું કાયદામાં જરૂરી સુધારા કરવા તૈયાર છે. ૧૧ મે ૧૯૮૪ના રોજ સરકારે બંધારણની ૨૫મી કલમ અંગેની ચળવળ દરમ્યાન ધરપકડ કરેલાઓને છોડી પણ મૂકયા અને સંબંધિત પક્ષોને સુધારા માટે દરખાસ્તો મોકલવા આમંત્રણ આપ્યું.

આ દરમ્યાન અકાલીઓએ રાજ્યસભાની દ્વિવાર્ષિક ચૂંટણીઓનો બહિષ્કાર કર્યો હતો તથા 'આઝાદ પંથ સપ્તાહ' ઉજવવાનું નક્કી કરી પંથ અને ધાર્મિક એકતા તરફ ઝોક બતાવ્યો હતો.

વળી, 'સેપરેટ શીખ પર્સનલ લૉ' ની એક વધુ માગણી અકાલીઓએ રજૂ કરી. અકાલીઓની દલીલ એવી હતી કે કાં તો બધી જાતી માટે એક સામાન્ય સિવિલ કોડ હોવો જોઈએ અથવા શીખ માટે પણ જુદા કાયદા હોવા જોઈએ પી સી શેઠીને એક પત્રમાં લેંગોવાલે લખ્યું હિંદુઓ અને

*બંધારણની કલમ ૨૫મી અંતરાત્માની સ્વતંત્રતા અને ધર્મનો પુરસ્કાર, વ્યવહાર અને પ્રચાર અંગેની મુક્તતા પરત્વે છે, અને તેની (૨)(બી)માં જણાવ્યું છે કે આ કલમ કોઈ રીતે હયાત કાનૂનને અસર કરશે નહિ અથવા સામાજિક કલ્યાણ અને સુધારણા પરત્વે રાજ્યને રોકટોક કરશે નહિ, અથવા જાહેર પ્રકારની હિંદુ ધાર્મિક સંસ્થાઓને હિંદુઓના તમામ વિભાગો અને વર્ગોને માટે ખુલ્લી મૂકતા રોકશે નહિ.

બીજા ખુલાસામાં જણાવ્યું છે કે 'હિંદુ' શબ્દ શીખ, જૈન, અગર બૌદ્ધ ધર્મોની વ્યક્તિઓને લાગુ પડશે; તે જ રીતે 'હિંદુ ધાર્મિક સંસ્થાઓ' શબ્દ ઉપર મુજબની અન્ય ધર્મોની સંસ્થાઓને લાગુ પડશે

મુસ્લિમોને માટે સેપરેટ પર્સનલ લૉ છે તો શીખોને માટે કેમ નહિ ? સેપરેટ લૉનો અસ્વીકાર શીખો પ્રત્યેનો ભેદભાવ ગણાશે

૨૮ એપ્રિલ ૧૯૮૪ના રોજ પંજાબના ઢોંગી નેતા તિરલોચનસિંહ રિયાસતી ભિંડરાનવાલેને મળ્યા હતા સરકાર અખિલ ભારતીય શીખ વિદ્યાર્થી પરિષદને ગેરકાનૂની જાહેર કરતો ઑર્ડર રદ કરે અર્થાત્ તેના પરનો પ્રતિબંધ ઉઠાવી લે તો ભિંડરાનવાલે મોરચો બંધ કરવા તૈયાર હતા. રિયાસતીના કહેવા પ્રમાણે શ્રીમતી ઇન્દિરા ગાંધી પ્રતિબંધ ઉઠાવી લેવા તૈયાર થયાં હતાં પણ તેમણે પાછળથી વિચાર બદલ્યો હતો !

*

એપ્રિલ ૧૯૮૪માં કુલદીપ નાયરે માહિતી અને પ્રસારણ મંત્રી એચ. કે એલ. ભગતને એક ફૉર્મ્યુલા આપી હતી તે મુજબ (૧) જળ વિવાદ નિકાલ માટે સુપ્રીમ કૉર્ટના જજને સોંપવો, (૨) ચંડીગઢ પંજાબને સોંપવામાં આવે, (૩) પંજાબ હરિયાણાને ચંડીગઢ જેટલો બીજો વિસ્તાર આપે, નવી રાજધાની માટે વાજબી ફંડ આપે, (૪) સરકાર સાઉથ ઇન્ડિયાના જજો અને નિષ્ણાતોનું પ્રાદેશિક કમિશન નીમે, આ કમિશન અબોહર અને ફાઝિલ્કા અંગેના બંને રાજ્યોના દાવાઓનો, દરેક ગામને એક એકમ ગણી, ભાષાકીય ધોરણે નિવેડો લાવે, (૫) આનંદપુર સાહેબ ઠરાવ અંગે સરકારિયા કમિશન નિર્ણય લે.

આને ધ્યાનમાં રાખીને, શ્રીમતી ગાંધીની સૂચનાનુસાર નરસિંહરાવે દિલ્હીમાં વસતા પંજાબીઓમાંના એર ચીફ માર્શલ અર્જુનસિંહ, લેફ. જનરલ અરોરા, ઇન્દ્ર ગુજરાલ, ગુરબચનસિંહ, પ્રાણ ચોપરા અને કુલદીપ નાયરની સાથે ૧૨મે ૧૯૮૪ના રોજ એક સંયુક્ત બેઠક કરી. બે કલાક સુધી પંજાબની પરિસ્થિતિ અંગે જુદાં જુદાં પાસાં ઉપર ચર્ચા ચાલી. બધા વચ્ચે એક મુદ્દા પરત્વે સહમતિ હતી કે હિંસાની પ્રવૃત્તિઓ રાજકીય અને વહીવટી બંને દૃષ્ટિએ અસરકારક રીતે બંધ થવી જોઈએ. સૌએ અકાલી આંદોલનના જુદા જુદા તબક્કાનો સર્વે કર્યો. પંજાબીઓને લાગ્યું કે ભૂતકાળમાં અકાલી દળ અને સરકાર ઘણી વખત લગભગ સમાધાનની નજીક આવ્યા હતા, છતાં સમાધાન કાયમી થઈ શક્યું નહોતું નરસિંહરાવે અકાલીઓ સમાધાન નહોતા થવા દેતા એવો આક્ષેપ કર્યો, જ્યારે પંજાબીઓની માહિતી જુદી હતી. ખેર, બધાએ ભેગા મળી એક ફૉર્મ્યુલા ઘડી કાઢી. ૧૬મીએ નરસિંહરાવે પંજાબીઓને ફોન કરીને કહ્યું કે તેઓ વહેલી તકે તેમને મળશે ૨૪મીએ પંજાબીઓએ નરસિંહરાવને ફરી મળવાનું યાદ દેવડાવ્યું. પરંતુ પંજાબીઓ અને કદાચ નરસિંહરાવ પણ નહોતા જાણતા કે શ્રીમતી ઇંદિરા ગાંધીના ઇરાદાઓ જુદા છે !

સરકારી પ્રતિનિધિઓએ સમાધાનનો એક વધુ પ્રયત્ન તોહરા સાથે કર્યો હતો. પંજાબ જો અબોહર (ટાઉન, તેહસિલ નહિ) હરિયાણાને સુપ્રત કરે તો ચંડીગઢ પંજાબને મળે એવું પ્રતિનિધિઓએ જણાવ્યું હતું. તોહરા સંમત થયા હતા. માનપૂર્વક સમાધાન સ્વીકારવા તૈયાર લોંગોવાલને તો આ બાબતે સમજાવી શકાશે એવું તોહરા માનતા હતા પરંતુ ભિંડરાનવાલેની સંમતિ (!) વગર સરકાર કોઈ સમાધાન સ્વીકારવાની નહોતી તેથી તોહરા ફૉર્મ્યુલા લઈ ભિંડરાનવાલે પાસે ગયા ભિંડરાનવાલેએ તોહરાને ઠપકો આપ્યો અને પૂછ્યું "સમાધાન સ્વીકારનાર તમે કોણ ?". તેમણે તોહરા ઉપર તહોમત મૂકતાં કહ્યું કે તેમણે આનંદપુર સાહેબ ઠરાવનો સ્વીકાર કર્યો હતો, છતાં હવે તે પ્રત્યે વિશ્વાસઘાત કરે છે છેવટે તેમણે કહ્યું, " આનંદપુર સાહેબ ઠરાવ શબ્દશઃ સંપૂર્ણપણે સ્વીકારાય નહિ ત્યાં સુધી તે કોઈ સમાધાન સ્વીકારશે નહિ "

* ૨૬મી મે, ૧૯૮૪ના રોજ તોહરાએ સરકાર સમક્ષ પોતાની લાચારી દર્શાવી અને

સરકારને હવે ઠીક લાગે તેમ કરવા જણાવ્યું. ભિંડરાનવાલે તેમના કાબૂ હેઠળ નહોતા રહ્યા અથવા આનંદપુર સાહેબ ઠરાવ બાબત કોઇનાય અંકુશમાં નહોતા.

*

૧૨મી મે, ૧૯૮૪ના રોજ, પંજાબના જે અગ્રણી પત્રકાર જગત નારાયણની અગાઉ હત્યા થઈ હતી, તેમના પુત્ર રમેશચંદ્રની પણ હત્યા થઈ. થોડા દિવસ પહેલા જ તેમણે લખ્યું હતું કે "પંજાબમાં અમે ભારતના યાત્ર તરીકે છીએ." છેલ્લા તંત્રીલેખમાં તેમણે લખ્યું હતું "કોઈ જાણતું નથી કે હવે કોનો વારો આવવાનો છે ...પંજાબ ખાટકીવાડ બની ગયું છે. કરુણતા એ છે કે તે પોતે નહોતા જાણતા કે હવે તેમનો જ વારો આવવાનો છે—જો કે પોતાનો વારો હોઈ શકે એવું જાણતા હતા. વળી તેઓ અકાલીઓની સાચી માગણીઓને ટેકો આપતા હોવા છતા પત્રકારના ધંધા પ્રત્યેની તેમની સચ્ચાઇ અને નગ્ન સત્ય રજૂ કરવાની હિંમત, એમના પિતાની જેમ, એમની હત્યાનુંય કારણ બન્યું.

ત્રાસવાદીઓએ સાડત્રીસ રેલ્વે સ્ટેશનો એક દિવસે બાળી નાખ્યા. બીજે દિવસે ૨૪ વ્યક્તિઓની હત્યા કરી. ૨૦ માર્ચ ૧૯૮૧થી ૨ જુન ૧૯૮૪ દરમ્યાન કુલ ૫૧૧ મોટા હિંસક બનાવો બન્યા, ૩૮૬ માણસોની હત્યા થઈ. પંજાબમાં ચોમેર ત્રાસવાદનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું. ત્રાસવાદ સામાન્ય પ્રવાહ થઈ ગયો હતો; જો કે બધા ત્રાસવાદીઓ ભિંડરાનવાલેના અનુયાયીઓ નહોતા. ત્રાસ અને હિંસા ફેલાવવામાં બબ્બર ખાલસા, દલ ખાલસા, અખિલ ભારતીય શીખ વિદ્યાર્થી પરિષદ અને અખંડ કીર્તની જથ્થાનો પણ હાથ હતો. તેમાંના કેટલાક ભિંડરાનવાલેના વાજિંત્રો બન્યા હતા. ભિંડરાનવાલેને કોઈ પણ કામ કરાવવા માટે એક ફોન જ કરવો પડતો. તેમનું કામ નહિ કરીને તેમના 'હિટ-લિસ્ટ' માં નામ જોડવાનું જોખમ ઉઠાવવા કોઈ તૈયાર નહોતું. ભિંડરાનવાલે જ નોકરીની જગ્યાઓ અને બદલીઓ નક્કી કરતા, મજૂરોના ઝઘડાઓનો નિકાલ લાવતા અને લગ્ન માટે સલાહો આપતા, લાંબા સમયના જમીનના ઝઘડા તરત પતાવી આપતા. જો ભિંડરાનવાલે કે તેમના માણસો ઉઘરાણી ચૂકવવાનું કહે તો તુરત ચૂકવી દેવામાં વેપારીઓ દિન જોતા. આ બધાથી પ્રેરાઈને રાજીવ ગાંધીએ તેમને 'ધાર્મિક નેતા' કહેવામાં ડહાપણ લેખ્યું હતું (!) 'હિંદ સમાચાર'-જૂથ સિવાયના પંજાબનાં પ્રકાશનો ભિંડરાનવાલે વિરુદ્ધ છાપવાની હિંમત કરી શકતા નહિ.

દિવસની ત્રણચાર હત્યાઓ થતી છતા જીવનવ્યવહાર ખોરવાઈ ગયો નહોતો અને રાજ્ય હિંદુ-શીખ વચ્ચેના કોમી હુલ્લડોથી હજી મુક્ત હતું. સત્તાવાળાઓને ભય હતો કે અંતિમવાદીઓનું લક્ષ કોમી હુલ્લડો ફેલાવવાનું છે, કારણ ભિંડરાનવાલેના માણસોનું લક્ષ દરેક હિંદુ હતો.

આવા વાતાવરણમાં અને રમેશચંદ્રની હત્યા બાદ, જેમ ૧૯૧૯માં ચૌરી ચૌરામાં સત્યાગ્રહીઓએ થોડા સૈનિકોની હત્યા કરી ત્યારે ગાંધીજીએ બ્રિટિશરો સામેનું આંદોલન પાછું ખેંચી લીધું હતું તે જ પ્રમાણે, લોંગોવાલે મોરચો મોકૂફ કરી દેવો જોઈતો હતો. પણ મોરચા-મોકૂફીની જાહેરાતને બદલે લોંગોવાલે તો ૩જૂન ૧૯૮૪થી અસહકારનો નવો કાર્યક્રમ જાહેર કર્યો ! આ કાર્યક્રમ પ્રમાણે અનાજ-કઠોળને પંજાબ બહાર જતાં રોકવાના હતાં, જમીનની લોનો ભરપાઇ કરવાની નહોતી અને વીજળીબિલ ભરવાના નહોતાં.

લોંગોવાલ સમજી ન શક્યા કે તેઓ ફક્ત ભિંડરાનવાલેના હાથમાં જ રમી નથી રહ્યા, પણ શ્રીમતી ઇંદિરા ગાંધીના હાથમાં પણ રમી રહ્યા હતા. શ્રીમતી ઇંદિરા ગાંધીએ ત્રીજી જુને પંજાબમાં લશ્કરી પગલાં ભરી દીધાં. *

---

* કુલદીપ નાયર તથા ખુશવંતસિંગના પુસ્તક 'ટ્રેજેડી ઓફ પંજાબ'ને આધારે.

# રાષ્ટ્રીય એકતા અંગેનાં પુસ્તકો

## નવજીવન

| | | |
|---|---|---|
| સુવર્ણદાન | ગાંધીજી | ૦.૪૭ |
| વિશ્વશાંતિનો અહિંસક માર્ગ | ,, | ૦ ૩૫ |
| સામ્યવાદ અને સામ્યવાદીઓ | ,, | ૦.૨૫ |
| મારો સમાજવાદ | ,, | ૦.૩૫ |
| સહકારી ખેતી | ,, | ૦.૨૦ |
| વાલીપણાનો સિદ્ધાંત | ,, | ૦.૩૦ |
| આપણો ખોરાકનો પ્રશ્ન | ,, | ૦ ૪૦ |
| ભારતના નવાં રાજ્યો | ,, | ૦.૩૫ |
| કોંગ્રેસનું ભાવિ | ,, | ૦ ૩૫ |
| હડતાળો | ,, | ૦.૩૦ |
| ગાંધીજી અને સામ્યવાદ | કિ ધ. મશરૂવાળા | ૧.૨૫ |
| મીઠાને પ્રતાપે | કાકાસાહેબ કાલેલકર | ૧.૦૦ |
| બિહાર પછી દિલ્હી | મનુબહેન ગાંધી | ૪ ૦૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | જવાહરલાલ નહેરુ | ૦ ૪૦ |
| અસહકારનો વિચાર | મથુરાદાસ ત્રિકમજી | ૦ ૫૦ |
| અતિવસ્તીનો સવાલ | મગનભાઇ દેસાઈ | ૧ ૨૫ |
| ખ્રિસ્તીધર્મને ગાંધીજીનો પડકાર | એલ. કે. જ્યોર્જ | ૧.૫૦ |
| ગાંધીજી અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ | શંકરલાલ બેંકર | ૯.૦૦ |
| ગાંધીજી સાથે ગોળમેળજીમાં | બિરલા | ૧ ૦૦ |
| ભાવિ સમાજ રચનાની દિશામાં | પ્યારેલાલજી | ૪ ૦૦ |
| રચનાત્મક કાર્યક્રમ | રાજેન્દ્ર પ્રસાદ | ૦.૩૦ |
| શાંતિનો માર્ગ | રિચર્ડ ગ્રેગ | ૨.૦૦ |
| રચનાત્મક રાજકારણ | આચાર્ય કૃપાલાની | ૧.૦૦ |
| સર્વોદય સમાજના લક્ષણો | ઝવેરભાઈ પટેલ | ૧ ૨૫ |
| હિન્દ–બ્રિટન | જે. સી કુમારપ્પા | ૦.૬૨ |
| નાણાં વ્યવહાર | | |

## ગુજરાત વિદ્યાપીઠ

| | | |
|---|---|---|
| અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ | મગનભાઈ દેસાઇ | ૦.૩૭ |
| સત્યાગ્રહની મીમાંસા | ,, | ૩.૦૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | ,, | ૪ ૦૦ |
| મહાસભાના ઠરાવો | વિઠ્ઠલદાસ કોઠારી | ૬.૦૦ |
| હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર | ,, | ૨.૨૫ |
| પાયાની કેળવણીનો પ્રયોગ | શિવાભાઈ પટેલ | ૧.૫૦ |
| વણાટ પ્રવેશ | ,, | ૧.૦૦ |
| ગ્રામ તપાસ પદ્ધતિ | ડૉ શીનપાઓ યંગ | ૨ ૫૦ |
| ગ્રામોદ્યોગની વિચારધારા અને અર્થશાસ્ત્ર | કોઠારી, દેસાઇ અને પટેલ | ૪.૫૦ |
| રચનાત્મક કાર્યક્રમનું સામાજિક દર્શન | રમણ મોદી | ૧૫ ૦૦ |
| વણાટ પરિચય | સોમાભાઈ પટેલ | ૩.૫૦ |
| સ્વરાજ્ય શાસ્ત્ર | વિનોબા ભાવે | ૦.૫૦ |
| સહકારી સમાજ | વૈકુંઠભાઇ મહેતા | ૧.૭૫ |

સૂચિપત્ર માટે સંપર્ક સાધો

નવજીવન ટ્રસ્ટ
પો. ઓ. નવજીવન,
અમદાવાદ-૩૮૦૦૧૪
ફોન. નં ૪૪૭૬૩૫

નવજીવન ટ્રસ્ટ (શાખા)
૧૩૦, શામળદાસ ગાંધી માર્ગ
મુંબઇ-૪૦૦૦૦૨
ફોન નં. ૩૨૯૭૫૬

પ્રેમ થકી છે શૌર્ય, શૌર્યથી પ્રેમ મચે છે,
સ્વર્ગ મૃત્યુ પાતાળ, પ્રેમશૌર્યે દીપે છે.

—નર્મદ

શ્રી દશરથભાઇ ગાંધી

ગાંધી એન્ડ કું. ૪૪, નાગદેવી ક્રૉસ લેન
મુંબઇ – ૪૦૦૦૦૩ના સૌજન્યથી



ONCE WE ARE ON TOP WE CAN PUT THEM IN THEIR PLACE
GET OFF MY BACK I WANT TO GO IT ALONE
UNLESS HE STOPPED WE CAN'T MOVE UP!
ACTUALLY WE ARE ON TOP
SHUT UP AND LISTEN PLEASE — I AM HERE TO PUT DOWN AUTHORITARIANISM!
VOTE
DON'T TOUCH HIM! HE IS RSS
THIS WAY NO ONE CAN TAKE A FALSE STEP
WE HAVE ENTERED INTO AN ALLIANCE WITH CONG(I), CONG(U) DMK, AIADMK, CPI, CPM, CFD, PWP, JANATA, JANATA(S) ETC.
VOTE
IT'S MERGER
NO. IT'S JUST AN ALLIANCE!
NOT AT ALL IT'S ONLY AN UNDERSTANDING!

(પાન નં. ૪ ઉપરનું ચાલુ)

વધુ મત નાખીને રાજીવને અભૂતપૂર્વ યશભાગી બનાવેલ છે ખેર....

અલબત્ત, અગાઉના તમામ ચૂંટણી-આદેશથીય અદકો આ આદેશ સૌને માટે શિરોધાર્ય છે. હવે, એક બાજુ, શાસક પક્ષ અને તેની સરકારે અગાઉની ગંભીર ક્ષતિઓથી બચીને, તથા થઈ ચૂકેલી ક્ષતિઓનાં બૂરાં પરિણામોને શક્ય એટલી રાહે ખાળીને, પોતાની તંદુરસ્ત આગવી છટા દ્વારા પ્રજાની અપેક્ષા સાર્થક કરી બતાવવી રહે છે, બીજી બાજુ, વિપક્ષો અને અપક્ષોએ પોતાની ફરજ નવા સંદર્ભમાં નવેસરથી બજાવવી રહે છે. તેમણે એ સમજવું જરૂરી છે કે, ઈંદિરાજીના શાસનકાળમાં લોખંડી દીવાલ સાથે મરણિયા થઈને માથું ભટકાવવાનું જરૂરી બન્યું હશે, અને એ કારણે એમાં ઝનૂની આવેગ– આવેશ પ્રવેશતાં વાતાવરણ વધુ ડહોળાયું હશે. પરંતુ હવે તેમાંથી નીકળીને સ્વસ્થ બનવું રહ્યું. સરકારના એકેએક સૂચન અને પગલાને વિશાળ રાષ્ટ્રીય હિતની કસોટીએ જ ચકાસીને આવકારવાનું, જરૂર મુજબ વિધાયક સૂચનો કરવાનું અને જરૂર પડતાં દૃઢ સૈદ્ધાંતિક ભૂમિકા પરથી વિરોધ કરવાનું કર્તવ્ય બજાવવાનું રહે છે.....

એક તો, કોઈ પણ લોકશાહી પ્રજાતંત્રમાં વિપક્ષનું અસ્તિત્વ અવશ્યભાવી છે. આપણા જેવા દેશની ભૂમિકા જોતાં વિપક્ષે સત્તા પક્ષની કામગીરીનું નિરીક્ષણ કરતા રહીને, તેને એકાંગી ન બની જવા દેવાની તકેદારી રાખવી જરૂરી છે. તે માટે બહુબહુ તો જમણેરી ડાબેરી એવા બે મુખ્ય વિરોધપક્ષો હોવા જરૂરી છે–અલબત્ત, તમામ પક્ષો માટે રાષ્ટ્રીય હિતની વફાદારી અને આ દેશની તમામ સમસ્યાઓના ઉકેલ અને વિકાસ માટે શાંતિમય પ્રતિકારની નિષ્ઠા પૂર્વશરત છે. આ દિશામાં સનિષ્ઠ પ્રયાસ થતા ભારતમાં સર્વપક્ષી રાષ્ટ્રીય સરકારની સ્થાપના અશક્ય નથી.

ઉપરાંત, માનવસહજ એક લક્ષણ એ પણ છે કે 'સત્તા' માણસને લોભાવે છે અને અધિકતર સત્તા તેને આંધળો અને ઉદ્દંડ બનાવે છે એથી જ તો વાલ્ડેનનું સૂત્ર વારંવાર યાદ કરાવીને મહાત્મા ગાંધીએ રાજ્યસત્તા અલ્પતમ આવશ્યક માત્રામાં જળવાઈ રહે એ હેતુથી સાફ માર્ગદર્શન કર્યું છે.

કોઈ પણ એક પક્ષનું, તંત્ર-તે ગમે તેટલું 'સારું' હોય તો પણ યાવદ્ચંદ્ર વા વંશવારસાગત વા અતિ લાંબા કાળ માટેનું ન જ નભાવી લેવાય. આ બાબતની પૂરી તકેદારી લોકશાહીનો પ્રાણવાયુ છે. બંધારણમાં આવું કોઈ નિયમન (દા. ત. એક પક્ષની સત્તા બે ટર્મ્સથી વધુ નહિ જ, વગેરે) દાખલ કરાય એ ઈષ્ટ છે એ દરમ્યાન એનો દૃઢ આગ્રહ જળવાવવો જોઈએ જ.

રખે ભૂલીએ કે લોકશાહી તંત્રમાં ઉદ્દંડ રાજ્યવાદ સંસદમાંની બહુમતીના જોરે 'બંધારણ'ના મોટા દરવાજેથી ખુલ્લી રીતે પ્રવેશે એથી કંઈ, છદ્મવેશે પાછલી બારીએથી પ્રવેશેલા રાજ્યવાદથી ઓછો ભયંકર નથી બનતો બંને તો તે કેન્સર જ છે. ઉગતેલું જ નીવડવાનું.

હા, લોકશાહીમાં વિરોધપક્ષોના માથે, પોતાને પાંચ વરસ માટે મળેલા ગાળા દરમ્યાન સત્તા સ્થાને બિરાજવા જેટલી પાકટતા–પ્રજાને સ્પષ્ટપણે વરતાય એવી લાયકાત અને પ્રમાણિકારી-દાખવીને, સત્તાબદલીની લોકતાંત્રિક પરંપરા અક્ષુણ્ણ રાખવાની જવાબદારી છે જ. પરંતુ, એનાથીય વિશેષ એક કીમિયો મહાત્મા ગાંધીએ ચીંધ્યો હતો લોકશાહીની શુદ્ધિ દ્વારા પુષ્ટિના હેતુથી 'લોક સેવક સંઘ' જેવા સંગઠનની સ્થાપના અલબત્ત, આવાં સંગઠને રાષ્ટ્રિય હિતની પ્રતિષ્ઠાથી પોતે ચળશે નહિ, એવું પુરવાર કરી બતાવવું રહેશે. તો જ પ્રજામાં તેની વિશ્વસનીયતા બંધાશે, અને તો જ લોકોનાં અજ્ઞાન, ગરજ, ભોળપણ અગર લોભલાલચનો ગેરલાભ ઉઠાવવા રમત રમતી સરકાર

ને તે ખબરદારીથી કારી શકશે...

આ સંદર્ભમાં અતિ પ્રસ્તુત મુદ્દો એ છે કે લોકશાહી પ્રજાતંત્રનું માળખું જ એવું હોવું જોઈએ કે જેથી અન્યાય-શોષણ-દમન માટે નહિવત્ અવકાશ રહેવા પામે. દેશના જાહેર, આર્થિક, સામાજિક અને સાંસ્કારિક જીવનના સર્વક્ષેત્રે અંત્યોદય થી સર્વોદય છેક નીચેથી ઉપર ચઢતો સોપાન-શ્રેણીનો વ્યવહાર પ્રત્યક્ષ બને એ પ્રકારનું વધુ વધુમાં વિકેન્દ્રિત માળખું હોવું જોઈએ.

અલબત્ત આ અભિગમ સાથે રાજીવનું ૨૦૦૧-ની સાલ સુધીમાં ભારતનું 'મોસ્ટ મોડર્ન' સ્વરૂપાંતર કરવાનું સ્વપ્નું કેટલું બંધબેસતું ગણાય એ પાયાનો સવાલ ગંભીર વિચારણા માગે છે કેમ કે, એમના દાદાજી (પં. જવાહરલાલે) આ દેશને પશ્ચિમી અદ્યતનીકરણની દિશામાં દોડતો કરવાના ઉમંગમાં ભારે પુરુષાર્થ કર્યો જ હતો પરંતુ, તેના પરિણામે ૮૦ ટકા ગ્રામપ્રદેશવાળા ભારત રાષ્ટ્ર-ના ભોગે ૨૦ ટકાનું અદ્યતન ભારત 'ઊભું' થયું હતું, જે ઇન્ડિયા તરીકે ગવાયું હતું! એ પછી રાજીવના માતાજીએ તેને શણગારવા જે થાગડ-થીગડ પ્રયાસો કર્યા હતા તેના વિપરીત પરિણામે, આજે પણ આપણે ભોગવી રહ્યા છીએ આવાં બધાં અખતરાઓના પરિણામે આજે તો દેશ એવો કળણમાં ખૂંપ્યો છે કે તેને ફરી ભારત બનાવવાનું બીડું કોણ ક્યારે ઝડપશે એ જ સૌથી મોટી ચિંતા છે—સૌથી મોટો પડકાર પણ.

જો કે રાજીવ 'મોસ્ટ મોડર્ન'ની સાથે 'વિલક્ષણ ભારતીયતા'નો ઉલ્લેખ અવાર-નવાર કરતા રહ્યા છે. કદાચ, રાજકારણના ક્ષેત્રે તેઓ તેમની માતાજીની નરી ખુલ્લેઆમ-શૈલીને તિલાંજલી આપી સારી લોકશાહી પ્રણાલીને અનુસરવા માગે છે અને આશા રાખીએ કે અર્થકારણમાં દાદાજીની પશ્ચિમી મોડર્નિસ્ટ દિશાને તિલાંજલિ આપી પૂર્વીય ભારતીય પ્રણાલીના પંથે કૂચ આરંભવા જેટલું સાહસ અને સામર્થ્ય બતાવશે.'

---

કયા મહારથીઓ હાર્યાં

| અનુ. | નામ | પક્ષ | મત વિસ્તાર |
|---|---|---|---|
| (૧) | એચ. એન. બહુગુણા | દ. મ કિ પ. | અલાહાબાદ |
| (૨) | ચંદ્રશેખર | જ. પ. | બાલિયા |
| (૩) | રાજનારાયણ | — | બાગપત |
| (૪) | મેનકા ગાંધી | સંજય મંચ | અમેઠી |
| (૫) | એસ. બી પાટીલ | કોંગી | બારામતી |
| (૬) | એ. બી વાજપેયી | ભાજપ | ગ્વાલીયર |
| (૭) | જયવંતીબેન મહેતા | જનતા | મુંબઈ દક્ષિણ |
| (૮) | રવીન્દ્ર વર્મા | જનતા | મુંબઈ-ઉત્તર |
| (૯) | પ્રમોદ મહાજન | ભાજપ | મુંબઈ ઉત્તર-પૂર્વ |
| (૧૦) | રામ જેઠમલાણી | ભાજપ | મુંબઈ ઉત્તર-પશ્ચિમ |
| (૧૧) | એ આર. અંતુલે | અપક્ષ | કુલબા |
| (૧૨) | સતિશચંદ્ર અગ્રવાલ | જનતા પક્ષ | જયપુર |
| (૧૩) | અકબર એહમદ (ડમ્પી) | સંજય મંચ | નૈનીતાલ |
| (૧૪) | હરિનાથ મિશ્ર | કોંગી | — |
| (૧૫) | તારકેશ્વરી સિંહા | — | — |
| (૧૬) | દેવીલાલ | — | — |
| (૧૭) | વિજય ભાસ્કર રેડ્ડી | કોંગી | — |
| (૧૮) | મલ્લીકાર્જુન | કોંગી | — |
| (૧૯) | અંબીકા સોની | કોંગ્રેસ એસ | — |

## રાજીવને ઓળખવામાં રખે ભૂલ કરીએ !

બાબુભાઇ જ. પટેલ : વિજિલ (સર્વસેવા સંઘનું અંગ્રેજી મુખપત્ર ૯-૧-૮૫).

—'મિ. ક્લીન' તરીકે બિરદાવાઈ રહેલા રાજીવની સાવ ટૂંકી કારકિર્દીમાંય અનક્લીન પદ્ધતિની યાદી સાવ નાની નથી. દા. ત.

—અંતુલેના ભ્રષ્ટાચારોને કેવળ વહીવટી ગેરરીતિઓ તરીકે ગણાવીને છાવરેલા, એટલું જ નહિ, વસંત દાદા પાટિલે કબૂલ્યા મુજબ અંતુલેની ગેરલાયકાત દૂર કરવાની ઇરાદે અમુક કાયદાકાનૂનો દાખલ કરવાની તરકીબમાંય રાજીવે પ્રોત્સાહન આપેલું.

—પંજાબની દુર્ઘટનામાં સુવર્ણમંદિરમાં લશ્કર મોકલવાના એક અઠવાડિયા અગાઉ જ રાજીવે ભિંદરવાલેને શીખો ઉપર ભારે ધાર્મિક પ્રભાવ પાડનારા નેતા તરીકે બિરદાવેલા,

—વડા પ્રધાન રાજીવના પાર્લામેન્ટરી સેક્રેટરી અરુણસિંહ પંજાબની ખાનાખરાબી માટે જવાબદાર હતા

—રાજીવના રાજકરણી સલાહકાર (હજી આજેય) ફોતેદાર દ્વારા જ પક્ષપલટાનું પ્રપંચ યોજીને ફારુક અબ્દુલ્લાની સરકાર ઉથલાવવાનું થયું હતું;

—રાજીવના બીજા અંગત નિકટના અરુણ નેહરુ જેને રાજીવે પોતે એ. આઈ સી સી. ના જનરલ સેક્રેટરી બનાવ્યા હતા—આંધ્રપ્રદેશની એન, ટી. રામારાવની સરકારને બરતરફ કરવા માટે જવાબદાર હતા;

## ઊલમાંથી ચૂલમાં !

એક જમાનામાં સમાજના અંદરના હિતો વચ્ચે સમાધાન જળવાય અને બહારના બળોથી રક્ષણ થાય એવા ઇરાદે સમાજે પોતાનામાંથી સૌથી વધુ લાયક જણાતા માણસને ઉપ—નેતા બનાવ્યો. એ પછી 'નેતાની પસંદગી'ની પ્રથા ચાલી તેમાં ક્યારેક કોઈ બળિયાએ લોકોના હિતોની રક્ષાના હેતુએ ગામના પંચાતિયાઓને સમજાવીને ગાદી પોતાના દીકરાને અપાવી એ પછી એ દીકરાએ એના દીકરાને ગાદી અપાવવામાં જરૂર લાગતાં થોડુંક દબાણ અજમાવ્યું. આમ, લોકોની 'સંમતિ'-'અર્ધસંમતિ' (મૌન) મેળવીને એક નવી પરંપરા ઊભી કરી દેવાઇ પછી તો, આ પરંપરા જતે દહાડે પેધી પડી—લોકોનાય કોઠે પડી ગઈ. રાજ કરનારાં રોટલો અને ઓટલો આપે પછી બીજી ઝંઝટ શું કામ કરવી—એવું માયકાંગલું માનસ ઘડાયું. ગાદી વારસાગત ચાલુ રહી.

કોઇક ઘરડિયાએ જૂના દિવસો યાદ કરાવી પસંદગીની વાત આગળ ધરી. ત્યારે ગાદીપતિએ દલીલ કરી ભલા માણસ, તને શાની અદેખાઈ આવે છે ? તમને શું ઓછું પડે છે ? અને મારો દીકરો કંઈ લુચ્ચો, લફંગો, દારૂડિયો ઓછો છે ? અમારા કુટુંબના નબીરાને રાજ કરવું એ તો ડાબા હાથના ખેલ જેવું છે અને જરૂરી ટ્રેનિંગ પણ આપતા રહીએ છીએ જ. ગામના બે પાંચ ડાહ્યા માણસોને વહીવટ માટે સાથે લઈને અને બળિયાઓને રક્ષણ માટે નોકરીએ રાખીને પરંપરા મુજબ એ રાજ ચલાવતો રહેશે...તમે બેફિકર રહો.

ગાદીપતિની વાત ગામના ઘણા બધાને સાદી સીધી લાગી. તેમણે ટાપશી પૂરી• વારસદારમાં અપલક્ષણો ન હોય તો પછી ચૂંટણીની ઝંઝટ શું કામ વહોરવી ? એ તો ઊલટી આપણામાં જ ભાગલા પાડશે કે—સામ સામી હરીફાઈ થશે....

એના કરતાં આ એકરાગે જે ચાલે છે તે શું ખોટું છે? ધીમે ધીમે કરતા વારસાગત ગાદી સૌને કોઠે પડી ગઈ.

સમય બદલાયો. ગાદીપતિઓ પરંપરાગત અધિકારના જોરે રાજ કરતા થયા. સૌને રોટલો ને ઓટલો આપવાની જવાબદારીમાંથી પણ ખસી ગયા. ઉપરથી આપખુદશાહી પરંપરા જોર કરતી થઈ. લોકો અકળાતા પણ હતા.

વળી, એકાદ આદમીએ મૂળ પસંદગીની વાત યાદ કરાવી. મોટા ભાગનાઓએ બીજાને સોંપશું તો એ ભૂલો નહિ કરે? કામ કરનારો થોડુંક ખાય પણ ખરો, ને દબાવે તોય શું? અરે, પસંદગી ને ચૂંટણી એટલે જ ગામે ગામ ઝઘડા ને હરીફાઈ - સામસામા મોરચા ! એ તો જળમાંથી ચૂલામાં પડવા જેવું થશે. આ છે તે નભાવતા આવ્યા છીએ ને નભાવતા વધુ શીખીએ?

ત્યાં ગાદીપતિ એકાએક ગુજરી ગયો. એના મળતિયાઓએ એના બિનતાલીમી દીકરાને બેસાડ્યો. પંચાતિયાઓને પણ વારસદાર ફાવ્યો. પણ શાણો લાગ્યો.

વળી, થોડાક ઉદ્દામતિયાને આ ઠીક ન લાગ્યું. એમણે વળી વારસાગત રાજગાદીને બદલે પસંદગી-ચૂંટણી પર જોર કર્યું. એમણે કહ્યું:

આ પરિવારના વારસે તો આપણી ખાનાખરાબી કરી છે હવે એને ચાલુ રાખીને, એના દીકરાને બેસાડી અખતરો કરવાની શી જરૂર છે? અખતરો કરવો હોય તો, ગામમાં કંઈ ઓછા છે? નવી સ્લેટ પર અક્ષર પાડીએ, જેથી આજે નહિ તો કાલે આજની આપદમાંથી છૂટાશે. સાહસ કરવું હોય તો આ રસ્તે જ કરીએ

પણ કોકડું વધુ ગૂંચવાયું. જેવી ચૂંટણી પસંદગીની વાત ઊપડી ત્યાં પંચાતિયાઓમાં જ ઘૂસાઘૂસી જાગી. જો ચૂંટવાનો કોઈને હોય તો મારો દીકરો શું ખોટો છે? મારો જમાઈ શું ખોટો છે? મારો સાળો શું ખોટો છે?

વાતાવરણ ડહોળાયું. ઘણાને જળમાંથી ચૂલામાં પડવા જેવું લાગ્યું. થોડાકે કહ્યું: જળમાંથી ચૂલામાં તો આપણે જ્યારથી વંશપરંપરા ગાદી ચલાવી ત્યારથી જ પડી ગયા હતા. હવે એમાંથી નીકળીએ. આપણા ગામનું રાજ આપણે ચલાવવું છે–એના માટે અખતરા કરીશું. સાહસ ખેડીશું પણ હવે વંશપરંપરાગત શાસન જે નપાવટ પુરવાર થયું છે તેમાંથી તો છૂટીએ જ.. એનો કોઈ કુંવર લાયક હશે તો પાંચ દસ વરસ એને એની લાયકાત બતાવવા દઈએ - "પહેલાં લાયકાત પછી ગાદી"–આ પુરાણું સૂત્ર અમલમાં મૂકતા થઈએ. બે પાંચ વખત અટવાઈશું પણ આજ રસ્તે સુખી થઈશું...

* પરંતુ મોટા ભાગનાઓનું માનસ જ આવી કશી જવાબદારી ઉપાડવા - જેવું રહ્યું ન હતું. આમાં એમને જળમાંથી ચૂલમાં પડવા જેવું બહુ મોટું જોખમ દેખાયું !

ખરે જ, વંશપરંપરા શાસન પછી પ્રજાનું મનોબળ એટલી હદે તૂટી ગયું હતું કે એણે પરંપરાગત વારસદાર કુંવરને જ પસંદ કર્યો !

—— ——

# હિંસક ઘટનાઓની ભીતરમાં*

આઝાદ ભારતના ઈતિહાસમાં ૧૯૮૪નું વર્ષ હિંસા અને આતંકથી ખરડાયેલું, વજ્રઘાત અને દર્દનાક યાતનાઓથી પીડિત અને એક સંસ્કારી પ્રજા તરીકે શરમના માર્યા માથું ધરતીમાં ખૂંપાવી દેવું પડે એવું પુરવાર થયું છે સ્હેજ પાછું વળીને જોઈએ છીએ ત્યારે ગ્લાનિમંડિત પ્રતીતિ થાય છે કે એક બાજુ શીખ અંતિમવાદીઓએ તો બીજી બાજુ શાસનકર્તા પક્ષ કોંગ્રેસ આઈનાં કેટલાક તત્ત્વોએ હિંસા-પ્રતિહિંસાના ચક્રને જે રીતે ચાલના પૂરી પાડી, અરાજકવાદી આતંકવાદનો સામનો રાજ્ય સમર્થિત આતંકવાદથી કરવાનો જે પ્રયાસ કર્યો, અને એને પરિણામે જે માનવીય યાતનાઓ સર્જાઈ તેને ભાષા દ્વારા વ્યક્ત કરવાનો પ્રયાસ કદાચ ફોગટ છે કારણ કે જે કંઈ થયું છે, એ ખુદ જ એટલું ભયાનક છે કે માત્ર તેની રજૂઆત જ તમામ આપણુંખોરીને ઢીલી પાડી દે તેમ છે ઘટનાઓ જે ઘટી છે, તેનું માત્ર બયાન, હકીકતોનું માત્ર રહસ્યોદ્‌ઘાટન જ એટલું તો અસરકારક છે કે તેને શબ્દાલંકારની કોઈ જરૂર જ નથી ।

આવો જ અનુભવ આપણને 'હુ આર ગિલ્ટી' લઘુપુસ્તિકા વાંચતાં થાય છે માનવહકકોના રક્ષણ, જતન, સંગોપન અને તે માટેની લડતના કાર્યમાં પરોવાયેલા દિલ્હી સ્થિત બે સંગઠનો પીપલ્સ યુનિયન ફોર ડેમોક્રેટિક રાઈટ્સ (પી. યુ. ડી. આર) અને પીપલ્સ યુનિયન ફોર સિવિલ લિબર્ટીઝ (પી. યુ. સી. એલ) તરફથી ૩૧ ઓક્ટોબરથી ૧૦ નવેમ્બર દરમિયાન દિલ્હીમાં જે બનાવો બન્યા તેની તપાસ હાથ ધરવામાં આવેલી, તેનો આ હેવાલ છે. ગોબિન્દ મુખોટી, રજની કોઠારી, આશિષ નાન્દી અને એમના જેવા બીજા ખ્યાતનામ, સંવેદનશીલ બુદ્ધિશીલોએ જાતે ઘણું જોખમ ખેડીને ભેગી કરેલી માહિતી, હકીકતોને આધારે આ હેવાલ તૈયાર કરવામાં આવ્યો છે.

નવેમ્બરના આરંભિક દસ દિવસો દરમિયાન દિલ્હી અને એના પરાંઓમાં જે કંઈ બન્યું, ઠંડે કલેજે જે હત્યાઓ થઈ, દુકાનો ઘરવખરીની જે લૂંટફાટ ચાલી, વાહનોને આગ ચંપાઈ અને એ બધાને પરિણામે શીખોને જે સહન કરવું પડ્યું એની વિગતોનું આ પુસ્તિકામાં બયાન છે આ બયાન ન કોઈ પૂર્વગ્રહથી પ્રેરિત છે, ન કોઈ ઊર્મિલતાના રસાયણથી રંગાયેલ છે જો તમે માનવવાદી વિશ્વદૃષ્ટિને કોઈ પૂર્વગ્રહ ગણતા હો તો એ ચોક્કસ પૂર્વગ્રહિત છે. 'રૂઢિચુસ્તો' અને 'પ્રત્યાઘાતી'ઓને શક્ય છે કે એમાં પૂર્વગ્રહ દેખાય ।

જે સંગઠનોએ આ તપાસ આદરી અને જેમણે આ તપાસ કરીને હેવાલ તૈયાર કર્યો એમની દૃષ્ટિએ એનાં મુખ્ય ત્રણ ધ્યેયો હતા :— (૧) શક્ય હોય તેટલા પ્રમાણમાં વસ્તુલક્ષી ધોરણે એ ઘટનાઓની બિહામણી અને અણગમતી હકીકતો ભેગી કરવી, (૨) એ દિવસોમાં ખેલાયેલ હિંસક તાંડવ માટે જે કોઈ જવાબદાર હોય તેમના પ્રત્યે નિર્ભયતાથી શેહ-શરમ રાખ્યા સિવાય આંગળી ચીંધવી, અને (૩) આયોજિત કરુણાંતિકામાં ભોગ બનેલાઓ માટે ન્યાય માગવો અને તે માટે જે ગુનેગાર હોય તેને દાખલો બેસે એવી સજા થાય એ જોવું

આ કાર્ય માટે તપાસમાં ભાગ લેનારાઓએ જે જહેમત ઉઠાવી છે, જે અંગત જોખમો ખેડ્યાં છે, અને એ પ્રક્રિયામાં એમનું પોતાનું જે રૂપાંતર થયું છે, એ અવર્ણનીય છે આવા નિર્ભય મનુષ્યોની

* ૧ જાન્યુ ૧૯૮૫ના 'સન્ડે ઓબ્ઝર્વર'માં પ્રકાશિત દર્શનસીંગ ગૈનીના લેખના આધારે.

હયાતી જ જીવનમાંની આપણી શ્રદ્ધાને સ કોરી શકે, મનુષ્યજાતિ સાથે આપણે પણ 'સંકળાયેલા છીએ', એની યાદ એ લોકો જ તાજી કરાવી શકે. માનવ સ બ ધોના કાવ્યે જ એમને વિચાર અને ચિંતનના ક્ષેત્રમાથી કાર્યના ક્ષેત્રમા પ્રેર્યા છે.

પણ આ હેવાલ જેમણે આ બધુ કર્યું છે, તેમના આત્માને ઢ ઢોળી શકશે ખરો ? જેમની દોરવણી અને દોરીસ ચાર હેઠળ આ અમાનુષી અને બર્બરતાને પણ ઝાંખા પાડી દેવા કૃત્યો આચરવામા આવ્યા, તેમનામા પશ્ચાત્તાપનું આછું-પાતળું ઝરણુ પણ વહેવડાવી શકશે ખરે ? આ હેવાલ વાચીને જો એમનુ માથુ—સાથે આપણા સૌનુ માથુ-શરમથી ઝૂકી જવાતુ ન હોય તો આ દેશને બુદ્ધ, નાનક, ગાંધીના દેશ તરીકે વર્ણવવાને આપણને કોઈ અધિકાર નથી.

આપણે જ આ વિભૂતિઓને આપણા દેશમા નૈતિક રક્તપિત્તિયા જેવી બનાવી મૂકી છે, એમ ગણાશે. સદીઓથી ભારત જે ઉદાત્ત ધ્યેયો અને આદર્શોને વરેલું રહ્યુ છે, તેના પર તેમણે અને શીખ આત કવાદીઓએ ધૂળ નાખી છે. આપણા મન અને સમાજદેહને શુદ્ધ કરવા અને આપણાં ગૌરવ અને નૈતિક આરોગ્યને પુનઃસ્થાપિત કરવા માટે અત્યંત શક્તિશાળી ચળ વળની જરૂર પડશે. 'હુ આર ગિલ્ટી' 'કોણ છે ગુનેગાર ?' પૂછતો આ હેવાલ, આપણા મનમા પેઠેલા મેલને કાઢવા માટેના ડિટરજન્ટની ગરજ સારશે, તો મહેનત લેખે લાગશે.

હેવાલના શીર્ષકમા એક ગ ભીર ભૂલ છે. એમા 'રાયટ્સ'-'હુલ્લડો' અથવા 'રમખાણો' એવો શબ્દપ્રયોગ છે હુલ્લડ શબ્દ ભિવંડી, હૈદ્રાબાદ, મુરાદાબાદમા થયેલી કોમ કોમ વચ્ચેની હિંસક અથડામણોનુ સૂચન કરે છે. દિલ્હી અને દેશમાં અન્યત્ર જે કઈ બન્યુ છે, તે આવી કોમી અથડામણોના બનાવો નથી. પોતાનાં જાન બચાવવા નાસી છૂટતા શીખો, ખાસ કરીને શીખ યુવાનોને, શિકારી જેમ શિકારને રહેંસી નાંખે એમ રહેંસી નાખવામાં આવ્યા છે.

ઇન્દિરા ગાંધીની કરપીણ હત્યાથી લોકોને થયેલા આઘાત, દુઃખ અને રોષની નોંધ લીધા પછી તરત જ આ હેવાલ જણાવે છે કે દિલ્હીમા શીખો સામે જે ખૂની હિંસા ફાટી નીકળી તે "સુઆયોજિત યોજનાનું પરિણામ હતી; કોંગ્રેસ-આઈના મહત્ત્વના રાજકારણીઓ, ટોચના નેતાઓ અને વહીવટીતંત્રના સત્તા-વાળાઓની સક્રિયતા અને નિષ્ક્રિયતાનુ તે સહિયારું પરિણામ હતી" દિલ્હીના મુનિરકા, મંગોલપુરી અને ત્રિલોકપુરી-ત્રણેય જુદી જુદી દિશામાં આવેલા વિસ્તારોમાં જે રીતે આ બધુ બન્યુ, એમા ચોક્કસ 'ભાત" રહેલી હતી. "કેટલાક શક્તિશાળી સંગઠિત જૂથોનો આ હુમલાઓ પાછળ સ્પષ્ટ હાથ હોય અને સત્તાના સર્વોચ્ચ સ્થાને બેઠેલા-ઓના તેમને આશીર્વાદ હોય, એમ જણાય છે" હુમલાઓના મુખ્ય શિકાર શીખ યુવાનો અને પ્રૌઢો (૨૦ થી ૫૦ વયજૂથના બન્યા છે. શીખોમા ભય ફેલાવવા સિવાય બીજો કયો ઇરાદો હોઈ શકે ?

"ઇન્દિરા ગાંધીના મરણની ઉજવણી તરીકે શીખોએ મિઠાઈ વહેંચી છે," "જૂની દિલ્હીના સ્ટેશને પંજાબમાથી આવતી ગાડીઓમાં સેંકડોની સખ્યામા હિન્દુઓના મૃતદેહો મળી આવ્યા છે," "પીવાના પાણીમાં શીખોએ ઝેર નાખ્યું છે" —આવી આવી અફવાઓ ફેલાવવાનું પણ આ શેતાની વ્યૂહરચનાને જ ભાગ હતું, એમ હેવાલ જણાવે છે દિલ્હીમાં તો છડેચોક, વ્યાપક રીતે એવુ મનાય છે, જોકે હેવાલમા એવુ કશુ લખવામાં આવ્યું નથી, કે 'ઓપરેશન બ્લ્યુસ્ટાર'ના પ્રત્યાઘાતરૂપે શીખોએ જે વર્તન દાખવ્યું હતું તેના બળતા પગલા તરીકે 'ઓપરેશન રેમ્બિઆલ' (પ્રતિ આક્રમણ)ની તૈયારી કરવામાં આવી હતી. કૂટનીતિને ખા ગણાતા મેકિયાવેલી પણ આપણને વધુ શું શીખવવાનો હતો ?

જેમના હાથે આ બધા ઘાતકી કૃત્યો થયા તે "હમ્પન"-આવારા તત્ત્વના સામાજિક-આર્થિક સ્વરૂપ અને તેમના રાજકીય ઉછેર વિષે હેવાલે વિગતવાર પ્રકાશ નાખ્યો છે. ઝુંપડપટ્ટીમાં રહેનારા, આજુબાજુનાં ગામડાંના જાટ અને ગુજ્જરો, અનુસૂચિત જાતિસમુદાયોનો અમુક ચોક્કસ વિભાગ આ બધાનો ઉપયોગ આ કાર્યોમાં કેવી રીતે કરવામા આવ્યો છે, તેના પર વેધક પ્રકાશ આ હેવાલમા સાંપડે છે. પુનર્વસવાટ કોલોનીઓમા રહેનારા આવારા તત્ત્વોને જીપો અને ખટારાઓમા ભરી ભરીને આ વિસ્તારોમા લાવવામા આવતા હતા. "કોંગ્રેસ-આઈની રખાત જેવા આ તત્ત્વોને" આવાં કાર્યો માટે જાણે અગાઉથી તૈયાર કરવામા આવ્યાં ન હોય !

* કોની દોરવણી અને દોરીસંચાર હતો આ તાંડવ પાછળ? અસરગ્રસ્ત વિસ્તારોના, શીખો અને હિન્દુઓ બન્ને પાસેથી જે પુરાવા તપાસ કરનારાઓને ઉપલબ્ધ થયા છે, તે અનુસાર એક કેન્દ્રીય પ્રધાન, કોંગ્રેસ આઈના સંસદસભ્યો, પક્ષના કાઉન્સિલરો, અને યુવક નેતાઓનો આમા સમાવેશ થાય છે આ બધાના નામ હેવાલના પરિશિષ્ટ ૪મા જણાવવામા આવ્યાં છે દારૂ, કેરોસીન, હથિયારો અને વાહનો-આ બધી સામગ્રી એમને પૂરી પાડવામાં આવેલી મોટા ભાગના અસરગ્રસ્ત વિસ્તારોમા પોલીસે જે નિષ્ક્રિયતા દાખવી અને ક્યાંક તેઓ સામેલ થયા, એની વિગતો પણ હેવાલમાં છે કેટલાક એવા પોલીસ અધિકારીઓનાં નામ સુદ્ધાં પરિશિષ્ટ ૨મા રજૂ કરવામા આવ્યા છે આમા ભાગ લેનાર સ્થાનિક ગુંડાઓ અને 'દાદાઓનાં' નામ પણ પરિશિષ્ટ ૩મા મૂકવામા આવ્યાં છે.

આટલા પુરાવા પણ તપાસપંચ નીમવા માટે સરકારને ફરજ ન પાડે તો આવનાર દિવસો કેવા હશે, એની તો કલ્પના જ કરવી રહી !

* દિલ્હી વહીવટીતંત્રને થયેલ લકવો, કોંગ્રેસ-આઈના નેતાઓએ ધારણ કરેલું મૌન, કરફ્યુ લાદવા માટેની આનાકાની, લશ્કરી દળોની કુમક બોલાવવામા જાણીબૂઝીને કરવામાં આવેલ વિલંબ —આવી તો અનેક અકાટ્ય હકીકતોનું બયાન હેવાલમા કરવામાં આવ્યું છે. હૃદયની જગાએ પાષાણ હોય તો જ આ બયાન વાંચીને રાતે ઊંઘ આવી શકે

સભ્ય જગત સમક્ષ આપણી એબ ઉઘાડી પડી ગઈ છે આપણી નૃશંસતા અને બર્બરતાને આપણી આંખો સમક્ષ આ હેવાલે ખુલ્લી પાડી છે. આસામના અંતરિયાળ ગામ નેલીમા અગાઉ એક વાર આપણામાંના શેતાને દેખા દીધી હતી, આજે આપણા જ પાટનગર દિલ્હીમા જ્યાં દુનિયાભરના દેશોની એલચી કચેરીઓ આવેલી છે ત્યાં ફરી એક વાર શેતાને તેની તમામ કુત્સિતતા સહિત દેખા દીધી છે

આ હેવાલ ભારતમા માનવહક્કના ઈતિહાસમા સીમાસ્તંભ છે.

—દિનેશ શુક્લ

---

# લોકચળવળો અને લોકભાગીદારી* | —દિનેશ શુક્લ

જેને આપણે ગ્રાસરૂટ્સ મુવમેન્ટ્સ અથવા લોકચળવળો કહીએ છીએ, તે ભારતના સામાજિક વિકાસના ઇતિહાસમાં મહત્ત્વનો અને કેટલીક બાબતોમાં નિર્ણાયક તબક્કો બની રહે, એવી ગુંજાશ ધરાવે છે. છેલ્લા અઢી ત્રણ દાયકાઓની લોકશાહી અને વિકાસની રાજકીય પ્રક્રિયાઓથી ઢંઢોળાયેલ વંચિત બહુજનસમાજો, ઉદ્યુક્ત થઈને ઉત્તરોત્તર દેશની વિશાળ પ્રથામાં વધુ પ્રમાણમાં ભાગીદારી અથવા સામેલગીરીની અપેક્ષા સેવતા થયા ત્યારે જ સંગઠિત રાજકારણ અર્થકારણ અને સમાજકારણના 'જૈસેથે'વાદી તથા સ્થાપિત હિતોએ પ્રથાના દ્વાર ભીડવા શરૂ કર્યાં છે આ અર્થમાં આ લોકચળવળોના ઉદયને આ પ્રક્રિયાઓની એક દ્વંદ્વાત્મક અસર તરીકે ઘટાવી શકાય બીજા શબ્દોમાં કહીએ તો, આધુનિક રાજકારણ અને આધુનિક અર્થકારણે સર્જેલા તદ્દન જુદા જ સામાજિક સંદર્ભમાં જુદી જુદી કક્ષાએ લડાનારી લોકશાહી લડતની એક વ્યાપક અને દીર્ઘજીવી પ્રક્રિયાના ભાગરૂપે પણ તેમણે જોઈ શકાય.

સદીઓથી સ્થગિત અને કુંઠિત રહેલ ભારતીય સમાજના સામાજિક—આર્થિક રૂપાંતર (ટ્રાન્સફર્મેશન) ના એક રામબાણ સાધન તરીકે રાજ્ય અને તેની સંસ્થાઓ પર ઉત્ક્રાંતિવાદીઓ અને ક્રાંતિવાદીઓ બેઉએ ઘણો મોટો મદાર બાંધેલો, જે ઠગારો અને છેલ્લે છેલ્લે તો વધુ વિઘ્નરૂપ પુરવાર થતો જણાતાં, પોતાની હાલત સુધારવા, અથવા કમ સે કમ વધુ બગડતી અટકાવવા માટેના રાજકીય ક્રિયાના નવા ઉન્મેષો તરીકે આ બધી લોકચળવળોને કદાચ ઘટાવી શકાય

અમેરિકાના પ્રખર સમાજ વૈજ્ઞાનિક અને ચિંતક કાર્લ ડોઈજના શબ્દોમાં, "પરિણામોની સંભાવ્યતા બદલવા માટેનો સમાજનો સંગઠિત પ્રયાસ, તે રાજકારણ." એ અર્થમાં પોતાની નિયતિને ઘાટ આપવાની પોતાની શક્તિને વાચા આપવા મથતા તરછોડાયેલા લોકસમુદાયોના પ્રયાસો તરીકે પણ આ ચળવળોને ઘટાવી શકાય

વિશાળ અર્થમાં આ લોકચળવળોને રાજકારણના વિષયવસ્તુ અને પદ્ધતિ બન્નેની પુન વ્યાખ્યા કરવા તાકતા પ્રયત્નો તરીકે ઘટાવી શકાય જે મુદ્દાઓ હજુ ગઈ કાલ સુધી રાજકારણના વિષયવસ્તુ તરીકે ગણાતા ન હતા, જેવા કે, સામાન્ય લોકોનું આરોગ્ય અને સુખાકારી, જંગલો, વૃક્ષો અને સામુદાયિક સાધનસંપત્તિ પર સ્થાનિક અથવા 'ધરતીના છોરું' ના અધિકારો, સમાજમાં ખૂંપેલી સ્થૂલ અને ભાગ્યે જ ધ્યાન ખેંચતી સૂક્ષ્મ હિંસાઓ અને શોષણપ્રથાઓનો વિરોધ અને કચડાયેલાઓના માનવીય ગૌરવ અને વ્યક્તિ સ્વાતંત્ર્યના રક્ષણ માટેની હિલચાલો, સ્ત્રીઓના હક્કો, વેઠપ્રથા અને બાળમજૂરી અને બાળશોષણ સામેની ચળવળો, વગેરે હવે રાજકીય મુદ્દાઓ બને છે અને તેમને લોકચળવળોના વિષય બનાવાય છે. તો બીજી બાજુ, ચૂંટણીઓ, ધારાસભાઓ, રાજકીય પક્ષોના, એટલે સંગઠિત રાજકારણના ચીલાચાલુ માધ્યમોથી પર રાજ્યસત્તા કબજે કરવાનો એક માત્ર હેતુ ધરાવતી 'રાજકીય પ્રવૃત્તિ'થી ભિન્ન, પણ પોતાની નિયતિને ઘાટ આપવાની પોતાની શક્તિની એક અજમાયશ, એ વ્યાપક અને સર્વગ્રાહી અર્થમાં, સત્તાની પ્રક્રિયામાં આ લોકસમુદાયો સામેલ થાય છે આમ રાજકારણની જ નવેસરથી વ્યાખ્યા કરવાની જરૂર પર આ લોકચળવળો ભાર મૂકે છે ઉત્તરાખંડની 'ચીપકો' મુવમેન્ટ, છત્તીસ

*નવેમ્બર ૧૭,૧૮ દરમિયાન ઇડર કૉલેજના ઉપક્રમે, ગુજરાત રાજ્યશાસ્ત્ર મંડળ દ્વારા આયોજિત 'લોકભાગીદારી'પરના વર્કશોપમાં વાંચેલ પેપર–લેખક

ગઢની ખાણિયાઓની લડત, આંધ્ર પ્રદેશમાં રૈયત કુલી સંઘર્ષ'ની પ્રવૃત્તિ, હરિયાણા, ઉત્તરપ્રદેશ, બિહાર, મધ્યપ્રદેશ વગેરે રાજ્યોમાં 'બન્ધુઆ મુક્તિ આંદોલન,' કર્ણાટકના કનકપુરામાં ખાણોના ખોદકામ અને ગ્રેનાઈટની નિકાસ સામે ખેડૂતોનો સત્યાગ્રહ, ઝારખંડ મુક્તિ-મોરચાની ચળવળો, સ્ત્રીઓ પરના અત્યાચારો અને દહેજ પ્રથા વિરોધી આંદોલન, જળાશયો બંધાતા ડૂબમાં જતી જમીનો સામે જમીન અથવા યોગ્ય અને ઝડપી વળતર માટે ગુજરાતના વિવિધ જિલ્લાઓમાં ચાલતી ચળવળો, આદિવાસીઓ પરના અત્યાચારો સામેની લડતો-આ બધી લોકચળવળો આર્થિક અને રાજકીય માગણીઓ પૂરતી મર્યાદિત નથી તેના પર્યાવરણીય, સૃષ્ટિ સમતુલાલક્ષી (ઇકોલોજિકલ), સાંસ્કૃતિક-શૈક્ષણિક તેમજ માનવીય ગૌરવની પ્રતિષ્ઠા જેવા માનવવાદી પરિમાણો પણ એટલાં જ મહત્ત્વનાં અને સૂચક છે. તેમની સામે આ લડતો તકાયેલી છે, એ કોઈ વિદેશી દુશ્મન નથી અલબત્ત, આમાંની કેટલીક લડતો આંતરરાષ્ટ્રીય પરિમાણ એ અર્થમાં ધરાવે છે કે આપણું રાષ્ટ્રીય અર્થતંત્ર વધુ ને વધુ પ્રમાણમાં, આપણા આર્થિક વિકાસના મૉડેલને કારણે, બહુ રાષ્ટ્રીય કોર્પોરેશનો મારફતે આંતરરાષ્ટ્રીય મૂડીવાદી શોષણ-પ્રથા સાથે ગૂંથાતું જાય છે પણ એમની લડતોના ખરાં નિશાન તો આપણાં જ સમાજમાં જ ખૂંપેલા અને સ્થાનિકથી તે રાષ્ટ્રીય સ્તર સુધીનાં જડબેસલાખ ગઠબંધનો ધરાવતાં સ્થાપિત હિતો છે, સૂક્ષ્મ-સ્થૂળ શોષણ અને હિંસાની પ્રથાઓ અને તેને પોષતા માનસ સામે તેમની લડતો તકાયેલી છે ગાંધીએ કહેલું કે, "મારી સ્વરાજની લડત એકી સાથે ત્રણ મોરચે ચાલે છે; પહેલો મોરચો છે, વિદેશી શાસકો, બીજો મોરચો છે, મારો પોતાનો સમાજ, જે અનેક બદીઓ અને નિર્બળતાઓથી ખાયોપીચ ભરેલો છે, અને ત્રીજો મોરચો છે, હું પોતે. મારા-માં રહેલી અપૂર્ણતાઓ અને નિર્બળતાઓ સામે મારી સતત લડત ચાલે છે." ગાંધીની 'સ્વરાજ'ની લડતની યાદ અપાવે, એવી આ લોકચળવળો છે. વિદેશી દુશ્મન સામે લડવું પ્રમાણમાં સહેલું છે, પણ પોતાના સમાજ અને ખુદ 'સ્વ'ની સામે લડવું કેટલું દુષ્કર છે, એની પ્રતીતિ તો અનુભવ કરે જ થાય.

ટૂંકમાં, આ લોકચળવળોને, અથવા રજની કોઠારી જેને 'ગ્રાસરૂટ્સ ઍક્ટિવિઝમ' કહે છે તેમને સ્થાપિતવ્યવસ્થા વિરોધી (ઍન્ટી-ઍસ્ટાબ્લિશમેન્ટ) પરિબળોમાં શ્રદ્ધા અને શક્તિનું સિંચન કરવાના પ્રયાસ તરીકે ઘટાવી શકીએ. જ્યારે દેશ અને સમાજ એક પ્રત્યાઘાતિત, દિશાશૂન્યતાની અવસ્થામાં ફંગોળાતો હોય, કોઈ ઉદાત્ત ધ્યેય અથવા આદર્શ સિદ્ધ કરવાનો જોસ્સો ગુમાવી બેઠો હોય; એક બાજુ 'જૈસેથે'વાદી અથવા સ્થાપિત વ્યવસ્થા સામે સીધા સંઘર્ષમાં ઊતરતાં કચડાયેલા અને ચંપાયેલા લોકસમુદાયો ડરતા હોય, તો બીજી બાજુ લોકપ્રુગામતી અને વાઝણી ભાવણખોરી અને પરંપરા અથવા રૂઢિવાદી આપખુદશાહીના સાણસામાં સપડાયા હોય, ત્યારે આવી ચળવળો છંડાયેલા અને તરછોડાયેલા લોકસમુદાયો માટે આશાનું એક કિરણ બની રહે છે

આમ ગ્રાસરૂટ્સ મુવમેન્ટ્સ અથવા લોકચળવળોને જુદી જુદી રીતે ઘટાવી શકાય અને વિવિધ સમાજવિજ્ઞાનીઓ અને ચિંતકોએ એમનું વિવિધ રીતે અર્થઘટન કરવાનો પ્રયાસ પણ કર્યો છે અહીં પ્રથામાં લોકોની ભાગીદારી (Participation of the People in the System)ના સંદર્ભમાં તેમને તપાસવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

ભાગીદારીના ખ્યાલનો વિપર્યાસ

પ્રગતિ, સમાનતા અને લોકશાહી સંબંધી ઉદારમતવાદી ખ્યાલોમાં ભાગીદારીના ખ્યાલને સર્વોપરી મહત્ત્વ આપવામાં આવ્યું છે, તો ઉદાર-મતવાદ વિરોધી વિચારધારાઓમાં પણ લોકભાગી-દારીના ખ્યાલને, અલબત્ત એક વિશિષ્ટ અર્થમાં, ખાસ મહત્ત્વ અપાયું છે. બહુજનસમાજના

રાજકારણનો ઉદય, ગરીબ, પછાત અને અલ્પ વિકસિત સમાજોમાં રાજકીય પ્રક્રિયાનો પ્રવેશ અને બધાનું ભલું કરવાના ઇરાદાવાળા વિકાસના ખ્યાલનો લગભગ સર્વાનુમતે સ્વીકાર—આટલાં વાનાં થયા પછી તો ભાગીદારીના ખ્યાલે સામાજિક ચિંતન અને સમાજવિજ્ઞાનના મુખ્ય મંત્રનું સ્થાન ગ્રહણ કરી લીધું છે. જ્યારે કોઈ ખ્યાલ 'સબ દુઃખોંકી એક હી દવા' અથવા પોપટિયા રટણ કરવાનો એક મંત્રનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે તેનું આંતરિક સત્ત્વ અને ગત્યાત્મકતા ગુમાવી બેસે છે ભાગીદારીના ખ્યાલનું પણ કંઈક અંશે આમ જ બન્યું છે લોકભાગીદારીને તેના તાર્કિક છેડા સુધી લઈ જવામાં આવે તો શું થાય એનાથી કંઈક અંશે ભયભીત થઈને, તો બીજી બાજુ પોતાના અખત્યાર અને સત્તાને લોકસમર્થન મળતું રહે એ માટે ભાગીદારીના અંચળાની જરૂર [પછાતોને શાસક અગ્રવર્ગોએ ભાગીદારી વિષે કેટલીક ભ્રમણાઓ ઊભી કરી છે, અથવા થવા દીધી છે

૧૯૬૦ના દાયકા સુધી તો એમ મનાતું હતું કે વિકાસમાં ભાગીદાર થવાનો બધા લોકોનો હક્ક છે, પણ ખરેખર તો મુઠ્ઠીભર લોકોનો જ એ વિશેષાધિકાર હતો એમ પાછળથી સ્પષ્ટ થયું જેમને નામે વિકાસનો અખંડ જાપ જપવામાં આવે છે તે ગરીબ, દલિત, શોષિત સમુદાયોનો કોઈ અર્થપૂર્ણ હિસ્સો અથવા સામેલગીરી એ પ્રક્રિયામાં હતી જ નહિ. હકીકતમાં તો વિકાસની એ પ્રક્રિયા થકી આ લોકસમુદાયો પ્રથાની કિનારી પર ધકેલાવા લાગ્યા (માર્જિનલાઇઝડ) અથવા તો પ્રથાની બહાર ફંગોળાવા, તરછોડાવા લાગ્યા છે. આમ છતાં, પોતાની ભાગીદારી ચાલુ જ છે એવી ભ્રમણા સામાન્ય લોકોમાં એકમેકને પૂરક એવા બે સ્પષ્ટ વિચારપ્રવાહોને કારણે ઊભી થઈ છે, અથવા ઊભી કરવામાં આવી છે. આ બે વિચારપ્રવાહો છે લોકરંજક (પોપ્યુલિસ્ટ) રાજકારણ અને લોકરંજક અર્થકારણ. લોકો માંહેના અરસપરસના પૂર્વગ્રહો અને અવિશ્વાસોને સંકોરવા અને પોતાની નિર્બળતાઓ ને અસહાયતાનું ભાન કરાવી તારણહારોમાં લોકવિશ્વાસ ઊભો કરવા અને ટકાવી રાખવાના એક કસબ તરીકે લોકખુશામતી રાજકારણનો વ્યવસ્થિત ઉપયોગ, તો બીજી બાજુ, આવા લોકવિશ્વાસને લોકસ્વીકૃતિ આપવાની નિષ્ણાત કામગીરી તરીકે, કૂણીએ ગોળ લગાડવાના તેમ જ [ભિખારીઓ જ્યારે બહુ ગોકીરો મચાવે ત્યારે જમણવારનો એઠવાડ ફેંકવાની એક રસમ તરીકે લોકરંજક અર્થકારણનો ઉપયોગ· આ બંને દ્વારા સામાન્ય લોકોને (પ્રથાની બહાર અથવા કિનારી પર ધકેલાયેલા સમુદાયો) એમ લાગે કે અમે પ્રથામાં ભાગીદાર થઈ રહ્યા છીએ

આ ભ્રમણાને કારણે જ અસહ્ય ગરીબી, કંગાલિયત અધઃપતન સાથે લોકરંજક અર્થકારણ અને લોકરંજક રાજકારણનું સહઅસ્તિત્વ ચાલુ રહે છે. લોકસમુદાયો વચ્ચે જેમ વધુ તીવ્ર પૂર્વગ્રહો અને અવિશ્વાસ, જેમ વધુ ગરીબી અને કંગાલિયત, તેમ વધુને વધુ પ્રમાણમાં લોકરંજકતામાં શ્રદ્ધા અને આર્થિક તેમ જ રાજકીય લોકરંજકતાનું સૂત્ર છે, 'લોકોની ભાગીદારી' પણ વિકાસના રાજકારણ અને અર્થકારણને સામાન્ય લોકોની પહોંચ બહાર એટલું તો ઊંચું રાખો, જેથી સામાન્ય લોકોને તેમાં સામેલ થવાની લાઉડસ્પીકરોથી અહોનિશ બાંગ પોકારી શકાય ! 'દેશમાં થઈ રહેલો આ બધો વિકાસ તમારા ખાતર જ છે ગરીબી દૂર કરવા અમે આટલું બધું કરીએ છીએ, છતાં જો તમારી ગરીબી દૂર થતી ન હોય, અથવા તમે વધુ ગરીબ અને ગરીબ વધુ કંગાળ બનતા હોય તો એમાં વિકાસના અમારા પ્રયાસોનો કોઈ વાંક નથી. જો કે ગરીબી દૂર થતી નથી, એવો ભ્રામક પ્રચાર વિરોધ પક્ષો કરે છે; તેઓ તો વાંકદેખા છે, અને આ દેશની પ્રગતિ તથા વિકાસ નહિ

ચાહનારી વિદેશી સત્તાઓના હાથા બની જાય છે. એવો પ્રચાર કરીને લોકોનો મનોત્સાહ (મોરલ) તોડી નાખે છે અમે તો વિકાસ માટે તનતોડ પ્રયાસ કરી રહ્યા છીએ. પણ કેટલાક બહારના પરિબળો અને આતરરાષ્ટ્રીય સંજોગો હવનમા હાડકાં નાખવાનું કામ કરે છે, અને આપણા મૂર્ખ વિરોધ પક્ષો એટલુ ય સમજતા નથી કે બહારની સત્તાઓ આપણને અસ્થિર, નબળા પાડવાના, આપણા ટુકડે ટુકડા કરી નાખવાના સોગન ખાઈને બેઠી છે. આથી વિરોધ પક્ષો આંદોલનો ન કરે; કાયદો અને વ્યવસ્થા જાળવી રાખવામાં મદદ કરે, કામદારો અને શ્રમિકો હડતાળ ન પાડે; ટૂંકમા લોકોનો સહકાર મળી રહે, લોકો સઘર્ષનો માર્ગ છોડી, નીચી મૂડીએ કાયદાનું પાલન કરે તો બધુ ઠીકઠાક થઇ જાય અને આપણે પ્રગતિ અને વિકાસનો એવરેસ્ટ સર કરી શકીએ.' આ કર્ણમધુર શાસ્ત્રીય સગીતમા આપણા અર્થસંચાલકો તબલાનો તાલ આપવા તૈયાર જ છે : બહુ થયું આ પોલિટિક્સ. દેશનું સત્યાનાશ વાળ્યું છે આ પોલિટિક્સે બધ કરો, હવે તો જરા જંપો આ પોલિટિક્સથી ભાગીદારીના આ યુગનો બીજો મોટો વિરોધાભાસ લોકરજક ભાષણખોરીનો ઉપયોગ સામાન્ય લોકોને રાજકારણથી અળગા કરવામા, દૂર કરવામા, ડીપોલિટિસાઇઝ કરવામા વિકાસની પ્રક્રિયાઓને જ બિનરાજકીયકૃત કરવામાં ખુદ આપણી રાજકીય પ્રથાને જ બિનરાજકીયકૃત કરવામા આવે, જેથી આમેય તે શક્તિવિહોણો જનસમુદાય સંગઠિત રાજકારણ અને સંગઠિત અર્થકારણનાં પગથિયા ચઢવાની હિંમત સુદ્ધા જ ન કરે. એમ કરવું એ જ એના પોતાના હિતમાં નથી. એમ માનીને પ્રથાની સીમાની બહાર ટ્રેડિયુ વાળીને બેસી રહેવાનુ પસંદ કરે. અને પોતાની જરિયાતો સંતોષવા તારણહારો અને તેમના એજન્ટો, ટેકનો-બ્યુરેક્રેટો 'દાદા' અને સાહિયા વગેરે પર આધાર રાખતા થઈ જાય તો સામૂહિક ઘેનની બાળાગોળી જેવાં સરકારી સંવહન માધ્યમો પર પીરસાતી વાનગીઓ આરોગી મેઈક-બિલિવની દુનિયામાં રહેતો થઈ જાય.

એક જ મગની બીજી ફાડ જેવા આપણા વિરોધ પક્ષો પણ આ જ રાજકીય શૈલીના પુરસ્કર્તા અને કારીગર છે

પણ આમ છતાં, દુનિયાની સૌથી મોટી લોકશાહી થઈને બેઠા છીએ એટલે લોકોની ભાગીદારીના બાહ્ય, ઔપચારિક કર્મકાંડ અને ટીલાટપકાં કરવાની તો જરૂર ચાલુ રહે છે. એક વખત લોકશાહી પ્રક્રિયાઓ ચાલુ થઈ એટલે રાજકીય ભાગીદારીનાં કર્મકાંડ તો કરવા જ પડે પણ આ ભાગીદારી રાજકીય પક્ષો, પ્રતિનિધિક સંસ્થાઓ જેવા રાજકીય ભાગીદારીનાં માધ્યમો અને કહીતરો દ્વારા નહિ, પણ નેતા અને લોક સમુદાય વચ્ચે 'સીધો, પ્રત્યક્ષ સબધ' સ્થાપીને ભાગીદારીની ભ્રમણા ઊભી કરવાનો પ્રયાસ કરવામા આવે છે રાજકીયભાગીદારીના સ્થાપિત માળખા અને સંસ્થાઓ તો ભાગીદારીમાં અવરોધરૂપ છે, એવો વ્યવસ્થિત પ્રચાર ચલાવીને લોકસ મોહક, તારણહાર નેતા અંગત અથવા વૈયક્તિક અપીલ દ્વારા કોઇ અદૃષ્ટ બાહ્ય અથવા આતરિક ખતરા સામે લોકોને સંગઠિત થવાનો પ્રચારમારો ચલાવ્યે રાખે છે. નેતા ભાગીદારીના માધ્યમો વળોટીને સીધો રાજા પાસે જાય છે, હજારોની સખ્યામાં લોકોને એક સાથે 'મળે છે, નેતાના અલપઝલપ દર્શન કરી પોતે જાણે કૃતાર્થ થયા હોય એવો ભાવ લોકો અનુભવે છે. આ દર્શનના બદલામાં નેતા લોકોની વફાદારી અને ચૂટણીટાણે મત માંગે છે. આ થયા પ્લેબિસિટરી લોકશાહીના કર્મકાંડ જેવા બાહ્ય પ્રતીકો, જેને ભાગીદારીના નિદર્શક તરીકે ઘટાવાય છે, આ ભાગીદારીનો ત્રીજો વિરોધાભાસ. લોકો તેમની પ્રાતિનિધિક સંસ્થાઓની શક્તિમાં, ઘટાડો જેમ વધારે, એટલા જ વધુ પ્રમાણમા સત્તાધારકો

અને લોકો વચ્ચે વિશેષ અંતર, અને એ અંતર પૂરવા માટે એટલા જ વધુ પ્રમાણમાં સીધો સંઘર્ષ જેવો કરનાર પ્રયાસ તરીકે પ્લેબિસિટરી લોકશાહીના પ્રતીકોનો વધુ બહોળો ઉપયોગ

પરિણામે, ભાગીદારીનાં માધ્યમોથી વંચિત લોકસમુદાયો પ્રથાની બહાર ફંગોળાઇ જાય છે, સ્થાપિતવ્યવસ્થાના દમનનો વિશેષ ભોગ બને છે, અને એથી સત્તા કેન્દ્ર પર વિશેષ પરાવલંબી બને છે. જેમ જેમ દમન અને શોષણ વધુ (ભાગીદારીથી વંચિત સમુદાયો દમન અને શોષણના વધુ ભોગ બનવાના) તેમ તેમ સત્તાકેન્દ્રો, સત્તાધારકો પર તેમની પરાધીનતા વધુ. આમ, ભાગીદારી ચૂંટણીટાણે રાષ્ટ્રીય રોટલાની એકાદ કરચ પોતાના ભાગે આવશે એવી આશા સેવતા 'વસવાયાની ભાગીદારી'નું સ્વરૂપ ધારણ કરે છે ભાગીદારીનો વિરોધાભાસ તો જુઓ: ભાગીદારી ખુદ વધુ ને વધુ કેન્દ્રિત બનતી જતી રાજકીય પ્રથા માટે લોક અનુમોદન મેળવી આપનાર એક ખ્યાલ બની જાય છે; લોકભાગીદારીનાં માધ્યમો જેવા મધ્યવર્તી માળખાનો નાશ કરીને, કાયદો અને વ્યવસ્થાને આરાધ્ય દેવ માનનાર અને દમન તેમજ શોષણ પર જીવતી લોકવિરોધી એવી શાસનપ્રથાને જ ન્યાયી ઠેરવનાર એક ખ્યાલ બની રહે છે ભાગીદારીના ખ્યાલનો આથી વિશેષ વિપર્યાસ કયો હોઈ શકે ?

## વિપર્યાસનું વિશ્લેષણ

લોકોની ભાગીદારીના આ ખ્યાલનો વિપર્યાસ શાથી ? એની પાછળ કયાં કારણો, પરિબળો જવાબદાર છે, એના વિશ્લેષણ વિના ભાગીદારીની આ ચર્ચા અધૂરી જ ગણાય પ્રથમ તો, ભારતીય રાજ્યના સ્વરૂપ અને તેણે ભજવવાની ભૂમિકા સંબંધી ખ્યાલમાં આવેલું પરિવર્તન.

આઝાદીના આરંભિક દોઢબે દાયકા દરમિયાન ભારતીય સમાજના સર્વતોમુખી રૂપાંતર કરવાના એક સાધન તરીકે રાજ્યનો આપણે ત્યાં વિચાર કરવામાં આવેલો. અને આ ભૂમિકા તે સુપેરે ભજવી શકે તે સારુ સમાજના અન્ય વિભાગોના બોજા હેઠળ તે દબાઈ ન જાય એ માટે તેની સ્વાયત્તતા પર સકારણ અને વાજબી રીતે જ વધુ ભાર મૂકવામાં આવેલો. છેલ્લા દોઢેક દાયકાથી આ ખ્યાલનો ઉત્તરોત્તર ત્યાગ કરવામાં આવતો હોય એમ લાગે છે મુખ્યત્વે બે કારણોસર આમ બનતું હોય એ શક્ય છે. એક તો, હવે જે સરકારો સત્તા પર આવે છે, તે આ કાર્ય કરી શકે તેવી ગુંજાશ ધરાવતી નથી બે, શાસક અગ્રવર્ગે કદાચ જાણીબૂજીને રાજ્યને આ કાર્યમાંથી સંકોચી લીધું હોય એમ લાગે છે આઝાદીના પ્રથમ વીસ–પચ્ચીસ વર્ષો દરમિયાન રાજ્યની દરમિયાનગીરી દ્વારા આર્થિક અને સામાજિક ક્ષેત્રોમાં આપણા શાસક અગ્રવર્ગે પોતાના જીવનધોરણની સપાટી ટકી રહે, એટલું જ નહિ, બહુજન સમાજના ભોગે ઉત્તરોત્તર ઊર્ધ્વગતિ પ્રાપ્ત કરતી રહે એવો ઉત્પાદનનો પાયો અને રાજકીય સત્તાના સાધન-સ્રોત પેદા કરી લીધા છે કે હવે રાજ્યની આ ભૂમિકા–ભારતીય સમાજનું સામાજિક–આર્થિક રૂપાંતર કરવા અને તેને ચાલુ રાખવા તેની દરમિયાનગીરીનું સાતત્ય–ઘટાડવા અને સંકોચવાની વેતરણમાં તે પડયો છે અને તે પણ ત્યારે જ્યારે રાજ્ય વિતરણાત્મક અને બહુજનાભિમુખ ભૂમિકા ભજવી શકે એટલું સદ્ધર બનવા લાગ્યું છે ત્યારે. અત્યારે આપણા દેશમાં સામાજિક–આર્થિક રૂપાંતરના માધ્યમ તરીકે રાજ્યનો ખ્યાલ ચલણી નથી, દેશના કરોડો ગરીબ, કંગાળ, વંચિત લોકોની પ્રાથમિક જરૂરિયાતો અને અપેક્ષાઓ સંતોષનાર તરીકે રાજ્યને જોવામાં આવતું નથી હાલમાં રાજ્ય વિષેનો જે ખ્યાલ ચલણમાં છે તે તો સમાજના ટેકનોલોજિકલ આધુનિકીકરણના એજન્ટ તરીકેનો છે, લોકોને સમાલી શકે, 'મેનેજ' કરી શકે તેવી સંસ્થા તરીકેનો છે. વિશ્વના

નકશામાં, ખાસ તો ત્રીજી દુનિયાના દેશોમાં, એક મજબૂત, ટેકનોલોજીમાં આગળ વધેલા, મેનેજેરિયલ ક્ષમતા ધરાવતા દેશ તરીકે વટ પાડી દઈએ, એના પર વિશેષ ભાર મૂકાય છે પીવાના ચોખ્ખા પાણી, સસ્તો પૌષ્ટિક આહાર, પ્રાથમિક અને પ્રૌઢ શિક્ષણનો ઝડપી ફેલાવો, રોજગારીની તકોમાં વધારો—ટૂંકમાં ગરીબીનાબૂદી અને બહુજન સમાજનું જીવનસ્તર રહેજ ઊંચું આવે એવા પ્રયાસોને બદલે એશિયાડ રમતોત્સવ, બિનજોડાયેલા દેશોની પરિષદ, કોમન વેલ્થના દેશોનો મોભાદાર મેળાવડો. ઉપગ્રહો અને અણુવિજ્ઞાનના વિકાસ પર વધુ ભાર, આધુનિક ઈલેક્ટ્રોનિક સંચાર માધ્યમોના ઝડપી પ્રસાર માટેની ઘેલછા – આ બધાંને આપણે જે રીતે બિરદાવીએ છીએ, તે રાજ્યના સ્વરૂપ અને તેની ભૂમિકા વિષે આપણા શાસક અગ્રવર્ગમાં થયેલ પરિવર્તનના ચાડી ખાય છે. આ રાજ્યના સ્વરૂપ અને ભૂમિકાદર્શન (રોલ પરસેપ્શન) હેઠળ, સામાન્ય લોકોએ આપણા મેનેજેરિયલ શાસકો અને તેમના પ્રેરણાસ્રોત લોકસંમોહક તારણહાર નેતાની બિરદાવલી ગાતી તાળીઓ પાડવા સિવાય કઇ ભાગીદારી કરવાની હોય ?

બે, રાજ્ય અને સમાજ વચ્ચે વિકાસ પામી રહેલ નવો સંબંધ

છેલ્લા દોઢેક દાયકાથી ભારતીય સમાજ અને ભારતીય રાજ્ય વચ્ચે જે નવો સંબંધ વિકસી રહ્યો છે, તે ભાગીદારીની સમસ્યાને ઓર ઘેરી અને મુશ્કેલ બનાવી રહેલ છે. રજની કોઠારીએ આ નવા સંબંધને રાજ્ય અને તેના નાગરિકો વચ્ચેના નકારાત્મક મડાગાંઠ–નેગેટિવ ડેડલોક–ના સંબંધ તરીકે વર્ણવવાનો પ્રયાસ કર્યો છે રાજ્ય અને નાગરિક સમાજ વચ્ચે મધ્યવર્તી ભૂમિકા ભજવતી મુખ્યત્વે ત્રણ પ્રકારની સંસ્થાઓ-લોકશાહી સંસ્થાઓ, સામાજિક ન્યાય સંબંધી સંસ્થાઓ અને રાષ્ટ્રીય એકીકરણની સંસ્થાઓ. આ સંસ્થાઓ એકમેકથી ભિન્ન અને અટૂલી રહીને કામ કરતી સંસ્થાઓ છે, એમ માનવાની જરૂર નથી. આ સંસ્થાઓમાં મોટાં ગાબડાં પડયાં છે. લોકશાહી પ્રક્રિયાને કારણે બહુજન સમાજોમાં જ્યારે આછી પાતળી જાગૃતિ અને પોતાના હક્ક–સ્થાન વિષે થોડી ઘણી સભાનતા આવવા લાગી અને એને વાચા આપવાનો આરંભ જેવો તેમણે શરૂ કર્યો ત્યાં તો શાસક અગ્રવર્ગોના સભાન–અભાન કૃત્યોને કારણે આ સંસ્થાઓનું જે જબરદસ્ત ધોવાણ શરૂ થયું છે. મધ્યવર્તી માળખાના અભાવે રાજ્યે આવા પ્રયાસોનો પ્રત્યુત્તર દમનના કોરડાથી વાળવાનું શરૂ કર્યું છે. બીજી બાજુ, ચૂંટણીઓ અને પ્રચારાત્મક રાજકીય લાભ ખાટવા કરેલ અનેક કાયદાઓના અમલ માટે, હક્કો અને અસ્મિતાના રક્ષણ માટે શહેરી અને ગ્રામીણ ગરીબો, તેમ જ વંચિતોને સંગઠિત કરવાના જે પ્રયાસો ચાલી રહ્યા છે, તેને જ કચડી નાખવા સ્થાપિત હિતો, પોલીસતંત્ર, સ્થાનિક માથાભારે અને માફિયા તત્વો અને વહીવટી તંત્રનું એક ગઠબંધન રચાતું જાય છે આમ ખુદ રાજ્ય અને તેના જ નાગરિકો વચ્ચે મુકાબલા જેવી સ્થિતિ સર્જાતી જાય છે, અને તેમાં નાગરિકોની તરફદારી અથવા રક્ષણ કરવાને બદલે તે ખુદ સ્થાપિત હિતોનું સાધન બનતું જાય છે. રાજ્ય ઝડપથી પોતાનું લોકશાહીસ્વરૂપ ગુમાવતું જાય છે, અને સ્થાપિત હિતોના હાથા તરીકે નાગરિકો પર, વિશેષ તો નબળા, અસંગઠિત, અને નિઃસહાય નાગરિકો પર જુલમ, દમન, બળજબરી કરી જાણનારું એક યંત્ર બની રહે છે. લોકભાગીદારીનો મોકળાશ આપતી વિવિધ સંસ્થાઓ અને પ્રક્રિયાઓને જ જ્યાં તાળું મરાતું હોય ત્યાં પ્રયાને વધુ ને વધુ પ્રમાણમાં પાશવી બળ–પોલીસ, પેરામિલિટરી અને છેવટે આર્મી પર, તો બીજી બાજુ માફિયા અને રાજકીય ગુંડાગીરી પર આધાર રાખવો પડે એમ બનતું હોય છે.

પણ આ સ્થિતિ આટલે અટકતી નથી. આગળ જતાં એક સ્થિતિ ઊભી થાય છે, જેમા રાજ્યની સત્તાના ધારકો ખુદ પોતાની સત્તા એવા માથાભારે, દાદા, અસામાજિક તત્ત્વોના હાથમાં ગુમાવતા અથવા સોંપતા જાય છે, જેમના પર પછી તેમનો કાબૂ રહેતો નથી ગ્રામીણ ભારતના અને ઔદ્યોગિક શહેરોના સ્લમવિસ્તારોમા ઘણા ઇલાકાઓ એવા છે, જ્યા લાખોની સંખ્યામા લોકો રહે છે, પણ ત્યા સરકારનો કાબૂ નહિવત્ છે. કેટલાક વિસ્તારોમાં જ ભારતના 'સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્ય'ને મૂર્તિમંત કરતી સરકારનું અસ્તિત્વ જ નથી ! સરકારનુ ખગ્રાસ અથવા ખંડગ્રાસ ગ્રહણ થવાને કારણે સરકારના કાર્યો– મધ્યસ્થી બનવાનું, તકરારોનું નિવારણ, કાયદા ઘડવા અને અમલ કરવાનુ કાર્ય, વ્યવસ્થાનુ સ્થાપન કરવુ વગેરે સ્થાનિક જમીનદારો, માથાભારે માણસો, સંસ્કારવિહીન ગુનાઇત નવધનિકો, દારૂ, જુગાર, કુટણખાનાના અડ્ડાઓના સંચાલકો, 'અર્ધસત્ય' ફિલ્મના રામા શેટ્ટીઓ કરે છે ધરપકડ માટે આવેલા ઇન્સ્પેક્ટરની રૂબરૂ, પોતાની ધરપકડ અટકાવવા પોલીસ કમિશ્નરને વચ્ચે લાવીને ઇન્સ્પેક્ટરને ભોંઠો પાડનાર, નવી દિલ્હીમા ઉચ્ચ સ્થાનોએ કનેક્શન ધરાવનાર અને પછી તો પોતે જ ચૂંટણી મારફતે રાજકારણમા ઝંપલાવી સત્તા ધારણ કરનાર રામા શેટ્ટીના શાસન હેઠળ લોકભાગીદારીનો ક્યો છોડ પાંગરી શકે ?

ત્રણ, આર્થિક વિકાસના મોડેલે સર્જેલી સમસ્યાઓ અને ભાગીદારી

આઝાદી પછી આર્થિક વિકાસનો જે મોડેલ અપનાવ્યો તેણે જે સમસ્યાઓ ઊભી કરી છે, તેનાથી ભાગીદારીનો કોયડો વધુ મુશ્કેલ, વધુ જટિલ બન્યો છે આર્થિક વિકાસની જે તરાહ આપણે અપનાવી છે તેને આર્થિક પ્રથામા બહુજન સમાજની ભાગીદારી સાથે કોઈ સંબંધ નથી. અથવા જો કોઈ સંબંધ હોય તો તે વ્યસ્ત સંબંધ છે. વિતરણને પ્રાધાન્ય ન આપતા આર્થિક વિકાસથી ભાગીદારીની સમસ્યા કદાપિ હલ થઈ શકે નહિ, કારણ વિતરણ અને ભાગીદારી આંત્રિક સંબંધથી જોડાયેલાં છે. ખરેખર તો ભાગીદારી વિના જે આર્થિક વિકાસ થાય તેને 'આર્થિક વૃદ્ધિ' ભલે કહો, એને વિકાસ ન કહેવાય એમા આપણને આશ્ચર્ય ન થવું જોઇએ કે દરેક પંચવર્ષીય યોજનાને અંતે આપણે ત્યા બેકારો, એટલે આર્થિક પ્રથામાં જેમનો કશો હિસ્સો નથી, કશી સામેલગીરી નથી, તેમની સંખ્યા કેમ વધતી જાય છે. એ તો દીવા જેવુ સ્પષ્ટ છે કે ભારતના કરોડો લોકો, જેઓ શ્રમ કરી શકે તેવા છે, તેમને અર્થપ્રથામા સામેલ કરતી, તેમને રોજગારીની તકો પૂરી પાડતી, આર્થિક વિકાસની વ્યૂહરચના આપણે અપનાવી નથી. એથી ઊલટું, મૂડીરોકાણના પ્રમાણમાં વધુ ને વધુ ઓછી સંખ્યામા લોકોને રોજગારી મળે એવી વ્યૂહરચના અપનાવી છે કરોડોની સંખ્યામાં ગરીબોને રોજગારીથી વંચિત રાખીને, ખરીદશક્તિ નહી પહોંચાડીને, તેમને ગ્રાહકો અને ઉપભોક્તા જ બનાવ્યા નથી દેશના ઉત્પાદનમા કે ઉપભોગમા તેઓ ભાગીદાર થઈ શકે તેમ છે જ નહિ ગરીબી રેખાની સ્હેજસાજ ઉપર રહેતા કરોડો લોકો વિકાસમોડેલના અનિવાર્ય ભાગરૂપ બંધપૂર્ક નાણાતંત્ર, ફુગાવો અને સતત ભાવવધારાને કારણે આર્થિક પ્રવૃત્તિના વર્તુળની બહાર ફંગોળાતા જાય છે, તેમ તેમની ભાગીદારીમા પણ ઘટાડો થતો જાય છે આર્થિક પિરામિડના ટોચના ૨૦ ટકા લોકો રાષ્ટ્રીય આવકના લગભગ ૪૯.૪ ટકા પડાવી જાય છે, જ્યારે તળિયાના ૨૦ ટકા પાસે રાષ્ટ્રીય આવકના માંડ ૧૬ ટકા જ પહોંચે છે દેશના લગભગ ૬૫ ટકા લોકોને, જેમાના મોટા ભાગના ગ્રામીણ વિસ્તારોમાં વસે છે, શુદ્ધ પાણી પણ ઉપલબ્ધ નથી. ભારતીય અર્થકારણમા અજાણે, આંખો મીંચીને ગમે ત્યા હાથ મૂકો, તમને વિષમતાઓના પોપડા હાથ

લાગશે. અને વિષમતા એ બિનભાગીદારીનુ એક પરિણામ છે, આપણા જેવા દેશમાં તો કદાચ સૌથી મહત્ત્વનુ પરિણામ છે. વધતી વિષમતાઓનુ ઓસડ લોકભાગીદારીમા સતત વૃદ્ધિ જ હોય, એ ઉમેરવાની ભાગ્યે જ જરૂર રહે છે

સમાજ જીવનના બીજાં પણ મહત્ત્વના પાસા છે, દાખલા તરીકે સામાજિક-સાંસ્કૃતિક, જેમા ભાગીદારીની સમસ્યા વધુ કઠિન બનતી જાય છે. ભારત જેવા ભાતીગળ વૈવિધ્ય ધરાવતા સમાજમાં વિવિધ લોકસમુદાયોની ભાગીદારી દ્વારા જ રાષ્ટ્રીય એકીકરણ અને एक નાગરિક સંસ્કૃતિનુ નિર્માણ થઈ શકે. આપણા જેવા સમાજમાં સ્વાયત્તતા અને સામેલગીરીનો વિવેકપૂર્ણ સમન્વય ન સધાય તો ગંભીર સમસ્યાઓ ઊભી થયા વિના નહિ. પંજાબ, જમ્મુ-કાશ્મીર, આસામ અને ઉત્તરપૂર્વીય રાજ્યો વગેરેમા જે ચિંતાજનક અને અત્યંત નાજુક પરિસ્થિતિ ઊભી થઈ છે, તેનો એક ખુલાસો સંકોચાતી જતી ભાગીદારીમા પડેલો છે, તો બીજો ખુલાસો સત્તા અને પ્રભાવના આત્યંતિક કેન્દ્રીકરણમા રહેલો છે બન્ને ખુલાસા એકબીજાને પુષ્ટિ આપે છે.

લોકભાગીદારીનુ સંકોચાતું ક્ષેત્ર, તો બીજી બાજુ ભાગીદારીની વધતી જતી જરૂરિયાતઓ બન્ને જે એક ઐતિહાસિક સંદર્ભ રચે છે, તેમા આપણે ભારતમા ઠેર ઠેર દેખા દેતી, સ્થાનિક, ગ્રાસરૂટ્સ મુવમેન્ટ્સની સમજૂતી આપી શકીએ. લોકભાગીદારીના ઔપચારિક, સ્થાપિત માળખાના ધોવાણે જે અવકાશ સર્જ્યો છે, તેની પૂર્તિ કરવાનું યત્કિંચિત કાર્ય આ લોકચળવળો કરી રહી છે લોકભાગીદારીનાં નવા માળખાં ન રચાય, પ્રજા અને નાગરિકો વચ્ચે વધુ વ્યવસ્થિત સંવહન-સરણીઓ જ્યાં સુધી નહિ સ્થપાય, ત્યા સુધી આવી લોકચળવળોની પ્રસ્તુતતા અને મહત્ત્વ બેઉ ચાલુ રહેશે *

---

* આ લખાણ તૈયાર કરવામાં ધીરુભાઇ શેઠ અને રજની કોઠારીના નિમ્ન લિખિત લેખોનો આધાર લીધો છે. લેખક તેનો ઋણસ્વીકાર કરે છે.

(૧) રજની કોઠારી 'ગ્રાસરૂટ્સ મુવમેન્ટ્સ • ધ સર્ચ ફોર ઓલ્ટરનેટિવ્સ', ઇલેસ્ટ્રેટેડ વીકલી, ૨૯ એપ્રિલ ૧૯૮૪.

(૨) ધીરુભાઇ શેઠ (અનુ દિનેશ શુક્લ): 'ભારતની રાજકીય કટોકટી', અર્થાત્, જુલાઇ-સપ્ટેમ્બર ૧૯૮૨

(૩) ધીરુભાઇ શેઠ (અનુ દિનેશ શુક્લ):'જન- આંદોલનો અને નવુ રાજકારણ'. અર્થાત ઓક્ટોબર-ડીસેમ્બર, ૧૯૮૨.

ધીરુભાઈ શેઠના ઉપરોક્ત બન્ને લેખો દિલ્હીથી પ્રસિદ્ધ થતા 'સેમિનાર' માસિકમા અનુક્રમે જાન્યુઆરી ૧૯૮૨ તથા ઓક્ટોબર ૧૯૮૨ના અંકોમા પ્રસિદ્ધ થયેલા

–લેખક

# ચૂંટણીની પૂર્વ સંધ્યાએ ઉમેદવારો પાસે અપેક્ષાઓ

(લોકસભાની ચૂંટણીઓ થઈ રહી હતી; પરિણામો જાહેર થયા ન હતાં તે અરસામાં જે કોઇ પક્ષ સત્તામાં આવે, તેણે તત્કાળ કયા કાર્યક્રમો ઉપાડીને પાંચ વરસની તેમની અવધિ દરમ્યાન નક્કર પરિણામ બતાવવા જોઇએ એ વિષે એક્પ્રેસ-મેગેઝિન (૩૦-૧૨-૮૪) માં પ્રગટ થયેલા અનેક સમીક્ષકોના વિચારો મુદ્દા રૂપે.)

ડી. ટી. લાકડાવાલા ભારતના લબ્ધપ્રતિષ્ઠ અર્થશાસ્ત્રી છે. તેમણે પ્લાનિંગ કમિશનના ડેપ્યુટી ચેરમેન તરીકેય કામગીરી બજાવી છે.

(૧) આ દેશની સૌથી કઠોર સમસ્યા ગરીબી છે. આજ પૂર્વે એક તો, 'ઇન્ટીગ્રેટેડ રૂરલ ડેવલપમેન્ટ પ્રોગ્રામ' (IRDP) તથા બીજો ("નેશનલ રૂરલ એમ્પ્લોયમેન્ટ" (NREP) કાર્યક્રમો દ્વારા બેકારી દૂર કરવા સરકારે પ્રયાસ કર્યા છે. પરંતુ, છઠ્ઠી પંચવર્ષીય યોજનાની અધવચ્ચે (૧૯૮૨-૮૩) બેકારી અને ગરીબી નાબૂદ કરવાની દિશામાં સફળ થવાનો દાવો અતિશયોક્તિ ભરેલો છે (તેની ખાતરી તો 'નેશનલ સાંપલ સર્વે'નો ૧૯૮૩નો હેવાલ પ્રગટ થયે થશે)

દરમ્યાન, પણ કેટલુંક તો થઈ શકે, એમ છે. દા. ત (૧) સૌ જાણે છે કે ગરીબ વર્ગને જે કાંઈ આવક થાય છે તેનો મોટો ભાગ તો પેટભરવા પૂરતા અન્ન પાછળ ખરચવો પડતો હોય છે. અને આવકમાં ખાસ ઉમેરો થયા વિના ખાદ્ય પદાર્થોના ભાવો ઊંચા ચઢે છે ત્યારે તેને કશી રાહત આપવાનું થતું નથી. વિશેષ મુશ્કેલી તો એ છે કે આ ગરીબ વર્ગો નોકરીઆત-બાંધેલા વેતન પગારદાર નથી હોતા સ્વ-રોકાણી, (સેલ્ફ-એમ્પ્લોઇડ) વા, અ-સંગઠિત મજૂરો હોય છે: અને બીજી બાજુ, સરકાર એમના જ ગીત ધ્યાને "ગરીબી રાહત વળતર" આપી શકે સ્થિતિમાં નથી આથી કરીને સરકારે વધતી જતી મોંઘવારી તાત્કાલિક રોકવાની રહે છે પરંતુ તે 'ઠઈ' આજની જેમ નવી નોટો છાપીને થઈ ન શકે. ખરેખર તો આ નવું નાણું અને વધુ ઉત્પાદન એનો મેળ બેસાડવો રહે છે. આ માટે નાણાકીય ખાધ બજેટ ઉપર કડક મર્યાદા મૂકવી પડશે

બીજું, 'એમ્પ્લોયમેન્ટ ગેરંટી સ્કીમ' જેવા જાહેર બેકારીનિવારણનાં કાર્યક્રમોમાં દુઃખની વાત એ છે કે તે દ્વારા કોઈ નવા આવકનાં સાધનો પેદા થતા નથી. રોજગારી આપવા ખાતર કેટલાક કામો ઊભા કરાતા હોય છે (રસ્તા, સફાઈ આદિ, આથી કરીને એ સતત ચાલુ રાખવા પડે. પરંતુ, એથી કોઈ કાયમી પરિણામ ન આવે, બીજી બાજુ, ગ્રામ વિસ્તારોમાં જોઇએ એટલા નવા ઉત્પાદક વ્યવસાયોની શક્યતાઓ છે–જો જમીન અને પાણીની અંગત માલિકી બાબતના કેટલાક પ્રચલિત ખ્યાલોમાં આવશ્યક ફેરફારો કરાય તો એ બંનેનો પૂરતો ઉપયોગ રાષ્ટ્રીય આવક વધારવામાં થઈ શકે.

(૨) સમાજના ઉપલા સ્તરના સુખી કુટુંબો જે પ્રકારે ખર્ચ કરતા હોય છે તેના પર કાપ મૂકી શકાય. આ માટે મોજશોખના સાધનોના ઉત્પાદન અને આયાત સામે કેટલાક તાત્કાલિક નિયંત્રણો મૂકવાનું પાચમી પંચવર્ષીય યોજનામાં સૂચન હતું જ અને નાની મોટરોના ઉત્પાદન સામે કેટલાક પગલાં લેવાયેલાં. પરંતુ, જીવનમાં સાદાઈ અને કરકસરના ખ્યાલને જ રામ રામ કરી દીધા હોઈ ને, એ દિશામાં કશું વિશેષ પગલું ન ભરાતાં, ગરીબી અને તવંગર વચ્ચેની ખાઈ વધી છે.–જાણે, બે જુદા રાષ્ટ્રો ન હોય (એક 'ઇન્ડિયા', બીજું- 'ભારત'–લો)

(૩) વળી સ્વરાજ પૂર્વે અને ૧૯૬૯ સુધી ઉત્પાદનનો જે આંક સિદ્ધ થયો હતો તે ૧૯૭૦ના

દાયકા પછી બહુ જ નીચો ગયો છે. જો ખેતીના ઉત્પાદન સાથે આ દર વધારવામાં આવે તો રાષ્ટ્રીય અર્થતંત્રમાં ઘણો ફેર પડે.

(૪) ઉપરાંત રાષ્ટ્રિય મૂડી રોકાણના ૪૦ ટકા રાજ્ય હસ્તકના જાહેર વિભાગના ઉદ્યોગોમાં ખર્ચાય છે પરંતુ, તેના ઝડપી પરિણામની અપેક્ષાએ વ્યર્થ નીવડી છે એ કારણે અનેક ક્ષેત્રે અનેક નવી સમસ્યાઓ ઊભી થઈ છે.

હજી, જો દરેકે દરેક જાહેર વિભાગના ઉદ્યોગ અંગે તેની જવાબદારીઓ નક્કી કરવામાં આવે અને તેના વહીવટમાં કશી બહારના રાજકારણીઓની ડખલ કરવામાં ન આવે–સિવાય કે તે ખાતાના પ્રધાન લેખિત સૂચના આપે, વળી તેમાં ઉચ્ચ કક્ષાની જગ્યાઓ માત્ર લાયક ઉમેદવારોને જ હસ્તક સોંપાય અને પક્ષાપક્ષીમાં ગળાબૂડ ડૂબેલા રાજકારણીઓને વા તેમના દ્વારા વગ ધરાવનારા સંબંધીઓને દૂર રખાય તો રસ્તો નીકળે

(૫) ગ્રામ–વિસ્તારોના વિકાસ કાર્યક્રમોમાં નાણાકીય સહાય કરનારા ખાનગી દાતાઓને ઈન્કમટેક્સની જે રાહત મળતી હતી તેમાં જે ફેરફારો કર્યા છે તેથી તે સંસ્થાઓ ભારે આર્થિક ભીડમાં મુકાઈ ગઈ છે તો વળી, જ્યાં સરકાર સીધી સહાય આપતી હોય છે ત્યાં ગ્રાન્ટ આપનાર સરકારી ખાતાં કેમ જાણે દાન આપતાં હોય, અને પક્ષીય રાજકારણીએ જાણે સંસ્થાઓને એ દાન મેળવી આપતા હોય એવું વાતાવરણ ઊભું થવાથી સહભાગીદારીયુક્ત સહકાર ભાવના ઊભી થતી નથી

*

[વી એમ. તારકુંડે મુંબઈ હાઈકોર્ટના ભૂતપૂર્વ ન્યાયમૂર્તિ હતા. અને વરસો થયા નાગરિક અધિકાર સંગઠનોના એક અગ્રણી સંચાલક છે.]

પંજાબની કરુણ કહાણી માટે આખી શીખ પ્રજાને જવાબદાર લેખી ન શકાય એમના આનંદપુર સાહેબના ઠરાવમાં ખાલિસ્તાનની માગણી નથી (અલબત, તેનું એવું અર્થઘટન વારંવાર થતું રહ્યું હોવા છતાં–સં.) તેમાં બે મુખ્ય માગણીઓ છે (૧) પંજાબને અધિક રાજ્ય-સ્વાયત્તતા આપવી, (૨) પંજાબી ભાષા બોલનારા પ્રદેશોનો પંજાબમાં સમાવેશ કરવો; આ બંને માગણીઓ કોઈ રીતે અયોગ્ય નથી

જો કે પંજાબની તાજેતરની કટોકટી માટે અકાલી દલે આરંભમાં જે આમ–આંદોલન જગાવ્યું તે જવાબદાર છે, પરંતુ, એટલું જ સાચું એ છે કે આંદોલન અંતિમવાદીઓના હાથમાં જઈ પડયું તે માટે શાસક પક્ષની "રાજકીય દાનત" જવાબદાર હતી, જેનો અંત ઈંદિરાજીની ઘાતકી હત્યામાં આવ્યો; અને તે પછી શીખ માત્ર દુશ્મન'–લેખાને દિલ્હીમાં અને ઈતર સ્થળોએ કરપીણ કતલેઆમ ચાલી. એના પ્રત્યાઘાત રૂપે શીખને ભારત હવે પોતાની માતૃભૂમિ રહી છે કે કેમ એની જ શંકા જાગી છે.

* નવી સરકારે અતિ નમ્રતા અને સમજણ પૂર્વક આ પ્રશ્ન હાથ ધરવો પડશે. અકાલી નેતાઓનો દેશ ભક્ત તરીકે સ્વીકાર કરીને તત્કાલ જેલ–મુક્ત કરીને, વાટાઘાટો માટે સરકારે પહેલ કરવી જોઈએ, અને તેમની ન્યાયી માગણીઓનો સ્વીકાર કરવો જોઈશે, આમ થશે તો જ શીખ-હિંદુ એકાત્મતા માટે ભૂમિકા ઊભી થશે તે જ રીતે સત્તાલાલસાના પરિણામ રૂપ આસામની પ્રજા સાથેનો સરકારનો બદવર્તાવ હવે ખતમ થવો જોઈએ. એના પરિણામે નિફરેલા કોમી વિદ્વેષમાં ૩૬૦૦ નાગરિકોના જાન લેવાયા છે, તે ભુલાવું ન જોઈએ તે જ રીતે જમ્મુ-કાશ્મીરની સમસ્યાનો ઉકેલ કરવા માટે ફારૂક અબદુલ્લા–જે સાચો દેશભક્ત છે જ–તેમનો તે રીતે સ્વીકાર કરીને પક્ષપલટુઓની સરકારને સ્થાને સાચી પ્રતિનિધિ સરકારની પુનઃ સ્થાપના કરવી જોઈએ.

(૨) રાજ્યો અને કેન્દ્ર સાથેનો વ્યવહાર તાકીદે સુધારવો જરૂરી છે. ભારતની એકતા

તેની વૈવિધ્યસભર અનેકતાના જ પાયા પર જ ટકી શકશે. લોકશાહી માટે સત્તાનું સમૂળું વિકેન્દ્રીકરણ આવશ્યક છે. એના જોરે જ કેન્દ્ર શાસન સુદઢ બની રહેશે.

સર્વવ્યાપી ભ્રષ્ટાચારને હટાવવા માટે સૌથી પ્રથમ પક્ષપલટુઓ સામે અસરકારક 'પ્રતિબંધ-કાનૂન' પસાર કરી દેવો જરૂરી છે સાથોસાથ ચૂંટણીમા નાણાનું તથા દાદાગીરીનુ વર્ચસ્ ખતમ કરવું જરૂરી છે વળી, કેન્દ્ર અને રાજ્ય સરકારોના તંત્રનો તેમાં થતો સત્તાપક્ષીય દુરુપયોગનો અંત આણવો જોઈશે. આ માટે ચૂંટણી સુધારા તત્કાલ જરૂરી છે

(૩) સત્તાપક્ષ અને વિપક્ષોએ એમના પોતાના જ પક્ષોમાં ખાસ-કરીને યુવક કોંગ્રેસમાં ઘૂસી ગયેલા ગુંડા તત્ત્વોની હકાલપટ્ટી કરીને આત્મશુદ્ધિના કાર્યક્રમો ઉપાડી લેવા પડશે

(૪) નાગરિક સ્વાતંત્ર્ય અને કાયદાનું શાસન' આ બંનેમાં જે સડો વધી રહ્યો છે તેમાં ભ્રષ્ટાચાર મુખ્ય પરિબળ છે. લોકોની પોતાની મોટા પાયા પરની ભાગીદારીના જોરે જ પોલીસ, પ્રસ્થાપિત હિતો તથા રાજકારણી ગુંડાતત્ત્વોના સહિયારા અપવિત્ર જોડાણનો અંત લાવી શકાશે નાગરિક સ્વાતંત્ર્યની પુનઃસ્થાપના માટે પોલીસ દમન અટકાવતી કાનૂનો અને બીજા દમનખોર પગલાંનો અંત લાવવો રહે છે.

✿

[અસગર અલી એંજીનિયર 'ઈસ્લામિક સ્ટડીઝ' સંસ્થાના ડિરેક્ટર તથા જાણીતા દાઉદી વહોરા સુધારક છે]

(૧) ઈંદિરાજીની સરકાર કોમી રાજકારણમાં ક્યારેક ખુલ્લી રીતે તો ક્યારેક ગુપ્ત રીતે સંડોવાયેલી હતી ૧૯૬૦ના દાયકામાં, જ્યારે તેમને ગરજ લાગી ત્યારે, તેમણે મુસ્લીમો અને ઈતર લઘુમતિઓના મત મેળવવા આર. એસ. એસ. (રાષ્ટ્રીય સ્વયં સેવક સંઘ) તથા જનસંઘ (હવે ભાજપ) ઉપર કોમવાદી હિંસાની ઉશ્કેરણી માટે પ્રહારો કર્યા પણ પાછળથી બહુ કુશળતાપૂર્વક હિંદુઓને પોતાની સાથે મેળવવા સારુ એટલી હદે ગયા કે આર એસ. એસે. ઈંદિરાજીને સાચા હિંદુ નેતા તરીકે નવાજ્યા. અને તેઓ પોતાનો રાજકીય ટેકો પણ તેમને આપતા થયા! પંજાબની સમસ્યા બાબતમાં પણ ઈંદિરાજીનો હેતુ ત્યાંનુ કોંગ્રેસી શાસન પોતાની પકડમા રહે માટે ઉપરાંત શીખોને દાબવા સારુય ઇંદિરાજી હિંદુઓની તરફદારી કરતા રહ્યા.

મોરાદાબાદ અને મિરતથી માલેગાવ અને ભિવંડી– મુંબઈ સુધીના કોમી હુલ્લડોમા ગુનેગારો કોણ હતા તે જાણવા છતા, તેમને સજા કરવામા ન હતી આવી, અથવા જેમને પકડેલા તેમને તરત જામીન પર છોડયા હતા.

* રાજીવ ગાંધીની સરકારના શ્રીગણેશ સ્વતંત્ર ભારતના ઈતિહાસની અત્યંત ઘાતકી કોમી હિંસાની ઘટનાથી મંડાયા છે. નિર્દોષ શીખોની રક્ષા તો બાજુ પર રહી પરંતુ વડાપ્રધાનની ગુનેગારોને સજા કરવાની ખાત્રી બાદ પણ તેમને જામીન ઉપર તરત છોડવામા આવ્યા હતા!

* આજનુ આપણુ રાજકારણ પૂરેપૂરું મતપેટીઓનુ રાજકારણ બની રહ્યુ છે — આદર્શ જેવુ કશુ રહ્યુ નથી. આવી સ્થિતિમાં સરકાર દ્વારા બિનસાંપ્રદાયિકતાનું દઢ વેચન મેળવવાની આશા વ્યર્થ છે.

આ બધાં દૂષણો દૂર કરવા ઉપરાંત કેટલાક નક્કર સૂચનો ઉમેરવા રહ્યાં–

(૧) ખાસ કરીને શાળા-કોલેજોનાં પાઠ્યપુસ્તકોમાંથી સીધા કે આડકતરા કોમી પૂર્વગ્રહો દૂર કરવા,

(૨) રેડિયો અને 'દૂરદર્શન'ના કાર્યક્રમોમાંનો કોમવાદી પૂર્વગ્રહ દૂર કરવો–હાલના કાર્યક્રમો અંગે

કમિટી દ્વારા પાકી તપાસ કરવી.

(૩) કોમી એકતાનો અને રાષ્ટ્રીય એકાત્મતાનો પુરસ્કાર થાય તેવા કાર્યક્રમોમાં વિદ્યાર્થીઓને ભાગીદાર બનાવવા.

(૪) વિવિધ પ્રદેશો, જાતિઓ અને ભાષાઓ તથા ધર્મ ધરાવતા સમાજો વચ્ચેની આર્થિક અસમાનતા દૂર કરવા સરકારે પોતાથી થાય તે બધું કરી છૂટવું જોઈએ.

અલબત્ત, વર્તમાન સરકાર આવાં સૂચનોનો ગંભીરતાપૂર્વક અમલ કરશે એવી અપેક્ષા વધારે પડતી હશે. વળી, આ બધા દૂષણો સફળતાપૂર્વક દૂર કરવા માટે તેના પાયામાં પડેલા કારણો સમજવા રહે છે. આ કંઈ કેવળ વહીવટ સમસ્યાઓ નથી. એ ખરેખર તો સામાજિક, આર્થિક તથા રાજકારણી પ્રકારની છે.

એન. એ. પાલખીવાળા સુપ્રતિષ્ઠિત કાયદા નિષ્ણાત છે અને સુપ્રિમ કોર્ટના ચીફ એડવોકેટ છે

(૧) સૌથી અગત્યની જવાબદારી કાયદો અને વ્યવસ્થાની જાળવણી છે. આજે તો હિંસા અને અશિસ્તની બોલબાલા છે. કાયદાને વશ રહી જીવનાર નાગરિક માટે જીવન મુશ્કેલ બન્યું છે આપણા આજના બંધારણ નીચે થોડુંક આઘું પાછું કરવા જતા દેશ અંધાધૂંધીમાં અટવાઈ જાય એવી સ્થિતિ છે! (દા.ત. દિલ્હીની હલ્દી ઘટના)

(૨) આજે જે નૈતિક અધઃપતન જોવા મળે છે તે ૧૮મી સદીની યાદ અપાવે એવું છે. જેને કારણે 'મુઠીભર યુરોપવાસીઓ' આપણા આ વિરાટ દેશનો કબજો લઈ શક્યા હતા તે આપણું જાહેર જીવન ગુનાઓ, અપ્રામાણિકતા અને સ્વાર્થથી છિન્નવિછિન્ન બન્યું છે. આ બધાને કારણે આખા સમાજમાં વ્યાપક પ્રમાણમાં હતાશા ઘર કરી ચૂકી છે.

(૩) હવે જે કોઈ સત્તામાં આવે, તેણે કેવળ રાજકીય નહિ, નૈતિક નેતૃત્વ આપવું પડશે. તો જ આપણો સાચો રાષ્ટ્રીય ચહેરો પાછો ઝળકી ઊઠશે. ભારતના ઈતિહાસનો બોધપાઠ એ છે કે જેનો 'રાજા નીતિવાન તેની પ્રજા નીતિમાન'

(૪) સૌથી પ્રથમ બંધારણી કર્તવ્ય કેન્દ્ર દ્વારા રાજ્યોને પૂરો ન્યાય મળે તે જોવાનું છે. છેલ્લા ૨૦ વરસ દરમ્યાન કેન્દ્રને અત્યાધિક શક્તિશાળી બનાવવાની માન્યતા ધરાવનારાઓએ તો આ દેશને જ નબળો પાડવાનું કામ કર્યું છે.

હવે, જો રાષ્ટ્રિય એકાત્મતા સિદ્ધ કરવી હશે તો એ 'જડબેસલાક એકતા'ના જડ પાયા પર નહિ, 'સંઘ રાજ્યતંત્ર'ના પાયા પર જ શક્ય બનશે. આપણી લોકશાહીનો પાયો બહુલતા, વિવિધતા અને પરસ્પરની સહનશીલતા છે રખે ભૂલીએ કે આપણું બંધારણ રાષ્ટ્રનું આવું કાઠું બાંધવાના હેતુસર તૈયાર કર્યું હતું.

(૫) ગુણવત્તાના ધોરણે શાસન ચાલે તે માટે ઉત્તમ લોકોને સરકારમાં કામે લગાડવા જોઈએ

(૬) હવે, અનુભવોમાંથી શીખીને આવશ્યક પરિવર્તન દ્વારા સામર્થ્ય બતાવવાનો સમય આવી ગયો છે. આર્થિક તંત્રમાં કશું એકાએક ઊગી નીકળતું હોતું નથી એને માટે ઊંડા મૂળિયાં જરૂરી છે હવેના યુગમાં આપણે 'સમાજવાદી વિચારધારા' અને જડસુ પુરાતનતા, વચ્ચેના મિથ્યા વિખવાદનો અંત લાવી દેવો જરૂરી છે. સમાજવાદનો ગલત અર્થ કરીને તેના નામે જે જડબેસલાક સિમેન્ટ જેવું આર્થિક માળખું ઊભું કર્યું છે તેને તોડવું જ રહ્યું. ચારચાર દાયકાઓ દરમ્યાન આપણે અનેક વિકલ્પો ફેંકી દીધા છે. હવે, પદાર્થપાઠ શીખીને, નિષ્ફળ પુરવાર થયેલા 'સમાજવાદ'ના આ કે તે પ્રકારને પકડી ન રાખતાં, બૌદ્ધિક માર્ગે—વ્યવહારકામ રસ્તે ચઢવું જોઈએ.

આપણા જેવા ગરીબ દેશમાં સામાજિક ન્યાય આર્થિક વિકાસ વિના અશક્ય છે. તે

જ રીતે આર્થિક વિકાસ વિના સામાજિક ન્યાય પણ અશક્ય છે, આથી કરીને "ગરીબી હટાવ" સૂત્ર કરતાં "સામાજિક ન્યાય માટે આર્થિક વિકાસ"નું સૂત્ર વધુ ઉપકારક છે

*

[મીનુ મસાણી "સ્વતંત્ર પાર્ટી" ના પ્રસ્થાપક મંત્રી હતા; તથા ભારતની બંધારણ સંસ્થાના સભ્ય હતા.]

(૧) આર્થિક નીતિમાં 'ઘુમજાવ' (યુ-ટર્ન) ની જરૂરત છે. ખેડૂતોને ન્યાય મળે; ભ્રષ્ટાચારના સ્રોત સમાં નિયંત્રણો દૂર કરવા, રાષ્ટ્રીય આયોજન કમિશન તથા સોવિયેત રશિયાની પરિપાટીવાળું નેશનલ પ્લાનિંગ કમિશન બંધ કરી દેવું; તેને સ્થાને, બ્રિટિશ અને ફ્રેન્ચ નમૂનાઓના આધારે, આયોજનનું અંગુલી-નિર્દેશક (ઈન્ડિકેટીવ) માળખું તૈયાર કરવું સરકારી ઈજારાઓનું તથા રાષ્ટ્રીયકૃત ઉદ્યોગોનું 'ખાનગીકરણું' (પ્રાઈવેટાઈઝેશન) કરવુ જેથી કરીને ખુલ્લી હરીફાઈયુક્ત અર્થતંત્ર દ્વારા ગ્રાહકને ન્યાય મળવા માંડશે.

(૨) તમામ સીધા અને આડકતરા કરવેરામાં ૫૦ ટકા કાપ મૂકવો; ખાદ્ય નાણાં તંત્ર સદંતર બંધ કરવું, તેને સ્થાને સરકારી ખરચામાં કાપ મૂકવો.

(૩) ભારતના પ્રજાસત્તાક બંધારણમાં માન્ય કરેલા રાજ્યોના અધિકારો પાછા સ્થાપવા; રાષ્ટ્રપ્રમુખ ગવર્નરોની નિમણૂક કરે તે, જે તે રાજ્યના મુખ્ય પ્રધાન સાથે મસલત કરીને, પોતાના વિવેક-નિર્ણય (ડિસ્ક્રેશન)ના આધારે કરે.

(૪) સાચુકલી બિન-જોડાણ નીતિનો અમલ કરવો હોય તો ભારત-સોવિયેત ૨૫વર્ષીય સાંધનો અંત લાવવો, તથા ઈઝરાયલ સાથે રાજદૂતની કક્ષાના સંબંધો સ્થાપવા

---

## નહેરુયુગનાં કેટલાંક કદમ

૧૯૫૧ : ઈન્ડસ્ટ્રીઝ ડેવલપમેન્ટ એન્ડ રેગ્યુલેશન એક્ટ : કંપનીઓના મોટા ભાગના શેર મેનેજીંગ એજન્ટના એજન્ટો તરીકે સમાજ વિરોધી તત્ત્વોના હાથમાં પડતા રોકવા;

૧૯૫૬ : ઈન્ડસ્ટ્રીઅલ પોલિસી સોલ્યુશન; તથા ઈંડિયન કંપનીઝ એક્ટ ;

૧૯૬૦ : સંપત્તિ થોડાક હાથોમાં કેન્દ્રિત થાય છે તેની તપાસ માટે જાણીતા પ્રગતિવાદી પ્રો મહાલનોબિસના પ્રમુખપદે કમિશન;

૧૯૬૪ : પ્રો. મહાલનોબિસ-કમિશનની ભલામણ અનુસાર * જસ્ટિસ કે સી દાસગુપ્તાના પ્રમુખ પદે મોનોપોલિઝ ઈન્ક્વાયરી કમિશન (MIC)

* આ કમિશનનો નિષ્કર્ષ ભારે ચોંકાવનારો હતો તેના મતે, દેશની આર્થિક આબાદી માટે ઔદ્યોગીકરણની દિશામાં જે ઝડપી પગલાં ભરાયાં હતાં, હકીકતે, તે જ થોડાકના હાથમાં સંપત્તિના કેન્દ્રીકરણ માટે કારણભૂત બન્યાં હતાં કેમ કે મોટા ધંધાદારીઓ માટે નવા ઉદ્યોગો ઊભા કરવા અને જૂનાનો વિસ્તાર કરવા સારુ જરૂરી લાયસન્સો મેળવી લેવાનું લાભદાયી બન્યું હતું !

# મત કોને આપશો?

**(લોકસભાની ચૂંટણીની જાહેરાત થતાં)**

[ખ્યાતનામ રાજપ્રકરણી વિવેચક રજની કોઠારી (ઇ એ. ૨૩ ડીસે)]

(૧) (ક) ઇંદિરાજી જેવી કોઈ સંમોહક વ્યક્તિ નથી.

(ખ) અગાઉની જેમ 'ગરીબી વિ. લોકશાહી' જેવા કોઈ ધારદાર પડકારો નથી.

(ગ) સરકાર પોતાના જ વડાપ્રધાનને બચાવી ન શકી અને હત્યા પછી જે જંગલી હત્યાકાંડ ચાલ્યો. તેને વશ કરવાની તાત્કાલિક ત્રેવડ પણ ન દાખવી શકી... ખુ- રાજધાની દિલ્હી ચાર પાચ દિવસ ગુંડાઓના હાથમા રહી

(ઘ) કોંગ્રેસ પક્ષમા જ યાદવાસ્થળી ચાલી રહી છે.

(ચ) કોંગ્રેસ હસ્તકના રાજ્યો પણ માત્ર કેન્દ્રની વફાદારીથી દબાઈ રહે એવુ નથી.. ઇંદિરાજીના શાસન દરમ્યાન પણ, તેમના આદેશોનો ઔપચારિક સ્વીકાર કર્યા પછી, કેમી રાજ્યોએ અમલમાં પોતાની રીતે જ હ કાર્યું છે.

(છ) મુખ્યત સત્તાપક્ષ અને કેન્દ્રીય શાસનની નીતિ-રીતિઓને કારણે ઉપરથી નીચે સુધી તરેહતરેહના ભ્રષ્ટાચારો અને કાળાનાણાનું વર્ચસ્ જામ્યું છે.

(૨) ખુદ રાજીવ ગાંધીની પસંદગી કોઈ ખાસ લાયકાતના ધોરણે થઈ નથી—એનાથી ઘણા વધુ અનુભવી, શક્તિશાળી અને ઈતર લાયકાતો ધરાવનારા તેમના પક્ષમા હોવા છતાંય તત્કાલ ચૂંટણી જીતી જવા માટે નહેરુ-પરિવારની ગાદી લાભદાયી નીવડવાની ગણતરીથી તથા ચૂંટણી માટે અબજો રૂપીઆની ગુંજાયશ પણ ઇંદિરાજીના વારસદાર પાસે જ હોઇ શકે એવી ગણતરીથી રાજીવને પસંદ કર્યા; હા એથી એમનો આંતરિક કલહ પણ તત્કાળ પૂરતો ટળ્યો છે.

(૩) જંગી જાહેરાતો દ્વારા જે મુદ્દાઓ આગળ ધરવામા આવ્યા છે. તેમાના જ મોટા ભાગનાની કસોટીએ કોંગ્રેસ અને ઇંદિરાજીના ૧૭ વરસના શાસનને ચઢાવતાં વિપક્ષો સામે તાકેલા તીર બૂમરેંગની જેમ તેમની જ છાતીમા વાગે એવા છે.

☆

[એમ વી. કામથ (જાણીતા પત્રકાર) (ઇ એ ૨૩–૧૨–૮૪)]

હુ કોંગ્રેસ (ઇ) ને મત નહિ આપું કેમ કે—

(૧) કોંગ્રેસ પ જવાહરલાલ અને લાલ બહાદુર શાસ્ત્રીના અવસાન બાદ એક વ્યક્તિની અંગત જાગીર બની ગઈ છે; હું વંશપરપરાને લોકશાહી માટે જોખમ રૂપ લેખુ છુ

(૨) આ કોંગ્રેસ પણ ઘણા વરસોથી શાસન કરતી આવી છે. હવે બીજાને તક મળે એ ઈષ્ટ છે

(૩) કોંગીના આ લાંબા શાસન દરમ્યાન દેશની ભારે ખાનાખરાબી થઈ છે આસામ અને પંજાબની ઘટનાઓ તથા કાશ્મીર અને આંધ્ર આદિમા લોકશાહી સરકારોને ઉથલાવવા સારુ હીન રમતો રમાઈ છે

(૪) આજે રૂપીઆની કીંમત ૧૯૬૧ની સરખામણીએ માત્ર ૧૮ પૈસા જેટલી થઈ છે, તે માટે કોંગીની આર્થિક નીતિ જવાબદાર છે

(૫) કોંગીના એક વખતના માહિતી પ્રસારણ ખાતાના કેન્દ્રપ્રધાન વસંત સાઠેની પોતાની કબૂલાત મુજબ ૧૯૮૨મા ૭૦ કરોડની વસતીમાં ૬૦ કરોડ જેટલી પ્રજા ગરીબીમા સબડતી હતી, ૧૯૮૪મા તે ૬૪ કરોડ છે

(૬) ૧૯૭૮-૭૯માં કાળું નાણું રાષ્ટ્રીય ઉત્પાદનના ૪૮.૮% જેટલું હતું. ૧૯૮૧-૮૨મા ૫૪૦૦૦ કરોડનું ધોળા નાણાંથી બમણું છે!

(૭) જાહેર વિભાગના મોટા ઉદ્યોગોની જ ગો ખોટો પ્રજાને માથે ટાલ પાડી દેનારી છે, જ્યારે ખાનગી કંપનીઓ એવા જ ઉદ્યોગોમા કમાણી કરતા હોય છે

(૮) ચૂંટણી જાહેરાતોમા કોંગ્રેસે દેશની એકતાની સમર્થ દાવેદાર દેખાડી છે, જે કેવળ હાસ્યાસ્પદ છે અલબત્ત, એ સાચુ છે કે 'જનતા' ના હાથમાં સત્તા સુપરત કરવામા આવી હતી, તેનો તેણે ધાણ વાળી નાખ્યો હતો એને માટે ચરણસિંહ રાજનારાયણ અને જ્યોર્જ ફરનાન્ડિસ મુખ્યતઃ જવાબદાર હતા. પરંતુ તેમની એવી વગોવણી કરવી કે "એ બધા બિનતાલીમી અને સત્તા માટે બિનલાયક હતા, છતાં એવાને રાતોરાત ગાદીએ ચઢાવી દેવામા આવ્યા તે ભૂલ હતી હવે તેમને તો ભવિષ્યમા પાછા સત્તાપર ન જ આવવા દેવા જોઈએ. આવું વલણ વ્યક્તિઓ અને સંસ્થાઓની પુનરૂજ્જીવન માટેની પ્રાણશક્તિ તરફ દુર્લક્ષ કરવા બરાબર છે એ ભૂલવું ન જોઈએ કે ઈમર્જન્સીનાં વરસોમા તથા છેક કમલા-ઉલ્લા પાચ વરસના ગાળામા પોતાના હસ્તકની સત્તાને બેફામ દોર આપવાના હેતુએ કોંગ્રેસે ન્યાયતંત્રને પાંગળુ બનાવી દીધુ છે, જાહેર જીવનને ભ્રષ્ટાચારીઓ-ગુનેગારોથી સડાવી દીધુ છે: આ બધું તેમને સત્તા માટે નાલાયક નથી બનાવનારૂ શું? વળી, વડાપ્રધાનની તેમના જ નિવાસસ્થાનમાં તેમના જ 'વિશ્વાસુ અંગરક્ષકોના હાથે હત્યા થઈ એ ઘટના જ વિખવાદ-વિદ્વેષનું બિહામણું ચિત્ર રજૂ નથી કરતું શું?

(૯) વડાપ્રધાનની હત્યા પછી દિલ્હીમાં જે દાનવ હત્યાકાંડ ચાલ્યો અને પાટનગરી હત્યારાઓના હાથમાં રહી એ ઘટના પછી તો પ્રજાની સુરક્ષાની દૃષ્ટિએ એવી સરકારને એક ક્ષણ પણ નભાવી ન લેવી જોઈએ.

(૧૦) સત્તાધારી કોંગ્રેસ પક્ષ બખલૂટ નાણાં વેરફીને જંગી જાહેરાતો દ્વારા અને રાજ્ય હસ્તકનાં ટેલિવિઝન તથા રેડીઓ જેવાં સાધનોનો પોતાના પક્ષના પ્રચાર માટે મોટા પ્રમાણમાં ઉપયોગ કરે એ ગેરકાનૂની નથી? ઉપરથી એવી બડાશો હાંકે છે કે "જો પ્રજાને આ બધુ ધી નહિ સુવ્યવસ્થા' 'અલગતા નહિ એકતા,' 'ગુલામી નહિ સમાનતા,' 'નિર્બળતા નહિ સબળતા' 'દરિદ્રતા નહિ પ્રચૂરતા' 'પતન નહિ પ્રગતિ', 'રુંધામણ નહિ વિકાસ' જોઈતાં હોય તો અમારો પંજો-હાથ પકડો, અમે જ એ આપી શકીએ એમ છીએ.." ત્યારે તો સમજદાર સ્વમાની નાગરિકને પડતા પર પાટુ પડયા જેવી લાગણી થઈ જ હશે

❖

[રામમૂર્તિ સર્વોદયી ચિંતકોમાં અગ્રણી સ્થાન ધરાવે છે. લોકતંત્રમાં પક્ષોના સ્થાન અંગેના તેમના વિચારો સાથે સંમત ન થનારાઓ પણ તેમના ચિંત્ય અને સ્પષ્ટ વક્તવ્યો માટે આદર ધરાવે છે લોકસભાની ચૂંટણીની તૈયારીરૂપે કોંગ્રેસે જે પોસ્ટર યુદ્ધ ચાલુ કર્યું હતુ તેમાના બે એક પોસ્ટરોથી ચોંકી ઊઠીને લેખકે 'વોટ કોને આપશુ?' એ લેખ (સર્વોદય જગત ૨૮ ડીસેમ્બર ૮૪ — ૩ જાન્યુઆરી ૮૫)મા પ્રસ્તુત કરેલા મુદ્દાઓનો સાર-]

(૧) "કોંગ્રેસ લાઓ, દેશ બચાઓ"—આવુ પોસ્ટર જેમના દિમાગમાંથી નીકળ્યું હશે એમણે એટલો વિચાર પણ નહિ કર્યો હોય કે કોંગ્રેસી શાસન તો દિલ્હીમા આઝાદી આવી ત્યારથી ચાલુ છે. આથી સવાલ તો એવો પુછાવો જોઈતો હતો કે આ દરમ્યાન દેશની એકતા, અખંડતા અને સ્વાધીનતા ખતરામાં આવી પડી તેની મુખ્ય જવાબદારી કોની છે?

એક તાજેતરમાં જ ઈંદિરાજીની હત્યાબાદ ૩૧ ઓક્ટોબરથી ૪ નવેમ્બર સુધી રાજધાની હત્યારાઓ, અને લૂંટારાઓ તથા આગ ચાંપનારાઓના હવાલે સાવ પરવશ બની ગઈ હતી ૮૦ જેટલા નગરો લશ્કરના હાથમાં સુપરત કરી દેવા પડેલા ? શું આ પરદેશી નાદિરશાહ કે અહમદશાહ અબ્દલ્લીનું આક્રમણ કે પરિણામ હતું ? બિલકુલ જ નહીં, આ તો સત્તાપક્ષના જ નેતાઓ અને તેની જ સરકારની પોલીસનું, તેની જ 'યુવા સેનાનું દિલ્હી ઉપરનું આક્રમણ હતું. બલ્કે, આ તો એવુ પુરવાર કરે છે કે દેશની સંગઠિત સરકાર પોતે જ પીંઢારા જેવી બની શકે છે!

દસ વરસ પહેલા જે કોંગીએ દેશને ઈમર્જન્સીના આતંકમા હોમ્યો હતો એણે જ આ વખતે "મિની ફોજી શાસન"નો અનુભવ કરાવ્યો હતો!

વળી, આસામ, પંજાબ અને કાશ્મીરમા તથા ઈતર રાજ્યોમા કોંગી પોતે જ એક બાજુ વિદ્વેષ વેરઝેર ભરી નવી નવી સમસ્યાઓ ઊભી કરતી જાય, બીજી બાજુ 'એકતા' અને 'અખંડતા'ના સૂત્રો ઉચ્ચારતી રહે, બન્ને વચ્ચે કશો મેળ છે ખરો ?

(૨) * બીજા એક પોસ્ટરમા ઇંદિરાજીને વોટની ભિખારણ ચીતરવામાં આવેલ છે— કેટલું અભદ્ર આ જણાય! હકીકતે, હવે ચૂંટણીનો મુદ્દો અને વિષય 'ઈંદિરાજી' નથી 'ઇન્ડિયા' છે, પણ નવા વડાપ્રધાન (રાજીવ ગાંધી) પહેલા જ દિવસથી એવુ કથન દોહરાવ્યા કરે છે કે તેઓ ઇંદિરાજીની નીતિ-રીતિઓને કાયમ રાખશે આ કારણે તો એમણે પોતાના સલાહકારો તરીકે (હવે પ્રધાનો તરીકે ય) ઈંદિરાજીના હતા તેમાના જ ઘણાને રાખ્યા છે.

વળી, પોતાના વ્યાખ્યાનોમા વડાપ્રધાન જાહેર કરતા રહે છે કે કોંગીના વિરોધી લોકો-પક્ષો જ આ દેશને તોડનારા છે ઇંદિરાજીની જેમ, રાજીવ પણ નથી ઇચ્છતા કે તેમનો કોઈ ટીકાકાર સંસદ (પાર્લામેન્ટ) સુધી પહોંચે કે જેથી એમની સરકાર પર કોઇનો કશો અંકુશ આવે વા વિકલ્પ ઊભો થાય. પરંતુ લોકતાન્ત્રિક શાસનમા તો હંમેશાં અંકુશ અને વિકલ્પ આવકાર્ય છે

ભારતને હવે માતૃભક્તિ નહિ, રાષ્ટ્ર ભક્તિની જરૂર છે.

આમ, એકંદરે કોંગ્રેસનો મત માટેનો દાવો નિરાધાર છે પરંતુ બીજો કોઈ સદ્ધર દાવેદાર છે ખરો ? વાસ્તવમા આજે કોઈ એક વિરોધપક્ષની સરકાર વિકલ્પ બની શકે એમ નથી. કેટલાક પક્ષોની 'સંયુક્ત સરકાર'જ શક્ય છે ઉત્તમ તો એ છે કે 'રાષ્ટ્રીય સરકાર' બેને અને લગભગ સર્વ સંમતિ (કોન્શેન્શસ)ના આધાર પર એ નભે. લોકનીતિના આધાર પર પક્ષરહિત સરકારનો સમય હજી નથી પાક્યો બને કે એવા પ્રકારની સરકાર કોઈ અમુક રાજ્યોમા પહેલા ઊભી થાય અને કેન્દ્રમાં ત્યાર બાદ.

આ સંજોગોમા એકપક્ષીય શાસનનું સમર્થન તો મતદાર ન જ કરી શકે. વળી, ડાબેરી અથવા જમણેરી રાહ પર ચાલનારી સરકાર પણ તે પસંદ નહિ કરે કેમ કે એ બન્ને, વાસ્તવમા એક પક્ષી-અંતિમવાદી,-અને એકાધિકારવાદી હોય છે એમાથી બચવા માટે મતદાર મધ્યમમાર્ગી (મિડલ ઑફ ધ રોડવાળી) અને ઉદાર (લિબરલ) વલણવાળી સરકાર સ્વીકારશે.

રાજ્યવાદ (ડાબેરી કે જમણેરી) જબરજસ્ત ખતરો છે જાગ્રત મતદાર એવા લોભામણા રાહેથી બચીને આગળ વધવા માગે છે તેણે મધ્યમ 'માર્ગી' પક્ષને મત આપવો જોઇએ. હા, એ ઉમેદવાર અચૂક સારા ચારિત્ર્યવાળો હોવો જોઇએ.

આપણે માટે મતદાનનો એ આ કે તે પક્ષના વિજય-પરાજયનો પ્રશ્ન નથી. બલ્કે,

(અનુસંધાન પાન ૮૩ ઉપર)


VOTE XYZA
FRIENDS I'M SO HAPPY TO ANNOUNCE AT LAST! THE MERGER OF OUR THREE PARTIES! TOGETHER, WE WILL MARCH TO VICTORY!!


OF COURSE WE'RE READY FOR THE BIG RACE! WHY DO YOU ASK?


I ONLY HOPE THAT THIS MEANS THAT WE AT LAST MIGHT GET A GOVERNMENT THAT WILL ACT!..
Weekly Noose
FILM ACTORS IN POLITICS
FILM STAR IN POLL FRAY

## (૧૬) કારખાનાંના કામદારોની માથાદીઠ વાર્ષિક આવક

| ૧૯૭૧ | ૧૯૭૬ | ૧૯૭૭ | ૧૯૭૮ |
|---|---|---|---|
| રૂ. ૨,૮૨૧ | રૂ. ૫૧૨૫ | રૂ. ૫૬૧૪ | રૂ. ૫૭૯૭ |
| *(રૂ. ૪૦૦થી ઓછું કમાનારા) | (રૂ. ૧૦૦૦થી ઓછું કમાનારાની સંખ્યા) | | |

## (૧૭) આયાત—નિકાસ

(કરોડ રૂ માં)

| વર્ષ | આયાત | નિકાસ | પુરાત કે ખાધ | વર્ષ | આયાત | નિકાસ | પુરાત–ખાધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૬૦–૬૧ | ૧૭૬૮ | ૧૦૧૨ | –૭૫૬ | ૧૯૭૫–૭૬ | ૫૨૬૫ | ૪૦૩૬ | –૧૨૨૯ |
| ૧૯૬૫–૬૬ | ૨૨૧૮ | ૧૨૬૯ | –૯૪૯ | ૧૯૭૬–૭૭ | ૫૦૭૪ | ૫૧૪૬ | +૭૨ |
| ૧૯૭૦–૭૧ | ૧૬૩૪ | ૧૫૩૫ | –૯૯ | ૧૯૭૭–૭૮ | ૬૦૬૬ | ૫૩૭૬ | –૬૯૦ |

## (૧૮) પરદેશથી અનાજની આયાત

| | કરોડ રૂ. | ટન (હજારમાં) | | કરોડ રૂ. | ટન (હજારમાં) |
|---|---|---|---|---|---|
| ૧૯૬૧ | ૧૩૦ | ૩૪૯૫ | ૧૯૭૬ | ૯૮૨ | ૬૫૧૫ |
| ૧૯૬૬ | ૫૨૩ | ૧૦૩૫૮ | ૧૯૭૭ | ૭૮ | ૫૫૫ |
| ૧૯૭૪ | ૪૬૩ | ૪૮૭૪ | ૧૯૭૮-૭૯-૮૦ | ૦ | ૦ |
| ૧૯૭૫ | ૧૦૫૮ | ૭૪૦૭ | ૧૯૮૧ | — | ૨૨૦૦ |

---

(પાન નંબર ૮૦ ઉપરનું ચાલુ)

હિંસામુક્ત પદ્ધતિ અને પ્રક્રિયા ઊભી કરવા માટે પરિવર્તનનું એક સાધન છે. એનો ઉપયોગ જાગ્રતપણે કરવો જરૂરી છે.

*

(ચૂંટણીની જાહેરાત પૂર્વે)

સર્વપક્ષી સંમેલન (દિલ્હી તા. ૧૧– નવેમ્બર ૮૪)મા

સ્વરાજ્ય સંગમ, રાષ્ટ્રીય લોકસમિતિ, નાગરિક સ્વાતંત્ર્ય સંગઠન (પિપલ્સ યુનિયન સિવિલ લિબર્ટીઝ-પીયુસીએલ) આદિ પક્ષીય સંગઠનોએ હિસ્સો લીધો હતો. ચર્ચાનો નિષ્કર્ષ એવો હતો કે-)

"મતદાતાના હાથની એ વાત છે કે તે સામાજિક નિષ્ઠા તથા નૈતિક ઈમાનદારી ધરાવનારા પ્રતિનિધિઓને પસંદગી આપે અવશ્ય, આ પ્રતિનિધિઓ નાગરિક-સ્વતંત્રતાઓ તથા જનતાના આર્થિક અને રાજનૈતિક અધિકારોની રક્ષા કરનારી સરકાર રચી શકે તેવા હોવા જોઈએ. આથી ચૂંટણીમા મત આપવાના અધિકારનો ઉપયોગ વિવેક અને બુદ્ધિપૂર્વક કરવો જોઈએ. કેવળ ભાવાવેશમા વા જાતભાતનો ખ્યાલ કરીને મત ન આપવો જોઈએ.

ઉમેદવાર અને તેનો પક્ષ બંનેનો ખ્યાલ કરીને મત આપવો જોઈએ.

આ સંમેલનને અંતે મતદાતાઓને અપીલ કરવામાં આવી હતી કે

ઈંદિરા-કોંગ્રેસનુ તાનાશાહી સંભાવનાવાળુ ચરિત્ર ધ્યાનમાં લેતાં મતદાતાઓએ એના ઉમેદવારોને પોતાનો મત ન આપવો જોઈએ.

ઈંદિરા કોંગ્રેસની પોતાના હાથમાં તમામ તાકાત કેન્દ્રિત કરવાની નીતિ હોઈ ને દેશમા અલગતાવાદી પ્રક્રિયા શરૂ થઈ છે

આ પક્ષની સત્તાભૂખે જ આસામની આખી પ્રજા ને પંજાબના શીખો તથા જમ્મુ-કાશ્મીરના મુસલમાનોને મુખ્ય રાષ્ટ્રીય પ્રવાહોથી વિમુખ બનાવવાનું કર્યું છે.

દેશની સત્તાનું એવા પ્રકારે વિકેન્દ્રીકરણ જરૂરી છે કે જેથી સત્તા લોકોની નિકટ આવે તથા એના નિયંત્રણમાં રહે

ભારતીય રાજનીતિમાં ગુનાહિત મનોવૃત્તિ તથા ગુંડાશાહીનો પ્રવેશ અને સાર્વજનિક જીવનમાં નૈતિકતાનો હ્રાસ — આ બન્ને માટે ઈંદિરા કોંગ્રેસ મહદ્ અંશે જવાબદાર છે. એના નેતા કાળુ નાણુ એકઠું કરીને તેનો ઉપયોગ ચુંટણી જીતવા તથા પક્ષ પલટા કરાવવા મોટા પાયા પર કરે છે એ કસબમાં એ ઉસ્તાદ છે

આવા પક્ષને મતદાતાનો ટેકો મળવો ન જોઈએ એનું એક વધુ કારણ એ પણ છે કે આ પક્ષના શાસનકાળ દરમિયાન નાગરિક સ્વાતંત્ર્યનો સતત હ્રાસ થયો છે. ન્યાયતંત્ર તથા પ્રેસની સ્વતંત્રતા ઉપર સતત આક્રમણ થયું છે. તથા રેડિયો ટેલિવિઝન જેવા સાર્વજનિક સંદેશા માહિતીનાં સાધનોનો શાસક પક્ષે સતત દુરુપયોગ કર્યો છે અને હજી કરે છે..

વળી, પોલીસ દ્વારા અત્યાચારો અને દમન એવા ને એવાં ચાલુ છે.

* હા, એ સાચું છે કે વિરોધ પક્ષો એક નથી થઈ શક્યા. જેમાં અનેક પાર્ટીઓ હોય છે ત્યાં મિશ્ર સરકારો અપવાદરૂપ રૂપ નહિ, સામાન્યતઃ સ્થપાતી હોય છે આથી સ્થિતિમાં ભારતના તમામ રાજકીય પક્ષોએ પરસ્પર સહયોગ કરવાનું શીખવું જોઈએ, જેથી મિશ્ર-સરકાર બની શકે

* ઈંદિરા-કોંગ્રેસે પણ પોતાનો એકહથ્થુ સત્તાનો રવૈયો છોડવો જોઈએ અને એક વા અધિક અન્ય પક્ષોની સાથે મળીને સહયોગથી કામ કરવુ જોઈએ.

☆

નોંધ આ સંમેલન નવેમ્બર-જમાં ભરાયું ત્યારે એવી અપેક્ષા હતી કે વિરોધ પક્ષો પોતાના અને દેશના હિત ખાતર પણ ચૂંટણી દરમ્યાન પરસ્પર સહકારની નીતિ અપનાવશે પરંતુ, ગુજરાત અને કર્ણાટકનો અપવાદ બાદ કરતા આ ધ્યેય દેશભરમાં ભાગ્યે જ સધાયું હતું.

'પાકટ અને અનુભવી' રાજકારણીઓય સમજી શક્યા નહિ. અને બેઠકોની આંશિક સમજૂતી છતાં, તેમની વચ્ચેનો કુસંપ, કાદવઉછાળ તો ચાલુ જ રહ્યા, કારણ બાકીની ૬૦ ટકા જેટલી બેઠકોમાં તો તેઓ આમને સામને જ હતા ને ! – ઇન્દિરાજી સામે તાકવા તૈયાર કરેલાં ટીકાબાણોનો ઉપયોગ હવે અરસપરસ કરવાનો જ વારો આવ્યો !

કોઈ પણ પક્ષે કેન્દ્રમાં સત્તા સ્થાને આવવું હોય તો ઓછામા ઓછી બસો પંચાવન બેઠકો તો જીતવી જોઈએ જ. પરંતુ એક વિપક્ષે સવા બસોથી વધુ ઉમેદવારો ચૂંટણીમાં ઊભા નહિ રાખેલા હોવાથી સત્તા પર આવીશું અને હથેળીમા ચાંદ લાવી આપીશું એવાં કોઇ વચન તો આપી શકે તેમ ન હતા. બહુમતી મળશે તો 'ભેગા મળીને' (કોની સાથે એ એમણે) અધ્યાહાર રાખેલું, રખેને કોંગ્રેસ સાથે બેસવું પડે તો ! એમેય કેટલાકના મનમાં હશે !) મિશ્ર સરકાર રચીશું એવી 'હૈયાધારણ' તેઓ ભારતીય મતદારને આપતા હતા. અને એમય વિપક્ષી શિરોમણી જનતા પાર્ટી' ના વરિષ્ઠ નેતા મોરારજીભાઈએ તો ભવિષ્ય પણ ભાખી દીધેલું કે "થોડા જ સમય પછી, મધ્યસત્રી ચૂંટણી યોજાશે" ! એનો અર્થ એ થયો કે, મતદારો જુદા જુદા વિપક્ષોને મત આપી, વિજયી બનાવશે. પરંતુ, કોઈ વિપક્ષ એકલે હાથે સરકાર-રચી શકે તેમ નથી, એટલે મિશ્ર સરકાર રચાશે, અને અગાઉની અવિભાજિત જનતા પાર્ટીની સરકાર જેમ કુસંપને કારણે તૂટી પડી તેમ આ મિશ્ર સરકાર પણ તૂટી પડશે, અને મતદારોને ફરીથી મતદાનની જરૂર ઊભી થશે !

* આ પછી કયો મૂર્ખ વિપક્ષોને મત આપે, ભલા ? લોકોમાં વિપક્ષો વિષે ક્યાંથી વિશ્વસનીયતા ઊભી થાય !

જો કે, જે રાજ્યોમાં વિપક્ષી એકતાનો ઊંચો આંક સિદ્ધ થયો ત્યાં વિપક્ષોનો દેખાવ એકંદરે સારો રહ્યો છે. (જુઓ કોઠો–૩) [illegible]

ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, આ રાજ્યોમાં વિપક્ષી એકતાના માત્રા ઊંચી હોવાને કારણે ૧૯૮૦ની સરખામણીમાં કોંગ્રેસને મતની ટકાવારી ઓછી પ્રાપ્ત થઈ છે અને એની અસર બેઠકો પર પણ, અલબત્ત, અલ્પ પ્રમાણમા થઈ છે. જ્યારે બીજી બાજુ, ઉત્તરપ્રદેશ, બિહાર, રાજસ્થાન, હરિયાણા જેવા રાજ્યોમાં વિપક્ષી એકતાનો આંક નીચો રહેવાથી કોંગ્રેસની તરફેણમાં મતની ટકાવારીમાં ખાસ્સી વૃદ્ધિ થઈ છે, અને એ જ રીતે બેઠકોના સંખ્યામાં ઊડીને આંખે વળગે એટલો વધારો થયો છે. (ઉ પ્રદેશમા ૫૧ બેઠકોથી વધીને ૮૨ બેઠકો, બિહારમા ૩૦ બેઠકોથી વધીને ૪૮ બેઠકો વગેરે)

* આમ, વિપક્ષો વચ્ચેની એકતાના અભાવની બે અસરો સ્પષ્ટ છે એક તો વિરોધપક્ષને મળતા મતોનું શુદ્ધ ગાણિતિક વિભાજન, જેને કારણે બહુમતી મત કરતા ઓછા મતે બેઠકો જીતી જવાની કોંગ્રેસ માટે વધુ સરળતા, અને બીજી, વિભાજિત વિરોધપક્ષની છાપને કારણે વિપક્ષોને પસંદ કરવાને બદલે કોંગ્રેસને પસંદ કરવા તરફનું વધતું વલણ, જેના થકી કોંગ્રેસની તરફેણમા મતની ટકાવારીમા વૃદ્ધિ આ બંનેને કારણે કોંગ્રેસને મળેલ મતની ટકાવારીમાં ઘણી મોટી અસર પડી છે.

૧૯૮૦મા કોંગ્રેસને માત્ર સાત રાજ્યોમા જ ૫૦ ટકા કરતાં વધુ મત મળેલા, જ્યારે આ ચૂંટણીમાં અગિયાર જેટલા રાજ્યોમા ૫૦ ટકા કરતા વધુ મત કોંગ્રેસને મળ્યા છે બિહાર, હરિયાણા, મધ્ય-પ્રદેશ, રાજસ્થાન, ઉત્તરપ્રદેશ, આ પાંચ રાજ્યો એવાં છે, જ્યા કોંગ્રેસને ૧૯૮૦માં ૫૦ ટકા કરતા ક્યાંય ઓછા મત મળેલા, આ વખતે તેઓ ૫૦ ટકાનો આંકડો કુદાવી ગયા છે (જુઓ કોઠો–૩) જો કે, ખરેખરા ચિત્ર માટે તો દરેકે દરેક બેઠકમાં કોંગ્રેસ અને વિપક્ષોને મળેલા મતનું પ્રમાણ તપાસવું જોઈએ.

આદરપાત્ર સ્થાન ધરાવનાર ઈન્દિરાજી જેવી વ્યક્તિ દેશની 'એકતા અને અખંડિતતા' જાળવવા શહીદી વ્હોરી લેતી હોય, તેના પ્રત્યે સહાનુભૂતિ ઊભી ન થાય તો જ નવાઈ !

યમુનાના કાંઠે ગાંધીજી અને જવાહરલાલ નહેરુની સમાધિની વચ્ચે જ્યારે ઈન્દિરાજીના નશ્વર દેહને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો (અને એ આખો બનાવ ટેલિવિઝન ઘરથી જીવંત પ્રસારિત કરવામાં આવ્યો) ત્યારે જ ભારતના કરોડો ભાવિક લોકોએ એમના બધા દોષ, ઊણપો, કચાશ માફ કરી દીધા હશે, અને બનવા જોગ છે કે જે કંઈ થઈ ગયું એમાં પોતે પણ અમુક અંશે દોષિત છે એવી પશ્ચાતાપની લાગણી અનુભવતા કરોડો લોકોએ લોકો એમના દીકરા રાજીવ ગાંધીને જ આગામી ચૂંટણીમાં મત આપી ઋણમુક્ત થવાનો સંકલ્પ કરી લીધો હશે !

સહાનુભૂતિ-મત રાજીવ ગાંધીની તરફેણમાં વાળવાનું સવિશેષપણે સરળ અને શક્ય એ કારણસર બન્યું કે રાજીવ ગાંધી એક યુવાન, સ્વચ્છ છાપ ધરાવતા અને ઓછા ખરડાયેલા કોરી સ્લેટ ધરાવતા રાજપુરુષ છે, એવી છાપ પ્રચાર નિષ્ણાતોએ ઊભી કરવાનો વ્યવસ્થિતપણે પ્રયાસ કર્યો ઈન્દિરાજીની હત્યા પછી વિક્ષુબ્ધ બની જવાને સ્થાને જાળવી રાખેલી સ્વસ્થ મુદ્રા, સ્વચ્છ—પ્રામાણિક કાર્યક્ષમ અને પરિણામગામી વહીવટ માટેનું વચન પાળવાની હોંશ તેમના પ્રત્યેના લોક-આકર્ષણના સ્રોત બન્યા. સામે વિપક્ષી વૃદ્ધ નેતાઓના એ જ જૂના ચહેરા, એ જ એમના કાવાદાવા અને ખટપટો, અરસપરસ કાદવ ઉછાળમાં રચ્યાપચ્યા અને ઈન્દિરાજીની કોઈ પણ ભોગે ટીકા કરવામાં જ નિર્દોષરસ માણતા, ટૂંકી દષ્ટિના વિરોધપક્ષોના આગેવાનો સાથે તુલના કરતા જ રાજીવ તરફ પલ્લું નમી જાય કબરમાં પગ લટકાવીને બેઠેલા આ બુઢ્ઢાઓને મત આપવા કરતા 'શા માટે રાજીવને એક તક ન આપવી,' એવી લાગણી સમાન્ય મતદારે અનુભવી હોય એ સંભવિત છે.

* રાજીવ પ્રત્યેના લોક-આકર્ષણમાં આવેલી ભરતીનો એક ખુલાસો આપણા બદલાયેલા મતદાર સમૂહમાંથી આપણને ખાસ સાંપડશે આપણા મતદારસમૂહનો લગભગ બે તૃતીયાંશ ભાગ ૩૦ વર્ષ કરતા ઓછી વય ધરાવે છે આટલી મોટી સંખ્યામાં યુવા મતદારો હોય તો સ્વાભાવિક છે કે યુવાન તરફ તેમનું આકર્ષણ વધુ હોય વળી, મતદારસમૂહનો લગભગ અડધોઅડધ હિસ્સો તો સ્ત્રીઓનો. ગમે તેમ પણ, ઈંદિરાજીનું પ્રભાવક વ્યક્તિત્વ અને તેમની અંતિમ નિર્ભીક શહાદતનો પ્રભાવ તેમના ચિત્ત પર સહજપણે વધુ હોય અને પછી ટેલિવિઝન અને વિડિયો કેસેટોમાં ઉપસી આવતો યુવાન રાજીવનો આકર્ષક ચહેરો !– ઈંદિરા માઈના આવા દીકરાને સ્ત્રી-મતદારો વિશેષ ઢળે એ સ્વાભાવિક છે.

છેલ્લો ખુલાસો છે 'હિંદુ' મતપ્રવાહનો રાજીવ અને કોંગીને મળેલો લાભ. જમ્મુ-કાશ્મીર અને દિલ્હીમાં થયેલી છેલ્લી ચૂંટણીઓ દરમિયાન હિન્દુ' મત ધીરે ધીરે કોંગી તરફ વળી રહ્યો છે એવા સંકેત તો સાંપડતા હતા. કોંગી સામાન્ય રીતે હરીજનો અને મુસ્લીમોને ભયભીત કરીને તેમના મત મેળવી લે છે, એ જ રીતે હિન્દુઓમાં ભય અસલામતી, અસ્થિરતાની લાગણી પેદા કરી, 'દેશ પર ખતરો', એકતા જોખમમાં', જેવા સૂત્રો ચલણી બનાવી હિન્દુઓના મત મેળવવામાં સફળ થઈ છે હિન્દુઓની દેશ-ભક્તિ અને રાષ્ટ્રવાદને અપીલ કરીને પરંપરાગત રીતે ભાજપના ગણાતા મતવિસ્તારમાં કોંગીએ સફળ ગાબડું પાડયું છે 'હિન્દુ'મત વિપક્ષોથી વિમુખ થાય એ હેતુથી રાજીવ ગાંધીએ વિરોધ પક્ષો સામે ભારે આક્રમક પ્રચારવ્યૂહ અપનાવ્યો. [વિરોધપક્ષો દેશદ્રોહી છે' અથવા 'વિપક્ષી નેતાઓ મારી માતા ઈન્દિરાજીની હત્યા માટે જવાબદાર છે, એવું'

સીધું કહયો સિવાય ગોળ ગોળ ભાષામાં આ જ મતલબનું ગાણુ રાજીવ ગાંધીએ આખા પ્રચાર દરમિયાન ગાયા કર્યું. બીજી બાજુ, 'જે પક્ષો એક-એકતા સાધી શકતા નથી, તે દેશની એકતા કેવી રીતે જાળવશે', એવો આક્રમક પ્રચારવંટોળ ઊભો કરીને વિરોધપક્ષની વિશ્વસનીયતાના મૂળ હચમચાવી નાખવાનો જોરદાર પ્રયાસ કર્યો. અલબત્ત ચૂંટણીના પ્રચાર ઝનૂનમાં વિરોધ પક્ષો પ્રત્યેની તેમની અસહિષ્ણુતા ક્યારેક તો મર્યાદા વટાવી જતી.

## ભયસ્થાનો

કોંગીને ધાર્યા કરતાં અથવા માંડયા કરતા પણ વધુ વિશાળ બહુમતી લોકોએ આપી છે લોકોએ જે 'મેન્ડેટ' આપ્યો છે, તે શું છે, શાને વિષે છે? તેની કોઈ સમજણ, તેના સૂચિતાર્થો અને એ ફળીભૂત નહિ થાય તો તેના પ્રત્યાઘાતો—આ બધા વિષે ગંભીરપણે વિચાર કરવો રહ્યો

કોંગી અને રાજીવ ગાંધીને મળેલ 'મત' એ શું સાતત્ય માટે છે કે પરિવર્તન માટે છે? સાતત્ય માટે હોય તો શેનું સાતત્ય? છેલ્લાં દસ પંદર વર્ષથી આપણા દેશમા જે રોગિષ્ટ રાજ્યપ્રથા વિકસતી અને વકરતી જાય છે, તેનું સાતત્ય? અને પરિવર્તન માટે હોય તો શેમાં પરિવર્તન? કેવું પરિવર્તન? કઇ દિશામાં પરિવર્તન? કળણમાં ખૂંપાયેલી રાજ્યપ્રથા, સ્થગિત અર્થવ્યવસ્થા, વિભાજિત, ખંડિત સમાજકારણ, જીવનના દરેક ક્ષેત્રમા કેન્સરની જેમ વ્યાપ્ત ભ્રષ્ટાચાર, ખામીભરેલ આયોજનને કારણે ક્ષેત્ર-ક્ષેત્ર, વિભાગ-વિભાગ, સ્તર-સ્તર વચ્ચે ઉત્તરોત્તર વધતી વિષમતાઓ, સત્તા અને નિર્ણયની બાબતમાં આત્યંતિક કેન્દ્રીકરણને કારણે રાજ્ય ઘટકોની ઘટતી ભાગીદારી અને વધતી વિમુખતા આ બધી પરિવર્તન માગતી બાબતો છે. પરિવર્તન માટેનો એજન્ડા તો આથી પણ લાંબો બની શકે. ક્યાં છે એ માટેનું 'વિઝન'? રાજીવ ગાંધીની નવી સરકાર સામે આ સૌથી મોટો પડકાર છે તે એ કે ઉપર ઉપરના, ચામડી સુધીના કોસ્મેટિક ફેરફારોથી આપણા દેશની સંકુલ અને મૂળભૂત સમસ્યાઓ ઊકલી શકે તેમ નથી

આટલી વિશાળ બહુમતી સત્તાધારી પક્ષને શાસનતંત્રને બેજવાબદાર, અસહિષ્ણુ અને આત્મસંતોષી તથા આત્મ સંચ્યાઇમાં રાચનારું બનાવી ન મૂકે, એની ચોંપ કોણ રાખશે, વારુ? પરોક્ષ અને સમાજની વ્યવસ્થા અંદરથી જ ઊભી નહિ થાય તો સરકાર અને પક્ષ એક બાજુ આત્મ સંતુષ્ટ, તો બીજી બાજુ વિરોધ કે મતફેર પ્રત્યે વધુ આક્રમક બની બેસે, એ સંભાવના નકારી શકાય નહિ.

વિરોધ પક્ષના ધોવાણે સંસદીય લોકશાહીના સુચારુ સંચાલન માટે અસમતુલા ઊભી કરી છે. રાજીવ પાસે વિરોધ પક્ષોને ચાલણગાડી પૂરી પાડવાની અપેક્ષા આપણે ન રાખીએ પણ લોકશાહી મૂલ્યો, ધોરણો, સંસ્થાઓ અને વ્યવહારો પર સત્તાધારી પક્ષ પ્રહારો નાંહ કરે, એનો તો ખાતરી મેળવવી જ રહી. ઇન્દિરાજી ખોટી રીતે એમ માનતા હતા કે લોકશાહી મૂલ્યો, સંસ્થાઓ વગેરે એમની રાજકીય મહત્ત્વાકાંક્ષાની આડે આવે છે, માટે એમનુ અતિક્રમણ કરવામા કશું ખોટું કે અનુચિત નથી શકય છે કે રાજીવ ઇન્દિરાજી જેવી કોઈ માનસિક ગ્રંથિથી પીડાતા નાંહ હોય! પણ આશરે ૫૦ ટકા મત અને ૮૦ ટકા બેઠકો એવા માનસને જન્મ આપે કે 'આપણે જે કંઈ કરીએ છીએ તે બધું લોકશાહી જ છે અને એમ કરવાનો લોકોએ 'મેન્ડેટ' આપ્યો છે એમ માનીને આ 'મેન્ડેટનો' ઉપયોગ બંધારણમાં ધરમૂળથી ફેરફાર કરી કોઈ બળતી જ વ્યવસ્થા સ્થાપવામાં નહિ થાય? એવો પ્રશ્નાર્થ જરૂર ઊભો છે.

અને છેલ્લે મેં કાઢીને ઊભા રહેલ ઉકેલ માગતા પ્રશ્નો—પંજાબ, આસામ, કાશ્મીર. આ

પ્રશ્નો વેળાસર નહિ ઉકેલીને દેશે ગંભીર કિંમત ચૂકવી છે હવે વિલંબ ગુનાઇત બને છે પંજાબ સમસ્યાએ કોમ-કોમ વચ્ચે તિરાડો પહોળી કરી છે. આસામની ખુલ્લી સરહદોએ તે પ્રજાની અસ્મિતાને જોખમમાં મૂકી છે. કાશ્મીરનું કોકડું ગૂંચવીને સરહદ વધુ જોખમાઈ છે આ સરહદી રાજ્યોમા પોતાના જ દેશમા પરાયા હોવાની વ્યાપક લાગણી પેદા કરી છે. માત્ર દેશના એકીકરણની દૃષ્ટિએ નહિ સંરક્ષણ અને અખંડિતતાની દૃષ્ટિએ આ સમસ્યાઓનું તાકીદે સમાધાન થવું ઘટે.

* મતદારોએ તક આપી છે. હવે 'અમે શું કરી શકીએ' કહેવાનો વારો ન આવવો જોઇએ. આહ્‌વાન ઝીલી લેવાની શક્તિ પર ભાવિનો આધાર રહેલો છે

### ૧૯૮૪ : લોકસભાની ચૂંટણી (કોઠો-૧)

ચૂંટણી યોજાઈ : ૫૦૮ બેઠકો * કુલ મતદાન : ૬૩ ૬૬ ટકા.

| પક્ષ | બેઠકો લડયા | બેઠકો જીત્યા | મતની ટકાવારી |
|---|---|---|---|
| કોંગ્રેસ-આઇ | ૪૮૫ | ૪૦૧ | ૪૯.૧૬ |
| ભાજપ | ૨૨૧ | ૨ | ૭ ६८ |
| જનતા પાર્ટી | ૨૦૫ | ૧૦ | ૭.૦૨ |
| દમકિપ | ૧૬૬ | ૩ | ૬.૦૦ |
| સામ્યવાદી | ૫૯ | ૬ | ૨.૬૪ |
| માર્કસવાદી | ૫૯ | ૨૨ | ૫ ૯૬ |
| તેલુગુ દેશમ્ | ૩૨ | ૨૮ | ૪.૧૧ |
| કોંગ્રેસ-એસ | ૨૯ | ૪ | ૧.૫૫ |
| કોંગ્રેસ-જે | ૨૩ | ૧ | ,૦.૫૩ |
| ડી. એમ. કે. | ૨૧ | ૧ | ૨ ૨૯ |
| એ. આઇ ડી એમ. કે | ૧૨ | ૧૨ | ૧.૭૧ |
| આર. એસ પી. | ૫ | ૩ | ૦.૬૨ |
| ફોરવર્ડ બ્લોક | ૫ | ૨ | ૦.૪૫ |
| રાષ્ટ્રીય પરિષદ (કા) | ૪ | ૩ | ૦.૩૮ |
| રાષ્ટ્રીય પરિષદ (ખા) | ૨ | – | ૦.૦૭ |
| મુસ્લિમ લીગ | ૧૦ | ૨ | ૦ ૧૦ |
| અખિલ ભારતીય મુ. લીગ | ૧ | – | ૦.૦૩ |
| કેરળ કોંગ્રેસ | ૨ | ૨ | ૦.૨૬ |
| પી. ડબલ્યુ. પી. | ૨ | ૧ | ૦.૧૪ |
| આર. પી. આઈ | ૭ | – | ૦.૧૧ |
| અન્ય | ૧૩૭ | ૨ | ૧.૨૫ |
| અપક્ષ | ૩૭૨૩ | ૩ | ७.८४ |

| આંધ્ર પ્રદેશ | બિહાર | ગુજરાત | હરિયાણા | હિમાચલ પ્રદેશ | કર્ણાટક | કેરાલા | મધ્યપ્રદેશ | મહારાષ્ટ્ર | ઓરિસ્સા | રાજસ્થાન | તામિલ નાડુ | ઉત્તર પ્રદેશ | પશ્ચિમ બંગાળ | દિલ્હી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૪૮ | ૨૪ | ૧૦ | ૩ | ૨૩ | ૧૩ | ૩૯ | ૪૩ | ૨૦ | ૨૫ | ૨૫ | ૮૨ | ૧૬ | ૭ |
| | | ૧ | – | | | | | | | | | | | |
| | ૧ | ૧ | – | | ૪ | ૧ | | ૧ | ૧ | | | | | |
| | ૧ | | | | | | | | | | | ૨ | | |
| | ૨ | | | | | | | | | | | | ૩ | |
| | | | | | | ૧ | | | | | | | ૧૮ | |
| | | | | | | ૧ | | ૨ | | | | | | |
| | ૧ | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | ૧ | | | |
| | | | | | | | | | | | ૧૨ | | | |
| | | | | | | ૨ | | | | | | | | |
| | | | | | ૧ | ૨ | | | | | | | | |
| | | | | | | | | ૧ | | | | | | |
| | | | | | | | | | | | | | ૩ | |
| | | | | | | | | | | | | | ૨ | |
| | ૧ | | | | | | | ૧ | | | | | | |
| | ૫૪ | ૨૬ | ૧૦ | ૩ | ૨૮ | ૨૦ | ૩૯ | ૪૮ | ૨૧ | ૨૫ | ૩૮ | ૮૪ | ૪૨ | ૭ |

## કોંગ્રેસ આઈ : મતની ટકાવારીમા વધઘટ ૧૯૮૦-૧૯૮૪

| રાજ્ય | ૧૯૮૦ | ૧૯૮૪ | વધ+ ઘટ- | બેઠકો જીતી ૧૯૮૦ | બેઠકો જીતી ૧૯૮૪ | કુલ બેઠકો |
|---|---|---|---|---|---|---|
| આંધ્રપ્રદેશ | ૫૬.૨ | ૪૨ ૧ | -૧૪ ૧ | ૪૧ | ૬ | ૪૨ |
| બિહાર | ૩૬.૪ | ૫૨.૧ | x૧૫.૭ | ૩૦ | ૮૮ | ૫૪ |
| ગુજરાત | ૫૪.૯ | ૫૩ ૨ | - ૧.૭ | ૨૫ | ૨૪ | ૨૬ |
| હરિયાણા | ૩૨.૫ | ૫૫ ૦ | +૨૨ ૫ | ૫ | ૧૦ | ૧૦ |
| હિમાચલ પ્રદેશ | ૫૦ ૭ | ૬૭.૬ | +૧૬.૯ | ૪ | ૩ | ૪ |
| કર્ણાટક | ૫૬.૩ | ૫૧.૬ | - ૪.૭ | ૨૭ | ૨૪ | ૨૮ |
| કેરાલા | ૨૬.૩ | ૩૩ ૨ | + ૬ ૯ | ૫ | ૧૩ | ૨૦ |
| મધ્ય પ્રદેશ | ૪૭.૨ | ૫૭ ૦ | + ૯.૮ | ૩૫ | ૩૯ | ૪૦ |
| મહારાષ્ટ્ર | ૫૩ ૩ | ૫૧ ૨ | - ૨ ૧ | ૩૯ | ૪૩ | ૪૮ |
| ઓરિસ્સા | ૫૬.૨ | ૫૭ ૪ | + ૧.૨ | ૨૦ | ૨૦ | ૨૧ |
| રાજસ્થાન | ૪૬ ૬ | ૫૨.૭ | + ૬ ૧ | ૧૮ | ૨૫ | ૨૫ |
| તામિલનાડુ | ૩૧.૬ | ૪૦.૪* | + ૫ ૨ | ૨૦ | ૨૫ | ૩૯ |
| ઉત્તરપ્રદેશ | ૩૫.૯ | ૫૧ ૪ | +૧૫ ૫ | ૫૧ | ૮૨ | ૮૫ |
| પશ્ચિમ બંગાળ | ૩૬ ૫ | ૪૮.૨ | +૧૧ ૭ | ૪ | ૧૮ | ૪૨ |
| દિલ્હી | ૫૦.૪ | ૬૮ ૭ | +૧૮.૩ | ૬ | ૭ | ૭ |
| કુલ લોકસભા | ૪૨.૭ | ૪૯ ૧ | +૬ ૪ | | | |

* એ' આઇ ડી એમ કે સાથેના જોડાણને મળેલ મત

## રાજકારણનો ધર્મ

મહાત્મા ગાંધીની પ્રેરણા હેઠળ રાષ્ટ્રીય કોંગ્રેસે રાજકારણને સેવાના આદર્શથી અંકિત કરવાનો પ્રયાસ આરંભ્યો છે.

રાષ્ટ્રીય કોંગ્રેસે એક નવીન ધર્મની રાજકારણના ધર્મની સ્થાપના કરી છે xxx આપણે જ્યારે 'રાજકારણના ધર્મ'ની વાત કરીએ છીએ, ત્યારે આપણે રોજના હીન રાજકારણને પવિત્ર બનાવીએ છીએ, પ્રચલિત જીવન વિમુખ રાજકારણના સંકુચિત ક્ષેત્રને સમગ્ર જીવનના ક્ષેત્ર જેટલું વ્યાપક કરીએ છીએ અને આજના નર્યા હરીફાઈના રાજકારણને સહકારનુ રાજકારણ બનાવીએ છીએ.

# પરિણામનું પૃથક્કરણ

## અટલબિહારી વાજપેયી

આ વખતે લોકમતની જે મોજણીઓ પ્રગટ થઈ તે પહેલા તો, સાવ ઢંગધડા વિનાની લાગતી હતી; પણ છેવટે સાચી ઠરી. એનો અર્થ એ કે–

(૧) વિરોધપક્ષો લોકોની નાડ બરાબર પકડી ન શક્યા. મતદાનના દિવસ પહેલા મતદાર બોલતો પણ ન હતો. મનમા નક્કી કરી લીધુ હતુ કે આ વખતે તો રાજીવને જ તક આપવી.

(૨) રાજીવ ગાંધી પરિવર્તનનુ પ્રતીક બની ગયા, એ વિધિની એક વિડબણા છે. દિવંગત વડાપ્રધાન એમને પોતાના ઉત્તરાધિકારી તરીકે સ્થાપવા સતત પ્રયત્ન કરી રહ્યા હતા એ જુદી વાત છે. પણ લોકોએ એમનામા પરિવર્તન અને સાતત્યની પણ ઝાખી કરી !

(૩) હિંદુમતદારો કોંગ્રેસ તરફ ઝૂકયા છે એવો નિષ્કર્ષ 'રાષ્ટ્રીય સ્વયસેવક સંઘે કોંગીનુ સમર્થન કર્યુ' એવા તર્કને આધારે – ક્યાંક એવુ થયુ છે પણ–એ સાચુ નથી. એકદરે, એમણે પૂરી લગન અને નિષ્ઠાથી કામ કર્યુ છે.

—હિંદુઓ બીજી તરફ ઝૂકયા હોય તો તેનુ કારણ એ છે કે એમને દેશની એકતા ખરેખર ભયમા લાગી, અને ઈંદિરાજીની નિર્મમ હત્યા અગે ઓછામાં ઓછું તેઓ જે કરી શકે તે, મત આપવાનુ કરવુ જોઈએ એમ પણ લાગ્યુ

* એકતા ટકાવવાની ચિતામા એ વાત પણ તેઓ ભુલી ગયા કે એકતા સામેનો ભય ખરેખર તો કોંગીની ખોટી નીતિઓએ સર્જ્યો છે. અને રાજીવ ગાધીએ જે પ્રચાર ઝુબેશ ચલાવી, તેમાં લાગણીઓ ભડકાવાઈ. એ ભાવનાએ તાત્કાલિક પ્રભાવ બતાવ્યો–એથી રાષ્ટ્રના દૂરગામી હિતોને આચ આવશે એ પણ સાચું છે.

(૪) વિરોધ પક્ષોની એકતાની ચર્ચા બેશુમાર લ બાઇ. અને છેવટેય બધા નેતાઓ મિશ્ર સરકારની વાત કરતા હતા, તે પણ 'અલગ-અલગ, જો કે, સયુક્ત રીતે આ થયું હોત તો પણ પરિણામમા બહુ મોટો ફરક પડત એમ મને નથી લાગતુ.

હા, તેલુગુ દેશમ કે આધ્રની જેમ અથવા કાશ્મીર-ખીણની જેમ કોઈ બીજું ભાવાત્મક બિંદુ ખડું થયુ હોત તો, આ મોજામાં કદાચ ટકી જાત.

– જો કે, રાષ્ટ્રીય પક્ષોની મર્યાદાઓ હોય છે. તેઓ આવાં ભાવબિંદુઓ ઊભાં ન કરી શકે.

(૫) આ પ્રચડ બહુમતી મતાંધતા લાવે એવો ભય રહે જ છે પ્રચંડ બહુમતી ક્યાંક ક્રૂર બહુમતી ના બની જાય એવી ચિતા કરવી પડશે.

* ચૂટાયેલા વિપક્ષ પ્રતિનિધિઓએ અંદર જાગ્રત રહેવુ પડશે, પરતુ સંસદ બહારની વિપક્ષોની ભૂમિકા પણ મહત્ત્વની બની છે પ્રશ્નોને સડક પર લઇ જવાની વાત નથી પણ લોકોની અપેક્ષાઓ અને આકાક્ષાઓને અવાજ આપવાનું કામ પ્રભાવક રીતે કરવું પડશે.

(સાધના ૧૯-૧-૮૫)

## ચદ્રશેખર

વિરોધ પક્ષો સહાનુભુતિના પરિબળનો બરાબર અદાજ લાવી ન શક્યા. ઇંદિરાજીની હત્યા બાદ મતદારોનુ વલણુ એકાએક બદલાયુ હતું; ખાલીસ્તાનની વાત અને દેશને માટે છિન્ન ભિન્નતાને ભય' કોંગીના પ્રચારના આ બે મુખ્ય મુદ્દા હતા, તેણે પણ મતદારોના માનસ પણ કોંગ્રોની તરફેણમા અસર કરી હતી.

આમ, ધાર્મિક ઝનૂન (ફેનેટિસિઝમ)મા બહુમતી કોમ (હિંદુ) દોરવાઈ હતી. આ ખરેખર

ભયજનક છે પણ સત્ય છે

(૨) અનેક રાજ્યો (ગુજરાત, કર્ણાટક, આંધ્ર અને અંશત: મહારાષ્ટ્ર)માં વિરોધ પક્ષોની ઠીકઠીક એકતા (બેઠકો અંગે સમજૂતી સધાઈ હતી પરંતુ જે રાજ્યોમાં આવી ગોઠવણ થઈ ન હતી ત્યાંના પરિણામો કરતાં આ પ્રદેશોના પરિણામો વધુ સારાં નથી આવ્યાં (ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક).

તો, આંધ્ર અને જમ્મુ-કાશ્મીરમાં કોંગ્રેસે કાયદેસરની અને બહુમતી ધરાવતી સરકારોની હકાલપટ્ટી કરીને પોતાના પીઠ્ઠુઓને બેસાડવાની ભૂલ તાજેતરમાં કરી હતી, તેથી ત્યાં કોંગી બિલકુલ નિષ્ફળ ગઈ.

(૩) વિરોધ પક્ષોએ એવી પણ ધારણા સેવી હતી કે કોંગી સામે જે વ્યાપક અસંતોષ છે તેને કારણે વિરોધપક્ષોને એકંદરે વધુ બેઠકો મળશે અને મિશ્ર સરકાર રચવાની સંભાવના ઊભી થશે. કારણ કે વિપક્ષો જેમના વિશેષ સંપર્કમાં આવતા હતા તે નાગરિકો-મતદારોના ચિત્તમાં સહાનુભૂતિની ઊંડી લાગણી જન્મી ન હતી, ત્યારે વિરાટ આમ જનતા મૂંગા મતદારોના ચિત્તમાં એણે ઊભો કરેલો વિક્ષોભ ઘણો ઊંડો હતો.

(૪) પદાર્થ પાઠ આખા દેશે શીખવો જરૂરી છે. જ્યાં સુધી આમ જનતાની સમસ્યાઓ ઉપાડીને તેમના જીવનમાં ફેરફાર નહિ કરાવી શકાય ત્યાં સુધી સત્તામાંનો કોઈ પણ પક્ષ, પોતાનાં પ્રચંડ સાધનો દ્વારા લોકમાનસ ઉપર પોતાને અનુકૂળ આ કે તે વાતાવરણ જમાવી શકશે

*

એસ. એચ. શેઠ (નિવૃત્ત ન્યાયાધીશ)

(૧) વડાપ્રધાને ભારતની એકતા અને અખંડિતતા ભયમાં હોવાનો ચૂંટણીનારો લગાવ્યો અને દેશને વિભાજિત થતો રોકવા માટે કોંગીએ પોતાને સત્તામાં સ્થાપવાનો પ્રચંડ ચુકાદો આપવા મતદારોને અપીલ કરી.

* આ એક અતિશયોક્તિપૂર્ણ નારો હતો; અને વિપક્ષી નેતૃત્વ એને પહોંચી વળવામાં નિષ્ફળ ગયું કુશળતા અને ઊંડી પૂર્વવિચારણા દ્વારા એનો જવાબ આપી શકાયો હોત. આ નારો એક વાર સાચો માની લઈને પણ, મતદારો સામે ધારદાર પ્રશ્ન કરવા જેવો હતો કે–

કોંગ્રેસના જ સાતત્યપૂર્ણ શાસન દરમ્યાન દેશની અખંડિતતા સામે ભય શાથી ઊભો થયો ? ભીંદરાનવાલેનું ભૂત (ફ્રેન્કેસ્ટાઈન) કોણે ખડું કર્યું ? કોંગ્રેસના અખંડ વહીવટમાં જ દેશની અખંડિતતા ભયમાં મુકાઈ હોય અને રાક્ષસે જો પોતાના સર્જકને જ ગળવા માંડ્યો હોય તો, એ રીતે દેશની અખંડિતતા અને એકતાને ભયમાં મૂકનાર કોંગ્રેસને પુનઃ એના રક્ષણને નામે લોકોનો ચુકાદો માગવાનો કયો અધિકાર હતો ?

કોંગ્રેસના આ દાવાને કંઈક સફળતાથી ખુલ્લો પાડી શકાયો હોત.

(૨) આ જબરજસ્ત પરિણામો ફક્ત 'સહાનુભૂતિ મોજા'નું જ પરિણામ નથી. દિલ્હી અને ઉત્તરપ્રદેશમાં 'મોજું' ફરી વળ્યાનું કદાચ સાવ ન ઉવેખી શકાય. પરંતુ કાશ્મીર ખીણ અને આંધ્ર પ્રદેશને એણે અસર ન કરી છતાં નાગાલેંડ, મેઘાલય, અરુણાચલ, મીઝોરમ, મણીપુર અને કેરાલામાં એ ફરી વળ્યું એ સમજી શકાય તેવું નથી.

આ વિરોધાભાસ આવો જબરો તફાવત પેદા કરે એ સંભવ નથી. ૧૯૭૭માં માત્ર જયપ્રકાશ નારાયણના પ્રખર વ્યક્તિત્વે જ સમગ્ર પરિવર્તન નહોતું આણ્યું. એમના વ્યક્તિત્વમાં કટોકટીના અતિરેકો અને વિરોધપક્ષોની એકતાના આછા-પાતળા અંશોએ પણ બળ પૂર્યું હતું.

૧૯૮૪માં 'મોજા'ની છત્રી નીચે બીજા ઘણાં દૂષણો આચરાયાં લાગે છે *

બહુ પ્રબળ નહિ એવા મોજા સાથે ખુલ્લી અને પરોક્ષ રીતે આચરાએલાં દૂષણો મહત્વાકાંક્ષી અને વિખરાએલા વિરોધપક્ષો કરતા વધુ ધારદાર બન્યા. અને એ સંજોગોએ રાષ્ટ્રને માથે બીજા પાંચ વર્ષ સુધી ગાન્ધીશાહીની ગંધવાળું સંપૂર્ણ વાગ્સાગત શાસન ઠોકી બેસાડવાનું અને બંધારણીય માર્ગે એને કાનૂની બનાવવાનું કાવતરું કર્યું.

(સાધના ૧૯-૧-૮૫)

યતીશકુમાર

ચૂંટણીમા મતદાનની પ્રવૃત્તિને ચીવટથી જોવી જોઈશે. આ ચૂંટણીમા કોંગ્રેસને કુલ પચાસ ટકા મત મળ્યા છે. અને તમામ વિરોધ પક્ષોને ભેગા કરીએ તો એમને ૪૧ ટકા મત મળ્યા છે. એ સાથે જ એક વાતને ધ્યાનમા રાખવી જોઈએ કે કોંગ્રેસ આઈ. ને ઘોર પરાજયની હાલતમાં ૩૫ ટકા મત મળ્યા હતા પછી એ પરાજય ૧૯૬૭માં થયો હોય-યા ૧૯૭૭મા આ ત્રણેય આંકડાઓનો એક અર્થ એ છે કે જ્યારે કોંગ્રેસને વધારાના ૧૦-૧૫ ટકા મત મળી જાય છે ત્યારે કોંગ્રેસ જીતી જાય છે જ્યારે એ જ મત કેટલાક પ્રમાણમા વિરોધ-પક્ષોને મળે છે ત્યારે એ વિજયી બને છે

એનો બીજો અર્થ એ છે કે આ ચૂટણી-માં પણ લગભગ ૮૫ ટકા મતદારોના વલણમા કોઇ ખાસ પરિવર્તન ન હતુ. પરિવર્તન કરવાનુ શ્રેય બાકીના પંદર ટકા મત-દારોને છે.—

૧૯૬૨મા ભારત-ચીન યુદ્ધમાં ભારતના પરાજય, મોંઘવારી, સમાજવાદી નેતાઓ દ્વારા કોંગ્રેસની ઘોર નિષ્ફળતા અને બિન-કોંગ્રેસવાદના સતત પ્રચારને કારણે અંદાજે સાત-આઠ ટકા મત એવા બન્યા કે જેણે ૧૯૬૭મા કોંગ્રેસને સખત આંચકો આપ્યો. કોંગ્રેસ સાત રાજ્યોમા સરકાર રચી ન શકી. લોકસભામા એમને અતિ મામુલી બહુમતિ મળી રાજકીય અસ્થિરતાનો આ સિલસિલો રાજકીય ઘટનાક્રમ સાથે આગળ ચાલ્યો. ૧૯૭૧માં ગરીબી હટાઓનું સૂત્ર કામયાબ બન્યું.

જે સાત-આઠ ટકા મતોએ ૧૯૬૭મા કોંગ્રેસને પરાજિત કરી હતી એમણે ૧૯૭૧મા શ્રીમતી ગાંધી અને કોંગ્રેસને સાથ આપ્યો આવા મત આઠથી વધીને દસ ટકા થયા.

* પછીના છ વર્ષોમાં જે. પી. આંદોલન, મોંઘવારી, ભ્રષ્ટાચારમા વધારો અને ગરીબી હટાઓના નારાની નિષ્ફળતાએ આ આઠ-દશ ટકા મતદારોના વર્ગને વિક્ષુબ્ધ બનાવ્યો મતદારોનો આ વર્ગ વધીને બાર-તેર ટકા થયો. ૧૯૭૭મા બાકીના તમામ મતદારોના યથાસ્થિતિવાદી વલણ છતા વિપક્ષી મતોના સરવાળામાં પોતાના બાર-તેર ટકા મેળવીને જનતા પક્ષના મતોનું પ્રમાણ ૪૭ ટકા કરી નાખ્યું. પરંતુ પછીના બે વર્ષમાં જનતા પક્ષની આત્મઘાતી પ્રવૃત્તિઓ અને આંતરિક ઝઘડાને કારણે આ મત-દાર વર્ગ ફરી નિરાશ થયો. ૧૯૮૦મા એનો આકાર થોડો વધ્યો અને એણે શ્રીમતી ગાંધી અને કોંગ્રેસને સત્તારૂઢ કરી.

આ મતદાર વર્ગ ફરી વર્ષ-દોઢ વર્ષમાં કોંગ્રેસથી નિરાશ થયો. એની આ નિરાશા હરિયાણા, હિમાચલ કાશ્મીર, પ. બંગાળ, ત્રિપુરા, કર્ણાટક, આંધ્ર વગેરે રાજ્યોની વિધાનસભા ચૂંટણીમા વ્યક્ત થઈ કોંગ્રેસ આ રાજ્યોમાં બહુમતી મેળવી શકી નહી.

* આંધ્ર-કર્ણાટકના પરાજય પછી પણ જ્યારે પ્રાદેશિકતા વધવાની અનુભૂતિ થઈ ત્યારે, દિલ્હીમાં

---

*બોગસ મતદાન, બુથ કબજે કરવા, મતદાન અને મતગણતરી વચ્ચેનો સમયગાળો, પ્રસારણ માધ્યમનો બેફામ ઉપયોગ, નાણાં અને બળજબરી, સત્તાનો દુરુપયોગ,—વગેરે 'પ્રપંચો', લેખકે પોતાની જાણકારીવાળા, અનેક દૃષ્ટાંતો સાથે રજૂ કર્યા છે—

(લેખક આ પ્રપંચો નિર્ણાયક બન્યા હોવાનું સૂચવતા લાગે છે.)

મતદારોએ ૧૯૮૭માં કોંગ્રેસને વિજયી બનાવી સાબિત કરી આપ્યું કે રાષ્ટ્રીયતાની અપીલ સર્વોચ્ચ છે. અહીંથી કોંગ્રેસે તેની ચૂંટણી રણનીતિ રાષ્ટ્રીયતાની અપીલ ઉત્પન્ન કરનાર સ્થિતિઓ બનાવવાની અપનાવી પંજાબ અને આસામ - કાશ્મીર વગેરે સમસ્યા જોઈને દેશની એકતા અખંડતા માટે વાસ્તવિક ભય છે એવી અનુભૂતિ એને થઈ હતી. મોંઘવારી, બેકારી, ભ્રષ્ટાચાર અને તમામ આર્થિક નિષ્ફળતાઓ કરતા આ સવાલ મોટો હતો. આ જવાબદારી લેવા માટે વિશ્વસનીય વિરોધ પક્ષના ઉમેદવારોની યાદીમાં વિકલ્પ બનવાની ક્ષમતા ન હતી. આ મજબૂરીમાં દેશના આ પંદર ટકા નિર્ણાયક મતદારોએ કોંગ્રેસને મત આપ્યો અને કોંગ્રેસ ચારસો બેઠકો જીતી ગઈ.

આ પંદર ટકા મતદારો આપણે જોયુ તેમ કોઈના સગા નથી. એ પક્ષોને મત આપે છે અને એ સંદર્ભમાં સારા ઉમેદવારની સરખામણીમા મામુલી યા નિકૃષ્ટ ઉમેદવારને પણ મત આપી દે છે. એ જાતિના આધારે મત નથી આપતા. એ દેશના મુખ્ય ચૂંટણી મુદ્દા પર પોતાનો મત બનાવે છે અને કોઈ એક પક્ષને આપે છે. એમા ઓફિસે જનારા બાબુઓ પણ હશે, હજામની દુકાને બેસીને છાપા વાચતા લોકો પણ હશે, ગામડેથી આવનાર અથવા ચોરે બેસીને ટી. વી. સાથે સંપર્ક રાખનાર ખેડૂતો હશે. પરંતુ એવુ જરૂર લાગે છે કે દેશના લગભગ પંદર ટકા મત આપનારા મતદારો મુખ્ય ચૂંટણી મુદ્દાના આધારે મત આપે છે.

રાજકીય પક્ષો-સ્વયં કોંગ્રેસ પણ, ટેલિવિઝન રેડિયો અને અખબારો પર વર્ચસ્વ ધરાવવા છતા, હવામાંથી કોઈ પણ મુદ્દાને મુખ્ય ચૂંટણી મુદ્દો બનાવી દે એ શક્ય નથી સિદ્ધાંતવાલોની પ્રવૃત્તિ, અમૃતસરનું લશ્કરી પગલું અને શ્રીમતી ગાંધીજીની હત્યા સિવાય લાખ પ્રયત્નો છતા રાષ્ટ્રીય એકતા મુખ્ય ચૂંટણી મુદ્દો ન બની શકત.

આ પંદર ટકા મત દેશના પ્રબુદ્ધ મતદારો છે. અને એમા જાત-જાતની વિચારધારાઓથી પ્રભાવિત અને કેટલાક તો મિશ્રિત અસરવાળા પ્રબુદ્ધ મતદારો છે. આ મતદારો પટણા, દિલ્હી, શ્રીનગર, બેંગલોર, અમદાવાદ, હૈદરાબાદ, મદ્રાસ અને એવા સમાન પ્રભાવવાળા વિસ્તારોમા મોટે ભાગે સમાન દેશહિત અથવા દેશ-અહિતનો વિચાર એક જ સમયે એક સરખો કરે છે પહેલાની ચૂંટણીઓમા ભલે એનો વ્યાપ ઉત્તર ભારત સુધી સીમિત હશે; પરંતુ ધીરે ધીરે પછીની ચૂંટણી-ઓમાં દેશવ્યાપી સ્તરે આ વર્ગની હિત અહિતની ચેતના મોટે ભાગે સમાન લાગી છે. એવુ પણ ન માની લેવુ જોઈએ કે એ દરેક જગ્યાએ પંદર ટકા જ છે. ક્યાંક એ પાંચ સાત ટકા પણ હોઇ શકે કે કોઇ અને ક્યાંક વીશ - ટકા પણ અપવાદ સ્વરૂપે એવુ પણ બની શકે કે કેટલાક વિસ્તારોમા એની ચેતના હોય જ નહીં અને કેટલાક વિસ્તારોમા આવો વર્ગ વીસ-પચીસ ટકા હોય.

* આ સંદર્ભમાં એમ કહેવુ કે વિરોધપક્ષ હંમેશ માટે ખતમ થઈ ગયો છે, એમ કરી નાખવુ તે ખાસ કરીને ઘટનાઓની વધતી જતી તીવ્ર ગતિ અને તેજીલી રાજકીય ઉથલપાથલના આજના હવામાનમા ભવિષ્યનુ યોગ્ય આકલન નહીં હોય કેમકે દેશમાં એક પરિપક્વ માનસ ઉત્પન્ન થઈ રહ્યુ છે.

મનુભાઇ પંચોળી (વિદાય ચિંતક-શિક્ષક)

લોકસભાની ચૂંટણીના પરિણામે લોકશાહી ચાહકોમા ચિંતા અને નિરાશા પેદા થઇ છે

(૧) મોંઘવારી ભ્રષ્ટાચાર, અરાજકતા, બિનકાર્યક્ષમ વહીવટ, ગુંડાગીરી ને અસામાજિક તત્ત્વોને પોષતી, આંધ્ર-કાશ્મીરની ચૂંટાયેલી સરકારોને ઉથલાવી પાડવાનાં ને બીજાં લોકશાહીનું ખુન

કરતા કોંગીના નિર્દય પગલાઓએ પણ મતદારોના મનમાં કોંગી તરફ કે અણગમો, રોષ પેદા કર્યો નથી. એ હકીકત છે.

વિપક્ષો એક થયા નથી, પોતાના ક્ષુદ્ર અહંકારો દેશના હિત માટે છોડી શક્યા નથી, એ ય હકીકત છે. ભ્રષ્ટ સાધનો દ્વારા મેળવાયેલો પણ લોકોએ આપેલો આ ચૂકાદો છે.

—પાંચ વરસ માટે સહુએ તેને ખેલદિલીથી સ્વીકારવાનો છે. કડવો ઘૂંટડો ગળે ઉતારી તેના કારણો દૂર કરવાના છે.

ચુનીભાઇ વૈદ્ય (રાષ્ટ્રીય લોકસમિતિના અધ્યક્ષ)

વ્યકિતગત રીતે હું કોંગ્રેસ વિરોધી મત ધરાવું છું. આનો અર્થ એ નથી કે બીજા કોઈ પક્ષની તરફેણમા મારો મત છે પરંતુ, કોંગ્રેસની લોકતંત્રની ઘાતક કૂચને કોઇક રીતે થંભાવવી જોઈએ. એવુ મને જરૂર લાગે છે. એની જગાએ એવો જ બીજો કોઈ પક્ષ હોત તો તેને માટે પણ આવી જ ભાવના થાત પણ કોંગ્રેસની જીતનુ એક બીજું પાસું છે જેના તરફ પણ આપણુ ધ્યાન નથી ગયું. તે છે રાજ્યવાદની જીત. 'રાજ્ય અમારૂં કલ્યાણ કરશે' એવી એક મૂર્ખ શ્રદ્ધા દેશના બહુમતી મતદાતાઓમા ઘર કરી ગઈ છે આવી ભ્રામક માન્યતા પેદા થવાના કારણો પણ છે જ. પરંતુ દૃઢ નિશ્ચયપૂર્વક વિચારણા કે સિદ્ધાંતની પળોજણમાં પડયાં વિના દેશનો બહુમતી મતદાર સુરાજ્યની ભોળી આશામા આ પ્રમાણે મત આપે તેનો અર્થ એટલો તો થયો જ કે જનતામાં રાજ્યવાદની ભાવના વ્યાપક પ્રમાણમાં ઘર કરી ગઈ છે. ગાંધી વિચારથી આ તદ્દન વિપરીત છે.

રાજ્યવાદના સંદર્ભમા કહેવુ હોય તો ગાંધીજી પોતે અરાજ્યવાદી હતા. રાજ્યની સત્તા ઘટે અને નાગરિકની સત્તા વધે તે માટે એમના પ્રયત્નો હતા. એ સત્તા કમજોર બને, તૂટે, નાગરિક સત્તાનો ઉદય થાય એ એમની કલ્પના હતી.

* ભારતની જનતાની કોઠા સૂઝને આપણે બીરદાવીએ ભલે બાકી એના બીજા પાસા પણ જાણવાં જોઈએ. આપણે ગુલામ હતા અને ગરીબ તો આજે પણ છીએ. ગુલામની ઈચ્છા સત્તાધારી માલિક બનવાની. ગરીબની ઈચ્છા અમીર બનવાની હોય છે વળી, આ દિશામાં સામંતશાહી માનસ પણ છે. નીચે પહેરવા ધોતિયુ ન હોય અને ઉપર અંગરખામા એક કઝન વા-બોરિયાં હોય ત્યારેય પોતાના માનેલા શેઠ, સામંત કે રાજાની સંપત્તિના દેખાડાથી અંજાઈ જનાર પણ આપણો નાગરિક છે. આ સિવાય માધવરાવ સિંધિયા અને રણજીતસિંહ ગાયકવાડની જીતનો જાદુ બીજો કયો હોઈ શકે ? કપડવંજમાથી ઊભેલા નટવરસિંહે કહ્યુ હતું કે "નથી આવ્યો, નથી આવવાનો, તમારે વોટ આપવા હોય તો આપજો. અને એ જીત્યા ! બરાબર આવી જ વાત કહેનાર અમૃત પટેલ ગાંધી નગરમાથી માવલ કરને હરાવીને ૧૯૮૦ની ચૂંટણીમાં જીત્યા હતા.

* હવે એમની પેટીયાં મત નાખનાર મતદાતાની કોઠા સૂઝને વખાણવી કે પછી એના અજ્ઞાન અને અણઘડતાની ચિંતા કરવી તે તમે નક્કી કરજો "એજ્યુકેટ યોર માસ્ટર" (તારા શેઠને જણાવ)— તારા મતદાતાનું શિક્ષણ કર વગેરે જે કહેવાયું છે તે, અને આપણે આજ સુધી લાખો રૂપિયાના ખરચે પ્રશિક્ષણ કર્યું છે તે આ કોઠાસૂઝ વાળાનું કરવાની જરૂર ન હતી, ખરું ને ? શુ આપણે એ સામ તબાહથી સંમોહિત પ્રભાવિત "કોઠાસૂઝ"ની દિશામાં જવું છે ? ગાંધીએ એના છેલ્લા વસિયતનામામાં 'સૈનિક સત્તા પર નાગરિક સત્તા" ની જીતની વાત કરી છે. તેમા જે ચેતનવાન, જ્ઞાનવાન અને જવાબદારીના ભાનવાળા, લોકતાંત્રિક દૃષ્ટિવાન નાગરિક ઘડવાનું અભિપ્રેત છે તે કામ આ રીતે કોઠાસૂઝને બિરદાવીને કરીશું !

અને લોકશાહીમા અંકુશ માટે જવાબદાર

સમગ્ર વિરોધપક્ષની કે ચાપતી નિગરાની રાખનારની જરૂર નથી શું ?

જેમ રમતમા તેમ લોકશાહીમા બે પક્ષો—શાસક અને વિરોધની જરૂર હોય છે. તેનો ખ્યાલ સુદ્ધાં ન હોય તેવી પ્રજાના ભાવુક ચાળાથી આપણે શી રીતે મોહિત થઈ જઈ શકીએ ? બાજપેયી, ચંદ્રશેખર, ફરનાન્ડિસ, કપૂરી ઠાકુર, રામ જેઠમલાણી અને બહુગુણા જેવા કસાયેલા અને નીવડેલા પાર્લામેન્ટરિયનો (સસદો)ને મત ન આપી માધવ-રાવ સિંધિયા, રણજીતસિંહ ગાયકવાડ (જેવા સામંતો અને સુનિલદત્ત, વૈજયંતીમાલા અને અમિતાભ બચ્ચન જેવા નાચવાનું તથા નચાવવાનું જ જાણનારાઓને લાખો મતોના તફાવતે ચૂંટી મોકલનાર જનતાની કોઠાસૂઝ પર તમે વારી ગયા છો ?

×××રાજીવ નીવડે કે ન નીવડે, મારે કે તમારે એ હાથી સામે કીડીબાઈની અસમર્થતાના ભાર્વો ધીરજ-પૂર્વક રાહ "જોવાની જ છે. સવાલ એના વિરોધનો નથી સવાલ અજાણી દિશાનો છે એ દિશા શું હોઈ શકે ? અને એ દિશામાં આજે કામ કરવું જોઈએ કે નહિ ?

—દિશા આપણી ગાંધીજી પ્રેરિત "હિંદસ્વરાજ". ની અને રાજ્યવાદના વિસર્જનની હોવી જોઈએ રાજીવની જીત એ ઉપર્યુક્ત દિશાથી સાવ ઊલટી દિશામાં જવાના અપાયેલા વચનની જીત છે.

(પત્ર વ્યવહારમાંથી)

---

## લેખક-પ્રકાશકોને હાર્દિક અપીલ

ગુજરાતી સાહિત્ય પરિષદ ગુજરાતી સાહિત્યની સમગ્ર અને સાંપ્રત પ્રકાશન ગતિવિધિ સાથે અને સાહિત્ય પ્રવૃત્તિ સાથે સંકલિત રહેવા માટે હવે પછી ગુજરાતી ભાષા-સાહિત્યના પ્રકાશિત થનારા પુસ્તકોના લેખકો/પ્રકાશકોને હાર્દિક અપીલ કરે છે અને પ્રકાશનની બે નકલ ગુજરાતી સાહિત્ય પરિષદને પહોંચતી કરવા વિનંતી કરે છે

આ યોજના દ્વારા ગુજરાતી ભાષા સાહિત્યના ચાહકોને નવાં પ્રકાશનો અંગે તાત્કાલિક સહાયક અને માર્ગદર્શન પૂરાં પાડવાનો આશય છે ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા પ્રગટ થનાર ગુજરાતી ગ્રંથસૂચિમાં પુસ્તકની તમામ વિગત વિષય-નોંધ સાથે મૂકવામાં આવશે તેમ જ 'પરબ'ની સાભાર નોંધમાં તાત્કાલિક એનો સમાવેશ કરવામાં આવશે તેમજ સંસ્થા તરફથી વિશાળ વાર્ષિક ગ્રંથ પ્રદર્શનમાં એને સામેલ કરવામાં આવશે

વિશેષ નોંધ :- ગુજરાતી સાહિત્ય પરિષદ અંતર્ગત ૧૯ જેટલી વિવિધ પારિતોષિક યોજનાઓ છે. લેખકની સંમતિ સૂચના હશે તો નકલ પારિતોષિક યોજના અંતર્ગત પણ સમાવી લેવાશે. અન્યથા, ગુજરાતી ભાષા અને સાહિત્યની પ્રકાશિત સામગ્રી તરીકે એના ગ્રંથાલયમાં યોગ્ય નોંધ સાથે જળવાશે.

**ગુજરાતી સાહિત્ય પરિષદ**

ટાઇમ્સ ઓફ ઇન્ડિયા પાછળ, આશ્રમ માર્ગ, અમદાવાદ—૩૮૦૦૦૯

# ભાવનગર ડિસ્ટ્રિકટ કો-ઓપરેટીવ બેન્ક લિ.

૧૩, ગંગાજળીયા તળાવ-સહકાર ભવન-ભાવનગર ફોન ૨૩૩૨૪-૨૫-૨૬

સદ્ધરતા :

| | | | |
|---|---|---|---|
| શેરભંડોળ | ... .. | રૂા. ૨૫૬.૯૮ | લાખ ઉપર. |
| ફંડો | ....... | રૂા. ૩૨૯.૧૫ | ,, ,, |
| થાપણો | ........ | રૂા. ૨૦૧૩.૪૬ | ,, ,, |
| ધીરાણ | ..... | રૂા. ૩૭૩૬.૯૩ | ,, ,, |
| કાર્યભંડોળ | ... .... | રૂા. ૪૫૮૯.૮૯ | ,, ,, |

શાખા-૪૨

આકર્ષક વ્યાજ :

બાંધી મુદતની થાપણ :

| | | |
|---|---|---|
| ૧ વર્ષ | ........ | ૮ ટકા. |
| ૩ વર્ષથી ઉપર | ..... | ૧૦½ ટકા |

☆ આપની થાપણ આ બેન્કમા મૂકી સલામતી સાથે વધુ વ્યાજ મેળવો.

પ્રાગજીભાઈ પટેલ (ઉપપ્રમુખ) — કાન્તિલાલ પારેખ (મેનેજર) — જયવંતસિંહ જાડેજા (પ્રમુખ).



# દર મહિને રૂ.૧૦૦ છ વર્ષ સુધી બચાવો અને જિંદગીભર દર મહિને રૂ.૧૦૦ મેળવો



## કેવી રીતે? બહુ સીધી વાત:

## રાષ્ટ્રીય બચત પત્રોની છઠ્ઠી શ્રેણીમાં



છ વર્ષે આ રકમ બમણી થાય છે.
એટલે કે,રૂ.૧૦૦ના
રૂ ૨૦૧-૫૦ પૈસા થાય;
એમાંથી રૂ. ૧૦૧-૫૦ પૈસા તમે લઈ લ્યો.
અને બાકીના રૂ. ૧૦૦ દર મહિને
ફરીથી આ બચત યોજનામાં જમા કરાવો.
આમ દર મહિને તમને રૂ. ૧૦૦ મળ્યા કરશે.

આવા બચતપત્રો રૂ. ૧૦,
૫૦, ૧૦૦, ૫૦૦, ૧૦૦૦, ૫,૦૦૦
અને ૧૦,૦૦૦ ના મૂલ્યમા મળે છે.

વાર્ષિક ૧૨ ટકા કમુક્ત ચ વૃ વ્યાજ



–સચિવ, નાની બચત અને
રાજ્ય લોટરી,ગુજરાત.

# પ્રામાણિક રાજીવની ઊર્મિલ આકાંક્ષાઓ

[ પત્રકારોની નજરે પહેલા પંદર દિવસ !]

[રુસી કરંજિયા ટેબ્લોઇડ ડેઇલીમા 'ટોપ્સીટર્વી' કટારમાં 'રાજીવ્સ ફર્સ્ટ ટેન ડેઝ' લેખ]

માત્ર દસ જ દિવસમા શું બની ચૂક્યું છે તેનો અહેવાલ માત્ર હવા સૂંઘીને રજૂ કરવો એમા પત્રકારત્વની ઘણી પ્રવીણતા જોઈએ. આ દસ દિવસ ભારતનો ઇતિહાસ પલટી નાખનારા બની રહેશે કુમળો બાળક રાક્ષસની સામે લડી રહ્યો છે સત્તાની પરસાળોમા પરિવર્તનના પવનો ફૂંકાઈ રહ્યા છે. ભારતની કાયાપલટ થઈ રહેલી છે. ××વડાપ્રધાનની મક્કમતા ઊંડાણભરી છે, તેમના સંવાદ અર્થસભર છે. તેઓ મનના અંગોચરમાં અગોચર, ખૂણે કુચડો ફેરવે એવા વેધક અને અણિયાળા સવાલો પૂછે છે. રાજીવ ગાંધી ચૂપ હોય ત્યારે તેમનું મૌન પણ અતિશય અર્થપૂર્ણ હોય છે. રાજીવ ગાંધી એક પછી એક કેબિનેટ પ્રધાનની સાથે 'બ્રેઇનસ્ટોર્મિંગ સેશન' ચલાવે છે. ડાબેરી-જમણેરી વિચારોવાળી બન્ને જાતની થિંકટેંકો રોજ રચવામાં આવે છે. કેલ્ક્યુલેટરવાળાઓ અને સાઈકોલૉજીવાળાઓ પોતપોતાનાં સિસ્મોમીટર ઉપર સુધારાના ભૂકંપના એપિસેન્ટરો માપી રહ્યા છે.

રુસી કરંજિયા : 'બ્લિટ્ઝ' સાપ્તાહિકનો અગ્રલેખ 'ધ રાજીવ એક્સપ્લોઝન']

સુકાન સત્તાનો સ્વીટ પહેલી જાન્યુઆરીથી રાષ્ટ્રને હચમચાવી રહ્યો છે ગોધાને શીંગડેથી પકડીને ગાંધીએ મેટેડોરની અદાથી તેને નાથવા માંડ્યો છે. અને પ્રથમ સાત દિવસનો દેખાવ આહ્લાદક છે. ક્રાંતિનો અર્થ પરિવર્તનની પ્રક્રિયાને વેગીલી બનાવવી એવો થતો હોય તો, પરિવર્તન લાવવાની ઝંખના વેગીલી બની ચૂકી છે. જો કે "દેશના જ મેન્ટને હું રીસ્ટ્રક્ચર કરીશ" – એવું રાજીવે

જાન્યુઆરી : ૧૯૮૫ ]

૧૪

વાર વાર આપેલુ વચન તેમણે પરિપૂર્ણ કરવાનુ બાકી છે

[પ્રા પ્રવિણ શેઠ] સંદેશ દૈનિક રાજકીય રંગપટ' કટારનો લેખ]

૧૯૭૭મા અને ૧૯૮૦મા વિજયી નેતાઓએ ચૂંટણી પછીના દિવસોને વિજયનો ઓચ્છવ માણવામાં વેડફી નાખ્યા હતા ત્યારે રાજીવ ગાંધીએ પહેલા દિવસથી–પહેલી જાન્યુઆરીથી જ સરકારે લેવાના પગલાની માંડણી કરી દીધી રાજીવ ગાંધી આમ કરવા માગે જ છે અને કશુંક બરાબર કરશે એવો વિશ્વાસ લોકમાનસમા પ્રવર્તે છે. પહેલા રાઉન્ડમ રાજીવે જડ, સ્નાયુ અને નિશ્ચેતન શાનતંતુઓવાળા વહીવટી દેહને ચેતનવંતો કરવા માટેની થેરપ અજમાવી છે, વિલંબ માટે નામચીન અને ભ્ર. એવા અમલદારોની કામચોરીને રાજીવે પડકારી છે. [ઇન્દર માલહોત્ર : ટા. ઓ. ઇ. ના ૯૯૬ આવૃત્તિના તંત્રીનો "ન્યુ ટીમ્સ ફર્સ્ટ ટેન ડેઝ ઇમર્જિંગ રાજીવ સ્ટાઈલ' લેખ]

—માત્ર વિપક્ષી નેતાઓ જ ચૂંટણી પછી આરામ કરી રહ્યા છે. વિજેતા રાજીવ ગાંધી તો ભગીરથ કાર્યોમા ગળાબૂડ છે. રાજીવની (?) શક્તિઓ તેમની ધગશ અને તેમની ઉતાવળ થોડું અશે તો વહીવટી તંત્રના નિમ્ન સ્તર સુધી ઝમી (ચૂઈ) છે. પરંતુ, પ્રચંડ વિજયથી શાસકપક્ષનું માથું ફરી ન જાય એ રાજીવ ગાંધીએ જોવું રહેશે.

* લોકોની અપેક્ષાઓ એટલી એક્સ્ટ્રાવેગન્ટ (?) બની ગઈ છે કે તેમને સંતોષવામાં નહિ આવે તો તેમાંથી જબરજસ્ત હતાશા જન્મશે અતિ ઉત્સાહનાં માઠાં પરિણામો આપણે ૧૯૭૧–૧૯૭૭ અને ૧૯૮૦ની ચૂંટણીઓ પછી જોયાં હતાં

* રાજીવ ગાંધીને મતદારોએ સાતત્ય અને

પરિવર્તનનો આદેશ આપો છે. રાજીવ પરિવર્તનને વધુ મહત્વ આપે

(પ્રેમશંકર ઝા : ટા.ઓ.ઈમાં 'ન્યુટ્રિશ્યન ટ્ર પોલિટિક્સ . રાજીવ ગાંધીસ બોલ્ડ પ્રિનસિપેટિવ' લેખ)

* લોકશાહી સંસ્થાઓ આપઘાત ભણી જઈ રહી હતી એ પ્રક્રિયાને રાજીવ ગાંધીએ ઉલટાવી છે. રાજકીય સડાનું મુખ્ય કારણ ગુંડાઓ અને રાજકારણીઓ વચ્ચેની કડી છે. ૧૯૬૮માં અવિભક્ત કોંગ્રેસે જાહેર કંપનીઓના ડોનેશન ઉપર પ્રતિબંધ મૂક્યો ત્યારથી આ મીલાપ સરજાઈ છે. પૈસાની જરૂર વધતી ગઈ એટલે રાજકીય પક્ષે હાથ કાળા કરવા માંડયા–સ્મગલરો, બૂટલેગરો (દારૂ ગાળનારા ટીંબર ચોરો, માફિયાઓ ગુંડાઓ, અને ગઠિયાઓ સાથે રાજપુરૂષોએ હાથ મિલાવ્યા.

–આ અનિષ્ટ કડી તોડવાનું સહેલું નથી. ખુદ કોંગ્રેસના હાથ સૌથી વધુ ખરડાયેલા છે. તેણે હમણાં ચૂંટણીમાં એક અબજ રૂપીઆ ખર્ચ્યાં.

* આ ગંદા તબેલા સાફ કરવાનો પ્રયાસ, બહુ બહુ તો આંશિક રીતે સફળ થાય શ્રેષ્ઠ ઉપાય એ છે કે ઉમેદવારોનો તમામ (નિશ્ચિત) ખર્ચ રાજ્ય તરફથી અપાય.

[કે સી ખન્ના : ટા. ઓ. ઈ. માંનો લેખ 'ધ ટાસ્ક એહેડ નોઈઝીઅર']

પોલીસ, ન્યાયતંત્ર, રેલવે, શાળાઓ અને જાહેર બાંધકામ ખાતામાં એટલો ભ્રષ્ટાચાર છે કે તેને દૂર કરવામા અનેક સરકારોની લાશો પડી છે

[શામલાલ ]: ટા. ઓ ઈ.ના ભૂતપૂર્વ મુખ્ય સંપાદકની નેશનલ સીન કટારમાં 'ધ ફીવર ચાર્ટ' લેખ]

—મતદારોએ તેમની રોકડી કરી એવા દુ:ખી દુ:ખી પત્રકારો, પંડિતો, પ્રોફેસરો, પોલસ્ટરો, પબ્લિસિસ્ટો અને સેફોલોજિસ્ટો (રાજકારણી વરતારિયા) !—મારી સલાહ સુણો.

* મતદારોએ તમને આપેલી પછડાટથી નાસી પાસ ન થતા, તમારું મગજ ઠંડું રાખો–ટૂંક સમયમાં તમારી વારી આવશે. વિજેતા પક્ષ માટે પડી રહેલી પ્રચંડ તાળીઓનો ગગડાટ ટૂંક સમયમાં શમી જશે, માસ મિડિયા (જન–સંપર્કનાં સાધનો)ની સુપરચીટડ પબ્લિસીટીએ તમારા પીંછા ચૂંથી નાખ્યા છે; પણ ટૂંક સમયમાં તમે દંતકથાના ફિનિક્સ પક્ષીની જેમ સફાળા બેઠા થશો, ફરી પાછા તમે આગાહીઓ કરી શકશો (એ વખતે સાચી, આપણી સિસ્ટમ કેટલી બધી માંદલી છે એ તમે જાણો છો ફીવર ચાર્ટનું વગેરુ રાખજો અને હવે પછી તમારું ડાયગ્નોસીસ એકદમ ખરું પડશે.

૩૭ વર્ષ પહેલા હતો એના કરતાંય આજે ભ્રષ્ટાચાર તથા બિનકાર્યક્ષમતાનો પાયો વધુ વિશાળ બનેલો છે. રાજકીય એસ્ટાબ્લિશમેન્ટના તથા નોકરશાહીના વિશાળ વર્ગોનાં સ્થાપિત હિતો વકરેલા છે. વિલંબકારી પ્રોસિજર, વિવેકબુદ્ધિ વાપરવાની ડિસ્ક્રિશનરી સત્તાઓ, ગૂંચવાડાભર્યા નિયમો, વગેરેથી અમલદારો તરબતર બન્યા છે–ત્વરિત નિર્ણયો, પ્રામાણિક ભ્રષ્ટિઝમ અને ફાઈલોનો કાર્યક્ષમ નિકાલ એમને પસંદ નથી માત્ર નવા કાયદાથી આ સ્થાપિતહિતોનો ગરાસ લૂંટાઈ જાય ત્યારે તેઓ સુધારાને લાત કચકચાવીને રેઝિસ્ટ કરશે –રાજીવે નોકરશાહી ઉપર સતત સખત રંદો ફેરવવો પડશે.

* પરંતુ, આ વધીવટી મુશ્કેલી તો કુછ વિસાતમાં નથી રાજકીય મેનેજમેન્ટ ભારી પડશે. રાજકીય શુધ્ધતાને નાથવા માટે સંસદમાંની વિરાટ બહુમતી હરગિઝ કામ આવતી નથી. રાજકીય સિસ્ટમ ભયંકર રીતે તપી ગયેલ છે....

☆

(સ્વામીનાથન એસ. આયર–ઈંડિયન એક્સપ્રેસમાં : 'ઈઝ રાજીવ સિરિયસ ?' લેખ)

રાજીવ ગાંધીએ કહ્યુ છે કે મને વધુ મુક્ત અને સ્પર્ધાત્મક અર્થતંત્ર ખપે છે. જાહેર ક્ષેત્ર કાર્યક્ષમ બને એવી મારી ઇચ્છા છે મુલ્કી અમલદારોને વધુ વધુ સત્તા હોવી જોઇએ, સાથોસાથ જવાબદારી પણ પ્રજાની જરૂરિયાતો અને મુશ્કેલીઓ પરત્વે શાસને સજાગ, સંવેદનશીલ અને પ્રતિયોગી (રિસ્પોન્સિવ) બનવુ જોઇએ.

આ આદર્શો વખાણવા જેવા છે પરંતુ તેમણે એ પાર પાડવા હશે તો નિષ્ફળ અને નકામા અમલદારોને પાણીચુ આપવુ પડશે. અને પોષાય નહિ એવા જાહેર એકમોને પાણીચું આપવુ પડશે. આપણે ૨૫ ૪૦ વરસમાં બે જવાબદારીનું અને હરામખોરીનુ 'કલ્ચર' ફાલ્યુંફૂલ્યુ છે વીજળી, પાણી, વાહન વ્યવહાર, ટેલિફોન અને બેંકંગને ક્ષેત્રે ભયંકર ઉદાસીનતા, બેદરકારી તથા બેજવાબદારી જોવા મળે છે દરેક પ્રધાને અને જાહેર ક્ષેત્રના દરેક વ્યવસ્થાપકે કાર્યક્ષમ કામગીરી બજાવવાને બદલે સગલાઓને ખટાવવા ઉપર જ લક્ષ કેન્દ્રિત કર્યું છે.

[જ્યોર્જ વર્ગિઝ : ઇંડિયન એક્સપ્રેસના વડા-તંત્રીનો એક્સપ્રેસ મેગેઝીન પૂર્તિમા 'ટવેન્ટી પોઇન્ટસ ફોર મિસ્ટર ક્લીન'-લેખ]

મતદારોનો બહોળો ભાગ આઝાદી પછી જન્મેલા નાગરિકોનો બનેલો છે મતદારોએ સાતત્ય, સ્થિરતા અને પરિવર્તનનો આદેશ આપ્યો અને રાજીવ ગાંધી આ વિરાટ આદેશ પ્રમાણે વીજળીવેગે પગલા નહિ ભરે તો તેઓ એક જ વર્ષની અંદર મુસીબતમાં આવી પડશે XXરાજીવ ગાંધીને ઐતિહાસિક તક સાંપડી છે, તેઓ બેઉ હાથે એને ઝડપી નહિ લે તો હેરાન થઇ જશે—સમય મહત્ત્વાન છે; વિલંબ જીવેલણુ બની રહેશે.

*રાજકારણમા અને શાસનમાં -ઇન્સ્ટંટ ઉકેલો હોતા નથી દેશની વિરાટ સમસ્યાઓનુ ઇલમની લાકડી વડે નિરાકરણ નથી લાવી શકાતુ. ઘણો પસીનો પાડવો પડશે; માર્ગમા ઘણા ખાડા આવશે પણ એક વાર ભારતની ગાડી ચાલી તો પછી સફળતા હાથવેંતમા છે

- પ્રજાની જંગી ચાહના છતા રાજીવ એકલે હાથે કાઇ કરી શકે નહિ તેમણે—સમગ્ર દેશને સાથે લેવો જોઇએ.

[સચી સહાય : 'સ્ટેટસમેન' અંગ્રેજી દૈનિક-દિલ્હી આવૃત્તિના તંત્રી અને કટાર લેખકનો લેખ]

રાજીવ ગાધી સમક્ષની ચેલેંજ પ્રચંડ છે કાં તો તેઓ સરકારી માણસો અને સિસ્ટિમ ઉપર પકડ જમાવે છે કે કાં તો માણસો તથા સિસ્ટિમ રાજીવ ઉપર પકડ જમાવે છે.

— રાષ્ટ્રનો ખરો ફકરો તો બંધારણ છે રાજીવે તેમાના 'માર્ગદર્શક સિદ્ધાતો' (ડિરેક્ટિવ પ્રિન્સિપલ્સ) અમલમા મૂકવા જોઇએ—કોઇ નેતા આ સિદ્ધાંતોથી વધુ ક્રાંતિકારી થઇ શકે નહિ (ભૂલવુ ન જોઇએ કે) શ્રીમતી ગાંધીએ બંધારણ દ્વારા સ્થપાયેલી અનેક લોકશાહી સંસ્થાઓને તોડી નાખી અને પક્ષના ભુક્કા બોલાવી દીધા. રાજીવે ફ્લોરેન્સ નાઇટિંગેલની અદાથી આ મૃતપ્રાય સંસ્થાઓને મલમપટા વડે ફરી બેઠી કરવાની છે

(સચી સહાય : સ્ટેટસમેનમા 'એ ક્લોઝબુક' નામની કટારમાનો 'પાયલોટિંગ ધ નેશન' લેખ)

—રાજીવ ગાંધીને તોતીંગ હાર પહેરાવીને કોંગ્રેસના સંસદ સભ્યોએ તેમને જીવન કરતા મોટા બનાવી દીધા છે. એક જ ટોપલીમાં બધા ઇંડા મૂકીને મતદારોએ ઊંડો વિશ્વાસ વ્યક્ત કર્યો છે.

—માત્ર પ્રચંડ બહુમતી કાંઇ લાભકારક નથી. ૧૯૭૭ની જેમ પ્રજામાં પ્રચંડ અપેક્ષાઓ જન્મી છે તે નહિ સંતોષાય તો મતદારો લાકડી ઉગામશે રાજપુરુષો અને અમલદારો કોઇ પણ પરિવર્તનને નિષ્ફળ બનાવી દેવા માટે નામચીન છે. એક વીસમી સદીમાં લઇ જવાની હોંશ સારી છે પણ ભારત જુદા જુદા અનેક યુગોમાં જીવે છે. એ બધા યુગો

પરિવર્તનનો આદેશ આપ્યો છે. રાજીવ પરિવર્તનને વધુ મહત્ત્વ આપે

(પ્રેમશંકર ઝા : ટા.ઓ.ઇંમાં 'ન્યુટ્રિશન ટુ પોલિટિક્સ : રાજીવ ગાંધીઝ બોલ્ડ ઇનિશિયેટિવ' લેખ)

* લોકશાહી સંસ્થાઓ આપઘાત ભણી જઈ રહી હતી એ પ્રક્રિયાને રાજીવ ગાંધીએ ઉલટાવી છે. રાજકીય સડાનું મુખ્ય કારણ ગુંડાઓ અને રાજકારણીઓ વચ્ચેની કડી છે. ૧૯૬૯માં અવિભક્ત કોંગ્રેસે જાહેર કંપનીઓના ડોનેશન ઉપર પ્રતિબંધ મૂક્યો ત્યારથી આ મોકાણ સરજાઈ છે. પૈસાની જરૂર વધતી ગઈ એટલે રાજકીય પક્ષે હાથ કાળા કરવા માંડયા-સ્મગલરો, ખૂટલેગરો (દારૂ ગાળનારા) ટીંબર ચોરો, માફિયાઓ ગુંડાઓ, અને ગઠિયાઓ સાથે રાજપુરુષોએ હાથ મિલાવ્યા.

–આ અનિષ્ટ કડી તોડવાનું સહેલું નથી. ખુદ કોંગ્રેસના હાથ સૌથી વધુ ખરડાયેલા છે. તેણે હમણાં ચૂંટણીમાં એક અબજ રૂપીઆ ખર્ચ્યા.

* આ ગંદા તબેલા સાફ કરવાનો પ્રયાસ, બહુ બહુ તો આંશિક રીતે સફળ થાય. એક ઉપાય એ છે કે ઉમેદવારોનો તમામ (નિશ્ચિત) ખર્ચ રાજ્ય તરફથી અપાય.

[કે સી ખન્ના : ટા. ઓ. ઇ. માંનો લેખ 'ધ ટાસ્ક એહેડ નોઈઝીઅર']

પોલીસ, ન્યાયતંત્ર, રેલવે, શાળાઓ અને જાહેર બાંધકામ ખાતામાં એટલો ભ્રષ્ટાચાર છે કે તેને દૂર કરવામાં અનેક સરકારોની લાશો પડી છે

[શામલાલ ], ટા. ઓ ઇ.ના ભૂતપૂર્વ મુખ્ય સંપાદકની નેશનલ સીન કટારમાં 'ધ ફીવર ચાર્ટ' લેખ]

—મતદારોએ જેમની રોકડી કરી એવા દુ:ખી દુ:ખી પત્રકારો, પંડિતો, પ્રોફેસરો, પોલસ્ટરો, પબ્લિસિસ્ટો અને સેફોલોજિસ્ટો (રાજકારણી વર્તારિયા) !—મારી સલાહ સુણો.

* મતદારોએ તમને આપેલી પછડાટથી નાસીપાસ ન થતા, તમારું મગજ ઠંડું રાખો–ટૂંક સમયમાં તમારી વારી આવશે. વિજેતા પક્ષ માટે પડી રહેલી પ્રચંડ તાળીઓનો ગગડાટ ટૂંક સમયમાં શમી જશે, માસ મિડિયા (જન-સંપર્કનાં સાધનો)ની સુપરફીશ્યલ પબ્લિસીટીએ તમારાં પીંછાં ચૂંથી નાખ્યા છે, પણ ટૂંક સમયમાં તમે દંતકથાના ફિનિક્સ પક્ષીની જેમ શક્તિશાળી બેઠા થશો, ફરી પાછા તમે આગાહીઓ કરી શકશો (એ વખતે સાચી, આપણી સિસ્ટમ કેટલી બધી માંદલી છે એ તમે જાણો છો) ફીવર ચાર્ટનું પગેરું રાખજો અને હવે પછી તમારું ડાયગ્નોસીસ એકદમ ખરું પડશે.

૩૭ વર્ષ પહેલાં હતો એના કરતાંય આજે ભ્રષ્ટાચાર તથા બિનકાર્યક્ષમતાનો પાયો વધુ વિશાળ બનેલો છે. રાજકીય એસ્ટાબ્લિશમેન્ટના તથા નોકરશાહીના વિશાળ વર્ગોના સ્થાપિત હિતો વકરેલા છે. બિનજવાબદારી પ્રોસિજર, વિવેકબુદ્ધિ વાપરવાની ડિસ્ક્રીશનરી સત્તાઓ, ગૂંચવાડાભર્યા નિયમો, વગેરેથી અમલદારો તરબતર બન્યા છે–ત્વરિત નિર્ણયો, પ્રામાણિક અભિગમ અને ફાઈલોનો કાર્યક્ષમ નિકાલ એમને પસંદ નથી માત્ર નવા પાવરાથી આ સ્થાપિતહિતોનો ગરાસ લૂંટાઈ જાય ત્યારે તેઓ સુધારાને દાંત કચકચાવીને રેઝિસ્ટ કરશે –રાજીવે નોકરશાહી ઉપર સતત ચાબૂક ફેરવવો પડશે.

* ૫૧ ટકા, આ વહીવટી મુશ્કેલી તો કુછ વિસાતમાં નથી રાજકીય મેનેજમેન્ટ ભારી પડશે. રાજકીય શુધ્ધતાને નાથવા માટે સંસદમાંની વિરાટ બહુમતી ઇરત્રિક કામ આવતી નથી. રાજકીય સિસ્ટમ ભયંકર રીતે તપી ગયેલ છે...

☆

(સ્વામીનાથન એસ. આયર-ઇંડિયન એક્સપ્રેસમાં : 'ઇઝ રાજીવ સિરિયસ ?' લેખ)

રાજીવ ગાંધીએ કહ્યું છે કે મને વધુ મુક્ત અને સ્પર્ધાત્મક અર્થતંત્ર ખપે છે. જાહેર ક્ષેત્ર કાર્યક્ષમ બને એવી મારી ઈચ્છા છે મુલ્કી અમલદારોને વધુ વધુ સત્તા હોવી જોઈએ, સાથોસાથ જવાબદારી પણ પ્રજાની જરૂરિયાતો અને મુશ્કેલીઓ પરત્વે શાસને સજાગ, સંવેદનશીલ અને પ્રતિયોગી (રિસ્પોન્સિવ) બનવુ જોઈએ.

આ આદર્શો વખાણવા જેવા છે પરંતુ તેમણે એ પાર પાડવા હશે તો નિષ્ફળ અને નકામા અમલદારોને પાણીચું આપવુ પડશે. અને પોષામ નહિ એવા જાહેર એકમોને પાણીચું આપવુ પડશે. આપણે ત્યાં ૪૦ વરસમાં એ જવાબદારીનુ અને હરામખોરીનુ 'કલ્ચર' ફાલ્યુંફૂલ્યુ છે. વીજળી, પાણી, વાહન વ્યવહાર, ટેલિફોન અને એ ક્ષેત્રને ક્ષેત્રે ભયંકર ઉદાસીનતા, બેદરકારી તથા બેજવાબદારી જોવા મળે છે. દરેક પ્રધાને અને જાહેર ક્ષેત્રના દરેક વ્યવસ્થાપકે કાર્યક્ષમ કામગીરી બજાવવાને બદલે સગલાઓને ખટાવવા ઉપર જ લક્ષ કેન્દ્રિત કર્યું છે.

[જ્યોર્જ વર્ગિઝ : ઈંડિયન એક્સપ્રેસના વડા તંત્રીનો એક્સપ્રેસ મેગેઝીન પૂર્તિમાં 'ટવેન્ટી પોઈન્ટસ ફોર મિસ્ટર ક્લીન'-લેખ]

મતદારોનો બહોળો ભાગ આઝાદી પછી જન્મેલા નાગરિકોનો બનેલો છે મતદારોએ સાતત્ય, સ્થિરતા અને પરિવર્તનનો આદેશ આપ્યો અને રાજીવ ગાંધી આ વિરાટ આદેશ પ્રમાણે વીજળીવેગે પગલા નહિ ભરે તો તેઓ એક જ વર્ષની અંદર મુસીબતમાં આવી પડશે××રાજીવ ગાંધીને ઐતિહાસિક તક સાંપડી છે, તેઓ બેઉ હાથે એને ઝડપી નહિ લે તો હેરાન થઈ જશે–સમર્થ મુલ્યવાન છે; વિલંબ જીવેલણ બની રહેશે.

ભ્રષ્ટાચારમાં અને શાસનમાં ઈન્સ્ટંટ ઉકેલો હોતા નથી. દેશની વિરાટ સમસ્યાઓનું ઈલમની લાકડી વડે નિરાકરણ નથી લાવી શકાતું. મહેનો પસીનો પાડવો પડશે, માર્ગમાં ઘણા આડા આવશે પણ એક વાર ભારતની ગાડી ચાલી તો પછી સફળતા હાથવેંતમાં છે.

– પ્રજાની જંગી ચાહના છતાં રાજીવ એકલે હાથે કાંઈ કરી શકે નહિ તેમણે–સમગ્ર દેશને સાથે લેવો જોઈએ.

[સચી સહાય : 'સ્ટેટસમેન' અંગ્રેજી દૈનિક-દિલ્હી આવૃત્તિના તંત્રી અને કટાર લેખકનો લેખ]

રાજીવ ગાંધી સમક્ષની ચેલેંજ પ્રચંડ છે કાં તો તેઓ સરકારી માણસો અને સિસ્ટિમ ઉપર પકડ જમાવે છે કે કાં તો માણસો તથા સિસ્ટિમ રાજીવ ઉપર પકડ જમાવે છે.

– રાષ્ટ્રનો ખરો ઢંઢેરો તો બંધારણ છે રાજીવે તેમાના 'માર્ગદર્શક સિદ્ધાંતો' (ડિરેક્ટિવ પ્રિન્સિપલ્સ) અમલમાં મૂકવા જોઈએ—કોઈ નેતા આ સિદ્ધાંતોથી વધુ ક્રાંતિકારી થઈ શકે નહિ (ભૂલવુ ન જોઈએ કે) શ્રીમતી ગાંધીએ બંધારણ દ્વારા સ્થપાયેલી અનેક લોકશાહી સંસ્થાઓને તોડી નાખી અને પક્ષના ભુક્કા બોલાવી દીધા. રાજીવે ફ્લોરેન્સ નાઈટિંગેલની અદાથી આ મૃતપ્રાય સંસ્થાઓને મલમપટા વડે ફરી બેઠી કરવાની છે.

(સચી સહાય : સ્ટેટસમેનમા 'એ ક્લોઝબૂક' નામની કટારમાંનો 'પાયલોટિંગ ધ નેશન' લેખ)

–રાજીવ ગાંધીને તોતીંગ હાર પહેરાવીને કોંગીના સંસદ સભ્યોએ તેમને જીવન કરતાં મોટા બનાવી દીધા છે. એક જ ટોપલીમાં બધા ઈંડા મૂકીને મતદારોએ ઊંડો વિશ્વાસ વ્યક્ત કર્યો છે.

–માત્ર પ્રચંડ બહુમતી કાંઈ લાભકારક નથી. ૧૯૭૭ની જેમ પ્રજામાં પ્રચંડ અપેક્ષાઓ જન્મી છે તે જો નહિ સંતોષાય તો મતદારો લાકડી ઉગામશે રાજપુરુષો અને અમલદારો કોઈ પણ પરિવર્તનને નિષ્ફળ બનાવી દેવા માટે નામચીન છે. એક વીસમી સદીમાં લઈ જવાની હોંશ સારી છે પણ ભારત જુદા જુદા અનેક યુગોમાં જીવે છે. એ બધા યુગો

વચ્ચેનું અંતર ઘટાડવું પડશે.

('સ્ટેટસમેન'ના અગ્રલેખ-'એ પ્રોગ્રામ-નાઈનટીન એઈટી ફાઈવ')

રાજીવ ગાંધીના પ્રથમ નિવેદનથી મગ ભાડે બાફવા માંડશે એવું કદાચ કોઈએ ન હતું માન્યું. વડા પ્રધાનના ખાસ સલાહકારો શું કરે છે તેના પર બધો આધાર છે.

*

[એન સી મેનન - 'હિંદુસ્તાન ટાઈમ્સ'ના તંત્રીના 'પીપલ એન્ડ પોલિટિક્સ'-સાપ્તાહિક કટારમાં 'એન ફિક્સિંગ ધ સિસ્ટમ' લેખ ]

પ્રજાએ રાજીવને શો આદેશ આપ્યો છે ? એ જ કે તેમણે આળસુ, કામચોર, બિનકાર્યક્ષમ અને ભ્રષ્ટ અમલદારોને શોધીને ફેંકી દેવા ઉપરાંત સરકારને અને રાજકારણને સ્વચ્છ બનાવવાના છે. પરંતુ તે પહેલાં લંડનના સાપ્તાહિક 'ઇકોનો-

મુજબ રાજીવ રાજકારણને સુધારે પહેલા રાજકારણ રાષ્ટ્રને અવતરણ ચિહ્નો -માં જ પૂરી દેશે - !

- રોગ જલદ છે તેથી ઉપચાર પણ કડક જોઈશે દાં ત સરકારે વટહુકમ બહાર પાડી, રાષ્ટ્રીય સલામતી ધારા જેવી કડક સત્તા પ્રાપ્ત કરીને મેસ્ત્રી, લાંચિયા તથા ભ્રષ્ટ અમલદારોને હાંકી કાઢવા જોઈએ. બીજા એક વટહુકમથી એવું ઠરાવવું જોઈએ કે જે રાજકારણીઓ સરકારી નોકરીઓ માટે ભાથા જેવા સગાંઓની ભલામણ કરશે તેમને આકરી સજા થશે.

[એન સી. મેનન , હિંદુસ્તાન ટાઈમ્સમાંનો લેખ]

ફાઈલોની આજુબાજુ વીંટળાયેલી લાલ ફિતૂર (૨૫) એ કંઈ સ્પેગેટી (ખાવાની ચીજ) નથી વિજયની માત્ર ઉજવણીઓથી ગરીબોના પેટ ભરાતા નથી કે તેમને માથે છાપરું આવી જતું નથી એ માટે સતત મહેનત કરવાની જરૂર છે.

[પીં કાસ્થિન : હિંદુસ્તાન ટાઇમ્સ 'મીનિંગ ઓફ ધ મેન્ડેટ' લેખ]

પ્રચંડ બહુમતી છતાં કોંગ્રેસ પક્ષને માથે ભય ઝઝૂમે છે એક પટાવાળાને કે એક નાયબ સચિવને કાઢી મૂકવાથી ભ્રષ્ટાચાર દૂર થવાનો નથી

[ઇકોનોમિસ્ટ : લંડનના સાપ્તાહિકનો અગ્રલેખ]

રાજીવની ખરી કસોટી આર્થિક નીતિઓમાં થશે. વાણી વિલાસથી કાર્યક્ષમતા આવી જવાની નથી. પ્રચંડ મતો મેળવનાર બીજા ગાંધી (પ્રથમ-ઈંદિરાજી) આપણે આપણે એથી કંઈ ઇ સક્કરવાર વળવાનો નથી *

* લોકસત્તા ૧૫-૧-૮૫ ના કમાનાં ક્રસમુખ ગાંધીના લેખમાંથી

## સાભાર સ્વીકાર

**૧૦ પુસ્તિકાશ્રેણી : પૂ રવિશંકર**

દાદાની 'પ્રેરક' વાતો, દાદાને વહાલા વિદ્યાર્થીઓ, દાદાની બોધકથાઓ, દાદાનું વાત્સલ્ય. દીનદુખિયાંના દાદા, દાદાની ભૂદાનગંગા, જીવનશિક્ષક દાદા, દાદાની પ્રતિભા, દાદાની શીખ, દાદાની અમૃતવાણી—વાત્સલ્યમૂર્તિ પૂ. દાદાનો દશ પુસ્તિકાઓનો સંપુટ સંપાદક—શ્રી મુકુલભાઇ કલાર્થી, પ્રકા શ્રી રવિશંકર મહારાજ સેવા ટ્રસ્ટ, નાની બ્રહ્મપુરી પોળ, ખાડિયા ચાર રસ્તા, અમદાવાદ ૩૮૦૦૦૧, ૧૯૮૪;

કિં રૂ. ૨-૦૦ દરેક પુસ્તિકાં ઠીઠ

# નૂતન નાગરિક સહકારી બેન્ક લિમિટેડ

રજીસ્ટર્ડ ઓફિસ :- ૨-ઈ, મસ્કતી માર્કેટ, કપાસિયા બજાર, અમદાવાદ – ૩૮૦૦૦૨
સેન્ટ્રલ ઓફિસ :- (એડમિનિસ્ટ્રેટિવ ઓફિસ) વિક્ટોરિયા જ્યુબિલી હૉસ્પિટલ સામે
ડૉ. મોતીભાઈ માર્ગ, પાંચકૂવા, અમદાવાદ – ૩૮૦૦૦૨ ટે. નં. ૩૬૩૯૦૮

**શાખાઓ –**

| | | |
|---|---|---|
| (૧) રજીસ્ટર્ડ ઓફિસ | ૨-ઈ, મસ્કતી માર્કેટ, અમદાવાદ – ૨ | ,, ૩૮૭૫૯૧<br>૩૩૪૯૦૪ |
| (૨) કાપડીવાડ | ન્યુ ક્લોથ માર્કેટ, રાયપુર, અમદાવાદ – ૧ | ,, ૩૬૪૪૦૫ |
| (૩) શાન્તિ કોમર્શિયલ સેન્ટર | નગરશેઠનો વાડો, ઘીકાંટા રોડ, અમદાવાદ – ૧ | ,, ૨૪૩૬૯ |
| (૪) આશ્રમ રોડ | ધન લક્ષ્મી ચેમ્બર્સ, ગુજરાત વિદ્યાપીઠની બાજુમાં આશ્રમરોડ, અમદાવાદ – ૧૪ | ,, ૪૪૧૦૩૧ |
| (૫) રખિયાલ | નીલકંઠ મહાદેવ બિલ્ડીંગ, નાગરવેલ હનુમાનરોડ, રખિયાલ – અમદાવાદ | ,, ૩૬૧૩૫૨ |
| (૬) બાપુનગર | ૧૨-બી, સૌરાષ્ટ્ર પટેલ સોસાયટી, નિકોલ રોડ, ભીડ ભંજન હનુમાન પાસે, બાપુનગર, અમદાવાદ | ,, ૩૮૭૭૬૧ |
| (૭) વાસણા | જીવન દર્શન બિલ્ડીંગ, વાસણા બસ સ્ટેન્ડ સામે, સરખેજ રોડ, અમદાવાદ – ૭ (સેફ ડિપોઝિટ વૉલ્ટ સાથે) | ,, ૪૧૫૪૮૬ |
| (૮) ડ્રાઈવ-ઇન-રોડ (મેમનગર) | ૪, પ્રગતિ સોસાયટી, વિજય ચાર રસ્તા પાસે, P. P. નવરંગપુરા, અમદાવાદ – ૯ | ,, ૪૪૦૪૨૯ |

ચેરમેન
શ્રી આત્મારામ ભોગીલાલ સુતરિયા

મેનેજિંગ ડિરેક્ટર
શ્રી કલ્યાણભાઈ પી. કડિયા

જોઈન્ટ મેનેજિંગ ડિરેક્ટર
શ્રી જયંતિલાલ આત્મારામ શાહ

ડિરેક્ટર્સ

શ્રી રસીકલાલ મોહનલાલ શાહ
,, પાર્થિવભાઈ એચ અધ્વાર્યુ
,, કાંતિલાલ જે. ધનદાસ પટેલ

| | |
|---|---|
| શ્રી કલ્યાણભાઈ ત્રિકમલાલ શાહ | શ્રી હિંમતલાલ ચીમનલાલ શાહ |
| ,, નટવરલાલ લલ્લુભાઈ પટેલ | શ્રી નિતીનભાઈ શાંતિલાલ શાહ |
| ,, સુમતીલાલ છોટાલાલ શાહ | ,, ગિરીશકુમાર ભગવત પ્રસાદ |
| ,, ભાઈદાસ ખટીન પરીખ | શ્રીમતી કરુણાબેન અપૂર્વભાઈ શાહ |

**તા. ૩૦-૧-૮૨ના બેન્કના પ્રગતિદર્શક આંકડા**

| | | | |
|---|---|---|---|
| અધિકૃત શેર ભંડોળ | ૧,૦૦,૦૦,૦૦૦ | થાપણો | ૧૫,૩૨,૦૦,૦૦૦ |
| કુલ આવેલ શેરભંડોળ | ૭૬,૩૪,૧૨૫ | ધીરાણો | ૧૧,૬૫,૦૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ ઇત્યાદિ | ૧,૬૬,૦૦,૦૦૦ | કાર્યકારી ભંડોળ | ૧૯,૭૬,૦૦,૦૦૦ |

નફો ૮૦૬,૧૬,૦૦૦

આકર્ષક વિવિધ બચત યોજનાઓ અને તેની વિગતવાર માહિતી
માટે નજીકની શાખાનો રૂબરૂ સંપર્ક સાધો.

ઠાકોરભાઈ એચ પટેલ

# દાહોદ સહકારી ખરીદ વેચાણ સંઘ લિ. દાહોદ

હનુમાન બજાર, પો બો. નં-૨૭
દાહોદ-૩૮૯ ૧૫૧ જિ. પંચમહાલ

પ્રવૃત્તિના કેન્દ્રો : ૨૦ વાર્ષિક ટર્નઓવર : ૫,૫૮,૦૦,૦૦૦/-

## —મુખ્ય પ્રવૃત્તિ—

(૧) ખેત પેદાશના માલના ખરીદ-વેચાણ (જથ્થાબંધ તથા છૂટક)
(૨) જીવન જરૂરિયાતની ચીજ વસ્તુઓના આહકી માલોની અંકુશિત કે વ્યાજબી ભાવે વહેંચણી (જથ્થાબંધ તથા છૂટક)

સીઝનનું અનાજ : ચોખા દહેરાદુન બાસમતી, કાલીમુછ સુરત જીરા, એક જીરા, તુવેરદાળ તેલવાળી/ કોરી, ચણાદાળ, ઘઉં કલ્યાણસોના, ઘઉં કાઠા, ગોળ ચાકુ/ કોલ્હાપુરી, સીંગતેલ તથા અન્ય જીવન જરૂરિયાતની ચીજવસ્તુઓ મેળવવા સંપર્ક સાધો—

ફોન :
અનાજ વિભાગ ૧૪૩ તથા ૯૦૩
ખાંડ-ગોળ વિભાગ - ૯૨૭
ઓફિસ : ૨૭

તારનું સરનામું
"સહકાર"

જ. મા. સોલંકી
ચેરમેન
દાહોદ સહકારી ખરીદ વેચાણસંઘ લિ
દાહોદ

## ઇસ્લામ : ઉદય અને વિકાસ (લે. ભોગીભાઇ ગાંધી)

આજે જ કેટલોક ભાગ નજર તળે કાઢી ગયો ટાઇપ મોટા અને ચોપડી રૂપેરૂ ઠાવકી, તેથી જોતા જોતાં જ ઘણું વંચાઇ ગયું. તમે ઉપયોગી, અને હુ માનુ કે, હિંમતનું કામ કર્યું ઉ- હિંમત એટલા માટે કે બધે સાધાર સમું હોય તો પણ ધાર્મિક બાબતોમા આપણી પ્રજા આળા સ્વભાવની છે.

તમે બહુવિધ સામગ્રી આપી એક ખૂબ ઉપયોગી ગ્રંથ તૈયાર કર્યો છે

૨-૧-૮૫] —વિષ્ણુપ્રસાદ ત્રિવેદી (સુરત)

*

વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ નામ સાર્થક થાય તેવુ આ પુસ્તક આપે લખ્યું તેથી અકથ્ય આનંદ અનુભવું છુ. ગુજરાતી વાચકોને 'ઇસ્લામ' ધર્મદ્વારા જીવન માટેનો એક શુદ્ધ આચાર દર્શાવતો ગ્રંથ આપીને માનવ–એકતાનુ દર્શન તમે કરાવ્યું છે કોમી દ્વેષ દૂર કરવા માટેનું આ સત્કાર્ય કરવા માટે અભિનંદન આપું છુ. જેમ 'દેશવિદેશના ગાંધી' (પુસ્તક) દ્વારા માનવ પ્રેમનુ દર્શન કરાવનારા મહાપુરુષોનો પરિચય કરાવ્યો તેમ આ પુસ્તક દ્વારા ધર્મ અન્તે તો જીવનના શુદ્ધિકરણની ભાવનામાંથી જન્મે છે તેનો પરિચય કરાવ્યો છે

૮-૧-૮૫] અમૃતલાલ યાજ્ઞિક (મુંબઇ)

*

ઇસ્લામ આપણા દેશનો એક અગ્રણી ધર્મ છે, આ ધર્મના અનુયાયીઓની સંખ્યા પણ ઇસ્લામી રાષ્ટ્ર કરતા આપણા દેશમાં વિશેષ હશે. ત્યારે એમના સાથી ધર્મોનાં ભાઇ–બહેનોને એ ધર્મની મુખ્ય લાક્ષણિકતાનો પરિચય થાય એ ખૂબ જરૂરી છે. આપે પ્રસ્તુત પુસ્તક દ્વારા એ જરૂરિયાત પૂરી કરી છે માટે અભિનંદન આપણા જેવા બહુધર્મી બહુભાષી દેશની પ્રજાએ પરસ્પરના ધર્મોનાં મળતરનો જાણવા એ સમયનો તકાજો કે સહિષ્ણુતા અને સાહચર્યની દષ્ટિએ પણ અતિ આવશ્યક છે. આપે આ ગ્રંથ દ્વારા આ આવશ્યકતા પૂરી પાડી છે. સમાજને ઘડવામાં આવા લખાણો માટે નિઃસંદેહ ઉપયોગી નીવડે જ. વિશ્વમાનવ ટ્રસ્ટ આ બાબતે જાગૃત છે તે જાણી આનંદ.

૧૭-૧-૮૫] —રમેશ જમીનદાર (અમદાવાદ)







('ટા. ઓ. ઇંડિયા'ના સૌજન્યથી)

## ચેતવણી

હવે પછી લોકો આપણી કિંમત આપણે જે સિદ્ધાંતોની વાતો કરીએ તે ઉપરથી, આપણે આપણને જે નામથી ઓળખાવીએ તે ઉપરથી કે આપણે જે સૂત્રો પોકારીએ તે ઉપરથી નહીં, પણ આપણાં કામો, આપણો ઉદ્યોગ, આપણાં બલિદાનો, આપણી પ્રામાણિકતા અને આપણા ચારિત્ર્યની શુદ્ધતા ઉપરથી આંકશે. આપણે તેમને માટે ખરેખર શું કર્યું છે એ તેઓ જાણવા માગશે. પરંતુ તમે સાંભળશો નહીં, પ્રજામાં પ્રવર્તતાં દુઃખો અને અસંતોષનો લાભ ઉઠાવીને પક્ષના હેતુઓને ખાતર તમે તેનો ગેરલાભ ઉઠાવશો, તો તે તમારા માથામાં જ વાગશે અને પ્રજાનો દ્રોહ કરવા માટે ભગવાન પણ તમને માફ નહીં કરે

('મહાત્મા ગાંધી-પૂર્ણાહુતિ')

—ગાંધીજી





માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક
સંપાદન સુભદ્રા ગાંધી • ગિરધર ઝવેરી • …ભાઈ ગાંધી





# માનવ-એક અદ્‌ભુત ઘટના

કાંતિ શાહ

ડાર્વિનનું મૃત્યુ ૧૮૮૨માં થયેલું. તેને એકસો વરસ પૂરાં થયાં, તે નિમિત્તે ૧૯૮૨માં અમેરિકામાં મળેલ ૧૮મી નોબેલ કોન્ફરન્સની મુખ્ય ચર્ચા ડાર્વિનના ઉત્ક્રાંતિવાદની કરી હતી. તે ચર્ચા સંપાદિત કરીને હવે "ડાર્વિનનો વારસો" (Darwin's Legacy"—Published by Harper & Row) એ નામે પુસ્તકાકારે પ્રકાશિત કરવામાં આવી છે તેમાં હાર્વર્ડના પ્રસિદ્ધ ભૂસ્તરશાસ્ત્રી સ્ટીફન ગોલ્ડે કહ્યું છે :

'ઉત્ક્રાંતિની પાછળ કોઈ હેતુ હોવો જોઈએ, ઉન્નતિનું કાંઈક લક્ષ્ય હોવું જોઈએ, એ વાતને ડાર્વિનની થિયરીમાં કોઈ સ્થાન નહોતું. 'કુદરતી પસંદગીનો સિદ્ધાંત' કદાચ અજ્ઞાતપણે એડમ સ્મિથના વ્યક્તિવાદી "લેસેફેર" અર્થશાસ્ત્રના અનુકરણમાં પ્રસ્થાપિત કરવામાં આવ્યો હતો તેમાં એમ માનવામાં આવ્યું છે કે દરેક વ્યક્તિ પોતાની વ્યક્તિગત સફળતા માટે સંઘર્ષ કરતી રહે છે. આખીયે માનવજાતને કાંઈ લાભ થવાનો હોય, અથવા સૃષ્ટિરચનામાં કોઈ સમન્વય સાધવાનો હોય તો આ વ્યક્તિગત સંઘર્ષની માત્ર આડ પેદાશ રૂપે. બાકી એવા કોઈ હેતુ સાથે ઉત્ક્રાંતિ થઈ રહી છે, એવું નથી. આત્માની કે દૈવી, પરિબળોની કે ઈશ્વરની પણ કશી જરૂર નથી.'

આ પ્રકારના ઉત્ક્રાંતિવાદે માનવજાતને ઉન્નતિ માટે પ્રેરતી તમામ શ્રદ્ધાઓનો નાશ કર્યો. તેને લીધે ભૌતિકવાદને બળ મળ્યું, પણ માણસની આદર્શવાદની ભૂખ અતૃપ્ત રહી. સોળમી-સત્તરમી સદીથી લઈને ભૌતિક વિજ્ઞાનોની જે નવી નવી શોધો થઈ તેનાથી વિજ્ઞાનયુગનો આરંભ થયો હતો. વિજ્ઞાનયુગમાં ઇન્દ્રિયગોચર જ્ઞાન અને તર્કબુદ્ધિ પર અત્યંત ભાર મુકાયો. જેને તોલી, માપી શકાય, પ્રયોગશાળામાં જેને સાબિત કરી શકાય, તર્કબુદ્ધિથી જેના અફર ને ચોક્કસ નિયમો બાંધી શકાય, તે જ 'વૈજ્ઞાનિક' ગણાય. આની બહારનું તે બધું 'અવૈજ્ઞાનિક', અને તે આપણા કામનું નહીં. આનો અર્થ એ થયો કે, આત્માને ન તોલી શકાય, ન માપી શકાય, ન પ્રયોગશાળામાં સાબિત કરી શકાય, એટલે વિજ્ઞાનના ક્ષેત્રમાં તેનું અસ્તિત્વ જ શી રીતે સંભવી શકે ? પાપ-પુણ્ય, ઇષ્ટ-અનિષ્ટ, નીતિ-અનીતિ વગેરેનું પણ એવું જ. તેનો પણ વિજ્ઞાનને કશો ખપ નથી. જીવનમાં મૂલ્યો અને અર્થપૂર્ણતાની વાત કરવી

નિરર્થક છે. ઊર્ધ્વતા, દિવ્યતા વગેરે વાતો નકામી છે. સોળમી-સત્તરમી સદીથી જે વિજ્ઞાનવાદ અને બુદ્ધિવાદ પાંગરતો રહ્યો છે, તેની પાછળની મુખ્ય વિચારસરણી આવી છે અને આની અસર લોકોના જીવન ઉપર, માણસ-માણસ વચ્ચેના સંબંધો ઉપર, જીવનના આદર્શો અને મૂલ્યો ઉપર પડી છે.

વિજ્ઞાનયુગમાં જે જીવન-દર્શન અને વિશ્વ-દર્શન ઊભું થયું, તે આવી ભૌતિકવાદી વિચારસરણી ઉપર આધારિત છે. તે ધીરે ધીરે જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં વ્યાપી ગઈ છે. તેના આધારે જ નવા નવા શાસ્ત્રો રચાયાં અને નવા નવા સિદ્ધાંતો સ્થાપિત થયા. ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદ પણ આ ભૌતિકવાદી વિચારસરણી ઉપર જ આધારિત હતો.

વિજ્ઞાનયુગમાં ઊભા થયેલા ભૌતિકવાદી અર્થશાસ્ત્રે માણસ-માણસ વચ્ચેની ગળાકાપ સ્પર્ધાને સાવ સ્વાભાવિક માની, બલ્કે, પોતાના પ્રતિસ્પર્ધીને બાજુએ હડસેલીને આગળ નીકળી જવાની લાલસા ઊલટાની પ્રગતિ માટે આવશ્યક ગણી. ડાર્વિને આ જ માન્યતાને જીવશાસ્ત્રના ક્ષેત્રમાં પોતાના સ્પર્ધાત્મક જીવન-સંઘર્ષના સિદ્ધાંત મારફત વાચા આપી. ડાર્વિનનો "કુદરતી પસંદગી"નો સિદ્ધાંત એ એડમ સ્મિથના "અદૃશ્ય હાથ"ના સિદ્ધાંતનું જાણે જીવશાસ્ત્રીય સંસ્કરણ છે. પ્રત્યેક જીવને જીવન-સંઘર્ષમાં ઊતરવું પડે છે. આ જીવન સંઘર્ષમાં ટકી રહેવા માટે કુદરત યોગ્યતમની પસંદગી કરે છે. નબળાં, અયોગ્ય અને બિનકાર્યક્ષમ જીવો ભુંસાતા જાય છે, નામશેષ થતા જાય છે. આ સૃષ્ટિમાં જે બંધબેસતા થઈ શકે, જાતજાતની વિપરીત પરિસ્થિતિને અનુકૂળ થઈને પોતાનું અસ્તિત્વ ટકાવી શકે, એવા જ જીવો આગળ વધે છે. આ ડાર્વિનવાદી દુનિયામાં માણસને માત્ર એક પ્રાણી અને પ્રાણીને માત્ર એક યંત્ર માનવામાં આવ્યું. આખું વિશ્વ એક યંત્ર જ બની ગયું.

પરંતુ માણસના પોતાનામાં જ એવું કાંઈક છે, જેને લીધે માણસને માત્ર પશુવત્ કે યંત્રવત્ જીવનમાં રસ નથી પડતો અને તેનાથી સંતોષ નથી થતો. માણસનું સ્વાભાવિક વલણ ઊર્ધ્વ તરફ પ્રયાણ કરતા રહેવાનું છે. થૉમસ હક્સલી ડાર્વિનના ઉત્ક્રાંતિવાદનો પ્રખર હિમાયતી રહેલો. પરંતુ એમના છેલ્લાં વરસોમાં હક્સલીનું વલણ સદંતર બદલાઈ ગયું. એમણે કહ્યું કે આ યંત્રવત્ જીવન-દર્શન અને વિશ્વ-દર્શન હરગિજ સ્વીકારશો નહીં. માણસ એક આધ્યાત્મિક જીવ છે. પોતાના સ્વભાવની ઊર્ધ્વ સંભાવનાઓ અનુસાર જીવન અને જગતનું અર્થઘટન કરવું એ માણસના ચિંતનનું શ્રેષ્ઠ કર્તવ્ય છે.

"ઉત્ક્રાંતિ અને નીતિશાસ્ત્ર" ઉપરના પોતાના પ્રસિદ્ધ ભાષણમાં થૉમસ હક્સલીએ કહ્યું :

> નૈતિકતાની દૃષ્ટિએ જે સર્વોત્તમ છે, એટલે કે જેને આપણે ઈમાનદારી, ભલાઈ, પરોપકાર વગેરે સદ્‌ગુણો કહીએ છીએ, તેનું આચરણ કરવા જતાં દુનિયાદારીના કાટલાં મુજબની સફળતા હરગિજ નથી મળતી. દુનિયાદારી જીવન-સંઘર્ષમાં જેને આપણે સફળતા લેખીએ છીએ, તેનાથી તો આ સાવ ઊલટું જ છે. ગળાકાપ પ્રતિસ્પર્ધાની જગ્યાએ આમાં તો આત્મ-સંયમની જરૂર પડે છે. બધા જ પ્રતિસ્પર્ધીઓને બાજુએ હડસેલી દેવા અથવા પગ તળે કચડી નાખવાને બદલે આમાં તો બીજાઓ પ્રત્યે આદર સેવવાની એટલું જ નહીં બીજાઓને બને તેટલા સહાયભૂત થવાની જરૂર પડે છે. આ જીવન-સંઘર્ષમાં નબળા, અયોગ્ય વગેરે નાશ પામશે અને યોગ્યતમ ટકી જશે એમ નહીં, પણ શક્ય હશે તેટલા વધારેમાં વધારે જીવોને અનુકૂળ બનાવીને, યોગ્ય બનાવીને ટકાવવાની કોશિશ થશે.

આ દૃષ્ટિએ જોઈએ તો ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદ આજે બિલકુલ અપ્રસ્તુત ઠરે છે. માણસના ઊર્ધ્વ વિકાસના સંદર્ભમાં ડાર્વિન અથવા અન્ય ભૌતિક વિજ્ઞાનીઓ કશું યે માર્ગદર્શન પૂરું પાડી શકે તેમ નથી. માણસની ઊર્ધ્વ અભીપ્સાઓ તેમ જ

નૈતિક પ્રશ્નોના જવાબ ભૌતિકશાસ્ત્રમાંથી સાંપડી શકે નહીં; તેના માટે તો માનવતાવાદી દષ્ટિકોણથી નવું ચિંતન થવું જોઈએ. માણસની દષ્ટિએ જોઈએ તો આ ભૌતિક અસ્તિત્વ માટેનો સંઘર્ષ નથી, આ તો નૈતિક મથામણ છે, અને તે બૌદ્ધિક અને નૈતિક ગુણો ઉપર અવલંબેલી છે. ઉપરાંત, માનવજીવનનો કંઈક હેતુ પણ જોઈએ જ, તેના વિના તો આપણે મૃતવત્ થઈ જઈએ. માણસ તરીકે આપણું દર્શન વ્યાપક ને વ્યાપક થતું જવું જોઈએ, આપણી આત્મ-સભાનતાનો વ્યાપ વધતો જવો જોઈએ માનવીય ઉત્ક્રાંતિનો આ જ અર્થ છે.

*

– ઉત્ક્રાંતિનું ભૌતિકવાદી નહીં પણ આવું માનવતાવાદી સમગ્ર ચિત્ર પીઅર ટિલહાર્ડ શારદાએ (Pierre Teilhard De Chardin) પોતાના પુસ્તક "માનવ, એક અદ્ભુત ઘટના" (The Phenomenon of Man)માં આપ્યું છે. માંડ ૩૦૦ પાનાંનું આ પુસ્તક આપણી સામે એક ભવ્ય દર્શન રજૂ કરી જાય છે જીવનભરના સર્જનાત્મક ચિંતનનો એ પરિપાક છે આ પુસ્તક વિશે આર્નોલ્ડ ટોયન્બીએ કહ્યું છે 'વિજ્ઞાનનો એક મહાન માણસ અને એક મહાન આત્મા એમની આ કૃતિ આપણી પેઢીને એક સર્વાંગી દર્શન પુરું પાડે છે, જેની આપણને તાતી જરૂર હતી' જુલિયન હક્સલીએ કહ્યું છે, પીઅર ટિલહાર્ડના વિચારો અને રજૂઆતની પ્રભાવ કારકતા, અને પવિત્રતા, તથા સાથોસાથ બંધા મૂલ્યોનુ પ્રેમપૂર્વક આકલન કરીને સમગ્ર દર્શન સાથે એ મૂલ્યોને વણી લેવાની એમની કુશળતાને કારણે, દુનિયાને એક એવું ચિત્ર મળ્યું છે, જેમાં વિરલ સ્પષ્ટતા ને સ્વચ્છતા છે એટલું જ નહીં પણ ન ઉવેખી શકાય એવા નિષ્કર્ષોથી જે ભર્યું ભર્યું છે.' બીજા એક વિવેચક અબ્રાહમ ફેરોલે કહ્યું છેઃ આ એક અત્યંત અસામાન્ય પુસ્તક છે આ વિશ્વમાં માણસનું શું સ્થાન છે તે સમજવા માટે આ પુસ્તકનું ભારે દૂરગામી મહત્વ છે.'

ટિલહાર્ડ ખ્રિસ્તી પાદરી અને એક વિશ્વ-વિખ્યાત જીવાશ્મ–વિજ્ઞાની (palaeontologist) હતા, એમનો જન્મ ૧૮૮૧મા ફ્રાન્સમાં થયો. ૧૮ વર્ષની વયે તેઓ ખ્રિસ્તી પંથમાં દાખલ થયા અને ૧૯૧૨મા ૩૧ વર્ષની વયે પાદરી બન્યા. ભૂસ્તરશાસ્ત્રમાં અને આદિ જીવાશ્મ (ફોસિલ)ના અભ્યાસમાં એમને પહેલેથી રસ હતો બર્ગસનનું "સર્જનાત્મક ઉત્ક્રાંતિ" (Creative Evolution) પુસ્તક વાચતા એમને ઉત્ક્રાંતિની બાબતોમા રસ જાગ્યો. પેરિસમા મ્યુઝિયમ ઓફ નેચરલ હિસ્ટરીમા તેઓ દાખલ થયા અને ધીરે ધીરે એમનો અભ્યાસ માનવીય ઉત્ક્રાંતિ ઉપર કેન્દ્રિત થયો. એ એમનુ મુખ્ય જીવન કાર્ય બની ગયુ ૧૯૧૮માં એમણે ગરીબી, બ્રહ્મચર્ય અને આજ્ઞાપાલનની પ્રતિજ્ઞા સાથે સાધુ જીવન સ્વીકાર્યું.

આમ, ધર્મ અને વિજ્ઞાન બ નેનુ અનુશીલન એમનુ સાથોસાથ ચાલતુ રહ્યું. એમનું વિજ્ઞાન-ચિંતન એમને એવુ દર્શન કરાવી રહ્યુ હતું કે માનવ સહિત આ આખીયે સૃષ્ટિ એક ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં છે. આ ઉત્ક્રાંતિની પ્રક્રિયાની એક સર્વસામાન્ય થિયરી કે ફિલસૂફી ઘડવી જોઈએ, જેમા માનવ ઇતિહાસ અને માનવ વ્યક્તિત્વના વિકાસનો તેમજ જીવશાસ્ત્રનો સમાવેશ થઈ જાય તથા જેના આધારે આપણે માનવની ભાવિ ઉત્ક્રાંતિ અંગે તારણો કાઢી શકીએ, સાથોસાથ એક નિષ્ઠાવાન પાદરી તરીકે એમને આ ઉત્ક્રાંતિની ફિલસૂફીનો ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર સાથે મેળ બેસાડવાની તેમજ ધાર્મિક અનુભવો અને ભૌતિક વિજ્ઞાનના અનુભવોઓને એકબીજા સાથે સાંકળવાની તીવ્ર અનિવાર્યતા વરતાયા કરતી હતી.

પરંતુ રૂઢિચુસ્ત ધર્મગુરુઓને ટિલહાર્ડના વિચારો ખ્રિસ્તી ધર્મશાસ્ત્રની વિરુદ્ધના લાગ્યા. તેથી ટિલહાર્ડ પેરિસમાં અધ્યાપન કાર્ય કરતા

હતા તેના પર પ્રતિબંધ મુકાયો. પરિણામે, ટિલહાર્ડ વિજ્ઞાન–સંશોધનના કાર્યમાં જ વધુ ને વધુ ખૂંપતા ગયા. મ્યુઝિયમ ઑફ નૅચરલ હિસ્ટરીના કાર્ય અંગે ૧૯૨૩માં એમને પહેલીવાર ચીન જવાનું થયું અને પછી તો ૧૯૨૬થી લગભગ ૨૦ વરસ ચીનમાં રહીને જ કામ કરવાનું થયું. તે દરમ્યાન અમેરિકા, એબીસિનિયા, ભારત, બ્રહ્મદેશ અને જાવા જવાનું પણ થયું એમનું કાર્ય વિસ્તરતું ગયું અને ચિંતન ઊંડું થતું ગયું. આંતરિક આધ્યાત્મિક વિકાસ પણ સધાતો રહ્યો.

માનવ ઉત્ક્રાંતિ અંગેના એમના વિચારો ઘડાતા જતા હતા ૧૯૩૮માં એમણે "ધ ફિનોમીનન્ ઑફ મૅન"ની મૂળ હસ્તપ્રત તૈયાર કરી પરંતુ તે પ્રકાશિત કરવાની પરવાનગી એમની ધર્મસંસ્થા તરફથી ન મળી ટિલહાર્ડને ભારે આઘાત લાગ્યો, કેમકે એમને પોતાને એવી અનુભૂતિ હતી કે પોતાનું લખાણ માનવજાત માટે અત્યંત ઉપયોગી છે. એમને એ પોતાના જીવનનું મિશન લાગતું હતું. છતાં પોતે આજ્ઞાપાલનની જે પ્રતિજ્ઞા લીધેલી તે એમણે ન તોડી અને હસ્તપ્રત પ્રકાશિત કર્યા વિના રહેવા દીધી.

એમનું સંશોધન કાર્ય તો અવિરત ચાલતું જ રહ્યું. એમનો દૃષ્ટિકોણ હંમેશા વ્યાપક રહ્યો. માત્ર અમુક ક્ષેત્રમાં વિશિષ્ટ જ્ઞાન મેળવવાને બદલે એક સમગ્ર આકલનનો એમનો પ્રયાસ હતો તેથી નિષ્ણાતીકરણના સંકુચિત કુંડાળામાં એમનું ચિંતન કદી કેદ ન થયું. નૃવંશશાસ્ત્રીઓ માત્ર શારીરિક માળખાના અને આદિમ સામાજિક જીવનના અભ્યાસ સુધી જ પોતાને સીમિત રાખતા હતા તેનાથી એમને અજંપો થતો. તેઓ તો સમગ્ર માનવીય ઘટનાને આવરી લેવા માગતા હતા. માનવજાત હવે મનોસામાજિક ઉત્ક્રાંતિમાં પ્રવેશ કરીને જૈવિક અને શારીરિક ઉત્ક્રાંતિને અતિક્રમી રહી છે એવી એમની દૃઢ માન્યતા હતી.

પોતાના ચિંતનના પરિપાકરૂપે ટિલહાર્ડ "ધ ફિનોમીનન ઑફ મૅન"ની હસ્તપ્રતમાં સુધારા-વધારા કરતા રહ્યા. ૧૯૫૦માં એમણે તેને પ્રકાશિત કરવાની ફરી પરવાનગી માગી. પરંતુ તે પણ ધર્મસંસ્થા દ્વારા નકારી કાઢવામાં આવી, દરમ્યાન ૧૯૪૬મા તેઓ ચીનથી ફ્રાંસ પાછા ફર્યા હતા અને યુરોપના બૌદ્ધિક જીવનમાં સક્રિય ભાગ લેતા થયા હતા ૧૯૫૧થી તેઓ અમેરિકા જઈ વસ્યા અને ન્યૂયૉર્કને પોતાનું મુખ્ય કેન્દ્ર બનાવ્યુ. ૧૯૫૫માં અમેરિકામાં જ એમનું મૃત્યુ થયુ

ટિલહાર્ડે પોતાની આધ્યાત્મિક આત્મકથા પણ લખેલી અને અન્ય લેખો, નિબંધો પણ લખેલા પોતાની હસ્તપ્રતો તેઓ એક મિત્રને સોંપી ગયેલા, જેથી એમના અવસાન બાદ તે પ્રકાશિત કરી શકાય, કેમકે ધર્મસંસ્થાનો નિયમ મૃત્યુ બાદ લાગુ પડતો નહોતો "ધ ફિનોમીનન ઑફ મૅન" મૂળ ફ્રેંચમાં પુસ્તક રૂપે ૧૯૫૫માં પ્રસિદ્ધ થયું અને તેનો અંગ્રેજી અનુવાદ ૧૯૫૯માં પ્રકાશિત થયો, તેણે દુનિયાભરના ચિંતકોનુ એકદમ ધ્યાન ખેંચ્યું. અંગ્રેજી આવૃત્તિની પ્રસ્તાવના જુલિયન હક્સલીએ લખી આપીને લેખકનો અને પુસ્તકનો સંક્ષિપ્ત પરિચય કરાવ્યો છે.

ટિલહાર્ડના પ્રગાઢ ચિંતનના પરિપાક સમું આ પુસ્તક છે. માનવજાત સમક્ષ પોતાનો કાંઈક મૂકી જવું છે, એવી લોકસંગ્રહ વૃત્તિ ટિલહાર્ડના મનમાં રહેલી. પોતાના જીવનકાર્યનો નિચોડ માનવજાત સમક્ષ રજૂ કરી જવાનું એમણે પોતાનું કર્તવ્ય માનેલુ. આ પુસ્તકમાં ટિલહાર્ડે ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું એક સર્વાંગી, સુગ્રથિત, સમગ્ર દર્શન રજૂ કરવાની કોશિશ કરી છે.

૩૦૦ પાનનુ આ પુસ્તક મુખ્ય ચાર ખંડોમાં

વહેંચાયેલું છે. પહેલો ખંડ પૃથ્વીની ઉત્પત્તિથી લઈને તેના પર જીવનનો ઉદ્ભવ થયો તે પહેલાંના કાળ સુધીનો છે બીજો ખંડ જીવનનો ઉદ્ભવ અને તેના વિકાસ વિશેનો છે. ત્રીજો ખંડ વિચારનો ઉદ્ભવ અને તેના વિકાસ વિશેનો છે. અને ચોથો ખંડ ઉત્ક્રાંતિની ભાવિ રૂપરેખા આપી જાય છે.

ઉત્ક્રાંતિ એક પ્રક્રિયા છે, નિરંતર ચાલતી પ્રક્રિયા છે. એટલે માત્ર તેના ઉદ્ભવના વિવરણથી કામ નહીં સરે. ઉદ્ભવની સાથોસાથ આ સતત ચાલતી પ્રક્રિયાની દિશા, સંભાવનાઓ, મર્યાદાઓ ભાવિ વલણો વગેરેનો પણ વિચાર કરવો પડશે. તેના વિના કોઈ પણ પ્રક્રિયાનું યથાર્થ મૂલ્યાંકન થઈ શકે નહીં. બલકે તેનું પર્યાપ્ત વર્ણન પણ થઈ શકે નહીં ઉત્ક્રાંતિની આખી પ્રક્રિયાનું આ દૃષ્ટિએ આકલન કરવાનો પ્રયાસ આ પુસ્તકમાં થયો છે

આખા બ્રહ્માંડની નહીં પણ પૃથ્વી પરની ઉત્ક્રાંતિની વાત કરીએ, તો પૃથ્વીના ઉદ્ભવથી આ ઉત્ક્રાંતિનો આરંભ થયો છે ટિલહાર્ડનું પ્રતિપાદન એવું છે કે પૃથ્વીના ઉદ્ભવ વખતે જે ઉત્પાદન દ્રવ્ય હતું, તેમાં ઉત્ક્રાંતિના બધાં જ સોપાનો પહેલેથી સમાયેલાં હતાં ધીરે ધીરે, એક પછી એક આવિર્ભાવ થતો જાય છે આદિકાળથી જે બીજ રૂપ હતું તે ધીરે ધીરે પાંગરતું જાય છે આદિકાળથી જે સુપ્ત અવસ્થામાં હતું તે પ્રગટ થતું જાય છે ચિત્તનો આવિષ્કાર તો ઉત્ક્રાંતિના ક્રમમાં ઘણો મોડેથી થયો.

> પણ અત્યંત પ્રારંભિક અને અવિકસિત કે સુપ્ત સ્વરૂપમાં ચૈતસિક તત્ત્વો ભૌતિક પદાર્થોમાંયે આદિકાળથી જ હતાં સૃષ્ટિનો આ એક અફર નિયમ જણાય છે. નાનકડા જીવકોષમાં આખુયે બ્રહ્માંડ ભર્યું છે, આ કોષો પણ છુટાછવાયા અને વેરવિખેર નથી, પણ આરંભથી જ એકમેક સાથે જોડાવાની, અન્યોન્યાશ્રયની, સહજીવનની આંતરિક પ્રેરણાથી સંચાલિત હોવાં જોઈએ, નહીં તો આ સૃષ્ટિ ઊભી જ કેવી રીતે થાત ? આદિ અણુ-પરમાણુમાંયે આવી કોઈક આંતરિક પ્રેરણા કામ કરતી હોવી જોઈએ તેનાથી દોરવાઈને જ જગતના છુટાછવાયા ભાગો એકમેકને ખોળતા ભેળા થયા અને આખું જગત ઊભું થયું

આમ, ટિલહાર્ડની વિચારસરણીમાં જડ-ચેતનનો ભેદ રહેતો નથી. જડ પદાર્થમાંયે ચેતના સુપ્ત સ્વરૂપમાં પડેલી છે તેથી એમણે તો ત્યાં સુધી કહ્યું છે કે પૃથ્વીની ઉત્પત્તિ બાદ જીવનનો ઉદ્ભવ અમુક વખતે થયો એમ કહેવું યે બરાબર નથી. પૃથ્વીના આદિકાળથી જ જીવન હતું અને તેમ છતાં ઉત્ક્રાંતિના ક્રમના અમુક સીમાચિહ્નો સમજાવવા ખાતર આપણે એમ કહેવું પડે છે કે અમુક વખતે જીવનનો આવિર્ભાવ થયો, અમુક વખતે ચિત્તતત્ત્વનો આવિર્ભાવ થયો, અમુક વખતે આત્મ-સભાનતાનો આવિર્ભાવ થયો. અર્થાત્ જે સુપ્ત હતું તે પ્રગટ થયું મૂળમાં જે હતું, તેનો પ્રત્યક્ષ આવિષ્કાર થયો. ઉત્ક્રાંતિની આખીયે પ્રક્રિયા સતત આવી રીતે ચાલી રહી છે

અશ્મીભૂત પદાર્થોના અભ્યાસ પરથી કદાચ શારીરિક માળખાઓના વિકાસક્રમનો થોડો ઘણો ખ્યાલ મેળવી શકાય પરંતુ ઉત્ક્રાંતિની સૂક્ષ્મ પ્રક્રિયાનાં કોઈ પ્રત્યક્ષ ચિહ્નો દેખાવાનાં તો હવે શક્યતા નથી; સિવાય કે આપણે પ્રયોગશાળામાં ઉત્ક્રાંતિની આખીય પ્રક્રિયા ફરીથી જન્માવી શકીએ. જીવકોષનો ઉદ્ભવ કેવી રીતે થયો, ચિત્તનો ઉદ્ભવ કેવી રીતે થયો વગેરે આપણે શી રીતે જાણી શકવાના ? તેથી પ્રત્યક્ષ અવશેષના આધારે કે પ્રયોગના આધારે નહીં પણ માનવચિત્તની અન્ય શક્તિઓને આધારે ઉત્ક્રાંતિની પ્રક્રિયાનો સમ્યક્ તાગ આપણે મેળવવો રહ્યો અને એ જ રીતે ઉત્ક્રાંતિની હવે પછીની વિકાસ રેખાનીયે કલ્પના કરવી રહી. ટિલહાર્ડે સરસ કહ્યું છે 'એક એક વસ્તુનું આરંભબિંદુ શોધવા જઈશું તો જડશે નહીં' મોટરકારનું કે વિમાનનું પહેલવહેલું મોડેલ પણ શોધવું હોય તો કેટલું બધું અઘરું છે ! જીવશાસ્ત્રમાં સંસ્કૃતિના ઈતિહાસમાં - ભાષાશાસ્ત્રમાં

લગભગ બધી જ બાબતોમાં કાળપ્રવાહ ડ્રાફ્ટસ-મેનની માફક જીવનના કોઈ ગની બધી નબળી ઝાંખી રેખાઓ રબરથી ભૂંસી નાખે છે.'

દરેક વસ્તુના બાહ્ય સ્વરૂપ અને આંતરિક સ્વરૂપનું તો વધુ મહત્ત્વ છે. માનવની કક્ષાએ તો આ સાવ સ્પષ્ટ જણાઈ આવે છે પરંતુ માનવ કરતાં પહેલાંની કક્ષાઓ માટે પણ આ એટલું જ સાચું છે. પશુ જીવજંતુ વનસ્પતિ જડ સૃષ્ટિ બધામાં જ બાહ્ય સ્વરૂપની સાથેસાથ આંતરિક સ્વરૂપનું પણ અસ્તિત્વ ધરાવે છે. આ બંનેનું સમ્યક્ આકલન જ આપણને જીવન અને જગતનું સર્વાંગી ને સમતોલ દર્શન કરાવી શકે ટિલહાર્ડે ભારપૂર્વક કહ્યું છે, જગતનો ખરેખરો ભૌતિક-પ્રાકૃતિક ઇતિહાસ લખવો હશે, તો આપણે આંતરિક વિકાસસેર જ આલેખવી પડશે. તેથી તમાં બાહ્ય માળખામાં એક પછી એક કેવા પરિવર્તન થતા ગયા તેના ઉપર એટલો ભાર નહીં હોય, જેટલો આંતરિક તત્ત્વના આરોહણ ઉપર હશે. એ આંતરિક તત્ત્વ નિરંતર વિકસતું રહ્યું છે, તેનું પ્રફુલ્લકરણ થતું રહ્યું છે. છેક આરંભથી લઇને જીવંત જગત હાડ-માંસથી આવૃત્ત એવા ચૈતન્ય (Conscionsness)થી રચાયેલું છે. જૈવિક આવરણથી લઇને માનવ સુધી આપણને ચૈતસિક શક્તિનો જ અસીમ શાખા-વિસ્તાર જોવા મળે છે. જુદાજુદા સ્વરૂપો મારફત તે પોતાનું પ્રગટીકરણ કરી રહી છે.'

"અણુ-પરમાણુનું જગત (molecular world) જીવકોષ (cell) મારફત જીવંત સ્વરૂપમાં પ્રગટ થયું અને ક્રમશઃ જીવનની ઉચ્ચ-ઉચ્ચતર કક્ષાઓની રચનાઓમાં આવિર્ભાવ પામ્યું. આ એક અત્યંત મૌલિક ઘટના હતી અને સાથોસાથ એક ભારે લાંબા ગાળાની તૈયારીનું ફળ હતું. એક નાનકડા એકમમાં આદિ દ્રવ્યનો બહુ મોટો જથ્થો સંચિત કરવાની એક નવી પદ્ધતિ આને લીધે શોધાઈ હતી. ઓર્ગામાં એટલે જન્મોમાં અનેકવિધતાને ચેતનમય સ્વરૂપમાં એકત્ર કરવામાં સફળતા મળી હતી. એક બાજુથી જોઈએ તો કોષ એ જીવંત સ્વરૂપોનું આરંભબિંદુ છે. તો બીજી બાજુ આપણે એમ કહી શકીએ તે આદિ દ્રવ્યનું ઉપરનું સ્વરૂપ છે, બ્રહ્માંડના એક નવા તબક્કા માટેનું ઉત્પાદન સાધન છે. પૃથ્વી ઉપર આ બધા કોષોનું જે જૈવિક આવરણ રચાયું તેમાં અનેક ક્રિયા, પ્રતિક્રિયા થઈ. તે એક સુસંબદ્ધ આવરણ હતું. કોષો વચ્ચે સહજ રીતે અન્યોન્યાશ્રયી સહજીવન રચાયેલું હતું.

કોષ એક અદ્ભુત રચના છે તેમાં પોતાની એકાકી મુદ્રા છે એક સમાનતા છે, જટિલતા અને સંકુલતા છે. ઉપરાંત એમની પાછળ કોઈક યોજના કે દોરીસંચાર કામ કરી રહ્યો હોય, એવી છાપ પડે છે સામાન્ય બેક્ટીરિયાથી લઈને માનવ સુધી બધાં જ સજીવ પ્રાણીઓમાં બરાબર એકસરખા વિટામિનો અને એન્ઝાઈમો જોવા મળે છે. ભલેને એમના રાસાયણિક સંયોજનો જુદા જુદાં હોય. જીવદ્રવ્યની આવી રાસાયણિક સમાનતા એમ સૂચવી જાય છે કે બધું એક જ સ્રોતમાંથી ઉદ્ભવ્યું છે.

ઉત્ક્રાંતિની આ પ્રક્રિયામાં એક આમળનો તબક્કો આવ્યો જ્યારે માનવ અસ્તિત્વમાં આવ્યો. જીવન નરવાનર (primate)ના તબક્કા સુધી પહોંચ્યું ત્યારે જ એમ જોવા મળે છે કે બીજું બધું છોડીને ઉત્ક્રાંતિનું ધ્યાન મગજના વિકાસ પર કેન્દ્રિત થયું છે અને હવે માનવ અસ્તિત્વમાં આવતાં વિચારનો ઉદ્ભવ થયો. ચિંતન-મનન અને આત્મ-સભાનતા માનવનું એક આગવું લક્ષણ બન્યું. ચિત્તતંત્રનો વિકાસ થતો ગયો વાસ્તવમાં, જાણે એક નવું વિશ્વ જન્મ્યું. ચિંતનશીલ માનવ અન્ય જીવોથી જુદો પડ્યો એટલું જ નહીં, ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં 'ગુણાત્મક પરિવર્તન આવી ગયું. હવે તે મુખ્યત્વે ચૈતસિક-

સ્તરે આગળ વધતી રહી ચેતનાનો આવિષ્કાર હવે એકદમ સ્પષ્ટ રૂપમા આગળ તરી આવ્યો. ઉત્ક્રાંતિ પોતાના વિશે સભાન બની. વિચાર અને ચિંતનનો સ્ફુલ્લિંગ પ્રગટતા જીવનનું મેં અવલોકન કરી શકે, મૂલ્યાંકન અને આલોચના કરી શકે એવી એક શક્તિ જગતમાં અસ્તિત્વમા આવી. માનવને એનું ભાન થયુ કે જગતનો આ જે મહાન ખેલ ચાલી રહ્યો છે તેમા પોતે ખેલાડી પણ છે અને પોત આ ખેલનું પ્યાદું ને સોગઠું પણ છે.

પૃથ્વીની ઉત્પત્તિને લગભગ આઠ કરોડ વરસ થઈ ગયાં. તેની સરખામણીમા માણસ તો હજી એટલો બધો નાનો છે કે તેને નવજાત શિશુ કહી શકાય. બીજી બાજુ, માત્ર થોડા સૈકાઓની અંદર વિચારનો જે ઝડપથી વિકાસ થયો છે તે જોતા આ માનવબાળ એક સાવ નવા જ જૈવિક યુગના એંધાણ અને આશા આપતો જાય છે માનવીય ઉત્ક્રાંતિ બહુ ઝડપભેર આગળ વધે એવી સંભાવના છે. માનવના આગમન બાદ માનવ સિવાયની શાખાઓમા ઉત્ક્રાંતિની પ્રક્રિયા ભાગ્યે જ ચાલી રહી છે. અને હવે જ્યારે માનવે પોતાના માટે માનસિક, ચૈતસિક અને સામાજિક પરિવર્તનોનું ક્ષેત્ર ખોલી દીધું છે, ત્યારે શારિરીક બાબતમાં કોઈ ઝાઝો ફેરફાર થતો નથી, અને માનવદેહમાં એવા ફેરફારની કોઈ જરૂર પણ નથી. માનવીના મગજના તંત્રના વિકાસતીયે જાણે એક મર્યાદા આવી ગઈ છે. તેથી હવે પછીની ઉત્ક્રાંતિ અન્ય વધારે સમૃદ્ધ અને વધારે જટિલ ને સંકુલ ક્ષેત્રમા આગળ વધશે બધા ચિત્તોને સાંકળીને એક માનવચિત્ત બનશે. રાષ્ટ્રો, જાતિઓ વગેરે વાડા દૂર થઈને એક માનવ પરિવાર ઊભો થશે.

ટિલહાર્ડ કહે છે કે માનવ હજી અપૂર્ણ છે, કે માનવ હજી અપૂર્ણ છે, તેણે હજી પૂર્ણતા તરફ આગળ વધવાનુ છે. આદિ માનવ અત્યાર સુધીમા વધુને વધુ માનવ બનતો ગયો છે અને તેણે હજી વધુ ને વધુ અસલ માનવ બનતા જવાનું છે. માનવ્યની અનેક ઊર્ધ્વ સંભાવનાઓ તેણે ખોલવાની છે. માનવ પોતાનેય અતિક્રમી જઈને મહામાનવ બનવાનો છે માનવીકરણની આ પ્રક્રિયાને ટીલહાર્ડ humanisation એવુ નામ આપ્યું છે. આખા વિશ્વની ઉત્ક્રાંતિમાં માનવનું વિશિષ્ટ સ્થાન છે. માનવના વ્યક્તિત્વમાં આખુંયે વિશ્વ સમાયેલું છે તે વિશ્વની સમગ્રતાને તેમજ અસલતાને પોતાનામાં રહેરાવતો માનવ ધીરે ધીરે પ્રગતિ સાધી રહ્યો છે. માનવીય ઊર્ધ્વીકરણની આ ભવ્ય પ્રક્રિયાને ટિલહાર્ડે માનવીય સંસ્કૃતિનું અધ્યાત્મીકરણ પણ કહ્યું છે

*વિજ્ઞાનીઓ પૃથ્વીની આસપાસનાં* આવરણોની વાત કરે છે—Baryshere (ગુરુમંડળ કે ધાતુમય આવરણ), Lithosphere (સ્થળ મંડળ કે પથ્થરનુ આવરણ), Hydrospere (જળ મંડળ કે જળાવરણ), Atmosphere (વાયુ મંડળ કે વાતાવરણ)' Biosphere (જીવન મંડળ કે જૈવિક આવરણ), આવી જ રીતે ટિલહાર્ડે ઠેઠ ૧૯૨૫માં Noosphere એટલે કે ચૈતસિક આવરણની કલ્પના કરેલી ચિંતનનું એક આવરણ ચારેકોર વ્યાપેલું છે, તે માનવીકરણની પ્રક્રિયાને પ્રોત્સાહન આપીને સતત આગળ વધારી રહ્યુ છે આમ; આ ચૈતસિક આવરણ પરિવર્તનના પરિબળરૂપે આજે અગ્ર ભાગ ભજવી રહ્યુ છે અને માનવીકરણની પ્રક્રિયાને તીવ્ર બનાવી રહ્યું છે

ઉત્ક્રાંતિનુ હવે પછીનું સ્વરૂપ મુખ્યત્વે મનોસામાજિક (Psychosocial) રહેવાનુ છે. સામાજિક સ્તરે અને માનસિક તેમજ ચૈતસિક સ્તરે પરિવર્તન થતા થતા માનવજાત આગળ વધતી જશે હવે માત્ર અજ્ઞાત પરિબળો ઉપર કે જોગાનુજોગ સંજોગો ઉપર આધાર રાખવાનો નથી. માણસ પોતાની પ્રગતિ માટે અનેક શૈક્ષણિક તેમજ સાંસ્કૃતિક પરિબળોને પ્રયોજશે. આ આરોહણ આખાયે માનવજાતનુ સહિયારું

આરોહણ કરો.

આમાં દરેકે દરેક માણસને સાથે લેવાનો છે. માણસ એકાકીપણે પોતાની જાતનો કે જાતિનો કે દેશનો વિકાસ નથી સાધી શકે એવી સ્વકેન્દ્રિત ગાથી મુક્ત બનીને માણસે આપણે માનવજાતને સાથે લેવાની છે ટિલહાર્ડ કહે છે કે માત્ર પોતાના સ્વાર્થનો જ વિચાર કરવો એ કુદરતના નિયમથાયે વિરુદ્ધ છે. વૃક્ષની માત્ર કોઇ એક શાખા આખા વૃક્ષનો રસ પોતે એકલી ચૂસી લે એવું બને નહી. વૃક્ષ જીવે તો આખું જીવે, વૃક્ષ ફૂલેતો આખુ ફૂલેફાલે પોતાની બધી જ શાખા પ્રશાખા સાથે અને પોતાના બધા જ પર્ણસમૂહ સાથે વૃક્ષે સૂર્ય તરફ અભિમુખ થવાનું છે. માનવીય ઉત્ક્રાંતિ સધાવાની છે તે અમુક વિશિષ્ટ જનો માટે નથી, આપણે માનવજાત માટે સધાવાની છે બધાયે સાથે આગળ વધવાનુ છે. આપની ભીતરનું કાઇક આપણને એકબીજાની નજીકને નજીક આણી રહ્યુ છે. એક બીજા સાથે પ્રેમથી જોડાઇને જ આપણે આપણી પોતાનીયે પૂર્ણતા સાધી શકીશુ પ્રેમ એ જીવનનું મૂળભૂત તત્ત્વ છે, અને તે જ માનવીય ઉત્ક્રાંતિને માટે પ્રેરકબળ બની રહેવાનું છે.

આવું એક આશાવાદી ચિત્ર દોરીને ટિલહાર્ડ થોડીક વિપરીત વાસ્તવિકતાઓની પણ ચર્ચા કરી છે. યુદ્ધો અને વૈમનસ્યને હજી નાબૂદ કરી શકાયાં નથી. માણસની ચેતનાનો વિકાસ થવાને બદલે માણસ પરવશતામાં જકડાઇ ગયો છે ભૌતિકતા માણસના માથે સવાર થઇ ગઇ છે વિનાશક શસ્ત્રાસ્ત્રો ગમે ત્યારે માનવજાતનો ખાતમો કરી નાખે એવો ભય સતત દુનિયા માથે ઝળુંબી રહ્યો છે.

આવી બધી વાસ્તવિકતા છતાં ટિલહાર્ડના આશાવાદમાં કોઈ ફરક પડતો નથી. એક અત્યંત વ્યાપક દ્રષ્ટિકોણ અપનાવવાની અને એક વિશાળ ફલક ઉપર આ બધી બાબતોનો વિચાર કરવાની તેઓ હિમાયત કરે છે. કુદરતમાં ઉત્ક્રાંતિની પ્રક્રિયા અત્યંત ધીમી છે, આપણી કલ્પનામાં ન આવે એટલી બધી ધીમી છે. અત્યંત લાંબા સમય સુધી અમુક પરિપક્વતા સાધ્યા વિના કુદરતમાં કોઈ પણ મૂળભૂત પરિવર્તન થતુ નથી. ગુફાવાસી માનવમાંથી આજનો માનવ અવતરતાં ૩૦ હજાર વરસો લાગ્યાં. આપણા જીવનકાળની સરખામણીમાં આ ગાળો આપણને બેહદ લાંબો લાગે તે સ્વાભાવિક છે પરંતુ ઉત્ક્રાંતિના સંદર્ભમાં તો આ ગા માત્ર એક સેકન્ડ બરાબર છે ઉત્ક્રાંતિની આ અત્યંત ધીમી ગતિનો ખ્યાલ નહી રાખીએ, તો કદાપિ સમ્યક દર્શન થઈ શકે. એટલે આપણી એકાદ પેઢીની અંદર બધું પરિવર્તન થઈ જાય એવી અપેક્ષા રાખવી ભૂલભરેલી છે માટે ધીરજ રાખવી જોઈએ અને હતાશાના શિકાર થવાનુ ટાળવું પડશે. ટિલહાર્ડ અત્યંત વિશ્વાસપૂર્વક કહે છે કે અનેક પ્રતિકૂળતાઓ અને વિપરીત પરિસ્થિતિ છતાં માનવજાત પ્રગતિની દિશામાં આગળ વધી રહી છે, એવાં અનેક ચિહ્નો આજે જણાઈ રહ્યા છે.

ઉત્ક્રાંતિના સમ્યક્ આકલન માટે આવું વલણ ખૂબ જ મહત્ત્વનુ છે. પણ તેની સાથોસાથ ટિલહાર્ડ એમ ઉમેરે છે કે આપણે નિરંતર સભાન રહીને આપણી ભૂલો અને ઊણપો દૂર કરવાનો પ્રયત્ન સતત કર્યા કરવાનો છે, આપણી ચૈતસિક અને આધ્યાત્મિક શક્તિઓને વધુ ને વધુ અસરકારક બનાવતા જવાની છે

એવી જ રીતે કોઈ ને કોઈ અકસ્માતથી કે બીજી કોઈ રીતે પૃથ્વીનો પ્રલય થશે એવી દહેશત પણ આપણને હંમેશા સતાવતી રહે છે. યુદ્ધ પણ માનવજાતનો ખાતમો કરી શકે દરેકે દરેક માણસ ઊર્ધ્વીકરણની અને માનવ-ઐક્યની પ્રક્રિયામાં સાથ ન આપે એમ પણ બને. ટિલહાર્ડ કહે છે કે આ બધુ અશક્ય નથી, આવુ બનીયે શકે અને તેમ છતાં એ ભારપુર્વક કહે છે કે, 'અત્યાર સુધીની ઉત્ક્રાંતિની પ્રક્રિયા પરથી હું જે કાઈ શીખ્યો છુ

(જુઓ અનુસંધાન પાન ૧૪૭ ઉપર)

# ભારતમાં ફાસીવાદ અનિવાર્ય છે? | —પીતાંબર ગુપ્તા

" ફાસીવાદી રાજયને શિસ્ત અને સત્તા જોઇએ છીએ કે જે મનુષ્યની ચેતનામાં પ્રવેશ કરે અને તેના અવિરોધી શાસનને નિયંત્રિત કરે, જે રાષ્ટ્રીય હિતોને નામે વ્યક્તિની તમામ પ્રવૃત્તિઓને નિયમિત અને નિયંત્રિત બનાવી શકે "

—મુસોલિની

આદર્શ રાજ્ય વિશેની શ્રીમતી ઇન્દિરા ગાંધીની વિભાવના શી છે? આ દરખાસ્તોએ આજ લગી ગંભીર ચર્ચા જગાવી છે. કદાચ તેમનો કાર્યક્રમ છે, " કામ કરો અને વાતો નહિ કરો. " અલબત્ત! તેમણે પોતાના વિચારોને સમાજવાદી રાજ્યને નામે પ્રગટાવ્યા છે, જેનો આરંભ તેમના પિતા (જવાહરલાલ નેહરુ) એ કરેલો છે એ ચોક્કસ છે કે (એમના પિતા જવાહરલાલ) નેહરુની જેમ, તેમણે પણ, ગાંધીવાદી રામરાજયની વિભાવના, વ્યવહારમાં ખૂબ આદર્શવાદી હોવાથી, તેને પાણીચુ આપ્યું છે. પરંતુ તેઓ પોતાને નેહરુવાદી સમાજવાદી યે કહેવડાવી શકે તેમ છે ખરા?

આમ તો તેમણે ચૌદ બેન્કોનું રાષ્ટ્રીયકરણ કરી નાખીને, તેમની સમાજવાદી તરફિતાને એક વાર પ્રગટ કરી બતાવી છે. કોંગ્રેસ પણ આ અભિગમને કારણે બે જૂથોમાં વહેંચાઇ ગઇ છે, જેમાંથી એક જૂથના નેતા સ્વયં શ્રીમતી ગાંધી છે. સુપ્રિમ કોર્ટ (વડી અદાલત) ના મુખ્ય ન્યાયાધીશ તરીકે શ્રી એ. એન રેયને નીમવામાં આવ્યા કે જેથી તેઓ સમયની માગને વર્તીને સર્વોચ્ચ ન્યાયાધીશોને અનુકૂળ કરી શકે આ બધામાં મિનારા જેવું કાર્ય, જે સૌમાં મુખ્ય ગણી શકાય તેવું હતું એ તો બંધારણમાં બેતાલીસમો સુધારો જે પૂર્વભૂમિકા (preamble) માં સુધારો કરવાનું બાજુમાં રાખીને 'સમાજવાદી' શબ્દને ઘુસાડવાનો પ્રયાસ, જેણે મૂળભૂત હકો (Fundamental Rights) ઉપર પ્રકરણ ચારના માર્ગદર્શક સિદ્ધાન્તો (Directive Principles) ની પર પરાને સ્થાપી જાણે કે સરકારની સમાજવાદ સાથેની પ્રતિબદ્ધતા હોય તેના ઉપર ભાર દેવા માટે, ભારતની વિદેશનીતિને રશિયા–તરફી વલણ ખુલ્લી રીતે આપવામાં આવ્યુ

## પૂંજીવાદ–તરફી વલણો

પરન્તુ આઠમા દાયકાના પ્રથમ વર્ષોના જ શ્રીમતી ગાંધીએ સમાજવાદી સમાજ રચનાનો મોટા ભાગનો ઉત્સાહ ગુમાવી દીધો. જે શ્રીમતી ગાંધીએ સમાજવાદની સ્થાપના ઉપર ભાર મૂકયો હતો એ જ પરિબળ, સત્તામાં રહેવાની આવશ્યકતાને નામે, તેમને તેનાથી દૂર દૂર ખેંચી ગયું સને ૧૯૮૦, જુલાઇની ઔદ્યોગિક નીતિના પ્રસ્તાવ દ્વારા પૂંજીવાદી અર્થતંત્રનો પક્ષ કરતો પ્રત્યાઘાત એમાંથી આરંભાયો જેને લીધે આઇ એમ એફ (IMF) લોન, સને ૧૯૮૨ને ભારતીય ઉત્પાદકતાના વર્ષ તરીકેની જાહેરાત અને ચાલુ વર્ષનું બજેટ—આ બધાએ 'નૂતન અભિગમ' (New Look) ને સાકાર કર્યો. પરન્તુ છેવટે 'સમાજવાદનો દંભ' છેલ્લે ફેંકવો પડયો, જયારે લોકસભામાં અવિશ્વાસની દરખાસ્ત રજૂ થયેલી હતી. ત્યારે વડાપ્રધાને જાહેર કરેલુ, " ભારતમાં અમીરો વધારે અમીર બન્યા છે, પરન્તુ ગરીબો વધુ ગરીબ બન્યા નથી. " (બદલે એ જ દશામાં સબડી રહ્યા છે.)

શ્રીમતી ગાંધીના નિરીક્ષણો તરફ આપણે જઇએ તે પહેલાં, છેલ્લા બે વર્ષોમાં સરકારે લીધેલાં કેટલાક પગલાઓનું પરીક્ષણ પણ કરી લઇએ. સને ૧૯૮૦ના ઔદ્યોગિક નીતિના ઠરાવથી MKTPA ને સારા પ્રમાણમાં મંદ પાડવામાં આવ્યું, જેથી તેઓ અર્થતંત્રનાં ખાનગી સાહસવાળાં મોટાં ગૃહો સાથે અનુકૂળ થાય. આ ઠરાવનો, શ્રી પ્રણવ મુકરજી

(નાણાં પ્રધાન) એ ૨૧ એપ્રિલ, ૧૯૮૨ ના રોજ કરેલા કેટલાક નીતિ પરિવર્તનોના સંદર્ભમાં જ્યારે અભ્યાસ કરવામાં આવ્યો ત્યારે જાણવા મળ્યું કે આપણા અર્થતંત્રને સમાજવાદી રંગે આપનાર, ઔદ્યોગિક વિકાસ અને નિયામક કાયદો એ માત્ર વાઝિયો હતો. રોકાણોની પ્રક્રિયા તેમજ આયાતોને ઉદારતાવાળા બનાવાયાં હતાં. આ ઉદારતાભરી નીતિની કટાક્ષપૂર્ણ બાજુ તો એ હતી કે તેમણે IDRA (આઈ ડી આર એ) નું જેમણે ઉલ્લંઘન કર્યું હતું અને ફુલાઈ યંત્રસામગ્રી ઉમેરવાનું ચાલુ રાખ્યું હતું તેમનો તેમણે પક્ષપાત કર્યો હતો.

આ પક્ષપાત-અમીરી અભિગમ, ચાલુ વર્ષના બજેટમાં પૈ જોઈ શકાય છે. જ્યાં અમીરોને પૂરતા પ્રમાણમાં વળતર આપવામાં આવેલ છે. જ્યારે મધ્યમવર્ગોને માત્ર નામનું જ વળતર અપાયું છે. આવકવેરાથી સીધા વેરાઓ સુધી પ્રમાણમાં ઘટાડો કરવામાં આવ્યો છે(જે આઠ ટકા જેટલો છે), જે આ અનુકૂલન કાર્યક્રમને કારણે છે, જે IMF (આઇ એમ એફ )શરતો પ્રમાણે ચલાવાય છે અથવા જે અર્થતંત્રના પુરવઠા પાસાના સ્વીકારને કારણે છે, જે કહેવું ખૂબ મુશ્કેલ છે, સંજોગવશાત બન્નેનો પ્રભાવ પડયો હશે એમ લાગે છે. કારણ કે એક જ વખતે જ્યારે સાધનો વધારવાની જરૂરત એટલી મોટી હોય (જે નાણાં પ્રધાને મૂડી રોકાણના બોન્ડ કરમુક્ત-કેટલાક ટકા વ્યાજ સાથે તરતા મૂકવા છે ) ત્યારે ફાઈવ-સ્ટાર-હોટેલોનો ટેક્ષ(વેરો) દૂર કરવાનો પ્રયાસ, જે વર્ષે દહાડે રૂપિયા ૭ કરોડથી ઓછો નથી, જેમાંથી થોડોક અર્થ જરૂર તારવી શકાય છે, જે સૂચન કર્યા સિવાય કહી શકાય તેમ છે કે આપણા રાષ્ટ્રીય અર્થતંત્રનો દોર અતિરાષ્ટ્રીય હિતો (super national interests) ના નિયંત્રણ તળે છે.

## સામાજિક કલ્યાણની ઉપેક્ષા

જે વડાપ્રધાનના નિરીક્ષણ તરીકે બહાર આવ્યું છે તે સ્વીકારીએ તો, "ભારતમાં અમીરો વધારે અમીર બન્યા છે, પરન્તુ ગરીબો વધારે ગરીબ બન્યા નથી !" પશ્ચિમના દેશોમાં જે મૂડીવાદ ભરપટ ફાલી રહયો છે તેને શું સંમતિ આપવાની અભિલાષા રાખવામાં આવી હતી ? અથવા છેલ્લા ત્રીસ વર્ષો દરમ્યાન જે પદ્ધતિ પ્રવર્તે છે તે સમાજવાદ નહિ, પણ મૂડીવાદ હતો, જેને પુરવાર કરવામાં આવે છે એની ઉપર શું વડાપ્રધાન ભાર મૂકવા માગે છે ? ગમે તે અનુમાનો તારવવામાં આવે, છતાંયે હકીકતે તો, સરકારે સ્વીકાર્યું છે અને સોદાકરણ દાખવ્યું છે કે દેશના અસંખ્ય પ્રશ્નોનું નિરાકરણ લાવવાનો, ચાલુ પૂંજીવાદ એ જ એક માત્ર માર્ગ છે. સામાન્યતઃ ભાર મુકાય છે ઉત્પાદન ઉપર. સત્તાવાળાઓનો સબંધ છે સમાજકલ્યાણને ગૌણીભૂત કરવાનો. આ વર્ષે જાન્યુઆરી સુધીમાં મુંબઈના મિલ કામદારોની હડતાળ પ્રત્યે સરકારે જે જડતાભર્યાં પ્રત્યાઘાતો આપ્યા છે એ પોતે જ એનો પુરાવો છે. મજદૂર મંડળોના બંધારણોમાં કરવામાં આવેલા સુધારાઓ, શાંતિના પાણાં છે સામાજિક ન્યાયને માટે કરવામાં આવેલી કલ્યાણ યોજનાઓને પણ સમગ્ર રીતે છોડી દેવામાં આવી છે એને માટેનો ધ્યાનાકર્ષક દાખલો છે કામને માટે ખોરાક (Food for Work)ની યોજનાનો ત્યાગ. આ ઉપરાંત એવી કેટલીક બાબતો છે, જેમ કે – સામાન્ય સેવાઓ, મત્સ્યોદ્યોગખાતું (Fisheries) અને વહાણવટાને પાણીની બેઠકોવાળાઓને સોંપી દેવામાં આવેલાં છે

## ઔદ્યોગિક અધઃપતન

હજી તો આર્થિક શિસ્ત માટેના આ બધાં પગલાંઓએ એને ગ્રહણ કરવામાં અર્થતંત્રને મદદ પણ નથી કરી અને પાછા વળવાના પ્રયાસોએ શણ ઉદ્યોગને એટલી હદ સુધી અસર પહોંચાડી છે કે લગભગ પચાસ ટકા શણ-કાપડ (કંતાન) વેચાયા વગરનું જ પડી રહયું છે. અને સરકાર શણ-ફંડને તરતું મૂકવાના વિચાર સાથે રમી રહી

છે મોટરકારના ઉદ્યોગની પણ કંઈક આવી જ દશા દેખાઈ રહી છે. પરન્તુ સમગ્ર રીતે વિહંગાવલોકન કરીશું તો જણાશે કે નાગરિક (કલ્યાણ અને વિકાસ) ની પ્રવૃત્તિઓને ચોમેરથી આવરી લેવાના પ્રયત્નો મર્યાદિત (અલ્પલ્પ) છે. એ સ્થળ મર્યાદાની બહાર જઈને કહેવાની વાત નથી લાગતી કે ભારતમાં હવે ફાસીવાદ એ જ બીજું તાત્કિ પગલું છે. હકીકતમાં તો, ખાણ (દારૂગોળાથી) લદાયેલી છે અને ગાડી સજ્જ છે. માત્ર એક તણખાની જ આવશ્યકતા છે. અને પછીથી (જૂન, ૧૯૭૫મા થયેલું હતુ તેમ) એક મદ અવાજે, પોલીસને સરકાર તરફથી અપાતા ખોટા હુકમો ન માનવા માટે કરેલો આદેશ (જયપ્રકાશજીનો આદેશ) અને મહત્ત્વના નહિ ગણાતા એવા (ભારતના મુખ્ય ન્યાયાધીશના) વ્યક્તિના જીવન ઉપર થયેલા હુમલાએ વડાપ્રધાન (શ્રી ઇન્દિરા ગાંધીને એમ જાહેર કરવા માટે પ્રગલ્ભ બનાવ્યા કે 'રાષ્ટ્ર ભયમાં છે' અને તેમણે કટોકટી (Emergency) ઠોકી બેસાડી. આજે દેશના કેટલાક ભાગોમાં અસ્વસ્થ (અશાન્ત) પરિસ્થિતિઓ પ્રવર્તે છે. ભાગલાવાદી વલણો જોરદાર રીતે માથું ઊંચકી રહ્યા છે અને કોંગ્રેસને સત્તામાં ટકાવવાની પરિસ્થિતિ અતિશય શકાજનક છે. ત્યારે શું આ બધાં લક્ષણો (સંજોગો અને પરિબળો) શું આપણા વડાપ્રધાનને એમની આદર્શ રાજ્યની વિભાવનાને મૂર્ત કરવા માટે શુ ખુલ્લુ આમ ત્રણ પૂરૂ પાડશે ?

('જનતા,' ૫ ડિસેમ્બર, ૧૯૮૨ માથી)

— અનુ. પ્રા હરીશ વ્યાસ

---

## આવકાર

ઇસ્લામ ઉદય અને વિકાસ (લે ભોગીભાઇ ગાંધી)

મારી વૃત્તિ આધ્યાત્મની છે, જ તે સાથે "સર્વધર્મ સમભાવ" તથા સર્વધર્મ મમભાવની પણ ખરી ! એટલે, તમારુ આ પુસ્તક હું હોંશે હોંશે વાંચીશ આપણા લોકશાહી પ્રજાસત્તાકમાં બિનસાંપ્રદાયિકતા વિકસાવવા સહુ પ્રબુદ્ધ નાગરિકોએ સવિશેષ જવાબદારીથી વિધવિધ ધર્મો વિષયક જ્ઞાનપ્રસાર લોકસમુદાયની જાણકારી અર્થ કરતા રહેવાનું છે એ કર્તવ્ય તમે આ નવા પ્રકાશનથી સરસ બજાવ્યું તે બદલ હાર્દિક અભિનંદન !

આપણા સાર્વજનિક જીવનમાં ધર્મ અધ્યાત્મની સાચી ભાવના પ્રગટતી નથી તેનું એક કારણ મને લાગે છે કે એ છે કે આપણે વ્યક્તિગત, જીવનમાં ધર્મપરાયણ એટલે કે અધ્યાત્મ ચેતના સભર નથી. આ દૃષ્ટિથી પણ તમારું પુસ્તક આવકારુ છું.

૩-૧-૮૫ —પુરુષોત્તમ ગ. માવળંકર (અમદાવાદ)

---

* ઇસ્લામ' ઉદય અને વિકાસ : લે ભોગીભાઈ ગાંધી પ્ર. વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, વડોદરા-૫ પૃષ્ઠ ૧૬૦ કિંમત રૂા. ૧૦)

# ભારતીય નારીજીવનનો ઐતિહાસિક અભ્યાસ

રમેશ જમીનદાર

ભાષા એ સંસ્કૃતિનું વાહન છે, સાહિત્ય એનું દર્પણ. ભારત જેવા અનેક-ભાષી, અનેક-ધર્મી, તથા ભૌગોલિક વિવિધતા ધરાવતા દેશના ગૌરવમય ઇતિહાસ અને સંસ્કૃતિના ભાતીગળ પોતના વહન માટે એવી જ સુદૃઢ અને સક્ષમ તથા વિકાસશીલ અને ગાંભીર્યપૂર્ણ તથા લાલિત્યપૂર્ણ દેહ-સૌષ્ઠવયુક્ત ભાષા ઉપયોગી બને. સદીઓ સુધી વિસ્તરેલી ભારતીય સંસ્કૃતિના તાણાવાણાને ગૂંથવાનું કામ સંસ્કૃત ભાષાએ કર્યું છે

આમ સંસ્કૃત આપણને ભૂતકાળનો જીવંત પરિચય કરાવે છે. સમાજશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના વર્તમાન પ્રશ્નોનું મૂળ શું ધર્મશાસ્ત્રો અને સ્મૃતિઓમાં નથી? તર્કશાસ્ત્રની આધુનિક સમસ્યાઓના ઉકેલ શું ન્યાય-વૈશેષિકમાં નહી મળે? સમકાલીન રાજ્યશાસ્ત્રનાં સિદ્ધાન્તો શું અર્થશાસ્ત્રમાં પ્રતિબિંબિત નથી થયા? અર્થાત્ સંસ્કૃત એ ભારતીય વિદ્યાની બુનિયાદ છે. સંસ્કૃત એ વિચારની-ચિંતનની પ્રેરણાની ભાષા છે.

સંસ્કૃત એ ભારત ભૂમિની સૌ પ્રથમ રાષ્ટ્રભાષા હતી તેની સક્ષમ બુનિયાદમાંથી અર્વાચીન ભારતની અનેક ભાષાઓનું કાઠું બંધાયું એનો શબ્દભંડોળને સહારે આ બધી ભાષાઓ વિકસી અને તે સૌ આજે સ્વતંત્ર વ્યક્તિત્વ ધારણ કરીને ભારતના અનેક પ્રદેશોની પ્રજાના જીવન-ઘડતરને સરળ બનાવી રહી છે.

સંસ્કૃત ભાષામાંથી જેમ ભારતની વર્તમાન ભાષાઓનું ઘડતર થયું તેમ સંસ્કૃત સાહિત્યના પોષણમાંથી ભારતીય સાહિત્યના વર્તમાન પ્રવાહોનું સર્જન થયું. વેદની ઋચાઓ, મહાકાવ્યો, સ્મૃતિઓ, ધર્મશાસ્ત્રો, પુરાણો વગેરેમાંથી પ્રસંગો-પાત્રોની પ્રેરણા મેળવી પછીના સમયે ભારતની કઈ ભાષાની કૃતિ જયંકમસર્વદ રહી? સંસ્કૃત સાહિત્યના આ બધા ગ્રંથોએ માત્ર સાહિત્યને જ નહીં સમાજના અન્ય ક્ષેત્રોમાં વહેતાં પ્રવાહોને સમૃદ્ધ બનાવવામાં ફાળો આપ્યો છે.

સંસ્કૃતે ભલે આજે જનભાષા તરીકેનું સ્થાન ગુમાવ્યું હોય પરન્તુ શોધભાષા તરીકેનું, અધ્યયન ભાષા તરીકેનું એનું સ્થાન હજી અકબંધ છે ભારતીય શિક્ષણ અધ્યયનની પ્રત્યેક શાખાના, પછી તે માનવવિદ્યાઓ હોય, સમાજવિદ્યાઓ હોય કે વિજ્ઞાનવિદ્યાઓ, પૂર્વ ઇતિહાસને જાણવા માટે સંસ્કૃત ભાષાનું પરિશીલન અનિવાર્ય રહેવાનું. જ્ઞાન-વિજ્ઞાનની કોઈ એવી શાખા નહીં હોય જે વિશે સંસ્કૃતમાં કશું લખાયું હોય નહીં. આ ભાષામાં પ્રેરણાદાયી અને દાર્શનિક ભાથું ભરપુર છે.

આથી આ સમૃદ્ધ ભાષામાં લખાયેલા, સાહિત્યમાં ભારતીય સમાજનું ચિત્ર પણ આપણને જોવા મળે છે. ભારતીય સમાજમાં સ્ત્રીનું વિશિષ્ટ એવું સ્થાન છે પૂર્વકાલમાં ભારતીય સ્ત્રી રાજકીય, સામાજિક, શૈક્ષણિક અને વ્યાવસાયિક પ્રવૃત્તિઓમાં ગણનાપાત્ર સ્વાતંત્ર્ય ભોગવતી હતી સ્ત્રીના સમાજમાંના માન-મોભા અંગે કેવી સ્થિતિ હતી અને સમયે સમયે તથા સંજોગાનુસાર તેમાં કેવાં પરિવર્તનો આવ્યા એનું ચિત્ર ઉપસાવવા સારુ સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ જરૂરી બને છે. ડૉ. મગનભાઈ પટેલે આવો એક પ્રયાસ પ્રસ્તુત ગ્રંથમાં કર્યો છે અસલમાં, ગુજરાત વિદ્યાપીઠની ઇતિહાસ વિષયમાં વિદ્યાવાચસ્પતિની પદવી પ્રાપ્ત કરવા માટે લખેલા શોધનિબંધનું આ પ્રકાશિત સ્વરૂપ છે. જે માટે એમને દિલ્હી સ્થિત ઇન્ડિયન કાઉન્સિલ ઑફ હિસ્ટોરિકલ રીસર્ચે આર્થિક અનુદાન આપ્યું છે. આથી ડૉ. મગનભાઈના આ ગ્રંથને આવકારતા વિશેષ આનંદ થાય છે.

આપણા બંધારણે સ્ત્રીને પુરુષ સમોવડો

દરજ્જો બક્ષ્યો છે બંધારણીય આ જોગવાઈ વ્યવહારથી વિપરીત જણાય છે. જો કે રાજકીય હકકોને સંબંધ છે ત્યાં સુધી તે પુરુષસમાન મોભો પ્રાપ્ત કરીચૂકી છે; પરન્તુ સંસારના બીજાં ક્ષેત્રોમા બંધારણે બક્ષેલા હક્કો અમુક હદથી વિશેષ ભોગવી શકી નથી. આમાંય સામાજિક મોભા અંગેનું સ્ત્રીનું સ્થાન ભિન્ન છે. જ્ઞાતિ પ્રમાણે અને આર્થિક સમૃદ્ધિ અનુસાર સ્ત્રીનો સામાજિક દરજ્જો જોવા મળે છે. સ્વાતંત્ર્યોત્તર સમયે ભારતીય સ્ત્રીઓ એનો સામાજિક મોભો ગણનાપાત્ર રીતે ઊંચે ઊઠાવ્યો હોવા છતાંય વ્યવહારમાં સામાન્યત ખાસ કરીને લગ્ન, વારસાહકક, વ્યવસાય વગેરેમા કાનૂનપ્રાપ્ત સમાનતા સ્ત્રીના સ્થાનને નિશ્ચિત કરતી નથી. કારણ પરંપરા અને રિવાજો સામાજિક જીવનમા એની સ્થિતિને નિર્ણીત કરવામા મહત્ત્વની ભૂમિકા ભજવે છે.

આજેય સ્ત્રીનો પોતાનો સ્વતંત્ર મોભો નથી એ બધી બાબતોમા પુરુષ ઉપર નિર્ભર છે આનું મુખ્ય કારણ એ છે કે તે શિક્ષણમા ઘણી પછાત છે આથી ભારતીય સ્ત્રીને પર્યાપ્ત અને વ્યાપક પ્રમાણમા શિક્ષિત કરાય તો જ બંધારણમા બક્ષેલા હકોને ભોગવવા તે શક્તિશાળી બને.

બાળલગ્નો પરદાપ્રથા, વૈધવ્યપ્રથા, દીકરા-દીકરી વચ્ચેનો ભેદ, એમની શારીરિક મર્યાદાઓ, સ્ત્રીશિક્ષણના વિકાસની ઉપેક્ષા, પિતૃપ્રધાન કુટુંબવ્યવસ્થા વગેરે કારણોને લીધે કુટુંબમા અને સમાજમાં સ્ત્રીએ ગૌણ ભૂમિકા ભજવવાની રહે છે

વર્તમાને આ પરિસ્થિતિ હોવા છતાય ઇસ્લામી આક્રમણો પૂર્વે ભારતીય સમાજમા સ્ત્રીનુ સ્થાન મહત્ત્વનું હતું અને એની સર્વગ્રાહી ભૂમિકા ઘણી ઉન્નત અને પ્રફુલ્લ હતી એમ ડૉ મગનભાઈ પટેલના "ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમા નિરૂપિત નારી - મહાભારતના વિશેષ સંદર્ભમાં એક અભ્યાસ" ગ્રંથનું પરિશીલન કરતા પ્રતીત થાય છે

લેખકે પુસ્તકને ચાર વિભાગમા અને કુલ અગિયાર પ્રકરણ તથા ત્રણ પરિશિષ્ટમાં વિભાજ્યું છે. પ્રથમ વિભાગમાં લેખકે એક પ્રકરણ દ્વારા વર્ણ્યવિષયના વસ્તુ ને સ્પષ્ટ કરતું નિવેદન વિસ્તારથી આલેખ્યુ છે, અને એ મિષે નારીજીવનનું સમયક્રમે વિહંગદર્શન પણ પ્રસ્તુત કર્યું છે.

બીજા વિભાગનાં કુલ ચાર પ્રકરણો દ્વારા જન્મથી મૃત્યુ પર્યંતની સ્ત્રીની વિવિધ અવસ્થાઓને સમાજના નીતિનિયમોના પરિપ્રેક્ષ્યમા વિગતે અવલોકી છે આ અવલોકન પરિવારમાં અને સમાજમાં સ્ત્રીની ગૌરવપૂર્ણ પ્રતિમાને આલેખી જાય છે મહાભારત વિશે ઘણા ગ્રંથો લખાયા છે. પરન્તુ આ નિબંધનો હેતુ, નારીજીવનના પ્રત્યેક પાસાને એક સાથે રજૂ કરવાનો ઘણો સારો પ્રયત્ન છે વિભાગ ત્રીજામા પણ ચાર પ્રકરણ છે, જેમા ડૉ. મગનભાઈએ આર્થિક ઉપાર્જન નિમિત્તની સ્ત્રીની વિવિધ પ્રવૃત્તિઓ, ધર્મના ક્ષેત્રે એની કામગીરી અને સ્થાન; સ્ત્રી જીવનના વિવિધ તબક્કે ઉપયોગમાં લેવાતા વસ્ત્રો, આભૂષણો અને પ્રસાધનો તથા કૌટુંબિક પ્રવૃત્તિમાથી મુક્ત બની સમયાનુકૂળ પ્રમાણે કરતી આનંદપ્રમોદ અને રમત-ગમતની ક્રિયાઓ વિશે વિસ્તારથી ઉદાહરણો સહિત વર્ણન કર્યું છે

વિભાગ ચારમા બે પ્રકરણોનું આયોજન ઉચિત ગણ્યું છે અહી લેખકે પ્રકરણ ૧૦માં, વિભાગ બે અને ત્રણમા ઉપસાવેલા, નારીજીવનના ઐતિહાસિક અને ક્રમિક ચિત્ર અંગેનું પોતાનુ પ્રતિપાદન સ્પષ્ટ કર્યું છે અને પ્રકરણ ૧૧મા ઉપસંહાર દ્વારા પ્રસ્તુત ચિત્રને વર્તમાનકાળ સુધી ૫ ખીદર્શનરૂપે લંબાવીને ભારતીય નારીજીવનના વિવિધ તબક્કાઓનું સળંગ વિશ્લેષણ પૂરું પાડ્યું છે

આમ ડૉ. મગનભાઈના પ્રસ્તુત ગ્રંથના અવલોકનથી પ્રાપ્ત થતું ચિત્ર આવું નિરૂપી શકાય: પુત્ર અને પુત્રી વચ્ચે અસ્વાભાવિક કે કૃત્રિમ ભેદભાવનો અભાવ હતો. પુત્રી પણ યજ્ઞોપવિત ધારણ કરી શકતી, પુત્રની જેમ ભણી શકતી અને જ્ઞાન સંપાદન કરી શકતી. જેટલી જ્ઞાનપ્રાપ્તિમાં તેટલી જ ધનુર્વિદ્યામાં સ્ત્રી પ્રવીણ થઈ શકતી. અભ્યાસકાળ દરમ્યાન કન્યા બ્રહ્મચર્યનું પાલન કરતી સ્ત્રીઓ અભ્યાસના ઉચ્ચ ધોરણો નિભાવી શકતી. આમ સ્ત્રીને શિક્ષણ-પ્રાપ્તિની સ્વતંત્રતાને લીધે સ્વાભાવિક જ લગ્નવય સોળ-સત્તર વર્ષ ઉપરની રહેતી જ્ઞાતિપ્રથા ચુસ્ત ન હતી આંતરજ્ઞાતીય લગ્નો થતાં હતાં. લગ્નહક્ક અંગે સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઈ તફાવત ન હતો. બહુપત્નીત્વની ચાલ હોવા છતાં એક પત્નીત્વનો વિશેષ પ્રચાર-પ્રભાવ હતી. માત્ર રાજકુળોમાં બહુવિવાહ પ્રથા જોરમાં હતી. સતીપ્રથા પ્રચારમાં હતી નહી. બધી ધાર્મિક ક્રિયાઓમાં સ્ત્રીની ભાગીદારી આવશ્યક ગણાતી. એ જમાનામાં આ હક્કોને બહુ મહત્ત્વ ન હોઈ સ્ત્રીની એ વિશેનાં અધિકારોની ઊણપ નગણ્ય ગણાય પિતૃપ્રધાન પ્રથા છતાં કુટુંબમાં સ્ત્રીનું આદરભર્યું સ્થાન હતું. સ્ત્રી રાજકારણમાં પણ પુરુષ સમોવડી રહી શકતી. વિશ્વવરા અને ઘોષા જેવી સ્ત્રીઓએ વેદની ઋચાઓ રચી ગાર્ગી અને મૈત્રેયી જેવી સ્ત્રીએ એ તત્ત્વજ્ઞાનમાં નિપુણ યાજ્ઞવલ્કય સાથેના સંવાદમાં વિજય પ્રાપ્ત કર્યો જનક વિદેહી અરુંધતીને જે રીતે આવકારે છે તે, સમાજમાં સ્ત્રીના મોભાના ઉચ્ચ સ્થાનને, અભિવ્યક્ત કરે છે અરુંધતી સીતાને પોતાની શિષ્યા ગણાવે છે તે પરથી સ્ત્રીઓ અધ્યાપનકાર્ય કરતી એમ સૂચવી શકાય

ટૂંકમાં પૂર્વકાલમાં ભારતીય સ્ત્રી પુરુષની સખી હતી. સમોવડી હતી દાસી નહિ. સ્ત્રી અને પુરુષ પરસ્પરના સહકારથી અને પરસ્પરના સન્માનથી જીવન સફળ બનાવતા હતાં

પૂર્વકાલીન સમયમાં સ્ત્રીઓની સામાજિક-સાંસ્કારિક ધજાજતનું અવલોકન કરતાં એટલું કહી શકાય કે સમય પરિસ્થિતિ અને સંજોગ અનુસાર તેની સ્થિતિમાં પરિવર્તન થતું હતું તથા ભૌતિક તેમજ બૌદ્ધિક દૃષ્ટિએ મૂલવીએ તો સ્ત્રીઓનું સ્થાન સમાજમાં ઊંચું હતું.

આમ સ્ત્રીઓનું સ્થાન વિવિધ ક્ષેત્રોમાં અને સમયાંતરે કેવા કેવા ચઢાવ-ઉતારથી શોભતું હતું એનો ક્રમિક અને સળંગ ખ્યાલ ડૉ. મગનભાઈએ આ ગ્રંથમાં આપ્યો છે આવી રીતે હવે પછી પ્રાકૃત-પાલિ ગ્રંથોમાં, સિક્કાઓનાં અંકનમાં શિલ્પ-સ્થાપત્યમાં અને ચિત્રકલામાં નિરૂપિત નારીનો સ્વાધ્યાય ગ્રંથરૂપે આપે એવી અપેક્ષા છે.

ડૉ. મગનભાઈએ શોધનિબંધમાં કરેલી રજૂઆત અને ફલિતાર્થો વૈજ્ઞાનિક છે. લેખકે પુસ્તકના પ્રકાશનમાં વિશેષ કાળજી રાખી હશે, છતાં જોડણીની ઘણી ભૂલો રહી જવા પામી છે. ફ્રિગર લાઇનમાં પ્રકરણ નિર્દેશ ચૂકાઈ ગયો છે. સંસ્કૃત અવતરણોમાં પણ કેટલીક ક્ષતિઓ જોવા મળે છે. જો કે ગ્રંથાંતે શુદ્ધિપત્રક આપીને તેમણે ઊણપો નિવારવા મહદ્ અંશે યત્ન કર્યો છે.

ડૉ. મગનભાઈનો પ્રસ્તુત પ્રયાસ ધન્યવાદને પાત્ર છે. તેમણે ઉપલબ્ધ સામગ્રીને સમગ્રરૂપથી નિરૂપીને ઐતિહાસિક દૃષ્ટિએ તેનું વિવેચન અને મૂલ્યાંકન કર્યું છે. તેથી આ ગ્રંથને હું આવકારું છું.

---

× ડૉ. મગનભાઈ ર. પટેલના 'ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં નિરૂપિત નારી : મહાભારતના વિશેષ સંદર્ભમાં એક અભ્યાસ' ગ્રંથનો આ પ્રવેશક છે. (પ્રકાશક-પટેલ પ્રિન્ટરી, રામજી મંદિર રોડ, બાકરોલ તા. આણંદ, કિંમત રૂ. ૪૦-)

અવલોકન

# 'હનુમાનલવકુશમિલન' વિશે

રમેશ દવે

ભૂપેશ અધ્વર્યુના મરણોત્તર વાર્તાસંગ્રહ 'હનુમાનલવકુશમિલન'ની વાર્તાઓમાં સર્જક ભૂપેશની મહત્તા અને મર્યાદા બંને ઊડીને આંખે વળગે છે. નવા વાર્તાકાર કને ભાગ્યે જ સંભવે એવું તાજગીપૂર્ણ અને સચોટ ભાવાભિવ્યક્તિ સાધતું ગદ્ય, વર્ણ્યવિષયની તાસીરને અનુરૂપ કથનશૈલીનું વિરલ વૈવિધ્ય અને વૈશિષ્ટ્ય, વિષયવસ્તુને સૂક્ષ્મ નિરીક્ષણ અને નિરૂપણશક્તિથી નાણવા અને નિરૂપવા ઉદ્યત સર્જક પુરુષાર્થ, પ્રતીતિકર પાત્રનિરૂપણ અને નિરાળા વાર્તા-આરંભ એ ભૂપેશની સિદ્ધિઓ છે તો વાર્તા-રચના અંગે એણે કરેલા પ્રયોગોના અધકચરા પરિણામરૂપે કથળી જઈને વાર્તા ન બનતાં, માત્ર પ્રસંગનિરૂપણ કે તરંગ લીલાનાં ખડકલા અનુભવાતી કાચી કૃતિઓ જાતીય-વ્યવહારોના નિરૂપણ માટેનું વળગણ અને અસંબદ્ધ શીર્ષકો જેવી મર્યાદાઓ તેના ઊણા સર્જકકર્મની ચાડી ખાય છે. અહીં તેની ઉપર્યુક્ત મર્યાદાઓ અને મહત્તાની સદૃષ્ટાંત તપાસની નેમ છે. સૌ પ્રથમ, કશુંક નવું નીપજાવી લેવા માટે ક્રિયાશીલ બનેલી એના સર્જશક્તિ અને મથામણ ક્યાં અને કેવી રીતે ઓછી અને તેથી પાછી પડે છે તે જોઈએ.

સમગ્રમાં ત્રણ કોટિની વાર્તાઓ છે એક : રચનારીતિની નવી તરેહો સ્વીકારવા છતાં માંડીને વાત કહેવાની પરંપરાથી બિલકુલ કપાઈ ન જતી એવી 'હનુમાનલવકુશમિલન' 'લીમડાનું સફેદ ઝાડ' 'એકોનથીજુ ઙ્છીએનથીજુ' ઉછળી...', 'નવો કાયદો' 'ઝલીવા', અને 'વડ' જેવી નીવડેલી વાર્તાઓ, બે : સર્જકની પ્રયોગશીલતાના સફળ પરિણામરૂપ વાર્તાઓ, 'એક બંડ આ —' અને સફળતાની લગોલગ પહોંચી અટકી ગઈ છે, તે 'પાત્રત્વ' તથા ત્રણ વાર્તાકારનો સર્જનમથામણોના આલેખરૂપ 'આરોહણ' આ વગેરે વગેરે ઉપા, 'બાય બા ય' 'પેટ', 'ભિલાડી' 'અંત' અને 'વાર્તા' જેવી કાચી કૃતિઓ.

પોતાની સિદ્ધહસ્ત રચના-શૈલીની પુનરાવૃત્તિમાં ન રમ્યા કરતાં, તેનાથી ઉપર ઊઠી, નવી રચના રીતિની શોધ માટે પ્રવૃત્ત થવું એ ભૂપેશના સર્જક મિજાજની અનિવાર્યતા ગણાય એ દિશાના પ્રયત્નરૂપે એણે અહીં સંગૃહિત વાર્તાઓમાં એકાધિક રચનારીતિઓની અજમાયશ કરી છે. પણ અવનવી રચનારીતિ અને પ્રક્રિયા ધરાવતી આ કૃતિઓની સૌથી મોટી મર્યાદા 'પાત્રત્વ'ના વાર્તાકાર નાયકને નડે છે તે પ્રત્યાયન-અવકાશ (કમ્યુનિકેશન-ગેપ)ની જે અનુભવ, જે રીતે-રૂપે સંક્રાંત કરવા ધાર્યું છે તે તે રીતે-રૂપે ભાવક લગી પહોંચતો નથી. વાર્તાકાર વિવિધ પરિસ્થિતિઓ અને મન:સ્થિતિઓને સહોપસ્થિત (જક્સ્ટાપોઝ) કરી વાર્તાને ઘાટ આપવા મથે છે, પરંતુ એ વિભિન્ન સ્થિતિ અને મન:સ્થિતિઓને સંકલિત કરી તેમાંથી ભાવકગમ્ય એવી કલાકૃતિ નીપજાવનારું સર્જનસૂત્ર એને લાધતું નથી પરિણામે આ પ્રકારની કૃતિઓ પેલી થાઉઝન્ડ પીસ પઝલ'નો અનુભવ કરાવે છે આમ થતાં સંનિષ્ઠ ભાવક પણ એણે દાખવવાના ભાવક-વ્યાપારની મથામણને અંતે કશું ન નીપજાવી શકવાની હાર સ્વીકારી, પોતાની જાતને કૃતિથી વેગળી કરી લે છે.

વાર્તા-સર્જન એ નર્યો યદૃચ્છા-વ્યાપાર નથી પેલી 'થાઉઝન્ડ પીસ પઝલ'માં પણ મૂળે કોઈ

ચોક્કસ આકૃતિ હોય છે, જેને પછીથી ટુકડાઓમાં વહેંચી દેવામાં આવે છે અને એ પરિસ્થિતિમાં પણ રમનાર વ્યક્તિને પેલી મૂળ આકૃતિની કલ્પના આવી શકે એવા ઈંગિતો એ ટુકડાઓમાં જળવાઈ રહે તેની દરકાર રાખવામાં આવી હોય છે અહીં કહેવાનો આશય એ નથી કે વાર્તાકારને સૂચિત કૃતિઓનું અખંડ અને સમગ્ર એવું પૂર્વદર્શન સાંપડ્યું નથી એ થયું પણ હોય ને છતાં કૃતિમાં કેટલુંક જે અનિવાર્યતઃ નિરૂપાવું જોઈએ તે અલ્પ અને અપર્યાપ્ત કથન (અંડર સેઇંગ) ને લીધે ન નિરૂપાતાં કૃતિની અખિલાઈની ઝાંખી કરાવવામાં સહાયક બનતા ઈંગિતોના અભાવમાં કૃતિની સાવયવતા જોખમાઈ છે. આ કૃતિઓનાં પાત્રોના મનોવિહારો અસમ્બદ્ધ અને અતર્કબદ્ધ હોઈ (અલબત્ત, તેમ જરૂર હોઈ શકે પરંતુ એવા મનોવિહારો કે પ્રત્યક્ષ વ્યવહારોને પણ સર્જકે સુસમ્બદ્ધ રૂપે નિરૂપવા જોઈએ, કારણ કે સર્જન દ્વારા તે ભાવક લગી પોતે જે કશુંક અનુભવ્યું છે તે પહોંચાડવા માગે છે.) એના દ્વારા જે કંઈ કહેવું, સૂચવવું કે અનુભવરાવવું છે તે શક્ય નથી બનતું. વાર્તારચનાની આ સમસ્યાને ચર્ચતા ભાયાણીસાહેબ 'કાવ્યમાં શબ્દ'માં લખે છે. - ઘટનાનું નિરૂપણ ભલે જરૂર પ્રમાણે ભૌતિક સ્થળકાળનો અનાદર કરે, અને અનુભાવક ચેતનાના સમયાદિને અનુસરે: તેમાં કશીક ક્રમ તો અનુસ્યૂત રહેવાનો જ નહીં તો અર્થહીન અઘોર પરિણામે જેનું ગ્રહણ કે આકલન ચિત્ત માટે શક્ય નથી Chaosનો આસ્વાદ કરાવતી કૃતિ પોતે તો સુસંઘટિત cosmos જ હોય. વળી એ વસ્તુ ભૂલવાની નથી કે કલાસર્જનની પ્રક્રિયા એ લાગણીઓને વસ્તુરૂપ આપવાની મૂર્ત કરવાની objectify કરવાની પ્રક્રિયા છે અને એ વસ્તુ નિર્મિત એક સભાનપણે થતી અને વિચારપૂર્વક નિયંત્રિત થતી પ્રક્રિયા છે"

વાર્તાકારની આ મર્યાદા તેની 'વાર્તા' નામની કૃતિમાં સ્પષ્ટરૂપે ઊપસી આવે છે. એ કૃતિમાંનાં પાત્રો બ્રહ્મી, નીરેન તીલી, ગાઢ, વરુણ, ખોડંગાતો માણસ અંદર ભજિયાં તળતી સૂચિત વ્યક્તિ વગેરેના મન, વચન અને કર્મ જન્ય સઘળા વ્યવહારો અને એ વ્યવહારો વિશેના વાર્તાકારના કથન-વર્ણન સાદ્યન્ત મો-માથા વગરનાં અને તેથી નર્યાં અસંગત અનુભવાય છે. દૃષ્ટાંત રૂપે: તીલી દ્વારા, નીરેનને પૂછાતો 'ઘેર કેમ નથી આવતો ?' એવો ઉપાલંભયુક્ત પ્રશ્ન ગાઢ-બ્રહ્મીનો ફોટો તટીને પડે અને તેની પાછળ રહેલાં માળામાંના ઈંડાં ફૂટતાં ચીકણા પ્રવાહીનું નીરેનના નાક-મોં પર રેલાવાની કલ્પના, નીરેન દ્વારા બ્રહ્મીને ઉદ્દેશીને પોતાને ભેટ મળેલ કબૂતરની સફેદ હગાર જોઈત એને ચડતી ચીતરી વિશેની ફરિયાદ, અંદર ભજિયાં તળવાં. ચૂલા પાસે બેઠેલી વ્યક્તિને વરુણના, સ્વેટરની અવેજી તરીકે કલ્પવી વગેરે એ અસમ્બદ્ધ નિરૂપણોને લીધે ભાવક કૃતિમાં આમથી તેમ, ફંગોળાતો રહે છે અને કૃતિ વિશેનો તેનો રસપિંડ બંધાતો નથી.

અલ્પ અને અપર્યાપ્ત કથન (અન્ડર સેઈંગ)ને લીધે ભૂપેશની વાર્તાઓ અસ્પષ્ટ અને ધૂંધળી રહી જાય છે અલબત્ત જે છે તે સાવ સાફ બતાવી દેવાથી કે નિઃશેષ કથન કરી દેવાથી પણ કૃતિ તેની કલાત્મકતા ખોઈ બેસે છે. પરંતુ જે કંઈ જાણીબૂઝીને નથી કહેવાયું તેને પામવા ભાવકની કલ્પનાશક્તિ ઉત્સાહ પામે એવાં કલાત્મક ઈંગિતોનો અભાવ પણ ભાવક-કલ્પનાને અકળાવી દઈ મૂરઝાવી નાખે છે. 'છિનાળ' અને 'પેટ' વાર્તાઓમાં આ તકલીફ વિશેષ અનુભવાય છે: 'પેટ'માંની નાગબાઈને ચૂરમાનો અડધો લાડુ આપતા ગોરબાપાનું ગોપનશીલ વર્તન અને નાગબાઈનો વેજી સાથેનો સંબંધ એ મુદ્દાઓ પર્યાપ્ત સ્પષ્ટતાના અભાવે અદ્ધર રહી જાય છે 'છિનાળ'માં પણ વાર્તાના અંતે છિનાળ દ્વારા ધૂણવું કે ધૂણવાનો ઢોંગ કરવાનું વર્તન એ પાત્રના પૂર્વલેખ જોતે સુસંગત બનતું નથી. -પૂર્વે

એ સાયકોલોજી વિષય ભણતી કોલેજ યુવતી હોય એવી સ્થાપના થઈ છે જે તેના પ્રરાવતી વર્તનથી ખંડિત થાય છે.

વાર્તામાં જાતીય-વ્યવહારોનાં નિરૂપણો જ્યાં જરૂર હોય ત્યાં નિર્ભીકતા અને કલાત્મકતાપૂર્વક થવાં જોઈએ, પરંતુ તે નર્યું વળગણ ન બની બેસે એ વિશે પણ સર્જકે જાગૃતિ દાખવવી જોઈએ. આ સંગ્રહની એકાધિક વાર્તાઓમાં આ પ્રકારની જાગૃતિ જણાતી નથી. 'લીમડાનું સફેદ ઝાડ' વાર્તાને અંતે નિરૂપાયેલ, સુખાભાઈ અને વેણુબાઈના જાતીય-વ્યવહારો અનિવાર્ય નથી. એ વાતો. ખેલનું ઉત્સવ ગીત પૂરું થવામાં છે ત્યારે, ચાલતી ચામુંડરાયની વિચારણા : 'ચામુંડરાયને થયું કે આ ગીત ચાલ્યા જ કરે.. ચાલ્યા જ કરે તો પોતે સ્વસ્થિતપણે વિચારી શકે. આજે ઘણું બધું વિચારવા માટે નવરાશ મળી, પણ બે મિનિટ પછી એ ગીત પૂરું થઈ જશે. ને સુરો. પડદો હટાવી લેવાશે ને પછી વાતચીત કરવી પડશે ને પછી કદી નવરાશ નહીં મળે.. પાછું હરિશ્ચંદ્ર, રામ અને ગંધર્વસેનમાં પલટાઈ જવું પડશે ને.. ની સાથે જ પૂરી થતી જોઈતી હતી' 'અલવિદા' માંનું આવું નિરૂપણ એના ગદ્યની તાજગીને કારણે જેટલું ગમે છે એટલું જ તે અણધાર્યું, અપ્રસ્તુત અને કઢંગું હોઈ નડે પણ છે, સામાજિક ગેરસમજ અને ઉપેક્ષાને કારણે નરી હતાશાને જીરવતા-જીવતા નાયકના પલાયનને નિરૂપવા માટેના પ્રપંચ તરીકે એ નિરૂપણ અઅસ્ત, માન્ય કરે, પરંતુ એનો ઉપયોગ નાયકની આકરી કસોટીની ચરમસીમાની પળોમાં થયો હોત તો તે વાજબી અને તેથી પ્રતીતિકર બનત. અલબત્ત સંવારે ઊઠ્યા પછી નાયક જે રીતે નાયિકાને જ્યારે ત્યારે વળગતો રહે છે તે તો સાવ નિરર્થક જ છે. વાર્તાના વસ્તુને બારીકી અને ઊંડાણપૂર્વક તાગી શકનાર ભૂપેશ એની સ્ત્રી-પુરુષોના સંબંધોના નિરૂપણ દ્વારા એમના નિર્વસનીય-આવિષ્કરણ માટે

તાકતી વાર્તાઓમાં 'ભ્રમણમાં જવું' કે 'દિવસના અડતાલીસમા ભાગના આવેશ' ને તેની સમગ્રતામાં પ્રયોજી શક્યો નથી. વાર્તાની સામગ્રીને અનુરૂપ-અનુકૂલ કથનશૈલી ભૂપેશને સહજ હાથવગી બને છે 'હનુમાન લવકુશમિલન'માં પ્રયુક્ત રામાયણનું સુવિદિત કથા-ઘટક 'સીતાવનવાસ અને લવકુશજન્મ' પુનરાવર્તનો યોજી રસળતી મંથરગતિ ધરાવતી વ્રતકથાની કથનશૈલી અને એ પૌરાણિક વસ્તુ તથા તેની સંસ્કૃતિનિષ્ઠ પદાવલિના લોકવાર્તાની ધાટીએ કરેલ રૂપસંસ્કારના સેરવાળારૂપ તદ્દન નવી નીપજાવેલી રચનારીતિ વડે નિરૂપાયું છે. ભૂપેશ જાણે કે અહીં પરકાયા-પ્રવેશનો કીમિયો લડાવી તુલસીમંત કરેલ વહુવારુઓને વ્રતકથા કહેતી પ્રૌઢા તેમ જ લોકવાર્તાના કસબી કોઈ ચારણ' બારોટ કે દસોદીની કાયામાં પ્રવેશ કરી વિષય-વસ્તુને એમની વાણીમાં મલાવી મલાવીને વાર્તા રચે છે. આ પ્રકારના વિશિષ્ટ નિરૂપણને કારણે અત્યંત રેઢ અને બહુવિદિત એવું આ કથાઘટક પણ વાચક માટે રોચક અને જોરસભર નીવડે છે

વાર્તા-નિરૂપણમાં અન્યત્ર બાધક નીવડેલું અલ્પ અને અપર્યાપ્ત કથન (અંડર - સેઈંગ) 'રહસ્યકથા એકાનથીણું..' માં ગોપનશીલ વાર્તાનિરૂપણશૈલી તરીકે સીધું સહાયક બને છે. મેકઅપની કળા અને તેની તજજ્ઞતાના આધારે ગૂંચવાતી અને ખૂલતી આ વાર્તામાં ભૂપેશ રહસ્યકથા-નિરૂપણનાં સઘળાં ઓજારો અને તેના પ્રયોજન માટેની પૂરી કાબેલિયત સાથે કામ પાડી સફળ થાય છે.

'હનુમાનલવકુશ મિલન'ની રચનારીતિની સામે 'વડ'ની રચના જાણે કે ધૂંધીકરણ થયેલું છે પેલી વાર્તા રસળતી ચાલે ચાલે છે જ્યારે 'વડ' વાર્તામાં એના કિશોર નાયકો રામરતન અને લક્ષ્મીમનના વીતેલા એક વર્ષનો તાજો ભૂતકાળ નાની નાની દશ્યકણીઓમાં ત્વરિત ગતિએ ઝીલાયો છે. વતન છોડી મુંબઈ વસવા નીકળેલા અને સ્થિર થયેલા રામ-લક્ષ્મીમનના જીવન-વ્યવહારોનું નિરૂપણ કરતાં

ગદ્યમાં લઘુરેખી વાક્યવિન્યાસ દ્વારા જે ગતિ સધાઈ છે તે એક સદૃષ્ટાંત નોંધવા લલચાવે છે.

"પણ..

આ બધું તો એક વર્ષ પર બંને હજુ સાથે જ હતા. બંનેની સાથે તેમનું પેટ હતું. બંનેના પેટની આજુબાજુ વીંટળાયેલી ફાટેલી ચડ્ડીના ખીસ્સામાં 'સેવન ઓ ક્લૉક' બ્લેડ હતી' થોડું પરચૂરણ હતું બંનેના મોઢામાં મુંબઈ આવ્યા પહેલાંની ગાળો ટકી રહી હતી અને મુંબઈ આવ્યા પછીની નવી ગાળો ઉમેરાઈ હતી. ગામમાં હતા ત્યારે લાકડાં ફાડી ફાડીને, માછલીઓ પકડી પકડીને બે-ત્રણ-ચાર સિક્કાઓ કમાતા-કદીક ન કમાતા, ભૂખ્યા રહેતા એકબીજાને વળગીને સૂતા, ખાલી પેટને નદીના પાણીથી ભરીને સૂતા. હવે ચોપાટીની રેતીમાં, 'ફૂટપાથ' પર મેદાનમાં, પોલીસની નજર ચૂકવીને બગીચામાં, ગેટ-વે ઑફ ઈન્ડિયા' પર ગમે ત્યાં સૂઈ જતા. મુંબઈમાં રોટલો મળે છે જરૂર, ઓટલો ન મળે, ભલે, ઓટલો ગામમાંયે નહોતો, અહીં યે નથી. રોટલો ગામમાં નહોતો, અહીં તો રોટલો પાણીપુરી, ભેળ, ચણા, મમરા પાઉં ગમે તે મળ્યા જ કરે છે, સીફતથી સેફ્ટી-રેઝર વાપરતા આવડે તો કદીક નવા પૈસાનું પરચૂરણ લાલ-ભૂરા-પીળા, કંપનીની જાહેર-ખબરોવાળા ઍડ્રેસ અને માલિકના ફોટાવાળા 'બસ'ના પાસ વાળા તૂટી ગયેલી ચાંપવાળા અમેરિકન લેધર પોલીશથી ચળકતા ઝાંખા જાતજાતનાં પાકીટો, પર્સ, ગુરુના મહત્ત્વાળી, સાઈબાબાના ફોટાવાળી વીંટી બેરર ચેક-જાતજાતનું મળ્યા કરે છે. પોલીસ, જેલ, દંડ, તમાચો, લોહીનું ટીપું પણ કદીક કદીક મળ્યા કરે છે. એમાંથી સળિયા પાંખળ પણ જવાય છે ને ફરી ચંપલો, રુમાલો, -ની ટીકીટો, પાકીટો, પર્સો ને 'સેવન ઓ ક્લૉક' બ્લેડ શરૂ થઈ જાય છે. વાપરવામાં બીજી બ્લેડો કરતાં 'સેવન ઓ ક્લૉક' સારી છે.'

વાર્તાના વાચકો જાણે સામે શ્રોતારૂપે ઉપસ્થિત છે અને એમની સમક્ષ વાર્તાકાર 'વાર્તા-સર્જન'ના પ્રશ્નોની છણાવટ કરતાં કરતાં વાર્તા રચતો હોય એવી પ્રપંચપૂર્ણ રચનારીતિનો આશ્રય 'પાત્રત્વ' વાર્તાના લેખનમાં લેવાયો છે, અહીં શૈલીનું નાવીન્ય આરંભમાં નડે છે પરંતુ પરિચિત થયા પછી ભાવક વાર્તારચનાની સૂચિત રચના-પ્રક્રિયામાં પ્રેક્ષકરૂપે તદાકાર થઈ ભૂપેશની સાથે મોકળાશ અને મોજપૂર્વક ચાલે છે.

આમ કુલ સોળ વાર્તાઓમાં પ્રયુક્ત સાત-આઠ પ્રકારના રચનારીતિનું વૈવિધ્ય ભૂપેશને ઊંચા ગજાનો સર્જક ઠેરવે છે. વિવેચક ભૂપેશ પણ વાર્તારચનાના ઉપકરણો પૈકી રચનાશૈલીની મહત્તા કરતાં કહે છે, 'તો શૈલીમાં પ્રગટતું' સર્જકવ્યક્તિત્વ 'કૃતિમાં પ્રગટતા' સર્જકવ્યક્તિત્વના પ્રબળ ભાગરૂપે શા માટે ન આવી શકે?' વાર્તા-આરંભ સંદર્ભે પર પરા અને પ્રયોગ એમ ઉભય દિશામાં ભૂપેશની ગતિ છે. ક્યારેક એ 'પૂર્વે અનોખા નગરી ને રાજા રામનું રાજ' એવો બાલવાર્તામાં જોવા મળતા આરંભનો ઉપયોગ કરે છે તો 'છિનાળ' વર્તામાં એનું રમ્ય સર્જકરૂપ આમ ખીલે છે. 'બહાર, સુંદર ઓના પગરવમાંથી ઝાંઝર વિના પણ જે એક ઝમકાર ઊઠે તેવો અવાજ આવવા લાગ્યો એટલે હું ઊઠીને ઓટલા પર ગયો.' અહીં વાર્તાના પ્રથમ વાક્યથી, ઝાંઝર વિના પણ પદસંચારમાં ઝમકાર બોલાવતી વિશિષ્ટ નાયિકા અને ઝાંઝર રહિત પદરવમાં પણ ઝમકાર સાંભળતા નાયક એવાં ઉભય પાત્રોની નાની પણ નમણી લાક્ષણિકતા વાર્તાકારની સૂચનકલા દ્વારા સ્ફુટ થાય છે. ને રામલીલા આવી પહોંચી ' જેવા વાક્યની પૂર્વે આવતા ગૌણ વાક્યાંશો (સબોર્ડીનેટીવ, ક્લોઝીઝ)ને બાદ કરી દઈ વાર્તાકાર ભાવકને એની નિયત લીલાભૂમિ લગી ખેંચી લઈ જાય છે.' 'એક ખંડ આ —' નો આરંભ એકદમ વિશિષ્ટ છે : 'અવાજો છે તે, બાકી તો ધૂળ છે. હવામાં અને અન્ય સર્વ વસ્તુ ...' વાર્તાના પ્રથમ

વાક્યના આ અરૂઢ વિન્યાસને વાર્તા પરત્વેની વાચકની ત્વરિત સંડોવણી (ઇન્વોલ્વમેન્ટ) યોજવામાં વાર્તાકારે ભરપટ ઉપયોગ કર્યો છે :

પાત્રનિરૂપણ માટે ભૂપેશ વાર્તાકારનાં કથન-વર્ણન-સૂચન-સંકેતાદિનો ઉપયોગ તો ક્ષમતાપૂર્વક કરે જ છે. પરંતુ સંવાદ દ્વારા પાત્રની લાક્ષણિકતા શી રીતે ઊપસાવી શકાય એનું દૃષ્ટાંત 'અલવિદા'માં મળે છે. નાયકના પિતા 'ભાઈ'નું પાત્ર બહુધા સંવાદ દ્વારા આલેખાય છે. નાયિકા માટે નાયક ચા બનાવીને લાવે, એટલા સમયમાં એ પાત્ર નાયિકા સાથે, પોલિટિક્સ, પાર્ટી, પ્રભાવ, ચિઠ્ઠી, ઇન્ટરવ્યુ, વજન વગેરે મુદ્દાઓ પર કરેલ વાતોથી ઘરેળુ વાતચીતનો ઘરોબો બાંધી લે છે. સંબંધ સ્થાપનાની આ પ્રક્રિયા દરમ્યાન 'ભાઈ'ની, એક નિવૃત્ત કે નિર્વૃત્તિને આરે ઊભેલ વ્યવહારદક્ષ, ખાધી પડેલ અને તેથી વાતરસિયા તથા નોકરી છોડતાં રહેવાની પુત્રની લાક્ષણિકતાથી અંદરથી લગીર ઘવાયેલા વૃદ્ધ પિતાની સુરેખ આકૃતિ વાચકના મનોફલક ઉપર દોરાતી રહે છે. 'લીમડાનું-સફેદ ઝાડ' તથા 'નવો કાયદો' વાર્તાઓનાં ચામુંડરાય તથા ગામલોક જેવાં પાત્રોમાં પણ ભૂપેશનું પાત્રનિરૂપણગત કૌશલ પ્રગટ થાય છે.

'પરબ'માં 'અલવિદા' વાર્તાના પ્રકાશન પછી જે ચર્ચાપત્રો લખાયાં હતાં તેમાં આ લખનારે પણ એક ચર્ચાપત્ર લખી, ભૂપેશના શબ્દ સામર્થ્ય અને વાર્તા સર્જનના ઉદ્દેશ સંદર્ભે થયેલ નિરર્થક ટીકાનો પ્રતિવાદ કર્યો હતો. ભૂપેશની વાર્તાઓ ગદ્ય છે. એની પાછળ એના ગદ્યનો મોટો હિસ્સો છે. એ ગદ્યમાં નાનાવિધ વળાંકો અને વિષય-સાપેક્ષ જે સર્વચિકતા છે તે દૃષ્ટવ્ય છે. 'નવો કાયદો'ના નાયક 'ગામલોક'ની મનસ્થિતિને વાચા આપતું ગદ્ય, 'એક ખંડ આ'-માંનાં સૂક્ષ્મ સર્જક-નિરીક્ષણોનું યથાતથ બયાન કરતી વેળા ક્વચિત્ કવિત્વ તો ક્વચિત્ સાદગી ધારણ કરતું અત્યંત સાફ ગદ્ય અને 'વડ' વાર્તાનું લાઘવપૂર્ણ તથા ગતિશીલ ગદ્ય. ભૂપેશની વિવિધ ગદ્યછટા-ઓનાં દૃષ્ટાંતો જોઈએ તારવાનું કામ અઘરું નથી, પણ અવકાશ-મર્યાદા સ્વીકારી, અહીં માત્ર એક દૃષ્ટાંત : 'અલવિદા' વાર્તામાં અર્ધવસના નાયિકાનું નાયક-અંખોમાં ઝીલાતું દર્શન આમ નિરૂપાયું છે 'સ્તનો વચ્ચેથી વહી જતી ખીણની આછી રોમરાજિ નાભિના નાનકડા પુકુર આગળ થોભી જતી હતી. એની નીચે નીવિબંધ અકબંધ હતો. એના પર એની હથેળી આડી પડેલી હતી. અત્યંત મૃદુતાપૂર્વક મેં એ બાજુ પર સરકાવી. માછલી જેમ એ સરકી ગઇ.. ઘડિયાળના ટોરાનું એક લાગું સરઘસ દેખાયું ન દેખાયું ને ચાલ્યું ગયું' અવતરણમાંના પ્રથમ વાક્યમાં આવતા ઈકારાન્તના આવર્તનોનો સસ્વરપાઠ કરતાં એમાંનું શબ્દનાદનું શિલ્પ સ્પષ્ટ થશે.

વાર્તાસંગ્રહના સંપાદકો પૈકી ડૉ. રમણ સોની એમના પ્રસ્તાવના-લેખમાં લખે છે તેમ સંવેદનનો વિષય બનતાં વસ્તુને બરાબર તાગી લેવાના ભૂપેશના સર્જક-પુરુષાર્થનું, 'એક ખંડ આ' વાર્તા ઉત્તમ દૃષ્ટાંત છે. વાર્તામાં મુખ્યત્વે વર્ષોથી બંધિયાર રહેલ હવડ ખંડનું વર્ણન માત્ર છે, પણ એ ખંડને, એની અત્યંત ઝીણું ભાળતી સર્જકની આંખોએ ઝીલ્યો છે તેથી, માત્ર વીગતોની સૂચિ થતી હોય એવું નિરૂપણ પીગતપૂર્ણ, સૂક્ષ્મ પ્રતીતિકર અને તેથી એટલું રોચક બને છે કે ભાવક એ સપાટ નિરૂપણને કંટાળ્યા વિના માણે છે. ભૂપેશના હાથે ચડેલ વિષય એની સમગ્રતામાં શી રીતે નિરૂપણ પામે છે તેનું એક દૃષ્ટાંત જોઈએ. આમ તો વાત, એક ખંડની ભીંતની જ છે, પણ એ મુકાઈ છે આ રીતે 'દીવાલોના મધ્યભાગમાં ત્રણે તરફ ઠેર ઠેર નાની મોટી ખીલી લગાવેલી છે. એક પર લટકે છે આ કેલેન્ડર ને સામેની ભીંત પર જરાક ઊંચેથી ડુંગર, નદી-કિનારો, આથમતો સૂરજ, વૃક્ષ, ઝૂંપડી, હરણવાળો એક 'સીન' મઢાવેલો છે. તે સિવાયની બાકી

પીછીઓ પ્યાલીપ્યમ નિર્ધન છે. ભીંતોની નીચેના ભાગો પર મંકણ માર્યાના લોહીના ડાઘ, માથાં ટેકવવાના તેલના ડાઘ, ખૂણાના ભાગ પર પાનની પિચકારીઓ, ક્યાંક ઉપરનો સફેદ રંગ ઘસાઈ જતાં બહાર નીકળી આવેલા અંદર છુપાયેલા અગાઉના લીલા રંગના એક બે ધાબાં, અને આખી ભીંત પર વણધોવાયેલા સરકારી ડી. ડી. ટી. છ ટકાવના, ભીંતની સફેદીમા પણ અલગ તરી આવતા સફેદ છાંટા માત્ર ભીંત પર જ નહીં–છત પર સુધ્ધાં વેરાયેલા છે.' વીગતપૂર્ણ કથન-વર્ણનનો આવો એક સફળ પ્રયોગ 'નવો કાયદો' પણ મળે છે.

ભૂપેશની વાર્તાઓમાથી પસાર થતાં અનુભવાયેલી એની સર્જક-મથામણોની લાક્ષણિકતાઓ અહીં મૂકી આપી છે. આ પ્રસંગ કંઈ, 'એની અમુક વાર્તા ગુજરાતી ટૂંકી વાર્તાના કોઈપણ પ્રતિનિધિરૂપ વાર્તાસંગ્રહમાં અવશ્ય સ્થાન પામશે'–એવી તેવી ભવિષ્યવાણીનો નથી. પરંતુ વાર્તાવાચન દરમ્યાન એટલું જરૂર અનુભવાયું છે કે આ વાર્તાકાર એનાં વિવિધ શક્તિઓ અને સીમાઓ સહિત, ગુજરાતી વાર્તાના ઇતિહાસ (અહીં 'ઇતિહાસ' શબ્દ મૂકતા તકલીફનો અનુભવ થાય છે)માં સાધિકાર ઊભો છે. એ માર્ગ પરથી પસાર થનાર સૌએ એની સર્જન-મથામણોના પકવ પરિણામ અને પ્રયોગધર્મ કચાશનો સહજ સ્વીકાર કરવો પડશે. ❁

*(' ગુજરાતીના અધ્યાપક સંઘ'ના સંમેલનમા 'અર્ઘ્ય' ની બેઠકમાં રજૂ થયેલ સમીક્ષાનો મૂળ સ્વાધ્યાય)

---

## સાભાર સ્વીકાર

રાઠવા નવજાગરણ પ્રૌઢ વાચનમાળા-પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪, B. રૂા.૩/–

નવજાગરણ મહિલા વાચનમાળા (શિક્ષક માર્ગદર્શિકા), પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪, B, રૂા. ૫/–

મંગલ આરતી : લેખિકા – પુષ્પા ક શાહ, પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪, B. રૂા. ૪/–

દિનચર્યા, લે. બાપાલાલ ગ. વૈદ્ય, પ્રકા નવજીવન પ્રકાશન, અમદાવાદ-૧૪, B. રૂા. ૧૫/–

સત્યકથા (ભાગ ૨) લે. સુકુંદરાય વિ. પારાશર્ય, નવજીવન પ્રકાશન, અમદાવાદ-૧૪ રૂા. ૧૫/–

ગાંધીજીનો અક્ષરદેહ (ભાગ ૬૯ અને ૭૦) પ્રકા., નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪, B રૂા. ૨૦/– દરેકના

[વિશ્વમાનવ

# 'ફૂંક વાગે તો બંસી'

શ્રદ્ધા ત્રિવેદી

એક ગલી છે. એમાં બે સામસામાં મકાન છે જે મોટું મકાન છે તેને ગલીના માણસો 'હવેલી' ગણે છે—તેમાં સુમનરાય રહે છે. તેમની સામેના મકાનમાં બે ભાડુઆતો છે. જેમાં એક છે કેશવાણી. સિંધી છે એક સમયે સુમનરાય અને મિ. કેશવાણી વચ્ચે સારી ઘરવટ હતી હા, એક વખત. ને એ વખતને બહુ વર્ષો નથી વીત્યા.

બપોરે સુમનરાય મેડીને હીંચકે જરા આડા પડે. આ નિત્યક્રમ અત્યારે બપોર છે. સુમનરાય વામકુક્ષી કરી રહ્યા છે. પણ આજે, એ શાંત નથી. દરેક પહેલી તારીખે એ વ્યથિત હોય છે. તેમનો એકનો એક પુત્ર પંકજ તારીખ પહેલીએ. . .

પણ આજે તો એ ભારે અજંપો અનુભવી રહ્યા છે. તે ઘેર આવ્યા ને સાંભળ્યું : 'કેશવાણીનું બ્રેઈન હેમરેજથી અવસાન થયું છે.' તેમણે જાતે જ પ્રશ્ન કર્યો, 'તો તેમાં હું શું કરું ? મારે એને ઘેર જવું ? જવું. તો જોઈએ....' હતું એમને તૈયાર કરવું હતું પણ બુદ્ધિ કહેતી ..'અરે ! સંબંધ હતો ત્યારે હતો. હવે ત્યારે ને એને શું ?' સુમનરાયે વિચાર્યું : 'ખરી વાત.' ને તે હીંચકે બેઠા. આમેય સવારથી બેચેની હતી પંકજની તારીખે જ કેશવાણી જાય ? —સુમનરાયને નવાઈ લાગી. મહિના ભલે જુદા પણ તારીખ તો બંનેની એક જ આવી ! સાચો ઋણાનુબંધ !

હીંચકે બેઠેલા સુમનરાય ભૂતકાળમાં ખોવાયા કે કે...શ...વા...ણી...આ ચાર અક્ષરમાં તો તેમના જીવનનાં ઘણાં મહત્ત્વનાં વર્ષો સમાઈ ગયાં હતાં. સુમનરાય હિંચકા ખાતા જ રહ્યા,

આ સમાચારથી આખી ગલીમાં સન્નાટો છવાઈ ગયો હતો. ગલીનું એક પણ ઘર એની સ્નાન છાયામાંથી બચવા પામ્યું નહોતું. લાગણીનો એક પ્રવાહ વહ્યો—ધોધમાર. ને ગલીના માણસો એક બની ગયા ના રહી નાત કે જાત, રહી એક માનવજાત ના રહ્યો ત્યાં કોઈ ધર્મ—માત્ર હતો એક માનવધર્મ.

જ્યારે આખી ગલી કેશવાણીને ઘેર જઈ, એની પત્નીને આ આખાય પ્રસંગમાં સાથ આપી રહી હતી—વિધિઓ કરી રહી હતી, ત્યારે એકલા સુમનરાય પોતાના ઘરમાં હીંચકે બેઠા હતા—ગલીમાં વહેતા પેલા પ્રવાહથી તે એકલા જ અલિપ્ત હતા. ને છતાંય સૌથી વધુ હલબલ્યા હતા.

પોતે આ ઘર વેચાતું લઈને જ્યારે પહેલી વાર અહીં આવ્યા ત્યારે રવિવાર હતો કેશવાણીને તે દિવસે રજા હતી સુમનરાય સામાન ગોઠવતા હતા ને કેશવાણી આવી પહોંચેલા "અરે સુમનરાય, હોળીને હવે ક્યાં ઝાઝા દિવસ બાકી હતા કે તમે આમ વહેલા આવી પહોંચ્યા ? જૂનું ઘર છોડવાની બહુ ઉતાવળ હતી કે શું ?" કેશવાણીએ આમ પોતાની સાથે આત્મીયતા કેળવવાનો આરંભ કરેલો

અહીં આવ્યાને થોડા દિવસમાં જ સુમનરાય અને શીલાબેનને આ ગલીએ પોતાનાં કરી લીધાં હતાં. ને ઘર પણ તેમને ફળ્યું. બીજે વર્ષે પંકજ જન્મ્યો. સુમનરાયને એકલાને જ નહીં આખી ગલી માટે આ આનંદજનક પ્રસંગ હતો. તેમાંય વળી કેશવાણીની વાત તો ન્યારી જ હતી પંકજની દરેક બાળક્રીડા - સાથે કેશવાણી તો એકરૂપ થઈ ગયા હતા. પંકજની પહેલી વર્ષગાંઠ આવી. સુમનરાયે ગલીનાં બાળકો માટે પાર્ટી ગોઠવેલી પણ કારભારી હતા કેશવાણી. પંકજ સુમનરાયનો દીકરો છે કે કેશવાણીનો ?—એક મહેમાને પ્રશ્ન, પણ કરેલો. સુમનરાયને પણ ક્વચિત થતું : 'કેશવાણીની આવી લાગણી શું

ક્લિષ્ટ છે ?" શંકાના વમળો ઊઠતાં : 'ના રે ના, મારે શંકા ના રાખવી જોઈએ. કેશવાણી લાગણીવાળો માણસ છે. એના વ્યવહારમાં ક્યાંય સ્વાર્થનો અંશ પણ જોવા મળતો નથી પણ આ લાગણીને ક્યાંક નજર ના લાગી જાય....સમાધાન પણ થતું. મન એમને કહેતું : "આ તો એને ત્યાં હજી બાળક નથી આવ્યું તેથી 'પંકજ' 'પંકજ' કરે છે. પછી વ્હાલનાં વહેણ બદલાઈ જશે. સિંધી છે એ ખરું, પણ માણસ સારો છે."

પંકજની બીજી વર્ષગાંઠ આવી. સુમનરાયે આ વખતે પાર્ટી તો નહોતી રાખી પણ કેશવાણી તો સવારના પહોરમાં જ રમકડાં લઈને આવી પહોંચેલા. જેમાંનું ચાવીવાળું સ્કુટર પંકજને ખૂબ ગમતું.

ને પછી એક દિવસ કેશવાણી પેંડાનું પેકેટ લઈને આવેલા; "અરે બેટા પંકજ, અહીં આવ, જો જો, તારા કેશવાણી અંકલ આજે ઘોડો લાવ્યા લે બેટા તેની ખુશાલીનો પહેલો પેંડો તું ખા" પંકજ દોડતો દોડતો ગયો ને પૂછવા લાગ્યો "હે અંકલ, ઘોડો ક્યાં ? ક્યાં છે ? બતાવો ને"

"અરે બતાવું બેટા, પણ લે આ પેંડો. કર મોં પહોળું." ને પંકજે મોં પહોળું કર્યું ને કેશવાણીએ તેનું મોં ભરી દીધું. બંને આવ્યા ઓટલા પર. "અરે અંકલ, આ તો સ્કુટર કહેવાય. સ્કુટર. આ તે કંઈ ઘોડો કહેવાય ?"

ખી....ખી... હસતો પંકજ એક દિવસ....

સ્કુટર સામે દોડેલો... હા–હા–કાર–રેલબત્તા —કોણ કોને આશ્વાસન આપે ? — રોકકળ — લોહી નીકળતું પંકજનું શરીર... : બેબાકળા કેશવાણી... બાવરા સુમનરાય... દવાખાનું ને.. પંકજે લીધેલી ચિર વિદાય.

ને હીંચકાને એક ઠેલો. "આમ તો મારો જ ખરો પાડોશી, પણ હવે મારે શું ? આવી રીતે ના જાય તો જાય કેવી રીતે ?" ને તેમની નજર પંકજના ફોટા ઉપર પડી. "એ જ લાગનો હતો

ને થયું તે ઠીક. મારે શું કામ એનો વિચાર સરખો કરવો. પંકજને એવું જ...."

"પંકજ–" સુમનરાયથી બોલાઈ ગયું. હીંચકાની બરોબર સામે એક મોટો અરીસો હતો. વર્ષો જૂના આ અરીસાની બહુ કાળજી રખાતી. હીંચકો ઘરમાં ક્યાં બાંધીશું ? નવા લાવેલા હીંચકા માટે પ્રશ્ન ઘરમાં ચર્ચાતો હતો ત્યારે પંકજ ઘણો નાનો હતો. તે ઘણો લાડકો હતો. તેના કહેવાથી જ હીંચકો મેડીમાં–અરીસાની સામે જ બાંધેલો. ને પછી તો કેટલીયેવાર રડતા પંકજને કેશવાણીએ જ જાતભાતના ચાળાઓ કરી આજ હીંચકા પર બેસી હસાવેલો–સુમનરાયને આજે બધું સહજ યાદ આવ્યું.

ને પછી એક દિવસે અરીસાની સામેની ભીંતે પોતે જ પંકજનો મોટો ફોટો ગોઠવ્યો–ગોઠવવો પડ્યો. હીંચકે આસ બેસો કે આમ–પંકજ દેખાય જ. "બેટા પંકજ, તારા કેશવાણી અંકલ..." "અરે, જવા દે એની વાત !" "ના ના, એમ કંઈ કેશવાણીનું સ્મરણ થોડું હટવાનું છે ? આ હીંચકા પર પંકજને બેસાડી કેશવાણીએ તેને કેટલીયેવાર વાતો કહી હતી. સુમનરાયને આજે તેના પડઘા સંભળાયા. કેશવાણી અને પંકજ અનેક રૂપે, અનેક અવાજે આ ઘરમાં એકરૂપ થઈ ગયા હતા. પંકજ હતો ત્યાં સુધીનું એક પણ અઠવાડિયું એવું નહોતું ગયું કે કેશવાણી આ હીંચકા પર બેઠા ન હોય. "આ જમણી બાજુએ તો મારે જ બેસવાનું. સુમનરાય, જુઓ, અહીંથી ઓટલે રમતા પંકજને જોવો એ પણ એક લ્હાવો છે." સુમનરાયે હીંચકાની જમણી-બાજુએ કેશવાણીને બેઠેલા અનુભવ્યા.

હીંચકો બંધ થઈ ગયો. આજે કેશવાણી પણ ગયા. સુમનરાયે બંધ બારી સામું જોયું. પહેલાં આ બારી ખુલ્લી જ રહેતી હતી. પંકજ ગયો ને સુમનરાય એક દિવસ બારી પાસે ઊભા હતા. સામે કેશવાણીનું ઘર–સ્કુટરને... "અરે કેશવાણી !

પંકજ તારા પ્રેમમાં તણાઈ ગયો ને હું ? હવે ઘરડેઘડપણ આધાર વગરનો થયો ' ને સુમનરાયથી ધબાક્ કરતીકને બારી બંધ કરી દેવાઈ. પુત્ર તરફનો સ્નેહ, પુત્રવિદાયનું દારુણ દુ:ખ અને એથી સંવેદનબધિર બનેલા સુમનરાય-કેશવાણીની વ્યથાને જાણવા જ તૈયાર ન હતા. ને કેશવાણીએ ત્યારે ઘા પર મરચું વેરાયાની વેદના અનુભવેલી. ગલીના માણસોની વાતોમાં ક્યારેક તેમનું નામ આવતું. ધીમે ધીમે તેય અદશ્ય થઈ ગયું. એક વાર ઘરવટ હતી ને હવે જોવાનોય સંબંધ નથી—સ્વીકારી લીધું સૌએ, ને કેશવાણી તો ? " કોઈ નહીં ને મને જે ખૂબ વ્હાલો હતો એ પંકજ જ મારાથી " ને બસ, આથી વિશેષ કેશવાણીને કશાની જરૂર ક્યાં હતી ? લોકો તો કેશવાણીને સૂનમૂન થયેલો જોતાં. ને સુમનરાયે તો તે પણ જોવાની પરવા નહીં કરેલી એમને મન તો કેશવાણીનું સ્કુટર જ પુત્રના મરણનું કારણ હતું. કેશવાણીએ સ્કૂટર વેચી દીધું ને એ રકમ અનાથાશ્રમમાં આપી. પંકજની પહેલી મૃત્યુતિથિએ તો તેનું આત્મપીડન હૃદયદ્રાવક હતું ગલીના લોકો એમ કહેતા. સુમનરાય આ બધું જાણતા. કંઈક કૂણાયે પડતા ને તોય ક્યારેક થતું : ' પંકજ ગયો એ તો ગયો જ ને ! આ હવેલી જેવું ઘર સૂનું તો પડ્યું જ ને ! " ને ક્યારેક આ વેદના આ બળતરા તેમને બોલાવી નાખતી-" નખ્ખોદ જજો એનું !"

પણ આજે આ સમાચાર સાંભળી પહેલાં તો એ ઢીલા જ પડી ગયા. કંઈક કળ વળી ત્યારે વિચાર્યું : " મેં ક્યાં આમ થાય એવું કહ્યું હતું ! હું ખાસ આવેશમાં જ ક્યારેક ગમે તેવું બોલ્યો હતો—"

હીંચકો ચાલતો હતો.

"પંકજ, તને ખૂબ દુ:ખ થતું હશે, નહીં ! જ્યારે હતા ત્યારે એ જ સૌથી વધુ નજીક હતા." સુમનરાય ઝૂલતાં હતા. "મારે એની પત્નીને સાંત્વન આપવા તો જવું જોઈએ" જવું-ના જવું-ની આ મથામણ ચાલતી જ રહી કેટલોક સમય પસાર થયો. ને અવાજો પરથી જ તેમણે પારખ્યું કે શબવાહિની આવી ને ગઈ.

"ચાલો પત્યું" તેમનો શ્વાસ હેઠે બેઠો. "જવું મટ્યું ઠીક જ થયું. માણસ ગુમાવ્યાની વેદના કેવી હોય હવે તેને ખ્યાલ આવશે."

"પણ, આમાં એને શું ખબર પડવાની હતી ?" તે ચમક્યા. "એ તો ગયો જે દુ:ખ ભોગવશે તે તો તેની પત્ની અને પુત્ર."ને પંકજ દેખાયો : "માનો કે કેશવાણીને સ્થાને હું હોઉં તો ? માનો કે પંકજ જીવતો હોય ને હું જાઉં તો ?" સુમનરાય ધ્રૂજી ઊઠ્યા

હીંચકો જોરથી ચાલવા માંડ્યો.

"શીલાનું કોણ ? પંકજનું કોણ ?"

"અરે કોણ કેમ ? શીલાને એનો ભાઈ છે મારો ભાઈ છે, બહેન છે, આ અઢળક મિલકત છે. જ્યારે આ કેશવાણીને તો.. આ ગલી એ જ એનું વતન ને આ ગલીવાળા જ એનાં સગાવ્હાલાં. એનો છોકરો તો હજી ખૂબ નાનો છે, એના છોકરાનું કોણ ? જો પંકજ એકલો પડ્યો હોત તો ?"

"પણ પંકજ એકલો પડે જ નહીં ને ! હું ના હોત તો કેશવાણી હોત જ.."

ફરી એક ધ્રૂજારી

" તો મારે શું કરવું ? હજીયે પંકજની વાત વાગોળવાનો શો અર્થ ? જે નથી તે તો નથી જ પણ જે છે તેનું શું ! કેશવાણીનો નાનો છોકરો એકલો પડી ગયો તેનું કોણ ? એને સાચવી લેવાય તો ? "

પંકજ વગર સૂનું સૂનું અનુભવી રહેતા સુમનરાયને એક મોટો આધાર મળ્યો

હીંચકો બંધ કરી તે પંકજના ફોટા પાસે આવ્યા. નીચેથી કેશવાણીના પુત્રનો રડવાનો અવાજ આવતો હતો. સુમનરાય બંધ બારી તરફ ગયા. કંઈક મહિનાઓથી બંધ બારીને પ્રયત્નપૂર્વક ખોલી ને બારી ખૂલતાં જ પંકજનો ચહેરો તસ્વીરમાંય ખીલી ઊઠ્યો. ને સુમનરાય.

# સોહરાબ રુસ્તમીનો સ્થિતિ વિપર્યાસ | દેવહુમા યાજ્ઞિક

## પ્રાણજીવન શેઠનો

પુત્ર છું હું સો પહેલો પ્રાણજીવન શેઠનો,
ઊંચકી લઉં ચાર્જ થેલો પ્રાણજીવન શેઠનો.

ભરબજારે નીકળ્યો હું લઈ કટારી હાથમાં,
થઈ ગયો બદનામ ડેલો પ્રાણજીવન શેઠનો.

ચાર રેલામાં સમાન્તર એમનું લોહી હતું,
વ્હેણ બદલે એક રેલો પ્રાણજીવન શેઠનો.

આમ તો ખોટી પડે છે ધારણા સૌની કદી,
એ સમય આવ્યો છે વ્હેલો પ્રાણજીવન શેઠનો.

કાપશો ? સંતાડશો ? ધોશો ? કે એમ જ રાખશો ?
હાથ છું હું મેલોઘેલો પ્રાણજીવન શેઠનો.

આંખ સામે રેતમાં ખોવાઈ જાતો માર્ગ છે,
છે ખભે દરિયો દીધેલો પ્રાણજીવન શેઠનો.

—જગદીશ વ્યાસ.

માનવસંબંધોના પુનરાખ્યાનના આ સંક્રાતિકાળે ઉપર મુજબની કૃતિઓ ન લખાય તો જ નવાઈ. પ્રસ્તુત ગઝલમાં આધાર ભલે પિતા–પુત્રના સંબંધનો લેવાયો હોય; એમાં નિરૂપિત સ્થિતિ ઓછાવત્તા અંશે પ્રત્યેક માનવસંબંધની અનિવાર્ય, કરુણ પરિણતિ છે.

આ અર્થમાં જ ઉપરની ગઝલમાં કેટલાક બુનિયાદી સવાલો ઉઠાવવામાં આવ્યા છે. જે 'સ્ટ' ધાતુને સમજે છે તે જીવન વિશેની કોઈ સ્થિર વિભાવના કે ગૃહીત કેમ રાખી શકે ?, કવિએ આ બિન્દુએ ઊભા રહીને આ ગઝલનો શબ્દવ્યાપાર ખેડયો છે માનવપ્રેમનો નિત્યનૂતનતાનો, આપણો લગાવ આજની આગળ ગઈકાલનો અસ્વીકાર તો કરાવે જ સાથે દ્રોહ પણ કરાવે છે. પ્રસ્તુત ગઝલ એ દૃષ્ટિએ જે નિરૂપિત સંભવના સંદર્ભે સોહરાબ–રુસ્તમીની એક પ્રક્રિયાને તાકે–પોષે છે. આ સોહરાબ–રુસ્તમી કંઈ પારણામાંથી શરૂ નથી થતી, એ તો જનરેશનનું–સજ્ઞાનતાનું વળતર છે એથી જ સંઘર્ષ અનિવાર્ય બને છે. આ સંઘર્ષ ગઝલનું આસ્વાદ્ય તત્ત્વ છે.

પુત્ર તરીકે કાવ્યનાયક મત્લાના–શેરમાં, પ્રાણજીવન શેઠનો થેલો ઊંચકવાની તૈયારી દર્શાવે છે પણ બીજા જ શેરમાં અલ્પજીવી નીવડતી એ તૈયારી એથી ઊલટી એવી બદનામીની નાલેશીમાં પલટાઈને ઊભી રહે છે. ભરબજારે કટારી લઈને નીકળવાની ક્રિયા વડે કવિ કેટલું બધું સૂચવી આપે છે ! આ સૂચન એ પછીના–ત્રીજા, શેરમાં 'લોહીના સંબંધ'ની વિસ્થિતિ નિર્દેશે છે ત્યારે ધારદાર નીવડે છે. 'રેલા'નું 'વ્હેણ બદલવું' એ નાની–સૂની ઘટના નથી અહીં પરંપરાનો ચીલો ચાતરવાની સાથે પિતા–પુત્ર સંબંધની વિસંવાદિતા ને સંઘર્ષની કોટિ સધાઈ છે. વળી, કવિ પુત્ર–પક્ષે (કાવ્યનાયક–પક્ષે) હોય એવી એક છાપ પણ ઉપસે છે. છતાં એ એકાંગી નથી, કારણ કે જે સભાનતાને કારણે આ બનવા પામ્યું છે એ જ પોતાના કર્તૃત્વને પણ લહે છે પાંચમો શેર એની પ્રતીતિ કરાવે છે.:

'કાપશો ? સંતાડશો ? ધોશો ? કે એમ જ રાખશો ?

હાથ છું હું મેલોઘેલો પ્રાણજીવન શેઠનો'

—ભાવક અહીં આગળના ચારેય શેરના સંદર્ભમાં એક સામટા ચાર સવાલો ઉલા મિસ્રાની પંક્તિમાં જુએ–પામે એ આઘાત અનુભવાય, ત્યાં તો સાની મિસ્રાની પંક્તિમાં (પૂર્ણવિરામ હોવા છતાં) પાંચમો સવાલ સાથે ભટકાય છે : આ પ્રશ્ન વધારે વેધક છે કારણ કે વાત પૂર્ણવિરામ દ્વારા જ કહેવાઈ છે. 'મેલોઘેલો હાથ' ('મેલોઘેલો' માં વજનની છૂટ લેવાઈ છે, કવિને માફ કરીશું

ને !) અને 'પ્રાણુ-જીવન શેઠ'નો સંદર્ભ અહીં જુદો અને વ્યક્તિગત આકાર ધારણું કરે છે. હવે પ્રાણુ-જીવન-શેઠનો' શ્લેષગત અર્થ લઈએ (લેવો જ પડે, સમગ્ર ગઝલ આ શ્લેષને ય વિકસાવે છે ને!) તો વાત દેખાય તે કરતા પણ ઊંડી જણાય છે. ચાર સવાલોમાથી કયો વિકલ્પ પસંદ કરવો ? આ મૂંઝવણુ છે ને જવાબ અઘરો પણ છે.

'મકતા'નો શેર પાયેય શેરનો બંધ વાળે છે મત્લામાં 'સૌ પહેલા પ્રાણુજીવન શેઠના પુત્ર' હોવાની કબૂલાત અહીં તારસ્વરે ઢોલ વ્યકત કરે છતા વિશેષ સ્વીકાર પામી છે !' સમગ્ર ગઝનમા આ કોન્ટ્રાસ્ટ જ રસ રૂપે પ્રવર્તે છે.' આખ સામે રેતમાં લુપ્ત થતો માર્ગ ને ખભે પ્રાણુજીવન શેઠનો હાંઘેલો દરિયોઃ અસહ્ય ભાર, સતત ચાલવાનું ને એ ય રેતમા, સ્થિતિવિપર્યાસની અહી પરાકાષ્ઠા છે ને એક પછી એક શેરમાં સતત ઊંચે જતા ભાવ સાથે મકતાની પરાકાષ્ઠા પામે અટકે છે એ પણ ગઝલનું જમા પાસું છે

કવિએ ભાષાના બે સ્તરો સ્પષ્ટ કર્યા છે.

પ્રાણુ-જીવન-શેઠઃ પુત્ર પહેલો/થેલો/ડેલો/ રેલો મેયોઘેલો/હાંઘેલો અને કટારી વ્હેણુ-ધારણુ માર્ગ દરિયો આ તમામ શબ્દો જે શબ્દાન્વય ધરાવે છે. એમા, સ્થિતિગત કટાક્ષ-કરુણુ અને લોહરા-બદુસ્તમીના સાતત્યપૂર્ણ નિદર્શન દ્વારા અભિધાથી એક કદમ આગળ વધે છે. એક ગઝલ આટલુ કરી આપે તો તે સ્હેજ પર્યાપ્ત ગણાય.

---

## સાભાર સ્વીકાર

સંતોની જીવનદૃષ્ટિ (ભાગ ૨, અને ૩) લેખક-શ્રી મોરારજી દેસાઈ, પ્રકા. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦ ૦૧૪ ઇ. સ. ૧૯૮૩, કિં રૂા ૬ અને ૪ અનુક્રમે.

છાત્રાલય સંચાલન, લે કેશવલાલ આ પટેલ, પ્રકા. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪, કિં. રૂ ૭/-

પ્રૌઢ શિક્ષણુ પાઠાવલિ-૨ (નવજાગરણુ), લેખિકા રમાબેન મ. દેસાઇ, પ્રકા. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪; કિં રૂ ૭/-

ચતુરંગ ભવાઇ-લે નટુભાઇ જોષી, પ્રકા. પ્રૌઢશિક્ષણુ તાલીમ અને સંશોધન કેન્દ્ર, ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ-૧૪, ઇ સ ૧૯૮૪ કિં રૂા. ૫/-

ચેપી રોગો (ધનુર)-લે ડૉ હસમુખ સી. મહેતા, પ્રૌઢશિક્ષણુ તાલીમ અને સંશોધન કેન્દ્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪, કિં રૂા. ૨/-

ઇતિહાસના સાધન તરીકે ગુજરાતના અભિલેખ-વ્યાખ્યાતા ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી, પ્રકા. ઇતિહાસ અને સંસ્કૃતિ વિભાગ, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪, કિં રૂા. ૪૦/-

વિદ્યાપીઠ હિન્દી કહાની સંગ્રહ; ભાગ-૧, પ્રકા. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪, ઇ. સ ૧૯૮૪; કિં રૂા. ૨-૭૫.

ફિલોસોફિકલ એઝમ્પશન્સ ફોર ટ્રેઈનીંગ ઇન નોન-વાયોલન્સ, લેખિકા-પ્રો. સુગતા દાસગુપ્તા, પ્રકા ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪, કિં રૂા. ૧૫/-

ધી સહેરીઆસ, લે. ડૉ. ટી બી. નાયક, પ્રકા. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪, રૂા. ૨૫/૦૦

# તમે પણ....!? | હરિત પંડ્યા

...... પણ છેલ્લા ત્રણ દિવસથી પેલા કોઈ દેખાયેલા નથી. રજા પર હશે કદાચ. પેલાં બહેન પણ ઉદાસ લાગતાં હતાં. પતિનો વિયોગ સાલતો હશે. કેવું સુખી જોડું ! રોજ સાથે અમારી બસમાં મુસાફરી કરે. બન્ને લગભગ તો સાથે જ આવે બે બેઠકવાળી સીટ પર જોડાજોડ બેસે. બેમાંથી એકાદ વહેલું આવ્યું હોય તો બીજાની જગા રોકે, ટિકિટ લેવાનું ભાઈએ જ માથે રાખવું, ને વાતોય બન્ને એકબીજા સાથે કેવી મીઠાશથી કરે ! રોજ એમ લાગે જાણે આજે જ પરણ્યાં ન હોય ! મને ક્યારેક થતું, પતિ-પત્ની વચ્ચે આટલો સ્નેહ સંભવી શકે !

એમનું પ્રસન્ન દાંપત્ય જોઈ હું ય રાજી થતો, ને પાલડીથી તે ગાંધીનગર પહોંચતા સુધી એકાદ વાર બન્નેને નિરાંતે જોઈ લેતો. અમારી નજરો મળતી ત્યારે ત્રણે ચહેરાઓ પર સ્મિત પથરાઈ જતું.

આજે મારાથી રહેવાયું નહીં.

"ગુડ મોર્નિંગ, મિસીસ દલાલ ! કેમ ત્રણ દિવસથી દલાલ સાહેબ..., ?" પણ એમના ચહેરા પરની ઉદાસીનો પાસ વધુ ઘેરો બનતો જોઈ હું અટકી ગયો.

"મારું નામ મિસ કલ્પના કોઠારી." ને પછી સહેજ અટકીને અત્યંત વેદના ભર્યા સ્વરે કહ્યું. "તમે પણ...!? ?" એનાથી આગળ બોલાયું નહીં. એના ચહેરા પરની ઉદાસી પીગળીને ટપકવા માંડી હતી. હું ખસિયાણો પડી ગયો., મારાથી એવું તે શું ...?

મારું મગજ ઝડપથી કામે લાગી ગયું.

થોડા દિવસ પહેલાં મિસ્ટર દલાલ જરા વહેલા આવી ગયા હતા. બસ ઊપડવાની તૈયારીમાં હતી, ને બેન બસમાં ચડ્યાં.

"લો, મિસીસ દલાલ પણ આવી ગયાં."

કોમ્પ્યુટરોના ગ્રુપમાંથી કોઈક બોલ્યું. ને એ સાથે જ બસનો એ ખૂણો જરા વિચિત્ર રીતે ખડખડાટ હસી પડ્યો હતો.

કંડક્ટર આવ્યો. બહેને ખભા પરથી પર્સ ઉતારી. પર્સને બે ઢીંચણ વચ્ચે પકડીને ચેઈન સેરવીને એમાંથી ટિકિટના પૈસા કાઢ્યા. કંડક્ટરે છૂટા માગ્યા પરચૂરણ શોધવા માટે બેને પર્સને દાંતમાં જકડીને છૂટા ગોતી કાઢ્યા, ને પછી પર્સ બંધ કરીને પાછી ખભે ભેરવી દીધી દરમિયાન બીજા હાથની બાંય હવામાં આછી ફરફરી રહી.

મને એમને બદલે ટિકિટ લેવાનું મન થઈ આવેલું,, પણ પેલા ખૂણામાંનું હાસ્ય યાદ આવતા માંડી વાળેલું.

પાછળની બસ અમારી બસને ઓવર ટેઈક કરતી બાજુમાંથી પસાર થઈ ગઈ. મારી નજર સહેજે એ તરફ ગઈ. બારી પાસે બેઠેલા મિસ્ટર દલાલનો પ્રોફાઈલ દેખાયો. એમનો ચહેરો પણ...

૧૨, વલ્લભનગર સો.
ટુંડેલ રોડ,
નડિયાદ — ૩૮૭૦૦૧

# શિક્ષણ અંગે બે મુદ્દા

નરેશ ઉમરીગર

થોડા દિવસ પહેલાં ટાઈમ્સ ઑફ ઇન્ડિયાના સ્પોર્ટ રીપોર્ટ વિભાગમાં ઊંઘ વિષે મેરી સ્ટોપ્સનો અભિપ્રાય ટાંકવામાં આવ્યો હતો. મેરી સ્ટોપ્સના કહેવા પ્રમાણે બાળકોના શિક્ષણમાં શિક્ષણ કરતાં પણ ઊંઘ વધારે મહત્ત્વની છે. આ વિચાર માગે એવી વાત છે. મેરી સ્ટોપ્સનો વિચાર ખૂબ મહત્ત્વનો છે. મેરી સ્ટોપ્સ બાળ અને જાતીય શિક્ષણની નિષ્ણાત છે. તેઓ કુટુંબ નિયોજનના પણ પુરસ્કર્તા છે. એટલે એમનો અભિપ્રાય ધ્યાન ખેંચે એવો છે.

ઊંઘ એ કુદરતે મનુષ્ય માટે નિર્માણ કરેલી મહાન બક્ષિસ છે. બાળકો માટે એનું સવિશેષ મહત્ત્વ છે. પણ આપણે ત્યાં માબાપોને અંગ્રેજી માધ્યમની સ્કૂલો માટે ઘેલું લાગ્યું છે. આવી સ્કૂલો મોટે ભાગે, વહેલી સવારે શરૂ થતી હોય છે. પોતાના બાળકને અંગ્રેજી શીખવવાના મોહમાં પડેલાં માબાપ બાળકને વહેલી સવારે નિશાળે મોકલવાનું હોય તો તેની ઊંઘમાં ખલેલ પહોંચાડીને, પણ તેને નિશાળે મોકલે છે બાળકની ઊંઘનો માબાપ વિચાર કરતાં નથી, તેને ઊંઘમાંથી જગાડી, તેની અનિચ્છા છતાં, તેને નિશાળ તરફ ધકેલવામાં આવે છે. મોટાં ગામો કે તાલુકા મથકમાં વહેલી સવારે રીક્ષામાં ઠંસોઠાંસ બેઠેલાં અર્ધા ઊંઘમાં ઝોકાં ખાતાં બાળકો કોઈની પણ નજરે પડે. મોટા શહેરોમાં પણ આવાં દૃશ્યો જોવા મળે.

શિક્ષણ એ સહજરીતે થતા પરિવર્તનની પ્રક્રિયા છે. અને બાળકની બાબતમાં તો એ વધારે સાચું છે પૂરતી ઊંઘ બાળકનો જેટલો માનસિક વિકાસ કરે છે તેટલો બળજબરીપૂર્વક આપેલા શિક્ષણથી થતો નથી.

બ્રિટનમાં અત્યારે આ પ્રશ્ને પાર્લામેન્ટનું પણ ધ્યાન ખેંચ્યું છે. પાર્લામેન્ટના એક સભ્યે સવારે ૧૦–૩૦ કલાકે એક નિશાળની મુલાકાત લીધી. ત્યારે તેમણે બે છોકરાઓને ઘસઘસાટ ઊંઘતા જોયા. શિક્ષકે પ્રશ્નના જવાબમાં કહ્યું કે વિદ્યાર્થીઓને ટી. વી. અને વીડિયો જોવાથી પૂરતી ઊંઘ મળતી નથી. બીજા એક આચાર્યે પણ આ બાબતની ફરિયાદ કરી. આપણે ત્યાં પણ પૈસે ટકે સુખી કુટુંબોમાં ટી. વી. અને વીડિયોએ બાળકોની ઊંઘમાં ખલેલ પહોંચાડવાનું શરૂ કર્યું છે અને જે કુટુંબના બાળકો ટી. વી. અને વીડિયોની અસર નીચે નથી આવ્યા તેઓમાંના કેટલાંક વહેલી નિશાળના ટાઈમ ટેબલનો ભોગ બન્યા છે. કારણ કે ટી. વી. કે વીડિયો ન રાખી શકતાં માબાપો પણ અંગ્રેજી શિક્ષણનો મોહ છોડી શકતા નથી. અને અંગ્રેજી માધ્યમની ગમે તેવી સ્કૂલ હોય (ત્યાં અંગ્રેજી કેવું શીખવાય છે એ વાતને બાજુએ રાખીએ), વહેલી સવાર તો વહેલી સવાર, પોતાના બાળકને ત્યાં ભરતી કરાવી દે છે આમાં બાળકને નથી શિક્ષણ મળતું, નથી પૂરતી ઊંઘ મળતી.

બાળકોને માટે બહુ વહેલી સવારે શરૂ થતી શિક્ષણ પ્રથા–પછી તે ગમે તેવા આદર્શ સિદ્ધાંત પર રચાઈ હોય–મૂળમાં જ ખોટી છે. એમાં બહુધા બાળકોનો વિચાર કરવામાં આવતો જ નથી. બાળકના સર્વાંગી વિકાસમાં ઊંઘ અને શિક્ષણ એ બે વચ્ચે પસંદગી કરવાની હોય તો ઊંઘ અનેક રીતે વધુ પસંદગીને પાત્ર બને છે. વહેલી સવારે બાળ નિશાળો શરૂ કરવાનો આગ્રહ રાખતા ઉત્સાહી સંચાલકોએ મેરી સ્ટોપ્સના સૂચન પર મનન કરવું જોઈએ.

૨

ગઈ તારીખ ૨૭મી ડિસેમ્બરના રોજ યુનિવ-

સિંટી ગ્રાન્ટ કમિશનના ચેરપરસન શ્રીમતી માધુરી બહેન શાહે દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના ૧૬મા પદવીદાન સમારોહમા દીક્ષાંત પ્રવચન આપ્યું. એમણે એમનું તૈયાર પ્રવચન બાજુએ મુક્યુ અને વર્ગમાં એક અધ્યાપક ભણાવે એ અદાથી પ્રવચન કર્યું. જેમ પ્રભાતનાં સૂર્યકિરણો બારી ખોલતાં જ કમરામા દાખલ થાય અને ખંડને સ્વચ્છ હવા અને તાજગીથી ભરી દે એવી અસર એમના પ્રવચનની થઈ. ખાસ કરીને એમણે અભ્યાસક્રમમા ચાલુ રહેલી જડતાની વાત કરી અને એ જડમાળખાને દૂર કરવાની વાત કરી એ એમના પ્રવચનનો કેન્દ્રવર્તી વિચાર હતો

* આજે આપણી યુનિવર્સિટીઓ હયુમાનિટી અને સોરવલ સ્ટ્રીમના પ્રવાહો વચ્ચે જકડાઈ ગઈ હોય એમ લાગે છે. કોઈ પણ વિદ્યાશાખાની સ્ટ્રીમ અને એ સ્ટ્રીમ દ્વારા સિદ્ધ થતુ સ્પેશ્યલાઇઝેશન અમુક અંશે બરાબર છે. પણ કોઈ પ્રવાહના વમળમા વિદ્યાર્થી ફસાઈ ન જવો જોઈએ

શિક્ષણ આખુ મનુષ્યના મન (અને શરીર) સાથે સબધ ધરાવે છે કુદરતે ઘડેલું મન કોઈ સ્ટ્રીમ કે પ્રવાહને અનુરૂપ કે અનુકૂળ થવા ઘડાયેલુ નથી મનુષ્યના મનની વ્યજનાઓ અનેક છે. તે અનેક રંગો ધારણ કરે છે. એક બાળકને સંગીત માટે લગન હોય અને તે જ બાળક વસ્ત્રવિદ્યામા પણ પારંગત થઈ શકે. વિદ્યાર્થી ગણિત શીખતાં ભાષા માટેનો પ્રેમ પણ કેળવી શકે અને પછી શરીરવિદ્યા કે જીવવિદ્યામાં પણ રસ કેળવી શકે.

આજે આપણા ઘણા વિદ્યાર્થીઓ કમને ભણતા હોય એમ લાગે છે અને તેમા એક પ્રબળ કારણ અભ્યાસક્રમોની ચોકઠાબંધી છે. વિદ્યાર્થીઓ એક અભ્યાસક્રમમા પ્રેવાયો કે તેનાથી બહાર નીકળવું સાવ અશક્ય નહિ તોય અલબત મુશ્કેલ જરૂર બની રહે છે. અર્થશાસ્ત્ર ભણતો વિદ્યાર્થી ભાષા ભણી ન શકે. પછી ચિત્રકામ, સંગીત કે ફિલસૂફીની તો વાત જ કયાથી ? તેવી જ રીતે ભાષા શીખતો જુવાન ઈતિહાસ કે બીજા સોશ્યલ વિજ્ઞાનો તરફ નજર ન કરી શકે. આમ આપણી યુનિવર્સિટીઓના અભ્યાસક્રમો લગભગ નેગેટીવ બની ગયા છે મુક્ત અભ્યાસક્રમોની આપણે ત્યા ભારે જરૂર છે.

વિકાસની તમામ દિશાઓ વિદ્યાર્થીઓ સમક્ષ ખુલ્લી હોવી જોઈએ. એને જે વિદ્યાશાખા માટે લગન હોય તે એ ભણી શકે એવી સુવિધા એને ઉપલબ્ધ થવી જોઈએ. ભલે કે એમ થતાં શિક્ષણ વધારે ખર્ચાળ બને અનેક વિષયોના નિષ્ણાત શિક્ષકોની જોગવાઈ કરવી પડે. પણ સ્વતંત્રતા સિદ્ધ કરવી હોય અને મનુષ્યના વિકાસ પામતા મનને એની અનંત શકિતઓનો ખ્યાલ આપવો હોય તો આજે બંધ રાખેલા દરવાજાઓ ખોલવા જ પડે. શિક્ષણ આખરે તો વિકાસ માટે છે, અનેક આહ્વાનો માટે છે. ચેલેન્જીસ સ્વીકારવાની મનની તમામ શકિતઓને બહાર લાવી શકાય અને એ જોવાનું કામ આખરે યુનિવર્સિટીઓનુ છે.

ડૉ. માધુરી શાહે 'સેન્સ ઑફ હ્યુમર' (વિનોદવૃત્તિ)ને પણ એટલું જ મહત્ત્વ આપ્યું. એમણે કહ્યું, કે આપણા દેશના અધ્યાપકોમાં અંગ્રેજ અધ્યાપકો જેવી વિનોદ વૃત્તિ નથી પરિણામે આપણને આપણું કામ બારેખમ લાગે છે. "બીજા તરફ હસવા કરતા પોતાની જાત તરફ હસવુ" એ ઉચ્ચ કક્ષાની વિનોદ વૃત્તિ છે. ગાંધીજીમાં આવી વિનોદ વૃત્તિ હતી વિનોદથી કામ 'સરળ' અને હળવુ બને છે. એમણે આ સાથે વિનમ્રતા અને માનવતાના ગુણો જોડવાની વાત કરી

* ઉચ્ચ શિક્ષણ નિરંતર પરિવર્તન તરફ ગતિ કરતુ હોવુ જોઈએ નિરંતર શિક્ષણ એ નિરંતર પરિવર્તન લાવે છે, માટે જ, એ આપણને સમાજના નબળા વર્ગોને સમજવા તરફ લઈ જાય છે સમાનતા અને સ્વાતંત્ર્યની સતત શોધ માટે આવુ સજાગ પરિવર્તનશીલ શિક્ષણ રાષ્ટ્રને અને સમાજને જરૂરી છે

# 'ઉઘાડપગા' ડૉ. ઓ. જે. શાહની ચિર વિદાય



ડૉ. ઓ. જે. શાહ

સુપ્રસિદ્ધ તબીબ ડૉ. ઓ. જે. શાહ (મુંબઈ) નો દેહવિલય તા. ૨૭-૧૦-૧૯૮૪ના રોજ થયો તેની નોંધ લેતાં ભારે દુઃખ થાય છે.

ડૉ. ઓ. જે. શાહને એક નિષ્ણાત ગાયનેકોલોજીસ્ટ, સર્જન તથા પ્રોફેસર તરીકે મુંબઈ ગુજરાતનો મેડીકલ સમાજ જાણતો હતો. પરંતુ ઘણાખરા નહોતા જાણતા એ નિષ્ણાત સર્જનના દિલમાં રહેલી દલિત પ્રજા માટેની સંવેદનશીલ હમદર્દી. છેલ્લા કેટલાક વરસોથી તેમણે આદિવાસીના મનોર-નાંદગામ વિસ્તારમાં ચિકિત્સાલય, શિક્ષણ અને કલ્યાણ સંસ્થાઓવાળી ૫૦ એકરની મોટી વસાહત ઊભી કરી હતી.

મુંબઈની સુખ સગવડમાં વસતા ડૉ. શાહ ૧૯૫૮-૫૯માં જવાહર સ્ટેટ વિભાગમાં યોજેલા એક સર્જિકલ કમ શ્રાયનિક શિબિરમાં જોડાયા હતા. નાના મોટા દર્દીઓ તપાસતા, એક આદિવાસી મહિલાના પેટમાં એક ગાંઠ ઘણી વિકસેલી ને જૂની લાગી. ડૉ. શાહે તાત્કાલિક શસ્ત્રક્રિયાની ગોઠવણ કરી ગાંઠ કાઢી તે આશરે ૨૦-૨૫ કીલોની હતી! ડૉક્ટર ઊંડા વિચારમાં પડયા. આ ગાંઠને વિકસતા થયેલા વર્ષોનો ખ્યાલ આવતા, માવજતના અભાવે પીડાતી મહિલાની કરુણ કથનીએ એમની આંખમાં આંસુ વહેવડાવ્યા. તે જ દિવસે ડૉ. ઓ. જે. શાહે પ્રતિજ્ઞા કરી કે મારે નિવૃત્તિ થતા પહેલા આ પીડાતી, અજ્ઞાન ને સાધનના અભાવે રીબાતી આદિવાસી પ્રજા માટે કાંઈક કરી છૂટવું જોઈએ.

આ પ્રતિજ્ઞાએ આકાર લીધો ૧૯૬૫માં. આદિવાસી વિસ્તારનું સર્વેક્ષણ કરી, આજુબાજુના સારી સ્થિતિના ખેડૂતો, વ્યાપારીઓને મળી પોતાની યોજના (મફત ચિકિત્સાલય ને શૈક્ષણિક સંસ્કાર-સિંચન માટેની યોજના)ને મૂર્તરૂપ આપ્યું. જમીન ખરીદીને આદિવાસી કલ્યાણ કેન્દ્રની સ્થાપના કરી શનિ-રવિએ ડૉક્ટર પોતાની ગાડીમાં જરૂરી દવાઓ અને સાધનો લઈને પહોંચી જતા; ને અભણ પ્રજાને વહેમ અને અજ્ઞાનમાંથી બહાર નીકળી પોતાના સ્વાસ્થ્યનું રક્ષણ કરવા સમજાવતા. પરંતુ વહેમી પ્રજા અદ્યતન ચિકિત્સાનો લાભ લેતા ભડકતી. ડૉક્ટર માટે આ ખરેખર અગ્નિ પરીક્ષા હતી. આખરે ડૉક્ટરના સેવાયજ્ઞને સફળતા મળી. નાંદગાવ-મનોર વિસ્તારનાં ૨૦-૨૫ ગામોની પ્રજા બાળ-વૃદ્ધ-મહિલા-પુરુષ મળી ૧૫૦-૨૦૦ આદિવાસીઓ દર શનિ-રવિવારે ૧૫-૨૦ કિ. મી. ચાલીને કલ્યાણ કેન્દ્રમાં આવી પહોંચતા. ડૉક્ટર પોતાના સાદા સફેદ સ્વાંગમાં બિમારોને તપાસતા, દવાં, ઈંજેકશન, વગેરે આપી, આશ્વાસનો સાથે

સૌને વિદાય કરતા. આ યજ્ઞ લગભગ ૧૬-૨૦ વર્ષ ચાલ્યો. આ દરમ્યાન એક પાંચ-૭ ધોરણની શાળા ઊભી કરી છે. પ્રભુને પ્રાર્થનાનું બળ સમજાવી શ્રી લક્ષ્મીનારાયણનું એક મંદિર ઊભું કર્યું છે.

આ આદિવાસી કેન્દ્રમાં મુંબઈ એસ. એન. ડી. ટી. મહિલા વિશ્વ વિદ્યાલયની ઘણી કોલેજોએ પોતાની 'બાલવાડી'ઓનું સંચાલન કર્યું છે. મહિલા – પ્રાધ્યાપકો આવીને દિવસો સુધી વસતી થઈ છે. ડૉ. શાહે નાદગાંવમાં આદીવાસીઓનું મરજિયાત ફેમિલી પ્લાનિંગ અમૂલી બનાવ્યું છે. આ સિદ્ધિ માટે તેમને મહારાષ્ટ્ર સરકાર તરફથી 'શીલ્ડ' પણ મળ્યો છે.

આ આદિવાસી કેન્દ્રમાં એક તરુણસેના પણ ડૉક્ટરે ઊભી કરી છે તેમાં ક્રિકેટ ફૂટબોલ ને વ્યાયામની સુવિધાઓ છે, જે મુંબઈના ખ્યાતનામ ટ્રસ્ટ 'સંજીવની'ને આભારી છે. આ સંસ્થા તથા ઈતર મદદના આધારે ત્યાંનાં ગરીબોને કપડાં તેમજ અન્ય સહાય પણ આપવામાં આવી છે મુંબઈની સમાજકલ્યાણ કલબો, રોટરી લાયન્સ વગેરે અવાર-નવાર ત્યાં મફત ચિકિત્સા શિબિરો યોજી જાય છે.

આ કેન્દ્રની ખ્યાતિ સાંભળી મુંબઈના રામ તીર્થ યોગાશ્રમના સંચાલકે પણ સારા ડૉક્ટરના માર્ગદર્શન નીચે ૩૦-૩૫ એકર જમીન લઈ ત્યાં યોગાશ્રમ વૃદ્ધાશ્રમ આદિ યોજના કરી છે, જે આકાર લઈ રહી છે.

ડૉ. એ. જે. શાહ આ આદિવાસી વિસ્તારમાં એરૂ-ફૂટ (ઉઘાડપગા) ડૉક્ટર તરીકે ખૂબ જાણીતા થયા હતા, જેને આપણે એમનું સર્વોત્તમ બિરુદ કહી શકીએ.

## લોકશાહીના અડગ પુરસ્કર્તા નટવરલાલ પરીખની ચિર વિદાય | કમળાશંકર પંડયા

આમ તો ગુજરાતના જાહેર જીવનમાં શ્રી નટવરલાલ અપરિચિત ગણાય, મુંબઈ-ગુજરાતમાં લોકશાહી વિચાર માટે કાર્ય કરનારાઓમાં તથા પંચમહાલ જિલ્લામાં તેઓ ખૂબ જાણીતા સન્માનીય અગ્રણી હતા.

વ્યવસાયે ધારાશાસ્ત્રી અને સ્વાતંત્ર્યની લડતો દરમ્યાન ઊભા થયેલા કોંગ્રેસ સમાજવાદી જૂથની અસર નીચે આવતાં, આ ચુસ્ત વૈષ્ણવ તત્ત્વવેત્તા એ ટીલાં, ટપકાં, કંઠી, સંપ્રદાયને તિલાંજલિ આપી તેમણે સમાજવાદી અને નિરીશ્વરવાદી વિચારધારા અપનાવી; સમાજવાદી પક્ષને એક બૌદ્ધિક પીઠબળ મળ્યું.

વિચારધારા અને કાર્યકર જૂથના ટેકાને કારણે એમની મારફત દાહોદને ૪૦ વર્ષ પહેલાં નાગરમલ ધરણીધરકા દવાખાનું મળ્યું, દાહોદમાં જે અનેક શિક્ષણ સંસ્થાઓ આજે પાંગરેલી દેખાય છે તેના મૂળમાં શ્રી નટવરલાલ. પંચમહાલ શિક્ષણ પ્રચારક મંડળ મારફતે જિલ્લામાં ઉચ્ચ કેળવણી માટે હવામાન ઊભું કરવામાં તેઓએ સને ખૂબ હૂંફ અને સહકાર આપ્યો અમારી પ્રવૃત્તિઓ માટે જેટલાં નાણાં જોઈએ તે તેઓ મેળવી આપતા.

૧૯૪૨ની લડત પછી અખિલ હિંદના સામ્યવાદી અગ્રણીઓએ અને અખિલ હિંદ કોંગ્રેસ સમાજવાદી પક્ષની ભૂગર્ભ પ્રવૃત્તિને તેમણે જ મદદ કરી, આ ભૂગર્ભવાસી નેતાઓ માટે અમારા કાર્યકર જૂથના એક કાર્યકર શ્રી બાળકૃષ્ણ શાહે દાદર ખાતે એક ફ્લેટ પણ ભાડે રાખ્યો હતો. મોહનલાલ ગૌતમ દ્વારકાનાથ કચરુ, બી. વી

કેસકર, અરૂણા આસફઅલી અચ્યુત પટવર્ધન, છોટુભાઈ પુરાણીની ભૂગર્ભ પ્રવૃત્તિ માટે જોઈતા નાણાં તેઓ પૂરા પાડતા. વળી યાદગાર છીટાલા તાલીમ શિબિરના તેઓ એક પ્રેરક હતા.

બોધરા સાર્વજનિક શિક્ષણ મંડળ અને પંચમહાલ શિક્ષણ પ્રચારક મંડળના આદ્ય સ્થાપકોમાંના તેઓ એક છે. આ સંસ્થાઓ મારફતે અનેક આધ્યાત્મિક શાળાઓ, ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ ચાલે છે.

શ્રી યશવંત શુક્લ, શ્રી ઈશ્વર પેટલીકર, શ્રી મોગીલાલ ગાંધીના સહકારથી એકાધિકારવાદની વિચારધારા સામે ગુજરાત લોકશાહી સુરક્ષા સંઘની અમે સ્થાપના કરી ત્યારે તેઓ તેમાં ખૂબ સક્રિય હતા. મધ્ય ભારતના ગુના મુકામે જયપ્રકાશ નારાયણ પાસે 'દૈનિક વર્તમાન' પત્રોની અને સવિસ્તર યોજના મૂકી તેમની ખડોળી સાગવગના આધારે પચ્ચીસ લાખ રૂપિયાનું ભંડોળ એકઠું કરી આપવાની તૈયારી પણ બતાવી, પરંતુ જૂથવાદમાં ડૂબેલા સમાજવાદી પક્ષથી આ કાર્ય થઈ ના શક્યું. ગુજરાત રાજ્યની સ્થાપનાના ૭રમા દિવસે ફોરેન્ડસ જનાં કામદારો ઉપર જીવરાજ મહેતા-રસિકલાલ પરીખના પોલિસતંત્રે ગોળીબાર કરી મઝદૂરભાઈઓને શહાદત આપી ત્યારે અખિલ હિંદ ધોરણે શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે રચાયેલી 'બચાવ સમિતિ'ના ભાઈ નટવરલાલ મુખ્ય ધારાશાસ્ત્રી હતા; તેઓ અઢી મહિના અદાલતી તપાસ પંચ સમક્ષ સબળ રજૂઆત કરી, વેસ્ટર્ન રેલ્વે યુનિયન તૂટતું બચી ગયું.

નાગરિક સ્વાતંત્ર્યોના હિમાયતી શ્રી નટવરલાલ પરીખ એન. એમ. જોશી સ્થાપિત સિવિલ લિબર્ટીજ યુનિયનના એક અગ્રણી હતા.— દાહોદમાં સમાજવાદી પક્ષ એક સમૃદ્ધ રાજકીય-'રાષ્ટ્રીય પુસ્તકાલય' ચલાવતું, જેમાં ઉલ્લાંમાં ઉલ્લા પ્રસિદ્ધ થએલા 'રાજકીય પુસ્તકો' હતાં. આનો બધો જ ખર્ચ તેમની મારફતે જ અમને મળી રહેતો. નિરીક્ષકના તંત્રી શ્રી જયંત પંડ્યા ઉપરાંત અનેક કાર્યકર્તાઓ ગુજરાત-મુંબઈમાં પણ તેમણે આ પુસ્તકાલયમાંથી રાજકીય ભાથું મેળવ્યું છે.

સોક્રેટીસની માફક તેઓ ચર્ચાન્વાદ, દરેક જણ સાથે એક સમર્પિત કાર્યકર્તા તરીકે કરતા

રાષ્ટ્રીય સ્વાધીનતા માટેના દૃઢ આગ્રહી, આંતરરાષ્ટ્રીય પ્રવાહોથી ખૂબ માહિતગાર અને લોકશાહી વિચારધારાના પ્રચારક શ્રી નટવલાલના અવસાનથી મે ૫૦ વર્ષના એક ગાઢ સાથી, સ્વજન, કુટુંબી ગુમાવ્યો છે. એમનું જીવન ગુજરાતના બૌદ્ધિકો માટે પ્રેરણાદાયક છે

## વૈશ્વિક ચિંતન રૂપરેખા | નિતીન વ્યાસ (મ.સ. યુનિ. વડોદરા)

### વિચાર દર્શન (વિશ્વ તત્ત્વચિંતન રૂપરેખા-૧)

જ્ઞાનગંગોત્રી શ્રેણી નં. ૨૩, પ્રકા. સરદાર પટેલ યુનિવર્સીટી, વલ્લભવિદ્યાનગર, જાન્યુ. ૮૪, કિ. રૂા. ૪૦/-

પ્રખ્યાત જ્ઞાનગંગોત્રી ગ્રંથનો આ ત્રેવીસમો ગ્રંથ છે. માનવવિદ્યાશાખાનો પંદરમો ગ્રંથ છે અને વિચારદર્શનનો બીજો ગ્રંથ છે. વિશ્વના તત્ત્વચિંતનોની રૂપરેખા રજૂ કરતા બે ભાગોમાંનો આ પહેલો ગ્રંથ છે.

'વર્તમાન' સમયમાં ઉચ્ચ શિક્ષણ ક્ષેત્રે એકાદ વિષયની તજજ્ઞતા' ઉપર વિશેષ અથવા કહો તો સંયમ ઝોક મૂકાય છે, ત્યારે તે સાથે અન્ય વિવિધ ક્ષેત્રોમા થતા જ્ઞાનવિકાસની આછી છતા વ્યવસ્થિત અને સઘન સમજ હોવી માનવના સમગ્ર વ્યક્તિવિકાસમાં અનિવાર્યપણે સહાયક બની જાય છે આધુનિક જ્ઞાનક્ષેત્રનું સ્વરૂપ અત્યંત જટિલ છે અને એની વિકાસગતિ પણ અત્યંત વેગવંત છે; આ અનુસંધાનમાં બૌદ્ધિકપણે સુસજ્જ હોવું વ્યક્તિ અને રાષ્ટ્ર બન્નેને માટે બલપ્રદ અને ગૌરવપ્રદ છે.

આથી સામાન્ય શિક્ષિતજનની જ્ઞાનપિપાસા પ્રદીપ્ત બને, એને બહુવિધ વિકાસના તબક્કાઓનું સ્પષ્ટ દર્શન થાય તેમજ મૂળભૂત સત્યો અને મૂલ્યોમાં શ્રદ્ધા પ્રસ્થાપિત બને તે જ આ સમગ્ર જ્ઞાનગંગોત્રી શ્રેણીનું ધ્યેય છે પ્રવર્તિત પરિસ્થિતિના પરિવર્તનમા માનવચેતના જ આખરે નિર્ણાયક બનતી હોઇ, નૈતિક સર્જનશક્તિના રહસ્યનું વ્યાપકપણે સ્પષ્ટ થવું આવશ્યક છે. કારણ કે આવું થયે જ મુક્ત માનવનિર્ણય શક્ય બની શકે છે.

ભારત માત્ર બહુવિધ જાતિઓનો દેશ નથી, એમા બહુવિધ ભાષાઓ પણ છે. સ્વાતંત્ર્ય પછી દેશની અનેક ભાષાઓને મોકળે મને વિકાસ કરવાની તક પ્રાપ્ત થઈ છે આ સંદર્ભમા આપણી ગુજરાતી ભાષા પણ હવે ઠેઠ ઉચ્ચ શિક્ષણ માટે પણ સક્ષમ બની ગઈ છે. વિવિધ યુનિવર્સીટીઓ અને વિદ્યાપીઠો પણ અનેક વિષયો પરત્વે થતાં સંશોધનકાર્યો ગ્રંથસ્થ કરે છે પાઠ્યપુસ્તકો કે અભ્યાસગ્રંથોનું પ્રકાશન કરે છે, વગેરે વગેરે.

વળી, નજીકનાં વર્ષોમા ગુજરાત રાજ્ય ખાસ કરીને યંત્રવિદ્યાક્ષેત્રે મોટી હરણફાળ ભરી રહ્યું છે. તેથી ઉચ્ચ શિક્ષણક્ષેત્રે જ્ઞાનની ક્ષિતિજોના વિસ્તાર વિશે કોઇ બેમત હોઇ શકે નહિ. માતૃભાષા દ્વારા શિક્ષણ વિનિયોગનો સર્વત્ર સ્વીકાર થયો છે ત્યારે વિવિધ વૈશ્વિકચિંતન અને જ્ઞાનનો પ્રવાહ માતૃભાષાના આસાનપણે પ્રાપ્ત થાય તે જરૂરી છે તેવા વિવિધ યુનિવર્સીટીઓ દ્વારા થતું ઉપર્યુક્ત પ્રકાશન કાર્ય એક વાત છે, પરંતુ સાધનસગવડતોની મર્યાદામાં પણ મોટા પાયા ઉપર જ્ઞાનગંગોત્રીનું પ્રકાશન હાથ ધરવું બીજી વાત છે.

આથી જ પ. પૂ. શ્રી મોટા, કેન્દ્ર અને રાજ્ય સરકારના શિક્ષણ વિભાગો, અન્ય અનેક સંસ્થાઓ અને વ્યક્તિઓના સદ્ભાવ અને સહકારથી પ્રેરિત આ યોજના આપણા સૌના અભિનંદનને અધિકારી છે. શાળા-કોલેજોમાંથી બહાર આવતી યુવા પેઢી અને અન્ય સુજ્ઞ અભ્યાસીઓ અને વાચકોને મદદરૂપ બને એવી આ શ્રેણી છે.

... .... ...

પ્રસ્તુત ગ્રંથ ભારતીય તત્ત્વચિંતન-વૈદિક અને ઇતર દર્શનો, ચીની તત્ત્વચિંતન, પશ્ચિમી તત્ત્વચિંતન એમ ચાર ખંડોમાં વહેંચાયેલ છે

પ્રથમ ખંડ મ. સ. યુનિવર્સીટી પ્રાચ્યવિદ્યા મંદિરના ભૂતપૂર્વ નિયામક અને જાણીતા વિદ્વાન પ્રો. અરુણોદય જાનીની કલમનીપજ છે. તેમણે વૈદિક તત્ત્વચિંતનમા વૈદિક પરંપરા, પુરાણો અને તેની ઉત્પત્તિ, બ્રહ્મ-પરમાત્મા, કેવલાદ્વૈત વગેરેની રજૂઆત કરી છે, સંસ્કૃતિ વિભાગમાં ધર્મ, કર્મ અને પુનર્જન્મ, નીતિમૂલ્ય પ્રતિષ્ઠા, વર્ણાશ્રમવ્યવસ્થા વગેરેની, અને ભગવદ્ગીતાને ઉપનિષદ તરીકે, બ્રહ્મવિદ્યા તરીકે, યોગશાસ્ત્ર તરીકે, સર્વશાસ્ત્રોના સમન્વય તરીકે, વગેરેભાવનાના અર્થમાં—આજની પ્રસ્તુતતાના અર્થમાં—મૂલવવામાં આવી છે આ ઉપરાંત, અષ્ટાદશશ્લોકી ગીતા, અને ઉપનિષદોના કેટલાક મહત્ત્વના શ્લોકો પણ અંતે આપવામા આવ્યા છે જે સમગ્ર વૈદિકદર્શનની સુંદર ઝાંખી આપે છે.

ભારતીય તત્ત્વચિંતનના બીજા ખંડના લેખિકા છે જાણીતાં વિદુષી અને સંસ્કૃતજ્ઞ પ્રો. એસ્તરબેન સોલોમન. પ્રથમ 'લોકાયત દર્શનમાં (ચાર્વાક વિચારધારા) લોકાયત દર્શનની ઉત્પત્તિ, તેના પ્રત્યક્ષપ્રમાણ, ઉપભોગવાદ વગેરે વિશે, સાંખ્યદર્શનમાં—વિચારનો અર્થ, પુરુષ-પ્રકૃતિ દ્વૈત, ત્રેવીસ વ્યકત તત્ત્વો, કૈવલ્ય વગેરે વિશે, જૈનદર્શનમાં નવ તત્ત્વો, જીવ—અજીવ, આશ્રવ—સંવર—નિર્જરા અસ્તિત્વો, ચૌદ ગુણસ્થાનકો, અનેકાંત—સ્યાદ્વાદ—નય, મહાવ્રત અને અણુવ્રત, દશ ધર્મ વગેરે વિશે, બૌદ્ધદર્શનમાં—ચાર આર્યસત્યો, અષ્ટાંગમાર્ગ, સમ્યક્સમાધિ, પ્રતીત્ય સમુત્પાદવાદ, સંગીતિઓ અને સંઘભેદ, બોધિસત્ત્વ, બુદ્ધમાર્ગની તંત્રસાધના અને અન્ય સંપ્રદાયો વગેરે વિશે ટૂંકી અને મુદ્દાસર સમજ આપી છે

ત્રીજો ખંડ ચીની તત્ત્વચિંતન અને એના લેખક છે સ વેદનશીલ ચિંતક શ્રીયુત પ્રિન્સિપાલ રણછોડભાઈ પટેલ. શરૂઆતમાં ચીની તત્ત્વજ્ઞાનની ભૂમિકા આપીને પછી લાઓત્સેનું 'તાઓ' દર્શન-તાઓ દર્શનની વિશ્વમીમાંસા અને રાજનીતિમીમાંસા, તે જ પ્રમાણે કન્ફ્યુશિયસની વિચારપ્રણાલીમાં કન્ફ્યુસિયસનું નીતિશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર, એના વ્યક્તિ સમષ્ટિ અને ઉચ્ચતર માનવ વિશેના ખ્યાલો, તદુપરાંત મો સંપ્રદાય, શ્યાંગ-ત્સુ તેમ જ મેન્શિઅસના તાત્ત્વિક દર્શનોનું વિહંગાવલોકન, ચોથી સદીના ચીની નૈયાયિક અને વૈધાનિક વિચારધારાઓ, મધ્યયુગી તેમજ અર્વાચીન તાત્ત્વિક મતો અને તત્ત્વમીમાંસાના સામાન્ય લક્ષણો અંગે સંક્ષિપ્તમાં આલેખન કરવામાં આવ્યું છે

આ ગ્રંથનો અને અંતિમ ખંડ છે પશ્ચિમી ગ્રીક તત્ત્વચિંતન. એના લેખક છે ગુજરાત યુનિવર્સીટીના રાજ્યશાસ્ત્રવિભાગના પ્રાધ્યાપક શ્રી દિનેશ શુક્લ, શરૂઆતમાં સોક્રેટિસ પૂર્વેના તત્ત્વચિંતકો (થેલિઝ, એનેક્સીમેન્ડર, એનેક્સીમેનિસ, પાયથાગોરસ, ઝેનોફેનિસ, પાર્મેનિડિઝ, ઝેનો, હેરાક્લિટસ) પરમાણુવાદી (એમ્પેડોક્લીઝ, એનેક્સેગોરાસ, લ્યુસિપસ, ડેમોક્રિટસ) સોફિસ્ટો (પ્રોટેગોરાસ) વગેરેની ટૂંકી અને મુદ્દાસર રજૂઆત કરી છે. ત્યારબાદ સોક્રેટિસનો બૌદ્ધિક અભિગમ, એની સંકલ્પનાઓનો સિદ્ધાંત તેમજ નૈતિક આધ્યાત્મિક અભિગમ. પ્લેટોદર્શનમાં—પ્લેટોના વિશિષ્ટ તાત્ત્વિક દ્રવ્યોના વિચારતત્ત્વો, ઇંદ્રિયસંવેદન અને બુદ્ધિતત્ત્વનો ભેદ. એના અંતિમ સત્તત્ત્વનો સિદ્ધાંત, સૃષ્ટિવિકાસમીમાંસા, નીતિમીમાંસા, સામાજિક રાજકીય તત્ત્વચિંતન, આદર્શરાજ્ય અને અંતે એરિસ્ટોટલની તત્ત્વમીમાંસા, કારણમીમાંસા, ઈશ્વરવિષયક ખ્યાલો,એના નીતિશાસ્ત્ર અને સૌંદર્યશાસ્ત્ર વિશેના મત, પ્લેટો સાથેની તુલના વગેરેની સંક્ષિપ્ત છતાં વિશદ સમજ જોવા મળે છે

તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયને નિશ્ચિત ભાષાકીય માળખાંમાં રસ પડે તેમ સમજાવવું, વાચકને સંગમ વિષય પરત્વે છેલ્લે સુધી તલ્લીન રાખવો ચિંતનના વિશાળ પટને સંક્ષિપ્તમાં છતાં સુપેરે સમજાવવાની જહેમત લેવી વગેરે પ્રસ્તુત

ગ્રંથના લેખકો અને સંપાદક માટે પડકારરૂપ તો- કહી જ શકાય. કારણ કે તત્ત્વચિંતનનો વિષય ગહન અને અમૂર્ત હોઈ સર્વસાધારણ શિક્ષિત વ્યક્તિને પણ એની સમજ પોતાની શક્તિ બહાર લાગે આ છતાં સામાન્યજન પણ તત્ત્વજ્ઞાન પ્રતિ મુગ્ધ તો છે જ, આથી આ દુઃસાધ્ય વિષયને ન્યાય આપી અને શિક્ષિત વાચક સુધી પહોંચાડવો નાનીસૂની વાત નથી.

જો કે ગ્રંથની કદમર્યાદા સમજાય એવી છે અને તંત્રીશ્રીએ સ્વીકારી પણ છે. તેથી ભારતીય તત્ત્વચિંતન વિભાગમા વેદાંત, ન્યાય, વૈશેષિક, યોગ વગેરે દર્શનોની ન્યાજબી અને વિસ્તૃત છણાવટ જે રીતે થવી જોઈતી તે થઈ નથી. વસ્તુતઃ એક અર્થમાં નાસ્તિક દર્શનો કરતાં આસ્તિક દર્શનોની સમજ વધુ ક્લિષ્ટ બની શકતે. કહેવાનું તાત્પર્ય એ કે પૃષ્ઠમર્યાદા લઈ આસ્તિક દર્શનોને યોગ્ય ન્યાય ન મળતાં વિચારપ્રવાહની પ્રગતિ રૂંધાય છે જેમકે કેવલાદ્વૈત વિચાર ક્યાંક સંક્ષિપ્તમાં રજૂ થયો છે ખરો પરંતુ ભારતીય સંસ્કૃતિના જીવન અને વિચારમાં તેની ખૂબ વ્યાપક અસર જોતાં આટલું નાનું વિવરણ નગણ્ય જ ગણાય. વળી, વૈષ્ણવ સંપ્રદાયના સ્રોત રામાનુજ અને વલ્લભ વિચારપ્રણાલી બિલકુલ સ્થાન પામી શક્યાં નથી.

તેથી જ પાંચ-પચીસ પાનની મર્યાદા વધારીને પણ ઉક્ત ખામી નિવારાઈ શકી હોત. જરૂરી આર્થિક સવલત પણ અન્ય રીતે વિચારી શકાઈ હોત કારણ કે એક હકીકતનો ઉલ્લેખ કરવો રહ્યો કે ભારતીય વિચારધારાથી વિરુદ્ધ પ્રમુખ ચીની અને એક વિચારધારા ગ્રંથની કદમર્યાદામાં પણ વધુ સારી રીતે અને વ્યાપક રીતે રજૂઆત પામી છે, છતાંય આ ગ્રંથના સંપાદકશ્રીના કથન સાથે સહમત થઈએ કે આ વિવિધ ચિંતનો જેટલા અપાર છે તેટલા અગાધ પણ છે તેથી ટૂંક સમયાવધિમાં આવા રૂપરેખાત્મક આલેખનનો પ્રયાસ કરવો તે જ મોટી વાત છે.

... .... ...

આ વિવિધ તત્ત્વચિંતનને પોતાનું અલગ સ્વરૂપ છે. જે તે તત્ત્વચિંતકે વૈયક્તિકરૂપે જે તે સ્થળ-કાળના સ્વરૂપમાં વિચાર્યું છે, તેની મર્મસ્પર્શી સમજ હોવી જરૂરી છે તે સાથે આ સૌ ચિંતન ભલે નિશ્ચિત સ્થળ અને કાળમાં થયાં હોય તો પણ એક પરમ સત્યને પામવાના આ વિવિધ પ્રયત્નો જે તે સ્થળ અને કાળની મર્યાદાથી ઉપર ઊઠીને અનન્ય અને અદ્વિતીય વિચારપ્રણાલી બની જાય છે. જો કે આપણને પ્રશ્ન થાય કે શું આ વિવિધ વિચારપ્રણાલીઓ મૂળભૂત પરમ સત્તાને સમજાવે છે ? આનો કોઈ નિશ્ચિત ઉત્તર શક્ય નથી. પરંતુ આ વિવિધ વિચારપ્રણાલીઓ આ પરમ સત્યને સમજવામાં પ્રેરક જિજ્ઞાસા ઊભી કરે છે તે હકીકત છે. એટલું જ નહિ, 'આ વિવિધ ચિંતનોના અભ્યાસથી વાચકની સહૃદયી સંવાદપ્રક્રિયા સિદ્ધ થાય છે,'-તેવા કાર્લ યેસ્પર્સના મત સાથે પ્રસ્તુત ગ્રંથના સંપાદકશ્રીનો પ્રયાસ દેખીતી રીતે જણાઈ આવે છે.

તેથી જ સૌ પ્રથમ, વિવિધ તાત્ત્વિક વિચારણાઓના મુદ્દાસર અને સચોટ સારસંક્ષેપ દ્વારા વાચકમાં રસ જાગ્રત થાય અને ચિંતકોનાં મૂળ લખાણો પ્રતિ સહજપણે વળે. આ ધોરણો પર અવલંબિત પ્રસ્તુત ગ્રંથ અને ગ્રંથશ્રેણીનો પ્રયત્ન ખરેખર પ્રશસ્ય છે.

ગ્રંથમાં ક્યાંક ક્યાંક જરૂરત પ્રમાણે ખંડલેટો, રેખાચિત્રો જે તે વિષયક કોઠાઓ વ્યક્તિ અને સંજ્ઞાની સૂચિ વગેરે આપી છે. તે ગ્રંથની ગુણવત્તામાં વધારો કરે છે. ગ્રંથનું છાપકામ, બાઈન્ડિંગ અને ઊઠાવ સુરુચિપૂર્ણ છે. શાળા-કોલેજો-ગ્રંથાલયોએ જરૂરથી વસાવવા જેવી આ ગ્રંથશ્રેણી છે.

(અનુસંધાન પાન ૧૨૦નું ચાલુ)

તેના આધારે હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે આવા કોઈ પણ ભયથી ડરવાની જરૂર નથી. તાર્કિક રીતે એ ગમે તેટલું શકય હોય, પણ એવું નથી જ બને એમ ચોક્કસ માનવા માટે આપણી પાસે વધુ ઊંચા કારણો છે.

આ પૃથ્વી ઉપર એક જ વાર જીવન પાંગર્યું છે. એવી જ રીતે જીવનને ચિંતનનો ઉભરો ઓળંગવામાં એક જ વાર સફળતા સાંપડી છે અને ખાસી વિચારના ઉદ્ભવ સાથે માનવી ઉત્ક્રાંતિનો અગ્રદૂત બન્યો છે. નવા રચાયેલ ચૈતસિક આવરણનું ભાવિ માનવ ઉપર અવલંબેલું છે. આવા સંજોગોમાં પોતાનું કાર્ય પૂરું કર્યા વિના માનવજાત શી રીતે ભુંસાઈ જઈ શકે? માનવે પોતાનું અંતિમ લક્ષ્ય સિદ્ધ કરવું જ રહ્યું અને ઉત્ક્રાંતિને તેના અંતિમ બિંદુએ પહોંચાડવી જ રહી.'

અને ઉત્ક્રાંતિનું અંતિમ બિંદુ તો પરમ ચૈતન્ય છે. આપણે જોયું કે ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં ચૈતન્યનો આવિષ્કાર થઈ રહ્યો છે, ચૈતન્યનું આરોહણ થઈ રહ્યું છે. એટલે છેવટે જતાં તેની પરિણતિ પરમ ચૈતન્યમાં થવી જોઈએ. તે ચૈતન્યની પરાકાષ્ઠા છે, પૂર્ણતા છે ટિલહાર્ડે આને omega Point (ઓમેગા એ ગ્રીક કક્કાનો છેલ્લો અક્ષર છે.) કહ્યું છે. વિદીર્ણીકરણ (divergence) નહીં, પણ એકીકરણ (convergence) એ જીવનનો નિયમ છે. ભિન્ન ભિન્ન દિશામાં વેરાઈ જવાનું કે ફંટાઈ જવાનું નથી, અભિમુખ અને કેન્દ્રગામી થવાનું છે, એક કેન્દ્ર તરફ બધાએ વળવાનું છે. આજે આથી કરીને બે પરિબળો આપણને આ દિશામાં આગળ વધારી રહ્યા છે એક તો બ્રહ્માંડ વિશેનું આપણું જ્ઞાન વ્યાપક ને વ્યાપક થતું જાય છે, ચૈતસિક આવરણ વધુ ને વધુ સમૃદ્ધ બનતું જાય છે, આપણે લઘુવિશ્વની સ્વાનુભૂતિ કરી શકીએ છીએ બીજું, મનોસામાજિક પરિબળો બળવત્તર બનતાં જાય છે અને માનવજાત એક બનતી જાય છે, એક પ્રકારની ભાવાત્મક એકતા અનુભવી શકાય છે અને તે બધાને એક કેન્દ્રમાં દોરી રહી છે. ટેલીહાર્ડ કહે છે કે માણસે પોતાનો પૂર્ણ વિકાસ સાધવાનો છે અને સાથેસાથ પોતાની જાતને સમષ્ટિ સાથે એકરૂપ બનાવી દેવાની છે તેણે આત્મસભાન બનવાનું છે અને સાથેસાથ બીજા બધા સાથે, સમસ્ત ચરાચર સૃષ્ટિ સાથે, આખા બ્રહ્માંડ સાથે એકાત્મતા સાધવાની છે પોતાની વ્યક્તિગતતાને ઓળંગીને તેણે આવું એક સર્વવ્યાપક વ્યક્તિત્વ કેળવવાનું છે વ્યક્તિત્વનો આવો ઉત્તરોત્તર વિકાસ એ પણ ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું જ એક અંગ છે, અને તેનું અંતિમ બિંદુ "ઓમેગા પોઇન્ટ" છે, જે સર્વવ્યાપક છે, સર્વત્ર છે. એક જગ્યાએ ટિલહાર્ડે પરમ આત્માનીયે વાત કરી છે. અને આના અનુસંધાનમાં એમણે હાલ્ડેનનું નીચેનું અવતરણ ટાંકયું છે.

હવે, જો આપણા મગજમાંના હજારો ને લાખો કોષોના સહકારથી આપણી અભિજ્ઞતા, આપણું ચિત્તતંત્ર ઊભું થઈ શકતું હોય, આપણી આત્મસભાનતા પાંગરી શકતી હોય તો આપણે જરૂર એમ માનવા પ્રેરાઈએ કે બધા માનવોના અથવા તો એમાંના અમુક માનવોના ચિત્તતંત્રના સહકારથી કામતેઓ જેને Great Being–પરમ હસ્તી, પરમેશ્વર કહ્યો છે તેની અનુભૂતિ પણ કરી શકાય.

વળી, ટિલહાર્ડ ઉમેરે છે કે આ "ઓમેગા પોઇન્ટ" ભવિષ્યમાં સધાવાનું છે એમ નહીં, પણ આજે ને અત્યારે અસ્તિત્વમાં છે તથા ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં સક્રિય ભાગ ભજવી રહ્યું છે.

ઉત્ક્રાંતિનું આવું એક સમગ્ર અને ભવ્ય દર્શન ટિલહાર્ડે રજૂ કર્યું છે. તેમાં વિજ્ઞાન અને આધ્યા-

એમનો પણ સુભગ સમન્વય થયો છે. વિજ્ઞાન હવે માત્ર ભૌતિક વિજ્ઞાન નહીં હોય, તે માનવીય વિજ્ઞાન બનશે. માનવની ઊર્ધ્વ અભીપ્સાઓ અને આધ્યાત્મિક પ્રેરણાઓ, માનવનું મન, ચિત્ત, આત્મા બધું વિજ્ઞાનના ક્ષેત્રની બહારનું નહીં ગણાય. વિજ્ઞાન સમગ્ર જીવનને આવરી લેશે. વિજ્ઞાન અને અધ્યાત્મનો સમન્વય થશે. તેના વિના આગળનો વિકાસ સાધી શકાશે નહીં. માનવજીવન માટે આ તેની અનિવાર્યતા છે. વિજ્ઞાન અને અધ્યાત્મ એ એક જ પૂર્ણ બોધનાં બે પાસાં છે.

પોતાની પ્રસ્તાવનાના અંતમાં જુલિયન હક્સલીએ કહ્યું છે : 'આપણી અંદર, માનવ-જાતની અંદર પૃથ્વીના અસીમ ભાવિની સંભાવના રહેલી છે, અને આપણે જો આપણું જ્ઞાન અને આપણો પ્રેમ વધારીએ તો આ બધી સંભાવનાઓ વધુ ને વધુ ચરિતાર્થ કરી શકીએ તેમ છીએ. મને લાગે છે કે માનવ ઘટનાનો અર્થ આ જ છે.'

ટિલ્હાર્ડને[*] એવી પ્રતીતિ હતી કે આવા એક ભવ્ય મિશનનું દર્શન પોતાને લાધ્યું છે, અને તે માનવજાત સમક્ષ મૂકી જવાનું પોતાનું કર્તવ્ય છે. તેથી જ પોતાનું દર્શન એમણે શબ્દબદ્ધ કરેલું. તે જીવતેજીવત નહીં તો પોતાના મૃત્યુ પછીયે પ્રકાશિત થાય એવી એમને ઇચ્છા હતી. શબ્દમાં, વિચારમાં એમને ભારે શ્રદ્ધા હતી. સત્યભૂત શબ્દ, સત્યભૂત વિચાર અંતતોગત્વા સાકાર થઈને જ રહે છે, એવો એમને દૃઢ વિશ્વાસ હતો. પ્રસ્તુત પુસ્તકમાં એક જગ્યાએ એમણે કહ્યું છે : 'સમસ્ત ઇતિહાસ એ વાતની સાખ પૂરે છે કે કોઈ સત્યનું એક વાર દર્શન થયું, ભલે ને માત્ર એક જ વ્યક્તિગત ચિત્ત દ્વારા, તો તે અંતતોગત્વા સમસ્ત માનવજાતના ચિત્તતંત્ર ઉપર પોતાનો પ્રભાવ પાડ્યા વિના રહેતું નથી .. અમુક વસ્તુ થઈને જ રહેશે તેની સૌથી મોટી ખાતરી એ છે કે તે થવાની અત્યંત આવશ્યકતા છે.'

---

* 'The Phenomenon of Man' by Teilhard de Chardin. published by Harper & Row, New York

---

## સાભાર સ્વીકાર

હાર્ટ એટેક પ્રેસર (પૃ. ૧૮૮) લે. વૈદ્ય નવીનચંદ્ર ઓઝા, પ્રકા. આરોગ્ય મંદિર, પારકર વાડો, દાંડિયા બજાર, વડોદરા-૧, કિં રૂા. ૨=

અનિદ્રા લે. વૈદ્ય નવીનભાઈ ઓઝા. પ્રકા. અંબાણી પ્રકાશન, રાજકોટ કિ. રૂ. ૨-

રસાયનવિદ્યા (પૃ. ૧૦૯) લે. વૈદ્ય નવીનભાઈ ઓઝા (પ્રકાશક ઉપર મુજબ), રૂ. ૨

રોગીવર્ગથી બચાવનાર અને વૃદ્ધાવસ્થા અટકાવનાર વિદ્યાનું વિજ્ઞાન.

બૃહદ જિલ્લા વૈદ્ય મંડળ બૃહદ સર્વસંગ્રહ.

તંત્રી વૈદ્ય નવીનભાઈ ઓઝા, પ્રકા. વડોદરા જિલ્લા વૈદ્યમંડળ, રાહત દવાખાનું સંસ્થા વસાહત, રાવપુરા, વડોદરા-કિ. રૂા. ૨૫-

# વિશ્વમાનવ : સૂચિ : જાન્યુઆરી ૧૯૮૪થી નવેમ્બર ૧૯૮૪

અંક : ૨૭૭ થી ૨૮૭

## લેખો


| વિગત | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| **અવલોકન – પરિચય** | | |
| 'અવાજનું અજવાળું' (કાવ્યસંગ્રહ : યોગેશ જોષી)નો પ્રવેશક | ચંદ્રકાંત શેઠ | ૨૫૬ |
| 'અંધશ્રદ્ધા સામે બુદ્ધિનો પડકાર' (લે. ડૉ. અબ્રાહમ કોવુર, અનુ : મનોજ ઓઝા | ભોગીભાઈ ગાંધી | ૫૧૧ |
| આવકાર ૪૨, ૮૮, ૨૨૮, ૨૬૭, ૩૭૦, ૩૮૩, ૩૯૩, ૪૨૭, ૫૦૩, ૫૨૦, ૫૨૫, ૫૩૫, ૫૪૨, ૫૫૦, ૫૫૪, ૫૬૦, ૫૭૨, ૫૮૩ | | ૫૨૯ |
| 'ઇચ્છામતી' (નવલકથા : વિભૂતિભૂષણ બંદોપાધ્યાય) | હેમાગિની શાહ | ૮૧ |
| 'એક ખાલી નાવ' (કાવ્યસંગ્રહ : હર્ષદ ત્રિવેદી) | બારીન મહેતા | ૩૫૧ |
| કુંદનિકા કાપડિયા : નવલિકાકાર | શ્રદ્ધા અ. ત્રિવેદી | ૫૭૩ |
| 'ક્યાં છે ઘર ?' (લઘુનવલ : જયંત ગાડીત) | બાબુ દાવલપુરા | ૨૦૮ |
| 'દેશ દેશના ગાંધી' નો પ્રવેશક | નારાયણ દેસાઈ | ૨૩૭ |
| નવું વાચન | નીતિન વ્યાસ | ૨૭૦, ૪૨૮ |
| 'પાર્થિવ' (કાવ્યસંગ્રહ : જગદીશ વ્યાસ)નો સ્વાદ | બારીન મહેતા | ૪૭૭ |
| 'પ્રગટતા ઉજાસમાં' (લઘુનવલ : ડૉ. દામોદર ભટ્ટ) | ભોગીભાઈ ગાંધી | ૧૩૬ |
| 'બાપુના જુગતરામભાઈ' (પ્રભુદાસ ગાંધી) | મનસુખ સલ્લા | ૫૧૬ |
| બે વિશેષાંકો | ડંકેશ ઓઝા | ૨૬૭ |
| 'માનવ હતા' (સં. દીપક મહેતા) વિશે | હરીશ વી. પંડિત | ૫૨૧ |
| 'મોરારજી પેપર્સ' (અરુણ ગાંધી) : પરિચય * | ભોગીભાઈ ગાંધી | ૫૮ |
| " " " " : આલોચના | " " | ૩૧ |
| લાભુબેનની નવલિકાઓ | ભોગીલાલ જ. સાંડેસરા | ૪૫૯ |
| 'સાફલ્યટાણું' (આત્મકથા : સ્નેહરશ્મિ) | નગીનદાસ પારેખ | ૧૪૮ |
| " " " | રમેશ દવે | ૩૧૯ |
| હરિજનોની સમસ્યા (ભોગીભાઈ ગાંધી) | હસિત હ. બૂચ | ૪૧ |
| The Origins of Totalitarianism (શ્રીમતી હન્ના એરેંટ) | કૃષ્ણ ચૈતન્ય (અનુ બાલકૃષ્ણ વૈદ્ય) | ૫૫૫ |
| **અર્થકારણ :** | | |
| આપણી આર્થિક દુર્દશા શાથી ? | પ્રા. વી. એ. પરેખ | ૧૨૪ |
| વસતી અને વિકાસ : નૂતન ચિંતન | સુરેશ સામાણી | ૫૬૧ |
| **આસ્વાદ :** | | |

નરસિંહ મહેતાની એક કવિતાનો — પ્રેજેશ જોષી — ૧૪
રાજેન્દ્ર શાહની એક કવિતાનો — આનંદશર્મન્ — ૪૧૧
રાજેન્દ્ર શુક્લની એક કવિતાનો — આનંદશર્મન્ — ૫૨૪
હર્ષદ ત્રિવેદીની એક કવિતાનો — આનંદશર્મન્ — ૩૮૨

ઊહાપોહ (ચમત્કાર વિશે)

[ભોગીભાઈ ગાંધીના બે પુસ્તકો 'ચમત્કારોનું વિજ્ઞાન' અને 'ચમત્કારિક શક્તિની શોધમાં' અને એક લેખ (અંક ૨૭૮, પૃ. ૫૬)ના અનુસંધાનમાં]

ભોગીભાઈ ગાંધી ૫૬, મૂળશંકર મો. ભટ્ટ ૨૧૯, ડૉ. બી. એ. પરીખ ૩૩૬, હર્ષિદા પંડિત ૪૨૫, ડૉ. ઉમા એસ. દેશપાંડે ૪૮૭, બી. ગી. શાહ ૪૮૭, વાત્સલ્ય મુનિ ૪૮૮

ચિંતન

અમેરિકન ચિંતકોનો ગાંધીજી પ્રત્યેનો અભિગમ — ટી. આર. શર્મા, અનુ. પ્રા. પ્રફુલ્લ દવે — ૪૯૯
આજે ગાંધીવિચારની ઉપયોગિતા — નગીનદાસ પારેખ — ૧૬૯
આપઘાતની જરૂર નથી — ગોવિંદભાઈ રાવલ — ૧૦૭
ઈશ્વરનું અસ્તિત્વ : દલીલોની પુનરર્ચના — ડૉ. અનંત ગણેશ જાવડેકર — ૩૩૯
કૃષ્ણમૂર્તિની દૃષ્ટિએ લગ્નજીવન — સાવિત્રી વ્યાસ — ૨૫૯
ખુલ્લી બારી રાખીને — મનોજ ઓઝા — ૩૩૦
ગાંધી, ડાર્ગેન અને પર્યાવરણ — રોબર્ટ ઍટકિન (રોથી), અનુ હરીશ વ્યાસ — ૮૭
ગાંધી, લોહિયા અને જયપ્રકાશ — વસંત નારગોળકર, અનુ. દિલીપ ત્રિવેદી — ૧૧૯
દાદા (રવિશંકર મહારાજ)ની વાણી : અનુભવની સરવાણી — સં. મગનભાઈ જો. પટેલ — ૩૮૫
ધર્મ : ભારતીય પરંપરા અને વ્યવહારની સમસ્યા — ડૉ. કરણસિંગ, અનુ. મનોજ ઓઝા — ૫૫૧
નર્મદનું પ્રાણતત્ત્વ — વિષ્ણુપ્રસાદ ત્રિવેદી — ૯૩
નર્મદ : મૂલ્યવણીનો અભિગમ — ભોગીભાઈ ગાંધી — ૫૫
નવલકથાનો અંત ? — નરેશ વેદ — ૩૫૭
કળાકારનો શબ્દો (ગીતા મુખરજી સાથે મુલાકાત) — અજય બોઝ, અનુ. ભારતી ર. દવે — ૨૪૨
માટીની મહેક કે સોગાદ શ્રમની — રમેશ ર. દવે — ૪૧૩
માનવ કલ્યાણની પ્રવૃત્તિનો પ્રેરણાસ્રોત — વિમલાતાઈ, અનુ. સુભદ્રા ગાંધી — ૪૯૫
મારી અંતિમ ઈચ્છા — રવિશંકર મહારાજ — માર્ચ ૮૪ મુખપૃષ્ઠ ૨
મારું વસિયતનામું — રોબર્ટ ટેસ્ટ — ૨૦૫

| | | |
|---|---|---|
| મૂલ્યોની પુનઃસ્થાપનાની જરૂર | સી સુબ્રહ્મણ્યમ | ૨૩૪ |
| રચનાત્મક સંઘ | રઘુનાથજી નાયક | ૨૩૬ |
| લોકશાહી | અરવિંદ | ૪૭૬ |
| લોકશાહીના પાયા | ઇશ્વરીપ્રસાદ | ૪૫૬ |
| | અનુ. ડૉ. હરીશ વ્યાસ | |
| લોહિયા વિચાર અંશો | કે. એસ. કારંત | ૧૭૪ |
| | અનુ. દિલીપ ત્રિવેદી | |
| વાસ્તવિકતાનું નવું દર્શન-૧ | ડૉ. ફ્રિત્જોફ કેપરા | ૩૯૫ |
| " " " -૨ | " " | ૪૩૯ |
| " " " -૩ | " " | ૫૦૪ |
| | અનુ. મનોજ ઓઝા | |
| વિચારવલોણું : ધર્મ અને મૃત્યુદંડ | નરેશ ઉમરીગર | ૪૧૯ |
| વિજ્ઞાનમદથી સાવધાન | મનુભાઈ પંચોળી | ૪૨૬ |
| વૃક્ષ એટલે વૃક્ષ | રાયજી નાણાવટી | ૪૮૦ |
| શું જગત અચેતન છે ? | ડૉ. અનંત ગણેશ જાવડેકર | ૭૧ |
| સર્વોદયી સમાજને આવાહન | વિમલાતાઈ | ૪૨૨ |
| સર્વોદયી જીવનદર્શન | વિમલાતાઈ | ૧૪૩ |
| સંવેદનાનું સ્વાસ્થ્ય | પ્રા. અશ્વિન દેસાઈ | ૨૨૯ |
| સાહિત્ય અને આધુનિક માનવસંદર્ભ | યશવંત શુક્લ | ૮૯ |
| સાહિત્યનું મૂલ્ય | શ્રીમતી મહાદેવી વર્મા | ૨૫૩ |
| | અનુ. સુભદ્રા ગાંધી | |
| હિંદુ બહુમતી, છતાં | અજય બોઝ | ૧૮૩ |
| (ડૉ. કરણસિંહ સાથે મુલાકાત) | અનુ રજનીકાંત કટારિયા | |
| ચિંતન : ભારત : કોમી સમસ્યા | | |
| (૧ થી ૮ પ્રકરણ ૧૯૮૪ ના વર્ષમાં) | ભોગીભાઈ ગાંધી | |
| ૯. એકદંડી ઇસ્લામમાં અનેક સંપ્રદાયો-પંથો | | ૧ |
| ૧૦. ઇસ્લામમાં અન્ય ધર્મોનાં પ્રતિબિંબો | | ૧૧૫ |
| રાજકારણ : રાષ્ટ્રીય | | |
| આંધ્ર : લોકશાહી અને સમવાયી પ્રથાનો વિજય | દિનેશ શુક્લ | ૫૩૬ |
| ઇન્દિરાજી : અવસાન નોંધ | ભોગીભાઈ ગાંધી | ૫૪૫ |
| ઇન્દિરાજી પછીનો ઉપાડ | ભોગીભાઈ ગાંધી | ૫૪૬ |
| એક મતદારનો પત્ર | ગોવિંદભાઈ રાવળ | ૫૪૭ |
| કટોકટી પછીના રાજકીય વિશ્લેષણની વિચારણા | દિનેશ શુક્લ | ૪૪૫ |

| | | |
|---|---|---|
| કલ્યાણ રાજ્યના ઉપદ્રવો (આંતરરાષ્ટ્રીય) | સ્વામિનાથ એસ. આયર<br>અનુ. યશવંત ત્રિવેદી | [illegible] |
| કેન્દ્ર-રાજ્ય સંબંધો : ડૉ. મનહર જે. બક્ષી, પ્રા. જે એન. પંડ્યા, પ્રા. એન. એચ. જોષી, ડૉ. હિંમત પટેલ, હરમન્સ પટેલ, ડૉ. જી. વી. કે. રાવ, બી. એમ. શુક્લ, પ્રો. નરેન્દ્ર પુરાણી, સંપાદન : દિનેશ શુક્લ અને રાજેન્દ્ર દવે | | ૨૮૭ |
| ચાર મોટી નિષ્ફળતાઓ | નાની પાલખીવાળા | ૨૦૫ |
| પંજાબ : સાંપ્રત યુગની રાષ્ટ્રીય કરુણાન્તિકા | ભોગીભાઈ ગાંધી | ૨૮૩ |
| ભારતીય રાજકીય પ્રથામાં વિરોધપક્ષની ભૂમિકા | પ્રા. ડી. કે ઝાલા | ૩૪૭ |
| રાજ્યપાલ : કેન્દ્ર-રાજ્ય સંબંધોનું વિવાદ બિંદુ | ડૉ. મનહર જે. બક્ષી | ૭૬ |

ઉપરાંત વિશ્વમાનવ અંક ૨૮૮-૨૮૯ (પૃ. ૧ થી ૧૧૨) વિશેષાંક :
ઈન્દિરાજી : વિલક્ષણ પ્રતિભા (ઉદય અને અસ્ત)


## કવિતા


| | | | |
|---|---|---|---|
| અનિલ જોશી | ૧૯૪ | પાર્થ મહાબાહુ | ૫૨૧ |
| આર. એસ. દૂધરેજિયા | ૩૮૧ | પ્રવીણકુમાર પી. રાઠોડ | ૫૨૭ |
| આશિષ દવે | ૩૮૦ | ફિલિપ કલાર્ક | ૧૯૭,૨૧૧ |
| કેતન કુંડલાકર | ૧૯૭ | બકુલેશ દેસાઈ | ૨૫૧ |
| કાંતિ કડિયા | ૧૯૫ | ભગીરથ બ્રહ્મભટ્ટ | ૫૨૭ |
| ગિરિન જોષી | ૧૯૭ | ભરત યાજ્ઞિક | ૨૪૯ |
| દલપત ચૌહાણ | ૧૯૪,૧૯૫ | ભીખુભા ઝાલા | ૧૯૩ |
| દિલીપ જોશી | ૪૦૭ | મણિલાલ હ. પટેલ | ૨૫૧ |
| દિલીપ મોદી | ૩૮૧ | મનીષ પરમાર | ૧૩૧ |
| દુર્ગેશ શુક્લ | ૧૩૪,૧૩૫ | મેઘનાદ હ. ભટ્ટ | ૧૩૪ |
| નયન હ. દેસાઈ | ૩૭૮ | મોહન સાધુ | ૧૯૧ |
| નલિની બ્રહ્મભટ્ટ | ૧૩૧ | મૌન બલોલી | ૧૯૩ |
| નાથાલાલ દવે | ૩૧૬,૩૭૫ | રાજેશ પટેલ | ૧૩૨ |
| (રવીન્દ્ર પ્રસાદી) | ૪૦૮,૫૨૮ | રાજેશ વ્યાસ | ૪૦૧ |
| નીરવ પટેલ | ૧૯૩ | શંકરભાઈ પુ. પટેલ | ૧૯૮ |
| પથિક પરમાર | ૨૫૦ | શાતા બોરીચા | ૫૨૭ |

| | | | |
|---|---|---|---|
| સમર સેન | ૪૦૭ | હર્ષદ ત્રિવેદી | ૩૭૭ |
| સાહિલ પરમાર | ૧૯૬ | હર્ષદેવ માધવ | ૨૪૬ |
| સુરેશ બારિયા | ૧૯૮ | હિંમત ખાટસુરિયા | ૧૯૬ |
| સુંદરમ્ | ૨૫૮ | હેમાંગિની શાહ | ૧૩૩ |
| હરેશલાલ | ૧૩૩ | | |

## લલિત સાહિત્ય

| | | |
|---|---|---|
| કંચનમાસી | રમેશ ર. દવે | ૧૯૯ |
| ખરાક | મનોજ ઓઝા | ૩૬૬ |
| પરશુરામ નિષ્કૃતિ (પદ્યનાટિકા) | બારીન મહેતા | ૪ |
| પીછું–પાણી–પથ્થર | રાજુ પટેલ | ૧૩ |
| બીજો સોદો | હરિત પંડ્યા | ૪૮૪ |
| મહારાજની વાતો | | ૧૨૩, ૧૨૮, ૧૩૫, ૧૪૭, ૧૫૯ |
| રંગ–રહસ્ય | નરેશ ઉમરીગર | ૫૭૯ |
| લય- | રાજુ પટેલ | ૫૧૯ |
| વત્સલા | ભગીરથ બ્રહ્મભટ્ટ | ૫૧૮ |
| વિદાય | રાજુ પટેલ | ૫૧૯ |
| સમવેદન–૧ | નટુ પટેલ | ૪૧૭ |
| સમવેદન–૨ | નટુ પટેલ | ૫૮૦ |
| સૂરજ, ખેતર, મજૂર અને સ્વતંત્રતા | નરેશ ઉમરીગર | ૨૦૬ |
| **હમ બેચૈન હૈં** | | |
| શું એ કુરબાની વ્યર્થ હોઈ શકે ? | અરુણ ગાંધી અનુ. સુ. ગાંધી | ૩૨૫ |
| ઈંડા ગુદેવની આ સાધના શું વ્યર્થ ગણાય ? | સુભદ્રા ગાંધી | ૪૭૨ |

## લોકશાહીની પારાશીશી

| | | |
|---|---|---|
| અંધશ્રદ્ધાળુઓની તોફાની પ્રવૃત્તિ | કમળાશંકર પંડ્યા | ૧૧૨ |
| આપણી સક્રિયતા | નાની પાલખીવાળા | ૨૭૬ |
| ઇલેક્ટ્રોનિક્સનો યુગ આવ્યો છે | અરુણા મહેતા | ૨૭૪ |
| એક અનુકરણીય ઘટના | ચુનીભાઈ વૈદ્ય | ૧૧૦ |
| એક પુનર્વિવાદની કહાણી | 'લોકસત્તા'માંથી | ૩૯ |
| એક વધુ વિષયક (પેન્શન) | 'નયા માર્ગ'માંથી | ૨૨૫ |
| કરસેવા વિવાદના વમળમાં | 'ગુજરાત સમાચાર'માંથી | ૪૩૫ |
| ગેંડુ નાટક (આજે અને) | 'લોકસત્તા'માંથી | ૪૯૧ |

| | | |
|---|---|---|
| ગુજરાતના રચનાત્મક કાર્યકર સંમેલનનું નિવેદન | | ૧૬૧ |
| ગુજરાત પત્રકારત્વ અધિવેશન | સુરેશ સામાણી | ૪૩૧ |
| ગુજરાતમાં લોકશાહી વિકલ્પની જરૂરત | ભાણુભાઈ જ. પટેલ | ૧૦૯ |
| ગુજરાતવ્યાપી પેન્શન પ્રતિકારના શ્રીગણેશ | ભાણુભાઈ જ. પટેલ | ૨૨૩ |
| ચક્ષુદાન ઝુંબેશ | સુધીર માંકડ | ૨૭૩ |
| 'ચારણની અસ્મિતા' (સંશોધન ગ્રંથ) | | ૧૧૩ |
| જમીનની સામે જમીન આપો | હરિવલ્લભ પરીખ | ૨૨૨ |
| ટ્રસ્ટીશિપની કામગીરી (મહેસાણામાં) | 'નિરીક્ષક'માંથી | ૩૯ |
| નવું છળ (આફ્ર અંગે) | 'સંદેશ' અગ્રલેખ | ૪૮૯ |
| નિરંકુશ શાસનનો અંત | સિદ્ધરાજ ઢઢ્ઢા | ૨૮૦ |
| ભ્રષ્ટાચારની ગંગોત્રીનું ઉન્મૂલન કરો | 'લોકપડકાર'માંથી | ૨૨૧ |
| લોકઘોષણા (સ્વરાજસંગમ દ્વારા પ્રકાશિત) | | ૨૮૧ |
| લોકમંચ | | ૫૪૧ |
| શીખ, હિંદુ ધર્મ અને મુસ્લિમ સંબંધ | | ૪૩૩ |
| સહિયારા સાલમણાં (પેન્શન) | ભાણુભાઈ જ. પટેલ | ૪૩૭ |
| સોકલીન | 'તંદુરસ્ત પર્યાવરણ'માંથી | ૨૭૭ |
| સ્વરાજસંગમ : ઐતિહાસિક પ્રસ્તુતતા | ભોગીભાઈ ગાંધી | ૪૦ |


## વ્યક્તિ-વિશેષ


| | | |
|---|---|---|
| જયોર્જ ઓરવેલ અને ભારત | જય દુભાશ (અનુ. સુભદ્રા ગાંધી) | ૧૫૫ |
| નાનાભાઈ ભટ્ટ | ભોગીભાઈ ગાંધી | ૧૮૮ |
| મારા પિતા (મહર્ષિ તોલ્સતોય)નું મૃત્યુ પ્ર. ૨ થી ૫ | તાત્યાના તોલ્સતોય ૨૬, ૪૬૭ અનુ. હેમાંગિની શાહ ૫૩૦, | ૫૬૩ |
| લોકસેવક વૈદરાજ શ્રી જુગતરામ સાથે | પ્રા. હરીશ વ્યાસ | ૧૨૯ |
| વીની નેલ્સન મેન્ડેલા : રેતીના રણમાં ખીલેલું ગુલાબ | સુભદ્રા ગાંધી | ૩૭૨ |
| **અંજલિ . સંભારણાં** | | |
| આચાર્ય એસ. આર ભટ્ટ | ડૉ. હરીશ વ્યાસ | ૩૩૨ |
| ઈશ્વર પેટલીકર | ડૉ. હરીશ વ્યાસ | ૯૯ |
| કીર્તિદેવ ડી. દેસાઈ ૨૩, ૨૫, ૨૬, ૨૯, ૬૫, ૯૬, ૯૮, ૯૯, ૧૦૨થી ૧૦૬, | | ૨૧૭, ૩૩૪ |
| નરોત્તમ શાહ —ભો. ગાં, હરીન્દ્ર દવે, રામુ પંડિત, નૂરેન્દ્ર ઝવેરી | | ૨૧૧ |
| નવકૃષ્ણ ચૌધરી | નારાયણ દેસાઈ અનુ. સુ. ગાં. | ૩૮૯ |
| વજુભાઈ શુક્લ | કમળાશંકર પંડ્યા, દિનકર મહેતા | ૨૧૬, ૪૮૬ |

રવિશંકર મહારાજ

શાંતિલાલ હ. શાહ

'લોકસત્તા' અગ્રલેખ, મનસ્યામ પટેલ ૩૮૫, ૪૭૧

કમળાશંકર પંડ્યા ૨૧૪


## પ્રકીર્ણ


| | |
|---|---|
| અક્ષમ્ય ગેરરીતિ | ૨૬૯ |
| અંધમહા | ૨૫૫ |
| આ પણ જાણો | ૩૧૫ |
| એક પોસ્ટર | ૫૧૫ |
| કાનન પૂરતું નથી | ૨૦૭ |
| કુંવારી માતાઓ | ૫૭ |
| ગુજરાતનું શાસન | ૧૩ |
| દાણચોરી | ૧૮૭ |
| દારૂની દુકાનો અને ગાંધીજીની પ્રતિમા | ૩૪૬ |
| દારૂની આવક | ૪૮૩ |
| નૂતન વર્ષાભિનંદન | અંક ૨૮૭ પૃષ્ઠ ૧ |
| બબ્બર ખાલસા | ૯૨ |
| બળાત્કાર | ૭૫ |
| બાળમજૂર કાયદો (૧૯૪૮) | ૮૬ |
| બેંકોમાં કરોડોનાં કૌભાંડ | ૮૦ |
| ભેળસેળ | ૧૭૩ |
| મુંબઈની ઝૂંપડપટ્ટીમાં શિક્ષણ | ૧૯૨ |
| મુંબઈની મિલ હડતાલ | ૧૧ |
| મુંબઈમાં પાકિસ્તાન નાગરિકો | ૩૫૬ |
| યુદ્ધ | ૨૨ |
| રાષ્ટ્રીય સલામતી ધારો | ૫૦૯ |
| લગ્ન પાછળનો ખર્ચ | ૩૭૫ |
| વસ્તી વધારો, છતાં | ૩૨૯ |

વિલ ડ્યુરાંને પત્ર (ગાંધીજી) અંક ૨૮૬, પૃષ્ઠ ૧
'વિશ્વમાનવ' સૂચિ ૧૯૮૩ (બિરધર તલાટી) ૪૪
ક્રો આબાજ રૌલરની ચુકવણી ૪૯૫


---


* માનવ – એક અદ્‌ભુત ઘટના : કાંતિ શાહ : ૧૧૩ (વધારો પાન-૧૪૭)
* ભારતમાં ફાસીવાદ અનિવાર્ય છે ? : પીતાંબર ગુપ્તા (અનુ પ્રા. હરીશ વ્યાસ) ૧૨૧
* ભારતીય નારીજીવનનો ઐતિહાસિક અભ્યાસ : રસેશ જમીનદાર ૧૨૪
* અવલોકન : 'હનુમાનલવકુશમિલન' વિશે : રમેશ દવે ૧૨૭
* વાર્તા : 'ફૂંક વાગે તો બંસી' : કાંતા ત્રિવેદી ૧૩૩
* સોહરાબ રુસ્તમીનો સ્થિતિ વિપર્યાસ : દેવહુમા યાજ્ઞિક ૧૩૬
* તમે પણ......! ? : હરિત પંડ્યા ૧૩૮
* શિક્ષણ અંગે બે મુદ્દા : નરેશ ઉમરીગર ૧૩૯
* અંજલિ : ('ઉઘાડપગા' ડૉ. એ. જે. શાહની ચિર વિદાય : લોકશાહીના અડગ પુરસ્કર્તા નટવરલાલ પરીખની ચિર વિદાય : કમળાશંકર પંડ્યા) ૧૪૨
* વૈશ્વિક ચિંતન રૂપરેખા : નિતીન વ્યાસ ૧૪૪
* વિશ્વમાનવ : સૂચિ : જાન્યુઆરી ૧૯૮૪ થી નવેમ્બર ૧૯૮૪ ૧૪૯

# ઈંદિરાજી વિલક્ષણ પ્રતિભા અને શૈલી

(ડિસેમ્બર : ૮૪–જાન્યુઆરી ૧૯૮૫નો જોડિયો વિશેષાંક અંક * પૃ. ૧૬૮–)
પૃ. ૨૨ ફટાક્ષ ચિત્રો સાથે (જાડું પૂઠું) કિં. રૂ. ૧૦–૦૦

—નિવેદન : ભો. ગાંધી

—ઈંદિરાથી રાજીવ : ભોગીભાઈ ગાંધી

—ઈંદિરાજી : પ્રતિભા અને શૈલી : ભોગીભાઈ ગાંધી

૧. સમૃદ્ધ વ્યક્તિત્વ ૨. સંમોહક નેતૃત્વ ૩. વિલક્ષણ શાસન શૈલી
૪. આર્થિક પરિપાટી

—પુપુલ જયકર, પી–સી–એલેક્ઝાન્ડર, ઉમા વાસુદેવ, રફિક ઝકેરીઆ, ગિરિલાલ જૈન, એસ. કે દત્તાત્રય રે, ડોરોથી નોર્મન, કે. એન. સુબ્રહ્મણ્યમ, આર. એસ. પંડિત, 'રમેશ થાપર; ભારતના ઉદ્યોગપતિઓ, મનુ સુબેદાર.

—શીખ સમસ્યા–નવો વળાંક : ગિરધર એન. તલાટી

—હિંસક ઘટનાઓના ભીતરમાં : દિનેશ શુક્લ

—લોકચળવળો અને ભાગીદારી : દિનેશ શુક્લ

—ચૂંટણીની પૂર્વ સંધ્યાએ ઉમેદવારો પાસે અપેક્ષા :

ડી. ટી. લાકડાવાળા, વી. એમ. તારકુંડે, અસગર અલી એંજીનિયર, એન. એ. પાલખીવાળા, મીનુ મસાણી

—મત કોને આપશો ?

રજની કોઠારી, એમ. વી. કામથ, રામ. મૂર્તિ, અ. ભા. સર્વસેવા સંઘ–સંમેલન

—૧૯૮૪ લોકસભાની ચૂંટણી : ભીતરમાં ડોકિયું : દિનેશ શુક્લ

—પરિણામનું પૃથક્કરણ :

અટલ બિહારી બાજપેયી, ચંદ્રશેખર, એસ. એસ. શેઠ, સતીશ કુમાર, મનુભાઈ પંચોળી, ચુનીભાઈ વૈદ્ય, બાબુભાઈ જ. પટેલ.

—પ્રામાણિક રાજીવની ઊર્મિલ આકાંક્ષાઓ

શ્રેષ્ઠદાન : યુવાનીમા રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

# God will create ... with a little help from you.

Plant a tree
and feel better.



Jyoti Marketing and
Projects Limited
VADODARA

ગાંધીવાળા લોકોમાં પણ શ્રી જુગતરામભાઈને હું બહુ ઊંચું સ્થાન આપું છું. ગાંધીજીના વિચારો પૂરા હૃદયથી સમજી અને અપનાવી તેમણે ગામડામાં જઈ રહેવાનું પસંદ કર્યું. એમણે ગામડાના લોકોમાં આત્મ-વિશ્વાસ ઉત્પન્ન કર્યો તે જ રીતે, સ્ત્રી-સ્વભાવમાં જે પ્રેમ છે, સેવાભાવ છે, અને માનવતાના ઉત્કર્ષની ભાવના છે એની કદર કરી એમણે સ્ત્રીજાતિમાં નવો આત્મવિશ્વાસ ઉત્પન્ન કર્યો. xxx તેઓ રચનાત્મક કાર્ય, રાષ્ટ્રીય ગ્રામશિક્ષણ, વર્ધા શિક્ષણપદ્ધતિ અને પછાત લોકોનું સંગઠન —આ બધા મહત્ત્વના ક્ષેત્રોના એક કમાયેલા અનુભવી આચાર્ય થયા.

—(સ્વ) કાકા કાલેલકર



ગુજરાતના મૂર્તિમંત ઋષિ
વિશ્વમાનવ ટ્રસ્ટના આદ્યસ્થાપક પ્રમુખ
પૂ. જુગતરામ દવે
(જન્મ ૧૮-૯-૧[illegible] મૃ. ૧૪-૩-૧૯૮૫)



માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક
સંપાદન સુભદ્રા ગાંધી • ગિરધર તવાણી • ભોગીભાઈ ગાંધી



## સદ્‌ભાવ પ્રકાશનની એક વિશિષ્ટ યોજના

### રૂા. ૨૨૫/-ની કિંમતના પાંચ પુસ્તકો રૂા. ૧૩૫/-માં મેળવો
### રૂા. ૯૦/-નો ચોખ્ખો ફાયદો

| યોજના-૧ | યોજના-૨ |
|---|---|
| રૂા. ૬૦/- નો ગ્રંથ માત્ર રૂા. ૩૫/-મા | રૂા. ૬૦/- નો ગ્રંથ માત્ર ૩૫/- મા |
| સાયુજ્ય-૧ | સાયુજ્ય-૨ |
| સંપાદન : સુરેશ જોષી | સંપાદન : સુરેશ જોષી |
| લલિતકળા | લલિતકળા |
| વિભાગ : ગુલામ મોહમ્મદ શેખ | વિભાગ ગુલામ મોહમ્મદ શેખ |
| નૃત્ય : વિવિધ કળાઓમા | |
| (વિશેષ વિભાગ) વીરચંદ ધરમશી | |
| ૬૦ સર્જકોની ઉત્તમ કૃતિઓ | ૫૦ સર્જકોની ઉત્તમ કૃતિઓ |
| મુખપૃષ્ઠ :—ભૂપેન ખખ્ખર. | મુખપૃષ્ઠ . ભૂપેન ખખ્ખર |
| ૪૦ આર્ટ-પ્લેટ્સ | ૧૪ આર્ટ-પ્લેટ્સ |
| પૃષ્ઠ :- ૩૬૦ : ડબલ ક્રાઉન સાઇઝ | પૃષ્ઠ આશરે ૨૨૫ ડબલ ક્રાઉન સાઈઝ |
| તા ૨૪-૪-૮૫ સુધીમા ગ્રાહક થનારને | તા. ૨૬-૪-૮૫ સુધીમા ગ્રાહક થનારને |
| માત્ર રૂા. ૩૫/-મા મળશે. | માત્ર રૂા. ૩૫/-મા મળશે. |
| નોંધ : સાયુજ્ય-૧ ની માત્ર જૂજ નકલો બાકી છે. | નોંધ . સાયુજ્ય-૨ તા. ૨૩ ૫-૮૫ ના રોજ પ્રગટ થશે |

### યોજના-૩

### રૂા. ૧૦૫/-ના અમૂલ્ય ગ્રંથો માત્ર રૂા. ૬૫/-માં

**વિદેશિની-ભાગ-૧-૨-૩ : પૃષ્ઠ : આશરે ૯૦૦ ॰ સંપાદન : સુરેશ જોષી**

વિશ્વ સાહિત્યની ઉત્તમ અને કલાત્મક ૮૧ વાર્તાઓ એક સાથે ૯૦૦ પાનાના ત્રણ ગ્રંથોમાં સમાવિષ્ટ થઈ છે. મજબૂત બાંધણી-સુંદર છપાઈ-મધ્યમ કક્ષાનો કાગળ-કલાત્મક વિવિધરંગી મુખપૃષ્ઠ.

યોજના ૧-૨-૩ ના પાંચ ગ્રંથોની કુલ કિંમત રૂ ૨૨૫/-

**તા. ૨૪-૪-૮૫ સુધીમાં પૈસા ભરનારને માત્ર રૂા. ૧૩૫/-માં મળશે.**



# આત્માવિહોણું વિજ્ઞાન

શિશિરકુમાર ઘોષ

ફ્રિત્જોફ કેપરાએ તેમના પુસ્તક, 'તાઓ ઓફ ફિઝીક્સ'માં આધુનિક ભૌતિકશાસ્ત્રમા આવેલા નાટકીય પરિવર્તનોની વિગતે વાત કરી હતી એ પુસ્તક તેના વિષયવસ્તુના કારણે 'બેસ્ટસેલર' બન્યું હતું. હવે તેમનું નવું પુસ્તક આવ્યું છે, 'ધી ટર્નિંગ પોઈંટ : સાયન્સ, સોસાયટી એન્ડ ધી રાઈઝિંગ કલ્ચર' * પ્રસ્તુત પુસ્તકમા કેપરાએ ભૌતિકશાસ્ત્રના સિદ્ધાંતોમા આવેલા પરિવર્તનોની વ્યાપક અસરોને વધુ વિશદતાથી રજૂ કરી છે. 'ધી ટર્નિંગ પોઈંટ'માં આ નવીન દષ્ટિકોણનું પુનરાવર્તન નથી, પરંતુ દષ્ટિકોણ સ્વીકારવા માટેનો અનુરોધ છે આ પુસ્તક એમને ઉદ્દેશીને લખાયુ છે જેઓ જિજ્ઞાસુ છે, પરંતુ વિશેષજ્ઞ નથી પુસ્તકમાં પ્રસ્તુત દલીલો વિચારણા માગી લે છે—

વિશ્વ અંગેની સંકીર્ણ સમજ અને વિજ્ઞાનના અનેક દુરુપયોગના કારણે આધુનિક માનવ સમક્ષ ભય ખડો થયો છે આ કટોકટી સર્જાઇ છે તે સમજણની કટોકટી છે. પશ્ચિમના અનુભવોનું પુનર્મૂલ્યાંકન ફરજિયાતપણે આવશ્યક બન્યું છે. વિજ્ઞાનના વિજયના કારણે તેના ઉન્માદી દુષ્કૃત્યોને 'વિસારી શકાય નહીં'. વૈજ્ઞાનિકો પણ હવે વિજ્ઞાનના ધ્યેય અને પદ્ધતિની મર્યાદાઓ વિષે સભાન થતા જાય છે આ પુસ્તકમાં સમાજ, સંસ્કૃતિ અંગે પ્રાચીન ચીનનો સંદર્ભ રજૂ થયો છે પરંતુ પ્રાચીન ભારતનો સંદર્ભ પણ એટલો જ અર્થપૂર્ણ બની શક્યો હોત ઘડીઆળના કાંટાની ચોકસાઈથી બાંધેલો ચોકઠાબદ્ધ કાર્ટેઝિયન-(દેકાર્ત-પ્રણીત) ન્યૂટન સિદ્ધાંત બદલવો હવે જરૂરી છે કારણ કે અમે તે પળે ઘડીઆળ ખોટકાઈ જવાની ભીતિ છે.

'ચેતન' અને 'જડ'ને અલગ દર્શાવતી વૈજ્ઞાનિક ક્રાંતિએ વિશ્વને 'વિભાજિત સ્વરૂપમા રજૂ કર્યું હતું. માત્ર પદાર્થ દ્રવ્ય જ મહત્ત્વનું હતું. હવે તો, સામાજિક વિશ્લેષણો પણ "વૈજ્ઞાનિક" —ચોકઠાબદ્ધ બનતા જાય છે. માનવ અને જીવન અંગે ઉદાસીનતા રાખતો અભિગમ સ્વીકૃતિ પામતો જાય છે. ઠીક એવુ પૂછવાની ઇચ્છા થાય છે કે આપણી જિંદગીમાંથી જીવનતત્ત્વ ક્યાં ગુમ થઈ ગયું છે? આલ્બર્ટ આઈનસ્ટાઈને યંત્ર આસક્તિ ઉપર,

* ભૂમિપુત્રમા તાજેતરમા કાંતિભાઈ શાહે સારરૂપ લેખમાળા પ્રગટ કરી છે.

યંત્રવાદી મૉડેલ ઉપર પ્રહાર કર્યો. ભૌતિક-શાસ્ત્રમાં તેમણે રજૂ કરેલા સાપેક્ષવાદ અને પુંજવાદ (ક્વૉન્ટમ)ના સિદ્ધાંતે વસ્તુનિષ્ઠા અંગે નવેસરથી વિચારણા કરવા ફરજ પાડી. સ્થળ-કાળની પ્રચલિત વિભાવના ત્યાર બાદ કાલ્પનિક લાગે છે. વિજ્ઞાનની મર્યાદા સ્વીકારાઈ છે અને જેમ કવિતામાં વિરોધાભાસ સ્વીકૃત છે તેમ વિજ્ઞાનમાં પણ વિરોધાભાસની સંભાવનાને સ્વીકૃતિ સાંપડી છે. કુદરત કોયડા રજૂ કરે છે. પદાર્થનો અણુકણ ઘડીમાં 'તરંગ' (વેવ) લાગે છે, ઘડીમાં 'કણ' (પાર્ટિકલ) આ વિરોધાભાસ વૈજ્ઞાનિકો માટે આઘાતજનક હતો. પરંતુ જર્મન પદાર્થવિજ્ઞાની હાઈઝેનબર્ગે (જન્મ ૧૯૦૧) પૂછ્યું તેમ આપણને પૂછવાની ઈચ્છા થાય છે: આવા પ્રયોગો કરવામાં કુદરત શું, આપણને લાગે તેટલી મૂર્ખ છે? નૂતન અગ્રગામી-ફિલસૂફીએ 'શૂન્ય' અને 'સર્વ' (nothingness and all) વચ્ચેની એકવાક્યતા સિદ્ધ કરી તે પહેલાં, સાચું કહીએ તો 'ઍબ્સર્ડ' રંગભૂમિના ખેલ વિજ્ઞાનમાં થતા હતા. જ્ઞાનની સર્વ શાખાઓમાં હવે ન્યૂનીકરણ (રિડક્શનિઝમ)-ના સ્થાને સૃષ્ટિ-સંતુલન (ઈકોલૉજી)નો અભિગમ સ્વીકારવાનો યત્ન થઈ રહ્યો છે. સૃષ્ટિ-સંતુલન અભિગમ પૂર્વના ગૂઢવાદની નજીકનો છે. બિલિયર્ડની રમતના દડાઓની જેમ અણુકણોને સમજવાની નીતિ હવે છોડી દેવાઈ છે. કેપરાના કહેવા મુજબ, વિજ્ઞાનીઓની જમાતમાં હવે ગૂઢવાદને ગંભીરતાપૂર્વક ચકાસવાના યત્ન થઈ રહ્યા છે. જો એ સત્ય હોય તો આવકારપાત્ર સમાચાર છે.

દ્રવ્ય પોતે જ શક્તિનું સ્વરૂપ છે અને સ્થળ અને કાળ વચ્ચેનો સંબંધ સ્વીકૃત થયો છે. આ સર્વ એક પ્રકારના વૈશ્વિક સુયોજન અને ચેતનાનાં સૂચક છે. (જર્મન અસ્તિત્વવાદી હિડેગાર્ડ) તેને 'ગોપિત અંતર્મુખ અવસ્થા', (Hidden inwardness) કહે છે તે આ જ હશે?)

આથી હવે 'ચેતના' 'સંશોધન' અંગેની પદ્ધતિ વિકસાવાઈ છે. ચેતના-સંશોધન પદ્ધતિ આમ તો પ્રાચીન યોગવિદ્યા અંગેનું આધુનિક નામ છે અલબત્ત, આ યોગવિદ્યામાં વિશ્વને નકારવામાં આવતું નથી, બલ્કે સ્વીકારવામાં આવે છે.

જીવન અંગેના વિજ્ઞાને માનવ દેહને સમગ્ર પરિવેશથી અલગ તારવીને જોવામાં પૂર્ણ મનુષ્યનું દર્શન ગુમાવ્યું છે (લુઈ મમ્ફર્ડે ફરિયાદ કરી હતી કે 'વિજ્ઞાનની સૌથી મોટી સિદ્ધિ છે - માનવને નષ્ટ કરવાની'). ઔષધ વિદ્યામાં વિશિષ્ટીકરણ પામેલી જે ટૅકનોલૉજી વિકસાવાઈ છે તેમાં હવે સર્વાંગી સ્વાસ્થ્યનો વિચાર કરનારા નથી મળતા, માત્ર વિશેષજ્ઞો મળે છે 'સમગ્ર સ્વાસ્થ્ય'નું મૂલ્ય-મહત્ત્વ ઘટેલું છે. તેમાં 'વિજ્ઞાન બહારની રીતરસમ અજમાવાય છે' તેવી નિંદા થાય છે. પરંતુ હવે મન અને દેહ બંનેને બિમારી વધારવામાં કારણભૂત થઈ શકે તેવી સમજ અને મન અને દેહને સમતા પરિબળોની જ જવાબદારી સ્વીકારાતી જાય છે. છતાંયે પ્રવર્તમાન પદ્ધતિ માટે અહોભાવ ચાલુ જ છે ઓપન-હાર્ટ સર્જરી અને પ્રતિ-રોપણ (transplant)ના હેરતભર્યા પ્રયોગોએ મૂળ વાત ભુલાવી દે છે કે ઓછી તનાવપૂર્ણ પરિસ્થિતિમાં આની કદાચ જરૂરત જ ના પડી હોત, સમાજમાં એકબીજાને ઓહિયાં કરી જઈ ટકી રહેવાની જે પ્રબળ જિજિવિષા જન્મી છે અને તેનાથી જે વાતાવરણ સર્જાયું છે તેનો ખ્યાલ કર્યા વિના જ આપણે 'હાર્ટપ્લાન્ટેશન'ની ચર્ચા કરીએ છીએ.

પરંપરાગત સર્વગ્રાહી દર્શનનું શાણપણ, મૃત્યુ પ્રત્યેના તેના અભિગમમાં સુપ્રગટ થાય છે આધુનિક તબીબી વિજ્ઞાન મૃત્યુ અંગે મૌન છે. ગૌરવ સાથે સ્વૈચ્છિક રીતે મૃત્યુને સ્વીકારવું એ ફિલસૂફી પ્લેટોની એક ઉક્તિમાં પ્રગટ થઈ છે. આ 'ઈચ્છામૃત્યુ'નો મુદ્દો યોગ સિદ્ધાંતમાં રજૂ થયેલો છે. શરીરને સ્વૈચ્છિક રીતે ત્યજી દેવામાં,

કદાચ આત્મસભાન અસ્તિત્વની ઉચ્ચતા વ્યક્ત થાય છે કેન્સર ચિકિત્સાની સિમોન્ટોનની પદ્ધતિ જોતા પ્રાચીન વિચારનુ આપણા સમક્ષ સાથે અનુકૂલન શક્ય લાગે છે કેવી રીતે મૃત્યુને સ્વીકારવુ એ આપણને આવડતું નથી કારણ કે કેવી રીતે જીવવુ એ પણ આપણે જાણતા નથી અન્ય સર્વ વિજ્ઞાનોની પરિસમાપ્તિ માનવી અંગેના વિજ્ઞાનમા છે. ત્યા યંત્રલક્ષી અવધારણા (hypothesis) મહત્ત્વપ નથી. ચેતનાનુ ઉગમસ્થાન અને ધ્યેય તે કદી સમજાવી શકે નહીં.

માનવદેહ જેવી જ વાસ્તવિકતા માનવ મનની છે મનને દેહથી અલગ ગણવાના કારણે મન (mind) ને મગજ (brain) થી અલગ તારવવુ કઠિન બન્યું છે ચેતનાના વિજ્ઞાનની સબળ પીઠિકા ધરાવતી પૌર્વાત્ય ધ્યાન પદ્ધતિના આધારે હવે પશ્ચિમી દષ્ટિકોણને પૂરતો પડકાર કરાયો છે. શ્રી અરવિંદ માનવ અને સભ્યતા વિષે કહે છે : "પરમ ચેતના એટલે પરમ જીવન. પશ્ચિમી માનસશાસ્ત્રની સર્વ શાખાઓ જરૂરિયાત-ઉપયોગિતાનો અભિગમ સ્વીકારીને ચાલે છે. જો કે યુંગ અને અન્ય પરાવૈયક્તિક (trans-personal) વિચારો હવે ચેતનાના સ્તરો વિષે વિચાર કરતા જોવા મળે છે

આવો જ સંકીર્ણ દષ્ટિકોણ માનવીની સાચુકલી જરૂરિયાતોથી અને માનવકલ્યાણથી અર્થશાસ્ત્રનેય વેગળું રાખે છે. Homo Fabere is not Homo totus–'માત્ર કામ કર્યે રાખતો મનુષ્ય, પૂર્ણ મનુષ્ય નથી.' સમજણ ન પડે તેવા કોઠા આલેખ અને ગણકશાસ્ત્ર તથા શબ્દજાળથી મૂલ્ય સંઘર્ષને છાવરતા અર્થશાસ્ત્રીઓ જેટલો દાવા કરે છે તેટલું સામાજિક પ્રદાન તેમણે નથી કર્યું. ખ્યાતિપ્રાપ્ત અર્થશાસ્ત્રી મિલ્ટન ફ્રેડમેને કહ્યું છે કે માર્ક્સવાદી અને બિન-માર્ક્સવાદી વિચારધારાઓ, આખરે તો દ્વૈત વલણ ધરાવતા 'કાર્ટેઝિયન' સિદ્ધાંતનો પરિપાક છે, અમર્યાદિત વિકાસની ભ્રમણાના આધારે, ઉપભોગલક્ષી આધુનિકતા 'જીવન નિર્વાહ-અંક' અને 'જીવનની ગુણવત્તા'ની ભેળસેળ કરે છે. મુક્તબજાર, બહુરાષ્ટ્રીય પેઢીઓ અને મળે તેટલું મેળવી લેવાની લાલસા ધરાવતી ટેકનોલોજી. આ બધાં વિશ્વના સંપત્તિસ્રોતને ક્ષુરણ કરવા મથી પડયા છે જો કે ઔદ્યોગિક પ્રગતિ એટલે ઉપભોગ વાદી વિપુલતા-એવા ખ્યાલે હવે શંકા-કુશંકાઓ જન્માવી છે શુમાખરે કહ્યુ કે આપણે એવી ટેકનોલોજીની જરૂર છે જેનો ચહેરો માનવીય હોય આશા રહે કે આ હકિકતને એક દિ' વધુ અને વધુ પ્રતિઘોષ સાંપડશે.

અવિવેકી આર્થિક વિકાસના પણ આલોચકો હવે જોવા મળે છે. જે ઉત્પાદકો પોતાના ઉત્પાદનો વિષે ખોટી માહિતી આપે છે તેમને સાર્વત્રિક ફિટકાર મળે છે ભ્રૂણમાં તેલ ખૂટી પડવાની ભીતિએ અત્યારથી શાણપણ આપ્યું છે અને વિકલ્પ અંગે ઊહાપોહ ચાલે છે. પરંતુ જેઓ અણુશક્તિના વિકાસની વકીલાત કરે છે તેઓ મૂર્ખતા આચરવા સાથે ગુનો પણ કરે છે. યુદ્ધમા 'પહેલો ઘા રાણાનો' એના જેવુ જે માનસ સર્જાયું છે તેના પર પ્રહાર કરવાની તાતી જરૂર છે. અમેરિકા અને રશિયા પાસે ભિન્ન આર્થિક પદ્ધતિ છે. પરંતુ બન્નેનું માનસ સરખું જ છે આથી કરીને પોતાનાં દુષ્કૃત્યો અંગે કશની લાગણી ન અનુભવે. તેવુ વિજ્ઞાન વિકસાવાશે તો તે આત્માને હણનારુ નીવડશે રેબેલેઇના આ શબ્દો આજે વધુ સઘન અર્થ ધરાવે છે. ગર્વિષ્ઠ, આત્મવિહોણી સભ્યતાને સંકેલી લેવાનુ સાધન જ શુ વિજ્ઞાન બનશે ?

માનવ જિંદગીની પ્રવર્તમાન પરિસ્થિતિ જોતા કેપરાના શબ્દો ચેતવણી આપે છે : "યંત્રવાદી

વિધવંસ અને તદ્દસંલગ્ન મૂલ્યોએ સર્જેલી ટેકનોલોજી, જીવનપદ્ધતિ અને સંસ્થાઓ આપણા માટે હાનિકારક છે તેમ જેટલું વધુ સમજીએ તેટલું વધુ સારું છે."

અલબત્ત, દષ્ટિકોણ બદલાવાનાં ચિહ્નો જોવા મળે છે. બહુસ્તરીય પ્રયાકીય અભિગમ ઊભરી રહ્યો છે. કેવળ વિજ્ઞાન કરતાં વધુ સારો અભિગમ ઊભરી રહ્યો છે - રચના વ્યવસ્થાની ફરાય છે, જીવંત તંત્રો તો વૃદ્ધિ પામે છે. વિકાસ સાધે છે આ અભિગમમાં જીવંત તંત્રોના આંતર-સંબંધ અને ક્રિયાત્મક પ્રક્રિયાના નિયમ પર ભાર મૂકવામાં આવ્યો છે. નિસર્ગ સૃષ્ટિમાં સ્પર્ધાનું તત્ત્વ અને પારસ્પરિક સહાયનું તત્ત્વ, બન્ને મોજૂદ છે, પરંતુ તેમાં પારસ્પરિક વિનાશની ભાવના નથી. દરેક તંત્ર, પ્રથા કોઈ બૃહદ્ પ્રથાનું અંગ છે. તેના પર આધારિત છે, છતાં સ્વતંત્ર છે સમગ્ર પૃથ્વી પર ગોઠવાયેલ માળખામાં 'મૈથુન' અને 'મૃત્યુ' એ બે વારાફરતી આવતા તબક્કા છે જેનાથી 'સર્જન' અને સમાપ્તિનું નર્તન ચાલતું રહે છે.

અવકાશયાત્રીઓ અને ગૂઢવાદીઓ સહમત થાય છે કે પૃથ્વી-અવકાશયાન, એક જીવંત તંત્ર છે. આંતર-સંબંધ ધરાવતા તંત્રોનો સમન્વય છે. એક કોષના સર્જનથી શરૂ કરીને મન અને ચેતનાનાં રહસ્યો સુધીની ઉત્ક્રાંતિ થતા કરોડો વર્ષ લાગ્યા છે. પ્રિગોગીન અને ટિલહાર્ડ દ' શારદીને કહ્યું છે તેમ ×× વૈજ્ઞાનિકો અને ગૂઢવાદીઓની આંતરદૃષ્ટિ અને સૂઝ કદાચિત એક સ્થળે એકઠી થાય, આ બે વિજ્ઞાનોનું મિલન એ સાચી ક્રાંતિ હશે. આપણે વિજ્ઞાનમાં ઘટાડો કરવાની જરૂર નથી પરંતુ પ્રકારભેદ સર્જવાની જરૂર છે. આ ક્યારે બને, શી રીતે

×× જુઓ ફેબ્રુઆરી ૧૯૮૨નો વિશ્વમાનવ અંક.

બને અને કઈ દિશામાં લઈ જાય તેનું અનુમાન કરવું રહ્યું. પરંપરાગત ઔષધો આવા પરિવર્તન અંગે પૂર્વ દૃષ્ટાંતની ગરજ સારી શકે. ગ્રીસ, ચીની અને ભારતીય પદ્ધતિમાં 'અન્યોન્ય પોષકતા' (symbiosis)ની ટેકનિક સ્વીકૃતિ પામેલી છે. રોગ માટે દર્દી પણ તેમાં જવાબદાર ગણાતો હતો. અને પોતાના ઇલાજમાં (પરેજી વગેરે દ્વારા) તેણે પણ સહકાર આપવો પડતો. નિસર્ગોપચાર, હોમિયોપથી, પ્રાણાયામ જેવી ભિન્નપ્રચલિત પદ્ધતિઓ પણ આજના પ્રચલિત ઉપરચોટિયા અભિગમ સામેની પ્રતિક્રિયા સૂચવે છે. પ્રયાકીય અભિગમ મુજબ બિમારી પ્રાથમિક રીતે માનસિક ઘટના છે. યોગીઓ તેને દેહકર્મ કહે છે. યુંગે કહ્યું છે તેમ, ચિત્ત અને દ્રવ્ય (Psyche and matter) એક જ વિશ્વમાં વસે છે. એટલે તેઓ સહકાર સાધે છે અને પ્રતિક્રિયા પણ કરે છે.

આ પ્રકારે, શાણપણ તરફના ઝોકના અન્ય દૃષ્ટાંતોમાં અબ્રાહમ મેસલોના સંશોધનો મહત્ત્વનાં છે. તેના મતે, ઉચ્ચ અનુભૂતિઓ ભાગ્યે જ ગૂઢવાદથી જુદી તારવી શકાય. ફ્રોઈડે માનવજાતના એ અર્ધાભાગ વિષે વિચાર્યું હતું જે બિમાર હતો મેસલોએ બાકીની અર્ધી માનવજાત જે તંદુરસ્ત છે તેના વિષે વિચારવાનું શરૂ કર્યું. એસગ્નિઓલ (Assagiolo) ના મનોસંશ્લેષણ (Psycho-synthesis) ના કારણે માનવ અંગેની સિદ્ધાંતો અને અન્ય અવધારણાઓથી દૂર થવામાં મદદ મળી. જાતીયતાની પ્રભાવકતા ફ્રોઈડની વિચારણામાં કેન્દ્રસ્થાને હતી એનાથી અલગ ચીલો ચાતરનારા અન્યમાં કાર્લ રોજર્સ, કેરેન હાર્ની, સુલિવાન વગેરે છે. અત્યારે 'પરાવૈયક્તિક મનોવિજ્ઞાન' માં આપણે મનના ચાર સ્તરો વિષે જાણીએ છીએ—અહમ્ (ego), જૈવસામાજિક (biosocial), અસ્તિત્વલક્ષી (existential) અને પરાવૈયક્તિક (transpersonal) જે

'સ્ત્રુની' મર્યાદિત પુરિધિની, રામકૃષ્ણ પરમહંસ જેને 'કાચા અમી'–અપકવ અહમ્ કહેતા તેની – બહાર છે) સ્થળ કાળની અંદર અને બહાર ચેતનાનું અમાપ વિતન પોતાને નવપલ્લવિત કરવા ઉદ્યુક્ત છે. વિશ્વમાનવના જન્મ માટે. આઈન્સ્ટાઈને આમ કહ્યું હોય કે નહી, પણ કેપરા આ સર્વને પૂર્જવાદી પાર્થવિજ્ઞાન (ક્વૉન્ટમ ફિઝિક્સ) સાથે સાંકળે છે પરાવૈયક્તિક અને વૈયક્તિક વચ્ચે સ્વસ્થ રીતે નાતો જોડવાની નિષ્ફળતાથી તો વિચ્છિન્ન માનસ સર્જાય છે એ એનું સામંજસ્ય સહેતું નથી. જ્યારે માનવ વામન (પિગ્મી), ટેક્નોલોજીનો વિરાટ બને ત્યારે ભવિષ્યનો ભય ઊભો થાય છે આધુનિક સમય અંગેની આર ડી લેઈંગની ટીકા પૂરેપૂરી સાચી છે એક પત્રમાં તેમણે લખ્યું હતું.

"આપણે આપણા બાળકોને પાગલ બનાવી રહ્યા છીએ અને તે કામ આપણું શિક્ષણ કરી ગયું છે." આથી જ તે આગળ કહે છે. "છિન્ન માનસવાળી વ્યક્તિ જ્યાં ડૂબી જાય ત્યાં ગૂઢવાદી સામા કાંઠે પહોંચી જાય છે. સંત અને વૈજ્ઞાનિક પૂર્વ અને પશ્ચિમ પૂરક બનતા લાગે છે વિજ્ઞાન અને અધ્યાત્મ કદાચિત હજુ નજીક આવતા જણાય છે" આ સાંભળીને 'ઈસ્ટ ઇઝ ઈસ્ટ એન્ડ વેસ્ટ ઇઝ વેસ્ટ' કહેનારા કિપલિંગનું ભૂત સ્મિત કરતું હશે કે કેમ તેનું આશ્ચર્ય થાય છે.

જો પૃથ્વીના આ ગ્રહને અને તેના માનવી, એને ઉગારવા હોય તો પ્રથાકીય અભિગમ (systems view) અનુસરવો જ રહ્યો. 'વૈશ્વિક સ્તરે વિચારો, અને સ્થાનિક સ્તરે કામ કરો'–એ જ આજનો ઉપદેશ છે.

પર પગ્તિ 'મોટાપણા' ભડાકથી હવે ગળે આવી ગયા. દરેક માળખા માટે એક મહત્તમ કદ હોય છે પૃથ્વીની સંપત્તિનો બગાડ નહી, પુનઃઉપયોગ આવશ્યક છે આના માટે સિદ્ધાંતમાં અને સમજમાં પરિવર્તનની જરૂર છે વિજ્ઞાનના આશીર્વાદને હોમી દીધા વિના, કેન્દ્રીકરણ અને શહેરીકરણને નાથવા રહ્યાં. નવીન ઊર્જા વિકલ્પો વિચારણા માગી રહ્યા છે. આ બધાનો અર્થ મધ્યયુગી માનસ કે પ્રાચીન તરફ પીછેહઠ નથી, પરંતુ સમાજ માટે સ્વનવરચનાનું આયોજન છે xxx

અનુવાદ —મનોજ ઓઝા

---

xxx ૨૩–૬–૮૪ના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માંથી ]

xx આ લખાણમા અનેક ચિંતકોના નામો ઉલ્લેખો અને પારિભાષિક શબ્દપ્રયોગો છે તે સંબધે માહિતી અને નવી શબ્દાવલી સૂચવવા સૌ વાચકોને વિનતી મો. ગા

# રસ્કિન | ચંદ્રકાન્ત શેઠ

૧૯૪૫માં બ્રિટિશ અકાદમી સમક્ષ વ્યાખ્યાન આપતાં આર. ડબલ્યુ. વિલિંજરસને જણાવેલું કે રસ્કિને ૩૯ વૉલ્યુમો જેટલું લખાણ આપ્યું છે તેમાંથી ૧૯૨૦ સુધીમાં, એક અહેવાલ અનુસાર, માત્ર તેનાં ત્રણ જ પુસ્તકો – 'અનટુ ધિસ લાસ્ટ', 'સિસેમ ઍન્ડ લિલિઝ' તથા 'ધ કિંગ ઑફ ધ ગોલ્ડન રિવર' ફરી ફરીને છપાતાં રહ્યાં છે. સાહિત્ય-કલા-સંસ્કૃતિને ક્ષેત્રે 'માસ્ટર-માઈન્ડ'-મહાત્મા લેખાતા જહોન રસ્કિનની ઈંગ્લૅન્ડમાં ૧૯૪૫ સુધીમાં આવી પરિસ્થિતિ હતી, આમ છતાં રસ્કિને માનવજાતની-કલા અને માનવતાની જે ઉમદા સેવા કરી છે તેનું મૂલ્ય જરાયે ઓછું થતું નથી.

રસ્કિન કેવળ સાહિત્યકાર નહોતો, તે સમર્થ કલાચિંતક અને સમાજહિતચિંતક હતો. આજના જમાનામાં રસ્કિનની એક સાહિત્યકાર વા કલા-વિવેચક તરીકે જેટલી બોલબાલા નથી એટલી એક વિશિષ્ટ ચિંતક તરીકે છે. તેણે જીવનનાં અનેક પાસાં વિશે વિચાર્યું છે સાહિત્ય અને કલાના, કલા અને સમાજધર્મના, તદુપરાંત અર્થકારણ, ધર્મ, વિજ્ઞાન વગેરે સાથેના મનુષ્યના સંબંધ વિશે કેટલીક મહત્ત્વની વિચારણા તેણે રજૂ કરી છે રસ્કિનના નીતિવાદી વિચારોનું ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં મૂલ્ય છે જ.

જહોન રસ્કિનનો જન્મ આઠમી ફેબ્રુઆરી, અઢારસો ઓગણીસના રોજ સ્કૉટિશ પરિવારમાં થયો હતો. તેના પિતા જેમ્સ દારૂના પીઠામાં ભાગીદાર હતા. ઘરના તેઓ સુખી હતા. રસ્કિન એકનો એક પુત્ર તેથી તેની ખૂબ જ સાર સંભાળ રાખવામાં આવતી. પરિણામે તેને લાભ તેમ જ ગેરલાભ બંને થયા. તેના 'કુટુંબનું' વાતાવરણ ચુસ્ત પ્યુરિટન સંસ્કારવાળું હતું. તેનો ઉછેર માતાપિતાની કડક ચોકી હેઠળ થયેલો. માતાએ તો જહોન જન્મ્યો તે પૂર્વે જ તેને, ભગવાનને સમર્પિત કરેલો. તેની માતાની ઈચ્છા તો તે ધર્મપુરુષ થાય એવી હતી, પરંતુ એમ ન થયું. માતાપિતાએ ૧૮૩૬ સુધી-એક નાનકડો અપવાદ બાદ કરતાં, ઘેર જ શિક્ષણ આપ્યું હતું. બાઈબલનો તો તેને એટલો બધો અભ્યાસ હતો કે મોટાભાગનું બાઈબલ તેને કંઠસ્થ હતું. આ બાઈબલની ગદ્યશૈલીનો ઊંડો પ્રભાવ રસ્કિનની લેખનશૈલીમાં વરતાય છે. ૧૮૩૬ સુધી રસ્કિનને મોકળાશથી હરવાફરવાનું મળ્યું નહોતું, રમવાની તો પછી વાત જ શી? હા, એક લાભ જરૂર મળ્યો, પિતા સાથે વ્યાવસાયિક પ્રવાસોમાં જવાનો. એ રીતે તેને ઈંગ્લૅન્ડ તેમ જ વેલ્સનો ઘણોખરો ભાગ જોવા મળ્યો.

રસ્કિનનો બાળપણનો સમય વધારે તો વાચનમાં વીત્યો. તેનું ચંચળ ચિત્ત પ્રકૃતિ તથા કળામાંથી તેમ તદ્‌વિષયક લખાણોમાંથી રસ મેળવાને સતત તત્પર રહેતું હતું. દસ વરસમાં તો રસ્કિનને સર વૉલ્ટર સ્કૉટ, સૅમ્યુઅલ રોજર્સ અને બાયરન જેવા રોમૅન્ટિક કવિનો પણ લેખન-પરિચય થઈ ગયો હતો. તેરથી પંદર વર્ષના વયગાળામાં રસ્કિને રોજર્સનું 'ઈટલી', પ્રાઉટનું 'સ્કૅચિઝ ઈન ફલૅન્ડર્સ ઍન્ડ જર્મની' અને સાઉસ્યૂર (Saussure)નું 'વૉયેજિઝ દેસ આલ્પ્સ'-એ પુસ્તકો વાંચી લીધેલાં અને તેની ઊંડી અસર અનુભવી હતી. આ પુસ્તકો વાચતાં કલા અને પ્રકૃતિ માટે રસ્કિનની રુચિ કેળવાઈ અને વધુ અધિકારપૂર્વક

તે પ્રકૃતિ અને કલાનો રસાસ્વાદ લેવા લાગ્યો.

૧૮૩૬ માં રસ્કિન ઑક્સફર્ડમાં ક્રાઈસ્ટ ચર્ચમાં જોડાયો અને મૅટ્રિકની પરીક્ષા તેણે પસાર કરી તે સોળ વરસનો થયો તે દરમિયાન તો તે રૌશવિક કથાઓ લખતો થઈ ગયો હતો અને ભૂસ્તરવિદ્યા તેમ જ હવામાનશાસ્ત્ર વિષયક લેખો એ કાળના વિદ્યાકીય દૃષ્ટિએ પ્રતિષ્ઠિત એવા સામયિકોમાં તે આપતો હતો રસ્કિને બે નિષ્ફળ પ્રયત્નો બાદ, ૧૮૩૯માં, ત્રીજા પ્રયાસે ન્યૂડિગેટ પ્રાઈઝ અંગ્રેજી કાવ્યલેખન માટે મેળવ્યુ હતુ. રસ્કિન ઑક્સફર્ડમાં હતો તે દરમિયાન એ ગ્લો-કેથોલિક ચળવળ પૂરજોશમા ચાલતી હતી. ઑક્સફર્ડ તેનુ કેન્દ્ર હતુ; પરંતુ આ ચળવળે તેથી રસ્કિન પર ખાસ અસર કરી હોય એવુ જણાતુ નથી રસ્કિન એના અધ્યયન-ચિંતનમા વ્યસ્ત રહેતો હતો આ સમય દરમિયાન લિડેલ તેમ જ હેન્રી ઑક્લૅન્ડ નામના બે મિત્રોના સંપર્કે ધર્મ અને વિજ્ઞાનમાં પણ એમનાં રસરુચિ વિકસતાં જતાં હતાં.

૧૮૪૦મા રસ્કિનને ભારે માંદગી આવી ગઈ. તેનાં માબાપ તેને આરામ માટે ઇટાલી લઈ ગયા આ પ્રવાસે તેના સંવેદનશીલચિત્ત પર ઊંડી અસર કરી તેને ટર્નરની પિછાણ થઈ. વેનિસની મુલાકાતે તેને પ્રભાવિત કર્યો તેણે 'ટર્નર ઍન્ડ ધ એન્શ્યંટ'– એ નામે લેખમાળા લખવાનો સંકલ્પ કર્યો અને ૧૮૪૩મા 'મોડર્ન પેઇન્ટર્સ'નુ પ્રથમ વૉલ્યુમ પ્રગટ કરીને એ સંકલ્પને મૂર્ત પણ કરવા માંડ્યો તેમણે 'મોડર્ન પેઇન્ટર્સ'ના પ્રથમ વૉલ્યુમનુ શીર્ષક કંઇક વિચિત્ર લાગે એવુ, ઘણુ લચક રાખેલુ 'Modern Painters. their superiority in the art of land-scape painting to all the ancient Masters proved by examples of the true, the Beautiful and the Intellect-ual, from the works of modern artists, especially from those of J M W turner, Esq R. A.'

'મોડર્ન પેઇન્ટર્સ'ના કુલ પાંચ વૉલ્યુમ બહાર પડયા. પહેલું, હમણા જણાવ્યુ તેમ ૧૮૪૩-મા, બીજુ ૧૮૪૬મા, ત્રીજુ અને ચોથુ ૧૮૫૬ અને પાચમુ ૧૮૬૦મા. કુલ ૧૭ વર્ષના લાંબા સમય દરમિયાન રસ્કિનની ચિત્રકળાવિષયક ચર્ચાવિચારણા એકધારી ચાલી છે 'મોડર્ન પેઇન્ટર્સ'ના બીજા ભાગમા કલાવિષયક તત્ત્વજ્ઞાન ઠીક નિરૂપાયુ છે ખાસ કરીને રસ્કિનની શૈલીનો અપૂર્વ મિજાજ એમા પ્રગટ થયેલો અનુભવી શકાય છે 'મોડર્ન પેઇન્ટર્સ'ના બીજા અને ત્રીજા ખંડ બહાર પડયા તેની વચ્ચેના ગાળામાં યુરોપમાં ઠીક ઠીક સાંસ્કૃતિક હલચલ મચી રહી રસ્કિને ત્યારે આત્મપ્રતીતિપૂર્વક કલા પ્રત્યે પક્ષપાત દાખવ્યો તેણે કળાને કુદરતના અનુકરણ કે પ્રતિબિંબથી વિશેષ રૂપે-જીવનના એક પ્રકૃષ્ટ આવિષ્કારરૂપે પ્રતીત કરી રસ્કિને ટર્નરની કળાની તરફેણ કરતાં ડચ ચિત્રકળાનો તથા ૧૭મી –૧૮મી સદીના પ્રાકૃતિક કળાના ફ્રેન્ચ તેમજ ઇટાલિયન ચિત્રકારોની શિષ્ટ શૈલીનો વિરોધ પણ કર્યો રસ્કિને પ્રી-રાફેલાઇટ્સનો પક્ષ લીધો અને બીજી તરફ રેમ્બ્રા જેવા કલાકારની ઉપેક્ષા કરી. આમ રસ્કિનના કલા વિશેના વિચારો તેમ જ અભિગમમા ચર્ચાવિવાદને ઠીક ઠીક અવકાશ હતો તેમ છતાં કલા-વિવેચનની પ્રવૃત્તિને વ્યાપક અને ઉત્કટ બનાવવામા રસ્કિનનુ પ્રદાન છે જ. રસ્કિને કલાક્ષેત્રે પ્રકૃતિવાદ (નેચરાલિઝમ) અને પ્રતીકવાદ (સિમ્બોલિઝમ)નો મેળ કરવાનો પ્રયાસ કર્યો તેણે કળામા વાસ્તવિકતાનો પુરસ્કાર કરતા સર્જક કલ્પનાનો પણ સમાદર તો કર્યો જ.

રસ્કિનનું પહેલુ લખાણ ૧૮૩૪મા 'મેગેઝિન ઑફ નેચરલ હિસ્ટરી'મા પ્રકાશિત થયેલુ. તે પછી ૧૮૯૨માં 'પોએટ્રી ઑફ આર્કિટેક્ચર' (સ્થાપત્યની કવિતા) નામે તેનું કેટલુંક ગદ્ય

લખાણું પ્રકાશિત થયેલું. એમાં કલામીમાંસાનાં તેના કેટલાંક મૂળભૂત પ્રતિપાદનો દષ્ટિગોચર થાય છે.

રસ્કિને ૧૮૪૮મા યુફેમિયા ચાલ્મર્સ ગ્રે (Euphemia Chalmers Gray) સાથે લગ્ન કર્યું, પરંતુ તે નિષ્ફળ નીવડયું. ૧૮૫૫માં બન્ને છૂટાં પડ્યાં. આ લગ્નગત નિષ્ફળતાએ રસ્કિનના આંતર જીવનને ખૂબ વિક્ષુબ્ધ કર્યું હોય એવું જણાતું નથી. આ લગ્ન પૂર્વે પણ રસ્કિનને જીવનમાં બે વાર પ્રેમના પ્રસંગો આવેલા પણ તેમાંય કશું ઇષ્ટ મેળવી શકેલો નહીં. પાછળથી Rose de la Touche (રોઝ દ લા ટચ) નામની કન્યા પ્રત્યે રસ્કિને પ્રબળ આકર્ષણ અનુભવ્યું હતું, પણ તેમાંયે સામે પક્ષેથી તે પોતાના સ્નેહનો અનુકૂળ ઉત્તર મેળવી શક્યો નહોતો.

રસ્કિનના ઉછેર–વિકાસમા માતાપિતાની ભારે હૂંફ જોવા મળે છે. પિતા ૧૮૬૪માં અને માતા ૧૮૭૧માં અવસાન પામ્યાં. ત્યાર પછી જ જાણે રસ્કિનનું માતાપિતાથી સ્વતંત્ર, પોતીકું જીવન આરંભાયું. આ રસ્કિનનો મોટા ભાગનો સમય સમસામયિક ઘટનાઓના સંદર્ભમા ચિંતન–વિચાર–અધ્યયન–લેખન આદિ કરવામા વ્યતીત થતો હતો. તે તેના જમાનાના આગળ પડતા બૌદ્ધિકોમાંનો એક હતો. અલબત્ત, તે આદર્શવાદી ને આચારવાદી ધોરણોનો પ્રબળ પુરસ્કર્તા ને સમર્થક હતો.

રસ્કિને ૧૮૪૯માં 'સેવન લેમ્પસ ઓફ આર્કિટેક્ચર' પ્રકાશિત કર્યું. એ ગ્રંથમાં સ્થાપત્યના અનુસંધાનમા રસ્કિને સાત દીવાઓની વાત કરી છે. તે દીવાઓ તે સમર્પણ (સેક્રિફાઇસ), સત્ય (ટ્રુથ), શક્તિ (પાવર); સૌન્દર્ય (બ્યુટી), જીવન (લાઇફ), સ્મૃતિ (મેમરી), સમષ્ટિ પરાયણતા (obedience)ના તેણે દર્શાવ્યા છે. આ ગ્રંથમાં રસ્કિને સ્થાપત્યનો પ્રકૃતિ, સંસ્કૃતિ તથા સમાજ સાથે કેવો ઊંડો સંબંધ છે તે તો સમજાવ્યું છે, તે ઉપરાંત સ્થાપત્ય–કળામાં જીવન્તતા, સુંદરતા, ઈશ્વરાભિમુખતા વગેરે પણ અનિવાર્યતા છે તે લાક્ષણિક રીતે પ્રતિપાદિત કર્યું છે.

ઈ. ૧૮૫૧ થી ૧૮૫૩ દરમિયાન રસ્કિને 'ધ સ્ટોન્સ ઓફ વેનિસ'માં પણ વેનિસના નિમિત્તે સ્થાપત્ય કળાની ચર્ચા કરી છે. એમ કરતાં તેણે વેનિસના ભૂતકાલીન ભવ્ય અને રમ્ય રૂપનો અનુભવ કરાવ્યો છે. રસ્કિનને ગોથિક સ્થાપત્યકળા પ્રત્યે સવિશેષ રુચિ હોય એવું લાગે છે. તેણે ૧૮૫૧માં પ્રી. રાફેલાઇટ્સ માટે થઈને 'ધ ટાઈમ્સ'મા પત્રો લખ્યા હતા અને ચોપાનિયાં પ્રસિદ્ધ કર્યાં હતા. ૧૮૫૫થી ૧૮૫૯ દરમિયાન 'નોટિસ ઓન રૉયલ અકાદમી', આપી તથા ડ્રોઈંગ તેમ જ પરિપ્રેક્ષણના મૂળતત્ત્વોને વિશે 'એલિમેન્ટસ ઓફ ડ્રોઈંગ' તથા 'એલિમેન્ટસ ઓફ પરસ્પેક્ટિવ'–એ બે નિબંધો આપ્યા. ૧૮૫૩માં રસ્કિને 'ઓન આર્કિટેક્ચર એન્ડ પેઈન્ટિંગ' વિશે વ્યાખ્યાનો આપ્યાં. આ વ્યાખ્યાનોએ રસ્કિનને સમર્થ કલાવિચારક તરીકે પ્રતિષ્ઠા અપાવી. ૧૮૫૭મા રસ્કિને માંચેસ્ટરના કલાસપતિના પ્રદર્શનમાં જે વ્યાખ્યાનો આપેલાં તે 'ધ પૉલિટિકલ ઇકોનોમી ઓફ આર્ટ' નામે પ્રસિદ્ધ થયા છે. ૧૮૫૮મા રસ્કિને 'ધ ટુ પાથ્સ' નામે વ્યાખ્યાનસંગ્રહ આપ્યો, જેમાં એનુ 'ઓન ધ વર્ક ઓફ આયર્ન' નામનું એક જાણીતું વ્યાખ્યાન છે. આ વ્યાખ્યાનો કલાના પ્રાકૃતિક તથા સામાજિક સંદર્ભ તેમ ઉત્તરદાયિત્વનો મર્મ સમજવામાં ઉપયોગી થાય છે.

આ પછી રસ્કિનનું ધ્યાન તત્કાલીન આર્થિક પ્રશ્નો તરફ વળ્યું. તેણે થેકેરે દ્વારા સંપાદિત 'કોર્નહિલ મૅગેઝિન'માં આર્થિક મુદ્દાઓને લગતા

પો આપવા માડયા. એ જ રીતે ફ્રેઈઝરના મેગેઝિનમાં ૧૮૬૨–૧૮૬૩ દરમિયાન આર્થિક-ઔદ્યોગિક પ્રશ્નો વિશેના પોતાના મતવ્યો એપ્રક પ્રગટ કરવા માડયાં. આ મતવ્યોએ વિરોધનો ઉગ્ર વ ટોળ સર્જ્યો ૧૮૬૨માં ' અનટુધિસ લાસ્ટ ' તથા ' મ્યુનેરા પલ્વેરિસ ' ( ૧૮૭૨ ) પ્રસિદ્ધ થયાં. એમા તે સમયના રાષ્ટ્રીય શિક્ષણ, મજૂરસંગઠન, સંપત્તિની વહેંચણી—આ સર્વ વિશે ક્રાંતિપ્રેરક વિચારો રજૂ થયેલા છે. રસ્કિનના વિચારોમાં ગાંધીજીને રસ પડ્યો હતો તે વાત જાણીતી છે. ગાંધીજીએ જ ' અનટુ ધિસ લાસ્ટ ' પરથી ' સર્વોદય ' નામની વિચારપુસ્તિકા તૈયાર કરેલી રસ્કિને સૌ પ્રથમ વાર 'અર્થપુરુષ' ( ઈકોનોમિક-મૅન )ની વિભાવના સાદર કરી હતી અને અર્થ-કારણમા નફાલક્ષી મનોવૃત્તિની અનિષ્ટતા તરફ ધ્યાન ખેંચી નીતિલક્ષી માનવીય દષ્ટિબિંદુની હિમાયત કરી હતી. રસ્કિને શાસનપદ્ધતિ અને લોકશાહીના પરિપ્રેક્ષ્યમાં વ્યક્તિની તેમ જ સંસ્થાની જવાબદારીઓનું સ્વરૂપ નક્કી કરવાનો પ્રયત્ન કર્યો હતો તેના આ વિચારોનો સૂક્ષ્મ સંબધ વીસમી સદીની સમાજવાદી, સામ્યવાદી તેમ જ ગાંધીવાદી પરંપરાઓ સાથે રહેલો જોઈ શકાય છે. રસ્કિનને સમાજસુધારામાં, સામાજિક હિતના નિર્માણમા ઊંડો રસ હતો; અને તે એના અત્યંત પ્રસિદ્ધ પુસ્તક ' સિસેમ ઍન્ડ લિલીઝ ' ( ૧૮૬૫ ) અને ' ધ ક્રાઉન ઑફ વાઈલ્ડ ઑલિવ ' (૧૮૬૬) પરથી - પ્રતીત થાય છે. ૧૮૬૬માં તેણે ' ધ ઍથિક્સ ઑફ ધ ડસ્ટ ' આપ્યુ. ૧૮૬૭માં ' ટાઈમ ઍન્ડ ટાઈડ, બાય વિયર ઍન્ડ ટાઈન ' આપ્યું. ' ટાઈમ ઍન્ડ ટાઈડ ' મા તેની સામાજિક વિચારણા રજૂ થઈ છે.

૧૮૭૧માં રસ્કિન લેઈક ડિસ્ટ્રિક્ટમાં બ્રાન્ટવુડમા કોનીસ્ટોન ખાતે સ્થિર થયો એ વર્ષે તેણે 'Fors Clavigera'ની લેખમાળા આરંભી તેમાં ગ્રેટબ્રિટનના મજૂર તથા કામદારવર્ગનાં હિતોના સબધમાં તેણે વિચાર કર્યો.

૧૮૭૦થી ૧૮૭૯ અને ૧૮૮૩-થી ૧૮૮૪ દરમિયાન ઑક્સફર્ડમાં સ્લેડ પ્રોફેસર થવાનું બહુમાન તેને મળ્યુ. આ ગાળા દરમિયાન સ્કૂલ ઑફ ડ્રૉઇગની તથા 'સેંટ જ્યોર્જ'સ ગિલ્ડ' (૧૮૭૧)ની તેણે સ્થાપના કરી હતી તેણે સ્થાપેલા સેંટ જ્યોર્જ'સ ગિલ્ડના પાયાના સિદ્ધાંતમા આવી વાતો હતી : 'food can only be got out of the ground and happiness out of honesty.' (ખોરાક માત્ર ધરતીમાથી અનેસુખ પ્રામાણિકતામાંથી જ સાપડી શકે છે.) ' The highest wisdom and the highest treasure need not be costly and exclusive ' આ ગિલ્ડના સભ્યો પોતાની સપત્તિનો ઠીક ઠીક હિસ્સો લોકસેવામા ખર્ચતા. રસ્કિને પણ પોતાની સપત્તિનો સારો એવો હિસ્સો આ પ્રવૃત્તિમા હોમેલો. આમ છતા એની ગિલ્ડની પ્રવૃત્તિ અંતે નિષ્ફળતામાં પરિણમી. રસ્કિને તેના જમાનાના લીનનના હસ્ત ઉદ્યોગને પુનર્જીવન બક્ષવાનો પ્રયાસો પણ કરી જોયા હતા. તેણે ઑક્સફર્ડના પ્રાધ્યાપક-પદ દરમિયાન જે વ્યાખ્યાન-નોંધો વગેરે તૈયાર કરેલી તેમાંથી ૮ વોલ્યુમ બહાર પડયા છે. ' ધ ઈગલ્સ નેસ્ટ ' ( ૧૮૭૨ ), ઍરિયાદના ફ્લોરેન્ટિના ( ૧૮૭૩ ) લવ્સ મેઈનિયા ( ૧૮૭૩ ) વગેરે. ' પ્રેઇટરિથિયા ' તેની અધૂરી આત્મકથા છે એમા ૨૫ હપ્તાનુ લખાણ છે, અને ૧૮૬૪ સુધીની તેની જીવનકથા એમાં આવે છે. વળી રસ્કિનની ડાયરીઓ જોન ઈવાન્સ અને જે. એચ. વ્હાઈટહાઉસે સંપાદિત કરી પ્રસિદ્ધ કરી છે તે પણ તેના આંતરલોકનો મૂલ્યવાન પરિચય પૂરો પાડે છે.

આ રસ્કિન કેવળ વિચારકરો નહોતો. એક બાજુ કલા, નીતિ, ધર્મની ઊંડી વિચારણા

કરનારો રસ્કિન ગરીબોને સસ્તા દરે ચા મળે તે માટેની દુકાન પણ ખોલે છે. ઉજ્જડ જમીનને ખેતીલાયક કરવા માટે એક મંડળ સ્થાપે છે, લોકોને શિષ્ટ વાચન મળી રહે તે માટે એક સુંદર ગ્રંથાલય પણ ચાલુ કરે છે. શેફિલ્ડમાં એક સંગ્રહસ્થાન શરૂ કરે છે. વળી સારાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે એક પ્રકાશન સંસ્થા પણ ખોલે છે તે વિદ્યાર્થીઓની મદદથી રસ્તાઓ બાંધવાની પ્રવૃત્તિ ઉપાડે છે અને શેરીઓ કેવી રીતે સાફ કરવી જોઈએ તેનો દાખલો બેસાડવા તે પોતે લંડનની એક શેરી વાળી બતાવવાનો પ્રયોગ કરે છે. તે પ્રાચીન સ્થાપત્યોના રક્ષણ માટેનું મંડળ રચે છે અને ઓકટેવિયા હિલની ઝાડાં ઉધરાવવા માટેની યોજના પણ તૈયાર કરે છે આમ રસ્કિન એક સ્વસ્થ અને સંપૂર્ણ જીવન-શૈલીનું ઉજ્જ્વળ ઉદાહરણ પોતા દ્વારા પૂરું પાડે છે. રસ્કિને કલા-સંસ્કારની વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા માનવજીવન કેમ સાચા અર્થમાં સુખી થાય તેનું સતત ચિંતન-મંથન કર્યું, તેણે ચિત્રકામ કર્યું, અનેક લેખો લખ્યા, પત્રો લખ્યા, વ્યાખ્યાનો કર્યાં, ચર્ચાઓ ચલાવી, કટારો ચલાવી અને એ રીતે એના યુગના ચિદાકાશમાં એણે એની પ્રતિભાનો પ્રકાશ પાથરવા ઠીક ઠીક પુરુષાર્થ કર્યો. દંભ અને અનીતિ સામે તે જીવનભર ઝૂઝ્યો અને સત્ય તથા સદાચારની પ્રતિષ્ઠા કરી.

આવો ૧૯મી સદીનો એક મનીષી વીસમી સદી શરૂ થતામાં જ આ જગતમાંથી વિદાય થયો. તા. ૨૦-૧-૧૯૦૦ના રોજ એનું અવસાન થયું. તેનું સ્મારક વેસ્ટ મિનિસ્ટર એબેમાં રચાયું છે.

આ રસ્કિનની તુલના અવારનવાર પ્લેટો સાથે કરવામાં આવે છે. પ્લેટોની જેમ નીતિવાદ, ભાવનાવાદ તરફ તેનો પક્ષપાત હતો. ઔદ્યોગિક ક્રાન્તિના ભયસ્થાનો તરફ, ભૌતિકવાદના આક્રમણ સામે માનવજાતને સાવધાન કરવાનું કર્તવ્ય તેણે પૂરી નિષ્ઠાથી બજાવ્યું. તેણે ભૌતિકવાદ સામે જે નૈતિકતાનો આગ્રહ સેવ્યો તે બિલકુલ સમયસરનો હતો એમ કહેવું જોઈએ. રસ્કિનના કેટલાક વિચારો-આગ્રહો આજે જૂનવાણી કે સંકુચિત લાગે પરંતુ એ વિચારોમાં સચ્ચાઈ અને સમષ્ટિ હિતની ઊંડી ચિંતા દેખાય છે. કલા અને નીતિ વિશેનો, 'પેથેટિક ફેલસી'ના અનુષંગે કલા અને સત્યનો પ્રશ્ન કલાક્ષેત્રે સારી પેઠે ચર્ચાયો છે, નીતિને ખાતર કલાના તેના આગ્રહમાં છેવટે તો જીવન સાથેના કલા તંદુરસ્ત સંબંધની જ ફિકર રહેલી છે.

રસ્કિન જેમ સમર્થ ચિંતક તેમ સમર્થ ગદ્યકાર પણ છે તેમની ગદ્યશૈલીમાં ચંચળ છતા કલાપ્રેમી-સૌન્દર્યપ્રેમી અને નીતિશુદ્ધ માનસનું પ્રતિબિંબ ઝિલાયું છે. તેના લખાણમાં અસંગતિઓ, અસહિષ્ણુતા અને સળંગસૂત્રતાનો અભાવ હોવાનું જે વિવેચકો કહે છે તેઓ પણ તેના ગદ્યમાં જે ભાવાત્મકતાને કારણે જોશ અને જાદુ વર્તાય છે તેનો સ્વીકાર કરે છે. વર્જિનિયા વુલ્ફે એના 'મોડર્ન પેઈન્ટર્સ'ના ગદ્ય વિશે વાત કરતા લખેલું કે 'આપણા આનંદ માટે અંગ્રેજી ભાષાના ફુવારા એને સૂર્યપ્રકાશમાં ઉડાડ્યા છે', એની ભાષામાં એવી રંગીનતા, ચિત્રાત્મકતા, સંગીતાત્મકતા અને સૂક્ષ્મતા-સચોટતા છે. રસ્કિન એના જમાનાનો જ નહીં, સર્વ કાળનો મનીષી છે એ તો એના જીવનકાર્ય અને ચિંતનવૈપુલ્યથી સિદ્ધ જ છે વિક્ટોરિયન યુગ ગયો પણ એ યુગની કેટલીક ખૂબીઓ આપણા સુધી પહોંચાડનાર રસ્કિનને આજેય કલાજગતના અધિકારી જનો માનપૂર્વક યાદ કરે છે.x

---

x ગૂજરાત વિદ્યાપીઠની પ્રાર્થનાસભામાં આપેલું વક્તવ્ય

# દબાણ જૂથો અને ભારત-અમેરિકાની રાજ્યપદ્ધતિ | જી. ગોપાલ રેડ્ડી

રાજકીય પ્રક્રિયાને હમેશાં સ્વાર્થોની સમતુલા અને જૂથોના સન્તુલન સાથે સરખાવવામાં આવે છે. આધુનિક સમયનાં રાજકીય વર્તન સંશોધન દબાણજૂથોને, જ્યાં નિર્ણય લેવાનો હોય ત્યાં વૈયક્તિક અને સંસ્થાકીય ઉર્કેરાટ બિન્દુઓ તરીકે રાજકીય પદ્ધતિમાં, માધ્યમો ( Agencies ) સ્વરૂપે વિચારે છે. દબાણજૂથને મુખ્યત. તો મનુષ્યવર્તનમાંના વલણો અને નવજાગરણોના સ્રોત તરીકે વિચારવામાં આવે છે. એટલુ જ નહિ પણ વધુમાં ક્રિયાની પદ્ધતિ તરીકે ગણવામાં આવે છે, જે સૂક્ષ્મ સ્તરીય પૃથકકરણમાં તો વિશાળતર રાજકીય પદ્ધતિનું એક લઘુરૂપ છે [1]

વૈયક્તિક રાજકીયજૂથોનો વ્યવહાર અને તેમના વર્તનની પસંદ કરેલી બાજૂઓનું પૃથક્કરણ, સમગ્ર રીતે રાજકીય પદ્ધતિમાં તેમના સ્થાનના પ્રશ્નને સ્પર્શ કર્યા વગર છોડી દે છે. આ લેખમાં, આપણે, સરકાર સાથેના સંબધોમાં આ જૂથોએ અખત્યાર કરેલી વિવિધ પદ્ધતિઓનું પરીક્ષણ કરીશું, રાજકીય પ્રક્રિયામાં તેમના આંતર સંઘાતોની સમજ, રાજકીય વ્યવસ્થામાં તેમના સામૂહિક ફાળાના સ્વરૂપને માટે બુનિયાદ ( પાયો ) પૂરો પાડશે.

## સરકાર સામે નૂતન પ્રશ્નો ખડાં કરતાં જૂથો

જો કે અઢારમી સદીથી આપણે સ્વાર્થજૂથોના અહેવાલો જોઈએ છીએ પણ વીસમી સદીમાં સંગઠિત જૂથોનુ બહુ ફલદાયક સ્વરૂપ જણાય છે. સમાજમાં વિશિષ્ટ ટુકડાઓ ( એકમો )ના ગુણાકારે ( યોગે ) સરકાર ઉપર ભારે મોટા નવો બોજો ફેંક્યો છે. વધતા કાર્યબોજે વહીવટી સંસ્થાઓના પ્રતિનિધિઓની ક્ષમતાને થકવી નાખી છે. જે ઉકેલ કરવા માટે સરકાર સામે લાવવામા આવતા અનેક નવતર પ્રશ્નોને ઉકેલવા માટે દુઃસજ્જ હતા.

વધતું વિશિષ્ટીકરણ અથવા સ્વરૂપાત્મક વૈવિધ્ય એટલે લગભગ અનિવાર્ય રીતે જૂથો વચ્ચેના સંબધોના નિયત્રણને માટે સરકારી દરમ્યાનગીરીમાં વધારો વળતું થાય છે એવું કે સરકારી દરમ્યાનગીરી અથવા તેની ધમકીઓ, જેનો ભાગીદારીવાળો સ્વાર્થસંબધ છે તેવા સંગઠિત જૂથોની રચના માટે પ્રેરણા આપે છે [2] આ બધી પ્રક્રિયાઓના ફણગાઓ ( અંકુરો ), જાહેર વલણોને પ્રભાવિત કરવા માટે તેમ જ જૂથહિતોના પ્રતિનિધિકરણ માટે, અસરકારક માધ્યમોની પ્રક્રિયાને, ધારાસભાઓ અને બીજા સરકારી માધ્યમોમા પ્રગટાવે છે.

સંગઠિત અને અનૌપચારિક જૂથો અને બીજી સંસ્થાઓના પરિવેશમા સંગઠીત જૂથો અસ્તિત્વ ધરાવે છે. કેટલાક જૂથોની સાથે હિતોનો સંઘર્ષ હોય છે, તો કેટલાંક બીજાં સાથે હિતોની ભાગીદારી હોય છે. સરકારની ધારાકીય અને વહીવટી સંસ્થાઓ એની આબોહવાનાં તત્ત્વોનું નિર્માણ કરે છે.[3]

## પદ્ધતિ અને જૂથ વચ્ચેના આંતર સંઘાતનું સ્વરૂપ

ખરેખર તો જે અસ્તિત્વ ધરાવે છે તે જુથ નથી, પણ લોકોની વચ્ચેના આંતરસંઘાતનું સ્વરૂપ છે. આંતરસંઘાત એ બરાબર જોવામાં આવે તો સ્વરૂપાત્મક પદ્ધતિનુ છૂટ આપતું મુક્ત એકમ છે, અને એકમની ક્રિયા સરકારના પગલાના કોઈ પાસા પ્રત્યે તકાયેલી હોય છે.[4] દરેક રાજકીય જૂથને

પોતાનું હિત હોય છે. આ તો સામાન્ય રીતે મુખ્ય અને સાતત્યપૂર્વકની પ્રવૃત્તિ છે, જે જૂથને પોતાનાં લક્ષણો અને પદ્ધતિ તથા ક્રમ આપે છે. ડેવિડ ટ્રુમેન, જે એક અગ્રણી જૂથ–સિદ્ધાંતવાદી છે, તેમના મતે, 'જૂથ એટલે ભાગીદારીવાળો વલણો માટેની હિતોવાળી વિશાળ વિભાવના' અને આપણે જો વ્યાખ્યા આપીએ તો, હિત એટલે જૂથોએ માત્ર પ્રાપ્ત કરેલું કશુંક, તેમ જ વ્યાખ્યા કરીએ તો, જૂથ એટલે સામાજિક પદ્ધતિમાનું એક તત્ત્વ. અને સમાજ વિશે કહીએ તો, જેની પાસે અમુક હિતો છે તે સમુદાય જે બતાવે છે કે સમાજ અને વિશાળતર સામાજિક પદ્ધતિનું એક તત્ત્વ છે.[5]

દબાણજૂથ એ એક એવું વિભાવનાત્મક માધ્યમ છે, જેની મારફતે વ્યક્તિએ રાજકીય પ્રવૃત્તિના પ્રવાહની વિચારણા (કલ્પના) કરવાની હોય છે. 'હિત' અને 'જૂથ' એ એક જ ઘટના છે, જેને જરાક ભિન્ન પરિસ્થિતિએથી જોઈ શકાય છે. અને એટલે અંશે 'હિત જૂથ' એ પુનરાવૃત્તિવાળી અભિવ્યક્તિ છે.[6]

"હંમેશાં દબાણજૂથો પરિસ્થિતિ સાથેના આંતરસંઘાતની પ્રક્રિયામાં હોય છે. એની ટેકનિકના નિર્ણયનો માનદંડ, રાજકીય પદ્ધતિઓ અને સરકારમાંના વલણો ઉપરથી નક્કી થાય છે. માયરોન વેતરના મતે, "વ્યક્તિઓ અને જૂથો દ્વારા પ્રયોજવામાં આવતી પસંદગીની ટેકનિકો, જાહેર નીતિ અને વહીવટ ઉપર પ્રભાવ પાડે છે. જે રાજકીય પદ્ધતિની સંરચના દ્વારા જ નક્કી થતી નથી પણ સરકારની અંદર અને બહારનાં વલણો ઉપર પણ આધાર રાખે છે.[7]

આ નોંધનું કેન્દ્ર, પોતાની પરિસ્થિતિના આંતરસંઘાતમાં જૂથો વડે અખત્યાર કરાયેલી ટેકનિકો ઉપર, આધાર રાખે છે જે, દિશામાં જૂથશક્તિ કાર્ય કરતી હોય છે તેનાં લક્ષ્યોના સંદર્ભમાં, આ પદ્ધતિનું પૃથક્કરણ કરી શકાય છે.[8]

જાહેર નીતિ ઉપર પ્રભાવ પાડવા માટે યુ. એસ. એ ના દબાણજૂથો અત્યંત અદ્યતન અને ભદ્ર એવી જાહેર સંબંધની પદ્ધતિઓને તેમના પ્રયત્નોમાં અખત્યાર કરે છે.

## જાહેર અભિપ્રાયમાં ઘૂસણખોરી

દબાણજૂથો, જાહેર અભિપ્રાયોના ઘડતરને તેમના કાર્યક્રમોમાં મહત્ત્વનું સ્થાન આપે છે. અને સામુદાયિક વલણોની ઘૂસણખોરીના કાર્ય માટે વારંવાર ભારે ખર્ચાઓનું આયોજન કરે છે તેમના જાહેર સંબંધોને લગતા પ્રયત્નો સામાન્ય રીતે બે પ્રકારના હોય છે 'ઝંડાણવાળી ટૂંકા ગાળાની ચળવળ, જે અમુક ધારાકીય પરિબળના ટેકામાં યા જાહેર વિરોધના નિયંત્રણ માટે હોય છે. દબાણજૂથોની લાંબાગાળાની ચળવળ, કોઈક કોર્પોરેશન યા ઉદ્યોગના વિશે માનીતી લાગણી સર્જવા માટે, વિશાળ દષ્ટિના ટેકા માટે, પાયાના જાહેર વલણોની હિફાજત માટે, કેન્દ્રિત થયેલી હોય છે.

આ બધી ચળવળો પાછળની ધારણા એવી હોય છે કે જાહેરનીતિનો કોઈ પ્રશ્ન ઊભો થઈ જાય ત્યારે સરળતાથી એમાંથી હંકારી શકાય, એટલા માટે, માનીતાં જાહેર વલણોનું સર્જન કરવામાં આવે કહેવાની 'નવી લોબી' તેમના જાહેર સંબંધના કાર્યક્રમોમાં આ ટેકનિકનો ઉપયોગ કરે છે. એક એવી પે વિચારણા ચાલે છે કે 'જૂની લોબી'ની આઘાતજનક રીતોનો માર્ગ દૂર કરવો, જે મુખ્યતઃ વિચિત્ર રીતે ધારાસભ્યોની સાથેના સીધા સંબંધ ઉપર આધારિત છે.

બન્નેય એમની લાંબા ગાળાની ચળવળોમાં અને અમુક ધારાકીય માર્ગ હાંસલ કરવાના

પ્રયત્નોમાં, દબાણજૂથો, પ્રત્યાયન (સંક્રમણ)ના માધ્યમ ઉપર ધ્યાન આપે છે જે રાજકીય પદ્ધતિમાં સત્તાના મુક્ત કેન્દ્રો અને મર્યાદિત પ્રકારનાં હોય છે. જે સંગઠિત હિતોનાં જૂથો, લોબીઓ, પ્રેસ, ટેલિવિઝન રેડિયો વગેરેને આવરી લે છે.

## સમજાવનારા ધારાસભ્યો

દબાણ જૂથો, તેમની ધારાકીય દરખાસ્તો, પછી તે તરફેણમાં હોય કે વિરોધમાં હોય તો યે, એમને સાધવામાં ખૂબ પ્રવૃત્તિશીલ હોય છે. તેમણે આ કાર્યને એક લલિતકલા તરીકે, કેન્દ્રીય રાજધાની યા પ્રાન્તોની રાજધાની સુધી વિકસાવ્યુ હોય છે જેમાં તેમની પદ્ધતિઓ લગભગ સરખી હોય છે જે લોકો આ વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓનો હવાલો સંભાળતા હોય છે તે (લોબીવાદીઓ) મોટેભાગે વૈધાનિક પ્રક્રિયાઓ અને યુક્તિઓથી સુવિદિત (સુપરિચિત) હોય છે

પત્રો અને તારોની થોડીક અસર કેટલાક વૈધાનિકો (ધારાસભ્યો) ઉપર થાય છે પરંતુ સામાન્ય રીતે તો ધારાસભ્યો, અમુક સ્વાર્થો વડે પ્રેરેલા સંક્રમણના સાધનોને ખરેખર ધિક્કારતા હોય છે[૯]

## પ્રચાર-પ્રસાર

પોતાના લક્ષ્યને સિદ્ધ કરવામાં, દબાણ જૂથો પાસે જે ભદ્ર પ્રવિધિઓ છે તેમાં, પ્રસારણ (Lobbying)એ સૌથી મહત્વની છે. સફળ પ્રસારક એ છે કે જે ધારાસભ્યોને અને સરકારના સભ્યોને જાણીતી યા મૈત્રીપૂર્ણ રીતે મળે છે. પ્રસારણનાં પ્રત્યક્ષરૂપે અનુશીલનના સ્વરૂપો છે

પ્રસારકો, ધારાસભા મારફતે બીલ રજૂ કરવાનો પ્રયાસ આજવે છે પણ વૈધાનિક પ્રક્રિયા એવી ગૂંચવાડા ભરેલી હોય છે કે કોઈ એકાદ મુદ્દો સ્થગિત પણ થઈ જાય છે. પ્રસારકો પોતાના બીલને ગતિ આપવા માટે ધક્કો મારે છે અને અગ્રણી પ્રભાવકો તથા મુત્સદ્દીપૂર્ણ સલાહકારોનો કાળો ધારાસભાકીય મિત્રોમા આપે છે.[૧૦] જો હેતુ બીલને હરાવવાનો હોય તો, તેમનું કૌશલ્ય અને ધ્યાન એથાયે વિશેષ અસરકારક દબાણું હોય છે જો કોઈ બીલના પક્ષમા, કોઈ ધારાસભ્ય મત ન આપે તો પ્રસારકો અને તેમનું સંગઠન નવી ચૂંટણીમા પેલા ધારાસભ્ય સામે પોતાની શક્તિ અજમાવશે.

પદ્ધતિઓની કોઈ પણ યાદી, જે ધારાસભ્યો સાથે સંકળાયેલી હશે તે લાચરુશ્વતની પદ્ધતિઓના ઉલ્લેખ વિનાની હોવાથી સંપૂર્ણ ગણાશે. આવી પદ્ધતિઓ પ્રયોજાય છે તેની ના પાડી શકાય તેમ નથી એનો ઉપયોગ કેટલે અંશે થાય છે એ બીજી બાબત છે. લાચરુશ્વતની ઘટનાઓ – અને માત્ર નજીકની લાચની બાબતો ભારે મોટા આર્થિક તાલોના હક્કોની સંમતિ સાથે સાપેક્ષ રીતે ધારાકીય હિતજૂથોની નાનકડી સંખ્યા સંકળાયેલી હોય તેવુ દેખાય છે.[૧૧] સ્વાર્થી જૂથો એકમેક સાથે, વધારે મિત્રોને જીતવા માટે પ્રસારણ કરે છે.

## વહીવટદારો સાથે સંબંધો

દબાણ જૂથો સાતત્યપૂર્વક સરકારના વહીવટી માધ્યમો સાથે સંબંધો રાખતા હોય છે. તેઓ વહીવટદારો સાથે દેખીતી રીતે જ અનુમોદન અને વિરોધ બાબતે સક્રિય હોય છે. દબાણ જૂથ ધારાકીય માર્ગ પણ અખત્યાર કરે છે કાયદાના અમલને માટે જવાબદાર માધ્યમોને તેઓ દબાણ, સહાય અને પ્રોત્સાહન પૂરી પાડીને કામ કરાવે છે. સરકારની વધતી જતી ગૂંચોને કારણે, ધારાગૃહોને, વહીવટી માધ્યમોને નિયમો અને નિયંત્રણો ઘડવાનો અખત્યાર આપવો પડ્યો છે વહીવટદારો વિધાયકો બની જાય છે. અને દબાણજૂથો અનિવાર્ય રીતે તેમની પ્રવૃત્તિઓને એટલી હદે દોરે છે કે નિર્ણાયક સત્તા

સ્થાપિત (Vested) થઈ જાય છે.૧૨ દબાણજૂથો, જ્યાં જ્યાં સત્તા અસ્તિત્વ ધરાવે છે ત્યાં ત્યાં તમામ માધ્યમો ઉપર પોતાની અસરની આણ વર્તાવે છે.

આધુનિક વહીવટીતંત્રમાં એ વધતેઓછે અંશે અનિવાર્ય બની ગયું છે કે કાયદાની સુધારણા અથવા પાછા ખેંચવા માટે પક્ષમાં યા વિપક્ષમાં અરજીઓ મેળવવામાં આવે. કેટલાક પ્રસંગોએ દબાણજૂથો પ્રચારની ઝુંબેશ વહીવટી માધ્યમો સામે એવી જોરદાર રીતે ચલાવે છે કે જેને લીધે એ માધ્યમો અપ્રતિષ્ઠિત થાય અને એમના નિર્ણય ઉપર ધારી અસર પાડે છે. અલબત્ત ! તેઓ અર્ધ-ન્યાયવિષયક માધ્યમો ઉપર પ્રભાવ પાડવાનો પ્રયાસ કરે છે.

દબાણજૂથો, વહીવટી માધ્યમો, પ્રતિનિધિઓ અને સેનેટરો મારફતે વહીવટીતંત્ર ઉપર અસર પાડવા મથે છે. આજ લગી કમિશનીઓ યોગ્યતા અને ધારાકીય દૃષ્ટિએ નિયંત્રણ કરતા રહ્યા છે. તેઓ વહીવટદારોને મળે, અપીલ કરે અને જરૂર લાગે તો તેમને ભયભીત કરે (ધમકાવે). યુ. એસ. એ.માં દબાણજૂથો વહીવટી હોદ્દાઓની નિમણૂકો ઉપર અસર પાડવા સુધી જતા હોય છે. સંગઠિત કામદારો, કોણ શ્રમમંત્રી થશે તેમાં ઊંડો રસ ધરાવતા હોય છે. સંગઠિત ધંધાદારીઓ આશા રાખે છે કે વ્યાપારમંત્રી એમને સ્વીકાર્ય એવો મનુષ્ય હોવો જોઈએ.

## દબાણજૂથો અને કોર્ટ

ન્યાયિક નીતિના નિર્ણય બાબતે, અમુક સંજોગોમાં દબાણજૂથો અમેરિકાની કોર્ટો ઉપર અસર પાડવા માટે સંકળાયેલાં હોય છે. દબાણજૂથો, રાષ્ટ્રપ્રમુખ દ્વારા સુપ્રિમ કોર્ટ (સર્વોચ્ચ-અદાલત) માં થતી નિમણૂકો બાબતે ઝીણવટભરી પાસ રાખતાં હોય છે. હિતજૂથો વારંવાર ધારાકીય બંધારણીય યોગ્યતાની કસોટી પ્રત્યેની કાયદાબાજીમાં સક્રિય ફાળો આપે છે. પ્રોફેસર વોસના કહેવા પ્રમાણે, " તેમની ભાગીદારીને લીધે કાયદાબાજીને જૂથ સંઘર્ષની વિશેષ ગંધ આપી છે. "૧૩

## ખાનગી જૂથોનાં પ્રતિનિધિક કાર્યો

રાજકીય પદ્ધતિમાં, હિત જૂથો, પ્રતિનિધિકરણનું કાર્ય બજાવે છે કોઈ ધારાસભ્ય, અનેક જિલ્લાઓ સુધી ફેલાયેલાં હિતોની કાળજી માટે નિયમિત ધ્યાન આપતો હોય તેવું ધારી શકાતું નથી. સંગઠિત જૂથો, ભૌગોલિક પ્રતિનિધિત્વની પદ્ધતિની પૂર્તિ કરે છે.

પ્રતિનિધિત્વ, વકીલાતબાજી કરતાં વધારેનો સમાવેશ કરે છે. વળી પ્રતિનિધિત્વ કરતા મતદાર-ક્ષેત્રના હિતોની આવતી ધમકીઓ સામે ધારાસભા-કીય ગાઢ જાગૃતિ રાખવી ત્યાં સુધી એની સંભાળનો વિસ્તાર થતો હોય છે. આ ઉપરાંત, સંગઠિત જૂથોનો રાજકીય પ્રક્રિયામાં ફાળાનું એક બીજું પરિમાણ પણ છે. દાખલા તરીકે—ધારાસભાકીય આંતરજૂથ સમાધાનો.

## હિતજૂથો અને શાસન પ્રક્રિયા

રાજકીય પ્રક્રિયાની કાર્યવાહક વિભાવનાએ જૂથો, હિતો અને સરકારી સંસ્થાઓના આંતરસંબંધોને ચોક્કસ ધ્યાનમાં લેવા જોઈએ, જેમાંથી સરકારી નિર્ણયો જન્મે છે. અને આ રીતે રાજકીય પદ્ધતિ, સંગઠિત હિત જૂથો માટે મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે. તેઓ માત્ર પ્રભાવ જ પાડતાં નથી, પણ રાજકીય પદ્ધતિનાં અંગો અને તત્ત્વો છે, જેમ રાજકીય પક્ષો એ સમગ્ર પદ્ધતિનો એક ભાગ છે.

આ રીતે યુ. એસ. એ. માં દબાણજૂથો વડે પ્રયોજાતી પ્રવિધિઓ (Techniques) આધુનિક

અને મધ્યવર્ગીય છે. દબાણજૂથોને વધતે ઓછે અંશે રાજકીય પદ્ધતિના સમગ્ર ભાગ તરીકે જોવામાં આવે છે અને આખીયે પદ્ધતિ સંધાતના પાયા ઉપર કાર્ય કરે છે. અને વિવિધ ઉપસંરચનાઓ અને નિર્ણયો આ પદ્ધતિ અને ઉપપદ્ધતિને સામૂહિક રીતે વિચારીને લેવામાં આવે છે.

## ભારતમાં દબાણજૂથોની ટેકનિકો

જેમ અમેરિકન અને બ્રિટિશ રાજકીય પદ્ધતિઓમાં પ્રભાવક ભાગ ભજવવામાં આવ્યો છે તેવો ભારતના દબાણજૂથો ભાગ ભજવી શકયા નથી દબાણજૂથોના સિદ્ધાન્તને દષ્ટિમા રાખીને ભારતીય રાજ્યશાસ્ત્રનો કરવામાં આવેલો અભ્યાસ દર્શાવે છે કે જેમ આપણો સમાજ આંતરિક સંઘાત કરનારાં કેટલાંક જૂથોનો બનેલો છે તેમ સરકાર પોતે પણ ખરેખર તો અનેક જૂથોની બનેલી છે. આ જૂથો અમુક સ્વાર્થોના વિશિષ્ટ પાયા ઉપર ગ્રથિત થયેલાં છે, જેથી રાજકીય પદ્ધતિમાં સત્તાની રચનાને સ્વીકારે છે અને પ્રત્યુત્તર દે છે આપણી સરકાર મોટે ભાગે તો, સામાજિક ક્ષેત્રે ચાલતા તમામ જૂથોના આખા યે સંઘર્ષને જોડનાર તરીકે કાર્ય કરે છે [14] એટલા માટે આપણી સરકાર, કંઈક અંશે તો વિશ્વની અન્ય સરકારોની જેમ જ; વિલિયમ બેન્ટલે કહે છે તેમ, "સરહદી સામાજિક પ્રક્રિયાનુ એક જીવાણુ (Microcosm) છે."[15]

વળી વિકાસશીલ દેશોમાં દબાણજૂથોનુ કાર્ય, વિકસિત દેશો કરતાં નોખા પ્રકારનુ હોય છે પોતાનાં લક્ષ્યો પ્રાપ્ત કરવા માટે જ્યારે પશ્ચિમના દેશો આધુનિક વિકસિત પ્રવિધિઓ પ્રયોજે છે ત્યારે ભારતનાં દબાણજૂથો આધુનિક અને પરંપરાગત પદ્ધતિઓનો આશ્રય લે છે. ભારતમાં દબાણજૂથોની પ્રવૃત્તિઓનુ નિરીક્ષણ બતાવે છે કે ગ્રાતિ, જાતિ, કોમ, ધર્મ, ભાષા, પ્રદેશ વગેરે સંજોગોનો તેમાં ઉપયોગ કરવામા આવે છે.[16]

તદુપરાન્ત, પશ્ચિમના વિકસિત દેશોના કેસોની સરખામણીમાં ભારતમા દબાણજૂથોનુ વારવાર જોવામાં આવે છે તેમ, નથી હોતું સ્વતંત્ર અસ્તિત્વ અથવા દેશના રાજકારણમાં તેઓ સ્વાયત્ત ફાળો આપતાં નથી તેઓ રાજકીય પરિબળોના પરિચયોને લીધે એટલો બધો બોજો અનુભવતા હોય છે કે કોઈ પણ રાજકીય પક્ષ અને તેના કાર્યક્રમનુ અનુમોદન કે વિરોધ સરખો યે કરી શકતાં નથી

પ્રથમ બાબતમાં તો તેઓ યુ. એસ. એ.ની જેમ અસરકારક પ્રસારણોનો તેઓમાં અભાવ હોય છે. જોકે પાછળથી કેટલાક પ્રસારણો રાજકીય પક્ષોથી સ્વતંત્ર રહીને રાજકીય પક્ષો સાથે ભળતાં હોય છે.

બીજી બાજુએ, ભારતનાં દબાણજૂથો સામાન્યતઃ પ્રચાર, હડતાળ, ઘેરાવ વગેરે પદ્ધતિઓનો રાજકીય નિર્ણયો ઉપર અસર પાડવા માટે ઉપયોગ કરે છે. ઘણા દબાણજૂથોની પ્રવૃત્તિઓ ઉપરના સરકારના શંકાશીલ દષ્ટિકોણને લીધે તેઓ વારંવાર હિંસક માર્ગો લઈ લે છે.

દેશની વિશાળ વસ્તીની દષ્ટિએ જોઈએ તો, વિવિધ દબાણજૂથો સાથે સંકળાયેલા સક્રિય લોકોની સંખ્યા તો ખૂબ જ નાની છે. સ્વાયત્ત સ્થાન જાળવવાની તેમની નિષ્ફળતા અને વિવિધ રાજકીય પક્ષો ઉપરનો વધારે પડતો આશ્રય, દબાણજૂથોને બિનઅસરકારક બનાવે છે.[17] હાર્ડગ્રેવના મતે, "રાજકીય સ્થળાંતરોએ ભારતીય સમુદાયોની ભાગીદારી અને સામેલગીરીની ક્ષિતિજોને વિશાળ કરીને વિસ્તારી છે પરન્તુ હિતજૂથો, સંસ્થાકીય માધ્યમોને (નહેરોને) આત્યંતિક રીતે પ્રયોજવામાં શક્તિમાન બન્યા નથી. જેને વેઇનરે

'કરોકટીવાળા સમુદાયોની રાજકીય સંસ્કૃતિ' તરીકે ઓળખાવ્યા છે.

ભારતમાં, દબાણ જૂથો સંસદના વ્યકિતગત સભ્યો ઉપર પૂરતી અસર પાડવામાં સક્ષમ બન્યા નથી કારણ કે દઢ અને રૂઢિયુસ્ત પક્ષીય સંગઠનો અહીં છે નિયમ તરીકે પાર્લામેન્ટના સભ્યો તેમના પક્ષને જ મત આપે છે. એટલા માટે, દબાણજૂથો પોતાનો પ્રભાવ પાડી શકે અને વિસ્તારી શકે તેવું એક જ ક્ષેત્ર છે અને એ છે પક્ષીય સ્તર, અને મોટા ભાગનાં દબાણ જૂથો એટલા માટે જ ગાઢ રીતે વિવિધ રાજકીય પક્ષો સાથે જોડાયેલા છે. સામાન્ય રીતે, આ દબાણ જૂથો કોઈ પણ રીતે તે 'તટસ્થ' હોવાનો દેખાવ કરે છે અને રાજકારણની દુનિયામાં ખુલ્લી રીતે બહાર આવવા માટે બેદરકાર હોય છે. પરિસ્થિતિની માંગ પ્રમાણે, તેઓ પોતાનાં રાજકીય સંબંધો લગભગ વારંવાર બદલતા રહે છે. લાંબા કાળના કોંગ્રેસના સ્વામિત્વને કારણે, મોટા ભાગના દબાણ કોંગ્રેસ પક્ષ સાથે જૂથો જ ભળેલા હોય છે

જ્યારે ઓછાં શક્તિશાળી દબાણજૂથો, પોતાનાં હિતોના રક્ષણની દષ્ટિએ, વિવિધ પક્ષો સાથે સ્વય જોડાણ કરતા હોય છે. અને એમાંયે ખાસ તો શાસક-પક્ષની સાથે જ ભળતા હોય છે. સંગઠિત ધંધાદારી જૂથો વિવિધ પ્રકારની પ્રવિધિઓ અખત્યાર કરે છે તેમની વિવિધ ટેકનિકોમાં– સરકાર સાથે સીધો પત્રવ્યવહાર, ધારાસભ્યો અને વહીવટદારો સાથે સંપર્ક, વિવિધ ખાતાઓની સંસદીય કમિટીઓમાં ભાગીદારી, પ્રધાનોને અને અમલદારોને નિષ્ણાતોની સેવાઓની વ્યવસ્થા અને પ્રસારણ માધ્યમો, જે નગદ અથવા વસ્તુ સ્વરૂપે સંતોષ પૂરો પાડે છે.[૧૮]

એ દાખવવામાં આવે છે કે ધંધાદારી જૂથો, પ્રસારણને એટલું બધું મહત્ત્વ આપતા નથી, જેટલું અમેરિકામાં દબાણજૂથો આપે છે, આ બધું તેમની આર્થિક મર્યાદાઓને કારણે હોય છે વધુમાં તેઓ તદ્દન વાકેફ હોય છે કે જ્યાં કોંગ્રેસ પક્ષનું તમામ પ્રકારનું નિયંત્રણ પ્રવર્તતું હોય તેવી પાર્લામેન્ટરી ઢબની સરકારમાં, પ્રસારણો પૂરતા અસરકારક બની શકતા નથી. એ વાત બરાબર રીતે મનમાં સમજવી જોઈએ કે ધંધાદારી ગૃહો, જેમ બીજા કોઈ પણ લોકશાહી દેશમાં તેમ જ અહીં યા પણ, કેવી રીતે રાજકીય પદ્ધતિ કાર્ય કરે છે અને તેની આત્યંતિકતાઓનાં બિન્દુઓ ક્યાં છે તે વિશે સજાગ રહે છે. [૧૯] એટલા માટે તેઓ પોતાની અસરકારકતા માટે રાજકારણીઓ કરતાં વહીવટદારો સાથેના સંપર્કમાં વધારે સક્રિય રહેતાં હોય છે કારણ કે તેઓ વારંવાર સાચા નિર્ણયો લેતા હોય છે અને પ્રધાનો તો ટપકાંવાળી રેખાઓ ઉપર હસ્તાક્ષરો કરતા હોય છે

વેઈનરે પણ ઉપરના મુદ્દા ઉપર ભાર મૂક્યો છે અને કહ્યું છે જ્યાં સુધી કાયદા ઘડનારાઓ ઉપર તેમનો પ્રભાવ નહિ હોય ત્યાં સુધી, ભારતીય વ્યાપારીઓએ ઉચ્ચ વિશિષ્ટ સંબંધો વ્યકિતગત વહીવટદારો સાથે સ્થાપિત કરવા પડશે. જેની અપીલ રકત સબંધોના પાયા ઉપર, વ્યકિતગત મૈત્રી અથવા મોટેભાગે આર્થિક બદલાઓ ઉપર આધારિત હશે.'' ૨૦

આમાથી કોઈપણ રીતે એવી અસર ન નીપજવી જોઈએ કે ધંધાદારી જૂથો ધારાસભ્યો અને પ્રધાનો ઉપર પ્રભાવ પાડવા મથતા નથી, તેઓ તેમનું અનુમોદન જીતવા માટે, રાજકીય પક્ષોને જરૂરી આર્થિક ફાળાઓ પૂરા પાડે છે. સામાન્યત. તેઓ શાસક પક્ષનાં ફંડફાળાઓમાં ઉદારતાપૂર્વક હિસ્સો આપે છે, જેની પાછળ તેમની વ્યવહારુ ગણતરીઓ હોય છે. વેપારીઓ ચૂંટણીઓ માટે નાણાં પૂરાં પાડે છે. એટલું જ નહિ પણ તેઓ પક્ષની વિવિધ બેઠકો માટે નાણાં આપે છે, ગ્રામીણ વાતાવરણમાં પરંપરાગત રીતે પ્રયોજાય છે રાજકીય ફાળાઓનું મુખ્ય કાર્ય

તે સ્વીકાર્ય પક્ષોને સૈદ્ધાન્તિક રીતે ટેકો આપવાનું અને નિર્ણાયક બળ તરીકે સરળતાથી લાભોની ખાતરી મેળવવાનું તથા નિર્ણયોની પ્રક્રિયા ઉપર અસર પાડવાનું હોય છે. ૨૧

એ માટે જ આશ્ચર્યજનક બાબત છે કે ભારતીય ધંધાદારી જૂથોએ સૌથી વધારે મોટો ફાળો કોંગ્રેસ પક્ષને આપેલો છે, જેણે સમાજવાદી ઢબની સમાજરચના માટે જાહેરાત કરેલી છે અને પોતાની એ પ્રતિબદ્ધતાનું ખાસ રાજકીય શોષણ કર્યું છે. એકમત ! સરકારની કૃપા એ અગત્યનું પરિબળ છે, જે ઉદ્યોગધંધાની સફળતાને તારી કે મારી શકે છે. આ પ્રમાણે, સંગઠિત વેપાર ધંધાનું અસ્તિત્વ જ્યારથી પંડિત જવાહરલાલ નહેરુએ 'સમાજવાદ' શબ્દનું ઉચ્ચારણ કર્યું છે ત્યારથી પ્રવર્તે છે કેટલાક ઉદ્યોગપતિઓને આ બધામાં યે જાણે મુક્ત ભારતમાંથી જ ગલના કાયદા તરફ પાછા વળવાનું હોય તેમ લાગી રહ્યું છે. પછીથી સરદાર વલ્લભભાઈ પટેલનું અવસાન થતાં, સંગઠિત વેપારે, "પોતાનો ખૂબ શક્તિશાળી મિત્ર કોંગ્રેસમાંથી ખોયો"૨૨ વેપારમાં થતી આ બધી આરોહ અવરોહની લાગણીઓ ચાલુ જ છે.

બીજી બાજુએ કામદાર મંડળોનાં સંગઠનોએ, હડતાળ જેવી પદ્ધતિઓ, જેને કોંગ્રેસથી પ્રભાવિત 'ઇન્ટુક' (INTUC) સામાન્ય રીતે સંમતિ આપેલી છે તેનો સ્વીકાર કર્યો છે. માર્ક્સિસ્ટ–કોમ્યુનિસ્ટો, ટ્રેડ યુનિયન કોંગ્રેસ, એક તબક્કા સુધી વર્ચસ ધરાવતા હતા, જેમણે કોંગ્રેસ સરકારને નિષ્ક્રિય (લકવાવાળી) બનાવવા માટે હડતાળોને ઉત્તેજન આપ્યું હતું. હિંદ મજદૂર સભાએ એથી યે વધારે તીવ્ર એવી 'બંધ' અને 'ઘેરાવ'ની પદ્ધતિઓનો પુરસ્કાર કરેલો. આ બધાં વિવિધ ટ્રેડ યુનિયન (મજદૂર મંડળો)નાં વલણોનો ઉપસંહાર વેઇનરે આમ કર્યો છે," જો વૈચારિક સુધારણા એ કોંગ્રેસ (મજૂર) મંડળોની ચાવી હોય, તો મિલિટરી (લશ્કર)એ બીજાં બધાં (મજૂર મંડળોની)ની ચાવી છે."૨૩

ખેડૂત સંગઠનો અસરકારક માધ્યમ તરીકે હજી સુધી બની શક્યાં નથી. કારણ કે તેઓ કાં તો જ્ઞાતિ–જાતિ, પ્રદેશ અથવા સૈદ્ધાન્તિક કાર્યક્રમોની અસરો નીચે હોય છે. દાખલા તરીકે તેલંઘણાના ખેડૂતો તેલંઘણાના રાજ્ય બાબતે વધારે સંકળાયેલા હતા, નહિ કે ખેડૂતોનાં હિતોનું સંરક્ષણ. એ જ પ્રમાણે ઉત્તરપ્રદેશ અને આંધ્રપ્રદેશનાં કિસાન સંગઠનોએ જાતિગત અને સૈદ્ધાન્તિક હિતો પ્રત્યે વિશેષ ધ્યાન આપ્યું હતું. ટૂંકમાં, તેઓ કિસાન સંગઠનો તરીકે શુદ્ધ રીતે 'કાર્ય' કરવામાં અને ખેડૂતોના હિતો માટે લડવામાં નિષ્ફળ ગયા છે.

આ બધામાંથી તારવી શકાય છે કે ભારતીય રાજનીતિની પદ્ધતિમાં મોટી સંખ્યામાં હિતજૂથો કામ કરે છે, પરંતુ તેઓ નબળાં, અસંગઠિત અને ખંડિત સંગઠનો છે. પરંતુ તેમના કોંગ્રેસ પક્ષ સાથેના ગાઢ સંબંધોને કારણે, વળી જે ઘણા સમયથી વર્ચસ્વવાળું સ્થાન ધરાવે છે, તેને લીધે, પોતાના સભ્યોના હિતોનું રક્ષણ કરવામાં અને તેમની ઉન્નતિ સાધવામાં તેઓ સફળ થયા છે. કોંગ્રેસે સ્વૈચ્છિક રીતે વિવિધ દબાણ જૂથોને ટેકો આપ્યો છે કારણ કે આ જૂથો વિરોધ પક્ષો સાથે સંકળાય તો પોતા માટે એક પડકાર તરીકે સાબિત થાય એવું તે ઇચ્છતા નથી. આ કારણથી તેમણે પોતાના જ વિરોધીઓને નબળા પાડવા માટે, સાધનો–સ્રોતોનો પૂરતો ઉપયોગ કર્યો છે.

## ઉપસંહાર–તારણો

સંગઠિત જૂથો સરકાર ઉપર અસર પાડવા માટે જે ટેકનિકો (પ્રવિધિઓ) પ્રયોજે છે તેનું પરીક્ષણ કરતાં, આપણે કેટલાંક અગત્યનાં તારણો ઉપર પહોંચી શકીએ તેમ છીએ. દબાણજૂથોના કાર્ય પરત્વે ટીકા કરવામાં આવે છે કે તેમણે સામાન્ય કલ્યાણને બદલે મોટે ભાગે વિભાગીય કલ્યાણ ઉપર ભાર મૂક્યો છે અને રાષ્ટ્રની પ્રગતિમાં ગબડતા ટુકડા તરીકે કાર્ય કર્યું છે. તેમણે સિદ્ધાન્તરહિત જોડાણો કર્યાં છે અને હિંસામાંથી છટકી શક્યા નથી. તેઓ યુ. એસ. એ.નાં દબાણજૂથો કરતાં કંઈક ભિન્ન રીતે અહીં વિકાસ સાધતાં રહ્યાં છે.

લોકશાહીમાં દબાણજૂથો મહત્ત્વપૂર્ણ ફાળો આપી શકે છે એનો લેશપણ નિષેધ થઇ શકે તેમ નથી. દબાણજૂથોની પ્રવૃત્તિઓ મારફતે, સરકાર વિવિધ પ્રશ્નો અને પ્રજાની જરૂરિયાતો વિશે જાણી અને શીખી શકે છે આ બધાનું જ્ઞાન સરકારને લોકકલ્યાણની યોજનાઓ બનાવવામાં ઉપકારક સહાયક નીવડે છે. જો કે કેટલાંક દબાણજૂથો સમાજના કેટલાંક વિભાગોનાં હિતો સિદ્ધ કરવા માટે મથે છે, જે છેવટે તો સમસ્ત પ્રજાના સામાન્ય કલ્યાણ અને સુખ માટે ફાળો આપે છે.

પુનશ્ચ, જો કે દબાણજૂથો મારફતે, સરકાર, પોતાની વિવિધ યોજનાઓ અને કાર્યક્રમો પરત્વે, સમાજનાં વિવિધ વિભાગોના પ્રત્યાઘાતો દ્વારા ખ્યાલ મેળવી શકે છે. અને જાહેર લોકમતના પ્રકાશમાં, પોતાની કલ્યાણ યોજનાઓમાં જરૂરી સુધારાવધારા કરી શકે છે' દબાણજૂથો, જરૂરી સંગઠનાત્મક વિગતો, આંકડાઓ અને બીજી માહિતીઓ કે જેથી સરકાર પોતાની નીતિઓ નિશ્ચિત કરી શકે છે તે પૂરું પાડીને ઉપયોગી નીવડી શકે છે.[24]

એમ સૂચવ્યું છે કે વ્યક્તિઓ સામાન્ય રીતે પોતાને માટે કે તેમના જૂથને માટેની માગોની રજૂઆતો, સીધી કે આડકતરી રીતે (મધ્યસ્થીઓ) દ્વારા સરકારી અમલદારો સામે, કરી શકે છે જ્યારે સ્થાનિક પક્ષીય સંગઠનો મજબૂત હોય છે ત્યારે તેના નેતાઓ, સરકાર અને વહીવટી તંત્ર વચ્ચે એક સાંકળ તરીકે સેવા આપે છે. પરંતુ આપણે એમ સૂચવ્યું છે કે વિશાળ પાયાની માગણીઓનું, સંતોષકારક નિરાકરણ સરકાર અથવા વહીવટીતંત્ર મારફતે સ્થાનિક, રાજ્ય યા કેન્દ્રીય સ્તરે કરવું દુષ્કર છે. ઘણાં છૂટાં છવાયાં જૂથોની માગણીઓ, વૈચારિક ભૂમિકા ઉપર ઉપેક્ષવામાં આવે છે.[25]

વિરોધપક્ષો દ્વારા થતી ચળવળોમાં મોટે ભાગે જોવામાં આવે છે કે તેમની માંગણીઓ ઠુકરાવવામાં આવે છે. કારણ તેના હેતુઓ વિશે સરકારી અમલદારો સંશયાત્મક હોય છે. અને સ્થાનિક વહીવટદારો, મોટે ભાગે, જેની સ્થાનિક સત્તાકીય માળખામાં નબળી ભૂમિકા હોય છે તેવા લોકોની અવજ્ઞા કરે છે. તેઓ, જેની પાસે સત્તા અને સંપત્તિ તથા પ્રતિષ્ઠા જેની પાસે હોય છે તેના પ્રત્યે વહેમદિલીપૂર્વક પ્રત્યુત્તર આપે છે.

પ્રાતિનિધિક સરકારના ઉદયે કેટલીક કોમોના રાજકીય સંગઠનોને ઉત્તેજન આપ્યું છે, જે પહેલાં સંગઠન માટે અચકાતા હતા. અને વહીવટી તંત્રના ઊંચાનીચા સ્તરવાળા માળખાનો મુકાબલો કરવા માટે હિચકિચાહટ કરતાં હતા. વધતેઓછે અંશે સ્થાનિક, રાજ્યસ્તરના અને કેન્દ્રકક્ષાના અને રાષ્ટ્રીય કક્ષાના નેતાઓને, પ્રાતિનિધિક અથવા વહીવટી ક્ષેત્ર, વિરોધી રાજકારણીઓને રાજકારણને પવિત્રદુખંડોમાંથી શેરીઓમાં લઇ આવવા માટે ઉત્તેજન આપ્યું છે.

સરકાર—અર્થાત્ રાજકીય પક્ષો, જાહેર માધ્યમો અને અમલદારશાહીમાં પોતામાં જ કેટલુંક સામાજિક બળ રહેલું છે. પરંતુ મૂળભૂત રીતે તેની શક્તિ તો આવે છે સંગઠિત અને અસંગઠિત સમાજના ખાનગી હિત જૂથો માટેની નીતિઓને મળેલા ટેકાની જીતમાંથી. સરકારે જુથ પ્રવૃત્તિઓને, સામાન્ય હિતમાં, નિયંત્રિત કરવી જોઇએ નિયંત્રકોના નિયંત્રણની સમસ્યાનો ઉકેલ સરળ નથી. જૂથ સંઘર્ષોની મસલતો માટે અને સામાન્ય કલ્યાણ માટે કાર્યક્રમોની પ્રગતિના- દબાણ માટે સંગઠિત જાહેર શક્તિની સમસ્યા, નિઃસંશય રીતે કેટલાક સમય માટે પૂર્ણ સંતોષપ્રદ ઉકેલ વગરની જ રહેશે.[26] કદાચ એવો સમય આવશે જ્યારે નેહરુનું સ્વપ્ન હકીકતમાં સાર્થક થશે, અને સમસ્ત ભારતમાં એ સાકાર થશે, જે સ્વપ્નું અગમ્ય રીતે અભિવ્યક્ત થયું હતું અને છતાં યે જ્યારે નેહરુએ કહ્યું હતું, "મારો ભારત પ્રત્યેનો વારસો આશાસ્પદ રીતે, એ છે કે ચાલીસ કરોડ લોકો પોતાનું શાસન (સ્વરાજ્ય) પોતે જ કરવા માટે શક્તિમાન થશે"

અનુ. ડૉ. હરીશ વ્યાસ,

[ વિશ્વમાનવ

# Equipment Corporation

Switches, Control Panels & Cabinets

| | |
|---|---|
| 0 | Factory |
| /3 M. G. Road | D 117 IDA Jeedimetla |
| BAD-500 003 | HYDERABAD-500 854 |
| 74607 • Resi. 72399) | (Phone: 8622-81) |

# પક્ષપલટા વિરોધી કાયદો: રોગ અને ઇલાજ | દિનેશ શુક્લ

૩૦ જાન્યુઆરી (ગાંધી નિર્વાણ દિન) એ લોકસભાએ અને ૩૧ જાન્યુઆરીએ રાજ્યસભાએ પક્ષપલટા વિરોધી બિલ (બાવનમો બંધારણીય સુધારો) સર્વાનુમતે પસાર કરતાં અને ૧૫ ફેબ્રુઆરી ૧૯૮૫ના રોજ રાષ્ટ્રપ્રમુખની સંમતિ પ્રાપ્ત થતાં 'પક્ષપલટાને દેશવટો આપવા તાકતો ખરડો હવે કાયદો બને છે. અને સરકારી નોટિફિકેશન બહાર પડતાં તે અમલમાં આવશે. હવે કોઇ વિધાનસભ્ય અથવા સંસદસભ્ય પક્ષપલટો કરશે તો આ કાયદાની જોગવાઈને આધીન તે પોતાનું સભ્યપદ ગુમાવશે.

સંસદીય લોકશાહીની ક્રૂર મજાક ઉડાવતા પક્ષપલટાના દૂષણને નિર્મૂળ કરવાની જરૂરિયાત વિશે ભાગ્યે જ કોઈ મતભેદ હોઈ શકે. આમ છતા, ભારતમાં પક્ષપલટાની જે તરાહ જોવા મળી છે અને જે બદઇરાદાઓથી પક્ષપલટા થયા છે, તેને નાબૂદ કરવાનું કાર્ય પ્રસ્તુત કાયદો કરી શકશે કે કેમ એ વિવાદાસ્પદ છે. સોલી સોરાબજી જેવા બંધારણનિષ્ણાત અને ધારાશાસ્ત્રીએ તો રોગ કરતાં ઇલાજ બદતર તો નહિ નીવડે ને એવી આશંકા પણ આ કાયદા અંગે વ્યક્ત કરી છે. બીજા પણ રાજકીય નિરીક્ષકોએ આ કાયદામાં રખાયેલ છટકબારણું (છટકબારીઓ નહિ!) ને કારણે આ કાયદો એકલદોકલ પક્ષપલટાને કદાચ રોકશે તો 'સ્પ્લીટ' અથવા 'મર્જર'ને નામે જથ્થાબંધ પક્ષપલટાને ઉત્તેજન આપશે એમ જણાવ્યું છે. પ્રસ્તુત કાયદો અને તેની સમીક્ષા કરીએ તે પહેલાં પક્ષપલટો શા માટે દૂષણ છે અને તેને શા માટે નિર્મૂળ કરવો જ રહ્યો તે સંબંધી મુખ્ય મુદ્દાઓ તપાસી લઈએ.

પક્ષપલટો કંઇક અંશે ભારતીય રાજકારણની વિશેષતા છે, અન્ય સંસદીય પ્રથાઓમાં પક્ષપલટા થાય છે પણ તેની સંખ્યા અત્યંત ઓછી અથવા નગણ્ય હોય છે બીજું, વિકસિત સંસદીય પ્રથાઓમા જે પક્ષપલટા થાય છે, તે સૈદ્ધાંતિક મુદ્દાઓ અંગે વિશેષ પ્રમાણમા થાય છે સત્તા, ધન, હોદ્દો કે સરકારને ગબડાવવા અને પોતે સરકારમા આવવા માટે પક્ષપલટા થતા નથી: ઇંગ્લૅન્ડ જેવા દેશમાં તો પક્ષપલટો કોઈ ભાળતા કારણસર થયો છે, એવો વહેમ સુદ્ધા પડે તો એ પક્ષ અને એ રાજકારણી માટે કાળી ટીલી લાગી જાય છે અને એવા તકસાધુ રાજકારણીની રાજકીય કારકિર્દીનો અંત આવી જાય!

પક્ષપલટાનું આ દૂષણ ભારતીય રાજકારણની કેન્દ્ર કક્ષા કરતા રાજ્ય કક્ષાએ વધુ વ્યાપક પ્રમાણમાં ફેલાયેલું છે. કેન્દ્ર કક્ષાએ પક્ષપલટા નથી થયા એવું નથી પણ ચેપી રોગ જેમ એનો વાવર જેટલો રાજ્ય કક્ષાએ જોવા મળે છે એટલો કેન્દ્રકક્ષાએ નથી. વળી, પૂર્વ અને દક્ષિણ (છેલ્લા થોડા વર્ષોમાં આંધ્ર અને કર્ણાટક તથા છેલ્લે તામિલનાડુને બાદ કરીએ તો)ના રાજ્યો કરતાં ઉત્તરનાં અને પશ્ચિમનાં રાજ્યોમા તેનો વાવર વધુ પ્રમાણમા રહ્યો છે અત્યાર સુધીમા જે પક્ષપલટાઓ થયા છે, તેમાં હરિયાણા, ઉત્તરપ્રદેશ, બિહાર, મધ્યપ્રદેશ, રાજસ્થાન, પંજાબ, ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે રાજ્યોનો ફાળો વિશેષ છે, જ્યારે પશ્ચિમ બંગાળ, ત્રિપુરા, કેરળ, આંધ્ર, કર્ણાટક, તામિલનાડુ - ઓરિસ્સા વગેરે રાજ્યોનો ફાળો ઓછો છે

જો પક્ષોની દૃષ્ટિએ વિચાર કરીએ તો કોંગ્રેસ અને તેના ફૂળના પક્ષોમા સૌથી વિશેષ પક્ષપલટા થયા છે મૂળ અવિભાજિત કોંગ્રેસના અનેક ફાંટાઓ અને પેટા ફાંટાઓ પડ્યા છે, અને એમની વચ્ચે ઘણી મોટી સંખ્યામાં આવનજાવન રહી છે. કોંગ્રેસની જૂથબંધી આ રાજ્યોમાં થયેલ પક્ષપલટાનો

એક મુખ્ય સ્રોત રહેલ છે. ત્યારે બીજી બાજુ, કંઈક ચોક્કસ 'વિચારધારા' અથવા 'કેડર' ધરાવતા રાજકીય પક્ષો, મુખ્યત્વે બિન-કોંગ્રેસી કૂળના રાજકીય પક્ષોમાં ઓછા પક્ષપલટા થયા છે સામ્યવાદી પક્ષ, માર્કસવાદી પક્ષ, ભારતીય જનસંઘ અને હવે ભારતીય જનતા પાર્ટી—આ બધા પક્ષોમાંથી અથવા પક્ષોમાં પક્ષપલટા થયા હોવાના બનાવો ઓછા બન્યા છે. 'પક્ષપલટો એ 'કોંગ્રેસી કલ્ચર'નું અનૈતિક બાળક છે,' એમ જો કહેવાય છે, એને અનુભવાશ્રિત (એમ્પિરિકલ) સમર્થન છે. જ્યાં સુધી 'કોંગ્રેસી કલ્ચર'ની કાયાપલટ નહિ થાય ત્યાં સુધી પક્ષપલટો નિર્મૂળ કરવો શક્ય નથી, એમ કેટલાક માને છે, તેમાં તથ્ય નથી એમ નહિ વળી, પક્ષપલટાની બાબતમાં સમાજવાદીઓએ જેટલી ગુલાંટો મારી છે, તે તો સરકસના અત્યંત કુશળ ખેલાડીનેય શરમાવે તેવી છે. રાજનારાયણ, મધુ લિમયે, જ્યોર્જ ફર્નાન્ડિઝ જેવા સમાજવાદી નેતાઓએ તો જાણે પક્ષોના વિભાજન, પુનઃગઠન, પુનઃવિભાજનનું 'મહાવ્રત' લીધું હોય એમ લાગે છે! કોંગ્રેસનો વિકલ્પ બનશે અથવા કમ સે કમ મજબૂત, પ્રતીતિકર વિરોધ પક્ષ બનશે એવી અપેક્ષા સાથે શરૂ થયેલ સમાજવાદી પક્ષ અને તેના નેતાઓને પક્ષપલટાનો રાહુ જાણે ગળી ગયો છે. એ જ રીતે, ૧૯૬૦ના દાયકામાં ધૂમકેતુની જેમ એકાએક ચમકી ઊઠેલ 'સ્વતંત્ર પક્ષ'નો વિલય પણ મુખ્યત્વે પક્ષપલટાના 'બ્લેક હોલ'માં થઈ ગયો છે.

## પક્ષપલટો દૂષણ શા માટે?

સંસદીય પ્રથામાં સરકારની પસંદગી અને તેની ફેરબદલી ચૂંટણીઓ દ્વારા લોકો કરે છે. પણ ભારતમાં રાજ્ય કક્ષાએ સરકારોના સર્જન અને વિસર્જનમાં ચૂંટણીઓ કરતાં પક્ષપલટાએ વધુ મોટો ભાગ ભજવ્યો છે આથી, પક્ષપલટો લોકશાહી રાજકારણની દૃષ્ટિએ મોટું દૂષણ બને છે. ભારતમાં મતદારો જ્યારે મતદાન કરે છે, ત્યારે ઉમેદવાર કરતાં તેના પક્ષને વધુ મહત્ત્વ આપે છે. એમ અનેક અભ્યાસો અને નિરીક્ષણોથી પુરવાર થયું છે એ જ ઉમેદવાર, ભલે ને ગમે તેટલો લોકપ્રિય હોય, અને હજારો, લાખો મતની સરસાઈ ચૂંટણી જીત્યો હોય; પણ એ જ્યારે બીજા પક્ષની ટિકિટ પર ઊભો રહે છે, ત્યારે તે હારે છે, એટલું જ નહિ પોતાની ડિપોઝીટ પણ ગુમાવે છે, એવા તો સેંકડો દાખલા ટાંકી શકાય.

આથી અમુક પક્ષની ટિકિટ પર ચૂંટાયેલ સદસ્ય ધારાસભામાંથી રાજીનામું આપ્યા સિવાય બીજા જ પક્ષમાં ચાલ્યો જાય ત્યારે તે પોતાના મતદારોનો અને તે રાજકીય પક્ષનો દ્રોહ કરે છે. મતદારો અને પક્ષનો આવો દ્રોહ એ અનૈતિક કૃત્ય ગણાય. એને કોઈ મહત્ત્વના કારણસર (સિદ્ધાંત ખાતર) પક્ષ બદલવાની જરૂર જણાય તો ભલે એ પક્ષ બદલે, પક્ષ બદલવાની એની સ્વતંત્રતાનો ઈન્કાર કરી શકાય નહિ, પણ એ પહેલાં એણે ધારાસભામાંથી રાજીનામું આપી દેવું જોઈએ અને પક્ષ બદલવાના પોતાના કૃત્યને પોતાના મતદારો અનુમોદન આપે છે કે નહિ. એ માટે તેણે ફરીથી મતદારો સમક્ષ (ચૂંટણીમાં ઊભા રહીને) જવું જોઈએ

આપણા દેશમાં પક્ષપલટાના મોટા ભાગના કિસ્સાઓમાં આમ થતું નથી, એનું કારણ સ્વયંસ્પષ્ટ છે. મોટાભાગના પક્ષપલટા સિદ્ધાંત ખાતર અથવા વૈચારિક મતભેદને કારણે થતા નથી,—ભલે એવો દાવો કરતા હોય. આપણે ત્યાં જે પક્ષપલટો થાય છે તે મોટા ભાગે અંગત લાભ-હાનિને ધ્યાનમાં લઈને થાય છે, માટે તે દૂષણ બને છે ધારાસભાનું સભ્યપદ એ લોકોની સેવા કરવાનું, તેમના પ્રશ્નો, અપેક્ષાઓ, મુશ્કેલીઓને વાચા આપવાનું અને જરૂર પડે સત્તાસ્થાને આવી સરકારની સત્તાનો ઉપયોગ કરવાનું સાધન છે. એ અંગત લાભહાનિ માટે સોદો કરવાની કોઈ જણસ નથી. આપણા કેટલાક ધારાસભ્યોએ સત્તા, ધન, હોદ્દા કે પ્રધાનપદ માટે પોતાના ધારાસભ્યપદના જે નપાવટ

સોદા કર્યા છે, તે હેહના સોદા કરનારી રૂપજીવિનીઓ કરતાંય બદતર છે !

આવા સ્વાર્થલોલુપ અને તકવાદી પક્ષપલટા રાજકીય રીતે ગંભીર અનિષ્ટ બને છે, એનું બીજું કારણ એ આપણી સંસદીય લોકશાહી પ્રથાની ક્રૂર મજાક ઉડાવે છે. પક્ષપલટાની લટકતી તલવાર હેઠળ સંસદીય સરકારોને કામ કરવાનું આવે છે, ત્યારે ભાગ્યે જ તે અસરકારકતાથી અને નિર્ભયતાથી કામ કરી શકે છે. કેટલાક ભ્રભાવિત પક્ષપલટુઓ સરકારને 'બ્લેક મેઈલ' કરીને સરકારની સ્થિરતા સામે ગંભીર ખતરો ઊભો કરે છે જે સરકારની સ્થિરતા સામે સતત ખતરો રહેતો હોય એ સરકાર ભાગ્યે જ કાર્યક્ષમ અને અસરકારક વહીવટ આપી શકે. પક્ષપલટુઓની હરામતોથી, સરકારો ગબડે, પક્ષપલટુઓ પોતે સરકાર રચે, એને પણ ગબડાવવામાં આવે, આમ પત્તાનો મહેલ બનાવનારા જેમ એકબીજાનો મહેલ ફૂંક મારીને પાડી નાખે છે, તેમ રાજકારણીઓ પણ એક બીજાને ફાવવા ન દે આ આખી પ્રક્રિયા છેવટે તો સંસદીય લોકશાહી પ્રથાની લોકસ્વીકૃતિનું ધોવાણ કરે છે. એમાંથી લોકશાહી પ્રત્યેનો જ અનાસ્થાવાદ ( સિનિસિઝમ ) લોકોમાં ઊભો થયા વિના રહે નહિ પક્ષપલટો પ્રાતિનિધિક પ્રથાની પવિત્રતાનું જ ધોવાણ કરે છે, જે કોઈ પણ લોકશાહીની કરોડરજ્જુ સમાન છે. પક્ષપલટા દ્વારા સત્તા પર સહેલાઈથી આવી જવાતું હોય તો પક્ષનિર્માણની કડાકૂટમાં કોણ પડે ? આમ પક્ષપલટો પક્ષ પ્રથાના તંદુરસ્ત લોકશાહી વિકાસમાં પણ મોટો અવરોધ ઊભો કરે છે તંદુરસ્ત પક્ષ-પ્રથા વિના સંસદીય લોકશાહી તો શું પણ ખુદ લોકશાહી જ ગમે ત્યારે ખાડામાં પડયા વિના રહે નહિ !

* રાજકીય ભ્રષ્ટાચાર અને તકવાદિતાના મુખ્ય સ્રોત સમો પક્ષપલટો એવા રાજકીય સંસ્કાર ( પોલિટિકલ કલ્ચર )ને જન્મ આપે છે, જેમાં રાજકારણ અને નીતિમત્તા વચ્ચેના રહ્યા. સહ્યા સંબંધનો ય છેદ ઊડતો હોય, 'રાજકારણમાં તો આમ જ હોય, સાધનોનો છોછ રાજકારણમાં રખાય જ નહિ, નાણાં, સત્તા, હોદ્દો જેનાથી મળતા હોય તેનો ઉપયોગ કરી લો, કાલે ધારાસભામાં ચૂંટાયા કે ન પણ ચૂંટાયા'—આવા નીતિવિમુખ રાજકારણમાં 'મતદારો તો કિસ ગિનતીમેં ! આવા વલણને પોષવામાં પક્ષપલટો મહત્ત્વનો ભાગ ભજવે છે નીતિભ્રષ્ટ રાજકારણ અને પક્ષપલટો એ સહોદર જેવા છે.

પક્ષપલટો પક્ષપ્રથાના મૂળમાં કુઠારાઘાત કરે છે, પણ વૈયક્તિક રાજકીય પક્ષોને એક યા બીજા સમયે તેનાથી લાભ થયો છે, તેથી પક્ષપલટાના દૂષણ વિષે જાહેરમાં મગરના આંસુ સારવાનું, રાજકીય પક્ષોએ ચાલુ રાખ્યું છે. છતાં જ્યારે તેનાથી પોતાને લાભ થાય ત્યારે કોઈએ પક્ષપલટુને સ્થાન ન આપ્યું હોય એવું બન્યું નથી 'ગયારામ'ની ટીકા પક્ષો કરે છે, પણ 'આયારામ'ના રિસેપ્શન માટે તોરણો બાંધે બાંધે છે. આમ, પક્ષપલટાના દૂષણને રોકવાના કોઈ નિષ્ઠાભર્યા પ્રયાસો રાજકીય પક્ષોએ કર્યા નથી.

*

પક્ષપલટો અનિષ્ટ છે, એવું સ્વીકાર્યા પછી તેનો અંત કેવી રીતે લાવવો એ વિષે બે પ્રામાણિક અભિપ્રાયો પ્રવર્તે છે એક અભિપ્રાય માને છે કે કાનૂની રહે કાયદો ઘડીને, બંધારણમાં ફેરફાર કરીને પક્ષપલટા પર પ્રતિબંધ મૂકવો જોઈએ એટલે, પક્ષપલટો કરનારને મળનારા 'લાભ'થી વંચિત કરવા માટે ધારાસભાના સભ્યપદેથી બરતરફ કરવો જોઈએ

બીજો અભિપ્રાય સ્પષ્ટપણે માને છે કે પક્ષપલટો નીતિભ્રષ્ટ રાજકારણ રૂપી ઊંડે ઘર ઘાલીને બેઠેલ રોગનું ચિહ્ન માત્ર છે ચિહ્ન

(હિસ્પદ્રેમ) દૂર કરવાથી રોગ નાબૂદ થશે નહિ આ આખો પ્રશ્ન રાજકીય સંસ્કાર અને રાજકીય નીતિમત્તાની પુનઃસ્થાપનાનો છે. અને કાયદા દ્વારા કે બંધારણીય સુધારાથી મનુષ્યોને નીતિમાન બનાવી શકતા નથી. જ્યાં સુધી રાજકીય પક્ષો વચ્ચે પક્ષપલટુઓને રક્ષણ આપવા તાકતી આચાર-સંહિતાનું સ્વયંભૂ પાલન ન થાય ત્યાં સુધી આ દૂષણ દૂર થવું શક્ય નથી. આવી આચારસંહિતા પાછળ પ્રબળ, જાગૃત અને સંગઠિત લોકમતનું દબાણ હોવું જોઈએ. પોતાના રાજકીય જીવનના અંતના જોખમે જ કોઈ પક્ષપલટો કરી શકે એવું વાતાવરણ ઊભું ન થાય ત્યાં સુધી કાયદાની થીંગડાં પક્ષપલટા જેવા રોગને દૂર કરી શકશે નહિ. અને ધારો કે પક્ષપલટા વિરોધી કાયદો વૈયક્તિક સભ્યના વર્તનને કદાચ નિયંત્રિત કરે પણ ખુદ રાજકીય પક્ષોનું ? ક્યારેક રાજકીય પક્ષો જ શીર્ષાસન કરે છે, તેમને કેવી રીતે અટકાવશો ? આથી, જ્યાં સુધી મતદાર જાગૃત ન હોય અને રાજકારણમાં ભાગ લેનારા નૈતિક અને સુરુચિપૂર્ણ વર્તવા તૈયાર ન હોય ત્યાં સુધી કાયદો જાહેર જીવનમાં સિદ્ધાંતોની સ્થાપના કરી શકતો નથી.

## કાનૂની પ્રયાસો

પક્ષપલટાના કાળીનાગને નાથવા માટે આપણા દેશમાં કાયદાના દોરડાનો ઉપયોગ કરવાનું વિચારાયું નથી, એવું નથી. સર્વપ્રથમ પક્ષપલટા પર પ્રતિબંધ મૂકવા માટે વાય બી. ચવાણના અધ્યક્ષપદે એક સમિતિ નીમવામાં આવી હતી, જેમાં વિપક્ષી નેતાઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. આ સમિતિએ ૧૯૬૯ના ડિસેમ્બરમાં પોતાનો હેવાલ આપેલો. એ હેવાલ પર વિચારણા કરીને તેનો અમલ કરવા માટે બંધારણીય સુધારો (૩૨) તૈયાર કરીને સંસદમાં રજૂ કરતાં, (૧૯૭૩) સરકારને ખાસ્સા ૭ વર્ષ લાગ્યા હતાં ! તેમાં પક્ષપલટાની વ્યાખ્યા કરવામાં આવેલી કે સભ્ય સ્વેચ્છાએ પક્ષત્યાગ કરે, અથવા પક્ષના વ્હીપ વિરુદ્ધ ધારાગૃહમાં મતદાન કરે, અથવા વ્હીપની પૂર્વસંમતિ વિના ગેરહાજર રહે. તો તેણે પક્ષપલટો કર્યો છે, એમ માની લેવાય. તેવા કિસ્સામાં પક્ષની ભલામણથી સ્પીકર તેને સભ્યપદેથી દૂર કરી શકે. આમ, મુખ્યમુદ્દો પક્ષમાં ભાગલા પડે, તો તેને પક્ષપલટો ન ગણાય, એ હતો. એ ખરડાની ચર્ચા થયેલી, પણ પસાર થયા વિના તે પડતો મૂકાયેલો.

બાદ, ઑગસ્ટ ૧૯૭૮માં જનતા સરકારે પક્ષપલટા પર પ્રતિબંધ મૂકવા સારું બંધારણીય સુધારો (૪૮) દાખલ કર્યો પક્ષપલટાને કારણે સભ્યની ગેરલાયકાત સંબંધી જોગવાઈઓ ૧૯૭૩ ના બિલ જેવી જ હતી, પણ તેમાં મુખ્ય બે તફાવત હતાઃ (૧) પક્ષના આદેશ વિરુદ્ધ મતદાન કરવાથી સભ્યપદ આપોઆપ રદ થાય એમ નહિ, પણ આમ થવાથી પક્ષ જો તે સભ્યની ૩૦ દિવસમાં હકાલપટ્ટી કરે તો તે સભ્ય તરીકે રહેવા માટે ગેરલાયક ઠરે, (૨) મતદાન વખતે માત્ર ગેરહાજરીને કારણે તેને ગેરલાયક ઠરાવી શકાય નહિ. ગેરલાયક ઠરાવવાનો અંતિમ નિર્ણય આ બન્ને સુધારામાં સ્પીકરને લેવાનો હતો. આ ખરડો પણ પક્ષમાં જ મધુ લિમયેના સખત વિરોધને કારણે પસાર થઈ શક્યો નહિ અને છેવટે તે પડતો મૂકાયો હતો.

આ પછી, પક્ષપલટાના દૂષણને પ્રતિબંધિત કરવાનો પહેલો સફળ પ્રયત્ન સાંભળ્યાર, ૧૯૭૯માં જમ્મુ-કાશ્મીરમાં થયો. જમ્મુ-કાશ્મીરમાં બંધારણમાં નહિ પણ જમ્મુ-કાશ્મીર લોક પ્રતિનિધિ ધારામાં ફેરફાર કરીને પક્ષપલટા વિરુદ્ધ કાયદો પસાર કરવામાં આવ્યો. ૧૯૭૩ના સુધારા જેવી જ જોગવાઈઓ આ કાયદામાં છે, પણ તેમાં પક્ષમાં

ભાગલા ('સ્પ્લીટ').ની બાબતમાં ખાસ કોઈ જોગવાઈ કરવામાં આવી નથી. નેશનલ કોન્ફરન્સના કેટલાક સભ્યોએ 'બળવો' કરીને પક્ષમાં ભાગલા પાડયા, જેનાથી ફારૂક અબ્દુલ્લાની સરકારનું પતન થયું. આ સભ્યોએ પક્ષપલટો કર્યો હોઈ તેઓ ધારાસભાના સભ્ય રહેવા ગેરલાયક ઠરે છે, એ મુદ્દા પર જમ્મુ-કાશ્મીર હાઈકોર્ટમાં તેમના સભ્યપદને પડકારવામાં આવ્યું. 'પક્ષપલટો' કરનારાઓ તરફથી એવી દલીલ કરવામાં આવી કે કાયદો 'પક્ષપલટા' પર પ્રતિબંધ મૂકે છે. 'પક્ષ-ભાગલા' પર નહિ. અને નેશનલ કોન્ફરન્સમાં ભાગલા પડયા છે, જેને 'પક્ષપલટો' ગણી શકાય નહિ ! ઉપરાંત, કાયદો ધારાસભ્ય (જે આખરે તો નાગરિક છે)ના વાણી, અભિવ્યક્તિ અને સંગઠનના મૂળભૂત સ્વાતંત્ર્ય પર તરાપ મારે છે, માટે કાયદો રદબાતલ થવા પાત્ર છે, એમ કેટલાક ન્યાયમૂર્તિઓએ ચુકાદો આપ્યો. જ્યારે મુખ્ય ન્યાયમૂર્તિ અને બીજા ન્યાયમૂર્તિએ કાયદાની બંધારણીયતાનો સ્વીકાર કર્યો. હાલ આ કેસ સર્વોચ્ચ અદાલત સમક્ષ અપીલમાં પડેલ છે.

## નવા કાયદાની જોગવાઈઓ

તાજેતરમાં, પક્ષપલટાને નાબૂદ કરવા તાકતો બંધારણીય (બાવનમો) સુધારો સંસદસભ્યો અને ધારાસભ્યોને લગતી ગેરલાયકાતોની બંધારણની કલમો ૧૦૧, ૧૦૨ તથા ૧૯૦ અને ૧૯૧મા સુધારો કરે છે.

જો કે લોકપ્રતિનિધિ ધારામાં પક્ષપલટાને કારણે ઊભી થતી ગેરલાયકાતોનો સમાવેશ કરીને સરકાર પક્ષપલટા પર પ્રતિબંધ મૂકી શકી હોત; પણ એમ કરવાથી અદાલતોને પક્ષપલટાથી ઊભી થતી ગેરલાયકાતો તપાસવાનું અને તે અંગે નિર્ણય કરવાનું ક્ષેત્રાધિકાર મળત. સ્પષ્ટ છે કે સરકાર આ કાર્યમાં અદાલતોના પ્રવેશને ટાળવા માંગે છે, માટે દસમા પરિશિષ્ટમાં તેનો સમાવેશ કરવામાં આવ્યો છે અને સ્પષ્ટ જોગવાઈ કરવામાં આવી છે કે પક્ષપલટાથી ઊભી થતી ગેરલાયકાતોના પ્રશ્નમાં કોઈ અદાલતને કાર્યક્ષેત્ર રહેશે નહિ આમ કરવું કેટલા પ્રમાણમાં બંધારણ સાથે સુસંગત છે, એ વળી બીજો જ પ્રશ્ન છે.

આ ખરડામાં પક્ષપલટાની વ્યાખ્યા આમ કરવામાં આવી છે . (૧) જ્યારે કોઈ સભ્ય સ્વેચ્છાએ પોતાના પક્ષનો ત્યાગ કરે (પછી તે અપક્ષ બની રહે કે બીજા પક્ષમાં જોડાય, એ પ્રસ્તુત નથી) ત્યારે તેણે પક્ષપલટો કર્યો કહેવાય; (૨) જ્યારે કોઈ સભ્ય પોતાના પક્ષના આદેશની વિરુદ્ધ મતદાન કરે અથવા પૂર્વસંમતિ લીધા વિના મતદાન વખતે ગેરહાજર રહે અને તેની આવી ગેરહાજરીને તેનો પક્ષ પંદર દિવસમાં માફ ન કરે તો તેને પક્ષપલટો કર્યો ગણાશે, (૩) અપક્ષ તરીકે ચૂંટાઈ આવેલ સભ્ય જો કોઈ પક્ષમાં જોડાય તો પણ તેણે પક્ષપલટો કર્યો એમ ગણાશે; (૪) જો કોઈ નિયુક્ત સભ્ય, પોતાની નિયુક્તિ બાદ ૭ મહિના પછી કોઈ પક્ષમાં જોડાશે તો તેણે પક્ષપલટો કર્યો ગણાશે અને પક્ષપલટાને કારણે ઊભી થતી ગેરલાયકાત લાગુ પડતાં તે સભ્યપદે ચાલુ રહી શકશે નહિ.

* પક્ષપલટાને કારણે સર્જાતી ગેરલાયકાતની બાબતમાં બે મહત્ત્વના અપવાદ કરવામાં આવ્યા છે. (અ) પક્ષના (સ્પ્લીટ) અને (બ) પક્ષના જોડાણ (મર્જર) બંનેની વ્યાખ્યા આ મુજબ છે. (અ) જો સંસદીય પાર્ટીના એક તૃતીયાંશ કરતાં ઓછા નહિ એટલા સભ્યો પક્ષમાંથી છૂટા પડે, તો તેને પક્ષના ભાગલા ગણવામાં આવશે. અને જો આવા છૂટા થતા જૂથના સભ્યો પક્ષની વિરુદ્ધ મતદાન કરે અથવા મતદાનથી વેગળા રહે તો તે પક્ષપલટો ગણાશે નહિ અને તેમને ગેરલાયકાતની કલમ લાગુ પડશે નહિ. (બ) સંસદીય પાર્ટીના બે તૃતીયાંશ કરતાં ઓછા નહિ એટલા સભ્યોનું જૂથ બીજા પક્ષ સાથે જોડાણ કરે અને તેથી

મૂળ પક્ષના આદેશનો ભંગ કરે અથવા મતદાનથી વેગળા રહે તો જોડાણ ગણાશે પક્ષપલટો નહિ. આ ઉપરાંત (૬) પક્ષત્યાગ અથવા પક્ષમા જોડાવાની બાબતમા સ્પીકરનો અપવાદ કરવામાં આવ્યો છે. સ્પીકર તરીકે ચૂંટાયેલ સભ્ય જો પોતાના પક્ષનો સ્વેચ્છાએ ત્યાગ કરે અથવા સ્પીકર મટી ગયા પછી બીજા પક્ષમાં જોડાય તો તેણે પક્ષપલટો કર્યો છે, એમ ગણાશે નહિ.

ટૂંકમાં સંસદીય પક્ષના ૧/૩ સભ્યો એકી સાથે પક્ષ ભંગાણ કરે અથવા ૨/૩ સભ્યો એકી સાથે 'પક્ષત્યાગ' કરી બીજા પક્ષમા ભળી જાય અથવા નવો પક્ષ સ્થાપે તો તેમણે "પક્ષપલટો" કર્યો છે એમ ગણાશે નહિ.

(૨) પક્ષપલટાને કારણે ઊભી થનાર ગેર-લાયકાતના સંબંધમા નિર્ણય કરવાનું કામ જે તે ગૃહના સ્પીકરને સુપ્રત કરવામા આવ્યું છે આ બાબત અંગે સ્પીકરે લીધેલ નિર્ણય આખરી ગણાશે અને સભ્યની ગેરલાયકાત સંબંધી આખીય બાબત બંધારણની કલમ ૧૨૨ (પાર્લામેન્ટ માટે) અને કલમ ૨૧૨ (રાજ્ય વિધાનસભા માટે) હેઠળ સંસદીય કાર્યવાહીના ભાગ ગણાશે.

વધુમા, એવી સ્પષ્ટ જોગવાઈ કરવામા આવી છે કે દસમા પરિશિષ્ટ હેઠળ (પક્ષપલટાને કારણે ઊભી થતી ગેરલાયકાતની) કોઈ પણ બાબતે અદાલતોને કોઈ ક્ષેત્રાધિકાર રહેશે નહિ. મતલબ કે સ્પીકરે આપેલ નિર્ણય વિષે ભારતની કોઈ અદાલતમા દાદ માગી શકાશે નહિ. સ્પીકરની પોતાની [illegible] થાય તો જો તે ગૃહે [illegible] કરેશે

સત્તા સ્પીકરને આપવામાં આવી છે દરેક પક્ષે પોતાના બંધારણ, ધારાધોરણો, તેમા કરવામાં આવેલ ફેરફાર, પક્ષના સભ્યોને બરતરફ કરવાની સત્તા ધરાવતા સત્તામંડળો અને તેમના પદાધિકારીઓના નામ વગેરે વિગતો ગૃહના અધિકારીને આપવાના રહેશે પક્ષે કોને બરતરફ કર્યા અને કોને દાખલ કર્યા, એ સંબંધી હેવાલો પણ ગૃહના અધિકારીને વખતોવખત આપવાના રહેશે. સ્પીકર પોતાને મળેલ સત્તાની રૂએ જે નિયમો ઘડશે, તે જે ગૃહ સમક્ષ ૩૦ દિવસની અંદર રજૂ કરશે, જેને જે-તે ગૃહ મંજૂરી આપશે, ત્યાર બાદ તે અમલમા આવશે.

આ નિયમોનો જાણીબૂઝીને ભંગ ગૃહના વિશેષાધિકારનો ભંગ કર્યો બરાબર ગણાશે અને એની સામે એ બદલ પગલા ભરી શકાશે.

## આલોચના

(૧) 'પક્ષપલટા' ના કૃત્યને કાયદા દ્વારા પ્રતિબંધિત કરવાના પ્રયાસ સામે મુખ્યત્વે બે વાધા રજૂ કરવામા આવે છે. (અ) બધા જ પક્ષપલટાને અંગત લાભ ખાતર કરવામા આવ્યા છે, એમ માની લઈને તેને નિર્મૂળ દૂષણ ગણવામાં અતિરેક થાય છે. ખરેખર સિદ્ધાંત કે વિચારસરણીને આધારે જે પક્ષપલટો કરે તેને બિનજરૂરી દંડ કરવામાં આવે છે 'ભાગલા' અને 'જોડાણ'-ની છૂટ રાખી એકલદોકલ સભ્ય ખરેખર સિદ્ધાંતને આધારે પક્ષ વિરુદ્ધ મતદાન કરે અથવા મતદાનમા ગેરહાજર રહે તોય 'પક્ષપલટુ' ગણીને સભ્યપદથી વંચિત કરવામા તેને અન્યાય કરીએ છીએ, જ્યારે ધન, સત્તા, હોદ્દા માટે કું સભ્યો પક્ષપલટો કરે તો પક્ષના ભાગલા ગણીને તેમને અપવાદ કરવામાં

સ્વતંત્રતા પર કાપ મૂકાય છે બંધારણે દરેક નાગરિકને વિચાર, વાણી અને અભિવ્યક્તિ, મુક્ત મત પ્રદાન દ્વારા અભિવ્યક્તિની સ્વતંત્રતા બક્ષેલી છે, એમાં આ કાયદો તરાપ મારે છે ધારાગૃહમાં જેમ મતદાન કરવાનો તેમ મતદાનમાં ભાગ ન લેવાનો પણ તેને અધિકાર છે ઉપરાંત, સભ્યને એક નાગરિકની હેસિયતથી સંગઠન રચવાનો, તેમાં જોડાવાનો (અને બહાર નીકળી જવાનો) પણ અધિકાર છે. બંધારણની મર્યાદાઓમાં પક્ષત્યાગ કરવાથી ઊભી થતી ગેરલાયકાતોનો સમાવેશ થતો નથી હવે પક્ષની સ્થાપિતનીતિઓ અથવા ચૂંટણી ઢંઢેરાને ચુસ્તપણે વળગી રહીને કોઈ સભ્ય મતદાન કરતો હોય પણ પક્ષની નેતાગીરીએ નીતિઓ બદલી હોય અને ચૂંટણી ઢંઢેરાથી વિપરીત વ્યવહાર કરવાનું નક્કી કર્યું હોય ત્યારે પક્ષને ખરેખર વફાદાર કોણ? આવો પ્રશ્ન ઊભો થવાનો.

આના અનુસંધાનમાં લોકશાહીમાં મતફેર ('ડિસેન્ટ')ના મહત્ત્વની છે. લોકશાહી ટોળાશાહીમાં અને અમુક પક્ષશાહોની અંગત પેઢી કે જાગીરમાં ન પરિણમે તે માટે મતફેરની અગત્ય વિષે ભાગ્યેજ બે મત હોઈ શકે હવે સંસદ અથવા વિધાનસભાનું સભ્યપદ ગુમાવવા જેટલી કિંમત ચૂકવવા આપણી બાળલોકશાહીમાં કેટલા મતફેરવાદીઓ તૈયાર થશે, વારુ? તેમાંય, છેલ્લી લોકસભાની ચૂંટણી બાદ, કેન્દ્ર કક્ષાએ એક પક્ષીય શાસન તરફ આપણી સંસદીય શાસનપદ્ધતિ બેશુમાર ઝૂકી ગઈ હોય ત્યારે પક્ષપલટા વિરોધી કાયદાની આ જોગવાઈઓ સત્તાધારી અને અન્ય વિરોધ પક્ષોમાં આંતરિક લોકશાહી ('મતફેર'ની અમુક માત્રા વિના આંતરિક લોકશાહી શક્ય નથી) નો મૃત્યુઘંટ તો નહિ વગાડે ને? એવો પ્રશ્ન વિચારવો રહ્યો.

(૨) પક્ષપલટાના દૂષણને 'દેશવટો' આપવાનો ઇરાદો ધરાવતો આ કાયદો ખરેખર સાચા અર્થમાં પક્ષપલટાને નાબૂદ કરી શકશે ખરો? જે હેતુ અને ઉદ્દેશો ખાતર આ "ક્રાંતિકારી" (?) કાયદો પસાર કરવામાં આવ્યો હોવાનો દાવો કરવામાં આવે છે, અને જેના ગુણગાન પ્રમાણનું ભાન રાખ્યા વિના ગાવા કરાય છે, તે કેટલા પ્રમાણમાં સિદ્ધ થઈ શકશે, એ વિષે ગંભીરતાથી વિચાર કરવો જોઈએ. પ્રથમ તો "ભાગલા" (૧/૩) અને "જોડાણ" (૨/૩) ના જે મુખ્ય અપવાદો રાખવામાં આવ્યા છે, તેનાથી પક્ષપલટા પર અસરકારક પ્રતિબંધ ભાગ્યે જ આવી શકે તેમ છે. એનો અર્થ એ થયો કે હવે પક્ષપલટો છૂટક છૂટક કે એકલ દોકલ નહિ થાય પણ એક સામટો અને જથ્થાબંધ થશે. અને તેને 'જોડાણ'નું રૂપાળું નામ પણ મળે છે

વળી, રાજ્ય કક્ષાએ જે પક્ષપલટાઓ થયા છે, તેની તરફ એક નજર કરવા માત્રથી સ્પષ્ટ થશે કે મોટાભાગના પક્ષપલટા સામૂહિક ધોરણે થયા છે, કારણ કે તો જ સરકારોને 'બ્લોક મેઈલ' કરી શકાય અથવા તો 'ગબડાવી' શકાય. અને જેમણે પક્ષપલટા નથી કર્યા તેઓએ પણ પોતાની કિંમત તો વસૂલ કરી જ છે! (ભજનલાલો, ભારકરરાવો, વગેરે એમ શાહો છો-(આ તો તાજા જ દાખલા છે; બાકી યાદી તો ઘણી મોટી થાય તેમ છે) પક્ષપલટાથી રાજ્ય સરકારોને જે અસ્થિરતાનો રાહુ વળગેલો છે તેમાંથી આ કાયદો કેવી રીતે મુક્ત કરી શકવાનો? સત્તાલોલુપ દરેક પક્ષ (પોતાની શક્તિ અનુસાર) પક્ષપલટા માટેનું એક અંદાજપત્ર ઘડતો હોય છે! હવે પછી આવા રાજકીય પક્ષોને આવા અંદાજપત્રમાં ખાસ્સી રકમની જોગવાઈ કરવી પડશે-પ્રધાનપદાં, લાભપ્રદ સ્થાનોની લ્હાણી, બોર્ડ, કોર્પોરેશનના ડાયરેક્ટર પદો, સભ્યપદો આ બધાનું વ્યવસ્થિત "આયોજન" કરવું પડશે, અને આ બધાં સ્થાનો (પ્રધાનપદ સિવાય) 'ઓફિસ ઓફ પ્રોફિટ' ન ગણાય તે માટે કાયદાઓમાં સુધારા કરવા પડશે! ભજનલાલની જેમ પક્ષનું આખું પાટિયું જ બદલી નાખવું -'પક્ષનો જ પક્ષપલટો' કરી નાંખવો, એવી કરામતને રોકવાની જોગવાઈ ક્યાં છે આ કાયદામાં? જો પક્ષપલટો દૂષણ અથવા

અનિષ્ટ હોય તો પછી 'આગલા' કે 'જોડાણુ'ને નામે એમાં અપવાદ કેવી રીતે કરાય ? એકતૃતીયાંશ સભ્યો છૂટા પડે, અથવા બે તૃતીયાંશ સભ્યો બીજા પક્ષમાં ભળે અથવા જુદો પક્ષ રચે, એ બધું સિદ્ધાંત ખાતર જ કરે છે અને તેમાં અંગત ગણતરીઓ અથવા ધન, હોદ્દા, સત્તાનાં પ્રલોભનો કામ કરતા જ નથી. એમ કેવી રીતે માની લઈ શકાય ? હાસ્યાસ્પદ દૃષ્ટાંત : હાલની લોકસભામાં ભાજપના બે અને દમકિપના ત્રણ ઉમેદવારો ચૂંટાઈ આવ્યા છે. ભાજપનો એક સભ્ય 'પક્ષપલટો' કરે તે ય 'જોડાણ' અને દમકિપનો એક સભ્ય પક્ષ છોડે તો 'આગલા', બે છોડે તો 'જોડાણ'–પક્ષપલટો એોય નહિ !

(૩) આ કાયદાની જોગવાઈઓ સામે બીજો એક મહત્ત્વનો વાંધો સ્પીકરને અપાયેલી સત્તા સંબંધી છે. પક્ષપલટાને કારણે ઊભી થતી ગેરલાયકાત સંબંધી અંતિમ નિર્ણયની સત્તા આ કાયદાની રૂએ સ્પીકરને મળે છે, એટલું જ નહિ, એમના નિર્ણયને કોઈ પણ અદાલતમાં પડકારી શકાય નહિ એમ અભયવચન આપવામાં આવ્યું છે. સ્પીકરે નિષ્પક્ષ રીતે વર્તવાનું છે, એવી એ હોદ્દો ધારણ કરનાર પાસે અપેક્ષા છે. પણ આપણે ત્યાં સ્પીકર કોઈ ને કોઈ પક્ષના સભ્ય (ઘણું કરીને સત્તાધારી પક્ષના) હોય છે, એમનું કામ ધારાસભાનું કામકાજ ધારાધોરણો અનુસાર ચાલે એ જોવાનું છે. એમની સત્તા, વિશેષાધિકારો, એમના એ કાર્ય પૂરતા છે, એમને આવું અંતિમ ન્યાયાધીશી કાર્ય સોંપવામાં કેટલું ઔચિત્ય છે, એવો પ્રશ્ન જરૂર ઊભો થઈ શકે.

વળી, સ્પીકર જેવા 'બિનરાજકીય અને નિષ્પક્ષ હોદ્દાનું' આથી રાજકીયકરણ નહિ થાય ? ઘણા કિસ્સાઓમાં વિધાનસભાઓના સ્પીકરોએ વિવાદાસ્પદ (જેમાં રાજકીય પક્ષપાત કે પૂર્વગ્રહના આક્ષેપો થયા હોય) નિર્ણયો આપ્યા છે, ત્યારે સ્પીકરના કાર્યક્ષેત્રની આવી સત્તાવૃદ્ધિ કેટલા પ્રમાણમાં ન્યાયોચિત ગણાય, એ પ્રશ્ન જરૂર ઊભો થઈ શકે.

આના ઉપાય રૂપે આ કામગીરી બજાવવાનું ચૂંટણી પંચને સુપ્રત કરવામાં આવે એ વધુ ઉચિત ન ગણાય ? આમે ય તે ચૂંટણી પંચ ચૂંટણી સંબંધી કેટલાંક ન્યાયકીય કાર્યો કરે જ છે. વળી એણે આપેલ નિર્ણયો સામેય, અમુક શરતોને અધીન, હાઈકોર્ટમાં અપીલની છૂટ આપી શકાય. કારણ કે સભ્યપદ રદ કરવા સુધીની સજા આ કાયદામાં હોવાથી બદઈરાદા કે ખોટા નિર્ણયો સામે અપીલની છૂટ હોવી જરૂરી લાગે છે.

(૪) એક વધુ વિચિત્ર પરિસ્થિતિ આને કારણે ઊભી થાય છે : ગેરલાયકાતોના આધારે સંસદસભ્યો અથવા ધારાસભ્યોના જાણે બે પ્રકાર પડી જાય છે : એક પક્ષપલટા સિવાયના મુદ્દાઓને આધારે ઊભી થતી ગેરલાયકાતો, જેનું નિયમન લોકપ્રતિનિધિ ધારાને આધારે થાય છે અને તે માટે સદસ્ય અદાલતોનો આશરો લઈ શકે છે; બીજો પ્રકાર : પક્ષપલટાને આધારે ઊભી થતી ગેરલાયકાત, જેનું નિયમન બંધારણમાં ઉમેરવામાં આવેલ દસમા પરિશિષ્ટ અનુસાર થશે (તે અંગે સ્પીકરનો નિર્ણય અંતિમ ગણાશે અને કોઈ અદાલતમાં તેને પડકારી શકાશે નહિ.) 'કાયદા સમક્ષની સમાનતા' જેવા બંધારણીય મૂળભૂત હક્કનો આનાથી ભંગ થાય છે, ' એવી દલીલને આધારે આ ભેદભાવને શું સર્વોચ્ચ અદાલતમાં નહિ પડકારી શકાય ? પક્ષપલટુઓનું જે વિભાજન કરવામાં આવ્યું છે, તેના વાજબીપણા (રિઝનેબલનેસ) ને પણ 'સમાનતાના અધિકાર' હેઠળ પડકારી શકાય. એકલદોકલ ધારાસભ્ય પક્ષ બદલે તો પક્ષપલટુ અને પાંચ કે સાત (⅓) સાથે પક્ષ બદલે તો આગલા ! એ પોતે જ અન્યાય નથી શું ?

મેનકા ગાંધી કેસના ચુકાદામાં સર્વોચ્ચ અદાલતે એવું ઠરાવ્યું છે કે સમાનતાનો અધિકાર (કલમ ૧૪) બંધારણના મૂળભૂત માળખાનો ભાગ હોઈ પાર્લામેન્ટ તેમાં ફેરફાર કરી શકે નહિ.

(૫) ગૃહનું સભ્યપદ એ માત્ર વૈયક્તિક સદસ્યનો

જ અધિકાર નથી. પણ ખુદ ગૃહના બંધારણીય ગૌરવ અને સ્થાનના ભાગરૂપ છે ગૃહના સદસ્યોની લાયકાત, ગેરલાયકાતો એનું ખુદ બંધારણીય મહત્ત્વ છે. અને એ સંબંધી જોગવાઈઓના અર્થઘટન અને ઉકેલના નિર્ણય આપવાની સત્તામાંથી અદાલતોની બાદબાકી કેટલા પ્રમાણમાં ન્યાયોચિત અને બંધારણીય ગણાય ? અદાલતી સમીક્ષા બંધારણના મૂળભૂત માળખાના ભાગરૂપ છે, સિવાય કે સર્વોચ્ચ અદાલત અન્યથા ઠરાવે ! મુખ્ય સવાલ એ પેદા થાય છે કે અદાલતોથી ભાગવાનું વલણ શા માટે ? અદાલતોને ટાળવાની વૃત્તિ શા માટે ? સંસદમાં થયેલી ચર્ચા (કમનસીબે ઘણી જ ઓછી)માં કયાય એ વિષે જણાવવામાં આવ્યું નથી.

(૬) પક્ષપલટા વિરોધી કાયદો રાજ્યોની સ્વાયત્તતા પર તરાપ નાખે છે, એ પ્રત્યે સોલી સોરાબજીએ ખાસ ધ્યાન દોર્યું છે. સંસદસભ્યોના હક્કો, વિશેષાધિકારો નક્કી કરવાની અને તે સંબંધી કાયદા ઘડવાની સત્તા સંસદને છે, એમ રાજ્યોના ધારાસભ્યોના હક્કો, વિશેષાધિકારો નક્કી કરવા સબંધી કાયદા ઘડવાની સત્તા રાજ્યયાદીની એન્ટ્રી ૩૯ હેઠળ જે તે રાજ્યની ધારાસભાને છે. પક્ષપલટો મુખ્યત્વે રાજ્યકક્ષાએ વિશેષ પ્રમાણમા થતો હોવાથી જે તે રાજ્ય સરકારે પોતપોતાની ધારાસભા પાસે પક્ષપલટા વિરોધી કાયદો પસાર કરાવવો જોઈએ એવુ તેમણે સૂચન કર્યું છે

નવાં ભયસ્થાનો

દેશના રાજકારણ પર, પક્ષપ્રથા પર આ કાયદાની કેવી અસર પડશે, એ વિષે કેટલુંક વિચારવું જરૂરી લાગે છે.

પહેલી અસર તરીકે શક્ય છે કે, પક્ષોના વિભાજનને આનાથી વેગ મળે. વ્યાપણે ત્યાં આમેય તે રાજકીય પક્ષોમાં ભાગલા, વિભાજનની પ્રક્રિયા ચાલ્યા જ કરે છે. હવે સત્તા હસ્તગત કરવા પક્ષોના ભાગલા અને જોડાણ, તથા ફરી ભાગલા અને પુનઃજોડાણ, એમ વિભાજન જોડાણની પ્રક્રિયાને વેગ મળે એમ બનવાની સંભાવના ખરી.

બીજું, પક્ષોમાં ભાગલા અને જોડાણની પ્રક્રિયા વેગવાન બને તો પક્ષો ઘણા વધી ગયા હશે: મજબૂત પક્ષ મળવો મુશ્કેલ બનશે ભાગલાખોરીથી પક્ષ નબળો બનશે પણ પક્ષના બડેખાં–પક્ષશાહો (પાર્ટી બોસિસ) મજબૂત બનશે ! આવી પક્ષશાહી વૈયક્તિક સદસ્યની મતફેર અંગેની શક્તિ અને વૃત્તિ બન્નેને જેટલા પ્રમાણમાં અવરોધશે, એટલા પ્રમાણમાં વિચાર, વાણી, અભિવ્યક્તિની સ્વતંત્રતા–બલ્કે, પક્ષની આંતરિક લોકશાહી કુંઠિત થશે અને 'જીહજુરિયા અને ભાટચારણો'ની નવી જમાત ઊભી થશે.

* દેશના રાજકીય શુદ્ધિકરણ અને રાજકીય ભ્રષ્ટાચાર નાબૂદીની દિશાનુ આ પ્રથમ પગલું હોય તો, 'ભાગલા અને જોડાણ' ના છટક બારણાં વાસી દેવા પડશે. રાજકીય ભ્રષ્ટાચારને મોટાપાયે જથ્થાબંધ રીતે આચરવાના રાજમાર્ગો ખુલ્લા રાખી, વૈયક્તિક પક્ષપલટાની નાની ગલીઓ બંધ કરવાથી રાજકીય શુદ્ધિકરણ સાધી શકાશે નહિ, બલ્કે એનાથી પક્ષશાહોની જોહુકમી સામે નિષ્ઠાવાન વૈયક્તિક સદસ્યની બોલતી બંધ થઈ જશે

અને પક્ષપલટા (સામૂહિક અને જથ્થાબંધ)મા પડદા પાછળ રહી સત્તાધારી પક્ષની તરફેણમાં આખી કામગીરી કરનારા ગવર્નરોનું શું ? આંધ્ર, સિક્કિમ અને જમ્મુ અને કાશ્મીરમાં સામૂહિક પક્ષપલટાઓ દરમિયાન ગવર્નરોએ જે ભૂમિકા ભજવી છે, એનો કોઈ ઉપાય, ઈલાજ આ કાયદામાં નથી. ગવર્નરો માટેની કોઈ આચાર-સંહિતાનું પાલન કર્યા સિવાય રાજકીય ભ્રષ્ટાચાર નાબૂદ કરવો અશક્ય છે. જો કે, પક્ષપલટા વિરોધી કાયદાની ચર્ચા દરમિયાન રાજીવ ગાંધીએ એમ કહ્યું છે કે એ બાબત તેમના ધ્યાનમા છે, એ સારી નિશાની છે જોઈએ, આગળ બીજું કયું કદમ તેઓ ઉઠાવે છે.

# 'જળ મને વાગ્યા કરે': કથા અને નિરૂપણ | બારીન મહેતા

'જળ મને વાગ્યા કરે' એ પરેશ નાયકનું કથાલેખન-ક્ષેત્રે ત્રીજું મનોયત્ન છે. યુવાન ચિત્રકાર આદિત્યના પેરેલાઇઝ્ડ થઈ જવાથી સર્જાતી પરિસ્થિતિમાં ઠેલાતાં, અડવડતાં પાત્રોની આ કથા છે. આદિ, એની પત્ની આભા, આભાનો પ્રથમ પ્રેમ ચિરંતન, ચિરંતનથી દુભાયેલી કમળા ને નર્સ લિન્ડા, આટલાં પાત્રો વચ્ચે કથા વહે છે. નર્સ લિન્ડાને બાદ કરતાં બાકીનાં પાત્રોની ભૂમિકા મૈત્રીની ને સંબંધો 'ક્રોસ પઝલ' જેવા છે. કથાનો ઉઘાડ હૉસ્પિટલમાં પથારીવશ આદિત્યની એકોક્તિથી થાય છે. એની પત્ની આભા, દેવકામાં ચિરંતન સાથે છે. આદિત્યે જ એને ફ્રેશ થવા મોકલી છે. આદિત્યના વધતાં રોગચિહ્નો સાથે એનાં સંવેદન-સંચલનો તેમ જ આભા-ચિરંતનના સંબંધની સમ-વિષમ અવસ્થા એમ કથા સમાન્તરે ચાલે છે. એમનો ભૂતકાળ પણ ફ્લેશબેક પદ્ધતિથી સંકળાતો રહે છે. દરમ્યાન આભા-ચિરંતનનો 'એક્સ્ટસી'નો અનુભવ, આદિત્યને એની જાણ. હૉસ્પિટલમાં ચારેય પાત્રોની સહોપસ્થિતિ ને આદિત્યનું ન્યૂરોપેથિક હુમલાને કારણે આત્મહત્યાથી મૃત્યુ, આ ઘટનાઓમાંથી ગુજરતી કથામાં વળાંક આવે છે. આદિત્ય વિનાની સ્થિતિ વચ્ચે જીવતાં આભા, ચિરંતન અને કમળાના ભાવવર્તુળોનો જિગ્સૉનો ટકરાવ કથાનું ચાલકબિન્દુ બને છે; પરિણામે ઓટના દરિયામાં લુપ્ત થતી જળમય આભા, ચિરંતનને સંકુલ ભાવસ્થિતિએ નકારતી કમળા અને આભાને ઉદ્દેશી તંદ્રિલ અવસ્થામાં 'તારી પ્રસન્નતાનો એક અંશ આપી દે' એવું ઉચ્ચારતા ચિરંતનની શૂન્ય સ્થિતિથી કથાનો બંધ વળે છે.

પ્રસ્તુત નવલકથા એના વસ્તુ-નિર્વહણની દૃષ્ટિએ બે ભાગમાં વહેંચાઈ જતી લાગે છે. આદિત્ય મૃત્યુ પામે છે ત્યાં સુધીનો પૂર્વાર્ધ અને આદિત્ય વિનાની સ્થિતિ વચ્ચે જીવતાં આભા-ચિરંતન-કમળા, એ ઉત્તરાર્ધ. બન્ને ભાગ સર્જકતાની સમાન કક્ષા જાળવતા નથી. પૂર્વાર્ધમાં જમા પાસું તો ઉત્તરાર્ધમાં ઉધાર પાસું, એવી સ્થિતિ અહીં પ્રવર્તે છે. નવલકથાકાર આદિત્યના મૃત્યુ પછી જીવતા અન્ય પાત્રોની સ્થિતિ-ઘટનાને અહીં વ્યક્ત કરવા ધારે છે, પરંતુ એમ કરવા માટેની શક્યતાનો એમનો અંદાજ ધૂંધળો છે એટલે નિરૂપણની કક્ષાએ કથાવસ્તુ પાંખું રહી જાય છે. વિશિષ્ટ પરિસ્થિતિમાં નાયિકાનું બે નાયકોમાં અટવાવું એ આપણું એક વિશિષ્ટ કથાઘટક રહ્યું છે. અહીં પણ એ છે છતાં નવલકથાકાર એથી આગળ જઈ, અન્ય જીવિત પાત્રોને તાકે છે, એમાં જ કથાની આકૃતિનો પ્રશ્ન રહેલો છે. આપણી આ પ્રકારની અત્યંત જાણીતી નવલકથા 'અમૃતા' (રઘુવીર ચૌધરી) પણ ઉદયનના મૃત્યુ સાથે પૂરી થાય છે ને અનિકેત અમૃતાનું શું થયું એ વિશે નવલકથાકાર ચૂપ જ રહે છે કારણ એ એમનું ઉદ્દિષ્ટ નહોતું જ્યારે અહીં એથી ઊલટું પણ ઉદ્દિષ્ટ છે. એટલે કથામાં એક નવું પરિમાણ જરૂર ઉમેરાયું છે પરંતુ એનાં નિર્વહણના અને એથી કરીને કથાસંઘટનના કેટલાક પ્રશ્નો ઊભા થાય છે.

પૂર્વાર્ધ, આદિત્યની એકોક્તિઓ દ્વારા આત્મકથનાત્મક તો આભા-ચિરંતનના પ્રસંગકથન દ્વારા ત્રીજો પુરુષ એકવચન: એમ બે નિરૂપણ રીતિએ સમાંતરે ચાલે છે. જ્યારે ઉત્તરાર્ધમાં નવલકથાકારે પત્રો, ડાયરી, એકોક્તિ, ત્રીજો પુરુષ એકવચન એમ જુદી જુદી નિરૂપણરીતિઓ; કોઈ ચોક્કસ 'પૅટર્ન' વિના પ્રયોજી હોય એવું જણાય છે. આમ કરવા પાછળનો આશય તો કથા ને પાત્રને પ્રત્યક્ષ કરવાનો જ વરતાય છે. છતાં સમગ્ર કથાના

સંદર્ભમાં નિરૂપણની એકસૂત્રતાની અપેક્ષા જોખમાય છે પૂર્વાર્ધમાં કથાની જે સાહજિક ગતિ ને ઘટનાક્રમ છે તે ઉત્તરાર્ધમાં લગડાય છે. આનું કારણ કથા સંઘર્ષમાં ઉપર્યુક્ત નિરૂપણરીતિની ચોક્કસ પેટર્નના અભાવે પ્રવેશેલી વિશૃંખલતા છે પાત્ર ને પાત્રગત સંવેદનોના ટુકડા જોડવાતા લાગે, એમાંથી સુરેખ કથાઘાટ નીપજે નહીં દૃશ્યમાન કથાવસ્તુ પાંખુ હોય અને કેવળ પાત્રગત સંવેદનોને આધારે જ ચાલવાનું રહે ત્યારે નવલકથામાં આ પ્રકારની મુશ્કેલી સરજાતી હોય છે. અહીં સ્પષ્ટ દેખાય છે કે પૂર્વાર્ધમાં આદિત્યની રુગ્ણતા જે રીતે કથાવેગનાં સંચલન ને નિયંત્રણનું ધારકબિન્દુ બને છે એ રીતે કક્ષાએ ઉત્તરાર્ધમાં અન્ય પાત્રોની શૂન્યતા, ક્લિષ્ટ કે સંબંધો કથાવેગના સંચલન-નિયંત્રણનું ધારકબિન્દુ બની શક્યાં નથી. એથી તો કમલા-ચિરંતનનું ગૌણ કથાઘટક બળવાન બની અહીં પ્રત્યક્ષ થાય છે ને કમળાનું પાત્ર વિશેષ પ્રગટ બની રહે છે, આવું અન્ય પાત્રો વિશે બનતું નથી તેથી મૂળ કથાની ગતિ વંકાય છે.

સામે પક્ષે, ઉત્તરાર્ધમાં જ કમલા, ચિરંતનને નકારે છે એ ઘટનાનું નિરૂપણ જોતાં ત્રીજો પુરુષ એકવચન નિરૂપણરીતિની સબળતા અનુભવાય છે. આથી એમ લાગે છે કે ઉત્તરાર્ધમાં કથાનિર્માણ માટે સેવાયેલી વિવિધ નિરૂપણરીતિઓનો, પાંખા કથાવસ્તુને કારણે જ, લેખક કસ કાઢી શકયા નથી. એ કરતાં ત્રીજા પુરુષ એકવચનમાં જ કથાદોર સાંકળ્યો હોત તો ગંતવ્ય વિશેષ સ્પષ્ટપણે લક્ષિત થઈ શક્યું હોત ને કથાસંઘટનના પ્રશ્નો નિવારી શકાયા હોત.

આમ છતાં, આ કૃતિ માનવસંબંધને, ખાસ કરીને સ્ત્રીપુરુષ સંબંધને ને એની સંકુલતાને યોગ્ય રીતે નિરૂપે છે. વિશિષ્ટ સ્થિતિના મનો વેગો, એની જટિલતા ક્રમશઃ સંબંધિત પાત્ર ને ઘટનામાંથી સર્જાતા રહે છે. પૂર્વાર્ધમાંનું ઘટના ને સંવેદનોનું સંતુલન-સંકલન નવલકથાકારની -એ અંગેની સૂઝ-સમજ ને કલાકારની સભાનતાને વ્યક્ત કરે છે જો કે વારંવાર 'કેસેટ લોડ કરી'ને 'કોટેજીઝ' જેવા અંગ્રેજી શબ્દોનો વાપર ને શાસ્ત્રીય રાગો સાથે ભાવ-સ્થિતિને વાતાવરણને સાંકળવાના પ્રયાગો કયાંક કૃતક પણ લાગે છે હોસ્પિટલને દરિયાનાં વર્ણનો, ટૂંકા ને પાત્રોચિત માનસિક અવસ્થાને વ્યક્ત કરે એવા સંવાદો અને પાત્રોનું માનવીય વર્તન એ પરેશ નાયકની સર્જકદૃષ્ટિના જમા પાસા છે. આદિત્યની અંતિમ ઓક્તિ, આભા-ચિરંતનનો એક્સ્ટસીનો અનુભવ, ઓટમાં લુપ્ત થતી આભાની જળમયતા, કમળા ચિરંતનને નકારે છે એ ઘટનાનું નિરૂપણ ને સોયલના ઓથારયુકત ચિરંતનની તંદ્રિલ જલ્પના એ ગદ્યકાર પરેશની સફળતા છે. એથી તો અપેક્ષા રહે છે એમના ચોથા કથા મનોપ્રયત્નની... *

(ગુજરાતી અધ્યાપક સંઘના ૩૯મા સંમેલનમાં, અર્ધ વિભાગમાં, ડીસા ખાતે વંચાયેલો લેખ મઠારીને)

* 'જળ મને વાગ્યા કરે' . પરેશ નાયક, ૧૯૮૭, લોકપ્રિય પ્રકાશન, અમદાવાદ. મૂલ્ય : ૧૮-૭૫

" ભાવિ તો યુવાનોનું છે......એક બહાદુર, નિખાલસ, સ્વચ્છ હૃદયનો, હિંમતવાન અને અભીપ્સા સેવતો યુવાન એ જ એક માત્ર પાયો છે કે જેના ઉપર ભાવિ રાષ્ટ્રની રચના થઈ શકે છે...... યુવાનોને અમારું આવાહન છે. યુવાનોએ નવા જગતના ઘડવૈયા બનવાનું છે."

—શ્રી અરવિંદ

# નવનીતભાઇ ગાંધી

11, વિજય ચેમ્બર્સ, ડ્રીમલેન્ડ સિનેમા સામે, ત્રિભોવન રોડ,
મુંબઇ-૪૦૦ ૦૦૪ના સૌજન્યથી

## ચાર કાવ્યો | મનહર જાની

### એક : શિશિરાન્તે

ધૂળભર્યા પગરવની ઝોળી,
સરી જતી શમણે વનકેડી.
પાળ ઉપરથી ઉતરી હેઠી,
તળાવડી તરસેટે બેઠી.
ખર્યાં પાંદની ખખડે બેડી,
ઝરઠ ઝાંખરે ફરે હલેડી.

ઢગલો થઈને ઢળી પડી લો,
ટેકરીઓ આ મેલી-ઘેલી.
અળવીતરા તડકાનું ટોળું-
ચડે વાયરે જળ ઝ ઝેડી.
એકલ-દોકલ-ટહુકો ઝૂરે,
માળામાં સુનસુનતા ઘેરી.

### બે : ખંડિયર નીચે

મૂકયાં'તાં એક-બે લીલા પ્રસંગો પાનખર નીચે
અહીં તેથી બધી મોસમ છે ફૂલોની અસર નીચે.

હતી જે ખાનગી બાબત અમે જાહેરમાં મૂકી
અમે જુદાં નહોતાં દોસ્ત-દુશ્મનની નજર નીચે.

તમે બેઠો તમે ચાલો તમે દોડો તમે હાંફો
તમે ગુલમ્હોર શોધો છો ચમનનાં ખંડિયર નીચે.

સુકાયેલો બગીચો હાથમાં લઈને હું બેઠો છું
કદી તારી નજર નીચે કદી મારી કબર નીચે.

ખરેખર ડૂબનારાઓ જ સામે પાર જઈ પહોંચ્યા
અમે તરતા રહ્યા ડૂબી જવાના એક ડર નીચે.

### ત્રણ : મૃતપંખીનું ગીત

ખૂલી ચાંચમાં મૂગાં ટહુકા માળો ઝૂંથે :
બંધ ચોપચે પરોઢનું આકાશ કણૂસે.

લીલો લથપથ પવન ચૂગતી નજરું ચારેકોર,
રોમરોમમાં તરવરતો થ પકવરણો કલશોર.

ખટમીઠી છાંયડીઓના આળેખ ચરણથી છૂટે.
ખુલી ચાંચમાં મૂગાં ટહુકા માળો ગૂંથે.

ધુમ્મસ ભીંજ્યું ગગન નીકને ખાલીપો પંપાળે
ઝાંખાપાંખા પડછાયા તરતા આછા અજવાળે

ફફડફડતો અંધાર પાંખની પાંપણ લૂછે
બંધ પોપચે પરોઢનું આકાશ ઝળૂંબે.

## ચાર : વહેતી જમુનાની જેમ

અમે વહેતી જમુનાની જેમ વહેશું—
કે શ્યામ હવે મૂગાં મૂગાં જ બધું કહેશું.

વાંસળીના સૂર ક્યાંક વરસે તો—
ચોમાસું બેઠું છે એમ નહીં બોલીએ
ક્યાંક ફૂલ ખીલે કદમ્બના તો—
કાળજાની કળીઓ કદીય નહીં ખોલીએ

અમે હસતા હસતા જ રડી લેશું—
કે શ્યામ હવે મૂગાં મૂગાં જ બધું કહેશું.

શમણાંમાં મોરપીંછ મૂકીને ચીતરશું
ઝબકીને જાગવાનું સુખ
દર્પણની ડાળખીમાં સંળવળશું સહેજ
અને વાયરામાં વહી જાશું દૂર.

અમે અરધાં અધૂકડાં જ રહેશું—
શ્યામ હવે મૂગાં મૂગાં જ બધું કહેશું

[વિશ્વમાનવ

## એક : શરીરના અવયવોની ગઝલ

પગ : જ્યાં તમે થોભો છો ત્યાં કોઇ વળાંક છે
બે આંખ : તમે થાકો છો આ એનો વાંક છે
દશ આંગળા : ભીંજાઈએ આ આંઝવાથી કેમ ?
બે હોઠ : જળ નથી ને તરસ તો અથાક છે
જિહ્વા : હયો બોલવાના આ બધા પ્રકાર છે
મોઢું : અહીં તારે નહીં, મારે તો નાક છે
મન : શી ખૂબી ! ઝરણું ફૂટશું પર્વતને કે મને
બત્રીસ દાંત : હોઠ બંધ, સહુ અવાક છે
નાસાગ્ર : આહ ! આહ ! સુગંધોની આ લહર
અંતર ત્વચા : તરંગ આ જળનો જરાક છે
મોં : મારી બૂમ એકલી પડઘા સિવાયની
બે કાન : હેં હેં શું કહો છો ? અમને ધાક છે ?

## બે

તું જ્યારે અશું કશું બોલતી ન હોય ત્યારે
કેટલુંય સાંભળ્યાનો ભાસ થાય !
કાંઠે બેસીને કોઇ પાણીમાં ગળાડૂબ
ક્યાંયે તણાઈ જવું એટલે
રેતીમાં ભરતીના અંગભૂત કોઈ નામ
થૈને વણાઈ જવું એટલે
આ થોડા જોવાના તાંતણાઓ સાંધું તો
ચોમાસા જેવો રહેવાસ થાય.
બસમાં બેસીને કોઈ દશ્યને પસાર થતા
ઝાલવા જવાની મને ચિંતા,
લીલમાં અવાવરુ લિપિમાં મારી ભીંતો પર
લખી જાય લેખ તે નિયંતા ?
કાગળ દેવાને હાથ લંબાવે પોસ્ટમેન
એમ મારા લંબાતા શ્વાસ થાય....

## વિપ્રયોગી જીવના સોરઠા | હર્ષદેવ માધવ

આ અળવીતરા જીવને તને સ્પર્યાનો શાપ
લખચોર્યાશી પાપ, વચ્ચે આજ અભાગિયા

તરુવર છે છાંયો નથી, તળાવ છે નહીં નીર
નદી છતાં નહીં નીર, કેવા છળ છે પ્રીતના

સૂર્ય નથી તો પણ તપું, બળું છતાં નહીં આગ
તળિયું છું, નહીં તળા - હું કયા રણનો ભાગ છું

છસ્સો ચાલીસ હોર્સ પર વાગે તારું શહેર
યાદ કરે ખ ડેર, તું ક્યાંથી મારા ગામના ?

Fire brigade ને — phone કરી આ આગ
ચપટી શમણાં રાખ; આ ફાગે કે આ થયા !

Road ઉપર ખાખી પ્રભુ (!) સૌને ચીંધે side
કોઈ કરે નહીં guide, (મારે) ક્યાં જાવું જ્યાં તું મળે

તારું નઘરું શહેર તો, ઊડી ગયેલો Fuse
ચાર આખના News, એ શું જાણે જીતવા

કાંકરિયા જેવુંય તું મળી શકી જો હોત !
આંખો આમ ન રોત (એણે) દરિયા ક્યાં માગ્યા હતા ?

ચોવીસમું દઈ થીંગડું, મ્હેરી આજે જાત
રાત કહો તો રાત હું કોને કહું રે દિવસ....

## — | મનીષ પરમાર

શ્વાસ પર ફૂલનું તૂટતું ઘર લખું;
મ્હેંકતા શબ્દને આ હવા પર લખું
કોઈ ખૂણો હૃદયનો લખ્યાવણ નથી,
આંસુના શબ્દ કોરા ય ભીતરે લખું.

સૂર્ય જ્યારે રડી આથમી જાય છે;
જના ડૂસકાંઓ જિવનભર લખું.

મન ઊભેલું હવે સાતસો ગાંઉ પર,
શબ્દમાં એટલું લાંબું અંતર લખું.

સેજ સુકાય આંખો મહીં રેત છે,
આંસુ નીચે જ કોરા સમંદર લખું.

## નથી ગંધ થાતો | આહમદ મકરાણી

ખૂલી પણ શકું ના, નથી બંધ થાતો;
અરીસો સમયનો નથી અંધ થાતો.

ઘૂંટું છું સતત હું ભીતરમાં જ રહીને,
ત્વચા ઉપર તો નથી સ્પંદ થાતો.

ઊડી જાય મહેફિલ અરવ ઓરડામાં,
અજાણ્યો કોઇ સ્વર છે નથી મંદ થાતો.

સૂકી ડાળ થૈ ઝૂરવું સાવ ખાલી,
નથી ફૂલ થાતો, નથી ગંધ થાતો.

[ વિશ્વમાનવ

## પછી | આરીન મહેતા

અમે ખોબો ભર્યો ને થયા ખાલી
પછી જીવતરની વાત અમે માંડી....
લીલા અજવાસ કાંઈ ખૂટ્યા ખૂટ્યા
પછી રાતા તોરણ બે તૂટ્યા તૂટ્યા
અમે આંખો ભરી ત્યાં નદી ઠાલી
પછી શમણાંની છેકભૂસ માંડી...

ભીના દુકાળ હૈયે ઝૂલ્યા ઝૂલ્યા
પછી પાણીનાં રણ કે ખૂલ્યા ખૂલ્યાં

અમે છાતી તર્યા ને ગયા હાંફી
પછી સગપણની વાટ અમે છાડી...

દલિત સર્જન*

## હું કેશવ ગાંડા ભંગી | જયંતિ એન. મકવાણા

હું કેશવ ગાંડા ભંગી
મારા અન્નદાતા A. M. C. બ્રાન્ડના વાદળી પોશાકમાં સજ્જ.
'આશરમ' રોડ એ તો મારી
બાપુકી પેઢીનો ચીલો
અને ફૂટપાથની સોડમાં હોડીની જેમ નાંગરેલી,
કાટિયા કલરની-કેશવ ગાંડા નામવાળી-વ્હીલ બરો !
એ તો પિતાજીની ઇમ્પોર્ટેડ એમ્બેસેડર !
(એની ફી ચેઇન મારા ગળામાં જ તો !)
આ ઝાડું અમારું જીવનસાથી-કલ્પવૃક્ષ
અમારો બ્રેકફાસ્ટ-કીટલીની અંડધી.
શહેરની ગટરોને પાતાળ લોક નૈતરણી ગણી
લાંચ આપી છે સુકાદમોને.
મેનહોલનું ઢાંકણ ઉઘાડતાં ધસી આવતી,
સહસ સડ્યાં ભદ્ર શબોની સુવાસ.
સવલીની માએ ઉપાડેલ મળનું ડબલું,
ને દૂર નાગો ફરતો મારી પેઢીનો વારસદાર
બસ 'એ જ' અમારે માટે 'અનામત' !

* દલિત સાહિત્ય સંઘ ગુજરાત (દલપત ચૌહાણ ૪/૧૧૯ જીવણલાલની ચાલી, રખિયાલ ચાર રસ્તા, અમદાવાદ-૩૮૦ ૦૨૧) તરફથી પ્રગટ થયેલ દલિત કવિતાસંગ્રહ 'વિસ્ફોટ'ની ૬૪ કૃતિઓમાંથી કેટલીક અહીં રજૂ કરી છે.

હોટલની પછીતે અલાયદો મુકાયેલો મારો
બાદશાહી નાકું તૂટેલ કપ !
અને અખબારનાં પાનાંઓ પર
લાગી કષ્ટમુક્તિની મોટી મસ જાહેરાતો.
મારી ભીરુતાને પડકારે છે.
હું કેશવ ગાડા લાગ્યો...

## ગૈની | દલપત ચૌહાણ

આભલું તાક સ હુંકામ
કાટાળો કંથેર જેવુ,
હાવ ખાલીખમ પાદડાં વનું....
સુ કે તો તો
હે-ધ જે પેલ્લુ બાજરીયાળું હેતર રૂડુ !

મધરા વાયે વાગોળાતી સેમના જેવુ.
હોય જે પેલ્લુ ......હોય જે પેલ્લુ
પગલ્લાં મૂકજે પાંચ
ચાહડા વચ્ચે
ચાહડા વચ્ચે
પણ
તું વચમ પડી જ્યો ઓમ કે પણે છબૂ છબા છબૂ લોઇનું કૂંડું.—

માથડાં મેલ્યાં ઊંબરા ઉપર
પગલાં કાખમાં કલબલ કલબલ.......

હુંકડું હુંકડું મોત મેલ્યુને
પેટનો ગાભો ગળતો લોઈ.
ટપકૂ ટપકૂ આહુડોની વારતા ભૂંડી
જૂનાં પેલ્લાં ભેલછી ભીમરા
આજ મગોડી—વારતા ગૈની.
નવી નકોરી વારતા ગૈની.

માંડો હ્યા ભઇ વારતા ગૈની.
ગૈનીમ આસુ [એકલુ' ગૈની.
છગડે રોયું એકલું ગૈની.
પગલાં રોપે—લોડાય રોમો.

આરોઠામાં દાળનો દાણો ખેચી ન'રે ચાળો રે ચાળો
'હ્યા કૂણુ કેતું' તું આલજો બાપા—કોઇ ને કે,
'હ્યા કૂણુ કેતું' તું ખસજો બાપા—કોઇ ને કે.
'હ્યા કૂણુ કેતું' તુ જમજો બાપા—કોઈ ને કે.

ઘોધળે કાપા—ઘોધળે કાપા
જપશો ના એ ના ભૂલશો ગૈની.
ના વાત વીહારે વારતા ગૈની
આ ભલું તાકસ હું કોમ
આભલું આખું વારતા ગૈની

(ગૈની હત્યાકાંડના સંદર્ભમાં લખાયેલ કવિતા)

## બેંકમાં એપોઇન્ટમેન્ટ | મધુર આનંદ

બેંકમાં એપોઇન્ટમેન્ટ મળી-
બંદા તો ખુશખુશાલ !
પહેલો દિવસ—ચકચકિત કાઉન્ટર-સિલિંગ ફેન-
મેનેજરની પારદર્શક કેબીન.
મોર્ડન ફરનીચર—ઓલ અપ ટુડેટ.
ફાઇલો—કેશિયરો—લેજરો,
ફ્રેકોલર હોવાનો વ્હેમ-મેનેજરની ચકમક થતી
ટાઇપીનમાં આંખો પરોવા વાતો કરી—
બી. કોમ. માં પરસન્ટેજ—ગોલ્ડ મેડલની વાત
ઇરાદાપૂર્વક કરી.
પછી કાસ્ટ—મેરિડ કે અનમેરિડ ?
સૌ પ્રભાવિત-
કોઇને મારી ચામડીની દુર્ગંધ આવી નહીં.
કોઇને ખબર પડી નહીં;
મારી નસોમાં વ્હેતા ચાવડા—સોલંકી-ચૌહાણકુળના
અશુદ્ધ લોહીની
અનામત સીટો, સરકારી નોકરીના લાભો,
એવી વાતો થઈ—
ચોડીક ગાળો દીધી—સગા જાત ભાઇઓને
સાચી કાસ્ટ છૂપાવવા.
સૌ કોઇ બ્રોડ—માઈન્ડનું હતું.

બે–ચાર દિવસમાં તો
એક ચાલીના નાકા જેવી ચિરપરિચિત બની ગઇ
એકાએક
કોઈ શોધી લાવ્યું મારા ચૌહાણકૂળનું
સડી ગયેલુ મૂળિયુ.
થોડી ગપસપ મેનેજરની કેબિનમાં
હું જોઇ શકું તેમ ...
એમ ? S/C છે ? I see
સાલી ઇડિયટ આ ગવર્નમેન્ટ શું કરવા બેઠી છે ?
ન હેલો–ન બાયુ–
ન ભા–ન દરબાર–લાગ્યુ જાણે આ લોકોએ
મારો વશ નહિ–સર્વસ્વ લૂટી લીધુ હતું
જાણે મારા પેન્ટ–બુશર્ટ ઉતારી લઈ
રિલીફ રોડ પર
ભર બપોરે
નગ્નાવસ્થામા ચાલવાની
એમણે મને ફરજ પાડી હતી.

## અને મેં અટક બદલી | મધુર આનંદ

શ્રીમતિ મધુર આનંદના આગ્રહને વશ થઇ
અંબાજી ગયો હતો.
મારી સડિયલ જાતને ઢાકવા વિમલનાં વસ્ત્રો અને
શ્રીમતિ આનંદની રેશમી સાડીનો સુંગધિત સરસરાટ
અંબાજીના મુલાયમ પહાડોના અંજનથી
મારી જાતમા મધુરાનંદ છલકાતો હતો.
દાનની પહોંચમા નામની જરૂર પડી એકાએક
(ખિસ્સું કપાયુ હોય એવો ધ્રાસકો મનમાં પડ્યો
તો ય લખાવ્યુ, મધુર આનંદ ..)
મહેતાજીએ ઊંચુ જોયું .
'કેવા છો ?'
(હું અંબાજીના ડુંગર પરથી પથ્થરની જેમ ગબડયો.)
મારાં વિમલનાં વસ્ત્રો ફફડી ઉઠયા
શ્રીમતિ આનંદની સાડીનો સરસરાટ શમી ગયો ..
અને આ અટકની કાયમી ગરબડ દૂર કરવા,
મે અટક બદલી–મધુર ચમાર.

તે જ ક્ષણે
મારી પહાડોથી અજાએલી આંખોમાં
ઊગ્યો એક કાળો સૂરજ.

## ગઝલ | રમણ વાઘેલા

કોઇ નથી, કોઇ નથી, કોઇ નથી,
માણસ નામે કોઈમાં લોહી નથી !
નહીંતર રજળી 'જાય ના ભૂરો સમય,
લાશ પર લૂણો ખરો, મોહી નથી !
શ્વાસ હવે છેતરી શકે ના કોઇને,
પ્લાસ્ટીકના હાડ-ચામ, હા, લોહી નથી !

અક્ષરની આંખમાં હવે સ્મરણોની વેદના,
કાગળ પર ખાલી નામ છે, લોહી નથી !

જોઇ શકુ ના એટલે લોકી દીધી સોયા,
પાણી વહે છે આંખથી, લોહી નથી !

## કાવ્યનું મૂલ્ય | ચંદુ મહેરિયા

મારા કાવ્યનુ મૂલ્ય સમજાશે નહિ તમને.
ભલે "નવચેતન" ચેતન વિહોણુ ગણે એને
"કુમાર"ની કાવ્યસૃષ્ટિ માટે નેપથ્યવાસી ભલે રહું.
કવિતાને "કવિતા" દ્વારા જીવાડનારા દોસ્તો–
ભલે એને અકવિતા માને,
એક વિવેચક મિત્રવર તો કહેતા કે :
"શૈલી અને ભાષાના અનેક કાળાં કલંકો છે તમારા કાવ્યમાં"
અરે, કાળાં કલંકો જ, નહિ અમારો સૂરજ પણ કાળો છે.
"કાળો સૂરજ" લઇને નીકળ્યાં છીએ અમે તો.
એની આભાને તમારી અંધ આંખો નહિ પારખી શકે.
ભલે ન સમજાય મારા કાવ્યનું મૂલ્ય તમને !
મારે કવિ નથી થવું,
મારે તો વિદ્રોહી થવું છે વિદ્રોહી.
વિદ્રોહનો એકાદ શબ્દ પણ જો ઠાકુર વજેસંગના–
બધિર કાને અથડાશે તો !
મારે મન મારા કાવ્યનુ મૂલ્ય અમૂલ્ય હશે

એ—ચાર દિવસમાં તો
એક ચાલીના નાકા જેવી ચિરપરિચિત બની ગઈ
એકાએક
કોઈ શોધી લાવ્યું મારા ચૌહાણકુળનું
સડી ગયેલું મૂળિયું.
થોડી ગપસપ મૅનેજરની કેબિનમાં
હું જોઇ શકું તેમ......
એમ ? s/c છે ? I see
સાલી ઇડિયટ આ ગવર્નમેન્ટ શું કરવા બેઠી છે ?
ન હેલો—ન બાયુ—
ન ભા—ન દરબાર—લાગ્યું જાણે આ લોકોએ
મારો વંશ નહિ—સર્વસ્વ લૂંટી લીધું હતું
જાણે મારા પેન્ટ—બુશર્ટ ઉતારી લઈ
રિલીફ રોડ પર
ભર બપોરે
નગ્નાવસ્થામાં ચાલવાની
એમણે મને ફરજ પાડી હતી.

## અને મેં અટક બદલી | મધુર આનંદ

શ્રીમતિ મધુર આનંદના આગ્રહને વશ થઇ
અંબાજી ગયો હતો.
મારી સડિયલ જાતને ઢાંકવા, વિમલનાં વસ્ત્રો અને
શ્રીમતિ આનંદની રેશમી સાડીનો સુંગધિત સરસરાટ
અંબાજીના મુલાયમ પહાડોના અંજનથી
મારી જાતમાં મધુરાનંદ છલકાતો હતો.
દાનની પહોંચમા નામની જરૂર પડી એકાએક
(ખિસ્સું કપાયું હોય એવો ધ્રાસકો મનમાં પડ્યો
તો ય લખાવ્યું, મધુર આનંદ...)
મહેતાજીએ ઊંચું જોયું...
'કેવા છો ?'
(હું અંબાજીના ડુંગર પરથી પથ્થરની જેમ ગબડ્યો.)
મારાં વિમલનાં વસ્ત્રો ફફડી ઉઠયાં.
શ્રીમતિ આનંદની સાડીનો સરસરાટ થંભી ગયો...
અને આ અટકની કાયમી ગરબડ દૂર કરવા,
મેં અટક બદલી—મધુર ચમાર.

[ ત્રિકમાનંદ ]

તે જ ક્ષણે
મારી પહાડોથી અંજાએલી આંખોમાં
ઊગ્યો એક કાળો સૂરજ.

## ગઝલ | રમણ વાઘેલા

કોઇ નથી, કોઇ નથી. કોઇ નથી,
માણસ નામે કોઈમાં લોહી નથી !
નહીંતર રઝળી જાય ના ભૂરો સમય,
લાશ પર લૂણો ખરો, નોહી નથી !
શ્વાસ હવે છેતરી શકે ના કોઇને,
પ્લાસ્ટીકના હાડ-ચામ, હા, લોહી નથી !

અક્ષરની આંખમાં હવે સ્મરણોની વેદના,
કાગળ પર ખાલી નામ છે, લોહી નથી !

જોઇ શકુ ના એટલે લોકો દીધી સોયા,
પાણી વહે છે આંખથી, લોહી નથી !

## કાવ્યનું મૂલ્ય | ચન્દુ મહેરિયા

મારા કાવ્યનુ મૂલ્ય સમજાશે નહિ તમને.
ભલે "નવચેતન" ચેતન વિહોણુ ગણે એને
"કુમાર"ની કાવ્યસૃષ્ટિ માટે નેપથ્યવાસી ભલે રહું.
કવિતાને "કવિતા" દ્વારા જીવાડનારા દોસ્તો–
ભલે એને અકવિતા માને,
એક વિવેચક મિત્રવર તો કહેતા કે :
"શૈલી અને ભાષાના અનેક કાળાં કલંકો છે તમારા કાવ્યમાં"
અરે, કાળા કલંકો જ નહિ અમારો સૂરજ પણ કાળો છે.
"કાળો સૂરજ" લઇને નીકળ્યાં છીએ અમે તો.
એની આભાને તમારી અંધ આંખો નહિં પારખી શકે
ભલે ન સમજાય મારા કાવ્યનું મૂલ્ય તમને !
મારે કવિ નથી થવું,
મારે તો વિદ્રોહી થવું છે વિદ્રોહી.
વિદ્રોહનો એકાદ શબ્દ પણ જો ઠાકુર વજેસંગના–
બધિર કાને અથડાશે તો !
મારે મન મારા કાવ્યનું મૂલ્ય અમૂલ્ય હશે.

# અર્ધખુલ્લી બારી | ઊર્મિલા ઠાકોર

રાત્રિ. ગાઢ અંધકાર. સોપો પડી ગયેલો પાટ ઉપર તકિયાને અઢેલીને બેઠેલો નિરંજન અર્ધખુલ્લી બારીમાંથી બહાર જોયા કરતો હતો.

તેની ઉધરસ વાતાવરણમાં થીજી ગયેલી શાંતિને ચીરતી હતી. અકળાતી ઉધરસ સાંભળતાં બાજુના રૂમમાં સૂતેલા તેના બાના કાન સરવા થઈ ગયા. તેઓ છત તરફ તાકી રહ્યાં.

બાજુમાં સૂતેલી પત્નીના વાળ પસવારતો નિરંજન ઉધરસ ખાતો જતો હતો. ઉધરસ ધીમે ધીમે જોર પકડતી જતી હતી તેની પત્ની જરાક જાગી ગઈ. પતિ તરફ નજર કરી પડખું ફરી ગઈ.

"જરા...ઉકાળો."

છાતી પર હાથ ફેરવતાં ફેરવતાં નિરંજન બોલ્યો. તેને શ્વાસ લેવામાં તકલીફ પડવા લાગી. તેની ગૂંગળામણ વધવા લાગી ન છૂટકે તેણે સૂતેલી પત્નીને ફરી ઉઠાડવા પ્રયત્ન કર્યો.

"મી...ના ..ઉ...કા.. ળો"

"હજુ તમે આવા દેશી ઈલાજો છોડતાં નથી. મને તો જરાય પસંદ નથી. આના કરતાં તો એકાદ ટેબલેટ કે ઈન્જેકશન લઈ લો તો. નિરાંતે સૂવું નહીં ને બીજાને " બોલતાં બોલતાં બેઠી થઈ. બાકીના શબ્દો ગળી ગઈ. બધો જ અણગમો તેના મોંની રેખાઓ પર ઉપસી આવ્યો.

નિરંજને માત્ર નકારમાં માથું ધુણાવ્યું. મનમાં થતું હતું કે આને બિચારીને શી ખબર કે તેનાથી ડીસીઝ અને ડ્રગ્ઝના કાયમી વળગણ. વળી રીએકશન કેટલા....!

"ઉ...કા ..ળો પછી....શેક...." બોલતાં બોલતાં તેના ખખડી ગયેલાં ફેફસાંને ખૂબ શ્રમ પડવા લાગ્યો

"આના કરતા ..તો" ..

કહેતી મીના રસોડામાં ગઈ. તેના ચહેરાની રેખાઓ નિરંજનની નજરમાંથી છટકી શકી નહીં. વળી તેના શબ્દોનો ટોન તેના શ્વાસની માફક મનમાં ઘુમરાવા લાગ્યો.

તેનું મન ભૂતકાળની ગર્તામાં ધોવાતું ગયું. ઉધરસે તેના એક એક પડળ ઉખેડી નાખ્યાં. ક્યાં લગ્ન પહેલાંની મીના અને ક્યાં આજની ! તે કેવી દરેક બાબત મને પસંદ હોય એ જ કરતી. ! અને આજે ? નજર સમક્ષ માત્ર એક પ્રશ્નાર્થ જ ઉપસતું હતું.

હા, પોતે પણ આજે ક્યાં એનો એ હતો ! એક કાયમી દર્દી બની ગયો હતો આટલી નાની વયમાં આ મહાવ્યાધિ લાગુ પડયો અને હતો, જિંદગી સાથે જોડાઈ ગયો હતો. કદાચ તેથી જ મીના પોતાનાથી આટલી દૂર સરતી જતી હશે ..!

"લો, ઉકાળો." મીનાએ એના વિચારતંતુને તોડયો.

હાથના ઈશારાથી નિરંજને ટેબલ બતાવ્યું. વળી પાછો પોતે વિચારોમાં ગરકાવ થયો. કેટ-કેટલા વિરોધોની વચ્ચે પોતે તથા મીનાએ એક-બીજાને સર્વસ્વનું અર્પણ કર્યું હતું. એકબીજાના થઈ રહેવાના કોલ આપ્યા હતા....! અને આજે !

મીનાના વર્તનને પોતે વાગોળતો રહ્યો. તેના વર્તનમાં ઔપચારિકતા અને ફરજ તરવરતા લાગ્યા. કો'ક વર્તનમાં પોતાનું અપમાન થતું લાગ્યું.

"હજી ઉકાળો નથી પીધો ? સાવ ઠરી ગયો" કહેતીક ઊઠીને તે ઉકાળો ગરમ કરવા ગઈ

સર્વિસ, ઘરકામ, બાળકો તથા પતિની આ તબિયત, ચારેકોરથી ઘેરાયેલી મીનાના જીવનનો જાણે ઉલ્લાસ ઊડી ગયો હતો. પોતે બધું જ યંત્રવત્ કરે જતી હતી.

પરંતુ સતત સભરતા—જીવંતતા ઝંખતા નિરંજનથી આ ખાલીપો સહન થતો નહોતો

"લો" નિરંજનના હાથમા તેણે ઉકાળો આપ્યો તે ગટગટાવી ગયો.

"શેક કરવો છે ?"

"ના....ના".. કહી નિરંજન બારી બહાર જોતો રહ્યો. અંધકારના ઓળાને અજવાળતી કૃત્રિમ લાઇટો સિવાય કંઇ નહોતું.

નિરાંતે સૂતેલી પત્ની તરફ નજર મંડાતા નિરંજનનું હૃદય એકલતા અનુભવી રહ્યુ વિચારોમાંને વિચારોમાં રાત્રિ લંબાતી જતી હતી. સવારના સૂરજની રાહ જોતા નિરંજન પાસેથી રાત્રિનો અંધકાર ખસતો નહોતો તેની આંખો જરાક ભારે થઇ. પાપણો ઢળી. ત્યાં તો ઘડિયાળના ટકોરાએ ધ્યાન ખેંચ્યું

"સાડા પાંચ. પત્નીને ઉઠાડીને પોતે આડો પડ્યો

"ચ્હા લેશો" ?

"ના" કહી નિરંજન ઊંઘવા પ્રયત્ન કરવા લાગ્યો.

"હું જાઉં છુ." મીના યંત્રવત્ ચાલી ગઈ. તેની સર્વિસ સવારની હતી

આખી રાત પોતાની તબિયત સારી નહોતી તેની ખબર હોવા છતાંય મીના આમ જ ચાલી ગઇ. ... !

'પછી કેમ રહ્યુ', 'ઊંઘ આવી હતી' ! એટલુંય ન પૂછ્યુ...... !

મીનાનું વર્તન તેને અસહ્ય થઈ પડયું. તેની મનોવ્યથાને વાચા મળી શકે તેમ નહોતી. પોતે એનું સાન્નિધ્ય ઝંખતો હતો. ત્યારે તેની સહાનુભૂતિનો પણ અભાવ તેને અંદરથી કોરી ખાતો હતો. દિવસે દિવસે બેચેન બનતો જતો હતો.

નિરંજન ખ્યાતનામ બેરિસ્ટર હતો શરૂઆતના બે-ત્રણ વર્ષ લૉ ના અધ્યાપક તરીકે નોકરી સ્વીકારી હતી. પિતા મોટા સાહિત્યકાર હતા. લોહીમાં મળેલો વારસો તેણે જાળવી રાખ્યો હતો સારા લેખક તરીકે તેણે પ્રસિદ્ધિ મેળવી હતી.

પંદરેક દિવસથી તબિયત વધુ લથડી હતી. તેથી પોતે રજા પર હતો. ક્યારેય આરામ ન કરનાર તેને પથારી કેદ જેવી લાગતી હતી. તેના મિત્રો અવારનવાર તેની પાસે આવતાં અમિતા રોજ આવતી. તે પણ સાહિત્યની શોખીન હતી. બન્ને વચ્ચે સાહિત્યગોષ્ઠિ થતી. નિરંજનનું હૃદય આનંદવિભોર બની જતું.

બે દિવસથી અમિતા દેખાઈ નહોતી. એ કેમ નહીં આવી હોય તેનો વિચાર પોતે કરતો હતો ત્યાં બેલ રણુક્યો.

"આવ, કેમ બેન બહુ દહાડે" ! દરવાજો ખોલી આવકાર આપતાં જ ભાએ કહ્યુ.

"કોણ.......? અમિતા.... ! આવ.......હમણા જ તને યાદ કરી." અંદરથી નિરંજનનો અવાજ આવ્યો.

"કેમ છે ? કેવી રહી તબિયત" ?

"ચાલ્યા .. ...કરે છે."

"દવા તો દેશી જ ચાલે છે ને ?

"હા."

"એ જ સારી. એનાથી રાહત થોડી ધીમી પણ કાયમી. વળી કોઈ સાઈડ ઈફેક્ટ તો નહિ જ"

પોતાના વિચારોને અનુરૂપ એવો અભિપ્રાય સાંભળી નિરંજનને આપ્તજનની-આત્મીયતાની અનુભૂતિ થઇ આવી.

"હા, એ તો ખરું સ્તો. પણ આ લોકો કયાં

સમજતાં જ નથાને. રોજ એલોપથિની દવા માટે ભાષણો ઠોક્યા કરે છે."

"ના....ના અસ્થમા માટે તો દેશી જ સારી. તમને કેમ લાગે છે એનાથી" ?

"આમ તો સારુ . . પણ". . બોલતાં બોલતા જ નિરંજનને ઉધરસ ચડી. ઉધરસ સાથે શ્વાસની ગતિ પણ ઝડપી બની. તેના મોની નસો ખેંચાતી હતી. પાસળા પણ દુઃખવા લાગ્યા. શ્વાસ લેવામાં તકલીફ પડવા લાગી. અમિતા તેના વાંસામાં હાથ ફેરવવા લાગી. પરિસ્થિતિ નાજુક લાગતાં તેણે બાને બૂમ પાડી

દીકરાની ચિંતામાં રાત-દિવસ જાગ્યા કરતા બાની આંખ જરાક મળી હતી. તે બૂમ સાંભળી દોડી આવ્યા. તેની સ્થિતિ જોઇ તેઓ ગભરાઈ ગયા

"ભાઈ, પેલી ગોળી આપું" ? બાએ પૂછ્યું.

નિરંજને માથુ ધુણાવી ના પાડી

"ઉકાળો કરી લાવું, તેનાથી થોડું સારું લાગશે." કહેતા કહેતાં જ અમિતા સીધી રસોડામા જઈ ઉકાળો કરી લાવી.

ગરમ ગરમ ઉકાળો જતાની સાથે તેને થોડી રાહત થઈ.

"હાશ, મારો જીવ હેઠો બેઠો. તને સારું યાદ આવ્યું." બાએ નિરાંત અનુભવી

"ખૂબ સારૂ લાગ્યુ હોં" આભારવશ નજરે નિરંજન અમિતા તરફ જોઈ રહ્યો.

"લાવો, જરા વીક્સ ઘસી આપું. પછી જરા શેક કરીશું એટલે હૂંફ પણ વળશે. આરામ થશે તો ઊંઘ પણ આવી જશે"

'હૂંફ' શબ્દ સાંભળતા નિરંજનનું હૃદય છલકાઈ ઊઠયુ. મધુ' તારા શબ્દોની હૂંફ પણ ઘણી છે. તે મૌન રહ્યો.

અમિતા વીક્સ ઘસવા લાગી.

નિરંજનના મનમાં રાત્રિનું દૃશ્ય ખડુ થયુ. ઉકાળો અને મીનાનું વર્તન તાદૃશ થયું. પોતે મનોમન ક્ષણિક સરખામણી કરી બેઠો. મધુ' અમી રોજ સાથે હોય તો ..! મનમાં તો પોતે કઈક કેટલુય સર્જી બેઠો.

ખોવાઇ ગયેલા નિરંજનના મનનો તાગ મેળવવા અમિતા તેના ચહેરાની રેખાઓ વાંચવા લાગી.

"આને માટે તો દેશી ઈલાજો જ સારા." કશું જ ન સૂઝતા વીક્સ ઘસતા ઘસતા અમિતા બોલી.

"સાચુ...પણ આવી કોઇને પડી જ નથી ને ..!" નિરંજને મનોવેદનાને વાચા આપી.

"એવુ ન હોય, જોતા નથી બા રાત-દિવસ કેટલી ચિંતા કરે છે, અને મીનાબેનનું શરીર તો જુઓ ...કેવુ લેવાઈ ગયું છે...! બાળકો, ઘર, સર્વિસ બધુ જ સંભાળવાનું એટલે બધે સરખો ન્યાય ન આપી શકે બાકી તો..." અમિતાએ નિરંજનને મીના તરફ સહાનુભૂતિથી વિચારવા પ્રેર્યો.

"બાકી કશુ જ નહીં. એને તો મારી પડી જ નથી. હું જીવું કે . ." ધરતીના પેટાળમાંથી લાવારસ બહાર આવવા મથ્યો. અમિતાએ એને વચ્ચે જ રોકયો

"બસ...બસ...એવુ ન હોય. કહું, ખરેખર તો મનુષ્યની અપેક્ષાઓ જ વધુ હોય છે. પ્રેમ તો કયારેય કોઇનો ઓછો નથી હોતો" અમિતાએ કહ્યુ.

"માત્ર અપેક્ષાનો સવાલ નથી . અમિતા..." તે બોલતાં અટકી ગયો. તેની સામે મીનાના વર્તનની ઔપચારિકતા તરવરવા લાગી. લાગણી વિના માત્ર ફરજથી વર્તતી મીના તેની સામે આવી ઊભી. જ્યારે નિરંજન પોતાનામાં ઓતપ્રોત બની ઉમળકાથી કાર્ય કરતી મીનાને ઝંખતો હતો.

"એવું ન હોય. તેઓ તો કેટલા લાગણીશીલ છે." અમિતાએ તિરાડને સાધવા પ્રયત્ન કર્યો

"બહુ જ ઉપરછલ્લું ..."

"અરે, જો . જો બિચારાને અન્યાય કરી બેસતા. તમારો ભ્રમ હશે." અમિતાથી બોલાઇ તો ગયું પછી થયું કંઇક વધુ પડતું બોલાઇ ગયું તે તરત ચૂપ થઇ ગઈ

નિરંજન કંઇક બોલવા જતો હતો પરંતુ અમિતાએ એને રોક્યો.

"ચાલો, હવે તમે આરામ કરો હું શેક કરી આપું." કહી અમિતાએ શેક કરવાનો શરૂ કર્યો. નિરંજનની આંખ જરાક મળી

થોડીવારે પડખું ફરવા જતાં જાગી ગયો

"શેકથી ખૂબ સારું લાગ્યું... હો...મને તો ઊંઘ આવી ગઈ" ખૂબ હળવાશથી નિરંજને કહ્યું

"હું જાઉં ત્યારે" ?

"ના...ના ..બેસને જવાશે"

"તમે આરામ કરો. આરામથી જલદી સારું થશે."

"માત્ર આરામ કરવાથી થોડું સાજા થવાય" ?

"નહિ .તો. ." !

"સાજા થવા તો માણસને માણસની હૂંફ જોઈએ અમી." કહેતા નિરંજને શેક કરતી અમિતાનો હાથ પોતાના હાથમાં લઈ છાતી સરસો દબાવી દીધો.

"તું મારું કેટલું ધ્યાન રાખે છે.. અમી...!" નિરંજન સ્નેહભરી દૃષ્ટિથી અમિતા તરફ તાકી રહ્યો, અમિતા એની આંખોમાં ખોવાઇ ગઈ.

એકાદ પળમાં જ અમિતા સભાન થઈ ગઈ તેના મનમા ઘડીક તો ધમસાણ મચી ગયુ તેને થયું મારી તરફ દોરાતો નિરંજન ક્યાંક મીનાને અન્યાય કરી બેસશે તો ! કોઈ સ્ત્રીના હકોમા ભાગ પડાવવાનો કોઈ સ્ત્રીને શો અધિકાર . !

પોતે તરત ત્યાથી ઊભી થઈ ગઈ

"હું જાઉં છુ"

નિરંજન થોડો ઝંખવાણો પડી ગયો

"અમી, પરાણે લાગ્યુ ..હ ...બેસને"

કશું જ બોલ્યા વિના તે પથ્થરની મૂર્તિની જેમ જ ઊભી હતી. નિરંજને તેને હાથ પકડીને બેસાડી.

અમીનુ હૃદય લાગણી, સબંધો, ઔચિત્ય વચ્ચે ઝોલા ખાતુ હતુ તો મીનાની આકૃતિ તેની સામે તરવરતી હતી

"અમી, એ . ય સામુ તો જો ન ગમ્યુ હ"?

કોઈ જવાબ ન મળ્યો.

'અમી, તું તો સમજે છે.. ! ખરૂ કે ? પ્રશ્નાર્થસૂચક નજરે નિરંજને અમિતા તરફ જોયું.

અમિતાએ નીચુ જોઈ હકારાત્મક રીતે માથું હલાવ્યું.

મૌનનો દરિયો ઘુઘવાતો રહ્યો

થોડી વારે અમિતા ચુપચાપ ચાલી ગઈ

ફરી રાત ફરી પાછો ગાઢ અંધકાર ને ફરી પાછો અજંપાનો ભારઝાર એટક હારેલો થાકેલો નિરંજન તકિયાને અઢેલીને પાટ પર બેઠો બેઠો અર્ધ ખુલ્લી બારીમાંથી મીસા જેવા અંધકારને ઉકેલવા મથતો હતો.

---

# વસમો વજ્રઘાત× —પ્રિયવદન પટેલ

આઇ. પી. દેસાઈ સાહેબના, આમ પાકટ વયે પણ, 'અચાનક' ચાલી જવાથી એમની સાથે સંકળાયેલા મારા જેવા અનેકના વ્યક્તિગત, સામાજિક તેમજ વિદ્યાકીય જીવનમાં એક અત્યંત ઊંડો ખાલીપો શૂન્યાવકાશ સર્જાયો છે. તેમના દેહાંતથી એક વસમો વજ્રઘાત થયો છે એવી લાગણીઓ વણી-વળીને ભિંસે છે અને અંદરથી હચમચાવી જાય છે દેસાઇ સાહેબની ગેરહાજરીથી એક બીજો સવાલ પણ ઊઠે છે કે દેસાઈ સાહેબ સાથે એવો કોઈ વર્ષો જૂનો ગાઢ પરિચય કે સંબંધ તો હતો નહિ, તો પણ એમના જવાથી વ્યથિત કેમ થવાય છે ? આમ થવાના બે કારણ હોય એવું લાગે છે. એક તો એ કે ખૂબ ટૂંકા ગાળામાં દેસાઈ સાહેબ, મારી સામાજિક-કૌટુંબિક બાબતોમાં હમદર્દીનો અદકેરી અને વિશિષ્ટ રીતે સ્પર્શ કરાવી ગયા અને બીજું એ કે સામાજિક સંશોધનના વ્યવસાયમાં અવાર નવાર ઠોકરે ચઢતો 'કચરો' પોતાની આગવી શૈલી સમાન સૂપડામાં ઝાટકીને 'દાણા' દેખાડી ગયા

મને 'સેન્ટર'માં જોડાયે લગભગ સાડા-ચાર વર્ષ થયા શરૂઆતમાં તેઓ થોડા બરછટ અને ધારદાર જીભના તેમજ કઠોર સ્વભાવના સાવ અલગારી દેશી પ્રોફેસર લાગ્યા. પરંતુ ટૂંકે સમયમાં જ એમની વાત્સલ્યસભર કોમળતા અને નિર્મમ ઋજુતાનો એવો તો પરિચય થયો કે સેન્ટરમાં દેસાઈ-સાહેબની નિર્લેપ હાજરી તથા પજવે એવી ગેરહાજરી (જ્યારે-જ્યારે સુરતની બહાર જાય ત્યારે) અચૂક વર્તાતી. દેસાઈ સાહેબ સાથે પરિચય તો સુરતમાં આવ્યા પછી જ થયો. એમના વ્યવસાયમાં સંકળાયેલા ભલભલા પરિચિતો મારે "મારવાડી", "કણબા", "બામટા" કે "ફિરંગી" જેવા પર્યાયો વાપરી વાતાવરણને હળવા વ્યંગ અને રમૂજથી ભરી દઈ જે તે વ્યક્તિ પરનો એમનો હક દાવો ! સાવ કુદરતી રીતે છતો કરતા. દેસાઈ સાહેબ સાચે જ ખૂબ ખુલ્લા અને નિખાલસ મનના માનવી હતા એમના હાથ નીચે ભણવાનો કોઈ સીધો પ્રસંગ તો બન્યો ન હતો, પરંતુ 'બરોડા રાયટ'નો અહેવાલ લખતી વેળાએ કે અન્ય કોઈ એવા કામના પ્રસંગે કેટલીય વાર રોજ સવારે પાંચ વાગે દેસાઈ સાહેબ સાથે અચૂક બેઠો થાય જ મસ મોટું સફેદ 'ટમ્બલર' ભરીને ચા પીવે અને પિવડાવે. અર્ધા કલાકની આ બેઠકો મારા માટે ખૂબ જ પ્રેરણાદાયક અને વ્યવસાયની દૃષ્ટિએ ઉપયોગી નીવડી છે પરોઢિયાની એ બેઠકોમાંથી સામાજિક સંશોધનની સંસ્થાઓ, એમની કામગીરી, એમાં કામ કરતી સફળ-નિષ્ફળ વ્યક્તિઓના અધ્યયન પ્રયત્નો વિશે કે એમની સમાજ પ્રત્યેની જવાબદારીઓ તથા સમાનતા વિશે દેસાઈ સાહેબ પાસેથી જે સૂઝ-સમજ લાધી છે તે એટલી દુર્લભ લાગે છે કે આ આખામાં 'એવી' બેઠકો ફરી જામશે કે કેમ એ વિશે સતત શંકા રહે છે. અંગત કે જાહેર વાત-વિચાર સમજવાની અને સમજાવવાની એમની રીતભાત જ અનોખી હતી સેન્ટરમાં મારાં આ વર્ષો દરમ્યાન ઘણી વાર એવું લાગતું કે દેસાઈ સાહેબ એટલે નિરાંત અને અદકેરું નિવૃત્તિનું બીજું સ્વરૂપ હતા, પરંતુ હકીકતમાં તો દેસાઈ સાહેબને વહેલા પરોઢિયે (સંસ્થાની એમની રૂમમાં) અસલ દેશી બેઠક જમાવીને વાંચતા-લખતા જોઈએ ત્યારે એમ લાગે કે આ તો યુવાનને શરમાવે એવી નરી પ્રવૃત્તિનું જ બીજું સ્વરૂપ છે !

× પ્રો. આઇ. પી. દેસાઈ. પ્રખ્યાત સમાજશાસ્ત્રીના સુરત ખાતે તાજેતરમાં થયેલા અવસાન વેળાએ અંજલિના બે શબ્દો.

ઉચ્ચ શિક્ષણ અને સામાજિક સંશોધનમાં દેસાઈ સાહેબે આખુ આયખુ ખર્ચી નાખ્યું, તેથ આજે વ્યવસાયમાં જે ઠેર-ઠેર જોવા મળે છે એવો, લચી પડતો વિદ્વત્તા ભારે દંભ, ભાર કે આળસાપણાને એમના સ્વભાવ, વાણી કે વર્તનમાં મેં કદી જોયાં હોય એવું યાદ નથી સામાજિક સંશોધન સાથે સંકળાયેલા અત્યંત ગંભીર પ્રશ્નો કે સમસ્યાઓની દેસાઈ સાહેબ સાથે જે કંઈ છૂટી-છવાયી અને અછડતી વાતચીત થઈ અથવા તો એમને કોઈની સાથે ચર્ચા કરતાં સાંભળ્યા હોય તો, તેમાં આ હકીકત તરી આવ્યા વિના રહી નથી તેઓ અત્યંત હળવાશથી જે-તે કક્ષાની વ્યક્તિ કે સંસ્થાના પ્રશ્નોમા એકસરખો રસ દાખવતા અને વડપણ, વિદ્વત્તા કે ગુરુપણાનો જરાય ડોળ કર્યા વિના યથાયોગ્ય નિવેડો લાવવા મથતા જોયા છે 'ધરતીની આરતી' માં સ્વામી દાદાએ પાટીદાર અને અનાવલા દેસાઈ જ્ઞાતિઓની ખૂબીઓનું જે વિવરણ કર્યું છે એનું દેસાઈ સાહેબ સાક્ષાત્કાર સ્વરૂપ હતા.

સામાજિક સંશોધન કેવી રીતે થાય, કયા સામાજિક પ્રશ્નોનો કઈ પદ્ધતિથી અભ્યાસ થાય, ભારેખમ ભાષાનો મોહ કે આડંબર રાખ્યા વિના સામાજિક સમસ્યાને કેવી રીતે વર્ણવવી, બીજા કોઈને તમારો લેખ ગમશે કે નહિ અથવા તો એ છપાશે કે નહિ એની પરવા કર્યા વિના પોતાના વિચાર, માહિતી અને માન્યતાને વફાદાર રહીને જ જે તે લખવું અથવા કહેવું એવો એમનો સ્વભાવ આમેય ખૂબ નવાઈ પમાડી ગયો. અહીં 'નવાઈ' શબ્દ એટલા માટે વાપર્યો છે કે આવું બધું મુખ્ય-રટણ તો આ ક્ષેત્રના ભલભલા ધુરંધરોના મુખે "પઢો રે પોપટ રામ રામ."ની માફક કેટલીય વાર સાંભળ્યું હતું પરંતુ દેસાઈ સાહેબ એક અસલ ખમતીધર ભડવીરની માફક આ બધી ખૂબીઓ અને વિશિષ્ટતાઓ પચાવી ગયા. એમની દિનચર્યા અત્યંત નજીકથી જોઈ જાણી અને માણી હોવાથી આ સત્ય લાધ્યું. "પરદેશમાં શું દાટયું છે, અહીં જ કામ કરીને" એવું કહીને અનેકમાંના એકાદ કારણસર દર ત્રણ-ચાર વર્ષે એક યા અને તેટલીવાર દુનિયાના છેડાઓનો આંટો મારી આવનારા સંશોધન ક્ષેત્રના ધુરંધરો માટે દેસાઈ સાહેબ દીવાદાંડી પુરવાર થાય એવું જીવી ગયા દેસાઈ સાહેબે પરદેશમાં પગ ના મૂક્યો પણ પરદેશી અભ્યાસીઓ સાથે એકરંગ થઈ એમને જીવના સેન્ટરમાં સૌએ નિહાળ્યા છે.

મહેનતકશ મજૂરવર્ગ અથવા સમાજના કચડાયેલા વર્ગો માટે તેઓ ખાસ સહાનુભૂતિ અને મમત્વ ધરાવતા હતા. મધ્યમ બુદ્ધિજીવીઓના શબ્દાડંબરથી અંજાયા નહિ કે એવા મોહમાં ના પડ્યા, એની પાછળ એમના જીવનની દૃષ્ટિ કદાચ કારણરૂપ હશે કોઈ પણ રસ પડતા વિષયમાં સાચા અને યથાયોગ્ય સવાલો પોતાની જાતે ઊભા કરી તેના જવાબ શોધવાની પ્રામાણિક અને સંનિષ્ઠ મથામણ એટલે સામાજિક સંશોધન એવું દેસાઈ સાહેબ પાસેથી શીખવા મળ્યું. વડોદરામાં સંશોધન અભ્યાસ દરમ્યાન થયેલા કેટલાક અનિચ્છનીય અને કડવા અનુભવો દરમ્યાન દેસાઈ સાહેબની અબોલ પણ સ્પર્શી જાય તેવી હૂંફ ખૂબ મદદ કરી ગઈ. દેસાઈ સાહેબ સીધુ તો કદી પૂછતા જ નહીં પણ ગમે તેવી નાજુક કે ગંભીર વાત અતિ સહજતાથી સાંભળી, આગવી કોઠાસૂઝથી કારગત ઉપાયો સૂચવતા. તેઓ જ્યારે સેન્ટરના વડા તરીકે સ્ટાફમાં હતા ત્યારે તો તેમની સાથે કામ કર્યાનો મને કોઈ અનુભવ નથી કે નથી એમના સમગ્ર જીવનકાર્યને મૂલવવાની શક્તિ. ભારતના એક અગ્રગણ્ય સમાજશાસ્ત્રી તરીકે તેઓનું આદાન-પ્રદાન કેવું રહ્યું તેની વિગતવાર ચર્ચા કે છણાવટ અન્ય પ્રયાસોમાં જરૂર આવરી લેવાશે. છેલ્લા ૪-૫ વર્ષમા. સેન્ટરમાં એમને મળવા આવેલા સામાજિક સંશોધનના દેશ-વિદેશના ધુરંધરોને જોવા, જાણવા તથા સાંભળવાનો લ્હાવો એમની

હાજરીને લીધે મને મળ્યો તેને હું મારું અહોભાગ્ય ગણું છું. પ્રો. કે. સી મહેતાએ તો અનેક વાર લખ્યું તેમ જ પ્રવચનોમાં કહ્યું છે કે આઈ. પી દેસાઈ એટલે બુદ્ધિજીવીઓ માટે સુરત આવવાનું એક જ અથવા અનેકમાનું એક ખાસ કારણ.

છેવટે, ૮૪–૮૫ દરમ્યાન સેન્ટરમાં જ રહેવા આવ્યો હોવાથી મારી કામગીરી એવી રીતે ગોઠવાઈ કે ઓફિસ અને ઘર વચ્ચેની ભેદરેખા લગભગ અદશ્ય થઈ દેસાઈ સાહેબ સાથેના સાન્નિધ્યની તક વધી સેન્ટરમાં કુલ ૧૦ અને એક તેઓ પોતે એમ અગિયાર કુટુંબો વસ્યા. આથી, એક મિત્ર તો અહીંના આ સમગ્ર વાતાવરણને "આ. પી. ઈલેવન" કહી રમૂજ કરતો. સેન્ટરમાં કોઈ પણ નાની-મોટી વ્યક્તિ માંદી-સાજી હોય તો તેની ચિંતા અને ફિકર કુટુંબના એક વડીલની માફક કરતા તેથી જ સેન્ટરમાં વસેલાં કુટુંબો એમને ક્યારેક 'દાદાજી'ના વ્હાલા નામથી બોલાવતાં અચૂક ઉલ્લેખતા. ૨૧મી જાન્યુઆરીની સવારે છાપું વાંચતા-વાંચતા ખુરશીમાં જ ઊંઘતી મુદ્રામાં એવી તો સોડ તાણી કે કોઈને જાણવાયે ના દીધુ ; જિંદગી તો જિંદાદીલીથી જીવી ગયાં પણ મોતનુંય શાંત શરણુ ગૌરવપૂર્વક લેતા ગયા. એમનાં અદમ્ય ગાઢ સમાગમ, સંપર્ક અથવા પરિચયમાં આવનાર મારા જેવી અનેક વ્યક્તિઓને અવશ્ય લાગશે કે આપણે ખૂબ જ માયાળુ અને સજ્જન સ્વજન ગુમાવ્યા છે

## સ્વ. મૂળશંકર ભટ્ટ | નીરુભાઈ દેસાઈ

આથમતી પેઢીના ઓલવાયેલા દીપકોમાં અગ્રસ્થાન શિક્ષકોને મળ્યું છે તેથી આશ્ચર્ય પામવા જેવું નથી. આઈ. પી દેસાઈએ ગુજરાતના વિચાર ઘડતરમાં અને તે દ્વારા સમાજજીવનને નવી દિશા આપવામાં જેવો હિસ્સો આપ્યો તેવો જ મૂળશંકર મો. ભટ્ટનો દક્ષિણામૂર્તિ દ્વારા શિક્ષણ ક્ષેત્રે સ્વ નાનાભાઈ ભટ્ટ, ગિજુભાઈ બધેકા, હરભાઈ વગેરેના ગાઢ સાથીદાર તરીકે સમાજ જીવનને નવો ઓપ આપવામાં યશસ્વી પ્રદાન કર્યું છે. દક્ષિણામૂર્તિમાં જ તેમણે અભ્યાસ કર્યો હતો અને પછી અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠમાં સ્નાતક થયાં. ગિજુભાઈના જન્મ શતાબ્દી વર્ષમાં જ ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણનો પાયો નાખનાર મોંઘીબાઈ ઠાકર (અમદાવાદની વિખ્યાત શિક્ષણ સંસ્થા શારદામંદિરના મૂળ સ્થાપક) ભાસ્કરરાવ વિદ્વાંસ (ભૂગોળના અગ્રગણ્ય શિક્ષક રાષ્ટ્રીય લડતોમાં કારાવાસ વેઠનાર અને મરાઠી સાહિત્યકાર ખાંડેકરની નવલકથાઓનો અનુવાદ કરનાર ગોપાલ રાવ વિદ્વાંસના ભાઈ)એ બધાય શિક્ષણકાર્ય દ્વારા ગુજરાતની આખી પેઢીને તૈયાર કરી હતી.

મૂળશંકરભાઈ ૧૯૬૫ સુધી દક્ષિણામૂર્તિ, પછી ઘરશાળા, આમલા ગામ દક્ષિણામૂર્તિ અને છેવટે લોકભારતીમાં અધ્યાપક, ગૃહપતિ, અને આચાર્ય તરીકે વિવિધ સેવાઓ બજાવતા રહ્યા.

આજે જ્યારે શિક્ષણ ક્ષેત્રે અંધાધૂંધી ભરી પરિસ્થિતિ પ્રવર્તે છે. દિશા અને સુકાન વગર શિક્ષણનું વહાણ લગભગ ભાંગી પડવાની સ્થિતિમાં છે ત્યારે આવા શિક્ષકોની વિદાય સાલશે જ. ૧૯૬૫માં લોકભારતી સણોસરામાંથી નિવૃત્ત થયા સંચાલકો સાથે થોડોક મતભેદ પણ હતો, તેને વાગોળવાને બદલે, ભાવનગરમાં બેઠાં બેઠાં તેમણે સમાજ શિક્ષણનું કાર્ય ચાલુ રાખ્યું. ભાવનગરમાં તેમનું મકાન સૌને માટે એક પરિવારસમું હતું. રાષ્ટ્રીય અને શિક્ષણ વિષયક સમસ્યાઓ માટે બધા તેમના દિશાદર્શન માટે જતા તેમના દ્વારે

નિવૃત્તિ પછી છેલ્લાં થોડા વર્ષોમાં વિનોબાજીએ સ્થાપેલ આચાર્ય કુળના અધ્યક્ષ પદેથી તેમણે સર્વગ્રાહી શિક્ષણના મૂલ્યોનું જે દર્શન કરાવ્યું છે તે તો મ બસ્થ કરવા જેવું છે

* તેમના અવસાન પછી થોડાક જ દિવસોમાં ભાવનગર જવાનું થયેલું ત્યારે તેમના પરિવારને મળવા ગયો હતો. "ભાઈ"ની સુવાસ સમગ્ર ઘર અને કુટુંબ પર છવાયેલી હતી. તેમને ગુમાવ્યાનું દુઃખ બધાને હતું. પરંતુ ક્યાંય ગમગીની નહોતી. ઊલટું ભાઇના જીવનકાર્યની પ્રસન્નતા વિલસતી હતી. ઘણાય સંબંધીઓને ત્યાં મૃત્યુ માટે વસવસો પ્રગટ કરવા જવાનું બન્યું છે. અહીં પહેલી જ વાર એવું કુટુંબ બન્યું કે જ્યાં મૃત્યુ માત્ર મરી નહોતું ગયું પરંતુ જીવનની કલા સાથે મહોરી ઊઠ્યું હતું.

મૂળશંકરભાઈની વિદાય સાથે દક્ષિણામૂર્તિના તેજસ્વી શિક્ષકોની એક પેઢીનો અંત આવે છે એટલું જ નહી, ગુજરાતમાં આવા શિક્ષકોએ તેજસ્વી પ્રદાન સમાજ ઘડતર અર્થે આ ક્ષેત્રે કર્યું છે, તેનું યે સ્મરણ થાય છે. વર્તમાન ગુજરાતમાં આવા શિક્ષકો આજે કેટલા છે તેની ખબર નથી. જે નજરે પડે છે તેમનામાં નથી તેમના જેવો અભ્યાસ, નથી નિષ્ઠા કે નવી પેઢીને ઘડવાનો કોઈ આગ્રહ કે પ્રયાસ.

આપણુ શિક્ષણક્ષેત્ર કેવુ ગરીબ, પાંગળુ અને નિર્વીર્ય બની ગયું છે !


ફોર્મ-૪ (નિયમ ૮ મુજબ)

૧. પ્રકાશન સ્થળ : વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ :
જ્યુપિટર એપાર્ટમેન્ટ—૧, પ્રોડક્ટિવિટી રોડ, વડોદરા–૩૯૦ ૦૦૫
૨. પ્રકાશનનો સમય : માસિક
૩. મુદ્રક પ્રકાશક અને સંપાદક . ગિરધર તલાટી
૪. રાષ્ટ્રીયતા : ભારતીય
૫ સરનામું : પ્રકાશન સ્થળ મુજબ
૬. મુદ્રણ સ્થળ : એકતા આર્ટ, જાગ્ગુડી કુઈ, હાલિયા વાડી પાસે, વડોદરા.
૭. માલિક : વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ.

હું ગિરધર તલાટી આથી જાહેર કરું છુ કે મારી જાણ અને માન્યતા પ્રમાણે ઉપર્યુક્ત માહિતી સત્ય છે

તા. ૩૧-૩-૮૫

ગિરધર તલાટી
પ્રકાશકની સહી.
(વિશ્વમાનવ)


## ચાલુ અંકની અનુક્રમણિકા


* આત્માવિહોણુ વિજ્ઞાન . શિશિરકુમાર ઘોષ (અનુ. મનોજ ઓઝા) ૧૫૭
* વિભૂતિ વંદના : રસ્કિન ચન્દ્રકાન્ત શેઠ ૧૬૨
* દબાણ જૂથો અને ભારત-અમેરિકાની રાજ્યપદ્ધતિ જી. ગોપાલ રેડ્ડી (અનુ ડૉ. હરીશ વ્યાસ) ૧૬૭
* પક્ષ પલટા વિરોધી કાયદો . રોગ અને ઇલાજ . દિનેશ શુક્લ ૧૭૭
* 'જળ મને વાગ્યા કરે' : કથા અને નિરૂપણ બારીન મહેતા ૧૮૬
* કાવ્યગુચ્છ . સં. યોગેશ જોષી ૧૮૯
* વાર્તા . અધખુલ્લી બારી : ઊર્મિલા ઠાકોર ૧૯૮
* અંજલિ . (વસમો વજ્રઘાત : પ્રિયવદન પટેલ સ્વ. મૂળશંકર ભટ્ટ : નીરુભાઈ દેસાઈ) ૨૦૨

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

ક અને મુદ્રક . ગિરધર તન્નાગી, જ્યુપીટર એપાર્ટમેન્ટ - ૧, ફ્લેટ નં ૩, પહેલે માળે, પ્રોડક્ટિવીટી

## દરગુજર કરશો

છેલ્લા ત્રણેક મહિના થયાં ગુજરાત જે બેહાલીમાંથી પસાર થયું છે તેમાં કોઈના હાથમાં કશું ન રહ્યું. છેવટે જોડિયો અંક પણ ધાર્યા કરતાં ઘણો મોડો પડયો, અને 'અનામત' અંગે તારવી-સાચવી તૈયાર કરેલી ઘણી સામગ્રી જતી કરવી પડી છે; અને જે છપાઈ છે એય ઘણાને વાસી લાગે તો દરગુજર કરવા વિનતી છે

—મો. ગાં.

## આ અંકની સામગ્રી


આધ્યાત્મિકતા અને બૌદ્ધિકતા
—બાલકૃષ્ણ વૈદ્ય ૨૦૭

પૂર્વદર્શન : આર્થિક માળખામાં મહાપરિવર્તન
—ઍલ્વિન ટોફ્લર (અનુ : ભુવનેશ ઓઝા) ૨૧૩

ગણતંત્ર વિનાશ શીલ
—રોમેશ થાપર (અનુ. યશવંત ત્રિવેદી) ૨૧૭

સાયેગ ઈસ્સાની નજરે (હમ બેનીન હૈ)
—(સુ. ગાંધી) ૨૨૦

નર્મદાશંકર દેવશંકર મહેતા (વિભૂતિવંદના)
— ચંદ્રકાન્ત શેઠ ૨૨૫

રોમેન્ટિક કવિની ક્લાસિક મુદ્રાનો અણસાર
—પારીન મહેતા ૨૨૮

ઠાવકમાલ (વાર્તા)
પૂનોસુકે આકુટાગાવ (અનુ : હેમાંગિની શાહ) ૨૩૪

(અંજલિ) ઠાકુરડી ચેહજીના વડાના દાદા
—યોગેન્દ્ર વિ. ભટ્ટ ૨૩૯

ઍનાર્ડની જુ. ને અંજલિ ૨૪૮

કુ. ઇંદુબેન શેઠને સ્નેહાંજલિ
— પ્રા. હરીશ વ્યાસ ૨૪૮

સંસ્કાર પુરુષ (રણછોડભાઈ પટેલ)ની વિદાય
—વસંતભાઈ લાખાણી ૨૫૦

સર્વ ધર્મના ઉપાસક રણછોડભાઈ
—પ્રા. નીતિન જે વ્યાસ ૨૫૧

...પુરુષના સાથી (જે મો. દીક્ષિત)

...યસુની વિદાય —મો. ગાંધી ૨૫૪

વિશેષાંક

— અનામત: કેટલાંક પ્રસ્તુત પાસાઓ
—ભોગીભાઈ ગાંધી ૨૫૬

— સરકારી કર્મચારીઓના સમાધાનના મુદ્દા ૨૬૬

— બંધારણીય માર્ગદર્શન : સૌની સમાનતા, છતાં 'પછાતો'ને વિશેષાધિકાર ૨૬૯
—આણંદભાઈ જશભાઈ પટેલ ૨૭૧

— ભારતની સર્વોચ્ચ અદાલતના ન્યાયમૂર્તિઓનાં તાજેતરનાં મંતવ્યો ૨૭૩

— સૌ મૌલિક યોગદાન કરે
—વિમલાબેન ઠકાર ૨૭૪

— વિમર્શ. આંદોલન — સર્વાંગી ન્યાયની દિશા
—ભોગીભાઈ ગાંધી ૨૭૫

— અનામતનો ઊકળાટ
—મનુભાઈ પંચોળી (સણોસરા) ૨૭૭

— નૈતિક સાર્થકતાની દિશાનો અલ્પતમ કાર્યક્રમ —ડૉ. ઉપેન્દ્ર બક્ષી યશવંત શુક્લ ૨૭૯

— પત્રો બાબુભાઈ જ. પટેલ ૨૮૨

—આંદોલનની ઊજળી બાજુ ૨૮૫

—વિશિષ્ટ ઉદ્ગારો ૨૮૭
(૨૮૧, ૨૮૪, ૨૮૬)

— અનામત મડાગાંઠનો ઉકેલ અઘરો નથી
—જનક ૨૮૯

# આધ્યાત્મિકતા અને બૌદ્ધિકતા

બાલકૃષ્ણ વૈદ્ય

Science Age માસિકના જુલાઈના અંકમાં કાર્લ ફેડલેકનો લેખ Spirituality and the Rationality છપાયો છે અધ્યાત્મ વિરોધી દૃષ્ટિબિંદુ રજૂ કરેલું છે. શ્રી બાલકૃષ્ણ વૈદ્ય એ લેખના મુદ્દા તારવીને સાચી અધ્યાત્મ દૃષ્ટિ પ્રસ્તુત કરી ગેરસમજ દૂર કરવા મથે છે

લેખક જર્મન વૈજ્ઞાનિક વર્નર હાઈઝેનબર્ગનું કથન ટાંક્યું છે કે "યુરોપમા વિજ્ઞાન અને યંત્રકૌશલ્ય બસો ત્રણસો વર્ષથી વિકસી રહ્યું છે. પરંતુ જે યુરોપથી તદ્દન ભિન્ન સંસ્કૃતિ ધરાવનારા દેશોમા વિજ્ઞાન અને યંત્રકૌશલ્ય બે ત્રણ દાયકાથી આવ્યું છે ત્યા પણ તેણે આઘાતપ્રદ અસર પહોંચાડી હોય એ સ્વાભાવિક છે." પરંતુ, આ લેખમાં તો, ભારતની આધ્યાત્મિકતાએ જ્યાં વિજ્ઞાન અને યંત્રકૌશલ્ય ખૂબ વિકસ્યાં તે યુરોપ અને અમેરિકા પર આક્રમણ (?) કરીને જે અસર પહોંચાડી છે એની સામે વિરોધ વ્યક્ત કરવામા આવ્યો છે લેખકની દલીલો નીચે પ્રમાણે છે–

(૧) સૌથી પહેલા, પ્રથમ મહાયુદ્ધના કાળમા થિયોસોફીએ પૌર્વાત્ય આધ્યાત્મિકતાનો પ્રચાર યુરોપ અમેરીકામા ઘણો વધારેલો. ત્યાર પછી સ્પેન્ગલરે 'સાંસ્કૃતિક નિરાશાવાદ' નામક પુસ્તક લખ્યું રોઝેનબર્ગે તો "વિચારવાનું બંધ કરો, સ્વીકારી લો અને આજ્ઞાનો અમલ કરો." એવા સૂત્રોનો બહોળો પ્રચાર કર્યો. અંત-પ્રેરણાને બુદ્ધિથી અત્યંત ચઢીઆતી કરી. એ અરસામાં ઘણા દેશોમા લોકશાહી તૂટી. બુદ્ધિને તુચ્છ ગણીને અંત-પ્રેરણાની પ્રતિષ્ઠા કરનારા પાઠ્યપુસ્તકો લખાયાં. આ મનોદશાએ મુસોલીની અને હીટલર ઊભા કર્યા. સંહાર અને વિનાશ વેરાયો બે અણુબોંબ પડ્યા ત્યારે આ અંત પ્રેરણાની પ્રતિષ્ઠા તૂટી.

(૨) બીજા મહાયુદ્ધ પછી જે 'પરિસ્થિતિ ઊભી થઈ તેમાં લોકોમા પ્રુત વ્યક્તિવાદનો ઉદય થયો. અલબત્ત, એ વ્યક્તિ સમાજના એક ભાગ તરીકે હતી અને સમાજનું નાનામા નાનું એકમ કુટુંબ હતું પુરુષ વ્યવસાય કરે, સ્ત્રી એમાં મદદ કરે અથવા એ પણ અન્ય વ્યવસાય કરે, છોકરાઓને છાત્રાલય વાળી શાળાઓમા દાખલ કરવામાં આવે. માબાપ આશા રાખે કે







# આધ્યાત્મિકતા અને બૌદ્ધિકતા

બાલકૃષ્ણ વૈદ્ય

Science Age માસિકના જુલાઇના અંકમા કાર્લ કેડલેઝનો લેખ Spirituality and the Rationality છપાયો છે અધ્યાત્મ વિરોધી દૃષ્ટિબિંદુ રજુ કરેલું છે. શ્રી બાલકૃષ્ણ વૈદ્ય એ લેખના મુદ્દા તારવીને સાચી અધ્યાત્મ દૃષ્ટિ પ્રસ્તુત કરી ગેરસમજ દૂર કરવા મથે છે

લેખકે જર્મન વૈજ્ઞાનિક વર્નર હાઈઝેનબર્ગનું કથન ટાંક્યું છે કે "યુરોપમા વિજ્ઞાન અને યંત્રકૌશલ્ય બસો ત્રણસો વર્ષથી વિકસી રહ્યુ છે પરંતુ જે યુરોપથી તદ્દન ભિન્ન સંસ્કૃતિ ધરાવનારા દેશોમા વિજ્ઞાન અને યંત્રકૌશલ્ય બે ત્રણ દાયકાથી આવ્યું છે ત્યા પણ તેણે આઘાતપ્રદ અસર પહોચાડી હોય એ સ્વાભાવિક છે" પરંતુ, આ લેખમાં તો, ભારતની આધ્યાત્મિકતાએ જ્યા વિજ્ઞાન અને યંત્રકૌશલ્ય ખૂબ વિકસ્યાં તે યુરોપ અને અમેરિકા પર આક્રમણ (!) કરીને જે અસર પહોચાડી છે એની સામે વિરોધ વ્યક્ત કરવામા આવ્યો છે. લેખકની દલીલો નીચે પ્રમાણે છે–

(૧) સૌથી પહેલા, પ્રથમ મહાયુદ્ધના કાળમા થિયોસોફીએ પૌર્વાત્ય આધ્યાત્મિકતાનો પ્રચાર યુરોપ અમેરીકામા ઘણો વધારેલો. ત્યાર પછી સ્પેન્ગલરે 'સાસ્કૃતિક નિરાશાવાદ' નામક પુસ્તક લખ્યું રોઝેનબર્ગે તો "વિચારવાનું બંધ કરો, સ્વીકારી લો અને આજ્ઞાનો અમલ કરો." એવાં સૂત્રોનો બહોળો પ્રચાર કર્યો. અંતઃપ્રેરણાને બુદ્ધિથી અત્યંત ચઢીઆતી કરી. એ અરસામાં ઘણા દેશોમા લોકશાહી તૂટી. બુદ્ધિને તુચ્છ ગણીને અંતઃપ્રેરણાની પ્રતિષ્ઠા કરનારા પાઠયપુસ્તકો લખાયા. આ મનોદશાએ મુસોલીની અને હીટલર ઊભા કર્યા. સંહાર અને વિનાશ વેરાયો બે અણુબોંબ પડ્યા ત્યારે આ અંત પ્રેરણાની પ્રતિષ્ઠા તૂટી.

(૨) બીજા મહાયુદ્ધ પછી જે પરિસ્થિતિ ઊભી થઇ તેમા લોકોમા પુનઃ વ્યક્તિવાદનો ઉદય થયો. અલબત્ત, એ વ્યક્તિ સમાજના એક ભાગ તરીકે હતી અને સમાજનું નાનામાં નાનું એકમ કુટુંબ હતું પુરુષ વ્યવસાય કરે, સ્ત્રી એમાં મદદ કરે અથવા એ પણ અન્ય વ્યવસાય કરે, છોકરાઓને છાત્રાલય વાળી શાળાઓમા દાખલ કરવામાં આવે. માબાપ આશા રાખે કે

છોકરાંઓ મોટા થઈને સમાજને ઉપયોગી કોઈ કામ કરશે જે છોકરાઓ છાત્રાલયમાં રહી ન શક્યાં એને પણ શાળામાં જવાનું વધારે રહે. ફક્ત ગરીબ વર્ગમાં જ નહિ, ઉપરના મધ્યમવર્ગમાં પણ આ દશા હતી. છોકરાંઓ પ્રત્યે આ ઉંમરે જરૂરી ધ્યાન ન અપાયું એને પરિણામે છોકરાઓએ હૃદયમાં 'ખાલીપણું' અનુભવ્યું. એ પૂરવા તેઓ અન્ય માર્ગો શોધવા લાગ્યાં. એથી માબાપ અને સંતાનો વચ્ચેનો સંવાદ તૂટ્યો. એને પરિણામે 'હિપ્પી' 'બિટનિક' વગેરે ઊભા થયા. મન ઉપર અસર કરનારા ઔષધોનો વપરાશ વધ્યો. વિદ્યાર્થીઓનાં તોફાનો પણ વધ્યાં

(૩) માર્કયુઝે પુસ્તકો લખ્યાં. તે અનુસાર, વિજ્ઞાન અને યંત્રકૌશલ્યની વૃદ્ધિથી જે અખલખ ઉત્પાદન વધ્યું છે એને ખપાવવા સારુ જે પ્રચાર-વાતાવરણ ઊભાં કર્યાં છે તે માણસને વધુ ને વધુ ઉપભોગ અને વધુ ને વધુ ઊંચા જીવન ધોરણ માટે ધકકેલતા રહે છે એથી કરીને સમાજ પર એક મોટું પ્રચ્છન્ન દબાણ ઉભું થઈ રહ્યું છે કે તેમાં માણસને પોતાની સાચી જરૂરિયાત કે પસંદગી કરવાનો અધિકાર પણ ઝુંટવાઈ જતો લાગે છે. પ્રભુ રાજ્યો કે ધર્મ-સત્તાઓ કંઈ કરી શકે એમ નથી ઇતિહાસમાં એમણે જે ભાગ ભજવ્યો છે એથી નવી પેઢીમાં એમની પ્રતિષ્ઠા તૂટી ગઈ છે

(૪) હરમાન હેસે 'સિદ્ધાર્થ' નામનું પુસ્તક લખ્યું. તેની આ નવી પેઢી પર મોટી અસર થઈ આલ્ડુસ હકસલીએ 'આઈલેન્ડ' લખ્યું એ બધાએ જુવાનોમાં આધ્યાત્મિક જીવનનો રોમાંચ ઊભો કર્યો પ્રવાસોની અનુકૂળતાઓ વધી છે એટલે હજારો લોકો ભારત જવા લાગ્યા બીજી બાજુ ત્યાંથી, પણ અનેક યોગીઓ અને ગુરુઓ આવ્યા—મહર્ષિ મહેશ યોગી, રજનીશજી વગેરેએ તો અહીં સમૃદ્ધ આશ્રમો ઊભા કર્યાં. ચેતનાનું સ્તર બદલવાની વાતો વધી માબાપો છોકરાઓનું ખર્ચ પૂરું પાડતા હતા એટલે હરકત ન હતી.

૫. રોમની ક્લબે Limits of growth નામનો વિશ્વપરિસ્થિતિને લગતો પહેલો રિપોર્ટ પ્રસિદ્ધ કર્યો અને એમાં ધરતીની સમૃદ્ધિ કેવી ઝડપભેર ઉલેચાઈ રહી છે અને ખૂટવા લાગી છે એના આંકડાઓ બહાર મૂકયા. એથી નવી પેઢીના ભાવિ અંગે ભારે નિરાશા છવાઈ ગઈ. બળતણ માટે કોલસો કે તેલ હવે વધારે ગ્યાં નથી, એટલે હવે અણુનો ઉપયોગ કરવો પડશે રાષ્ટ્રીય સંરક્ષણ માટે દુશ્મનોના બળના પ્રતિરોધક તરીકે અણુશસ્ત્રો કેટલાક દેશોમાં ગોઠવાતાં હતાં. એની વિનાશક અસર આજુબાજુના વિસ્તારો પર કેવી ભયપ્રદ નીવડી છે વધેલાં ઉદ્યોગીકરણે એનાં કચરો આરેખડ ઠલવીને પર્યાવરણને કેટલું પ્રદૂષિત કર્યું છે, અને એ બધાની જીવસૃષ્ટિ ઉપર અને પરિણામે, મનુષ્ય પર કેવી ઘાતક અસર થઈ રહી છે એ રજૂ કરતા પુસ્તકો બહાર પડવા લાગ્યાં. એ બધા 'અધૂરી માહિતી'વાળાં હતાં. અને એની બીજી બાજુ પણ હતી. છતાં, નવી પેઢી પર એની બહુ અસર થઈ અને વિરોધ એટલી હદે વધ્યો કે આ બધા ભયોના પરિણામ અંગે, 'વૈજ્ઞાનિકો ભલે એક મત ન થાય નિર્ણય આપણે લઈશું' એમ કહીને તજજ્ઞો સિવાયના લોકો નિર્ણય લેતા થયા.

૬ અધૂરામાં પૂરું કરવા, ફ્રિત્જોફ કાપ્રાએ નિલ્સ બોહર વર્નર, હાઈઝેન બર્ગ, જોસેફ બેન્થામ વગેરે વૈજ્ઞાનિકો-લેખકોના આધારે The physics of Tao અને Turning piont પુસ્તકો લખ્યાં. તે ખૂબ વંચાયાં. એમાં એણે માર્કયુઝનું સમર્થન કર્યું આધુનિક વિજ્ઞાન અને યંત્રકૌશલ્યની જે ખામીઓ અને મુશ્કેલીઓ દેખાઈ છે એનું એણે વર્ણન કર્યું છે અને વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધો—ન્યૂટન મિકેનિકસ કેવી રીતે ભારતીય અધ્યાત્મ શાસ્ત્રની નજીક પહોંચ્યાં છે એનું એમાં વર્ણન કર્યું છે પાઉલ ડેમરલેક,

પણ લખ્યું કે ' વિજ્ઞાનની સારામાં સારી શોધો પણ બુદ્ધિથી નથી થઈ; પણ અંત પ્રેરણાથી થઈ છે વિજ્ઞાને જ્યારે વંશશ.અમાં માથુ માર્યું ત્યારે એમા રહેલાં ભયસ્થાનો પ્રત્યે આંગળી ચીંધીને એ લોકોએ લખ્યું કે વિજ્ઞાનના સંશોધન અને ઉપયોગ ઉપર નિયમન મૂકવાનો આપણો અધિકાર છે

આ પ્રકારની તારવણી રજૂ કર્યા પછી, લેખક અકળાઇને પૂછે છે કે ભારતીય અધ્યાત્મશાસ્ત્ર અને આધુનિક વિજ્ઞાનમા ઉલ્લા સંશોધનોમા સામ્ય છે, પરંતુ એટલા જ કારણે એ સાચાં થઈ જાય? એની કસોટી શું ? વિજ્ઞાન તો અનેક કસોટીઓમાથા પાર ઉતરે પછી સ્વીકારાય છે. એને સમય લાગે છે. ચંદ્રશેખરે જોયુ કે નિહારિકાઓ પણ અપેક્ષાએ વિશૃંખલ બને છે પણ એનો સ્વીકાર થતા વર્ષો ગયાં વિજ્ઞાન ક્યાય બંધાતુ નથી ખુલ્લુ જ રહે છે. વળી શોધો જૂના થાય ને ખોટી પડે છે એ એની વિશેષતા છે ત્યારે અધ્યાત્મશાસ્રમા એવું શુ છે ! આજની 'ક્વૅાન્ટમ થીઅરી' માયાવાદ-ને મળતી આવતી હોય તો પણ 'માયાવાદ' વિકસતો નથી. જ્યારે વિજ્ઞાનની થીઅરીઓ ફરી ફરી તપાસાતી રહેશે અને વિકસતી રહેશે.

જો કે, લેખક એ સ્વીકારે છે કે વિજ્ઞાન જેટલુ જડની બાબતમા સાચુ પડે છે એટલુ જીવંતની બાબતમા સાચુ પડતુ નથી કારણ કે ત્યાં Subject-ob,ectનો ભેદ ઊભો થાય છે એ સમજીને એની કસોટીઓ નક્કી થવી જોઇએ. નહીંતર બુદ્ધિવાદ-વિરોધી વલણ ઊભું થશે અને ફરી મુસોલીની–હિટલર ઊભા થશે !

આ મુદ્દાઓ વાંચ્યા પછી લાગે છે કે કાર્લ કેડલેકની ચિંતા કદર કરવા જેવી છે. પરંતુ, તેમણે બુદ્ધિવાદ, લોકશાહી અને વિજ્ઞાન એ ત્રણેયને એક પક્ષે મૂક્યાં છે. અને અધ્યાત્મવાદ, બુદ્ધિવાદ-વિરોધી વલણ અને સરમુખત્યારી એ ત્રણેયને સામા પક્ષે-સાથે મૂક્યા છે ! પરિણામે એમની તર્કની દિશા જ અવળી પકડાઈ ગઈ છે ઇતિહાસનું અર્થઘટન અને પરિસ્થિતિનું મૂલ્યાંકન પણ એકાંગી થયુ છે જેમ કે–

યુરોપમાં રેનેસાં' પુનર્જાગૃતિનો યુગ શરૂ થયો એની સાથે વિજ્ઞાન અને યંત્રકૌશલ્યનો વિકાસ પણ શરૂ થયો. લોકોમા નવી શકિત, નવા સાહસો માટેનો ઉત્સાહ જાગ્યો. આપણે ત્યા કહેવાય છે કે 'વામન' મોટા થયા એની સાથે એમની લાકડી પણ મોટી થઈ એ રીતે જે પ્રજાની શકિત વધી ગુણો બહાર આવ્યા એમ દોષો પણ વધીને બહાર આવ્યા. પરિણામે બ્રિટન જેવા લોકશાહી દેશો પણ સામ્રાજ્ય ઊભા કરવા માડ્યા એશિયા, આફ્રિકા અને અમેરિકા સુધી સામ્રાજ્યવાદ ફેલાયો તેણે નિષ્ઠુરતાપૂર્વક સામ્રાજ્ય જમાવ્યા. એમાં ઇટાલી, જર્મની વગેરે દેશો આંતરિક નબળાઇને કારણે પાછળ રહી ગયાં. જર્મનીમા વેરવિખેર રાજ્યોને બિસ્માર્કે લોખંડી હાથે એક કર્યા જર્મનીને શક્તિશાળી રાજ્ય બનાવ્યુ યુરોપનાં બીજા રાજ્યોની સરખામણીમા જર્મન પ્રજાને જે 'લઘુતા' અનુભવવી પડતી હતી એ જ દશા ઇટલીની હતી એક વખતની અત્યંત સમર્થ રોમન પ્રજાની વારસદાર ઇટલીની પ્રજાને પોતાની નબળાઇ ડંખતી હતી એ અરસામા નિત્શેનું 'સુપરમેન'નું દર્શન બહાર પડ્યું હતું. કૈઝરે એવા 'સુપર મેન' બનવાનુ સાહસ કર્યું વિશ્વયુદ્ધ થયુ પણ જર્મની હાર્યું. કૈઝર ગયો અને જર્મની લોકશાહી બન્યું × × × આવી વેરવિખેર નિર્બળ લોકશાહી માટે નિમિત્તરૂપ બુદ્ધિવાદીઓ જ કહી શકાય. × × ×

એ વખતે થિયોસોફીના આધ્યાત્મિક પ્રચારે એમાં કોઈ ભાગ ભજવ્યો ન હતો સ્પેંગ્લરના 'સંસ્કૃતિક નિરાશા'એ લોકલાગણીને વાચા આપી હોય એમ બને, પરંતુ નવી પેઢીનુ અને જૂની પેઢીનૂ

જર્મનેનું હૃદય ત્યારે લઘુતાના અનુભવથી ઘવાયેલું હતું. પુરુષાર્થને પરસ્પર વિરોધી દલીલવાદમાં ડહોળી નાખનારા 'બુદ્ધિવાદીઓ'થી એ વર્ગ અકળાયો હતો. એને તો પુરુષાર્થનો પ્રબળ સંકલ્પ જોઈતો હતો. ઇટલીમાં એ મુસોલીનીએ આપ્યો. જર્મનીમાં એ હિટલરે આપ્યો, હિટલરના ટેકેદારોએ એને અનુરૂપ અંતઃપ્રેરણાવાદી માનસ-શાસ્ત્ર' પણ ઊભું કર્યું. અને વિકસાવ્યું. ખરેખર એ અંતઃપ્રેરણા નહતી પણ ઘવાયેલી અહંતાનો ઉદ્દંડ પડકાર હતો. લોકમાનસને તેઓએ પ્રચારના એક મજબૂત ચોકઠામાં ઢાળ્યું અને એનું પરિ-ણામ વિશ્વભરમાં સંહાર અને વિનાશમાં આવ્યું. આં ખરું છે પણએ ની જવાબદારી ફિલોસોફી કે બીજા કોઈના અંતઃપ્રેરણા પ્રવાહની નથી. ખરું નિર્ણય અને અહમિકામાં રોકાઈ રહેલા બુદ્ધિવાદની હતી.

હાર્વ કેડલેક કહે છે કે બે બોંબ પડયા અને અંતઃપ્રેરણાવાળાઓનું બળ તૂટી ગયું. એમનું આ અર્થઘટન બરાબર નથી. બોંબ શબ્દથી લેખકને કહેવી છે, વિજ્ઞાનની 'શક્તિ. પરંતુ વિજ્ઞાનની શક્તિ શું બ્રિટન, અમેરિકા વગેરે લોકશાહી દેશો પાસે જ હતી અને જર્મનો પાસે ન હતી અથવા ઓછી હતી ? 'બુદ્ધિવાદ' અને વિજ્ઞાનવાદ' વચ્ચે અચૂક ગઠબંધન હોત તો, જર્મની તો એ કાળમાં શ્રેષ્ઠ વૈજ્ઞાનિકોનું ઘર હતું. અણુબોંબ પહેલાં અમેરિકનોએ બનાવ્યો એ ખરું પણ તેથી જર્મનીના વૈજ્ઞાનિકોનું મહત્ત્વ ઓછું આંકી શકાય તેમ નથી.

હકીકતે, 'લોકશાહી' અને 'વિજ્ઞાન' વચ્ચે એવો ગાઢ સંબંધ નથી અંતઃપ્રેરણાવાદીઓ હાર્યા એ છેલ્લા બે બોંબથી નહીં. એની હારનો આરંભ રશિયામાંથી જર્મન લશ્કરને પાછા ફરવું પડયું. અને રશિયન લશ્કર છેક જર્મનીના સીમાડે પહોંચી ગયું ત્યારથી થઈ ગયો હતો. રશિયામાં એ કાળે સ્તાલિનની સરમુખત્યારી મુસોલીની કે હિટલરની, સરમુખત્યારી કરતાં ઓછી ભવ કર ન હતી આ બતાવે છે. કે કેડલેકે મારેલા સમીકરણ મૂળમાંથી જ ભૂલ ભરેલાં છે ×××

× બીજા મહાયુદ્ધ પછી જ્યાં જ્યાં ઔદ્યોગી-કરણ વધ્યું છે ત્યાં ત્યાં બધે સ્થિતિ એક સરખી ઊભી થઈ છે. જીવન જરૂરીઆતો વધી છે જીવન ધોરણ વધ્યાં છે; ખર્ચના બે છેડા ભેગા કરવા માટે સ્ત્રીએ પણ કમાવું પડે છે. અને બાળકોની ઉપેક્ષા થાય છે. ઉપેક્ષિત બાળકો પ્રેમથી વંચિત રહે છે, 'ખાલીપણું' અનુભવે છે અને એ પૂરવા માટે આડાઅવળા જે હાથ આવે એ 'માર્ગ' લે છે. આ પરિસ્થિતિ કંઈ માર્ક્યુઝના પુસ્તકે ઊભી નથી કરી એણે તો એ પરિસ્થિતિને વાચા આપી છે વહાણું તો સૂર્યના ઉદયથી થાય છે, કૂકડાના કૂકરે કૂકથી નહીં. હરમાન હેસે 'સિદ્ધાર્થ' લખીને અથવા આલ્ડસ હક્સલીએ 'આઈલેંડ' લખીને જુવાનોની આકાંક્ષાને અભિવ્યક્તિ માત્ર આપી છે.

રોમની કલબે વિશ્વપરિસ્થિતિ અંગે જે અહેવાલ પ્રસિદ્ધ કર્યો એમાં, લેખકના કહેવા પ્રમાણે, ભલે કે વિગતો પૂરી મળી નહીં હોય. કયાંક આંકડામાં તફાવત હશે એ સ્વીકારી લઈએ તો પણ સર્વસાધારણ પરિસ્થિતિ જોઈએ તો એ અહેવાલને કોઈ ખોટો કહી શકે એમ છે ? આવી રહેલી પરિસ્થિતિ પ્રત્યે એમણે વ્યાજબી રીતે જ લોકોનું લક્ષ દોર્યું છે. ઔદ્યોગીકરણને પરિણામે બહાર ઠલવાતા કચરાથી, રાસાયણિક ખાતરથી, જંતુનાશક અને નિંદામણના નાશ માટે વ્યાપક પણે છંટાતી ઝેરી દવાઓથી અને વપરાઈને નકામા થયેલા ભંગારના ઢગલાથી 'પર્યાવરણનું' જે પ્રદૂષણ ઊભું થયું છે, એ ખોટી વાત છે, એમ કોઈ કહી શકે એમ છે ?

વીજળી પેદા કરવા માટે તેલ અને કોલસાની અછતના આ સમયમાં અણુ ભઠ્ઠીઓનો ઉપયોગ

[વિશ્વમાનવ]

વધતો જાય છે. અને એનો ભય પણ આજે આખી પૃથ્વી પર ફેલાતો જાય છે. વળી, અણુશસ્ત્રો સાચવવા એ તો એથી પણ વધુ જોખમી બનતું જાય છે. થોડીક ભૂલ થતાં કેવા માઠા પરિણામ શક્ય બને, તે આપણે જોયું છે આથી જે દેશમાં એ અણુશસ્ત્રો ગોઠવાતાં હોય એની પ્રજા એનો વિરોધ કરે, એ સ્વાભાવિક છે હા, જેઓ 'અરાજકતાવાદી' છે, જેઓ વર્તમાન વ્યવસ્થાને છિન્નભિન્ન કરવા માગે છે, તેઓ આ વિરોધીઓનો ઉપયોગ પોતાના હેતુથી કરવા મથે છે, એ ભયસ્થાન સ્વીકાર્યા પછી પણ એ વિરોધને ખોટો તો નહી કહી શકાય વળી આપણે જોઈએ છીએ કે 'અંત પ્રેરણામાં' માનતા દેશો ઈરાન જેવામાં આજે સરમુખત્યારી છે તો 'વૈજ્ઞાનિક સમાજવાદ'નો દાવો કરનારુ અને વિજ્ઞાન ક્ષેત્રે અમેરિકાની સમાંતર ઊભું રહેનારું રશિયા પણ સરમુખત્યારી દેશ છે અને અસંખ્ય લોકોની નિર્મમ હત્યા ત્યાં પણ થઈ છે, ઉપરાત, એ પણ અન્ય પ્રજાઓ પર પોતાનુ સામ્રાજ્ય સત્તાના બળે ઠોકી બેસાડે છે.

એકંદરે, ધર્મ, વર્ગ, જાતિ કે આવા કોઈ પણ નિમિત્તે લોકલાગણી ઉશ્કેરીને રાજકારણીઓ સત્તા હાથ કરે છે, વૈજ્ઞાનિકોને હાથમાં લઈને વિજ્ઞાનનો ઉપયોગ કરીને પાર વગરના અનિષ્ટો સર્જાય છે. અને 'બુદ્ધિવાદમાં રત' ગણાતા વૈજ્ઞાનિકો પણ વિજ્ઞાનના ઉપયોગ અંગે એક મત થઈ શકતા નથી આવા સંજોગમા સંશોધનોના ઉપયોગ અંગેનો નિર્ણય તજજ્ઞોના હાથમાથી લઈને 'ડાહ્યા માણસો' પોતાના હાથમા લે એમા ખોટું શું છે ?

* માણસની પાસે મન છે. એની બે મોટી શક્તિઓ -બુદ્ધિ અને વિજ્ઞાન-છે બુદ્ધિ પ્રમાણ-શુદ્ધ તર્કથી નિર્ણય કરે છે, વૈજ્ઞાનિક તર્કની કસોટી ઉપરાત અનેક પ્રયોગો દ્વારા પુરવાર કરીને સિદ્ધ કરે છે પરંતુ, બુદ્ધિ કે વિજ્ઞાનના મૂળમાં તો માણસની જાગ્રત ચેતના (સંપ્રજ્ઞાન) છે. ઇંદ્રિયોની શક્તિને શક્તિશાળી સાધનો દ્વારા ગમે તેટલી વિકસાવો તો પણ એ પરિચિત રહે છે. કારણ કે એનો જોનારો–જાણનારો (subject) અહં-કેંદ્રિત હોય છે એટલે તો એ પોતાને બાહ્ય જગતથી જુદો સમજે છે: દ્રષ્ટા અને દૃશ્ય નો ભેદ ઊભો થાય છે. જ્યારથી એ અહં-મનની ઉત્પત્તિ થઈ ત્યારથી એની સંવેદનાઓ, અનુભવોની સ્મૃતિ અને એની પ્રતિક્રિયાના સંસ્કારો એમાં સંઘરાતા આવે છે. પરિણામે, સંપ્રજ્ઞાન શુદ્ધ રહેવાને બદલે સ્મૃતિ અને સંસ્કારો યુક્ત અહંનું મહોરું પહેરીને મેલું બનાવટી સંપ્રજ્ઞાન જ જુએ-જાણે છે એથી જ આઈન્સ્ટાઈન જેવા પુરુષ પણ લાંબો વિચાર કર્યો વિના, તાત્કાલિક લક્ષ્યને નજર સામે રાખીને, અણુબોંબની યુક્તિ રૂઝવેલ્ટને આપી દે છે 'આમ, સાધુ પુરુષ કહી શકાય એવી વ્યક્તિના હાથે અણુબોંબ વિકસે છે વૈજ્ઞાનિકો એમના જાગ્રત કે અજાગ્રત મનમાં પડેલા રાગદ્વેષના સંસ્કારથી દોરવાઈને વિજ્ઞાનનો ઉપયોગ થવા દે છે.

બુદ્ધિવાદની કરુણતા એ છે કે બુદ્ધિ મનની અંદર ઊંડે રહેલી વૃત્તિને જાણતા અજાણતા અનુસરતી હોય છે આ કારણે બુદ્ધિ અને વિજ્ઞાનનું દર્શન ખંડિત હોય છે

* અધ્યાત્મ દર્શન અખંડ, અપરિચિતની શોધ કરે છે. બુદ્ધિની-વિજ્ઞાનની અપૂર્ણતાને પૂર્ણ કરવા મથે છે. અધ્યાત્મ બુદ્ધિ કે વિજ્ઞાનનું વિરોધી નથી. બલ્કે પ્રખર બૌદ્ધિકો અને વૈજ્ઞાનિકોએ પણ બુદ્ધિ અને વિજ્ઞાનનો જે દુરુપયોગ કર્યો છે, અથવા પોતે બીજાને આધીન બનીને બુદ્ધિ અને વિજ્ઞાનનો દુરુપયોગ કરવા દીધો છે; એ જોઈને, નવી પેઢી એનાથી વાજ આવી ગઈ છે એ નવો રાહ શોધે છે. અધ્યાત્મમાં એમને એ રાહની ઝાંખી થાય છે હા, અધ્યાત્મ મંગીઓ ક્યારેક ચિત્તની પ્રબળ ચમત્કારિક શક્તિઓ પ્રગટ કરતા હોય છે; અને બુદ્ધિ

વિજ્ઞાનની જેમ આવી શકિતઓનો પણ દુરૂપયોગ કરી શકે છે એ શકિતઓ પોતે અધ્યાત્મ નથી અધ્યાત્મની આડ પેદાશ છે અધ્યાત્મમા સ્વતંત્રતા છે, નિર્ભયતા છે અને છતા સંવાહિતા છે.

કેડલેક શંકા ઊઠાવે છે કે એની સચ્ચાઈની કસોટી શુ ? જ્યા દ્રષ્ટા અને દશ્ય (Subject and object) ના ભેદ છે ત્યાં એ પ્રશ્ન રહે એ સ્વાભાવિક છે કારણ કે ત્યા અહં નું અસ્તિત્વ છે જ અધ્યાત્મ એ ભેદથી પર લઈ જાય છે ત્યાં દ્રશ્ય એના મૂળ સ્વરૂપમાં દેખાઈ આવે છે. એ જ એની કસોટી છે. એ કસોટી 'બહાર' નથી, 'અંદર' છે એનુ પ્રમાણ દરેક માણસની અંદર જ રહેલું છે. ક્યાય બહાર શોધવાની જરૂર નથી.

વધુમા લેખક 'ધર્મ'ને અને 'અધ્યાત્મ'ને એક માની લે છે. પણ એમાં તફાવત છે કારણ કેડલેકે પોતે જ એક ભારતીય બહેન સાથેની ચર્ચા નોંધી છે તેઓ ભારત ગયેલા ત્યારે તેમણે એ બહેનને બૌદ્ધ ધર્મ અને હિંદુ ધર્મમા તફાવત શું છે એ પૂછ્યું એ બહેને કહ્યું : "બૌદ્ધ ધર્મ અને હિંદુ ધર્મ મૂળભૂત રીતે સરખું શીખવે છે–જુદું નહીં. પણ બૌદ્ધો થોડાક બુદ્ધિશાળી માણસો જ સમજી શકે એવી વાત કરે છે, ત્યારે હિંદુ ધર્મ સામાન્ય જન સમાજ પણ સમજી શકે એવું આપે છે."

આ વાત સમજવા જેવી છે.

* બુદ્ધ ભગવાને જગતની ક્ષણભંગુરતા કહેતાં કહેતાં શૂન્યતા સુધી વાત પહોચાડી. શૂન્યતામાં શુ રહેલું છે એ તો એ કક્ષાએ પહોંચેલા હોય તે જ એ સમજી શકે. એવા બુદ્ધિવાળા થોડાક નીકળે, અને ત્યાં સુધી પહોંચવાનો પુરુષાર્થ કરનારા એથી ય થોડા નીકળે હિંદુ ધર્મે એ શૂન્યતાને કેવળ શૂન્ય–આકાશ ન કહેતા ચિદાકાશ–ચૈતન્યનો મહાસાગર કહ્યું. એને પરબ્રહ્મનું ધામ કહ્યું. અને એનો સાક્ષાત્કાર કરવા માટે એની ઉપાસના બતાવી. એ ઉપાસનાની સરળતા માટે કોઈ ને કોઈ પ્રતિક આપ્યું. જો કે બૌદ્ધોએ પણ પાછળથી ભગવાન બુદ્ધની ઉપાસના શરૂ કરી છે

અધ્યાત્મના પાયા પર ઊભા થયેલા બધા પુરુષાર્થોએ આ રીતે ધર્મનું સ્વરૂપ લીધુ છે. બધા ધર્મોમાં, ધીમે ધીમે કરતા અધ્યાત્મ ગૌણ બને છે અને પ્રતીકો, વિધિ–વિધાનો અને માન્યતાઓના ભેદો મુખ્ય બની જાય છે., અને એ ભેદોને આગળ કરીને, એમા પોતાનો અહં–મમત્વ મેળવીને ઝનૂની ભક્તો લોહીની નદીઓ સુદ્ધા વહેવડાવે છે. ધર્મને ય શરમાવું પડે એવા અપકૃત્યો કરે છે.

એકંદરે જોતા 'બુદ્ધિ' અને 'વિજ્ઞાન' બન્ને વસ્તુલક્ષી છે–બહિર્લક્ષી પણ છે અને ત્યા સુધી તે અહંતા (Subject)ના ક્ષેત્રમાં છે. 'અધ્યાત્મ' અહંતાથી પર ઊઠાવે છે ત્યારે Subject કે object બેમાથી એકેયનો નાશ થતો નથી પણ અનેકતા એકતાની માળામાં પરોવાઈ જાય છે. 'બુદ્ધિ' અને 'વિજ્ઞાન' બન્ને એકતા–અખંડિતતા–અપરિમિતતા'ના ડહાપણની શીળી છાયામાં આવી જાય છે એ છાયાના અભાવમા 'બુદ્ધિ' અને વિજ્ઞાન' બન્ને 'વિવેક વિરોધી' બની જાય છે. લોકશાહી કે સામ્યવાદ પણ સામ્રાજ્યવાદી બની જાય છે આર્ય વધારેમા વધારે અનાર્ય બની જાય છે અને ધાર્મિક સૌથી વધુ અધાર્મિક બની રહે છે આપણે આ અનુભવ્યું છે, અનુભવીએ છીએ એમાથી મુક્ત થવા માટે અધ્યાત્મ અનિવાર્ય છે એ જ સાચો અને સંપૂર્ણ વિવેકવાદ (Rationalism) છે.

કેડલેકે છેલ્લે રોમન કલબના ત્રીજા રિપોર્ટ 'The 'limits to growth' 'Bridging the Human gap'–પુસ્તકની પ્રસ્તાવનાના લેખક ઓરેલીઓ પ્રેકટીસના વચનો ટાંક્યા છે. 'જે જરૂરી છે તે એ શીખવાનુ છે, જે આપણે શીખવુ જોઈએ, તે શીખવા તરફ આપણને લઈ જાય આપણે એ શીખવા લાગીએ"

લેખકે પણ આ શબ્દો વિચારવા જેવા છે. એમ લાગે છે કે પ્રેકટીસ આ વચનો દ્વારા જીવંત સત્યનિષ્ઠા અથવા સાચા અર્થમા જીવનનિષ્ઠા તરફ આંગળી ચી ધે છે.

[ વિશ્વમાનવ

# પૂર્વદર્શન : આર્થિક માળખામાં મહાપરિવર્તન | એલ્વિન ટોફલર

[ઇ. સ. ૧૯૭૦ માં ટોફલરની Future shock પ્રકાશિત થઈ તેની ૭૦ લાખ નકલો વેચાઈ. ઈ.સ ૧૯૮૦ માં ટોફલરે તેમની The Third ware પ્રકાશિત કરી. તે પણ જગજાહેર થઈ ગઈ

— " Preview and Premises " ગ્રંથ એલ્વિન ટોફલર સાથેની પ્રશ્નોત્તરીના આધારે તૈયાર કરાયેલો છે એલ્વિન ટોફલર, ' ડાબેરી ' કે ' જમણેરી ' કોઈ પણ વિચારસરણીમા માનતા નથી જો કે પ્રશ્નો પૂછનાર તેમને દઢતાપૂર્વક ' ડાબેરી ' વિચાર સરણીના માને છે.]

પ્રશ્ન દુનિયાના આર્થિક માળખામા આજ ...લ જે પરિવર્તનો થઇ રહ્યા છે તેને ઉદ્દેશીને મેં ' ધરતીકંપ ' જેવો વાદવિવાદ જગાડનારો ...બ્દ શા માટે વાપર્યો છે ?

જવાબ આજે આપણે જોઈ રહયા છીએ કેટલાક પાયાના ઉદ્યોગો કટોકટીમાથી પસાર ...ઇ રહ્યા છે તેમા કામદારોને ' લે-ઑફ ' અપાઈ ...યા છે, કેટલાક ઉદ્યોગો વેચાણ કરી શકતા નથી, ...ટલાક ઉદ્યોગો નાકરી નેધાવી રહયા છે, ...ટલાક ઉદ્યોગોએ તાળાબંધી કરી છે, જ્યારે ...ટલાકમા હડતાળો ચાલે છે

—પરંતુ કેટલાક નવા ઉદ્યોગો ' ઉપર ' ઊઠી રહ્યા છે તે બાબત પર આપણુ ધ્યાન ભાગ્યે જ જાય છે. એક બાજુથી વાહનો, સ્ટીન, રબર અને કાપડ બનાવતા ઉદ્યોગો જ્યારે કટોકટીમાથી પસાર થઈ રહયા છે ત્યારે બીજી બાજુથી ઇલેક્ટ્રોનિક્સ, કોમ્પ્યુટર, પુનઃ પ્રાપ્ય ઊર્જા ઇત્યાદિ ઉદ્યોગો માથું બહાર કાઢી રહ્યા છે આ એક સંકેત છે તેને આપણે નકારી ન શકીએ

ઉપરછલ્લી રીતે જોતા, આપણને આર્થિક માળખામાં મંદી વ્યાપી રહી હોય તેવુ દેખાય છે, પણ ખરેખર તો ઔદ્યોગિક સમાજનો ઢાંચો બદલાઈ રહ્યો છે એક નવા ફલકને ઉપર ઉપસાવી રહેલ ધરતીકંપ જેવી બીના બની રહી છે આપણે આ સમજવાની કોશીષ નથી કરતા અને વ્યાજનો દર, વેરાઓ, વેતન અને ભાવનુ રાજકારણ, વ્યાપારી સંઘ વગેરે આર્થિક માળખાને સુધારવાની જમાના-જૂની રીતરસમો અપનાવી રહ્યા છીએ. દા ત કામદારો હડતાલો અને દેખાવો યોજી રહ્યા છે. આ બધા તો ઉપર-છલ્લા પ્રયત્નો છે પ્રશ્નના ઊંડાણમા આપણે ઊતરતા નથી દુનિયામા પ્રવેશી રહેલ એક નવા અભિગમને પીછાનવાનો આપણે પ્રયત્ન કરતા નથી.

દુનિયાના આર્થિક માળખામા 'ત્રીજો પ્રવાહ' શરૂ થયો છે

પ્રશ્ન જેમણે 'ધ થર્ડ વેવ' નથી વાચી તેમને માટે આ ત્રીજો પ્રવાહ શું છે તે જરા સમજાવો

જવાબ : હજારો વર્ષો પહેલા પહેલો પ્રવાહ પ્રવેશ્યો તે ખેતીનો ઘણા લોકો ખેતી કરવા લાગ્યાં ગામડાંઓ બન્યા. એક સભ્ય સમાજ જન્મ્યો હજારો વર્ષ બાદ લગભગ ૩૦૦ વર્ષ પહેલા-બીજો પ્રવાહ શરૂ થયો તેમાં યંત્રો આવ્યા મોટા પાયે ઉત્પાદન કરવાની રીતો સમાજ શીખ્યો 'આ ઔદ્યોગીકરણ'નો પ્રવાહ એ બીજો પ્રવાહ હતો, જે હજુ ચાલે છે પણ પૂરો થવાની તૈયારીમાં છે

પ્રશ્ન . પહેલો પ્રવાહ ખેતી લાવ્યો, બીજો મોટા પાયા પરના ઉદ્યોગો લાવ્યો તો ત્રીજો પ્રવાહ શુ લાવી રહ્યો છે ?

જવાબ : આ નવી ક્રાંતિને ઓળખવી અઘરી છે કારણ કે આપણે એમાં જીવીએ છીએ. આ પ્રવાહ કૉમ્પ્યુટર લાવ્યો ? ના, ફક્ત કૉમ્પ્યુટર નહીં. તે જીવશાસ્ત્રમાં એક નવી ક્રાંતિ લાવ્યો. આ નવા ત્રીજા પ્રવાહમાં 'વિકેન્દ્રીકરણ' પણ છે અને 'વિશ્વવ્યાપકતા' પણ છે. તેમાં 'અવકાશ-યુગ'ની ઓળખ છે. આ અને આવાં નવાં અનેક ક્રાંતિકારી વલણો ચીલાચાલુ ઔદ્યોગિક જીવન-પદ્ધતિને તોડીને એક નવો ત્રીજો પ્રવાહ ઊભો કરી રહ્યા છે.

પ્રશ્ન : દુનિયાનું આર્થિક માળખું ખંડિત થઈ રહ્યું છે તેના માટે, તમારા મતે, કયાં બળો જવાબદાર છે ?

જવાબ : આજની આર્થિક કટોકટી માટે ઓછી ઉત્પાદકતા, આળસુ કારીગરો, જડ વ્યવસ્થા-તંત્રો, અપૂરતું રોકાણ, કારીગરોમાં મૂલ્યોનો હ્રાસ, વ્યાજના દરો વગેરેને દોષિત ઠરાવવામાં આવે છે. માર્ક્સવાદીઓ કહે છે કે કટોકટીનું મૂળ સામાન્યપણે મૂડીવાદ છે, જાણે કે માર્ક્સવાદી દેશોમાં આર્થિક કટોકટી ન વ્યાપી હોય !

– આમાંનું એક પણ નિદાન હકીકતે જે બની રહ્યું છે તેને બંધબેસતું નથી.

આજની કટોકટી 'પુનર્વિતરણ'ની નથી 'પુનર્રચના'ની છે. બીજો પ્રવાહ તૂટી રહ્યો છે, અને ત્રીજા પ્રવાહનો ઉદય થઈ રહ્યો છે. અને આ નવા પ્રવાહનું અર્થશાસ્ત્ર જુદા જ સિદ્ધાંતોને આધારે કાર્ય કરે છે. એટલે બીજા પ્રવાહની અસર તળેના, 'જમણેરી' કે 'ડાબેરી,' કોઈ પણ રાજકારણના ઉપાયો આર્થિક કટોકટીને વધુ ઉગ્ર જ બનાવશે.

પ્રશ્ન : આ ત્રીજા પ્રવાહનું અર્થકારણ કેવું હશે ? તેમાં ઉદ્યોગોનું સ્વરૂપ કેવું હશે ?

જવાબ : બીજા પ્રવાહમાં જે ઉદ્યોગો વિકસ્યા તેનાં પ્રતીક હતાં (મિલ, ફૅક્ટરી, એકધારું એક જ પ્રકારનું કામ કર્યા કરતો કારીગર અને ચીમનીનાં ઝુંડ). હવે ત્રીજા પ્રવાહમાં એ ચીમનીનું સ્થાન એક 'અવશેષ' તરીકે જ રહેશે.

એ પ્રવાહના ઉદ્યોગોમાં ચીમની નહીં હોય; ઉત્પાદનમાંનું એકધારાપણું, એક સરખાપણું અદશ્ય થશે. ઉત્પાદનમાં વિવિધતા આવશે. કૉમ્પ્યુટર જેવાં સાધનોને આધારે ઉત્પાદન ગોઠવાશે. વિતરણની પદ્ધતિઓ પણ અત્યારની મોટા પાયા પરની વિતરણ-પદ્ધતિઓ કરતાં તદ્દન જુદા પ્રકારની હશે. તેમાં સદેશા-વ્યવહારની અદ્યતન પદ્ધતિઓનો ઉપયોગ થશે માણસ પોતાને જરૂરી કેટલીક ચીજ-વસ્તુઓ પોતાની જાતે ઉત્પાદિત કરતો થશે. આમ આપણે ધ્યાન દઈએ કે ન દઈએ પણ અર્થકારણના ઉદ્યોગોના ઢાંચાની પુનર્રચના થઈ રહી છે,

–ત્રીજા પ્રવાહના ઉદ્યોગો બીજા પ્રવાહના ઉદ્યોગોનું ફક્ત સ્થાન જ મહણ કરશે એમ નથી, ત્રીજા પ્રવાહના ઉદ્યોગો એક નવું જ પરિમાણ લઈને આવશે.

બીજા પ્રવાહના ઉદ્યોગોમાં આપણે જોઈએ છીએ : લેથ, પંચિંગ મશીન, કટિંગ મશીન, રોલિંગ મશીન વગેરે. ઉત્પાદન પદ્ધતિમાં આવાં મશીનોને અત્યારે સ્થાન છે. ત્રીજા પ્રવાહના ઉદ્યોગોની ઉત્પાદન પધ્ધતિઓ જુદી જ હશે. તેમાં પદાર્થના આણ્વિક સ્તરે પહોંચવાનો પ્રયત્ન થશે પદાર્થના અણુ-પરમાણુઓની ગોઠવણીમાં ફેરફાર કરીને પદાર્થનું જોઈતું સ્વરૂપ પેદા કરાશે. ટેકનોલૉજીમાં આ નવું જ પરિમાણ આવવાથી સામાજિક, વ્યવસ્થાકીય, સાંસ્કૃતિક અને પર્યાવરણને લગતી બાબતોના માળખામાં પણ ધરમૂળથી ફેરફારો આવશે.

આજની આર્થિક કટોકટીનો ઉપાય શોધવો

હશે તો આ બધી બાબતોને-ત્રીજા પ્રવાહની અસરોને-આપણે સમજવી પડશે કારણ કે આ ત્રીજો પ્રવાહ પ્રવેશી ચૂક્યો છે.

પ્રશ્ન : તમે તમારાં લખાણોમાં એવું સૂચવ્યું છે કે આપણાં રાષ્ટ્રોની અર્થનીતિ જરીપુરાણી થઈ ગઈ છે એ કેવી રીતે ?

જવાબ : હમણાં સુધી આપણે જોતા હતા કે મોટા પાયે ઉત્પાદન થતું હતું અને કેન્દ્રિત ઢબે વિતરણ ગોઠવાતું હતું. પણ હવે "પ્રાદેશિક અર્થકારણ" જોર પકડી રહ્યું છે. ટેકનોલોજી તેની મદદે આવી છે. એટલે નાના પાયે ઉત્પાદન કરી શકાય છે, ને જ્યાં ઉત્પાદન થાય ત્યાં જ બજાર ઊભું કરી શકાય છે.

હવે જ્યારે આવું પ્રાદેશિક અર્થકારણ ઊભું થઈ રહ્યું હોય ત્યારે તેને કેન્દ્રિત અર્થનીતિના ચોકઠામાં ન બેસાડી શકાય. રાષ્ટ્રીય સ્તરે વેરાઓ નાખવા, બેન્કના વ્યાજના દરોથી આર્થિક કરોડ કરીને નાથવા મથવું, કેન્દ્રિત આયોજન કરવું વગેરે ઉપાયો હવે કાચા પડવાના. હવે તો વિકેન્દ્રિત (de-massified) અર્થનીતિ વિષે વિચારવું પડશે. અત્યારે આર્થિક કટોકટીને ટાળવા જે અર્થનીતિ ઘડાય છે તેને હું દરેક રોગ માટે એક જ દવા આપતા ડોક્ટર જેવી કહું છું. હવે તો જે જુદું જુદું પ્રાદેશિક અર્થકારણ જુદા પ્રદેશો માટે ઊભું થાય છે તેને સમજીને તેને લગતાં નિદાનો ખોળવાં પડશે.

પ્રશ્ન : તમે તમારા લખાણોમાં જાણકારીની પ્રાપ્તિ (information society)ની અવનવી પદ્ધતિઓ વિષે લખ્યું છે. શું આવી પદ્ધતિઓ 'સત્તા' અને 'સંપત્તિ'ની વહેંચણી કરી આપશે ?

જવાબ : જરૂર કરી આપશે પણ આપણે વિચારવા ટેવાયેલા છીએ તે રીતે નહીં. આવી પદ્ધતિઓને કારણે લોકોને ઘેર ઘેર જાણકારી (knowhow) પહોંચતી કરી શકાશે લોકોને લાંબા અંતરો કાપીને નોકરી કરવા નહીં જવું પડે ઘેર ઘેર નોકરીની તકો ઊભી થશે યુનિયનોની કામ બંધ કરાવવાની નીતિમાં ધરમૂળથી ફેરફાર થશે દરેક માણસ ઘેર બેઠાં કેવી રીતે વધારે સારી રીતે કામ કરી શકે તેવું બધું યુનિયનો વિચારશે આવા ઘર-ઘરના ઉદ્યોગોને હું 'ઇલેક્ટ્રોનિક કુટિર' કહું છું. આ ઇલેક્ટ્રોનિક કુટિરો આપણે ન ધારેલા ફેરફારો લાવશે.

આ સમજવા જરા પાછળ નજર કરીએ. પહેલા પ્રવાહના યુગમાં લોકો ઘેર રહીને ખેતી કરતા. ઘરમા જ જરૂર પૂરતું ભણી લેતા. ઔદ્યોગીકરણનો બીજો પ્રવાહ આવ્યો. તેણે લોકોને ફેક્ટરીમા,ઓફીસોમા જતા કરી દીધા. ઘરની બહાર સ્કૂલ કોલેજોમાં ભણતા કરી દીધા. આ બીજા પ્રવાહે જ આપણા શહેરો રચ્યાં અને આપણાં જીવનમા એકદમ વળાંક આવ્યો.

હવે, આવો જ અણધાર્યો વળાંક 'ઇલેક્ટ્રોનિક કુટિરો' પણ લાવશે.

પ્રશ્ન : પણ આવું બધું થશે જ એવો વિશ્વાસ તમને શાથી છે ?

જવાબ : કોઇ બાબત વિષે ખાત્રી તો ન આપી શકાય પણ જે બની રહ્યું છે તે તરફ આપણે આંખ-કાન ખુલ્લાં રાખીને જરૂર જોઈ શકીએ

સૌ પ્રથમ તો ઊર્જા મોંઘી થતી જાય છે, બળતણ ખલાસ થતું જાય છે એટલે પરિવહન મોંઘું થતું જાય છે. એટલે લાંબા અંતરેથી કામ કરવા આવનાર વર્ગને પગાર વધારી આપવો પડે છે.

બીજું, એક જગ્યાએ એક રાક્ષસી કદની ફેક્ટરી

કે ઑફિસ ખડકી દેવાથી ત્યાં રહેવા માટે મકાનો ઊભા કરવાં પડે, કામદાર-કલ્યાણનાં સાધનો જેવાં કે હૉસ્પિટલ, હોટલ, રમતગમત વગેરે ઊભાં કરવાં પડે. લોકો તેમનાં ઘરો-જ્યાં તેઓ સસ્તા દરે રહેતા હોય તે-છોડીને ત્યાં જાય અને ત્યાં વધુ કીમત ચૂકવે આ બધાની કીમત આસમાને પહોંચી ગઈ છે

આની સામે તમે જુઓ તો,—ટેલીકૉમ્યુનિકેશન, કૉમ્પ્યુટર અને વીડીઓ સાધનોની કીમતો ઘટી રહી છે. ઉપર વર્ણવી તે કેન્દ્રિત અર્થવ્યવસ્થાની કીમત અને ટેલીકૉમ્યુનિકેશન, કૉમ્પ્યુટર વગેરે સાધનોથી ગોઠવવાથી નવી અર્થવ્યવસ્થાની કીમતને આલેખોએ તો બન્ને આલેખો એકબીજાની નજીક આવી રહ્યા છે અને થોડા વખતમાં જ ટેલીકૉમ્યુનિકેશન, કૉમ્પ્યુટર અને વીડીઓ જેવાં સંદેશાવ્યવહારનાં સાધનોથી સુસજ્જ 'ઇલેક્ટ્રૉનિક કુટિરો' નું અર્થકારણ સોંઘું થઈ જશે

—અત્યારે બધા જ લોકો ઉત્પાદકતાની વાતો કરે છે અને ઉત્પાદકતા વધારવાની ભાતભાતની યોજનાઓ બનાવે છે

પણ સાથે સાથે જ લાખો લોકોને એક જગ્યાએથી બીજી જગ્યાએ દરરોજ લાવવા લઈ જવાનું બિનઉત્પાદક કામ ચાલુ જ રાખે છે. આમાં સમય, પૈસો, બળતણ, અને માનવની સર્જનાત્મકતા એ બધું જ વેડફાઇ રહ્યું છે. વળી, ડિઝાઇન કરવાની, કૉમ્પ્યુટરના પ્રોગ્રામ બનાવવનાં, આંકડા માંડવનાં વગેરે ઘણાં કામો એવા છે કે જે ઘેર બેઠાં થઇ શકે. આ માટે જરૂરી માહિતિ-સંદેશાવ્યવહારનાં સાધનો-જેવા કે ટેલીફોન, ટેલીવિઝન મારફતે ઘેર ઘેર પહોંચાડી શકાય.

તો આ બધાં દબાણો આપણને 'ઇલેક્ટ્રૉનિક કુટિરો' તરફ દોરી જશે. વિકેન્દ્રીકરણની વાતો ચાલે છે તો ઘરમાં જ કામ ગોઠવવું એ સૌથી વધુ વિકેન્દ્રિત ઢબ થઈ. વળી, આમાં તમે નોકરી બદલો તો યે તમે તો ઘેર જ રહો છો કારણ કે તમારી પહેલી નોકરીએ ઘરમા, અને બીજીએ ઘરમા કેન્દ્રિત ઉત્પાદન વ્યવસ્થામાં જે પ્રદૂષણ પેદા થાય છે. તે પણ એક નવું દબાણ ઊભું કરશે-વિકેન્દ્રિત ઉત્પાદન વ્યવસ્થા માટે

પ્રશ્ન : અર્થકારણમાં પાયાના ફેરફારો થઇ રહ્યા છે તેવી તમારી દલીલ સ્વીકારીએ તો પણ એ સ્પષ્ટ છે કે આ પુનરચના પૂરી થતાં થોડાં દાયકાઓ જરૂર જશે દરમ્યાનમાં શોષિત વર્ગનું શું થશે ? શું કરશે ? તેનું કામ કેવી રીતે ગોઠવાશે ?

જવાબ : આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં આપણે 'કામ એટલે શું' 'ભવિષ્યમાં કામ કેવી રીતે ગોઠવાશે.' આવા બધા પાયાના પ્રશ્નો તપાસી જવા જોઇશે:

(વધુ હવે પછી)

અનુ. ભુવનેશ ઓઝા

# રાષ્ટ્રનું વિશેષ શીલ | રમેશ થાનકી

એક સમયે આ દેશમાં રાજકીય, આર્થિક અને સામાજિક પ્રાથમિકતાઓ અને દષ્ટિબિંદુઓ વિષેની ચર્ચા સ્વાભાવિક અને વાસ્તવિક તરીકે સ્વીકારાતી. પ્રયોગ કરવાની, જોખમો ખેડવાની અને સાવ અસ્પષ્ટ તથા નિરર્થક વિચારોને પણ કેન્દ્રમાં લાવવાની ત્યારે બહુ મોટી ઝંખના હતી. આપણા દેશના બૃહદ રૂપાન્તરમાં સહભાગી હોવાની ઉત્તેજના "ઉન્નત કરનારી, મહાન પ્રેરક અને શિસ્ત પેદા કરનારી હતી" એ વખતનું આપણું રાષ્ટ્રીય શીલ (Ethos) પ્રાણપૂર્ણ અને સ્વસ્થ હતું. ભારતે પોતાની જાતને પ્રમાણિત કરવાની હતી. રક્તરંજિત સરહદો સ્થિર કરવાની હતી. 'સામંતશાહી રાજાઓના રાજ્યોને મુક્ત ભારતમાં આત્મસાત્ કરવાના હતા. ૬૯ મૂલ ભાષાવાર રાજ્યો સ્થાપવાના હતા અને રાષ્ટ્ર માટે આત્મનિર્ભર ખેતી અને ઉદ્યોગોની દિશા શોધવાની હતી એ બહુ વસમું કામ હતું – અગ્રગામીનું, નવી દિશામાં પગલાં પાડનારનું, ઘણી બાધાઓ છતાં એ કામ સંપન્ન થયું.

કાર્યતત્પરતાના અભાવના આજના યુગમાં નોકરશાહી, પોલીસ, સચિવાલય, નિયમો અને કાનૂનો, નિરીક્ષણાલયો અને સમગ્ર રાજ્યવહીવટના જુદાં જુદાં અંગો પર ભૂલની જવાબદારી ઓઢાડવાની પ્રણાલિકા છે ભ્રષ્ટ રાજકીય નેતૃત્વ અને નોકરશાહોની વ્યાપક થતી જતી શ્રેણીઓએ જીવન જીવવાના પ્રત્યેક ક્ષેત્રમાં આક્રમણ કર્યું છે. પાયમાં અને છઠ્ઠા દસકા દરમિયાન તે જ અમલદારોને રાષ્ટ્રીય હિતમાં યોજવાનું શક્ય હતું. થયેલી ભૂલને સમજવા આપણે આ તથ્ય સમજવું પડશે. રાજકર્તા પક્ષની આજુબાજુ સ્થિર થયેલા ભ્રષ્ટ રાજકીય માફિયાઓની પ્રવૃત્તિથી રાષ્ટ્રીય શીલ ભ્રષ્ટ થઈ ગયું છે. જે કોઈ પક્ષો સત્તા પર આવવા સક્ષમ હોય એમનામાં પણ આ માફિયાઓ પોતાના એજંટો રાખતા હોય છે. રાજકારણી લોકો આપણને ટોણો મારશે કે લોકશાહી માળખું અને મતદાનની પ્રક્રિયા એમને ધનશક્તિના બલિ બનાવે છે. આરોપો અને પ્રત્યારોપોનો આ વિનિમય અનંત છે.

હવે તો, નાગરિકો તરીકે આપણે કોઈક પ્રકારના સાર્થક રાષ્ટ્રીય શીલનિર્માણની દિશામાં શરૂઆત કરવા માટે વચ્ચે પડવું પડશે, નહીં તો, બધા વિકલ્પો પોથીમાના રીંગણ બની રહેશે.

દેશમાં ઉચ્ચ કક્ષાએ બેઠેલા કહેવાતા રાજકારણીઓએ જે ખરાબ ભૂમિકા ભજવી એ સમગ્ર દેશ જાણે છે.

રાજકીય કૌભાંડોને ખુલ્લાં પાડનારા થોડા લોકોના નિશ્ચયે આપણી રાષ્ટ્રીય પ્રકૃતિને અનુકૂળ 'ઓમ્બડ્ઝમેન' જેવી કોઈ તત્કાળ જરૂરિયાત પર ભાર મૂકવો જરૂરી છે. બે સંબંધિત સ્તરે, સમાંતર રીતે ભૂલ સુધારવાનો પ્રયત્ન આપણે ચાલુ કરવાનો છે 'વહીવટનું' સંસ્કારીકરણ અને નાગરિકતાનું નૈતિક ઉદાત્તીકરણ. આ બન્ને અભિન્ન છે. જેઓ રાજકીય ક્ષેત્રમાં ઉત્તરદાયિત્વ ઈમાનદારી પ્રામાણિકતા અને શુદ્ધિ સ્થાપવા માગે છે, એમને આ પ્રયત્ન મદદ કરશે. ભ્રષ્ટ અને ચેપી ક્ષેત્રમાંના આ સુધારાની રાષ્ટ્રીય શીલ પર બહુ ઊંડી અસર થશે. આ પ્રક્રિયા કેમ કામ કરશે તે સમજવું.

રાજ્ય અને કેન્દ્ર સ્તરે રાજકીય દખલગીરી, છેતરપીંડી અને કેરાનુશક્તિમાંથી વહીવટ મુક્ત હોય એવી વ્યવસ્થા વિના રાષ્ટ્રીય શીલ નિર્માણ શક્ય નથી, એ વાત પર ભાર મુકાય તો બંધારણમાં દર્શાવાયેલી આંતરરાજ્ય સમિતિ જેવી રચના બહુ કામની છે એના અધ્યક્ષ રાષ્ટ્રપ્રમુખ છે અને વડાપ્રધાન તથા રાજ્યોના મુખ્ય મંત્રીઓની તે બનેલી છે. વિવિધ પક્ષો રાજ્યોમાં સત્તા ધરાવે

છે ત્યારે આ આંતરરાજ્યોમાં સમિતિ રાજકીય શોષણ સામે રક્ષણ આપે અને સર્વસંમતિના નિર્ણય પ્રમાણે ચાલે એમ કરવું શક્ય છે.

પેલી જૂની અને બુદ્ધિપૂર્ણ દલીલ ફરી યાદ કરીએ તો આ ક્ષેત્રોમાં રાષ્ટ્રપ્રમુખની જવાબદારીઓ ઊભી કરવી જોઈએ એકવાર રાષ્ટ્રપ્રમુખ તરીકે ચૂંટાયા, પછી રાજકારણના ગંદવાડમાંથી એમણે ઉપર ઊઠવું જોઈએ. વળી તેઓ સત્તાધારી પક્ષના રબ્બર સ્ટેમ્પ કે ખચોળ શોભાનું પૂતળું પણ નથી. આપણે રાષ્ટ્રપ્રમુખને અરાજકીય નવી બાબતોમાં જોડવા જોઈએ. દાખલા તરીકે, મહત્ત્વની નવી નીમણૂકો આંતરરાજ્ય સમિતિમાં ચર્ચાવી જોઈએ. આજે તો વડાપ્રધાનની ઓફિસમાં વ્યક્તિગત ગમા-અણગમાને આધારે તે નક્કી થાય છે.

બીજો આઘાત રાજ્યની હાજરી તીવ્ર રીતે સીમિત કરી દેવાનો હોવો જોઈએ. અત્યારે રાજ્ય નિરંકુશ છે તેને બદલે, આપણે નાગરિકને જુદાં જુદાં પ્રજાકીય સંગઠનો દ્વારા પોતાની સંભાળ રાખવા પ્રેરવાની જરૂર છે. એના અભાવે ભ્રષ્ટ આચારોને પ્રોત્સાહન મળે છે. સ્વાભાવિક રીતે આ પ્રયત્ને સામૂહિક ઉત્તરદાયિત્વની વૈયક્તિક ભાવના અને સમાજની સેવાનાં મૂલ્યો પર આધારિત અનુશાસન માગી લે છે. જીવનનાં બધાં ક્ષેત્રોમાં સતત "વૃદ્ધિ" પામતા સરકારી મશીનને એના પંજા ફેલાવવાની છૂટ મળે તો આવી સંસ્કારિતા કદી ન વિકસે.

આવું વિચારીએ છીએ ત્યારે આ ગંજાવર સરકારી તંત્રને વર્તમાન સ્તરેજ સ્થિર કરી દેવાની અને જ્યાં એની વધુ જરૂર છે એવાં સ્થળે—મુખ્યત્વે ગ્રામવિસ્તારમાં,—એને પુનર્ગઠિત કરવાની જરૂર આપણને લાગશે એમાં અનુપયોગી કે બિનકાર્યક્ષમ અધિકારીઓ સ્થગિત કરવાં પડશે. ભ્રષ્ટ, નકામા અને અસંખ્ય નિરીક્ષણાલયો, અને સ્વાયત્ત સંસ્થાઓના કામમાં દખલ કરવા માટે પ્રધાનોએ રચેલી સમિતિઓ પણ દૂર કરવી પડશે. (એકલા કેન્દ્રીય શિક્ષણ ખાતામાં આવી એક હજાર કે કદાચ વધુ સમિતિઓ છે!) આપણે કાપકૂપની વાત નથી કરતા, ફક્ત પુનર્ગઠનની વાત કરીએ છીએ કમસે કમ કર્મચારીની સંખ્યામાં વધારો કરો નહીં. જ્યારે વિકાસ થાય ત્યારે તે પૂરતી નવી ભરતી ભલે થાય.

સરકારમાં અને સ્વાયત્ત કોર્પોરેશનોમાં પોતાના અનુયાયીઓ માટે નોકરીઓ પેદા કરવાનો રાજકારણીઓનો રસ પણ દૂર કરવો પડશે સ્વાયત્ત સંસ્થાઓમાં ભરતી ન થવાથી સરકારી નોકરીઓ માટે પ્રયત્ન કરવાના પ્રજાકીય માનસ પર પણ અસર પડવાની છે. આ નોકરીઓમાં મળતી કાયમી નોકરીઓમાં પણ અસાવધાની, અકાર્યક્ષમતા, કામચોરી, ઓવર ટાઈમ અને સબસિડી જેવાં અનેક પાપો સમાયેલાં છે જેના કારણે રાષ્ટ્રીયશીલ ક્ષીણ બન્યું છે.

આપણે આ બધી વાસ્તવિકતાઓનો સામનો કરીશું ત્યારે જ આપણું મન સ્વરોજગારીની સંભવિતતાઓ સમજી શકશે અને ત્યારે આપણે સ્વરોજગારી આપે એવી કેળવણી માગીશું આપણે સ્વીકારવું જોઈએ કે બેંકોની કાર્યપદ્ધતિઓનું પુનરીક્ષણ, વસ્તુવેચાણના નક્કર ઉપાયો અને પાકો માલ બનાવવા માટે કાચામાલની ખાતરી વગેરે આવા નવા પ્રયાણ માટે જરૂરી છે. આ ઉપરાંત એને માટેનાં એવાં કૌશલ્યો અને સાધનો પણ આપણી પાસે છે. પણ પહેલાં આપણે સરકારી નોકરીનું માનસ તોડવું પડશે

જીવનના દરેક સ્તરે ભ્રષ્ટતાનો ઝડપી વ્યાપ એ રાષ્ટ્રીયશીલને અત્યંત હાનિકારક છે, અને અવ્યવસ્થા તથા અલગતાની ભાવનાને દૂર કરવા માટેના કોઈ પણ નવા અભિક્રમ કે નવા પ્રયાણને બાધારૂપ થતા જાય છે. જાણે, 'ભ્રષ્ટાચાર' અને 'રાજ્યરચીતરાટ' એકજ હોય, એમ આપણે વાત

કરીએ છીએ ! પણ ભ્રષ્ટાચાર બે પ્રકારના છે જ્યારે પગારો બહુ ઓછા હોય ત્યારે બે છેડા સરખા કરવા માટેના દબાણને કારણે એક પ્રકારનો ભ્રષ્ટાચાર માણસ પર લદાય છે. એને 'ઉપરની કમાણી' કહે છે. બીજો પ્રકાર સમાજવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઇ જાય કે સમાજની સમાનતા માટેની શોધમાં બાધા આવે એવાં નફા માટેના ટૂંકા માર્ગો દ્વારા પ્રેરિત ભ્રષ્ટાચાર છે સંયોગોથી માણસ પર લદાતા ભ્રષ્ટાચારને પહેલાં દૂર કરવો જોઈએ તે પછી પ્રેરિત ભ્રષ્ટાચારને હાથ પર લઇ ઉન્મુલિત કરી શકાશે જેટલુ મોડું થશે એટલા આપણે સૌ વધુ ભ્રષ્ટ થઈશુ. આજે એ જ બની રહ્યુ છે અને રાષ્ટ્રીય શીલને તે સીધું પ્રદુષિત કરે છે.

આ સંદર્ભમા કુગાવાના દબાણોને સમાવી લેવાની શક્તિવાળુ મોંઘવારીના આંક સાથે જોડાયેલુ પગાર — માળખું અમલમા લાવવામા વધારે મોડુ કરવુ. એ જ કંઈ રીત આપણા સમાજમા કે ઓછામા ઓછું અવ્યવસ્થિત-રીતે વિકસી રહેલા શહેરી જનસમુદાયમા બન્યુ છે તેને નષ્ટ કરવા જેવું છે. આ સુધારો ન કરવો એ અવિશ્વાસજનક છે કેમ કે 'અતિપુરાણા પગાર માળખાના' પરિણામો ઘણા છે અને રાષ્ટ્રના શીલને એ સૌથી વધુ હાનિકારક છે, તે વહીવટનાં ખરાબ પાસા પર જ તેઓ ભાર મૂકે છે. અને હાનિકારક વિલંબો અને સંઘર્ષો પેદા કરે છે, સત્તા કોઈ પર સવારી કરવા, કોઇને બાધારૂપ બનવા, કોઇને પાછળ પાડી દેવા, કોઇને હેરાન કરવા અને એ રીતે પોતાને લાભકારક સમાધાન માટે સામા માણસને લાચાર કરવા માટે વપરાય છે. આને કારણે જ રાષ્ટ્રીય શીલ નષ્ટ થાય છે.

માણસોને આપણે જેવા બનાવીએ એવા તેઓ બને છે, આપણા જીવનના વિવિધ પાસાઓ તરફ આપણે એક પ્રામાણિક દૃષ્ટિપાત કરવો જોઈએ. આપણી સામાજિક સંસ્થાઓ, આપણા આચારો અને આપણી જાતને સુધારવા આપણે સભાળપૂર્વક પ્રાથમિકતાઓ તૈયાર કરવી જોઈએ માર્ગ ભૂલવા માટે આપણે વ્યક્તિગત અને સામૂહિકપણે જવાબદાર છીએ જે કોઇ સ્તરની વિકૃતિઓ પેદા થઈ છે તે આપણે પ્રથમ દૂર કરવી પડશે. પછી જેઓ ખોટી રીતે વર્તે છે તેમનો પાયો જ તોડવો પડશે જેઓ 'પ્રતિમાનો' તોડવાનો પ્રયત્ન કરે તેમને સજા પણ કરવી પડશે. આ તો બહુ વિશાળ ક્ષેત્રમા વિસ્તરેલુ સુધારણા કાર્ય છે અત્યારે આપણે લગભગ સિત્તેર કરોડની પ્રજા છીએ. આ સદીને અંતે સો કરોડ થવાની સંભાવના છે. આપણે કોઈક પ્રકારનુ સંસ્કારપૂર્ણ રાષ્ટ્રીયશીલ નિર્માણ કરવા ઇચ્છતાં હોઇએ તો ય આગળ ચાલી શકશુ જ નહી

* મને લાગે છે કે 'રાષ્ટ્રીય' શબ્દ વિષે બરાબર વિચાર થવો જોઇએ આપણે કોને વિષે વાત કરીએ છીએ ? શહેરના વધુ સદ્ભાગી લોકો વિષે કે ગામડાઓમાં જીવતા કરોડો ભુલાયેલા લોકો વિષે ? આપણે એક પ્રજા છીએ કે એક પ્રજામા બે પ્રજાઓ છીએ ? આપણે રાષ્ટ્રીયશીલ નિર્માણ કરીએ એ પહેલાં 'બે પ્રજાઓ' વચ્ચેની આ ખાડ પૂરવી પડશે કે નહી ? શું આજના આપણા રાજકીય, સામાજિક, આર્થિક વિકાસના વર્તમાન માળખામાં જ આ સેતુબંધનુ કામ થઇ શકશે—આ બધા મુશ્કેલ પ્રશ્નો છે. આપણે એમને ઉકેલવા પ્રયત્ન કરીશું-ત્યારે આપણા સમાજનું પરિવર્તન કરવા માટે આપણામા વિલક્ષણ ધીરજ જોઈશે આ ઉપરાંત પ્રજાની પ્રશંસા મેળવવા માટે ચલાવાતી ભાષણ-બાજી, દંભ અને આપણી સંવેદનાને જડ બનાવી દેતા અસત્યોને પડકારવા માટે વ્યક્તિગત અને સામૂહિક હિંમત જોઇશે.

* ખરી રીતે તો રાષ્ટ્રીય શીલનિર્માણ કરવામાં આ હિંમતનો અભાવ જ આપણી નિષ્ફળતાના મૂળમાં છે આપણામાં એક દિવસ હિંમત હતી આપણે એને ફરી બહાર લાવવાની છે *

(મૂળ 'ઇલસ્ટ્રેટેડ વીકલી') (સંક્ષેપ અનુવાદ)

—યશવંત ત્રિવેદી (લોકભારતી)

# સાયેરા ઈસ્સાની નજરે

## (હાલના દક્ષિણ આફ્રિકાની એક ઝાંખી)

[સાયેરા ઈસ્સા ૨૮ વર્ષની ઊગતી પેઢીની નાટ્યદિગ્દર્શક છે. દક્ષિણ આફ્રિકાની ધરતી પર ઊછરેલી આ યુવતીએ ત્યાંના એથોલ ફ્યુગાર્ડ નામના લેખકનાં બે નાટકો—'ધી આઈલેન્ડ' અને 'ધી બ્લીડ ઇન્વેસ્ટ'નું દિગ્દર્શન કરેલું છે. પોતાનાં એ બન્ને નાટકો લઈને એ મુંબઈમાં પૃથ્વી થિયેટર્સે યોજેલ મહોત્સવમાં ભાગ લેવા ભારત આવી હતી. 'સન્ડે ઑબ્ઝર્વર' નામના અંગ્રેજી છાપા તરફથી જ્યોતિ પુનવાણીએ સાયેરા ઈસ્સાની મુલાકાત લઈ, માર્ચ ૧૦ મીના અંકમાં એનું લખાણ છપાવેલ. તેના પરથી આ લખાણ અહીં ઉતારેલ છે. એમાં દક્ષિણ આફ્રિકામાં રંગદ્વેષી ગોરી સત્તા હેઠળ ત્યાંની કાળી, ગોરી, રંગીન ચામડીવાળી પ્રજા સહિત હિંદીઓની હાલ શી સ્થિતિ છે, તે વિષે કંઈક જાણકારી આપણને મળે છે.]

જ્યોતિ :—હજી આજે પણ આવાં નાટકો રજૂ કરતાં તમને ત્યાંની સરકારની રંગભેદની નીતિ નડે છે ખરી? આ પ્રકારનાં નાટકો તમે ત્યાં ભજવી શકો છો ખરાં? ત્યાંની સેન્સરશીપનું વલણ કેવું રહે છે?

સાયેરા :— નાટક જોનારાઓમાં તો એવો ખાસ રંગભેદ રહ્યો નથી. પણ આજથી ત્રણ વર્ષ પૂર્વે એવું નહોતું. કોઈ પણ શહેરમાં સરકસ આવ્યું હોય, ત્યારે બિનગોરા દર્શકો માટેના ખાસ અલગ દિવસો જાહેર કરવામાં આવતા. આમેય 'કાળા' ને 'ગોરા' માટેની બેઠકો તો અલગ હોય જ. પરંતુ હવે ચારેક થિયેટરોને બાદ કરતાં આવા ભેદભાવ નીકળી ગયા છે. આ ચાર થિયેટરો એટલે સરકારી ફંડથી ચાલનારાં થિયેટરો. સીનેમાનાં થિયેટરો માટે તો રંગભેદની આણ હજી ચાલુ છે. તમને ખબર હશે કદાચ કે 'ગાંધી' ફિલ્મનો સર્વપ્રથમ શો ગોરાઓ માટેના થિયેટરમાં જ પડેલો.

અલબત્ત, રંગભેદ ઓછો થવાનાં કારણોમાં મુખ્યત્વે સરકારની આર્થિક દૃષ્ટિ જ કામ કરી રહી છે. આ દેશમાં ગોરાઓની વસ્તી એ તદ્દન નાનકડી લઘુમતીમાં છે. ને હવે ઉપલા મધ્યમવર્ગ તરીકે હિંદીઓ ઘણા આગળ આવ્યા છે.

એમની પાસે પૈસો છે. તેઓ સુશિક્ષિત છે. ગોરાઓ કરતાં પણ કેટલીકવાર વધારે સારી સ્થિતિ ધરાવતા હોય છે. આનંદ-પ્રમોદ ને મનોરંજન પાછળ તેઓ સારી રીતે પૈસો વાપરતા થયા છે. હવે જો ગોરાઓ કેવળ ગોરાઓ પૂરતો જ એ થિયેટરોનો ઉપયોગ કરવાનો આગ્રહ રાખે, તો એમના શો ખાલી જ જાય, એવી સ્થિતિ છે.

એવા જ કારણસર "સમુદ્રતીરે" યોજાનારા આનંદ-પ્રમોદ મેળાવડા જે પહેલાં કેવળ ગોરાઓ માટે જ યોજાતા, તેમાંય હવે બિનગોરાઓ માટે ય વ્યવસ્થા રાખવામાં આવે છે, અલબત્ત, એમાં 'ગોરા', 'કાળા' અને 'રંગીન' (ગોરા-કાળા દંપતિથી થયેલ સંતાનો—ત્યાંનાં વર્ણસંકર પ્રજાજનો) તથા હિંદીઓ માટેના અલગ અલગ વિભાગો તો ખરા જ. પ્રત્યેક જાતિ જે-તે જાતિ માટેના વિભાગમાં જ ભાગ લઈ શકે. પણ

અંદર વાસ્તવિક સ્થિતિ એ એ છે કે, હવે દક્ષિણ આફ્રિકામાં નાટક રજૂ કરતાં પહેલાં અમારે સેન્સરશીપમાથી પસાર થવું પડતું નથી. નાટક રંગમંચ પર રજૂ થયું, એનો અર્થ જ એ કે એને માન્યતા મળી ચૂકી છે અમારે ત્યાં પત્રકારો તથા વિવેચકોની એક ખાસ સમિતિ સમક્ષ દરેક નાટક રજૂ થાય એટલે છાપાઓમા એની ભરપૂર સમીક્ષા થતી રહે છે. રાજકીય છાપવાળા નાટકો 'સુદા' આ રીતે અગાઉથી ચર્ચાઈ ચૂકેલા હોય છે. ને આ રીતે રંગમંચ પર રજૂ થવા પૂર્વે પૂરતી પ્રસિધ્ધિ પામી ચૂકેલા હોવાને કારણે થિયેટરો પર દર્શકોની મેદની ઊમટવા માંડે છે. આમ હવે, અતિ-લોકપ્રિય નાટકો સામે તો ત્યાંની પોલીસ પણ પગલા લેવાનું મોટે ભાગે ટાળતી હોય છે પરંતુ જો દર્શકોમાથી કોઈ એક માણસ પણ એની સામે ફરિયાદ કરે તો એ નાટક પર પ્રતિબંધ મૂકાઈ જાય છે ! અમારૂ 'ધી બીકો ઈન્કવેસ્ટ' આવું પ્રતિબંધિત નાટક છે 'બીકો'નું ત્યાં નામ પણ લઈ શકાતું નથી અંગત રીતે ખાનગી વ્યવસ્થા કરીને પણ કદાચ એ નાટક અમારાથી ભજવી શકાતું નથી કારણ સ્પેશિયલ પોલીસના મદદગાર તરીકે કામ કરનારા માણસો બિન ગોરા વર્ગમાં પણ નીકળી આવે છે.

હવે જો કોઈ નાટક ગોરા બિનગોરા પાત્રોને એક મંચ પર રજૂ કરતું હોય તો એ નાટક માટે પહેલેથી ખાસ પરવાનગી માગવી પડે છે કોઈ સ્વમાનશીલ નિર્માતા આ માટે તૈયાર ન જ થય એ સ્વાભાવિક છે. આ તો, ગોરાઓ કરતાં કાળાઓએ હંમેશાં બે ડગલાં પાછળ જ રહેવાનું છે એમ સ્વીકાર્યા બરાબર જ ગણાય ને ! આથી જ્યાં જ્યાં આવા મિશ્ર પાત્રોવાળા નાટકો રજૂ થાય ત્યાં ત્યાં એના પ્રત્યે પોલીસે હવે આંખ આડા કાન કરવાની નીતિ અપનાવી છે ના છૂટકે જ તેઓ આવા નાટકો પર પ્રતિબંધ મૂકવા આગળ આવે છે. ૧૯૮૦ ની સાલમાં મેં ફ્યુગાર્ડનું નાટક 'સ્ટેટમેન્ટ્સ' રજૂ કર્યું, તે વખતે એ લોકોએ મારી સામે આવા પગલાં લીધાં હતાં મારે પણ આખરે એ નાટકની દોરવણી કરવાનું બંધ કરી દેવુ પડેલું. કારણ નાટકનાં પાત્રો તરીકે કામ કરનારા બે ગોરા યુવાનો પોલીસ યા સરકારની ખફગી વહોરવા તૈયાર ન હતા

જયોતિ :— ત્યાંના ગોરાલોકોમાં ગોરા-કાળાનો વાડાબંધી સામે વિરોધ દર્શાવનારો વર્ગ ખરો કે?

સાયેરા :— એવો જે એક નાનકડો વર્ગ અમારે ત્યાં છે, તેને માટે એક શબ્દ વપરાય છે. 'કહેવાતા ગોરા-ઉદારમતવાદીઓ,' આવા લોકોમા કાળાઓ સાથે નિસ્બત બાંધવાનો શોખ હોય છે. તેઓ એમની કફોડી હાલત પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે. પરંતુ કસોટીના સમયે માથું ઊંચકી તેઓ પોતાનો મત જાહેર કરી શકતા નથી. આવા બે ગોરાઓના તો, આવો 'ઉદાર મત' ધરાવવા બદલ ખૂન પણ કરી નાખેલા ! એ પરથી એટલું જરૂર કહી શકાય કે, કાળાઓ પ્રત્યે થતા અન્યાયો સામે રોષ ને શરમની સાચી લાગણી અનુભવનારા ગોરાઓ પણ ત્યા હસ્તી ધરાવે છે ને પોતાની એ માન્યતા માટે ઘણું સહન પણ કરે છે; ...પણ તેવાઓની સંખ્યા જૂજ હોઈ, એમનો અવાજ દૂબી જાય છે.

વિદ્યાર્થી આલમના સભ્યો તરીકે તેઓ કાળાઓએ યોજેલ બહિષ્કારના આંદોલનોમા ભાગ પણ લેતા હોય છે પરંતુ પોતાના જાતિગત વાડાઓમા પગ મૂકતાં જ એમનો 'ઉમમતવાદ' ઠરી જાય છે !

જયોતિ : પોતના જાતિગત' વાડા'ઓ એટલે તમે શું કહેવા માગો છો ?

સાયેરા : ઓહ ! એમ તો, દક્ષિણ આફ્રિકનું સમગ્ર ક્ષેત્રફળ નોખા નોખા જાતિગત

વાડાઓમાં વહેંચાયેલું જ છે. પ્રત્યેક કોમે-જાતિએ પોતપોતાના અલગ અલગ વાડાઓમાં જ વસવાટ કરવાનો હોય છે એમની દરેકની નિશાળો જુદી, દવાખાના જુદાં ને એમ્બ્યુલન્સકારો સુદ્ધાં જુદી. દર્દીને દવાખાને લઈ જવા માટે તમે એમ્બ્યુલન્સ બોલાવો. તેની સાથે જ જાહેર કરી દેવાનું હોય છે કે, 'તમે કયા વાડામાં વસતી કોમના માણસ છો ?' હોટલોમાં પણ રંગભેદ મુજબ જ કામ ચાલતું હોય છે કોઈ હિંદી માલિકીની હોટલમાં તમે તમારા કોઈ ગોરા મિત્રને ભોજન માટે લઈ જવા ઇચ્છો તો હોટલમાં તમે પગ મૂકો તે પહેલાં હોટલના માલિકે લાગતા વળગતા ખાતામાં ફોન કરી પરવાનગી માગી લેવી પડે છે ! કોઈ કુટુંબે લગ્ન સમારંભમાં પોતાને ત્યાં આમંત્રેલા ગોરા, કાળા, રંગીન.. મિત્રોને કોઈ હોટલમાં મિજબાની આપવાનું નક્કી કર્યું હોય તો એમણે જે-તે ખાતામાં લખી જણાવવું પડે છે, કે પોતે કેટલા કાળા, કેટલા ગોરા ને કેટલા રંગીનોને આમંત્રણ આપેલ છે. આ બાબત જો તમે જરાય એ કાળજી રાખી તો પેલી હોટલના માલિકનું લીકર-લાયસન્સ રદ કરવા સુધીનાં પગલાં એની સામે લેવાતાં હોય છે. તેમ છતાં, આજે ગોરાઓની હોટલમાં બિનગોરાઓની મિજબાનીઓ રખાતી હોય છે, એ એક નવાઈ પમાડે એવી હકીકત છે. અલબત્ત એની પાછળનું યે કારણ કેવળ આર્થિક છે આર્થિક રીતે વિચારતા ગોરાઓને હવે આ છૂટછાટ જરૂરી જણાય છે !

પરંતુ એમાં ય એમણે ગોરા ને બિનગોરાઓ વચ્ચે ભેદરેખા આંકી જ આપેલી છે: એ હોટલમાં નાચગાનના જલસામાં બિનગોરા ભાગ લઈ શકે નહિ. કોઈ બિનગોરા લોક મસ્તીમાં આવી નાચવા ઊભા થઈ જાય, તો ગોરાઓ એની સામે વાંધો ઉઠાવી, એમને બેસાડી દઈ શકે છે. સામાન્ય જીવનની એવી અનેક બાબતો છે, જેને માટે બિનગોરાઓએ પરવાનગી માગી લાયસન્સ કઢાવવાં પડે છે. પરંતુ, હવે બિનગોરાઓએ નાની નાની બાબતે માટે પરવાનગીઓ માટેની અરજીઓ કરવાનું બંધ જ કરી દીધું છે. ને મોટે ભાગે સરકારે પણ આંખ-આડા કાન કરીને એ બધું ચલાવી લેવાની ટેવ પાડવા માંડી છે-સિવાય કે એણે કોઈની પંજવણી કરવાની મનમાં ગાંઠ વાળી લીધી હોય બિનગોરા પ્રજાજનોએ પણ પોતાના પક્ષે આવી પરવાનગીઓ અપમાનકારક હોવાનું જાહેર કર્યું છે. ને જો કોઈ એવી પરવાનગીઓ લેવા દોડે છે, તેમનો લોકો સામાજિક બહિષ્કાર કરે છે. સરકાર તરફથી ચાલતા, થિયેટરોમાં બિનગોરાઓએ જવું હોય તો પરવાનગી અચૂક માગવી પડે. આથી બિનગોરા લોકોએ એ થિયેટરોનો સદંતર બહિષ્કાર કર્યો છે. એ જ રીતે, રેડિયો, ટેલીવિઝનના કાર્યક્રમોમાં પણ કોઈ નોકરનું પાત્ર ભજવવાનું હોય ત્યારે જ બિનગોરાને દાખલ કરવામાં આવે, આથી એવા કાર્યક્રમોમાં ભાગ લેવા કોઈ બિનગોરો માણસ એમને શોધ્યો જડે નહિ એવો કડક આ સામાજિક બહિષ્કાર છે ચોખ્ખાના એક ગોરા વેપારીએ રેડિયો પર આવેલી જાહેર ખબરમાં-ગોરાઓ જેવા જ અવાજે બોલનારી છોકરી હિંદી છે, એવી ખબર પડતાં, એ જાહેર ખબર ગોરા રેડિયો સ્ટેશનોએ રદ કરાવી નાખી ! (દક્ષિણ આફ્રિકામાં આવા ચાર રેડિયો સ્ટેશન છે) એટલે સરકારને વેચાઈ ગયેલા માણસ સિવાય દક્ષિણ આફ્રિકાના રેડિયો ટી વી. કાર્યક્રમોમા કોઈ બિનગોરો તમને જોવા મળે નહિ.

વર્ષોથી જનમ કેદની સજા કાપી રહેલ કાળી પ્રજાના નેતા નેલ્સન મેન્ડેલા સામે સરકારે શરત મૂકેલી કે તમારી સંસ્થા આફ્રિકન નેશનલ કોંગ્રેસ વતી, હિંસા નહિ કરીએ, એવું લખી આપો, તો તમને જેલમાંથી છોડી મૂકીએ.'

નેલ્સન મેન્ડેલાએ "સરકારને સાફ સુણાવી દીધું" કે, 'તમારી કેદમાંથી છૂટવાના મોહમાં મારા લાખો દેશબાંધવોને હાથે બેડીઓ પહેરાવી તમારે હવાલે કરવાનું મને મંજુર નથી.'

જ્યોતિ :— પણ થોડા વખત પહેલાં હિંદીઓની ત્યાંની પાર્લામેન્ટમાં ચૂંટણીઓ થયાનું સંભળાતું હતું, તે શું હતું ?

સાચેરા :—દક્ષિણ આફ્રિકાના ગોરાઓને હવે કંઈક ભાન આવતુ જાય છે, કે આપણે આટલા વખતથી ઠોક ખોટા જ રસ્તે ચાલ્યા કરીએ છીએ. એટલે હવે કાળા આફ્રિકનોના આક્રોશભર્યા મિજાજને પહોંચી વળવા એમણે બીજા ઉપાય શોધવા માંડયા છે એ દષ્ટિએ જ ગયે વરસે એમણે ખડું કર્યું ત્રણ કેમેરાન-પાર્લામેન્ટોની. યોજના જાહેર કરી એકમાં હિંદી પ્રતિનિધિઓ બેસે, બીજીમાં રંગીનોના પ્રતિનિધિ બેસે ને ત્રીજી સર્વોચ્ચ પાર્લામેન્ટ–તે માત્ર ગોરાઓની. આમથી બ ને પાર્લામેન્ટના પ્રતિનિધિઓ સાથે ગોરાઓની પાર્લામેન્ટનો સંબંધ રહે માત્ર એમના મત જાણવા પૂરતો બાકી વાસ્તવમાં દક્ષિણ આફ્રિકાની સમગ્ર કાળી, ગોરી, રંગીન, હિંદી પ્રજા માટેના ધારાધોરણ નક્કી કરી, કાયદા બનાવવાનો અધિકાર તો ગોરી પાર્લામેન્ટના હાથમાં જ. આમ પોતાના પગ આગળ બેસવાનો અધિકાર હિંદીઓ ને રંગીનો સામે ધરીને હવે ગોરી સરકાર એવો દેખાવ કરવા માગે છે કે આજ સુધીનો પુરાણો રવૈયો પોતે બદલવા માગે છે. વાસ્તવમાં એક કાંકરે બે પંખી મારવાનો એનો આ દાવ છે એક તો હિંદીઓને આથી કાળી પ્રજાને ટેકો આપતા બંધ કરી શકાય ને બીજી બાજુથી અવારનવાર કાળી પ્રજાનો રોષ જ્યારે હિંસામાં ભભૂકી ઊઠે, ત્યારે રમખાણોની એ હોળીનું પહેલું નાળિયેર હિંદીઓ જ બને.

પરંતુ સરકારની આ ચાલથી હિંદી કોમ ભરમાઈ જાય એમ નથી દક્ષિણ આફ્રિકાની તમામ જાતિના નાગરિકોએ ભેગા મળી સ્થાપેલ યુનાઇટેડ ડેમોક્રેટિક ફ્રન્ટે તથા ગાંધીજીએ સ્થાપેલ નાતાલ ઇન્ડિયન કૉન્ગ્રેસે આ પાર્લામેન્ટની ચૂંટણીઓનો બહિષ્કાર જાહેર કર્યો છે. સરકારના પૈસાથી ખરીદાઈ ગયેલા કેટલાક હિંદીઓ, એ ચૂંટણીમાં ઉમેદવારી કરવા ઊભા રહેલા. સોએ એક ટકા મતદાન થયેલું, ને ગોરાઓને પ્રજાજનોના લોહીયા હોળી ખેલવાની એક તક સાંપડેલી ચૂંટણીનો બહિષ્કાર કરવા બદલ છ આગેવાન હિંદીઓની ધરપકડ કરવામાં આવી છે અત્યારે એ લોકો જેલમાં છે, એમના પર 'દેશદ્રોહ' નો આરોપ મૂકી સરકાર એમને 'દેશદ્રોહીઓ' તરીકે સજા ફરમાવવાની તૈયારી કરી રહી છે એ સજામાં મૃત્યુદંડનો ય સમાવેશ થઈ શકે છે

આ બધું છતાં, એવું પણ બને છે કે 'કાળી' પ્રજાના કોઈક નેતાઓ હિંદીઓને પોતાના દ્રોહી ગણાવતા હોય છે.

જ્યોતિ :—ત્યાંના હિંદીઓમાં કાળા આફ્રિકનો સામે રંગભેદ ખરો કે ?

સાચેરા :—કેટલાક જૂની પેઢીના લોકોમાં એવો ભાવ ખરો. જે લોકોએ ૧૯૪૯ની સાલમાં થયેલ કોમી રમખાણું જોયેલાં ને જેમને એ દરમ્યાન ખૂબ જ સહન કરવું પડેલું એ લોકોમાં હજી કાળા આફ્રિકનો પ્રત્યે ઘણો રોષ છે. લગાતાર ચાર દિવસ લગી ચાલેલા એ રમખાણો દરમિયાન, ગોરી સરકાર તો તમાશો જોતી હોય એમ એક કોર ઊભી ઊભી બધું જોઈ જ રહેલી, ને હિંદીઓને જાનમાલની ભયંકર ખુવારી વેઠવી પડેલી બીજી બાજુ, આફ્રિકનોના દિલમાં હિંદીઓ પ્રત્યે દ્વેષની લાગણી છે — કારણ કે બીજી જાતિઓ કરતાં સરકાર હમેશા કાળાઓને જ વધુ ને વધુ કચડતી રહી છે. 'હોમલેન્ડ' ને નામે ઊભા કરેલા વાડાઓમાં એમને કેદ કરી રહી છે, ને એ 'હોમલેન્ડ' એવાં છે કે,

ત્યાં રહ્યા રહ્યાં એમનાં બાળકોએ શિક્ષણ લેવું હોય તો માઈલોની મજલ કાપે ત્યારે એક નિશાળ જોવા મળે છે ! કોઈ પણ આફ્રિકન પોતાના 'હોમલેન્ડ' બહાર–ગજવામાં નાગરિક તરીકે સરકારે કાઢી આપેલ પરવાનો લીધા સિવાય સડક પર–નીકળી શકતો નથી. પાસ લીધા વિના ઘર બહાર નીકળેલા આફ્રિકનને એટલા જ 'ગૂના' સર ૩૦ દિવસની કેદ ભોગવવા તૈયાર રહેવું પડે છે. એ લોકો શહેરોમાં નોકરી કરવા જઈ શકે ખરા, પણ સાંજ પડયે એમણે પોતાના 'હોમલેન્ડ' ભેગા થઇ જ જવું પડે એ જ કારણસર અમારે ત્યાં રેલ્વે સ્ટેશનો ને ઔદ્યોગિક કેન્દ્રો મોટા નાનાં શહેરોની સીમા બહારના વિસ્તારમાં જ ઊભાં થયેલાં જોવા મળશે.

બીજીબાજુ, હિંદીઓ પૈસે ટકે માતબર કોમ ગણાય છે.

આ દેશમાં કશા જ સાધન વિના આવીને વસેલા હિંદીઓએ પોતાની મહેનત ને સૂઝ ઉકલતથી ઉપયોગી ધંધા ધાપા નાખી પોતાની સ્થિતિ પૈસે ટકે સધ્ધર બનાવી લીધી છે. શરૂઆતના દિવસોમાં એમણે પુષ્કળ કષ્ટો વેઠેલાં છે. આજે હવે આર્થિક રીતે ઉપર આવેલી આ કોમે પોતાનાં બાળકો માટે સારી નિશાળો ઊભી કરી છે. શિક્ષણ માટે સારી જહેમત ઉઠાવી સાધન ઊભાં કર્યાં છે. દક્ષિણ આફ્રિકાના સારામાં સારા ડૉક્ટરો, વકીલો, શિક્ષકો ને વેપારીઓમાં હિંદીઓ મોખરાનું સ્થાન ભોગવે છે. ગોરાઓનીય મોટી મોટી પેઢીઓ ઊંચા પગાર આપીને એમને પોતાને ત્યાં રાખે છે. દક્ષિણ આફ્રિકાના આર્થિક તંત્રમાં આજે હિંદીઓનો બહુ મોટો ફાળો ગણાય છે.

–જો કે, 'રંગીન' પ્રજા પણ અમુક અમુક પ્રદેશોમાં બહુ સારી સ્થિતિ ધરાવે છે; પરંતુ આફ્રિકાની કાળી પ્રજાને આ ગોરી સત્તા પગ તળે કચડતી જ રહી છે. રંગીન પ્રજા પ્રત્યે કાળાઓ હંમેશાં કૂણી લાગણી ધરાવતા રહ્યા છે કારણ રંગીનોમાં કાળાઓનું લોહી વહે છે.

*પરંતુ, હિંદીઓનો ઇતિહાસ બહુ ભવ્ય છે. રંગભેદ સામેની એમની લડત મશહૂર છે. જો કે તેઓ તો ગોરાઓ કરતાંય તદ્દન નાની લઘુમતિ કોમ છે. છ હિંદીઓ આજે રંગભેદ સામેના લડવૈયા તરીકે જેલમાં બેઠેલા છે. એટલું જ નહિ, તેઓ પોતાની કોમના ૯૦ ટકા લોકોનું પીઠબળ ધરાવે છે.

જ્યોતિ :—એવા કોઇ હિંદીઓ છે ખરા, જે આ બધા વિષે કંઇક લખતા હોય ?

સાચેરા :—ઓહ, કેમ નહિ ! રોની ગોવિંદ એ વિષે અત્યંત સાહસભેર લખાણો લખ્યાં છે. મોટે ભાગે ત્યાંની રાજકીય પરિસ્થિતિ બાબત જ એના લખાણો હોય છે. આજ લગી તો ત્યાંની પોલીસે એને આંગળી અડાડી નથી. માત્ર એના પર ચાંપતી નજર રાખ્યા કરી છે. એનાં લખાણો ઘણાં લોકપ્રિય હોય છે.

–જુ. ગાંધી

———

# નર્મદાશંકર દેવશંકર મહેતા

—ચંદ્રકાન્ત શેઠ

આનંદશંકરભાઈએ સાચા અર્થમાં જેમને 'બ્રાહ્મણ' તરીકે વર્ણવેલા, વિજયરાય વૈદ્યે 'ગોવર્ધનયુગના સ્મરણીય સારસ્વત' તરીકે જેમનો ઉલ્લેખ કરેલો, અને રામપ્રસાદ બક્ષીએ ભાવાંજલિ અર્પતાં જેમને 'જ્ઞાનગગનના ગરુડ' તરીકે ઓળખાવેલા તે, પંડિતયુગના પંડિત, ધર્મતત્ત્વ વિચારક નર્મદાશંકર દેવશંકર મહેતા ગુજરાતના બૌદ્ધિક ક્ષેત્રે ઘણું મહત્ત્વનું પ્રદાન કરનાર મહાનુભાવોમાંના એક છે. તેઓ યશોધર મહેતાના પિતા થાય. ગુજરાતે તેમની જેટલી ઓળખાણ કરવી જોઈતી હતી તે કરી નથી એમ લાગે છે.

નર્મદાશંકર મહેતાનો જન્મ નડિયાદમાં, પોતાના મોસાળમાં કવિ બાળાશંકરના પિતા ઉલ્લાસરામ કંથારિયાને ત્યાં, ૨૩, ઑગસ્ટ, ૧૮૭૧ના રોજ થયો હતો. તેમના પૂર્વજો અલીણાના વતની, પણ પછીથી નડિયાદ આવીને સ્થિર થયેલા. નર્મદાશંકરના પરિવારમાં અનેક સ્વજનો સરકારી-વહીવટી કામગીરી સાથે સંકળાયેલા હતા. દાદા ઉલ્લાસરામ મામલતદાર હતા, કાકા શિરસ્તેદાર, પિતા દેવશંકર કારકુન, મામલતદાર વગેરેની ફરજો બજાવી સચીનના દીવાનપદે પહોંચેલા. માતા રુક્મિણી પ્રસિદ્ધ કવિ બાળાશંકરનાં બહેન, તેથી વારસામાં સરકારી અને સાહિત્યિક કામગીરીના સંસ્કારો એમને મળ્યા હતા.

નર્મદાશંકર ૧૮૯૪માં પ્રથમ વર્ગમાં બી. એ. થયા. સંસ્કૃતમાં સ્પર્ધેલા આવી તેમણે ૧૮૯૪નું ભાઉદાજી પારિતોષિક મેળવ્યું. વળી ગુજરાત કૉલેજમાં માસિક રૂા. ૧૦૦/-ની દક્ષિણા ફેલોશિપ પણ મળી. નર્મદાશંકરમાં સંસ્કૃતના એક સારા અધ્યાપક થવાની પૂરી ક્ષમતા હતી, આમ છતાં પિતાની ઇચ્છાથી તેઓ માસિક રૂ. વીસના પગારથી ધંધુકામાં કારકુન તરીકે નિમાયા. એમના કેટલાક મિત્રોએ નર્મદાશંકરના સરકારી નોકરી લેવાના પગલાની ટીકા પણ કરી, પરંતુ તેમના આ પગલાને તેમના પરમ અધ્યેય ગુરુ શ્રીમન્ નૃસિંહાચાર્યનું અનુમોદન હોઈ તેઓ અડગ રહ્યા. શ્રીમન્ નૃસિંહાચાર્યે તેમને સ્પષ્ટ રીતે જણાવેલું કે 'તમારો ઉદય નોકરીમાં જ છે.'

ઇ. સ. ૧૮૯૬માં એક સામાન્ય કારકુન તરીકે પોતાની કારકિર્દીનો પ્રારંભ કરનાર નર્મદાશંકર મામલતદાર, ડેપ્યુટી કલેક્ટર વગેરેની એક પછી એક ચઢતી પાયરીઓ મેળવતા ઈ.સ. ૧૯૧૦માં અમદાવાદની નગરપાલિકામાં 'ચીફ ઑફિસર' તરીકે લિયેનથી જોડાયા. આ રીતે તેમણે સવાપાંચ વર્ષ સેવાઓ આપી. ત્યાર બાદ તેઓ સરકારમાં પાછા ગયા. ૧૯૧૭થી ૧૯૧૯ના ગાળા દરમિયાન વડોદરા નગરપાલિકાના ચીફ ઑફિસર તરીકે, અને ત્યાર બાદ ફરીથી અમદાવાદ નગરપાલિકાના ચીફ ઑફિસર તરીકે, ૧૯૧૯થી ૧૯૨૪ સુધી, તેમણે સેવાઓ આપી. એ પછી તેઓ મુંબઈ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં ડેપ્યુટી કમિશનર તરીકે ને પછીથી કમિશનર તરીકે નિમાયા. સામાન્ય રીતે આઈ. સી. એસ. થયેલા સિનિયર સનદી અમલદારોને જ મળી શકે એવું કમિશનર પદ નર્મદાશંકરને મળ્યું તે તેમની કાર્યદક્ષતાના કારણે. આ પદે રહી તેમણે ૭ વર્ષ સેવાઓ આપી. એ પછી ૧૯૩૧માં તેઓ નિવૃત્ત થયા. નિવૃત્તિ બાદ ખંભાતના નવાબના નિમંત્રણથી ૧૯૩૧થી '૩૪ સુધી તેમણે ખંભાત સ્ટેટની દીવાનગીરી સંભાળી. દરમિયાન ૧૯૩૨માં બ્રિટિશ સરકારે તેમની સેવાઓની કદરરૂપે 'દીવાન બહાદુર' નો ઈલકાબ પણ આપ્યો હતો. ૧૯૩૪–

માં તેઓ ખંભાતમાં હતા તે દરમિયાન જ હૈયુઆરીમાં પક્ષાઘાતનો હુમલો થતાં તેમને ફરજિયાત આરામ કરવો જરૂરી થઇ પડયો તેઓ પક્ષાઘાતના કારણે ઠીક ઠીક પથારીવશ રહયા. છેવટે ૧૯૩૯ના માર્ચની એકવીસમી તારીખે તેમનું અવસાન થયું.

નર્મદાશંકર સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નોમાં ખૂબ નિષ્ણાત હતા અમદાવાદની નગરયોજનાનો પાયો તેમણે નાખેલો અમદાવાદમાં રિલીફ રોડ તથા હિલ ગાર્ડન થયા તેની પાછળ તેમની દૃષ્ટિ-તેમનું આયોજન હતું. ૧૯૩૭માં બળવંતરાય પરમોદરાય ઠાકોરે અમદાવાદ નગરપાલિકાના પ્રમુખ સ્થાનેથી વ્યાખ્યાન આપતા નર્મદાશંકર પરત્વે કહેલું : " અત્યારની અમદાવાદની ખિલવણી અને આબાદી તેમની યોજનાઓને જ આભારી છે. મ્યુનિસિપાલિટીની સદ્ધર આર્થિક સ્થિતિ પણ તેમના દૂરદેશીપણાને આભારી છે " નર્મદાશંકર 'લોકલ સેલ્ફ ગવર્મેન્ટ ઇન્સ્ટિટયુટ ' ની પ્રવૃત્તિ સાથે પણ જીવનભર સક્રિયપણે સંકળાયેલા રહ્યા હતા.

નર્મદાશંકરમાં ઉત્કટ તત્ત્વજિજ્ઞાસા, ઊંડો તત્ત્વરસ જોવા મળે છે. તેઓ શ્રીમન્ નૃસિંહાચાર્ય જેવા પ્રખર વેદાંતીના એક ઉત્તમાધિકારી શિષ્ય હતા. તેમના શ્રેયસ્સાધક અધિકારી વર્ગના તેઓ અગ્રગણ્ય સભ્ય હતા. કોલેજમાં ભણતા હતા ત્યારથી તેઓ તેમની પ્રત્યે આકર્ષાયા હતા અને મરણ પર્યંત તેમના પ્રત્યેની તેમની આદર-ભક્તિ અવિચળ રહી. તેઓ શ્રેયસાધક અધિકારી વર્ગની 'સદુપદેશશ્રેણી'માં તથા 'મહાકાલ' માસિકમાં અવારનવાર લખતા અને વાર તહેવારે એ વર્ગમાં વ્યાખ્યાનો પણ આપતા. તેમનામાં કાન્ત જેવી ઉત્કૃષ્ટ વકતૃત્વશકિત હતી તેમની ગુરુભકિત, વિદ્વતા તથા તેમના ઉચ્ચ સામાજિક દરજ્જાના કારણે તેમની આસપાસ તેજસ્વી મિત્રોનું એક સુંદર વર્તુળ ખડું થયું હતું; જેમાં નગીનદાસ મહેતા, પ્રો. જેઠિસનદાસ કણિયા, હીરાલાલ નાણાવટી, હોશિકરામ મહેતા, ઇશ્વરભાઇ પટેલ, નગીનદાસ સંઘવી વગેરેનો સમાવેશ થાય છે.

નર્મદાશંકર અંતરંગે તો વિદ્યાનો જીવ હતા. બહારની દોરદમામવાળી સાહ્યબી છતાં અંદરખાને તો તેઓ સાદગીના ચાહક, ભગવત્પરાયણ તત્ત્વો-પાસક હતા. ૧૮૯૫-૯૬માં તેમને 'વેદાન્ત સિદ્ધાન્ત ભેદ' નામના અંગ્રેજી લેખ માટે તથા ૧૮૯૯માં 'અદ્વૈત બ્રહ્મસિદ્ધિ'ના ભાષાંતર માટે એમ બે વાર સુરત ગોકુલજી ઝાલા વેદાન્ત પારિતોષિક એનાયત થયા હતાં. તેઓ ઉપનિષદોના ઊંડા અભ્યાસી હતા. ત્યારે એમ કહેવાતું કે વેદાન્તનો એવો એક પણ ગ્રંથ નહીં હોય, જેનો એમણે અભ્યાસ ન કર્યો હોય. તેઓ ષડ્દર્શનો ઉપરાંત મંત્ર-તંત્રાદિ વિદ્યાઓના, બૌધ્ધ જૈન આદિ વિવિધ ધર્મસંપ્રદાયોના અને ધર્મશાસ્ત્રોના ઊંડા મર્મજ્ઞ હતા. નરસિંહરાવ દિવેટિયા અને કેશવ હ. ધ્રુવ જેવા પ્રકાંડ પંડિતો માટેય એ પૃષ્ટવ્ય-સ્થાન (પૂછવા-ઠેકાણું) હતા. નર્મદાશંકરે ૧૮૯૫થી ૧૯૩૮ સુધીના ગાળામાં સો એક લેખો આપ્યા હતા. એ લેખો નર્મદના 'ધર્મવિચાર' પછી, મણિલાલ ન. દ્વિવેદીના અદ્વૈત તત્ત્વ, ધર્મ, સંસ્કૃતિ વિષયક લેખો પછી; આનંદશંકરના 'આપણો ધર્મ' આદિના લખાણો પછી; ગુજરાતી સાહિત્યમાં ધર્મ-તત્ત્વ-મીમાંસાનું એક સત્ત્વ સમૃદ્ધ પ્રકરણ બની રહે છે કનૈયાલાલ મુનશી યોગ્ય રીતે જ નર્મદાશંકરને મણિલાલ દ્વિવેદી, આનંદશંકર ધ્રુવ. કિશોરલાલ મશરૂવાળા જેવા ગુજરાતના મૌલિક તત્ત્વ ચિંતકોની હરોળમાં મૂકે છે નર્મદાશંકરે જે ગ્રંથો આપ્યા છે તેમાં 'હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ', 'ઉપનિષદ્ વિચારણા' તથા 'શાકત-સંપ્રદાય' જેવા ગ્રંથો ગુણવત્તાબળે સહેજે ધ્યાન ખેંચે છે નર્મદાશંકરે ધર્મ તત્ત્વજ્ઞાનના લેખો-ગ્રંથો ઉપરાંત 'સુપ્રજનનશાસ્ત્ર' પર પણ એક પુસ્તક આપ્યું છે. તેમણે આખાના કાવ્યોનું

[વિશેષાનવ]

સંપાદન કર્યું છે. તેમના કેટલાક લેખોનો સંગ્રહ તો તેમના અવસાન બાદ છેક ૧૯૬૯માં અનંતરાય રાવળે 'સાહિત્યિક લેખો તથા વ્યાખ્યાનો'–એ નામે સંપાદિત કરીને આપ્યો છે. નર્મદાશંકરે ગોવિંદનાથના 'શંકરાચાર્ય-ચરિતમ્' નામના સંસ્કૃત ગ્રંથનું સંપાદન પણ કર્યું છે. અંગ્રેજીમાં 'અદ્વૈતબ્રહ્મસિદ્ધિ'નું ભાષાંતર તેમ જ 'વેદાન્તસિદ્ધાન્તભેદ,' 'ઈન્ફ્લ્યુઅન્સ ઓફ બુદ્ધિઝમ ઓન વેદ' આદિ કૃતિઓ તેમણે આપી છે એમના 'હિન્દ તત્ત્વજ્ઞાનના ઇતિહાસ' ને કાકાસાહેબ 'સમન્વયદૃષ્ટિવાળો ઇતિહાસ' લેખે છે. ને એ ઇતિહાસ તેમને દાસગુપ્તા અને રાધાકૃષ્ણનની કક્ષામાં સ્થાન અપાવે એવો ઉત્કૃષ્ટ છે વળી કેટલીક બાબતોમાં તો તે દાસગુપ્તા અને રાધાકૃષ્ણનના પણ અગ્રેસર હોવાનું મનાય છે. નવમી ગુજરાતી સાહિત્ય પરિષદના ધર્મવિભાગના પ્રમુખ તરીકે તેમણે 'ગુજરાતમાં ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના સાહિત્યની પરિસ્થિતિ'—એ નામનું વ્યાખ્યાન આપેલું, જે એમની સૂક્ષ્મ તત્ત્વદૃષ્ટિ અને ઊંડી અભ્યાસનિષ્ઠાનું દ્યોતક છે. નર્મદાશંકર જેમ સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નોની જાણકારીના કારણે 'સ્થાનિક સ્વરાજ્યના જ્ઞાનકોષ' તરીકે ઉલ્લેખાયા છે. તેમ તેમની વેદાંતાદિની જાણકારીના કારણે 'વેદાન્તાદિના જ્ઞાનકોશ' તરીકે પણ ઓળખાયા છે. આનંદશંકરે એમના વિશે કહેલું - 'જે વિષય પોતે હાથ પર લે તેનો તળિયાઝાટક અભ્યાસ કરીને ન્યાય આપવો એટલે નર્મદાશંકર.' વળી તેમણે લખ્યું : "નર્મદાશંકરભાઈ એટલે થરોનેસ (સંપૂર્ણતા) તેમની જ્ઞાનપૂત રસજ્ઞતા અખો, દયારામ, ગોવર્ધનરામ અને બાળાશંકરની કવિતાના નિરીક્ષણમાં પ્રગટ થાય છે, તેમણે અનેક પ્રાસ્તાવિક લેખો લખ્યા છે, જેમાં "ત્રિભુવનવિજયી ખડ્ગ," 'યોગિનીકુમારી' જેવાના પ્રાસ્તાવિક લેખો અત્રે સ્મરણીય છે પંડિત સુખલાલજીએ તેમના ઉત્કૃષ્ટ સ્વાધ્યાયતપને અનુલક્ષીને જ 'તપસ્વી મહેતા' તરીકે તેમનો પરિચય આપ્યો હતો. પ્રો. ફિરોઝ દાવરે 'આદર્શ નગર રાજ્ય'ના શિલ્પી પ્લેટોની, ફિલોસોફર કિંગ'ની ભાવના યાદ કરીને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના શિલ્પી એવા આ નર્મદાશંકરને 'ફિલોસોફર એડમિનિસ્ટ્રેટર તરીકે બિરદાવ્યા હતા. વિઠ્ઠલભાઈ પટેલ તથા સરદાર પટેલના તેઓ આદરપાત્ર હતા અનંતરાય રાવળે યોગ્ય રીતે જ 'વ્યવહારકુશળ વિદ્યાપુરુષ' તરીકેની નર્મદાશંકરની છબિ આપણી સમક્ષ રજૂ કરી છે. આવા 'શુકવૃત્તિ' બિરુદને પાત્ર એવા નર્મદાશંકરે ગુજરાતી વાઙ્મય ઉપર ઉપકાર જ કર્યો છે એવી રસિકલાલ છો. પરીખની જે લાગણી છે તેને આપણે ઉમળકાભેર વધાવીએ અને એમના વાઙ્મયનો આપણો સ્વાધ્યાય શક્ય તેટલો ખીલવીએ.

---

# રોમેન્ટિક કવિની ક્લાસિક મુદ્રાનો અણસાર* | –બારીન મહેતા

આઠમા દાયકા દરમ્યાન કવિતક્ષેત્રે સતત પ્રવૃત્ત અને આશાસ્પદ જણાયેલા કવિઓમાંના વિનોદ જોશીનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પરંતુ' કવિલોક ટ્રસ્ટ પ્રકાશિત 'નવા કવિ શ્રેણી ૧' રૂપે હવે પ્રાપ્ત થયો છે આ સંગ્રહ પ્રધાનપણે રોમેન્ટિક કવિતાનાં વલણો વ્યક્ત કરે છે પ્રહ્લાદ પારેખ, રાજેન્દ્ર શાહ, પ્રિયકાન્ત મણિયાર, રમેશ પારેખ, ઇત્યાદિ કવિઓની સૌંદર્યાભિમુખ કવિતાધારા સાથે એનો સંબંધ જળવાય છે છતાં કવિની આગવી મુદ્રા એનો વિશેષ છે. પ્રણયની પ્રધાનતા એની વિષયગત લાક્ષણિકતા તો સોનેટમાં દેખાતી ક્લાસિક મુદ્રા કવિની સર્વ-શક્તિના ઉન્મેષો નિર્દેશે છે. પરંતુ, વિષય પરત્વેની લાક્ષણિકતાને કારણે ઉન્મેષોનું નિદર્શન મર્યાદિત ક્ષેત્રફળને આવરે છે તેમ છતાં કંઈક અંશે રોમેન્ટિક કવિની ક્લાસિક મુદ્રાનો અણસાર અહીં પ્રાપ્ત થાય છે

સંખ્યાદષ્ટિએ 'પરંતુ'માં ગીતો ઝાઝાં હોવાથી એમાં કવિપ્રતિભાના વિશેષોને વ્યક્ત થવાનો અવકાશ વિશેષ મળ્યો છે. સૌરાષ્ટ્રનાં લોકગીતો–લોકઢાળોને કવિના સરવા કાને આત્મસાત કર્યાનો અનુભવ સંગ્રહમાં પ્રવેશનારને તુરત થવાનો. વળી, આપણાં લોકગીતોમાંની મધ્યકાલીન ગ્રામીણ નાયિકા, મોર, કંસાર, મોજડી, ટોડલા, બારસાખ, ઝાંઝર, ઢોલિયો વગેરે એલિમેન્ટ્સ અને પ્રણયના ભાવ–વિભાવ–અનુભાવને કારણે એક પરિચિત સૃષ્ટિમાં પરોવાયાની લાગણી પણ થવાની. આનો અર્થ એ નથી કે કવિ મધ્યકાલીન રંગ પકડીને ચાલે છે. પરંપરા પાસેથી જે મળ્યું એનો વિનિયોગ જે રીતે રાજેન્દ્ર શાહે ઇત્યાદિએ કરીને મૌલિકતા સિદ્ધ કરી છે એમ આ કવિ પણ મૌલિક વલણ દાખવતા જણાય છે. એથી એમના ગીતોની એક આગવી મુદ્રા સરજાઈ છે.

પ્રથમ દષ્ટિએ વિનોદના ગીતો ઉપર રમેશ પારેખની અસર સહૃદયને વરતાય. આ લખનારને પણ એવો વરતારો ફીલ થયો છે છતાં ઝીણવટથી પસાર થતા અસરનો મુદ્દો ઝાઝો ટકતો નથી. એ ખરું કે પ્રત્યેક કવિ પોતાના આરંભે કોઈ ને કોઈ અસર ઝીલીને પ્રવૃત્ત થાય. આવી અસર જેમ સમકાલીન પ્રવાહ-દિશાની હોય છે તેમ કવિની નિજી અનુભૂતિ–રંગને સ્પર્શતા એવા જ કોઈ એક-બે કવિઓની પણ હોય છે. પ્રશ્ન એ રહે કે આ અસર સ્થાયી રૂપે છે ને અનુસરણ–અનુકરણમાં જ ઢળે છે ? જો એમ બનવા ન પામ્યું હોય ને કવિ આગવી મુદ્રા સરજી શક્યા હોય તો આવી અસરને એક સર્વસામાન્ય પરિબળથી વધારે મહત્ત્વ ન આપવું જોઈએ. બીજું, આ બન્ને કવિઓ ઉપર સૌરાષ્ટ્રનાં લોકગીતો–ઢાળોના સંસ્કારો પડ્યા છે અને આઠમા દાયકા દરમ્યાન બન્નેની કવિતા-પ્રવૃત્તિ સમાન્તરે ચાલી છે, પણ રમેશ પારેખ આગળના કવિ છે. એથી આવી અસર લાગવાનો ને પછી ટાકવાનો મુદ્દો ઉપસ્થિત થતો હોય છે. છતાં ગીતોની ભાત (પેટર્ન), વિષય પરત્વેનો અભિગમ ને નિરૂપણની આગવી છટાને કારણે અભ્યાસીઓને 'પરંતુ'ના કવિની ભિન્નતા નરી આંખે દેખાશે એટલું કહેવું અહીં પર્યાપ્ત છે.

ગીતકવિ તરીકે વિનોદ પાસે લય-સૂઝ, શબ્દ-પસંદગી ને ઉચિત શબ્દવિન્યાસની શક્તિ છે. કેટલાંય ગીતોના ઉપાડ ભાવકને મોહી લે છે. બોલાતી ભાષાના લહેકા, શબ્દોના વૈપરીત્ય ને

---

*પરંતુ (કાવ્યસંગ્રહ) : વિનોદ જોશી. નવ્ય કવિ શ્રેણી—૧, કવિલોક પ્રકાશન. લાવણ્ય, વિજય પાર્ક, નવરંગપુરા અમદાવાદ-૩૮૦ ૦૦૯

ભાવ-ઉઘાડ માટે થતો ઉપયોગ, વિશિષ્ટ ભાવસ્થિતિને એક્સ્પોઝ કરતાં વિઝ્યુઅલ્સ, વિષય ભાવાનુરૂપ કલ્પનો, આ કવિના જમા પાસે રહે છે મોટા ભાગનાં ગીતોમાં પ્રણય ને એની ભાવસ્થિતિઓ, નાયિકાના સંદર્ભે, વ્યક્ત થઈ છે. પંદરેક ગીતો નાયિકાની જ ઉક્તિઓ રૂપે છે. આથી સ્વાભાવિક જ અહીં પ્રણયકુંઠ નાયિકાના મનોભાવો ઝિલાયા છે, ને કયારેક કવિનાં નિરીક્ષણની દાદ માગી લે એવાં નીવડયાં છે. લય ને શબ્દાન્વયમાંથી નીપજતી સૂક્ષ્મ વેદનાને નિરૂપતો આ ઉપાડ જુઓ

વાંકી રે કેડી ને વાંકી મોજડી
વાંકા રે પગલાની આ વણઝાર હો પિયુજી
(પૃ. ૫)

દશ્ય ને ભાવના સાયુજ્યને નિરૂપતો આ ઉપાડ :

"ભીની ભી ની લ્હેરખી ચૂમે
વરિયાળીનો છોડવો લૂમે ને ઝૂમે. (પૃ. ૨૩)

ઉપર્યુક્ત મુદ્દાઓના સંદર્ભમાં કેટલાક અન્ય દષ્ટાંતો :

પીંછાને પાથરણે પોઢયાં પારેવા અટકળનાં રે
પાપણની પાદડિયે ઝૂલે તોરણિયાં અંજળના રે

અજવાળે ઓઢું રે અમરત ઓરતા
અંધારે કાંઈ ભરમરિયા વણઝાર
હું તો અડધી જાગુ ને અડધી ઊંઘમાં. (પૃ. ૭)

અડધે મારગ ઠેબે આવ્યું રાતું રાતું ફૂલ
રાતું રે અજવાળું એમાં
લીલો સૂરજ તરે.
પડતર પીંપળના તોરણથી
ખરખર નીંદર ખરે,
સપનાંનું સાબેલું લઈને ઉજાગરાને ખાડું
સૈયર શું કરીએ ! (પૃ. ૧૧)

બપોરે ખેતરમાં (પૃ ૨૬) પરનું આ કલ્પન :

ઠરવાં થઈને ગામ ભણી નજરોની
તરસ્યું કેડી ઉપર દોડે,
મૃગજળના બેફામ છનોછળ કરિયા
હંગોળાય ક્ષિતિજને કેડે.

'ઝીંઝોરા કપ્યા ઝીંઝોરા કપ' (પૃ. ૨૯) ના ભાવ ગભલતા વ્યક્ત કરતા બે દુહા :

'બેલી બે ફૂલપાંખડી વળતી પળ બિડાય
વણ બોલાયાં વેણુ હાંફે હળવે છાતીએ'

'રગ રગ જાગર રણઝણે નખ નખ દીવા થાય
કુંજલડી સંતાય ધસમસ પીગ્યા વાદળે'

આટલાં દષ્ટાંતો ઉપરથી કવિની બળકટ સર્જશક્તિ કળી શકાય છે કવિનો કલ્પન-વ્યાપાર પણ નોંધપાત્ર છે. બારોબાર ઊપડતું ચોમાસાનું વેલડું, ઝાકળના ઝાંઝરિયા પહેરીને ઊભેલી ચમેલી; સોનાની ડોક પાથરી, રેશમી ટહુકાની રજાઈ ઓઢીને સૂતેલી કુંજડી; પીંછાને પાથરણે પોઢયા અટકળનાં પારેવા, કપાસના છોડે દાતરડું ઝીંકતાં ફૂટતો પાનેતરનો તાંતણો, પાદર વચ્ચે થાપ્યા છાણાં પર વેરણ રહી ગયેલી આંગળીઓ, આવાં કલ્પનો 'પરંતુ'ની સમૃદ્ધિ છે કેટલીક સઘેડાઉતાર રચનાઓ આહ્લાદ-સંતર્પક નીવડે છે 'હો પિયુજી' (પૃ ૫), 'હું તો અડધી જાગું ને...' (પૃ ૭) 'વચલી ફળીમાં' (પૃ. ૧૦), પાતલડી રે પૂતલડી રે' (પૃ ૨૨)ની 'ભીની ભીની લ્હેરખી' (પૃ ૨૩)ને એ માટે ટાંકી શકાય.

આમ તો મોટા ભાગનાં ગીતોમાં પ્રણય શૃંગાર (વિપ્રલંભ ને સંભોગ) છે જ્યાં જ્યાં એ આસ્વાદ્ય નીવડે છે ત્યાં ત્યાં પંક્તિઓ મમળાવ્યા કરવી ગમે છે, ધીર ને ધીંગા પ્રણયની ઉક્તિઓ ને ચાટૂક્તિઓ પણ કશીક છાપ મનમાં મૂકી જાય છે. પરંતુ, જ્યાં આમ બનવા પામતું નથી ત્યાં કેટલાક પ્રશ્નો ઊભા થાય છે કયાંક તો કવિએ યોજેલ કલ્પન-ભાવપ્રતીકની યથાર્થતા ને સાર્થકતા કવિનાં જ રોમેન્ટિક વલણ અને

આવેગને કારણે રચના સાથે અતિચાર આચરી બેસે છે. આવા અતિચાર પાછળ કવિની સેન્સ્યુઅસનેસ જવાબદાર છે, કારણ કે એના નિરૂપણમાં પ્રમાણભાન જળવાતું નથી. જાતીય આકર્ષણ ને સમાગમને લગતી રચનાઓ ઉલ્લેખો ઇંદ્રિયોમાં કવિ ઘણા મુખર થઇ બેસે છે, એ ય પોતે પ્રયોજેલ સંકેત ને ભાવપ્રતીક દ્વારા જ. આથી ધીંગી અભિવ્યક્તિમાંથી જાડી અભિવ્યક્તિમાં સરકી પડાય છે. સ્ત્રી-પુરુષ સંબંધનું જાતીય પાસું કાવ્યમાં મુખર થઇ આવે તો શૃંગારના આસ્વાદમાં વિઘ્ન ઊભું થાય છે કવિએ યોજેલા કલ્પનો-ભાવપ્રતીકો આ અર્થમાં સંયત હોવાં ઘટે ને રસનિર્મિતિ અર્થે એનું પ્રચલન અનિવાર્ય હોવું ઘટે. જો એમ ન થાય તો ભાવ ને રસને ઓવરટેઇક કરી નરી જાતીયતા હાથમાં આવે, રસવિઘ્ન સરજે. એક રચનાનો જ સંદર્ભ લઇએ. 'ઝેરી કાળોતરો' (પૃ ૧૨) શીર્ષક અને બારભાની ઉપાડ-પંક્તિ જે સુચવે છે એ 'શેરડીના સાંઠા'થી ભેવડાય છે. વળી, 'ઝેરી કાળોતરા'ના ડંખ પછી 'શેરડીના સાંઠા'નું ત્યાં 'મીઠા લાગવા' માટે 'આરપાર' આવવું એ પણ કાવ્યગત ઔચિત્યનો પ્રશ્ન ઊભો કરે છે ને લિંગબોધને વિશેષ વ્યક્ત કરવા આવું પ્રયોજવાની ગંધ આવે છે. ઉપરાંત એક ભાવ-પ્રતીક પ્રત્યાયન સાધે સાધે ત્યાં બીજા ભાવપ્રતીકની સહોપસ્થિતિ સરજી કવિએ બન્ને ભટકાડી દીધા છે, એથી, રચનાએ પણ ખમવું પડયું છે 'કારેલું...કારેલું ..' (પૃ. ૯) પણ આ રીતે જ નિશાન ચૂકતી રચના લાગે છે. પ્રણય-સમાગમ બોધ ને એની મુંઝવણના અનુભવથી ફંટાઇને નર્યા લિંગબોધમાં રચના ફસડાઇ પડે છે. (અહીં રાવજી પટેલની 'મેશ જોઇ-મે રાતી' એ કૃતિ યાદ આવે છે. એમાં નિરૂપણની જે કોટિ છે તે અહીં ,નથી. ત્રીજો અંતરો આશ્વાસક છે) સંભવ છે કે આ પ્રકારની અભિવ્યક્તિને કારણે કાવ્યત્વ જોખમાય ને 'સ્લેંગ પોએમ'ના એલિમેન્ટસ આગળ જતાં પ્રવેશી જાય. વળી, આ રચનાઓ સ્ત્રી-ઉક્તિ રૂપે છે ને કવિએ સ્ત્રીના મનોગત સંદર્ભે દુઃસાહસ ખેડયાનું પણ અનુભવાય છે.

આકર્ષક-મનહર ઉપાડ પછીનો અંતરો કથળે એવું ય બની જતા પામ્યું છેઃ

' આછા આછા રે તળાવ
એની ઘાટી રે કાંઈ પાળ
પાળે ઊગી ચણેકડી એના વેલાને નથી વાડ..
(પૃ. ૧)

'પ્રોષિતભર્તૃકા'નો આવો મજાનો ઉપાડ જે અપેક્ષા જગાડે છે એ પછીના અંતરામાં સંતોષાતી નથી જુઓ .

' હું ચેડુએ પાતળી મારો પરણ્યો ઊભો વાસ
ભટકાયો ભરનીંદરમાં મધરાતે વાગી ફ્રાંસ'

-ઉપાડના શબ્દો ને શબ્દાન્વય જે ભાવ-દરવને સક્રાન્ત કરે છે, એ 'પેડુ', 'વાંસ', 'ભટકાણો'. 'ભરનીંદરમાં'ને 'ફ્રાસ' જેવા શબ્દોથી તરડાય મરડાય છે. ઉપાડના શબ્દોની ઋજુતા સાથે આ શબ્દોનો કોન્ટ્રાસ્ટ રચનાગત વિશેષતા સર્જતો નથી. અહીં છે તો સ્વપ્નમિલનની ધીંગી રજૂઆત, પણ ઉપાડની અપેક્ષા સંતોષાતી નથી, ઊલટું , ઉપર નિર્દેશ્યા એ શબ્દોને કારણે મુળ ભાવબોધમાં અકળામણ પેદા કરે છે. પછીના બીજા-ત્રીજા અંતરામાં આમ બનતું નથી એ જ આ મુદ્દાનો પ્રતીતિનું પ્રમાણ છે.

ચાર કથન-વર્ણનાત્મક રચનાત્મક રચનાઓમાંની 'એક ગામ અને જેઠો પટેલ' (પૃ ૨૪) મધ્યકાલીન વીરત્વને હળવા કટાક્ષનું નિશાન બનાવે છે. 'પટેલ પટલાણી' (પૃ ૩૦) સ્ત્રી-પુરૂષ સંબંધના સંદર્ભમાં મધ્યકાલીન વીરત્વને સાંકળે છે એથી એમાંનો કટાક્ષ વિશેષ આસ્વાદ્ય નીવડયો છે. રચના અંતર્ગત પ્રયોજેલો દુહાનો વિનિયોગ કૃતિને ઉપકારક બને છે. પટેલને, એના ગુસ્સાને એક્સપોઝ કરતા આ દુહા

'જમણે હાથે ખોતરે, જોખમવંતો કાન
ખરતું કેવળજ્ઞાન આ તો માદળિયાને મામલો'

'ફાટયો ફોંગો આંખમાં ફળફળતો તેજાબ,
ઉપર પીધી રાબ એના ખોખારે ધણુ ધ્રોડિયા'

(ઉપરના દષ્ટાંતોમાં નીચે લીટી દોરી છે એ હાના માત્રિક બંધારણમાં કવિએ લીધેલી છૂટ નર્દેશી છે પણ બોલતા-ગવાતા દુહાના લય-રિધમ ાટે કવિએ સપ્રયોજન એમ કર્યું છે)

જો કે 'પટેલ-પટલાણી'મા 'પરપોટ.મા પડી પો રે ઘોબો અંતરિયાળ' નો રચના સાથેનો ંદર્ભ સમજાતો નથી વળી, 'પટલાણી સનમૂન' । 'હઈડે' વાગતી 'વાંસળી' અંગે ને 'હઈડે વાગે ંસળી તો એ 'ખ ડેગ' કયાંથી ? એ પ્રશ્ન રહે છે કીગોરા હાપા ' પણ માણવી ગમે ને વિસ્મયને પર્શે એવી રચના છે. 'રાજગરો રાતોને-' (પૃ ૩૩) ાઘત સમરેખ લાગે છે

કવિએ કેટલાક ગીતોમાં કૌંસનો ઉપયોગ કર્યો ે 'રાજગરો રાતો ને' માં પણ '(ખમ્મા ! )' એ ૌંસ રચના બહારનો લાગે છે. 'આપજાસત્ત્વા ાવોદા' (પૃ ૧૩) માં પણ એમ બને છે ('પર્યંત' ું 'પરિયંત' કર્યું છે એ અદોદરૂ લાગે છે) ઉ બંરમા ટેબાતી વાગદત્તા' (પૃ ૧૭) માના કૌંસ ૂર કરવામા આવે તો પણ રચના-આસ્વાદમા ાશી જ અડચણ નડતી નથી. ને ૌંસ રચનાગત વિશેષ સદર્ભો પૂરે એવા જણાતા ાથી 'તાકો' શબ્દ કવિએ એના અભ્યાસોને કારણે ારવાર પ્રયોજ્યો છે પૃ ૩ (તાગલિયાનો ાકો ખોલે) પ ૪ (આભનો તાકો ાટયો), પૃ. ૧૮ (હું તો તેર હાથ તાકામાં બ ધાતી ાઉ) અને પૃ ૪૨ ((વમળી તારે દેશ તાકો ાઈને ઊખળે)-જે રીતે એનો વિનિયોગ થયો છે ે જોતાં પુનરુક્તિ-દોષ લાગે છે, કલ્પનના ંદર્ભમાં નિર્ણાયક બને એવા શબ્દનું વારંવાર ુનરાવર્તન થતાં આમ બનવુ સ્વાભાવિક છે.

'ઘણા સમયે કવિતા લખતાં' (પૃ. ૨૭) નિરૂપણની સાદગી અને સાહજિકતાને કારણે સર્જનક્ષણના અનુભવનો આસ્વાદ કરાવવામાં પાછી પડતી નથી 'બપોરે ખેતરમા' (પૃ. ૨૧) વિઝયૂઅલ-કલ્પનની તાજગીનો અનુભવ કરાવે છે 'કે ભૂલચૂક લેવી દેવી' (પૃ. ૨૬) અને 'આજની ઘડી કાલનો દી' (પૃ, ૨૮) એ સાદી રચનાઓમા કવિ વિચાર સાથે કામ પાડતા જણાય છે, પણ સમજ બહાર રહી ગયેલી (રાખેલી ) 'પછી કુંજડીની ડોક ઢળી ગઈ. એ રચના જેવી બળકટતા એમાં નથી.

'પર દુ'ની સોનેટ-રચનાઓ વિશેષ ધ્યાનાર્હ બની છે. તળપદા, ઘરેલુ, લોકબોલીના લહેકાવાળા ગીત-બાનીથી આ વૃત્તબદ્ધ રચનાઓની બાની ભિન્ન રૂપ ધારે છે તત્સમ અને તદ્ભવ શબ્દોનો વાપર (જૂ ભા જેવો શબ્દ ડિકસનેરીમા જોવો પડે, સાયાસ પણ લાગે) અહીં વિશેષ થયો છે. આ રચનાઓ કવિ વિનોદનો લાક્ષણિક ને સર્ગજન્ય અનુભવ કરાવે છે નિરૂપણની અરૂઢતા, 'બાળપણની એક સ્મૃતિ'ને બાદ કરતાં, આસ્વાદનો વિષય બને છે. 'બાળપણની એક સ્મૃતિ' (પૃ ૪૧) કવિની આરંભકાલીન કૃતિ છે ને (એથી જ ?) એની બાનીની સાદગી, સીધી ગતિએ થતુ નિરૂપણ, બાલ કિશોર-સહજ ક્રિયા-સ્વાભાવિક વર્તન અને ભાઈ-બહેનના સંબંધની પરિચિત ભાવ-સૃષ્ટિને કારણે ગમી જાય છે. બાકીની છ સોનેટ રચનાઓમા કયાંક કયારેક સાયાસ શબ્દપ્રપંચ ડોકિયું કરી જાય છે. ' Eastasy ' ( પૃ ૩૭ ) મા ' ધ્રધ્રધરિત્રી ' અને ' પ્રપ્રપ્રપાત ' એ (અ)પ્રયોગનુ મહત્ત્વ કળી નથી શકાતુ, સિવાય કે છંદની બે લઘુની જરૂરિયાત ! આથી સારી બનવા જતી કૃતિ કથળી ગઈ છે. એના પ્રમાણમા ' એક અનુભૂતિ-કાવ્યસર્જનની ' ( પૃ ૩૫ )ને ' શબ્દપ્રસવ ' ( પૃ. ૩૬ )મા નાદતત્ત્વનો કૃતિગત અનિવાર્યતા લેખે થતો

વિનિયોગ સંતર્પક છે. 'એક અનુભૂતિ૦'નો આરંભ—

'મૃદંગ ધ્રબધ્રઙિધ્રબાંગ્ધનનધન્ધનાધન્ન–ચૂપ'

— જે પરાકાષ્ઠાથી થાય છે ને એક પછી એક કલ્પનો વડે એ પરાકાષ્ઠાને ઘૂંટતાં જઈ કવિએ સર્જનની અનુભૂતિને 'ધમાક કલમ નાટકી, હણ-હણ્યાં જ શાં અક્ષરો'થી પોષતાં જઈ અંતે (અહીં કૌંસ કેટલા અનિવાર્ય છે !) આ પ્રકારની રચનામાં પડકારરૂપ એવી અધરી ક્ષણને મૂર્ત કરી છે; સૉનેટના અંતિમ ખંડમાં

'અચાનક જ ચીસ કો કારમી
સટાક કરતી વેતરી ગઈ જ વાયુનું વસ્ત્ર ત્યાં
બધો જ રવરાટ શૂન્ય થઈ શબ્દમાં પામ્યો,
તરંગ ઊંચકી ખમે તટ સ્વયં હવે લાગ્યો.'

આપણાં સૉનેટ-કાવ્યોમાં સહેલાઈથી સ્થાન માનની અધિકારી ઠરે એવી આ કૃતિમાં ક્રિયાવેગ (એય પાછી આંતરક્રિયા) પ્રત્યક્ષ કરતાં શબ્દો ને એના અન્વયમાં કવિની સર્ગશક્તિ ઉત્તમ રીતે પ્રવૃત્ત થઈ છે. 'શબ્દપ્રસવ' એની અનુગામી કહેવાય એવી રચના છે. એમાં 'થપાટ', 'જીવસેણું', 'બાખડું', 'મરણતોલ', 'સોંસરવું', 'ઉઝરડા' જેવા સાદા તળપદા–પરિચિત શબ્દો સાથે 'સ્નેહસિક્ત' 'અશ્લેષા', 'અવાંતર' જેવા તત્સમ્ શબ્દોની સહોપસ્થિતિ વડે કૃતિનિર્મિતિ સાધી છે પૃથ્વી છંદને કવિએ હસ્તગત કર્યો છે એની પ્રતીતિ આ બન્ને રચનાઓ કરાવે છે.

'હવા' (પૃ. ૩૮) અને 'Realization' (પૃ. ૩૯) બન્નેમાં માલિની છંદ પ્રયોજાયો છે. 'હવા' સૉનેટના ૪/૪/૪/૨ એ માપને અનુસરે છે. પ્રત્યેક ખંડ અમૂર્ત હવાનો સ્પર્શક્ષમ અનુભવ ચિત્તમાં સંક્રાંત કરતો ચાલે છે. એક પ્રકારની મંથર-દ્રુત નૃત્ય ગતિ (હવા તત્ત્વ ને માલિનીના આરંભના છ લઘુ એમ ઉભય કારણે) હવાના 'રમકઝુમક' 'થનક લય' સાથે ને 'લચક છલકતા' રૂપનો સાક્ષાત્ કરાવે છે. 'Realization' આ સંગ્રહની વિલક્ષણ રચના છે. રોમેન્ટિક કવિની બીજી કબૂલાત અહીં વ્યક્ત થઈ છે કવિપણું. એની પ્રવૃત્તિ ને અસ્તિત્વની ભંગુરતાના સંદર્ભે થતો નિરાશાનો બોધ: 'વસૂકી ગઈ હવે આ દૂઝની આંગળીઓથી' લયકાઇને ક્રમશ હાથના પંજાથી 'અકળ થકી' છૂટા થઈ જવા સુધી પહોંચે છે ને 'નખક્ષત સમ' તીણી દૃષ્ટિ હથેળીને ચીરે છે એ કહોઝખપ પાસે આવીને અટકે છે. અહીં સૉનેટનું અષ્ટક પૂરું થાય છે. પછીના ષટ્કમાં આ છૂટા ખંધા હાથને; અજબ તાટસ્થ્યથી 'ચૂંથી રગ રગ', 'કોણીનો ગોળ' ચાંપી, પાછો ગોઠવે છે છતાં વૈપરિત્ય એ છે કે 'ભાગ્ય-રેખા સડેલી/શકુનિવત હજી યે આંખ સામે પડેલી !'

'પરિરંભન' (પૃ. ૪૦) કાવ્યનાયકની ઉક્તિ છે એમાં નિરૂપણની તાજગી છે. બન્યું છે આટલું: રાત છે. આકાશમાં ચાંદો ખીલ્યો છે. પડખે ખાલીખમ ઢોલિયો છે કાવ્યનાયકના ધ્રજનથી અભિસારિકા આવે છે, પણ ક્રાન્ત બને છે. કાવ્યનાયક રાશ ધીમી કરીને બથ ભરે છે ને બેઉ ભુજા બોઠી પડે છે રાતનું ચિત્ર જુઓ

'નખશિખ અઘોરી વંઠેલી સરાસર,' રાત આ
સડકની વચાળે ચતીપાટ માંસલ ઘોરતી,
રગ રગ મહીં તાજી ત્રોફેલ સોડમ, નાભિમાં,
મઘમઘ થતો લીંપ્યો ચાંદો, નિતંબ ઝળાહળાં'

જો કે અહીં 'નખશિખ અઘોરી' કહ્યા પછી 'વંઠેલી સરાસર'નો મેળ નથી બેસતો. અંતની બે પંક્તિઓ એમાં ઝિલાયેલા વિલક્ષણ દૃશ્યને કારણે ટાંકવા જેવી છે :

'રાશ કરું ધીમી, સંકેલાતું ઘર બધું ઝાંખલી,
બથ ભરું', ભુજા બેઉ બોઠી પડે પરિરંભને !'

સંગ્રહની અંતિમ પાંચ રચનાઓ દુહામાં લખાયેલી છે. આપણે ત્યાં દુહાને 'દસમો વેદ' કહે છે. આમેય લોકોની વાતો–વિચારો આપણા દુહાસાહિત્યનું જમા પાસું છે. અહીં કવિએ દુહાના તળપદા સ્વરૂપને ઠીકઠીક એક્સપ્લોઈટ કર્યું છે. ખાસ કરીને સૂક્ષ્મ સંવેદનો જે રીતે ઝીલાયાં છે, એ માણવાં જેવાં છે.

'જળની સો સો દાંડી નેવે તરફડ થાય
ફળિયે સળગી જાય કૂંપળ તારી યાદની' (પૃ ૪૩)

'તેં તસતસતા કાપડે ટાંકી પૂનમ રાત
મારો વજ્જર હાથ ચાંદો ગોતે ચોકમાં' (પૃ ૪૪

'ભીંત પડી કે ભળકડું'માં સોનેટ રચી શકાય એટલી સામગ્રી કવિએ માત્ર પાંચ દુહામાં વણી લીધી છે એથી દુહાનું સ્વરૂપ ને કવિની સર્ગશક્તિ બંનેનો અંદાજ સહૃદય) માણી શકે છે. એક એક દુહો અલગ અલગ ચિત્ર સર્જે છે ને અરસપરસ સાથે સંકળાઈ સળંગ ચિત્ર ઊભું કરે છે છેલ્લા ત્રણ દુહા જોઈએ :

આકળબાકળ ઝાટકી હળવે લૂછી ડિલ
ખિસકોલી ખિલખિલ ઊડ્યું કાઢે ડાળમાં.
ટહુકાનો ટેકો લઈ બેઠી નમણી વેલ
અજવાળાની હેલ્ય પાદર લાવ્યું ઉલીએ.
કાચી દાંડી કમળની ઉપર ફૂટ્યાં ગાન
વિખરાતા વેરાન, ફૂટી કૂંપળ કાળજે' (પૃ ૪૮)

શક્ય તેટલી વિગતે વાત કર્યા પછી, સમગ્ર સંગ્રહમાં એક સમાન્તર સ્તર જાળવતી 'પરંતુ' ની કવિતાની ખાસ વિશેષતા–એની નોંધી છે એ મર્યાદા સમેત – *એની પ્રત્યાયનક્ષમતા* છે. આજે જ્યારે પુનઃ સર્જનક્ષેત્રે પ્રત્યાયનક્ષમતાનો, સાદી સહજ ભાષામાં કાવ્યસ્તરે પ્રવૃત્ત થવાનો મુદ્દો અત્રતત્ર સાહિત્યક્ષેત્રે ઉપસ્થિત થયો છે ત્યારે વિનોદની આ વિશેષતા જ એની કવિતાનું જીવિત છે એમ કહીને બીજા સંગ્રહની અપેક્ષા સાથે અલમ્



# 'હાથરૂમાલ' | ર્યુનોસુકે આકુટાગાવા

–ટોકિયોની ઇમ્પીરીઅલ યુનિવર્સિટીના કાયદાશાસ્ત્રના પ્રો. કિન્ઝો હાસેગાવા તેમના વરંડામાં નેતરની ખુરશીમાં બેઠા બેઠા સ્ટ્રીન્ડબર્ગનું ' 'નાટ્યશાસ્ત્ર' ઉપરનું પુસ્તક વાંચતા હતા. કાયદાશાસ્ત્રનો પ્રોફેસર નાટ્યશાસ્ત્રનું પુસ્તક વાંચે, એની કોઈ પણ વાચકને નવાઈ જરૂર લાગે, પરંતુ પ્રોફેસરની ખ્યાતિ માત્ર કેળવણીકાર કે કાયદાશાસ્ત્રના અભ્યાસીની નહોતી, તેમની ગણતરી વિદ્વાનોમાં થતી. તેઓ માનતા હતા કે વિદ્યાર્થીઓ ઉપર અસર પાડનાર કોઈ પણ વિચારધારાનો તેમણે અભ્યાસ કરવો જોઈએ, ભલે પછી તે પોતાના વિષયની હોય કે વિષય બહારની. ઉદાહરણ તરીકે તેઓએ ઓસ્કાર વાઇલ્ડને પણ વાંચ્યા, કારણ કે જે વિદ્યાશાખાના તેઓ અધ્યક્ષ હતા ત્યાં અને તેની આસપાસ ઘણા લોકો ઓસ્કાર વાઈલ્ડને વાંચતા હતા. આથી પ્રોફેસર 'નાટ્યશાસ્ત્ર' ઉપરનું પુસ્તક વાંચે તેમાં કંઈ નવાઈભર્યું નહોતું. પ્રોફેસરના અસંખ્ય વિદ્યાર્થીઓમાંથી ઘણા બધા ઇબ્સન, સ્ટ્રીન્ડબર્ગ કે મેટરલિન્ક ઉપર અભ્યાસ કરતા અને લેખો લખતા, એટલું જ નહીં, ઘણા એવા પણ હતા કે જેઓ એ બધાં નાટ્યલેખકોની જેમ નાટકને જ પોતાનું જીવનકાર્ય બનાવવા ઇચ્છતા હતા.

તે પુસ્તકનું એક પ્રકરણ પૂરું કરી પીળા કાપડનાં પૂઠાંવાળા તે પુસ્તકને તેમણે બંધ કરી ફરી ખોળામાં મૂકી દીધું અને છતમાં લટકાવેલાં ફાનસ સામે કશુંક વિચારતા તાકી રહ્યા, તરત જ તેમના મનમાંથી સ્ટ્રીન્ડબર્ગ દૂર ચાલ્યો ગયો અને તેઓ તેમની પત્ની વિશે વિચારવા લાગ્યા કે જે આ ફાનસ ખરીદી લાવી હતી. તેમની પત્ની જો કે અમેરિકન હતી. પરંતુ જાપાન અને જાપાની પ્રત્યેના તેના પ્રેમને કારણે પ્રોફેસરને તેનાથી કંઈ ભિન્નતા લાગતી નહીં. હકીકતમાં જાપાનના જટિલ કલાકૌશલ્ય તરફ હાસેગાવાની પત્નીને અજબ કહી શકાય તેવી ઘેલછા હતી. છતમાં લટકતું ફાનસ એ તેમની પત્નીની રુચિનું પ્રતીક હતું એમ કહેવામાં જરાય ખોટું નહોતું. પુસ્તક બંધ કર્યા પછી પ્રોફેસર ફાનસના વિચારે ચઢી ગયા અને ફાનસના વિચારોમાંથી એ ફાનસ જે સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ કરતું હતું તેના વિશે વિચારવા લાગ્યા. પ્રોફેસરની માન્યતા હતી કે જાપાને ઔદ્યોગિક રીતે છેલ્લાં પચાસ વરસમાં ઘણી પ્રગતિ કરી છે, પરંતુ માનસિક રીતે તો હજુય ત્યાંનું ત્યાં જ છે, અરે, કેટલીક બાબતમાં તો તે પાછળ હઠેલું પણ લાગે. કોઈ સમકાલીન વિચારક પોતાના વિચારોથી ઘડીભર આ અવનતિને ભૂંસી નાખે, તેથી શો અર્થ સરવાનો? પ્રોફેસરે વિચાર્યું કે આ બધાનો ખરેખરો ઇલાજ જાપાનના પોતાના 'બુશિડો' (Bushido)માં હતો. 'બુશિડો'[2] (Bushido) માત્ર રાષ્ટ્રની એક સંકુચિત નૈતિકતા નહોતી, પણ ખરેખર તો તેમાં પશ્ચિમના દેશોનો ખ્રિસ્તી વિચારધારાના ઘણાં તત્ત્વો હતાં. જો ભવિષ્યમાં ક્યારેય આ 'બુશિડો' પુનર્જીવિત થાય તો તે જરૂર પશ્ચિમના દેશો અને જાપાન વચ્ચે આધ્યાત્મિક જાગૃતિનો સેતુરૂપ બની શકે કદાચ તેના દ્વારા વિશ્વશાંતિ સ્થપાય. પ્રોફેસર હમેંશા પૂર્વ અને પશ્ચિમ વચ્ચે આવો કોઈ સેતુ બંધાય એમ ઇચ્છતા, અને આ રીતે ત્રણ સંવાદી વસ્તુઓ.–તેમની પત્ની, ફાનસ અને ફાનસ જે સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ કરતું હતું; તેના વિશે વિચારવું પ્રોફેસરને આનંદદાયક લાગ્યું, પરંતુ થોડી વાર પછી તેમને ખ્યાલ આવ્યો કે તેમના આવા વિચારો સ્ટ્રીન્ડબર્ગને સમજવામાં અવરોધરૂપ બને છે, આથી તરત તેમણે ઊંડું

ભુલાવી જાશે તે વિચારને ભગાડી દીધો, અને તરત જ પુસ્તક ઉઘાડી જે નજરે ચડ્યું તે વાંચવા લાગ્યા, "કોઈ પણ અભિનેતા જ્યારે પોતાની સામાન્ય લાગણીને વ્યક્ત કરવા પોતાને અનુકૂળ અને ઉચિત એવી અર્થપૂર્ણ અભિવ્યક્તિની શૈલી શોધી લે, અને તે શૈલી દ્વારા જો તે સફળતા પણ મેળવે, તો તે પછી તે વારવાર તે શૈલીનો જ ઉપયોગ કરશે કારણ કે તેને મન તે અનુકૂળ છે કારણ કે તેને મન તે સરળ છે, કારણ કે તે શૈલીના કારણે તેણે આ પહેલા સફળતા પ્રાપ્ત કરી છે–આને આપણે શૈલીની વિશિષ્ટતા કહીશુ." કલા–વિશેષ તો રંગભૂમિની કલા, એ પ્રોફેસરને મન અજાણ્યો પ્રદેશ હતો. તેમણે આંગળીને વેઢે ગણી શકાય એટલા નાટકો જોયા હતાં. એક વખત પ્રોફેસરના એક વિદ્યાર્થીએ 'Baiko' નામની નવલકથા લખી હતી, પ્રોફેસરનું જ્ઞાનકોશ જેવુ મગજ તે શબ્દનો અર્થ ન શોધી શક્યું. બીજી વખત જ્યારે તે વિદ્યાર્થી મળ્યો ત્યારે તેમણે તરત પૂછ્યું, "ઓહ ! આ Baiko-એ શું છે ?"

"Baiko ? સાહેબ, Baiko એ ઈમ્પીરીઅલ થિએટર સાથે જોડાયેલો એક અભિનેતા હતો"– વિદ્યાર્થીએ જવાબ આપ્યો. આમ, સ્ટ્રીન્ડબર્ગે ચર્ચેલી જુદી જુદી નાટ્યાભિનય શૈલી વિશે પ્રોફેસરનો પોતાનો કોઈ અંગત અભિપ્રાય નહોતો. આ વિષયમાં તેમનો રસ તેમણે પરદેશમા જોએલાં કેટલાંક નાટકો પૂરતો જ ટકી રહ્યો હતો. સ્ટ્રીન્ડબર્ગનું તેમનું વાંચન, શાળાનો શિક્ષક વિશિષ્ટ રૂઢિપ્રયોગ માટે બર્નાડ શૉ ભણાવે, એના જેવું હતું પણ બને સાવ ઉપેક્ષણીય હોય, રસ એ આખરે રસ હતો. ઉનાળાની શરૂઆતની એ લાંબી બપોર હતી, જેમાં ફાનસ લટકતું હતું, વરંડામાં નેતરની ખુરશી ઉપર બેઠા બેઠા પ્રોફેસર સ્ટ્રીન્ડબર્ગનું નાટ્યશાસ્ત્ર ઉપરનું પુસ્તક વાચતા હતા, બસ. વાંચક માટે આટલું જાણવું પૂરતું છે પરંતુ આથી એવુ અનુમાન ન કરશો કે પ્રોફેસર કંટાળો અનુભવતા હતા, ત્યા નોકરબાઈ બોલાવવા આવી અને તેમની નિરાંતની ક્ષણોમા વિઘ્ન આવ્યું. દુનિયા જાણે ઈચ્છતી હતી કે ઉનાળાની આવી બપોરે પણ પ્રોફેસર કાર્યરત રહે તેમણે પુસ્તક બાજુ ઉપર મૂક્યુ અને નોકરબાઈએ આપેલુ કાર્ડ વાંચવા લાગ્યા. સુંદર કાગળ પર નાના અક્ષરોમા લખેલું હતું– "મિસિસ આસુકો નિશિયામા" નામ તેમને પરિચિત ન લાગ્યું, ખુરશી છોડીને તેઓ ઊભા થયા ત્યાં સુધીમાં તેમણે બધા પરિચિતોના નામ યાદ કરી જોયા, પરંતુ આ નામ સાથે જોડાયેલ હોય એવો એકે ચહેરો તેમને યાદ ન આવ્યો નિશાની માટે પેલુ કાર્ડ પુસ્તકમા મૂકી, જાતને સહેજ વ્યવસ્થિત કરી, ફરી એક વાર ફાનસ સામે નજર નાખી પ્રોફેસર અંદર ગયા. ક્યારેક એવુ બનતું હોય છે કે મહેમાન કરતા યજમાન મળવા માટે વધારે આતુર હોય છે, અને પ્રોફેસરને જે લોકો બરાબર જાણે છે તેમને એ કહેવુ જરૂરી નથી કે પ્રોફેસરની મુલાકાત માટેની આ આતુરતા મુલાકાતી વ્યક્તિ સ્ત્રી હતી એ કારણે તો હરગીજ નહોતી, થોડીક વારમાં જેવુ પ્રોફેસરે ડ્રોઈંગરૂમનુ બારણુ ઉઘાડી અંદર પ્રવેશ કર્યો કે તરત જ પેલી મુલાકાતી સ્ત્રી ખુરશીમાથી ઊભી થઈ ગઈ. ચાળીસની આસપાસની તે સ્ત્રીએ સુંદર સિલ્કનો કિમોનો (જાપાનનો રાષ્ટ્રીય પોશાક) પહેર્યો હતો અને તેની ઉપર સુંદર હીરા જેવું લાગતું બ્રોચ પણ લગાવ્યુ હતું. પરિણીત સ્ત્રીઓ વાળે તેવો એક ખાસ પ્રકારનો અંબોડો વાળ્યો હતો. પ્રોફેસર જો કે આવી બધી ટાપટીપને તુચ્છ ગણતા હતા, તેમ છતા તેમની નજર તે બધું નોંધ્યા વિના ન રહી શકી સમગ્ર દેખાવથી તે જાણે એક પ્રેમાળ-શાણી માતા હોય એવુ જણાઈ આવતુ હતું, પ્રથમ દષ્ટિએ જ પ્રોફેસરને લાગ્યુ કે તેમને આ ચહેરો પહેલાં પણ ક્યાંક જોયેલો છે.

"કેમ છો ? હું હાસેગાવા છુ,"–કહેતાં

પ્રોફેસરે નમીને અભિવાદન કર્યું. તેમણે વિચાર્યું કે સ્ત્રી પોતે જ આ પહેલા તેઓ ક્યાં અને ક્યારે મળ્યા હતા તે જણાવશે. 'હું કેનીશિરો નિશિયામાની માતા છું" તેણે સ્પષ્ટ શુભતા સ્વરે ઉત્તર આપતા અત્યંત વિનયપૂર્વક પ્રોફેસરના અભિવાદનનો પ્રત્યુત્તર આપ્યો. કેનીશિરો નિશિયામાનું નામ પ્રોફેસર માટે બહુ જાણીતું હતુ. કેનીશિરો નિશિયામા પ્રોફેસરના એવા વિદ્યાર્થીઓમાંનો એક હતો જે યુનિવર્સિટીમા જર્મન કાયદાનો અભ્યાસ કરતા કરતા સ્ટ્રન્ડબર્ગ અને ઇબ્સન ઉપર વિવેચન લેખો પણ લખતો હતો. ઘણી વાર તે પ્રોફેસરના ઘેર આવતો અને અનેક વિષયો ઉપર ચર્ચા કરતો. આ વસંતઋતુમા તેને આંતરડા ઉપર સોજો આવ્યો હતો અને તે કારણે તેને હોસ્પિટલમાં દાખલ કર્યો હતો. પ્રોફેસર બે વખત યુનિવર્સિટીની હોસ્પિટલમા તેની ખબર કાઢવા ગયા હતા. આ સ્ત્રીને મેં હોસ્પિટલમા જ જોઇ હશે. પ્રોફેસરે મનોમન વિચાર્યું તે આનંદી યુવાનની ઘેરી કાળી ભ્રમર અને આ સ્ત્રીની ભ્રમર વચ્ચે આશ્ચર્યજનક સામ્ય હતું, જાણે એક તરબુચના બે ભાગ ન હોય !

"ઓહ ! મિ. નિશિયામા ? ઓળખ્યો . ઓળખ્યો." પ્રોફેસરે ડોકુ ધુણાવ્યું અને ટેબલની પેલી તરફની ખુરશી તરફ ઇશારો કરતા બોલ્યા, "બેસો–બેસો" મુલાકાતી સ્ત્રીએ પોતે તેમને આ રીતે બોલાવી તેમની નિરાતની ક્ષણોમાં વિક્ષેપ પાડ્યો તે બદલ ક્ષમા માગી. ખુરશી ઉપર બેસતા જ તેણે પોતાની લાંબી બાંયમાંથી કશીક સફેદ વસ્તુ બહાર કાઢી. પ્રોફેસરે જોયું તો તે હાથરૂમાલ હતો. ટેબલ ઉપર પડેલો કોરિઅન પંખો હાથમા લેતાં પ્રોફેસરે પોતાની ખુરશી બરાબર તે સ્ત્રીની ખુરશીની સામે ગોઠવી તેની ઉપર બેઠા "આ ઓરડો ખરેખર સુંદર છે."ઔપચારિકતાથી તે સ્ત્રી બોલી અને ઓરડાનું નિરીક્ષણ કરવા લાગી. "હા. ઘણો વિશાળ છે, પરંતુ અમે ભાગ્યે જ તેના વિશે વિચારીએ છીએ" પ્રોફેસરે કહ્યું : પ્રાથમિક વાતચીત પતી ગયા પછી પ્રોફેસરે નોકરબાઇએ મૂકેલો ચાનો કપ તેની સમક્ષ ગોઠવ્યો અને વાતચીતનો વિષય બદલ્યો.

"મિ નિશિયામાને હવે કેમ છે ? મને લાગે છે કે હવે તો તેની તબિયત સુધારા ઉપર હશે"

'એક મિનિટ', કોમળ અવાજે કહેતાં તે થોડીક વાર અટકી અને તેણે તેનાં બન્ને હાથ પોતાના ખોળામા ગોઠવ્યા, અને પછી આગળ ચલાવ્યું, "મારી મુલાકાત એ માટે જ છે મને દુઃખ છે કે, તે તેની માંદગીમાંથી પાર ન ઉતરી શક્યો તે જીવ્યો ત્યાં સુધી તેણે તમને સારી એવી તકલીફ આપી .." પ્રોફેસરે જોયું કે તે સ્ત્રી ચાના કપને હજી સુધી અડકી જ નહોતી કદાચ સંકોચ થતો હશે એમ માની પ્રોફેસરે પોતાનો ચાનો કપ હાથમા લઈ વાતાવરણને સહજ બનાવવા પ્રયત્ન કર્યો, પણ હજુ તો કપ હોઠ સુધી લઈ જાય ત્યાં જ તે સ્ત્રીના અણધાર્યા શબ્દોથી તેઓ ચોંક્યા. હવે આ ચા પીવાય કે નહી ? એક ક્ષણ પ્રોફેસર આ પ્રશ્નમા ગૂંચવાયા, યુવાનના મૃત્યુની વાત તત્કાળ તો તેમના મનમાથી સાવ નીકળી ગઈ. તેમણે વિચાર્યું કે તેઓ આ કપને કંઈ હમેંશને માટે તો એમને એમ મુખ રાખી શકે તેમ હતા નહી, આથી તેઓ તેને એક જ ઘૂંટડે પી ગયા અને ગળું સાફ કરી બોલ્યા–

"એમ ? ખરેખર ?"

"હોસ્પિટલમા તે અવારનવાર તમારા વિશે વાતો કરતો, " તેણે આગળ ચલાવ્યું હું જાણતી હતી કે તમે બહુ વ્યસ્ત રહો છો, તેમ છતાં મને થયું કે એ તમને ચાહતો હતો, અમારે તમારો આભાર...."

"ના, ના, એવું કંઇ નથી.. .. " કહેતાં પ્રોફેસરે કપ ટેબલ ઉપર મૂક્યો અને પંખો હાથમા લીધો, ત્યારબાદ અવાજ જરા સંયત કરી તેઓ ધીરે ધીરે વિચારપૂર્વક બોલવા લાગ્યા, "મને તો ખબર જ નહોતી કે તેની તબિયત આટલી બધી ખરાબ હશે, અને હજુ તો તેની ઉમર પણ શું હતી ? અમે તો થોડાંક વરસોમાં

તેની પાસેથી કંઈક મહાન વસ્તુની અપેક્ષા રાખતા હતા. હું તો પછી હોસ્પિટલ પણ ન આવી શક્યો. મને એમ હતુ કે હવે તો તેને સારું હશે પણ આ ચોક્કસ ક્યા સમયે બન્યુ ?"

"ગઈ કાલે તેને અઠવાડિયું પુરું થયું."

"ઓહ ! હોસ્પિટલમા જ ?"

'હા, હોસ્પિટલમાં જ.'

"આ તો એકદમ અણધાર્યું અને આઘાત-જનક છે."–પ્રોફેસર બોલ્યા.

"અમે તો અમારી જાતને આશ્વાસિત કરી ચૂક્યા છીએ અમે તેને ઉત્તમ સારવાર આપી. પણ હવે ઢોળાઈ ગયેલા દૂધ ઉપર રુદન કરવું વ્યર્થ છે" સ્ત્રીએ જવાબ વાળ્યો.

પરંતુ આ બધી વાતચીત દરમિયાન પ્રોફેસર અંદરને અંદર આશ્ચર્યનો અનુભવ કરી રહ્યા હતા. આ સ્ત્રીની વાતચીતમા કે સમગ્ર વ્યવહારમા તે તેનો પુત્ર ગુમાવી બેઠી છે તેવુ જણાતું નહોતુ. આંસુ નહોતા, અવાજ પણ સ્વસ્થ હતો અરે, હોઠના ખૂણે આછું હાસ્ય ફરકી રહ્યુ હતું. કોઈ તેના શબ્દો સાંભળ્યા વગર તેને જુએ તો એમ જ વિચારે કે આ સ્ત્રી કોઈ સામાન્ય દૈનિક ઘટના વિશે વાત કરી રહી છે. પ્રોફેસર માટે આ નવાઈભર્યું હતું ઘણાં વરસો પહેલાં પ્રોફેસર જ્યારે બર્લિનમાં અભ્યાસ કરી રહ્યા હતા, તે સમયની એક ઘટના તેમને યાદ આવી/ વૃદ્ધ કૈઝર વિલ્હેમ ચેક મૃત્યુ પામ્યા, એ સમાચાર પ્રોફેસરે કાફેમા સાંભળ્યા, પરંતુ આથી તેમને પોતે કંઈક ગુમાવ્યુ હોય એવુ ન લાગ્યું. થોડાક સમય પછી તેઓ આરામથી હાથમા નેતર-ની સોટી સાથે ટહેલતા ટહેલતાં તેમના નિવાસ-સ્થાન તરફ રવાના થયા ઘેર પહોંચીને જેઓ તેમણે દરવાજો ખોલ્યો કે તરત પાડોશીના તેમને પરિચિત એવા બે બાળકો,–અગિયાર વરસની ઉમરની છોકરી અને નવ વરસનો છોકરો,–બેઉ રડતા રડતા તેમને વળગી પડ્યા પ્રોફેસરને એ બન્ને બાળકો પ્રત્યે ખૂબ સ્નેહ હતો, આથી તેઓના મસ્તક પર પ્રેમભર્યો હાથ પસવારતાં તેઓના રડવાનુ કારણ પૂછ્યું તેઓના અવિરત રુદન વચ્ચેથી આવતા તૂટક–તૂટક શબ્દોમાંથી પ્રોફેસરને બહુ મુશ્કેલીથી તેમના રુદનનું કારણ જાણવા મળ્યુ,–"દાદા સમ્રાટ મૃત્યુ પામ્યા". દેશનેતાના મૃત્યુની બાળકો પર આવી અસર પ્રોફેસર માટે સાવ અજાણી વસ્તુ હતી એ પ્રસંગથી તેઓ માત્ર રાજા અને પ્રજા વચ્ચેના સબંધ વિશે જ નહી, પરંતુ પશ્ચિમના લોકોની ઊર્મિશીલ વર્તણૂક અને જાપાની પ્રજાની સંયમશીલ વર્તણૂક વિશે પણ વિચાર કરવા પ્રેરાયા હતા તે પ્રસંગે તેમણે અનુભવેલી વિચિત્ર, અતુલનીય, ગૂઢ એવી સહાનુભૂતિને તેઓ ભૂલ્યા નહોતા. તેથી આજે સ્ત્રીની કોરી આંખો તેમને જાણે વિરુદ્ધ દિશાની વાત લાગતી હતી

પરંતુ તેમની આ પહેલી શોધ બહુ જ જલદી બીજી શોધમા પરિણમી. ને યુવાનના મધુર સ્મરણો વાગોળતાં બેઉ બેઠા હતા, ત્યા એકાએક પ્રોફેસરના હાથમાંથી પંખો નીચે જાજમ ઉપર પડી ગયો, વાતચીત સહજ ગતિએ જ ચાલતી હતી. આથી એવું નહોતુ કે પ્રોફેસરના, ટેબલ નીચે, તે સ્ત્રીના સ્લીપરમાં છુપાયેલા પગની નજીક પડેલો તે પંખો લેવા જતા વાતચીતમા કોઈ પ્રકારનુ વિઘ્ન આવે. નીચે વળીને તે પંખો લેતા જતા પ્રોફેસરની દૃષ્ટિ તે સ્ત્રીના ખોળામાં પડી, જ્યા તેણે તેના બન્ને હાથ ગોઠવી રાખ્યા હતા. આમ તો એ શોધ કંઈ શોધ નહોતી, પણ પ્રોફેસરે જોયુ કે ખોળામાં ગોઠવી રાખેલા તે હાથ ધીમે–ધીમે ધ્રૂજતા હતા, અને હાથને ધ્રૂજતાં અટકાવવા તે સ્ત્રીએ તેના હાથરૂમાલને એટલા બળથી પકડી રાખ્યો હતો કે તે ફાટવાની અણી ઉપર હતો તેમણે જોયું કે ગડી વાળેલા ભરતકામ કરેલા તે રેશમી રૂમાલની કોર તે સ્ત્રીની નાજુક આંગળીઓ સાથે સંવાદ સાધી એવી રીતે હલતી હતી કે જાણે તે પવનથી હલતી હોય. સ્ત્રીના મુખ ઉપર જ હાસ્ય હતુ, બાકી તેનું સમગ્ર

અસ્તિત્વ રહી ગયું હતું, પ્રોફેસર જ્યારે પંખો લઈ પાછા ટટાર બન્યા ત્યારે તેમના મુખ ઉપર નવા ભાવો રમી રહ્યા હતા. પોતે જે ધાર્યું હતું કે તેનાથી કંઈક જુદું જ તેમને જોવા મળ્યું, આથી તેમને પોતાની અજ્ઞાનની માન્યતા અંગે મનમાં પશ્ચાત્તાપની લાગણી જન્મી, પણ સાથે સાથે એ વસ્તુ જોવાથી તેમને કંઈક સંતોષ પણ થયો, આમ બે મિશ્ર પ્રકારની લાગણી કંઈક અંશે નાટકીય, એવી એમનો અંદર જાગી.

"ના, મારા જેવી સંતાનહીન વ્યક્તિ પણ તમે શું ગુમાવ્યું છે તે કલ્પી શકે છે" – પ્રોફેસરે જાણે કશુંક તેજથી ઝગઝગતું જોયું હોય એવો ભાવ આંખોમાં લાવી, એકદમ લાગણીભર્યા ધીમા કોમળ સ્વરે કહ્યું.

"આભાર,–ઘણો ઘણો આભાર" તેણે કહ્યું, "ગમે તેમ, પણ હવે અમે તે પાછું મેળવી શકવાના નથી," – તેણે સહેજ નીચા નમી વિદાય લીધી અને વ્યથાવિહીન તેનો ચહેરો એ સમયે પણ એવું જ મોહક સ્મિત રેલાવી રહ્યો.

બે કલાક બાદ પ્રોફેસરે સ્નાન કરી, ભોજન લીધું, અને વળી પાછા વરંડાની તેમની એ નેતરની ખુરશી પર ગોઠવાયા. ઉનાળાનો એ સાંધ્યપ્રકાશ તેમના વિશાળ વરંડામાં હવે રાત્રિના આગમનને સૂચિત કરતો હતો. સૂર્યાસ્તને જોતા જોતા પ્રોફેસરે પગ ઉપર પગ ચઢાવી ખુરશીની પીઠ ઉપર માથું ઢાળી, છતમાં લટકતાં ગીફુ ફાનસના લાલ ફુમતાં ઉપર દૃષ્ટિ સ્થિર કરી. સ્ટ્રીન્ડબર્ગ તેમના હાથમાં જ હતા, પરંતુ પાછા આવ્યા પછી તેમણે એકે પૃષ્ઠ ઉથલાવ્યું નહોતું. તેમનું મન મિસિસ નિશિયામાની એ ભવ્ય, ગૌરવભરી વર્તણૂકને યાદ કરી રહ્યું. ભોજન દરમિયાન તેમણે આખો પ્રસંગ તેમની પત્નીને જણાવ્યો હતો અને જાપાની સ્ત્રીની ઉમદા વર્તણૂકનાં વખાણ કર્યાં હતાં. મિસિસ હાસેગાવા પણ જાપાન અને જાપાની પ્રજાને ચાહતા હતા આથી તેઓએ પણ પ્રોફેસરની વાતમાં સૂર પૂરાવ્યો હતો. પ્રોફેસરને મન તેમની પત્ની એક ઉત્તમ શ્રોતા હતી. પોતાની પત્ની–તે બીજી સ્ત્રી અને ગીફુ[3] ફાનસ, ત્રણે વસ્તુએ પ્રોફેસરના મનનો બરાબર કબજો લઈ લીધો હતો. લાંબા સમય સુધી તેઓ આ સુખદ અનુભવમાં ડૂબેલા રહ્યા. તેમને થયું કે તેઓ આ વિષય ઉપર એક લેખ લખશે. એક સામયિક જુદા જુદા વિષયના પ્રસિદ્ધ વ્યક્તિઓના નીતિ ઉપરના સામાન્ય અભિપ્રાયો એકઠા કરી, "યુવાનોને સંબોધન" એ નામનું એક પુસ્તક તૈયાર કરવા ઇચ્છતું હતું. હું આજના આ પ્રસંગ ઉપર લેખ લખી તેમને મોકલી આપીશ, એમ વિચારતા પ્રોફેસરે માથું ખંજવાળ્યું ને હાથ વડે તેમણે માથું ખંજવાળ્યું તે હાથમાં તેમણે પુસ્તક પકડેલું હતું. હવે પ્રોફેસરને લાગ્યું કે, તેમણે આ બધા વિચારોમાં તે પુસ્તકની તો સાવ ઉપેક્ષા જ કરી, આથી તરત પુસ્તક ઉઘાડી એ પૃષ્ઠ વાંચવા લાગ્યા જ્યાં તેમણે નિશાની માટે પેલું મુલાકાતીનું કાર્ડ મૂક્યું હતું. નોકરબાઈ તેમની ઉપરનું ફાનસ પ્રગટાવી ગઈ હતી આથી તેના પ્રકાશમાં પ્રોફેસર નિરાંતે વાંચી શકે તેમ હતું. તેમણે જે નજરે પડ્યું તે વાંચવા માંડ્યું, "સ્ટ્રીન્ડબર્ગ કહેતા હતા" –જ્યારે હું યુવાન હતો ત્યારે લોકો માદામ હાઈબર્ગના પેરિસીયન હાથરૂમાલ વિશે વાતો કરતા. તેમાં બે અભિનય સમાયેલાં હતા, "તેનું મુખ હસતું પણ તેના હાથ હાથરૂમાલના બે ટુકડા કરી નાખતા. આપણે તેને શૈલીની વિશિષ્ટતા કહીશું."

અનુ હેમાંગિની શાહ

---

(૧) સ્ટ્રીન્ડબર્ગ. સ્વીડીશ નાટ્યકાર (૧૮૪૯-૧૯૧૨), જેના નાટકો અને નવલકથાની યુરોપના સાહિત્ય પર લાંબા સમય સુધી ઘેરી અસર રહી.

(૨) 'બુશિડો' (Bushido)—જાપાનના ઉચ્ચ કુટુંબના સ્ત્રી-પુરુષોના જીવનને સ્પર્શતી તેમના જીવનને નિયંત્રિત કરતી એક વણલિખી જીવનપદ્ધતિ શિક્ષામાળની પદ્ધતિ જે કંઈક અંશે યુરોપિયન 'શિવલરી' (Chivalry)–ઔદાર્ય-દાક્ષિણ્ય–ને મળતી આવે છે. આ મૂળ ચીની શબ્દ છે. આમ તો આ શબ્દ બારમી શતાબ્દીથી વપરાશમાં આવ્યો, પરંતુ અપ્રગટ રૂપે તે બારમી સદી પહેલાં અસ્તિત્વ ધરાવતો હતો.

(૩) ગીફુ (gifu)—જાપાનનું એક શહેર છે, અને કેન (ken)ની રાજધાની છે જ્યાં સિલ્ક અને કાગળનો ઉદ્યોગ વિકસ્યો છે.

## વહાલુડી વેડછીના વહાલા દાદા

—યોગેન્દ્ર વિ. ભટ્ટ

પુનર્જન્મ છે કે નહીં તેની ખબર નથી તે કદાચ હોય તો મનુષ્યદેહ ફરી મળે કે નહી તેની ખાતરી નથી. તે પણ કદાચ મળે તો આ વખતે જીવ્યા તેવું જ જીવન ફરી મળે કે નહીં તે વિશે તો કશું જ કહી શકાય તેમ નથી. આવી ત્રિવિધ અનિશ્ચિતતાઓ વચ્ચે પણ આપણા સન ૧૯૫૦–થી ૧૯૫૩ દરમિયાન વેડછી આશ્રમમાં ગાળેલાં બચપણનાં ત્રણ વર્ષ અકબંધ ફરી માણવા–જીવવા તૈયાર છે. (શ્રીમાન ચિત્રગુપ્તના ચોપડામાં આવું કોઈ રીઝર્વેશન-વિનંતીનું ખાતું હોય તો અમારી આ દરખાસ્તની તેઓ નોંધ લે એમ ઇચ્છીએ છીએ!)

*

પિતાજી તો પહેલાંય જઈ આવેલા પણ અમે ભાંડુઓ તો પાત્રીસ વર્ષ પહેલાં પહેલી વાર, એક રાત્રે અંધારામાં જ વેડછી પહોંચેલા. વીજળી, દુકાનો, ડામરરોડ, પાકાં મકાનો અને કંઈક ચહલપહલની શહેરી દુનિયામાંથી નીકળીને તે રાત્રે જીવનમાં પ્રથમવાર જ ગ્રામપ્રદેશ, વનસ્પતિ, અંધારું, ફાનસ અને ગારમાટીની એક અજાણી-શાંત દુનિયામાં જઈ પહોંચ્યાનું અમને ભારે વિસ્મય લાગ્યા કરતું હતું એ વિસ્મય સાથે જ સહજ આનંદનો રેશમી દોરો પણ વણાયે જતો હતો. બીજે પ્રભાતે તો એ આખી સૃષ્ટિ તેના પૂરા રૂપે ઊઘડી, અને પછી તો ત્યાં રહેવાનું થયું ત્યાં સુધી એ વિસ્મય અને આનંદ પેલા વાર્તાનાં પાત્રોની જેમ જ દિવસે ન વધ્યાં તેટલાં રાત્રે વધ્યાં ને રાત્રે ન વધ્યા તેટલાં દિવસે વધ્યાં સાથે જ, આજે એ બધું યાદ કરવાનું પણ એવું તો ગમે છે! કલાપીએ જરા જુદા સંદર્ભમાં કહેલું તે અહીં પણ બહુ સાચું લાગે છે:

'માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લહાણું!'

નાની ઉંમરે બા ગુમાવીને અમે વેડછી પહોંચ્યા હતા (જીવનનો–અંતરનો કોઈક કોઈક ભાગ જાણે ખાલી–ખાલી થઈ ગયો હતો.... અથવા કહો કે પગ નીચેથી ધરતી જ જાણે સરી રહી હતી. બરાબર આ નાજુક તબક્કે 'વેડછી' એ જગ્યાએ આવીને જાણે ગોઠવાઈ ગઈ! અને એટલે જ આજેય 'વેડછી' શબ્દ બોલતાં ઘણું-ઘણું અંતર-સ્મરણમાં જાગી ઊઠે છે. ત્યાંની પ્રકૃતિ, ત્યાંનો આશ્રમ, તેનો વસવાટ, આશ્રમમાં વિદ્યાર્થીઓ–પરિવારો, મહેમાનો, ઉત્સવો, ચિત્રો 'અમારી વહાલી આમશાળા'–તેના સહાધ્યાયી મિત્રો અને શિક્ષકો, તેના ગીતો અને પ્રવાસો, વેડછીનાં ખેતર–ફળિયાં–ભજનો, વેડછીનાં પશુ–પંખી......અને એવું–એવું તો ઘણું બધું. પણ આ બધાંની વચ્ચે અને બધાંની પાછળ ધી...મે...ધી...મે...શાં...તિ...થી એક વ્યક્તિત્વ ઊપસી આવે છે.... એક 'મૂછાળી મા'નું–જુ.કાકાનું! (ભાવનગરની 'દક્ષિણામૂર્તિ'ની ટેકરી પરની એક 'મૂછાળી મા'–નામે સ્વ.ગિજુભાઈ બધેકા તો સુખ્યાત છે જ. અમે તેમના જેવા માતૃત્વનો કંઈક અનુભવ, તેમના જ એક વખતના સહવાસી–સહધર્મી જુ.કાકા પાસેથી, ભાવનગરથી દૂર 'વેડછી' જઈને ય પામ્યા.) આ 'પૂળા–પૂળા' મૂછ જેવી ગિજુભાઈને શોભી તેવી જ જુ.કાકાને પણ શોભી. જુ.કાકાની મૂછો વાત્સલ્ય અને સેવાનું સમન્વિત પ્રતીક છે જાણે!

જીવનના પ્રથમ દસકાના સીમ-ઉંબરે અનુભવેલી વેડછીની એ મોહકતા–સાદગીભરી, શોભા, શાંતિ, સાત્ત્વિકતા, ઉદ્યમ ..આ બધાંની પાછળ મૂલાધાર રૂપે જુ.કાકાનું વ્યક્તિત્વ રહેલું હતું તે વાત બૌદ્ધિક રીતે તો મોટી ઉંમરે જ સ્પષ્ટ સમજાય

ઉંમરે જ સમજાયું.) પણ તે સાંજે કાકાનું 'ખબર મળવાનું' તેડું આવ્યું એટલે અમે સૌ વિચારમાં પડ્યા ! (અમારી મંડળીમાં મારો નાનો ભાઈ પંકજ ભટ્ટ અને બીજા મિત્રોમાં નંદકિશોર દેસાઈ, નાની શાહ (હવે શ્રી નિરંજનાબહેન કલાર્થી), સુધીર ચૌધરી, અને (સ્વ.) પ્રભાત ચૌધરી ગણાઈએ. નલિની રાવળ (હવે શ્રી નલિનીબહેન શેવાળે), ઉમા દેસાઈ (હવે શ્રી સંઘમિત્રા ગાડેકર), અને બિપિન વ્હોરા ત્યારે અમ નાનાઓ વચ્ચે પણ નાના, પણ અવારનવાર અમારી સાથે ખરાં.) અમને થયું કે આપણે કાકા ન હોય ત્યારે પણ એમની ઝૂંપડીમાં જઈએ છીએ, બધી વસ્તુને અડીએ છીએ, એટલે તો આજે આમ મળવા નહીં બોલાવ્યા હોય ને ? પણ અમે ગયાં ત્યારે અમને પાસે બેસાડીને કાકાએ એવી નવી વાતો કાઢી, કે અમે તો ચકિત અને ખુશ ! કોણ શેમાં ભણે છે તે પૂછીને અમારી જ્ઞાનેન્દ્રિયો–કર્મેન્દ્રિયો–અનુમાનશક્તિ–આયોજનશક્તિ કસોટીમાં મુકાય અને સુમેળે વિકસે તેવી રમતો–ક્રિયાઓ અજમાવવા તેમણે સૂચવ્યું. મૂઠીમાં કાંકરા લો, કેટલા હશે તે ધારો...અને પછી બરાબર ગણો. નાના–મોટા પથ્થર હાથમાં લો હાથમાં જ તોળીને વજનનો અંદાજ કરો અને પછી તેને ત્રાજવામાં જોખો. ડોલમાં સામટું પાણી લો; કેટલા પ્યાલા હશે તે ધારો અને પછી પ્યાલાથી બરાબર માપી જુઓ. ભરેલી ત્રાકમાં કેટલા તાર હશે તે નક્કી કરો અને પછી તે ઉતારીને ચકાસી જુઓ. ચોક્કસ નિશાન લો અને તેને આંટવાનો પ્રયત્ન કરો. જોઈએ, તમારામાં કોનું વધુ સાચું પડે છે ? પછી પાછાં વચ્ચે-વચ્ચે તેમને મળતા રહેવાનું પણ સૂચવ્યું. પણ ઉપર તેમના તરફથી એક અદ્ભુત દરખાસ્ત, (હા, ત્યારે તો એ અમને શબ્દશઃ એવી જ લાગી હતી !) આવી કે હવેથી દર બુધવારે તમારે સૌ બાળકોએ સવારથી સાંજ સુધી આશ્રમના વિદ્યાર્થીઓને રસોડે મારી સાથે જમવા આવવાનું છે. ઘરેથી તમારાં વાસણો લઈને સમયસર આવી જજો. અને આ દિવસે આશ્રમની કોઈ પણ એક મનગમતી કાર્ય-પ્રવૃત્તિમાં પણ તમારે મદદ કરવા જોડાવાનું છે. કાકાએ સૂચવેલા બીજા કાર્યક્રમો તો થોડા-ઘણા ચાલીને બંધ થઈ ગયા, પણ આ ઉલ્લાસ ભોજનાનન્દી કાર્યક્રમમાં, અમે સૌ ત્યાં રહ્યા ત્યાં સુધી ઘણાં નિયમિત રહ્યાંનું સ્મરણ છે ! 'ગોકુળ', 'વૃંદાવન', 'કૈલાસ' અને 'હરદ્વાર' આ ચારેય રસોડે અમે કાકા સાથે-વિદ્યાર્થીઓ સાથે જમ્યાં અને જાણે ચાર તીરથની જાત્રાનો આનંદ લીધો. રસોડે જમવા જવાનો આ 'બુધવાર'નો દિવસ અમારે માટે જાણે સાપ્તાહિક ઉત્સવ જેવો બની રહેતો. વેડછી-છાત્રાલયનાં રસોડાઓની રસોઈમાં ત્યારે ઓછા તેલ-મસાલા છતાં એક કુદરતી મીઠાશ તો રહેતી જ, પણ અમે જોયું જ, કાકાનાં નિમંત્રેલાં લાડકાં મહેમાનો હતા, અને વળી કાકાની આસપાસ કે સામે બેસીને જ અમને જમવા મળતું તથા તેના ગૌરવ-મીઠાશે પણ આ કાર્યક્રમમાં ભળતા. અને એટલે જ અમે કાયમ, 'બુધવાર' ક્યારે આવશે તેની રાહ જ જોયા કરતા. એક વાર 'ગોકુળ' રસોડે જમતાં-જમતાં, આજ તો કાકાને બરાબર મૂંઝવીએ... એમ નક્કી કરીને અમે પ્રશ્ન પૂછ્યો 'કાકા, તમને એક પ્રશ્ન પૂછીએ ! તમારે ટૂંકમાં જ સ્પષ્ટ જવાબ દેવાનો છે.'

કાકા કહે 'પૂછો.' અમે ભારે પરાક્રમ અને વિજયની આશા સાથે ઠાવકાઈથી પૂછ્યું, 'તો કહો કાકા, આ દુનિયામાં મરઘી પહેલાં આવી કે ઈંડું પહેલાં આવ્યું ?' કાકાએ તરત કહ્યું 'મરઘી' અમે તો કોઈ પણ જવાબ આવે એટલે તૂટી પડવા તૈયાર જ હતાં. તરત વળતો હુમલો કર્યો. 'પણ કાકા, તો પછી એ મરઘી ક્યાંથી આવી ?' કાકા તરત જ શાંતિથી કહે 'એ ભાઈ, આ તો તમારો બીજો પ્રશ્ન થયો. તમે તો 'એક પ્રશ્ન' પૂછવાની જ વાત કરી હતી, ને તેનો તો મેં તમને જવાબ આપી દીધો છે !' અમારી મંડળીએ

[વિશ્વમાનવ

આવેલા અમારા ઘરે પાછા ફરવું ન પડે ! નિરાંતે આશ્રમના અને આપણા બધા કાર્યક્રમો પૂરા કરીને સુવાટાણે જ ઘેર આવીને સીધા સૂઈ જ જવું ! અમારા નીકળી ગયા પછી બપોરે ત્રણ વાગ્યે ઘરે આવેલા પિતાજીએ પ્રત્યક્ષ આ નાટ્યાત્મક નેપથ્યના જોયા પછી અમારું ધ્યાન ન ખેંચ્યું હોત તો એ વ્યવસ્થા કાયમી થઈ જવાનો પૂરો સંભવ હતો !) તો એવી એક શિબિરમાં હું જુ. કાકાની આગેવાની હેઠળની પાયખાના-સફાઈની ટુકડીમાં જોડાયો. ત્યાં તાલીમાર્થી સ્વયંસેવકોએ આ મહાસફાઈનાં શાસ્ત્ર–વિજ્ઞાન–કળા પ્રત્યક્ષ સમજવા–શીખવાનાં હતાં. જુ. કાકા, તેના અધ્વર્યુ હતા. માટે એ સૌને તેમણે લાઈનમાં, થોડી વાતો–સૂચના સમજાવીને ઊભાં રાખ્યાં. કેટલાકના હાથોમાં કંઈક કંઈક સાધનો પણ હતાં. ટુકડીનો કદાચ સૌથી નાનો સભ્ય એવો હું હોઈશ? મોટાઓની લાઈનમાં મોખરે જ ઊભેલો. મારા હાથમાં સફાઈનું પાણી નાખવા માટેનું એક ડબલું. આ બાજુ કાકાની સૂચના સમજાવટ શરૂ થઈ. તે સાંભળતાં-સાંભળતાં મને તો કાંઈ ખબર નહીં ને અચાનક જ કાકાએ મને ટપાર્યો : "અરે...એય. આ તારું ડબલું તારા ગાલ પાસે કેમ આવી જાય છે ! એમ ન થવું જોઈએ." મેં તરત જ હાથ સીધો કરી દીધો. વળી થોડી વાર તેમની વાત ચાલી ને વચ્ચે અચાનક ફરી વાર કાકાની મારા માટે સૂચના આવી "એ ભાઈ, આ જો..ફરી તારું ડબલું ક્યાં આવી ગયું છે ! તને કહ્યું તો પણ તું ધ્યાન નથી રાખતો !" બધાં હસ્યાં અને મારી શરમનો તો પાર નહીં ! મનેય પૂરું સમજાય નહીં કે આ બધું શું અને કેમ થઈ રહ્યું છે ? ડબલું અજાણતાં જ મુખમાં જરાક પાસે આવી જાય.. તેમાં એટલું બધું શું ખોટું થઈ જાય છે તેય પૂરું સમજાય નહીં. વળી કાકાની સફાઈ-વિધિની સમજાવટ આગળ ચાલી...અને એ ભગવાન, વચ્ચે જ તેમની વાત અટકી ગઈ અને મને ત્રીજી વાર...—એ પછી શું થયું, હતું તે આજે પૂરું યાદ નથી રહ્યું જુ. કાકાની સ્વચ્છતા-ચોકસાઈની એ પ્રત્યક્ષ પરીક્ષામાં છેવટે ઉત્તીર્ણ થવાયું હતું કે, પછી એ મિષ ડબલું નીચે મૂકીને એની સાથે મેં પણ એ પરીક્ષામાં 'ડ્રોપ' લીધો હતો....તે સાંભરતું નથી. આવા પ્રસંગોએ કાકા તરફથી, ઘણા વિદ્યાર્થીઓને મળતો 'એ...ય... મૂરખા....' નો હેતાળ ઇલ્કાબ પણ 'ત્રીજી ટ્રાયલે' 'મને મળ્યો' તો કે નહીં તેય યાદ નથી. માત્ર કાકાની ઝીણી નજર, શુદ્ધિનો આગ્રહ અને મીઠો ઠપકો યાદ રહી ગયાં છે. અને, એ વિના તો કાકાની કલમે વેડછી આશ્રમ માટે આ પંક્તિ કેમ લખી હોત ?.. 'એનાં સેવક પાયખાનાં, અમે મંદિર જેવાં માન્યાં !'

સાચે જ, વેડછીનાં ત્યારનાં એ છાપરા-પાથરી ડોલવાળાં અને સુંવાળા પાટિયાનાં માટીની કૂંડીવાળાં, નાની ઓરડી જેવાં વિસ્તૃત પાયખાનાં એની તમામ સ્વચ્છતા-સુઘડતા-શાંતિ સાથે દૃષ્ટિ-સંભારણમાં હજી જીવંત રહ્યાં છે. પાયખાના-સફાઈની ટુકડીમાં, કોઈક તો ખાસ, અને નહીં તો પણ હું, મિત્ર નંદકિશોર, અને બીજા પણ થોડા જણ, તાજાં સાફ થયેલાં કે નહીં વપરાયેલાં પાયખાનાનું 'ઉદ્ઘાટન' કરવાનું જ પસંદ કરતા ! તેની સ્વચ્છતા અને એક વિશિષ્ટ ધોરણ જાળવીને બધા પ્રકારનો આરામ આપવાની તેની ક્ષમતાને કારણે ત્યાં પણ સમયનો ખ્યાલ અમને સ્વાભાવિક રીતે જ ન રહેતો ! ત્યાંની મોટી પાકી કૂંડીમાં ભરી રહેતી કાળી-સુંવાળી માટી એ સ્થળને જાણે કંઈક નવો જ સંદર્ભ આપી દેતી જણાતી. એ નટખટ ઉંમરે ત્યાં બેસીને લાકડાનાં એ લીસાં પગ-પાટિયાં પર, તબલાં વગાડતાં મુક્તકંઠે ગીતો ગાવાનું અને ભાઈબંધો સાથે વાતચીત-સંદેશાઓની આપ-લે કર્યાનું પણ સ્મરણ છે ! વેડછી આશ્રમમાં, અમારી ગ્રામશાળામાં અને ગામની ભજનમંડળીઓમાં ગીતો-ભજનો એટલા પ્રમાણમાં અને એવી [illegible] ગવાતાં કે

'દંગધડા વગરના' ગણાત' હતાં તેમને જ વેડછીએ સ્વભાવથી જ નખશિખ સુઘડ અને કલાપ્રેમી બનાવી દીધા.

પોતાને 'સામાન્ય જંગલવાસી' માની બેઠેલી આ પ્રજાને જુ કાકાની વેડછીએ તેના આત્મ-ગૌરવ–અધિકાર–ક્ષમતા–મૂલ્યો અને માનવ્યનો મહિમા–બોધ કરાવ્યો. આ પ્રજાના શબરીપણાને અને શાર્દૂલપણાને વેડછીએ એક સાથે જાણે સંકોર્યાં !

રઘુકુલના રામે બેઠી કરેલી અહલ્યાની વાત તો કથામાં સાભળી છે, પણ જેને વગરવાંકે શાપિત શિલા કરવામા આવી હતી તેવી આ અહલ્યા–વસતીને ગાંધીકુળના જુગતરામે તો આપણી નજર સામે જ પુનર્જીવિત કરી છે ! વનવાસી એકલવ્યોને નગરના રાજકુમારો માટે ફરીફરીને પોતાના ચડિયાતા અંગૂઠાઓ ઉતારી આપવા ન પડે તેવુ કાંઈક કરવાનો 'વેડછી'એ પુરુષાર્થ કર્યો છે અને જુ કાકાની વેડછીની–તેમના તમામ સાથીઓ–અનુયાયીઓની એ આનંદ તપસ્યાનું પરિણામ આજે સ્પષ્ટ છે હજી ઘણું કરવાનું બાકી છે . તેમ છતાં આ દીર્ઘતપની ફસલ લણનારાઓએ હવેના દિવસોમા ન્યાય–સ્થાપના સાથે જ સમગ્રતા અને સંવાદિતા તરફ પણ ધ્યાન આપવું પડશે એમ જુ કાકાના જીવનની સ્નેહભીથી ઉદાર સૌમ્યતા સૂચવી રહી છે

હજી ગયે વર્ષે જ એક વહેલા પરોઢે, પાંચ-સાડાપાંચ વાગ્યે, નિત્યક્રમ મુજબ, કાકાના નિવાસ-સ્થાનમાંથી તેમના શાંત-સુગભીર-માર્દવભર્યા આર્દ્ર કંઠે ઉપનિષદ-મંત્રો બોલાતા સાભળીને મને થયુ કે આપણે ભલે માનીએ કે હવે ઉંમર અને બિમારીને કારણે જુ. કાકા સાવ નિવૃત્ત થઈ ગયા છે; પણ એ ક્યાં નિવૃત્ત થયા છે ? એ કેવી રીતે નિવૃત્ત થઈ જ શકે ? સાંભળો આ બ્રહ્મમુહૂર્તે એમનો પ્રાર્થનામય અવાજ, જુઓ આજની આજની સ્થિતિએ પણ એમની દિનચર્યા, સેવા હજી થોડાઘણો એમનો સંગ ..–પ્રેરણા આપવાની રીત તો આ માણસ હજીયે એવો જ સક્રિય છે ! એમનો નિર્વ્યાજ પ્રેમ, એમની સરળતા, એમની જિજ્ઞાસા જરાય સુકાયા નથી. પૌત્ર અને પ્રપૌત્રની હેડીની મારા જેવી અનેક વ્યક્તિઓને સાંભળવા હજી એ ખાસ સામેથી, ટેકો લઈનેય સભાસ મેલનોમા બેસવા જાય છે ! એમની વત્સલ આંખોમા હજી શિશુસમ 'ભોળો અચંબો' તગતગે છે એમની વાતોમાં કયાય થાક–કંટાળો–નિરાશા નથી. આ માણસને વાર્ધક્ય ક્યા સ્પર્શ્યું જ છે ? શરીર-પિંજર તો સૌનુ વહેલું કે મોડું, સમય થયે ખખડવાનું જ.. પણ મહિમા તો પેલા માલિકનો છે ને ?

વેડછી આમશાળાનાં અને આશ્રમ પરિવારનાં મારા જેવાં અનેક બાળકોના તો એ વ્યક્તિગત સંપર્કે દાદા જેવા બની જ રહ્યા છે, પણ શિક્ષણ અને સામાજિક સેવા-સંસ્થા-કાર્યોના સંદર્ભમાયે પેલી જાણીતી કાવ્યપંક્તિ જુ. કાકાને જેવી બંધ બેસે છે તેવી ગુજરાતમાં બહુ ઓછાને બંધ બેસતી હશે,

'અમારા એ દાદા.. વિપુલ વડના ઝુંડ સરખા..'

આ વિશાળ વડલાના થડ પાસેના એક માળામાં રહીને અમે ઊછર્યા, કિલ્લોલ કર્યો અને કાંઈક ઘડાયા ? વેડછીમાં બચપણથી જ વસવાટ થયો એટલે ત્યાંની એ ધરતી-પ્રકૃતિ-પ્રજા-જીવનશૈલી વાતાવરણની સહજ માયા અમને એવી બંધાણી કે 'અમે તો ભાવનગર શહેરના . અને અમે તો વળી પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ...' આવી જૂનવાણી વાતો તો ત્યા ક્યારેય યાદ જ ન આવી. વેડછીનાં સ્થાનિક રહેવાસી એવાં મિત્રો-કુટુંબો તરફથી પણ અમને એવાં સ્નેહ આવકાર-મમત્વ મળ્યા કે અમારા મનમા બધું સ્વાભાવિક રીતે જ એક થઈ ગયુ. ત્યા રહ્યાને આજે પૂરા પાંત્રીસ વર્ષો વીત્યા

પછી પણ આજેય વેડછી જ અમને નાનાંઓને ઘર-વતન જેવું લાગે છે. આ જુ.કાકાના જમાનાની 'વ્હાલુડી વેડછી'નાં જ માયા-પ્રતાપ છે.

વેડછી આશ્રમના અને ત્યાંની શાળાના એ સુવર્ણકાળમાં (ભલે આમ કહેવામાં કોઈને પોતાના સમય વિશેના મમત્વ-પક્ષપાત દેખાય), અમારી જિંદગીના ઉષઃકાળમાં જ અમને આદરણીય-વ્હાલા જુ.કાકા, ચીમનભાઈ ભટ્ટ, નારાયણભાઈ દેસાઈ, મોહનભાઈ ખ કલ્યાણભાઈ ચૌધરી. (અને બીજાં પણ પણ નામો ચિત્તમાં ભીડ કરે છે. પણ અટકું છું.) .. આ સૌની છાયા-માયા નીચે અને નૈત્રીસંગે આમ ખેલવા કૂદવા-ભણવા-પીનવાની જે તક સાંપડી તે અમારા આ નાનકડા જીવનની એક મોટી ખુશનસીબી કૃપા-મિરાત જ બની રહી છે. આ જન્મે...કે પછીના જન્મે.. પણ આવું સદ્ભાગ્ય સૌને સાંપડો

## એનોર્ડ ફાઉન્ડેશન-ગુજરાતની સ્વ. પૂ. શ્રી જુગતરામભાઈ દવેને અંજલિ

શ્રી જુગતરામભાઈનું ૧૪-૩-૮૫ની બપોરે વેડછીમાં અવસાન થયું અને ગાંધીમાર્ગની એક વિભૂતિ વિલય થઈ. ૬૦ વર્ષનો સતત પરિશ્રમ કરીને દક્ષિણ ગુજરાતમાં સંખ્યાબંધ કાર્યકરો તૈયાર કરીને સ્વતંત્ર જવાબદારીપૂર્વક સંસ્થાઓ વિકસાવી. શ્રી જુગતરામકાકા, બોલાવે ત્યાં જાય, માગે તેને માર્ગદર્શન આપે, વિધવિધ શક્તિવાળા કાર્યકતાને નવી જવાબદારીથી વિકસાવે અને જ્યાં જાય ત્યાં નવા વિચારો વહેતા મૂકે એ ઝીલાય કે ન ઝીલાય તો પણ શું? પણ કાકા સદાય નવા વિચારોથી તાજા રહે. સૌ સાથે પ્રેમભર્યા વાત્સલ્યનો સંબંધ રહ્યો-વાત્સલ્ય મેળવનારા અંદર અંદર લડયા ત્યારે તેઓ નાના-નબળા પક્ષે રહ્યા છતાં ભૂલ કરનારનો કદી તિરસ્કાર નહીં, અને સાચાને વધુ ઉદાર બનતા શીખવ્યું-જુગતરામભાઈ આ કારણે વડલા જેવા વિશાળ બની ગયા, એમની ધીંગી વડવાઇઓ વિકસી અને તેના છાંયામાં સૌને સમાવે રાખ્યા. ગાંધીજનોએ બીજી હરોળ તૈયાર ન કરી પણ જુગતરામભાઈ તેમાં ઉત્તમ અપવાદ રહ્યા સંસ્થાઓ વિકસાવવા જે વ્યક્તિ મોભ બને તેણે ઘણું ઘણું સહન કરવું પડે ઘણા ઉદાર બનવું પડે. આવી ઉદારતા અને વાત્સલ્યે તેમણે સૌને એક સૂત્ર રાખ્યા શિસ્તની સોટી વીંઝવાને બદલે સૌમ્યતાભર્યું મૌન રહેવાનું કેળવ્યું. પરિસ્થિતિની અસહ્યતા વખતે સહજરીતે નિર્લેપ બની રહ્યા. આવા જુગતરામભાઈ જાણે પોતાની હસ્તી કાળને સમર્પિત કરી હોય તેમ સ્મૃતિ ગુમાવી, સાંભળવા જોવાની શક્તિ બંધ કરી, વિચારો બંધ કરી દીધા અને સેવામાર્ગીઓ માટે જીવન જીવવાની કળા અને રીત બતાવતા જાણે પ્રેમમય વાતાવરણમાં પોતાનું જીવન ધન્ય બનાવતા ગયા.

— (યોગેન્દ્રભાઈ પરીખ દ્વારા પ્રસ્તુત)

## સ્વ. ઇંદુબેન શેઠને સ્નેહાંજલિ | પ્રા હરીશ વ્યાસ

ઇન્દુબહેન, શ્રી ચીમનલાલ નગીનદાસ શાહના ધનિક પરિવારનું સર્વશ્રીમન્ત ફરજંદ. શ્રી અંબાલાલ સારાભાઇના પરિવાર સાથે એમના પારિવારિક સંબંધો. બે બન્નેય ગાંધીજી અને ગાંધીપ્રવૃત્તિઓ સાથે સક્રિય રીતે સંકળાયેલા હતા એટલે બાલપણથી જ ઇન્દુબેનના ઉપર એમનો પ્રભાવ પડે તે સહજ હતું "કોની કોની અસરો તમે ઝીલેલી?" એના જવાબમાં ઇન્દુબહેને કહેલું,

"આમ તો હરીશભાઈ, શરૂઆતમાં સ્વામી વિવેકાનંદ, સ્વામી દયાનંદ, તિલક મહારાજ, ગોપાળ કૃષ્ણ ગોખલે અને પાછળથી ગાંધીજી, ટાગોર, શ્રી અરવિંદ, વિનોબાજી, કાકા સાહેબ કાલેલકર વગેરેનો પ્રભાવ જરૂર પડેલો. મહિલાઓમાંથી કસ્તુરબા, સરોજિની નાયડુ, વિજ્યાલક્ષ્મી પંડિત, કમલાદેવી ચટ્ટોપાધ્યાય વગેરેની અસરો પણ સહજભાવે ઝીલાઇ." તેમણે 'ગુજરાત વિદ્યાપીઠ'માંથી સ્નાતકની પદવી મેળવી પણ, "સ્નાતક થયા પછી તમારી શી ઝંખના હતી?" એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં તે બોલ્યા હતા: "આમ તો મારે આર્થિક બાબતે કોઈ સવાલ નહોતો. છતાં મનમાં થતું હતું કે પુરુષોની જેમ સ્ત્રીઓએ પણ અગ્રેસર થવું જોઈએ એટલે આઝાદીની લડતોમાંયે અમારો પરિવાર સત્યાગ્રહો, જેલવાસો અને સહન કરવામાં સક્રિય જ રહ્યો હતો. આઝાદી દેશને મળે એ મારી બીજી ઝંખના, જે દેશથી ગામડાં સુધી, બદકે 'હિંદસ્વરાજ્ય'માંથી 'ગ્રામ સ્વરાજ્ય' સુધી પહોંચે એવી ગણતરી હતી, એને માટે ઉત્તમ વાહકબળ મને શિક્ષણ લાગ્યું. એટલે ત્રીજી ઝંખના બની ગઈ 'નઈતાલીમ'ના પ્રયોગોની જેમાં મને શ્રી ઝીણાભાઈ દેસાઈ ('સ્નેહરશ્મિ') જેવા ઉત્તમ સાથી કવિમિત્ર અને કેળવણીકાર મળ્યા, જેમણે મારે બળ આપ્યું. ચોથી ઝંખના હતી ઉન્નતિની જેમાંથી 'સમુન્નતિ ટ્રસ્ટ' બનાવીને બહેનો માટે સહકારી પ્રેસ, ખાદી-ગ્રામઉદ્યોગોની પ્રવૃત્તિઓ સીવણ તેમજ 'ખાદી મંદિર' દ્વારા ખાદી પ્રવૃત્તિ વગેરે પ્રવૃત્તિઓ થતી ગઈ. બહેનો પોતાની ફુરસદના સમયે કમાણી કરે અને ઘરની આવકમાં પૂર્તિ કરે એવો મારો ખ્યાલ રહ્યો, વળી સ્ત્રી કમાતી હોય તો, આત્મસન્માન અને આત્મગૌરવથી જીવી શકે એવી એ મારી દૃષ્ટિ હતી. પાચમું, પછાત વર્ગોની સેવા, અન્ત્યોદય દ્વારા સર્વોદય, મજૂરો, હરિજનો અને પછાત કારીગર વર્ગના લોકોને માટે પ્રૌઢ શિક્ષણ, સમાજશિક્ષણ, મહિલામંડળો, યુવકમંડળો, હસ્તોદ્યોગો-કુટીર ઉદ્યોગો-ગ્રામોદ્યોગોની તાલીમ અને વ્યવસ્થા વગેરે બાબતો એમાં જોડાઈ ..આ બધાને ઘડવા, કાર્યકર્તાઓ, શિક્ષકો તૈયાર કરવા તથા નવી પેઢીને જીવનશિક્ષણ પ્રત્યે પ્રેરવા 'સી. એન. વિદ્યાવિહાર' અમે શરૂ કર્યું જેમાં અનેક શાખા-પ્રશાખાઓ યે ઊભી થતી ગઈ. .શિક્ષણ લલિત કલા, વ્યાયામ જી બી ટી. સી કોલેજ, સ્ત્રી-અધ્યાપન મન્દિર વગેરે પ્રવૃત્તિઓ એમાં ઉમેરાતી ગઈ.

પોતે મુંબઈ રાજ્ય ધારાસભામાં યે ચૂંટાયેલાં, પાછળથી ગુજરાતનું રાજ્ય થતાં, તેમાં યે ધારાસભ્ય અને શિક્ષણપ્રધાન થયેલાં, શાસનમાં રહીને ય, સપ્રેમ ગાંધી-ભાવનાઓને પ્રસારવા માટે તેમણે 'બુનિયાદી શાળાઓ', 'ઉત્તર બુનિયાદી', અને 'ઉચ્ચતર બુનિયાદી' શાળાઓના પ્રયોગોને ય ઉત્તેજન આપ્યું. તેમજ બાલશિક્ષણ, પ્રૌઢશિક્ષણ-સમાજશિક્ષણ, સ્ત્રી ઉન્નતિની પ્રવૃત્તિઓ. ખાદી, ગ્રામોદ્યોગો, નશાબંધી, અસ્પૃશ્યતા નિવારણ વગેરે અઢારવિધ રચનાત્મક કાર્યક્રમોને પ્રસારવા-પ્રચારવા અને દૃઢ કરવા માટે જબરી જહેમત ઉઠાવેલી.

જીવનનાં પાછલાં વર્ષોમાં, રાજકારણને રચનાત્મક દિશાઓ આપવા, તેમજ સર્વોદય પ્રવૃત્તિઓ, નઈ તાલીમ, ગ્રામસેવા, નશાબંધી મંડળ જ્યોતિસંઘની પ્રવૃત્તિઓ, 'સમુન્નતિ ટ્રસ્ટ' દ્વારા મહિલા ઉત્કર્ષ, બાલમંદિરો, 'ખાદી મંદિર' દ્વારા ખાદી પ્રવૃત્તિ વગેરે ઉપર તેમણે મૃત્યુના છેલ્લા દિવસો સુધી ધ્યાન આપ્યું હતું. "આપે જીવનમાં ખાસ કઈ બાબતો સાધી, જેનો તમને સંતોષ છે?" આ પ્રશ્નના જવાબમાં એમણે કહેલું, "સંતોષ તો ભારે બાબત છે. બધી બાબતે ઓછો પૂર્ણ સંતોષ લાધે છે? કેટલીક બાબતોમાં મળે અને કેટલીકમાં ન યે મળે. તો યે મને ભારે સંતોષ છે કે અપરિણીત જીવન સ્વીકારીને,

પછી પણ આજેય વેડછી જ અમને નાનકીઓને ધામ-વતન જેવું લાગે છે. આ જુ.કાકાના જમાનાની 'વ્હાલુડી વેડછી'ના જ માયા-પ્રતાપ છે.

વેડછી આશ્રમના અને ત્યાંની શાળાના એ સુવર્ણકાળમાં (ભલે આમ કહેવામાં કોઈને પોતાના સમય વિશેના મમત્વ-પક્ષપાત દેખાય), અમારી જિંદગીના ઉષઃકાળમાં જ અમને આદરણીય-વ્હાલા જુ.કાકા, ચીમનભાઈ ભટ્ટ, નારાયણભાઈ દેસાઈ, મોહનભાઈ ખ કલ્યાણભાઈ ચૌધરી (અને બીજા પણ ઘણુ નામો ચિત્તમાં ભીડ કરે છે - પણ અટકું છું...) . આ સૌની છાયા-માયા નીચે અને મૈત્રીસંગે આમ ખેલવા-કૂદવા-ભણવા-ખીલવાની જે તક સાંપડી તે અમારા આ નાનકડા જીવતની એક મોટી ખુશનસીબી-કૃપાનમિરાત જ બની રહી છે. આ જન્મે...કે પછીના જન્મે... પણ આવું સદ્ભાગ્ય સૌને સાંપડો.

## એનોડ ફાઉન્ડેશન-ગુજરાતની સ્વ. પૂ. શ્રી જુગતરામભાઈ દવેને અંજલિ

*શ્રી જુગતરામભાઈનું ૧૪-૩-૮૫ની બપોરે* વેડછીમાં અવસાન થયુ અને ગાંધીમાર્ગની એક વિભૂતિ વિલય થઈ. ૬૦ વર્ષનો સતત પરિશ્રમ કરીને દક્ષિણ ગુજરાતમાં સંખ્યાબંધ કાર્યકરો તૈયાર કરીને સ્વતંત્ર જવાબદારીપૂર્વક સંસ્થાઓ વિકસાવી. શ્રી જુગતરામકાકા, બોલાવે ત્યા જાય, માગે તેને માર્ગદર્શન આપે, વિધવિધ શક્તિવાળા કાર્યકર્તાને નવી જવાબદારીથી વિકસાવે અને જયા જાય ત્યાં નવા વિચારો વહેતા મૂકે. એ ઝીલાય કે ન ઝીલાય તો પણ શું ? પણ કાકા સદાય નવા વિચારોથી તાજા રહે. સૌ સાથે પ્રેમભર્યો વાત્સલ્યનો સબંધ રહ્યો-વાત્સલ્ય મેળવનારા અંદર અંદર લડયા ત્યારે તેઓ નાના-નબળા પક્ષે રહ્યા છતાં ભૂલ કરનારનો કદી તિરસ્કાર નહીં અને સાચાને વધુ ઉદાર બનતા શીખવ્યું-જુગતરામભાઈ આ કારણે વડલા જેવા વિશાળ બની ગયા, એમની ધીંગી *વડવાઈઓ વિકસી અને તેના છાયામાં સૌને સમાવે* રાખ્ય. ગાંધીજનોએ બીજી હરોળ તૈયાર ન કરી પણ જુગતરામભાઈ તેમા ઉત્તમ અપવાદ રહ્યા. સંસ્થાઓ વિકસાવવા જે વ્યક્તિ મોભ બને તેણે ઘણુ ઘણુ સહન કરવુ પડે ઘણા ઉદાર બનવું પડે. આવી ઉદારતા અને વાત્સલ્યે તેમણે સૌને એક સૂત્ર રાખ્યા શિસ્તની સોટી વીંઝવાને બદલે સૌમ્યતાભર્યું મૌન રહેવાનુ કેળવ્યું પરિસ્થિતિની અસહ્યતા વખતે સહજરીતે નિર્લેપ બની રહ્યા. આવા જુગતરામભાઈ જાણે પોતાની હસ્તી કાળને સમર્પિત કરી હોય તેમ સ્મૃતિ ગુમાવી, સાંભળવા જોવાની શક્તિ બંધ કરી, વિચારો બંધ કરી દીધા અને સેવામાર્ગીઓ માટે જીવન જીવવાની કળા અને રીત બતાવતા જઈ પ્રેમમય વાતાવરણમાં પોતાનુ જીવન ધન્ય બનાવતા ગયા.

— (યોગેન્દ્રભાઈ પરીખ દ્વારા પ્રસ્તુત)

## સ્વ. ઈંદુબેન શેઠને સ્નેહાંજલિ | પ્રા હરીશ વ્યાસ

ઈન્દુબહેન, શ્રી ચીમનલાલ નગીનદાસ શાહના ધનિક પરિવારનું ગર્ભશ્રીમન્ત ફરજંદ. શ્રી અંબાલાલ સારાભાઈના પરિવાર સાથે એમના પારિવારિક સંબંધો ને બન્નેય ગાંધીજી અને ગાંધીપ્રવૃત્તિઓ સાથે સક્રિય રીતે સંકળાયેલા હતા એટલે બાલપણથી જ ઈન્દુબેનના ઉપર એમનો પ્રભાવ પડે તે સહજ હતું "કોની કોની અસરો તમે ઝીલેલી ?" એના જવાબમાં ઈન્દુબહેને કહેલું,

[ચિત્રમાનવ :

"આમ તો હરીશભાઈ, શરૂઆતમાં સ્વામી વિવેકાનંદ, સ્વામી દયાનંદ, તિલક મહારાજ, ગોપાળ કૃષ્ણ ગોખલે અને પાછળથી ગાંધીજી, ટાગોર, શ્રી અરવિંદ, વિનોબાજી, કાકા સાહેબ કાલેલકર વગેરેનો પ્રભાવ જરૂર પડેલો. મહિલાઓમાંથી કસ્તૂરબા, સરોજિની નાયડુ, વિજ્યા લક્ષ્મી પંડિત, કમલાદેવી ચટ્ટોપાધ્યાય વગેરેની અસરો પણ સહજભાવે ઝીલાઇ..." તેમણે 'ગુજરાત વિદ્યાપીઠ'માંથી સ્નાતકની પદવી મેળવી. પણ, "સ્નાતક થયા પછી તમારી શી ઝંખના હતી ?" એ પ્રશ્નના પ્રત્યુત્તરમા તે બોલ્યા હતા. "આમ તો મારે આર્થિક બાબતે કોઈ સવાલ નહોતો છતા મનમા થતુ હતુ કે પુરુષોની જેમ સ્ત્રીઓએ પણ અગ્રેસર થવુ જોઇએ. એટલે આઝાદીની લડતોમાયે અમારો પરિવાર સત્યાગ્રહો, જેલવસો અને સહન કરવામા સક્રિય જ રહ્યો હતો. આઝાદી દેશને મળે એ મારી બીજી ઝંખના, જે દેશથી ગામડા સુધી, બલ્કે 'હિન્દસ્વરાજ્ય'માંથી 'ગ્રામ સ્વરાજ્ય' સુધી પહોંચે એવી ગણતરી હતી, એને માટે ઉત્તમ વાહકબળ મને શિક્ષણ લાગ્યું. એટલે ત્રીજી ઝખના બની ગઈ 'નઈતલીમ'ના પ્રયોગોની જેમા મને શ્રી ઝીણાભાઈ દેસાઈ ('સ્નેહરશ્મિ) જેવા ઉત્તમ સાથી કવિમિત્ર અને કેળવણીકાર મળ્યા, જેમણે મારે બળ આપ્યુ. ચોથી ઝખના હતી ઉન્નતિની જેમાંથી 'સમુન્નતિ ટ્રસ્ટ' બનાવીને બહેનો માટે સહકારી પ્રેસ, ખાદી–ગ્રામઉદ્યોગોની પ્રવૃત્તિઓ સીવણ તેમજ 'ખાદી મંદિર' દ્વારા ખાદી પ્રવૃત્તિ વગેરે પ્રવૃત્તિઓ થતી ગઈ બહેનો પોતાની ફુરસદના સમયે કમાણી કરે અને ઘરની આવકમા પૂર્તિ કરે એવો મારો ખ્યાલ રહ્યો. વળી સ્ત્રી કમાતી હોય તો, આત્મસન્માન અને આત્મ-ગૌરવથી જીવી શકે એવી એ મારી દષ્ટિ હતી. પાંચમુ, પછાત વર્ગોની સેવા, અન્ત્યોદય દ્વારા સર્વોદય, મજૂરો, હરિજનો અને પછાત કારીગર વર્ગના લોકોને માટે પ્રૌઢ શિક્ષણ, સમાજશિક્ષણ, મહિલામંડળો, યુવકમંડળો, હસ્તોદ્યોગો–ગ્રામ ઉદ્યોગો-ગ્રામોદ્યોગોની તાલીમ અને વ્યવસ્થા વગેરે બાબતો એમાં જોડાઇ...આ બધાને ઘડવા. કાર્યકર્તાઓ, શિક્ષકો તૈયાર કરવા તથા નવી પેઢીને જીવન શિક્ષણ પ્રત્યે પ્રેરવા 'સી. એન વિદ્યાવિહાર' અમે શરૂ કર્યું જેમાં અનેક શાખા–પ્રશાખાઓ યે ઊભી થતી ગઇ..શિક્ષણ, લલિત કલા, વ્યાયામ છ બી. ટી. સી કોલેજ, સ્ત્રી–અધ્યાપન મન્દિર વગેરે પ્રવૃત્તિઓ એમાં ઉમેરાતી ગઈ.

પોતે મુંબઈ રાજ્ય ધારાસભામા યે ચૂંટાયેલાં, પાછળથી ગુજરાતનુ રાજ્ય થતા, તેમા યે ધારાસભ્ય અને શિક્ષણપ્રધાન થયેલાં, શાસનમા રહીને ય, સપ્રેમ ગાંધી-ભાવનાઓને પ્રસારવા માટે તેમણે 'બુનિયાદી શાળાઓ', 'ઉત્તર બુનિયાદી', અને 'ઉચ્ચતર બુનિયાદી' શાળાઓના પ્રયોગોને ય ઉત્તેજન આપ્યુ. તેમજ બાલશિક્ષણ, પ્રૌઢશિક્ષણ-સમાજશિક્ષણ, સ્ત્રી ઉન્નતિની પ્રવૃત્તિઓ. ખાદી, ગ્રામોદ્યોગો, નશાબંધી, અસ્પૃશ્યતા નિવારણ વગેરે અઢારવિધ રચનાત્મક કાર્યક્રમોને પ્રસારવા–પ્રચારવા અને દૃઢ કરવા માટે જબરી જહેમત ઉઠાવેલી

જીવનના પાછલા વર્ષોમા, રાજકારણને રચનાત્મક દિશાઓ આપવા, તેમ જ સર્વોદય પ્રવૃત્તિઓ, નઈ તાલીમ, ગોસેવા, નશાબંધી મંડળ જયોતિસંઘની પ્રવૃત્તિઓ, 'સમુન્નતિ ટ્રસ્ટ' દ્વારા મહિલા ઉત્કર્ષ, બાલમંદિરો, 'ખાદી મંદિર' દ્વારા ખાદી પ્રવૃત્તિ વગેરે ઉપર તેમણે મૃત્યુના છેલ્લા દિવસો સુધી ધ્યાન આપ્યું હતું. "આપે જીવનમા ખાસ કઈ બાબતો સાધી, જેનો તમને સંતોષ છે ?" આ પ્રશ્નના જવાબમાં એમણે કહેલું, "સંતોષ તો મારે બાબત છે બધી બાબતે ઓછો પૂર્ણ સંતોષ લાધે છે ! કેટલીક બાબતોમા મળે અને કેટલીકમા ન યે મળે. તો યે મને મારે સંતોષ છે કે અપરિણીત જીવન સ્વીકારીને,

'સી. એન. વિદ્યાવિહાર' જેવી સરસ શિક્ષણ સંસ્થા ઊભી કરવામાં જબરી તાકાત લગાવી, બીજું, 'ખાદી મંદિર' દ્વારા ખાદી સેવા, ત્રીજું, 'સમુન્નતિ ટ્રસ્ટ' દ્વારા સ્ત્રીઉત્કર્ષની પ્રવૃત્તિઓ થઈ શકી. ચોથું, સરકારમાં જઈને શાસનને સાધન શુદ્ધિને માર્ગે તથા ગાંધી વિચારને માર્ગે વાળવા માટે યથાશક્તિ પુરુષાર્થ કર્યો, પાંચમું, નશાબંધીનું સારું કામ થયું....આવા અનેક સંતોષ છે, જે મને સુખ આપે છે. અસંતોષ તો થોડોક રહેવાનો જ. એય સારું છે ને? એનાથી વિશેષ કંઈક કંઈક કરવા માટે બળ મળે છે ને? આ જન્મમાં જે થયું તે ખરું, નહિ થાય અને અધૂરું રહેશે તો આગલા જન્મમાં કરીશું. બાકી અહીં જે કાંઈ કર્યું છે તેની ભારે ખુશી મારા દિલમાં છે..નાનામોટા અનેક ભાઈ-બહેનોનો સાથ મળ્યો છે, જેમાંથી હું આ બધું કામ કરી રહી છું. 'બાપુ'ના માર્ગે હું જીવી છું એનો મને પરમ સંતોષ છે"

## સંસ્કારપુરુષની વિદાય | વસંતભાઈ લાખાણી



રણછોડભાઈ પટેલ
જન્મ : તા. ૩૧-૭-૧૯૦૮
અવસાન : તા ૪-૪-૧૯૮૫

વડોદરામાં શ્રી જે. કૃષ્ણમૂર્તિ વિશે કોઈને પણ કશું જાણવું હોય તો સૌ એક જ નામ આપે અને તે શ્રી રણછોડભાઈ પટેલ. આ વિદ્વાન અને જ્ઞાની પુરુષે સીતોરોર વર્ષ પૂરાં કરી, ગઈ ૪થી એપ્રિલે આપણી વચ્ચેથી વિદાય લીધી. એમના હંમેશના સાથીરોગ દમે હૃદયરોગને આમંત્ર્યો. અને ચાર દિવસ દવાખાનામાં રહ્યા પછી એમણે જીવનલીલા સંકેલી લીધી.

એ રણછોડભાઈ કેવી વ્યક્તિ હતા? કે એમનું જીવનદર્શન કેટલું ઊંડું હતું? શિક્ષણ-પત્રસંપાદન-સાહિત્યપ્રકાશન વગેરેમાં એમનું શું પ્રદાન હતું? એટલું જ નહિ વિશાળ જગતમાં અસંખ્ય વ્યક્તિઓ સાથે તેઓ કેટલા નમ્ર અને આત્મીયપૂર્ણ હતા? વગેરે પ્રશ્નોની સાચી સમજ તો, જેઓ શ્રી રણછોડભાઈને જાણતા હોય તેઓને જ તેમનો અંદાજ આવે!

શ્રી રણછોડભાઈએ કોલેજની શરૂઆતનું શિક્ષણ મહાકવિ શ્રી રવીન્દ્રનાથ ટાગોરની પ્રખ્યાત વિદ્યાપીઠ શાંતિનિકેતનમાંથી લીધું. તે પછી મુંબઈ યુનિવર્સિટીમાંથી તત્ત્વજ્ઞાન વિષય લઈ એમ. એ થયા ઈ. સ. ૧૯૩૮માં આયર્લેન્ડમાં આવેલી ડબ્લિનની ટ્રિનિટી કોલેજમાંથી હાયર ડીપ્લોમા ઈન એજ્યુકેશન મેળવ્યો.

વિદ્યાભ્યાસ પૂરો થતાં શ્રી રણછોડભાઈ સ્વદેશ આવ્યા માધ્યમિક શાળાના હેડમાસ્તર તરીકે ઈડર, પૂના, મંડાળા, બોરસદ, પાલનપુર ઈત્યાદિ સ્થળોએ કામ કર્યું. વચ્ચે કેટલોક સમય ઈડર રાજ્યના 'ડિરેક્ટર ઓફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન'-વિદ્યાધિકારી હતા છેવટે વડોદરાની શ્રી સયાજી હાઈસ્કૂલના પ્રિન્સિપાલ તરીકે નવ વર્ષ સેવા આપીને નોકરીની કારકીર્દિ પૂરી કરી, નિવૃત્ત થયા.

તેઓએ અધ્યાપન અને અધ્યાયન કાળ દરમ્યાન 'વડોદરા વિદ્યાર્થીમંડળ', વડોદરા જિલ્લા આચાર્ય સંઘ' અને 'બનાસકાંઠા આચાર્ય સંઘ' જેવી સંસ્થાઓની સ્થાપના કરી હતી.

નોકરીમાંથી નિવૃત્તિ લીધા પછી થોડા સમય સુધી થિયોસોફીકલ સોસાયટીના મુખપત્ર 'જ્યોતિ'નું સંપાદન કર્યું હતું. એ અગાઉ એમણે પોતે પણ શ્રી જે. કૃષ્ણમૂર્તિના વિચારથી પ્રેરાઈ 'બોધિ' માસિક શરૂ કર્યું હતું. ખૂબ પ્રભાવક અને યુગની એવા અનેક તત્ત્વજ્ઞાનીઓના લેખો અને વિચારો એમાં સ્થાન પામ્યા ગુજરાતના સુજ્ઞ વાચકોમાં 'બોધિ' પ્રત્યે અનેરો આદર હતો. પરંતુ કમભાગ્યે કટોકટીકાળમાં શ્રી રણછોડભાઈએ 'બોધિ'નું પ્રકાશન બંધ કરી દીધું મુક્ત વિચાર-સૃષ્ટિનો સ્વૈરવિહારી આ જીવ કોઈ બંધનમાં કામ કરી શકે નહિ તે સ્વાભાવિક છે નવાઈની વાત એ છે કે 'બોધિ' જેવું અદ્વિતીય માસિક તેમણે ગાંઠના ગોપીચંદન કરીને ચલાવેલું.

શ્રી રણછોડભાઈએ સાહિત્યક્ષેત્રે ઠીક ઠીક પ્રદાન કર્યું છે શ્રી 'જે. કૃષ્ણમૂર્તિનું જીવનદર્શન' એમનું નોંધપાત્ર અને મહત્ત્વનું પુસ્તક છે. એ ઉપરાંત 'મહાવીર દર્શન', 'મધ્યમ પ્રતિપદા', જળ ઉપર અક્ષર', 'દાદાનું આત્મનિવેદન,' 'દાદા ભગવાનનું તત્ત્વદર્શન', 'આત્મમાર્ગ' વગેરે ગ્રંથો આપ્યા. આ ઉપરાંત અંગ્રેજી ભાષામાં પણ 'ધી નોક' નામની સુંદર પુસ્તિકા શ્રી કૃષ્ણજીના વિચાર પાશ્ચાત્યભૂમાં લખી છે.

શ્રી રણછોડભાઈએ ઇટાલી, ફ્રાંસ, આયર્લેન્ડ, ઈંગ્લેંડ, અમેરિકા ઈત્યાદિ દેશોનો પ્રવાસ ખેડ્યો હતો. તેઓને તત્ત્વચિંતકો અને સત્પુરુષોમાં વિશેષ રસ હતો; એટલું જ નહિ પરંતુ શ્રી અરવિંદ, શ્રી રમણ મહર્ષિ, શ્રી જે. કૃષ્ણમૂર્તિ, શ્રી દાદા ભગવાન વગેરેને તેમણે પ્રત્યક્ષ રીતેય સેવ્યા હતા

આ સૌમાં શ્રી જે. કૃષ્ણમૂર્તિના જીવનદર્શનની અસર એમના પર સવિશેષ હતી. તેથી જ છેલ્લા પાંચ દાયકાઓથી નિયમિત મુંબઈ–મદ્રાસ–દિલ્હી કે વારાણસીમાં યોજાતા શ્રી કૃષ્ણમૂર્તિ-વાર્તાલાપોમાં તેઓ હાજરી આપતા.

આની સૂક્ષ્મ અસર શ્રી રણછોડભાઈના પ્રત્યક્ષ જીવનમાં એમની સાથે સંપર્ક કરનાર વ્યક્તિ નાની હોય કે મોટી, સામાન્ય હોય કે પ્રતિષ્ઠિત, કે કુટુંબીજન હોય–પરંતુ સૌની સાથે નિર્મોહી અને વિનમ્ર વર્તનમાં થતી તેઓ કોઈ સંપ્રદાય કે સંસ્થાઓના વાડામાં જોડાતા નહિ છતાંય સ્થાનિક સંસ્થાઓમાં પોતાપણાના ભાવથી સેવાકાર્ય કરતા તેઓ કહેતા, 'ખૂબ લખ્યું, ખૂબ વાંચ્યું અને વિચાર્યું, ખૂબ ફર્યો; હવે તો જીવનમાં ઊંડી શાંતિનો અનુભવ થવો એ જ મારી શોધ છે'–તેથી છેલ્લા કેટલાંય વર્ષોથી 'નિર્ગ્રંથ-માનવ' તરીકે તેઓ ખરેખર આંતરિક શાંતિમાં જીવતા હતા.

તેથી જ આવું પારદર્શક ગૃહસ્થજીવન જોઈને 'વિશ્વજ્યોતિ' આશ્રમના પ્રણેતા સ્વામીશ્રી કૃષ્ણાનંદજી એમને વારંવાર તેમના આશ્રમમાં જ રહી જવાની વાત કરતા હતા. તેઓ શ્રી દાદા ભગવાનના પણ અંગત મૈત્રીવર્તુળમાં હતા શ્રી દાદા ઘણી વખત એમને પ્રેમથી સંભારતા. શ્રી રણછોડભાઈ શ્રી વિમલાજી, નિસર્ગદત્ત મહારાજ વગેરેને પણ મળવા જતા.

ટૂંકમાં, શ્રી રણછોડભાઈનું જીવન ધન્ય હતું. આપણે પ્રામાણિકપણે એમની જીવનશોધ જારી રાખવી એ જ આપણી એમના પ્રત્યેની ખરી હૃદયાંજલિ છે.

# પરમ જીવનના ઉપાસક શ્રી રણછોડભાઈ પટેલ | ડૉ. નીતિન જે. વ્યાસ

ગઈ તા. ૬ઠ્ઠી એપ્રિલે સુરતરા મારા એક સ્નેહીના નિવાસ સ્થાને સમાચારપત્રનાં પાના ફેરવતા નજર એક ઠેકાણે અટકી ગઈ પહેલાં તો માનવામાં ન આવ્યું પરંતુ પછી સરનામુ અને ફોટો જોતાં ખાત્રી થઇ ગઈ કે શ્રી જે. કૃષ્ણમૂર્તિ વિચારધારાના ગુજરાતના જાણીતા ચિંતક, અધ્યાત્મવિદ્યાના સાધક અને શિક્ષણકાર મુ. રણછોડભાઈ પટેલે ૪થી એપ્રિલના ગુરુવારે આ ફાની દુનિયામાંથી વિદાય લઈ લીધી છે એમની વિદાય આટલી જલદી હશે તે કલ્પ્યુ ન હતું કારણ કે હજુ ૫ દરેક દિવસ પહેલાં જ મુ જમ્બુડાથી પાછા ફરતા બપોરના બાર વાગે એમને મળવા એમના આકોટાના નિવાસસ્થાને જઇ પહોચેલો. દેઢેક માસની અમેરિકાની ટૂંકી મુલાકાત પછી તાજા જ તેઓ વડોદરા પાછા ફર્યા હતા બપોરનો સમય કવેળાનો હોવા છતાં બે-પાંચ મિનિટ ઊભાઊભ મળવાને જ એમના ઘર તરફ ફંટાયો હતો. પરંતુ એમના અંતરંગી વર્તુળ શ્રી હરિભાઈ પટેલ કે લલ્લુકાકાની જેમ એમનું હુલામણા 'સાહેબ' શબ્દનું સંબોધન મારે માટે પણ અક્ષરશઃ સાહેબ-રૂપ જ હતું. મારી ઇચ્છાએ એમની રજા લેવાની વાત શક્ય જ ન હતી. અગાઉની અમારી છેલ્લી મુલાકાત પછી એમને જે નવીન અનુભવ, ચિંતન અને સમજદષ્ટિ લાધી હતી તેની નિર્વ્યાજ પ્રેમ અને હૃદયથી સવિસ્તર આપ-લે કરવાનું એમણે સહજ માન્યુ અને ખાસા લાંબા સમય સુધી મારી સાથે વાતચીત કરી.

ખેર ! એમેય શ્રી રણછોડભાઈનું નિવાસસ્થાન મારા જેવા કેટલાયને માટે જીવનની ઊંડી શોધનું યાત્રાસ્થાન હતું. એમ તો, દર શનિવારે સાંજે શ્રી જે. કૃષ્ણમૂર્તિ વિચારધારાની અંતર્ગત એક નાની સભા નિયમિતપણે એમને ત્યાં થતી. જો કે છેલ્લા કેટલાય સમયથી હું એમાં જઈ શકતો ન હતો પરંતુ મારા પર એમના વિશિષ્ટ ભાવને લઇને સમયે સમયે જ્યારે એમને ત્યાં જતો, ત્યારે તેઓ કૃષ્ણમૂર્તિદર્શનના કોઇ એક પાસાનું વાચન વા ચર્ચા કરતા અથવા તો શ્રી જે. કૃષ્ણમૂર્તિના વ્યાખ્યાનની કોઇ કૅસેટ અને સંભળાવતા આના સંદર્ભમાં જ વળી ગતિશીલ જીવનમાં જે પ્રશ્નો ઊભા થતા તેનું સમાધાનપૂર્ણ વિશ્લેષણ પણ કરતા.

મુ. રણછોડભાઈ મૂળમાં જ વિચાર-સૃષ્ટિના અનન્ય ઉપાસક લગભગ બારેક વર્ષ પહેલા જ્યારે એમની સાથે પ્રથમ પરિચય થયો તે એમની આ જ્ઞાનવૃત્તિને પરિણામે જ. 'મારી પડોશમાં આવેલ વિશ્વજ્યોતિ વિદ્યાલયના એ ટ્રસ્ટી અને તેથી નિયમિત સ્કૂલમાં આવતા એક દિવસે એમને કોઇ તત્ત્વજ્ઞાન વિષયક પુસ્તકની જરૂર પડતાં મને યુનિવર્સીટી પુસ્તકાલયમાંથી તે પુસ્તક લાવી આપવાની વાત કરી મે આ અંગે જ્યારે વધુ ઈંતેજારી દાખવી તો તરત એમણે શરૂ કરેલ 'બોધિ' માસિકનો અંક મારા હાથમાં મૂક્યો અને કહ્યું કે નવાં નવાં પુસ્તકોની સહાય એમને ખૂબ જરૂરી બની ગઇ છે. તે વખતે મેં મારી અંગત પણ નાની એવી લાયબ્રેરી એમને બતાવી; તેઓ અત્યંત પ્રસન્ન થઇ બોલ્યા કે એમનું કામ હવે ઘણું સરળ થઈ ગયું. મારી હાજરી ઘેર હોય કે ન હોય પરંતુ જ્યારે એમને જે પુસ્તક પસંદ પડશે તે પોતે લઈ જશે એવુ તરત જણાવી દીધુ ...... અને ત્યારથી અમારી મિત્રતા ઘનિષ્ઠ બનતી ગઇ.

આ 'બોધિ' માસિકને ખરેખર આશ્ચર્ય ભાત હતી ભલે એ માત્ર પાંચ કે છ વર્ષ ચાલ્યું અને મોટા પાયે વાચકવર્ગ ઊભું ન કરી શક્યું. તોયે ગુજરાતી ભાષામાં પ્રકાશિત થતાં સામયિકોમાં જે કેટલાક વિશિષ્ટ અને ઉચ્ચ કોટિના છે તે

વર્ષમાં હું 'બોધિ' ને ખચિત મૂકું છાપકામ, કાગળ, બાઇન્ડિંગ વગેરેમાં તો એની ગુણવત્તા ખરી જ—'સાહેબ' માસિકના લેખો પરત્વે વિશેષ કાળજી લે, દર વખતે જે તે સમયાનુસાર સાહેબ એક ખાસ લેખ સવિસ્તર લખે લેખોની ભાષા સરળ અને રસાર્દ્ર ગુજરાતી ભાષામાં ઘણા નવીન શબ્દો એમાં કંડારાયેલ જોવા મળે વળી આ લેખોમાં સાહેબની દૃષ્ટિ સતત માનવતાવાદી અને ધ્યેયયુક્ત જીવનની પરમ ગતિ અંગે નિષ્ઠાયુક્ત હતી આવા કેટલાક લેખોના લખાણ દરમ્યાન મારી સાથે વાચન કરે અને ક્યારેક ક્યારેક મને લખવા માટે ઇજન આપે ! મારી યુવાનીની શરૂઆતનો એ કાળ જીવન અને જગત સઘળું રોમાચક ભાસે તે સમયે જ્યારે મારી બૌદ્ધિક દૃષ્ટિ અને સમજને કોઈ સ્પષ્ટ વાચા ન હતી, આસપાસ એવી કોઈ સચોટ વ્યક્તિવિશેષ મૂર્તપણે પ્રેરનાર ન હતી ત્યારે સાહેબશ્રીનો સથવારો મારે માટે ખૂબ પ્રોત્સાહક બની ગયો અને તેઓ એમના આખરી શ્વાસ સુધી મારે માટે વિધાયક પ્રેરણાસ્રોત બની ગયા

જ્ઞાનગંગોત્રી ગ્રંથમાળાના વિશ્વવિચારદર્શનના ગ્રંથમા ચીનીય તત્ત્વજ્ઞાન વિશે તંત્રીશ્રી ભોગીભાઈ ગાંધી તદ્વિષયક યોગ્ય તજજ્ઞની શોધમા હતા ત્યારે મે સહસા તેમને શ્રી રણછોડભાઈનુ નામ સૂચવ્યું. ખૂબ વિસ્તૃત અને મહત્ત્વના આ ચીનીય દર્શનને જ્યારે શ્રી રણછોડભાઈએ સંક્ષિપ્તમા છતા સરળ અને પ્રવાહી ભાષામાં પૂરુ કર્યું ત્યારે શ્રી ભોગીભાઈ એમનાથી ખૂબ પ્રસન્ન થયા. એટલું જ નહિ એમને એ પછીના ગ્રંથમાં એક મુખ્ય લેખ લખવાને ફરીથી આમંત્રણ આપ્યું પરંતુ ખેર ! વિધિને એ મંજૂર નહોતુ !

'બોધિ' માસિકના સંપાદનથી સ્વ. રણછોડભાઈની લેખનશક્તિમા જબરો ઉછાળો આવેલો. છેલ્લાં થોડાં વર્ષોમાં જ તેમણે સારા એવા મૂલ્યવાન પુસ્તકોનું પ્રદાન કર્યું જેનો સંદર્ભ અન્યત્ર અપાયો છે. જો કે તેઓનુ આ વિશાળ અધ્યયન કોઈ શુષ્ક પંડિત કે જ્ઞાનીની બુદ્ધિવૃત્તિ સંતોષવા પૂરતુ નહિ, પરંતુ એમની અંદર સ્થિત સાધકચેતનાની નિઃશ્રેય પ્રગતિ અને સમૃદ્ધિ અર્થે હતુ. થોડા પસંદગીયુક્ત યુવાનોને લઈ નયનરમ્ય ધાબાડુંગરી કે નર્મદાતીરના કરનાળી ગામે ત્રણ–ચાર દિવસની ચર્ચાશિબિરો ક્યારેક ક્યારેક યોજતા ત્યારે એમના માહચતા'ની આ આધ્યાત્મિકસભર અનુભૂતિની કિંચિદ્ ઝલક આ લખનારની જેમ અનેક અનુભવી છે તેથી જ વિવિધ શિબિરોમા એમના વ્યાખ્યાનોની કેસેટો સાંભળવી અમારે માટે હજુ આજે પણ વાર વાર નિતનવીન તાજગીનો જ અનુભવ છે

સ્વ શ્રી રણછોડભાઈની આ આધ્યાત્મિક સંવેદના વ્યક્તિગતરૂપે સીમિત ન બની રહેલા, છેલ્લા કેટલાય વર્ષોથી સામાજિક પ્રવૃત્તિમા પણ પરિણિત બની હતી તદ્દન નિસહાય વ્યક્તિઓ જાતમહેનતથી પ્રવૃત્તિ કરીને ઉપાર્જન કરતી થાય તે રીતે તેમને મદદ કરવી કે કોઈ હરિજન જ્ઞાતિની ત્યક્તાને નવેસરથી અભ્યાસ કરાવવો અને સામાજિક રીતે પુનઃસ્થાપિત કરવી વગેરે એમને માટે સહજ હતુ તદ્દન સામાન્ય બાળકોને કેમ ભણાવી શકાય એની તેઓ સતત ખેવના રાખતા

પૂ સાહેબના વ્યક્તિગત ગુણોમા સૌનું ખૂબ ધ્યાન ખેંચે એવા ગુણો હોય તો તે તેમની ચોખ્ખાઈ અને પ્રવૃત્તિચાપલ્ય. બીજા શબ્દોમા આ એમની સૌંદર્યલક્ષી અને કર્મલક્ષી દૃષ્ટિ સૂચવે છે. એમની આસપાસનું વાતાવરણ હમેશા સ્વચ્છ અને સુંદર હોય, દરેક વસ્તુ એની યોગ્ય જગ્યાએ હોય અને જરૂર વિનાની અને વધારાની કોઈ વસ્તુ જોવા મળે નહિ. ચર્ચા

ચાલતી હોય ત્યારે કોઇ અવ્યવસ્થિતતા કે ગંદકીનો રજમાત્ર અનુભવ પણ થાય, તો જરાય ક્ષોભ-સંકોચ રાખ્યા વિના પોતે જ સાફસફાઈમા લાગી જતા. ભીંત ચિત્રોથી માંડી કે પાયલુછણા સુધીની કોઈ પણ વસ્તુની એમની પસંદગી વિશિષ્ટ ગુણવત્તાવાળી;—એમાં ક્યાય ભભકો કે દેખાડો નહિ. સર્વત્ર સાદગી અને ઋજુતા અનુભવાય.

વળી, શ્રી રણછોડભાઈની શારીરિક ચપળતા પણ ગજબની હતી. કોઇ કામમા આળસ નહિ અને ચાલવામા તો યુવાનોને પણ શરમાવે. દેશ-પરદેશમાં એકલા એકલા પણ લાંબા પ્રવાસો ખેડી રાખવા એ નાનીસૂની વાત નથી. આમ તો, એમના દેહમા મૂઠીભર હાડકાં સિવાય કંઈ જ ન જણાય, પરંતુ એમની કથિત જીવનકળાએ જ એમને સાડાસાત દાયકા ઉપરાતનું વૈવિધ્યસભર જીવન આપ્યું હતું.

સ્વપ્નદૃષ્ટા અને ઊંડા સંવેદનશીલ એવા સ્વ. શ્રી રણછોડભાઈ માટે વધારે હું શું લખું ? એટલું જ કહીશ કે આવા સંસ્કારપુરુષ વારવાર આવતા નથી. એમના જવાથી આપણે વધુ ગરીબ બન્યા છીએ. એમની જીવનશોધને સમજવા સતત પુરુષાર્થ કરવો એ જ એમનું સાચું તર્પણ છે

## બાલ્યવયના સાથી–પ્રજ્ઞાચક્ષુની વિદાય !

(સ્વ.) ભાઈ જેઠાલાલ મો. દીક્ષિત મારા શાળા–શિક્ષણ સમયના સાથી. તેજસ્વી વિદ્યાર્થી એમના પિતા એક સંસ્કારી વિદ્વાન પુરુષ સ્વમાની સેવાર્થી. ભાઈ જેઠાલાલ જાણે પિતાની પ્રતિમૂર્તિ જ જોઈ લો. વિદ્યાભ્યાસ બી. એ. સુધીનો કર્યો. અને મુબઈમાં હાઈસ્કૂલમા શિક્ષક તરીકે દોઢેક દાયકો ગાળ્યો. તેવામા તેમણે બળિયાના ઉપદ્રવમાં બેઉ આંખો ગુમાવી એ પછીના બે દાયકા અધકારમા ગુજાર્યો વચ્ચે વચ્ચે અકળાતા અને ક્યારેક હતાશા પણ બેહદ અનુભવતા. એમના પત્નીને પણ આંખોની ગંભીર તકલીફ થયા પછી તો એમની કસોટી ઘણી આકરી હતી. મારા વડીલ બંધુ સાથેનો તેમનો સબંધ વધુ ઘનિષ્ટ હતો. પરંતુ, મારી સાથેના સખ્યનો પાતળો તંતુ ચાલુ રહ્યો હતો, તે મારા મોટા ભાઈના અવસાન બાદ, વધુ પાકો બન્યો હતો—ખૂબ જ નિખાલસ હૃદયે તેઓ તેમની વ્યથાઓ અને અકળામણો પત્રોમાં લખી જણાવતા. કદારેક મળવાનુ થતા પ્રેમથી વરસી જતા.

આનંદ અને આશ્ચર્યની વાત એ છે કે છેલ્લે એમનો એક પત્ર બે એક મહિના ઉપર જ આવ્યો. મૂળ અક્ષરો ખૂબ સારા, મરોડવાળા, પરંતુ દૃષ્ટિલોપ પછીય લથડતા અક્ષરોમાં તેઓ પત્રો લખતા રહેતા. એવો જ એ પત્રમા પોતાની પ્રાપ્ત થયેલી અતરની સ્વસ્થતાની ખૂબ જ માર્મિક વાત હતી. ઉપરાત એક સ્વયંસ્કૂર્ત કાવ્ય (હિંદી)ની પ્રસાદી પણ હતી. બધુ પૂરું ન ઉકેલાતાં, તેની ઝેરોક્ષ લીટીઓ છોડી દઈને, નકલ કરી મોકલી. થોડાક દિવસમા એમની પુત્રવધૂ પાસે લખાવેલ પત્ર અને પેલી કાવ્ય પંક્તિઓનો પૂર્ણ પાઠ મળ્યો. (૨૦–૪–૮૫) ખૂબ જ ખૂબ સુખ અનુભવ્યું, ત્યાં જ થોડા દિવસમાં તો તેમના અવસાનના સમાચાર આવ્યા ! ચિત્તને આંચકો લાગ્યો—જો કે, એમની 'પ્રજ્ઞાચક્ષુ' સ્થિતિ અને લગભગ ૭૮ની ઉંમર ! બધું જોતા, એમના છેલ્લા દોઢ દાયકાની ઉત્તમ ક્ષણોમાં દેહ છોડ્યો—એ આશ્વાસક પણ બન્યું ..

(સ્વ.) ભાઈ જેઠાલાલની અંતિમ 'કૃતિ' અને તેના ઉપરનું તેમનું પોતાનું વિવેચન રજૂ કરતાં આનંદ અનુભવું છું.

–સો. ગાંધી

आइ अब साँझकी बेला
आइ अब साँझकी बेला
मित मेरा आइ अब साँझकी बेला
धूलि धूसर सर्व दिखाये
धुंधले भये स्मृति चित्र
सूख्खे थके पाँउ अस्त पडत है
आगे निकल गये मित्र
सिंदुरी हुआ नभ जो था नीला
आइ अब साँझकी बेला
मन मेरा आइ अब साँझकी बेला

હિન્દીમાં મિત્ર માટે 'મિત' શબ્દ પણ છે. ધૂલિ ધૂસર = ગામડામા સવારે સીમમા ચરવા ગયેલી ગાયોના ધણ સાંજ પડતાં, ઘેર ધાવતા મૂકેલાં વાછરડાં યાદ આવવાથી, દોડતા ગામ ભણી જતાં હોય છે તેમના પગની ખરીઓથી ઊડેલી ધૂળ ઊંચે ચડે છે, અને વાતાવરણ ધૂંધળું અને ધૂળમય બને છે. આ દૃશ્ય માટે ધૂલિ-ધૂસર શબ્દ વપરાયો છે સસ્કૃત કે જૂની ગુજરાતીમાં આ શબ્દ વપરાયેલો જાણ્યો છે.

મને હૃદય રોગનો બીજો હુમલો ૨૧ ડેણુ એ આવ્યો મેઢાસણની ત્રીસ પથારીની મોટી સરદાર પટેલ રૈફરલ હોસ્પિટલની સ્પેશિઅલ રૂમમાં હુ એકલો જ પડયો હતો ત્યા મેં એક દિવાસ્વપ્ન Vision જોયુ. ૮૦–૮૫ ની ઉંમરનો એક ખેડૂત પોતાના પાચ દસ ઢોર ચરાવી ઘર ભણી જાય છે. માથે સમડીના માળા જેવો સફેદ સાફાનો ભારો છે. બે ધરડા બળદોના પીઠ પર હાથ મૂકી ઘર ભણી જાય છે અને આ ગીતનું ગુંજન કરે છે

વર્ણન આથમતા દિવસને અને તેની આથમવા બેઠેલી ઉમરને ઉદ્દેશીને છે

ખેડૂતને પ્રતીક બનાવી મારી, અંત ઉપર મે આ ગુજન કર્યું છે હું પણ એ શીને આવારે (૭૮) પહોંચ્યો છુ હૃદયરોગનો બીજો હુમલો હતો એટલે સ્વાભાવિક રીતે ગવાઇ ગયું આઇ અબ સાઁઝકી બેલા–હવે આપણો જીવન–ભાનુ પણ અસ્તાચળે પહોંચ્યો ! સ્મૃતિચિત્ર ધૂંધલાં થયા છે, મતલબ કે છેલ્લાં સાઠ વર્ષના ગાળાના વર્ષો,-મહિનાઓના બનાવો આજસુધી ચોક્કસપણે કહી શકતો હતો, અને આજે હવે સ્મૃતિ ભુંસાતી ચાલી છે.

આ ગીત-ગુંજન પાછળ નૈરાશ્યનું બળ છે, એમ ન માનશો. સમયોચિત ગુંજન બની ગયું છે. ૧૯૨૬ મા મોડાસા હાઇસ્કુલના 'અરુણ' માસિકમા મેં એક ગીત લખેલું 'આંતરનાદ':

જય તારો જય તારો બચ્ચા જય તારો;
જીવનથી કટાળીશ મા તું, મૃત્યુ થકી નહી ડરજે.

પદર લીટીના ગીતની બે લીટી અહી લખી છે. આજે હું વીસ વરસના અધાપાના દિવસો પછી પણ કંટાળ્યો નથી, મોત માગતો નથી; અને આવે તો ડરતો નથી. અવલોકન કરતા જોઉ છુ કે આજુબાજુ કંઈ લોચા નથી.

તમને બનેને આ ગીત–ગુંજન ગમ્યું તેથી રાજી થયો છું. શ્રી *ઉમાશંકરને પણ મે આ ગીત લખી મોકલ્યુ છે ઘરમાં પણ હરવા ફરવાની શક્તિ નથી એ સજોગોમાં મારો મનોવ્યાપાર કેવો છે તે મિત્રાને લખું છું. આજે જ પુત્રવધુ સૌ ગીતા ઘેર આવી છે તેની પાસે નકલ કરાવું છુ ....

* ઠ ગો. તુ બામણા ગોઠાવાસના તા મેઘરાસણના નીકટનર્ંના

# અનામત : કેટલાંક પ્રસ્તુત પાસાંઓ

ભોગીભાઈ ગાંધી

(૧)

આપણા બંધારણમાં 'સર્વ'ની સમાનતા'ની ઘોષણા વારંવાર જોરશોરથી દોહરાવાઈ હોવા છતાં, સાથોસાથ અપવાદ રૂપે સ્ત્રીઓ અને બાળકો માટે, અને 'અનુસૂચિત જ્ઞાતિઓ' (અસ્પૃશ્યો–SC) તથા 'અનુસૂચિત જનજાતિઓ' (આદિવાસીઓST), ઉપરાંત 'પછાત વર્ગો' (બેકવર્ડ ક્લાસીસ–BC) માટેય બે પ્રકારના વિશિષ્ટ પ્રબંધો છે. (૧) અનામત (૨) ખાસ જોગવાઈઓ.

સૈદ્ધાન્તિક રીતે વિચારીએ તો, આપણી બંધારણી સમાનતા અને આ વિશિષ્ટ પ્રબંધો પરસ્પર વિરોધી લાગે તેવાં છે. કોઈ પણ લોકશાહી અને બિન–સાંપ્રદાયિક પ્રજાસત્તાકમાં વર્ણગત–જ્ઞાતિગત–જાતિગત ભેદભાવો પ્રજામાં ઊભા કરવાનું, એટલે કે અમુક વર્ણ—જ્ઞાતિ કે જાતિમાં જન્મ થયેલાને તેના જન્મના કારણે જ 'અનામત' અને 'ખાસ જોગવાઈઓ' આપવાનું અક્ષમ્ય ગણાય

છતાં, આપણે ત્યાં આવું 'અક્ષમ્ય' ગણાય તેવું પગલું જાણી,– સમજીને ભર્યું છે. એનું રહસ્ય સમજવા માટે આપણા દેશના ભૂતકાળ તરફ દૃષ્ટિ નાખવી રહી.

આજથી આશરે ચારેક હજાર વર્ષ પૂર્વેના આદિ વૈદિક યુગના આરંભે વ્યવસાય–આધારિત ત્રણ વર્ણો રચાયા હતા—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય. આગળ જતાં, સામાજિક વિકાસના એક તબક્કે શ્રમશક્તિની આવશ્યકતા વધતાં, ચોથા 'શૂદ્ર' વર્ણનો ઉમેરો થયો હતો પરંતુ નોંધપાત્ર બીના એ છે કે, ત્યારે આ ચારે વર્ણ વચ્ચે ઊંચ–નીચતા જેવું કશું ન હતું; શૂદ્ર માટેનો તિરસ્કાર કે તેની આભડછેટ જેવું કશું ન હતું. પરંતુ, સમય જતાં એ દૂષણ પ્રવેશ્યું 'સ્મૃતિ કાળ' અને 'પુરાણ કાળ' દરમ્યાન, અનેક પરદેશથી આવેલી ટોળીઓના કારણેય, અહીંની વર્ણ-વ્યવસ્થાને અકબંધ રાખવાના નિમિત્તે અનેક સીમા-બંધનો યોજાયાં તેના પરિણામ રૂપે કેટલીક વિષમતાઓ પ્રવેશી. એ પછી, મધ્યયુગી મુસ્લિમ શાસનકાળ દરમ્યાન ધર્મ અને સંપ્રદાયની રક્ષા અને સલામતી નિમિત્તે તેનું ચોકઠું વધુ જડબેસલાખ બન્યું, જેમાં અસ્પૃશ્યોનો જાણે શૂદ્રોથીય શૂદ્ર 'અંત્યજ' (અંતે જન્મેલો—જન્મથી નીચો) વર્ણ પેદા થયો. એકંદરે, સમય જતાં શૂદ્ર વર્ણ ઉપલા વર્ણોની જોહુકમીમાં રીબાયો, કચડાયો, ઘણી બધી રીતે પાછળ ફેંકાઈ ગયો. વર્ણ ભેદની અપાર અસહિષ્ણુતાનું પરિણામ એ આવ્યું કે ચાર વર્ણના સ્થાને સેંકડો જ્ઞાતિઓ અને પેટા-જ્ઞાતિઓમાં આપો સમાજ વેરણછેરણ બની ગયો. અને એને જકડી રાખવા એની આસપાસ વર્ણ-ધર્મની અભેદ્ય કિલ્લેબંધી ઊભી કરી દેવાઈ ! એના પ્રત્યાઘાત રૂપે અપમાનિત શૂદ્રોના અનેક જૂથોએ ધર્માંતર કર્યું તે પછી યે, વધુ ઉદાર અને વ્યાપક થવાને બદલે હિંદુ સમાજ વધુ ને વધુ જડબેસલાખ માળખામાં નિષ્પ્રાણ બની ગયો હતો.

બ્રિટિશ યુગમાં ધાર્મિક અને સામાજિક સુધારણાનો પવન ફુંકાયો. પરંતુ તે આંદોલનો ઉપર, પશ્ચિમી સંસ્કારની છાયા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ તે આ ધરતીના મૂળને સ્પર્શવામાં–સમજવામાં નિષ્ફળ ગયું; પ્રજાના વિશાળ સમૂહોને સાથે લઈને આગળ વધવાને બદલે અગ્રવર્ગ પોતે જ અટૂલો પડી ગયો !

અલબત્ત, બીજીબાજુ, છેક મધ્યયુગથી બ્રિટિશ

યુગ દરમ્યાન અનેક સંતો—ભક્તો અને મહાનુભાવોએ સમાજના કલેવરમાં મૃતઃપ્રાય બનેલા આંતરિક સત્વને જીવતદાન આપવા વાર વાર પ્રયાસો કર્યા હતા. એના કારણે અધઃપતન રોકાયું ખરું; પરંતુ નવા યુગને ‘ આત્મસાત્ કરાને નક્કર વ્યવહારના ક્ષેત્રે પ્રજાને બેઠી કરવાનો પ્રયાસ નિર્બળ રહ્યો. છેલ્લે છેલ્લે, મહાત્મા ગાંધીએ એને નવું પરિમાણ આપ્યું. મૃતઃપ્રાય અજગર થોડુંક હલનચલન કરતો થયો ખરો.

(૨)

‘સ્વરાજ યુગ’ શરૂ થતાં આપણા દેશની બંધારણ સભાને શિરે કોકડું ઉકેલવાની જવાબદારી આવી પડી હતી તેની સામેનો પડકાર જેવો તેવો ન હતો. એક બહુ મોટા ભાગનો સમાજ અસંખ્ય ગ્નાતિ-પેટા ગ્નાતિઓ અને જાતિ-પેટા જાતિઓમાં જકડાયેલો હતો. પ્રજાનો અતિ વિશાળ સમૂહ ગરીબીમાં જ નહીં, શૈક્ષણિક અને સામાજિક સ્તરે ‘પછાત’ હતો’ ..

બીજી બાજુ, સ્વરાજ મળતાં આ દેશને, વર્તમાન યુગમાં પ્રજાસત્તાક તરીકે કાઠું કાઢીને પોતાની અપરંપાર પોટેન્શિયાલિટી (પ્રચ્છન્ન ક્ષમતા) પ્રગટ કરવાનો, અવસર પ્રાપ્ત થયો હતો. તે માટે, એક તો, પ્રજાની પ્રત્યેક વ્યક્તિને નાગરિક તરીકેના મૂળભૂત અધિકારો, કશી અવઢવ વિના, કશા વિલંબ વિના આપવાનું અનિવાર્ય જણાયું હતું ઉપરાંત, દેશના તમામ નાગરિકોને તથા તેમના સમૂહો-સંગઠનોને કોઈ પણ પ્રકારના—ધર્મ, જાતિ (રેઇસ), ગ્નાતિ (કાસ્ટ), લિંગ (સેક્સ) જન્મસ્થાન અને આવા બીજા કોઈ પણ—કારણસર ભેદભાવ વિના સમાન અધિકારો બક્ષવાનું અનિવાર્ય જણાયું હતું. બંધારણમાં આ બંનેનો સમાવેશ કરાયો પણ ખરો.

—પરંતુ, બંધારણ તેના તમામ નાગરિકોને સમાન અધિકારો જાહેર કરે એટલા માત્રથી કંઈ બધા નાગરિકો રાતોરાત સમાન બની જઈ શકવાના નથી એ માર્મિક વાત ધ્યાનમાં રાખીને તેમને બંધારણમાં સમાન તક આપવાનું પણ અનિવાર્ય લેખ્યું. પરંતુ, જે દેશમાં પ્રજાનો બહુ મોટો સમૂહ સદીઓ સુધી, ઘણી બધી રીતે, ‘પછાત’ રહ્યો છે તેને માટે ‘સમાન તક’ની બંધારણી જોગવાઈ, તેના નક્કર વ્યવહાર માટે પૂરતી ન હતી તેથી ‘પછાત પ્રજા’ સમાન તકોનો અમલ કરી શકે તેવો નક્કર રસ્તો કરી આપવાની જવાબદારી ય બંધારણના ઘડવૈયાઓના શિરે હતી જ, જે તેમણે હિંમતભેર સ્વીકારી ખરી.

* આ લખાણના આરંભે જ બિલકુલ સૈદ્ધાંતિક પરિભાષામાં જણાવ્યું છે તેમ, ‘સર્વની સમાનતા’ની ઘોષણા મૂળભૂત પાયાની હોવા છતાં, સૌ પ્રથમ અસ્પૃશ્યો અને આદિવાસીઓને તથા બીજા ‘પછાત વર્ગો’ને માટે અનામત બેઠકો અને ખાસ ભેગવાઈઓ આપવાનું કર્યું જ.

હું આને ઐતિહાસિક જબરજસ્તી ( હિસ્ટોરિકલ કમ્પલ્ઝન ) કહું છું. ભલે, બાહ્ય રીતે, ઔપચારિક તાર્કિક કસોટીએ એમાં આંતરવિરોધ દેખાતો હોય. પરંતુ, દુઃખની વાત આ આંતરવિરોધ નથી. દુર્ભાગ્યની હકીકત એ છે કે આપણા પ્રજાસત્તાકનો વહીવટ જેમના શિરે સુપરત થયો તે રાજકીય પક્ષો અને તેમની સરકારો, પ્રામાણિકતા, સૂઝબૂઝ અને કાર્યદક્ષતાની કસોટીએ, આ પાંત્રીસ વરસમાં નાપાસ પુરવાર થઈ છે. તેમણે મોટે ભાગે ભીખના ટુકડા વેરીને, દસ-પંદર ટકા ચૌદશિયાઓને પોતાના હાથા બનાવીને, તેમની દ્વારા, પછાત સમૂહોને પોતાના આશ્રિતો તરીકે—‘વોટ બેંક’ તરીકે—ઉપયોગ કરવાનો ચાલ અજમાવી છે. તેમાંય વળી, છાશવારે અનામતની ટકાવારી વધારી દઈને, પોતાની પકડ ટકાવી રાખવા તેઓ મથ્યા છે. સરકારોને એમાં ઠીક ઠીક પ્રમાણમાં સફળતા મળી

છે. એટલે જ તો, તેનાથી લોભાઈને, અનેક ઉપજ્ઞાતિઓ અને ઉપજાતિઓએ પોતાના નામ સરકારી દફતરે પછાતોની યાદીમાં નોંધાવી દેવાની હોડ માંડી છે. એક જમાનામાં 'પછાત' શબ્દ અપમાનજનક લાગતો હતો તે હવે સ્પૃહણીય બન્યો છે. જો, શિક્ષણ ક્ષેત્રે અને નોકરીઓની બાબતમાં, હરીફાઈ ટાળીને, પ્રવેશ ઉપરાંત બઢતી પણ આંચકી લેવાતી હોય તો તેવી તક શું કામ ઝડપી ન લેવી ? —આવી હીન મનોદશા વ્યાપક બની છે

* અલબત્ત આપણા શૈક્ષણિક–સામાજિક–સાંસ્કૃતિક ક્ષેત્રોના અગ્રણીઓ–મોવડીઓએ આ વિશે દુર્લક્ષતા દાખવીને, અળગા રહીને, અવાર નવાર ખોટાં બળો અને તત્ત્વોને ઉત્તેજન આપીને પરિસ્થિતિને બહેકવા દીધી છે.

એકંદરે, અનામતો અને ખાસ જોગવાઈઓનો અમલ એવી રીતે થયો છે કે 'ઐતિહાસિક જબરજસ્તીને કારણે અપાયેલી આ વિશેષ છૂટછાટો જાણે, 'યાવચ્ચંદ્ર અધિકાર' હોય એવું માનસ પછાત જૂથોમાં પેદા થયું છે લોકશાહી અને બિનસાંપ્રદાયિકતાનાં મૂળિયાં પર આ કુઠારાઘાત છે.

બીજું દૂષણ એ પણ નોંધવા જેવું છે કે પછાત ગણાતી જ્ઞાતિઓ–જાતિઓમાં આજે પણ શૈક્ષણિક અને આર્થિક રીતે 'પછાતપણા'થી ઉપરના ધોરણે જીવન જીવનારા પંદર વીસ ટકા શખ્સ તો હોય છે—શહેરો–નગરોમાં; અને વરસે વરસે એમાં નવા બે પાંચ ટકા ઉમેરાતા જશે. છતાં, તેઓ 'પછાત' જ્ઞાતિઓમાં જન્મેલા હોઈને, પછાતોના લાભો હકદાવાથી ભોગવતા રહે છે.

(૩)

ઉપરનાં દૂષણો દૂર કરવાની દૃષ્ટિથી અનેક વિચારકોએ તથા રાષ્ટ્રીય પંચે જ્ઞાતિ-જાતિગત અનામત તથા વિશેષ જોગવાઈઓ આપવાને બદલે પછાતપણા માટે શૈક્ષણિક અને આર્થિક ધોરણ સ્વીકારવાનું સૂચન કર્યું છે. એમાં ઘણું તથ્ય છે. 'શિક્ષણ' અને 'ગરીબી' એવી કસોટીઓ છે કે જે જ્ઞાતિ-જાતિના માનદંડને ચાતરીને કામ આપે છે. વળી સમાજનો કોઈ પણ વ્યક્તિ પછાત છે કે નહીં તે, નક્કી કરવા આ બેઉ માનદંડ સરળ છે. દા. ત. શિક્ષણનું ધોરણ (પ્રાથમિક શિક્ષણ, માધ્યમિક શિક્ષણ, મેટ્રીક—એસ. એસ સી ? ઉચ્ચ શિક્ષણ-ગ્રેજ્યુએટ ? અને આર્થિક, ધોરણ એટલે ગરીબી' માપવાનું ધોરણ પણ સ્વીકારાયેલું છે. જેમ કે જેને બે ટંક પૂરું ખાવાનું પણ નથી મળતું તેવાનું ધોરણ 'ગરીબીની રેખા નીચે'નું ગણાય છે. આ માટે, વધતા-જતા ભાવને કારણે, અમુક રૂપીઆની આવકનો નિશ્ચિત આંકડો નક્કી કરવો અશક્ય છે. ત્યારે, વૈજ્ઞાનિક પરિભાષામાં 'જે કોઈ તંદુરસ્ત વ્યક્તિ તેની ગરીબીને કારણે; ૧૦૦૦–૧૨૦૦ કેલરીથી ઓછી કેલરી જેટલો ખોરાક લેવા પામે છે' તેની ગણતરી ગરીબીની રેખા નીચે ગણાય છે. આપણી આ ચર્ચાના સંદર્ભમાં તેને આપણે 'આર્થિક રીતે પછાત' કહીશું.

* આ પ્રકારના આર્થિક માપદંડનું સૌથી મોટું પ્રદાન હોય તો તે એ છે કે હિંદુઓમાં ઊંચી ગણાતી બ્રાહ્મણ, ક્ષત્રિય, વણિક આદિ જ્ઞાતિઓના સવર્ણોથી માંડીને અતિ નીચા ઠેઠ ભંગી-ચમાર આદિ જ્ઞાતિઓના લોકો; તથા ભારતમાં વસતા ખ્રિસ્તી, મુસ્લિમ, પારસી, જ્યૂ, આદિ ધર્મ, સંપ્રદાયોના નાગરિકો સુદ્ધા આર્થિક ધોરણના કારણે, 'પછાતતા'ની એક જ પંગતમાં આવી જાય છે.

આમ, શૈક્ષણિક અને આર્થિક ધોરણની 'પછાતતા' અંગે જે કાંઈ વિશેષ જોગવાઈઓ કરવામાં આવશે તે સૌની સમાનતાયુક્ત લોકશાહી

અને બિન-સાંપ્રદાયિકતાના માળખાની અંદર જ હોવાની ઉપરાંત, જેવી તે વ્યક્તિની શૈક્ષણિક તથા આર્થિક સ્થિતિ સુધરી કે તરત આપોઆપ તેને મળતા વિશેષ લાભો બંધ થઈ જવાના.

આમ, એકંદરે જોતાં 'શૈક્ષણિક' અને 'આર્થિક' ધોરણ પ્રજાતંત્રના માળખાને અનુરૂપ છે. આમ છતાં, આપણા બંધારણના ઘડવૈયાઓએ 'પછાતપણા' માટે 'શૈક્ષણિક' અને 'સામાજિક' એવા બે પ્રકાર ઉપર ભાર મૂક્યો છે. આ કંઈ છેક અમસ્તું નથી. જે દેશમાં સૈકાઓ વરસથી વર્ણાનુસાર ઊંચનીચતાના ધોરણે 'પછાતતા' નિશ્ચિંત થતી આવી છે ત્યાં, પછાત જ્ઞાતિનો કોઈ નાગરિક પૈસેટકે અને શિક્ષણના ધોરણેય 'ઉપર' આવી ગયો હોવા છતાં, સવર્ણ સમાજ તેની સાથે સભ્ય-સમાન વ્યવહાર કરતો નથી હોતો. દા. ત. સવર્ણોની સોસાયટીમાં કે પોળલત્તામાં તેને ઘર નહીં મળે, પંચાયતનો તે મુખી કે સરપંચ હશે તોય ચાનો તેનો કપ જુદો હશે. સવર્ણ કુટુંબોના રસોડા કે પાણિયારા સુધી તો તેને પ્રવેશ જ નહીં હોય, અને ગામડાંમાં કૂવા પરથી પાણી ભરવાનો કે દેવમંદિરમાં પ્રવેશવાનો તેનો કાયદેસરનો હક પણ પોથીમાનાં રીંગણાંની જેમ બંધારણની કલમમાં જ સૂતો પડેલો જણાશે!

વળી, 'પછાત' અને 'નીચા' ગણાતા વ્યવસાયોમાં જે શુધ્ધતા સંસ્કારિતા, દિલની નિખાલસતા અને સચ્ચાઈ જોવા મળે છે તે ઊંચી ગણાતી જ્ઞાતિઓ અને વ્યવસાયો કરતાં ઘણીવાર ઉચ્ચતર હોય છે, છતાં, પછાત જ્ઞાતિમાં જન્મવાને કારણે જ તેની સાથે ભેદભાવભર્યો અપમાનિત વ્યવહાર કરવામાં આવે છે આની પાછળ સવર્ણની સામાજિક વિકૃતિ જ મુખ્યત જવાબદાર છે.

'માનસિક વલણ'નું એક બીજું પાસું જોઈએ જેમ કે, ગરીબ બ્રાહ્મણ વિધવા સ્ત્રી, જે પોતે અશિક્ષિત પણ છે, તે તેનાં બાળકના શિક્ષણ અને વિકાસ માટે જ સહજિક ચિંતા કરશે અને રાતે રાતે દળણું દળીનેય દીકરાને ભણાવ્યા વિના નહીં રહે, વા એક વણિક ગૃહસ્થ સાધારણ સ્થિતિનો હોવા છતાં, તેનાં ત્રણે સંતાનોને ભણાવી-ગણાવીને ઉપર લાવવા માટે કરકસરથી જીવવાનું પસંદ કરશે, જરૂર પડે સાહસ કરીને થોડુંક દેવું કરીને પ તેમને પારે ચઢાવવા અને ઠેકાણે પાડવા મથશે.

— આ બધું તેમને માટે સહજ છે, કેમ કે તે રીતનો તેમનો ઉછેર છે—સામાજિક વિકાસ છે' ત્યારે, રેલ્વે કે મ્યુનિસિપાલિટી કે બેંક કે કારખાના—આદિ સ્થળે નોકરી કરનારો અને ઠીક ઠીક પગાર પામનારો પછાત ગણાતી જ્ઞાતિ-જાતિનો શખ્સ પોતાના પરિવારની સાર્વત્રિક પ્રગતિ અંગે કે ભાવિ નિશ્ચિતતા અંગે કરકસર કરીને પૂરતી કાળજી કરવાનું કરતો હોય એવું ભાગ્યે જોવા મળશે

આ પણ 'સામાજિક' પછાતતાનું દૃષ્ટાંત છે, જે તેના માનસઘડતરની જ એક ઊણપ સૂચવે છે. હવે, આવી આ સામાજિક પછાતતા કેવળ આર્થિક સુધારણા થતાં, આપોઆપ દૂર થઈ જશે એ માનવું ભૂલ ભરેલું છે. જીવનમાં સર્વત્ર 'આર્થિક'—'ભૌતિક' પાસું નિર્ણાયક છે, એવી માર્કસવાદી માન્યતા મનુષ્યની અંતરગત આંતરિક લાક્ષણિકતાઓ પ્રત્યેની ઉપેક્ષાનું પરિણામ છે.

આપણા આ સંદર્ભમાં, સવર્ણની 'સુપીરીઓરીટીયુક્ત' માનસિક ઉદ્દંડતા અને પછાત જ્ઞાતિ-જાતિની 'ઈન્ફીરીઓરીટીયુક્ત' માનસિક નિર્બળતા બંને માનસિક એટલે કે આંતરિક હોઈને તે દૂર કરવા બંને પક્ષે લાંબા સમય માટે જાગ્રત પુરુષાર્થ કરવો રહે છે. અને એય ભૂલવા જેવું નથી કે દબાયેલી સ્પ્રિંગ છૂટે છે ત્યારે બેવડો જોશ દાખવે છે, તેજ રીતે 'ઈન્ફીરીઓરીટી

કોમ્પ્લેક્સ'માંથી બહાર આવનાર લિંગ, વ્યક્તિ સમૂહ માટે આવું બને—બારબે અપ્રમાણ ઊંચી માનસ જોવા મળે—તો તે ધીરજ પૂર્વક દૂર કરવાનું રહે છે.

(૪)

અહીં એક વધુ મુદ્દો પણ વિચારવા જેવો છે શૈક્ષણિક ક્ષેત્રે 'અનામત હટાવો' એવું સૂત્ર આપીને વિદ્યાર્થીઓ, અથવા / તથા 'રોસ્ટર પદ્ધતિ બંધ કરો' એવું સૂત્ર આપીને સરકારી કર્મચારીઓ આંદોલનો જગાવે છે, તે બધા આંદોલનની માગ સંપૂર્ણપણે યોગ્ય પ્રકારની વા યોગ્ય સમયની ન હોય, એવું બને. તાજેતરમાં જે આંદોલન ઊપડ્યું હતું એમાં વિદ્યાર્થીઓનો વિરોધ 'વધારેલી ૧૮ ટકાની અનામત' સામેનો હતો, અને સરકારી કર્મચારીઓની માગ પણ, તેમના મતે, મુખ્યતઃ 'રોસ્ટર' પદ્ધતિને કારણે એમને મળતી 'બઢતી' અને 'સીનિયોરીટી'ની બાબતમાં જે 'અન્યાય' થાય છે તે સુધારી લેવા પૂરતી હતી. આગળ વધતાં, આંદોલનકારો, તેના વિરાધીઓ તથા સરકાર—આ ત્રણેની ભૂલોને કારણે આંદોલન તોફાનોમાં પરિણમ્યું છે. આ લખાઈ રહ્યું છે ત્યારે તો તે વર્ણ-વિગ્રહથી આગળ વધીને કોમી (હિંદુ-મુસ્લિમ) ઘર્ષણો સુધી વિકર્યું છે! વાસ્તવમાં, મૂળ મર્યાદિત હેતુવાળા આંદોલનકારોના હાથમાં આંદોલન રહ્યું નથી, સરકારના હાથમાં 'ગુંડા તત્ત્વો' ઉપરનો કંટ્રોલ રહ્યો નથી, ખુદ પોલીસ તંત્ર ઉપર પણ તેનો (સરકારનો) પ્રભાવ રહ્યો નથી. પરિણામે, વિશાળ પ્રજાના જીવનની અને વ્યવહારની સલામતી જ ઝુંટવાઈ ગઈ છે! ..

મારે મતે તો, આવું કશું બનવું બિલકુલ જરૂરી ન હતું. આમાં જે મુદ્દા સંડોવાયા છે તે બિલકુલ ન ઊકલે એવા નથી. દા. ત. પછાત જ્ઞાતિઓ-જાતિઓ અને વર્ગોને ઉચ્ચ-તાલીમી શિક્ષણ ક્ષેત્રે જેટલી અનામત બેઠકો આપવામાં આવી હોય છે તે બધી તેઓ ભરી શકતા નથી, અને જે પુરાય છે તે અત્યંત નાની સંખ્યામાં હોય છે આથી ઉચ્ચ શિક્ષણની બધી ફેકલ્ટીઓમાં થઈને, સરેરાશ ૧૦-૧૫ ટકા બેઠકો આપવાની આવે છે, ત્યારે, કેમ જાણે સવર્ણ વિદ્યાર્થીઓનું બધું લુંટાઈ જતું હોય એવો ઉગ્ર મનોભાવ જોવા મળે છે અને તેઓ ગુણવત્તાની વાત આગળ ધરે છે. બીજી બાજુએ, અનેક યુનિવર્સિટીઓ મોટી રકમનું ડોનેશન મળતાં ઓછી ગુણવત્તાવાળાઓને પ્રવેશ આપે છે. તથા વરસો પૂર્વે કોઈ દાનેશ્વરીએ મોટી રકમ દાનમાં આપી હોય તેની સામે તેને વારસાગત અમુક બેઠકો (બે ત્રણ) ભરવાનો અધિકાર અપાયો હોય છે ! અને તે પણ ઓછી ગુણવત્તાવાળા લાગવગિયાઓને ભાગે જાય છે

મારે મતે, આ છેલ્લાં બે દૃષ્ટાંતોને મૂળભૂત 'અનામત' બેઠકો સાથે ભેળવવાનું અસ્થાને છે. છતાં એવી અપેક્ષા જરૂર રહે છે કે ગુણવત્તાનો આગ્રહ રાખનારાઓએ દાન -ડોનેશન પેટે ઓછી ગુણવત્તાવાળાને અપાતી બેઠકોની પદ્ધતિ સામે અવાજ બુલંદ કરવો જ જોઈએ. તો જ, ગુણવત્તા અંગેના તેમના આગ્રહ પાછળની સચ્ચાઈ પુરવાર થશે....

પરંતુ, બીજી બાજુ, ગુણવત્તાની જ હાંસી ઉડાવનારાઓ જ્યારે એવી દલીલો કરે છે કે—આજની પરીક્ષાઓ શું સાચી ગુણવત્તાની દ્યોતક છે ? અરે, પ્રશ્નપત્રો અને ઉત્તરોમાંય ઓછી ધાલમેલ ચાલે છે ? પાસ કરવા માટે અને અમુક ટકા વિના ઉચ્ચ તાલીમમાં પ્રવેશ ન મળતો હોઈને, બે પાંચ ટકા માર્ક્સ વધારવા માટે પ્રાધ્યાપકો-પરીક્ષકોને કયા લાચ રૂશ્વતો નથી અપાતી ?—આ ટીકાઓમાં સત્ય છે, પરંતુ તેનું લોજિક ભ્રામક છે; અને તેમાંથી જે તારતમ્ય કાઢવાનો પ્રયાસ થાય છે તે ગુણવત્તાની જ હાંસી રૂપ હોઈને વધુ નિંદ્ય છે. સમાજમાં અનેક ક્ષેત્રે

બાગવગ અને નાણાંનું (તેય મેંટે ભાગે કાળા નાણાંનું) ચલણ ચાલે છે, ખુદ ચોરી, બદમાશી અને ખૂનમાં સંડોવાયેલા ગુનેગારો પણ અવારનવાર છૂટી જતા હોવાનું જાણવા મળે છે આ બધાથી આપણાં દિલને ધક્કો જરૂર લાગે છે પરંતુ, એનાથી ધવાઈને એનાથી બહેતર અને વિધાયક પગલાં સૂચવવાને બદલે, બધા કાયદાઓ જ ધતિંગ છે. બધા ન્યાયતંત્રો ધતિંગ છે, કહીને એ બધાની હાંસી ઉડાવનારી બિનજવાબદારી વધુ જોખમી છે.

આ પ્રકારે, લપસણા રાહે આગળ વધતા, ખુલ્લી 'હરીફાઈ' અને જે-તે ક્ષેત્રની નિશ્ચિત 'તાલીમ' તથા 'કાર્યદક્ષતા'નું ઊંચું ધોરણ જાળવવાના આગ્રહની (જે બંધારણમાં સ્પષ્ટ છે તેની) કશી કીંમત ન હોય એવું વલણ ધરાવનારા તથા 'અનામત'ની સમયાવધિ નક્કી કરવાના આગ્રહની (જે બંધારણમાં છે તેની) હાંસી ઉડાવનારાઓ પોતાને 'પ્રગતિશીલ' અને ઉદ્દામ' વા 'સુધારક' ભલે કહેવડાવતા હોય, પરંતુ તેમનું આ વલણ ખંડનાત્મક હોઈ સામાજિક હિતની દૃષ્ટિએ બિનજવાબદાર છે ખાસ કરીને 'બંધારણ સભા'ની ચર્ચા વિચારણા વખતે આવી અવધિ અને આવી તાલીમ નહી હોય તો સમાજ માટે મોટું જોખમ ઊભું થશે એવી ચિંતા-અન્ય સૌનાં જેમ ખુદ અસ્પૃશ્યોના અનન્ય નેતા અને બંધારણ સભાના એક અગ્રણી ઘડવૈયા – સ્વ આંબેડકરે પણ પ્રગટ કરી હતી એ હકીકત પછી જવાબદારીયુક્ત ગંભીરતાની અપેક્ષાઓ રહે છે જ.

આપણા પ્રગતિશીલોના વિકૃત તર્કનું ઉત્તમ દૃષ્ટાંત એક્સપ્રેસ મૅગૅઝિન (૧૨-૫-૮૫)મા સુજાતા પટેલનાં એ પ્રગ્યુમેન્ટ ફેર ધ એલિટ, બાય ધ એલિટ' પૂરું પાડે છે. તેમના મતે, 'અનામત' આંદોલન તો માત્ર બહાનું મહોરું છે. સાચું કારણ તો ગુજરાતમાં છેલ્લા ૭૫ વરસ પહેલાંથી વિવિધ સંસ્થાઓમાં અપરકાસ્ટસ ઊંચી વર્ણના જ્ઞાતિઓનું તેમાંય વાણિયાનું-સર્વક્ષેત્રે વર્ચસ હતું, બ્રાહ્મણો બીજે નંબરે હતા પરંતુ, છેલ્લાં થોડાક વરસથી પાટીદારો-ખેડુતો શિક્ષણ લેતા થયા છે અને આગળ આવ્યા છે.

××આજે આ ત્રણ જ્ઞાતિઓનું સર્વત્ર વર્ચસ છે પરંતુ, બીજી બાજુ, છેલ્લાં પચાસ વરસોમા અસ્પૃશ્યો-દલિતો શિક્ષણ તથા વ્યવસાય ક્ષેત્રે ખેતી છોડી દઈને મિલો તથા ઇતર વ્યવસાયોમા આગળ આવ્યા છે તેઓ બીજી પછાત જ્ઞાતિ-જાતિઓ કરતાં વધુ સંગઠિત છે આ પ્રગતિથી ઉપલી જ્ઞાતિઓને પોતાનું નેતૃત્વ છીનવાઇ જવાનો ભય લાગ્યો છે (!) ૧૯૮૧ માં જે 'અનામત' આંદોલન જાગ્યું હતું તેની પાછળ 'અનામત' એ તો 'બહાનું' હતું, આંદોલનને જોર આપવા 'અનામતને કારણે શિક્ષણના ઊતરતા ધોરણની' બુમરાણ તેમણે ઊભી કરી હતી

સુજાતા બેનની આ આખી દલીલ સાવ કુજાત છે તેમણે પોતે જ જણાવ્યા મુજબ, ઉચ્ચ શિક્ષણના સ્તરે પહેલાં એક દલિત લાઈનમાં ઊભો રહેતો ન હતો, હવે થોડાક ઊભા થયા છે.. .પરંતુ, વરસો દરમ્યાન કુલ સંખ્યામાં ખાસ વધારો થયો નથી. મૅડિકલમાં અનામત બેઠકો ઓછી થતી ગઈ છે.... આ પ્રકારે લેખિકાએ પોતે પછાત-દલિતોના ઉત્કર્ષનું જે ચિત્ર દોર્યું છે તે એવું નથી કે સદીઓથી સમાજમા પ્રભુત્વ ધરાવતી ઉપલી જ્ઞાતિઓને, તેઓ સૂચવે છે તેવી ધાક લાગી જાય; અને હાંફળાફાંફળા બની 'અનામત'ના બહાને ઉશ્કેરણી કરીને દલિતોને દબાવી દેવાનો ખેલ ખેલવો પડે ! હા, દલિતોની પ્રગતિ ધીમી છે તેના અનેક કારણોના મૂળમાં સવર્ણોનું સુપીરીઓરીટી માનસ અવશ્ય નડતરરૂપ છે, પરંતુ એ કંઈ ભયને કારણે નથી, જન્મજાત છે.

આ બૌદ્ધિકોના ધ્યાન પર એક વાત લાવવી જરૂરી છે, તે એ કે જે ઊપલી જ્ઞાતિઓ નાચલી-

પછાત જ્ઞાતિ-જાતિઓને કચડી નાખવા વરસોથી મથે છે, એવો આક્ષેપ જેના પર કરવામાં આવ્યો છે, તેણે જ (બંધારણ સભામાં તેની પ્રચંડ બહુમતી હોવા છતાં) અસ્પૃશ્યતાને ગુનો ગણાવ્યો છે ! અને પછાત જ્ઞાતિઓ–જાતિઓ તથા વર્ગો માટે સામે ચાલીને બંધારણમાં અનામતો અને વિશિષ્ટ જોગવાઈઓ આપી છે ખેર....

લેખીકાએ આગળ જતાં, એમ પણ જણાવ્યું છે કે ૧૯૮૦ થી માધવસિંહ મુખ્ય પ્રધાન પદે આવ્યા હતા, તેઓ બિન-ઉચ્ચ (!) જ્ઞાતિના (સૌ જાણે છે કે, માધવસિંહ ઊપલા ગણાતા ક્ષત્રિય વર્ણમાં જન્મેલા છે) સર્વપ્રથમ મુખ્ય પ્રધાન બન્યા હતા. આમ, ગુજરાત કોંગ્રેસે ક્ષત્રિય, હરિજન, આદિવાસી, અને મુસ્લિમ (KHAM)-ની નીતિને અનુસરીને ઊપલી જ્ઞાતિઓનું પ્રભુત્વ તોડયુ હતુ. અને માધવસિંહે પોતાના પ્રધાન મંડળમાં બિન-ઉચ્ચોને લઈને તેને ' રેડિકલ ફેસ ' આપ્યો હતો. આથી ભોખમરૂપ બનેલા આ રાજકારણી ચહેરા સામે ૧૯૮૧નુ અનામત આંદોલન ઊપલી જ્ઞાતિઓએ ઊભું કર્યું હતુ××

આમ કહી નાંખ્યા પછી, ૧૯૮૫ની વાત કરતા, લેખિકા કહે છે કે સોલંકી સરકાર ઊપલી જ્ઞાતિઓને હવે જોખમકારક લાગતી નથી ! પરંતુ, એ પછી કંઈક બળતી દલીલો કર્યા પછી ધડાકો કરે છે. અંદરની ઊપલી જ્ઞાતિઓને સોલંકી સરકાર સામે ભયંકર દુશ્મની છે, આજની કટોકટી તેના લીધે છે !

(૫)

બીજો સવાલ સરકારના કર્મચારીઓએ હમણા હમણા ઉપાડયો છે તેની મૂળ ચાવણી રોસ્ટર પદ્ધતિને કારણે ' બિન-પછાત ' ગણાતા તમામને જે અન્યાય થઇ રહ્યો છે તે દૂર કરવાની હતી. ખરેખર ખ્યાલ કરીએ કે ડાક્તરો, ન્યાયાધિશો, બેરિસ્ટરો, બંધારણ નિષ્ણાતો, સંશોધકો, શિક્ષકો–પ્રાધ્યાપકો, એન્જીનિયરો અને ઉચ્ચ વહીવટી ક્ષેત્રનો અધિકારીઓ તથા ક્રિકેટરો અને અન્ય રમતગમતના ક્ષેત્રે, લાયકાત, કાર્યદક્ષતા, તાલીમની વાત બાજુ પર રાખીને, અસ્પૃશ્યો અને આદિવાસીઓને તેમની વસતી (એકવીસ ટકા)ના ધોરણે વહેંચી આપવામાં આવે ઉપરાંત સેંકડોની સંખ્યામાં ઘણી જ ગી (પચાસ ટકા) વસતી ધરાવનારા પછાત વર્ગોને ૫૦ ટકા સ્થાનો પર કાર્યદક્ષતાને ભોગે-સંખ્યાના હિસાબે-બેસાડી દેવામાં આવે તો આ દેશની શી વલે થાય ?

સમજુ માણસે સાચી ભાષા વાપરવી હોય તો એમ કહેવુ જોઇએ કે જે તે ક્ષેત્રની તાલીમ પામેલા દેશના તમામ નાગરિકો માટે નોકરીઓ અને પદો ખુલ્લા હોવા જોઇએ; સાથોસાથ પછાત જ્ઞાતિઓ–જાતિઓ અને વર્ગોને જે તે સ્થાનની કાર્યદક્ષતાને લક્ષમાં રાખીને તાલીમ તથા ઉમરની શરતોમાં વધુમાં વધુ છૂટછાટો આપીને ' પ્રવેશ ' આપવો જોઇએ, અને ' બઢતી 'મા ન પ્રવૃત્તિને નુકશાન ન થાય તે રીતે થોડીક વહેલી તક આપવી જોઇએ. પરંતુ, 'પછાત' છે માટે પાંચ સાત વરસમાં તેને ૧૪–૧૫ વરસની સિનિયોરીટીવાળાને માથે ઠોકી બેસાડવામાં. અને / અથવા રોસ્ટર પદ્ધતિને કારણે જ્યાં સુધી અમુક સ્થાનને માટે યોગ્ય-લાયક 'પછાત' ન મળે ત્યાં સુધી તે સ્થાના પુરાય જ નહીં, આ તો લાયકાત ધરાવનારાઓને હડહડતો અન્યાય હોવા ઉપરાંત, આખા સમાજના હિતની દષ્ટિએ પણ નિંદ્ય પદ્ધતિ છે...

*

'અનામત' કે 'રોસ્ટર' આખરે તો પદ્ધતિઓ છે પછાતોને આગળ અને ઉપર લાવવાનાં સાધન જ છે, ધ્યેય કે ઉદ્દેશ નથી.

વિદ્યાર્થીઓનુ 'અનામત' અંગેનુ કે સરકારી કર્મચારીઓનું 'રોસ્ટર' અંગેનું આંદોલન જે મૂળ હેતુથી આરંભાયુ હતું, તે હેતુ તો કયારનો ય આંદોલન પછીના થોડાક જ સમયમાં સફળ થયો હતો. મુખ્યપ્રધાને જ્યારે 'અનામતના વધારેલા

કોંની પ્રાત (જે જાહેરાત સામે આંદોલને ઊપાડ્યું હતું તે) એક વરસ માટે મુલ્તવી રાખ્યાનું જાહેર કર્યું, અને વધુ દબાણ થતાં, રાષ્ટ્રીય સ્તરે ચર્ચા-વિચારણા બાદ જે નિર્ણય લેવાય તેને ગુજરાત અનુસરશે એવી ખાતરી અપાયા પછી, એ આંદોલનને આગળ ચલાવવાની વાત તથ્યરહિત બની ગઈ હતી. ઉપરાંત, તેમના નેતાઓની મુક્તિની, રેસિડંટ ડૉક્ટરોને છૂટા નહીં કરવાની તથા પોલીસ સામે તપાસ કરવાની માગણીઓનો પણ સ્વીકાર થઈ ગયો પછી તો, વિદ્યાર્થીઓના વિજય રૂપે એ આંદોલનનો અંત આવી જ ગયો હતો. પરંતુ, તેમના અતિમતવાદીઓ અને વાલીમંડળના લડાકુઓએ 'અનામતની સંપૂર્ણ નાબૂદી'નો આગ્રહ રાખ્યો, વળી, જ્યારે આંદોલન લગભગ શમી જવામાં હતું ત્યાં સરકારી ૮ લાખ કર્મચારીઓએ રોસ્ટર પદ્ધતિ સામે ઉપાડો લીધો!

બીજી બાજુ, સરકારે વિદ્યાર્થીઓની માગણીઓ ખચકાતે ખચકાતે, એક પછી એક સ્વીકારવા માંડી, સાથોસાથ, દમનના જોરે ધાક બેસાડી દેવાની ઉદ્દંડ ધૃષ્ટ નીતિ અપનાવી. અંતે, ખુદ પોલીસ પણ મુખ્ય પ્રધાનના કબજામાં ન રહી! ગુંડાઓની સાથે મળીને તેણે આઠ કલાક અમદાવાદને રગદોળ્યું; ગુજરાત સમાચાર જેવા દૈનિક પર હીનતમ હુમલો કરી દાઝ ઉતારી. એ વખતે જ મુખ્ય પ્રધાને પોતાની સરિયામ નિષ્ફળતા સ્વીકારીને ગાદી સિંહાસન પરથી ઊતરી જવું જોઈતું હતું. કેન્દ્ર સરકારે દોર પોતાના હાથમાં લઈને લશ્કરને હવાલે સોંપીને પોલીસોનેય ખબરદારી ફરમાવવી જોઈતી હતી; તેને બદલે માધવસિંહે જ પોલીસો સામે કશાં પગલાં નહીં ભરાય એમ કહીને, પોતાની 'વીરતા' પ્રગટ કરી! આંદોલનના બીજા તબક્કે (૧૮ એપ્રિલ) હિંદુ-મુસ્લિમ કોમી રમખાણો થયાં ત્યારે, સત્તાપક્ષના અસંતુષ્ટોનો એમાં હાથ હોવાના આક્ષેપો પાછળ, જે કંઈ સત્ય હોય તેનું ભાગ દૂર કરવાને બદલે, આવી ઘટનાની ઓથે, પ્રજાનું ધ્યાન અનામત આંદોલનથી બીજે ખસેડાતું હોય તો તે પોતાના લાભમાં છે, એવું કશુંક સમજીને માધવસિંહે જબરજસ્ત છક્કડ ખાધી. પરિણામે ફરીથી એ જ સ્થળોએ એક કોમનો બીજી કોમ પર હુમલા બાબ બંદૂકો અને મારક શસ્ત્રો સાથે, —વધુ ઝનૂની અને ઘાતકી હુમલો ચાલુ રહ્યો; એક બહાદુર અને ફરજનિષ્ઠ પોલીસ અમલદાર રાણાની હત્યા થઈ. છતાં સન્ન ર સુધી જ રહી.

છેલ્લે, ભલા અને શાણા તરીકે પ્રશંસા પામેલા યુવાન વડાપ્રધાને ગુજરાતમાં જાતતપાસ કર્યા પછીય, મુખ્ય પ્રધાનની જ અવળ વાણી—'બધાં તોફાનો માટે મુખ્યતઃ છેલ્લી ચૂંટણીમાં હારી ગયેલા વિપક્ષો તથા લોકોને ઉશ્કેરનારાં અખબારો જવાબદાર છે'—ઉચ્ચારી. બાદ, લોકસભામાં અને અન્યત્ર એનું એ રટણ ચાલુ રાખવાની સાથે, જેની કશી જરૂર ન હતી તેવી પડકારની ભાષામાં કહી નાખ્યું : માધવસિંહને નહીં હટાવાય!

ફલબત્ત, ગુજરાત રાજ્યની સ્થાપના થઈ ત્યારથી આજદિન સુધી માધવસિંહ એક માત્ર એવા મુખ્ય પ્રધાન છે જેમણે પાંચ વરસની એક ટર્મ પૂરી કરી હોય. ઉપરાંત, બીજી વખતની ચૂંટણીમાં પોતાના પક્ષને અભૂતપૂર્વ બહુમતીથી જિતાડ્યો હોય પક્ષહિતની સંકુચિત દૃષ્ટિએ આવા 'પરાક્રમી'ને હટાવવાનું મુશ્કેલ ગણાય, અને ગુજરાતમાં આંદોલનથી નમી પડે તો, બીજાં રાજ્યોમાં ભારે પડી જવાનો ભય પણ વડાપ્રધાનને હશે જ. પરંતુ, જો મુખ્ય પ્રધાને પોતાના વાંકે આંદોલન નોતર્યું હતું, જેને દબાવવા જતાં આંદોલન વિફર્યું હતું; જેમના રાજમાં પોલીસે સરકાર સામે બંડ કરવાની હદે ધૃષ્ટતા દાખવી હતી, અને જ્યાં પોતાના જ ખોટા લેખાંને કારણે ગુંડાઓના હાથમાં પ્રજા રેંસાઈ ગઈ હતી; અને છેવટે, એક જ મહિનામાં બબ્બેવાર હિંદુ-મુસ્લિમ

[એપ્રિલ-મે ૧૯૮૫]

ધર્યો અમદાવાદમાં માથું ઊંચું કર્યું —તેના મુખ્ય પ્રધાનની પીઠ થાબડીને, રાજીવે પણ પક્ષના સ્વાર્થનો જ ધજાગરો ફરકાવતા રહીને, પોતાની મધરાવટી મેલી કરી છે...

આ વાતના સંદર્ભમાં 'નિયાગ' પોલીસની, મને બીજી રીતે, યાદ આવે છે...

–પોલીસ તંત્રે પોળે પોળે નિર્દોષ નાગરિકોનાં ઘરોમાં ઘૂસીને તેમના બાળકો–સ્ત્રીઓ સાથે જે બદ-વ્યવહાર કર્યો છે, અને લાગ મળતાં ગુજરાત સમાચાર ઉપર જે પ્રકારનો હલ્લો કરીને, અખબારી આલમનું મોં બંધ કરવાનો ઉદ્દંડ ફાસિસ્ટ ઈલાજ અજમાવ્યો છે એ તંત્રનો સંપૂર્ણપણે ધિક્કાર થવો જોઈએ, અને લોકો કર્યો જ છે.

પરંતુ, પોલીસોની—વ્યક્તિ તરીકે તેમની–જે દુર્દશા છે તે આપણા ધ્યાન બહાર ન જ જવી જોઈએ એક તો, આંદોલનની શરૂઆતમાં પથ્થરબાજી અને આગચંપી કે બાળબાળની તદ્દન મૂર્ખ અને અસામાજિક પદ્ધતિ જોવા મળે છે. પરિણામે, પોલીસોને બંદોબસ્ત જાળવવાની ફરજ બજાવવા જ્યાં–ત્યાં દોડાવાય છે. બીજી બાજુ પોલીસને જોતાં ૧૦–૧૨ વરસના કિશોરો સુદ્ધાં તેમના પર કાંકરાં-પથરા ફેંકીને હરખાય છે ! પોલીસ ખીજવાઈને મારવા દોડે છે ને પોળોમાં સંતાઈ ગયેલા પથ્થરબાજોને નામે જે હાથમાં આવ્યો તેને ઝૂડે છે; તે પછી તો, પોળોની અગાસીઓ અને છાપરેથી ઊકળતું પાણી કે માથાં ફોડે તેવા ભારે પથ્થરો. અને સળગતા બલ્બ સુદ્ધાં પોલીસ પર ઝીંકાય છે. ..પોલીસો ઘરોમાં ઘૂસી જે હાથ આવ્યો તેને ધીબી નાખે છે આવા ક'૬–૬૨૫ની ફિલ્મ ઊતરે તો, વિદ્યાર્થી તરીકેના અધિકાર માટે લડતા યુવાનો, સંસ્કારી ગણાતા પોળો–શેરીઓમાં વસતા નાગરિકો, અને ધૂંવાફૂવાં બની માથું ગુમાવેલા પોલીસોની ભૂંડી કારવાઈઓનાં ચિત્રો—શું ન થવું જોઈએ- એના પદાર્થપાઠ રૂપે ખરેખર ઉપયોગી થાય–!

હા, વાત તો હું કરતો હતો 'બાપડા' પોલિસોના–મોટા ભાગના નીચલી ગણાતી જ્ઞાતિઓ-જાતિઓમાં જન્મેલાની. એમને સમય-કસમય નોકરી બજાવવી પડે છે,–સોતી હડધૂતી વેઠવી પડે છે; એના બદલામાં ગંદી ચાલીઓમાં, અપૂરતી રુગવડોમાં જીવવું પડે છે. હા, પગાર પણ સાવ ટૂંક જ હોવાનો ઉપરાંત, એવ 'ગુનેગારો' અને 'ગુંડાઓ' (સફેદપોશ સહિતના) પાસેથી રોજના ૨૦–૨૫ રૂપીઆનો હપ્તો મેળવીને દારૂ ઢીંચે છે; આડા અવળા વ્યવહારોમાં મહાનગી માનતા જીવે છે.

–એમને વિવેકનો આવો ભવો વિચાર જ, એમને માટે, માગ મોઢેથી બાપડો શબ્દ એ લાવરાવે છે !

* આવા આ 'બાપડાને "અનામત હટાવો"–નો નારો ઉશ્કેરે છે, સરકારમાબાપ જે કંઈ ક્ષમતા આપે છે તેના જ પર પ્રહાર કરનારુ આ આંદોલન લાગે છે...અને પછી તો, આવેશમાં આવી એ પશુતુલ્ય વર્તન કરે છેઃ 'રક્ષક' પોતે જ 'ભક્ષક' બની જાય છે....!

(૬)

આજે ૩૭ વરસ પછીય ગણો પ્રકારના દલિતોની સ્થિતિમાં નહીંવત્ પ્રગતિ થઈ છે–સર્વાંગી ઉન્નતિની વાતો તો હજી ઘણી દૂર રહી છે. તેનું કારણ પ્રગતિશીલો કહે છે તેમ સત્તાને ઉથલાવી પાડવા મથનારા મત્યાઘાતી 'અનામત'વાળાઓ–ઉપલી જ્ઞાતિઓના કાવતરાને કારણે નથી, આવું વિચારનારા એને ખાસ યાદ આપવી પડે છે–

*અનામતની જોગવાઈ ૧૯૫૦માં પ્રજાસત્તાક બંધારણ અમલમાં આવ્યું ત્યારે કરવામા આવી હતી. પરંતુ, કોંગ્રેસનું એકચક્રી શાસન સૌ કોઈની

પ્રોગ્રેસ સભ્ય બનેલા સભ્યોની 'માબાપ સરકાર' તરીકે ચાલતું રહ્યું. ૧૯૬૭ પછી તેનામાં જ તડા પડયા. એસ વી ડી અને 'સ્વતંત્ર' જેવા પક્ષોનું જોર વધતું ગયું. સમાજવાદીઓ પણ 'સમાજવાદી' નહેરુની શાસન રીતિથી અકળાયેલા હતા. એકંદરે, 'વિકલ્પ'ની શોધની શરૂઆત થઈ ગઈ હતી.

* અન્ય મતદારોની જેમ દલિત—મતદારોની વફાદારી પણ બદલાવા લાગી હતી. અત્યાર સુધીની બેપરવાઈ હવે પાલવે એમ ન હતી. હકીકતે, ૧૯૭૦ પછી જ ખુદ પક્ષની અંદર, સરકારોમાં તથા શિક્ષણ અને નોકરીઓના ક્ષેત્રે પછાતોને વ્યવસ્થિત લાભ અપાતો થયો—પરંતુ તેય એ રીતે અને એ ગણતરીએ 'તેઓ કે વોટ બેંક' બની રહે. ટૂંકમાં, દાનત એવી કે 'અમારી સાર્વભૌમત્વ'(?) સલામત રહે, તમને સાર્વભૌમત્વ(?) અનામતનો લાભ મળે' એટલે કે તમે સદાકાળ પછાત રહીને (કેમ કે 'અનામત' માત્ર પછાત જ્ઞાતિઓ, જાતિઓ અને વર્ગો માટે જ હોઈને) અમને ટકાવો, અમે તમને ટકાવશું!

આ રીતે ગૂંચવવામાં આવેલું કોકડું વધુ ગૂંચવવાને બદલે ખરેખર વહેલી તકે ઉકેલવાની તમન્ના હોય તો તે, મારે મતે, શક્ય છે જ. જેમકે

* શિક્ષણ ક્ષેત્રે જે ધર્ષણ જોવા મળે છે તે ટાળવાનો સરકારનો સંકલ્પ હોય તો તે અઘરું નથી.

સરકાર જ મેડિકલ અને એંજીનિયરિંગની બાબતમાં નિર્ણય કરતી હોઈને તે છેલ્લા પાંચેક વરસમાં એકંદરે ખુલ્લી હરીફાઈમાં ઉત્તમ કક્ષાએ જેટલી બેઠકો વહેંચાઈ હોય તેના પરથી હવે પછીનાં પાંચેક વરસનો અંદાજ કાઢી શકે. તેમાં વસતી વધારો, ઉપરાંત વિશિષ્ટ વ્યવસાયી શાખાઓ અંગે બદલાતું મધ્યમ વર્ગી માનસનો તથા તેની જરૂરીઆતનો ખ્યાલ કરીને અગાઉથી અંદાજે અમુક બેઠકની સગવડ કરી શકે સરકાર માટે નિષ્ણાતોની મદદથી અગાઉથી જે—તે શાખાના શિક્ષણની વ્યવસ્થા કરવાનું અશક્ય ન હોવું જોઈએ

—આ રીતે ખુલ્લી હરીફાઈવાળા ઉત્તમ શ્રેણીના માર્કસ મેળવનારા વિદ્યાર્થીઓની સંખ્યાને આવરી લેવાનું થઈ શકે

—આ ઉપરાંત, પછાત જ્ઞાતિઓ—જાતિઓ અને વર્ગો માટે 'અનામત' બેઠકોનો અંદાજ લેવાનું તો અતિ સરળ છે. છેલ્લા પાંચેક વરસનો અનુભવ છે કે ગુજરાતમાં હરિજનો છ એક ટકા, આદિવાસીઓ પાંચેક ટકા અને અન્ય પછાત વર્ગોના પાંચેક ટકા જેટલી જ બેઠકો — બધી મળીને પંદરેક ટકા જેટલી જ ભરાતી આવી છે. હવે પાંચેક વરસની પ્રગતિનો અંદાજ કાઢીને તેમને માટે જ વધુ એટલી બેઠકો (મુક્ત હરીફાઈ (ઉપરાંત)ની વ્યવસ્થા કરવાનું, બિલકુલ જ મુશ્કેલ ન હોઈ શકે.

—હા, પછાત વર્ગો હોંશેહોંશે ઉન્નતિ કરે એવું વાતાવરણ અને એવી સગવડ અપાય, તો પણ તેમને માટે અધિકૃત રીતે નક્કી કરેલી ૩૦—૩૧ ટકાવાળી (હરિજન—૭ આદિવાસી—૧૪ અને અન્ય પછાત વર્ગો—૧૦)ની મર્યાદા સુધી તો સરકારે જાગૃત રહીને વ્યવસ્થા કરતા રહેવું પડે. દસ—પંદર વરસ દરમ્યાન તો, પછાત જૂથો જેમ જેમ આગળ વધતા જશે તેમ તેમ તેઓ બિનપછાત બનતા જશે. અને 'અનામત'ના લાભને બદલે ખુલ્લી હરીફાઈમાં પોતાની શક્તિના જોરે ઊંચા પરિણામો દાખવતાં થશે. જ

સવાલ સરકારની સચ્ચાઈનો છે. ૧૪—૫—૮૫)

---

તા. ક.

તા. ૧૨ મેના દિવસે અમદાવાદ શહેર ભડકે બળ્યું અને છેવટે, મોડે મોડેય, શહેરનો કબજો લશ્કરના હાથમાં સોંપાયો, એ પછી પણ છૂટાછવાયા તોફાનો અને હિંસાના બનાવો બનતા રહ્યા. પરંતુ, તા. ૧૫મી એ પંચાયત સહિતનો તમામ કર્મચારીઓએ સરકાર સામે સમાધાન કરી લેતાં શાંતિની વિશેષ આશા બંધાઈ છે.

## શ્રી હરિવલ્લભ પરીખના ઉપવાસ અને પારણાં

જાણીતા લોકસેવક અને રંગપુર આનંદ નિકેતન આશ્રમ, (નસવાડી) ના સંચાલક શ્રી હરિવલ્લભ પરીખે આંદોલન દરમિયાન સમયોચિત અને સમુચિત પ્રકારનાં બે વાર જાહેર નિવેદન કર્યાં હતાં. પરંતુ, નસવાડી પ્રદેશમાં પછાત પ્રજાજનોની દુભાયેલી લાગણી તથા ગુજરાત મુખ્યત. અમદાવાદ અને ઇતર નગરોમાં ચાલુ રહેલ હિંસક ઉશ્કેરણીઓ અને તોફાનોની પરિસ્થિતિના શમન અર્થે અનિશ્ચિત સમયના ઉપવાસ આદર્યા હતા; શાંતિ અને આત્મશુદ્ધિના આ ઉપવાસ નવ દિવસ બાદ ૫૦૦ ઉપરાંત આદિવાસીઓના હાજરીમાં પારણાં કરી અંત આણ્યો હતો.

## સરકાર અને કર્મચારીઓ વચ્ચે સમાધાનના મુખ્ય મુદ્દા (તા. ૯-૫-૮૫)

ગુજરાત રાજ્ય રાજ્યપત્રિત અધિકારીઓના મંડળોના ફેડરેશન અને ગુજરાત રાજ્ય કર્મચારી મહામંડળે (સરકાર માન્ય) નીચે મુજબની વિગતો આપી છે–

(૧) ગાંધીનગરના કર્મચારીઓ પર થયેલ પોલીસ દમન અંગે જરૂરી પગલા લેવા તથા તપાસ અંગે થયેલ સમાધાન કે જે અસરકર્તા કર્મચારીઓના સંગઠનોએ માન્ય કરેલ છે તેનો તાત્કાલિક અમલ કરાશે.

(૨) સાધવાણી સમિતિનો હેવાલ તા. ૭મીએ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે

(૩) વિધાનસભામાં મુખ્યમંત્રીએ તા. ૨૪-૩-૮૧ના રોજ આપેલ ખાતરી મુજબ ચેરમેનના હેવાલની ભલામણો તા. ૨૬-૩-૮૧ના પશ્ચાતવર્તી અસરથી અમલી થનાર છે.

(૪) સાધવાણી સમિતિના ચેરમેનશ્રીએ કરેલ ભલામણોનો અક્ષરશઃ સ્વીકાર કરવામાં આવ્યો છે,

(૫) બઢતીના સંદર્ભમાં સીનીયોરીટી અને યોગ્યતા અંગે હાલની નીતિની ફેરવિચારણા કરવાની ભલામણ-અંગે-કાર્યવાહી કરવા સરકારે સંમતિ આપી છે.

(૬) વહીવટમાં કાર્યદક્ષતા જાળવી રાખવા માટે અમુક લઘુતમ નોકરીની જોગવાઇ દાખલ કરવા નક્કી કરેલ છે, જે નીચે મુજબ છે–

વર્ગ ૪માથી વર્ગ ૩માં બઢતી માટે પાંચ વર્ષનો અનુભવ જરૂરી રહેશે.

વર્ગ ૩માથી વર્ગ ૨માં બઢતી માટે પાંચ વર્ષનો અનુભવ જરૂરી રહેશે.

વર્ગ ૨માંથી વર્ગ ૧મા બઢતી માટે આઠ વર્ષનો અનુભવ જરૂરી રહેશે.

(૭) જે જે સંવર્ગોમા અનુસૂચિત જાતિની વ્યકિતઓને સાત ટકાથી વધારે પ્રતિનિધિત્વ મળ્યુ હોય તો તે સંવર્ગમાં રોસ્ટર તેમ જ કેરી ફોરવર્ડ બંન્ને મુલત્વી રાખવાનું નક્કી થયેલ છે

(૮) સીલેકશન ગ્રેડની જગ્યાઓ માટે રોસ્ટર પદ્ધતિ માટે જેટલા અનુસૂચિત જનજાતિના કર્મચારીઓને કોઇ પણ સંવર્ગમા રોસ્ટર પદ્ધતિના આધારે સીલેકશન ગ્રેડમા અગાઉ મળે છે તેટલી સીલેકશન ગ્રેડની જગ્યાઓ જે તે સંવર્ગમા વધારાની જગ્યાઓ સીનીયોરીટી પ્રમાણે સીલેકશન ગ્રેડની શરતોને આધીન રહીને સીલેકશન ગ્રેડ પાત્ર કર્મચારીઓને આપવી

(૯) ૧૯૯૧ની વસ્તી ગણત્રીનાં આંકડા ઉપલબ્ધ થાય ત્યારે અનામતની ટકાવારીનો સંપૂર્ણ વિચાર કરવો અને જો જુદા જુદા જિલ્લાઓ માટે અનામતની ટકાવારી જુદી જુદી નક્કી કરવામાં આવે તો સમગ્ર રાજ્ય માટે પણ જે તે જાતિની વસ્તી કરતાં અનામતની ટકાવારી વાસ્તવમા વધી જાય નહિ તે મુદ્દો ધ્યાનમાં લેવાશે

(૧૦) રોસ્ટર પદ્ધતિથી બઢતી આપવા માટે 'ઝોન ઓફ કન્સીડરેશન એટલે કે અનામત ઉમેદવારો મેળવવાનુ ક્ષેત્ર સંબંધી મુદ્દાઓ અંગે અનામત રાખેલ ખાલી જગ્યાઓ ઉપરથી બઢતી યોગ્યતાને આધીન રહીને સીનીયોરીટી ઉપર આધારિત હશે.

---

રોસ્ટર પ્રથા અંગે સાધવાણી સમિતિના હેવાલની બાબતમાં સરકાર અને કર્મચારી મહામંડળો વચ્ચે થયેલ સમજૂતીની વિગતો એને સમજે અહીં આપવામાં આવી છે.

---

# સૌની સમાનતા છતાં, 'પછાતો'ને વિશેષાધિકાર

## ખંડ—૩

## મૂળભૂત અધિકારો

### (કલમ ૧૨ થી ૩૫)

(૧) સમાનતાનો અધિકાર (કલમ ૧૪ થી ૧૮)
(૨) સ્વતંત્રતાનો અધિકાર (કલમ ૧૯ થી ૨૨)
(૩) શોષણમુક્તિનો અધિકાર (કલમ ૨૩-૨૪)
(૪) ધાર્મિક માન્યતા ધરાવવાનો અધિકાર (૨૫-૩૦)
(૫) શૈક્ષણિક અને સાંસ્કૃતિક અધિકારો (૨૫-૩૦)
(૬) મિલકતનો અધિકાર (૩૧)
(૭) બંધારણી ઉપાયો અંગેનો અધિકાર
—સુપ્રિમ કોર્ટ દ્વારા (૩૨)
—પાર્લામેન્ટ દ્વારા (૩૩)
—પાર્લામેન્ટને અપવાદ રૂપ અધિકાર (૩૫)
થોડીક વિગતે કલમો જોઈએ

કલમ ૧૩ : જે કાયદો એવો મૂળભૂત અધિકારો સાથે સુસંગત ન હોય તે કાયદો વિસંગતિ રાવને કારણે રદ ગણાશે

### સમાનતાનો અધિકાર

કલમ ૧૪ : સરકાર કોઈ પણ વ્યક્તિની કાયદેસરની સમાનતાનો અને કાયદેસરના સંરક્ષણનો ઇન્કાર કરશે નહીં.

કલમ ૧૫ : (૧) સરકાર કોઈ પણ નાગરિકનો તેના ધર્મ*, જાતિ (રેઈસ), જ્ઞાતિ (કાસ્ટ), લિંગ (સેક્સ), જન્મસ્થાન આમાંના કોઈ પણ કારણસર, ભેદભાવ કરશે નહીં; તથા (૨) (અ) દુકાનો, જાહેર રેસ્ટોરાં-હોટલ તથા જાહેર મનોરંજનનાં સ્થળો, ઉપરાંત (બ) કૂવા, તળાવો, નહાવાના ઘાટ, રસ્તા તથા જાહેર વિશ્રામસ્થાનો જે પૂરી કે આંશિક સરકારી નાણાકીય સહાયથી ચાલતા હોય વા સાર્વજનિક ઉપયોગ માટે હોય, તે બધાની બાબતમાં ઉપરના કારણોસર અવરોધ કરી શકાશે નહીં

આમ, રજૂ કર્યા પછી, એ બાબતના અપવાદ કલમ ૧૫ (૩) તથા (૪) માં સૂચવાયા છે : (૩) મુજબ, સ્ત્રીઓ અને બાળકો માટે ખાસ જોગવાઈ કરવાની સરકારને છૂટ અપાઈ છે (૪) ખુદ આ કલમ મુજબ, અથવા ૨૯ મી કલમ ની પેટા કલમ (૨), સરકારને નીચેની બાબતોમાં ખાસ જોગવાઈ કરવાની આડે આવશે નહીં બલ્કે સામાજિક રીતે અને શૈક્ષણિક રીતે નાગરિકોના પછાત વર્ગો અથવા અનુસૂચિત જ્ઞાતિઓ (શેડ્યુલ્ડ કાસ્ટસ-અસ્પૃશ્યતા SC) તથા અનુસૂચિત જનજાતિઓ (શેડ્યુલ્ડ ટ્રાઈબ્સ-આદિવાસીઓ-ST) ની ઉન્નતિ માટે ખાસ જોગવાઈ કરવામાં આડે આવશે નહીં.

* કલમ ૨૯ (૨), કોઈ પણ શૈક્ષણિક સંસ્થા જે સંપૂર્ણ વા આંશિક રીતે સરકારી સહાય મેળવતી હશે, તેમાં ધર્મ, જાતિ, જ્ઞાતિ, ભાષાને કારણે કોઈ પણ નાગરિકને પ્રવેશ આપવાનો ઇનકાર કરશે નહીં.

કલમ ૧૬ (૧) સરકારી કચેરીમાંની કોઇ પણ નોકરી વા નિમણુકની બાબતમાં તમામ **નોકરી માટે તકની સુલભતા હશે.**

(૨) ધર્મ જાતિ, જ્ઞાતિ, લિંગ, પૂર્વજ, જન્મસ્થળ વા રહેઠાણ-માંથી કોઈ પણ કારણસર સરકાર હસ્તકની નોકરી કે સ્થાન (ઑફિસ)ની બાબતમાં કોઇ પણ નાગરિક પ્રત્યે ભેદભાવ રાખવામાં આવશે નહીં.

(૪) પરન્તુ, કોઇપણ (ઘટક) રાજ્યના વિસ્તારમાંની નોકરીઓ અંગે એ રાજ્યમાં નિવાસ કરવાનું આવશ્યક મનાયું હશે તો એ સબંધે ધારો ઘડવાનો પાર્લામેન્ટને, આ કલમ છતાં, અબાધિત અધિકાર રહેશે.

(૪) નાગરિકોમાંના કોઇ પણ પછાત વર્ગ" (બેકવર્ડ ક્લાસ), જેમની બાબતમાં સરકારને એમ લાગે કે સરકારી નોકરીઓમાં પૂરતું પ્રતિનિધિત્વ થયેલું નથી તો તેમની નિમણૂકોની વા જગ્યાઓની તરફેણમાં અનામતની જોગવાઈ કરતાં આ કલમમાંનું કશું આડે આવશે નહીં.

કલમ ૧૭ 'અસ્પૃશ્યતા'ની નાબૂદી કરવામાં આવે છે અને કોઈ પણ પ્રકારના તેવા વ્યવહાર સામે મનાઈ ફરમાવે છે. 'અસ્પૃશ્યતા'ના પાલન બાબતની કોઈ પણ ત્રુટિ કાયદાની રીતે સજાપાત્ર ગુનો લેખાશે.

(કલમ ૧૮ કોઇ પણ પ્રકારના 'ખિતાબો' પર પ્રતિબંધ મૂકે છે લશ્કરી તથા વિદ્વત્તામૂલક અપવાદ)

આ પછી, 'સ્વતંત્રતાના અધિકારો' નીચે નાગરિકોની બાબત આવે છે.

કલમ ૧૯ (૧) : તમામ નાગરિકોને નીચે મુજબના અધિકારો હશે—

(એ) વાણી અને અભિવ્યક્તિની સ્વતંત્રતા

(બી) શાંતિમય રીતે અને શસ્ત્રો વિના એકઠા થવાનો હક:

(સી) સંગઠનો વા યુનિયનો સ્થાપવાનો હક:

(ડી) સમસ્ત ભારતના કોઇ પણ પ્રદેશમાં મુક્ત રીતે હરવા ફરવાનો હક,

(ઈ) સમસ્ત ભારતના કોઈ પણ પ્રદેશમાં રહેવાનો અને સ્થાયી વસવાટ કરવાનો હક;

(એફ) મિલકત મેળવવી, રાખવી અને ઉપયોગ કરવાનો હક:

(જી) કોઈ પણ વ્યવસાય, વેપાર વા ઉદ્યોગ કરવાનો હક.

*

અનામત અને ખાસ જોગવાઈઓના સંબંધમાં ઉપરની કલમો ૩૩૦થી ૩૪૨ તરફ દૃષ્ટિપાત કરવો જરૂરી છે.

ખંડ-૧૬

"અમુક વર્ગોના સંદર્ભમાં ખાસ જોગવાઇઓ."

(કલમ ૩૩૦ થી ૩૪૨)

કલમ ૩૩૦માં જેમને માટે લોકસભા (હાઉસ ઑફ ધ પિપલ) માં અનામત બેઠકો સૂચવી છે તે મુજબ છે—

(એ) અનુસૂચિત જ્ઞાતિઓ (અસ્પૃશ્યો)

(બી) અને (સી)માં અમુક પ્રદેશો સિવાયના પ્રદેશોની અનુસૂચિત જનજાતિઓ (આદિવાસીઓ) કલમ ૩૩૨માં વિધાનસભાઓમાં અનામત બેઠકોનો ઉલ્લેખ છે.

પેટા કલમમાં વસતી અનુસાર અનામત બેઠકોનું સૂચન છે.

* કલમ ૩૩૪માં એવું સ્પષ્ટ કરવામાં કરવામાં આવ્યું છે કે આ ખંડમાં લોકસભા અને વિધાનસભાઓમાં જે અનામત બેઠકોની જોગવાઈ છે તે બંધારણના આરંભથી દસ વર્ષ અવધિ પૂરી થતાં બંધ થઈ જશે

* ૧૯૫૦માં પસાર કરેલ બંધારણમાં આ મુદત દસ વરસની હતી, તે સુધારીને ૬૯ના બંધારણના ૨૨મા સુધારા મુજબ, વીસ વરસ કરી, ત્યાર બાદ ત્રીસની !

કલમ૩૩૫માં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જન જાતિઓના-કેન્દ્ર તથા રાજ્ય સરકારોમાં નોકરીઓ અને સ્થાનો (પોસ્ટસ) માટેના-દાવાઓ (વહીવટી કાર્યદક્ષતાની જાળવણીના ધોરણે-લક્ષમાં લેવાશે.

કલમ ૩૩૮ મુજબ, રાષ્ટ્ર પ્રમુખ અનુસૂચિત જ્ઞાતિઓ અને અનુસૂચિત જનજાતિઓ માટે એક ખાસ અમલદારની નીમણૂક કરશે; અને અને તે આ બંને પ્રજા જૂથોની ઉન્નતિ અંગેના હેવાલો રાષ્ટ્રપ્રમુખ સમક્ષ રજૂ કરશે, જે તેઓ સંસદ સમક્ષ રજૂ થાય તેવી તજવીજ કરશે

કલમ ૩૪૦ મુજબ રાષ્ટ્રપ્રમુખ-ખાસ કમિશન દ્વારા સામાજિક અને શૈક્ષણિક પછાત વર્ગો (સોશિયલી એન્ડ એજ્યુકેશનલી બેકવર્ડ કલાસીસ)ના ઉત્કર્ષની બાબતમાં તથા તેમને મદદ આપવાની બાબતમાં સૂચનો કરશે.

કલમ ૩૪૧ તથા ૩૪૨ મુજબ, રાષ્ટ્રપ્રમુખ જે તે રાજ્યના ગવર્નરો સાથે મસલત કરીને જાહેર નોટિફિકેશન દ્વારા જ્ઞાતિઓ (કાસ્ટસ) જાતિઓ વા જનજાતિઓ વા (રેઈસીસ વા ટ્રાઈબ્સ) અથવા તેમના અમુક ભાગો વા જૂથો અંગે નવેસરથી નિર્ણય કરશે, તે અનુસાર બંધારણના હેતુ માટે 'અનુસૂચિત જ્ઞાતિ' વા 'અનુસૂચિત જન જાતિ' ગણાશે.

## શિક્ષણ ક્ષેત્રે અનામત

| | વસતી (ટકા) | બેઠકો અનામત (ટકા) | બેઠકો ભરાય છે (ટકા) |
|---|---|---|---|
| (અ) અનુસૂચિત જ્ઞાતિઓ (શેડયુલ્ડ કાસ્ટ્સ Sc) (હરિજનો) | ૭ | ૭ | ૬ |
| (બ) અનુસૂચિત જનજાતિઓ (શેડયુલ્ડ ટ્રાઈબ્સ : ST) (આદિવાસીઓ) | ૧૩ | ૧૩ | ૫ |
| (ક) અન્ય પછાત વર્ગો (અધર બેકવર્ડ કલાસિસ) (Bc) | ૨૫ થી ૫૦ | ૧૦ | ૫ |
| | ૬૫ થી ૭૦ | ૩૦ | ૧૬ |

* ગુજરાત સરકારે આમાં ૧૮ ટકા વધારો કરવાનો જાન્યુઆરીમા લીધેલો નિર્ણય પાછો ખેંચી લીધો છે.

૬૬ અગાઉ પૂરા કરતાં બાકી રહેતી બેઠકો તે પછીના વરસે ભરવાની છૂટ હતી, તે ૧૯૮૨થી રદ કરવામા આવી છે, તેનો લાભ ખુલ્લી હરીફાઈની પરીક્ષાવાળા બિનઅનામતોને મળે છે.

આ ઉપરાંત-

સુપ્રિમ કોર્ટના આદેશ મુજબ, રાજ્યની અનામત બેઠકો (૩૦ટકા) બાદ કર્તા, જે બિન-અનામત (૭૦ ટકા) બેઠકો રહે, તે ૭૦ ટકાના ૩૦ ટકા (૨૧ ટકા) બેઠકો દેશના તમામ રાજ્યોના વિદ્યાર્થીઓ માટે જાહેર સ્પર્ધાત્મક કસોટી દ્વારા ભરવાની હોય છે. આવી વિશિષ્ટ ખુલ્લી સ્પર્ધાત્મક (ઓપન કોમ્પિટિશન)માં ગુજરાતનો વિદ્યાર્થી પણ ભાગ લઈ શકે છે.

આ રીતે, -રાજ્ય

| | |
|---|---|
| -રાજ્યની અનામત | ૩૦ ટકા |
| -ઓપન કોમ્પિટિશન | ૨૧ ટકા |
| | ૫૧ ટકા |

—આમ ૪૯ ટકા બિનઅનામત બેઠકો સર્વ સાધારણ પરીક્ષાઓ માટે રહે છે—જે વસતીના આમ, કુલ વસતીના લગભગ ૩૦ થી ૩૫ ટકા વિદ્યાર્થીઓને ૪૯ ટકા બિનઅનામત બેઠકો મળે છે ..

પરંતુ, આ તો બંધારણીય યોજનાની વાત થઈ, વાસ્તવમાં, ઉપરના કોઠામાં કાળા અક્ષરોમાં ૩૦ ટકા રખાયેલા બેઠકોમાંથી ખરેખર ૧૫-૧૬ ટકા ભરાતી હોય છે—વધેલી બેઠકો બિનઅનામતને મળે છે એ જોતા, ૪૯+૧૬=૬૫ ટકા બેઠકો બિન-અનામતને ભાગે આવે છે.

## અનામત અંગે સાચી પરિસ્થિતિ

સરકારના પ્રવર્તમાન આદેશો મુજબ નીચે જણાવેલ બેઠકો અનામત રાખવામાં આવે છે. અનુસુચિત જ્ઞાતિ માટે ૭ ટકા, અનુસૂચિત જનજાતિ માટે ૧૩ ટકા અને શૈક્ષણિક રીતે પછાત વર્ગો માટે ૧૦ ટકા જગ્યાઓ, એટલે ખરેખર ૩૦ ટકા જગ્યાઓ અનામત છે. આ અનામતનુ પ્રમાણ છેલ્લા ૭ વર્ષથી અમલમા છે. પરંતુ અનામત જગ્યાઓ સામે છેલ્લા ત્રણ વર્ષમા ખરેખર ભરાયેલ જગ્યાઓની પરિસ્થિતિ નીચે દર્શાવ્યાં મુજબ છે.

ઇજનેરી કૉલેજ—ડીગ્રી અભ્યાસક્રમ

| વર્ષ | કુલ જગ્યાઓ | અનામત જગ્યાઓ | બિનઅનામત જગ્યાઓ | ભરાયેલ જગ્યાઓનુ પ્રમાણ અનામત | ભરાયેલ જગ્યાઓનુ પ્રમાણ બિન-અનામત | ખરેખર ભરાયેલ જગ્યાઓની ટકાવારી અનામત | ખરેખર ભરાયેલ જગ્યાઓની ટકાવારી બિન અનામત |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧૯૮૨-૮૩ | ૨૧૧૦ | ૬૩૩ | ૧૪૭૭ | ૨૬૯ | ૧૮૪૧ | ૧૨.૧૭ | ૮૭.૮૩ |
| ૧૯૮૩-૮૪ | ૨૨૭૧ | ૬૮૦ | ૧૫૯૧ | ૩૨૦ | ૧૯૫૧ | ૧૪.૦૯ | ૮૫.૯૧ |
| ૧૯૮૪-૮૫ | ૧૫૫૩ | ૪૩૯ | ૧૧૧૪ | ૨૫૦ | ૧૩૦૩ | ૧૬.૦૯ | ૮૩.૯૧ |

મેડીકલ કૉલેજ—ડીગ્રી અભ્યાસક્રમ

| વર્ષ | કુલ જગ્યાઓ | અનામત જગ્યાઓ | બિન અનામત જગ્યાઓ | ભરાયેલ જગ્યાઓનુ પ્રમાણ અનામત | ભરાયેલ જગ્યાઓનુ પ્રમાણ બિન અનામત | ખરખર ભર યેલ જગ્યાઓની ટકાવારી અનામત | ખરખર ભર યેલ જગ્યાઓની ટકાવારી બિન-અનામત |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૮૨-૮૩ | ૬૨૫ | ૧૮૩ | ૪૪૨ | ૧૦૦ | ૫૨૫ | ૧૬ | ૮૪ |
| ૧૯૮૩-૮૪ | ૬૨૫ | ૧૬૫ | ૪૬૦ | ૧૦૦ | ૫૨૫ | ૧૬ | ૮૪ |
| ૧૯૮૪-૮૫ | ૬૨૫ | ૧૭૫ | ૪૫૦ | ૬૯ | ૫૫૬ | ૧૧.૦૯ | ૮૮.૯૧ |

ઉપરોકત વિગત પરથી સ્પષ્ટતા થશે કે છેલ્લા શૈક્ષણિક વર્ષમાં એન્જીનીયરીંગ અને મેડીકલ કોલેજમા અનુક્રમે ૧૬ ટકા અને ૧૧ ટકા બેઠકો અનામત માટેના વિદ્યાર્થીઓ મેળવી શક્યાં છે, જ્યારે એની સામે અનામતનું પ્રમાણ ૩૦ ટકા છે અને બિનવપરાયેલ અનામત બેઠકા ઉપર અન્ય વિદ્યાર્થીઓને મેરીટ પ્રમાણે પ્રવેશ આપવામાં આવ્યો છે. જેનાથી મેડીકલ અભ્યાસક્રમમાં ૮૯ ટકા અને એન્જીનીયરીંગ અભ્યાસક્રમમા ૮૪ ટકા જગ્યાઓ પર બિનઅનામત વિદ્યાર્થીઓએ ગુણવત્તાના ધોરણે પ્રવેશ મેળવેલ છે.

## વિવિધ પંચોની ભલામણો અને વાસ્તવતા

કાલેલકર પંચને નોકરીઓમાં પહેલા વર્ગમાં ૨૫ ટકા, બીજા વર્ગમાં ૩૩ ૩ ટકા, અને ત્રીજા તથા ચોથા વર્ગમાં ૪૦ ટકા આદિવાસી અને હરિજન ઉપરાંતના પછાત વર્ગો માટે અનામત રાખવાનું યોગ્ય લાગ્યું હતું. ભણતરમાં ઈજનેરી, ડોક્ટરી વગેરે અભ્યાસક્રમોમાં ૭૦ ટકા અનામત રાખવાની એમની ભલામણ હતી. ભારતમાં પછાત જાતિઓ અને જ્ઞાતિઓની સંખ્યા એ પંચે ૨૩૯૯ જેટલી ગણી હતી. આ પૈકી ૯૩૦ જાતિઓની વસતિ ૧૧.૫ કરોડ જેટલી હતી. તે વખતે હરિજન અને આદિવાસી વસતિ ૭ કરોડ હતી

કેન્દ્ર સરકારના મંડલ પંચે આદિવાસી અને હરિજનોની ૨૨.૫૦ ટકા અનામત ઉપરાંત અન્ય પછાત વર્ગો અને જાતિઓ માટે બીજા ૨૭ ટકા અનામતની ભલામણ કરી હતી. એમની ગણતરી મુજબ ૫૨ ટકા જેટલી વસતિનો સમાવેશ ૨૨ ૫૦ ટકા આદિવાસી અને હરિજન ઉપરાંતના પછાત વર્ગોમાં થાય છે.

મંડલ કમિશનના હેવાલ મુજબ કેન્દ્ર સરકારની નોકરીમા હરિજન અને આદિવાસીમાં ૨૨ ૫ ટકાની વસતિ સામે કુલ બધા મળીને ૧૮.૭૧ ટકા હતા. પહેલા વર્ગમા તો ૫.૬૮ ટકા જ હતા. એવી જ રીતે અન્ય પછાત વર્ગોની ૫૨ ટકા વસતિ સામે કેન્દ્રીય નોકરીમાં ૧૨ ૫૫ ટકા જ હતા. તેમા પણ પહેલા વર્ગમાં તો ૪.૬૯ ટકા જ હતા.

બક્ષી પંચ . . ગુજરાતમાં ૮મી ઓગસ્ટ ૧૯૭૨ના રોજ કોંગ્રેસ સરકારે બક્ષીપંચની નિમણૂક કરી હતી. ૨૭મી ફેબ્રુઆરી ૧૯૭૬નારોજ તે વખતની કોંગ્રેસ સરકારને બક્ષીપંચે હેવાલ આપ્યો હતો. ૧૯૭૮ના એપ્રિલની ૧લી તારીખે જનતા સરકારે એ અહેવાલનો સંપૂર્ણ સ્વીકાર કર્યો હતો. અને પ્રગટ પણ કર્યો હતો.

વેટરીનરી, ખેતીવાડી અને ટેકનિકલ કોલેજોમાં ૧૦ ટકા બેઠકો પંચે દર્શાવેલી ૮૨ કોમો માટે અનામત રહેશે. પણ પ્રવેશ માટે પાત્રતા ઠરાવતી પરીક્ષામાં ૫૫ ટકા કરતાં ઓછા માર્ક મેળવનાર વિદ્યાર્થીને પ્રવેશ મળી શકશે નહિ. બીજી શરત એ પણ છે કે ખુલ્લી હરીફાઈથી પ્રવેશ મેળવનાર છેલ્લા વિદ્યાર્થી કરતાં પાંચ ટકાથી વધારે ફરક જેના માર્કમાં હશે તે પ્રવેશ મેળવી શકશે નહિ

નોકરી માટે ત્રીજા અને ચોથા વર્ગમાં ભટકતી જાતિઓ સહિત અનામત ૧૦ ટકા પ્રવેશ કક્ષાએ જ રહેશે, બઢતીમાં નહિ. અને પહેલા તથા બીજા વર્ગમાં પ્રવેશ કક્ષાએ ૮૨ કોમોને માટે પાંચ ટકા જગાઓ અનામત રહેશે

અનામત સાથે કેટલાક શૈક્ષણિક સવલતોના લાભોની પણ પંચે ભલામણ કરી હતી પ્રવેશ માટે ઓછામાં ઓછા ૫૫ ટકા માર્ક્સ શરત મૂકી હતી તે અને ખુલ્લી હરીફાઈમાં પસંદ થયેલા વિદ્યાર્થીના માર્ક કરતા પાંચ ટકા કરતા વધારે ઓછા માર્ક ન હોવા જોઈએ એવી શરત મૂકી હતી તે પણ રદ કરી. નોકરીની ભરતી માટે ઉંમરની જે મર્યાદા ઠરેલી હોય તે કરતા પાંચ વરસ મોટી ઉંમર હોય તેનો પણ ભરતીમાં સમાવેશ કરવાની ભલામણ કરી.

* બક્ષીપંચની ભલામણનો સ્વીકાર ૧૯૭૮માં થયેલો તે વખતે એ અંગે વિરોધના સૂર ન ઊઠવાનું કારણ એમાં ગુણવત્તાનો હ્રાસ ન હતો અને 'અનામત' મર્યાદિત હતી તથા ૧૦ વરસ માટે જ હતી.

જનતા સરકારે આ ભલામણોનો સંપૂર્ણ સ્વીકાર કર્યો. બક્ષીપંચે ૮૨ કોમોને પોતાની ભલામણોનો લાભ આપવા સૂચવ્યું તે મુજબ સ્વીકારીને અટકવાને બદલે આ ભલામણોમાં આવરી ન લેવાયા હોય તેવા સમાજના અન્ય નબળા વર્ગોને સહાય આપવાનો પણ નિર્ણય કર્યો.

* એ ભલામણો મુજબ પ્રો. મેડીકલ ડેન્ટલ, એપ્રિલ-મે . ૧૯૮૧]

એમાં ખેતમજૂરો ગ્રામ-કારીગરો, સીમાંત ખેડૂતો, અસંગઠિત છૂટક શ્રમિક વર્ગ, હાથલારીવાળા, રીક્ષાવાળા, ઘોડાગાડીવાળા, પશુપાલકો, માછીમારો નાના પ્રકીર્ણ દુકાનદારો વગેરે વર્ગોના બાળકોને પણ બક્ષી પંચે સૂચવેલી અનામત જગાઓ સિવાયની ઇતર સુવિધાઓ આપવા ઠરાવીને ૧૯૭૮-૭૯ના અંદાજપત્રમાં ૬ કરોડ રૂપીયાની જોગવાઈ પણ કરી હતી.

*

રાણે-પંચ : બક્ષીપંચની ભલામણો તપાસીને એમાં રહી જતી જાતિઓ ઉમેરવા અને એમને માટે બક્ષીપંચે ભલામણ કરેલી અનામતની ટકાવારીમાં એમની વસતિની ટકાવારીના ધોરણે ઉમેરો કરવાની આવશ્યકતા હોય તો તે અંગે સૂચવવા, તેમજ નોકરીમાં ભરતી વખતે ઉમરની છૂટછાટ મૂકવા જેવી હોય તો તે સૂચવવા, અને યોગ્ય લાગે તે બીજાં સૂચન કરવા ૨૦મી એપ્રિલ ૧૯૮૧-ના રોજ ગુજરાતની કોંગ્રેસ સરકારે રાણેપંચની નિમણૂંક કરી, ૩૧-૧૦-૧૯૮૩ સુધીમાં રાણે પંચે પોતાનો હેવાલ રજૂ કરવાનો હતો, આ હેવાલ રજૂ થયા પછી સરકારની વિચારણામાં હતો. ૧૯૮૫ના જાન્યુઆરીની ૧૦મી તારીખે ગુજરાત સરકારે મંત્રીમંડળના ઠરાવથી એનો સ્વીકાર કર્યો. અને બક્ષીપંચે ઠરાવેલી ૫ ટકા અને ૧૦ ટકાની મર્યાદાને બદલે ૨૮ ટકા જગાઓ અનામત રાખવા ઠરાવ્યું. રાણેપંચે જ્ઞાતિને બદલે વ્યવસાય અને આર્થિક સ્થિતિના ધોરણે અનામત રાખવાની ભલામણ કરી એનો સરકારે અસ્વીકાર કર્યો. હેવાલ સરકારે પ્રગટ ન કર્યો. રાણેપંચે પ્રવેશમાં જ ૨૮ ટકા અનામતને બદલે બઢતી સહિત તમામ કક્ષાએ ૨૮ ટકા અનામતની ભલામણ કરી.

સરકારે રાણેપંચનો હેવાલ માર્ચમાં બહાર પાડયો, રાણેપંચની ભલામણો પ્રમાણમાં દૂરગામી અને ગુણવત્તાનો આગ્રહ છોડનારી હોવાથી, એના તીવ્ર પ્રત્યાઘાત ઊઠયા. તે પછી સરકારે વખતોવખત કરેલી સ્પષ્ટતાઓ અને હાઈકોર્ટમાં નોંધાવેલી એફીડેવીટ જોતા સરકાર સમગ્ર પ્રશ્નની સમીક્ષા, રસ ધરાવનાર તમામને સાંભળીને, કરવા માગે છે અને તે સમીક્ષા ન થાય ત્યાં સુધી સરકાર ટકાવારી અંગે નિર્ણય કરશે નહિ. એ સંદર્ભમાં, હાઈકોર્ટે પણ આંદોલનનું કારણ રહેતું ન હોવાથી તે બંધ કરવા અપીલ કરી છે. એક વરસે ન ભરાઈ હોય તે બેઠક બીજે વરસે પણ વધારીને ભરાય એવી "કેરી ફોરવર્ડ"ની પદ્ધતિ પણ બંધ કરી છે.

* આ ટકાવારી મુજબ ગુજરાતમાં બક્ષીપંચની ભલામણ પછીનાં સાત વરસમાં ૧૦ ટકા ઈજનેરી અને મેડિકલ પ્રવેશનો લાભ કોઈપણ વરસે ઉઠાવાયો નથી મેડિકલમાં વધારેમાં વધારે ૧૯૭૮મા ૬.૪ ટકાએ લાભ લીધો હતો અને ઓછ.માં ઓછો ૧૯૮૦-૮૧મા ૩ ટકાએ લાભ લીધો હતો. ઈજનેરીમાં ૧૯૮૦-૮૧મા વધારેમાં વધારે ૪.૮ ટકાએ અને ૧૯૭૯-૮૦મા ઓછામાં ઓછા એટલે ૩.૩ ટકાએ લાભ લીધો હતો.

આ બધી વિગતો જોતા, અનામત તરફેણવાળા કે વિરોધ કરનાર વિચારી જુએ તો, સમજૂતી પર આવવામાં કોઈએ બહુ ગુમાવવાનું નથી અને ગુણવત્તા તેમજ પછાત અને નબળા વર્ગોની આવશ્યકતાઓ બંનેનો સમન્વય ઉદારતાપૂર્વક ચર્ચા વિચારણા કરવાથી થઈ શકે એમ છે એમ લાગે છે.

ગાંધીનગર

૧૦-૪-૮૫ —બાબુભાઈ જશભાઈ પટેલ

# ભારતની સર્વોચ્ચ અદાલતના ન્યાય મૂર્તિઓનાં તાજેતરનાં મંતવ્યો
( તા ૧૦-૫-૮૫ )

ભારતના વડા ન્યાય મૂર્તિ વાય વી ચંદ્રચૂડે જણાવ્યું હતું કે અનુસૂચિત જ્ઞાતિઓ (હરિજનો) અને અનુસૂચિત જનજાતિઓ (આદિવાસીઓ) માટેની અનામતની જોગવાઈ પંદર વર્ષ કરતા વધુ નહી, એટલા સમય માટે ચાલુ રહેવી જોઈએ તેમણે વધુમા જણાવ્યું હતું કે પંદર વર્ષની અવધિ પછી આ બને પછાત સમૂહો માટે, જ્ઞાતિજાતિવાર નહી, પરંતુ આર્થિક પછાતપણાની ચકાસણી લાગુ પાડવી જોઇએ. તેમણે ઉમેર્યું હતુ કે—

* અલ્પાધિકાર ધરાવતા સમાજમાંના વિશેષાધિકાર પ્રાપ્ત વિભાગને પસંદગીયુક્ત લાભો અચોક્કસ સમય સુધી એકહથ્થુ રીતે ભોગવવાની છૂટ ન અપાય એ જરૂરી છે.

વડા ન્યાયમૂર્તિએ 'પછાત વર્ગો' (બેકવર્ડ ક્લાસિસ) માટે બે ચકાસણી સૂચવી હતી : (૧) તેઓ પછાતપણાની બાબતમાં અનુસૂચિત જ્ઞાતિઓ તથા જનજાતિઓ સાથે સરખાવી શકાય, (૨) રાજ્ય સરકાર પ્રવર્તમાન સંજોગોમાં આંકો અંગેની જે ચકાસણી નક્કી કરે તેને તેઓ સંતોષતાં હોવા જોઈએ.

## ન્યાયમૂર્તિ રેડ્ડી

ન્યાયમૂર્તિ રેડ્ડીએ એવું મંતવ્ય વ્યક્ત કર્યું છે કે વ્યક્તિગત ગરીબાઈ નહી, પરંતુ વર્ગની ગરીબાઈ અનામત માટેની પ્રાથમિક ચકાસણી ગણાવી જોઈએ. અન્ય આનુસંગિક ચકાસણીઓમાં જીવનધોરણ, સામાજિક અમતાક્રમમા સ્થાન, રેવો, રિવાજો વગેરેનો સમાવેશ કરી શકાય.

એક વખત આ શરતો ગણતરીમાં લેવાઈને વર્ગનું પછાતણુ નક્કી થાય પછી કોર્ટે એ બાબતમાં દરમ્યાનગીરી કરવાની ન રહે. પરંતુ તેમણે ઉમેર્યું કે ગેરસમજૂતી ન થાય એ માટે કહેવું જોઈએ કે અદાલતી સમીક્ષાને બાકાત કરાય નહી.

## ન્યાયમૂર્તિ સેન

ન્યાયમૂર્તિ સેને જણાવ્યું હતુ કે તાજેતરમાં મધ્યપ્રદેશ અને ગુજરાતમા જે વ્યાપક અજંપો ફેલાયો છે તેને લક્ષમા લઈને સરકારે અનામતની સમગ્ર પદ્ધતિ પર ફેરનજર નાખવી જરૂરી છે

તેમણે એવુ મંતવ્ય વ્યક્ત કર્યું કે અનામતની ખાસ જોગવાઈ કરવા માટેનો મુખ્ય અને એક માત્ર મુદ્દો ગરીબાઈ હોવો જોઈએ. જ્ઞાતિઓ, પેટાજ્ઞાતિઓ કે જૂથોનો ઉપયોગ ફક્ત અનુસૂચિત જાતિઓ તેમજ આદિવાસી જાતિના લોકો સાથ સરખામણી કરી શકાય એવા લોકો નક્કી કરવા માટે કરાવો જોઈએ.

## ન્યાયમૂર્તિ દેસાઈ

ન્યાયમૂર્તિ દેસાઈએ જણાવ્યું છે કે જ્ઞાતિના લેબલની અવગણના કરીને સામાજિક અને શૈક્ષણિક રીતે પછાત વર્ગો નક્કી કરવાના ધોરણની સમીક્ષા કરવાનો સમય પાકી ગયો છે. વાસ્તવિક રીતે લાગુ પાડી શકાય એવું એકમાત્ર ધોરણ આર્થિક પછાતપણુ છે.

* તેમણે કહ્યું કે અનામતો માટેની સમયમર્યાદા હોવી જોઈએ. એમ ન થાય તો આ રાહતો સ્થાપિત હિતો બનતી જશે.

ન્યાયમૂર્તિ વેંકટરામૈયાએ અનામતની જોગવાઈ માટે જ્ઞાતિ અને આવક બંનેની સંયુક્ત

અનામતની તર્કસંગત મર્યાદા છે.

વધુમાં સર્વોચ્ચ અદાલતના વડા ન્યાયમૂર્તિ શ્રી યશવંત ચંદ્રચૂડે જણાવ્યું છે કે : "સરકારે માત્ર અનામત બેઠકોની વહેંચણી કરીને બેસી રહેવું ન જોઈએ. પછાત વર્ગોના વિદ્યાર્થીઓ તેમના અભ્યાસકાળ દરમ્યાન વધુ તેજસ્વી તરીકે બહાર આવે એ માટે સાચા દિલથી પ્રયાસ કરવો જોઈએ. આ માટે આ વર્ગોના વિદ્યાર્થીઓ તેમના શિક્ષણનો પ્રારંભ કરે ત્યારથી જ તેમના માટે વિશેષ અભ્યાસની વ્યવસ્થા કરવી જોઈએ"

આમ કહીને, ન્યાયમૂર્તિએ ચેતવણી આપી છે કે "જો આવી વ્યવસ્થા નહી થાય તો આવા વર્ગોના વિદ્યાર્થીઓ તેમનો અભ્યાસ વચ્ચેથી પડતો મૂકે તેવી શક્યતા છે." આવી પરિસ્થિતિ ઊભી થવાથી તેમને મહેરબાનીના રાહે વધારાના માર્કસ આપવા પડે ! આથી ભવિષ્યમા તેઓ જે વ્યવસાયમાં જાય ત્યા (જરૂરી) કાર્યક્ષમતાને પહોચી વળવા કદાચ સક્ષમ ન બને !

---

## સૌ મૌલિક યોગદાન કરે | વિમલાબેન ઠકાર

પ્રખર સર્વોદય ચિંતક વિદુષી વિમલા ઠકાર વિદેશથી પાછાં ફરતાં ગુજરાતની પરિસ્થિતિ પ્રત્યે અપાર ખેદ અને ચિંતા વ્યક્ત કરતા એક નિવેદનમાં જણાવે છે કે, વિદેશમા વર્તમાનપત્રો અને બી.બી.સી. દ્વારા જાણવા મળેલા સમાચારો એવા તો ચોંકાવનારા હતા કે એ માનવા જીવ ખચકાતો હતો, પણ ભારતમાં પગ મૂક્યા પછી ખબર પડી કે ગુજરાતમાં સમગ્ર સમાજજીવનના તાણાંવાણાં છિન્નભિન્ન થઇ ગયાં છે.

અનામત આંદોલનના પગલે પગલે કોમી રમખાણો, વર્ગવિગ્રહ, પોલીસ દમનકાંડો, વર્તમાનપત્રો અને પત્રકારો પર અત્યાચારો વગેરેથી આજે ભારેલા અગ્નિની સ્થિતિ પ્રવર્તી રહી છે. પણ હવે શાસકો અને આંદોલનકારો, પ્રજા અને સરકાર વચ્ચે વાટાઘાટો શરૂ થવી જોઇએ. આંદોલનો, સરઘસો, નિદર્શનો ઇત્યાદિ સ્થગિત કરી દેવા જનમાનસ જગાડવું પડશે. એમ નહિ થાય તો ગરવી ગુજરાતનાં બધાં જ મૂલ્યો નષ્ટ થઇ જશે.

શ્રીમતી ઠકાર સર્વશ્રી બાબુભાઈ પટેલ, ઉમાશંકર જોષી, યશવંત શુક્લ જેવા સંનિષ્ઠોએ કરેલા પ્રયાસોને બીરદાવતાં અને રતુભાઇ અદાણીની પ્રેરણાથી પુનઃશાંતિ પ્રસ્થાપિત કરવા શરૂ થયેલા 'અનશન અભિયાનના પ્રયોગને શાંતિની દિશામા જનારું મૌલિક યોગદાન લેખાવતા જણાવે છે કે, ગુજરાતની જનતાને હું વિનવું છું કે મહાત્મા ગાંધીની આ જન્મ અને કર્મભૂમિમાં સમાધાન માટે શાંતિની શક્તિ વડે ઝઝૂમવાના માર્ગો અને વ્યૂહ શોધવા જ પડશે. હિંસા વડે પ્રશ્નો ઉકેલી શકાતા નથી, એથી તો વધુ ગૂંચવાતા હોય છે. 'પાવર ઓફ પીસ' કેવી રીતે ઊભો કરવો એ પડકાર આપણી સમક્ષ ઊભો છે. એટલે શાંતિની શક્તિ અને લોકતંત્રનાં નિર્માણમાં જેમને રસ છે એ સૌ ગુર્જર સંસ્કૃતિના સંરક્ષણ કાજે વહેલી તકે આપસમાં મળે અને ચિંતન કરી શાંતિ કાજેની લોકશક્તિ પ્રગટાવવાનું તંત્ર શોધી કાઢે. (૧૪-૫-૮૫)

## આંદોલન : સર્વાંગી ન્યાયની દિશા | —ભોગીભાઈ ગાંધી

'અનામત'-આંદોલનમાં અનેક હિત-સમૂહો સંડોવાયેલાં (ઈન્વોલ્વ્ડ) છે : (૧) સૌથી પ્રથમ છે સદીઓ થયાં જેઓ હિંદુ વર્ણધર્મની ઊંચ-નીચતાના કારણે 'પછાત' ગણાતા આવ્યા છે, અને મહદંશે, 'પછાત' રહ્યા છે, તે જૂથો, આપણા જેવા લોકશાહી અને સમાનતાલક્ષી સમાજમાં તેમને વહેલી તકે ઊંચા લાવવાના ઉપાયો યોજવા જોઈએ. બંધારણમાં આ માટે કેટલીક જોગવાઈઓ સૂચવાઈ હતી. તેમાં શિક્ષણ ક્ષેત્રે તથા સરકારી નોકરીઓમાં 'અનામત' બેઠકોનો પણ ઉલ્લેખ છે. અલબત્ત, બંધારણના ઘડવૈયાઓએ એની ૧૦ વર્ષની મર્યાદા બાંધી આપીને, ઉદ્દેશ ઝડપભેર પાર પાડવાનો સરકારોને આદેશ આપ્યો હતો.

(૨) બીજો પક્ષ છે જેમને માથે આ જવાબદારી મુખ્યત: નાખવામાં આવી હતી તે સરકારોનો. તેમણે નિષ્ઠાપૂર્વક એ ઉદ્દેશ પાર પાડવાને બદલે, 'અનામત' યોજનાનો એવી રીતે ઉપયોગ કર્યો કે જેથી ૧૦ વરસને બદલે ત્રીસ વરસ પછીય સિદ્ધ ન થયો; એટલું જ નહીં, તેમાં કેટલાંક દૂષણો પેદા થયાં. દા. ત. (ક) પછાત પ્રજા-સમૂહોના વિશાળ સ્તરોને એનાથી જે ફાયદો થવો જોઈતો હતો તે ન થયો. તે જૂથોમાંના ૧૦-૧૫ ટકાને જ એનો લાભ મળ્યો, (ખ) આ ૧૦-૧૫ ટકા 'આગળ વધેલાઓએ' 'પછાત' સમૂહો માટેના વિશેષ લાભો-અનામત સહિતના-બોટી લીધા. તેમના નીચેના સ્તરે તે પહોંચાડવાની મુખ્ય જવાબદારી પાર પાડવાને બદલે, મહદંશે સત્તાના રાજકારણના હાથા બની રહ્યા; (ગ) કશી 'આંટી-ઘૂંટીમાં નહીં' સમાજનારા 'પછાત'-જૂથોમાંના મોટા ભાગને, મન તો, 'અનામત ઠરાવ' એટલે જ પોતાને જે-કંઈ ખાસ લાભ સરકાર માબાપે આપ્યા છે કે હજી હવે મળવાના છે એ બધું ઝૂંટવી લેવાનું સવર્ણોનું કાવતરું ગણાયું !

(૩) ત્રીજો સમૂહ તે 'સવર્ણ' ગણાતા શિક્ષિતો અને અન્ય રીતે આગળ આવેલા સમૂહો. એમના મતે, 'અનામત'નો અમલ એ રીતે થયો છે કે જેથી તેમના ઉત્તમ વિદ્યાર્થીઓને 'શિક્ષણ ક્ષેત્રે અને સારા કાબેલ નાગરિકોને વ્યવસાય ક્ષેત્રે ખુલ્લંખુલ્લા અન્યાય કરનારો બન્યો છે; બીજી જે કોઈ રીતે સરકારે પછાતોને મદદ કરવી હોય તે કરે, પણ અમારા ભોગે તો નહીં જ એવું તેમનું વલણ બન્યું છે.

(૪) આખા સમાજના હિતની દૃષ્ટિએ 'અનામત' નિમિત્તે, બંને ક્ષેત્રે કેવળ 'પ્રવેશ' વખતે જ નહીં, 'બઢતી' વખતે પણ નિશ્ચિત ધોરણો અને કાર્યક્ષમતાનો ભોગ અપાતો રહ્યો હતો. જેથી 'પછાતને ઊંચો લાવવાને બદલે, આખા સમાજનું ધોરણ નીચું કરવાનું બનતું હતું.

—બંધારણની ૧૫મી કલમમાં 'એફિશિયન્સી' (કાર્યદક્ષતા)નો ભોગ ન અપાય તેવો સ્પષ્ટ આદેશ હતો, તેનો આ રીતે ભંગ થતો હતો.

* હવે તો, વિવિધ હિતો- હિત જૂથો વચ્ચેનું ઘર્ષણ ઉગ્ર વર્ણ-વિદ્વેષ અને વર્ણ-યુદ્ધમાં પરિણમે તે હદે પહોંચી ગયું છે. આવો વિગ્રહ વર્ગ-યુદ્ધ (ગરીબ અને તવંગરના આર્થિક સંઘર્ષ) કરતાંય વધુ વ્યાપક અને ખતરનાક એવા આંતરવિગ્રહને પેદા કરનારો છે. આથી કરીને, આગળ જતાં કોઈનાય હાથમાં તેને રોકાવાનું શક્ય ન બને એવી પરિસ્થિતિ ટાળવા સારુ, સંકળાયેલાં સર્વ હિતોએ પોતપોતાની જવાબદારીનો

પ્રમાણ કરીને, આગળ ડગલું ભરવું અતિ આવશ્યક છે. દા. ત.

(૧) 'અનામત હઠાવો' આંદોલનકારો જો, 'અનામત'ના અમુક પ્રકારના અમલથી થયેલા 'અન્યાયો' દૂર કરવા માગતા હોય, અને સરકાર પોતાના સત્તાકારણના લોભમાં અને મદમાં આ ફરિયાદ પ્રત્યે જાડી ચામડી રાખીને બેઠી હોય, તો તેની સામે આંદોલન કરવું રહે જ. પરંતુ, આંદોલને બે શરતો પાળવી જરૂરી છે. એક, તે શાંતિમય અને —શિસ્તબદ્ધ હોવું જોઈએ. અને બીજી શરત વિશાળ જનસમુદાયને પોતાની સાથે લઈ શકે એ પ્રકારનું આંદોલન હોવું જોઈએ એટલે કે, તેમનું આંદોલન સદીઓથી પછાત રહેલા વિશાળ સમૂહોને આગળ લાવવા માટેના આયોજનોનું વિરોધી કે તેમને મળતા લાભો છીનવી લેનારું નથી જ, એવી ખાતરી આપનારું હોવું જોઈએ —વાસ્તવમાં જોવા મળે છે કે આવું આંદોલન ભાંગફોડ — બાળઝાળ અને પથ્થરમારાના જોરે અને ભારે મનસ્વી રીતે ઉગ્ર બનાવાતું ગયું. તેમાં જ તેની વિકૃતિ જોવા મળે છે આગળ જતાં આંદોલનકારોની આ મૂળભૂત કમજોરીને કારણે આંદોલન પોતાના હાથમાં રહ્યું નથી. અરાજક-શું કાતત્ત્વોએ એનો ભરપૂર લાભ લીધો છે.

(૨) મુખ્ય પ્રધાને ચૂંટણીની પૂર્વ સંધ્યાએ વધુ મતો ખાટી જવાના લોભે, અનામતના ટકા વધારી દેવાની જાહેરાત કરીને, ઉબાડિયું સળગાવવાની મૂર્ખતા કરી; અને આંદોલનકારોની તત્કાલ, સ્વીકારવા જેવી માગણીઓનીય તેમણે ઉપેક્ષા કરતા રહ્યા; અંતે દબાણ વધતા નાછૂટકે નમતું મૂકવાની 'કૂવડતા'ની હદે પહોંચી ગયા જેવું પ્રદર્શન કર્યું ! વધુમાં મક્કમતાના નામે 'પથ્થરબાજી'નો જવાબ 'ગોળીઓ'થી આપ્યો; ઉપરાંત પોલીસને એટલી હદે છૂટી મૂકી દીધી કે એક બાજુ, તેણે અંતની બનીને સવર્ણોને 'જિંદગીનો પાઠ ભણાવવા' બેફામ અત્યાચારોનો આશ્રય લીધો; બીજી બાજુ સરકારનેય વશ ન રહીને, પોલિસે અમદાવાદમાં આઠ કલાક અરાજકતા સરજી દીધી ! આમ, પોલીસ કાં તો નિષ્ક્રિય બનીને, અથવા જાતે ટૂંકો ભરીને પોતે દુશ્મન માનેલા લત્તાઓ તથા વર્તમાનપત્રો ઉપર ત્રાટકી પડી.

* અલબત્ત, પોલીસમાં ઘણા મોટા પ્રમાણમાં 'પછાત' ગણાતી કોમોના શખ્સો હોઈને, તેઓ અનામત વિરોધી આંદોલનથી 'પોતાના પેટ પર પાટું પડે છે' એવી લાગણીના કારણેય. અધિકતર ઝનૂની બન્યા હશે વળી, મુખ્ય પ્રધાનેય એવું ધૃષ્ટતા ભર્યું સૂચન કર્યું હતું કે જો અખબારો પોતે સમાચારો છાપવાનું બંધ કરે તો, એટલે કે સમાચારપત્રો તેમનો સ્વધર્મ છોડી દઈ મૂગા બની જાય તો, બધું ઠેકાણે આવી જશે !

આટલું પૂરતું ન હોય તેમ, મુખ્ય પ્રધાને ભારતના વડા પ્રધાનને એમ કહીને 'સંતોષ્યા' કે વિપરીત પરિસ્થિતિ માટે ગઈ ચૂંટણીમાં હારી ગયેલા વિરોધ પક્ષોની રમત અને અખબારોની બિનજવાબદારી કારણરૂપ છે. વડા પ્રધાને પણ એ જ સૂત્રો વાગોળ્યાં.

હા, સત્તા પક્ષને સાંડસામાં લેવાની તક મળતાં, વિપક્ષો મર્યાદિત રીતે, લોકશાહી રીતે, તેનો લાભ લે તો તેની સામે ફરીયાદ ન હોઈ શકે, અને જો તેમની ગેરવ્યાજબી કારવાઈ હોય તો, પ્રજા સમક્ષ તે ખુલ્લી કરવી જોઈએ, તે જ રીતે જો વર્તમાનપત્રોમાં ઉશ્કેરાટ વધારે એ પ્રકારનાં સમાચારો કે હેડીંગો અપાતાં હોય તો તેમની સાથે સંપર્ક સાધીને અખબારી-આચારસંહિતા તરફ જરૂર લક્ષ ખેંચી શકાયું હોત; અને બેફામ ઉશ્કેરણી ચાલુ રાખનારા સામે કાયદેસર પગલાં ભરી શકાયા હોત

એ, આ દરમ્યાન, અનેક તટસ્થ નાગરિક તથા બૌદ્ધિકો દ્વારા વ્યક્તિગત રીતે અને સંગઠનો તરફથી આંદોલનકારીઓને સૂચવવામાં આવ્યું હતું કે સરકારે, અનામતના વધારેલા ટકાની વાત છોડી દઈને તથા રાષ્ટ્રીય ધોરણે ચર્ચા-વિચારણા દ્વારા જે નિર્ણય લેવાય તેનો સ્વીકાર કરવાનું જાહેર કરીને મૂળ માગણી સંતોષી છે અને નેતાઓને મુક્ત કરવા ઉપરાંત બીજી બાબતોમાં નમતું આપ્યું છે, ત્યારે તો, 'શેરી યુદ્ધ' બંધ કરીને સલાહ-મસલતોનો માર્ગ અપનાવવો જ ઈષ્ટ છે—પ્રજાને રોજિંદા જીવનમાં સહન કરવી પડતી અપાર સતામણીઓથી છોડાવવા ખાતરેય !

અલબત્ત, આંદોલનકારીઓએ 'મોકૂફ' કર્યાની જાહેરાત પણ કરી. પરંતુ ગુજરાતભરમાં એક યા બીજા નગરમાં 'તોફાનો' થતા રહ્યા અને સરકારી દમન વધતુ રહ્યું. આજે તો, 'મોકૂફ આંદોલન' ફરી ચાલુ થઈ રહ્યાંના જોરદાર દેકારા સંભળાઈ રહ્યા છે ! તેમાય ગુજરાતના સરકારી ખાતાંઓના કર્મચારીઓને, રાષ્ટ્રીય સ્તરે નવી નીતિ વિચારવાની ખાતરી વારંવાર અપાઈ છે, તેને લેખામાં લીધા વિના જ તેમણે અનામત અને રોસ્ટરની તત્કાલ નાબૂદી માટે જંગ આદરી દીધો છે !

વધુમાં, આ દરમ્યાન, પ્રમાણમાં સંયત રહેલી 'પછાત' ગણાતી પ્રજાના 'મોરચા' મેદાને પડવા લાગ્યા છે. બીજી બાજુ, 'અનામત હટાવો'ના સ્થાને 'માધવસિંહ હટાવો'નું સૂત્ર આગળ આવ્યું છે; અને 'માધવસિંહ નહીં હટાવાય' એવા સ્પષ્ટ હુંકારા કેન્દ્ર સરકાર જ નહીં, રાજ્યના મુખ્ય કરતા રહ્યા છે ગુજરાતના ગવર્નર બી. કે. નહેરુને રજા પરથી બોલાવી લીધા બાદ, તેમની સાથે લાંબી બેઠકો પછીય આજ નિર્ણય રટાયો છે !

બીજી બાજુ, તા. ૧લીથી મુંબઈ-મહારાષ્ટ્રે 'અનામત હટાવ'નું આંદોલન શરૂ કરી દીધું છે. અને એને દેશવ્યાપી બનાવવા પ્રયાસો થઈ રહ્યા છે !

આમ, કોકડું ખરેખરનું ગૂંચવાયું છે, પરંતુ, કોઈ એક-હિત-જૂથની દૃષ્ટિને બદલે સૌના સહિયારા હિતની પ્રક્રિયા અશક્ય નથી એક તો, સૌ જાણીએ છીએ કે આજ પૂર્વે આ સમસ્યા અંગે કેન્દ્ર અને ગુજરાત રાજ્ય દ્વારા નિમાયેલ અનેક કમિશનોના હેવાલો પ્રગટ થયા છે, અને તેમાં 'અનામત' સિવાયનાય અનેક ઉપાયો સૂચવાયા છે એ બધાંના આધારે સ્વસ્થચિત્તે સમન્વયાત્મક ઉકેલ જરૂર હાંસલ કરી શકાય એમ છે.

અલબત્ત, છેવટે તો આંદોલનકારો અને સરકાર મમત કે પ્રતિષ્ઠાને વચ્ચે નહીં લાવે તો, તથા વિપક્ષો અને જાગૃત નાગરિકો સન્નિષ્ઠ પણે તેમને બંનેને સહાયરૂપ બનશે તો, શાંતિમય મંત્રણાઓ દ્વારા, 'અંત્યોદયથી સર્વોદય'ના રાહે જરૂર ઉકેલ લાવી શકશે.

વડોદરા ૨-૫-૮૫]

* 'જન્મભૂમ-પ્રવાસી' માટે લખેલ 'વિમર્શ'

## અનામતનો ઉકળાટ | મનુભાઈ પંચોળી (સણોસરા)

અનામતના ઉકળાટે ગુજરાતના વિદ્યાર્થી-જગતને ફરી અકળાવ્યું છે એ જે કે ગુજરાતના ગૃહ પ્રધાન રાજન ગાંધીએ આ વિષે ફરી વિચારવાની તૈયારી દર્શાવી છે ત્યારે આંદોલન સ્થગિત કરવું જોઈએ. હિંસા-ભાંગફોડ તો આવા આંદોલનને નુકશાન જ પહોંચાડે છે; અને લોકશાહી, જેનો પાયો 'મુક્ત વિચાર વિનિમય પછીનો સંયુક્ત નિર્ણય છે, તેને વધારે નુકશાન પહોંચાડે છે તે વિદ્યાર્થીઓએ

સમજવું જ જોઈએ. એ વાત તો સાફ છે જ કે રાજ્યે અનામતના ટકા વધાર્યા તે યોગ્ય કે સમયોચિત ન હોતું.

હવે, અનામતના આ પ્રશ્ન વિષે ફરી પાયામાંથી વિચાર કરાય ત્યારે કેટલીક બાબતો સાફ થઈ જાય તે જરૂરી છે. તો જ ચર્ચા કરી સંયુક્ત નિર્ણય લેવાનું સુગમ પડશે.

અનામત વિચારણાના બે ભાગ છે–

૧. નોકરીઓમા અનામત વ્યવસ્થા;

૨. શિક્ષણ ક્ષેત્રમા અનામત વ્યવસ્થા.

* વહીવટી તંત્રમાં તો અનામત વ્યવસ્થા હોવી જ ન જોઈએ તે હવે સમજી લેવું ઘટે.

એક બાજુથી વહીવટ કાર્યક્ષમ હોય, તટસ્થ હોય તેમ કહેવું અને બીજી બાજુ જુદા જુદા ગરીબ કે પછાત વર્ગો માટે, તેમાં ઉપલા બેઉ ધોરણોને અવગણીને, વ્યવસ્થા રાખવી તે પોતે પોતાને ખોટા પાડવા જેવું છે.

લોકશાહીમાં તો સ્થિરતા માટે ચૂંટણીઓ કે પક્ષો કરતાંયે વધારે જરૂરી વસ્તુ સ્થિર, તટસ્થ અને કાર્યક્ષમ વહીવટીતંત્ર હોય તે છે. પક્ષો કે પ્રધાનો આવે છે અને જાય છે. વહીવટ તો ચાલવાનો છે. લોકોની દાદ ફરિયાદ કાલાંકી ઉકેલવાના છે તે સૌની સમજ હોય તો જ નિષ્પક્ષ રહી શકે.

* વહીવટી તંત્ર જ જો ન્યાત, જાત, વર્ગ કે પ્રદેશને ધોરણે ચાલે તો તેમાં ખરાબી, અન્યાય, સગાંવાદ, કોમવાદ, પ્રદેશવાદ પેઠા વિના ન રહે આવો સૌનો અનુભવ છે.

આથી વહીવટી તંત્રમાં પછાત, હરિજન, બક્ષી પંચ અને આર્થિક પછાત એવા કોઈ નામે અનામત જગ્યાઓ ન જ હોય

સ્વાભાવિક રીતે પૂછાય કે તો પાછળ રહી ગયેલાને વહીવટી તંત્રમા જગ્યા મળે જ નહીં, ના, મળવી જોઈએ તેનો ઉપાય તેમાના ઇચ્છુકો હોય તેમની કાર્યક્ષમતા વધારવાની બધી સગવડો આપવી તે એટલે કે તેને સમાજના ખર્ચે ભણવાની, ફરવાની, અનુભવ લેવાની બધી તકો અને સગવડોથી તેમની યોગ્યતા વધારવાનું થવું જોઈએ

જે પછાત છે, ગરીબ છે પણ જેને હજી નિષ્પક્ષતા, સહૃદયતા, જાણકારી મેળવવાં છે, તેને ગરીબાઈ આડે ન જ આવે, તે સમાજના ખર્ચે ભણી શકે તેવુ કરો, અને પછી તેને પણ વહીવટી તંત્રમા માનભેર સ્થાન આપો પણ તેને માટે ૨૫ % જગ્યા છે કે તેની વસ્તીના પ્રમાણમા ૪૨ % જગ્યા છે તે વાત અયોગ્ય અને વાહિયાત છે.

**કોઈ સંજોગોમાં-થોડા વખત માટે અનામત જેવી સગવડ આપવાનું રાખી હોય તો પણ હવે બંધ કરવી જોઈએ.**

* શિક્ષણ ક્ષેત્રમાં પણ સાચો નિયમ તો આ જ છે; પણ તેની યોગ્યતા કેળવવા માટેની તો ખુલ્લી રાખવા પ્રવેશમાં પાંચ–સાત કે દસ ટકા ઓછા ગુણે પ્રવેશ મળે તેવું કરવું પડશે. કારણ કે તેમનામાં બુદ્ધિનાં બીજ ભલે હોય, ભલે તેને સમાજ પૈસા આપવાય તૈયાર થાય, પણ આ વર્ગોમા સદીઓથી એક લઘુતાગ્રંથિ પેસી ગઈ છે તેથી યોગ્યતા હોય છતા હિંમતપૂર્વક વ્યક્ત ન કરી શકે, અકારણ ગભરાય તેવું અનેક વખત શિક્ષક તરીકે મેં જોયું છે. તડ તડ જવાબ આપવા ગભરાવું નહીં, તે એક આત્મશ્રદ્ધા માગે છે. તે સેંકડો વર્ષોના ઉપલા વર્ગોના દબાણને કારણે આ પછાત વર્ગના બાળકોમાં હજુ આવેલ નથી. એટલે આવી મૌખિક કે માત્ર બૌદ્ધિક કસોટીઓમાં તેમને થોડી રાહત આપવી જોઈએ.

*

યોગ્યતાનાં ધોરણો નવાં જ કરવાં પડશે.

વહીવટી તંત્રમાં હવે સાહેબગીરી જ કરવાની નથી. તેમાં નમ્રતા, દયાવૃત્તિ ચોકસાઈ, મહેનત પણ જોઈશે. નીચેના માણસો પાસેથી કામ લેવા કે પોતીકા બનાવવા આ ગુણો જરૂરી છે આની તપાસ પ્રવેશ વખતે – ઉમેદવારોને તપાસતી વખતે થાય છે ખરી ? તેમાં ચોકસાઈ, ખંત, ધીરજ, ઉદ્યમીપણું માપવા કોઈ કામ સોંપાય પછી તેની તપાસ થાય તેવું છે ખરૂં ?

મહેનતુ વર્ગોમાંથી આવનારા પ્રવેશાર્થીઓમાં આવા ગુણો બેઠાડુ વર્ગના ઉમેદવારો કરતા વધારે હશે, યોગ્યતા એટલે માત્ર બૌદ્ધિક સજ્જતા એવી વ્યાખ્યા નીચલા વર્ગમાથી પ્રવેશ માટે આવતા ઉમેદવારોને નુકશાનકારક નીવડે છે, એટલે જ તેને થોડા ટકાનો લાભ એ વખતે મળે તે જરૂરી છે અલબત્ત એ પછીની પરીક્ષા તો બધાની એક જ હોય, અને પાસ થવાનુ ધોરણ પણ એક જ હોય એટલે અ-કાર્યક્ષમતા આખરે તો નભશે નહીં.

+ આ વ્યવસ્થાને 'અનામત' વ્યવસ્થા ન કહેવાય કારણ કે તેમાં અમુકની જગ્યાઓ અમુકની છે તેવુ નથી આટલી શરતમા જેટલા આવે તે આવે, પણ તેને માટે અગાઉથી જગ્યા રાખવાપણું ન હોય. તેવા ઝાઝાય આવે, થોડાય આવે. હરિજન ભાઈઓ–આદિવાસી કે બક્ષીપ ચના વિદ્યાર્થીઓને પૂરી રાહત, પૂરી મદદ અપાય તેમા આર્થિક સામાજિક ન્યાય છે પણ તેમાંના જે ધન, ધધા કે નોકરીઓને કારણે સારી સ્થિતિમા આવી ગયા છે અથવા તેઓ હવે પછાત નથી રહ્યા એટલે કે જગુભાઈના સુરેશકુમાર પછાત ન ગણાય.

બીજી વાત પણ સ્પષ્ટ થવી જોઈએ કે સામાજિક રીતે જે પછાત નથી, પણ આર્થિક રીતે છે તેને પણ પોતાની યોગ્યતા કેળવવા માટે બધી જરૂરી મદદ ભેદભાવ વિના આપવી જોઈએ ન્યાયની દષ્ટિએ જ્ઞાનની પરબે પાણી પીવાનો સૌનો સમાન અધિકાર છે, આર્થિક કારણે ત્યાં ન પહોંચાતુ હોય તો તેનો દોષ નથી, આમ તેઓ પણ સહાયના અધિકારી છે

(કોડિયું · એપ્રિલ—૧૯૮૫)

# નૈતિક સાહસિકતાની દિશાનો અલ્પતમ કાર્યક્રમ

– ડૉ ઉપેન્દ્ર બક્ષી - યશવંત શુક્લ

[૧]

છેલ્લા કેટલાક અઠવાડિયા દરમ્યાન ગુજરાતમાં નાગરિકો પર અભુતપૂર્વ અત્યાચારો થયા અને સમાજના ગુનાહિત તત્ત્વોને છુટ્ટો દોર રહ્યો અત્યાચારો માત્ર પ્રજાજનો ઉપર જ થયા નથી, પરંતુ ભારતના બંધારણ ઉપર થયા છે કેમકે ગુજરાતના અખબારી સ્વાતંત્ર્ય ઉપર પણ તાજેતરમા વિનાશક હુમલા થયા છે. જો હિંસાખોરી ચાલુ રહેશે તો રાજ્યનુ વધુ ને વધુ લશ્કરીકરણ થતું રહેશે અને પ્રજાના અત્યંત ગરીબ વર્ગના તેમજ સમાજના બધા વર્ગોના નાગરિકોના માનવ અધિકારોનું ધોવાણ વધુ વેગ પકડશે આ તબક્કે માનવ અધિકારોના સંરક્ષણ કાજે આપણને નૈતિક સાહસિકતાની ખુબ જ જરૂર છે જેઓ ભારત દેશ માટે ચિંતા સેવતા હોય અને જેઓ ભારતને ભોગે નહીં, પરંતુ, ભારત માટે જીવતા હોય તેવા નાગરિકો ઓછામાં ઓછું નીચે દર્શાવેલા ઉપાયો યોજવાનો સંકલ્પ કરે એ તેમની ગંભીર ફરજ છે

–હિંસાના નિવારણ માટેની અસરકારક સામાજિક દરમ્યાનગીરીવાળા કાર્યક્રમો;

–હિંસાનો ભોગ બનેલાઓ માટે તાત્કાલિક રાહત અને પુનર્વસવાટના કાર્યક્રમો,

—હકીકતોનું અન્વેષણ કરવાના કાર્યક્રમો જે હિંસાનું મૂળ શોધવામાં, હિંસા આચરનારાઓને ઉઘાડા પાડવામાં અને હિંસાનો ભોગ બનેલા રાહત-યોગ્ય નાગરિકોને ઓળખવામાં ખપ લાગશે.

—હિંસાનો ભોગ બનેલા તમામ નાગરિકોને રાજ્યે ચૂકવવાના વળતર માટેની સંહિતા, જેથી કેવળ માનવરાહતના ઉપચાર લેખે નહીં પણ બંધારણે માન્ય કરેલા મૂળભૂત અધિકારોની રૂએ તેમને વળતર મળી રહે.

—નાગરિક હકો અને શાંતિની પુનઃસ્થાપના માટે ગુજરાત બહારના અગ્રણી બિનપક્ષીય અને બિનરાજકીય નાગરિકોને ગતિશીલ કરવાના ઉપાયોની વિચારણા.

ગુજરાતની આજની પરિસ્થિતિ જોતા એમ સમજાય છે કે, કોઈ પણ મુદ્દા પરત્વેનો સંપ્રતિ વિરોધ, તેને સાચો કહીએ કે ખોટો ગણીએ, પણ એ મૂળ હેતુથી ચાતરનારા અન્ય પરિબળો તેનું અપહરણ કરી જાય છે અને, પરિણામે દમનને સામેથી તેડું જતા, દમન વાજબી ઠરે છે, પરિણામે, લોકશાહી રક્ષણ માટેના અસરકારક સાધનો વાણીસ્વાતંત્ર્ય, અભિવ્યક્તિ સ્વાતંત્ર્ય, સભા યોજવાનું અને મંડળ રચવાનું સ્વાતંત્ર્ય વગેરે મૂળભૂત નાગરિક અધિકારોને મરણતોલ ફટકો પડે છે.

ગુજરાતના અગ્રણી ભાઈ બહેનો આ પરિસ્થિતિને પહોંચી વળવા આગળ આવશે કે પછી મૂંગા રહેવાના ગુનામાં ભાગીદાર બની, અંતે જતાં, લોકશાહીની સ્મશાનયાત્રામાં મુખ્ય ડાઘુઓ બની રહેશે?

સુરત તા. ૨૬-૪-૧૯૮૫

[૨]

ડૉ. બક્ષીએ જે મુખ્ય પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે તેનો સીધો સંબંધ આપણી કેળવણીમાં ઘૂંટવા જોઈતા સામાજિક નૈતિક મૂલ્યોના અભાવનો છે. એટલે જ જે 'મોરલ ઍન્ટ્રીપ્રીન્યોરશીપ'ની નૈતિક સાહસિકતા અને પહેલવૃત્તિની તેઓ અપેક્ષા રાખે છે તે આગળ તરી આવતી નથી, તેનું મુખ્ય કારણ જ એ છે કે જેનામાં એ સાહસિકતા કે પહેલવૃત્તિ જાગ્રત થઈ શકે એમ છે, તેઓ પણ પ્રશ્નનું વિરાટ કરાલ રૂપ જોઈને હેબતાઈ જાય છે. પોતાના પડકારોને અનુરૂપ ગજું તેઓ કાઢી શકે એમ છે એવી તેમને હામ રહેતી નથી પછી તો શાહમૃગની જેમ રેતીમાં મોં ખોસવી દેવામાં જ તેમને સલામતી દેખાય છે.

લોકજીવન અને શાસન વચ્ચે કડીરૂપ બની શકે એવી લોકસેવાની સંસ્થાઓ – આજની ભાષામાં જેમને સ્વૈચ્છિક સંસ્થાઓ કહેવામાં આવે છે તેવી મૂળલક્ષ્ય સંસ્થાઓ સ્વરાજ્યના પ્રારંભકાળે આપણને વારસામાં મળી હતી ××× 'કલ્યાણરાજ'માં શાસને ક્રમેક્રમે પોતે જ લોકકાર્યો ઓઢી લઈને પોતાની સત્તાનું ક્ષેત્ર વધારી મૂક્યું છે અને કડીરૂપ લોકસંસ્થાઓને અને લોકસેવકને હતપ્રભ નિરુપયોગી બનાવી દીધા છે.

સ્વરાજ પ્રાપ્તિ સુધી અને પ્રાપ્તિ પછીના બે એક દશકા સુધી નેતૃત્વનો જે પ્રકાર રહ્યો અને જે સંદર્ભ રહ્યો, તે હવે સાવ બદલાઈ ગયો છે. એટલે, લોકજીવન ઉપર જેમનો વ્યાપક પ્રભાવ પડે એવાં વ્યક્તિત્વોની ખોટ વરતાય છે. આજે તો પૂજ્ય રવિશંકર જેવા મહાજનોએ પણ વિદાય લીધી છે. 'રુક જાવ' કહેનારો અવાજ દબાઈ ગયો છે.

આંદોલનોની અને વિરોધની જે હિંસાત્મક શૈલી કોઠે પડતી જાય છે તેના મૂળમાં શાસન અનુકૂળ પ્રતિભાવ પ્રગટાવતા કે અર્ધે રસ્તે મળવા કે જવાબદારીપૂર્વક વર્તતા આળસે છે તે મોટું

[વિષમતાનું

પણ વિચાર કે પ્રસ્તાવ વ્યાપક સમાજનું હિત કરે તેવો હોય તો, પ્રતિપક્ષી તરફથી આવ્યો હોય તો પણ, તેનું સ્વાગત કરવાની રચનાત્મક મનોદશા શાસનમાં બેઠેલાઓએ ખીલવવી જોઈએ. એ જ લોકશાહીનું સંવર્ધન છે. લોકશાહી એ પક્ષબાજી નથી, પણ પક્ષોના વિચાર વિનિમયની અહિંસક વ્યવસ્થા છે એટલે ગજકર્તાઓના ઉત્તરદાયિત્વ માટેની માગણીના એક તરીકા રૂપે નાગરિક વિરોધની કે મતભેદની કાર્યશૈલી વિકસાવવી હોય તો લાગતાવળગતા નાગરિક મંડળોએ પ્રથમ જાહેરપ્રશ્નો અંગે વિચારચર્ચાઓ કરવી જોઈએ, અંદર અંદર મતભેદ હોય ત્યારે અભ્યાસનિષ્ઠ અગ્રણીઓનું પ્રતિનિધિમંડળ રાજ્ય સાથે વિચારવિનિમય કરે એમ ગોઠવવું જોઈએ અને તડજોડ કે મેળની ભૂમિકા ઊપજી રહે તે જેવું જોઈએ.

રાજ્યે પણ સમગ્ર રાજ્યના હિતમાં, વિચાર કયાંથી આવે છે તે જોવાને બદલે વિચારવાનું પોતે તપાસીને સૌજન્યપૂર્વક સંતોષકારક નિર્ણયો કરવા જોઈએ; જો આવા રવૈયા પડેલા હોય તો હુંકારની ભાષામાં વાત કરવાની જરૂર રહે જ નહીં. આટલું થયા પછી પણ મતભેદ શેષ રહે તો લોકસમુદાયોને આંદોલિત કરવાની શૈલીઓ અપનાવવી જોઈએ. આવા અહિંસક વિરોધથી ચાતરનારાં પરિબળોને અગાઉથી ચેતવણી આપીને વેગળા રાખવા જોઈએ અને આંદોલનના ભાગ રૂપે જે કંઈ થાય તેની જવાબદારી ધારણ કરવાની નૈતિક હિંમત તેમણે દાખવવી જોઈએ.

* આટલું થાય ત્યારે લોકસમુદાયોને પણ સમજદારી અને જાણકારીનું શિક્ષણ પ્રાપ્ત થાય અને સૌનું વૈચારિક સ્તરે આદાનપ્રદાન અને મેળની ભૂમિકાએ ઊંચું જાય

લોકશાહીનું જતન અને સંવર્ધન કરવાની આ અનિવાર્ય કહી શકાય એવી કાર્યશૈલી છે. (સંદેશ ૧૦–૫–૮૫ માંથી ટૂંકાવીને)

## વિશિષ્ટ ઉદ્‌ગારો

# પાગળા કયાં સુધી રાખશો ?

ભરૂચના કનુભાઈ સોલંકી અને મનોજ પરમારે 'મને બોલવા દો' તેમ જણાવી એક લેખિત નિવેદન કર્યું છે તેમાં જણાવ્યું છે કે અમો છીએ અનામતનો લાભ લેનાર છતાં હવેથી સ્વમાનથી જીવવાની વાંચ્છના રાખનાર. સરકારી યોજનાઓનો લાભ લઈને પગભર થયેલા શિડ્યુલ કાસ્ટ અને શિડ્યુલ ટ્રાઈબનાં નાગરિકોની એવી ભાવના છે કે આ યોજનાઓ અમારી આવતી પેઢીને બેઠી બનાવી દેવા તથા યાવચ્ચંદ્ર દિવાકરો રાજ્ય કરવાની યોજના છે : (૧) નોકરી મેળવો અને મત આપો જેવી યોજનાઓ કયાં સુધી ? (૨) ભીખના પાત્રો થઈ જિંદગી જીવવા કરતાં મરવું વધારે સારું છે, (૩) અમને અમારી શક્તિ અને બુદ્ધિ તથા આવડતનો ઉપયોગ કરવાની તક આપો, (૪) અમો રક્તપીતિયા નથી, અમને માથું ઊંચું કરી જીવવાની તક આપો, (૫) યોજનાઓના લીધે 'અમારા વિદ્યાર્થી'ઓનો વિકાસ રૂંધાય છે, (૬) અનામતનું દાન આપીને બીજા સમાજથી આડકતરી રીતે અસ્પૃશ્ય અને અલિપ્ત બની હલકા પડવું નથી. અમે બીજા બધા સમાજની સાથે છીએ.

આ નિવેદનમાં છેલ્લે અગત્યનું જણાવ્યું છે કે, "ડૉ. આંબેડકર અમારા પ્રિય નેતાનું નીચેનું વિધાન યાદ રાખો: 'અનામત યાવચ્ચંદ્ર દિવાકરો' રહે એમ હું નથી ઇચ્છતો : સમાજનો કોઈ ભાગ કાયમ ટેકણલાકડીના સહારે જ જીવે તેવું કોઈ સાચો સમાજ ન ઇચ્છે."

(૧૫–૪–૮૫)

# ભારતના વડા પ્રધાનને—

શ્રી બાબુભાઈ જશભાઈ પટેલે (માજી મુખ્ય પ્રધાન, ગુજરાત રાજ્ય) તા. ૨૩–૩–૧૯૮૫ના રોજ ભારતના વડા પ્રધાનને લખેલા પત્રમાં નીચેના મુદ્દાઓ પ્રત્યે લક્ષ દોર્યું હતું–

૧. અનામત અંગેનું આંદોલન પ્રમાણમાં ઘણે અંશે શાંતિમય હતું. તેમાંય તા. ૧૮ માર્ચનો બંધ અમદાવાદમાં પૂર્ણ શાંતિમય હતો અને ખૂબ જ સફળ રહ્યો હતો. શિક્ષણમાં તથા સરકારી નોકરીમાં પ્રવેશ અને બઢતીની બાબતમાં ૪૯ ટકા અનામતની જે નવી નીતિ દાખલ કરવામાં આવી હતી તેની સામેની લોકોની પ્રભાવક અભિવ્યક્તિની અસરને નાબૂદ કરવા માટે દરિયાપુરના મિશ્ર વસતીવાળા વિસ્તારમાં ઈરાદાપૂર્વક ૧૮મી માર્ચની સાંજથી કોમી અથડામણ ઊભી કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો હોવાનો આક્ષેપ છે. આ અથડામણ આગલી સાંજથી બીજી સવારના ૧૦ વાગ્યા સુધી! બિનરોકટોક ચાલી હતી. સરકાર શહેરની મધ્યમાં બની રહેલી આ ઘટના બાબત સાવ અજાણ હોય એમ માનવું મુશ્કેલ છે. બલ્કે, એમ મનાય છે કે શાંતિમય રાહે આગળ વધી રહેલા આંદોલનને બદનામ કરવા ખાતર ઈરાદાપૂર્વક પરિસ્થિતિને વિફરવા દીધી હતી.

(૨) ગુજરાત રાજ્યમાં અનુસૂચિત કોમ (હરિજન) અને અનુસૂચિત જનજાતિ (આદિવાસી) માટેની અનામત વ્યવસ્થા ચાર બધી અમલમાં રહી છે. ૧૯૭૮માં જનતા સરકારે બક્ષી–કમિશનનો હેવાલ સંપૂર્ણપણે સ્વીકારી લીધો હતો. તેણે કેટલીક આર્થિક રીતે અને સામાજિક રીતે પછાત જ્ઞાતિઓના લાભમાં ચાલુ અનામતમાં ૫ થી ૧૦ ટકાનો વધારો કર્યો હતો. એની સામે કોઈ વિરોધ થયો ન હતો. પરંતુ, જનતા સરકારના ગયા પછી ક્ષત્રિય, હરિજન, આદિવાસી અને મુસ્લિમ (KHAM)ને જીતી લેવા માટે વધારે પડતી 'અનામત'ના પગલાં ભરવામાં આવ્યાં હતાં. એની સામે ઉગ્ર પ્રત્યાઘાતો પણ થયા હતા.

ગુજરાતની પ્રજા, પછાત કોમો આગળ વધેલા વર્ગોના જેવી કાર્યદક્ષતા પ્રાપ્ત કરે, તેની બિલકુલ વિરોધી નથી તે જે વાતનો વિરોધ કરે છે એ તો, શિક્ષણ અને નોકરીઓની બાબતમાં ઈરાદાપૂર્વક લાયકાતના સવાલને દબાવી દેવાનો જે પ્રયાસ થાય છે, તેની સામે છે નિયત ધોરણથી નીચેની કક્ષાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોની ભરતી કરવાનું અને કાર્યદક્ષતા ધરાવનારા મોજૂદ હોય તો પણ જ્ઞાતિ અથવા કોનેશન અથવા મેનેજમેન્ટના ક્વોટાને લક્ષમાં લઈને વહીવટી ક્ષેત્રે બિનકાર્યદક્ષોને ઉત્તેજન આપવાનું પરંતુ ખાસ કરીને તબીબી (મેડીકલ), એંજીનિયરિંગ અને વહીવટી ક્ષેત્રે તો—ખતરનાક છે આ દેશના તેજસ્વી યુવાનો જ્યારે એવો અનુભવ કરે છે કે તેમના કોઈ વાંક-ગુના વિના જ તેમના ભાવિ સાથે રમત રમાઈ રહી છે, ત્યારે તેમનામાં હતાશા પ્રવેશે છે

•

અનામત અંગેનું આંદોલન શરૂ થતા જ તા. ૧૨મી માર્ચે મેં સરકારને વિનંતી કરી હતી કે સામતાવળગતા તમામની સાથે

---

શ્રી બાબુભાઈ જ. પટેલે, ગુજરાત લોકસ્વરાજ્ય મંચના તેમના સાથીઓ–સર્વ શ્રી ચાંદલાલભાઈ પરીખ તથા દસસુખ પટેલની સાથે અમદાવાદના તોફાનગ્રસ્ત અનેક મહોલ્લામાં જઈને જાતતપાસ કર્યા બાદ લખેલા આ પત્રો છે

વાટાઘાટો કરીને શાંતિમય ઉકેલ લાવવો જોઇએ. મેં હિંસાનો માર્ગ લેનારા તત્ત્વો સામે તિરસ્કાર જાહેર કર્યો હતો અને જો સરકાર એક વરસ માટે તેની નવી નીતિ મુલતવી રાખવા સંમત થાય તો વિદ્યાર્થીઓ, વાલીઓ વહિવટદારોને આંદોલન સ્થગિત કરીને ચર્ચા-વિચારણા દ્વારા નિકાલ પર આવવા ય સૂચવ્યુ હતુ.

આ દરમ્યાન પરિસ્થિતિએ બેહૂદો પલટો લીધો છે. પરંતુ, આથી પાછા પડયા વિના, ટૂંકા ગાળાના લાભનો શિકાર ન બનતાં, હિંમતપૂર્વક આગળ આવીને શાંતિપૂર્ણ સ્થિતિની પુનસ્થાપના કરવા માટે સાચા દિલનો પ્રયાસ સરકારે કરવો જરૂરી છે.

*

પત્રના અંતમા બાબુભાઇએ રાષ્ટ્રીય સ્તરે તમામ પછાત વર્ગોના શૈક્ષણિક, આર્થિક, સામાજિક અને નોકરીના હિતો સચવાય અને જે-તે ક્ષેત્રનું ઉચ્ચતમ ધોરણ જળવાય એવો રાહ લેવાનુ સૂચન વડાપ્રધાનને કર્યું હતુ.

## ગુજરાતના મુખ્ય પ્રધાનને—

લોક સ્વરાજમંચના અધ્યક્ષ તરીકે શ્રી બાબુભાઈએ ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી માધવસિંહને તા. ૧૫-૪-૮૫ના રોજ પત્ર લખ્યો હતો. તેમા એવુ જણાવ્યુ હતું કે ૧૮-૩-૮૫ના રોજ અમદાવાદ શહેરમા કોમી તોફાનો શરૂ થયા તેની જાતમાહિતી મેળવવા તેમણે તથા તેમના સાથીઓએ અસરગ્રસ્ત વિસ્તારો (વાડીગામ, નગીનાપોળ, નાની સોલેપરી, ડબગરવાડ, નાનુ અલીની પોળ, કાળુપુર પાંચ પટ્ટી, ટંકશાળાની પોળ અને ફર્નાન્ડિઝ પુલ)ના રહીશોની મુલાકાત લીધી હતી.

જે-તે સ્થળ અંગેની કેટલીક નક્કર માહિતી રજૂ કરીને બાબુભાઈએ પત્રના અંતે, જે તારણો રજૂ કર્યા તે નીચે મુજબના હતાં—

(૧) ૧૮-૩-૮૫ની રાત્રે જુદા જુદા વિસ્તારોમા લગભગ એક જ સાથે એક પ્રકારના તોફાનો ફાટી નીકળ્યાં હતા. તેથા લોકોની ફરિયાદ પ્રમાણે આ તોફાનો યોજના પૂર્વક કરાવાં દેવાની વાતમાં વજૂદ જણાય છે અનામત આંદોલનમાંથી બીજે ધ્યાન દોરવા પણ આ આયોજન થયુ હોય તેવું માનવાને કારણ મળે છે. લઠા પ્રકરણને કારણે વ્યાપેલી ઉત્તેજનામાંથી બીજે ધ્યાન દોરવા ગેરકાયદે દારૂ ગાળનારા-વેચનારા તત્ત્વોએ પણ આ તોફાનોમા સક્રિય ભાગ લીધાની ફરિયાદ તપાસવા જેવી છે

(૨) આ તોફાનો કરાવવામાં બને કોમોના અસામાજિક તત્ત્વોની મદદ લેવાઇ છે.

(૩) જે તે સ્થળે તે સ્થળ સિવાયના બહારનાં તત્ત્વો લૂંટ-આગના બનાવોમાં કારણભૂત છે

(૪) પોલીસે જે નિષ્ક્રિયતા દર્શાવી તે જોતા તેમને પણ નિષ્ક્રિય રહેવાની સૂચના હોય તેવી ફરિયાદમા વજૂદ લાગે છે.

(૫) ફાયરબ્રિગેડ અને પોલીસના માણસોએ પણ લૂંટ કરવામા સક્રિય ભાગ લીધો છે

(૬) ફાયરબ્રિગેડના તંત્રે પણ સારા પ્રમાણમાં નિષ્ક્રિયતા દાખવી છે.

આમ, ઉપર્યુક્ત બાબતો માનવા માટે વાજબી કારણો મળી રહે તેમ છે જે રીતે જાહેરમાં આક્ષેપો અને પ્રતિઆક્ષેપો ચાલે છે તે જોતા

નીચેની બાબતો અંગે આપે સક્રિયપણે વિચારવું જોઈએ.

(૧) આ બનાવોની અદાલતી તપાસ થવી જોઈએ.

(૨) મૂળ અસરગ્રસ્ત ભાડુઆતોને હેરાનગતિ ન થાય, પક્ષપાતી કાર્યવાહીમાંથી બચી શકાય અને મૂળ મકાન માલિકો કોર્ટમાંથી એકતરફી સ્ટે લાવતા મૂળ ભાડુઆતો-ધંધાઓને મુશ્કેલી પડે છે તે નિવારવા યોગ્ય પગલાં લેવાવા જોઈએ જરૂર પ્રમાણે હાઈકોર્ટને પણ વિનંતી કરવી જોઈએ.

(૩) મુળ સ્ટ્રક્ચર પ્રમાણે અસર પામેલાં મકાનનું બાંધકામ કરતા અમ્યુ. કોર્પો. ક્ષ નગર આયોજન આડું બાધા ન નાખે તેવી સૂચના આપવી જોઈએ

(૪) શહેરમાં જે નાગરિક શાંતિ સમિતિઓ છે તે વિખેરી નવેસરથી તેનું પુનર્ગઠન થવું જોઈએ અને તેમાં રાજકીય પક્ષોના પ્રતિનિધિઓના વર્ચસને બદલે સમાજના ભિન્ન-ભિન્ન વર્ગોના અગ્રણીઓને પ્રાધાન્ય આપવું જોઈએ.

(૫) હુલ્લડોમાં અસરગ્રસ્ત લોકોને મદદ માટે ખાસ કાનૂની સમિતિ રચાય તે જરૂરી છે ૧૯૪૧ અને ૧૯૪૬ના કોમી તોફાનો વખતે આવી સમિતિએ નોંધપાત્ર કામ કર્યું હતું.

(૬) પોલીસના ખાસ સ્કવોડોનું પુનર્ગઠન થવું જોઈએ

(૭) અમદાવાદમાં મોટા પાયે જે ગેરકાયદે હથિયારો છે તે કોમ્બીંગ દ્વારા સરકારે કબજે કરવા જોઈએ આ ખૂબ જ ગંભીર બાબત છે.

*

અંતે, બાબુભાઈએ ઉપરોક્ત બાબતો અંગે ગુજરાતના હિતમાં ગંભીરતાથી વિચારી તત્કાલ ઘટતી કાર્યવાહી કરવા મુખ્ય પ્રધાનશ્રીને આગ્રહભરી વિનંતી કરી હતી.

## વિશિષ્ટ ઉદ્ગારો

## ગુજરાતમાં નિર્દોષ લોકોનાં જીવન સાથે અગ્નખેલ

અમદાવાદમાં ગુજરાત મજલીસે મુશાવેરતના ચાલી રહેલા રાહત કાર્યમાંથી સમય કાઢી જનાબ ગુલામમોહ મદ અબુભાઈ મેમણની આગેવાની હેઠળના મશાવેરતમા ડેપ્યુટેશને જામનગર તથા સાવરકુંડલાની મુલાકાત લીધી. ત્યાં પણ અનામત આંદોલનને કોમી વળાંક આપી જે માલ મિલકતની તારાજી કરવામાં આવી છે તે ડેપ્યુટેશને નિહાળીને અસરગ્રસ્તોની કથની સાંભળી અને બનતી સહાય કરી. ગુજરાતમાં છેલ્લા થોડા સમયથી સ્વાર્થી રાજકારણીઓ પોતાના હિત ખાતર નિર્દોષ લોકો સાથે જે ભયંકર અગ્નખેલ ખેલી રહ્યા છે તે જ એક દિવસ તેમને ભરખી જશે. ડેપ્યુટેશન ગુજરાતના તાજેતરના બનાવો અને ખાસ કરીને કચ્છના પ્રશ્ન અંગે રજુઆત કરવા દિલ્હી જઈ રહ્યું છે. (૨૦-૪-૮૫)

[ નિત્યમાનવ ]

## આંદોલનનાં ઊજળાં પાસાં

નજરે ચઢેલાં નોંધપાત્ર નિવેદનોનો દસ્તો જોઈ વળીએ તો, અને મોટાભાગનાં ગુજરાતી અખબારોના અગ્રલેખો તથા અન્ય નોંધો ઉપર નજર ફેરવીએ તો તદુરસ્ત અને વિધાયક અભિપ્રાય નજરે ચઢ્યા વિના નથી રહેતો.

સ્થળ સંકોચને કારણે અને આજની પરિસ્થિતિને કારણે-છાપકામની મુશ્કેલીઓના કારણે, નજરે ચઢેલા નિવેદનોની માત્ર યાદી આપીને સંતોષ માનું છું—

નિવેદનો. * ગુજરાત સર્વોદય મંડળના અગ્રણીઓ સર્વશ્રી અમુલખભાઈ ખીમાણી, ડૉ. દ્વારકાદાસ જોષી, જગદીશ શાહ, મુનીભાઈ વૈદ, કાન્તિભાઈ, શાહ, કાંતાબેન શાહ, હરવિલાસબેન શાહનું સંયુક્ત નિવેદન (૧૪–૫–૮૫)× સર્વશ્રી ઉમાશંકર જોશી, જસ્ટિસ સજ્જનલાલ તલાટી, પ્રો. ડી. ટી. લાકડાવાળા, વાડીલાલ લલ્લુભાઈ મહેતા, હરિભાઈ પંચાલ, નિરુભાઈ દેસાઈ, વિમલભાઈ શાહ, હીરાલાલ ભગવતી અને આત્મારામ સુતરીઆનું સંયુક્ત નિવેદન (૨૯–૪–૮૫)× સર્વશ્રી બાબુભાઈ જશભાઈ પટેલ, ચીમનભાઈ પટેલ, વાડીલાલ નામદાર, મહંત વિજયદાસજી, શંકરસિંહ વાઘેલા, જેઠાલાલ પરમાર, ઈંદુભાઈ પટેલ, મનહરભાઈ શુકલ, વિદ્યુત ઠાકર, જયરામભાઈ પટેલ, ડૉ. સિરાજુદ્દીન કાજી, નરેન્દ્રસિંહ ઝાલા, હરુભાઈ મહેતા, પ્રો. હસમુખ પટેલ, તમીઝબેન કુરેશી, જશવંત સુતરીઆ મોમિન ચાચા, પ્રહલ્લાદ પટેલ, રામલાલ રૂપલાલ, ધીરાલાલ ગુપ્તા, મહમદહુસેન બારેજીયા, સત્યમ પટેલ, પ્રવીણ એન્જીનિયર, ચંદ્રકાંત ગાંધી, હરિહર ખંભોળજાનું સંયુક્ત નિવેદન (૨૬–૪–૮૫) એન. ડી. બુચ, મૈત્રેય બી. દરિયલભદાસ, જે. પી. શાહ એડવોકેટ, શ્રીમતી ઉષા સંઘવી, ભૂપેન્દ્ર રસિકલાલ શાહ, ડૉ. અમરીશ પરીખ, જયંત ભટ્ટ, ડૉ. અવિનાશ મુનશી, મહેબુબ દેસાઈ, ડૉ. મહેશ શુકલ, શંકરલાલ ઓઝા, શ્રીમતી કરુણા શાહ, કે. સી. પરીખ, ડૉ. નિલય ઠાકોર, મહેન્દ્ર એન. શાહ સોલીસીટર, નરેન્દ્ર એ. ત્રિવેદી, ડૉ. રવીન્દ્ર ઠાકોર, કેશવ માવલકર, મૃણાલિની સારાભાઈ, બાળકૃષ્ણ દોશી, નરીમાન કામા, રઘુવીર ચૌધરી, ગિરીશ પાઠક, હસમુખ પટેલ, જે. એમ. શાહ, રસિકલાલ પાટડીયા, યોગેન્દ્ર રતિલાલ પટેલ, પ્રકાશ કેશવાણી, શ્રીમતી ઉર્વશી શોધન, રમેશ ભોજાણી, અબુભાઈ મનસુરવાલા, ડૉ. ગુણેદા દેસાઈ, કૌશિક પાઠક, ડૉ. નિતીન સુમન્ત શાહ, રસિકલાલ નાગરદાસ શાહ, ઈસ્માઈલ પટેલ, મહેન્દ્રસિંહ વાઘેલા

સિટિઝન કાઉન્સિલ અમદાવાદ અને અન્ય સ્વૈચ્છિક સંસ્થાઓ વતી. (૨૦–૪–૮૫)

× અમદાવાદ સીનેમા એક્ઝીબીટર્સ એસોસીએશનના પ્રમુખ શ્રી વિનોદરાય કસારા અને માનદમંત્રી શ્રી એમ. એમ. ફારુકીનું નિવેદન (૩૦–૪–૮૫) ×વેદ મંદિરના મહંત રવિમુનિ મહારાજનું નિવેદન (૩૦–૪–૮૫) ×અમદાવાદ જિલ્લા સર્વોદય મંડળ તથા આચાર્યકુળનું નિવેદન (૩૦–૪–૮૫) વિશ્વહિંદુ પરિષદનું નિવેદન (૩૦–૪–૮૫)× ગોપાલક સમાજના શ્રી ભુરાભાઈ ઉમોટનું નિવેદન (૩૦–૪–૮૫) ×વડોદરાના પ્રા. સુરેશ જોશી, પ્રા. ગુ. મો. શેખ તથા પ્રતિભા પંડિતની પ્રેસ સાથેની મુલાકાત × શંભુ મહારાજ (૫–૫–૮૪)×વિવિધ સંપ્રદાયના સાધુ–સંતો–સ્વામી અતુલાનંદજી, મહંત શ્રી વિશ્વંભર ભારતીજી, શંભુમહારાજ, સ્વામી અક્ષયાનંદજી, સ્વામીશ્રી મનુવર્યજી, સ્વામી શ્રી વ્રજલાલ પુજારી મહંત શ્રી ધનસુખલાલજી, મહંત શ્રી શિક્ષરામદાસજી તેમ જ પુરુષોત્તમ મંદિરના અને અંશારામદાસજી આશ્રમના સંતોની સંયુક્ત અપીલ×અમણી પત્ર–તંત્રીઓ–ચીમનભાઈ

પટેલ, જયંત શુક્લ, યશવંતભાઈ શાહ, રજનીભાઈ કોઠારી, મણિભાઈ શાહ, તથા અંગ્રેજી પત્રોના તંત્રીઓ મહાદેવન (ટાઈમ્સ), હરિજયસિંહ (ઈંડિયન એક્સપ્રેસ), રામુભાઈ પટેલ (વેસ્ટર્ન ટાઈમ્સ)નું સંયુક્ત નિવેદન (૨૭-૪-૮૫) × વડોદરાના નાગરિકો જગદીશ શાહ, કમળાશંકર પંડ્યા, જયંતશાસ્ત્રી કિરીટ ભટ્ટ, ઈંદુભાઈ રાવત, સુભદ્રા ગાંધી, ભોગીભાઈ ગાંધીનું સંયુક્ત નિવેદન (૨૩-૪-૮૫) × સુરત લાયન્સ કલબના અગ્રણીઓ + બારડોલી કોલેજના પ્રાધ્યાપકો, સર્વશ્રી નરેશ ઉમરીગર, ડૉ કલાબેન પટેલ, ડૉ. મહેશ શુક્લ જે. સી દેસાઈ, સરોજ પાઠક, ડૉ. સી એન વકીલ જહાન્વિકા આચાર્ય, ડૉ. બી. જાની ડૉ ખુશાલભાઈનો સંયુક્ત પત્ર (૧૨-૫-૮૫)......

ઉપરાંત, વિશિષ્ટ ઉદ્ગારો ભરૂચના સર્વશ્રી કનુભાઈ સોલંકી અને મનોજ પરમાર + શ્રી રજનીકાંત અટાદીઆ ગુજરાત ભંગીકષ્ટ મુક્તિ અને ગુજરાત રાજ્ય પછાત વર્ગ પ્રતિકાર આંદોલનના ઉપપ્રમુખનું નિવેદન (૧૫-૪-૮૫) ગુજરાત મજલિસે મુશાવરતના મુલામ મોહમદ અબુભાઈ મેમણનું નિવેદન (૨૧-૪-૮૫) × દલિત મુસ્લિમ બક્ષીપંચ એકતા સમિતિના કન્વીનર સર્વશ્રી શંની મેમણ, પુનમચંદ રાઠોડ, અબ્દુલભાઈ શેખનું સંયુક્ત નિવેદન (૨૭-૪-૮૫) × ગુજરાત રીપબ્લિકન પક્ષના મહામંત્રી શ્રી આર પી પરમાર અને શહેર પ્રમુખ શ્રી નરસિંહભાઈ વોરાનું સંયુક્ત નિવેદન (૯-૫-૮૫)

ઉપરાંત-એસ. આર. પી. પરિવારોની પોલીસ પાસે દાદ માગતું નિવેદન (૨૬-૪-૮૫ ભરૂચ) × ગુજરાત ચાંદ કમિટીના જનરલ સેક્રેટરી, શ્રી ઈકબાલ મિરઝાનું નિવેદન (૧૬-૫-૭૫) × દલિત પેન્થર અમદાવાદના મહામંત્રી શ્રી કે ડી. પરમારનું નિવેદન (૧૬-૫-૮૫)

## વિશિષ્ટ ઉદ્ગારો

### તોફાનો પ્રત્યે દુઃખની લાગણી વ્યક્ત કરતી ગુજરાત ચાંદ કમિટી

જમાઅતે ઇસ્લામી હિન્દ ગુજરાતના પ્રમુખ મૌલાના હબીબુરહેમાન સાહેબ તથા ગુજરાત ચાંદ કમિટીના જનરલ સેક્રેટરી શ્રી ઈકબાલ મીરઝાએ અનામતના નામે ચાલતા તોફાનો પ્રત્યે દુઃખની લાગણી વ્યક્ત કરી છે

તેઓએ વધુમાં જણાવ્યું છે કે મુસ્લીમોનો પવિત્ર રમઝાન માસ તા. ૨૧-૫-૮૫થી શરૂ થાય છે. (જેમા મુસ્લીમોને ઉપવાસ તથા નમાઝ વગેરે ઈબાદત કરવાની હોય છે). આ પરિસ્થિતિમા વહેલી તકે શાંતિ સ્થપાય તે માટે મુખ્યમંત્રી શ્રી માધવસિંહ સોલંકીને શહેરના તમામ કોમના નાગરિકોની તાત્કાલિક મીટિંગ બોલાવવાની માગણી કરી છે.

આ ઉપરાંત પી એસ. આઈ. શ્રી રાણા પર થયેલ ગોળીબારની તપાસ કરી તાત્કાલિક કડક કાર્યવાહી હાથ ધરવા માગણી કરી છે

(૧૬-૪-૮૫)

### પછાત વર્ગોને સાથે રાખવાની માગણી

દલિત પેંથર અમદાવાદના મહામંત્રી શ્રી કે ડી પરમારે એક નિવેદનમા જણાવ્યું છે કે અનામત પ્રશ્નની વાટાઘાટોમાં દલિત, આદિવાસી અને બક્ષી પંચના પ્રતિનિધિઓને સાથે રાખવા જોઈએ. ગુજરાતમા અશાંતિનું વાતાવરણ થયુ છે તે અનામત વિરોધી આંદોલનને કારણે જ થયુ છે. (૧૬-૫-૮૫)

[વિશ્વમાનવ'

## – તો, મેલું ઉપાડવાનું કામ પણ આંદોલનકારીઓએ કરવું પડશે !

ગુજરાતની ભંગી કષ્ટ મુક્તિ અને ગુજરાત રાજ્ય પછાત વર્ગ પ્રતિકાર આંદોલન સમિતિના ઉપપ્રમુખ શ્રી રજનીકાંત ભટ્ટ લીંબાએ એક નિવેદનમાં જણાવ્યા મુજબ, ગુજરાતમાં કેટલાક કોમવાદી અને પ્રત્યાઘાતી પરિબળો અનામતો દૂર કરવાના કાર્યક્રમો આપવાનું બંધ નહિ કરે તો ન છૂટકે અમારે તમામ સ્થળેથી મેલું કામ કે સફાઈનું કામ કરતા કામદારો પોતાના કામનો બહિષ્કાર કરી, ખુદ આંદોલનકારો જ મેલું કામ કરવાનું રીઝર્વેશન પોતે લઈ લે. એવો કાર્યક્રમ આપવાનો રહેશે. (૮-૪-૮૫)

## એસ. આર. પી. પરિવારો લોકો પાસે દાદ માગે છે

ભરૂચમાં વસતા એસ. આર. પી ની ફરજ બજાવતા જવાનો પરિવારો, તરફથી એક પત્રિકા પ્રસિદ્ધ કરવામાં આવી છે જેમાં પોલીસ અને એસ આર પી.ના કુટુંબોને પૂરતું રક્ષણ આપવાની માંગણીનું અપીલ કરવામાં આવી છે.

"જીઓ ઔર જીને દો"ના શીર્ષક હેઠળ જિલ્લા પોલીસ પરિવાર ભરૂચ (ગુજરાત રાજ્ય)ના નામે પ્રસિદ્ધ થયેલી એ પત્રિકામાં કેટલાક વિધાનો અખબારોને સંબોધીને પણ કરવામાં આવ્યાં છે. એ પત્રિકામાં રજૂ કરાયેલા કુલ નવ મુદ્દાઓ છે કોઈ પ્રેસ લાઈન નથી કે પત્રિકાના પ્રસિદ્ધકર્તાના નામઠામ પણ નથી. આ પત્રિકા ભરૂચમાં છૂટ વહેંચાઈ છે.

(૧) પોલીસ, એસ આર. પી પરિવારને (ટાઉનમાં રહેતા) પૂરતું રક્ષણ આપો.

(૨) આંદોલનનો હેતુ પાર પાડવા માટે પોલીસને નિશાન ન બનાવો તો પોલીસ તમારી માંગણી સંતોષી શકશે.

(૩) પત્રકારો પોલીસની ફરજોને દમન કહી પોલીસ અને પ્રજા વચ્ચે વેર ભાવ જન્માવે છે, તે બંધ કરો

(૪) છાપાંમા પોલીસ, એસ આર. પી વિરૂદ્ધ અતિશયોક્તિ છાપી પ્રજાના દુશ્મન ન બનાવો.

(૫) પ્રજાએ સમજવું જોઈએ કે તમારામાંથી જ પોલીસ, એસ આર. પી આવે છે. તે તમારો જ ભાઈ છે, નહી કે દુશ્મન !

(૭) સ્વાર્થી રાજકારણીઓ અને અસામાજિક તત્ત્વોના હુમલા વચ્ચે ભીંસાતી પોલીસ: એસ. આર પી ને સમજવા પ્રયત્ન કરો.

(૭) આંદોલનકારો તથા તોફાની તત્ત્વો તરફથી પોલીસ, એસ. આર. પી. ઉપર થતા હુમલાઓ બંધ કરો.

(૮) પોલીસ, એસ આર. પી સામે થતી ખાનગી ફરિયાદો સામે સરકાર પૂરતું રક્ષણ આપો.

(૯) પ્રજા અને પોલીસનો સુમેળ સ્થાપનાર પત્રકાર છે પરંતુ પત્રકાર સદા રાજકારણથી દૂર રહે. (૨૭-૪-૮૫)

## શાંતિ સમિતિઓ રચી શાંતિ અને કોમી એખલાસનું વાતાવરણ સર્જવા અપીલ

દલિત મુસ્લિમ બક્ષી પંચ એકતા સમિતિના કન્વીનર શ્રી ગની મેમણ, પુનમચંદ રાઠોડ અને શ્રી અબ્દુલભાઈ શેખે એક નિવેદન દ્વારા બાપુનગરમાં શાંતિ સમિતિની રચના કરી કોમી એખલાસનું વાતાવરણ સર્જવા અપીલ કરી છે.

તેમણે અસરગ્રસ્તોને વળતર આપવાની તથા સમગ્ર બનાવની અદાલતી તપાસની માગણી કરી છે

શ્રાદ્ધદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન .

○ શ્રીમદ્ રાજચંદ્ર · ચંદ્રકાન્ત શેઠ : ૨૯૧ ○ કેપ્માની મુક્તિઓ · ફ્રિત્જોફ કેપ્રા ૨૯૫
○ ભવિષ્યમાં કામ કેવી રીતે ગોઠવાશે ? । એલ્વિન ટોફલર (અનુ ભુવનેશ ઓઝા ' ૨૯૮
○ We The People ડૉ. પ્રફુલ્લ દવે. (લે. નાની પાલખીવાળા) ૩૦૩ ○ હમ-સેચ્યેન હ
ન્યેતલાના : રહસ્યમય વ્યક્તિત્વ : ભારત માટેની મહોબ્બત · 'પાંખ કપાયેલ, પિંજરના પંખી !
(સુ ગાંધી) ૩૦૭ ○ કાવ્યગુચ્છ · સં. યોગેશ જોષી પાંચ કાવ્યો : ચંદ્રકાન્ત શેઠ · ૩૧૧
○ વાર્તાકાર મેઘાણી–વાક્ષણિકતાઓથી અંકાતી મુદ્રા રમણ સોની ૩૧૩ ● 'આથમણે'થી આર્ટ્સો
હરીશ વિ પંડિત ૩૧૯ ○ અંજલિ : અર્વાચીન ઋષિ · ધીરુભાઈ મ. દેસાઈ (અમદાવાદ) ૩૨૩
પુણ્યસ્મરણ રણછોડભાઈ પટેલ જેમણે જીવી જાણ્યું ! · પુષ્કરભાઈ ગોકાણી ૩૨૪ : સાચા સામાજિક
કાર્યકર શ્રી કાંતિલાલ ત્રિવેદીની ચિર–વિદાય કમળાશંકર પંડ્યા ૩૨૭ · 'ઉઘાડી બારી' સમા
કાંતિભાઈને સ્નેહાંજલિ . ભો. ગાંધી : ૩૨૮ ○ અવલોકન : દરેક અધ્યયન ગ્રંથ–વિમોચનવિધિ
સેમિનાર . એક સમતોલ સર્વેક્ષણ . ભારતી ર. દવે . ૩૩૦ ○ વિમર્શ અપર પાર આંદોલનનો ખરા–પણ
આદરણીય પ્રતિકારો કેટલા ? : ભોગીભાઈ ગાંધી . ૩૩૫ ● અનામત : આ સાયન્ટ જનરેશનને
કેવું ક્રિયાશીલ બનાવશે ? . પ્રા સુરેશ જોષી . ૩૩૮ શાણપણ શામાં ? ગોવિંદભાઈ રાવલ
૩૩૯ . નાગરિક સંગઠને સૂચવેલી ફોર્મ્યુલા . ૩૪૦ માધવસિંહ મદદ કરે ભોગીભાઈ ગાંધી
: ૩૪૨ વર્ણ-વર્ણ વચ્ચેનો વિદ્વેષ હવે શમવો જોઈએ ભોગીભાઈ ગાંધી : ૩૪૪


---




સંદેશના સૌજન્યથી




માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક
સંપાદન · સુભદ્રા ગાંધી ● ગિરધર નગરી ○ ભોગીભાઈ ગાંધી




## સરકારી નોકરીની ભરતી

સરકારી ખાતાની નોકરીઓની બાબતમા તો હુ માનું છું કે કોમી પક્ષપાતની ભાવનાને દાખલ થવા દઇશુ તો આપણા સુતંત્રમા એ કેવળ ઘાતક નીવડશે. જો રાજતંત્રને કાર્યદક્ષ રાખવુ હોય તો સૌથી કાબેલ લોકોનેજ એમા રોકવા પડશે. અલબત્ત, એમા પક્ષાપક્ષી અને વગવસીલા ના ચાલવા જોઇએ એટલે કે જો પાચ ઇજનેરો જોઇતા હોય તો દરેક કોમમાથી એક એક લેવાનુ ધોરણ રાખવું નહી પાલવે –સૌથી વધારે લાયકાતવાળા પાચને—ભલે તે પાચે પારની કે મુસલમાન કોમના હોય.

પ્રજાકીય તંત્ર હેઠળ શિક્ષણમા પછાત રહેલી કોમોને કેળવણી જેવી બાબતમાં અવશ્ય ખાસ લાભ મળે આ સહેજે બની શકે એવી વાત છે.

મો. ક. ગાંધી

(નવજીવન : ૮-૬-૧૯૨૪)

### ધન્યાતિધન્ય

ગુજરાતના વયોવૃદ્ધ જાણીતા સાહિત્યકાર કવિશ્રી ઉમાશંકર જોષી અને ગુજરાત સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી યશવંત શુક્લ આજે સાંજે ૬–૪૫ વાગ્યાના સુમારે વી. એસ હોસ્પીટલ પર આવી પહોચ્યા હતા એ વખતે પોસ્ટમોર્ટમ રૂમ આગળ જમા થયેલા ઉશ્કેરાએલા યુવાનોએ એમને ઘેરી લઇ 'શાંતિની અપીલ કર્યા કરો છો પણ આ શું થયું છે' એમ કહી ધક્કે ચઢાવ્યા હતા. અને શ્રી જોષીના કપડા ફાડી નાખ્યા હતા. શ્રી જોષીએ એમના પગરખા પણ ગુમાવ્યા હતાં.

પોસ્ટમોર્ટમ રૂમની બહાર સેંકડોની સંખ્યામા યુવાનો એકત્ર થયા હતા અને ભારે ઉશ્કેરાટ વ્યાપેલો જણાતો હતો. આ બે મહાનુભાવો પર થએલા આ ઓચિંતા હુમલા પછી જનતા પક્ષના મ્યુ કોર્પોરેટર શ્રી દશરથભાઇ પટેલ, શ્રી રાજેન્દ્ર પટેલ વગેરેએ તરત જ કોર્ડન કરી લીધી હતી દરમ્યાન પોલીસ અને લશ્કરના યુવાનોએ આવીને બન્નેને રક્ષણ આપીને પોસ્ટમોર્ટમ રૂમમાં લઇ ગયા હતા.

શ્રી ઉમાશંકર જોષીએ સૌને હાથ જોડીને જણાવ્યુ હતુ કે જો મારા બલિદાનથી શાંતિ થતી હોત તો એ આપવા પણ હું તૈયાર છુ.

ઘણા યુવાનોએ આવા દુ:ખદ પ્રસંગ બનવા બદલ એમની માફી પણ માંગી



# શ્રીમદ્ રાજચંદ્ર | ચંદ્રકાન્ત શેઠ

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્ પુરુષને પંથ જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
(રાજપદ, પૃ ૪૭)

સંવત ૧૯૫૨ના આસો સુદ પડવાના રોજ ઉપરની પંક્તિઓ લખાઈ. એ પ્રસિદ્ધ પંક્તિઓના કવિ તે શ્રીમદ્ રાજચંદ્ર. ગાંધીજીના જીવન પર અસર પાડનારા જે ત્રણ આધુનિક મહાનુભાવો તેમાંના આ એક. આ શ્રીમદ્ રાજચંદ્ર અથવા રાયચંદભાઈની બાબતમાં ગાંધીજી લખે છે.

"દરેક ધર્મના આચાર્યોને મળવાનો પ્રયત્ન મેં કર્યો છે, પણ જે છાપ મારા ઉપર રાયચંદભાઈએ પાડી છે તે બીજા કોઈ નથી પાડી શક્યા."

આ રાયચંદભાઈનો ગાંધીજીને મેળાપ થયો ત્યારે તેમની ઉંમર ૨૫ વર્ષથી વધારે નહોતી.

રાયચંદભાઈનું આયુષ્ય માત્ર ૩૩ વર્ષનું. (આપણને તુરત શંકરાચાર્ય ને વિવેકાનંદ જેવાઓનાં ટૂંકાં આયુષ્યો યાદ આવે.) આટલા ટૂંકા ગાળામાં એમણે, જે જીવનસિદ્ધિ–આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી તે પ્રશસ્ય લેખાય. ગાંધીજી તો રાયચંદભાઈને, ટૉલ્સ્ટૉયની હરોળમાં મૂકતા હતા અને કહેતા હતા: આ બંનેય જે કહેતા હતા તે જ જીવનમાં આચરી બતાવતા હતા. આવા રાયચંદભાઈ બલવંતરાય ઠાકોરના શબ્દોમાં 'બૉર્ન એસેટિક' (જન્મજાત સાધુપુરુષ) હતા.

રાયચંદભાઈનો જન્મ સંવત ૧૯૨૪ના કાર્તિકી પૂર્ણિમાને રોજ, રવિવારે રાત્રે બે વાગ્યે, મોરબી પાસે આવેલ ગામ વવાણિયાના વૈષ્ણવ પરિવારમાં થયો હતો. પિતા રવજીભાઈ પંચાણભાઈ મહેતા તથા માતા દેવબાઈ–બંનેય ભક્તિપરાયણ અને સેવાભાવી હતાં. તેમને પિતૃપક્ષેથી વૈષ્ણવધર્મના અને માતૃપક્ષેથી જૈન ધર્મના સંસ્કારોનો મિશ્ર વારસો પ્રાપ્ત થયો હતો. આ રાયચંદભાઈનું, બાલપણનું ફુલામણું નામ હતું 'લક્ષ્મીનંદન' પાછળથી તેઓ શ્રીમદ્ રાજચંદ્ર થયા.

બાલ્યપણથી જ રાયચંદભાઈમાં વિશિષ્ટ પ્રકારની ચિત્તશક્તિઓ હતી. તેમની સ્મૃતિ અત્યંત તેજસ્વી હતી. તેમણે સાત ચોપડી બે વર્ષમાં પૂરી કરેલી. સાતમે વરસે, સં. ૧૯૩૧મા તેમને જાતિસ્મરણજ્ઞાન થયેલું અને પુનર્જન્મ હોવા વિશેની દૃઢ પ્રતીતિ થયેલી. આઠમા વર્ષે તેઓ કવિતાલેખન કરતા થયા હતા. નવમા વર્ષે તેમણે પદ્યમાં ટૂંકું રામાયણ અને મહાભારતની રચના કરેલી. અગિયારમા વર્ષથી તેઓ અનેક ચોપાનિયાંઓમાં લેખો લખતા અને ઇનામી નિબંધસ્પર્ધાઓમાં ભાગ લેતા હતા. બારમા વર્ષે ત્રણ જ દિવસમાં ઘડિયાળ પર ૩૦૦ શ્લોકો તેમણે રચી દીધેલા. તેરમા વર્ષે તેઓ જૈન ધર્મના રંગે પ્રગાઢપણે રંગાયા, અને એ ધર્મના અનેકાનેક મર્મો સમજવા–સમજાવવા લાગ્યા. પંદરમા વર્ષ સુધીમાં તો તેમની એક સારા વક્તા તરીકે અને અનેક વિષયોના પારગત અભ્યાસી તરીકે પ્રસિદ્ધિ થઈ. વળી ચૌદમા–પંદરમા વર્ષથી તેમણે શંકરલાલ માહેશ્વર શાસ્ત્રીના અષ્ટાવધાનના પ્રયોગો જોઈને એવા પ્રયોગો કરવાનો આરંભ કર્યો અને બાર, સોળ, બાવન અને સો અવધાનો સુધી તેઓ પહોંચ્યા. આ રીતે તેઓ શતાવધાની થયા. આમ એક સાથે એકસો કામ બરોબર ધ્યાન દઈને કરવાની ચિત્તશક્તિ તેમણે ખીલવી. આ વિશિષ્ટ શક્તિના પ્રયોગો સં. ૧૯૪૩માં ફરામજી ઇન્સ્ટિટ્યૂટ જેવાં સ્થળોએ કરી બતાવ્યા અને એમની એવી શક્તિ જોઈને મુંબઈ હાઈકોર્ટના વડા ન્યાયમૂર્તિ ચાર્લ્સ સાર્જન્ટે તેમને વિલાયત જવાનું સૂચન કર્યું પરંતુ જૈન ધર્મના સમ્યક્-પાલનમાં વિલાયતયાત્રા વિક્ષેપરૂપ થાય એ ખ્યાલથી એ વિચાર તેમણે માંડી વાળ્યો. પારસી કવિ મલબારીએ એમની આ માનસિક–આધ્યાત્મિક શક્તિઓના આશ્ચર્યકર આવિર્ભાવને અનુલક્ષીને 'ઇન્ડિયન સ્પેક્ટેટર'માં એમની પ્રશંસા કરતો એક પત્ર લખેલો જેમાં શ્રીમદ્‌ને 'એ પ્રોડિજી ઑફ ઇન્ટેલેક્ટ એન્ડ મેમરી'—એ રીતે તેમનું વર્ણન કરેલ. તે સમયનાં 'પાયોનિયર', 'ગુજરાતી', 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા,' 'મુંબઈ સમાચાર' આદિ પત્રો–છાપાંઓએ તેમની આ નિગૂઢ શક્તિને ખૂબ બિરદાવી હતી. આ પછી તેમને 'સાક્ષાત્ સરસ્વતી'નાં બિરુદ સાથે સુવર્ણચંદ્રક પણ એનાયત થયો હતો. શ્રીમદ્ રાજચંદ્ર પાસે સ્પર્શેન્દ્રિય પણ ચમત્કારિક જ્ઞાન હોવાનું કહેવાય છે. તેઓ વસ્તુને કેવળ સ્પર્શથી ઓળખાવી દેતા; રસોઈ ચાખ્યા વિના એના સ્વાદની વાત કરી શકતા. આ સર્વ નિગૂઢ શક્તિઓનું રહસ્ય સમજાવતાં તેઓ કહેતા કે આ 'અંતઃકરણની શુદ્ધિ સિવાય થઈ શકે નહીં; એ શિખવાડ્યું આવડે તેમ નથી.' શ્રીમદ્ રાજચંદ્ર અંતઃકરણની શુદ્ધિ–ચિત્ત શુદ્ધિ–મન શુદ્ધિ–સત્ત્વશુદ્ધિ પર ખૂબ જ ભાર મૂકે છે. આત્મશુદ્ધિ વિના આત્મશક્તિનો ઉદય–વિકાસ શક્ય નથી. તેમણે પોતાને અત્યંત કીર્તિ અપાવનારા શતાવધાનના પ્રયોગો પણ, આધ્યાત્મિક આવશ્યકતાને વશ વર્તીને બંધ કરી દીધા અને પોતાની જાતને સંકોરી અંતરતમ એકાંતમાં વધુ ને વધુ ઊંડે ઊતરતા ગયા.

રાયચંદભાઈએ સં. ૧૯૪૪માં મહા સુદ ૧૨-ના રોજ પોપટલાલ જગજીવનદાસ મહેતાની પુત્રી ઝબકબાઈ સાથે લગ્ન કર્યું હતું. આ લગ્નથી, તેમને સંતાનોમાં બે પુત્રો અને પુત્રીઓ પ્રાપ્ત થયા હતા. રાયચંદભાઈનું દાંપત્યજીવન સુખી હતું.

રાયચંદભાઈએ એકવીસમા વર્ષે મોતી–ઝવેરાતના વેપારમાં ઝંપલાવ્યું. તેઓ બાહોશ ઝવેરી હતા. ગાંધીજીએ તેમની આ વ્યવહાર-ધર્મની સમન્વયમૂલક આત્મસ્થિતિનું યથાર્થ વર્ણન એમની 'આત્મકથા'માં કર્યું છે. તેઓ લખે છે :

"પોતે હજારોનો વેપાર ખેડતા, હીરામોતીની પરખ કરતા, વેપારના કોયડા ઉકેલતા, પણ એ વસ્તુ તેમનો વિષય નહોતી. તેમનો વિષય—તેમનો પુરુષાર્થ તો આત્મઓળખ–હરિદર્શન હતો. પોતાની પેઢી ઉપર બીજી વસ્તુ હોય યા ન હોય, પણ કોઈ ને કોઈ ધર્મપુસ્તક અને રોજનીશી હોય જ. વેપારની વાત પૂરી થઈ કે

ધર્મપુસ્તક ઊઘડે અથવા પેઢી નોંધપોથી ઊઘડે તેમના લેખોનો જે સંગ્રહ પ્રગટ થયો છે તેમાંનો ઘણો ભાગ તો આ નોંધપોથીમાંથી લેવાયેલો છે. જે મનુષ્ય લાખોના સોદાની વાત કરી લઈને તુરત આત્મજ્ઞાનની ગૂઢ વાતો લખવા બેસી જાય તેની જાત વેપારીની નહીં પણ શુદ્ધ જ્ઞાનીની છે તેમનો આવી જાતનો અનુભવ મને એક વેળા નહીં, પણ અનેક વેળા થયેલો. મેં તેમને કદી મૂર્છિત સ્થિતિમાં નથી જોયા.''

(આત્મકથા, પૃ ૮૨-૩)

શ્રીમદ્ રાજચંદ્રે પણ આ અંગે લખતાં જણાવ્યું છે :

''દુકાને મેં નાના પ્રકારની લીલાલહેર કરી છે, અનેક પુસ્તકો વાંચ્યાં છે.. છતાં કોઈને મેં ઓછોઅધિકો ભાવ કહ્યો નથી, કે કોઈને ઓછું અધિકું તોળી દીધું નથી એ મને ચોક્કસ સાંભરે છે.''

તેમણે હીરામોતી બાબતે એક વાર મુનિ દેવકરણને વાત કરતાં જણાવેલું કે હીરામોતીની બાબતમાં 'મુનિ, અમે તો હળાહળ વિષ દેખીએ છીએ' વળી તેમણે એ મુનિને તે સમયની પોતાની ચિત્તાવસ્થાનું વર્ણન કરતાં કહેલું, 'નાળિયેરનો ગોળો જેમ જુદો રહે છે, તેમ અમે રહીએ છીએ.'

શ્રીમદ્ રાજચંદ્રે એક પત્રમાં જણાવ્યું છે તેમાં સંવત ૧૯૪૨માં અદ્ભુત વૈરાગ્યનો તો સં ૧૯૪૭માં સમકિતનો અનુભવપ્રકાશ તેમને લાધ્યો હતો. આ કારણે તેઓ સંસારમાં રહેવા છતાં એના મોહ વિષયથી બચ્યા હતા. તેમના વ્યવસાયમાં એક વાર હજારો રૂપિયાનો નફો મળે એવી સ્થિતિ પેદા થઈ હતી અને ત્યારેય શ્રીમદ્ રાજચંદ્રે ઉદારતાપૂર્વક એ નફાનો લોભ જતો કરી, એક આરબ વેપારીનાં હિતમાં થયેલો સોદો રદ કર્યો હતો અને ત્યારે તેમને પેલા વેપારીને આ શબ્દો કહ્યા હતા : 'રાયચંદ દૂધ પી શકે છે, લોહી નહીં.'

શ્રીમદ્ રાજચંદ્ર જેમ જેમ આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ સિદ્ધ કરતા ગયા તેમ તેમ એમનો દેહાધ્યાસ ઓસરતો ગયો. ઉત્તરે તેઓ એવું પણ કહેતા થયા કે 'અમે દેહધારી છીએ કે કેમ તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ.' શ્રીમદ્ રાજચંદ્ર સંસારી છતાં યતિ જેવા હતા; યતિ જ હતા. તેમને વાનપ્રસ્થ લેવાની ઉત્કટ ઈચ્છા થતી જતી હતી અને એ તેના અનુસંધાનમાં તેઓ ચરોતર, સૌરાષ્ટ્ર ઈડર આદિ વિસ્તારોમાં એકાંતવાસ કરવાના પ્રયોગો પણ કરવા લાગ્યા. એમનું શરીર દિનપ્રતિદિન ગળવા લાગ્યું. એ જોઈને મુનિ દેવકરણને ભારે વ્યથા થતી હતી ત્યારે તેમને શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું, 'અમે તો શરીરની સામે પડયા છીએ'.

શ્રીમદ્ રાજચંદ્રની દૃષ્ટિ પારદર્શી હતી. તેઓ જેટલી કાબેલિયતથી હીરામોતીનું સત્વ પારખી શકતા હતા એટલી જ કાબેલિયતથી શાસ્ત્રોનો મર્મ પણ પારખી લેતા હતા તેઓ કહેતા : 'અમે તો શાસ્ત્ર આત્મમાં આત્માનો અર્થ વાંચીએ છીએ.' શ્રીમદ્ રાજચંદ્ર આત્માને ઘૃત-ઘી સાથે અને દેહને છાશ સાથે સરખાવતા હતા અને દેહ કરતાં આત્માનું ધ્યાન વધારે રાખવાનું છે તેમ જણાવતા હતા. તેઓ મનને સ્થિર રાખવા માટે, ઢોરને જેમ ખાણુ આપવામાં આવે તેમ સદ્‌વિચાર રૂપી ખોરાક આપવાનું જણાવતા હતા. અચિંત્યચિંતામણિ સ્વરૂપ ધર્મ પ્રત્યેનું શ્રીમદ્‌નાં ચિત્તનું અનુસંધાન લેખાતાર જળવાયેલું હતું. તેઓ એક પથારીવશ રહ્યા પછી, સં. ૧૯૫૭માં ચૈત્ર વદ પાંચમના રોજ, મંગળવારે, બપોરના બે વાગ્યે પોતાનો દેહ છોડી આત્મલીન થયા. અવસાન સમયે તેમના મુખ પર આત્મશાંતિની, આત્મમુદ્રાની અવિચલ દીપ્તિ ચમકતી હતી એમ તેમનું અંતિમ દર્શન કરનારાઓ જણાવે છે

શ્રીમદ્ રાજચંદ્રે એક સ્થળે કહ્યું છે. 'હું કોઈ ગચ્છમાં નથી, પણ આત્મામાં છું એ ભૂલશો નહીં' તેઓ ક્યારેય ધાર્મિક વિતંડાવાદમાં કે અટવાવા ફસાયા નહોતા. તેમની જિંદગીમાં ફુવારો

હતો આત્મશાંતિ. તેમણે જીવનભર ધર્મનું ચિંતન-મનન-નિદિધ્યાસન કર્યું, અને તેના ફલસ્વરૂપ 'સ્ત્રીનીતિબોધ', 'પુષ્પમાળા', 'મોક્ષમાળા', 'ભાવનાબોધ', 'આત્મસિદ્ધિશાસ્ત્ર' આદિ અનેક ગ્રંથો મળે છે. તેમણે પંચાસ્તિકાયનું, શ્રીરત્નાકર શ્રાવકાચારની ત્રણ ભાવનાઓનું તથા સ્વરોદયજ્ઞાન, દ્રવ્યસંગ્રહ, દશવૈકાલિક આદિમાંની કેટલીક ગાથાઓનું ભાષાંતર પણ આપ્યું છે. તેમણે આનંદઘનના કેટલાક સ્તવનોનો અર્થબોધ કરાવ્યો છે. તેમણે વેદાંત, જૈન દર્શનોની ચર્ચામીમાંસા પણ કરી છે. તેમણે અનેક લેખો, પત્રો, કાવ્યો આદિ આપેલા છે. 'રાજચંદ્ર'રૂપે એમનાં કેટલાક પદો પણ પ્રસિદ્ધ થયાં છે. તેઓ કવિ તરીકે નથી તેટલા આત્મવિચારક તરીકે અને જીવનમીમાંસક તરીકે પ્રભાવશાળી છે. ગાંધીજીએ યોગ્ય રીતે જ કહેલું કે "શ્રીમદ્નું લખાણ અધિકારીને સારુ છે" શ્રીમદ્ની વાણીમાં સત્ નીતરી રહ્યું હોવાની ગાંધીજીની વાત પણ ઘણી માર્મિક છે. જૈન અને બૌદ્ધદર્શનના પ્રસિદ્ધ પંડિત સુખલાલજીએ એમના લખાણની સમીક્ષા કરતાં જણાવેલું :

"બંગાળી, મરાઠી, હિન્દી અને ગુજરાતી આદિ પ્રાંતિક ભાષાઓ, જેમાં ગૃહસ્થ કે ત્યાગી જૈન વિદ્વાન અને વિચારકવર્ગની લેખનપ્રવૃત્તિ થાય છે અને વિશેષ સંભવ છે, તેનાથી પ્રસિદ્ધ જૈન આચાર્ય આત્મારામજીની હિન્દી કૃતિઓને બાદ કરતાં એ ભાષામાં વીસમી શતાબ્દીમાં લખાયેલું એક પણ પુસ્તક મેં એવું નથી જોયું કે, જેને 'શ્રીમદ્ રાજચંદ્ર'નાં લખાણો સાથે ગંભીરતા, મધ્યસ્થતા અને મૌલિકતાની દૃષ્ટિએ અંશથી પણ સરખાવી શકાય."

"પાપનિવૃત્ત થવું એ અમારું પ્રતિક્રમણ છે" એમ કહેનારા શ્રીમદ્નું જીવન આનંદઘનકર કહે છે તેમ, 'યથાર્થ મહાત્માનું જીવન હતું.' 'માણસે સમાજમાં રહીને પોતાનો વિકાસ સાધવાનો છે એ નિયમ શ્રીમદે બરોબર જીવી બતાવ્યો હતો' —શ્રી મગનભાઈ દેસાઈની આ વાતમાં પણ શ્રીમદ્ના જીવનનું યથાર્થ રીતે વર્ણન થયેલું છે. શ્રીમદે સંસારવ્યવહાર અને ધર્મપરાયણતાનો—આધ્યાત્મિકતાનો સુંદર સમન્વય જીવનમાં કર્યો હતો. 'ઇચ્છાર શું સરસો રહે ને મન મારી પાસ'—એ પંક્તિ એમના જીવનને બરોબર લાગુ પડે છે.

ગાંધીજીએ તેમના જીવનમાં ચાર વસ્તુઓ વિશેષ ભાવે તારવી બતાવેલી : ૧. શાશ્વત વસ્તુમાં તન્મયતા, ૨. જીવન સરળતા. આખા સંસાર સાથે એકસરખી વૃત્તિથી વ્યવહાર, ૩. સત્ય, ૪. અહિંસામય જીવન.

કાકાસાહેબે તેમના જીવનમાંની ત્રણ બાબતોને ઉલ્લેખનીય માનેલી : ૧. શ્રીમદ્ની પારમાર્થિકતા, ૨. તેમની જીવનતત્ત્વ શોધવાની એકાગ્રતા, ૩. જીવનસત્ય પ્રગટ કરવાનો તેમનો આગ્રહ. કાકાસાહેબે શ્રીમદ્ના 'કવિત્વ'નો વિશેષરૂપે અર્થ કરતા જે કહેલું તે અત્રે નોંધીને વિરમીએ. તેમણે લખ્યું છે.

"કોઈ ઝવેરી પોતાની કેળવાયેલી આંખો આગળ હાથમાંના નંગનાં બધાં પાસા પસાર કરે છે તેમ ધ્યાનવીર અને પ્રયોગવીર જીવનના બધા પાસા પ્રત્યક્ષ જીવનમાં અથવા કલ્પનામાં એટલે કે ધ્યાનમાં નિહાળે છે, કસે છે અને મૂલવે છે. એનું જીવનના વિસ્તાર અને ઊંડાણનું દર્શન જેટલું અધિક-તેટલું એનું ધ્યાન, નિરીક્ષણ અને પરીક્ષણ સચોટ. કવિનાં લખાણોમાં એક પ્રયત્નથી અનેક પાસાંઓ તરફ નજર ફેંકવાની ઝવેરીવૃત્તિ દેખાય છે આગળ જતાં દૃષ્ટિ વધારે ને વધારે એકાગ્ર થઈ જાય છે અને સાર્વત્રિક સિદ્ધાંત તારવવા તરફ રુચિ વધારે દેખાય છે. માણસ ફરતો ફરતો જ્યારે કેન્દ્ર તરફ પહોંચી જાય છે, અને એને આખા જીવનની વડી ચાવી હાથ લાગે છે, ત્યારે એના ધ્યાનદશા એક જ વસ્તુ ફરી ફરી અનેક રીતે કહેતો રહે છે. એ અસર પણ કવિનાં લખાણોમાં આપણે જોઈએ છીએ. અને તેથી જ એમનું કવિપદ વિશાળ અર્થમાં સાર્થ થાય છે."*

('શ્રી રાજચંદ્ર: જીવનકલા તથા વિચાર રત્નો')

*ગુજરાત વિદ્યાપીઠની પ્રાર્થનાસભામાં આપેલું વક્તવ્ય

# કેપ્રાની ધ્રુવોક્તિઓ | ફ્રિત્જોફ કેપ્રા

## [અદ્યતન પશ્ચિમી વિજ્ઞાનીઓ અને પૌર્વાત્ય ગૂઢવાદીનાં રહસ્યોની સૂક્ષ્મ સંવાદિતા]

પાંચ વર્ષ પૂર્વે મને થયેલા એક સુખદ અનુભવથી જે ઊંડી કંડારાઈ તેના પરિપાકરૂપે આ પુસ્તક લખાયું છે. ઉનાળાની એક ઢળતી સાંજે સમુદ્રકિનારે બેસીને હું મોજાનો ઘુઘવાટ માણતો હતો. મારા શ્વાસોચ્છ્વાસનો ચઢાવ-ઉતાર લહેરોના ગુંજન સાથે એક લય રચતો હતો. એક ક્ષણમાં મારી આસપાસનું વિશ્વ ડોલી રહ્યું હોય તેવી અનુભૂતિ થતી હતી. એક ભૌતિકશાસ્ત્રી હોવાના નાતે મને ખ્યાલ હતો કે સામે પથરાયેલી રેતી, ખડકો, જળ અને હવા સર્વે એવા ગતિશીલ અણુઓ અને પરમાણુઓના બનેલા હતા જે પરસ્પર સંધાન કરી નવા કણોનું સર્જન કરતા હતા. અને એ પ્રક્રિયામાં જૂના કણોનું ખંડન કરતાં હતાં મને એ પણ ખ્યાલ હતો કે પૃથ્વીના વાતાવરણ પર શક્તિશાળી કોસ્મિક કિરણોની વર્ષા થતી રહે છે, જે કિરણો વાતાવરણમાં પ્રવેશ સમયે અનેક સ્તરે ઘર્ષણ સર્જે છે ઉચ્ચ શક્તિ અંગેના, ભૌતિકશાસ્ત્રમાં સંશોધનના કારણે આ સર્વથી હું પરિચિત હતો, પરંતુ તે પરિચય રેખાંકનો, આકૃતિઓ અને ગાણિતિક સિદ્ધાંતો પૂરતો મર્યાદિત હતો. સમુદ્રતટે મને આ પરિચયની પ્રત્યક્ષાનુભૂતિ થઈ અવકાશમાંથી આવતી શક્તિ, તેના કણોનું પારસ્પરિક સંયોજન, ખંડન અને નવસર્જનના લયને હું અનુભવી રહ્યો મને લાગ્યું કે મારા દેહનો પ્રત્યેક અણુ પણ આ નર્તનમાં સામેલ હતો એનું ગુંજન મારા કર્ણપટલ પર અફળાતું હતું. એક ક્ષણે મને થયું કે હિંદુઓ જેની પૂજા કરે છે તે નર્તકેશ્વર, શિવનું આ નૃત્ય છે. આ પ્રકારના અન્ય અનુભવોથી મને ઉત્તરોત્તર પ્રતીતિ થઈ કે આધુનિક ભૌતિકશાસ્ત્રે વિકસાવેલું વિશ્વનું સમદર્શન (consistent view) પરા-પ્રાચીન પૌર્વાત્ય સમાજ સાથે સંવાદિતા ધરાવે છે પૂર્વના ગૂઢવાદની ફિલસૂફી એવી પીઠિકા ધરાવે છે જેમાં ભૌતિક વિશ્વ અંગેના આધુનિકતમ સિદ્ધાંતોનો મેળ બેસે છે. ગૂઢવાદની સમજ પુસ્તકોના અધ્યયનથી આવી શકે નહીં, કોઈ પણ ગૂઢવાદી સિદ્ધાંતની ઊંડી સમજ મેળવવા માટે વ્યક્તિએ તેમાં સકારાત્મક રીતે પ્રવૃત્ત થવું રહ્યું.

વીસમી સદીના ભૌતિક શાસ્ત્રના બે મૂળભૂત સિદ્ધાંતો—પુંજવાદ (ક્વૉન્ટમ) અને સાપેક્ષવાદ—(રીલેટિવિટી) આપણને હિંદુ, બૌદ્ધ અને તાઓવાદી દૃષ્ટિએ વિશ્વ નિહાળવા પ્રેરે છે સૂક્ષ્માતિસૂક્ષ્મ વિશ્વ (સર્વ પદાર્થ મૂળભૂત રીતે જેના બનેલા છે તે પરમાણુથી યે સૂક્ષ્મ કણોના ગુણધર્મ અને પારસ્પરિક ક્રિયાત્મકતાની ઘટનાઓને વર્ણવવા માટે આ બે સિદ્ધાંતોને સંયોજવાના તાજેતરના પ્રયત્નો તરફ જોતાં, આ સામ્ય વધુ ઘનિષ્ટ જણાય છે અહીં આધુનિક ભૌતિકશાસ્ત્ર અને પૌર્વાત્ય ગૂઢવાદ વચ્ચેની સમાંતર રેખાઓ અચંબો જન્માવે તેવી છે કેટલાંક વિધાનો એવા પણ જાણવા મળે છે કે જે ભૌતિકવિદનાં છે કે ગૂઢવાદીનાં એ નક્કી કરવું પણ કઠિન બની જાય છે.

સર્વ પદાર્થો અને ઘટનાઓ વચ્ચે એકત્વ અને આંતર સંબંધની સમજ વિશ્વની સર્વ ઘટનાઓમાં નિર્દર્શિત પાયાના અદ્વૈતની અનુભૂતિ એ પૂર્વના વિશ્વદર્શનનું મહત્ત્વનું લક્ષણ છે. સર્વ પદાર્થો એક પૂર્ણ તત્ત્વના પરસ્પર આધારિત અને અવિભાજ્ય અંગરૂપે—પરમસત્યના ભિન્નભિન્ન નિદર્શન રૂપે—ગણાય છે, જે સર્વ પદાર્થોમાં

પોતાનું સ્વરૂપ પ્રકાશી છે અને સર્વ પદાર્થો જેના ભાગરૂપ છે તેવી પરમ અવિભાજ્ય વાસ્તવિકતાને પૂર્વની ફિલસૂફી સતત રજૂ કરતી રહી છે હિંદુ ફિલસૂફી આ પરમ તત્ત્વને બ્રહ્મ કહે છે બૌદ્ધમાં ધર્મકાય અને તાઓ ફિલસૂફીમાં તાઓ કહે છે આ પરમતત્ત્વ સર્વ વિચારણા અને વિભાવનાઓને અતિક્રમે છે, તેથી બૌદ્ધ એને તથતા પણ કહે છે. સામાન્ય જીવનમાં આપણે પદાર્થોની એકરૂપતાથી જ્ઞાત નથી, અને વિશ્વને અલગ પદાર્થો–ઘટનાઓમાં વિભાજીએ છીએ રોજબરોજના કામકાજ માટે આ વિભાજન જરૂરી અને ઉપયોગી છે; પણ એ વાસ્તવિકતાનું સાચું સ્વરૂપ નથી. આપણી બુદ્ધિ તારતમ્યો કાઢવા અને તદર્થે (વિચાર, વસ્તુ) વિભાજન કરવા ટેવાયેલી છે પદાર્થો અને ઘટનાઓની અલગતા અંગેની આપણી સમજ કુદરત માટે પણ સાચી છે, એમ માનવું ભ્રમ છે. હિન્દુ અને બૌદ્ધ તત્ત્વજ્ઞાનના મતે, 'માયા'ના આવરણ નીચે ઢંકાયેલ, મન દ્વારા સર્જિત અજ્ઞાન કે અવિદ્યાના લીધે આ ભ્રમ સર્જાય છે.

પૂર્વની ગૂઢવાદી વિચારસરણીનું મુખ્ય ધ્યેય ધ્યાન દ્વારા મનને શાંત અને એકાગ્ર કરી સાચા પથ પર વાળવાનું છે ધ્યાન માટેના સંસ્કૃત શબ્દ 'સમાધિ'નો અર્થ છે માનસિક સમતુલા મનની સંતુલિત અને પ્રશાંત અવસ્થા, જ્યાં વિશ્વના ઐક્યની અનુભૂતિ થાય છે.

વિશ્વના ઐક્યની સમજ માત્ર ગૂઢવાદની જ મુખ્ય વિચારસરણી નથી, પરંતુ તે આધુનિક ભૌતિકશાસ્ત્રનું પણ મહત્ત્વનું પાસું છે. પરમાણુ સ્તરે તેનો ખ્યાલ આવે છે. અને પદાર્થ વિષે ઊંડા અધ્યયનની સાથે સૂક્ષ્મતમ કણોમાં તે સુસ્પષ્ટ રીતે નિર્દિષ્ટ થાય છે આપણે આધુનિક ભૌતિકશાસ્ત્ર અને પૂર્વની ફિલસૂફીની સરખામણી કરીશું ત્યારે પદાર્થો અને ઘટનાઓની એકરૂપતા એ કેન્દ્રીય તત્ત્વ રહેશે પેટા-પરમાણુ (sub-atomic) ભૌતિકશાસ્ત્રના વિવિધ મોડેલનો અભ્યાસ કરતાં આપણે જોઈ શકીશું કે દરેક વેળા એક જ સિદ્ધાંત જુદી જુદી રીતે ઊભરી આવે છે, કે પદાર્થના ભાગરૂપ તત્ત્વો અને તેમને સાંકળતા ક્રિયાકલાપો આંતર સંબંધ ધરાવે છે અને તે પરસ્પર આધારિત છે. તેમને અલગ હસ્તી તરીકે નહીં, પરંતુ પૂર્ણતત્ત્વના ભાગરૂપે જ સમજી શકાય તેમ છે.

પરમતત્ત્વના ભિન્ન નિદર્શન તરીકે સર્વ ઘટનાઓ અને પદાર્થોની અનુભૂતિ પામવાની મથામણ કરતી વેળા પૂર્વના ગૂઢવાદીઓ સર્વ પદાર્થો સમાન હોવાનું કહેતા નથી. તેઓ પદાર્થોની અલગતાનો સ્વીકાર કરે છે, પરંતુ સાથોસાથ માને છે કે સર્વ તફાવત અને વિરોધાભાસ, વિસ્તૃત ફલકીય એકરૂપતાના સંદર્ભમાં, સાપેક્ષ છે. આપણા સામાન્ય જીવનમાં આવી ભિન્નતાની એકતા–ખાસ તો, વિરોધિતાની એકતા–સ્વીકારવાની કઠિન હોવાથી, પૂર્વની ફિલસૂફીનું આ તત્ત્વ કોયડારૂપ ગણવામાં આવ્યું છે જો કે વિશ્વ અંગેના પૌર્વાત્ય દર્શનના પાયામાં આ સમજ વણાયેલી છે, વિરોધિતા એ વૈચારિક ભૂમિકાએ ઉપલબ્ધ અમૂર્ત વિભાવના છે અને તેથી 'સાપેક્ષ' છે. એક વિચાર પર ધ્યાન કેન્દ્રિત કરવાથી આપણે તેનો વિરોધી વિચાર સર્જીએ છીએ. લાઓત્સુ કહે છે "વિશ્વમાં દરેક જ્યારે સુંદરતાની સમજ કેળવે ત્યારે જ વિરૂપતાનું અસ્તિત્વ જણાય છે. જ્યારે સર્વકોઈ શુભતત્ત્વમાંના શુભને પારખે ત્યારે જ દુરિતનું જ્ઞાન થાય છે."

બૌદ્ધ વિભાવનાના આ જગતને ગૂઢવાદી અતિક્રમે છે અને આ અતિક્રમણ દરમ્યાન તે સર્વ વિરોધીતત્ત્વની સાપેક્ષતા અને ધ્રુવીય (Polar) સંબંધ વિશે સભાન બને છે. એ, અનુભવે છે કે શુભ અને અશુભ, આનંદ અને પીડા, જીવન અને મૃત્યુ સર્વ ભિન્ન ભિન્ન કક્ષાની પૂર્ણ અનુભૂતિઓ નથી કિન્તુ, એક જ વાસ્તવિકતાની બે બાજુઓ છે; એક પૂર્ણતત્ત્વના બે આત્યન્તિક ભાગ છે સર્વ વિરોધિતા ધ્રુવીય છે એ સભાનતાને લીધે પૂર્વીય આધ્યાત્મિક પરંપરામાં એકતાને માનવીના ઉચ્ચતમ ધ્યેય તરીકે જોવામાં આવે છે.

[ વિશ્વમાનવ

વિજ્ઞાન અને ગૂઢવાદને હું માનવમનના પરસ્પર પૂરક એવા તર્કજનક અને સ્ફુરણાત્મક કેન્દ્રોના નિદર્શન તરીકે નિહાળું છું. આજનો ભૌતિક વિજ્ઞાની મનના તર્કકેન્દ્રની આત્યંતિક સંભાળ લઈને વિશ્વને અવલોકે છે, ત્યારે ગૂઢવાદી સ્ફુરણાત્મક કેન્દ્રની આત્યંતિક સંભાળ લે છે. બંને અભિગમ પૂર્ણપણે ભિન્ન છે, અને ભૌતિક વિશ્વના નિશ્ચિત ઢબે દર્શન કરતા કંઈક વિશેષ ધરાવે છે. પરંતુ, અમે ભૌતિક વિજ્ઞાનમાં હવે કહેવા લાગ્યા છીએ તેમ બંને પૂરક છે એક બીજા દ્વારા સમજી શકાય તેમ નથી. એક ય અભિગમને બીજાથી ઊતરતો ગણી શકાય તેમ નથી. પરંતુ પરસ્પર પૂરક રીતે વિશ્વની પૂરી સમજ માટે બંને આવશ્યક છે. એક પ્રાચીન ચીની કહેતી જરા બદલીને મૂકીએ તો 'ગૂઢવાદીઓ તાઓવાદના મૂળને પકડી શકયા છે, પરંતુ ડાળીઓને નહી જ્યારે વૈજ્ઞાનિકો ડાળીઓને પકડી શકયા છે, મૂળને નહી' વિજ્ઞાનને ગૂઢવાદની જરૂર નથી અને ગૂઢવાદને વિજ્ઞાનનો ખપ નથી, પરંતુ માનવીને બંનેની આવશ્યકતા છે.

પશ્ચિમી સંસ્કૃતિની પ્રજા માટે એ સમજવું દુષ્કર છે કે કોઈક કૃત્ય સારું હોઈ શકે, પરંતુ તેની વધુ માત્રા વધારે સારી હોવી જરૂરી નથી. મારા મતે, સૃષ્ટિ સંતુલનની વિચારધારા (ecological thinking) નો આ અર્થ છે. કુદરતનું ચક્ર સાતત્ય અને પરિવર્તનની તુલા પર આધારિત છે. પારિભાષિક રીતે આ બિનરૈખિક (Non-Linear) પ્રક્રિયા છે અમર્યાદિત આર્થિક અને તકનિકી વિકાસ જેવી રૈખિક પ્રગતિ, અથવા સાદો દાખલો આપીએ તો, કિરણોત્સર્ગી કચરાને લગભગ અનંતકાળ સુધી ભંડારી રાખવાની પ્રક્રિયા, કુદરતી સમતુલાને ભયમાં મૂકે છે. લાંબાગાળે તેનાથી નુકસાન થવાની શકયતા છે. આપણી તર્કસંગત વિચારધારાને કુદરતના બિનરૈખિક વલણ માટેની આપણી સ્ફુરણા સાથે જોડવાથી જ સૃષ્ટિ-સંતુલન અંગે જાગરૂકતા જન્મશે. પ્રાચીન સંસ્કૃતમાં આવું સ્ફુરણાત્મક શાણપણ લાક્ષણિક છે, જેમાં વાતાવરણ સાથેનો નાતો જીવનમાં વણાયેલો હતો. આત્યંતિક સ્વ-સ્થાપન (self-assertion)નું વલણ સત્તા-પ્રીતિ, અન્ય પર બળ દ્વારા પ્રભાવ અને અંકુશમાં પરિણમે છે. આજના આપણા સમાજમાં આ વલણો સહજ પ્રચલિત છે પ્રભાવક ઉદ્યોગ-માલિકીનો વર્ગ રાજકીય અને આર્થિક સત્તાનાં સૂત્રો સંભાળીને બેઠો છે સમાજનું સ્તરીકરણ જાતિગત અને લૈંગિક રીતે રચાયેલું છે. બળાત્કાર આપણા સમાજનું કેન્દ્રીકૃત લક્ષણ બની ગયું છે—ઓઓ પર બળાત્કાર, લઘુમતિ પર અત્યાચાર, પૃથ્વી પર અત્યાચાર

નિસર્ગની પરખ એટલે "માનવ" દ્વારા કુદરત પર વિજય એવી સત્તરમી સદીની માન્યતા પર આપણાં વિજ્ઞાન અને ટેકનોલોજી આધારિત છે. સત્તરમી સદીમાં જ વિશ્વ અંગેનું યંત્રલક્ષી મોડેલ વિકસ્યું હતું. આપણા વિજ્ઞાનની કુદરત અંગેની માન્યતા, યંત્રલક્ષી મોડેલ અને રૈખિક વિચારસંતતિ પર વધુ પડતો ભાર મૂકવાથી જે ટેકનોલોજી વિકસી છે તે બિનઆરોગ્યપ્રદ અને અમાનવીય છે. આ એવી ટેકનોલોજી છે જેમાં કુદરતને બુદ્ધિશાળી માનવ માટેનું રહેઠાણ બનાવવાને બદલે માનવનિયંત્રિત અને માનવસર્જિત વાતાવરણમાં પલટાવી દેવામાં આવી છે

આ સદીમાં ભૌતિકશાસ્ત્રીઓએ સૌથી વિશેષ તો એ શીખવું પડયું છે કે કુદરતની સમજ માટે આપણે વિકસાવેલી સર્વ વિભાવના અને સિદ્ધાંત મર્યાદિત છે, કેમકે આપણા બૌદ્ધિક મનની અનિવાર્ય મર્યાદાઓ છે વર્નર હેઈઝનબર્ગ કહે છે. "દરેક શબ્દ કે વિચાર સુસ્પષ્ટ લાગે તેમ છતાં તેનું પ્રયોજન મર્યાદિત ક્ષેત્રમાં છે" વૈજ્ઞાનિક વિચારધારા વસ્તુઓના સાચા સ્વરૂપની નજીક જવા છતા વાસ્તવિકતાનું સંપૂર્ણ અને સુસ્પષ્ટ ચિત્ર કદી આપી શકે નહી. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો વૈજ્ઞાનિકો સત્ય સાથે પનારો પાડતા નથી તેઓ, મર્યાદિત સ્વરૂપમાં સમજી શકાયેલ વાસ્તવિકતાના નજીકતમ વર્ણન સાથે જ સંબંધ ધરાવે છે

અનુ : મનોજ ઓઝા

---

* [ લેખકના "ધ તાઓ ઑફ ફિઝિક્સ" (૧૯૭૫) અને "ધી ટર્નિંગ પોઇન્ટ" (૧૯૮૨) પુસ્તકોમાંથી ]

# ભવિષ્યમાં કામ કેવી રીતે ગોઠવાશે ? એલ્વિન ટોફલર

પ્રશ્ન : તમે કહો છો કે આપણા અર્થકારણમાં મહાપરિવર્તન થઈ રહ્યું છે; તેનાથી સમાજ-જીવન પણ બદલાઈ રહ્યું છે. પણ આના પરિણામે તનતોડ મહેનત કરીને જીવતા શોષિત વર્ગને શું લાભ થશે ?

જવાબ : જેમ મેં કહ્યું કે ત્રીજા પ્રવાહના અર્થકારણમાં બીજા પ્રવાહની 'આર્થિક નીતિઓ' નહીં ચાલે તેવી જ રીતે 'કામ' અને 'બેરોજગારી' પણ હવે ત્રીજા પ્રવાહમાં જુદી રીતે સમજવાં પડશે. આ સમજીશું નહીં ત્યાં સુધી તમારા પ્રશ્નનો જવાબ નહીં મળે.

પ્રશ્ન : તમે 'કામ' નો શો અર્થ કરો છો ?

જવાબ : સામાન્ય રીતે નોકરી કરીએ અને પગાર મળે તો જ અને ત્યારે જ કામ થયું તેમ આપણે ગણીએ છીએ. જેની કિંમત પૈસામાં ચૂકવાય તેને જ કામ સમજવા આપણે ટેવાયેલા છીએ. હવે ત્રીજા પ્રવાહમાં સૌને જોઈતી કેટલીક વસ્તુઓ માણસ નાના પાયા પર પોતાને ઘેરે જ પેદા કરતો થશે (Prosuming). આ કામ માટે પૈસા ચૂકવવાની જરૂર નહીં પડે. જ્યારે તમે તમારાં ફળિયામાં શાકભાજી ઉગાડો, તમારાં કપડાં જાતે સીવો અથવા હોસ્પિટલમાં સ્વયંસેવક તરીકે કામ કરો ત્યારે તમને પૈસા નથી મળતા પણ તમે કામ જરૂર કરો છો. આ કામનો એક નવતર પ્રકાર છે—ત્રીજા પ્રવાહનો. પણ તો યે આપણે અત્યારે તો પેલા કિંમત ચૂકવાય છે એ જ કામની (paid work) વાત કરીએ, જેને આપણે નોકરી કહીએ છીએ.

પ્રશ્ન : અને તમે તો કહો છો એ કામ પણ રૂપાંતરિત (Transformed) થશે.

જવાબ : મેં તો ફેક્ટરીમાં એકધારું એક જ પ્રકારનું કંટાળો ઉપજાવનારું કામ કરવામાં વર્ષો ગાળ્યાં છે. મેં ઘણી ફેક્ટરીઓની મુલાકાત પણ લીધી છે. આને આધારે હું કહું છું કે એક માણસ એક જ કામ વાર વાર કર્યા કરે અને એક ચીજનો એક નાનો-શો ભાગ બનાવ્યા કરે—હજારોની સંખ્યામાં—એ કામની પદ્ધતિ હવે તૂટવાની. માણસને કઈ ચીજ તે બનાવી રહ્યો છે તેની ખબર જ ન હોય, તેની સર્જનાત્મકતાને અમલમાં મૂકવાનો કશો અવકાશ જ ન હોય તે રીતે ગોઠવાતું કામ હવે ઝાઝું નહીં ચાલે.

હજુ હમણાં જ થોડા વખત પહેલાં હું સિલિકોન વેલી કોમ્પ્યુટર કંપનીમાં ગયો હતો. ત્યાં એસેમ્બ્લી વિભાગમાં મેં મુલાકાત લીધી ત્યાં મેં કઈ રીતે કામ થતું જોયું ? વિભાગ ખૂબ જ ચોખ્ખો હતો અને વાતાવરણમાં શાંતિ હતી. કામદારો કામ કરતા હતા તે પાટલીઓ (benches) પર નાના છોડવાઓ હતા અને સુંદર દૃશ્યોવાળા ફોટોગ્રાફ હતા. કારીગરો પાસે નાના રેડિયો સેટ હતા. કોઈ એકધારું એક જ પ્રકારનું કામ નહોતું કરતું. ટેસ્ટીંગ કરવા સુધીનાં દરેક પ્રકારનાં કામ સૌ કામદારો કરતા હતા. આને હું ત્રીજા પ્રવાહનું કામ કહું છું. હવે કામ કંઈક આ રીતે ગોઠવાશે.

• આ ત્રીજા પ્રવાહમાં ગોઠવાતાં કામમાં લે-ઓફ નહીં હોય, પગાર-વધારા માટેની હડતાળો નહીં હોય, કારીગર પર વધુ ને વધુ દબાણ નહીં હોય; એમાં તો દરેક કારીગર જુદા જુદા સ્તરના નિર્ણયો લેવામાં ભાગ લેશે. કામ વધુ સારી રીતે કેમ થાય તે સૌ વિચારશે, નક્કી કરેલા કલાકોને બદલે તેમાં નવરાશના વખતનેયે અવકાશ હશે, તેમાં આંધળા આજ્ઞાંકિતપણાને સ્થાને સર્જનાત્મકતાને સ્થાન હશે.

[ વિશ્વમાનવ ]

પ્રશ્ન : પણ તમે આ બધી વાતો કરો છો તેવું કામ ઉચ્ચ પ્રકારની ટેકનોલોજી ધરાવતી ચીજો, જેવી કે કોમ્પ્યુટર, ટી. વી. વગેરે માટે આવ્યું હોય એમ લાગે છે. વળી આવી ચીજો બનાવનાર, કારીગરો પણ જાણકાર હોવાના. દરેક કામના બધા જ ક્ષેત્રોમાં, તમે કહો છો તેમ, ત્રીજો પ્રવાહ વ્યાપ્ત થવાનો હોય તે પહેલાં તો તંત્ર, શિક્ષણ અને સમાજવ્યવસ્થા બધું બદલાવી જરૂરી નથી? બધા લોકો કામનો આ નવતર પ્રકાર આત્મસાત્ કરે તે પહેલાં એ તો જોવું જ રહ્યું કે કંઈ કેટલાયે લોકો નિરક્ષર છે. તમે વાત કરો છો તેમાં તો દરેક માણસ પોતાના કામનો મેનેજર બનશે. પણ તો પછી, જેઓ આજે ફાયદામાં છે તેવો આજના મેનેજરો જેવો વર્ગ શું આવા પ્રકારને વિકસવા દેવામાં અંતરાયો નહીં ઊભા કરે? અને તો એવું લાગે છે કે સારો એવો નફો કરતા ઉદ્યોગોમાં જ તમે કહો છો એવું કામ વિકસી શકે, બધે જ નહીં.

જવાબ : અમેને શરૂઆતમાં આવું નવતર કામ સારો નફો કરતા ઉદ્યોગોમાં જ ગોઠવાય. પહેલાં તો આવા ઉદ્યોગોમાં પણ કારીગરો પરસેવો પાડે તો જ નફો થતો, અને હજુ એમ જ થાય છે. હવે ત્રીજા પ્રવાહના ઉદ્યોગોની ઢબ એમ નહીં હશે. તેમાં કઠોર પરિશ્રમનું મહત્ત્વ નહીં હોય, તેમાં કાર્યદક્ષતા અને ચપળતા મહત્ત્વના હશે. એટલે સૌ પ્રથમ તો કામનું આ સ્વરૂપ વિકસી રહ્યું છે તેને સમજી લેવું જરૂરી છે.

પ્રશ્ન : તમારા મતે આ નવી ઢબે કામ કરનારો કામદાર જૂની ઢબે કામ કરતા કામદારથી કેવી રીતે જુદો પડે છે?

જવાબ : ત્રીજા પ્રવાહમાં કારીગર વધુ સ્વતંત્ર અને વધુ ઊંડી સૂઝ ધરાવતો હશે. ઔદ્યોગિક ક્રાંતિ પહેલાં જેમ કારીગરો તેમનાં હાથ—ઓજારોની થેલી સાથે રાખતા એમ આ ત્રીજા પ્રવાહના કારીગરો પાસે થેલી, હશે પણ તેમના હાથમાં નહીં, મગજમાં હશે. તેઓ ઉત્તમ બુદ્ધિપ્રતિભા ધરાવતા હશે. એ લોકો તેમના ઉપરી અધિકારીનું ફક્ત હુકમ પાલન કરનારા કામદારો નહીં હોય, તેઓને તેમના પોતાના મંતવ્યો હશે.

પ્રશ્ન : તમે શું એવું સૂચવો છો કે જે લોકો ઉચ્ચ શિક્ષણ ધરાવતા હશે તેમને જ કામ મળશે અને બાકીના લોકો બેકારીમાં સબડયાં કરશે? આપણે એક નાના વર્ગના કામને માનવીય રીતે ગોઠવીએ પણ વિશાળ વર્ગ એ જ હાલતમાં રહે એ શું યોગ્ય છે?

જવાબ : ફક્ત ઉચ્ચ જ્ઞાન મેળવ્યું હોય તેવાને જ આવડે એવાં કામ જ સર્જ્યાં હોય અને તેવા લોકોને જ કામ મળે તેવી અર્થનીતિ આપણે ઘડીશું એ તો એક ઠરેલું બીના હશે. હું એવી વાત નથી કરતો. ત્રીજા પ્રવાહનાં અર્થકારણમાં અનેક પ્રકારની આવડત અને પ્રતાની જરૂર પડશે. ઉદાહરણ તરીકે, આપણને ઘણી મોટી સંખ્યામાં નવી તાલીમ આપનારા શિક્ષકોની જરૂર પડશે. આવા શિક્ષકો જુદા જુદા પ્રકારના હશે કારણ કે પ્રશિક્ષણના નવા ભાતનાં માધ્યમોનો ઉપયોગ થશે, જેવા કે દૃશ્ય-શ્રાવ્ય સાધનો, આલેખો, નાટકો ઈત્યાદિ. આપણને કાર્યદક્ષ વ્યવસ્થાપકોની જરૂર પડશે. જુદા જુદા વિભાગના લોકોની વચ્ચે નવા પ્રકારના કામ અંગે વાતો-વિચારો-માહિતીઓની આપ-લે કરવામાં કુશળ એવા માણસોની જરૂર પડશે. આમ, ઘણા પ્રકારના લોકોની જરૂર પડશે. આમ આ ત્રીજા પ્રવાહની વિચાર-સરણીમાં વિવિધતાને પ્રાધાન્ય છે, બીજા પ્રવાહની માફક તેમાં કેન્દ્રિત એકવિધતાને સ્થાન નથી. આમાં એક પ્રકારનું કામ "કરનારને કોઈ બીજા પ્રકારનું કામ કરનાર વ્યક્તિ" કરતાં વધુ વેતન મળશે એમ પણ બનશે અને બનવું જોઈએ પણ ખરું. વેતનમાં પણ વિવિધતા જોઈએ.

પ્રશ્ન : તમે ભારપૂર્વક માનો છો કે આપણે

ત્રીજા પ્રવાહનાં અર્થકારણ તરફ જઈ રહ્યા છીએ. તે છતાં આપણી સામે બેકારીનો રાક્ષસ તો ઊભો જ છે. તેનું કેમ કરીશુ ?

જવાબ : પાયાની વાત એ છે કે 'બેકારી' એ સંખ્યાત્મક સવાલ નથી, ગુણાત્મક સવાલ છે સવાલ ફક્ત એ નથી કે રોજગારીની કેટલી તકો ઊભી કરવી ? સવાલ એ પણ છે કે કેવી તકો ઊભી કરવી ? તો આ બેકારીનો સવાલ ઉકેલવા કોઈ એક ફોર્મ્યુલા આપણને મળી જશે એ શક્ય નથી.

બેકારીના દૂષણને પોષી રહેલાં સાત જુદાં જુદાં કારણો છે. ઔદ્યોગીકરણનો બીજો પ્રવાહ તૂટી રહ્યો છે અને ત્રીજો પ્રવાહ જન્મ લઈ રહ્યો છે. આ સક્રાંતિ કાળને કારણે બેકારી પેદા થાય છે કારણ કે આપણે ત્રીજા પ્રવાહના કામના સ્વરૂપને સમજી શકતા નથી. બેકારીનો બીજો પ્રકાર જન્મે છે આંતરરાષ્ટ્રીય વ્યાપારી સબંધોને કારણે ટેકનોલોજીમા જેમ સુધારા થતા જાય તેમ અદ્યતન ટેકનોલોજીને કારણે ઓછા માણસોની જરૂર પડે છે. આ ત્રીજો પ્રકાર થયો : ટેકનોલોજીને કારણે પેદા થતી બેરોજગારી ચોથા પ્રકારની બેકારી પેદા થાય છે પ્રાદેશિક કારણોસર, જેમ કે અમુક વિસ્તારમાં લોકોની પસંદગી બદલાય. અમુક એક પ્રકારનો વ્યવસાય છોડી લોકો બીજા પ્રકારનો વ્યવસાય શરૂ કરે ત્યારે થોડા વખત માટે બેરોજગારી રહે આ પાંચમો પ્રકાર ક્યારે પૂરા [illegible] આવડત માગે તેવો કામનો પ્રકાર ઊભો થાય ત્યારે અપૂરતી માહિતી અને જાણકારીને કારણે પણ બેકારી ઊભી થાય. અને છેલ્લે, સરકારની ખામી ભરેલી નીતિઓને કારણે પણ બેરોજગારી પેદા થઈ શકે.

આ સર્વમાં બીજા પ્રવાહમાથી ત્રીજા પ્રવાહમાં જતા, વચ્ચેનો સંક્રાંતિકાળ જે બેકારી ઊભી કરે છે તે મુખ્ય કારણ છે.

પ્રશ્ન : તો શુ આપણે આજના બેકાર માણસોને અને સ્ટીલ ઉદ્યોગ, કાપડ ઉદ્યોગ અને એવા બીજા ઉદ્યોગોમાંથી ત્રીજો પ્રવાહ શરૂ થતા હવે પછી બેકાર બનશે એવા સૌ માણસોને ફરી રોજી નહી આપી શકીએ ?

જવાબ : મારુ કહેવું તમને કડવું લાગશે પણ મારુ માનવુ એવું છે કે બીજા પ્રવાહની અસર હેઠળના કોઈ પણ ઉદ્યોગોમાં 'લે-ઓફ' દ્વારા રજા આપી હોય તેવા મોટા ભાગના કામદારોને બીજા પ્રવાહના, કોઈ પણ ઉદ્યોગમા ફરી સ્થાન નહી મળે અને એ પણ ખરુ છે કે ત્રીજા પ્રવાહમાં જન્મ પામી રહેલા નવા કામો માટે હજી આવા કારીગરોએ લાયકાત પ્રાપ્ત નથી કરી.

—તો શુ કરવું ? બે જ રસ્તા છે જૂના કામમાથી નિવૃત્ત થઇ જવું યા નવા કામ માટે પ્રશિક્ષણ મેળવવુ. જો ઉદ્યોગોને ખોટ ભોગવવા કહીએ તો આખરે તો આ ઉદ્યોગપતિઓ વપરાશકારો પર બોજો નાખવાના. જો સરકાર ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરે તો સરકાર પ્રજા પર વેરાઓ નાખીને આ કામદારોને વેતન આપાની

સૌથી સારો રસ્તો છે પ્રશિક્ષણનો. ફાજલ પડતા સૌ કામદારોને આ ત્રીજા પ્રવાહમાં પેદા થનારા વિવિધ પ્રકારના કામ માટે તાલીમ આપવી.

પ્રશ્ન : તમે વિચારો છો તે સાચુ છે એમ માની લઇએ અને આપણા અર્થકારણની પાયામાંથી જ [illegible] છે તે [illegible] આપણે વિચારવાનું છે તે દષ્ટિએ આ પરિવર્તન સરળતાપૂર્વક થાય તે માટે આપણે શું કરી શકીએ ?

જવાબ : કેટલાક પગલા લાંબા ગાળાના છે, આ માટે આપણે એ હકીકતનો સામનો કરવો પડશે કે જેને આપણે ચીલાચાલુ દષ્ટિએ 'નોકરી', કહીએ છીએ તેવુ કામ દરેકને નહી મળે. કેટલાકે પોતાને જોઈતી કેટલીક વસ્તુઓ જાતે જ ઉત્પાદિત કરવાની થશે અને આમ સહેલાઈથી થઈ શકે તે

[ વિશ્વમાનવ :

માટેના રસ્તા આપણે વિચારવા જોઈશે અને તેવી નીતિઓ ઘડવી જોઈશે

પણ કેટલાક પગલાં ટૂંકા ગાળાનાં છે અને કમનસીબે આપણે તેવાં પગલાંનેય અનુસરતા નથી. બ્રિટિશ સરકાર લેલન્ડ કંપનીને મોટરકારના બીઝનેસમાં જીવતી રાખવા કંપનીના દરેક કામદારને સાત વર્ષ સુધી પૂરો પગાર આપી શકાય એટલું નાણું ખર્ચવા માગતી હતી. અને લાગે છે કે એટલાં નાણાંથી યોગ્ય પ્રશિક્ષણ, નવી ટેકનોલોજી અને અન્ય સહકારની મદદ વડે એટલા જ કામદારોને એટલા જ વર્ષમાં (સાત જ વર્ષમાં) ત્રીજા પ્રવાહના માળખાનાં કોઈક નવતર કામમાં રોકી શકાય જેથી તેમને મોટરકાર બનાવવા પર જ નિર્ભર ન રહેવું પડે

આપણે આવું કશું વિચારતા નથી, કરતા નથી, ત્રીજા પ્રવાહને જોઈ શકતા નથી અને મૃતપ્રાય એવા બીજા પ્રવાહને જીવતો રાખવા નિષ્ફળ પ્રયાસ કર્યા કરીએ છીએ આપણે બીજા પ્રવાહનાં અર્થકારણના પ્રતીકો—મેનેજરો, યુનિયનો, સ્ટોક હોલ્ડરો—ને ખુશ રાખવા માગીએ છીએ. આ આપણી મૂર્ખાઈ છે ત્રીજા પ્રવાહનાં થઈ રહેલાં પુનર્ગઠન તરફ આપણે આપણી આંખ બંધ રાખીએ છીએ.

આપણે બીજા પ્રવાહના માંદા ઉદ્યોગોને કષ્ટ વિનાનું મોત આપવાનું છે. પણ તેનો અર્થ એવો નથી કે આખળુકિયા કરીને બીજા પ્રવાહના ઉદ્યોગો એકદમ બંધ કરી દેવાના છે ઉકેલ એ છે કે બીજા પ્રવાહના ઉદ્યોગોનું ત્રીજા પ્રવાહમાં પરિવર્તન કરવાનું છે. આ માટે ખાસ કરીને માંદા ઉદ્યોગોને જીવાડવા માટે એ શરતે જ નાણાં ફાળવવા જોઈએ કે તેઓ ત્રીજા પ્રવાહની નવી ચીજ-વસ્તુઓ બનાવવા અને નવી ટેકનોલોજી અનુસરવા સંમત થાય આ માટે મેનેજરો અને કારીગરોને તાલીમ આપવી જોઈએ

સફળતાપૂર્વક પરિવર્તિત થવા માટે આપણે દરેક કામદારને, દરેક કામ કરનારને સ્વતંત્ર વ્યક્તિ તરીકે ઓળખતા શીખવું જોઈશે, એક નવું મશીન ખરીદવા પાછળ ખર્ચેલા દરેક ડોલરની સામે બીજા અનેક ડોલર આપણે માનવ મૂડી ઊભી કરવા ખર્ચવા જોઈશે — તાલીમ માટે, શિક્ષણ માટે, સંસ્કાર સિંચન માટે, સંસ્કૃતિ માટે— જેમ હાર્ડવેર માટે પૈસા રોકીએ ત્યારે સોફ્ટવેર જેવું કરવા પૈસા રોકવા જ પડે તેમ

ત્રીજા પ્રવાહને વહેતો કરવા જે અદશ્ય હાથ કામ કરી રહ્યો છે તે આપણો ટેકો માગે છે, મદદ માગે છે— તે આપણે આપવી જોઈશે.

પ્રશ્ન આપણે આ વિષયનો ઘણો વિસ્તાર આવરી લીધો. તમે ચાવીરૂપ મુદ્દાઓ સારવી શકશો ?

જવાબ : ૧ ઔદ્યોગિક પ્રવાહનું ફરજંદ 'નોકરી' (Job) એ હવે જૂનવાણી બની ગયું છે જેમ ઔદ્યોગિક પ્રવાહનો અંત નજીક આવતો જશે તેમ છેવટે તો આ 'નોકરી'ની સંકલ્પના લુપ્ત થશે અથવા તો તેની વ્યાખ્યા આપણે ધરમૂળથી બદલવી પડશે. 'નોકરી' એટલે એવા અનેક 'કામ' જે ઉત્પાદક હોય પણ જેમને માટે પગાર ન અપાતો હોય" આવી નવી ત્રીજા પ્રવાહની વ્યાખ્યા આપણે સમજવી જોઈશે. નોકરી, રોજગારી અને બેકારી વગેરે શબ્દોના અર્થો વિષે નવેસરથી વિચારવું શરૂ કરો.

૨. જેના પાયા હચમચી રહ્યા છે તેવા બીજા પ્રકારના ઉદ્યોગોને ત્રીજા પ્રવાહમાં પરિવર્તિત કરવા માટેનું આયોજન શરૂ કરો. જેને આપણે પાયાના ઉદ્યોગો તરીકે ઓળખીએ છીએ તે કરી હવે પાયાના ઉદ્યોગો નહીં રહે

૩ ટેલીકોમ્યુનિકેશન, બાયોટેકનોલોજી, સોફ્ટવેર, માહિતી અને સંદેશાવ્યવહારનાં સાધનો, જાણકારી પ્રાપ્તિનાં સાધનો, ઈલેક્ટ્રોનિક્સ, વગેરે ત્રીજા પ્રવાહના ઉદ્યોગોને પ્રોત્સાહન આપો.

૪. સરકારી નોકરશાહીના અહને તોડીને તેને સ્થાને વિકેન્દ્રિત નાનાં યુનિટો સ્થાપો અને માનવીય પ્રશ્નો પર ધ્યાન કેન્દ્રિત કરો

૫. તાલીમ આપો, પ્રશિક્ષણ આપો. આ તાલીમ ખુદ જ એક રોજગારી આપનાર તત્વ નીવડશે. તેને કારણે વીડીઓ સાધનો, કોમ્પ્યુટરો રમતગમતોના સાધનો, ફિલ્મો અને એવાં બીજાં ઉત્પાદનોને તે ઉત્તેજન આપશે.

૬. મોટા પાયા પર સામૂહિક શિક્ષણ આપવાની આજની પદ્ધતિને બંધ કરો. આજની શાળાઓ-મહાશાળાઓ બીજા પ્રવાહના સ્વરૂપને યોગ્ય કામદારો અને મેનેજરો તૈયાર કરે છે આ બીજા પ્રવાહના ઉદ્યોગો હવે બંધ થવાના છે એટલે શિક્ષણમા પણ ત્રીજો પ્રવાહ દાખલ કરો બહુવિધતા, સ્વતંત્ર વ્યક્તિત્વ અને વિકેન્દ્રીકરણને શિક્ષણમા સ્થાન આપો નાની શાળાઓને જન્મ આપો ઘરમાં જ શિક્ષણ મળે તેવી વ્યવસ્થા ગોઠવો, મા-બાપ જ શિક્ષણ આપે તેવી વ્યવસ્થા ગોઠવો સર્જનાત્મકતાને શિક્ષણમા સ્થાન આપો

૭ આ બધું કરવા છતાં પણ સૌને ત્રીજા પ્રવાહનું નવું કામ નહીં મળે તે માટે કેટલાક માણસોને એવા કામ માટે ગોઠવો કે જેઓ કેટલીક વસ્તુઓ જાતે જ બનાવી લે-ઉત્પાદક અને ઉપભોક્તા બન્ને એક જ વ્યક્તિ હોય. (prosuming)

૮. અને છેલ્લે, ઓછામા ઓછી આવકની ખાત્રી આપો જેમ વધુ આવકવાળા પાસેથી આવકવેરો લઈએ છીએ તેમ ઓછી આવકવાળાને નાણુ આપો (negative income tax) અથવા સંસ્થાઓ દ્વારા નાણુ મેળવો અથવા વિકેન્દ્રીકરણના રસ્તે પૈસા મેળવો અથવા સ્થાનિક સરકારો પાસથી નાણુ મેળવો—નાણું આવા અનેક રસ્તે ઊભું કરો પણ ઓછામા ઓછુ જરૂરી નાણુ સૌને મળવું જોઈએ

આવા બધા પગલાઓ લઈને આપણે બેકારીના રાક્ષસને નાથી શકીશુ *

—અનુ. ભુવનેશ ઓઝા

* 'પ્રી-વિન્યુ એન્ડ રિમાઇસિસ'ના આધારે (લેખ-૨)

---

## ગરીબીગાથા ગુજરાતની...

ગુજરાત રાજ્યમા કુલ ૧.૬૮ કરોડ લોકો ગરીબીની રેખાની નીચે જીવન ગુજારી રહ્યાનો અંદાજ છે.

રાજ્યની ૨૪૫ લાખ ગ્રામીણ વસતિ પૈકી ૧૧૬ લાખ અને ૧૧૩ લાખ શહેરી વસતિ પૈકી બાવન લાખ લોકો અત્યંત ગરીબાઈની અવસ્થામા જીવે છે ટકાવારીની દૃષ્ટિએ જોઈએ તો ૪૭ ટકા ઉપરાંત ગ્રામીણ અને ૪૫ ટકા ઉપરાંત શહેરી વસતિ ગરીબી હરોળની હેઠળ આવે છે

સત્તાવાર અભ્યાસ અનુસાર જુદા જુદા વિસ્તારોમા ગરીબીના પ્રમાણમાં મોટા ફેરફાર નોંધાયા છે .

- પૂર્વના પર્વતીય વિસ્તારોમાં ગરીબીનુ પ્રમાણ એકદમ વધુ એટલે કે ૭૫.૧૬ ટકા જેટલુ છે
- સૌરાષ્ટ્રમા ઓછામા ઓછુ એટલે ૨૧.૧૩ ટકા છે
- દક્ષિણ ગુજરાતના મેદાની વિસ્તારોમાં ૫૪.૯૦ ટકા છે
- ઉત્તરના સૂકા વિસ્તારમા ૪૫.૫૭ ટકા છે
- મધ્ય ગુજરાતમા ૪૪.૩૩ ટકા છે

(સૌજન્ય : 'પ્રતાપ')

[વિશ્વમાનવ

## We The People | —ડૉ. પ્રફુલ્લ દવે.

### લે નાની પાલખીવાલા

નાની પાલખીવાળા આપણા દેશમાં ખૂબ જ આદરભર્યું સ્થાન ભોગવે છે. ટેક્ષેશન તથા બંધારણીય બાબતો પરત્વેનું તેઓનુ પ્રભુત્વ અદ્દભુત છે. કેન્દ્ર સરકારના વાર્ષિક બજેટ પરનું તેઓનું પ્રવચન સાભળવા લોકોનો મોટો સમૂહ એકઠો થાય છે. શકવર્તી કેઈસોમાં અદાલતમાં તેમનું ઊંડાણભર્યું જ્ઞાન અને અભ્યાસ ઝળકી ઊઠે છે. આ ઉપરાંત, તેઓ આ દેશના નાગરિક તરીકે દેશના ભવિષ્ય વિષે ખૂબ ઊડી ચિંતા સેવે છે, તથા લોકશાહી જીવતી રહે અને વધારે સક્ષમ બને તે માટે સક્રિય છે. જનતાપક્ષની સરકાર વખતે અમેરિકામાં એલચી તરીકેની સેવા પણ બજાવી છે. દેશ–વિદેશમા ઊભા થતા પ્રશ્નો વિષે તેમણે લખેલા લેખો અને આપેલા પ્રવચનોનો સમહ 'We The People' નામના પુસ્તક રૂપે બહાર પડયો છે. આપણી ખાસિયતો, આપણો ઈતિહાસ, આપણા પ્રશ્નો અને તેના કારણો તથા ઉકેલ અને આપણું ભવિષ્ય, આ બધા વિષે ઊડાણપૂર્વક ચર્ચા કરી છે. પુસ્તક હાથમા લેતા પહેલા તો એમ થાય કે ટેકસેશનની નિષ્ણાત વ્યકિતએ લખેલા પુસ્તકમા આપણને શુ મઝા આવશે ? પરંતુ તેની પ્રસ્તાવનાથી જ તે આપણને જકડી લે છે સુદર રસપ્રદ ભાષા-પ્રવાહ, ચોટદાર વાકયોનો અસાધારણ ઉપયોગ, પુસ્તકને પાને પાને અંગ્રેજી કાવ્યોની ઉત્તમ પંકિતઓ તથા મહાપુરુષોના અવતરણો, પારસી હોવાને લીધે ઠેર ઠેર વેરાએલી ઔચિત્યપૂર્ણ રમૂજ આ બધુ એટલુ સુઘડ રીતે મૂકાયુ છે કે વાચન ખૂબ રસપ્રદ, માહિતીપ્રદ અને પ્રેરણાદાયી બની રહે છે કંઈક મેળવ્યાની તૃપ્તિ સાથે આપણે પુસ્તક પૂરું કરીએ છીએ

લેખોમાં પણ વિવિધતા છે યુનિવર્સિટીઓમા પદવીદાન સમારંભમા આપેલાં પ્રવચનો પુસ્તકના ઉત્તમ અંશો છે ટેક્ષેશન બજેટ, અને બંધારણીય પ્રશ્નો વિષેનુ તેઓનુ જ્ઞાન અજોડ છે. આ વિષયો ખૂબ વિશદતાથી ચર્ચ્યા છે. પ્રમુખશાહી લોકશાહીના પ્રકારો, તેના લાભ-ગેરલાભ- તથા ભારતની વર્તમાન પરિસ્થિતિમા તેની આવશ્યકતા વિષેના મંતવ્યો, કેન્દ્ર-રાજ્યો વચ્ચેના સબધોની છણાવટ સચોટ છે મહાપુરુષોને આપેલી અજલિ દ્વારા તેઓ શ્રી અરવિંદ, ગાંધીજી, રાજાજી, ચાગલા અંગે નવા જ પાસા જાણવા મળે છે તેઓ તેમના બાલપણના શિક્ષક નસરવાનજીને પણ યાદ કરવાનું ભૂલ્યા નથી નસરવાનજી એવી દઢ નિષ્ઠાથી વિદ્યાર્થીઓને શિક્ષણ આપતા : 'હુ બાળકોને બચાવુ જેથી બાળકો દેશને બચાવી શકે.' આપણા આજના શિક્ષકો આ શ્રદ્ધાથી ભણાવે તો દેશનુ ભવિષ્ય કેટલુ ઉજ્જવળ બને !

આ પુસ્તકની ચાર મહિનામા ચાર આવૃત્તિ પ્રગટ થઈ એ જ એની લોકપ્રિયતા અને ઉપયોગિતા સિદ્ધ કરે છે તેઓએ આ પુસ્તક પોતાના દેશવાસીઓને સમર્પિત કરતા બહુ અર્થપૂર્ણ વાકયો લખ્યાં છે : "મારા દેશવાસીઓ જેઓએ બંધારણ તો ઘડયુ, પણ તેનુ રક્ષણ કરવાની જેમની શકિત નથી. તેમની પાસે ભવ્ય વારસો તો છે પણ તેને સમૃદ્ધ કરવાનુ ડહાપણ નથી પોતા પાસે અખૂટ શકિત હોવા છતા શાંતિથી અન્યાયને સહન કર્યે રાખે છે—તેવા મારા દેશબાંધવોને આ પુસ્તક અર્પણ કરું છુ."

દેશની સાપ્રત પરિસ્થિતિ વિષે શ્રી પાલખીવાળા ખૂબ ચિંતિત અને દુ:ખી છે પુસ્તકના પાને પાને તેની વ્યથા નીતરે છે. પ્રસ્તાવનામા જ તેઓ નોંધે છે કે "આ મહાન દેશ નૈતિક અધ:પતનની દશામા છે. તેનો આત્મા કુંઠિત થઈ ગયો છે દોલતે મનને રંક બનાવી દીધુ છે કલ્પના-

શક્તિને થીજાવી દીધી છે. હૃદયને ખતમ કરી નાખ્યું છે. દેશનો ત્રિરંગી ઝંડો કાળા, લાલ સ્કારલેટ રંગનો બની ગયો છે જે કાળુ નાણુ, રેડ ટેપીઝમ તથા ભ્રષ્ટાચાર સૂચવે છે ભારતને કુદરતે બુદ્ધિ અને કુશળતા તો આપી છે. પરંતુ જાહેરસેવા તરફની ફરજ, શિસ્ત અને સમર્પિતતાનો અભાવ છે. જાહેર મિલકત તરફ બેદરકારી છે આર્થિક, નૈતિક તથા આધ્યાત્મિક મૂલ્યોનુ વ્યક્તિગત અને સામુદાયિક ક્ષેત્રે ધોવાણ થાય છે ''

આપણા દેશની ખરાબ પરિસ્થિતિના કારણો વિષે લખે છે કે (૧) આપણે કાયદો વ્યવસ્થા જાળવવામાં નિષ્ફળ ગયા છીએ.

We have too much government and too little administration.

We have too many public servents and too little Public Service

We have too many Control and too little Welfare

We have too many laws and too little Justice.

(૨) દેશની શક્ય તેટલી સંપત્તિનો ઉપયોગ કરવામા અને તેના ફળ મેળવવામાં આપણે નિષ્ફળ ગયા છીએ.

(૩) માનવશક્તિનો ઉપયોગ કરવામાં જ નિષ્ફળ ગયા છીએ.

(૪) નૈતિક નેતાગીરી આપવામા નિષ્ફળતા મળી છે.

શિક્ષણ વિષે લખતાં તેઓ કહે છે કે મન-હૃદય અને ચારિત્ર્યની એકતાવાળી વ્યક્તિ પેદા કરે તેવું શિક્ષણ આપણે આપ્યુ નથી. આપણું શિક્ષણ એવા યુવાન નેતા નથી પેદા કરી શક્યું જે, દેશને ગરીબી અને ગંદકીમાથી બહાર કાઢે. ઉચ્ચ શિક્ષણનો હેતુ જ અખંડ વ્યક્તિત્વ પેદા કરવાનો છે, જેના ચિત્તમા ઉમદા મૂલ્યો વિષે સમર્પિતતા હોય સમજણને સ્પષ્ટ બનાવવી, સ્પષ્ટ રીતે વિચારવાની આવડત કેળવી તથા ખરાબ પરિસ્થિતિમાં પણ મૂલ્યો વિષે અડગતા રહે તેવું ચારિત્ર્ય ઘડવું એ શિક્ષણનું કાર્ય છે. શિક્ષણ સભ્યતાને પ્રવાહિત કરવાનુ કાર્ય કરે છે.

યુવાનોને સલાહ આપતા કહે છે કે, "તમારા દિવસની શરૂઆત આપણા સમૃદ્ધ સાહિત્ય વારસાના વાચનથી કરજો દેશ ફક્ત આર્થિક ઉત્પાદન પર જ નથી ટકતો તે જીવનની ગુણવત્તા પર ટકે છે. તેથી જ પ્રો. ગાલ્બ્રેથને આપણા દેશમા richness in poverty દેખાઈ હતી. કંઈ પણ કાર્ય કર્યા સિવાય વિકાસ સંભવિત નથી. The country can do with dirtier fingernails and cleaner minds."

Much to cast down, much to build,
much to restore,
Let the work not delay, time and
arm not waste
Let the clay be dug from the pit
Let the sow cut the stone
Let the fire not be wouched
in the forge.

તેઓ યુવાનોને આગળ આવવાની હાકલ કરતી વખતે ત્રણ વસ્તુ ધ્યાનમા રાખવાનુ કહે છે—

૧. તમે સુસવાતા પવનને કાબૂમાં ન રાખી શકો તેથી વહાણ છોડી દેતા નથી.

૨. કંઇક કરીને નિષ્ફળ જવુ તે કંઈ કર્યા વગર સફળ થવા કરતા સારુ છે.

૩. ભારતના રાજકારણમાં નૈતિકતા લાવવા ખૂબ સમય જોઇશે, પરંતુ હિંમત હારશો નહીં.

લોકશાહીમા લોકોની ફરજ વિષે જણાવતાં લખે છે પ્રથમ તે સ્વયંશિસ્ત તથા સંયમ

હોવા જોઈએ અને બીજું દરેક કક્ષાએ યોગ્ય નેતાગીરી તૈયાર થવી જોઈએ." આપણા ધારાસભ્યો, મતદારો અને ચૂંટણી વિષે લખતા કહે છે કે, "આપણું બંધારણ નિષ્ફળ નથી ગયું પરંતુ આપણા ચૂંટાએલા પ્રતિનિધિઓ નિષ્ફળ ગયા છે સારા માણસો નિષ્ક્રિય બન્યા છે તેઓએ લોકશાહી માટે સતત્ ચિંતા સેવી નથી. શ્રી અરવિંદે કહેલુ કે ભારત માત્ર પૃથ્વીનો ટુકડો નથી પરંતુ શક્તિ છે દેવી છે ક્યાં એ ભવ્ય દર્શન અને ક્યા ધંધાદારી રાજકારણીઓથી ફસાએલું આજનુ ભારત ? આપણા દેશમાં ૬૭% નિરક્ષર છે. 'ધણા' રાજકારણીઓનું તેમા સ્થાપિત હિત છે રાજકીય ક્ષેત્રે નૈતિક અધઃપતન થયુ છે. '૫૦ના દાયકામાં રાજકીય પુરુષો નખશિખ સજ્જન હતા '૬૦ના દાયકામા ૫૦% સજ્જનતા રહી હતી '૭૦ના દાયકામા તદુમાર સજ્જનત રહી નથી '૮૦ના દાયકામાં ૪ મુખ્ય વસ્તુ લોકોએ સમજવી પડશે—

(૧) ધંધાદારી રાજકારણી પાસેથી નાગરિકોએ ધુરા સંભાળવી પડશે. અને ચારિત્ર્ય, જ્ઞાન અને સમજણયુક્ત લોકોને પ્રતિનિધિ તરીકે ચૂંટવા પડશે. Development begins with people and not with goods

(૨) મતદારોનુ સારૂ સંગઠન બનાવવુ પડશે

(૩) ભાગલા પાડોની નીતિ જે એકતાને તોડે છે તે બંધ થવી જોઈએ —One Indian is an intelligent human being. Two Indians *are a political group. Three Indians* are two political group.

(૪) સત્તાધારીઓની અસરમાથી લોકોએ મુક્ત થવુ પડશે

એક ચિંતકે કહ્યું છે કે રાજાશાહીમા ખગામ રાજાનો ત્રાસ જેટલો ભયાનક નથી તેટલો લોકશાહીમા નાગરિકોની નિષ્ક્રિયતા ભયાનક છે. રાષ્ટ્રનો આત્મા એટલો જાગૃત હોવો જોઈએ કે અપ્રામાણિકતા તથા અસત્યને જરા પણ ચલાવી ન લે.

શ્રી પાલખીવાલા લખે છે, "માનવ ૨ મીલીઅન વર્ષથી પૃથ્વી પર છે. તે ઈચ્છાઓ અને લાગણીઓથી દોરવાતો આવ્યો છે છેલ્લા ૧૦૦૦૦ વર્ષથી જ તે બુદ્ધિથી દોરવાય છે. તેથી લાગણીની પકડ પ્રમાણમાં વધારે છે ચૂંટણી વખતે લાગણીની સાથે બુદ્ધિનો પણ ઉપયોગ કરીને મત આપવો જોઈએ.

આ દેશની આર્થિક સ્થિતિ સુધારવા માટે તેઓ કહે છે કે "poverty is cruel, but it is curable પુષ્કળ માનવશક્તિ, ઉત્તમ હોશીઆરી તથા ઉદ્યોગો દ્વારા આપણે ઘણું કરી શકીએ તેમ છીએ કામ કરી શકે તેવા વિધાનો કામે લગાડવાથી જ રાષ્ટ્રીય આવક વધી શકે એમ છે ફક્ત સરકારી તંત્ર જે બિનઉત્પાદક છે તેને નહી વધારવુ જોઈએ"

"આપણા દેશમાં ૪૨૨ મીલીઅન એકર જમીન પર વાવેતર થઈ શકે તેમ છે તેમાથી ૧૧૧ મીલીઅન એકરને જ આપણે સિંચાઈની વ્યવસ્થા આપી શકયા છીએ. આપણી નદીનુ ત્રીજા ભાગનુ પાણી દરિયામા જાય છે. આને નાના બંધ દ્વારા રોકીને ઉપયોગમા લઈ શકાય. નદીના પાણીનો પ્રશ્ન તટસ્થ ટ્રીબ્યુનલોને સોંપી ને તુરત જ નિવેડો લાવીને કાર્ય કરવુ જોઈએ પ્રાદેશિક ઝઘડામા પાણીનો દુરુપયોગ થાય તે કેમ ચાલે ?

"આપણા દેશની મોટામા મોટી કરુણતા હોય તો એ છે કે આપણે સાધન-સંપત્તિનો પૂરતો ઉપયોગ કરતા નથી. આપણી માનવીય શક્તિ, ઔદ્યોગિક ક્ષમતા આવડત તથા અનુભવનો આપણે લાભ લેતા નથી. તેને વેડફી નાખીએ છીએ"

શ્રી પાલખીવાળા ૩ મુખ્ય બાબતો જણાવતા

લખે છે કે (૧) આપણી પાસે એટલી બુદ્ધિ અને કુશળતા છે કે દુનિયામાં આપણે બધાયથી આગળ નીકળી જઈ શકીએ. પરંતુ એ માટે આપણી પાસે સંગઠન, શિક્ષણ અને શિસ્ત હોવા ખૂબ જરૂરી છે.

(૨) બધા પ્રશ્નો સરકાર જ હલ કરી શકે તેવી માન્યતામાંથી લોકોએ વહેલી તકે બહાર નીકળી જવું જોઈએ

(૩) આજના સમયમાં માણસના મૂળિયાં કપાય રહ્યાં નથી તે એકલના અનુભવે છે. ત્યારે પ્રેમ–શ્રદ્ધા–આત્મજ્ઞાનની ખાસ જરૂર છે.

શુમાકરે કહ્યું છે કે આજનો માનવી સાધનોમાં સમૃદ્ધ બન્યો છે પરંતુ સાધ્યમાં નબળો પુરવાર થયો છે આપણે સાધ્યમાં ઊંચે ને ઊંચે ચડવાનું છે

શ્રી પાલખીવાળા આંતરરાષ્ટ્રિય પ્રશ્નોની ચર્ચા કરતા કહે છે કે, "દક્ષિણ આફ્રિકામાં ગોરાઓની નીતિને લીધે જે નૃશંસ હત્યાઓ થઈ રહી છે ત્યારે આંતરરાષ્ટ્રીય કાયદામાં સુધારો કરીને સમગ્ર જાતિ પર ક્રૂરતા આચરતી હોય તેનો કેઈસ પણ વિશ્વ અદાલતમાં લડવો જોઈએ."

વકીલોને સલાહ આપતાં તેઓ કહે છે કે, "લોકશાહીમાં સરકારનાં" કાર્યોની સાથે નાગરિકો પણ પોતાની શક્તિ–સમય અને વિચારો આપવા જોઈએ અને લોકશાહીના રક્ષણ માટે પૂરી તાકાતથી ઊભા રહેવું જોઈએ

પુસ્તકના અંતમાં વકીલોને સંબોધીને જે કહે છે તે વાત આપણને બધાને લાગુ પડે છે.

The law the lawyer know about
is property and land

But why the leaves are on the trees,

And why the waves disturb the seas,

Why honey is the food of bees.

Why horses have such tender knees,

Why Winter come when river freeze,

Why faith is more than what one sees,

And Hope survives the worst disease

And charity is more than these

They do not understand'

---

## હવે પછી

વિશ્વમાનવ (માસિક) માટે નાટક, કવિતા, વાર્તા તથા સાહિત્યિક વિવેચન લેખો નીચેના સરનામે મોકલવા.

**શ્રી યોગેશ જોષી**

એચ ૭/૮૪ આનંદનગર, નવા વાડજ, અમદાવાદ–૩૮૦ ૦૧૪

# સ્વેતલાના : રહસ્યમય વ્યક્તિત્વ —ભારત માટેની મહોબ્બત

મારા અમેરિકાવાસ દરમિયાન હું કેટલીય વાર ભારતમાં અમેરિકન એલચી તરીકે રહી ગયેલા ચેસ્ટર બોલ્સ તથા એમનાં પત્ની સ્ટબને મળવા જતી. એસેક્સ, કનેક્ટીકટ ખાતે નદી કિનારાની ઊંચી ભેખડ પર એમનુ સુંદર મઝાનુ ઘર હતું, શ્રી ચેસ્ટર બોલ્સ ઘણા વખતથી પાર્કિન્સન રોગથી પીડાય છે ને વર્ષો જતાં એમની પરિસ્થિતિ બગડતી જાય છે છતા હજી તેઓ થોડું થોડું ચાલી શકે છે, આ માણસ માટે મારા મનમાં ખૂબ જ આદરનો ભાવ છે. તે કેવળ એટલા જ માટે નહિ કે હું દિલ્હીમા હતી ત્યારે, એમણે ખૂબ જ હિંમતપૂર્વક ત્વરાથી મને મદદ કરવાનો નિર્ણય લીધો હતો, સોવિયેત રશિયાના કબજામા મને પાછી સોંપી દેવાને બદલે, એ વખતે આવો નિર્ણય લેવો, તે ખરે જ, એક મોટું સાહસભર્યું પગલું હતું સ્વભાવે તેઓ ખૂબ જ ઉમદા ને મૈત્રીભર્યો ઉમળકો દાખવનાર વ્યક્તિ હતા તે ઉપરાંત સહિયારા રસની એક વસ્તુ જે અમને નિકટતા અનુભવવા પ્રેરતી હતી, તે હતો ભારત પ્રત્યેનો અમારો પ્રેમ

તેઓ અમેરિકન એલચી તરીકે ભારતમાં હતા તે વખતે, અમેરિકન બાળકો માટેની અલગ વ્યવસ્થા હોવા છતા તેઓએ પોતાનાં બાળકોને ભારતીય શાળામા ભણવા મૂકેલા. એમની દીકરી હિંદીમા વાત કરતી થઈ ગયેલી અવારનવાર અમારી વચ્ચે ભારત વિષે વાતો ચર્ચાઓ પણ થતી મેં એમને વાત કહેલી કે ભારતના જે ગામડામાં હું એ દિવસોમાં, રહેલી, ત્યાંના લોકો માટે એક નાનકડી હોસ્પિટલ બાંધવા માટે હું પૈસા આપવા ઇચ્છુ છુ એમને એ વાત ગમેલી.

ફરીથી એ પ્રદેશમાં જઈને એ બધુ જોવું કદાચ મારે માટે હૃદયવિદારક બની રહે. પૃથ્વીનો એ એક ખૂણો એવો છે કે, જ્યા મારા સમગ્ર જીવનને ખળભળાવી મૂકનાર અનેક ઘટનાઓ કેન્દ્રિત બની રહેલ છે, એ ગામના ગણ્યાંગાંઠયાં ઘરોનુ એ ઝૂમખું, ગંગા જેવી મહાનદીનો એ વળાંક કે જ્યા લગભગ મે ત્રણ મહિના ગાળેલા. ત્યાંના નિવાસ દરમિયાન જ મે સ્વદેશ (રશિયાના) ત્યાગનો સંકલ્પ કરેલો પોતાની માતૃભૂમિનો ત્યાગ કરવાના એ સંકલ્પ માટેનું બળ—મારા જીવનનો સમગ્ર માર્ગ બદલી નાખનારા એ સંકલ્પ પર અડગ રહેવા માટેનું બળ–મને ત્યાંથી જ પ્રાપ્ત થયેલુ

સ્વદેશ ત્યાગ માટેના મારા એ નિર્ણયની ઘટનાને મારા પુસ્તકના પ્રથમ પ્રકરણમાં વર્ણવવાની મે યથાશક્તિ કોશિષ કરી છે. ને એ વખતે આશ્ચર્યકારક રીતે મે ભારત સાથે જે ગાઢ નિકટતા અનુભવી હતી, તેનો ખ્યાલ પણ એમાં આપ્યો છે. સ્વદેશની સરહદ પારના અન્ય દેશ તરીકે ભારત સાથે આ મારો પ્રથમ સંપર્ક હતો. એની અનન્ય ગરીબી ને નિરાનંદ વાતાવરણ છતા ગંગા તટે આવેલા એ ગામડામા, મને એવુ કંઈક તત્ત્વ જડી ગયું હતું, જેણે મારા અંતરને બહુ ગહન રીતે હલબલાવી મૂક્યું હતું. આ દેશમાં હું સહેલગાહે નીકળેલ પ્રવાસી તરીકે આવી ન હતી. આ દેશના લોકો વચ્ચે રહી અહીંના જીવનની કઠોર વાસ્તવિકતા ને લોકોનો સ્પર્શ હું પામી હતી. ને એ સાથે મારા મનમાં જે પહેલાં વિચાર સ્ફૂર્યો, તે હતો, ભારતમા જ રહી પડવાનો. પરંતુ જ્યારે મને કળાયું કે મને રક્ષણ આપીને

ભારત સોવિયેત રશિયા સાથેનો સબંધ બગાડવા રાજી નથી, ત્યારે નાછૂટકે, મારે દિલ્હીની અમેરિકન એલચી કચેરીનું રક્ષણ લેવું પડેલું મારી સામે એ સિવાય બીજો કોઈ વિકલ્પ જ રહ્યો ન હતો.

× × ×

અમેરિકામાં વસવાટ નાખ્યા બાદ મેં જોયું કે લુઈ ફિશર જેમણે મહાત્મા ગાંધીનું જીવનચરિત્ર લખ્યું છે—જેવા, ભારતને ઓળખનારા લોકો અમેરિકામાં ભાગ્યે જ જોવા જડે છે, ત્યારે મને બહુ વિચિત્ર લાગ્યું. મોટા ભાગના અમેરિકનોના મનમાં ભારત વિષે બહુ ભયાનક ખ્યાલો પ્રવર્તતા હોય છે—એની દારુણ ગરીબીને કારણે જ, પરંતુ દીર્ઘદ્રષ્ટિવાળા ચેસ્ટર બોલ્સ જેવી વ્યક્તિને ભારત ખંડના વ્યૂહાત્મક મહત્વનો બરાબર ખ્યાલ હતો ને એથી જ એ દેશને જાણવા ઓળખવા બાબત એમને ખૂબ જ રસ હતો. બાકી તો મોટાભાગના સુશિક્ષિત ગણાતા અમેરિકનો આ પુરાતન એશિયા ખંડમાં કાં તો આરબ દેશો કાં ચીન —જાપાન પ્રત્યે જ વિશેષ આકર્ષાયેલા જોવા મળતા. ભારતની સાંસ્કૃતિક સમૃદ્ધિ બાબત તદ્દન અજાણ હોવાને કારણે જ, જ્યારે તેઓ ગાંધીજી પ્રત્યેની યા ગંગાજીના હેતાળ કાંઠા પ્રત્યેની મારી મુગ્ધતા વિષે જાણતા, ત્યારે પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરતા તેઓ નાકનું ટેરવું ચઢાવ્યા વિના ન રહી શકતા.

આમ તો, અમેરિકનો વિદેશના પ્રવાસો ખેડવાના ને એના બજારોમાં ખરીદી કરવાના ખૂબ જ શોખીન છે. પરંતુ એકંદર આત્મરતિમાં જ તેઓ ડૂબેલા રહે છે તે ઉપરાંત, એમની પ્યુરિટનિકલ અને ફંડામેન્ટાલિસ્ટ ક્રિશ્ચિયાનિટીએ એમને એટલા અસહિષ્ણુ બનાવી દીધા હોય છે કે, ભારતીય જનને પોતાની બરોબર મા સમાનતાપૂર્ણ સ્થાન આપવા જ તેઓ તૈયાર નથી હોતા, મારી એક અમેરિકન બેનપણી જે મને પોતાની સાથે મેનહેટન ટાપુ પર લઈ ગઈ હતી, તે પોતે, ભારત જઈ આવેલી હતી. ને ત્યાંની જ એક આધેડ ઉંમરની વ્યક્તિ સાથે લગ્ન કરવા માગતી હતી, પરંતુ આ વાતની જાણ થતાં એની પ્યુરિટનિકલ માએ વચ્ચે પડી એ સબંધ તોડાવી નાખેલો.

× × ×

૧૯૬૩ની સાલમાં જ્યારે હું મોસ્કોની કુંતસેવો હોસ્પિટલમાં હતી. ત્યાં જ સોવિયેત કમ્યુનિસ્ટ પાર્ટીના આમંત્રણથી પોતાની સારવાર કરાવવા આવેલા ભારતીય કમ્યુનિસ્ટ બ્રિજેશસિંહ સાથે મારી મુલાકાત થયેલી દુનિયાની તમામ કમ્યુનિસ્ટ પાર્ટીઓને દર વર્ષે આવાં આમંત્રણો મળતા જ રહે છે.

બ્રિજેશસિંહ ભારતના એક ગર્ભશ્રીમંત રાજકુટુંબના નબીરા હતા હું ત્યાં હતી એ દિવસોમાં એમના ભત્રીજા દિનેશસિંહ કેન્દ્ર સરકારમાં એક્સટર્નલ એફેર્સના મિનિસ્ટર હતા. ત્રીસીના કાળ દરમિયાન યુરોપમાં હતા, તે દરમિયાન બ્રિજેશ ભારતની કમ્યુનિસ્ટ પાર્ટીમાં સભ્ય તરીકે જોડાયેલા. આ કાળ દરમિયાન તેમણે અનેકવાર ઇંગ્લેંડ, જર્મની ને ફ્રાંસમાં આવજા કરેલી ત્યારે એમ. એન. રોય જોડે એમને ગાઢ મિત્રતાનો સબંધ પણ બંધાયેલો. બ્રિજેશ, હિંદુ પ્રણાલિ અનુસાર ઉછેર ને શિક્ષણ પામેલા તે ઉપરાંત, યુરોપની રહેણીકરણી ને વિચારધારાથી પણ તેઓ પરિચિત થયેલા. આથી જે કોઈ એમના પરિચયમાં આવતું તેના પર બ્રિજેશ ઊંડો પ્રભાવ પાડી શકતા.

૧૯૬૩માં મોસ્કોમાં સારવાર લીધા પછી તેઓ સીધા ભારત ગયેલા પણ ૧૯૬૫માં વળી મોસ્કો પાછા ફરેલા. ને મોસ્કોમાં પ્રગતિશીલ સાહિત્યનું પ્રકાશન સંભાળતી રહેલ સંસ્થામાં અનુવાદક તરીકે જોડાયેલા એ બધો કાળ તેઓ

જ અમે લગ્નનો નિર્ણય કરેલો, લગ્ન પછી અનુવાદક તરીકે માથે લીધેલા સંસ્થાનાં કામ પતાવી દઈ, ત્રણેક વર્ષમા બન્નેએ ભારત પાછા જઈ, ત્યા જ કાયમ થવું એવો અમારો મનસૂબો હતો.

પરંતુ, સોવિયેત સરકારે–ખાસ કરીને કોસિજિને–અમારાં લગ્ન સામે સખત વાંધો ઉઠાવ્યો. અલબત્ત, અમારા દેશમાં કાનૂની રીતે તો પરદેશીઓ સાથે લગ્ન કરવા બાબત એવો કોઈ પ્રતિબંધ હતો જ નહિ, પરંતુ વ્યક્તિગત રીતે, મારી બાબતમાં આવા લગ્ન સામે એમનો સખત વિરોધ હતો હું ભારતીય પતિ સાથેના સબંધનો રૂએ હંમેશને માટે સોવિયેત રશિયા છોડી ભારત જઈ વસુ તે સ્થિતિ એમને કોઈ રીતે મંજૂર ન હતી ખેર,

બ્રિજેશસિંહ લગ્ન પછી વરસ, દોઢ વરસ મોસ્કોમા અમારી સાથે જ રહ્યા હુ ને મારા બને બાળકો ખૂબ પ્રેમ આદરથી એમનો સાર, સભાળ લેતા રહ્યા તેઓ અમારા માટે એક માનવંતા પ્રેમાળ આત્મીયજન બના ગયા હતા. એ દિવસોમા એમણે વેઠવી પડેલી આડઅડચણોને માનસિક યત્રણાઓએ તેમના આમે ય નાજુક હતી. વર્ષોથી એમને દમનો વ્યાધ સતાવતો રહેલો. પણ આ પછી તો મોસ્કોના વાતાવરણમા એમની હાલત વધારે ને વધારે કથળતી જ ગઈ ને ૧૯૬૬ના ઓકટોબરની ૩૧મી તારીખે મોસ્કોમાં જ એમણે દેહ છોડયો તે પછી તો ભારત આવી ગગાજીમા એમના અસ્થિ પધરાવવાની જવાબદારી મારા શિરે જ રહી.

આ કરુણ ફરજ અદા કરવા માટે મારે કોસિજિન પાસે જઈ ખાસ પરવાનગી લેવી પડી. એમણે પરવાનગી તો આપી પણ તે બે અઠવાડિયા પૂરતી જ ભારત આવ્યા પછી મારા પતિના સગા સબધી, મિત્રોને મળવાની મને સ્વાભાવિક જ ઝખના રહે મારાથી ભારતમાં જેટલુ વધારે સમય ગાળી શકાય તેટલો ગાળવાની મે મારાથી બનતી કોશીષો કરી, એ કરતા કરતાં જ એવા એક સકલ્પે મારા મનમા આકાર ધારણ કર્યો કે જો શકય બને તો મારે ભારતમાં રહી પડવુ છે પરતુ તે દિવસોમાં ન તો સોવિયેત સરકાર મને એવી પરવાનગી આપે એમ હતી કે ન ભારત સરકાર મને પોતાની નાગરિક બનાવવા તૈયાર હતી–આ વાત મને સમજાઈ ગઈ હતી ..

## પાંખ કપાયેલ પિંજરનાં પંખી !

'ટાઈમ' મેગેઝિન યુ એસ એ. ના ૧૯૮૪ના નવેમ્બરની ૧૨મીના અકમા બોની એન્જેલો ને મેરી કાનીન પોતાના એક અહેવાલમા લખે છે કે આજથી ૧૭ વર્ષ પૂર્વે સ્વેતલાનાએ પોતાના ભારત પ્રવાસ દરમિયાન અમેરિકન એલચી ખાતાનુ શરણ શોધેલુ. ત્યારબાદ એ સરકારની પરવાનગી મળતાં તેના નાગરિક તરીકે અમેરિકાવાસ સ્વીકારેલો. અમેરિકામાં પત્ર મુલાકાતે અ દેશનાં માનવીને સબોધતા એણે પ્રથમ ઉદ્‌ગાર કાઢેલાં 'હલ્લો ! સહુ કોઈ સુણો. . જે આત્મઅભિવ્યકિત રશિયામાં હુ ખોઈ બેઠી હતી અહીં' અમેરિકામા તેને પામવા હુ મથીશ'

સત્તર વર્ષના અમેરિકાવાસ બાદ, ૫૮ વર્ષની ઉંમરે, એ પરાયા દેશ સાથેની પ્રીત તોડી સ્વેતલાનાએ પુન- પોતાના સ્વદેશ-રશિયામાં પુન નિવાસ કર્યો છે અમેરિકાવાસ દરમિયાન કરેલા અને ત્યાર બાદ છૂટેલા લગ્ન સબંધથી તેને એક પુત્રી છે ઓલગા પીટર્સને આજે ૧૩ વર્ષની કિશોરી છે, તેને સાથે લઈને સ્વેતલાના સ્વદેશ પાછી ફરી છે. એના સ્વદેશ પહોંચ્યા બાદ સોવિયેતની અખબારી એજન્સી તાસ તરફથી એવા સમાચાર પ્રસારિત કરવામા આવ્યા કે સુપ્રિમ સોવિયતના પ્રમુખ

મકકે સ્વેતલાનાની વિનંતીને ધ્યાનમાં લઈ મા-દીકરીને સોવિયેત રશિયાના નાગરિક તરીકેના અધિકારો બક્ષ્યા છે.

સ્તાલિન જેવા સરમુખત્યારની દીકરી સ્વેતલાનાએ ૧૯૬૭ની સાલમાં સોવિયેત સત્તાને થાપ આપી, પરદેશ પ્રીતિનો નાતો જોડ્યા પછી, પોતાના પુસ્તક દ્વારા તથા અખબારી મુલાકાતો દ્વારા સોવિયેત રશિયાની સરકારને માનવ આત્માને ગૂંગળાવનારી રાજસત્તા તરીકે વર્ણવીને એની 'વગોવણી' કરવામાં કશું બાકી રાખ્યું નહોતું. રશિયામાં બોલ્શેવિકોએ આણેલ ક્રાંતિને ઈતિહાસની એક કરુણતા ગણાવી હતી. ને એના પિતા-ખુદ સ્તાલિન "નૈતિક ને આધ્યાત્મિક દૃષ્ટિએ એક દાનવ" ગણાવ્યો હતો. સોવિયેત રશિયાની પોતાની નાગરિકતાનું સ્વેચ્છાએ બલિદાન દેતાં પ્રતીકાત્મક રીતે પોતાનો પાસપોર્ટ સુદ્ધાં બાળી નાખ્યો હતો. સોવિયેત રશિયા પાછી ફર્યાનું દુઃસ્વપ્ન પણ એને મન ભીષણ ડરાવનારું દુઃસ્વપ્ન બની ગયું હતું. એણે લખેલું 'કેમ જાણે કેદખાનામાંથી જેમ તેમ કરી ભાગી છૂટ્યા પછી વળી પાછી એ જ કેદખાનામાં જતી હોઉં' એવો મને ધ્રાસકો પડતો.. મનોમન એણે પણ લઈ લીધેલું 'એ કેદખાનામાં હું કદાપિ પાછી નહિ ફરું.'

રશિયન સરમુખત્યાર ખુદ સ્તાલિનની દીકરીને મુખેથી નીકળેલાં વેણ પછી, દુનિયાના ચોક વચ્ચે થયેલી પોતાની બેરહમ ફજેતીથી ચોંકેલી એ મહાસત્તા તેને માફ કરી દે એવી આશા રાખવી જ મિથ્યા. તે દિવસોમાં જ સ્તાલિનના પિતરાઈઓએ સ્વેતલાનાને "નૈતિક રીતે અસ્થિર" ને 'ચંચળવૃત્તિવાળી' 'ઘરબાર' ને છૈયાંછોકરાં (એક દીકરો ને એક દીકરી) મૂકીને ભાગેડુ બનેલી દેશદ્રોહી સ્ત્રી તરીકે નાલેશી કરવા-કરાવવામાં કંઈ બાકી મૂક્યું ન હતું. ૧૯૬૯માં એની સોવિયેત નાગરિકતા રદબાતલ જાહેર કરી દીધી હતી. આવી સ્ત્રીને સત્તર વરસે સોવિયેત નાગરિકતા માટે રશિયન સરકાર પાસે અરજ ગુજારવાનો પ્રસંગ આવે, તે એ સરકાર માટે તો 'વિજય'નો જ પ્રસંગ ગણાય એમાં નવાઈ નથી.

આ સત્તર વરસ દરમિયાન સ્વેતલાનાનું પરદેશમાં જે મિત્રવર્તુળ બંધાયેલું છે, તે એના આ પગલાથી વિસ્મયમાં મુકાઈ ગયું છે. સૌ એના આ આકસ્મિક દુઃસાહસ બાબત ચિંતિત છે.. ખુદ સ્વેતલાનાથી અને એથીય વધુ તો એની દીકરીથી, આ આવેગમયું પગલું જીરવાશે કે કેમ, તે બાબત મિત્રો શંકાશીલ ને ચિંતિત બન્યા છે. સ્વેતલાનાનો અમેરિકન પતિ, ૭૨ વર્ષનો આર્કિટેક્ટ વિલિયમ વેસ્લી પીટર્સ જેની સાથે ૧૯૭૦માં લગ્ન કર્યાં પછી ૧૯૭૩માં સ્વેતલાનાએ છૂટાછેડા લઈ લીધા હતા, તે પણ પોતાની દીકરી ઓલ્ગાના ભાવિ વિષે અત્યંત ચિંતિત છે એનું માનવું છે કે સ્વેતલાનાએ એકલતા ને લાગણીઓની તંગદિલી હેઠળ ઉત્તેજનાના આવેગમાં આવીને આવું પગલું ભર્યું હોય એમ લાગે છે કદાચ, કોઈક ફસામણ પણ કામ કરી ગયું હોય!

*

છેલ્લાં કેટલાંય વર્ષોથી સ્વેતલાનાનાં જીવન પર ઉદાસીનતાને એકલતાને કારણે એક પ્રકારની હતાશાનું વાદળ છવાયેલું રહેતું હતું. લોકો સાથે હળવા મળવાનું એ ટાળતી, માનસિક હતાશાનો બોજ અસહ્ય થતાં એ શરાબના ઘેનમાં જીવવા મથતી આખી દુનિયા સામે એના દિલમાં રોષની આગ જલ્યા કરતી હતી. પોતાની આ હાલત વ્યક્ત કરતાં તે કેટલીવાર એટલે સુધી કહેતી કે હું તો એક પિંજરામાંથી છૂટીને બીજા પિંજરામાં પુરાઈ છું. મેં અહીં આવીને જે ઉત્તમ કક્ષાના બુદ્ધિજીવીઓના વર્તુળની મૈત્રી પામવાની અપેક્ષા રાખેલી તેવું કશું હું મેળવી શકી નહિ, સોવિયેતના મારા એ મિત્રોની યાદ હાથે કરીને ત્યજી દીધેલી. મારાં બાળકોની (દીકરો જોસેફ હાર્ટ સ્પેશિયાલિસ્ટ ૩૮ વર્ષનો ડૉક્ટર છે દીકરી એકાતરી પણ ૩૨ વર્ષની થઈ છે બંને પરિણીત છે. બાળકોનાં માતા-પિતા બની ચૂક્યાં છે.) યાદ આજે મારે માટે અસહ્ય બની રહી છે મારાં પૌત્રપૌત્રીને રમાડવાની, એમની વચ્ચે જીવવાની મારી ઝંખના કેટલીક વખત તો એટલી ઉત્કટ બની જાય છે કે એમના સહવાસ માટે મારે કેવી સત્તા હેઠળ જઈને વસવાનું છે, તેની પણ પરવા કરવા આ મનને હું થોભાવી શકતી નથી

—સુ. ગાંધી

[ વિશ્વમાનવ :

# પાંચ કાવ્યો | ચન્દ્રકાન્ત શેઠ

## ૧. નથી

એક આંસુને આંખનો સહારો નથી;
એક થાકેલી નાવને કિનારો નથી.

એક પાંદડાનો ડાળીએ છોડ્યો છે સાથ,
એક સૌરભનો લ્હેરખીએ ઠેલ્યો છે હાથ,
એક ફાગણને ફૂલમાં ઉતારો નથી

એક માછલીમાં પાણીની તરવરતી પ્યાસ,
એક વીજળીમાં વાદળની તરડાતી આશ,
એક ઊખડેલા મૂળનો ઉગારો નથી.

એક પંખીની ભીતર છે ઊડવાનું બંધ,
એક આંખ મહીં અટવાતું અજવાળું અંધ;
એક અંધારું વીંધનાર તારો નથી.

## ૨. ખરવા લાગ્યાં પાન

ખરવા લાગ્યાં પાન, ખરેખર ખખડ્યો છું,
વળવા લાગ્યાં વ્હાણ, હલેસે લથડ્યો છું.—

લ્હેર આવશે કોક
ચૂમશે લળી લળી,
માળે આવી કોક
ટોકશે વળી વળી,
ઊડી ગયા એ ખ્યાલ, તરસથી તતડ્યો છું,
ઢળી થયું સૌ ઢાળ, એટલું ગબડ્યો છું.—

કોક લાવશે પાંખ,
ગેબની પાર જશું;
કોક ઊઘડશે આંખ,
વ્હાલમાં ન્યાલ થશું

એ સૌ સ્વપ્ન વરાળ, રંગેરંગ ઊજડ્યો છું
ફૂલ-નથી-ફળનાર, મૂળથી ઊખડ્યો છું —

## ૩. ભીતર આવી દૂર રહે તું !

ભીતર આવી દૂર રહે તું !
દૂરતા આવી ભલી સહે તું !!
તારા વિણ આ હસ્તી લાગે
બંધ હોય ઘર એવી !

ક્યાંથી તારી મળે નિકટતા
બારી ઊઘડ્યા જેવી ?

નયને થૈને નીર વહે તું,
એ જ નીરથી મને દહે તું !

તારું હોવું એ જ દિવસ છે,
અભાવ તારો રાત,
સાંભળનારું હોય કોક તો
કોક બને ને વાત !

કહે અગર ના કશું કહે તું,
મારા મનનો મર્મ લહે તું !

## ૪. તો મળવું લાગે મીઠું

મૂળની સાથે મેળ હોય તો મળવું લાગે મીઠું;
દિલનો દરિયો આખો ઊછળે તો લાગે કંઈ દીઠું ! —
કપરી કેડી, કાંટ–ઝાંખરાં,
અંધકાર ને આંધી,
એવામાંયે મળી જાય એ,
ગાંઠ એમ છે બાંધી.
ભવની ભાંગે ભૂખ, ઓર જ્યાં એનું મળે અજીઠું. —
હોય બધું યે બંધ, ત્યાં જ એ
અંદર આવી ઊઘડે,
મારામાંથી મને ઉપાડી
ક્યાંની ક્યાં એ ઊપડે !
કહેતાં નહીં કહેવાય એવું એ કરે કશું મધમીઠું. —

## ૫. કોના માટે

અંદર ઊતરું કોના માટે ? કોના માટે બહાર ફરું ?
કોના માટે જંગલ ઝાડી ડુંગર દરિયા પાર કરું ?
કોના માટે શ્વાસે શ્વાસે
કૂવો ઉલેચી કુંભ ભરું ?
કોના માટે મારી અંદર
એક ઉછેરું તેજ–તરુ ?
કોના માટે ઘરના ખૂણે દુનિયાનો દરબાર ભરું ?
કોના માટે યમુના આવી
આ માટીને પાય અમી ?
કદંબડાળી કોના માટે
અંદર આવી રહે નમી ?
ઘૂંઘટ બાંધી મને જ હું તૈયાર કરું ?

# વાર્તાકાર મેઘાણી-લાક્ષણિકતાઓથી અંકાતી મુદ્રા

રમણ સોની

ઈ. ૧૯૩૫માં પ્રગટ થયેલા વાર્તાસંગ્રહ 'ધૂપછાયા'ના નિવેદનમાં મેઘાણીએ આપેલી રૂખ્શ્નમાં વાર્તાસર્જનનાં એમનાં વલણો સ્પષ્ટ થાય છે. પોતાની આ વાર્તાઓને વાસ્તવલક્ષી તરીકે ઓળખાવીને એ લખે છેઃ 'સંસારની દિન પર દિન પલટાતી આ અનંત લીલાને લેખક ફાવતી રીતે નિહાળી નિહાળી એનું પોતે કરેલું કૌશલયુક્ત પૃથક્કરણ, સમગ્ર દર્શન તેમ જ જુદા જુદા ખૂણાઓ પર ઊભીને કરેલું દર્શન બીજાઓને બતાવવામાં આનંદ માને છે' એમના પોતાના જ વાર્તાસર્જનમાં ચરિતાર્થ ન થયો હોવાને લીધે વધુ ધ્યાનપાત્ર બનતો એમનો અન્ય ઉદ્ગાર પણ આ જ નિવેદનમાં છે. એ કહે છે કે સર્જક વાદસમર્થન પ્રચાર, સમસ્યા ઉકેલ કે એવાતેવા કશા ઉદ્દેશથી પ્રેરાતો ન હોવો જોઈએ એ તો પ્રેરાય છે 'કશા પણ વલણ વગર, કેવળ નીરખવાને ખાતર દુનિયાને નીરખવામાં જે એક હેતુવિહીન દ્વેષરહિત, –છતાં સહેજસહાજ કઠોર કૌતુકભર્યું રહસ્ય જડે છે, તે રહસ્યને સૌંદર્યની ઓપ પર ઉકેલવા માટે' એક દાયકા પછી, ઈ ૧૯૪૬માં પ્રગટ થતા સંગ્રહ 'વિલોપન'ના નિવેદનમાં એ આવા ચુસ્ત આગ્રહને છોડતા, કંઈક સમાધાન કરતા જણાય છે. પોતાની વાર્તાઓ 'હેતુવિહીન' તો નહોતી- એવી એમને પ્રતીતિ પણ થઈ હશે એથી 'સર્જન' અંગેની અમૂર્ત વિભાવના વ્યક્ત કરવાને બદલે એ પોતાની વાર્તાઓનો વાસ્તવિક પરિચય આપે છે કહે છેઃ "અર્વાચીન ગુજરાતી સામાજિક, સાંસારિક ને આર્થિક જીવનની માટી ઉપરતળે થઈ રહી છે. કંઈકંઈ નાની મોટી ઘટનાઓ આપણી આંખ સામે ને ઉંબર પાસે બની રહી છે એમાંથી ત્રાગ પકડીને કરેલું કંતામણ જો સાધારણીકરણના સર્જનનિયમને સંતોષી શકશે તો જ સાર્થક ઠરશે"

મેઘાણીની સર્જન અંગેની મથામણને સમજવા ને એમની વાર્તાઓનાં લક્ષણવિશેષોને પકડવામાં સહાયરૂપ બને એમ હોવાથી એમના આ ઉદ્ગારો અહીં નોંધ્યા છે. સમાજજીવનનાં પોતાનાં નિરીક્ષણોને આલેખવામાં મેઘાણીને હેતુવિહીનતા જણાઈ હોય એ સ્વાભાવિક છે પણ એના 'કૌશલયુક્ત પૃથક્કરણ'ને નિરૂપવામાં પેલી હેતુલક્ષિતાએ એમની કલમ પર ભાર મૂકયે રાખ્યો છે. મેઘાણીનાં નિરીક્ષણો સૂક્ષ્મ ને એનું આલેખન માર્મિક હોય છે એની ના નથી, સમાજજીવનના બહોળા ને સઘન પરિચયે 'સમગ્ર દર્શન' પણ સહજ ને સમૃદ્ધ બન્યું છે પરંતુ જીવનમાંથી જડેલાં 'કૌતુકભર્યાં-રહસ્યો'ને હંમેશાં 'સૌંદર્યની ઓપ પર ઉકેલવા'ની ધીરજ ને શક્તિ મેઘાણી ઝાઝાં દાખવી શક્યા નથી.

## ૨

મૌલિક વાર્તાના સર્જન તરફ તો મેઘાણી ૧૯૩૧થી વળે છે પણ વાર્તાકથનનો મહાવરો તો એના દસેક વર્ષ પહેલાંથી એમને હતો. ૧૯૨૧માં 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકમાં જોડાયા ત્યારે 'ડોશીમાની વાતો' સામગ્રી રૂપે તૈયાર હતી. એ પૂર્વે કેટલીક રૂપાન્તરિત બાળવાર્તાઓ ને પછી 'કથા ઓ કાહિની'ના ગદ્યાનુવાદો ('કુરબાનીની કથાઓ, ૧૯૨૨) દ્વારા એમણે વાર્તાકથનનો આ મહાવરો ચાલુ રાખેલો. વાર્તાત્મક લખાણોની આ પ્રવૃત્તિએ વેગ પકડ્યો ૧૯૨૨-૨૩થી આરંભાયેલાં 'સૌરાષ્ટ્રની રસધાર'નાં લખાણોથી સાંભળેલા કિસ્સાઓમાંનાં રસસ્થાનોને ખીલવવાનાં, પ્રસંગોને સંકલિત કરવાનાં ને રજૂઆતને અસરકારક બનાવવાનાં કૌશલે મેઘાણીના વાર્તાસર્જનને સંકોરવાનું કામ કર્યું. એમના વાર્તાલેખનની કેટલીક જાણીતી લાક્ષણિકતાઓ પણ આ પ્રવૃત્તિમાંથી જ ઘડાતી, સ્થિર થતી ગઈ. આ

અને, એ પછી ફિલ્મો પરથી લખેલી કથાઓના—અનુસર્જનને મેઘાણીએ ગૌણ કે ઊતરતું લેખ્યું નથી. એમાં પોતાની શક્તિઓને પૂરેપૂરી પ્રયોજી છે. એનો હિસાબ એ આ રીતે આપે છે: "સર્જવામાં જો પ્રસવવેદના રહેલી છે તો ઉછેરવામાં સમજવામાં ને ચાહવામાં ય કયાં ઓછી વેદના રહી છે !" (પલકારા'—૧૯૩૫ની પ્રસ્તાવના).

આવું પરપ્રદીપ્ત ને અનુસર્જનાત્મક લેખન મેઘાણીમાં મૌલિક વાર્તાસર્જનની સમાન્તરે સતત ચાલતું રહ્યું છે —'માણસાઈના દીવા' તો છેક ૧૯૪૬માં તે આપે છે મેઘાણીના આ પ્રકારના લખાણોમાં અને 'જેલ ઑફિસની બારી' (૧૯૩૪)માં આલેખાયેલાં ચરિત્ર-પ્રસંગનિરૂપણમાં વાર્તા સર્જનની કેટલીક લાક્ષણિકતાઓ અલપઝલપ વરતાય છે, કેટલાંક તો સુરેખ કંડારેલી વાર્તાઓ જેવાં પણ છે પરંતુ, વાર્તાકાર મેઘાણીની વાત પ્રધાનપણે તો એમની મૌલિક વાર્તાઓને આધારે કરવામાં વિશેષ ઔચિત્ય છે. ૧૯૩૧થી ૧૯૩૫ દરમ્યાન પ્રગટ થયેલા એમના ૪ વાર્તાસંગ્રહો—'ચિતાના અંગારા' : ૧ અને ૨. 'આપણા ઉંબરમાં' અને 'ધૂપછાયા—ની વાર્તાઓને સમાવતા 'મેઘાણીની નવલિકાઓ' (૧૯૪૨)ના બે ખંડો તથા 'વિલોપન' (સંવર્ધિત બીજી આવૃત્તિ, ૧૯૫૧)ની મળીને કુલ ૬૨ વાર્તાઓ મેઘાણીની સર્જકતાનો પરિચય આપતી મૌલિક રચનાઓ છે

૩

સમાજજીવનનું નિરીક્ષણ ને સમગ્રદર્શન મેઘાણીની વાર્તાઓના વિષયનિરૂપણના બે મુખ્ય પાસાં પ્રગટ કરે છે. એક તરફ, ગ્રામ અને શહેરી જીવનનાં અનેક પાત્રો ને પ્રસંગોની વિવિધરંગી સૃષ્ટિ એમાં રચાય છે ને બીજી તરફ, જીવનનાં એમનાં નિરીક્ષણોનાં તારણોરૂપ કોઈ ને કોઈ હેતુ એમની સર્વાધિક વાર્તાઓમાં રોપાતો રહે છે. આમ પણ મેઘાણી ઠીકઠીક પ્રમાણમાં પ્રતિબદ્ધ - લેખક હતા, સમાજવાદી ને સામ્યવાદી વિચારસરણીઓથી પ્રેરાયેલા. 'જેલ ઑફિસની બારી' તથા 'માણસાઈના દીવા'નાં લખાણોમાં તથા ખાસ પસંદગીની ફિલ્મો પરથી એમણે કરેલાં કથાન્તરોમાં પણ એક પ્રકારનો ભાવનાલક્ષિતા ને હેતુલક્ષિતા હતાં. સામાજિક જાગૃતિ ને પરિવર્તનો માટે સાહિત્યને વિનિયોજવાનું એમનું આરંભકાલીન વલણ પાછળ જતાં હળવું થયેલું એ છતાં ભાવના આદિનો અભિનિવેશ એમનામાં વારેવારે ડોકાતો જ રહ્યો છે. એમની વાર્તાઓમાં આવો એક તંતુ સાંપ્રત પડેલો જોઈ શકાય છે સમાજજીવનની વિલક્ષણતાઓને ગૂંથતો. આ તંતુ ક્યારેક તો સ્પષ્ટપણે બહાર ઉપસી આવતો પણ જણાય છે.

સાંપ્રતકાલીન પણ જૂની પરંપરામાં જીવતો સમાજ તથા નવા વિચારોની અસરો ઝીલતો, પરિવર્તન પામતાં મૂલ્યોને સ્વીકારી લેતો શિક્ષિત સમાજ-બંને મેઘાણીની સંવેદનાના વિષય બને છે. જૂની પરંપરાની જડ ને ક્રૂર સામાજિક રૂઢિઓમાં રહેંસાતા વ્યક્તિજીવનની, ખાસ કરીને સ્ત્રીઓના જીવનની વેદનાને એમણે 'મંછાની સુવાવડ', 'અણુકથી વેદના', 'લાડકા રંડાપો', 'વહુ અને ઘોડો' આદિ વાર્તાઓમાં આલેખી છે ને એ સમાજની વર્ગવિષમતાને-શોષિત સમાજની લાચારીની વેદનાને 'બૂરાઈના દ્વાર પરથી', 'કાનજી શેઠનું કાંધુ' જેવી વાર્તાઓમાં આલેખી છે; તો, આ પલટાતા સમાજના દાંભિકતા ને સ્વાર્થવૃત્તિનું નિરૂપણ એમની 'જમમનનું રસજીવન,' 'મારો બાબુભાઈ,' 'કલાધરી' વગેરે વાર્તાઓમાં થયું છે મેઘાણીમાંનો સુધારક આવી વાર્તાઓમાં સક્રિય થયેલો જણાશે. નિહિત કટાક્ષોથી, ને ક્યારેક તે ખુલ્લા પ્રહારોથી એમણે આ જીવન-ચિત્રો આલેખ્યાં છે બીજી તરફ મેઘાણીમાંની સ્વપ્નિલ ભાવનાવાદીએ, જૂની પરંપરાના સમાજનાં ઉદારતાને સ્વાપર્ણને ('સદુબા', 'બદમાશ' જેવી વાર્તાઓમાં), તથા નવા યુગનાં ઉદાત્તતા ને સૂક્ષ્મ

મજદારીને ('રોહિણી', 'અભિમાની', 'બુરાઈના દ્વાર પરથી'માં) આલેખ્યાં છે આમ, સમગ્ર સમાજને એના પૂરા ફલકમા મેઘાણીએ જોયો-આલેખ્યો છે. પરંતુ મેઘાણીનુ આ વિષયવૈવિધ્ય સર્જકતાની વિવિધ શક્યતાઓને અવકાશ કરી આપવાને બદલે મોટે ભાગે દસ્તાવેજી આલેખો રૂપે જ પ્રસ્તુત થતું રહ્યુ છે. એટલું જ નહી, જે નીરખ્યું તેનું પૃથક્કરણ કરવા ને એમાથી તારવો સારવી કાઢવા પણ એ પ્રવૃત્ત થતા રહ્યા છે ને ત્યારે એ દસ્તાવેજમાં સમાજચિંતક મેઘાણીના અભિગ્રહો પણ ભળતા રહ્યા છે 'ઝંઝા, તને શુ થાય છે ?' વાર્તાને અંતે આવતા ન્યાયાધીશના ચુકાદા રૂપે, 'અનંતની બહેન'ના અણધાર્યા ને અપ્રતીતિકર વળાંકમાં ને 'બુરાઈના દ્વાર પરથી'ને અંતે સીધેસીધા લખાઈ જતા આ કેન્દ્રીય વિચારમા આવી હેતુલક્ષિતાને તારણવૃત્તિ દેખાઈ આવે છે : 'સમાજનો સેવક આ ઠોળી. એ આફતની રાતને પહોરે, સમાજની શત્રુતાના ઊઘડુ-ઊઘડુ' થતા દ્વાર ઉપર છેક ઉબર સુધી પહોચી ગયો હતો. ઝમકુના જનેતા સમાં ફેસલા-મણાએ ત્યાંથી પાછો વાળી લીધો.'

આમ, 'વિલોપન'ના નિવેદનમા નોંધ્યુ છે એ મુજબ, પલટાતા-પરિવર્તન પામતા ને સાથે જૂનાં વલણોને પણ પ્રગટ કરતા રહેતા સમાજની વાસ્તવિક ઘટનાઓ એમનાં આંખ-મનનો કબજો લે છે ને એમાથી કોઈ એક કે વધુ સામાજિક વલણો ગ્રહી લઈને એને સર્વસાધારણ વ્યાપક રૂપ આપવાના પ્રયાસોમા વાર્તાકારની સાર્થકતા જુએ છે એટલે એમની વાર્તાઓમા આલેખાતા પાત્રો ને પ્રસંગો કોઈ ને કોઇ સામાજિક વર્ગનુ કે વલણનુ પ્રતિનિધિત્વ કરે છે સામાજિક વાસ્તવની ઉતાર-ચડાવવાળી ઉબડખાબડ ભૂમિ પર વેગપૂર્વક ધૂમ્યા કરતી એમની કલમ સમાજગત સંઘર્ષો, વિરોધો, મથામણો, વિટંબણાઓ, વિચિત્રતાઓ ને આગ્રહોને અંકિત કરી આપે છે-સપાટી પર તરતી જોઈ શકાય એવી મર્યાદામા રહીને. પ્રસ ગ-

પરિસ્થિતિના ગર્ભમાં કે પાત્રચિત્તના ઊંડાણોમા જેવા-ઉતરવાનુ બહુ જ ઓછી વાર્તાઓમાં એમનાથી બન્યુ છે વાર્તાલેખક તરીકે એમની ગતિ આમ સામાન્યતઃ ઘટનાસરસી કે ઘટના સમાન્તર-હોરિઝોન્ટલ- રહી છે, અન્તર્ગામી કે ઊર્ધ્વગામી-વર્ટીકલ- બની શકી નથી.

એમની વાર્તાઓની નિરૂપણરીતિની ને એના સ વિધાનની કેટલીક લાક્ષણિકતાઓ, આથી, ધ્યાન ખેચે છે. પ્રસંગબહુલતા એમની વાર્તાઓની એક મહત્ત્વની લાક્ષણિકતા છે ને આવા નાનાનાના પ્રસંગોને જ કાળજીપૂર્વક ઉપસાવવા-કડારવા તરફ એમનુ ધ્યાન વિશેષ રહેતુ હોવાથી એમની ઘણી વાર્તાઓ કોઈ એક પાત્ર કે પરિસ્થિતિને કેન્દ્રમા રાખવાને બદલે અનેક પ્રસંગકેન્દ્રી બની જાય છે 'સદાશિવ ટપાલી'મા સદાશિવના પાત્ર પર કેન્દ્રિત થવાને બદલે ભાગ્યચંદની ઉથલપાથલની વિવિધ પાત્રો સાથે સંકળાતી ઘટનાઓ ઉભરાય છે ને વિષમતા, ફીણા નસીબની કરુણતા, વિધિવક્રતા જેવા ઘટકોના ઉદાહરણરૂપ પ્રસંગો જ વાર્તા વાંચ્યા પછી સ્મરણ પર રહી જાય છે. 'મોરલીધર પરણ્યો'મા પહેલાં મોરલીધરના પાત્રની આસપાસ ને પછી હરિચંદની આસપાસ ઘટનાઓનો ગોફ ગૂંથાતો રહે છે અને એથી ગતિ એકકેન્દ્રી રહેતી નથી. 'પાનકોર ડોશી'માં લગલગ અરધે સુધી તો, કોઈ એક ગામડામાંથી દૂરના સ્ટેશને વહેલી સવારે ટ્રેન પકડવા ગાડામાં જતા ઉતારુઓની ચહલપહલનું બહેલાવેલુ-પ્રસ્તારેલું વર્ણન આવે છે ને પછી ગાડાવાળાને મુખે પાનકોર ડોશીનું ચરિત્રાકન થાય છે એથી નિરૂપણનું સંતુલન રહેતુ નથી. એ જ, રીતે, 'બદમાશ'માં રામલાલના દ્વિધાયુક્ત માનસનુ ને પછી બદમાશ ગણાયેલા અલારખાની સજ્જનતાનું-એવાં બે ઘટનાકેન્દ્રો રચાય છે. મેઘાણીની આવી ઘટનાપરસ્તી તેમ જ બહુપ્રસંગલક્ષિતાનુ મૂળ એમની અનુસર્જનાત્મક ને પરપ્રદીપ્ત લેખન-પ્રવૃત્તિમાં પડેલું જોઈ શકાય. સાંભળેલા કિસ્સાઓને વાર્તારંગી બનાવી, સંકલિત કરી મૂકવાના મહાવરામાં

તથા ફિલ્મોને આધારે લખેલાં વૃત્તાન્તોમાં દશ્યોને તંતોતંત આલેખી આપવાની એમણે સતત રાખેલી કાળજીમાં પ્રસંગાલેખન તરફ જ એમની કલમ વળી જાય એ સ્વાભાવિક હતું. વળી, સમાજદર્શનના બહોળા અનુભવે એમને પ્રસંગોની ખોટ કદી પડવા દીધી નહોતી. ઉપરાંત, એમનું કેટલું વાર્તાલેખન પત્રકાર અનુષંગે પણ થયું છે. પત્રકારની દોડતી કલમે થતા લેખન માટે પણ પાત્રચિત્તના ઝીણા અંકન કરતાં વેગીલા પ્રસંગોનું આલેખન વધુ સુગમ અને વધુ અનુકૂળ નીવડે એમ હતું. એટલે એમને હાથે ઝાઝે ભાગે આવી અનેક ઘટનાકેન્દ્રી વાર્તાઓ લખાતી રહી છે.

વાર્તાઓ આમ અનેકકેન્દ્રી બની જાય છે એમાં ઘટનાઓનું ઘેરું ને પ્રસ્તારી આલેખન કરવાની મેઘાણીની શૈલી પણ કારણભૂત છે. આવી કથનાત્મકતાને લીધે એમની વાર્તાઓની ગતિ સીધી-સોંસરી રહેતી નથી. લેખક નિરાતવે જીવે વિવિધ પ્રસંગોમા લટારો મારતા, નિરીક્ષણો નોંધતા, વાતને બહેલાવતા મલાવતા, એકાદ સાર સેરવી દેતા, વાચક સાથે વિશ્રંભવાર્તા માંડતા આગળ ચાલે છે. 'સદાશિવ ટપાલી'મા કથક કહે છે એમ "પણ આ તો આડા ઊતરી જવાયું" કે વાત આગળ ચાલતાં પાછળનુ રહી ગયેલું યાદ આવતાં 'એનુ એક કારણ કહેતાં ભૂલી જવાયું"– એ મેઘાણીની કથનરીતિની લાક્ષણિકતા છે. આથી ઘણી વાર વાર્તાઓ વિખેરાઈ જાય છે, સુબદ્ધ રહેતી નથી.

વાર્તાને રજૂ કરવાની વિવિધ રીતિઓ મેઘાણીએ અજમાવી છે. બે પાત્રો વચ્ચેના સંવાદો કે પ્રશ્નોત્તર રૂપે, એક પાત્ર શ્રોતા હોય ને બીજું પાત્ર એને વાત સંભળાવતું હોય એ રીતે, વાચકવર્ગને શ્રોતારૂપે કલ્પી ઘટનાનું બયાન કરતા કથક (નેરેટર)ના કથનની પદ્ધતિએ, આત્મકથનાત્મક-પ્રથમ પુરુષ કથનની રીતે અને વાર્તાકારની વર્ણન રીતિએ – એમ વિવિધ પદ્ધતિએ એમની વાર્તાઓ લખાયેલી છે. પરંતુ, આ બધી અજમાયશો, કેટલીક નીવડી આવેલી વાર્તાઓ સિવાય, વાર્તાને કલાકૃતિ બનાવવામા ઝાઝી કાર્યસાધક બની શકી નથી, અજમાવશ રૂપે જ એ રહી જાય છે 'પાનકોર ડોશી'મા ગાડાવાળાને મુખે કહેવાતી પાનકોરની કથા, વાર્તાના સમગ્ર આયોજનના સંદર્ભમા, વિશેષ પ્રભાવક બનતી નથી 'અભિમાની'માં યોજાયેલી સંવાદરીતિ આયાસી લાગે છે કેમ કે એ પ્રશ્નો-ચકદેવા ઉત્તરોથી રચાયેલી હોય એવો અનુભવ કરાવે છે. 'મારો બાલુભાઈ' પ્રથમ પુરુષ કથનરીતિની વચ્ચે વળી એ કથકની પત્નીના મુખે કહેવાતી એક ત્રીજા જ પાત્ર બાલુભાઈની કથા રૂપે આલેખાઈ છે એથી, મૂળ ઘટના-પ્રવાહ એની વાત કહેતાં–સાંભળતા પાત્રોની દખલગીરીથી સ્ખલિત થતો રહે છે, ને ખાસ તો, મગજની સ્થિરતા ગુમાવતા ને આખરે કરુણ રીતે મૃત્યુ પામતા બાલુભાઈની વાત આવી હળવી રીતિએ કહી હોવાથી એની રુચિકરતા પણ જોખમાય છે. 'અલ્લામિયાંની ટાંક' પણ, અજનીની He-manની ઝંખનાના ગંભીર અને મનોવૈજ્ઞાનિક પ્રશ્નને આલેખવામા પ્રયોજાયેલી હળવી શૈલીને કારણે શિથિલ બને છે અજની દીનાનાથ બંનેનું પાત્રાંકન અયોગ્ય પરિપ્રેક્ષ્યને કારણે વિરૂપ બને છે. આલેખનનું વૈવિધ્ય, આ રીતે, સર્જકતાની નિત્યનવીન વિવિધતાને દર્શાવનારું બન્યું નથી, ઊલટું, ક્યાંક ક્યાંક તો સામાન્ય પ્રકારની અજમાયશવૃત્તિને દેખાડનારું પણ બન્યુ છે

૪

પરંતુ મેઘાણીની ઉત્તમ વાર્તાઓમાં એમની ઉપર નિર્દેશી એવી વિલક્ષણતાઓ ભાગ્યે જ દેખાય છે. એમની સર્જકતાના વિશેષો પ્રગટાવતી આવી વાર્તાઓનું પ્રમાણ અલબત્ત, ઘણુ જ ઓછું છે પણ ગુજરાતી વાર્તા-સાહિત્યમાં એ મહત્ત્વનું સ્થાન પામે એવી બની આવી છે.

'બબલીએ રંગ બગાડ્યો'માં પાત્રચિત્તની દ્વિધા સરસ આલેખાઈ છે. અમીર વર્ગની વૈભવી સંગ્રહખોરીનું સાધન બનતા ને એથી પોતાનાં પત્ની-બાળકો પ્રત્યેના કર્તવ્યને ચૂકતા—એમને કોઈ સુખસગવડ કે ઉષ્મા પણ ન આપી શકતા—એક મધ્યમવર્ગીય માણસની દ્વિધાવેદનાનું ને ટેવવશ (કે લાચારીવશ ?) તૂટતા સંકલ્પનું પ્રભાવક નિરૂપણ એમાં છે. કલાકારનું કૌશલ આ વાર્તાના અંતને વેધક બનાવે છે. શેઠની પુત્રીની તાલીમને કારણે પોતાની જ દીકરીને કેળવવાથી વંચિત રાખવી પડે છે એ સ્થિતિ અસહ્ય બનતા હવે પછી શેઠના કુટુંબ સાથે પ્રવાસમા ન જવાનો બક્ષી માસ્તરનો સંકલ્પ, અનિર્ણયાત્મકતાને લીધે છેલ્લી ઘડીએ તૂટી પડે છે એની વેદના, સમાન્તરે જ શેઠના નોકર શંકરિયાના સ્પષ્ટ નિર્ણયને કારણે વધુ ઘેરી બને છે. વાર્તાને અંતે આલેખાયેલી આવી ભાવપરિસ્થિતિ, વાર્તાના આગળના ભાગમા ડોકાતા વર્ગવૈષમ્યના ચિત્રને ઉપસતું—નોંધપાત્ર બનતું રોકે છે ને એથી બચી રહેતી બલકે કલાત્મક બનતી વાર્તા સ્મરણીય બને છે.

કથાતંતુઓને વિશિષ્ટ રીતે આલેખતી તથા અભિવ્યક્તિની માર્મિકતા પ્રગટાવતી વાર્તા 'જયમનનું રસજીવન' મેઘાણીની એક લાક્ષણિક વાર્તા છે રંગીન તબિયતવાળા, પત્ની પ્રત્યે અતિશય પ્રેમ દાખવતા તથા સ્ત્રીને સમાન અધિકાર આપવાની બાબતમાં પોતાને પ્રગતિવાદી ગણાવતા જયમનનું દંભી, વહેમીલું ને દ્વેષી વ્યક્તિત્વ ધીમે ધીમે પ્રગટ થતુ આવે છે. પ્રેમને બદલે એ પત્નીની ચોકી કરવા માંડે છે એમાં ઉઘડતી જતી એની હાસ્યાસ્પદતા મેઘાણીએ હળવી રીતે, ઠાવકાઈથી ને બહુ માર્મિકતાથી નિરૂપી છે મેઘાણીની સૂક્ષ્મ હાસ્યવૃત્તિ એક જગાએ બહુ નોંધપાત્ર બની છે. પિયરમાં ગયેલી પત્નીને મળવા જવામાં ખર્ચ ગણનાર પણ ફિલ્મ જોવા માટે મુંબઈનું ભાડુ ખરચનાર એક પાત્ર—બાલુભાઈ—ની વિલક્ષણ રસિકતા એમના આ ઉદ્ગારોમા મેઘાણીએ આલેખી છે. 'શું કરીએ ભાઈ ? સ્રી તો પિયરથી પાછી આવશે પણ સારી ફિલ્મ તો એક વાર આવી તે આવી !'

'વહુ અને ઘોડો' મેઘાણીની સર્વોત્કૃષ્ટ વાર્તા છે. વાર્તાની નાયિકા તારાના, પ્રથમ પુરુષ કથનરીતિમાં નિરૂપાયેલા, ઉદ્ગારોમાં એની સ્વપ્નિલ અભિલાષાથી માંડીને એના વરવા બની જતા વાસ્તવિક રૂપ સુધીનું અનુભવ-આલેખન એકસરખી સ્વસ્થતાથી થયું છે એથી એની વેદના વધુ તીવ્રતાથી વ્યક્ત થાય છે ને કડારાતું વાર્તારૂપ વિશેષ આસ્વાદ્ય બની રહે છે. તારાના દબાયેલા સૂરમાં—અન્ડરટોનમા—ધબકતા રહેતા સંવેદન-તંતુઓ લેખકના કથયિતવ્યને પણ ખૂબ માર્મિક રીતે વ્યક્ત કરે છે. વાર્તાના આરંભે તારામાં અભિલાષા જગવતો, સમૃદ્ધિના ચિહ્નરૂપ પ્રતાપરાયનો ઘોડો વાર્તાને અંતે, આ વ્યથા ને રુંધામણમાંથી ભાગી છૂટવાની એની એકમાત્ર બચેલી ઇચ્છાનો સંકેત બને છે વાર્તામાં વચ્ચે વચ્ચે પણ તારાની પરિસ્થિતિને મનસ્થિતિના વિવિધ સંકેતોરૂપે ગૂંથાતો ઘોડો વાર્તાને એક વિશિષ્ટ પરિમાણ આપતા લાક્ષણિક પ્રતીકનું કામ કરે છે.

પાત્રના ભીતરી વિશ્વને આલેખવા પરત્વે ક્યારેક ભારે ઉદાસીન રહેનાર મેઘાણીએ અહીં પાત્રચિત્તનાં સૂક્ષ્મ સંચલનોને પૂરી સર્જકતાથી ને વાર્તાકાર-કર્મના કૌશલથી આલેખ્યાં છે તારાએ હૃદયમા સેવી રાખેલું સ્વપ્ન લગ્નની પ્રથમ રાત્રિએ પતિની પ્રતીક્ષાની ક્ષણોમાં એની ચરમ કોટિએ પહોંચે છે. ઉત્કટ અભિલાષાનો એ અનુભવ આં રીતે વ્યક્ત થયો છે . 'એ રાતના ત્રણ પહોર કોઈ શબ્દોમા બાંધ્યા બંધાય એમ નથી. મારું આખું શરીર જાણે હમણાં ઓગળીને પાણીની અંદર સાકરની કણી જેવી દશાને પામી જશે. જાણે રૂના પૂમડા જેવી બનીને હું પવનવેગે ઊડી જઈશ. અગરબત્તીની માફક મારાં અંગેઅંગ બળી જઈ

સુગંધીદાર ધુમાડાનાં ગૂંચળાં ફેલાવતાં આકાશે ચડતાં હતાં. બા કોઈ વાર કપુરને કટકો લઈને અંગારા પર મૂકતી તે મને યાદ હતું. હું જાણે કે એ કપુરની સળગતી પૂતળી બની ગઈ હતી.' પરંતુ પતિના આવતા આ સ્વપ્ન પૂરી રીતે તૂટે છે. જાણે કે શિખર પરથી એ ગબડવા માંડે છે. આ અણધાર્યા આઘાતને પણ લેખક મુખર બન્યા વિના, પેલા આનંદની સાથે સંકળાયેલા કલ્પનોને વિરોધાવીને કલાત્મક રીતે વ્યક્ત થવા દીધો છે. 'કબૂતરને દાઢમાં ભીંસનાર કોઈ બિલાડીને રીતે એણે બેહોશ ઈચ્છાને મારા ઉપર ભીંસી દીધી.... કપુરની ગાંગડીને જાણે કોઈએ છૂંદેછૂંદા કરીને મોટી ભઠ્ઠીમાં ભભરાવી દીધી. જરીક સુગંધ આપ્યા વગર જાણે કે મારું યૌવન ભસ્મ બની ગયું।'' (મેઘાણીની વાર્તાઓ ભાગ: ૧, પૃ. ૨૪૮)

**૫**

ભાષાને આવા સૂક્ષ્મ સ્તરે તો મેઘાણીએ ક્યારેક જ યોજી છે પણ એમની સર્વ વાર્તાઓમા પ્રસંગોને આલેખતી ચિત્રાત્મક ને વેગીલી કથનશૈલી એમની વાર્તાઓનો સૌથી મોટો વિશેષ છે કલાકૃતિ તરીકે સંતર્પી ન શકતી એમની વાર્તાઓ પણ આસ્વાદ્ય બને છે એનું કારણ એમની આ કથનશૈલી છે પ્રસંગોને તાદૃશ કરી આપતી, એક પ્રસંગમાથી બીજા પ્રસંગમા વેગપૂર્વક ધૂમતી, વાચકની જિજ્ઞાસાની ધાર કાઢ્યા કરતી તથા એના વક્તા ને નર્મમર્મથી રસપ્રદ બનતી લોકકથાઓની કથનશૈલીનો મોટો પ્રભાવ મેઘાણીની શૈલી પર પડ્યો છે. ગુજરાતીની શુદ્ધ તળપદી છટા અને સોરઠીનો લહેકો એમની વાર્તાઓની ભાષાનું એક વિશિષ્ટ પોત રચે છે. શબ્દોની એમને ખોટ પડતી નથી. અનુભવને વેધકતાથી વ્યક્ત કરતો કે પ્રસંગોને દ્યોતક બનાવી દેતો એમનો શબ્દ ભાષાના સ્વાદની રીતે પણ 'સંતર્પક' નીવડે છે.

ગુજરાતી વાર્તાસર્જનના પ્રારંભિક તબક્કા પછી તરતના ગાળામાં જ મેઘાણીની વાર્તાઓ મળે છે એટલે ઘટનાપરસ્તી, હેતુલક્ષિતા, ભાવનાનો રોમેન્ટિક અભિનિવેશ જેવાં લક્ષણો તો એમના જમાનાના ધૂમકેતુ રમણલાલ વ. દેસાઈ આદિ વાર્તાકારોમાં પણ જોવા મળશે. સવિધાનની ચિંતા એમણે ઝાઝી કરી નથી પણ આવા અન્ય વાર્તાકારો કરતાં જે બે ખાસ બાબતોમાં મેઘાણી જુદા તરી આવે છે. એમાંની એક તો છે પેલી પ્રસંગબહુલતા-પ્રસંગો-ઘટનાઓની ઉડાઉગીરીની એમની લાક્ષણિકતા. બહોળા અનુભવજગતને એમણે આમ ઠાલવ્યે રાખ્યું છે એથી કથાનો એક દોર કે એનું એક લક્ષ્ય જળવાયાં નથી. બીજી વિશેષતા છે એમની આ કથનશૈલી વાર્તાઓની આસ્વાદ્યતા વધારવામાં એનો મોટો ફાળો છે.

ઘટના બહુલતાની ને શૈલીની આ લાક્ષણિકતા મેઘાણીને સહજ છે. પણ જે સહજ છે એનું જ જ્યાં વર્ચસ્વ રહ્યું છે એવી વાર્તાઓમાં એટલું જ શેષ રહી જાય છે. વાર્તા સરી જાય છે —એ મેઘાણીની સર્જકતાને અવરોધનારી લાક્ષણિકતા પણ બની રહે છે! આ સર્વથી, એમના જમાનાના વાર્તાકારોમાં નોખા તરી આવતા મેઘાણીએ ઉત્તમ સર્જકતા દાખવતી થોડીક વાર્તાઓ પણ આપી છે એથી એમના નોખાપણાને એમની વિશિષ્ટ સર્જક મુદ્રાને એક સબળ આધાર મળી રહે છે



## 'અર્વાચીન ઋષિ | ધીરુભાઈ મ. દેસાઇ (અમદાવાદ)

ભારતીય સંસ્કૃતિમા પ્રાચીન ઋષિઓ-વસિષ્ઠ, વિશ્વામિત્ર, સાંદિપની વ નો ઉલ્લેખ જેમ આપણા હૃદયમા આદર કે 'પૂજ્યભાવ પ્રગટાવે છે તેમ આપણા સમયમા પૂ મહાત્મા ગાધીજી, પૂ વિનોબાજી, પૂ રવિશંકરદાદા, પૂ કાકાસાહેબ કાલેલકર, પૂ. જુગતરામભાઇ દવે વ તુ પણ છે

ગાંધીવિચાર પરિવારના અગ્રણી, અનેકના ખાસ કરીને-ગરીબ, પછાત, દુ:ખી આદિવાસીઓ ... ના પિતા, મિત્ર, માર્ગદર્શક, સલાહકાર, સહાયક હિતેચ્છુ અને પ્રેરણામૂર્તિ, 'વેડછીનો ડોસો'નું બિરુદ પામેલા લબ્ધપ્રતિષ્ઠ કેળવણીકાર, સાહિત્યકાર, રચનાત્મક આગેવાન હતા તેમના અવસાનથી 'ગુજરાતને-ખાસ કરીને બૃહદ્ ગાંધી પરિવારને, સર્વોદય તથા અન્ય રચનાત્મક ક્ષેત્રોને-બહુ મોટી ખોટ પડી છે

પૂ મહાત્મા ગાધીજીના સાબરમતી આશ્રમના અંતેવાસી, ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક અને ટ્રસ્ટી, ગાધી વિદ્યાપીઠ,-વેડછીના સ્થાપક અને કુલપતિ, રાની પરજ સેવા સભા, હળપતિ સેવા સમાજ, ગાધી મેળા પ્રબંધ સમિતિ, વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ. વ. સંસ્થાઓના પ્રમુખ, ગુજરાત નઈતાલીમ સંઘ તથા અન્ય અનેક સંસ્થાઓના સ્થાપક, પ્રેરણાસ્રોત અને માર્ગદર્શક તરીકેની તેમની મૂલ્યવાન સેવાઓ ચિરસ્મરણીય રહેશે.

પૂ જુગતરામભાઈ લખતર (સૌરાષ્ટ્ર)ના વતની, પરંતુ તેમનું કાર્યક્ષેત્ર મુંબઇ, વડોદરા, અમદાવાદ અને સુરત જિલ્લાના બારડોલી વેડછી વિસ્તારમાં રહ્યું. તેમની જન્મતારીખ વિશે અનિશ્ચિતતા રહી છે, પરંતુ શાળાના રજિસ્ટર મુજબ તા ૧૯-૧૯૮૮ છે

પૂ ગાંધીજીની સલાહથી તેમણે અને સ્વ. શ્રી ચુનીભાઈ મહેતાએ ૬૦ વર્ષ અગાઉ સુરત જિલ્લાના વેડછી આદિવાસી વિસ્તારમાં ખાદીકામ, નશાબંધી, અસ્પૃશ્યતા નિવારણ વ રચનાત્મક પ્રવૃત્તિઓથી નાની શરૂઆત કરીને, નઈ તાલીમની અનેક સંસ્થાઓ-પૂર્વ પ્રાથમિક (બાલવાડીઓ), પ્રાથમિક (બુનિયાદી વિદ્યાલયો), આશ્રમશાળાઓ; માધ્યમિક (ઉત્તર બુનિયાદી વિદ્યાલયો) અને ઉચ્ચ (મહા વિદ્યાલયો, અધ્યાપન મંદિરો), છાત્રાલયો અને વિદ્યાપીઠ, જંગલ સહકારી મંડળીઓ "ગાધીમેળા", કૃષિ ગો સેવા, સ્ત્રી-શક્તિ જાગૃતિ વ અનેક રચનાત્મક પ્રવૃત્તિઓ દ્વારા ઉચ્ચ જીવન મૂલ્યોનો અવિરત અસરકારક પ્રચાર અને પ્રસાર કર્યો છે આદિવાસી તેમ જ અન્ય ભાઈબહેનોના જીવનમા પ્રકાશ અને પરિવર્તન આણ્યા છે, સમૂળી ક્રાંતિ કરી છે.

એમનુ સાહિત્ય (નિબંધો, બાલવાર્તાઓ કાવ્યો, નાટકો વ ) પણ ઉત્તમ કોટિનુ અને બહુ ઉપયોગી છે એમના મહત્ત્વનાં લખાણોમાં આત્મરચના અથવા આશ્રમી કેળવણી, મારી જીવનકથા, ગ્રામસેવાના દશ કાર્યક્રમો, 'કૌશિકાખ્યાન' (કથાકાવ્ય રત્ન), "આપણાનું ગાડું', 'ઈશ ઉપનિષદ', 'ચાલણ ગાડી", "ગીતાગીત મંજરી" "સુન્દરપુરની શાળાનો પહેલો એક કલાક" 'અન્તર પટ', "વિરહ અને મિલન ઝંખનાનુ ગીત," "વટવૃક્ષ" તથા સામાયિકોમાંનાં લખાણો ઉલ્લેખનીય છે. "ભોળી જનતાના દરબારમા પહોચી ગયેલા સંસ્કારી દુનિયાના એલચી" એમ, પૂ કાકાસાહેબે, અને "અમારી સાહિત્યકારની દુનિયામાંથી વિખૂટા પડેલા" એવુ શ્રી ઉમાશંકરભાઈ જોશીએ એમને

વિશે જે કહ્યુ છે તે યથાર્થ છે.

*

૧–૯–૧૯૮૩ના 'સેવા દિન'ના સમારભમા પૂ. શ્રી દિલખુશભાઈ દીવાનજીએ કહેલું કે, "જુગતરામભાઈ શતાયુ થાય અને આપણે એમની શતાબ્દી ઉજવીએ એવી પ્રાર્થના છે" તેના સદર્ભમાં પૂ જુગતરામભાઈએ સહજભાવે કહેલું કે, "હું શતાયુ થઈશ અને આપણે શતાબ્દી ઉજવીશુ" તેથી હાજર રહેલા સહુને બહુ ખુશી થયેલી પરતુ સહુની તે ઈચ્છા પાર પડી નહિ તે દુઃખદ બાબત છે ગુજરાત સાથે સંબધ ધરાવતા ૯૦ વર્ષની ઉપરના અગ્રણી ગાધીજનો–પૂ શ્રી શકરલાલ બેન્કર અને શ્રી જુગતરામભાઈ દવે પૈકી શ્રી રવિશંકરદાદા જ શતાયુ બન્યા.

"વેડછીનો વડલો"માથી પૂ જુગતરામભાઈના વૈવિધ્યપૂર્ણ, ભાતીગળ વ્યક્તિત્વનો સ્પષ્ટ અને સાચો ખ્યાલ આવી શકશે. દા. ત વ્રતધારી, ગોભક્ત, ગ્રામ–બાળ કેળવણીકાર, 'વેડછી આદિવાસી વિસ્તારના ધ્રુવતારક, પારસમણિ, શાત, નમ્ર, પ્રેમાળ, અનાસક્ત સેવક, માતાપિતાતુલ્ય, ગુરુ. હાજરજવાબી, રકોના હનુમાન, વજ્રથી કઠોર અને કુસુમથી કોમળ, આદર્શ ગ્રામસેવક, સર્વતોમુખી સેવામૂર્તિ, સમગ્રના સાધક, કેળવણીનો વડલો. કવિ મનીષી, પુરુષાર્થ પરાક્રમ અને પ્રેરણાની ત્રિમૂર્તિ, ખારા સમુદ્રમા મીઠી વીરડી, જીવતી જાગતી ગીતા, દુઃખીના દધીચિ, આત્મરચનાના કવિ, આજીવન સેવામૂર્તિ, એક નિષ્ઠાની વિરલ મૂર્તિ, ગાંધીજીના ઋત્વિજ, દ્રોણાચાર્યનું પ્રાયશ્ચિત કરનાર, દ્રોણાવતાર, સફાઈ સેવક, વનવાસી કુલપતિ, ગાંધીયુગની અમોલ વિભૂતિ, સાચા સહચરી, શાતિ સૈનિક, ઋષિ પિતા" વગેરે ગુણ–લક્ષણોની પ્રશસા સહજ ભાવે થયેલી. શ્રી જમનાલાલ બજાજ ટ્રસ્ટે પૂ. શ્રી જુગતરામભાઈની વિરલ, દીર્ઘ, વિશિષ્ટ, મૂલ્યવાન ગ્રામસેવાની કદર કરીને એમને પારિતોષિક અર્પણ કરીને એનું ગૌરવ મહત્વ તેમ જ મૂલ્ય વધાર્યું તે પ્રશંસનીય અને આનદદાયક બાબત છે.

*

અંતમા. ઋણ સ્વીકારની દષ્ટિએ થોડો અગત ઉલ્લેખ કરવા માટે વાચકોની ક્ષમા માગું છુ. ગાધી વિદ્યાપીઠની કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે ૧૯મો ગાંધીમેળો, ચીખલી (જિ વલસાડ), સર્વોદય ટ્રસ્ટ, અગાસી સંચાલિત ગ્રામભારતી (ઉત્તર બુનિયાદી) વિદ્યાલયની સ્થાપના પ્રસંગે ગુજરાત નઈ તાલીમ સઘના સભા સમેલનોમાં એમના નિકટ સપર્કમા આવવાનો લાભ તેમ જ ગુજરાત વિદ્યાપીઠનાં કામો અંગે (ખાસ કરીને 'કટોકટી'ના સમયગાળા દરમિયાન) અને શ્રી જુગતરામભાઈના માર્ગદર્શન, સલાહ, સહાય મળ્યા તે માટે મે હંમેશાં કૃતજ્ઞતાની લાગણી અનુભવી છે

પૂ જુગતરામભાઈની દીર્ઘસેવા અને તેમનું પવિત્ર, ઋષિતુલ્ય જીવન વર્ષોથી અનેક ભાઈબહેનોને પ્રેરણા આપતું રહ્યું છે. અને ભવિષ્યમાં પણ પરોક્ષ રીતે આપશે એમ શ્રદ્ધા છે.

(મૂળ લખાણ થોડુંક ટૂકાવીને)

અમદાવાદ ૧૭–૩–૧૯૮૫]

## પુણ્ય સ્મરણ રણછોડભાઇ પટેલ જેમણે જીવી જાણ્યું! | પુસ્કરભાઈ ગોકાણી

"ભલું થજો કરોકટીનુ, કે હુ મારી દીકરી પાસે અમેરિકા જઈ શક્યો, જે ભૂમિમા વિશ્વના અધ્યાત્મ મરમીઓ વસ્યા છે! તેમાંય કેલી- ફોર્નીઆ તો વિશ્વના પ્રાચીન અર્વાચીન સર્વ ધર્મો અને તેના લગભગ પ્રત્યેક હજાર સપ્રદાયોમાથી મોટા ભાગના ધર્મવેત્તાઓને સંઘરી બેઠુ છે.

[ પ્રબુધ્ધમાનવ

મુંબઈની ટેલિફોન ડિરેક્ટરીથી ઘણી જાડી આ ધર્મમરમીઓની ડિરેક્ટરી ત્યાં મળે છે"—રણછોડભાઈએ હસતા હસતાં જણાવ્યું ને પછી ઉમેર્યું 'અહીં 'બોધિ' તમારે શિરે હતું. એટલે હું તો હળવો થઈ અમેરિકા રહ્યો અને વધુ ને વધુ હળવો થયો." અસ્તિત્વના સાક્ષાત્કારને અંગ્રેજી ભાષામાં 'એનલાઈટનમેન્ટ" કહેલું છે, તે કેટલું સાચું છે ! લાઈટ નો અર્થ પ્રકાશ નહિ, હળવા થવું છે !

આબુ ઉપર પૂ. વિમલાતાઈની 'આંતરરાષ્ટ્રીય સમજ'ની શિબિર હતી જેમાં ભારત અને વિદેશના ખોજીઓ ભેગા થયા હતા, ત્યાં અમે ચર્ચામાં લગભગ શ્રોતા રહેતા. રણછોડભાઈને સાંભળી રહ્યા હતા. તેમને બોલતા કરવા માટે આપણે મથામણ કરવી પડે ઘણું બધું જાણતા હોય, અનુભવ્યું હોય, છતાં કોઈ "હાકતું" હોય ત્યાં પણ તેઓ શ્રોતા જ રહે ! કોઈને ઉતારી પાડવાનું કે જલદી પોતે જે જાણે છે—જીવ્યું છે, તે કહેવાની ઉતાવળ નહિ વાતોએ ચડેલા ખોજીઓનું આ ચર્ચાથી ખરેખર અનિષ્ટ થશે તેમ તેમને લાગે, ત્યારે જ—બહુજ વિનમ્રતાથી બહુજ મીઠા શબ્દોમાં, તેઓ હળવો પ્રશ્ન કરશે કે જેના કારણે ચર્ચા સાચી દિશામાં વળે.

"અમેરિકામાં તમે મોટા સમય ક્યાં ગાળ્યો !" મેં પૂછ્યું

"દોરડી જ્યાં લઈ જાય ત્યાં તો ગયો જ ભૌતિક સુખ, સગવડ, સમૃદ્ધિભર્યા એ દેશમાં વૈજ્ઞાનિક રીતે આગળ વધી અમેરિકાએ ઊભી કરેલી અજાયબીઓ અને તેના અદ્ભુત આત્મરંજન કરનારા ડિઝનીલેંડ જેવા સ્થળો, બાગ બગીચા, સંગ્રહસ્થાનો તો જોયા જ પણ સાથે થૉરોનું વાલ્ડેન સરોવર જોયું, જ્યાં હેન્રી ડેવીડ થોરો ૨૮ વર્ષની ઉમ્મરે ત્રણ વર્ષ માટે એકાંતમાં રહ્યો હતો ત્યાં તેમણે 'એકાંતના ઐશ્વર્યનું' તત્ત્વજ્ઞાન' આલેખ્યું. જે ઈ. સ ૧૮૫૪માં સાત વર્ષ પછી પ્રગટ થયું. આજે સુધી સવાસો વર્ષે તે એટલું જ તાજગીભર્યું, તરસ અને તત્ત્વબોધ આપનારું છે. તેના જીવન દરમ્યાન થોરો બ્રોનસન આલ્કોટ, વિલિઅમ ચેનીંગ, જ્યોર્જ રીપ્લે, માર્ગારેટ ફૂલર અને રાલ્ફ વાલ્ડો ઈમરસન જેવા ઋષિમનીષિ સાથે જોડાએલો રહ્યો. પોતાની જિંદગીનો મોટો ભાગ જેણે ઇમરસન સાથે મેસેચ્યુસેટસના કોન્કોર્ડમાં ગાળ્યો હતો. હું વૉલ્ડેન રહ્યો. એ સરોવર કાંઠે આવેલા જંગલોમાં—જ્યાં થોરો ફર્યો હશે, ત્યાં ફર્યો, થોરોએ જે પ્રકૃતિની લીલા ત્યાં નિહાળી, તેના સાતત્યથી આત્મસત્ત્વ ઉજાગર કર્યું—તેનો અંશમાત્ર ઝીલવા હું ત્યાં ફર્યો, બેઠો. ને વાતાવરણ જીવ્યો. સાચે જ ત્યાં સહજ રીતે સરળતાથી ધ્યાન થાય છે 'હળવા' થવાય છે. પ્રકૃતિ સાથે એકતા અનુભવાય છે. પ્રા—બોલતા બોલતા રણછોડભાઈ શાંતિમાં ઊતરી ગયા.

"એવું તે કશું થતું હશે ? વૉલ્ડેન કાંઠે તો ઘણા લોકો રહે છે અમારા દ્વારકામાએ પચ્ચીસ હજાર લોકો વસે છે, વર્ષે દહાડે બે ત્રણ લાખ યાત્રીઓ આવે છે છતા કોઇ ભગવાન કૃષ્ણનું અનાસક્તિ વાતાવરણ અનુભવતું નથી" મે કહ્યું.

"તે હશે, પણ જો તમે ઝીલવા તૈયાર હો, તો ત્યાં એ મનીષિએ છોડેલા સ્પંદનો તમોને અસ્તિત્વનો અણસાર આપે જ"

"જુઓને, તેથી જ તો મહર્ષિ અરવિંદ સામૂહિક રીતે ધ્યાનમાં બેસવા કહે છે !' એક મિત્ર બોલી ઊઠ્યા' "જ્યાં એકબીજાના સ્પંદનો એકબીજાને મદદરૂપ બની શકે"

"મે અનુભવ્યું તે તમેને કહું છું." રણછોડભાઈએ કોઈ આગ્રહ રાખ્યા વિના જ કહ્યું.

"તે સ્વસંમોહન નહોતું ને ? તમારી ભાવુકતાએ ઊભું કરેલું તે દિવાસ્વપ્ન – 'Self Projection' હોઈ શકે !' મેં કહ્યું.

"જો એવું હોય તો ઓહાઈમાં, અને જરા જુદી જ રીતે સમમતાનો સ્પર્શ કેમ થાય ?" રણછોડભાઈ બોલી ઊઠયા.

"ઓહાઈ" (OJAI)

"હા, જયાં જિદ્દુ ક્રિષ્નમૂર્તિ રહે છે" રણછોડભાઇ બહુ જ આત્મસ્થ થઈ બોલ્યા. જિદ્દુ ક્રિષ્નમૂર્તિ સાથે તેઓ પચ્ચાસ વર્ષથી સંપર્કમાં તેમના જેટલું ક્રિષ્ણમૂર્તિને કોઈ સમજ્યુ નહિ હોય. ગુજરાતીમા તેનો એકમાત્ર સુરેખ ગ્રંથ તેમણે પ્રગટ કર્યો છે ક્રિષ્ણમૂર્તિ, આવા ભાવાત્મક સ્પર્શને નકારે છે. અમે પ્રશ્નભરી આતુર નજરે તેમને જોઇ રહ્યા.

"હું જયારે ઓહાઇ ગએલો ત્યારે જયા ક્રિષ્નમૂર્તિ રહે છે તે સ્થળે તેમના ઓરડામાં ગયો હતો. તેમના રૂમને તાળું નહોતું. તેઓ બેસે છે ત્યાં બેઠો. તેઓ જયા ફરવા જતા તે સ્થળે પણ ગયો. જાણે આ સર્વ કાંઈ જડ ચેતન પદાર્થો આપણાં અંશો ન હોય તેવું ત્યા લાગ્યુ ! કશું જ અજાણ્યું લાગતુ નહોતું"–આમ કહેતાં રણછોડભાઈ ફરી શાંત થઇ ગયા, ત્યારે અમે ખૂબ નજીક આવ્યા.

રણછોડભાઈ એટલે હરતુ ફરતું તત્ત્વજ્ઞાન વીસમી સદીના મનીષિ માર્ટીન હ્યુબર વિષે પણ તે કહે અને લાઓત્સે વિષે–એટલે પચ્ચીસસો વર્ષ પહેલાના પૂર્ણતાગામીઓ વિષે એટલુ જ સમજ-ણ્યું તેઓ પ્રબોધે. દસ વર્ષથી અમે અવધૂત-વાડીમાં ખિલીમોરા વર્ષભરનું ભાથું બાંધી લેવા પચાસ મિત્રો ભેળા થઈએ છીએ ત્યારે વર્ષ દરમ્યાન વાંચેલા શ્રેષ્ઠ બે પુસ્તકો સાથે લાવીએ. ત્યા પણ રણછોડભાઇ પાસે કશું નવલું જ હોય. તેઓ બોલે પણ એટલું જ જે જીવાયુ હોય !

૧૯૭૨થી પાંચેક વર્ષ તેમણે આવુ સત્ત્વ-ભર્યું, જીવી શકાય તેવું તત્ત્વજ્ઞાન... "બોધિ" માસિક પરી બોટમાં... વિશ્વામિત્રોને કાઢે વિશ્વજ્યોતિ આશ્રમમાં એકાંતે રહી તેઓ અનેક પુસ્તકો વાચે, એવા અનેક મિત્રો સ્નેહીઓને ત્યા મોકલાવે, 'બોધિ'મા તેઓની વાણી પણ લોકો સુધી પહોચાડે

તેમા સોલ્ઝેનિત્સિન, પાઉસ્તેવસ્કી, યોરીટોમો-તાશી, જસ્ટિન સ્ટોન, ભગવાન રજનીશ, માતાજી, વિમલા ઠકાર, ગુરુદેવ ટાગોર, માર્કસ, ઓરેલિયસ, જિબ્રાન, સ્વેટ માર્ડન, રસુલ રઝા, ફ્રાસ્ટન ઓસ્લર રિલ્કે, નિત્સે, આગતસે, રામકૃષ્ણ પરમહંસ, દાદાભગવાન, એપિકટેટસ, ફાધર હેમિલ્ટન, શ્રી અરવિંદ, આર્થર કેસ્ટિગ, ઈમરસન, કબિર કૃષ્ણ, ઉપનિષદ, આઈન્સ્ટાઇન, ગોયન્કા, સ્વામી કૃષ્ણાનંદ, શ્રુ. જી. કૃષ્ણમૂર્તિ, તિરુવલ્લુવર, સેટલ, ભગવાન બુદ્ધ, કૃષ્ણપ્રેમ, એલિયટ, જલાલુદ્દિન રૂમી, ડો. પાઉલ મેકલો સ્વાઈટઝર, ક્ષિતિમોહન સેન, રમણ, વિનોબા, અને બીજા ઘણા મરમીઓની વાણી ઉમેરાવીને આપણને ભોગ્ય કરવા માટે રણછોડભાઈ તનમનધન ખર્ચે.

મુકુંદ પારાશર્યની એક કવિતા તેઓ વારવાર ટાંકે–

"હું જન્મ સાથે રડનાર માનવી,
હસી જવા મૃત્યુ પાસે ચઢી રહ્યો
અજ્ઞાત વિશ્વે, સહવાસ અંગે
મુકી જવા હૈ સ્મરણો મથી રહ્યો.

— સાચે જ રણછોડભાઈ આ કવિતા પ્રમાણે મૃત્યુને મહોત્સવ માનતા હતા. એટલે એમને માટે મૃત્યુની પળ એવી આકરી ન રહી. પણ હતી આપણા જેવા પાછળ રહેનાર સ્વજનો માટે. એમનો સંપર્ક છૂટવાનો રંજ રહેવાનો જ.

તેમના પુત્ર મહેન્દ્રભાઇને મળ્યો. એકલા હતા ત્યારે મેં પૂછ્યુ : "રણછોડભાઈએ જિદ્દુ ક્રિષ્ણમૂર્તિના સંસ્પર્શને કાયમ કર્યો, તમે એવી રીતે કોઇને—"

"બાપુજી જ મારા ગુરુ છે. ભાવપૂર્વક મહેન્દ્ર

ભાઈએ જ્યારે જણાવ્યું ત્યારે હું નવાઈ થઈ ગયો. પિતા પ્રત્યે દરેકને માન હોય, પૂજ્યભાવ પણ હોય, પણ ગુરુશિષ્ય ભાવ હોવો તો વિરલ જ

*

છેલ્લાં બાર વર્ષથી રણછોડભાઈ સાથે આધ્યાત્મિક સંપર્ક રહેલો. વર્ષમાં એકબેવાર ત્રણચાર દિવસ સાથે રહેવાનું થતું. પણ જેમ જેમ નિકટતા વધી, તેમ તેમ તેનું આંતરસત્વ સ્પર્શતું ગયું. બહુ જ વિચારીને અભિપ્રાય આપે, અને સ્વામી વિવેકાનંદની માફક તેથી ન માની શકાય તેવી વાતને પણ જલદી નકારી ન કાઢે ઊંડુ ઊતરી તેને ચકાસે નહિ, ત્યાં સુધી તેને વંદન કરી રહે અવગણના કે અવહેલનાની વાત જ નહિ અક્ષર ક્ષેત્રે બહુ જ સ્પષ્ટ મોટામાં મોટા માણસે જે લખ્યું હોય તેમાં ખોટાં વખાણ હોય તો તેને 'ખોટાઈ' કહેતાં અચકાય નહિ એ કહે કે "જે લખાય અને છપાય, તે બહુ જ મૂલ્યવાન હોવું જોઈએ, કારણ કે હજારો લોકો તેને માટે સમય આપવાના છે. સમય વેડફાવો ન જોઈએ."

જીવનમાં મનુષ્ય ક્યાં જન્મ્યો, શું ભણ્યો, કેટલી સિદ્ધિ મળી, પ્રશંસા મળી, લોકોમાં કેટલું નામ કમાયો, તે મહત્ત્વનું જ નથી, મહત્ત્વનું છે તે કેવી રીતે જીવ્યો. કંઈક થવામાં, કાંઈક બનવા માટે દોડાદોડી કરી જીવતા મનુષ્ય કરતાં, જે મનુષ્ય જીવનના "હોવાપણા" સાથે સંપર્ક કરી શકે તે જ જીવી ગયો કહેવાય

રણછોડભાઈને હોવાપણાનો અણસાર હતો, તેમ નિઃશંક કહી શકાય છે. સતત અજય રહી જીવી જનારે રણછોડભાઈએ આયુષ્યને જીવનથી ભરી દીધું હતું. એમની સાથે ગાળેલા દિવસોએ મારા જેવા સ્નેહીજનોના જીવનનેય ભરી દીધું હતું.

એમના પત્રો, એમની સાથે થએલી ચર્ચાઓ, વગેરેનું પ્રકાશન થવું જરૂરી છે એમના સ્નેહીઓ અને પરિવાર જનો એ કાર્ય ઉપાડી લે તો ખોજીઓ માટે પૂર્ણતાની કેડી લાધે.

પ્રેમ શબ્દ આપણે લીસ્સો બનાવી દીધો છે. રણછોડભાઈ સાથે સંસર્ગમાં આવનાર પ્રેમને સમજે છે. તેની સાથે રહીએ, પછી ભલે તે કશુંએ ન બોલે તો પણ તેમની આંખોમાં, તેમના મૌનમાં, તેમના કાર્યોમાં તેમના વર્તનમાં તમે વાત્સલ્ય-હૂંફ અને અભિવાપ્ત અનુભવો

તેમના આત્માને તો શાંતિ મળેલી જ છે. ત્યારે આપણે તો એટલું જ ઇચ્છીએ કે તેમની સ્મૃતિ આપણને શાંતિ બક્ષો.

## સરળ સામાજિક કાર્યકર શ્રી કાંતિલાલ ત્રિવેદીની ચિર-વિદાય | કમળાશંકર પંડ્યા

શ્રી કાંતિલાલ એ ત્રિવેદીના અણધાર્યા અવસાનથી ગુજરાતે અને મુંબઈએ એક સરળ સ્વભાવના, ભલા સામાજિક કાર્યકર ગુમાવ્યા છે. એમના વિશાળ મિત્રવર્તુળ માટે આ સમાચાર અત્યંત આઘાતજનક હતા. મારો અને એમનો સંબંધ સાડા-ત્રણ દાયકાથી પણ વધારે હતો. પંચમહાલના વીર વામનગાવનું ૧૯૫૦ માં મુંબઈ ખાતે અવસાન થયું અને તેમનો નશ્વરદેહ શાતાક્રુઝ એરપોર્ટ પરથી ગોધરા લઈ જવાતો હતો ત્યારે અમે બંને એ ગુજરાતના એ વીર નરને અશ્રુભીની આંખે વિદાય આપી હતી. આ પ્રસંગે અમારા પરિચયની ગાઢ આત્મીયતાના ભાવે બંધાઈ.

વર્ષો ઘણાં વીતી ગયાં અને એક દિવસે મુંબઈસ્થિત ગોધરાના નામાંકિત તબીબ ડૉ. એ. જે. શાહ સાથે મારે ત્યાં તેઓ આવી ચડ્યા અને ગોધરાની સમૃદ્ધ સ્ટુઅર્ટ લાયબ્રેરી અને પંચમહાલ

જિલ્લામાં ફરતા દવાખાનાની યોજના મૂકી. પંચમહાલ જિલ્લાના સામાજિક કાર્યકરોએ આ ઉપકારક યોજના માટે સહકારનો હાથ ન લંબાવ્યો અને ડૉ. એ. જે. શાહે દહાણુના આદિવાસી વિસ્તારના નંદ ગામે પોતાનું થાણું નાખ્યું.

કાંતિલાલે ભાવનગરમા ગુજરાતના લોક કવિ નાથાલાલ દવે સાથે વિદ્યાભ્યાસ કર્યો હતો અને તેમની મૈત્રી અતૂટ હતી. શ્રી નાથાલાલ દવેનાં માર્મિક લોકગીતો ગુજરાતની પ્રજા સમક્ષ રેલાવવા તેમણે ગુજરાતના સામાજિક કાર્યકરોને સફળતાપૂર્વક દંડોળ્યા હતા

પંચમહાલના દાહોદ તાલુકાના ગાંગરડી ગામને એક માધ્યમિક શાળા એમની મારફતે મળી અને ત્યાંથી સેંકડો આદિવાસી બાળકો સંસ્કાર મેળવી ગુજરાતમા પથરાઇ રહ્યા છે.

કાંતિભાઇ ત્રિવેદી શ્રી મોરારજી દેસાઇના રહસ્યમંત્રી જેવા હતા. તેમની મારફતે મોરારજીભાઇનો વડા-પ્રધાનપદના ગાળાનો પત્રવ્યવહાર અરુણ ગાંધીને ટાંચણ માટે સુપ્રત થયો હતો, જે પરથી શ્રી અરુણ ગાંધીનું "મોરારજી પેપર્સ" પ્રસિદ્ધ થયું હતું. એ પુસ્તકે ભારતના રાજકારણમાં ભારે ઉથલપાથલ કરી અને કેટલાયે રાજપુરુષોની રાજકીય કારકિર્દી ઝાંખી પડી ગઇ.

શ્રી કાંતિલાલ કુદરતી ઉપચાર અને લસણના ભારે પ્રચારક. લસણ વિષે બે મહિના ઉપર જ તેમણે એક પુસ્તક 'નવજીવન' દ્વારા પ્રસિદ્ધ કરાવ્યું અને તેમા મોરારજીભાઇની પ્રસ્તાવના શરતચૂકથી છપાવવાની રહી ગઇ તેથી તેમણે ખૂબ વ્યથા અનુભવી હતી.

છેલ્લે ઢાકણાનું ફ્રેક્ચર થવાથી દવાખાનામા પડયા પડયા તેઓ મિત્રો જોડે પત્રવ્યવહાર કર્યે રાખતા. તેમનો છેલ્લો પત્ર ૨૪મી એપ્રિલે લખેલો તેમના ૨૮મીના દિનના અવસાન પછી મળ્યો.

સ્વ. કાંતિલાલ તેમના વિદુષી પત્ની માલતી-બહેનને, તેમના સામાજિક કાર્યો ઉપરાંત 'સજની' માસિકમાં ખૂબ સહાયભૂત રહેલા.

ભોળા સ્વભાવના, બાળક જેવા નિર્દોષ કાંતિલાલ ત્રિવેદીના અવસાનથી ગુજરાત-મુંબઇની ઘણી સામાજિક સંસ્થાઓને એમની ખોટ સાલશે એમના અવસાનથી ગાંધીયુગનો એક સન્નિષ્ઠ સામાજિક કાર્યકર પ્રજાએ ગુમાવ્યો છે.

## 'ઉઘાડી બારી' સમા કાંતિભાઇ ને સ્નેહાંજલિ—

સ્વ. કાંતિભાઈ ત્રિવેદી મારા કુટુંબ સાથે ખૂબ જ નિકટ આવેલા સ્વજન હતા. મારો સંબંધ વરસોથી આછો પાતળો જળવાયો હતો. છેલ્લા ત્રણેક વરસ થયા તેમણે તે તાજો કર્યો. તેમને અંગત રીતે વડોદરા આવવાનું થતું ત્યારે મને અચૂક લાભ આપતા. મારી વ્યાધિ-ઉપાધિ (?)મા પણ તેઓ વડીલની જેમ રસ લેતા-ઉમરમાં બહુ ફેર નહીં હોય તેમણે લઘુન 'બાદશાહ' પુસ્તિકા હિંદીમાં વરસો પૂર્વે વાંચેલી. એમને માટે એ સ્વાસ્થ્યની ગીતા જેવી હતી. સૌને એ વાંચીને માર્ગદર્શન મેળવે એની એમને ભારે, અધીરાઇ આથી એના પ્રકાશનમાં થતો વિલંબ એમને ખૂબ જ ખૂંચે...

વરસો થયાં તેઓ મોરારજીભાઇ દેસાઈની ઘણી નિકટતામાં હતા. અને મોરારજીભાઇએ તેમના આત્મવૃત્તાંતનો ચોથો ભાગ જાતે લખવાને બદલે, એમની પાસેની ભરપૂર માહિતી (સંખ્યાબંધ ફાઇલો)ના આધારે કોઇ અન્ય વ્યક્તિ લખે તેવી ઇચ્છાને મૂર્તરૂપ આપવામા મુખ્ય નિમિત્તરૂપ કોઈ હોય તો તે કાંતિભાઈ, એમણે મને એ જવાબદારી

લેવા અંગે સૂચન પણ કરેલુ પરંતુ અનેક રીતે એ મારા ગજા બહારનુ હતું. એ પછી, છેવટે, એમણે ભાઈ અરુણ ગાંધી સથે ગોઠવણ કરી આપેલી અને સૌ કોઈ જાણે છે તેમ અરુણ ગાંધીનો ગ્રંથ 'મોરારજી પેપર્સ' બહાર પડતાં તેણે ભારે ઊહાપોહ જગાવેલી મોરારજીભાઈ ખાસા અસ્વસ્થ બનેલા. અને ત્યારે કાંતિભાઈએ ખૂબ સમતા અને સ્વસ્થતાપૂર્વક એનું સમધારણ કરવામા અસાધારણ દક્ષતા દાખવેલી જો કે, એ ગ્રંથ પૂરો પ્રગટ થાય તે પહેલાં મને તેના છાપેલા ફર્મા બધાવીને મોકલેલા. મારો અભિપ્રાય જાણવા તેઓ આતુર હતા. હું મોરારજીભાઈ માટે ખૂબ આદર ધરાવતો હતો, પરંતુ થોડાક અપવાદ બાદ કરતા એમની સાથે સલૂકાઈપૂર્વક વર્તતાં મને ફાવતું નહીં આ બધુ જાણવા છતા અમારી વચ્ચેનો સ્નેહસંબંધ સાકળી રાખવા કાંતિભાઈ સતત કોશીલા હતા.

આથી એમના આગ્રહને હું વશ થયો અને ગ્રંથ અંગે સવિસ્તર ૭ લેખો લખ્યા (જુઓ વિશ્વમાનવ ૧૯૮૪ જાન્યુ' અને ફેબ્રુ. અંક) અને કાંતિભાઈએ એમની આગવી શૈલીએ, મોરારજી ભાઈનું એ બાબત ધ્યાન દોર્યું હતું પરંતુ, મારે તો, એ ગ્રંથના લેખક અરુણને કાને બે ત્રણ વાત નાખવી હતી–જે મને એ પુસ્તક વાચતાં ખૂંચી હતી. કાંતિભાઈએ કશા જ સંકોચ વિના બલ્કે, રાજીખુશીથી મુંબઈમા મારા રહેઠાણે એવી મુલાકાત ગોઠવી પણ આપી હતી, જેમાં પોતે ય ભાગ લીધો હતો

હૂસેંઅંગેના બદનક્ષી કેસ બાબત મે મોરારજીભાઈને કાને નાખવાની વાત પણ કાંતિભાઈ ઉપર જ છોડી હતી

ડૉ. એમ જે (શાહ) અમારા નિકટના મિત્ર જેવા હતા હતા. તેમની છેલ્લાં વરસોની ગ્રામ-ઉત્કર્ષની પ્રવૃત્તિની જાણકારી સ્વ કાંતિભાઈ દ્વારા અમને મળતી હતી : છેલ્લે, ડૉ, એો. જે ના અવસાન બાદ 'તેમને શ્રદ્ધાંજલિ આપવા અંગે ગ્રામોત્થાન અંગેની તેમની અધૂરી અભિલાષાઓની માહિતી પણ કાંતિભાઈ પાસેથી મે મેળવેલી.

આમ, અનેક રીતે કાંતિભાઈ અમારે માટે 'ઉઘાડી બારી' સમા હતા. કદાચ, ઘણા બધાને માટે આવુ જ હશે.

છેલ્લે છેલ્લે, 'બાદશાહ લસૂન'ની ગુજરાતી પુસ્તિકા પ્રગટ થતા તેમણે અતિ ઉમળકાભેર જે નકલ મોકલી તેમા સ્વહસ્તાક્ષરે લખેલી લીટીઓ (જુઓ બ્લૉક) અમારા માટેની ઉષ્મા ભરી મૈત્રીના સદાબહારની સાક્ષીરૂપ છે. એમની ખોટ અમારા જેવા અનેકને સાલતી રહેશે, પરંતુ, તેમનાં સુજનતાભર્યા સહચારિણી માલતીબેન અને કુટુંબને તથા તેમના 'સજની' પ્રકાશનને તો હમેશ માટે એ ખોટ સાલશે — ભોગીભાઈ ગાંધી.

[illegible])

માનનીય ભોગીભાઈ
અ. સૌ. રેણુ, રાજન-
સ્નેહ -
સ્વાનુભવે ભગવાને
ઉત્તમ [illegible]
[illegible]
[illegible]
[illegible] માટે
ભગવાના પ્રયોગો
કરી પ્રચાર કરાવીશ
શુભેચ્છા સાથે —
કાંતિભાઈ શ્રોફ
૩ : ૮ : ૮૫.

## દર્શક અધ્યયન ગ્રંથ વિમોચનવિધિ સેમિનાર : એક સમતોલ

ભારતી ર. દવે

મનુભાઇ પંચોળી— દર્શક'ની કર્મભૂમિ લોકભારતી ગ્રામવિદ્યાપીઠમાં ૧૮ ડિસેમ્બરે 'દર્શક અધ્યયન ગ્રંથ'- નું ઉદ્‌ઘાટન યશવંતભાઈ શુકલની અધ્યક્ષતામા હરીન્દ્ર દવેના હસ્તે કરવામા આવ્યું લોકભારતી સંસ્થાના ગાયક વૃંદના મધુર કંઠે ગવાયેલા નરસિંહના પદ 'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર, તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે'ના મંગલગાને વાતાવરણને પ્રેમરસથી રસી દીધું હતુ એકાધિક વકતાઓએ પણ દર્શકના સર્જન અને વિવેચનમા 'પ્રેમરસ'ના આસ્વાદની અનુભૂતિ કરી હતી

મંગલગાન બાદ સંસ્થાવતી મહેમાનોનું સ્વાગત કરતા ભુચભાઈએ દર્શકની કર્મભૂમિમા આ ગ્રંથવિમોચન કાર્યક્રમનુ ઔચિત્ય જોયુ હતું. આ ગ્રંથના રઘુવીરભાઈ ચૌધરીના માર્ગદર્શન તળે લોકભારતી સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થી રમેશ ર દવે સંપાદિત આ ગ્રંથ પાછળ રમેશની સંસ્થા પ્રત્યેની ઋણબુદ્ધિ રહેલી છે એમ તેઓએ કહ્યુ હતુ. બાલગોવિંદ પ્રકાશન સંસ્થા વતી ભાઈદાસ ભાઈ પરીખે દર્શક પ્રત્યેના બંધુત્વથી પ્રેરાઈને 'ઊર્જા'સંકટ' નિવારણનું કાર્ય કર્યું છે. આગોતરા ગ્રાહકોને સાડા છસો પાના ધરાવતો આ દળદાર ગ્રંથ આટલી ઓછી કીમતે સુલભ બનાવવામા ભાઈદાસભાઇએ જોખમ ખેડયુ છે એમ તેમણે કહ્યુ હતું.

ગ્રંથના પરામર્શક શ્રી. રઘુવીરભાઇ ચૌધરીએ કાર્યક્રમનું સંચાલન કરતાં શાસ્ત્રોમાંની દશાવતારની કલ્પનાનો ઉલ્લેખ કરતા કહ્યુ કે ઈશ્વરના દરેક અવતારનુ વિશેષ કૃત્ય રહેલું હતુ, પરંતુ મનુભાઈ ભારે મહત્ત્વાકાંક્ષી અને જીવનનાં વિવિધ ક્ષેત્રોમા શ્રદ્ધાવાન રહ્યા છે તેમણે આ એક જીવન દરમ્યાન સર્વ ક્ષેત્રનાં કાર્યો કર્યાં. રઘુવીરભાઈએ વધુમાં ઉમેર્યું કે પૂર્વે પ્રકાશિત 'દર્શકના દેશમાં'એ તેમના ગ્રંથમા દર્શકના વ્યક્તિત્વને સ્પર્શતા આસ્વાદમૂલક લખાણો છે જ્યારે આ ગ્રંથમા કૃતિનિષ્ઠ વિવેચન રજૂ થયુ છે, અધ્યયન ગ્રંથનો યશ રમેશ દવેને આપતા તેમણે કહ્યુ કે દર્શકની ષષ્ઠીપૂર્તિ પ્રસંગે પ્રગટ કરવા ધારેલો અભિનંદન ગ્રંથ મોડો મોડો પણ અધ્યયન ગ્રંથ રૂપે પ્રગટ થાય છે એનુ અલગ મહત્ત્વ છે બહુસંખ્ય વકતાઓના ગંભીર વકતવ્યોથી લાંબો-ભારઝલ્લો આ કાર્યક્રમ જેમાં રઘુવીરભાઈએ કાર્યક્રમના સંચાલન દરમ્યાન તેમની લાક્ષણિક શૈલીથી નર્મમર્મભરી વાણીમાં વિશાળ સંખ્યામાં ઉપસ્થિત શ્રોતાજનોના સંદર્ભે રાહતકાર્ય કર્યું હતું.

ગ્રંથના સંપાદક રમેશ ર. દવેએ ગ્રંથની રૂપરેખા આપતા જણાવ્યું હતું કે ગ્રંથમાં ચાર ગ્રકારના લેખોનો સમાવેશ કરવામા આવ્યો છે : (૧) સર્જક દર્શક વિશે પૂર્વે વિદ્વાનો દ્વારા લખાયેલા લેખો, (૨) અભિનંદન ગ્રંથ માટે લખાયેલા, પરંતુ ગ્રંથ પ્રગટ ન થતાં અન્યત્ર મુદ્રિત થયેલા લેખો (૩) અભિનંદન ગ્રંથ માટે સંગ્રહિત થયેલા લેખો અને (૪) નિમંત્રણ આપીને લખાવેલા નવા લેખો. અભિનંદન ગ્રંથ માટે લખાયેલા કેટલાક લેખો અધ્યયન ગ્રંથ માટે અપ્રસ્તુત બનતાં તેનો અહીં સમાવેશ કરવામા આવ્યો નથી. દર્શકના સમગ્ર પાસાંઓનો અભ્યાસ કરવા ઇચ્છનારને એ સામગ્રી એક જ ગ્રંથમાં સુલભ બને તે હેતુથી કેટલાક લેખો પુનર્મુદ્રિત કરી અહીં સમાવ્યા છે. દર્શકનાં વિવિધ પાસાં— નવલકથાકાર. નાટયકાર, ઇતિહાસકાર, કેળવણીકાર,

રાજનીતિ–ચિંતન વગેરેને આવરી લેતા જૂની અને નવી પેઢીના ચાલીસ જેટલા વિવેચકોના અભ્યાસ-લેખોનો આ ગ્રંથમા સમાવેશ કરવામા આવ્યો છે. વિવેચનને સુપેરે ખંભી શકે તેવો દર્શકની નવલકથાઓ અંગેના લેખો આ ગ્રંથનો લગભગ અરધો ભાગ રોકે છે. સંપાદક તરીકે લેખકો પાસેથી લેખો પ્રાપ્ત કરતા પડેલ મુશ્કેલી અને ઉપલબ્ધ સહકારનો ઉલ્લેખ કરીને સંપાદકે સંપાદન કાર્ય માટેની એમની પાત્રતા પાછળ પોતાની માતૃસંસ્થાના સક્રિય યોગદાન સદર્ભે ઋણભાવ પ્રગટ કર્યો હતો અંતમા તેમણે ગ્રંથના પ્રકાશક ભાઇદાસભાઇએ ગ્રંથના વિસ્તરતા જતા કદને ઉદારતાથી સંમતિ આપી હતી તેનો ઉલ્લેખ કરેલો અને રઘુવીરભાઈએ (સંપાદક તરીકે) તેમનામા મૂકેલી શ્રદ્ધા અને આપેલા માર્ગદર્શનને બહુમૂલ્ય ગણાવ્યાં હતા.

'દર્શક અધ્યયન ગ્રંથ'નુ વિમોચન કરતા શ્રી હરીન્દ્રભાઇએ કહ્યુ હતુ કે સર્જક તરીકે મનુભાઇએ જે ભરપુર રસ વહાવ્યો છે તેનો આનંદ પ્રગટ કરવા આપણે સૌ ભેગા થયા છીએ. ઉદ્‌ઘાટનનુ પર્વ એ જાગૃતિનું પર્વ છે સુરત સાહિત્ય પરિષદના અધિવેશનનું સ્મરણ કરતા તેઓએ કહ્યું કે તે સમયે પંડિત સુખલાલજીએ પ્રદર્શનનુ ઉદ્‌ઘાટન કરતા કહ્યુ હતું કે ઉદ્‌ઘાટન દ્વારા આપણા સૌના ચિત્તને પ્રદર્શન તરફ દોરવાનુ કાર્ય થાય છે, તેવી જ રીતે સર્જક દર્શક પ્રત્યે આપણા સૌનું ચિત્ત ઉદ્‌ઘાટન પામે એ આ વિધિનો હેતુ છે

દર્શકની 'બંધન અને મુક્તિ' નવલકથા વાંચી ત્યારથી તેઓ હૃદયમાં દર્શક પ્રત્યે મુગ્ધ ભાવનો અનુભવ કરતા રહ્યા છે સરસ રીતે વાતો કરવાનું વિશેષ વરદાન દર્શકને પ્રાપ્ત થયું છે એમની વાત કહેવાની રીત પર, હું મુગ્ધ છું. માનવ આત્મમા રહેલી શ્રદ્ધા એમની વાતોમાંથી પ્રગટ થાય છે ગ્રંથ વિશે પોતાનો પ્રતિભાવ વ્યક્ત કરતા હરીન્દ્રભાઈએ કહ્યું કે સંપાદકે દર્શકની નવલકથાઓનું વિવેચન કરતાં લેખોના વિભાગનુ શીર્ષક 'દર્શકનો કથાલોક ઉદાત્ત માનવ્યની શીળી સાધના' રાખ્યું છે તે ધ્યાનાર્હ છે. એમા વપરાયેલ વિશેષણો દર્શકના કથાલોકની સઘળી વિશિષ્ટતાઓ સૂચવી દે છે. દર્શકના કથાલોકમાંથી વહેતા કથારસ વિશે ઉલ્લેખ કરતા તેમણે ઉમેર્યું કે મનુભાઈને આપણે સતત કહેતા રહીએ. 'પ્રેમરસ પાને તું.' પ્રસ્તુત ગ્રંથમાં અર્ધ ઉપરાત હિસ્સો દર્શકની નવલકથાઓનુ વિવેચન રોકે છે દર્શક સાથેનો પ્રશ્નોત્તર પણ સરસ રીતે રજૂ થયો છે, દર્શકે લેખક કરતા વાચક તરીકેના ગૌરવ અને આનંદ વિશેષ અનુભવ્યા છે સાહિત્ય પ્રત્યેની આપણી દૃષ્ટિ કેવી હોવી જોઈએ એ વાચક દર્શક સૂચવી જાય છે અંતમા એમણે ગ્રંથના ત્રણે યોજકોએ ગ્રંથ સુલભ બનાવ્યો તેનો આનંદ વ્યક્ત કર્યો હતો.

હીરાબેન પાઠકે મનુભાઈને શુભેચ્છા અને અભિનંદન પાઠવતા જણાવ્યું હતુ કે તેઓ ગાંધીયુગીન નવલકથાકાર અને ગાંધીયુગના પુરસ્કર્તા છે, એમના સર્જનમા ગાંધીયુગીન જીવનભાવનાઓનું દર્શન જોવા મળે છે. એમના સહિત્ય સર્જનમા રવીન્દ્રનાથ શરદબાબુ અને ગાંધીજીની ઊંડી અસર જોવા મળે છે દર્શકના નારીપાત્રોમાં રહેલ અને આત્માના સૌંદર્યનુ નિરૂપણ જોવા મળે છે, તો 'ઘરે બાહિરે' નવલકથામાથી સાધનશુદ્ધિનો આગ્રહ પામ્યાનો એકરાર મનુભાઈએ કર્યો છે.

દર્શકની નવલકથાઓ વિશે પોતાના પ્રતિભાવો જણાવતા ડૉ ઈશ્વરલાલ ર દવેએ કહ્યુ કે દર્શક સંસ્કૃતિની શોધમા નીકળેલો આત્મા છે. એમની નવલકથાઓમા ભારતીય સંસ્કૃતિનુ જ નહીં ગ્રીક સંસ્કૃતિનુ દર્શન પણ પમાય છે એમના બધા પાત્રોમા શીલ અને સંસ્કારિતાના દર્શન થાય છે. અનન્ય ગુરુ (પાત્રો)ની ભવ્ય ઋષિપરંપરા દર્શકની કલ્પનામાં તાદૃશ બને છે. મુનશીની કલમે

દર્શકે ઇતિહાસની સમગ્ર અને મૌલિક મીમાંસા કરી છે. સાસ્કૃતિક ઇતિહાસનું નિરૂપણ કરતું દર્શકનું પુસ્તક 'આપણો વારસો અને વૈભવ'માં સમગ્ર પ્રજાના રોમહર્ષક પુરુષાર્થનું આલેખન જોવા મળે છે. અંતમાં તેમણે ઉમેર્યું કે દર્શકમા ઇતિહાસકાર, સાહિત્યકાર અને કેળવણીકારનો ત્રિવેણીસંગમ જોવા મળે છે

પ્રા. નરોત્તમ પલાણે દર્શકને ઇતિહાસના માણસ ગણાવતા જણાવ્યું કે રૂઢ અર્થમા તેઓ ઇતિહાસકાર નથી, પરંતુ ઐતિહાસિક ઘટનાઓના આધારે તેમણે જીવનદર્શન તારવ્યુ છે દર્શકનુ ઇતિહાસદર્શન પ્રત્યક્ષ જીવનને મહત્ત્વ આપે છે તેમના સાહિત્યમાં અને જીવનમા ઇતિહાસનુ જે દર્શન દર્શકને લાધ્યુ છે એ તેમને ભવિષ્યમા કઈ દિશામા વાળશે—એવો પ્રશ્ન કરી પલાણે એવું ભવિષ્યકથન કર્યું હતુ કે દર્શક બુદ્ધિયોગથી દૂર જઈ રહ્યા છે અને જે રીતે આગળ વધી રહ્યા છે તે બતાવે છે કે હવે પછી તેઓ શ્રી અરવિંદની માફક કર્મયોગ છોડી આત્મખોજમાં લીન બની પ્રજ્ઞાતચક્ષુ બનશે.

દર્શકની રાજનીતિ મીમાસા વિશે બોલતાં પ્રા જયંત પડયાએ કહ્યુ કે સ્પીનોઝાની માફક તેમની રાજનીતિ-મીમાસાની ગુરુચાવી છે-'નોટ ટુ ક્રીટીસાઈઝ બટ ટૂ અંડરસ્ટેંડ' આમ દર્શકે રાજનીતિમાં ટીકાટિપ્પણી નહીં, પરંતુ સમજની ખીલવણીનો અભિગમ અપનાવ્યો છે સૉક્રેટીસ પ્લેટો, એરિસ્ટોટલ, માર્ક્સ, ગાધી વગેરે એમની રાજનીતિ મીમાસાના અક્ષયપાત્રો છે. એમનાં રાજનીતિ વિષયક ત્રણ પુસ્તકોમાં ગાધીવાદ, માર્ક્સવાદ, લોકશાહી તેમ જ સૉક્રેટીસને એમણે લોકશાહીના સંદર્ભમા મૂલવ્યા છે અંતમા તેમણે ઉમેર્યું કે એમની લોકશાહી મીમાસા તત્ત્વત. એમના સૉક્રેટીસ વિશેના સ્વાધ્યાય પર આધારિત છે.

દર્શકના યુવાન મિત્ર પ્રકાશ ન. શાહે દર્શકના વ્યક્તિત્વના પરિચયાત્મક ચિત્રોનું સ્મરણ કરતા કહ્યુ કે 'દર્શકના દેશમા'ના આમુખમા ઉમાશંકરભાઈએ ઘોડેસવાર દર્શકનું ચિત્ર આલેખ્યું છે. આ અશ્વારોહી દર્શક સામતી પરિવેશમાં જોવા મળે છે. 'સૌરાષ્ટ્ર'નાં લખાણો વાંચીને એમને ચડેલા કેનુ રૂપાતર દર્શકમાં થાય છે. યુવાન વયે દર્શક, 'વીર દુર્ગાદાસ'મા નિરૂપિત પાત્ર ગંભીરના રૂપમાં પોતાની જાતને પ્રત્યક્ષ કરતા થયા હતા. પણ આજના દર્શક એ ગભીરનું રસેલાંતર છે. દર્શકમાં રોમેન્ટિક તત્ત્વ જોવા મળે છે, છતા વાસ્તવની ભૂમિ એમના પર ખોડાયેલા રહે છે.

સમારોહના અધ્યક્ષ સ્થાનેથી બોલતા યશવંતભાઈએ કહ્યું કે અનેક અભ્યાસી લેખકોને મનુભાઈ કેવા લાગ્યા તે મૂલવતો આ અભ્યાસ ગ્રંથ છે વિવેચનયોગે આ પુસ્તક દ્વારા ડીપનીંગ (deepening) થાય છે સર્જક દર્શકના વિવિધ પાસાઓને અનુલક્ષીને તેમના ઊંડાણને પામે તેવુ વિવેચનનું ઉપકારક પુસ્તક ગુજરાતી ભાષામાં અવતર્યું છે એ આનંદદાયક બીના છે. આમ થમાં દર્શકની સિદ્ધિઓ તેમ જ મર્યાદાઓનો નિર્દેશ થયો છે એ માટે તેઓએ સંપાદક અને પ્રકાશકને અભિનંદ્યા હતા. તેઓએ વિશેષમા ઉમેર્યું હતુ કે દર્શકની 'દીપનિર્વાણ' નવલકથાએ તેમને પ્રભાવિત કરેલા. ત્યારથી તેમની પર દર્શકનુ કામણ રહ્યુ છે. મનુભાઈને નાનાભાઈ અને ગાધીજીનુ વરદાન મળ્યુ છે કેળવણી અને શિક્ષણ વિશેનુ એમનું ભાષ્ય 'સર્વોદય અને શિક્ષણ' પુસ્તકમાથી મળે છે આજીવન શ્રદ્ધા, આશા અને પુરુષાર્થના સેવન દ્વારા ઉત્તમ શિક્ષક અને સંસ્થા-સર્જકનું ઉદાહરણ તેમણે પૂરું પાડયું છે, એટલું જ નહી, એ કામ કરતા કરતા એમણે સાહિત્યનું સર્જન કર્યું છે. દર્શક જીવનના ઉપાસક-કહો કે ચૈતન્યના માળી છે મનોહર વર્ણનો અને ઉદાત્ત જીવનદર્શન રૂપે એમને શબ્દ સહજ છે સુંદર વાક્યો—સુક્તિઓમા પ્રગટતી ઉત્તમ ભાવનાઓ, વિચારો વગેરે પામવા માટેનો એમનો પુરુષાર્થ રહ્યો છે. અંતમાં દર્શકના

ઇતિહાસદર્શન વિશે બોલતા તેમણે કહ્યુ કે દર્શકે ઇતિહાસમાં ભારતીય સંસ્કૃતિનું મૂર્ત સ્વરૂપ દરય કર્યું છે, કારણ કે તેમણે ભારતને—તેની પ્રજાને ચાહી છે. દર્શકની માણસને ચાહવાની રીતિએ તેમને ઉત્તમ સર્જક અને ઉત્તમ શિક્ષક બનાવ્યા છે

આ પ્રસંગે પોતાનો પ્રતિભાવ વ્યક્ત કરતા મનુભાઈ પંચોલીએ જણાવ્યું કે હુ સાહિત્યને હૃદયનુ ઉદ્ઘાટન કરનારી પ્રવૃત્તિ ગણું છું. સાહિત્ય હૃદયને પ્રકાશોજ્જવલ કરે છે. બુદ્ધિ અને હૃદયના કાર્યક્ષેત્રનો ભેદ દર્શાવતાં તેમણે કહ્યું કે સાહિત્ય એ હૃદયની લીલા છે, એને બુદ્ધિની લીલા બનાવી દેશો તો સાહિત્ય કેમ રહેશે.

એમની નવલકથાના શિથિલ બંધ અંગેની ટીકાનો પ્રત્યુત્તર વાળતા તેમણે કહ્યુ કે જો નવલકથામાં વ્યવસ્થિતિ, ક્રમિકતા વગેરે હોય તો પછી તેને રૂઢ સ્વરૂપના ચોકઠામા બંધીને ન મૂલવવી જોઈએ. સાહિત્યની રચના ચૈતન્યના સ્ફુટ થતા રહસ્ય દ્વારા થાય છે આથી નરી બુદ્ધિથી સાહિત્યને માપવુ ન જોઈએ

સાહિત્ય પરાશ્રયી છે એવી માન્યતાનો વિરોધ કરતાં તેઓએ ઉમેર્યું કે સાહિત્ય અને સર્જકને સ્વતંત્રતા આપવી જોઈએ. રાજ્યસત્તા પ્રબળ હોય ત્યારે સાહિત્યકારે વિશેષ સમર્થ બનવુ જોઈએ. સાહિત્યે રાજ્યાશ્રયી ન થવું જોઈએ. જેનું ચિત્ત ગુલામ છે તે ઉત્તમ સાહિત્ય નહીં સર્જી શકે.

પોતાને ઇતિહાસના માણસ તરીકે ઓળખાવતા તેમણે ઇતિહાસનુ મહત્ત્વ સ્પષ્ટ કર્યું હતું, ઇતિહાસ એટલે સામાજિક સ્મૃતિ, સામાજિક સ્મૃતિ વિના વ્યક્તિનુ અસ્તિત્વ જ સંભવતું નથી. તેમણે વિશેષમાં કહ્યુ કે ઇતિહાસ મારે માટે એક આધાર છે તેની ઉપર હું ઊભો છું, નવલકથા એ ઇતિહાસ નથી નવલકથાકાર ઇતિહાસ જેટલો પચાવી શકે છે તેટલો તે નવલકથામા આલેખે છે

અંતમાં સાહિત્યકારોને પણ ઉષ્માની—હૂંફની જરૂર છે એ વાત સ્પષ્ટ કરવા તેમણે કહ્યુ કે જેમ સૂર્યમુખીનું ફૂલ સૂર્યપ્રકાશમાં જ ખીલી ઊઠે છે તેમ સાહિત્યકાર પણ પ્રેમની ઉષ્મા પામતા ખીલી ઊઠે છે. આ ગ્રંથમાં જે કંઈ ઉત્તમ કામ થયુ છે તેનો યશ પ્રકાશક, સંપાદક અને પરામર્શક—એ ત્રણે મિત્રોને જાય છે.

સમારંભના અંતમા બાલગોવિંદ કુબેરદાસ વતી પ્રકાશક ભાઈકાસભાઈ પરીખે સૌનો આભાર માની કાર્યક્રમને સફળ બનાવવા જહેમત ઉઠાવી તે બદલ સૌને ધન્યવાદ આપ્યા હતા.

---

## આવકાર

'વિશ્વમાનવ'મા હપ્તાવાર પ્રગટ થયેલ ઇસ્લામ અંગેની લેખમાળા અહીં ગ્રંથસ્થ થઈ છે. આ લેખમાળાનો અને પુસ્તકનો મુખ્ય હેતુ 'બિનમુસ્લિમ પ્રજા ઇસ્લામથી સુપરિચિત થાય' એ હતો. ૧૦ પ્રકરણોમા વહેચાયેલા ૨૦૦ પાનાના આ પુસ્તકમાં ઇસ્લામના આરંભથી એક હજાર વર્ષના વિકાસની ઝાંખી જોવા મળે છે. મહમ્મદ પયગંબરની વિલક્ષણ પ્રતિભા અંગેના આરંભના બે પ્રકરણો વિલક્ષણ ધર્મગ્રંથ તરીકે કુરાને શરીફનુ મૂલ્યાંકન અને ધર્મોનું ઇસ્લામમાં પ્રતિબિંબ જેવા પ્રકરણો અભ્યાસપૂર્ણ તટસ્થતાથી રજૂ થાય છે. મુસ્લિમો બિનમુસ્લિમો અને જગતના ધર્મોમાં જેમને રસ છે તેવા તમામ લોકોને આ પુસ્તક ગમશે એક ધર્મ વિષે વિધર્મી વ્યક્તિનો અભ્યાસ કેવો હોઈ શકે એ જોવા માટે પણ આ પુસ્તક વાંચવું જોઈએ.

ઇસ્લામ-ઉદય અને વિકાસ—લે. ભોગીભાઈ ગાંધી વિશ્વમાનવ સંસ્કાર ટ્રસ્ટ, જ્યુપીટર એપાર્ટમેન્ટસ, વડોદરા-૫, કિં. રૂા. ૨૦-૦૦ (નયા માર્ગ અંક-૨૦).

# અપરંપાર આંદોલનો ખરાં– પણ આદરણીય પ્રતિકારો કેટલા ?*

–ભોગીભાઇ ગાંધી

છેલ્લા મહિના - સવા મહિના દરમિયાન ગુજરાતમાં જે હદે એ જે પ્રકારે સમસ્ત વાતાવરણ ડહોળાયું છે તેથી આઘાત પામેલા અનેક જાગ્રત નાગરિકોના મુખે, એક પ્રકારની હતાશા અને લગભગ લાચારીના શબ્દો સાંભળું છું, ત્યારે વ્યથિત થાઉં છું. છેલ્લા એક દાયકા અગાઉ 'નવ નિર્માણ'ની ઘટનાથી માંડીને આજ દિન સુધીની ઘટનાઓ ચિત્ત પર એકાએક ધસારો કરે છે ! 'નવ નિર્માણ' નિમિત્તે ૧૦૩ યુવાનોની આહુતિઓએ કમ સે કમ વાતાવરણમાં જે ક્રાંતિકારી મિજાજનો ચમકારો પ્રગટ કર્યો હતો તેની પાછળ એક વિધાયક પ્રેરક બળ હતું. અલબત્ત, એનો આરંભ છાત્રાલયનિવાસી વિદ્યાર્થીઓના વધતા જતા ફૂડ-બિલ-મોંઘવારીઓના ઉકેલનો ઈરાદો હતો પરંતુ એમાંથી જે ચેતના જાગી તે સરકારી – વહીવટી સ્તરે વ્યાપક બનેલા ભ્રષ્ટાચારની નાબૂદી માટેના પ્રજાકીય વ્યાપક આંદોલનમાં પલટાઈ ગઈ આંદોલન સમસ્ત પ્રજાને જોડનારું બની રહ્યું હતું.

અલબત્ત, એ દરમિયાન આરંભમાં અને વચ્ચે વચ્ચેય, અવારનવાર તોફાની કાર્યક્રમો, ભાંગફોડ બાળ - જાળ અને અંધાધૂંધ કાર્યક્રમો વાતાવરણને ક્ષુબ્ધ અને કલુષિત કરતા રહ્યા હતા પરંતુ બીજી બાજુ, ગુજરાતના સદ્ભાગ્યે, જયપ્રકાશજી અને રવિશંકર મહારાજની ઉપસ્થિતિ અને શિખામણનો પ્રભાવ ઠીક ઠીક પ્રમાણમાં વરતાતો હતો એમની પ્રેરણા અને આશીર્વાદ સાથે શાંતિમય શિસ્તબદ્ધ કાર્યક્રમોની નેમ સાથે શરૂ થયેલી 'લોકસ્વરાજ્ય આંદોલન'ની. એક નાનીશી લહર, મોરારજીભાઈ દેસાઇ જેવાના ઉપવાસો, બી. કે. મજમુદાર અને ઉમાશંકર જોશી જેવા બૌદ્ધિકોની સક્રિયતા, ઉપરાંત વિપક્ષોનું શાણપણ. આ બધાના પ્રતાપે ગુજરાતના ઇતિહાસમાં પ્રશસ્ય બની ગઇ ! અણીતંગ લોક સંઘર્ષમાંથી જેનો જન્મ થયો તે 'જનતા મોરચો અને અંતે, બાબુભાઇ જશભાઇ પટેલ જેવાના નેતૃત્વમાં રચાયેલ 'જનતા મોરચા સરકાર'નો જન્મ થયો તેણે આપખુદ કેન્દ્ર સરકારના 'મિસા અને પ્રીસેન્સરશિપના ફતવાઓ નિર્ભયપણે અવમાન્ય કરીને, લોકશક્તિના બળે ચઢીને, જનતાની સરકારનો અવનવો મિજાજ પ્રકટ કર્યો.

આ ઘટના કેન્દ્રોની સત્તાને ચોંકાવવા નિમિત્ત બની દેશ પર રાજકીય કટોકટી લદાઈ ગઈ. બેફામ ધરપકડો અને આપખુદશાહીનો દમનદોર ફરી વળ્યો, જનતા મોરચા સરકાર નાબૂદ થઇ. પરંતુ, ગુજરાત માટે સાચી દિશાના નવનિર્માણની એવી ઝનક—હા, ઝબક જ—પેશ કરી ગઇ જે હજીય પ્રેરણા આપતી રહી છે.

## આંદોલનોના દીદાર

આ પછીના એક દાયકા દરમિયાન ગુજરાતમાં નાનામોટાં અનેક આંદોલનો થતા રહ્યા છે

---

* તા. ૨૫ એપ્રિલ ૮૫ના રોજ લખાયેલ અને તા. ૧૦ મે ૮૫ના રોજ જન્મભૂમિ-પ્રવાસી'માં છપાયેલ, આ લેખ, વર્ણ-વર્ણ વચ્ચે વિદ્વેષ-જન્ય, પ્રજાને જોડનારું નહીં, તોડનારું બની રહેલા-આંદોલનના સંદર્ભમાં ઉપયોગી માની પુનર્મુદ્રિત કર્યો છે અલબત્ત, આદરણીય પ્રતિકારો સામેય સરકારો જે હીન દાવપેચ ખેલે છે એ પછી તો, કેવળ ઝનૂની અતિમવાદીઓ અને ગુંડા તત્ત્વો જ ફાવી જાય છે

વિદ્યાર્થીઓ, શિક્ષકો, પ્રાધ્યાપકોથી માંડી નાનામોટા વ્યવસાયોના વિવિધ સ્તરના કર્મચારીઓ તથા કામદારો સહિતના 'સત્યાગ્રહો'ના સમાચારો છાશવારે છાપામાં વાંચવા મળ્યા છે. એમાંના કેટલાક પોતાના પગારવધારા અને સગવડવધારાના હતા. કેટલાક માથે આવી પડેલા અન્યાયો યા માની લીધેલા અન્યાયો સામેના હતા. તો કેટલાક પોતાનાં સ્થાપિત હિતોની સુરક્ષા માટેય હતા !

વાસ્તવમાં સમસ્ત સમાજના હિતોનો ખ્યાલ કરીને, પોતાની માગણીઓ રજૂ કરનારા બહુ જૂજ હતાં. એથીય જૂજ આત્મભોગ આપીને સમાજના કલ્યાણની નેમ ધરાવનારા હતા. આથી જે ચિત્ર આંખો સામે ઊભું થાય છે એમાં ભાગ્યે જ કશું કૌવત દેખાય છે. સત્યાગ્રહો બાદ એકંદર શાણપણ વધતું જવું જોઈએ. આશા અને શ્રદ્ધાનો તંતુ બંધાતો જવો જોઈએ. એવું ચિત્ર ઊપસતું નથી હા, સંગઠનની ધાકધમકી-દાદાગીરીના જોરે, અથવા પોતાના વ્યવસાયની સરકાર અને પ્રજાને પારાવાર ગરજ હોવાને સબબે, મોરે લાગે ખાટતા રહ્યા છે ખરા.

## આ જ પૂર્વે અને આજે

આ જ પૂર્વે, મહદ્અંશે ગરીબ અને તવંગર, શોષિત અને શોષક વર્ગોના હિત-સંબંધોની આસપાસ ઘર્ષણો થતા રહ્યા છે એમાં વર્ગવિદ્વેષ ઘટાડવાનો કોઈના તરફથી ભાગ્યે જ પ્રયાસ થયો છે. તરી એ વાતાવરણને કારણે વિદ્વેષો અને સંઘર્ષો વધુ ને વધુ કાતિલ અને કદર બનતા ગયા છે. ઉપરાંત, અવારનવાર કોમ-કોમ (ધર્મ સંપ્રદાયના આધારવાળી) વચ્ચેના આંદોલનો હિંસક થઈ જતા હતા; અને બંને પક્ષે હારી-થાકીને શમી જતાં હતાં.

પરંતુ હવે તો, શહેરો અને નગરોમાં નહિ, ગામડે ગામડે અને લગો લગો વર્ણ-વર્ણ વચ્ચેનાં ઘર્ષણો-ખાસ કરીને, હિંદુ સંપ્રદાયોમાંનાં સવર્ણો અને અવર્ણો; 'ઊંચલી' જ્ઞાતિઓ અને 'નીચલી' જ્ઞાતિઓ વચ્ચેના વિદ્વેષો વધતા ચાલ્યા છે, જે આખા સમાજના પાયાને છિન્નભિન્ન કરનાર નીવડે એવા છે ! આપણા જેવા દેશ માટે વર્ગવિગ્રહ કરતા 'વર્ણવિગ્રહ' વધુ ખતરનાક નીવડશે. અફસોસ છે આપણે એ હદે ધસી ગયા છીએ.

મોટા ભાગનાં આંદોલનો આરંભે કોઈ આવકાર્ય વા વિચારણીય મુદ્દાના પાયા પર શાંતિમય રાહે આરંભાતા હોવા છતા, રાજકીય પક્ષો વા અન્ય સંકુચિત હિતો પોતાના લાભાર્થે ગણતરીએ તેનો ઉપયોગ કરવા લાગે છે ત્યારે તે તે આંદોલન ભયંકર વિકૃતિને પામે છે.

*

દરેકે દરેક આંદોલનનું પૃથક્કરણ કરવાનો અહીં સવાલ નથી. એક વ્યક્તિ માટે એ શક્ય પણ નથી. પરંતુ શક્ય એટલી તટસ્થ વૃત્તિ સાથે એમનો અભ્યાસ થાય આપણે કશુંક શીખીએ, વધુ શાણપણથી જીવીએ એ બહુ જ મહત્ત્વનું છે. ખેર અહીં તો વિચારવા યોગ્ય એક મુદ્દા ધ્યાન પર આણવા ઈચ્છું છું.

આપણા જેવા લોકશાહી દેશમાં સાચી કે ખોટી રીતે પોતાને અન્યાય લાગે તેનો પ્રતિકાર કરવાનો જન્મસિદ્ધ હક્ક છે, એ માન્ય કરી લઈએ. પરંતુ જે-તે આંદોલનમાં માત્ર પોતાના હિત ઉપરાંત જેમને જેમને તેની સાથે સીધા સંબંધ હોય તે બધાનો ખ્યાલ કરવો એટલો જ જરૂરી છે. વાસ્તવમાં સમગ્ર પ્રજાના હિતની સાથે આંદોલનકારી વર્ગજૂથનું હિત સંકળાયેલું હોઈને, તેમાં લાગતાવળગતા તમામ હિતોએ ઓછાવત્તા પ્રમાણમાં પોતાના તરફથી ત્યાગ કરવાની તત્પરતા રાખવી એ અવશ્ય ભાવી છે. તેટલે અંશે જ સમાજના નવનિર્માણની દૃઢ ઈમારત રચાશે.

## દુરાગ્રહી આવૃત્તિ

અધિકતર દુઃખની લાગણી તો એટલા માટે

[ [illegible]

સોંપ છે કે આપણી પ્રજાને મહાત્મા ગાંધીએ લગભગ ચાર દાયકા સુધી સત્યાગ્રહનો સિદ્ધાંત અને તેના આચરણના નક્કર પદાર્થપાઠો આપેલાં

છે, ગાંધીજીની સત્યાગ્રહની વ્યાખ્યામાં તો મનસા-વચસા કર્મણા અહિંસક હોય તે જ સાચો સત્યાગ્રહી હોઈ શકે, પરંતુ ગાંધીજી આદર્શવાદી છતાં વ્યવહારુ પણ હતા એથી જ એ વારંવાર અનેક નુસખાઓ સૂચવતા રહ્યા હતા આને એનું હાર્દ યાદ કરું તો તે અલ્પતમ એવું કંઈક કરી શકીએ.

× સત્યાગ્રહી પોતાની દૃષ્ટિએ અમુક ધ્યેય પરિપૂર્ણ કરવા સારું સત્યાગ્રહને અનિવાર્ય માનતો હોય તો પણ તે જ ધ્યેયની પૂર્તિ માટે બીજા ઘણા માર્ગો હોવાનો પૂરો સંભવ છે. જ્યારે બધા માર્ગ એળે જાય ત્યારે જ નાછૂટકે તે આ અંતિમ અમોઘ શસ્ત્ર ઉપાડશે—સામી વ્યક્તિ, વર્ગ કે સમૂહ ગમે તેટલા નિષ્ફળ હોય તો પણ તેમનું હૃદયપરિવર્તન શક્ય છે એવી શ્રદ્ધા સાથે જ ઉપાડશે.

× સત્યાગ્રહ કરનારાઓએ પણ એ ભૂલવા જેવું નથી કે સત્યાગ્રહ આદરનારો સમૂહ ગમે તેટલો મોટો અને સાચો હોય તો પણ મોટે ભાગે તો તે સમસ્ત સમાજનો એક નાનકડો હિસ્સો જ હોવાનો છે. એ પોતાના સિવાયના કોઈની તમા રાખ્યા વગર પોતે જ એક માત્ર સાચો છે ને તેમાં નહીં જોડાયેલા બધા ખોટા છે; તેના દુશ્મનો કે વિરોધીઓ છે એમ માનવું એ તો સત્યાગ્રહ માટે નામોશીરૂપ છે

ઉપરની બન્ને વાતો ખરી લાવવા સારું સત્યાગ્રહીએ સાચા માનીને આદરેલા સત્યાગ્રહ અંગે પ્રજાના વિશાળ સમૂહનો સહકાર વા ઓછામાં ઓછું તેમની સહાનુભૂતિ મળે એ માટે તો મથવું જોઈએ

*

ગાંધીજીની ચિર વિદાયને ચાર દાયકા પૂરા થવામાં છે. એમણે આપેલા પાઠ એમના જમાનામાં પૂરા પચાવ્યા ન હતા મહાત્મા ગાંધી બાદ જયપ્રકાશજીએ લગભગ બે અઢી દાયકા સુધી મહાત્માના અતિ આદર્શવાદી મનસા-વચસા-કર્મણા સંપૂર્ણ શુદ્ધ સત્યાગ્રહને મર્યાદિત વ્યવહારુ રૂપ આપતા, શાંતિમય પ્રતિકાર શબ્દ પ્રયોજવાની વિનમ્રતા દાખવેલી. જે. પી. મહાત્માના વ્યવહારુ મુદ્દાને પોતાની રીતે સમજાવતા એક વખત પોતાના 'સમાજવાદી' સાથીઓને સંબોધતા એમણે એ મતલબનું કહેલું કે તમારા સત્યાગ્રહીની સચ્ચાઈનું પારખું એ છે કે જેની સામે તમે એ શસ્ત્ર ઉગામ્યું હોય તે સમૂહમાંનાય કમસે કમ પાંચ દસ ટકા તો તમારી વાત માન્ય કરતા હોય સહાનુભૂતિ બતાવતા હોય તેમને પોતાની મર્યાદામાં રહીને સહાય કરવા તૈયાર હોય એટલું તો તમારે કરી બતાવવું જોઈએ.

મહાત્મા ગાંધીના આદર્શની દિશામાં જયપ્રકાશજીની વ્યવહારુ કસોટીએ કમલાબંધ સત્યાગ્રહોમાં કેટલાક એનો વિચાર કરતા જ મૂઢ બની જવાય છે.

(૨૫-૪-૮૫ વડોદરા)

---

## સરકારી નોકરીની ભરતી–

"પ્રજાકીય રાજતંત્ર હેઠળ લાયકાતની આકણીથી જ સરકારી જગ્યાઓની વહેંચણી કરવામાં આવે એવી લાયકાતનો નિર્ણય જુદી જુદી કોમોના સભ્યોનું બનાવેલું એક પરીક્ષક મંડળ કરે"

—મો. ક. ગાંધી

(અક્ષરદેહ ગ્રંથ ૨૪ પા ૧૭૬) (નવજીવન ૮-૬-૧૯૨૪)

# આ સાયલેંટ જનરેશનને કોણ ક્રિયાશીલ બનાવશે ?—પ્રા. સુરેશ જોષી

વેરઝેર જગાડીને પોતાનું હિત સાધી લેનારા, માનવદ્રોહ અને દ્વેષને વધારનારા, સમાજમાં, વર્ચસ ભોગવે એ એક ખતરનાક પરિસ્થિતિ છે. સુમેળ, સમાધાન જેવા શબ્દો આ દરમ્યાન વપરાતા રહે છે પણ એ સિદ્ધ થાય એ માટેની અનુકૂળ પરિસ્થિતિ યોજવાનું કોઇ ગંભીરતાથી વિચારતું નથી. માનવીની વિચારશક્તિ કુંઠિત થઈ જાય, એની વિવેકબુદ્ધિ પ્રકટ થતા પહેલાં જ રૂંધાઈ જાય એવા વાતાવરણમાં આપણે છેલ્લા ત્રણેક મહિનાથી જીવી રહ્યા છીએ, એવું શું છે જે બુદ્ધિશાલીઓને ક્રિયાશીલ બનતા રોકે છે ? દિલ્હીમાં જે આતંકવાદીઓએ ખોરમથી હત્યાકાંડ સર્જ્યો તેનાથી વધારે દોષિત તો એ લોકો છે જેઓ પણ બળથી આતંક ફેલાવીને પોતાના હઠાગ્રહી વલણથી વિચાર અને વિવેકનો જ ધ્વંસ સરજી રહ્યા છે. આ પરિસ્થિતિ અમુક સમય પૂરતી જ રહેવાની છે, પછી બધું પાછું થાળે પડી જવાનું છે એમ માની લેવાનું ભોળપણ આપણને ભારે પડશે '૮૧ના અનુભવમાંથી પ્રજા કે શાસકો કશું શીખ્યા નથી. શિક્ષણ સંસ્થાઓને આતંકને કારણે તાળાં મારવા પડે એ પરિસ્થિતિ કોઈ પણ સંસ્કારી સમાજને માટે લાંછનરૂપ છે

વિદ્યાપીઠનું એવા સમયમાં તો ખાસ કર્તવ્ય હોય છે. સમાજ સાથે એને ઝાઝો સંપર્ક નથી. વિદ્યાપીઠોમાંથી જ આવા વિક્ષુબ્ધ સમયમાં સુચિન્તિત વિચારની સરવાણીઓ વહેતી થવી જોઇએ. આ પરિસ્થિતિને આ કે તે વર્ગનો પક્ષ લીધા વિના કશી દિલચોરી વિના તપાસીને એના અનિષ્ટ પરિણામોનો ખ્યાલ વિદ્યાપીઠોજ આપી શકે એને માટે વિદ્યાપીઠોના બુદ્ધિશાલીઓએ વિદ્યાપીઠોમાંથી બહાર નીકળીને સમાજ સુધી પહોંચવું જોઇએ. વૈચારિક જાગૃતિ લાવવી જોઇએ છે. એવું શું બન્યું છે જેને કારણે શિક્ષણને ટાળવું, શિક્ષણ પામવાની પ્રક્રિયા ને જ તોડી પાડવી, શિક્ષણ સંસ્થાઓને જ શત્રુ ગણીને ગાંઠવું એવી વૃત્તિ વિદ્યાર્થીઓમાં ઊભી થઈ છે ? વિદ્યાપીઠો ખૂણે ખૂણે ઊભી થઈ ત્યારે પ્રજામાં જાગેલી જ્ઞાનપિપાસાની દ્યોતક એ પરિસ્થિતિ છે એમ માનીને આપણે હરખાતા હતા. હવે છેલ્લા કેટલાક વર્ષોથી આ કે તે નિમિત્ત ઊભુ કરીને વિદ્યાપીઠને બંધ રખાવે છે, વિદ્યાપીઠમાં ભણતા હજારો વિદ્યાર્થીઓ અમુક એક અવિચારી જૂથની જોહુકમીને શરણે થઈ જાય છે, આ સાયલેન્ટ જનરેશનને કોણ ક્રિયાશીલ બનાવશે ?

આતંકને શરણે થઈ જવાની વૃત્તિને એની પાછળ રહેલી પ્રજાની નિષ્ક્રિયતા અને ઉદાસીનતાને ચલાવી લેવાની વૃત્તિને, દૂર કરવા માટેનો પ્રયત્ન કરવો જોઈએ. ઝેર જેટલે ઊંડે ગયું છે તેટલે ઊંડે જઈને આ વિશે વિચારવાનું રહેશે. નહિ તો આ દૈત્ય ફરી ફરી માથું ઉચકવા જ કરશે.

જે પરિબળોએ વિચારશક્તિના મૂળમાં કુઠારાઘાત કર્યો છે જે પરિબળોએ પ્રજાની વિવેકબુદ્ધિને પ્રકટ ન થવા દેવાનો નિર્ધાર કર્યો છે તે પરિબળો સામે ઝૂઝવું પડશે. એ પરિબળો રાજકીય પક્ષોમાં હોય, શાસકોમાં હોય કે પ્રજાના અમુક વર્ગોમાં હોય તો એની સામે આપણે ટક્કર લેવાની રહેશે.

એક મોટી ચિન્તા આજની પરિસ્થિતિને કારણે વધુ ઉગ્ર બની છે.

જ્ઞાનપ્રાપ્તિનો ઉત્સાહ, નવું જાણવાની ઉત્સાહી વૃત્તિ, જ્ઞાનના ક્ષેત્રમાં નવાં નવાં સાહસ

એથી જેવો અન્યાય દ્રોણે એકલવ્યને કર્યો હતો એવો અન્યાય આજે આમાં એકલવ્ય દ્રોણને તો શું પણ સુદામા અને કૃષ્ણને કરે છે. ખરી વાત. પેઢીઓના પાપનું પ્રાયશ્ચિત તો કરવું જ પડશેને ?' કંપલઝન-ફરજિયાતપણામા પ્રાયશ્ચિત નથી. પ્રાયશ્ચિત એ તો વ્યક્તિના અંતરમાંથી આવતો એકરાર છે તથાકથિત. આદર્શવાદે ઘણા ગોર્યાં ખવડાવ્યાં છે આત્યંતિકતામાં સમતુલા જોખમાઈ જાય છે.

લોકશાહીમાં જ્યાં તકની સમાનતાનો સિદ્ધાંત સ્વીકાર્યો છે ત્યાં અનામતની જોગવાઈ એ વિરોધાભાસ છે અમુક વર્ણમાં જન્મ્યો એથી ઊંચા ગુણ હોવા છતાં પ્રવેશ ન મળે અને અમુક વર્ણમાં જન્મ્યો તેથી એના કરતા ઓછાં ગુણ હોવા છતા પ્રવેશ મળે આ કેવો વિપર્યાસ ! પેઢીઓના પછાત પણાની અન્યાય અને શોષણની દુહાઈ દેતા આદર્શવાદનું ગાણું ગાઈ તમે આવી અનામત જોગવાઈને ન્યાયી ઠેરવો એ કોઈ રીતે તાર્કિક નથી. આ તો છલના છે. મનુષ્યનો આત્મા આવા લેદાસુર સામે બંડ પોકારવાનો જ.

કોઈનોય હક ઝૂંટવી લીધા વિના પછાતને સૌની હરોળમાં લાવવાના રચનાત્મક માર્ગો ન શોધી શકે એવી શું માનવ બુદ્ધિ વાંઝણી થઈ ગઈ છે ? સાચી વાત તો એ છે કે આ બધી મતની મોકાણ છે. વ્યક્તિગત રીતે અનામતનો વિરોધ કરતા રાજકીય પુરુષો એમના પક્ષ તરફથી બોલવાનું આવશે ત્યારે અનામતનો રૂપાળી ભાષામાં બચાવ કરશે. આપણાં જીવનમાં કેવો દંભ ઘર કરી ગયો છે ?

* એક વાર માની લઈએ કે સામાજિક ન્યાયની સ્થાપનામા અનામત એ પણ એક 'પગલું' છે. જ્યારે એને લઈ આખું પ્રજાજીવન આંતર વિગ્રહમાં હોમાઈ જતું હોય ત્યારે શાણપણ શામાં ? અનામતનીતિને વળગી રહેવામાં કે એને છોડીને પણ એનાથી સવાયો લાભ પછાતોને મળે અને છતાં કોઈ વર્ગ વાંધો ન લઈ શકે એવી બુદ્ધિગમ્ય સામાજિક ન્યાયની સંરચના ગોઠવવામાં ?

મનોવિજ્ઞાન અને શિક્ષણશાસ્ત્રોની મદદથી પછાત વર્ગોનાં મેધાસંપન્ન બાળકોને રાજ્યના ખર્ચે ઉચ્ચાતિઉચ્ચ સવલતો આપી મેરીટ્સ માટે સ્પર્ધામાં ટકવાની ક્ષમતા આપવાની સંરચના ન કરી શકાય ?

સેકન્ડ સીટીઝન થઈ અનામતનો ઈર્ષાળુ રોટલો ખાવા કરતાં, કર્મની જેમ દૈવાયત્તે કુલે જન્મ મદાયત્તે તુ પૌરુષમની ખુમારી કરી શકે એવાં ખમીરવંતાં આપણાં પછાત ભાંડુઓને કેમ ન કરી શકાય ?

* એક વાર આ દિશામાં ચિંતન વળે તો અનામતના લાભ કરતા પણ બહેતર લાભ એમને મળે એવાં અનેક પગલાં જરૂર યોજી શકાય સવાલ પોલિટિકલ વીલનો છે

લોકશાહીમાં સામાજિક માંગનો સમુચિત સ્વીકાર શાસને કરવો જોઈએ ગુજરાતનું શાસન હવે વિના વિલંબે આનો માર્ગ કાઢે. બાકી રાજ તો રાવણનાં પણ ક્યાં રહ્યાં છે ?

(ચાડુંક દુકાનીને- 'લોકસ્વરાજ' તા. ૬-૬-૮૫)

## નાગરિક સંગઠને સૂચવેલી ફોર્મ્યુલા

નાગરિક સંગઠનની કારોબારીની આજની બેઠક ...ની ......ની ચર્ચા ...... નીચે પ્રમાણે છે

નાગરિક સંગઠન અમદાવાદે અનામત વિરોધી આંદોલનના આગેવાનો અને ગુજરાત સરકારને

અને વચ્ચેની આંટી ઉકેલે એ આશાથી તા. ૮નો રોજ ત્રણ મુદ્દાની ફોર્મ્યુલા મોકલી હતી સરકારે કેટલાક ફેરફારો સાથે તે સ્વીકારી હતી અને અનામત અંગે પકડાયેલા મિત્રોને મુક્ત કરવા અને બનેલી દુર્ઘટનાઓ અંગે દિલસોજી પ્રગટ કરવા કરેલી વિનંતીને દાદ આપી હતી, તે અંગે સંગઠન આભારની લાગણી વ્યક્ત કરે છે. આંદોલનના અગ્રણીઓએ પણ સંગઠનની અપીલ વિશે સમયસર પ્રતિભાવ દાખવીને મળવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી અને સંગઠનની સ્થાયી સમિતિ સાથે ત્રણ કલાક સુધી નિખાલસ ચર્ચાઓ કરી હતી તે માટે સંગઠન આભારની લાગણી પ્રગટ કરે છે.

૧૮ ટકાનો વધારો ૨૮ થવાને બદલે રાષ્ટ્રીય સર્વસંમતિ સાથે સાંકળવામાં આવ્યો છે તે આંદોલનકારોને નાપસંદ છે અને બક્ષી પંચની દશ ટકા અનામત ૧૯૮૮માં ૨૮ થવાને બદલે ચાલુ રાખીને તેને રાષ્ટ્રીય સર્વસંમતિ સાથે સાંકળવાની વાત છે તેની સામે પણ વિરોધ છે. અત્યાચારોની સર્વગ્રાહી તપાસ માટે અદાલતી પંચ અંગે પણ તેઓ સ્પષ્ટતા ઇચ્છે છે. તેમ છતાં ઉકેલના નિર્ણય માટે ખુલ્લું મન હોવાનું તેઓએ જણાવ્યું હતું.

અત્રે ઉમેરવું જોઈએ કે, નાગરિક સંગઠને સૂચવેલી ફોર્મ્યુલા અંગે સરકારશ્રીએ પોતાનો નિર્ણય જાહેર કર્યો તે અક્ષરશઃ સંગઠને સૂચવ્યા પ્રમાણે નથી. સરકારે બે ફેરફાર કર્યા છે. બક્ષી પંચ અંગે ૭મી જૂનના અખબારોમાં ગુજરાત હાઈકોર્ટનો વચગાળાનો મનાઈ હુકમ પ્રગટ થયો છે તે જોતાં આ પ્રશ્નનો ઉકેલનો ચુકાદો આવે નહીં ત્યાં સુધી સરકાર માટે અને સૌને માટે વચગાળાનો હુકમ બંધનકર્તા બને છે. અને એની ચર્ચા સબજ્યુડિસ બને છે. એટલે જેની ચર્ચા થઈ શકતી નથી તેવા મુદ્દાને કારણે વાટાઘાટો તૂટી ન પડે એ જોવાનું જોઈએ. સંગઠનનો આ અભિગમ સરકારે છોડી દીધો છે પણ જો સરકાર એ સ્વીકારે તો, જ્યારે આ મુદ્દો સબજ્યુડિસ ન રહે ત્યારે, ૧૯૮૮ પછીની સ્થિતિ માટે બંને પક્ષો વચ્ચે ચર્ચા માટે એ ખુલ્લો રહે. આને બદલે સરકારે દસ ટકા આપોઆપ સળંગ ચાલુ રહે એમ પોતાનો આગવો નિર્ણય જાહેર કર્યો છે.

અદાલતી તપાસપંચ નાગરિક સંગઠને વરિષ્ઠ અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિની સલાહ પ્રમાણેના ન્યાયાધીશ તપાસપંચના અધ્યક્ષ હોવા જોઈએ એમ સૂચવ્યું હતું, જે ન સ્વીકારતા સરકારે વરિષ્ઠ અદાલતના કે હાઈકોર્ટના ન્યાયમૂર્તિને અધ્યક્ષ તરીકે પોતે પસંદ કરશે એવો નિર્ણય લીધો છે. સંગઠને સૂચવેલો અને સરકારે સ્વીકારેલો ૧૮ ટકાના વધારા અંગે મુદ્દાનો ઉકેલ બંને પક્ષે થોડીક ચર્ચા કરી શબ્દો બદલીને લાવી ન શકાય એવો નથી.

સરકારના પ્રતિભાવને દેશના રાજકીય પક્ષોએ આવકાર્યા છે અને આંદોલન પાછું ખેંચાય તે માટે અનુરોધ કર્યો છે. હવે જ્યારે આંદોલનકારોએ ૨૫મી જૂન સુધી કોઈ કાર્યક્રમ ન આપવાનું જાહેર કર્યું છે ત્યારે બન્ને પક્ષો ત્રણે મુદ્દાઓ અંગે એમની વચ્ચેના મતભેદો ઓગાળી સ્પષ્ટ એકમતિ સાધી લે અને પ્રજાજીવનને થાળે પાડવામાં સહાયભૂત થાય.

નાગરિક સંગઠને બંને પક્ષો વચ્ચેના ત્રણ મુદ્દાઓને આકાર આપ્યો તે કેટલાક સભ્યોની આંદોલનકારો સાથેની સળંગ ચર્ચાઓના પરિણામરૂપે હતો. નિવૃત્ત ન્યાયમૂર્તિઓની મદદથી તેને ચોકસાઈપૂર્વક મૂકવાનો સંગઠનનો પ્રયાસ રહ્યો. આ કે તે પક્ષને સાચા કે ખોટા ઠેરવવામાં સંગઠનને હરગીજ રસ નહોતો. સરકારના હાથા

બનવાનો તો પ્રશ્ન જ નહોય. સંગઠનની ઓફિસોને અખબારોમાં અને અન્યત્ર જે આવકાર મળ્યો છે તે પણ આટલું કહેવા લાગે છે.

જિ નાગરિક સંગઠનનો જન્મ હિંસાની અસહ્ય આગ શમે અને કાયદો અને વ્યવસ્થા પુનઃસ્થાપિત થાય તેની એક માત્ર ચિંતામાંથી થયો છે. અત્યારનાં બધાં મંડળોની જેમ તે પણ એક નવું છે. ૨૨મી એપ્રિલના લોહિયાળ દિવસનો કારમો અનુભવ ન જીરવાતાં શહેરના કેટલાક અપક્ષ અને વ્યથિત નાગરિકો એકઠા મળતા રહ્યા, તેમાંથી સંગઠને આકાર લીધો. અત્યારે ગુજરાતમાં સૌનું એક માત્ર લક્ષ વારંવાર ભભૂકી ઊઠતી હિંસા હોલવાય એ જ હોય. ગુજરાતના ગામડાંઓમાં નગરોમાં અને ખાસ કરીને અમદાવાદમાં અનેક નિર્દોષ માણસો માર્યા ગયા છે. ઘર ઝૂંપડાંનો નાશ થયો છે. અમદાવાદમાં હિંસાએ માઝા મૂકી છે. ગુનેગારો પકડાતા નથી. શસ્ત્રોના ખડકલા થયા છે. અને પ્રજાને સલામતીનો અધિકારો રાજ્ય આપી શક્યું નથી. આથી આજે પ્રજા ખૂબ જ અકળામણ અનુભવે છે. સલામતી જળવાય એ રાજ્યનું સૌથી મુખ્ય કર્તવ્ય છે. પ્રજાનું કર્તવ્ય પણ છે કે આગ હોલવવામાં અને મેળ સ્થાપવામાં પ્રયત્નશીલ રહે.

તા. ૧૪મીની એડહોક સમિતિમાં અનેક સૂચનો થયાં તેને પરિણામે નાગરિક સંગઠને વ્યાપક જનસંપર્ક સાધવાનો કાર્યક્રમ હાથ ધરવા ઠરાવ્યું છે. ઉપવાસ અંગે પણ સૂચન થયું હતું અને કેટલાકની તૈયારી હતી પણ મોટાભાગના સભ્યોની લાગણીનું એને અનુમોદન ન હોઈ સ્થાથી સમિતિએ પ્રશ્ન છોડી દીધો હતો અને જનસંપર્ક એખલાસ તેમજ કાયદો અને વ્યવસ્થાની પુનઃસ્થાપના થાય તેને અગ્રપદ આપ્યું છે. (૧૬-૬-૮૫)

## માધવસિંહ મહેર કરે

ગુજરાતના મુખ્ય પ્રધાન માધવસિંહની મને કોઈ અંગત પહેચાન નથી. મેં એમને કદી જોયા પણ નથી. વરસો અગાઉ સાંભળેલું કે તેઓ વિદ્યા-વ્યાસંગી છે, સાહિત્ય અને સાહિત્યકારો માટે એમને દિલચસ્પી છે. એ પછી, વળી એમ જાણવા મળ્યું કે ઇન્દુલાલ યાજ્ઞિકની છત્રછાયામાં એમના પ્રભાવમાં તેમનું ઘડતર થયેલું; અને *નવજીવન પ્રકાશન સંસ્થા* તથા *નિરુભાઈ દેસાઈ* જેવા સંનિષ્ઠ પત્રકારના માર્ગદર્શનનો લાભ પણ એમને લાધ્યો હતો. તો, રાજકીય ક્ષેત્રે ઊછરંગરાય મહેતાથી માંડી ઘનશ્યામ ભાઈ ઓઝાના પ્રધાન મંડળમાં તાલીમ મળી હતી અને રતુભાઈ અદાણી તથા ઝીણાભાઈ દરજીના ટેકે તેઓ મુખ્ય પ્રધાનના પદ સુધીની સીડીએ પહોંચ્યા હતા.

ગરીબ પરિવારમાં જન્મીને, જેમણે ક્રમે ક્રમે આવો વિકાસ સાધ્યો હતો એવા માધવસિંહમાં સમજદાર સજ્જન રાજપુરુષની અપેક્ષા મારા જેવાએ રાખી હતી. પરંતુ, ૧૯૮૫ના છેલ્લા સો દિવસોની એમની કામગીરીએ એમની એ છબિ ખતમ કરી છે—તેઓ અતિ નબળા વા અતિ ખંધા રાજકારણી હોવાની છાપ મારા મન પર પડી છે. અલબત્ત હું નથી કોઈ જાણભેદુ રાજકારણી કે નથી હું એવો પત્રકાર પરંતુ, તાજેતરનો એમનો રાજવહીવટ મને આવા આકરા શબ્દો લખાવે છે—મારા મનમાં ઘોળાતા મુદ્દાઓ આ રહ્યા—તેમના ૧૦૦ દિવસના શાસન કાળમાં—

(૧) વર્ણ-વર્ણ વચ્ચે ઘાતક હથિયારો સાથે સામુહિક હલ્લાઓ થયા છે;

(૨) 'ધન મત' સાથે જેને કશું લાગતું વળગતું નથી એવી, કોમ-કોમ વચ્ચે ગળાકાપ ઘટનાઓ બની છે;

(૩) માધવસિંહ જે વર્ણના છે તે ક્ષત્રિય

ફર્ણોનો અને તેમના જ પક્ષનાઓએ ક્ષત્રિય સંમેલન ભરીને ક્ષત્રિયો જ રાજ કરવા જન્મેલા છે.એ પ્રકારની છૂંદા ઉશ્કેરણી કરી હતી. તેમની સામે ચાંપતા પગલા ભરવાને બદલે માધવસિંહે ભેદી મૌન જાળવ્યું છે, જે સમર્થન રૂપ લેખાય એવું છે.

(૪) કાયદો અને વ્યવસ્થા જાળવવા માટેનું પોલીસતંત્ર પૂર્વયોજિત, નક્કી કરેલા લત્તાઓ અને વૃત્તપત્રો ઉપર હીચકારા હુમલા કરે છે. પોલીસ યુનિયન અને પોલીસવાનનો આ માટે ઉપયોગ કરે છે, અને જાણે, સરકારનું અસ્તિત્વ જ ન હોય તેમ, અમદાવાદ ૮૦ કલાક માટે નોધારું બની ગયું હતું ! ગંભીર ગુનાહિત કારવાઈ સામે તત્કાલ કઠોર પગલા ભરવાને બદલે, તેમના સામે કશા પગલા નહીં ભરાય એવો સધિયારો માધવસિંહ આપે છે ! અને કે માધવસિંહ સામેનું જ પોલીસોનું આ બંડ હોય ! કે પછી માધવસિંહને સાવનું બન્યું હોય !–જમે તે હો; માધવસિંહની નરી નાલેશીની જ આ ઘટના છે.

(૫) અમદાવાદની પરિસ્થિતિ પોલીસના ગજા બહારની બની ગઈ હતી, ત્યારે તાબડતોબ લશ્કરને બોલાવીને કાપ બેસાડી દેવામાં ય માધવસિંહે ઢીલ દાખવી અને લશ્કરને બોલાવ્યા પછી ય મુખ્ય દોર પોલીસના હાથમા રહ્યો ! ન સ્થાનિક પોલીસે કે ન સી. આઈ. ડી એ (ગુપ્તચર પોલીસે) લશ્કરને જરૂરી માહિતીઓ પૂરી પાડી, લશ્કરે પકડેલા ગુનેગારોને છોડી મૂકવાની ધૃષ્ટતા સુદ્ધાં કરી–પોલીસ જાણે ઇચ્છતી હતી કે લશ્કર પણ નિષ્ફળ નીવડે, બદનામ થાય ..આમા થોડું યે સત્ય હોય તો તેને માધવસિંહે અતિશય ગંભીર મામલો ગણી પગલા ભરવા જોઈતાં હતાં.

(૬) આ તો દિવસો દરમ્યાન ખંજરબાજી, હત્યાઓ, બાંગફોડ અને આગચંપીના અસંખ્ય કિસ્સા બની ચૂક્યા છે પરંતુ, 'કોમ્બિંગ'નું કામ બહુ પાછળથી–અને તેય ગુનેગાર ચેતી જાય એ પ્રકારે–ચાલ્યું ! એમ છતા, શસ્ત્રોનો જે જથ્થો પકડાયો છે તેમાં છરા-ચાકુ, ભાલા, ધારિયાં, એસિડના બલ્બ અને પેટ્રોલનો જથ્થો મોટા પાયા પર પકડાયો છે. ઉપરાંત, વિદેશી માર્કાવાળી પિસ્તોલો અને અનેક પ્રકારના બોમ્બ–જેમા ૨૦૦ મીટરના વિસ્તારમાં વિનાશ વેરે તે પ્રકારના. યુદ્ધમા વપરાતા બોમ્બ–પણ હાથ આવ્યા છે

(૭) સૌ નિરીક્ષકો એક બાબતમાં સંમત છે કે જે પ્રકારે આતંક ફેલાયો છે અને ફેલાઈ રહ્યો છે–અમદાવાદ પછી વડોદરામાં (તા. ૨૯ જૂન પછી સતાતાર ઘટનાઓ)–એ વ્યવસ્થિત ષડ્યંત્ર વિના શક્ય નથી. અને સૌ/નિરીક્ષકો એટલું તો જાણે જ છે કે ગુંડાઓના હાથાઓ પર પોષાતું પોલીસતંત્ર એના પાયામા હોવાનું જ એથી જ તો ઘણા બધા નામચીન સ્થાનિક દાદાઓ મુક્ત હરફર કરતા રહ્યા છે પરંતુ જોરદાર માન્યતા તો એવી છે કે મુંબઈ નગરીના ઉસ્તાદોની ફોજ–લાખો રૂપીઆના સોદા – બાદ–ગુજરાતમાં આયાત કરાઈ છે. અનેક સ્થાપિત હિતો પોત-પોતાની ખીચડી પકાવી લેવા એમાં શામેલ હશે જ. પરંતુ, રાજકારણીઓ-ખુદ સત્તા પક્ષનાઓનો ય હાથ. એમાં જાનો સૂનો નથી. એવા ઈશારા થતા રહ્યા છે.

માધવસિંહ આવી ગંભીર આતરિક બાબતોથી અજ્ઞાત હોય એટલા ભોળા કે ભોટ નથી જ નથી તાજેતરમાં એમને માથે જ, એમના પક્ષના એક નામદાર (માજી ધારાસભ્ય)ની ધરપકડ કરવાની વારી આવી પડી ! • અલબત્ત, તે પૂર્વેની તેમની ખામોશી, એમના પોતાના વિષેની અટકળો માટે નિમિત્તરૂપ બની હતી. પરંતુ, હવે પછી, દોષનો બધો ટોપલો વિરોધ પક્ષો વા પક્ષની અંદરના બંધ જૂથો પર ઢોળવાની વાત વિસરી જઈને માધવસિંહે ષડ્યંત્રમા સીધી કે આડકતરી રીતે હિસ્સેદાર બનનારા સૌને–શું

પારકા કે શું પોતીકા, જેટલા ઊંચા સ્થાને એટલા વધુ ખતરનાક સમજીને,– સૌની સામે– કઠોરમાં કઠોર કામ ભરીને, ષડયાત્રિક ગઠબંધનને ખતમ કરવા હામ ભીડવી રહી ભીડશે ખરા ? માધવસિંહ માટે પોતાની નિષ્ઠા અને સ્વચ્છતા સાબીત કરવાનો પડકાર છે…

*

ખેર, આટઆટલી બીણી ઘટનાઓ સો દિવસના ટૂંકા ગાળામાં જે સરકારના રાજવહીવટ દરમ્યાન–હજાર કારણે–બની હોય; પરંતુ જેના હસ્તક દુષ્ટોને દંડવા માટે સંપૂર્ણપણે કાનૂની સત્તા છે ને જેની તહેનાતમાં પોલિસ અને, લશ્કરની વણજાર ખડી છે એ જ જો કમ સે કમ 'લૉ ઍન્ડ ઑર્ડર' જાળવવામાંય નાસીપાસ નીવડે તો એ સરકારના શિરમોરે તો નમ્રતાપૂર્વક ગાદી પરથી ઊતરી જવું જ જોઈએ. પોતાની રહી સહી સજ્જનતા આ પ્રકારે જ તેઓ દાખવી ટકાવી શકશે . .

*

અસંખ્ય લોકો જેમને શાંતિથી જીવવું છે– જેમને રાજકારણી દાવપેચ કે પક્ષાપક્ષી સાથે કશી નિસ્બત નથી–એમને મોઢેથી, હવે તો, 'માધવસિંહ મહેર કરીને રાજીનામું આપે'–એવી આહ નીકળે છે ..પી. કે નહેરુ જેવા ગવર્નરે પણ પ્રજા સમક્ષ અફસોસ પ્રગટ કર્યો હતો પરંતુ, માધવસિંહનું કાળજું કંપતું નથી. દ્રવતું નથી ! કદાચ, રાજીવનું હૃદય ડંખતું હશે ? તો, એમની આંખો સામે જ જાત–તપાસી, ઉપરાંત ખાસ પ્રતિનિધિઓના જાત તપાસના કસબાબંધ હેવાલો પડ્યા છે પરંતુ કદાચ, રાજીવ પણ કશું તત્કાળ પગલું ભરવા ઈચ્છતા નથી ! અને રાજીવની આ ધીરજ માધવસિંહ માટે વરદાન સમી ગરજ સારતી રહી છે…

* પરંતુ, ભીંત પરના અક્ષરો સ્પષ્ટ છે : જેટલા વધુ દિવસ જાય છે તેટલી ગુજરાતને માથે ઝઝૂમતી ભૂતાવળો વધુ ને વધુ ભીષણ બનતી રહેશે આથી જ તો, માધવસિંહને ખમૈયા કરવાની–ગાદી પરથી ઊતરી જવાની–પ્રજાની આજીજીમાં મારો સૂર ઉમેરું છું….

[૨-૭-૮૫] —ભોગીભાઈ ગાંધી

## વર્ણ–વર્ણ વચ્ચેનો વિદ્વેષ હવે શમવો જોઈએ | ભોગીભાઈ ગાંધી

ઉપરે, માધવસિંહે 'મહેર' કરી–રાજીનામું આપી મુખ્યપ્રધાનની ગાદી છોડી છે, અને તેમની જગાએ તેમના અંગત વિશ્વાસુ ગૃહપ્રધાન અમરસિંહને બેસાડવામાં આવ્યા છે જો કે, આ નિર્ણય અને તેની પદ્ધતિ બંને દોષપાત્ર છે એક તો, માધવસિંહે જે પ્રકારે ગુજરાતની ખાના–ખરાબી કરી છે તે જોતાં, નવી પસંદગી તેમના હસ્તક છોડવાની પદ્ધતિ ગેરવ્યાજબી ગણાય છે તેમાંય, ખાસ કરીને, જ્યારે માધવસિંહની જગાએ હાલના સ્પીકર નટવરલાલ શાહની પસંદગી થાય તેવી લાગણી અને અપેક્ષા ઘણી વ્યાપક હતી (કોંગી પક્ષમાં અને પ્રજાજનોમાંય); ઉપરાંત, ખુદ કેન્દ્રનું વલણ પણ એવું જ જણાતું હતું ત્યારે અંતે, માધવસિંહની હઠ આગળ નમતું મૂકવાની પદ્ધતિ સર્વથા અનુચિત હતી. બીજું, અમરસિંહ ગૃહપ્રધાન હોઈને, "કાનૂન અને વ્યવસ્થા"ની અંધાધૂંધી માટે તેઓ મુખ્યપ્રધાનથી અધિક નહીં તોય, એટલા જ જવાબદાર હતા. આથી પણ તેમની પસંદગી લોકશાહીની દૃષ્ટિએ નિંદ્ય ગણાય.

[ વિધમાનવ :

વળી, એવું પણ અનુમાન થઈ રહ્યું છે કે માધવસિંહને કેન્દ્રપ્રધાન મંડળમાં કે ગુજરાત બહાર અન્ય કોઈ મોટા હોદ્દા પર બેસાડી દેવાનું વિચારાઈ રહ્યું છે આમ થાય તો, એનો અર્થ એ થશે કે ગુજરાતની ખાનાખરાબી કરવા માટે આ બે "મહાનુભાવો" ને કેન્દ્ર તરફથી સરપાવ બક્ષવામાં આવ્યો છે !

બીજી બાજુ, "૧૮ ટકા અનામત વધારો દૂર કરો" થી શરૂ થઈને "માધવસિંહ હટાવ" સુધીની બંને માંગ, માધવસિંહને સતત છત્ર આપતા રહેવાની કેન્દ્ર સરકારની નીતિ છતાં, અંતે, સ્વીકારાવી શકાઈ છે. આંદોલનકારો માટે એ ઘણો મોટો વિજય છે રંગભૂમિનો પડદો તત્કાલ પૂરતો પડી ગયો છે. હવે, આંદોલનકારોએ સ્પોર્ટ્સમેનશીપની અદાથી વર્તવું જરૂરી છે. ગુજરાતની પ્રજાને ચાર ચાર મહિનાના ત્રાસ બાદ મળેલી આ રાહતનું મૂલ્ય તેમણે સમજવું જોઈએ. "વિધાનસભા વિખેરી નાખો" ની માગ આજને તબક્કે સર્વથા તોફાની અને નિંદ્ય ગણાશે. હવે તો, આંદોલનકારોએ વીખાઈ ગયેલું સમાજ-જીવન યથાવત્ ગોઠવાય અને વિદ્યાર્થીઓની પરીક્ષા અને ભણતર કાર્ય વ્યવસ્થિત રીતે આગળ વધે તે માટેના પુરુષાર્થમાં લાગી જવું જરૂરી છે. અને અમરસિંહને નવી તક અપાઈ જ છે તો હવે, લોકશાહીની કસોટીએ કામ કરી બતાવવા સામે, કશી આડ અડચણો તેની સામે ઊભી નહી જ કરવી જોઈએ.

*

અમરસિંહ પણ હવે નવું શીખતા લાગે છે. માધવસિંહે પોતાના પ્રધાનમંડળમાં ખામ (ક્ષત્રિય, હરિજન, આદિવાસી, મુસ્લિમ) નીતિના નામે જે અયોગ્ય ઝોક આપેલો તે દૂર કર્યો છે. વળી, "અનામત હટાવ"ના એકાંગી સૂત્ર સામે "અનામત નહી હટે"—એવું એકાંગી સૂત્ર ઉચ્ચારવાને બદલે, તેમણે "રાષ્ટ્રીય નીતિનો સુસંગત વ્યવહાર"નું વલણ દાખવ્યું છે, કેન્દ્રના ગૃહપ્રધાન ચવાણે પણ અનામતના પ્રશ્ને રાષ્ટ્રીય સંમતિની જરૂરીઆત પર ભાર મૂક્યો છે. ઉપરાંત, કેન્દ્ર સરકારે વચલા ગાળા દરમ્યાન રાજ્યોને અનામતની હાલની ટકાવારીમાં વધારો નહીં કરવા સૂચના આપી છે

હવે, સરકારે તથા આંદોલનકારોએ (નવરચના, વાલી મંડળ, સરકારી કર્મચારીઓએ, સમજવું જરૂરી છે કે "અનામત" તથા "રોસ્ટર"નું હાર્દ તે નીતિને નામે 'હરીફાઈ' અને 'લાયકાત'ની બાબતમાં જે બિનજરૂરી અન્યાય થતો રહ્યો છે તે દૂર થાય તેમાં રહેલું છે સાથે સાથે એ ભૂલવું ન જોઈએ કે જે જ્ઞાતિઓ, જાતિઓ અને વર્ગો સેંકડો વરસોથી પછાત રહેલાં છે, તેમને ઊંચે લાવવાની જવાબદારી બંનેને માથે છે. જે રાજ્યની કે સમાજની ૭૦ ટકા પ્રજા પછાત અવસ્થામાં સબડ્યા કરે તે સમાજ કદી સંસ્કારિતાનો દાવો કરી ન શકે, એટલું જ નહી, તે સમાજ કદી સલામતી અને શાંતિથી જીવી જ નહી શકે.

બલ્કે, પછાત પ્રજાને ઊંચી લાવવા માટે હજી દસેક વરસની અવધિ આપીને ય, તમામ સરકારો પાસેથી તે અવધિમાં મુખ્ય હેતુ પાર પાડવા અંગે બાંહેધરી માગવી જોઈએ અને તેનું પાલન થાય એ માટે નાગરિક સંગઠનોએ પૂરી તકેદારી રાખવી જોઈએ

—વર્ણ વર્ણ વચ્ચેનો વિદ્વેષ માઝા મૂકે પહેલાં સૌ ચેતી જઈએ

તા ૧૦–૭–૮૫

# ગુજરાતની ગાદી

૧૯૬૦માં ગુજરાત રાજ્યનું પહેલું પ્રધાનમંડળ રચાયું, ત્યારથી આજ દિન સુધી રચાયેલ પ્રધાનમંડળ અને રાષ્ટ્રપતિ શાસનની તવારીખ આ પ્રમાણે છે.

| | મુખ્ય પ્રધાનો | પક્ષ | સમય |
|---|---|---|---|
| ૧. | જીવરાજ મહેતા | કોંગ્રેસ | ૧-૫-૬૦ થી ૮-૩-૬૨ |
| ૨. | જીવરાજ મહેતા | કોંગ્રેસ | ૮-૩-૬૨ થી ૧૯-૯-૬૩ |
| ૩. | બળવંતરાય મહેતા | કોંગ્રેસ | ૧૯-૯-૬૩ થી ૧૯-૯-૬૫ |
| ૪. | હિતેન્દ્ર દેસાઈ | કોંગ્રેસ | ૧૯-૯-૬૫ થી ૪-૩-૬૭ |
| ૫. | હિતેન્દ્ર દેસાઈ | કોંગ્રેસ (સંસ્થા) | ૪-૩-૬૭ થી ૧૩-૫-૭૧ |
| | રાષ્ટ્રપતિ શાસન | — | ૧૩-૫-૭૧ થી ૧૭-૩-૭૨ |
| ૬. | ઘનશ્યામ ઓઝા | કોંગ્રેસ (આઈ) | ૧૭-૩-૭૨ થી ૧૭-૭-૭૩ |
| ૭. | ચીમનભાઈ પટેલ | કોંગ્રેસ (આઈ) | ૧૭-૭-૭૩ થી ૯-૨-૭૪ |
| | રાષ્ટ્રપતિ શાસન | — | ૯-૨-૭૪ થી ૧૮-૬-૭૫ |
| ૮. | બાબુભાઈ પટેલ | જનતા મોરચો | ૧૮-૬-૭૫ થી ૧૨-૩-૭૬ |
| | રાષ્ટ્રપતિ શાસન | — | ૧૨-૩-૭૬ થી ૨૪-૧૨-૭૬ |
| ૯. | માધવસિંહ સોલંકી | કોંગ્રેસ (આઈ) | ૨૪-૧૨-૭૬ થી ૧૧-૪-૭૭ |
| ૧૦. | બાબુભાઈ પટેલ | જનતા મોરચો | ૧૧-૪-૭૭ થી ૧૭-૨-૮૦ |
| | રાષ્ટ્રપતિ શાસન | — | ૧૭-૨-૮૦ થી ૬-૬-૮૦ |
| ૧૧. | માધવસિંહ સોલંકી | કોંગ્રેસ (આઈ) | ૬-૬-૮૦ થી ૧૧-૩-૮૫ |
| ૧૨. | માધવસિંહ સોલંકી | કોંગ્રેસ (આઈ) | ૧૧-૩-૮૫ થી ૬-૭-૮૫ |
| ૧૩. | અમરસિંહ ચૌધરી | કોંગ્રેસ (આઈ) | તા. ૬-૭-૮૫ |

---

શ્રેષ્ઠદાન : યુવાનીમા રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન




પ્રકાશક અને મુદ્રક ગિરધર તલાટી, જ્યુપીટર એપાર્ટમેન્ટ - ૧, ફ્લેટ નં. ૩, પહેલે માળે, પ્રોડક્ટિવીટી ફાઉન્ડેશનની બાજુમાં, વડોદરા ૩૯૦ ૦૦૫ મુદ્રણ સ્થાન , એકતા આર્ટ, નાગરવાડા, ઢાકિયાવાડી પોળ, વડોદરા ૧૭

* વિભૂતિ વંદના : હેન્રી થોરો : ચંદ્રકાન્ત શેઠ : 347
* 'પ્રત્યક્ષ' – 'અપ્રત્યક્ષ' : મૂળભૂત દૃષ્ટિભેદ : બાલકૃષ્ણ વૈદ્ય : 355
* વિકલ્પોની ખોજમાં : સ્વાયત્તતા વિનાની લોકશાહી :
(સમસ્યા અને ઉપાય) : રમેશ થાપર : અનુ યશવંત ત્રિવેદી (લોકભારતી) 361
* મનુષ્ય અને તેનું જગત : એક વૈચારિક સ્વૈર વિહાર : સિદ્ધાર્થ ન. ભટ્ટ 365
* સુંદરનું એ સંગીત : સ્વેતનાના સંકલન–સુભદ્રા ગાંધી . 370




રાજીવના કટોકટી અંગેના વિધાનના સંદર્ભમાં–

કોણ જાણે કેવી રીતે એ ઘરી આવ્યું અને હવે જવાની ના પાડે છે!

તો ભલે રહ્યું– એમાં કશું ખોટું નથી





# દર મહિને રૂા.૧૦૦ છ વર્ષ સુધી બચાવો અને જિંદગીભર દર મહિને રૂા.૧૦૦ મેળવો



## કેવી રીતે ? બહુ સીધી વાત:



## રાષ્ટ્રીય બચત પત્રોની છઠ્ઠી શ્રેણીમાં

૬ વર્ષે આ રકમ બમણી થાય છે
એટલે કે રૂા ૧૦૦ના
રૂા ૨૦૧-૫૦ પૈસા થાય;
એમાંથી રૂા. ૧૦૧-૫૦ પૈસા તમે લઈ લેશો.
અને બાકીના રૂા. ૧૦૦ દર મહિને
ફરીથી આ બચત યોજનામાં જમા કરાવો.
આમ દર મહિને તમને રૂા ૧૦૦ મળ્યા કરશે.

આવા બચતપત્રો રૂા. ૧૦, ૫૦, ૧૦૦, ૫૦૦, ૧૦૦૦, ૫,૦૦૦ અને ૧૦,૦૦૦ ના મૂલ્યમાં મળે છે.

વાર્ષિક ૧૨ ટકા કરમુક્ત ચ.વૃ. વ્યાજ.



–સચિવ, નાની બચત અને
રાજ્ય લોટરી, ગુજરાત.





# હેનરી થોરો

—ચંદ્રકાન્ત શેઠ

આજથી લગભગ સવાસો-દોઢસો વર્ષ પૂર્વે અમેરિકાના ઉત્તરના રાજ્યોમાં જે સંસ્કૃતિનું પુનરુત્થાન થયું હતું તેના પર હિન્દુ માનસની ઊંડી અસર હતી. આ પુનરુત્થાનના મહત્ત્વના મોરચોમાં વોલ્ટ વ્હિટમૅન, રાલ્ફ વૉલ્ડો એમર્સન અને હેનરી ડેવિડ થોરોની ગણના થાય છે. જ્યારે યંત્રોદ્યોગપ્રેરિત મનુષ્યની દોડ વધુ ને વધુ વેગીલી અને જટિલ બનતી જતી હતી ત્યારે તેના ભયસ્થાનો તીક્ષ્ણ દૃષ્ટિએ અવલોકી મનુષ્યજાતને 'બૅક ટુ ધ નેચર' (પાછા વળો કુદરત ભણી)નો પયગામ સંભળાવનાર પ્રખર માનવતાપ્રેમી મહાનુભાવોમાં હેનરી ડેવિડ થોરોનો ઉલ્લેખ થાય છે. વોલ્ટ વ્હિટમૅન, એમર્સન અને થોરો ત્રણેય સમર્થ ચિંતકો હતા. ત્રણેય ભારતની સાંસ્કૃતિક ઉપલબ્ધિઓથી વાકેફ હતા. વ્હિટમૅને 'અ પૅસેજ ટુ ઇન્ડિયા' લખ્યું હતું. થોરો ગીતા, ઉપનિષદો આદિના પરમ પ્રશંસક હતા. થોરો વૉલ્ડન સરોવર પાસે પોતે બાંધેલી કુટીરમાં રહેવા ગયા ત્યારે તેમણે ગીતાનું વિલ્કિન્સનું કરેલું ભાષાંતર વાંચ્યું હતું, અને તેઓ પોતે પોતાના ટેબલ પર હંમેશા ગીતાનું પુસ્તક રાખતા હતા. તેમણે ગીતા વિશે લખેલું

"ભગવદ્ગીતાના વાચકને ઉચ્ચ, વિશુદ્ધ અને વિરલ પ્રદેશમાં વિહરવાનો જેવો અનુભવ થાય છે એવો, બીજા કોઈ ગ્રંથના વાચકને થતો નથી.."

આ થોરોના જીવન-વિચારની ગાંધીજી પર અત્યંત પ્રબળ અસર થઈ હતી દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી ગોરાઓની સત્તા સામે સત્યાગ્રહ ચલાવી રહ્યા હતા. તે દરમિયાન થોરોનો 'સિવિલ ડિસઓબિડિયન્સ' નિબંધ તેમના વાંચવામાં આવ્યો. ૧૯૦૭ના ઑક્ટોબરની ર૬મીથી તેમણે 'ઇન્ડિયન ઓપીનિયન'માં અઠવાડિયે એ નિબંધમાંથી ઉતારા આપવાનું શરૂ કર્યું. ગાંધીજીને એમણે ચલાવેલી સવિનય કાનૂનભંગની લડતમાં થોરોના વિચાર-માર્ગદર્શન ખૂબ ઉપયોગી થયાં. તેમણે ૧૯૪૨ના જુલાઈમાં અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટને લખેલા પત્રમાં થોરોની પોતાના પર

થયેલી અસરનો નિર્દેશ કર્યો હતો. અમેરિકન પ્રજાને લખેલ એક ખુલ્લા પત્રમાં ગાંધીજીએ જણાવેલું.

"તમારા દેશે મને થોરોરૂપે એક એવો ગુરુ આપ્યો છે કે જેણે એના સવિનય ભંગના કર્તવ્યના નિબંધ દ્વારા હું જે કંઈ કરવા મથતો હતો એને શાસ્ત્રીય અનુમોદન આપ્યું છે."

ગાંધીજીએ ઈ. ૧૯૦૮માં દક્ષિણ આફ્રિકાની જેલમાં થોરોનું વાચન કરેલું. થોરોનું પુસ્તક એમના ઓશીકા નીચે રહેતું હતું. થોરોની સ્વાતંત્ર્યની વિભાવના ગાંધીજીને ખૂબ પસંદ પડી હતી. જેમ જેમ જરૂરિયાતો ઘટતા જશો તેમ તેમ વધુ ને વધુ સ્વાયત્તતાનો અને તેથી આધ્યાત્મિક આનંદનો અનુભવ થશે. થોરોનું આ દર્શન હતું, એમની એ આત્મપ્રતીતિ હતી. ગાંધીજી પણ એ જ માર્ગના પ્રવાસી હતા. ધ્યારેલાલે ગાંધીજી અને થોરોના વ્યક્તિગત લક્ષણો તથા વિચારણામાં જે સામ્ય છે તે બરોબર બતાવી આપ્યું છે. બંને સત્ય સંશોધક અને સત્યવાદી (સત્યાચારી) હતા. બંને ઉત્તમ વિચારોને જીવનમાં યથાશક્ય અમલમાં મુકવામાં-જીવવામાં માનનારા હતા. બંને જીવનની ક્ષણેક્ષણ સાર્થક રીતે કેમ જીવાય તેની સતત ચિંતા કરનારા હતા. બંને સ્વૈચ્છિક ગરીબીના પુરસ્કર્તા હતા. પરિશ્રમનું ગૌરવ બંનેય કરતા હતા. બંનેય માનવમુક્તિના સંદર્ભમાં જ રાજ્યસંસ્થાનો વિચાર અને સ્વીકાર કરનારા હતા. બંનેય વધુમાં વધુ સાદગીથી, પ્રકૃતિને ઓછામાં ઓછી ખલેલ પહોંચાડીને જીવવામાં અને જીવનમાં શમ તથા સંવાદિતા વધુમાં વધુ સિદ્ધ કરવામાં સક્રિય હતા. જેમ ગાંધીજીએ તેમ જ થોરોએ મનુષ્યની પદયાત્રાનો મહિમા કર્યો હતો. બંનેય ધરતીની ધૂળમાં જ સ્વર્ગ કુલા રચવાની અને અનુભવવાની મનીષા ધરાવતા. આર્ષ દ્રષ્ટાઓ હતા. આમ બંનેમાં અનેક રીતે સામ્ય છતાં, થોરોના જીવન-પ્રયોગો વ્યષ્ટિજીવન પૂરતા મર્યાદિત રહ્યા, જ્યારે ગાંધીજીના જીવન-પ્રયોગો ('સત્યના પ્રયોગો') સમષ્ટિજીવન સુધી વિસ્તર્યા. થોરોનો રસ પોતાના સિદ્ધાંતો અનુસાર પોતાનું જીવન ઘડવામાં હતો. જ્યારે ગાંધીજીનો રસ પોતાના સિદ્ધાંતોને અંગત જીવનમાં કસી જોઈ એ સિદ્ધાંતોને સમષ્ટિની સામાજિક, રાજકીય, આર્થિક અને ધાર્મિક ઉત્ક્રાન્તિમાં લાગુ પાડવામાંયે હતો. થોરો વ્યક્તિવાદી (ઈન્ડિવિડ્યુઅલિસ્ટ), કેટલીક રીતે પરાત્પરવાદી (ટ્રાન્સિડેન્ટાલિસ્ટ) હતા. ગાંધીજી વિશિષ્ટ અર્થમાં સમષ્ટિવાદી પણ હતા. ગાંધીજીના જીવન ઘડતરમાં થોરોની મદદ રહી તો માર્ટિન લ્યૂથર કિંગના જીવન ઘડતરમાં ગાંધીજીની મદદ રહી! એ રીતે ભારત-અમેરિકા વચ્ચે એક સાત્ત્વિક સાંસ્કૃતિક વિનિમય ચાલ્યાનું આપણે સહર્ષ નોંધવું રહ્યું.

જેમ જેમ યંત્રયુગીન વિકાસની મર્યાદાઓ-એના ભયસ્થાનો આપણી નજર સામે છતાં થતાં જાય છે તેમ તેમ થોરો, ટોલ્સ્ટોય, ગાંધીજી આદિ મહાત્માઓની પ્રસ્તુતતા – એમના વિચાર-આચારની મહત્તા આપણને વધુ ને વધુ સમજાતી જાય છે. કેટલીક વિભૂતિઓમાં આવતી કાલનો અનુભવ પણ સંચિત હોય છે. આવી વિભૂતિઓમાં થોરો, ટોલ્સ્ટોય, ગાંધીજી આદિનાં નામ બેધડક દઈ શકાય. થોરોનું મૂલ્ય એમના જીવતાં થયું એથી વિશેષ એમના અવસાન બાદ થયું.

આમ તો થોરો 'હેનરી ડેવિડ થોરો' તરીકે પ્રસિદ્ધ છે પરંતુ તેમનું જન્મનામ ડેવિડ હેનરી છે. તેમનો પરિવાર મૂળ ફ્રાન્સનો. તેમના પૂર્વજો સેંટ હેલીયરના ચેનલ દ્વીપ બંદરથી આવેલા. તેમના દાદા દારૂના વેપારી હતા. ઈ. ૧૭૭૩માં તેઓ અમેરિકામાં બોસ્ટનમાં સ્થિર થયા. થોરોના પિતા જહોન થોરોને વારસામાં સારી ધનસંપત્તિ મળી હતી. ઈ. ૧૮૧૨માં જહોન થોરોએ સિંથિયા ડનબર સાથે લગ્ન કર્યું. તેના ફળસ્વરૂપ ચાર

બાળકો તેમને થયાં. હેલન, જ્હોન, હેનરી અને સોફિયા હેનરી ડેવિડનો જન્મ ૧૨મી જુલાઈ, ૧૮૧૭ના રોજ વૉલ્ડન જંગલથી થોડા માઇલના અંતરે આવેલા એક ઘરમાં થયો હતો. હેનરીની માતા તીખાબોલી અને સત્તાશીલ છતાં ઉદાર અને વત્સલ હતી. પિતા ખૂબ જ શાંત સ્વભાવના અને એકાંતપ્રિય હતા. થોરોને મન-શરીરની અપ્રતિહત શક્તિ માતા પાસેથી તો પિતા પાસેથી એકાંતપ્રિયતા અને ચિંતનશીલતા મળ્યાં એમ કહી શકાય.

હેનરીનું બાળપણ શિકારમાં, પશુઓની પાછળ દોડવામાં, તરાપા ચલાવવામાં, શિબિરોમાં, તરવામાં અને સ્કેટિંગ વગેરેમાં પસાર થયું હતું. ઘાસબરી અને ઘાએસેબેટ–એ ઝરણાં તથા વૅચુસેટનું શિખર—આવા આવા કૅન્કોર્ડ પ્રદેશનાં રમણીય સ્થળોનું એમને અપાર આકર્ષણ હતું તેમને એ પ્રદેશના આદિવાસી રેડ ઇન્ડિયનોની જીવનરીતિનું આકર્ષણ હતું. એમની રસિક પરાક્રમગાથાઓના શ્રવણનો તેઓ અવારનવાર આનંદ લેતા. આ સાથે હાર્વર્ડ તથા યેલ યુનિવર્સિટીઓના બૌદ્ધિક-વિદ્યાકીય નવા નવા પરિબળોથી સ્ફુરતા હવા-માનનો પણ પ્રભાવ તેઓ અનુભવતા હતા

હેનરી ૭ વર્ષના હતા ત્યારે પિતાએ ઘરમાં પેન્સિલનું કારખાનું શરૂ કર્યું હતું દરમિયાન હેનરીના શાળાજીવનનો બોસ્ટનથી પ્રારંભ થયો. એમના શાળા જીવનમાં ખાસ કશું ઉલ્લેખનીય નથી તેમને રૂઢિગત શિક્ષણ મળ્યું હતું તેમના અભ્યાસક્રમમાં પ્રાચીન ગ્રીક, લૅટિન અને ફ્રેન્ચ સાહિત્યનું પ્રાધાન્ય હતું આ ઉપરાંત થોરોએ નૃત્યના તરફ જ ખ્રિસ્તીવાદનની તાલીમ પણ લીધી હતી સંગીતની પ્રાથમિક ભૂમિકાનો તેમણે પરિચય મેળવેલો અને સંગીતની અસર પણ તેઓ બરાબર અનુભવતા હતા.

લૅટિન, ગ્રીક, ફ્રેન્ચનું અને અંગ્રેજીનું ઊંડું જ્ઞાન મેળવીને હેનરી, સોળ વર્ષની ઉંમરે, ગરીબ વિદ્યાર્થીઓ માટેની શિષ્યવૃત્તિ મેળવી હાર્વર્ડ યુનિવર્સિટીમાં દાખલ થયા ત્યાં યુનિવર્સિટી-શિક્ષણ દરમિયાન તેમણે જર્મન સાહિત્ય અને સત્તરમી સદીના અંગ્રેજી સાહિત્યનો ખાસ અભ્યાસ કર્યો વળી તેમણે અભ્યાસક્રમના વિષયોની પરવા કર્યા વિના વિવિધ વિષયો પર વાચવા માંડ્યું હાર્વર્ડના સમૃદ્ધ ગ્રંથાલયનો તેમણે સારો લાભ લેવા માંડ્યો અને યુનિવર્સિટી છોડ્યા પછીયે એ લાભ લેવાનું તેમણે જારી રાખ્યું

આ યુનિવર્સિટી-શિક્ષણે જિજ્ઞાસુ હેનરીના ચિત્તમાં અનેક વિચારવમળો પેદા કર્યાં. થોરોના સમકાલીન વિદ્યાર્થી જ્હોન વીક્સ એમની તે સમયની સ્થિતિ વિશે લખે છે . 'એની તદ્દન અવિશિષ્ટ વર્તણૂકના આચ્છાદન તળે જે સૂક્ષ્મ પ્રતિભા વિકસી રહી હતી તેનું અમને કોઈને ભાન ન હતું'

થોરો હાર્વર્ડમાં હતા ત્યારથી કવિતા તરફ વળ્યા હતા. તેઓ ઉત્તમ સાહિત્યકારોની વાક્સિદ્ધિને બરાબર આત્મસાત્ કરતા રહેતા હતા, અને એ રીતે ભાવિષ્યના સમર્થ ગદ્યસ્વામી થવાની સાધનાયે સ્વાભાવિકતાથી ચાલ્યા કરતી હતી હાર્વર્ડમાં થોરોને અલંકારશાસ્ત્રના મહાન અધ્યાપક એડવર્ડ ટી ચેનિંગના અધ્યાપનનો લાભ મળ્યો. અહીં લેખક થવાની તાલીમ પણ મળતી થઇ તેમના વિચારોમાં પુખ્તતા આવતી ગઈ કોલેજ્યન થોરોને એટલું તો સ્પષ્ટ લાગ્યું જ, કે કેવળ વિદ્વત્તા મનુષ્યની પૂર્ણતા માટે પર્યાપ્ત નથી નગરવાસીઓ કરતા ભલાભોળા આદિવાસી લોકોમાં–રેડ ઇન્ડિયનોમાં તેમણે મનુષ્યત્વના ઉત્કૃષ્ટ તત્ત્વોના દર્શન થતા હતા

ઈ ૧૮૩૭ના ઑગસ્ટમાં, વીસ વર્ષે સ્નાતક

થઈને હેનરી પોતાને ઘેર, કૉન્કૉર્ડ પાછા ફર્યા, હેનરીના સદ્ભાગ્યે ત્યારે કૉન્કૉર્ડમાં સમર્થ જીવનચિંતક અને ગદ્યકાર એમર્સન આવીને રહેલા તે સમયે યુવા પેઢી પર એમર્સનનો પ્રભાવ પ્રગાઢ હતો. થોરો એમર્સનના 'નેચર' નામક ગ્રંથના પરિચયમાં આવ્યા અને તેમની વિચારસરણીથી પ્રભાવિત થયા. દરમિયાન કૉન્કૉર્ડની એક ગ્રામશાળામાં શિક્ષક તરીકેનું કાર્ય પણ તેમણે સ્વીકારેલું પરંતુ શાળાના વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા કરવાના પ્રશ્ને તીવ્ર મતભેદ જાગતા તેઓ ટૂંક સમયમાં જ છૂટા થયા. તે પછી ઈ. ૧૮૩૮ના જૂનમાં પોતાની શાળા કાઢી, ને એમાં કેટલોક સમય કામ કર્યું તેઓ એક સારા શિક્ષક તરીકે ખ્યાતિ પામ્યા. આમ છતાં પોતાના અત્યંત વહાલસોયા અને આશાસ્પદ ભાઈ જ્હોનની જીવલેણ બિમારીના કારણે ઈ. ૧૮૪૧માં તેમને શાળા બંધ કરવી પડી અને ઈ. ૧૮૪૨માં ભાઈ જ્હોનનું અવસાન થયું, જે ઘટના તેમના માટે અત્યંત આઘાતજનક હતી

આ પછી આજીવિકા માટે હેનરીને કોઈ વ્યવસાય મેળવવો જરૂરી થઈ પડયો, એમાં એમર્સનની મદદ મળી. ઈ. ૧૮૪૧ના એપ્રિલમાં એમર્સન વ્યાખ્યાનપ્રવાસે જતા હતા, તેથી તેમણે પોતાના ઘરકુટુંબની દેખભાળનું કામ હેનરીને સોંપ્યુ હતું. હેનરીને પગાર મળવાનો નહોતો, પણ તેમની બધી જરૂરિયાતો કુટુંબના એક સભ્ય તરીકે સંતોષાવાની હતી હેનરીને એમર્સનની બીજી વારની પત્ની લિડિયન સાથે ઘણું સારું ફાવતું હતું. તેથી હેનરીને એમર્સનને ત્યાં રહેવાનું ખૂબ અનુકૂળ રહ્યુ. તે દરમિયાન 'ધ ડાયલ' નામનું પરાત્પરવાદને લગતું એક મુખપત્ર શરૂ થયેલું, જેમાં હેનરીને એમની કલમ અજમાવવાનો સારી પેઠે અવકાશ રહ્યો. હેનરીએ થોડો સમય આ પત્રનું તંત્રીપદ પણ સંભાળ્યું હતું.

થોરો આ સમય દરમિયાન પ્રકૃતિ તેમ જ તત્ત્વજ્ઞાનવિષયક નિબંધો લખતા હતા. એમના નિબંધોમાં દૃશ્ય-સૌન્દર્યની પીંછીનો સુરેખ રીતે નિરૂપાતી. જોકે એમર્સનના મંડળમાં તો તેઓ નવકવિ તરીકે સવિશેષ સ્વીકૃતિ પામ્યા હતા. એમર્સનને 'થોરો'માં 'કૉન્કૉર્ડના વિશિષ્ટ પુરુષ'નું દર્શન થયું હતું તેઓ થોરોના વિચારવિકાસમાં ઊંડો રસ દાખવતા હતા. ઈ. ૧૮૪૨માં 'ધ ડાયલ'માં થોરોએ 'ધ નેચરલ હિસ્ટરી ઑફ મૅસેચુસેટ્સ' નામનો લાંબો નિબંધ આપ્યો હતો. ઈ ૧૮૪૩માં 'વૉક ટુ વૅચુસેટ' પ્રકાશિત થયું અને એક આશાસ્પદ શક્તિશાળી લેખક તરીકે તેમને આવકાર મળ્યો.

થોરોની ઉંમર બાવીસની અને તેમના ભાઈ જ્હોનની ઉંમર ચોવીસની, તે વેળા બંનેય ભાઈઓ સત્તર વર્ષની એલન સીવોલ નામની લાવણ્યવતી કન્યાના પ્રેમમાં પડયાં હતા જ્હોને એલનને પરણવાની પોતાની મનીષા ભાઈ હેનરી થોરો આગળ પ્રગટ કરી હેનરીએ તો એ કન્યા પ્રત્યેના પોતાના પ્રેમની વાત જ ગુપ્ત રાખી હતી. સામે પક્ષે એલને જ્હોનને પરણવાની ના પાડી આ પછી હેનરીને એલન સાથેના લગ્ન બાબત આશા જાગેલી, પરંતુ એલને હેનરીને પત્ર દ્વારા લગ્ન અંગેની પોતાની નામરજી સૂચવી. આ પછીથી હેનરીએ ફરીથી કદીયે લગ્નનો વિચાર સરખો કર્યો જણાતો નથી

એમર્સને થોરોને ન્યૂયૉર્ક નજીક આવેલા સ્ટેટન ટાપુ પર પોતાના ભાઈ વિલિયમના પુત્રને ભણાવવા માટે મોકલ્યા, પરંતુ એ કામ એમને ફાવ્યુ નહીં અને આઠ જ માસમાં ઈ. ૧૮૪૪માં કૉન્કૉર્ડ પાછા આવી ગયા. આ ગાળા દરમિયાન હેનરીને પત્રકારત્વ, પ્રકાશન આદિના પ્રશ્નોનો ખ્યાલ આવ્યો. વળી વ્યક્તિવાદ જેવા વિવિધ વાદોનો પરિચય પણ મેળવ્યો વળી તેમને હોરેસ ગ્રિલી સાથે જીવનભરની મૈત્રી પણ બંધાઈ

હેનરી એમર્સનના અપાર ઋણ હેઠળ હતા

તેમને હવે સ્વતંત્ર રીતે, સ્વાવલંબનપૂર્વક જીવન વ્યતીત કરવાની ઉત્કટ ઈચ્છા થઈ ઇ. ૧૮૪૫ના માર્ચમાં એમર્સને વિના ભાડે આપેલી જમીન પર હેનરીએ એક જણ પાસેથી કુહાડી ઉછીની લઈને પોતાના માટે કુટીર બાંધવાનું શરૂ કર્યું. ઇ ૧૮૪૫ના જુલાઇની ચોથી તારીખે તેમણે પોતાની કુટીર પર ઉલ્લું પાટિયું મૂક્યું અને ત્યાં સ્વતંત્ર જીવન જીવવાનું શરૂ કરી દીધું. આજ દિવસ, યોગાનુયોગે, અમેરિકાના સ્વાતંત્ર્યનો દિવસ પણ હતો! થોરો માટે આ આત્મસ્વાતંત્ર્યનો પર્વ દિવસ હતો.

થોરો પાસે અઢી' અઢી એકર જમીન હતી. તેમણે તે હળથી ખેડીને તેમાં કઠોળ ઉગાડવાનો પ્રયત્ન કર્યો થોરો પોતે જ પોતાની રોટી બનાવી લેતા ચા–કોફીની ઝંઝટ તેમણે છોડી દીધી ક્યારેક માછલી ખોરાકમાં લેતા તે સિવાયનો સર્વ પ્રકારનો માંસાહાર તેમણે તજી દીધો. તેમણે પોતાની જરૂરિયાતોમાં ધરખમ ઘટાડો કર્યો. ૧૫"×૧૨"ના ક્ષેત્રફળવાળી એમની આ સ્વરચિત કુટીરમાં માળિયા–બારીઓની સગવડ હતી. રાચરચીલામાં ખાટલો, ટેબલ ડેસ્ક, ત્રણ ખુરશીઓ, ત્રણ ઈંચના વ્યાસવાળો અરીસો, ચીપિયો, સગડી, કીટલી, લોઢી, તાવડો, કડછી હાથમોં ધોવાનું જલપાત્ર, બે છરી અને કાંટા, ત્રણ પ્લેટ, એક કપ, એક ચમચો, તેલની તથા ગોળની એકએક બરણી, વાર્નિશ કરેલો એક લેમ્પ–આટલી વસ્તુઓનો સમાવેશ થતો હતો. તેમની પાસે એકથી વધુ મહેમાનને જમાડવાની વ્યવસ્થા નહોતી

થોરો રોજ સાડા પાંચે ઊઠતા, દુ કાળા સરોવરમાં તરતા ત્યાર, બાદ જંગલ–જમીનમાં કાપવા–ખોદવાનું કામ કરતા એ પછી થોરો નાસ્તો લઈ કૂવાનું ઠંડું પાણી પીતા. એ પછી જમતાં પૂર્વે ફરી એકવાર સરોવરમાં તરવા પડતા. વળી કેટલીક વાર સવારે કાપવા–ખોદવાના કામને બદલે લેખનવાચનનું કામ પણ ચાલતું. બપોરે ભોજન બાદ ઘણીવાર કોનોર્ડ ગામમાં લટાર મારવા જવાનું ને સાથે ગામગપાટા મારવાનું યે બનતું વળી બપોરે અવારનવાર જંગલના ઊંડાણના ભાગોમાં તેઓ જતા; જીવજંતુ અને ઝાડપાનના નમૂનાઓનું નિરીક્ષણ-અધ્યયન કરતા અને તે અંગેના ચિંતનમનનમાંયે લીન થઇ જતા

જંગલમાં એકલવાયાપણાનો અનુભવ એમને થયો પણ તે શરૂઆતમાં, થોડા સમય પૂરતો. પછી તો તેમને જંગલમાંના એકાંતનોયે સ્વાદ આવવા લાગ્યો તેમને કુટીર ચોખ્ખી કરતા, એક જિપ્સીની રીતે ઘાસ પર પોતાના રાચરચીલાનો ખડકલો થયેલો જોઈ રહેવાનો આનંદ આવતો. તેઓ અનેકવાર કહેતા એકાંત મને આપી શકે છે એવી ગોઠવણ આપનાર બીજો કોઈ સોબતી મને જડ્યો નથી તેમના પ્રકૃતિપ્રેમ અને પ્રાકૃતિક જીવનશૈલીએ અનેકનું ધ્યાન ખેંચ્યું કેટલાક તો તેમને 'હિમતોફાનોના નિરીક્ષક' કહીને બિરદાવતા હતા.

થોરો પાસે કવિની આંખ અને એનું હૃદય બંને હતાં. બરફની હલચલને તેઓ સચોટ રીતે વર્ણવતા જુદા જુદા પંખીઓનો, સસલા-ખિસકોલીઓ આદિ જનાવરોનો રસથી નિર્દેશ કરતા, તેમને પાળતા, તેમની સાથે ખેલતા ને તેમને ખવડાવતા ક્યારેક કોઇ કવિની સંવેદનાથી તેઓ કહેતા "બપોરે બે વાગ્યે જગતની ધરી જાણે તેલ–ઊંજણની જરૂર હોય તેમ કચડ કચડ અવાજ કરવા લાગી!" થોરોનો આ વોલ્ડન નિવાસ ઇ ૧૮૪૭ના સપ્ટેમ્બરની છઠ્ઠી તારીખે સમાપ્ત થયો હેનરીના આંતરજીવન પર વોલ્ડનની ખૂબ ઊંડી અસર થઈ

થોરો ઈ. ૧૮૪૭ના પાનખરમાં એમર્સનને ત્યાં ફરીથી રહેવા ગયા, તેમણે આ સમય દરમિયાન 'વોલ્ડન'નો ઘણો ખરો ભાગ લખ્યો.

તેમણે સવિનય ભગ (સિવિલ ડિસઓબિડિયન્સ) વિશે પણ લખ્યું. થોરોનો મોટા ભાગનો સમય પ્રાકૃતિક નિરીક્ષણ તથા લેખનવાચન અને ચિંતનમા પસાર થતો હતો દરમિયાન ઈ ૧૮૪૮-ના જુલાઈમા એમર્સન એમના વ્યાખ્યાન પ્રવાસેથી પાછા ફરતા થોરો પોતના માતાપિતા સાથે રહેવા ગયા ત્યારે તેમના પિતા પેન્સિલના ઉદ્યોગમા રસ લેતા હતા અને એ ઉદ્યોગ ઠીક ઠીક ચાલતા ઘરમા પૈસાટકાનીયે છૂટ થઈ હતી ઈ. ૧૮૪૯મા હેનરીએ 'એ વીક ઑન ધ કૉન્કૉર્ડ ઍન્ડ મેરીમેક રિવર્સ' ('A week on the concord and Merrimaik Rivers') ગ્રથ પોતાના ખર્ચે પ્રકાશિત કર્યો વેચવા માટે આપેલી ૧૦૦૦ નકલમાથી ૭૦૬ નકલ ચાર વર્ષ બાદ નહીં વેચાતા પોતાને પાછી મળી એ ૭૦૬ નકલોને પોતાના ખાનગી ગ્રથાલયમા મૂકીને થોરો વિનોદમા સૌને કહેતા 'હવે મારી પાસે લગભગ નવસો ગ્રથોવાળુ પુસ્તકાલય છે, જેમાના સાતસો ઉપરાતના ગ્રથો મે પોતે લખેલા છે !' એમનુ આ 'એ વીક ઑન ધ કૉન્કૉર્ડ' પુસ્તક એમના સતુષ્ટ જીવનની કૃતિ છે અને તે મનુષ્યના આતરબળ, શાતિ તથા શુભ નિષ્ઠાની સ્થિતિને પ્રતિબિંબિત કર છે થોરાના. પ્રકૃતિવિહાર તથા પ્રકૃતિચિતન સાથેના જ્ઞાન-આનદથી આ ગ્રંથ સમૃદ્ધ છે

થોરોએ 'ધ રાઈટ ઍન્ડ ડ્યુટિઝ ઑવ ધ ઇન્ડિવિડ્યુઅલ ઇન રિલેશન ટુ ગવર્મેન્ટ' નામનુ જે વ્યાખ્યાન આપેલુ તે 'ઇસ્થેટિક પેપર્સ' નામના પરાત્પરવાદી લેખસગ્રહમા પ્રસિદ્ધ થયુ હતુ. આ લેખમા હિંસા સામેના અહિંસક પ્રતિકારની વાત રજૂ કરવામા આવી છે

થોરોએ ગુલામગીરીના ભયે નાખવામા આવેલા માથાવેરાનો વિરોધ કરી, એ કર નહીં ભરવાના ગુના બદલ કેદની સજા વહોરી હતી એમર્સન તેમને કેદમા મળવા ગયા અને પૂછ્યુ 'તુ' કેમ અહીં' ! તેના ઉત્તરમા થોરો એ એમર્સનને પ્રશ્ન કર્યો, 'તમે કેમ અહીં નથી ?' થોરો કોઈ પણ રીતે માથાવેરો ભરીને કેદમાથી મુક્ત થવા માગતા નહોતા, પરંતુ તેમની જાણબહાર, તેમની માસીએ એ વેરો ભરી દેતા અનિચ્છાએ એ તેમને કેદમાથી મુક્ત થવાનુ આવ્યુ.

'થોરો આત્મનિ સ્થિતઃ—પોતાનામા રહેવું'—પોતાની રીતે રહેવુ –એ વિચારના પ્રબળ હિમાયતી થતા જતા હતા તેમણે કૉન્કૉર્ડ ઉપરાત ક્લિન્ટન, વૉર્સેસ્ટર, મેડફર્ડ, લિંકન વગેરે અનેક સ્થળોએ વ્યાખ્યાનો આપ્યા. તેમણે પચીસથી પાત્રીસ વચ્ચેના વયગાળામા વેસુમેટ, હૂઝેકસ, કેટ્સકિલ્સ આદિ પર્વતાળ પ્રદેશમા અનેક પર્યટનો કર્યા, તેમની પ્રકૃતિવિદ ચિંતક તરીકેની ખ્યાતિ જામતી ગઈ તે સમયના મહાન પ્રકૃતિવિદ લુઈ ઍગાસિઝે તેમનુ સન્માન કર્યું. ઈ. ૧૮૫૦મા થોરો બૉસ્ટન નેચરલ હિસ્ટરી સોસાયટીના સભ્ય તરીકે ચૂટાયા અને ત્રણ વર્ષ બાદ વિજ્ઞાનના વિકાસ માટેના અમેરિકન ઍસોસિયેશનના સભ્ય પણ થયા.

થોરો લઘરવઘર વેશે ઘૂમતા. તેઓ પોતાની પાસે એક છત્રી, જેમા વનસ્પતિ સૃષ્ટિના નાના નમૂનાઓ પણ રાખી શકાય એવી મોટી હેટ તથા સૂક્ષ્મદર્શક કાચ રાખતા એક વાર તો તેમનો લેબાસ જોઈ, પોલીસોએ તેમને લૂટારો ધારીને પાછા કરેલો ! એક વાર તેમને પીધેલો ખેડૂત માની લેવામા આવેલા. હેનરીને બાહ્યાડબર સામે નફરત હતી તેઓ અદરના સત્ત્વ પર ભાર મૂકતા હતા એ રીતે તેઓ આતરજીવનના મર્મજ્ઞ હતા. તેમણે ગુલામોને મદદ કરવાની સતત ચિંતા કરી. મેસેચ્યુસેટ્સમના ગુલામ વિરોધી શાસન સામે તેમણે ખુલ્લેઆમ વિદ્રોહ પુકારતા અનેક વ્યાખ્યાનો કર્યા હતા તેમણે અન્યાયપૂર્ણ શાસન દરમિયાન 'હુ તો દેશ ગુમાવી બેઠો છુ' એવી તીવ્ર લાગણી અનુભવેલી

ઈ ૧૮૫૪ના ઑગસ્ટની નવમી તારીખે 'વૉલ્ડન' નામનો પાછળથી ખૂબ પ્રસિદ્ધ થયેલો ગ્રંથ બહાર પડ્યો આ ગ્રંથમાં ઈ. ૧૮૩૮થી ૧૮૫૮ સુધીની તેમની નોંધપોથીઓની સામગ્રીનો ઉપયોગ થયો છે. એમાં એમના આરણ્યક જીવનના અનુભવોનો અભૂતપૂર્વ પ્રકાશ સાંપડે છે એમા એમના પ્રકૃતિવિહાર અને તત્પ્રેરિત મનોવિકાસનો હૃદયંગમ આલેખ છે

ઈ ૧૮૫૩ અને ૧૮૫૭મા થોરો મૈનના જંગલોમા ફર્યો ૧૮૫૬મા ફોલ માઉન્ટનની મુલાકાત લીધી. ઈ ૧૮૫૭મા ફરી કેપકોડ ગયા ઇ. ૧૮૫૮માં બે પર્વતારોહણ કર્યા ઈ ૧૮૬૦મા એલરી ચૅનિંગ સાથે ફરેલુ પર્યટન કર્યું, જેમા મોનડ્નૉક પર કરેલા પાંચ રાત્રિઓના નિવાસનો સમાવેશ થાય છે

થોરોને વિજ્ઞાનસંશોધન માટે હિંસા કરવી પડતી, પરંતુ તે તેમને જરાયે ગમતુ નહોતુ તેઓ તેમના જીવનમા ઉત્તરોત્તર વધુ ને વધુ અહિંસક, સ્નેહોદાર અને ત્યાગપરાયણ થતા ગયા તેઓ કહેતા - 'ગરુડનો શિકાર કરી, તેનાં આંતરડાંની લંબાઈ જાણવાના પ્રયાસમા મને રસ નથી.' થોરો ગરુડની મૈત્રીનુ જરૂર સ્વાગત કરે પક્ષીને તેના પ્રાણ સાથે હૈયામા સંઘરવાની કદાપીની વાતમા થોરોનો જ અવાજ આપણે સાભળ્યો હોય તો સાભળી શકીએ પ્રકૃતિના પરિચય દ્વારા જીવનને વધુ ને વધુ આહ્‌લાદક કેમ કરવુ અને વધુમા વધુ સંપૂર્ણતા સાર્થકતા થી કેમ જીવવુ તેના પુરુષાર્થમા થોરો સતત રમમાણ રહેતા જીવનના આનંદથી નિરપેક્ષ વિજ્ઞાનનો તેમને મન કશો અર્થ નહોતો તેઓ તો દુર્બોધ વૈજ્ઞાનિક પરિભાષાનો પણ વિરોધ કરતા અને કહેતા "કોઈ પણ જીવંત પદાર્થ સરળ અને સ્વાભાવિક રીતે લોકબોલીમા વ્યક્ત કરી શકાય છે"

તેમને લેખનકળા વિશે વાત કરતાં માર્મિકપણે જણાવેલું:

> 'પસંદ કરેલા વિષય ઉપર લખવું નકામું છે. એ વિષયો આપણા ચિત્તને પ્રજ્વલિત કરે ત્યા લગી આપણે રાહ જોતી રહી સફળ થવા નિર્માયેલા પ્રત્યેક પ્રયત્નની પાછળ પ્રેમની પ્રબળ પ્રજનનશક્તિ હોવી જોઈએ"

થોરો અભિવ્યક્તિને 'મનુષ્ય સમગ્રની ક્રિયારૂપ' માનતા હતા અને તેથી જીવવા અને લખવા વચ્ચેના અંતરને શક્ય તેટલુ ઘટાડી, અભિવ્યક્તિને સ્વાનુભૂતિના એક સ્વાભાવિક પરિપાકરૂપે સિદ્ધ કરવા સતત સક્રિય રહેતા હતા

હેનરી થોરો શરદીના કોઠાવાળા હતા ઈ ૧૮૫૫મા તેમના પર ફરીથી શરદીનો હુમલો થયો ઇ ૧૮૬૧મા વસંતઋતુ દરમિયાન તે અતિશય અશક્ત થઈ ગયા ઈ ૧૮૬૨મા વસંતમા મેની છઠ્ઠી તારીખે તેઓ અવસાન પામ્યા તેમની અંતિમ વિદાયવેળાના શબ્દો હતા 'મૂઝ' (હરણવર્ગનું એક પ્રાણી) અને 'ઇન્ડિયન'

થોરોના ત્રણ નિબંધ વૉકિંગ' 'ઑટમલ ટિન્ટ્સ' (Autumnal Tints) અને 'વાઇલ્ડ ઍપલ્સ' ઇ ૧૮૬૨મા પ્રસિદ્ધ થયા 'એક્સર્શન્સ' 'મેઈનવુડઝ' અને 'કેપકોડ' એમના અન્ય ગ્રંથો છે એમર્સને થોરોના પત્રોનો સંગ્રહ સંપાદિત કર્યો છે, તો હોરેસન બ્લેકે એમની નોંધપોથીઓની સામગ્રીમાંથી ઋતુ અનુસાર વર્ગીકરણ કરી ચાર ગ્રંથો બહાર પાડ્યા છે, 'અર્લી સ્પ્રિન્ગ ઈન મૅસેચુસેટ્સ', 'સમર' 'ઑટમ' (Autumn) તથા 'વિન્ટર' અનુક્રમે ૧૮૭૩મા અને સૅન્બોર્ને ઇ. ૧૮૮૨મા થોરો વિશેના અધ્યયનગ્રંથો આપ્યા છે હેનરી સોલ્ટે થોરોનું સુંદર ચરિત્ર આપ્યુ છે

થોરો પ્રાકૃતિક ઇતિહાસના મહાન પ્રહીવ ગ્રે ગિલ્બર્ટ વ્હાઇટને મળતા આવતા પ્રકૃતિનો

સમર્થ વકીલ'ચો હતો. પ્રકૃતિને લોકપ્રિય બનાવનારાઓમાં થોરો, વ્હાઈટ આદિનું પ્રદાન મહત્ત્વનું છે. હોથોર્ને એમના પ્રકૃતિવિષયક સંગીત જ્ઞાનની પ્રશંસા કરી છે. અમેરિકામાં, પ્રકૃતિ વિશે લખનાર જ્હોન બરાઝે થોરો વિશે લખ્યું છે

> "જગતમાં થોરો એક જ છે, ન્યૂ ઇંગ્લેન્ડની અધિદેવતાનો, એ મૂલ્યવાન બક્ષિસ માટે, આપણે ભક્તિનમ્ર થઈને, આભાર માનવો જોઈએ."

ઉચ્ચ નૈતિક દૃષ્ટિ, ઉત્કૃષ્ટ સ્થિતપ્રજ્ઞતા, સાત્ત્વિક સૌન્દર્યરસિકતા—આ ગુણોએ હેનરીના જીવન અને લેખનને અપૂર્વ દીપ્તિ સમર્પી છે સાચે જ તેઓ અમૃતસ્ય પુત્ર. હતા. થોરોએ એક વાર લખેલું :

> " મિથ્યા પ્રયત્નોનું પોટલું છું;
>
> બાંધેલ આકસ્મિક કોઈ બંધને."

પરંતુ આજે એમના સમગ્ર જીવનને જોતાં લાગે છે કે : એમની જીવનસાધના અમૃતમયતાની સાધના હતી. પ્રકૃતિના રસ–રહસ્યને પામતાં જીવનના નિગૂઢતમ આધ્યાત્મિક સત્યો સુધી પહોંચવાની એમની અભીપ્સા તીવ્ર હતી. એ અભીપ્સાએ જ એમને રહસ્યવાદી પણ બનાવ્યા હતા. તેમણે મનુષ્યની આત્મિક વિશુદ્ધિ અને વિમુક્તિની ફિકર કરી. આ મહાત્મના થોરોની વિચારસૃષ્ટિનો એમના 'વોલ્ડન'માંના સારસ્વત રસનો આસ્વાદ લેતાં એમના આંતરજીવનની રસમાધુરીનો પ્રગાઢ પરિચય મેળવીએ.

---

# 'પ્રત્યક્ષ'- 'અપ્રત્યક્ષ :' મૂળભૂત દષ્ટિભેદ | બાલકૃષ્ણ વૈદ્ય

ડૉ. અબ્રાહમ કવુરનું આ પુસ્તક અંધશ્રદ્ધા અને બુદ્ધિહીનતાનો પ્રતિકાર કરવા માટે લખાયું છે. પુસ્તકનો ગુજરાતી અનુવાદ કરીને શ્રી મનોજ ઓઝાએ અને સંવાદ પ્રકાશન તરફથી શ્રી. ડંકેશ ઓઝાએ એને પ્રસિદ્ધ કરીને ગુજરાતી વાંચકોની મોટી સેવા કરી છે. શિક્ષિત, અશિક્ષિત સૌએ આ પુસ્તક વાંચવા જેવું છે.

જો કે આ પુસ્તકમાં ભૂત, પ્રેત, મંત્ર, તંત્ર, જ્યોતિષ, મૃત વ્યક્તિઓનો આત્માઓ સાથેનો સંપર્ક અને પ્રચલિત વહેમો એ બધાનું ખંડન કર્યું છે, ઉપરાંત સંતો અને યોગીઓનાં ચમત્કારો, આત્મા, ઈશ્વર, પુનર્જન્મ, ધ્યાન, ભક્તિ, સંકીર્તન વગેરે ધાર્મિક ગણાતી બાબતોનું પણ ખંડન કર્યું છે. આપણી ઈન્દ્રિયોની પકડમાં જે કંઈ ન આવે એ બધાનો એમણે સ્પષ્ટ ઇન્કાર કર્યો છે. એટલે તેઓ પૂરા નાસ્તિક છે એવો ખ્યાલ તરત આવે છે, છતાં એમની નાસ્તિકતા વાંચકને કઠતી નથી. કારણ કે એમનું હૃદય માનવ-પ્રેમથી છલોછલ ભર્યું છે એની પ્રતીતિ કરાવતા દૃષ્ટાંતો આ પુસ્તકમાં ડગલે ને પગલે જોવા મળે છે. આસ્તિકતા પણ જો પ્રેમ જન્માવતી ન હોય તો એવી પાંગળી આસ્તિકતા પણ વ્યર્થ છે ને! જ્યાં ક્યાંય દુખી માણસ જોવા મળ્યા ત્યાં તેઓ પતિ-પત્ની બન્ને પહોંચ્યાં જ છે. અને ક્યાંય સ્વાર્થ કે બદલાની ગણતરી વિના માણસને દુઃખ મુક્ત કરવાના ઉપાય શોધ્યા જ છે.

ડૉ કવુર વિજ્ઞાનના વિદ્યાર્થી અને પછી અધ્યાપક હતા. એટલે વિજ્ઞાનના તેઓ ઊંડા અભ્યાસી રહ્યા છે આ વિજ્ઞાન યુગમાં પણ માણસ અંધશ્રદ્ધા અને વહેમના વમળમા ફસાયેલો રહીને બુદ્ધિ હીન અને અવૈજ્ઞાનિક ઉપાયો કરે, શિક્ષિતો અને વૈજ્ઞાનિકો પણ જ્યોતિષ, 'મંત્ર, તંત્ર' અને ચમત્કારોનુ સમર્થન કરતો વ્યવહાર કરે ત્યારે તેઓ અકળાય છે. બુદ્ધિની આ જડતા સામે એમનો પ્રચંડ આક્રોશ આ પુસ્તકના પાને પાને વ્યક્ત થાય છે. તેઓ કહે છે કે "જેઓ ચમત્કારની તપાસ માટે તૈયાર થતા નથી તેઓ કમ છે જેનામાં ચમત્કાર ચકાસવાની હિંમત નથી તે ભોટ છે અને જે ચકાસણી કર્યા વગર માની લે છે તે મુર્ખ છે"

ડૉ. કવુરના પોતાના જીવનમા પણ એમનુ આચરણ હંમેશા બુદ્ધિનિષ્ઠ રહ્યુ છે. એમણે હસ્ત રેખા અને જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કર્યો અને એના પરિણામો જોયા. એથી એમને ખાત્રી થઈ કે "જ્યોતિષ જુગાર જ છે; એની આગાહીઓ ૭ ટકાથી વધુ સાચી પડતી નથી.'

આ પછી એમણે એમના જીવનનાં બધાં શુભ કાર્યોને આરંભ અમંગલ મુહૂર્તોમાં જ કર્યો અપશુકન ખાસ પસંદ કર્યાં. પોતાના લગ્ન પ્રસંગે ઘરનો ઉંબર જમણા પગથી ઓળંગવો જોઈએ એવો માતાનો કોકલૂઠીભર્યો આગ્રહ છતાં ડાબા પગથી જ ઓળંગ્યો. એમની જમીનનો સોદો અશુભ ચોઘડિયામાં જ કર્યો અને પરિણામે એક વખત તો એક સારો ગ્રાહક પણ જમીન લીધા વિના જતો રહેલો.

ક્યાંથી પણ ભૂતપ્રેતની ફરિયાદ આવે તો પતિ-પત્ની ત્યાં પહોંચે જ. ભૂતિયા ઘરમા રાત્રિ રહે. મધ્યરાત્રિએ સ્મશાન કે કબ્રસ્તાન અથવા 'ભૂતના વાસ' તરીકે જાણીતી જગ્યાએ જાય. એનો અનુભવ વર્ણવતા તેઓ નિખાલસપણે લખે છે કે 'અમારા જાગૃત મનથી તો ભૂતના અસ્તિત્વનો વિચાર સદંતર નીકળી ગયો હતો. છતાં અમારા

* ડૉ. કવુરના પુસ્તક 'ચોકો તમને છેતરે છે' ની સમીક્ષા

અજાગ્રત મનમાં હજી એ વિચાર છુપાઈને પડયો જ હતો. અમે કોઈ ભૂત જોયું નથી. પણ કોઈએ ચિત્રવિચિત્ર અવાજ કરીને ઇરાદાપૂર્વક અમને ડરાવ્યાં હોત તો અમને પારાવાર માનસિક તાણ થાત.”

આથી ભૂત, પ્રેત, રાક્ષસ, ઈશ્વર વગેરે વિષેના 'વાહિયાત' વિચાર બાળકોના ચિત્તમાં ઠાંસવામાં ન આવે એ જોવા માટે તેઓ આતુર હતા. પોતાના એકના એક પુત્રને એમણે કાળજીપૂર્વક એ રીતે શિક્ષણ આપ્યું. અને પુત્ર એરીક અને એના પત્ની જેક્લિન જેઓ બન્ને ફ્રાંસ અને ક્યુબાની સરકારો તરફથી વિજ્ઞાનનું સંશોધન કરે છે એમણે પણ એમની ત્રણેય દીકરીઓને એ રીતે જ ભણાવી છે.

ભૂતપ્રેતની વાતો તો વિશ્વભરમાં ઊંડાં મૂળ નાખીને પડેલી છે. એનો ભય બધા સમાજોમાં વ્યાપકપણે રહેલો છે. એથી ગમે તેવો માણસ પણ ભૂતની વાત શ્રદ્ધાપૂર્વક માની લેતો હોય છે પરંતુ ડૉ. કવુર પાસે આવી કોઈ વાત આવે એટલે તરત તેઓ એ વાતના મૂળમાં ઊતરે. ભૂવા, યાત્રિકો વગેરે જે જે યુક્તિઓ કરતા હોય એ બધી ભૌતિક વિજ્ઞાનની મદદથી પોતે સમજી લે અને એવી જ યુક્તિઓ પોતે પણ કરી બતાવે. એ રીતે ભૂવા અને યાત્રિકની પ્રતિષ્ઠા તોડી નાખે. ત્યાર પછી હકીકતને વૈજ્ઞાનિક રીતે તપાસે. ઓલમાહુનાં રાત્રે પ્રકાશથી ઝળહળી ઊઠતાં જંગલને સૌએ 'ભુતિયું જંગલ' માનીને તજી દીધેલું. બધા એનાથી દૂર રહેતા. પણ ડૉ. કવુર રાત્રે એ જંગલમાં ગયા. પ્રકાશનો ઝગઝગાટ જોયો. પ્રકાશ વૃક્ષોના થડમાંથી આવતો જણાયો. એ વૃક્ષો ઉપરની થોડી થોડી છાલ એમણે એકઠી કરી લીધી અને કોલંબોની રાષ્ટ્રીય પ્રયોગશાળામાં તપાસ માટે મોકલી. એનો રિપોર્ટ આવ્યો કે "આ છાલમાં એક જાતની ફૂગ રહેલી છે જે અંધારામાં પ્રકાશે છે. તમે ઘેર અંધારામાં પ્રયોગ કરી જોશો તો તમને પણ દેખાશે.” ડૉ. કવુરે આ પ્રયોગ જાહેરમાં કર્યો અને લોકોનાં વહેમ અને ભય ટાળ્યાં.

ભૂતની કેટલીય વાતોમાં તો માનસશાસ્ત્રીય સમસ્યાઓ નીકળી. ડૉ. કવુરે હિપ્નોટીઝમની મદદથી શંકાસ્પદ વ્યક્તિને મૂર્છિત કરીને એના અજાગ્રત મનમાં પડેલી વાતો કઢાવી લીધી. એમાંથી સત્ય બહાર આવી ગયું. વાતો જેવા કેટલાય રસિક પ્રસંગો આ પુસ્તકમાં લેખકે નોંધ્યા છે. ગઉંતિવુ બેટના લોકો જે ચેરનથી ડરતા હતા એ ડર એમણે જે રીતે કાઢયો, ઝરીનની કથા, કાચના ગોળામાં જોઈને ચોર શોધવાનો ઢોંગ કરનાર પપ્પુ, પત્નીમાં માતા જોવાથી દુઃખી થયેલો સાલ્ગાદો, આત્રિયો ભૂત બનીને બધાને ડરાવતો જમીસ, કોઈને ખબર ન પડે એમ ઘરમાં પથરા ફેંકીને મૂંઝવતી કાચવાળી છોકરી આ બધી રોમાંચક અને રસ ભરપૂર કથાઓ છે. પરંતુ હકીકતમાં તો તે અજ્ઞાન માણસોના વહેમ અને અંધશ્રદ્ધામાંથી જન્મેલી કરુણ કથાઓ છે. બુદ્ધિ હોય, વિજ્ઞાનની મદદ હોય છતાં માણસ પ્રમાદ અને જડતાને વશ થઈને બુદ્ધિહીનની જેમ વરતે એનું ડૉ. કવુરને ભારે દુઃખ છે. અને એ દુઃખ એમણે દરેક પ્રસંગે વ્યક્ત કર્યું છે. એમનું શકવર્તી કાર્ય તો 'રેશનાલિસ્ટ એસોસીએશન' દ્વારા શ્રીલંકા, ભારત અને સમગ્ર વિશ્વમાં બુદ્ધિની પ્રતિષ્ઠા માટે એમણે જે કાર્ય કર્યું છે તે અત્યંત નોંધપાત્ર છે. આ વિજ્ઞાન યુગમાં પણ નવા નવા અવતારો, યોગીઓ અને સંતો ચમત્કારોનો પ્રચાર કરતા જે નીકળી પડયા છે એમની સામે તેમણે જીવનભર ઝુંબેશ ચલાવી છે. જ્યાં ક્યાંય એવા ચમત્કારની વાત જાણવા મળે કે તરત એની તપાસમાં ઊતરી પડે. દક્ષિણમાં નીલકંઠ બાબાના નામની ભારે ચમત્કારિક વાતો ચાલે. ભારતના રાષ્ટ્રપતિ અને વડાપ્રધાન પણ એમના આશીર્વાદ લઈ ગયા એવા સમાચાર એમણે વાંચ્યા તરત રાષ્ટ્રપતિને અને વડાપ્રધાનને પત્ર લખીને

હાથી વાત પૂછાવી. એમના પત્રો આવ્યા કે તેઓ ત્યાં ગયા જ નથી. અને એમના વિષે કંઈ જાણતા નથી. ડૉ કવુરે એ પત્રો છાપામાં છપાવીને બાબાના પ્રચારનો ભંડો ફોડી નાખ્યો. શ્રી સત્ય સાંઈ બાબાના ચમત્કારો તો બહુ જાણીતા છે. એમના એક ભક્ત ડૉ. ભગવન્થમે લેખ લખ્યો કે જાપાનની ઘડિયાળની પેઢીના એક માલિક બાબાના દર્શને આવ્યા. બાબાએ હવામાંથી એક ઘડિયાળ કાઢીને એ ભાઈને ભેટ આપી. ઘડિયાળ જોતાં જણાયું કે એમની પેઢીએ જે એક ખાસ ઘડિયાળ બનાવીને પોતાની રાણીઓની તિજોરીમા મૂકેલી એ આ ઘડિયાળ છે. આ જોઈને એ ભાઇ બાબાના ભક્ત બની ગયા. ડૉ. કવુરે આ વાંચીને તરત જાપાનીસ કોન્સલ દ્વારા એ પેઢીનું સરનામું મેળવ્યું અને એમને પત્ર લખીને પૂછાવ્યું કે આ વાતમાં તથ્ય કેટલું છે? એ પેઢીનો જવાબ આવ્યો કે અમારે ત્યાંથી કોઈ બાબાના દર્શને ગયુ નથી. અને તમે જે ઘડિયાળનું લખો છો એ ઘડિયાળ અમારી તિજોરીમાં જ છે" આ આખો પત્રવ્યવહાર એમણે ડૉ. ભગવન્થમને મોકલીને એમનો ખુલાસો માગ્યો પરંતુ ડૉ. ભગવન્થમ્ તરફથી કશોય જવાબ મળ્યો નહી. એટલે એમણે આ પત્રવ્યવહાર છાપામાં છપાવ્યો.

જૂઠા પ્રચાર સામે તો તેઓ એવા ઊકળી ઊઠતા કે કોઇ પણ જ્યોતિષની આગાહી અથવા ચમત્કારના બનાવની જાહેરાત દેખે તો તરત જ એને જાહેર પડકાર આપે. અને પોતાની આર્થિક સ્થિતિ સધ્ધર ન હોવા છતાં સારી એવી રકમ હોડમાં મૂકે, છેલ્લે તો એમણે પોતાની બધી મૂડી એકત્ર કરીને એક લાખ રૂપિયાનું ઇનામ આપતો પડકાર આખા વિશ્વની સામે મૂકેલો. ઘણાંએ આરંભમાં પડકાર ઝીલવા બણગાં ફૂક્યાં પણ સમય નજીક આવતા ખસી ગયા કોઈ નાસી ગયા કેટલાકે પોતાની ડીપોઝીટ ગુમાવી. એમના જીવનકાળ દરમિયાન કોઇ એ પડકાર ઝીલી શક્યું ન હતું.

ગંગાજળમાં અર્ધબળેલાં શબ નખાતાં જોઇને એની પવિત્રતા સામે પણ એમણે વિરોધ કરેલો. છતાં એમના દ્વારા કોઇ સ્નેહી ગંગાજળ મંગાવે તો ગંગાજળને બદલે સ્ટેશનના નળનું પાણી ભરીને લઈ જતા. અને સ્નેહીની શ્રદ્ધા પર હસતા.

તેમના પિતા કેરલના પ્રાચીન સીરીઅન ખ્રિસ્તિ સંપ્રદાયના પાદરી હતા. એથી કવુરને નાનપણથી બાઇબલનું અને ધર્મનું શિક્ષણ મળેલુ. પરંતુ એ પછી એમણે કલકત્તાની કોલેજમાં વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ કર્યો. વિજ્ઞાનના અભ્યાસમાં ઊંડા ઊતર્યા. એ પછી તો એમને ઇશ્વર, આત્મા, પુનર્જન્મ, બાઇબલના જૂના કરારની વાતો બધાનાં પ્રમાણભ ઉપર જ શંકા ઊભી થઇ એમની શ્રદ્ધા ઊડી ગઇ એમણે લખ્યુ કે - મારી જીવન ચેતના મારા દેહના કોઇ એક ખાસ બિંદુમા સમાયેલી છે એમ હું માનતો નથી. મારા શરીરના દરેક જીવંત કોષમા જીવન ક્રિયા ધબકતી રહી છે. અને તેનુ પોષણ અંદર ચાલતી ઓકસીડેશન (પ્રાણવાયુ મૂલક) રાસાયણિક ક્રિયાના કારણે થાય છે. આ રાસાયણિક ક્રિયા શ્વાસોચ્છ્વાસ અને રુધિરાભિસરણથી ચાલે છે રાસાયણિક ક્રિયા દ્વારા શક્તિ ઉત્પન્ન કરવાની જ આ ક્રિયા છે. જ્યારે શ્વસન અને રુધિરાભિસરણની ક્રિયાઓ બંધ થશે ત્યારે શરીર મૃત્યુ પામશે. એમાંથી કંઈ નીકળી જતું નથી. કોઇ નવી ટેકનિક વાપરીને શરીરની આ લુપ્ત ક્રિયાઓ ફરી ચાલુ કરવામાં આવે તો એમ ન કહેવાય કે બહાર નીકળી ગયેલો 'આત્મા' ફરી શરીરમાં પ્રવેશ્યો છે. મારા શરીરમાં જન્મથી મળેલા કોષોમાં નવા કોષોનો ઉમેરો થતો રહે છે. મરી ગયેલા કોષો નીકળી જતા હોય છે. વિભાજન માટે કોઈ કોષ બાકી નહી રહે, ત્યા સુધી કોષોના જીવન મૃત્યુની આ ક્રિયા ચાલુ રહેશે. દેહના સર્વ કોષોના મૃત્યુ પછી પણ કોર્નિઆના કોષો બીજાની આંખને કામ આપશે. જો

'આત્મા' જેવું કંઈ હોય તો આટલાં વર્ષોમાં દેહથી છૂટાં પડેલા હજારો કોષોમાં પણ આત્માનો મોટો ભાગ નાશ પામતો હોવો જોઈએ બીજાનાં શરીરમાં ગયેલા મારા કોષો જીવતા હોવાથી 'આત્મા'નો થોડો ભાગ મારા મૃત્યુ પછી પણ ત્યાં જીવતો હોવો જોઈએ. સર્વ ધર્મો મૃત્યુ પછીના જીવન અંગે અવધારણા આપે છે. પણ એ માનવા માટે કોઈ કારણ નથી.

કોઈ કહે છે કે "આ શરીરનું જીવન અને શાશ્વત જીવન જુદાં છે; પણ જે જીવન નાશ પામે છે તે શાશ્વત ક્યાંથી હોય ? જીવન એક કોષી જીવનમાં હોય કે બહુકોષી જીવનમાં હોય, તે સરખું જ છે. ફેર છે તે એની વિકાસની કક્ષામાં છે. બીજો કોઈ તફાવત નથી."

બાઈબલના જૂના કરારમાં યહોવાહ અને મૂસાના જે ઉપદેશો આપ્યા છે તેને તો નૈતિક રીતે પણ તેઓ નિંદ્ય ગણે છે. બાળકોને એ કેવી રીતે શીખવી શકાય એ એમનો પ્રશ્ન છે. દેવો અને ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધાની માણસ પર મોટી અસર છે. પરંતુ એને લીધે દેવની મર્યાદાનો ભંગ અથવા પવિત્રતાના લોપની ભીતિ માણસના મનમાં એવી ઊભી થાય છે કે એમાંથી ઘણા માનસિક વિકારો જન્મે છે એમ તેઓ કહે છે. ધ્યાન, ભક્તિ, સંકીર્તન વગેરેની અસર આત્મસંમોહન (Self hypnotism) કરનારી થાય એવી છે, માણસની બુદ્ધિ મૂર્છિત થઈને કામ કરતી બંધ પડે છે—સદીઓ જૂની કથાઓના રટણથી જન્મેલી ખોટી શ્રદ્ધા બધી વાતો માની લેવા માણસને તૈયાર કરે છે એથી કેટલાક વૈજ્ઞાનિકો પણ એ વાત સ્વીકારી લેતા હોય છે. એનું અનુકરણ બીજાઓ કરે છે. અનુકરણ કરનારાઓમાં વિચારશક્તિ હોતી નથી."

*

આવી સમજણ ડૉ. કવુરની રગેરગમાં ઊતરી ગઈ હતી એથી જ્યારે કૉલેજમાં વનસ્પતિ અને પ્રાણીવિજ્ઞાનના અધ્યાપક તરીકે એમની નિયુક્તિ અપાઈ ત્યારે અંગ્રેજી એમણે કરેલા ધર્મશાસ્ત્રના અભ્યાસનો વિષય પણ શીખવવા આપેલો. પરંતુ એક વર્ષ પછી સંચાલકોએ એ વિષય પાછો લઈ લીધો. જો કે વિદ્યાર્થીઓએ એ વિષયમાં પરીક્ષા ઉચ્ચ ગુણાંકોથી પસાર કરી હતી. પરંતુ બધાની ધર્મમાંથી શ્રદ્ધા ઊઠી ગઇ હતી. સંચાલકો આ પરિસ્થિતિ માટે તૈયાર ન હતા.

સદ્‌ભાગ્યે એમને એવા જ બુદ્ધિનિષ્ઠ પત્ની મળ્યાં હતાં. પતિના બધાં સાહસોમાં એમણે પૂરો સાથ આપ્યો હતો અને ડૉ. કવુર જે જાહેર પુરસ્કારો આપતા તેમાં હોડમાં મૂકવા માટે જોઈતા નાણાં પણ પોતાના અંગત સંચયમાંથી આપી દેતા...

૧૯૭૪માં જ્યારે શ્રીમતી કવુરનું અવસાન થયું ત્યારે એમની મૃત્યુનોંધ લખવામાં આવી કે "આસ્થા ધરાવતા લોકોને તકલીફ ન પડે તે માટે શ્રીમતી કવુર આત્મા કે મન કશુંય પાછળ મૂક્યા વિના અવસાન પામ્યાં છે. તેમની ઇચ્છાનુસાર તેમનો દેહ શ્રી લંકા યુનિવર્સીટીની મેડીકલ કૉલેજને આપવામાં આવ્યો છે ત્યાં શુક્રવારે સવારે આઠ વાગે ખસેડવામાં આવશે. અગ્નિદાહ, દફનવિધિ અથવા ફૂલ અર્પણ વિધિ રાખી નથી." આ નોંધ બધાં છાપાઓમાં છપાઈ. શ્રીલંકા રેડીઓને પણ નોંધ આપવામાં આવેલી, પણ એમાં ન લેવાઈ. કારણ કે રેડીઓ કમિટીના બે સભ્યો એક રોમન કૅથોલિક પાદરી અને બીજા બૌદ્ધ સાધુ આવી નોંધ લેવામાં સંમત ન હતા.

આમ, ડૉ. કવુર જીવનભર બુદ્ધિ અને વિજ્ઞાનનો હથોડો લઈને માણસોની અંધશ્રદ્ધા, બુદ્ધિની જડતા અને મતાનુગતિકતા ઉપર જોરદાર પ્રહારો કરતા રહ્યા. તેઓ વતની કેરળના હતા

[ વિશ્વમાનવ ]

પણ શ્રી સંઘના નાગરિક બનીને ત્યાં સ્થિર થયા. ભારતમાં ઘણી વાર એમણે પ્રવાસ કર્યા. એ વખત ગુજરાતમાં પણ આવી ગયેલા આ પુસ્તક એમના પુરુષાર્થની રસભરી ગાથા રજૂ કરે છે.

*

માણસ જાતની સ્વતંત્ર બુદ્ધિને જગાડવા માટે એમણે કરેલા આ ભગીરથ પ્રયાસોની નોંધ લીધા પછી પણ પ્રશ્ન રહે જ છે કે એમણે કરેલા વિધાનોમાં સત્ય કેટલું ?

ઇન્દ્રિયોના પ્રત્યક્ષ અનુભવના આધારે ચાલતી બુદ્ધિ પાસે, ઇન્દ્રિયોની શક્તિ વધારનારાં ગમે તેટલાં અદ્યતન શક્તિશાળી સાધનો મૂકવામાં આવે છતાં માણસે જોયું છે કે પ્રત્યક્ષ હિ ત્વલ્પો-પ્રત્યક્ષ ઘણું થોડું છે, અપ્રત્યક્ષ ઘણું છે. સમુદ્રમાં ઢંકાયેલા હિમના પહાડ જેવું છે બીજી બાજુથી, બાહ્યેન્દ્રિયોની મદદ વિના કોઈ જુદી જ ઇન્દ્રિય કે શક્તિ દ્વારા માણસ જુદા જ પ્રકારનો અનુભવ કરતો આવ્યો છે; આદિ માનવોના આ અગમતત્ત્વના અનુભવની અભિવ્યક્તિ એની પ્રતીક ભાષામાં હતી, એ અનુભવનો પ્રત્યાઘાત માહાત્મ્ય, અહોભાવ, ભક્તિ અથવા ભય એમ અનેક રીતે થતો રહ્યો છે, અને નોંધાતો પણ રહ્યો છે. પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં એ સંઘરાયો છે. આપણાં જૂના પુરાણોમાં, બાઇબલના જૂના કરારમાં, બીજા દેશોનાં પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં, આવું ઘણું જોવા મળે છે. એટલું જ નહીં, ડૉ. યુંગ જેવા માનસશાસ્ત્રીઓ એમ પણ સ્વીકારે છે કે, માનવજાતિના સામૂહિક અજ્ઞાત મનના સંસ્કાર રૂપે એ બધું સંઘરાયું પણ છે, અને દરેક મનુષ્ય એ વારસામાં લઈને અવતર્યો હોય છે પણ મનુષ્ય ત્યાં જ અટક્યો નથી. ઇન્દ્રિય-પ્રત્યક્ષની મદદથી જોનારી બુદ્ધિનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો છે વસ્તુલક્ષી પ્રયોગ મૂલક વિજ્ઞાનનો પણ ઝડપી અને પુષ્કળ વિકાસ થયો છે. અને બ્રહ્માંડ સૃષ્ટિ વસ્તુ જગતના કાર્યકારણની ઊંડી અને સૂક્ષ્મ સમજ મેળવી છે સિદ્ધ પણ કરી છે. બીજી બાજુથી, કેટલાક મરજીવાઓએ મન રૂપી મહાસાગરમાં ડૂબકી મારીને આંતર અનુભૂતિને પણ વધુ ને વધુ ચોકસાઈથી તપાસી છે, અને એનું પણ વધુ સ્પષ્ટ દર્શન મેળવ્યું છે.

આ સર્વ પ્રયાસોના પરિણામે, વસ્તુલક્ષી વિચાર, પ્રયોગલક્ષી વિજ્ઞાન તેમજ અંતરલક્ષી આત્માનુભૂતિ-અધ્યાત્મ, આ ત્રણેયના છેડા એકબીજાથી વધારે ને વધારે નજીક આવતા ગયા છે. આજે પુરાણો, બાઇબલ વગેરેનું નવેસરથી મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ અધ્યયન અને અર્થઘટન થઇ રહ્યું છે. એ નવો જ પ્રકાશ પાથરે છે ચિત્તની શક્તિઓના નવા ને નવા આયામો પ્રગટ થઇ રહ્યા છે 'પરામનો વિજ્ઞાન' પણ ખૂબ વિકસતું જાય છે *

*

આધુનિક વિજ્ઞાનની છેલ્લી શોધો અને અધ્યાત્મના પ્રયોગસિદ્ધ અનુભવો કેટલાક નિકટ આવ્યા છે અને એકબીજાની ભાષા બોલતા થયા છે તે બતાવતા ઘણા અધ્યયન ગ્રંથો પ્રસિદ્ધ થઇ રહ્યા છે. એ વખતે ડૉ. કવુર પાસે જ વિજ્ઞાનની મૂડી જૂની, વાસી ગણાય એવી લાગે છે. વિજ્ઞાન સદાય વિકસિત રહે છે અને તે ઝીલવા જેટલું મન જાગૃત ન રહે તો એ પણ જડતામાં ખપી જાય છે.

જે બુદ્ધિની ડૉ. કવુર બહુ મોટી પ્રતિષ્ઠા આંકે છે એ બુદ્ધિ પણ બહિર્મુખ હોય છે. અને બાહ્ય દર્શન તો 'ખંડ દર્શન' છે. સમગ્રતાથી, અખિલાઇથી જોવાની શક્તિ ખંડ બુદ્ધિમાં હોઇ શકતી નથી. એટલે તો કહેવાયું છે કે સમગ્રના

*આવા ચમત્કારિક અનુભવોનો સંગ્રહ ગ્રંથ શ્રી ભોગીભાઇ ગાંધીએ આપ્યો જ છે

દર્શન માટે 'તર્કો' હિ અપ્રતિષ્ઠોઃ—ત્યાં તર્કની કોઈ પ્રતિષ્ઠા નથી. એટલે તો, 'તર્કના સમ્રાટ' કહી શકાય એવાં શ્રી શંકરાચાર્યે કહેલું કે યેન ત્યજસિ તાન ત્યજ—જેના વડે અસત્યને અસત્ય જાણ્યું તેને—બુદ્ધિને પણ હવે તજી દે. કેમ કે તે સ્તરે સંપૂર્ણ સત્ય બુદ્ધિથી પર છે. એ માટે તો અતિમનસ કક્ષાએ પહોંચવું જોઈએ.

આપણે ત્યાંના રેશનાલિસ્ટો–બુદ્ધિવાદીઓમાં પંડિત જવાહર નહેરુનું સ્થાન ઊંચું હતું એમના ચરિત્ર લેખક ડૉ. સર્વપલ્લી ગોપાળ લખે છે કે "૧૯૫૯ પછી પંડિત જવાહરલાલજીનું વલણ પણ અધ્યાત્મ તરફ ઢળ્યું હતું. ત્યાર પહેલાં મગજનો એ બાજુનો દરવાજો એમણે બંધ જ રાખ્યો હતો; પણ બાદ તેઓ તેના તરફ આકર્ષાયા હતા. અને ભૌતિક જગતના મૂળમાં રહેલા 'કંઈક' ને શોધવા ઉત્સુક બન્યા હતા. આ અભિલાષવાળા વિશ્વમાં 'વિચારયુક્ત' કે 'વિચાર રહિત' જે કંઈ છે એ દરેકનું સ્થાન છે એ સિદ્ધાંત અને જાતિ ધર્મ કે વર્ણની સંકુચિતતામાંથી મુક્ત અને વધુ સહિષ્ણુતા· ભરી સમજણને અનુસરવામાં માણસને મદદ કરે એવી 'દૈવી પ્રેરણા' અથવા 'જીવનશક્તિ' મનુષ્ય માત્રમાં રહેલી છે, એવી શ્રદ્ધા આપનાર વેદાંત પ્રત્યે વળ્યા હતા.

આ "દૈવી પ્રેરણા' કે 'જીવનશક્તિ'ની શ્રદ્ધાત્મક ભાષા વેદાંતની હોય, કે બીજા કોઈ પણ આસ્તિક દર્શનની હોય, ભાષા તો માણસના ઘડતર સંસ્કાર અને એને અનુસરીને બંધાયેલી રુચિ પ્રમાણે નીકળતી હોય છે શ્રી રામકૃષ્ણ પરમહંસે એટલે જ કહેલું કે 'જેટલા મત એટલા પથ'. પરમ તત્ત્વને સમજવા અને પામવાના સદીના અંત વખતે પણ ધર્મસંઘર્ષને નામે, લોહીની નદીઓ વહેવડાવ્યા પછી પણ, પાકિસ્તાનના પ્રેસીડંટ ઝીયા "કહે છે કે તક મળે તો હું બળજબરી કરીને પણ ધર્મને લાદું" (એસ વ્યંકટ નારાયણ). અલબત્ત ત્યારે ઠાકુરનો ધર્મ સામેનો પુણ્યપ્રકોપ વ્યાજબી બની જાય છે કારણ કે ત્યાં ધર્મ શુદ્ધ અધ્યાત્મ નથી. પણ સ્વાર્થજનિત બુદ્ધિએ સ્વીકારેલી અવધારણા માત્ર છે.

* મૃત્યુ પછીના અસ્તિત્વનો પ્રશ્ન, જીવનની એકતા, અખંડિતતા અને શાશ્વતતા સ્વીકાર્યા પછી ગૌણ બની જાય છે, છતાં વ્યક્તિગત જીવનનું અસ્તિત્વ જેટલો સમય ભાસે છે અને પુનર્જન્મ લે છે એનો પ્રશ્ન ઊભો રહે છે. મનુષ્યના જીવન દરમિયાન મળેલા પ્રબળ સંસ્કારો નાશ પામતા નથી એના અનુભવો તો આજે એટલા નોંધાયેલા છે કે એનો ઈન્કાર કરવો અશક્ય છે. એવું વૈજ્ઞાનિક અધ્યયન જ માણસને એના ભય અને અન્ય વિકારોમાંથી મુક્ત કરી શકશે. ભૂતનાં અસ્તિત્વનો પ્રશ્ન આવા સંસ્કારોની સાથે જડાયેલી પ્રબળ અતૃપ્ત વાસનાને લગતો છે. એના પણ પ્રમાણભૂત ગણાય એવા દષ્ટાંતો મળે છે. એવું વધુ વૈજ્ઞાનિક અધ્યયન થવું જોઈએ ભયથી પ્રેરાઈને અન્વૈજ્ઞાનિક ઉપાયો લેવાથી તો વધુ દુઃખ અને ગુંચવાડો ઊભાં થાય છે.

જેમ વિચારની શક્તિ છે, વાસનાની શક્તિ છે એમ ભાવની પણ પ્રબળ શક્તિ છે એ ભાવશક્તિએ વૃદ્ધા આના સ્તનમાં ધાવણ આણ્યું છે. પક્ષાઘાતના રોગીને દોડતો કર્યો છે. અને કેન્સર પણ મટયાં છે ડાકુઓનાં જીવનમાં પરિવર્તન કર્યાં છે પરંતુ એ શક્તિઓના

# સ્વાયત્તતા વિનાની લોકશાહી : (સમસ્યા અને ઉપાય) | રમેશ ચાપર

આપણી સમજવાળી લોકશાહીના માળખામાં આયોજનના પ્રારંભિક વર્ષોમાં જવાહરલાલ નહેરુ સ્વાયત્ત સંસ્થાઓ ઊભી કરવાનો પ્રયત્ન કરતા હતા. અણુ ઊર્જાના ક્ષેત્રમાં કેટલાક રસપ્રદ પ્રયત્નો થયેલા. એ કામમાં કેટલીક હોમી ભાભા સર્વોત્કૃષ્ટતાના કેન્દ્રો ઊભાં કરવાના પ્રયત્નો કરતા હતા પણ સ્વાભાવિક રીતે, એ દિવસોમાં વ્યક્તિગત પ્રતિબદ્ધતા અને રાજકીય નેતૃત્વની યોગ્યતામાં વધુ વિશ્વાસ રખાયો. વૈયક્તિકતાવાદી ભારતીય સ્વભાવને પરાયો લાગે એવા સામુહિક સ્વાયત્તતાના ભાવ વિષે પૂરતી નક્કર ચર્ચાઓ ન થઇ. કોઈકે છૂટાછવાયા પ્રયત્નો કર્યા તેને બહારથી દેખાતી નિર્દોષ નોકરશાહી વ્યૂહરચના વડે અને જવાબદારી તથા ઓડીકરણના નામે રોકવામાં આવ્યો. આવા પ્રયત્નોને નહેરુના સાથીઓ વિચિત્ર અને બિનજરૂરી માનતા. જે પ્લાનિંગ કમિશન નહેરુએ પ્રોજેક્ટોને ઝડપી બનાવવા અને નવા પ્રતિમાનો ઘડવા સ્થાપેલું તે નોકરશાહીની બીજી વધારાની ગૂંચ બની ગયું.

સ્વાયત્તતા દૂર કરવામાં આવી. ક્યાંક ક્યાંક કોઈએ એને બચાવવા પ્રયત્ન કર્યો પણ સરકારી યંત્ર એવું હતું કે નહેરુ પછી કોઈ એનું રક્ષક નહીં એટલે એ લડાઈ નિષ્ફળ રહી. કોર્પોરેશનો સ્થાપવાની વાતના ઝડપી સ્વીકારને કારણે કેન્દ્રીયકરણનો વિચાર બળવત્તર થયો.

ચારે બાજુ, પરંપરાગત લોકશાહી આદર્શ એક પ્રકારનું જાદુ ઊભું કરવામાં, માફિયાઓ દ્વારા ખાનગી યુક્તિઓમાં, વિવિધ કેડરો વચ્ચેના સંઘર્ષોમાં, પક્ષોમાંના તડોનાં ષડયંત્રોમાં, રહસ્યાત્મક ગુપ્તતામાં, અને બેધારા વિચારો અને બેવડી વાતોમાં ફેરવાઈ ગયો છે. અહોની દુર્ભાગ્યપૂર્ણ યુક્તિને કારણે નહી, પણ જડ, અતિકેન્દ્રીયતાવાદી સંસ્થાકીય માળખાને કારણે, આ કટોકટી ઊભી થઈ છે વળી આ કટોકટી કેન્દ્ર અને રાજ્યો વચ્ચેના સંબંધોની જ નથી, પણ કેન્દ્રના અને રાજ્યોના પોતાના અંતર્ગત વ્યવહારોના સંબંધોની પણ છે પ્રજાની સર્વોચ્ચતા પર ભાર દેતી લોકશાહી રાજ્યપદ્ધતિ ધીમે ધીમે પ્રજાના અને સ્થાપિત હિતોના વિશેષ સમૂહો ઉપર, અને ક્યારેક તો મોટી સત્તાધારી વ્યક્તિઓ પર આધારિત થઈ ગઈ છે લોકશાહી એકાધિકારવાદી હોતી નથી, તે વધુ નાગરિકતાલક્ષી હોય છે, પણ જો તે સ્વાયત્ત વ્યક્તિઓ અને સંસ્થાઓને પોષણ ન આપે તો એની ગુણવત્તા વિકૃત થાય છે.

મૂડીવાદી, સામંતવાદી કે જ્ઞાતિવાદી અત્યાચારીઓના પંજામાંથી સામાન્ય લોકોને બચાવવા અને પ્રજાને સત્તાના કેન્દ્રની નિકટ લાવવા લોકશાહી છે. પણ આજે એની ગતિશીલતા ઘટી છે સમાચારના ક્ષેત્રમાં જે જાતનો વિકાસ થયો છે તેથી તો સ્થિતિ ઊલટી વધુ બગડી છે. લોકશાહીના આ ભદ્દા નમૂનાને સ્વીકારવા માટે જેના દ્વારા જ્ઞાનોદ્દીપન થવાનું હતું તે સંપ્રેષણની ક્રાન્તિને વિશ્વની પ્રજાઓના દિમાગો ફેરવી નાખવા અને તેમને નશો ચડાવવા રાજ્યકર્તા અલ્પવર્ગની ધનિક ટોળીએ અસત્યો અને પ્રતિ અસત્યો માટે પ્રેરિત કરી છે.

આપણા મનમાં પ્રશ્ન થાય છે કે આપણી સરકારો આટલી અસ્તવ્યસ્ત અને બિનઅસરકારક કેમ થઈ ગઈ છે, આપણે કામની ચાચાઇ અને કાર્યદક્ષતાના ફરવાની વાતો કરીએ છીએ.

જાણે આપણા પર રાજ્ય કરવાનો બીજો કોઇ સારો ઉપાય દેખાતો નથી. જેમને પ્રજાએ ચૂંટેલા કરમાથી પગાર મળે છે એવા સરકારી નોકરોની હેરાનગતિએ આપણને નિઃસહાય કર્યા છે. એ હેરાનગીમાંથી ભાગી જવા નોકરશાહીના આ જંગલમાં કાર્ય કરવાની આપણી પોતાની રીતો આપણે શોધી કાઢી છે, જેમ કે, લાંચ આપવી, લાગવગનું ક્ષેત્ર ઊભું કરવું વગેરે. સીમાન્ત પરિસ્થિતિઓમાં આ સિવાય બીજી કોઈ દલીલ કરવી એ ભોળપણમાં મહાલવા જેવું છે.

એક જુદી સ્થિતિ કલ્પો : સરકાર એટલે સચિવાલયો, ઘણાં ખાતાંઓ અને કોર્પોરેશનો. આ બધાં કહેવાતાં સ્વતંત્ર પણ પ્રધાનો કે સચિવાલયોને અધીન જ હોય છે. આ કેન્દ્રીકૃત માળખું, જો પ્રધાનો કે સચિવાલયોના વિશાળ માર્ગદર્શન નીચે ઘણાં સ્વાયત્ત કોર્પોરેશનોમાં ફેરવાઈ જાય, અને સંયોજન કે નિર્ણય માટે સમસ્યાઓનો અહેવાલ તેમને આપતા રહે તો કેવું મોટું પરિવર્તન આવે ! જે સ્તરે સંબંધ હોય તે જ સ્તરે, ભલે કોઈ વાર સારા કે ખરાબ નિર્ણયો લેવાશે પણ તે લેવાશે જ. કામકાજી મનોવૃત્તિ અને સંવેદનશીલતા વધશે. કેમકે તેથી બીજા પર ઢોળી દેવાનું કે ધૂળ ખાતી ફાઈલ પર કડક નોંધ કરી પોતાની જવાબદારી ખંખેરી નાખવાનું મુશ્કેલ થશે. સૌથી વધારે તો, રાજકીય દખલ અને સચિવાલયોના આટાપાટામાં રહેલા ભ્રષ્ટાચાર અને નૈતિક અધઃપાત ઓછા થશે અને સ્વાયત્ત સંસ્થાઓમાં સ્વાયત્ત વ્યક્તિઓના વધવાથી, કદાચ, સદંતર દૂર થશે.

આ કોઇ આદર્શવાદી કલ્પના નથી. આપણા આ અંધકારમય દેશમાં પણ એ નોંધાયેલી હકીકત છે કે જ્યારે જ્યારે કોઈ સચિવાલય, જાહેર કોર્પોરેશન કે સંસ્થાઓ જવાબદારીપૂર્ણ માળખામાં અસરકારક રીતે કામ કર્યું છે ત્યારે એના અમલનાં મૂળ સ્વસ્થ સ્વાયત્તતામાં દેખાયાં છે. મોડી રાત સુધી કામ કરતાં સચિવાલયો અને પોતાની ઓફિસમાં ઠસેલાં એક કે બીજા સાથે માથાકૂટ કરતા મંત્રીઓનું દશ્ય અકાર્યક્ષમતા, અતિકેન્દ્રીકરણ, અનંત વિલંબ, અનિર્ણયકતા, અનુચિત લાભો મેળવવાની આશા અને ત્રાસજનક વહીવટ છે.

રાજકારણીઓ અને વ્યાપારીઓ વ્યાપારને ગૂંગળાવતા નિયમો અને કંટ્રોલોમાંથી તેને મુક્ત કરવા અને અર્થરચનાને મુક્ત બજારમાં વિકસવા દેવા માટેનો આગ્રહ ચાલુ રાખશે. પણ કહેવાતા ક્રાંતિકારી કે રેડિકલ આ લોકો આપણે જેમાં સલવાઈ પડ્યા છીએ એવા આ લોકશાહી રાજકીય અને આર્થિક નમૂનામાં સ્વાયત્તતાના અભાવની ખરાબી જોઈ શકતા નથી. સાચે જ, ઇરાદાપૂર્વક છે. રાજ્યકર્તા રાણી અને દર પાંચ વર્ષે ચૂંટાઈને કે પંચવર્ષીય યોજનાઓ દ્વારા જેઓ સત્તા પર આવવાના આકાંક્ષી છે તેઓ પોતાની રાજકીય અને આર્થિક સત્તાને સીમિત કરવા ઇચ્છતા નથી.

જે ઢાંચો વિકસ્યો છે તે ભયપ્રદ છે. પ્રકાશન અને સાંસ્કૃતિક વિભાગો સિવાયનાં વિદેશ ખાતાનાં એકહથ્થુ કામો હું સમજી શકું છું. ભાષા અને એકીકરણ સિવાયની પ્રવૃત્તિઓવાળું ગૃહખાતું, બેંકિંગ અને વીમા સિવાયનું નાણાં ખાતું, કાયદા અને સંરક્ષણ ખાતું—આ બધામાં હજુ એકહથ્થુ કામો સમજાય છે પણ જેમાં સ્વાયત્ત સંસ્થાઓ હોય એવું અપેક્ષિત છે એવા કેળવણી ખાતાની બેહદ દખલનું શું ? પ્રવાસન અને નાગરિક વિમાન વ્યવહાર ખાતાની કે સૂચના અને પ્રસારણ વિભાગની દખલનું શું ?

નિઃસંદેહ, નાણાં, ઉદ્યોગ, વ્યાપાર અને ખેતી જેવા આર્થિક ખાતાઓ માટે ભલે તમે

[ વિશ્વમાનવ :

વિશેષ પ્રકારનાં માળખાં ઊભાં કરી પણ સ્વાયત્ત રીતે થઈ શકે એવી પ્રવૃત્તિઓ પર આડખીલી ન નાખો, જ્યાં ક્યાંયે કોઈ ખાતું સ્વાયત્ત કોર્પોરેશનમાં ફેરવી શકાય એમ હોય ત્યાં તેને ફેરવી જ નાખો. સચિવાલય સ્તરે માર્ગદર્શન અને સંયોજન માટે સત્તાઓ રાખો પણ સ્વાયત્તતાની ચુંબનયકને નુકશાન કર્યા વિના પ્રધાનો, પાર્લામેન્ટના સભ્યો અને નોકરશાહી માટે સ્વાયત્તતાનો અર્થ સ્પષ્ટ કરવો જોઈએ એમ મને લાગે છે.

આપણી સમવાયી રાજ્યવ્યવસ્થાના શિરમોર વડાપ્રધાને કરવું જોઈએ એવું અભિમતવાળું આ કામ છે. પણ પ્રતિપાદન અને વાસ્તવિક સ્થિતિ વચ્ચેની ખાઈનો ખ્યાલ વડાપ્રધાનના સતત વધતા જતા મંત્રાલયની સતત વધતી જતી યાદીઓ પ્રગટ કરે છે તમે માનો કે ન માનો, હૉટલોના મૅનેજરોને પણ આ સંરક્ષણનો લાભ મળે છે. અનધિકૃત રીતે કેબિનેટ પ્રધાનો પણ પટાવાળા કે કર્મચારી કહેવાતા લોકોની નિમણૂકોમાં માત્ર ભજવે છે અને હવે તો આપણે નેતાઓ માટેના લાભદાયી વ્યવસાય 'ભાદી'ના યુગમાં પ્રવેશી ચૂક્યા છીએ.

* જો રાજકીય અને આર્થિક અવરચનામાં અધિકૃત રીતે સ્વાયત્તતા નહીં સ્થપાય તો વ્યાવસાયિક કાર્યક્ષમતા, ઉત્પાદનક્ષમતા કે રાષ્ટ્રીય-હિતના વિચાર વિના મહત્ત્વનાં પદો પોતાનાં પરિજનોને આપી દેવા માટે આપતા સંરક્ષણનું ભયાનક કેન્દ્રીકરણ આ કે તે પણ દ્વારા સુધારી નહીં શકાય

સ્વાયત્ત સંસ્થા એટલે શું ?

બહુ સંકુલ સૂચનોમાં ગયા વિના કહી શકાય કે સ્વાયત્ત સંસ્થા પર જેઓ આર્થિક કાબૂ ધરાવે છે તેમને જવાબદાર રહીને બહારના હુમલાઓનો સામનો કરવા માટે એ કાનૂની રીતે સ્થપાઈ હોય છે. આ ઉત્તરદાયિત્વ એના વિશિષ્ટ કાર્યક્ષેત્ર સાથે સંબંધિત હોય અને એ એના યોગ્ય રીતે રચાયેલા વહીવટી અંગો દ્વારા વ્યક્ત થતું હોય. એના કર્મચારી ગણમાં અથવા એની નીતિમાં જે ફેરફારો થાય તે પહેલાં એની ચર્ચા થવી જોઈએ, એના વહીવટી મંડળમાં એનો નિર્ણય લેવાવો જોઈએ. આવા વાતાવરણમાં બહુ મોટી કટોકટી હોય તો જ આર્થિક આશ્રયદાતા તરીકે મંત્રાલયના પ્રતિનિધિને આદેશાત્મક હુકમો દ્વારા વચ્ચે પડવા માટે જરૂરી સમર્થન મળશે.

સ્વાયત્ત સંસ્થાઓ માટે નિયત થયેલી રકમો તેમને તરત મળી જવી જોઈએ જુદી જુદી યોજનાઓના બજેટને શિસ્તમાં રાખવા આર્થિક સલાહકારો મૂકવાની જરૂર નથી તેઓ તો નકામો ખકવાસ કરે છે. જ્યાં પાર્લામેન્ટની છેવટની જવાબદારી હોય ત્યાં એટલું જરૂરી છે કે બીજા ડિરેક્ટરોની જેમ એક ડિરેક્ટર તરીકે મંત્રાલયનો એક યોગ્ય પ્રતિનિધિ પોતાના ખાતાને સંસ્થાની કાર્યવાહી જણાવતો રહે પણ સંસ્થાના રોજ-બ-રોજના વહીવટમાં વારંવારની પૂછપૂછ અસહ્ય મનાવી જોઈએ. બીજા શબ્દોમાં સ્વાયત્ત સંસ્થા માટે કોઈ રાજકીય સૂરમાં નાચવાનું અપેક્ષિત ન હોવું જોઈએ.

મોટા ભાગની બાબતમાં સ્વાયત્ત સંસ્થાના સંચાલનમાં સંપૂર્ણ સ્વતંત્રતા જોઈએ. શ્રેષ્ઠ શક્તિશાળી માણસોને ખેંચવા માટે પગારો સ્પર્ધાત્મક હોવા જોઈએ. વળી પ્રવૃત્તિના એક ક્ષેત્રથી બીજા ક્ષેત્રની સ્પર્ધા, પ્રોત્સાહન કે દંડ પણ જુદાં હોઈ શકે પ્રમોશનની નીતિ વિના ક્રમે તેવી શક્તિશાળી વ્યક્તિને ઉચ્ચતમ પદે ચડવાનું શક્ય બનાવે એવી કોઈ વિશિષ્ટ સંસ્થાકીય સંસ્કૃતિ કે ગતિશીલતા ન હોવી જોઈએ. અને સૌથી મહત્ત્વનું એ છે કે પડકારોની વિવિધતા હોવા છતાં, બધી સાર્વજનિક સંસ્થાઓ પ્રત્યેનો એકધારો અભિગમ નીરસ અપરિવર્તનશીલતા તરફ ધકેલનારો અને આત્મવિનાશકારી છે. એમાંથી અકાર્યશીલતા જ

પેદા થાય છે. એમાં વળી જાદુઈ શક્તિવાળા માણસો તરીકે રાજકારણી નેતા વર્ગ સાથે મળજબરીથી અંદર પ્રવેશ કર્યો હોય એવા માણસોને સીધા બહારથી દાખલ કરવાની ખેદજનક કાર્યપ્રણાલી ઉમેરો એટલે તમને આર્થિક સ્થગિતતા, કાર્યશક્તિને લકવો મારી ગયાની સ્થિતિ, અને કદાચ, આર્થિક આપત્તિનાં દર્શન થશે.

સાર્વજનિક ક્ષેત્રમાં જે બધી ગડબડો ઊભી થઈ છે તે માટે સ્વાયત્તતાના આ ત્રણ ક્ષેત્રોમાંનાં સુધારા મહત્ત્વના હોય તો, ખાનગી આર્થિક સાહસિકોએ પોતાની આંતરિક વ્યવસ્થામાં સરકારની જે ખરાબમાં ખરાબ રીતો અપનાવી છે તે બાબત ઘણા સારભૂત પાઠો શીખવાના છે.

લોકશાહી સમાજ અને તેની અસરકારક સ્વાયત્તતાઓ સાથે રાજકીય, આર્થિક અને સામાજિક સંસ્થાઓના નિર્માણના સંદર્ભમાં આપણે વિચારશું તો જ ઘણું બધા કાર્યોનું સંચાલન કરવાના કૌશલ્યવાળા, સ્વાયત્ત, આત્મ-નિર્ભર શક્તિસંપન્ન અધિકારી વર્ગનું પોષણ કરી શકાશું. આજે તો જેમનામાં સ્વાયત્તતા માટેની શક્તિ પડી છે તેમને રાજકીય સત્તાધારીઓ પોતાને અનુકૂળ થવા લાચાર કરે છે. અથવા પોતાનુ ગૌરવ જાળવી ન શકાતાં તેઓ વિદેશ તરફ વળી જાય છે.

આ બધી વસ્તુઓનો દેશના રાજકીય જીવન અને નોકરિયાતોની વ્યાવસાયિકતા પર ઘણો પ્રભાવ પડે છે. સરકાર પ્રત્યે અધીનતા અને પામરતા એ આપણા સમાજનો મુદ્રાલેખ છે, આવી પરિસ્થિતિઓમાં એકહથ્થુવાદ વિકસે છે.

આકાશવાણી અને દૂરદર્શન તરફ એક દૃષ્ટિ કરો એટલે શું ચાલે છે એ સમજાઈ જશે. આકાશમાંના ઉપગ્રહોના ટેકાવાળી સંપ્રેષણની આ શક્તિશાળી ઈલેક્ટ્રોનિક વ્યવસ્થા વિકૃત રીતે પક્ષપાતી છે, વિચારો તથા વૃત્તાંતોની બાબતમાં ભારતની વાસ્તવિકતાથી પૂર્ણ રીતે કપાયેલી છે. પણ 'બગ્ગૈયા' ફિલ્મોની જેમ કરોડો લોકોની ભાષા, સાંસ્કૃતિક શૈલીઓ અને મૂલ્ય વિચારને તે ઘડે છે।

આખી દુનિયામાં લોકોને કાર્યક્રમબદ્ધ બનાવાય છે વિજ્ઞાન અને ટેકનોલોજીનો કાર્યક્રમબદ્ધતા વધારવા ઉપયોગ થાય છે ત્યાંથી અને સહૃદય સમાજની રચના આ રીતે ન થાય. એને માટે સ્વતંત્ર અને સર્જનાત્મક જીવન માટેના જુદા પાયા શોધવા જોઈએ. પ્રજાસમૂહની જરૂરિયાતો સાથે જોડાયેલી અને તેમાંથી શક્તિ મેળવતી સ્વાયત્ત સંસ્થાઓ અને સ્વાયત્ત વ્યક્તિઓના પ્રાણુબળકાર વિના લોકશાહી નષ્ટ થઈ જવાની છે.

રેલવે, ટેલિફોન એક્સચેન્જો, પાવર સ્ટેશનો, વિજ્ઞાન અને ટેકનોલોજીની સંસ્થાઓ, પોલાદ, ભારે ઈજનેરી ઉદ્યોગો, ખાતર, રસાયણો, તેલ શારકામ અને આપણું ઈલેક્ટ્રોનિક પ્રસારણ માધ્યમ–આ સૌ રાજકીય ચાલાકીમાં મુક્ત થાય, અને ૫૦% થી ૭૦% જેટલી સ્થગિત થઈ ગયેલી એમની શક્તિ વપરાતી થાય, તો જ લોકશાહી આદર્શ જીવશે અને જે યુવાનો ભારતમાં નિર્ણય બહુમતી બનવાના છે તેમનું સમર્થન મેળવશે.

અનુ : યશવંત ત્રિવેદી (લોકભારતી)
(ઇલસ્ટ્રેટેડ વીકલી, ૨૪ જુન, ૧૯૮૪)

# મનુષ્ય અને તેનું જગત : એક વૈચારિક સ્વૈરવિહાર | સિદ્ધાર્થ ન. ભટ્ટ

## ૧ : હું માનવી

અત્યારના વિકસેલા અને વિસ્તરેલા માનવ સંબંધો અને એ માનવ સંબંધોને પોષતી ઊભી કરવામાં આવેલી 'સંસ્થાઓનું' સ્વરૂપ જોતા આદિ માનવ કેવો હશે, કેવી રીતે વર્તતો હશે, કઇ રીતે પોતાના મનોભાવોને વ્યક્ત કરતો હશે જેવી બાબતો વિશે કુતૂહલ થાય એ સ્વાભાવિક છે, છતા, મનુષ્યની એ ખાસિયત છે કે પોતાની આસપાસની સૃષ્ટિને તે સમજવાનો પ્રયાસ કરે છે એટલું જ નહી બલ્કે એ સૃષ્ટિને તે અનુકૂળ થાય છે અને સાથે સાથે એ સૃષ્ટિ પર પ્રભુત્વ પણ પ્રાપ્ત કરવાનો તે સતત પ્રયાસ કરે છે. સતત વિકસતા રહેવું એ મનુષ્યની ખાસિયત છે અને મજબૂરી પણ છે જે નથી વિકસતો તે નાશ પામે છે.

ખોરાક અને રક્ષણની શોધમાં સતત ભટકતો, ભાષા–વિચાર–સંસ્કૃતિના કોઈ પણ પાશ વિનાનો મનુષ્ય છેવટે, હારીને–થાકીને રક્ષણ, સલામતી માટે પણ સ્થિર થયો હતે. ક્યાંક નદીનાળુ, તળાવ મળી ગયું હશે એ તે સાથે માનવ સંસ્કૃતિનું પરોઢ ઊગ્યું હશે. મનુષ્યને ક્યાંક ગુફા મળી ગઇ હશે અને ટાઢ, તડકો, વરસાદ, રાની પશુ અને જંગલી માણસખાઉ માણસથી પરેશાન થતા મનુષ્યને માથે છાપરું મળી ગયું હશે–ભટકવાની જિન્દગી કરતા આ નવું રહેઠાણ વધારે આરામદાયક, રક્ષણ આપનારુ લાગ્યું હશે–ગુફા તેનું પહેલું ઘર હતું, પછી જાણે માનવ સર્જિત ન હતું. અનુકરણમાંથી શીખતા મનુષ્યને તેમાથી જ ઘર બનાવવાની કલ્પના ઊભી થઈ હશે.

રક્ષણની શોધમા નીકળેલા સમાન આપદ્‌ધર્મીઓ ક્યાંક ભેગા થયા હશે સંખ્યામા વિશેષ રક્ષણ છે એ સત્ય મનુષ્યને સમજાયું હશે. પરિવારનું સર્જન કદાચ એમા જ રહેલુ હશે. મનુષ્ય અન્યની સાથે રહેતો થયો અને એમ માનવ સંબંધોની શરૂઆત થઈ હશે પહેલાં ટોળામા રહેતો હશે અને સમયના વહેવા સાથે એ ટોળામાથી નાનાં નાનાં જૂથો છૂટા પડયા હશે અને વખત જતાં જ્યારે ભાષા વિકસી હશે ત્યારે એ જૂથોને કુટુમ્બ, પરિવાર જેવુ કંઈક નામ અપાયુ હશે. જેને પોતીકું કહી શકાય એ 'પરિવાર.'

મનુષ્ય અસલમા માંસાહારી હશે અને પાછળથી વનસ્પતિ સૃષ્ટિમાંથી તેણે ખોરાક મેળવ્યો હશે અનુભવમાંથા શીખવુ એ મનુષ્યની ખાસિયત છે. જંગલોમા ભટકતા મનુષ્યને વનમાં લાગતા દવમાથી રાંધેલા ખોરાકનો પહેલો પાઠ કદાચ મળ્યો હશે શિકારની શોધમા સતત ભટકતા રહેતા અને શિકારની અનિશ્ચિતતાને પરિણામે ભૂખના દુ:ખને કારણે હાથમા જે આવ્યું હશે એ ખાધુ હશે વનમાંથી ક્યાંક ફળ કે પાંદડાંથી પોતાનું પેટ ભર્યું. ક્રમે ત્યાં ઊગી નીકળેલા ધાન્યના દાણાથી પણ ભૂખ સંતોષાય છે એનું તેણે જ્ઞાન મેળવ્યું હશે અને એમ માંસાહાર સિવાયના અન્ય ખોરાકની ઉપલબ્ધિ અને તેના પર નિર્વાહ કરતો મનુષ્ય છેવટે ક્યાંક સ્થિર થયો હશે, તેની આસપાસની સૃષ્ટિને અનુકૂળ થતો ગયો હશે, ટાઢ–તાપ–વરસાદથી શરીરને રક્ષણ આપવા ઝાડની છાલ અને તેના વિકસતા જતા જ્ઞાનથી કપાસમાથી કપડું બનાવી પહેરતો થયો હશે, ક્યાંક નદીનાળાની આસપાસ પોતાનું નાનકડું ઝૂપડું બાંધ્યુ હશે, આસપાસની જમીન સાફ કરી હશે, ક્રમે ત્યા ઊગી નીકળતા અને પોતાને અનુકૂળ આવતા ધાન્યના દાણાને ફરી વાવી શકાય છે એ શીખ્યો હશે, વૃક્ષની બે ડાળીઓ ઘસાતાં તણખો થાય છે અને તણખામાંથી અગ્નિ થાય છે અને એ અગ્નિથી

રાંધી શકાય છે એ પણ શીખ્યો હશે—અને એમ મનુષ્ય સુધરતો ગયો હશે

સુધારવું એ પણ મનુષ્યની એક ખાસિયત છે. જે નથી સુધરતો એ અંતે નાશ પામે છે. પોતાના ટકવા માટે પણ સુધરવું એ વિચાર મનુષ્યમાં પણ રહેલો હતો. પછી ભલે પોતાની સલામતી કે રક્ષણ માટે યોગ્ય શબ્દ તેણે શોધ્યો નહીં હોય. ખચવું એ સ્ફુરણામાંથી ઊભી થતી લાગણી છે, ભાવાવેશ છે.

મનુષ્યને જો મન છે તો તેની સાથે સંકળાતી લાગણી પણ છે. એના મનમાં ઉદ્‌ભવતા ભાવાવેશોને કોઈ પણ રીતે કંઈક વ્યક્ત કરતા એ શીખ્યો હશે. ભય અને આનંદની અનુભૂતિ જુદી છે એ પણ શીખ્યો છે અને એ બે વચ્ચે એની અનુભૂતિમાંથી ઊભા થયેલા ભેદને પણ તેણે જાણ્યો હશે. ભૂખના દુઃખને, શારીરિક પીડાને અને એવી અન્ય અનુભૂતિઓને હાથના કે મ્હોંના હાવભાવથી વ્યક્ત કરતા એ શીખ્યો હશે. તેણે કરેલી ભાષાની શોધ પહેલા પણ પોતાને વ્યક્ત કરવાની કોઈક વિશિષ્ટ રીત તેની પાસે હશે જ. કંઈક હાથના હાવભાવથી કંઈક વિશિષ્ટ ઉદ્‌ગારથી, કંઈક મુખના ભાવથી પોતાના મનોભાવોને કે શરીર કે મનમાં ઉદ્‌ભવતી લાગણીઓ કે ભાવાવેશોને તે વ્યક્ત કરતો હશે. એ ઉદ્‌ગારોમાંથી, પોતાની આસપાસની સૃષ્ટિમાંથી સર્જાતા નાદમાંથી પહેલો શબ્દ બન્યો હશે. જુદા જુદા નાદના નોખા નોખા સ્વરૂપોમાંથી, સ્પંદનોમાંથી, સૂરના બદલાતા સ્વરૂપમાંથી બોલી બની હશે. આજની વ્યાકરણની ભાષાના મૂળમાં આવું કંઈક પડયું હશે. શકય છે કે વ્યાકરણની ભાષાના મૂળમાં સંગીતની ભાષા પડેલી હોય !

પોતાની આસપાસની સૃષ્ટિમાં ભરપેટ વેરાએલા પડેલી ચીજોની વિશિષ્ટતાને તે ઓળખતો થયો હશે અને એ પ્રત્યેક વિશિષ્ટતા, નોખા નોખા સ્વરૂપો ધરાવતી ચીજોને તેણે ઓળખવા માંડી હશે. અને તેને સાંપડેલી આવી ઓળખને કોઈક ઉદ્‌ગારથી—ભાષાના પ્રારંભિક સ્વરૂપથી તે સ્પષ્ટ રીતે જુદી તારવતો થયો હશે અને સમયના વહેવા સાથે તેણે નિહાળેલી અને ઓળખેલી પ્રત્યેક ચીજને ઓળખવા માટે તેણે ઊભા કરેલા ઉદ્‌ગારોને વ્યાપક સ્વીકૃતિ મળી હશે, અને એમાંથી જ પ્રત્યેક ચીજને એક નોખું નામ મળ્યું હશે. ભાષાના પ્રારંભિક સ્વરૂપમાં પહેલા ક્રિયાપદ, ત્યારબાદ નામ, અને પછી અનુભૂતિને આધારે વિશેષણ આવ્યું હશે.

પોતાને વ્યક્ત કરતા રહેવું એ તો મનુષ્યની ખાસિયત છે. પછી અભિવ્યક્તિનો પ્રકાર ગમે તે હોય. જેવી તેની ઊર્મિ તેવી તેની અભિવ્યક્તિ. સાથે રહેતા શીખવું, શકય હોય ત્યાં સુધી અને ખાસ કરીને પોતાને અનુકૂળ હોય એટલી જ હદે એકબીજા સાથે ગોઠવાતા રહેવું એ મનુષ્યની પ્રકૃતિમાં પડેલું છે. સાથે રહેતા શીખવું અને ભાષાની શોધથી શરૂ થતી માનવ સંસ્કૃતિની સમયયાત્રા આગળ વધતી જ ગઈ છે અને માનવ સંસ્કૃતિના વિકાસના પ્રત્યેક તબક્કાઓ પણ નોખા છે

મનુષ્ય સાથે રહેતા શીખ્યો, તેણે પરિવારનું સર્જન કર્યું, પરિવારોમાંથી કસ્બો-બન્યો-માનવ પરિવારોનું એક નાનકડું જૂથ ઊભું થયું અને શિસ્તનો પ્રશ્ન ઉદ્‌ભવ્યો હશે. પુરુષે પરિવારના ખોરાકની જવાબદારી ઉપાડી લેશે અને સ્ત્રીએ ઘરવ્યવસ્થાનો મોરચો સંભાળવો એ પુરુષ અને સ્ત્રીના વિકસતા સબંધોમાં આવતી બાબત હશે અને એ પરિવારમાં ઉમેરાતા સભ્યો— બાળકોને પણ કંઈ ને કંઈ જવાબદારી અપાતી હશે. પુરુષ, સ્ત્રી અને બાળક કે બાળકો-એ હશે સમાજ રચનાનું પહેલું પગથિયું. એના પણ શિસ્તના પ્રશ્નો હશે અને પ્રશ્નો હશે તો તેના ઉકેલો પણ હશે.

[વિશ્વમાનવ :

કોઇ પણ પ્રશ્ન કે સમસ્યાનું નિરાકરણ શોધવું એ મનુષ્યની એક ખાસિયત છે. સમાજના પ્રારંભિક સ્વરૂપમાં એ હોસે વણલખ્યા કાયદાના પ્રારંભિક સ્વરૂપો હશે, પ્રત્યેક પરિવારને પોતાનું રહેઠાણ હશે, કંઈક સ્વરૂપની મિલકત હશે, પરિવારના સભ્યો વચ્ચેના સંબંધો સ્પષ્ટ થયા હશે છતાં, તેમની વચ્ચેના સંબંધો એટલા પેચીદા નહી હોય સંબંધોને નામ અપાયાં હશે.–પિતા, માતા, પુત્ર પુત્રી. સંબંધો આગળ વધ્યા હશે અને નવા સંબંધોના પણ નામ અપાયા હશે– ફોઈ (ભલે સમાજે બાળકનાં નામ પાડવાની જવાબદારી તેને પાછળથી સોંપી હોય તે પહેલાં તેનું - સંબંધવાચક 'ફોઇ' નામ, પહેલું પડ્યું હશે), કાકા, મામા, દાદી, વગેરે. પ્રત્યેક સંબંધના વિશેષાધિકારો અને મર્યાદાઓ નિશ્ચિત થતાં ગયા હશે અને એમ લોહીની સગાઇમાંથી પહેલો કાનૂન વિકસ્યો હશે

પરિવારો ભેગા થતા ગયા હશે અને તેમાંથી કસ્બો કે કબીલો બન્યો હશે. મનુષ્યની જરૂરિયાત વધતાં એ જરૂરિયાતોને પોષતાં ઉપકરણો, સાધનો પણ વિકસ્યાં હશે. પોતાની પ્રાથમિક જરૂરિયાતોને પોષતા પરિવારો જ્યારે કસ્બા કે કબીલામાં ભેગા થયા હશે ત્યારે માનવ સંબંધોના સ્વરૂપો પણ બદલાયા હશે, મિલકતનાં સ્વરૂપ અને તેની માલિકીની ભાવના અને એ ભાવનાને વ્યક્ત કરતાં પ્રારંભિક સ્વરૂપના વણલખ્યા કાયદા પણ વિકસ્યા હશે. કબીલામાં માથા વધતાં તેણે ગમિનું સ્વરૂપ પકડ્યું હશે, અને માનવસંબંધોની વિકાસયાત્રામાં શ્રમની વહેંચણી પણ શરૂ થઇ હશે. વિજ્ઞાનના જ્ઞાનના વિકાસમાં પૈડાંની શોધ ક્રાંતિકારી હશે.

આ સર્વને નવેસરથી ગોઠવવાની જરૂરિયાત પણ અનિવાર્ય બની હશે. આ જ અરસામાં ધર્મનું કંઈક સ્વરૂપ સ્વીકારાયું હશે, અને તેના આદેશોના અમલની જોગવાઈઓ પણ થઇ હશે.

જો મનુષ્યના આંતરિક જીવન અથવા માનવ સંબંધોમાં સર્વસ્વીકૃત નીતિના, સદાચારના અમલ અર્થે ધર્મની સ્થાપના થઈ હશે તો મનુષ્યનાં બાહ્ય વર્તનને ગોઠવવા સમાજનું બાહ્ય નિયંત્રણ કરનારું કોઈક તંત્ર પણ ક્યારેક ઉદ્‌ભવ્યું હશે. એ તંત્રે ક્યારેક કે મહદ્‌અંશે ધર્મના આદેશો પ્રમાણે વ્યવસ્થા કરવી પડતી હશે તો ક્યારેક ધર્મના આદેશોથી પર અને છતાં તેનાથી વિરુદ્ધ નહી એવી વ્યવસ્થા કરી હશે અને એમાંથી જ સમાજના સર્વને સ્પર્શતા કાયદા અને કાયદાના અમલતંત્ર એવા રાજ્યનો ઉદ્‌ભવ થયો હશે. ક્યારેક ધર્મના આદેશોનું પાલન કરાવતા તંત્ર અને સમાજમાં શાંતિ અને વ્યવસ્થાની જવાબદારી સ્વીકારતા તંત્ર વચ્ચે અથડામણ પણ થઈ હશે. ધર્મતંત્ર અને સત્તાતંત્ર એમ બે પ્રકારના શિસ્તના તંત્રોથી માનવસંબંધો છતાં તેનાથી વધારે વિશેષ સૂક્ષ્મ બન્યા હશે, પેચીદા બન્યા હશે. તેમાં પણ જ્યારે મનુષ્યો આર્થિક સંબંધોમાં આવ્યો હશે ત્યારે તેમની વચ્ચેના સંબંધોમાં નવી ને નવી ભાત વિકસી હશે માનવસંસ્કૃતિની વિકાસયાત્રામાં માલિક–નોકર, શેઠ–ગુલામ અને સમય જતા વિકૃત સ્વરૂપે વિકસેલા છૂતાછૂતના સંબંધોએ માનવ માનવ વચ્ચે દીવાલ પણ ઊભી કરી છે તેનું પગેરું કાઢવું જ જોઈએ જેમ જેમ સમાજવ્યવસ્થાનાં નવા ને નવાં તંત્રો વિકસતાં ગયા તેમ તેમ માનવસંબંધોમાં મોકળાશના, સ્વતંત્રતાના પ્રશ્નો પણ બહાર આવતા ગયા. સમાજ અને રાજ્યના સંબંધોની સમસ્યા પહેલેથી જ વિશિષ્ટ રહી છે. માનવે વિકસાવેલી સંસ્કૃતિના રક્ષણ અર્થે બાહ્ય કોચલું એવું સત્તાનું કેન્દ્ર રાજ્ય ઉદ્‌ભવ્યું તો એવું પણ બન્યું કે એ જ બાહ્ય કોચલાએ અંદરના ગર્ભને ખતમ પણ કરી નાખ્યો. જો માનવસંસ્કૃતિના વિકસતા સ્વરૂપનાં અનેક સ્વરૂપો–સંગીત, કલા, શિલ્પ, સાહિત્ય, પાંગરતાં ગયાં તો એ સ્વરૂપોના પોષણ અર્થે સમાજવ્યવસ્થામાં કેટલાંક વરવા સ્વરૂપો પણ

ઉમેરાતા ગયા. ગુલામી એક એવું સ્વરૂપ હતું. માનવશોષણ પર ટકેલી એ વ્યવસ્થા હતી. જગતના ઇતિહાસના મહાસાગરને કાંઠે ઘણી સંસ્કૃતિઓનાં મડદાં ખડકાયાં છે! ઘણી સંસ્કૃતિઓ નાશ પામી છે કારણ કે તેના રક્ષણ અર્થે તેણે નીપજાવેલી સમાજ વ્યવસ્થા અને સંચાલન વ્યવસ્થાએ જ તેને કોરી ખાધી છે।

મનુષ્યનાં વર્તન પાછળ અનેક કારણો હોઇ શકે. એ કારણોની શોધમાં અનેક સામાજિક શાસ્ત્રો વિકસ્યાં. મનુષ્ય કેવળ ઊર્મિથી કે આવેગથી નથી દોરવાતો અને છતાં એમ દોરવાય ત્યારે તેને વૈચારિક ઓપ આપવાનો પણ પ્રયાસ કરે છે. જો ઊર્મિ કે આવેગ એ મનુષ્યના વર્તનનું એક ચાલક બળ છે તો વિચાર પણ મનુષ્યના વર્તનનું ઘણું મૂલ્યવાન (ક્યારેક તેના નાશના સાધનોની શોધ કરનારું પણ) બળ છે. અંતે, મનુષ્ય પોતાના જીવનનો ઢાંચો નક્કી કરે છે—અને તેણે જ એ ઢાંચો નક્કી કરવાનો છે. તેણે તેના બાહ્ય વાતાવરણ સાથે ગોઠવાવાનું છે કે બાહ્ય વાતાવરણને પોતાને અનુકૂળ કરવાનું છે જો તે પોતાના વિશે નક્કી નથી કરી શકતો તો બાહ્ય વાતાવરણથી ભડકીને ભાગતો ફરે છે અને જેનાથી તે ભડકે છે તેને કયા તો પૂજે છે અથવા તેનાથી ભાગતો ફરે છે. તે ઈશ્વરને પૂજે છે અને ભૂતથી ભડકે છે. રાજ્યમાં ઈશ્વર અને ભૂત બન્નેનાં તેને દર્શન થાય છે પણ એ ચર્ચા અહીં વિગતે વિચારવી નથી. ક્યારેક કરીશું.

બાહ્ય વાતાવરણ સાથે ગોઠવવામાં તેને નડતી સમસ્યાઓનો ઉકેલ તેને વિચારમાં જ સાંપડે છે. જો અવ્યવસ્થાથી મનુષ્ય કંટાળતો હોય તો એ વિચાર જ તેને વ્યવસ્થા ઊભી કરવા પ્રેરે છે. કોઇ ચોક્કસ અથવા હેતુપૂર્ણ વિચારની છાયામાં પોતાના જીવનને ગોઠવવાનું મનુષ્યે પસંદ કર્યું છે એમાં જ માનવ સમાજજીવનનો પાયો રહેલો છે અને એમાંથી જ સમાજવ્યવસ્થા ઊભી થાય છે અને સંસ્કૃતિનું નિર્માણ થાય છે.

મનુષ્યના મનમાં અનેક પ્રશ્નો ઉદ્ભવે છે: વિશ્વ શું છે? વિશ્વનો ક્રમ શું છે? આના સંદર્ભમાં પોતાનું કે સામૂહિક જીવન કેવું હોવું જોઇએ? જીવન શું છે? સમાજ શું છે? સમાજમાં મનુષ્યનું સ્થાન શું? સમગ્ર જગતમાં મનુષ્યનું સ્થાન શું? અનુભવી રહ્યો છે તેનાથી જીવનની બીજી કોઈ અવસ્થા હોઈ શકે? એવી અવસ્થા હોઈ શકે તો તેને કેવી રીતે પામી શકાય? છે એનાથી જીવનને વધુ સુખરૂપ બનાવી શકાય?- આ સર્વના સંદર્ભમાં કાળક્રમમાં તેની આસપાસની સૃષ્ટિમાં કલ્પનાથી કે તર્કથી કે બન્ને વડે છે તેનાથી તેને જેવું સુખરૂપ જીવનનું ચિત્ર લાગ્યું તેને તે આલેખવાનો પ્રયત્ન કરે છે. તેને ઉદ્ભવતા પ્રશ્નોનો ઉત્તર પોતાની બુદ્ધિશક્તિથી મેળવવાનો પ્રયત્ન કરે છે અને તેને જે માર્ગો સૂઝે તે અનુસાર સમાજમાં મનુષ્યે કેવી રીતે વર્તવું જોઇએ, સમાજનો ઘાટ કેવો હોવો જોઇએ, માનવ સંબંધો કેવા છે અને કેવા હોવા જોઇએ સમગ્ર સમાજના અને મનુષ્ય વર્તનના નિયમો કેવા હોવા જોઇએ, એ દર્શાવવાનો મનુષ્ય સતત પ્રયત્ન કરે છે. પ્રશ્નો ઘણા હોય છે. એ પ્રશ્નોને સમજાવવાનો પ્રયત્ન પણ ઘણા રહે છે, અને છતાં ઘણા પ્રશ્નોનો ઉત્તર તત્સમય મળતા પણ નથી.

મનુષ્યની બુદ્ધિશક્તિ—તેના તર્કનું કાર્ય તેની આસપાસની સૃષ્ટિ અને તેના સમાજને સમજવા અને સમજાવવાનું છે અને તે સાથે પોતાને સાંપડતા સંજોગો પરત્વે હરસમય અસંતોષી એવો મનુષ્ય સંજોગોને પોતાને અનુકૂળ અને વધારે સુખરૂપ, બનાવવા પ્રયત્ન કરે છે. પોતાના વિકાસને આડે આવતા ઝાળાંઝાંખરાં દૂર કરે છે તો અન્યના વિકાસને આડે એવાંઝાળાંઝાંખરાં ખડાં પણ કરી દે છે. વિશ્વબંધુત્વમાં શાંતિ જોતો હોવ છે તો પોતાના જ સમાજમાં દીવાલો પણ ઊભી કરે છે. માનવ-

સંસ્કૃતિના વિકાસને મદદરૂપ એવાં ઉપકરણોની તે જો શોધ કરે છે તો માનવસંસ્કૃતિનો નાશ કરે એવાં સાધનો પણ તેની બુદ્ધિશક્તિની નીપજ બને છે. સમાજવ્યવસ્થાને નવો ઘાટ આપવાના વિચારમાંથી વિચારસરણીઓનું સર્જન થાય છે. સર્જન કરવું અને સાથે સાથે વિસર્જન પણ કરવું એ મનુષ્યના નસીબ સાથે જડબેસલાક બાબત છે. મનુષ્ય ધારે તો તેનું નસીબ ઘડી શકે છે ને ઈચ્છે તો પોતાના અને અન્યના નસીબનો ઉચ્છેદ પણ કરી નાખી શકે છે.

માનવ સંબંધોના ઇતિહાસમાં ડોકિયું કરવું અને તેમાંથી સત્ય શોધવું અઘરું નથી. આજે પણ જગતમાં આવા પ્રકારની માનવ વસાહતો જોવા મળે છે અને તેમની રહેણીકરણી, તેમના પરિવારના સભ્યો વચ્ચેના અને તેમના સમાજના સભ્યો વચ્ચેના સંબંધો, એ સંબંધોને નિયંત્રિત કરતા તેમના ખ્યાલો અને એ ખ્યાલો પાછળ રહેલા તેમના વિચારો અને મૂલ્યો જેવી બાબત પણ આજના વિકસિત માનવ સમાજોના પ્રારંભિક તબક્કાઓમાં જોવા મળતી હશે એ સહેજે કલ્પી શકાય તેવી બાબત છે. જો ભવિ તરફ પગલાં માંડી શકાતાં હોય તો વીતેલા કાળ તરફ પણ જઈ શકાય છે. તદુપરાંત, સમગ્ર માનવજાતને બદલાઈ રહેલા સંદર્ભમાં વિશાળ અર્થમાં પણ વારંવાર તપાસવી પડશે. જ્ઞાન-વિજ્ઞાનના સીમાડાઓને સર કરતી માનવશક્તિ અને માનવસંબંધમાંથી નીપજતાં સમાજકારણ, ધર્મકારણ, રાજકારણ અને અર્થકારણ જેવી બાબતોને બદલાતા જતા સંજોગોના પરિપ્રેક્ષ્યમાં સતત જોવી પડશે. વળી, પોતાના મનોભાવોને વ્યક્ત કરતા સાહિત્ય અને કલા જેવાં માધ્યમોને પણ યોગ્ય રીતે મૂલવવા પડશે તો વિજ્ઞાન અને ટેકનોલોજીના વિકસતાં સ્વરૂપોની માનવસમાજ અને માનવસંબંધો પર કેવી અસર પડી શકે એ પણ જોવું પડશે.

ટૂંકમાં, મનુષ્ય અને તેના સમાજને રીતે સ્પર્શતી બાબતોનો અભ્યાસ અનિવાર્ય બન્યો છે. મનુષ્યને કેન્દ્રમાં રાખી વિચારોમાં કરાતો સ્વૈરવિહાર એ આ લખાણ પાછળનો લેખકનો હેતુ છે. અલબત્ત, અહીં માત્ર અલપઝલપ આવતા વિચારોને જ રજૂ કરવામાં આવ્યા છે અને તેથી વિવાદાસ્પદ હોઈ શકે.

---

# સુદૂરનું એ સંગીત | સ્વેતલાના

૧૯૬૭ની સાલમા રશિયન ક્રાંતિના નેતા સ્તાલિનની દીકરી સ્વેતલાનાને પોતાના ભારતીય મૃતપતિ બ્રિજેશસિંહના અસ્થિવિસર્જન નિમિત્તે ભારત-યાત્રાનો સંજોગ પ્રાપ્ત થયેલો. થોડો સમય એણે ઉત્તર પ્રદેશના કાલાકાંકર ગામમાં પોતાના સાસરિયાના સહવાસમા ગંગા નદીને કાંઠે ગાળેલો. ખૂબ જ શાંતિ તથા એકાંતમાં ગાળેલા આ દિવસો દરમિયાન એના મનમાં પોતાના જીવનની વિષમતા બાબત ખૂબ મંથન ચાલ્યું. ને એમાથી સ્વદેશ ત્યાગના અતિકઠિન સંકલ્પે એના મનમાં આકાર લીધો, આ સંકલ્પને પાર પાડવા જતા, એણે પોતાના પૂર્વ જીવનના તમામ સંબંધો પર સદાને માટે વિચ્છેદની છૂરીનો કાપ સ્વીકારી લેવો પડે, એવી સ્થિતિ ઊભી થતી હતી. પોતાનાં બાળકો તથા પ્યારા મિત્રો સાથેનો સંપર્ક પણ એથી સમૂળગો કપાઈ જાય એમ હતો.

આ અતિ કઠોર પરિસ્થિતિ વિષે સંપૂર્ણપણે સભાન હોવા છતાં, સોવિયેત રશિયાના નાગરિક તરીકે જે ગૂંગળામણભર્યું, —ક્ષણે ક્ષણે આત્માને પીડનારું ને અકળાવનારું —જીવન પોતાને જીવવું પડતું હતુ, તેમાંથી મુક્ત થવા માટે, આવા સર્વસ્વ-ત્યાગનો માર્ગ અપનાવવાનું એણે નક્કી કર્યું. સ્વદેશ ત્યાગનો આ નિર્ણય પોતે શા માટે, કેવી રીતે ને કેવા સંજોગોમા પાર પાડ્યો એનુ બયાન આપતાં એણે એક પુસ્તક લખ્યું છે, જેનું શીર્ષક છે : 'ઓન્લી વન ઈયર'. (એનો ગુજરાતી સારાંશ 'એક ,પનોતું વર્ષ') ઉપરાંત અમેરિકાએ પોતાને ત્યાનું નાગરિત્વ બક્ષી એને શરણું આપેલું ત્યાર પછીના એનાં સોળ સત્તર વર્ષ મૌન ભાવે અમેરિકામા જ વીત્યાં દોઢ -પોણાબે દાયકા બાદ પોતાના અમેરિકામા વીતેલાં વર્ષો બાબત ઉદ્ગારો પ્રગટ કરતાં એણે બીજું એક પુસ્તક લખ્યું છે, જેનું શીર્ષક છે : 'ધી ફારઅવે મ્યુઝિક' અર્થાત્ 'સુદૂરનું એ સંગીત....!' આ પુસ્તક દ્વારા વળી પાછી આ સંવેદનશીલ નારીએ પોતાના હૃદયની વાણીને વહેતી કરી છે. તેના તરફ દષ્ટિ નાખી લઈએ—મહદંશે સ્વેતલાનાના જ શબ્દો સાંભળી લઈએ.

*

આજકાલ હવે અમે ઈંગ્લૅંડ આવી વસ્યાં છીએ. અહીં મારી દીકરી અમેરિકન નાગરિક સાથેના લગ્નનું ફરજંદ) એક બોર્ડિંગ સ્કુલમાં ભણવા જાય છે. એના મિલનસાર સ્વભાવને આ શાળાનું વાતાવરણ બહુ અનુકૂળ આવી ગયું છે. ને મને ઘરમાં એકાન્તે રહેવાનું પણ એટલું જ સહજ ને અનુકૂળ થઈ 'પડ્યું' છે. પણ, વ્હાલા વાંચકો આવતે વર્ષે જો અમે ઑસ્ટ્રેલિયા યા સ્વીડનમા છીએ એમ સાંભળો તોપ, આશ્ચર્ય વ્યક્ત કરતા તમે અમારા વિષે 'કોઇ ચોક્કસ ધારણા ન બાંધી બેસતા. આખું વિશ્વ જ અમારું ઘર છે કોઈ એક જ પ્રદેશ યા ભૂમિના ચોક્કસ ટુકડા પર વારી-ઓવારી જવાનું અમારા માટે શક્ય જ બને એમ નથી.

આટલી પ્રસ્તાવના બાંધ્યા પછી સ્વેતલાનાએ પોતાના પ્રકૃતિગત વિશ્વપ્રેમ પાછેના આદિસ્રોતનું દર્શન કરાવવા માતૃપક્ષના જર્મન પૂર્વજો ને વડદાદાઓને તેણે યાદ કર્યાં છે, ને કહ્યુ છે કે, જર્મન ભૂમિ પર પોતાના જીવનનો પ્રવાહ રૂંધાય છે એવુ લાગતા, ઝારની રાજસત્તાનો આવકાર પામતા, અમારા પૂર્વજો કાયમને માટે જ્યોર્જિયા આવી વસી ગયેલા. ખંતીલા ને ખડતલ ખેડૂતો તરીકે સૂર્યપ્રકાશથી ઉજ્જ્વલ, હૂંફાળી ને ફળદ્રુપ એવી જ્યોર્જિયન ધરતીને પોતાની માતૃભૂમિ તરીકે

અપનાવી લઈ, જ્યોર્જિયન, યુક્રેનિયન તથા રશિયન કુટુંબનાં સંતાનો જોડે લગ્ન સંબંધે જોડાઈને, આ જ ધરતીમાં પોતાનાં ઊંડાં મૂળ રોપેલાં.xxxમારા દાદીમાએ મધ્ય રશિયાથી ધંધા-રોજગારાર્થે જ્યોર્જિયા ભણી નીકળી આવેલા એક રશિયન યુવાન સાથે લગ્ન કર્યાં. પણ વણઝારાઓના એ વંશજને ધરતી-ખેડવાનો ઉદ્યમ પસંદ પડ્યો નહિ. એવું-રેલ્વેમાં એન્જિનિયરીંગ ખાતામાં કામદાર તરીકે નોકરી લઈને જિંદગી આરંભી. આ લગ્નથી દાદીમાને ચાર સંતાન થયેલાં, તેમાં મારી મા સૌથી નાની હતી તિફ્લિસ'ને બાકુમાં જ એનો ઉછેર થયો. પરંતુ તે સમયમાં રશિયન સંસ્કૃતિ બહુ આગળ વધેલી ગણાતી એટલે મારું બધું શિક્ષણ રશિયન ભાષામાં જ થયું. તે ભલે પણ મારા દાદીમાને તો એ ભાષા એવી સરસ કદી આવડી જ નહિ એમણે મને ઊંઘાડવા જે હાલરડાં ગાયાં તે જર્મનમાં જ. જર્મન ભાષા પરનો એમનો અનુરાગ એટલો પ્રબળ હોવા છતાં, પાછા જર્મની જઈ વસવાની ઈચ્છા એમને કદી થયેલી નહિ ! પોતાના ભૂતકાળને આ ભૂમિમાં જ ભંડારી, ખાતર કરી દઈ, એમના જીવનનો પ્રવાહ વહેતો રહ્યો.'મારા પિતાનું' કુટુંબ પણ મૂળથી જ્યોર્જિયાની ધરતીમાં જ પોષાયેલું, પાંગરેલું એમના વડવાઓને દ્રાક્ષની કુંજો અને ફળફળાદિની વાડીઓ વચ્ચે ઝૂમતા નીલમના કટકા જેવાં ધાન્યના ખેતરોની હરિયાળી છોડી. કદાચ આધે ખસવાનો કદી વિચાર સરખો આવેલો નહિ મારા પિતા જ પહેલા હતા, જેમણે માના પાલવ જેવી આ ધરતીને' મોહ છોડી, સાઈબીરિયાને ઉત્તર રશિયા સહિતના ભૂમિ વિસ્તારને પોતાનો દેશ કરી ઓળખ્યો ને એના પ્રત્યેનું ઋણ અદા કરવાની પોતાની ફરજ માની હતી. પોતાના સંતાનો તરીકે અમને-ભાઈ બેનને બાળપણથી જ એમણે રશિયન ભાષાની ગળથૂથી ચટાડીને ઉછેરેલાં. જ્યોર્જિયા જેવા એક નાનકડી લઘુમતિ ધરાવનારા પ્રદેશની ભાષા શીખવા પાછળ અમે સમય બગાડીએ, એ એમને બિલકુલ પસંદ ન હતું. તેઓ એમ જ માનતાં કે આવી નાની નાની પ્રજાઓના મિથ્યા ગર્વને કારણે જ સંકુચિત પ્રાદેશિકવાદ પોષાયા કરે છે; તેથી સમગ્ર રાષ્ટ્ર તરીકે રશિયાનો વિકાસ સાધી શકાતો નથી. આમ મારા પિતા કદી જ્યોર્જિયન રાષ્ટ્રવાદી બની શક્યા ન હતા. જ્યોર્જિયનોને પોતાની જીવનપ્રણાલિ, ભાષા તથા સંસ્કારિતા બાબત કોઈ ગૌરવ હોઈ શકે, તેનું કોઈ મૂલ્ય એમણે કદી સ્વીકાર્યું ન હતું. આ વસ્તુ મોટી થવા પછી મને ખટકી. મારી મા તેમજ એમના માબાપની માફક મને જ્યોર્જિયા ખૂબ પ્યારું હતું. એનાં સંગીત કલાની તો હું આશક હતી. આમ દેશ કે ભૂમિને નાતે, વિશાળ ધરતીમાં જેનાં મૂળિયાં પ્રસરેલા હતા, એવી મારા જેવી નારીને માટે, સંજોગવશાત્ અમેરિકાને પોતાના વતન તરીકે અપનાવી લેવાનું, બહુ સહજ હતું.

જે શહેરમાં હું જન્મેલી જ્યાં મારો ઉછેર થયો, જ્યાંની શાળા કોલેજમાં હું શિક્ષણ પામી, ચાલીસ વરસો સુધી જ્યાં રહીને મેં મારું જીવન વીતાવ્યું હતું. તેને છોડીને, સંજોગ ઊભા થયો, અમેરિકાને પોતીકા મુલક બનાવતા મને એવું આકરું લાગ્યું ન હતું મારી આ (અમેરિકન) દીકરીને પણ જ્યોર્જિયન ભાષા શીખવાની મેં કદી ફરજ પાડી નથી. સહજ ભાવે અમે તે દેશની નવીન પ્રણાલી તથા આબોહવાને અનુકૂળ બની જીવન-જીવવાની કળા મને હાંસલ હતી અને એમ કરવા જતાં મને કદી ઉદ્વેગ થયો નથી વણઝારા કોમની કોઈ પણ વ્યક્તિની માફક, મારું ઘર મારી પીઠ પર લઈને જ હું આ ભવમાં બધે ભમતી રહી છુ. હું ઓસ્ટ્રેલિયામાં હોઉં, ભારતમાં હોઉં કે મોરોક્કોમાં .મારું ઘર સદાય મારા હૈયે કોતરાયેલું, મારા ભેગું જ રહ્યું છે. મારા અમેરિકન મિત્રોને માટે એટલું જ કહેવાનું છે કે, કોઈ એક દેશની અપેક્ષામાં અમેરિકન

દેશની જીવન-રીતિ પર પસંદગી ઉતારવાને કારણે હું આ દેશમાં આવી ન હતી તેમ છતાં અમેરિકન જીવનરીતિને અપનાવવા હું સતત ઉત્સુક-ઉદ્યત રહી છુ.

સોવિયેત રશિયામા ૧૯૨૬ની સાલમા જે જન્મ્યા હશે, એમની પેઢીએ તો બીજા કોઈ દેશની ધરતી પર પગ મૂકવાનુ કદી સ્વપ્નું પણ નહિ જોયું હોય. બાળપણથી જ 'માતૃભૂમિ રશિયા' માટેની 'કટ્ટર વફાદારી'ની ગળથૂથી ચટાડી અમને ઉછેરવામા આવતાં...પરંતુ, વાસ્તવિક જીવનમા રાજ્યસત્તાના એ બધા કાયદા માનવસમાજના આંતરિક કલેવરમાંથી પ્રગટતા જેમ આગળ છુટ્ટા બની જતા હોય છે. એટલે જ જયારે મને પોતાનો જીવનમાર્ગ મળી ગયો, ત્યારે એ દિશામા પગલું માંડતાં મે રજમાત્ર ખચકાટ અનુભવ્યો નહિ. પોતાનો દેશ છોડી બીજા દેશમા જઈ વસવાનો વિચાર આપણા મગજમાં ઊઠે જ શાનો ? —એવો સવાલ મારા મને કદી ઉઠાવ્યો નહિ. કદાચ આમાં હું અમારી કુલ-રીતિ જ નિભાવી રહી હતી !

છત્રીસ વર્ષની ઉંમરે, મારી મુન્સફીથી જ છૂપી રીતે મોન્કાનાં, રશિયન ઓર્થોડોક્સ ચર્ચમા જઈ હું એના ધર્મગુરુ પાસે દીક્ષા લઈ આવેલી ને છતાં, ઓર્થોડોક્સ ચર્ચની એ દીક્ષાય મને સદાને માટે પોતાની દીવાલો આડે આંતરી રાખી શકી નહિ. ધર્મના બાહ્ય કોચલાને તોડી, અવનવા માર્ગોથી પોષણ પામી મારો ધર્મબોધ વિકાસ પામતો રહ્યો છે. મારા પ્રભુની નિકટ પહોંચવા માટે નિરાળી કેડી કંડારતાં, મે કદી ક્ષોભ અનુભવ્યો નથી, કે મારી એ યાત્રાને થંભાવી નથી.

રાજકારણમા, તેમ જ આમા પણ હુ એને જ મારી પવિત્ર ફરજ સમજીને હમેશા ચાલી છુ.

રૂમી જેવા તત્ત્વજ્ઞાની સંત કવિએ આ બધામાંથી પોતાનો સાર તારવી લેનાં કહ્યું છે કે, 'પ્રભુના બંદાઓ માટે તો પ્રભુ જ ધર્મ છે.' એમને બાંધી રાખનારો એ સિવાય બીજો કોઈ ધર્મ જ નથી. મારું અંતર આ ઈરાની સંતે પ્રબોધેલા ધર્મને જ એના ઊંડાણમાંથી ધર્મ લેખે પિછાનતું આવ્યું છે. ને આવો ધર્મ મારા જીવનની અનિવાર્ય જરૂરિયાત બની રહેલ છે

ભારતના હિંદુ ધર્મે પણ મારા મનને સંપ્રદાયનું સ્વરૂપ પામેલા ધર્મના સંકુચિત કોચલામાથી મુક્ત થવાનો માર્ગ ચીંધ્યો છે ને ધર્મનાં મર્મની પ્રતીતિ કરાવી, મારા મનની ક્ષિતિજો વિસ્તારવાનું કામ કર્યું છે અમેરિકામા વસવાટ નાખ્યા પછી, હુ પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તી ધર્મની વેગવેગળી શાખાઓ-સાથેના સંપર્કમાં પણ આવી છુ ક્રિશ્ચિયન સાયન્સવાળી શાખાથી માંડી ક્વેકર્સ, ને, પ્રેસ્બિટેરિયન-સથી માંડીને ઇવેન્જેલિકલ ને એંગ્લીકન્સથી માંડીને યુનિટેરિયન્સ—જે મારા જર્મન વડવાઓની ધર્મભાવનાનો આધાર સ્થંભ હતો, તે બધાનો સંપર્ક હું કેળવતી રહી છુ ઉપરાંત એમના વિશ્વવ્યાપી ભવ્ય સેવા ધર્મનાં મિશનો માટે પંકાયેલ રોમન કેથોલિક ચર્ચવાળા-ઓનો પણ પરિચય સાધ્યો છે એમની પાસે, ડહાપણ ને ગૂઢ રહસ્યવાદ સહિતના પ્રણાલિકા ગત સંસ્કારોનો સદીઓથી સંચિત વારસો છે, તે હુ જાણુ છુ.

શાહુડી જેવા એક પ્રાણીની માફક, મારી જ્ઞાનેન્દ્રિયની પ્રત્યેક શક્તિ દ્વારા આ બધા પાસેથી જીવનના ભાથા તરીકે કઈકને કઈક પામવાની આશા સાથે હુ સતત મથતી રહી છુ પરંતુ જ્યા ક્યાય મે અસહિષ્ણુતા ને મનની સંકુચિતતા ભાળી, ત્યાંથી હંમેશા હું છળીને પાછી પડી છુ. રાજકારણની જેમ ધર્મમા પણ પોતાના જ પંથ પાસે 'સંપૂર્ણ સત્ય'નો ઈજારો છે, એનો જ સાર્વત્રિક પ્રચાર થવો જોઈએ. એવો

દુરાગ્રહ સેવનારા—પછી તેઓ પાદરી હો યા સરમુખત્યાર સત્તાધીશ હો. એમનાથી હું સદા બીતી આવી છું. એનાથી દૂર હટતી આવી છું.

જન્મથી મારો ગણાયેલો, માટે એ સદાકાળને માટે મને બંધનકર્તા બની રહે એવો, ધર્મ મારા હૃદયને કોઈ કાળે રુચ્યો નથી, સદ્યો નથી. મારે તો હું છું ત્યાંથી, આગળ વધીને, બધી દિશાએથી, વધુ ને વધુ, પામતા રહેવું છે. સર્વને મારામાં સમાવતા રહેવું છે. મારી આ અદમ્ય તૃષ્ણા સદા એવી જ ભૂમિ ને એવું જ વાતાવરણ શોધતી રહી છે, જ્યાં સર્વની ઉન્નતિ ને સર્વના બહુમુખી વિકાસ માટે મથતો મુક્ત માનવસમાજ વસતો હોય. કંઈ નહિ તો ય, એ સમાજ એટલી હદે તો સંસ્કારી હોય જ કે જે પોતાથી જુદી રીતે વિચારનાર લઘુમતિને માથે 'બિનવફાદાર'નો સિક્કો લગાવી એનું ઉત્પીડન કે નિકંદન કાઢવા મથતો ન હોય.

*

ભારતના ઇતિહાસ ને દર્શન શાસ્ત્રોનું ઊંડાણથી અધ્યયન કર્યા બાદ, મોસ્કોમાં બ્રિજેશસિંહ સાથેના મેળાપની ઘટના બની, એને આજે પૂરાં વીસ વરસ વીતી ગયાં છે. આજે ઓક્ટોબર માસની એ જ મુલાયમ મોસમ છે. પ્રત્યેક ઝાડ પરનાં પાંદડાં પીળાં પડી રહ્યાં છે. માથા પર ધૂંધળું આકાશ છવાઈ રહ્યું છે. આવા સમયે હું અહીં કબ્રિજશાયરમાં બેઠી છું. ને એકાંતે બેઠી મારા એ ભૂતકાળમાં ડોકિયું કરું છું; ત્યારે મને સમજાય છે કે, બ્રિજેશ સાથેની એ મૈત્રી મારા જીવન માટે કેવી મહાન ઘટના હતી! મારા સમગ્ર જીવનને પલટી નાખનારી એક પ્રચંડ ઘટના હતી. એમ ન હોત તો, મારા જેવી એક શરમાળ, સંકોચશીલ, સોવિયેત નારી, જે કેવળ અમારી રાજસત્તાએ નિર્મેલ નિયમો ને કાયદાઓને આધીન રહીને જ જીવવા ટેવાયેલી હતી, તે બ્રિજેશ જેવા એક વિદેશી આદમીને મળવાનું સાહસ—જ શી રીતે કરી શકત? સોવિયેત નાગરિકના મનથી તો એક અક્ષમ્ય પાપ જ ગણાય. આવું કામ હું કરી શકી એ જ મારે મન એક મહદ્ આશ્ચર્ય છે. કંઈક એવું લાગે છે, જાણે આની પાછળ અદૃષ્ટ નિયતિનું કોઈક એવું સબળ તત્ત્વ હતું, જે મને એ માણસ સાથે સંવાદ જોડવા પ્રેરી રહ્યું હતું! એ એક જ પગલાએ મારા જીવનમાં આમૂલ ક્રાંતિનો સંચાર કરી દીધો હતો.'

થીજી ગયેલું મનઃ સ્વમાન જેવી વસ્તુનો જાણે લોપ જ થઈ ગયો હોય એવી મનોદશા, આત્મ પ્રતીતિ જેવો કોઈ સુદૃઢ આધાર નહિ, એવી હતી હું ત્યાં ભારતના એક હૂંફાળા પ્રવાસે મારી આત્મકુંઠાને, મનની આવર્જનાને ઓગાળી નાખી. એકાએક મારું મૂર્છિત આત્મબળ સળવળી ઊઠ્યું. ને ૧૯૬૭માં ગંગાજીનો એ રેતાળ કિનારો ખૂંદતા ને એકાંતે પાયચારી કરતા, મારું ચિત્ત સતત ગાંધીજીના એ શબ્દોનું ચિંતન કરતું રહ્યું.

ગાંધીજીના એ શબ્દો હતા. "કોઈ એકલ વ્યક્તિ પણ જો એ ધારે તો પોતાના આત્મસન્માન ને ધર્મની રક્ષા કાજે, અન્યાયના પાયા પર રચાયેલા જબરજસ્ત સામ્રાજ્યને સુધ્ધાં પડકારી શકે છે, એના પતન યા ઉત્થાનનું કારણ બની શકે છે"

મને મારી આત્મકુંઠામાંથી મારા ભૂતકાળના ભારણમાંથી મુક્ત કરવામાં ભારતે—ગાંધીએ—તથા બીજા અનેક ભારતીય ચિંતકોએ જે સાથ આપ્યો છે, તે અનન્ય જ છે. અહીં જ આખાયે વિશ્વ પ્રત્યેનું દ્વાર મારી સમક્ષ ખૂલી ગયું હતું. હું જો ઇચ્છું તો બહાર પગ મૂકી શકું એમ હતી તે ન ઇચ્છું તો જ્યાં હતી ત્યાં પાછી ફરી શકું એમ હતી. ને મેં બહાર નીકળવાનું પસંદ કર્યું. મારા જીવનમાં આત્મોપલબ્ધિ માટેની આ એક અણમોલ તક હતી. ને એ તક ઝડપી લઈ

તત્કાલીન નિર્ણયો દ્વારા મેં જે પગલું લીધું, તે બદલ આજલગી કદાપિ પશ્ચાતાપ કરવાનું મને કારણ મળ્યું નથી.

અલબત્ત, ઘણી વખત ઘણું ઘણું મુશ્કેલ પણ લાગ્યું છે. ખરું કહું તો ઘણું જ દુઃસહ લાગ્યું છે મારાં પોતાનાં સંતાનો સાથેનો વિચ્છેદ– મારા પરિણિત પુત્ર તથા તરુણ વયને આંબવા મથતી પુત્રી સાથેનો વિચ્છેદ કેવળ અસહ્ય જ હતો. દસ વરસ સુધી અમારી વચ્ચેનો સંદેશા-વ્યવહાર સુદ્ધાં સમૂળો છેદાઈ ગયેલો રહ્યો. પરંતુ સોવિયેત સરકારમાં આન્દ્રપોવના અમલ દરમિયાન સરકારે કંઈક વિશેષ સંસ્કૃત દેખાવાનો પ્રયાસ કર્યો ને પોતાનાં નીતિનિયમમાં કંઈક ફેરફાર કર્યો છે, તે ખરેખર સારા માટે જ થયું છે, કારણ વાસ્તવમાં એવા ફેરફારો માટેનો સમય તો પાકી જ ગયેલો હતો.

મેં સોવિયેત રશિયા છોડ્યું એ વાતને આજે સોળ વરસ વીતી ગયાં છે. આજે મારા એ ભૂતકાળ ભણી કૃતજ્ઞતા ને ઋજુતાભરી નજર કરું છું, ત્યારે ભારત મારી વત્સલ ને મિરણામયી મા હોય એવાં આદર–અનુરાગથી મારું હૈયું છલકાઈ જાય છે.

મેં જોયું છે કે, મોટા ભાગના લોકો મારા પિતા સ્તાલિનના જીવનની નાની મોટી વિગતોમા ને કેવળ એમના જ ચરિત્રમાં, હાસ્યાસ્પદ હદે રસ લેતા હોય છે. વાસ્તવમાં મારી મા એમના કરતાં કયાંય અસાધારણ એવું તેજસ્વી વ્યક્તિત્વ ધરાવનારી સ્ત્રી હતી. એનું નૈતિક ચારિત્ર્ય પણ અનેકગણું ઉન્નત હતું. એ ઉંમરે પણ એક જાગૃત માતા તરીકે, અનેરી સૂઝબૂઝ અને ધગશથી એણે અમારી કેળવણીનું કામ ઉપાડી લીધું હતું. સ્વિટ્ઝર્લૅન્ડમા શિક્ષણ લઈ આવેલી એની એક બેનપણીએ, અમને–એનાં બાળકોને સંગીત, નૃત્ય, ઉપરાંત જર્મન, રશિયન ભાષા તથા હુન્નરકલાના પાઠો આપવામાં સાથ આપ્યો હતો. સાત વરસની ઉંમરે, મને નિશાળે બેસાડવામા આવી ત્યાં સુધીમાં તો અમે ઘણું ઘણું શીખી લીધું હતું. દરેક બાબતમાં માએ કડકાઈપૂર્વક અમારી પાસેથી કામ લીધુ હતું. બાળકોને બહુ લાડ લડાવવામાં તે માનતી ન હતી. શિક્ષણની બાબતમાં બાળકને છૂટછાટ આપી એની આળપંપાળ કરવાથી બાળકના ઘડતરમાં જ ખામી રહી જવાની, એવું મા માનતી. આથી હજી અમે પાંચ કે છ વર્ષના થયા, ત્યારથી એની ચાંપતી નિગરાની હેઠળ અમારે સખત કામ કરવું પડતું હતુ. મારો ભાઈ મારા કરતાં ઉંમરે પાંચ વર્ષ મોટો હતો. માના હાથે થયેલા મારા ઘડતરને જ કારને મને પણ બાળકોને વધુ પડતી છૂટછાટ આપનારું શિક્ષણ મારા બાળકો માટે પસંદ ન હતું. આધુનિક શિક્ષણ પદ્ધતિમાં બાળક પર કડકાઈ કરવી એ જ એના વ્યક્તિત્વને ખંડિત કરનારી વસ્તુ તો મનાય છે. મારી મા પોતાના સંતાનો માટે લાગણીવેડામાં તણાઈ જનારી ન હતી એટલું જ નહિ એ પોતાની જાત પાસેથી પણ સતત કામ લેતી. પોતાના ઘર સમાજના બીજા કામોમાથી પરવારી રાતે મોડા સુધી એ પોતાના સ્વાધ્યાયમાં પરોવાયેલી રહેતી. નવરાશનો વખત ગાળતી તો અમે એને જવલ્લે જ જોવા પામતા.

*

સોવિયેત રશિયા પાછા નહિ ફરવાનો મે નિર્ણય લીધો. ત્યારે કોઈ પણ પ્રકારના લાગણી-વેડામાં અટવાયા વિના હું વિશ્વાસપૂર્વક માનતી હતી કે, મારો પરિણિત પુત્ર ને સત્તર વર્ષની મારી દીકરી એમના જીવનમા કશાયથી પાછા પડવાના નથી. ને ખરે જ, એમણે મારી એ આસ્થાને ડગવા દીધી નથી. મારો દીકરો હૃદયરોગ-નો નિષ્ણાત ડૉક્ટર બની ગયો, તે દીકરી ભૂસ્તર વિદ્યાના ક્ષેત્રે રસાયણશાસ્ત્રમા નિષ્ણાત બની ગઈ છે. એમની માનવીય ગુણવત્તા લેખે કહેવું જોઈએ

છે, અને પોતપોતાનાં ઉમદા વ્યક્તિત્વ દીપાવી રહ્યાં છે. બન્નેને પોતાના કામમાં પુષ્કળ રસ છે, તેઓ પોતાના મિત્રોને તથા કુટુંબને વહાલ છે. અમારા નાનકડા કુટુંબમાં મારા સ્વદેશ ત્યાગના નિર્ણયને કારણે જે વિચ્છેદ આવ્યો, તે અમ સહુને માટે અતિ કપરો ને દુસ્સહ હતો, પરંતુ એના થકી જ અમે અમારામાં પડેલી સુપ્ત શક્તિઓને પ્રગટાવી શક્યાં છીએ. મારા એ વહી ગયેલા જીવન પ્રવાહ ભણી નજર નાખતાં મારા સંતાનોને કરેલા મારા પ્રદાનનું મહત્ત્વ સમજી શકુ છું, ને મારી માએ અમારી ગુણવત્તા વધારવા માટે અમારા બાળપણમા લીધેલી કાળજીને કડકાઈની કદર પુત્રી શકું છુ.

'ટ્વેન્ટી લેટર્સ ટુ એ ફ્રેન્ડ' નામે લખાયેલ એક પુસ્તકમા મારા વિશાળ વાંચક વર્ગને હું મારી માતાનો આછો પરિચય કરાવી ચૂકી છુ. છતા હું બરાબર જાણુ છુ કે વિવેચકોએ તો આવી એક તેજસ્વી ઓરતના ચરિત્ર પ્રત્યે ઠંડી ઉપેક્ષા સેવવાનુ જ પસંદ કર્યું છે. કેવળ સ્તાલિન ભણી નજર માંડી રહેનારા અને એના જ પ્રભાવમા તણાઈ જનારા ઈતિહાસકારોને પોતાના પતિ સાથેના મતભેદોને એમાં અંડારી દઇ ગાડરિયા પ્રવાહમાંની એક વ્યક્તિ બની, જીવવાનું મંજૂર નહિ હોવાથી પોતાના પ્રાણ તજી દેનારી દૃઢ મનોબળવાળી આ યુવતીના ચરિત્રમાં ભાગ્યે કશો જ રસ પડયો નહિ એ પણ એક મોટું આશ્ચર્ય જ છે! મારા પુસ્તકના આરંભમાં મારી માની છબી મૂકવાનો મારો આગ્રહ જાણવા પછી ય, 'ભૂલચૂક' થી છબી રહી ગયાનુ બહાનું કાઢનાર મારા પ્રકાશકને મારી ઇચ્છા તુચ્છ લાગી ને એ વાત જતી કરી દેવાનુ મને સૂચવ્યું, ત્યારે તો હદ જ આવી ગઈ! ખેર, હું બરાબર સમજતી થઈ ગઈ છુ કે લોકશપક્ષના આ બધાં માધ્યમોની મનોદશા કેવી હોય છે એમને કેવળ મોટા નામોમાં જ રસ હોય છે પરંતુ મારે મન તો આ માતા જ મારી સૌથી મોટી ગુરુ હતી. તેણે જડતા ને અંધશ્રદ્ધાના અંધારા ઓગાળી અંતરના અજવાસે જીવનયાત્રાનો માર્ગ શોધવાની મને પ્રેરણા આપી હતી. બાળપણથી એણે જ મને વિશ્વ-વ્યવસ્થામાં પ્રવર્તતા સૌંદર્ય ભણી, ગતિ ને લયમાંથી નિપજતા સંગીત ભણી, રંગ ને આકારની સુરમ્યતા ભણી પ્રેરી હતી. એણે જ મારા બાળપણને સુખની હૂંફે ઢબુરી મારા જીવનના આસમાનને શાંતિ ને સંવાદિતાના ઉજાસથી ભર્યું હતુ. મારી માતાનુ અવમૃત્યુ એ અમ બેઉ ભાંડુ માટે કારી આઘાત નિપજાવનારુ હતું તરુણ વયે પહોંચેલ મારા ભાઈને તો એણે એવો દિગ્મૂઢ બનાવી મૂકયો હતો કે માતાના મૃત્યુ બાદ થોડાં જ વર્ષોમા એનુ જીવન શરાબને ખરાબે ચઢી બરબાદ થઇ ગયું. ચાલીસી વટાવતાંમાં તો મૃત્યુ મુખે હોમાઇ ગયો હતો પરંતુ મારે માટે તો પરોક્ષે રહી, મને પ્રેરણા આપનારી એ માએ કદી મારો ત્યાગ કર્યો નથી. આજે ય એ મારા જીવન સાથે એટલી જ ગહનતાથી જડાઈ રહેલી છે.

મને કદિક થાય છે કે જાણે એકલીએ મા જ વિષે એક પુસ્તક લખુ. એના વંશમા અગાઉ થઈ ગયેલી સ્ત્રીઓ વિષે એમના જર્મન વંશવેલા વિષે, વણઝાર ટોળી જેવા એમના જીવન વિષે તેલના કૂવાઓ તથા એના અગ્નિપૂજક નાગરિકો માટે પ્રખ્યાત કાસ્પિયન સમુદ્રને કાંઠે આવેલા જે શહેરમા મારી માનો જન્મ થયેલો અને જે કેવળ મારી માએ સૌ પ્રથમ ખ્રિસ્તી ધર્મની દીક્ષા લીધેલી–તે શહેર વિષે, મોસ્કો તથા પિટર્સબર્ગની એની શાળા ને કોલેજ વિષે, રશિયામા ક્રાંતિ સફળ થવા પૂર્વેના એના બેફિકરા સુખિયા જીવન વિષે વિખ્યાત ક્રાંતિકારીઓ તરીકે લેનિન તથા સ્તાલિને, એના (સ્વેતલાનાના) દાદા-દાદીના ઘરમાં, ઝારની પોલિસથી બચવા

રક્ષણ શોધેલું તે પૂર્વેના, અને ત્યાર બાદના, એના જીવન વિષે–આ બધા વિષે લખું.

*

આજે અમેરિકામાં કેલિફોર્નિયામાં જન્મેલી એમની એક પ્રપૌત્રી (શ્વેતલાના) મુક્ત જગતમાં જીવે છે ! મને થાય છે કે કદાચ મારી માને આ બધું ગમ્યું હોત, જ્યારે મારા પિતાએ તો ચોક્કસ મેં જે કંઈ કર્યું છે, તે બદલ મને ગોળીએ જ દીધી હોત... ના, હું નાદિયા એલ્યુવિયેવાની દીકરી છું, સ્તાલિનની નહિ.

મારા જીવનનાં આ છેલ્લાં સોળ વરસ દરમિયાન, દુનિયાના અનેક દેશોમાંથી સ્તાલિન અંગે રેડીયો, ટેલિવિઝનના કાર્યક્રમોમાં ભાગ લેવા મને સતત આમંત્રણ મળતાં રહ્યાં છે, પરંતુ મેં કદી એનો સ્વીકાર કર્યો નથી. કદિ ક્યાંય એમના વિષે બોલવા મેં મો ખોલ્યું નથી. આ સમયગાળા દરમિયાન સ્તાલિન વિષે લખાયેલા પુસ્તકોમાં મેં કોઈ પણ પ્રકારના ટીકાટિપ્પણ કરવા કલમ ઉપાડી નથી, કે નથી કદી જાતે એમનું જીવનચરિત્ર લખવાનો ઉમળકો દાખવ્યો. આજ સુધીમાં અનેક પ્રકાશકોએ સૂચવેલ શીર્ષક મુજબ 'મારા પિતા સાથેનું જીવન' જેવા વિષય પર મારું એક પણ પુસ્તક કદી લખાયું નથી. મેં લખ્યું છે, માત્ર હું જે જે લોકોના પરિચયમાં આવી છું ને જેમને જેમને મેં નિકટથી જોયા જાણ્યા છે, *એવા બધા લોકો વિષે જ* *અલબત્ત, એમાં* મારા પિતાનો સમાવેશ પણ અચૂક થઈ જાય છે. પણ તે એક માણસ તરીકે, મારા કુટુંબની એક વ્યક્તિ વિષે જ; મારા મતે જેના વિષે ખરેખર એક આખું પુસ્તક લખવું જરૂરી હતું, તે તો હતી મારી મા . નાદિયા એલ્યુવિયેવા તે એક મુક્ત મનની તેજસ્વી રશિયન યુવતી હતી કે જેણે પોતાનું સ્વત્વ સાચવવા એવડી મોટી સત્તાના શિખરે બેઠેલ પતિ સાથે ટક્કર લીધી. તે એ સંઘર્ષમાં જ પોતાનું જીવન ન્યોછાવરી દીધું

ટૂંકી દ્રષ્ટિના ઇતિહાસકારોને આ સત્યની આગ-પછાત કરવાનું કદી જરૂરી જણાયું નહિ. મારી માતાનું જીવન એક કરુણાંતિકા બનીને રહી ગયું છે. જો કે ઐતિહાસિક દ્રષ્ટિએ પણ આ એક પ્રતીકાત્મક ઘટના જ ગણાવી જોઈતી હતી. એ ઘટનાએ ત્યાર પછીના ગાળામાં જે કંઈ બનવાનું હતું તેનો અણસાર આપી દીધો હતો.

રશિયા તેમ જ સ્તાલિનના વિષયમાં તજજ્ઞ ગણાતા અમેરિકન ઇતિહાસકારોના ખ્યાલોમાં પણ મેં આ બાબત કદી દખલ કરી નથી. જ્યોર્જ એફ કેનન તથા બર્ટ્રામ ડી વુલ્ફ, મારા મતે એમાની ઉત્તમ વ્યક્તિઓ ગણાય. પરંતુ ઉપરછલ્લી ને છાપાળવી દ્રષ્ટિવાળા, વાસ્તવિક હકીકતો સાથે પણ આસાનીથી છૂટછાટ લેનારા, અનેક લેખકો એ દેશમાં હતા. આદિ મનોવિજ્ઞાની સિગ્મંડ ફ્રોઈડના કોઈ હરીફનું વિશ્લેષણ કરતા હોય એ રીતે એમણે અમારે ત્યાંના રાજકારણીઓના જીવન તથા કાર્યો પાછળના ઉદ્દેશો વિષે વર્તારા કર્યે રાખ્યા છે. પરંતુ એ બધા વિષે મેં કદી એક હરફ સરખો ઉચ્ચાર્યો નથી. એમને જે કહેવું હોય તે કહે મારે જે કહેવું છે, તે હું મારા પુસ્તક દ્વારા જ કહીશ, એવું મારું વલણ રહ્યું છે

૧૯૧૭ની ક્રાંતિ પૂર્વેનો ને તે પછીનો ઇતિહાસ–એના મૂલ્યાંકનમાં બેહદ ગેરરજૂઆત *થયેલી છે. ૧૯૧૭નો આરંભકાળ દેશ માટે* વિકાસની સમૃદ્ધિ અને ઉદારમતવાદ ભણીનો ઉઘડતો કાળ હતો. રાષ્ટ્રીય સંપત્તિ તથા વેપાર વાણિજ્યના ઝડપી વિકાસનો કાળ હતો. કંઈક અંશે સંસ્કારી બનેલ ઝારશાહી હેઠળ રશિયન સમાજમાં અંકુરિત થતી લોકશાહીનો એ કાળ હતો. એ ઊગતી લોકશાહીને જડમૂળથી ઉખાડી નાખી, એને ઠેકાણે 'સમાજવાદી લોકશાહી'ને મૂર્ત કરવાને બહાને સમગ્ર દેશને

'સોદોનું કેદખાનું' બનાવી મૂકવામા આવ્યુ. લોકોના આ કેદખાનાની દીવાલોને અતુલ્ય મજબૂત બનાવવાનુ કામ બોલ્શેવિક ક્રાંતિએ સંપૂર્ણ કર્યું.

...સાહિત્ય, કલા, ને સંગીતની દુનિયા તો છેક પ્રથમ વિશ્વયુદ્ધના આરંભ લગી મારા દેશમા વિકસતી રહી હતી - રશિયાનું આસમાન તે દિવસોમા બ્લોક, બિરુબેલ, સ્ક્રીયાબીન, રાચમાનીનોવ, લેવિતાન, સ્ટેનીસ્લેવ્સ્કી જેવા તેજસ્વી તારકોથી ઉજ્જવલ હતું. તેમાં ચેખોવ, શલ્યાપીન તથા અવકાશી ઉડ્ડયન ક્ષેત્રે જેટ એન્જીનનો સિદ્ધાંત શોધી કાઢનાર ઝિયોલ્કોવ્સ્કી જેવી વ્યક્તિઓ વિષે તો કંઈ કહેવાનુ જ ન હોય. સર્જનાત્મક શક્તિઓની આવી અસાધારણ પલ્લવિતતાનો સમૂળો ઉચ્છેદ કરવાનું કામ રશિયન ક્રાંતિમાથી ફૂટી નીકળેલ જગાલિયતે કર્યું. મુક્ત જગતના ઈતિહાસકારો આજેય એમના વિદ્યાર્થી વર્ગને શીખવી રહ્યા છે, કે એ કાળે ઝારનું આખું રશિયા એક તદ્દન પછાત દેશ હતો !...

તે પછી શરૂ થયો મુક્ત કંઠે રશિયન ક્રાંતિની સરાહના કરનારા હમદર્દોનો કાળ ! ટાઢે થથરતા, ભૂખથી વ્યાકુળ, વેરાન વગડો બની ચૂકેલા દેશને 'નૂતન દુનિયા' તરીકે બિરદાવીને તેઓએ એની પ્રશસ્તિઓ ગાવા માંડી. એ ટાંકણે તેઓ સાવ જ વિસરી ગયા કે તે દેશમાં જે કંઈ સંસ્કારિતા હતી તેના કેવા બુરા હાલ થયા છે. એણે તો પશ્ચિમ યુરોપના દેશો ભણી–બર્લિન પ્રાગ, પેરિસ, રોમ–ભણી હિજરત કરી જવી પડી હતી ! દેશમાં વેરાઈને પડેલો મહા વિનાશ, ક્રાંતિ બાદ સળગી ઉઠેલ આંતર-વિગ્રહનું પરિણામ હતાં જ્યાં જ્યાં ઝાંખરે જાગી ઊઠી કંઈક બાંધવાનો ઉદ્યમ શરૂ કર્યો હતો. ત્યાં બોલ્શેવિકોએ ઊતરી પડી બધું જ ખતમ કરી નાખ્યું.

પરંતુ ત્યાર પછી, ત્રીજા દસકામાં, સ્તાલિન યુગમાં, કાવત્રાં,–કેસોને નામે થયેલ, અનર્ગલ હત્યાઓ જોઈ. આ જ હમદર્દો ચોકી ઉઠયા હતા.. કેમ જાણે, લેનિનની હયાતી દરમિયાન ચાલેલી હત્યાઓ ઓછી ચોંકાવનારી હોય ! એ દિવસોમા સોશિયલ રેવોલ્યુશનરી પાર્ટી સામે ખટલા ચલાવી એમનું નિકંદન કાઢવામા આવેલું ત્યાર બાદ માર્કસવાદ સાથે સહકાર કરવા જાજન નન્નો ભણનાર બદલ દેવળના ઉચ્ચ પાદરી વર્ગનું નિકંદન કાઢવમા આવ્યુ એ માટે દેવળોને જ કેદખાનામા ને કેદી છાવણીઓમાં ફેરવી નાખવામા આવેલાં.

* મારાં લખાણો દ્વારા મે એ સમજાવવાની કોશીષ કરી છે કે, સ્તાલિનના માથા પર સવાર થયેલ પાગલપણુ જ મારી માના જીવન માટે પાયમાલીનુ કારણ બન્યુ હતુ સ્તાલિનની હિંસા ને વિદ્વેષની વૃત્તિ મારી માના અપમૃત્યુ પછી ઓર બેફામ બની બેઠી હતી, કારણ મારા પિતાના જીવનમા પત્નીને કારણે જે કંઈ માનવીય તત્ત્વનો અંકુશ હતો, તે સદંતર દૂર થઈ ચૂકયો હતો. જે વર્ષે એટલે કે ૧૯૩૨મા મારી માએ પોતાના પ્રાણ તજ્યા તે વર્ષ સ્તાલિનને માટે અત્યંત મોટુ, આંતરિક કટોકટીનું વર્ષ ગણાવું જોઇએ

પરંતુ, હું જાણું છુ કે, ઈતિહાસ લખનારાઓને મન આવી બધી હકીકતોનું એવુ કોઈ મૂલ્ય હોતુ નથી એમના લખાણો માટે માહિતી પૂરવનારા એમના પોતાના નિરાળા જ સ્રોત હોય છે. લોકોમાં વહેતી કિંવદંતીઓ અને કાલ્પનિક વર્તારાઓ એમને વિશેષ જચતા હોય છે

ખેર, એ જે હોય તે–હું તો મારા જીવન મારી રીતે આપી જ ચૂકી છુ

—સંકલન-લેખન સુ. ગાં

# ધન્યવાદ

## [ સરકાર અને આંદોલનકારોને ]

### પંજાબ

(નવી દિલ્હી, તા. ૨૪ જુલાઈ)

કેન્દ્ર સરકાર અને અકાલી નેતા સંત હરચંદસિંઘ લોંગોવાલ વચ્ચે પંજાબ પ્રશ્ને થયેલી સમજૂતીના મહત્ત્વના મુદ્દા આ પ્રમાણે છે.

(૧) શાસિત પ્રદેશ ચંડીગઢ પંજાબને આપવામાં આવશે. જો કે ચંડીગઢમાં ભેળવવામાં આવેલા હિંદીભાષી, વિસ્તારો હરિયાણામાં જશે. આ અંગે એક પંચ નીમાશે. ફેરફેર ૨૬ જાન્યુઆરી ૮૬ ના રોજ કરાશે.

(૨) અખિલ ભારત ગુરુદ્વારા ધારો ઘડવા વિચારાશે.

(૩) આનંદપુર સાહીબ ઠરાવ સરકારિયા પંચને સોંપાશે.

(૪) પંજાબ, હરિયાણા અને હિમાચલ પ્રદેશને પહેલી જુલાઈ ૮૫ ના રોજ મળતું હતું તેટલા પ્રમાણમાં પાણી મળવાનું ચાલુ રહેશે.

(૫) સતલજ-યમુનાને જોડતી નહેર ૧૫ ઓગસ્ટ ૮૬ સુધીમાં પૂરી કરી દેવામાં આવશે.

(૬) પંજાબી ભાષાને પ્રોત્સાહન માટે કેન્દ્ર કેટલાંક પગલાં લેશે.

(૭) દિલ્હી રમખાણો અંગે તપાસ કરતું જસ્ટીસ રંગનાથ મિશ્રા પંચ બોખારો અને કાનપુરના બનાવો અંગે પણ તપાસ કરશે.

### ગુજરાત

અહવાલિયા અગાઉ શ્રી શંકરભાઈ તથા વિવેક સાથે સમાધાન થયું હતું. તેમાં નવરચના સમિતિના કેટલાક નેતાઓ સંમત થયા ન હતા. હવે, આ ભગવાખોરોમાના મોટા ભાગનાઓએ નીચે મુજબના ખુલાસા અનુસાર સંમતિ આપી હતી.

(ગાંધીનગર તા. ૩૧ જુલાઈ)

(૧) બક્ષીપંચના દસ ટકા અનામત અંગે નીમાનાર પંચની સમીક્ષા વખતે તેના કાર્યક્ષેત્રમાં સામાજિક ને શૈક્ષણિક પછાતના માપદંડ સાથે આર્થિક માપદંડ સામેલ કરવા રજૂઆત કરી શકાશે.

(૨) ગુજરાતમાં એક વધારાની એન્જિનિયરીંગ કોલેજ અને એક મેડીકલ કોલેજ ૧૯૮૬-૮૭ના શૈક્ષણિક વર્ષમા શરૂ થાય એ માટે સઘન પ્રયત્ન કરવામા આવશે.

(૩) ગુજરાતમા સ્થાપિત જાહેર સાહસોમા ત્રીજા અને ચોથા વર્ગના કર્મચારીઓ તરીકે ગુજરાતની વ્યક્તિઓની ભરતી માટે વહીવટી દેખરેખ રાખવા માટેનુ તંત્ર ઊભું કરવું.

ઉપર્યુક્ત જાહેરાતના સંદર્ભમા સમજુતી વખતે ઉપસ્થિત આગેવાનો ગુજરાત સરકાર સામે ચાલી રહેલા આંદોલનના કાર્યક્રમો ચાલુ રાખતા નથી તેમ શિક્ષણ કાર્યક્રમમા ને પરીક્ષાઓમાં પૂરતો સહકાર આપવાની તૈયારી બતાવે છે. નવરચના સમિતિના બળવાખોર જૂથના મોટાભાગના સભ્યોએ આ સમજૂતીમા સહીઓ કરી છે.

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન



# મૃત્યુ : અગમ્ય આયોજન

એમ. એલ કોઠારી: લોપા મહેતા

આજના દિવસે પણ મૃત્યુ માનવી માટે મહા પ્રશ્ન રહ્યું છે. પૃથ્વી પરનાં પ્રાણીઓમાં માત્ર મનુષ્ય જ મૃત્યુની હાજરીને અને તેની અનિવાર્યતાને સમજી શક્યો છે. છતાંયે એ જ માનવી અસ્તિત્વની આ અંતિમ યથાર્થતાથી જ સદૈવ ડરતો રહ્યો છે, તેની સામે ઝઝૂમતો રહ્યો છે. અને તે પણ એવી ભયમિશ્રિત બળુકાઈથી કે મૃત્યુને આપણે અનિષ્ટ સમજતા થઈ ગયા છીએ. મૃત્યુ વિષે આપણે વિશદ સમજ કેળવવી જ રહી, અને મૃત્યુની તાર્કિકતા સ્વીકારવી રહી. મૃત્યુની પ્રક્રિયાના વૈજ્ઞાનિક અભ્યાસને–'થેનેટલોજી' (Thanatology) કહે છે. આ અભ્યાસ એમ સૂચવતો જણાય છે કે એ આખરે તો જીવનના સિક્કાની બીજી બાજુ છે.

મૃત્યુની અનિવાર્યતા સમજતા છતાં મૃત્યુથી ભાગતા ફરવાની માનવીની આ વિચ્છિન્ન મનોદશાનું કારણ, માનવીના ચેતાતંત્ર–મગજની રચના જોતાં સમજી શકાય તેમ છે. માનવીનું મગજ બે ભાગમાં વિભક્ત છે. ગર્ભાધાન સમયે મગજનો જમણો ભાગ પ્રથમ અસ્તિત્વમાં આવે છે. ત્યાં સ્થિત જ્ઞાનતંતુઓ સ્ફુરણાત્મક ક્રિયાલક્ષી છે. કલાત્મક કલ્પનો, કાવ્યમયતા શાણપણ વિ. ઊર્મિમય ભાવોની સ્ફુરણા અહીં જન્મે છે, પોષાય છે. વાસ્તવિકતાને અંત : સ્ફુરિત અનુભૂતિથી સમજવાના આ મગજના પ્રયાસમાં મૃત્યુને અનિવાર્ય અને નિરપવાદ ઘટના તરીકે સ્વીકારતાં મુશ્કેલી પડતી નથી. ડાબા મગજમાં તર્ક અને બુદ્ધિના જ્ઞાનતંતુ–કેન્દ્ર આવેલાં છે. મૃત્યુનું કારણ શું ? મૃત્યુની જરૂરિયાત શું ? જેવા પ્રશ્નો દ્વારા કાર્યકારણ–રીતિના તર્કથી મૃત્યુને સમજવાનો આયાસ થાય છે. આના જવાબો ન સાંપડતાં મૃત્યુ અંગે દ્વિધાભાવ જાગે છે.

આજનો યુગ બુદ્ધિના પ્રમાણને સ્વીકારે છે–ડાબા મગજના પ્રભાવને સ્વીકારે છે. તેની પાસે ઝાકમઝોળ ભૌતિક સિદ્ધિઓ છે, અને તેથી યે વધુ ઈટાલિયન મહાકવિ દાન્તેએ કહ્યું હતું તેમ, બુદ્ધિને બહેકાવીને મૂર્ખતાને પોષવાની ક્ષમતાય છે. 'થેનેટોલોજી' મનુષ્યના ડાબા મગજને, મનુષ્યની તર્કબુદ્ધિને સંતોષ થાય તેવા જૈવ–તાર્કિક (BioLogical) અભિગમ વડે મૃત્યુની વિભાવનાને સમજાવવા પ્રયત્ન કરે છે, જેથી માનવ–મગજના બે ભાગ વચ્ચેની વિરોધી સ્થિતિ દૂર થાય અને મૃત્યુ અંગે સાચી સમજ કેળવાય.

તબીબી વિજ્ઞાન મૃત્યુના કારણ તરીકે એક યા બીજા રોગને આગળ ધરે છે. તેના તર્ક મુજબ રોગ એ મૃત્યુનું કારણ છે. આથી રોગનો ઈલાજ એ મૃત્યુનો ઈલાજ છે. આમ, સર્વ રોગો પર વિજય મળે તો

મૃત્યુ પર વિજય મેળવી શકાય ! આ મહા-આશાવાદના કારણે "no more dying" જેવા પુસ્તકો લખાયાં છે અને માનવીના અમરત્વ વિષે સ્વપ્ન સેવાયાં છે.

'રોગ મૃત્યુનું કારણ છે'—એ ધારણાના પાયામાં જ ખોડ છે માનવદેહની વિકાસયાત્રામાં રોગ અને મૃત્યુ એ અંતર્ગત તત્ત્વો છે મૃત્યુ સ્વતઃ માનવ-યંત્રમાં નિયત કરેલું (Programmed) કાર્ય છે, જે એના નિશ્ચિત સમયે થાય છે–કોમ્પ્યુટરમાં 'પ્રોગ્રામ' કરેલા કાર્યની જેમ જ. ગર્ભાધાન સમયથી જીવવિકાસની પ્રક્રિયા શરૂ થાય છે જે જન્મ સમયે પૂર્ણ થતી નથી, પરંતુ વ્યક્તિ વિકાસની પ્રક્રિયાનો એ અંશમાત્ર છે, જે શૈશવ, કિશોરાવસ્થા, તરુણાઇ, પુખ્તતા, વાર્ધક્ય-જનિત રોગ અને આખર મૃત્યુ એ સર્વ તબક્કામાં વ્યક્ત થાય છે.

ઉપર્યુક્ત સમજ સ્વ-ઓળખ (Know thyself) -ની સાધનામાં મદદરૂપ થઈ શકે. અત્યારે રોગો વિશે ફેલાયેલા આતંકને નાથવામાં તથા તબીબો અને નિદાનોમાં કેટલાયે બિનજરૂરી ચક્રમાંથી આજના માનવીને બચાવી શકે—આ સમજથી માનવીના મૃત્યુને માનવીના શત્રુ તરીકે નિહાળતા દૃષ્ટિ-કોણમાં પરિવર્તન આવશે.

પંદરમી સદી પછી વિશ્વની વસ્તી એકધારી વધી રહી છે આવતા તેત્રીસ વર્ષમાં આપણે બમણા થઈશું. પૃથ્વી પર મનુષ્યની સંખ્યા જ મોટામાં મોટી સમસ્યા બની ગઈ છે. અત્યારની વસ્તી જોતાં, મૃત્યુ માનવી પ્રત્યે દયાભાવ રાખતું હોય તેમ લાગ્યા વિના રહેતું નથી. જીવનને આપણે ચાહીએ છીએ, તત્ત્વત શુભ ગણીએ છીએ. આમ જોઈએ તો મૃત્યુ જીવનનું રક્ષક છે. અને એ રીતે મૃત્યુને આપણે ચાહવું રહ્યું. મૃત્યુની અનુપસ્થિતિમાં આપણું જીવન, અત્યારે આપણે જીવીએ છીએ તેવું ન જ હોત જીવન અને મૃત્યુ વચ્ચેના શાશ્વત સંબંધની અભિવ્યક્તિ 'ત્રિમૂર્તિ'ની હિન્દુ વિભાવનામાં સુંદર રીતે થઈ છે આ પ્રતીક ત્રણ સબળ શક્તિની એકતાનું દ્યોતક છે. જે જીવનના હાર્દમાં છે, જેના અભાવમાં સર્જન સંવર્ધન ને ધ્વંસ અર્થ કશું રહેતું નથી

મૃત્યુને ઉંમર, જાતિ, રાષ્ટ્રીયતા કે રાષ્ટ્રીય સમૃદ્ધિનાં બંધન નથી. રોગની હાજરી અનિવાર્ય નથી, કે તેનો ઈલાજ કે નાઈલાજ તેને રોકી શકતા નથી મૂરે કહ્યું છે,—"તબીબોએ પણ મૃત્યુ પામવું પડે છે, તેમનું જ્ઞાન ત્યાં બહુ ઉપયોગી નથી" જીવનને સંયમ, સાદગી અને તંદુરસ્તી સાથે જીવનારા કરતાંયે બેફામ રીતે જીવતા વધુ લાંબુ જીવતા હોવાનું 'અહોવૈચિત્ર્યમ્' મૃત્યુનો લોકશાહીમાં જ સંભવી શકે મનુષ્ય-દેહનું યંત્ર ધારણાઓથી બહુધા વિરુદ્ધ વર્તતું હોય છે. કદીક સર્વ અંગો મૃતપ્રાય થઈ ગયા હોય, છતાં જીવનના ધબકાર ચાલુ રહે છે !

આજે રોગોની જીવલેણ શક્તિની જાહેરાત જોરશોરથી થાય છે હૃદયનો હુમલો એક નંબરનો હત્યારો છે, ડાયાબિટીસ કલાણ્ણા નંબરનો, વિ. આજનો માનવી આ પ્રચારના ભાર હેઠળ મૃત્યુથી વધુ ડરતો થયો છે. હકીકતમાં જોઈએ તો આપણી પૃથ્વી પર માનવીને સૌથી વિશેષ ડર હવે માનવીનો જ રહ્યો છે—ઔષધશાસ્ત્રમાં પ્રગતિથી મોટા ભાગના ભયાનક રોગો નાથવામાં આવ્યા છે. મૃત્યુ માટે જવાબદાર કારણો ક્રમશ. નાબૂદ કરવામાં વધતી જતી સફળતા છતાં માત્ર ઔષધોના કારણે આયુષ્યમર્યાદામાં વધારો થવાના પુરાવા નથી મળતા. ચેપી રોગ દ્વારા થતાં મૃત્યુના દરમાં ઘટાડાના નેવું ટકા તો એન્ટીબાયોટિક અને અન્ય પ્રતિરોધક દવાઓના આગમન પહેલા નોંધાયેલા છે

માનવીની આયુષ્ય મર્યાદા વધવાના કારણો અનેક છે. અત્યારે વધુ અને વધુ માણસો વૃદ્ધ થતા સુધી જીવે છે તેનું મુખ્ય અને સાદુંસીધું કારણ તો એ છે કે અત્યારે માનવ સંખ્યા વધુ છે. બાળ મૃત્યુની સંખ્યા ઘટાડી શકાઇ હોવાથી માનવ વસતીના પિરામીડનો પાયો વિસ્તારી શકાયો છે પિરામીડના પાયા સાથે ટોચ સુધીનો

વિસ્તાર આ રીતે વધતો રહ્યો છે. પરંતુ આધુનિક ઔષધોની આવિષ્કૃતિથી મૃત્યુ પર રોકથામ લગાવી શકાઈ નથી.

ટાગોરની કાવ્યમય વાણીમાં જોઈએ તો જન્મની જેમ મૃત્યુ પણ જિંદગીનો ભાગ છે. જિજીવિષા સર્વ પ્રાણીઓમાં ઉપસ્થિત છે, તેવી રીતે જ મુમુર્ષા જેવું કંઈક પણ સજીવ પ્રાણીઓમાં સુષુપ્ત પડેલું હોય છે. એક પ્રાણી તરીકે માનવીના બંધારણમાં જ મુમુર્ષા વિદ્યમાન છે. અને તેને પૂર્ણ કરવા માટે વિગતિક કાર્યક્રમ, અને સંકુલ પ્રક્રિયાઓ પણ દેહમાં ચાલતી હોય છે. આખરે તો સમગ્ર જીવનનું ધ્યેય મૃત્યુ છે. " The aim to all life is death" ફ્રોઇડનું એ વિધાન મૃત્યુ અંગેની વિભાવનાનું સરલીકરણ કરે છે.

[ જોકે, જીવશાસ્ત્રની દૃષ્ટિએ આ સિદ્ધાંત બિનજરૂરી અને ખોટો ગણાયો છે, કારણ કે પ્રાણીમાત્રની સ્વરક્ષણની ભાવનાથી તે વિરુદ્ધનો છે પરંતુ સ્વરક્ષણની ભાવના માનસસંબંધિત છે અને જાગૃત ભાવના છે. કોઈંરે અહીં ધરેલી ભાવનાને મૂળગત રીતે સજીવ પ્રાણીના કોષો સાથે કોષ દ્રવ્ય સાથે ટૂંકમાં દેહધર્મ (Physiology) સંબંધ છે. દેહની અંદર એવી જૈવિક રચના છે કે જે દેહોત્સર્ગને આવરી છે, આ કંઈ યોગાનુયોગ નથી

રોગની જેમ મૃત્યુ પણ જાતિ સમૂહનું સામુદાયિક લક્ષણ છે, જાતિ સમૂહના સભ્યોને અમુક ચોક્કસ રીતે અસર કરે છે. માનવ જાતિસમૂહને મૃત્યુ ત્રણ રીતે સ્પર્શે છે— જાતિસમૂહનું નિયમન એનો પ્રથમ ઉદ્દેશ છે. ખોડખાંપણવાળા નબળા નવજાતનાં પ્રથમ દિવસે જ સૌથી વધુ મોત થતા હોય છે નિયમનની ક્રિયા ગર્ભાધાનના તબક્કે સૌથી વધુ થાય છે પછી ઘટતા ક્રમમાં પાંચ વર્ષ સુધી ચાલતી રહે છે અટકાવી ન શકાય તેવા કુદરતી ગર્ભપાત અને કસુવાવડના કિસ્સાઓની સંખ્યા જોતાં આનો ખ્યાલ આવશે. પહેલા વર્ષમાં જ ક્રમે તે વારંવાર ન્યુમોનિયાનો જીવલેણ પ્રભાવ હોય છે મૃત્યુની આ રીતિ ક્રૂર લાગે પણ નૈસર્ગિક પસંદગીના સતત દબાણમાંથી કોઈ જાતિ-સમૂહ છટકી શકે નહી.

બીજો તબક્કો જાતિસમૂહના સુગઠનનો છે. છથી સોળ વર્ષની વયના આ ગાળામાં રોગ અને મૃત્યુની પ્રવૃત્તિ લઘુતમ હોય છે. આ ઉંમર પૈકીના ૯૭ ટકા મૃત્યુના પંજામાંથી બચી જાય છે અને પ્રજોત્પત્તિ કરવા સક્ષમ બને છે.

ત્યાર પછી, જાતિસમૂહના નાશની પ્રક્રિયાનો તબક્કો શરૂ થાય છે. આને 'જાતિસમૂહ માટે ઉંમર આધારિત ફરજિયાત મૃત્યુ પ્રક્રિયા' કહી શકાય. તેને અંગ્રેજીમાં Age dependant obligatory herd Mortality – ADOHM (એડોમ) કહે છે. આ સિદ્ધાંત અનુસાર દેહવિઘટન પ્રક્રિયા ૧૬મા વર્ષથી શરૂ થાય છે અને દર આઠ વર્ષે તેનો પ્રભાવ બેવડાય છે "એડોમ"—પ્રભાવને "ગોમ્પર્સ" પ્રક્રિયા પણ કહે છે. શરૂઆતના તબક્કામાં એડોમ-પ્રભાવ સૂક્ષ્મ હોય છે. અહીંથી મોટા ભાગના ચાલીશીમાં પહોંચી જાય છે. પછી "એડોમ"ની જીવલેણ અસર વર્તાવા માંડે છે માનવ જિંદગી પરની પકડ એવી મજબૂત છે કે આધુનિક દવાઓ એક વર્ષની જિંદગી પણ વધારી શકતી નથી

વયવૃદ્ધિ સાથે ક્રમશઃ માનવમૃત્યુની સંભાવના પણ વધતી જાય છે જુદા જુદા કારણોથી મૃત-વ્યક્તિઓ અને રોડઅકસ્માતમાં મૃત્યુ પામતી વ્યક્તિઓની ઉંમર એક દરે સમાન હોય છે વધતી ઉંમર સાથે અકસ્માત કે રોગથી મૃત્યુ કિસ્સા વધે છે કેમ કે તેનો સીધો સંબંધ શરીરના જીવન-ચૈતન્ય સાથે છે, જે ઇન્દ્રિયોની સજાગતા, રોગનિવારક શક્તિ અને પુનઃસ્વાસ્થ્ય પાછું મેળવવાની શક્તિ ધરાવે છે આમ જોઈએ તો, "એડોમ" પોતાનું ધાર્યું પરિણામ જુદા જુદા માર્ગે મેળવે છે. ઝમોફ (Zumoff) અને સાથી-

સંશોધકોની ચકાસણીમાં એવું તારણ મળ્યું છે કે જુદા જુદા રોગોના સમયગાળા અને તેમના મૃત્યુદર વચ્ચે લગભગ સમાન સંબંધ હતો દરેક રોગના જુદા જુદા તબક્કે મૃત્યુની સંખ્યા લગભગ સમાન રહેતી હતી. વળી, જુદા જુદા ઉપચાર કે ઉપચાર વિના પણ આ રોગોમાં મૃત્યુદર લગભગ સમાન રહેતા હતા. મૃત્યુને સમય સાથે ગાઢ નાતો છે. આથી પાસ્કલે કહ્યું છે, "મૃત્યુના આગમનનાં પોતાનાં કારણો છે, જે ડૉક્ટર માટે અગમ્ય રહ્યાં છે. મૃત્યુનોંધો વાંચતાં જે તારણો મળ્યાં છે તે જોઈએ તો હૃદય-રોગના હુમલાથી ૪૮મા વર્ષે મૃત્યુ પામનારા છે, અને ૮૧મા વર્ષે પણ જો ન્યુમોનિયાથી ૯૧મા વર્ષે મૃત્યુ પામેલાને ન્યુમોનિયા ન થયો હોત તો ?

—આવા પ્રશ્નોના જવાબ વિચારતાં એ સવાલ આવે છે કે મૃત્યુ એ આંતરિક વિકાસ પ્રક્રિયાનું ચરણબિંદુ છે. આંતરિક સંચલનમાંથી જ્યારે સંકેત થાય ત્યારે મૃત્યુનું આગમન થાય છે. રોગ, આમ જોતાં, મૃત્યુનું કારણ નથી, પણ મૃત્યુના સામીપ્યનો સંકેત આપે છે.

મૃત્યુને સમાનતા-સર્જક કહેવાય છે મૃત્યુની સંભાવના મહાત્મા ગાંધીના લોકશાહીના સ્વપ્નની શાખ પૂરે છે. સૌથી નબળા અને સૌથી સશક્ત માટે મૃત્યુની સંભાવનાઓ સમાન ઉજળી છે. ડાર્વિનના મતે નિસર્ગની દૃષ્ટિએ જેઓ પ્રજોત્પત્તિ કરી શકે તેઓ જ સક્ષમ છે, અને આથી દીર્ઘાયુ ભોગવે છે. પરંતુ વધુ લાંબું જીવનારા પ્રજનનક્ષમતા ધરાવતા નથી, તેમજ તબીબી રીતે વધુ શારીરિક સક્ષમતા પણ ધરાવતા નથી હોતા છતાં તેઓ કેમ લાંબુ જીવે છે ? મૃત્યુ યુવાનોને નથી સ્વીકારતું એવું કેમ કર્યાં છે ? આમ, મૃત્યુ આ સર્વ વિવાદથી "મૂઠી ઊંચેરું", છે

ઉંમરની જેમ મૃત્યુ સ્ત્રી-પુરુષના ભેદ પણ નથી પારખતું. સ્ત્રીઓ જો કે થોડું લાંબુ જીવતી હોય છે પણ "અસ્તિત્વ ટકાવવા પ્રજનન ક્ષમતા જરૂરી"-એમ, ડાર્વિનના સિદ્ધાંતને ખોટો પાડે છે, સસ્તન પ્રાણીઓમાં માનવ સ્ત્રી જ એક એવી છે, જે તેની આયુષ્યયાત્રાનાં અડધા અંતરે હોય છે ત્યારે તેનું પ્રજનનતંત્ર બંધ થઈ જાય છે. છતાં સ્ત્રી લાંબુ જીવે છે ? સામે પક્ષે પુરુષ પ્રજનન ગ્રંથિઓ ઉંમર વધવા સાથે નબળી પડવાનું વલણ નહીં ધરાવતી હોવા છતાં, પુરુષ સ્ત્રી જેટલું જીવી શકતો નથી. જાતિસમૂહ નિયમન અને નાશના નિયમો સ્ત્રી પુરુષને સમાન રીતે સ્પર્શે છે. આથી દર સો મૃત્યુએ કેન્સર અને હૃદય રોગના હુમલા બંનેમાં સમાનમાત્રામાં હોય છે.

મહારોગના હુમલાને કારણે આવરદાને બાધ આવે જ એવું નિશ્ચિત નથી. લુઈ પાશ્ચરને ૪૭-મા વર્ષે હૃદયરોગનો જીવલેણ હુમલો થયો હતો. છતાં તે ૭૪ વર્ષનું સતત પ્રવૃત્તિશીલ જીવન જીવ્યો હતો ૨૯ વર્ષે કેન્સરનો ભોગ બનેલ એક વ્યક્તિ બીજા ૨૭ વર્ષ જીવી હતી, જેને એક પછી એક ૧૧ કેન્સર થયાં હતાં ! એક મહિલા ૯૯ વર્ષની વય સુધી પ્રવૃત્તિશીલ જીવન જીવી, જેમાં છેલ્લાં બત્રીસ વર્ષ તેને મૂત્રાશયનું કેન્સર હતું, જેનો ઈલાજ પણ કરાયો ન હતો !

તબીબો મૃત્યુની સવારીને રોકી શકતા નથી. બર્નાર્ડ શૉ એ 'The Doctor's Dilemma"માં કહ્યું હતું કે દરેક તબીબે પોતાની પટ્ટી, નીચેના શબ્દો કોતરાવીને, તે તખ્તી પોષાક પર રાખવી જોઈએ- "યાદ રાખો કે હું પણ મરણશીલ છું" તબીબો મૃત્યુ પામે છે તે પણ એવા રોગથી કે જેના એ જીવનભર નિષ્ણાત ગણાતા હોય. માર્કયુઝ ઓરેલીસે ગ્રીક તબીબીશાસ્ત્રના પિતા હિપોક્રેટસ વિશે લખ્યું હતું -"ઘણા રોગોના ઈલાજ કર્યા પછી હિપોક્રેટસ બિમાર પડ્યો અને મૃત્યુ પામ્યો."

મૃત્યુ વેળા શરીરના દેહધર્મની ક્રિયા શું એ રીતે સંયોજાય છે કે મૃત્યુ સરળ બને ? આ રસપ્રદ પ્રશ્નનો ઉત્તર થેનેટોલોજીના ઊભરતા વિજ્ઞાનમાં ઠકારમાં સાંપડતો જાય છે તાજેતરમાં શરીરમાં એન્સીફેલિન (encephalin) દ્રવ્યની હાજરી શોધાઈ છે. આ દ્રવ્ય શરીરમાં પેદા થતાં કોઈ

પણ દર્દ સામે શામક તરીકેનું કાર્ય કરે છે. આ શોધથી એ શક્યતાઓ જન્મી છે કે મૃત્યુ સમયે કેટલાક એવા દ્રવ્યો કાર્યરત થતાં હશે, જે મૃત્યુના માર્ગને સરળ બનાવે.'

'મૃત્યુ પીડાકારક ઘટના છે' એવો ડર મૃત્યુ અંગેની ઉપલબ્ધ સામગ્રી સામે ટકતો નથી. ઘણા રોગ અને બિમારી પીડાકારક હોય છે, શરીરને વેદનાગ્રસ્ત કરે છે. મૃત્યુ સ્વતઃ પીડાકારક નથી. ઊલ્ટાનું વધતી જતી વેદનાથી મુક્તિ અપાવતી શાતાદાયક ક્રિયા છે. મૃત્યુની પ્રક્રિયાના અભ્યાસી નિરીક્ષકોના મત મુજબ, 'મૃત્યુની વેદના'ની હસ્તી કલ્પનાલોક સિવાય અન્યત્ર નથી કબર સુધી જઈ પાછા ફરેલા કેટલાક આધારભૂત કિસ્સાઓની કેફિયત જોતા મૃત્યુ એ આખરી આનંદ છે.

"આપણે મૃત્યુના અનિવાર્ય આગમનને અગાઉથી સમજી શકીએ તો એ આનંદદાયક ઘટના છે. અત્યાર સુધી જેને સાશંક દૃષ્ટિએ ભીતિપૂર્વક નિહાળતા તે મૃત્યુ આપણા સર્વનો મિત્ર છે. વય, જાતિ, ભૂતકાળના રોગ, કૃત્યો કે વિદ્વત્તા કશાયને લક્ષમાં લીધા વિના મૃત્યુ સર્વને પ્રશાંત નિદ્રા અર્પે છે, જ્યાં એક એવું વાતાવરણ રચાય છે કે એકલા પડી જવાની ભાવનાનો સ્પર્શ પણ થતો નથી. આખરી શ્વાસ લેતા પહેલાં માનવી પોતાના દેહ (Corporel self)થી ભિન્ન પડી જઈને પોતાના મૃત્યુની ઘટનાનો સાક્ષી બને છે.

માનવદેહની અદ્‌ભુત રચના અને પ્રાણતત્વ દ્વારા એટલું જ અદ્‌ભુત પોષણ–વિકાસ આયોજન જોતા એવુ માની શકાય કે દેહોત્સર્ગનું કાર્ય પણ દિવ્યાનુભુતિ હશે, જેમા આખરે અનંત સાથે છે.*

—અનુ. મનોજ ઓઝા

---

'ટાઈમ્સ ઓફ ઉપ' પરથી ઇલસ્ટ્રેટેડ વીકલી, તા. ૨૬–૫–૮૫

વ્યક્તિઓ જ શા માટે નાપાસ થાય છે ? એટલે કે નસીબ જો અસ્તિત્વ ધરાવતું હોય તો–(૧) સામાન્ય રીતે હોશિયાર વ્યક્તિઓ પણ નાપાસ થવી જોઈએ (૨) સામાન્ય રીતે ઠોઠ વ્યક્તિઓ પણ પાસ થવી જોઈએ. એટલે કે મોટાભાગના કિસ્સાઓમા અણધાર્યું બનવુ જોઈએ. પણ આમ બનતુ નથી. હકીકતમા તો હોશિયારપણા કે ઠોઠપણાનો આધાર નસીબ કરતાં બીજા ગુણાત્મક માપદંડો અને વંશાનુગત બાબતો પર વધુ છે

પૃથ્વી ગોળ છે અને પોતાની ધરી ઉપર ફરે છે પણ શા માટે ફરે છે ? આના જવાબમા એમ તો ન જ કહેવાય કે એના નસીબમાં છે. જો તમે એમ કહેશો કે એ એનાં નસીબમાં છે તે અહીં જે નસીબનો અર્થ અભિપ્રેત છે તે જ બદલાઈ જશે. અને નસીબને બદલે ગુરુત્વાકર્ષણનો સિદ્ધાન્ત લાગુ પાડી શકાશે. આવી જ રીતે આપણે નસીબના સંદર્ભમા સફળતા અથવા નિષ્ફળતાને લાગુ પાડીએ છીએ ત્યારે જો સંભવિતતાના સિદ્ધાન્તને લક્ષમા લેવામા આવશે તો અહી જે નસીબનો અર્થ અભિપ્રેત છે તે જ બદલાઈ જશે

ટૂંકમા, નસીબ જેવું કંઈ નથી પણ ઘટનાઓ બનવાની છે તે અમુક વિકલ્પોમાથી જ બનવાની છે અને આ વિકલ્પો પણ—પવન આવતાં કદાચ પાંદડુ ઊંધું પણ પડે અથવા ચત્તુ પણ પડે એમ–સાહજિકતાથી નક્કી થતા હોય છે. *

# 'પ્રારબ્ધ' અને 'સંભવિતતાનો સિદ્ધાન્ત' | જિતેન્દ્ર જોબનપુત્રા

જીવન શક્યતાઓ અને અશક્યતાઓથી ભરપૂર છે. માણસ ઘણી વખત એમ ધારે કે મારાથી આ થઈ શકશે નહિ છતા તેનાથી તે કાર્ય ઉત્તમ રીતે પાર પડી શકે છે. અને ઘણા માણસો પ્રખર પુરુષાર્થ વડે આગળ આવવા પ્રયત્ન કરે છે ત્યારે તેઓ પાછળ પડી ગયા હોય એવા પણ દાખલા છે. તો શું આ દોષ નસીબને દઈ શકાય ? આનો જવાબ 'ના'માં છે કારણ કે અહી માત્ર "સંભવિતતાનો સિદ્ધાન્ત' લાગુ પડે છે

આ બાબતને આપણે ઉદાહરણની મદદથી સમજીશુ. દા. ત કરોડોની વસતીવાળા ભારત દેશમા વડાપ્રધાનનું પદ એક જ છે. અને સો વ્યક્તિઓ વડાપ્રધાન બનવા માટે પ્રચંડ પુરુષાર્થ કરે છે. હવે, ગમે તેટલો પુરુષાર્થ કરશે તો કેવળ એક જ વ્યક્તિ વડાપ્રધાન બની શકશે અને બાકીની નવાણુ વ્યક્તિઓ નિરાશ થશે એટલે કે જેમ હરીફાઈ ઓછી તેમ સંભવ વધુ અને જેમ હરીફાઇ વધુ તેમ સંભવ ઓછો. હવે જો આ સો વ્યક્તિઓ હજારો વર્ષ જીવીને હરીફાઇ કર્યા કરશો તો તેની સંભવિતતામાં અનેક ગણો વધારો થશે. એટલે કે આ સોએ સો વ્યક્તિને વડાપ્રધાન બનવાની તક મળી શકે છે ! આથી જ એમ કહી શકાય કે નસીબ જેવુ કંઈ નથી પણ વ્યક્તિ વડાપ્રધાન એટલા માટે નથી બની શકતી કે તેનું આયુષ્ય ટૂંકુ છે જો તેનુ આયુષ્ય લાંબુ થાય તો 'સંભવિતતાના સિદ્ધાંત' પ્રમાણે તે ચોક્કસ વડાપ્રધાન બની શકે. એટલે કે અહીં નસીબનો છેદ જ ઊડી જાય છે.

હવે, દરેક વ્યક્તિને વડાપ્રધાન બનવાની તક મળે છે તો એક ચોક્કસ વ્યક્તિને જ બીજા કરતા પ્રથમ વડાપ્રધાન બનવાની તક શા માટે મળે છે ?

આના કારણોમા એમ કહી શકાય કે સફળ વ્યકિતના સંજોગો પોતાના હરીફો કરતાં ચઢિયાતા હોય છે. સંજોગો વ્યકિતના પોતાના વર્તન ઉપર આધાર રાખે છે અને વર્તન એ પ્રેરણા પર આધાર રાખે છે. પ્રેરણા એ કંઈ નસીબથી દોરવાતી નથી કારણ કે પ્રેરણા માણસ ઊભી પણ કરી શકે છે ઘણા સર્જક કંઈક સર્જવાની ઇચ્છા કરે ત્યારે તેઓ કૃત્રિમરીતે પ્રેરણા પેદા કરતા હોય છે અને પછી જ સર્જન કરતા હોય છે. દા.ત એક કવિને કાવ્ય લખવાની ઇચ્છા થતી ત્યારે તે ચોક્કસ જ પ્રકારના અત્તરની સુગંધ માણતો અને ત્યારે જ તે કંઈક લખી શકતો. આમ વ્યક્તિ આસપાસના પર્યાવરણમાંથી પણ કૃત્રિમ રીતે પ્રેરણા પ્રાપ્ત કરી શકે છે.

નસીબમા માનનારાઓ નસીબને એક અંતિમ સત્ય તરીકે સ્વીકારી લેતા હોય છે પરંતુ પ્રેરણા એ અંતિમ સત્ય નથી કે શાશ્વત નથી કારણ કે જો પ્રેરણા શાશ્વત હોય તો પ્રેરણાનુ પાન કરનાર કદી નિષ્ફળ જાય જ નહિ પરંતુ આમ બનતું નથી. તેથી એમ કહી શકાય કે પ્રેરણા અને નસીબને કોઇ જ પ્રકારનો સંબંધ નથી. અને તેથી જ સફળતાના આધારે પ્રેરણાને ગણી શકાય પણ નસીબને નહિ.

આપણે કોઈ સિક્કો ઉછાળીએ ત્યારે તેની બે બાજુમાથી એક બાજુ તો પડવાની જ છે ત્યારે આપણે એમ નથી કહેતા કે જે બાજુ પડી તે તેના નસીબમાં છે. કારણ કે કંઇક થવા તો નિર્માયેલુ જ છે. ભણવાનુ છે તો કાં તો પાસ થવાનું છે અથવા નાપાસ થવાનુ છે. આથી વિશેષ કશુ નથી થવાનું. જો પ્રારબ્ધનુ અસ્તિત્વ હોય તો–(૧) મોટાભાગે હોશિયાર વ્યક્તિઓ જ શા માટે પાસ થાય છે ? (૨) મોટાભાગે ઠોઠ

વ્યક્તિઓ જ શા માટે નાપાસ થાય છે ? એટલે કે નસીબ જો અસ્તિત્વ ધરાવતુ હોય તો—(૧) સામાન્ય રીતે હોશિયાર વ્યક્તિઓ પણ નાપાસ થવી જોઇએ. (૨) સામાન્ય રીતે ઠોઠ વ્યક્તિઓ પણ પાસ થવી જોઇએ એટલે કે મોટાભાગના કિસ્સાઓમા અણધાર્યું બનવુ જોઇએ પણ આમ બનતુ નથી હકીકતમાં તો હોશિયારપણા કે ઠોઠપણાનો આધાર નસીબ કરતાં બીજા ગુણાત્મક માપદંડો અને વંશાનુગત બાબતો પર વધુ છે

પૃથ્વી ગોળ છે અને પોતાની ધરી ઉપર ફરે છે પણ શા માટે ફરે છે ? આના જવાબમા એમ તો ન જ કહેવાય કે એના નસીબમાં છે જો તમે એમ કહેશો કે એ એના નસીબમાં છે તે અહીં જે નસીબનો અર્થ અભિપ્રેત છે તે જ બદલાઈ જશે. અને નસીબને બદલે ગુરુત્વાકર્ષણનો સિદ્ધાન્ત લાગુ પાડી શકાશે આવી જ રીતે આપણે નસીબના સંદર્ભમા સફળતા અથવા નિષ્ફળતાને લાગુ પાડીએ છીએ ત્યારે જો સંભવિતતાના સિદ્ધાન્તને લક્ષમા લેવામા આવશે તો અહી જે નસીબનો અર્થ અભિપ્રેત છે તે જ બદલાઈ જશે.

ટૂંકમા, નસીબ જેવું કઇ નથી પણ ઘટનાઓ બનવાની છે તે અમુક વિકલ્પોમાથી જ બનવાની છે અને આ વિકલ્પો પણ—પવન આવતા કદાચ પાદડુ ઊંધું પણ પડે અથવા ચત્તુ પણ પડે એમ—સાહજિકતાથી નક્કી થતા હોય છે. *



# ગુજરાતમાં તમામ સ્તરે નિઃશુલ્ક કન્યા શિક્ષણ

## કન્યા કેળવણીની દિશામાં ઐતિહાસિક કદમ

રજત જયંતી વર્ષમા ગુજરાતે મહત્વનું કદમ ઊઠાવ્યું છે. ગુજરાતમાં તમામ વિદ્યા શાખાઓમા દરેક સ્તરે કન્યાઓને નિઃશુલ્ક કેળવણી અપાશે.

રાજ્યમા હાલ ૧૧ ધોરણ સુધી કન્યા માટે નિ શુલ્ક શિક્ષણની સવલત આપવામા આવે છે. ગરીબ અને મધ્યમ વર્ગના કુટુંબોના ઉચ્ચ કન્યા શિક્ષણનો આર્થિક પ્રશ્ન હળવો બનાવવા આવતા શૈક્ષણિક વર્ષથી કન્યાઓને તમામ સ્તરે નિ શુલ્ક શિક્ષણ અપાશે.

ગુજરાતમા પુરુષ શિક્ષણની ૫૪-૪૮ની ટકાવારી સામે સ્ત્રી શિક્ષણનો દર ૩૨-૩૦ ટકા છે તમામ સ્તરે શિક્ષણ મફત થતા, આ નીચો દર ઊંચો લાવી શકાશે.

ગુજરાતમાં ઉચ્ચ શિક્ષણ મેળવતી એક લાખ જેટલી કન્યાઓને આ યોજનાનો લાભ મળશે. કન્યા કેળવણીની દિશામાં આ ઐતિહાસિક કદમ ભરનાર ગુજરાત દેશભરમા પ્રથમ રાજ્ય છે.

## રજત જયંતી વર્ષે ઝળહળતો નિર્ણય

# કાળું નાણું | વાડીલાલ ડગલી

## કાળું નાણું કેવી રીતે સરજાય છે

કાળું નાણું એટલે હિસાબી ચોપડાની બહારનું નાણું. કરવેરા નખાયા હોય એવી આવક કે ઉત્પાદન કરવેરા અધિકારીઓથી છૂપા રાખવામાં આવે તેથી કાળું નાણું સરજાય છે. દેશના કાયદાની વિરુદ્ધ જે કોઈ આવક કરી હોય તે સઘળી આવક કાળું નાણું છે.

કાળા નાણા વિશે એવો પ્રચલિત ખ્યાલ છે કે તેની લેવડદેવડ છૂપી રીતે થાય છે. કેટલીક વાર એમ બનતું હોય છે. પણ મોટા ભાગે રોકડા નાણાની લેવડદેવડ છડેચોક થતી હોય છે. તમે મુંબઈ જેવા શહેરમાં નાની ખોલી પણ ભાડે લો તો ત્રીસ-પાત્રીસ હજાર રૂપિયા 'પાઘડી'ના આપવા પડે છે તમે કોઈ સારો ફ્લેટ ખરીદો તો ૧૦ લાખની કિંમતમાંથી ૬ લાખ રૂપિયા ચેકથી દેવામાં આવે છે જ્યારે ૪ લાખ રૂપિયા રોકડા આપવા પડે છે

મોટી મોટી કંપનીઓને રાજકીય આગેવાનો અને અમલદારોને નાણાં આપીને પ્રસન્ન રાખવા પડે છે આ પૈસા કંઈ ચેકથી અપાય નહીં. દર પાંચ વર્ષે ધારાસભા કે લોકસભાની ચૂંટણી આવે છે ત્યારે બધા રાજકીય પક્ષો અને ખાસ કરીને શાસક પક્ષો કરોડો રૂપિયા વેપાર ઉદ્યોગ પાસેથી એકઠાં કરે છે. રેલવેની ટિકિટ ખરીદવાથી માંડીને ઉદ્યોગ સ્થાપવાના સરકારનો પરવાનો મેળવવા માટે ત્યારે પાંચ રૂપિયાથી માંડી પાંચ કરોડ રૂપિયા આપવા પડે છે. આ તો થોડા દાખલા છે. સમગ્ર સમાજ જાણે કે કાળા નાણાના રંગે રંગાઈ ગયો હોય એવું દેખાય છે.

કાળું નાણું એટલે ગેરકાયદે નાણું. કોઈ પણ ગેરકાયદે પ્રવૃત્તિ સમાજનું અહિત જ કરતી હોય છે. મોટા કામનું સારું પરિણામ આવતું હશે આ તો એક સર્વસામાન્ય સત્યની રજૂઆત થઈ. કાળું નાણું બેહિસાબી નાણું છે. ન તો જેનો હિસાબ રહે કે ન નાણા ઉપર અંકુશ. નાણું એ એક પ્રચંડ સત્તા છે, સમાજની ચોટલી ધનના હાથમાં છે હવે આ ધન કોઈ અંકુશ વિનાનું હોય, અને ગુપ્ત જ રહેવાનું હોય તો સમાજ પર તેની અસર રાજમાર્ગ પર દોડતા ગાંડા હાથીની જેમ પડે. કાળું નાણું વ્યક્તિ, સંસ્થા, સમાજ અને સરકારની નરવી તબિયતને રોગિષ્ઠ કરી નાખે છે.

ઑગસ્ટ : ૧૯૮૫ ]

### કાળાં નાણાંનો જન્મ

કાળા નાણાની શરૂઆત ક્યારથી થઈ ? બીજા વિશ્વયુદ્ધે જે અનેક હોનારતો સરજી તેમાંની એક હોનારત કાળું નાણું છે. લડાઈ રૂપિયાની નોટોથી લડાતી નથી લડાઈ માટે ખોરાક, પોષાક, હથિયાર, ખાંડ, ચા, કાપડ, તેલ, ઘી વગેરે અનેક ચીજોની જરૂર પડે છે. આથી સરકાર બજારમાંથી આ બધી જીવનની જરૂરિયાતની ચીજો મોટા પ્રમાણમાં લડાઈ તરફ ખેંચવા માંડે છે. લડાઈ વખતે સરકાર માપબંધી લાદે છે. તમને મહિનામાં અમુક પ્રમાણમાં જ ઘઉં, ખાંડ, તેલ કે કાપડ મળે ખેતર અને કારખાનાના ઉત્પાદનનો સારો એવો ભાગ સરકાર સીધો લશ્કર માટે લઈ જાય આને કારણે આજની આયોજિત અર્થવ્યવસ્થામાં ખરા અર્થમાં પણ અછત હોય જ છે.

વળી લડાઈ વખતે એક બીજી આર્થિક ઘટના પણ બનતી હોય છે. સરકારી ખર્ચ-લશ્કરનો ખર્ચ-એટલો બધો વધી જાય છે કે નોટો છાપીને સરકારી ખર્ચ અને આવકના બે ટાંકિયા ભેગા કરવામાં આવે છે. આને કારણે નાણાના

પુરવઠામાં વધારો થાય છે. પરિસ્થિતિ એવી સર્જાય છે કે નાણાનો પુરવઠો વધે અને ચીજ વસ્તુઓનો પુરવઠો ઘટે. ધારો કે લડાઈ પહેલાં નાણાનો પુરવઠો ૧૦૦ રૂપિયા હોય અને ઘઉં નો જથ્થો ૨૫ કિલો હોય આ પરિસ્થિતિમાં ઘઉંનો ભાવ કિલોના ચાર રૂપિયા જેટલો થાય. લડાઇના સમયે નાણાનો પુરવઠો ૧૦૦ નો ૨૦૦ થાય અને ઘઉંનો જથ્થો ૨૫ કિલોથી ઘટીને ૨૦ કિલો થાય આથી એક કિલો ઘઉંના ભાવ રૂ. ૧૦ થાય. એટલે કે એક કિલો ઘઉં વેચનારને રૂ ૬ વધારાના મળે. ઘઉંના ભાવ જો બાંધેલા હોય તો આ ૬ રૂપિયા તે કાળું નાણું. તે ચોપડામાં બતાવાય નહીં, બેન્કમાં મુકાય નહીં. આવકવેરાની ગણતરીમાં દેખાડાય નહીં.

## ગાંધીજીની ચેતવણી અવગણી

આમ બીજા વિશ્વયુદ્ધ વખતે એટલે ૧૯૪૦-૪૫ના ગાળામાં આપણે કાળા નાણાની દુનિયામાં પ્રવેશ કર્યો. યુદ્ધસમયના અંકુશો ભારતની સ્વતંત્ર સરકારે ચાલુ રાખ્યા. ગાંધીજીએ આ અંકુશો સામે સખત શબ્દોમાં ચેતવણી આપી હતી, પણ નેહરુ-સરદારને એ બીક લાગી કે અંકુશો જશે તો અનાજ વગેરેની અછત ઊભી થશે અને સરકાર તેને પહોંચી વળશે નહીં, સરકારી અમલદારોને અંકુશો દ્વારા મળતી સત્તા છોડવી ન હતી. વળી કોંગ્રેસના આગેવાનોએ એવી વિચિત્ર ફિલસૂફી ઊભી કરી કે અંકુશો દ્વારા સમાજવાદ લાવી શકાય. એટલું જ નહીં પણ અંકુશો એટલે સમાજવાદ એમ પંડિત નહેરુના મનમાં ઠસી ગયું. આથી તેમણે ગાંધીજીની સલાહ અવગણી.

યુદ્ધસમયના અંકુશો ચાલુ રહ્યા એટલું જ નહીં પણ તે અંકુશોને વધુ કડક બનાવવા માટે નવા અંકુશો નાખવામાં આવ્યા. યુદ્ધકાળમાં પણ નહોતું એવું અંકુશ રાજ્ય સ્થપાઈ ગયું. રાજાજીએ આ અંકુશરાજ સામે જેહાદ જગાવી અને કહ્યું કે સ્વતંત્ર ભારતમાં "લાઈસન્સ-પરમિટ-કન્ટ્રોલ રાજ ચાલે છે."

## કાળાં નાણાંના હજાર રસ્તા

હંમેશા અંકુશોને કારણે જ કાળું નાણું સર્જાતું નથી. જ્યાં હદ બહારના કરવેરા હોય ત્યાં કરચોરી મોટા પ્રમાણમાં થાય છે. થોડાં વર્ષો પહેલા હિંદુસ્તાનમાં એવી સ્થિતિ હતી કે શ્રીમંતો પોતાની આવકનો ૯૭.૫ ટકા આવકવેરો ભરતા હતા. આવી સ્થિતિમાં કરચોરી થાય તેથી નવાઈ ન થવી જોઈએ ઘણી વાર ચીજવસ્તુઓ ઉપરની આબકારી જકાત એટલી ભારે હોય છે કે ઉદ્યોગપતિઓ અને વેપારીઓને આ જકાત ભરવાનું મન ન થાય અને બજારમાં પોતાનો માલ બિલ સિવાય વેચે

કરચોરી ઉપરાંત બીજી પણ એવી એક રીત છે જે કાળું નાણું સર્જે છે. દેશમાં અમુક વસ્તુની આયાત પર પ્રતિબંધ મૂકવામાં આવે છે. દાખલા તરીકે સોનાની આયાત પર આપણા દેશમાં પ્રતિબંધ છે આમ છતાં દર વર્ષે ૧,૦૦૦ કરોડ રૂપિયા જેટલું સોનું દાણચોરી દ્વારા દેશમાં પ્રવેશે છે. બજારમાં આ સોનાના ૧,૫૦૦ કરોડ રૂપિયા ઊપજે છે. આ તો જાણીતી વાત છે. આ ઉપરાંત કાપડ, ટીવી. કેસેટ વિડિયો-કેસેટ જેવાં ઇલેક્ટ્રોનિક સાધનો, દવા, કટલરી, કોસ્મેટિક હથિયારો અને કારખાનાના યંત્રોના ભાગો (સ્પેર પાર્ટસ), આ બધાની મોટા પ્રમાણમાં દાણચોરી થાય છે. આ ઉપરાંત એવી કેટલીયે ચીજો છે કે જેની ગેરકાયદેસર નિકાસ થાય છે.

## પંદર હજાર કરોડની દાણચોરી

આમ ગેરકાયદેસર આયાત અને ગેરકાયદેસર નિકાસ દર વર્ષે લગભગ ૧૫,૦૦૦ કરોડ રૂપિયાની આયાત-નિકાસની દાણચોરીના પૈસા કયાથી

આવે છે ? જવાબ ચોખ્ખો છે–કાળા નાણા દ્વારા.

હૂંડિયામણના ધંધા દ્વારા પણ કાળું નાણું સરજાય છે. આપણે ત્યાં હૂંડિયામણની અછતને કારણે તેની હેરફેર પર અંકુશ છે. હૂંડિયામણ એટલે પરદેશી નાણું. આ નાણું જોઈતું હોય તો સરકારને અરજી કરવી પડે છે. સરકાર અમુક નિયમોસર પ્રવાસ માટે, વેપાર માટે, મશીનરીની ખરીદી માટે, એમ વિધવિધ કામો માટે હૂંડિયામણ આપે છે. પરદેશમાં હિંદી નાગરિક હૂંડિયામણ રળે તો સરકારને સુપરત કરવું પડે છે આમ હૂંડિયામણની આવક અને જાવક બંને પર સરકારનું નિયંત્રણ છે.

હવે એવું બને છે કે પ્રવાસ કે વેપાર માટે સરકાર હૂંડિયામણ આપે તે કરતા નાગરિકને અનેકગણા હૂંડિયામણની જરૂર પડે છે આ તો નાની વાત થઈ પણ દાણચોરી દ્વારા દર વરસે થતી રૂ. ૧૫,૦૦૦ કરોડની આયાત–નિકાસ માટે જે હૂંડિયામણની જરૂર પડે એ કેવી રીતે પૂરી પડે ? આ માટે હૂંડિયામણનું જબરદસ્ત કાળું બજાર અસ્તિત્વમાં આવ્યું છે.

સરકાર સમાજકલ્યાણ માટે કેટલાક કાયદાઓ ઘડે છે, પણ કમનસીબે તે કાળા નાણાના સર્જનનું કારણ બની જાય છે. ઓછામાં ઓછું આટલું વેતન તો કામદારને મળવું જોઈએ તેનો કાયદો થાય, બાળમજૂરો વિશે કાયદો થાય કે સ્ત્રીકામદારો વિશે કાયદો થાય. આ બધા કાયદામાંથી છટકી જનાર બે રીતે કાળું નાણું સરજે છે. અમુક કામદારો–સ્ત્રીઓ કે બાળકો–પગારપત્રકમાં હોય જ નહીં અને તેમના દ્વારા થતું ઉત્પાદન પણ ચોપડે નોંધાય નહીં. બીજી રીતે કાળું નાણું એ રીતે સરજાય છે કે આવો નિયમભંગ કરનાર કાં તો પગારની રસીદ બનાવતો નથી અને બનાવે તો કાયદા પ્રમાણે બનાવે છે, અને ખરેખર આપેલો ઓછો પગાર અને રસીદનો પગાર એ બંને વચ્ચેનો તફાવત કાળું નાણું બની જાય છે

નાના વેપારીઓ અને બીજા વ્યવસાયવાળા પાન-બીડીવાળા, કડિયા, દરજી, સુથાર, ટી.વી. રિપેર કરનાર–પોતાનો ધંધો એવી રીતે ચલાવે છે કે તેઓ નથા વેચાણવેરો ભરતા કે નથી આવક વેરો ભરતા. વેપારીઓને એટલી કનડગત થતી હોય છે કે સંખ્યાબંધ લોકોને લાંચ આપવા માટે કાળા નાણાનું સર્જન કરવું પડે છે ધંધાદારી લોકો પણ મોટા ભાગે રોકડિયું કામ કરતા હોય છે. ડાક્તરો, વકીલો, એન્જિનિયરો, બિલ્ડરો, આર્કિટેકટો આવા તો સેંકડો વ્યવસાયીઓ લગભગ રોકડથી કામકાજ કરતા હોય છે. આ યાદીમાં રાજકારણી પ્રધાનો, સરકારી અમલદારો અને પોલીસને પણ મૂકવા જોઈએ. પોલીસને અસામાજિક તત્ત્વો દ્વારા કરોડ રૂપિયાના હપતા મળતા હોય છે. આ પૈસાની વહેંચણી કોન્સ્ટેબલથી શરૂ કરી પ્રધાન સુધી થતી હોય છે.

કેટલીક વાર નોકરીઓ મેળવવા માટે લાખો રૂપિયાની કાળા નાણાની હેરફેર થતી હોય છે. સંતાનોને સારી શાળા કે કોલેજમાં દાખલ થવા માટે 'ડોનેશન' ને નામે દર વર્ષે લાખો રૂપિયા મા-બાપ શાળા-કોલેજોના સંચાલકોને આપતા હોય છે કાળા નાણા સર્જવાની આવી તો હજારો રીત હોય છે.

## કાળા નાણાંનું સર્જન કેમ અટકાવવું

ભારતમાં કાળું નાણું કેટલું હશે ? કાળું નાણું એટલું વ્યાપક છે કે તે વિશેનો અડસટ્ટો પણ કરવો તે સાહસ ગણાય. હું એમ માનું છું કે રાષ્ટ્રીય આવકનો ત્રીજો ભાગ કાળું નાણું હશે અત્યારે ભારતની રાષ્ટ્રીય આવક ૨ લાખ કરોડ રૂપિયાની છે. રાષ્ટ્રીય આવક એટલે અમુક ચોક્કસ વર્ષમાં દેશમાં જેટલું ઉત્પાદન અને સેવાઓ થાય તેનો સરવાળો. એટલે જો ૨ લાખ કરોડ રૂપિયાની

રાષ્ટ્રીય આવકનો ત્રીજો ભાગ કાળું નાણું હોય તો દર વર્ષે ૬૦,૦૦૦ કરોડ રૂપિયાનું કાળું નાણું સર્જાય છે.

## સરકારી પગલાં

કાળા નાણાંની નાબૂદીની ચર્ચા કરીએ ત્યારે એ ખાસ ધ્યાન રાખવું જોઈએ કે કાળું નાણું જથ્થો નથી પણ એક પ્રવાહ છે.

દર મિનિટે લાખો રૂપિયાનું ઉત્પાદન અને સેવાઓનું વિતરણ દેશમાં થતું હોય છે. આ ઉત્પાદન અને સેવાનો ત્રીજો ભાગ કાળું નાણું હોય છે. આથી કાળું નાણું એ વહેતો પ્રવાહ છે. કાળા નાણાંને ડામવા માટે સરકારે ભારત આઝાદ થયું ત્યારથી અવારનવાર પગલાં લીધાં છે. પણ આ બધાં પગલાં નિષ્ફળ ગયાં છે. કોંગ્રેસ સરકાર હોય કે જનતા પક્ષની સરકાર હોય—આ બધી સરકારોએ કાળા નાણાં સામે કંઈ એવી રીતે ઉગામ્યો છે કે જાણે પાણીને લાકડી મારીને જુદું પાડવાનો પ્રયત્ન કોઈ કરતું હોય !

આઝાદી પછી કાળા નાણાંવિરોધી નાનામોટાં પગલાં લેવાયાં છે. સૌથી પહેલું સરકારી પગલું ૧૯૫૨માં લેવાયું. આ યોજના સ્વૈચ્છિક રીતે કાળા નાણાંની જાહેરાતની યોજના હતી. આ યોજના હેઠળ સરકારને ૨૦ કરોડથી પણ ઓછી રકમ મળી.

૧૪ વરસ બાદ ૧૯૬૫માં સરકારે આવી બીજી 'વોલન્ટરી ડિસ્કલોઝર સ્કીમ' જાહેર કરી તમારી પાસે રૂપિયા ૧૦૦નું કાળું નાણું હોય તો રૂપિયા ૬૦ સરકારને કર ભરો અને રૂપિયા ૪૦ તમારા ચોપડે ચડાવો.

આ સ્કીમ પછી તરત તે જ વર્ષે સરકારે 'બ્લૉક સ્કીમ' જાહેર કરી જેમાં, છુપાવેલી આવકના બ્લૉકને આવકવેરાનો જે દર લાગુ પડે તે પ્રમાણે આવકવેરો લેવો એમ નક્કી કરાયું. ૧૯૬૫ની આ બે યોજનામાં સરકારને કુલ લગભગ ત્રીસ કરોડ રૂપિયા મળ્યા.

૧૯૭૫ના ઓક્ટોબરમાં સરકારે રાષ્ટ્રપતિના એક વટહુકમ દ્વારા સ્વૈચ્છિક જાહેરાતની એક યોજના રજૂ કરી.

પહેલી ત્રણ યોજના કરતાં આ ચોથી યોજનામાં કાળું નાણું બહાર પાડવા માટે આશ્ચર્યજનક રાહત આપવામાં આવી. આવી યોજના હોવા છતાં ૧૫૩૦ કરોડ રૂપિયાનું કાળું નાણું જાહેર થયું સમગ્ર રીતે જોતાં આ યોજના પણ નિષ્ફળ એટલા માટે ગઈ કે *કાળા નાણાંની પ્રવૃત્તિ જરાય ઓછી ન થઈ.*

બણ વર્ષ પછી જનતા સરકાર સત્તા પર આવી ત્યારે કાળું નાણું ડામવા માટે મોટી રકમની નોટો રદ કરી. આ ડીમોનેટાઈઝેશન એટલે કે નોટો રદ કરવાની નીતિની પણ કાળા નાણાં પર કશી અસર ન પડી.

આ પછી જ્યારે ઇંદિરા ગાંધી ફરી સત્તા પર આવ્યાં ત્યારે કાળું નાણું ડામવા માટે અત્યંત મહત્ત્વાકાંક્ષી યોજના સરકારે જાહેર કરી. આ યોજના હતી 'સ્પેશિયલ બેરર બૉન્ડઝ-૧૯૮૧' કાળા નાણાંથી જે લોકો આ બૉન્ડ ખરીદે તેમને કોઈ નાણાકીય કાયદો ભવિષ્યમાં લાગુ પડશે નહીં' એમ જણાવવામાં આવ્યું.

સાદી ભાષામાં કહીએ તો જેની પાસે કાળું નાણું હોય, કાળી મિલકત હોય તે સહુ માટે સફેદ નાણું અને સફેદ મિલકત કરવાની આ બેરર બૉન્ડ યોજના સૌથી વધુ આકર્ષક યોજના હતી રૂપિયા ૧૦,૦૦૦ના બેરર બૉન્ડ તમે લો તો તે સફેદ નાણું થઈ જાય એટલું જ નહીં પણ તમારા મકાન કે ઝવેરાતની જેમ અસ્કયામત પણ

ગણાય. આમાં બીજો કાયદો એ હતો કે આ બેરર બોન્ડ હતા એટલે જેના હાથમાં બોન્ડ તેના હાથનું કાળું નાણું સફેદ નાણું બની ગયું. આઝાદી પછી સરકારે કાળું નાણું નાથવા માટે જે જુદાં જુદા છ પગલાંઓ ભર્યાં તેમાં આ ૧૯૮૧ની બેરર બોન્ડની યોજના સૌથી અનૈતિક યોજના હતી. પ્રામાણિક કરવેરા ભરનારનું મન ખાટું થઇ જાય તેવું આમા હતું. જે લોકોએ ભૂતકાળમા કરવેરા ભર્યા તેમને સરકારે અન્યાય કર્યો અને જેમણે આખી જિંદગી કરચોરી કરી તેમનું સરકારે સન્માન કર્યું. આ યોજનામાં આટલી બધી છૂટછાટો આપવા છતા કેવળ ૯૬૪ કરોડ રૂપિયા ભેગા થયા. બેરર બોન્ડ આપી તેની આટલી મોટી પ્રતિષ્ઠા કાળા નાણાંને કયારેય પણ સ્વતંત્ર ભારતમાં મળી નથી.

શ્રી રાજીવ ગાંધી સત્તા પર આવ્યા કે તરત તેમણે જાહેરાત કરી કે કાળા નાણા ઉપર સરકાર ત્રણ પ્રકારનો હુમલો કરવા ઇચ્છે છે : (૧) જેને કારણે કાળું નાણું સર્જાય છે, તેનાં મૂળ સરકાર દૂર કરશે. (૨) અત્યારે જે કાળા નાણાંનો જથ્થો છે તેને સફેદ નાણામા ફેરવી નાખવાની યોજનાઓ કરવામાં આવશે. (૩) અને જે લોકો કાળું નાણું સરજે છે અને તેનો ફેલાવો કરે છે તેમને આકરામાં આકરી સજા કરવાની જોગવાઈ કરવામાં આવશે.

## આકર્ષકતા કેમ ઘટાડવી

આપણી સમક્ષ આ સમસ્યા છે કાળા નાણાંની આકર્ષકતા કેમ ઘટાડવી ? કર ભરનારાઓની શુભ ભાવનાને અપીલ કરવાથી કાંઇ વળવાનું નથી કરવેરાના દરોડાનું પરિણામ કોઇ આવતું નથી, માત્ર અમલદારોની આવક વધે છે.

સરકારે કાળું નાણું નાબૂદ કરવું હોય તો નીચેનાં ચાર પગલાં લેવાં જોઇએ :

(૧) આવકવેરો કાઢી નાખવો.

(૨) ઉત્પાદન, ભાવ અને વિતરણ પરના ત્રણ વર્ષ કરતા જૂના અંકુશો રદ કરવા.

(૩) ચૂંટણી માટે રાજકીય પક્ષોને નાણાં રાજ્યે પૂરાં પાડવાં

(૪) આ ત્રણ પગલાં લીધા પછી જૂના બિનહિસાબી નાણાં બેંકોમા જમા થાય એ માટે વ્યાજના દરમા વધારા જેવા ઉત્તેજનો આપવાં.

આવકવેરાની આવક સરકારી આવકમાં બહુ મહત્ત્વની નથી ૧૯૮૪-૮૫ના વર્ષમા આવકવેરા દ્વારા ૧,૭૫૦ કરોડ રૂપિયા મળવાની ધારણા છે. આ રકમ સરકારની કુલ આવકના કેવળ ૪ ટકા જેટલી છે. આ ૪ ટકાની આવક માટે સરકાર અને ખાસ કરીને પ્રજાને જે હેરાનગતિ ભોગવવી પડે છે તે કરતા આડકતરા કર વધારે ઇચ્છનીય છે. આવકવેરાની નાબૂદી કાળા નાણાના વૃક્ષનું થડ જ કાપી નાખે છે.

અંકુશો ભ્રષ્ટાચાર અને કાળા નાણાંનું મુખ્ય સાધન બની ગયા છે જ્યારે જ્યારે અંકુશો દૂર કરવામાં આવ્યા છે ત્યારે માલની સુલભતા વધી છે એટલુ જ નહીં પણ કંપનીની આવકમા અને સરકારી મહેસૂલમાં વધારો થયો છે. અંકુશોથી ઔદ્યોગિક જમીનદારી સર્જાય છે, હરીફાઈ નાશ પામે છે, અને હલકી જાતનો માલ ઉત્પન્ન થાય છે અંકુશોની અવારનવાર જરૂર પડે છે પણ તે માટે ચોક્કસ સમયમર્યાદા આગળથી જાહેર કરવી જોઇએ. અંકુશો દવા છે ખોરાક નથી.

ત્રીજું અને કદાચ સૌથી મહત્ત્વનું પગલું એ લેવું જોઇએ કે ચૂંટણી માટે નાણા પૂરા પાડવાનું કામ સરકારે કરવું જોઇએ આ કોઇ નવી દરખાસ્ત નથી પશ્ચિમ જર્મની અને અમેરિકામા રાજકીય પક્ષોનો ચૂંટણી ખર્ચ સરકાર આપે છે

કેન્દ્ર સરકારે તેના બજેટમાં દર વર્ષે રાજકીય પક્ષોના ચૂંટણીખર્ચ માટે ઓછામાં ઓછા ૧૦૦ કરોડ રૂપિયા ફાળવવા જોઈએ. એક કાયદો કરીને સ્વીકૃત રાષ્ટ્રીય અને પ્રાદેશિક રાજકીય પક્ષોને ચૂંટણી માટે ખર્ચ આપવાની જોગવાઈ કરવી જોઈએ. આ ગોઠવણ-કર્યા પછી કાયદાએ એવું પણ જોગવાઇ કરવી જોઈએ કે રાજકીય પક્ષો દર વર્ષના હિસાબો બહાર પાડશે અને પ્રતિષ્ઠિત ઓડિટરો પાસે આ હિસાબ ઓડિટ કરાવવા પડશે

ચોથો અને છેલ્લો મુદ્દો એ છે કે ઉપરનાં ત્રણ પગલાંઓને કારણે રાતોરાત હિસાબી નાણું બની જનાર અબજો રૂપિયાને બેન્કો ભણી વાળવા માટે સરકારે નાણાકીય પગલાં ભરવાં જોઈએ. આકર્ષક વ્યાજનો દર એક આવું પગલું છે.

એક વાર કાળા નાણાંનો શાપ દૂર થાય એટલે સોનું, ચાંદી, દાણચોરી, અછતવાળી ચીજો, બાંધકામ અને એવાં ક્ષેત્રોમાંથી નાણું બેન્કો ભણી વળશે. આથી અર્થતંત્રની કરોડરજ્જુ મજબૂત થશે.

ભારતના વડા પ્રધાન દેશને એકવીસમી સદીમાં લઈ જવાની વાત કરે છે પણ લગભગ મોટા ભાગનો વ્યવહાર કાળા નાણાંથી ચલાવતો સમાજ એકવીસમી સદીમાં કદી નહીં જઈ શકે. હકીકતમાં તો ભારત વીસમી સદીમાં નહીં પણ સામંતશાહી યુગમાં છે. (સંપૂર્ણ) *

* પરિચય પુસ્તિકા 'કાળું નાણું' માંથી પ્રકાશક : પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, મુંબઈ-૪૦૦૦૦૨.

બે લાખ તમાશા મેં આંખો તો બે જ છે
આદત વધુ તો શું કહું દેખીને દંગ છું.

*

વેચી રહ્યા છે ગાંધીને આજે બજારમાં
અફસોસની વાત છે કે તે પણ ઉધારમાં
આદમ મેં સ્વપ્ન જોયું કે નેતાઓ સૌ મળીને
ગાંધીની લાશ ચૂંથી રહ્યા છે બજારમાં.

*

અમે કહેતા નથી ચાલે છે રાવણરાજ, ગાંધીજી
તમે ચાહ્યું તું તે તો નથી કંઈ આજ, ગાંધીજી
અમે અંગ્રેજથી કંઇ કમ નથી સાબીત કરી દીધું
રહ્યું તું જે હજી બાકી કર્યું તારાજ ગાંધીજી

શેખાદમ આબુવાલા

જોજનો તરતો રહું ઊંડા જળે
ક્યાંક તો આ વાતનાનું તળ મળે ...

ચંદ્રકાંત દત્તાણી

## ને હો, ખુરશી ખાલી છે ! | જનક નાયક

કાગડાઓ કા કા કરી રહ્યા છે
ને હૈ, ખુરશી ખાલી છે.
હવાની રૂખ બદલાઇ રહી છે
ઢોલ નગારાં વાગી રહ્યા છે
હવે ગાંધીની ખાદીના ભાવ બોલાય છે,
ખાદીધારી ડાકુઓ ભિક્ષાપાત્ર લઇ ફરી રહ્યા છે.
ગાંધારીની જેમ લોકોની આંખે પાટા બાંધેલા છે
લોકો જોઇ રહ્યા છે, મદારીના ખેલ ને
લોકોએ બોલવાનું છોડી દીધું છે.
લોહી થીજી ગયું છે.
'ભાગો રે ભાગો' વાઘ આવ્યો રે વાઘ .'
—બોલનાર પણ કોઇ નથી

એક આખેઆખું સ્વર્ગ લોકોના મોંમાં
ખોસી દેવાયું છે
રોટી ખાવા માટે હવે બીજું મોં જ ક્યાં છે .... ?
ગાંધીના શબ્દો બુલેટની જેમ દેકાય છે .. ...
ને હૈ, ખુરશી ખાલી છે.
ફરી એક મહાભારત શરૂ
-જો કે અહીં કૃષ્ણ નથી
ને અહીં અર્જુન પણ નથી
બધા જ દુર્યોધન છે

અઢાર દિવસ ચાલેલું મહાભારતનું યુદ્ધ
હજી કેટલાં વર્ષો ચાલશે, એની ખબર નથી.

— બુદ્ધિપ્રકાશ એપ્રિલ ૮૫]

## વૈશાખી દાવાનળ આવો !* (સ્વ.) ઝવેરચંદ મેઘાણી

વૈશાખી દાવાનળ ! આવો, દિલદાર !
ચોગમ હુતાશન ચેતાવો, દિલદાર !

રંકોના બાળ હજુ થોડી થોડી છાયા
ગોતીગોતીને રહ્યા રક્ષી નિજ કાયા,
ધરતી નાની ને જનો જાય ઊભરાયા,

સાત નવા સૂરજ બોલાવો, દિલદાર !
માંહ પાંહ ઝાડના જલાવો, દિલદાર !
સહારા-બસ, સહરા પથરાવો દિલદાર !
વૈશાખી દાવાનલ આવો, દિલદાર !

કોરો કંગાલ હજુ કેમ કરી જીવે !
અરધી રોટી-ને ઉપર પાણી ઘૂંટ પીવે !
શીતળ રાતોમાં સુખે સોય પડી સૂવે !

રાત્રિની ઠંડક સળગાવો દિલદાર !
લાવાની નદીઓ રેલાવો, દિલદાર !
ભૂકંપે ડુંગર ડોલાવો, દિલદાર !
વૈશાખી દાવાનલ ! આવો દિલદાર !

હજુયે બેકાર નાર શિરે સાળુ નાખે !
ધાવતા બેટડાને પાલવડે ઢાંકે !
થીગડાથાગડ કરીને દેહ-લાજ રાખે !

ક્યાંથી આ ફાજલ ટુકડાઓ, દિલદાર !
ફાજલ સમ સાયબી જલાવો, દિલદાર !

વંટોળ-આંધી ફરકાવો, દિલદાર !
વૈશાખી દાવાનલ ! આવો, દિલદાર !

જનની નિજ બાળાને ન હજુ ખાઈ જાતી !
હજુયે ટપકે સફેદ નીર એની છાતી !
હજુ એની રક્તધાર રાતી ને રાતી !

છેલ્લા એ અમૃત શોષાવો, દિલદાર !
દિલ-દિલ વિષ-વેલડીઓ વાવો, દિલદાર !
કુદરતના ક્રમ સબ પલટાવો, દિલદાર !
વૈશાખી દાવાનલ ! આવો, દિલદાર !

ખુલ્લે પગે માનવી મદાંધ બની ચાલે,
ધખતે મધ્યાહ્ન મૌજ વગડાની મ્હાલે
ચરણોના હાડચામ હજુ કેમ હાલે !

લાવો રે અદકાં દુઃખ લાવો, દિલદાર !
રંકોની ધીરજ સબ ખાઓ, દિલદાર !
પામરતા પ્રભુની દિખલાવો, દિલદાર !
વૈશાખી દાવાનલ ! આવો, દિલદાર !

નિર્જલ દુષ્કાળ, મહા રોગ, મહામારી,
નરનારી બાળકોની જૂજવી બિમારી
જગવો ! ઘર ઘર કરો કૃતાંતની પથારી !

નિર્બલને જીવવા ન દાવો, દિલદાર
શિદ્ધિવંતોના ગીત ગાઓ, દિલદાર !
જગને જનભીડથી બચાવો, દિલદાર !
થોડા બડભાગીને વસાવો, દિલદાર !

ચોગમ હુતાશન ચેતાવો, દિલદાર !
વૈશાખી દાવાનલ ! આવો, દિલદાર !

---

*૧૯૩૫માં પ્રથમ પ્રગટ થયેલું રાષ્ટ્રીય શાયર સ્વ. મેઘાણીનું આ ચોટદાર કટાક્ષ કાવ્ય આજની હાલતમાં 'બવોના દાવાનલ આવો' એ નામે ભાઈ મહેન્દ્ર મેઘાણીએ યાદ કરાવ્યું છે.

# ટ્રસ્ટીશિપ

## સાકાર સ્વરૂપ આપવા અભિનવ પ્રયોગ | તુલસી બોડા

### પાર્શ્વભૂમિકા

[ ગાંધીજીના વણખેડાયેલા ટ્રસ્ટીશિપના વિચારોના આધારે ગુજરાતમાં મહેસાણા અને વડોદરામાં એમ બે ઔદ્યોગિક એકમો શરૂ કરવાની પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી છે. આમાંથી મહેસાણાનું કારખાનું આગામી ઑગસ્ટ માસમાં શરૂ થશે અને વડોદરામાં પ્રાથમિક તૈયારીઓ ગતિમાન થઈ છે. ]

ગાંધીજીએ દેશ અને દુનિયા સમક્ષ જીવનમાં પોતે અપનાવેલાં આચરણો દ્વારા સ્વાતંત્ર્ય, લોકશાહી, વિકેન્દ્રિકરણ, સામાજિક બરાબરી, અન્યાય વિરુદ્ધ વ્યક્તિગત અને સામૂહિક અહિંસક પ્રતિકાર, આર્થિક ક્ષેત્રમાં ટ્રસ્ટીશિપનો સિદ્ધાંત ઈત્યાદિ માનવીના જીવનને વૈયક્તિક અને સામૂહિક રીતે સમૃદ્ધ કરનારા વિચારોનું દર્શન આપ્યું. એમની પ્રેરણા અને નેતૃત્વમાં દેશ આઝાદ થયો. ગુલામ પ્રજાએ અહિંસક સત્યાગ્રહની શક્તિનું દર્શન દુનિયાને આપ્યું પરંતુ દેશના દરિદ્રનારાયણોના શૈક્ષણિક, સામાજિક, આર્થિક ઉત્થાન માટે તેઓ પ્રયત્નશીલ થાય એ પહેલાં જ, આઝાદ ભારતમાં હિંદુ-મુસ્લિમ કોમી એખલાસ માટે ઝંખતા ગાંધીજીનું ખૂન થયું એ સાથે જ સ્વતંત્ર ભારતમાં શાંતિમય અને અહિંસક માર્ગ દ્વારા સામાજિક, આર્થિક પરિવર્તન માટેનો માર્ગ પણ સંકોડાવા લાગ્યો.

## વિરોધી દિશામાં પ્રયાણ

ગાંધીજીના અનુયાયીઓ એમના નામે રાજ્યકર્તા તો બન્યા, પરંતુ એમના વર્તનમાં અને વિચારોમાં અને ગાંધીજીના વિચાર-દર્શનમાં અંતર દિનપ્રતિદિન વધતું ગયું.

ભાષાના આધારે રાજ્યોની પુનઃરચના થતાં ગુજરાત રાજ્યની શુભ શરૂઆત પ્રખર ગાંધીવાદી પૂ. રવિશંકર મહારાજના આશીર્વાદ સાથે થઈ હોવા છતાં, ગુજરાતના દુર્ભાગ્યે એના રાજ્યકર્તાઓનો આધાર ગાંધી વિચાર દર્શનથી તદ્દન વિરોધી રહ્યો છે અસત્ય, હિંસા, કેન્દ્રીકરણ, ભ્રષ્ટાચાર, એશઆરામ ઈ. ના આધારે ચાલતી સરકાર પોતાની સત્તા ટકાવી રાખવા અંગ્રેજ કૂટનીતિને પણ શરમાવે એવી નીતિ અપનાવી રહેલ છે.

બીજી બાજુ, ગાંધીચીંધ્યા માર્ગે ન્યાય મેળવવાની વાતો કરનારા આંદોલનકારો, ગાંધીજીની પ્રતિમાને બહુમાન આપી એમના વિચારોથી વિરુદ્ધ દિશામાં સમાજ-ઘડતર કરવા મથતા જૂથો, શિસ્તવિહીન હિંસાને પ્રોત્સાહન આપતી રાજ્યની સંપત્તિને નુકસાન પહોંચાડનારી લડત ચલાવતા રહ્યા છે

આમ, રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે વધતા જતા વૈમનસ્યના વાતાવરણમાં ગાંધીજી સંપૂર્ણપણે ભુલાઈ ગયા છે યા વિકૃત-સ્વરૂપમાં પેશ કરવામાં આવી રહ્યા છે આવી પરિસ્થિતિમાં ગાંધીજીના વણખેડાયેલા વિચારોને આધાર માની ગુજરાતને આંગણે ઉદ્યોગ સ્થાપવા તથા સમાજજીવનમાં ટ્રસ્ટીશિપના વિચારોને આકાર આપવાના તથા અમલમાં મૂકવાના પ્રયત્નો શરૂ થાય એ સમાજનું તત્કાળ ધ્યાન ખેંચનારી, નવી આશા જગાવનારી પ્રવૃત્તિ નથી શું ? આના જવાબરૂપે આ નવપ્રવૃત્તિનો

પરિચય કરવો–કરાવવો જરૂરી થઈ પડે છે.

*

ભારતના સંવિધાનમાં જે 'માર્ગદર્શક' સિદ્ધાંતોનો સ્વીકાર કરવામાં આવ્યો છે એમાં જણાવવામાં આવ્યું છે કે દેશમાં ખરેખરી લોકશાહી પ્રસ્થાપિત કરવા માટે એ જરૂરી છે કે એનો આધાર રાજકીય અને આર્થિક એમ બન્ને પાયા પર હોય, જો કે આ હેતુ સાધ્ય કરવા કોઈ નિશ્ચિત માર્ગ નક્કી કરવામાં આવ્યો નથી. પરંતુ એ વાત પર ભાર મૂકવામાં આવ્યો છે કે ભારતના દરેક નાગરિક માટે એની આજીવિકાનું સાધન પૂરું પાડવું, સંપત્તિનું ન્યાયપૂર્ણ વિતરણ કરવું, રોજગારી આપવી, બેકારીની અવસ્થામાં તેમજ બીમારી, વૃધ્ધાવસ્થા, અપંગતા વગેરે પરિસ્થિતિમાં રાજ્ય તરફથી સહાયતા આપવી, તેમજ અનુસૂચિત જાતિઓ અને જનજાતિઓના શૈક્ષણિક તથા આર્થિક વિકાસ માટે વિશેષ સગવડો આપવી ઇત્યાદિ પ્રવૃત્તિઓનો સંવિધાનની માર્ગદર્શક યાદીમાં સમાવેશ કરવામાં આવ્યો છે; ત્યારે મૂળભૂત અધિકારોમાંના એક અધિકાર તરીકે સંપત્તિને ધારણ કરવાનો અધિકાર મંજૂર કરવામાં આવ્યો છે.

પરિણામે, ઔદ્યોગિક વિકાસના પથ પર ખાનગી ક્ષેત્રને માન્યતા આપવામાં આવી છે અને સંપત્તિનું કેન્દ્રીકરણ થઇ રહ્યું છે. આમ સંપત્તિના મૂળભૂત અધિકારનું સંરક્ષણ થયું છે અને માર્ગદર્શક સિદ્ધાંતોનું અવમૂલ્યન થયું છે.

*

ભૌગોલિક દષ્ટિએ ભારત વિશાળ દેશ છે એટલે અપનાવાયેલી આર્થિક 'નીતિનું' મૂલ્યાંકન કરવા જતા અનેક મુદ્દાઓ ઉપસ્થિત થતા હોય છે અને એ નીતિના પથ–અપથનું તારણ કાઢવાને બદલે જૂની અર્થવ્યવસ્થાને જાળવી રાખીને, નવાં સત્રોના ઉચ્ચારણોથી તત્કાળની મુશ્કેલીઓમાંથી લોકોનું ધ્યાન ખોટી દિશામાં દોરવવામાં આવે છે. પંદર વરસ પછી શરૂ થનારી એકવીસમી સદીનાં કોમ્પ્યુટર યુગનાં સ્વપ્ન-સુખના આશ્વાસનો પણ ઠગારી આશાઓ જગાવનારા સિદ્ધ થશે.

## ગુજરાત – વૃદ્ધિ કે વિકાસ ?

આમ છતાં, નવનિર્મિત ગુજરાત તરફ દષ્ટિ નાખી, આજ સુધીમાં કાપેલો પંથ યોગ્ય દિશામાં છે કે નહીં એનો અંદાજ જરૂર બાંધી શકાય. ગુજરાતે સાધેલ વિકાસ તરફ એક ઝડપી નજર નાખતાં આપણને જોવા મળતું ચિત્ર આ પ્રમાણે છે :

| ક્ષેત્ર | ૧૯૬૦ | ૧૯૮૫ |
|---|---|---|
| કારખાનાં | ૩૬૪૯ | ૧૨૨૯૫ |
| લઘુ ઉદ્યોગો | ૩૦૦૦ | ૬૩૦૦૦ |
| રોજગારી | ૩,૪૦,૦૦૦ | ૭,૦૦,૦૦૦ |
| વસતિ | ૨,૫૦,૦૦,૦૦૦ | ૩,૮૦,૦૦,૦૦૦ |
| શહેરી વસતિ | ૨૫% | ૩૬% |
| ગરીબીની રેખા હેઠળની જનતા | — | ૪૮% |
| ઓદ્યોગિક આવક | ૨૦૨ કરોડ | ૫૫૦ કરોડ |
| માથાદીઠ વાર્ષિક ઉત્પાદન | રૂ ૬૮૦ | રૂ ૨૯૭૬ |
| ખેડૂતની આવક | રૂા. ૭૦૭૮ (૧૯૭૭-૭૮) | રૂા. ૧૦૬૮૪ (૧૯૮૧-૮૨) |

| (ક્ષેત્ર) | (૧૯૬૦) | (૧૯૮૫) |
|---|---|---|
| આર્થિક વિકાસ દર | ૨.૮% | ૪.૨% |
| ખેત ઉત્પાદનનો દર | ૬.૦% | ૩.૫% |
| સિંચાઈ હેઠળની જમીન | ૧૮૨,૯૦૦ હેક્ટર | ૨૮,૮૦,૦૦૦ હેક્ટર |
| વન-વિસ્તાર | ૯% | ૪% |
| વિદ્યુત્ શક્તિ | ૩૧૪ મેગાવૉટ | ૪૬૮૮ મેગાવૉટ |
| રસ્તાઓ | ૨૨૬૨૯ કિ. મી. | ૫૨૬૨૧ કિ. મી. |

ઔદ્યોગિક વિકાસની દૃષ્ટિએ ગુજરાત હાલમાં દેશના ઔદ્યોગિક નકશા પર બીજા નંબરનું સ્થાન ધરાવે છે. એટલું જ નહીં પણ પ્રથમ સ્થાન મેળવવાની મહત્ત્વાકાંક્ષા ધરાવે છે આંખને આંજી જાય એવો વૃદ્ધિનો દર, અને એ સાથે શાંતિપ્રિય અને કાનૂની માર્ગે ચાલનાર પ્રજા તરીકે, આજ પૂર્વે, ગુજરાતની ખ્યાતિ દેશભરમાં ફેલાઈ હોઈને, દેશના અન્ય પ્રદેશોમાંથી ઉદ્યોગપતિઓ અને અન્ય ભાષીઓ ગુજરાતમાં ઉદ્યોગ શરૂ કરવા, વેપાર કરવા તથા વસવાટ કરવા આવી રહ્યા છે.

પરંતુ, 'વૃદ્ધિ' એ 'વિકાસ' નથી. કારખાનાંઓ અને રોજગારીની વૃદ્ધિ સાથે સાથે વસતિમા પણ પચાસ ટકા વધારો અને વધતી જતી આર્થિક અને સામાજિક વિષમતા પણ છે બેકારો અને અર્ધબેકારોની સંખ્યા વધતી જાય છે. ગરીબીની રેખા હેઠળ પચાસ ટકા જેટલી જનતા ભીંસાઈ રહી છે વધતી જતી મોંઘવારી અને ભ્રષ્ટાચાર અસંતોષ જન્માવી રહ્યા છે ન્યાય અને સમાનતા માટેની ભૂખ માથું ઊંચકી રહી છે. કારખાનાંઓમાં ખાનગી, જાહેર અને સંયુક્ત ક્ષેત્રમાંના કારખાનાઓમા અજંપો વધતો જાય છે હડતાલ, તાળાબંધી તથા હિંસક હુમલાઓના બનાવો વધતા જાય છે, ઉદ્યોગોની વૃદ્ધિ અને આવકમા પોતાની ભાગીદારીનો હિસ્સો મેળવવા કામદારો અધીરા બનતા જાય છે મૂડીવાદીઓ પોતાના નફાના સ્તરનું રક્ષણ કરવા એટલા જ કૃતનિશ્ચયી છે. આથી, કાનૂની અને શાંતિમય માર્ગોને ભૂલી મજદૂરો અને માલિકો વર્ગ-વિગ્રહને તીવ્ર બનાવી રહ્યા છે.

બીજી બાજુ વધતી જતી વસતિની સાથે સાથે રોજગારની માગ અને ઉપલબ્ધ રોજગારી વચ્ચેનું અંતર વધતું જાય છે. ડૉક્ટર અને એન્જિનેર થવા ઇચ્છતા વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે, પણ પ્રમાણમા કૉલેજોની સંખ્યામા વધારો થયો નથી. રોજગારી ઉપલબ્ધ વાળી કૉલેજોમાં પ્રવેશ માટેની જેટલી શક્યતાઓ છે એ કબજે કરવા 'લાયકાત' અને 'ગુણવત્તા'ના આધારે હક્કો મેળવવાની લડાઈ શરૂ થઇ છે. 'અનામત'નીતિ વિરુદ્ધ જંગ, છેડાયો છે. વધતી જતી સામાજિક વિષમતાઓ વર્ણ-વિગ્રહને તીવ્ર બનાવી રહી છે.

* ગુજરાત નરક્ષ મીટ માંડી રહેલા અને ગુજરાતના શાંત વાતાવરણથી આકર્ષાતા ગુજરાતના અને ગુજરાત બહારના ઉદ્યોગપતિઓ અને વેપારીઓ વધતા જતા વર્ગ-સંઘર્ષના અને વર્ણ-સંઘર્ષના આ વાતાવરણથી ભયભીત થયા છે અને ગુજરાતની આર્થિક વૃદ્ધિનો દર થંભી જવાને આરે ઊભો છે. આમ, આર્થિક અને સામાજિક વિષમતા વધારે ઉગ્ર બનતી જશે.

આ પરિસ્થિતિનો ઉકેલ આપણા રાજ્યકર્તાઓ અને સમાજના મહાજનો આપી શકે એમ નથી. કારણકે માલિકી હક્કોની જાળવણી અને જાતિના આધારે 'અગ્રક્રમ'ના હક્કો જાળવી રાખવાની નીતિ જ એમની દૃષ્ટિએ મહત્ત્વનો વિષય છે. 'વૃદ્ધિને' જ 'વિકાસ' અને 'પ્રગતિ' માની લેવાની ભૂલ ભરેલી દૃષ્ટિ અને માટે જવાબદાર છે.

બીજી બાજુએ, મજદૂર આંદોલન મીલા-ચાલુ ઘરેડમાંથી બહાર આવી શક્યું નથી, ઘોડાની ગતિએ આગળ વધતી મોંઘવારી સામે ગધાની ચાલે મેળવાતા પગાર વધારા અને મોંઘવારી ભથ્થાથી મજદૂર-આંદોલન સમાધાન મેળવી રહ્યું છે. ટ્રેડ યુનિયનનો સભ્ય તો એક માણસ છે; એના પરિવારના અનેક પ્રશ્નો છે, આર્થિક અન્યાયની સાથે જ સામાજિક અન્યાયનો એ શિકાર છે. એની સમગ્ર પરિસ્થિતિનો ઉકેલ ટ્રેડ યુનિયનની આર્થિક માગણીઓના દાયરામાં શોધ્યો જડે એમ નથી. એનો ખ્યાલ એને હજી આવ્યો નથી. એથી જ નવા માર્ગો, નવી દિશા શોધવામાં મજદૂર આંદોલન નિષ્ફળ નીવડયું છે "કામ કરે એનું કારખાનું અને ખેડે એની જમીન"નાં સૂત્રોએ આઝાદીની લડાઈમાં મજદૂરોને અને ખેતમજદૂરોને આકર્ષ્યા હતા. પરંતુ આઝાદી બાદ મજદૂર આંદોલન પ્રસ્થાપિત માલિકી હક્કોમાં આમૂલાગ્ર પરિવર્તન લાવવાના આદર્શને ભૂલી ગયું છે.

આમ, કારખાનાંના માલિકો અને મજદૂરો, જમીનધારકો અને ખેતમજૂરો તત્કાળની તકલીફો દૂર કરવા પ્રયત્નો કરે છે. પરંતુ શોષણરહિત, નવસમાજની રચનાનાં સ્વપ્નો સાકાર કરવાના પ્રયત્નોનો અભાવ સાલે છે.

હાલમાં અનુભવાતી આ ગૂંચળામણભરી પરિસ્થિતિ બને દસ-પંદર વરસથી અનુભવાઈ રહી છે. આવી પરિસ્થિતિમાંથી 'કટોકટી'નો કાળ શરૂ થયો. 'કટોકટી'ના કારોબારને વાજબી અને જરૂરી ગણાવતી સરકારે 'ગરીબી હટાવ'ની ઠગારી આશા જગાવી; 'આર્થિક-સામાજિક વિષમતા ઘટાડવાની પોકળ જાહેરાતો કરી. આ નવાં સૂત્રોની જાળમાં, કટોકટીના અત્યાચારો લાંબો સમય ટકી ન શક્યા. સાવધ જનતાએ ચૂંટણીની અચાનક મળેલી તકને સમજદારીપૂર્વક ઝડપી લીધી અને લોકશાહીને પુનઃપ્રસ્થાપિત કરી પરંતુ, ભૂતકાળના કડુ અનુભવ પછી પણ નવી સરકાર અને સમાજ જૂનાજ માર્ગોએ ચાલતાં રહ્યા. પરિણામે એ સમયની આર્થિક-સામાજિક વિષમતાઓ હવે વધારે તીવ્ર થઈ છે અને ઉગ્ર સ્વરૂપ ધારણ કરી રહી છે, માથું ઊંચકી રહી છે

હાલમાં સત્તારૂઢ કોંગ્રેસ પક્ષ પોતાના અસ્તિત્વની સંવત્સરી ઊજવી રહ્યો છે. સાતમી પંચવાર્ષિક યોજનાની જાહેરાત થઈ ચૂકી છે પરંતુ અંતર્મુખ થઈ, અનુભવેલું અને ભૂલભરેલી નીતિઓના અમલનું વિશ્લેષણ કરી નવો માર્ગ અપનાવવાની વૃત્તિનો અભાવ છે.

## ૨. ટ્રસ્ટીશિપની દિશામાં પ્રયાણ

ભારતની કથળતી જતી આર્થિક-સામાજિક પરિસ્થિતિથી ચિંતિત એવા શ્રી. જયપ્રકાશ નારાયણે ગાંધીજીના વિચારોને આચરણમાં મૂકવા માટેના પ્રયત્નો આદર્યા હતા. એમણે ૧૯૬૫ માં "વ્યાપાર-ઉદ્યોગની સામાજિક જવાબદારીઓ" એ વિષય પર દિલ્હીમાં એક સંમેલન બોલાવ્યું હતું. આ સંમેલનમાં ગાંધીજીના ટ્રસ્ટીશિપના વિચારોની ચર્ચા થઈ અને ટ્રસ્ટીશિપના આધારે સમાજરચના નિર્માણ કરવાની આધારશીલા મૂકવામાં આવી

આમ ટ્રસ્ટીશિપ વિશે ગાંધીજીના જીવન

દરમ્યાન થા એમના મૃત્યુ પછી પહેલીવાર ચિંતનની શરૂઆત થઈ. ૧૯૭૨માં જયપ્રકાશજીની પ્રેરણાથી 'ટ્રસ્ટીશિપ ફાઉન્ડેશન' સ્થપાયું. આ સંસ્થાનો ઉદ્દેશ ગાંધીજીએ રજૂ કરેલી ટ્રસ્ટીશિપની ભાવનાનો પ્રચાર કરવો, ફેલાવો કરવો તેમજ કારખાનાદાર, વેપારી વ્યવસ્થાપક, મજદૂર, કામદાર નેતાઓ, બૌદ્ધિકો વિદ્યાર્થીઓ, ગ્રાહકો ઇત્યાદિ, ક્ષેત્રમા ટ્રસ્ટીશિપના વિચારનો સભા, સંમેલનો, પરિસંવાદો, ચર્ચા ઇત્યાદિ દ્વારા પ્રચાર કરવો એ છે. "તેમજ આ વિચારોને અમલમા મૂકવા ટ્રસ્ટીશિપના સિદ્ધાંતના આધાર પર નવા ઔદ્યોગિક એકમો શરૂ કરવા તથા કરાવવા એ મહત્ત્વનો હેતુ રહ્યો છે.

*

'ટ્રસ્ટીશિપ ફાઉન્ડેશન' તરફથી ૧૯૮૨મા અમદાવાદ તથા વડોદરામા પરિસંવાદો યોજવામા આવ્યા. આના પરિણામે મહેસાણામા ઓગસ્ટ માસમાં "પીપલ્સ ટ્રસ્ટીશિપ પેકેજિંગ પ્રા. લિ' નામની સંસ્થા કાર્યાન્વિત થઈ રહી છે. આ માટે મહેસાણાની દૂધ-સાગર ડેરીએ એના પ્રાંગણમાં કારખાના માટે જમીન અને રોડ ઉપલબ્ધ કરી આપ્યા છે—આશરે રૂ ૨૦ લાખની મૂડી રોકાણથી શરૂ થનારા આ એકમમાં નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડના ચેરમેન શ્રી ડૉ. વી. કુરિયન સક્રિય રસ લઈ રહ્યા છે અને એમની સંસ્થા તરફથી આ નવા એકમમા રૂ ૭ લાખની મૂડી રોકાણની જાહેરાત કરી છે (આ નવા સાહસના પ્રથમ ડાયરેક્ટરો છે : સર્વશ્રી ભાણુભાઈ જશભાઈ પટેલ, ડૉ. વી કુરિયન, ગોવિંદરાવ દેશપાંડે, શશિકાન્ત ચિમનલાલ શાહ અનિલકુમાર ત્રિ. પટેલ, મહેન્દ્ર મહેતા, રિખવદાસ શાહ અને પ્રા. યશવંત શુક્લ)

આ કંપનીના ઉદ્દેશમાં જણાવવામાં આવ્યુ છે કે તે મહાત્મા ગાંધીના ટ્રસ્ટીશિપના વિચારના આધારે મૂડી, વ્યવસ્થાપન, કારીગર અને ગ્રાહકો વચ્ચે સમન્વય સાધવા પ્રયત્નશીલ રહેશે. આથી આ સંસ્થામાં કામ કરતા સ્તરના શ્રમિકોને વ્યવસ્થાપનમાં, નિર્ણયો લેવામાં નફાની વહેંચણીમાં ભાગીદાર બનાવી વ્યાપાર-ઉદ્યોગ વગેરે ક્ષેત્રોમાં સામાજિક જવાબદારીનું પાલન કરવામાં આવશે.

વડોદરામાં પણ ફર્ટીલાઇઝર, પેટ્રોકેમિકલ્સ, સાકર, સીમેન્ટ જેવા ઉદ્યોગોને જરૂરી એવી હાઈડેન્સીટી પોલીથીનના કોથળાઓ બનાવવા માટેનુ કારખાનું શરૂ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ કંપનીમાં કામ કરતા તમામ માણસો વચ્ચે એમની આવકમા ૧ થી ૬નુ પ્રમાણ રાખવામા આવશે તથા નેટ નફામાથી મૂડી રોકનાર, ઉદ્યોગ, કારીગરો તથા સમાજોપયોગી કામો માટે એમ સરખા ભાગે વહેંચી આપવામા આવશે. આ કારખાનુ એકાદ વરસમા શરૂ થશે એવુ વિચારવામા આવ્યુ છે.

વળી, ટ્રસ્ટીશિપના સિદ્ધાંતોનો પ્રચાર કરવા મહેસાણા તથા વડોદરામાં ફાઉન્ડેશનની શાખાઓ શરૂ કરવામાં આવી છે.

પ્રસ્થાપિત કાયદા—કાનૂનોના સંદર્ભમા તથા મિશ્ર આર્થિક વ્યવસ્થાની નીતિના વાતાવરણમાં જાહેર તથા ખાનગી ક્ષેત્રના ઉદ્યોગો માટેના જે કાયદાઓ—નિયમો પસાર કરવામાં આવેલા છે, તેમા અનુભવના આધારે, ટ્રસ્ટીશિપનો સમાવેશ થાય તેવા, ધરખમ સુધારાઓની આવશ્યકતા છે, કારણ કે આ કાયદાઓએ નિર્માણ કરેલ અમલદારશાહીએ તો સરકારી હસ્તક્ષેપ તેમજ ભ્રષ્ટાચાર વધારીને, ઉદ્યોગોને સમાજોપયોગી થવાને બદલે, સંપત્તિનુ કેન્દ્રીકરણ કરવામા અને કાળાબજારનું ધન નિર્માણ કરી રાજ્યકર્તાઓ પર પોતાનુ વર્ચસ્વ વધારવાની જ તક સાધી છે

*

ટ્રસ્ટીશિપના સિદ્ધાંતોથી શરૂ થનારા એકમો સામે અનેક પ્રકારના પડકારો ફેંકાશે અને એનો સામનો કરવાની શક્તિ ફાઉન્ડેશનના સંચાલકો, કાર્યકરો અને હિતચિંતકોએ કેળવવી પડશે. ખરીદ અને વેચાણ, કાળુંધન ઊભું કરવાની કુનેહ, અમલદારશાહીને અને રાજ્યકર્તાઓને આર્થિક દૃષ્ટિએ ખુશ રાખવાની વૃત્તિ, ગ્રાહકોને ઊંધે માર્ગે દોરવા માટે જાહેરાતો પર થતો લખલૂટ ખર્ચ, 'પબ્લિક રીલેશન્સ'ના નામે થતો ભ્રષ્ટાચાર, ઉદ્યોગના સંચાલકો માટે થતા ખોટા ખર્ચાઓ વગેરેથી દૂષિત થએલા ઔદ્યોગિક જગતમાં પ્રવેશતા ટ્રસ્ટીશિપનાં એકમોએ આ પડકારોને જીતવાની વૈચારિક, નૈતિક હિંમત કેળવવી પડશે. આ બધા કપરા કામો છે અને એટલા માટે જ એ ચેલેન્જ સ્વીકારનારાઓનું ચારિત્ર્ય, ધીરજ અને નૈતિક બળ એ પણ એટલું જ મજબૂત, આશાવાદી અને ટ્રસ્ટીશિપના સિદ્ધાંતોમાં અખૂટ વિશ્વાસવાળું હોવું જરૂરી છે.

વડોદરામાં ફાઉન્ડેશનના કામમાં રસ ધરાવતા તથા આવા પ્રયોગોને પોતાના અનુભવ અને સમયનો સાથ આપનારા નાના-મોટા ઉદ્યોગપતિઓ ટેકનિશિયનો તથા વ્યવસાયિકોએ એકત્ર થઈ સાથ આપવાની તૈયારી બતાવી છે એ આ પ્રયોગની સફળતા માટેના સારાં એંધાણ છે. બૌદ્ધિકો અને યુનિવર્સિટીના અમુક છાત્રોએ આ દિશામાં પદાર્પણ કરી પોતાની કેરીઅર આ ક્ષેત્રમાં જ બનાવવાનો નિર્ણય પણ એટલો જ આવકારદાયક છે.

---

## સાભાર સ્વીકાર

પરમ સખા મૃત્યુ-કાકા કાલેલકર, સંપા. શ્રી મહેન્દ્ર મેઘાણી, લોકમિલાપ ટ્રસ્ટ ૧૫૬૫ સરદારનગર-ભાવનગર ૧, કિ. રૂા ૧/–

ગમતાનો કરીએ ગુલાલ- સંપા. અને પ્રકા. શ્રી ચીમનલાલ જે શાહ, સુદામા, ૨૧૪-વાલકેશ્વર રોડ, મુંબઇ ૪૦૦૦૦૬, મૂલ્ય-સપ્રેમ

મંગલ યાત્રા– જેમ્સ એલન, અનુ. પ્રા. મહેશ ધોળકિયા, પી આર. અંબાણી એન્ડ કું. ત્રિકોણ બાગ પાસે, રાજકોટ કિ. રૂા. ૩/-

ગાંધી ગુણ-દર્શન-લે. હરબન્સ પટેલ, મહેન્દ્ર પ્રકાશન, ૫૬-રાધેનગર, ડુમસ રોડ, સુરત ૩૯૫૦૦૭. કિ. રૂા. ૩/-

આસન-પ્રાણાયામ : લે અને પ્રકા દીપક ૨. કટારિયા એ ૧૩, સત્કાર સોસાયટી, કારેલીબાગ, વડોદરા-૧૮ તથા શ્રી ભાઈલાલભાઇ અમીન કમ્યુનિટી સેન્ટર, આનંદ બાલવાડી, ગોત્રી માર્ગ, વડોદરા-૭, કિ. રૂા. ૧૦/-

માંદગીનાં મૂળ-વૈદ્ય નવીનભાઈ ઓઝા, જન આરોગ્ય પ્રકાશન, પારકર વાડો, દાંડિયા બજાર, વડોદરા ૩૯૦૦૦૧, કિ રૂા. ૨/-

આયુર્વેદના ઉપચાર-લે. નવીનભાઈ ઓઝા, પ્રકા. ગુજરાત રાજ્ય સમાજ શિક્ષણ સમિતિ, સુરત-૩ કિ. રૂા. ૩-૨૦

# ટ્રસ્ટીશિપઃગાંધીજીના વિચારો

ગાંધીજીના ટ્રસ્ટીશિપના સિદ્ધાંતની પાયાની વાતો આ પ્રમાણે નોંધી શકાય—

(૧) ટ્રસ્ટીશિપનો વિચાર આજની મૂડીવાદી સમાજરચનાને સમાનતાવાળી સમાજ વ્યવસ્થામાં પલટી નાખવાનું સાધન છે. મૂડીવાદને તે આશ્રય આપતો નથી, પણ આજના મૂડીવાદને સુધરવાની તક આપે છે.

પોતાના જ હિત માટે સમાજ જેટલી ખાનગી મિલકતને છૂટ આપે તે સિવાયની માલિકીના હક્કને તે માન્ય રાખતો નથી.

(૩) માલિકી હક્ક તથા સંપત્તિના ઉપયોગનું કાયદાથી નિયમન કરવાનો એમાં નિષેધ નથી.

(૪) આમ, ટ્રસ્ટીપણાની વ્યવસ્થામાં વ્યક્તિને કેવળ પોતાનો સ્વાર્થ સંતોષવાની અથવા સમાજના હિતની અવગણના થાય એ રીતે સંપત્તિ ધરાવવાની કે તેનો ઉપયોગ કરવાની છૂટ નથી.

(૫) નિર્વાહ માટે મજૂરીનું લઘુતમ ધોરણ નક્કી કરવાનું વિચારવામાં આવ્યું છે તે જ રીતે, સમાજમાં એક વ્યક્તિને વધુમાં વધુ કેટલી આવકની છૂટ રાખવી તે પણ નક્કી કરવું જોઈએ. આવી 'લઘુતમ તેમજ ગુરુતમ આવક વચ્ચેનો તફાવત સમજપૂર્વકનો, ન્યાયપુરસ્સરનો તથા ઉત્તરોત્તર એ તફાવત નાબૂદ થાય એ રીતના તેમાં વખતોવખત ફેરફાર થતા રહે એ જાતનો હોવો જોઈએ

(૬) ગાંધીવાદી અર્થવ્યવસ્થામાં ઉત્પાદનનું સ્વરૂપ સમાજની જરૂરિયાત પ્રમાણે કરવામાં આવશે. વ્યક્તિના મનમાં આવે તે પ્રમાણે અથવા તેનો જ લાભ સંતોષાય એ પ્રમાણે નહીં.

# "ભામતી" | કાંતિ બી. ફૈજાભગત

(એક પતિપરાયણા નારીના યૌવનના કાળની સેવાની ધૂપસળીની પ્રેરક કથા)

સંસ્કૃત સાહિત્યમાં વેદાંત પર 'ભામતી ટીકા' ગ્રંથ જાણીતો છે એના લેખક છે, પંડિત વાચસ્પતિ મિશ્ર.

આ ગ્રંથનું નામ 'ભામતી ટીકા' કેમ રાખ્યું ?

'ભામતી' એક સ્રીનું નામ છે. આ સ્રી, ગ્રંથના લેખક પંડિત વાચસ્પતિ મિશ્રની પત્ની હતા. લેખકે પોતે જ વેદાંતગ્રંથની ટીકાને 'ભામતી ટીકા'નામ આપ્યુ, અને પોતાની પત્નીને ' સાહિત્ય-મા ચમકાવી.

આમ બનવાનું એ કારણ હતું.

પંડિત મિશ્ર મહાપંડિત હોવા છતાં ભારે ધુની હતા. લખે વાંચે ત્યારે એમા જ મસ્ત રહે. ગ્રંથામા ડૂબેલા રહેતા આ બ્રાહ્મણને સંસારનું તાન કે ભાન જ નહીં. કમાવુ કેમ, એ તો જાણે જ નહી. આગળના પંડિતો મોટે ભાગે 'ભાગ્યવાદી' હતા. જે કાંઈ મળી રહે તેમા સંતોષ માને. કોઈ આપે કે ખવડાવે તો ખાય, અને પાછા લેખન અધ્યયનમા લાગી જાય વાચસ્પતિ મિશ્રનું પણ આવું જ હતું. ઘરમાં એક અલગ ઓરડો હતો. એમા પુસ્તક-પોથીઓનો ઢગલો પડયો હોય, પંડિતજી એમાં જ રહે અને સૂએ.

એમનાં માતુશ્રી વૃદ્ધ થઈ ગયાં હોવા છતા, પુત્રની સેવા કરે, પંડિત માટે નાહવાનુ પાણી મૂકે. ભોજન સમયે ખાવાનું પીરસે આમ, નાના બાળકની જેમ એનું ધ્યાન રાખે મિશ્રજીને બાલ-વયમાં જ પરણાવી દીધેલા, એટલે એની વહુ પોતાના પિયરમા રહેલી.

અસલના રિવાજ પ્રમાણે છોકરી પુખ્તવયની થાય પછી સાસરે વળાવે. આમ હોવાથી પંડિતજી સદાય મનન, ચિંતન, લેખનમાં ડૂબેલા રહેતા હતા, અને વૃદ્ધ માતા એમને સાચવતી.

મિશ્રજીનું ગાડું આમ ગબડતું હતું. એકાએક માતા બીમાર પડી ગયાં, છતાં પંડિતજીને એનું ભાન નહિ. માતા મૃત્યુ પામ્યાં ,સગાંવહાલા ભેગાં થયા, અને પંડિતજીને સાથે લઈ જઈને સ્મશાન-મા ઠાઠીમાની અંત્યેષ્ઠિ ક્રિયા પતાવી. મિશ્રએ માતાજીને અગ્નિદાહ આપ્યો. પરંતુ એમનું મન માતાના મરણના શોકમા નહિ પણ વેદાંત સૂત્રોનાં ઉકેલમા જ લાગેલું હતું.

પંડિતજીની પત્ની 'ભામતી'ને જાણ થઈ કે સાસુજી મરણ પામ્યાં છે. એટલે હવે, સમજમા આવેલી એ પરણેતરે સાસરે જવાની તત્પરતા બતાવી. પિતાજીની ઈચ્છા એવી હતી કે, કોઈ પોતાની દીકરીને તેડવા આવે તો એને હાથથી વિદાય કરું પણ પંડિત રહ્યા ધૂની જીવ. પત્નીને તેડવા જવાનું એમને કયાંથી સૂઝે ? ભામતીના આગ્રહથી પિતાએ પોતાની દીકરીને એના ભાઈ સાથે શ્વશુરગૃહે વિદાય કરી. દીકરીની માતાએ થોડું ઘણું સીધુ-સામાન, કપડાંલત્તા બાંધી આપ્યાં. ભામતી પોતાના ભાઈ સાથે પતિના ઘેર આવી, પણ તેનો ભાઈ રોકાયો નહિ, બહેનને મૂકીને તરત પાછો ચાલ્યો ગયો.

ભામતી ઘરમાં પ્રવેશી, બારણુ ખાલી બંધ હતું. એટલે જરાક ધકેલતા ઊઘડી ગયું. ઘરમાં બધી ચીજવસ્તુઓ વેરવિખેર પડી હતી. રસોડામાં ચાર-છ વાસણ, બે ત્રણ માટલા અને તેમા અનાજ, દાળચોખા હતા ચારે તરફ નજર કરતા જ ભામતી જાણી શકી કે રસોડામા કેટલાક દિવસોથી

ચૂનો સળગ્યો નહોતો, રસોઈ થઈ ન હતી,

અંદરના ઓરડામાં જઈને જોયું તો પતિદેવ અભ્યાસમા વ્યસ્ત હતા. એણે કોણ સ્ત્રી ઘરમા આવી છે એની નોંધ પણ લીધી નહીં. ભામતી સમજી ગઈ ઘરમા કોણ આવે છે, કોઈ જાય છે અને શું કરે છે, એની પંડિતજીને કાંઈ ખબર નહોતી આવા એકામ ચિત્તે અધ્યયન કરતા પંડિતોને ભૂખ પણ ક્યાંથી લાગે ?

ભામતી પતિપ્રેમ અને સેવા માર્ગને સમજતી હતી. તેણે હવે પંડિતજીની સેવાનુ કાર્ય ઉપાડી લીધુ, પાડોશી પણ મિશ્રાને ઓળખતા હોઈ, એની પત્ની ભામતીને સહાય કરતા. ભામતી પતિને સ્નાન કરાવે, નાસ્તો પાણી આપે, બપોરે ભોજન આપી જાય. છતા, પંડિતજી એ સ્ત્રી કોણ છે તે જાણવાની તકલીફ પણ ન લ્યે.

થોડા દિવસો બાદ મિશ્રજી રસોડામા જઈ જમવા લાગ્યા, પણ પૂછતા નથી કે ભોજન જમાડનાર અને સેવા કરનાર આ સ્ત્રી કોણ છે

જમીને પાછા પોતાના ઓરડામા જઈ પુસ્તકોનાં પાનામાં ખોવાઈ જાય. આ પ્રમાણેનો વ્યવહાર ભામતી ચલાવી લેતી અને પતિના લેખનકાર્યમા કદી વિક્ષેપ પાડતી નહોતી. પતિ સેવા એ જ એનો ધર્મ બની રહ્યો. પોતાના મનના ઉમગો, સુખ–શોખને એ પતિપરાયણા સ્ત્રીએ તિલાંજલિ આપી દીધી. જુવાનીની આશાઓ અને અરમાનોનો તેણે અંત લાવી દીધો. અને ફક્ત ધૂપસળીની જેમ બળીને પતિને પતિના કાર્યમાં સુગંધ આપતી રહી.

પતિ પાસે ભામતીએ ઘર ખર્ચ માટે કદી કાંઈ માગ્યું નથી. એ જાણતી હતી કે પોતે મહા વિદ્વાન છતા અકિંચન પતિની પત્ની હતી પતિ વિદ્યાભ્યાસંગી છે જ્ઞાનની મશાલ પ્રગટાવવાનું એમનું કાર્ય છે. ખરે જ, વાચસ્પતિ પંડિત મિશ્રનું હતું, પણ આવું જ. ભોજન મળ્યું તો ઠીક છે, ન મળ્યું તો કાંઈ નહિ. ગ્રામજનો અને આડોશીપાડોશીઓના સહકારથી ભામતી ખર્ચ જોગું મેળવી લેતી. ક્યારેક ક્યારેક પાડોશીઓનાં કામો કરીને પણ ઘરખર્ચ મેળવતી હતી. અનાજ દળી આપે, ખાંડવા–કૂટવાનું કામ કરી આપે, ભરતગૂંથણ પણ કરી આપીને ઘર સંસારનુ કામ ચલાવ્યા કરતી

ભામતી પોતે પણ પંડિત-પિતાની દીકરી હતી. એટલે સંસ્કૃત ભણી તર્ક-વેદાંત તથા ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ હતી ક્યારેક મિશ્રજી ભામતીને કોઈ પ્રશ્ન પૂછી બેસતા, ત્યારે એ તરત જ પતિને એનો ઉકેલ બતાવીને પોતાનો અભિપ્રાય પણ જણાવી દેતી, પંડિતજીને પણ તર્કભર્યો ઉત્તર બરાબર લાગતો, અને તેમની મુઝવણ ઉકેલાઈ જતી, અંતરમા એમને સંતોષ પણ થતો.

પરંતુ ભામતી કદી પણ પોતાની વિદ્વત્તા અમસ્તી છતી કરતી નહીં. એ પતિ આગળ "વિદુષી" મહિલા ગણાવા માગતી નહોતી. એ ફક્ત અર્ધાંગિની રહેવા ઈચ્છતી હતી આ રીતે એમનો સંસાર ચાલતો હતો, મોડી રાતે બધું ઘરકામ પતાવીને પતિના ઓરડામા એક ચટાઇ પાથરી સૂઈ જતી. પતિ લેખનમાં વ્યસ્ત રહેતા અને ઊંઘ આવે ત્યારે સૂઈ જતા

આમ વીસ વર્ષનો ગાળો પસાર થઈ ગયો. જુવાન ભામતી હવે આધેડ બની ગઈ પંડિતજીની વય પણ હવે પાકટ બની, છતા એમનો નિત્યક્રમ તો એ જ ચાલુ હતો. ભામતીએ પણ એમા કોઈ ફેરફાર ન કર્યો. વર્ષોની મહેનત અને નિષ્ઠા હવે સાર્થક થવા અને પંડિત મિશ્રજીએ વેદાંત પરનો ગ્રંથ અને એની ટીકા પૂર્ણ કરી પોતાની વરસોની તપસ્યાની સફળતાથી પંડિતને આનંદ આનંદ

કર્યો. પણ એ ગ્રંથને નામ આપવાનું બાકી હતું. વાચસ્પતિ એ જ વિચારમાં હવે સમય વિતાવી રહ્યા હતા. પણ કોઈ નામ સૂઝતું નહોતું.

એક રાતે અચાનક એમને ડોકું ફેરવીને જોયું તો થોડેક છેટે એક સ્ત્રીને તેમણે સૂતેલી જોઈ. નાનકડી બારીમાંથી ચાંદનીનો પ્રકાશ પડતો હતો. પંડિતજીએ સ્ત્રીનું મુખ જોયું પણ આ સ્ત્રી કોણ હતી ? કોની પત્ની હતી ? શું એ પોતાની જ પરણેતર હતી ?–મિશ્રજી વિચારમાં અટવાયા. એમને ભાન પણ નહોતું કે આટલાં વર્ષો સુધી જેણે એમની સેવા, સંભાળ અને સુશ્રુષા કરી હતી તે બીજી કોઈ નહીં પણ એમની પોતાની પરણેતર પત્ની હતી.

પંડિતજીને યાદ આવ્યું કે બાલ્યાવસ્થામાં પોતાનાં લગ્ન થયાં તો હતાં જ. તો શું આજ પત્ની તેની ભાર્યા હશે ? અને પંડિતજીએ એ સ્ત્રીને જગાડીને પૂછ્યું "તું શું મારી પરણેતર-પત્ની છો ?" થોડીવાર તો એ પતિ સામે તાકી રહી, પછી હકારમાં ડોકું હલાવ્યું.

"તો પછી તેં આજ સુધી કહ્યું કેમ નહિ ?"

"એમાં શું કહેવાનું હતું ?"

"તારી જરૂરિયાત પૂરી કરવાની મારી ફરજ હતી, તેં મને એનાથી વિમુખ રાખ્યો ?"

"ના, આપ અધ્યયનમાં અને લેખન-વાંચનમાં વ્યસ્ત રહેતા હતા, એટલે એમાં ખલેલ પહોંચાડવાનું પાપ હું કેવી રીતે કરી શકું ?" ભામતીએ જવાબમાં કહ્યું.

"પણ તેં મને કર્તવ્યવિમુખ કર્યો તેનું શું ?"

"એવું ન કહો, નાથ, હું આપની અર્ધાંગિની છું, આપનું અરધું અંગ છું. આપ કોઈ લોકોપયોગી કાર્યમાં પ્રવૃત્ત હો, તે બીજા અંગની ફરજ બની રહે છે, કે તેણે પોતાનું કર્તવ્ય પૂરું કરવું. મેં માત્ર મારું કર્તવ્ય પૂર્ણ કર્યું છે." ભામતીએ સંકોચ પામતાં કહ્યું.

પંડિતજીની આંખોમાંથી બે અશ્રુબિન્દુ સરી પડ્યાં. એમણે મનમાં વિચાર્યું : આ સામાન્ય નારી નથી; પણ મહાન મહિલા છે. યૌવનનો ધૂપ આપી તેણે મને સુવાસ આપી છે. પોતે દીપકની વાટ બનીને મને પ્રકાશ આપ્યો છે, પોતાના મનના મનોરથોને મારીને આ સ્ત્રીએ મને સંતોષમય જીવન આપ્યું છે. હું જ અભાગી કે તેની કોઈ ઈચ્છા જાણી ન શક્યો, અને પૂરી પણ ન કરી શક્યો.

–અને એ જ રાત્રે પંડિતજીએ પોતાની કલમથી પોતાના ગ્રંથ ઉપર નામ લખ્યું : "ભામતી ટીકા"

સંકલન : રજૂ કરનાર–કિશોરકાન્ત ઓઝા

---

# સ્નેહ, સૌન્દર્ય અને સૌજન્યથી છલકાતી કવિતા | પ્રા. હરીશ વ્યાસ

કવિતા એ તો સ્વાતિનક્ષત્રમાં, છીપમાં, ઝિલાયેલું પ્રતિભાનું બુંદ છે, જે શુભ મોતી સ્વરૂપે સાંપે છે આદમીના ગૌરવગાનમાં જીવનભર તરબોળ રહેનાર (સ્વ.) શ્રી શેખાદમ આબુવાલાની કવિતા એ 'સ્નેહ, સૌન્દર્ય અને સૌજન્યથી છલકાતી કવિતા' છે.

પ્રસ્તુત કવિએ 'તાજમહાલ'માં મુક્તકો, 'ખુરશી'માં કટાક્ષકાવ્યો તેમ જ 'ચાંદની', 'સોનેરી લટ', 'અજ પો', 'હવાની હવેલી', તથા 'ઘિરતે બાદલ, ખુલતે બાદલ' જેવા ગઝલસંગ્રહો આપીને સાહિત્યની અદ્દભુત સેવા કરી છે. એમની કવિતાનો આસ્વાદ કરતાં કરતાં, એમની પ્રતિભાનો પ્રસાદ માણીએ.

ઈન્સાન અને ઈન્સાનિયતનું ગાન કવિએ ભારતથી માંડીને ઠેઠ યુરોપ અને જર્મની સુધી પ્રસરાવ્યું છે. નમ્રતા એ સમુન્નતિની ગુરૂકિલ્લી છે. જ્યારે અક્કડાઈ એ અધઃપતનની મહાચાવી છે. ઈન્સાનની જેમ જીવવા માટે કવિ નમ્રતા અને દુવાને આવશ્યક ગણે છે :

"આદમ ઉઠા કે હાથ દુઆ માંગતે રહો;
શાયદ કભી તો જી સકો,, ઈન્સાન કી તરહ !"

એમની કવિતામાં આપણા મૂર્ધન્ય કવિશ્રી ઉમાશંકર જોશી કહે છે તેમ "સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે!" પ્રકૃતિપ્રેમી શેખાદમ હવે પછીના જનમમાં યે પતંગિયું બનવા માગે છે, જેથી ઊડવાની ખૂબ મજા પડે ! આ ઝંખનાને મૂર્ત કરતા કવિ ગાય છે :

"આદમ યે સોચતે હૈ કિ અગલે જનમ મેં હમ,
તિતલી બને, હવાઓમેં નાચે, ઉડા કરે !"

યુરોપ અને જર્મનીમાં વર્ષો સુધી ભારત અને ભારતીય સંસ્કૃતિની યશોગાથા ફેલાવનાર શેખાદમ દૂરથીયે વતનને ભૂલતા નથી. એમની એ વતનપરસ્તી કવિતામાં અભિવ્યક્ત થતી જુઓ :

"પરદેશ મેં મનાતે હૈં, આદમી દિવાલી હમ;
દીપક વતન કે આંખ મેં, લાખો મચલ ગયે !"

ભગીરથ પ્રયત્ને ગંગા આકાશમાંથી ઠેઠ ધરતી સુધી વહી આવી ગંગાના આ અધઃપતનને ય આ કવિ ગરિમાથી અંકિત કરે છે તે ય ધ્યાનાકર્ષક છે :

"ગંગા કો ભી મિલા હૈ યે કહને કા હક સુનો,
નીચે ગિરી તો દેખિયે, કિતની બુલંદ હૈ !"

આપણી કવિતામાંથી રાધા-કૃષ્ણને બાદ કરી નાખીએ, તો અર્ધી કવિતા ભાગ્યે જ બચે. શેખાદમ પણ એ કૃષ્ણ-ગોપીના ભાવોને એમની અનોખી શૈલીમાં સરસ રજૂ કરે છે ! એમને ગોપી અને કૃષ્ણ ક્યાં દેખાય છે ? તે તેમણે અદ્દભુત રીતે દર્શાવ્યું છે

"યે ખ્વાહિશે હૈં જો મન મે, હૈ યે મેરી ગોપિયાં;
મેરી જવાની ભી તો, કન્હૈયા કા રાસ હૈ !"

મનની ઈચ્છાઓમાં કવિ ગોપીઓ જુએ છે અને પોતાની જવાનીને કન્હૈયાના રાસ રૂપે ભાળે છે. એ જ ભાવને કવિ આગળ નોખી રીતે પ્રગટાવે છે.

"છેડી થી ઉસને જબ લબે-જમુના એ બાંસુરી,
ભગવાન ભી તભી સે તો, ઈન્સાન હો ગયા !"

કવિને માતા પ્રત્યે ય અપાર મમતા છે. આપણા કવિશ્રી બોટાદકરે ગાયું છે ને ! "જનનીની જોડ જગે નહિ જડે રે લોલ". આના જ સંદર્ભમાં શેખાદમની, માતા પ્રત્યેની મમતા કેવી ઉત્કટ છે!

"મૈં જનમ લું તો મહેરબાં હોના,
તૂ મેરી બારબાર માં હોના !"

માતાની ગોદ એ બાળક માટે એક તદ્દન શાન્ત,

સલામત અને શાન્ત સ્થાન છે. બાળકને ફક્ત થોડાંક વર્ષો માટે એ ગોદનો લાભ મળે છે. એનાથી દૂરદૂર ફેંકાયેલા શેખાદમની તડપન તો જુઓ !

"તૂ કભી રહતી નહીં હૈ સાથ મેં ?"
કિસલિયે આતી હૈ મેરે હાથ મેં ?"

કવિનો માતા માટેનો આ મમતા અને વાત્સલ્ય દિલને સ્પર્શી જાય તેવા છે.

આ ઉપરાત 'આવી ગયુ હસવુ' કાવ્યમા કલ્પનોની અદ્ભુત સૃષ્ટિ પ્રગટ થઈ છે. વેદનાને હસી નાખતા કવિની ઝિન્દાદિલી તો જુઓ :

"કિનારે આવીને જ્યારે અચાનક નાવ ડૂબી ગૈ,
ઉછાળા મારતા મઝધાર પર, આવી ગયું હસવું."

ઉછાળા મારતી મઝધાર પાર કરે અને કિનારે આવીને નાવ ડૂબી જાય એ ખરેખર વિચિત્ર વાત છે ! સાથે લઈને ચાલે અને મંઝિલ નજદિક આવી ત્યારે જ છોડી દેવામા આવે એ કેવી વિચિત્ર બાબત છે !

"મને સાથે લીધો, મઝિલ ભણી,
ત્યારે મૂકી દીધો,
તમારા રમ્ય આભાર પર,
આવી ગયું હસવુ !"

ચરણમાં કોઈ ગુલાબો ધરે છે, પરન્તુ કોઇક તો કટકો ધરે છે તોયે કવિ એને હસી લે છે !

"જવાની છે અમરતા છે,
અડગતા છે અટલતા છે,
ચરણમાં કટકો ધરનાર પર,
આવી ગયું હસવુ !"

સનાતનને મારવાની તાકાત કોઈનામા નથી ઉઠેલી જુલ્મની તલવાર પર કવિને હાસ્ય આવી જાય છે !

"સનાતન હોય એને કોઈ
પણું મારી નથી શકતુ ;
ઉઠેલી જુલ્મની તલવાર પર,
આવી ગયું હસવુ !"

પોતાને જીતી ગયેલી હાર પર કવિને હસવું આવે છે તે જોવા જેવું છે

"જવાની રૂપ સામે કેટલું
ઝૂમી શકે ભોલો !
મને જીતી ગયેલી હાર પર,
આવી ગયું હસવુ !"

એ જ રીતે ખાલી ગયેલી વાર પર કવિને હસવુ આવી જાય છે તેય જુઓ :

"ભલે ડરો રહ્યો હું,
ગર્વ તો તારો થયો ખંડિત.
મને ખાલી ગયેલી વાર પર,
આવી ગયું હસવુ !"

જીવનને એક લડત રૂપે કવિ આમ જુએ છેઃ—

"સત છે અસત છે, સરતું જગત છે,
કેવી લડત છે ! હું છુ, જગત છે !"

દિલને કવિએ ગમ અને ખુશીના પાણીપત તરીકે ભાળ્યું છે તે એક નવીનતા છે :

"દિલની લડત પર, સૌ એક મત છે !
ગમ ને ખુશીનુ, દિલ પાણીપત છે !"

આથી યે આગળ વધીને શેખાદમ જીવનને એક સ્વપ્ન તરીકે જુએ છે. તેમજ સર્જન-વિસર્જનને એક આનન્દક્રીડા તરીકે આલેખે છે .

"શાયરનું સ્વપ્નું, શાયરની લત છે !...
સર્જન વિસર્જન જાણે રમત છે !..."

*

અમારા અનુસ્નાતક અને સ્નાતક વિદ્યાર્થીઓને માટે મોડાસા કોલેજે યોજેલા 'વિદાય સમારંભ' મા શેખાદમ આવેલા અને શાયરીની અદ્ભુત મહેફિલ જમાવેલી. વાતવાતમાં મે એમને પૂછી પાડ્યુ, "શેખાદમ, જીવનનો આ બધો વૈભવ

[ વિશ્વમાનવ :

ક્યાંથી પ્રગટે છે ? મૃત્યુ અને જન્મને તમે કેવી રીતે જુઓ છો ?" એ કહે, "સાબ ! આકાશ સે આતે હૈં, આકાશ મેં ચલે જાતે હૈ, માનો કિ બસ 'ઘિરતે બાદલ, ખુલતે બાદલ', ક્યો ?" "જીવનનો અંત તમે કેવો ઈચ્છો છો ?" તો એ હસતા હસતા કહેવા લાગ્યા ! "હમ હસેં, જગ રોય ! અરે ! હમ તો હંસતે હંસતે ચલે જાયેંગે ઔર હમારી મધુર યાદ મેં દુનિયા રોયેગી ઔર કહેગી, 'કૈસા શેખાદમ થા !' બસ, ઈસસે ઔર ક્યા ચાહિયે સાબ !" આ ભાવને એમની જ કવિતામાં મૂર્ત થયેલો જુઓ :

"તુમ આયે જિન્દગી મેં, તો બરસાત કી તરહ,
ઔર ચલ દિયે તો ઐસે, ખાલી રાત કી તરહ !"

વતનપરસ્તી, માતૃપ્રેમ, સ્નેહ, સૌન્દર્ય અને સોજન્યથી ઉભરાતા શેખાદમ બીજી બાજુએ દર્દેદિલથી ભરેલા હતા, છતાયે જિન્દાદિલ આદમી હતા. શંકરની જેમ જગતનાં વેરઝેરને ય એ બાળુ નીલકંઠ બનીને પી ગયા ! માત્ર સત્તાવન વર્ષની યૌવનસભર વયે આપણી વચ્ચેથી ચાલ્યા ગયા ! એ મસ્તીથી ચકરાતી આંખો, વાંકી ટોપી અને વેદનાને હસી નાખતો ચહેરો સદાયે યાદ રહેશે ! એમના જીવનની અંતિમ ક્ષણોને આ પંક્તિઓમાં મચલતી જુઓ

"બહુત હી થક ગયા હૂં, સો ગયા હૂં
રાહે મંઝિલ પે;
ઉઠા કર કોઈ લે જાયે. મુઝે ફિર 'તેરી'
મહેફિલ મેં !" અસ્તુ.

---

જાહેરખબરો પણ આ દૃષ્ટિએ ગોબેલ્સ ઢબની પ્રચારશૈલીના નમૂનારૂપ છે.

(૫) લોકશાહીમાં કોઇ મહત્ત્વના જાહેર મુદ્દા પર લોકોમા અસમતિ અને વિરોધ પ્રકટે, તે પ્રતિકારમા પરિણામે ત્યારે આવા પ્રતિકારને તેની આકાશી રેખામાંથી હાઈજેક કરીને કોમી તનાવ કે તોફાનોનો ધરતી પર લેન્ડીંગ કરાવવા દંડ-શક્તિ અને કુટિલનીતિનો ઉપયોગ થાય અને પોલીસ તેમાં ભાગ ભજવે તેવી ઘટના ગુજરાતે આવા સ્વરૂપમા પહેલાં જોઈ નથી. આનો મુખ્ય ભોગ દલિતો-મુસ્લિમો બન્યા; તેનું મુખ્ય લક્ષ્ય મધ્યમવર્ગના આંદોલકો બન્યા અને તેમના રોષનું નિશાન ગુજરાતના અગ્રિમ દૈનિકો બન્યા.

(૬) આવા પતન માટે લોકોએ પોતાનો ફાળો પણ સ્વીકારવો જોઇએ. ધારાસભા, પ્રતિનિધિ મડળ કે દબાણજૂથ જેવા સસ્થાકીય માર્ગે અનામત જેવા પ્રશ્નોનો ઉકેલ લાવવા મથવાને બદલે બિનસંસ્થાગત અતંત્ર માળખાઓ દ્વારા-સરકાર પર દબાણ લાવવાનું રાજકારણ-આજે વ્યાપક રીતે ઉચિત કે સ્વીકૃતિ યોગ્ય બની રહ્યુ છે ! ૨૫-૨-૮૫, ૧૮-૩-૮૫ અને ૯-૪-૮૫ એમ દોઢ માસના ગાળામા ત્રણવાર ગુજરાતવ્યાપી બધો અપાયા. અમદાવાદના કોઈ ને કોઈ વિસ્તારમા આંદોલન દરમિયાન દરેક અઠવાડિયે એકાદ બંધનું એલાન અપાયું હશે બાલાસિનોર અને ઉપલેટા, જસદણ વ. મા એક સાથે દિવસો સુધી બંધ પળાયો. તેમ જ એક કરતા વધુ શહેરોમા અડધો ડઝનથી પણ વધુ બધો પળાયા છે.

એકંદરે, ગાંધીના ગુજરાતમાં ને ગાંધીની કર્મભૂમિ એવા અમદાવાદમા નાગરિક સગઠનોનો પ્રભાવ તો ઠીક પણ ખુદ ગાંધીજીનો અને ગાંધીવાદી સસ્થાઓ પહેલ કરી શકયા નથી-સરકારી દમન કે આંદોલનકારોના આતંકને રોકી કે ડારી શકયાં નથી. અને ગુજરાતની રાજકીય સસ્કૃતિને પોષક એવી સમાધાનકારી મહાજન પરંપરાય જાણે ઓસરાઈ ગઈ છે ? અલબત્ત, છેલ્લે રચાયેલ સદ્ભાવી કે જાહેર જીવનના સક્રિયોનું પ્રતીકરૂપ 'નાગરિક સંગઠન' કાળા ડીબાગ વાદળના ગઢને ચીરીને આવતુ દેખાતુ એક નાનુ તેજ કિરણ બની શકયુ, એ એક માત્ર આશ્વાસન છે.

* ગુજરાતી પ્રજા શીલવાન ગતિશીલ બનીને લોકજીવનના તૂટી ગયેલ તાણાવાણાને ફરીથી એક પોતમા નહિ વણે તો દમનકારી અને આતંકવાદી પરિબળો તેને છિન્નવિચ્છિન્ન કરીને જ રહેશે . . .

---

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

## ત્રાસવાદ !







* ભાવાતીત ધ્યાન : 'સંઘટિત ક્ષેત્ર'ની તકનિક બ્રિજેશ ખિંડારિયા (અનુ મનોજ ઓઝા) ૪૧૧
* કરોડટી પાછું વગીને જોતાં : દિનેશ શુક્લ ૪૧૫
* ભારતીય સમાજવાદ : માર્ક્સવાદથી ગાંધી તરફ ? વિશ્વનાથ ટંડન (અનુ. પન્ના ભાવસાર) ૪૨૪
* વિભૂતિવંદના : હેલન કેલર ચંદ્રકાન્ત શેઠ ૪૩૦
* વાર્તા : પથ્થર થર થર ધ્રૂજે શ્રદ્ધા ત્રિવેદી ૪૩૪
* કાવ્યગુચ્છ : સંપાદક : યોગેશ જોશી ૪૩૭
* સ્વાધીનતા એટલે શું ? (રાજમોહન ગાંધીના લેખ પરથી સારવેલ) ૪૪૪

# Control Equipment Corporation

Mfrs Switches, Control Panels & Cabinets

Admn Office
5-4-187/7/3 M G Road
SECUNDERABAD-500 003
(Phone 74607 * Resi. 72399)

Factory
D. 117 IDA Jeedimatla
HYDERABAD-500 854
(Phone : 9622-81)

# ભાવાતીત ધ્યાન : 'સંઘટિત ક્ષેત્ર'ની તકનિક

—બ્રિજેશ ખિડકિયા

ક્રિયાશીલ હોવું એ આપણો ગુણધર્મ છે. આપણી પ્રવૃત્તિ, કાર્ય-પ્રકાર ભલે બદલાતાં રહે પણ તે સર્વમાં ક્રિયાત્મકતાનો ગુણ હોય છે અતિપ્રમાદી વ્યક્તિઓએ પણ શરીર-ચાલન માટે અતિ આવશ્યક ક્રિયાવિધિઓ અને શ્વસન, હૃદય-ધબકાર જેવી ઐચ્છિક, અનિવાર્ય ક્રિયાઓ કરવી પડતી હોય છે.

આપણે સૌ જાણીએ છીએ તેમ જ્યારે આપણે થાકેલા હોઈએ ત્યારે આપણા કાર્યોમાં જોમ, જુસ્સો કે ઉત્સાહ હોતો નથી આપણી સમજશક્તિ પર થાકનો પડદો પડી ગયો હોય છે, જેથી આપણે સ્પષ્ટ રીતે વિચારી, સમજી શકતા નથી આપણે કયા કારણથી થાક અનુભવીએ છીએ એ મહત્ત્વનું નથી, આપણે શારીરિક રીતે થાકેલા હોઈએ, કદાચ અપૂરતી નિદ્રાના લીધે, તો પણ આપણું મગજ પૂરી શક્તિથી કામ કરતું નથી કોઈ પણ કાર્યમાં સફળતા માટેના અનેક કારણો હોય છે, પરંતુ કાર્ય અંગે સ્પષ્ટ સમજશક્તિ, વિચારશક્તિ એ મહત્ત્વની પૂર્વજરૂરિયાત છે.

થાકના કારણે મગજમાં સર્જાતી અસ્પષ્ટતાને દૂર કરવા આપણી દેહ રચનામાં એક સ્વયંચાલિત પ્રક્રિયા સર્જવામાં આવી છે—નિદ્રા પરંતુ નિદ્રા સર્વ થાકને હરનારી નથી પૂર્ણ આરામ માટે કેટલી નિદ્રા અને કયા સ્વરૂપમાં લેવી એ જાણવું ઘણું કઠીન છે અપૂરતી નિદ્રા જેમ અસ્વસ્થતા, થાક પેદા કરે, તેમ વધુ પડતી નિદ્રા પણ મગજમાં ધૂંધળું વાતાવરણ સર્જે છે આમ, નિદ્રા એ મગજને સંપૂર્ણ તાજગી બક્ષવાનો આધારભૂત માર્ગ નથી. ખાસ તો એ કારણે કે રોજબરોજ આપણા મગજની આજુબાજુ થાકના કારણે જમા થતા પડળોમાંથી નિદ્રા એટલો ભાગ જ હડસેલી શકે છે જે આપણને પુનઃપ્રવૃત્ત કરવા જરૂરી છે. આમ, નિદ્રા 'સેફ્ટી વાલ્વ'નું કામ કરે છે પરંતુ નિદ્રા એવી તનાવ-મુક્તિ વ્યવસ્થા (stress removal mechanism) નથી, જે મગજને દિન પ્રતિદિન વધુ સ્પષ્ટ બનાવે.

'વિજ્ઞાનની અવિરત પ્રગતિ છતાં ગમે ત્યારે આપણા અસ્વસ્થ મગજને બદલી શકીએ કે તેનું પ્રતિરોપણ કરાવી લઈએ એવી શક્યતાઓ નહીવત્ છે. આથી માનસિક થકાવટની પ્રક્રિયાને





નાથવા આપણી જાતમાં જ આપણે એવું કંઈક શોધવું રહ્યું, જે રોજિંદી રુકાવટને દૂર કરવા ઉપરાંત, વર્ષોથી જમા થયેલ તનાવોને પણ હળવા કરે. વળી, આરામ આપે એવી કોઈ નવી ક્રિયા, પોતે નવા થાકનો ઉમેરો ન કરે તે પણ જોવું રહ્યું. આથી નવી ક્રિયા એવી હોવી ઘટે જે શરૂ કર્યા પછી ખાસ કશા પ્રયત્ન વિના સ્વયંચાલિત રહે. જેમ, એકવાર ડાઈવીંગ બોર્ડ ઉપરથી કૂદકો માર્યા પછી કૂદનાર સ્વાભાવિક રીતે નીચે પાણીમાં પડે છે અને ખાસ પ્રયત્ન વિના ક્રમશ: પાણી ઉપર તરી આવે છે, એવું બનવું જોઈએ.

મગજ માટે તેની નિસર્ગદત્ત ક્રિયા 'વિચારવા'ની છે. આથી આપણે એવી પદ્ધતિ પ્રયોજવી જોઈએ જેમાં વિચારવાની પ્રક્રિયા સામેલ થતી હોય. પરંતુ વિચારવાની ક્રિયા પણ થાક સર્જતી હોય છે આથી, આપણે એવી વિચારવાની પદ્ધતિ અપનાવવી જોઈએ, જે થાક સર્જે નહીં. દા.ત. મનનું ધ્યાન કેન્દ્રિત કરવાની ક્રિયા લઈએ. આ પદ્ધતિ થાક સર્જે જ છે. આથી ધ્યાન કેન્દ્રિત કરવાનો આયાસ ન કરવો જોઈએ. પરંતુ, મનની એવી ક્રિયા શોધવી જોઈએ કે જેમાં થાક ન વરતાય.

આપણે જાણીએ છીએ કે જો વિચાર સુખકારક હોય તો વિચારબિંદુ પર મન સ્વત: કેન્દ્રિત થઈ જાય છે પરંતુ માત્ર સુખપ્રદ વિચારતા રહેવાની તકલીફ એ છે કે એની અનુભૂતિ લાંબું ટકતી નથી. આથી ઊલટું વિચારભ્રમણ શરૂ થઈ જાય છે, જેને અટકાવવાના પ્રયત્ન કરવા પડે છે. સંતોષની પૂર્ણ અનુભૂતિ સાથે, પ્રયત્ન વિના, ધ્યાન કેન્દ્રિત કરવા માટે ભાવાતીત ધ્યાન પધ્ધતિ તપાસવા જેવી છે.

આ પદ્ધતિમા મન-મસ્તિષ્કના અતલ ઊંડાણમાં ઊતરતા જવાનો આયાસ કરવામા આવે છે. મનને શાંત કરવાનો સાચો યત્ન ભીતરના પ્રશાંત વિસ્તારમાં ડુબકી લગાવવાનો છે, જ્યાં સપાટી પર તોફાની લાગતા ભાવો કોઈ અસર કરી શકતા નથી. આથી એને 'ભાવાતીત ધ્યાન' કહેવાય છે. સમુદ્રતલના ઊંડાણમાં નાની નાની તરંગ-લહેરીઓ વહેતી હોય છે, જે ઉપર પહોંચતાં ઘૂઘવતા મોજાનું સ્વરૂપ ધારણ કરે છે, પરંતુ પેટાળમાં તે ભયજનક હોતી નથી. માનવ-મનમસ્તિકમાં એવી જ તરાહો છે.

આપણે જાણીએ છીએ તેમ પદાર્થના દ્રવ્યની રચનારીતિ એ પ્રકારની છે કે તેનો દરેક આંતરિક હિસ્સો બાહ્યસ્તર કરતાં વધુ શક્તિશાળી હોય છે. અનેક અણુ ધરાવતા કણનું વિઘટન કરવા કરતાં એક અણુનું ભંજન વધુ ઊર્જા પેદા કરે છે. મગજમાં પણ દ્રવ્યરચના છે. તેની સ્તરીય રચનામાં દરેક અંદરનું સ્તર ઉપલા કરતાં વધુ શક્તિશાળી હોય છે. આથી અંદરના સ્તર તરફ ડૂબકી લગાવતાં જ વધુ ખેંચાણ થાય છે, જેથી વધુ ને વધુ ઊંડાણ તરફ જવાનું આકર્ષણ થતું રહે છે.

આમ, 'ભાવાતીત ધ્યાન' પધ્ધતિમા મનની ગહનતમ ઊંડાઈ સુધી ડુબકી લગાવવાની હોય છે. પછી તરત જ બાહ્યઆવરણ તરફ પાછા આવવાનું હોય છે. આવા ગમનથી આ ક્રિયા વારંવાર અને ઘણી ઝડપથી થાય છે. ક્રમશ: અંતિમ સ્તરનો પરિચય થાય છે પરંતુ વ્યક્તિના માનસ અને શરીરની તનાવયુક્ત સ્થિતિ અત્રેની પ્રશાંત અવસ્થામાં સતર્કતા જાળવી શકતી નથી.

'ભાવાતીત ધ્યાન' પધ્ધતિ દ્વારા મનમસ્તિષ્કને આવરી રહેલા થાક, તનાવપૂર્ણ ભાવ અને આવેગોને વિદારવામાં મદદ મળે છે. એનાથી આરોગ્યને થતા લાભ દર્શાવવા અનેક અધિકૃત અને સંશોધિત પ્રાયોગિક પૂરાવા ઉપલબ્ધ છે. એના થકી નિદ્રા કરતા આરામ અને ચૈતન્ય સહજ રીતે વધુ પ્રાપ્ત

થાય છે. કેમકે હૃદયનું કાર્ય અને શ્વાસોચ્છવાસ જેવી પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ નિદ્રાવસ્થા કરતા પણ મંદ ગતિએ થાય છે. લાંબી પળો સુધી શ્વાસ લેવાનું રોકી રાખવામા આવે છે.

'ભાવાતીત ધ્યાન' આપણને 'સ્વ'ના એ તબક્કાનો પરિચય કરાવે છે, જેનાથી વિશેષ કોઈ અનુભૂતિ શકય નથી. આપણે જાગરૂક હોવાને લીધે બાહ્ય જગતના પદાર્થો અને આપણી લાગણીઓ અંગે સભાન હોઈએ છીએ—આપણે એનાથી અલગ, સ્વતઃ ચેતના હોવાની અનુભૂતિ આ અવસ્થામા થાય છે

અન્ય સર્વથી સ્વતંત્ર ચેતનાનું અસ્તિત્વ સ્વયએવ છે ચેતનાના ચિરસ્થાયી સ્વરૂપના અને કાલાતીત એવા અસ્તિત્વના સંદર્ભમાં, આપણી ભાવના—ઉર્મિઓ સહિતના, બાહ્ય જગતની સર્વ વસ્તુઓને અસ્તિત્વ સાંપડે છે પરિશુદ્ધ ચેતનાની સ્વતંત્ર અને સર્વશ્લેષી ઉપસ્થિતિ, ભાવકને વિકટતમ તનાવો વચ્ચે સ્વસ્થ રહેવામા સહાયભૂત થાય છે

અસમજસ દૂર થવાથી જે માનસ-સતુલન સધાય છે એના કારણે તનાવ દૂર થાય છ આ માટે સંસાર વિમુખ, અથવા સુખ-દુઃખથી પર થવાના યત્નો કરવાની જરૂર રહતી નથી હકીકતમાં તો આ સંપ્રાપ્તિની ( fulfillment )—ની અવસ્થા છે, જેમાં અન્ય પ્રયત્નોની જરૂર રહેતી નથી. સંપ્રાપ્તિની અવસ્થામા વ્યક્તિ ઇચ્છિત સાધ્ય માટે કાર્ય કરે છે ખરી, પરંતુ તેમા શક્તિનો દુર્વ્યય થતો નથી. આથી તે સ્પષ્ટ વિચારશક્તિ અને બુદ્ધિથી વધુ અર્થપૂર્ણ કાર્યો કરે છે, અને સફળતા પ્રાપ્ત કરે છે. આપણે તેવી અવસ્થાએ પહોંચેલી વ્યક્તિને સિદ્ધપુરુષ કહી શકીએ.

'ભાવાતીત ધ્યાન' દ્વારા 'સ્વ' ને ચેતનાના પરિશુદ્ધ સ્વરૂપ તરીકે ઓળખવાનો માર્ગ મેળવી શકાય છે. ભાવાતીત ધ્યાન વ્યક્તિત્વને પૂર્ણતા બક્ષે છે. અપરિમેય એવી ચેતના દેહની મર્યાદામાં રહીને પ્રવૃત્ત થાય ત્યારે પ્રત્યક્ષ અનુભૂતિની પદ્ધતિસરની પ્રક્રિયા વડે આપણે વામનમાં વિરાટને પામીએ છીએ.

'ભાવાતીત ધ્યાન'ના સંદર્ભમાં મહર્ષિ પતંજલિની સ્થળાતિક્રમણ (Passage through space)ની રીતિ પ્રયોજીને જમીનથી ઉપર ઊઠવાના પ્રયાસ કરવામાં આવે છે. જો કે હવામાં અદ્ધર તરતા રહેવાનું (levitation) હાંસલ થયું નથી, પરંતુ કશા ખાસ પ્રયત્ન વિના લાંબા કૂદકે એક ખંડમાંથી બીજામાં જવા જેટલું સિદ્ધ કરી શકાયું છે. જો કે આ પ્રયોગ વેળા સળંગ ગાદલાં પાથરી રાખવામા આવે છે—જમીન પર પાછાં પડતાં દર્દ થતું ટાળવા માટે આ નાટ્યાત્મક પ્રયોગ ખરેખર તો સિદ્ધિ કાર્યક્રમનો અંશ માત્ર છે, જે પતંજલિના યોગસૂત્રમાં સવિગત આપેલો છે.

સિદ્ધિ કાર્યક્રમનો હેતુ સાધકની સ્પષ્ટ વિચારવાની શક્તિને સંગઠિત કરવાનો હોય છે. ઉપરાંત, મગજના ગહનતમ સ્તરની પ્રશાંત અવસ્થામાં ઇચ્છાનું સર્જન કરવાનો હોય છે. જ્યાં સામાન્ય રીતે જાગ્રત રહેવું પણ મુશ્કેલ હોય છે. આવી અવસ્થામાં ઇચ્છા—સર્જન, માનસ—સંતુલન સાધવામાં સહાયભૂત નીવડે છે

* સિદ્ધિ કાર્યક્રમ કોઈ ગૂઢ અથવા ચમત્કારિક શક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રયોજાતો નથી એવી કોઈ શક્તિ આ કાર્યક્રમથી પ્રાપ્ત પણ નથી થતી. પરંતુ આ કાર્યક્રમની પદ્ધતિ દ્વારા સર્વ વસ્તુનું સર્જન પરિશુદ્ધ ચેતનામાંથી થતું હોય છે, અને વ્યક્તિની પરિશુદ્ધ ચેતના સર્વ શક્યતાઓનું ક્ષેત્ર ધરાવે છે. આથી જમીનથી ઉપર

શરીરના ઉંચકાવાની ઘટના કંઈ આશ્ચર્યકારક નથી.

વર્તમાન ભૌતિકશાસ્ત્રીઓએ સર્વ પદાર્થોમાં, વિવિધ નિદર્શન ધરાવતા તત્ત્વ માટે 'સઘટિત ક્ષેત્રે' (Unified Field)ની સંજ્ઞા પ્રયોજી છે. દ્રવ્યનું સર્જન કરતા સર્વ તરંગો અને નિયમનોનું એકીકરણ આ સંજ્ઞામા–સઘટિત ક્ષેત્રમા–કરવામા આવ્યું છે–પારશુદ્ધ ચેતના પણ દ્રવ્યનું સર્જન કરતા સર્વ તરંગોને એકીકૃત કરે છે, સંઘટિત કરે છે.

આ એકતાની વાતને આધિભૌતિક યા ગૂઢવાદી ગણવાની જરૂર નથી એકતાનો અર્થ એ છે કે ભૌતિકશાસ્ત્રની રીતે સઘટિત ક્ષેત્રમા સર્વ ભિન્ન ભિન્ન તરંગો સવાદિત રીતે વર્તતા હોય. એ જ રીતે પરિશુધ્ધ ચેતના, જે સર્વત્ર વ્યાપેલી છે, તેનાં ભિન્ન ભિન્ન રૂપો પણ સંવાદી રીતે વર્તે છે. વ્યક્તિની પરિશુધ્ધ ચેતના 'ભાવાતીત ધ્યાન' વડે સક્રિય બને તેનો સંસ્પર્શ ભૌતિક જગતના અન્ય સર્વ પદાર્થોને થાય છે કેમકે તેમા પણ પરિશુધ્ધ ચેતનાનો અંશ છે આથી વ્યક્તિ સમગ્ર જગતે સાથે સકારાત્મક ભાવ અનુભવે છે.

વેદિક સાહિત્યમા પણ પરિશુધ્ધ ચેતના અંગે આ પ્રકારના ઉલ્લેખ મળે છે. તેમાં સમગ્ર જગતની એકતા અને સમતાને 'પરબ્રહ્મ' 'શુધ્ધ ચેતનાની સ્થિતિ'–કહી છે. એનો અર્થ તફાવત, ભિન્નત્વ કે ભેદનો અભાવ નહીં, પરંતુ સમભાવ, સવાદિતાની ઉપસ્થિતિ એવો છે.

આધુનિક શિક્ષણ વિપુલ માહિતી આપે છે. પરંતુ તે આપણને પૂર્ણ વ્યક્તિત્વ બક્ષતુ નથી, સુખી બનાવતું નથી આપણે માનવી પ્રથમ છીએ અને પછી તબીબ, વકીલ કે અન્ય, એ આ શિક્ષણ યાદ રાખતું નથી. શિક્ષણ મેળવનાર કોણ છે એ પ્રશ્ન ફિલસૂફીના ક્ષેત્રનો માની લેવાયો છે. પરંતુ, 'સ્વ'ની ઓળખ માટે તથા વ્યક્તિત્વની સંતૃપ્તિ માટે ભાવાતીત ધ્યાનની પદ્ધતિ ઉપયોગી સાબીત થઈ શકે. આપણા વ્યક્તિત્વનો પૂર્ણ વિકાસ એ આપણી જરૂરિયાત તો છે, પરંતુ આદર્શ સમાજની રચનાની દિશામાં પણ તે આવશ્યક છે.

સંક્ષેપ–અનુ–મનોજ ઓઝા

---

## આવકાર

લોકશાહી, જાહેર જીવન, સામાન્ય ચૂંટણી–લે પુરુષોત્તમ ગણેશ માવળંકર પ્રકા. શ્રીમતી પૂર્ણિમા માવળંકર, 'ગોપિકા'– મહારાષ્ટ્ર સોસાયટી, એલિસબ્રીજ, અમદાવાદ–૬, કિં રૂ ૧૦.

ભારત વર્ષે લોકશાહી શાસનપ્રણાલી સ્વીકારી છે. ત્રીજા વિશ્વના વિકસતા દેશ માટે અને તેમાંય ખાસ કરીને વિશાળ વિસ્તાર અને મોટી વસ્તીવાળા દેશ માટે સાડા ત્રણ દાયકા કરતાં ય વધુ સમયથી લોકશાહી પ્રથા જાળવી રાખવી નાની–સૂની બાબત નથી. પ્રવર્તિત લોકશાહીની અનેક મર્યાદાઓ સ્વીકારીએ તોયે એનું સાતત્ય એની વિધાયક બાજુઓ જ સૂચવી જાય છે. પરંતુ, તેમ છતા લોકશાહી પ્રથા એના સમગ્ર અર્થમાં એક આદર્શ શાસનપ્રણાલી છે અને આપણે ઘણી લાંબી મજલ કાપવાની છે

પ્રસ્તુત પુસ્તકના લેખક પ્રો. માવળંકર એમના જાહેર જીવનની શરૂઆતથી જ શુદ્ધ લોકશાહી પ્રક્રિયાના અગ્રેસર વિચારક અને હિમાયતી રહ્યા છે. લોકશાહી જાહેર જીવન અને સામાન્ય ચૂંટણી વિશે એમના અનેક વિષયક વિચાર અત્રે રજૂ થયા છે.

'સંનિષ્ઠ' પ્રકાશનના નેજા હેઠળ પ્રો માવળંકરના આ પુસ્તક ઉપરાંત રાજ્યશાસ્ત્ર વિચાર, વિચાર–વહેણ, લોકશાહીનુ સ્વરૂપ, જય મેરા હસ રે ઉડા, નો–સર, વિવિધ વાણુ પ્રવચનો, વિમર્શ વગેરે પુસ્તકો પણ પ્રકાશિત થયાં છે

# કટોકટી : પાછું વળીને જોતાં | દિનેશ શુક્લ

પંદરમી ઑગસ્ટ અને છવ્વીસમી જાન્યુઆરીની જેમ ૨૫-૨૬ જૂન ૧૯૭૫ ના રોજ લગાવેલ કટોકટીની જાહેરાત એ ભારતીય રાજકારણની જ નહિ ભારતના આધુનિક ઇતિહાસની એક યુગપ્રવર્તક ઘટના છે. ભારતના રાજકારણ, અર્થકારણ, સમાજકારણ, રાજકીય નીતિમત્તાને લગતા અનેક મુદ્દાઓ કટોકટીએ ઉપસ્થિત કર્યા છે, એટલું જ નહિ, ભારતીય સંસ્કૃતિના કેટલાક પાયાના મૂલ્યો, આધારો અને ધોરણોને તેણે પડકાર્યાં છે, અથવા તો પ્રભાવિત કર્યાં છે. કટોકટીએ પ્રવાહિત કરેલ અથવા ગતિ આપેલ વહેણો, વલણો, અથવા તેણે આપેલ વારસાનું મૂલ્યાંકન, તેની ચર્ચા કરતા રહેવું, એક પ્રજા તરીકે અત્યંત જરૂરી છે. જેમ ૧૫ ઑગસ્ટ અને ૨૬ જાન્યુઆરીની આપણે ઊજવણી કરીએ છીએ અને જે આદર્શો, ધ્યેયો ચરિતાર્થ કરવા આપણે આઝાદીનો જંગ ખેલ્યા, તેનું સરવૈયું કાઢીને આપણી જાતને ફરી એક વાર તે પ્રત્યે પ્રતિબદ્ધ કરીએ છીએ, તેમ ૨૫-૨૬ જૂન એ આપણા માટે આત્મખોજનો દિવસ બનવો જોઈએ, કટોકટી શાસનના અઢાર મહિના અને તેણે ચાલના આપેલ ધ્વંસાત્મક પ્રક્રિયાનું સતત મૂલ્યાંકન કરતા રહેવું જોઈએ.

કટોકટી એ ભારતીય રાજકારણની ભેદરેખા (વૉટરશેડ) છે. રાજકારણ (તેના સંકીર્ણ તેમજ વ્યાપક અર્થમાં) ની કોઈપણ ગંભીર ચર્ચામાં ૧૯૭૫નું વર્ષ એ નિર્દેશક વર્ષ (રેફરન્સ ઈયર) બન્યું છે, અર્થકારણમાં ભાવાંકનું નિર્દેશક વર્ષ (જેમકે ૧૯૭૦-૭૧) હોય છે, તેમ ૧૯૭૫ એ રાજકારણ, સમાજકારણ, રાજકીય સંસ્કાર, જાહેરજીવન વગેરે માટે એક 'રેફરન્સ ઈયર' બન્યું છે

'કટોકટી' નો સમય માત્ર સ્વ. ઈન્દીરા ગાંધી, તેમનો પક્ષ કોંગ્રેસ-આઇ, સરકાર કે વિપક્ષો માટે જ નહિ, પણ ભારતના સૌ નાગરિકો માટે કેટલાક સત્યોના સાક્ષાત્કારનો સમય હતો એ સત્યો કયા હતા, તેનું આજે દસ વર્ષ બાદ એક પરિપ્રેક્ષ્યમાં આપણે અર્થઘટન કરી શકીએ. તે વખતે કરવામાં આવેલ તત્કાળ (ઈન્સ્ટન્ટ) અર્થઘટન અને દસ વર્ષ બાદ તેણે છૂટાં મૂકેલા પરિબળોના પ્રકાશમા જ્યારે તેનુ અર્થઘટન કરીએ, ત્યારે એમા થોડો ફેર પડવાનો તેણે પ્રવાહમાં આણેલા અથવા વેગવાન બનાવેલાં બળો અને વલણોને સમજવા અને તેમાથી યોગ્ય પદાર્થપાઠ લેવા માટે કરવા કટોકટીનું અર્થઘટન આપણે સતત કરતા રહેવું પડશે.

આમ કરતા રહેવાનું એક ખાસ પ્રયોજન એ પણ છે કે, ભારતીય રાજ્ય ('ઇન્ડિયન સ્ટેટ') નું સ્વરૂપ જે રીતે બદલાઈ રહ્યું છે, તે સમજવું આપણા માટે અનિવાર્ય છે. જે 'રાજ્ય' સાથે આપણો પનારો પડ્યો છે, પડવાનો છે, તે છેલ્લા ૩૫ વર્ષ દરમિયાન કેવી રીતે બદલાતું રહ્યું છે, તેની સમજ મેળવવી અત્યંત જરૂરી છે. ૧૯૪૭થી ૧૯૫૦ દરમિયાન ભારતની બંધારણ સભાએ ભારતના રાજ્યની એક જન્મકુંડળી દોરેલી. એક દરે એ કુંડળીને આધારે આપણું રાજ્ય ૨૫ વર્ષ ચાલ્યું. કટોકટીના શાસકોએ ૪૨ મા બંધારણના સુધારા દ્વારા એ 'રાજ્ય'ની બીજી જન્મ કુંડળી દોરી (જો કે, જનતા-શાસકોએ તેમાં કેટલાક નોંધપાત્ર 'સુધારા' કર્યા ખરા !) અને એ નવી જન્મકુંડળી દ્વારા ભારતના રાજ્યને ચલાવવાનો પ્રયાસ કર્યો આજે કટોકટી શાસકના 'વારસદાર' રાજીવ ગાંધી સત્તા પર આવ્યા છે, જેમને કટોકટી જાહેર કરાઈ એમા કશું અનુચિત કે અયોગ્ય લાગતું નથી. ફરીથી એવી પરિસ્થિતિ ઊભી થાય તો કટોકટી લાદતા અચકાઈશ નહિ, એમ પણ તેમણે નિખાલસપણે કબુલ્યું છે. તેમણે

વિપક્ષોને રાણા પણ માર્યો છે કે કટોકટીનો આભાર માનો કે તેને કારણે તમે સત્તા પર આવ્યા. પણ હું એવી ભૂલ નહિ કરું ! (મતલબ કે, કટોકટી સ્થાપવી પડશે તો સ્થાપીશ પણ કટોકટી ઊઠાવી લેવાનો મોકો આવશે ત્યારે વિપક્ષો સત્તા પર આવે તેવી ભૂલનું પુનરાવર્તન નહિ થવા દઉં !) એકવીસમી સદીમાં ભારતને લઈ જવા ઉતાવળા બનેલ રાજીવ ગાંધીના મનમાં ભારતના રાજ્યની કેવી જન્મકુંડળી રમી રહી છે, તેનો અંદાજ પણ બાંધવો રહ્યો *

ભારતના રાજ્યના બદલાતાં જતા સ્વરૂપ વિષે સમજતા રહેવું જરૂરી છે, કારણ કે જ્યારે આપણે આઝાદ થયાં ત્યારે આપણે વિધાયક રાજ્ય (પોઝિટિવ સ્ટેટ)ની વિભાવના પર બધો મદાર બાંધેલો. ભારતનું રાજ્ય માત્ર કાયદો-વ્યવસ્થા જાળવીને સંતોષ પામી બેસી રહેનારું નહિ પણ સામાજિક-આર્થિક પરિવર્તન ઘડનું 'ચાલક' બનશે, માટે ભલે એની સત્તામાં વધારો થતો. એવા, રાજ્યના ફેબિયન સમાજવાદી ખ્યાલથી સરકારને આપણે ચાલેલા. પણ એ 'રાજ્ય'ના ચાલકો-સંચાલકો કેવા હશે, ક્યાંથી આવશે, કયા રાજકીય સંસ્કારથી સંસ્કારાયેલા હશે. એમનાં સામાજિક-આર્થિક મૂળિયાં કઈ જમીનમાંથી પોષણ મેળવતાં હશે, એ વિષે ઝાઝો વિચાર આપણા ત્યારના ચિંતકોએ (ગાંધી, લોય સિવાય !) કર્યો હોય એવું લાગતું નથી પુખ્તવય મતાધિકાર પર આધારિત ચૂંટણીઓ દ્વારા આ બધુ ઠીકઠાક થઈ રહેશે અને સમુસૂતરું પાર પડશે, એવું કદાચ ભોળા ભાવે તેમણે ત્યારે અને પાછળથી આપણા રાજ્યશાસ્ત્રીઓએ પણ માની લીધેલું. પરિણામ આપણી સમક્ષ છે. કટોકટીએ આપણી આંખ ઉઘાડી છે, કટોકટી પછીનાં દસ વર્ષોએ તો આંખોને વિસ્ફારિત કરી મૂકી છે.

કટોકટી-ઘટનાનું પોસ્ટમોર્ટમ કરતાં રહેવું એટલા માટે પણ જરૂરી છે કે એના કારણે વ્યાપક સામાજિક પ્રક્રિયાઓની આપણી સમજણ વધુ મૂલ્યલક્ષી બને; કંઈક સૂઝ, વિવેક અને શાણપણ આપણામાં આવી સમજણ પ્રેરે. જેની આજના વર્તનલક્ષી, યથાર્થવાદી (પોઝિટિવિસ્ટિક) યુગમાં તાતી જરૂર છે. આપણા નવા રાજકીય શાસકો રાજકારણને સંચાલન કળા (મેનેજમેન્ટ) તરીકે વધુ નિહાળે છે ત્યારે આવું મૂલ્યાભિમુખ અર્થઘટન વિશેષ જરૂરી અને પ્રસ્તુત બની રહે છે. આપણા રાજકીય મેનેજરો રાજકીય પ્રશ્નો, જે આખરે તો માનવીય પ્રશ્નો છે, તેને ટેકનો-મેનેજેરિયલ દૃષ્ટિબિન્દુથી જોતા હોય તેવા સમયમાં કટોકટીનું આવું મૂલ્યલક્ષી અર્થઘટન ઓર મહત્ત્વનું બની રહે એ દેખીતું છે.

*

મૂળભૂત રીતે જોઈએ તો કટોકટીએ બે પરસ્પર વિરોધી ભાવ ધરાવતાં જોડિયાભાઈઓને જન્મ આપ્યો છે: સ્વાતંત્ર્ય અને ભય. કટોકટી પછીનાં દસ વર્ષ અને હવે પછીનો કદાચ એક-દોઢ દાયકો, ભારતમાં આ બે વચ્ચેની કશ્મકશનો રહેશે એવું લાગે છે. કટોકટીએ સ્વાતંત્ર્યના નવાં મૂલ્ય અને સમજ સૌને આપ્યાં; છેલ્લાં દસ વર્ષમાં સ્વાતંત્ર્યના આ મૂલ્ય અને સમજને વાચા આપતી, મુખરિત કરતી અનેકવિધ ગ્રાસરૂટ્સ મુવમેન્ટ્સ એની સચોટ, રજની કોઠારીના શબ્દોમાં ઐતિહાસિક અભિવ્યક્તિ છે. તો એ જ કટોકટીએ ભયના વ્યવસ્થિત શાસ્ત્ર, કળા અને ઔચિત્ય (જસ્ટિફિકેશન) પણ વિકસાવ્યાં છે. નાગરિક સ્વાતંત્ર્યને હણનારા જ નહિ, દમન અને જુલમનાં હાથવગાં હથિયારો જેવા અનેક 'કાળા' કાયદાઓથી સુસજ્જ બનેલ આજનું 'ભારતીય રાજ્ય'; કટોકટીના રાજ્ય કરતાં કયાંય વધુ ભય અને આતંકનું મૂર્તિમંત સ્વરૂપ બન્યું

* ભારતીય રાજ્યના બદલાતા જતા સ્વરૂપની ચર્ચા ફરી કોઈ વાર. આ લેખમાં કટોકટી અને તેની અસરો પૂરતી ચર્ચા સીમિત રાખવાનો ઇરાદો છે. – સં.

કે. રજની કોઠારીના શબ્દોમાં, "આજે બિહાર, ઉત્તર પ્રદેશ અથવા આંધ્ર પ્રદેશમાં જે કંઈ થઈ રહ્યું છે, તેની સાથે કટોકટી દરમિયાન આચરવામાં આવેલી દમનની માત્રાની તમે સરખામણી જ કરી શકો તેમ નથી." આજે જાહેર નહિ કરાયેલ કટોકટી ચાલી રહી છે, કારણ કટોકટી જાહેર કર્યા સિવાય જ રાજ્યે કટોકટી કરતાં પણ વધુ દમનકારી સત્તાઓ હસ્તગત કરી છે. બીજું, ૧૯૭૫ની જેમ કટોકટી જાહેર કરવાની જરૂર પણ નથી. કારણ એ વખતે વિપક્ષો અને જયપ્રકાશ નારાયણે જે રાજકીય–નૈતિક પડકાર ફેંક્યો હતો તે કેન્દ્રિત હતો.' આજે રાજ્યના શાસકો સામે છે સ્થાપિત વ્યવસ્થા સામે સ્વાતંત્ર્યની આ માઈક્રોસ્ટ્રક્ચર મુવમેન્ટ્સનો મુખ્ય પડકાર છે, જેનું સ્વરૂપ વિકેન્દ્રિત છે. આમ વિકેન્દ્રિત પડકારનો જવાબ આજનું રાજ્ય 'વિકેન્દ્રિત કટોકટી' દ્વારા (જ્યાં જેવી સ્થિતિ, તે અનુસાર જુલમી, દમનકારી કાયદાઓથી સજ્જ થઈને વિરોધીઓ–મતફેરવાદીઓને દબાવી દેવાનો, ભયભીત કરવાનો પ્રયોગ) આપી રહ્યું છે.

કટોકટીએ કેટલાક સત્યોનો જે સાક્ષાત્કાર કરાવ્યો, તેમાં સૌથી પ્રથમ આવે સ્વાતંત્ર્યની જરૂર. મૂડીવાદથી સામ્યવાદમાં માનનારા સૌ કોઈ માટે સ્વાતંત્ર્યએ પહેલી જરૂરિયાત છે, એની પ્રતીતિ કટોકટીએ કરાવી. સ્વાતંત્ર્ય એ કોઈ મુઠ્ઠીભર, મિલકત ધરાવનારા કે ભણેલાગણેલ લોકોની જરૂરિયાત કે મોજશોખની બાબત નથી, પણ અદનામાં અદનો માનવી, ફૂટપાથ પર બેસી ભીખ માંગી પેટ ભરનાર મુફલિસને સ્વાતંત્ર્યની ખપ છે, એનો સાક્ષાત્કાર કટોકટીએ કરાવ્યો. કુટુંબનિયોજન કાર્યક્રમના અતિરેકો, ઝુંપડપટ્ટીઓનું બુલડોઝર દ્વારા નિકંદન. મિસા વગેરે કાયદાઓનો વ્યક્તિ સ્વાતંત્ર્ય કચડી નાંખવામાં ઉપયોગ, પોલીસ કસ્ટડીઓમાં રહસ્યમય મૃત્યુના બનાવો—આ બધાંએ વ્યક્તિ માત્રના ગૌરવ અને સ્વાતંત્ર્યની રક્ષા કરવાની જરૂર પ્રત્યે સૌનું ધ્યાન ખેંચ્યું. આજની ઘણી માઈક્રો મુવમેન્ટ્સ, વિશેષતઃ સિવિલ લિબર્ટીઝ મુવમેન્ટનું મુખ્ય પ્રેરક બળ સ્વાતંત્ર્ય માટેની આ નવી વિભાવનાના વ્યાપકપણે સ્વીકારમાં રહેલ છે. રાજકીય વિચારસરણીમાં અન્ય ગમે તે મતભેદો હોય, નાગરિક સ્વાતંત્ર્યો તો કોઈ પણ રાજકીય પ્રવૃત્તિની પૂર્વશરત છે, એવી સભાનતા કટોકટીએ પ્રગટાવી, એટલું જરૂર કહી શકાય.

બીજું, વિધાયક (પ્રોઝિટિવ) રાજ્ય વિષેનું ભ્રમનિરસન કટોકટીએ આબાદ કરાવ્યું. આપણા જેવા પછાત દેશમાં સમાજના સામાજિક–આર્થિક રૂપાંતરમાં રાજ્યની વિસ્તૃત અને વ્યાપક ભૂમિકા અને એટલે સરકારના હાથમાં વિશાળ સત્તાઓ હોવી જોઈએ, એમ માનનારાઓને કટોકટીએ મોટા આંચકો આપ્યો, એમ કહેવું જોઈએ. રાજ્ય જેવી અમૂર્તતા પર વધુ પડતો વિશ્વાસ રાખવાનાં જે માઠાં ફળ આવે; તેનો અનુભવ કટોકટીએ કરાવ્યો. રાજ્ય આખરે તો સરકાર—અને તે પણ અમુક રાજકીય પક્ષની અને અમુક સ્થાપિત હિતોની રખેવાળી કરનાર અથવા તો પોતાનું ઉદરભરણ કરનાર લોકોની બનેલ એક સંસ્થા—જેના પર નાગરિકોની સતત ચોપ રહેવી જ જોઈએ. રાજ્ય અને સરકાર જે કંઈ કરતી હોય, તે પ્રત્યે શંકાદૃષ્ટિ રાખવી જોઈએ, એના ઈરાદા અને પરિણામો વિષે સતત પૃચ્છા થવી જોઈએ, એનું ભાન પણ કટોકટીએ કરાવ્યું.

કટોકટી અને ત્યાર પછીના બનાવોએ ભારતના મધ્યમ વર્ગને એવી રીતે વિભાજિત કર્યો છે, કે તેનો એક વિભાગ કટોકટી પૂર્વે અને દરમિયાન "અસ્થિરતા અને અરાજકતાનાં પરિબળો" સામે રાજ્યની અબાધિત સત્તાનો જોરદાર હિમાયતી બન્યો છે દલિતો, કચડાયેલાઓની સ્વાતંત્ર્ય ઝંખતી ચળવળો, વધુ બહેતર જીવનની ખાતરી માંગતી, વધુ સારા વેતન અને કામકાજની પરિસ્થિતિઓની ખાતરી માંગતી,

નાગરિક સેવાઓમાં, વધુ ન્યાયી હિસ્સો માંગતી એવી વિવિધ ચળવળોથી 'ભયભીત થયેલ મધ્યમ, ઉચ્ચ મધ્યમ વર્ગને। આ વિભાગ રાજ્ય વધુ સત્તાઓ હસ્તગત કરે, એનો હિમાયતી બન્યો છે. પંજાબની કટોકટી બાદ 'દેશની એકતા અને સલામતી'ને નામે રાજ્યની વિશાળ અને દમનકારી સત્તામાં જોરદાર વધારો કરવાના પગલાંને આ વર્ગે ઠીક ઠીક સમર્થન આપ્યું છે. ઉદ્યોગપતિઓ, મૅનેજરો, ઉચ્ચ, મધ્યમ ધનિક વર્ગો, વ્હાઈટ કૉલર પગારદારો અને દુકાનદારો અને પંજાબ-સમસ્યા બાદ નવોદિત 'હિન્દુ રાષ્ટ્રવાદીઓ'—આ સૌ અગાઉ રાજ્યની વિસ્તૃત, વ્યાપક સત્તાના વિરોધી હતા, અને 'યથેચ્છવાદ' (લેસેફેર)મા માનનારા હતા, તે હવે રાજ્યની જરૂર પડ્યે દમનકારી સત્તાના હિમાયતીઓ બન્યા છે. તો બીજી બાજુ, અગાઉ વિધાયક રાજ્યના હિમાયતીઓ, લિબરલ, ફેબિયન પર પરાવાળા જેઓ આર્થિક સામાજિક રૂપાંતર માટે રાજ્યની વધુ સત્તાના હિમાયતી હતા, તે કટોકટીના અનુભવો પછી રાજ્યની વધતી સત્તાઓ પ્રત્યે માત્ર સાશંક જ નહિ, તેના વિરોધી બન્યા છે રાજ્ય પોતાની સત્તાનો ઉપયોગ સ્વાતંત્ર્યના નવોન્મેષ સમી વિવિધ ચળવળોને કચડી નાખવામાં કરતું થયું હોવાથી, રાજ્યની સત્તા પ્રત્યે શંકાની નજરે જોવાની, રાજ્યની શક્તિ પર લોક શક્તિ અથવા નાગરિક-શક્તિ ચોપ રાખે, એની જોરદાર હિમાયત કરતા થયા છે પરિણામે, ભારતીય સમાજનાં તમામ પાસાઓ—રાજકારણ, અર્થકારણ, સમાજકારણ, સંસ્કૃતિ—જાહેર લોકમત ઘડતર અને અભિવ્યક્તિની સંસ્થાઓ દરેક સમુદાયનું જાણે દ્વિધ્રુવીકરણ થયું છે. શિક્ષણ, અખબારો, બુદ્ધિજીવીઓ, બધે - આપણે 'તરફી' અને 'વિરોધી' એમ : બે વિભાગોમાં વિભાજન થયેલું જોઇ શકીએ છીએ. કટોકટી દરમિયાન તો આવું ધ્રુવીકરણ, બિલકુલ સ્પષ્ટ હતું, સમાજના દરેક ક્ષેત્રમાં 'જાહેર નહિ કરાયેલ આંતરવિગ્રહ' જેવી સ્થિતિ કટોકટી દરમિયાન ચાલુ રહેલી. આજે કટોકટીનાં દસ વર્ષ પછી પણ સ્વાતંત્ર્ય અને ભય વચ્ચે પાયાના આંતરવિરોધને કારણે આવું ધ્રુવીકરણ ચાલું રહ્યું છે, કદાચ વધુ તીવ્ર અને વધુ સંકુલ, સંક્રમ બન્યું છે. ભારતનાં સરહદી રાજ્યો—જમ્મુ-કાશ્મીર, પંજાબ, આસામ, મણિપુર, મિઝોરામ, નાગાલેન્ડ વગેરેની 'સ્વાયત્તતા' અને 'અસ્મિતા'ની ચળવળોને 'રાષ્ટ્રીય એકતા અને અખંડતતાને ખતરો', 'ભારતીય રાજ્ય સામે ખતરો' ગણીને ચાલવાનું માનસ વધતા રાજ્યવાદ (સ્ટેટિઝમ) અને વિકાસવાદ (ગમે તે ભોગે વિકાસ કરે રાખો) સામે ઉદ્ભવતી અનેક પ્રકારની આસંદૃસ મુવ્મેન્ટ્સ, —તે સ્થાપિત હિતોને પડકારતી હોવાને કારણે તથા રાજ્ય કાયદો-વ્યવસ્થાને નામે સ્થાપિત હિતોને પડખે ઊભું રહેલું હોવાને કારણે, તેમના જ વિરોધ અને મતફેર (ડિસેન્ટ)ને કચડી નાખતા અનેક કાળા કાયદાઓ અને પગલાને કારણે—આવું ધ્રુવીકરણ આજે ચાલુ રહ્યું છે, કદાચ વધુ તીવ્ર બનતું જશે

કટોકટીએ માત્ર ભારતીય સમાજનું ધ્રુવીકરણ જ કર્યું નથી, પણ કોણ, ક્યાં, કેમ ઊભું છે, એને પણ છતુ કર્યું છે. કટોકટી વખતે તમે કઈ બાજુ હતા, એવો સવાલ માત્ર કટોકટીનો વિરોધ કરનારાઓ માટે જ નહિ, શાસક પક્ષમાં વફાદારીની એક મહત્વની કસોટી તરીકે લાગુ પડાય છે. કટોકટીએ ભલભલા ચમરબંધીઓની કાયરતા અને અપ્રામાણિકતા ખુલ્લી પાડી છે, અને ઉબકા આવે એવી ભાટાઇ કરનારાં ભાટચારણોની એક નવી નસલ પેદા કરી છે.

આમ છતા, લોકશાહી અને સમાજવાદના અંચળા હેઠળ જેમણે કટોકટી સ્થાપી અને જેમણે તેને સમર્થન આપ્યું—એ સૌને કટોકટીએ આબાદ છતા કર્યા છે. ૧૯૬૯ પછી કોંગ્રેસે અપનાવેલી લોકરંજની શૈલી, અને ગરીબોના તારણહાર તરીકે ઇન્દિરા ગાંધીના દેખાડા કેટલા પોકળ હતા, એ

બધું કટોકટીએ ખુલ્લું પાડયું છે, ગરીબોનાં આંસુના સોગન ખાતી સરકાર અને ગરીબોના ઉદ્ધાર (૨૦ મુદ્દાના કાર્યક્રમ) માટે કટોકટીને વાજબી ઠેરવતા ઢોંગીજનોને ખરેખર તો ગરીબ આમ-સમૂહો પ્રત્યે કેટલો ધિક્કાર હતો, એ તો કટોકટી દરમિયાન આચરવામાં આવેલા વિવિધ અત્યાચારો થકી સિદ્ધ થયું છે. વડાપ્રધાનના નિવાસસ્થાન ૧. સફદરજંગ રોડ બહાર સેંકડોની સંખ્યામાં લાવતી 'ગરીબો'ને રોજ લાવવા, તેની પરેડ કરાવવી, હારતોરાનો સ્વીકાર કરવો, ફોટા પડાવવા, એમાં જ 'ગરીબોદ્ધાર'ની ઇતિશ્રી થઈ જતી. બીજીબાજુ, દિલ્હીને સુંદર બનાવવામાં આંખને ખૂંચતી ઝુંપડપટીઓ પર બુલડોઝર ફેરવવા, મચ્છર, માખી, ઉંદર જેમ વધતા ગરીબોનું ફરજિયાત વ ધ્યીકરણ કરવું, (લઘુમતી–મુસ્લિમો–બહુમતી કરતા પણ વધુ વસતી વધારો કરે છે, માટે તેમને કુટુંબ નિયોજનની વિશેષ જરૂર છે (!) એવો પ્રચાર) ટૂંકમાં, અભણ ગરીબ, ગમાર, ઘોલકામાં રહેતાં 'જંતુઓ' બીજી કશી ભાષા સમજતાં નથી, માટે દંડાથી જ તેમને સીધા કરો – કટોકટીના શાસકોનું એ હતું અસલી સ્વરૂપ. ગરીબો અને લઘુમતીઓ વિષે એ વખતે આવું દૃષ્ટિબિન્દુ હતું. આજે તો એ આવરણ પણ ચાલ્યું ગયું છે

'ગરીબી નાબૂદી'ની તો વાત જ રાજીવ ગાંધીને મુખેથી નીકળતી નથી. જાહેર કરે કે 'કરોડો કુટુંબો ગરીબી રેખાની ઉપર આવી ગયા છે, હવે બાકીના દસબાર વર્ષમાં કોઈ ગરીબ રહેશે જ નહિ, કારણ કે અમારાં કોમ્પ્યુટરોએ ભવિષ્ય ભાખ્યું છે'

કટોકટી અને ત્યારબાદ ભારતમાં જે લોકરંજકવાદ વિકસ્યો છે, તે સહેતુક અને ઇરાદાપૂર્વકનો છે સૂત્રો અને વચનોથા- એક આભાસ ઊભો કરવો; ઊર્મિલ વાયુમંડળ ખડું કરવું અને ચૂંટણીટાણે મત-બેંકોનો ફાલ

સપ્ટેમ્બર : ૧૯૮૫ ]

લણી લેવો. દરેક વખતે અપેક્ષાઓનું ધોડાપુર ઊભું કરવું અને 'અમે જ આ અપેક્ષાઓ સંતોષી શકીએ તેમ છીએ,' એવો જોરદાર પ્રચાર મારો–ચલાવવો. એ માટે શિસ્તની જરૂર છે, કડક કાયદાઓની જરૂર છે, વચ્ચે આવનારાઓને અટકાયતમાં લેવાની જરૂર છે, અખબારોની બોલતી બંધ કરવાની જરૂર છે લોકોએ મેન્ડેટ આપ્યો છે, આ બધું કરવાનો, તમે વિરોધ કરનારા કોણ?' (૪૫ ટકા મતદારોએ પોતાને મત આપ્યો છે, એવું ભૂલીને વિરોધ પક્ષો પણ જાણે બિચારા બની ગયા છે) આ માનસ ત્યારે પણ હતું, જે આજે નવા સ્વરૂપે પ્રગટ થતું જાય છે

અવ્યવસ્થા, અરાજકતા, અંધાધૂધીનો ડર અને હવે રાષ્ટ્રીય એકતાને ખતરો. 'રાજ્ય' આંતરિક અને બાહ્ય દુશ્મનોથી ઘેરાયેલું છે,' માટે સ્થિરતા, વ્યવસ્થા, સલામતી અને એકતાનું રક્ષણ કરી શકે એવા શાસનની જરૂર પર ભાર, એ શાસકોની જાણીતી દલીલો છે જનતા શાસનના દોઢ વર્ષે ઊલટાના આ મુદ્દાને જાણે સમર્થન પૂરું પાડયું ! એટલે જ ૧૯૮૦માં 'કામ કરે તે સરકારને ચૂંટો,' સૂત્ર સફળ થયું. પંજાબની સમસ્યાને એવી રીતે વકરવા દેવામાં આવી (વચ્ચે બેએક વખત સમાધાન હાથવેંતમાં હતું અને એક વાર તો માત્ર સંસદમાં જાહેરાત થવાની જ બાકી હતી), જેથી ૧૯૮૪ના અંતે 'રાષ્ટ્રીય એકતાને ખતરો, ભારતીય રાજ્યને ખતરો' સૂત્ર લોકોમાં ઠસી ગયું; ઇન્દિરાજીની કરપીણ હત્યાને જ એની મોટામાં મોટી સાબિતી તરીકે વટાવાઈ !

સ્વાતંત્ર્ય અને ભય વચ્ચે ઊભા થયેલ આંતરવિરોધના ઉકેલામાં બદલી આભિવ્યક્ત તે આતંકવાદ. નાગરિકોના જૂથોનો રાજ્ય પાસે પોતાનું ધાર્યું કરાવવા માટે આતંકવાદી પદ્ધતિઓનો ઉપયોગ, તેમજ રાજ્યનો નાગરિકોના જૂથો સામે આતંકવાદનો ઉપયોગ. કટોકટી દરમિયાન રાજ્ય–આતંક-

નાગરિક સેવાઓમાં, વધુ ન્યાયી હિસ્સો માંગતી એવી વિવિધ ચળવળોથી ભયભીત થયેલ મધ્યમ, ઉચ્ચ મધ્યમ વર્ગને આ વિભાગ રાજ્ય વધુ સત્તાઓ હસ્તગત કરે, એનો હિમાયતી બન્યો છે. પંજાબની કટોકટી બાદ 'દેશની એકતા અને સલામતી'ને નામે રાજ્યની વિશાળ અને દમનકારી સત્તામાં જોરદાર વધારો કરવાના પગલાંને આ વર્ગે ઠીક ઠીક સમર્થન આપ્યું છે. ઉદ્યોગપતિઓ, મૅનેજરો, ઉચ્ચ, મધ્યમ ધનિક વર્ગો, વ્હાઈટ કૉલર પગારદારો અને દુકાનદારો અને પંજાબ-સમસ્યા બાદ નવોદિત 'હિન્દુ રાષ્ટ્રવાદીઓ'–આ સૌ અગાઉ રાજ્યની વિસ્તૃત, વ્યાપક સત્તાના વિરોધી હતા, અને 'યથેચ્છવાદ' (લેસેફેર)મા માનનારા હતા, તે હવે રાજ્યની જરૂર પડયે દમનકારી સત્તાના હિમાયતીઓ બન્યા છે. તો બીજી બાજુ, અગાઉ વિધાયક રાજ્યના હિમાયતીઓ, લિબરલ, ફેબિયન પર પરાવાળા જેઓ આર્થિક સામાજિક ફેરફાર માટે રાજ્યની વધુ સત્તાના હિમાયતી હતા, તે કટોકટીના અનુભવો પછી રાજ્યની વધતી સત્તાઓ પ્રત્યે માત્ર શંકા જ નહિ, તેના વિરોધી બન્યા છે. રાજ્ય પોતાની સત્તાનો ઉપયોગ સ્વાતંત્ર્યના નવોન્મેષ સમી વિવિધ ચળવળોને કચડી નાખવામાં કરતું થયું હોવાથી, રાજ્યની સત્તા પ્રત્યે શંકાની નજરે જોવાની, રાજ્યની શક્તિ પર લોક શક્તિ અથવા નાગરિક-શક્તિ ચોપ રાખે, એની જોરદાર હિમાયત કરતા થયા છે પરિણામે, ભારતીય સમાજનાં તમામ પાસાંઓ–રાજકારણ, અર્થકારણ, સમાજકારણ, સંસ્કૃતિ–જાહેર લોકમત ઘડતર અને અભિવ્યક્તિની સંસ્થાઓ દરેક સમુદાયનું જાણે દ્વિધ્રુવીકરણ થયું છે. શિક્ષણ, અખબારો, બુદ્ધિજીવીઓ, બધે આપણે 'તરફી' અને 'વિરોધી' એમ બે વિભાગોમાં વિભાજન થયેલું જોઇ શકીએ છીએ. કટોકટી દરમિયાન તો આવું ધ્રુવીકરણ બિલકુલ સ્પષ્ટ હતું, સમાજના દરેક ક્ષેત્રમાં 'જાહેર નહિ કરાયેલ આંતરવિગ્રહ' જેવી સ્થિતિ કટોકટી દરમિયાન ખાસ કરીને આજે કટોકટીનાં દસ વર્ષ પછી પણ સ્વાતંત્ર્ય અને ભય વચ્ચે પાયાના આંતરવિરોધને કારણે આવું ધ્રુવીકરણ ચાલુ રહ્યું છે, કદાચ વધુ તીવ્ર અને વધુ સંકુલ, સૂક્ષ્મ બન્યું છે. ભારતનાં સરહદી રાજ્યો–જમ્મુ કાશ્મીર, પંજાબ, આસામ, મણિપુર, મિઝોરામ, નાગાલૅન્ડ વગેરેની 'સ્વાયત્તતા' અને 'અસ્મિતા'ની ચળવળોને 'રાષ્ટ્રીય એકતા અને અખંડિતતાને ખતરો', 'ભારતીય રાજ્ય સામે ખતરો' ગણીને ચાલવાનું માનસ વધતા રાજ્યવાદ (સ્ટેટિઝમ) અને વિકાસવાદ (ગમે તે ભોગે વિકાસ કરી રાખો) સામે ઉદ્ભવતી અનેક પ્રકારના ગ્રાસરૂટ્સ મુવમૅન્ટ્સ, તે સ્થાપિત હિતોને પડકારતી હોવાને કારણે તથા રાજ્ય કાયદો વ્યવસ્થાને નામે સ્થાપિત હિતોને પડખે ઊભું રહેલું હોવાને કારણે, તેમના જ વિરોધ અને મતફેર (ડિસ્સેન્ટ)ને કચડી નાખતા અનેક કાળા કાયદાઓ અને પગલાંને કારણે–આવું ધ્રુવીકરણ આજે ચાલુ રહ્યું છે, કદાચ વધુ તીવ્ર બનતું જશે

કટોકટીએ માત્ર ભારતીય સમાજનું ધ્રુવીકરણ જ કર્યું નથી, પણ કોણ, ક્યાં, કેમ ઊભું છે, એને પણ છતું કર્યું છે. કટોકટી વખતે તમે કઈ બાજુ હતા, એવો સવાલ માત્ર કટોકટીનો વિરોધ કરનારાઓ માટે જ નહિ, શાસક પક્ષમાં વફાદારીની એક મહત્ત્વની કસોટી તરીકે લાગુ પડાય છે. કટોકટીએ ભલભલા ચમરબંધીઓની કાયરતા અને અપ્રામાણિકતા ખુલ્લી પાડી છે, અને ઉબકા આવે એવી ભાટાઇ કરનારાં ભાટચારણોની એક નવી નસલ પેદા કરી છે.

આમ છતાં, લોકશાહી અને સમાજવાદના અંચળા હેઠળ જેમણે કટોકટી સ્થાપી અને જેમણે તેને સમર્થન આપ્યું–એ સૌને કટોકટીએ આબાદ છતાં કર્યા છે. ૧૯૬૯ પછી કૉંગ્રેસે અપનાવેલી લોકરંજની શૈલી, અને ગરીબોના તારણહાર તરીકે ઇન્દિરા ગાંધીના દેખાડા કેટલા પોકળ હતા, એ

આખું કટોકટીએ ખુલ્લું પાડયું છે. ગરીબોનાં આંસુના સોગન ખાતી સરકાર અને ગરીબોના ઉદ્ધાર (૨૦ મુદ્દાના કાર્યક્રમ) માટે કટોકટીને વાજબી ઠેરવતા ઢોંગીજનોને ખરેખર તો ગરીબ આમ-સમૂહો પ્રત્યે કેટલો ધિક્કાર હતો, એ તો કટોકટી દરમિયાન આચરવામાં આવેલા વિવિધ અત્યાચારો થકી સિદ્ધ થયું છે. વડાપ્રધાનના નિવાસસ્થાન ૧. સફદરજંગ રોડ બહાર સેંકડોની સંખ્યામાં ભાડૂતી 'ગરીબો'ને રોજ લાવવા, તેની પરેડ કરાવવી, હારતોરાનો સ્વીકાર કરવો, ફોટા પડાવવા, એમાં જ 'ગરીબો દ્વાર'ની ઇતિશ્રી થઈ જતી. બીજીબાજુ, દિલ્હીને સુંદર બનાવવામાં આંખને ખૂંચતી ઝુંપડપટ્ટીઓ પર બુલડોઝર ફેરવવા, મચ્છર, માખી, ઉંદર જેમ વધતા ગરીબોનું ફરજિયાત વ ધ્યીકરણ કરવું, (લઘુમતી-મુસ્લિમો-બહુમતી કરતાં પણ વધુ વસતી વધારો કરે છે, માટે તેમને કુટુંબ નિયોજનની વિશેષ જરૂર છે (!) એવો પ્રચાર) ટૂંકમાં, અભણ ગરીબ, ગમાર, ઘોલકામાં રહેતાં 'જંતુઓ' બીજી કશી ભાષા સમજતાં નથી, માટે દંડાથી જ તેમને સીધા કરો કટોકટીના શાસકોનું એ હતું અસલી સ્વરૂપ. ગરીબો અને લઘુમતીઓ વિષે એ વખતે આવું દૃષ્ટિબિંદુ હતું. આજે તો એ આવરણ પણ ચાલ્યું ગયું છે.

'ગરીબી નાબૂદી'ની તો વાત જ રાજીવ ગાંધીને મુખેથી નીકળતી નથી. જાહેર કરે કે 'કરોડો કુટુંબો ગરીબી રેખાની ઉપર આવી ગયા છે, હવે બાકીના હજાર વર્ષમાં કોઈ ગરીબ રહેશે જ નહિ, કારણ કે અમારાં કોમ્પ્યુટરોએ ભવિષ્ય ભાખ્યું છે.'

કટોકટી અને ત્યારબાદ ભારતમાં જે લોક-રંજકવાદ વિકસ્યો છે, તે સહેતુક અને ઇરાદા-પૂર્વકનો છે. સૂત્રો અને વચનોથી એક આભાસ ઊભો કરવો, ઊર્મિલ વાયુમંડળ ખડું કરવું અને ચૂંટણીટાણે મત-બૅંકોનો ફાલ લણી લેવો. દરેક વખતે અપેક્ષાઓનું ઘોડાપૂર ઊભું કરવું અને 'અમે જ આ અપેક્ષાઓ સંતોષી શકીએ તેમ છીએ,' એવો જોરદાર પ્રચાર મારો-ચલા-વવો. એ માટે શિસ્તની જરૂર છે, કડક કાયદાઓની જરૂર છે, વચ્ચે આવનારાઓને અટકાયતમાં લેવાની જરૂર છે, અખબારોની બોલતી બંધ કરવાની જરૂર છે લોકોએ મેન્ડેટ આપ્યો છે, આ બધું કરવાનો, તમે વિરોધ કરનારા કોણ ?' (૪૫ ટકા મતદારોએ પોતાને મત આપ્યો છે, એવું ભૂલીને વિરોધ પક્ષો પણ જાણે બિચારા બની ગયા છે) આ માનસ ત્યારે પણ હતું, જે આજે નવા સ્વરૂપે પ્રગટ થતું જાય છે

અવ્યવસ્થા, અરાજકતા, અંધાધૂંધીનો ડર અને હવે રાષ્ટ્રીય એકતાને ખતરો. 'રાજ્ય' આંત-રિક અને બાહ્ય દુશ્મનોથી ઘેરાયેલું છે,' માટે સ્થિરતા, વ્યવસ્થા, સલામતી અને એકતાનું રક્ષણ કરી શકે એવા શાસનની જરૂર પર ભાર, એ શાસકોની જાણીતી દલીલો છે જનતા શાસનના દોઢ વર્ષે ઊલટાના આ મુદ્દાને જાણે સમર્થન પૂરું પાડયું ! એટલે જ ૧૯૮૦માં 'કામ કરે તે સરકારને ચૂંટો,' સૂત્ર સફળ થયું. પંજાબની સમસ્યાને એવી રીતે વકરવા દેવામાં આવી (વચ્ચે બેએક વખત સમાધાન હાથવેંતમાં હતું અને એક વાર તો માત્ર સંસદમાં જાહેરાત થવાની જ બાકી હતી), જેથી ૧૯૮૪ના અંતે 'રાષ્ટ્રીય એકતાને ખતરો, ભાર-તીય રાજ્યને ખતરો' સૂત્ર લોકોમાં ઠસી ગયું, ઇન્દિરાજીની કરપીણ હત્યાને જ એની મોટામાં મોટી સાબિતી તરીકે ખટાવાઈ !

સ્વાતંત્ર્ય અને ભય વચ્ચે ઊભા થયેલ અંતર-વિરોધના ઉકેલમાં બદલી આત્મત્યાંતિક તે આતંકવાદ. નાગરિકોના જૂથોનો રાજ્ય પાસે 'પોતાનું ધાર્યું' કરાવવા માટે આતંકવાદી પદ્ધતિઓનો ઉપયોગ, તેમજ રાજ્યનો નાગરિકોનાં જૂથો સામે આતંક-વાદનો ઉપયોગ. કટોકટી દરમિયાન રાજ્ય-આતંક-

વાદ (સ્ટેટ ટેરરિઝમ)ની પદ્ધતિઓનો વ્યવસ્થિત મોટા પાયા પર અમલ થયો; તે દરમિયાન રાજ્ય-આતંકવાદનો પ્રતિકાર એકંદરે બિન-આતંકવાદી રીતે-શાંત સત્યાગ્રહો દ્વારા થયો, પણ ત્યારે જ આતંકવાદી પદ્ધતિઓનો રાજ્ય સામે ઉપયોગ કરવાનું માનસ ઘડાવા લાગ્યું. રેલવેના પાટા ઉખેડવા, ડાઈનેમાઈટનો ઉપયોગ કરવાનું 'કાવતરું' વગેરે એના દાખલા છે. પણ ૧૯૮૦ બાદ કટોકટી જાહેર કર્યા સિવાય અનેક દમનકારી કાયદાઓ દ્વારા રાજ્ય-આતંકવાદને સંસ્થીકૃત અને વાજબી ઠેરવવાનું જે મોટા પાયે શરૂ થયું, તેનો પ્રત્યુત્તર નાગરિકોના જૂથોએ આતંકવાદી પદ્ધતિઓથી આપવો શરૂ કર્યો. પંજાબ-હરિયાણા, આસામ-નાગાલેન્ડ-મિઝોરમ-ત્રિપુરા, જમ્મુ-કાશ્મીર, મધ્ય-પ્રદેશ, બિહાર, ઉત્તરપ્રદેશ અને આંધ્રપ્રદેશ આ બધાં રાજ્યો રાજ્ય-આતંકવાદની વિવિધ પ્રયોગ-શાળાઓની ગરજ સારે છે.

ગુજરાતે રાજ્ય-આતંકવાદનો વિશિષ્ટ અનુભવ હમણાં જ કર્યો. દમનકારી કાયદાઓના અમલથી આતંકવાદ ડારવા કરતાં રાજ્યના સ્નાયુબળ-પોલિસનો ઉપયોગ સીધેસીધો લોકોમાં આતંક ફેલાવવા માટે કરવામાં આવ્યો. અમદાવાદના અમુક વિસ્તારો (ખાડિયા-રાયપુર, નારણપુરા, ગોમતીપુર-સરસપુર-અસારવા વગેરે)માં, તેમજ અમુક જ્ઞાતિજૂથો (સવર્ણો-પટેલો)ને ભયભીત કરવા પોલીસદળોનો ગુંડો ઉપયોગ આ આતંકવાદની ચાડી ખાય છે. પોલીસ-અત્યાચારોને વાચા આપનારાં અખબારો, તેમના ફોટોગ્રાફરો-પત્રકારોને આતંકિત કરવા તેમના પર વ્યક્તિગત હુમલા કરવામાં આવ્યા. જ્ઞાતિ-જ્ઞાતિ તેમજ કોમ-કોમ વચ્ચે વૈમનસ્ય ભડકાવી સામાજિક હિંસાને પ્રોત્સાહન અપાયું, જેથી નાગરિકો વચ્ચેની આવી હિંસાને દબાવી દેવા રાજ્યની પ્રતિહિંસાને વાજબી ઠેરવી શકાય. નાગરિકોની વિરોધ ચળવળોનો સામનો આતંકવાદી પ્રતિહિંસાથી કરવા માટે એ ચળવળોને જ્ઞાતિસંઘર્ષ અને કોમી હિંસાના પાટે ચઢાવી દેવાની નવી કરામત ગુજરાતના શાસકોએ શોધી કાઢી, તેનો અમલ કર્યો. અને છેલ્લે લોકશાહીની ખુલ્લી શાસન પ્રથામાં પોલીસનો આતંકના સાધન તરીકે ઉપયોગ કરવાનીય મર્યાદા હોય છે, તેથી અન્ય મોટા નગરોના અંધારી આલમના ભાડૂતી મારાઓને ખાસ બોલાવવામાં આવ્યા અને તેમની મારફતે છૂટી પણ વ્યવસ્થિત વૈયક્તિક હિંસા ચાલુ રાખીને આતંક ફેલાવવાનો અદ્ભુત પ્રયોગ ગુજરાતે જોયો.

બન્ને પ્રકારનો આતંકવાદ-રાજ્યનો નાગરિકો સામેનો અને નાગરિકોનો રાજ્ય સામેનો-એ કાયદાના શાસનની નિષ્ફળતામાંથી પ્રગટે છે. નાગરિકોનો રાજ્ય સામેનો આતંકવાદ એ જેમ 'કાયદાના શાસન'ની નિષ્ફળતા છે, કારણ કાયદાથી પોતાની વાત સંભળાતી નથી, બહેરું-બોબડું, બુઠ્ઠું રાજ્ય જાણે કશું જ સાંભળતું નથી, ત્યારે તેનું ધ્યાન ખેંચવા નાગરિકો આતંકનો સાધન તરીકે ઉપયોગ કરે છે. પણ 'કાયદાના શાસન'ની વિશેષ નિષ્ફળતા તો રાજ્યનો આતંકવાદ સૂચવે છે. કારણ રાજ્ય પોતે કાયદાનું સર્જક અને તે અનુસાર વર્તનાર સંસ્થા છે જે રાજ્ય પોતે જ ઘડેલ કાયદાને આંતરીને ખુલ્લંખુલ્લા નગ્ન બળનો નાગરિકોને ભયભીત કરવા ઉપયોગ કરે, તો એ પછી 'રાજ્ય' મટી જાય છે અને ડાકુ અથવા માફિયા ટોળી બની જાય છે. બીજું, બન્ને પ્રકારના આતંકવાદ-હિંસાની એક નવી કલ્ચર આપણા દેશમાં વિકસી રહી છે, તેનું સૂચન કરે છે. હિંસાની દરેક અભિવ્યક્તિ આખરે તો સમાજને બાંધનાર સહિષ્ણુતા અને સંવાદિતાનો અભાવ સૂચવે છે. બન્ને પ્રકારના આતંકવાદ ભારતના પલટાતા રાજકીય કુસંસ્કારની ચાડી ખાય છે. આ કુસંસ્કાર જો આગળ વધે અને ફેલાય તો છેવટે લોકશાહી અને ઉદારવાદ પર ભારે ઘાત આવવાની અને સત્તાધિકારવાદ તેમજ ફાસીઝમનાં દ્વાર ખુલ્લાં

થવાનાં.

કટોકટીએ દેશમાં 'યેન કેન પ્રકારેણ સત્તા ટકી રહો' (સર્વાઇવલ ઇન પાવર એટ એની કૉસ્ટ)-ના રાજકારણને ઔર દૃઢ બનાવ્યું. બંધારણ પર બળાત્કાર કરીને ઇન્દિરા ગાંધીએ સત્તા પર ટકી રહેવાના એકમેવ ધ્યેય ખાતર દેશમાં કટોકટી લાદી' કટોકટી દરમિયાન બાનમાં રખાયેલ પાર્લામેન્ટ પાસે ૪૨મો બંધારણીય સુધારો પસાર કરાવી બંધારણના મૂળભૂત હાર્દ પર જ કુઠારાઘાત કર્યો—'કોઈ પણ ભોગે સત્તા પર ટકી રહો' સત્રનો જીવંત દાખલો પૂરો પાડ્યો. ત્યાર બાદ બધા કોંગી નેતાઓ, ખાસ તો રાજ્યોના કોંગી મુખ્ય પ્રધાનો તેમના 'સર્વોચ્ચ નેતા'ના આ દાખલામાંથી ઘણું શીખ્યા : સત્તા પર ચાલુ રહેવા માટે ઇન્દિરાજીની ખુશામત પૂરતી છે, તો ઇન્દિરાજીના સ્તુતિગાન ગાયા કરો. ખુશામતના રાજકારણના અધમમાં અધમ નમૂના આપણને આ સમયે મળ્યા. 'ઇન્દિરાજી કહે તો કુતુબમિનાર પરથી ભૂસકો મારવા તૈયાર છું', 'ઇન્દિરાજી કહે તો ઝાડુ કાઢવા પણ તૈયાર છું,' 'સંજય ગાંધી તો મારા રહનુમા (માર્ગદર્શક) છે;' આ છે ખુશામતના કેટલાક નમૂના.

રાજકારણમાં ટકી રહેવા માટે ભ્રષ્ટાચારનો ઉપયોગ કેવી રીતે કરવો, એ માટે મહારાષ્ટ્રના ભૂતપૂર્વ મુખ્યપ્રધાન અંતુલેએ વ્યવસ્થિત શાસ્ત્ર વિકસાવ્યું. વિવિધ પ્રતિષ્ઠાનોની સ્થાપના કરીને ભ્રષ્ટાચારનું અદ્ભુત સંસ્થાકરણ એ ભારતીય રાજકારણને અંતુલેની મોટી ભેટ છે ! બિહારના જગન્નાથ મિશ્રાએ સત્તા પર ટકી રહેવા ભયંકર ભ્રષ્ટાચાર (પટના રેલ્વે સ્ટેશનનું પ્લેટફોર્મ બે કમા ગિરવી મૂકી લોન ઉપાડવી !) રાજ્યનો આતંકવાદ, (બિહાર પ્રેસબિલ) અને તાંત્રિક જપયજ્ઞ (૧૧૦ ઘેટાં–બકરાંઓના લોહીમાં સ્નાન)ના સાધનો તરીકે ઉપયોગ કર્યો. કર્ણાટકમાં ગુંડુરાવે ભ્રષ્ટાચાર, અખબારોની બોલતી બંધ અને અન્ય આતંકવાદી તરીકાઓનો ઉપયોગ કરી સત્તા પર રહેવાનો પ્રયોગ કરી જોયો. આંધ્રમાં રામારાવને ઉથલાવવા ગવર્નરપદનો અસદ્ ઉપયોગ જાણીતો છે, તો સત્તા પર ટકી રહેવા ખુદ રામારાવે સિનેતારકને ઉપલબ્ધ કરિશ્મા, લોકરંજકવાદ અને સમાજવાદના મિશ્રણ પર આધાર રાખ્યો છે. સત્તાને વળગી રહેવાનો હરિયાણાના ભજન લાલનો કીમિયો તો ભારતીય રાજકારણમાં બેનમૂન છે પોતાની આખીય 'ભજન'મંડળી સાથે તેઓ, ઊંઘમાં પડખું બદલીએ તેમ, પક્ષો બદલી નાખીને સત્તા પર ચાલુ રહ્યા છે ઇન્ડિયન પીનલ કોડની ભાગ્યે જ કોઈ કલમ બાકી હશે, જે હેઠળ એમણે ગુનો નહિ કર્યાનો આક્ષેપ, તેમના જ પક્ષના સભ્યોએ નહિ કર્યો હોય ! અને છેલ્લે, સત્તા પર ટકી રહેવાનો અને સત્તા પર ઝાઝું રહેવાય તેમ નથી માટે જતા જતા 'ધીકતી ધરા'નું રાજકારણ ખેલી લો—નો નવો અદ્વિતીય પ્રયોગ માધવસિંહે ગુજરાતમાં કરી બતાવ્યો. માધવસિંહ ગુજરાતમાં જે સત્તા પર ટકી રહેવાનું રાજકારણ ખેલ્યા (કેન્દ્રે અક્ષમ્ય વિલંબ કરીને તેમને ખેલવા દીધું !) તેનાં મુખ્ય ગણચાર લક્ષણો સમજવા જેવાં છે : એક કોઈ પણ જાતનાં ધોરણો, મૂલ્યો, સાધનોની બિલકુલ પરવા નહિ કરવી—સત્તા માટે છેલ્લામાં છેલ્લા પાટલે બેસતા સ્હેજ પણ અચકાવું નહિ; બે, પોતાની સામેના વિરોધને વર્ગ, જ્ઞાત, કોમ, વર્ણ વચ્ચેના વૈમનસ્યને ભડકાવી, વ્યાપક સામાજિક હિંસાખોરીને પ્રોત્સાહિત કરવી. ત્રણ, સમાજના ગુનાઈત, અસામાજિક, માથાભારે, દારૂ તત્ત્વોને છૂટો દોર આપી, તેમની મદદથી આતંકનું વાતાવરણ ઊભું કરવું; ચાર, અને એ આતંકનો સામનો રાજ્યના આતંકવાદથી કરવો. રાજકારણના અપરાધીકરણ (ક્રિમિનલાઇઝેશન ઑફ પોલિટિક્સ)થી આગળ વધી સત્તા પર ટકી રહેવા ગુનાઇતતા અથવા અપરાધિતા (ક્રિમિનાલિટી)નો વ્યવસ્થિત ઉપયોગ એ 'માધવસિંહ યુગના ગુજરાત'ની રાષ્ટ્રીય

રાજકારણને સેટ છે. (એટલે જ એક રાજકીય વિવેચક માધવસિંહને 'અંગુલે અને ગુંડુરાવનું મિશ્રણ' કહ્યા છે !)

*

આમ, અત્યંત ઝડપથી રૂપાંતર પામતા ભારતીય સમાજના આ પાયાના આંતરવિરોધ–સ્વાતંત્ર્ય અને ભય વચ્ચે કોઈ સમાધાન નહિ થાય ત્યાં સુધી ભારતીય રાજકારણ વધુ ને વધુ ગૂંચવાતી સમસ્યાઓનું રાજકારણ બની રહેશે. આ આંતરવિરોધનું સમાધાન ક્યારે સધાય ? એક બાજુ જવાબદાર, સ્વયંશાસિત અને તેથી સ્વયંશિસ્તવાળા સંવેદનશીલ નાગરિકો, તો સામે એટલું જ જવાબદાર (રિસ્પોન્સિબલ), સંવેદનશીલ (રિસ્પોન્સિવ) ભાગીદારીની વિશાળ તકો પૂરી પાડતું (પાર્ટીસિપેટિવ) શાસનતંત્ર, એ બન્નેનો સમાવેશ કરતું વિશાળ સંસ્થાકીય માળખું (ઇન્સ્ટિટ્યુશનલ સ્ટ્રક્ચર) રચાય, ત્યારે આ આંતરવિરોધનું સમાધાન શક્ય બને. સ્વયંશાસક અને શાસિત બન્ને ભૂમિકા સાથે ભજવી શકે તેવા નાગરિકો વિના આ શક્ય ન બને.

*

ભારતીય રાજકારણ જ નહિ આધુનિક ભારતના ઇતિહાસની એક ભેદરેખા બને એટલું ગજું ધરાવતી કટોકટીની ઘટનાને દ્વંદ્વાત્મક પ્રક્રિયાના સંદર્ભમાં ઘટાવવી રહી, એનો આપણે શરૂઆતમાં ઉલ્લેખ કર્યો. એક પરિપ્રેક્ષ્યમાં કટોકટીની ઘટનાને જોઈએ તો તેની કેટલીક ઊજળી બાજુઓ પર પણ આપણે નજર કરવી જોઈએ. કોઈ સામાજિક ઘટના નિર્ભેળપણે સર્વથા ન તો અનિષ્ટ હોય છે કે ન તો ઇષ્ટ; આ અર્થમાં કેટલીક બાબતોમાં કટોકટીની વિધાયક અસરો પણ નોંધવી જોઈએ.

નહેરુના સમયમાં લોકશાહી શાસનતંત્ર માટે જરૂરી ગણાય એવાં આધારમાળખાના ચણતર ભારતમાં ઠીક ઠીક પ્રમાણમાં થયાં, એટલું જ નહિ, લોકોના વિશાળ સમુદાયોમાં લોકશાહી મૂલ્યોનાં મૂળિયાં પણ નંખાયાં. આમ છતાં, જેમાં લોકશાહી નિર્વિઘ્ને ચાલી શકે એવું માળખું તો ઘણું સાંકડું અને મર્યાદિત જ રહ્યું. અને તેથી જો કોઈ તેના પર આક્રમણ કરે, તો તે પોતે રક્ષણ કરી શકે તેટલું સક્ષમ ન બન્યું. કટોકટી લાદવાની ઇન્દિરાજી હિમ્મત કરી શક્યાં, એનું કારણ લોકશાહીનું સાંકડું અને તેથી ભેદ્ય એવું માળખું. નહેરુના સમયમાં જે 'સર્વસંમતિ' સધાઈ, તેમાં લોકોના વિશાળ સમૂહો અને વિભાગો તો સાવ બહાર જ રહેલા. એમને પણ 'પોતાનો જુદો અવાજ' હોઈ શકે, એવું ત્યારના શાસક અગ્રવર્ગોને લાગતું જ નહિ. લોકશાહીનું આપણું માળખું કેટલું બોદું હતું અને 'સર્વસંમતિ' કેટલી પોકળ હતી, એનો પરિચય આપણને કટોકટીએ કરાવ્યો. આ સાક્ષાત્કાર માટે આપણે કટોકટીનો હાર્દિક આભાર માનવો જોઈએ.

આપણી લોકશાહી પ્રત્યેની સમજ અને સંવેદનશીલતાને વ્યાપક અને ઊંડી તેમજ ધારદાર બનાવવા માટે પણ આપણે કટોકટીનો આભાર માનવો જોઈએ. કટોકટીએ લોકશાહીને તેના વધુ વ્યાપક અને સંકુલ અર્થમાં સમજવાનો બૌદ્ધિક પડકાર તો ફેંક્યો, પણ લોકશાહીને સેમિનાર ખંડોમાંથી અને શાળા-કૉલેજોમાં ભણાવાતા એક નિર્જીવ વિષયમાંથી બહાર આણી ક્ષેત્રકાર્ય (ફીલ્ડ-વર્ક) અને અનુભવની બાબત બનાવી. રાજકીય પક્ષો દ્વારા ખેલાતા ચૂંટણી અને સંસદીય રાજકારણમાં જ લોકશાહીની ઇતિશ્રી થઈ જતી નથી બલકે ભારતના કરોડો લોકોને તેઓ 'નાગરિકો' છે, તેનું ભાન કરાવી, તેમને સંગઠિત અને ઉદ્યુક્ત કરી રાષ્ટ્રકારણમાં તેમને અર્થપૂર્ણ રીતે સામેલ કરવાની આ વિરાટ પ્રક્રિયા છે, એની પ્રતીતિ કટોકટીએ કરાવી છે. આજે ભારતમાં હજારો આસ્રટસ જૂથો લોકોને 'નાગરિકો' તરીકે સભાન અને સંગઠિત કરવાની જે ઐતિહાસિક ભૂમિકા ભજવી રહ્યા છે, એમાં કટોકટી ઘટનાનો ફાળો નાનોસૂનો નથી. નાગરિક સ્વાતંત્ર્યો અને

લોકશાહી હક્કો માટેની ચળવળ એનો સૌથી નેત્રદીપક દાખલો છે.

એક બીજી બાબતમાં પણ આપણે કટોકટીના ઋણી છે, અને તે એ કે સામાજિક ન્યાયની સમજણ અને તે માટેના સક્રિય ચળવળોને વેગવાન બનાવવામાં કટોકટી ઘટનાનો ફાળો નોંધપાત્ર છે. સમાજવાદી લોકર જડ ભાષણખોરી અને ગરીબોદ્ધારનાં બણગાંનો ફુલકો કટોકટીએ ફોડી નાખ્યો એ તો ખરૂ, પણ સ્થાપિત રાજકીય પક્ષો અને એમની વચ્ચે ખેલાતું ચૂંટણી અને સંસદીય રાજકારણ સામાજિક ન્યાયના ક્ષેત્રમાં કશી સિદ્ધિ હાસલ કરી શકે તેમ નથી, એની પ્રતીતિ પણ કટોકટી અને ત્યાર પછીના શાસન દરમિયાન થઇ ઊલટું સ્થાપિત રાજકીય માળખું તો સ્થાપિત હિતોનાં રખવાળા માટે હાથવગું સાધન બનતું હોઇ સામાજિક ન્યાય માટે અનેક વિકેન્દ્રિત ગ્રાસરૂટ્સ મુવમેન્ટ્સ (જેમા સંઘર્ષ થાય પણ ખરો) પર મદાર બાંધવો રહ્યો. (નાગરિક સ્વાતંત્ર્યો અને લોકશાહી હક્કો માટેની ચળવળો તેમજ સામાજિક ન્યાય માટેની ચળવળો એ કોઇ ભિન્ન ભિન્ન ચળવળો નથી, માત્ર પૃથક્કરણ માટે તેમને અલગ પાડી છે.) કટોકટી બાદ, ખાસ ૧૯૮૦ પછી સામાજિક ન્યાય માટેની અનેક ગ્રાસરૂટ્સ મુવમેન્ટ્સ ભારતના ખૂણે ખૂણે ચાલી રહી છે, એના જન્મ અને પોષણમા કટોકટી ઘટનાનો ફાળો મહત્ત્વનો છે.

કટોકટીની આ બન્ને વિધાયક અસરોને લોકશક્તિ નિર્માણની એક પ્રક્રિયા તરીકે ઘટાવી શકીએ. અત્યાર સુધીની રાજકીય પ્રક્રિયા લોકશક્તિને ભોગે (લોકો વધુ ને વધુ પ્રમાણમાં રાજકીય પક્ષો અને રાજકારણીઓ પર અવલંબન રાખતા રહે ચાલતી હતી: લોકોને 'નાગરિકો' બનાવવા તાકતી આ ચળવળો છેવટે તો લોકશક્તિ નિર્માણની પ્રક્રિયા બની રહે છે 'ગાંધી, વિનોબા, જયપ્રકાશ અને એમ એન. રોય જેવા ચિંતકો જે' બાબત પર સવિશેષ ભાર મૂકતા હતા, કટોકટીએ તેની જરૂરતું સ્પષ્ટ નિદર્શન કરી બતાવ્યું', માટે તેનો આભાર માનવો જોઇએ

આગળ આપણે જોયું કે કટોકટીએ વૈચારિક ધ્રુવીકરણ કર્યું' અને તેના પરિણામે ભારતનો બુદ્ધિજીવી વર્ગ પણ બે ભાગોમાં વહેંચાઇ ગયો. આ ઘટનાને બીજી રીતે જોઇએ તો એમ કહેવાય કે આપણે ખરેખર તો હવે જ એક રાજકીય સમાજ બની રહ્યા છીએ: પરિવર્તન અને તેથી જ સંઘર્ષોથી સભાન અને જેમા દરેકને પોતે કઇ બાજુ છે, એ નક્કી કરવાની ફરજ પાડતો સમાજ બની રહ્યા છીએ. નહેરુ સમયની 'સર્વસંમતિ'માં પોષાતી દહીં' દૂધ બંનેમાં પગ રાખવાની નીતિ હવે ન ચાલે આપણે રાજકીય સમાજના વિકાસના ઉચ્ચતર તબક્કામાં પ્રવેશી રહ્યા છીએ, જેમાં દરેક રાજકીય પક્ષે, દરેક રાજકારણીએ, લોકમત-ઘડતર અને અભિવ્યક્તિમાં ભાગ લેનાર દરેકે મગનું નામ મરી પાડવું પડશે રાજકીય અગ્રવર્ગો માટે આ પ્રક્રિયા એટલી તો અકળાવનારી છે કે તેઓ વધતા જતા 'રાજકીયકરણ' પર બ્રેક મારવાની જરૂર પર ડહાપણ ડહોળી રહ્યા છે. 'બહુ થયુ' રાજકારણ હવે, ખમૈયા કરો, બધામા રાજકારણ જ રાજકારણ, સત્યાનાશ વાળ્યું' આ રાજકારણે.' વધતા રાજકીયકરણ પર ઠંડુ પાણી રેડો, જેથી આપણે કુલડીમા ગોળ ભાંગવાની આપણી જૂની રમત રમી શકીએ. દેશના પ્રશ્નો ઉકેલવ મા રાજકારણ વચ્ચે ન લાવો, અમે ટેકનો-મેનેજરિયલ ક્ષમતાઓથી બધુ' ઠીકઠાક કરી દઇશું' અને આપણે એકવીસમી સદીમાં સહેલાઈથી જઈ શકીશું।

કટોકટી જેવા વજ્રઘાતની આ બધી અસરો છે પણ કટોકટી એમની જનેતા છે, એમ તો ન કહેવાય. કટોકટી જેવો અનુભવ આપણને ઘણું' શીખવી શકે, શરત માત્ર એટલી કે આપણે એક સારા વિદ્યાર્થી બનીએ. સારો વિદ્યાર્થી એ કહેવાય કે 'અવિદ્યા' થકી જેણે મનહૃદયના જૂનાં જાળાં સાફ કર્યા હોય. અને નવું શીખવા માટે મનહૃદયને પૂરેપૂરાં અભિમુખ કર્યાં હોય કે પછી વિદ્યાર્થી બની આપણે કટોકટી પાસેથી યોગ્ય પદાર્થપાઠ શીખીશું સવાલ એ છે ઠોઠ નિશાળિયાની જેમ વધુ 'ચમ ચમ કરતી સોટીવાળા બીજા શિક્ષક'ની રાહ જોઇશું?'*

---

* આ લખાણ તૈયાર કરવામાં રજની કોઠારીના લેખ ઇયર્સ આફટર ઇમરજન્સી' (ઇલસ્ટ્રેટેડ વીકલી જૂન-૨૩-૮૪)ની મદદ લીધી છે લેખક આભારસ્વીકાર કરે છે.

# ભારતીય સમાજવાદ—માર્ક્સવાદથી ગાંધી તરફ? | વિશ્વનાથ ટંડન

છેલ્લા શતકમાં માર્ક્સે પશ્ચિમના ચિંતનની એક નવી જ દિશા ખોલી હતી. પણ ૧૯૧૭ પહેલા ભારતીય નેતાઓ પર એમનો કોઈ પ્રભાવ પડ્યો ન હતો. આ નેતાઓનો વધુમા વધુ સંપર્ક તો બ્રિટનના મજૂર પક્ષના નેતાઓ સાથે હતો. એનાં મુખ્ય બે કારણો હતાં. પ્રથમ, માર્ક્સવાદ મુખ્યતઃ ઔદ્યોગિક કામદારોની વિચારધારા છે. એ વખતે ભારતનો ઔદ્યોગિક વિકાસ નહીવત હતો. બીજું, સમાજની આંતરિક સંરચના સાથે માર્ક્સવાદને સંબંધ છે. ત્યારે, અહીં દેશની આઝાદીનો પ્રશ્ન પ્રથમ હતો. અને એમાં તો બધાનો સમ્મિલિત પ્રયાસ જરૂરી હતો.

ભારતમાં માર્ક્સવાદનો ઉદય.

૧૯૧૭માં લેનિને માર્ક્સના વિચારોને મૂર્ત સ્વરૂપ આપ્યું ત્યારે ભારત પણ એનાથી અલિપ્ત રહી શક્યું નહીં. રશિયાની ક્રાંતિ બાદ દેશમાં મજૂર સંગઠનોની રચના થઇ અને ત્રીજા દાયકામાં તો કોંગ્રેસ અને એની બહાર માર્ક્સવાદની અસર વર્તાવા લાગી. પ્રારંભિક વર્ષોમાં કેટલાક ઔદ્યોગિક નગરોમાં સામ્યવાદી જૂથોની રચના થઈ અને ૧૯૨૪માં ભારતીય કોમ્યુનિસ્ટ પાર્ટીનો જન્મ થયો. જવાહરલાલ નહેરુ અને સુભાષ બાબુને કારણે માર્ક્સવાદે આજ દાયકામા કોંગ્રેસમા પગપેસારો કર્યો. ૧૯૩૪મા કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના થઈ. પણ, માર્ક્સના વિચાર કોંગ્રેસમાં બહુ સ્થિર થવા નહી. ગાંધીજીનું નેતૃત્વ એમાં કારણરૂપ હતું. રાજકીય ક્ષિતિજ પર એમનો ઉદય રશિયાની ક્રાંતિ થઇ ત્યારે જ થયો હતો. એ નેતૃત્વ ગતિશીલ હતું. ગાંધીજીએ કોંગ્રેસને વિશિષ્ટ લોકોની સંસ્થાને બદલે નિમ્ન મધ્યમ વર્ગની સંસ્થા બનાવી, અને સ્વાતંત્ર્ય આંદોલનને લોક-આંદોલનનું રૂપ આપ્યું. યુવાનોમાં આદર્શ અને ત્યાગની ભાવના પ્રગટાવી. એમને ગરીબો તેમજ દલિતો સાથે તાદાત્મ્ય સાધવાની શીખ આપી. અહિંસા ઉપર એમણે ભાર મૂક્યો, આ બધું દેશની પરિસ્થિતિ માટે અનુકૂળ હતું. આ બધા કારણોને લીધે કોંગ્રેસી સમાજવાદીઓ પણ ગાંધીજીના નેતૃત્વનો સ્વીકાર કરતા હતા, પણ ક્યારેક ક્યારેક એમને એમનાથી મુક્ત થવાની ધુરી પણ આવી જતી હતી; ત્યારે તેઓ જવાહરલાલ નહેરુના નેતૃત્વની અપેક્ષા રાખતા હતા.

કોમ્યુનિસ્ટો તો ગાંધીની અસરથી ખરેખર મુક્ત હતા. તેઓ ગાંધીજીના નેતૃત્વને પ્રતિક્રિયાવાદી માનતા હતા, કારણ કે એમની નીતિ અને વિચારોના નિર્ણાયક જે લોકો હતા તે ન તો ગાંધીને ઓળખતા હતા કે ન તો ભારતની પરિસ્થિતિનો એમને ખ્યાલ હતો. એમનું પોતાનું એક કાલ્પનિક ચિત્ર હતુ, એક કાલ્પનિક કસોટી હતી. કોંગ્રેસી સમાજવાદીઓ એમની સાથે સમ્મત થતા ન હતા, પરંતુ ગાંધીજી સાથે ય એમને પાયાનો મતભેદ હતો પણ ક્યારેક એમની વધુ નિકટ દેખાવા માંડયા, આના પણ કેટલાક કારણો હતાં. પ્રથમ, ગાંધીજી એમના વિચારો સાથે સમ્મત થતા ન હતા છતાંય એમની સાથે વિરોધીઓ જેવો વ્યવહાર પણ કરતા ન હતા. કોંગ્રેસમાં એમના વિચારોને પણ પ્રતિનિધિત્વ મળે એ વાતના તેઓ સમર્થક હતા. બીજું બીજા વિશ્વયુધ્ધ વખતે કોંગ્રેસની નીતિ સાથે સમાનતા હતી. ત્રીજુ, સમયની સાથે ગાંધીજીનુ 'ઉદ્દામત્વ' (રેડીકેલિઝમ) વધતુ જતું હતું કમ્યુનિસ્ટોને એ ગમતી વાત હતી. અહીં એને માટેના બે ઉદાહરણ પર્યાપ્ત છે. ૧૯૪૧મા જે રચનાત્મક કાર્યક્રમ સ્વીકારવામાં આવ્યો તેમા એક મુદ્દો 'આર્થિક સમાનતા'નો હતો. ગાંધીજીએ એ મુદ્દા પર જોરદાર શબ્દોમા ભાર મૂક્યો. બીજું, એમના ટ્રસ્ટીશીપના વિચારોમાંય

ઘણી તીવ્રતા આવી ગઈ હતી. ૧૯૪૨માં લુઇ ફીશર સાથે થયેલી વાતચીત અને ૧૯૪૪માં આગાખાન મહેલમાં 'ટ્રસ્ટીશીપ' પર તૈયાર કરેલો લેખ એની સાક્ષી પૂરે છે. આ લેખમાં સમાજ પોતાના હિતને ધ્યાનમાં રાખીને માન્યતા આપે ત્યાં સુધી જ ખાનગી સંપત્તિના અધિકારને સ્વીકારવામાં આવ્યો હતો.

આઝાદી પછી

૧૯૪૭માં દેશ આઝાદ થયો. ગાંધીજી તરતમાં અવસાન પામ્યા. ત્યાં સુધી તો દેશનુ ઔદ્યોગીકરણ ઠીક ઠીક પ્રમાણમાં થઈ ગયુ હતુ. તેથી પરિસ્થિતિ માર્કસવાદને માટે અનુકૂળ બનતી જતી હતી. પરંતુ કોઈક અજ્ઞાત કારણોને લઈને એમ થયું નહી. ગાંધીજીના નેતૃત્વમા સ્વરાજ્ય મળ્યું. એમના વિચારોની પ્રતિષ્ઠા દેશ વિદેશમાં વધી હતી. દેશવાસીઓની નજરે પણ કોંગ્રેસના નેતાઓની પ્રતિષ્ઠા વધી હતી. પરમાણુયુગનો જન્મ થતા અહિંસાની અનિવાર્યતા સમજાઈ ગઈ હતી. સ્તાલિન યુગના અત્યાચારોએ સામ્યવાદને બદનામ કર્યો હતો. નવી કૂટનીતિના સંદર્ભમા રશિયાને ગાંધીજીનુ પુનર્મૂલ્યાકન કરવુ પડયુ. વળી, ચીનમા માઓની સફળતાએ સિદ્ધ કરી દીધું કે માર્કસવાદનું સ્વરૂપ બધા દેશોમાં એક સરખું ન હોઈ શકે. કોંગ્રેસના પ્રતિષ્ઠિત નેતાઓને પણ લાગતું હતુ કે દેશના નવનિર્માણમાં બધા વર્ગોનો સહયોગ હોવો જોઈએ; તેથી વર્ગસંઘર્ષ તો ન જ થવો જોઈએ જો કે કોંગ્રેસ સોશ્યલિસ્ટ પાર્ટીએ પ્રથમ 'કોંગ્રેસ' ને હટાવીને અને પછી કોંગ્રેસથી અલગ થઈને માર્કસવાદી માર્ગ અપનાવવાનો પ્રયાસ કર્યો. પરંતુ ૧૯૫૧માં થયેલી સામાન્ય ચૂંટણીઓમાં અચાનક પરાજય થતાં એમને એમની ભૂમિકા પર ફરી વિચાર કરવા માટે ફરજ પડી

એ સમયે મુખ્ય ચાર સમાજવાદી નેતાઓ હતા–આચાર્ય નરેન્દ્ર દેવ, જયપ્રકાશ નારાયણ, ડૉ. રામમનોહર લોહિયા, અને અશોક મહેતા. આચાર્ય નરેન્દ્ર દેવ પર માર્કસ ઉપરાંત બૌદ્ધ દર્શનની પણ ઘણી મોટી અસર હતી. તેઓ માર્કસના અસ્થાયી તત્ત્વોને અલગ કરીને જ સ્થાયી તત્ત્વોનો વિચાર કરતા હતા. પરિણામે 'દ્વંદ્વાત્મક ભૌતિકવાદ' ની વ્યાખ્યાના પ્રામાણ્ય માટે એમને સંદેહ હતો. ગમે તેમ પણ, વર્ગસંઘર્ષમાં એમને વિશ્વાસ હતો. તેઓ પોતાને ચુસ્ત માર્કસવાદીજ માનતા હતા. અને મૃત્યુ (૧૯૫૬) પર્યંત પોતાના વિચારો પર અડગ રહ્યા હતા. ગાંધીજી માટે એમને આદર હતો. એમનું ચરિત્ર પણ ગાંધી વિચારને માફક આવે એવું હતુ. આ યુગમા રાજ્ય શક્તિની વિરુદ્ધ હિંસક વિદ્રોહને તેઓ અવ્યવહારુ માનતા હતા. ૧૯૪૮માં એમણે કહેલું કે ચુસ્ત સમાજવાદી રહીને પણ ગાંધીજીના, આદર્શો અને પરંપરાઓને અમે અનુસરીશું,

તથા અમે ગાંધીજીએ પ્રબોધિલા અને ક્રિયાન્વિત કરેલા ઉચ્ચ નૈતિક આદર્શોને ટકાવી રાખવા માટે યથાશક્ય પ્રયત્ન કરીશુ ૧૯૫૨મા આચાર્ય કૃપલાણી જેવી વ્યક્તિઓ સાથે મળીને પ્રજાસમાજવાદી પક્ષની સ્થાપના કરી ત્યારે પણ વિચારધારાના આ પ્રશ્નને કોઈ સ્પર્શ્યું નહોતું. આથી એમ કહી શકાય કે સમાજવાદીઓના વિચારોમા કંઈક લચીલાપણું હતું.

જયપ્રકાશજી પૂરેપૂરા માર્કસવાદી હતા અમેરિકામાં હતા ત્યારે પ્રારંભનાં વર્ષોમાં એમ. એન. રોયના એ વખતના વિચારોથી તેઓ ઘણા પ્રભાવિત થયા હતાં. પણ એ વિચારોથી મુક્ત થઈને ૧૯૫૪માં તેઓ 'જીવનદાની' બન્યા એ સૌ કોઈ જાણે છે. તેઓ તો કહેતા હતા. "મને અફસોસ છે કે જીવન યાત્રાના આ બિંદુ પર હુ ગાંધીજીના જીવતાં આવ્યો નહી."

ડૉ. રામમનોહર લોહિયા તો ક્લાસિકલ માર્કસવાદી હતા જ નહીં. (પરંતુ તેઓ ગાંધી

વિચાર અને માર્ક્સવાદનો સમન્વય કરવા મથતા રહ્યા હતા) ત્યારે, એમનો સમાજવાદ એમની છાપનો હતો. કેટલાક તો એમને ગાંધીવાદી જ કહેતા હતા. પણ એમ કહેવું યોગ્ય નથી. તેમના પર ગાંધીજીની અસર જરૂર હતી પણ કેટલાક ગુણો જે ગાંધીજીમાં હતા તેનો એમનામાં સદંતર અભાવ હતો. તેઓ પોતાને 'સત્યાગ્રહ'ના પ્રબળ સમર્થક તરીકે ઓળખાવતા હતા. પરંતુ ઉપટની ઘડીએ સ્વયંસ્ફૂર્ત હિંસાને તેઓ ક્ષમ્ય ગણતા હતા! વિકેન્દ્રીકરણનો બુનિયાદી વિચાર તેમને માન્ય હતો

૧૯૫૫માં પ્રજા સમાજવાદી પક્ષમાંથી લોહિયા છૂટા પડ્યા ત્યારે સમાજવાદીઓ બે ભાગમાં વહેંચાઈ ગયા. એકના નેતા લોહિયા હતા અને બીજાના બાકીના બધા. જયપ્રકાશજી પાર્ટીમાં ૧૯૫૭ સુધી જ રહ્યા હતા. લોહિયાના સાથીઓ પર વખત જતા લોહિયાનો જ રંગ ચડવા માંડ્યો. એમનું તો કહેવું હતું કે "મારા જીવનમાં હું એક જ વ્યક્તિને (ગાંધીજી) મળ્યો જેણે મારા માર્ગમાં ગમતા દીવાનું કામ કર્યું છે" સમાજવાદીઓનો બીજો સમૂહ ખાસ કરીને જયપ્રકાશજીનો, પોતાના દેશના અનુભવને કારણે તેમનો સમૂહ ગાંધીવિચારની નજીક આવતો ગયો. ૧૯૫૬માં આચાર્ય નરેન્દ્ર દેવનું અવસાન થયું. તેથી પણ આ પ્રક્રિયાને કંઈક મદદ મળી.

૧૯૫૯માં પ્રકાશિત થયેલા અશોક મહેતાના 'સ્ટડીઝ ઇન સોશ્યલિઝમ' સમાજવાદીઓના ગાંધી વિચાર તરફના ઝોક પર સારો પ્રકાશ પાડે છે. એમાં મહેતાએ સમાજવાદને વધુ સારવાન દેખાડવા માટેરામરાજ્યનું (યુરોપિયનિઝમ)નું 'મહત્વ સ્વીકાર્યું' છે. તેમણે ગાંધીજીને 'મહાન યુરોપિયન' કહ્યા છે. એમનું એમ પણ કહેવું છે કે ગાંધી-વિનોબા એવી સામાજિક-આર્થિક સમસ્યાઓનો ઉકેલ ભલે લાવી ન શક્યા હોય પણ એમની પ્રેરણાથી પદ્ધતિમાં અમને એક નવીન અંતર્દૃષ્ટિ તેમજ સાધ્ય-સાધન વચ્ચેની એકતા જોવા મળે છે. માર્ક્સવાદનો ઉદય લોકશાહીના ઉદય પહેલાં થયો હતો તેથી એને લોકશાહી પ્રિય નથી. પણ એશિયન દેશોમાં તો 'સમાજવાદ' અને 'લોકશાહી'ના એકત્વની જરૂરિયાત છે. વળી, અશોક મહેતાના મતે માર્ક્સવાદી ઇતિહાસની આર્થિક વ્યાખ્યાઓએ બધા જ 'નીતિ' નિયમોને સાપેક્ષ માનીને ઘણું નુકસાન કર્યું છે.

આ ઉપરાંત, અશોક મહેતાનું માનવું છે કે ગામડાંઓમાં સામૂહિક ભાવનાની જરૂર છે. પરંતુ એ વર્ગ સંઘર્ષ કે પક્ષીય સ્પર્ધાથી નહીં પણ પરસ્પરની સદ્ભાવનાથી જ સંભવિત છે. એમનું એ પણ કહેવું છે કે માર્ક્સવાદે ખેડૂતોનાં હિતો તરફ ધ્યાન આપ્યું નથી. ઉદ્યોગવાદ આર્થિક સંપન્નતા લાવે છે તો સાથે સાથે આધ્યાત્મિક રિક્તતા લાવે છે. જો કે અશોક મહેતા ગાંધીજીના ગ્રામ સ્વાવલંબનના વિચારના આલોચક છે. એમનું કહેવું છે કે આવા સ્વાવલંબનથી તથા જરૂરિયાતોને ઓછી કરવાથી ગામડાં અને શહેરો વચ્ચે સંઘર્ષ થશે. આથી ખેતી અને ઉદ્યોગ બન્નેનો ઝડપથી વિકાસ કરીને એમની વચ્ચેનો સંઘર્ષ દૂર કરાય તો એમની વચ્ચેનો સહયોગ કાયમ કરી શકાય.

## 'સંપૂર્ણ' ક્રાંતિ આંદોલનની અસર

પંચવર્ષીય યોજનાઓનો લાભ જેને જરૂર છે એમને મળતો નથી. અને ગરીબ અમીર વચ્ચેની ખાઈ વધી રહી છે. સમય વીતતો જાય છે તેમ ધ્યાનમાં આવતું જાય છે કે પશ્ચિમની અસરવાળી આપણી યોજનાઓ મૂળમાંથી જ ખોટી છે, અને ગાંધીજીના આર્થિક વિચારોમાં જ બળ છે. સાતમા દાયકામાં પર્યાવરણ, પ્રદૂષણ, પ્રકૃતિનો નાશ વગેરે વિચારોએ ગાંધીજીના આર્થિક વિચારોને વિશ્વમાં એક વધુ વખત પ્રસ્તુતતા

આપી છે. આ બધાંની અસર સમાજવાદીઓ પર પણ પડી.

બીજી બાજુ, ભૂદાન ગ્રામદાન આંદોલન સમાપ્ત થઈ જતાં જયપ્રકાશ નારાયણ 'શાંતિપૂર્ણ સંઘર્ષાત્મક આંદોલન' તરફ વળ્યા. બીજા વિરોધ પક્ષોની જેમ સમાજવાદીઓમાં પણ એમની લોકપ્રિયતા વધવા માંડી બધાએ મળીને ઇંદિરા કોંગ્રેસને હરાવી પરિણામે, જયપ્રકાશની પ્રતિષ્ઠા વધી ગઈ. ૧૯૭૭માં જનતા પાર્ટીના નવા ચૂંટાયેલા સંસદ સભ્યોએ લોકસભામાં સોગંદ લેતા પહેલાં, ગાંધીજીની સમાધિ પાસે 'બાપુના અધૂરાં કાર્યો પૂરાં કરવા'ના સોગંદ લીધા. ત્યાર પછી, જનતા સરકારના નીતિ વિષયક વક્તવ્યોમાં અનેક ગાંધીનિષ્ઠ કાર્યક્રમોને સ્થાન મળ્યું.

આમ, દેશમાં ગાંધી વિચારનું વાતાવરણ બનતું જતું હતું. ૧૯૭૭ માં જ જનતા સરકારના રેલમંત્રી મધુ દંડવતેનું 'માર્ક્સ ઍન્ડ ગાંધી' નામનું પુસ્તક બહાર પડ્યું. દંડવતે જૂના સમાજવાદી છે એમના જેવાઓ શું વિચારે છે એનો ખ્યાલ આ પુસ્તક પરથી આવે છે. લોહિયાવાદીઓના વિચારો પર પ્રકાશ ફેંકતું એવું જ બીજું પુસ્તક 'માર્ક્સવાદ અને ગાંધીવાદ' મધુ લિમયેએ પ્રકાશિત કર્યું આ બન્ને પુસ્તક હાલની પરિસ્થિતિનો ખ્યાલ આપે છે

## દંડવતેનું 'માર્ક્સ ઍન્ડ ગાંધી'

મધુ દંડવતે 'પરમાણુ ભૌતિક શાસ્ત્ર'ના અધ્યાપક છે. એટલે એમના પુસ્તકમાં એક વૈજ્ઞાનિકની વિશેષતા-શાસ્ત્રીયતા, વિચારોની સ્પષ્ટતા અને સંક્ષિપ્તતા—જણાય છે. એમાં બન્ને—માર્ક્સ—ગાંધીના—સમન્વય પર ભાર મૂકવામાં આવ્યો છે. પણ પલ્લુ ગાંધી તરફ વધારે નમે છે. દંડવતેનું કહેવું છે કે 'દ્વંદ્વાત્મક ભૌતિકવાદ' પર આધારિત' માર્ક્સની 'ઐતિહાસિક ભૌતિકવાદ'ની વ્યાખ્યા ઇતિહાસની બધી ઘટનાઓનો ઉકેલ કરી શકતી નથી. અને એનો ઉકેલ એવી વ્યાખ્યામાં છે જેમાં ભૌતિક પરિસ્થિતિઓ પર વિચાર તત્ત્વને પ્રાધાન્ય આપવામાં આવે છે. વાસ્તવમાં, આ બન્નેનો સમન્વય જ યોગ્ય વિચાર છે. આને માટે એમણે 'પ્રકાશના તરંગનો સિદ્ધાંત' અને 'કણિકા સિદ્ધાંત'નું ઉદાહરણ આપ્યું છે આ બન્ને પ્રકાશ માટેની બધી પ્રાકૃતિક ઘટનાઓને સમજાવે છે.

એ જ રીતે સમાજ પરિવર્તનની પ્રક્રિયામાં પરિસ્થિતિનું પરિવર્તન અને વ્યક્તિનું પરિવર્તન બન્ને એક સાથે થવાં જોઈએ ગાંધીજી પણ એમનાં અંતિમ વર્ષોમાં આ વિચાર સુધી પહોંચી ગયા હતા એમ દંડવતેનું માનવું છે એ પહેલાં તેઓ વ્યક્તિ પરિવર્તન પર ભાર મૂકતા હતા જો કે માર્ક્સ પરિસ્થિતિ પરિવર્તન પર જ ભાર મૂકતા રહ્યા હતા. દંડવતે કહે છે કે ગાંધીજી 'વર્ગસંઘર્ષ'ની હયાતીનો તો સ્વીકાર કરતા હતા, પણ તેઓ એને એક નૈતિક અને અહિંસક રૂપ આપતા હતા કટ્ટર માર્ક્સવાદીઓનું વર્ગસંઘર્ષ માટે હિંસાને અનિવાર્ય માનવાનું મંતવ્ય ઇતિહાસ સાથેનો અન્યાય છે કેમકે સંસ્કૃતિનો વિકાસ થતો ગયો તેમ માનવ સંબંધમાં હિંસાનું તત્ત્વ ઓછું થતું ગયું છે આથી સમાજ પરિવર્તનની ગાંધીની પદ્ધતિ શ્રેષ્ઠ છે—એ પદ્ધતિ સામાને સમજાવવાની, પોતે કષ્ટ સહન કરવાની અને લોકઆંદોલનની છે. વળી, માર્ક્સવાદનું અનુકરણ કરતા દેશોમાં ક્યાંય રાજ્યશક્તિનો લોપ થયો નથી, ત્યારે ગાંધીની રીત ખરેખર રાજ્ય પરની નિર્ભરતા ઓછી કરે છે.

માર્ક્સવાદે ખેડૂતને પ્રતિક્રિયાવાદી માન્યો છે અને તેમની સમસ્યાઓ માટે તે ઉદાસીન છે, એ એક મોટો દોષ મધુ દંડવતેને એમાં દેખાયો છે.

માર્કસથી ઊલટું ગાંધી ખેડૂતોને નૂતન સમાજના ઘડવૈયા માને છે અને શહેરોની સમૃદ્ધિ અને સંખ્યા વધે એના વિરોધી છે. પણ અશોક મહેતાની જેમ દંડવતે પણ ગ્રામસ્વાવલંબનના ગાંધીના વિચારની આલોચના કરે છે.

* માર્કસવાદના કેન્દ્રીકરણના વિરોધમાં દંડવતે ગાંધીનું રાજકીય અને આર્થિક વિકેન્દ્રીકરણ લોકશાહીને પોષક માને છે. ભારતમાં શોષણ કંઈ વર્ગને આધારે નથી થતું, પણ જ્ઞાતિ વ્યવસ્થાને કારણે થાય છે, એવો ઇશારો પણ એમણે કર્યો છે. આ જ્ઞાતિ વ્યવસ્થાએ જટિલતા પેદા કરી છે. આથી માર્કસનો વર્ગ સંઘર્ષનો સિદ્ધાંત ભારતને માટે નથી. વ્યક્તિ અને સમાજ, સાધ્ય અને સાધન, માનવ અને મશીન આ બધા વિષયોમાં લેખકે ગાંધી વિચારનો બચાવ કર્યો છે.

પુસ્તકના છેવટના પ્રકરણમાં માર્કસ અને ગાંધી કેટલા પ્રસ્તુત છે એની ચર્ચામાં લેખક કહે છે કે વધારે વસતિવાળા દેશોમાં જ્યાં બેકારી વધતી જાય છે અને પૂંજી ઘટતી જાય છે ત્યાં માર્કસના વિચાર અપ્રસ્તુત છે તેમના મતે, આ સમસ્યાઓના ઉકેલનું કંઈક સામર્થ્ય ગાંધીજીના વિકેન્દ્રીકરણમાં છે ખેતીની બાબતમાં માર્કસના 'સામૂહિકરણ' અને 'યંત્રીકરણ'ના વિચાર પણ ઉપયુક્ત નથી. વિકસિત દેશમાં સંપન્નતા વધતાં ત્યાંના જીવનમાં ખાલી પણું આવી ગયું છે. તેથી હવે 'સ્વાભાવિક રીતે જ, એ દેશો ગાંધીના સાદાઈના વિચારો તરફ વળ્યા છે. છતાં લેખક માને છે કે માર્કસવાદના કેટલાક વિચારો તો પ્રસ્તુત છે જ—માત્ર ધ્યાન એ વાતનું રાખવું જોઈએ કે એમને 'કટ્ટર વ્યાખ્યા બદ્ધ બનાવવામાં ન આવે.

* છેવટમાં, મધુ દંડવતેનું કહેવું છે કે પહેલાંના ઉદારવાદના પ્રભાવની, માર્કસની વૈજ્ઞાનિક દૃષ્ટિની અને ગાંધીના આદર્શ તેમજ પદ્ધતિની જરૂર છે. એમાં સત્તાના વિકેન્દ્રીકરણ પર અને માનવની પ્રતિષ્ઠા પર ભાર મૂકવામાં આવે જેથી બન્નેનો સમન્વય સ્થાપી શકાય.

## લિમયેનો 'માર્કસવાદ અને ગાંધીવાદ'

'માર્કસવાદ અને ગાંધીવાદ'—મધુ લિમયેએ ૧૯૮૦માં લોકદળના યુવા શિબિરમાં આપેલાં ભાષણનું સંકલન છે. ભાષણ ઘણું લાંબું છે. એમાં શ્રોતાઓને દેશ વિદેશમાં માર્કસવાદની વર્તમાન પરિસ્થિતિથી પરિચિત કરવામાં આવ્યા છે. તેમાં યુરો—કોમ્યુનિઝમ, ભારતના બન્ને સામ્યવાદી પક્ષ, પૂર્વ યુરોપનો માર્કસવાદ, પોલેંડનો વિદ્રોહ વગેરે અનેક વિષયોનો સ્પર્શ કરવામાં આવ્યો છે. જે તે દેશોના માર્કસવાદ પર તે દેશોની પરિસ્થિતિની અસર છે. એ વાત પર મધુ લિમયેએ ભાર મૂક્યો છે.

લિમયેના ભાષણની ખાસ વિશેષતા એ છે કે એમનું ચિંતન એમના જીવનના અનુભવોથી રસાયેલું છે એક બે જગ્યાએ તો એમણે કબૂલ્યું પણ છે કે એમણે ૩૫-૪૦ વર્ષ જનતાની વચ્ચે કામ કરતાં કરતાં ગાંધી-વિચારને એ કામની કસોટી પર કસ્યો અને એમાં એનાં કેટલાક પાસાં એમને યોગ્ય લાગ્યાં છે. લિમયેનું માનવું છે અને તે બરાબર પણ છે કે ગાંધી-વિચારમાં કેટલાક સનાતન અંશ છે, તો કેટલાક તત્ત્વો સ્થળ—કાળથી પ્રભાવિત થયેલા છે એ બન્નેને જુદા તારવવા પડશે.

લિમયેના કહેવા પ્રમાણે, ગાંધીજીની ત્રણ મહાન દેણગી છે. (૧) સત્યાગ્રહ (૨) વિકેન્દ્રીકરણ (રાજકીય અને આર્થિક) અને (૩) સમાજ પરિવર્તનની પ્રક્રિયા—જેમાં વ્યક્તિ અને સમાજનું પરિવર્તન સાથે સાથે થાય એમ માનવામાં આવે છે. છતાંય તેઓ ખૂબ પ્રામાણિકતાથી માને છે કે ગાંધીના માર્ગ પર (પૂર્ણતયા) ચાલવું શક્ય

નથી. પણ ગાંધીના વિચારની ભાવના અને તેના આત્માને સ્વીકારવા જોઈએ. એમની ઘણી વાતોને આપણે સ્વીકારી શકીએ એમ છીએ લિમયે ભારપૂર્વક કહે છે કે વ્યક્તિનું જીવન એના વિચાર પ્રમાણે હોવું જોઈએ, ગાંધીજી પણ એના આગ્રહી હતા.

વ્યાખ્યાનના અંતમાં લિમયે કહે છે, "માર્કસનો શોષણ-મુક્ત સમાજ, ગાંધીજીનું વિકેન્દ્રીકરણનું સૂત્ર, માર્કસની વિશ્વબંધુત્વની કલ્પના અને ગાંધીજીની વિશ્વ માનવતા આપણે માટે હંમેશા પ્રેરક રહેશે શું માર્કસ કે શું ગાંધી બન્ને 'સંપત્તિના સ્વામિત્વ' થી મુક્તિ ઇચ્છે છે. ગાંધીજી ભૌતિક જરૂરિયાતોને સીમિત કરીને, અનાસક્તિ દ્વારા અને માર્કસ 'સંપત્તિના સ્વામિત્વ'-ને સંસ્થાના રૂપમાં સમાપ્ત કરીને મુક્તિ ઇચ્છે છે. માર્કસનો માર્ગ હતો વર્ગ સંઘર્ષ અને હિંસાત્મક ક્રાંતિ. વીસમી સદીના ઉત્તરાર્ધમાં હિંસાના પરિપાકરૂપે સંહારક અણુશસ્ત્રો બન્યા અને હિંસાત્મક ક્રાંતિના પેટે જન્મી સરમુખત્યારશાહી શોષણ મુક્ત સમાજના આદર્શને પહોંચવા માટે ટેકનિક અને સંગઠનના વિકેન્દ્રીકરણના લોકશાહી અને અહિંસાત્મક ક્રાંતિનો ઉપાય કારગત થશે નહીં તે આપણે જોવાનું છે."

સમાજવાદી ચિંતન જે ભારતમાં ચાલી રહ્યું છે તેનું આ એક સંક્ષિપ્ત ચિત્ર છે હાલ કોઈ સમાજવાદી પક્ષ તો રહ્યો નથી. પણ ચિંતન તો ચાલ્યા જ કરે છે. માર્કસવાદ અને ગાંધીવિચારના સમન્વયનો આ પ્રયાસ યોગ્ય જ છે.

એંગલ્સના મત પ્રમાણે પોતાના વિચારોનું ભાષ્ય ખોટું કરવામાં આવતું જોઈને પોતાના અંતિમ દિવસોમાં માર્કસે ખીજાઈને કહ્યું હતું "હું એટલું જાણું છું કે હું માર્કસવાદી નથી."

ગાંધીજી પણ એ જ કહેતા હતા કે એમના મૃત્યુ પછી એમના વિચારોનો પંથ બની ગયો તો એમને અત્યંત દુઃખ થશે. કોઈ એમ ન કહે કે તે એમનો અનુયાયી છે હું જ મારો અનુયાયી છું એટલું પર્યાપ્ત છે તમે અનુયાયી નહીં પણ સહયાત્રી, સહસાધક છો— સેવાકાર્યના સાથી છો.

અનુ. પદ્મા ભાવસાર

(ગાંધી-માર્ગમાંથી)

---

* શ્રી રમણલાલ સોની કૃત મહાગ્રંથ 'સંતસાગર'ની છૂટક કિંમત રૂ ૧૨૫ છે. તેને બદલે અગોતરા ગ્રાહકને માત્ર રૂા ૯૦ માં મળશે
રમણલાલ પી. સોની · ૭/૧ કર્મયોગ ફ્લેટ્સ, સરદાર પટેલ નગર અમદાવાદ ૩૮૦૦૦૬

*

* સાહિત્યિક સર્જનાત્મક – વિવેચનાત્મક કૃતિઓ નીચેના સરનામે જ મોકલવી –
શ્રી–યોગેશ જોષી, એચ–૭/૮૪. આનંદ નગર, નવાવાડજ—અમદાવાદ ૩૮૦૦૧૩

વિભૂતિ વંદના

# હેલન કેલર

ચંદ્રકાન્ત શેઠ

સ્પર્શ મેળવ્યા અંધ સુભાગ્ય મેં !
જીવનપોથી દૃગ્-રાજ્ય હું ખોલતો
કર તમારા સ્પર્શે મુજ દૃષ્ટિ છે.
કર તમારા સ્પર્શે મુજ સૃષ્ટિ છે.
ગહન વાગ્વિભૂતિથી ભર્યાં
મુજ કરાગ્ર મને સહુ જાણ્યાં.
મુજ કરાંગુલિઓ સહુ દીસતે
તિમિરમાંથી નિચોવતી તેજને.
('તમિસ્રગાથા' અનુ. ઉમાશંકર જોશી,
કવિતા સમગ્ર ૫ ૨૦૧-૨)

ઉપર્યુક્ત કાવ્યપંક્તિઓનાં ઉદ્ગાતા હેલન કેલર વિશ્વની મહાન મહિલાઓ પૈકીનાં એક છે. હેલન કેલર જેમનાં પરમ ચાહક પ્રશંસક હતાં તે માર્ક ટ્વેઈને એમના સંદર્ભમાં લખ્યું છે:

"ઓગણીસમી સદીએ આ દુનિયાને બે આશ્ચર્યકારક વિભૂતિઓ આપી છે- એક નેપોલિયન ને બીજી હેલન કેલર."

આપણે "मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम्" આ શ્લોકને જાણીએ છીએ. મૂંગો બોલતો થાય અને પાંગળો પર્વતને ઓળંગી જાય તે પરમાનંદ માધવની કૃપાથી શક્ય બને છે—એમ એ શ્લોકમાં કહેવાયું છે. પરંતુ પરમાનંદ માધવની કૃપા પુરુષાર્થ પ્રેરણારૂપે મનુષ્યને લાધે છે એમ આપણે કહી શકીએ. પરમતત્ત્વની કૃપાએ સંકોરેલો પુરુષાર્થ વ્યષ્ટિ તેમજ સમષ્ટિજીવનમાં કેવા તો ચમત્કારો સર્જી શકે છે તેનાં જે અનેક ઉજ્જ્વળ ઉદાહરણો છે તેમાંનું એક હેલન કેલરનું છે.

હેલન કેલરનો જન્મ અમેરિકાના ઉત્તર આલબામા પ્રાંતમાં આવેલા ટસ્કુમ્બિયા ગામમાં ૨૭, જૂન, ૧૮૮૦માં. પિતાનું નામ આર્થર, માતાનું નામ કેઈટ એડમ્સ. આર્થર કોન્ફેડરેટના સૈન્યના કપ્તાન હતા. હેલન તેમનું પ્રથમ સંતાન. તેથી તેનો ઉછેર ખૂબ લાડકોડથી થતો હતો. હેલન જન્મી ત્યારે બધી રીતે નરવી હતી. દેખાવે પણ સુંદર; પરંતુ ભાગ્યવશાત્ ૧૯મા મહિને તેને સ્કારલેટ ફીવરની બીમારી લાગુ પડી. એ બીમારીના કારણે તેની આંખો અને કાનની શક્તિ ચાલી ગઈ. કાનની શક્તિ ચાલી જવાના કારણે હવે તેને ભાષા શીખવામાંયે વિક્ષેપ પડ્યો; પરિણામે તે મૂંગી બની ગઈ. સૌ સ્વજનો માટે હેલનની આ સ્થિતિ અસહ્ય હતી.

એમ કહેવાય છે કે ઈશ્વર મનુષ્યના સદ્ભાગ્યનાં સર્વ દ્વાર બંધ કરી દેતો નથી, એકાદ બારી તો ઉઘાડી રાખે જ છે. હેલનના સદ્ભાગ્યે એની મેન્સફિલ્ડ સલિવન નામનાં એક શિક્ષિકાબહેન તેને મળી ગયાં. તેમનો પ્રથમ મેળાપ થયો ૩, માર્ચ, ૧૮૮૭ના રોજ. એ સંબંધ ત્યારથી તે સલિવન અવસાન પામ્યાં ત્યાં સુધી-૧૯૩૬ અતૂટપણે ચાલુ રહ્યો. સલિવને ખૂબ ખંતથી, પ્રેમ અને પરિશ્રમથી હેલનના ઉછેર-વિકાસની બધી જવાબદારી પોતાને માથે લઈ લીધી. તેમણે હેલનને ભાષા બોલવાની તાલીમ આપવા માંડી. એમના નિષ્કામ પ્રયાસોના પરિણામે ઈ. સ. ૧૮૯૦ની વસંતમાં હેલનની જીભ પર શબ્દો રમતા થયા. હેલને એમના આ બોલતાં શીખવાના રોમાંચક અનુભવનું સુંદર બયાન કરતાં લખ્યું છે :

"એક વાર મારાં શિક્ષિકા મને જળાગાર પર લઈ ગયાં અને મારા હાથ પર પાણીની ધાર કરીને, શરૂઆતમાં ધીમે ધીમે અને પછી ઝપાટાબંધ 'પા....ણી' એમ લખ્યું. એ જીવંત શબ્દોએ મારા આત્માને જાગૃત કર્યો. એમાં પ્રકાશ, આશા ને આનંદ રેડ્યાં. હજીયે મારે બંધનો હતાં એ ખરું; પણ હવે એ બધાં અમુક

વખતમાં ફોલી નાખી શકાય એવાં હતાં. જળાગારથી ઘેર પાછાં જતાં રસ્તામાં એને અડકુ તે દરેક ચીજ જીવનથી તરવરતી લાગતી હતી. તે દિવસે હું ઘણા નવા શબ્દો શીખી. તે બધા કયા હતા એ મને યાદ નથી. પરંતુ જાદુઈ લાકડીની જેમ જે શબ્દો મારી દુનિયાને પ્રફુલ્લ ને પલ્લવિત કરી દેવાના હતા તેવા આટલા શબ્દો તો તેમાં હતા એ મને બરાબર ખબર છે : 'માતા, પિતા, બહેન, શિક્ષિકા' ૧૮૮૭માં ઑગસ્ટ તાં મારા પ્રજ્ઞાચક્ષુ ઊઘડ્યાં, જે જે વસ્તુને અડુ તેનું નામ જાણું અને હાથવતી તેને બરાબર ઓળખું—એ સિવાય હું બીજુ કાંઈ કરતી જ નહીં."

આ પછી હેલન હોરેસ મેન શાળાનાં આચાર્યા કુ સરાફુલર પાસે પણ બોલતા શીખવા ગયેલાં. તેમણે એમને અગિયાર પાઠ આપ્યા હતા. એ પાઠ લેતા તેમને પોતે મૂર્ગા નહીં હોવાની જે પ્રતીતિ થઈ તેનો અપાર આનંદ અનુભવેલો. તેઓ બોલવાનું શીખતાં હતાં તે દરમિયાન જ તેમણે અંધજનોના લિપિ આંગળીનાં ટેરવાથી ઝપટાબંધ વાચવાની નિપુણતા સિદ્ધ કરી હતી. ઈ. ૧૮૯૨થી તેમણે લેખનપુરુષાર્થ પણ આરંભ્યો.

હેલનને કિશોરકાળથી જ ઈતિહાસ, કાવ્ય, નાટક અને બાઈબલમાં ઊંડો રસ હતો. તેમણે ગ્રીસ, રોમ તથા યુ એસ એ ના ઈતિહાસોનું અધ્યયન કર્યું, ફ્રેંચ તથા લેટિન શીખ્યાં, અંકગણિતનો અભ્યાસ વધાર્યો ઈ. ૧૮૯૪ના ઑક્ટોબરમાં હેલને રાઈટ હ્યુમેસનની બધિરશાળામાં પ્રવેશ મેળવી, ત્યાં બે વર્ષની અવધિમાં પ્રાકૃતિક ભૂગોળ અને જર્મન ભાષાનો અભ્યાસ કર્યો. એ પછી ઈ ૧૮૯૬ના ઑક્ટોબરમાં હેલને મહિલાઓ માટેની કેમ્બ્રિજ સ્કૂલની પ્રાવેશિક પરીક્ષા સખત પરિશ્રમે પાસ કરીને ત્યાં પ્રવેશ લીધો ઈ. ૧૮૯૯ના જૂનમાં રેડક્લિફ કૉલેજની પ્રાવેશિક પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ બી. એ. ના અભ્યાસક્રમમાં જોડાયાં અને ઈ. ૧૯૦૪માં બી. એ. થયા. આ સમય દરમિયાન ફ્રેન્ચ, જર્મન ભાષાઓ ઉપરાત અંગ્રેજી સાહિત્ય, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ આદિનો સઘન અભ્યાસ કર્યો. તેમને ડી લિટ. ની ઉપાધિ પણ પાછળથી મળી હતી.

હેલન માટે મિત્રો તેમ જ પુસ્તકોની સોબત અત્યંત મહત્ત્વની હતી. તેમણે લખ્યુ છે : "મારી જીવનકથા મારા મિત્રોએ ઘડી છે" આ મિત્રોમાયે પ્રથમ સ્થાન તો સલિવનનુ જ આવે. તેઓ આમરણ તેમના વફાદાર મિત્ર, વિશ્વાસુ ગૃહરક્ષક તથા સ્નેહાળ સ્વજન રહયાં હતાં. આ સલિવન વિશે તેમણે લખેલું :

"મારા ગુરુજી અને હું એટલાં નિકટ છીએ કે એમનાથી અલગપણે મારે વિશે હું વિચાર જ નથી કરી શકતી. બધી લાવણ્યમય વસ્તુઓમાં મારો આનંદ કેટલો મારો પોતાનો નૈસર્ગિક છે અને કેટલો એમને આભારી છે, એ હું કદી કહી શકનાર નથી. મને લાગે કે એમનો અને મારો આત્મા અવિભાજ્ય છે એમની કેડે કેડે મારો જીવનપંથ છે. જે કાંઈ ઉત્કૃષ્ટ–ઉત્તમ મારામાં છે એ એમનું છે. મારામાં એક એવી બુદ્ધિશક્તિ કે આકાંક્ષા કે આનંદ નથી, જે એમના પ્રેમસ્પર્શથી જાગ્રત ન થયેલ હોય."

આ સલિવન પછી કુ. પોલી ટોમસને એમનાં મિત્ર તેમજ મંત્રી તરીકે તેમને સહાય કરી હતી.

હેલનને જાતભાતના વિષયોનાં પુસ્તકો વાચવાનોયે ભારે શોખ હતો. એ વિશે તેઓ લખે છે "...સાહિત્ય મારું મનોરાજ્ય છે. એમાં હું બહિષ્કૃત નથી. અપંગતાનું એક બંધન મારાં પુસ્તક મિત્રો જોડે મીઠીમજાની ગોઠડી કરવામાં મને રોકતુ નથી. કશીય અકળામણ કે અતડાઈ વિના તેઓ મારી જોડે વાત કરે છે." [પુસ્ત

આર" માય 'નેવર-ફેઇલિંગ, ફ્રેન્ડઝ' એ જ વાતનો ઉદ્‌ઘોષ એમના કથનમાં સાંભળી શકાય એમ છે.

હેલને જીવનભર અંધો-અપંગો માટે કામ કર્યું. પોતાના અંધત્વ-અપંગત્વ સામે ટક્કર લેતા તેમણે પુરવાર કરી આપ્યું કે ખરું અંધત્વ-અપંગત્વ પોતાનામાં પુરુષાર્થ નિષ્ઠાનો અભાવ હોય ત્યારે જ આવે છે. મનુષ્યની અંદરની આંખ ઊઘડતી નથી ત્યારે જ તે ખરેખરા અર્થમાં અંધ હોય છે. તેમણે સ્નેહ અને સમભાવનું, શીલ અને સૌન્દર્યનું વ્યક્તિ તેમ જ સમષ્ટિજીવનમાં કેવું મૂલ્ય છે તે પોતાના ઉમદા જીવનથી સિદ્ધ કરી બતાવ્યું. તેઓ સમસ્ત માનવજાત માટે પ્રેમ અને પુરુષાર્થની તેજસ્વી દીપિકા બની રહ્યા. તેઓ અંધ છતાં અનેકના જીવનમાં પ્રકાશ પૂરનારા બની રહ્યા. તેમણે અપંગોને સ્વમાનભેર જીવવાની સૂચના કરી. તેમણે કહ્યું : "અપંગો પ્રતિ મારો સંદેશ છે કે દાનધર્મને ઠોકરે મારીને તેમણે પગભેર થઈ જવું." વળી તેમણે લખ્યું.

"અપંગોએ દીન બનવાનું કોઈ કારણ ન હોઈ શકે. પોતા પાસેથી હવે તો જિંદગી હરાઈ ગઈ છે તેમ તેઓએ હરગિજ માનવાનું નથી. હું ભારપૂર્વક કહું છું કે સુખી નાગરિક જીવનથી તેમને તલમાત્ર પણ વિખૂટા પાડી શકે એવું કોઈ તત્ત્વ અહીં નથી. જેણે જ્ઞાન તરફ ખાસ કરીને ઉપેક્ષાવૃત્તિ જ સેવી છે તેવા આંખવાળા મનુષ્યો કરતા આંખવિહોણા મનુષ્યો જગતને વધુ આપી શકશે, કેમ કે તે જ્ઞાનની પોતાને નિતાંત અપેક્ષા છે. સમાજે અપંગોને અત્યાર લગી ઉપેક્ષિત ગણ્યા કર્યા છે, પરંતુ સાચી જરૂર 'આંખ'ની નથી, 'આંખ' ની છે."

હેલને પોતાના સ્વત્વનું તેજ પ્રકટાવવાની ઉદાત્ત સાધના કરી. તેમણે "સ્પર્શ", ઘ્રાણ અને સ્વાદ ઇન્દ્રિયોની શક્તિઓનો ઘણો વિકાસ સાધ્યો હતો. જે તે વિસ્તારના હવામાનની ગંધ પરથી તેઓ તેને ઓળખી બતાવી શકતાં. તેઓ કેવળ સ્પર્શ અને ગંધથી જ લાલ અને ધોળા કમળોનો ભેદ કરી શકતાં. તેમણે સંગીત, શિલ્પ જેવી કળાઓનો આસ્વાદ લેવાની ક્ષમતા પણ સિદ્ધ કરી હતી. પ્રકૃતિના સૌન્દર્યનો આનંદ આંખ-કાનવાળા લઈ શકે એથી વધારે પ્રગાઢપણે અને સૂક્ષ્મતાએ આંખકાન-વિનાના તેઓ લઈ શકતાં. તેમની આત્મકથામાં પ્રકૃતિનાં દૃશ્ય-શ્રાવ્ય રૂપોના માર્મિક ચિત્રણો સાંપડે છે. હેલને આમ પોતાની અપંગતા કે અંધત્વની પાષાણી દીવાલને ભેદીને એની પેલી પારના જીવનના રસગહન સંગીતનો સાક્ષાત્કાર કર્યો હતો. એમના આ સાક્ષાત્કારથી અનેક મહાનુભાવો પ્રભાવિત થયા હતા. તેમનું મિત્રવર્તુળ ઘણું વૈવિધ્યસભર અને વિશાળ હતું. એમાં માર્ક ટ્વેઇન, બર્નાડ શૉ જેવા સાહિત્યકારો ઉપરાંત આઇન્સ્ટાઇન જેવા વિજ્ઞાનીઓ, જો ડેવિડસન જેવા શિલ્પીઓ તેમજ અમેરિકાના પ્રમુખકક્ષાના રાજપુરુષો આદિ અનેકોનો સમાવેશ થતો હતો.

તેઓ તેમના રોજિંદા જીવનમાં નિયમિત હતાં. સવારે સાડા પાંચે ઊઠવું, જાતે ઘરસફાઈ કરવી, બાગકામ કરવું-આ બધા ઉપરાંત નિયમિત સ્વાધ્યાય-વાચન-લેખનમાં યે રત રહેવું-એ તેમનો જીવનક્રમ હતો. તેઓ રોજ સરેરાશ દસેક કલાક તો કામ કરતા જ. આ હેલને લગભગ ૮૮ વર્ષનું નિરામય દીર્ઘ આયુષ્ય ભોગવ્યું. તેમનું ૧ જૂન, ૧૯૬૮ના રોજ અવસાન થયું.

હેલનનો સ્વાધ્યાયયજ્ઞ નિરંતર ચાલતો હતો. કેટલાંક સામયિકોમાં તેઓ નિયમિત લખતાં હતાં. તેમણે પોતે એક સામયિક ૧૯૩૮માં કાઢ્યું હતું. તેમના લેખો વ્યાખ્યાનો, જીવનનોંધો, પત્રો વગેરેને સમાવતાં પુસ્તકોની સંખ્યા ડઝનેકની થવા જાય છે. 'સ્ટોરી ઑવ માઈ લાઈફ' એમનું

પ્રથમ પુસ્તક એ એમની ૧૯૦૨માં પ્રગટ થયેલી આત્મકથા છે, જેમાં એમના જીવનના પ્રારંભિક તબક્કાની પુરુષાર્થ ગાથાનું પ્રેરક અને રસપ્રદ નિરૂપણ છે. શ્રી મગનભાઈ પ્ર. દેસાઈએ તેનો 'અપંગની પ્રતિભા' નામે ગુજરાતીમાં અનુવાદ કરેલો છે. આ આત્મકથાના અનુસંધાનમાં જ, ૧૯૩૦માં હેલને 'મિડસ્ટ્રિમ' નામનો આત્મકથાનો બીજો ખંડ આપ્યો, જેનો અનુવાદ 'મઝધાર' નામે શ્રી વિઠ્ઠલદાસ કોઠારીએ કર્યો છે. આ આત્મકથાઓ સાહિત્યિક ગુણવત્તાએ પણ ઘણી મૂલ્યવાન છે. આ ઉપરાંત તેમના ગ્રંથોમાં 'ઓપ્ટિમિઝમ' (૧૯૦૩), 'ધ વર્લ્ડ આઈ લિવ ઈન' (૧૯૦૮), 'ધ સોન્ગ ઑફ ધ સ્ટોન વૉલ' (૧૯૧૦), 'આઉટ ઑફ ધ ડાર્ક' (૧૯૧૩), 'માઈ રિલિજિયન' (૧૯૨૭), 'લેટ અસ હેવ ફેઇથ' (૧૯૪૦) 'લેટર્સ' (૧૯૪૬), 'ટીચર, એન સલિવન મેસી ?' (૧૯૫૬), 'ધ ઓપનડોર' (૧૯૫૭) આદિનો સમાવેશ થાય છે.

હેલને અંધ આંખે માનવજીવનના અને પ્રકૃતિના આંતરસૌન્દર્યને પરખવા અને પામવાની સૂક્ષ્મ કલા સિદ્ધ કરી હતી તે તેમની આત્મકથાઓ વાચતા તુરત પ્રતીત થાય છે. એક સંવેદનશીલ કવિ-પ્રતિભાનો ચમત્કાર એમની ભાષાનેય અપૂર્વ ચરુતાદીપ્તિ અર્પે છે. સ્પર્શ, સ્વાદ અને ગંધની ભાષાયે કેટલી હૃદયંગમ હોઇ શકે, તેનો સચોટ ખ્યાલ તેમના આત્મજીવનના બયાનો વાચતાં આવે છે અને ત્યારે આપણને આનંદ તેમ જ આશ્ચર્યની મુગ્ધવત્ લાગણી થાય છે.

શ્રી કાકાસાહેબે જેમને 'નેત્ર વિનાની નેત્રી' કહીને વર્ણવ્યાં તે આ હેલને માનવજાતની ને તેમાંયે ખાસ તો અંધો-અપંગોની જે સેવા કરી તે પ્રત્યે વિશ્વ સમસ્તે કૃતજ્ઞતાનો ભાવ અનુભવ્યો છે. જેમ બ્રેઇલનું તેમ હેલનનું નામ અંધો-અપંગોના વિશ્વમાં હંમેશ માટે ચમકતું રહેવાનું છે. હેલનને યુ. એસ. એ. ફ્રાન્સ, ઝેકોસ્લોવેકિયા, બ્રાઝિલ, ભારત, જાપાન આદિ અનેક દેશોએ વિવિધ રીતે સન્માન્યા છે. અમેરિકાની અંધજનોની સંસ્થા માટે એક લાખ ડૉલરનું ભંડોળ એકત્ર કરાવી આપવા બદલ તેમને ૫૦૦૦ ડૉલરનું એચિવમેન્ટ પ્રાઈઝ આપવામાં આવેલું, જે એજ ભંડોળમાં તેમણે અર્પી દીધું હતું. યુનાઈટેડ સ્ટેટ્સ એડયુકેશનલ એસોસિયેશને ૧૯૩૮માં તેમને સુવર્ણ પારિતોષિક એનાયત કરેલું. મહિલાઓની કલબોના આંતરરાષ્ટ્રીય મંડળે અપંગોની સેવા બદલ તેમને ૧૯૪૧માં માનપત્ર આપ્યું હતું. વળી અનેક યુનિવર્સિટીઓએ તેમને 'ડૉક્ટર ઑવ હ્યુમનલેટર્સ,' 'ડૉક્ટર ઑવ લૉઝ,' 'ડી. લિટ્' આદિની માનદ ઉપાધિઓ અર્પી હતી; જેમાં ફિલાડેલ્ફિયાની ટેમ્પલ યુનિવર્સિટી, ગ્લાસગો, હાર્વર્ડ, દિલ્હી આદિની યુનિવર્સિટીઓનો સમાવેશ થાય છે. તેમને રૂઝવેલ્ટ મેડલ પણ મળ્યો હતો.

હેલન કેલરના જીવનના કેન્દ્રમાં માનવસેવા, માનવવિદ્યા અને માનવકલાને માનભર્યું સ્થાન મળેલું જણાય છે. સ્વચ્છતા, સુઘડતા, શિસ્ત, સંયમ, શ્રમનિષ્ઠા, શીલની શ્રીમંતાઈ—આ સર્વ તેમના જીવન અને વ્યક્તિત્વને ઘડનારા તત્ત્વો છે. એ તત્ત્વોએ કરીને તેમનું જીવન પ્રેમ અને પુરુષાર્થનો પયગામ આપનારું બની રહ્યું. સાચે જ હેલન કેલર, જેમને પંડિત સુખલાલજીએ 'તેજોમય રાગિણી' કહ્યાં છે તે માનવજાતને તમસમાંથી જ્યોતિ તરફ લઈને જનારી પુરુષાર્થ શક્તિ છે. એમાંથી આપણે પ્રેરણા અને બળ મેળવીએ

# પથ્થર થર થર ધ્રૂજે | શ્રદ્ધા ત્રિવેદી

ભીખાનો જન્મ થયો ને માતા મૃત્યુ પામી તેનો પિતા બીજી વાર પરણ્યો. અપર માતાનું વર્તન આપણા સમાજમાં ચીતરવામાં આવ્યું છે. તેવું જ વર્તન ભીખા માટે હતું ભીખો અપવાદરૂપ નહોતો. ભીખો ઉપાલંભો અને છણકાઓથી મોટો થતો ગયો. પણ સમાજમાં બને છે તેમ જ્યારે ઓરમાન મા તરફથી કોઈ બાળક ત્રાસ ભોગવતું હોય ત્યારે તેના માટે દયાનો સાગર વહેવડાવનાર કોઈક હોય જ. ને એમ ભીખાને હરખુ ડોશીનો સહારો મળી ગયેલો. ને એમ તેનું બાળપણ વીતી ગયું ભીખાને ભણવાની તો જરૂર જ નથી એમ તેની અપરમાતા માનતી–તેને ખોટું પાડવાની કોની તાકાત છે? ને એમ ભીખો ભણ્યો નહી. જોઈ શકાય છે કે વાંક ભીખાનો નથી. પછી–મોટા તો થવાય જ—ને એમ ભીખો મોટો થયો. હવે તે માની લાખ મના છતાં, પોળમાં જતો, રમતો, છોકરાઓ સાથે લડતો, ઝઘડતો, મારતો, ને ફરિયાદ લઈ કોઈ એની મા પાસે આવે તો તે ઘરમાં આવવાને બદલે બહાર રફુચક્કર થઈ જતો.

ને એમ એક દિવસ ઝઘડો કરી બેઠેલો ભીખો પોતાનું ઘર છોડી, વગર ટિકિટે ગાડીમાં બેઠો ને આ શહેરમાં આવી પડ્યો. (આપણે ભીખાના જીવનની ઝીણી ઝીણી બાબતોમાં પડતાં નથી. એટલું બધું ઝીણું અવલોકન કરવાની કોઈને પડી પણ નથી હોતી ને જરૂર પણ ક્યાં છે?)

જ્યારે ભીખો આ શહેરમાં આવેલો ત્યારે સ્ટેશન પર લોકોની ઠઠ જામેલી. આટલા બધા લોકો પોતપોતાને ઘેર કેમ નથી જતા તેની તેને ઘણી વાર પછી ખબર પડેલી. એક આધેડ-ઉંમરના ભાઈ અને તેની સાથે એક છોકરી તેની બાજુમાં ઊભાં હતાં. તેણે પેલા ભાઈને પૂછ્યું: આ બધા લોકો પોતપોતાને ઘેર કેમ નથી જતા? બધાં ગભરાય છે કેમ?"

"આ શહેરમાં ખૂબ તોફાન થયું છે, કરફ્યુ છે ને તેથી બધા અહીં રોકાયાં છે." ભીખો કહેનારની સામે તાકી જ રહ્યો. પેલી છોકરી તેનું મોં જોઈ હસી પડી: "બાઘા જેવો જ છે ને! તોફાન અને કરફ્યુની વાત સમજાઈ નહિ તને?" ભીખાએ પેલી છોકરી સામું જોયું. "છે ને તે તોફાની છોકરાઓ પથરા, ગટરનાં ઢાંકણાં ને સળગતા કાકડા ને એવું બધું સામા ટોળા પર કે, પોલીસ પર નાખે. પોલીસો ટીયરગેસ છોડે, તો ય જો તોફાની છોકરાઓ દુકાનો બાળે, પથરા ફેંકે ને તો કરફ્યુ જાહેર થાય. કોઈએ ઘર બહાર નીકળવાનું નહી. ને નીકળે તો શિક્ષા થાય ને તોફાન કરે તો ગોળીબાર થાય. પડી સમજ?"–ભીખાએ બેઉ હથેળી ભેગી કરીને પછી હાથ ઘસ્યા. ને તે ધીમે રહી પેલી છોકરી સામું હસ્યો. પેલી છોકરીએ એને પૂછ્યું: "તું અહીં ક્યાં જવાનો?" ભીખો ચૂપ ઊભો રહ્યો. પેલા મોટા માણસે કહેલું "તું ઘેરથી ભાગી આવ્યો લાગે છે ખરું ને!" ભીખાને નવાઈ લાગી–આ શહેરના માણસો ખરા, બધું જ જાણી જાય! ત્યાં તો પેલી છોકરી બોલી. 'પથ્થર નાંખનારાં મને જરાયે ગમતાં નથી'–ભીખો આ સાંભળી, ધીમે રહી ત્યાંથી ખસી ગયો. ભીડમાં ખોવાઈ ગયો.

ને બીજે દિવસે તે જાગેલો ત્યારે એક ઝુંપડપટ્ટીમાં ખાટલી પર સૂતેલો હતો. તેણે આંખો ખોલી, જોયું તો ચાર-પાંચ માણસો ત્યાં જ, તેની

આંખ ખુલવાની રાહ જોઈને જ જાણે બેઠાં હતાં. "રામ રામ નાનિયા, હવે ઠીક છે ને ?" એક કહ્યું. ભીખો બેઠો થયો. આજુબાજુ જોયું. ઝૂંપડાંઓની હાર હતી. બધી ઝૂંપડીઓ પાસે ખાટલીઓ હતી. કોઈ બેઠું હતું. કોઈ સૂતું હતું.

સ્ત્રીઓમાંની કોઈ માથું ઓળતી હતી, કોઈ રાંધતી હતી, કોઈ જાહેર નળમાંથી પાણી ભરી લાવતી હતી, કોઈ છોકરું નવડાવતી હતી, કોઈ... ભીખાએ ધીમે ધીમે બધું જોઈ લીધું. થોડે દૂર ગંદકી હતી. નજરે દેખાતી હતી નરી કંગાલિયત...ભીડાભીડ. તેણે આંખો બંધ કરી દીધી 'બિચારો ! નવો છે ને એટલે ! પછી ટેવાઈ જશે, આપણી જેમ જ."–એક કહ્યું. એક જણ ઊઠી નજીકની લારીએથી એને માટે ચા ને ભાજિયાં-મરચાં લઈ આવ્યું. તેને ઉઠાડયો. "ઊઠ નાનિયા, લે આ ખા. જરા ગરમાવો આવે." તે પાછો બેઠો થયો ચા ને ભજિયાં તેને મિષ્ટાન્ન જેવાં લાગ્યાં.

ને ત્યાં જ એક માણસ દોડતો દોડતો આવ્યો. અત્યાર સુધી એક જણ સતત સિગારેટ ફૂંકતું બેસી રહ્યું હતું. તે ચમન હતો. પેલો દોડતો આવેલો માણસ તેના કાન પાસે જઈ કંઈક બોલ્યો. ચમન સફાળો ઊભો થઈ ગયો. "કબૂલ"–ને પછી બધાની સામે જોઈ બોલ્યા : "ચાલો...ઠેકાણું મળ્યું છે. ત્યાં જવાનું છે, ૨૦૦૦ રૂપિયા મળશે." બધાના મોં પર ચમક આવી ગઈ. એક જણે કહ્યું : "આ નાનિયાનું ?" ભીખો બોલ્યો : "મારું નામ ભીખો છે, શું કરવાનું ? ક્યાં જવાનું ? શાના પૈસા ? મારેય ધંધો બંધ તો કરવો જ પડશે ને !" ચમને સિગારેટનો દમ લેતાં કહ્યું : "ભીખા, તને હજી વાર છે. ઓય છે તો ધંધોજ. પથરા મારવા, આગ લગાડવી ને બસ એમ જ તનેય લઈ જઈશું કોઈક વાર આજ નહીં." પણ ભીખો સટાક કરતોક ને ઊભો થઈ ગયો.

નીચો વળ્યો. ને પથરો હાથમાં આવ્યો તેને ઊંચે આકાશ ભણી ફેંક્યો. ઊડતી ચકલી તરફડતી નીચે પડેલી બધાએ જોઈ. ચમને ભીખાના બરડે ધાપો માર્યો "વાહ ! મારો ખરો વારસદાર આવ્યો." ને પછી કહ્યું : "ચાલ, તારો યે ભાગ."

* *

થોડા વખત પછી ઝૂંપડપટ્ટીમાં એક સ્ત્રી મૃત્યુ પામી. પેલી સ્ત્રી મૃત્યુ પામી તે મહત્ત્વનું નથી, પણ મહત્ત્વનું એ હતું કે તે બાળકને જન્મ આપીને મૃત્યુ પામી હતી. નવજાત શિશુની બધા દયા ખાવા માંડ્યા ને તેના પિતા તરફ બધા સહાનુભૂતિ બતાવતા હતા. પણ એક માત્ર ભીખાના આશ્ચર્ય વચ્ચે માંડ ૧૦–૧૨ દિવસ થયા ને પેલો પુરુષ ફરી પરણી ગયો. ભીખા સિવાય કોઈનેય અજૂગતું ન લાગ્યું. ભીખાએ ચમનને પૂછ્યું : 'પેલા છોકરાનું શું ?" ચમને કહ્યું : "એ તો ઊછરશે આ આખી વસતી છે ને ! ક્યાંય મોટું થઈ જશે" ભીખ ને ઘણ ખોટું લાગ્યું. તે પેલો છોકરાના બાપ પાસે ગયો. છોકરાની માંગણી કરી. બાપને તો ટાઢે પાણીએ ખસ ગઈ ભીખો છોકરાને લઈ પોતાની ઝૂંપડીએ આવ્યો ને નામ રાખ્યું રૂપો. ને પછી તો રૂપો ભીખા માટે શ્વાસોચ્છ્વાસ જેવો અનિવાર્ય થઈ ગયો.

તો આ થઈ ભીખાની ગઈકાલની વાત.

* *

હવે જોઈએ ભીખાની આજની વાત. રૂપો ૬ વર્ષનો થઈ ગયો છે. ભીખો તેને આ ઝૂંપડપટ્ટીના રાજકુમારની જેમ રાખે છે રૂપાનું બાળપણ આખી નર્યા સુખમાં જ ગયું છે. આ ઝૂંપડપટ્ટીમાં રૂપાથી સારું કોઈ ઉછર્યું નથી–એમ બધા કહે છે. ભીખાને સંતોષ છે.

આ ૬ વર્ષ દરમ્યાન ભીખો એક જ વાર ધંધાર્થે બહાર ગયેલો, વસ્તીમાં એક માજી છે, તેમની પાસે રૂપાને રાખેલો. રૂપાને પોતાના ધંધાની

ખબર ન પડે તે માટે ખાસ કાળજી રાખવા માંજીને કહેલું ને એક તપેલી લાવી આપી ખુશ પણ કરેલાં. ને આમ રૂપો તો બીજાના ધંધાથી અજાણ્યો જ રહ્યો.

પણ આજે, અચાનક, શાંત શહેરમાં કોઈ કાંકરી નાખે છે ને ખળભળાટ શરૂ થાય છે. તોફાનના કારણની બહુ ઓછાને ખબર છે, આપણે પણ જાણવાની જરૂર નથી. પણ તોફાનો પૂર બહાર ચાલે છે. પથ્થરમારો ..... ..આગ..... ને લોહી રેડતાર.........

પણ આ વખતે એક વાત બની ગઈ. પહેલી જ વાર ભીખો જે વસ્તીમાં રહે છે ત્યાં થોડા પથ્થરો પડે છે. ને વસ્તીનાં નાનાં નાનાં છોકરાં પણ જે હાથમાં આવે તે સામું મારે છે. રૂપો ઊભો જ રહે છે. આ જોઈ એક જણ કહે છે : " અલ્યા રૂપા, નાખને તું ય બે ચાર. " રૂપો ના પાડે છે. " ના, પથરા મારવા એ કંઈ સારું ના કહેવાય. " આ સાંભળી બીજો બોલે છે " કે પછી તને મારતા આવડતું જ નથી ? " પહેલો માણસ કહે છે . " ના કેમ આવડે એને ? એનો બાપ તો આમાં અવ્વલ છે પછી ? " રૂપો કહે. "જા જા હવે, મારુ બાપુ કંઈ પથરા નથી મારતા " એટલે પહેલો કહે છે. " બેસ બેસ હવે તારા કરતા તારા 'બાપને હું વધારે જાણું ને ! તારો બાપુ તો આખા શહેરને પહોંચી વળે તેવો છે " રૂપો કહે . " જા જા, જૂઠું ના બોલ, મારા બાપુ કોઈને ના મારે. એ તો બહુ જ સારા છે. " બીજો કહે છે . " તો ચાલ તારા બાપુ પાસે. જઈને પૂછીએ"—ને ત્યાં જ એક પથ્થર ઊભા રહેલા રૂપાના માથામાં વાગે છે. રૂપો પડે છે. તેના માથામાંથી લોહી વહેવા માંડે છે. ભીખાને ખબર પડતાં તે ત્યાં આવે છે. તેની આંખો લાલ થાય છે. નસોરાં ફૂલે છે. કપાળ પર કરચલી પડે છે. ઘડીભર પથ્થર આવેલી દિશામાં પહોંચી જાય છે. ભીખો રૂપાને લઈ શહેરની મુખ્ય હોસ્પીટલમાં જાય છે. ડૉક્ટર રૂપાને ટેબલ પર લે છે. ભીખો બહાર ઊભો છે. બે હાથ દબાવે છે. ઘસે છે. આમથી તેમ ફરે છે. થોડીવારે ડૉક્ટર બહાર આવે છે. ભીખો તેમની સામું જુએ છે. ડૉક્ટર બોલે છે : "ભાઈ, ગભરાશો નહીં, પણ ઓપરેશન કરવું પડશે." ત્યાં જ બહાર પથ્થર પડયાનો અવાજ આવે છે. અંદરથી રૂપાની ચીસ સંભળાય છે. ભીખો અને ડૉક્ટર અંદર દોડે છે. રૂપો બોલતો સંભળાય છે :" "બાપુ, તમે તો સારા માણસ છો ને ! પેલો જૂઠું બોલે છે ને !" ડૉક્ટર ઇન્જેકશન આપે છે. રૂપો બેભાનીમાં સરતો જાય છે. ડોક્ટર બોલે છે : "જુઓ મિસ્ટર, હું ઓપરેશન શરૂ કરું છું. સમય બગાડવો ઠીક નથી " ભીખો ખર્ચની ચિંતા ન કરવાનું કહે છે ને તો ય પૂછી બેસે છે. "સાહેબ, હાલ તરત કેટલાની સગવડ કરું ?" ડૉક્ટર કહે છે. "હું માનું છું, ૫૦૦૦ રૂપિયા તો થશે "

ભીખો શું કરવું તેની દ્વિધામાં છે. ત્યાં જ ચમન આવે છે તેના કાનમાં કહે છે : "કહેણ આવ્યું છે. ૫૦૦૦ની ઓફર છે. થોડા ઘર–દુકાનોને આગ..."

ભીખો ઘડી ચમન સામું, ઘડી ડૉક્ટર સામું ને ઘડી રૂપા સામું જુએ છે. તે ચમનની સાથે જવા એક પગલું ભરે છે, પાછું રૂપાની સામું જુએ છે. "ના.. ના . નથી આવવું ચમન, તું તારે જા." બોલી ભીખો રૂપાની પાસે આવી તેનો હાથ હાથમાં લે છે. ક્ષણવાર આંખ મીંચી કશાક વિચારમાં ખોવાઈ જાય છે ત્યાં બારણે પહોંચેલો ચમન ભીખાને બૂમ પાડી કહે છે : "ચાલ ચાલ મોડું થાય છે. રૂપાના ઓપરેશન માટેની સગવડ તો કરવી પડશે ને ! ચાલ, ચાલ" ભીખો કંઈક લાચારી સાથે રૂપાથી પોતાની જાતને ઊતરડીને અલગ કરતો હોય તે રીતે અનાકાની કરતાં પગલાંને ચમનની પાછળ ઘસડતો ચાલવા લાગ્યો. સારું હતું, કે ભીખાની એ ચાલની નોંધ લેવા જેટલી રૂપાની આંખો સચેત નહોતી.

## કાવ્યપદાર્થ | ઇન્દુ પુવાર

હું હોનુલુલુથી આવી ગયો છે પાછો
આજે અત્યારે વૈશાલી નગરીની એકાદ ફૂટપાથ પર બેઠો છે.
મસ્તીની મોસમ/નયનરમ્ય વૈશાલી નગરી/
દૂરથી લાગે સોળે શણગાર સજેલી રમણી
નમણી ક્ષણોમાં હુંને થાય છે એકાદ Extrovert Experience !
હોનુલુલુમાં જમીન સપાટ થઇ ગઇ છે–flat
બિલકુલ મકાન જેવી અથવા રંગીન સિક્કા જેવી
સારું છે કે રેતી અને ઊંટનું કૉમ્બીનેશન હાજર છે નહીં
નહીંતર–
રંગીન સરબત થઇને બેઠો છે હું
Introvert experience વિશે પૂછે છે–
અંદરની પરિસ્થિતિમાં કશું નથી
અવાવરુ કૂવામાં લબડતો સુઘરીનો માળો છે ખાલી
રંગીન ફોટોગ્રાફ માટે આઇડિયલ કમ્પોઝીશન છે.
કૂવામાં બેટરીનો પ્રકાશ ફેંકો તોય તળિયું દેખાતું નથી
મનને થાય છે–હોનુલુલુ છે સપાટ છે મકાન છે
કે પછી રંગીન સિક્કો અથવા રંગીન ફોટોગ્રાફ કે પછી
હું બેઠો છે એકલો અટૂલો નિઃસહાય થઇને
એની અને આંખની વચ્ચે છે તો કેવળ ચશ્માં
તેથી હું સમજવા મથે છે કશુંક
પામવા મથે છે કશુંક
પણ કશુંક અચૂક છે ખાલી ચા પીધેલો કપ
ખાલી ચા પીધેલી રકાબી
ખાલી અવાવરુ કૂવામાં લબડતો સુઘરીનો માળો
ચશ્માં સાથે કૉમ્યુનિકેશનનો નમ્ર પ્રયત્ન કરે છે હું
હું હોનુલુલુ સપાટ છે મકાન છે
રંગીન સિક્કો સરબત છે/મસ્તી મોસમ વૈશાલી નગરી નમણી રમણી છે
આંખ એટલે કીકી/કીકી એટલે કાળો રંગ+જોવા માટેની દૃષ્ટિ
+ અનુભવવા માટે ચશ્માં.

o

અહીં પંડિતોને ઘણા પ્રશ્નો થશે, કહેશે–

કઇ લિપિથી લખો છો ?
કેવા કાગળ પર ઉતારો છો !
અક્ષરો બદલવાની વાત કરો છો ?
ભાષાને ભોગવવાની ઇચ્છા રાખો છો !



હું introvert experienceના નામે બપોરે બાર વાગે
કે સાંજે આઠ વાગે ધૂળ પર કશીક આકૃતિ દોરે છે/
આંગળી આકૃતિ પાસે જાય છે/આંગળીને ધૂળ ચોંટે છે/
આકૃતિ ચોંટે છે/વાગેલા બાર કે આઠ ચોંટે છે
હું ચાટે છે/સ્વાદને પરખવા હલચલ કરે છે.
આખ, જીભને કોમ્યુનિકેશન ઉછીનું આપે છે.
હુંની સામે એક છોકરીનું પપેટ આવીને ઊભું રહે છે
બીજું પીળાં ફૂલોના ખેતરનું રંગીન ફોટુ આવીને બેસી જાય છે
એક કહે છે હું introvert છું
બીજું કહે છે હું *Extrovert* છું
હુંની જીભ ચામડીને ચાટ્યા કરે છે/સૂંઘવાનો પ્રયત્ન કરે છે
હું હોનુલુલુ સપાટ છે/experience છે/જે છે તે–
કાવ્ય પદાર્થ કઇક આવો છે—
વૈશાલી નગરીના વિશાળ રસ્તાઓ પર
હું બેઠો છે એકલો અટૂલો/લૂલો લંગડો થઇને
ધગધગતો ઉનાળો છે/બપોરે રણ છે રાતે બરફ છે
વિચારે છે એનું મન–
રણ છે વહાણ છે/ઊંટ છે અવાવરુ છે
હુ વીલરની સામે ફોર વીલર/પૂરપાટ ઝડપે વધે છે આગળ
સામસામે—
હુંનું મન આખું આવું થઇ ગયું છે.
બીજો ફની કિસ્સો એવો છે કે
સિગારેટ પીવું છું એવું બોલવાને બદલે
સિગારેટ પહેરું છું/ધુમાડો ઓઢું છું એવું બોલે છે સંભળાય છે પેલું.
ચિકુ સરસ મજાનું પાકું લે છે, તોડે છે
ટેબલ પર મૂકી બે અડધિયાં જોતાં જોતાં આંખ અવાવરુ થાય છે—
ચિકુ ! તારા ગર્ભને સ્પર્શું છું ગેરમ ગરમ
હાથની રેખાઓની શરમ ઓઢું છું નરમ નરમ
સત્ય છે/સમય છે/કારણ છે/કાળ છે
આવું બધું બબડ્યા કરે છે હું

કહું પાણી પીવાની ટેવને કવિતા નામાભિધાન કરે છે
બસ પછી ફુગ્ગા ફુલાવી ઉડાડયા કરે છે.
ચારે બાજુ ઊડતા ફુગ્ગા જોઇ આંખ અવાવરુ થાય છે
હવા છે/રંગીન છે/આકાર છે/આકૃતિ છે/ભડે છે હું/ફૂટી જાય છે હું
હું આંખના બંને ખૂણા સાફ કરી પિયા કાઢી નાખે છે.
પછી આરામથી શ્વાસ લઇ ગાળ ભાંડે છે લોજિકને
સંભળાય છે વિચારને/અનુભવાય છે રસને
ચારે બાજુ નગારાં વાગવા માંડે છે
હુંને સંભળાય છે રેતાળ પ્રદેશમાં બપોરે બાર વાગે ઊડતી ધૂળ
રાતે આઠ વાગે શરીરને સ્પર્શતી બરફીલી હવા
વાગે છે ચિકુના બે અડધિયાં ગરમ ગરમ
ઊંટ ઘોઘર્યો કરે છે/પીળાં ખેતરનાં ફૂલ ખીલ્યા કરે છે
અવાવરુ કૂવામાં માળો હલ્યા કરે છે/કૂવો બોલ્યા કરે છે
મારું તળિયું ખાલી છે
મારું તાળવું ખાલી છે
ચોરબકોર શાંત થવા આવે ત્યારે હું
નાળિયેરનાં લીલાં પાંદડાંને સૂર્ય નામ આપી
કાંટા આખા શરીરે ભોંકી દે છે પછી વેદવાણી ઉચ્ચારે છે—
ઘણા દિવસ પછી લાગણીના સ્પર્શનો અનુભવ
મારી સામે આંખો તાકી પ્રેમ કરે છે, હા પ્રેમ કરે છે.
હું સ્થિર થઇ જાય છે વૈશાલી નગરી સ્થિર થઇ જાય છે/
મસ્તી રમણી નમણી સ્થિર થઈ જાય છે
જામી ગયેલા બરફમાં ફફાફ્ કરતીકને તીરાડ પડે છે
એક રંગીન માછલી તરતી તરતી આવી હરતી ફરતી
ડૂબતી ડૂબતી થતી સપાટી પર આવી ચિકુના ગર્ભને બચકું ભરે છે
હુંને ગલગલિયાં થાય છે
રણ વહાણ હવા ધીમે ધીમે ધકેલાય છે
હું હણહણાટીના નામે મહાભિનિષ્ક્રમણ કરે છે
ઓઢે છે ધુમાડાને/પહેરે છે સિગારેટને આજને અત્યારને
એકલાને અટૂલાને લૂલાને લંગડાને
હુંની સામે બીજો એક હું આવીને ઊભો રહે છે
કટોરો ધરે છે
અડધી ચા સમજીને એક હું પી જાય છે
બીજો હું ફૂટપાથ પર બેસી સોક્રેટિસ થઇ જાય છે
લોજિક વિચાર ને રસ એકબીજાનો કસ કાઢી

કશુંક બોલવા જાય છે ત્યાં
બંને હું પોતપોતાની જગ્યા પર ગુંડો રોપી હમ્બગ હમ્બગ લહેરાય છે.
વંચાય છે હમ્બગ હમ્બગ/ લખાય છે હમ્બગ હમ્બગ
એમને એમ પૂઠાં ધીમે ધીમે સરકવા માંડે છે
અખિલ બ્રહ્માંડમાં એક નાદ સંભળાય છે
—હું ઠંડું પાણી ટેવ કવિતા છે.

## શબ્દો | નલિન રાવળ

શબ્દો શેતાનો છે
આવે છે
ફિરસ્તાઓ રૂપે
લઈ જાય છે
મનોહર ઉદ્યાનમાં ફળ લચ્યાં વૃક્ષતળે
જ્યાં તોતિંગ વિષધર સર્પ દંશ દેવા તત્પર છે.
શબ્દો શેતાનો છે
આવે છે
ગીધ દૃષ્ટિ રાજકારણીઓ રૂપે
લઈ જાય છે
રુંવે રુંવે ઝાળ જગવતા બર્બર સત્તાના દોઝખમાં.
શબ્દો શેતાનો છે
આવે છે
સૂત્રોના બખ્તર પહેરેલી ક્રાન્તિકારીઓ રૂપે
લઈ જાય છે
મુકમ્મિલ આઝાદીના કાતિલ કારાગારમાં.
શબ્દો શેતાનો છે
આવે છે
મહોરાંધારી ધર્મધુરીણો-સમાજધુરીણો-શિક્ષણધુરીણો-ભાષાધુરીણો રૂપે
લઈ જાય છે
સ્વપ્નોનાં અફાટ રણોમાં આંખો નીચોવી લેતા ઝાંઝવાનાં જળે.
શબ્દો શેતાનો છે
આવે છે
અળસિયાંની માફક વલ્મીકમાં ચાલી આવતી જનપેઢીઓ રૂપે
લઈ જાય છે
ઊંડે ને ઊંડે અંધાર સંભવના સડતા ફૂગાતા કીચડમાં

[illegible]

શબ્દો શબ્દો ક્યારે ય હોતા નથી
એ હોય છે
ક્રિસ્તાઓ અને રાજકારણીઓ, ક્રાન્તિકારીઓ અને ધર્મધુરીણો,
સમાજધુરીણો અને શિક્ષણધુરીણો, ભાષાધુરીણો અને જનપેઢીઓ.
શબ્દો શબ્દો ક્યારે ય હોતા નથી
એ હોય છે.
ઈશ્વરને ય કારમી થાપ આપવા મથતા શેતાનો.

## કેટલાંક જળચિત્રો | યજ્ઞેશ દવે

ટપ
ટપાટપ
ટપ
ટપ
જળ ઝરે–સૂની સીમ પર, ખેતર પર
ખેતર વચ્ચે ઊભેલા વડ પર
વડના
નગારા જેવા એક એક પર્ણ પર

ધાતીર તીરકીટ ધાતીર તીરકીટ ધાતીર તીરકીટ
અષાઢનો મેઘ
ધાધાધા ધીધીધી ધાધાધા ધીધીધી
ધારાએ ધારાએ ગાય

ત્યાં જો સરોવર જળમાં ભફાંગ દઈને નહાવા પડયો
સામે પર્વત, સરોવરકાંઠો ને કાંઠે ઊભું વન આખું ય
ને મધ્યાહ્નને જળ સ્તબ્ધ
જલમલ જલમલ જળમાં ઝીલાય આકાશ આખું
આ પણે ઊડે ચીલ
જળની છાતી નીલ

જળ મારી પ્રિયા
એક એક પડ ઉકેલી
સ્પર્શે મારી નગ્નતાને.
જોયા કરું છું.

ડોલના જળને ડખોળતું શિશુ અને
પ્રથમ વર્ષા પછીના ઉઘાડમાં
રતુમડા ખાબોચિયામાં જાણી જોઈને
પગ મૂકતા કિશોરને.

દરિયાકાંઠે જળભરેલી એક છીપ
જાણે ઝલમલતી આચમની
આવડી એવી છીપમાં આકાશ એવું શું ભાળે
કે રમવા ઊતરી આવે

સાંજના નરમ પ્રકાશમાં
નદીના જળમાં હળવેકથી ઊતર્યું
ભેંસનું ટોળું ને બની ગયું જળ
યાદ આવે છે
દૂર ક્યાંક નીચાણમાં
ઝરણાંનો અસ્પષ્ટ ધ્વનિ વહ્યા કરે છે ખીણમાં
નીચાણવાળા ધરાના ઘાસની ગંધથી ભારે
ભીની ભીની ભરી ભરી
અરણ્યની એ રાત્રિઓ

અમાસ રાત્રે
અહીં જળમાં નાખી જાળ
ખેંચ્યું ખેંચ્યું ત્યાં તો
અઢળક અઢળક તારાઓનો ભાર

—— | દ્વારકેશ વ્યાસ

વિશ્વાસના વપુને
ચાટતી જીભ
જ્યારે જ્યારે સ્વાદ ઓકવા જાય છે
ત્યારે ત્યારે એક પાશવિક પોતું ફેરવાઈ જાય છે ટાઈલ્સ પર
અને લાલ-ગુલાબી, લીલા-પીળા, જાંબલી રંગનાં
ચકામા ફેરવાઈ જાય છે કાળા ડિબાંગ ડાઘામાં
અહીં વાઘામાં
ઠીક ચામડી પર ચચરે છે તમતમે છે એની મીઠાશ

આઈનામાંથી
દદડે છે લાલ હોઠ, કાળી આંખો
ગુલાબી ગાલ અને ટટ્ટાર ગોળ સ્તનો
નીચે નીચે મસૃણ કાદવ
પણ
દૂધમલ મુઠ્ઠીમાંથી પથરાતુ શૈશવ અને
હયાતીના હવાતિયા મારતો મમ્-મમ્-મમ્-મમ્‌નો
સંજ્ઞાવિહીન ઉચ્ચાર અને કોરી આપે છે એક કાળદ્વીપ
હવે હીપ હીપ હુરે, હીપ હીપ હુરે–નો જુસ્સો
ઠલવાઈ જાય છે જય–પરાજયની સઘેડાઉતાર ક્રિયામાં
કેમ કે—
હોડી તૂટી ગઈ
દ્વીપના ખૂણે ખાચરે ગોતું છું જીવન
ચોખ્ખુ ચોખ્ખુ, ભલેને દાંત વગરનું, બોખ્ખું બોખ્ખુ
ન્હોર વગરનું નોખ્ખુ નોખ્ખુ
મારા શરીરનો મેદ ઓગાળવા મથતુ
દ્વીપની ચોમેર ચક્કર મારે છે-કદાચ-
પારદર્શી પડછાયા મળે મારી વાણીને
ને ચપ ચપ ચાટું મારી માના સ્તનો
માટે ફરીથી તૂટેલી હોડી લઈને નીકળું છુ.
એ વિશ્વ ભણી જ્યાં અવશ્વાસની મોકળાશ પણ
આળસ મરડી ઊભી થઈ શકે
અને મગછરદાનીની બહાર ઊગી નીકળે એ હાથ
જેમાં મૂકી દઉં બધા ત્રિકોણ, ચોરસ, ગોળ, લબગોળ
સમણા
પાપ-પુણ્યના ડાબા–જમણા
હમણા હમણાં.......

———

# સ્વાધીનતા એટલે શું ?

## (રાજમોહન ગાંધીના લેખ પરથી સારવેલ)

●

'અમારો મૂલ ચૂકવી હાંસલ કરેલી સ્વાધીનતા—સ્વતંત્રતા...કંઈ એકલા ભારતના ભોગવટા માટેની ચીજ ન હોઈ શકે. પરાઈ સત્તાની એડી હેઠળ કચડાતી દરેક ભૂમિની પ્રજા માટે એણે સ્વાધીનતાની આહલેક જગાવતી ભેરી બનવાનું છે.

એક કાળે ભારતના ધણિયામાઓને લંડન ખાતે સંબોધતાં ૧૯૩૧ની સાલમાં ગાંધીજીએ કહેલું. :

'મારા દેશ માટે જો હું સ્વાધીનતાની ખેવના કરું તો એવી જ સ્વાધીનતા ને સમાનતાના અધિકારોનો ખજાનો જગતની અવર નબળી-સબળી—તમામ જાતિઓ માટે પણ ખૂલી જાય. એવી ઝંખના જો હું ના સેવી શકું તો હું એ સ્વાધીનતાને લાયક જ ન ગણાઉં'.

પારકા દેશની આધીનતાનો ઉંબરે ઓળંગતાં પંડિત નહેરુએ ૧૯૪૭ની સાલમાં કહેલું, 'આજે એશિયા પોતાના વતના સંતાન આફ્રિકન બંધુઓ પ્રત્યે ભાઈચારાનો હાથ લંબાવી રહેલ છે. અમે સેવેલી સ્વાધીનતાની કલ્પના એક એવી વસ્તુ છે જે અમુક એક દેશ, જાતિ યા વર્ગ પૂરતી મર્યાદિત બનાવીને રાખી શકાય એમ નથી. એ તો સમગ્ર માનવ સમાજમાં વ્યાપક બની વિસ્તરી રહેનારી વસ્તુ છે.'

એ પછીના દિવસોમાં એમનું આ પ્રેરણાદાયી દિવાસ્વપ્ન ઉપરછલ્લા સ્વરૂપે સિદ્ધ થયેલ જોવા મળ્યું ય ખરું. બીજા વિશ્વ યુદ્ધને અંતે દુનિયાના નકશા પર નવા નવા રાષ્ટ્રધ્વજ ફરફરતા જોવા મળ્યા. આ નવાં રાષ્ટ્રોના મોભીઓ લેખે નવા નવા સુકાનીઓના નામ રોશન થતાં દેખાયાં. તે તેમ જ્યાં વાસ્તવમાં હજી અનેક નબળી સબળી જાતિઓ સ્વાધીનતા માટે તલસતી રહી ગયેલી હતી. અસંખ્ય માનવબંધુઓ આજેય ગુલામીની અસહ્ય યાતનાઓ ભોગવી રહેલ છે.

દક્ષિણ આફ્રિકામાં આજેય ત્યાંની પંદર ટકા જેટલી નાનકડી લઘુમતિ જ મતદાનનો ઇજારો ધરાવે છે. ને બંદૂકનો એકદસ્તુ પરવાનો પણ એના જ હાથમાં છે. એ દેશની બાકીની ૮૫ ટકા વસ્તીએ તો આ નાનકડી લઘુમતિની જોહુકમી મૂંગે મોઢે સહી લેવી પડે છે, એના તાબેદાર બની દંડ ભરતા જીવવું પડે છે, કાં જીવ સાટે જંગ ખેલી લેવા બંડની તૈયારી કરતા રહેવું પડે છે. આખાયે આફ્રિકા ખંડમાં ઠેર ઠેર મૂઠી ભર માણસોની રાજકીય સત્તા જમાવી બેઠેલી છે. આ ટૂંકી નજરના ક્ષુદ્ર, મદાંધ માણસો એવું શાસની કદ ધારણ કરી બેઠેલા હોય છે, કે બંદૂક તથા ચાબુકના જોરે તેઓ ત્યાંની સામાન્ય પ્રજાને બેરહમ બની અહર્નિશ પીડતા કચડતા જોવા મળે છે.

આવા જ એક જૂથની સત્તા હેઠળ ઇથોપિયાની પ્રજા ભયંકર દુષ્કાળમાંથી પસાર થઈ રહી છે. એ મૂઢ સત્તાની સંકુચિતતાએ વિશ્વની અવર સત્તાઓનો સહકાર લઈ પ્રજાના ભૂખમરાના દુઃખને ટાળવાનો કે હળવું કરવાનો વિચાર સરખો કર્યો નહિ. ખેર, પણ ઇથોપિયન પ્રજાની યાતનાઓ કેવળ દુષ્કાળમાં જ સમાઈ જતી નથી. એ ભૂમિ પર વસતી નિરનિરાળી આદિવાસી જાતિઓ વચ્ચે 'એકાત્મતા' ને 'સ્વાયત્તતાને ભયંકર ક્રૂરતાભર્યો આતંકવાદ ખેલાઈ રહ્યો છે. અલબત્ત, આ અગાઉ-નો—સમ્રાટ હેલસિ-લાસીનો સત્તાકાળ પણ એ ભૂમિપરની પ્રજા માટે કંઈ એવો સુંવાળો યા સુખાળવો તો નહોતો જ.

ઇથોપિયા દેશ વિષે આપણે વિશેષ સર

ધરાવતા આવ્યા છીએ, કારણ સૈકાઓ પૂર્વે ત્યાંના આદિ–નિવાસીઓ દરિયાઇ પ્રવાસ ખેડીને ભારતના પશ્ચિમ કિનારે ઉતરેલા ને તેમાંના કેટલાક તો ત્યારથી જ આ દેશમાં કાયમ માટે વસી ગયા હતા. ઇથેપિયામાં વિશેષ રસ હોવાનું બીજું એક કારણ એ કે, આખાયે આફ્રિકા ખંડમાં આ એક જ દેશ એવો હતો જે ગઈ સદી દરમિયાન યુરોપના દેશોની વસાહત બનતા બચી ગયેલો હતો ને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન મુસોલિનીનાં લશ્કરોએ એની ભૂમિ પર કૂચ કરી નહોતી ત્યાં લગી એટલું જ નહિ, 'સ્વાધીન ભૂમિ' તરીકેનું એનું ગૌરવ અકબંધ સચવાઇ રહ્યું હતું હતું. યુદ્ધ પૂરું થતાં વેંત આ ઇથોપિયાને એની સ્વતંત્રતા પાછી સોંપાઇ ગઈ હતી. એટલે આજે ઇથોપિયામાં પ્રગટ થઇ રહેલી અનિષ્ટો માટે કોઈ પરદેશી સત્તાના સંસ્થાનવાદને કોઇ રીતે દોષ દઇ શકાય તેમ નથી.

આફ્રિકાનો બીજો એક દેશ યુગાન્ડા એની ભૂમિકા વળી એથીય વિશેષ ચિંતા પ્રેરક છે. ત્યાં ઇદિ અમીનના સત્તાકાળ દરમિયાન ભયંકર કત્લેઆમનો ઉત્પાત મચેલો રહ્યો. એ પછી મિલ્ટન ઓબોટે શાંતિ સ્થાપવાનું વચન આપતો ૧૯૭૯મા ઇન્દી અમીનને પદભ્રષ્ટ કરી સત્તા પર આવ્યો. પરંતુ એ ઓબોટે એ દેશની પ્રજાને શાંતિનો અહેસાસ કરાવી શક્યો નહિ ને એમ્નેસ્ટી ઇન્ટરનેશનલનો અહેવાલ કહે છે ઓબોટેના સત્તાકાળ દરમિયાન એના રાજકીય વિરોધીઓ પર પુષ્કળ જુલમો થયા છે. કેટલાક નિરીક્ષકોનું તો માનવું છે કે ઓબોટેના રાજ અમલના છેલ્લાં ચાર જ વર્ષ દરમિયાન ૨૦૦,૦૦૦ (બે લાખ) યુગાન્ડાવાસી પ્રજાજનોની કત્લેઆમ થઇ હતી.

યુગાન્ડાની છૂપી પોલિસનો એક અધિકારી કહે છે, મેં ખૂબ માણસો માર્યા છે, નહિ નહિ તોય ૩૫૦ જેટલા તો ખરા જ. પણ મારા બીજા સાથીઓએ તો એથી ય વધારે સંખ્યામાં માણસોને મારી નાખ્યા છે.' કદાચ આ માણસની ખરાઇ ખોરીને આપણે 'ડાહ્યો બકવાદ' ગણી કાન તળે કાઢી નાખવા પ્રેરાઇશું. કદાચ આ બાબતમાં ચોક્કસ આંકડા મેળવવા આપણે માટે દુર્લભ હોય. ગમે તે હોય પરંતુ પેટ ચીરીને માણસનાં આંતરડાં બહાર કાઢી નાખ્યાં હોય, કોઈનું માથું ને પગ જુદા કરી નાખ્યા હોય એવા માનવ દેહ એ ત્યાંની વાસ્તવિકતા હતી...આજે હવે આ ઓબોટે ય પદભ્રષ્ટ થયો છે.

ઇદી અમીનનો અમલ ઊતર્યે ભયકાર્તા ખચકાતાં યુગાન્ડા પાછા ફરેલા હિંદીઓએ યુગાન્ડામાં વસી જઇ નવેસરથી, ફરી પાછા પોતાના ધંધા રોજગાર જમાવેલા. આજે હવે તે હિંદીઓની દુકાનો ફરી પાછી લૂંટાઈ રહી છે! વળી પાછા હિંદીઓએ એ દેશમાંથી હિજરત કરી નીકળી આવવું પડે એવી સ્થિતિ સરજાઇ છે? યુગાન્ડા પર રાજ કરતાં ઓબોટેએ આચરેલા કરતૂતોનાં કૌભાંડ ખૂલતા જાય છે....તેવે ટાણે સાઉથ અરેબિયામાં છાપરું શોધી અત્યાર લગી મૂંગો મૂંગો રાહ જોઇ બેઠેલા ઇદી અમીને 'યુગાન્ડાની વહારે ધાવા પોતે તૈયાર છે' એવી જાહેરાતો કરવા માંડી છે. આ સામે આગળી ચીંધતી દક્ષિણ આફ્રિકાની ગોરી લઘુમતિ સરકાર કહે છે, યુગાન્ડામાં જે આપસી કત્લેઆમ ચાલી રહી છે, એની સરખામણીમાં દક્ષિણ આફ્રિકાની સ્થિતિ ક્યાંય બહેતર છે. દક્ષિણ આફ્રિકામાં આધળુકિયા કરી અંકુશ વિહોણા હિંસક કૃત્યો આચરી રહેલ આદિવાસીઓ પ્રત્યે આંગળી ચીંધતી ત્યાંની જાલીમ સત્તા દુનિયા સમક્ષ પોતાની નૃશ સતાને ઢાંકવા મથી રહી છે!

જુલાઈની ૨૦મીએ દક્ષિણ આફ્રિકાની ધરતી પર જે કંઈ બન્યું તે પણ માનવીની નૃશસતાનું જ પ્રદર્શન હતું જોહાનિસબર્ગના પાદરમાં કોઈ એક મૃતાત્માની સ્મશાન યાત્રામાં શામેલ થયેલી એક

જુવાન હબસી સ્ત્રી પર 'સરકારી જાસૂસ' હોવાનો વહેમ આવી, હબસીઓનું એક ટોળુ ઓસો પાડતું ને કિકિયારીઓ કરતુ તૂટી પડયુ. પથરાઓનો વરસાદ વરસાવ્યો, એનાં કપડાં ચીરી નાખ્યાં, અને નાગી કરી હબસીઓના ટોળાએ એને જીવતી આગમાં ભૂંજી નાખી ! એ સ્ત્રી પર આવો વહેમ લાવવાનું કારણ શું હતું ?' તો 'કહે ટોળામાથી કોઈ માણસે એ સ્ત્રીનુ નામ દઈ ધિક્કાર કર્યો : 'જાસૂસ'...કોઈએ એના ભણી આંગળી ચીંધી ! ને આવો બનાવ બનવાનો જ છે એવી ખાત્રી સાથે ત્યાં ઊભેલા કેમેરાવાળાઓએ આખી ય ઘટનાને કચકડાંની પર ફિલ્મ ઉતારી લીધી, તે આ બાતમી જાહેર કરવા અધીરી ગોરી સરકારે એનાં ટી વી. તથા રેડિયો કેન્દ્રો પરથી દેશ આખામાં એનો હૂબહુ આખે દેખ્યો હાલ પ્રગટ કરી દીધો ! આ અમાઉ એ જ દેશમાં બનેલી એક બીજી ઘટના જોઈએ. અહિંસક શાંતિમય પ્રવૃત્તિ માટે દુનિયાએ જેમનું બહુમાન કરતા નોબલ પારિતોષિક એનાયત કરેલું છે એવા હબ્સીઓના નેતા બિશપ ડેસમોંડ ટુટુએ આવા જ કોઈ ફાલતુ કારણસર, હબ્સીઓના ઉશ્કેરાયેલા ટોળાનો શિકાર બનતાં એક હબ્સી જુવાનને હિંસાના આતંકમાથી બચાવી લીધેલો. ને એ વખતે બિશપ ટુટુએ પોતાના એ ઉશ્કેરાયેલા દેશ બાંધવોને ઉદ્દેશી ડહાપણનાં બે વેણ કાઢતા કહેલું : 'એવો કોઈ રસ્તો કેમ શોધી ન કાઢીએ કે જેથી આઝાદી મળી ગયા પછી આપણે એ બાબત ગૌરવ લઈ શકીએ કે આપણે સતત એ વસ્તુ યાદ રાખવી જોઈએ કે, રંગભેદની નીતિમાં માનનારા ગોરાઓ કરતા રંગભેદ ભૂંસી નાખવા અધીરા ગોરાઓની સંખ્યા ભલે નાની હોય, પરંતુ એમાં એવા અનેક માણસો છે, કે જેઓ દક્ષિણ આફ્રિકામાંથી રંગભેદના જડબેસલાક ચોકઠાને દૂર કરી, એ દેશમાં લોકશાહી તંત્રની રચના કરવા ઉત્સુક છે. એવા ગોરાઓમા પ્રોગ્રેસિવ ફેડરલ પાર્ટીના નેતા રેવરન્ડ ક્રિશ્ચિયન બિયર્સ નાઉડે જેવા માણસ છે. ગોરા નાગરિક ફ્રેડરિક વાન ઝીલ સ્લિઆબર્ટ ને એલન પેટન જેવા માણસો છે. એલન પેટન એક એવા વિશ્વવિખ્યાત લેખક છે, જેમણે 'ક્રાય, ધી બિલવેડ કંટ્રી !' (આવડી ! પોકારી ઊઠો તમારી વેદના !' જેવી એક નવલકથા દ્વારા દુનિયા ભરમાં દક્ષિણ આફ્રિકાની આદિવાસી પ્રજાની ઊંડી વેદનાને વાચા આપી છે'

આ ગોરા માણસો હબસી પ્રજાના દેશનિકાલની સજા ભોગવી રહેલ રાષ્ટ્રીય નેતા–નેલ્સન મેન્ડેલાની મુક્તિ માટે સતત માગ ઉઠાવતા રહ્યા છે. દેશમાં ગેરકાયદેસર ઘોષિત થયેલ નેશનલ કોંગ્રેસનો આ નેતા છેક ૧૯૬૨ની સાલથી જેલમા ગોંધાઈ ગયેલો છે. આ આફ્રિકન નેશનલ કોંગ્રેસ પોતાની પ્રજાને અહિંસક ને શાંતિમય માર્ગે આઝાદીની લડત આગળ ધપાવવા શીખ આપનારીને એ માટે પ્રજાને સંગઠિત કરી આંદોલનોમા દોરનારી સંસ્થા અલબત્ત, આજે એના કેટલાક નેતાઓને કોંગ્રેસની આ શીખ જચતી નથી.

માની લઈએ કે, અત્યાર લગીની કોંગ્રેસની શાંતિમય અહિંસક પ્રવૃત્તિઓ દ્વારા દક્ષિણ આફ્રિકામા રંગભેદ પ્રવર્તાવી રહેલ જાલિમ સત્તાની પીઠ તોડી શકાઇ નથી. પરંતુ આજે હિંસક માર્ગે દ્વારા રંગભેદના અત્યાચારને નાબૂદ કરવા મથનારાં વિરોધી બળોને પણ ટૂંકા ભાવિકાળમા સફળતા મળવાનાં કોઇ ચિહ્‌ન નજરે ચઢતાં નથી. આફ્રિકન નેશનલ કોંગ્રેસના ગેરિલાઓ જેટલી હિંસા આચરી રહ્યા છે, તેથી અનેકગણી, ઉગ્ર માત્રામા સતત આફ્રિકન પ્રજાની પીઠ પર સરકારી દમનનો કોરડો વીંઝાતો રહ્યો છે. તે પ્રજાના દેહને રક્તબંબાળ બનાવતો રહ્યો છે.

અનેકાનેક કારણોસર દક્ષિણ આફ્રિકન પ્રજાની સમસ્યા ભારતીય નાગરિકના દિલ પર ચોટ બની અફળાતી રહી છે, એના હૈયાને હચમચાવતી રહી છે.-કારણ, કોઈ પણ માણસની ચામડીનો

રંગ જ સમાજમાં એના ઊંચા યા નીચ દરજ્જા માટેનું કારણ બની રહે એ વિચાર જ ભારતીય નાગરિકની સંસ્કારિતાને ચોટ આપનારી વસ્તુ છે. ભલે પછી એ વિચારને પૂરેપૂરો જીવનના આચરણમાં ઉતારવાનો એને માટે હજી બાકી રહી જતો હોય. દક્ષિણ આફ્રિકામાં રંગભેદના અન્યાયો સામે ગાંધીજીએ આપેલી લડતોનું સ્મરણ ભારતીય નાગરિકના દિલમાંથી ભૂંસી શકાય તેમ નથી. એથી જ ડરબનમા હિંદીઓ તેમ જ આફ્રિકનો વચ્ચે ફાટી નીકળેલ હિંસક રમખાણોની કમનસીબ ઘટનાના સમાચારો સાંભળવા છતા, આજે રંગભેદના અન્યાયો સામે ઝૂઝી રહેલ ત્યાની આદિવાસી પ્રજા પ્રત્યેની ભારતીય પ્રજાજનની હમદર્દીમાં રજમાત્ર ફરક પડવા સંભવ નથી.

આમ છતાં આપણે એ પણ જોઈએ છીએ કે માણસને મન પોતાના સિવાયના બીજા લોકોની લડતનું મહત્ત્વ કંઈક અંશે ઓછું જ અંકાતુ આવ્યું છે. દાખલા તરીકે, શ્રીલંકામા લડતા તમિલ નેતાને મન દક્ષિણ આફ્રિકાની લડતનું ઊંડાણ ચામડીનું પડ ભેદે તેટલું જ છે પણ એમની પોતાની લડતનું ઊંડાણ 'આત્માને' ભેદી નાખનારું દિસે છે!

દુનિયાના હરકોઈ દેશના લોકો દક્ષિણ આફ્રિકાની ગોરી સત્તાના આતંક સામે પોતાનો વિરોધ નોંધાવ્યા વિના ચેન લઈ શકે તેમ નથી કારણ દક્ષિણ આફ્રિકાના ગોરા આફ્રિકનો સામેનો આ અપરાધ રાક્ષસી જ ગણાય એવો છે. આ હકીકત હોવા છતા સામા પક્ષે આચરાઈ રહેલી મૂર્ખતાઓ પ્રત્યે પણ આપણે આંખ મિંચામણાં કરીએ વા મો ફેરવી લઈ મૂંગા બની રહીએ એવું ન બનવુ જોઈએ. દક્ષિણ આફ્રિકાના ૨૦૦૦ જેટલા ગોરાઓનુ ટોળું પડોશમાં આવેલ કોઈ કાળાઓની વસાહત પર તુટી પડે, તે ત્યાના પાચ માણસોને ફૂંકી મારે, તો દુનિયા આખીના નાગરિકો એની સામે સખત વિરોધ નોધાવે, તે ખરેખર વ્યાજબી જ ગણાશે. તો એ ન્યાયે દક્ષિણ આફ્રિકાની ભારતીય વસાહતે પણ પોતાના પર થયેલ હુમલા બાબત વિરોધ નોંધાવી પોતાને થયેલ નુકશાની અદા કરાવવા તેમજ અપરાધીઓને તત્વત થાય તે બાબત અવાજ ઉઠાવવો જ જોઈએ.

સાથે સાથે જ આપણે પોતાના દેશ ભણી નજર ફેરવીએ, તો શું જોવા પામીએ છીએ? આપણા પોતાના જ દેશમાં, એવા જ અપરાધોનું આપણે પોતાના હાથે પુનરાવર્તન કરી રહ્યા છીએ! આંધ્રના કરમચેડુ ગામની એક હરિજન સ્ત્રીનો ગુનો એટલો જ કે, પોતાના લોકોની વસ્તીને પીવા માટેનાં પાણીને ડહોળી ડખોળી ગંદુ બનાવનારાને એણે ઠપકો આપ્યો, પડકાર્યો! આ ગુસ્તાખી ગામના સવર્ણો માટે અસહ્ય થઈ પડી. 'એક હરિજન બાઈની આ મજાલ!' કહેતા એ ગામની બે હજારથી ય મોટી સંખ્યામા ભેગા થઈ ગયેલા સવર્ણો હરિજનોની એ નાનકડી વસ્તી પર તૂટી પડ્યા. તે એમના પાંચ માણસોને જાનથી મારી નાખ્યા બાદ હરિજનોની આખીય વસ્તીને ગામ બહાર તગેડી મૂકી!

આ સવર્ણો દક્ષિણ આફ્રિકાના પેલા જાતિવાદી ગોરાઓ કરતા જરાય ઓછા અપરાધી નથી. ગોરાઓ જેવુ જ પાપ ઘઉંવર્ણા લોકો કરે તેથી એ મહાપાતક ગણાતુ શી રીતે બચી જઈ શકે? xxx

સામાન્ય રીતે ગોરાં સ્ત્રીપુરુષોની વાદરનકલ કરવી એ આપણા—હિંદીઓનો એક જબરો શોખ થઈ પડ્યો છે આ શોખનુ પ્રતિબિંબ આપણી વાતચીતના વલણ-લક્ષણમા, આપણા પહેરવેશમા ને આપણી જાહેર ખબરોમા બહુ સ્પષ્ટપણે જોવા મળે છે. છતાં આપણા દેશમાં પ્રસરી રહેલા દૂષણો ને અનિષ્ટોના મૂળ તરીકે ગોરાઓ ભણી આંગળી ચીંધતા રહેવાનુ આપણે માટે બહુ સહજ બની ગયું હોય છે આપણા માથે કોઈ મુશ્કેલી આવી પડી હોય ત્યારે પણ કારણોની શોધ કરતાં એ

બધાંના મૂળમાં ગોરા સામ્રાજ્યવાદીઓની કોઈ મેલી ચાલ જ ઝટ આપણી નજરે ચઢી આવે છે. આપણે માટે આ એક આદત બની ગયેલ છે.

આ દેશને આઝાદી મળ્યે આજે હવે ૩૮ વર્ષ વીતી ગયાં છે. પારકે બારણે દોષનો ટોપલો ઠાલવી આવવાની આપણી આ કુટેવને તિલાંજલિ આપીએ તો જ કંઈક રૂડા દીસીએ. શિષ્ટતા કે નિર્લજ્જતાને ચામડીના ગોરા, કાળા, કે પીળા, ઘઉંવર્ણા રંગ સાથે કશી નિસબત નથી

એલન પેટન દક્ષિણ આફ્રિકાનો એક ગોરો માણસ છે, જે જિંદગી ભર ગોરી ચામડીવાળાઓના અન્યાયો સામે ઝૂઝતો આવ્યો છે. ઇદી અમીન કાળી ચામડીનો આફ્રિકન માણસ છે, જે નરાધમ ને નિર્લજ્જ બની કેવળ સત્તા હાથ કરવા જીવતો આવ્યો છે. હિટલર ગોરો હતો પણ કર્મે કાળો હતો. બિશપ ટૂટુની ચામડીનો રંગ કાળો છે, પરંતુ માનવીનતાથી એમનું વ્યક્તિત્વ ઉજ્જવળ છે. કરમચેડુની હરિજન વસ્તી પડનારાઓનું ટોળું સવર્ણ હિન્દુઓનું પણ તેથી કંઈ એમનું કર્મ માણસ એમના વર્ણને ઉજાળનારું બની જતું ન

સાચાને ને ખોટાને આપણે ન્યાતિ, રંગ, પ્રદેશનાં બધાં ગૂંચળાઓમાંથી તારવતા શીખવાનું છે. સ્વાધીનતાને વ્યાપક વિસ્તરવા માટે ભારતની જે પ્રકારની આવશ્યકતા છે, તે કંઈક અતિસૂક્ષ્મ પ્રકાર નિર્મળ વસ્તુ છે. કોઈ એક જાતિની ગુલામીમાં મુક્ત થવા માત્રથી એ સ્વાધીનતાનું તત્ત્વ હાં થઈ શકવાનું નથી એ માટે તો મનુષ્ય પોતાના અવર માનવબંધુની ક્રૂરતામાંથી મુક્ત થ જીવે એવી કામનાને સ્થાયી બનાવી જીવતાં શીખ પડશે.

(ઑગસ્ટ '૮૪ના ઇન્ડિયન એક્સપ્રેસમાંથ
તારવનાર : સુ ગાંધી

---

## નવું વાચન

જાનન્તિ યે કિમપિ, સંપા. સુરેશ જોશી સદ્ભાવ પ્રકાશન, ૫૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ–૧, કિ રૂ. ૨૮/—

વિવેચનના ક્ષેત્રમા જે નવીન વિચારસરણીઓનો પ્રભાવ અનુભવીએ છીએ તે વિચારસરણી વિશે યોગ્ય અને અધિકૃત માહિતી હોવી ખૂબ જરૂરી છે. અત્રે રૂપરચના, ફિનોમિનોલૉજી, સંરચનાવાદ; માનવવાદ, માર્કસવાદ વગેરે વિવિધ અભિગમોને આ પુસ્તકમાં સમજવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

ભાવયામિ (સુરેશ જોશીના કેટલાક નિબંધો), સંપા. શ્રી શિરીષ પંચાલ, પ્રકા. ઉપર મુજબ, કિ રૂ. ૩૬/—

વિવિધ વર્તમાનપત્રો દ્વારા સ્વ. સુરેશભાઈએ અનેક વિષયો ઉપર સેંકડોની સંખ્યામાં નાના નાના નિબંધો લખ્યા છે અને લખતા રહે છે. અહીં એમના છપ્પન નિબંધો પસંદ કરાયા છે. સંપાદક શ્રી શિરીષભાઈની સ્વ. સુરેશભાઈની નિબંધશૈલીની વિશે મનનીય અને સવિસ્તર સમીક્ષા ગ્રંથની ગુણવત્તામાં વધારો કરે છે.




* મહાત્મા ગાંધીનો કેળવણીનો આદર્શ
* શ્રી રામકૃષ્ણ પરમહંસ : ચંદ્રકાન્ત શેઠ ૪૪૯
* કમ્પ્યુટર – ગુનાઓ : ટી. અનન્તાચારી (અનુ. પ્રા. હરીશ વ્યાસ) ૪૫૪
* વધારે સમવાયી રાજ્યવ્યવસ્થાની દિશામાં : રમેશ થાપર (અનુ. યશવંત ત્રિવેદી) ૪૫૯
* પુસ્તકોની દુનિયા : પત્રકારત્વની દુનિયામાં ડોકિયું (રજૂઆત : ડંકેશ ઓઝા) ૪૬૨
* કાવ્યગુચ્છ : સંપાદક : યોગેશ જોષી ૪૬૬
* કૂવામાં તે હવાડામાં : સુ. ગાંધી ૪૬૮
* 'પારિતોષિક' અંગે નિખાલસ નોંધ : ભોગીભાઈ ગાંધી ૪૭૦
* ચરિત્ર નિબંધ : મકનજી સેવું : રમેશ ર. દવે ૪૭૨

# આશીર્વાદ કે શાપ

આપણે ત્યાં કાકડાપારમાં અણુમથક થવાનું છે તાપી નદીને કિનારે આ મથક થશે તે આપણને આશીર્વાદ જેવું દેખાય અને તેને માટે અભિમાન કરવાનુ મન પણ થઈ જાય એમા લાકડા, કોલસા કે કોઈ ચાલુ ઇધણ વપરાય નહિ છતાં ઘેરઘેર વીજળી મળે પટ બટન દબાવીએ અને ભલા ભલાં કામો થાય આપણા વિસ્તારમાં નવા નવા ધંધા ખીલી ઊઠે ગામેગામ ઉદ્યોગોથી ધમધમતાં થાય આવું આવુ સમજીને આપણે અણુમથકને આશીર્વાદ માનતા થઈ ગયા છીએ, ત્યારે થોભીએ અને એને વિશે જાણી લઈએ

આ અણુકેન્દ્રમા ઇંધણ 'અણુ'નુ વપરાવાનું છે દુનિયામા બધા પદાર્થ અણુના બનેલા છે આ અણુમા જે શક્તિ સંગ્રહાયેલી છે તેને છૂટી પાડીએ એટલે તેનાથી વીજળી બનાવી શકાય તેવી શોધ થઈ છે 'યુરેનિયમ' નામની ધાતુના અણુની શક્તિ મહેલાઈથી છૂટી પાડી શકાય છે પણ તેમ કરવા જઈએ તો 'પ્લુટોનિયમ' ધાતુનો કચરો પેદા થાય છે આ કચરો મરણતોલ કિરણો ફેલાવનારો છે

આ અણુકેન્દ્ર ચાલીસ (૪૦) વરસ કામ આપશે પછી એ બધ કરવું પડશે. એ દરમિયાન જે પ્લુટોનિયમનો કચરો પેદા થશે તે? તે તો અઢી લાખ વરસ સુધી વિઘાતક કિરણો ફેલાવ્યા જ કરશે આપણી કેટકેટલી ભાવિ પેઢીઓને આ કિરણોના ભોગ થવુ પડશે તે ગણી પણ ન શકીએ

- બાળક મૂગુ, બહેરુ કે આંધળું જ જન્મે
- આસપાસનુ બધું પાણી ઝેરી કિરણો ફેલાવનારુ બની જાય જેની અસર વનસ્પતિ અને પ્રાણીઓ બધાં ઉપર થાય
- શાકભાજી અને અનાજ પણ ખાવા જેવા ન રહે
- 'લ્યુકેમિયા' લોહીના કેન્સરનો રોગ થાય

આવુ જીવમાત્રને મારનારુ કે રીબાવનારું કારખાનુ એટલે આ અણુકેન્દ્ર!

આજથી, ચાલીસ વરસ ઉપર ૧૯૪૫ની સાલમા જાપાનના હિરોશીમા શહેર પર અમેરિકાએ અણુબોંબ બનાવીને નાખ્યો હતો જાપાન પોતાનું સામ્રાજ્ય ફેલાવવાને લડાઈ કરી એશિયા આખાના લોકોને બીવડાવી અને પજવી રહ્યું હતું તે જબરુ ગણાતું રાજ્ય આ

(પાછળ જુઓ)

(૬) અક્ષરજ્ઞાનને સુલેખનકળાનો વિભાગ ગણી, પ્રથમ બાળકને ભૂમિતિની આકૃતિઓ કાઢતાં શીખવી, તેનાં આંગળાં વળે ત્યારે તેમને બારાખડી આલેખતાં શીખવવી. એટલે કે તેને પ્રથમથી જ શુદ્ધ અક્ષર કાઢતા શીખવવું.

(૭) લખતાં પહેલા વાંચતા શીખે એટલે કે અક્ષરોને ચિત્ર સમજી તેને ઓળખતાં શીખે ને પછી ચિત્ર કાઢે

(૮) આવી રીતે જે બાળક શીખે ને સુખેથી જ્ઞાન પામે તે આઠ વર્ષની અંદર તો તેના ગજા પ્રમાણે ઘણું જ્ઞાન પામેલું હોવું જોઈએ.

(૯) બાળકોને પરાણે કંઈ જ ન શીખવવું.

(૧૦) જે શીખે તેમા તેને રસ આવવો જ જોઈએ.

(૧૧) બાળકને શિક્ષણ રમતની જેમ (આનંદપ્રદ) લાગવું જોઈએ. રમત પણ શિક્ષણનો આવશ્યક વિભાગ છે.

(૧૨) બાળકોની બધી કેળવણી માતૃભાષા મારફત થવી જોઈએ

(૧૩) બાળકોને હિંદી ઉર્દૂનું જ્ઞાન 'રાષ્ટ્રભાષા' તરીકે આપાવું જોઈએ. તેનો આરંભ અક્ષરજ્ઞાન પૂર્વે થવો જોઈએ.

(૧૪) ધાર્મિક કેળવણી આવશ્યક સમજાવી જોઈએ. તે પુસ્તક મારફતે નહીં પણ શિક્ષકના વર્તનમાથી બાળક પામે, અને તેને સુખેથી.

## ૨ નવથી સોળ વર્ષ સુધી

(૧) આ બીજા કાળમા પણ સંભવે ત્યા લગી બાળક-બાળાની કેળવણી સાથે હોય તો સારુ.

(૨) આ બીજા કાળમા હિંદુ બાળકને સંસ્કૃતનું જ્ઞાન મળવું જોઈએ, મુસલમાનને અરબીનું.

(૩) આ કાળમાં પણ શારીરિક કામ તો ચાલતુ જ હોય. અક્ષરજ્ઞાનનો સમય આવશ્યકતા પ્રમાણે વધારવો જોઈએ

(૪) આ કાળમા બાળકનાં માબાપનો ધંધો જો નિશ્ચિત થયેલો જોવામા આવે તો તેને તે ધંધાનું જ્ઞાન મળવું જોઈએ, અને તેને એવી રીતે તૈયાર કરવો જોઈએ કે જેથી તે બાપુકા ધંધામાથી પોતાની આજીવિકા મેળવવાનુ પસંદ કરે. આ નિયમ બાળાને લાગુ નથી પડતો.

(૫) સોળ વર્ષના બાળક-બાળાને બંનેને સીવતા, રસોઈ કરતાં આવડવુ જોઈએ.

## ૩ : સોળથી પચીસ વર્ષ સુધી

(૧) આ કાળમાં પ્રત્યેક યુવાન કે યુવતીની ઈચ્છા અને તેના સંજોગો પ્રમાણે તેને કેળવણી મળે

(૨) નવ વર્ષ પછીથી શરૂ થતી કેળવણી સ્વાવલંબી હોવી જોઈએ એટલે કે વિદ્યાર્થી શીખતાં શીખતા એવા ઉદ્યોગોમાં રોકાયેલ હોય કે જેનું ઉત્પન્ન શાળાનું ખર્ચ ચલાવે.

(૩) શાળામાં ઉત્પન્ન તો પ્રથમથી જ શરૂ થાય. પણ પ્રથમના વર્ષમાં ખર્ચને પહોંચી વળવા પૂરતુ ન થાય.

(૪) શિક્ષકવર્ગના પગાર મોટા હોઇ ન શકે, પણ તેને પેટ પૂરતું મળે. તેઓમાં સેવાવૃત્તિ હોવી જોઇએ. પ્રાથમિક શિક્ષણને સારુ ગમે તેવા શિક્ષકથી ચલાવી લેવાનો રિવાજ નિંદ્ય છે. શિક્ષકમાત્ર ચારિત્ર્યવાન હોવા જોઇએ.

(૫) શિક્ષણને સારુ મોટાં ને ખરચાળ મકાનોની આવશ્યકતા નથી.

(૬) અંગ્રેજીનો અભ્યાસ ભાષા તરીકે જ હોય અને તેને શિક્ષણક્રમમાં સ્થાન હોવું જોઇએ. હિંદી જેમ 'રાષ્ટ્રભાષા' છે તેમ અંગ્રેજીનો ઉપયોગ પરરાષ્ટ્રોની સાથેના વ્યવહારને વ્યાપારને સારુ છે.

## ૪ : સ્ત્રીઓની કેળવણી

સ્ત્રીઓની ખાસ કેળવણી કઈ ને ક્યાંથી શરૂ થવી જોઈએ એ વિષે હું પોતે નિશ્ચય નથી કરી શક્યો. આટલો દૃઢ અભિપ્રાય છે કે, જેટલી સગવડ પુરુષને તેટલી જ સ્ત્રીને મળવી જોઇએ, અને જ્યાં ખાસ સગવડની આવશ્યકતા હોય ત્યાં ખાસ સગવડ મળવી જોઇએ. પુખ્ત ઉંમરે પહોંચેલાં સ્ત્રીપુરુષો જે કેવળ નિરક્ષર છે તેઓને સારુ રાત્રીવર્ગોની આવશ્યકતા છે જ. પણ તેઓને અક્ષરનું જ્ઞાન હોવું જ જોઇએ એવી મારી માન્યતા નથી. તેઓને સારુ વ્યાખ્યાનો વગેરે દ્વારા સામાન્ય જ્ઞાન મળવાની સગવડ હોવી જોઇએ, અને જેને અક્ષરજ્ઞાન લેવાની ઇચ્છા થાય તેને સારુ પૂરતી સગવડ હોવી જોઇએ.

## શાળાની કેળવણીનો આશ્રમી આદર્શ

ખરી કેળવણી શાળા છોડયા પછી થાય છે જેણે તેની કિંમત જાણી છે તે તો સદાયને સારુ વિદ્યાર્થી છે પોતાનું કર્તવ્યપાલન કરતાં અને તેના પાલનને અર્થે, તેના જ્ઞાનમાં નિત્ય વૃદ્ધિ થવી જ જોઇએ.

કેળવણીની પ્રગતિમા એક વસ્તુ રોકનારી થઇ પડી છે. ' શિક્ષક વિના શિક્ષણ લેવાય જ નહીં ' એ વહેમ સમાજની બુદ્ધિને રૂંધી નાખે છે. મનુષ્યનો ખરો શિક્ષક તે પોતે છે. આજકાલ તો શિક્ષણ પોતાની મેળે મેળવવાના સાધનો પણ પુષ્કળ થઇ પડયા છે. અનેક વસ્તુનું જ્ઞાન સહુ ખંતથી મેળવી શકે છે, અને જ્યા શિક્ષકની જરૂર જ પડે છે ત્યાં પોતે મેળવી લે છે. અનુભવ મોટામા મોટી નિશાળ છે. અનેક ધધા તો શાળાઓમાં ન શીખાય, પણ તે ધધાનાં દુકાન કે કારખાનાંમાં શિખાય છે. શાળાનું જ્ઞાન ઘણી વાર કેવળ પોપટિયું હોય છે. ધધાઓની બહારનું જ્ઞાન પુસ્તકોમાંથી મળે છે એટલે મોટી ઉંમરે પહોંચેલાને સારુ શાળાની જરૂર કરતાં ઇચ્છાની ખંતની અને આત્મવિશ્વાસની જરૂર છે.

* બાળકોની કેળવણી માબાપનો ધર્મ છે. આમ વિચારતાં આપણને અસંખ્ય શાળાની આવશ્યકતા કરતા ખરા શિક્ષણનું વાતાવરણ ઊભું કરવાની આવશ્યકતા વધારે છે. તે ઊભું થાય એટલે શાળા જ્યાં જોઇએ ત્યાં ઊભી થઇ જ રહેશે.

(સત્યાગ્રહ આશ્રમનો ઇતિહાસ, ૧૯૪૮)

પોતાની ઓછામાં ઓછી આવશ્યકતા ઉપરાંત
જે કંઇ પણ મનુષ્ય લે છે તે ચોરી કરે છે.

અનાવશ્યક વસ્તુ જેમ લેવાય નહીં
તેમ તેનો સંગ્રહ પણ ન થાય

[ એક શુભેચ્છક દ્વારા ]

**વિશ્વમાનવ**

**સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ**

[સ્થાપના જાન્યુ. ૧૯૭૦]

**ઉદ્દેશ :** ભારતીય નાગરિકોમા લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવી.

**પ્રયાસ :** વિશ્વની વિવિધ સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવો,

**પ્રવૃત્તિ :** જ્ઞાન અને દષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી.





# શ્રી રામકૃષ્ણ પરમહંસ

ચંદ્રકાન્ત શેઠ

"એમનું સમગ્ર જીવન ઉપનિષદોના સમન્વયરૂપ હતું; એમના ઉપદેશ કરતાં એમનું જીવન વિશેષ રૂપે ઉપનિષદોના મૂર્તિમાન ભાષ્યતુલ્ય હતું; ઉપનિષદનું જ્ઞાન જ મનુષ્યરૂપ ધારણ કરીને પ્રગટ થયું હોય એવા તે મહાપુરુષ હતા."

—ઉપર્યુક્ત શબ્દો પરમહંસ સ્વામી રામકૃષ્ણ વિશે એમના જ મહાન શિષ્ય સ્વામી વિવેકાનંદે પ્રયોજ્યા છે. સ્વામી વિવેકાનંદે પોતાના આ મહાન ગુરુમાં શંકરાચાર્યની અદ્ભુત બુદ્ધિપ્રતિભા અને રામાનુજાચાર્યની અસીમ ઉદારતાનું એક સાથે સંમિલન થયેલું પ્રતીત કર્યું હતું. ભાઉલ પરંપરા ધરાવતી બંગાળની ભૂમિએ ગૌરાંગ પ્રભુ ચૈતન્ય પછી ભક્તિભાવની ઉત્કટ મસ્તીનો અનુભવ કરનારા અન્ય જે સંત નિહાળ્યા તે શ્રી રામકૃષ્ણ. આ રામકૃષ્ણ એક વખત કલકત્તાની ચૈતન્યસભામાં ગયા ત્યારે ત્યાં અત્યંત સહજ ભાવે ચૈતન્યદેવના આસન પર જઈ બેઠા હતા અને તેથી ચૈતન્ય ભક્તોમાં ઠીકઠીક ઊહાપોહ મચી ગયો હતો

રામકૃષ્ણને રહસ્યમાર્ગી સંતોની કોટિમાં સહેલાઈથી મૂકી શકાય. આલ્ડસ હક્સલીએ એમના વિશે લખતાં જણાવેલું : "its 'essence' however, was intensely mystical and therefore universal" [મતલબ કે તેમના સત્ત્વમાં ઊંડી રહસ્યાત્મકતા હતી અને તેથી જ તેનો વૈશ્વિક પ્રભાવ હતો.

શ્રી રામકૃષ્ણનું આયુષ્ય માત્ર એકાવન વર્ષનું જન્મેલા બંગાળના હુગલી જિલ્લાના, જહાનાબાદ તાલુકાના કામારપુકુર ગામમાં. પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય તેઓ સરળ સ્વભાવના ધર્મિષ્ઠ ગૃહસ્થ હતા, જપતપમાં માનનારા હતા. યજમાનવૃત્તિથી પરિવારનું ભરણપોષણ કરતા હતા માતાનું નામ ચંદ્રમણિદેવી તેઓ પણ સરળતા અને કરુણાની મૂર્તિ સમાં હતાં. દાનધર્મમાં હમેશા આગળ રહેતાં એમને ચાર સંતાનો : રામેશ્વર, રામકુમાર અને ગદાધર-આ ત્રણ પુત્રો તથા એક પુત્રી, નામે સર્વમંગલા. ગદાધર તે જ આપણા રામકૃષ્ણ. તેમનો જન્મ ઈ. સ. ૧૮૩૬ના ફેબ્રુઆરીની સત્તરમી તારીખે કામારપુકુરમાં

થયો. તિથિ અનુસાર સંવત ૧૮૯૨ની ફાગણ સુદ બીજ–એ એમનો જન્મદિવસ. તેમના જન્મ પાછળ ચમત્કારિક ઘટના હોવાનું પણ માનવામાં આવે છે.

ગદાધર શરીરે દૂબળા, દેખાવમાં ગૌર અને તેજસ્વી હતા. સૌને પ્રિય લાગે એવું એમનું વ્યક્તિત્વ હતું. બાળપણમાં રમતિયાળ પણ ખૂબ હતા. કંઠ સુંદર અને ગાવાનું અત્યંત પ્રિય. ચિત્રો–શિલ્પોના આલેખનનોયે શોખ. માટીમાંથી દેવદેવીઓનાં પૂતળાં બનાવવામાં એમને આનંદ આવતો. તેમને કથાવાર્તા સાંભળવાનું, રામલીલા, રાસલીલા ઇત્યાદિ જોવાનું ખૂબ ગમતું. દેવપૂજામાં બેસવાનોયે આનંદ લેતા. તેમના ઘરની નજીકમાં ગામના જમીનદાર ધર્મદાસ લાહાએ બંધાવેલી ધર્મશાળા હતી. ત્યાં અનેક સાધુ–સંન્યાસીઓ આવતા. બાળક ગદાધાર તેમની નિષ્ઠાપૂર્વક સેવા કરતો, તેમની વાતો સાંભળતો. રામાયણ, મહાભારત અને ભાગવતની અનેક વાતો આમ સાંભળતાં સાંભળતાં ગદાધરને મોઢે થઈ ગયેલી. ગદાધારની તેજસ્વી સ્મરણશક્તિ પણ આમાં કારણભૂત ખરી જ.

ગદાધરનું બારેક વર્ષનું જીવન તો ખેલકૂદમાં પસાર થયું. અલબત્ત, તેઓ અગિયાર વર્ષના હતા ત્યારે તેમને એક વિલક્ષણ અનુભવ થયાનું નોંધાયું છે : તેઓ ખેતરાઉ વાટે નજીકના આનુડ નામના એક ગામે જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં એક અદ્ભુત જ્યોતિનું દર્શન તેમને લાધ્યું હતું. અને એ દર્શન લાધતાં જ તેમને ભાવસમાધિ લાગી ગઈ હતી. એ પછી આ પ્રકારના ભાવ-સમાધિના અનુભવો ગદાધારને વારંવાર થતા રહ્યા.

ગદાધરના પિતા અવસાન પામતાં, પરિવારની આજીવિકાની જવાબદારી મોટાભાઈ પર આવી પડી. તેમણે કલકત્તા જઈ ત્યાં ઝામાપુકુરમાં સંસ્કૃત પાઠશાળા ઉઘાડી. ગદાધરને અહીં શાસ્ત્રોપુરાણોનો વ્યવસ્થિત અભ્યાસ કરવાની તક મળી. એ પછી જાનબાઝારની રાસમણિ દાસીએ દક્ષિણેશ્વરમાં એક મંદિર બંધાવી ત્યાં કાલિકા અને રાધાકૃષ્ણની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી. ત્યાં પ્રથમ પૂજારી તરીકે ગદાધરના ભાઈ રામકુમારની નિયુક્તિ થઈ. આ રામકુમારના અકાળ અવસાન બાદ દક્ષિણેશ્વર મંદિરના પૂજારી તરીકેની જવાબદારી ગદાધરને સોંપવામાં આવી. ગદાધરને કાલિકાની પૂજા કરતાં કરતાં તેમના પ્રત્યક્ષ દર્શન કરવાની તાલાવેલી લાગી. તેથી કલાકોના કલાકો તેઓ માતાજીની પ્રતિમા સામે સાશ્રુપ્રલુપ્ત નેત્રે આસન લગાવીને બેસી રહેતા. તેમની આવી અવસ્થા જોતાં સ્વજનોને ચિંતા થઈ. તેમને સંસારમાં બાંધી રાખવાના ખ્યાલથી જયરામબાડી ગામના રામચંદ્ર મુખોપાધ્યાયની પુત્રી શારદામણિદેવી સાથે તેમનાં લગ્ન કરી દેવામાં આવ્યાં. આ લગ્નવેળાએ ગદાધરની ઉંમર હતી ચોવીસની, અને શારદામણિદેવીની માત્ર પાંચ વર્ષની !

ગદાધર પરણ્યા તો ખરા, પરંતુ સંસારમાં તેમનું ચિત્ત ચોંટ્યું નહોતું. તેઓ અહર્નિશ કાલિકામાનું જ રટણ કર્યા કરતા. ક્યારેક તો કાલિકા માના નામ-રટણમાં એ એવા તો ભાવાવિષ્ટ થઈ જતા કે માને ચડાવવાનાં પુષ્પો પોતાના મસ્તકે જ ચડાવાઈ જતાં ! આવી એમની પાગલ સરખી અવસ્થાનું રહસ્ય ઘણા ઓછા માણસો સમજી શકેલા. તેમની આ વિચિત્ર મનોદશાથી ગભરાઈને કુટુંબીજનોએ તો વૈદકીય સલાહ લઈ તે પ્રમાણે એમના પર ઈલાજો પણ કરવા માંડેલા. પરંતુ તેથી એમની માનસિક પરિસ્થિતિમાં કોઈ ફેરફાર ન થયો. ગંગાપ્રસાદ નામના એક વિચક્ષણ ચિકિત્સકે તો તેમની ભાવાવસ્થાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી, એમનામાં યોગીનાં લક્ષણો હોવાનું સ્પષ્ટપણે જણાવ્યું. વળી એક ભૈરવી નામની બ્રાહ્મણ યોગિનીએ તો

મહાભાવની અવસ્થામાં રમમાણ ગદાધરની વિશેષ ભાવે કાળજી લેવા માંડી. તેમણે ગદાધરને શાક્ત તંત્રોમાં કહેલી સર્વ પ્રકારની સાધનાઓ ગદાધર પાસે કરાવી જોઈ. વળી ભૈરવી તેમ જ ગદાધરને વેદાંતશ્રવણ કરાવનાર નાગાસ્વામીને પણ ગદાધરની ભાવાવસ્થા પાછળની આધ્યાત્મિક ભૂમિકા દષ્ટિ-ગોચર થઇ. ગદાધરે વૈષ્ણવ તંત્રોક્ત ભાવસાધના દ્વારા રાધાકૃષ્ણ, સીતારામ, હનુમાન આદિનો સાક્ષાત્કાર કર્યો અને એ જ રીતે તંત્રોક્ત સાધના પ્રણાલિ દ્વારા જગદંબાનાં વિવિધ સ્વરૂપોનો દર્શનાનુભવ કર્યો. ગદાધરે જેમ સગુણ બ્રહ્મનો તેમ નિર્ગુણનોયે સ્વાનુભવ કર્યો અને તેથી તેમની અધ્યાત્મદષ્ટિ વધુ ને વધુ વ્યાપક, ઊંડી અને સમ્યગ થતી રહી.

ગદાધરે પોતાની માતા ચંદ્રમણિદેવીમાં તો જગદંબાનાં દર્શન કર્યાં પણ પોતાની પત્ની શ્રી શારદામણિદેવીમાંયે માતાના દૈવી સ્વરૂપનું દર્શન કર્યું. તેમની આ જગદંબાભક્તિએ–શાક્તસાધનાએ તેમને કામિનીની માયામાંથી મુક્તિ અપાવી. હવે તેઓ સતત લોકોત્તર ભાવાવસ્થામાં રમમાણ રહેવા લાગ્યા.

એમની આવી સ્થિતિ જોતાં નાગાસ્વામી તોતાપુરીએ તેમને સંન્યાસની દીક્ષા આપી અને એ રીતે 'ગદાધર'નું 'રામકૃષ્ણ'માં રૂપાંતર થયું.

રામકૃષ્ણ કંચન અને કામિનીથી અલિપ્ત રહેતા. સોનાચાંદી જેવી ધાતુનો સ્પર્શ થતાં પણ તેઓ વ્યાકુળ થઈ જતા. તેમની આવી મનઃસ્થિતિની કસોટી પણ એક લક્ષ્મીબાઈ નામની વારાંગનાએ કરી જોઈ હતી અને તે પણ પછી તેમની બ્રહ્મચર્યવૃત્તિ તથા અપરિગ્રહવૃત્તિથી અત્યંત પ્રભાવિત થઇ હતી.

રામકૃષ્ણે અનેક રીતે પ્રભુના મિલન–દર્શનનો પુરુષાર્થ કર્યો હતો. એ પુરુષાર્થ કરતાં તેમને ખાતરી થઇ કે સર્વ ધર્મો એક જ ઈશ્વરને પ્રાપ્ત કરવાની વિવિધ સાધના પ્રણાલીઓ જ છે. તેમણે ઇસ્લામની રીતે પણ સફળ રીતે ઈશ્વરોપાસના કરી હતી. બુદ્ધ અને ઈશુ સાથેય તેમણે તદાત્મતા કેળવી હતી.

ઈ. સ. ૧૮૬૩ના અરસામાં મથુરબાબુ સાથે તેમણે પ્રયાગ–કાશી, વૈદ્યનાથધામ આદિ તીર્થસ્થળોની મુલાકાત લીધી. ઈ. સ. ૧૮૬૮માં બીજી વાર સાથેજ હૃદયરામ સાથે તેઓ તીર્થસ્થળોની મુલાકાતે નીકળ્યા. આ વખતે તેમને કાશીનું સુવર્ણમયી નગરીરૂપે દર્શન થયું. કાશી વિશ્વનાથના ચિન્મય સ્વરૂપનો નિગૂઢ અનુભવ તેમને થયો. તેમણે વિખ્યાત મૌનવ્રતધારી તૈલંગ સ્વામીનોયે સત્સંગ માણ્યો. મથુરા–વૃંદાવનમાંથી શ્રી રામકૃષ્ણે ભાવભક્તિના અવનવા અનુભવો કર્યા. વૃંદાવનના પરમ સાધ્વી ગંગામાતાએ તો રામકૃષ્ણને પ્રથમ નજરે જ 'પ્રેમના અવતાર'રૂપે ઓળખી લીધા ! આ પછી તો રામકૃષ્ણે અનેક પર્યટનો કર્યાં.

ઈ. સ. ૧૮૭૮માં રામકૃષ્ણ બ્રાહ્મ સમાજના અગ્રણી શ્રી કેશવચંદ્ર સેનને બેલઘરના બગીચામાં મળ્યા. કેશવચંદ્ર રામકૃષ્ણના આંતરમહિમાને પામી શક્યા. આ પાગલ જેવો દેખાતો સાધુ ખરેખર તો પરમ જ્ઞાની સાધુ છે, તેની તેમને ખાતરી થઈ. તે જમાનાના અનેક મહાનુભાવો રામકૃષ્ણના સંપર્કમાં આવતાં તેમની આધ્યાત્મિકતાથી પ્રભાવિત થતા ગયા. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, પંડિત શશધર, ડૉ. રાજેન્દ્ર, ડૉ.સરકાર, ડૉ ભાદુડી, બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય, મિ. વિલિયમ્સ, મિ. મિસિર, માયકલ મધુસૂદન દત્ત, દીનબંધુ, કૃષ્ણદાસ પાલ, પંડિત શ્યામપદ આદિ અનેકને તેમના સત્સંગ તેમજ સદ્‌વિચારનો લાભ મળ્યો હતો.

રામકૃષ્ણ નિઃસ્પૃહી સંત હતા. એમનામાં બાલભાવ સહજસિદ્ધ હતો. તેમણે તેમના સંતત્વનું કે ગુરુપદનું લેશમાત્ર અભિમાન નહોતું. તેઓ વિનમ્રતાપૂર્વક કહેતા : 'એક ઇશ્વર જ સર્વનો ગુરુ છે.'

રામકૃષ્ણ જ્યારે ગળાના કેન્સરમાં સપડાયા, ત્યારે અનેક લોકોએ આ રોગમાંથી મુક્ત થવા માટે તેમને તેમની આધ્યાત્મિક ચમત્કારોની શક્તિનો આશ્રય લેવાનું સૂચન કરેલું, ત્યારે તેમણે દેહના સ્વાભાવિક ધર્મમાં વિક્ષેપ કરવાનો સ્પષ્ટતયા ઇન્કાર કરેલો, અને કેન્સરની દારૂણ યાતના હસતા મુખે સહન કરેલી. તેઓ ઇ.સ. ૧૮૮૬ના સોળમી ઓગસ્ટના રોજ અવસાન પામ્યા. એમના અવસાન બાદ તેમના તેજસ્વી શિષ્ય વિવેકાનંદે 'શ્રી રામકૃષ્ણ મિશન'ની પ્રવૃત્તિ ઉપાડી, જનસેવા દ્વારા પ્રભુસેવાનો અનુકરણીય ઉપાસનામાર્ગ સૌને ચીંધ્યો. ઈ.સ. ૧૮૯૯માં શ્રી રામકૃષ્ણના પવિત્ર સ્મારકરૂપે તેમણે બેલૂર મઠની પણ સ્થાપના કરી.

શ્રી રામકૃષ્ણે પોતાની પ્રભુપરાયણ વિશુદ્ધ જીવનસાધના દ્વારા વિવિધ ધર્મોના આંતરરહસ્યમા સત્યગત જે એકાત્મતા છે, તે દર્શાવવાનો સુંદર પ્રયત્ન કર્યો. તેમણે જીવનભર પોતાના સ્વાભાવિક અનુભવો દ્વારા અધ્યાત્મજ્ઞાનનાં મહાન સત્યોનું સૌને દર્શન કરાવ્યું. તેમના ધર્મોપદેશમાં ક્યાંય જ્ઞાનનો ભાર કે આડંબર જેવા મળતો નથી. તેમના ધર્મોપદેશમાં અનુભવની સચ્ચાઇ, સાહજિકતા અને નૈષ્ઠિક સરળતા પ્રતીત થાય છે. ઘરગથ્થુ દૃષ્ટાંતોથી અધ્યાત્મની ગહનકૂટ વાતોને સમજાવવાની એમની ફાવટ આપણને મુગ્ધ કરી દે છે.

શ્રી રાજાજીએ યોગ્ય રીતે એમના સંદર્ભમાં લખ્યું છે:

> "માણસને જ્યાં સુધી જ્ઞાનનો અનુભવ ન થાય ત્યાં સુધી તેની વિદ્યા મદારીના ખેલની પેઠે મહત્ત્વ વિનાની રહે છે. તેમાં ગૂઢતા નથી આવતી. શ્રી રામકૃષ્ણનો ઉપદેશ સાચું જ્ઞાન મેળવવામાં મદદરૂપ થઈ પડે છે."

(રામકૃષ્ણ ઉપનિષદ, પૃષ્ઠ ૦ ૬)

રામકૃષ્ણે જીવનસાધકને માર્મિક-બોધ આપતાં આ વાત બરાબર સ્પષ્ટ કરી છે:

> "પ્રથમ પોતાનામાં રહેલા દોષોને જ જોવાની શક્તિ પ્રાપ્ત કરો, પોતાના જ ચારિત્રને સુધારો અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરો; એટલે તેનું પરિણામ પોતાની જ મેળે બીજાઓ ઉપર થશે. કમળ પ્રફુલ્લિત થાય છે, ત્યારે તેમાં રહેલા મધુને મેળવવા માટે મધમાખી આપોઆપ જ દોડી આવીને એકઠી થઇ જાય છે."

વળી આ સંસારમાં મનુષ્યે કેવી રીતે રહેવું તે વિશે તેમણે એક સુંદર ઉદાહરણથી માર્ગદર્શન આપ્યું છે. તેઓ કહે છે:

> "શ્રીમંતના ઘરમાં દાસી જે રીતે રહે છે, તે રીતે તમે સંસારમાં રહો. દાસી પોતાના શેઠના છોકરાંને નવડાવે છે, ખવડાવે છે અને પોતાનાં છોકરાંની માફક બધી રીતે એમની સંભાળ રાખે છે; પણ એ પોતાના મનમાં તો સમજે છે, કે આ મારાં છોકરાં ન હોય. એને નોકરીમાંથી રજા આપી એટલે થઈ રહ્યું. પછી એને શેઠનાં છોકરાં સાથે કશો સંબંધ રહેતો નથી."

શ્રી રામકૃષ્ણે મૃત્યુને પણ કેવા ઉદાત્ત રૂપમાં જોયું ઘટાવ્યું છે, તે કેશવચંદ્ર સેનના પરલોકગમન વખતે તેમણે ઉચ્ચારેલા નીચેના શબ્દોથી સમજાય છે. તેમણે ત્યારે કહેલું:

> "બાગમાં એક સરસ ફૂલ ખીલી રહે છે, એટલે ઉદ્યાનનો માલિક તે ચૂંટી લે છે. ઇશ્વરે પણ એમને આપણી પાસેથી એમ જ લઈ લીધા ને!"

પરમહંસ રામકૃષ્ણે ઇશ્વરનો સાર્વત્રિક અનુભવ કરેલો. જેમ સોનું માટીમાં છુપાયેલું હોય છે તેમ જ ઇશ્વર સર્વમાં છુપાયેલો હોવાનું એમણે જણાવેલું. શ્રી રામકૃષ્ણે આત્મા-પરમાત્મા તથા જીવના યોગસંબંધને એક સુંદર રૂપકથી સમજાવ્યો છે. તેઓ કહે છે:

"આત્મા-પરમાત્મા એ ચુંબક પથ્થર; જીવાત્મા એ સોય. એને ખેંચી લેવો એનું નામ જ યોગ; પણ જો સોય માટીવાળી હોય, તો એને ચુંબક ખેંચતું નથી. માટી સાફ કર્યા પછી જ ચુંબક એને ખેંચે છે." તેમણે આધ્યાત્મ સાધનાને ચોખા છડવાની ક્રિયા સાથે સરખાવી છે. તેઓ કહે છે :

"ચોખા છડવા હોય તો એકલા બેસીને છડવા જોઈએ. વચ્ચે વચ્ચે ચોખા હાથમાં લઈને જોવા જોઈએ કે કેવાક સાફ થયા. છડતાં છડતાં જો પાંચ વાર બોલાવે તો પછી ચોખા સારી રીતે છડાય કેમ કરીને ?"

અન્યત્ર આ આધ્યાત્મિક સાધનાની વાત કૂવો ખોદવાના ઉદાહરણથી સ્પષ્ટ કરી છે. તેઓ સંસારી માણસની ઉભડક અધ્યાત્મ સાધનાની વાત કરતાં કહે છે :

"સંસારી માણસમાં ખત ન મળે. થયું તો થયું ને ન થયું તો ન થયું ! પાણીની જરૂર પડી એટલે કૂવો ખોદવા બેઠા. ખોદતાં ખોદતાં જેવો પથ્થર નીકળ્યો કે તુરત જ ખોદવાનું છોડી દીધું. તેણે બીજી એક જગ્યાએ ખોદવા માંડ્યું. ત્યાં ખોદતાં રેતી નીકળી એટલે ત્યાં પણ છોડી દીધું ! જે એક જગ્યાએ ખોદવાની શરૂઆત કરી છે ત્યાં જ ખોદવું જોઈએ ને ? તો પાણી મળે ને ?"

શ્રી રામકૃષ્ણે આ રીતે અનેક ઘરગથ્થુ દૃષ્ટાંતોથી અધ્યાત્મસાધનાના માર્મિક પ્રશ્નોની છણાવટ કરી છે. આ માટે તો એમના ગ્રંથો-'શ્રીરામકૃષ્ણકથામૃત' જેવા-નું પાન કરવું જોઈએ શ્રીરામકૃષ્ણના અધ્યાત્મજીવનનો પૂરો તાગ મેળવવો મુશ્કેલ છે. એમનું રૂપક પ્રયોજીને કહીએ તો મીઠાનું પૂતળું સમુદ્ર માપવા જાય એવું બનીને રહે ! એમણે પોતાના વિશુદ્ધ જીવન દ્વારા અનુભવનું જે અમૃત આપણને આપ્યું તે ઉપરાંત અમૃતપુત્ર-શા વિવેકાનંદ પણ આપણને આપ્યા તે આપણે કેમ ભૂલીએ ?

રોમે રોલાંએ શ્રીરામકૃષ્ણ પરમહંસનું ચરિત્ર લખતાં એક વાત સ્પષ્ટ જણાવી છે :

"મેં જે પુરુષની મૂર્તિ અહીં ખડી કરી છે તેઓ ત્રીસ કરોડ માણસના બે હજાર વર્ષના આત્મપરાયણ જીવનનું પરિપક્વ ફળ છે. તેમને આ લોક છોડીને જવાને આજે (૧૯૨૬માં) બેતાળીસ વર્ષ થયાં, છતાં તેમનો આત્મા અર્વાચીન ભારતમાં પ્રાણ પૂરી રહ્યો છે. તેઓ ગાંધીના જેવા કર્મવીર નહોતા, તેમ જ ગ્યૂઈથે કે રવીન્દ્રનાથની પેઠે કલા કે વિચારોના ક્ષેત્રમાં એમની પ્રતિભા ઝળકી નથી. એ તો બંગાળના નાના ગામડાના બ્રાહ્મણ હતા. તેમનું બાહ્ય જીવન મર્યાદિત ક્ષેત્રમાં પસાર થયું હતું. તેમાં અદ્‌ભુત રસવાળા કયા બનાવો બન્યા નહોતા અને એ જમાનાની રાજકીય પ્રવૃત્તિઓનો પાસ તેમને લાગ્યો નહોતો. પણ તેમનું આંતરજીવન મનુષ્યો ને દેવોની આખી વિવિધ સૃષ્ટિને વ્યાપી વળ્યું હતું. મિથિલાના જૂના કવિ વિદ્યાપતિ, અને બંગાળના ભક્તકવિ રામપ્રસાદ જેનું સ્તવન કરે છે તે દૈવી શક્તિનો એક અંશ જ તેમના આંતરજીવન રૂપે પ્રગટ થયો હતો."

(શ્રી રામકૃષ્ણ પરમહંસ, પૃ. ૪૭)

આવા રામકૃષ્ણ ઈશ્વર દ્વારા માનવીય એકાત્મતાની સિદ્ધિ માટેની જે એક ઉદાત્ત ઉપાસના છે તેના એક મહાન કાર્યકર હતા. રોમે રોલાં લખે છે કે પરમાત્માનું જે ભવ્ય ગાન, તેની અજોડ મોહકતા અને શક્તિ દાખવીને જે બે મહાપુરુષોએ સાક્ષાત્કાર કર્યો, તે છે રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદ. બંનેય ભવ્ય અધ્યાત્મવીર હતા. તેઓ સાચે જ 'અમૃત સેતુ' માટે મથનારા 'અમૃત પુત્રો' હતા. એમનું આજના પવિત્ર દિવસે સ્મરણ કરી આપણે વિરમીએ. *

---

* ગૂજરાત વિદ્યાપીઠની પ્રાર્થનાસભામાં ૨૯ કરેલ વક્તવ્ય.

# કમ્પ્યુટર-ગુનાઓ | ટી. અનન્તાચારી

વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક વિજ્ઞાનલક્ષી ક્રાન્તિઓએ, ગુનાના સામ્રાજ્યમાં, ગુણાત્મક અને દૂરલક્ષી પરિવર્તનો આણ્યાં છે એ દિવસો ચાલ્યા ગયા છે કે જ્યારે વિશેષતઃ રહેવાનું ઘર અથવા રહેઠાણનું સ્થાન એ લક્ષ્ય હતું. ઔદ્યોગિક ક્રાન્તિ અને દારૂગોળાની શોધે (તેમ જ તેની સાથે સંકળાયેલી બીજી વસ્તુઓએ) ગુનાને એક નતન વધારાનું પરિમાણ (dimension) આપ્યું. તેણે સ્નાયુઓની અથવા ગુનેગારની આઘાત કરવાની શક્તિની ક્ષમતાને ઊંચે ઊઠાવી એટલુ જ નહિ પણ, ગુનાને શેરીઓ સુધી લઈ જવામાં ત ઉપર પરિણમી. આને લીધે વારા ફરતી સંગઠિત ગુનેગાર–ટોળીઓ અને હિંસાની માત્રા સતત વધતી ચાલી

રેલવેના વિશાળ પ્રસરણવાળો ઉપયોગ અને વાહન-વ્યવહારની બીજી રીતોએ વધતા ગુનેગારોની કરોકટીને લીધે મૂલ્યવાન ઘરેણાં ઉપરાંત પૈસા અને વેપારધંધાની ચીજો લઈ જતા નિર્દોષ અને નિ સંશય પ્રવાસીઓ સરળતાથી તેનો ભોગ બન્યા. જ્યારે ઘેર પૈસા રાખવાની રૂઢિગત ટેવને બદલે તેને બેંકોમાં થાપણ તરીકે મૂકવાની આદત અસ્તિત્વમાં આવી ત્યારે બીજો પ્રકાર પસંદ કરવામા આવ્યો. અલબત્ત, ગુનેગાર એનો ભોગ બનવામાં અને કાયદાનો અમલ કરનારાં માધ્યમોનો હાથો બનવામાં નિઃસંશય આગળ રહ્યો.

ઉત્તરોત્તર ઔદ્યોગિક વિજ્ઞાન સાથે સંકળાયેલો મનુષ્ય, તકનીકી ગુનેગાર સાથે સંઘર્ષમાં આવ્યો. આમાંથી ઔદ્યોગિક વિજ્ઞાન સાથે સંબંધિત નૂતન અને આગન્તુક પડકારોને પહોંચી વળવા માટે પોલીસની પણ જરૂરિયાત ઊભી થઈ. એનું પરિણામ એ આવ્યું કે સારાએ વિશ્વમાં પોલીસ 'ગુનાપરીક્ષણ વિજ્ઞાન' (Ferensic Science) અને બીજી ટેકનીકલ સહાયોની મદદ લેવા લાગી. ગુનાપરીક્ષણ વિજ્ઞાન પ્રયોગશાળાઓ ઊભી થતી ગઇ અને તે વિષયના વૈજ્ઞાનિક નિષ્ણાતો પોલીસ-તપાસના એક ભાગરૂપ બની ગયા.

કમ્પ્યુટરના ઉદયે આગલી બાબતમાં નૂતન અને સંવેદનશીલ મુદ્દાઓને બહાર આણ્યા. તેમ જ તેણે 'ત્રીજા મોજા' (માનવીય ક્રાન્તિ)ના સમાજની જાગૃતિ પેદા કરી. સમાજના ઘણા મહત્ત્વપૂર્ણ અને પ્રાણવાન ભાગોની જેમ ગુનાનું ક્ષેત્ર પણ કમ્પ્યુટરના સામ્રાજ્યમાં થયેલી પ્રગતિથી પ્રભાવિ થયેલુ છે. ખેતીવાડી અને ઉદ્યોગવિષયક ઉત્ક્રાન્તિના પ્રતિભાગો તેમજ માનવીય ઉત્ક્રાન્તિનાં પાસાઓની જેમ આજનો ગુનેગાર પણ ગુનાહીત પ્રવૃત્તિઓ માટે કમ્પ્યુટરનો પૂરો ઉપયોગ ઝડપથી કરી રહ્યો છે.

આજ સુધી જાણીતા ગુનાનાં પરંપરાગત સ્વરૂપો સાથે, કમ્પ્યુટર ગુનેગારના ખ્યાલોનું મળતાપણુ ઘણું થોડુંક જ હોય. કમ્પ્યુટર ગુનેગાર એક નવીન અજાણી ભૂમિને ખુલ્લી કરી રહયો છે. હવે, કમ્પ્યુટર ગુનાનું સંશોધન, કમ્પ્યુટર તપાસનાં વિવિધ પાસાંઓની અંદર વિચારપૂર્ણ અંતઃદર્શન માગે છે. કાયદાકીય સાબિતીઓનાં ધોરણો ચોક્કસ કરવામા નૂતન અને યોગ્ય પ્રવિધિઓ વિકસી રહી છે.

આમ એક રીતે કમ્પ્યુટર ગુનેગારે રૂઢિગત તપાસ પદ્ધતિઓને કંઇક અંશે કાલગ્રસ્ત તથા સાબિતીની પ્રવર્તમાન પદ્ધતિઓને બિન-આધુનિક અને અસંગત બનાવી મૂકી છે.

'કમ્પ્યુટર ગુનાઓ'ની સર્વજન સ્વીકાર્ય વ્યાખ્યાએ પહોંચવું સહેલું ... જરૂરિયાતોની વિશાળ પાયા ...

એક તેની વ્યાખ્યા આવી છે : 'ફ્રૉડ, સેવાઓ અને માલમિલકતો પરત્વે બીજાઓ પ્રત્યે કૌભાંડો-પ્રપંચો આચરતી કોઈપણ યોજનાઓ માટે કમ્પ્યુટરનો ઉપયોગ.' અંગતતાના આક્રમણને સમાવવામાં ન આવે તો વ્યાખ્યા સંપૂર્ણ બની શકશે નહિ. ખોટી અપેક્ષાઓ સર્જવામાં કમ્પ્યુટરનો ઉપયોગ કરવો, સટ્ટાકની હિંમત વધારવા જેને આ બધું જાણવાનો કાયદેસરનો હક્ક નથી એવાઓને ભૌતિક માહિતીઓ પૂરી પાડવી. આ બધા કમ્પ્યુટર ગુનાઓના વધુ સારી રીતે જાણીતા કેટલાક દાખલાઓ છે ભારતમાં બેન્કોનાં કૌભાંડો, પરીક્ષાના પરિણામોમાં ઘૂસણખોરીઓ વગેરે થોડાક પ્રપંચોના કેસ જાણીતા છે. વિશ્વમાં નોંધાયેલા વિશાળ ફલકના પ્રકારના કમ્પ્યુટર ગુનાઓની તપાસ કરીએ તો, કમ્પ્યુટર ગુનેગારના સર્વસામાન્ય ક્રિયાત્મક લક્ષણો સમજવામાં ખાસ પુરુષાર્થ નહિ કરવો પડે.

કમ્પ્યુટર ગુનેગારો સફેદ પોશ લોકોથી માંડીને સંગઠિત ગુનાઓ સુધી અને બૌદ્ધિક તથા જાસૂસી પ્રવૃત્તિઓ સુધી ફેલાયેલા છે; તેમજ વિશાળ સ્તરના ગુનાઓમાં તેઓ સમાન સુવિધાઓ સાથે ભળેલા છે. કમ્પ્યુટર ઘૂસણખોરી દ્વારા મોટા શસ્ત્રાગારો સુધી, આતંકવાદીઓનાં નાના જૂથો પ્રસરેલાં છે એમ જાણીતું છે. બીજી રીતે જોઈએ તો, રેલવે વેગનોનું ગેરકાયદેસર માલ લઈ જવા માટેનાં અનુકૂળ સાધનો તરીકે રૂપાંતર થઈ રહ્યું છે. 'ધી આર-ડોકયુમેન્ટ'એ પ્રખ્યાત નવલકથા,* એ માત્ર કાલ્પનિક વસ્તુ નથી, પણ વિરોધીઓને ખરાબ દેખાડવા માટે તથા પોતાની જાતને સત્તામાં ટકાવી રાખવા માટે કમ્પ્યુટરનો કેવો દુરુપયોગ થઈ રહ્યો છે, તેનો વિગતે આશ્ચર્ય પમાડે તેવો હેવાલ આપે છે. કમ્પ્યુટર ઉપરની અંગત માહિતીઓનો દુરુપયોગ, વ્યક્તિની થાપણની અનુકૂળતાઓ, પોલીસની કાર્યવાહીઓ વગેરેને છીનવી લેવામાં થયો હોય એવી અસંખ્ય ઘટનાઓ અનેક દેશોમાં ધ્યાનાકર્ષક બની છે. યુ. એસ. એમાં થયેલી તાજેતરની ચૂંટણીઓમાં કમ્પ્યુટર ઉપરની માહિતીઓની સહાયથી, પ્રમુખપદના ઉમેદવારના વૈદકીય અહેવાલોને આધારે, ચૂંટણીમાં તેને બેઆબરૂ કરવાનો એક પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

કમ્પ્યુટરનો ઉદ્ભવ એની જાગૃતિથી આજ સુધી અજાણ્યા, તેમજ કમ્પ્યુટર ઉપરની વિગતોના પ્રકારની માહિતીઓ ઉપર આધાર રાખતા, નવા સ્તરના ગુનાઓ લાવશે. આ બાબતે હવે ઊંડા, વિગતવાર અને કાળજીભર્યાં અવલોકનની જરૂર છે. નૂતન ગુનાઓને ધારામાં ઢાળે ઘડેલા કાયદાઓ નીચે લાવવા પડશે સંમિત વ્યાખ્યાઓને બદલવી પડશે, સુધારવી પડશે અને/અથવા વિસ્તૃત કરવી પડશે. ભારતમાં કમ્પ્યુટરનો બહુવિધ ઉપયોગના ક્ષેત્રે વધારો, અને તેમાં યે જાહેર વહીવટના કેટલાક પ્રાણવાન સાહસો, કમ્પ્યુટર ગુનાઓ માટે નોંધપાત્ર ક્ષેત્ર પૂરું પાડે છે. તેમાં સત્વરે કમ્પ્યુટરને આવરી લેતા ખોટી રીતે ટટળાવનારા એવા ગુનાઓના હેવાલો હશે, અને પોલીસ સંશોધકોએ આવી ઘટનાઓની સાથે કામ લેવા માટે સજ્જ અને તત્પર થવું પડશે.

કમ્પ્યુટર-ગુનાઓનું નીચે મુજબ વર્ગીકરણ કરી શકાય :-

(અ) માલમિલકતના ગુનાઓ :

આ પ્રકારમાં કમ્પ્યુટરની મદદથી વસ્તુઓ અથવા માલમિલકતોની ચોરીના ગુનાઓને આવરી શકાય છે. ખોટી રીતે પ્રાપ્ત કરવાના અથવા ખોટી રીતે ગુમાવવાના પ્રસંગો બને છે, જ્યારે

---

* ભારતમાં ૧૯૭૫-૭૬ના કાળમાં કટોકટી લાદવા અંગેની તરફેણો ખુલ્લી પાડતી આ અમેરિકી નવલકથાનો સાર 'વિશ્વ માનવ' (અંક)માં આપવામાં આવેલો-સં

સંગઠનનું કમ્પ્યુટર, માલસામાન મેળવવા માટે અને તેને સંગઠન સાથે સંબંધ ન હોય તેવાં સ્થાનોએ વહેંચવા માટે, ઉપયોગમાં લેવામાં આવે છે.

(બ) સેવાઓની ચોરીઓ :

આમાં બીજા કોઈકના કમ્પ્યુટરનો ઉપયોગ, કોઈ બીજા વડે મેળવાયેલી અથવા નહિ મેળવાયેલી સેવાઓ માટે ચૂકવણીઓ કરવાનું આવરી લેવામાં આવે છે. કમ્પ્યુટર પેઢીના કર્મચારીઓ દ્વારા અંગત સાહસો ચલાવવા માટે કોઈક બીજાના કમ્પ્યુટરનો ઉપયોગ ગેરકાયદેસર રીતે કરવામાં આવ્યો હોય એવી ઘટનાઓ યે આમાં મળે છે.

(ક) પારકા ધનની ઉચાપતગીરી :

(૧) કમ્પ્યુટરનો ઉપયોગ કરીને, વધારે ગંભીર પ્રકારના ગુનાઓ આ પ્રકારમાં કરવામાં આવે છે.

(૨) તાજેતરમાં જ, એક એવો સંવેદનશીલ પ્રકારનો કેસ બૅન્ક ઑફ ઇન્ડિયામાં નોંધવામાં આવેલ છે. આવા પ્રકારના કેસોમાં, થાપણોને વિના અવરોધે 'ભૂતિયા હિસાબો'માં નિયમિત રીતે કમ્પ્યુટર દ્વારા ઘુસાડવામાં ઇચ્છા મુજબ ઉપાડી લેવામાં આવે છે

(૩) એવા યે કેટલાક કેસો છે, જેમાં કમ્પ્યુટર ઘુસણખોરીઓ મારફતે, ગોળગોળ કિંમતો, વ્યક્તિઓએ સારા એવા પ્રમાણમાં પોતાને ખાતે જમા કરી લીધી હોય કાળજીવાળી કાયદેસરની સંસ્થાપિત મંડળીઓએ નરમાશથી તથા વ્યક્તિઓએ તેમનાં જમા ઉધારના ખાતાંઓમાં સલામતીની દૃષ્ટિએ કોઈ એન્ટ્રીઓ (નોંધો) ન પાડવામાં આવે એવી રક્ષણની ખાતરી માગી છે. વ્યવહારુ રીતે આવી બધી અવગણનાઓ માટે મર્યાદા હોતી નથી—કમ્પ્યુટર કાર્યક્રમોનું કાળજીપૂર્વક નિયમન થતું ન હોય અને વળી કમ્પ્યુટર અમલના તબક્કાઓ માટે રક્ષણની ખાતરી આપવામાં આવી ન હોય ત્યારે થાય.

(૪) ખોટી મિલકત યા સંપતિ અરજીને, પેઢીઓનાં અતિશયોક્તિભર્યાં ચિત્રો વગેરે દ્વારા ગૂંચવણભર્યા ગુનાઓના કૃત્યો તથા કૃત્રિમ આભાસયુક્ત આર્થિક છેતરપીંડીઓ માટે કમ્પ્યુટરનો ઉપયોગ કરવામાં આવે છે એ જાણીતું છે. ગેરમાર્ગે દોરતા, કમ્પ્યુટરના આર્થિક હેવાલો વગેરેને પ્રતિબિંબિત કરીને, આ પ્રકારમાં, કંપનીઓ ઉપરની પકડોને, કમ્પ્યુટર-કૌભાંડોમાં આવરી લેવામાં આવે છે.

(ડ) વિગતોના ગુનાઓ :

(૧) આ પ્રકારમાં માહિતીની ચોરીઓ સમાવી લઈ શકાય કમ્પ્યુટર પ્રક્રિયાના વિવિધ તબક્કાઓ, આ પ્રકારના ગુનાઓ માટે સારા પ્રમાણમાં ક્ષેત્ર આપે છે. દાખલા તરીકે—વિગતોની તૈયારીઓ, રૂપાન્તરની પ્રક્રિયા, પુનઃ સંસ્થાપનના તબક્કે, ટૂંકમાં, કમ્પ્યુટર-અમલના તમામ તબક્કાઓ વિગતોના ગુનાઓ માટે પાર વગરનો અવકાશ આપે છે. જો આ પ્રકારના ગુનાઓ થવાના હોય તો તમામ કમ્પ્યુટર વાપરનારાઓ અને સંચાલકોએ કમ્પ્યુટર અમલના વિવિધ તબક્કાઓ પ્રત્યે ખાસ ધ્યાન આપવું પડશે, અને તેમણે ભૌતિક, લોખંડી (Hardware) સામાન અને નાજુક સામાન (Software) ના ક્ષેત્રે સંપૂર્ણ મજબૂત એવી સલામતીની વ્યવસ્થાઓ કરવી પડશે

(૨) વિશાળ રીતે કહીએ તો, વિગતોના ગુનાઓ એ માહિતીની ચોરીઓના સ્વભાવના હોય છે. કમ્પ્યુટર ચલાવનારાઓ અને સંચાલકો, પોલીસ સંશોધકો અને કાયદા-નિષ્ણાતો તેમ જ ન્યાયમૂર્તિઓએ તેના અમલ બાબતે સંયુક્ત રીતે તેમનાં મનને લગાવવામાં પડશે

સામાન્ય રીતે વિગતોના ગુનાઓ નીચે પ્રમાણે આકાર ધારણ કરે છે :—

(ત) મૂળ સ્રોતોની વિગતોની ચોરી,

(થ) રોકાણની વિગતોની ચોરી,

(દ) માલના ઉત્પાદનને લગતી ચોરી અને

(ધ) અડચણ અથવા અવરોધ દ્વારા થતી ચોરી.

(૩) સીધા ઉલ્લે આવરી લે છે ટેકનોલોજીકલ અથવા ઇલેક્ટ્રોનિકની વિગતોને લગતા અવરોધો, જે લેવડ દેવડના ક્ષેત્રમા થતા હોય છે; ત્યારે બીજા કેટલાક વધુ ભૌતિક અનુકરણની પ્રક્રિયાઓ અને કમ્પ્યુટર પ્રિન્ટ્સ, કમ્પ્યુટર-કાર્યક્રમો અને બીજા સબંધિત પદાર્થોની ચોરી કરવાની સામાન્ય રીતે વપરાતી પદ્ધતિઓ દ્વારા થતા હોય છે.

અવરોધો સહિતની વિગતોના ગુનાઓના અટકાવ અને જાસૂસી માટે, અભિગમમા ગુણાત્મક તફાવત હશે. કારણ કે આ ખરેખર તો વધારે નવી પદ્ધતિઓને આવરી લેશે. અને જરૂર હશે તો, ઔદ્યોગિક વિજ્ઞાન અને વધુ નવી વિભાવનાઓ, પ્રવિધિઓ અને સાબિતીઓના પાયા ઉપર તે આધિન હશે. ખાસ કરીને આ ક્ષેત્રમાં, કમ્પ્યુટર નિષ્ણાતે તપાસ અને જાસૂસી પરત્વે મહત્ત્વનો ભાગ ભજવવો પડશે મોટા ભાગના કેસોમાં, સામાન્ય પોલીસ સંશોધકની ક્ષમતાથી અધિકતર એવુ આ સશોધન હશે. અને તેથી જ, કમ્પ્યુટર નિષ્ણાતે આ સમગ્ર પ્રક્રિયા સાથે ગાઢ રીતે જોડાયેલા રહેવું પડશે.

* ઉપર્યુક્ત બાબતમાથી એ સમજવું સરળ થશે કે ઊંચા પ્રકારના કૃત્રિમ આભાસયુક્ત અને ગૂચવાડા ભરેલા ગુનાઓ માટે, કમ્પ્યુટરો ગણતરીપૂર્વકનું ક્ષેત્ર પૂરું પાડે છે આથી સમગ્ર રીતે નૂતન સ્વરૂપ અને પરિમાણના સગઠિત ગુનાઓનો વિકાસ વધુ શક્ય બને છે. જો આ સમસ્યાના અભ્યાસ માટે માત્ર વ્યાવસાયિક પોલીસ જ નહિ પણ, કમ્પ્યુટર નિષ્ણાતો વડે મક્કમ અને અવિરત પ્રયાસો કરવામાં આવે તો, ગુનાઓના વિકાસની આ ક્ષેત્રની ક્ષિતિજો, જે એકદમ સમગ્ર રીતે ખ્યાલમા આવે તેવી નથી તેનો આશ્ચર્યજનક પરિચય મળી શકે.

કમ્પ્યુટર ગુનાઓ હલ કરવામાં આવે છે ત્યારે એ ક્ષેત્રમા જે અસખ્ય પ્રશ્નો પડેલા છે તેનો સંશોધકને સામનો કરવો પડે છે. કમ્પ્યુટર ગુનાઓના સંદર્ભમાં, સશોધનની બુનિયાદ તરીકે મોડસ ઓપરેન્ડી (Modus Operandi)ની સગતતા પરત્વે સંદર્ભ રજૂ કરવામાં આવેલો છે. કારણ કે રિમોટ ટર્મિનલ ઓપરેશન (Remote terminal Operation)ની અનુકૂળતાઓ, ઘણા મોટા આકારવાળી અને ગૂંચવાડા ભરેલી વિગતોની બેન્કો (Data-Banks) અને વિગતોની બુનિયાદોની ઘૂસણખોરી કરવાની ક્ષમતા ધરાવે છે. વિગતો ધરાવતા કમ્પ્યુટરમાથી, માત્ર બટન દબાવીને, મોટા પ્રમાણમા વિગતો મેળવવી, એ વ્યક્તિઓ માટે સંભવિત બન્યું છે. સંશોધનની પ્રક્રિયા સમયને ખાઈ જનારી તો છે જ, જે જાસૂસીની તકો ઉપર ઊલટી અને ભારે અસરો પાડશે. આને માટે તેમ જ ગુનેગારની અજ્ઞાતતાનાં કારણો માટે, થોડા વખત પહેલા જ, ગુનો પોતે જ પ્રકાશમા આવે છે. આ તો આગળ જઈને, હજી, તપાસની તકોને ઓર ઘટાડશે. જો સંશોધકને કમ્પ્યુટર લોખંડી સામાન (Hardware), નાજુક સામાન (Software) અને પ્રાવધિઓ (Procedures)નું પૂરેપૂરું જ્ઞાન નહિ હોય તો કમ્પ્યુટર ગુનાઓનું સંશોધન હમેશાં શક્ય નહિ થઇ શકે. એટલા માટે, કમ્પ્યુટર ગુનાઓ હલ કરવા માટે નિષ્ણાત સશોધકોની સત્વરે જરૂર પડશે

કમ્પ્યુટર ગુનાઓની કાનૂની બાજુ વિશે ઘણો વિચાર હજી થયો નથી. કમ્પ્યુટર ગુનાઓના સંદર્ભે અલગ અને વિશિષ્ટ કાનૂની વ્યવસ્થા હોય એ જરૂરી છે, જેથી જ્યારે ક્યારેય જરૂરત હોય ત્યારે

આધુનિક કાયદાઓની પૂરતી ગોઠવણી કરી હોય. ઉદાહરણ તરીકે અધિકૃત વ્યક્તિ વડે, પ્રત્યક્ષ યા પરોક્ષ ઢબે, કોઈ પણ કમ્પ્યુટર ગુનાની વિગતોમાં જાય છે ત્યારે ખાનગીપણાની (અંગતપણાની) સમસ્યાઓ મોટે ભાગે સંડોવાશે. ગુનાની વ્યાખ્યા, સાબિતીના કાયદાઓ, પુરાવાઓ વગેરે સાથે સમ્બન્ધ ધરાવતા મુદ્દાઓની આખી પરંપરાઓ આ બધામાથી ઊભી થશે.

આપણે કમ્પ્યુટર ગુનાના સંશોધન અને તપાસની ગૂંચો વિશે વિચાર કરીએ છીએ ત્યારે તેને રોકવાના માર્ગો અને સાધનોની તરકીબ પણ શોધવી પડશે. હકીકતમાં, એ પાયાનો સામાજિક સમ્મતિ છે. કમ્પ્યુટરો નો ઉપયોગ વિશાળ સ્તરની માનવીય પ્રવૃત્તિને આવરી લેવા માટે, વધુ ને વધુ થવાનો છે. કોઈને ગમે કે ના ગમે તો યે, બહોળી સંખ્યાના નાગરિકોની વિવિધ બાજુઓની વિગતોને કમ્પ્યુટરમા સ્થાન મળી જશે. મોટે ભાગે તો નાગરિકને ખબરે નહિ હોય કે કયા પ્રકારની તેની વિગતો કમ્પ્યુટર ઉપર પહોંચી ગઈ છે. આમાથી જ તેના દુરૂપયોગ તથા ગુનાહિત ઘૂસણખોરીનું ક્ષેત્ર શરૂ થાય છે. અને તેથી જ સલામતી અને ખાનગી રાખવાની ખાતરી પરત્વે કમ્પ્યુટરના માલિકો અને ચલાવ નારાઓ ઉપર/વધારાનો બોજો અને જવાબદારી મૂકવામાં આવે છે. ઉપર્યુક્ત સંદર્ભ પ્રમાણે, કાનૂની બાજુ જેવો આ ક્ષેત્રમાં ખૂબ કાળજી અને ત્વરિત ધ્યાન આપવું જરૂરી બની જાય છે.

કમ્પ્યુટર ગુનાઓના વિવિધ પ્રકારના પ્રગટ થતા આવા બધા પ્રશ્નોના હલ માટે માત્ર પોલીસ પોતે જ શક્તિમાન નહિ બની શકે. માત્ર સશોધન અને તપાસના કેસોમા જ નહિ પણ, સંપૂર્ણ અટકાવના પગલાં લેવામાં યે કમ્પ્યુટર વ્યાવસાયિકો માટે વિશાળ ફાળો આપવાનો હશે એવી ધારણા છે. આટલા અંશે, કમ્પ્યુટર નિષ્ણાતની જવાબદારી, ગુનાન્વરીક્ષણ વિજ્ઞાન (Forensic science)ના વૈજ્ઞાનિક અને બીજાં તકનીકી જૂથો કે જે ગુનાહિત કેસોની તપાસમાં પોલીસને મદદ કરે છે, તેમના કરતાં વધારે મોટી હોવાની છે. આ બાબતે અવલોકન કરતાં, પોલીસ સંશોધકો અને કમ્પ્યુટર નિષ્ણાતોના બનેલાં વ્યાવસાયિક જૂથોની વચ્ચે ગાઢ કાર્યસમ્બન્ધ વિકસાવવો એ ખાસ અપેક્ષિત છે.

* અપરાધવિજ્ઞાનના પર પરાગત સિદ્ધાન્તો અને તેથી જ તેમના વિરોધ અને તપાસ પરત્વે નવીન દૃષ્ટિથી જોવુ પડશે. આ ગુનેગાર ઝોંપડપટ્ટી સાથે સંકળાયેલો નથી. તે ખરેખર તો સુશિક્ષિત છે સમાજમાં સુપ્રતિષ્ઠિત છે અને સારું વળતર પ્રાપ્ત કરવાવાળો છે સફેદપોશ નાગરિક સાથે તેને સરખાવવામા આવે ત્યારે એ વિશિષ્ટતાપ્રાપ્ત ગુનેગાર છે. તેથી અપરાધવિજ્ઞાના નિષ્ણાતો પાસે અપેક્ષા રાખવામા આવે છે કે તમામ બાજુએથી તેઓ આ સામાજિક, તકનિકી ગુનેગારનો સમગ્ર અભ્યાસ કરે.

કમ્પ્યુટર ગુનાઓનું ક્ષેત્ર અને ક્ષિતિજ ખરેખર તો લગભગ અમર્યાદિત છે. કયારેક એવો દિવસ આવશે, જયારે સમાજનો દરેક ભાગ કમ્પ્યુટર ગુનેગારનુ સંભવિત લક્ષ્ય બનશે. આથી કરીને, એ અપેક્ષિત છે કે આ વિશે જાહેર જનતામાં વિશાળ સ્તરે જાગૃતિ લાવવાના પ્રયત્નો કરવામા આવે, જેથી કમ્પ્યુટરનો ગુનાહિત ઉપયોગનો અવકાશ મર્યાદિત બને અને ઓછામાં ઓછો થાય. ભલે કદાચ સંપૂર્ણ રીતે એને નિવારી ન શકાય તો યે કમ્પ્યુટર ગુનાઓની તપાસ (સંશોધન) અને અમલની જરૂરિયાતોની ગતિ સાથે કદમ મિલાવવા માટે, જરૂરી કાયદાકીય પરિવર્તનો લાવવામાં આવે.

—અનુ. પ્રા. હરીશ વ્યાસ

# વધારે સમવાયી રાજ્યવ્યવસ્થાની દિશામાં | રમેશ થાપર

દુનિયા પર રાજ્ય કરવાની ઉપનિવેશવાદી સત્તાઓની પદ્ધતિ બહુ સાદી હતી. જુદી જુદી જનજાતિઓ અને પ્રજાઓને એક સાથે ભેગી કરવી, એકની સામે બીજીને લડાવવી અને ઉપનિવેશનો કબજો જાળવી રાખવા માટે આધાર તરીકે જોઈતા થોડા સ્થાનિક લોકોની વફાદારી ખરીદી લેવી. ભારતના પ્રાંતોનું નિર્માણ 'ભાગલા પાડો અને રાજ્ય કરો'ની રમત રમવા માટે યત્નપૂર્વક થયું હતું. આખા ભારતના ભાગલા પડયા એ એની પરાકાષ્ઠા હતી.

સ્વાતંત્ર્ય સંગ્રામે ભારતના બહુસંસ્કૃતિવાદને સબળ ટારજોસર ટેકો આપ્યો હતો અને ભારતના નકશાને ભાષાકીય રાજ્યોમાં ફરી ગોઠવવાનું સ્વીકાર્યું હતું. 'એક ભાષા એક રાજ્ય' એ સૂત્ર હતું; અને જ્યારે એને ટેકો ન આપવાનું નક્કી થયું ત્યારે વિઘટનની ધમકી તીવ્ર બની હતી. વિભાજનની અંધાધૂંધી અને દેશી રાજ્યોના વિસ્તારોને ભારતમાં સમાવવાની મુશ્કેલીઓ છતાં રાજ્ય સંચાલનમાં તાજી અને બિનઅનુભવી ભારતીય નેતાગીરી જૂના પ્રાંતોની સરહદોને ફરી ગોઠવવા તત્પર થઈ. રાજકારણની સ્વાર્થી લોબીઓ અને સ્થાપિત હિતોએ દેશની પુનર્રચનાના આપણા નિશ્ચયને ડગાવવા મથામણ કરેલી પણ નિશ્ચયબળ જીત્યું નવાં રાજ્યો સ્થપાયાં અને આપણી સમવાયી રાજ્યવ્યવસ્થામાં સ્વાસ્થ્યની નવી સ્ફૂર્તિનો આવિર્ભાવ થયો.

જો આપણી વિવિધ સંસ્કૃતિઓ અને ભાષાઓને પોષણ આપવામાં અને ભારતના વિકાસને સરળ કરવામાં, ત્યાર પછી કોઈ ગંભીર ભૂલ કરી હોય તો તે એ કે આપણામાંના ઘણા 'ભારત એકરંગી રાષ્ટ્રીય રાજ્ય છે' એવી કલ્પનામાં રાચીએ છીએ, અને સાંઠયારા અનુભવ તથા પ્રતિબદ્ધતાથી શક્તિશાળી બનેલી આપણી અસાધારણ વિશેષતાઓની મહત્તાને સમજવામાં નિષ્ફળ જઈએ છીએ.

૧૯૫૦ પછી સ્થપાયેલાં આપણાં મહાન ભાષાકીય રાજ્યો ઓળખી ન શકાય એટલાં બદલાયાં છે. પરિવર્તન દરેક તબક્કે ઊંડું ઊતરે છે. અને જો આપણે સમજદાર હોઈએ તો આપણને દેખાશે કે આજ સુધી જેમણે ભાષાકીય પ્રદેશો પર આધિપત્ય જમાવ્યું હતું એવી જાતિઓ સામે અત્યાર સુધી સુષુપ્ત દેખાતી નૃજાતિઓ (એથનિક) ખડી થઈ ગઈ છે. આપણે એક એવા તબક્કામાં પ્રવેશ કરીએ છીએ, જ્યાં એક ભાષા અને તેની ઉપભાષાઓ કેટલીક વિશેષ નૃજાતિઓને પોતાનામાં સમાવી લે છે. એ નૃજાતિઓએ પોતે પણ સ્વતંત્ર રાજ્ય બને એવી આકાંક્ષાઓ રાખવા માંડી છે.

અને શા માટે નહી ? આપણી સમવાયી રાજ્ય પદ્ધતિમાં નૃજાતીય સમાનતા અને નિકટતા આધારિત રાજ્ય તો પ્રજામાં દૃઢમૂલ થયેલા અને પ્રજાની નિકટ રહેલા નેતૃત્વ નીચે વધારે સંશ્લિષ્ટ અને અર્થપૂર્ણ વિકાસનો માર્ગ ખુલ્લો કરે છે. આવું રાજ્ય આધિપત્ય ભોગવનારા બીજા સમૂહો વડે દબાઈ ગયેલા નૃજાતિઓના સમૂહને એક પ્રકારનું રાજકીય બળ આપે છે. સમવાયી રાજ્યવ્યવસ્થાના કાર્ય સાથે સીધો સામેલગીરી પેદા કરે છે. લોકશાહી ભાગીદારી સમૃદ્ધ કરીને આધિપત્યવાદી દાવાઓની ધારને ઓછી કરે છે, અને દરેક પ્રકારની પ્રવૃત્તિ માટે જડબેસલાક માળખાં ઊભાં કરવાના છંદને રાહો પાડે છે ખરી રીતે તો, જેમ રાજ્યો વધુ તેમ સમવાયી અને કેન્દ્રસ્થ સત્તાની માર્ગદર્શક, મધ્યસ્થ ભૂમિકા વધુ સ્વસ્થ હોય છે.

પણ આ બધાં વલણો નોંધીએ છીએ ત્યારે

પણ રાજ્યોની નવી પુનર્વ્યવસ્થા વિષેની બીકને નજરઅંદાજ કરી ન શકીએ. નૃજાતિઓના તનાવોને યોગ્ય રીતે ન જોવાય તો એ વિનાશકારી બને છે. આપણે એ વિચારને સમજી લેવો પડશે કે આપણી વસ્તી ઈ. સ. ૨૦૦૦માં સો કરોડની થવાની છે. એ દરમિયાન આપણી પ્રજા પોતાના રાજકીય અધિકારો વિષે અને નૃજાતીય રીતે વધુ જાગૃત થઈ ગઈ હશે. સાથી રાજ્યો વધારે એકરૂપ થાય એના પર આધારિત બુદ્ધિપૂર્ણ રાજકીય પ્રબંધ આપણે વિચારવો પડશે.

ભારતના રાજપુરુષો હંમેશા એ સિદ્ધાંતનું સમર્થન કરતા આવ્યા છે કે ભારતીય રાજનીતિની લોકતાંત્રિક સ્થિરતાનો આધાર ગંગા ખીણનો પ્રદેશ છે : ઉત્તર પ્રદેશ અને બિહારના અઢાર કરોડ અને મધ્ય પ્રદેશ તથા રાજસ્થાનના નવ કરોડ લોકો ભારતની રાજ્યશક્તિને દૃઢ આધાર આપે છે. પણ રસિક વાત એ છે કે આ મધ્ય દેશ ક્ષુબ્ધ થવા માંડ્યો છે, કેમ કે એ રાજ્યો બહુ વિશાળ અને જાતિવિષયક તનાવોથી ભરેલાં છે. એ જાતિઓ જે વારંવાર ગિરિજનો, આદિ-વાસીઓ એવા નામે ઉલ્લેખાય છે, એવી આ વસ્તી પણ આવતાં પચીસ-ત્રીસ વરસોમા બમણી થશે.

આ હિન્દી-ભાષી પ્રદેશના નકશાને ફરી વાર દોરીએ તો એમાથી એકથી દોઢ કરોડની વસ્તીવાળા અઢાર વ્યવસ્થાક્ષમ રાજ્યો બની શકે, જેમ કે, ઉત્તર પ્રદેશમાથી ઉત્તરાખંડ, રોહિલખંડ, વ્રજ, અવધ, ભોજપુર અને બુંદેલ ખંડ; બિહારમાથી મૈથિલ, મગધ અને ઝારખંડ; મધ્ય પ્રદેશમાથી બઘેલખંડ, માલવા, ભીલિસ્તાન, દંડકારણ્ય અને છત્તીસગઢ/ગોંડવાના; રાજસ્થાનમાંથી મારવાડ, જયપુર, મેવાડ અને મેવાત

હિમાચલ પ્રદેશ, પંજાબ, હરિયાણા, અરુણાચલ પ્રદેશ, નાગાલેન્ડ, મણિપુર, મેઘાલય, ત્રિપુરા, મિઝોરમ વગેરેનો એકજાતીય રાજ્યો તરીકે, અને આંદામાનનિકોબાર, લક્ષદ્વીપ-મિનિકોય અને દિલ્હી કેન્દ્ર સંચાલિત પ્રદેશો તરીકે સ્થપાઈ જ ગયાં છે. આજ પ્રમાણે ગુજરાતમાંથી કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાત (મેદાની પ્રદેશ); મહારાષ્ટ્રમાંથી કોંકણ દેશ, મરાઠાવાડા, ખાનદેશ, વિદર્ભ; આંધ્ર પ્રદેશમાંથી તેલંગાણા, આંધ્ર, રાયલસીમા; કર્ણાટક, કાનડા, જૂનું મૈસુર/માલનાડ, કેરળમાંથી મલબાર અને કેરળ (કિનારાનું મેદાન), તામિલનાડુમાંથી કોંગુનાડ/નીલગિરિ, કોરોમાંડલ કિનારો, ઓરિસ્સામાંથી તટવર્તી ઓરિસ્સાનું મેદાન અને ઉડિયા ગિરિપ્રદેશ બંગાળમાંથી ગંગા ડેલ્ટા, રાઢ પ્રદેશ; દાર્જિલિંગ, દ્વારપ્રદેશ; જમ્મુ કાશ્મીરમાંથી કાશ્મીર ખીણ, કિસ્તવર/જમ્મુ, લદાખ/બાલ્ટિસ્તાન અને આસામમાંથી બ્રહ્મપુત્ર ખીણ અને કછાર. જૂનાં પુસ્તકોમાં સામાજિક સાંસ્કૃતિક ઉપપ્રદેશોનો જે ઉલ્લેખ થયેલો છે, તેને આધારે ભૂતકાળમાં વિદ્વાનોએ આ દરખાસ્તો કરી છે. જો કે, એ દરખાસ્તોમાં ઘણા સુધારાને અવકાશ છે.

સમગ્ર ભારતમાંથી આવા નૃજાતિકેન્દ્રો સાઠ સજીવ વિભાગો થઈ શકે આપણી પ્રજા સો કરોડમાં પણ સ્થિર થશે જ એની ખાતરી નથી એ સંદર્ભમા આપણાં રાજ્યોને જાતિગત રીતે વધુ સમરૂપ અને વધારે વ્યવસ્થાક્ષમ બનાવવાં એ મુખ્ય ખ્યાલ હોવો જોઈએ. જો સમવાયી પુખ્તતામાં ભારતના ભાવિ સંશ્લેષણ માટે આપણે ગંભીર હોઈએ તો આ દૃષ્ટિબિંદુ દૃઢપણે આપણે આપણી સમક્ષ રાખવું પડશે

પ્રત્યેક પ્રાદેશિક કે જાતિવિષયક પ્રક્ષોભ, પછી ભલે તે ધાર્મિક હોય (જેમ કે શીખોનો)– તે જાણે કંઈક સંકીર્ણ, પશ્ચાત આવિર્ભાવ હોય એમ ગણવાનું વર્તમાન વલણ ટૂંકી દૃષ્ટિનું છે. દરેક

પ્રશ્નોમાં પાછળ નક્કર સામાજિક-આર્થિક અનિવાર્યતાઓ હોય છે અકાલી દળને બળ મળે છે, કારણ કે સમૃદ્ધ શીખ કિસાન શહેરી રોકાણોની દિશામાં વળ્યો છે, અને એને એના વિરોધી હિતો સામે રાજકીય બળ જોઈએ છે. કાશ્મીરમાંથી રાજકીય પરિષદને હટાવી શકાય નહીં કેમ કે બહારનું આધિપત્ય દૃઢમૂલ ન થાય એની એ જામીન છે આસામીઓ દૃઢપણે એકતામાં બંધાયા છે કેમ કે બંગાળી દાવાઓ અને ઘૂસણખોરીના સંદર્ભમાં પોતાના ભાવિ વિષે તેઓ અનિશ્ચિત છે. જેમના હાથમાં શાસનની સત્તા છે એવા મેદાનવાસી લોકોનાં બળવાન હિતો વિષે ત્રિપુરાનો શંકા સેવે છે. એ જ રીતે મધ્ય ભારત અને અગ્નિ ખૂણાના અસંખ્ય આદિવાસીઓ એટલા જ પ્રક્ષુબ્ધ છે કેમ કે 'લૂંટણિયા બહિરાગતોનો પ્રભાવ એમના પર પડે છે. એમના સંકેતો વિષે પહેલાં આપણે સંવેદનશીલ હતા; પણ હવે વધુ સુસ્ત થયા છીએ અને સૌથી વધુ બળવાનના દબાણોનો સામનો કરવા માટે કોઈ ઉપાય નથી એ વિચારને તાબે થઈએ છીએ.

નૃજાતિઓની રીતે વિચારીને વધુ સમરૂપ રાજ્યોની સરહદોની પુનર્ઘટનાની ગૂંચવણોનાં આ કેટલાક પડો છે. આતંકવાદ સાથે સંકળાયેલી માગણીઓ આવવાની જ છે. કાશ્મીરી મુસ્લિમોની જેમ કેટલાકને એમ લાગવાનું કે હિન્દુઓ તેમના દ્વારા શાસિત થવા ઈચ્છતા નથી. અત્યારના ખૂબ ફૂલેલા વહીવટી ખર્ચમાં આને કારણે થનારા વધારાના 'ખર્ચ'ની વાત પણ કેટલાક કહેશે. જો સાદું માળખું અપનાવાય તો રાજ્યપુનર્ઘટના આ ભયોને તે ખોટા પાડશે. દિલ્હીમાંથી મધ્ય દેશના મહાકાય સ્થાપિત હિતોને પોતાના રાજકીય કાબૂ માટે આવી રાજ્યપુનર્ઘટના જરૂર ધમકીરૂપ લાગશે; પરંતુ, ઉપાય પુનર્ઘટનાના અમલમાં જ છે.

ભારતની હંમેશની મુશ્કેલી એ છે કે અંગ્રેજો પાસેથી ઊછીની લીધેલી ધારણાઓ-વાળો અને અર્ધપક્વ ઐતિહાસિક ખ્યાલોથી ભરેલો પ્રભાવશાળી રાજકીય ભદ્રવર્ગ એમ માની બેઠો છે કે આત્મવિશ્વાસપૂર્ણ ઉદ્દંડ સત્તાનું સમર્થન કરવું જોઈશે, નહીં તો ભારતના ટુકડા થઈ જશે. નૃજાતિઓને ધ્યાનમાં રાખીને થતી ભારતની પુનર્ઘટનાને, ભારતીયતાને તોડવા માટેની તરકીબ તરીકે જોવામાં આવે છે. આથી ઊલટું, જો આપણે ભારતના વિકાસને ધ્યાનમાં ન લઈએ તો, આપણામાં એકતા પેદા કરનારા સહિયારા અનુભવની ભાવના હોવા છતાં આપણે મુશ્કેલીમાં મુકાઈશું.

પ્રત્યેક વિભાગને વિકસિત કરવાની દૃષ્ટિ સાથેના આયોજનવાળા ભારતના આર્થિક વિકાસે ઉપખંડના વિભાગોને પરસ્પરાધારિત કર્યા છે. બજાર હવે સમગ્ર ઉપખંડની બાબત બની ગઈ છે. નીતિ અને પ્રતિબદ્ધતાની ભૂલો છતાં સ્વાવલંબન અને અવિરત વિકાસની એ સીમેન્ટ છે વિકૃત સિદ્ધાંતોની ભુલભુલામણીમાં સતત ઉગારો શોધતા અંતિમવાદીઓની પ્રવૃત્તિઓ વિરુદ્ધ આ બધા નક્કર તથ્યો નિશ્ચિત ગેરન્ટી જેવાં છે.

* જમણેરી અને ડાબેરી સર્વસંમતિ આધારિત સમવાયી પક્ષો દ્વારા ચાલતી બુદ્ધિશીલ અને લવચિક મધ્યવર્તી સત્તા વીસ રાજ્યોને બદલે સાઠ રાજ્યોમાં ઘણી વધારે માર્ગદર્શક શક્તિ અને લીવરેજ ધારણ કરી શકશે કેટલાક લઘુમતી હિતો અને સમૂહો નાના રાજ્યોમાં સંભવત: વધુ રાજકીય બળ ધરાવશે તેથી 'બહુ રાજ્યવાદ' વધુ અસરકારક અને લોકતાંત્રિક, બનશે મુશ્કેલી આપણું દિમાગ બંધ છે તેની છે

સદ્ભાગ્યે, આપણાં દિમાગો હવે ઊઘડતાં જાય છે. માણસો અને આંદોલનો રાજ્યોની નિશ્ચયાત્મક પુનર્ઘટનાની સમસ્યાઓ ઉપર હવે પકડ જમાવવાનું શરૂ કરી રહ્યા છે. કદાચ, જેઓ નિર્ભય રીતે આગળ વધશે તેઓ પ્રજાને દોરશે.

અનુ : યશવંત ત્રિવેદી

(લોકભારતી)

# પત્રકારત્વની દુનિયામાં ડોકિયું

(1) Violation of Journalistic Ethics and Public Taste Edited by *S. N. Jain*; *N. M. Tripathi* pvt. Ltd., Pages-138, Rs. 45

મુંબઇથી પ્રગટ થતા સાપ્તાહિક 'ધ સન્ડે ઓબ્ઝર્વર' (જુન ૨૩, ૧૯૮૫)માં ઉપરના પુસ્તકની સમીક્ષા કરતાં શ્રી કે. એસ. વેંકટેશ્વરન લખે છે :

જ્યારે ગુજરાતના બનાવો સંદર્ભે ત્યાંના અખબારોના ભયંકર પક્ષપાતી વલણની ચર્ચા થવામાં છે અને અખબારો પોતાની મર્યાદા બહારની ભજવણી કરી રહ્યાના આક્ષેપો થાય છે ત્યારે ખૂબ સમયસર આ પુસ્તકનું પ્રકાશન થયું છે પત્રકારના કામોની સમીક્ષા અને કોઈક પ્રકારની આચારસંહિતાની જરૂરિયાતની માંગ પણ ઊઠી છે. આચારસંહિતાના ભંગ બદલ કડક શિક્ષાની જોગવાઈની વાતો કરનારા પણ છે.

તેમ છતાં, અત્યાર સુધી એવી સર્વસંમતિ પ્રવર્તે છે કે કાયદાકીય રીતે અમલી બનાવી શકાય તેવી આચારસંહિતા ઘડવાનું ઉચિત નથી. જે ઝડપે પત્રકારોને કામ કરવાનું આવે છે તે અને જે પ્રકારનું કામ કરવાનું આવે છે તેમાં સંપૂર્ણ આચારસંહિતામાંથી પણ છટકી જવાની પૂરી શકયતાઓ છે. વળી, આજની આચારસંહિતા કાયમ માટે ઉપયોગી ન નીવડવાની અને તેમાં કોઈ ઢીલાશ-કચાશ રહી તો ખોટા અર્થઘટનોની શકયતા ઊભી જ છે.

જે 'પ્રેસ કાઉન્સિલ' પાસે આવી આચારસંહિતાના ઘડતરની અપેક્ષા રખાઈ છે તેના અધ્યક્ષ ન્યાયમૂર્તિ ગ્રોવર પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે કે-"સંપૂર્ણ આચારસંહિતા ઘડવાનું જરૂરી નથી, ઇચ્છનીય નથી અને શકય પણ નથી." છતાં, ૧૯૬૫ના કાયદાથી રચાયેલી પ્રેસ કાઉન્સિલના હાલના અને પહેલાંના સભ્યોએ કાઉન્સિલ સમક્ષ આવેલા કેસોના ચૂકાદામાંથી ઊભા થતા, ઘડાતા જે નીતિ-નિયમો તારવ્યા છે તે આ હેતુ પૂરો કરશે એવું માનેલું છે, બીજા અખબારી પંચે પણ આ જ મતનું સમર્થન કરેલું છે. આ બાબત થોડીક વિગતે જોઈએ.

આ પુસ્તક પણ અત્યાર સુધીમાં કાઉન્સિલે આપેલા ચૂકાદાઓના સંગ્રહરૂપ છે અને તે કામ પ્રેસ કાઉન્સિલ અને ભારતીય કાયદા સંસ્થાના સંયુક્ત ઉપક્રમે થયું છે. આવેલા કેસોનું ૭ ભાગમાં વિભાજન કરાયું છે. (૧) કોમવાદી લખાણો (૨) પ્રત્યુત્તરનો અધિકાર (૩) સમાચારોના ખરાપણાનો પ્રશ્ન (૪) ચારિત્ર્યહનન (૫) અશ્લીલતા અને બિનસૌજન્ય (૬) અયોગ્ય પત્રકારિત્વ. પ્રત્યેક કેસની ટૂંકી વિગતો બાદ, કાઉન્સિલનો ચૂકાદો અને પ્રત્યેક ભાગના અંતે ચૂકાદાઓમાંથી ઊભા થતા સિધ્ધાંતોનું વિવરણ અપાયું છે. તદુપરાંત, પ્રેસ કાઉન્સિલ (તપાસની પ્રક્રિયા) રેગ્યુલેશન, ૧૯૭૯ માંથી ઉતારાઓ પણ સારા પ્રમાણમાં અપાયા છે.

ઘણા બધા ટીકાકારોએ પ્રેસ કાઉન્સિલ પાસે ગુનેગાર અખબારો અને પત્રકારોને અસરકારક શિક્ષા કરવાની સત્તાના અભાવને 'ખાટલે મોટી ખોડ' ગણાવી આંસુ સાર્યાં છે. કાઉન્સિલ ઠપકો

આપવાથી કોઈ શિક્ષા કરી શકતી નથી અને ભવિષ્યમાં થનાર સુધારાનો શક્યતા અને વિવેકબુધ્ધના પ્રાદુર્ભાવ પર મદાર રાખે છે.

* સજા કરવાની સત્તા ન હોવા છતાં, કાઉન્સિલ અત્યાર સુધીમાં સફળતાપૂર્વક અને અસરકારક રીતે કામ કરતી રહી છે અને તેની વિશ્વસનીયતા અને તટસ્થતાના સંદર્ભે કોઈ ગંભીર ફરિયાદ હજુ સુધી ઊઠી નથી.

ગુજરાતના અખબારોના રોલ વિશે કેટલાક બિનસરકારી સંઘોએ જે પ્રતિભાવો આપ્યા છે તે છતાં પ્રેસ કાઉન્સિલ શું કહે છે તે સાંભળવા કાન સરવા રાખવાનું અખબારી આલમના સભ્યોએ પણ સલાહરાયું ગણ્યું છે. દરમિયાનમાં, આ પુસ્તકમાં આમેજ થયેલા ચૂકાદાઓમાંથી પણ અભ્યાસી અને નિષ્પક્ષ વાચક દિશાસૂચન મેળવી શકે તેમ છે. દાખલા તરીકે, કાઉન્સિલ એક ચૂકાદામાં કહે છે કે

"અખબારોએ કોઈ પણ વર્ગની સાચુકલી વ્યથાને વાચા આપવી જોઈએ કે જેથી શાંતિપૂર્ણ અને કાયદાકીય રીતે તેનો ઉકેલ શક્ય બને. આ વ્યથા ઉપજાવી કાઢેલી ન હોવી જોઈએ કે વ્યથાની અતિશયોક્તિ ન થવી જોઈએ – તેમાંય ખાસ કરીને કોમી વિસંવાદિતાને પોષક બાબતે તો નહીં જ નહીં. વળી વ્યક્તિઓ અને જાતિઓ પર બેજવાબદાર અને ઉશ્કેરણીજનક હુમલાઓ પણ ન થવા જોઈએ. ઉશ્કેરણીજનક હેડલાઈનો ન અપાય. હિંસાના બનાવોને એવી રીતે ન રજૂ કરાય કે જેથી પ્રજાનો કાયદો અને વ્યવસ્થાના માળખામાંનો વિશ્વાસ ચલિત થઈ જાય, અને તે સાથે આવી કામગીરીને નિરુત્સાહ અને ધૃણા સાંપડે તેવી રજૂઆત થાય તો શાંતિ અને સુમેળના વાતાવરણને સર્જવામાં ઘણી મદદ મળે."

ગુજરાતમાં અખબારો પરના હુમલામાં અગ્રેસર તત્ત્વો (૨૨મી એપ્રિલના રોજ પોલીસોએ 'ગુજરાત સમાચાર' પ્રેસ પર જ ગણી હુમલો કરેલો) કાઉન્સિલની ઉપર ટાંકેલી ભલામણ પોતાના કેસને મજબૂત કરવા પકડી લેવાના. આ છાપાં અનામત વિરોધીઓની વ્યથાને ઉપજાવી કાઢવામાં કે તેની અતિશયોક્તિ કરવામાં રત હતાં, એવું સાબિત થાય (જો કે હજુ સુધી થયું નથી) તો તેમની સામે ઠપકાનો કેસ મજબૂત બને છે જો કે આથી આ છાપાંઓ પરનો હુમલો સાચો ઠરતો નથી.

બીજો એક વારંવારનો આક્ષેપ એ છે કે કેટલાક અખબારોએ રાજ્ય સરકાર અને ખાસ કરીને મુખ્યમંત્રી માધવસિંહ વિરોધી ટીકાત્મક રોલ ભજવવાનું નક્કી કર્યું હતું. આ અંગે પ્રેસ કાઉન્સિલની માર્ગદર્શક સૂચના નોંધનીય છે "જાહેર વ્યક્તિનું જાહેર પ્રશ્નો તરફનું વલણ પત્રકારોની સમજવા જેવી (reasonable) ટીકા નોતરે તે કોઈ નિયત મર્યાદાનું ઉલ્લંઘન નથી." વળી, "જ્યાં સુધી છાપેલી બાબત સીધી જ અયોગ્ય પૂરવાર ન થાય ત્યાં સુધી તંત્રીના રાજકીય વિચારો માત્રને કારણે પત્રકારિત્વની આચારસંહિતા અળપાવાનું ન કહી શકાય." આ સિદ્ધાંત 'ગુજરાત સમાચાર'ના તંત્રી વિરુદ્ધના આક્ષેપોને પૂરતો જવાબ વાળી દે છે.

એ તો દેખીતું છે કે ગમે તેટલા સારા સિદ્ધાંતો તારવાયા હોય પણ ખરેખર સંકુલ પરિસ્થિતિમાં (દા. ત. ત્યારની ગુજરાતની) તેનો અમલ અસંખ્ય મુશ્કેલીઓ ખડી કરી દે છે. આમાંથી ઘણા સ્વસ્થ માણસોનું વલણ પણ એવી અતિવ્યાપ્તિ તરફ ઢળે છે કે તેઓ અખબારો પર અંકુશ એવા અંકુશોની તરફદારી કરવા લાગે

છે. હમણાં જ થોડા સમય પૂર્વે ૧૯૭૦ ના ભીવંડીના કોમી બનાવોની તપાસ કરતા મેડોન પંચે કોમી તંગદીલીને લગતા સમાચારો ચાર તે છપાતાં પૂર્વેની સેન્સરશીપની ભલામણ કરી હતી. વધુ ખરાબ તો એ હતું કે પંચે એમ અનુભવ્યું કે " સત્તાધિકારીઓએ જાતે અખબારી-યાદીઓ તૈયાર કરી વહેંચવી જોઈએ અને બધાં અખબારોએ તે છાપવી જોઈએ." ભારતમાં સરકાર સમાચારોનું પ્રસારણ કઇ રીતે રૂંધે છે તે જાણનાર આનાથી વધુ ભયાનક ઉકેલ કયો કલ્પી શકે ?

આવી પરિસ્થિતિ અંગેના સિદ્ધાંતો અતિ સ્પષ્ટ છે : "સમાચારો છાપતાં પહેલાં તેની ખરાપણાની ચકાસણી જરૂરી છે. .જો કે પ્રત્યેક તંત્રી માટે દરેક વખત તેમ કરવું મુશ્કેલ છે, ત્યારે આવી ભૂલો ન થાય તે અખબારોએ જોવું જોઈએ અને થઈ જાય તો "જાહેર માફી" માગવી જોઈએ."

સમાચારોની અતિશયોક્તિ અને વિકૃતિ એ કંઈ ભારતના પ્રસાર – માધ્યમો માટે નવો બનાવ નથી. અને 'ગુજરાત સમાચાર' જો પ્રસ્થાપિત પત્રકારિત્વની સંહિતાથી ઊણું ઊતરતું હોય તો તે માટે સરકારે પ્રેસ કાઉન્સિલમાં જવું જોઈએ; અથવા તો તેનાં ગુનાહિત કૃત્યો માટે, આ ભૂમિના અસંખ્ય કાયદાઓમાંથી કોઈકનો આધાર લઈ તેના પર કેસ માંડવો જોઈએ. આ બે માંથી એકે માર્ગ ન અપનાવી બદતર વિકલ્પની પસંદગી અને તેને પ્રોત્સાહન એ સરકારની અસત્યતા વિશે ઘણું કહી જાય છે.

કાયદાકીય રીતે અમલી બનાવી શકાય તેવી અખબારો અને પત્રકારો માટે આચાર સંહિતા લોકરંજક દબાણોથી ઘડાશે તો તે દિવસ ભારતમાં અભિવ્યક્તિના સ્વાતંત્ર્ય માટે દુઃખનો દિવસ હશે. સદ્નસીબે પ્રેસ કાઉન્સિલે આવા કોઈપણ પ્રયત્ન વિરુદ્ધનો માર્ગ અખત્યાર કર્યો છે જેની આ પુસ્તક સાહેદી પૂરે છે.

*

**Behind the By-Line by M. V. Kamath**
**vision Books, New Delhi: Pages 268**
**Rs. 100**

ઉપરના પુસ્તકની સમીક્ષા અંગ્રેજી સાપ્તાહિક 'ધ સન્ડે ઓબ્ઝર્વર' (મુંબઇ) ના તેજસ્વી પત્રકારતંત્રી શ્રી વિનોદ મહેતાએ પોતાના અખબારમા કરી છે. તેઓ સમીક્ષા કરતાં લખે છે :

થોડા સમય પહેલા માધવ કામઠનો બાર ખાતેનો ટેલીફોન નંબર બદલાયો હતો. તુરત જ કામઠે પોતાના સમ્પર્ક વર્તુળમાં પોસ્ટકાર્ડ લખી તેની જાણ કરી પત્રોને લખેલા સરનામે પહોંચતા લગભગ એક અઠવાડિયું વીત્યું. દરમિયાનમાં મુંબઈ શહેરમાં એક નાનકડી કટોકટી સર્જાઈ ગઇ.

'ઓબ્ઝર્વર' પર ફોન આવવા લાગ્યા. ફોન કરનારાઓમા રોટરી કલબો, જૂના અને નવા સામયિકોના તંત્રી મહાશયો, પ્રકાશકો, મોરચા કાઢનારાઓ, વિરોધી જૂથો, પ્રજાની સેવા માટે કામ કરતા સંગઠનો વગેરે હતા. બધાંની ચિંતા માધવ કામઠના સમ્પર્કની હતી. સદ્નસીબે, ઝડપથી સંપર્ક સ્થાપી શકાયો અને મુંબઈમાં પુનઃ શાંતિ પ્રવર્તી.

દેખીતું જ છે કે માધવ કામઠ આજના ભારતના એક સફળ અને મોટી માગ ધરાવતા પત્રકાર છે. તેમના અન્ય સમકાલીનોને જેટલી પૈસાની પડી છે તેવી આ સજ્જનને પડી નથી, અને તેમનો ઉદ્યોગ આવતા ચેકો પર નિર્ભર નથી.

કામઠ એટલા માટે લખે છે કે તેમને કંઈક કહેવું છે અને તેમને ઘણા બધા વિષયે કંઈક

કહેવાતું હોય જ છે – મહાભારતથી માંડી ભાષાકીય રાજ્યો અને પિઝા સુધી. વળી તેઓ કોઈને ના પણ કહી શકતા નથી. તેથી તેઓ સતત કાર્યરત હોય છે. નવું સામયિક શરૂ કરવા વિચારતા તંત્રીઓ અને પ્રકાશકો કામઠને મળતાં જ આનંદાશ્ચર્ય અનુભવે છે પોતાનાં પૂર્વરોકાણો છતાં તે તેમની વિનંતી સાથે સહમત થાય છે અને કદી પુરસ્કારની ચર્ચા કરતા નથી. તેમનો કાયમી જવાબ હોય છે–'આપી શકો તેટલું અને આપી શકો ત્યારે આપજો' લાયન્સ ક્લબો અને જેસીઝમાં પૈસાની તો વાત જ નથી (અહીં તમને મળે સ્થૂળ અને બેધ્યાન શ્રોતાઓ અને તેલિયું ભોજન) ત્યાં પણ તે ના કહેતા નથી. જે ધંધામાં લાભ પર નજર, ઇર્ષા, એંબોલપણું અને દંભ ભરપૂર છે તેમાં કામઠ ભારતીય અખબારી જનોમાં મર્ત્ય થવા આવેલી સંપૂર્ણ સજ્જનોની યાદી પર છે.

પ્રસ્તુત પુસ્તક કામઠની વૈવિધ્યપૂર્ણ અને વિશિષ્ટ કારકિર્દીનો આલેખ આપે છે. પોતાની ધંધાકીય જિંદગીની વાત આ માણસ નિખાલસતા, નમ્રતા અને ખાસ શૈલીથી કહે છે.

આ બધું અહીં છે શરૂઆતનાં વર્ષો ફ્રી-પ્રેસમાં, પછી પ્રેસ ટ્રસ્ટ ઑવ ઇન્ડિયા તરફ, ત્યાંથી વિદેશના સંવાદદાતા, ત્યાથી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા, વળી પાછા મોન, અમેલ્સ અને વૉશિંગ્ટન અને અંતે ઇલસ્ટ્રેટેડ વિકલીનો વિવાદાસ્પદ સમયગાળો. બહુ ચર્ચેલી સરદાર ખુશવંત સિંઘ સાથેની કામઠની દુશ્મનાવટ–લાક્ષણિક રીતે ખુશવંત દ્વારા જ જન્મેલી, અહીં વ્યક્તિગત બનાવ્યા વિના નમ્રતાથી (understated) રજૂ થઇ છે, કોઈ દ્વેષ વગર

મારી માફક ઘણા માને છે કે ૯ થી ૫ ની પત્રકારિત્વની નોકરી છોડ્યા પછી, પૂર્ણ સમયના ફ્રીલાન્સર બન્યા બાદ, કામઠની કલમમાં શક્તિ, સાતત્ય અને ડંખ આવ્યાં છે. કદાચ બીજા માટે કામ કરતી વખતે નડતી મર્યાદાઓએ તેમના સ્વતંત્ર વિચારપ્રવાહને અવરોધ્યો હશે. એ તો સ્પષ્ટ છે કે તમે અમેરિકામાં ટાઇમ્સના મુખ્ય સંવાદદાતા હો કે ભારતમા ઇલસ્ટ્રેટેડ વીકલીના તંત્રી, તમારે અમુક હદની મુખ્ય તંત્રીની અને કાયમની માલિકની સેન્સરશીપ સ્વીકાર્યે જ છૂટકો. પરંતુ કામઠ જ્યારે સંપૂર્ણ મુક્ત, નિખાલસ અને નિર્ભીક નહોતા ત્યારે પણ તંત્રીમંડળના અંકુશની મર્યાદાઓ તો જાણતા જ હતા.

કામઠના ટીકાકારોમાંના કેટલાક ઉત્સાહપૂર્વક કહે છે કે કામઠ કટોકટીના અને ઇંદિરા ગાંધીના સંપૂર્ણ ટેકેદાર હતા. પછી ભૂતપૂર્વ વડાપ્રધાનના કડક આલોચકનો તેમનો અવતાર થયો છે. આનંદથી કામઠ આ વકતા સ્વીકારે છે. કામઠે પોતે એકરાર પણ કર્યો છે કે કટોકટીને ટેકો આપવાનો તેમનો નિર્ણય ભૂલભરેલો હતો. કટોકટીના વકીલોમાથી કેટલામાં આમ બહાર આવવાનું સૌજન્ય અને હિંમત છે?

મને જે કામઠમાં ગમે છે તે તેમની એક સાથે, એક સરખી રીતે અસંખ્ય લોકોને અપસેટ કરી મૂકવાની અમોઘ શક્તિ. આ સંદર્ભે તે પૂરા અને સાચા લોકશાહીવાદી છે. રશિયનોને તેઓ પસંદ નથી કારણ તેઓ અમેરિકા તરફી છે, અને અમેરિકનોને તેઓ નાપસંદ છે કારણ ડલાસ, નિકસન, કિસિન્જર, રેગન અને અમેરિકાની પાકિસ્તાનપક્ષી અને ત્રીજા વિશ્વની વિરોધી નીતિના તેઓ ટીકાકાર છે. ઘરઆંગણે 'ડાબેરીઓ'ને મન તેઓ ભાજપ અને રાષ્ટ્રીયસ્વયંસેવક સંઘ પ્રતિ કૂણા છે અને 'જમણેરીઓ'ને મન તેઓ પ ગતમાં રહેતા નથી અને વાજપેયી–અડવાણીને ઠમઠોરતા રહે છે. જે કોઈ પત્રકાર એક સાથે આટલા બધાં જૂથોને માઠું લગાડી શકે તે મારે મતે લાંબા સમય માટે સર્જાયેલો છે.

૨-૯-૮૫, ગાંધીનગર,

રજૂઆત [] રજેશ ઓઝા

## — | ચીનુ મોદી

કવચ હોય કે હોય કુંડળ શરીરે
છતાં આપણ ખૂપે પળેપળ શરીરે.
ગયું આભડી કોણ એકાંત વચ્ચે
પ્રસરતું થયું છે હળાહળ શરીરે.
સમયદ્વીપ રચતો, હતો એક દરિયો
અને માપતો, કેટલુ જળ શરીરે ?
ચરાચર વિચરતા વિચારો શમે છે
છતાં શ્વાસ સર્જ્યા કરે છળ શરીરે.
બધું બળ સમેટાય 'ઈર્શાદ' ત્યારે
થતો કેમ બળવો સ્થળેસ્થળ શરીરે ?

## બે ગઝલ | હરીશ ધોબી

(૧)

ઠેસ કોના નામની વાગી સખત
હાથથી સરકી ગયું આખું જગત
આમ ઘટના તો બધી બનતી રહી
હોત હું કે તું કરત તો શું કરત
હું તને હે દોસ્ત, મારામાં લખત
પણ, સમય આ હોય છે માદરબખત
ક્યાં જઈશું શહેર છોડીને હરીશ
લોહીમાંથી પ્રશ્ન ઊઠે છે સતત
હે ગઝલ, તું સાચવી લેજે મને
દ્વાર આવ્યો છું બધી છોડી મમત

(૨)

ઘૂમરાતાં કૈં પુરાતન કાળના વંટોળ છે
હું હતો એમાં ને મારામાં હવે વંટોળ છે
હું હજી પણ નીકળી શકતો નથી આ શહેરથી
કે ક તારા શહેરના આ અટપટા ભૂગોળ છે
કે ફરી તારા જ ઘર વિશે ચરણ અટકી પડે
એટલું છે જાણમાં કે દોસ્ત, પૃથ્વી ગોળ છે
કૈં વહી ચૂકી છે મારામાં નદીઓ રક્તની
ને હવે વેરાન પટને આ ઊઠેલા સોળ છે
ચાલ શોધીએ હવે પડતી વિધેનાં કારણો
કે હરીશ કિસ્સો ફરીને આજ ડામાડોળ છે

## ગઝલ | શૈલ

હીંચે છે પવન ક્યારનો વૃક્ષોની ડાળીએ
ચાલો, વસંતના જરા રંગો નિહાળીએ
આ આંખની યે પાર કોઈ ફૂટતી કળી,
ખોલે છે મૃદુ પાંખડી નજરુંની પાળીએ.
આ સૂર્યના પ્હેલા કિરણથી ઊઘડે દિશા,
ફૂલોની મ્હેક મ્હેંકથી પગલાં પખાળીએ.
આંખોમાં એવું ઊમટયું રંગોનું ઘોડાપૂર,
ખોબા ભરીભરીને ગગનમાં ઉછાળીએ.

## અંતિમ ઇચ્છા | —રજની શાહ

અન્ધારું ઊતરી આવવાને
હજી થોડી વાર છે.
આજે,
ટયૂબ લાઇટની સ્વીચ
ઑન નથી કરવી
તેના દૂધિયો પ્રકાશ
મારા વિચારોને
બનાવી મૂકે છે અબરખિયા
દીવાલો પર અંકિત
કંઈ કેટલીયે છબીઓને
ભૂંસી નાંખે છે ઘડીકમાં

મારે તો સળગાવવી છે મીણબત્તી
નહીં ટેબલ પર
ગોખમાં યે નહીં
ના કશી આડશે
માત્ર બારીમાં–
સૂસવાટા મારતો પવન ફૂંકાય
ને મીણબત્તી સળગતી રહે
તે જોવું છે મારે
મારા માટે નહીં
બધાંય ને માટે !

— | નલિની બ્રહ્મભટ્ટ

આંગણુની પાર દ્વાર
જ્યાં બધા જ રસ્તા
એક થઈ વિરમે છે
ત્યાં–
અંધકારમાં આમતેમ ઘૂમું છું–હંમેશ
–નિરુદ્દેશ.
કદાચ
કોઈ વર્ષાભીની રાતે તમે આવશો–
ઉંબરની આ પાર હું,
પેલે પાર તમે–
તમારા હાથમાં ત્યારે પણ
રજનીગંધા મહેકતી હશે
મારા ચંપકવૃક્ષ પરથી એક પુષ્પ
ખ
રી
પડશે
તમારા કોટને સ્પર્શતું
વરસાદનું એકાદ ટીપું
ઝીલાઈ જશે તમારી પાંપણ પર
અને ચમકી ઊઠશે તમારી આંખો–
અમાસના નક્ષત્ર જેવી નિઃશબ્દ.
અને ત્યારે–
'આપણે કોણ ? ક્યાંથી આવ્યાં ?
કેમ મળ્યાં ?'–ના પ્રશ્નો નિરર્થક થઈ
ખરી પડશે.
પેલા ઉંબર જેટલું જ
આપણું હોવું તે જ સત્ય
–આ પાર તમે
પેલે પાર હું.

---

## ભાગવત ધર્મ

ઈશ્વરભક્તિમાથી ફલિત થતા આ માનવસેવાના ધર્મ વિષે ભાગવત કહે છે : 'આ જગતમાં પ્રાણીઓના જન્મનું સાફલ્ય એટલું જ છે કે તેઓ પોતાનાં પ્રાણ, ધન, બુદ્ધિને વાણી એ સર્વ વડે સદા પ્રાણીઓનું કલ્યાણ જ કરે, નિરંતર તેમની સેવા જ કરે.

—મહાત્મા ગાંધી
(મંદિર પ્રવેશ અને શાસ્રો)

# કૂવામાં તે હવાડામાં

જૂના જમાનાની વાત છે
એ કાળે એક રાજા હતો
એના રાજમાં વાવ, કૂવા, તળાવ ઘણાં.
પણ પાણી બધે ય ખારાં.
શું થાય ?
કારણ કોઈ જાણે નહિ.
ઉપાય કોઇને સૂઝે નહિ.
રાજા ને પ્રજા ..સૌને
પાણીની એ ખારાશ સદી ગયેલી.
પણ રાજને મારગે થઇ નીકળનારા વટેમાર્ગુ–
એમને આ દુખ કઠે.
ધોમ ધખતા ઉનાળે
એ ખારો પાટ દેશ વટાવવાનો આવે
ત્યારે કૂવા કાંઠે વિસામો કરે, પણ
જેવો દોરી લોટા વડે સીંચેલા પાણીનો
ઘૂંટડો મોંમા લે કે,
થૂ થૂ કરી થૂંકી નાખવું પડે,
કહેશે ......'આગળ જોઇશું.'
આગળ-આગળ... કરતાં...રસ્તે જેટલાં વાવ
કૂવા, તળાવ આવે.
એ બધાંનાં પાણી ખારાં.......!
એને થાય કે, આ તે કેવો મુલક !
ભારે જુલમ !
આવું તે કઇ હોય ? ધરતીમાં
ક્યાંય અમી જ નહિ ?
રાજની સરહદ વટાવતાં લગી ખારાં
પાણીનું દુઃખ એનો કેડો મૂકતું નહિ.
સૌ કોઇને મનમાં એક જ વિચાર ફૂટી
નીકળતો.
નક્કી આ ધરતીને માથે કોઇ શાપ છે.
સુગંધ હો યા દુર્ગંધ,
વાયરે ચઢીને વ્યાપવાનો એનો ગુણ.
એવું જ કીર્તિ ને અપકીર્તિનું......
માણસના મુખે ચઢી એ દુનિયા ભરમાં ફેલાય.
એ ન્યાયે આ રાજાની, ને એના રાજની
નામના ખોટી
રાજા આ વાત જાણે. મનમાં એ વાતનો
કાંટો ય ખરો.
માંખ પડેલા ખીરના કટોરા જેવો એનો
વૈભવ ..
જે સુખને 'સુખ' કહીને માણી શકાય નહિ,
જે પાણીને 'મીઠું' કહી પી શકાય નહિ,
એનાથી જીવની તરસ કેમ છીપે ?
ન રહેવાયું, ત્યારે રાજાએ રાજ્યમા
ઢંઢેરો પીટાવ્યો
'મનનો કાંટો કાઢી આપે એવો કોઇ
વૈદ્ય હશે, મારા આ રાજમાં ?.
એ દહાડામાં, રાજમહેલના આંગણાનો
ઘંટ રણક્યો.
મહેલની અટારીએ આવી, રાજાએ
ડોક લબાવી જોયું....
તો મેલાઘેલા વેશે
એક ઘરડો ખેડૂત આંગણામાં ઊભો હતો.
રાજાને જોઇ એણે નમન કર્યાં. કહે
અન્નદાતા હાજર છું
રાજા મૂંગો મૂગો જોઇ રહ્યો એની સામે.
મનમાં થયું હશે કે
આ તે શું મારુ દળદર ફેડવાનો હતો !
માણસના અંતરની વાતને
એની આંખમાં વાંચી લેનારો ખેડૂત તો
ચકોર જીવ હતો
એણે રાજાને ધરપત બંધાવી.
કહે: મહારાજ ! મુંઝાશો નહિ.
અમારા વડવાઓના તપોબળે કરીને
વરદાન પામ્યો છું ..ખમચાશો મા,
ખોલી નાખો.

[ વિશ્વમાનવ

રાજાએ ખેડૂતને પાસે બોલાવ્યો.
મનનું દુઃખ કહ્યુ: મારા સોનાના મુગટમા
આ ઝાંખપ શાની ?
ખેડૂત કહે, 'મહારાજ ! સો ટચના સોનાને
ઝાંખપ હોય નહિ
નક્કી એમાં કથીરનો ભેગ હોવાનો.
રાજા આકળો થઇ ઊઠયો .હેં...હે ..તેં
મારા મુગટમાં કથીર ભાખ્યું !
ખેડૂત કહે, ખમા કરો, મહારાજ !
કહો તો પારખુ કરાવુ....
રાજા કહે, ભલે થઈ જાય પારખું.
બોલ, શું કરવાનું છે ?
ખેડૂત કહે, મહેલના બગીચા માંયલો
આ હોજ નકરા દૂધે ભરાવી દો.
રાજાએ વળી રાજમાં ઢંઢેરો પીટાવ્યો.
મહેલના આગણ્ાા વચ્ચેનો હોજ દૂધે
છલકાવી દેવાનો છે.
આવતી કાલે પ્રભાત ઊગતાં પહેલાં
રૈયતને ઘેરે ઘેરથી એક એક ઘડો દૂધ આવે.
ચોખ્ખું, ખડી જેવું દૂધ જોઇએ.
દુનિયાદારીમાં શૂરાપૂરા વહેવારીઆ ને ચતુર
નગરજનો ! ભળભાંખળું થતાં પહેલાં તો
અંધારે અંધારે જઇને પોતાના ઘડાનો
હિસાબ ચૂકતે કરી આવ્યા !
કોઇએ ઊણો ઘડો છલકાવવા ચાંગળું
પાણી ઉમેર્યું. કોઈએ અડધા ઘડામાં
અડધોઅડધ પાણી સમાવ્યુ.
કોઇ સાહસવીરે પા ઘડામા દૂધમાં
પોણો ઘડો પાણી ઘમેડયું.
તો વળી એ સૌનો શિરમોર થાય એવો
શાણો નકરા પાણીનો ઘડો ઠાલવી આવ્યો.
મનમાં મલકાતાં કહે, અરે ભાઇ, હોજની
ભીંતો દૂધ ન પી જાય, એય કોઈએ તો
જોવું જોઈશે ને ?
સૂરજના અજવાળામાં રાજાએ ને ખેડૂતે
દૂધે છલકાતા હોજનાં દર્શન કર્યાં !
અરે, આ ખડી જેવું દૂધ...?
ખેડૂત ને રાજાની આંખો મળી
દૂધે ડહોળા પાણી જોઇ, વગર બોલ્યે રાજા
ઘણું ઘણુ સમજી ગયો *

—સુ. ગાંધી

* એક લોકકથા ઉપરથી

---

## ભાગવત ધર્મ

તમારે જો ઇશ્વરની ભક્તિ કરવી હોય તો જીવ માત્ર પ્રત્યે 'આદર' રાખવો જોઇએ– 'દયા' નહીં; પણ 'આદર'–પૂજ્યભાવ. દયા કરનાર તમે કોણ છો ? તમે તો મનથી પ્રાણીમાત્રને અતિ આદરપૂર્વક પ્રણામ કરો કેમ કે એ પ્રાણીમાત્રના હૃદયમા તો જીવરૂપે ઇશ્વર બેઠો છે, ભગવાન બેઠો છે. કોઇપણ જીવોની અવગણના કરશો, તેને હલકો ગણી તેનો તિરસ્કાર કરશો. તો તે ભગવાનની અવગણના તેનો જ તિરસ્કાર થશે.

—મહાત્મા ગાંધી
(મંદિર પ્રવેશ અને શાસ્ત્રો)

# 'પારિતોષિક' અંગે નિખાલસ નોંધ | ભોગીભાઈ ગાંધી

નાનકડી માંદગી પછી આરામ માટે પાવાગઢ પાસેના શાંત-એકાંતવાળા ધાબા ડુંગરીમાં થોડાક દિવસ ગાળવા ઊપડ્યો. ત્યાં પહોંચું ત્યાર પહેલાં હાલોલમાં ભાઈ ગિરધર તલાટીએ અમારાં બે પુસ્તકો — સ્વ. અને મારા લખાણવાળા 'મહર્ષિ તોલ્સતોય'ને ૧૯૮૩ના વર્ષ માટે બીજું અને મારા 'ઈસ્લામ' પુસ્તકને ૧૯૮૪ના વર્ષ માટે પહેલું પારિતોષિક ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી જાહેર થયાના સમાચાર આપ્યા. આગલા વરસે ૧૯૮૨માં, મેં જેનું સંપાદન કર્યું હતું તે જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણીના 'ભારતદર્શન–મધ્યયુગ' ગ્રંથને પહેલું પારિતોષિક મળેલું. તેમાં શ્રી દર્શક, રસેશ જમીનદાર અને હું એમ ત્રણ લેખકો હતા — જો કે જાહેરાત મારા એકલાને નામે થયેલી !

આમ, ઉપરાઉપરી ત્રણ વર્ષની પ્રોત્સાહનવર્ષાથી મનને ક્ષણવાર સારું લાગ્યું. પરંતુ, બીજી જ ક્ષણે મારા ખણખોદિયા મનમાં પ્રશ્નપરંપરા ઊપડી. જો કે, એક બાબત તો, મનને નિરાંત હતી કે ગુજરાત સાહિત્ય અકાદમી કે બીજી સરકારી–અર્ધસરકારી વા પ્રતિષ્ઠિત વિદ્વદ્સભાઓ કે મંડળીઓથી હું એટલો અલગ છું કે આ સ્નેહવર્ષા પાછળ પક્ષપાત વા કૃપાદૃષ્ટિના જોખમથી સલામત હતો.

તો પછી, ૧૯૮૨–૮૩–૮૪ નાં વરસોમાં પારિતોષિક માટે પાડવામાં આવેલા વિભાગેર (૧૯૮૩ માં ૧૬ અને ૧૯૮૪ માં ૧૪) માં અમારા આ ત્રણ ગ્રંથને પારિતોષિક પ્રદાન થયાં એનો અર્થ શું આ ત્રણ વરસોમાં ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થયેલ તમામ પુસ્તકોમાં જે–તે વિભાગના તે ઉત્કૃષ્ટ ગ્રંથો હતા ? શું આપણું સાહિત્ય ખરેખર 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન'ની સ્થિતિએ જ છે ?

પાછળથી ખ્યાલ આવ્યો કે ગુજરાત સાહિત્ય અકાદમીએ પોતે વહોરી લીધેલી એક મોટી મર્યાદા આમાં ખાસો ભાગ ભજવે છે. જાણ્યા મુજબ, લેખકો તથા પ્રકાશકો દ્વારા અકાદમીને જે ગ્રંથો મોકલવામાં આવે છે તેટલામાંથી જ પસંદગી થાય છે. આ તો બિલકુલ જ ખોટી પ્રથા ગણાય. અકાદમીનો પ્રયાસ તો ગુજરાતમાં જે–તે વરસે પ્રગટ થયેલ અને પ્રાપ્ય તેવાં તમામ પુસ્તકો મેળવી લેવાનો હોવો જ જોઈએ. તે જ 'ઉત્કૃષ્ટતા'નો તેનો નિર્ણય વજનદાર બને.

એક બીજી વાત પણ ખૂંચી કે, પરીક્ષકોનાં નામો પરિણામ પૂર્વે, શક્ય હોય એટલાં ગુપ્ત રખાય તેમાં જેમ શાણપણ છે, તેજ રીતે પરિણામ જાહેર કરવાની સાથે જ પરીક્ષકોનાં નામો પણ પ્રગટ કરાય એમાં ડહાપણ છે — પરીક્ષકોની જવાબદારી–જાગૃતિની દૃષ્ટિએ અને પ્રજાની વિશ્વસનીયતા સાધવા ખાતરેય....ખેર.

હું અહીં, વરસો વરસ અપાતાં પારિતોષિકોની યોગ્યાયોગ્યતા અંગે કશો સીધો વા આડકતરો ઈશારો કરવા ઇચ્છતો નથી. કેમકે દર વરસે વિવિધ વિભાગોનાં પ્રગટ થતાં સેંકડો પુસ્તકો અંગે કશો ન્યાય તોળવાની મારી ગુંજાયશ નથી. ત્રણ વરસમાં પારિતોષિક પામેલાં અમારાં પુસ્તકોની ગુણવત્તા — એ દરેકને તેમનું પોતાનું આગવાપણું છે, એથી વિશેષ કશી ઓછીવત્તી ગુણવત્તા — આંકવા ય ઇચ્છતો નથી.

પરંતુ, એમાંથી એક વધુ મુદ્દો ઊપસે છે, તેની સ્પષ્ટતા થાય તે જરૂરી છે દા. ત. 'મહર્ષિ તોલ્સતોય.' તેમાં મૌલિક લખાણ કરતા ઘણું વધુ અનુદિત છે — અલબત્ત, એ અનુદિત સામગ્રી ભારે ચોટદાર છે જ. તો, આ પરથી શું એવું તારવી શકાય કે પારિતોષિક માટે ઉત્કૃષ્ટ પુસ્તકો 'મૌલિક' જ હોવાનો આગ્રહ નથી ? જો કે, મને એવો કશોક

ખ્યાલ છે કે અગાઉ પણ કેટલીક અનુદિત કૃતિઓનો આ રીતે સમાવેશ કરવામા આવેલો. પરંતુ, મૌલિક તથા અનુદિત પુસ્તકોનોય અત્યારની યોજનામાં સમાવેશ કરવા જતાં, જે ઘણી મોટી જવાબદારી માથે લેવી રહે, તેનો અકાદમીને ખ્યાલ કર્યો છે ખરો ?

મારું સૂચન એવું છે કે 'મૌલિક' અને 'અનુદિત' બેઉ ક્ષેત્રે 'ઉત્તમને ઉત્તેજન' અપાય એવી બેવડી યોજના અકાદમીએ ઉપાડવી જોઈએ આમ થાય તો, મૌલિક ઉપરાંત જગતભરનું ઉત્તમ સાહિત્ય ગુજરાતીમાં ઉતારવાની હોંશ વધશે અને સાથે સાથે અનુવાદની પણ ઉત્તમતાને પ્રોત્સાહન મળશે.

* આગળ વધીને હું એવું પણ સૂચવવા ઇચ્છું કે પારિતોષિક નાણાં રૂપે આપવાને બદલે કમ સે કમ અકાદમીએ ઉત્તમ ઠરાવેલાં પુસ્તકોના પ્રસાર માટે એ રકમ ખરચાય એવી યોજના કરવી જોઈએ. કેમ કે, મોટા ભાગનાં ઉત્કૃષ્ટ પુસ્તકોનું વેચાણ બહુ જ ધીમું અને નાનું જોવા મળે છે.

અંતે, એક વધુ મુદ્દો, જે નિર્ણયની પધ્ધતિ અંગેનો છે તે ધ્યાન પર આવ્યું. હમણાં જ જાણ્યું તેમ, જો નીમાયેલા પરીક્ષકો પોતપોતાનો વ્યક્તિગત નિર્ણય અકાદમીને જણાવી દેતા હોય, અને અકાદમી (એટલે કે તેના મુખ્ય સંચાલકો) પરીક્ષકોના વિવિધ નિર્ણયો પરથી છેવટનો નિર્ણય લેતા હોય, તો તે બિલકુલ જ અયોગ્ય છે. પરીક્ષકો નીમ્યા પછી, તેઓ જ સાથે બેસીને, પોતપોતાનાં મંતવ્યોની ચર્ચા કરીને, અંતે જે નિર્ણય આપે (મોટી સંમતિ વા છેવટે બહુમતીથી) તે જ સ્વીકારાય, તો જ નિર્ણયને વિશ્વસનીયતા પ્રાપ્ત થાય.

અસ્તુ તા. ૬–૧૦–૮૫

---

## ભાગવત ધર્મ

જગતનાં પ્રાણીઓની ઉપેક્ષા કરીને કરેલી ભગવાનની અર્ચના સાવ નકામી છે. માણસ એક તરફ નાના મોટા પદાર્થોથી રચેલી સામગ્રી વડે મૂર્તિ દ્વારા મારી પૂજા કરે, અને બીજી તરફ પ્રાણીઓના સમુદાયનું અપમાન કરે, તો તેની પૂજાથી હું પ્રસન્ન થતો નથી. પ્રાણીમાત્રમાં, તેમનાં અંતરાત્મારૂપે વાસ કરનારો જે હું, તેનું માણસે પૂજન કરવું ઘટે છે – દાન, માન, મૈત્રી અને અભેદભાવવાળી અર્થાત્ આત્મૌપમ્યવાળી દૃષ્ટિ વડે.

—મહાત્મા ગાંધી
(મંદિર પ્રવેશ અને શાસ્ત્રો)

# મકનજી લેલું

રમેશ ર. દવે

ઊંચો એકવડિયો બાંધો, તડકે તપી તપીને સહેજ શ્યામ પડી ગયેલો તાંબાવરણો વાન. એક પાંયચો વાળીને પીંડી સુધી ચડાવેલું પાટલૂન બટનનાં કામ–ઠેકાણાં વિનાનું પેરણ ને બીડી–બાકસથી ભરેલા ખિસ્સાંવાળી મેલખાઉ રંગની બંડી. માથે, ખટારાના મજૂર પેરે એવી હેન્ડલૂમની, લીલી ચોકડીવાળી ઊંચી દિવાલની ટોપી. બે–ત્રણ દિવસની ચડેલી હજામતને સિમેન્ટ–ચૂનાથી ઓસરાળા રબ્બરના કાળા બૂટ. ડાબો પગ સાવકલના, લાકડાના ચોકડી મારેલા પેડલ ઉપર ને જમણો જમીનને ટેકવીને એક માણસ સવારે આઠ–સવા આઠના સુમારે વોથાસર્કલમાં બિલાસના ગલ્લે ઊભો હશે. જઈને બેધડક પૂછજો.'તમે મકનજીને ?' વિના વિલંબ ઉત્તર મળશે : હાલો શું કામ સે ? સ્લેબ કે ડબર ? એને અધૂરા કામની નાનમ નથી. ને બીક તો હોય જ શેની. કડિયા કારીગરે, વાંધો પડતાં, અધૂરા મુકેલાં કામ મકનજી પાર પાડી આપે. બીજા કોઈનું ઈ ગજું નહીં.

મૂળ નામ મકનજી ગિરધર. પણ લેલું મારીને જોડિયા કારીગરનું માથું ફોડીને લોહી કાઢેલું તે એ દિવસ કહેવાયા. મકનજી લેલું ! વાત મુદ્દે હતી આટલી : જોડિયો કારીગર લાખુભા તરવરિયો જુવાન. મકનજીને પગલે દરરોજ સાંજે દોઢું કામ ઉતારે. થાયા કડિયા આમેય મકનજીને નો પોહાય કામનો જશ પણ રાતું લૂગડું ભાળ્યું નો થાય. એક દિ' બેલદાર બાઈનું લૂગડું કાક બાધું પાણું તે લાખુભાએ કોણી મારી મકનજીને ઈશારો કર્યો. આનો પિતો ગ્યો તે ઓલી બાઈના સાંભળતાં મા સમાણી ગાળ્યુંનો વરસાદ વરસાવ્યો લાખુભા માથે. મહિનામાસે વાત વિસારે પડી ત્યાં એક જુવાનડી બાઈએ મકનજીને ફરિયાદ કરી : : 'લાખુભા માલનું તગારું એવી રીતે લ્યે સે કે બેલદાર બાયુંના કાપડામાં માલનું પાણી ઢોળાય. મકનજીએ વાત મનમાં રાખી ને આખો દિ' લાખુભા ઉપર નજર નોંધી. ચાર સાડાચારે બાણીઆવે ઓલી જુવાનડી તગારું આપે છે ને ઓલીયા લાખુભા એને લગરાક બાગુ ઉપાડીને પાલખ માથે મેલે છે. વચ્ચે થાવાનું થઈ જાય છે ને ઈ સામી પાલખે ઊભા મકનજીનું લેલું ફચકફચક વછૂટે છે તે લાખુભાનું માથું લાલ હિંગળો ! ઈ ઓછું હોય એમ ફેરવી ફેરવીને બે બડબોથ બેગ્યા લીધી ઉપરિયામણમાં. બધા કપે ભાયેં કરી. ઓલ્યો રજપૂતનો દીકરો. લાગ આવ્યે વેર લીધા વિના નો રયે. પણ મકનજીને તો રામરોખો ધણી. વળતે દિ' સવારે બીડી હાર્યે પીધી. ઊનો વાય નો વાયો. ઉલટાનું દોઢ-પોણા બે વરહ હાર્યે કામ કરી લાખુભાએ પોતાનું કામ રાખ્યું ત્યારે કે'તા 'તા : ધંધો તો હું મારી મેળાએ શીખ્યો, પણ મને માણસાઈ તો શીખવી મકનજીના લેલાએ ! ધોળી શેતર સોપારીના ભૂકા સાથે ભભરાવીને દેશી તમાકું, બિલાસે ગુલાબજળી ચૂનાની બે દાડી વધુ મારી હોય લિજ્જતથી તે દિ મકનજી રંગમાં હોય. ને જોડિયા કારીગરને સાંભળવા મળે વીજળીના ચળાકા જેવી વાતુ અનુભવસિધ્ધ ! એક દિ' આવે દાણે શું ય સૂઝ્યું તે કયે : 'જો ભાઈ આપણે સૌ માણહ છૈ, કાય દેવ નૈં. પણ હું કવ સું માણહ તો ખરાને ? તે માણહ હોય ઈ કવેળાનું માઠું જોઈ–વિચારી નાખે. સાચું પૂસો તો ક્યારેક તહતહતા કપડામાં ફાટફાટ થાતા થાતોલા ને ભભકી જેવા ગૂમાવાળી બાયને જોય ત્યારે કાંક કાંક થઈ જાય. પગર મૂકયે મોઢામાં શીંગુની શેડયુ

ફૂટે. ઉમ્મ ટાળવે ગોથા મારવાં મંડે. પણ કીધું ને કે માણસ છે, તે મનને વશમાં રાખીને જોઈ લેવાનું વળાવળીને બેતણ વાર. પણ ઈ કાંઈ જોણું થોડું સે તે ગામ-સાદ પડાવ ? બસ જોઈ લીધું ધરાવને, મન્ને પડી ગયો. બસ થયું, રામ તારી માયા. પણ કાંય ઈની વાહે થોડું હાલી નીકળાય સે શાંભદાની જેમ ? ને હાલી નીકળ્યે ય ઈ ધીરશે કે મારશે ખાહડુ માથે, ઈની કોને ખબર્ય સે !

એક દિવસ દીપચંદ શેઠે આવીને કીધું : મકનજી એક કામ પડ્યું છે. રાતોરાત કરી દેવાનું છે.

પણ એવી તે શું ઉતાવળ સે ? આમ અધરા શું થાવ સો, બેહો તો ખરા નિરાંતે – ખાટલો ઢાળતા મકનજીએ કહ્યું. 'તું વાત સમજતો નથી. બેદવું નથી.' પણ વાત તો તમે શેઠ કીધી જ સે ક્યાં ? 'હા, ઈ વાતે ય સાચી. મને ઓહાણું જ નો રહ્યું. જો મૂળે વાત એમ છે કે પાનવાળા દિલુભા છે ને ઇ મારો ઓટલો દબાવીને એની લારી ઊભી રાખે છે. આઘા ઊભા રે'વાનું કીધું તો મૂછે વળ ચડાવતાં કયે કે શેરી ક્યાં કોયના બાપની સે ? હું તો શેરીમાં લારી રાખું સુ ! મનાવ્યો માને એમ નથી.. તું જાણ છે. લોહીઓ જણ છે.'

'હા તે શું કરવું સે ઈનું ? મારું ઈમા શું કામ પડ્યું તમારે ?'

'એટલે હું કહું છું આપણા આગળના ઓટલે દુકાન ઉતારી દીધી હોય તો કેમ ?'

'દુકાન તો ઊતરે પણ પછી શું ?'
'પછી શું ? સહાભાઈ દેવાતના દીકરા દેવશંગને ભાડે દઈ દેશું તે ઈ હોટલ કરશે ત્યાં.'

'ભાયેં કારહો કર્યો સે હો શેઠ, બહુ ડાઇમાના ભાળું તમને તો !'

'જો સાંભળ મકનજી, આપણે વાણિયાભાઈ કોક તાણીને બોલે તોય આપણા ટાંટિયા ધ્રૂજે. ત્યારે આ તો દરબાર. ને કાયમની તકલીફ. બેનું – ઓકટોબર : ૧૯૮૫ ]

હિકરીયું'ને આવવા-જાવાનો રસ્તો ને પાનનો ગલ્લો!'

'પણ દુકાન એમ કાંઈ રાતવરત્ય થોડી ચણાઈ જાય ? ઇના પાયા ગાળવા પડે, ભીંતડાં ચણવા જોઇ, પણ બારી-બારહાખ મૂકો; માથે માળાને નળિયા નો ચડાવો તોય સિમેન્ટના પતરામાં નટ-બોલ્ટ તો ભીડવા પડેને ! '

'ઈ બધું હું કાંઇ નો જાણું, હું તો એટલું જ સમજું કે તારે ઇ કામ કરવું હોય તો તને વાર નો લાગે. બોલ, તું શું કેછ ? '

'પણ શેઠ આ કાંઈ ચોળાને, ચીકણું કરીને ખાઈ થોડું લેવું સે ? ' તે એવું હોત તો તો હું તારી પાહે શું કામ આવત ? આ તો ભાઈ એવું છે ને કે સમજે ને સમરથ હોય એને કહેવાય પેટની પીડ !'
'ઠીક ઠીક ઈ તો બધું સમજ્યા જાણે. પણ માલ બધો તૈયાર સે ?'

ના.

'તે માલ વગર ચણાઈ જાશે દુકાન ?'

'પણ હું ક્યાં એમ કહુ છું ? તું કહે ત્યાં તારી સાથે આવું. તારે જોતો માલ નોખાવી દે, ને તું કયે ઇ વખતે માલ પોગતો કરી દયે એમ કહી દઈએ ઊભા ઊભ. તારા હિસાબે હિસાબ આપવો તો. બોલ !'

'હવે એમાં બોલવાનું શુ હોય મકનજીના બે ભાવ ભાળ્યા સે ક્યાંય ? લ્યો ઊઠો, સાંજ પડવા આવી. હાલો લાટી બંધ થાય ઈ પેલા બંદર પૂગવું પડશે આપણા તો રાતે ય ખુલ્લી હશે'– પડખેના ઘરે સાદ કરી પુછ્યું: 'એલા પરશોતમ, બે બારીને એક બારણામા કેટલું લાકડું જોશે ?
–મકનજીનું કોમ્પ્યુટર શરૂ થઇ ગયું.

ને તમે માનશો ? દસ વાગ્યે આણીકોર દિલુભાએ પાનનો ગલ્લો, સમસમસમ કરતી હવા કાઢીને પેટ્રોમેક્સમાંથી બંધ કર્યોને લારી ઠેલતાં વહિા વાળ્યો ત્યાં દસ બેલદાર જુવાનિયાના ત્રિકમ-પાવડાં ને તગારાંની રમાઝટ બોલવા માંડી. પોણા કલાકમાં તો અઢી ફૂટ ઊંડા પાયા બે આખા ને એક અરધી

દિવાલના ખોદાઈ ગયા ને મકનજીએ તૈયાર રાખેલ કોંક્રેટથી ડબરેય થઈ ગયો તાબડતોબ. વચ્ચે ચા પીવાનું વેતુ મૂકી, ગોઠણુ ગોઠણુ કમાણી રહી'થને માથે કડાક ઈંટનો ખર'જો મારી દીધો મકનજીએ. ત્યાં તો પરશોતમે વેરા મારી દીધા બારસાખમાં ને લેવલ કરી બેયકોપે કાથા બાંધીને મારો એજ ઊભું કરી દીધું લીલું લૂગડું ને મીઢોળ બાંધીને શ્રી સવા સાથે. અને પછી તો માણુક દિશાએ જઈને આવીને હાથ ધોવે એટલી વારમાં તો અઢી ફૂટે મેલી દીધી બે બારી મકનજીએ. સામે ધર્યે મેડીની બારીએ બેઠા તલકચંદ શેઠ તો જોતા જ રયા. દસ બાર માણસ કામ કરે છે એક સામટું, પણ કોઈ બોલે કે ચાલે, કોઈને કાય કેવુ ય પડતુ નથી.

ત્યાં, કોક ખારસવાદિયો જઈને દિલુભાને સનો કરી આવ્યો હશે તે આવીને મંડયો . રાડયું પાડવા. શેઠનો જીવ પડી કે બંધાઈ ગયો. પણ મકનજીએ ના પાડી'તી, તમે સામે ધર્યે જ બેશી રેજો. તમારો મેડીદાદરો હું નહીં ચડવા દઉં, ઈ દિલુભા આવશે તો ! ઘડીકવાર એને ગાંગરી લેવા દીધા પછી સેલાથી ઇ ટ, તોડતા તોડતાં મકનજીએ એને કીધું', જો દિલુભા એલફેલ બોલો મા, દાઢી ગતે સૌ સાંભળતુ હશે. સીધી વાત કરો...

'વે મેં શુ આડી વાત કરી ? સત્તર સત્તર વરહથી હું આયા બેઠું છું ને આજ કયા દીકરાને કમત્ય સૂઝી સે તે આંયા એની માની...'

મેં એકવાર કીધુ નો સાંભળ્યું તમે ! આડું અવળું નો બોલો. તમારે ને મારા મોટાભાઈને એક ડબલે ઘોયાની ભાયબંધી, તે હું કાંઈ બોલતો નથી પણ એમ નો સમજતા કે.. ને મારુ માનતા હો તો કઉં છુ ; તમારા અંજળપાણી આ ભો માથેથી ઊડી ગ્યા છે. એટલે સારું ભાળતા હો તો આવ્યા સો એવા પાસા વળી જાવ બાપુ નૈતર...'

'નૈતર તું શું કરી લેવાનો હતો વહવાયા સાળા ! આ જોને આ માળાં બકરાં આદે ઉજ્યાં !'

'હવે આંદા-બકરાંની વાત કર્યા વિના ધર્યે જઈને ઓઢીને માથે સૂઈ જાવ કવ સું, ઈમાં તમારો ય ભલીવાર સે. આ એક વધુ વાર કવ સું માની જાવને બાપા, કે' તા હો તો પગે પડું બસ ?'

પણ દિલુતભ તો કાયમનો સૂંઢિયાનો ઘરાગ. ઘરે પોગ્યો નથી ને અરધો અંદર ઠાલવી દીધો નથી. એમાંય આજ તો એનો ધંધો તૂટતો 'તો. નો માન્યો. પડખે કામ કરતા છોકરડા જેવા કડિયાના હાથમાંથી સેલું પડાવી લીધું. છોકરો મોં વકાસીને જોઈ રહ્યો મકનજી સામે.

'દિલુભા એનું સેલુ પાસું દે દે.' સીસા જેવા ભારે, નક્કર અવાજે મકનજીએ કીધુ. 'ને નો દો તો ?'

'મારે કામ મેલીને ઊભા થાવું પડશે ને સંધાને ખબર્ય સે, મને કામ પડતું મેલીને ઊભા થાવુ નથી પોહાતું.'

'હું તો મારે આ બેઠો, તારાથી થાય ઇ કરી લે જે'-કહેતા દિલુભા ઠેકડો મારીને કેડસમાણી દિવાલ પર ચઢી ગયા. કામ ખોટી થાતું'તું ને દિલુભા માનતા નોતા. એક પળ સૌના સ્વાસ ઊંચા થઈ ગ્યા. કડિયા કારીગરને ઉચાટ હતો. મકનજી આ દરબારને ક્યાંક કચોરું મારી નો બેસે તો સારું. પણ, ન ગમતો પાણો પડખે મૂકીને બીજો લેવા ઊભો થતો હોય એમ મકનજી ઊભો થયો. દિલુભાનું કાંઠું પકડી એમને હળવેકથી હેઠા ઊતાર્યા.

'તારી તે માનો મકનો મારું, મારું કાંઠુ પકડ . ' પકડછનો 'છ' બોલાય બોલાય ત્યાં દરબારના ડાબે લમણે મકનજીના રાઠોડી પંજાની અડબોથ પડી ચૂકી હતી. ને લથડિયું ખાઈને એ પડયા હતા માલ બનાવતી બેલદાર બાઈના બે પગવચાળે માલના ઢગવામાં. પેલી બાઈએ પાવડો સમયસર અધવચાળે તાણી ન લીધો હોત તો દરબારનું લોહી વાણિયાની સિમેન્ટ ભેળું ભળી જાત એની મોખાણે. 'ગામમાં દહ પેઢી સુધી કોઈએ હાથ નથી ઉપાડયો

અમારી ઉપર ને. .  ને...તું...' હિલુભાને શ્વાસ ચઢતો હતો,...પણ હું જોઈ લઈશ દીકરા મા... રાં.. તેં...તેં મને અડબોથ ..મમમ્...મારી સે પણ હું તને....

'હવે ગામ ભેગું થાય ઈ પેલા ઘરે પધારો ને જઈને શેઠ કરાવજો અમારા બા પાંહે હું સાચું કેવ...' મૂકવી હતી એમ જ બરાબર ઇ ટ બેસી ગઈ એટલે મકનજીએ વધુ વરહા વેણુ જતાં કર્યાં. હિલુભાનેય અહીંથી ખસી જવું ઠીક લાગ્યું. સિમેન્ટ-વાળું મોઢું લૂછતાં લૂછતા એમને જતા જોઈને હમણા આવેલા સુથરાઈવાળા ચુનીકાકા ય પાછા વળી ગયા. એને ય આજ સો-દોઢસોનો તડાકો પડી જવાનું સોણું આવ્યું' તું પણ વેલી સવારે નહી, તે ખોટું પડ્યું. પણ માણસ કોઠાડાહ્યો તે મૂંગેમૂંગો પાછો ફરી ગયો. સોની મા'જન ખરા ને!

'પ્રાગડવાયા સુધી કામ પોગ્યું. સવારે નવી દુકાનના બારણે તાળું મારી, ચાવી તલકચંદને ઘરે આપી મકનજી સૂઈ ગયા ઘરે જઈને નિરાતે. સાંજે તલકચંદે હિસાબ કરવાનું કહ્યુ એટલે કડિયા કારીગર ને બેલદાર બધાંના ત્રણ ત્રણ રોજ પેટે ને પોતાના સુપરવિઝનના દસ ટકાના હિસાબ લેખે શેઠે આપી એટલી ખજૂરીવાળી લીલી નોટુ ખિસ્સામાં મૂકી સુકા દેવાતની નવી હોટલે ચા પીવા હાલ્યો

અમથો સાવ સીધી લીટીનો માણસ પણ વતાવો એટલે કોઈનો નહી એવા આપણા મકનજીને શોખ ગણો તો શોખ ને વળગણ ગણો તો વળગણ એક જ વાતનુ : કામેથી ઘરે આવતાં વેંત ઘરવાળા કાશીએ તૈયાર રાખેલ ગરમપાણીની ડોલ લઈ નિરતે હાથપગ વીછળી ઠંડા પાણીએ નાવાનું ને ઈ પતે ત્યા ગરમ ફળફળતો રોટલો ઊતર્યો હોય તાવડીમાંથી, એને દૂધમાં સરખા ભાગે ચોળીને તાંહળીમાં, મોતીને ખવરાવવાનુ પંપાળતા પંપાળતાં. ઘરમાં એકના એક દીકરા તળશીની જેમ જ ખાવા-પીવામાં મોતીનો ભાગ પડે. મૂળ મોતી નાનું ગલુડિયું હતું ત્યારે લાવ્યો તો હતો તળશી જ. પણ એની માએ એને રાત પડી તે કાઢી મૂક્યું બાયે. તળશી રોયો રોયો તે એટલું રોયો કે હીબકાં બંધ જ નો થાય. મકનજીથી જોયું નો ગયું. અંદર તળશી ને બાર્યે ઓલ્યું ગલુડિયું. બેય રોવે કૂંકું કૂં કું. હડપ કરતોકને ઊભો થયો ને બારણું ખોલીન ગલુડિયાને તેડી મૂક્યું પોતાની પથારીમાં. તે બરાબર છઙ રાત કોરી કાઢી મકનજીની પથારી સામું જોવે છઈ બીજાં જાણે એનું પડખું છોડી ગઈ. ને આ બેય બાપ-દીકરો નવરા પડયા નથને મોતીને તેડયો નથી. પણ અંતે કાશીએ વાત વાળી લીધી. મોતીને લૂખ્ખો રોટલો ખવરાવતા તળશીને રાંધણિયામાં બોલાવી અરધી તાહળી દૂધ આપી કાશીએ કીધું 'તું : બો હાડુડો છે ઈ સગલો તમારો... ને પછી તાવડીએ તિખારા થાય એવું મરકી લીધું 'તું મકનજી સામે. તે દિ'થી મોતીને ય રાંધણિયામાં હરવા-ફરવાની છૂટ મળી ગઈ એની મેળાયે. મોતીને રોટલો-દૂધ ખવરાવતાં ને એની હારેં ગેલ કરતા મકનજીને જોયો હોય ઈ જ જાણે રાજીપો એનો. ઈ કે'તો ય ખરો 'સાંજ પડયે આ મોતીડો મારો સંધો ય થાક ઊતારી દયે સે'. મોતી ય મારોવાળો જબરો હતો. એને ખવરાવીને મકનજી ખાટલો ઢાળીને આડો પડવા કરે ત્યા આ પોગી જાય. મકનજીના ખભે પગ ટેકવી એની ટોપી પકડી લ્યે દાતમાં ને પછી તો ઈ ભાગે ને એની વાહે તડે મકનજી, જોઈ લ્યો મઝા. ઓલ્યો મોતી તો લોકી ખાય પણ મકનજી ય લોકી લ્યે ને એન પકડી પાડે. ઈ ટાણે તરી-પચ્ચી ઓછાં થઈ જાય મકનજીનાં. કયારેક મોતી હાથમાં નો આવે તે મકનજી પાછો ખાટલે જઈને પહોઠો મારે. બસ હવે મોતીનો ઉગારો નહી. ટોપી પાછી આપવા આવે ડાહ્યો ડમરો થઈને પૂંછડી પટપટાવતો. કાશી એની આવી સમજણ ઉપર વારી જાય. ને તળશીએ ય એને

કેવો કેળવેલો ? આખા ઘરમાં ફરે પણ ક્યાંય મોઢું નો નાખે. સવારે હંગવા–મૂતરવા ય વારો જ જાવાનો ને છયે પાછું ગમે ત્યાં નૈં ઉકરડે એટલે ઉકરડે જ. પણ એક જાપદા મોટી, મકનજી ગામતરે ગયો તે દિ' મોતીને, આખી રાતે રોગો'તો એવું કુંઇં કુંઇં રોતો છાના રાખતા નવાનાં પાણી મોભે ચઢે. એટલે તો સૌકિક સિવાયનાં ગામતરાં મકનજીએ માંડી વાળ્યાં'તાં એને ય ઝાલરટાણે તળશી ને મોતી સાંભરે એક સામટાં ને ત્યારે ત્યારે વાતા પવનમાંય અકળાઈ જાય મકનજી ઘ'રબાર અમથો અમથો.

ગામમાં 'કાવેરી કોર્પોરેશન' થયું ત્યારે એના એક ભાગીદારે લાખુભા હાર્યે મકનજીને એના કોન્ટ્રાક્ટર થવા કેવરાવ્યું હતું. કલ જમા કરોડ સવા કરોડનું કામ હશે. સુપરવિઝનના પાંચ ટકા આપે છે એ વાત જાણી ત્યારે તો કાશીએ કીધું ય ખરું હા પાડી દ્યો ને ! આ સાયકલ તાણવાની તો મટે. આજ શાસ્ત્રીનગર ને કાલ ટેઢધાર ને પરમદિ વળી ચિત્રા-ફુલસર. એની કરતા આ તો નિરાંતિ એક ઠેકાણે સવાર-સાંજ !

પણ મકનજી જેનું નામ, ના પાડી. લાખુભાએ બહુ મનવર કરી ત્યારે કીધું ' મને લેવું પકડયા વિના સોર્યેનો વળે. ' લાખુભા આ માણસને જોઈ રહ્યા. માણસ હાથ મેલા થળા મટતા હોય તો હિસાબે બે ઓછા લેવા ય તૈયાર થાય. ત્યારે આને લેવું છૂટતું નથી. લાખુભાએ ઓલ્યા શેઠને વાત કરી તે ઈ મોટર લઈને આને મળવા સામો હાર્યે આવ્યો. આવો માણસ ક્યાં મળે છે ! કલાક સવા કલાક બેઠા ને મકનજીને ખાતરી થઈ કે માણસ ખોટા નથી એટલે પેટ છૂટી વાત કરી. તમારી હાર્યે રવ તો પૈસો તો મળે શેઠ. કામ જ એવડું જાણી સે, પણ એક તો લેવું મૂકી દઉં એટલે મારો હાથ ભારે થઈ જાય ને બીજું મારી માથે કોક હોય તો મારી મોખે હું મારું કામ નો કરી શકુ. ને એવા કામમાં મઝો નો પડે.

એક દિવસ કાવેરી પાસેથી પસાર થતો'તો ને પેલા શેઠ જોઈ ગ્યા. તે રસ્તે જઈને મળ્યા. કીધું કામ તો જો. જોયું. સેન્ડફેસ પ્લાસ્ટરના માલમાં બેલદાર રેતી એમ ને એમ ધબકાવતા હતા. કીધું કે એલાવ સ્લેબ ને પ્લાસ્ટરની રેતી ધોવી જોવે. તો મુકાદમ કયે : એવા વગદાં આંયાં નો પોહાય. એમ રેતી ધોવા બેશ્યી તો પાર કે દિ આવે ? મકનજીને ખબર નહીં, પડખે ઊભો છે ઈ કોંટ્રાકટર હશે. ટોપો નોતો પેર્યો. પેલા શેઠ સામું જોઈને મુકાદમને કીધુ એલા તારે કોંટ્રાટી કડીયો સે કે કુંભાર ? ઓલ્યાનું મોઢું રાતુંચોળ ! શેઠે ઓળ-ખાણ કરાવી, મકનજી કયે : આવા હરામી મકાદમ તમારો પાર નો લાવી દયે તો શું કરે ? 'પછી પડખેના બારીના ચોકઠાના છેડે વાળો મારીને પ્લાસ્ટરનો પોપડો ખેરી નાખીને વાત પૂરી કરી ટીપડામાં પાણી ભરી સૂડલે સૂંડલે રેતી ધોઈ હોય તો આમ નો થાય ને નો પોગી રેવાય એવું કામ શું કામ લેવું-કહી, શેઠને સવાલ કરી સાયકલનું પેડલ મારવા જાય ત્યાં એક જુવાન એન્જિનિયરે એને રોકયો. બીજે માળ સીડીનું સેન્ટીંગ થયું હતું. દાદરાના બીજા રમણા પછીનાં આઠ પગથિયા હોવા જોઈએ એની કરતા વધારે ઊંચા થાતાં તાં. મકનજીએ આખી સીડીની કુલ ઊંચાઈના અપૂર્ણાંક બાદબાકી-ભાગાકાર કર્યાં. આગળીના વેડાની ય મદદ લીધા વિના ને નવનો ટપો. સાડા સાતનો કરી દીધો નવેસરથી. સેન્ટિંગવાળા મિસ્ત્રી કયે કે : હું તો આમ કહેતો. પણ મોટા સાહેબ માને તો ને ? પેલા જુવાન ફરીવાર બધું પૂછીને બ કે કરી લીધુ ને તોય નીકળતી વખતે પૂછી લીધુ, 'અમારા મોટા સાહેબ તો માને તો સમજાવવા તમે આવશોને ? '

હા, હા, શું કામ નૈં આપણો તો આ ધંધો સે. પણ તમારા સાયેબે તો પાસું કાગળ ઉપર ચિતર્યું હશે ને ! આપણો તો ધૂળનો બાળેખ સે મારા મારા બે. ને તોય કેવરાવજો આ શેઠ હાર્યે તમ-તમારે !

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન







દક્ષિણ આફ્રિકાની દાનવ લીલા !

# નૂતન વર્ષાભિનંદન

# ગુજરાત બિરાદરી

[ વિમળાતાઈના માર્ગદર્શનમાં ]

આપણા દેશને છિન્ન ભિન્ન કરવા ટુકડે, ટુકડા કરવા કેટલાક અંદરનાં અને બહારનાં વિઘાતક પરિબળો છેલ્લા કેટલાક વર્ષોથી સક્રિય બન્યાં છે તે અંગે આપણે જાગ્રત થઈ જવું જોઈએ

આપણે સમૂહમાં વિચારવું જોઈએ કે નાત જાતના ભેદભાવ, સાંપ્રદાયિક ઝનૂન, ભાષાવાદ કે પ્રદેશવાદ દેશને નબળો બનાવતાં પરિબળો છે જેનાથી દેશને નુકશાન થાય તેવું વિચાર, વાણી અને વર્તનથી આપણે કશું જ કરવું નથી પોતાના અને દેશનાહિત ખાતર આટલું આપણે કરવું જ પડશે.

(૧) અફવા ફેલાવવામાં આપણે સહાય ન કરીએ ' ફલાણી જગાએ આટલી વ્યક્તિઓને બાળી નાખવામાં આવી, છરી-ચપ્પુ હુલાવી દેવામાં આવ્યા, ગોળીબાર થયો તેવી આધાર વગરની વાતોને ફેલાવવા આપણે ભાગીદાર ન બનીએ

(૨) હિંસા આચરતા જૂથમાં સામેલ ન થઈએ પથ્થર, કાચ, સળગતા કાકડા ન ફેંકીએ, અથવા ફેંકનારને સાથ ન આપીએ તેને છુપાવીએ નહી, શાબાશી પણ ન આપીએ

(૩) સરકારી કે ખાનગી કોઈની મિલકતને નુકસાન ન પહોંચાડીએ. નુકસાન કરનારનો સંગઠિત સામનો કરીએ

(૪) પોલીસને શાંતિ સ્થાપવાના કાર્યમાં ઉપયોગી થઈએ; તેમજ તેમની સાથેના વ્યવહારમાં ચોખ્ખા રહીએ.

(૫) આપણી રમુજ બીજાને નુકસાન કરી શકે છે. ગમ્મત ખાતર પોલીસ કે ફાયરબ્રિગેડને ફોન કરી તેનો સમય ન બગાડીએ

(૬) અમે તે નાત જાત કે કોમની વ્યક્તિ પ્રત્યે ધિક્કાર અને અવિશ્વાસ ન રાખીએ

(૭) કોઈ વ્યક્તિને અસામાજિક કે દેશવિરોધી કામ કરતો જોઈએ તો કાયદો હાથમાં ન લેતા સંગઠિત રીતે તેનો વિરોધ કરી તેને પકડાવી દેવામાં સરકારને મદદ કરીએ.

## ગુજરાત-બિરાદરી પ્રતિજ્ઞાપત્ર

"દેશની અને ગુજરાતની સમસ્યાના મૂળ સાંસ્કૃતિક મૂલ્યોના ધોવાણમાં છે વૈયક્તિક અને સામાજિક જીવનમાં ધનલાલસા, સત્તાની આકાંક્ષા અને ભયગ્રસ્ત માનસમાં સળવળનારી સુરક્ષાની વાસના, આ ત્રણેનું એવું તો તાંડવનૃત્ય ચાલે છે કે જેમાં માનવીય મૂલ્યો તો શું માનવતા પોતે જ રહેંસાતી જાય છે આ સમસ્યાનું સમાધાન કેવળ સરકારના કાયદા કે પોલીસની બંદૂકથી આવશે નહી. નાગરિકોએ પુરુષાર્થ કરવો પડશે અને એક સાંસ્કૃતિક અભિયાન ચલાવીને માનવતા અને માનવીય મૂલ્યોની પુનઃ પ્રતિષ્ઠા કરવી પડશે. ગુજરાત બિરાદરી આ દિશાનું સંગઠન છે.

એના સભ્ય તરીકે હું સંકલ્પ કરું છું કે—

(૧) માનવતાવિરોધી કોઈ પણ પ્રવૃત્તિમાં હું ક્યારે પણ જોડાઈશ નહીં હિંસા માનવતાવિરોધી છે એટલે હિંસાભાવને ઉશ્કેરનાર, હિંસાકર્મને પ્રોત્સાહન આપનાર કે પ્રત્યક્ષ ભાંગફોડ, આગ ફેલાવનાર અને હત્યાકાંડો કરાવનાર કોઈ પણ પ્રવૃત્તિમાં હું ક્યારેય જોડાઈશ નહીં.

(૨) ભારતવર્ષમાં નાગરિકની હેસિયતથી રહેનારાં બધાં સ્ત્રી-પુરુષો મારાં જીવનસાથીદારો છે, પછી તે ખાનગી જીવનમાં કોઈ પણ ધર્મમાં કે સંપ્રદાયમાં વિશ્વાસ ધરાવતા હોય મારા દેશના નાગરિકો સાથે હું સખ્ય ભાવથી જીવીશ પરસ્પર સહયોગ કરીને અમે સહજીવન દીપાવીશું.

(૩) નાગરિકોની જાગૃતિ અને અન્યાયનો પ્રતિકાર કરવાની તત્પરતા લોકતંત્ર અને રાષ્ટ્રીય એકતાના મૂળભૂત અધિષ્ઠાન છે તે માટે તન મન ધનની આહુતિ આપીને પણ રાષ્ટ્રધર્મ ગણીને તે કરવા હું તત્પર રહીશ

મેં ઉપરોક્ત મુદ્દાઓ કાળજીપૂર્વક વાંચ્યા છે અને તેની સાથે સર્વભાવે હું સંમત છું અને 'ગુજરાત-બિરાદરીનો' સદસ્ય બનવા ઈચ્છું છું."



# મહામૃત્યુમાંથી અમૃત સમીપે

—વસંત નારગોલકર

[ 15 નવેમ્બર 1982 દીપાવલીનો મંગળ દિન. વળી મહાવીર સ્વામી, સ્વ મી રામતીર્થનો દેહોત્સર્ગ દિન એ જ દિવસે વિનોબાજીનું પણ મંગળ પ્રયાણ થયું.

મરણ તે તો નિત્ય ઘટના પ્રત્યેકને તેમાથી ગુજરવાનું અનિવાર્ય. પણ વિનોબાનુ મરણ હતુ સ્વેચ્છા-મરણ. તેઓ સામે ચાલીને ઇચ્છામૃત્યુને વર્યા હતા, એટલે સ્વાભાવિક રીતે એનું કૌતુક અનેકોમા જાગ્યુ અનેકોએ અનેક રીતે એ મૃત્યુની છણાવટ કરી. એ નિમિત્તે મરાઠીમા તો 'विनोबाची महाप्रयाण यात्रा' નામનુ પુસ્તક પણ છપાયુ. 'મૈત્રી' તથા 'ભૂમિપુત્રે' એ નિમિત્તે વિશેષાંક પણ પ્રગટ કર્યા

'83 ના નવે ડિસે. અંકમા અંગ્રેજી સામયિક gandhi-Marg' માં મહારાષ્ટ્રના રચનાત્મક કાર્યકર શ્રી વસંત નારગોલકરનો 'Vinoba and Death' નામનો લેખ છપાયો હતો. એ જ લેખની તેમણે પાછળથી નાનકડી પુસ્તિકા પ્રગટ કરી. અહીં એ લેખમાંથી સારરૂપ અંશ આપ્યો છે. વિનોબાજીની ત્રીજી પુણ્યતિથિ નિમિત્તે એમની પુનિત યાદની શ્રદ્ધાંજલિ – મીરા ]

વિનોબાનું મૃત્યુ સ્વાભાવિક નહોતું થયું. કાળે આવીને એમને અચાનક ઝડપ્યા નહોતા સામે ચાલીને તેમણે કાળદેવતાને વરમાળા પહેરાવી આમ તો એમની જિંદગીના એ છેલ્લા તબક્કામાં તેઓ માંદા તો હતા જ શરીર જીર્ણ થઇ ગયુ હતું. ડાક્તરોના કહેવા મુજબ હૃદય નબળું પડી ગયું હતું. ચોથી નવેમ્બરથી તાવ પણ આવતો હતો નિષ્ણાતોએ તો હળવા 'હાર્ટ' એટેકનું નિદાન પણ કર્યું અને મુંબઇ કે નાગપુરની સારી હોસ્પિટલમાં લઇ જવા ભારપૂર્વક કહ્યું. પણ વિનોબાએ એ વાતનો અસ્વીકાર કર્યો અને એમની ઓરડીને જ 'ઇન્ટેન્સીવ કેર યુનિટ'મા ફેરવી નંખાઈ સાતમી નવેમ્બર સુધી નિષ્ણાત દાક્તરોની સારવાર હેઠળ તેઓ દવા તેમજ એમનો હમેશનો દૂધ-મધનો આહાર તથા પાણી લેતા રહ્યા સાતમી તારીખે દાક્તરોએ પણ પોતાના બુલેટિનમાં સંતોષ વ્યક્ત કર્યો કે અમારો દર્દી ઝડપભેર સુધરી રહ્યો છે અને અમારી સારવારને અનુકૂળ જવાબ આપી રહ્યો છે.

પણ આ દર્દી અસાધારણ હતો અચાનક એણે દવાને ટાણે દવા ન લીધી, દૂધ–મધ લેવાના ટાણે તેની પણ ના પાડી અને પાણી પણ ન માગ્યુ સાતમી નવેમ્બરે અનેકો દ્વારા અનેકવાર દવા, આહાર કે પાણી તેમની સામે ધરાયા, ત્યારે કવચિત્ ઋગ્વેદનો મંત્ર ટાંકયો કે તનુરેવ તન્વો અસ્તુ ભેષજમ્–શરીરને જ શરીરની દવા થવા દો. તો કયારેક ઈશારાથી ના પાડી દીધી પહેલે દિવસે તો કોઈને ખ્યાલ ન આવ્યો, પણ રાત પડતા સુધી તો લગભગ બધાને સમજાઈ ગયુ કે દવા, પાણી, આહાર લેવાની આ આનાકાની પાછળ કશુંક ગર્ભિત છે.

આમે ય વિનોબા રહસ્યમયી તો ખરા જ પોતાનો નિર્ણય પોતાના જ હાથમા રાખે, વળી તેય નિશ્ચિતપણે આવો જ હશે તેવું કોઈ કળી ના શકે. આ નિર્ણય પણ આ રીતે અણધાર્યો જ અવતર્યો હતો. રઘુવંશમા કાલિદાસે રઘુવંશ અંગે લખ્યું છે કે તેઓ યોગપૂર્વક દેહ તજતા. યોગેનાન્તે તનુત્યજામ્. યોગ એટલે કે દેહની તમામ ઇન્દ્રિયોના કાર્ય ધીરે ધીરે બંધ કરી દઇ છેવટે શ્વાસને પણ કાબૂમાં લઈ લેવો આ અર્થ તો ખરો જ. પણ વિનોબા જેવા માટે તો આ યોગ એટલે કે પરમ-પ્રભુ સાથેનો યોગ. એક આત્માનું વૈશ્વિક આત્મામા વિલોપાવું. એવું લાગે છે કે જીવનનાં પ્રારંભિક વર્ષોથી જ જે સાધના શરૂ થઈ તે અંતે ફળી. એમણે નિર્ણય કરી લીધો હશે કે મરવું તો યોગીરૂપે, રોગીરૂપે હરગીઝ નહીં.

વિનોબાના આ અંતિમ નિર્ણય અંગે ભાત-ભાતના મત એમના નિકટવર્તીઓમા પણ પ્રવર્તે છે. કેટલાકનું માનવુ છે કે વિનોબાના આ અનશનના નિર્ણયને એમના અભિક્રમે આદરાયેલા ગોહત્યાબંધીના સત્યાગ્રહ સાથે પણ સંબંધ છે. એમના પોતાના ક્રમમા ઇંદિરા ગાંધી જ્યારે ૧૯૮૩ ની પંદરમી સપ્ટેમ્બરે વિનોબાને મળવા આવેલા ત્યારે સાથે રાજીવ ગાંધી પણ હતા. ત્યારે વિનોબાએ હસતા હસતા રાજીવને કહેલું, "તારું નામ રાજીવ છે. 'રાજીવ'માંથી રા હટાવી લઈએ તો બાકી રહે છે 'જીવ' એમાં 'દયા' ઉમેરી લઈએ તો 'જીવદયા' થાય તારે પણ આ જીવદયાના કામમા લાગી જવું જોઈએ મુંબઈ જઇ દેવનારમાં સત્યાગ્રહ કરવો જોઇએ."

વિનોબાની આ કાર્યશૈલી હતી. એ કદી ય કોઈને કશું જ આગ્રહપૂર્વક ના કહે. માત્ર સંકેત કરી દે. અહિંસાની એમની આ નમણી, નાજૂક અનાક્રમક શૈલી હતી. સૌમ્યથી કામ પતતું ના લાગે તો તેઓ સૌમ્યતર ભણી આગળ વધતા ત્યાર પછી પણ એક વખત ઇંદિરાજી મળવા આવેલા. એમણે દેશવિદેશની ઘણી બધી વાતો કરી, વિનોબાએ સાંભળી લીધી. પણ વિનોબાએ આદરેલા પ્રશ્ન વિષે મૌન તો વિનોબા પણ મૌન આક્રમણ એમની શૈલીમાં બેસે જ નહીં સાથીઓ અકળાયા, તો કહે "આપણો તો સત્યાગ્રહ ચાલે જ છે ને ?"–મતલબ કે 'કહેવાનું' કામ' થઈ જ રહ્યું છે. આ 'મૌન'થી પણ કામ સરતું ન જણાયું એટલે એમણે આ આત્મ-વિલોપનનો રસ્તો અપનાવ્યો, તેવી પણ એક માન્યતા પ્રવર્તે છે.

પરંતુ લોકોત્તર પુરુષના નિર્ણય વિષે કશું જ ચોક્કસપણે કહેવું મુશ્કેલ છે એમના જીવનની દીર્ઘ અધ્યાત્મયાત્રા જોતા તેઓ આવા કોઈ એક સીમિત લક્ષ્ય માટે પોતાના જીવનના અંતિમ ચરણનું ચિંતન-સર્વસ્વ સમર્પી દે તેવું લાગતું નથી. 'અથાતો બ્રહ્મજિજ્ઞાસા' ના સૂત્રથી જેનું મહાભિનિષ્ક્રમણ આરંભાયું, તેનું અંતિમ પર્વ 'પરમ'ની સાથે સંકળાયેલું હોવાની શકયતા વધારે જણાય છે. એમણે ૧૦૮ સૂત્રો રચ્યાં છે, જેનું પહેલું સૂત્ર છે–અભિધેય પરમસામ્યમ્–પરમતત્વની સાથે સમરસતા એ જ જીવનનું પરમધ્યેય હોઈ શકે. આર્થિક, સામાજિક, રાજકીય ક્ષેત્રે સમાનતા સ્થાપતા જઇ, છેવટે આ પરમસામ્યના

લક્ષ્યને આંબવાનુ છે. આમ પ્રક્રિયા અને લક્ષ્ય બંને બાબતમાં એમનું ક્રાંતદર્શન હતું. એમને માટે જીવન મિથ્યા નહોતું, એ સ્ફૂર્તિસ્થાન સત્ય-શોધન હતું. મૃત્યુ ટાણે પરમની સાથે સમરસ, એકાકાર થવુ જ તેમને અભિપ્રેત હોય તેવુ લાગે છે.

આ નાનકડી પુસ્તિકામાં મૃત્યુ અંગે વિવિધ મહાનુભાવોના વિચારો આલેખી વિનોબાનુ મંતવ્ય તારવતા લેખક કહે છે કે વિનોબા જેવા પરમના ઉપાસક માટે મૃત્યુ એ કદી ભયનો વિષય તો હોઈ જ ના શકે. તેઓ એક સ્થળે વિનોબાને ટાંકે છે ! "વાસ્તવમા તો જીવનની ઈચ્છામાથી જ મૃત્યુનો ડર જન્મે છે બંને એક જ સિક્કાની બે બાજુ છે, જીજીવિષા ખતમ થાય તે જ ક્ષણે મરણનો ભય અલોપ થશે અને જીવન એ પવિત્ર આનંદનું એક અખંડ ઝરણુ બની જશે."

આ શુદ્ધ આનદ મેળવવાની પ્રક્રિયા પણ એ મૃત્યુમાથી શોધી લાવે છે. એક સૂત્રમાં કહે છે– 'મૃતિસ્મૃતિ શુદ્ધયે'–મરણનુ સ્મરણ જીવનના મેલ ધોશે. 'વિચારપોથી' નામના પુસ્તકમા કહે છે કે દેહનાશમા કશું જ ગુમાવવાનુ નથી, કારણ કે અંદરનો આત્મા તો અજરઅમર છે" થાકેલા માણસ માટે જેમ નિદ્રા એક વિસામો છે, એ જ રીતે મૃત્યુ પણ જેણે જીવનભર કામ કર્યું છે તેવા થાકેલા માટે વિસામારૂપ છે. આમ, મૃત્યુ એ પરમાત્માનુ સૂક્ષ્મ સ્વરૂપ છે

આ રીતે વિનોબાને પોતાને માટે મૃત્યુ–ભય જેવો કોઈ પ્રશ્ન જ નહોતો. તેઓ તો રોજિંદી ઊંઘને મૃત્યુના નાનકડા રીહર્સલરૂપે આલેખતા વિનોબાના જીવનની અનેક ઘટના આ બાબતે સાક્ષીરૂપ છે. સાબરમતી આશ્રમ-નિવાસ વખતે એક વાર નદીના પૂરમાં તણાઈ જવા લાગ્યા ત્યારે અંતિમ પળના જે ઉદ્ગાર નીકળ્યા તે 'બચાવો, બચાવો' ના નહી, પણ "દેહ નશ્વર છે, આત્મા અમર છે, આત્મા અમર છે !' ના હતા. તે વખતે એમની ઉંમર અરાઢ–ઓગણીસની હતી.

બીજી ઘટના સ્વરાજ્ય આંદોલન દરમ્યાનની છે. તેઓ મધ્ય પ્રદેશમાં પદયાત્રા કરતા હતા ત્યારે મારી સાથેની વાતચીતમા એમણે પોતાની એક ઘટના કહેલી. વિષય હતો સાપની બીકનો વિનોબાએ કહ્યુ કે સત્યાગ્રહ આંદોલનમા તેઓ વેલૂર જેલમાં હતા ત્યારે તેમને એક નાનકડી કોટડીમાં પૂરવામા આવ્યા હતા એક રાત્રે જ્યારે દરવાજે તાળુ દઈ ચોકીદાર બહાર બેઠો હતો ત્યારે તેમનું ધ્યાન ગયુ કે એમની પાટ હેઠળ એક સાપ બેઠેલો હતો. એમને એક ફાનસ આપવામા આવ્યુ હતું. "મને ત્યારે બીક જેવુ તો કાંઇ ન લાગ્યું, પણ ક્ષણાર્ધ એક વિચાર ઝબકી ગયો કે ચોકીદાર દ્વારા જેલરને કહેવડાવી સાપને બહાર ભગાડી દઉ. પણ મને ઈશ્વરની ઇચ્છા પર પૂરો ભરોસો હતો એણે જે ધાર્યું હશે તે થઈને જ રહેવાનુ એટલે એ તો રોજની જેમ ભગવાનનુ નામ લેતા લેતા ખાટલા પર આડા પડ્યા રોજની જેમ ફાનસની વાટ નીચી ન ઊતારી, કારણ કે રાત્રે પેશાબ માટે જતી વખતે પેલા સાપ પર પગ ન પડી જાય. થોડી વારમા તો તેઓ ઊંઘી ગયા. જ્યારે ઊંઘ ઊઘડી ત્યારે જોયુ તો સાપ ગાયબ થઈ ગયો હતો.

આવો જ દાખલો, ગાંધીજીના આશ્રમનો. પ્રાર્થનાટાણે સૌ હમેશ મુજબ ભેગા થયા. પ્રાર્થના શરૂ થઈ તે દરમ્યાન, વચ્ચે એક સાપ ચૂપચાપ સરી આવ્યો. એકાદનું ધ્યાન ગયું અને તેણે સૌને ચેતવ્યા. સાંભળ્યું છે કે ગાંધીજી અને વિનોબા સિવાય બાકીના બધા એકેક કરીને ચાલી ગયા. ગુરુ અને તેમનો સાચો શિષ્ય પ્રભુ સાથેના અનુસંધાનમા રમમાણ રહ્યા.

આવી નિશ્ચિંતતા ક્યાથી આવી ?– "હું" તે આ નશ્વર દેહ નથી, પણ અજર અમર આત્મા

છું—આ જ્ઞાન જેને પચ્યું તેનામાં આ નિર્ભયતા ઝળહળે છે. ઈશુ ખ્રિસ્ત, સોક્રેટીસ જેવા જ્વલંત ઉદાહરણ સાખ પૂરે છે. ઈશુની આ ખાસિયત અંગે વિનોબા કહે છે:

"દેહ અને આત્મા વચ્ચેનો ભેદ સમજવા માટે કેટલું સહન કરવું પડે છે તેનો દાખલો ઈશુ છે. બીજું ઉપરનું પડ ભેદીએ એ રીતે શરીર સાથે કામ લેવાય છે દેહથી આત્માને વેગળો જોવાની વાત અંગે હું જ્યારે જ્યારે વિચારું છું ત્યારે ભગવાન ઈશુની ઝળહળતી જિંદગી મારી નજર સમક્ષ ખડી થઈ જાય છે."

લેખક પોતાની વિનોબા સાથે થયેલી એક મુલાકાતને યાદ કરે છે. કટોકટી વખતે વિવાદ-સ્વરૂપ બનેલા મુદ્દાની વાતચીત ચાલતી હશે. લેખકે-કાંઈક કડવી વાત કહી. સર્વસાધારણ પણે તો વિનોબા હસતે મોઢે કડવું મીઠું બધુ પચાવી લેતા પણ આ ક્ષણે, પળ માટે જાણે, તેમને આઘાત લાગ્યો હોય તેવું લાગ્યું. છતા ય, તેમણે જાળવી લીધું અને બધું સમેટી લેતા હોય તેમ કહ્યું, "જુઓ, બાબા તો હવે એંસીનો થયો. હવે તો પરમાત્માની નજીક છે. જે કાંઈ કરવા જેવું તમને લાગે તે તમારે પોતે તમારી જવાબદારીએ કરવું જોઈએ" આમ કહીને તેમણે સ્વરચિત 'વિનયાંજલિ' (તુલસીદાસજીની વિનયપત્રિકાનું ચયન, મ ગાવી, એક ભજન દેખાડ્યું

तुलसीदास अपनाईये, किंजै न ढिठ,

अब जीवन—अवधि अति नेरे

થોડીવાર તો હું 'ડઘાઈ ગયો.' એમનામાં આવી લાગણી જન્માવવા બદલ હું શરમિંદો બની ગયો. મેં ગાંધીજીની સવા સો વર્ષ જીવવાવાળી વાત યાદ અપાવી; તો કહે, "સવા સો વર્ષ પછી પણ તમે મને મરવાની પરવાનગી આપવાના છો? એટલે બાબા આજે પણ મરી જાય તો પાછળ રહી ગયેલાઓએ અધૂરાં રહી ગયેલાં કાર્યોને પૂરાં કરવા લાગી પડવું જોઈએ."

આમ તો શું ગાંધી કે શું વિનોબા, તેમના આખા જીવનના દીર્ઘ પથ પર પથરાયેલાં તેમના આંદોલનો જોઈએ તો તેની સૂક્ષ્મ સફળતા, એના સ્થળે હોવા છતાં, સ્થૂળરૂપે નિષ્ફળતા પણ સારા પ્રમાણમાં મળી ગણાય ગાંધીજીના અંતિમ પર્વમાં બાહ્ય પરિસ્થિતિ અંધકારમય હતી. સવા સો વર્ષ જીવવાની ઈચ્છાને પણ તેમણે તિલાંજલિ આપી હતી. આવું જ વિનોબાના આંદોલનોનું થયું. ભૂદાન-ગ્રામદાન, ડાકુઓના હૃદય પરિવર્તન વગેરે તમામ પ્રવૃત્તિઓમાં એક હદે જાગતિક સફળતા મળવા છતાં, કુલ જાણેપરિસ્થિતિમાં કશો ફરક જણાતો નહોતો. એમની પ્રવૃત્તિઓને લીધે જે અપેક્ષા નિર્માણ થઈ હતી, તેમાંથી જાણે કશું નક્કર હાથમાં આવતું નહોતું, બીજું બધું તો ઠીક, પણ એમના દ્વારા પ્રેરિત દેવનાર સત્યાગ્રહનું પણ કોઈ પરિણામ દેખાતું નહોતું, તો કદાચ આ પરિસ્થિતિને લીધે તો તેમણે એકાએક આહાર-પાણી છોડવાનો નિર્ણય લીધો નહીં હોય? શી ખબર, પણ આટલું તો નક્કી કે લકવા કે પક્ષઘાતના ભોગ થઈને દયનીય, પરાજિત જીવન તેમને હરગીઝ મંજૂર નહોતું. ગાંધીજીની પણ આ જ ભૂમિકા હતી. છેલ્લા શ્વાસ સુધી તેઓ અપરાજિત બનીને જીવ્યા, સંભવ છે કે વિનોબાએ પણ ગાંધીજીની આ વાતનો પ્રભાવ ઝીલ્યો હોય.

છેલ્લો મુદ્દો. હમેશા બનતું આવ્યું છે તેમ શિષ્યો ઘણી વાર ગુરૂની આસપાસ ચમત્કારો સર્જાયા હોય તેવું આલેખે છે. આ ઘટનામાં પણ, કેટલાકે કહ્યું કે છેવટે તેમને વિનોબાના ચહેરા પર આધ્યાત્મિક તેજવર્તુળ દેખાયું ? છેવટે શરીર સાવ રોગમુક્ત થઈ ગયું હતું અને ઉપવાસીના શરીરમાં જે પ્રતિક્રિયાઓ આવે તેવી કોઈ તેમનામાં

જણાતી નહોતી. પરંતુ શરીર તે આખરે શરીર છે, પછી તે મહાત્માનું હોય કે સામાન્ય માણસનું.

હું પોતે અગિયારમી નવેમ્બરે એમના રૂમમાં ગયેલો. અત્યંત આભાર અને આદરની લાગણીથી મારું હૃદય છલકાતું હતું. ખાટલા ઉપર તેઓ તેમની અસલ પીડાને જીરવી જવા માટે ઝઝૂમતા મેં જોયા. એમની પીડાને લીધે આસપાસનું વાતાવરણ પણ મને કંઈક તંગ લાગ્યું. વિનોબા જેવાની સાથે વર્ષો ગાળી ચૂકેલા અંતેવાસીઓ માટે અને વળી પાછું આશ્રમી વાતાવરણ માટે આ થોડું અનપેક્ષિત હતું. છતાંય એકંદરે જોતાં સૌએ સારી એવી સ્વસ્થતા અને કર્તવ્ય તથા અનુશાસનની બાબતમાં તો સુંદર ધોરણ જાળવી જાણ્યું જણાતું હતું

વિનોબા ઘણીવાર મહારાષ્ટ્રના સંત નામદેવને ટાંકી પોતાના આશ્રમવાસીઓને કહેતા કે–

काल देहासी आला खाऊं
आम्ही आनंदे नाचूं गाऊं ॥

"કાળ દેહને ગ્રસવા આવશે ત્યારે આપણે આનંદપૂર્વક નાચીશું–ગાઈશું"

પોતે અજર અમર આત્મા છે, આ વાતની પ્રતીતિ તો વિનોબાના સમગ્ર જીવન દરમ્યાન અનેક ઘટનાઓમાં પ્રગટ થતી આવી જ છે. અંત સાવ નજીક આવ્યો ત્યારે એમના અંતરંગ મંડળમાં એક-બે સિવાય કોઈ રડતું ન જણાયું. પણ તેમ છતાંય વિનોબાની હયાતિ દરમ્યાન એમની હાજરીમાં વાતાવરણમાં આનંદના જે હિલોળા અનુભવાતા, તે જાણે ખોવાઈ ગયા શા અનુભવાયા. વિનોબાજી સાચે જ પરમ પ્રભુને મળવા જઈ રહ્યા હતા, તો પછી તેમના અંતેવાસીઓએ લાંબાં સોગિયાં મ્હોઢાં કરવાનું શું કારણ હતું, તેનો જવાબ મને ત્યાંથી ન મળ્યો.

વિનોબા સાથે મારો વર્ષોજૂનો સંબંધ. મારી પોતાની ખાસ કોઈ હસ્તિ નહીં, પણ જ્યારે જ્યારે તેમની પાસે ગયો ત્યારે મને કલાક અડધો કલાક તો મળે જ. ઉત્સાહ, આનંદ અને શાંતિમય વાતાવરણ અનુભવાતું. ચર્ચામાં તેમનું અદ્ભુત બુદ્ધિ કૌશલ્ય, પ્રખર વિદ્વતા અને રમૂજની આછી છાંટ હમેશાં છંટાયા જ કરે, પછી ભલે ને વિષય ગમે તેટલો ગંભીર અને ઊંડો હોય. ચર્ચામાં તો સામસામા દાવ ખેલાય. એમાં જરાય દયામાયા ન દાખવાય પણ એકંદરે વાતાવરણમાં જે પ્રફુલ્લિતતા, આનંદ અને સંતોષના ઉછાળા અનુભવાય, તે કોણ જાણે છેલ્લી મુલાકાતમાં ન મળ્યા

દિવસે વિનોબાના ચહેરા સામે મેં ઉત્કટતાપૂર્વક જોયું ત્યારે મને કબીરની એક કડી યાદ આવી ગઈ.

आये हैं, सो जायेंगे, राजा रंक फ़कीर,
जगकी चाकि देख के दिया कबीरा रोय।
दो पाटन के बीच में बाकि बचा न कोय।

પણ વિનોબાનો જીવનભરનો મિજાજ જોતાં મને લાગ્યું કે ઉપરની કડીમાં 'દિયા કબીરા રોય' ને બદલે 'દિયા વિનોબા હંસ'–કારણ કે ભગવાને જ જો આપણને જન્મ-મરણના ઘંટીના બે પડ વચ્ચે પીસવાનું નિર્માયું હોય, તો તે વાત પર રડવાનું શા માટે? ઈશ્વરના કોઈ પણ નિર્ણયનું સુસ્વાગતમ્ અને વળી તેમાથી આપણી મુક્તિ માટેનો આનંદ।

વિનોબાની ઓરડીમાથી બહાર નીકળતી વખતે મારા મનમાં જે ઘમસાણ ચાલતું હતું તે આ હતું કે આપણા સૌની જેમ પીડા તો તેમને પણ વેઠવાની જ હતી, પણ ફરક હતો તે ત્યાં હતો કે આપણામાંનાં મોટા ભાગની નિયતિ હજુ જન્મ-મરણના ચક્કરમાં અટવાયેલી રહેવાની, ત્યારે અહીં આ એક માણસ એવો હતો જે આ જન્મ મરણના ચક્રમાંથી બહાર નીકળવામાં જ હતો અને તુરતમાં જ પરમનિયંતામાં, નિયતિચક્રના પરમ ચાલકમાં ભળી જવાનો હતો.

અનુવાદ–તારવણી : મીરા ભટ્ટ

# સાંખ્ય અને નીતિમીમાંસા | પ્રા. નીતિન જે. વ્યાસ

સાંખ્યમત ષડ્દર્શનમાંનું એક સૈદ્ધાંતિક તત્ત્વદર્શન છે, એમાં વ્યવહારુ માર્ગનું સીધું પ્રતિપાદન નથી, તેથી તેમાં નીતિમીમાંસા (ethics)ને કોઈ સ્થાન નથી, એવી માન્યતા વ્યાપકપણે પ્રવર્તે છે. પરંતુ ઊંડાણથી સાંખ્યમતનું વિવરણ કરવામાં આવે તો આ માન્યતા બિન-પાયાદાર ઠરે તે નિર્વિવાદ છે

જો કે આ સાંખ્ય ટીકાકારોને એમની વિચારપ્રણાલીથી સમજીએ તો એમની સમીક્ષા અમુક અંશે વ્યાજબી પણ જણાય. કારણ કે સૈદ્ધાંતિક દૃષ્ટિએ સાંખ્ય એક 'તત્ત્વદર્શન' છે, જ્યારે પતંજલિ પ્રણીત 'યોગદર્શન' સાંખ્ય મતના 'વ્યવહાર-આચારનું' શાસ્ત્ર છે. પરંતુ, અન્ય પરિપ્રેક્ષ્ય મૂળગામી ભારતીય વિચારને આ ભેદ-દૃષ્ટિથી સમજી શકાય નહિ. એના સમગ્રલક્ષી ચિંતનમાં સિદ્ધાંત અને વ્યવહારનો અવિભાજ્ય સંબંધ નિરૂપાયેલો છે. બને કે અમુક દર્શનમાં સૈદ્ધાંતિક ચિંતન, તો અન્યમાં આચારનું મહત્ત્વ વિશેષપણે સ્થાપિત થયું હોય. પરંતુ એથી કરીને ષડ્દર્શનોમાં કોઈ એક દર્શન એકાંગી છે એવું પુરવાર ન કરી શકીએ, આમ, સાંખ્ય જેવા તત્ત્વદર્શનમાં સૃષ્ટિનો વિકાસ, પુરુષ-પ્રકૃતિના સ્વરૂપ, ત્રિગુણાદિ સમસ્ત વિશ્વવ્યવહાર, પુરુષ ચેતનાની 'મુક્તિ' વગેરે સમગ્રલક્ષી સમજ આપોઆપ નીતિમીમાંસાની છણાવટ કરે છે.

એવું પણ હોય કે સાંખ્યમત નિરીશ્વરવાદી હોઈ – સૃષ્ટિના સર્જક તરીકે ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર ન કરતુ હોઇ અને નૈતિકતા સાથે કશો સંબંધ ન હોઈ શકે એવા આધારે પણ ઉપર્યુક્ત માન્યતા પ્રવર્તતી હોય પરંતુ આશ્ચર્ય છે કે સાંખ્યમત નિરીશ્વરવાદી હોવા છતાં ભારતીય-દર્શનના પાયાનાં આસ્તિક દર્શનોમાંના એક અતિ મહત્ત્વના દર્શન તરીકે અપનાવવામાં આવેલ છે વળી, તેને 'અવૈદિક' તરીકે લેખવામાં નથી આવ્યું. અને સાંખ્યનું લક્ષ્ય પણ મૂળભૂત વૈદિક ચિંતનધારાની પરમ 'મોક્ષપ્રાપ્તિ' જ છે...

સાંખ્યદર્શન દ્વૈતવાદી છે. 'પુરુષ' અને 'પ્રકૃતિ' એ બે અલગ અને સ્વતંત્ર સત્તા છે. પુરુષ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ, સાક્ષીમાત્ર અને નિષ્ક્રિય છે; પ્રકૃતિ જડ અચેતન સ્વરૂપ, ક્રિયાશીલ અને પરિણામી છે. આ દ્વૈતમતમાં બંને સત્તા સ્વતંત્ર હોઈ બંને વચ્ચે કોઈ સંબંધ હોઈ શકે નહિ. તોપણ જ્યારે, પુરુષ જીવરૂપે પોતે કર્તા છે અને સતત સુખદુ:ખ અનુભવે છે એવો ભ્રમ, પ્રકૃતિનાં સ્વરૂપો વિશે તન્મય બની સેવે છે, ત્યારે સાંખ્ય સૃષ્ટિસિદ્ધાંતનો હેતુ જીવાત્માને આભાસ-માંથી મુક્ત કરી એના આત્મસ્વરૂપમાં પુનઃ સ્થાપિત કરવાનો છે.

આમ, સ્પષ્ટપણે સાંખ્ય દ્વૈતમતમાં પણ અંતિમ ધ્યેય પુરુષમુક્તિનું છે–મોક્ષનો છે. આ વિચારમાં જ જીવ-પુરુષ અને પ્રકૃતિનો સંબંધ સૂચવાય છે. 'જીવપુરુષ' એકલો-અટૂલો નથી. પ્રકૃતિનું પણ કર્તવ્ય છે કે પુરુષની અંતિમ મુક્તિ માટે પ્રવૃત્ત બનવું. જીવપુરુષ પ્રકૃતિનાં બધા ઉપકરણોના પૂર્ણ ભોગ ભોગવનાર 'હું કોણ' નું ચિંતન કરે ત્યારે જ માર્ગ સ્વયંપ્રકાશિત બને. શું આ વિચાર નીતિમીમાંસાની છણાવટ નથી ?

વ્યક્ત પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે. સત્ત્વ, રજસ અને તમસ ક્રમશઃ સુખાત્મક, દુઃખાત્મક અને મોહાત્મક સ્વરૂપનાં છે. આ ત્રણે ગુણો આચાર-સંહિતાનું જ નિદર્શન કરે છે. એટલે કે વિશ્વના બધા પદાર્થો સુખદુ:ખમોહાત્મક હોઈ, તેઓ ચિત્તને ક્યારેય પરમશાંતિ અપાવી શકે નહિ.

વળી ચિત્ત સ્વય પણ સુખદુ ખમોહાત્મક ન હોત તો તેમા પણ આ ત્રણેનો આવિર્ભાવ જ ન થાત આથી સૌ પ્રથમ દુ:ખના પરિહાર અને મોહત્યાગ દ્વારા સત્વસુખની પ્રાપ્તિ જરૂરી બની જાય છે.

આ નીતિવિષયક દૃષ્ટિ આટલેથી જ અટકતી નથી. મોક્ષ માટે શુદ્ધ સત્ત્વની અવસ્થાએ પહોચવુ આવશ્યક છે. સત્ત્વાવસ્થા પ્રકૃતિનુ આદિમ સ્વરૂપ છે જેના થકી સઘળુ પ્રકાશમાન છે અ તિમ લક્ષ્યમા જીવપુરુષે જે ત્રિગુણાતીત અવસ્થા સિદ્ધ કરવાની છે તે શીલ અને સદાચારના વ્યવહારથી પણ ઉપરની ભૂમિકા છે બીજી રીતે કહીએ તો, આ અ તિમ અવસ્થા શુદ્ધ પરમ સત્ત્વનુ આદિ લક્ષણ મનાયેલુ છે

સાખ્યમતે મોક્ષની સિદ્ધિના સાધન તરીકે પુરુષના વિવેક જ્ઞાનને પ્રમાણિત માન્યુ છે. પુરુષે તેનુ અસલ સ્વરૂપ જ સમજવુ રહ્યુ. આથી વિરુદ્ધ વૈદિક વિચારોમા યજ્ઞયાગાદી, કર્મફળ અને સુખને મહત્ત્વ અપાયુ હતુ. પશુબલિ સાથે હિંસા સકળાઈ હતી. સાખ્યમતે આ અશુદ્ધ સાધનો દ્વારા સંપૂર્ણ દુઃખમુક્તિ સભવી શકે નહિ. તેના અનુસાર અહિંસાનુ પૂર્ણ આચરણ સંપૂર્ણ દુ:ખ-મુક્તિ માટે સંપૂર્ણ આવશ્યક છે. વેદમા 'કામ' અને 'ભોગ' હિંસાશ્રયી છે આ હિંસાનિવૃત્તિ ત્યારે જ શક્ય બને જ્યારે ભોગનિવૃત્ત થાય.

ટૂ કમાં, સાખ્યના પાયામા જ સાધ્ય અને સાધન બ ને ની શુદ્ધિનો આગ્રહ હોઈ તેનુ કલેવર નીતિલક્ષી છે તેમ જરૂર કહી શકાય.

વળી, વ્યક્ત પ્રકૃતિની આધારશીલા 'મહત્' સત્ત્વગુણ-પ્રધાન છે. આ 'મહત્'મા જે ભાવસર્ગો (ધર્મો) નિર્દેશ્યા છે તેમા જ્ઞાન ઉપરાંત ધર્મ, વૈરાગ્ય અને ઐશ્વર્યની પણ પ્રતિષ્ઠા કરવામા આવી છે. આથીયે વિશેષ ભૌતિકસર્ગના (જન્માંતરના) ચૌદ વર્ગો પાડીને ચઢતી-ઊતરતી અવસ્થાઓ ચીધી છે. આમ અવિદ્યા, હિંસા, અહંકાર, મોહ, ભોગ, ક્લેશથી પર થઈને આધ્યાત્મિક પરિપૂર્ણતાના માર્ગે એક પછી એક સોપાન ચઢતા રહીને વિવેકસાક્ષાત્કારને અ તિમ લક્ષ્ય બનાવ્યુ છે.

સાખ્યમત 'સુખોપભોગવાદ' (hedonism) અને 'લોકાયત'-ચાર્વાકદર્શનથી પણ અલગ પડે છે એના માટે દુઃખમુક્તિનો ઉપાય અધિકાધિક સુખોપભોગમા નથી અવિવેકજન્ય તૃષ્ણાઓના પરિહાર દ્વારા તમામ ક્લેશ-દુ ખોમાથી મુક્ત થઈ પરમ ચૈતસિક અવસ્થાનો અનુભવ મુખ્ય છે. અહીં સાંખ્યનો નીતિમત આધ્યાત્મિક મૂલ્ય કરતા મર્યાદિત સાધનરૂપે સ્થાન પામે છે. આમ, એક બાજુ ચાર્વાકમતથી તો બીજી બાજુ વૈદિકમતથી ભિન્ન એવી આ સાખ્ય નીતિમીમાંસાને આપણે 'શુદ્ધ જ્ઞાનસ્તરનો સિદ્ધાંત' કહી શકીએ

* અન્ય આસ્તિક દર્શનોથી વિરુદ્ધ સાખ્યમત ઈશ્વરને સૃષ્ટિના સર્જક તરીકે માનવાને બદલે પુરુષ અને પ્રકૃતિને અ તિમ તત્ત્વ ગણે છે પરતુ અહી પણ આ પુરુષ-પ્રકૃતિના સબધથી શરૂ કરીને, પુરુષની મુક્તિ અને તેની સાથે પ્રકૃતિની ઉત્ક્રાંતિ-અવક્રાંતિની પ્રક્રિયા વગેરેમા નિશ્ચિત ધ્યેય છે જડ ગણાતી પ્રકૃતિ ઉત્ક્રાંતિને જન્મ આપે છે પરંતુ ઉત્ક્રાંતિ માત્ર ધ્યેય ન બનતા પ્રકૃતિ તેના દ્વારા પોતાનો સ્વધર્મ એવી રીતે બજાવે છે કે આ ઉત્ક્રાંતિને અ તે પુરુષને તેનુ મૂળ જ્ઞાન પ્રાપ્ત થઈ, મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરે, અને પ્રકૃતિ પણ પોતાની સૂક્ષ્મ અવ્યક્ત અવસ્થામાં પુનઃસ્થાપિત થાય આમ, 'પુરુષમુક્તિ' પહેલાં થાય પછી પ્રકૃતિ મૂળ પ્રક્રિયામા આવે છે.

બીજી રીતે કહીએ તો, બુદ્ધમતની જેમ સાખ્યમત દુ ખનો સ્વીકાર કરે છે અને પૂર્ણ ક્લેશમુક્તિની શક્યતાનો પણ સ્વીકાર કરે છે. આ તત્ત્વચિ તનમા નૈતિક ઉત્ક્રાંતિનો ક્રમ સ્વાભાવિક-પણે સમાયેલો છે આ મતની અ તિમ દિશા મુક્તિની હોઈ તત્વજ્ઞાનનો ખ્યાલ નીતિવાચક છે.

આમ છતાં, સ્વીકારવુ રહ્યુ કે બૌદ્ધ અને જૈન જેવા 'નાસ્તિક' અને 'વાસ્તવદર્શી' ગણાયેલ દર્શનોએ વૈયક્તિક તથા સામૂહિક જીવનના પ્રત્યેક આધારસ્થ બની માંડણી સ્પષ્ટપણે નૈતિક અને સદાચારયુક્ત કર્મ ઉપર કરી છે આનાથી વિરુદ્ધ આસ્તિક સાખ્યદર્શને વિવેકજ્ઞાનના આધારસ્થલ ઉપર જ પોતાની ઈમારત રચી છે. એથી આ ચિ તનમાં કર્મ ઉપર ભાર આપતા દર્શનો જેટલી સ્પષ્ટ નીતિમીમાંસા નથી, તેવ સ્વીકારવુ રહ્યુ.

# નવી કાપડ નીતિ : સાચું સ્વરૂપ | —ચુનીભાઇ વૈદ્ય

તે વખતે એટલે કે ૧૯૫૦માં આજના આપણા વડાપ્રધાન શ્રી રાજીવના નાના પંડિત નહેરુ વડાપ્રધાન હતા. એમને પણ ઉતાવળ હતી ૨૧ મી સદીમાં પહોંચવાની. અને તેથી એમને ગાંધીજીના ખાદી ગ્રામોદ્યોગના વિચારો સાથે મતભેદ હતો. એમના મન પ્રમાણે કાપડ ક્ષેત્રે મિલોને તેઓ ઉત્પાદન માટે મોકળું મેદાન આપવા માગતા હતા. પરંતુ એમ કરવા જતાં લાખ લાખ હાથસાળી વણકરો બેકાર બનવાનો સંભવ હતો, તે વખતે તામિલનાડુના મુખ્ય પ્રધાન સ્વ. રાજગોપાલાચારી હતા. એમણે જવાહરલાલને કહેવરાવ્યું કે તમારે જે નીતિ અપનાવવી હોય તે અપનાવો, હું મારી સાથે વણકર કુટુંબો લઈને દિલ્હી આવું છું, એ બધાને રાખવાની અને ખવડાવવા પીવડાવવાની વ્યવસ્થા કરજો. જવાહરલાલ રાજાજીને ઓળખતા હતા. વિચારતાં એમને પોતાની ભૂલ સમજાઈ હશે, અને એમણે હાથસાળો માટે ઉત્પાદન—અનામતની નીતિ સ્વીકારી.

આજે નવી કાપડ નીતિ ઘોષિત થઈ છે. જે જવાહરલાલે લેવા ધારેલી નીતિ કરતાં પણ વધારે ઘાતક છે, પણ સ્વાધીનતાનાં આડત્રીસ વર્ષમાં દેશે એનું હીર ખોયું છે. આજે નથી તો રાજાજી કે નથી નહેરુજી.

લોકો પણ વાત ભૂલી ગયા લાગે છે. હવે રાજીવજી વડાપ્રધાન થયા છે. એમણે દેશને ૨૧ મી સદીમાં લઈ જવાની વાત કરી. તેણે દેશની જનતા પર જાણે ભૂરકી નાખી છે. એમણે ઇન્કમટેક્સમાં જે છૂટછાટો આપી અને ઉદ્યોગો પ્રત્યે ઉદાર વલણો દાખવ્યાં તેથી ધનિકો તો રાજીના રેડ થઈ ગયા છે અને રાજીવજીની સાથે એકવીસમી સદીમાં ઝંપલાવવા માટે કમર કસી તૈયાર થઈ ગયા છે.

આ ફાયદાઓમાં આજે એક વર્ગ છે-મિલ અને યંત્રસાળો (પાવરલૂમ)ના માલિકોનો. થોડા જ વખત પર જે નવી કાપડ નીતિની જાહેરાત થઇ તેણે ગરીબોના વિશેષ રૂપે હાથસાળી વણકરોના હામીઓને ગંભીર વિચારણામાં નાખી દીધા છે.

આ નવી કાપડ નીતિ મિલ મજૂરો માટે બેકારી સરજનારી અને હાથસાળના ઉદ્યોગનું તો સાવ નિકંદન કાઢનારી ન નીવડે તો જ નવાઈ. સિવાય કે હજી પણ ઘટતા ફેરફાર કરવામાં આવે. લોકસભા અને રાજ્ય સભામાં આ નીતિની ચર્ચા વખતે વિરોધ પક્ષના સભ્યો તો ઠીક, પણ ખુદ કોંગ્રેસના જે સભ્યો બોલ્યા તેમાંથી ૯૦ ટકા લોકોએ આ નીતિનો વિરોધ જ કર્યો હતો. અને તેમ છતાં એ નીતિમાં કશો જ ફેરફાર કરવાની તૈયારી સરકારે દાખવી નથી.

એવું બધું આ નીતિમાં શું છે ? પહેલાં તો સરકારે પોતે જ આપેલા હેતુઓ ટૂંકમાં જોઈએ. એમના કહેવા પ્રમાણે (૧) આ દેશમાં પૂરતું કાપડ ઉત્પન્ન થતું નથી તેથી ગરીબોને સસ્તું કાપડ મળી રહેતું નથી: મિલોને વધુ ઉત્પાદન કરવાની સગવડ કરી આપવામાં આવે તો તે જરૂરત પૂરી થાય, અને (૨) મિલો વધુ ઉત્પાદન કરી કાપડ નિકાસ કરી શકે.

બંને મુદ્દાઓ વિષે ટૂંકામાં. આ દેશના ગરીબને જરા પુછીએ કે ભાઈ, તું અડધો ઉઘાડો ફરે છે તે દુકાનદારને ત્યાં કાપડ નથી તેથી ? કે પછી ખરીદવા માટે પૈસા—ખરીદ શક્તિ નથી તેથી ? પંડિત નહેરુના વારાથી કહેવાતું આવ્યું છે કે મોટાં મોટાં કારખાનાંઓમાં મોટાં મોટાં યંત્રો દ્વારા જથ્થાબંધ ઉત્પાદન કરવાથી માલ સસ્તો થશે. છેલ્લે આડત્રીસ વર્ષથી એમ કરતા

આવ્યા છતાં કઈ વસ્તુ બજારમાં સસ્તી થઈ છે? બીજું, એમના જ કહેવા પ્રમાણે દેશમાં કાપડ ઓછું પડે છે તો પછી નિકાસની વાત શા માટે કરો છો ? જ્યાં સુધી દેશમાં આટલું કાપડ ઉત્પન્ન ન થાય અને આટલું સસ્તું ન મળે ત્યાં સુધી નિકાસ કરવા દેવામાં નહીં આવે. એવું એ નીતિમાં કયાંય કહેવાયું નથી. આમ એ બન્ને વાતો એકબીજાને કાપતી નથી ?

હવે જે મુદ્દાઓ અધિક વિવાદાસ્પદ છે, તે ટૂંકામાં જોઈએ :

(૧) મજૂરોને બેકારીના ભોગ બનવું ન પડે તેવા હેતુથી આજ સુધી મિલો પર કેટલાક પ્રતિબંધ હતા- મજૂરોને છુટા ન કરી શકે, મિલના કોઈ વિભાગને કે આખી મિલને બંધ ન કરી શકે. હવે નવી નીતિથી મિલ માલિકો પરના આ બધા જ પ્રતિબંધ હટાવી લઈ મિલ મજૂરની બેકારીનો રસ્તો ખોલી આપવામાં આવ્યો છે

(૨) તમે પૂછશો કે મિલ માલિકો પોતાના મજૂરોને શા માટે બેકાર કરવા ઈચ્છશે ? વાત એમ છે કે મિલો પોતાનાં હાલનાં જૂનાં યંત્રોની જગ્યાએ નવાં આધુનિક યંત્રો બેસાડે તો ઓછા માણસે અને ઓછી મજૂરીએ આજના કરતા વધારે અને વધારે સારું ઉત્પાદન કરી શકે એવા સંજોગોમાં મજૂરોને રાખવા, મોંઘી મજૂરી ચૂકવવી, યુનિયનોના ડખા વેઠવા વગેરે અનેક ઝંઝટ. મશીન હોય તો આમાની કોઈ ઝંઝટ ન રહે અને ઉત્પાદન વધારે થાય મજૂરનું તો થવાનું હોય તે થાય, એ જાણે ને એનો ભગવાન જાણે. નવી નીતિ મિલોને નવા યંત્રો બેસાડવા માટે પૂરી છૂટ આપે છે, તેમ કરતા મજૂરોને છૂટા કરવા પડે તો તેની પણ છૂટ આપે છે.

(૩) તમે કહેશો કે પણ છૂટા થનાર મજૂરને વળતર આપવા માટેની જોગવાઈ તો હશે ને ? હા, છે. પણ વળતર એમ સહેલાઈથી નથી મળતાં. સૌ જાણે છે કે સરકાર દરબારે પોતાની નીકળતી લેણી રકમ લેતા કેટલી પીએ સો થાય છે ! છતાં ધારો કે લાચ રુશ્વત અને અનેક આંટા ફેરાને અંતે રકમ મળી તો શું ? રકમ તો થોડા વખતમાં વેડફાઈ જશે અને મજૂરનાં બાળકો ભૂખે મરતા થઈ જશે.

પણ આ તો કેવી નીતિ કે પહેલાં બેકાર બનાવો અને પછી બેકારી-વળતર આપો !

(૪) વારુ, પણ આ બધી મિલો નવાં યંત્રો ક્યાંથી ખરીદશે ? એ માટે નાણાંની જોગવાઈ છે ખરી ? હા, સરકારે નવી નીતિમાં વચન આપ્યું છે કે નવા યંત્રો આયાત કરવા પરનો પ્રતિબંધ હટાવી લઈ, તે લાવવા માટે જોઈતા નાણા ઉદાર શરતે ધીરાણ કરવામાં આવશે. દા. ત. બેંકો આપણા જેવા નાગરિકોને ૧૮ કે ૧૯ ટકા વ્યાજે ધીરાણ કરે છે, જ્યારે આવી મિલોને લગભગ ગયા એક દસકામાં ૧૭૦૦૦૦૦૦૦૦૦—એક હજાર સાતસો કરોડ રૂપિયા ધીર્યા છે ત પૈકી ૫૮૧ કરોડ સૉફ્ટ લોન તરીકે અપાયા હતા એનુ વ્યાજ પ્રારંભમાં કેવળ સાડા સાત ટકા હતું, પાછળથી એ વધારીને સાડાબાર ટકા સુધી કરવામાં આવ્યું છે હવે આથી વધારે ધીરાણ વધારે ઉદાર શરતોએ થશે જેથી મિલોની અંદર નવાં મશીનો આવશે અને મજૂરો ધકેલાઈને રસ્તા પર જશે.

સારુ, આ તો મિલ મજૂરોની વાત થઈ પણ આ નીતિની અસર બીજા વર્ગો પર થવાની ખરી કે ?

હા, મૂળ વાત તો એ જ છે. મિલ મજૂરોનો સવાલ તો પ્રમાણમાં નાનો છે. હાથસાળના ઉદ્યોગમાં કામ કરતા લગભગ એક કરોડ માણસો પર એની ભયાનક અસર થવાની છે.

(૫) હાથસાળોના ઉદ્યોગને રક્ષણ આપવાના હેતુથી મિલો પર પ્રતિબંધ હતો કે એ કાપડ ઉત્પાદન કરવાની પોતાની શક્તિ વધારી ન શકે. આજ સુધીની આ આપણી સ્વીકૃત રાષ્ટ્રીય નીતિ હતી. હવે એ પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો છે. હવે મિલ ફાવે તેટલો વિકાસ કરી ઉત્પાદન વધારી શકે છે. આ ઉત્પાદન બજારમાં આવી હાથસાળના કાપડ સામે હરીફાઈ કરશે. પરિણામની કલ્પના સૌ કરી શકો છો.

(૬) ઉપરોક્ત કારણસર પાવરલૂમ—યંત્ર સાળો પર પણ શકિત વધારવા સામે પ્રતિબંધ હતો. યંત્રસાળ નાખવા માટે પહેલા લાયસન્સ મેળવવું જરૂરી હતું, હવે આ નવી નીતિમાં પહેલેથી લાયસન્સ લેવાની વાત કાઢી નાખી છે. આપણે ત્યાં બાળક જન્મે તે આપણે સરકારને ચોપડે નોંધાવીએ છીએ, તેમ હવે યંત્રસાળ નાખ્યા પછી માત્ર ચોપડે નોંધાવી આવવાનું—રજિસ્ટ્રેશન કરાવી લેવાનું, બસ ગમે તે ગમે તેટલી યંત્રસાળ નાખી શકે.

આ યંત્રસાળોની બીજી પણ કેટલીક વાતો જાણવા જેવી છે. મિલોની જે સાળ જૂની થયા તેને ભાંગી નાખવી એવો નિયમ છે. મિલવાળા જૂની સાળ ભાંગી નાખ્યાનું ચોપડે નોંધે છે, પણ ખરી રીતે એને બીજે બેસાડી કોઈ મજૂરને તે સોંપી દે છે. આમાં મિલ માલિકોને ફાયદો એ કે યંત્રસાળના કારીગરને મિલના કારીગર કરતાં ઓછી મજૂરી ચૂકવવી પડે. વળી, મિલના મજૂરોને જાત જાતની સગવડ આપવી પડતી હોય છે. દા.ત. વીમો, દવા-દારૂ, ગ્રેચ્યુઈટી ફંડ, ચઢતા પગારે રજા, મોંઘવારી વગેરે. ઉપરાંત એમના યુનિયનો છાસવારે મિલ માલિકો સાથે બાખડે. યંત્રસાળમાં આમાંની એકેય લપ નહીં. એટલે જાણકારોનું કહેવું છે કે કેટલેય ઠેકાણે મિલ માલિકો ભળતાં જ નામોથી યંત્રસાળો ચલાવે છે.

હાથસાળો માટે કાપડની કેટલીક વસ્તુઓનું ઉત્પાદન અનામત રાખવામાં આવ્યું છે મિલો એ બનાવવા જાય તો પકડાઈ જાય, પરંતુ યંત્રસાળો એ બધું ચોરી છૂપીથી બનાવે છે અને હાથસાળો સામે હરીફાઈ કરે છે.

* હવે વિચારો કે મિલોના અત્યંત આધુનિક યંત્રો અને વીજળીથી ચાલતી યંત્રસાળો સામે હાથ વડે સાળ ચલાવનાર કેવી રીતે ટકી શકશે ?

સમજવા માટે ઉપયોગી થાય તે માટે જાણવું જરૂરી છે કે એક યંત્રસાળ બે જણાને કામ આપે છે અને હાથસાળમાં કામ કરનારા ૨૪ જણાને કામ વગરના બનાવે છે.

(૭) મિલોને માથે આજ સુધી એક કામ હતું. એ શ્રીમંતો માટે મોઘું કાપડ બનાવી મોટો નફો કમાઈ શકે છે, માટે એમણે ગરીબો માટે ફરજિયાત જનતા કાપડ–ધોતિયાં અને સાડીઓ બનાવવી પડતી. હમણા કેટલીક મિલો માંદી થઈ. એમનું કહેવું છે કે એમની માંદગીનું એક મોટું કારણ આ જનતા કાપડ બનાવવાની ફરજ છે. એમને એ બનાવવું પોસાતુ નથી. હવે નવી નીતિએ એમને એ ફરજમાથી છૂટા કર્યા—ભલે ગરીબો માટે કાપડ ન બનાવતા !

હવે યાદ કરો, નવી કાપડ નીતિનો એક ઉદ્દેશ એ હતો કે ગરીબોને સસ્તું કાપડ મળે. બીજી બાજુ મિલોને રજા આપી કે ભલે સસ્તું કાપડ ન બનાવશો. આને ગરીબોને ઉતરવાના ધંધા કહી શકાય ?

આ નવી નીતિ ગરીબ-વિરોધી છે તે એ વાતમાથી ફલિત થાય છે કે જે જનતા કાપડ મિલોને બનાવવું પોસાતુ નથી તે બનાવવાનો ભાર હવે સરકારે હાથસાળ ઉપર નાખ્યો છે. આ ફરજ હાથસાળવાળાઓને બે ત્રણ રીતે ભારે પડવાની છે

(અ) આજ સુધી મિલોને માથે ફરજ હતી કે એ પોતાના સુતર ઉત્પાદનના ૫૦ ટકા આંટી સુતર બનાવે આ આંટી-સુતર હાથસાળ માટે જરૂરી હોય છે. નવી નીતિ પ્રમાણે મિલોને પોતાનો કોઈ વિભાગ બંધ કરવો હોય તો બંધ કરવાની છૂટ આપવામાં આવી છે. એનો લાભ લઈને હજી હમણાં જ ૨૫ મિલોએ હાઈકોર્ટમાં ધા નાખી છે કે એને એનો સુતર વિભાગ બંધ કરવાની પરવાનગી આપવી હાથસાળો તો મિલોના સુતરને આધારે જ ચાલે છે, તેવા સંજોગોમાં સુતર મળતુ બંધ થાય તો એમની શી દશા થશે ?

(આ) સુતરના ભાવો પર કોઇ અંકુશ નથી તેથી જે કોઇ મિલો સુતર કાંતવાનું ચાલુ રાખશે તે સુતરના ભાવો ઘણા ઉંચા બાંધશે પરિણામે,

*(ઇ) હાથસાળોને આ અંકુશ વગર વધતા ઉંચા ભાવે સુતર ખરીદી બાંધેલા નીચા ભાવે જનતા કાપડ વેચવુ પડશે. આ બે ભાવની વચ્ચે વણકરની મજૂરી પીસાશે-કપાશે.

(૮) આ બધુ વાંચતા પ્રશ્ન થશે કે આ તો આંધળાને પણ દેખાય તેવી વાત છે, તો પછી આવી ભૂલ તે કોઇ કરતું હશે ? દિલ્હીના યોજના ભવનમાં બેઠેલાઓને આ વાત નહી દેખાઈ હોય !

લાગે છે કે સાતમી પંચવાર્ષિક યોજનાના આયોજનકારોને આ અંગે પુછવામાં નથી આવ્યું.

લાગે છે કે સબંધિત બધા મોટા પદાધિકારીઓને પણ પુછવામાં નથી આવ્યું.

લાગે છે કે શાસક પક્ષની 'કારોબારી તથા પાર્લામેન્ટરી પાર્ટીને પણ વિશ્વાસમાં લેવામાં નથી આવી.

પંચવાર્ષિક યોજનાઓમાં રોજગારી વધારવા પર જોર હોય છે, આ તો મિલ-મજૂરો અને હાથસાળી વણકરોને બેકાર બનાવનારી નીતિ છે આવી નીતિને આયોજનકારો કદી મંજૂરી ન આપે.

એક અત્યંત ઉચ્ચ સ્તરીય પદાધિકારીને આ બધા વાંધા રજૂ કરી આમાં હસ્તક્ષેપ કરવાનું કહેવામાં આવ્યું. એ મહાનુભાવે પોતાની અશક્તિ દર્શાવતા કહ્યુ, "રાજીવજી આ નીતિને કોઈપણ ભોગે લાગુ કરવા માગે છે."

કોંગ્રેસ પક્ષના લોકસભાના અને રાજ્યસભાના સભ્યો પર પક્ષનો ચાબખો (વ્હીપ) હતો. આમ છતા આટલી ઉઘાડી ગરીબ-વિરોધી, મજુર-વિરોધી અને હાથશાળ-વિરોધી નીતિ ન સમજાય તે તો કેમ બને ? એટલે લોકસભા અને રાજ્યસભામાં કોંગ્રેસી સભ્યો ઊભા થયા તે પૈકીના મોટા ભાગનાએ શરૂમાં નિયમ મુજબ જરૂર કહ્યુ કે પોતે એ નીતિની તરફેણ કરવા ઊભા થયા છે, પરંતુ એમ કહ્યા બાદ એ બિલની ઝાટકણી કાઢતા ગયા.

આ નીતિ જે તજજ્ઞો (એક્સ્પર્ટસ)ના હેવાલને આધારે ઘડાઈ તે હેવાલને દબાવી રાખવામાં આવ્યો છે

બીજું આ હાથસાળનો ઉદ્યોગ અને લોકોને રોજગાર આપવાની બાબત એ રાજ્ય સરકારના વિષયો છે પરંતુ આ નીતિ અંગે રાજ્ય-સરકારોને જરા પણ પૂછવામાં આવ્યું નથી આ નવી નીતિને કારણે હાથસાળના ઉદ્યોગ પર કે વણકરોની રોજગારી પર જે અવળી અસર પડશે તે રાજ્ય સરકારે ભોગવવાની રહેશે. તેથી તામિલનાડુ, કર્ણાટક, આંધ્ર અને વેસ્ટ બેંગોલની સરકારોએ એની સામે પોતાનો વિરોધ નોંધાવ્યો છે.

જો આમ જ છે તો ફરી ફરીને સવાલ આવીને ઊભો રહે છે કે તો પછી આ નવી નીતિ ઘડી કોણે ?

ભારતીય સુતરાઉ કાપડ મિલ મંડળના મંત્રીશ્રી સી. વી. રાધાકૃષ્ણને તા. ૨૩-૭-૮૫ના 'ફાઇનેન્સ્યલ એક્સપ્રેસ'માં એક લેખ લખ્યો છે. આ લેખમા એમણે લખ્યું છે, કે મિલ વિભાગની બધી જ માગણીઓ જેવી કે પંત્રસાળોના જેવી મુક્તિ, કયું સુતર વાપરવું તેને અંગે પૂરી છૂટ, પૂરતું સુતર મળી રહે તેવી વ્યવસ્થા, આધુનિક યંત્રો આયાત કરવાની ખુલ્લી છૂટ, ચાલી ન શકે તેવા વિભાગો બંધ કરવાની છૂટ વગેરે તમામ-એકે એક માગણી સરકારે સ્વીકારી લીધી છે

શું આનો અર્થ એ ન થયો કે મિલ માલિક મંડળની પહોંચ છેક તજજ્ઞોની સમિતિ મંત્રાલય અને તેથી આગળ પ્રધાનમંત્રી સુધીની હતી ?

હજી જરા વધારે આગળ જઈએ

રાજ્યસભામાં બોલતા તામિલનાડુનાં સભ્ય શ્રીમતી જયલલિતાએ પોતાને મળેલી આધારભૂત માહિતી પરથી કહ્યું કે આ નવી કાપડ નીતિ જાહેર થઈ તેના ઘણા વખત પહેલાં મુંબઈવાળા રિલાયન્સ ટેક્સટાઇલના માલિક સમા શ્રી ધીરુભાઇ અંબાણી આ કાપડ નીતિને પોતાના ગજવામાં લઇને ફરતા હતા અને લોકોને કહેતા હતા કે જુઓ. આ નવી કાપડ નીતિ આવી રહી છે ! અને ત્યારબાદ લગભગ શબ્દશઃ એ નીતિ આ નવી કાપડ નીતિ તરીકે જાહેર થાય છે.

આખા દેશમાં બધેથી જ થૂ થૂ થયેલી આ નીતિને કોઇએ દિલના ઊમળકાથી આવકારી હોય તો તે મિલ માલિકો છે. આના પરથી આપણે અંદાજ લગાવી શકીએ ખરા કે આ નીતિના સાચા ઘડવૈયા કોણ છે ?

*

વડાપ્રધાન રાજીવ ગાંધીને હાથસાળોના એક પ્રતિનિધિમંડળે આપેલા એક મેમોરેન્ડમમાં આ નવી નીતિનો સખત વિરોધ કરવામાં આવ્યો છે. એમા એક બાબત કહી છે જે જાણવા જેવી છે. નવી નીતિ પ્રમાણે જે જનતા સાડી એમણે બનાવવાની છે તેની મજૂરી સાડી દીઠ ૧૫ રૂપિયા ૭૫ પૈસા આપવાની હોય છે. પરંતુ ખરેખર અપાય છે કે ૧૦ રૂપિયા ને ૬૫ પૈસા. નાના મોટાં મળી કુલે પાચ જણાં કામ કરે તો એક મહિનામાં ૨૫ સાડી તૈયાર થઇ શકે. જેની કુલ મજૂરી રૂપિયા ૨૬૬ અને ૨૫ પૈસા થયા. હવે પુરા સાડા ત્રણ મજૂર જ ગણીએ તોય દરેક જણને ભાગે મહિને ૭૬ રૂપિયા એટલે કે રોજના અઢી રૂપિયા આવ્યા. આવી કંગાળ હાલતમા એ અડધા ભૂખ્યા હાથસાળી કારીગરોના કુટુંબમાં પાંડુ રોગ, ક્ષય રોગ અને શ્વાસ રોગ વ્યાપક પ્રમાણમાં ન હોય તો બીજું શું હોઈ શકે ?

૨૧મી સદીમાં નવી ટેકનોલોજી અને નવાં યંત્રોને જોરે જવાની જે ઉતાવળ આવી છે તેમાં આપણે આવા કેટલા જીવતા નર-કંકાલોને પીસી નાખીશું ?

આ નીતિએ દેશના એદૂતોને મારવા ધારેલા ધાની વાત પણ જોઇ લઇએ.

૨૧મી સદીમાં જવુ હોય તો ખાદી પહેરીને જઇએ તો તો ન જ શોભીએ, પણ સુતરાઉ કાપડ પહેરીને જાવ તો પણ ન શોભે. એને માટે તો માનવ-રચિત કૃત્રિમ રેષા—નાઈલોન, પોલિયેસ્ટર એક્રિલિક વગેરે રેષાઓ ઉત્પન્ન કરનારા જે કારખાનાં છે તેમની શક્તિ વધારવામા આવશે. નવા કારખાના નાખવામાં આવશે અને જરૂર પડે ત્યાં આયાત પણ કરવામાં આવશે.

અને આ ગરીબ બિચારા મિલ-માલિકો અને કારખાના-માલિકોને વિકાસ માટે થોડી સગવડ પણ આપવી જોઇએ ને ! એ માટે સરકાર

[ વિશ્વમાનવ

૧૩૧ કરોડ રૂપિયાની એક્સાઈઝ ડ્યુટી માફ કરશે હાથસાળનું દુઃખ જેને હૈયે છે તે શ્રી લક્ષ્મીચંદ જૈને કહ્યું કે મિલ–માલિકોને એકજ વર્ષમા જે અપાયું તેના દસમા ભાગની રાહત છેલ્લા દસ વરસમા થઈને પણ અમારા હાથસાળ ઉદ્યોગને નથી અપાઇ. કયા કરોડો લોકોને માનભેર જીવવા માટે રોજી પૂરી પાડતો ગરીબ હાથસાળ ઉદ્યોગ અને ક્યાં કેવળ આંગળીને વેઢે ગણાય તેટલા માલિકો અને થોડા હજાર સદ્ભાગી મજૂરોને રોજી આપતો કૃત્રિમ રેષાનો ઉદ્યોગ ! અને લક્ષ્મીચંદજીનું કહેવું છે કે આ ૧૩૧ કરોડથી જ પતશે એમ ન માનશો, આ મિલ–માલિકો એટલા હોશિયાર છે કે આટલી રાહતથી તો કંઇ અસર નથી થઈ, હજી વધારે આપો, એમ કરી કરીને દસ વર્ષમાં ૬૦૦ કરોડ પર એ લઈ જશે

હાથશાળ વણકરોએ વડાપ્રધાનને આપેલા મેમોરેન્ડમમા કૃત્રિમ રેષા અંગે એ પણ કહેવાયું છે કે "સરકારની આ નીતિની અસર શું થશે તેનો ખ્યાલ કરવામાં આવ્યો નથી. અગ્નિના ગંટુર, પ્રકાશમ અને કૃષ્ણા જિલ્લાના ખેડૂતોએ એમના જિલ્લાઓને નાનકડું ઇજિપ્ત બનાવ્યું છે. (એટલે કે સારી જાતના કપાસનું સાર્વત્રિક વાવેતર કરવામા આવે છે) તેમને આજે પણ પોતાનો કપાસ વેચવામા ભારે મુશ્કેલી પડી રહી છે. જો બનાવટી રેષાનું કાપડ બજારમા મૂકવામાં આવશે તો સુતરાઉ કાપડની ખપત ઘટી જશે, અને દેશ આખાના કપાસ ઉગાડનારા ખેડૂતોનો મોતનો ઘંટ વાગી જશે "

ખેડૂત–નેતા શ્રી શરદ જોશી બનાવટી રેષાના વસ્ત્રને 'રાજીવ વસ્ત્ર' કહે છે. એમણે કહ્યું કે દેશમા ઉગાડવામા આવેલા કપાસમાંથી આજે ૨૩ લાખ ટન કપાસ પડ્યો પડ્યો બરબાદ થઇ રહ્યો છે. ત્યારે આ બનાવટી રેષાનો ઉદ્યોગ ખેડૂતોના મોતને નોતરવા સમાન છે.

---

જાનન્તિ યે કિમપિ । સંપા. સુરેશ જોશી, સદ્ભાવ પ્રકાશન, ૫૭/૬૨, કાપડિયા એસ્ટેટ, રતનપોળ, અમદાવાદ–૧, કિં. રૂ. ૨૮/—

વિવેચનના ક્ષેત્રમા જે નવીન વિચારસરણીઓનો પ્રભાવ અનુભવીએ છીએ તે વિચારસરણી વિશે યોગ્ય અને અધિકૃત માહિતી હોવી ખૂબ જરૂરી છે. અત્રે રૂપરચના, ફિનોમિનોલોજી, સંરચનાવાદ, માનવવાદ, માર્કસવાદ વગેરે વિવિધ અભિગમોને આ પુસ્તકમાં સમજવાનો પ્રયાસ કરવામા આવ્યો છે.

ભાવયામિ ( સુરેશ જોશીના કેટલાક નિબંધો ), સંપા. શ્રી શિરીષ પંચાલ પ્રકા. ઉપર મુજબ, કિં. રૂ. ૩૬/–

વિવિધ વર્તમાનપત્રો દ્વારા સ્વ. સુરેશભાઈએ અનેક વિષયો ઉપર સેંકડોની સંખ્યામા નાના નાના નિબંધો લખ્યા છે અને લખતા રહે છે. અહીં એમના છપ્પન નિબંધો પસંદ કરાયા છે સંપાદક શ્રી શિરીષભાઈની સ્વ. સુરેશભાઈની નિબંધલેખિની વિશે મનનીય અને સવિસ્તર સમીક્ષા ગ્રંથની ગુણવત્તામાં વધારો કરે છે.

# આડંબર અને વાસ્તવિકતાનો ભેદ

—મધુ મહેતા

'શબ્દોનો અત્યાચાર' એવી પરિભાષા સ્ટુઅર્ટ ચેસે પોતાના પુસ્તકનું નામકરણ કરતાં યોજી હતી. આજે આપણા દેશમા રાજકારણીઓના વચનો કે વાકયો પર પ્રજાને શ્રદ્ધા રહી નથી. બીજી બાજુ એવા લોકો પણ છે કે જેમના મન અને મગજ એવી રીતે ઘડાઈ ગયાં કે વર્તમાન સંદર્ભને ધ્યાનમા લીધા વિના તેઓ રાજકારણીઓના શબ્દો અને સૂત્રોથી આકર્ષાય છે.

જગતભરના રાજપુરુષોને સત્ય કરતા તેમના નામની વધારે પડી હોય છે પ્રજામા પોતાની અમુક પ્રકારની છાપ જાળવી રાખવાની ચિંતામા પડેલા આ રાજકારણીઓ સમજી શકતા નથી કે હવે પ્રજા બહારનો દેખાવ અને વાસ્તવિકતા વચ્ચેનો ભેદ સમજવા જેટલી જાગૃત થઈ ગઈ છે.

આપણી સ્વતંત્રતાની ચળવળના આરંભકાળથી જ કેટલાક 'વાદો' નેતાઓ અને પ્રજા ઉપર ભૂરકી નાંખતા રહ્યા છે. એની શરૂઆત 'મૂડીવાદ' અને 'સામ્યવાદ'થી થઈ. પછી 'સમાજવાદ' અને 'ગાંધીવાદ' આવ્યા. પ્રજા હજી આ બધા 'વાદો'ને પૂરેપૂરા સમજી શકે તે પહેલા તો આપણા આ રાજકારણીઓએ બધા વાદોનો શંભુમેળો કરી તેમને ગૂંચવી મૂકયા. આ ગોટાળામા વધારો કરવા હવે 'ગાંધીવાદી સમાજવાદ'નું નવું સૂત્ર હાથે ચઢી આવ્યું છે. કેટલાક રાજકારણીઓનો એ મંત્ર બની ગયો છે. કદાચ તેઓ માનતા હશે કે ગાંધીવાદ સાથે સમાજવાદ સાંકળી લેવાથી બન્ને વાદોનું જે કાંઈ ઉત્તમ છે તે મળી રહેશે. આપણા યુવાન વડા પ્રધાન રાજીવ ગાંધીએ ડહાપણપૂર્વક એમના પક્ષના ધ્યેય તરીકે 'સમાજવાદ'નો સ્વીકાર કર્યો છે. ગાંધીજીના આદર્શોની વાત ચાલુ રાખવાની સાથે સાથે ભારતને 'કોમ્પ્યુટર યુગ'માં લઈ જવાની તેમને તમન્ના છે.

શું ગાંધીજી સમાજવાદી હતા ? સમાજવાદની જાણીતી અને સર્વસ્વીકૃત વ્યાખ્યા પ્રમાણે ગાંધીજીને સમાજવાદી કહી શકાય નહિ. હું જાણું છું ત્યા સુધી ગાંધીજીએ પોતે સમાજવાદી હોવાનો દાવો કદી કર્યો નથી.

રોજ બરોજ 'ગાંધીવાદી સમાજવાદ'નું સૂત્ર આપણે સાંભળતા અને વાચતા આવ્યા છીએ. એ બરાબર સમજવા હુ જયપ્રકાશજી અને શ્રી ચરણસિંહનાં પુસ્તકો વાંચી ગયો. એમણે ગાંધીજીના વિચારો ટાંકયા છે ને તેને સ્પષ્ટ કરવા પ્રયત્નો કર્યા છે. 'ભારતની આર્થિક નીતિ' નામના તેમના પુસ્તકમા શ્રી ચરણસિંહ કહે છે : 'ગાંધીજીને મન સમાજવાદ એક એવી વ્યવસ્થા છે કે જેમા બધી મિલકતની માલિકી સરકારની રહે છે. સરકાર સર્વસત્તાધીશ અને પ્રચંડ તાકાત બની રહે છે ગાંધીજીએ એની સામે ચેતવણી ઉચ્ચારી છે." એ માટે ગાંધીજીના નીચે દર્શાવેલા મંતવ્યનો આધાર એમણે ટાંકયો છે .

"સ્વરાજ એટલે સરકારની ગુલામીમાથી મુક્ત થઈ સ્વતંત્ર રહેવાનો પ્રયત્ન. પછી ભલેને તે સરકાર દેશની હોય કે વિદેશની. જીવનની પ્રત્યેક બાબત માટે પ્રજાને જો સરકાર ઉપર આધાર રાખવો પડે તો સ્વરાજ્ય દુ:ખદાયક બની જાય "

"જે રાષ્ટ્ર સરકારની દખલ વગર પોતાનો સઘળો કારોબાર કુશળતાથી ચલાવી શકે તે રાષ્ટ્રને જ સાચા અર્થમાં લોકશાહી દેશ કહી શકાય જ્યાં એવી પરિસ્થિતિ પ્રવર્તતી નથી તે દેશમા નામની જ લોકશાહી છે. "

"સરકારની સત્તા અને બળ વધતાં જાય એ ઘટનાને હું શંકા અને ભયની નજરે જોઉં છું. ઉપર ઉપરથી પ્રજાનું શોષણ ઓછુ થતું હોય એમ દેખાય

—[ વિશ્વમાનવ :

પરંતુ તેથી વ્યક્તિના સ્વતંત્ર વ્યક્તિત્વનો છેદ ઊડી જતો હોય છે સ્વતંત્ર વ્યક્તિત્વ જ સુખ અને શાંતિના પાયામા છે."

શ્રી ચરણસિંહ વિશેષમા લખે છે કે : "સમાજવાદમા ઉપરથી નીચેનુ આયોજન થાય છે તેથી સ્વત ત્રતા ગૌણ બને છે. એ વ્યવસ્થામાં પ્રજાને પોતાના અંતરાત્માના અવાજ પ્રમાણે નહિ પરંતુ ઉપરથી મળતા હુકમ પ્રમાણે વર્તવાનું ફરજિયાત બને છે. એથી લાખો વ્યક્તિઓએ મેળવેલા વિવિધ જ્ઞાન અને અનુભવનો લાભ લેવાનું કે તેનો ઉપયોગ કરવાનુ બનતું નથી પરિણામે સરકારની કાર્યક્ષમતા ઘટે છે ને રાષ્ટ્ર નિર્બળ બને છે. જ્યારે નીચેથી આગળ વધી ઉપર જવુ એનુ આયોજન ગાધીજી-ની આર્થિક નીતિનો પાયાનો સિદ્ધાત છે એમ કરવાથી દરેકનું હિત જળવાય છે. એમા સર્વનુ કલ્યાણ છે. એ જ સાચી લોકશાહી છે."

શ્રી જયપ્રકાશ નારાયણ સમાજવાદ વિશે જે કહે છે તે મહત્વનુ છે :

"હવે ગાધીવાદ અને સમાજવાદ વિષે એ શબ્દો કહુ ' ગાધીવાદ સમાજવાદ છે એવુ ગુજ-રાતમાં મેં કહ્યુ હતુ એમ કહેવાય છે,'પરંતુ એવું વિધાન મેં કદી કર્યું નથી હુ ભારપૂર્વક કહેવા માંગુ છું કે આપણા દેશમાં સમાજવાદ એ ગાધીવાદ સામેનો ખતરો છે "વૈજ્ઞાનિક સમાજવાદ"નો પર પ-રાગત અભિગમ ગાંધીજીને ગુહ્ય ધૂની ગણી બાજુએ હડ-સેલી મૂકવાનો છે. આ અણુયુગમાં ગાંધીજીને પ્રત્યાઘાતી, મધ્યકાલીન અને સ્થાપિત હિતોના રક્ષક ગણવામાં આવે છે. પોતાને ચતુર અને વ્યવહારદક્ષ કહેવડા-વતા સજ્જનો એક ડગલુ આગળ વધી ગાંધીજીની ટ્રસ્ટીશીપની વિચારણાની ઠેકડી ઉડાવે છે ને તેમને મૂડીવાદીઓના મળતિયા કહે છે. 'આ કહેવાતા "વૈજ્ઞાનિક સમાજવાદીઓ" વૈજ્ઞાનિક અભિગમ ધરાવતા નથી. ઘણીવાર તેઓ કહેવાતા સૂત્રોના અંધ સમર્થકો હોય છે."

"ગાધીજી પ્રત્યાઘાતી ન હતા ખરેખર તો તેઓ સાચા સામાજિક ક્રાંતિકારી હતા. સમાજની વિચારધારાને પ્રગતિશીલ બનાવવામાં તેમણે મહત્વનુ અર્પણ કર્યું છે. સામાજિક પરિવર્તનની દિશા તેમણે ચીંધી બતાવી, સંસ્કૃતિના વિકાસ માટે તથા તેને ટકાવી રાખવા માટે ગાધીજીની વિચારણા સ્વીકારવી અત્યંત જરૂરી છે."

"ગાધીવાદમાં રહેલાં આધ્યાત્મિક અને નૈતિક મૂલ્યો સમાજવાદીઓને આકર્ષક લાગવા જોઈતા હતાં. ગાંધીજીએ જે નવી વસ્તુ બતાવી તેની સમાજવાદીઓએ ઉપેક્ષા કરવી જોઈતી ન હતી એમ કરવાને પરિણામે તેઓ તેમના સિદ્ધાતની અવગણના કરી રહ્યા છે"

"સમાજવાદ એક વર્ગ સામે બીજા વર્ગને લડાવીને આગળ જવા માગે છે, જ્યારે ગાંધીવાદ વર્ગની ઉપરવટ જઈ પ્રગતિ કરવા ઇચ્છે છે. એક વર્ગનો બીજા વર્ગ ઉપર વિજય મેળવીને સમાજ-વાદીઓ વર્ગભેદ નાબૂદ કરવા માગે છે જે વાત તર્કશુદ્ધ નથી. ગાધીવાદ એક વર્ગને બીજા વર્ગની સમીપ લાવી વર્ગવિહીન સમાજ રચવાની ઝંખના સેવે છે પરિણામે જુદા જુદા વર્ગ રહેતા નથી."

(આ અવતરણો શ્રી જયપ્રકાશ નારાયણના 'સંપૂર્ણ ક્રાંતિ' નામના ગ્રંથમાથી લેવામા આવ્યાં છે.)

*

આ બધા વિચારો પારદર્શક અણીશુદ્ધ અને નિષ્ઠાવાન વ્યક્તિના છે. એમના ઉપર બૌદ્ધિક અપ્રામાણિકતાનો આરોપ કદી મૂકી શકાય એમ નથી. માર્ક્સવાદથી ગાંધીવાદ સુધીની શ્રી જયપ્રકાશજીની યાત્રા લાંબી અને કષ્ટદાયક હતી. પરંતુ જયપ્રકાશ શીખવા માટે, નવા નવા વિચારો સમજવા, તથા ફેરફાર કરી લેવા સદા તૈયાર રહેતા. તો પછી આજના રાજકારણીઓ સમાજવાદ સાથે ગાંધીવાદને શા માટે જોડવા ઇચ્છે

છે ? કયાં તો તેઓ અજ્ઞાન છે, ગૂંચવાયેલા છે અથવા તો બન્ને વાદોમાં જે ઉત્તમ છે તે મેળવવા તેઓ આતુર છે. સમાજવાદ સાથે ગાંધીવાદને સાંકળી લઇ તેઓ તેમના જૂથમાં લાગવગ ધરાવનારા મધ્યમ માર્ગી ઉદારમતવાદી કે સમાધાનકારી તત્ત્વોને જોડાવવા લલચાવી શકે છે, તેથી તેમને પ્રતિષ્ઠા મળે છે અને તેઓ પ્રગતિવાદી છે એવી છાપ જળવાઇ રહે છે.

પ્રજામાં પોતાની સારી છાપ જાળવી રાખવાનું આજના રાજકારણીઓને એક વળગણ થઇ પડયું છે. આ માટે તેઓ માનતા હોય કે ન માનતા હોય તેવા વિચારો અને વસ્તુનો પ્રચાર કરવાનું ચાલુ રાખે છે. આ વલણને કારણે ભૂતકાળમાં તેમને નુકસાન થયું છે ને ભવિષ્યમાં પણ એ જ હાલત થવાની છે.

રાજકારણીઓનાં વચન અને વર્તન વચ્ચે કેટલું બધું અંતર છે તેથી હવે પ્રજા સારી પેઠે માહિતગાર થઇ ગઇ છે. 'સમાજવાદ'ના નારાનો જોરશોરથી પોકાર કરવામાં આવે છે હવે તેમાં ગાંધીવાદ શબ્દ ઉમેરીને દાઝયા ઉપર ડામ દેવામાં આવી રહ્યો છે. 'ગાંધીવાદી સમાજવાદ'નું નવું સૂત્ર ઉપજાવવામાં આવ્યું છે. ગાંધીજીને તેમની જીવનસંધ્યાએ દેશ અને દુનિયાને સંદેશો આપવાનું કહેવામાં આવ્યું ત્યારે ગાંધીજીએ માત્ર એક જ વાકયમાં તેમનો સંદેશ આપ્યો હતો : "મારું જીવન એ જ મારો સંદેશ છે." એઓ વ્યકિતસ્વાતંત્ર્યમાં માનતા. વર્તન અને કાર્યમાં તેમને શ્રદ્ધા હતી. પોતાના વર્તન અને જીવનથી દાખલો બેસાડવાની રીત તેમણે અખત્યાર કરી હતી. પોતાનું સમગ્ર જીવન તેમણે દષ્ટાંતરૂપ બનાવી દીધું. તેમણે કદી પોકળ સૂત્રો ઉપર વિશ્વાસ મૂકયો નથી રાજકારણને આધ્યાત્મિક કે નૈતિક રંગ આપવા તેઓ માગતા હતા. આજે તો આ સમાજવાદીઓ આધ્યાત્મિક કે નૈતિક શબ્દ સાંભળીને જ ભડકી જાય છે. સમાજવાદીઓની માફક ધારાસભામાં જઇ કાયદાઓ ઘડવામાં ગાંધીજીને રસ ન હતો. પ્રજા વચ્ચે જઈ કામ કરવામાં તેઓ માનતા હતા. સમાજવાદીઓ તો સત્તા કબજે કરી કાયદા દ્વારા ક્રાંતિ કરવા માગે છે.

આજે તો પ્રજાને કામ અને તેનું પરિણામ જોઇએ છે. તેમને સ્વચ્છ અને કાર્યક્ષમ સરકારની અપેક્ષા છે જો કે આજે એવી વાત અશકય સ્વપ્ન જેવી લાગે છે. પ્રજાને જવાબદાર શાસન જોઇએ છે. કોઇ પણ સૂચન કે વિનંતીના ઉત્તરમાં 'ના' સંભળાવી દેતી નોકરશાહી નહિ પરંતુ 'હા' એવું કેમ નહિ ?" એમ કહેનારા કર્મચારીઓ જોઇએ છે. પ્રજા ઇચ્છે છે કે પ્રધાનો તેમનું કર્તવ્ય બજાવે, જલદી યોગ્ય નિર્ણયો લે. નહિ કે નાની મોટી મીજબાની લે અને સમારંભોને શોભાવ્યા કરે કે પોતાના જ પક્ષના સાથીઓ સામે નાનીમોટી ખટપટ કરી, વિરોધીઓને નમાવી, પોતે બળવાન બને. લાંચ લઇ પ્રતિકૂળ અધિકારીઓને હટાવે કે તેમની બદલી કરાવે, એવા પ્રધાનો પ્રજાને નથી જોઇતા. સહીસલામત વાહનવ્યવહાર, હેરફેરની યોગ્ય વ્યવસ્થા, પીવાનું પાણી, જીવન જરૂરિયાતની ચીજો સતત અને માફકસર ભાવે મળે, તેમ જ શિક્ષણ અને સારવારની સુવિધા પ્રજાને જોઇએ છે. પ્રજા ચાંદ સિતારા માગતી નથી. આજના કોઇ પણ પ્રધાનને પ્રજાના કાર્યમાં રસ હોય એવું જણાતું નથી. તેમને તો તેઓ કાબેલ પ્રજાસેવક છે એવી છાપ પાડવામાં રસ છે, તેવા થવામાં નહિ. આજે તો તેમની કાબેલિયત અપ્રામાણિક માર્ગે અઢળક સંપત્તિ ભેગી કરવામાં વપરાય છે પ્રજાને તેમની રમત સમજાય છે. આકર્ષક છતાં પોકળ સૂત્રોથી પ્રજાને હવે છેતરી શકાય એવું રહ્યું નથી.

તો પછી પ્રજાને રાજીવ ગાંધી અને તેમની કોંગ્રેસને શા માટે મત આપ્યો તે વિષે વિચારવું પ્રસ્તુત છે પ્રજાને લાગ્યું હતું કે તેઓ રાષ્ટ્રનું

# ખિસકોલી | —રાજુ પટેલ

એકી સાથે કપબોર્ડના બધાં મીટર ચાલવા માંડયા. તેના કર્કશ અવાજથી બિચારી ખિસકોલીની ઊંઘ બગડી. તેની પૂંછડી ઊંચીનીચી કરી, આંખ પટપટાવી, જરા મોં ઘસી, આળસ મરડી અને મીટર ઉપર ધિક્કાર વરસાવતી, ઘેનભરી આંખે તેના કાપલને તાકી રહી. બહાર સૂર્યોદય થઈ ચૂકયો હતો.

મિલના ભૂંગળાનો કરામણો અવાજ, દૂધ-વાળાના હોર્ન તથા બૂમો કે છાપાંનો ઘડ દઈને પડવાનો ગમી જતો અવાજ. બધું પતી ગયું હતું. ત્યારે તેણે મીટરના કપબોર્ડની વચ્ચોવચ્ચ કાણામાંથી મો બહાર કાઢયું...ને તેને તિરસ્કાર છૂટી ગયો. બધા જ ઊઠી ગયા છે. અને બધું જ વાળીઝૂડીને સ્વચ્છ છે. જો કે તે પોતે સ્વચ્છતાની હિમાયતી, પણ અસ્વચ્છતા અને અવ્યવસ્થા ન હોય તો પછી જીવન કેમ ચલાવવું ? ખાવા તો કંઈક જોઈએ. જો કે તેના નાનકડા મગજમાં તે વિચારતી હતી કે આ પ્રાણીઓ ભલે બહારથી સ્વચ્છ હોય પણ અંદર તો...

ખેર, પણ બહારની ગલીઓ એટલે જાણે કે તેને માટે સોનાની ખાણો. માણસ મૂળ જાત જ એવી હશે કે તેનાથી કચરા વગર જીવી જ ન શકાય. પણ આજે પરિસ્થિતિ કંઇ ઓર લાગી. દૂર દાળનો એક દાણો પડયો છે. બધા પ્રાણીઓ ખૂબ આનંદમાં છે. તેને પોતાની નાની સમજને જરા વાગોળી અને યાદ આવ્યું. આવો આનંદ ઘરમાં ભાગ્યે જ જોવા મળે છે કદાચ, કોઈ શુભ પ્રસંગ...હશે આવી શકાએ તે ખુશખુશાલ થઈ ગઈ. કારણ શુભપ્રસંગમાંજ સૌથી વધુ ગંદકી મળે. તેનાં રોમરોમ આનંદમાં નાચી ઊઠયાં. ત્યાં જ તેની નજર તદ્દન નકામા ગણાતા આજના પેપર ઉપર પડી. તેણે ખુશીના માર્યાં મીટરના કપબોર્ડમાંથી સીધો નીચે કૂદકો માર્યો...ત્યાં જ .વાહ રે ભાઈ વાહ નાસ પ્રમોશન મળી ગયું...વાહ મજા પડી ગઈ. નંદ ઘેર આનંદ ભયોં' વગેરે ભક્તિ ગીત તેની અંદર સ્ફુરવા માંડયાં. વાહ, આવા પ્રસંગ દરરોજ બને, ને આ પ્રાણીઓ આમ જ આનંદમાં રહે, ને એમ જ ગંદકી વધે તો ..? એ કલ્પનાઓ ઉપર કલ્પનાઓ રચવા માંડી. બધા બીજા કલાકમાં કેન્દ્રિત રહે અને પોતે મજાથી ખાય. ભાઈ, ખોરાક વગર તો દિવસ કેમ જાય ? કોણ કેટલું કેવી રીતે મેળવે તેમાં, વળી નિયમ શેનો ? કારણ જથ્થો એ જ મૂલ્ય અને આવી તેવી ફિલસૂફી તેના મગજમાં દોડતી હતી.. ત્યાં તેની પડોશી ખિસકોલીએ પેલો દાળનો દાણો ઝડપી લીધો તે પોતાના વિચારોને ભાંડતી ચકલી આગળ મો ધોવા ગઈ.

હવે કોઈકે અમદાવાદ સ્ટેશને વાગતો રેડિયો સ્ટેશન બદલી વિવિધ ભારતી ઉપર મૂકયો.. ને તેના કાન ઊંચા થઈ ગયા ગઈ કાલ રાતનું ડીસ્કો મ્યુઝિક હજુ તેની પૂંછડી પટપટાવી મૂકે છે. ઘણી વખત તેને થતું સાલ્લું ! ધીરે ધીરે બધુ માણસ જેવુ લાગે છે. પણ હવે દરરોજની વાસે તેનું માથું ભારે કરી મૂકયુ. સવારના પહોરના થૂંક, ગલફા, ટૂથપેસ્ટ, દાતણની વાસ.... સંડાસની વાસ, સાબુ અને બાથરૂમની વાસ વચ્ચે કયાંક કંઈ રાંધવાની વાસ ..તેને લીધે જ સ્તો તે આવા દોઝખ જેવા વાતાવરણમાં જીવે છે. બાકી થાય, હમણાં કૂદતાંક ને પહોંચું ચોકમાંના વડ ઉપર જઈ ઠેકડા લઉં. પણ ત્યાંય હવે કયાં શાંતિ છે ? રાત દિવસ ત્યાં બણબણતી વાતો છેડો છોડે તો ને ? બસ ફિલ્મની વાત, છોકરીઓની વાત, પિક્ચરની હિરોઈનના વસ્ત્રોની વાત કે હોકી રમતી છોકરીઓને જોવાની મજાની વાત, મસાલાની વાસ ..આવું ચાલે . ને તે ચિડાઈ જાય, માણસને ચૂપ રહેતા શું થતુ હશે ? તે તેને સમજાતું નહિ.

[ વિશ્વમાનવ :

તે મનનાં ને મનમાં બબડી, માણસ જેવું ! ફાજલ, ગંદું પ્રાણી કોઈ નહિ. તેણે ત્યાં રહ્યે રહ્યે જ દૂર સ્ટવ ઉપર ઊકળતા દૂધ તરફ જોયું. અરે, માણસની વાતોનું જ આ કારસ્તાન. એણે બધા વિચારોને ફંગોળીને, પોતાના કામ માટે મગજ કેંદ્રિત કર્યું. એકાએક તેણે નસકોરાં ફુલાવ્યાં. ગટરની પાઈપ દ્વારા તે સડસડાટ મેડી ઉપર આવી વાહ, અદ્દભુત ! ગઈકાલ રાતનો વેરાયેલો ખોરાક નજરે પડ્યો. તે ખોરાક ઉપર તૂટી પડી. થોડુંક ચવાણું અને વાસી બમણનો કચરો ધીરે ધીરે એ સોડમ ગમવા લાગી. પહેલાં તો આવી સોડમથી તેનું મગજ ફાટી જતું ને ઊભી પૂંછડીએ ભાગતી. તેણે આંખ ફેરવીને જોયું વાહ ભાઈ સીવાસસીગલની બોટલ ! ફર્શ ઉપર પડેલા થોડા ટીપાની ભીની જગ્યા તેણે ચાટી. એકાએક તેના મગજમાં વિચાર ઝબુક્યો કદાચ તે માણસનું એંઠું ખાતી હશે, એટલે જ તેને આવું બધું ફાવી ગયું છે ! તે ભડકી અને ખોરાક મૂકીને જ ભાગી ના બાપ, સાલ્લો માણસ તો ગમે તે કરે.. આપણું તો ગજું નહિ તે સિસકલીસની અદાથી પાણીની પાઈપ વાટે નીચે ઊતરી આવી એને થયું. લાવને કાકાના ઓરડામાં આટો મારી આવું. કદાચ ભગવાનનો વેરાયેલો પ્રસાદ મળી જાય.

તે અંદર પેઠી ને જોયું તો કાકા મૂર્તિ સાફ કરવામાં મગ્ન હતા ધીરે રહીને તેમની બાજુમાં મોટી થાળીની બાજુમાં સરકી તેની ઉપરનું ઢાંકણું ઊચું કરીને એક મગફળીનો દાણો ઝડપી લીધો. ને દોડીને ગોખલામાં જતી રહી. અને મજાથી દાણો ખાવા લાગી. ત્યાં જ કાકા મૂર્તિ મૂકીને સેવકના છોકરાને બૂમો પાડવા લાગ્યા. ખિસકોલીએ ઝીણી આંખ કરી વિચારવા માંડ્યું. હા, એ તો ગઈ કાલે ડિસ્કો કરી, સીવાસસીગલ પી ઘોરતો હશે હજુ. પછી કાકાએ તેને યોગ શિખવાડવાનું ચાલુ કર્યું તે મનોમન હસી, ધીરેથી નીચે ઊતરીને ઝપાટાબંધ જે હાથમાં આવ્યું તે ખાવા માંડ્યું. તેણે વિચાર્યું કે માણસ આમ ચોવીસ કલાક યોગ કરતો રહે તો કેવું સારું ?

હવે સૂર્ય માથે આવી ગયા હતા. તેને સારું એવું ખાવાનું મળી ગયું હતું. તે ચોકમાંના વડ ઉપર રમવા દોડી ગઈ તેને થયું હવે આ માણસો ખાઈને ઘોરશે. તે પણ વડના ઝાડ ઉપર દોડમદોડ કરવા માંડી ત્યાં બીજી ખિસકોલી સાથે અલકમલકની વાતો કરી જ્યારે જ્યારે માણસની વાત નીકળતી ત્યારે તે મન મૂકીને હસતી થોડો સમય થયો ત્યાં જ એક છોકરાઓની ટોળકી આવી અને ટ્રાન્ઝીસ્ટર ચાલુ કર્યો. કાન ફાડી નાખે તેવા અવાજો ચાલુ થયા. માણસના આટલા સહવાસથી તેને ખબર પડી જ ગઈ કે કદાચ ભારત અને બીજા કોઈ દેશ વચ્ચે ક્રિકેટ ચાલુ છે થોડીવારમાં અસહ્ય અવાજ થતાં તે ત્યાંથી ભાગીને સીધી બાજુના હનુમાનના મંદિરમાં ગઈ.

ઘડીકમાં હનુમાનના માથા ઉપર, ત્યાંથી પર્વત ઉપર, તો ઘડીકમાં તેની પાછળ દોડમદોડ કરતી. તે ક્યારેક તો પર્વતની ટોચ ઉપરથી નીચે કૂદકો મારતી અને હનુમાનની સામે જોઈ હસતી. માણસ કેમ આટલો મૂર્ખ હશે ? આ હનુમાને કદી મારા જેટલાએ કૂદકો નથી માર્યો. ત્યાં આરતીની તૈયારીઓ થઈ તે તેની દરરોજની ટેવ મુજબ હનુમાનની પાછળ સંતાઈ તેને લાગતું આ પ્રાર્થના તેના માટે જ થાય છે હનુમાન તો કયાં થોડું યે હાલે છે ? મનોમન તે ફુલાતી. તેણે ત્યાં પેટભરીને પ્રસાદ ખાધો ને નિરાંતથી ઘડીકમાં ઘંટ ને ઘડીકમાં ભજન સાંભળતી, હનુમાનની પૂંછડી ઉપર આરામથી બેઠી બેઠી આ માણસ નામના વિચિત્ર પ્રાણીને જોતી ક્યારેક મનમાં હસતી હસતી....સમય પસાર કરવા લાગી.

સાંજ થઈ ગઈ હતી. અંધારું વધારે ઘેરું બનતું જતું હતું. બહાર અનામત વિરોધી આંદોલને માઝા મૂકી છે તે દોડતીક ને મંદિરમાંથી ઘરમાં આવી ગઈ. પોલિસે ટીયરગેસ છોડ્યો છે. તેની આંખ બળી અને તે ઇલેક્ટ્રીક કપબોર્ડની અંદર ઘૂસી .. માણસ જાત ઉપર ફિટકાર વરસાવતી ..ત્યાં અચાનક કરંટ ચાલ્યો જાય છે. બધા મીટર ખચકાઈને ઊભાં રહી જાય છે. તે પૂંછ હલાવી થોડુંક મલકી અને મીટર ઉપર માથું મૂકી સૂઈ ગઈ.

# 'ખંડહર'માંથી ટપકતું જીવન | અભિજિત વ્યાસ

— ૧૯૮૪ના આંતરરાષ્ટ્રીય ફિલ્મ ફેસ્ટીવલમાં, બર્લીન ખાતે ભારતની સત્તાવાર એન્ટ્રી તરીકે સ્પર્ધાત્મક વિભાગમાં 'ખંડહર'ને આમંત્રવામાં આવેલું.

— 'ખંડહર'ની અભિનેત્રી શબાના આઝમીને રાષ્ટ્રીય પારિતોષિક આપી સન્માનવામાં આવી.

— 'ખંડહર'ના દિગ્દર્શક મૃણાલ સેનને શ્રેષ્ઠ દિગ્દર્શકનું બહુમાન આપવામાં આવ્યું.

— વ્યાપક રીતે રજુઆત ન પામી શકેલ આ ફિલ્મને દૂરદર્શનની મદદથી પ્રેક્ષકોની નજીક લઇ આવવામાં આવી.

'ખંડહર' મૃણાલ સેનની ચોથી હિન્દી ફિલ્મ છે. સામાન્યતઃ ડાબેરી વિચાર સરણીથી રંગાયેલા આ દિગ્દર્શક પોતાની ફિલ્મમાં મૂડીવાદ ઉપર કટાક્ષ કરવાનું ચૂકતા નથી એટલા અંશે પણ તેઓ તેમની ફિલ્મમાં રાજનીતિને વણી લે છે ત્યારે પ્રથમ વખત જ તેઓ આવા આછોતરા સ્પર્શથી પણ દૂર રહીને એક ફિલ્મનું નિર્માણ કરી શક્યા એ આવકાર્ય છે. અલબત્ત કેટલાક વિવેચકોએ તો આ ફિલ્મને પણ મૃણાલસેનના રાજકીય વિચારોથી મુક્ત ગણી નથી. અને ફિલ્મમાં દર્શાવેલા ખંડેરોને મૂડીવાદ સામેનો આક્રોશ ગણીને કટાક્ષમાં ઓળખાવેલ છે આપણે આ વિવાદને એક તરફ રહેવા દઇને ફિલ્મની કલાને તપાસીએ.

અત્યાર સુધીમાં ત્રેવીસ જેટલાં ચિત્રો સર્જનાર મૃણાલસેન મોટાભાગે તેમનાં ચિત્રો બંગાળીમાં જ સર્જે છે. છતાં ભારતીય ફિલ્મોમાં અને ખાસ કરીને હિન્દી સિનેમામાં સમાંતર ફિલ્મ કે ન્યુવેવ સિનેમાનો જે એક યુગ શરૂ થયો, તેના પ્રમુખ ફિલ્મ દિગ્દર્શક તરીકે મૃણાલ સેન પ્રથમ સ્થાને બીરાજે છે. ૧૯૬૯મા એમની કારકિર્દીનું નવમું અને હિન્દી ભાષામાં પ્રથમ ચિત્ર 'ભુવન સોમ'-થી એક પ્રયોગાત્મક ચિત્રની હવા લઇ આવ્યા, જેને પરિણામે કલાત્મક ચિત્રોનો એક નવો યુગ શરૂ થયો. સત્યજીત રાય અને મૃણાલ સેનની સર્જન પ્રવૃત્તિ લગભગ એક સમયમાં જ સાથે સાથે શરૂ થઇ હોવા છતાં મૃણાલ સેનને દિગ્દર્શક તરીકે સ્થપાતાં સારો એવો સમય થયો. અને હિન્દીમાં તો તેઓ બહુ પાછળથી ઓળખાયા. તેમાંય તેમના 'ભુવન સોમ' નો જેટલો ફાળો છે તેટલો ફાળો એમના અન્ય કોઇ ચિત્રોનો નથી. 'એક અધૂરી કહાની' ને બાદ કરતાં એમનું 'મૃગયા' થોડેક અંશે પણ હિન્દી પ્રેક્ષકોથી પરિચિત ખરું. અને હવે 'ખંડહર' દૂરદર્શનને કારણે પ્રેક્ષકોને સુલભ થયું. અન્યથા રાષ્ટ્રીય પારિતોષિકોની નામાવલીમાં વાંચવામાં આવતા મૃણાલ સેનના નામથી વિશેષ એમની કલાનો પરિચય ભારતીય દર્શકોને પ્રાપ્ત થયો નથી. આ એક આપણી કમનસીબી છે. એમણે હિન્દી અને બંગાળી ઉપરાંત તેલુગુમાં અને અન્ય ભારતીય ભાષાઓમાં પણ કામ કર્યું છે જેમાં કેટલીક ડોક્યુમેન્ટ્રી ફિલ્મોનો પણ સમાવેશ થાય છે. પદ્મભૂષણ ઉપરાંત એમને ચાર વખત 'ગોલ્ડન લોટસ' (સુવર્ણ કમળ) પ્રાપ્ત થયો છે. છતા પ્રેક્ષકો માટે તેઓ અજાણ્યા છે. વિદેશી દર્શકો માટે જર્મન દિગ્દર્શક રેઈનહાર્ડ હોફ (Rheinhard Hauff) દ્વારા મ્યુનિચ ટીવી માટે બનેલી ફિલ્મ મૃણાલ સેનની કલા ઉપર પ્રકાશ પાડે છે. પણ ઘર આંગણાના પ્રેક્ષકો જ આવી ફિલ્મોથી વિમુખ છે. અને ઘર આંગણાના

દિગ્દર્શકો જ તેમના પ્રેક્ષકોથી દૂર દૂર રહયા કરે છે. એ આપણી કોમ્યુનીકેશનની પાંગળી વ્યવસ્થાનું સારું ચિત્ર આપે છે. પરિણામે નથી આપણે સારી ફિલ્મો જોઇ શકતા કે નથી આપણે સારી ફિલ્મો વિષે સમજાવી શકતા. એની સામે ક્ષણિક મનોરંજન પૂરૂ પાડતી ફિલ્મો રોળાટાફીને પોષીને આપણા પ્રેક્ષકોને ખરેખરા અર્થમાં હિંસાત્મક માનસ તરફ વાળી રહી છે.

'ખંડહર' પ્રેમેન્દ્ર મિત્રની મૂળ બંગાળી વાર્તા "પેલેના પોટા આવિષ્કાર' ઉપરથી બનાવવામા આવ્યું છે પણ દિગ્દર્શકે તે બંગાળીમા નહીં પણ હિન્દીમાં સર્જવાનુ નક્કી કર્યું તેની પાછળના કોઈ ચોક્કસ કારણો નથી આપ્યાં. (મૃણાલ સેનની હાલની નિર્માણાધીન ફિલ્મ પણ હિન્દીમા બની રહી છે) ફિલ્મની કથાવસ્તુ કંઈક આવું છે ·

શહેરી દીપુ તેના બે મિત્રોની સાથે શનિ-રવિની રજા ગાળવા એક ગામની જાગીર પર જાય છે. જયા એના વડવાઓ પેઢી દર પેઢીથી સત્તાધિશ જમીનદાર તરીકે રહી ચૂકયા છે. મિત્ર અનિલ લેખક છે. જ્યારે સુભાષ (નસીરૂદ્દીન શાહ) ફોટોગ્રાફર છે. તે આ બધામાં રોમાંચ નિહાળે છે. આ ત્રણેય મુલાકાતીઓ હરિહરનને મળે છે કે જે કુટુંબનો કારભારી છે. અને સાથે સાથે તેની નવ પરિણીત પુત્રી ગૌરીને પણ મળે છે. અને તે બધા વચ્ચેના સંબંધોની નવી દષ્ટિઓ મળે છે. ખંડેરમા અમૂર્તતા શોધતો સુભાષ વર્તમાન વાસ્તવિકતા જેવી એક યુવાન છોકરીને મળે છે એ જમિની (શબાના આઝમી) છે. જમિની એકલી એની લકવાગ્રસ્ત માતા સાથે રહે છે, જે દીપુનો કાકા થાય છે.

દીપુ આશ્વાસક મુલાકાત લેવા તેની કાકી, જમિનીની મા (ગીતા મૃણાલ સેન) પાસે જાય છે, સાથે સાથે સુભાષ પણ ફોટોગ્રાફ પાડવાના બહાને જિજ્ઞાસાપૂર્વક તેની સાથે જોડાય છે. તેઓ જુએ છે કે ઘરડી સ્ત્રી મૃત્યુશય્યા ઉપર છે. અને તે જમિનીને પરણવા માટે વચનબદ્ધ થયેલા યુવાન નિરંજનની હરહંમેશ રાહ જુએ છે. બાકી બધા જ જાણે છે કે યુવાન નિરંજન પરત નથી થવાનો. ઘરડી સ્ત્રી સંપૂર્ણપણે અંધત્વ પામી છે અને સુભાષને તે જમિનીનો પ્રેમી નિરંજન માની બેસે છે અને તે મુજબ તે સુભાષને ઉદ્દેશીને કહે છે કે તારે તારુ વચન નિભાવવાનુ છે

દીપુ અને જમિની આ દુઃખમય સત્યને પ્રગટ થવા દેવા માગતાં નથી, જ્યારે સુભાષ આ ગંભીર રમતની જાણથી ક્ષણ પૂરતો અવાક્ થઇ જાય છે. પણ જીવન અત્યંત વિચિત્ર છે. સમય આવતા ત્રણેય મુલાકાતીઓ કલકત્તા પાછા વળી જાય છે. જે કદાચ કયારેય પરત નથી થવાના અને જમિનીને લાઇલાજ આ ભયંકર સત્ય તેની માતાને કહેવું પડે છે.

'ખંડહર' આમ માત્ર એક જ મુલાકાતની વાત છે. અને એ મુલાકાત સંબંધોના વિવિધ સ્તરો પર વ્યકત થઇ છે. જે કાંઈ દર્શાવાયું છે એ પણ એક યા બીજી રીતે ખંડેરોની નિઃસહાયતા, દયનીયતા, અને વિપન્નતાનો બોજ ઊંચકીને આવે છે. એટલા પૂરતી આ ફિલ્મને તમે વાતાવરણની ફિલ્મ પણ કહી શકો. અહીં જેટલું મહત્વ પાત્રોનું છે તેટલુ જ મહત્વ પાશ્વાદ્ભૂમાં દર્શાવાતાં ખંડેરોનું છે. જે પરિસ્થિતિમાં ખંડેરો છે એ જ પરિસ્થિતિમાં પાત્રો પણ છે. તૂટતી દીવાલો અને મરણશય્યા ઉપર પડેલી મા, એમ બન્ને પ્રતીકોને એકમેકમાં ગૂંથવાનો પ્રયત્ન દિગ્દર્શકે કર્યો છે આમ વાર્તા-ફિલ્મ પાત્ર નિરૂપણમા અને પાશ્વાદ્ભૂમાં રજૂ થતા ખંડેરોની સમાંતરે ચાલે છે.

માતાના પાત્રમાં ગીતા સેન (દિગ્દર્શક મૃણાલ સેનનાં પત્ની) અત્યંત સુંદર અભિનય કરે છે. પણ લકવાગ્રસ્ત, અંધત્વ પામેલી અને પડખું પણ નથી ફરી શકતી એવી અવસ્થામાં તે જે રીતે

સંવાદો બોલે છે તે ઘણું જ અપ્રતીતિજનક છે. એટલા પૂરતું દિગ્દર્શન નબળું તો ખરું જ ! એમ જ રાત્રે મોડો પહોચેલો ફોટોગ્રાફર સુભાષ રાત્રિના અંધકારમા ટોર્ચ લઈને અગાસી ઉપર જે રીતે જઈને વાતાવરણને જોવાનો પ્રયત્ન કરે છે અને જે રીતે જામિનીને જુએ છે તે પણ થોડું વિચિત્ર લાગે છે. તેને બદલે ખંડેરોનાં ફોટાઓ ઝડપતા કેમેરામાં કેદ થતી જામિનીને દર્શાવી હોત તો તે કદાચ વધારે પ્રતીતિકર લાગત આમ આ બે બાબતોના દિગ્દર્શનમાં મૃણાલ સેન કંઈક વધારે અસરકારક કરી શકયા હોત શબાના આઝમી એના અભિનય વડે ફિલ્મમાં છવાઇ જાય છે. તે જ રીતે નસીરૂદ્દીન શાહ સંવાદોની સાથે તેટલું જ કામ તેના કેમેરા વડે કરે છે. દિગ્દર્શનમાં કેટલાક સુંદર સ્પર્શ છે જ. જેવા કે ફોટોગ્રાફર સુભાષ જયારે જામિનીના ફોટોગ્રાફ્સ પાડતો હોય છે ત્યારે જામિનીના કલોઝ અપ ઝડપાય એ રીતનો કેમેરા ફરે છે. અને પાછળથી જયારે સ્મૃતિઓનું જ (Flash back) આલેખન થાય છે ત્યારે એ જ એ જ બધા ફોટોગ્રાફ્સ લોંગ શોટ્સમાં ઝડપેલા છે. અહીં દિગ્દર્શક લોંગ શોટ દ્વારા વહી ગયેલા સમયની વાત સૂચક રીતે કરે છે.

પણ ટૂંકી વાર્તા ઉપરથી ફિલ્મનું સર્જન કરતા દિગ્દર્શકને વાર્તા કંઈક લંબાવવી પડી છે. જેને કારણે થોડાક ડ્રેગ થયા કરે છે. મૂળ કથાનું પોત જ અત્યંત પાતળું છે. તે છતા મૃણાલ સેને તેને સભર કરવાનો પૂરતો પ્રયત્ન કર્યો છે. વાતાવરણના ભરણને માટે સંગીત નિયોજક ભાસ્કર ચંદાવરકરે નૈસર્ગિક અવાજોનો પણ પૂરતો ઉપયોગ કર્યો છે. તે છતા સંગીત કયારેક કયારેક ચિત્રમા નડતર રૂપ બન્યું છે. વાર્તા ભૂતકાળ અને વર્તમાનકાળની વાસ્તવિકતામા ઝૂલ્યા કરે છે. પરિણામે ફેન્ટસીનાં તત્ત્વો ભરપુર છે. સંવાદો કરતા પણ દશ્યોને સભરતાથી કંડારવાનો પુરુષાર્થ કેમેરામેન કે. કે. મહાજને કર્યો છે. આમ તો દેખાતાં ખંડિયેરો તેનાં પાત્રોની આંતરચેતના સાથે જ વાતો કરે છે ચિત્રમાં રહેલું જીવન સભર છે. છતા તે તસ્વીરકારને પ્રિન્સ થવા દેતુ નથી કે જે પુરાણા કિલ્લામા રહેલી રાજકુમારીને છોડાવી શકે ! તે છતા, પણ તે તેના માનવીય પ્રેમને નકારી પણ શકતો નથી. ખંડેર વચ્ચે જીવતી યુવતીની છબીને તે તેના આંતરચક્ષુથી હૃદયરૂપી કેમેરામા કલીક કરે છે. સુભાષ જૂઠું બોલે છે. મા–દીકરી બંને એક બીજાથી છૂટા પડી શકે તેમ નથી છતા લગ્ન માટેની ઈચ્છા રાખે છે. અહીં ફિલ્મ માનવીય 'પેરેડોક્સ' સાથે સંધાન કરે છે.

ડાર્કરૂમમા પ્રોસેસ થતાં ચિત્રોથી આરંભાયેલી આ કથા પૂર્ણ ચિત્રની ફ્રેમ પાસે જ પૂરી થાય છે. જેમાં ફોટોગ્રાફર સુભાષની સ્મૃતિઓનું આલેખન છે.

—અભિજિત વ્યાસ
ગુલાબકુંજ, રણજીત મેમોરિયલ પાછળ
જામનગર—૩૬૧ ૦૦૧

# આવતી કાલનો અગ્રદૂત

—હરીશ વિ. પંડિત

"આમ બધા યે ઓળખે, સમજે સાચું કોક.
વાતો સઘળી ફોક થઈ ભાષ્ય કરવા ગયા."

—'ભાપાને શું વળગે ભૂર...' જેવી પંક્તિઓને આધુનિક ગુજરાતી કવિતાના કવિઓએ સવિશેષ જાગૃતપણે એની ભાષા સાથે કામ પાડી, લગભગ અપ્રસ્તુત બનાવી દીધી છે. લેંસુજી, આલા ખાચર, મગનભૈ, ચંદુડિયો, ઈ માં જે તે સર્જકોને રસ પડયો છે, ત્યારે શ્રી હરિકૃષ્ણ પાઠકને બાળકથાઓના નાયક અડવામાં એવું તે શું દેખાયું હશે ? કદાચ અડવાનું ઉર, આળો ને ભોળો, છૂટવા જાય ત્યારે બંધાય એવો, એનું હૃદય ઈસ્ટમેનકલર જેવું વિવિધરંગી, આવા હૃદયને અનુકૂળ આવે એવી ભાષા પણ દૂહામાં વધુ ઢળે, એવું લેખકને કિલક થયું હોય. આ કિલક કરનારી છે સાપ્રતને જાણતી/નાણતી એની અડધી ઉઘાડી આંખ, જે આપણને આસ્વાદ કરાવે છે. 'અડવાપચીસી'નો.

*

અડવો અડધી આંખે વર્ણન કરે છે : અલબત્ત એની અવળવાણી દ્વારા · 'તરતા કાંઠા તાણમાં ને વ્હેણ વમળમાં જાય'...'ભાવાં બાઝયાં માળિયે ને ઘરમાં પેઠાં બૂડ.' આવે સમયે પેલો ડોન કિહોટે અને આપણા ભદ્રંભદ્ર યાદ આવે. શ્રીયુત અડવાજી નિભ્રાન્ત આદમી છે. ફૂટપાથનો માણસ છે. પરંતુ નજર એકસરે જેવી ફાઈવસ્ટારને પણ આરપાર વીંધી જનારી છે–'ઠેર ઠેર શોષણ થતાં' હોય, સત્તા કે સંપત્તિનું તો ઠીક, 'ક્યાંક ધર્મ આડો નડે'–એનું શું ? માણસનો વાંક તે એનાં 'ટૂંકા મન, ટૂંકી મતિ', એટલે 'પૂનમ ને અમાસ એકી સાથે' આવ્યાં !'

પરિસ્થિતિ ગુંચવાડા ભરેલી છે તો અડવો કયા સાવ નરસીં ભગત છે ? એનામાં જે પરસ્પર વિરોધી, વિચિત્ર ને વિશિષ્ટ લક્ષણોનો મેળો છે, એના શું નથી ? અજંપો અને અવઢવ, આળસ અને ઉદ્યમ, અધિકાર અને અભિનિવેશ, આત્મરતિ અને આત્મજ્ઞાન, અવસાદ અને સમજ. લાગે છે કે જે દિ' દીનાનાથ અર્થાત્ હરિકૃષ્ણ–નવરા હશે એ નવરાશની પળોમાં ટપલેટપલે આ બધું એણે ઘડયું મઢયું હશે. જો અભ્યાસી ખરો પણ એવો સન્નિષ્ઠ કે, બાબરની ભેગું બદરૂદ્દીનનું ય (મુલ્લાં નસીરૂદ્દીનનો સંકેત તો નથી ને પાઠકજી ?) વાંચી નાખે, બ્યૂગલ બજી ચૂક્યું હોય ને પેગડે પગ હોય, ત્યારે આધારનો આગ્રહ રાખે, આળસુ પૂરો પણ અંદરથી જાગતો ય ખરો, એણે લાધેલા સંકલ્પ અને પરિણામે મળેલી સિદ્ધિ, 'શેકયો પાપડ ભાંગતાં ભાંગી ગઢની રાંગ'

એ ગમ્યું કે, કવિ, અડવાના 'ભાડવ્ય' ને ઉપસાવવામાં તટસ્થ રહ્યા છે અડવાની મુશ્કેલીઓ એની છે અને મહાસિદ્ધિઓ પણ એની છે, ક્યાંક અકસ્માતે પણ મળેલી છે ! એની જીભ ચામડાની છે, સ્વભાવ વશાત્ એ સ્પષ્ટ વક્તા થઈ શકતો નથી–'હા-ના વચ્ચે વેર,' થવા જાય તો તરખાટ મચે, ધ્યેયલક્ષી વાસ્તવવાદ એની રગેરગમાં છે, 'ચર્ચા ખાતર ચર્ચવું. એનો યે શો અર્થ ?' કંઈક પ્રાપ્ત હોય તો ઠીક, ખાલી ખાલી વિવાદ વ્યર્થ, એવું માનનારો એ છે. એને એક ફરિયાદ છે, 'નહીં નામની સ્વીકૃતિ.' તેથી એના આન્તર-જગતમાં વિષાદ છે, ઉદાસીનતા છે, નિર્વેદ છે; આ ભાવોને અનુરૂપ કલ્પનો કવિ યોજે છે.

---

* અડવાપચીસી–(કાવ્યસંગ્રહ) લે : હરિકૃષ્ણ પાઠક પ્રકાશક–રંગદ્વાર પ્રકાશન ● પ્રથમ આવૃત્તિ : ૧૯૮૪ મૂલ્ય : રૂ ૫/૦૦ પૃષ્ઠ–૩૨

'ભીતરમાં વરસાદ ને આંખે કોરા વાયરા'
'ઊંડા ઊંડા કૂપ ને જળ નીંદરનાં ઝળહળે'
'અંગત રહે અપૂજ તો ભીતરમા ભડકા બળે'
'કોરોધાકોર રહે જતો કાંઠે જળપ્રપાતને'

—વરસાદ/વાયરા, કૂપ/જળ, અપૂજ/ભડકા, કોરોધાકોર/જળપ્રપાત જેવાં કાર્યકારણ સંબંધવાળાં રૂપકો અડવાના આડમ્બરને છતું કરી આપે છે. કવિ એના ચિત્રણ—કહો કે કવિ કર્મથી—બહુ સંતુષ્ટ નથી.

થોડો શો ભાવભીરુ છે, થોડો છે અળવીતરો,
રંગમેળવણી એવી, કેમે ના જાય ચીતર્યો.'

—અલબત્ત, આ કવિની નમ્રતાનું સૂચક છે. અડવીની સ્વીકૃતિ અડવા પાસે કરાવવામા કવિનું ઔદાક્ષિણ્ય ઔચિત્યના રિવાજ દ્વારા ટીખળવાણીની લહરી ફરકાવી ગયું છે અડવા માટે બૂગણ અને અડવી માટે બનાતના જાનપદી ભવાઈમય કલ્પનો (રગલો–રંગલી ?) આપણી હાસ્યકવિતામાં પ્રથમ વાર દેખાયા કાબિલેદાદ કલ્પન છે આ:
'અડવી તો અડવી ભલી મારે એય મીરાત
બૂગણને ય બનાત, બાંધો ત્યારે ઓપતું.' (પૃ–૧૨)

ઠેર ઠેર ઊગેલા સસ્કાર વર્તુળો માટે કવિ હરિકૃષ્ણ વ્યંગ્યભર્યું રૂપક લઇ આવ્યા છે—'અસ્મિતાનો ભેજ' એના કેન્દ્રમાં—બલ્કે પડદા પાછળ—હોય છે—અ,બ,ક,ની અહંતા, બલ્કે અસ્મિતા ('હું' પણ છું') જેનો ભેજ, અર્થાત્ લવાજમથી માંડીને લેટરપેપર, ઠેકાણે ઠેકાણે ઊગી નીકળે છે. ભેજમાં રહેલી પ્રવાહિતા અને અસ્મિતાની પાછળ રહેલ મનોવલણને કવિ 'અસ્મિતાનો ભેજ' દ્વારા સહોપસ્થિત કરે છે.

'મહેસાણાની અસ્મિતા ને ધોલેરાની સ્હેજ,
અસ્મિતાનો ભેજ પોળે પોળે પાંગર્યો.' (પૃ–૯)

રૂપકો જ નહિ, પ્રાસ દ્વારાય ક્યારેક મિજાજ (અં-મુદ્દલ) પ્રગટાવવામાં એ સફળ થયા છે.

'પત્રકારનું ખિન્ન ને કવિજનોનું છિન્નિ,
અડવાજીનું ભિન્ન, તેથી તો એ આગવું'
(પૃષ્ઠ–૨૭)

—અહીં પ્રજાઅગ્રણીઓના ભાવવિશેષો કેટલા સરસ પકડાયા છે, ખિન્ન(પત્રકાર) અને છિન્ન(કવિ) ! એક સમાચાર ન મળવાથી, બીજો સંવેદન ન જાગવાથી, અને ત્રીજો(અડવો) સ્વીકૃતિ ન મળવાથી : તુલના આડવાની યોગ્ય મઝાજનો સાધે થઇ છે.

પરિસ્થિતિના સંકેતો શ્રી પાઠકની કલમે ઠેર ઠેર વેરાયેલા પડ્યા. એમા નોકરી અને બીબીકીના બેવડા રંગો પૂરાયા છે કલ્પો, અડવાએ પદ્માસન વાળ્યું છે, ચોમેર ટેન્શન પ્રવર્તે છે, અંતે અડવો ઉચ્ચરે છે, જેમા ઠઠ્ઠાચિત્રના બેત્રણ લસરકા છે—

'અંતે અડવો ઓચર્યો ખોલી અડધી આંખ,

ધારી બેઠા કાંઇ ? શબ્દ શોધવા હું ગયો.' પૃ–૨૦

—'શબ્દ' જેવા ગરવા શબ્દની બાજુમા 'અડધી આંખ'નો પ્રયોગ જ ભાવકને મુછમાં હસાવવા પૂરતો છે. 'અડધી'મા થોડી બેપરવાઈ અને થોડી લુચ્ચાઇનો સંકેત છે. ક્યારેક સંખ્યા પણ હસાવવા પૂરતી છે, એમા સમૂહને સંડોવવાનું મીઠું કાવતરું હોય તો કટાક્ષનો અંશ પણ પ્રવેશે

'થાકયા વિણુ ઓહો લખ્યાં છસ્સો ચર્ચાપત્ર,
આખર યોજ્યો સત્ર માણુસજાત સુધારવા' પૃ–૧૧

—પરસ્પર વિરોધી અર્થ સૂચવતા સંદર્ભોનો સંગમ, એ હાસ્યકવિ હરિકૃષ્ણનું હથિયાર લાગે છે દા. ત. દુષ્ટ વિચાર, અક્ષરી વેશ, નઠોર પેચ, આડંબરનુ પોત, ખાસ તો મને ગમ્યો શોકનો ઠાઠ !— જેમા 'સદ્ગત' 'ન્યાલ,' કહેવા પડે :

'શોકસભાઓ, અંજલિ છાપે છાપે લેખ,
એવી મારે મેખ, સદ્ગત ન્યાલ થઈ જતા.' પૃ–૨૨

## સૂર્યશક્તિનું વીજળીમાં રૂપાંતર

ઇ.સ. ૧૮૦૦ના વર્ષમાં ઇટાલીના એલસેન્ડ્રો વોલ્ટે સૌ પ્રથમ વાર ઇલેક્ટ્રિક બેટરી વિકસાવી. આ તદ્દન નવા જ પ્રકારની શોધથી તે સમયે દુનિયાભરના વિજ્ઞાનીઓએ રોમાંચ અનુભવ્યો હતો. જોકે કદાચ તેઓ આ ઇલેક્ટ્રિક બેટરીના અદ્ભુત વિકાસની તે સમયે કલ્પના નહીં કરી શક્યા હોય.

આજે ૧૯૧૮ના વર્ષમાં અટલે કે ઇલેક્ટ્રિક બેટરી શોધાયાના ૧૮૫ વર્ષ પછી એને કારણે જાણે વિશ્વ આખું બદલાઇ ગયું છે અને વિજ્ઞાનીઓની ધારણા પ્રમાણે આવતાં ૧૫-૨૦ વર્ષમાં તો ઇલેક્ટ્રિક બેટરીમાં નવાં સંશોધન થવાને કારણે આશ્ચર્યચકિત થઇ જવાય એવી સિદ્ધિઓ પ્રાપ્ત થઇ શકશે.

આજની જ વાત કરીએ તો, ઇલેક્ટ્રિક બેટરી ન શોધાઇ હોત તો પોર્ટેબલ રેડિયો ન હોત. ઇલેક્ટ્રિક પાવરથી ચાલતાં વાહનો ન હોત. ઇલેક્ટ્રિક બેટરી ન હોત, ઇલેક્ટ્રિક ઘડિયાળ ન હોત પોર્ટેબલ ટેપ રેકોર્ડર્સ ન હોત અને કાર્ડિઆક પેસમેકર્સ પણ ન હોત.

આમ ડગલે ને પગલે ઇલેક્ટ્રિક બેટરીનો પ્રતાપ આપણે અનુભવી શકીએ છીએ.

ગયા જૂન માસમાં પેરિસ ખાતે યુનેસ્કો હાઉસમાં ઇલેક્ટ્રોકેમિસ્ટ્રી વિષય ઉપર એક સેમિનાર યોજાયો હતો. આ સેમિનારમાં ઇલેક્ટ્રોકેમિસ્ટ્રી સાથે સંકળાયેલા વિશ્વભરના અનેક વિજ્ઞાનીઓ હાજર રહ્યા હતા. તેઓએ એલસેન્ડ્રો વોલ્ટને "ફાઉન્ડર ઓફ ઇલેક્ટ્રોકેમિસ્ટ્રી" તરીકે નવાજી અંજલિ આપી.

ઇલેક્ટ્રોકેમિસ્ટ્રી અંગે સાદી સમજણ આપતાં બ્રિસ્ટોલ યુનિવર્સિટીના રિસર્ચ ફેલો ડૉ. રોજર પરસન્સે ભૂતકાળને યાદ કરી કહ્યું કે "એલસેન્ડ્રો વોલ્ટે રસાયણોને ભેગાં કરી ઇલેક્ટ્રિસીટી ઉત્પન્ન કરી હતી. ત્યાર બાદ આ શોધને આધારે ઇંગ્લેન્ડના બે વિજ્ઞાનીઓ નિકોલસન અને કાર્લીસલે એક પ્રયોગ કર્યો. આ પ્રયોગમાં તેઓએ પાણીમાં ઇલેક્ટ્રિસીટી પસાર કરી હાઇડ્રોજન અને ઓક્સિજનને જુદાં પાડ્યાં... આમ કહી ડૉ. રોજરે ઉમેર્યું કે, "આ સરળ લાગતો પ્રયોગ જ ઇલેક્ટ્રોકેમિસ્ટ્રી વિષયમાં કેન્દ્ર સ્થાને છે."

ઇલેક્ટ્રોકેમિસ્ટ્રીને કારણે આજે અત્યંત નાના કદના સેલ બનાવી શકાય છે જે હૃદયરોગના દર્દીના હૃદયના ધબકારા નિયમિત કરવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. તો બીજી તરફ ઇલેક્ટ્રોકેમિસ્ટ્રીને કારણે જ હાઇડ્રોજનનો ઉપયોગ બળતણ તરીકે શક્ય બનાવી શકાય છે, જે રોકેટને અંતરીક્ષમાં ઘૂમતું કરી દે છે. આ ઉપરાંત ઇલેક્ટ્રોપ્લેટિંગમાં પણ ઇલેક્ટ્રોકેમિસ્ટ્રી છુપાયેલી છે.

ફોટોઇલેક્ટ્રોકેમિકલ સિસ્ટમની મદદથી સૂર્યનાં કિરણોમાંથી હાઇડ્રોજન છૂટો પાડી તેનો બળતણ તરીકે ઉપયોગ કરી શકાય છે, અને આ જ પદ્ધતિ દ્વારા પાણીનું શુદ્ધિકરણ પણ કરી શકાય છે.

ટેક્સાસ યુનિવર્સિટીના કેમિસ્ટ્રી વિભાગના વડા ડૉ. એલન જે બાર્ડ "ઇલેક્ટ્રોકેમિકલ મેથડ"ની સમજ આપતાં કહે છે કે, આ પદ્ધતિ દ્વારા સૂર્યશક્તિનું ઇલેક્ટ્રીસિટીમાં રૂપાંતર કરી શકાય છે.

(લોકસત્તા) —અશ્વિન જાની


* મહાશૂન્યમાંથી અમૃત સમીપે : વસંત નારગોલકર (અનુવાદ—તારવણી : મીરા ભટ્ટ) ૪૭૭
* સાંખ્ય અને નીતિમીમાંસા : પ્રા. નીતિન જે. વ્યાસ ૪૮૨
* નવીકાપડ નીતિ : સાચું સ્વરૂપ : ચુનીભાઇ વૈદ્ય ૪૮૪
* આડંબર અને વાસ્તવિકતાનો ભેદ : મધુ મહેતા ૪૯૦
* ગદ્ય ખંડ : ખિસકોલી રાજુ પટેલ ૪૯૪
* ફિલ્મ : 'ખંડહર'માંથી ટપકતું જીવન : અભિજિત વ્યાસ ૪૯૬
* અવલોકન : આવતી કાલનો અગ્રદૂત : હરીશ વિ. પંડિત ૪૯૯
* કળિયુગનો આદમ : સુભદ્રા ગાંધી ૫૦૪
* કાકરાપાડ અણુવિદ્યુત મથકની અવેજી ૫૦૮
* જેપન પેન પદ્ધતિ પ્રમાણે કંપોસ્ટ બનાવવાની રીત ૫૧૧
* ક્રાંતિ કવિ મોલોઇની શહાદત : પ્રકાશ શાહ ૫૧૩
* સૂર્યશક્તિનું વીજળીમાં રૂપાંતર : અશ્વિન જાની ૫૧૪

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

* સંપ્રદાયવાદ અને તેનું નિરાકરણ : ડૉ. હરીશ વ્યાસ : ૧
* ભારતીય મુસલમાનોની સમસ્યા : એક વિશ્લેષણ : મુ. શુએબ (અનુ : પદ્મા ભાવસાર) : ૮
* શરિયત અને સુપ્રિમ કોર્ટનો ચુકાદો : ડૉ. હરીશ વ્યાસ : ૧૪
* ન્યાયપૂર્ણ સમાજની સંસ્કૃતિ : રમેશ થાપર (અનુવાદ : શ્રી યશવંત ત્રિવેદી(લોકભારતી) : ૨૩
* સોળમા સૈકાના ભવિષ્યવેત્તા : નોસ્ટ્રાડેમસ સે.જી.એસ. હિરણ્યપ્પા : ૨૭
* નાનાભાઈ ભટ્ટનો વિચારપ્રસાદ : મનસુખ સલ્લા : ૩૧
* આસામ સમસ્યા–એરણ પર : સૈયદ શાહાબુદ્દીન (અનુ ડૉ. હરીશ વ્યાસ) ૩૪
* નાવીન્ય અને પરંપરાગત : હિતેન્દ્ર જોશી. ૪૦
* કાવ્યગુચ્છ : સંપાદક – યોગેશ જોષી ૪૨
* શ્રદ્ધા અશ્રદ્ધાના સંદર્ભમાં (હિંમત ઝવેરી) ૪૭

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક

જાન્યુઆરી-૧૯૮૬ ૩૦૧

તંત્રી : ભોગીભાઈ ગાંધી : સંપાદક : દિનેશ શુક્લ
(છૂટક કિં રૂ. ૨-૦૦ વાર્ષિક રૂ. ૨૦ વિદેશ રૂ ૬૦ સી મેઈલ)

## દાદા સદેહ ક્રાંતિ જ્યોતિ | પૂ. વિમલાબાઈ

દાદા નાગપુરમા હતા ત્યારે ચૂંટણીમા ઊભુ રહેવુ હતું. બાપુની આજ્ઞા હતી અને તે એમને માટે શિરોધાર્ય હતી. બ્રાહ્મણનુ સંતાન છું અને શિક્ષક છુ એટલે હુ સત્તા પર નહીં જાઉં. ગાદી પર નહી બેસું, રાજસભામા બેસવાનો આદેશ ન આપો તો જ જાઉં શિક્ષકની વાણીનો વિક્રય થઈ શકે નહીં બ્રાહ્મણ છુ માટે જીવનને સત્તાથી દૂષિત કરવું નથી. છેવટ સુધી આ જ રહ્યુ.

*

વિદર્ભ મધ્યપ્રદેશમા દાદા હોય અને કોગ્રેસને કોણ હટાવી શકે? દાદાને દૂર કરાય તો જ કોગ્રેસ દૂર થાય નાગપુરમાં ૮૦ જેટલા અખાડા હતા તેમાંથી એક અખાડાના પહેલવાનને દાદાને ખતમ કરવાનુ કામ સોપવામા આવ્યું. દાદા પોતે જ ૫-૬ માઈલ ચાલીને જે પહેલવાનને ખતમ કરવાનુ કામ સોંપવામાં આવ્યુ હતુ તેને ત્યાં પહોચી ગયા દરવાજો ખખડાવ્યો પહેલવાને દરવાજો ખોલ્યો. દાદાને જોઇને તેને આશ્ચર્ય થયું અને કહ્યુ, દાદા તમે ? દાદાએ કહ્યુ "બહુ જ જરૂરી કામ છે. ચૂપચાપ આવ." તેને લઈને થોડે દૂર સુધી ગયા અને કહ્યુ . "દાદાને મારવા માટે પહેલવાનનો બંદોબસ્ત કરવો પડે ? જોતો નથી મુઠીભર તો હાડકા છે ? ખતમ કરી નાખ ખિસ્સામા ચિઠ્ઠી લઇને આવ્યો છું કે સ્વેચ્છાથી જ દેહ વિસર્જન કરુ છુ " ૧૯૫૦-૧૨-૫૨ની આ વાત છે. અહિંસા જ્યારે સામે ચાલીને હિંસા સાથે ટકરાય છે ત્યારે અહિંસાનુ તેજ પ્રગટ થાય છે એમ કહેનારા દાદાના શબ્દોની પાછળ એમના જીવનનૂ તેજ હતુ.

*

દાદા અને વિનોબા સર્વોદય માસિકના સંપાદક હતા શ્રીપાદ જોષી દાદા પાસે આવતા હતા. મારા જેવા અનેક લોકો ભણવામા સમય બચાવીને દાદા પાસે રહેતા હતા. મને પણ તેઓ બંધારણનું અધ્યયન કરવા બોલાવતા હતા પુત્ર બચ્ચુ બીમાર હતો અંત ઘડી હતી. દાદાના ખોળામાં એનું માથું હતું. એના મોંમા દાદા તુલસીપત્ર મૂકતા હતા અને શ્રીપાદ જોષીને સર્વોદય માટે અગ્રલેખ પણ લખાવતા હતા "સુખ દુઃખે સમે કૃત્વા" આ ગીતાનું જીવન દાદા જીવી ગયા. સામાન્યતાનુ ઐશ્વર્ય એમણે કદી છોડયું નહીં અને પોતાની અસામાન્યતાને કુળવધૂની જેમ ઢાકી રાખી. બચ્ચુના પ્રાણ ગયા. માથુ નીચે મૂકયું અને બીજા રૂમમા ગયા. પુત્રને કહેતા ગયા કે આગળની વિધિ કરવા માટે શ્રીપાદ પણ અંદર ગયા હુ પણ અંદર ગઇ. ત્યા અગ્રલેખ લખાવવાનું ચાલુ રહ્યુ, જે સ્મશાનમા ચિતાના અજવાળે પૂરો થયો અને શ્રીપાદ જોષીને વર્ધા જવા રવાના કર્યા. દાદા શાંતિથી ઘેર આવ્યા.

આને તમે શુ કહેશો ? કનન્યનિષ્ઠા કહેશો, સ્વધર્મ પાલન કહેશો ? આ રીતે જીવવુ એ એમને માટે સહેજ હતું. કોમળતા, માનું દિલ આ શબ્દો દાદાના દિલ માટે કઠોર છે. કયા શબ્દોમા હુ એમનુ વર્ણન કરું ? એ તો ગયા કદાચ એમને આ પસંદ પણ નહી હોય.

*

દાદાને વિચારમા ઘણી જ શ્રદ્ધા હતી. વિચારને સમજાવવો એ એક મોટી સેવા છે એમ તેઓ માનતા હતા! વૈચારિક શુદ્ધિ માટે અને વાતોને સમજાવવામાં એમનું જીવન વીત્યું. પરંતુ, દાદાએ પોતાના જીવનમાં કદીયે વિચારનો આગ્રહ રાખ્યો નથી કે કોઈના ઉપર પોતાનો વિચાર લાદયો નથી. એમને અને મારા જીવનનો માર્ગ ભિન્ન બની ગયો, પ્રભુનુ નામ લેવા સિવાય હું કંઈ જ કરતી નહોતી. દાદાએ કદી મને રોકી નહી. ભૂદાન આંદોલન છોડયુ તો પણ દાદાએ મને રોકી નથી.

દાદાનું મૃત્યુ પણ શાનથી થયું. વિષ્ણુ સહસ્રનામ સાંભળતા હતા ગીતા પાઠ ચાલતો હતો ત્યારે પૂછ્યું, કોઈનીય યાદ નથી આવતી ? ત્યારે એમણે ના પાડી. મૃત્યુ પણ શાંતિથી આવ્યું.

... શાંતિ એમનું સહજશીલ હતું. સહજતાથી જીવ્યા.



# સંપ્રદાયવાદ અને તેનું નિરાકરણ

—ડૉ. હરીશ વ્યાસ

## 'વાદ' અને સંપ્રદાય' એટલે શું ?

સંપ્રદાયવાદની ચર્ચા કરતા પહેલા, આપણે 'વાદ' અને 'સંપ્રદાય' એટલે શું તે સમજી લઇએ 'વિચારક્રાન્તિ' નામે ગ્રન્થમાં પ્રસિદ્ધ વિચારક આચાર્યશ્રી દાદા ધર્માધિકારીએ આ બાબતે સરસ ચર્ચા કરી છે, "જ્યારે વ્યક્તિના વિચારની સાથે આગ્રહ અને અહંકાર ભળે છે ત્યારે જન્મે છે વાદ..જ્યારે વિચાર કોઇ સીમિત દાયરામાં-ક્ષેત્રમાં બંધાઇ જાય છે અને એમાં આગ્રહ, અભિમાન અને સંકીર્ણતા ભળે છે ત્યારે પ્રગટે છે સંપ્રદાય." આમ વિચારની સીમિતતા, સંકીર્ણતા અને પ્રતિબદ્ધતાની સાથે આગ્રહ, અભિમાન અને અહંકાર ભળતાં સંપ્રદાયવાદ જન્મ્યો છે. જેણે મનુષ્ય મનુષ્ય વચ્ચે ઊંચનીચભેદ પ્રગટાવ્યો છે. એટલું જ નહિ, બલ્કે આ ભેદભાવ, તફાવતો અને ઊંચનીચના પ્રવાહોએ મનુષ્ય મનુષ્ય વચ્ચે ભયંકર દીવાલો, અલગતાઓ અને સંઘર્ષો પેદા કર્યા છે. (પૃ ૧૦-૧૭)

## ધર્મ અને સંપ્રદાય

ધર્મ વિશે સાદી અને સરળ પરિભાષા આપતાં ગાંધીજી કહે છે, "ધર્મ એટલે નીતિ, આત્માની દૃષ્ટિએ પામેલી નીતિ તે ધર્મ" બીજા સ્થાને કહે છે, "મારે મન ધર્મ એટલે સત્ય અને અહિંસા, અથવા કેવળ સત્ય કહો તો પણ બસ થાય. અહિંસા સત્યના પેટમાં જ સમાયેલી છે તે વિના સત્યની ઝાંખી સરખી પણ ન થાય." ત્રીજા સ્થાને વળી તે કહે છે, "ધર્મ એટલે આત્મભાન, આત્મજ્ઞાન." (મહાત્મા ગાંધીનો ગુજરાતી સાહિત્ય પર પ્રભાવ, ડૉ. હરીશ વ્યાસ, પૃ. ૧૧૮) અંગ્રેજીમાં 'ધર્મ' માટે 'Faith' શબ્દ અને 'સંપ્રદાય' માટે 'Religion' શબ્દ પ્રયોજી શકાય. દરેક ધર્મની સાથે Philosophy-તત્ત્વજ્ઞાન જોડાયેલું છે, તેમ જ ઉપાસના, પૂજા, આચારના નીતિ-નિયમો તથા રીતો પણ છે જાડી રીતે કહેવું હોય તો, આ Philosophy-તત્ત્વજ્ઞાન એ છે Faith'-ધર્મ. અને ઉપાસના-વિધિઓ, પૂજાની રીતો તથા આચરણના નીતિ-નિયમો એ છે Religion-સંપ્રદાય. જેને માટે અંગ્રેજીમાં બીજો એક શબ્દ પણ છે-'Churchianity' યા સાંપ્રદાયિકતા. તત્ત્વજ્ઞાન પરત્વે તેમ જ સત્ય, અહિંસા, પ્રેમ,

કેરુણા, મૈત્રી, દયા, માનવતા, સેવા વગેરે સદ્‌ગુણો પરત્વે તમામ ધર્મો લગભગ એક છે, સમાન છે. પરંતુ ઉપાસના, પૂજા, આચરણના વિધિ–નિષેધો તથા નીતિ–નિયમો પરત્વે તેઓ જુદા પડે છે. જ્યાં તેની સાથે આગ્રહ અને અહંકાર, સીમિતતા અને સંકુચિતતા, અભિમાન અને વાડાબંધી યે જોડાઈ જાય છે ત્યાં સંપ્રદાય (Religion) અને સાંપ્રદાયિકતા (Churchianity) જન્મે છે. જેમાંથી ઊંચનીચતા ભેદભાવો, ખેંચાતાણીઓ, મારામારીઓ, સંઘર્ષો અને લડાઈઓ યે જન્મે છે. ટૂંકમાં કહેવું હોય તો, જે મનુષ્યને મનુષ્યની સાથે જોડે છે તે છે ધર્મ, અને જે મનુષ્યને મનુષ્યથી વિખૂટો પાડે છે; એકમેક વચ્ચે રાગદ્વેષ અને વેરઝેર જન્માવે છે તે છે સંપ્રદાય. ઉપમા આપવી હોય તો, ધર્મ એ છે વહેતી નદી જેવો. અને સંપ્રદાય એ છે બંધિયાર તળાવ યા ખાબોચિયા જેવો, કવિ ઈકબાલે સરસ ગાયું છે, "मज़हब नहीं सिखाता आपस में बैर रखना ।" જાતે પરસ્પર વચ્ચે પ્રેમ પ્રગટાવે છે તે છે ધર્મ, અને પરસ્પર વચ્ચે રાગદ્વેષ યા વેરઝેર પ્રગટાવે છે તે છે સંપ્રદાય. સંસ્કૃતમાં કહેવાયું છે કે 'नदी वेगेन शुध्यते ।' નદી વેગથી વહે છે, એટલા માટે શુદ્ધ રહે છે, પરન્તુ તળાવ યા ખાબોચિયું બંધિયાર હોય છે. એટલા માટે એટલે જ એમાં લીલ જામે છે, જેથી તે ગંધાઈ ઊઠે છે. આમ ધર્મ વ્યાપક, ગતિશીલ અને વિશાળ હોય છે, જ્યારે સંપ્રદાય સંકીર્ણ ગતિરહિત અને પ્રતિબદ્ધ હોય છે. આ છે. ધર્મ અને સંપ્રદાય વચ્ચેનો ફેર. આ રીતે જોઈએ તો હિન્દુ, મુસ્લિમ, બૌદ્ધ, જૈન, ખ્રિસ્તી, યહૂદી, શીખ વગેરેમાં જે ફિલસૂફી છે તેમાં લગભગ એકતા છે, જેમાં ધર્મનું તત્ત્વ છે પરંતુ ઉપાસના, પૂજાના વિધિઓ, આચરણના વિધિ–નિષેધો તથા નીતિ–નિયમો પરત્વે ભિન્નતા છે, જેમાં સંપ્રદાયનું તત્ત્વ છે. જે ધર્મ અને સંપ્રદાયને વિશદ રીતે અલગ દાખવે છે, આ સાંપ્રદાયિક આગ્રહો, ખ્યાલો, અહંકારો; સંકીર્ણતાઓ વગેરે ઊંચનીચના ખ્યાલો અને અસહિષ્ણુતાઓ પેદા કરે છે, જેમાંથી સંઘર્ષો, લડાઈઓ અને યુદ્ધો યે થાય છે,. જે યુરોપ અને જગતના ઇતિહાસમાં Crusades–'ધર્મયુદ્ધો' તરીકે જોઈ શકાય છે. એટલા માટે જ સ્વામી વિવેકાનંદે કહ્યું છે, "It is man-making religion, that we want. It is man-making Society that we want, and it is man-making education that we want" ('Thus spoke Swami Vivekanand,' Pg. 17) અર્થાત્ અમારે એવો ધર્મ જોઈએ છે, જે મનુષ્યને સાચો માનવ બનાવે, અમારે એવો સમાજ જોઈએ છે, જે મનુષ્યને સાચો માનવ બનાવે; અને અમારે એવું શિક્ષણ જોઈએ છે, જે મનુષ્યને સાચો માનવ બનાવે આમ કહીને તેમણે માનવીય મૂલ્યો પર આધારિત માનવધર્મ યા માનવતા પર ભાર મૂક્યો છે, જેનું અધિષ્ઠાન સહિષ્ણુતા, સમભાવ અને સમન્વયશીલતા છે.

## સાંપ્રદાયિકતાનું એક પરિણામ. કોમી રમખાણો (Communal Riots)

આ સાંપ્રદાયિકતાને કારણે સમાજમાં રૂઢિચુસ્તતા, સંકુચિતતા, પ્રતિબદ્ધતા, અહંમન્યતા, ઊંચનીચના ખ્યાલો, ગુરુતા યા શ્રેષ્ઠતાની ગ્રંથિ વગેરે વિકસિત થતા ગયા છે જેમાંથી પ્રસંગોપાત્ત હિન્દુ–મુસ્લિમ વચ્ચે, હિન્દુ–શીખ વચ્ચે તેમ જ ઈતર કોમો વચ્ચે કોમીય ઝઘડા, સંઘર્ષો અને રમખાણો થતા રહ્યાં છે. તેના વિશે 'અર્થાત્' (ગ્રંથ–૪ અંક–૩, ૧૯૮૫, પૃ. ૬૪–૭૬)માં શ્રી પ્રિયવદન પટેલે 'કોમી વિખવાદ અને રમખાણનું રાજકારણ' નામે લેખમાં, સારી રીતે આલોચના કરી છે. આ રમખાણો મોટા ભાગે અલીગઢ, જમશેદપુર, મોરાદાબાદ, ભિવંડી, માલેગાંવ, વારાણસી, બિહાર શરીફ, અમદાવાદ, ગોધરા, પૂના, સોલાપુર, મીરત, વડોદરા, પરભણી, ઔરંગાબાદ, અમૃતસર, દિલ્હી, અલ્હાબાદ, કાનપુર, સાગર, જબલપુર, ગ્વાલિયર,

લખનૌ વગેરે શહેરોમાં થયાં છે. શ્રી અસગરઅલી એન્જિનિયરનો લેખ 'ભાગલા પછી ભારતમાં થયેલા કોમી રમખાણોનાં કારણોમાં ધાર્મિક ઉપરાંત બીજા કારણો પે દાખવે છે. " કોમી રમખાણો થવાનાં અનેકમાંનુ એક કારણ ધાર્મિક નહિ, પરન્તુ રાજકીય છે. જે તે કોમના અગ્રણીઓ કોમી સંવેદના અને ધાર્મિક લાગણીઓને હોશિયારીથી ઉશ્કેરી પોતાના સંકુચિત રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક ધ્યેયો તથા મહત્વાકાંક્ષાઓ પાર પાડવા માટે, એને કોમી સ્વરૂપ આપી સમગ્ર કોમને નાહક સંડોવે છે " (એજન, પૃ.૬૭) સ્વાતંત્ર્ય મળ્યા પહેલાં અને પછીના કોમી રમખાણો વચ્ચે ભેદ દર્શાવતાં તે કહે છે, "(સને) ૧૮૫૭નો બળવો અને (સને) ૧૯૪૭ના (હિન્દુસ્તાનના) ભાગલા એ બે બનાવોના ઐતિહાસિક વચગાળામાં થયેલાં કોમી રમખાણો...ધર્માન્ધતાને લીધે એકદમ જ ફૂટી નીકળતાં, જ્યારે તાજેતરનાં કોમી રમખાણો ફક્ત રાજકીય હેતુ કેન્દ્રિત રહ્યાં નથી પરંતુ તેમના ઉદ્ભવની પશ્ચાદ્ભૂમિકામાં એક યા બીજી માગણીઓ (જેવી કે આર્થિક, ધાર્મિક રાજકીય, સાંસ્કૃતિક, ભાષાકીય કે પ્રાદેશિક) રહેલી છે. ઉદાહરણ તરીકે, મુસ્લિમોના અંગત કાયદાને સંડોવતા આન્દોલનમાં ફક્ત ધાર્મિક જ નહિ, પરન્તુ ધાર્મિક–રાજકીય ગરિમાએ વિશેષ ભાગ ભજવ્યો છે. સમાજ વિરોધી તત્ત્વોની વ્યવસ્થિત સામેલગીરીથી થતાં તાજેતરનાં રમખાણોમાં વિરોધી કોમ પર હુમલાઓનાં લક્ષ્યાંકો નક્કી કરી ત્રાટકવામાં ઝીણવટભર્યું આયોજન થયાનું માલૂમ પડ્યું છે. આમ, સુઆયોજિત રમખાણોને કારણે હિંસા, ત્રાસ અત્યાચાર અને બળાત્કારનું પ્રમાણ અનેકગણું વધ્યુ છે"(એજન, પૃ, ૬૬)

### સાંપ્રદાયિકતાનું બીજું પરિણામ · ધર્માન્તર (Proselytism)

આ ધાર્મિક સંકીર્ણતાએ–સાંપ્રદાયિકતાએ પોતાની સંખ્યા વધારવા માટે તેમ જ વિશ્વમાં મહાન પ્રભાવશાળી ધર્મ બનવા માટે, તથા ધાર્મિક-રાજકીય હેતુઓ–સ્વાર્થો સાધવા માટે, ધર્માન્તર (Proselytism)ની પ્રક્રિયાને તીવ્ર, જલદ અને ઝડપી બનાવી. મુસ્લિમ અને ખ્રિસ્તી ધર્મે તો અન્ય ધર્મોને વટલાવીને, પોતાના ધર્મમાં લાવવાના કાર્યને એક પુણ્યદાયક યા પવિત્ર કાર્ય તરીકે લેખ્યું જેથી આ બન્ને ધર્મોમાં વટાળ પ્રવૃત્તિ તથા ધર્માન્તરને ખૂબ ખૂબ મહત્ત્વ મળ્યું. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં Bible, Balance and Bullet' અર્થાત્ ધર્મપ્રચાર–પ્રસાર, વ્યાપારી કાબૂ અને ચાંદયાતા શસ્ત્રોથી પ્રાદેશિક વિસ્તાર કરવાના જોરદાર પ્રયત્નો ઇતિહાસમાં જોવા મળે છે એટલા માટે બીજાના (સ્થાનિક) ધર્મને નીચો દર્શાવીને, પોતાની ઉચ્ચતા બતાવવાના સમર્થ પ્રયાસો પે થયા જેમાંથી ભારે મોટી વાદાવાદીઓ, ખેંચાતાણીઓ, મારામારીઓ અને સંઘર્ષો પે થતા ગયા વળી સમાજની ગરીબ, પીડિત, દલિત, ઉપેક્ષિત અને અછૂત જાતિઓને તેમ જ પછાત લોકોને જાતજાતની લોભલાલચો, ડર અને ધાક–ધમકીઓ પે આપવામાં આવ્યાં. ક્યાંક ક્યાંક જાદુ-ચમત્કારો દર્શાવવાના પે પ્રયોગો થયા. આર્થિક-સામાજિક સાધન સગવડો તેમ જ રાજકીય લાભો આપીને હજારો પછાત લોકોને ખેંચવાના પ્રયાસો થયા ખાસ કરીને હિન્દુ ધર્મમાંથી, વિષમ પરિસ્થિતિ, ગરીબી–બેકારી–નિરક્ષરતા વગેરેનો લાભ ઉઠાવીને હરિજનો–ગિરિજનો આદિવાસીઓ ભીલ કોળી, ઠાકરડા વગેરે પછાત પ્રજાઓનું મુસ્લિમ યા ખ્રિસ્તી ધર્મમાં ધર્માન્તર કરાવવા માટે જોરદાર પ્રયત્નો થયા. તો વળી આની સામે, સ્વામી દયાનન્દ સરસ્વતી દ્વારા સ્થપાયેલ 'આર્ય સમાજ' તેમ જ 'વિશ્વ હિન્દુ પરિષદ', 'હિન્દુ મિલન મન્દિર' 'રામરાજ્ય પરિષદ' 'હિન્દુ મહાસભા' વગેરે હિન્દુ સંગઠનોએ મુસ્લિમ યા ખ્રિસ્તી થઈ ગયેલા પોતાના ધર્મભાઈઓને પુનઃ હિન્દુધર્મમાં પાછા લાવવા માટે, ધર્માન્તરના પ્રયોગો એટલી જ

તીવ્રતાથી ચલાવ્યા છે. જેમાથી સાંપ્રદાયિક ચુસ્તતા, જડતા, યાન્ત્રિકતા, સંકીર્ણતા, કટ્ટરતા વગેરે અધિક ને અધિક વધતાં ગયાં છે. જેમાંથી ક્યારેક ક્યારેક સાંપ્રદાયિક સંઘર્ષો પે ફાટી નીકળ્યા છે.

## સાંપ્રદાયિકતાનું ત્રીજુ પરિણામ : અસ્પૃશ્યતા (untouchability)

'સાંખ્ય દર્શન'માં મહર્ષિ કપિલે 'ત્રિગુણાત્મક જગત' ઉપર ભાર મૂકયો છે. જેમાં આ વિશ્વ સત્ત્વ, રજસ્ અને તમસ–એ ત્રિગુણમાંથી બનેલુ છે. એમાથી સ્મૃતિકાળમાં મનાયું કે–ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था :, मध्ये तिष्ठन्ति राजसा : । जघन्य-गुणवृत्तिस्थाः, अधो गच्छन्ति तामसा : ॥ ('ક્રાન્તિ અને સાધના', ભાગ–૧, હરીશ વ્યાસ, પૃ ૧૩૭) અર્થાત્ જે સત્ત્વગુણવાળા છે તે ઊંચે જાય છે, જે રજોગુણવાળા છે તે મધ્યમાં રહે છે અને જે તમોગુણવાળા છે તે હલકી મનોવૃત્તિવાળા હોવાથી નીચે જાય છે. આમ ત્રિગુણાત્મક વિચારની સાથે ઊંચનીચ ભાવ આવ્યો આ ઉપરાન્ત ત્રિગુણાત્મક વિચારની સાથે વર્ણવિચારને પણ જોડી દેવામાં આવ્યો. બ્રાહ્મણ સત્ત્વગુણી, ક્ષત્રિય અને વૈશ્ય રજોગુણી અને શૂદ્ર તમોગુણી એમ માનવામાં આવ્યું. બ્રાહ્મણ સત્ત્વગુણવાળો માટે શ્રેષ્ઠ-ઊંચો, ક્ષત્રિય અને વૈશ્ય રજોગુણી એટલે મધ્યમ, તથા શૂદ્ર તમોગુણવાળો માટે નિકૃષ્ટ યા કનિષ્ઠ મનાયો. આમ ત્રિગુણ વિચાર વર્ણવિચાર અને ઊંચનીચભાવ-એ ત્રણેની સાથે પાછળથી ઉમેરાયો છે આહારવિહારનો વિચાર. સાત્ત્વિક મનુષ્ય અલ્પાહારી, સાદું અને જ્ઞાનમય જીવન ગાળનારો. રાજસિક મનુષ્ય રંગરાગી, કર્મપરાયણ અને વૈભવ વિલાસમાં રાચનારો. તથા તામસિક મનુષ્ય આળસુ, જડ અને વધુ આહાર-નિદ્રા-ભોગવાળો. વળી 'મનુસ્મૃતિ'માં કહેવાયુ છે–'आहारशुद्धौ सत्त्वशुद्धिः ।' જેનો આહાર શુદ્ધ-સાત્ત્વિક હોય છે તેનું સત્ત્વ શુદ્ધ હોય છે. બ્રાહ્મણે પોતાનું સત્ત્વ શુદ્ધ રાખવા માટે ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર સાથેનો રોટી-બેટી વ્યવહાર ત્યાજ્ય-અસ્વીકાર્ય માન્યો. આમાંથી બ્રાહ્મણનો ચોકો અલગ, ક્ષત્રિયનો ચોકો અલગ, વૈશ્યનો ચોકો અલગ અને શૂદ્રનો ચોકો અલગ થઈ ગયો નિવાસવ્યવસ્થામાં યે આ ચારેય વચ્ચે અલગ અલગ ચોકાઓ, વાડાઓ અને વિસ્તારો થતા ગયા. 'ગીતા'માં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે : "चातुर्वर्ण्यं मया सृष्टं, गुण कर्म विभागशः ।' અર્થાત્ ગુણ અને કર્મને આધારે મેં ચતુર્વર્ણું સમાજની રચના કરી છે. એમાં કર્મવિચાર ઉમેરાયો. વિદ્યાઓનું અધ્યયન–અધ્યાપન એ બ્રાહ્મણનું કર્મ, રક્ષણ એ ક્ષત્રિયનું કર્મ, કૃષિ–ગોરક્ષા અને વાણિજ્ય એ વૈશ્યનુ કર્મ, તથા સેવા એ શૂદ્રનુ કર્મ મનાયું. આમ ત્રિગુણ વિચાર, વર્ણવિચાર, ઊંચનીચભાવ, આહારવિહાર વિચાર અને કર્મવિચાર ભળતા ઊંચનીચભેદો, સ્પર્શાસ્પર્શની ભાવના, છૂતાછૂતના ખ્યાલો, રોટીબેટી વ્યવહારોમાં ભેદભાવો વગેરે વધતા જ ગયાં. એમાં પાછળથી ઉમેરાયો રંગભેદ-colour distinctions-નો વિચાર. શ્વેતવર્ણ, તામ્રવર્ણ અને શ્યામવર્ણ; સફેદ પરજ અને કાળીપરજ યા રાનીપરજ, જેવે રંગભેદને નામે સ્પર્શ-અસ્પર્શના ભેદો ઊભા કર્યા. જેથી રોટીવ્યવહાર, બેટીવ્યવહાર અને બેઠક તથા નિવાસમાં યે ભેદભાવ ઊભો થતો ગયો. ગાંધીજીએ આ ગોરા-કાળાના રંગભેદ અને રંગદ્વેષ સામે, વીસ વર્ષ સુધી, દક્ષિણ આફ્રિકામાં 'સત્યાગ્રહ લડત' ચલાવેલી. માર્ટિન લ્યૂથર કિંગે અમેરિકામાં અલબામામાં આ રંગભેદ સામે અહિંસક પ્રતિકારની લડત ચલાવેલી. આ વિષય પરત્વે પ્રસિદ્ધ લેખિકા હેરિયેટ બિચર સ્ટોએ–'uncle Tom's Cabin-' ટોમ કાકાની કાળી કોટડી' નામે નવલકથા આલેખી છે. ગાંધીજીએ 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' નામે રોચક ગ્રન્થ લખ્યો છે. ગાંધીજીની લડત પછી યે, દક્ષિણ આફ્રિકામાં હજી યે એ રંગભેદ ચાલુ છે, જે સામે ત્યાંની હબસી પ્રજા લડત ચલાવી રહી છે. ગાંધીજીએ ભારતમાં 'અસ્પૃશ્યતા

નિવારણ આન્દોલન' ચલાવ્યા પછી યે, એ અસ્પૃશ્યતા અને છૂતાછૂત હજી યે જીવતાં છે.

### સાંપ્રદાયિકતાનું ચોથું પરિણામ : સ્ત્રીઓ પ્રત્યે અસમતા અને અત્યાચારો

વૈદિક કાળમાં, સ્ત્રી-પુરુષમાં કોઈ ભેદભાવ કે ઊંચનીચના ખ્યાલો ન હતા. બલ્કે તમામ ક્ષેત્રે, બન્ને ય ખભેખભા મિલાવીને કાર્ય કરતાં હતાં. અને સમાનભાવે વર્તતાં હતાં. જેને લીધે મૈત્રેયી, કાત્યાયની, ગાર્ગી, અનસૂયા, અરુંધતી, સાવિત્રી, વગેરે જેવી વિદ્યાવતી, જ્ઞાનવતી અને તેજસ્વી વિદુષીઓ તે કાળમાં જોવા મળે છે. પરન્તુ સ્મૃતિકાળ અને તે પછીના સમયમાં, શિક્ષણ, વિદ્યા અને જ્ઞાનના અભાવે સ્ત્રી પુરુષો વચ્ચે ભેદો ઊભા થતા ગયા. જેમાં પુરુષનું મહત્ત્વ વધતું ગયું અને સ્ત્રીનું મહત્ત્વ ઘટતું. જેમાંથી પુરુષસત્તાક સમાજ થયો, વિરલ સ્વરૂપે કયાંક સ્ત્રીસત્તાક પણ દેખા દે છે. પરન્તુ મોટે ભાગે સમાજ પુરુષસત્તાક થતો રહ્યો. જેમાં સ્ત્રીનું સ્થાન ગૌણ બનતું ગયું. ધાર્મિક, આર્થિક અને સામાજિક ક્ષેત્રે પુરુષનાં ઈજ્જત, ગૌરવ અને મહત્ત્વ વધતાં ગયાં; અને સ્ત્રીનું મહત્ત્વ ઉત્તરોત્તર ઘટતું ગયું. જેને લીધે ધીરેધીરે પુરુષ 'ભર્તા' (ભરણપોષણ કરનાર) બન્યો અને સ્ત્રી 'દાસી' (સેવિકા) બનતી ગઈ. આમ સ્ત્રી-પુરુષ સંબંધોમાં ભેદભાવ અને અસમાનતા પેદા થતાં, ઊંચનીચભાવ પણ જોડાતો ગયો. જેને લીધે 'પતિ, દેવ મહેશ્વર.' પતિ એ મહાન દેવતા છે એમ મનાયું. સ્ત્રી પુરુષને અધીન, આશ્રિત અને આવૃત્ત થતી ગઈ. આ આર્થિક, સામાજિક અને માનસિક પરાધીનતા, પરાશ્રય અને પરાયત્તતાને લીધે સ્ત્રીનું સ્થાન ક્રમશઃ ગૌણ અને વધુ ગૌણ બનતું ગયું. આગળ જતાં સ્ત્રી એ એક વિક્રય વસ્તુ marketing commodity બની ગઈ. દા. ત. પાંડવો દ્રૌપદીને (પત્નીને) બીજી વસ્તુઓની જેમ જુગારમાં એક વસ્તુ તરીકે મૂકે છે. હરિશ્ચંદ્ર રાજા કાશીના બજારમાં તારામતી-રોહિતને (પત્ની-પુત્રને વેચે છે. જેમાંથી સમય જતાં, કન્યાવિક્રય, દહેજ, પરઠણ વગેરે બાબતો ઘર ઘાલતી ગઈ. સ્ત્રી-પુરુષ સંબંધોમાં ચાલતી આ કથમકશે આંતરિક સંઘર્ષો ઊભા કર્યા. જેમાંથી લાચારીને કારણે સ્ત્રી આત્મઘાત, અગ્નિસ્નાન, વગેરેનો ભોગ બનતી ગઈ, છૂટાછેડા પ્રચલિત બનતા ગયા. દાંપત્યજીવનની વિષમતાને કારણે દર વર્ષે દશ હજાર સ્ત્રીઓ આત્મઘાતનો ભોગ બને છે.

અંગ્રેજોનું ભારતમાં આગમન થયા પછી, અહીં શાળાઓ, હાઈસ્કૂલો, અધ્યાપન મન્દિરો શરૂ થતાં ગયાં. સને ૧૮૫૭ના 'પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધ' પછીથી મુંબઈ, મદ્રાસ, કલકત્તા, દિલ્હી અને બેંગ્લોરમાં યુનિવર્સિટીઓ શરૂ થઈ. જેથી મોટાં શહેરોમાં કોલેજો યે ચાલુ થઈ. જેને લીધે છોકરાઓની સાથે છોકરીઓનું શિક્ષણ પણ વધતું ગયું. સ્વરાજ્ય મળ્યા પછી, કન્યાશિક્ષણને વધુ ગતિ મળી, તેમ જ સાધન, સુવિધાઓ અને રાહતો એ વધતા ગયાં, આમ સ્ત્રીશિક્ષણ, વધતાં; સ્ત્રી-પુરુષ સંબંધોમાં સ્વતંત્રતા, સમાનતા સમાન અધિકારો અને હક્કો તથા સ્વાશ્રય અને સ્વાધીનતાની ભાવનાઓ સ્ત્રીઓમાં યે જાગૃત થતી ગઈ. જેમાંથી રાજા રામમોહનરાયથી માંડીને ગાંધીજી સુધી સમાજસુધારણા ક્ષેત્રે બાળલગ્ન નિષેધ, વિધવાવિવાહ, કજોડાં–વૃદ્ધલગ્નનો વિરોધ, કન્યાઓને દૂધ પીતી કરવાના રિવાજનો વિરોધ, કન્યાવિક્રય, દહેજ-પરઠણ વગેરેનો વિરોધ પણ શરૂ થયો. અને તદનુકૂળ કાનૂનો યે થતા ગયા. 'હિન્દુ કોડ બીલે' વારસાઈ અને માલ-મિલકતમાં ભાગીદારી અંગે સ્ત્રીઓને સમાન હક્કો અને અધિકારો આપ્યા. હિન્દુ સમાજમાં શિક્ષણ-સંસ્કારને કારણે આ દિશામાં ઝડપી વિકાસ થયો.

પરન્તુ મુસ્લિમ સમાજમાં અંતિમ પયગંબરવાદ (Last Prophetism), નિરક્ષરતા, અજ્ઞાનતા

અને રૂઢિચુસ્તતાને કારણે મુલ્લાશાહીએ આ સુધારક આન્દોલનનો જોરદાર વિરોધ કર્યો. શાદી, તલાક, વારસો વગેરે બાબતો પરત્વે, આઝાદી આવ્યા પછી, પાકિસ્તાન અને ભારતમાં 'મુસ્લિમ પર્સનલ લૉ'માં જરૂરત પ્રમાણે, આવશ્યક સુધારા-વધારાઓ થતા ગયા છે. મૌલાના અબુલ કલામ આઝાદ, ડૉ. અન્સારી, મહંમદઅલી, શૌકતઅલી, મુઝફ્ફર મેહરઅલી, હમીદ દલવાઈ, ડૉ. કે. એસ. દુરાની જેવા વિદ્વાન, વિચારશીલ, અને સુશિક્ષિત સુધારક લોકોએ મુસ્લિમ સમાજમાં નવપરિવર્તન માટે યથાશક્તિ કોશિશ કરી છે. શ્રી હમીદ દલવાઈના 'સત્યસંશોધક મંડળે' જાનનો ખતરો વહોરીને પણ સ્વતંત્રતા, સમાનતા અને સ્વાયત્તતા માટે સુધારાનો ઝંડો ઉઠાવ્યો છે. રઝિયા પટેલ, શહનાઝ શેખ, શાહબાનુ બેગમ વગેરેએ મુસ્લિમ સ્ત્રીઓના હકો અને અધિકારો પરત્વે સારી જાગૃતિ પેદા કરી છે. મુસ્લિમ સ્ત્રીઓનું સંગઠન કરીને પડદાપ્રથા, સિનેમા-નાટક જોવાની છૂટ અને સ્ત્રી શિક્ષણ પરત્વે મહારાષ્ટ્રમાં રઝિયા પટેલે જેહાદ જગાવી છે. અને Common Civil Code-સમાન નાગરિક હકોનો કાયદો તમામ ધર્મના લોકો માટે કરવાની માગણી કરી છે. વળી તલાક આપનાર એડવોકેટ પતિ પાસેથી શાહબાનુ બેગમે નીચલી કોર્ટથી સુપ્રિમ કોર્ટ સુધી લડત આપીને ભરણપોષણ માટે માસિક રૂપિયા પાંચસો મેળવવાનો ચુકાદો મેળવ્યો છે. જેણે રૂઢિચુસ્ત મુસ્લિમ સમાજ અને મુલ્લાશાહીમાં ભારે ચર્ચાની ચકચાર જગાવી છે. કેરાલામાં-બીમપલ્લીમાં સુલેખા બીબી, જેનો પતિ અબુધાબીમાં હતો, જેને આઠ બાળકો હતાં, તેને સ્થાનિક મુસ્લિમ જમાતે ભેળસેળ અને શરાબવેચાણનો આક્ષેપ મૂકીને, કુરાનના નિયમો પ્રમાણે ફટકા મારવાની અને દંડ ભરવાની સજાઓ કરેલી. હિંમતથી સુલેખા બીબી જમાત સામે હાજર ન થઈ, જેથી જમાતે એનો પાણી, જરૂરી વસ્તુઓ, બજારની ખરીદી વગેરે બાબતે બહિષ્કાર કર્યો. તેનો પતિ વહીદ આવી જતાં, પોલીસ અને મુખ્યમંત્રીએ મળીને પ્રશ્ન ઉકેલવાનો પ્રયાસ કર્યો. ફટકાની સજા તથા દંડ ભરવાના આદેશ આપનાર જમાતનો શાન્ત પ્રતિકાર કરનાર સુલેખા બીબીની નિર્ભયતા દાદ માગી લે તેવી છે. આ બધામાં સ્ત્રીઓમાં આવી રહેલી નવજાગૃતિનાં સ્પષ્ટ એંધાણ જોઈ શકાય છે.

## સંપ્રદાયવાદનું નિરાકરણ

આ સંપ્રદાયવાદ યા સાંપ્રદાયિકતાના નિરાકરણ માટે સારા પ્રમાણમાં ચિંતન થયું છે, અને અનેક ઉપાયો દર્શાવાયા છે, જે નીચે મુજબ છેઃ—

(૧) સહકારી ગૃહનિર્માણ મંડળીઓ એક કોમ, સંપ્રદાય કે જાતિ-જ્ઞાતિની ન હોય. બલ્કે તેમાં સભ્યો તરીકે વિવિધ કોમ, સંપ્રદાય, જ્ઞાતિ-જાતિના લોકોને લેવામાં આવે, જેથી પારસ્પરિક સંબંધો આદાન-પ્રદાન અને મૈત્રીને અવકાશ મળે.

(૨) શ્રી કાકાસાહેબ કાલેલકર અને આચાર્યશ્રી દાદા ધર્માધિકારી આંતરજાતીય, આંતરસાંપ્રદાયિક, આન્તરપ્રાન્તીય અને આન્તરરાષ્ટ્રીય લગ્નોની હિમાયત કરે છે.

(૩) સ્વામી વિવેકાનંદ માનવીય મૂલ્યો, માનવતા અને માનવધર્મ ઉપર ભાર મૂકવા સૂચવે છે. તેમ જ સર્વધર્મ પ્રત્યે સહિષ્ણુતા દાખવવા નિર્દેશ છે.

(૪) ગાંધીજી 'મંગલ પ્રભાત' પુસ્તકમાં 'સર્વધર્મ મમભાવ' તેમ જ આગળ જઈને 'સર્વધર્મ સમભાવ' દાખવવા માટે કહે છે.

(૫) ગાંધીજી સર્વધર્મ અભ્યાસ, સર્વધર્મ પ્રાર્થના અને ખાસ તહેવારે સર્વધર્મનાં 'સ્નેહ મિલનો' યોજવા સૂચવે છે.

(૬) શ્રી બબલભાઈ મહેતા શિક્ષણ સંસ્થાઓ કોઈ એક કોમ, સંપ્રદાય, જાતિ કે જ્ઞાતિની ન હોય

અર્કે સર્વની, સર્વને માટે અને વિશ્વવ્યાપક દષ્ટિ-કોણવાળી હોય તેવો નિર્દેશ માનવતાના સંસ્કારો' પુસ્તકમાં કરે છે.

(૭) શ્રી ડોલરરાય માંકડ કેળવણીમાં 'વિશ્વના ધર્મો'ને એક વિષય તરીકે શીખવવાની જોગવાઈ કરવા તથા 'સર્વધર્મ પ્રાર્થના' કરવા માટે નિર્દેશ છે.

(૮) શ્રી કાકા સાહેબ કાલેલકર અને શ્રી વિનોબાજી સર્વધર્મોમાં રહેલાં સમામ તત્ત્વોને શોધીને 'સર્વધર્મ સમન્વય' સાધવા માટે સૂચવે છે.

(૯) કોમીય, સાંપ્રદાયિક તથા જાતિ-જ્ઞાતિ-વાદનો પ્રચાર-પ્રસાર કરનારી અને કટ્ટરતા પેદા કરનારી તમામ સંસ્થાઓ અને રાજકીય પક્ષોને કાયદો કરીને નાબૂદ કરવામાં આવે.

(૧૦) જ્ઞાતિ-જાતિ, કોમ-સંપ્રદાયના પાયા ઉપર ઊભી થયેલી સંસ્થાઓને સરકાર આર્થિક સહાય કે ગ્રાન્ટ આપવાને પાત્ર ન ગણે, તેમ જ આ પાયા પરની અનામતોને દૂર કરે.

(૧૧) શ્રી જે. કૃષ્ણમૂર્તિ, સાંપ્રદાયિકતાનું ઊંડું ભાન તથા ઊંડી સમજ સ્વયં સાંપ્રદાયિકતાનું નિરાકરણ કરશે, એમ માને છે. અને એને માટે 'Continuous choiceless awareness' –સુવેક્ષણની પસંદગીરહિત સભાનતા ઉપર ભાર મૂકે છે.

આમ પ્રબુદ્ધતા, જાગૃત અને શિક્ષણ દ્વારા જ સાંપ્રદાયિકતાનું નિવારણ થઈ શકશે. જેને માટે અનુકૂળ વાતાવરણ, તાલીમ અને કાયદાઓ પણ ઉપયોગી નીવડશે. આમ વિચારપરિવર્તન, હૃદય-પરિવર્તન, જીવન પરિવર્તન અને સમાજ પરિવર્તનની ચતુર્વિધ પ્રક્રિયાથી એ સંભાવત થશે. એને માટે કવિશ્રી, 'કપવાસી'ની કવિતા પ્રેરક-દ્યોતક બને તેવી છે : "તું તારા દિલનો દીવો થાને, ઓ રે ઓ ભાયા !"

---

## નવું વાંચન

અનોખા હ્યુમેનિસ્ટ દુર્ગાશંકર-સંપા-રસિકલાલ ત્રિપાઠી, સહસંપાદકો—ધનંજય ત્રિપાઠી અને ધનેશચંદ્ર ત્રિપાઠી, દુર્ગાશંકર ત્રિવેદી મહોત્સવ સમિતિ પ્રકાશન, સરખેજ, તા. સિટિ, જિ. અમદાવાદ, કિં રૂ. ૫/–

ચિંતા છોડો ચેનથી જીવો—લે. ડૉ. મધુભાઈ કોઠારી, આર અંબાણી એન્ડ કું., ત્રિકોણબાગ પાસે. રાજકોટ, ૩૬૦૦૦૧. કિં. રૂ. ૮/–

મનની અગાધ શક્તિ-લે લીલી. જેમ્સ એલન, રૂપાંતર ડૉ. મધુભાઇ કોઠારી. પ્રકાશન ઉપર મુજબ-બીજી આવૃત્તિ, કિં. રૂ. ૮–૦૦

જગ જીતો જિંદગીનો—લે. ઓરીસન સ્વેટ માર્ડન, રૂપાંતર ડૉ મધુભાઇ કોઠારી, પ્રકાશન ઉપર મુજબ કિં. રૂ. ૧૮–૦૦

બનો જીવન વિજેતા—જેમ્સ એલન-પ્રકા. આર અંબાણી એન્ડ કું., રાજકોટ-૩૬૦૦૦૧ કિં. રૂ ૮/–

# ભારતીય મુસલમાનોની સમસ્યા-એક વિશ્લેષણ | મુ. શુએબ

ભારતીય મુસલમાનોની મુખ્ય સમસ્યાઓ શું છે, એનું કદ કેવું છે, એનું સ્વરૂપ શું છે વગેરે સમજવા માટે ભારતના સામાજિક અને રાજકીય માળખાના સંદર્ભમાં મુસ્લિમ સમાજની આંતરિક રચના, આ યુગની વિશેષતાઓ તેમજ સાંસ્કૃતિક વિભિન્નતાઓને જાણવી જોઈએ. પ્રામાણિક તથ્યોના અભાવે મુસ્લિમ સમાજનું વિશ્લેષણ થઈ શકતું નથી. જો કે 'ભારતીય વસતિ ગણત્રી' અને રજિસ્ટ્રાર જનરલ ઓફ ઇંડિયા' દ્વારા ધર્મના આધાર પર આંકડા એકઠા કરવામાં આવ્યા છે. પણ કેટલાક રાજકીય કારણોને લીધે સરકાર એને પ્રગટ કરતી નથી. તેથી મુસ્લિમ સમસ્યાના વાસ્તવિક સ્વરૂપ અને કદનું વિશ્લેષણ કરવામાં મુશ્કેલી ઊભી થાય છે. સરકારી અને બિન-સરકારી માધ્યમો દ્વારા જે તથ્યો પ્રાપ્ત થયાં છે, એના આધાર પર મુસ્લિમ સમસ્યાનું કંઈક વિશ્લેષણ કરી શકાશે.

વિશ્વમાં આવેલાં મોટાં મોટાં રાષ્ટ્રોમાં ભારત પણ એક મોટું રાષ્ટ્ર છે. તેમજ ભારતીય સમાજ પણ બહુવિધ છે. અહીં એક જ ધર્મ, જાતિ કે ભાષા બોલનારા લોકો રહેતા નથી. દુનિયાના મુખ્ય આઠ ધર્મોને–હિન્દુ, ઇસ્લામ, શીખ, ખ્રિસ્તી, બૌદ્ધ, જૈન, યહૂદી અને પારસી—માનનારા લોકો' અહીં વસે છે. કુલ સંખ્યાના ૮૨.૭૨ ટકા હિન્દુ છે અને ૧૧.૨૧ ટકા મુસલમાન છે. (૧૯૭૧ ની વસતિ ગણત્રી પ્રમાણે), ૧૯૩૧-ની વસતિ ગણત્રી પ્રમાણે લગભગ ૨૦૦૦ બોલીઓ અહીં બોલાય છે. સ્વતંત્રતા પછી પંદર ભાષાઓ-હિન્દી, ઉર્દૂ, પંજાબી, બંગાળી, તેલુગુ, ઓડિયા, તમિલ, કાનડી, મલયાલમ, મરાઠી, ગુજરાતી, સિંધી, આસામી, કાશ્મીરી અને સંસ્કૃત–ને બંધારણની આઠમી કલમમાં રાષ્ટ્રની, મુખ્ય ભાષાઓ તરીકેનું સ્થાન આપવામાં આવ્યું.

એમાં હિન્દીભાષી ૨૧.૬૬ ટકા (૧૬, ૨૫, ૭૭, ૬૧૨), ઉર્દૂ ભાષી ૫.૧૮ ટકા (૨, ૮૬, ૦૭, ૮૭૪) છે. (૧૯૭૧ ની વસતિ ગણત્રી પ્રમાણે). આમ સંખ્યા પ્રમાણે ઉર્દૂનું સ્થાન છઠ્ઠું છે. અન્ય પાંચ ભાષા ભાષીઓની સંખ્યા ઉર્દૂ કરતાં વધારે છે. તેઓ છે હિંદી, બંગાળી, તેલુગુ, મરાઠી અને તમિલ. આ બધી ભાષાઓનું એક એક રાજ્ય છે. માત્ર ઉર્દૂ ભાષા જ એવી ભાષા છે જેનું કોઈ રાજ્ય નથી. તો પણ ઉર્દૂ બોલનારા ઉત્તર ભાગમાં વધારે પ્રમાણમાં છે છતાંય આ ભાષા ઉત્તર ભારતના જ મુસલમાનોની માતૃ-ભાષા નથી. દક્ષિણ ભારતમાં પણ ઉપલા વર્ગના મુસલમાનોમાં ઉર્દૂ ભાષાનું ચલણ છે. એટલે ઉર્દૂ ભાષા એક જ પ્રદેશમાં સીમિત ન રહેતાં સંપૂર્ણ ભારતના મુસલમાનોમાં અસમાન રીતે વહેંચાયેલી છે.

ભારતની વસતિનું ધર્મ પ્રમાણે કરાયેલું વર્ગીકરણ દર્શાવે છે કે મુસલમાનોની વસતિ ભારતમાં બીજા નંબરે છે. એ વસતિ ૧૧.૨૧ ટકા (૬, ૧૪, ૧૭, ૯૨૭) છે, ૧૯૬૦–૭૦ના દાયકામાં મુસલમાનોની વસતિ ૩૦–૮૫ ટકાના દરે વધી છે. વસતિ પ્રમાણે રાજ્યોના ભાગ પાડીએ તો ભારતના બે રાજ્યો જમ્મુ-કાશ્મીર અને લક્ષદ્વીપ મુસ્લિમ વસતિવાળા રાજ્યો છે. અહીં મુસલમાનોની વસતિ અનુક્રમે ૬૫-૮૫ ટકા અને ૯૪.૩૭ ટકા છે આસામ, પશ્ચિમ બંગાળ, ઉત્તર પ્રદેશ, બિહાર, કર્ણાટક, ગુજરાત, મહારાષ્ટ્ર, આંધ્ર, રાજસ્થાન, ત્રિપુરા, મધ્ય પ્રદેશ અને હિમાચલ પ્રદેશમાં મુસ્લિમો ઘણી ઓછી સંખ્યામાં છે. આ પ્રદેશમાં તેઓ કુલ વસતિના ૨૪ ટકાથી માંડીને ૭ ટકા [illegible] એ જ પ્રમાણે કેરળ, [illegible] ત[illegible] ઓરિસ્સા, [illegible] ની[illegible] પોંડીચેરી, ગોવા,

ચ દીગઢ અને દાદરાનગર હવેલીમા મુસલમાનોની વસતિ ૧૯.૫૦ ટકાથી ૧ ટકો જ છે

જિલ્લાની વસતિ પ્રમાણે જોતા દશના ૯ જિલ્લા એવા છે જ્યા મુસલમાન ૫૦ ટકાથી વધારે છે અને ૩૦ જિલ્લાઓમાં ૨૦ ટકાથી વધુ પણ ૫૦ ટકાથી ઓછા છે ૮૩ જિલ્લા એવા છે જ્યા મુસલમાન ૧૦ ટકાથી વધુ અને ૨૦ ટકાથી ઓછા છે. અને ૧૦૨ જિલ્લાઓમાં ૫ ટકાથા વધુ પરંતુ ૧૦ ટકાથી ઓછા છે. ગામડા અને શહેરની વસતિનુ વર્ગીકરણ કરીએ તો ૭૧-૨ ટકા મુસલમાન ગામડામાં રહે છે અને ૧૭ ૮ ટકા શહેરમા રહે છે

સામાજિક અને સાસ્કૃતિક પ્રદેશો પ્રમાણે દેશનું વર્ગીકરણ કરીએ તો ને ૫૮ સાસ્કૃતિક પ્રદેશોમાં વહેંચાયેલો છે એમાં ૨૧ પ્રદેશો એવા છે જેમાં રહેતા મુસ્લિમો પોતાની રહેણીકરણી, ખાનપાન, રીત–રિવાજ અને ધંધા પ્રમાણે એક બેકથી ભિન્ન છે. એમની જીવનશૈલી અને દિન–ચર્યામાં સમાનતા નથી. આ પ્રદેશો છે—કાશ્મીરની ખીણ, ચિનાબનો ઉપરવાસ, મેવાત, દિલ્હી, રૂહેલખંડ, અયોધ્યા, ભોજપુર, મિથિલામગધ, વરાડ-બગાળ, ગંગાનો ત્રિકોણ પ્રદેશ, કલકત્તા, બ્રહ્મપુત્રની ખીણ, ચાચર-ત્રિપુરા પૂર્વ મારવાડ, કચ્છ કાઠિયાવાડ, ભરુચ, અમદાવાદ, માળવા–ખાનદેશ, મરાઠાવાડ, દક્ષિણ કર્ણાટક, તેલંગાણા, હૈદરાબાદ, મલબાર, લક્ષદ્વીપ અને આંદામાન–નિકોબાર ભારતીય મુસલમાનો ભિન્ન ભિન્ન સાંસ્કૃતિક પ્રદેશોમાં વહે-ચાયેલા છે. અને સ્થાનિક સંસ્કૃતિની ભિન્નતાને કારણે એમનામાં એકબીજામાં અસમાનતા અને વિરોધાભાસ જણાય છે. મુસ્લિમ સમાજને સજાતીય કે એકરૂપ સમાજ કહેવો એ સર્વથા ખોટુ છે. એ જ રીતે ભારતીય મુસલમાન નગર સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ કરે છે એમ કહેવુ એ પણ એક ભ્રમણા છે. ગામડાનો મુસલમાન ગામડાના વ્યાપક સમાજનુ અભિન્ન અંગ છે, તેથી ભારતીય મુસલમાનોની સમસ્યાઓ ન તો સાંસ્કૃતિક સ્તર પર સાર્વભૌમ છે, ન તો પ્રદેશના સ્તર પર વસ્તુતઃ ભારતીય મુસલમાનોની સમસ્યાઓ સ્થાનિક, પ્રાદેશિક, શહેર અને ગામડાના ભેદથી અને આતરિક સામાજિક ભિન્નતાથી પરિપૂર્ણ છે

મુસ્લિમ સમાજના સ્વરૂપનુ વિશ્લેષણ કરતાં લાગે છે કે ભારતીય મુસ્લિમ સમાજ એક સ્તરીય તેમજ વર્ગીકૃત સમાજ છે તે ભિન્ન ભિન્ન ધાર્મિક ઉપસપ્રદાયો તેમજ જાતિઓમા વહેંચાયેલો છે

સૈદ્ધાંતિક રીતે ઇસ્લામમા કોઈ પણ વ્યક્તિ વ્યવસાય કે જાતિ પ્રમાણે ઉચ્ચ કે નીચ નથી. બધા જ સરખા છે. એટલે જ તેઓ 'ઉમ્મત' 'મલ્લત' કે 'મોમીનીન' કહેવાય છે. પરંતુ વ્યવહારના સ્તર પર ભારતીય મુસલમાન પર વિશાળ હિન્દુ સમાજની અસર છે તેથી હિન્દુઓની જેમ અનેક ઉપજાતિઓમા તે વિભક્ત છે. મુસ્લિમોમાં આતર વિવાહની પ્રવૃત્તિ ધીમે ધીમે મજબૂત બનવા માંડી છે. તેથી જાતિ પ્રમાણે વિભાજન મજબૂત થતું જાય છે.

ગેરૂ અંસારી, ઝરીના અહમદ અને ઇમ્તિયાઝ અહમદનો સશોધન લેખ મુસ્લિમોના સામાજિક સ્તરીકરણનું વિશ્લેષણ કરતા એ વાત પર ભાર મૂકે છે કે મુસલમાન સમાજ બે મુખ્ય ભાગમા વહેંચાયેલો છે–અશરફ અને અજલફ અશરફ ખાનદાની વંશના મુસલમાન છે એમનો આનુવંશિક સબધ બહારથી ભારતમાં આવેલા મુસ્લિમ શાસકો, વેપારીઓ, યાત્રિકો અને ધર્મપ્રચારકો સાથે છે. શેખ, સૈયદ, પઠાણ, મોગલ વગેરે અશરફ વર્ગના મુસલમાનો છે. અજલફ વર્ગના મુસલમાનોનું મૂળ ભારતીય છે નિમ્ન અને પછાત જાતિઓના હિન્દુઓમાથી ધર્માન્તર દ્વારા તેઓ મુસલમાન બન્યા હતા. સમકાલીન મુસ્લિમ સમાજનો આ વર્ગ હાથ કારીગરી તેમજ

જેમાં દક્ષતાની જરૂર છે એવી કારીગરી સાથે સંબંધ હોય એવા વ્યવસાય સાથે જોડાયેલો છે.

આર્થિક દષ્ટિએ મુસ્લિમ સમાજ ચાર વર્ગોમા વહેંચાયેલો છે ઉચ્ચ વર્ગ, ઉચ્ચ મધ્યમ વર્ગ, નિમ્ન મધ્યમ વર્ગ અને નિમ્ન વર્ગ. ભારતીય મુસલમાનોમાં ઉચ્ચ વર્ગ નહીંવત્ છે ઉચ્ચ મધ્યમ વર્ગ સીમિત છે. આધુનિક શિક્ષણ પામેલા અને નોકરી કરતા ઉચ્ચ મધ્યમ વર્ગની સંખ્યા ભારત વિભાજન પછી ઘણી નાની બની ગઈ. તેમ જ સ્વતંત્રતા પ્રાપ્તિના ૩૭ વર્ષમા એ વર્ગના કદમા કોઈ ખાસ પરિવર્તન આવ્યુ નહીં, નિમ્ન મધ્યમ વર્ગના ભારતીય મુસલમાનો ધારીએ તે કરતા ઘણા વધારે છે પરંપરાગત વ્યવસાય, દક્ષતા માગી લેતી કારીગરીમા અને હસ્ત કારીગરીના ધંધામા આ મુસલમાનો ખાસ કરીને ગામડાઓના નિર્ધન મુસલમાનો છે કે શહેરમાં રહેનારા બેકાર મુસલમાનો છે તેથી સ્પષ્ટ થાય છે કે ભારતીય મુસ્લિમ સમાજ સજાતીય નથી કે એકરૂપ પણ નથી સામાજિક દષ્ટિએ મુસ્લિમ સમાજ અનેક સ્તરમા વહેંચાયેલો છે. આર્થિક દષ્ટિએ એનામા ભિન્નતા છે તેમ જ સાસ્કૃતિક દષ્ટિએ તે અત્યંત વિવિધતાઓથી પૂર્ણ છે. ભારતીય મુસલમાનોની સમસ્યાઓનુ વિશ્લેષણ આ ભિન્નતાની પૃષ્ઠભૂમિમા કરવામા આવે તો એમની સમસ્યાઓનું જોઈએ તેવું રૂપ પ્રગટ થાય તેમ જ એના ઉકેલનો નિશ્ચિત રાહ પણ ખુલી જાય.

સમકાલીન ભારતમાં મુસલમાનોની સમસ્યાઓ સ્વતંત્રતા પ્રાપ્તિ પહેલાંની સમસ્યાઓ કરતાં ભિન્ન છે. એ વખતની મુખ્ય સમસ્યા રાજકીય હતી. મુસલમાનો પોતાના ભૂતકાળના ગૌરવને પુન પ્રાપ્ત કરવા માટે તેમ જ પોતાની સત્તા સ્થાપવા માટે સંઘર્ષરત હતા. સ્વતંત્રતા પછી ભારતીય મુસલમાનો સમક્ષ એક નવી જ સમસ્યા ઉત્પન્ન થઈ. આ સમસ્યા મુખ્યત્વે મુસલમાનોની વ્યક્તિગત સલામતી તથા મુસ્લિમ સંસ્કૃતિને ટકાવી રાખવાની હતી. ભારત સરકારના શિક્ષણ ખાતાએ ૧૯૪૮-૪૯માં એક સર્વેક્ષણ કર્યું હતું. આ સર્વેક્ષણ મુંબઈ, કલકત્તા, મદ્રાસ, અમદાવાદ, અલીગઢ, લખનૌ અને પટણામા રહેતા મુસલમાનોની મુલાકાત લઈને કરવામાં આવ્યું હતુ. આ સર્વેક્ષણ કરનારાઓમાં યુનેસ્કોના એક વિદ્વાન ગોર્ડન મર્ફી પણ હતા. એમણે 'ઈન ધ માઈન્ડ્ઝ ઓફ મેન' નામના પુસ્તકમાં મુસ્લિમ સમસ્યાઓનો ઉલ્લેખ કરતાં લખ્યું છે કે "આજનો મુસલમાન ડરેલો છે, પોતાની સલામતી માટે ચિંતિત છે સરકાર એના જાનમાલનું રક્ષણ કરતી નથી, નોકરીઓમા અને ધંધામા એની સાથે ભેદભાવ રાખવામા આવે છે અને રાજકીય ક્ષેત્રમાં એની શક્તિને તેમજ એના મહત્ત્વને સમાપ્ત કરવામાં આવી રહ્યુ છે."

દેશના ભાગલા પછી તરત મુસ્લિમ સમાજે જે અસલામતીનો સામનો કરવો પડેલો, તે અસલામતી ઘટવાને બદલે નિરંતર વધતી જ રહી છે. વખતોવખત હિન્દુ મુસલમાન વચ્ચે રમખાણો થતા જ રહ્યાં છે. એ રમખાણોમાં મુસ્લિમ સમાજને હમેશા જાન અને માલનું નુકસાન વેઠવું જ પડયું છે આ રમખાણોના આકારમા અને સંખ્યામા વૃદ્ધિ થઈ છે એટલું જ નહિ આ રમખાણો ઉત્તરોત્તર તીવ્ર થતા ગયાં છે. હસ્ત કારીગરી કે કારીગરીના ધંધામા નવીન સમૃદ્ધિ પ્રાપ્ત કરતો મુસ્લિમ સમાજ આ રમખાણોનો ભોગ બને છે. રમખાણો શરૂ થતા જ અત્યંત ઝડપથી આગ, લૂંટ અને હત્યાના બનાવો બનવા માંડે છે રમખાણોનું એ એક સામાન્ય લક્ષણ છે રમખાણોના નિયંત્રણમા પોલીસની અને શાસનની ભૂમિકા નકારાત્મક વલણવાળી હોય છે. પોલીસ અને શાસન કેટલીક વાર તો અસામાજિક તત્ત્વોને સહયોગ આપતા હોય છે.

સમકાલીન મુસ્લિમ સમાજ જે સમસ્યાઓથી ઘેરાયેલો છે એમાં એક અત્યંત ગંભીર સમસ્યા

નેતૃત્વના અભાવની છે. સ્વતંત્રતા મળી ત્યારથી આજ સુધી રાજકારણના ક્ષેત્રમાં મુસ્લિમ સમાજમા નેતૃત્વનો વિકાસ થયો નથી. તો મુસ્લિમ, સાંપ્રદાયિક-રાજકીય જૂથોને બળ પણ પ્રાપ્ત થયું નથી. મુસ્લિમો રાષ્ટ્રના કોઈ પણ સ્તરે પોતાના રાજકીય અસ્તિત્વને પ્રભાવશાળી બનાવી શકયા નથી. પોતાની મતદાનની શક્તિને કારણે મુસ્લિમ સમાજ વોટ બેંક તરીકે ભલે મહત્વપૂર્ણ રહ્યો હોય પણ રાજકીય નિર્ણયો પર અસર પાડવામાં મુસ્લિમ સમાજ કદીય 'દબાણ કરતા પ્રભાવશાળી સમૂહ' તરીકે વિકસિત થઈ શકયો નથી ભારતીય રાજનીતિમાં મુસ્લિમ સમાજની સ્થિતિ ગબડતા પથ્થર જેવી છે. એ ગતિમાન તો અવશ્ય હોય છે પણ દિશાવિહીન છે.

મુસ્લિમ સમાજમાં નેતૃત્વના અભાવનાં જે કારણો છે એમાં કેટલાક મુખ્ય આ પ્રમાણે છે

—મુસ્લિમ સમાજની સામાન્ય રીતે ધાર્મિક પ્રતિબદ્ધતા હોય છે. એ જ રીતે તેમના પર ધર્મગુરુઓ (ઉલેમાઓ)ની અસર હોય છે તેથી પરંપરાગત રીતે ધાર્મિક નેતૃત્વે ઘણું ઊંચું સ્થાન આપવામાં આવે છે. જો કે ધાર્મિક નેતૃત્વે જ બ્રિટિશ સંસ્થાનવાદ અને સ્વાતંત્ર્ય આંદોલનમા ખૂબ અસરકારક ભૂમિકા ભજવી છે પણ આ ધાર્મિક નેતૃત્વ સ્વતંત્રતા પ્રાપ્તિ પછીના રાજકારણ સાથે તેમ જ મૂલ્યો સાથે સામંજસ્ય સાધી શકયું છે

—દેશનું વિભાજન થતાં મુસ્લિમ સમાજ શૈક્ષણિક રીતે બહુ પાછળ પડી ગયો

—રાજકીય છત્રછાયા નીચે રહેવાની મુસ્લિમ સમાજની ભાવના રહી છે. મુસ્લિમ સમાજ સત્તા પક્ષને જ વળગીને રહયો. ક્ષણિક અને મર્યાદિત લાભ માટે સમાજના વ્યાપક હિતનો ત્યાગ કરવાની વૃત્તિને લીધે પણ મુસ્લિમ સમાજમાં સુદૃઢ પથ પ્રદર્શક નેતૃત્વ મળવામાં બાધા આવી.

•

ભારતીય મુસલમાનોની અત્યંત ગંભીર સમસ્યા શૈક્ષણિક પછાતપણાની છે ઇસ્લામ ધર્મે જ્ઞાનના પ્રચાર પર ઘણો ભાર મૂકયો છે તેમ જ મુસ્લિમ સંસ્કૃતિનો ઇતિહાસ ઉચ્ચ શૈક્ષણિક ઉપલબ્ધિઓથી પરિપૂર્ણ છે તો પણ આ યુગમા મુસ્લિમ સમાજમા શિક્ષણનું સ્તર અત્યન્ત દયનીય છે મદરસામા અપાતુ પ્રારંભિક શિક્ષણ સામાન્યતઃ મુસ્લિમ પર પરાઓનું હોય છે પાશ્ચાત્ય શિક્ષણ સમાજના એક નાના સરખા વર્ગ સુધી જ સીમિત રહ્યુ છે. દેશના ભાગલા વખતે શિક્ષિત મુસલમાનોના ઘણા મોટા સમૂહે ભારત છોડી દીધું. જ્યારે ભારતમા રહેલા મુસલમાનોની નવી પેઢી પોતાની અસલામતીમા અને આર્થિક સમસ્યાઓમા એટલી બધી અટવાયેલી હતી કે એણે નૂતન શિક્ષણ પદ્ધતિનો ખાસ લાભ લીધો નહી ઉચ્ચ શિક્ષણ સંસ્થાઓમા ખાસ કરીને વિજ્ઞાન તેમજ ટેકનીકલ શાખાઓમા મુસ્લિમ સમાજના સભ્યોનો પ્રવેશ કઠિન હતો તો બીજી બાજુ સરકારી નોકરીઓમા આ સમાજના લોકોનું ચયન ભેદભાવથી મુક્ત ન હતું. પરિણામ સ્વરૂપ અન્ય સમાજમાં જેટલો ઉચ્ચ શિક્ષણનો પ્રચાર થયો એટલો મુસ્લિમ સમાજમા ન થયો મુસ્લિમ સમાજ શિક્ષણમા પાછળ રહયો એનુ એક કારણ હાથકારીગરી હતું. ધંધે તેઓ કારીગર હતા. તેથી કારીગરીના ધંધામાં રોકાયેલા લોકોને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવાની જરૂર લાગી નહી શિક્ષિત બન્યા વગર પણ તેઓ પર્યાપ્ત માત્રામા ધન પ્રાપ્ત કરવામા સફળ થતા હતા ધર્મના શિક્ષણને નૂતન શિક્ષણની તુલનામાં શ્રેષ્ઠ ગણવામાં આવ્યુ તેથી પણ મુસ્લિમ સમાજ શિક્ષણમાં પાછળ રહ્યો આ સમાજમાં એક વર્ગ એવો છે જે માને છે કે આધુનિક શિક્ષણ લોકોને ધર્મથી વિમુખ બનાવે છે. તેથી તેઓ ઈસ્લામ ધર્મના શિક્ષણને ભારપૂર્વક અગ્રિમ સ્થાન આપે છે. મુસ્લિમ સમાજના શૈક્ષણિક પછાતપણાને

દૂર કરવા માટે સમાજના આંતરિક સ્રોતોને આધારે સ્વયંસેવી શિક્ષણ સંસ્થાઓનું વ્યાપક સંગઠન થવું જોઈએ. તો બીજી બાજુ આધુનિક વૈજ્ઞાનિક શિક્ષણ પદ્ધતિને અપનાવવા માટે સામાન્ય મુસલમાનને જાગૃત કરવો કરવો જોઈએ.

ભારતીય મુસલમાન આર્થિક રીતે પણ પાછળ છે. ભારતના ભાગલાને કારણે અને જમીનદારી સમાપ્ત થતાં મુસલમાનોમાં જે જમીનદાર વર્ગ હતો તે રહ્યો નથી. તેમ જ શિક્ષિત નોકરી કરનાર મુસ્લિમોના મધ્યમ વર્ગનું કદ પણ નાનું થઈ ગયું મુસ્લિમ સમાજમાં શિક્ષણનો પ્રચાર મંથર ગતિએ થઈ રહ્યો છે. તેથી મધ્યમ વર્ગનો વિસ્તાર પણ ધીમે ધીમે થાય છે આ સમાજમાં એક નાના વર્ગમાં કંઈ સંપન્નતા આવી છે તે હાથકારીગરી અને અન્ય કારીગરીને કારણે આવી છે. પણ આ વ્યવસાયમાં જોડાયેલા થોડાક ઉચ્ચ સ્તરના વેપારીઓ જ સમૃદ્ધ છે. કારીગરો ઘણી મોટી સંખ્યામાં છે અને તેમની આર્થિક સ્થિતિ શોચનીય છે. હિંદુઓ જેટલી સંખ્યામાં ડૉક્ટર, એન્જીનીયર અને ટેકનીશ્યનોના રૂપમાં આરબ દેશોમાંથી પેટ્રો ડૉલરનો લાભ લઈ શકે છે એટલો લાભ ઉચ્ચ ટેકનીકલ શિક્ષણ તેમ જ દક્ષતાના અભાવે મુસ્લિમ સમાજના સભ્યો લઈ શકતા નથી. વસ્તુસ્થિતિ એ છે કે હાલનો મુસ્લિમ સમાજ આર્થિક રીતે પછાત સમાજ છે.

વર્તમાન મૂડીવાદી આર્થિક માળખામાં મૂડીનું કેન્દ્રીકરણ સીમિત હાથોમાં ચાલી ગયું છે. તેથી મોટી સંખ્યામાં લોકો નિર્ધન થતા જાય છે. મુસ્લિમ સમાજ પર એની અસર વધારે છે. સામાજિક અસમાનતા તેમજ આર્થિક શોષણ મુસ્લિમ સમાજમાં જોવા મળે છે એટલું કદાચ કોઈ અન્ય સમાજમાં જોવા મળતું નથી પ્રો. રશીદુદ્દીન ખાન હૈદરાબાદ શહેરના ગરીબ મુસલમાનોની સામાજિક આર્થિક હાલત પર થયેલા સર્વેક્ષણનો આધાર લઈને કહે છે કે આ શહેરની કુલ વસતિના ૪૫ ટકા મુસલમાન છે. પરંતુ ૧૦ રિક્ષા ચાલકોમાં ૯ મુસલમાન છે. ૫-૬ સભ્યોનો એમનો પરિવાર હોય છે અને એમની મહિનાની આવક ૭૫થી ૧૫૦ રૂપિયા સુધીની હોય છે

શહેરની ઝુંપડપટ્ટીમાં રહેનારાઓમાંથી ૨૧ ટકા મુસલમાન છે. આ મુસલમાનોમાંથી ૪૫ ટકા બેકાર છે. અને એમની સરેરાશ આવક માત્ર ૪૬ રૂપિયા છે. હૈદરાબાદના મુસલમાનોની આ દયાજનક આર્થિક હાલત થોડા ઘણા ફેર સાથે દેશના અન્ય મુસલમાનોની સામાન્ય સ્થિતિનું પ્રતિબિંબિત કરે છે.

મુસલમાન હાથ કારીગરો જે દેશના ઉત્તમ કારીગરો મનાય છે- પછી ભલે એ ભદોહીના ગાલીચા બનાવનારા હોય, માલેગાંવ, મઉ કે ભિવંડીના હાથશાળ પર વણનારા વણકર હોય, રેશમી સાડી કે બનારસી કારીગર હોય, ચુડીઓ કે કાચ પર નકશી કરનારા કારીગર હોય, મુરાદાબાદી વાસણ બનાવનાર હોય કે અલીગઢ અને મેરઠમાં તાળાં ચપ્પુ કે કાતર બનાવનાર હોય—બધાની હાલત એક સરખી છે. આ બધા વચ્ચેના દલાલો અને શોષણ કરનારા મુડીવાદીઓના હાથમાં પીસાતા હોય છે.

એ જ રીતે મધ્યમ વર્ગી મુસલમાનોમાં બેકારી વધતી જાય છે. કેન્દ્ર સરકારની નોકરીઓમાં ૫ ટકાથી વધારે તેઓ નથી. આ તો કુલ વસતિનો ઘણો નાનો હિસ્સો છે. ૧૯૭૩ના આંકડાથી એને સમર્થન મળે છે. પ્રાન્તીય પબ્લિક સર્વિસ કમિશનમાં કુલ ૭૫માંથી ૮ મુસલમાન હતા. અને કેન્દ્રીય સર્વિસ કમીશનમાં ૮ માંથી ૧ મુસલમાન સુપ્રિમ કોર્ટમાં ૧૨ ન્યાયાધીશોમાંથી એક તથા હાઈકોર્ટમાં ૨૨૩ ન્યાયાધીશોમાંથી ૧૪ હતા. ભારત સરકારના સેક્રેટરી પદ પર ૧૯૭૪માં ૬ મુસલમાન હતા. ૧૯૭૬માં માત્ર બે જ રહ્યા અને

[ વિશ્વમાનવ -

૧૯૭૮માં માત્ર એક જ રહ્યા. એ જ રીતે ૧૯૮૧માં ઉચ્ચ વહીવટી સેવામાં તથા પોલિસમાં મુસલમાનોની ટકાવારી ૨.૯૯ તથા ૨.૮૫ હતી. બૅંકોમા ૨.૧૮, કેન્દ્રીય સરકારી કાર્યાલયોમાં ૪.૪૧, રાજ્ય સરકારોમા ૬.૦૧ અને પબ્લિક અંડરટેકિંગ કેન્દ્ર અને રાજ્ય બન્નેમા-કુલ નોકરી કરનારામાંથી તેઓ ૧૦.૮૫ ટકા જ હતા

મુસલમાનોની સમસ્યા બીજા સમુદાયોની સમસ્યાની જેમ ભારતની રાષ્ટ્રીય સમસ્યા છે, એ સાંપ્રદાયિક કે કોઈ ખાસ વર્ગ વિશેષની નથી એ ખાસ ધ્યાનમા રાખવુ જોઇએ. ભારતના બંધારણમા પણ બધી જ જાતિ, ધર્મ, ભાષા અને લિંગની વ્યક્તિને સમાન સ્થાન મળે છે અને પોતપોતાનો ધર્મ પાળવાની તેમને પૂરેપૂરી છૂટ છે. બધાના વિકાસમાં દેશનો વિકાસ સમાયેલો છે. તેથી આ ધર્મનિરપેક્ષ અને લોકશાહી માળખામાં બધાની સમૃદ્ધિ, વિકાસ, ઉન્નતિ તેમ જ સંરક્ષણની જવાબદારી સરકારની છે. એટલે કોઇ ખાસ વર્ગ કે સંપ્રદાય પોતાની 'અસ્મિતા' જળવાઈ રહે તે માટે અલગ રીતે પોતાની માગણી સ્વીકારાય એમ ઇચ્છે તો એ બરાબર છે. પણ રાષ્ટ્રની એકતા, અખંડિતતા અને શાંતિ જેવા વ્યાપક મૂલ્યો કરતા પોતાની માગ સર્વોપરી માનવી એ દેશના હિતમાં નથી. અનુસૂચિત જાતિ અને જન જાતિ માટે બંધારણમા ખાસ સુવિધાઓ છે કારણ કે સૈકાઓથી આ જાતિઓનું આર્થિક, સામાજિક તેમ જ રાજકીય શોષણ થતુ જ રહ્યુ છે. એમને સમાજનું બહિષ્કૃત અંગ માનવામાં આવે છે. તેથી જ તેઓ દલિત અને પછાત રહ્યા છે એમના ઉત્થાન માટે સરકારે નોકરીઓમાં તથા શિક્ષણમાં અનામત તેમ જ અન્ય સાહાય્યકારી યોજનાઓ શરૂ કરી આ પ્રકારની સુવિધાઓ અન્ય સમુદાય—પછી એ લઘુમતીમા હોય કે કોઇ ખાસ ધર્મના હોય—ને શું મળવી જોઈએ? મુસલમાનોનો એક વર્ગ આ રીતે અનામતના પક્ષમાં છે અને હરિજનો તથા અન્ય પછાત જાતિઓની જેમ નોકરીઓમા અને શિક્ષણ સંસ્થાઓમા અનામતની સુવિધા પ્રાપ્ત થાય એવી માગ સરકાર પાસે કરી છે. આ પ્રકારની અનામતની સુવિધા મુસ્લિમ સંપ્રદાય માટે હિતકર લાગતી નથી. કારણ કે અનામત તો કાખઘોડી છે જેને સહારે કોઈ પણ સમાજ સ્વાવલંબી બની શકતો નથી. અનામતથી મુસ્લિમ સમાજમાં પરાધીનતા, પલાયનવાદ તેમજ મુશ્કેલ સ્પર્ધાથી વિમુખ થવાની પ્રવૃત્તિઓ વધશે. ઉપરાંત સમાજમાં રહેલી સર્જનાત્મક શક્તિનો પણ લોપ થશે. મુસ્લિમ સમાજમાં સ્વાવલંબન વિકસે તથા કઠોર પરિશ્રમને યોગ્યતાના આધાર પર બહુમત સમાજ સાથે સફળ સ્પર્ધાની ક્ષમતા વધે તેની આવશ્યકતા છે. એને માટે મુસ્લિમ સમાજમા જાગૃતિ આવે અને ક્રિયાત્મકતા વધે એ આવશ્યક છે

—અનુ : પદ્મા ભાવસાર

મુ શુએબ ગાંધી, વિશ્વાસ સ્થા, રાજઘાટ, વારાણસીમાં રિસર્ચ એસોસિયેટ છે.

# શરિયત અને સુપ્રિમ કોર્ટનો ચુકાદો | ડૉ. હરીશ વ્યાસ

દિલ્હી અને સારા યે દેશમા, શાહબાનુ બેગમે, તેમના પતિ એડવોકેટ મહમ્મદ અહમદખાને તલ્લાક આપ્યા પછી, ભરણપોષણ માટે, સુપ્રિમકોર્ટમાં કેસ કર્યો. અને કોર્ટે શાહબાનુ બેગમની તરફેણમાં દર મહિને રૂપિયા પાંચ સો નિર્વાહ માટે આપવા કાજે જે ચુકાદો, ત્રેવીસ એપ્રિલ, ઓગણીસ સો પંચાશીના રોજ આપ્યો તેણે મુસ્લિમ સમાજમાં અને સારા યે દેશમા ભારે ચહલપહલ મચાવી દીધી છે.

પહેલાં તો, આપણે ઇન્દોરની આ શાહબાનુ બેગમની વિષમતાપૂર્ણ ઘટનાને સમજી લઇએ. ઇ સ ૧૯૩૨મા શાહબાનુએ મહમ્મદ અહમદ ખાન સાથે લગ્ન કરેલાં. આજે શાહબાનુ સિત્તેરે પહોંચી ગયા છે. એમના પતિ સુપ્રિમ કોર્ટના એડવોકેટ હોવા છતા યે, દાંપત્ય જીવનમાં કેટલીક ગડબડ શરૂ થયેલી. આમ તો બારેક વર્ષ તેમનું લગ્ન જીવન સારી રીતે ચાલ્યું પણ બન્ને વચ્ચે સંઘર્ષ શરૂ થતા, શાહબાનુ તેમના બાળકો સાથે એ જ ઘરમા રહ્યાં લગ્ન પછીના તેમના તેંતાલીસમા વર્ષે બાદ, જ્યારે તેમના પતિએ તલ્લાક આપ્યા અને પછીથી બીજું લગ્ન કર્યું તેમ જ તેઓ બીજા ઘરમા રહેવા ગયા, ત્યારે ભારે કમાણી કરનાર આ એડવોકેટ પતિએ તલ્લાક બાદ, શાહબાનુને થોડાક માસ માટે દર મહિને બસો રૂપિયા મોકલ્યે રાખ્યા. પરન્તુ પછી તો એ ય આપવાનું બંધ કરી દીધું. બાળકો સાથે, વિના પૈસે ઘર ચલાવવાનું શાહબાનુ બેગમ માટે ખૂબ કપરૂં બનતું ગયુ. તેમણે ત્રણ વર્ષ સુધી પતિ તરફથી મદદ મળશે એમ માનીને રાહ જોઇ...પણ મદદ ન જ મળી. આ વિષમ પરિસ્થિતિમાં શાહબાનુએ કોર્ટમાં કેસ કર્યો. ભલભલા વકીલો, એમના આ સુપ્રિમ કોર્ટના એડવોકેટ પતિ સામે લડવા હિંમત કરતા ન હતા. પરન્તુ એક બહાદુર નીકળ્યો. અને આ સિરાજ અખ્તર મિયાંએ શાહબાનુ માટે લડવાની હિંમત કરી. નીચલી કોર્ટે મહિને પચીસ રૂપિયા આપવાનો નિર્ણય જાહેર કર્યો. પરન્તુ આટલી નાનકડી રકમથી બાળકો સાથે મોંઘવારીમાં ઘર ચલાવવુ દુષ્કર બન્યું. એટલે શાહબાનુએ હાઇકોર્ટમા કેસ માંડ્યો. જેને પરિણામે કોર્ટે દર મહિને તેમને રૂપયા ૧૭૯–૨૦ પૈસા આપવા માટે ફેંસલો કર્યો. પરન્તુ તેમના માજી પતિ મહમ્મદખાને ત્રણ મહિના બાદ આ ફેંસલો 'મુસ્લિમ પર્સનલ લૉ' અને 'શરિયત'થી વિરુદ્ધ છે એમ દર્શાવીને, સુપ્રિમ કોર્ટમા કેસ દાખલ કર્યો. સુપ્રીમ કોર્ટના જજોની બેન્ચે, આ કેસની સુનાવણી ચલાવી, અને અંતે શાહબાનુના પક્ષમા, તેમને દર માહને પાચસો રૂપિયા દેવા માટે ફેંસલો આપ્યો.

આ ઘટનાથી રૂઢિચુસ્ત મુસ્લિમ સમાજ અને ચુસ્ત મુલ્લાશાહી ખળભળી ઉઠ્યાં છે. અને આ ચુકાદા વિરુદ્ધ જોરદાર જેહાદ ઉપાડી છે તો બીજી બાજુએ શ્રી હમીદ દલવાઇનું 'સત્યસંશોધક મંડળ' અને મુસ્લિમ સુધારક સમાજે આ ચુકાદાને ઉમળકા સાથે આવકાર આપ્યો છે. 'ઇદ્દત' અને 'મહેર'ની પ્રથા મુસ્લિમ સમાજમાં છે. તેનો સમય ગાળો પૂરો થયા બાદ, કુરાનના આદેશો મુજબ, તલ્લાક પામેલી સ્ત્રીઓને નિર્વાહ ખર્ચ માગવાનો હક નથી. આ છે રૂઢિચુસ્ત મુસ્લિમો અને મુલ્લાશાહીની દલીલ. પરન્તુ સુધારકો અને 'સત્ય–સંશોધકો'એ કુરાનની આયાતો ટાંકીને, ભીષણ મોંઘવારી વચ્ચે, બીજું લગ્ન કરનાર પતિએ, તલ્લાક પામેલી પ્રથમ પત્નીને ભરણપોષણની રકમ, સહાય તરીકે આપવી જ જોઇએ એવી દલીલ પ્રસ્તુત કરી છે.

ખેર ! આ બાબતે વિવિધ વિદ્વાનો, એડવોકેટો, સમાજસુધારકો, રૂઢિચુસ્ત, વિચારકો અને વિવિધ અખબારોએ પ્રસ્તુત ચુકાદાની આલોચના કરી છે. આપણે અહીં રૂઢિચુસ્તો અને સુધારકોની સમીક્ષાને વિગતે જોઇએ :

---

[ વિશ્વમાનવ ઃ

'ઇસ્લામ ખતરેમેં હૈ'–ભૂમિકા પર રૂઢિચુસ્તોની આલોચના :

શ્રી એસ. એ. એચ. રઝવીએ 'રેડિયન્સ વ્યૂઝ વિકલી' [૯–૧૫ જૂન, ૧૯૮૫]માં, The Defects in the Supreme Court Judgement' અર્થાત્ 'સુપ્રિમ કોર્ટના ચુકાદામા ખામીઓ' નામે લેખમાં, "મોહમદ અહમદ ખાન વિરુદ્ધ શાહ બાનુના કેસમાં અપાયેલો ચુકાદો, આ ભૂમિ તેમ જ શરિયત પ્રમાણે ખોટો છે" એમ કહીને ચુકાદો અને તેની પાછળના અભિગમમાં ઝળહળતી ક્ષતિઓ ગણાવી છે, "આ કેસ સાંભળવા માટે રચવામા આવેલી પાંચ ન્યાયમૂર્તિઓની બેન્ચ યોગ્ય રીતે રચાયેલી ન હતી." એમ કહીને તે તેનાં કારણો ગણાવે છે : (૧) 'મુસ્લિમ પર્સનલ લૉ' તેમ જ 'કુરાન'ની આયાતોના ભાષ્ય કરવાના મુદ્દાઓ હોવા છતાં, આ બેન્ચમા એક પણ મુસ્લિમ ન્યાયાધીશ નીમવામાં આવ્યો ન હતો વળી નીમાયેલા જજોમાંથી કોઇને ઇસ્લામ કે 'કુરાન'નું સંપૂર્ણરીતે કોઇ જ્ઞાન ન હતું. (૨) ઓછામા ઓછા બે જજોમાંથી એક, એટલે કે શ્રી મુર્તઝા ફઝલઅલી અથવા શ્રી વરદરાજન, જેમણે ફેબ્રુઆરી ત્રણ, ઓગણીસ સો એંસીમાં, કેસની અપીલ સાંભળીને આદેશ પસાર કર્યો હતો, જેમાં તેમણે પૂર્વેના બે કેસો (બાઇ તાહિરા અને ફૂઝલૂમ બી અંગે) નિર્દેશો કરીને કારણો આપ્યા હતા, જે પુન. વિચારણાને માટે યોગ્ય હતા તે (બન્નેમાથી એક જજ) આ પાંચ જણની બેન્ચમા હોવા જોઈતા હતા (૩) ન્યાયમૂર્તિશ્રી ચિન્નાપ્પા રેડ્ડીને આ પાંચ જણનીં સુપ્રિમ કોર્ટની બેન્ચમાં સાંભળવા બેસાડવા એ સંપૂર્ણ રીતે ઘટિત ન હતું. કારણ કે ફઝલૂન બી કેસમાં બેસાડાયેલા ત્રણ જજોમાના તેઓ એક હતા. જેનાં કારણોનો ઉપયોગ મોહમદ અહમદ ખાનના કેસમાં પુનઃ વિચારણા સ્વરૂપે કરવો જરૂરી હતો. તેમના ખ્યાલો સંપૂર્ણ–રીતે આ બાબતે જાણીતા હતા, અને તેમને આ કેસની સુનાવણીમા ફરીથી બેસાડવામા અત્યલ્પ ડહાપણ હતું. વળી આ બેન્ચે ડૉ. તાહિર મહંમદે, 'મુસ્લિમ પર્સનલ લૉ' માંથી, જે બીજું પ્રકરણ રદ કરેલું છે. તેમાંથી પોતાને અનુકૂળ એકાદ વાક્ય રજૂ કરેલુ છે. આ સિવાય બાઇ તાહિરાના ચુકાદામાં ન્યાયમૂર્તિ શ્રી કૃષ્ણ અય્યરે સેક્શન ૧૨૭ (૩) (બી) ના ક્ષેત્ર અને અમલીકરણ માટે કોઇ અવકાશ નથી એવુ સ્પષ્ટ રીતે સ્વીકારેલુ છે વળી આ સેક્શનનો મુદ્દો નીચલી કે તેમની કોર્ટમાં યે દલીલો અને પ્રચાર માટે ઊભો કરવામા આવેલો નથી. ન્યાય મૂર્તિશ્રી કૃષ્ણ ઐય્યરના આ મુદ્દા પરત્વે સુપ્રિમ કોર્ટની બેન્ચે ધ્યાન આપ્યુ નથી. બેન્ચના ન્યાયમૂર્તિઓએ શાહબાનુ બેગમને. કેસ લડવાના ખર્ચ પેટે દશ હજાર રૂપિયા જેવી ભારે રકમ આપવા માટે, મહંમદ અહમદ ખાનને આજ્ઞા કરી છે, જે શિક્ષાત્મક સ્વરૂપે છે. શરિયત પ્રમાણે, એક મુસ્લિમ તરીકે, ઇદ્દતનો સમય વટાવી મૂકેલી, તલ્લાક લીધેલી સ્ત્રીને, તેના ભરણપોષણ માટે આપવાની તેની કાયદેસર જવાબદારી રહેતી નથી... ....આ ચુકાદો એ મુસ્લિમો માટે એક ચેતવણી છે. કેમ કે સુપ્રિમ કોર્ટમાંથી, તેથી સંરક્ષણ તો નહિ જ મેળવી શકે, બલ્કે, તેમને રક્ષણ મેળવવા માટે શિક્ષા યા દંડને પાત્ર જ બનવુ પડશે.

'ભારતીય મુસ્લિમ લીગ'ના સામાન્ય મંત્રીશ્રી જી એમ, બનાતવાલા

'મુસ્લિમ પર્સનલ લૉ'ના ચુસ્ત હિમાયતી છે. 'ધી વિક' (૧૮–૨૪ ઑગસ્ટ, ૧૯૮૫)મા એક મુલાકાત દરમ્યાન, સુપ્રિમ કોર્ટના આ ચુકાદા અંગે પુછાયેલા પ્રશ્નોના જવાબ તેમણે આપ્યા છે. "શા માટે તમે તલ્લાક લીધેલી (મુસ્લિમ) ઓરતોના ભરણપોષણ અંગે વિરોધ કરો છો ?"

આના જવાબમાં તેઓ કહે છે, "મુસ્લિમો માટે 'ઇદ્દત'નો સમય વીત્યા પછી, ભરણપોષણનો ખર્ચ આપવાની બળજબરી (કરવી)એ પાપ છે. મુસ્લિમ કાયદા પ્રમાણે, માજી પતિએ દર મહિને નિર્વાહ માટે ખર્ચ આપવો એ ફરજિયાત નથી પરન્તુ છૂટાછેડા લેતી વખતે, જો તે આપવા ઇચ્છે, તો તો ઠીક અને સારું છે. તે એક સાદી લેવડદેવડ છે" બીજો એક એવો જ પ્રશ્ન પુછાયો છે. "ઇજિપ્ત, મોરોક્કો, પાકિસ્તાન, લેબેનોન વગેરે જેવા કેટલાક (મુસ્લિમ વસ્તીવાળા) દેશો છે. જ્યાં શરિયત પ્રમાણે તલ્લાક લેનારી મુસ્લિમ) સ્ત્રીને નિર્વાહ ખર્ચ અપાય છે. એ વિશે આપનો શો અભિપ્રાય છે?" એનો પ્રત્યુત્તર આપતાં તેમણે કહ્યું છે, "શરિયત માટે ભારતના મુસ્લિમો બીજા દેશોને નમૂના તરીકે (આદર્શ તરીકે) લેતા નથી. ઇજિપ્તમાં ભરણપોષણ આપવા અંગે તાજેતરમાં ખુલાસો કરવામાં આવ્યો છે તેમનું સમગ્ર વિધાન ઇસ્લામી કાયદા-વ્યવહારશાસ્ત્રના ખ્યાલોની મર્યાદામાં છે. કોઈ પણ બીજા સિદ્ધાન્તની અનુકૂળતા માટે, તેમણે ઇસ્લામી કાનૂનનો ત્યાગ કર્યો છે, એમ કહેવું એ ખોટું છે." આગળ જતા પ્રશ્ન કરાયો છે, "તમે શેરિયત કોર્ટો માટે (ખાસ) માગણી કરો છો, અને શરિયતમાં પોતામાં જ વિવિધ મતશાખાઓ છે. આવી સ્થિતિમાં કયો ન્યાયાધીશ કોર્ટો ઉપર અધ્યક્ષતા કરે એમ તમે ઇચ્છો છો?" જવાબમાં તેઓ સ્પષ્ટ કહે છે, કોઈ પણ વિચારશાખામાંથી હોઈ શકે. જો તે મુસ્લિમ, અને વિચારની વિવિધ શાખાઓમાં વિદ્વાન હોય, તો તે સારું છે. પછીથી ઇસ્લામી કાયદા મુજબ–સમાન કાયદાથી નિર્ણયો થશે' આમ તેઓ મુસ્લિમો માટે અલગ સાંપ્રદાયિક શરિયત કોર્ટોની માગણી કરે છે, જેમાં બીજા કોઈ જ નહિ, સિવાય કે માત્ર મુસ્લિમ વિદ્વાન કાયદાશાસ્ત્રીઓ જ ન્યાયમૂર્તિઓ હોય, "છેલ્લે એક અગત્યનો પ્રશ્ન પુછાયો છે, "સુપ્રિમ કોર્ટના ચુકાદાથી, કઈ રીતે મુસ્લિમ ધર્મને અસર પહોંચી છે?" "એના પ્રત્યુત્તરમાં એમના શબ્દો જુઓ. "લગ્ન, મહેર, તલ્લાક, ખૂલા, ઇદ્દત, વારસો વગેરેને લગતા વિશિષ્ટ કાયદાઓ 'કુરાન' અને 'સુન્નાહ'માં સમાવિષ્ટ છે. આ કાયદાઓ મરજિયાત નથી. તેઓ ફરજિયાત છે. તેમણે ચોક્કસ હદ–મર્યાદાઓ મૂકેલી છે, જેને ઓળંગી શકાય નહિ. કોઈ પણ, જે એને તાબે થતો નથી એ ઉલ્લંઘન કરનાર છે–જે પાપપૂર્ણ છે." (પૃ ૨૪) તદુપરાંત એક મહત્ત્વપૂર્ણ પ્રશ્ન પણ પુછાયો છે, "શરિયતમાં પોતામાં જ સંઘર્ષો અને તફાવતો(ભેદો) હોય તેથી શું?" પ્રત્યુત્તર જોરદાર રીતે તેમણે આપ્યો છે. "આમ તો સંઘર્ષ જેવું કશું નથી. યુગોથી ભરણપોષણના પ્રશ્ન ઉપર સંપૂર્ણ સર્વાનુમતી છે. તે કુરાનમાં ખૂબ સ્પષ્ટ છે. સુપ્રિમ કોર્ટના ન્યાયમૂર્તિઓએ એક યા બે આયાતોનું જે ભાષ્ય કર્યું છે, તે સદંતર બહારનું છે. તેમની પવિત્ર કુરાન વિશેની મીમાંસા અયોગ્ય છે. 'મુસ્લિમ પર્સનલ લૉ' ઉપર એ એક તરાપ છે. આવી કોઈ પણ તરાપ એ અસહ્ય છે."

(પૃ. ૨૫)

'સન્ડે ઓબ્ઝર્વર'નો ખબરપત્રી 'સુપ્રિમ કોર્ટની દરમ્યાનગીરી વિશે મુસ્લિમ વિરોધ' નામે લેખમાં 'ન્યૂઝ' દાખવતા લખે છે કે–તા. ૧૪ જૂન ૧૯૮૫ના રોજ મુંબઈમાં મૌલાનાઓના આદેશથી, નમાઝ પછી સુપ્રિમ કોર્ટના ચુકાદાનો સામુદાયિક વિરોધ કરવામાં આવ્યો. 'અખિલ ભારતીય મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ'ના નિર્ણયથી રમઝાન માસનો છેલ્લો દિવસ 'વિરોધ દિન' તરીકે, સારા યે ભારતમાં મનાવવામાં આવ્યો. બોર્ડની સૂચનાથી ઠેરઠેર મિટિંગો અને સરઘસો કાઢીને વિરોધ; વીસ જૂન પછીથી મનાવવામાં આવશે. આ વિશે મુસ્લિમ સમાજમાં જાગૃતિ લાવવા માટે, એક 'એક્શન કમિટી' (કાર્યવાહક સમિતિ) યે રચાઈ છે. જેમાં મુસ્લિમ સંગઠનોના મહામંત્રીઓ, મૌલાનાઓ, સંસદસભ્યો–જેવા કે ઇબ્રાહીમ સુલેમાન સઇદ, સલાઉદ્દીન ઓવૈસી, સૈયદ શાહબુદ્દીન

[ વિશ્વમાનવ :

મુઝફ્ફરહુસેન કચ્છવી વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. સુપ્રિમ કોર્ટના તા. ૨૩ કરી છે. રાજ્ય સભાના ડેપ્યુટી સ્પીકરે– ઉપાધ્યક્ષે દેશને ખાતરી આપી હતી કે નવી સરકાર દ્વારા લઘુમતીઓના હકોનું રક્ષણ કરવામાં આવશે તમામ મૌલાનાઓએ વડાપ્રધાનને, ગૃહપ્રધાનને તથા કાયદા પ્રધાનને, સુપ્રિમ કોર્ટના ચુકાદાના વિરોધમા 'તાર' પાઠવ્યા છે. મુસ્લિમોમા 'એક પત્રિકા' પણ પ્રસારિત કરવામાં આવી છે, જે ઉર્દૂ સાપ્તાહિક 'દાવત'માંથી દિલ્હીથી ઉદ્ધૃત કરવામા આવેલી છે જેમા બોર્ડના વિરોધો સક્ષેપમા પ્રસ્તુત કરાયા છે એમાં પહેલી બાબત એ છે કે સુપ્રિમ કોર્ટે શરિયત મુસ્લિમ કાયદાઓ વિશેના મુસ્લિમ વિદ્વાનોનાં ભાષ્યોને ધ્યાનમા લીધાં નથી. સારા યે વિષયમાં ચાલતી આવેલી ચૌદ સો વર્ષની પર પરામાં પલટો કરી નાખવામા આવ્યો છે વળી તે 'શરિયત' અને 'મુસ્લિમ પર્સનલ લૉ' (શરિયત અમલનો કાયદો, સને ૧૯૩૭)ની વિરુદ્ધમા ગઈ છે જે કહે છે કે વાદી– પ્રતિવાદી–સ્પર્ધકો મુસ્લિમ હોય અને મુદ્દો તેમના અંગત જીવનનો હોય, ત્યારે શાશ્વતના કાયદાઓનો અમલ કરવો જોઇએ. બીજું સુપ્રિમ કોર્ટે સામાજિક કાયદાઓને શરિયત કાયદાઓથી ઊંચા ગણાવવાનો પ્રયત્ન કર્યો છે. અને એ રીતે 'મુસ્લિમ પર્સનલ લૉ'માં દરમ્યાનગીરી કરવાનો સ્પષ્ટ પ્રયાસ કર્યો છે આ કેસ સાથે બિન આવશ્યક રીતે સમાન સિવિલ કોડને જોડવાનો પુરુષાર્થ થયેલો છે. ત્રીજુ, આ નિર્ણયે, જેઓ 'મુસ્લિમ પર્સનલ લૉ'નો છેદ ઉડાડવા માગતા હતા તેમને ઉત્તેજન આપ્યું છે. બોર્ડને લાગે છે કે આનાથી રાષ્ટ્રની કોમીય એકતાની લાગણી ઉપર ઊલટી અસરો પડશે. ચોથું, એટલા માટે, બોર્ડે ભારત સરકારને સેકશન-૧૨૫ સી. આર. પી. સી. (જેનો સંબંધ ભરણપોષણ સાથે છે તે)ને સુધારવા માટે માગણી કરી છે, જેથી આ નિર્ણય બિનઅસરકારક બની જાય. તેમ જ કોઇથી 'મુસ્લિમ પર્સનલ લૉ'મા માથું ન મારી શકાય. વળી સેકશન-૪૪ સી. પી. સી. (જે રેવન્યુ કોર્ટના આદેશો સાથે સંકળાયેલ છે તે)મા યે સુધારો કરવામાં આવે, જેથી મુસ્લિમો તેમાંથી બાકાત રહે–આ બધી બાબતો સરકારને બોર્ડ જણાવે, અને મુસ્લિમ સમાજમાં આ નિર્ણય વિરુદ્ધ ભારે ઊહાપોહ જગાવવામા આવે આ હિલચાલ કરવા માટે બોર્ડે મુસ્લિમ સ્થાપિત હિતો અને અખબારોની સહાય માગી છે તેમ જ પોતાના ધર્મની રક્ષા માટે બલિદાનો આપવા કાજે, શાન્ત અને સ્વસ્થ રીતે તૈયાર થવાને મુસ્લિમ જનતાને અપીલ કરી છે.....વળી ગઇ કાલે જોરદાર રીતે કહેવાયું છે કે રાજીવ ગાંધી (વડાપ્રધાન) એ લેશમાત્ર ન ભૂલે કે ભારતના મુસ્લિમો એ Balancing power–સમતુલા શક્તિ છે. અને તેના અગ્રણીઓએ જેમ સને ૧૯૭૭માં, તેમની માતા-ઇન્દિરાજીની સરકારને શિકસ્ત આપી હતી તેમ, રાજીવ ગાંધીની સરકારને ય કરી શકે છે. (તા. ૧૬ જૂન, ૧૯૮૫, 'સન્ડે ઓબ્ઝર્વર, પૃ. ૫)

પ્રસિદ્ધ ગુજરાતી સાપ્તાહિક 'સાધના' (તા ૧૨, સપ્ટેમ્બર, ૧૯૮૫, પૃ.૯) મા શ્રી પ્રેક્ષકે 'વડોદરાના શરિયત બચાવો સમેલનના ધર્મઝનૂની સંકેતો !' લેખમા ઉલ્લેખ છે કે– તાજેતરમાં વડોદરા ખાતે 'ઑલ ઇન્ડિયા 'મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ'ની 'એકશન કમિટી'ની સભા મેમણ જમાતખાનામાં મળી હતી. જેમાં અધ્યક્ષપદે હતા જનાબ ગુલામ મોહમ્મદ અબુભાઈ મેમણ. આ સંમેલનનો અહેવાલ 'ગુજરાત સમાચાર'ની તા ૨૫, સપ્ટેમ્બર, ૧૯૮૫ની વડોદરાની આવૃત્તિમાં છપાયેલો છે. સંમેલનમાં થયેલાં પ્રવચનો, મુસ્લિમ રૂઢિચુસ્તોની શોષણખોરીની પરંપરાનો ચોંકાવનારો પુરાવો આપી જાય છે....સુપ્રિમ કોર્ટ સામે બેફામ આક્ષેપબાજી અને દેશની લોકશાહી પરસ્ત ચૂંટણીઓ દ્વારા સત્તા પર આવેલી કેન્દ્ર સરકાર

સામે, અગાઉના જૂંગિશ જેવો આ આવણોનો સૂર હતો. આઝાદી પહેલાંના જમાનાની મુસ્લિમ લીગની ' ઈસ્લામ ખતરે મેં હૈ ' જેવા નારાની યાદ આ ધર્મઝનૂની પ્રવચનોમાંથી તાજી થતી હતી. આ મુસ્લિમ આગેવાનોનો પ્રથમ આક્ષેપ એ હતો કે-" સર્વોચ્ચ અદાલતે ' મુસ્લિમ પર્સનલ લૉ ' માં જાણીબૂઝીને હસ્તક્ષેપ કરીને ' કૉમન સિવિલ કોડ 'નો માર્ગ મોકળો કરી આપવા પ્રયત્ન કર્યો છે, એટલે એની સામે સંગઠિત થઈને અવાજ રજૂ કરવા અને વખત આવે તો ગમે તેવો ભોગ આપવા તૈયાર રહેવાની હાકલ પણ મુસ્લિમ કોમને એ સમેલનમાં કરવામાં આવી હતી. " સમેલનના મુખ્ય ઠરાવમાં, " ' મુસ્લિમ પર્સનલ લૉ ' ઈસ્લામની મૂળભૂત માન્યતાનું એક અંગ છે. અને એમાં કોઈ પણ પ્રકારનો હસ્તક્ષેપ ઈસ્લામમાં સીધી દખલગીરી તરીકે ગણાશે. મુસ્લિમોને નાગરિકો તરીકે જે સમાન અધિકારો મળ્યા છે એમાં આવા કોઈ પણ હસ્તક્ષેપને સાંખી લેવા અમે તૈયાર નથી." એવો સીધો પડકાર પણ કેન્દ્ર સરકાર સામે આ સમેલને ફેંક્યો હતો વળી આ ધર્મઝનૂની સંમેલનમાં, "શાહબાનુ જેવી દુઃખી છતાં નીડર મહિલાને ભરણપોષણની રકમ અપાવવામાં મદદરૂપ બનેલ-ફોજદારી કાયદાની સીઆરપીસી કલમ-૧૨૫ની અસરમાંથી મુસ્લિમ કોમને બાકાત રાખવાની અને બંધારણના માર્ગદર્શક સિદ્ધાન્તોની કલમ-૪૪ને રદ કરવાની" બેહૂદી માગણીઓ પણ મુખ્ય ઠરાવમાં કરવામાં આવી હતી વળી આ ઠરાવના અંતમાં, "અમારી આ માગણી નહિ સ્વીકારાય તો અમે ધાર્મિક અધિકારોની સુરક્ષા માટે બને એટલી બંધારણીય લડત આપવા તૈયાર છીએ, ગુજરાતના મુસ્લિમો વતી અમારો આ સંગઠિત અવાજ, જો સરકારના બહેરા કાને નહિ અથડાય, તો તેનાં પરિણામોની જવાબદારી સરકારની રહેશે." (પૃ. ૯) આ વિસ્ફોટક પ્રકારની ચેતવણીનો અર્થ શો હશે ? બંધારણીય રાહને નામે કોમી સંગઠિત અને કોમી રમખાણો ઊભાં કરવાની નેમ તો નહિ હોય ને ? !

## સુધારકો અને પ્રગતિશીલોની પ્રબુદ્ધતા

મુસ્લિમ સમાજના પ્રખર બૌદ્ધિક અને પ્રગતિશીલ વિચારક તેમ જ સુધારક ડૉ. કે. એસ. દુરાનીએ 'Politics of Muslim Personal Law' અર્થાત્ 'મુસ્લિમ પર્સનલ લૉનું' રાજકારણ' નામે લેખમાં પોતાના અંગત સ્વાર્થો, સત્તાઓ અને લાભો માટે ભારતના ભાગલા થયા પછી, મુસ્લિમ અગ્રણીઓ કેવા કેવા પ્રપંચો અને ખેલો ખેલી રહ્યા છે તેનું વિગતવાર બયાન આપ્યું છે. જે 'ઑર્ગેનાઈઝર' (જૂન ૧, ૧૯૮૫, પૃ. ૫)માં જોઈ શકાય છે. મોટા ભાગની મુસ્લિમ નેતાગીરી બુનિયાદી રીતે જમીનદારી જાગીરદારી, કટ્ટર જાતિવાદ અને સત્તાવાદી મનોવૃત્તિમાંથી આવેલી છે તેઓ પોતાના આર્થિક યા રાજકીય સ્વાર્થો માટે વિવિધ કીમિયાઓ અજમાવતા રહ્યા છે. જનાબ મહંમદઅલી જિન્ના આ મુસ્લિમ માનસને બરાબર જાણતા હતા, જેથી તેમણે પરિસ્થિતિનો પૂરો લાભ ઉઠાવ્યો અને સ્વાર્થો માટે ભારે શોષણ કર્યું. તેઓ ભારે હાથે સંપ્રદાયોનું નિયંત્રણ કરવા તથા તેમના ઉપર શાસન કરવા માગતા હતા. તેમની સામાજિક કાર્યની અદ્યતન ફિલસૂફીમાં મુસ્લિમ સ્ત્રીઓ અને કામદારો જલદીથી ભોગ બની શકે તેમ હતા. કારણ કે સ્ત્રીઓ લગભગ નિરક્ષર, અમાનવીય દબાણો વચ્ચે જીવનારી અને આર્થિક સ્વતંત્રતાથી વંચિત તેમ જ રૂઢિગ્રસ્ત મનોદશાવાળી હતી એટલા માટે આ મુસ્લિમ નેતાઓએ આ બન્ને વર્ગોનું ભારે શોષણ કર્યું, અને પોતાના અંગત ઈષ્ટ હેતુઓ-સ્વાર્થો સિદ્ધ કર્યા. સ્ત્રીઓ, કામદારો અને પછાત વર્ગો પ્રત્યે જે લોકોનું અંગત રીતે સત્તાવાદી વલણ હતું તેમણે 'જમાતે ઈસ્લામી' ત્રૈમાસિક, જે ઈસ્લામી અને તુલનાત્મક કાનૂનનું, 'ઈન્ડિયન ઈન્સ્ટિટ્યુટ

ઓફ ઈસ્લામીક સ્ટડીઝ'નું મુખપત્ર છે. જે રીક્ષ-વ્યુક માયાજાળ, આ પરિસ્થિતિ પર શોક-વિલાપ કરતાં કહે છે, "અમારી દલીલ છે કે-સેકશન ૧૨૭(૩)(બી), જે અંતર્ગત રીતે 'મુસ્લિમ પર્સનલ લૉ'નો બચાવ કરે છે, જે તલ્લાક લીધેલ મુસ્લિમ સ્ત્રીના ભરણપોષણના સમયનો નિશ્ચય કરે છે, જે તમામ પ્રકારના મુસ્લિમ તલ્લાકને લાગુ પડે છે. આવું હોવાથી તે 'પત્ની'ની વ્યાખ્યાનું અમલીકરણ કરે છે, જે સી આર પી સી, ૧૯૭૩ના સેકશન-૧૨૫(બી)ની સમજૂતી કલમ-૨ મા આપેલી છે, જે સક્રિય છે." આગળ જઈને ડૉ. દુરાની તાજેતરના સુપ્રિમ કોર્ટના ચુકાદા વિશે પોતાનો અભિપ્રાય હિંમતભેર, નિર્ભયતા અને સ્વસ્થતાથી વ્યક્ત કરે છે, "મુસ્લિમ એડવોકેટ મહંમદ અહમદખાન વિરુદ્ધ શાહબાનુ બેગમની બાબતે, સુપ્રિમ કોર્ટના તાજેતરના ચુકાદામાં, દેશની સૌથી ઊંચી અદાલતે (Supreme Court) જાહેર કર્યું છે કે- એક મુસ્લિમ તલ્લાક પામેલી સ્ત્રી, જે પોતાની જાતે ભરણપોષણ મેળવી શકે તેમ નથી તેને, જ્યાં સુધી બીજું લગ્ન ન કરે ત્યાં સુધી પોતાના આગલા પતિ પાસેથી, ભરણ-પોષણ મેળવવા માટે હકદાર છે. સુપ્રિમ કોર્ટની પાંચ ન્યાયમૂર્તિઓની બેન્ચે સીઆરપીસી, ૧૯૭૩ના સેકશન-૧૨૫ નીચે ચુકાદો આપ્યો છે. જે પ્રકારની રીતે દર્શાવે છે કે આ સેકશનની સુવિધાઓ તમામ પ્રકારના ભારતના નાગરિકોને માટે અમલી બને છે. પછી ધણી કે ધણિયાણી, ભલે હિન્દુ, મુસ્લિમ, ખ્રિસ્તી, અથવા બીજી કોઈ પણ કોમનાં હોય-દેખીતી રીતે જ. ચુકાદો એ સામાજિક ન્યાયનો માર્ગદર્શક સ્થંભ છે. જે રખડાઉ જીવન અને દારિદ્રતાને રોકવા ઇચ્છે છે. 'મુસ્લિમ પર્સનલ લૉ'નો સંદર્ભ, જે અંતર્ગત રીતે સી આર પી સી ના સેકશન-૧૨૭ (૩) (બી) નીચે રક્ષિત છે, જેને ચુકાદામાંથી ટાળવામાં આવ્યું છે. કારણ કે તે સામાજિક ન્યાયની સુવિધાઓનું ખંડન કરે છે. જેમ કે તે એવું છે કે 'મુસ્લિમ પર્સનલ લૉ' તલાક લીધેલી મુસ્લિમ પત્નીને માત્ર ત્રણ માસ (અને દશ દિવસ, કુલે ૧૦૦ દિવસ)ના સમય માટે ભરણપોષણની વ્યવસ્થા કરે છે, જે ભારતીય પરિસ્થિતિમાં સૌથી વધુ અવિચારી ન્યાયનું પ્રદાન છે. શાહબાનુ બેગમની આરંભથી અન્ત સુધીની લડત, આ ભૂમિના બિનસાંપ્રદાયિક કાયદાની સુવિધાઓ નીચેની અને ન્યાય માટેની છે તેણીના એડવોકેટ માજી પતિએ આર્થિક માર્ગને પસન્દ કર્યો છે તે ભુલી ગયા છે કે તમામ ભારતીય કાયદાઓ તમામ નાગરિકોને-કોમ કે જાતિના ભેદ સિવાય લાગુ પડે છે. ભારતીય પાર્લામેન્ટ-લોક સભાને એવા કોઈ કલ્યાણકારી કાયદાઓ કરવાની સત્તા નથી, જે સમાજના વિવિધ વિભાગોમાં ભેદ-તફાવત ઊભો કરે. કારણ કે એ તો બંધારણનું પોતાનું જ અસભ્ય ઉલ્લંઘન-ખંડન હશે" વળી સુપ્રિમ કોર્ટ સામે 'જેહાદ' (ધર્મયુદ્ધ) જગાવવા 'જમાતે-ઇસ્લામી-હિંદ'ના પ્રમુખ શ્રી મૌલાના અબુલ લૈસ નદવી, જનતા પક્ષના મંત્રી શ્રી સૈયદ શાહાબુદ્દીન, ઇબ્રાહીમ સુલેમાન સેત, મોહમ્મદ બનાતવાલા, તેમ જ કોંગીના રાજ્ય સભાના ડેપ્યુટી સ્પીકર (ઉપાધ્યક્ષ) શ્રીમતી નઝમા હિદાયતુલ્લા-આ બધાએ મળીને જાહેરાત કરી છે : "મુસ્લિમ પર્સનલ લૉમાં કરવામાં આવેલો કોઈ પણ સુધારો, મુસ્લિમોને માટે સ્વીકાર્ય નહિ બને. અને 'મિલ્લાતે-ઇસ્લામિયા-હિન્દ' ફ્રોહમાં થવાના કોઇ પણ પ્રયાસને ખુલ્લી રીતે અને બંધારણીય રીતે સફળ થવા દેશે નહિ, જે 'ઈસ્લામી શરિયત'માં સીધું યા આડકતરું દખલગીરી કરનારું પગલું હશે !" વધુમાં પ્રસ્તુત લેખના અંતે ડૉ. દુરાની કહે છે, "ભારતના ઈતિહાસમાં એ સૌથી વધુ ગમગીનીનો દિવસ ગણાશે, જ્યારે પાર્લામેન્ટ મુસ્લિમ નેતાઓના સ્વાર્થમાં છૂપાયેલા સ્વાર્થીઓને તાબે થશે. 'ભારતીય પર્સનલ લૉ' એ તો હવે મૃતપત્ર ( Dead letter ) છે. અને મુસ્લિમ સ્ત્રીઓને ગેરરીતભર્યા કાયદાઓમાંથી મુક્ત કરવામાં આવી છે, જે

સ્ત્રીઓના વ્યક્તિત્વને અધઃપતિત કરવાના ઉદ્દેશથી થયેલા હતા. ભલે, મુસ્લિમ નેતાઓ આ પ્રશ્ન ઉપર વિચારણા કરે-મનન કરે. શું તેઓ ભારતના ગરીબ મુસ્લિમોની સેવા કરવા ઇચ્છે છે યા માત્ર નિરક્ષર મુસ્લિમ સમુદાયોની ધાર્મિક લાગણીઓને ઉશ્કેરીને અને શોષણ કરીને, તેમના સ્થાનો-હોદ્દાઓ મેળવવા ઇચ્છે છે ?" (પૃ. ૬)

શ્રી ઇકબાલ મસૂદે 'ઇન્ડિયન એક્સપ્રેસ' (તા. ૬-૧૦-૮૫)ના સાપ્તાહિક અંક 'એક્સપ્રેસ મેગેઝિન'માં 'And Justice For All' અર્થાત અને સૌને માટે ન્યાય' નામે લેખમાં પ્રસ્તુત પ્રશ્ન પરત્વે પોતાનો અભિપ્રાય સારી રીતે વ્યક્ત કર્યો છે, "હું આ ચુકાદાનો અમલીકરણનો ભાગ તદ્દન સાચો છે એમ ગણું છું." (પૃષ્ઠ-૨) આ નિર્ણયથી એમને, "પ્રથમ દર્શન એ થાય છે કે મુસ્લિમ કોમ અથવા તે બાબતે કોઇ પણ ધાર્મિક કોમને આશ્ચર્યપૂર્ણ રીતે ગણવામાં-વર્તવામાં આવે. ચુકાદા ઉપરથી સૂચિત થાય છે કે સ્ત્રીઓના પતન માટે મુખ્ય ઘટક ધર્મ છે...બીજું, એવું લાગે છે કે મુસ્લિમ પુરુષના હક વિશે સાદગીથી દષ્ટિકોણ લેવામાં આવેલો છે...ત્રીજું, કેટલાક નિરીક્ષકો અલગ મુસ્લિમ સાંસ્કૃતિક અસ્તિત્વ માટે સીધા પડકારરૂપ લાગે છે." આગળ જઈને તે લખે છે, "પરન્તુ સરકાર અને મુસ્લિમ નેતાઓ બન્નેએ બહુવિધ સમાજમાં ન્યાય વિશે ગંભીરતા અને દીર્ઘદૃષ્ટિથી વિચારવું જોઇશે. જેને લીધે મુસ્લિમ રાજ્યમાં કાયદાકીય વ્યવસ્થા અંગેની પૂર્ણ રીતે ન્યાયવિષયક સમજૂતી પણ ન હોય, તેમ જ કેટલાક લોકોને લાગતી જરૂરી આવશ્યકતાઓની ઉપેક્ષા પણ ન હોય, તેમ જ કેટલાક લોકોને લાગતી જરૂરી આવશ્યકતાઓની ઉપેક્ષા પણ ન હોય-આ જરૂરિયાતો હમેશાં કદાચ ભૌતિક ન પણ હોય." (પૃ ૨)

વળી શ્રીકૃષ્ણ મહાજને 'ઓર્ગેનાઇઝર' (તા. ૧૪ જુલાઈ, ૧૯૮૫-પૃષ્ઠ-૮)માં 'Muslims and Supreme Court' અર્થાત્ 'મુસ્લિમો અને સુપ્રિમ કોર્ટ' નામે લેખમાં પ્રસ્તુત ચુકાદા બાબતે, બોર્ડના એક અગ્રણી શ્રી શાહાબુદ્દીનની પત્રકાર પરિષદમાં કરેલા આક્ષેપોના મુદ્દાઓ અંગે તર્કસંગત સરસ દલીલો કરીને ચર્ચા કરી છે. તા. ૧૬-૫-'૮૫ના રોજ 'મુસ્લિમ પર્સનલ લૉ' બોર્ડ તરફથી બોલાવાયેલી પત્રકાર પરિષદમાં શ્રી શાહાબુદ્દીને જાહેર કર્યું હતું-"સુપ્રિમ કોર્ટને 'કુરાન'ના સમજૂતી કે ભાષ્ય કરવાની કોઇ પણ સત્તા નથી." એના જવાબમાં શ્રી મહાજને દલીલ કરી છે કે સુપ્રિમ કોર્ટે કુરાન'ની નહિ, પણ 'ક્રિમિનલ પ્રોસિજર કોડ'ના સેક્શન-૧૨૫ અને ૧૨૭ની સમજૂતી આપી છે અને કહ્યું છે કે-'કુરાન'માંથી એવું કશું યે અન્ય શોધી શકતી નથી, જે મુસ્લિમ સ્ત્રીની તરફેણમાં તેણે આપેલી સમજૂતીથી વિરુદ્ધ જતું હોય. બીજું, શ્રી બનાતવાળા અને શ્રી શાહાબુદ્દીને નિવેદન કર્યું હતું -"મુસ્લિમ પર્સનલ લૉ' બીજા કોઈ પણ કાયદા કરતા, સ્ત્રીઓને વધારે સંરક્ષણ આપે છે ..'મુસ્લિમ પર્સનલ લૉ' નીચે છૂટાછેડા પછી, તેની સંભાળ લેવામાં આવે છે, નહિ કે માત્ર તેના પતિ, પરન્તુ બીજાઓ દ્વારા યે, જેઓ કુટુંબમાં મિલકતનો વારસો ધરાવે છે." જેની સાથે "હજી અમારે ઘણું કરવાનું બાકી છે," એમ કહેતા શ્રી શાહાબુદ્દીન સાથે, શ્રી મહાજન અનુમોદન કરે છે ત્રીજું, "આર્ટીકલ-૪૪માંથી મુસ્લિમોને બાકાત રાખવામાં આવે." માર્ગદર્શક સિદ્ધાન્તો કોઇ ખાસ ધર્મને સ્વીકારતા નથી. અને આખાયે રાજ્યનો ધારણનો ભાર છે, સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય ઉપર-ભારતીયો તરીકે અને તે ય વ્યક્તિઓ તરીકે, એટલા માટે મુસ્લિમ કે બીજો કોઈ ધર્મ આ સત્તામાંથી બાકાત થઇ શકે નહિ ચોથું, તેમણે નિવેદન કરતા કહ્યું હતું-"ભારતમાંના મુસ્લિમો બંધારણે રચેલી ઊંચી ઊંચી અદાલતને માન્ય રાખશે નહિ" અહીં બોર્ડ પોતાના ક્ષેત્રમર્યાદા બહાર જઈને ગેરકાયદેસર

[ વિશ્વમાનવ..

ભૂમિકા પરથી વાત કરે છે. શ્રી શાહાબુદ્દીન અને શ્રી બનાતવાલા પાર્લામેન્ટના માનનીય સભ્યો છે. એટલા માટે તેઓ ભારતના રાજ્યબંધારણમાં વિશ્વાસ રાખવા માટે બંધાયેલા છે. એમ કહીને શ્રી મહાજને તેમની દલીલનો છેદ ઉડાવી દીધો છે. પાચમું, શ્રી બનાતવાલાએ દર્શાવ્યું હતુ –" ઇસ્લામ એક જ પદ્ધતિ છે અને સૌને માટે શ્રેષ્ઠ પદ્ધતિ છે " આના જવાબમા, ઈસ્લામમાં ચોરી કરનારના હાથ કાપી નાખવાની માગણી છે. શુ તેને તે સ્વીકારી શકશે ખરા ? આજના સંદર્ભમા ? અને 'મુસ્લિમ પર્સનલ લૉ' કે અન્ય મુસ્લિમ કાયદાઓમા તેનો સમાવેશ કરશે ખરા ? આમ પ્રશ્ન કરીને આ છેલ્લી બાબતને સાપેક્ષ (Relative) માનીને ચર્ચા કરી છે.

આ ઉપરાત, શ્રી ઇલા પાઠકે 'લોકસત્તા-જનસત્તા' (તા. ૪-૯-'૮૫ વડોદરાની આવૃત્તિ) મા, 'દિલ્હી હવે મુસ્લિમ નારીની પડખે' લેખમાં શ્રી શાહબાનુ બેગમની તરફેણમાં આપેલા ચુકાદાને મુસ્લિમ સ્ત્રીઓ માટે રાહતરૂપ ગણાવ્યો છે છતાં યે કેટલાક ખતરાઓ સામે તેમણે સારો નિર્દેશ કર્યો છે, " આ ચુકાદાને લીધે આ બધી પરિસ્થિતિમા ફેર પડી શકે તેમ છતાં બીજો ડર છે કે ભરણપોષણ આપવું પડશે, તો મુસ્લિમોમા પણ સ્ત્રીને બાળી મૂકવાના કિસ્સા વધશે દહેજનું દૂષણ તો ઉત્તરમા-મુસ્લિમ સમાજમા છે જ. તો તલ્લાક પછી સ્ત્રી સામે દુ ખદ વિકલ્પો રહેવાના તે આ જ કે કાં જીવતાં અગ્નિઝાળમાં લપેટાઓ, કા રસ્તે રખડતા થાઓ !....શાહબાનુ (વડાપ્રધાન) રાજીવ ગાંધીને મળવા ગયાં હતાં, ત્યારે વડાપ્રધાને કહ્યું હતું કે તેમણે દબાણોને વશ થવાની જરૂર નથી. સરકારની સઘળી મદદ શાહબાનુને મળશે, એવી હૈયાધારણ પણ તેમણે આપી હતી. સ્ત્રીના ગૌરવપૂર્વક જીવવાના અધિકારને દેશની સર્વોચ્ચ સંસ્થાએ આવકારે તેથી રૂડું બીજુ શું હોઈ શકે ?" (પૃ.૪)

પરન્તુ શ્રી વી. કે. સિંહાએ 'ધી સેક્યુલરિસ્ટ' (મે જૂન, ૧૯૮૫, પૃ. ૫૧-૫૨)માં અગ્રલેખ સ્વરૂપે 'Religion and Social Justice' અર્થાત 'ધર્મ અને સામાજિક ન્યાય' લેખ પ્રસ્તુત કર્યો છે. જેમા તેમણે વિગતે અનેક વિષ આલેખ્યો વિશે દલીલો કરી છે અને કહ્યુ છે, " સુપ્રિમ કોર્ટની બંધારણીય બેન્ચે તા ૨૩-૪-૮૫ની રોજ આપેલા ઐતિહાસિક ચુકાદામાં, ભારતમાની મુસ્લિમ સ્ત્રીઓ માટે, લાંબા વખતથી બાકી રહેલું સામાજિક ન્યાય પ્રત્યેનું ભારે મહત્ત્વનુ પગલુ ભર્યું છે 'ક્રિમિનલ પ્રોસિજર કોડ'ના સેક્શન-૧૨૫ નીચે તેણીના પતિ પાસેથી નિર્વાહ ભથ્થું મેળવવાને, જે સ્ત્રીઓ પોતાની જાતે વ્યવહાર ચલાવવાને અશક્ત હોય, તેમ જ જે મુસ્લિમ સ્ત્રીએ તલ્લાક મેળવેલો હોય તેને માટે બેન્ચે અધિકાર આપ્યો છે" આ બધા પ્રશ્નોમાથી સંપૂર્ણ રીતે બહાર નીકળવા માટે 'સમાન સિવિલ કોડ'ના મુદ્દા પરત્વે શ્રી સિંહાએ કહ્યું છે, "કોર્ટે સાચુ જ કહ્યુ છે કે રાજ્યની એ ફરજ છે-'સમાન સિવિલ કોડ' દાખલ કરવા માટે વિશ્વાસ રચવાની."

ખરેખર'સાધના (મરાઠી,),(તા.૧૦-૧૦-૮૫) ના અકમા, તંત્રીસ્થાનેથી લેખ-'મુસ્લિમ મહિલાઓનો તો તે હક્ક છે' જેમાં, "પૂનાની દિવાની કોર્ટે એક મહત્ત્વનો નિર્ણય આપ્યો છે. સને ૧૯૮૦માં નસીમ નામની મુસ્લિમ છોકરીનો વિવાહ થઇ ગયેલો તલ્લાકની અરજી પ્રમાણે, તેને છૂટાછેડા આપ્યા. તેની પત્ની અને બાળકોના નિર્વાહ માટે પતિને ફરજ પાડવામાં આવી અને હક્ક અપાયો પૂનાના સામાજિક કાર્યકર્તા અને જનતા પક્ષના અધ્યક્ષ એડવોકેટ શ્રી મ, વિ. અકોલકરે આ મહિલા વતી કેસ ચલાવેલો અને લડતમા સફળતા પ્રાપ્ત કરેલી આ પ્રસંગે મુસ્લિમ સમાજે જોરદાર રીતે, ન્યાયાલય સામે ઉહાપોહ-દેખાવો (demonstrations) કરેલા." છતાં યે

માનવગૌરવને વરેલા સમાજના નિર્માણને રૂંધે છે. ભારત પોતે જ આનું એક વિલક્ષણ દૃષ્ટાંત છે. વૈશ્વિક સંકટાવસ્થાઓથી સ્વતંત્ર રહીને મોટે ભાગે આત્મનિર્ભર અર્થરચના નિર્માણ કરવાનો પાત્રીસ વરસો અને બમણી થયેલી વસ્તીમાં વ્યાપેલો એક અદ્ભુત પુરુષાર્થ ! (આપણી સમગ્ર રાષ્ટ્રીય આવકના ૬% થી ૯% આપણે આયાત કરીએ છીએ. તે પણ મોટે ભાગે ખનિજ તેલની !) પણ પ્લાનિંગ કમિશન પોતે જ કહે છે તેમ બત્રીસ કરોડ લોકો ગરીબીની રેખા નીચે જીવે છે. ૧૯૪૭માં સ્વરાજ્ય મળ્યું ત્યારે જેટલી જનસંખ્યા હતી લગભગ તેટલી જ.

રાજકીય પ્રચારકો આપણને કહેતા રહેવાના કે ગરીબીનો તાત્કાલિક કોઈ ઉકેલ નથી, પરિવર્તન ધીમું છે અને અવગણાયેલાઓનું આ કલંક આપણે આપણા સમાજમાંથી ધોઈ કાઢીશું. વાત સાચી. પણ પૂરતાં અનાજ અને વસ્તુઓ મેળવવા માટે ગરીબોને ઉત્પાદક બનાવવા અને ખરીદશક્તિ સાથે બજારમાં ઊભા રહેવાની શક્તિ આપવા જે કૌશલ્યો અને સાધનો જરૂરી છે તે તેમને સંપડાવવામાં નિષ્ફળ જનારી આર્થિક નીતિઓ દ્વારા તો એ નહીં જ ધોવાય.

આજે આપણા સમાજના નીચલા થરમાં રહેલા લોકોનાં જીવન આશ્ચર્યજનક રીતે બદલી શકે એવાં કૌશલ્યો અને સાધનો આપણી પાસે છે. આપણે ત્યાં એ દિશાનો રાજકીય ઝોક અને એથી વિકાસની પ્રાથમિકતાઓમાં ફેરફાર કરવાની ઇચ્છાશક્તિનો અભાવ છે. જેમણે પોતાને માટે સમૃદ્ધિ મેળવી લીધી છે તેઓ આપણને એમ સમજાવે છે કે આપણે ગરીબો માટે મહેનત તો કરીએ છીએ. વળી એક અબજ (કેમકે ઇ.સ. ૨૦૦૦માં આપણે લગભગ એટલી જનસંખ્યાએ પહોંચીશું અને એમાં ૫૦ કરોડ ગરીબી-રેખા નીચે હશે) લોકોના સમાજ માટે સમાનતામૂલક ભવિષ્યની કલ્પના કરવી એ વાહિયાત છે એમ પણ કહેવાય છે કે ગરીબી હટાઓ એ આપણા રાજકીય જીવનની ઉત્કટ ઇચ્છા છે.

આ બધું વાહિયાત છે સામાજિક બાબતોમાં આપણા પોતાના કામના પ્રભાવનો અભ્યાસ કરીને અને અવલોકનથી આપણે એ જાણીએ છીએ. ગામડું આર્થિક ઘાવોથી ભરેલું હોય ત્યારે કોમ્યુનિટી ડેવલપમેન્ટમાં મોટા પ્રમાણમાં રોકાણ કરીએ તો પણ શો ફાયદો થાય ? ગામડાંમાં વૈદકીય તંત્ર અસ્તિત્વ ધરાવતું નથી ત્યારે જેમાં બહુ મદદ અપાઈ છે એવા કુટુંબનિયોજનના પ્રયોગાત્મક સાધનાના કાર્યક્રમને કોણ આગળ ધપાવશે? સમગ્ર સામાજિક-રાજકીય વ્યવસ્થા જ કાયદાની ઉપેક્ષા કરતી હોય ત્યારે અલ્પતમ વેતન અને જમીન ટોચ મર્યાદાના કાયદાનો શો અર્થ ! પીવાના પાણી, પાણીના નિકાલની વ્યવસ્થા અને સાદા ઘરોનો પ્રશ્ન ગરીબીમાં સબડતા લોકો કરતાં ક્યાંયે વધુ લોકોને અસર કરતો હોય તો ભારતના ભવિષ્ય એવા બાળકના વિકાસ માટે સફળ રોકાણ આપણે કેમ કરવાના ? પોતે કરેલી વસાહતી લૂંટથી જાડા થયેલા પશ્ચિમી વિકસિત રાષ્ટ્રો થોડા નિક્ષ તવંગરો આમ તેમ બચી ગયા હોવા છતાં, બીજા વિશ્વયુદ્ધ અને તે પછીની ઉથલપાથલથી પેદા થયેલા દબાણોને કારણે પોતાના વર્તમાન સમાનતાલક્ષી તબક્કામાં પહોંચ્યા છે. રશિયા અને ચીનના અવ્યવસ્થિત રીતે વિકસેલા ભૂભાગોમાં ક્રાન્તિએ સમાનતા પેદા કરી છે જો કે ત્યાં પણ ઊજળિયાત વર્ગો છે ખરા ! ભારતને મુશ્કેલ અને સંકુલ પડકારનો સામનો કરવાનો છે પણ એ સ્પષ્ટ થતું જાય છે કે સામાજિક માળખું જેમાં આપણે કામ કરીએ છીએ તે પોતે જ પોતાને પરાજિત કરનારું નીવડશે. જો આપણે સામાજિક માળખું નહીં બદલીએ તો બહુ મોટી અસ્થિરતાને નોતરવાના !

ન્યાયપૂર્ણ સમાજ નિર્માણ કરવાના કાર્યક્રમો અને નીતિઓમાં મોટો સુધારો કરવાનું આપણા

[ વિશ્વમાનવ ]

લોગે જ મુલતવી રાખી શકાયા પોલીસની મદદ વિના દેશના ૮૦ % લોકો ગામડાંમાં રહે છે. પ્રભુત્વ ધરાવતી જાતિઓએ પ્રવર્તાવેલી પર પરાગત શિસ્ત ત્યાં પળાય છે. પણ કેળવણી યુવાન ભારતના મનને ઉઘાડી રહી છે અને ભારત દિવસે દિવસે યુવાન થતું જાય છે. નવા દાવાઓ, નવી આશાઓ, નવા મૂલ્યો ગ્રામસમાજમાં ધીમે ધીમે જવી રહ્યા છે. અધીરતાની, નિશાનીઓ સ્પષ્ટ દેખાય છે એક વાર અધીરતામાંથી ગતિશીલતાનો તણખો પેદા થયો એટલે રાજકીય વ્યવસ્થા ક્ષીણ થવાની. ન્યાયપૂર્ણ સમાજ નિર્માણ કરવાની આપણી નિરાશાજનક નિષ્ફળતાના સંદર્ભમાં આ દૃશ્ય ભયપ્રદ છે.

સાદગી અને સગવડભર્યા ગૌરવમાં એક અબજ માનવીનો સમુહ કઇ રીતે જીવવા ધારે છે, તથા સુખ અને સલામતીમાં જીવવાનો આ એક માત્ર માર્ગ છે એ જ્ઞાનથી નિશ્ચિંત. આપણા પરિવેશમાં ન્યાયપૂર્ણ સમાજની સંસ્કૃતિની પૂરી સ્પષ્ટ રૂપરેખા વિના કલ્પના ન કરી શકાય. આવી રૂપરેખા વિના સંસ્કૃતિને દૃઢમૂલ ન કરી શકાય. અને સંસ્કૃતિ વિના એક જ રાષ્ટ્રમાં બે રાષ્ટ્રો—અતિઉપભોગપ્રવણ તવંગર અને અલ્પઉપભોક્તા ગરીબ—પેદા કરનારી વર્તમાન વ્યવસ્થામાં કોઈ સાર્થક સુધારો શક્ય નથી

યુરોપ અને અમેરિકા જેવા [અથવા રશિયા, યુગોસ્લાવિયા, હંગેરી જેવા] અતિસમૃદ્ધ સમાજોએ નિશ્ચિત કરેલી શૈલીઓની નકલ જેવા વિકાસના વર્તમાન પરિમાણો ચાલુ રાખીએ તો, એક અબજની પ્રજા માટે આપણે કેટલા સ્ટીલ, સીમેન્ટ, રસાયણો, ખાતરો અને ઊર્જાની જરૂર પડે? આના આંકડા મગજ ભમાવી દે એવા છે આપણી પાસે સાધનોનો જે જથ્થો છે એનાથી એ સ્તર પ્રાપ્ત કરવાનું અશક્ય છે. સ્પષ્ટ છે કે આપણે જે માર્ગે જઇએ છીએ એ તો વીસ કરોડ લોકોને અતિસમૃદ્ધ કરવા માટેનું આપણું આયોજન છે. બાકીના બીજાનું શું કરીશું?

મુખ્યત્વે ભારત અને ચીનમાં રહેતી પ્રજાઓ માટે જીવન અને જીવવાની નવી રીતિઓની જરૂર છે. એ રીતિઓ સઘન રીતે, પ્રોત્સાહક હોવી જોઇએ કેમ કે વિજ્ઞાન અને પ્રૌદ્યોગિકી, અને ખાસ કરીને સંચારણ અને સંવાદવહનનાં સાધનોના સંદર્ભમાં આપણી દુનિયા નાની થતી જાય છે. દુરુપયોગપૂર્ણ ઉપભોક્તાવાદ અને તેના અમાનવીય અલગતાવાદની વિનાશકારી અસરનો સાદી, સગવડપૂર્ણ, ગૂંચવાડા વિનાની જીવન પદ્ધતિએ સામનો કરવો પડશે

## વાસ્તવમાં આનો શો અર્થ છે?

સ્થાનિક સાધનો—ભલે ગારાના પણ સુધારેલાં છાપરા અને સરળતાથી મળી રહેતી ફરી વાપરેલી નકામી વસ્તુઓના મિશ્રણવાળાં અને જૂના કાળનાં કસબા, મહોલ્લા અને પોતામાંથી પ્રેરણા લઇને વિચારપૂર્વક વ્યવસ્થિત બનાવેલા ઘરો.

અંગત મોટરોને બદલે જુદી જુદી જાતની જાહેરવ્યવસ્થા પર ભાર હોય એવી પરિવહન વ્યવસ્થા. રેલવેઓ અને અંડરગ્રાઉન્ડ માર્ગોની વ્યવસ્થાવાળા અને ઝડપી વ્યવહાર માટે મુક્ત રસ્તાઓ.

આપણી પ્રજાની સર્જનક્ષમતાનો લાભ લેનારી અને જીવનની સૌન્દર્યપ્રધાન શૈલીઓ આસપાસ ઉપભોક્તા માત્રને આવરી લેતી વિશાળ બજાર વ્યવસ્થાના પાયાવાળી વિકેન્દ્રિત અને વ્યક્તિલક્ષી ઉત્પાદકતા રોજગારીની સમસ્યા સરસ રીતે ઉકેલી શકે વ્યાપારનાં કાર્યો ના ચાલુ પ્રવાહથી અલગ રહી ગયેલો સંશોધન થયા વિનાનો અણખેડાયેલો આ પ્રદેશ છે.

કેટલાક ક્ષેત્રો અને કૌશલ્યોના સ્તરોમાં કેળવણી શબ્દને બદલે તાલીમ શબ્દ મૂકવો જોઇશે. એટલે કે,

કેળવણી તાલીમનો એક ભાગ બનશે. જો આપણે બૌદ્ધિક વિષયો સિવાયનાં કૌશલ્યોનો સ્વીકાર કરીએ અને વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક ક્રાંતિઓના આગમન પહેલાં પ્રવર્તતી કેળવણીની ધારણાઓ છોડીએ તો અસંખ્ય પ્રકારના રોજગારો માટે પ્રજાને તાલીમ આપવાનું આયોજન કરી શકીએ. શાળાઓ, યુનિવર્સિટીઓ અને વિશેષ પ્રકારની કેળવણી સંસ્થાઓ હજી આજે પણ સૈદ્ધાંતિક જ્ઞાન અને વ્યવહારુ કૌશલ્યો વચ્ચે સમન્વય પેદા કરવામાં નિષ્ફળ જાય એ એક કટાક્ષ છે

ઉદ્યોગ અને વ્યાપારના વિદેશી ઈજારાવાદી આધિપત્યને રોકવા અને એના ઉપરની આપણી પરાધીનતા દૂર કરવા આપણા સમાજમાં જેને પોષણ આપવાની જરૂર છે એવી પર પરાગત ગુણ-વત્તા એ આત્મનિર્ભરતા છે નાના પ્રબંધસુકર એકમો સાથે જોડાઈને સમજણપૂર્વકના વિકેન્દ્રિત સ્તરે આત્મનિર્ભરતા જીવનની ઓછી સંકુલ રીતિને દૃઢ કરવામાં મદદ કરે છે અને પશ્ચિમની જીવનરીતિમાં અંતર્ગત રહેલી અલગતાની ભાવનાને દૂર કરે છે. આત્મનિર્ભરતા બહુ જૂનવાણી લાગે છે પણ આપણે એના પર વ્યક્તિગત અને સામૂહિક રીતે વિચાર કરવા જેવો છે. રાજકારણીઓ, તેમના પક્ષો અને કાર્યક્રમો સામે તેમની બેધારી વાતોને ઉઘાડી પાડે એવી રીતે જો સંઘર્ષ થાય તો જ પ્રજાએ કરવાનું કાર્ય ઉપયુક્ત થશે. વિચારપૂર્ણ સંઘર્ષમાં જે શક્તિ રહેલી છે એનો આપણા લોકતાંત્રિક સમાજોમાં એટલો આદર થતો નથી એ દુઃખદ છે

આપણી પરિસ્થિતિમાં આ કટોકટીની ક્ષણે આપણે ત્યાં અલ્પતમ સંગઠનનો પણ અભાવ છે. તેથી જ આપણે આપણા એક મોટા ખંડ જેવા સમાજના પુનર્ઘટન માટે નવા વિચારો માટે દ્વાર ઉઘાડવા શક્તિમાન નથી. આથી જ ગૂંચવણો વધે છે અને નૈતિક અધઃપતન પણ. કેવળ ભાષણોથી ન્યાય્ય સમાજ વિકસી ન શકે. એને માટે પરિશ્રમ કરવો પડે.

અનુવાદ : શ્રી યશવંત ત્રિવેદી
(લોકભારતી)

---

## બાળ સાહિત્ય

અક્કલ અને ઈસ્કોતરો લે. રમણલાલ સોની, પ્રકા. ડૉ. રેણુકા શ્રીરામ, મુખ્ય વિક્રેતા આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨, અથવા ગાંધી માર્ગ અમદાવાદ-૧ કિં રૂા. ૩૬-

પંચતંત્રની પચાસ વાતો લે. રમણલાલ સોની, પ્રકા. અને મુખ્ય વિક્રેતા ઉપર મુજબ, કિં. રૂા. ૨૫-

ગલબા શિયાળનાં પરાક્રમો લે. રમણલાલ સોની, પ્રકા. અને મુખ્ય વિક્રેતા ઉપર મુજબ, કિં. રૂા. ૨૫-

ઓઝસ્તાનનો ઉલ્લુ લે. રમણલાલ સોની, પ્રકા. અને મુખ્ય વિક્રેતા ઉપર મુજબ, કિં. રૂા. ૨૨-

[ વિશ્વમાનવ !

# સોળમા સૈકાના ભવિષ્યવેત્તાઃ નોસ્ટ્રા ડેમસ—લે. જી. એસ. હિરણ્યપ્પા

ભવિષ્યવેત્તા તરીકે નોસ્ટ્રાડેમસ કેટલા વિશ્વાસ પાત્ર ગણાય ? એમની ભવિષ્યવાણીઓ કેટલી સાચી પડી છે ? આ પ્રશ્નો ઘણા વાચકોના મનમાં ઊઠતા હશે, હિંદુઓની કીર્તિ થોડા નજીકના ભવિષ્યમા જ ઉજજવળ બનશે એ એમની ભવિષ્ય-વાણી ઘણાએ વાંચી હશે. વર્તમાન સંજોગો જોતા એમાં શંકા ઊઠવી અનિવાર્ય છે કેવળ તર્કની દષ્ટિએ જોઇએ તો હિંદુ પુનરુત્થાનની શકયતા ખરેખર બહુ ઓછી લાગે છે. પરંતુ ભાવિ કઈ તર્કની પરવા કરતું નથી. ભાવિ દલીલ કરતુ નથી. એ ઘટનાઓને વ્યવસ્થિત ક્રમમા મૂકી દે છે. પચાસ વર્ષ પહેલાં જ બ્રિટીશ સામ્રાજ્ય સમગ્ર વિશ્વને ભરડો લઇને પડયું હતુ આજે બ્રિટન પોતે જ અમેરિકાનુ આશ્રિત જેવુ છે યુરોપીઅનોએ અમેરિકામાં પહેલી વસાહત કરી એ પહેલા નોસ્ટ્રાડેમસે આ ભાવિ જોયું હતું.

નોસ્ટ્રાડેમસની પ્રતિષ્ઠા એની ભવિષ્યવાણીઓ સાચી પડી છે એના પર બંધાઈ છે, કયારેક તો આ ભવિષ્યવેત્તાએ ભવિષ્યનાં વર્ષોની તારીખ જ નહિ, મહત્વનાં સ્થળો અને વ્યક્તિઓનાં નામો પણ આપ્યા છે. સંશયી માણસોને આ બહુ મોટો દાવો લાગે. પરંતુ ભવિષ્યવેત્તાનુ દૂરદર્શન ઘણુ વજનદાર અને ઇન્કાર કરી ન શકાય એવુ છે આ કારણે છેલ્લા ચારસો વર્ષોમાં ડાહ્યા માણસોએ નોસ્ટ્રાડેમસની ભવિષ્યવાણીઓને નિર્વ્યાજ અંજલિઓ આપી છે. એમણે લગભગ ૨૫૦૦ ભવિષ્યવાણીઓ ભાખી છે તેમાંથી અત્યાર સુધીમાં ૮૫૦ તો સાચી નીવડી છે અને હજી તો ૧૮૦૦ વરસની ભવિષ્યવાણીઓ બાકી છે. એમણે ઈ. સ. ૩૭૯૭ સુધીનું ભવિષ્ય ભાખ્યું છે.

એમણે ભવિષ્યવાણીનાં શતકો લખ્યા છે. શત-કોમાં શ્લોકો આપ્યા છે આપણે એના નમૂના જોઈએ.

શ્લોક ૭૧ શતક. ૮

જ્યોતિષાચાર્યો (ભવિષ્યવેત્તાઓ) એટલા બધા નીકળી પડશે કે એથી ખ્રિસ્તી ધર્મગુરુઓ ઢીલા પડી જશે ૧૬૦૭મા ચર્ચ-કાઉન્સીલની બેઠક મળશે એમાં જાહેર નિવેદન કરશે જ્યોતિષ શાસ્ત્રીઓ પર પ્રતિબંધ મૂકાશે. એમને હદપાર કરવામા આવશે અથવા એમની પર અંકુશો મૂકવામાં આવશે.''

આ ભવિષ્યવાણી ૧૫૫૫મા છપાઇ હતી. રોમન કેથોલીક ચર્ચના અગ્રણી પાદરીઓએ મેલાઈન્સ (બેલ્જીઅમ)માં મળેલી કાઉન્સીલમાં ૧૬૦૭માં એ ભવિષ્યવાણીને સાચી પાડી. એમણે સખત શબ્દોમા જ્યોતિષશાસ્ત્રને ધુત્કારી કાઢયુ. પણ એમને ખબર ન હતી કે તેઓ જેને ધુત્કારે છે તે ૧૫૫૫માં તારીખવાર લખાઈ ચૂક્યું હતું.

દરેક યુગમાં અને દરેક દેશમાં જ્યોતિષશાસ્ત્રની જાહેરમા નિંદા અને ખાનગીમાં પ્રશંસા થતી રહી છે આપણા ન્યુ દિલ્હીના અને રાજ્યોના નેતાઓ પણ ભૂતકાળના રાજકર્તાઓને જ આ બાબતમાં અનુસરે છે. ઈંગ્લાંડની પાર્લામેન્ટમા એ કાળે પણ ઈીહિરો કોચેસની જેમ રાજાની હાએ હા કરનારા બેઠા થયા હતા. નોસ્ટ્રા ડેમસે કયારેય ઈંગ્લાંડ જોયું ન હતું છતાં ઈંગ્લંડનું ભવિષ્ય કેવી રીતે ઉઘડશે તે વિષે ૧૫૫૫માં લખેલું.

શ્લોક. ૪૯ શતક. ૯

" જયારે સ્પેન અને હોલેન્ડ યુદ્ધે ચડશે ત્યારે ઈંગ્લાંડની પ્રજા રાજાને મારશે. એનું અવિચારી પગલું ઘણું નડશે. પ્રજાની શાંતિ જશે. હિંસાનો તણખો પડશે. ઈંગ્લાંડના ઈતિહાસમાં

પરંતુ રશિયા મહાન પીટરના નેતૃત્વ નીચે આધુનિક બન્યું. ૧૭૦૯મા સ્વીડીશ આક્રમણને હરાવ્યું. તુર્કોને પણ ઘણા પ્રદેશો રશિયાને આપી દેવા પડયા. રશિયાનો નૌકાકાફલો પણ ગણના પાત્ર બળ બન્યો. એનું વર્ણન નોસ્ટ્રાડેમસે એક જ શ્લોકમાં કર્યું છે

ફ્રાંસમા ૧૪ વરસ સુધી નેપોલીઅન સર્વ-સત્તાધીશ રહયો ફ્રેન્ચ ક્રાંતિએ નેપોલીઅન માટે માર્ગ કરી આપ્યો. નેપોલીઅન વાળ બહુ ટૂંકા કપાવતો. એ કારણે એને મુંડિયા માથાવાળો કહયો છે.

શ્લોક-૧૩ શતક-૭

"વિખૂટા પડેલા દરિયાકાંઠાનું શહેર પાછુ મેળવ્યું. મુંડિયા માથાવાળો સર્વ સત્તાધીશ બન્યો"

એણે વેપારી બ્રિટીશરોને હાંકયા. એણે જ્યારે ટુલોન જીત્યું ત્યારે એ ૨૫ વર્ષનો હતો. ટુલોન બળવાથી બચવા બ્રિટીશ રક્ષણ નીચે ગયું હતું નેપોલીઅને એ પાછું મેળવ્યું ત્યાથી એની કારકિર્દી શરૂ થઇ. ૧૭૯૯ના નવેમ્બરમા એ કુલ સત્તાધીશ થયો. ૧૮૧૪ના એપ્રિલમાં એ હાર્યો. કુલ ૧૪ વર્ષ અને ૫ માસ સત્તા પર રહ્યો.

મોંટગોલ્ફીઅર બલુન અને પોપ પાયસ છઠ્ઠાનું પતન એ વખતમાં થયું. નોસ્ટ્રાડેમસે લખ્યું છે.

શ્લોક ૫૭ શતક-૫

"એવેન્યામ ઢીલ પર મોન્ટ ગોલ્ફીઅર બલુન ઉડે છે. ફ્રેંચો દુશ્મનને એક કાણાંમાંથી જુએ છે."

૧૭૮૩માં ફ્રાંસના મોન્ટગોલ્ફીઅર ભાઈઓએ બલુનની શોધ કરેલી. કોથળીમાં ધુમાડો ભરીને એને ઉડાડતા, એક ટોપલીમા ધૂમાડો કરવા માટે અગ્નિ રાખતા. ટોપલીમાંથી નીચે જોવા માટે એક કાણું હતું. ત્યાંથી બધુ દેખાય. નેપોલીઅનના ફ્રેંચ લશ્કરે ઈટલી પર આક્રમણ કર્યું ત્યારે આ બલુનનો ઉપયોગ કરેલો. પોપ પાયસ છઠ્ઠો ત્યારે ઈટાલી અને રોમનો શાસક હતો. પોપ હાર્યો. એને ફ્રાંસ લઇ જતાં રસ્તામાં એનું મૃત્યુ થયું.

આ પોપ ૧૭૭૫માં પોપ થયો ત્યારે કેથોલીક ધર્મગુરુઓએ એના લક્ષ પર નોસ્ટ્રાડેમસની ભવિષ્યવાણી મૂકી એ ગુસ્સે થયો. પુસ્તક જપ્ત કર્યું એનું વેચાણ બંધ કરાવ્યું નોસ્ટ્રાડેમસને નેપોલીઅન તરફ ઘણો આદર હતો.

જર્મનીનો એડોલ્ફ હિટલર નેપોલીઅનને પગલે ચાલ્યો. વાચકોને હિટલરના નામથી પણ સુગ ચડશે. તે જંગલી જેવો સરમુખત્યાર ૧૯૩૩ થી ૧૯૪૫ સુધી રહ્યો. એણે જર્મની પર નાઝીવાદ લાદ્યો. એ ગેરકાયદે લુંટારો કહેવાયો છે. નોસ્ટ્રાડેમસ લખે છે.

શ્લોક ૨૪ શતક-૨

"ભૂખ્યા પશુઓની જેમ લશ્કરો નદી કુદી જાય છે. હિટલર વધુ ને વધુ જમીન જીતતો જાય છે. રેલના એક ડબ્બામાં બેસીને લેજર્સને તાબે થવાની ફરજ પાડે છે જર્મનીમા કોઈ નીતિમત્તા રહેતી નથી."

૧૯૪૧માં હિટલરે ફ્રાંસ પર આક્રમણ કર્યું. એટલી ઝડપથી મોટી મોટી નદીઓ ઓળંગી કે એને ભૂખ્યાં પશુની ઉપમા આપી છે. ફ્રાંસના દૂતને રેલ્વેના ડબ્બામાં મળે છે. દૂત શરણાગતિ સ્વીકારે છે હિટલર કોઈ સિદ્ધાંત સ્વીકારતો નથી. નર્યો જુઠ્ઠો અને દગાબાજ ઘાતકી હતો. લાચાર પ્રજાજનોને માર્યાં. યુદ્ધ દરમિયાન ૭ કરોડ માણસોના જાન ગયા.

દરેક યુરોપીઅન રાજપુરુષ અને વિજેતાની પેઠે હિટલર પણ નોસ્ટ્રાડેમસની કીર્તિથી પરિચિત હતો એણે જ્યારે આ ભવિષ્યવાણી જાણી ત્યારે ગભરાયો. ભવિષ્યવાણીનું ઊલટું અર્થઘટન કરવા

નાનાભાઈની દૃષ્ટિમાં રહેલી તાજગી અને વ્યાપકતા અહીં અનુભવાશે. તેઓ આવું વિધાન નિઃસંકોચપણે કરી શકે છે:

"(ઉષા–અનિરુદ્ધના છૂપા પ્રેમવ્યવહારને એ પ્રેમીઓનો દોષ ન ગણતાં ઊલટા. બાણાસુર સામે યુદ્ધે ચડનાર) શ્રીકૃષ્ણ ભગવાન આજના યુગમાં ન ચાલે. નવા યુગના ભાગવતમાં આપણા શ્રીકૃષ્ણ આવા ન હોય તો તે આપણા યુગના ભગવાન ન ગણાય." (૮૨)

નાનાભાઈ હાડે ધર્મનિષ્ઠ છે અને તેમનું પ્રત્યક્ષ ક્ષેત્ર કેળવણી છે. છાત્રાલયપ્રધાન કેળવણીનું સંસ્થા સ્વરૂપ એ નાનાભાઈનું વિશેષ પ્રદાન છે. એથી કેળવણીનું સ્વરૂપ, વિદ્યાર્થીનું મહત્ત્વ, વિદ્યાર્થી–ગૃહપતિ સંબંધ, સહ શિક્ષણ, છાત્રાલય સંચાલન, પ્રવાસ, શરીરશ્રમ વગેરે વિશે અને વધુ તો સંસ્થાના સંસ્થાના સંચાલકો અને કાર્યકર્તાઓ વિશે નાનાભાઈએ તલસ્પર્શી અને સર્વગ્રાહી ચિંતન કર્યું છે ૨૩૪માંથી ૧૦૦ સૂક્તિઓ તેમની આત્મકથા 'ઘડતર અને ચણતર'માંથી લીધેલી છે કારણ કે એ જેટલી નાનાભાઈની ઘડતર કથા છે એટલી જ સંસ્થા સ્થાપના અને સંચાલનની પણ કથા છે.

અહીં ઉમેરવું જોઈએ કે ચયનકારે 'કેળવણીની પગદંડી' અને 'ગૃહપતિને' એ બે અગત્યનાં પુસ્તકોને આખાં વાંચવાની ભલામણ કરીને છોડી દીધાં છે, તે ઠીક નથી થયું. તેમાંથી પણ સૂક્તિઓ પસંદ કરી હોત તો નાનાભાઈ કેળવણી વિચારનો સર્વાંગી સાર એક જ પુસ્તકમાંથી મળી રહેત 'પથારીમાં પડયા પડયા, એવું વિચારધન પુસ્તક છે. કે સ્વતંત્રપણે આખું વાંચવું પડે એ સ્વીકાર્ય બને એવું છે,

વ્યક્તિનું તેમ જ સંસ્થાનું, ચારિત્ર, એ નાનાભાઈના ચિંતનનો મુખ્ય વિષય છે. વ્યક્તિની જેમ સંસ્થાના ચારિત્રની જાળવણી માટે સંચાલકોએ કઈ કઈ જાગૃતિ રાખવી જોઈએ, કયા બાંધછોડ નહીં કરવી જોઈએ અને પ્રેમભર્યા વ્યવહારની અનિવાર્યતા વિશે તેમણે સ્પષ્ટ માર્ગદર્શન આપ્યું છે. મોટા કુટુંબ પ્રકારની સંસ્થાના આગેવાનનાં લક્ષણો તેઓ આમ વર્ણવે છે :

"પોતાની સાથે કામ કરતા તમામ મિત્રોને પોતાના આદર્શથી રંગવા, પોતાના હૃદયના છૂપા ખૂણાઓમાં પોતાના દિલના નાના-મોટા સ્નેહતંતુ એને વીંટાળી દેવા, પોતાના બુદ્ધિપ્રભાવથી મિત્રોની બુદ્ધિને નિરંતર પ્રસન્ન રાખવી, પોતાના *મિત્રોના રાત અજાત તમામ ભારોને સમજી લેવા,* અને આ રીતે પોતાના મિત્રોના દિલમાં પોતાના જીવનની સુવાસથી કાયમનું સ્થાન મેળવી લેવું એ આવી સંસ્થાના મુખીનું પહેલું લક્ષણ છે." સાથે જ તેઓ ચેતવે છે કે "જેનામાં આ પ્રકારની શક્તિ ન હોય તેણે આવી મિત્રોની સંસ્થા ચલાવવાની હામ ન ભીડવી જોઈએ." (૨૭)

સ્વતંત્ર પ્રયોગો કરવા માટે સંસ્થાનું સ્વાતંત્ર્ય જાળવવા ઉપર નાનાભાઈ વારંવાર ભાર મૂકે છે :

"જો કોઈ પણ સંસ્થા કેવળ રાજ્યાશ્રિત થઈ જાય તો ઘણો મોટો સંભવ છે કે એ સંસ્થા જતે દિવસે માત્ર રાજ્યાશ્રિત ન રહેતાં રાજ્યાધીન થઈ જવાની અને તેનું તેજ ઓછું થવાનું" (૪૯) તેઓ વાસ્તવિકતાને બરાબર પારખે છે. તેનો પરિચય આ વિધાનમાંથી મળે છે :

"ઘણી વખત રાજદ્વારી પુરુષોના સદ્ભાવો રાજદ્વારી હોય છે" (૨૪)

નાનાભાઈની બીજી સ્મરણીય સેવા છે 'હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ,' 'દૃષ્ટાંત કથાઓ' અને 'રામાયણ–મહાભારતનાં પાત્રો દ્વારા નવા યુગના વિચારોને વાચા આપવાની. પ્રાચીન પાત્રો દ્વારા

તેઓએ વર્તમાન યુગને પોષક એવા તત્ત્વો ઉપસાવ્યાં છે. પાત્રગત ચિંતન સાર્વજનીક બની રહે છે. શ્રેય-પ્રેય, રાજધર્મ, લોકકલ્યાણ, ગૃહસ્થાશ્રમ, દાંપત્ય ભાવના, વગેરેના વિચારો પાત્રને નવું નવું પરિણામ આપે છે માનવધર્મ અને રાક્ષસધર્મ વચ્ચેનો ફરક વર્તમાન સંદર્ભમા પણ સ્વીકાર્ય બને તેવો છે.

"જેઓના મનમા કાર્ય-અકાર્યનો, લક્ષ્ય-અલક્ષ્યનો કે સદ્-અસદ્‌નો વિવેક નથી તે રાક્ષસો છે, જેઓના જીવનનુ મધ્યબિન્દુ પોતાનુ શરીર છે તેઓ રાક્ષસો છે, જેઓ સયમને વેદિયાવેડા ગણે છે, જેઓ સાધુતાને પાગલપણું માને છે, અને નરી પશુતા એ જેમનો જીવન આદર્શ છે તેઓ રાક્ષસો છે" (૧૭૨) લગ્ન, કન્યેડા લગ્નવિચ્છેદ, ગૃહસ્થધર્મ આ બધા વિચારો કુંતી-ગાંધારી, મંદોદરી કે સીતાના સંદર્ભે પ્રગટ થયા છે રાજ્યશક્તિ અને ધર્મબુદ્ધિ અવિભાજ્ય હોવી જોઈએ તે મહાભારતના યુધ્ધના અને રાવણના સંદર્ભે સમજાવ્યુ છે. એમાંથી તેઓ યુધ્ધ નાબૂદીના સનાતન મૂલ્યને સમજાવે છે.

"એક આદમી બીજાનુ ડોકું ઉડાવી દે તે ખૂન અને એક લશ્કર બીજા લશ્કરને ઉડાવી દે તે ખૂન નથી? એક માણસ બીજાના હાથમાંથી રોટલો લઇ લે તે નિર્દયતા, અને એક પ્રજા બીજી પ્રજાના હાથમાંથી લઈ લે તે નિર્દયતા નથી?" (૧૯૭)

અધિકાર અને માનવીય તત્ત્વનો સુમેળ ન હોય એવી સ્થિતિને તેઓ આવી ધારદાર રીતે મૂકે છે:

"સૌથી વધારે ખરાબ તો લાજ વિનાનો અધિકાર છે. આવો બાડિયો અધિકાર તો બધું ઊંધુ જ મારે છે." (૨૨૨)

જો કે પાત્ર સંદર્ભે જન્મેલા કેટલાક ઉદ્‌ગારોને આ ચયનમા પ્રવેશ આપવો જરૂરી નથી લાગતો. દા.ત "ધર્મના કોઈપણ પગલામાં સૂક્ષ્મ અધર્મ રહેલો છે." (૨૧૯)

હિન્દુ ધર્મ અને ગાંધીવિચારને જીવન અને ચિંતનમા ઉત્તમ રીતે મૂર્ત કરી શકેલા નાનાભાઈની આ સૂક્તિઓ પ્રાચીન અને અર્વાચીન, વિચાર અને વ્યવહાર વચ્ચે મેળ કેવી રીતે બેસાડી શકાય અને વિચારની પારદર્શકતા કેવી તો માર્મિક બની શકે તેના નમૂના રૂપ છે. આપણે માટે એ સુલભ બનાવીને ચયનકારે ખરે જ એક સત્કાર્ય કર્યું છે.

---

## બાળ સાહિત્ય

સત ચઢે તે શૂરા (જંબુસર તાલુકાની લોકકથાઓ) સંપાદકો: ડો. સી એચ. ગાંધી (સુહાસી) અને પ્રા. બિપિન ત્રિવેદી-ચિંતન પ્રકાશન, રામજી મંદિર પાસે, બાકરોલ ૩૮૮૩૧૫ કિં. રૂ. ૫-

યાદ કરો કુરબાની (જંબુસર તાલુકાની સ્વાતંત્ર્યવીરકથાઓ) ડો સી. એચ. ગાંધી (સુહાસી) અને પ્રા. જી ટી. પટેલ પ્રકાશન ઉપર મુજબ કિં. રૂ. ૫-

પત્ની જોઈએ છે (કોમેડી નાટક) પ્રો. વિનોદ પરમાર પ્રકા. હ સા પરમાર નવાપરા ચોરા રોડ, ઉપલેટા, ૩૬૦ ૪૮૦ જિ. રાજકોટ કિં. રૂ. ૧૫-

# આસામ સમસ્યા—એરણ પર | સૈયદ શાહાબુદ્દીન

ભારત સરકાર અને 'આસુ'/'જી.એસ.પી' વચ્ચેના સુલેહના કરાર પરિસ્થિતિને થાળે પાડવાને બદલે કેટલાક વધુ પ્રશ્નો ઊભા કરે છે. આસામ, કે એક બહુવિધ માનવજાતના વિજ્ઞાનલક્ષી, અનેક ભાષાઓ અને અનેક સંસ્કૃતિઓ વાળુ રાજ્ય છે, જ્યાં નિઃશંકપણે આંતરકોમીય સંબંધોમાં તે વિષાદ કરવાનું કાર્ય કરે છે. પરંતુ વ્યક્તિને શંકા થાય છે—કે તે માનવજાતના વિજ્ઞાનલક્ષી સંઘર્ષનો અન્ત કરે છે અથવા માનવવિજ્ઞાનલક્ષી સંઘર્ષના એક નવા તબક્કાનો પ્રારંભ કરે છે.

શબ્દસમૂહના ચોક્કસ અર્થની દૃષ્ટિએ આ સંઘર્ષ એ કોમીય સંઘર્ષ નથી, બલ્કે એ માનવવિજ્ઞાન લક્ષી સંઘર્ષ છે, જે બે ભાષાઓથી અંકિત બે સંસ્કૃતિઓ વચ્ચેનો એ સંઘર્ષ છે, જે સ્પેનિશ અને પોર્ચુગિઝની જેમ એકબીજાની સાથે સંકળાયેલી છે, અને છતાંયે ક્યારેય એ સ્વીકારતી નથી કે કોણ બીજાનું દૂષિત સ્વરૂપ છે. આસામ આન્દોલન એ ઇતિહાસની ઘડિયાળને પાછી વાળવામાં વ્યસ્ત છે. પરન્તુ ઇતિહાસને શેતરંજની જેમ પાછો વાળી શકાતો નથી. એ અર્થમાં આસામ આન્દોલન એ પ્રગતિશીલ નહિ, પણ અવનતિશીલ હિલચાલ છે. તેનો હેતુ બ્રહ્મપુત્રાની ખીણમાં, અસમિયા બોલતી લઘુમતીની રાજકીય નેતાગીરીને ટકાવી રાખવી અને બંગાળી બોલતી બહુમતીને સમતોલ કરવી. હજી સુધી તો તે ભારતીય રાષ્ટ્રવાદને આવાહન કરી શક્યું નથી, બલ્કે તેણે આસામના ઉપરાષ્ટ્રવાદને આવાહન કર્યું છે. એટલે કે તેની ભાષા કેવી રીતે વારંવાર યુદ્ધખોર સ્વદેશભક્તિ પ્રાપ્ત કરે છે, જે વળતા બંગાળીઓને પરાયા બનાવે છે અને આસામના મુખ્ય પ્રવાહમાં જોડાવામાંથી તેમને દૂર રાખે છે. આસામીઓની આક્રમકતા બંગાળીઓને પોતાના હક્કોની માગણીઓમાં દૃઢનિશ્ચયી બનાવે છે. બંગાળીઓ ઘેરો નાખનારી કોમ તરીકે વર્તે છે. તેઓ કોઈપણ ભોગે, પોતાની ભાષા અને સંસ્કૃતિનું સંરક્ષણ કરવા માગે છે. તેઓ પોતાની જાતને બીજાથી અલગ કરે છે, જ્યાં શક્ય બને ત્યાં આધિપત્ય જમાવે છે અને રાજકીય સત્તાનો એક હિસ્સો માગે છે. આસામીઓ તેમના દાવાઓ અને માગણીઓને નકારે છે તથા બંધારણ તમે લઘુમતીઓ માટે શક્ય ગણવામાં આવેલી બંધારણીય અને કાયદેસરની સલામતીઓનો નિષેધ કરે છે. આ રીતે, જેમાંથી સહેલાઇથી વિજય અથવા સંપૂર્ણ પરાજય ન થાય એવી લડતમાં આસામીઓ અને બંગાળીઓ સપડાયેલા છે. સંઘર્ષ ચાલવા જ કરશે. દરેક તબક્કો પહેલાના કરતાં વધારે ખૂનરેજી અને ક્રુરતાતિકાથી ભરેલો હશે. પાછો ધક્કો મળવો, ટ્રિબ્યુનલો, વહીવટી એકોક્તિવાદ, નાગરિક અને રાજકીય હક્કો ઝૂંટવી લેવા, ધાકધમકીઓ, પ્રાસંગિક તોફાનો અને રક્તપાત જેવાં કામચલાઉ સાધનો અન્તિમ પૂરમાંથી આસામને બચાવી શકશે નહિ. આસામ એ ગુમાવેલો કેસ છે. આસામમાં આસામીઓ પૂરેપૂરી લઘુમતીમાં છે. અને બધા 'રાજાના માણસો', તેમનાં તમામ કૌશલ્ય અને શક્તિ સાથે અન્તિમ પૂરમાથી બચાવી શકશે નહિ વળી કૃત્રિમ શ્વાસોચ્છ્વાસથી અને આકડાકીય તાલીમથી, પછી ભલે તે રાજકીય ઉદ્દેશવાળી હોય, તો યે કામચલાઉ નાગરિક અને રાજકીય ઝૂંટવણી કાયદેસર રીતે પ્રયાર્થક સાધનો પગલાંથી તેમને બહુમતીમા ફેરવી શકે તેમ નથી

## મુસ્લિમ મેખ

આ માનવજાતિમૂલક વિજ્ઞાનલક્ષી સંઘર્ષમાં મુસ્લિમો ક્યાં ઊભા છે ? નિ:શંક રીતે. કેટલાક આસામી બોલે છે. પરંતુ વિશાળ બહુમતી બંગાળી બોલનારી છે.

[ વિશ્વમાનવ :

જો કે તેમણે માતૃભાષા તરીકે અસામયાને સ્વીકારેલી છે. જો સંમિલિત થવા માટેની માગણી થાય, તો તેઓ તેમની જાતે ભળી જવા માટે પહેલા હતા, પણ આજે તેઓ પડપૂછમા છે. વળતું અમને શું મળશે ? પીછે હઠ, રક્તપાત અને નાગરિક તથા રાજકીય હકોની ગુંટવણી ! હવે ફકરુદ્દીન અલી અહમદ અને મોઈનૂલ હક ચૌધરીનો યુગ સમાપ્ત થઇ ગયો છે. હવે તો તેમના નેતાઓનુ કદ રાષ્ટ્રીય અને રાજ્ય સ્તરે ય ઠીગુજીઓનું છે તેઓ સહન કરવામા હિસ્મો લે છે ખાનગીમાં તેમની આંખો ઠીક ઊંચી છે. પરન્તુ તેમણે તેમની જાતને ગ્રંથિઓમાં બાંધી છે. તેમણે તમની જાત સાથે એટલા ઊંડાણથી સુલેહ કરેલી છે કે હવે બહાર જવાનુ તેમના માટે શકય નથી. તેમનું મન શૂન્ય છે અને તેમના અવયવો લકવાથી ગ્રસ્ત છે. તેમણે તેમના નસીબ પ્રત્યે તેમની જાતનુ રાજીનામુ આપ્યુ છે તેઓ હાથો સમય વિધાતાના હાથમાં યે નથી. તોફાની સમુદ્ર ઉપરની હોડીની જેમ તેઓ વિધાતાના હાથમાં છે.

હિન્દુ અને મુસ્લિમ બંગાળી વચ્ચે રાજકીય ભાગલા પડાવવા માટે કોઇ પણ માર્ગદર્શન સિવાય, નાગરિક અને રાજકીય હકોની ઝૂંટવણીને, દેખીતી રીતે જ એક સાધન તરીકે પ્રયોજવામાંઆવી છે, જે પરદેશી હિન્દુ વસાહતીઓનુ મુસ્લિમ હદપારીમા રૂપાન્તર કરે. આ બધું સ્પષ્ટ હેતુથી કરવામાં આવ્યુ છે, જેથી ટૂંકી દૃષ્ટિવાળો બંગાળી હિન્દુ આ અદ્દભુત રૂપાન્તરમાં તેના અનિષ્ટોનો ઉપાય જુએ. આર એસ. એસ. અને ભાજપનું પ્રતિનિધિત્વ કરતી આ છે યુદ્ધખોર સ્વદેશભક્તિ, જેણે 'આસુ'/ 'જી એસ પી.'મા એટલા ઊંડાણથી સોંસરવો માર્ગ કર્યો છે અને તેમના કાનમા ભભેરણી કરી છે. આ લોભામણું આકર્ષણ છે, જેને ભારત સરકારના નીતિઘડવૈયાઓએ અજમાવ્યુ છે. જો સને ૧૯૬૬ સુધીમા બંગલા દેશમાથી દસ લાખ હિન્દુઓ આવ્યા હોત, તો તેમને રાખત અને દસ લાખ મુસ્લિમોને બહાર ધકેલી મુક્ત જો આ કરી શકાયું હોત, તો આસામ એ મુસ્લિમોની ધાકથી અને અલગતાવાદની ધમકીથી થયેલું રાજ્ય હોત (અલબત્ત ! વ્યાખ્યાથી મુસ્લિમો અલગતાવાદી છે ) તો પછીથી, આસામ એ હિન્દુઓની બહુમતી હોત. પરન્તુ, શું તે પછી યે તેને અસમિયાની બહુમતી હશે ખરી ? અને સંઘર્ષ ચાલ્યા જ કરશે.

પ્રથમદર્શી રીતે, આસામ એ મુસ્લિમ સમસ્યા નથી. કારણ કે સને ૧૯૩૧ સુધી આસામમાં મુસ્લિમ વસ્તીનું પ્રમાણ સતત આશરે પચ્ચીસ ટકા રહ્યુ છે. હકીકતે તો, સને ૧૯૬૧ અને ૧૯૭૧ વચ્ચે ૨૪.૭ ટકાથી ૨૪.૩ ટકા સુધી નીચે ગયુ છે જ્યારે આસામની કુલ વસ્તી ૩૪.૭૧ ટકા સુધી ઊંચે ગઇ, ત્યારે મુસ્લિમ વસ્તી ૩૧ ૦૫ ટકા માત્ર વધી હતી. અડસટ્ટે અંદાજ સાથે રજિસ્ટ્રાર જનરલે તાળો મેળવ્યો છે કે સને ૧૯૬૧ અને ૧૯૭૧ની વચ્ચે, પૂર્વ પાકિસ્તાનમાથી આશરે ૯,૪૦,૦૦૦ ખસેડાયેલા માણસો સાથે પરદેશી વસાહતીઓ આવ્યા. જેમાથી માત્ર ત્રણ ટકા, એટલે કે આશરે ૩૦,૦૦૦ મુસ્લિમો હતા, અને (મુખ્યમંત્રી) શ્રી સાઇકિયાના મતે, ચોક્કસ રીતે -૮,૯૫૨ હતા મુસ્લિમ પરદેશી વસાહતીઓનો શિકાર કરવામાં આવેલો અને તેમને પાછા ધકેલવામાં આવ્યા હતા, ઠીક સને ૧૯૬૦ના દસકામા, જેણે વધારે પરદેશી વસાહતીઓની અતઃ પ્રેરણાને હણી હોવી જોઇએ. જેમ કે તાજેતરના સઘન પુનરાવર્તનના મનોયત્ને એ નિઃશંક બતાવ્યું છે કે કોઇ પણ રીતે સૂચવેલો નાગરિક અને નાગરિક હકોની ઝુંટવણીના આક્રમણનો ઝટકો મુસ્લિમ બંગાળીઓએ સહેવાનો હશે.

શું 'આસુ' હાજરી પત્રકો લખે છે ?

સ્થાનિક વહીવટ દ્વારા કાર્ય કરતું. ચૂંટણી

કમિશન, 'આસુ'ના કહેવા મુજબ, વારંવાર તેના મુદ્દાઓને તાબે થયું છે. તે ખાનગી રીતે છાપેલાં વિરોધ પત્રકો અને બહારવડિયાઓએ ટપાલથી મોકલેલા વિરોધપત્રો સાથે શરૂ થયેલું છે. નાગરિકતા પ્રમાણપત્ર અથવા નિયમિત નામાવલિ પરત્વે બીજી યાદીમા સમાવેશ કરવા માટે, સબૂતોને નિયંત્રિત કરવા સુધી તે ગયું છે. જ્યારે તેની સમીક્ષા કરવી એ પરંપરાગત રીતે એક ભારે મોટું કામ બન્યુ હતું, ત્યારે તે બીજી યાદીના સંપૂર્ણ કુંઠન સુધી ગયુ હતુ. જ્યારે અન્તિમ નામાવલિ, જે પ્રકાશિત થઇ ચૂકી છે તેના વિશે, પ્રશ્ન ઉઠાવવામાં આવે છે, ત્યારે 'આસુ' અને ખાસ પુનરાવર્તન પ્રત્યે અસ્વીકાર્ય એવો વૃદ્ધિનો ગાળો આલેખિત નામાવલિઓ બતાવે છે. કેવી રીતે ધારેલા, સ્વાયત્ત અને સ્વતંત્ર પ્રમાણભૂત સત્તા, પ્રવર્તતા રાજકીય પવનનો સાધન તરીકે ઉપયોગ કરી શકે છે તેનો આ શરમજનક દાખલો છે. આજે એ લાગે છે, જાણે કે 'આસુ'ને આસામની નિર્વાચન નામાવલિઓ લખવાનું કહેવામાં આવ્યું હોય.

કામ ચલાઉ રાજકીય લાભ માટે, વ્યવસ્થા સિદ્ધાન્તની પાઠયપુસ્તક લક્ષી અરજીમાં, કોંગ્રેસ (ઇ.) યુદ્ધખોર સ્વદેશભક્તિ અને હિંસાને તાબે થઈ છે બીજો કોઇ રાજકીય પક્ષ બોલશે નહિ, તેથી લઘુમતીઓને ક્યાંયે વળવાનો માર્ગ નથી. આ સમય દરમ્યાન નરી નિષ્ક્રિયતા અને ઘેરી વળેલો વિષાદ તેમને સ્થળાન્તર રહિત અને તેઓ જ્યા છે ત્યાં રાખી શકે છે–કોંગ્રેસ (ઇ.) સાથે. પરન્તુ આ બધું હોવા છતા યે, માનવજાત લક્ષી વિજ્ઞાનની ઓળખાને તેણે જાતે જ મંજૂર કરવી જોઇએ, અને તેમની બંગાળી ચેતનાએ, બંગાળી હિન્દુઓ સાથે, બંગાળી મુસ્લિમોને અન્તિમ રીતે પરાયા કરવા જોઇએ. સાથે મળીને તેઓ એક શક્તિ બનશે. સી. બી એમ. તેમને આદર્શવાદી બખ્તર પૂરું પાડે, તેના નેતૃત્વમાં તેઓ સમરાંગણમાં કૂચ કરે અને જીતે.

શું એ આસામીઓની ગૃહભૂમિ છે?'

કોઈ આવો પ્રશ્ન ઉઠાવી શકે–આસામી લોકોને ઐતિહાસિક અન્યાય તરીકે શું ગૃહભૂમિનો નિષેધ કરવામા આવતો નથી? ભૂમિની હકીકત-માથી ઘણી યે જાતિઓ અને લોકો અદૃશ્ય થઈ ગયા છે. કા તો એમણે એમની જાતે સરકાર વિરુદ્ધ ખાડો ખોદ્યો હોય તેને કારણે હોય, અથવા કા તો તેઓ પ્રાદેશિક આદેશને સ્વીકારવામાં ખૂબ મોડા પડ્યા હોય તેને કારણે હોય. કાં તો તેઓ અનાવશ્યક રીતે આક્રમક બન્યા હોય, લડવા સુધી નીચે ગયા હોય અને સસલાઓની જેમ તેમનો શિકાર કરવામા આવ્યો હોય, તેને કારણે હોય, અથવા કાં તો તેઓ નબળા હોય અને લડ્યા સિવાય તાબે થયા હોય તેને કારણે હોય. આપણી આંખોની સામે જ જેમને પોતાની ગૃહભૂમિમાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યા હોય તેવા પૂર્વ–આર્ય આદિવાસીઓ અથવા પૂર્વ–યુરોપિયન અમેરિકનો અથવા પેલિસ્ટાઇનવાસીઓની ઉપર આજે કોણ આંસુ સારે છે? ઇતિહાસનો પાઠ એ છે કે–પડકાર અને પ્રત્યુત્તર એ પ્રકૃતિનો કાનૂન છે જે વધારે ઊંચી સંસ્કૃતિનો ઊગમ આપે છે અથવા સંઘર્ષ અને હિંસાને જન્મ આપે છે, જેમાં ગુમાવનારો ઇતિહાસની કચરાપેટીને હવાલે થાય છે, અથવા આવી રહેલી ભરતીમાં ભળી જાય છે, એમા સંવાદતા અને સમન્વય (Harmony and Synthesis)–એ બન્નેમાથી પસંદગી કરવાની હોય છે.

વહાલા પાઠક, જો ભારત સરકાર લઘુમતીઓ માટેના હેતુઓ પરત્વે તેનો પ્રતિરોધ કરવામા જો સહૃદયી હોય, તો કોઇપણ જાતના માનસિક આરક્ષણ સિવાય, જો તો અને પરન્તુ બરન્તુ કર્યા

વિના, તેણે કહેવું જોઈએ કે–કોઈ પણ માનવ જાત વિજ્ઞાનલક્ષી, ભાષિક, સાંસ્કૃતિક યા ધાર્મિક જૂથ, ભારતના કોઈ પણ ભાગમાંથી, એમની ગૃહભૂમિ બહાર નહિ હોય અને સમસ્ત ભારત એ તમામ માનવજાત વિજ્ઞાનલક્ષી ભાષિક, ધાર્મિક અને સાંસ્કૃતિક જૂથો, જેને આપણે 'ભારત' કહીએ છીએ તેની સાથે મળીને સુંદર મોઝેઇક–કલાત્મક આકાર આપે છે અને આપણી માતૃભૂમિ તરીકે તેને ચાહે છે–એ તમામની આ સમસ્ત ભારત એ સમાન ગૃહભૂમિ છે.

એટલા માટે, શાણપણ રહેલુ છે સમાધાનમાં, નહિ કે ચોમેરથી તમામ રીતે બંગાળી હિન્દુઓ અને મુસ્લિમો ઉપર હુમલો કરવામા, જેમને પાછા કાઢી શકાવાના નથી. દૂર કરી શકાવાના નથી, બીજે વાળી શકાવાના નથી, દેશનિકાલ (હદપાર) કરી શકાવાના નથી, ફેંકી દેવાવાના નથી અથવા બ્રહ્મપુત્રામાં ડુબાડી શકાવાના પે નથી. દેવાળું કાઢવાને માટે ય તેઓ અનેક સંખ્યાવિધ છે માનવજાતના , વિજ્ઞાન સાથે જોડાયેલી બીજી લઘુમતિઓ સાથે તેઓ હમેશા સંબંધો શોધી શકયા હોત તેઓ ધાર્મિક સબંધોને ય હમેશા પાર કરી શકયા હોત અને મજબૂત ફૂવાસ્યંભ બંગાળી ઉપ–રાષ્ટ્રવાદને નામે રચી શકયા હોત, જો તેમને રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સરહદો–એમ બેઉ બાજુએથી તથા તાત્કાલિક નિકટવર્તી પરદેશમાંથી પૂર્ણ ટેકો મળ્યો હોત રાજકીય અને નાગરિક હકોની ગૂંટવણીના ખ્યાલામા અને આસામી નેતાગીરીના હોકમા–આ બન્ને વચ્ચે ઘણી બધી લપસણી છે. ઇતિહાસને આ રીતે કયારેય આદેશ ન આપી શકાય. જો નાગરિક અને રાજકીય હકોથી વિહોણાઓને જ્યાં છે ત્યાં જ રહેવાનુ હશે, તો દસ વર્ષ પછી શુ થશે ? પુનશ્ચ, બિન આસામીઓ વડે જિતાતી વિધાનસભાની બેતૃતીયાંશ બેઠકોની અસ્વીકાર્ય (અસ્વાદિષ્ટ) શકયતાનો સામનો આસામીઓએ કરવો જ પડશે. આસામ એ બંગાળીઓની ગૃહભૂમિનો જ એક ભાગ છે એવું જાહેર કરતી બંગાળી બહુમતીની પ્રગતિનો તેમણે ફરી એક વાર સામનો કરવો પડશે. વળી બીજી એક વાર મુસ્લિમ અલગતાવાદની ધમકીનો તેમણે મુકાબલો કરવો પડશે. એટલા માટે તમે જે ચોરસમાંથી નીકળવા માટે શરૂઆત કરેલી હતી, ત્યાં જ પાછા તમે વળી આવી જશો.

## લઘુમતિઓને કેવી રીતે પુન. ખાતરી આપવી ?

પ્રિય વાચક, સરકારે કૃપા કરીને નોંધવું જોઈએ કે–બહુમતિઓએ આસામી વહીવટકર્તાઓ પ્રત્યેનો પ્રેમ, વિશ્વાસ અને ભરોસો ગુમાવ્યો નથી, જેઓ તેમને દુશ્મનો, પરદેશીઓ અને બહારવટિયાઓ ગણીને વર્તે છે અને તેણે હજી સુધી સને ૧૯૪૬ના પરદેશી વસાહતીઓ માટેના કાયદાની રૂએ તેની સત્તાઓ ન બજાવવી જોઈએ. અને આસામી વહીવટતંત્ર પ્રત્યે, સને ૧૯૬૬ પછી આવેલા પરદેશી વસાહતીઓની જાંચ પડતાલ કરવાના તે કાનૂન નીચેના હુકમોનો અમલ ન કરવા ફરમાવવું જોઈએ આ હેતુ માટે તેણે પોતાના નિયંત્રણ અને નિરીક્ષણ નીચેનું પોતાનું ખાસ તંત્ર રચવું જોઈએ જો ભારત સરકાર સન્નિષ્ઠ હોય, તો તપાસ કરનાર તંત્ર માટે તદ્દન સ્પષ્ટ માર્ગદર્શક બાબતો યે પ્રસ્તુત કરવી જોઈએ ખાસ કરીને, દસ્તાવેજી યાદી ઉદાહરણ રૂપે નહિ, બલ્કે સમગ્ર રીત મૂકવી જોઈએ નક્કી કરેલી તારીખ અથવા તે પહેલા, આસામમાં સબૂતની ભૌતિક ઉપસ્થિતિ તરીકે મૂકવી જોઈએ, જે અલગ રીતે અને સંયુક્ત રીતે સ્વીકાર્ય બને આ એવો એક જ માર્ગ છે. જેમા સ્વૈચ્છિક અને તરંગી ક્રિયાઓ, ખૂની માનસવાળા અમલદારી તંત્ર વડે સમાવિષ્ટ ન થઈ શકે, અને લાખો નાગરિકોને જાચની પ્રક્રિયાની ધાકધમકી અને ત્રાસમાંથી ઉગારી શકાય.

વળી સરકારે સમજી લેવું જોઈએ કે—જો કે મહીસર ગેરકાનૂની પરદેશી વસાહતીઓ, ઘૂસણખોરો અથવા નિર્વાસિતોને ઓળખવા—તારવવા માટે, પચાસ લાખની બંગાળી બોલતી વસ્તીને તપાસવાની છે. આ એક આવશ્યક મુદ્દો છે, જેને કાં તો નીતિ—ઘડવૈયાઓ દેખીતી રીતે જ ઉપેક્ષે છે અથવા કાં તો એ જાણવા માટે તે અતિશય સાદા-સરળ છે. વ્યક્તિ તો માત્ર માનવ વેદના, ભારે મોટો અન્યાય, અમલદારશાહીનો અભિગમ અને રાજકીય ચક્રીકરણની કલ્પના જ કરી શકે, જેને આ પ્રક્રિયા લાદશે. થોડાંક જીવડાંને બહાર કાઢવા માટે, સારા યે કોથળાને હચમચાવીને ઉપર તળે કરવો પડશે ! શું રાજીવ ગાંધી (વડાપ્રધાન) અને એસ બી ચૌહાણ (ગૃહપ્રધાન) આ બધું સમજતા નથી ? વળી જે ગૃહમંત્રી આને માટે વચન આપે છે કે નાગરિક અને રાજકીય હકોની ઝૂંટવણી કરેલાઓને ત્રાસ નહિ આપવામાં આવે. એટલે કે, તેમના નાગરિક અને રાજકીય હકો ઝૂંટવી લીધા પછી, તેઓ વચન આપવાની હિંમત નહિ કરી શકે કે નાગરિક અને રાજકીય હકોની ઝુંટવણી સામેની તપાસની પ્રક્રિયામાં નાગરિકોને હેરાન કરવામાં આવશે નહિ, અને છતાં પણ આસામની બંગાળી—બોલતી પ્રજાને તે વિધિનો સામનો કરવા માટે, માનવીય પતન સાથેની સંબંધ રહિત ત્યજાયેલી પરિસ્થિતિની વચ્ચે, કહેવામાં આવ્યું છે.

### સંઘર્ષનું સાતત્ય

પરન્તુ લાંબા ગાળામાં, રાજકીય વ્યાજખાઉઓ ગોઠવણો માટે પક્ષોમાંથી છટકી જશે. અને દેશ તેમની હ્રસ્વ દષ્ટિ માટે તેમના સૈનિકશાહી અભિગમ માટે અને તેમના મેડિસન-એવન્યુ શૈલીના પ્રતિરૂપ—રચનાઓ માટે, ભરપટ કરશે. એક ક્ષણની ભૂલ માટે, સૈકાઓ સુધી આપણે ભરપાઈ કર્યા કરીએ છીએ. આસામ એ માનવજાતના વિજ્ઞાનલક્ષી સમરાંગણમાં પલટાઈ જશે. જે લોકો ધરતીમાં મૂળ નાખીને પડેલા છે, તેમને સહેલાઈથી ઊખેડી શકાશે નહિ તેઓ લડી લેશે, બસ ખેતરે ખેતરે, ગામડે ગામડે, જંગલોમાં સામ સામે, ગેરીલા ઢબે મારીને નાસી જશે ખેતરોમાં, કોર્ટ ખંડમાં, વિધાનસભાગૃહમાં, સરકારી કાર્યાલયોમાં, કલકત્તા અને દિલ્હીમાં, ધર્મ—સંસ્કૃતિ—ભાષા અને વાદને નામે, જે કાંઈ અસ્ત્ર શસ્ત્રો તેઓ હાસલ કરી શકે તે લઈને, તેઓ લડશે ને ભાગી જશે અસ્તિત્વ માટેની આ લડાઈ ખૂબ લાંબો સમય ચાલશે. જ્યાં સુધી તેઓ લડતા હશે ત્યાં સુધી આ સ્વબચાવની વૃત્તિ—ઝંખના અને હોંશ જીવતાં જ રહેશે. આ લડાઈ હશે ભારતીય રાષ્ટ્રવાદ સામે આસામી પ્રદેશવાદની. બહુ—સંસ્કૃતિ અસ્તિત્વ સામે સુદૃઢખોર સ્વદેશભક્તિ, બિનસાંપ્રદાયિકતા સામે કોમીય પ્રેરણા શક્તિ લડશે. ઇતિહાસ તેમની સાથે હશે.

આસામીઓનો ઉદ્દેશ ડૂબી ગયો છે !—તેણે નેલ્લી અને વધારે નેલ્લીઓની કિંમત ચૂકવવી પડશે. કારણ કે લડાઈ ઘણા ચઢાવ અને ઉતાર જોશે. આસામી જાણે છે કે તે અપરાધી ઠરી ચૂકેલો છે અને તેનો ઉદ્દેશ મોટે ભાગે તેની નથીબની લટકતી લાગણીઓમાંથી ઊગે છે આસામ આંચકા ખાઈ રહ્યું છે અને એક પછી બીજા ભાગલાને આસામીઓની બહુમતી માટે સહન કરી રહ્યુ છે. હજી પે બધું સંકોચાશે-પ્રથમ બ્રહ્મપુત્રાની ખીણ તરફ અને પછીથી બ્રહ્મપુત્રા ખીણના પશ્ચિમાર્ધ અડધિયા તરફ વળશે.

### બારણાં ખખડાવી રહ્યો છે ફાસીવાદ !

વહાલા વાચક ! વિચારની એક શાખા કહે છે કે લઘુમતીઓ ભાવી નાગરિક અને રાજકીય હકોની ઝુંટવણી માટે સ્પર્ધાઓ નહિ કરે અને નમ્રતાથી

તેને સ્વીકારી લેશે. છેવટે, કદાચ પણ તેમને મતાધિકાર ઉપર રહેવા–જીવવાના અધિકારને પસંદ કરવાને કહેશે : મત આપતાં પહેલાં જીવો. ખરેખર તો નિરક્ષર અને ભયગ્રસ્ત મનુષ્યને અધિકારનો શો અર્થ છે ? જો રાજકીય ક્ષેત્રોમાંથી નિવૃત્ત થવાથી અસ્તિત્વની ખાતરી મળતી હોય, તો તે વિકલ્પનો સ્વીકાર કરશે જો ખરેખર આ આવુ હોય. (હું માનતો નથી કે તે એવું છે) તો આપણી ભૂમિમા લોકતાંત્રિક સ્થિતિ વિશે આ વિષાદપૂર્ણ મીમાંસા હશે ! વ્યક્તિ આમ ઉપસંહાર કરે : જો લોકોને તેમના ભૌતિક અસ્તિત્વ માટે કિંમત ચૂકવવાની જ હશે, તો ફાસીવાદ લાંબો કાળ પોતાનો પડછાયો નાખ્યા સિવાય રહેવાનો નથી, તેમ રાજકીય ત્યાગ લાંબા ગાળામાં ભૌતિક સલામતીને નહિ ખરીદી લે.

ના, આસામની લઘુમતીઓએ સાથે મળીને આવવાનુ છે અને તેમના રાજકીય હક્કો માટે– મનુષ્ય તરીકે જીવવાના અધિકાર માટે, સમાન નાગરિક તરીકે અને ધાર્મિક તથા ભાષાકીય લઘુમતિઓ તરીકે તેમણે લડવું પડશે. આસામને માટે રાજ્યબંધારણ પુનઃ નહિ લખાય. આસામને માટે અલગ રાજ્યવ્યવસ્થા, સાંસ્કૃતિક-આર્થિક અને ધાર્મિક અલગ તંત્ર નહિ થઈ શકે તેમણે સાથે મળીને ઊભા રહેવું પડશે, તેમ જ એકબીજામાંથી પ્રેરણા અને સમર્થન મેળવવા પડશે. તેમણે દરેક વસ્તુ મેળવવાની છે–જેમા રાજકીય સત્તાનો સમાવેશ થાય છે અને તેમણે નાગરિક અને રાજકીય હક્કોની ઝૂંટવણી તથા વિક્ષેપણની બેડીઓ સિવાય બીજું કશું યે ગુમાવવાનું નથી. વળી જ્યાં સુધી આસામ એ ભારતનો એક ભાગ છે ત્યાં સુધી તેઓ તેમની ભાષા અથવા ધર્મ અથવા સંસ્કૃતિને તેઓ, આસામમાં રહેવાના અધિકાર માટે લેશ માત્ર નહિ જ છોડે.

('મુસ્લિમ ઇન્ડિયા, તા ૧-૧-'૮૫')

અનુવાદક : ડૉ. હરીશ વ્યાસ

---

## બાળ સાહિત્ય

મહાનિબંધનો પરિચય અને પ્રદાન (લીંબડી રાજ્યને લગતા મહાનિબંધનો સાર) લે ડૉ મુગટલાલ પી બાવીસી, પ્રાપ્તિસ્થાન ગૂર્જર એજન્સી, રતનપોળ નાકા સામે ગાંધીમાર્ગ અમદાવાદ-૩૮૦૦૦૧,

બેંતાલીસમાં ગુજરાત લે. ડૉ. જયકુમાર ર. શુક્લ પ્રકા. લેખક પોતે ૫, રત્નાપાર્ક વિભાગ-૩, ઘાટલોડિયા, અમદાવાદ–૩૮૦ ૦૬૧ કિં. રૂ ૧૫–

વિનોદ ભટ્ટ (સર્જક શ્રેણી) લે. પ્રફુલ્લ રાવલ, સોનલ પ્રકાશન, ૧૫ આરાધના સોસાયટી, જીવરાજ પાર્ક, અમદાવાદ–૫૧ કિં. રૂ. ૯–

દલપતરામ ને નાનાલાલની જીવનદૃષ્ટિ ચી. ના. પટેલ વિક્રેતા કુમાર કાર્યાલય, ૧૪૫૪, રાયપુર અમદાવાદ કિં. રૂ. ૨–

વળી સરકારે ધ્યાનમાં લેવું જોઈએ કે—જો કે મુઠ્ઠીભર ગેરકાનૂની પરદેશી વસાહતીઓ, ઘૂસણખોરો અથવા નિર્વાસિતોને ઓળખવા-તારવવા માટે, પચાસ લાખની બંગાળી બોલતી વસ્તીને તપાસવાની છે, આ એક આવશ્યક મુદ્દો છે, જેને કાં તો નીતિ-ઘડવૈયાઓ દેખીતી રીતે જ ઉવેખે છે અથવા કાં તો એ જાણવા માટે તે અતિશય સાદા-સરળ છે. વ્યક્તિ તો માત્ર માનવ વેદના, ભારે મોટો અન્યાય, અમલદારશાહીનો અત્યાચાર અને રાજકીય ધ્રુવીકરણની કલ્પના જ કરી શકે, જેને આ પ્રક્રિયા લાદશે. થોડાંક જીવડાંને બહાર કાઢવા માટે, સારા યે કોથળાને હચમચાવીને ઉપર તળે કરવો પડશે ! શું રાજીવ ગાંધી (વડાપ્રધાન) અને એસ. બી. ચૌહાણ (ગૃહપ્રધાન) આ બધું સમજતા નથી ? વળી જે ગૃહમંત્રી આને માટે વચન આપે છે કે નાગરિક અને રાજકીય હકોની ઝૂંટવણી કરેલાઓને ત્રાસ નહિ આપવામાં આવે. એટલે કે, તેમના નાગરિક અને રાજકીય હકો ઝૂંટવી લીધા પછી, તેઓ વચન આપવાની હિંમત નહિ કરી શકે કે નાગરિક અને રાજકીય હકોની ઝુંટવણી સામેની તપાસની પ્રક્રિયામાં નાગરિકોને હેરાન કરવામાં આવશે નહિ, અને છતાં પણ આસામની બંગાળી-બોલતી પ્રજાને તે વિધિનો સામનો કરવા માટે, માનવીય પતન સાથેની સંબંધ રહિત ત્યજાયેલી પરિસ્થિતિની વચ્ચે, કહેવામાં આવ્યું છે

## સંઘર્ષનું સાતત્ય

પરન્તુ લાંબા ગાળામાં, રાજકીય વ્યાજખાઉઓ ગોઠવણો માટે પક્ષોમાંથી છટકી જશે. અને દેશ તેમની હ્રસ્વ દૃષ્ટિ માટે, તેમના સૈનિકશાહી અભિગમ માટે અને તેમના મૅડિસન-એવન્યુ શૈલીના પ્રતિરૂપ-રચનાઓ માટે, ભરપટ કરશે, એક ક્ષણની ભૂલ માટે, સૈકાઓ સુધી આપણે ભરપાઈ કર્યા કરીએ છીએ. આસામ એ માનવજાતનાં વિજ્ઞાનલક્ષી સમરાંગણમાં પલટાઈ જશે. જે લોકો ધરતીમાં મૂળ નાખીને પડેલા છે, તેમને સહેલાઈથી ઊખેડી શકાશે નહિ તેઓ લડી લેશે. બસ ખેતરે ખેતરે, ગામડે ગામડે, જંગલોમાં સામે સામે, ગેરીલા ઢબે મારીને નાસી જશે, ખેતરોમાં, કોર્ટ ખંડમાં, વિધાનસભાગૃહમાં, સરકારી કાર્યાલયોમાં, કલકત્તા અને દિલ્હીમાં, ધર્મ-સંસ્કૃતિ-ભાષા અને વાદને નામે, જે કાંઈ અસ્ત્ર શસ્ત્રો તેઓ હાસલ કરી શકે તે લઈને તેઓ લડશે ને ભાગી જશે. અસ્તિત્વ માટેની આ લડાઈ ખૂબ લાંબો સમય ચાલશે. જ્યાં સુધી તેઓ લડતા હશે ત્યાં સુધી આ સ્વ બચાવની વૃત્તિ-ઝુંબેશ અને હેશ જીવતાં જ રહેશે. આ લડાઈ હશે ભારતીય રાષ્ટ્રવાદ સામે આસામી પ્રદેશવાદની. બહુ-સંસ્કૃતિ અસ્તિત્વ સામે યુદ્ધખોર સ્વદેશભક્તિ, ભિન્નસાંપ્રદાયિકતા સામે કોમીય પ્રેરણા શક્તિ લડશે. ઇતિહાસ તેમની સાથે હશે.

આસામીઓનો ઉદ્દેશ ટૂંકી ગયો છે !—તેણે નેલ્લી અને વધારે વેલ્લીઓની કિંમત ચૂકવવી પડશે. કારણ કે લડાઈ ઘણા ચઢાવ અને ઉતાર જોશે. આસામી જાણે છે કે તે અપરાધી ઠરી ચૂકેલો છે અને તેનો ઉદ્દેશ મોટે ભાગે તેની નશીબની લટકતી લાગણીઓમાંથી ઊગે છે આસામ આંચકા ખાઈ રહ્યું છે અને એક પછી બીજા મામલાને આસામીઓની બહુમતી માટે સહન કરી રહ્યું છે. હજી યે વધુ સંકોચાશે-પ્રથમ બ્રહ્મપુત્રાની ખીણ તરફ અને પછીથી બ્રહ્મપુત્રા ખીણના પશ્ચિમાર્ધ અડધિયા તરફ વળશે.

## બારણું ખખડાવી રહ્યો છે ફાસીવાદ !

વહાલા વાચક ! વિચારની એક શાખા કહે છે કે લઘુમતીઓ આવી નાગરિક અને રાજકીય હકોની ઝુંટવણી માટે સ્પર્ધાઓ નહિ કરે અને નમ્રતાથી

તેને સ્વીકારી લેશે. છેવટે, કહાપણ તેમને મતાધિકાર ઉપર રહેવા-જીવવાના અધિકારને પસંદ કરવાને કહેશે : મત આપતાં પહેલાં જીવો. ખરેખર તો નિરક્ષર અને ભયગ્રસ્ત મનુષ્યને અધિકારનો શો અર્થ છે ? જો રાજકીય ક્ષેત્રોમાંથી નિવૃત્ત થવાથી અસ્તિત્વની ખાતરી મળતી હોય, તો તે વિકલ્પનો સ્વીકાર કરશે. જો ખરેખર આ આવું હોય. (હું માનતો નથી કે તે એવું છે) તો આપણી ભૂમિમા લોકતાંત્રિક સ્થિતિ વિશે આ વિવાદપૂર્ણ મીમાંસા કરી ! વ્યકિત આમ ઉપસંહાર કરે : જો લોકોને તેમના ભૌતિક અસ્તિત્વ માટે કિંમત ચૂકવવાની જ હશે, તો ફાસીવાદ લાંબો કાળ પોતાનો પડછાયો નાખ્યા સિવાય રહેવાનો નથી, તેમ રાજકીય ત્યાગ લાંબા ગાળામાં ભૌતિક સલામતીને નહિ ખરીદી લે

ના, આસામની લઘુમતીઓએ સાથે મળીને આવવાનું છે અને તેમના રાજકીય હકો માટે- મનુષ્ય તરીકે જીવવાના અધિકાર માટે, સમાન નાગરિક તરીકે અને ધાર્મિક તથા ભાષાકીય લઘુમતિઓ તરીકે તેમણે લડવુ પડશે. આસામને માટે રાજ્યબંધારણ પુનઃ નહિ લખાય. આસામને માટે અલગ રાજ્યવ્યવસ્થા, સાસ્કૃતિક-ભાષિક અને ધાર્મિક અલગ તંત્ર નહિ થઈ શકે તેમણે સાથે મળીને ઊભા રહેવું પડશે, તેમ જ એકબીજામાંથી પ્રેરણા અને સમર્થન મેળવવાં પડશે. તેમણે દરેક વસ્તુ મેળવવાની છે-જેમા રાજકીય સત્તાનો સમાવેશ થાય છે. અને તેમણે નાગરિક અને રાજકીય હકોની ગૂંટવણી તથા વિક્ષેપણની બેડીઓ સિવાય બીજું કશું યે ગુમાવવાનું નથી. વળી જ્યા સુધી આસામ એ ભારતનો એક ભાગ છે ત્યાં સુધી તેઓ તેમની ભાષા અથવા ધર્મ અથવા સંસ્કૃતિને તેઓ, આસામમાં રહેવાના અધિકાર માટે લેશ માત્ર નહિ જ છોડે.

('મુસ્લિમ ઇન્ડિયા, તા ૧-૪-'૮૫')

અનુવાદક ! ડૉ. હરીશ વ્યાસ

---

## બાળ સાહિત્ય

મહાનિબંધનો પરિચય અને પ્રદાન (લી બડી રાજ્યને લગતા મહાનિબંધનો સાર) લે ડૉ મુગટલાલ પી બાવીસી, પ્રાપ્તિસ્થાન ગૂર્જર એજન્સી, રતનપોળ નાકા સામે ગાંધીમાર્ગ અમદાવાદ-૩૮૦૦૦૧,

બેંતાલીસમાં ગુજરાત લે. ડૉ. જયકુમાર ર શુકલ પ્રકા. લેખક પોતે ૫, રત્નાપાર્ક વિભાગ-૩, ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦ ૦૬૧ કિં રૂા ૧૫-

વિનોદ ભટ્ટ (સર્જક શ્રેણી) લે. પ્રફુલ્લ રાવલ, સોનલ પ્રકાશન, ૧૫ આરાધના સોસાયટી, જીવરાજ પાર્ક, અમદાવાદ-૫૧ કિં. રૂા. ૯-

દલપતરામ ને. નાનાલાલની જીવનદૃષ્ટિ ચી. ના. પટેલ વિક્રેતા કુમાર કાર્યાલય, ૧૪૫૪, રાયપુર અમદાવાદ કિં. રૂા. ૨-

# નાવીન્ય અને પરંપરાગત | હિતેન્દ્ર જોશી

## નવી શિક્ષણ નીતિના સંદર્ભમાં

સ્થિર નીરમાં જેમ પથ્થર પડે અને જે તરંગિત પરિવર્તન થાય છે, તેમ રાષ્ટ્રના સાર્વત્રિક સમાજજીવન ઉપર સત્તાપલટાના કારણે કે કોઈ ઘટના વિશેષ કે વ્યક્તિવિશેષના સંપર્કને પરિણામે– જ્યારે નાવીન્યનું આગમન થતું હોય છે, ત્યારે સામાન્ય રીતે તો એ પ્રથમવર્ષની માફક ગાજવીજ-સાથે જ થતું હોય છે એ આગમનને પરિણામે જીવનના અસ્ખલિત વહેતા પ્રવાહમાં ખળભળાટ મચી જાય છે. થોડોક સમય તો પ્રક્ષોભને લીધે બધું અસ્તવ્યસ્ત થઇ જાય છે, ધમધમાટને લીધે કાને પડ્યું કશું સંભળાતું નથી. આવું નાવીન્યનું આગમન સૌ પ્રથમ પ્રજાની દૃષ્ટિને આંજી નાખે છે અને તેથી પ્રજાને અંધકાર વિદારક અને પ્રકાશોત્તેજક સ્થિતિનું નિર્માણ થતું હોય એમ લાગે છે. પરંતુ, જ્યારે સ્થિતિની તરલતાનું નિરસન થાય છે. ત્યારે દૃષ્ટિ સ્વસ્થ થાય છે. અને દૃષ્ટિ સ્વસ્થ થતા, ભ્રાંતિ ઓગળી જાય છે અને નિભ્રાંતિ પ્રગટ થાય છે અને ત્યારે જ સત્ય સમજાય છે. પરંતુ, કેટલાક સમય પછી બધું સ્વાભાવિક બની જાય છે, ધીમેધીમે 'નાવીન્ય'ની પોતાની પરંપરા બંધાઈ જાય છે. આમ. અકળ અને અગમ્ય રીતે પુરાતનને સ્થાને-નૂતનનું નિર્માણ થાય છે!

જ્યારે એક પરંપરાને હડસેલીને અથવા તેનું અસ્તિત્વ રહેવા દઇને તેના સંવર્ધન માટે પ્રયોગો કરવામાં આવે છે ત્યારે ઘણી વખત પરંપરાની પરમોચ્ચ્યી ગુણવત્તા નાવીન્યના નશામાં વિસરી જવાય છે.

નવી શિક્ષણ નીતિમાં આવું ન થાય તે માટે ઘડવૈયાઓ ધ્યાન રાખે તે અપેક્ષિત છે પ્રશ્ન તો એ થાય છે કે નાવીન્યના નશામાં પરંપરાની શ્રેષ્ઠ અને સ્વીકૃત પ્રણાલિકાને વિસરી તો નથી જતા ને?

'આપણી નવી શિક્ષણનીતિ' પરંપરાનો સમૂળગો વિચ્છેદ તો જ્યારે પ્રયોગોનું ભાવિ પરિણામ પરંપરા કરતાં ઉત્કૃષ્ટ નથી કરતીને?–નવી શિક્ષણનીતિ પરંપરાનો વિદ્રોહ કરીને નાવીન્યનું સર્જન તો નથી કરતી ને? જ્યાં વિદ્રોહની વૃત્તિ મુખ્ય હોય છે ત્યાં બધું–તોડી ફોડી નાખીને નવસર્જનનો અસ્થિર તરવરાટ હોય છે.

નવા અને જૂનાનો જ્યારે જ્યારે સંગ થતો હોય છે ત્યારે ત્યારે થવાની સાથોસાથ નિઃસત્ત્વ અને નિર્માલ્ય પણ ઘણું ઊભરાતું હોય છે. જગતમાં સર્વત્ર અને સર્વદા આમ બનતું આવ્યું છે.

નવી શિક્ષણ નીતિને આવી સ્થિતિથી અપવાદ રાખી શકીએ તે માટે કોઇ પણ નવા યા જૂના વિચારને અમલમાં મૂકતા પહેલા પ્રજ્ઞા કે પ્રતિભાની એરણ પર કસી જવો અનિવાર્ય છે.

નવી શિક્ષણનીતિ મુજબ માધ્યમિક શિક્ષણનું 'રાષ્ટ્રીયકરણ' કરવું જોઈએ કારણ કે, માધ્યમિક શિક્ષણ ખાનગી ધોરણે ચાલતું હોવાથી ઘેર ઘેર હાઈસ્કૂલો ખોલીને ભ્રષ્ટાચાર થાય છે. શિક્ષકની ભરતીમાં ગુણવત્તાને ભોગે ભ્રષ્ટાચારીઓ ડોનેશનવાળા ઉમેદવારોને પસંદગી આપે છે. લાંબાગાળે શિક્ષણની ગુણવત્તાને પણ હાનિ થાય છે. આ ઉપરાંત ભ્રષ્ટાચાર દૂર કરવા માટે ખાનગીમંડળો ઉપરનત્વરિત કાનૂની અસર થઈ શકતી નથી. પરંતુ રાષ્ટ્રીયકરણથી ભ્રષ્ટાચાર કરવા માટે સરકારી કર્મચારીઓ ઉપર બધો આધાર રાખી શકાશે? ખેર...

[ વિશ્વમાનવ :

દેશનો પ્રત્યેક નાગરિક જો તંદુરસ્ત વિચારો અને વલણો ધરાવતો હશે તો જ રાષ્ટ્રની સાર્વત્રિક વૈચારિક તંદુરસ્તી ટકી શકશે એટલા માટે નવી શિક્ષણનીતિએ વિદ્યાર્થીઓના ભારતીય બિન-સાંપ્રદાયિક સાંસ્કૃતિક-સત્ત્વોને સંવર્ધિત કરે તેવાં નૈતિક મૂલ્યો શિક્ષણના પાયામાં હોવાં જોઈએ.

નવી શિક્ષણનીતિમાં શિક્ષણનું પ્રવર્તમાન સમાજજીવન સાથે સંકલન થવું જોઈએ. નવી શિક્ષણનીતિએ ઘેરઘેર પોથી પંડિતોને બહાર પાડવાને બદલે જીવનની સ્વીકૃત-સંસ્કારિતા અને સુરુચિપૂર્ણતા ટકી શકે તેવું શિક્ષણ-આપવું જોઈએ. વિદ્યાસભર હોવા છતાં એવી કેટલીય-વ્યક્તિઓ ભારતમાં જોવા મળે છે કે જે હતાશા-છિન્નભિન્નતા અને નૈરાશ્યના કોટયાધિપતિ છે. આવા લોકોમાં સંસ્કારી જીવનાનંદ કેળવવાનું પક્ષકાર્ય-વિસરી ના જવાયું-'ભણ્યો છે પણ ગણ્યો નથી.'-પરંપરાગત આ કહેવતને નવી શિક્ષણનીતિએ ખોટી પાડવી જોઈએ.

નવી શિક્ષણનીતિના અભ્યાસક્રમો વિસ્મયવર્ધક-અને વિકાસોત્તેજક હોવા જોઈએ. બાળક ફક્ત ત્રણ વર્ષ સુધી જ નૈસર્ગિક જીવન જીવે છે. ત્યારબાદ તેના જીવનમાં કેળવણીનો પ્રવેશ થાય છે. આ કેળવણી બાળકના વિસ્મયને સમૂળગો ખતમ કરી નાખે છે.

—નવી શિક્ષણનીતિના અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓને-રાષ્ટ્રીય એકતા અને અખંડિતતાનાં મૂલ્યોમાં શ્રદ્ધા પેદા થાય એવા રાષ્ટ્રીયતાના પાઠ ભણાવવા જોઈએ.

જેટલે અંશે ટેકનોલૉજી બેકારી દૂર કરી શકે તેટલે અંશે નવી શિક્ષણનીતિમાં ટેકનોલૉજીને સ્થાન આપવું જોઈએ. એટલે કે, જે ટેકનોલૉજીકલ બેકારી દૂર કરવાને બદલે વધારતી હોય તે ટેકનોલૉજી દૂર કરવી જોઈએ.

* શિક્ષણને ન્યાયતંત્રની જેમ સ્વતંત્ર એકમ બનાવવું જોઈએ કે, શિક્ષણમાં જરા પણ રાજકીય હસ્તક્ષેપ હોવો જોઈએ નહીં.

નવી શિક્ષણનીતિ ગરીબ દેશનાં માનવમૂલ્યોને જાગૃત કરી અદના નિરક્ષર માનવીને પણ સાચી-રાહબર બની રહે તેવી રીતે પ્રસ્થાપિત થાય તેવું ઇચ્છીએ.

---

## અન્ડર ગ્રાઉન્ડ | વિજુ ગણાત્રા

હું હવે કવિતા લખતી નથી
ઉપર ચઢતા કારેલીના વેલાને જોયા કરું છું
એના કાળાશ પડતા ઘેરા લીલા પત્તાં
નવલકથાના યાદગાર અંશોના લીલા-લેખ બનીને પડયાં છે
એ ઉત્કીર્ણ લિપિને સન્માનું છું
બ્રાહ્મી લિપિમાં બાવળિયા ઊગ્યા હોય તોય મને ખબર નથી
પાછી ફરતી બસની આગળને આગળ
એક વાદળ દોડયા કર્યું હતું
માઈલો સુધી વેરાયેલી ખંડિત મૂર્તિઓ
અધૂરી દંતકથાના ઉદ્ગારો જ હતી કે શું ?
મારા લકવા થયેલા જમણા હાથને
હવે સ્પર્શનો કોઈ અનુભવ થતો નથી
માખણ પાયેલા મુલાયમ શબ્દો છોભીલા પડે છે-હું ય
છતાંય
પથ્થરના ખંડિત હાથનું કંકણ
મને ભીના હોવાનું ભાન કરાવે છે
બંધ આંખોને કેટલી સગવડ ?
... ગોઠણેથી તૂટી ગયેલા પગ જડી જાય છે
રૂપેરી ઝાંઝર રણઝણી ઊઠે છે
સ્કંધ-પ્રદેશ પર રેશમ લહરાઈ ઊઠે છે
આંખોના બિડાયેલા પોપચા શર[illegible] છે

મારી પીઠ પરનું લાખું
મારી કાયાના રંગને એક રહેવા દેતું નથી
નર્વાં વસ્ત્રો નીચેના કોઢ મને જ કેમ દેખાય છે?
મને સામે મળતા ખંડેરા માણસ હોવાની વાત કેમ કરે છે?
હું એમનું નામ પૂછું છું તો પીઠ બતાવે છે
પીઠ પર લીલા, લાલ કે કાળા અક્ષરોમાં
તેમનું નામ લખેલું છે
આજ અડધી રાતે જાગી ગયેલા બેબાકળા અરીસાએ
લીલા, લાલ, કાળા જામા પોતાની પીઠ પર જોયાં.
સફેદ કબૂતરો ઉડાડું છું
સફેદાવાળો કૂચડો પીઠ પર ફેરવું છું
મખમલના ગાલીચામા પગ ખૂંપતા જાય છે
ક્યાંય સળવળ નથી
કશું ય વળ વળ નથી અને છતાંય
બધુંય ગૂંચવાયેલું છે
ગઠ્ઠો થઇ ગયેલું છે
ચોમાસાના આકાશને દમ ચડ્યો છે
સાત રંગનો ગળફો સડક પર પડ્યો છે
ભડકાને પણ ભભકો હોય અને રાખને પણ રૂંવાટી હોય
રોમાંચ હોય
ખીણમા પડઘો પાડવા ફેંકેલો શબ્દ
વાસવનમાં સળગે છે
માટીના કૂંડામાં લોહી સિંચ્યુ છે એય ખરું પણ
આટલો લગાવ શા માટે ?
સચ કહૂં એક પ્રકારકા અલગાવ મેહસૂસ કરતી હૂં
વહ ભી કયો ?
શાક લેતી વખત ધ્યાન રાખું છું–
પત્તા વચ્ચે સંતાડીને રાખેલી દાંડી મારા તરફ નમે
સરની શાણીને દેશવટો દઇ શકીશ ?
શોક્યના સંતાનને ચાહી શકીશ ?
શિલાલેખો પાસું બદલે પણ ખરા
વાવનું લીલું કાચ પાણી મેદાનોમાં વહે
વૃક્ષોના કાનમાં કશુંક કહે
કાલે કવિતા લખું પણ ખરી
અત્યારે તો ઊભાં છે જંગલો અડાબીડ
ભરચક શેરીમાંથી પસાર થતી રથયાત્રાને

## અન્ડર ગ્રાઉન્ડ | બિંજુ ગણાત્રા

હું હવે કવિતા લખતી નથી.
ઉપર ચઢતા કારેલીના વેલાને જોયા કરું છું
એના કાળાશ પકડતાં ઘેરા લીલાં પત્તાં
નવલકથાના યાદગાર અંશોના લીલા-લેખ બનીને પડયાં છે
એ ઉત્કીર્ણ લિપિને સન્માનું છું
બ્રાહ્મી લિપિમાં બાવળિયા ઊગ્યા હોય તોય મને ખબર નથી
પાછી ફરતી બસની આગળને આગળ
એક વાદળ દોડયા કર્યું હતુ
માઈલો સુધી વેરાયેલી ખંડિત મૂર્તિઓ
અધૂરી દંતકથાના ઉદ્દગારો જ હતી કે શું ?
મારા લકવા થયેલા જમણા હાથને
હવે સ્પર્શનો કોઈ અનુભવ થતો નથી
માખણ પાયેલા મુલાયમ શબ્દો છોલીલા પડે છે–હું ય
છતાંય
પથ્થરના ખંડિત હાથનું કંકણ
મને ભીના હોવાનું ભાન કરાવે છે
બંધ આંખોને કેટલી સગવડ ?
...ગોઠણેથી તૂટી ગયેલો પગ જડી જાય છે
રૂપેરી ઝાંઝર રણઝણી ઊઠે છે
સ્કંધ-પ્રદેશ પર રેશમ લહરાઈ ઊઠે છે
આંખોનાં બિડાયેલા પોપચા શરમાઈ ઊઠે છે
સંપૂર્ણ આભિજાત્ય સાથેનું મારું આ પ્રાગટ્ય
અહો !
કયાંય તિરાડ નથી..
તો પછી ટાંકણું કેમ ચાલે છે ?
સુથારના રંધામાંથી હજુ છોલ કેમ નીકળે છે ?
પદ્મિનીના પેટમાં ગોળી વાગે છે
શીશ-મહલના અગણિત પ્રતિબિંબો ચિત્કારી ઊઠે છે
હું હાંફું છું, હેઠા શ્વાસ બેસે પછી વાત
મને સાથે મળતા દરેક માણસના નવાં વસ્ત્રો પર
એક સળ સુધ્ધાં નથી

[ વિશ્વમાનવ ]

મારી પીઠ પરનું લાખું
મારી કાયાના રંગને એક રહેવા દેતું નથી
નવાં વસ્ત્રો નીચેના કોઢ મને જ કેમ દેખાય છે?
મને સામે મળતા ખંડેરા માણસ હોવાની વાત કેમ કરે છે?
હું એમનુ નામ પૂછું છુ તો પીઠ બતાવે છે
પીઠ પર લીલા, લાલ કે કાળા અક્ષરોમા
તેમનુ નામ લખેલુ છે
આજ અડધી રાતે જાગી ગયેલા બેબાકળા અરીસાએ
લીલા, લાલ, કાળા જામાં પોતાની પીઠ પર જોયા.
સફેદ કબૂતરો ઉડાડુ છુ
સફેદાવાળો કૂચડો પીઠ પર ફેરવું છું
મખમલના ગાલીચામા પગ ખૂપતા જાય છે
કયાય સળવળ નથી
કશુ ય વળ વળ નથી અને છતાંય
બધુય ચૂંચવાયેલુ છે
ગઠ્ઠો થઇ ગયેલું છે
ચોમાસાના આકાશને દમ ચડ્યો છે
સાત રંગનો ગળફો સડક પર પડ્યો છે
ભડકાને પણ ભભકો હોય અને રાખને પણ રુવાટી હોય
રોમાંચ હોય
ખીણમાં પડઘો પાડવા ફેંકેલો શબ્દ
વાસવનમાં સળગે છે
માટીના કૂંડામાં લોહી સિંચ્યુ છે એય ખરું પણ
આટલો લગાવ શા માટે ?
સચ કહૂં એક પ્રકારકા અલગાવ મેહસૂસ કરતી હૂં
વહ ભી કયો ?
શાક લેતી વખત ધ્યાન રાખું છુ –
પત્તાં વચ્ચે સંતાડીને રાખેલી દાંડી મારા તરફ નમે
સરની રાણીને દેશવટો દઇ શકીશ ?
ચોકયના સંતાનને ચાહી શકીશ ?
શિલાલેખો પાસું બદલે પણ ખરા
વાવનુ લીલું કાચ પાણી મેદાનોમાં વહે
વૃક્ષોના કાનમાં કશુંક કહે
કાલે કવિતા લખુ પણ ખરી
અત્યારે તો ઊભાં છે જંગલો અડાબીડ
ભરચક શેરીમાંથી પસાર થતી રથયાત્રાને

ઊંચી મેડીએ ચડીને જોઉં છું
ઓગળી જવા દો પગથિયાંઓને પછી હું
અશ્વત્થની જેમ કૃષ્ણ-કથા કહીશ
હજુ તો મને સૂતક લાગે છે
હું શહેરમાં આવી જાઉં છું
નણંદને મારો નવો સાડલો પહેરવાની ના પાડી શકતી નથી
સસરાની આડે ઉતરતી નથી અને સાસુની સામે બોલતી નથી
સોના ઈંઢોણીનો ભાર છે
શબ્દોને ક્યાં ધાર છે ?
સ્ફટિકિયાં મોતી અંધારામાં પરોવું છું
ધબૂ ધબૂ ધબૂ ધબકારા સંભળાય છે
ઘડિયાળના કાંટા પર લોહી ફૂટયું છે
દેડકો ચિરવાનું ડીસેકશન બોક્ષ
મારા હાથમાં ધ્રૂજે છે
એમોનિયાની તીવ્ર ગંધ મારા નાકમાં પ્રવેશે છે અને
ફટ્ટ કરતુંકને બારણું બંધ થાય છે....
ચંદન-તળાવડી મારા માટે અકબંધ છે
ચોખ્ખી વાત છે
દીવાસ્વપ્નો વધારે જોઉં છું
અંધારા સામે અરીસો ધરતી નથી
કારેલીને પીળાં ફૂલ આવશે તેની
બારી ખોલી પ્રતીક્ષા કરું છું
એ રેશમી પીળો રંગ મારી હથેળીમાં ઓગળે છે અને
નદી પાંસળીમાંથી ઝમતા પાણીની જેમ

વચ્ચે પાછી ગુલાબી ગુલાબની વાત કરી લઉં
રૂપારામ—
તેને નોકર કહેવો ગમતો નથી
કારણ આકાશ ભેજવાળું હોય ત્યારે જ
એલાયચીની સુંગધવાળો ચ્હાનો કપ એ ટીપોય પર મૂકતો
ચ્હાના કપની ઉષ્મા અને તેની આંખોમાં સામ્ય હતું
આ તો મારી ધારણા બાકી
રૂપારામને કયો છોડ કેટલો ઊંડો છે અને
ક્યા મૂળિયા આગળ પથ્થર આવીને અટક્યો
તેની સાથે શી નિસ્બત ?
એ કહેતો, "બહનજી મૈં આપ કો હરરોજ ગુલાબ દેતા હૂં.
આપ ઉસે જૂડે મેં ક્યો નહીં સજાતી ?"
ગુલાબી રંગ ગમે છે અંદર આઉન્ડમાથી
આંખોમા ઝળઝળિયા આવે છે
લાર્જેકટીલથી ઊંઘ આવી જશે એમ માનેલું પણ
શબ્દો ચકડોળે ચડયા છે
પેટમાં ચૂથારો થાય છે
ચક્કર ખાઈને પડેલુ મારું વાક્ય ડોક્ટર તપાસે છે
મારા હાથ–જમણા ખભે સ્પીરિટની તીવ્ર વાસ આવે છે
બાવળિયાની બે સૂળ વચ્ચેથી હું સીધુ જોઉં છું
રૂપારામ, યે સાલી લગાવવાલી વાત સમજ મેં નહીં આતી
'સીરિયસ કેસ છે.........
ગ્લુકોઝના બાટલા ચડાવવા પડશે..........
એડમીટ કરો જલ્દી..... ....
કોઈ મને પૂછે છે 'હું કોણ છું ?'
ઊંડી ઊંડી ખીણમાં ઊભી છું
પડઘા પડે છે—
હું કોણ છું ?
કોણ છું ?
છું ?
છું ?
છું ?

પથ્થરોના પથ્થરો ગબડે છે
કૂમળા છોડ હલાય છે
લીલ પરથી લપસાય છે વારંવાર
રૂપારામ, અપને કો એક કપ ચાય પીલા દો
કમ સક્કર. કડક !
કોણે ધાડ પાડી છે ?
હાડ ગળે છે—
હું કોણ છું ?
કોણ છું ?
છું ?
છું ?
છું ?
ણું ? ણું ? ણું ?

કોણ ?
'હું ડોક્ટર. પૂછયા વગર લાર્જકટીલ લેવી નહીં'
ફરી પાછી હું છતને ઓળખવા લાગી છું
બે બારણાવાળી જગ્યા તે દરવાજો
આ મારો મનગમતો વૉલ-પીસ
કટ-પીસ ખરીદતા માણસોની ભીડ સાથે
મારે પણ કંઈક સંબંધ છે
સીંગર મશીન લેવાનું વિચારું છું
લાલ દોરાથી રફૂ કરવું છે—
લાલ ખાબોચિયાનું
ચાંચિયાગીરી હું નહીં કરી શકું
કાલિદાસ અને ભવભૂતિથી અભિભૂત છું
સુંદરમ્-ઉમાશંકરને સન્માનું છું
માનું છું એ ધવલ શિખરોથી આકાશ ઊંચું નથી.
બેડી તોડી નાસી ગયેલા કેદીની નિંદા કરવાનું
હું ક્યારે છોડીશ ?
છોલાયેલા શબ્દના વ્રણમાંથી પરુ ઝરે તો મને ગમે ?
સંજ્ઞાહીન મારા શરીરમાં કોઢાની બાઇનો આત્મા પ્રવેશે તો
હું પોળમાં પતાસાં વહેંચું ?
રૂપારામ, તારા નિખાલસ પ્રશ્ન જેટલો નિખાલસ જવાબ
મારી પાસે નથી
મારો ફોન પણ હું રિસિવ કરી શકતી નથી
ધબ્બ દઈને મૂકી દઉં છું રિસિવર
પૂજ્ય મોટાના મૌન-મંદિરોમાં મારા પડઘાઓ વેરણ-છેરણ પડયા છે
કારેલીને કારેલા બેસી ગયાં છે
સાત સમંદર પારથી શબ્દે ઘોડો પલાણ્યો છે
રૂપા રામ, અપના કયા હોગા ?
સબ ગોટાલા હો ગયા હૌ
એક કમ સક્કર કડક ચાય
સૂનતા હૈ ?

## મૃત્યુ | નલિન રાવળ

મૃત્યુ આવે છે
નાજુક પતંગિયાની જેમ
ઊડી જાય છે
અન્ય ક્ષણે
શિશુઓના કલહાસ્યથી ભર્યા આકાશને લેઈ.
મૃત્યુ આવે છે
સુરભિત સ્તનમંડળોના અદ્દભુત થડકારની જેમ
જે
શમી જાય છે
ધીરે ધીરે
ચુંબન શ્રમિત માદ્રીના ગાઢ આશ્લેષમાં.
મૃત્યુ આવે છે
શાંત
નિસ્તરંગ
અંતરીક્ષના પ્રકાશોજ્જ્વલ જળે
હિમશ્વેત હંસની જેમ
આહ્લાદથી તરવા.

# શ્રદ્ધા-અશ્રદ્ધાના સંદર્ભમાં | હિંમત ઝવેરી

શિરીષ પંચાલે, તાજેતરમાં શ્રદ્ધા-અશ્રદ્ધાના સંદર્ભમાં બૌદ્ધિકો અને વૈજ્ઞાનિક વલણ વિશે અછડતો ઉલ્લેખ કર્યો છે એને થોડોક આગળ ચલાવવાનો અહીં ઇરાદો રાખ્યો છે

શિરીષ પંચાલ આમ તો સાહિત્યક્ષેત્રે એક ગણનાપાત્ર વિચારક છે. વાસ્તવમાં એઓ આ સમયના એક સન્નિષ્ઠ બૌદ્ધિક છે દાદા ધર્માધિકારીનો શબ્દપ્રયોગ કરીએ તો એઓ બુદ્ધિનિષ્ઠ છે, બુદ્ધિજીવી કે બુદ્ધિવાદી નથી, કટારલેખક તરીકે એમણે હજુ તાજેતરમાં જ શરૂઆત કરી છે અને એમનો સર્વાંગીણ અભિગમ અને સ્વસ્થ પરિપ્રેક્ષ્ય એમને એક ઉચ્ચ કોટિના કટારલેખક તરીકે પ્રસ્થાપે છે.

### કેમ માપવા અંશ બુદ્ધિના ને શ્રદ્ધાના !

શિરીષભાઈ વિગે આ જે કહ્યું એમાં બુદ્ધિનો અંશ કેટલો અને શ્રદ્ધાનો કેટલો એ આપણે કઈ રીતે માપીશું ? અત્યાર સુધીના-એમનાં લખાણો-અભિગમો-વિચારો વિશે જે છાપ મન પર પડી એ પરથી ઉપરના વિધાનો કર્યા, એ બધો કેવળ બુદ્ધિનો જ વ્યાપાર હતો ? બુદ્ધિને આપણે કઈ રીતે ઓળખીશું ? તર્કસંગત વિચાર એટલે જ બુદ્ધિ ? અર્થાત્ તાર્કિક વિચારણાની બહારનો વિચાર એ બુદ્ધિવિરોધી યા અ-બૌદ્ધિક ? સારા-નરસાનો વિચાર બુદ્ધિ કરે તો એને શું કહીશું ? અને સારું-નરસું નક્કી કરવાનો માપદંડ કયો ? વૈયક્તિક-સામાજિક ? રાષ્ટ્રીય-વૈશ્વિક ? એમાં નીતિ-અનીતિ ધર્મ-અધર્મની ગણતરીઓ ખરી ? કયે આધારે ? આમ બૌદ્ધિક અભિગમ નિશ્ચિત કરવો સહેલો નથી.

### વૈજ્ઞાનિક વલણ નિર્ધારવું મુશ્કેલ.

વૈજ્ઞાનિક વલણની વાત પણ નક્કી કરવી એટલી સરળ નથી. વિજ્ઞાને સ્થાપેલા સત્યો સિવાયની વાતને આપણે અવૈજ્ઞાનિક કહીશું ? વસ્તુતઃ વિજ્ઞાન સત્યની શોધ કરતું નથી. સત્ય તો પ્રકૃતિમાં છે જ. વિજ્ઞાન પ્રકૃતિની પ્રક્રિયા કયા નિયમને આધારે ચાલે છે એ તપાસવાનો પ્રયત્ન કરે છે અને એવા નિયમોની શોધ એને આપણે વિજ્ઞાન કહીએ છીએ એની-કોઈક પ્રક્રિયાના નિયમોને આપણે ન શોધી કાઢીએ એથી પેલી પ્રક્રિયા અવૈજ્ઞાનિક બની જતી નથી. વસ્તુતઃ આપણે વિજ્ઞાનને નામે જે સંસ્કૃતિ સરજી છે એમાં તો પ્રકૃતિના નિયમોની વિરુદ્ધ જઈને, પ્રકૃતિને કબજે કરવાના માનવીય હુંકાર દ્વારા જે સર્વાંગીણ પ્રદૂષણ પેદા કર્યું છે એને આપણે વૈજ્ઞાનિક સિદ્ધિ તરીકે ખપાવીએ છીએ તો આ માનવ વિરોધી પ્રકૃતિ વિરોધી સંશોધન અને પ્રગતિ એને આપણે વૈજ્ઞાનિક વલણ કહીશું ? વિજ્ઞાન કે યંત્રવિજ્ઞાન જે દિશામાં જઈ રહ્યાં છે એ વૈજ્ઞાનિક એટલે સત્યગામી કલ્યાણગામી વલણ છે ? એ જ રીતે સમાજવિજ્ઞાનો પણ જે રીતે વિકસી રહ્યાં છે એ વૈજ્ઞાનિક કે સમાજ-હિતકારી કે માનવ-હિતકારી છે ? અને આ તમામને આપણે 'બૌદ્ધિક' અને 'વૈજ્ઞાનિક' ચોકઠામાં બેસાડીએ છીએ ! અને આ ન સ્વીકારનારાઓને અબૌદ્ધિક કે અવૈજ્ઞાનિક તરીકે ઓળખાવીએ છીએ ! બુદ્ધિવાદે પણ નુકસાન કર્યું છે.

ધર્મને નામે અને ભગવાનને નામે જ ચાલે છે એ આવી બૌદ્ધિક વૈજ્ઞાનિક પ્રવૃત્તિવૃત્તિ કરતાં જરાયે વધુ ઇચ્છનીય છે? એવું તો નથી જ. ધર્મોએ ધર્મગુરુઓએ લોકોની શ્રદ્ધાનો દુરુપયોગ કર્યો છે એ પૂરેપૂરો સેતાની છે એ વિશે બેમત નથી. પરંતુ વિજ્ઞાને બુદ્ધિવાદે પણ માનવજાતનું ઓછું નુકસાન કર્યું નથી. બલ્કે વિજ્ઞાનને નામે અને બુદ્ધિને નામે અંધશ્રદ્ધાઓ સારા પ્રમાણમાં

નિર્માઈ છે. બુદ્ધિમાત્ર ઉપકારી કે વિજ્ઞાન માત્ર લાભકારી એવું કરી શકાય એમ નથી. એટલે બુદ્ધિને અને વિજ્ઞાનને ઉપકારી કે લાભકારી બનાવવા માટે એ સિવાય કશાકની જરૂર છે. વૈજ્ઞાનિક સમાજવાદને નામે શું શું થયું છે એ તો હવે પ્રત્યક્ષ ઈતિહાસ છે. જયપ્રકાશજીએ જ્યારે દ્વંદ્વાત્મક ભૌતિકવાદ અને માર્કસવાદનો ત્યાગ કર્યો ત્યારે એમણે આવો જ પ્રશ્ન ઉઠાવ્યો હતો કે માર્કસવાદને સ્વીકારનારાઓ વચ્ચે પણ ખૂનખાર સ્પર્ધા શું કામ થાય છે? એ તત્ત્વજ્ઞાનમાં એવું કશું નથી, જે આ પ્રકારની શકયતા રોકી શકે?

## વિજ્ઞાન ઉપકારી : શ્રદ્ધા અપકારી ?

શ્રદ્ધાની સંકલ્પનાને આપણે આ સંદર્ભમાં તપાસવી પડશે. જેમ બુદ્ધિ ભાષા કે વિજ્ઞાનમાત્ર ઉપકારી નથી એમ શ્રદ્ધા માત્ર અપકારી જ છે એવું નથી. શ્રદ્ધા તો માનવજીવનનું સમાજજીવનનું એક અનિવાર્ય, આવશ્યક અંગ છે, બૌદ્ધિકો અને વૈજ્ઞાનિકો માટે પણ જીવન તો વિશાળ હોય છે, વિદ્યા-જ્ઞાન પણ અમાપ હોય છે. પ્રત્યેક વ્યક્તિ પ્રત્યેક વિષયનું જ્ઞાન મેળવી શકે નહી. એટલે અનેક ક્ષેત્રે એને બીજાનું જ્ઞાન કે માર્ગદર્શન કે અધિકૃતતા સ્વીકારવાં જ પડે છે. અને એમાં બુદ્ધિ અને શ્રદ્ધા બન્નેને કામે લગાડતા હોય છે.

## આપણો વિરોધ હર શોષણશાહી સામે

આપણો જે વિરોધ અંધશ્રદ્ધા સામે છે એ ધર્મ કે રુઢિ યા પરંપરાને નામે, પોતાના અંગત કે જૂથગત સ્વાર્થ ખાતર લોકોનું જે શોષણ કરવામાં આવે છે એની સામે છે અને તો પછી એ પ્રત્યેક સ્વાર્થ ખાતર થતા શોષણ સામે હોવો જોઈએ, ચાહે એ ધર્મને નામે હોય યા વિજ્ઞાનને નામે, રાજકારણને નામે હોય યા સમાજકારણને નામે, સંસ્કૃતિને નામે હોય યા ઓર કોઈ.

આમ સંઘર્ષ બુદ્ધિ અને શ્રદ્ધા વચ્ચેનો યા વિજ્ઞાન અને ધર્મ વચ્ચેનો નથી. સમ્યક્ બુદ્ધિ અને સમ્યક્ વિજ્ઞાન વિરુદ્ધ વિપરીત બુદ્ધિ અને વિપરીત વિજ્ઞાન વચ્ચેનો છે. એટલે બૌદ્ધિકો, વૈજ્ઞાનિકો અને સજ્જનો એક બાજુ અને બીજા બધા બીજી બાજુ એવો યે આ સંઘર્ષ નથી.

## સમસ્યાના મૂળમાં જાય તે જ બૌદ્ધિક !

એવા યે બૌદ્ધિકો છે જેઓ એમ કહેતા હોય છે કે એમને સમસ્યાના મૂળમાં જવામાં રસ નથી, અસ્તિત્વની સમસ્યાના મૂળમાં જવામાં રસ નથી, એમને તો માત્ર તાત્કાલિક સામાજિક વિષમતાઓ દૂર કરવામાં રસ છે. બૌદ્ધિકો આવું કહે એ વિચિત્ર લાગે છે સામાજિક વિષમતા દૂર કરવી હોય તો પાયાની વાત સમજવી તો પડે ને ? એ સમજમાં આવે કે નહીં એ જુદી વાત છે પરંતુ એ માટેની ઈંતેજારી, અને જરૂરિયાત તો સ્વીકારવી જ પડે. એવી ઈંતેજારીને, જરૂરિયાતને નકારવી એમાં બૌદ્ધિકતા પણ નથી, વૈજ્ઞાનિકતા પણ નથી એ પણ એક પ્રકારની અંધશ્રદ્ધા છે એમ કહીશું ? ( લોકસત્તા ૧૯-૧૧-૮૪ )

---

# પોસ્ટ ઓફિસ ટાઈમ ડિપોઝિટ

# ૧૧½%

## પાંચ વર્ષની ડિપોઝિટ પર આકર્ષક વ્યાજ

| હવે સુધારેલા વ્યાજના આકર્ષક દરો • (તા ૧૦/૫/૧૯૮૫ થી અમલમાં) | |
|---|---|
| વર્ષ | દર |
| ૧ | ૯½% |
| ૨ | 10% |
| ૩ | 10½% |
| ૫ | 11½% |

- અર્ધવાર્ષિક ધોરણે વ્યાજની ગણતરી.
- અન્ય માન્ય જામીનગીરી સહિત આવકવેરા ધારાની કલમ ૮૦-એલ હેઠળ રૂા ૭,૦૦૦ સુધીનુ વ્યાજ કરમુક્ત]

-કમિશ્નર/સચિવ,નાની બચત ગુજરાત.



વિશ્વમાનવ માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતુ માસિક
ફેબ્રુઆરી-૧૯૮૯ ૩૦૨
તંત્રી : ભોગીભાઈ ગાંધી સંપાદક : દિનેશ શુક્લ
(છૂટક કિં રૂ ૨-૦૦ વાર્ષિક રૂ ૨૦ વિદેશ રૂ ૬૦ સી મેઈલ)

## સો-સો સલામ બાબા આમટેને

"ગયે મહિને હું આનંદવન ગયો હતો. બાબા 'ભારત જોડો'ના વિચારથી સાવ રંગાઈ ગયા છે બોતેરની ઉંમર અને અનેક શારીરિક બીમારીઓ છતાં મને એ પચ્ચીસ વર્ષના તરુણ લાગ્યા પુસ્તકો વાંચીને, વ્યાખ્યાનો સાંભળીને કે સ્વામી-સંન્યાસીને મળીને, શરીરથી પર આત્મતત્ત્વ જેવું કશુંક છે એવો અનુભવ મને થયો નથી. ઉંમર અને શરીરને ન ગાંઠતું કશુંક માણસના જીવનમાં હોય છે, નહીં તો બાબા જેવાના જીવનમાં જે મળવળતું ચૈતન્ય દેખાય છે એ સમજવું મારે માટે મુશ્કેલ છે આ ચૈતન્ય શરીરથી જુદું હશે એવું મને લાગે છે."

['ભારત જોડો અભિયાન' અંગે ધુરંધર ગાંધીવાદી ડૉ. રંગરાવ દિવાકરે શ્રી એસ. એન. સુબ્બારાવને લખેલ પત્રનો અંશ]

**વિશ્વમાનવ**
**સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ**
**[સ્થાપના જાન્યુ. ૧૯૭૦]**

ઉદ્દેશ ભારતીય નાગરિકોમા લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવી.

પ્રયાસ : વિશ્વની વિવિધ સાસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવો:

પ્રવૃત્તિ : જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી.





# સચેત અસ્તિત્વ અને ધર્મ | દયા/કૃષ્ણ

સભાન અથવા સ્વ-જાગરૂક અવસ્થા એ સચેત અસ્તિત્વનુ સ્વરૂપ છે સચેત અને અચેન અસ્તિત્વના સ્વરૂપભેદને નિશ્ચિત કરતાં માપદડો વિષે મતભેદ પ્રવર્તે છે પરંતુ માનવ અસ્તિત્વમાં આ સચેત અવસ્થા, (Self-Conscious state) હાર્દરૂપ છે એ બાબતમા શંકા ન હોઈ શકે ધર્મ, નીતિ અને સૌંદર્યશાસ્ત્રની વિભાવનાઓ માનવીની સચેત અસ્તિત્વની સમજના કારણે, પોતાની સાર્થકતા કેળવી શકી છે, બલ્કે આ વિભાવનાઓનું મહત્વ સચેત અસ્તિત્વની હકીકતના કારણે સર્જાયેલું છે.

'સ્વ' વિષેની સભાનતા માનવી માટે ઉકેલી ના શકાય તેવા પ્રશ્નો સર્જે છે. પોતાની જાત કોઈ 'અન્ય' અસ્તિત્વ હોય એ રીતે માનવી સભાન રહે છે આથી માનવીનો પોતાની જાત સાથેનો સંબધ સદિગ્ધ રહે છે. માનવી પોતાનાં કૃત્યોનું, પોતાની સ્થિતિનું પોતે જે કઈ છે તેનું, વિશ્લેષણ સતત કરતો હોય છે. આમ તો દરેક વ્યક્તિ બહુધા પોતાના વિષે 'હું મને બહુ ગમુ" પ્રકારની નારસીસ (Narcissus) ગ્રંથિ ધરાવતી હોય છે પરંતુ હૃદયના ઊંડાણમાં પોતે જે કાંઇ છે તેના વિષે અસંતુષ્ટ હોય છે. આ પરિસ્થિતિથી છટકવાનો કોઈ ઉપાય નથી કેમ માણસ બાહ્ય પરિબળોના પ્રભાવ હેઠળ હોવા ઉપરાંત પોતાના આવેગો આદતોથી પણ દોરવાતો હોય છે. માનવી આ આતરિક પરિબળોનો પ્રભાવ પૂરેપૂરો સમાપ્ત નથી કરી શકતો તેમ જ તેમની સાથે પૂરું સધાન પણ કેળવી શકતો નથી. આ પ્રક્રિયા નીતિ શાસ્ત્રમાં દર્શાવેલી 'અંતરતાપ'ની પ્રક્રિયાની દ્યોતક છે. આ પ્રકારનો અનુભવ માનવી માટે કાયમી સ્વરૂપનો છે.

'સ્વ-જાગૃત' ભાવ માનવીને આ રીતે પોતાની જાતથી 'અલિપ્ત' કરે છે. ઉપરાંત અન્યથી પણ 'અલિપ્ત' (alienate) કરે છે આથી માનવી સમક્ષ 'વસ્તુ' (object) તરીકે રજૂ થતા સર્વ પદાર્થોનો તાગ પામવા તે મથ્યા કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો સચેત અસ્તિત્વ, પૃચ્છા અને વિશ્લેષણનું સ્વરૂપ ધરાવે છે. વસ્તુને યથાવત્ સ્વરૂપમાં તે કદી સ્વીકારતું નથી. આ પૃચ્છક વલણના કારણે જ્ઞાનનો વિસ્તારવ્યાપ નિરંતર વધતો રહ્યો છે. વિજ્ઞાન એનું જ્વલંત ઉદાહરણ પૂરું પાડે છે. અન્ય ક્ષેત્રોમાં

જ્ઞાનવ્યાપ પાછળ પણ આ જ વલણ કારણભૂત છે. માનવીના સચેત અસ્તિત્વના 'અલિપ્ત' સ્વરૂપથી સર્જાતા અસંતોષના લીધે જ માનવજ્ઞાનની ક્ષિતિજ વિસ્તરતી રહી છે.

ધર્મ એ શ્રદ્ધાનું ક્ષેત્ર ગણાય છે પ્રશ્ન દૃષ્ટિ કે સાશંક સ્વભાવ અહીં અશ્રદ્ધાળુતાનું સૂચક મનાય છે. પશ્ચિમમા ધર્મ અને વિજ્ઞાન વચ્ચેનું ઘર્ષણ આના ઉદાહરણ તરીકે આગળ ધરાય છે.

પરંતુ હકીકતમાં તો ધર્મના ઈતિહાસને અવગણવાથી આ ભ્રમ સર્જાયો છે. પ્રસ્થાપિત ધર્મને દરેક યુગમાં વિમત સામે બાથ ભીડવી પડી છે અને નીતિનિયમોનો પુનરુચ્ચાર કરવો પડયો છે. ધર્મસ્થાપકો તેમના ઉદ્બોધનોને આખરી ગણવા આદેશ આપે છે, તેમનું કથન જ અંતિમ પ્રસ્થાપિત સત્ય છે એવો દાવો કરે છે. પરંતુ આ દાવો કંઈ ધર્મના ક્ષેત્ર પૂરતો મર્યાદિત નથી. દરેક ક્ષેત્રમાં નવા પરિમાણ, અંતિમ અને એકમાત્ર સત્ય તરીકે રજૂ કરવામા આવે છે ઈતિહાસના પાના આવા દાવાઓની સભાનતા અને સમજ આપણને આ પ્રકારના સર્વ દાવાઓને સ્વીકારતા રોકે છે. જો કે 'ધર્મસત્ય' અંગેના દાવાની પોકળતાની અનુભૂતિ ધર્મના પાયા હચમચાવી દે છે જ્યારે અન્ય ક્ષેત્રોમાં એવું બનતું નથી.

જો કે એક દલીલ એવી પણ થાય છે કે ધર્મનો નાતો વિશ્વમાં ચિરંતન એવા તત્ત્વ સાથે છે. પરંતુ માનવ સર્જનના દરેક ક્ષેત્રમાં ચિરંતન તત્ત્વનો સંદર્ભ રહેલો હોય છે. સત્ય, શિવ અને સૌંદર્યની આરાધનામાં આ પ્રશ્ન તો રહે જ છે કલાની દરેક અનુપમ ઉપલબ્ધિમાં અનન્યતાનો ગુણ હોય છે, એનાથી ચરમ સાધના શક્ય ગણાતી નથી. આથી જ અનુગામીઓ મહાન કલાકારે કંડારેલી કેડીનું અનુસરણ કરતા હોય છે. પરંતુ ચીલો ચાતરનારા નવસાધકો આવે જ છે. પુનઃ અનુસરણની પ્રક્રિયાઓ ચાલે છે.

શુભતાનું ક્ષેત્ર પણ આમાં અપવાદ નથી. બાકી બુદ્ધ અને ઈસુના જીવન અને કથનથી વિશેષ શુભ સંદેશ કયો હોઈ શકે ? પણ ગાંધીજીએ રાજકારણને નીતિઆચારના ઝંડા તળે લાવીને મૂકયું. એમના પહેલાં કોઈએ એ કર્યું ન હતું પ્લેટોએ એવું વિચાર્યું હતું પણ સફળતાથી એનો અમલ કરી શકયો ન હતો. સમાજ અને રાજકારણના ક્ષેત્રમાં પણ માનવીના શુભ વિશેના ખ્યાલમાં વધુ સુંદર પરિવર્તન આવ્યું છે. 'કલ્યાણ રાજ્ય'નો સંકલ્પ, 'તકની સમાનતા'નો સિદ્ધાંત અને શાસકો દ્વારા ગુલામ પ્રજાને પુનઃ સ્વાતંત્ર્ય બક્ષવાના કૃત્ય માનવીની શુભનિષ્ઠામાં નવા પરિમાણ ઉમેરે છે.

આમ માનવીએ પ્રાપ્ત કરેલ સિદ્ધિને આખરી ગણી ક્ષિતિજ બાંધવાની કોશિષ ધર્મ સહિત સર્વ ક્ષેત્રમાં થતી રહી છે પરંતુ એ ક્ષિતિજ ઓળંગવાના પ્રયાસો પણ સતત થતાં રહયા છે. માનવ સ્વભાવનું આ એક લાક્ષણિક તત્ત્વ છે. ધર્મનો સબંધ સનાતન સત્યની વિચારણા સાથે રહેલો છે પરંતુ વસ્તુના ક્ષણજીવી સ્વરૂપને ભૂલી જવાથી સનાતનની ભ્રાંતિ સર્જાય છે. બૌદ્ધ ધર્મમાં વસ્તુના ક્ષણજીવી સ્વરૂપની વિભાવના મહત્ત્વની છે અને એટલે સુધી કે વસ્તુનું અસ્તિત્વ તેના સર્જન, જન્મની ક્ષણ પૂરતું ગણાય છે આ સિદ્ધાંત 'ક્ષણભંગવાદ' તરીકે ખ્યાતિ પામેલો છે.

કેટલાક ધર્મો, તેમના પ્રવર્તકના ઉપદેશને એક માત્ર સત્ય તરીકે ગણવામા કટ્ટર વલણ ધરાવે છે. પરંતુ ધર્મપ્રવર્તક પહેલાના ઘણા પુરુષોના વચનો સાથે તેમણે તડજોડ કરવી પડી છે આવા ચુસ્ત વલણ છતાં તે ધર્મોમાં નવા પ્રવર્તકો પેદા થયા અને જૂના ઉપદેશોને તેમણે સફળતાથી પડકાર્યા પણ છે.

સર્વ પ્રસ્થાપિત ધર્મોમાં 'નવું જ્ઞાન' લાધ્યું

હોવાનો દાવો કરનારાઓની સમસ્યા ઊભી થતી રહી છે. આમ સર્વ ધર્મોને ભવિષ્યમાં 'જ્ઞાન' લાધવાનો ડર સતાવે છે! પછી તે ઈસુ, કૃષ્ણ, બુદ્ધ, મહમ્મદ કે અન્ય કોઈનો પણ જ્ઞાનોપદેશ કેમ ન હોય. માનવ આ સર્વ જ્ઞાનવારસાનો ઉત્તરાધિકારી છે. આ જ્ઞાનની સંપત્તિમાં વધારો શક્ય છે એવી સમજ કેળવવામાં આવે તે જ આ સમસ્યાનો ઉત્તર છે. માનવ પોતાના જીવનના સર્વ ક્ષેત્રોમાં સતત અસંતુષ્ટ હોવાની લાગણી અનુભવે છે તેથી કોઈ પણ વસ્તુને તે આખરી ગણી શકે તેમ નથી. આ અનુભૂતિના મૂળમાં ઉતરવાથી તેની સમજ મેળવી શકાય.

આ અસંતોષ મૂળભૂત રીતે માનવીની સ્વ–જાગરૂકતા સાથે સંકળાયેલો છે, જેના લીધે માનવીને થતી અનુભૂતિને એક વિશિષ્ટ પરિમાણ સાંપડે છે. સ્વ–જાગરૂકતાને લીધે માનવી પોતાના વિષે સભાન હોય છે અને અન્ય વસ્તુઓની જેમ પોતાની જાત વિષે પણ અસંતોષ અનુભવે છે. વધુ ઊંડાણથી જોઈએ તો જાત પ્રત્યેનો અસંતોષ વિશેષ તીવ્ર હોય છે કેમ કે જે પોતાની સ્થિતિ માટે તે પોતાને વધુ જવાબદાર ગણે છે

વ્યક્તિ જે વસ્તુ સાથે સંકળાયેલી હોય અથવા જેના માટે જવાબદાર હોય તે અંગે વધુ અસંતોષ અનુભવે છે. પરંતુ એ વસ્તુના સર્જન સાથે વ્યક્તિ કોઈ પણ રીતે સંબંધ ન ધરાવતી હોય તેના માટે પણ તે અસંતોષ અનુભવે છે. માનવી એમ માને છે કે પ્રયત્ન દ્વારા તે પોતાની સ્થિતિ બદલી શકે છે. આમ માનવીનાં પ્રબળ ઈચ્છાશક્તિ હોય છે. આ ઈચ્છાશક્તિ સામે પડેલ પરિસ્થિતિને બદલવા તત્પર હોય છે. માનવી જે કંઈ અંગે સભાન હોય તેનાથી અસંતોષ અનુભવે છે તે આ સંદર્ભમાં સમજી શકાય.

માનવીનું સચેત અસ્તિત્વ, વસ્તુના ઉપલબ્ધ સ્વરૂપને અતિક્રમી જવા ઝંખતું હોય છે. અતિક્રમણની આ ઝંખના વસ્તુના વાસ્તવિક સ્વરૂપને નકારે છે અને આદર્શ સ્વરૂપને કલ્પે છે. આના લીધે વાસ્તવિક અને આદર્શ વચ્ચેનો કાયમી વિરોધાભાસ સર્જાય છે. માનવમનનો આ વિરોધાભાસ કોઈ પણ માર્ગે મિટાવવાની ઈચ્છા રહે છે. સર્વ ક્ષેત્રમાં વધુ સારા પરિણામો પ્રાપ્ત કરવાની માનવીની હોય, આ વિરોધાભાસ મીટાવવાના પ્રયાસરૂપે જોઈ શકાય છે ધર્મ વાસ્તવિક અને આદર્શ વચ્ચે સર્વ ક્ષેત્રોમાં રહેલી ખાઈ કાયમ માટે પૂરવા મથે છે એમ કહી શકાય. 'ઈશ્વર' શબ્દનો અર્થ આ સંદર્ભમાં ઘટાવવો રહ્યો. ઈશ્વર–જે સર્વત્ર આદર્શ પરિસ્થિતિનું નિર્માણ કરી શકે. માનવીની ઈશ્વર જેવા બનવાની ઝંખના પણ આ પરિપ્રેક્ષ્યમાં મૂલવવી રહી.

ધર્મનો સંબંધ વ્યક્તિના 'સ્વ' સાથે રહેલો છે જેમ નીતિનો સબંધ વ્યક્તિઓના પારસ્પરિક વ્યવહાર સાથે છે, પરંતુ ધર્મ, 'સ્વ'નું સ્વરૂપ બદલવા મથે છે જ્યારે નીતિ, પારસ્પરિક વ્યવહાર સ્વીકૃત સ્વરૂપનો રહે તે જોવા પ્રયત્ન કરે છે. પોતે જે કંઈ છે તેનાથી ભિન્ન હોવાની સચેત અસ્તિત્વની ઝંખના આ રીતે જોઈએ તો 'સ્વ'ને અતિક્રમી જવાની ઈચ્છા છે. સર્વ ધર્મોના હાર્દમા સ્વ–અતિક્રમણનો ઉદ્દેશ રહેલો છે. ઉપરાંત ધર્મ, માનવીના શરીર, મન, વિચારની શુદ્ધિ માટે મથે છે જે 'સ્વ–અતિક્રમણ'ની પ્રક્રિયા માટે આવશ્યક છે, આ રીતે જોતાં ધાર્મિક હોવું એ માનવી માટે સ્વભાવગત છે. અને છતાં ધર્મ અને સચેત અસ્તિત્વ વચ્ચે સંઘર્ષની ભૂમિકાઓ સર્જાય છે!

સચેત અસ્તિત્વનો પોતાની સાથેનો સંબંધ પણ વિચિત્રતા ધરાવે છે. સચેત અસ્તિત્વ એ 'સ્વ'ને એક એવી ઓળખ, આપવી જોઈએ જે એના માટે સ્વાભાવિક હોય. પરંતુ 'સ્વ' વિષેનો

અસંતોષ એની જે ઓળખ હોય છે તે પણ ખૂંચવી લે છે અને એવી ઓળખ માટે મથે છે જે અપ્રાપ્ય જ રહે. આમ સ્વ વિષે સભાન વ્યક્તિ, સચેત અસ્તિત્વ, સિદ્ધાંતની રીતે તો અસ્તિત્વ વિહોણી રહે છે. અને એનું કારણ 'સ્વ' વિષેની જાગરૂકતા છે જે સતત, નિરંતર વિશ્લેષણ કરતી રહે છે માનવ પોતાની જાત વિષે, અસંતોષ પામ્યા વિના, જાગ્રત રહી શકે તો પોતાની ઓળખ ગુમાવવાની (loss of Identity) કોઈ સમસ્યા રહે નહી. તર્કની રીતે એવું શક્ય છે પરંતુ અસ્તિત્વની રીતે જોતાં માનવ પરિસ્થિતિ માટે એ શક્ય નથી. સાંખ્ય દર્શનમાં એવા 'સ્વ'નું કલ્પન કરવામાં આવ્યું છે જે પોતાના વિષે જાગ્રત છે, એ સ્થિતિનો સાક્ષી છે અને છતાં પોતાની પરિસ્થિતિ એના પર કોઈ પ્રભાવ પાથરતી નથી, કેમ કે એ કંઈનો સાક્ષી રહે છે તે એ પોતે નથી ! ચેતનાના આ સ્વરૂપની પ્રાપ્તિ એ જ ભારતીય યોગશાસ્ત્રનો ઉદ્દેશ છે.

આમ સચેત અસ્તિત્વ એ સ્વ-સંતુષ્ટ અસ્તિત્વ સર્જવા, પામવા મથે છે. વિવિધ ધર્મો અને આધ્યાત્મિક પરંપરાઓ વિભિન્ન માર્ગે આ પ્રાપ્તિ માટે મથે છે. ધર્મો દ્વારા એમાં સનાતન સત્યની પ્રાપ્તિના દાવા એટલા જ પોકળ છે જેટલા અન્ય ક્ષેત્રોમાં. માનવજાત, આ શોધ માટે મથેલી રહે અને ધર્મો તે ચાલુ રહેવા દે એ જ વ્યાપક ધર્મસમજ જણાય.

સાર અનુવાદ
મનોજ ઓઝા

(ન્યૂ કવેસ્ટસ, જુલાઈ—ઓગસ્ટ ૭૮ લેખ ઉપરથી)

---

## દાદાની અંતિમ ઇચ્છા

દાદા ધર્માધિકારીએ ૧૯૮૫ ની ડાયરીના છેલ્લે પાને નીચે મુજબનું લખી રાખ્યું હતું.

"જ્યાં મારું મૃત્યુ થાય ત્યા કે તેની નજીકમા મારા દેહનો અગ્નિસંસ્કાર કરવો.

વીજળીથી અગ્નિસંસ્કારની સગવડ હોય તો તેમ કરવું.

મારું શબ કોઈએ ખભે ન ઉપાડવું. સ્મશાનયાત્રા ન કાઢવી. સ્મશાનમાં ભાષણો ન થાય

શબને કોઈ ખાસ જગ્યાએ અંત્યેષ્ઠિ ક્રિયા માટે ન લઈ જવું. બહારથી કોઈને ન બોલાવવા.

શબને બાળવામાં સુખડ, કપૂર વગેરેનો ઉપયોગ ન કરવો.

કોઈ પણ જાતનું સ્મારક ન થાય.

શોકસભાઓ પણ ન કરવી."

૨૭ નવેમ્બર સુધીની રોજનીશી તેમણે સ્વહસ્તે ગાંધી ડાયરીમાં લખી છે.

વિશ્વમાનવ

# જ્વાળામુખી પર આસન | શ્રીમતી માલતી જયકુમાર

ભારતમાં કંઈક સડેલું છે. એ સડાને વ્યાપક બનતો રોકવા તરત ધ્યાન આપવું પડે એવી કંઈક ખરાબી એમાં છે. એ સડો થઈ ગયેલો સડો નથી. પણ પ્રસંગોપાત ખુલી જતો દૂઝતો ઘાવ છે. પણ હવે સમાજની ચામડી નીચે જ સળકા દે છે અને વાર વાર ફૂટી નીકળે છે.

આતંકવાદી હુમલાઓના મોજાં, હત્યાઓ અને પ્રતિ હત્યાઓ, ભાંગફોડ અને નિર્દોષોની જિંદગી લેતા તથા અગણિત લોકોને વિકલાંગ બનાવતા વિસ્ફોટો, હજારોને ખતમ કરતી રાસાયણિક ગેસની આપત્તિઓ, લાપરવાહીને કારણે પેદા થતી વિપત્તિઓ, મકાનોનું ભાંગી પડવું, આગ, લૂંટ, ગોળીબાર, પોલીસોના અત્યાચારો, ડાકુગીરી, નાતજાતના ઝગડા, જનવધ, અને બળાત્કાર આ અને આથી યે ઘણું બધુ આપણી ચારે બાજુ રોજે રોજ ચાલી રહ્યુ છે અને આપણે તપાસ પંચો નીમીને સંતોષ પામીએ છીએ!

પ્રજા ભૂલી જાય છે.

આપણને મૃત્યુ-પરિણામી હિંસા-માણસની માણસ પ્રત્યેની હૃદયભેદી ક્રૂરતાની ચિંતા ન કરતી હિંસા સાથે જીવવાનું આવ્યું છે આપણે કહીએ છીએ કે હિંસા હવે જીવનપદ્ધતિ બની ગઇ છે; એક વૈશ્વિક ઘટના બની ગઈ છે વળી વિરાટ પ્રશ્નોની વિપુલતા સામે મુઠ્ઠીભર માણસો શુ કરી શકે? વળી આપણને અંગત રીતે લાગેવળગે નહીં ત્યાં સુધી એની ચિંતા પણ શી? આત્મતોષના આવેષ્ટનમાં ભરાયેલા આપણે આપણી અપરાધ ભાવનાને રાહત મળે એવું-ક્ષણિક ગુસ્સો કે લાચારી જેવું કંઈક કરીએ છીએ. આપણે એ વિષે વાત કરીએ છીએ અને એ જ આપણે આજે વધુ ને વધુ કરતા જઈએ છીએ. સમસ્યાઓ વિષે એટલી વાતો અને ચર્ચાઓ થાય છે કે કોઇકવાર તો ચર્ચાનું મૂળ શું છે એ જ ભુલાઇ જાય છે. રહે છે માત્ર શબ્દો અને નારાઓ, કહેવાતા નિષ્ણાતોના અહંની ઠાઠમારી પ્રતિમાને ફુલાવવા અને દૃઢ કરવા.

સમસ્યાઓના આ બધા ઉકેલો કે અભિપ્રાયો ઓછેવત્તે અંશે સમાજવાદ કોમવાદ, હિન્દુવાદ, શીખવાદ કે એવા બીજા રૂઢીગ્રસ્ત વાદોએ મૂળ સમસ્યાને છાવરી દીધી હોય છે ઉકેલ આપનારાઓના અંગત વલણો અને પ્રતીતિઓના રંગમાં ઉકેલો રંગાયેલા હોય છે

આ વાત આપણા સમાજને અસરકર્તા બીજાં દૂષણો માટે પણ સાચી છે, આથી જીવન ન કલ્પી શકાય એવું ભયજનક બની જાય છે. અમદાવાદની હિંસા, આસામની વિદેશીઓની કંટાળી સમસ્યા, કાલાહાંડીનો શાપ વગેરે વર્ષો સુધી ખદબદી રહેલા સામાજિક, રાજકીય અને આર્થિક ઉકળાટનો એક ભાગ જ છે બીજી બાજુ આપણે આત્મસંતુષ્ટિમાં એને જોયા કરીએ છીએ, કેમકે આપણને અંગત રીતે એ અસર કરતા નથી.

એક સર્કસમાં લાગેલી આગને કારણે મોટી સંખ્યામાં સ્ત્રીઓ અને બાળકો બળીને કોલસો થઇ ગયાં એ વાત કેટલાને યાદ હશે? કે મેંગલોરના મધ્ય ભાગમાં જ એક મોટા સંકુલ પાસે જે મકાન તૂટી પડયું તેમાંથી મહિના સુધી મૃતદેહો નીકળતા રહ્યા તે વાત? એ પછી શું કોન્ટ્રાક્ટરોને સજા થઇ કે બીજું કોઈ પગલું લેવાયું?

આવી બધી આપત્તિઓ જેના વિષે વધુ માનવહાનિ ન થાય તે રીતે કંઈક તાત્કાલિક પગલાં લેવાવાં જોઇએ. એને બદલે તે થોડા દિવસની કૌતુકની વાત બનીને રહી જાય છે; માત્ર વાતોનો વિષય, જે ધીમે ધીમે છાપાઓનાં આગલાં

બધી વિચિત્રતાઓથી પર એવો સમાજ જ્યાં સૌનું સામાન્ય કલ્યાણ એ જ એક માત્ર માપદંડ અને એ જ એક માત્ર ધ્યેય હોય જો આપણે ત્યાં આનો સર્વસામાન્ય કાયદો કે આચારસંહિતા હોય તો અર્ધાથી વધુ લડાઈ તો આપણે તરત જીતી લઈએ.

ધાર્મિક સ્પર્ધા હંમેશા કુસંપનું મૂળ રહી છે અને લાંબા વખતથી ધાર્મિક જેહાદોનું કારણ બની યુદ્ધમા પરિણમી, તેણે હજારોની હત્યા કરાવી છે. વિશ્વ ઇતિહાસ ગાળઓ, ધર્મગુરુઓ અને ધૂર્તોથી ભરેલો છે. જેમણે અંગત સત્તા અને સંપત્તિ માટે ધર્મનો ટોળા એકઠા કરનાર બળ તરીકે ઉપયોગ કર્યો છે.

નાગરિક કાયદો

મોટી મોટી વૈજ્ઞાનિક હરણફાળો, કોમ્પ્યુટર યુગ અને અવકાશ યુગની કહેવાતી બધી પ્રગતિ છતા, આપણી આમ જનતા જે કોઇ અસ્પષ્ટ ધાર્મિક કે જ્ઞાતિ સાથે સંબંધ કોઈ વિચારધારા આધારિત અર્ધદગ્ધ સિદ્ધાંત લઈને આવે તેને અનુસરવા તૈયાર જલદી ભોળવાઇ જાય એવી છે આપણે રીંછના ચામડાં ઓઢનાર ગુફાવાસીના યુગમાંથી ચૂડીદાર કુર્તાના યુગમાં આવ્યા છીએ પણ અંદરની ચામડી જરાક ઉખેડો તો તેમાંથી આપણને એ જ સંકુચિત મનવાળો કબીલાવાદી ગુફાવાસી માનવ દેખાશે.

નાના ધાર્મિક પ્રશ્નોને ધાર્મિક લાગણીથી ખોટી રીતે ઉશ્કેરવાથી એમાંથી કાબૂમાં ન લાવી શકાય એવી મોટી આગો પેદા થાય છે. ધર્મ એ માનવ-નિર્મિત સંકલ્પના છે, માનવચિંતનનો એ અપરિહાર્ય ભાગ છે, મનુષ્યની આદિ લાગણીમાંથી એ વિકસ્યો છે એ અસંખ્ય રૂપોમાં અભિવ્યક્ત થયો છે. ધૂર્ત લોકોના હાથમાં એ બહુહેતુક હથિયાર બની ગયો છે. વિરોધાભાસી હોવા છતાં

આ હથિયાર બહુ શક્તિશાળી અને પ્રભાવશાળી છે. કારણ કે એના દુરુપયોગ છતા ધર્મ માનવ આત્મા માટે બહુ પાયાની અને જરૂરી વસ્તુ રહ્યો છે. વ્યક્તિગત હાનિ કે કોઈ શોકજનક બનાવનો સામનો કરનાર માણસને જે અવ્યાખ્યેય લાગે તેનો ભાર તે કોઈક ભગવાનને માથે નાખી દે છે. ધર્મ બહુ જરૂરી છે કેમ કે દરેક વ્યક્તિની આધ્યાત્મિક જરૂરિયાતો પૂર્ણ કરે છે.

સાચી રીતે તો ધર્મ એક અંગત અને વ્યક્તિગત બાબત છે. તનાવની સ્થિતિમાં માણસ પોતાનું મગજ ઠેકાણે રાખી શકે એવું શાણપણ માણસને આપે એવી ધર્મ એક શિસ્ત છે. પ્રેમની ક્રિયા જેમ જ એ જીવનનો એક ભાગ છે અને પ્રેમની જેમ જ એ યોગ્ય સ્થાન અને અમુક પ્રકારના આદરને પાત્ર છે પણ જ્યારે એ ખુલ્લી રીતે બહાર શેરીઓમાં વટ મારવા આવી જાય છે ત્યારે એ એની પવિત્રતા ગુમાવે છે

એના બધા રૂપોમાં ધર્મનું સ્થાન ઘર, દેવળ મસ્જિદ, ચર્ચ કે ગુરુદ્વારા કે એવાં બીજાં પ્રાર્થના સ્થાનોની ચાર દીવાલોમા હોવું જોઇએ. એને માનવીના હૃદય અને મનમાં સજીવ રાખવો જોઇએ. અને સામાજિક કે રાજકીય હેતુઓ માટે એનો લાભ ન લેવાવો જોઇએ જ્યારે એક વાર તે સમાજમાં અનધિકાર ચેષ્ટા કરે છે ત્યારે તે અણગમો પેદા કરે છે અને મુશ્કેલી ઊભી કરે છે. એક વ્યક્તિના અંગત જીવન માટે જરૂરી એવો ધર્મ જ્યારે ટોળાંઓમાં પ્રવેશે છે ત્યારે સર્વનાશ સરજી શકે છે.

સમાજના બધા સભ્યો માટે સર્વસામાન્ય કાયદો એ કોમી, ધાર્મિક, રાજકીય, આર્થિક, કોઇ પણ પ્રકારની સમસ્યાના ઉકેલનું પહેલું પગલું છે. સમાજમાં સલામતી જાળવી રાખવા નાગરિક કાનૂન (સિવિલ કોડ) સ્થાપવો જોઇએ. કેટલાક માપદંડો બધાએ પાળવા જોઇએ. જેના અંગે માટે

સખત હાથે કામ લેવાવું જોઈએ. જે સમાજના હિત સામે પડે છે તેને ટકવાનો અધિકાર નથી.

આના ઉપાય તરીકે, પહેલી વાત તો, બધા ધાર્મિક તમાશાઓ પર પ્રતિબંધ હોવા જોઈએ. કોઈ પ્રકારનાં સરઘસો–શોભાયાત્રાઓ ન હોવા જોઈએ. બધા ઉત્સવો–ધાર્મિક આનંદો ઘરમાં કે જે તે સમાજના કેન્દ્રોમા જ બદ્ધ હોવા જોઈએ. માણસ નમાજ પઢે, માથે ચોટલી રાખે કે પાઘડી પહેરે કે મુંડન કરાવે, ભલે આખો દિવસ ઉપવાસ રાખે કે હવનમાં મોઘું ઘી હોમે એનું એને સ્વાતંત્ર્ય હોવું જોઈએ, પણ કોઈ પણ પ્રણાલિકા સમગ્ર રીતે પ્રજાની સલામતી સામે ધમકીરૂપ બને તે પ્રતિષેધ્ય છે એક વાર માણસ શેરીમાં બહાર આવી જાય પછી એ સમાજનો ભાગ બની જાય છે અને એની આજુબાજુનાં સૌના હિત માટે એની જવાબદારી છે. ત્યા એણે સામાજિક માનદંડો– આ દેશો જ પાળવા જોઈએ; એના અંગત કે ધાર્મિક માનદંડો નહીં.

જવાબદારી

અંગત આચારોના નિયમો અને જાહેર વર્તાવની આચાર સંહિતા સ્પષ્ટપણે નક્કી થવી જોઈએ અને આગ્રહપૂર્વક પળાવી જોઈએ. આ સાર્વત્રિક શિસ્તનો કાયદો શાળામાં જ બાળકોને સમજાવી દેવો જોઈએ. જેથી એની સામાજિક જવાબદારીઓ વિષે બાળક જાગ્રત થાય. એ પ્રૌઢ વ્યક્તિ બને ત્યા સુધીમા તો એ આચાર સંહિતા એને માટે શ્વાસોચ્છ્વાસ જેવી સ્વાભાવિક જીવનપદ્ધતિ બની જવી જોઈએ.

આજની જરૂરત શાન્તિની છે. યુદ્ધ દ્વારા પ્રાપ્ત થતી શાન્તિ નહીં, તેમ સૂક્ષ્મ અને અનંત વાટાઘાટોની ભુલભુલામણીમા શોધાતી શાન્તિ યે નહીં, કહેવાતા સિદ્ધાતોમાંથી ઉદ્ભવેલી સાર્વત્રિક કુસંપમાથી ઊભી થતી શાન્તિ મૂઝવતા પ્રશ્નોના કાનૂની ફેસલા પર આધારિત સકુલ રાજ્ય–વ્યવસ્થાની આભાસી સીમાઓના અંકનમાંથી પેદા થતી શાન્તિ નહીં; એના સ્વાભાવિક ક્રમમાં આવતી અને અનેક યોગ્ય સ્થાનોમાં શોધાતી એ સાદી સરળ શાન્તિ હશે. એવી શાન્તિ શાન્તિની ભાવનામાં શોધાતી અને નિર્મળ શાસક સિદ્ધાન્તોમા રચેલી હશે.

અત્યાર સુધીમાં લોકોએ ઘણી યાતનાઓ સહી. [illegible] ગયા છે. આપણે સ્ફોટનશીલ દ્રવ્યના એક રાક્ષસી પીપ પર બેઠા છીએ, જે કોઈ પણ દિવસે, કોઈ પણ ઘડીએ, આપણો સર્વનાશ કરી શકે. એક ખોટો શબ્દ, એક વિચારવિહીન ક્રિયા કે હિંસાનું એકાદ કાર્ય સર્વનાશનો પલીતો ચાંપી શકે છે. ગયા નવેમ્બર (૧૯૮૪)મા થયેલાં હુલ્લડોએ ભારતીય સમાજના બરડપણાને સારી રીત પુરવાર કર્યું છે.

આપણે એક જ્વાળામુખી પર બેઠા છીએ જે આઘાતજનક પ્રત્યાઘાતો સાથે ફાટી શકે છે. માત્ર સામૂહિક કાર્ય, ઉદાર માનસવાળી, હિંમતપૂર્ણ અને પ્રજાના સમર્થનવાળી, દૃઢ નિર્ભય અને એનાથી યે વધુ સર્વ સામાન્ય હિતના સ્પષ્ટતમ કાનૂનો જ આપણને વિનાશથી દૂર લઈ જઈ શકે.

[અનુવાદ : શ્રી યશવંત ત્રિવેદી
(લોકભારતી)

# પૃથ્વી બહારનું જીવન | સી. રાધા કૃષ્ણન (સહાયક તંત્રી સાયન્સ ટુડે)

આ વિશ્વમાં આપણે એકલા જ છીએ ? મોટી સંભવિતતા કહે છે કે ના પૃથ્વીની બહાર પણ જીવન છે એમ માનવાને વજુદદાર કારણો છે. કવિઓએ એનાં ગીત ગાયા છે રહસ્યવાદીઓએ એના સ્વપ્નાં જોયા છે. વિજ્ઞાન વાર્તાના લેખકોએ નવી નવી કલ્પનાઓ ઊભી કરી છે આ બધા કલ્પનાના ગબારા હોઈ શકે છે. પણ હવે વૈજ્ઞાનિકોએ પૃથ્વીની બહાર પણ જીવન છે કે નહિ એની શોધ ગંભીરપણે આદરી છે. સી. રાધાકૃષ્ણન કહે છે કે આ સદીના અંત સુધીમાં પૃથ્વી બહાર પણ બુદ્ધિયુક્ત જીવ સૃષ્ટિ હોવાના ખાત્રી લાયક પુરાવા મળી રહેશે, અને પછી સવાલ એ ઊભો થાય છે કે એ બુદ્ધિયુકત જીવો દુસ્મન હશે કે મિત્રો.''

હવે ખગોળશાસ્ત્રીઓ એમ નથી માનતા કે વિશ્વમાં આપણા સૂર્યમંડળનુ અસ્તિત્વ કોઇ વિશિષ્ટ પ્રકારનુ છે. આપણું આકાશમંડળ (galaxy)–આકાશગંગા (Milky way) લગભગ દસ હજાર કરોડ તારાઓનું ઝૂમખું છે એમાનો પ્રત્યેક તારો એકેક સૂર્ય છે. કોઈ આપણા સૂર્ય જેવડો છે તો કોઈ નાનો છે. કોઈ મોટો પણ છે. આધુનિક ગણતરી બતાવે છે કે વિશ્વમા આશરે ૧૭૦૦૦ કરોડ આવાં આકાશમંડળો છે, ઓછામા ઓછું, એનાં પ્રાથમિક સ્વરૂપમા આકાશીય પદાર્થોની ઉત્પત્તિ લગભગ સર્વ સામાન્ય–એક-સરખી રહી છે. એમા આપણો સૂર્ય સમસ્ત, મહમંડળોને એક માત્ર માલિક હોય એ અસંભવિત છે. આ સૂર્યમંડળોમાં પણ ગ્રહોના પ્રકાર અનેકવિધ છે. ચાર ગ્રહો તો ગેસના બનેલા છે. કેટલાક ખડકો વાળા છે. તો કેટલાક બરફ જેવા નક્કર છે. જો સખ્યાકીય સંભવિતતાને માર્ગદર્શક ગણીએ તો આ પૃથ્વી પર જેવી જીવ સૃષ્ટિ છે એવી જ જીવ સૃષ્ટિ પૃથ્વીની બહાર પણ છે એમ ચોક્કસ લાગે છે.

પૃથ્વીની બહાર જીવ સૃષ્ટિ છે કે નહિ એની વૈજ્ઞાનિક તપાસ શરૂ થઈ એથી ય ઘણી વહેલી, ખરી રીતે તો જયારથી માણસ વિચારતો અને કલ્પના કરતો થયો ત્યારથી શરૂ થઈ છે. પૃથ્વી બહાર વસતા આપણા ભાઈઓ અંગે ઘણી મોટી મોટી વાતો ચાલતી. કવિની કલ્પનાઓથી માંડીને ગૂઢ દર્શનોની વાતો પણ થતી રહી છે. હજારો અણુ ઓળખાયેલ ઊડતા પદાર્થો (યુફો) જોયાના અહેવાલો મળ્યા છે. બહારથી રેડીઓ સંકેતો મળ્યાની વાતો પણ થઇ છે અને પરામનો-વિજ્ઞાનની મદદથી પ્રત્યક્ષ જોયાની વાતો પણ થઇ છે. ઊડતી રકાબીઓના અલપઝલપ સંપર્કમાં આવ્યાના અહેવાલો પણ મળ્યા છે. વૈજ્ઞાનિકોએ આ બધા વિચાર યોગ્ય તથ્યોને ચકાસી જોયા છે.

પૃથ્વી બહારના વિશ્વમાં કોઈ બુદ્ધિશાળી જીવ સૃષ્ટિ હોય તો એનો સંપર્ક સાધવા વિશ્વમા ઘણે ઠેકાણે ચોવીસેય કલાક ચાલતા રેડીઓ કેન્દ્રો ગોઠવ્યા છે. કમભાગ્યે હજી ક્યાંયથી એનો કોઇ પ્રતિભાવ મળ્યો નથી. નિરાશાવાદીઓ એવી વાત કરે છે કે 'સામો જવાબ મળતો નથી એ બતાવે છે કે આપણા માપની તુલનામા ત્યાંના જીવનનો અર્ધો ભાગ અશિક્ષિત છે અને બીજો અર્ધો ભાગ (better half) આપણા વિષે બધું જાણે છે એટલે જવાબ આપવાની જરૂર જણાતી નથી.'' એમ કહીને મૂછમા હસે છે

એક અનુમાન સહેલાઇથી કરી શકાય એવું એ છે કે પૃથ્વી સિવાય બીજે કયાંય જીવસૃષ્ટિ હોવાની વાતને સમર્થન આપનારી સંખ્યાકીય

સંભવિતતાને અને ઇન્કાર કરી ન શકાય એવી સૈદ્ધાન્તિક શક્યતાને બાજુ પર મૂકીએ તો પણ આ પૃથ્વી સિવાય પણ બીજે ક્યાંક જીવસૃષ્ટિ અને બુદ્ધિ હોવાં જોઇએ એવી ધારણા સામાન્ય બુદ્ધિથી પણ માન્ય થાય એવું એમાં તથ્ય છે જ સમગ્ર વિશ્વમાં એકધારાપણુ—એક સરખાપણુ 'હોવાનો ખ્યાલ અવગણી શકાય નહિ. પૃથ્વી ઉપરનું જીવન એ ભૌતિક વાસ્તવિકતા છે. અને વિશ્વનો કોઈ પણ ભાગ ગમે તેટલો દૂર હોય તો પણ એમાં જીવ અને બુદ્ધિની ગતિ ન હોય એમ માની શકાય નહિ

ચારેય બાજુ જીવનથી ઉભરાતું વિશ્વ હોય એ પોતે જ એક અજબ વિચાર છે. એક સરખા-પણાના ખ્યાલને પૂરો અવકાશ આપીએ તો એ એ માનવું પડશે કે આ ઘટના વિશ્વમા વિકસતી રહેવી જોઇએ, ફક્ત પૃથ્વીમાં જ સીમિત રહી ન શકે. એક વજનદાર અભિપ્રાય લક્ષમા લેવો પડે તેવો એ છે કે આજે જે આપણા જીવન અને બુદ્ધિ છે તેની તુલનામા જોઈએ તો વિશ્વમા બીજે ક્યાંક પણ જીવન વિકસ્યું હોય તો સરાસરી દષ્ટિએ જોતાં ૫૦૦ કરોડ વર્ષ એ જૂના થયાં હોય. એટલે કે તે પ્રાથમિક અને ઉપરછલ્લાં હોય, બહાર બીજે કશાય જીવન જો લાખો વર્ષ પુરાણુ હોય તો પણ એમ જ ધારવું પડશે કે એ જીવનની સાથે બુધ્ધિ પણ એટલી વિકસી હશે કે આ ધરતીની હાલતથી અને સાથે સાથે આપણા કલેશ, કંકાસ લડાઈઓ, નવાં નવા શસ્ત્રો, જાસૂસી વગેરે પણ તેઓ જાણતા જ હોય, એવી પરિસ્થિતિ પણ કલ્પી શકાય કે એ ખૂબ વિકસેલી બુદ્ધિ ક્યાંક રહીને પૃથ્વી અને તેનાં માણસોની સાથે સંબંધ ધરાવતી 'ટેસ્ટ ટ્યુબ પ્રણેતા'ની યોજના પણ જોતી રહેતી હોય, અને આપણે આ વાક્યો લખતા કે વાંચતા હોઈએ ત્યારે એ પ્રત્યે ચીડ કે ગમત પણ વ્યક્ત કરતી હોય'!' એક નાનકડા તારા પર લાખો જીવન સ્વરૂપોમાં પ્રયોગ ચાલે છે. આ તારા-પૃથ્વીનો કુલ વ્યાસ ૮૦૦૦ માઇલ છે એમાંથીય અર્ધો ભાગ તો માણસના વસવાટ માટે નકામો છે અને છતાં જુઓ, આ ગ્રહને દૂષિત કરવા માણસે શું નથી કર્યું ? માણસ પોતાની બુદ્ધિને જે રીતે વાપરે છે એ અંગે તો કંઇ ન કહીએ એ જ સારું છે.

પૃથ્વી સિવાય બીજે ક્યાંય જીવનનું અસ્તિત્વ છે એ માટે શરત મારીને કહેવું સહેલું છે. આ સૈકાના અંત પહેલા તમને એના નમૂના પણ મળી રહેશે આ સૈકાના અંતે એ નાટકનો ખરો મહત્ત્વનો ભાગ ભજવાતો દેખાય તો પણ આપણા-માના ઘણાં તો એ જોવા જીવતા હોઈશું. વિવિધ જીવન સ્વરૂપોથી ધબકતા વિશ્વ પ્રત્યેનું સભાનપણું પણ માણસને નમ્ર બનાવવા પૂરતું છે.

એનાથી ઊલટું ધારી લઈએ કે ફક્ત આ પૃથ્વી અને એના પરનું જીવન એ જ ,આ વિશ્વની વિશિષ્ટ ઘટના છે. તો પણ આ પરિસ્થિતિ માણસ પર બહુ મોટી જવાબદારી મૂકે છે, વિશ્વમાં સૌથી વધુ બુદ્ધિશાળી માણસ હોવાથી માણસનું પર્યાવરણ પણ વિશ્વની બધી સરહદોના છેડા સુધી પહોંચે છે ઉપરાંત શોક એકાંત પણ છે.

આપણે જ્યારે પૃથ્વી સિવાય બીજે ક્યાય જીવનની ખોજ કરીએ છીએ તે શા માટે કરીએ છીએ? માણસની બરાબર નકલ જોઇને આશ્ચર્ય પામવા માટે? એક સરખાપણાના સિદ્ધાંતને પૂરતી હદે લઇ જઈએ તો એ અસંભવિત નહિ લાગે. પરંતુ વૈજ્ઞાનિકો એમના વિકલ્પો ખુલ્લા રાખે છે. કારણ કે ભૌતિક અને રાસાયણિક સંજોગો બીજા ગ્રહો ઉપર સાવ જુદા જ હોઇ શકે છે,

પૃથ્વી સિવાયના ગ્રહો ઉપર જીવનની ખોજ, એ જીવનની વિશાળ વ્યાખ્યામા ચાલતી ખોજ છે. બે પાખિયાવાળી એ ખોજ છે. પૃથ્વી પરના જીવનની ચાવી ઉકેલવા, જે પ્રક્રિયા દ્વારા જીવનને

આજના સ્વરૂપ સુધીનું પરિવર્તન સાધ્યું એની જાણકારી મેળવવા ઘણા પ્રયાસો ચાલી રહ્યા છે. બીજી બાજુથી જે સંજોગોમાં પૃથ્વી પર જીવન ઉદ્‌ભવ્યું અને વિકસ્યું એ જાણીને એનું મુલ્યાંકન કરવા માટેના પ્રયોગો થઈ રહ્યા છે; અને આ વિશ્વમાં એવા જ સંજોગોમાં એ પ્રક્રિયાનું પુનરાવર્તન શક્ય છે કે નહિ એ સમજવાના પ્રયાસો પણ થઈ રહ્યા છે સૈકાઓ પહેલાં આ પૃથ્વી પર બુદ્ધિનો વિકાસ કેવી રીતે થયો ? એ પણ જાણવાનું રહે છે કેમ કે એના દ્વારા, આપણાથી ય ઘણાં પહેલાં બુદ્ધિનું સ્વરૂપ કેવું હતું તેનો ખ્યાલ આવે.

આપણે આરંભ કાળથી જ આ પ્રયાસોનો આરંભ કરીએ. જ્યારે નિહારિકાના રજકણોમાથી ગ્રહો સર્જાયા અને એનો સંકોચ થઈને સૂર્ય બન્યો, સૂર્ય મંડળ બન્યું વિરોધી બળો વચ્ચે એ બધું થયું. ગુરુત્વાકર્ષણે પદાર્થોને એકત્ર થવામાં મદદ કરી પરંતુ વિકિરણ (Radiation)ના દબાણે એ એકત્ર પદાર્થને-ખાસ કરીને ઉડ્ડયન શીલ પદાર્થોને બહાર અવકાશમાં ફેંક્યા. સૂર્યની નિકટતાને કારણે સખત ગરમીએ પણ ઉડ્ડયનશીલ પદાર્થોને બહાર ફેંકવામાં મદદ કરી. બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ અને બીજા પૃથ્વી સાથે સંબંધ ધરાવતા ગ્રહો પાતળું વાતાવરણ ધરાવતા ખડકોવાળા બન્યા. સૂર્યથી વધુ દૂરના અંતરે ઓછા વજનવાળા પદાર્થો એકઠા થઈને વાયુરૂપ બન્યા. ગુરુત્વાકર્ષણથી એ એકત્ર બનીને એમાંથી ગુરુ, શનિ, યુરેનસ અને નેપ્ચુન ગ્રહો બન્યા સૌથી દૂર પ્લુટો નામનો ગ્રહ છે. એ ઘન છે. પણ એ લગભગ નિશ્ચિત છે કે એની ઉત્પત્તિ ગ્રહ રૂપે નથી. કોઈ ગ્રહના ચંદ્ર રૂપે છે અને એના નિયત પરિભ્રમણમાંથી એ છટકી ગયો છે.

હાયડ્રોજન વિશ્વમાં સર્વસામાન્ય પદાર્થ છે. સૂર્યમાં અને સૂર્ય બન્યા પહેલાની નિહારિકામાં હાયડ્રોજન જ મુખ્ય હતો. પરંતુ સૂર્યના વિકિરણનું દબાણ થવાથી એ સૂર્યમંડળની બહાર ધકેલાઈ ગયો. એટલે આકાશીય ગ્રહોમાં હાયડ્રોજન ન રહ્યો. અથવા બહુ ઓછો રહ્યો. હાઇડ્રોજન પહેલા નિહારિકામાં હતો. એનો બહુ જ ઓછો અંશ હવે પૃથ્વીમાં રહ્યો છે. એમાંય મોટા ભાગનો હાયડ્રોજન તો ઓક્સીજન સાથે ભળીને પૃથ્વીના સપાટીને આવરી રહેલા સમુદ્રોમાં રહ્યો છે.

સૂર્યમંડળના બીજા કોઈ ગ્રહોમાં પ્રવાહી પાણી નથી. પૃથ્વી ઉપર જે જીવન પ્રગટ્યું એના મૂળમાં પુષ્કળ પાણી હોય એમ લાગે છે. બુધમાં વાતાવરણ જ નથી. અને બહુ ગરમ છે. શુક્ર પાસે ગાઢ વાતાવરણ છે. પણ એમાં મોટો ભાગ કાર્બન ડાયોક્સાઇડ છે. આ ગ્રહ પણ એટલો બધો ગરમ છે કે એમાં પ્રવાહી પાણી રહી જ ન શકે. મંગળ પાસે ગણનાપાત્ર વાતાવરણ છે. પણ એ ગ્રહ એટલો બધો ઠંડો છે કે ત્યાં પ્રવાહી પાણી હોઈ જ ન શકે.

પૃથ્વીનું કદ અને પરિણામે એનાં ગુરુત્વાકર્ષણે પૃથ્વીને એવા સદ્‌ભાગી અંતરે રાખી છે અને એની ફરતો વાતાવરણનો જે ધાબળો છે તે એટલો ગરમ છે કે પાણી ઠરી ન જાય. અને એટલો ઠંડો રાખે છે કે પાણીનું બાષ્પીભવન ન થઈ જાય. જ્યાં સાગરોમાંથી પાણીનું જરૂરી બાષ્પીભવન થતું રહે છે. એનાં વાદળાં બંધાય છે અને ફરીને વરસાદ રૂપે પાછું મળતું રહે છે. આમ જીવનની ઉત્પત્તિ માટે આદર્શ પરિસ્થિતિ પેદા થઈ છે.

આપણે ૪૬૦ કરોડ વર્ષો પહેલાંની પરિસ્થિતિ તપાસીએ. એમ માનવામાં આવે છે કે બહુ આરંભમાં પૃથ્વીનું વાતાવરણ મીથેન, એમોનિયા વગેરે વાયુઓથી ભરેલું હતું, ગુરુ, શનિ, યુરેનસ અને નેપ્ચ્યુનનું વાતાવરણ પણ એવું જ છે. પ્રયોગોએ બતાવ્યું છે કે મિથેન એમોનિયા જેવા વાયુઓ હાયડ્રોજન અને પાણીની વરાળ સાથે

મેળવવામાં આવે અને એના પર અલ્ટ્રા વાયોલેટ પ્રકાશનાં કિરણો નાખવામાં આવે અથવા વિદ્યુતનો સ્પર્શ આપવામાં આવે તો જીવનનાં આર્ગેનિક દ્રવ્યો એમાંથી તૈયાર થાય છે. પૃથ્વીના આરંભમાં એ વાયુઓ તો હતા જ. સૂર્ય પાસેથી એને અલ્ટ્રા વાયોલેટ કિરણો પણ પુષ્કળ મળતા અને વિજળીના ઝટકા પણ મળતા હતા.

પરંતુ પૃથ્વીના જે વાતાવરણે જીવ પેદા કર્યો એનો નમૂનો તૈયાર કરવામાં પહેલા જે ખ્યાલ હતો તે કોમ્પ્યુટરે ઉડાડી દીધો. વિશ્વની ઉત્પત્તિનો ઇતિહાસ હવે નવેસરથી લખાઈ રહ્યો છે. હવે સૌએ એ સ્વીકાર્યું છે કે જીવનને બાંધનારી ઈંટો—એમાયનો એસીડઝ, પ્યુરાઈન્સ, પાયરી મીડાઈન્સ, શર્કરા, ચરબી અને સૃષ્ટિમાં પ્રથમ જે ઉત્પન્ન થયા તે વાતાવરણમાં રહેલા મિથેન વગેરે વાયુઓને વિજળી અને સૂર્ય પ્રકારના અલ્ટ્રાવાયોલેટ કિરણોનો ધક્કો લાગવાથી થયા હતાં ખગોળશાસ્ત્રીઓ ફ્રેડ હોયલ અને ચંદ્ર વિક્રમસિંઘ એવી દલીલ કરે છે કે જીવસૃષ્ટિનો આરંભ કરનારા દ્રવ્યો ધુમકેતુઓ અને નક્ષત્રો વચ્ચે રહેલા વાયુઓના વાદળોઓમાં હજી પણ છે છતા ત્યાં જીવસૃષ્ટિ ઉત્પન્ન થઈ નથી.

વાતાવરણે જીવસૃષ્ટિના રક્ષણ માટેના આવરણનું કામ કર્યું છે સૂર્ય જેમ વધારે ગરમ થાય તો બાષ્પીભવન વધુ થાય. વાદળાં વધારે થાય. પૃથ્વીની સપાટી પર સૂર્યનું વિકિરણ ઓછું થાય અને રક્ષણ મળે. સૂર્ય જ્યારે થોડોક ઠંડો પડે ત્યારે બાષ્પીભવન ઓછું થાય, વાદળાં ઓછાં થાય, સૂર્યનું વિકિરણ પૃથ્વીના સપાટી પર વધારે થાય અને રક્ષણ મળે.

પ્રથમ જ્યારે જીવ ઉત્પન્ન થયો ત્યારે દરિયાને તળિયે ઉત્પન્ન થયો. ત્યારે પાણીની ઢાલનું અલ્ટ્રાવાયોલેટ કિરણો સામે રક્ષણ મળ્યું. જીવોએ ઓક્સીજન કાઢ્યો અને કાર્બન ડાયોકસાઇડ ઉપયોગમાં લીધો. એથી વાતાવરણમાં ઓક્સીજન આવ્યો. સૂર્યના કિરણોની ફેરો સંયોજક અસર એના પર થઈ. ઓક્સીજનનું ટ્રાયએટોમીક રૂપ ઓઝોન થાયુ. આનું પરિણામ એ આવ્યું કે સૂર્યના અલ્ટ્રા વાયોલેટ ઘાતક કિરણો એમાંથી ગળાઇને આવ્યા. એટલે જીવોને રક્ષણ મળી ગયુ. જીવો હવે દરિયાથી બહાર ધરતીની સપાટી ઉપર વસતાં થયાં. ઓક્સીજનની છત વધી એટલે ઓક્સીજનનો ઉપયોગ કરનારી જીવ સૃષ્ટિ પણ ખૂબ વધી. શક્તિનું મૂળ હવે કાર્બન ડાયોકસાઇડ મટીને ઓક્સીજન બન્યું. ઓક્સીજન અને કાર્બન ડાયોકસાઇડનું ચક્ર શરૂ થઈ ગયું.

ઉત્પત્તિનો આ ઇતિહાસ સમજી લઇએ તો હવે સમજવાનું એ રહે છે કે વિશ્વમાં આ પ્રક્રિયાનું પુનરાવર્તન થઈ શકે એવા સંજોગો બીજે કયા છે? વિશ્વમાં ગમે ત્યાં એ જ જાતના જીવો ઉત્પન્ન થાય એવા ઘણા અનુકૂળ સંજોગો વિશ્વમાં છે જ.

સૂર્ય જેવા તારાના પરિવારમાં જો ખડકાળ ગ્રહો હોય. અને એમાંનો કોઇ એક અથવા વધારે એવી ગરમીવાળી ભ્રમણકક્ષામાં હોય જ્યાં આપણી પૃથ્વીના જેવુ જ ભેજવાળું હવામાન હોય અને એમ પણ ધારી લઇએ કે આપણો સૂર્ય થોડોક વધારે ગરમ હોય, અને આપણો ગ્રહ વધારે દુર હોય તો જીવસૃષ્ટિને જન્મ આપે એવા ભેજવાળી, એ કક્ષાને કહી શકાય. શુક્ર તો આ દૃષ્ટિએ પહેલાના જેવો જ આજે પણ અનિશ્ચનીય છે. પણ મંગળ ઘટ્ટ વાતાવરણવાળો હોય ત્યાં ભેજની આશા રાખી શકાય. પરંતુ સૂર્ય વધારે ઠંડો હોય તો ? શુક્ર અને પૃથ્વી બન્ને જીવસૃષ્ટિના માસીબા બન્યા હોત. આ દૃષ્ટિએ જોતા એમ લાગે છે કે આપણે એટલા કમભાગી છીએ કે આપણો સૂર્ય એવો છે કે એના પરિવારમાં મંગળ એક જ ગ્રહ છે. જ્યાં ભેજની શક્યતા છે.

પરંતુ એ પણ જીવસૃષ્ટિ ટકી રહી શકે એવો તો નથી જ.

તો પછી આપણા સમુદ્રો, અને આપણે શ્વાસમાં લઈએ તે હવા કુદરતની કોઈ ભૂલથી પેદા થઈ ગયાં છે ? મોટા સંભવ તો એવો છે કે ભૂલ નથી. જે તારામાંથી પૃથ્વી ગ્રહ છૂટો થઈને અમુક અંતરે પડયો તે ખડકાળ ગ્રહનાં એ અવિભાજ્ય અંગ છે. એ ગ્રહમા વાતાવરણ રચાયું ત્યારે તેની સપાટી પરની ગરમી સમધારણ હતી. જેથી પાણી ઠરી ન જાય એટલી ઠંડી ન હતી. છતાં એનું પ્રવાહીપણું જળવાઈ રહે એટલી ઠંડી તો હતી જ. આ મર્યાદા બહુ સાંકડી છે પણ આકાશમંડળમા કેટલાક ગ્રહોને ભેજવાળા રાખવા માટે આ મર્યાદા પૂરતી છે

સૂર્ય લાંબા આયુષ્યવાળો અને સ્થિર જીવન વાળો તારો છે. એનો જીવનકાળ પ્રમાણમાં ઘણો મોટો છે. ભેજવાળા ગ્રહો કરોડો વર્ષો કશીય અડચણ વગર ટકી શકે છે. જો કે એનાથી વધુ ઠંડા અને નાના ગ્રહો ઘણુ વધારે ટકે છે. પણ પ્રમાણમાં એનું જીવન ક્ષેત્ર બહુ સંકુચિત હોય છે એથી ભેજવાળા ગ્રહને માટે સાચી ભ્રમણકક્ષામાં ન હોવુ એ અસંભવિત છે સૂર્ય કરતા વધુ મોટા અને વધુ ગરમ ગ્રહોનુ જીવનક્ષેત્ર ઘણું વિશાળ હોય છે પરંતુ એમનુ જીવનચક્ર ઝડપથી ફરતુ હોય છે એટલે જીવસૃષ્ટિના વિકાસ માટે જેવો સમય પૃથ્વી પર મળે છે એવો બીજે મળતો નથી. પૃથ્વી ઉપર જીવ પ્રગટતાં ઘણો લાંબો સમય લાગ્યો છે.

આથી જીવન શોધવા માટે આપણા સૂર્યના જેવા જ અન્ય તારાઓ પ્રત્યે નજર નાખવી જરૂરી છે. જો એ તારાની ફરતા ગ્રહ મંડળમા કોઈ એવો ગ્રહ એની એવી ભ્રમણ કક્ષામા આવ્યો હોય તો એની સપાટી પર પાણી પણ વહેતુ હોય અને એ પાણીમા અને આજુ બાજુ જીવોની ઉત્પત્તિ પણ શરૂ થઈ હોય એવો સંભવ છે. વિશ્વમાં પૃથ્વી જેવા નીલ આકાશ અને શ્વેત વાદળાં, નદીઓ અને વૃક્ષો વાળો એ ગ્રહ હોય, અને ત્યાં જીવોની ઉત્પત્તિ પણ થઈ હોય.

જો કે વિજ્ઞાન વાર્તાના લેખકોએ કલ્પના કરી છે, એવા મિથેન ગૅસ ઉપર રહેતા રાક્ષસો અને બુદ્ધિશાળી ઢબમાં ઘડાયેલા જીવ સ્વરૂપોનો ઉલ્લેખ કર્યો છે એના કરતા આ વાત જુદી જ છે, પણ વાતનો સાર એ છે કે વિશ્વમા આપણે એકલા જ નથી અને તેઓ શ્વાસોચ્છ્વાસમાં જે હવા લે છે. તે હવા પણ આપણે લઈએ છીએ એ કરતાં ભિન્ન નથી

જીવસૃષ્ટિની ઉત્પત્તિને તપાસતાં જણાય છે કે એમા એક કડી ખૂટે છે. અજીવ સૃષ્ટિમાંથી જીવસૃષ્ટિ ઉત્પન્ન થતા શુ પરિવર્તન થયું, કેવી રીતે એ બન્યું તેનો આખો ઇતિહાસ આપણે મેળવી શકયા છીએ પણ એ બે વચ્ચેનો ઉંબર હજી રહસ્યમાં ઢંકાયો છે જીવ શાસ્ત્રીઓને નિરાશાવાદીઓએ પ્રશ્ન પૂછેલો કે ઘરમા ઉડતી માખીની રચનામા જે જે રાસાયણિક દ્રવ્યો છે એ બધાં અમે તમને ભેગા કરી આપીએ. તમે અમને એમાથી માખી બનાવી દો. હવે તો આ પ્રશ્ન કહેવત રૂપ બની ગયો છે આપણે એ જતી કરીએ. આ ક્ષેત્રમા ઘણુ કામ થયુ છે, અને સંભવ છે કે આ સદીના અંતમા નિરાશાવાદીઓએ ઉચ્ચારેલા શબ્દો એને પાછા ગળવા પડશે. પરંતુ હાલ તુરત માટે આપણે ધારી લેવાનું રહે છે કે પૃથ્વી પર જે કંઈ બન્યુ તે એવા જ સંજોગોમાં અન્ય ગ્રહ ઉપર પણ બની શકે. અહીં પણ સર્વ સામાન્યતાનો નિયમ જીવનની ખોજમા ઉપયોગી થાય છે.

જીવનનાં વૈકલ્પિક સ્વરૂપો અંગેનો સવાલ અગાઉ રજૂ કરેલા મૂળભૂત સવાલોમાં અંતર્દષ્ટિ જવાના અભાવે ગુંચવાઈને પડયો છે. નિર્જીવ–સજીવ વચ્ચેનો ઉંબરો હજી પણ રહસ્યમાં ઢંકાયેલો પડયો છે એટલે જીવનનાં વૈકલ્પિક સ્વરૂપો અંગે કેવળ

કલ્પના જ કરવાની રહે છે. વૈજ્ઞાનિક વાર્તાલેખકો અને આ ક્ષેત્રે કામ કરનારા બીજાઓએ પણ એ કામ માટે જે પદ્ધતિ સ્વીકારી છે તે એવી પ્રક્રિયાઓ લક્ષમાં લે છે જે રાસાયણિક પ્રતિક્રિયાઓની મદદથી શક્તિના આવન જાવનમાં થોડી મદદ કરે છે. શક્યતાઓ ઘણી છે પણ નિર્જીવ અને સજીવ વચ્ચેનો ઉંબરો ઓળંગાય એ પછી જ કાર્યકારી નમૂનો તૈયાર થઈ શકે. એના અભાવમાં એ શક્યતાની સ્વીકૃતિનો કોઈ આધાર રહેતો નથી. પદાર્થ વિરોધી સૃષ્ટિ અને આયના-પ્રતિબિંબ જીવન જેવી પરીકથા ઠીક છે. પણ વૈજ્ઞાનિક વિચારણામાં એનું કંઈ મહત્વ નથી. પૃથ્વી બહારની જીવસૃષ્ટિના-સંશોધકોએ તો એમનું કાર્યક્ષેત્ર જીવનમાં જે સ્વરૂપોથી આપણે પરિચિત છીએ એવા સ્વરૂપો પૂરતું જ મર્યાદિત રાખ્યું છે. એમાં શક્યતાના સંજોગો પણ અનુકૂળ થતા જાય છે. પણ અત્યારે તો સંશોધકો એને અંગે અદબ ભીડીને મૌન ઊભા છે.

બુદ્ધિની વ્યાખ્યા એવી કરવામાં છે કે પરિસ્થિતિ-નજીકની અને દૂરની સમજવાની શક્તિ તે બુદ્ધિ. દરેક જીવમાં તે હોય છે તફાવત હોય છે તે પ્રમાણનો હોય છે. પૃથ્વી પરના બધા જીવો કરતાં મનુષ્યમાં એ શક્તિ સૌથી વધારે છે એમ અંદાજ કાઢવામાં આવ્યો છે આપણા કરતાં અનેક ગણી વધારે બુદ્ધિ પણ પૃથ્વીની બહાર હોઈ શકે. અને આપણા કરતાં ઘણી વધારે પ્રાથમિક કક્ષાનું જીવન પણ હોઈ શકે.

પણ આપણો સંગ કેવા પ્રકારનો રહેશે ? સ્પષ્ટ કહું તો હજી સુધી કોઈ જાણતું નથી. એમ છતાં અત્યંત વિકસિત બુદ્ધિ શત્રુભાવ વાળી અને આપણા જેવી વિઘાતક નહિ હોય, એમ કહેવું તર્ક યુક્ત ગણાશે. બુદ્ધિની આ અવસ્થાએ પણ અમને પ્રતીતિ થઈ છે કે સ્વાર્થીપણું ક્રૂરતા અને વિનાશક વૃત્તિ એ પ્રાથમિક કક્ષાના આવેગમાત્રનું પરિણામ છે. એ બૌદ્ધિક વલણ નથી. વિશ્વમાં કદાચ એક અણલખ્યો કાયદો છે કે જ્યાં સુધી શાંતિભર્યો સહ અસ્તિત્વ પ્રત્યેનું વલણ વિશ્વાસપાત્ર અને એટલી સુધી બુદ્ધિનો વિકાસ પરિપક્વ ન બને ત્યાં સુધી આકાશના ગ્રહો વચ્ચેના આંતરિક પરસ્પરનાં સાધનો બુદ્ધિ વિકસાવશે નહિ.

આપણે જ્યારે ક્યાંય પણ પૃથ્વીની બહાર જીવ સૃષ્ટિનો પત્તો લગાડીએ અને એમની સાથે સબંધ જોડીએ ત્યારે તેમની પાસે જઈને આપણે 'હેલ્લો કહીશું ? સિદ્ધાંત અને પ્રક્રિયાની વર્તમાન કક્ષાએ કહી શકાય કે ના. પચીસ પ્રકાશ વર્ષ દૂરના સૂર્યમંડળને પહોંચવા માટે પ્રકાશની ઝડપે પચીસ વર્ષ લાગે ખગોળશાસ્ત્રમાં તો પચીસ પ્રકાશવર્ષ એટલે પથરો ફેંકવા જેટલું દૂર લાગે, કોઈ નવી પ્રવિદ્યા ન નીકળે, તો એક ગ્રહમાં બીજા ગ્રહમાં જવા માટે સ્પેશ યાન જોઈએ. એ જ વાત પૃથ્વી બહારના જીવ સ્વરૂપોને પણ લાગુ પડે છે.

આશાસ્પદ રીતે, ખગોળ ભૌતિક શાસ્ત્ર વિશ્વમાં કામ કરતા બળોને સમજવા માટે નવી રીતો અપનાવી રહ્યુ છે. વિશ્વના ચારેય બળોની વિશાળ એકતાની શોધ સામેના બધા અવરોધો દૂર થઈ ગયા છે, એમ થોડા વખતમાં ગમે ત્યારે વાંચશો આપણા આકાશ મંડળ (galaxy)ની ઉત્પત્તિ સમજવા માટે એ જ ઉપયોગી થશે. એની ઉત્પત્તિ પાછળના બળો, સૂર્યમંડળનો જન્મ, ટૂંકમાં દિક્-કાલનો સ્વભાવ સમજવામાં એ ઉપયોગી થશે. આશા રાખીએ કે ત્યાંસુધીમાં આપણે જે અણુ શસ્ત્રો ભેગાં કર્યાં છે તેણે આપણો નાશ કરી નાખ્યો નહિ હોય.

—અનુ. બાળકૃષ્ણ વૈદ્ય

## ત્યારે | ધીરેન્દ્ર મહેતા

આ વસ્ત્રોથી જે રૂપરંગ રચાય છે
એ કંઇ થોડો જ હું છું;
હું તો છું
વસ્ત્રોના અંદર અકબંધ.
ધારું ત્યારે પ્રગટ કરી શકું
મારું અસલી રૂપ....
આવી ધારણામાં ને ધારણામાં
કેટલો વખત વીતી ગયો !
હવે જોઉં છું,
વસ્ત્રો બની ગયાં છે
મારી ત્વચા
હવે વસ્ત્રોનો રંગ
તે મારો રંગ
અને વસ્ત્રોનું રૂપ
તે મારું રૂપ :
એને હું બદલી પણ શકતો નથી.
હવે હું કોને કહું,
આ હું નથી !
કોણ માનશે ?
મારી પાસે કઇ છે એની સાબિતી
ને કયો છે પુરાવો ?
વિશાળ મનોહર જંગલોમાં
મુક્તપણે ડોલતાં
વૃક્ષોની ત્વચા પર જ છપાય છે
બળાત્કાર અને ખૂનના ખબર !
સ્વપ્ન લોકમાંથી બહાર નીકળીને
ભટકું છું સ્વપ્નની શોધમાં
અને ફરી એ જ લોકમાં
પાછો આવી ચઢું છું ત્યારે
બધું બદલાઇ ચૂક્યું હોય છે.

## સોહરાબ–રુસ્તમીનું ગાણું | ચીનુ મોદી

અમે પૂર્વજની પૂંછડીને કાપતા રે લોલ
પછી પૂંછડીને રોજ–રોજ માપતા રે લોલ.
ઓરે, પૂછડી તો રોજ–રોજ વાધતી રે લોલ
ભલે છુટ્ટી છે તો ય રાંડ બાંધતી રે લોલ
અમે.

અમને કેડી કંડારવાની હામ છે રે લોલ
ચીલા ચાતરીએ તો જ થાય નામ છે રે લોલ
અમે શબ્દો પેટાવીએ ને બૂઝતા રે લોલ
અમે જાણીએ એ પૂર્વજને દૂઝતા રે લોલ
અમે.

હવે પૂંછડીને કેમની ફગોળવી રે લોલ ?
કેમ પૂર્વજ પેઢીને ઓળંગવી રે લોલ ?

અને ઇચ્છાને કુંવરી બનાવીએ રે લોલ
પણ રાજાનો કુંવર કયાંથી લાવીએ રે લોલ ?
અમે.

અમે મુઠ્ઠી હવામાં ઉગામીએ રે લોલ
અને એમ અમે કાળને વીતાવીએ રે લોલ
કાળ પહેલાં ઊગે છે સાલ્લી પૂછડી રે લોલ
લાગે રૂડી રૂપાળી એની ગુચ્છડી રે લોલ
અમે.

અમે પૂછડી દબાવી હવે ચાલતા રે લોલ
અમે બેઉ હાથે પૂંછડીને ઝાલતા રે લોલ
કોક આવીને પૂછડીને કાપતુ રે લોલ
પછી પૂછડીને રોજ–રોજ માપતું રે લોલ.
અમે.

### રમણિક સોમેશ્વર

કોઇ કારણ નથી, કોઇ રસ્તો નથી, ને છતા છે બધું
ના નથી, હું નથી, હું અમસ્તો નથી, ને છતા છે બધું
કોઇ આકાર ઘેરી વળે છે સતત એક છાયા રૂપે
આમ અદૃશ્ય છે, તોય ખસતો નથી, ને છતા છે બધું
છે બધું ઘોર ગભીર ઘેઘુર ને છે ઘટાટોપ પણ
એક વરસાદ છે જે વરસતો નથી, ને છતા છે બધું
મણમલી મખમલી રણઝણે–મઘમઘે ચોતરફની હવા
કંપ ફેલાય છે પણ પરસતો નથી, ને છતા છે બધું
ને છતાં છે બધું, ને છતા છે બધું, ને છતા છે બધું
કોઇ કારણ નથી, કોઇ રસ્તો નથી, ને છતાં છે બધું

### આપણે | રમણ વાઘેલા

આ અનિશ્ચિતતાની વચ્ચે આપણે,
કેટલાં ટોણાં અને મહેણાં વચ્ચે આપણે !

આ સમસ્યાને હજી ના કોઇ સૂલઝાવી શક્યું,
ચોતરફ છે આગ ને ઉલઝનની વચ્ચે આપણે !

વેદનાઓ આપણી ને સહ્યતા પણ આપણી,
છે કોઇ ખુશહાલ ને મઝધાર વચ્ચે આપણે !

સુગજૂની યાતના એ ક્ષણમહીં ભૂલી જતા,
ના કોઈ મંઝિલ, ઘણા અવરોધ વચ્ચે આપણે !

સાંજને ટાણે હજીયે સ્વસ્થતા સણકાય છે,
પળ વિપળનો ભય અનેવમળોની વચ્ચે આપણે !

### સોરઠા ગઝલ | — અલ્પ ત્રિવેદી

મુંગામતર ઢોલીએ હાંફે મારા શ્વાસ
પરોઢનો અજવાસ રેલે ઘરના ઉંબરે
મારી ઉંમર જેવડી હશે દિશાઓ થાય
નદી વહેતી જાય વાલમ મનની ભીતરે
હરણી જેવી આંખમા ઘટના ઊગી જાય
અચરજ ભીની ન્હાય અંગ મોંસરવી નીતરે
આછો અમથો વાયરો કુંપળવતી જાત
ફાગણ ફોરી વાત ફરી ફરીને સાંભરે
લથબથ ભીની ચુંદડી ચંદનિયાળી ભાત
સાગર ખેડી સાત આવી તારે આશરે
એકલતાના દ્વીપમાં ગુલમહોરના છોડ
સોળ વરસના કોડ સ્પર્શ બનીને પાંગરે

## બે ગઝલ | મનીષ પરમાર

### એક

ટાંકણું લેતા ગયા ડુંગર સુધી,
પથ્થરો વ્હેતા નદી-સમદર સુધી.
શોધજે સંબધનાં પગલાં મહી,
સેજ તો વેરાયું તારા ઘર સુધી.
એક લીલા સ્વપ્નની આ વેદના,
કે જઈને જાય કયાં ? ખરખર સુધી
પાંખ ખોલીને અમે ઊભા હતા,
પવન કયાં છે ઊડવું અંબર સુધી.
શબ્દ પણ ભીના મળી આવે કદાચ,
માટી જેવુ ખોદશું ભીતર સુધી.

### બે

પાપણે તારા ગયાનો ચાસ છે,
આંખમાં ઊગી ગયા આભાસ છે.

માંય અંધારું પલળતું હોય છે,
છાંપડો વરસ્યા કરે અજવાસ છે.

શબ્દ એથી તો બધા લીલા થયા,
આપણા સંબધની ભીનાશ છે.

છાપડો કોનો મનીષ ઘર પર ખરે ?
છાપડામાં રેશમી સુવાસ છે.

# સ્વર્ગની લગોલગ*

ગુજરાતીમાં 'નહન્યતે'નવલકથાથી મૈત્રેયી દેવી જાણીતાં થયાં છે. આ અનુવાદ તેમના 'સ્વર્ગેર કાછા કાછિ' ગ્રંથનો છે, જે ગુજરાતને રવીન્દ્રનાથ અને બંગાળી ભાષા તથા સાહિત્યથી સવિશેષ પરિચય કરાવનારાઓમાં મુખ્ય છે રવીન્દ્રનાથના પરમ આશક અણુ સહક અચ્યુત જેવા વૃદ્ધ-વિદ્વાને મૈત્રેયી દેવીની આ કૃતિને 'કદાચ, તેમની સર્વોત્તમ' તરીકે બિરદાવી છે. તેમના અગાઉના 'મંગપુને રવીન્દ્રનાથ'ની જેમ આ પુસ્તક પણ રવીન્દ્રનાથનાં સ્મરણો વિશેનું છે .. પરંતુ, લેખિકા કહે છે તેમ આની વિશેષતા એ છે કે "કેટલેક અંશે આ મારી પોતાની જ કથા છે. રવીન્દ્રનાથના પત્રોને આધારે મારા પોતાના જ જીવનને હું પાછુ ફરીને જોઉં એવો મારો અભિપ્રાય છે."

પ્રવેશકમાં પ્રા. ભોળાભાઈ પટેલ જણાવે છે તેમ "અહીં જે રવીન્દ્રનાથ છે તે વ્યક્તિ-રવીન્દ્રનાથ છે, માનવ રવીન્દ્રનાથ છે ખાસ તો ઉત્તરવયના રવીન્દ્રનાથની અંતરંગ છબી અહીં આલેખાય છે– આ છબી મૈત્રેયી દેવીની ચેતનામાં ઝબોળાઈને આપણી સામે આવી છે. એટલે અહીં જેમ રવીન્દ્રનાથ છે, તેમ મૈત્રેયી દેવી પણ છે– લેખિકાનાં અનુરાગી ચિત્તમાં રૂપાયમાન સ્મરણોમાં લાંબા લાંબા વીતેલા સમયનો રંગ છે–પ્રૌઢ વયે જાગે છે તેવો નોસ્ટેલ્જિયાનો ભાવ અહીં ખરેખર આસ્વાદ્ય બન્યો છે.

આવી'આ એક અનુપમ કૃતિનો ગુજરાતને અધિકૃત રીતે ઉત્તમ પ્રકારે પરિચય કરાવવાનું શ્રેય શ્રી નગીનભાઈને જાય છે....

—આ ગ્રંથના મૂળ લખાણમાંથી તારવીને અહીં તેનો આસ્વાદ કરાવીએ છીએ.

—તંત્રી

મૈત્રેયી દેવી કહે છે : "રવીન્દ્રનાથ જેમને પત્ર લખતા તેઓ પણ તેમના પત્રમાં હાજર રહેતા–જેની જેવી અંજલિ, તેને તેવી રીતે ભરી દેવાની વિશેષ શક્તિ તેમનામાં હતી. ×× ××.

નોબલ પ્રાઈઝ મળવા પહેલાં-એમણે જ્યારે મોટા રસ્તાનો ઉલ્લેખ કર્યો, ત્યારે તેમની કલ્પનામાં પણ નહિ હોય કે કેવા મોટા માર્ગે તેમને આહ્વાન આવી રહ્યું છે. નોબલ પ્રાઈઝ તો એ માર્ગનું સિંહદ્વાર માત્ર હતું. એ છંદામને પરિણામે જગતને તેમનો પરિચય થયો. અને પોતાના દેશનું કૂંડાળું વટાવી તેમણે વિશ્વ-માનવના જગતમાં પ્રવેશ કર્યો.

મૈત્રેયીના પિતા–સુરેન્દ્રનાથને તેઓ એક ખાસ ઉપદેશ આપે છે–ઈશ્વરે જે આપ્યું છે, તેને તપસ્યા દ્વારા પોતાનું નહિ કરો તો દાન કરવાનો અધિકાર પેદા થતો નથી. માણસે એ દાન કરવાની શક્તિ મેળવવી પડે છે."

બલાકાની એક કવિતામાં કવિ કહે છે–

પંખીને તેં ગીત તણું કર્યું દાન,
તે ગાય ગાન.
ના 'કે' તેથી વધુ કહી તમે,
પંખી તે દેય દાન.
આપ્યો તેં તો સ્વર જ મુજ ને,
હું વધુ દઉં છું દાન.
ગાઉં છું હું ગાન...

*

કલકત્તા વિશ્વવિદ્યાલય પોતાને ડૉક્ટરેટની

---

* સ્વર્ગની લગોલગ – મૈત્રેયીદેવી – (અનુ. નગીનદાસ પારેખ)
પ્રકાશક – ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય-ગાંધી રોડ-અમદાવાદ.

ઉપાધિ આપવા આયોજન કરી રહ્યું છે-એવી ખબર મળતાં રવીન્દ્રનાથે સુરેન્દ્રનાથને લખેલ પત્ર.

શાંતિનિકેતન
બોલપુર

કોઈ દિવસ ઉપાધિની અપદેવતા મારા ખભા ઉપર સવાર થશે. એવી આશંકા સ્વપ્ને પણ મારા મનમાં જન્મી નહોતી. આખરે વનમાં જવાની ઉમરે એ પણ બન્યું. મારા નામની સાથે એક અવાજનું યંત્ર બાંધી દઈને વિધાતાએ આ તે કેવી મશ્કરી કરી ? ઘુઘરિયા સાપની પૂછડીએ બેસીને તેનો નકીબ તેના આગમનની છડી પોકારે છે-મારા જેવા ગરીબડા જીવ માટે તો એવી વ્યવસ્થા બિનજરૂરી છે

મારી કાવ્યલક્ષ્મીને માથે આટલા દિવસ ઘૂમટો હતો તે સારું હતું. વિશ્વવિદ્યાલય તેને સભામંડપ વચ્ચે ખેંચી નાખીને, જ્યારે તેને માથે પાઘડી પહેરાવી દેશે, ત્યારે તે લગીરે નહિ શોભે.

આપનો દાર્શનિક લેખ જ્યારે મને આદરપૂર્વક મોકલો છો, ત્યારે તે હું વાંચીશ પરંતુ એ બધા વિષયોમા આપે મને અધિકારી ઠરાવ્યો શા હિસાબે ?

હું કેવો અનાડી છું તેની પરીક્ષા શું આ રીતે કરવાની હોય ? સદાકાળ મેં તો સાહિત્યના રમતઘરમા જ દિવસો કાઢ્યા છે, નિશાળના ઓરડામાં તો મેં પગ સુદ્ધાં મૂકયો નથી-એટલે શાસ્ત્રાલોચનના ક્ષેત્રમાં મારા જેવા માણસનું માન તેટલા દિવસ જ સચવાશે "યાવત્ કિંચિત્ ન ભાષતે. મધમાખીને બોટની શાસ્ત્રનું જેટલું જ્ઞાન હોય છે તેટલું જ મારું દર્શનશાસ્ત્રનું જ્ઞાન છે. જે બધા વિષયોમાં હું આપના જેવા લોકો પાસે શીખી શકું, તે બધા વિષયોમાં આપ લોકો શિષ્યની પેઠે મારી આગળ આવીને ઊભા રહો, ત્યારે મને ભારે શરમ આવે છે.

એજ, ૧૬મી કાર્તિક ૧૬૨૦ (૧૯૧૬)

*

મૈત્રેયી દેવી કહે છે કે,

તત્વચિંતનમા કવિને રસ પડે છે, પરંતુ તેઓ નિબિબદ્ધ શાસ્ત્રાલોચનથી ડરે છે. ××× કવિએ સુરેન્દ્રનાથને શાંતિનિકેતનમા એક વાર ભાષણ આપવા માટે આમંત્ર્યા હતા, દર્શન શાસ્ત્રમા નવા પ્રવેશના આનંદમા વિભોર વકતાએ અઢી કલાક ભાષણ કર્યું. સમય ઘણો વીતી ગયાનું ભાન થયું ત્યારે જુએ છે તો શ્રોતાઓમાં એકલા રવીન્દ્રનાથ જ હજી બેઠા છે, બાકીના બધા ઊઠી ગયા હતા.

*

સંપ્રદાયના ગુરુ દ્વારા સાધનામાં પ્રવેશ મેળવવાની વાંછના બાબત . રવીન્દ્રનાથ એક પત્રમા લખે છે.

"××× સાધનાની બાબતમાં કોઈ સંપ્રદાય-વિશેષ પાસેથી ખાસ અનુકૂળતા મળી શકે એવું હું માનતો નથી. માણસની અંદર સમાજમા ભળવાની જે ભૂખ હોય છે તેને જ માત્ર સંપ્રદાય સંતોષી શકે. પરંતુ આત્માની ભૂખ જે અમૃતથી શમે છે, તે અમૃત કંઇ, અનેક માણસો ભેગા થાય એટલા માત્રથી મળતું નથી.

બજારમાં ઘણી વસ્તુઓ મળે છે, તેથી બજારની જરૂર છે. પરંતુ માના જમણા હાથમાંથી જે મળે છે, તે બજારમા ખરીદી શકાતું નથી આટલું દૃઢપણે, ચોક્કસ સમજી રાખવું જોઈએ.

હું ગુરુ નથી, એ મેં પહેલાં જ કહેલું છે. અપાત્ર ઉપર આશા રાખવા જતાં આશા ધૂળમાં મળે છે. અને પાત્ર પણ પીડાયા કરે છે. જો કોઈની પાસે સાચે જ કશું આપવા જેવું હોય તો તે તેને છુપાવી રાખી શકતો નથી. સૂર્યની તાકાત છે કે તે પોતાના પ્રકાશને છુપાવી રાખે ?

જો હું જ્યોતિર્મય મહાનક્ષત્ર હોત તો કોઈએ મને તમાશો કરવો ન પડત.

એજ, ૬ઠ્ઠી શ્રાવણ ૧૩૨૦

મૈત્રેયીદેવીએ લખ્યું છે–

નોબલ પુરસ્કાર એશિયામાં પહેલવહેલો રવીન્દ્રનાથને મળ્યો. એટલે સ્વાભાવિક રીતે જ દેશમાં આનંદ–કોલાહલ મચી ગયો. સ્પેશિયલ ટ્રેનમાં બેસીને કલકત્તાથી બધા અભિનંદન આપવા ગયા તે દિવસે આમ્રકુંજમાં રવીન્દ્રનાથે ઉચ્ચારેલા મનદુઃખના વચનો સૌને જાણીતા છે.

અભિનંદન આપવા માટે ત્યાં ઉપસ્થિત થયેલ સારસ્વતોને ઉદ્દેશી એમણે એક આકરો પ્રશ્ન પૂછ્યો હતો.

—નોબલ પુરસ્કાર કવિતાના મૂલ્યમાં વધારો કરે ખરો ? અર્થાત લેખકને પુરસ્કાર મળે, એટલે એની જે કવિતા સાહિત્યગુણ શૂન્ય હતી, તેમાં સાહિત્યગુણ આવી જાય ?—

અભિનંદન આપવા ભેગા મળેલા સજ્જનોને એથી કંઈક માઠુંય લાગ્યું...એ લોકોને લાગ્યું હશે, કવિએ પોતાના મનની દાઝ ઉતારવા આ પ્રસંગનો ઉપયોગ કર્યો !

કવિ મૈત્રેયી દેવીને ત્યાં મહેમાન તરીકે મંગપુ પહાડ પર ગયેલા....તે દરમિયાન એ બાબતની ચર્ચા નીકળતાં—લાંબા સમય પછી પણ એ દિવસની વાત યાદ આવતાં કવિએ લજ્જાપૂર્વક હસીને કહેલું '...મને બધા જ ઠપકો આપવા લાગ્યા. કહે, આવા કઠોર શબ્દો સંભળાવવાની તમારે શું જરૂર હતી ? તમારું સન્માન કરવા આવ્યા હતા, તો મનમાં જે હતું તે મનમાં દબાવી રાખી બે મીઠા શબ્દો કહેવામાં શું નુકસાન હતું ? પણ શું કરું, કહો મારી સામે જ હારની હાર એ બધા મુખો શોભી રહ્યાં હતાં, જે આટલા દિવસ મારી નિંદા કરવામાં મુખર હતાં. જેમણે મારા એક એક લખાણનાં ચીંથરે ચીથરાં ઉડાવ્યાં હતાં. એટલે મને થયું કે આ લોકોને થયું છે શું ? એટલે મનનો ભાવ કેમ કર્યો દબાવી ન શક્યો.

૦

એ જ રવીન્દ્રનાથ આત્મીય સ્વજનો સહૃદયોના અંતરનાં અભિનંદન સત્કારતાં કહે છે :

"આપ સૌનો આનંદ એ જ મારો પુરસ્કાર. મારા ગૌરવમાં આપ સૌ ગૌરવ અનુભવો છો, એ જે અધિકાર ભોગવવાનો મને દીધો છે, એ જ મારો સૌથી શ્રેષ્ઠ અધિકાર છે. નોબલ પ્રાઈઝનું એક ચોક્કસ મૂલ્ય છે. પણ પ્રીતિ તો અમૂલ્ય છે. આપ સૌની પાસેથી તે અમૂલ્ય ઉપહાર પામીને હું કૃતાર્થ થયો છું...આજે આથી વિશેષ કહેવાનો મને સમય નથી.

એ જ, ૫મી અગ્રહાયણ ૧૩૨૦

૦

રવીન્દ્રનાથના તત્ત્વદર્શનને ઓળખાવતાં મૈત્રેયી દેવીના પિતા સુરેન્દ્રનાથ પોતાની 'તત્ત્વકથા' પુસ્તકનો સંદર્ભ આપી કહે છે : 'એમણે અનેકવાર અમને કહ્યું છે કે, વિદ્યા ખોરાકની પેઠે પચીને જ્યારે લોહીમાં ભળી જાય ત્યારે જ સાર્થક થાય છે. મોટા ભાગના માણસો વિદ્યાના ભારથી ભારેખમ થઈ જાય છે.... '

તેઓ વધુમાં કહે છે, "વિદ્યાના ભારથી ખૂંધા થઈને અમે ફરીએ છીએ અમે રવીન્દ્રનાથની વિદ્યાએ તેમના લોહીમાં ભળી જઈને બે બાજુ પાંખો ઉગાડી દીધી છે. તેઓ મહાકાશમાં ઊડે છે."

(મૈત્રેયી દેવી પરના રવીન્દ્રનાથના એક પત્રમાંથી)

બે એક દિવસ માટે કલકત્તા ગયો હતો, એક સભામાં ભાષણ કરી પાછો આવ્યો છું, એ વાત સાચી છે, તને ખબર કેમ આપી નહોતી, એમ

તું પૂછે છે. મારો ખુલાસો એ છે કે ખબર આપવા કરતા કંઇક વધુ આપવાનું મેં વિચાર્યું હતુ. અર્થાત્ સશરીરે દર્શન દેવાની ઈચ્છા હતી.

...મનના ઉત્સાહને કારણે ભૂલી ગયો હતો કે વધુની આકાંક્ષા એ સંભવિતની દુશ્મન છે. મહાદેવને આશુતોષ કહ્યા છે. તેનું કારણ, હાલ તરત તેમને જે કંઇ આપવામા આવે, તે થોડું હોય તોયે તેટલાથી તેઓ રાજી થઇ જાય છે. જો કે વધુ આપીશ એવી આશા આપીને ઘણા તેમને છેતરતા હોય છે. હું એવામાંનો એક છું.

વધુ લેવાની ઈચ્છા જેમ લોભ છે, તેમ વધુ આપવાની ઈચ્છા પણ લોભ છે. એ લોભનો માર્યો ભયંકર પરિશ્રમ કરી મરું છું—એ વ્યગ્રતાને કારણે અનેક સ્વલ્પને મેં ખોયાં છે અર્થાત્ સુંદર અલ્પને.

એ સુંદર અલ્પ આપવાની શક્તિ વડે કેટલાયે માણસોએ પૃથ્વીને રમણીય બનાવી છે—જેમ કે ઘાસ, તે વડના ઝાડની પેઠે વધુ આપવાનો પ્રયત્ન કરતુ નથી. છતાં તે કૃતાર્થ છે-ધરતીને મરુના આક્રમણથી તે જ બચાવે છે. ૮મી માર્ચે કલકત્તા આવીશ. વિશુ ધાડપાડુની પેઠે પહેલેથી ખબર આપી મૂકુ છુ.

એજ, ૫ મી માઘ ૧૩૩૪

"આ અપૂર્વ પત્ર બાપુએ ઘણાને વાંચી સંભળાવ્યો છે. બાપુ કહેતા, કવિતા તો ઘણા કવિઓએ લખી છે. તેનાં વિચાર કરી કરીને લખી હોય છે, પરંતુ આવો પત્ર કેટલા લખી શકે–"

મૈત્રેયી દેવી એક જગાએ કહે છે :

xxx મંદિરમાંથી બહાર આવીને જોઉં છુ તો પગથિયા ઉપર દાદામશાયે રવીન્દ્રનાથને પકડયા હતા–મને તત્ક્ષણ ભય લાગ્યો કે દાદા મશાય કવિને શું નું શું કહેશે. કોને ખબર. મેં ધાર્યું હતું તે થયું. દાદા મશાયે બોલવાનું શરૂ કર્યું કે હવે મારે એક માત્ર ચિંતા નાની છોકરીના લગ્નની છે. સારો મૂરતિયો મળતો નથી. કવિના ખ્યાલમાં જો કોઈ હોય તો...વગેરે વગેરે.

હું તો એવી શરમાઇ ગઈ. ધરતી માગ આપે તો સમાઈ જાઉં. દાદા મશાયને ખેંચી લાવી કહ્યુ, એમની સાથે તમે આવી બધી વાતો શરૂ કરી ?

દાદા મશાય બોલ્યા, કેમ એમાં શો વાંધો. રૂબી લુબી, કુન, દિદિમણિ, સુંદરી નાની વહુ– કવિને કન્યા પરણાવવી નથી પડી ? છોકરીના લગ્ન માટે હેરાન નથી થવુ પડયું ? વાંકડો નથી આપવો પડ્યો ? દીકરીના બાપનું દુઃખ એઓ કેમ ન સમજે ? એમની પાસે કેટલાય લોકો આવે. સારો મૂરતિયો પણ કદાચ આવે તમે લોકો કવિતામાં વાત કરો તારુ પદ્ય, મારુ ગદ્ય. અમારું બધું કુટિલિટી, તમારું બધું બ્યુટી–

મને તે વખતે લગારે ખબર ન હોતી કે રવીન્દ્રનાથ કવિ હતા માટે કંઈ સામાજિક પીડનમાંથી છૂટકારો પામ્યા નહોતા એમને પણ અત્યંત રૂપવતી પહેલી દીકરીના લગ્ન અંગે ઓછુ દુ:ખ ભોગવવુ નહોતુ પડયુ xxપ્રિયનાથ સેનને લખેલા કેટલાક પત્રોમાંથી આપણે જાણવા પામીએ છીએ કે છેવટે એ જમાનામા એમણે દસ હજાર રૂપિયા વાંકડો પણ આપવો પડ્યો હતો–બિહારીલાલના પુત્રને.

એ યંત્રણામાંથી જ 'ગલ્પગુચ્છ'માંની એક બે વાર્તા લખાઇ લાગે છે અને એને કારણે જ સંભવ છે કે, શરદચંદ્ર સસરા ઉપર આટલા બધા રોષે ભરાયેલા હતા xx

બાલિકા કવયિત્રી મૈત્રેયી દેવીનો પ્રથમો પ્રથમ કાવ્ય ગુચ્છ પ્રકાશિત થયો એની પ્રસ્તાવનામા રવીન્દ્રનાથ લખે છે–

કલ્યાણીયા મૈત્રેયીની ઉંમર ઝાઝી નથી. પરંતુ

તેની લખેલી કવિતા પહેલ વહેલી જ્યારે મારી નજરે પડી, ત્યારે તેની ઉંમર છંદને માર્ગે કલમ ચલાવવા માટે એથી પણ વધુ ઓછી હતી. સ્વાભાવિક શક્તિની ઝાંખી થતી હતી.

કવિતા ઉંમરના પ્રમાણમાં નિપુણતાવાળી હતી. પણ સાહિત્યના શાશ્વત માપદંડે જોતા કાચી હતી. મારા મતે એ દોષ નથી. કાચા રહેવું એ જ સ્વાસ્થ્યનું લક્ષણ છે. જ્યાં સુધી વધવાની ઉંમર હોય ત્યાં સુધી હાડ નરમ હોય છે. તે જો કઠણ થઈ ગયાં તો વધવાનું અટકી જાય છે. તે જ રીતે લખવાની શક્તિ હોવા છતાં, નાની ઉંમરના લખાણમાં ભાવિ વિકાસની પૂરતી અપેક્ષા રહે એ આશા ને ઉત્સાહપ્રેરક છે

મને તેની (કવિતાઓની) નોટ જોવા આપવામાં આવી હતી. મેં બહુ માસ્તરગીરી કરી નથી. ક્યાંક ક્યાંક છંદમાં પ્રાસમાં શિથિલતા હતી તેને વિષે જ મેં બાલિકાને થોડી સૂચના આપી હતી. તે વખતે મેં જોયું હતું કે મૈત્રેયીના મનમાં પ્રગટ કરવા જેવા ભાવોની કળી બેઠી છે. એ નવાઈની વાત છે.

નાની ઉંમરમાં મન બહારની વસ્તુઓને અડવા ફરવામાં જ મશગુલ રહે છે ત્યારે સંબંધ વગરના અનુભવોને મેળમાં આણી, તેને રૂપ આપવા જેટલી ધ્યાન શક્તિ હોતી નથી. કોઈ કોઈમાં કદાચ હોય તોયે તેને બહારની સામગ્રીમાં પ્રતિફલિત કરવાની પ્રવૃત્તિ ભાગ્યે જ જોવા મળે છે ×××

××× લેખિકાનું મન કાવ્યને રસ્તે ચાલવા માંડયું છે. ચાલતા ચાલતા તે પોતાનો વિશિષ્ટ માર્ગ પોતે જ તૈયાર કરી લેશે એની મને ખાતરી છે.

બહારથી એની સમાલોચના કરવી એમણે તરતના ફૂટેલા અંકુરને ક્ષણે ક્ષણે મૂળમાંથી હલાવી ઉપદ્રવ કરવા જેવું છે. જે પ્રાણના નિયમાનુસાર પોતે જ વધવાનું છે. તેને બહારથી પીંચપરોણો કરવો એ ભૂલે છે. ×××

જ્ઞાનને માર્ગે જે ઉપલબ્ધિ થાય છે, તેને પરિણત વયની અપેક્ષા રહે છે, એવું હું સમજું છું. ×××

હું આ પહેલાં જ કહી ગયો છુ કે રચનાની પ્રથમ અવસ્થામાં બહારની નજર–બહારની નિંદા પ્રશંસાથી તેનું રક્ષણ કરવું એ રચયિતાના મનને માટે સ્વાસ્થ્યકર છે, એમ હું માનું છું. જ્યારે વખત જતા, રચનાના પોતાના સ્વાભાવિક પ્રવાહમાં લેખકનું ચિત્ત નિઃસંશય પણે પ્રવૃત્ત થાય, ત્યાર પછી તેના ઉપર પોતાના વિચારનો અને પારકાના વિચારનો આઘાત, તેને વિક્ષિપ્ત કરી શકતો નથી. મૈત્રેયીનાં કાવ્યોને અત્યારે જ સાહિત્યની જાહેરસભાની ભીડની વચ્ચે ખડી કરી એ સારું થયું કે નહિ, એની મને ખબર નથી. આ તેના કાવ્યોની દૃષ્ટિએ નથી કહેતો, પણ તેને પોતાને દૃષ્ટિમાં રાખીને કહું છું.

મારા મોઢામા આ શબ્દો શોભે કે નહિ, એ ચર્ચાનો વિષય થઇ શકે. કારણ મેં પણ કાચાં લખાણ કાચી ઉંમરે જ પ્રગટ કર્યાં છે. કુદરત કાચા ફળને સખત રાખે છે. કુતૂહલની ચાંચ એને ભેદી શકતી નથી. પરંતુ સાહિત્યના આમદરબારના જમાનામાં છાપખાનાના દુતકર્મને લીધે આજકાલ કોઈ પણ લખાણને યોગ્ય મુહૂર્તની રાહ જોવી પડતી નથી. ભીડમાં હડસેલા હડસેલી કરીને પેસી જવાય છે. ××× ભાગ્યવશાત્ તે વખતના વિવેચકોએ મને ખોટાં લાડ લડાવ્યાં નહોતા. મારા લખાણની અસ્પષ્ટતા, અપક્વતા વગેરે વિવિધ દોષો ખાતર મને છેલ્લી પાટલીએ બેસાડી રાખવામાં આવ્યો હતો; એમાં ભૂલ થઇ હતી એવું હું કહેતો નથી.

છેલ્લી પાટલી ઉપર અવહેલાએ રચેલા અવકાશની ખોટ નથી હોતી ત્યાં બેઠાં બેઠા મેં મારા

લખાણની ઢબ પોતે બનાવી લીધી હતી. પરંતુ મારા મનમાં આજે પણ પસ્તાવો થાય છે કે, જેનું નેપથ્યવિધાન કરવામાં આવ્યું નહોતું, તેને રંગમંચ પર, હજાર દીવાઓ સામે ખડું કરવામાં આવ્યું, એ સારું ન થયું ૦૦૦

લોકોની સામે બેસીને પણ લખી શકાય, જો લોકોને બિલકુલ ભૂલી જવાની શક્તિ હોય તો અમારા બાળપણમાં તે એટલું મુશ્કેલ નહોતું તે વખતે વિવેચકોના ચુકાદા બહાર પડતા....ઉદાર બનુની કલમથી, તેને રક્તપાત કરવા જેવી ધાર નહોતી. અને રચનાની ત્રુટિ તે અશક્તિની ત્રુટિ છે, એ નૈતિક અપરાધ નથી, એવો મત. મને લાગે છે કે તે વખતે ભદ્ર સમાજમાં ચલિત હતો.

મૂલ્યનો વિચાર દીવાની અદાલતમાં અને અપરાધનો વિચાર ફોજદારી અદાલતમાં. (હોય) એકમાં સંપત્તિગત અધિકારનો, નિર્ણય થાય. બીજામાં વ્યક્તિગત ચારિત્ર્યનો નિર્ણય થાય. સાહિત્યમાં આજકાલ સિવિલ કોડ લગભગ વપરાવો જ નથી, જોઉં છું કે બધા જ પોલીસ કેસ ગણાય છે.

જેમનાં હાડ પાકાં થયાં હોય છે તેઓ જ લાલપાઘડીવાળા કનિષ્ઠબળનું અપમાન સહન કરી શકે છે સાહિત્ય રચનામાં જેઓ પહેલવહેલા પડયા હોય છે, તે સુકુમાર જીવોને એવા ક્ષેત્રમાં ખડા કરવા શું સારું ગણાય ? જ્યાં અનુચિત અપમાન કરવાની કઠોર પ્રવૃત્તિ નિઃસંકોચપણે ચાલે છે એટલું જ નહિ સામાન્ય લોકોને ય રુચિકર થઇ પડે છે જ્યાં નોનવાયોલન્સની નીતિનો ઉપહાસ કરવામાં આવે છે ? આજના જમાનાના એ નૃશંસ સાહિત્ય વિચારના ક્ષેત્રમાં હું જો રચનાની શરૂઆત કરત હોત તો તે રચના કમોતે મરવામાં વિલંબ ન થાત, એની મને ખાતરી છે ...સોળ વરસના અભિમન્યુને યુધિષ્ઠિરે સંસારથીઓના વ્યુહમાં મોકલ્યો હતો, એ અવિચારી કૃત્ય હતું, એવું સાબિત થયું છે.××

૨૬મી નવેમ્બર ૧૯૨૯
શાંતિનિકેતન

મૈત્રેયી દેવીને પોતે કલકત્તા આવ્યાના ખબર આપતા વિનોદમાં તેઓ લખે છે.

કલકત્તા આવ્યો છુ. પરંતુ શરીર થાકેલું છે. એની સાથે તાણાતાણ કરવી કઠણ થઇ પડયું છે. ડોકટર કહે છે કે કશું કરશો નહિ—ગુપચુપ પડી રહો–બીજા બધા કહે છે, વાત કરો, ભાષણ કરો લેખો લખો, પ્રમુખ થાઓ—કામ કરો. કરતાં કરતાં રસ્તા વચ્ચે તુટી પડી, માથુ કુટાઇને મરો જો કઇ ખરેખર ઉપયોગી કામ થતું હોય તો એમ કરવાયે રાજી છું. આખી દુનિયાના નકામાં કામોના કચરા નીચે દટાઈને શ્વાસ રૂંધાઇને મરવા જેવી દુર્ગતિ, બીજી કોઈ નથી ઈશુખ્રિસ્તને ક્રૂસ ઉપર ખીલા ઠોકી ઠોકીને જડીને માર્યા હતાં .. અમને મારે છે ટાંકણી ભોંકી ભોંકીને, કોઈ દહાડો જો તબિયત સારી હોય ને સમય મળે તો આવીને તને મળી જઇશ.

એ જ, ૨૬ ચૈત્ર ૧૩૩૪

*

સ્હેજ સારો છુ–તે પ્રમાણે નાનો પત્ર લખીશ એમ નક્કી થયું છે કે, કલકત્તા પાછા જઇને નીલરતન બાબુના હાથમાં સંપૂર્ણ આત્મસમર્પણ કરી દેવું. પાછા જવાની લેશ પણ ઇચ્છા નથી. પરંતુ ચિકિત્સકને છેતરવા જતાં રખેને યમરાજ અટ્ટહાસ્ય કરે, એ ભયે જવાનું નક્કી જ કર્યું છે. આવતે અઠવાડિયે કયારેક આવી પહોંચીશ. જો ગલીમાં પાણી ભરાયું હશે તો શુ કરવું, એ મારે કોને પૂછવું ?

એ જ ૨થી શ્રાવણ ૧૩૩૫

કાચી વયની એ જ 'ઉદિતા'ની કવયિત્રી (મૈત્રેયી દેવીને) ને એક પત્રમાં રવીન્દ્રનાથ લખે છે

કલ્યાણી ! આપણો નાનો 'હું' જન્મમૃત્યુના

પ્રવાહમાં વહેતો હોય છે. આપણા અંતરતમ નિત્ય 'હું'થી તેને અભિન્ન કલ્પીએ છીએ, માટે જ આપણે બંધાઈએ છીએ. એ વાત આપણા શાસ્ત્રમાં કહેલી છે, અને હું એ વાત માનું છું.

સંસારમાં આપણો આત્મા સતત અપમાનિત થતો રહે છે, આપણા નાના 'હું'ની સાથે યુક્ત રહીને એ ક્ષુદ્રથી ખૂબખૂબ દૂર જવા માટે હું પ્રવાસે નીકળી પડચો છુ–એ વાત તને સમજાવવાનો મે તે દિવસે પ્રયત્ન કર્યો હતો. એ દૂરતાને કારણે જ હું તમે આશીર્વાદ આપવાનો અધિકાર પામું છુ. આત્માની અંદર જે સત્યને પામવા માટે આપણે આ પ્રાર્થનામંત્ર ઉચ્ચારીએ છીએ–અસતો માં સદ્‌ગમય–એ જ સત્ય તારા જીવનમાં પૂર્ણ થાઓ, એ મારી કામના છે.

એજ, ૧૧ નવેમ્બર, ૧૯૨૯

o

મૈત્રેયી દેવી લખે છે કે–

એક દિવસ પત્રોનો ખજાનો ખોલતાં અત્યંત અપ્રત્યાશિત રીતે મને આ પત્ર મળી ગયો. બીજા બધા પત્રો કરતાં આ પત્ર મારે મન મહામૂલો લાગ્યો. કારણ, એ પત્ર મારા કોઈ પત્રના ઉત્તરમાં લખાયેલો નથી. સામાન્ય રીતે પત્ર લખતાં જ તેનો જવાબ આવતો. માત્ર મારી પાસે જ નહિ, સૌની પાસે તેઓ ગમે તેટલું લખે કે પત્રનો જવાબ લખવાનો સમય મળતો નથી. ઉત્તરના વાયુથી પત્રો ખરી પડે છે:–પરંતુ તેમના સમગ્ર જીવન દરમિયાન દક્ષિણાનિલનું જ પ્રાધાન્ય હતુ. માણસ પ્રત્યે ગંભીર કરુણા અને સ્નેહ, તેમને નાની નાની માગણીઓનો પણ જવાબ આપવાની ફરજ પાડતો.

o

અમુક બાબુએ મોટાભાઈને કહ્યું હતું કે, "પેલી તમારી ભાણી મૈત્રેયી કેમ આખો વખત કવિની પાસે જાય છે, તેઓ તો સહેજે કોઈને કહ્યું કહી શકતા નથી પરંતુ તેમનું કામ બગડે છે, તેઓ ત્રાસી જાય છે."

વાત છેક જ અસંભવિત નહોતી, એટલે મેં માની લીધી ૦ ૦ ૦ એમણે જે કહ્યું તે જરૂર સાચું જ હશે. મનમાં ને મનમાં હું પસ્તાવા લાગી. એ કેવું ભયંકર કષ્ટ હતું. ૦ ૦ ૦ આખી રાત ઊંઘ ન આવી. ૦ ૦ ૦ એ ઉંમરે પહેલ વહેલો મને માનસિક યંત્રણાનો અનુભવ થયો. ૦ ૦ ૦ વાત તો યોગ્ય જ છે અને દુઃખ માત્ર એ વાતનુ હતુ કે, કેમ તેમણે મને ન કહેતા ખાસ કરીને પેલી વ્યક્તિને કહ્યુ. ૦ ૦ ૦"

બીજે દિવસે સવારના પહોરમાં મૈત્રેયી રવીન્દ્રનાથને ઘેર પહોંચી જાય છે. કવિ પાસે મન હળવુ કરવા પહેલા તો આંખમાંથી પાણી દદ દદ વહેવા લાગે છે. બાલિકા મૈત્રેયીની ફરિયાદ છે. ..

"હું સમજું છું કે હું આવીને વખતે ક–વખતે આપને હેરાન કરું છુ, આપનો વખત બગાડું છું–પરંતુ એ વાત મને ન કહેતાં મને ઉરોજેન કેમ આપો છો ? અને પછી બીજાને કેમ કહો છો ? આપ ત્રાસી જાઓ, એ તો ખૂબ સ્વાભાવિક છે–એવું તો બને જ..."

કવિ એને વારંવાર પૂછવા લાગ્યા, "તને આવી વાત કોણે કરી ?" "આપના આત્મીય છે." મારા કયા આત્મીય ? તું મને કહ્યા વગર જતી રહી તો મારા મનમાં કંઈનું કંઈ આવશે. જાત જાતની વાતો યાદ આવી અને કેટલું કષ્ટ થશે, એ તું સમજતી નથી, મૈત્રેયી, અમુલક કલ્પના સાચા દુ:ખ કરતાં વધુ તીવ્ર કષ્ટ આપી શકે છે."

મૈત્રેયી લખે છે, "તે દિવસની વાતચીત મને પૂરેપૂરી યાદ નથી૦૦૦છતાં જેટલું યાદ છે તેટલું લખું છું. તે દિવસે સહેજ વિશેષ ભાવે સ્નેહ દર્શાવી એમણે મને કહ્યું હતું–

"તમારા લોકોનો ભક્તિનો અર્ધ્ય જો મને પણ પૂર્ણ કરતો ન હોત તો હું શા માટે વખત બગાડવા દેત ? જેમ ફૂલની સુગંધ, ચોકખી હવા એ ઇશ્વરનું દાન છે, તેમ જ માણસનો પ્રેમ. સ્નેહ અને ભક્તિ પણ ઇશ્વરનું દાન છે. પ્રકાશ અને વાયુની પેઠે એ દાન મને પુષ્કળ મળ્યું છે, પરંતુ મેં એ અવહેલનાપૂર્વક નહિ કૃતાંજલિપૂર્વક સ્વીકાર્યું છે જે પ્રીતિ, જે શ્રદ્ધા સાચી અને ઊંડી હોય છે, તે સમસ્ત કાળની સીમાને વટાવી જાય છે. ક્ષણિક કાળમાં ચિરકાળની સંપત્તિ આપે છે. પ્રેમ પ્રીતિ અને ભક્તિ પ્રાણસંચારક હોય છે—અને એક કવિને એની હૂંફ ન મળે તો એનું કાવ્ય સમૃદ્ધ ન થઇ શકે, સુકાઈજાય..."

હું તેમની ખુરસીની સામે સોફા પર બેસીને ખુરસીના હાથા પર માથું મૂકી, શાંત થઇને સાંભળી હતી. મારા જમણા ખભા પર મૂકેલા તેમના જમણા હાથનો સ્પર્શ, જાણે જાદુઈ લાકડી પેઠે મારા મનની અંદર એક સંપૂર્ણ પરિવર્તન લાવતો હતો. તેઓ શબ્દો બોલ્યે જતા હતા—મને ઉદ્દેશીને બોલાયેલા હોવા છતાં એ જાણે પોતાને ઉદ્દેશીને બોલાયેલા હતા. ××× જલધારા જેમ તપેલી ધરતીને સ્નિગ્ધ બનાવી દે છે, દ્રવ બનાવી દે છે તેમ મારું મન શાંત થઇ ગયું. દુઃખની અગન શમી ગઈ. પરોઢના ભીનાં ફૂલની સુગંધના આશ્લેષમાં જે પૂજા અને આનંદનું મિશ્રણ હોય છે, તેનો જ સ્પર્શ જાણે હું પામી.

મૈત્રેયી રવીન્દ્રનાથનો એક પત્ર લઈ પોતાના પિતા પાસે જાય છે. ને પત્ર એમના હાથમાં આપી, બાપુના ખોળામાં માથું મૂકી કોઇ એક અજ્ઞાત વ્યાકુળતાથી રોઈ દે છે. પોતાને ગુરુદેવે આપેલો 'અસતો મા સદ્ગમય'નો મંત્ર રટતા પૂરા માનથી પ્રાર્થના કરે છે કે "આ ગુરુવાકય મારા જીવનમાં સફળ થાઓ. અસત્યમાંથી સત્યમા પ્રવેશ કરવાનો સંકલ્પ કોઇ પણ લોભ કે દ્વિધા કે સંશય ને કારણે વિચલિત ન થાઓ."

પણ....હાય ! તે વખતે મને ખબર નહોતી કે વારંવાર કેટલું પતન થશે. કેટલી વાર સત્યની જયોતિ ઢાંકી દઇને અંધકાર ફેલાશે. કેટલી વાર ક્ષુદ્ર 'હું'નો ઉદ્ધત વિસ્તાર મારા અજાણતાં જ મને ખંડિત કરશે. ક્ષુદ્રના ગાઢ આલિંગનમાંથી બહાર નીકળી, અનંતના બોધમાં મુક્ત થવું એ કેટલું કઠણ છે

એક અસ્તિત્વમાં જ બે સત્તા ગાઢ બંધનમા બંધાયેલી રહેલી છે, તેની વાત રવીન્દ્રનાથ જીવનના છેલ્લા દિવસ સુધી કહેતા રહ્યા છે, અને પરોઢ સમયે સૂર્યાભિમુખ થઈને બેસીને તે ક્ષુદ્ર 'હું'ના બંધનમાથી મુક્ત થઈ, બૃહત્ સત્તાનો સ્પર્શ પામવાનાં પ્રયત્ન, એ જ તેમની પ્રત્યેક દિવસની ઉપાસના હતી.

•

પોતાના પિતાની સમજાવટ પછી મૈત્રેયીએ પોતાના નામે રવીંદ્રનાથને એક લાંબો પત્ર લખ્યો. એના જવાબમા રવીન્દ્રનાથનો એવો જ એક લાંબો પત્ર મળ્યો જેમા એમણે લખ્યું હતું.

કલ્યાણી, જે વસ્તુ વિશેષ અવસ્થામા અંતરમાં અનુભવીએ છીએ, તે તર્કનો વિષય નથી હોતી. તેને વ્યાખ્યા કરીને સમજાવી દઇ શકાય, એવી આશા હું સેવતો નથી. સમજાવી દઉ, તો યે તે ઉપયોગમા આવી શકશે કે કેમ તે પણ હુ જાણતો નથી તેમ છતાં તેં પ્રશ્ન પૂછ્યો છે, એટલે વાત કરી દઉ છુ.

પૃથ્વીની એક ગતિ સૂર્યની આસપાસ હોય છે. તે ગતિને લીધે તે બધા સૂર્યના ગ્રહોની સાથે, એક મહાન પ્રદક્ષિણામાં બંધાયેલી હોય છે, તેની બીજી ગતિ, તેની પોતાની ચારે બાજુ ફરવાની હોય છે અને લીધે તેનાં પોતાનાં, દિવસ-રાતોનાં, અજવાળા-અંધારાનું આવર્તન ચાલ્યા કરે છે. તેની નાની ગતિ પણ તેની મોટી ગતિ સાથે જ સુસંગત હોય છે. તેની કક્ષા કેન્દ્રમાં રહેલા મહા

જ્યોતિષ્કના આકર્ષણથી નિયત થાય છે. ખરું જોતાં તે જાણે પોતાની આત્મપ્રદક્ષિણાને જ પોતાની મોટી પ્રદક્ષિણા આપી દે છે. તેની મોટી પ્રદક્ષિણાની જ જપમાળાના રૂપ મણકા—એ જ તેની નાની પ્રદક્ષિણાનું આવર્તન. પૃથ્વીની આ બે ગતિઓની સુસંગતિ પ્રકૃતિના સનાતન નિયમથી બંધાઈ ગઈ છે.

પરંતુ માણસે પોતાની સ્વેચ્છાએ કરેલી સાધનાથી (એ ગતિ) બાંધી લેવી પડે છે. જ્યારે તે પોતાના સુખદુઃખના, અજવાળા–અંધારાના ઝોલાને જ એક માત્ર મહત્ત્વના માને છે, ત્યારે એની તે સંકુચિત જીવન યાત્રાનાં લાભ અને નુકસાન, ઉત્કટ બની જઈને, સત્યનો છંદ ખોઈ બેસે છે.

એટલા માટે જ, પોતાના યાત્રાપંથના કેન્દ્રમાં નિરંતર પોતાને જ ન જોતાં, માણસ જો પરમ જ્યોતિને જોવા પામે, તો તેનું આત્મ આવર્તન રોજ રોજ જ પોતાને અતિક્રમીને ચાલી શકે. તેમાં જ બંધાઈ રહીને તે નિરર્થક બની ન જાય.

આપણું નાનું 'હું' એ જ આપણું એક માત્ર સત્ય છે એવી માન્યતા, રોજ રોજ જીવનમાં સંચિત થઈને પ્રબળ બની જાય છે. એ કઠણ, જડ માન્યતાને ઘસી નાખવી પડે છે રોજ રોજ પોતાના ક્ષુદ્ર 'હું' ના કોચલામાંથી પોતાને દૂર લાવી, મોટા 'હું'ને અનુભવવાની સાધના દ્વારા

દૂર લાવવાનો અર્થ છોડી દેવું એવો નથી. મારા મનમાં વિશુદ્ધ સૂરનો એક આદર્શ છે, તે આદર્શ જો ન હોય, તો મારે માટે સંગીતનો કશો અર્થ ન રહે. પરંતુ તે આદર્શ જો કેવળ મનમાં જ રહે, તોયે તેને સંગીત ન કહી શકાય.

એટલા માટે વીણાના તારના જ્યારે સૂર ઉતરી જાય છે, ત્યારે વીણાને છોડીને દઈને આપણે સંગીતની વિશુદ્ધિ પામવાની આશા રાખી શકતા નથી—મનમાં રહેલા સૂરના વિશુદ્ધ આદર્શ સાથે મેળવીને વીણાના સૂર બાંધીએ તો જ સંગીત સંપૂર્ણ થઈ શકે. તે આદર્શ સૂર સંગીતના ધ્રુવ સત્યમાં રહેલો છે. તેને શિક્ષણ અને સાધના માર્ફત આપણે અંતરમાં પ્રતિષ્ઠિત થયેલો જોઈએ છીએ. પરંતુ ત્યારપછી તે અનુભવને ગીત ગાઈને પ્રગટ કરતાં રહીએ, તો જ એ બંનેના યોગથી સંગીતનું સર્જન થતું રહે છે.

અંતરમાં અનુભવ જો વિશુદ્ધ ન હોય તો બેસૂરની બંધનજાળ વિભીષિકારૂપ થઈ પડે છે. વીણાના તારમાં આપણે બંધનને સ્વીકારીએ છીએ. પરંતુ તે બંધનમાં જ મુક્તિનો આવિર્ભાવ થાય છે, વિશુદ્ધ સૂરના આનંદથી.

જીવનમાં જ્યારે કર્કશતા જોઈએ છીએ ત્યારે ભાગી જઈને તેનો પરિહાર કરવાની ઈચ્છા વારે વારે નિષ્ફળ જાય છે, ત્યારે અંતરમાં તે સત્યને વિશુદ્ધ ભાવે અનુભવવું પડે છે. તેમાં શાંતિ છે, તેમાં જ કલ્યાણ છે બહારના બેસૂરમાંથી અંતરની અંદર દૂર આવવું પડે છે. પરંતુ બહારના સૂરને જ મેળવવા માટે તે સૂર જ્યારે મળે છે, ત્યારે એકી વખતે, દૂર અને નિકટની સુસંગતિ સધાય છે, ત્યારે જ तद्दूरे तदन्तिके च

બધી વાત સમજાવવાની મારી શક્તિ નથી, સમજવાની શક્તિ પણ છે, એવું ય નથી. મને યાદ આવે છે, મેં તને લખ્યું હતું કે, હું પોતાથી દૂર જવાના માર્ગે પ્રવાસ કરું છું. તે વાતને દુર્બોધ ન રહેવા દેવા માટે આ આ પત્ર લખ્યો છે.

પરંતુ આ ચર્ચાને અનુસરીને બીજા પણ અનેક પત્રો લખી શકીશ, એવી મને આશા નથી. કારણ કામ પુષ્કળ છે. છતાં વિવિધ બાધાઓને કારણે કામ કેમ જાણે પૂરું જ થતું નથી. જાતજાતનાં, આસપાસના કામોને લીધે, નિરર્થકતાની જાળ, અત્યંત જટિલ બની જતાં, અસલ કામો

ક્લિષ્ટ થઈને, પિષ્ટ થઈને, વિકૃત થઈ જવાની બીક લાગે છે

એ જ, ૧૬ નવેમ્બર ૧૯૨૯

•

મૈત્રેયી દેવી લખે છે.

• • • પોતાના અંતરના કેન્દ્રસ્થાને પરમ જ્યોતિને જોવી એટલે શું, તે સાધક સિવાય કદાચ કોઈ સમજી ન શકે. પરંતુ દરેકના અંતરમાં પોતાનું જ્યોતિર્મંડળ કદાચ સામાન્ય માણસ પણ સર્જી શકે.

મને થતું હતું કે, હું તેનો આસ્વાદ પામું છું કારણ રવીન્દ્રનાથે પોતાના વ્યક્તિ સ્વરૂપે, મારા મનમાં એ જ્યોતિ જ ફેલાવી હતી, જેણે જીવનના કેન્દ્ર બિંદુમાંથી ઉત્સાહિત થઈને અપાર આલોક સાગરમાં મને તરતી રાખી હતી. • • •

મારા નસીબમાં થોડું દુખ ભોગવવાનું આવ્યું ત્યારે પણ મને એ ઝરણમાંથી જ શાંતિ અને સાંત્વના મળ્યા હતાં. જેટલી વાર કોઈ સાચી કે કાલ્પનિક વંચના કોઈ અકારણ-સકારણ લાંછના લઈ છે. ત્યારે તે અંતરસ્થ કેન્દ્ર બિંદુમાંથી જ્યોતિના ઝરણે જીવનને મલિન થવા દીધું નથી

રવીન્દ્રનાથના સાન્નિધ્યમાં, તેમના વ્યક્તિત્વના સ્પર્શમાં જે સુધાનો સ્વાદ હતો, તેણે આજે તેમના ગીતોની ધારારૂપે, અનેકોના જીવનમા પ્રવેશ કરીને, અનેકોને જીવનના ઉદ્દેશભ્રમમાંથી ઉગારી લીધા છે, પરંતુ તે વખતે મારી પાસે તો રવીન્દ્રનાથ પોતે જ. એ જ્યોતિર્મય મૂર્તિરૂપે હતા. તેમના અસ્તિત્વના માધુર્યથી પૂર્ણ મારા ક્ષુદ્ર જીવનમાં, પ્રેમ પવિત્ર પૂજા નિષ્કલુષ, અને પૃથ્વી, અર્થમયી બની જતી હતી. નાનાં નાના લાભ-નુકસાન, અને સુખદુઃખની ઘટનાઓમા, નિરંતર એક જ આનંદ રાગિણી વાગવી શરુ થઇ ગઈ હતી. તેમ છતાં, એ અનુભૂતિમાં એક કશુંક કષ્ટકર હતું વેદના અને માધુર્યના મિશ્રણરૂપે, એક ન સમજી શકાય એવો કોઈ ભાવ મને વલોવી નાખતો. એ શું છે, તે હું સમજી નહોતી શકતી.

આ પછીનો પત્ર મે પોતે જ લખ્યો હતો. કોઇ દર્શન કે તત્વજ્ઞાન વગર સહજ અને સરળ ભાવે. • • •. બેજ દિવસ પછી તેનો જવાબ મળ્યો હતો. તે આ રહ્યો.

•

તારો પત્ર મળતા આનંદ થયો. શાંતિનિકેતન મારું મન સદા સર્વદા પથિક હોય છે. આ પથિક વૃત્તિ કદાચ મારો સ્વભાવ હશે. ચાલવામાં ધ્વનિ રહેલો છે, વાસળીની બાધામાં થઈને હવા જ્યારે ચાલે છે. ત્યારે તેનું કલગાન જાગે છે.-

સદા મારે બાધાઓમા થઈને ચાલવું પડયું છે. એ ચલાવવામા જ મારો સુર રહેલો છે. રસ્તો વાંકો થઈ જાય છે, વાવાઝોડાથી દીવો ઓલવાઈ જાય છે. આકરા તાપથી રસ્તાનું ભાથું સુકાઈ જાય છે. ધકકો જ્યારે લાગે છે, તાપ જ્યારે અસહ્ય બની જાય છે. ત્યારે હું શોધવા નીકળી પડુ છુ અંતરમાં. વારે વારે જોવા મળે છે. કે ત્યાં સ્તબ્ધતામાં પણ અન્ન છે, આરોગ્ય છે, શાંતિ છે

તે શાંતિમા એકાગ્ર થતાં થતાં એક સમય એવો આવે છે, જ્યારે બહારની નિંદા, કઠોરતા, ગંદકી પહોંચી શકતી નથી પરંતુ એ નાના કોઠામા જવા માત્રથી ખાસ લાભ નથી.

પોતાની અંદર જ અભિમાન, જે રાગદ્વેષનું ચાંચલ્ય રહેલુ છે, તેને અતિક્રમી જઇએ, ત્યારે એક સહજ આનંદ આવે છે. આ આનંદ કેવળ મુક્તિનો નથી. તે આનંદ સત્ય ઉપલબ્ધિનો છે. વિશુદ્ધ પ્રીતિનો આનંદ છે. એમાં પહોચી જઈનેય એમાં જ સ્થિર થવું મુશ્કેલ છે. છતાં એને માટે

જ મથવું જોઇએ, એને જ મેળવવો જોઇએ. એ વાત મન વારે વારે ભૂલી જાય છે. સંસ્કાર સાધનાના સંકલ્પને ઢાંકી દે છે. તેમ છતાં એને નિશ્ચિતપણે જાણી શકીએ તો જ શક્તિ મળે છે—એ જ્ઞાન એમ છે કે અંતરની સ્તબ્ધતાની સાથે બહારના ચાલવાનો મેળ સાધી શકીએ, ત્યારે જ સાર્થકતા મળે છે.

આ સ્તબ્ધ વીણાની સાથે ગતિશીલ ગીતના સંબંધ જેવું છે. તને મારી પાસેથી શક્તિ મળશે એવી તું આશા રાખે છે. પણ એવો-ગુરુનો અધિકાર હું ધરાવતો નથી. તારું કલ્યાણ ઈચ્છું છું, પરંતુ કલ્યાણ કરવા જેટલું ઐશ્વર્ય મારામાં છે ક્યાં ?

એજ. ડિસેમ્બર, ૧૯૨૯

•

'પ્રગતિ સંહાર' નામની એક વાર્તા લખીને રવીન્દ્રનાથ 'પ્રવાસી' (બંગાળા)ના સંપાદક રામાનંદ ચટ્ટોપાધ્યાયને પ્રગટ કરવા આપેલી.

મૈત્રેયી દેવી કહે છે :

એ વાર્તા વિષે રવીન્દ્રનાથને મોઢેથી પણ ઘણી વાતો સાંભળી છે. તે વખતે દેશમાં સ્વદેશ પ્રેમના જે ઉન્માદને લીધે ઘણા માણસોના મન બેફામ બની ગયા હતા, તેનો જુવાળ અમારાં મનને પણ ઉન્મત્ત બનાવી દેતાં, અને અમને દુઃખ થતું કે અમે એમાં પ્રત્યક્ષ ભાગ લઈ શકતાં નથી,

•

એ બાબતમાં મારા પિતા તો સૌથી અણી જેટલી ભૂમિ પણ છોડવા તૈયાર ન હતા, વાંચવા લખવા સિવાય બીજા કામો કરવાની ત્યારે બિલકુલે મનાઈ હતી. પરંતુ તે વખતે અવારનવાર રવીન્દ્રનાથ પાસેથી પણ અમારા ઊભરાને સમર્થન મળતું નહોતું....ઘણી વાર કોઈ એક ઘટનાનો ઉલ્લેખ કરવા જતા ઠોકર ખાધી છે. મારા મનમાં એવો વહેમ જાગ્યો છે, જે સંદેહને લીધે હું દિગ્ભ્રાંત થઈ ગઈ છું.

તે એ છે કે, આખા દેશમાં જે અગ્નિયત શરૂ થયો છે, તેને જાણે તેમનું સમર્થન નથી તે વખતે વિપ્લવવાદીઓના પરાક્રમોના ગૌરવથી આખો દેશ ખળભળી ઊઠ્યો હતો. તેની શૌર્યવીર્ય-ભરી વાતો સાંભળતા, તેને પલ્લવિત કરીને કે કંઈક કલ્પનાના પીંછી ફેરવીને, તેમની આગળ વાતો કરવાનું ખૂબ ગમતું—તેઓ જરૂર એ રોમાંચ સિરીઝના સત્ય અને કલ્પનાને જુદાં પાડી શકતા. છતાં વાત સાંભળતા. પરંતુ (એમની સાથેની વાતમાંથી) કોઈ કોઈ વાર હું સમજી શકતી, કે દેશવ્યાપી ઉત્તેજનાના મૂલ્ય વિષે એમને શંકા છે. સાચું કહું તો, એથી મને દુઃખ થતું.

થોડાં વરસ પછી શાંતિ ને સુનીતિ નામની બે છોકરીઓએ જ્યારે મેદિનીપુરના મેજિસ્ટ્રેટને રમતનો રિપોર્ટ બતાવવાને બહાને પાસે જઈને પેટમાં ગોળી મારી, ત્યારે તેની મેમસાહેબ ભયથી કેવી ખાટલા નીચે સંતાઈ ગઈ હતી એની વાત એક માણસ હસી હસીને સંભળાવતો હતો, ત્યારે તેમને ઉત્તેજિત થઈને ભારે ધિક્કાર વર્ષાવતા મેં સાંભળ્યા છે

એ મેજીસ્ટ્રેટને તેઓ વ્યક્તિગત રીતે ઓળખતા હતા અને એક સારા માણસ તરીકે જાણતા હતા. જૂઠનો આશ્રય લઈને કરેલી આ નિષ્ઠુર ગુપ્ત હત્યાની અમાનવતા અને એને વિષેનો સભ્ય માણસનો ઉલ્લાસ તેમને અસ્વસ્થ કરતો હતો. અને મને યાદ છે કે, એક ક્ષણમાં મારા મનમાં જાણે વિચારની લીલા વટાવીને એક direct communication થયું હું તત્ક્ષણ સમજી શકી કે કવિ શું કહેવા માગે છે. ચાર અધ્યાય' વિષે તેથી જ મને કોઈ મુશ્કેલી નડી ન હતી, અને આતંકવાદનું સમર્થન કરવાથી કેવો સર્વનાશ થાય, એ હંમેશને માટે મનમાં

અંકાઈ ગયું.

કવિની 'પ્રકૃતિ સંહાર' વાર્તા બહુ પ્રચલિત નથી. મને ખબર નથી કે હાલના વાચકોને તે યાદ હશે કે નહિ. એ વાર્તાનું ને 'નામંજૂર' વાર્તાનું વકતવ્ય લગભગ એક છે

'નામંજૂર' વાર્તાની અમિયા 'દેશાત્મવાદિની' છે. તેનો ભક્ત—એવો એક છોકરો પણ દેશપ્રેમના જુવાળમાં એવો મત્ત છે કે અમિયા પાસે લગ્નની માગણી કરી બેઠો. પરંતુ જેવી એને ખબર પડી કે આચદ્રાનીય વંશની છે એટલે કે કહાર સ્ત્રીને પેટ જન્મેલી છે, કે તરત જ એની બધી ભક્તિ ઊડી ગઈ. તે ચાલ્યો ગયો. અને સારા વંશની છોકરીને પરણ્યો.

'પ્રકૃતિ સંહાર'ની વાર્તા લખાઈ, તેની સહેજ પહેલાં એક બનાવ બન્યો હતો. એક પ્રખ્યાત સન્નારી કલકત્તામાં ભંગીઓની હડતાલ પડાવવામાં સફળ થયાં હતાં. યાદ રાખવું જોઈએ કે તે વખતે હડતાલ પાડવી એટલી સહેલી ન હતી. વાતવાતમાં કોઈ અમુક વર્ગના લાભ ખાતર આખા સમાજને મુશ્કેલીમાં મૂકવાની નીતિને બધાનું અનુમોદન નહોતું. બીજી બાજુ હથિયાર વગરના ભારત પાસે હડતાલ એ જ એકમાત્ર હથિયાર હતું.

ગમે તેમ, પણ કોઈ એક સ્ત્રી આખા કલકત્તા શહેરને ગંદકીમાં ડુબાડી દેવા માટે ઉગ્ર ભાવે યત્ન કરે એ કવિને ગમ્યું નહિ. વાતવાતમાં પાછળથી એક વાર મને કહ્યું હતું કે, એ (સ્ત્રીની) સહાનુભૂતિ કેટલી સાચી છે, એનો પુરાવો ત્યારે મળે, જ્યારે પોતે કેટલો ત્યાગ કરી શકે છે તે જોવા મળે.

'પ્રકૃતિ સંહાર'ની નાયિકા આહતમાં આવી પડેલા ભંગીને ગાડીમાં પોતાની પાસે બેસાડી ન શકી. એ બધી રૂઢિચુસ્તતા અને કુસંસ્કારો અંદરથી ન સુધરે ત્યાં સુધી સ્વાધીન માણસ કે સ્વાધીન દેશ તૈયાર થતો નથી. કવિને એમ લાગતું હતું કે, બાહ્યાડંબરમાં એ અંદરથી ઊભું કરવાની સહિષ્ણુ સાધના પોતે આમાં ક્યાંય જોવા પામતા નથી.

મૈત્રેયી દેવી કહે છે:

કોઈક વ્યક્તિગત કારણે આ વખતે મારા મનમાં જે બધા ઉદ્વેગો જાગતા હતા, તેનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર નથી. એ પત્રમાં મેં એમને શું લખ્યું હતું તે યાદ નથી આવતું. તે વખતે હું શાથી વ્યાકુળ, અનુતપ્ત, અને વિષાદમગ્ન થઈ ગઈ હતી, તે પૂરેપુરું સમજવા જેટલો મારો અનુભવ નહોતો. પણ મારા અંતરની દુર્દશા કદાચ તેઓ સમજી ગયા હશે—

શાંતિનિકેતન

કલ્યાણી

આ દરમિયાન ફરી કલકત્તા આવવાનું થાય એમ હતુ, એટલે મે વિચાર્યું હતું કે, ત્યારે તારી સાથે મેળાપ થતાં થોડી વાતચીત કરીશુ પણ તેમ બન્યું નહિ. તરત જ મારે વડોદરા જવું પડશે... તેમ છતાં શરીર કંઈક અસ્વસ્થ છે. આ પરિસ્થિતિમાં મુસાફરીના અંતર્ગ્રાં અને દુઃખમાં હવે ઉમેરો કરવાની હિંમત ચાલતી નથી.

તારી ઉંમર નાની છે. આખો વખત પોતાના મનનો જ વિચાર કર્યા કરવો, એ તારે માટે સ્વાસ્થ્યકર નથી આસપાસની પરિસ્થિતિ સાથે સબંધ સાચવી નિર્મળ પ્રસન્નતામા દિવસ ગાળવા એના જેવી સાધના બીજી કઈ હોઈ શકે ? કંઈક અસામાન્યની અપેક્ષા રાખવી એ દુર્બળતા છે. પોતાને અનાયાસે અને મુક્તપણે અર્પણ કરવાની શક્તિને રોજ રોજના હજારો સામાન્ય પ્રસંગો દ્વારા જ કેળવવી પડશે.

બહારની સાધારણ પરિસ્થિતિ સાથે, આપણો સંબંધ જ્યારે સ્નેહમયો અને અક્ષુબ્ધ રહે ત્યારે જાણવું કે અંતરમાં આપણે સિદ્ધિ પ્રાપ્ત કરી છે.

અહમિકાને વટાવી જવા જેવો મુશ્કેલ અધ્યવસાય બીજો કોઈ નથી. એ અહમિકાને જ ઉત્તરોત્તર વધારતા જવું, એ જ આપણી હંમેશની ટેવ છે—બધામાં જુદે જુદે રૂપે, તે પોતાનો દાવો–પોતાને નામે કે બીજાને નામે રજૂ કરે છે. બધા વખતે આપણે તેને ઓળખીય શકતા નથી. તેને સ્હેજ પણ આઘાત લાગતાં–સ્હેજ પણ હાનિ પહોચતા ચારે કોર ધમાલ મચાવી, તે ધૂળ ઉડાડે છે. ત્યારે તેને ઠપકો આપીને રોકી દેવાનું યાદ જ રહેતું નથી. કારણ આપણે જ હંમેશા તેને છૂટ આપતા આવ્યા હોઈએ છીએ. એને લીધે જ બધી અશાંતિ અને બધી આફત પેદા થાય છે.

○ ○ ○ તેમ છતાં પ્રયત્ન છોડી દીધે નહિ ચાલે. ○ ○ ○ જેઓ તારી ચારે કોર રહેલા છે, તેમના પ્રત્યે સહિષ્ણુ થજે, પ્રસન્ન રહેજે. એક પ્રકારની પ્રફુલ્લતાનો પ્રકાશ તારા અંતરમાંથી રેલાતાં રહેવામાં બાધા ન પામે એમ કરજે.

. તું છે, મારે જ સંસારમાં થોડું આયુષ્ય છે. સંસાર યાત્રાની કર્કશતા જરા ઓછી થઇ છે. એના જેવું સૌભાગ્ય બીજું કશુ નથી. આસપાસના લોકોને જેમ જેમ તું આનંદ આપશે, તેમ તેમ આનંદ સ્વરૂપનો અભિભાવ તારામા સુપ્રતિષ્ઠિત થશે. ○ – ○ વારંવાર મનની પાસે બોલાવજે–
आनन्दम् वरमानन्दम् परमं सुखम् ।
પરમાતૃપ્તિ – ।

એજ, ૮ જાન્યુઆરી ૧૯૩૦

○

મૈત્રેયી દેવી લખે છે :

એ વખતે અમે બંગ સાહિત્ય સંમેલનની રાહ જોઈ રહ્યાં હતા–તે જમાનામાં આટલી બધી સભાઓ અને આટલા બધા ઉત્સવો નહોતા. એટલે સ્વાભાવિક રીતે જ સંમેલનના સમાચારથી બધા સાહિત્યકારો ઉત્સાહમાં આવી ગયા હતા–તેમાં સૌથી મહત્ત્વના સમાચાર 'રવીન્દ્રનાથ આવનાર છે' એ હતા–

એવામાં ધ્રૂજતા હાથે લખાયેલ એક પત્ર મને મળ્યો.

○

કલ્યાણી,

ઈન્ફલુએંઝામા પટકાયો છું. એટલે અશક્ત છે. આજે વડોદરા જાઉં છુ. રસ્તે રોકાતાં–રોકાતાં પાછા ફરવું પડશે. એક સપાટે આટલું બધુ અંતર કાપી નહિ શકું. કદાચ ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં પહોચીશ. તારે માટે ચિંતા થાય છે. શરીરને તંદુરસ્ત રાખજે. અને મનને શાંત રાખજે.

સાહિત્ય સંમેલન પહેલાં પાછા ફરવુ અશક્ય છે. ભાષણ લખાઈ ગયું છે–મોકલી દઈશ.

એજ, ૨૪ જાન્યુ. ૧૯૩૦

મને લાગે છે કે એ સમયે હું માંદગીમા સપડાઇ હતી. મન પણ અશાંત હતું. પરંતુ પત્રની છેલ્લી લીટીએ બાપુને પણ અશાંત કરી મૂકયા. બાપુએ કહ્યું. "એઓ જો સાહિત્ય સંમેલનમાં નહિ આવે, વચન આપીને વચન ન પાળે, તો મામલો ભયંકર બની જશે. બધા જ અપેક્ષા રાખી રહ્યા છે. કોઈ છોડશે નહિ. રવિબાબુ વચન આપ્યાંથી ઊલટુ શા માટે કરે ! ○ ○ ○

એ દિવસનુ સાહિત્ય સંમેલન એક યાદગાર સભા હતી. રવીન્દ્રનાથનું લખેલું ભાષણ એમના મોટાં બેન સ્વર્ણકુમારીએ વાચ્યું હતું. અપૂર્વ સ્વર્ણકુમારી એંસી વર્ષની વયે પણ એવા ને એવાં હતાં. એમની સીધી સોટા જેવી લાંબી કાયા ઉંમરના ભારથી સહેજે વાંકી વળી નહોતી

તે દિવસે મને જેની હું લાંબા સમયથી પ્રતીક્ષા કરી રહી હતી, તે સૌભાગ્ય પ્રાપ્ત થયું–પહેલો ગદ્ય–નિબંધ મેં વાચ્યો–જેને લિખિત ભાષણ કહે છે.

પરંતુ મને સુખ નહોતું. આજુબાજુ ધીમા ગણગણાટમાં આક્ષેપ ને નિંદા ચાલતા હતા. ૦ ૦ ૦ વાત તો સાચી જ છે કે વચન પાળ્યું નહોતુ. એક બાજુ જે રવીન્દ્રનાથનું આકર્ષણ પ્રબળ છે, તેમ જોઉં છું કે વિકર્ષણ પણ ઓછું નથી.

બીજી પણ એક ભારે નિંદા ચાલતી હતી. રવીન્દ્રનાથે પાંસઠ વર્ષની વયે પ્રેમની નવલકથા 'શેષેર કવિતા' શા માટે લખી ! અને 'મહુયા'માં આટલા બધાં પ્રેમના ફુલ શી રીતે ખીલી નીકળ્યાં ! આ તે કંઈ એમની પ્રેમનો કાવ્યો લખવાની ઉંમર છે ?

૦

અમદાવાદથી શાંતિનિકેતન પાછા ફર્યા પછી રવીન્દ્રનાથે મૈત્રેયી દેવીને જે પત્ર લખ્યો તેમા કહેલુ :

"શરીર હજી પણ કામની બહાર છે. શાંતિનિકેતન ઓરડાના ખૂણાની બારીમા આંખ માંડી પલંગ પર કામ વગર પડી રહ્યો છુ આ સ્થિતિમા અહી થી જલદી ખસાય એવા સંભવ જોતા નથી. માર્ચ મહિનામાં યુરોપ જવાની સોક વાયકા સંભળાય છે. પરંતુ હજી તેની કોઇ તૈયારી જોવામાં આવતી નથી.

અહોએ મારા પર અનુગ્રહ કર્યો હતો—એટલે અમદાવાદમાં પણ માંદગીની પથારીમા—ડોકટરના હાથમાં પડયો એટલે સાહિત્ય સંમેલનનું મુહૂર્ત ચાલ્યું ગયુ—પ્રત્યક્ષપણે દવા ખાઉ છુ, ને અપરોક્ષપણે ગાળ ખાઉં છુ—આ રીતે મારો શુભ માઘ માસ પૂરો થવા આવ્યો. નાડી બિલકુલ બંધ ન થાય, ત્યાં સુધી દેશના લોકો અને માફ કરનાર નથી પરંતુ મારું નસીબ એવું છે કે, જમનો દૂત આવે છે, પણ રથ આવતો નથી એટલે સ્મરણ સભામાં જેઓ વિલાપ કરતાં, તેઓ સાહિત્ય સભામા કડવા વેણુ કાઢે છે. ૦ ૦ ૦

૦

ગમે તેટલો પ્રયત્ન કરતા તોય નિંદાનાં બાણ તેમને વીંધીને ઘાયલ કરતાં. છતાં ખૂબ જલદી સાજા થઇ જવા જેટલું મનોબળ તેમનામાં હતું. કોઈ કશુક ખોટું આક્રમણ કરે, તો હું હંમેશા હું સાંભળતી—"એ લોકોને જે કહેવાનું છે, જે કરવાનું છે, તે બધું પતી ગયા પછી, હું છુટો."

મૈત્રેયી દેવી લખે છે;

શાંતિ નિકેતનમાં, મને યાદ છે ત્યાં સુધી, મેં એક જાપાની છોકરીને જોઈ હતી, એનું નામ ઘણું ભાગે હારાસાન હતું— કેનેડાથી પાછા ફરતા રસ્તામાં કવિ જયારે જાપાન ગયા હતા ત્યારે તેના શાંતિનિકેતન આવવાની વાત નક્કી થઇ હતી. xxx રોજ સવારે ઉત્તરાયણના વરંડામા બેસીને તે વીસ પચીસ ફુલદાનીમાં જાપાની પદ્ધતિએ ફૂલ ગોઠવતી. તે દિવસોમા અમે કોઈએ એ બધું જોયું નહોતું આજે તો 'ઇકેબાના' જાણીતા શોખ છે. જાપાની પોષાક પહેરેલી સ્ત્રી પણ મેં ત્યારે જ પહેલવહેલી જોઈ તે ફૂલના જેવી કોમળ, સ્ત્રી પાછળથી ક્ષય લાગુ પડતાં, કીટદંશથો સુકાઈને પાતળા થઈ જઈ, જોડાસાંકોમાં થોડા દિવસ રહી હતી ત્યાર પછી પાછી દેશ ગઇ હતી અને ત્યાં મૃત્યુ પામી હતી. તે જમાનાની દબાયેલી જપાની સ્ત્રીની બધી કરુણતા જાણે એના મુખ પર લેપાયેલી હતી

રવીન્દ્રનાથના દષ્ટિની વિશાળતાએ ન સમજાયા છતાં મને અભિભૂત કરી હતી

આ બાજુ ડોમ રસોઈયો રસોઇ કરે છે. મોચીનો છોકરો પીરસે છે મુસલમાન આયા દેખરેખ રાખે છે, આપણી સામાજિક પ્રથાઓ અને સંસ્કારોની મર્યાદા—રેખા ક્યાની ક્યાં ભૂંસાઇ ગઈ હતી ..આ બધુ હુ એટલા માટે લખુ છું કે, ભવિષ્યમાં ઘણાને ખબર નહિ હોય કે રવીન્દ્રનાથ જેનો પ્રચાર કરતા, તેનો જીવનમાં અમલ કરતા. 'સબાર પરશે પવિત્ર કરા' એ શબ્દો માત્ર મોઢે બોલવાના શબ્દો નહોતા.

' બીજી બાજુ વિવિધ દેશના માણસો ભારતીય પોષાક પહેરીને કે પહેર્યા વગર ફરે છે. એક હંગેરિયન માદાકરી (મિચિચ અને મિસ ડોનાર) એક નાના ઘરમાં રહેતાં હતાં. તેઓ ખૂબ ઓછાં કપડાં પહેરી તે એક બગીચામાં કામ કરતા. શાક-ભાજી રોપતાં તેઓ બંને જણ કલાકાર હતાં. શંખની બંગડી અને સિંદૂર લગાવીને તેઓ ઘરની છોકરીની જેમ બંગાળી ગીતો ગાતી ફરે છે–આ બધું મળીને જે આંતરરાષ્ટ્રીય વાતાવરણ પેદા થતું તે તે વખતના ન્યાતજાત અને સંકુચિત દેશપ્રેમના બંધિયાર હવાનાં એક મુક્તિનો સ્વાદ પેદા કરતું, ફક્ત અમે જ નહિ, તે વખતે અમે તે માણસ શાંતિનિકેતન આવતાં અનુભવતો કે પોતે કોઈ નવા જ દેશમાં આવ્યો છે" ૦ ૦ ૦

૪

આગળ જતાં મૈત્રેયી દેવી લખે છે :

"હું જે સમયની વાત લખું છું, તે સમયે દેશમાં જાતજાતનાં રાજકીય આંદોલનો ચાલતાં હતાં. દિલ્હીની ઘટના પણ આ જ અરસામાં બની હતી. તે પછી મીઠાના કાયદાનો ભંગ અને થોડા સમય પછી ચટ્ટગ્રામના અસ્ત્રાગારમાં લૂંટ, પેલી તરફ યતીનદાસના ઉપવાસ અને મૃત્યુ– દેશ જાણે ખળખળ કરીને ઊકળી રહ્યો હતો. આ બધાનો રવીન્દ્રનાથ સતત વિચાર કરતા રહેતા. ઘણા માણસો જુદા જુદા મત દર્શાવતા હતા. પરંતુ હું એ જોઈને નવાઈ પામતી કે બહાર જે બધી વાતોથી અમે ઉશ્કેરાઈ જતાં ન હતાં તેને રવીન્દ્રનાથ બરાબર તે દૃષ્ટિએ જોતા ન હતા.

એ વખત અહીં એક જાપાની જુજુત્સુ શિક્ષક આવ્યા હતા. એ સંબંધમાં કવિએ મને કહ્યું હતું "તમે સ્વતંત્રતા માટે આટલો બધો ઉત્સાહ બતાવો છો. પણ આ દેશમાથી બધા જ અંગ્રેજો ચાલ્યા જશે તો યે તમે સ્ત્રીઓ કેટલી સ્વતંત્ર થશો? તમારા શરીરમા જોર નથી. મનમાં જોર નથી.' એટલા માટે તો મેં જુજુત્સુ શીખવવાની વ્યવસ્થા કરી છે."

પુષ્કળ ખર્ચ કરીને જાપાની શિક્ષક તાકાગાકીને લાવવામાં આવ્યા હતા, પણ રવીન્દ્રનાથને મરતાં સુધી એ વાતનું દુઃખ રહી ગયું કે, છોકરીઓ એ સારી રીતે શીખી નહિ.

પરંતુ મને યાદ આવે છે કે, ૧૯૩૬ના અરસામા એક જર્મન સરકસ આવ્યું હતું. તે લોકો એક પીંજરામા બે આફ્રિકન પિગ્મીને (વેંતિયાઓને) મનુષ્ય પ્રાણીના નમૂના તરીકે રાખી, તેમને ચાબુક મારી, સરકસના ખેલ કરાવતા, ગોરાઓની આ દુઃસહ ઉદ્ધતાઈથી બંગાળીઓ સ્વાભાવિક રીતે જ ઉશ્કેરાઈ ગયા હતા. અમે સાંભળ્યું હતું કે એ સરકસનો બહિષ્કાર કરવા માટે છોકરા છોકરીઓએ પિકેટીંગ કર્યું હતું એ છોકરીઓને જર્મન ચોકીદારોએ ધક્કો મારી ખસેડી દીધી હતી. તે જ ક્ષણે તે બે છોકરીઓએ પેલા જર્મનોને જુજુત્સુના દાવ અજમાવી ભોંયે પછાડયા હતા. કહે છે કે, એ છોકરીઓ તાકાગાકી પાસે જુજુત્સુ શીખી હતી. આ વાત સાચી છે કે નહિ તેની મને ખબર નથી. પણ એક મોઢેથી બીજે મોઢે પલ્લવિત થઈ એણે બંગાળીઓના ગર્વમાં વધારો કર્યો હતો. એ વિષે શંકા નથી. ૦ ૦ ૦

મારી આ રચનામા તે વખતના રાજકીય વાતાવરણની ખબર ઓછી જ જાણવા મળશે. પરંતુ, રવીન્દ્રનાથ કેટકેટલી રીતે દેશના લોકોને જગાડતા હતા, કેટલી બધી બાજુના દ્વાર ખોલી દેતા હતા તે કેટલીક અંગે સમજાશે.

છોકરીઓને જુજુત્સુ શીખવવાના સંબંધમાં જ 'સંકોચેર વિહવલતા નિજેર અપમાન' ગીત લખાયુ હતું. મને પોતાને લાગે છે કે સ્વતંત્રતાની આવી મોટી ઘોષણા કરનારું ગીત બીજુ નથી. આપણે માત્ર રાજકીય પરતંત્રતાથી પીડાતા હતા એમ

નહિ–આપણને કેટકેટલા શત્રુઓ કર દેખાડતા હતા–સ્પર્શાસ્પર્શ ગુરુપુરોહિત, અંધ નક્ષત્રો હજાર જાતનાં વિધિનિષેધો, એ ઉપરાંત સ્ત્રીઓની દુશ્મન સ્ત્રીઓ પોતે જ હતી. રવીન્દ્રનાથ સ્ત્રીઓને મુક્તિ આપતા હતા. રાંધ્યા પછી ખાવું અને ખાધા પછી રાંધવું'ના સતત ફરતા રહેતા ચક્કરમાંથી. એ પછી કેટકેટલી દિશામાંથી આ સમાજના દેહમાં અને મનમાં ભરતીના જુવાળ આવ્યા હતા. કોઈ એ ધ્રુવધારી પ્રાણ આપીને કે લઈને એકએક એ કરી શકત નહિ

રવીન્દ્રનાથનુ એ કાવ્ય...

સંકોચેર વિહ્વલતા નિજેર અપમાન
સંકટેર કલ્પનેતે હોયો ના મ્રિયમાન...હા.
મુક્ત કરો ભય...
આપન માઝે શક્તિ ધરો
નિજેર કરો જય..
દુર્બલેર રક્ખા કરો, દુર્જનેરે હાનો
નિજેরে દીન નિ:સહાય જેનો કભુ ના જાનો.
મુક્ત કરો ભય
નિજેર પરે પરે કરિતે ભય ?
ન રેખો સંશય–
ધર્મ જબે શંખ રવે કરીબે આહ્વાન
નિરવ હોયે, નમ્ર હોયે
પ્રણ કરિયો પાન...મુક્ત કરો ભય.
દુરૂહ કાજે નિજેরই દિયો કઠિન પરિચય–

---

## સમાન નાગરિક ધારો દેશમાં એકતાની ભાવના દૃઢ કરશે
### (ત્રિવેન્દ્રમના ભારતીય વિચાર કેન્દ્રે યોજેલા પરિસંવાદમાંથી)

લગભગ તમામ વક્તાઓનો સૂર એવો હતો કે સમાન નાગરિક કાનૂનની માગણીને હિંદુ તરફી કે મુસ્લિમ વિરોધી ન ગણાવી જોઈએ. બધા સંપ્રદાયોનાં સારાં તત્ત્વો એમાં સામેલ કરવાં જોઈએ બદલાતા સમયની સાથે સાથે તમામ સંપ્રદાયોએ પોતાના પર્સનલ કાનૂનોમાં ફેરફાર કરવા જોઈએ એવું બને ત્યારે જ કૉમન સિવિલ કોડનું વાતાવરણ સર્જાશે.

### પાણું વાળીને ન જોવાય

કેરળ હાઈકોર્ટના નિવૃત્ત ન્યાયાધીશો ચંદ્રશેખર મેનને ઉદ્‌ઘાટન સમારંભના અધ્યક્ષપદેથી કહ્યું કે સમાન નાગરિક કાનૂનનો હેતુ લોકોને વધુ નજીક લાવવાનો હોય છે. એ કાનૂન બને તે પહેલાં તમામ પંથ સંપ્રદાયોએ તેને આવકારવાની માનસિક તૈયારી કરવી જોઈએ આ બાબતમાં પાછું વાળીને જોવાની જરૂર નથી. તેમણે ડૉ. ભીમરાવ આંબેડકરને ટાંકીને, અગ્રેજી રાજ્યમાં મુસ્લિમ પર્સનલ કાયદો કેવી રીતે અમલી બનતો હતો તે સમજાવ્યું. એમણે કહ્યું કે ૧૯૩૫ સુધી પશ્ચિમોત્તર સરહદી પ્રદેશોના મુસલમાનો હિંદુ નિયમો પાળતા હતા. મુંબઈ અને સંયુક્ત પ્રાન્તમાં પણ એવું જણાતું હતું. મલબારની ઉત્તરે 'મારૂમાકથ્થયમ્' અન્વયે સહિત મુસલમાનોનો પણ લાગુ પડતો હતો.

૧૯૩૭ માં શરિયત લાગુ કરવા પાછળનો હેતુ, દેશના તમામ મુસલમાનોમાં સમાનતા આણવાનો હતો. ન્યાયમૂર્તિ મેનને ભારપૂર્વક કહ્યું કે રાજકારણ, જાતિવાદ, સાંપ્રદાયિક કે ક્ષેત્રીયતાની દીવાલો તોડીને સમાન નાગરિક કાનૂનની દિશામાં આગળ ધપવું જોઈએ

### પરિવર્તન જરૂરી

સર્વોચ્ચ અદાલતના નિવૃત્ત ન્યાયાધીશ શ્રી કૃષ્ણ ઐયરે તો, સમાન નાગરિક કાનૂનની વાત આવતાં જ 'મજહબ ખતરે મેં હૈ'ની બૂમરાણ મચાવનારા તમામ ધર્માંધ મુસલમાનોને ઉઘાડા લીધા, તેમના જોરદાર ઉદ્‌ઘાટન ભાષણમાં જણાવ્યું કે કૉમન સિવિલ કોડ મુસલમાનો માટે મુસીબત સાબિત થશે એ માનવું ભૂલભરેલું છે સમાન નાગરિક કાનૂન તમામ પંથ-સંપ્રદાયોની સંમતિ પછી લાગુ થાય એવો વિચાર છે સમાન નાગરિક કાયદાની માગણી ખુદ પંથમાંથી જ ઊઠવી જોઈએ એવા તર્કને હાસ્યાસ્પદ ગણાવતાં શ્રી કૃષ્ણ ઐયરે કહ્યું કે કુષ્ઠ રોગ અને જેના કાનૂન કે માનસિક પછાતપણા અંગેના કાયદામાં સંશોધન કરવાની માગણી લઈને કોઈ કુષ્ઠ રોગી કે પાગલ તો નહિ જ આવે

* એમણે ઈસ્લામી કાનૂનોને આધુનિક બનાવવાની અપીલ કરતાં કહ્યું કે ભારતના મુસલમાનોના માનવીય અધિકારોને ન્યાય આપવો એ જરૂરી છે

વડાપ્રધાને કલમ ૪૪ને હળવી કરવાની કે બાજુએ રાખવાની આપેલી ખાત્રી અંગે જસ્ટીસ ઐયરે કહ્યું કે એ ખોટું છે, આ કલમનો નીતિ નિર્દેશ મહત્ત્વપૂર્ણ છે. તમામ પંથના પર્સનલ કાયદાઓને સમાન ભૂમિકા પર લાવવાનો સમય પાકી ગયો છે. એમણે કહ્યું કે આપણે નક્કી કરી

લેવાનું છે કે ૨૧મી સદીમાં એક ગુલામ તરીકે પ્રવેશવું છે કે સ્વતંત્ર નાગરિક તરીકે ?

## પાકિસ્તાનની જેમ જ

પ્રસિદ્ધ પત્રકાર અરુણ શૌરીએ સમાન નાગરિક કાનૂનની દિશામાં ઝડપથી આગળ ધપવા પર ભાર મૂકતા કહ્યું કે તેમાં વિભિન્ન પંથ સંપ્રદાયના સારાં તત્ત્વો ઉપરાંત આજના વિશ્વના કાનૂનોમાં રહેલી સારી બાબતોનો પણ સમાવેશ કરવો જોઈએ એમણે એવું પણ કહ્યું કે આવો કાયદો ઘડવાનું કામ ધર્મનિરપેક્ષ ન્યાયવિદોને સોંપવુ જોઈએ, ધર્મપંડિતોને નહિ.

મુસ્લિમ પર્સનલ લૉ અંગે એમણે કહ્યું કે એનો મૂળ આધાર કુરાન અને સુન્ના છે. કુરાનમાં વ્યક્તિગત કાનૂન વિશે ઘણો થોડો ઉલ્લેખ છે અને તેમાંય વારસાનો નિયમ તો બિલકુલ લાગુ ન પાડી શકાય તેવો છે. ત્યારે કુરાનની બાકીની સારી ચીજો તરફ તો મુસ્લિમ સમાજે શરૂઆતથી જ આંખ આડા કાન કર્યા છે. સાતમી સદીને વળગી રહેનારા આ કાયદાનો આજે અમલ થાય ત્યારે સ્થિતિ વિકટ બની જાય છે.

ઇજિપ્ત, ટ્યૂનિશિયા, પાકિસ્તાન વગેરે અનેક મુસ્લિમ દેશોમા થયેલાં પરિવર્તનો તરફ ઇંગિત કરતાં શ્રી શૌરીએ કહ્યું કે ત્યાં બહુ પત્નીત્વ, તલ્લાક વગેરેના કાયદામા મહિલાઓના હિતો જળવાય એવી રીતે ફેરફાર કરાયા છે, એ ભારતમા પણ જરૂરી છે.

## હજી અંધકાર યુગમાં !

સામ્ય પક્ષના નેતા અને કેરળના ભૂ. પૂ. મુખ્ય મંત્રી શ્રી અચ્યુત મેનને કહ્યું કે સમાન નાગરિક કાનૂન લાગુ કરતાં પહેલાં વિભિન્ન પંથ-સંપ્રદાયનાં હિત અને બહુમતીના સમર્થનનું પણ ધ્યાન રાખવું જોઈએ. એમણે કહ્યું કે કેરળ જેવા નાના રાજ્યમાં ખ્રિસ્તીઓના ત્રણ જુદા જુદા કાયદા છે. એક મુસ્લિમ મહિલાને સો કોરડા મારવામાં આવેલા અને બીજી એક મહિલાને માથે મુંડો કરાએલો, એવા બનાવોનો ઉલ્લેખ કરતાં એમણે કહ્યું કે આ જોતાં એવું લાગે છે કે આપણે આજે પણ અંધકાર યુગમાં જ જીવી રહ્યા છીએ ! આ છતાં, કેટલાક ઉચ્ચ હોદ્દાઓ ઉપર બેઠેલા અને વિદેશોમા નોકરી કરતા મુસ્લિમ નેતાઓ કોઈ આધાર વિના જ 'પર્સનલ લૉ ને હાથ લગાવવાનો કોઈ અર્થ નથી' એવી રટ લઇ બેઠા છે. મુસલમાનો છેલ્લાં ૧૦૦ વર્ષથી એની સજા ભોગવી રહ્યા છે.

## માનવ અધિકાર બોર્ડ

કેરળ હાઈકોર્ટના એક પ્રતિષ્ઠિત વકીલ શ્રીમતી સોના ખાને માનવ અધિકારો (હ્યુમન રાઈટ્સ) માટે એક અલગ બોર્ડની માગણી કરી. એમણે જણાવ્યું કે તમામ કાનૂનો ગરીબોને જ લાગુ પડે છે, અમીરોને તો સ્પર્શ પણ કરતા નથી એમણે સવાલ કર્યો કે કેરળમાં મહિલાઓ ઉપર અત્યાચાર થઈ રહ્યા હતા ત્યારે કૉમન સિવિલ કોડની માગણી કરનારા કયાં હતા ? ત્યારે એ મહિલાઓનો અવાજ એમને કાને કેમ નહોતો પડયો ? એ પુરુષોને સ્પર્શતી બાબત હતી તેથી ?

બેંગલોરના સમાજ વિજ્ઞાની ડૉ. મુમતાઝ અલીએ કહ્યુ કે કૉમન સિવિલ કોડ ઘડવામાં વધુ પડતી ઉતાવળ ન કરવી જોઈએ કાનૂનશાસ્ત્રીઓ દ્વારા એનો તલસ્પર્શી વિચાર થયા પછી તેઓ ધારાની ભલામણ કરે. શ્રી ખાને મુસલમાનોને પણ એવી સલાહ આપી કે સમાન નાગરિક કાનૂનની ચર્ચાને એમણે કોઈ જુદી ભાવનાથી ન લેવી જોઇએ. આપસી શંકા કુશંકાઓ ન રહેવી જોઇએ.

કૃધર નાભિયાર પરમબિલી કહ્યું કે મોટા ભાગના સંપ્રદાયો આત્મનિગ્રહતાના અભાવ કે ભયથી ગ્રસ્ત છે આપણે સમજપૂર્વક, સહાનુભૂતિથી આ બંને ભાવનાઓનો ઉકેલ આણી શકીએ તો ભારતમાં સમાન નાગરિક કાનૂન લાવી શકાય તેમ છે.

## લોકશિક્ષણ જરૂરી

ભારતના નિવૃત્ત મુખ્ય ન્યાયમૂર્તિ અને શાહબાનો કેસનો ઐતિહાસિક ચુકાદો આપનાર જસ્ટીસ વાય. વી. ચંદ્રચૂડે એક સંદેશો પાઠવતા જણાવ્યું કે સંવિધાનની કલમ ૪૪ ખૂબ મહત્ત્વની છે, કારણ કે તેમાં સમગ્ર દેશમાં કૉમન સિવિલ કોડ લાગુ કરવાનો નિર્દેશ છે. એમણે વધુમાં જણાવ્યું કે શાહબાનો કેસના ચુકાદાથી પ્રગટ થયેલી પ્રતિક્રિયાઓથી સ્પષ્ટ બન્યું છે કે જનતાની ભાવનાઓને નવું રૂપ આપવું જોઈએ અને એ સમગ્ર સમાજ માટે સ્વીકાર્ય બને એ જોવું જોઈએ. રાજ્યો, સમાજ સુધારકો અને ન્યાયાલયો એવું લોક શિક્ષણ આપે કે જેથી સમાજ સુધારાની કોઈ વાત આવતાં લોકો ભયભીત ન બની જાય આપણા સેક્યુલર જીવનમાં 'કટ્ટરતાને' કોઈ સ્થાન નથી મને લાગે છે કે મહિલાઓ અને નબળા વર્ગોના અધિકારોને, આવકારવા જોઈએ, એમને પર્સનલ લૉમાં દરમ્યાન તરીકે ન જોવા જોઈએ. હસ્તક્ષેપ ન ગણાય. સમાન નાગરિક કાનૂન આપણા દેશની એકતા અને અખંડિતતાને જ મજબૂત કરશે

* પરિસંવાદના છેલ્લા તબક્કામાં એક સર્વાનુમતિ ઠરાવ દ્વારા સી. આર. પી સી કલમ ૧૨૫માં સુધારો કરવા અંગે ગંભીરતાથી વિચારાઈ રહ્યું હોવાના વડાપ્રધાનના નિવેદન અંગે ખેદ વ્યક્ત કરતાં કહેવાયું છે કે એથી તો મુસલમાનોને હંમેશને માટે અલગ જ રખાશે.

એક બીજા ઠરાવ દ્વારા આ દિશામાં લોક શિક્ષણ અને જનમત ઘડવા માટે એક સમિતિ રચવાનો નિર્ણય કરવામાં આવ્યો છે.

(સાધના ૮-૨-૮૬)

## શાંતિનું દુર્નિવાર પરિબળ ઊભું કરીએ | —ઉમાશંકર જોશી

વરસો પૂર્વે રાજાજીએ એવું સપનું સેવેલું કે એક દિવસ એવો આવશે જ્યારે "આંતરરાષ્ટ્રીય વહાણો બધાં અણુશસ્ત્રોનો ખડકલો ઍન્ટાર્કટિક મહાસાગરના તળિયે પધરાવી દેવા લઈ જતાં હશે." આજે માનવજાત એ સપનાની નજીક પહોંચી છે ખરી? તેને બદલે ઊલટાનું "તારક યુદ્ધો"નું દુ:સ્વપ્ન આજે આ પૃથ્વીપટ પર સહુને ઘેરી વળ્યું છે.

અણુયુદ્ધ માનવજાતની એકતા માત્ર મૃત્યુમાં જ સિદ્ધ કરી શકે તેમ છે. માણસો શું આ એકતા જીવનમાં જ, એટલે કે પોતે હજી જીવતા હોય એટલામાં જ સિદ્ધ ન કરી શકે? ઉપનિષદ કહે છ : अन्यस्मात् बिभेति—માણસ અન્યથી ડરે છે આપણે (એક વ્યક્તિ કે એક સમૂહ કે એક રાષ્ટ્ર રૂપે) બીજાને "અન્ય" તરીકે જોવાનું બંધ કરીએ કે તે ક્ષણે જ આ ભીતિ અલોપ થઈ જાય છે અને આ ભીતિના પરિણામે જન્મતી અન્યને પરાજિત કરવાની કે ખતમ કરવાની ઇચ્છા પણ શમી જાય છે.

યુદ્ધવિરોધી આંતરરાષ્ટ્રીયના ભારતમાં મળેલા દસમા દ્વિવાર્ષિક સંમેલને એક 'શાંતિ સેના ઊભી કરવાનું નક્કી કરેલું. આનંદની વાત છે કે એ

વિચારે હવે જડ પકડી છે. આજે ફરી ભારતમાં મળી રહેલું આ અઢારમું ત્રિવાર્ષિક સંમેલન "પ્રતિકાર અને નવરચના" અંગેની પોતાની ચર્ચા-વિચારણા દરમ્યાન મહાત્મા ગાંધીના જીવન-કાર્યમાંથી ઘણું વ્યવહારુ માર્ગદર્શન મેળવી શકશે ગ્રામ-પુનરુત્થાન માટેની અનેકવિધ સંસ્થાઓનું આ વેડછીનું માળખું ગાંધી વિચારધારાનું લાક્ષણિક પ્રતિબિંબ પાડે છે, એટલે તે પણ આમાં મદદરૂપ થશે.

સમાજની નવરચના કર્યા વિના અને એ પ્રક્રિયામાં પોતાની જાતનુંયે નવસર્જન કર્યા વિના માણસના મનમાંથી યુદ્ધની જડ ઉખેડી નાખવાનું મુશ્કેલ છે. બેલગામ લોભ લાલસા અને અંધાધુંધ ભોગવાસના જ શું બબ્બે વિશ્વયુદ્ધ તરફ અને અત્યારે કેવળ માનવજાતના જ નહી પણ સમગ્ર જીવસૃષ્ટિના જ સમૂળગા નિકંદનના આરે ઘસડી નથી ગઇ? ઔદ્યોગિક ક્રાંતિએ અને પાછળથી નિરંતર વિકાસ પામતી જતી ટેકનોલોજીએ માણસના હાથમાં જે નવી શક્તિ મૂકી તેનો ઉપયોગ માણસે શસ્ત્રાસ્ત્રોનો ખડકલો વધાર્યે જવામાં જ કર્યો તે આ નિરંકુશ લોભલાલસા અને અંધ ભોગવાસનાને કારણે જ ને? ભય અને હિંસા લોભલાલસાનાં અંધકારગ્રસ્ત જોડિયા સંતાનો છે દુનિયાના કુલ ઉત્પાદનના ૭૦ ટકા કુલ વસ્તીના માત્ર ૩૦ ટકા લોકો જ ઓહિયાં કરી જતાં હોય ત્યાં સુધી શું કોઇ સાર્થક શાંતિ સંભવી શકે ખરી? મહાત્મા ગાંધીએ સાચું જ કહ્યું છે કે આ પૃથ્વી પાસે દરેકે દરેક માણસની જરૂરિયાત સંતોષવા માટે પૂરતું છે, પણ દરેકની લોભલાલસા સંતોષવા માટે નહી, તેથી યુદ્ધનો પ્રતિકાર કરવાની યુદ્ધને નાબૂદ કરવાની પ્રક્રિયા એ સમાજ-વ્યવસ્થાની નવરચના કરવાની પ્રક્રિયા બની રહેવી જોઇએ. એક એવી સમાજ-વ્યવસ્થા કે જેમાં માણસ પોતાના માનવ બંધુઓ સાથે અને પ્રકૃતિ સાથે એક વધુ નરવી સમતુલા સાથે સુસંવાદી સામંજસ્ય સાધે.

અહીં ભેગા થયેનાઓમાંથી મોટા ભાગના પોતપોતાની રીતે શાંતિ માટે કાંઇક ને કાંઇક કરી રહ્યા છે દુનિયાભરમાં ફેલાયેલા બીજા ઘણા બધા પણ આ આદર્શને માટે મથી રહ્યા છે કોઇક શાંતિ સંશોધન કેન્દ્ર હોય તો ઘણું ઉપયોગી થાય દિવંગત ફ્રેન્ચ લેખક અને શાંતિ માટે સક્રિયપણે મથનાર આન્દ્રે મલરોએ નહેરુ એવોર્ડનો સ્વીકાર કરતી વખતે આવા સંશોધન કેન્દ્ર માટેનું સૂચન કરેલું વળી, આવું કેન્દ્ર મહાત્મા ગાંધીના ભારતમાં હોય તો સારું એમ કહીને તેઓ પોતાના એવોર્ડની રકમ પણ અહીં છોડી ગયા હતા, કે જેથી તે આવા કેન્દ્રના પ્રારંભિક ખર્ચ માટે કામમાં આવે દુનિયાભરના શાંતિ-વાંચ્છુ લોકોને શાંતિના સંશોધન માટેના આવા એક જાહેર કેન્દ્રની ખરેખર જરૂર છે

કાબેલ વ્યવહાર-ડાહ્યાઓ શાંતિ-પ્રેમીઓને શાંતિ કાર્યકરોને લાગણીવેડામાં રાચનારા વેવલા ભોળા ભટ ગણી કાઢે છે એમને થાય છે કે આ લોકો તો મનમાં ભૂત ઊભા કરતા રહે છે આ લોકો "અણુ-એલર્જી"ના રોગથી પીડાઇ રહ્યા છે. "શાંતિવાદીઓ" શબ્દનો સહચારી ભાવ એક વિચિત્ર અસામાન્ય સમૂહ એવો થઇ પડયો છે

શાંતિવાદીઓનો સમૂહ જો સામાન્ય લોકોની મદદથી સમાજમાં નૈતિક ને આધ્યાત્મિક અનુશાસન ઊભું કરે, તો એમની વાતને ઉવેખી શકાશે નહી એ ન ભૂલીએ કે અમેરિકાની યુનિવર્સિટીઓમાંના વિદ્યાર્થીઓ અને શિક્ષકોના સમાજે ત્યાં જે નૈતિક ને આધ્યાત્મિક પરિબળ ઊભું કર્યું તેણે સમસ્ત ઇતિહાસમાંના સૌથી વધારે ક્રૂર, સૌથી

વધારે ઘૃણાજનક અને વધારે અધમ ને હિચકારા એવા વિયેતનામ યુદ્ધનો અંત લાવવામાં કોઈ ઓછો ભાગ નથી ભજવ્યો. વ્યાપક લોકમત કેળવીને અનુશાસનનું એક વાતાવરણ ઊભું કરવાથી વાસ્તવિક સત્યની પળને અવશ્ય ફળદાયી બનાવી શકાય છે.

વેડછી, ૩૧-૧૨-૮૫ : યુદ્ધ-વિરોધી આંતરરાષ્ટ્રીય સમેલનની સ્વાગત સમિતિના અધ્યક્ષ તરીકેનું સ્વાગત પ્રવચન.

(ભૂમિપુત્ર ૧૬-૧-૮૬)

## આપણું સપનું એક દિવસ સાકાર થશે | મીરટલ સોલોમન પરિષદનાં નિવાસી ચેરપરસન)

યુદ્ધ-વિરોધી આંતરરાષ્ટ્રીય પરિવારનું આ સંમેલન છે. દુનિયાભરના ૩૨ દેશોમાંથી પ્રતિનિધિઓ આ સમેલનમા આવ્યા છે. પાચે પાચ ખંડના લોકો છે. ભિન્ન ભિન્ન પરિસ્થિતિ, ભિન્ન ભિન્ન રીતરિવાજ, ભિન્ન ભિન્ન સંસ્કૃતિમાંથી એ બધા આવ્યા છે. છતાં આપણે બધા એક સમાન ધ્યેય, એક સમાન ઉદ્દેશથી પ્રેરિત છીએ।

બીજા કેટલાક અહીં આવવા ઇચ્છતા હતા, પણ આવી નથી શકયા કારણ કે એમના દેશમાંની તાનાશાહી સરકારોએ એમને આવવા ન દીધા. હંગેરી, પોલેન્ડ, પૂર્વ જર્મની, રશિયા વગેરેમાંથી આપણા યુદ્ધ-વિરોધી સાથીઓ નથી આવી શકયા. દક્ષિણ આફ્રિકાના આપણા થોડા સાથીઓ મહામહેનતે આવ્યા છે ત્યાંથી ગોરા અને કાળા બંને આવ્યા છે એમના વચ્ચે કોઈ દુશ્મનાવટ નથી બલ્કે, બંને શાંતિના આંદોલનમાં તેમ જ દક્ષિણ આફ્રિકાની દમનકારી સરકાર સામેની લડતમાં ખભેખભા મિલાવીને કામ કરી રહ્યા છે.

આપણી મુખ્ય વાત છે, યુદ્ધનો વિરોધ. યુદ્ધ માનવજાત સામેનો દ્રોહ છે. તેથી ફરજિયાત લશ્કરી ભરતીનોયે આપણે વિરોધ કરીએ થીએ કોઈ પણ સરકારને એવો અધિકાર નથી કે તે પોતાના નાગરિકને હત્યાના તંત્રમાં સામેલ થવાની ફરજ પાડે. આથી જ હજારો લોકોએ આનો વિરોધ કર્યો છે, અને તે ખાતર તેઓ જેલમાંયે ગયા છે તેમ તેમણે અનેક દમન સહ્યાં છે.

પરંતુ આપણે કેવળ યુદ્ધનો વિરોધ કરીને જ સંતોષ નથી માનતા. આપણે યુદ્ધના કારણો પણ તપાસવા માગીએ છીએ અને તેને જડમૂળથી ઊખેડી નાખવા માગીએ છીએ. શાંતિનું ઘડતર આપણે પાયામાથી કરવું છે. સમાજમાંથી આર્થિક-સામાજિક-રાજકીય ક્ષેત્રમાંની હિંસા દૂર નહીં થાય, ત્યાં સુધી યુદ્ધની હિંસાને પણ દૂર નહીં કરી શકાય. તેથી સમાજ-વ્યવસ્થા પણ બદલવી છે.

પૃથ્વીના ઉત્તર ગોળાર્ધમા વસતા આપણા જેવા વિકસિત દેશોના લોકોની જવાબદારી આમાં વધારે છે. દક્ષિણ ગોળાર્ધની ગરીબીની જડ મોટે ભાગે આપણી રીતિનીતિમાં રહેલી છે. વળી, આજે જમીન, પાણી, વાતાવરણ વગેરેનું પે બેહદ શોષણ આપણા હાથે થઇ રહ્યુ છે. પૃથ્વીના પટ પરથી જીવસૃષ્ટિનો સમૂળગો નાશ થઈ જાય એવી વિકરાળ સંભાવનાઓ દેખાઇ રહી છે અણુયુદ્ધનો ખતરો તો છે જ.

હું ખાતરીપૂર્વક કહું છું કે આજે દુનિયામાં ખૂણે ખૂણે લાખો લોકો આ બધી વસ્તુનો વિરોધ કરવા ભારે ઉત્સુક છે. આપણે સામાન્ય જનતાની વચ્ચે જઇને આ વિરોધને સંગઠિત કરવાનો છે, બુલંદ કરવાનો છે. સાથે સાથે નવરચનાનું કામ પણ કરવાનું છે. આમ કરીશું તો જ દુનિયા આખીમાંથી યુદ્ધને સદાયને માટે નેસ્તનાબુદ કરવાનું આપણું સપનું એક દિવસ સાકાર થશે.

વેડછી, ૩૧-૧૨-૮૫ : યુદ્ધવિરોધી આંતરરાષ્ટ્રીય સમેલનના અધ્યક્ષપદેથી

# યુદ્ધ-વિરોધી આંતરરાષ્ટ્રીય

WRI—War Resisters' International (યુદ્ધ વિરોધી આંતરરાષ્ટ્રીય) એક આંતરરાષ્ટ્રીય સંગઠન છે, જેનું ધ્યેય છે, પૃથ્વીના પટ પરથી યુદ્ધને નેસ્તનાબૂદ કરવું. તેના સભ્ય થવા માટે આવો સંકલ્પ કરવો પડે છે : 'યુદ્ધ માનવજાત પ્રત્યે એક દ્રોહ છે. તેથી હું સંકલ્પ કરું છું કે હું કોઈ પણ પ્રકારના યુદ્ધનું સમર્થન નહીં કરું ને યુદ્ધના તમામ કારણોને દૂર કરવા માટે મથતો રહીશ.'

યુદ્ધ કદાપિ ન થવું જોઈએ એમ માનનારા યુરોપના ચારેક દેશના કેટલાક લોકો ૧૯૨૧માં હોલેન્ડમાં મળ્યા અને એમણે PACOની સ્થાપના કરી. "પેકો" એ એસ્પેરેન્તો (વિશ્વભાષા) શબ્દ છે, જેનો અર્થ થાય છે, શાંતિ. પણ તે લોકો યુદ્ધ-વિરોધી તરીકે જ વધુ ઓળખાયા. તેથી ૧૯૨૩માં નામ બદલીને WRI રખાયું.

પશ્ચિમના દેશોની પ્રજા યુદ્ધની ભયંકર પાના ખરાબી ભોગવી ચૂકી છે. વીસમી સદીના પૂર્વાર્ધમાં તેણે બબ્બે મહાયુદ્ધોનું અભૂતપૂર્વ તાંડવ જોયું, અને ત્યાર બાદ અણુશસ્ત્રાસ્ત્રોની આંધળી દોટને લીધે આ પૃથ્વી પરથી માનવજાત ભૂંસાઈ જાય એવી એક કાયમની વિભીષિકા અત્યારે માથે તોળાઈ રહી છે. યુદ્ધનું સ્વરૂપ જ આખું બદલાઈ ગયું છે. હવે યુદ્ધ માત્ર મેદાનોમાં અને સામસામા સૈનિકો વચ્ચે જ નથી લડાતું. આખેઆખે દેશ અને આખીયે પ્રજા તેમાં સંડોવાય છે. નાગરિકોની પણ મોટા પ્રમાણમાં જાનહાનિ થાય છે અને માલમિલકતનીય ભારે ખુવારી થાય છે. પહેલા મહાયુદ્ધમાં ૧૯૧૪થી ૧૯૧૮ એમ ચાર વરસમાં લગભગ પોણાચાર કરોડ લોકો માર્યા ગયા કે ઘવાયા અને તેમાં પાંચ ટકા નાગરિકો હતા. બીજા મહાયુદ્ધમાં મરનારાઓમાં ૪૮ટકા નાગરિકો હતા. ત્યાર બાદ કોરિયા અને વિયેતનામ યુદ્ધમાં તો મરનારાઓમાં ૮૦-૮૫ ટકા જેટલા નાગરિકો જ હતા. અને જો અણુયુદ્ધ થાય તો માનવજાતનો જ નહીં સમસ્ત જીવસૃષ્ટિનો ખાતમો બોલી જાય એવી સંભાવના છે. આમ, યુદ્ધ હવે લડાઈના મેદાન ને માત્ર સૈનિકો સુધી સીમિત નથી રહ્યું.

કાં. શાહ

---

# સ્વાયત્તતાનો મર્મ | દિનેશ શુક્લ

કવિશ્રી ઉમાશંકર જોષી અને લેખકબેલડી યોગીભાઈ ગાંધી–સુભદ્રાબેન ગાંધીએ ગુજરાત રાજ્ય સાહિત્ય અકાદમીએ આપેલ સન્માન, પુરસ્કારનો અસ્વીકાર કર્યો અને તેના પ્રતિભાવરૂપે અકાદમીના મહામાત્રે જાહેરખબર તેમજ અખબારી નિવેદન દ્વારા જે ખુલાસા કર્યા, તેને વિષે ઠીક ઠીક નુકતેચીની અને ઊહાપોહ અખબારોમાં અને સાહિત્ય વર્તુળોમાં થયા છે. આ સારસ્વતોનાં પગલાંને બિરદાવતાં અને અભિનંદતા અનેક પત્રો અખબારોમાં છપાયા છે. લાભશંકર ઠાકરે તો તેમની લાક્ષણિક શૈલીમાં અનેક સાહિત્યકારોને 'શર સન્માન' કરવાનું આહ્વાન પાઠવ્યું છે. તો વળી કેટલાક ઉમાશંકર જેવા સુજ્ઞ કવિ–સાહિત્યકારના સૂચનનો તત્કાળ અમલ કરી અકાદમીને સ્વાયત્ત લોકશાહી સ્વરૂપ આપવા સરકારને શીખ પણ આપી છે. પણ આ આખાય વિવાદમાં જે તાત્ત્વિક મુદ્દો રહેલ છે, તેને વિષે તલસ્પર્શી ઊહાપોહ થયો હોય એવું જાણવામાં આવ્યું નથી.

આ વિવાદમાં ચર્ચવા લાયક તાત્ત્વિક મુદ્દો એ છે કે સાહિત્ય, કળા વગેરે પ્રજાસંસ્કાર અને લોકરુચિ ઘડનારી પ્રવૃત્તિઓના ઉત્કર્ષ, વિકાસ, સમર્થન, પ્રોત્સાહન આપવાની કામગીરી કોણે બજાવવી જોઈએ, રાજ્યે (હકીકતમાં સરકારે) કે સમાજે ? રાજ્ય જો સમાજનું એક મંડળ હોય અને કેટલાક ચોક્કસ હેતુઓ અને કાર્યો માટે જ તેની રચના, અસ્તિત્વ અને સાતત્ય હોય સાહિત્ય-કળા ઇત્યાદિના ઉત્કર્ષ, વિકાસ, પ્રોત્સાહ વગેરે તેના હેતુઓ કે કાર્યોમાં સમાવિષ્ટ ન હોય, ત્યાં રાજ્યે કેટલા પ્રમાણમાં અને ક્યાં સુધી આ કાર્યો કરવાં ? સાહિત્ય–કળા એ રાજ્યનો નહિ પણ સમાજનો કાર્ય પ્રદેશ હોય તો સમાજ દ્વારા થતી તેના વિકાસ, પ્રોત્સાહન સંબંધી પ્રવૃત્તિમાં રાજ્યે કેટલો, કેવી રીતે ફાળો આપવો ? આ અને આવા બીજા કેટલાક પ્રશ્નો આ વિવાદના પાયામાં રહેલા છે. તેની કેટલીક છણાવટ કરવી જરૂરી છે.

પ્રથમ તો એક સિદ્ધાંત તરીકે આપણે એટલું તો સ્વીકારવું જોઈએ કે સાહિત્ય–કળાના ઉત્કર્ષના સંબંધમાં જ્યારે અને આપણે કંઈક વિચારતા હોઈએ ત્યારે એની સામાજિક પ્રસ્તુતતા શુદ્ધ કલાત્મકતાથી આપણે દોરાવું જોઈએ, કોઈ વિચારધારાને ચરમા ચઢાવવા ન જોઈએ. આ બાબત જેટલી રાજ્યને લાગુ પડે છે, તેટલી જ સાહિત્ય-કળાને વરેલી સંસ્થાને પણ લાગુ પડે છે સાહિત્ય પદાર્થને પ્રચારનો વિષય ન બનવા દેતા, આપણે કલાકૃતિ જ બનાવવા માગતા હોઈએ તો આટલી સભાનતા રાખવી જરૂરી છે. સાહિત્ય પદાર્થ કલાકૃતિ બન્યો કે કેમ એ વિષે વિવાદ ઊભો થાય એમ બને. પણ સાહિત્ય-કળા ઇત્યાદિ વિચારધારાના ચશ્માથી જ જોવાશે તો તેની કલાત્મકતાનો તો ભોગ જ લેવાશે

સાહિત્ય-કળાના સંદર્ભમાં આ સિદ્ધાંત સ્વીકારીએ તો રાજ્યની જવાબદારી મર્યાદિત બને છે : કાં તો તેણે પોતાની બને બને તો પૂરેપૂરી સ્વાયત્ત સંસ્થાઓને જરૂરી ભંડોળ પૂરું પાડવું અને પછી આઘા રહેવું અથવા સમાજે સાહિત્ય-કળાના ઉત્કર્ષ, વિકાસ માટે સ્થાપેલી સંસ્થાઓને જરૂરી નાણાકીય સહાય (ગ્રાંટ) આપવી. બીજો વિકલ્પ વધુ ઇચ્છનીય ગણાય. પણ ધારો કે તે પહેલો વિકલ્પ પસંદ કરે તો સૌ પ્રથમ તેણે પોતે સ્થાપેલી સંસ્થાઓને પૂરેપૂરી સ્વાયત્ત બનાવવી જોઈએ અને સાહિત્ય–કળાના માણસોમાંથી લોકશાહી રાહે પસંદ કરીને, તેમના હાથમાં સંચાલન સોંપી તેણે આઘા ખસી જવું જોઈએ.

કારણ રાજ્ય એટલે વ્યવહારમા તો સરકાર જ, અને સરકાર ચાલે (લોકશાહીમાં) ચૂંટાયેલા પક્ષ પક્ષીય વળગણો ધરાવતા રાજકારણીઓ દ્વારા અને તેમની શેહમા રહેનારા અમલદારો દ્વારા. એમને વિચાર ધારાના કોક ને કોક ખીલા હોવાના જ. અને અમલદારો માટે તો 'હુમાર'અ ને 'પ્રોપર ચેનલ એ જ આરાધ્ય દેવ ! સરકરનુ સ્વરૂપ લોકશાહી હોય તો પણ સાહિત્ય–કળા સાથેના સબંધોમાં તો રાજ્યે સ્વાયત્તતાનો સ્વીકાર કરવો જ રહ્યો. જે સાહિત્ય-કળાને સાચુ પડે તે જ શિક્ષણને પણ લાગે પડે !

સાહિત્ય–કળાના ઉત્કર્ષ માટેની પોતાની સસ્થાને રાજ્યે સ્વાયત્ત બનાવવી કેવી રીતે ? એનો મહત્ત્વનો રસ્તો છે તે સંસ્થાના સભ્યોની પસંદગી લોકશાહી રાહે, ચૂટણી દ્વારા થાય. કોઈ એમ દલીલ કરે કે ચૂટણીથી પસંદગી થાય એટલે શુ સ્વાયત્તના આવી જ જવાની ? ચૂટણીથી પસંદ થયેલ સસ્થાઓ સ્વાયત્ત બની રહેશે જ એની ખાતરી નથી, પણ એઓ સ્વાયત્ત રહેવા માંગે તો સ્વાયત્ત રહી શકશે ખરી. નહિ ચૂટાયેલી નિયુક્તિથી રચવામાં આવેલી સંસ્થાઓના સભ્યો તો ધારે તો પણ સ્વાયત્ત બની શકતા નથી, રહી શકતા નથી એટલે સ્વાયત્તતાને મૂલ્ય તરીકે સ્વીકારતા હોઈએ તો ચૂંટણી દ્વારા પસંદગી એ તો પ્રથમ પૂર્વશરત ગણાય, ત્યાર પછી પણ સભ્યોએ વૈયક્તિક રીતે અને સામૂહિક રીતે પોતાના નિર્ણયોના સ્વીકાર માટે આગ્રહ તો દાખવવો જ પડશે. સ્વાયત્તતા એ પ્રક્રિયા છે, તેને સતત રળવી પડે છે.

સાહિત્ય–કળાનો આખો પ્રદેશ એ રાજ્યના કાર્યક્ષેત્રમા ખરેખર તો ગણાય જ નહિ. એ તો સમાજનો કાર્યપ્રદેશ ગણાય. રાજ્ય સાહિત્ય–કળાનો ઉત્કર્ષ કરશે, તેને પ્રોત્સાહન આપશે; કારણ કે એની પાસે નાણા છે, તંત્ર છે, એમ માનીને સમાજ જો પોતાના કાર્યપ્રદેશનું રાજ્યને દાન કરી દેશે, તો એ સમાજ પોતાની ખુમારી ખોઈ બેસશે સાહિત્ય–કળા–શિક્ષણ સંસ્કાર વગેરે ક્ષેત્રમાં સમાજે અગ્રેસર ભૂમિકા ભજવવાની છે સાહિત્ય–કળાના ક્ષેત્રમાં સમાજે દોરવણી આપવાની છે. અને રાજ્યે તો સમાજના દોરવ્યા દોરાવાનુ છે.

સાહિત્ય–કળા જેમ રાજકારણથી સ્વાયત્ત રહે તેમ આર્થિક પ્રભાવથી પણ તે સ્વાયત્ત રહે. એવી વ્યવસ્થા સાહિત્યકારે–કળાકારોએ સમાજના ધુરીણોની મદદથી કરવાની છે સાહિત્યકળા–શિક્ષણ–સંસ્કાર વગેરેને અર્થસત્તાના 'દૂષિત પ્રભાવ'થી મુક્ત કરવાના ઈરાદે તો રાજકારણ તારણહારનો ડગલો ઓઢીને આવતુ હોય છે

રાજકારણ અને અર્થકારણ બન્નેની પ્રભાવક અસરોથી મુક્ત અને સ્વાયત્ત બનવા સારુ સાહિત્ય–કળાએ એક સ્વતંત્ર બળ તરીકે વિકસવુ જોઈએ તેઓ એક સ્વતંત્ર બળ તરીકે ત્યારે જ વિકસે જ્યારે સાહિત્ય અને કળા આખા સમાજમા છવાઈ જાય, સમાજનો એકે એક સભ્ય સાહિત્ય અને કળામાં રસ લેતો થઇ જાય. સાહિત્ય અને કળા સમાજના ચોક્કસ વિભાગના વિષય અને નવરાશની પળો પસાર કરવાના સાધનો બની રહેવાને બદલે મોટા ભાગના લોકોના જીવનના અગભૂત ભાગ બની જાય તો તેમને ન તો રાજકારણના ઓશિયાળા રહેવુ પડશે કે ન તો અર્થકારણના. સ્વાવલબી જ સ્વાયત્તતા, ભોગવી શકે સાહિત્ય અને કળામા લોકો તરબોળ થઇ જાય, એવું કરવાની જવાબદારી સાહિત્યકારો સ્વીકારશે ?

## સાચું સારસ્વત–સન્માન સ્વાયત્તતામા | પ્રકાશ ન. શાહ

ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમીએ સાર-સ્વત-સન્માનના એના શિરસ્તાને અન્વયે કરવા ધારેલ ઉપચારનો ઉમાશંકર જોશીએ હૃદયપૂર્વકના આભાર સાથે અસ્વીકાર કર્યો એ બીના આપણી

નાગરિક ચેતનાને સંકોરનારી, મૂર્છા ઉતારનારી બની રહેશે તો પ્રજાસત્તાક પર્વની પૂર્વની પૂર્વ-સન્ધ્યાએ કવિ તરફથી તે સ્વભાષાભાષીઓની સેવામાં મોટું નજરાણું બની રહેશે.

આ અસ્વીકાર પાછળ ચોક્કસ ભૂમિકા છે, સ્પષ્ટ અભિગમ છે. અને તે એ કે લોકશાસનમાં અકાદમી પ્રકારની જે પણ સંસ્થાઓ હોય તે સ્વાયત્ત હોવી જોઈએ. આવી સંસ્થાઓ જો સરકારી ખાતાંની જેમ ચાલે તો સાહિત્ય, શિક્ષણને સંસ્કારની પ્રવૃત્તિઓને રાજનો વણછો લાગે અને લોકશાહી નિજનું લુણ ગુમાવે. એટલે આ અસ્વીકાર વાસ્તવમાં નકરા નકારે ન અટકતાં સ્વાયત્તતાની ઉદ્ઘારધ્વજા લહેરાવવા તાકે છે.

ઉમાશંકર જોશી દિલ્હીની સાહિત્ય અકાદમીના ચૂંટાયેલા રિપીટ ચૂંટાયેલા, પ્રમુખ હતા અને એમની અવધ પૂરી થવામાં હતી ત્યારે એક્સપ્રેસ માટે પ્રભાષ જોશી સાથેની વાતચીતમાં પણ એમણે આ પ્રશ્ન છેડ્યો હતો તે સાંભરે છે. ગુજરાત રાજ્ય અકાદમી ત્યારે ઘણું કરીને તરતમાં જ સ્થપાયેલી હતી એટલે એને સાર, શીખના બે શબ્દો દેશની અકાદમીના પ્રમુખપદે વિરાજતા ગરવ ગુજરાતી કને સ્વાભાવિક જ અપેક્ષિત હતા. તો દિવસે પણ એ એમણે જવાહરલાલ નેહરુને સંભારીને એ મતલબનું કહેલું કે સરકારને જેટલી છેટી રાખી શકો તેટલું સારું.

સર્વ કાંઈને સુવર્ણમાં પરિવર્તન કરી શકતો રાજા મિડાસનો સ્પર્શ તો જૂનો ને જાણીતો છે અને આ સુવર્ણસંસ્પર્શની અમાનવીયતા પણ એટલી જ જાણીતી-બલ્કે, નામીચી છે, રાજાની વહાલામાં વહાલી દીકરી સુદ્ધાં પિતૃસ્પર્શે નિષ્પ્રાણ સુવર્ણપ્રતિમા બની રહી ત્યારે એની આંખ ઊઘડી હતી. પણ એ તો રાજાઓની વાત. સરકાર જેવું નામ એ વિપળમાં કંચનને કથીર બનાવવાની ગુંજાશ ધરાવે છે-માટે જ તો લોકશાહીમાં 'સર્વ' ક્ષેત્રોમાં સ્વાયત્તતાનો અદકેરો મહિમા છે.

દેશ આખામાં તાજેતરની ચર્ચામાં સ્વૈચ્છિક સેવાપ્રવૃત્તિઓથી માંડીને શિક્ષણ, સાહિત્ય ને સંસ્કારનાં ક્ષેત્રોમાં પ્રજાકીય મોકળાશને સૂંઢળાવવાનો વલણે રંગ પકડ્યો છે દૂરદર્શન અને આકાશવાણીને સ્વાયત્ત પ્રજાકીય સ્વરૂપ આપી શકાય એટલી પુખ્તતા આપણી પ્રજાની નથી તેમ રાજ્યકર્તાઓ માને છે. જો પ્રજા એમને ચૂંટવા જેટલી પુખ્ત છે તો દૂરદર્શન-આકાશવાણીને સ્વાયત્ત ધોરણે સંભાળવા જેટલી પુખ્ત નથી એવો એમનો મત છે મત શું કામ, માનસ જ કહો ને ઊલટ પક્ષે, રચનાત્મક સંસ્થાઓ સુદ્ધાં સરકારી અનુદાનજીવિની બનતાં પોતાનું નૂર ગુમાવી બેસી છે પ્રજાને પૈસે પ્રજાની પ્રવૃત્તિઓ સારુ અનુદાન આપતી સરકાર વાસ્તવમાં કોઈ મહેરબાની તો કરતી નથી પણ કેટલીક તબક્કે આ બધા વ્યવહારોમાં સાહિત્યકાર અમર ઓશિયાળા પેધા પડી જતાં જોવાય છે સરકારી તંત્રો ને સત્તાપક્ષ, પછી તો પ્રજાની ખિદમતની કામગીરીને સ્પાઇસ્ટ્સ ને પેટ્રોનેજની ખટાવટમાં ફેરવી નાખે છે અને લાભોજીનું લાગકારણ એવું તો ચાલે છે કે શ્રીધરાણીએ દિલ્હી વિશે કહેલું તેમ યોગીઓ જંગલ છોડી જમનાકાંઠે હાટ માંડે છે અને કવિઓ ભાટ બની બેસે છે

તાજેતરના વરસોમાં ગુજરાતમાં જે બન્યું તેની વાત કરીએ તો રાજ્યની યુનિવર્સિટીઓની સ્વાયત્તતા જે પણ હતી તે લગભગ ઝૂંટવી-લેવાઈ છે. 'કાલિગુલાઝ હોર્સ'નો તાશેરો છે આ બધો એક ઉપેન્દ્ર બક્ષીએ સ્વાયત્તતાનાય મુદ્દે દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીમાં અખત્યાર સંભાળવા બાબત આનાકાની કરી ત્યારે એમને ભલે મનાવી લેવાયા હોય, પણ પછીના બનાવોએ બતાવી આપ્યું છે કે જે સોહ લોહ ન કરી શકે એનો અહીં ખપ નથી.

જરૂર છે ત્રીજા નેત્રની ભસ્મીભૂત ભલે ન કરો, પણ કમસે કમ ડરાવી તો જાઓ મૃગ (ને મૃગાક્ષી) પાછળ ધસતા રાજા દુષ્યન્તને કણ્વના શિષ્યો આ આશ્રમમૃગ છે એમ કહેતાંકને વારી શકતા હતા. તક્ષશિલાની ભૂમિ પર રાજા વિનીત વેશે ને અડવે પગે જ પગ મૂકી શકતો બૌદ્ધિકો સરકારને બે બરાબરીના બોલ પણ ન કહી શકવાના હોય તો એમનું હોવું બેમતલબ છે.

[ વિશ્વમાનવ

# પારિતોષિક અંગેનો ઊહાપોહ

છેલ્લા પંદરેક દિવસ દરમ્યાન અંગત રીતે મારે માથે જે માછલાં ધોવાયાં તેના સમાચાર અને વાદવિવાદ ગુજરાત અને મુંબઇનાં વૃત્તપત્રોમાં ઠીક ઠીક પ્રગટ થયાનું જણાય છે. તેના આધારે અનેક સ્નેહી મિત્રોએ મારે માટે મૌખિક-લેખિક સદ્‌ભાવ અને હમદર્દી પ્રગટ કર્યો છે ભાઈ રઘુવીર ચૌધરી જેવાએ અને અનહદ ઉષ્માપૂર્વક મારી ઉમેદોને બિરદાવીને. જીવનના અંત લગી એને વફાદાર રહેવાની મારી તમન્નાને નવું બળ આપ્યું છે. આ સૌનો અહેસાન માનતાં જણાવું કે હું વ્યથિત છતાં સંપૂર્ણ સ્વસ્થ છું.

રાજી થવા જેવી બાબત એ છે કે ક્યાંય લાગણી-વેડા પ્રગટ થયા નથી; અને વિશેષ નોંધપાત્ર એ છે કે ભાઈ ઉમાશંકરે આરંભ કર્યો, અમે (સુ. અને હું) સહજ-પણે એને અનુસર્યાં-આ નાની શી ઘટના વૈયક્તિક મટી જઈને, આપણી સાંસ્કૃતિક-સાહિત્યિક-સામાજિક સંસ્થાઓની સ્વાયત્તતાની દિશામાં એક ચળવળરૂપ બની જવા માટે નિમિત્ત બની છે.

અંતે, આપણે-સૌ કહેતાં સૌ-કટુતા વિખેરીને તંદુરસ્ત પ્રયાણમાં સહયાત્રી બની રહીએ...

૨૦-૮-૮૬ -ભોગીભાઇ ગાંધી

## વળી પાછી આક્ષેપબાજી : વળી પાછી સફાઇ | ભોગીભાઇ ગાંધી

ગુજરાત સાહિત્ય અકાદમીના મુખપત્ર "શબ્દસૃષ્ટિ"ના ફેબ્રુઆરી ૧૯૮૬ના અંકમાં અકાદમીના મહામાત્ર હસુ યાજ્ઞિકે તૈયાર કરેલ "શ્રી ભોગીલાલ ગાંધીએ પરત કરેલ પારિતોષિક બાબત"વાળું લખાણ (પૃષ્ઠ. ૬૫ થી ૬૮) પ્રકાશિત થયું છે. આ લખાણની એક છાપેલી નકલ મને ત્રણ દિવસ અગાઉ ટપાલમાં મળી હતી. આથી મને નવાઈ લાગી. કેમ કે આ અગાઉ મારે મન વિવાદ પતી ગયો હતો. પરંતુ, ઉપર જણાવ્યા મુજબ, મહામાત્રે "શબ્દસૃષ્ટિ"માં કેટલાંક લખાણો છાપીને મને અપ્રામાણિક ઠરાવવા ફરી જહેમત ઉઠાવી છે. આથી તેના તંત્રી-મંડળના સભ્યો તથા માનાર્હ સંપાદકને મારી વાત લખી જણાવવાનું જરૂરી લાગ્યું છે. "શબ્દસૃષ્ટિ"નો આ પછીનો અંક મહિના એક બાદ પ્રગટ થાય તે દરમ્યાન ક્રમસેક્રમ "શબ્દસૃષ્ટિમાં" જેમને મોકલાતું હોય તે બહોળા સમૂહ સમક્ષ મારી વાત પહોંચાડવાની યોગ્ય તજવીજ કરવા તંત્રીમંડળ અને સંપાદકને વિનંતી કરું છું. અલબત્ત, "વિશ્વમાનવ"ના હવે પછી પ્રગટ થનારા અંકમાં હું છાપીશ; પણ ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી ? ખેર,....

"શબ્દસૃષ્ટિ"માં ચાર લખાણોનો સમાવેશ છે-

૧. મહામાત્રની પોતાની નોંધ, ૨. વિશ્વમાનવ (ઓક્ટોબર ૮૫) મા છાપેલ પારિતોષિકો અંગેની મારી "નિખાલસ નોંધ", ૩. અકાદમીએ મને લખેલ હોવાનુ મહામાત્ર જણાવે છે તે તા. ૩૦-૧૦-૮૫ નો પત્ર તથા ૪. મેં ઇનામી રકમ પરત કરતી વખતે લખેલ (તા ૪-૨-૮૫) પત્ર.

અલબત્ત, આમા આ પછીના બે લખાણો સામેલ નથી : ૧. મેં ઇનામો પરત કર્યા તેના જવાબ રૂપે મહામાત્રે ધૂમ નાણાં ખરચીને છાપા- ઓમા છપાવેલ જાહેર ખબરોવાળું લખાણ; ૨ એમાંના ગંભીર આક્ષેપોના જવાબરૂપે મેં દૈનિકોને મોકલેલ પ્રત્યુત્તર ખુલાસો. આ બને સામેલ કર્યાં હોત તો કેટલીક બાબતોની સફાઇ થઇ ગઇ હોત, ખેર. મારી સામેના મુખ્ય ત્રણ આક્ષેપો આ છે-

૧. "મહર્ષિ તોલ્સ્તોય"વાળા ઇનામી ગ્રંથને મેં મૌલિક પુસ્તક તરીકે રજૂ કરી ખોટું પ્રમાણપત્ર આપી ઇનામ મેળવ્યું હતું.

૨. અકાદમીએ મને અને લોકસત્તાને તા. ૩૦-૧૦-૮૫ના રોજ લખેલ પત્ર મુજબ અમે અમારા હસ્તકના સામયિકો "વિશ્વમાનવ" તથા "લોકસત્તા"-મા છાપ્યો નહીં; અને પાછળથી સ્વાયત્તતા વિશેના વિવાદનુ ઓઠું લઈને મે આ ઇનામ ("મહર્ષિ તોલ્સ્તોય"વાળુ ઇનામ) પરત કરવાની બૌદ્ધિક અપ્રામાણિકતા આદરી.

૩. મારે ઇનામ પરત કર્યા વિના છૂટકો ન હતો તેથી જ પરત કર્યું ટૂંકમા, હું અપ્રમાણિક છું અને ઇનામની લાલસાએ મેં છેતરપીંડી આચરી છે

આ પછી, હું કેવળ મૂંગો રહીને અર્ધસંમતિનુ સાહસ ખેડવા ઇચ્છતો ન હોઇ, ફરીથી પૂરતી સફાઈ થાય એ હેતુથી આ લખવા બેઠો છું.

: ૧ . આરંભે જ ખુલાસારૂપે કહી દઉં કે મે "મહર્ષિ તોલ્સ્તોય" માટે મળેલી ૧૯૮૩ના ઇનામની રકમ રૂા. ૧૦૦૦ જ નહી, ૧૯૮૪ના ગ્રંથ "ઇસ્લામ" (જેને અંગે કશો વિવાદ નથી) તેની ઇનામી રકમ રૂા ૨૦૦૦ પણ – આમ, બંને ગ્રંથની ઇનામી રકમ રૂા. ૩૦૦૦ એક સાથે પરત કરેલ છે—તેય સાહિત્ય અકાદમી અંગેના સ્વાય- ત્તતાના અભાવના મુદ્દા ઉપર છે એવી સ્પષ્ટતા સાથે. બંને ઇનામો આ રીતે પરત કરવામા મારે પક્ષે જો કંઇ હોય તો તે "બૌદ્ધિક અપ્રામાણિકતા" નહી, લોકશાહી મૂલ્ય-નિષ્ઠાનો સંકેત છે.

: ૨ . બીજો ખુલાસો કરી દઉં કે તોલ્સ્તોય ગ્રંથમાં કુલ પાચ પ્રકરણ અને ૨૫૦ પૃષ્ઠ છે. તેમાં ત્રણ પ્રકરણોવાળું ૧૦૦(સો) પૃષ્ઠનું લખાણ સંપૂર્ણ મૌલિક છે, બે પ્રકરણવાળા ૧૫૦ (દોઢસો) પૃષ્ઠ અનુદિત છે.

: ૩ . (અ) આવેદનપત્ર (ફોર્મ)મા મેં આવો ફોડ નથી પાડ્યો, તેથી મે છેતરપીંડી કરી છે એવો આક્ષેપ કરનારા સાહેબને હુ યાદ આપું કે, ઇનામ જાહેર થયાની માહિતી મને મળતા જ, મે વિશ્વ- માનવ (ઓક્ટોબર ૮૫)મા "નિખાલસ નોંધ" લખી હતી તેમાં જાતે થઇને આ ગ્રંથમાં મૌલિક અનૂદિત લખાણ ભેગાં કર્યા હોવાની માહિતી પ્રગટ કરી હતી.

—છેતરપીંડી કરનારો પોતે છાપરે ચઢીને હકીકત પ્રગટ કરે ખરો ? —એવો સવાલ પણ શાથી મહામાત્રના મનમાં ન જાગ્યો ?

(બ) મહામાત્રે પુસ્તક ઉઘાડવાની તસ્દી લીધી હોત તો પણ પુસ્તકની અંદરની તેને અંગેની સ્પષ્ટતા પરથી સાચી હકીકત જાણી શક્યા હોત.

. ૪ વધુ નોંધપાત્ર બાબત તો એ છે કે મહા- માત્રે આ પુસ્તકને વારંવાર કેવળ અનૂદિત જાહેર કરીને મોટી ભિટંબણા વહોરી લીધી છે.

તેમાં તેઓ પોતે સીધા જવાબદાર ન હોય તો, કોઈકની ઇરાદાપૂર્વકની રમતના તેઓ હજી ભોગ બની રહયા છે! "શબ્દસૃષ્ટિ"માં તેમના નામ સાથે જે લખાણો છાપ્યા છે તે પણ ધ્યાન પૂર્વક જોયાં હોત તોય તેઓ ખોટી જહેમતમાંથી બચી ગયા હોત–

જેમકે, પા. ૧૬ ઉપરનું મારું વાક્ય છે : "મહર્ષિ તોલ્સ્તોય" માં મૌલિક લખાણ કરતાં ઘણુ વધુ અનૂદિત છે." તેમાંથી ઉપર અંડરલાઇન કરેલ "માં", "લખાણ" તથા "ઘણુ વધુ" કાઢી નાખીને, "મહર્ષિ તોલ્સ્તોય મૌલિક કરતા અનૂદિત છે" એમ મારા વાક્ય તરીકે પા. ૬૭ પર ટાંક્યું છે! મારા મૂળ વાક્યનો અર્થ એ છે કે તેમા મૌલિક અને અનૂદિત બન્ને લખાણો છે, જેમા અનૂદિતના વધુ પાના છે; ત્યારે, ઉધ્ધૃત કરેલા વાક્યનો અર્થ એવુ સૂચવે છે કે એ ગ્રંથનું આખું લખાણ મૌલિક કરતાં વધુ અનૂદિત પ્રકારનું, છે — બલ્કે એ આખો ગ્રંથ અનૂદિત છે !

– લેખકને બદનામ કરવાની શું આ ઓછી નિંદ્ય તરકીબ છે ?

(૫) મહામાત્રે આ ગ્રંથને ખરેખર પહેલેથી અનૂદિત ગણેલો હોત તો, હરીફાઇ માટે જ તેને અસ્વીકાર્ય ગણીને મને તે પરત મોકલ્યો હોત તેને બદલે, વિ. મા માંની મારી નોંધનો તેમણે જવાબ આપ્યાની જે વાત છે તેવો કોઈ પત્ર લખાયો હોવાની જાણકારી છેક હમણા મને ઉપલબ્ધ થઇ! અને અમારો જવાબ તેમને ન મળ્યો કે અમે વિશ્વમાનવ–લોકસત્તામાં તે પત્ર ન છાપ્યો તે માટે અમને ગુનેગાર ગણવાને બદલે, પોષ્ટની ગફલતનો ખ્યાલ કરીનેય તેઓ અમને કમસેકમ રીમાઇન્ડર લખી શક્યા હોત, તોય ઘણી બધી વિટંબણામાંથી તેઓ પોતાને ઉગારી શક્યા હોત.

(૬) હરીફાઈ માટેના પુસ્તક અંગે વિશ્વમાનવ (ઓક્ટોબર)–નોંધમાં મેં વ્યાપક સંદર્ભમાં એવો પ્રશ્ન કરેલો કે "શું" એવું તારવી શકાય કે પારિતોષિક માટે ઉત્કૃષ્ટ પુસ્તકો "મૌલિક" જ હોવાનો આગ્રહ નથી ?—ક્યારેક મૌલિકથીય અધિકસ્તરનું અનૂદિત લખાણ હોય ત્યારે ખાસ. જવાબ રૂપે તા ૩૦–૧૦–૮૫ ના તેમના પત્રમાં ધમાકા સાથે (બ્લોક ટાઇપમાં) તેઓ જણાવે છે કે "પુસ્તક મૌલિક હોય તે આગ્રહ નહીં, નિયમ છે" તો પછી, ઓકટોબરની મારી એ નોધમા મે કેવળ સ્મૃતિને આધારે, એવો ઇશારો કરેલો કે અગાઉ કેટલીક અનૂદિત કૃતિઓને ઇનામ અપાયેલ ખરૂ ? કશો ખુલાસો થયો નથી ! જો કે હું આવા અપવાદને ઉત્તેજન આપનારો છુ.

(૭) એક વધુ મુદ્દો એ છે કે મેં "અનુવાદિત" પુસ્તકને મૌલિક હોવાનું જણાવીને ખોટું આવેદનપત્ર અને પ્રમાણપત્ર ભરીને ઇનામ મેળવ્યું હતું આથી મારે આ ઇનામ પરત કરવાનું જ હતું"—મહામાત્રનું આ કથન તો પોતાની જ જાઘ ખુલ્લી કરવા જેવુ છે. પરીક્ષકોએ ઇનામ–લાયક ઠરાવેલ અને અકાદમીએ તે અનુસાર ઇનામ આપી દીધા પછી, મારે પાછું આપવું પડે તે પ્રકારનું દબાણ મારા પર તેઓ શાના જોરે લાવવાના હતા ? આડકતરી રીતે તો, આ પ્રહાર પરીક્ષકો ઉપર ઘા કરનારો બની રહે છે : બે રીતે—એક તો, પરીક્ષકોએ "અનૂદિત" પુસ્તકને ઇનામલાયક ગણાવ્યું ! એનો અર્થ એ કે તેમણે પુસ્તક જોઇ ગયા વિના જ તેમ કર્યું હોવું જોઈએ ! બીજુ એ કે પરીક્ષકોએ એમાંના મૌલિક ૧૦૦ (સો) પૃષ્ઠનાં લખાણોને લક્ષમા લઈ, તે ગ્રંથને મૌલિક ગ્રંથની કક્ષામાં સ્વીકારીને, નિર્ણય આપ્યો હોય, તો તે પણ મહામાત્ર જેને અટળ નિયમ ગણાવે છે, તેને ઠેબે જ આપ્યો ગણાય !—ખરું?

પાસેથી મેળવે અને જાહેર કરે ત્યારે..

ખેર, આટલી વિગતે કરેલી સફાઈ પછી, હું આશા રાખું છું કે ક્રમે ક્રમે મારી બૌદ્ધિક પ્રામાણિકતા અંગેની મહામાત્રની આશંકા દૂર થશે

—અંતે, મહામાત્રે તેમના ૩૦-૧૦-૮૫ના પત્રમાં મેં અગાઉ વિશ્વમાનવમાં કરેલા કેટલાક સૂચનોને અનુલક્ષી અનુકૂળ વલણ દાખવ્યું છે, તેને હું બિરદાવું છું. અને ઈચ્છું છું કે તાજેતરના વિસંવાદમાં ઊભી થયેલી કટુતાની લાગણી-ને ઇચ્છા-અનિચ્છાએ ઘુંટાઇ છે—તેમાંથી નીકળી જઈને, આપણે સૌ સુયોગ્ય સ્વાયત્તતાની દિશામાં અકાદમીને વિકસાવવાના દરેક પ્રયાસમાં સહયોગી બનીએ . અસ્તુ

વડોદરા
૧૭-૨-૮૬

# શ્રી ભોગીલાલ ગાંધીએ પરત કરેલ પારિતોષિક બાબત

(શબ્દસૃષ્ટિ 'રૈફ' ૮૬ પા-૬૫ થી ૬૮)
હસુ યાજ્ઞિક-મહામાત્ર

શ્રી ભોગીલાલ ગાંધીએ 'મહર્ષિ તોલ્સતોય' નામનું પુસ્તક ૧૯૮૩ના કેલેન્ડર વર્ષની સ્પર્ધામાં મૌલિક પુસ્તક તરીકે રજૂ કરી ખોટું પ્રમાણપત્ર આપી ઈનામ મેળવ્યું. 'વિશ્વમાનવ' ઓકટોબર ૧૯૮૫ અને 'લોકસત્તા' તા. ૨૪/૧૦/૮૫ના અંકમાં પ્રગટ થયેલા શ્રી ભોગીલાલ ગાંધીના પત્ર અન્વયે અકાદમીએ તા. ૩૦/૧૦/૮૫ના રોજ પત્ર લખી તંત્રીશ્રી 'લોકસત્તા અને શ્રી ભોગીલાલ ગાંધીને મોકલ્યો તે પત્ર પ્રકાશિત કર્યો જ નહીં અને જરૂરી લિખિત ખુલાસો પણ ન કર્યો, અને શ્રી ભોગીભાઈએ ઈનામ પરત ન કર્યું. શ્રી ઉમાશંકર જોશીએ ઉઠાવેલા સ્વાયત્તતા વિશેના ગેરસમજભર્યા વિવાદનું ઓઠું લઈને શ્રી ભોગીભાઈ ગાંધીએ આ ઈનામ પરત કરવાની બૌદ્ધિક અપ્રામાણિકતા આચરી છે. તેથી અહીં શ્રી ભોગીલાલ ગાંધીનું નિવેદન તથા અકાદમીનો પ્રત્યુત્તર રજૂ કર્યા છે :

## પારિતોષિક અંગે નિખાલસ નોંધ : ગુજરાત સાહિત્ય અકાદમીને થોડાં સૂચનો

નાનકડી માંદગી પછી આરામ માટે પાવાગઢ પાસેના *શાંત-એકાંતવાળા* ધાબા ડુંગરીમાં થોડાક દિવસ ગાળવા ઊપડ્યો. ત્યાં પહોંચ્યું ત્યાર પહેલા હાલોલમાં ભાઈ ગિરધર તલાટીએ અમારાં બે પુસ્તકો-સ. અને મારા લખાણવાળા 'મહર્ષિ તોલ્સતોય'ને ૧૯૮૩ના વર્ષ માટે બીજું અને મારા ' ઈસ્લામ ' પુસ્તકને ૧૯૮૪ના વર્ષ માટે પહેલું પારિતોષિક ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી જાહેર થયાના સમાચાર આપ્યા. આગલા વરસે '૧૯૮૨માં, મે જેનું સંપાદન કર્યું હતું તે જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણીના ' ભારતદર્શન-મધ્યયુગ ' ગ્રંથને પહેલું પારિતોષિક મળેલું તેમાં દર્શક, રસેશ જમીનદાર અને હુ એમ ત્રણ લેખકો હતા-જો કે જાહેરાત મારા એકલાને નામે થયેલી ।

આમ ઉપરાઉપરી ત્રણ વર્ષની પ્રોત્સાહન વર્ષાથી મનને ક્ષણભર સારું લાગ્યું. પરંતુ બીજી જ ક્ષણે મારા ખાણખોદિયા મનમાં પ્રશ્નપરંપરા ઊપડી, જો કે, એક બાબતે તો, મનને નિરાંત હતી કે ગુજરાત સાહિત્ય અકાદમી કે બીજી સરકારી-અર્ધ-

સરકારી વા પ્રતિષ્ઠિત વિદ્દ્સભાઓ કે મંડળોઓથી હું એટલો અલગ છું કે આ સ્નેહવર્ષા પાછળ પક્ષપાત વા કૃપાદષ્ટિના જોખમથી સલામત હતો.

તો પછી, ૧૯૮૨-૮૩-૮૪નાં વરસોમા પારિતોષિક માટે પાડવામાં આવેલા વિભાગોમાં (૧૯૮૩માં ૧૬ અને ૧૯૮૪માં ૧૪) અમારા આ ત્રણ ગ્રંથને પારિતોષિક પ્રદાન થયા એનો અર્થ શુ ? આ ત્રણ વરસોમાં ગુજરાતી સાહિત્યમા પ્રગટ થયેલ તમામ પુસ્તકોમાં જે-તે વિભાગના તે ઉત્કૃષ્ટ ગ્રંથો હતા ? શુ આપણુ સાહિત્ય ખરેખર 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન'ની સ્થિતિએ જ છે ?

પાછળથી ખ્યાલ આવ્યો કે ગુજરાત સાહિત્ય અકાદમીએ પોતે વહોરી લીધેલી એક મોટી મર્યાદા આમાં ખાસો ભાગ ભજવે છે. જાણ્યા મુજબ, લેખકો તથા પ્રકાશકો દ્વારા અકાદમીને જે ગ્રંથો મોકલવામા આવે છે તેટલામાંથી જ પસંદગી થાય છે આ તો બિલકુલ જ ખોટી પ્રથા ગણાય. અકાદમીનો પ્રયાસ તો ગુજરાતમાં જે તે વરસે પ્રગટ થયેલ અને પ્રાપ્ય તેવા તમામ પુસ્તકો મેળવી લેવાનો હોવો જોઈએ. તો જ ઉત્કૃષ્ટતાનો તેનો નિર્ણય વજનદાર બને.

એક બીજી વાત પણ ખૂંચી કે, પરીક્ષકોના નામો પરિણામપૂર્વે શક્ય હોય એટલાં ગુપ્ત રખાય તેમાં જેમ શાણપણ છે, તે જ રીતે પરિણામ જાહેર કરવાની સાથે જ પરીક્ષકોનાં નામ પણ પ્રગટ કરાય એમાં ડહાપણ છે–પરીક્ષકોની જવાબદારી- જાગૃતિની દષ્ટિએ અને પ્રજાની વિશ્વસનીયતા સાધવા ખાતરેય...

હુ વરસોવરસ અપાતા પારિતોષિકોની યોગ્યાયોગ્યતા અંગે કશો સીધો વા આડકતરો ઈશારો કરવા ઈચ્છતો નથી. કેમકે દર વર્ષે વિવિધ વિભાગોનાં પ્રગટ થતા સેંકડો પુસ્તકો અંગે કશો ન્યાય તોળાવાની મારી 'ગુંજાયશ' નથી. ત્રણ વરસમાં પારિતોષિક પામેલાં અમારાં પુસ્તકોની ગુણવત્તા-એ દરેકને તેમનું પોતાનું આગવાપણું છે, એથી વિશેષ કશી ઓછી-વત્તી ગુણવત્તા–આંકવા ય ઈચ્છતો નથી.

પરંતુ, એમાથી એક વધુ મુદ્દો ઉપસે છે, તેની સ્પષ્ટતા થાય તે જરૂરી છે દા. ત. 'મહર્ષિ તોલ્સતોય'. તેમાં મૌલિક લખાણ કરતા ઘણું વધુ અનૂદિત છે–અલબત્ત, એ અનૂદિત સામગ્રી ભારે જોરદાર છે જ. તો, આ પરથી શુ એવુ તારવી શકાય કે પારિતોષિક માટે ઉત્કૃષ્ટ પુસ્તકો 'મૌલિક' જ હોવાનો આગ્રહ નથી ? જો કે, મને એવો કશોક ખ્યાલ છે કે અગાઉ પણ કેટલીક અનૂદિત કૃતિઓનો આ રીતે સમાવેશ કરવામા આવેલો. પરંતુ મૌલિક તથા અનૂદિત પુસ્તકોનોય અત્યારની યોજનામાં સમાવેશ કરવા જતાં, જે ઘણી મોટી જવાબદારી માથે લેવી રહે, તેનો અકાદમીએ ખ્યાલ કર્યો છે ખરો ?

મારું સૂચન એવુ છે કે 'મૌલિક' અને 'અનૂદિત' બેઉ ક્ષેત્રે 'ઉત્તમને ઉત્તેજન' અપાય એવી બેવડી યોજના અકાદમીએ ઉપાડવી જોઈએ. આમ થાય તો મૌલિક ઉપરાંત જગતભરનું ઉત્તમ સાહિત્ય ગુજરાતીમાં ઉતારવાની હોંશ વધશે અને સાથે સાથે અનુવાદની પણ ઉત્તમતાને પ્રોત્સાહન મળશે.

આગળ વધીને હું એવુ પણ સૂચવવા ઇચ્છુ કે પારિતોષિક નાણા રૂપે આપવાને બદલે કમ સે કમ અકાદમીએ ઉત્તમ ઠરાવેલા પુસ્તકોના પ્રસાર માટે એ રકમ ખરચાય એવી યોજના કરવી જોઈએ કેમ કે, મોટા ભાગનાં ઉત્કૃષ્ટ પુસ્તકોનું વેચાણ બહુ જ ધીમું અને નાનું જોવા મળે છે

અંતે, એક વધુ મુદ્દો, જે નિર્ણયની પદ્ધતિ અંગેનો છે તે ધ્યાન પર આણું. હમણાં જ જાણ્યું તેમ, જો નિમાયેલા પરીક્ષકો પોતપોતાનો વ્યક્તિગત નિર્ણય અકાદમીને જણાવી દેતા હોય, અને અકાદમી (એટલે કે તેના મુખ્ય સંચાલકો) પરીક્ષકોના વિવિધ નિર્ણયો પરથી છેવટનો નિર્ણય લેતા હોય

તો તે બિલકુલ જ અયોગ્ય છે. પરીક્ષકો નીમ્યા પછી, તેઓ જ સાથે બેસીને, પોતપોતાના મંતવ્યોની ચર્ચા કરીને, અંતેજ નિર્ણય આપે (મોટી સંમતિ વા છેવટે બહુમતીથી) તે જ સ્વીકારાય, તો જ નિર્ણયની વિશ્વસનીયતા પ્રાપ્ત થાય,

અસ્તુ,

વડોદરા–૫ —ભોગીભાઈ ગાંધી

## અકાદમીનો તા. ૩૦–૧૦–૮૫નો પત્ર

તા. ૨૪–૧૦–૮૫ના 'લોકસત્તા'માં તથા 'વિશ્વમાનવ' ઑક્ટોબર ૧૯૮૫ના પૃષ્ઠ ૪૭૦ અને ૪૭૧ પર પ્રગટ થયેલ 'પારિતોષિક અંગે નિખાલસ નોંધ'ના સંદર્ભમાં જણાવવાનું કે—

૧. શ્રી ભોગીભાઈ ગાંધીએ લખ્યું છે કે તેમને સતત ત્રણ વર્ષથી ગ્રંથને પારિતોષિક પ્રદાન થયાં એનો અર્થ શું ? આ ત્રણ વર્ષોમાં ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થયેલ તમામ પુસ્તકોમાં જે તે વિભાગના તે ઉત્કૃષ્ટ ગ્રંથો હતા ?

આના ઉત્તરમાં જણાવવાનું કે જે ગ્રંથોને આ સ્પર્ધાના વર્ષનું જે વિભાગમાં પ્રથમ ઈનામ મળ્યું હોય તે વિભાગનું તે પુસ્તક ગુજરાતી ભાષામાં તે પ્રકારના પુસ્તકો પૈકી શ્રેષ્ઠતમ છે તેમ કહી ન શકાય. કારણ કે આ યોજનાનો હેતુ પ્રોત્સાહનનો છે અને તેની સ્પર્ધા માટે લેખકે આવેદન ભરવાનું હોય છે આથી જે લેખકને આ સ્પર્ધામાં ભાગ લેવો ન હોય તે લેખકના પુસ્તકનો તેમ જેમને અગાઉ પાંચ ઇનામો મળી ચૂક્યાં હોય તે લેખકોના પુસ્તકનો સમાવેશ થતો નથી.

૨. જે ગ્રંથો લેખકો દ્વારા રજૂ કરવામાં આવે તેને જ સ્પર્ધામાં ગણીને તેને આધારે નિર્ણય કરવાની પદ્ધતિને શ્રી ભોગીભાઈ ગાંધી ગુજરાત સાહિત્ય અકાદમીએ પોતે વહોરી લીધેલી એક મોટી મર્યાદા કહી છે. આ સંદર્ભમાં જણાવવાનું કે આ યોજનાનો હેતુ ઉત્કૃષ્ટતાની કે વર્ષ ભરની શ્રેષ્ઠતમ કૃતિની શોધનો નથી. [illegible] પુસ્તકના લેખકને પ્રોત્સા[illegible] પદ્ધતિ વિશે મતભેદ હોઈ શકે વર્ષ ભરના પ્રગટ થયેલાં પુસ્તકોમાંથી સ્પર્ધા માટેની એન્ટ્રી મંગાવ્યા વગર ઉત્તમ પુસ્તકોને ઇનામો આપવાં જોઈએ, તેવો કેટલાક વર્ગના સાક્ષરોનો અભિપ્રાય છે અને તે તેની દૃષ્ટિએ યથાર્થ છે આ બાબતમાં અકાદમીની સ્થાયી સમિતિમાં ચર્ચાવિચારણા કરવામાં આવી હતી અને આ યોજનાનો હેતુ પ્રોત્સાહનનો હોઈ તેમજ એન્ટ્રી વગર નિર્ણય કરવામાં પણ કેટલીક મુશ્કેલીઓ રહેલી હોઈ આ યોજનાના મૂળભૂત માળખા અને નિયમને ન બદલવો તેવો નિર્ણય કરવામાં આવ્યો છે

૩. પરીક્ષકોના નામ પરિણામ પછી જાહેર કરવામાં અકાદમીને કોઈ તાત્ત્વિક વિરોધ નથી. આ કામગીરી સોંપતા પરીક્ષકોને તેમના નામ જાહેર કરવામાં આવે તે બાબત સંમત છે કે કેમ તે પણ અકાદમીએ પૂછાવ્યું હતું અને મોટા ભાગના પરીક્ષકોએ તે માટે સંમતિ આપેલી પણ છે. અકાદમીએ આ કામગીરી શરૂ કરી ત્યારે છેલ્લા કેટલાક વર્ષોની કામગીરી બાકી હોઈ બબ્બે વર્ષના પરિણામોનો સાથે નિર્ણય કરવાનો હોઈ પ્રૌઢ માટેના પુસ્તકોના ૧૨ અને બાળકો માટેના પુસ્તકોના પાંચ એમ કુલ ૧૭+૧૭=૩૪ વિભાગોના કુલ ૪૪૯ પુસ્તકો માટે કુલ ૨૫ પરામર્શકોએ પોતાની સેવા આપી છે આટલી લાંબી પ્રસિદ્ધિ કરવામાં મુશ્કેલી છે. ૧–૧–૮૫થી ૩૧–૧૨–૮૫ના વર્ષની કામગીરી થશે ત્યારે પરિણામ સાથે જ પરામર્શકોનાં નામ પણ આપી શકાશે. સંપૂર્ણ પરિણામ પણ સવિગત છાપવાનું સૌજન્ય બહુ ઓછાં સામયિકો અને

કેનિશો દાખવે છે.

૪. શ્રી ભોગીભાઈ જણાવે છે કે 'મહર્ષિ તોલ્સતોય' મૌલિક કરતાં અનુદિત છે પારિતોષિક માટે મૌલિકનો આગ્રહ નથી ? અહીં જણાવવાનું કે પુસ્તક મૌલિક હોય તે આગ્રહ નહી, નિયમ છે સ્પર્ધાના આવેદનપત્રની સાથે છાપેલા નિયમ ક્રમાંક ૧૦ પ્રમાણે ભાષાન્તર કે રૂપાંતર કરેલ પુસ્તક સ્પર્ધા માટે પાત્ર ગણાશે નહિ. પુસ્તક તદ્દન મૌલિક અને સ્વતંત્ર હોવું જોઈએ.

'આવેદનપત્રમાં અંતે લખેલું હોય છે "આ સ્પર્ધાની શરતો અને નિયમો મેં વાંચ્યા છે અને મને કબૂલમંજૂર છે" તેમાં તા. ૨૦-૨-૮૫ના રોજ શ્રી ભોગીભાઈ ગાંધીએ સહી પણ કરી છે આથી સ્પષ્ટ છે કે લેખકે જ ઉતાવળે કે ભૂલચૂકે ખોટું પ્રમાણપત્ર આપીને પુસ્તક રજૂ કર્યું છે અને ઇનામ મેળવ્યું છે. તેમની નિખાલસ નોંધ બદલ આભાર અને નિખાલસ પગલાની અપેક્ષા.

૫ અનુવાદને ઉત્તેજન આપવા માટે સિંધી-ઉર્દૂ વિભાગમાં યોજના છે અનુવાદની ઉત્તમતાને પારિતોષિક દ્વારા પ્રોત્સાહન આપવાની જરૂર અંગે અકાદમી વિચારી શકશે.

૬. પારિતોષિકનાં નાણાંની રકમનો ઉપયોગ અકાદમીએ ઉત્તમ ઠરાવેલાં પુસ્તકોના પ્રચાર માટે ખર્ચવાની યોજનાનું ભોગીભાઈનું સૂચન ચિંત્ય છે પારિતોષિકથી પ્રોત્સાહન મળે, એટલી રકમથી ઉત્કૃષ્ટ પુસ્તકના વેચાણમાં કોઈ વિશેષ ગતિ લાવવી મુશ્કેલ.

૭. શ્રી ભોગીભાઈએ જણાવ્યું છે કે પરીક્ષકોની સંમતિ અને બહુમતી જે નિર્ણય આપે તે સ્વીકારાય તો જ વિશ્વસનીયતા પ્રાપ્ત થાય. પરીક્ષકોના નિર્ણયને આધારે જ શુદ્ધ પરીક્ષણ પદ્ધતિએ જ ઉપરટનો નિર્ણય થતો હોય છે. પરીક્ષકોના વિવિધ નિર્ણયોને આધારે અકાદમીના મુખ્ય સંચાલકો પરીક્ષકોના વિવિધ નિર્ણય પરથી નિર્ણય કરે છે, એવી નિર્ણય પદ્ધતિ શ્રી ભોગીભાઈને જેમણે જણાવી તે સંપૂર્ણ ખોટી છે અને કોઈએ કહેલી વાતને આધારે શ્રી ભોગીભાઈ જેવા વિચારક 'બિલકુલ અયોગ્ય છે' એવું વિધાન કરે તે શોચનીય છે.

તા ૩૦-૧૦-૮૫ —હસુ યાજ્ઞિક

ઉપરના પત્રને 'વિશ્વમાનવ' તથા 'લોકસત્તામા પ્રકાશિત ન કર્યો કે શ્રી ભોગીલાલ ગાંધીએ કોઈ લિખિત સ્પષ્ટતા ન કરી અને નીચેનો પત્ર તા ૪-૨-૮૬ના 'લોકસત્તા'મા પ્રગટ કરી ઈનામ પરત કર્યું'.

## ભોગીલાલ ગાંધી ને સુભદ્રા ગાંધી અકાદમીને ઇનામ પરત કરે છે.

ઉભેનું નિવેદન અને અને લા હા.નું વિવેચન વાંચ્યું અમારી શેરજાણકારી ટળી. આજે ત્રીસમી જાન્યુઆરીએ નિયામક ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર એમ નીચેના પત્ર સાથે રજિસ્ટર્ડ પોસ્ટથી અમારી ઇનામી રકમ ચેકથી પરત કરી નિરાંત અનુભવીએ છીએ :

૧. આપની સંસ્થા તરફથી અમને (ભોગીભાઈ ગાંધી તથા સુભદ્રા ગાંધીને) ઈ.સ. ૧૯૮૩ અને ૧૯૮૪નાં અમારાં પુસ્તકો માટે રૂ ૧૦૦૦-૦૦ +રૂ. ૨૦૦૦-૦૦નાં પારિતોષિક આપવામાં આવેલા છે તે બેઉ રકમો આ સાથેના ચેકથી પરત કરીએ છીએ

૨. આ પારિતોષિકોની કેટલીક પદ્ધતિઓ અમને ખૂંચતી હોઇને તેની જાહેરાતની જાણ થતાં જ, અને તેને અંગેની ટીકા-સૂચના અમારા માસિક 'વિશ્વમાનવ' (અંક ઓક્ટો ' ૮૫ પૃ. ૬૭૦-૭૧)માં છાપેલી તે તરફ આપનું લક્ષ દોરાયું હશે જ. (આ લખાણ 'લોકસત્તા'એ પણ ઉતાર્યું હતું)

૩. શ્રી ઉમાશંકર જોષીએ તાજેતરમાં એક નિવેદનમા જણાવ્યું ત્યારે જ ખ્યાલ આવ્યો કે ગુજરાત

સાહિત્ય અકાદમી સર્વથા સરકારે નીમેલા સભ્યો અને હોદ્દેદારોવાળી છે. અને તેમણે કેન્દ્રીય સાહિત્ય અકાદમીનો ઉલ્લેખ કરીને, સૂચવ્યું છે તેમ, ગુજરાત સાહિત્ય અકાદમી પણ સ્વાયત્ત સ્વરૂપની બને તે યોગ્ય જ છે.

૪. અમારાં સૂચનો અને ઉમાશંકરભાઈએ સૂચવ્યા મુજબ, ગુજરાત અકાદમીનું લોકશાહી સ્વરૂપાંતર થાય એ જોવા અમે આતુર છીએ, અને ગુજરાત સરકાર માટે પણ એ શોભાસ્પદ બનશે.

૫. આજની પરિસ્થિતિમાં લોકશાહી 'નાગરિક તરીકેની ફરજ અદા કરતાં રકમ પરત કરીએ છીએ, તે સ્વીકારી આભારી કરશો.

વડોદરા–૫ —ભોગીભાઇ ગાંધી, સુભદ્રા ગાંધી

['શબ્દસૃષ્ટિ'માં નહીં લેવાયેલાં બે લખાણો]

## શ્રી ભોગીલાલ ગાંધીએ અકાદમીનું ઇનામ પરત કર્યું તેનું સાચું કારણ

ગાંધીનગર તા. ૪–૨–૮૬

શ્રી ભોગીલાલ ગાંધીએ આજ રોજ પ્રગટ થયેલા 'લોકસત્તા'માં અકાદમીનું ઇનામ પરત કર્યાની જાહેરાત કરી શ્રી. ઉમાશંકર જોશીએ એમના સન્માન સદર્ભમાં ઊભા કરેલા અકાદમીની સ્વાયત્તતાના કારણનું ઓઠું લીધું છે. હકીકતે આ ઇનામ પરત કરવાનું સાચું કારણ એ છે કે શ્રી. ભોગીલાલ ગાંધીએ તેમના અનુવાદિત પુસ્તકને મૌલિક હોવાનું જણાવી ખોટું આવેદન પત્ર અને પ્રમાણપત્ર ભરીને આ ઇનામ મેળવ્યું હતું. આથી તેમને આ ઈનામ પરત કરવાનું જ હતું. શ્રી ભોગીલાલ ગાંધીએ 'વિશ્વમાનવ' ઓકટોબર–૮૫ અને તા. ૨૪–૧૦–૮૫ના લોકસત્તામાં પ્રગટ કરેલા નિખાલસ નિવેદનનો પ્રત્યુત્તર અકાદમીએ તા ૩૦–૧૦–૮૫ના રોજ આપ્યો તેનું પ્રકાશન વિશ્વમાનવમાં ન કર્યું તથા જરૂરી ખુલાસો છાપીને ઈનામ પરત ન કર્યું અને આ વિવાદનું ઓઠું લઈને, અપ્રામાણિકતા છાવરવાનો પ્રયત્ન કર્યો છે

સહી (હસુ યાજ્ઞિક)

મહામાત્ર, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર.

## ભોગીલાલ ગાંધીનો ખુલાસો

સંપાદક શ્રી,

આપના દૈનિક પત્ર (વડોદરા આવૃત્તિ)મા આજના તા. મી ના અંકમા પહેલે પાને ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગરના મહાપાત્ર (શ્રી હસુ યાજ્ઞિક)ની સહી સાથે જે જાહેર ખબર મારી સામેના ખુલ્લા આક્ષેપ રૂપે છપાઈ છે તે અંગેનો પ્રત્ત્યુત્તર જેમ મારો આ ખુલાસો છાપી આભારી કરશો....

(૧) અકાદમીનાં બે વર્ષનાં ઈનામોની રકમ (રૂા ૩૦૦૦/–) પરત કરવાના મારા પગલાને અનુલક્ષી મહામાત્રશ્રીએ જે કારણ આપ્યું છે કે મેં "અનુવાદિત પુસ્તકને મૌલિક હોવાનું જણાવી ખોટું આવેદન પત્ર અને પ્રમાણપત્ર ભરીને ઇનામ મેળવ્યું છે" એ સર્વથા ગેરરજૂઆત છે કેમ કે એક તો ૧૯૮૪ના વર્ષ માટે "ઈસ્લામ"ને પહેલું ઇનામ (રૂા ૨૦૦૦/–) અપાયું છે તે સાદ્યંત મૌલિક ગ્રંથ છે, અને ૧૯૮૩ માટે 'મહર્ષિ તોલ્સતોય' ગ્રંથ માટે જે બીજું ઈનામ (રૂા ૧૦૦૦/–) અપાયું છે. તે અનુવાદિત ગ્રંથ નથી.

તેમાં પહેલો અખંડ મૌલિક છે (અને બીજા અનુવાદિત લખાણો છે. ગ્રંથમાં જ તે સ્પષ્ટ જણાવેલું છે) એટલે અનુવાદના ગ્રંથને મૌલિક ગણાવ્યાનો આક્ષેપ સાવ બિન પાયાદાર છે એથી જ તો પરીક્ષકોએ પુસ્તક એક વાંચીને, તેમાંના મૌલિક લખાણોને ઈનામ લાયક લેખ્યાં હશે. (અલબત્ત, તેમાંનાં અનુવાદિત લખાણો ઉમદા હોઈ તેય લક્ષમાં લેવાયાં હોય તો તે આવકારદાયક છે.)

(૨) મહાપાત્ર શ્રી જણાવે છે તેવો તા ૩૦-૧૦-૮૫ નો કે બીજો કોઈ પત્ર મને મળ્યો નથી એ હું પૂરી ખાતરી સાથે જણાવું છું. એ પત્રના મજકુર બાબત આ ઘડી લગી કશી ખબર મને નથી. જાહેરાતમાં એનો ઉલ્લેખ કરવા પૂર્વે મને તેની નકલ મોકલી હોત, તો કદાચ અનાવશ્યક ઊહાપોહ ટળ્યો હોત.

(૩) અકાદમી અને લેખકો વચ્ચે અવારનવાર વિવાદાસ્પદ મુદ્દા ઊભા થાય એ સ્વાભાવિક છે. અકાદમીની ઇનામી પદ્ધતિ અંગે મેં પોતેય કેટલાક ખૂબ જ વિધાયક સૂચનો કરેલાં ( વિશ્વમાનવ-ઑક્ટોબર-૧૯૮૫ ). તાજેતરમાં શ્રી, ઉમાશંકર જોષીએ એક મૂળભૂત વાત (અકાદમીની-સ્વાયત્તતાની) જણાવી. અને મને મારી 'ભૂલ' જણાઈ. એથી તે મુદ્દા અંગે, 'નાગરિક અને સરકાર' બંને માટે શોભાસ્પદ બને તેવું પગલું ભરવાની વિનંતિ સાથે, નાગરિક-ફરજ તરીકે ભૂલ સુધારી લેવા મેં અદબપૂર્વક રકમ પરત કરી

(૪) અકાદમીની બાબતમાં લેખકો પોત પોતાની રીતે તથા પદ્ધતિએ પ્રજાજોગ જાહેર પત્રોમાં લખે, અને અકાદમી પણ એ જ રીતે તેના જવાબો આપે તે ન્યાયયુક્ત છે. તેને બદલે મારા જેવી એક વ્યક્તિ ઉપર કીડી પર કટક ઉતારવાનું હોય તેમ, અનેક છાપાંઓમાં પૈસા ખરચીને અકાદમી જાહેરાતો છપાવે ત્યારે તો હદ વળી ગઈ. પૈસાનો દુર્વ્યય જ નહીં, લેખકને બદનામ કરવાનો આ બાલિશ પ્રયાસ નથી શું ?

વડોદરા ૫-૨-૮૬

લિ. ભોગીભાઈ ગાંધી

## ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમી લેખકોનું સન્માન કરવા માટે છે કે અપમાન કરવા ? | —રઘુવીર ચૌધરી

**શ્રી ભોગીલાલ ગાંધીની નિખાલસતાની કદર કરીને ઈનામોના નિયમો વધુ સ્પષ્ટ કરવાની જરૂર હતી એને બદલે સાચું બોલવા બદલ એમને સજા કરવાનો માર્ગ પસંદ કરવામાં આવ્યો.**

કોઈ ગુજરાતી સાહિત્યકારની વિરુદ્ધ રાજ્ય સરકારના કોઈ જવાબદાર ઘટકે જાહેરખબર આપી હોય એવું આ લખનારની જાણમાં નહોતું પણ ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમીએ એક સનિષ્ઠ સાહિત્યકાર અને ગુજરાતના અગ્રણી બૌદ્ધિક શ્રી ભોગીલાલ ગાંધીની વિરુદ્ધ અમદાવાદનાં ત્રણ દૈનિકો ગુજરાત સમાચાર, સંદેશ અને લોકસત્તા-જનસત્તાના પહેલે પાને ડબલ કોલમમાં જાહેરખબર છપાવીને એક સાથે અનેક વિક્રમ સ્થાપ્યા છે.

શક્ય છે કે બીજા દૈનિકોમાં પણ આ જાહેરખબર

* આ પછી લેખકે શ્રી. ગાં ઉપરના ત્રણ આક્ષેપો અને તેના શ્રી.ગા એ આપેલા મુદ્દાવાર ખુલાસા રજૂ કરીને, પોતાને આ ખુલાસા સ્વીકાર્ય લાગે છે એમ જણાવ્યું છે

છપાવી હોય. પણ ઉપર્યુક્ત ત્રણ દૈનિકોમાં તો આ લખનારે વાંચી છે અને ભાવતાલની જે કંઈ માહિતી છે એ પ્રમાણે અંદાજ મૂકતા દસથી અગિયાર હજાર ખર્ચ થાય. રાજ્યની અકાદમીએ ઉમાશંકર જોશીનું સન્માન કરવા માટે અગિયાર હજારની રકમ તૈયાર રાખી હતી. કહે છે કે સુન્દરમનો સન્માન-સમારંભ થયો એમાં ટેબલ ઉપર અગિયાર હજારની નોટો મૂકવામાં આવી હતી. એ જોઈને શ્રી કાંતિ ભટ્ટ જેવા પત્રકારે લેખ લખ્યો હોત અને હસમુખ ગાંધી જેવા તંત્રીએ અગ્રલેખ લખ્યો હોત ખેર ! એ મનોરંજક ઘટનામાં કવિવર સુન્દરમનો પણ ફાળો હોઈ શકે. અહીં તો અગિયાર હજારની રકમનો પ્રશ્ન છે. જે રકમ સ્વીકારવાની ઉમાશંકર જોશીએ ના પાડી એ વાપરી નાખવી જરૂર હોય તો ઉમાશંકરની વિરુદ્ધ વાપરવી જોઈતી હતી ભોગીલાલ ગાંધીને વગોવવા એનો ઉપયોગ વાજબી ન ગણાય.

અગિયાર હજારના સન્માનનો અસ્વીકાર કરવા માટે ઉમાશંકરે જે મુદ્દા ઊભા કર્યા છે એ કાયમી મહત્ત્વના હોઇ ભવિષ્યમાં એની ચર્ચા થાય તોપણ મોડું નહિ થાય. પણ જે વાચકોને શ્રી ભોગીલાલ ગાંધીની સચ્ચાઈમા અને માનવતાવાદી દૃષ્ટિમા વિશ્વાસ હોય એમણે ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમીના સૂત્રધારો પાસે સ્પષ્ટતા માગવી જોઈએ.

ઉમાશંકરે ઊભા કરેલા મુદ્દાઓના સમર્થનમા ભોગીભાઈએ બે ઇનામોની અગાઉ સ્વીકારેલી રકમ રાજ્ય અકાદમીને પાછી મોકલી એ અંગે છાપાજોગ નિવેદન કર્યું જે લોકસત્તા-જનસત્તા વ્યવસ્થિતરીતે છપાયુ અકાદમીના મહામાત્રને ભોગીભાઇના નિવેદનમા વિગતદોષ કે વિરોધાભાસ લાગતાં હોય તો એમણે નિવેદનરૂપે ખુલાસો કરવો જોઈતો હતો. એ જરૂર છપાત. અને ધારો કે જનસત્તા-લોકસત્તા ભોગીભાઈનુ પક્ષકાર હોય અને રાજ્ય અકાદમીનું વિરોધી હોય અને એ કારણે મહામાત્ર શ્રી હસુભાઈ યાજ્ઞિકનું નિવેદન છાપવા તૈયાર ન હોય તો એ પછી જ જાહેરખબરનો આશ્રય લઈ શકાય અને એ દૈનિક જાહેરખબર ન છાપે અને એ બદલ એની સામે કાયદેસર પગલાં લેવા શક્ય ન હોય તો પછી ત્રીજા દૈનિકનો આશ્રય લઈ શકાય. પણ અહીં તો ભારે ઉતાવળ અને ઉડાઉ ખર્ચ કરવામા આવ્યું છે.

ઉડાઉ ખર્ચ પણ અપવાદરૂપે નિર્દોષ હોઈ શકે કામી તોફાનો અટકાવવા માટે સરકાર આવું ખર્ચ કરે તો એની ઉપયોગિતા સ્વીકારી શકાય પણ અહીં તો કોઈ પણ રીતે બચાવ કરી શકાય એમ નથી.

હું ભોગીભાઈને છેલ્લા બે દાયકાથી નજીકથી ઓળખું છુ. એમણે વિચારસરણી ખાતર કેટલું વેઠ્યુ છે એ હું જાણું છું. છેલ્લા કેટલાંક વર્ષોથી એમની તબિયત ઘણી નાજુક રહે છે છતા એમની વૈચારિક ગડમથલ ચાલે છે લેખનનો પરિશ્રમ એમણે છોડ્યો નથી. સમાનતા અને સ્વતંત્રતાના મૂલ્યો સાથે એ કદાપિ સમાધાન કરે નહીં. એમની નિષ્ઠા અને સચ્ચાઇ, એમની સહનશીલતા અને કાર્યક્ષમતા આપણા દસ ટકા લેખકોમા હોય તો પણ આપણુ વિચારપ્રધાન સાહિત્ય અને આપણું સાહિત્યિક પત્રકારત્વ સમુન્નિત પામે

જાહેરખબરના આક્ષેપો અને ભોગીભાઈએ આપેલા ખુલાસા પરથી એક હકીકત એ ફલિત થાય છે કે ભોગીભાઈએ બે ઇનામ પરત કર્યાં હતાં, એક નહી.

'ઇસ્લામ' અંગેના બે હજારવાળા ઇનામની રકમ તો મહામાત્ર પાછી માગી શકે એમ નથી એમને વિવાદ ઊભો કરવા માટે જે આધાર મળ્યો છે એ તોલ્સ્તોય વિરોના પુસ્તકને મળેલા એક હજારના બીજા ઇનામને લગતો છે (સુભદ્રાબહેન જેનાં સહ-લેખિકા હતા) એ અનુવાદના વિભાગ અંગેની નિખાલસ તાની કદર કરીને ઇનામોના નિયમો વધુ સ્પષ્ટ કરવાની જરૂરી હતી પણ એમ ન કરતાં સાચું બોલવા બદલ ભોગીભાઈને સજા કરવાનો માર્ગ પસંદ કરવામાં આવ્યો!

આ વિવાદનો ફલિતાર્થ શો છે? જો પુસ્તકમાં અમુક ભાગ મૌલિક છે અને અમુક ભાગ અનુવાદિત છે એ બે જુદા જુદા બાઇન્ડિંગમાં પ્રગટ કરવામાં આવ્યું હોય તો? લેખકના નામે બે પુસ્તક ચઢયા હોત અને જીવનચરિત્રનું પુસ્તક સિરોર-એ થી પુષ્ઠનું હોય તો ઇનામપાત્ર ન બને એવો નિયમ નથી.

આમ, બે હજારનું પ્રથમ ઇનામ પરત કરવા અંગે અકાદમીના મહામાત્ર મુત્સદ્દીનું મૌન પાળે છે અને એક હજારના બીજા ઇનામ અંગેના વિવાદમાં આખી વસ્તુને આવરી લે છે. આમ એ હકીકત છુપાવીને વાત કરે છે. અને ભોગીભાઈના મૂલ્યનિષ્ઠ પગલા પર ગંભીર પ્રહાર કરે છે. આ વર્તન અંગે ઉદાસીન રહી શકાય નહીં'. કેમ કે ઉમાશંકર જોશીએ વ્યક્ત કરેલી દહેશત અકાદમીના મહામાત્રશ્રીએ સાચી ઠેરવી છે.

ભોગીભાઈને પત્ર મળ્યો હોય તો એ છાપ્યા વિના રહે નહી. એમ એ પોતે વિચાર-સ્વાતંત્ર્યમાં માને છે એમ વિરોધીના વિચારના સ્વાતંત્ર્ય માટે પણ ભોગ આપવા તૈયાર થાય એવું ઉદાત્ત માનસ ધરાવે છે. આવા સાહિત્યકારની જાહેર-ખબર દ્વારા વગોવણી થઈ શકે? શું રાજ્ય અકાદમી દુષ્કાળના વર્ષમાં આ રીતે પોતાની 'સ્વાયત્તતા' સિદ્ધ કરી રહી છે?

મારો પ્રશ્ન આ છે : 'ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમી લેખકોનું સન્માન કરવા માટે છે કે અપમાન કરવા માટે?

(જન્મભૂમિ-૧૩-૨-૮૬ માંથી ટૂંકાવીને)

## આવકાર્ય સૂચન

"અકાદમી ઉપરાંત પરિષદ એવોર્ડ–ઇનામો આપતી તમામ સાહિત્ય સંસ્થાઓને આથી સુધારણા અને પરિવર્તન માટેની તક મળી છે એમ માનીએ છીએ.

"એમની (ઉમાશંકરભાઈની) આ બળુકી ચેષ્ટાને અમે અકાદમી કે સરકારની વિરુદ્ધની નથી ગણતા.xxxઆમાંથી અમને એક પરિવર્તનકારી સાતત્ય આંદોલન પ્રગટે એની જ સ્પૃહા છેxxx

આના અનુસંધાનમાં અમે એક ચોખ્ખા સંયુક્ત જાહેર નિવેદનની અપેક્ષા કરીએ છીએ, જેમાં સાહિત્યકારોએ સહીઓ કરીને માગણી મૂકી હોય. એવી માગણી કે "જ્યાં લગી ગુજરાત સાહિત્ય અકાદમીને સ્વાયત્ત નહિ કરાય ત્યાં લગી અમે એનાં સ્થાન માન, ઇનામ, અકરામ, સહાય, એવોર્ડ અને કશાં કામ નહીં સ્વીકારીએ. વગેરે આવું નિવેદન શિક્ષણમંત્રીને અપાય અને એની જાહેરાત ગુજરાતના તમામ છાપાંઓ-સામયિકોમાં થાય."

—સુમન શાહ

(લોકસત્તા—સાપ્તાહિક ૨૩-૨-૮૬ લાંબા લેખમાંથી ઉતારો)

# વિશ્વમાનવ : સૂચિ : ડિસેમ્બર ૧૯૮૪ થી ડિસેમ્બર ૧૯૮૫

## અંક ૨૮૮ થી ૩૦૦

### લેખો :


| વિગત | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| **અવલોકન-પરિચય** | | |
| અડવાપચીસી ( કાવ્યસંગ્રહ : હરિકૃષ્ણ પાઠક ) | હરીશ વિ. પંડિત | ૪૯૯ |
| આવકાર ૧૦૮, ૧૧૧, ૧૨૩, ૧૩૨, ૧૩૭, ૧૪૮, ૩૩૪, ૪૦૦, ૪૧૪, ૪૪૮, ૪૮૯, ૪૯૩, ૫૦૭, ૫૨૪, ૫૨૯, ૫૩૬, ૫૪૪, ૫૪૯, ૫૫૨ | | |
| ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં નિરૂપિત નારી મહાભારતના વિશેષ સંદર્ભમાં એક અભ્યાસ ( ડૉ. મગનભાઈ ૨. પટેલ )નો પ્રવેશક | રસેશ જમીનદાર | ૧૨૪ |
| જગદીશ વ્યાસની કવિતાનો આસ્વાદ | દેવહુમા યાજ્ઞિક | ૧૩૬ |
| જળ મને વાગ્યા કરે ( નવલકથા · પરેશ નાયક ) | બારીન મહેતા | ૧૮૬ |
| દર્શક અધ્યયન ગ્રંથ વિમોચન વિધિ | ભારતી ૨. દવે | ૩૩૦ |
| સેમિનાર : | | |
| પત્રકારત્વની દુનિયામાં ડોકિયું | ડંકેશ ઓઝા | ૪૬૨ |
| પરંતુ ( કાવ્યસંગ્રહ વિનોદ જોષી ) | બારીન મહેતા | ૨૨૮ |
| એ લોકો તમને છેતરે છે ( ડૉ. કુવર ) | બાલકૃષ્ણ વૈદ્ય | ૩૫૫ |
| વાર્તાકાર ઝવેરચંદ મેઘાણી : લાક્ષણિકતાઓથી અંકિત મુદ્રા | રમણ સોની | ૩૧૩ |
| વિચારદર્શન (જ્ઞાનગોત્રી શ્રેણી ૨૩) | નીતિન વ્યાસ | ૧૪૪ |
| We The People (નાની પાલખીવાળા) | ડૉ. પ્રફુલ્લ દેવ | ૩૦૩ |
| સમુડી (લઘુનવલ : યોગેશ જોષી) | હરીશ વિ. પંડિત | ૩૧૯ |
| સુદૂરનું એ સંગીત (સ્વેતલાના)નો આસ્વાદ | સુભદ્રા ગાંધી | ૩૭૦ |
| સ્નેહ, સૌંદર્ય અને સૌજન્યથી છલકાતી (શેખાદમ આબુવાળાની) કવિતા | પ્રા. હરીશ વ્યાસ | ૪૦૫ |
| હનુમાનલવકુશમિલન (વાર્તાસંગ્રહ : ભૂપેશ અધ્વર્યુ) | રમેશ દવે | ૧૨૭ |
| **ફિલ્મ** | | |
| 'ખંડહર'માંથી ટપકતું જીવન | અભિજિત વ્યાસ | ૪૯૬ |

અર્થકારણ :


| | | |
|---|---|---|
| કાળું નાણું | વાડીલાલ ડગલી | ૪૮૭ |
| નવી કાપડ નીતિ: સાચું સ્વરૂપ | ચુનીભાઈ વૈદ્ય | ૪૮૮ |
| પૂર્વદર્શન. આર્થિક માળખામાં મહાપરિવર્તન | એલ્વિન ટોફલર<br>અનુ ભુવનેશ ઓઝા | ૨૧૩ |
| ભવિષ્યમાં કામ કેવી રીતે ગોઠવશો ? | એલ્વિન ટોફલર<br>અનુ ભુવનેશ ઓઝા | ૨૯૮ |
| ટ્રસ્ટીશિપ : ગાંધીજીના વિચારો | | ૪૦૧ |
| ટ્રસ્ટીશિપ: સાકાર સ્વરૂપ આપવા અભિનવ પ્રયોગ | તુલસી બોડા | ૩૯૫ |


ચિંતન


| | | |
|---|---|---|
| આત્મવિદ્રોહનું વિજ્ઞાન | શિશિરકુમાર ઘોષ<br>અનુ મનોજ ઓઝા | ૧૫૭ |
| આધ્યાત્મિકતા અને બૌદ્ધિકતા | બાલકૃષ્ણ વૈદ્ય | ૨૦૭ |
| કમ્પ્યુટર ગુનાઓ | ટી અનન્તાચારી<br>અનુ. પ્રા. હરીશ વ્યાસ | ૪૫૪ |
| કેપ્રાની પ્રુવોક્તિઓ | ફ્રિત્જોફ કેપ્રા<br>અનુ. મનોજ ઓઝા | ૨૯૫ |
| દબાણ જૂથો અને ભારત-અમેરિકાની રાજ્યપદ્ધતિ | જી. ગોપાલ રેડ્ડી<br>અનુ ડૉ. હરીશ વ્યાસ | ૧૬૭ |
| પક્ષપલટા વિરોધી કાયદા : રોગ અને ઇલાજ | દિનેશ શુક્લ | ૧૭૭ |
| 'પ્રારબ્ધ' અને સંભવિતતાનો સિદ્ધાંત | જિતેન્દ્ર જોબનપુત્રા | ૩૮૪ |
| બૌદ્ધિક કમાલિયત | લાલા હરદયાલ<br>અનુ પ્રફુલ્લ રાવળ | ૫૩૭ |
| ભારતમાં ફાસીવાદ અનિવાર્ય છે ? | પીતાંબર ગુપ્તા<br>અનુ હરીશ વ્યાસ | ૧૨૧ |
| ભારતીય સમાજવાદ માર્ક્સવાદથી ગાંધી તરફ ? | વિશ્વનાથ ટંડન<br>અનુ. પદ્મા ભાવસાર | ૪૨૪ |
| ભાવાતીત ધ્યાન : 'સંઘટિત ક્ષેત્ર'ની તકનિક | બ્રિજેશ ખિંડારિયા<br>અનુ. મનોજ ઓઝા | ૪૧૧ |
| મનુષ્ય અને તેનું જગત, એક વૈચારિક સ્વૈરવિહાર | સિદ્ધાર્થ ન ભટ્ટ | ૩૬૫ |
| મહાત્મા ગાંધીનો કેળવણીનો આદર્શ | | (અંક:૨૯૮) |

| | | |
|---|---|---|
| માનવ—એક અદ્દભુત ઘટના | કાંતિ શાહ | ૧૧૩ |
| મૃત્યુ : અગમ્ય આયોજન | એમ. એલ. કોઠારી અને લોપા મહેતા અનુ. મનોજ ઓઝા | ૩૭૯ |
| રાજકીય શિક્ષણ : મતદારો અને નાગરિકોનું | દિનેશ શુક્લ | ૫૧૫ |
| રાષ્ટ્રનું વિશેષ શીલ | રમેશ થાપર અનુ. યશવંત ત્રિવેદી | ૨૧૭ |
| લોકચળવળો અને લોકભાગીદારી | દિનેશ શુક્લ | ૬૫ |
| વધારે સમવાયી રાજ્ય-વ્યવસ્થાની દિશામાં | રમેશ થાપર અનુ યશવંત ત્રિવેદી | ૪૫૯ |
| વિકલ્પોની ખોજમાં : સ્વાયત્તતા વિનાની લોકશાહી | રમેશ થાપર અનુ. યશવંત ત્રિવેદી | ૩૬૧ |
| શિક્ષણ અંગે બે મુદ્દા | નરેશ ઉમરીગર | ૧૩૯ |
| સાંખ્ય અને નીતિમીમાંસા | આ નીતિન જે વ્યાસ | ૪૮૨ |
| સ્વાધીનતા એટલે શું ? | રાજમોહન ગાંધી (સંકલન : સુભદ્રા ગાંધી) | ૪૪૪ |
| રાજકારણ | | |
| અનામત : કેટલાંક પ્રસ્તુત પાસાઓ | ભોગીભાઈ ગાંધી | ૨૫૬ |
| અનામત : સમાધાનના મુખ્ય મુદ્દા (તા. ૯-૫-૮૫) | | ૨૬૬ |
| અનામત : બંધારણીય માર્ગદર્શન | | ૨૬૭ |
| અનામત : સાચી પરિસ્થિતિ | | ૨૭૦ |
| અનામત : વિવિધ પંચોની ભલામણ અને વાસ્તવિકતા | બાબુભાઈ જ. પટેલ | ૨૭૧ |
| અનામત : સર્વોચ્ચ અદાલતના ન્યાયમૂર્તિઓનાં મંતવ્યો | | ૨૭૩ |
| અનામત : સૌ મૌલિક યોગદાન કરે | વિમલાબેન ઠકાર | ૨૭૪ |
| અનામત આંદોલન : સર્વાંગી ન્યાયની દિશા | ભોગીભાઈ ગાંધી | ૨૭૫ |
| અનામતનો ઉકળાટ | મનુભાઈ પંચોળી | ૨૭૭ |
| અનામત : નૈતિક સાહસિકતાની દિશાનો અલ્પતમ કાર્યક્રમ | ઉપેન્દ્ર બક્ષી અને યશવંત શુક્લ | ૨૭૯ |
| અનામત : અંગે પત્રો | બાબુભાઈ જ. પટેલ | ૨૮૨ |
| અનામત આંદોલનનાં ઊજળાં પાસાં | | ૨૮૫ |
| વિશિષ્ટ ઉદ્ગારો | | ૨૮૬ |
| અનામત : | ભોગીભાઈ ગાંધી | ૩૩૫ |

| | | |
|---|---|---|
| | પ્રા. સુરેશ જોષી | ૩૩૮ |
| | ગોવિંદભાઇ રાવળ | ૩૩૯ |
| | નાગરિક સંગઠન | ૩૪૦ |
| | ભોગીભાઈ ગાંધી | ૪૪૨ |
| આડંબર અને વાસ્તવિકતાનો ભેદ | મધુ મહેતા | ૪૯૦ |

ઇંદિરાજી : વિલક્ષણ પ્રતિભા (અંક ૨૯૮)

| | | |
|---|---|---|
| ઇંદિરાજીથી રાજીવ - વિલક્ષણ વિદાય અને પ્રવેશ | ભોગીભાઈ ગાંધી | ૧ |
| ઇંદિરાજી=પ્રતિભા શૈલી | ભોગીભાઈ ગાંધી | ૪ |
| શોધ સમસ્યા - નવો વળાંક | ગિરધર એન તલાટી | ૩૩ |
| કાર્ટુન | A+B+ પૃ. 1–20 | |
| હિંસક ઘટનાઓની ભીતરમાં | દિનેશ શુકલ | ૬૧ |
| કટોકટી=પાછું વાળીને જોતા | દિનેશ શુકલ | ૪૧૫ |
| ગુજરાતમાં રાજ્યનું બદલાતું સ્વરૂપ | પ્રા. પ્રવીણ ન શેઠ | ૪૦૮ |

ચૂંટણીની પૂર્વસંધ્યાએ ઉમેદવારો પાસે અપેક્ષાઓ

— ડી ટી લાકડાવાળા ૭૩, — વી એમ. તારકુંડે ૭૪, — અસગર અલી એન્જિનિયર ૭૫, — મીનુ મસાણી ૭૭

મત કોને આપશો ?

— રજની કોઠારી ૭૮, એમ. વી કામથ ૭૮,
— રામમૂર્તિ ૭૯, સર્વપક્ષી સંમેલન ૮૩

| | | |
|---|---|---|
| આઠમી લોકસભાની ચૂંટણી - ભીતરમાં ડોકિયું | દિનેશ શુકલ | ૮૪ |

પરિણામોનું પૃથક્કરણ

—અટલબિહારી બાજપેયી ૯૬, — ચંદ્રશેખર ૯૬,
—એસ. એચ શેઠ ૯૭, —યતીશકુમાર ૯૮, —મનુભાઇ પંચોલી ૯૯

પ્રામાણિક રાજીવની ઊર્મિલ આકાંક્ષાઓ

—સુખી કરંજિયા ૧૦૫, —પ્રા પ્રવીણ શેઠ ૧૦૫,
—પ્રેમશંકર ઝા ૧૦૬, —કે. સી ખન્ના ૧૦૬, —શ્યામલાલ ૧૦૬,
—સ્વામીનાથન એસ. આયર ૧૦૬,
—જ્યોર્જ વર્ગિઝ ૧૦૭, —સુચી સહાય ૧૦૭,
—સ્ટેટસમેન ૧૦૮, —એન સી મેનન ૧૦૮.

| | | |
|---|---|---|
| ક્રાંતિ કવિ મોલોઈની શહાદત | પ્રકાશ શાહ | ૫૧૩ |

(આંતરરાષ્ટ્રીય રાજકારણ)

## કવિતા


| | | | |
|---|---|---|---|
| આહમદ મકરાણી | ૧૯૨ | બારીન મહેતા | ૧૯૩ |
| ઇન્દુ પુવાર | ૪૩૭ | ભરત યાજ્ઞિક | ૧૯૧ |
| ચીનુ મોદી | ૪૬૬ | મધુર આનંદ | ૧૯૫-૬ |
| ચંદુ મહેરિયા | ૧૯૭ | મનહર જાની | ૧૮૯-૯૦ |
| ચંદ્રકાંત દત્તાણી | ૩૯૩ | મનીષ પરમાર | ૧૯૨ |
| ચંદ્રકાંત શેઠ | ૩૧૧-૨ | યજ્ઞેશ દવે | ૪૪૧ |
| જનક નાયક | ૩૯૩ | રજની શાહ | ૪૬૬-૭ |
| જયંતી એન. મકવાણા | ૧૯૩ | રમણ વાઘેલા | ૧૯૭ |
| ઝવેરચંદ મેઘાણી | ૩૯૪ | શેખાદમ આબુવાલા | ૩૯૩ |
| દલપત ચૌહાણ | ૧૯૪ | શૈલ | ૪૬૬ |
| દ્વારકેશ વ્યાસ | ૪૪૨ | હરીશ ધોબી | ૪૬૬ |
| નલિન રાવળ | ૪૪૦ | હર્ષદેવ માધવ | ૧૯૨ |
| નલિની પ્રહ્મભટ્ટ | ૪૬૭ | | |


## લલિત સાહિત્ય


| | | |
|---|---|---|
| અધખુલ્લી બારી | ઊર્મિલા ઠાકોર | ૧૯૮ |
| કળિયુગનો આદમી | સુભદ્રા ગાંધી | ૫૦૪ |
| કૂવામાં તે હવાડામાં | સુભદ્રા ગાંધી | ૪૬૮ |
| ખિસકોલી | રાજુ પટેલ | ૪૯૪ |
| તમે પણ....! ? | હરિત પંડ્યા | ૧૩૮ |
| પથ્થર થર થર ધ્રૂજે | શ્રદ્ધા ત્રિવેદી | ૪૩૪ |
| ફૂંક વાગે તો બંસી | શ્રદ્ધા ત્રિવેદી | ૧૩૩ |
| ભામતી | કાંતિ બી ફેજાભગત<br>(સંકલન કિશોરકાંત ઓઝા) | ૮૦૨ |
| મકનજી લેસું | રમેશ ર. દવે | ૪૭૨ |
| હાથરૂમાલ | યુનોસુકે આકુટાગાવા<br>અનુ. હેમાંગિની શાહ | ૨૩૪ |
| હમ એથેન્સ હૈં | | |
| સાયેરા ઈસ્સાની નજરે | સુભદ્રા ગાંધી | ૨૨૦ |
| સ્વરાજદર્શન | સુભદ્રા ગાંધી | ૫૫૦ |
| સ્વેતલાના | સુભદ્રા ગાંધી | ૩૦૭ |


## વ્યક્તિવિશેષ


| | | |
|---|---|---|
| એની બેસન્ટ–સત્યનાં પૂજારી | રસેશ જમીનદાર | ૫૨૫ |

| | | |
|---|---|---|
| તાલ્યાના તોલ્સતોય | તાલ્યાના આલ્બ્રટીની<br>અનુ. હેમાંગિની શાહ | ૫૪૫ |
| **વિભૂતિવંદના** | | |
| કિશોરલાલ મશરૂવાળા | ચંદ્રકાંત શેઠ | ૫૩૦ |
| નર્મદાશંકર દેવશંકર મહેતા | ,, ,, | ૨૨૫ |
| રસ્કિન | ,, ,, | ૧૬૨ |
| રામકૃષ્ણ પરમહંસ | ,, ,, | ૪૪૯ |
| શ્રીમદ્ રાજચંદ્ર | ,, ,, | ૨૯૧ |
| હેનરી થોરો | ,, ,, | ૩૪૭ |
| હેલન કેલર | ,, ,, | ૪૩૦ |
| **અંજલિ : સંભારણાં** | | |
| આઈ. પી. દેસાઈ. | પ્રો. પ્રિયવદન પટેલ | ૨૦૨ |
| ઇંદુબેન શેઠ | પ્રા હરીશ વ્યાસ | ૨૪૮ |
| એ. જે શાહ, ડૉ. | | ૧૪૧ |
| કાંતિલાલ ત્રિવેદી | કમળાશંકર પંડ્યા | ૩૨૭ |
| ,, ,, | ભોગીભાઈ ગાંધી | ૩૨૮ |
| ગોરધનભાઇ મોતીભાઈ પટેલ | ડૉ. હરીશ વ્યાસ | ૫૪૨ |
| જમનાશંકર પંડ્યા | ડૉ. હરીશ વ્યાસ | ૫૪૩ |
| જુગતરામ દવે | યોગેન્દ્ર વિ. ભટ્ટ | ૨૩૯ |
| ,, ,, | એનાઈ ફાઉન્ડેશન | ૨૪૮ |
| ,, ,, | ધીરુભાઈ મ. દેસાઈ | ૩૬૩ |
| જે મો. દીક્ષિત | ભોગીભાઇ ગાંધી | ૨૫૮ |
| દાદા ધર્માધિકારી | ભોગીભાઈ ગાંધી | (અંક ૩૦૦) |
| ,, ,, | 'ભૂમિપુત્ર'માંથી | (અંક ૩૦૦) |
| નટવરલાલ પરીખ | કમળાશંકર પંડ્યા | ૧૪૨ |
| મૂળશંકર ભટ્ટ | નીરુભાઈ દેસાઈ | ૨૦૪ |
| રણછોડભાઈ પટેલ | વસંતભાઈ લાખાણી | ૨૫૦ |
| ,, ,, | નીતિન વ્યાસ | ૨૫૧ |
| ,, ,, | પુષ્કરભાઈ ગોકાણી | ૩૨૪ |
| વિનોબા ભાવે | વસંત નારગોલકર<br>અનુ. મીરા ભટ્ટ | ૪૭૭ |
| વિષ્ણુ દા માવળંકર, | ડૉ. જ્યોતિભાઈ દેસાઇ | ૫૩૯ |


## પ્રકીર્ણ


કાકરાપાડ અણુવિદ્યુત મથકની અવેજી

ગરીબીગ્રાથા ગુજરાતની ૩૦૨
ગુજરાતના શાસનની તવારીખ ૩૪૬
જેઈન પેન પદ્ધતિપ્રમાણે કંપોસ્ટ બનાવવાની રીત ૫૧૧
ધન્યવાદ : ગુજરાત ૩૭૮
ધન્યવાદ=પંજાબ ૩૭૮
નહેરુયુગનાં કેટલાક કદમ ૮૭
'પારિતોષિક' અંગે નિખાલસ નોંધ (ભોગીભાઈ ગાંધી) ૪૭૦
લેખક–પ્રકાશકોને હાર્દિક અપીલ ૧૦૧
'વિશ્વમાનવ' સૂચિ ૧૯૮૪ (ગિરધર તલાટી) ૧૪૯
સૂર્યશક્તિનું વીજળીમાં રૂપાંતર (અશ્વિન જાની) ૫૧૪



* સચેત અસ્તિત્વ અને ધર્મ : દયા/કૃષ્ણ (અનુ. મનોજ ઓઝા) ૪૯
* જ્વાળામુખી પર આસન · શ્રીમતી માલતી જયકુમાર (અનુ. શ્રી યશવંત ત્રિવેદી) ૫૩
* પૃથ્વી બહારનું જીવન . સી. રાધા કૃષ્ણન (સહાયક તંત્રી સાયન્સ ટુડે) (અનુ બાળકૃષ્ણ વૈદ્ય) ૫૭
* કાવ્યગુચ્છ : સંપાદક : યોગેશ જોષી ૬૩
* સ્વર્ગની સગોલગ . મૈત્રેયીદેવી (અનુ. નગીનદાસ પારેખ) ૬૬
* લોકશાહીની પારાશીશી ૮૨
* સ્વાયત્તતાનો મર્મ : દિનેશ શુક્લ ૮૮
* ઊહાપોહ ૯૧
* વાર્ષિક વિષય સૂચિ ૧૦૨

૩૦૩
માર્ચ-એપ્રિલ
૧૯૮૬

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા અંગેનું માસિક


| | | |
|---|---|---|
| ૨૯ મા વરસે . . . . . . | ભોગીભાઈ ગાંધી | ૧૦૯ |
| વિજ્ઞાન અને અધ્યાત્મ . . . . . | ડૉ. સ. પૂરનસિંગ (અનુ. બાલકૃષ્ણ વૈદ) | ૧૧૧ |
| દશાંશચિહ્નથી આગળ . . . . . . . . . | અરુણકુમાર પાડી | ૧૧૫ |
| અનેગ 'આતમરામ' ની આત્મકથા...... | પુ. ગ. માવળંકર | ૧૧૯ |
| વિકેન્દ્રીકરણનું વિકેન્દ્રીકરણ . ... . ...... | રમેશ થાપર (અનુ. યશવંત ત્રિવેદી) | ૧૨૮ |
| વિશ્વશાંતિ અને કૃષ્ણમૂર્તિ. . . | ડૉ. સાવિત્રી વ્યાસ | ૧૩૨ |
| કેન્દ્રીય અંદાજપત્ર (૧૯૮૬-'૮૭)ની દિશા....... | બાબુભાઈ જ. પટેલ | ૧૩૪ |
| પુસ્તક-પરિચય 'નવા મૂલ્યોની શોધમાં'... | મીરા ભટ્ટ | ૧૩૯ |
| વિભૂતિવંદના . ગુરુ નાનક.. . . ... | ચંદ્રકાન્ત શેઠ | ૧૪૭ |
| ઊહાપોહ | | ૧૫૭ |


તંત્રી ભોગીભાઈ ગાંધી
સંપાદક . દિનેશ શુક્લ
છૂટક નકલ - બે રૂપિયા, વાર્ષિક લવાજમ વીશ રૂપિયા

# પોસ્ટ ઑફિસ
# ટાઇમ ડિપૉઝિટ

# ૧૧½%

## પાંચ વર્ષની ડિપોઝિટ પર આકર્ષક વ્યાજ

| હવે સુધારેલા વ્યાજના આકર્ષક દરો. (તા ૧૦/૫/૧૯૮૫ થી અમલમાં) | |
|---|---|
| વર્ષ | દર |
| ૧ | ૯½% |
| ૨ | ૧૦% |
| ૩ | ૧૦½% |
| ૫ | ૧૧½% |

- અર્ધવાર્ષિક ધોરણે વ્યાજની ગણતરી.
- અન્ય માન્ય જામીનગીરી સહિત આવકવેરા ધારાની કલમ ૮૦-એલ હેઠળ રૂ ૭,૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્ત

વિશ્વમાનવ
સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ
[સ્થાપના : જાન્યુ ૧૯૭૦]

**ઉદ્દેશ** : ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવી

**પ્રયાસ** : વિશ્વની વિવિધ સાંસ્કૃતિક મથામણો અને પુરુષાર્થોનો પરિચય કરાવવો,

**પ્રવૃત્તિ** : જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી.





## ૨૯ મા વરસે—

'વિશ્વમાનવ'ની અંગત વાત, મોટે ભાગે સોળ વરસ અગાઉ (૧૯૭૦ જાન્યુ–ફેબ્રુ)માં કરી હતી તેમાં જે એકરાર કર્યો હતો તે આજેય દોહરાવું તો, આરંભથી આ સામયિકનો પિંડ મારી વ્યક્તિગત મથામણના માધ્યમ તરીકે બંધાયો છે, અને હજી હમણાં સુધી એક વ્યક્તિની ધૂન પર–તર્કનિષ્ઠ બૌદ્ધિક ચોકઠાથી શરૂ કરી, ગુહ્યજ્ઞાનના રહસ્યનિષ્ઠ અભિગમ લગીની ધૂન સુધી–એનું કાઠું ફેરવાતું રહ્યું છે. આથી, સ્વાભાવિક રીતે એનો પ્રચાર બહુ સીમિત રહ્યો છે, અને ક્લાસિકલ (પ્રશિષ્ટ!) સામયિકની સૃષ્ટિમાં તો તેની હસ્તી જ નહીં! પરંતુ, સદ્ભાગી કે નાનકડા વર્તુળમાંથી ય એને અનહદ હૂંફ મળતી રહી, જેના જોરે આજ લગી જીવી ગયું છે

–૧૯૫૮ થી ૧૯૬૬ 'વિશ્વમાનવ પ્રકાશન'ના નામે એ અંગત જવાબદારી પર શરૂ થયું ૧૯૬૭ થી ૧૯૬૯ રેખા પ્રકાશન અમદાવાદની ગોદમાં ઊછર્યું અને ૧૯૭૦ થી વળી પાછું વડોદરા આવી 'વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ' દ્વારા ૨૯મા વરસે પહોંચ્યું છે. આ દરમ્યાન એના સ્થાપક અધ્યક્ષ (ટ્રસ્ટી) પૂજ્ય જુગતરામકાકા તથા પરામર્શકોમાંના શ્રી ગગનવિહારીભાઈ અને શ્રી બબલભાઈની પ્રતિષ્ઠાનો લાભ આ મહોદયોના દેહવિલયને કારણે, ગુમાવ્યો છે, જો કે મુ. નગીનભાઈની અધ્યક્ષતાનો લાભ સદ્ભાગ્યે મળી રહ્યો છે. ને લાભ મળ્યો અને મળતો રહે છે તે આ મુરબ્બીઓની કેવળ મમતાના હિસાબે છે એય જાણું છું

હવે, ૧૯૮૬ના માર્ચથી 'વિશ્વમાનવ' અમદાવાદ જાય છે, એના મૂળમાં મુખ્યત્વે તો, સંપાદકીય–વ્યવસ્થાકીય આવશ્યક ચીવટાઈ પરત્વે, હમણાં હમણાં દેખાયા કરતી કમજોરી છે આથી સજાગ બની, વિ. મા. (સામયિક) બંધ કરી દેવાની તૈયારીએ પહોંચ્યો હતો અલબત્ત, મારા અંતરંગ સાથીઓ જો આ બોજ ઉપાડી લે તો તેમના હસ્તક સુપરત કરવાની લાલચ ઊંડે ઊંડે હતી, તેના જ ફળસ્વરૂપે આ અંક તમારા હાથમાં આવે છે જેમ, ૧૯૬૭–'૬૯ના ત્રણ વરસ દરમ્યાન વિમલભાઈ (શાહ), રઘુવીર (ચૌધરી) આદિ સ્નેહીજનોને વિ. મા. સોંપેલા, મને અમુક મુકરર પાના જાતે લખવા–લખાવી આપવાનો, અને સૂચનો કરતા રહેવાનો અવકાશ રહે, એ મોહ છૂટ્યો ન હતો તેવું જ આ વખતેય છે વળી, મારા સાથીઓએ મારા પ્રત્યેના સ્નેહાદરથી મારું નામ 'તંત્રી' તરીકે રાખ્યું છે અને લેખન–સંપાદનક્ષેત્રે આપસૂઝથી

# વિજ્ઞાન અને અધ્યાત્મ : મનનું મેઘધનુષ્ય — ડૉ. સંપૂરનસિંગ

વીતેલા સૈકાઓમાં પ્રાચીન મહર્ષિઓએ જીવનનું વિજ્ઞાન વિકસાવેલું, ભૌતિક અને માનસિક ઊર્જાઓને બાજુએ રાખીને અથવા એને ઓળંગી જઈને, 'ધ્યાન' દ્વારા પોતાની અંદર ઊતરીને એમણે સત્યના સ્વરૂપને શોધેલું. સત્યનું દર્શન થતાં એમણે જોયું કે એકત્વ જ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે અને પાળે-પોષે છે. એ એકતાને જ 'દિવ્યતા' કહી છે, 'વિશ્વચેતના' કહી છે, સંસ્કારમુક્ત ઊર્જા કહી છે, જીવનનું જે વૈવિધ્ય છે એ કોઈ રીતે એકતાનું વિભાજન નથી; વૈવિધ્યના શૃંગારથી જ જીવનની એકતા શોભે છે જીવન એક અને અવિભાજ્ય છે અખંડ પૂર્ણતા-અખિલાઈ છે. અને મનુષ્ય પોતે પણ સંક્ષિપ્ત વિશ્વ જ છે. અને વિશ્વના જેવી જ પૂર્ણતા-અખિલાઈ એનામાં રહેલી છે મનુષ્ય હાડમાંસનું માળખું નથી, અથવા સંસ્કારોનો પિંડ માત્ર નથી. પરંતુ એના ઊંડાણમાં એવી શક્યતા પડેલી છે, જેણે ફૂલની જેમ ઊઘડવાનું છે, અને પોતાના ઊંડાણનો આયામ (પરિમાણ) સમજવાનો છે. દરેક મનુષ્યની પાછળ અનંત આધ્યાત્મિક આયામ રહેલો છે જે શારીરિક અને માનસિક આયામોથી પર છે

ચેતના આરંભથી જ પદાર્થ (matter)માં પરોવાયેલી છે એને લીધે પદાર્થમાં અંતર્ગત પૂર્ણ વ્યવસ્થા હોય છે. ચેતના મૂળ છે અને પદાર્થ પરિણામ છે, ચેતના કારણ છે, પદાર્થ કાર્ય છે. પદાર્થમાં અંતર્ગત જે વ્યવસ્થા છે તે પદાર્થ નથી, એ તો શુદ્ધ ચેતના જ છે, શુદ્ધ અવધાન છે. ચેતના અનેક કક્ષાએ પ્રગટ થાય છે જુદા જુદા જીવોમાં ચડ-ઉતર ક્રમે તે પ્રગટ થાય છે. એથી આપણે ચેતનાની ચડ ઉતરક્રમે થતી આ અભિવ્યક્તિને સંસ્કારિત અંતર્ગત વ્યવસ્થા કહીએ છીએ આ સંસ્કારિત વ્યવસ્થાને જ બાહ્ય કક્ષાએ સંસ્કારિત મન કહી શકાય મન-વિચાર દ્વારા સંસ્કારિત અંતર્ગત વ્યવસ્થા જાણી શકાય, અથવા બહાર અને અંદરની બન્નેની બહિર્ગત વ્યવસ્થા પણ જાણી શકાય. પરંતુ, વિચાર ક્યારેય શુદ્ધ અંતર્ગત વ્યવસ્થાને જાણી ન શકે

વૈશ્વિક ચેતના એ શાશ્વત આધ્યાત્મિક સાતત્ય છે. સાતત્ય એ કહેવાય જે સતત હોય સાતત્યનું પરિચાયક લક્ષણ એ છે કે એના કોઈ પણ બે બિંદુઓને અલગ પાડતું જે અંતર છે તેને પણ અનંત સંખ્યામાં કલ્પિત સૂક્ષ્મ અંતરોમાં વહેંચી શકાય છે સાતત્યના પણ અનંત આયામો છે. એથી એ અવ્યાખ્યેય અને અનિર્ણિત જ રહે છે. સાતત્યમાં આવતા પ્રત્યેક અલગ અલગ સાતત્ય-બિંદુઓનો તેમાં સમાવેશ થાય છે. તર્કની દૃષ્ટિએ જોઈએ તો, એ પ્રત્યેક સાતત્ય-બિંદુ પણ અનંત શાશ્વતીનું પ્રતિનિધિ છે. પ્રકૃતિના નિયમો બધાં સાતત્ય-બિંદુઓ માટે એક સરખા જ હોય છે. પ્રત્યેક સાતત્ય-બિંદુ અખંડ, અવિભાજ્ય, પૂર્ણ છે.

ચેતન અને મનનો એક નમૂનો રજૂ કરીએ છીએ એ સાવ સત્ય ન હોય, પણ સત્યને વધુ સારી રીતે સમજવા માટે ઉપયોગી થશે એમ લાગે છે. વૈશ્વિક ચેતના, સંસ્કારમુક્ત ઊર્જા, મૂળભૂત

સહજ સ્પંદ, (fandamental Vibration) સહજ રચાતો પ્રકાશ કણ (incident photon) આ બધા સમાન તાલ (Same frequency) યુક્ત હોય છે, અને ચેતનશક્તિ અથવા પ્રકાશરૂપે સમાન કક્ષાએ સંબદ્ધ (Coherent–all waves are in phase) હોય છે. એ જ્યારે સ્મૃતિના અસ્થિર પદાર્થ સાથે અથડાય છે ત્યારે એમાથી વિકિરણ થતા સ્પંદોનો તાલ ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે, અસંબદ્ધ હોય છે, એને આપણે મંસ્કારિત–મન કહીએ છીએ. મન વિચાર રૂપે વ્યક્ત થાય છે અને વિચારની શ્વસવેદના રૂપે પણ વ્યક્ત થાય છે. દષ્ટાંતરૂપે આપણે મૂળભૂત સ્પંદને 'લેસર' કે 'મેસર' કિરણ સાથે સરખાવીએ. એ વિકિરણ થતા સ્પંદને 'કોમ્પટન ઈફેક્ટ' જે વિકિરણને ઉત્તેજે છે તેની સાથે સરખાવીએ. એ વિકિરણ પામતાં તરંગોની લંબાઈ વધારે છે. એથી એ તરંગો–સ્પંદોને ઓછા શક્તિપુંજ (Smaller quantam)ની જરૂર પડે છે. મનની પ્રત્યેક સાપેક્ષ સંબદ્ધ અવસ્થામા તાલ મંદ (Lower frequncy) હોય છે અને તરંગોની લંબાઈ વધારે હોય છે. એ બતાવે છે કે મૂળભૂત સ્પંદ કરતાં એનો શક્તિપુંજ ઓછો હોય છે. મૂળભૂત સ્પંદના તાલમાં વિકિરિત સ્પંદ કરતા શક્તિ વધારે હોય છે. મન અસંબદ્ધ વિકિરિત સ્પંદો અને વિકિરિત પ્રકાશકણોનું બનેલુ છે. એથી મનનું આંશિક અને ખંડિત સ્વરૂપ સમજાય છે.

વિકાસમા માણસ જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ એણે એની સહજવૃત્તિઓને મનોવૈજ્ઞાનિક વ્યક્તિત્વમાં પહોચાડી દીધી છે. એથી મનુષ્ય ભૂતકાળને વશ વર્તીને જીવે છે. ભૂત અને ભવિષ્ય વચ્ચે હિંચોળા લે છે. વર્તમાનને તે ક્યારેય સ્પર્શતો નથી. વર્તમાનકાળ તત્કાલ છે. એ શાશ્વત છે, દિવ્ય છે મૂળભૂત રીતે માણસનુ અધિષ્ઠાન દિવ્યતામા છે, પૂર્ણતામા છે, સમગ્રતામા છે. પરંતુ, ભૂતકાળની પકડને લીધે એનું અવધાન હમેશા અંશમાં જ વ્યક્ત થાય છે. વિકાસની સીડી બતાવે છે કે મનરૂપી મેઘધનુષ્યના બન્ને છેડા સુખરૂપ છે એક સાવ અચેતના અને બીજી પૂર્ણ, અથવા પરા ચેતના. માણસ એ બ નેની વચ્ચે છે. મનુષ્યનો અત્યંત અલ્પભાગ સચેતન છે. એનો મોટો ભાગ હજી અચેતન છે. મનુષ્ય અર્ધો પશુ છે અને અર્ધો દિવ્ય છે. જે અર્ધભાગ દિવ્ય છે એણે સમજી લેવુ જોઈએ કે એનું કેન્દ્ર અથવા સ્વત્વ–આત્માત્વ–વણુ ઊંડું છે. એ જ મૂળભૂત સ્પંદ છે. એ શુદ્ધ ચેતના છે. અને એનો જે પરિવેશ છે, એનો જે પરિઘ છે, એ ઊછળતો, વિકિરિત સ્પંદ છે, એ જ મન છે. એ વિકિરિત સ્પંદ એની પૃષ્ઠભૂમિકા છે. માનસશાસ્ત્રીય કાળનું એ પરિણામ છે. મન પોતે ભૂતકાળ છે અને પોતાનો પ્રક્ષેપ ભવિષ્યમાં પણ નાખે છે.

આધુનિક વિજ્ઞાને બતાવ્યુ છે કે પ્રકૃતિનુ વર્ણન કરવા માટે આપણે જે જે સંકલ્પનાઓ ઉપયોગમા લઈએ છીએ એ બધી મર્યાદિત છે. એ વાસ્તવિક નથી, પણ મનની સરજેલી હોય છે, નકશાનો ભાગ હોય છે—ધરતીનો ભાગ નહિ. મન જેને ભૌતિક તથ્ય તરીકે જુએ છે એ હકીકતમાં તો આપણી બુદ્ધિએ ઊભી કરેલી રચના છે, અથવા તે આપણુ પ્રત્યક્ષ વૈજ્ઞાનિક વિશ્વ (perceptual conceptual world) હોય છે. આપણે ઘણુંખરુ તો મનની સાપેક્ષ–સંબંધ અવસ્થાથી પરિચિત હોઈએ છીએ. મનની સાપેક્ષ–સંબંધ અવસ્થામા દ્રષ્ટા દશ્યને અસર કર્યા વગર જોઈ શકતો નથી. એથી દ્રષ્ટા અને દશ્ય પરિવર્તનના સાતત્ય રૂપે રહે છે. મૂળભૂત દષ્ટિએ બંને પરસ્પર સંબદ્ધ હોય છે. દ્રષ્ટા **પ્રકૃતિના ગતિપ્રવાહને કશીય અસર કર્યા વિના જોતો રહે 'એવું' હોતું નથી.**

તમે જ્યારે વિચાર કરતા હો છો ત્યારે એક પછી એક વિચાર અત્યંત ઝડપથી આવ્યા કરતા હોય છે. પણ એમા વિચાર કરનારો કે જોનારો હોતો નથી. આપણે જે અનુભવીએ છીએ એ

વાસ્તવિક તથ્ય હોતુ નથી પણ, જે પરિવર્તનો થતાં રહે છે એના, પડકાર સાથેની આપણી ક્રિયા, પ્રતિક્રિયા હોય છે. બાહ્ય દિક્ કાલ-સંરચનાનુ કણ-રૂપ બાહ્ય લક્ષણ અને 'આંતરિક બોધ'નું સ્પંદ રૂપ લક્ષણ પરસ્પર અભિન્ન અથવા એક બીજાને પૂરક એવા પાસા હોય છે વિચાર-કણ કણ રૂપે વર્તે છે કે સ્પંદ (તરંગ) રૂપે વર્તે છે એ આપણે કોના પર પ્રયોગ કરીએ છીએ એના પર આધાર રાખે છે. સ્પંદ (તરંગ) અને કણનું દ્વંદ્વ એ વિચાર સાથેની આપણી ક્રિયા-પ્રતિક્રિયાનું લક્ષણ છે. વિચારને સમજવા માટે બન્ને આવશ્યક છે.

વિજ્ઞાન વિચારની કક્ષાએ હવે ચોક્કસ રહ્યુ નથી વસ્તુલક્ષી અને આત્મલક્ષી બન્નેનો તફાવત જતો રહ્યો છે અણુથીય પૂર્વની કક્ષાના પદાર્થોની બાબતમા પણ એમ જ છે એણે ફરી આપણને આપણી જાત તરફ પાછા ફરવાની ફરજ પાડી છે અલબત્ત, આપણુ એ જ એક માત્ર ગંતવ્ય છે, જ્યા આપણે જઈ શકીએ પોતાનાં અધિષ્ઠાનને છોડીને કોઈ બીજે ક્યાય જઈ શકે નહિ. પોતાના સ્વભાવને, પોતાની ચેતનાને છોડીને દૂર જઈ શકે નહિ

મન જ બધા દુ:ખ, વેદના, કષ્ટો ઊભા કરે છે. માણસ આ દુઃખ-વેદનામાંથી મુક્ત થવા અને શાતિ તથા સુખમાં મહાલવા ઇચ્છે છે એથી એ મનના ગતિ-તંત્રનો અભ્યાસ કરે છે માણસને પોતાના મનને સમજવાનુ એક માત્ર સાધન એનુ પોતાનુ મન જ છે. એથી એ અવલોકનની કલા શીખે છે એ જ ધ્યાન-અવધાન છે સાપેક્ષ-સંબંધની અવસ્થામા માનસિક આઘાત-પ્રત્યાઘાતો મનને દોરે છે એથી મન ત્યારે અવધાનરહિત અને અસંવેદનશીલ હોય છે અવધાનમા એ અભિપ્રેત છે કે મન સાપેક્ષ સંબંધની અવસ્થાએથી સંપૂર્ણ વિરામની (મૌન) કક્ષાએ હનુમાન કુદકો (quantam Jump) લગાવીને બેસી જાય, જેથી ચેતના તટસ્થ સાક્ષી બની રહે સાપેક્ષ-સંબંધની અવસ્થાનુ મહોરુ પહેરીને બેઠેલો દ્રષ્ટા ત્યારે બાજુએ ખસી જાય છે અને અપરિવર્તનીય શુદ્ધ ચેતના કર્તાનુ સ્થાન લે છે કર્તા જે કંઈ જુએ છે તે પ્રતિક્રિયારહિત અવધાનપૂર્વક જૂએ છે અર્થાત્ મનોવૈજ્ઞાનિક આઘાત-પ્રત્યાઘાતો શમી જાય છે જો કે મન ઘટનાથી સભાન હોય છે, જે છે એનાથી સભાન હોય છે, પરંતુ મન ઘટનાનુ માત્ર સાક્ષી બની રહે છે એ દ્વંદ્વરહિત મનમાથી જ દર્શન-બોધ આવે છે અને સ્વયંસ્ફૂર્ત પ્રતિભાવો ઊઠે છે સંપૂર્ણ વિરામ (મૌન) ની અવસ્થામાં ઘર્ષણ કે પ્રતિકાર હોતા નથી. એથી માણસ એ અવસ્થામા શાતિ, સ્વતંત્રતા અને સુખમા મહાલે છે

મન અને મગજનુ યંત્ર જ્યા સુધી શરીર-મનની ક્રિયા-પ્રક્રિયામા રોકાયેલુ રહે છે અથવા અહં-કેંદ્રિત પ્રવૃત્તિમાં પરોવાયેલુ રહે છે, ત્યાં સુધી સતત શરીરનો સંઘાતક્ષય (entropy) વધતો રહે છે, અને વધતા વધતા સંપૂર્ણ સંઘાતક્ષય એટલે કે મૃત્યુની ભયજનક સીમા સુધી પહોચાડે છે મૃત્યુની સ્થિતિને ઉષ્માનો ગતિ વિરામ (thermodyamical equilibrium) અથવા સંઘાતક્ષયની ચરમ સીમા કહી શકાય એમાથી બચવા માટે, જીવતા રહેવા માટે આજુ-બાજુના વાતાવરણમાથી સંઘાતક્ષયની પૂર્તિ કરતા રહેવુ જોઈએ પરંતુ એ ત્યારે જ કરી શકાય, જ્યારે અહં-કેંદ્રિત પ્રવૃત્તિ વચમાથી બાજુ પર ખસી જાય અને પોતે ટકી રહેવા માટે અજ્ઞાત, સંસ્કારમુક્ત ઊર્જાના અમાપ મહાસાગરમાથી બળ મેળવવુ રહે 'નેગેટીવ એન્ટ્રોપી' બહુ વિચિત્ર શબ્દ છે એને બદલે વધારે સારો શબ્દ મૂકાવો જોઈએ શબ્દ એ જ રાખીને એની સાથે નકાર વાચક ચિહ્ન વાપરવું જોઈએ તો એ પોતે જ વ્યવસ્થાનુ માપ બની રહેશે આમ, મન ઘણી

ઊંચી કક્ષાની વ્યવસ્થાએ (સંઘાતક્ષયની અલ્પતમ અવસ્થાએ) જ સ્થિરતા પ્રાપ્ત કરે છે. ખરી રીતે તો, વિશ્વચેતનામાંથી જ સતત પુષ્ટિ પામતી એ વ્યવસ્થા છે.

તાજેતરના અભ્યાસોએ બતાવી આપ્યુ છે કે મનુષ્ય-મગજનો ડાબો ગોલાર્ધ ચેતના, ભાષા, પૃથક્કરણ અને અનુક્રમયુક્ત વ્યવહારો સાથે જોડનારી કડી છે. મગજનો જમણો ગોલાર્ધ ઉંમેશાં અંતઃપ્રેરણાવાળો ગણાય છે. માણસ જો સમગ્રતાનુ દર્શન વિકસાવે તો, સહેલાઈથી જોઇ શકશે કે પ્રકૃતિ જમણા ગોલાર્ધના વિકાસમા હનુમાન કૂદકો (quantum jump) લગાવશે, જેથી કરીને મનુષ્યજીવન અંતઃપ્રેરણાથી સમૃદ્ધ બનશે.

× સમગ્ર અસ્તિત્વ મનની અચેતન, ચેતન અને પરા-ચેતનાનુ એક મેઘધનુષ્ય છે. માણસ એ મેઘધનુષ્યની મધ્યમા છે. એટલે કે એ ચેતન કક્ષાએ છે. માણસ જો ચેતન કક્ષાએથી એટલે કે સાપેક્ષ-સંબંધની અવસ્થાએથી પરાચેતના (સંપૂર્ણ વિરામ-મૌન)ની અવસ્થાએ હનુમાન કૂદકો લગાવે તો એ સત્યનુ દર્શન પામી શકે. સ્વપ્નાવસ્થામા તમે જાગ્રતાવસ્થાનો નિષેધ કરો છો અને જાગૃતવસ્થામા સ્વપ્નાવસ્થાનો નિષેધ કરો છો. આમ જેનો નિષેધ થઈ શકે છે તે સત્ય નથી. એથી જાગૃતાવસ્થા કે સ્વપ્નાવસ્થા સત્ય નથી, દ્રષ્ટા સત્ય છે, દૃશ્ય નહિ. સ્વપ્નાનો પણ દ્રષ્ટા સત્ય છે, સ્વપ્ન નહિ. બલ્કે જાગૃત ચોકી એકાગ્રતા, અવધાન સચેતપણું, સાક્ષીભાવ સત્ય છે. એ જ રીતે સાપેક્ષ-સંબંધની અવસ્થાએથી સંપૂર્ણ વિરામ-મૌનની અવસ્થા સુધીની મનની ગતિ પણ દૃશ્ય, સ્વપ્ન, પદાર્થ (object) તરફથી દ્રષ્ટા, સ્વપ્ન જોનાર, કર્તા (subject), ચેતના પ્રત્યેની ગતિ છે. આથી માણસે મનને અનવધાનમાથી અવધાન પ્રત્યે, અસંવેદનશીલતામાથી સંવેદનશીલતા પ્રત્યે ગતિ કરતા શીખવવાનુ છે. અને પરમ-દ્રષ્ટા પ્રત્યે આગળ વધતા જ જવાનુ

બ્રહ્માંડની સમસ્યાઓ, વૈશ્વિક સમસ્યાઓ માનવ ચિત્તના આવા પરિવર્તન દ્વારા જ ઉકેલી શકાશે. આપણે જ્યારે માનવ ચિત્ત-મન-મગજરૂપી યંત્રની ગતિવિધિ તરફ વળીએ છીએ ત્યારે એના દ્વારા જીવનની સમગ્રતાનુ સન્માન કરીએ છીએ માણસના વિકાસની પરિપૂર્ણતા એટલે જ સાપેક્ષ-સંબંધની અવસ્થામા મનની એ ગતિવિધિને સમજવી. આ સમજણની મદદથી મન-મગજ રૂપી યંત્રને પણ ઉલ્લંઘી જઈ શકાશે. એટલે કે સાપેક્ષ-સંબંધની અવસ્થામાથી સંપૂર્ણ-મૌનની અવસ્થામા મન હનુમાન કૂદકો લગાવશે અને ત્યારે, સમગ્રતાનુ-અખિલાઈનુ અવધાન હોઈને માનવમાં રહેલી અનંત શક્યતા-પ્રજ્ઞાવસ્થા ઉદ્ઘાટિત થશે. જે માણસ જાતને સર્વનાશમાથી બચાવી શકશે.

અનુ. બાલકૃષ્ણ વૈદ્ય

'દશાંશ ચિહ્નથી આગળ' અરૂણકુમાર વાડી

ગયા વર્ષે બેંગ્લોર ખાતે 'ઇન્ડિયન એસોસિએશન ફોર ધ સ્ટડી ઓફ પોપ્યુલેશન'નું અધિવેશન મળી ગયું. અધ્યક્ષસ્થાનેથી અપાએલું શ્રી આશિષ બોઝનું પ્રવચન અત્યંત મનનીય હતું શ્રી બોઝે ભારતમાં વસતી અંગેની નીતિની કેટલીક મુક્ત ચર્ચા કરી છે ભારતના આયોજકો પર તેમણે આકરા પ્રહારો કર્યા છે, કડવી બાબતો કહી છે, જે કદાચ વિવાદાસ્પદ પણ હોઈ શકે, પરંતુ મનનીય જરૂર છે દેશનું કલ્યાણ જેમના હૃદયમા વસે છે, આર્થિક અને સામાજિક આયોજન જેમનો પ્રાણપ્રશ્ન છે, જેઓ પોતાને અર્થશાસ્ત્ર કે સમાજશાસ્ત્રના વિદ્યાર્થી ગણે છે, તે બધા માટે આ પ્રવચન એક આહ્વાન છે. આ અધિવેશનમા 'ઈ ૧૯૮૧ની વસતી ગણતરીનુ પૃથક્કરણ' એ, ચર્ચાનો મુખ્ય વિષય હતો, "હું વસતીના આકડાઓના પૃથક્કરણના વિવિધ પાસાઓ પર ઊચી કક્ષાની ચર્ચાની રાહ જોઉ છું ત્યારે, જો આપણી ચર્ચા નીતિના ગર્ભિત અર્થો પર પ્રકાશ ફેંકવામા નિષ્ફળ જશે તો મને નિરાશા થશે" એમ કહી તેમણે વક્તવ્યની શરૂઆત કરી. તેમની દષ્ટિએ 'વૈજ્ઞાનિક પૃથક્કરણ'નો આશ્રય લઈને નીતિ વિષયક બાબતો પર સેવાતુ મૌન એ માત્ર બૌદ્ધિક કાયરતા છે. તેમનુ માનવુ છે કે આપણા વસતીના અભ્યાસના નિષ્ણાતો (ડેમોગ્રાફર) વિદેશી સ્થાપિત હિતોના પ્યાદાં બનેલા છે. શ્રી બોઝ એમ દઢપણે માને છે કે આપણા નિષ્ણાતો 'દશાંશ ચિન્હથી આગળ' કશુ જોઈ શકતા નથી. તાત્પર્ય એ છે કે આ નિષ્ણાતો પૃથક્કરણની માયાજાળમાં એવા તો ગૂચવાઈ જાય છે કે ગૂચવી નાખે છે કે જેથી સામાજિક-આર્થિક આયોજન અને વિકાસના રાષ્ટ્રીય સદર્ભમા તેઓ કાઈ વિચારતા જ નથી. 'દશાશ ચિહ્નથી ભલે શરૂઆત કરો પણ તેમા અટવાઈ ન જાવ'-એવી ટકોર સાથે શ્રી બોઝ પોતના વક્તવ્યનો પ્રારભ કરે છે

વક્તવ્યના બીજા ભાગમા આકડાઓની મદદથી પચવર્ષીય યોજનામા કુટુબના કલ્યાણના લક્ષ્યાંકને મળેલી નિષ્ફળતાઓ તરફ શ્રી બોઝ ધ્યાન દોરે છે, 'છઠ્ઠી યોજનાઓમા કરદાતાઓના ભોગે, કુટુબકલ્યાણ માટે ફાળવેલા રૂ. ૧૦૧૦ કરોડનુ શુ થયુ ? રાષ્ટ્રજોગા પોતાના પ્રથમ પ્રવચનમાં પ્રધાનમંત્રી કુટુબકલ્યાણ જેટ્રી મહત્ત્વની બાબતમા મૌન કેમ છે ?' 'આપણે ઇતિહાસમાથી નોધ લઈશુ કે કેમ ?' 'આપણે સાચી રાહ પકડી છે કે કેમ ?' વગેરે પાયાના પ્રશ્નો શ્રી બોઝ અહી કરે છે. આગળ જતા પોતાના કેટલાક મહત્ત્વના તારણો તરફ તેઓ ધ્યાન દોરે છે તેઓ દઢપણે એમ માને છે કે મહદ્અશે આપણે વસતીના પ્રશ્નને પશ્ચિમના લોકોની આખો વડે જોતા આવ્યા છીએ. શરૂઆતથી જ કુટુબ નિયોજન યોજના વિદેશી નિષ્ણાતો (!) અને વિદેશની, નાણાકીય સહાય કરતી એજન્સીઓના પ્રભાવ હેઠળ રહી છે શ્રી બોઝ માને છે કે કદાચ શરૂઆતથી આમ નહી હોય, કારણ કે શ્રી પંડિત નહેરૂને આ સમસ્યાની સાચી સમજ હતી નહેરૂ કહેતા કે 'આ એક સમસ્યા નથી, પરંતુ ચાળીસ કરોડ સમસ્યાઓ છે' ટૂકમા, શ્રી નહેરુએ આને એક વિકાસની સમસ્યા તરીકે જોઈ ભારતનાં સર્વપ્રથમ સ્વાસ્થ્ય મંત્રી કુ. અમૃતકૌરે પણ કુટુબનિયોજનનુ કામ સાવચેતીપૂર્વક શરૂ કર્યું. શ્રી બોઝ કહે છે કે બર્થ કંટ્રોલની એક જબરજસ્ત આતરરાષ્ટ્રીય લોબી ભારતમા ઈ ૧૯૬૦થી અસ્તિત્વમા આવી શ્રી બોઝ તેને 'ઈન્ટરનેશનલ બર્થ કંટ્રોલ 'માફિયા' 'ના ટૂંકા નામે

ઓળખાવે છે. આ લોબીએ ભારતની નોકરશાહી પર એટલુ તો પ્રભુત્વ જમાવ્યુ કે એક તબક્કો એવો આવી ગયો કે જયારે આ વિદેશી નિષ્ણાતો અને એજન્સીઓને પૂછ્યા વગર નીતિ ઘડી શકાતી ન હતી. પ્રચાર (સામાન્ય રીતે ગંદા પોસ્ટરો દ્વારા), નાણાકીય પ્રોત્સાહન વગેરે પર ભાર મૂકાતો, લક્ષ્યાંકો નક્કી થતા. તેનુ એક માળખુ પણ ગોઠવાયુ શ્રી બોઝ કહે છે 'પ્રશ્ન પૈસાનો નથી, પ્રશ્ન વિચારોનો છે' વિદેશી વિચારધારાએ ભારતના સામાજિક સંદર્ભની ઘોર અવગણના કરી છે. જાહેરાતના અભિગમને લીધે ભારતીય મૂલ્યો અને લગ્નપ્રથાની પ્રતિષ્ઠા અંગેનો કોઈ ખ્યાલ કરવામા આવ્યો જ નહી એક અમેરિકન સમાજશાસ્ત્રી પ્રો. નિકોલસ જે. ડેમરેથ ભારતમા કુટુંબ નિયોજનના નિષ્ણાત તરીકે રહી ચૂકયા છે તેઓ તેમના પુસ્તક 'Why family planning failen in poor countries' મા લખે છે કે ગર્ભનિરોધની પદ્ધતિઓનો અતિરેક થાય છે–શ્રી ડેમરેથ જણાવે છે કે મનોવિજ્ઞાન અને સમાજશાસ્ત્રની પ્રેરણા ((motivation) ના પ્રચલિત સિદ્ધાંતોનો ઉપયોગ કરવાને બદલે કુટુંબનિયોજનના તાલીમ વર્ગોમા તેમની ઉપેક્ષા કરવામાં આવે છે. શ્રી બોઝ જણાવે છે કે આપણે આમ જ કરતા આવ્યા છીએ. કુટુંબનિયોજનનાં ગુણાત્મક પાસાંઓ તરફ ધ્યાન આપવાને બદલે આપણે યાંત્રિક રીતે તેના લક્ષ્યાંકોને પહોંચી વળવાની ગડમથલમા જ રહ્યા છીએ.

કુટુંબ નિયોજનમા માહિતી એકત્ર કરવાની વધુ પડતી હોશ એ પશ્ચિમી અસરનું પરિણામ છે. આના પરિણામે બે પ્રકારની મુશ્કેલીઓ સર્જાય છે

એક : સ્વાસ્થ્ય અને કુટુંબનિયોજનના સૌથી નાના એકમને સહન કરવું પડે છે, કારણ કે તેમનો મોટાભાગનો સમય પત્રકો ભરવામા બરબાદ થતો હોય છે; અને બે : નાણાકીય વર્ષના અંતે આકડાકીય માહિતીનો ગમે તેમ ઉપયોગ થતો હોય છે, અને અનુકૂળ પરિણામો લાવવાના પ્રયાસો થાય છે

શ્રી બોઝ જણાવે છે કે ભારતમા કુટુંબ નિયોજનના કાર્યમા રસ દાખવેલી અનેક આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ છે, જેમ કે, યુ. એન. એફ. પી. એ, યુનિસેફ, યુ. એસ. આઈ. ડી. એ. વગેરે ઉપરાંત યુ. કે., નોર્વે, જર્મનીની સંસ્થાઓ પણ આમા રસ લે છે. આવી દુઃખદ પરિસ્થિતિ માટે તેઓ દશાંશ ચિહ્નથી આગળ ન જોઈ શકનારા વસતીવિદ્યાવિદ્ (ડેમોગ્રાફર) ઉપરાત કેળવણીકારોને પણ જવાબદાર ગણાવે છે.

કુટુંબ નિયોજનના કાર્યક્રમને અગ્રિમતા આપવી જોઈએ એ બાબતનો સ્વીકાર કરીને શ્રી બોઝ જણાવે છે કે આ કાર્યક્રમને સફળ બનાવવા સતત પ્રયત્નશીલ રહેવુ જોઈએ. ૨૧મી સદીમા પ્રવેશતા પહેલા 'વૃદ્ધિનો દર' અને 'પ્રજનન નિયંત્રણ'ના મર્યાદિત લક્ષ્યમાંથી બહાર આવવુ પડશે. આપણી દૃષ્ટિ બીજી કેટલીક અગત્યની સમસ્યાઓ પર ફેરવવી પડશે, જેમકે :

(૧) શહેરીકરણને કાબૂમા રાખવુ; (૨) આતરિક અને આંતરરાષ્ટ્રીય સ્થળાંતરને નિયંત્રિત કરવુ. ખાસ કરીને બાંગ્લાદેશ અને પાકિસ્તાનમાથી થતુ ગેરકાનૂની સ્થળાંતર રોકવુ, (૩) સામાજિક તનાવ અને હિંસાને રોકવા, રોજગારીની તકો ઊભી કરવી. (૪) વસતીની પ્રાદેશિક અસંમાનતાઓને કાબૂમા રાખવી (૫) સ્વાસ્થ્ય અને કુટુંબનિયોજનના કાર્યક્રમોનુ યોગ્ય આયોજન કરવુ.

શ્રી બોઝ શહેરીકરણ અને પર્યાવરણની સમસ્યાઓને અગ્રિમતા આપે છે. તેઓ જણાવે છે કે આતરિક અને આતરરાષ્ટ્રીય સ્થળાંતર એ પણ મહત્વની સમસ્યા છે. તેઓ વધુમાં જણાવે છે

કે આપણે એમ માનીને શા માટે ચાલીએ છીએ કે સ્થળાંતર થતુ જ નથી ? ઈ. ૧૯૭૧–૮૧ના દાયકામાં બાંગ્લાદેશ તથા પાકિસ્તાનમાંથી (વાયા જમ્મુ–કાશ્મીર તથા રાજસ્થાન) ઘણું સ્થળાંતર થયું છે, જેમાનું મોટા ભાગનુ ગેરકાનૂની છે. શ્રીલંકામા કથળી રહેલી રાજકીય સ્થિતિને લીધે પણ ઘણા આશ્રિતો ભારત તરફ વળી રહ્યા છે તેવી જ સ્ફોટક સ્થિતિ નેપાળ સરહદ પરની છે આમ સ્થળાંતરની બાબતમા રાજકીય પરિબળ મહત્ત્વનું બન્યુ છે તેમને ભય છે કે પાકિસ્તાન, બાંગ્લાદેશ, શ્રીલંકા, નેપાળ જેવા પાડોશી રાષ્ટ્રોની નબળી આર્થિક, રાજકીય અને ડેમોગ્રાફિક સ્થિતિને લીધે વિદેશીઓનો કાનૂની અને ગેરકાનૂની પ્રવેશ ભવિષ્યમા વધશે રહેશે દેશમાનુ આતરિક સ્થળાંતર(ખાસ કરીને ગ્રામ્ય વિસ્તારોમાંથી શહેરી વિસ્તારમા) ઘણા તનાવો ઊભા કરી રહ્યુ છે શહેરોમા વધી રહેલા વસતીના ધસારાને કેવી રીતે ખાળવો, એ પણ આજનો એક વિકટ પ્રશ્ન થઈ પડયો છે.

તેમણે દર્શાવેલ બીજી એક સમસ્યા બેકારીને લગતી છે છેલ્લા બે દાયકાઓ દરમિયાનના ઊચા વૃદ્ધિ દરને લીધે આપણે મજૂરી, રોજગારી માટે એક નવો પુરવઠો ઊભો કર્યો છે .૨૧મી સદીમા આ નવી પેઢીને રોજગારી પૂરી પાડવાની જવાબદારી બહુ મોટી બનશે. આ પરિસ્થિતિ માટે 'બેરોજગારી' જેવા નિરાશાવાદી શબ્દનુ પ્રયોજન કરો કે પછી 'માનવસાધન વિકાસ' જેવો અદ્યતન પરિભાષાનો શબ્દ વાપરો, પરિસ્થિતિમાં ખાસ ફેર પડતો નથી એમ તેઓ જણાવે છે ભાર દઈને તેઓ આગળ જણાવે છે કે આ પ્રશ્નના સંખ્યાત્મક પાસાને બદલે તેના સામાજિક અને રાજકીય પાસા મહત્ત્વના છે. દા. ત , તાજેતરમા ગુજરાતમા થઈ ગયેલા અનામત વિરોધી આંદોલનને પણ સમસ્યાના એક સામાજિક પાસા તરફ ધ્યાન દોર્યું છે ત્યાર પછી, તેમની દષ્ટિએ ડેમોગ્રાફીની અસમાનતાઓ પણ ગંભીર છે. ભારતનાં વિવિધ રાજ્યોમા જન્મદર, મૃત્યુદર, સ્ત્રીઓમા શિક્ષણનો દર, સ્ત્રીઓની લગ્ન સમયની સરેરાશ ઉમર, દસવાર્ષિક વૃદ્ધિ દર, શહેરી વસતીનુ પ્રમાણ વગેરેમા ઘણી અસમાનતાઓ જોવા મળે છે શ્રી બોઝ જણાવે છે કે ડેમોગ્રાફીની દષ્ટિએ ઉત્તરપ્રદેશ, બિહાર, મધ્યપ્રદેશ અને રાજસ્થાન એ ભારતના સૌથી પછાત પ્રદેશો છે, અને તેમની તરફ વધુ ધ્યાન આપવુ જોઈએ પછી તેમણે પાચ પ્રકારના નિર્દેશાંકોનો ઉલ્લેખ કર્યો છે, જેને તેઓ આશાના નિર્દેશાંક કહે છે. તેઓ જણાવે છે કે તેમા પણ ભારે અસમાનતા પ્રવર્તે છે એ નિર્દેશાંકો નીચે પ્રમાણે છે

(૧) ૧૦–૧૪ના ઉમરના ગાળામા આવેલી છોકરીઓની સંખ્યા, કારણ કે ભવિષ્યનો આધાર તેમની ઉપર છે (૨) ૧૫–૧૯ના ગાળામા લગ્ન કરનાર સ્ત્રીઓની સંખ્યા, આ સંખ્યા જો શૂન્યની નજીક આવે તો સ્ત્રીઓ માટે આશા છે (૩) ૨૦–૨૪ના ગાળામા આવેલી સ્ત્રીઓએ જન્મ આપેલ બાળકોની સરેરાશ સંખ્યા અને બાળ–મૃત્યુદર, જે આરોગ્યની યોજના કઈ સ્થિતિમા છે તે બતાવે છે (૫) માથાદીઠ રાષ્ટ્રીય આવક

આ બાબતોમા પણ જુદા જુદા પ્રદેશોમા ભારે અસમાનતા જોવા મળે છે ઈ ૧૯૮૧માં કેરાલામા ૧૦–૧૪ વયજૂથમાં ૮૪ ટકા છોકરીઓ શાળામા જતી હતી જ્યારે આ ટકાવારી રાજસ્થાનમાં ફક્ત ૧૮.૭ હતી એ જ પ્રમાણે કેરાલામા ૧૫–૧૯ વયજૂથમા ફક્ત ૧૪ % છોકરીઓ પરિણિત હતી જ્યારે આ ટકાવારી રાજસ્થાનમા ૬૪૩ હતી કેરાલામા સરેરાશ દર ૧૦ સ્ત્રીઓ દીઠ જન્મ સંખ્યા ૭ હતી જે મધ્યપ્રદેશમાં ૧૪હતી બાળમૃત્યુ દરની અસમાનતા પણ ચોંકાવનારી છે. કેરાલામા આ દર ૩૭ હતો, જ્યારે તે મધ્યપ્રદેશમા ૧૫૦ હતો અને આખરે માથાદીઠ ચોક્ખી ઉત્પાદકતા

પંજાબમાં સૌથી વધુ (રૂ. ૩,૧૬૪) અને બિહારમા સૌથી ઓછી (રૂ. ૯૯૫) હતી. ડેમોગ્રાફીની દૃષ્ટિએ કેરાલા એ સૌથી આગળ પડતુ રાજ્ય છે, પણ શ્રી બોઝ કેરાલાનુ ભવિષ્ય પણ ઊજળુ જોતા નથી, કારણ કે ત્યા માથાદીઠ રાષ્ટ્રીય આવક ઓછી છે. તેઓ માને છે કે હાલના સંજોગો જોતાં પંજાબને સૌથી આધુનિક રાજ્ય તરીકે આગળ આવવાની તક ઉજળી છે. તેથી પંજાબમા શાંતિ સ્થાપવાના પ્રશ્નને સૌથી વધુ અગ્રિમતા આપવાની જરૂર છે એમ તેઓ માને છે. બાંગ્લાદેશમાંથી સતત થઈ રહેલા સ્થળાંતરે ઈશાનભારતમા કુટુંબનિયોજનની યોજનાને અપ્રસ્તુત બનાવી દીધી છે

અંતે શ્રી બોઝ સ્વાસ્થ્ય અને કુટુંબનિયોજનના કાર્યક્રમોમા નવા ફેરફારો અને ઉપક્રમોની આવશ્યકતા પર ભાર મૂકે છે. તેઓ સ્વૈચ્છિક સંસ્થાઓ અને બિનસરકારી સંસ્થાઓને સામેલ કરવા પર વિશેષ ભાર મૂકે છે ટૂંકમા, કુટુંબનિયોજનના હાલના માળખાને નોકરશાહીની ચુંગાલમાંથી મુક્ત કરવાની હિમાયત કરે છે. નોકરશાહી માળખા ઉપર સખત પ્રહારો કરતા તેઓ એમ પણ જણાવે છે કે હાલની યોજના એમ ધારણા કરીને ચાલે છે કે સરકારી અમલદાર જેવો બીજો કોઈ સામાજિક સુધારક અને પરિવર્તક નથી આ ધારણા ટકી શકે તેમ નથી. શ્રી બોઝે પોતાના વક્તવ્ય દરમિયાન એક મહત્ત્વનું સૂચન કર્યું છે કે કુટુંબનિયોજનના કાર્યક્રમોમા લોકોમાં સમાનતા લાવવાનો સંબંધ છે ત્યા સુધી પ્રાયોગિક ધોરણે આ કાર્ય સ્વૈચ્છિક સ્ત્રી-સંગઠનોને સોપવુ જોઈએ. તેમણે સૂચવ્યું કે કુટુંબનિયોજનના બજેટના ૫૦ ટકા નાણા આવા સંગઠનો માટે ફાળવવાં જોઈએ. સામે આવા સંગઠનોએ નક્કર કાર્ય કરી બતાવીને પોતાનો ફાળો આપવો જોઈએ. ૨૧મી સદીના પ્રારંભ સુધીમા કુટુંબ નિયોજન યોજના સ્વયચાલિત (સેલ્ફ જનરેટિંગ) થવી જોઈએ. અને નાના કુટુંબના વિચારને સામાજિક સ્વીકૃતિ મળવી જોઈએ. તેમની દૃષ્ટિએ આપણને વધુ સંસ્થાઓ કે સંગઠનોની જરૂર નથી, જરૂર છે 'સંખ્યા'ની રમતમાથી બહાર નીકળીને 'વસતી' થી 'લોકો' સુધી પહોંચવાની આખરમા તેમણે જણાવ્યું કે 'વસતી વિસ્ફોટ'નો નિરાશાવાદી સૂર કાઢનારા, સર્વાથી, ઈની લોકોથી ભયભીત થવાની જરૂર નથી ભારતના ઉજ્જવળ ભવિષ્ય માટે તેમના મનમાં કોઈ જ શંકા નથી આ આશાવાદી સૂરનો રણકાર તેમના સમાપનના નીચેના શબ્દોમાથી વ્યક્ત થાય છે.

'પશ્ચિમના નિષ્ણાતોની કયામતના દિનની મેલી આગાહીઓ હોવા છતાં સ્વાતંત્ર્ય પછી થયેલી બમણી વસતી સામે ભારતદેશ ટકી રહ્યો છે, એટલુ જ નહી, પણ વિશ્વના વિકસતા દેશોમા એક આગળ પડતા દેશ તરીકે ઊપસી રહ્યો છે ભારત નૈતિક રીતે સબળ છે, રાજકીય રીતે સ્થિર છે, આર્થિક રીતે પગભર છે ટેક્નોલૉજીની દૃષ્ટિએ શક્તિશાળી છે. સામાજિક રીતે સ્થિતિસ્થાપક છે. અને સંરક્ષણ બળમા સશક્ત છે. મલ્ટીનેશનલ કંપનીઓ ચલાવતા દેશોની વ્યાજખોરીની લોભી દ્વારા ચાલતી ભયાનક માગણીઓથી હતાશ થવાની કોઈ જરૂર નથી.'

## અનેરા 'આત્મરામ'ની આહ્લાદક આત્મકથા — પુરુષોત્તમ ગણેશ માવળંકર

એક અનેરા અને અવિરત ધબકતા 'આતમરામ'ની આ આહ્લાદક અને પ્રેરક આત્મકથા છે એનું મથાળુ જ કેવું સૂચક છે! મુરબ્બી ઠાકોરભાઈ શ્રીપતરાય ઠાકોર આજીવન એકલવીર અને ભડવીર રહ્યા છે. સંઘર્ષ એમના સ્વચ્છ, સૈદ્ધાંતિક, સફળ જીવનનો એક સ્થાયી ભાવ રહ્યો છે. સત્યની દિશામા તેઓ વિનમ્રતાથી અને વીરતાથી આગેકૂચ કરતા રહ્યા છે. હવે, ૮૪ વર્ષની ભુઝર્ગ ઉંમરે, તેઓ કદાચ થોડો વિસામો લઈ રહ્યા છે પણ એમની 'એકલ કેડીની જીવન યાત્રા' ઉમગભેર ચાલુ છે. સ્વસ્થ ચિત્તે, પ્રસન્ન ભાવે, કૃતજ્ઞતા અને ધન્યતાના અનુભવે ઠાકોરભાઈ પોતાના ઝંઝાવાત-ભર્યા જીવનનુ સુરેખ અને નિખાલસ સિંહાવલોકન અહી રજૂ કરે છે. એમની ભૂમિકા એક સાધકની રહી છે, આત્મશુદ્ધિ માટેની ઝંખનાથી સભર રહી છે વિચારની સ્પષ્ટતા અને આચારની શુચિતા આ આત્મકથામાથી સુપેરે નીતરે છે, આપણને એ રસબોધમાં તરબોળ કરી મૂકે છે.

ગુરુદેવ રવીન્દ્રનાથે ગાયુ છે કે, 'એકલો જા ને રે! તારી જો હાક સુણી કોઈ ના આવે તો, તુ એકલો જાને રે!' ઠાકોરભાઈ એકલા ચાલ્યા છે, હરખ–હિંમતથી એકલપંથી રહ્યા છે, એની માથાકૂટ અને મસ્તી બન્ને માણતા રહ્યા છે! સોક્રેટિસ અને ગાંધી એમના આરાધ્ય દેવતા છે. ગાંધીજીનો તો આ આત્મકથામા અવારનવાર ગૌરવભેર નામોલ્લેખ છે સાચને કાજે જે લડે છે તેને વાર વાર એકલા પડવાનુ થાય છે. પણ સમાજથી એ કદી અળગો હોતો કે થતો જ નથી, એકલો અટૂલો જેવો એ જરાયે રહેતો કે રાચતો નથી. સમાજનો સંગ અને સ્પર્શ એને સતત હોય છે, સામાજિક નિસ્બતોનો સ્વીકાર અને અંગીકાર કરતો, મથામણ કરતો, એ સતત જીવ હોય છે. ઠાકોરભાઈની આઠ દાયકા ઉપરાંતની મુસાફરી કેવી માંગલ્યભરી અને મહત્ત્વપૂર્ણ રહી છે એનો સુંદર અને હૃદયસ્પર્શી આલેખ આપણને આ પુસ્તકમા જોવા–વાચવા મળે છે

ઠાકોરભાઈ શ્રીપતરાય ઠાકોર એટલે નખશિખ, નિત્ય યુવાન, નિરંતર, નિષ્ઠાવાન શિક્ષક! અમદાવાદમાં 'પ્રોપ્રાયટરી' શાળા–સંસ્થા–ટ્રસ્ટ સાથેનો એમનો કાર્યસંબંધ પંચાવનેક વર્ષ જેટલો રહ્યો, શિક્ષણ ક્ષેત્રે એમણે ઘણુ નોંધપાત્ર કામ કર્યું, "છતા એમા મારે જે લક્ષ્યે પહોંચવું જોઈએ એ લક્ષ્યે હુ પહોચી શક્યો નથી એનો વસવસો મનમા રહ્યા કર્યો છે, તેથી મારી મનોવાસના રહેવા પામી છે કે હુ આવતે જન્મે પણ શિક્ષક જ થાઉં અને શિક્ષક તથા શિક્ષણ બન્નેને પ્રતિષ્ઠિત કરુ," એમ આત્મકથાના અંતે ઠાકોરભાઈ નિતાન્ત નિખાલસ ભાવે નિવેદન કરે છે. પોતાને 'જૂના જમાનાના શિક્ષણની પેદાશ' ગણાવનાર ઠાકોરભાઈ કાર્યરીતિમા અને મૂલ્યપ્રીતિમાં પાછલી પેઢીના તેજસ્વી સિતારા છે, પણ સમયના વહેણ સાથે સર્જાતા નવા પરિબળો તેમ પડકારોને સમજવા ઝીલવા સદાબહાર નવજુવાન પણ છે! એમનુ સમગ્ર વ્યક્તિત્વ, કર્તૃત્વ, ચારિત્ર્ય આ આત્મકથામા આબાદ અંકિત થયુ છે

ઠાકોરભાઈને જે કોઈએ નજીકથી–દૂરથી જોયા–જાણ્યા છે તેમની આગળ તરત એક તરવરતી તસ્વીર ખડી થાય છે—પડછંદ કાયા, બુલંદ અવાજ, વક્રોક્તિ વિનાની સ્પષ્ટોક્તિ, ટટાર શરીર, અડગ મનોબળ, મર્માળા, હાસ્ય-વિનોદ કટાક્ષના ઉછાળા, વાદવિવાદમા સામાને સીધા વાગે પણ

એને કદી ન ડંખે એવા વાગ્બાણુ, હરહંમેશ થનગનાટ ને કાર્યનો ઉત્સાહ, વેધક દૃષ્ટિ, ધ્યેયવાદી માનસ, તરંગી ને ધૂની (પણુ ઝનૂની નહીં) એવું વલણુ, અથાગ પરિશ્રમ અને અપાર શ્રદ્ધા–વિચારશીલતાનું અપૂર્વ ભાથું ! ઠાકોરભાઈ ઠાકોર એટલે અખંડ શિક્ષણુયજ્ઞના અનોખા પુરોહિત ! સામાન્ય વિદ્યાર્થીમાંથી તેઓ અસામાન્ય અને સર્વકાળ સફળ શિક્ષક, આચાર્ય, સંચાલક ટ્રસ્ટી, સંગઠનકાર, સાર્વજનિક સેવક અને માર્ગદર્શક બની રહ્યા તે આત્મબળે, પૂર્વજોના પુણ્યે, વફાદાર ને સમજદાર સાથીઓને ટેકે, અને અલબત્ત, પ્રભુ કૃપાએ ! સતત સભાનતા અને સક્રિયતા સાથે તેમણે જીવનયાત્રા ખેડી છે. એમાં માર્ગમાં અંતરાયો ને કાંટા આવ્યા નથી એમ નહીં, પણુ એવા અવરોધોથી ઠાકોરભાઈ ડઘાયા કે પાછા પડ્યા નથી એમની ભૂમિકા વારંવાર કોઈ વિરલ યોદ્ધાની રહી છે, પરંતુ આચારસંહિતા એમણે એકધારી સાચવી છે અને અણીશુદ્ધ બતાવી છે. નિરાશા અને નિષ્ફળતાના પ્રસંગો એમને ફાળે આવ્યા ત્યારે પણુ એમણે આશા અને જીવન–સાર્થકતાનો અનુભવ હંમેશ કર્યો છે.

શિક્ષકનું સ્થાન અને પ્રદાન શાળામાં તથા શાળા બહાર, વર્ગમાં તેમ સમાજમાં કેવું મોખરાનું અને મહત્ત્વપૂર્ણ હોય છે, હોઈ શકે, એ ઠાકોરભાઈએ એમના દૃષ્ટાંતરૂપ જીવન વડે અહીં સરસ છતું કર્યું છે. શિક્ષણુને ભોગે એમણે કશું કર્યું નથી, શિક્ષણુને શોભાવે એવું એમણે ઘણું બધું કર્યું છે. શિક્ષણુની અને શિક્ષકધર્મની શાન અને આણુ ગુજરાતમાં જે ગણુનાપાત્ર વ્યક્તિઓએ પ્રસ્થાપિત અને પ્રતિષ્ઠિત કરી છે એમાં ઠાકોરભાઈ સહેજે આગલી હરોળમાં છે. શિક્ષક જે તે સમાજનો સ્વાભાવિક ઘડવૈયો અને નેતા છે લોકશાહી સમાજનો તો એ સવિશેષ રચનાકાર અને કર્ણુધાર છે લોકશાહી એટલે કેવળ રાજકારણીય તંત્ર–વ્યવસ્થા નથી. એ એક મહામૂલો અને અને મૂળભૂત સંસ્કાર છે વિચારશીલતાનો એ વિશિષ્ટ રવૈયો છે, આચારશીલતાનો એ અનેરો અભિગમ છે, વિવેકશીલતાનો એ વિચક્ષણુ વ્યવહાર છે. લોકશાહીની પોતાની, નોખી તરી આવતી, સભ્યતા છે બલકે, લોકશાહી એટલે જ સભ્યતા અને સંસ્કારિતા ! સાચો અને સારો શિક્ષક એને મરોડ આપે છે—સમજુતીથી ને સહિષ્ણુતાથી તેમ અસંમતિથી ને અવિચલ સિદ્ધાંત-નિષ્ઠાથી ! ઠાકોરભાઈએ શાળામાં, એટલે કે વર્ગોમાં અને વિદ્યાકીય પ્રાગણુના સંચાલનમાં, તેમ જ પ્રાથમિક–માધ્યમિક શિક્ષક સંઘોમાં, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થામાં, રાજ્યની વિધાનપરિષદમાં લોકશાહીની રીતરસમ તથા રીતભાત રોમાંચક શૈલીથી ઉપસાવી છે એનું રસમય બયાન આ આત્મવૃત્ત રજૂ કરે છે. એ જેટલું વાચનીય તેટલું રોમહર્ષક છે. ઠાકોરભાઈનું વલણુ વિધાયક રહ્યું છે. પણુ 'હા' માં 'હા' ભણુવાનું કદી રહ્યું નથી છાશવારે તેઓ નન્નો કરતા–સંભળાવતા નથી, પણુ જરૂર પડયે ભલભલાને મોઢા પર સુણાવી દેવામાં અચકાતા નથી ગમે તેટલા મોટા ચમરબંધી આગળ ઝૂકી જાય કે નમી પડે એ ઠાકોરભાઈ ઠાકોર નહીં !

સંવેદનશીલ અને સચેત શિક્ષક પળેપળ કેવી સાવધાનીથી અને સાત્ત્વિકતાથી વિચારે–વર્તે એ પણુ ઠાકોરભાઈના જીવનમાંથી આપણે જોઈ–શીખી શકીએ છીએ સભ્યશીલ શિક્ષણુની પરંપરાના તેઓ રખેવાળ છે, પણુ ચીલાચાલુ કે રોજિંદા શિક્ષણુના હિમાયતી જરા પણુ નથી. જ્યાં એમને જૂનું એ સોનું દેખાય ત્યાં એનો પ્રગટ આગ્રહ દાખવે, જ્યાં નવું અને પ્રયોગશીલ એમને અર્થપૂર્ણ અને અસરકારક લાગે ત્યાં એનો એટલો જ ખુલ્લો સાથ પણુ કરે ! મૂલત, એમનું વત્સલ હૃદય એક પ્રેમાળ માતાનું કોમળ શિક્ષકનું, આસ્તિક સહાયકનું છે શિક્ષણુના નાનામોટા પ્રશ્નો પરનાં ના અનુભવજન્ય તારણો આત્મકથામાં ઠેર ઠેર વેરાયાં છે. સુરતની દોલા મહેતાની ઓટલાશાળામાં

દાખલ થયેલા બાળ ઠાકોરને ભણાવનાર શિક્ષક "આજની આફ્ક તાલીમ પામેલા તાલીમી શિક્ષક ન હતા, છતાં એ સજ્જ અને સજ્જન શિક્ષક હતા' એવી આ આત્મકથાકારની ટકોર સચોટ છે. બાળકને મઝા આવે એવુ ભણાવનારા જોઈએ બાળકની સ્મરણશક્તિને તેજ કરે એવા શિક્ષકો જોઈએ. ગોખણપટ્ટીને એમા અવકાશ નથી બાલમાનસને એવી રીતે પોષણ અપાય કે 'એના અર્ધ જાગ્રત મનમાં ચિંતનની એક ચિનગારી' ચમકતી થાય। ઠાકોરભાઈ કદી શારીરિક શિક્ષાના હિમાયતી બન્યા નથી. પણ શિક્ષણમા ધાકનુ તત્ત્વ હોવુ જોઈએ એમ તેઓ નિશ્ચિત માને છે. 'શિક્ષણના હિત માટે શિસ્ત જરૂરી છે કડકાઈ સિવાઈ શિસ્ત મ સાચવી શકાય.' એમ તેઓ સ્પષ્ટ લખે છે. ઉત્તીર્ણતાનો આપદંડ કેવો ઊંચો રખાય, પરીક્ષાની પદ્ધતિ કેટલી દોષરહિત કરાય, શિક્ષકો કેવી સજ્જનતા-પ્રસન્નતાથી શિખવે, અઘરા વિષયો કેવા ઊમળકાથી લેવડાવાય અને શીખવાય, વાચનની ટેવ કેમ વધારાય, વગેરે અનેક બાબતોને અહી તેઓ સ્પર્શે છે

ખમીર અને ખુમારી પણ ઠાકોરભાઈના જ ! ખરાપણા માટેનો એમનો નિર્ધાર હંમેશ નિશ્ચલ રહ્યો છે. તે સાથે જ, ખોટાપણા પ્રત્યેનો એમનો ધિક્કાર પણ સદા ધારદાર રહ્યો છે. આત્મકથાના અંત ભાગમા ઠાકોરભાઈ પોતાનુ માનસિક વલણ અને વર્તન ઊંડાણથી તપાસે છે ત્યારે જમા પાસામા સ્વાભાવિક ક્રમે, લગભગ હકદાવા સાથે, જણાવે છે કે, 'હુ હંમેશા સાચુ વર્ત્યો છુ. જે મારે હૈયે હોય તે જ મારે હોઠે આવીને બેઠુ છે અસત્યનો મે કદી આશ્રય લીધો નથી, ગોળગોળ વાતો કરીને મેં મૂળ વાતને કદી ઢાંકી નથી કડવુ સત્ય કહેતા મે કદી સંકોચ અનુભવ્યો નથી' કેટલાકને આમા કદાચ અતિશયોક્તિ કે આત્મશ્લાઘા લાગે, પણ ઠાકોરભાઈનુ આંતરબાહ્ય જીવન જેમણે નિકટતાથી નિહાળ્યુ છે તે સહુ એમની આ 'સત્ય'વાણીના સૂરમા સૂર પુરાવશે.

જાહેર જીવનના અને રાજકારણ ક્ષેત્રના અનેક કડવામીઠા અનુભવો ઠાકોરભાઈ ઠાકોરને થયા તેમાં નવાઈ નથી જાહેર જીવન એ હંમેશ ખાંડાની ધાર પર ચાલવાની પ્રક્રિયા અને કસરત છે તમે કશુ કરો તો પણ વગોવાઓ, કશુ ન કરો તો પણ ટિપાઓ ! પ્રાથમિક અને માધ્યમિક શિક્ષકોના વિવિધ હકો માટે ઠાકોરભાઈએ જાન આપી, છતા અંતે એ જ વિભાગોના શિક્ષકસંઘો તરફથી ઠાકોરભાઈની જાન પણ જાણે લેવાઈ ! માન-અપમાના પ્રસંગોનો એમણે ગીતાપ્રણીત 'સમદુઃખસુખ' ભાવે સામનો કર્યો. જનતા જનાર્દનમાથી હાર પહેરાવે તો જનસમુદાયમાથી ખાસડા પણ મારે ! જાહેર સેવકે હરહંમેશ બન્ને પ્રકારના, બધા પ્રકારના, બનાવો માટે તૈયાર રહેવુ પડે છે. રાષ્ટ્રીય મહાસભામા, એટલે કે કોંગ્રેસમા, ઠાકોરભાઈ બે વાર જોડાયા, અને બન્ને વાર એમાંથી બહાર પડ્યા ! કેટલાક કોંગ્રેસી ખટપટકારોએ એમની સામે જેહાદ જગાવી, તો ઠાકોરભાઈએ એની સામે જ્વલંતપણે ટક્કર આપી, અને વખત આવ્યે કોંગ્રેસ છોડી, પણ પોતે જેને સાચ અને સિદ્ધાંત માન્યા તે કદાપી ન છોડ્યા ! આવી ધ્યેયવાદી વૃત્તિ અને મૂલ્યનિષ્ઠા જે ધરાવે એણે 'એકલહેડી'એ જ મુસાફરી કરવી પડે ! પણ એવી સાહસિક યાત્રાનીયે લહેજત હોય છે, અને ઠાકોરભાઈ ઠાકોર એ વારંવાર માણતા રહ્યા છે

શિક્ષકનુ હિત અને શિક્ષણનુ કલ્યાણ એમના હૈયે હરહંમેશ વસેલા છે પૂરા પાચ દાયકા અને પાચ વર્ષ એ માટે એમણે કર્તવ્યનિષ્ઠ સંગ્રામ ખેલ્યો છે એમના આ જહાલ શબ્દો જુઓ · "હુ શિક્ષકના હક-હિત માટે જેહાદી જુસ્સાથી લડ્યો છુ આ જેહાદની પાછળ મારી એ દષ્ટિ હતી કે સ્વસભર બનેલો શિક્ષક, શિક્ષણ, વીર રાષ્ટ્રના સર્વ ભદ્ર ઉત્થાનનો પ્રણેતા બની શકે

મારો આ જુસ્સો કાર્ય પરત્વેની મારી નિષ્ઠાભાવનાથી પ્રેરિત હતો, અને તેથી જ એ સ્વયંભૂ હતો. એની પાછળ મારી કોઈ અંગત કામના ન હતી ..પ્રતિષ્ઠા જ મારું ધ્યેય હોત તો પ્રતિષ્ઠાની વાંકીચૂંકી ગલીઓમાં હું અટવાઈ પડયો હોત, અને જેહાક જેકારને ઠેકાણે રહી ગઈ હોત.'' ઠાકોરભાઈની નિઃસ્વાર્થતામાંથી એમની નિર્ભયતા પ્રગટી એમને કોઈ અડાવવા જાય તો સામેથી લપડાક ખાઈને જ પાછો વળે! કેળવણીની સંસ્થાની-સ્વાયત્તતાનો સવાલ હોય, શિક્ષણસંસ્થાને હકથી મળનારી ગ્રાન્ટનો પ્રશ્ન હોય, અંગ્રેજી ભાષાના સઘન અને સુદીર્ઘ અભ્યાસક્રમનો પડકાર હોય, શિક્ષકના સન્માનનો અને સંચાલનની સ્વતંત્રતાનો આગ્રહ હોય, ઠાકોરભાઈ દરેક વખતે અને પ્રત્યેક બાબતમાં ખુલ્લા દિલથી, ખમીરવંતા દિમાગથી, ધૈર્યશીલતાથી, અને નિર્ભયતાથી જ બધા પાસા વિચારે, જુએ, અપનાવે! ઠાકોરભાઈ અને બીક સામસામા રહ્યા છે— ''મારું લોહીનું લક્ષણ એવું છે કે જ્યાં મને બીક બતાવવામાં આવે છે, ત્યાં મારામાં નીડરતાની માત્રા વધી જાય છે!'' –ઠાકોરભાઈ જ નિર્મળ મને અને ટેકથી આવું લખી શકે!

આવા મનનીય આત્મકથાનકનું વિગતે રસદર્શન કરાવવાનું ન હોય, વાચકે પોતે જ એ આખી માણવાની અને સમજવાની જીવંત ગાથા છે. બસો બે પૃષ્ઠ અને પરિશિષ્ટોમાં વિસ્તારાયેલી આ કથા વર્તમાન અને ભાવિ પેઢીઓના સજાગ અને સુશિક્ષિત કાર્યશીલ આત્માઓને સારું એવું ભાથું પીરસે છે ઠાકોરભાઈએ પોતાની પહેલી, બીજી, ત્રીજી અને હાલમાં ચાલતી ચોથી પચીસીનાં મહત્ત્વના સીમાચિહ્નોની કહાણી રોચક શબ્દોમાં રજૂ કરી છે પોતાની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનો પૂર્વઇતિહાસ એમણે મઝાનો આલેખ્યો છે. કેટલાક લોકો પૂછેલા — લગભગ સાડા ચારસો વર્ષ પર બ્રહ્મક્ષત્રિયો મૂળ પંજાબ-મુલતાનથી આવીને ગુજરાતમાં વસ્યા. આ ''સહાયક જ્ઞાતિમાં ધર્મ અને શિક્ષણના સંસ્કાર-બીજ વવાયા.'' તેમનું ગોત્ર ભારદ્વાજ, ઠાકોરભાઈનો બ્રહ્મક્ષત્રિય બાધો બરાબર રહ્યો છે ''જલદ જુસ્સો-ગુસ્સો, મનમાં બંધાયેલી વિચારગાંઠને અછૂટ વળગી રહેવાની મક્કમતા, આગળ આવેલાને કદાચ આચકો લાગે તેવી ગણતરીબાજ ત્રેવડ, અને હાથમાં લીધેલા કામનો કેડો છોડે નહી એવી અપ્રમાદી શ્રમશીલતા, એવી કેટલીક અમારી આગવી ખાસિયતો છે કોઈને માથાવાઢ લાગે એવી, અમારી એક ઘા ને બે કકડા જેવી આખાબોલી ભાષા એ પણ અમારા લોહીની પ્રકૃતિ છે.'' ઠાકોરભાઈનો જન્મ ભરૂચમાં સુનારવાડામાં ૧૯૦૨ની ૨૨ મી ફેબ્રુઆરીએ; બાળપણ ને શિક્ષણ સૂરતમાં અને કોલેજ-કેળવણી મુંબઈમાં, શરૂમાં વ્યવસાય વાસ્તે કવિ શ્રી અરદેશર ફરામજી ખબરદારની, મોટર સાઈકલની પેઢીમાં મદ્રાસમાં વાસ્તવ્ય, અને પછી થોડો સમય ગોરીઓ લિમિટેડ નામની રંગની એક ઇટાલિયન પેઢીની લેબોરેટરીમાં નોકરી, અંતે, અમદાવાદમાં 'મધર ઓફ હાઈસ્કૂલ્સ' ગણાતી 'પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ'માં બે વીર વકીલજનો બલુભાઈ ઠાકોર અને જીવણલાલ દિવાનના સાન્નિધ્યમાં અને એ 'બે મહારથી આચાર્યો'ના હૂંફ-માર્ગદર્શન હેઠળ, શિક્ષકની કાર્યભૂમિકામાં પરોવાયા તે છેક હમણાં હમણાં સુધી! નવેમ્બર ૧૯૨૬માં, એંશી રૂપિયાના પગારે, 'પ્રોપ્રાયટરી'માં જોડાએલ ઠાકોરભાઈ ક્રમશઃ મુખ્ય શિક્ષક, આચાર્ય, સંચાલક, મેનેજિંગ ટ્રસ્ટી, અને હાલ એ ટ્રસ્ટીમંડળના એક સભ્ય તરીકે કાર્યરત રહ્યા છે.

શિક્ષક થયાની પળ ઠાકોરભાઈ માટે શકવર્તી નીવડી ''એ માર્ગે વળ્યું એ મારા છઠ્ઠીના લેખ હતા!'' શિક્ષણક્ષેત્રે દાખલ થતાં, એમણે ત્રણ સંકલ્પો કર્યા: (૧) ખાનગી ટયુશન કરવું નહીં', (૨) શિક્ષણ ઉપરાંત સમાજોપયોગી બીજાં કાર્યો કરવાં, (૩) સર્વ કાર્ય વ્યવહારમાં ગાંધીજીના આદર્શો પ્રમાણે આચારશુદ્ધિ પાળવી ઠાકોરભાઈ કહે છે: 'આ ત્રણેય સંકલ્પોનું હું સંપૂર્ણ પાલન કરી શકયો છું

તેનો મને અપૂર્વ સંતોષ છે અગાઉ, અપવાદરૂપ, એક અંગ્રેજ યુવાન રૉબર્ટ કારને ત્યાં જે ટ્યુશન કર્યું તે પહેલું અને છેલ્લું ! મૅટ્રિકની પરીક્ષા આપીને, ઈ. ૧૯૧૯ની સાલમાં, ઠાકોરભાઈ એમના સૂરતના સહાધ્યાયી (અને સુપ્રસિદ્ધ સાહિત્યકાર) શ્રી ચંદ્રવદન ચીમનલાલ મહેતા સાથે ઉત્તર ભારતમાં ગંગાપૂર ગયેલા. ત્યાં, પંજાબ જતો ફ્રન્ટિયર મેલ ગંગાપૂર રેલવે સ્ટેશને એન્જિન બદલાતું હોવાથી અડધો કલાક રોકાયેલો ત્યારે, પંજાબ મેલમાંના વિશિષ્ટ પ્રતિભાશાળી પ્રવાસી ગાંધીજીના દર્શનનો પહેલવહેલો અવસર યુવાન ઠાકોરભાઈ, પ્રાપ્ત થયેલો ઠાકોરભાઈ અને ચંદ્રવદનભાઈ બકરીનું દૂધ લઈને સ્ટેશન ગયા, ગાંધીજીએ એ દૂધનો આનંદથી સ્વીકાર કર્યો, "તેથી અમે ધન્યતા અનુભવી !" પછીનાં વર્ષોમાં ગાંધીજીને જોવા–સાંભળવા–વાંચવાના પ્રસંગો ઠાકોરભાઈને ભાગે આવ્યા જ સાધનશુદ્ધિની ગાંધીપ્રણીત શીખ એમને સ્પર્શી એટલું જ નહીં, પણ એને પોતાના સમગ્ર જીવનમાં એમણે સન્નિષ્ઠાથી ઉતારી અને નિભાવી ! 'પ્રોપ્રાયટરી'ના પ્રાંગણમાં દિવાન–બંસુભાઈની અજોડ બેલડી વિદ્યાર્થીઓને હંમેશ કહેતી · "ઘેટાં ન થશો, પણ સિંહ થજો.' ઠાકોરભાઈએ આ મંત્ર અક્ષરશઃ જીવી બતાવ્યો છે તેઓ ઘણીવાર ગંમતમાં ગંભીર ઈશારો કરે છે · 'ગુજરાતમાં સિંહોની વસ્તી વધતી નથી, ઘેટાં જ વધ્યે જાય છે!' ઠાકોરભાઈ વિજ્ઞાનના અને ગણિતના તેમ અંગ્રેજીના અને સંસ્કૃતના પણ કુશળ શિક્ષક અને ભારે રસિયા ! વિજ્ઞાન–શિક્ષણમાં એમણે 'પ્રયોગ–કાર્ય'ને સવિશેષ મહત્ત્વ આપ્યું.' શિક્ષકની કારકિર્દી ઠાકોરભાઈએ 'સ્વયં પસંદ કરી' અને એ એમને બરાબર 'માફક આવી ગઈ.'

'શિક્ષણકાર્યની સાથે ઠાકોરભાઈએ જાહેર જીવનમાં પણ ઝુકાવ્યું. પંચમહાલમાં પૂજ્ય ઠક્કરબાપાના ભીલ સેવાશ્રમની મુલાકાતથી તેઓ ભાવવિભોર બન્યા 'બાપા' પણ જુવાન ઠાકોરની સેવાધર્મવૃત્તિથી ભીંજાયા. પોતાના 'ભેખધારી' સાથીઓને ઠક્કરબાપાએ કહ્યું · 'આ યુવાન સેવક તૈયાર થઈ રહ્યો છે' 'બાપા'નું આવું 'વણલખ્યું પ્રમાણપત્ર' ઠાકોરભાઈ માટે હંમેશનું પ્રેરણાપાત્ર બની રહ્યું અમદાવાદમાં યુવક સંઘના ઉપપ્રમુખપદે તેમની વરણી થઈ ઈ. ૧૯૩૦ની સાલમાં ઠાકોરભાઈ કૉંગ્રેસમૅન બન્યા, ગાંધીજી અને ગાંધીવાદના આકર્ષણે ખેંચાતા રહ્યા અને રંગાતા ગયા ! દાંડીકૂચની એ ઐતિહાસિક સાલમાં જ 'પ્રોપ્રાયટરી'નું રૂપાંતર 'પબ્લિક ટ્રસ્ટ'માં કરાયું. ઠાકોરભાઈને 'કસુંબીનો રંગ' લાગવો શરૂ થયો શિક્ષણક્ષેત્રે 'અણીશુદ્ધ આચારશુદ્ધિ જાળવવાની 'ટેક' દૃઢતર થઈ ટ્રસ્ટીશિપની ભાવનાના સંકલ્પબળ સાથે તેઓ આગળ ને આગળ વધતા ગયા અને એવો 'પૂરો સંતોષ' લઈને જંપ્યા કે, 'સ્વચ્છ હૃદયે અને ચોખ્ખા હાથે 'આ ક્ષેત્રમાં કામ' કર્યું", 'ઈશ્વરે જ મને નિમિત્ત બનાવી મારી કારકિર્દીને ઉજમાળી બનાવી'! અમદાવાદના વનિતા વિશ્રામના મંત્રી તરીકે અને સરખેજ કેળવણી મંડળના પ્રમુખની હેસિયતથી પણ એમણે સંગીન કાર્ય બજાવ્યું. પરંતુ તેમની કાર્યકુશળતાની ખરી કસોટી અને પરમોચ્ચ કક્ષા શિક્ષકસંઘોમાંના એમના કાર્યક્ષમ, મૂલ્યનિષ્ઠ, સિદ્ધાંતમૂલક પ્રદાનથી સિદ્ધ થઈ

સાક્ષરવર્ય આનંદશંકરભાઈ ધ્રુવની આકાંક્ષા એ હતી કે અમદાવાદમાં શાળાસંઘ શરૂ થાય, એમાં સહુ કોઈ સંલગ્ન હોય શિક્ષકો–આચાર્યો–સંચાલકો બધા જ સાથે હળીમળીને એકમેકને પૂરક બનીને શિક્ષણકાર્યનો ભાર અને પડકાર ઉપાડે અને ઝીલે, એ બધાની વચ્ચે કોઈ વિભાજક દીવાલ ન હોય, કોઈને વધુ પડતું મહત્ત્વ ન અપાય તેમ કોઈને મનાઈ ન ફરમાવાય, કોઈ એકની સત્તા કે મત્તા ન હોય, કોઈની માલિકી નહીં, બલકે સહુની ભાગીદારી અને સહિયારી સક્રિયતા હોય ! આવો સંઘ વિદ્યાવિનોદવ્યાસંગને વરેલો રહે, વિદ્યાર્થી–હિત વધારતો રહે, વિદ્યાકીય મૂલ્યો વિસ્તારતો

જાય ! આખા શિક્ષણતંત્ર-વ્યવહાર-પુરુષાર્થને વધુ ને વધુ સ્વચ્છ અને સર્જનશીલ બનાવતી એવી આ એક સ્વૈચ્છિક સંસ્કારલક્ષી, સામાજિક, સામર્થ્યશીલ ચળવળ અને પ્રવૃત્તિ બની રહે ! ગુરુવર્ય ડૉ આનંદશંકરભાઈનો આ આદર્શ ભલે હજી અધૂરો અને અધકચરો રહ્યો હોય, પણ ઠાકોરભાઈ ઠાકોર જેવા મરજીવા શિક્ષક મર્દોએ એને જ્વલંત, જલતો, જીવતો રાખવાની પરાકાષ્ઠા કરી છે, એ મહત્ત્વની વાત છે આનંદશંકરભાઈની યોજના અનુસારનો શાળાસંઘ સ્થપાયો હોત અને પરસ્પરના વિશ્વાસ-ભાવે ચાલ્યો હોત તો શિક્ષક-શિક્ષણ બન્ને ગંગાનીયા તરી જાત ! પણ 'હોત'નો બળાપો કરવોય વ્યર્થ છે ક્રિકેટમાં જેમ અધરો કેચ ગુમાવ્યાથી સામા બૅટ્સમેનને 'ચાન્સ' મળતાં જીવતદાન અપાય છે, તેમ શિક્ષણમાં શું કે જીવનમાં શું, આદર્શ અને ધ્યેય રૂપી અઘરા 'કેચો' છોડી દઈને સસ્તી બૅટિંગને જ ચારેકોર ધાધલ-ધમાલ મચાવવાની જીવાદોરી મળે છે ! આજે તો શિક્ષણમાં રાજકારણ ઘૂસ્યું છે અને સત્તાકારણ ઘર કરી ગયું છે, એટલું જ નહીં, શિક્ષણનું બધી બાજુએથી વિનાશ-કરણ થઈ રહ્યું છે ! ઠાકોરભાઈએ શિક્ષણના રાષ્ટ્રીયકરણને શિક્ષણનું ધ્વંસકરણ કહ્યું છે. હું એને 'ખટપટકરણ' અને 'નોકરશાહીકરણ' કહું છું. સરકારીકરણના અતિરેકી વમળોમાં આપણું શિક્ષણ આજે ફસાયું છે ને ગૂંચવાયું છે નિષ્ઠા ચાલી ગઈ છે, નિષ્ક્રિયતા વધી છે, પ્રામાણિકતા ઓસરવા લાગી છે, પ્રમાદની ભરતી આવી છે, શિક્ષણનાં ઉમદા અને ઉચ્ચ તત્ત્વો અને આદર્શો ભૂંસાતાં રહ્યાં છે, શિક્ષણક્ષેત્રે જડતા અને નિષ્પ્રાણતાનો ભરાવો થતો રહ્યો છે ! વર્તમાન ગુજરાત અને ભારતના આપણા કપાળે ચોંટેલી આ કલંક ટીલી વહેલામાં વહેલી તકે દૂર થવી જોઈએ—પણ કોણ એ કપરું કાર્ય કરશે ? ક્યારે અને કેવી રીતે પાર પાડશે ? ઠાકોરભાઈની આવી કંઈક વ્યથા અને વેદના આ આત્મકથામાં વ્યક્ત થઈ છે. પણ તેઓ જેમ 'પ્રકૃતિથી આશાવાદી' છે તેમ હું પણ નિરંતર અને નર્યો આશા-ઉમંગ-સભર જીવ છું. હકીકતમાં, દરેક સહૃદયી શિક્ષક સદાને માટે આશાવાદી છે ! ઠાકોરભાઈએ એમની અડધી સદી ઉપરાંતની ઝંઝાવાતભરી, સક્રિય અને સફળ 'બૅટિંગ'માં જે 'સ્કોર' કર્યો છે તેને કૃતજ્ઞતાપૂર્વક યાદ રાખીને આપણે આપણાં 'ફિલ્ડિંગ', અને 'બૅટિંગ' બન્ને એકધારાં ચાલુ રાખવાનાં છે, સુધારવાનાં છે, ને ઝડપી તથા ઝિંદાદિલ બનાવવાનાં છે !

ઠાકોરભાઈ લાડે હંમેશ શિક્ષક રહ્યા છે. શિક્ષકો અને આચાર્યો વચ્ચેના સંબંધોની સમતુલા જાળવવાનું એમનું વલણ રહ્યું છે. એમણે પોતે વર્ષો-દસકાઓ સુધી બન્નેનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યો છે; બન્નેનો સદ્ભાવ મેળવ્યો છે. છતાંય, પલ્લું નમતું જ રાખવાનું કે રહેવાનું હોય તો ઠાકોરભાઈ નિઃશંક અને નિશ્ચિંતપણે શિક્ષકને પક્ષે છે ! 'શિક્ષકોના ન્યાયી હક્કરક્ષણ બાબતે હું શિક્ષકોનો પક્ષકાર રહ્યો છું' એમ તેઓ છાતી ઠોકીને કહી શકે છે, કારણ કે એવો છડેચોક પ્રામાણિક પૂરો વ્યવહાર એમનો આજન્મ રહ્યો છે. ગુજરાતમાં, અને અન્યત્ર ભારતમાં પણ, શિક્ષકોની સલામતી તેમજ તેમનાં પગાર-કામકાજનાં ધોરણો-માપદંડો ઠીક ઠીક સુધરાયાં છે, સુરક્ષિત કરાયાં છે. સંચાલકોની દાદાઈ અને આડાઈ નોંધપાત્ર માત્રામાં ઘટાડાઈ છે એ દિશામાં હજી જ્યાં જેટલું કરવા જેવું હોય તે પણ અવશ્ય કરી છૂટવું રહ્યું. પરંતુ છેવટનો, અને સર્વપ્રથમ, પ્રશ્ન તથા પડકાર ઊભો જ રહે છે. શિક્ષક એનો શિક્ષકધર્મ બજાવે છે ખરો ? શિક્ષક એના વિદ્યાર્થીઓને તેમ વિદ્યા-વ્યાસના વિષયોને પૂરી નિષ્ઠાથી વરેલો રહે છે ખરો ? શિક્ષક એની કામગીરીને અને સામાજિક જવાબદારીને બને તેટલી સચ્ચાઈથી તથા સહૃદયતાથી સતત પાર પાડે છે ખરો ? નિત્ય એને એ રીતે મૂલવતો રહે છે ખરો ? પોતાના જ હિતો-લાભોના સીમિત અને સ્વાર્થી કુંડાળામાંથી શિક્ષકો ક્યારે બહાર નીકળશે ? દુનિયા આખીને બાથમાં સમાવવાને તેઓ કેમ તત્પર ને તૈયાર નથી ? ઠાકોરભાઈની

આ આત્મકથા સરવાળે તો આવા અઘરા પણ આવકાર્ય સવાલો જ સર્વ સમજદાર નાગરિકોને, ખાસ કરીને સહુ સન્નિષ્ઠ શિક્ષક ભાઈ–બહેનોને જ પૂછે છે એના જવાબો ગોધવાની જવાબદારીમાંથી આપણે કોઈ ભાગ્યે છૂટી કે છટકી શકીએ !

'૪૨ની 'ક્વિટ ઇન્ડિયા' લડત અને જેલનિવાસ વિષેની પણ અનેક રંગરસીલી વાતો આ આત્મકથા પીરસે છે. સાથે ચિંતનકણિકાઓ પણ એ વેરતી રહે છે પૂજ્ય રવિશંકર મહારાજ અને પૂજ્ય દાદાસાહેબ માવળંકર 'એ બન્ને તો તે વખતની આપણી નેતાગીરીના પ્રતીકો હતા' એમ આરંભ કરીને ઠાકોરભાઈએ તે વખતની અને આજની નેતાગીરી વિષે કરેલુ પૃથક્કરણ દિલચસ્પ તેમ દિલ ધડકાવનારુ છે આદર્શના અમલમા સર્જાતા ઘર્ષણની વાત પણ તેઓ પૂરી નિખાલસતાથી રજૂ કરે છે ઠાકોરભાઈની આત્મકથા કઠોર આત્મનિરીક્ષણથી સભર છે એ એનુ જીવનમૂલ્ય વધારનારુ સરસ પાસુ છે અમદાવાદ મ્યુનિસિપાલિટીમા કે મુંબઈની વિધાનપરિષદમા ઠાકોરભાઈ કોંગ્રેસી રહ્યા ખરા, પણ મૂળમા અને હંમેશાને માટે તેઓ 'શિક્ષકધર્મી' અને 'શિક્ષકકર્મી' માનસ ધરાવતા 'સાહસિક' ને 'તરંગી' શિક્ષક તરીકે આખી આત્મકથામા સરસ ઝળકતા રહ્યા છે 'પોતાની આંતર બુદ્ધિને બાજુએ મૂકી આંધળી આગળી ઊંચી કરી પક્ષને ટેકો' આપવાનુ પાપ ઠાકોરભાઈ ઠાકોરે કદી આચર્યું નથી ! ગુજરાતના કોંગ્રેસી બડેખાંઓને એમણે સ્પષ્ટ જણાવ્યું કે કોંગ્રેસમા જોડાઈને મે મારો આત્મા વેચ્યો નથી. ઠાકોરભાઈએ હંમેશ પોતાને ગળે જે ઊતર્યું તે જ કર્યું છે. ભોળી ભાવુકતા કે આંધળી શ્રદ્ધાળુ ભાવના એમના વ્યક્તિત્વ–કર્તૃત્વમા પ્રવેશી નથી. વળી, પોતાને જે ફાવે અને ભાવે, એટલે કે સાચું ને સુરુચિપૂર્ણ લાગે તે જ કરતા રહેવાની એમની નેમ રહી છે સાદાઈ અને સુઘડતા નિત્યજીવનમા સરસ વણાઈ છે. વૈભવ અને ઠાલા બાહ્યપરો–આકર્ષણોથી એ લોભાયા નથી. એ તો કહે છે જ કે, 'જે સદે નહિ તે સડો ઉત્પન્ન કરે' !

તેઓની આત્મકથામાંથી એમનું અંગત જીવન અને માનવીય ઉષ્માભર્યું ચિંતન–વર્તન પણ સુંદર રીતે વ્યક્ત થાય છે જીવનમાં પ્રથમ સત્તર વર્ષ એમના સુરતમા પસાર થયા 'સુરતી જીવનનો સંઅરંગ' એમણે સરસ ચીતર્યો છે, સુરતી અને અમદાવાદીના એમણે આપેલ વ્યાખ્યા––વર્ણન ચટકદાર છે, સુરત અને અમદાવાદ વચ્ચેનો, એના હવાપાણી અને પ્રજા–મિજાજ વચ્ચેનો ફરક ઠાકોરભાઈએ તીક્ષ્ણ વિનોદ દ્વારા અણીદાર એવો આલેખ્યો છે. પતંગ ચગાવવા–કાપવા બાબતમા આ ફરક કેવો ચોટદાર અને મજેદાર છે એ એમણે મર્માળી શૈલીમા બતાવ્યુ છે. 'પતંગનો શોખ અને પતંગ ઉડાવવાની કળા અને શિસ્ત હું સુરત પાસેથી શીખ્યો છુ . સુરત જેવુ પતંગ શિસ્ત મે અમદાવાદમા જોયું નથી .. અમદાવાદમા મે જોયુ છે કે પતંગ ચગાવનારા થોડા હોય તો એને ખેંચી કાપનાર અનેક હોય.' એમ તેઓ લખે છે ઠાકોરભાઈ જેવા મુરબ્બી સાથે મારે પેચ લડાવવા નથી, એટલે એક અમદાવાદી તરીકે હું આ બાબતમા ગમ ખાઈ લઉ છુ ! શ્રીમતી કીર્તિદાબહેન બળવંતરાય ઠાકોર સાથેના પોતાના લગ્નની વાત, એકમાત્ર પુત્રી ચિ. સૌ. આશા કિશોરભાઈ દિવાનના પુત્ર-સમોવડિયા સાથેની દાસ્તાન, વફાદાર નોકર મગનને 'સ્વજન' માન્યાની (અને 'મારી મિલકતના વિસર્જન વિલમા મે એને આંશિક ભાગીદાર પણ ગણી લીધો છે') રજૂઆત હૃદયસ્પર્શી છે. ઠાકોરભાઈ બહારથી ગમે તેટલા કડક અને આખાબોલા લાગે, પણ અંદરથી કેવા હેતાળ અને હૂંફાળા છે એનો સ્વાદ આ આત્મકથા ચખાવે છે એમના એક મિત્રે ઠાકોરભાઈને 'નાળિયેરની ઉપમા આપી દીધી' એ સાચી જ છે ! આત્મકથાના ચોથા, છેલ્લા, અંગમા એમણે એમની જીવનચર્યા સુંદર આલેખી છે. પોતાના કર્તવ્યકાર્યના આધારસ્તંભો એમણે અસાધારણ

ઋજુતાથી વર્ણવ્યા છે એ જેટલા ભાવપૂર્ણ, તેટલા જ વિચારપ્રેરક છે. પોતાનું આંતરજીવન એમણે કશી છિલચોરી વિના ખુલ્લું કર્યું છે. દામ્પત્ય જીવનનો માર્મ સાર સુંદર તારવ્યો છે : 'ઘરે મને સાચવ્યો છે, અને ઘરને મેં સાચવ્યું છે.' પત્નીને એમણે પતિની જરૂરી 'બ્રેક' ગણાવી છે. હવે, એંશી વર્ષ વટાવી ગયેલ ઠાકોરભાઈના 'બાહ્ય બંધનો ક્રમે ક્રમે છૂટતા ગયા છે' ત્યારે તેઓ વિચક્ષણ વિવેકવૃત્તિથી પોતાનું 'મનરાજ' તપાસે છે અને એનો સાદ્યંત સંક્ષિપ્ત અહેવાલ સહુ સુજ્ઞ વાચકો અને સ્નેહીજનો સમક્ષ સાદર ધરે છે. ઠાકોરભાઈની વિનમ્રતા, પ્રભુપરાયણતા, સૂક્ષ્મ આત્મખોજ, સ્પષ્ટ સ્વનિરીક્ષણ એમાંથી અદ્‌ભુત પ્રગટે છે. 'હું ક્યાં હતો, અને ઈશ્વરે મને ક્યાં લાવી મૂક્યો! હું રાઈનો પર્વત બની ગયો!' જાતને ઢંઢોળવામાં અને પ્રશ્નો પૂછવામાં, ટપકારવામાં, સુધારને માર્ગે અને સાચને રસ્તે દોરી જવા એ કશી આનાકાની કરતા નથી કે કોઈ છોછ અનુભવતા નથી. જીવનનું સરવૈયું આપતાં તેઓ જમા-ઉધાર બન્ને પાસાં દર્શાવે છે. 'અહમ્'ના ભારને કબૂલે છે અને એને ઓગળવાની પ્રક્રિયા શરૂ કર્યાનો આવકારભર્યો એકરાર કરે છે. છતાં, નિવૃત્તિમાંયે તેઓ પ્રવૃત્ત રહેવા જ મથે છે. સુદીર્ઘ પ્રવૃત્ત જીવનમાં સ્થાન માટે કે પદ માટે એમણે કદી પરવા કરી નહોતી, એટલે હવે પ્રમાણમાં નિવૃત્ત એવી જીવનયાત્રાની એકાન્ત પળે તેઓ આંતરખોજ કરે, આંતરિક ઊંડાણમાં પ્રવેશે, એમાં આશ્ચર્ય નથી. ઠાકોરભાઈને હંમેશ કાર્ય જોઈતું હતું, પણ 'કલ્યાણકારી' કાર્ય કદાપિ નહીં! આ ક્ષણે પણ તેઓ 'ક્ષેત્રસંન્યાસી નથી બન્યા, બનવાનું વિચારતા પણ નથી.' હવે તેઓ 'દિલમંદિરની સાફસૂફી'માં મશગૂલ છે. એ કારણે સ્વસ્થ છે. સાર્વજનિક સમસ્યાઓ અને સ્થિતિ વિષે એમના મનમાં હજી વેદના છે, અગાઉની વાચાળતા પણ નિકટના સાથીઓ-સ્નેહીઓ આગળ ચાલુ છે, વિનોદ-મજાક વાતો પણ અટકયાં નથી, પણ હવે બને તેટલા સમતોલ થઈને-રહીને એ પોતાનામાં રહેલા સદ્‌અસદ્ અંશોને તટસ્થ ભાવે તપાસવાનો પ્રયાસ કરવામાં મસ્ત છે!

આમ, આ જીવનકથા 'એક અદના પુરુષથી' શિક્ષકના પુરુષાર્થની કથા છે. એ નિર્ભય દિલ-દિમાગની અને ચોખ્ખા હાથહૈયાની કથા છે.. મૂલ્યોના જતનની આ કથા છે ક્ષર માનવજીવનના અક્ષર દેહની આ કથા છે.' ટૂંકમાં, 'સ્વશુદ્ધિકરણની આ કથા છે'

આવી આ, એક વડીલજનની, આત્મકથાની મારા જેવા ઉંમર-અનુભવમાં ઠીક ઠીક નાના એવા શિક્ષકે આટલી લાંબી પ્રસ્તાવના કેમ લખી? એ લખવાનું નિમંત્રણ મુરબ્બી ઠાકોરભાઈએ આગ્રહ પૂર્વક મને કેમ આપ્યું એ હું હજી પૂરું કળી શક્યો નથી! પણ પાત્રતાનો દાવો કે અપાત્રતાનો અચકો મારે કરવો કે ઓઢવો નથી. ઠાકોરભાઈએ એક દિવસ મારે ઘેર ખાસ પધારીને આ પ્રેમ-ભર્યો આદેશ આપ્યો, અને મેં એને આહ્‌લાદયુક્ત ને આવાહનપૂર્ણ અવસર તરીકે સ્વીકાર્યો એટલું જ કહીશ. ઠાકોરભાઈ સાથેનો મારો સ્નેહસંબંધ સહેજે પચાસેક વર્ષનો, કહો કે મારા બાળપણથી વધતો રહેલો છે. પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં મારાં મોટાં ભાંડુઓ—સૌથી મોટીબહેન મુ. કમળા ભિડે તાઈ, તથા બે મોટાભાઈઓ મુ. બાળકૃષ્ણભાઈ અને સદ્‌ગત મુ. ડૉ. વિષ્ણુભાઈ—ઠાકોરભાઈના વિદ્યાર્થીઓ. મને એવો મોકો ન મળ્યો. હું રોડ ચી ન વિદ્યાવિહારનો વિદ્યાર્થી, પણ પૂજ્ય દાદાસાહેબને લીધે દિવાન-બલ્લુભાઈ-ઠાકોરભાઈની સંસ્કારિતા-સેવાની સુવાસ મને નાનપણથી જ મળવા લાગી. મુ. ઠાકોરભાઈ જે સાલમાં અમદાવાદમાં યુવક કાર્યકર હતા તે વર્ષમાં (૧૯૨૮) મારો જન્મ. સ્વરાજ્ય પછીના દસકાઓમાંના શૈક્ષણિક ને સાર્વજનિક જીવનમાં, એમનો હું સાથી બન્યો. ખાસ કરીને, ગુજરાતીમાં અંગ્રેજીના શિક્ષણને પ્રશ્ને જે ચકડોળ લાંબો સમય ચાલ્યું તેમાં

હું એકધારો 'ઠાકોરભાઈ પાયમા'ના પક્ષે રહ્યો અને અમદાવાદ તેમ અન્યત્ર સખ્યાબંધ જાહેર મહાસંમેલનોમાં અમે એક મચ પર ઊભા રહ્યા, બોલ્યા ! ઠાકોરભાઈની જબાત અને એમની ઝિંદાદિલી મને હમેશા આકર્ષતી અને પલાળતી રહી છે અગ્રેજીનુ શિક્ષણ ક્યાથી શરૂ કરવુ એ બાબતે સર્જેલી વિચારઆંધી આ આત્મકથામા વિસ્તારથી છે એટલે પુનરુક્તિની જરૂર નથી. ગુજરાતની ઉછરતી પેઢીઓને અગ્રેજી શિક્ષણથી વચિત નહી તોયે આધી અને અધકચરી રાખનારી વ્યક્તિઓએ, પરિસ્થિતિએ કેવળ આપણા અસખ્ય બાળકોનુ જ નહી, પણ ગુજરાત અને ભારત આખાનું પુષ્કળ અહિત કર્યુ છે. એ આખો વિવાદ એક રીતે વ્યર્થ હતો કેટલાકના જિદ્દિપણાને કારણે લબાવાયો હતો, માટે જ એ નિવાર્ય હતો ! છતા ફરજ ઊભી થઈ તો, જે સાચુ અને આવશ્યક લાગ્યુ તે પ્રજાહિતાર્થે કર્યો જ છૂટકો એવી અમારી ભાવના અને વર્તણૂક રહી હતી. ભારતમા અન્ય રાજ્યોની સરખામણીમા ખાસ કરીને જાહેર નોકરીઓ વગેરેમા, આપણા યુવક ભાઈબહેનોને જે પછડાટ ખાવીપડચો, પછાતપણુ ખમવુ પડયુ તે, ઉદારચરિત્ર દષ્ટિસપન્ન નેતાગીરી હોત તો ટાળી શકાયુ હોત ! હજીયે એ અહિતકારી સ્થિતિના થોડા ઘણા લિસોટા અહી તહીં વરતાય જ છે !

આપણા પ્રદેશમા અને દેશમા હજી પ્રખર જાહેર કાર્યકરોની અને વિવિધ સાર્વજનિક ક્ષેત્રોમાના અગ્રણીઓની આત્મકથાઓ તો શુ, પણ સાઘંત ને સારી, પ્રમાણભૂત, પ્રેરણાદાયી એવી જીવનકથાઓ પણ લખાતી, છપાતી નથી. આપણા વર્તમાન ઇતિહાસનું અને જીવનનુ આ એક નબળુ અને અધૂરૂ પાસુ છે. માટે, આવી આત્મકથાઓ વધારે લખાય તે ઉપકાર છે, પછી ભલે ને એ દ્વારા સામસામા દષ્ટિબિંદુઓ અને અભિગમો-આગ્રહો છતા થઈને એમના છેદ પણ ઉડાડાય ! આત્મકથા—જીવનચરિત્રનુ ખેડાણ આપણે વધારતા રહેવુ જોઈએ. જીવત વર્તમાનની સવારીખ અને ભાવિ જીવનસુધાર માટેની તાલાવેલી એ રીતે અભિવ્યક્તિને પામે એ મોટો લાભ છે. ઇતિહાસકારોને જ નહી, સર્વસામાન્યજનોને પણ એમાથી જરૂરી સામગ્રી અને કાર્યદિશા સૂઝસમજ પ્રાપ્ત થાય છે એ વાત ઘૂટવી રહી. તે દષ્ટિથી આ આત્મકથા સ્વાગતાર્હ છે

આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ જેને 'આત્માનુ સ્વાભાવિક વલણ' કહેતા તે અનુસરીને જે શિક્ષક, સ્વપસદગીથી તેમ સર્વપ્રથમ પસદગીથી થયેલો શિક્ષક-શિક્ષણધર્મ બજાવે છે એનું જીવન હંમેશ ઓજસ્વી અને તેજસ્વી રહેવાનુ ! શિક્ષક શુ કરી શકે અને થઈ શકે અને કેવી લોકચાહના તથા કેટલી કીર્તિ મેળવી શકે, એ ઠાકોરભાઈ ઠાકોરે સુરેખ જીવી બતાવ્યુ છે પોતાની જીવનસંધ્યાએ પહોચેલા ઠાકોરભાઈ હવે સાધનાને રસ્તે વળ્યા છે. સસ્કારસભર કેળવણીની કેડીએ અખંડ ચાલીને સત્યમ્, સુદરમ્ને પ્રગટાવવા મથનાર ઠાકોરભાઈ અવારનવાર કહે છે તેમ, ભારતને આજે લગોટિયા બાવાઓની જરૂર છે ! સત્તાની જ્યારે લૂટ ચાલે છે, ત્યારે જ સાચા માણસોની સવિશેષ આવશ્યકતા ઊભી થાય છે સારા માણસો પર અત્યારે આવરણ છવાયુ છે પણ તે ઝાઝો સમય નહીં ચાલે. નવસર્જન આવશે જ. ઉષ:કાળ પાસે છે, એવુ નવુ, અરુણ પ્રભાત જોવાને સુરુચી ઠાકોરભાઈ કઠોર શતાયુ થાઓ! એમની જીવનયાત્રા નિરામય અને નિતાન્ત સુદર બની રહો !

ઋજુતાથી વર્ણવ્યા છે. એ જેટલા ભાવપૂર્ણ તેટલા જ વિચારપ્રેરક છે. પોતાનું આંતરજીવન એમણે કશી છિલચોરી વિના ખુલ્લું કર્યું છે દામ્પત્ય જીવનનો સાર સુંદર તારવ્યો છે : 'ઘરે મને સાચવ્યો છે, અને ઘરને મે સાચવ્યું છે' પત્નીને એમણે પતિની જરૂરી 'બ્રેક' ગણાવી છે. હવે, એંશી વર્ષ વટાવી ગયેલ ઠાકોરભાઈના 'બાહ્ય બંધનો ક્રમે ક્રમે છૂટતા ગયા છે' ત્યારે તેઓ વિચક્ષણ વિવેકવૃત્તિથી પોતાનું 'મનરાજ' તપાસે છે અને એનો સાદ્યંત સંક્ષિપ્ત અહેવાલ સહુ સુજ્ઞ વાચકો અને સ્નેહીજનો સમક્ષ સાદર ધરે છે ઠાકોરભાઈની વિનમ્રતા, પ્રભુપરાયણતા, સૂક્ષ્મ આત્મખોજ, સ્પષ્ટ સ્વનિરીક્ષણ એમાંથી અદ્ભુત પ્રગટે છે 'હું ક્યાં હતો, અને ઈશ્વરે મને ક્યાં લાવી મૂક્યો! હું રાઈનો પર્વત બની ગયો!' જાતને ઢંઢોળવામાં અને પ્રશ્નો પૂછવામાં, ઠપકારવામાં, સુધારને માર્ગે અને સાચને રસ્તે દોરી જવા એ કશી આનાકાની કરતા નથી કે કોઈ છોછ અનુભવતા નથી. જીવનનું સરવૈયું આપતાં તેઓ જમા-ઉધાર બન્ને પાસાં દર્શાવે છે 'અહમ્'ના ભારને કબૂલે છે અને એને ઓગળવાની પ્રક્રિયા શરૂ કર્યાનો આવકારલાયક એકરાર કરે છે. છતાં, નિવૃત્તિમાંયે તેઓ પ્રવૃત્ત રહેવા જ મથે છે સુદીર્ઘ પ્રવૃત્ત જીવનમાં સ્થાન માટે કે પદ માટે એમણે કદી પરવા કરી નહોતી, એટલે હવે પ્રમાણમાં નિવૃત્ત એવી જીવનયાત્રાની એકાન્ત પળે તેઓ આંતરખોજ કરે, આંતરિક ઊંડાણમાં પ્રવેશે, એમાં આશ્ચર્ય નથી, ઠાકોરભાઈને હંમેશ કાર્ય જોઈતું હતું, પણ 'કલ્યાણકરૂ' કાર્ય કદાપિ નહીં! આ ક્ષણે પણ તેઓ 'ક્ષેત્રસંન્યાસી નથી બન્યા, બનવાનું વિચારતા પણ નથી.'! હવે તેઓ 'દિલમંદિરની સાફસફાઈ'માં મશગૂલ છે એ કારણે સ્વસ્થ છે. સાર્વજનિક સુવ્યવસ્થાઓ અને સ્થિતિ વિષે એમના મનમાં હજી વેદન છે; અગાઉની વાચાળતા પણ નિકટના સાથીઓ-સ્નેહીઓ આગળ ચાલુ છે; વિનોદ-મજાક વાતો પણ અટક્યા નથી, પણ હવે બને તેટલા સમતોલ થઈને-રહીને એ પોતાનામાં રહેલા સદ્અસદ્ અંશોને તટસ્થ ભાવે તપાસવાનો પ્રયાસ કરવામાં મસ્ત છે!

આમ, આ જીવનકથા 'એક અદના પુરુષ થી' શિક્ષકના પુરુષાર્થની કથા છે. એ નિર્ભય દિલ-દિમાગની અને ચોખ્ખા હાથહૈયાની કથા છે..મૂલ્યોના જતનની આ કથા છે ક્ષર માનવજીવનનાં અક્ષર દેહની આ કથા છે' ટૂંકમાં, 'સ્વશુદ્ધિકરણની આ કથા છે'

આવી આ, એક વડીલજનની, આત્મકથાની મારા જેવા ઉંમર-અનુભવમાં ઠીક ઠીક નાના એવા શિક્ષકે અટલી લાંબી પ્રસ્તાવના કેમ લખી? એ લખવાનું નિમંત્રણ મુરબ્બી ઠાકોરભાઈએ આગ્રહપૂર્વક મને કેમ આપ્યું એ હું હજી પૂરું કળી શક્યો નથી! પણ પાત્રતાનો દાવો કે અપાત્રતાનો અચંબો મારે કરવો કે ઓઢવો નથી. ઠાકોરભાઈએ એક દિવસ મારે ઘેર ખાસ પધારીને આ પ્રેમભર્યો આદેશ આપ્યો, અને મેં એને આહ્લાદયુક્ત ને આવાહનપૂર્ણ અવસર તરીકે સ્વીકાર્યો એટલું જ કહીશ. ઠાકોરભાઈ સાથેનો મારો સ્નેહસંબંધ સહેજે પચાસેક વર્ષનો, કહો કે મારા બાળપણથી વધતો રહેલો છે. પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં મારાં મોટાં ભાંડુઓ—સૌથી મોટીબહેન મુ. કમળા ભીડે તાઈ, તથા બે મોટાભાઈઓ મુ. બાળકૃષ્ણભાઈ અને સદ્ગત મુ. ડૉ. વિષ્ણુભાઈ—ઠાકોરભાઈના વિદ્યાર્થીઓ મને એવો મોકો ન મળ્યો હું શેઠ ચી ન વિદ્યાવિહારનો વિદ્યાર્થી, પણ પૂજ્ય દાદાસાહેબને લીધે દિવાન-બંનુભાઈ-ઠાકોરભાઈની સંસ્કારિતા-સેવાની સુવાસ મને નાનપણથી જ મળવા લાગી મુ. ઠાકોરભાઈ જે સાલમાં અમદાવાદમાં યુવક કાર્યકર હતા તે વર્ષમાં (૧૯૨૮) મારો જન્મ સ્વરાજ્ય પછીના દસકાઓમાંના શૈક્ષણિક ને સાર્વજનિક જીવનમાં, એમનો હું સાથી બન્યો. ખાસ કરીને, ગુજરાતીમાં અંગ્રેજીના શિક્ષણને પ્રશ્ને જે ચકડોળ લાંબો સમય ચાલ્યું તેમાં

હું એકધારો 'ઠાકોરભાઈ પાયમા'ના પક્ષે રહ્યો અને અમદાવાદ તેમ અન્યત્ર સંખ્યાબંધ જાહેર સભાસ મેલનોમા અમે એક મ ચ પર ઊભા રહ્યા, બોલ્યા ! ઠાકોરભાઈની જબાન અને એમની ઝિંદાદિલી મને હ મેશા આકર્ષતી અને પલાળતી રહી છે અ ગ્રેજીનું શિક્ષણ ક્યાથી શરૂ કરવુ એ બાબતે સર્જેલી વિચારઆંધી આ આત્મકથામા વિસ્તારથી છે એટલે પુનરુક્તિની જરૂર નથી. ગુજરાતની ઉછરતી પેઢીઓને અ ગ્રેજી શિક્ષણથી વ ચિત નહી તોયે આધી અને અધકચરી રાખનારી વ્યક્તિઓએ, પરિસ્થિતિએ કેવળ આપણાં અસ ખ્ય બાળકોનુ જ નહી, પણ ગુજરાત અને ભારત આખાનુ પુષ્કળ અહિત કર્યું છે. એ આખો વિવાદ એક રીતે વ્યર્થ હતો કેટલાકના જિદ્દિપણાને કારણે લ બાવાયો હતો, માટે જ એ નિવાર્ય હતો ! છતા ફરજ ઊભી થઈ તો, જે સાચુ અને આવશ્યક લાગ્યુ તે પ્રજાહિતાર્થે કર્યે જ છૂટકો એવી અમારી ભાવના અને વર્તણૂક રહી હતી. ભારતમાં અન્ય રાજ્યોની સરખામણીમા ખાસ કરીને જાહેર નોકરીઓ વગેરેમા, આપણા યુવક ભાઈબહેનોને જે પછડાટ ખાવીપડચી, પછાતપણું ખમવુ પડયુ તે, ઉદારચરિત્ર દષ્ટિસ પન્ન નેતાગીરી હોત તો ટાળી શકાયું હોત ! હજીયે એ અહિતકારી સ્થિતિના થોડા ઘણા લિસોટા અહી તહીં વરતાય જ છે !

આપણા પ્રદેશમા અને દેશમા હજી પ્રખર જાહેર કાર્યકરોની અને વિવિધ સાર્વજનિક ક્ષેત્રોમાના અગ્રણીઓની આત્મકથાઓ તો શુ , પણ સાદ્યંત ને સારી, પ્રમાણભૂત, પ્રેરણાદાયી એવી જીવનકથાઓ પણ લખાતી, છપાતી નથી. આપણા વર્તમાન ઇતિહાસનું અને જીવનનુ આ એક નબળુ અને અધૂરુ પાસુ છે માટે, આવી આત્મકથાઓ વધારે લખાય તે ઉપકારક છે, પછી ભલે ને એ દ્વારા સામસામા દૃષ્ટિબિંદુઓ અને અભિગમો–આગ્રહો છતા થઈને એમના છેદ પણ ઉડાડાય ! આત્મકથા—જીવનચરિત્રનું ખેડાણ આપણે વધારતા રહેવું જોઈએ જીવત વર્તમાનની સંજારીખ અને ભાવિ જીવનસુધાર માટેની તાલાવેલી એ રીતે અભિવ્યક્તિને પામે એ મોટો લાભ છે. ઇતિહાસકારોને જ નહીં, સર્વસામાન્યજનોને પણ એમાથી જરૂરી સામગ્રી અને કાર્યદિશા સૂઝસમજ પ્રાપ્ત થાય છે એ વાત ધૂટવી રહી. તે દૃષ્ટિથી આ આત્મકથા સ્વાગતાર્હ છે

આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ જેને 'આત્માનુ સ્વાભાવિક વલણ' કહેતા તે અનુસરીને જે શિક્ષક, સ્વપસંદગીથી તેમ સર્વપ્રથમ પસ દગીથી થયેલો શિક્ષક–શિક્ષણધર્મ બજાવે છે એનું જીવન હ મેશ ઓજસ્વી અને તેજસ્વી રહેવાનુ ! શિક્ષક શુ કરી શકે અને થઈ શકે અને કેવી લોકચાહના તથા કેટલી કીર્તિ મેળવી શકે, એ ઠાકોરભાઈ ઠાકોરે સુરેખ જીવી બતાવ્યું છે પોતાની જીવનસંધ્યાએ પહોચેલા ઠાકોરભાઈ હવે સાધનાને રસ્તે વળ્યા છે. સંસ્કારસભર કેળવણીની કેડીએ અખંડ ચાલીને સત્યમ્, સુ દરમ્‌ને પ્રગટાવવા મથનાર ઠાકોરભાઈ અવારનવાર કહે છે તેમ, ભારતને આજે લ ગોટિયા બાવાઓની જરૂર છે ! મતાની જ્યારે લૂંટ ચાલે છે, ત્યારે જ સાચા માણસોની સવિશેષ આવશ્યકતા ઊભી થાય છે સારા માણસો પર અત્યારે આવરણ છવાયુ છે પણ તે ઝાઝો સમય નહીં ચાલે. નવસર્જન આવશે જ, ઉષઃકાળ પાસે છે, એવુ નવુ , અરુણ પ્રભાત જોવાને સુરભ્યા ઠાકોરભાઈ ઠ કોર શતાયુ થાઓ ! એમની જીવનયાત્રા નિરામય અને નિતાન્ત સુ દર બની રહો !

# વિકેન્દ્રીકરણનું વિકેન્દ્રીકરણ

રમેશ થાપર

વિકેન્દ્રીકરણ વિષે વાત કરતી વખતે લોકોમા એક પ્રકારની અનાસ્થા દેખાઈ આવે છે. વિકેન્દ્રીકરણનો આજે સમજાતો અર્થ એ છે કે આ પાયેથી જ સત્તાની માગણી કરે, પણ આગળ જતા એ સત્તાઓ ક અને કને આપવાનો એનો ઇરાદો ન હોય. આમ વિકેન્દ્રીકરણ વિષેની લાંબી ચર્ચાઓ પ્રજાના મનમા તો કોણ કઈ સત્તા લેશે અને સત્તાના કેન્દ્રો એક હશે કે વધુ એવા ઝગડાઓમાં જ સમાઈ જાય છે.

એક ભૂખંડ જેવા મોટા ભારત દેશમા રાજકીય/આર્થિક વ્યવસ્થાના વિકેન્દ્રીકરણ જેવો સુધારો કરવાની બાબતમા કોઈ ઉત્કટ લાગણી કે દઢ આગ્રહ જ પેદા ન થાય, એવી વિકૃત ઢબે ચાલતી ચર્ચાઓ એ આપણી મોટી કરુણતા છે. રાષ્ટ્રીય રાજધાની દિલ્હીથી માંડીને રાજ્યોની રાજધાનીઓ સુધી જ્યાં ક્યારે વિકેન્દ્રીકરણની વાત ચાલે છે, ત્યાથી આગળ જિલ્લાઓ અને ગ્રામસ્તરે એનું પ્રસરણ થતું નથી. ભારત સરકાર પોતે પોતાને માટે વધુ ને વધુ સત્તા મેળવતી જાય છે તો રાજ્ય સરકાર પણ એ જ માર્ગ અનુસરે છે, નિમ્ન સ્તરે સત્તાનું અવતરણ કરવામા તો કોઈ જાણે સમજતું જ નથી !

આનાં ઉદાહરણો અનેક છે અને એમા આપણા વલણોનું પ્રતિબિંબ પડે છે એક સરકારી કલાર્કે એની જવાબદારીવાળા સરકારી પ્રકાશનોનો સ્ટોક ખાઈ જતા ઉંદરોને મારવા બહુ બુદ્ધિપૂર્વક એક બિલાડીની માગણી કરીએ ટુચકો મને યાદ આવે છે. બિલાડીના દૂધ માટે ખર્ચ કરવાની એને સત્તા ન હતી. એમાંથી તુમારોની એક ફાઈલ થઈ કોઈક દૂરના નોકરશાહ પાસેથી નીચેના પ્રશ્નવાળી ટીકા સાથે એ ફાઈલ છ મહિને પાછી ફરી - 'એ બિલાડી જો ઉંદર ખાતી હોય તો એને દૂધની શી જરૂર ?' આ દરમિયાન તો બિલાડી મરી ગઈ હતી !

બીજી આવી જ વાત. ખર્ચમા કશી રોકટોક વિનાના આતિથ્ય માટેના ભથ્થાથી માહિતગાર, સાર્વજનિક ક્ષેત્રના એક કોર્પોરેશનના નવા નિમાયેલા (ભ્રષ્ટાચાર નહીં કરનારા !) માનદ્ પ્રમુખે એવો આગ્રહ રાખ્યો કે વેચાણ વધારવા આવી સગવડ જરૂરી છે અને જુદા જુદા વહીવટકારોને એ માટેની રકમ વહેંચવી જોઈએ -એ પછીના કેટલાક વરસો તેઓ એમના ઉપકારથી કૃતજ્ઞ મેનેજિંગ ડાયરેક્ટરે પોતે જ સંપૂર્ણપણે ઓહિયા કરેલી એ સગવડનો લાભ લેતા એમનું આતિથ્ય માણે છે !

આપણે જે કરીએ છીએ અને જે કહીએ છીએ એ વચ્ચે આપણા દેશમા મોટી ખાઈ રહેલી છે એ સાબિત કરવા માટે આના જેવી ઘણી વાતો કહી શકાય. કથની અને કરણીનું એકીકરણ કરવા પ્રયત્ન કરનારને આપણે ત્યા 'સ્વર્ગનો માનવી' માની લેવાય છે. આથી આપણે 'વિકેન્દ્રીકરણને

વિકેન્દ્રિત' કરવાની રચના ઊભી કરવી પડશે. નહી તો કશું કર્યા વિના કે વ્યર્થ ચર્ચામાં સંતુષ્ટ રહી શકાએ સુધી આપણે સમય બગાડીશું.

કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ વિષેની આપણી વિચારણામા બે તત્ત્વો જોડવા જરૂરી છે. એક, ભારત કદ કે વસ્તીમાં એક બીબાઢાળ રાષ્ટ્ર–રાજ્ય નથી. એ બહુ સંસ્કૃતિવાળો–કેટલાક એને બહુરાષ્ટ્રીય કહે છે—અને કદમા ભૂખંડ જેવો તથા વંશશાસ્ત્રીય રીતે ખૂબ સંકુલ છે બીજું, સ્વાતંત્ર્ય આવ્યાનાં પ્રારંભિક વર્ષોમા અને આયોજિત વિકાસના આરંભકાળે દિલ્હીમા જ નિર્ણયો લેવાનુ કેન્દ્રિત કરવાનુ શક્ય હતુ. પણ હવે વિકાસની ગતિને કારણે એક જ જગ્યાએથી નીતિ-આયોજન અને અમલ કરવાનું અશક્ય બને છે. વળી, આ ઉપખંડના જુદા જુદા પ્રદેશો એમના પર અસર કરનારી નીતિઓ બાબતે વધુ વિગતે, ટકાઉ અને ઊંડો રસ લેવા કૃતનિશ્ચયી બનતા જાય છે

આપણી પ્રજાની વિચારધારામા આ મનોવૈજ્ઞાનિક ફેરફાર આવકાર્ય છે. આ ફેરફાર પ્રતિબદ્ધતા અને દષ્ટિકોણોની વધુ પકવતા દર્શાવે છે આપણા ચાલુ રાજ્યવહીવટના માળખાંઓ આ નવી ચેતનાને પ્રતિકૂળ હોય અને વિવાદના ભારથી તથા પરસ્પર વિરોધી માગોના ધસમસતા પ્રવાહમા ભાંગી પડવાનાં હોય તો મૂંચવાડા અને નિરાશામા અટવાવાને બદલે એ માળખાંની પુનર્રચનાના કામને જ શરૂ કરવું જોઈએ. કેમ કે વિકસતી જતી પરિસ્થિતિ આપણા જૂના અને જડ માળખામા બંધબેસતી થતી નથી.

ભારતીય સંસ્કૃતિ એટલી તો પ્રાચીન અને દઢમૂલ છે કે શૂન્યવાદી ક્રાન્તિકારી વિસ્ફોટોથી આપણી રાજકીય વ્યવસ્થાને હાનિ પહોંચે કે તે તૂટી જાય એમ બનવાનુ નથી. રાજકીય અને આર્થિક સત્તા માટે ઝડપથી સંગઠિત થતા નવા પ્રાદેશિક અગ્રવર્ગો વિચારદારિદ્ર ધરાવતી આપણી નેતાગીરીની કેન્દ્રવાદી જડતાને પડકારી રહ્યા છે. દક્ષિણમાં તામિલનાડુ, આંધ્ર પ્રદેશ અને કંઈક અંશે કર્ણાટક અને કેરાળા, પૂર્વમાં બંગાળ, આસામ અને સીમાવર્તી રાજ્યો તથા હવે ઉત્તરમાં પણ પંજાબ અને કાશ્મીરમાં ચાલતા લોકપ્રક્ષોભનો સંકેત એકદમ સ્પષ્ટ છે પ્રદેશવાદ પછી વધારે સમરૂપ જાતીયતા (એથ્નિક) માટેના આગ્રહો પેદા થવાના.

આ પરિવર્તનોને દેશની વિચ્છિન્નતા (બાલ્કનાઈઝેશન)નો પ્રારંભ માનવો એ અત્યંત સંકીર્ણ દષ્ટિ છે. ભારતીય પ્રજા પ્રયત્ન અને ભૂલો દ્વારા શીખીને વધારે સંતુલિત અને ન્યાયસંગત સમવાયી રાજ્યવ્યવસ્થાની દિશામા જશે. આવાં આંદોલનોનો વિરોધ કરવો તે દેખીતી રીતે જ વિકૃતિ પેદા કરે વિકાસની પ્રક્રિયાએ ભારતની બહુવિધતાને દઢ બનાવી છે. એક વિસ્તારને બીજા વિસ્તારો પર આધાર રાખતા બનાવ્યા છે. આ સંવેદનશીલ સમવાયી રાજ્યતંત્રના સૂત્રને સાવધાનીપૂર્વકની વિકેન્દ્રિત પ્રક્રિયાઓ દ્વારા આપણે વણવાનું છે.

એ સ્વાભાવિક છે કે વિવિધ સ્થાપિત હિતો સત્તાના હસ્તાંતરણને અથવા પ્રાતિનિધિક સંગઠનોના ઉદયને રોકવા પ્રયત્ન કરે છે. સર્વસત્તાના કેન્દ્ર જેવી રાજધાનીમા રહીને સત્તાના ચક્રો ચલાવનાર લોકો સાચા વિકેન્દ્રીકરણમા સમાયેલી લોકશાહીની પ્રક્રિયાથી ડરે છે. તેઓ એકાદ ડઝન પ્રાદેશિક રાજધાનીઓને તે સત્તા આપવા તૈયાર છે પણ એથી આગળ સત્તાનુ નિમ્નગમન વિચારવાની એમની શક્તિ નથી.

અહીં થી વિકેન્દ્રીકરણમાં માનનારાઓની લડત શરૂ થાય છે. વિકેન્દ્રીકરણે આપણા નીચલા થરમાં લોકો સુધી પોતાની અસરો પહોંચાડવાની છે. સ્વરાજ્ય આવ્યાને ઘણાં વરસો થઈ ગયાં છતાં, સમાજના નીચલા થરના લોકો પર પ્રભાવ પાડવામાં આપણું રાજયતંત્ર નિષ્ફળ ગયું છે આજે એ તંત્ર મોટે ભાગે અકાર્યશીલ અને બેજવાબદાર ચોકઠું બની ગયું છે. નીચે સુધી લાભો પહોંચાડવાની આશા પોષવામાં આ તંત્ર અશક્ત નિવડયું છે મોટા પ્રમાણમાં લોકો ઉપેક્ષિત હોવા છતાં, યથાસ્થિતિને શોભિત કરવામાં પોતાના વધારાનાં સાધનો વાપરી નાખે છે વળી અગ્રવર્ગ તરફથી વિકાસની થનારી 'રેડિયેશન' અસરોમાં પણ એને પોતાને જ હવે વિશ્વાસ રહ્યો નથી.

આ મૃતપ્રાયતંત્ર પક્ષાઘાતના રોગથી એટલું તો પીડાય છે કે નોંધાયા વિનાની કાળા નાણાંની સમાન્તર અર્થરચનાએ રાષ્ટ્રીય ઉત્પાદકતાના ૪૦ થી ૬૦% આહિયા કરી લીધા છે. વિકાસમાં દર અને પ્રજાજીવન પરના એના પ્રભાવની ગણતરી કરતી વખતે આ હકીકત ધ્યાનમાં લેવી જોઈએ. આપણી સપાટી નાચેની અર્થરચના અને કેન્દ્રવાદી તંત્રની ગળાચીપે પેદા કરેલી ગૂંગળામણે જ એક નિરંકુશ અરાજકતાપૂર્ણ પ્રથા ઊભી કરી છે, તેનો એકમાત્ર ઉકેલ બહુ વિશદ અને અસરકારક વિકેન્દ્રીકરણ જ છે. હાલના ભંગાણ અને નૈતિક અધઃપતનમાંથી પ્રજામાં સ્વાવલંબી ઉત્પાદકતાને સમર્થન આપવા સુધીની સંક્રાન્તિ માટે યોગ્ય સાધનો પૂરાં પાડી શકે તેમ જો કોઈ હોય તો તે છે વિકેન્દ્રીકરણ

આપણી સામાજિક રચનામાં રહેલા અન્યાયોએ વિકેન્દ્રીકરણને વિકેન્દ્રીત કરવાનું કામ ગૂંચવાડા ભરેલું બનાવ્યું છે. અનેક વિષમતાઓ ધરાવતા લોકો સાથે આપણું પનારું પડયું છે. એક સમૂહનું બીજા સમૂહ પરનું આધિપત્ય વિકેન્દ્રિત વ્યવસ્થાની મુક્તિદાતા અસરને તોડી પાડે છે આપણા રાજકીય જીવનના ઉપેક્ષિત પાસા જેવા અધિકારવિહીન લોકોના સંગઠિત બળથી જ એનો વિરોધ કરી શકાય. એવા સંગઠિત બળ વાટે જ્યારે જ્યારે પુરુષાર્થ થયો છે ત્યારે ત્યારે તેને નિરાશાજનક રીતે, ખોટી રીતે સમજવામાં આવ્યો છે વિકેન્દ્રીકરણ જો પ્રજાને સાચી સત્તા આપવામાં અને લોકોને સ્થાનિક આધિપત્ય ધરાવતા અને સ્થાનિક હિતોની ગળાચીપમાંથી મુક્ત કરવામાં નિષ્ફળ જાય તો એ રાજકીય ચાલબાજી જ સિદ્ધ થશે એટલે કે, વિકેન્દ્રીત સત્તાએ નીચેના સ્તરે રહેલા, અવગણાયેલા લોકોના જીવનમાં પરિવર્તન કરે એવા સાધનો સંપડાવવા જ જોઈએ. આર્થિક અધિકારોની આવી રાજકીય વ્યાખ્યા વિના વિકેન્દ્રીકરણનું સાચું વિકેન્દ્રીકરણ થઈ શકશે નહી.

આ કહેવું સહેલું છે; કરવું મુશ્કેલ ઉત્પાદકતા કે વેચાણના સ્તરે આર્થિક સત્તાનું કેન્દ્રીકરણ તોડવું જોઈએ અને તે પણ મુક્ત સમાજની વિશાળ પરિમિતિઓને ખંડિત કર્યા સિવાય ગરીબ ખેડૂતો કે ભૂમિહીન કરોડો લોકો માટે આર્થિક ઉત્પાદકતા નિર્માણ કરવાની નીતિઓ માટે જુદી જુદી પદ્ધતિઓ સંભાળપૂર્વક વાપરવી જોઈશે. કેમ કે એ લોકો આપણી દારિદ્રપીડિત પ્રજાનો મોટો ભાગ છે

સાચી આર્થિક રચના માટે ટેકા રૂપ બને એવા વિકેન્દ્રીકરણના વિચારમાં નવા વલણોના નીચે આપેલા કેટલાંક સૂચનરૂપ ઉદાહરણો આપણી સામેના પડકારને સમજવા અને પહોંચી વળવામાં આપણને વધુ વાસ્તવિક અને વ્યવહારુ બનાવી શકે

પહેલું, શહેરોમાં વધતી જતી ભીડને અટકાવવા ગામડાંમાં નવી ઉત્પાદકતા પેદા કરવી જોઈએ અને એમાંથી દલાલી કરી ખાતા વચલા માણસની ભયંકર શોષણવૃત્તિ નષ્ટ કરવી જોઈએ. હેન્ડલૂમ ઉદ્યોગમાં કંઈક અંશે આપણે એ કર્યું છે બીજાં ક્ષેત્રોમાં એમ કરવામાં શું આડે આવે છે ? ગામડાંની

કૃષિ અને ઉદ્યોગ તથા કારીગરી વિષયક અને પશુપાલન તથા એવાં બીજા કામોની ઉત્પાદકતામાં વધારો થાય એવી વેચાણ વ્યવસ્થા ઘણુ મહત્ત્વનુ કદમ ગણાય.

બીજુ, દૂધ જેવા તુલનાત્મક રીતે સરળ ક્ષેત્રમા ઉત્પાદકતા લાવવાનુ એટલુ બધુ મહત્ત્વનુ નથી. એમા તો પોતાની ઉપભોક્તા તરીકેની વધતી જતી ભૂખ સંતોષવા તેને જે રોકડા પૈસા જોઈએ છે એ મેળવવા પોતાના કુટુંબનો દૂધનો જથ્થો (મોટે ભાગે સ્ત્રીઓના ભાગનુ દૂધ !) તે શહેરને આપી દે છે પણ એ ઉત્પાદકતા શાકભાજી અને ફળો ઉગાડવાના થોડા ગુરફેન પણ ઉપેક્ષિત ક્ષેત્રમાં લાવવી જોઈએ નગરોની વસ્તી જેટલુ દૂધ તે આજે વાપરે છે તેટલું વાપરવાની તેને જરૂર નથી.

ત્રીજું, આ ઉપખંડના વિવિધ ઉદ્યોગોમા પડેલા અને અસાધારણ કુશળતા ધરાવતા કારીગરોની કારીગરીનો આંતરિક સુશોભનોમાં ઉપયોગ કરવો જોઈએ આવી જાતનો દેશી કારીગરી અને સાધનોના ઉપયોગનો નિર્ણય આપણી હ્રાસ પામતી જતી સૌંદર્યદષ્ટિને એક નવી સંવેદના આપશે એટલું જ નહીં, પણ એ મોટે ભાગે ગરીબ અને અવગણાયેલા વર્ગના આપણા કારીગરોને પાર વિનાનાં કામો માટે સાધનો પૂરા પાડશે. આપણા રાજકર્તાઓની ઉદાસીનતા એ જ મુશ્કેલી છે. એને આપણે એમની આ વિષયમા ચૂપકીદી અને આવી કોઈ યોજના પ્રત્યે પ્રતિબદ્ધતા કે રસના અભાવથી માપી શકીએ છીએ

ચોથુ, અર્થતંત્રના વિકાસ સાથે વૃદ્ધિ પામતાં નવા કૌશલ્યો ભૂમિહીન મજૂરોને આપવાની તાતી જરૂર છે મોટી સંખ્યાના ભૂમિહીનોને પશુપાલન, ભૂંડપાલન અને મરઘીપાલનના કામમા રોકી શકાય. ગામડાઓમા જે ટેકનિકલ ધંધાઓનો અભાવ છે, અથવા જે ધંધાઓ માંડ માંડ જીવતા રહ્યા છે એમાં ઉત્પાદકતા વધારવાનો ખૂબ અવકાશ છે.

ગરીબી સામે આ અભિક્રમોને દૃઢ કરવા પાયાના સ્તરે વિકેન્દ્રિત સત્તા મહત્ત્વની છે. જ્યાં અંત્યોદયને બુદ્ધિપૂર્વક સંગઠિત કરવામાં આવ્યો છે ત્યા ગરીબ લોકો પરનો એનો પ્રભાવ અસરકારક છે. એ પ્રકારે, આપણે વિચારતી આપણી જૂની જડતાને ખંખેરી નાખીએ અને વિકાસ દષ્ટિગોચર થાય એવા નવાં માળખાંનો આગ્રહ રાખવા માંડીએ તો સમસ્યાઓમાં સપડાતા ભારતના ચિત્રમાં ફેરફાર થાય. આપણી પાસે હવે સામાન્ય લોકોની ગરીબી અને અવગણનાના ઘાવને રૂઝવવા કૌશલ્યો અને સાધનો છે, એ આ આગ્રહનો અર્થ છે

વિકેન્દ્રીકરણને વિકેન્દ્રિત કરવાના કામમા આપણે પડીએ કે તરત આપણને દેખાશે કે એમા સંક્રાન્તિકાળમા ઘણી ગૂંચવણો અને અંતર્વિરોધો છે એ કામ આપણી સંગતતાની, અને ભારત જેવા વિશાળ અને વિવિધ સમાજમા દરેક સ્તરના કામને સ્વાવલંબનપૂર્ણ ગૌરવ અપાવવા આપણે તત્પર છીએ કે નહીં તેની કસોટી કરે છે, સાચા વિકાસના પુરુષાર્થનો સમગ્ર હેતુ જ એ છે.

અને સ્વાયત્ત સંગઠનોની સર્વોચ્ચ ભૂમિકાનો સ્વીકાર કરવાની તત્પરતા વિના સ્વાવલંબનપૂર્ણ ગૌરવને પોષી શકાય જ નહીં. તાકીદે હાથ ધરવાનાં સંશોધન અને પ્રયોગનુ આ એક નવું ક્ષેત્ર છે તત્કાલ, કેમ કે આજનો રાજવહીવટ નીચી મૂડીની આજ્ઞાધારિતા માગનાર અને પક્ષપાત સર્જનાર સત્તાના ઉદ્ધત કેન્દ્રીકરણથી દુખી રહ્યો છે. આપણે એક કટોકટીભરી પરિસ્થિતિ જોઈએ છીએ, પણ એ સુધારવાના ઉપાયો આપણે શોધતા નથી. આપણી ચારે બાજુ કેટલા બધાં દુર્દાન્ત સ્થાપિત હિતો એકત્રિત થયા છે! સ્વાયત્ત તંત્રો દ્વારા સત્તા વિકેન્દ્રિત થાય એવા શક્તિશાળી માળખાંઓ વડે જ એ બધાં સ્થાપિત હિતોને તોડવાં છે, ત્યારે જ આપણે જોઈશુ કે પક્ષપાત દૂર થઈ રહ્યો છે, ક્યાંક ઝડપથી, ક્યાંક ધીમેથી, પણ દૂર થઈ રહ્યો છે એ ચોક્કસ

અનુ. યશવંત ત્રિવેદી

# વિશ્વશાન્તિ અને કૃષ્ણમૂર્તિ

ડા. સાવિત્રી વ્યાસ

વિશ્વશાન્તિ, વિશ્વઐક્ય અને જીવનમૂલ્યોની પ્રસ્થાપના માટે સતત ઝૂઝનારા વિશ્વના પ્રખર ચિન્તક, શાન્તિચાહક અને પ્રબુદ્ધજીવનના ઉપાસક શ્રી જે. કૃષ્ણમૂર્તિએ સત્તરમી ફેબ્રુઆરી, ઓગણીસસો છયાસીના રોજ નેવું વર્ષની ઉંમરે આપણી વચ્ચેથી વિદાય લીધી. વિશ્વના વિવિધ દેશોમા ઘૂમીને તેમણે સિત્તેર વર્ષ સુધી લોકશિક્ષણનું કાર્ય કર્યું. આંધ્રપ્રદેશમાં, પાંચમી મે, અઢારસો પંચાણુંના દિવસે મદનપલ્લીમાં જન્મેલો આ જિદ્દુ કૃષ્ણમૂર્તિ નામનો બાળક વિશ્વશાન્તિનો દૂત બની જશે એવી કલ્પના યે કોઈને નહિ આવી હોય ખેર ! પાર્થિવ શરીરનું આયુષ્ય મર્યાદિત હોય છે, પણ વિચાર શરીરનું આયુષ્ય અમર્યાદિત હોય છે. અને એ રીતે મહાપુરુષો યુગો સુધી જીવતા હોય છે. સાંપ્રત પરિસ્થિતિ વિશે શ્રી જે. કૃષ્ણમૂર્તિ કહે છે, "આપણે જોઈએ કે ખરેખર દુનિયામાં શું ચાલી રહ્યું છે? દરેક જાતની હિંસા દેખાય છે. હિંસા માત્ર બહાર નહિ, પણ આપણા એકબીજા સાથેના સંબંધોમાં યે દેખાય છે. આપણે એક એવો સમાજ બનાવ્યો છે, જે હિંસક છે, જેના સભ્યો હિંસક છે. આપણું વાતાવરણ, આપણી સંસ્કૃતિ, જેમાં આપણે રહીએ છીએ તે સંઘર્ષ, દુ:ખ અને નિષ્ઠુરતાઓ ઉપર આધારિત છે. મહત્ત્વનો પ્રશ્ન આ છે કે આપણામાં રહેલી આ હિંસાનો અંત લાવી શકીએ છીએ?" ('બિયોન્ડ વાયોલન્સ' પૃ. ૧૩)

અલબત્ત, કૃષ્ણમૂર્તિ જીવનના દરેક ક્ષેત્રમાં રહેલી હિંસાને સૂક્ષ્મ અને વેધક નજરથી જોઈ શકે છે. તે કહે છે, "આપણે ચિત્તને આ સંચિત હિંસામાંથી, સાંસ્કૃતિક હિંસામાંથી, સંરક્ષણાત્મક હિંસામાંથી, આક્રમક હિંસામાંથી, પ્રતિસ્પર્ધાની હિંસામાંથી, બીજા કોઈ બનવાની મહત્ત્વાકાંક્ષાની હિંસામાંથી, કોઈ ચાળખામાં પોતાની જાતને ગોઠવવાની શિસ્તની હિંસામાંથી, શબ્દો અને મુખ-મુદ્રાના ભાવો દ્વારા બીજાને દબાવવાની અને ત્રાસ આપવાની હિંસામાંથી કેવી રીતે મુક્ત કરી શકીએ?" આગળ જઈને તેઓ વધુ વિશદતાથી કહે છે, "તમે કોઈ માણસ વિશે અફવા ઉડાડીને તેની પ્રતિષ્ઠાને હણી શકો છો, બેઆબરૂ કરીને તેને હલકો ચીતરીને, તમે તેને સમાજમાંથી બહાર ફેંકી શકો છો. અને શું તુલના દ્વારા તમે કોઈને મારી શકતા નથી? તમે એક બાળકની બીજા બાળક સાથે, જે વધારે હોશિયાર છે, વધારે કૌશલ્યવાળો છે તેની તુલના કરીને, તે બાળકની હિંસા નથી કરતા?" ('કોમેન્ટરીઝ ઓન લિવિંગ')

આ રીતે કૃષ્ણમૂર્તિ તુલના, કઠોર શબ્દો, હરીફાઈ, ઈર્ષા અને મહત્ત્વાકાંક્ષામાં રહેલી સૂક્ષ્મ હિંસાને બહુ ચોટતાથી આપણી સમક્ષ પ્રસ્તુત કરે છે. શું કદી કોઈ શિક્ષકે આનો વિચાર કર્યો હશે કે તે એક વિદ્યાર્થીને જ્યારે સારો, બુદ્ધિમાન, હોશિયાર ઠરાવે છે, ત્યારે બીજાને આડકતરી રીતે ઘણું નુકશાન પહોંચાડે છે આપણે આપણા હાવભાવ કે શબ્દો વિશે શું કદી આટલી ઝીણવટથી વિચાર કર્યો છે? આપણે વ્યંગમાં, ઈર્ષામાં સંબોધેલ શબ્દોથી, કટાક્ષોથી, કડવાશથી અને આંકેલા શબ્દોથી ક્ષણ પ્રતિક્ષણ હિંસા કરીએ છીએ એવો આપણે ભાગ્યે જ વિચાર કર્યો હશે. શ્રી મહાવીર સ્વામીએ બાહ્ય આચારમાં હિંસા ન થાય તેનો અતિસૂક્ષ્મ વિચાર કર્યો છે. તો શ્રી કૃષ્ણમૂર્તિ

આપણા આચારવિચારની સૂક્ષ્મ બાજુમાં ડૂબકી મારીને, હિંસાના માછલાં આપણને બતાવીને કહે છે, જુઓ, આ રહી હિંસા.

સમાજમાં વ્યાપેલી વિસ્તૃત હિંસા વિશે તેઓ કહે છે, "એક માણસ નફરત કે ક્રોધના આવેગમાં કોઈની હત્યા કરી નાખે છે, તો તેને ગુનેગાર ગણવામાં આવે છે, અને તેને મોતની સજા થાય છે બીજી બાજુ જે માણસ જાણી જોઈને બૉમ્બ ફેંકે છે, જેનાથી યુદ્ધમાં હજારો માણસોના મૃત્યુ થાય છે તેને લોકો ('વીરચક્ર' આપીને) સન્માને છે, ઇનામ આપે છે એક વીરપુરુષ બની જાય છે કારણ કે તે દેશને નામે આ બધુ કરતો હોય છે વળી જાનવરોની, ભોજન માટે, લાભ માટે, રમતગમત માટે અને દવાઓ બનાવવા માટે કતલ કરવામાં આવે છે." (કે.મેન્ટરીઝ ઑન લિવિંગ પૃ. ૧૬૬) આ કથનમાં રહેલો વ્યંગ આપણને સોંસરા વીંધી નાખે એટલો તીક્ષ્ણ છે. ભાગ્યે જ આપણા સમાજની જાડી ચામડી પર એની કોઈ અસર થાય છે

ખેર! શ્રી કૃષ્ણમૂર્તિના મતે, યુદ્ધનું મૂળભૂત કારણ આપણામાં રહેલી આ હિંસા છે તેઓ સ્પષ્ટ રીતે કહે છે, "યુદ્ધ એ આપણા દરરોજના જીવનનું વૈચારિક અને લોહિયાળ પ્રતિબિમ્બ છે. યુદ્ધ આપણી આન્તરિક સ્થિતિની માત્ર બાહ્ય અભિવ્યક્તિ છે અને આપણા દૈનંદિનીય કાર્યોનું એક બૃહદ સ્વરૂપ છે" શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે જેમ કહ્યુ છે, 'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो।' અર્થાત્ મન એ જ મનુષ્યના બન્ધન અને મોક્ષનુ કારણ છે એ જ તથ્ય અહીં કૃષ્ણમૂર્તિના કથનમાં પ્રતિબિમ્બિત થાય છે બધા યુદ્ધો, સંઘર્ષો અને અશાન્તિનુ મૂળ આપણુ—વ્યક્તિનુ ચિત્ત છે. કહ્યું છે ને 'यथा पिंडे तथा ब्रह्माण्डे।' જેવુ દેહપિંડમાં તેવુ બ્રહ્માંડમાં. એ ન્યાયે કૃષ્ણમૂર્તિ કહે છે કે વ્યક્તિના મનમાં મનોવૈજ્ઞાનિક ક્રાન્તિ ન થાય, ત્યાં સુધી હિંસાથી મુક્ત નહીં થઈ શકાય, ત્યાં સુધી જગતમાં શાન્તિ સંભવિત નથી

બીજે એક સ્થાને શ્રી કૃષ્ણમૂર્તિ યુદ્ધનાં કારણોની ચર્ચા કરતા કહે છે, "યુદ્ધના કારણો છે સત્તા, સંપત્તિ, હોદ્દા અને પ્રતિષ્ઠાની લાલસા, રાષ્ટ્રીયતા નામનો રોગ, એક ધ્વજની પૂજા અને સંગઠિત ધર્મ (સંપ્રદાય)નો રોગ અને સિદ્ધાન્તોની પૂજા" રાષ્ટ્રીયતા, દેશભક્તિ અને રાષ્ટ્રધ્વજ વિશેના એમના વિચારો આપણા માટે ભારે આઘાતજનક છે પણ હકીકતમાં, વિચાર કરતા, તેની સચ્ચાઈ નજરે પડે છે આમ જોઈએ તો જે બે મહાયુદ્ધો થયા, એનાથી સામાન્ય જનતાને શો લાભ થયો? કોઈ હિટલર કે મુસોલિનીની સત્તા, સંપત્તિની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા માટે એ યુદ્ધો લડાયા જેમાં લાખો મનુષ્યો, પશુપંખીઓ વગેરે જીવનસૃષ્ટિને ભયંકર નુકશાન થયુ. સૈનિકો અને નાગરિકોને યુદ્ધ માટે માનસિક રીતે તૈયાર કરવા દેશભક્તિનું અફીણ ઘોળી ઘોળીને પાવામાં આવ્યુ આ સંદર્ભે તેઓ કહે છે, "રાષ્ટ્રીયતાની, અલગતાની ભાવના આગની જેમ દુનિયામાં ફેલાઈ રહી છે દેશભક્તિ, એવા લોકો મારફતે સંવર્ધિત અને પ્રસારિત કરવામાં આવે છે, જે વધારે રાજ્યવિસ્તાર, વિસ્તૃત સત્તા અને મહત્તમ સંપત્તિની ખોજમાં છે. અને આપણામાંથી દરેક આ પ્રક્રિયામાં ભાગીદાર બને છે કેમ-કે આપણે પણ આ બધી વસ્તુઓ ઇચ્છીએ છીએ બીજા લોકો, બીજા પ્રદેશો અને બીજા વિસ્તારોને જીતવામાં આવે છે, જેથી (ત્યાંથી કાચો માલ મળી રહે અને) પોતાના તૈયાર થયેલા માલ-સામગ્રી માટે બજાર મળી રહે અને રાજનૈતિક તેમજ ધાર્મિક વિચારસરણીઓના પ્રચાર માટે લોકો અને પ્રદેશો મળી રહે."

ભય, હિંસા, આતંકથી ખરડાયેલી આજની દુનિયાને વિશ્વશાન્તિનો સંદેશ આપનાર વિભૂતિ કૃષ્ણમૂર્તિની આપણી અંજલિ.

# કેન્દ્રીય અંદાજપત્ર ('૮૬–'૮૭)ની દિશા

બાબુભાઈ જ. પટેલ

સ્પર્ધાત્મક આયાતોને નિરુત્સાહી કરવા, રાષ્ટ્રના કેપિટલ ગુડ્ઝ ઉદ્યોગોને સહાયરૂપ આયાતોને પ્રોત્સાહિત કરવા, કાચી તમાકુની નિકાસોને ઉત્તેજન આપવા, પરંપરાગત ખાદ્યતેલો, જેની ભારે આયાતોને કારણે રૂપિયા એક હજાર કરોડનું કિંમતી વિદેશી હૂંડિયામણ આપણે ખરચવું પડે છે, તેના પરનું અવલંબન ઘટાડવા સારુ બિનપરંપરાગત ખાદ્યતેલો વાપરતા ઉદ્યોગોને આબકારી જકાતમાં રાહત આપવા, વગેરે જે પગલાં છેલ્લા અંદાજપત્રમા ભરવામા આવ્યાં છે, તે માટે નાણા પ્રધાન સૌના અભિનંદનને પાત્ર છે. ઉપરાંત, કેટલીક બાબતોમા તેમણે નવા ચીલા ચાતર્યા છે, કેટલીક બાબતોમાં તદ્દન જુદી રીતે જોવાનો પ્રયાસ કર્યો છે. એ સૌ માટે પણ તેઓ અભિનંદનના અધિકારી છે.

આમ છતા, ચાલુ વર્ષના અંદાજપત્રે કેટલાક મહત્ત્વના મુદ્દાઓ પણ ઉપસ્થિત કર્યા છે, તે વિષે મારા વિચારો રજૂ કરીને, નાણા પ્રધાને જાહેર ચર્ચાને જે ઉત્તેજન આપ્યું છે, તેને આવકારી, તેમાં હું જોડાઉં છું.

પહેલી જ નજરે તો એમ લાગે કે અંદાજપત્રમા કોઈ ભારે કરવેરા નાખવામા આવ્યા નથી. માત્ર રૂ. ૪૬૭ કરોડના જ નવા કરવેરા નાખવામા આવ્યા છે, પણ અંદાજપત્રના થોડા દિવસ અગાઉ જ રૂ. ૬૦૦ કરોડનો ભાર રેલ્વે અંદાજપત્રમા અને પેટ્રોલિયમ બનાવટોની કિંમતોમાં કરાયેલ વધારાને કારણે રૂ. ૮૦૦ કરોડનો બોજો પ્રજાને માથે ઝીંકાઈ ચૂક્યો છે. સંસદીય બેઠકો મળવાની હોય તે પહેલા પ્રજાને માથે આ રીતે બોજા ઝીકવાની બિનતંદુરસ્ત પ્રથા કેટલાક વર્ષોથી શરૂ થઈ છે, તે અયોગ્ય છે. આંતરરાષ્ટ્રીય ક્રૂડતેલોના ભાવોમા વધારો થયો છે, એ દલીલ આગળ કરીને જૂન ૧૯૮૦મા રૂ. ૨,૦૮૦ કરોડનો બોજો ગ્રાહકો પર લાદવામા આવેલો. ફરીથી જાન્યુઆરી ૧૯૮૧માં રૂ. ૧,૧૯૫ કરોડનો બીજો બોજો પણ પ્રજા પર ઝીકાયો. અને આંતરરાષ્ટ્રીય ભાવોમાં કોઈ વધારો થયો ન હોવા છતા જુલાઈ ૧૯૮૨મા રૂ. ૧,૦૭૦ કરોડનો વળી વધારાનો બોજો નાખવામાં આવ્યો. આમ, માત્ર તેર જ મહિનામાં કરવેરાનો આશરો લીધા સિવાય રૂ ૪,૪૩૫ કરોડનો બોજો પ્રજાને માથે નાખવામા આવ્યો. રેલ્વે ભાડામા ફેરફાર, સ્ટીલ, સિમેન્ટ, કોલસો અને પેટ્રોલિયમ બનાવટોની કિંમતોમાં વધારો. આ બધાથી ગ્રાહક પર જે બોજો પડે છે, તે કરવેરાને કારણે પડતો નથી, તેમ કહેવાથી કંઈ તેનો ભાર ઘટી જતો નથી !

જે કરવેરાની આવકો કેન્દ્ર અને રાજ્યો વચ્ચે વહેંચવાની હોય છે, તેવા વેરા નાખવાનું ટાળવાનું વલણ છેલ્લા કેટલાક વર્ષોથી જોવા મળે છે. ઈ. ૧૯૮૦ થી ૧૯૮૩ દરમિયાન કેન્દ્રે કરવેરા દ્વારા રૂ. ૧,૪૩૦ કરોડ મેળવ્યા, પણ તેમાથી રાજ્યોને ફાળે તો માત્ર રૂ ૮૦ કરોડ જ આવ્યા. ચાલુ વર્ષના અંદાજપત્ર ('૮૬–'૮૭) મા રૂ ૪૬૭ કરોડના કરવેરાની દરખાસ્તો છે, પણ તેમાંથી રાજ્યોને તો માત્ર રૂ. ૩૬ કરોડ જ મળશે। પોતાના હકદાવાને આધારે રાજ્યોને વધુ આવક થાય એ જાણે કેન્દ્રને પસંદ નથી. ગ્રાન્ટ અથવા લોનના સ્વરૂપે રાજ્યોને વધુ પ્રમાણમા મદદ મળે એવું કેન્દ્ર ઇચ્છે છે એવી છાપ આમાંથી ઊભી થાય છે. પહેલા નાણાં પંચની ભલામણો હેઠળ કેન્દ્ર સરકારની આવકના ટકા કેન્દ્ર અને રાજ્યો વચ્ચે વિભાજનને પાત્ર હતા છઠ્ઠા નાણાં પંચની ભલામણો હેઠળ તે ટકાવારી

ઘટતી ઘટતી ૪૮ ટકા જેટલી થઈ ગઈ છે. ઈ. ૧૯૫૧ થી ૧૯૮૪ દરમિયાન કેન્દ્ર તરફથી રાજ્યોને જે રકમો ઉપલબ્ધ થઈ છે તેમાં માત્ર ૪૦.૪ ટકા જ ધારાકીય સમર્થન ધરાવે છે. બાકીની યોજના હેઠળની ગ્રાન્ટો, અથવા કેન્દ્રની મુનસફી પર આધાર રાખતી ગ્રાન્ટો છે

ખુલ્લા બજાર (લોન બજાર)માથી જાહેર ઋણ લેવામા પણ એ જ વલણ દેખા દે છે ઈ. ૧૯૫૫–૫૬માં રાજ્યોને ફાળે આવતો હિસ્સો ૬૮ ટકા હતો, જે ઘટીને ઇ ૧૯૮૨–૮૩ મ. માત્ર ૧૦.૫ ટકા થઈ ગયો.

રાજ્યોના કરવેરાનું ક્ષેત્ર સીમિત કરવામા આ જ અભિગમ કામ કરે છે દાખલા તરીકે, વેચાણ વેરા (રાજ્યોની આવકનુ ઘણું મહત્ત્વનું સાધન)ને પાત્ર ચીજવસ્તુઓનુ વધારાની આબકારી જકાતને અધીન વસ્તુઓમાં રૂપાંતર કરવુ, પણ કેન્દ્રીય આબકારી જકાત અને ખાસ (સ્પેશિયલ) આબકારી જકાત જેમ જેમ વધે તેમ વધારાની આબકારી જકાતને વધવા ન દેવી દાખના તરીકે, ભારતના બધા જ રાજ્યોને ભેગા મળીને માડ રૂ ૧૮ કરોડ મળે એ રીતે વધારાની આબકારી જકાતમા આ વખતે નજીવો વધારો કરવામાં આવ્યો છે. જો કાપડ, તમાકુ અને ખાડ વેચાણવેરાને આધીન રહ્યા હોત, તો અત્યારે રાજ્યોને વેચાણવેરાના બદલામા વધારાની આબકારી જકાતમાથી જે હિસ્સો મળે છે, એના કરતાં ક્યાંય વધારે રકમ મળતી હોત વધારાની આબકારી જકાત (વેચાણવેરાના વિકલ્પે નાખવામા આવતી) સામાન્ય આબકારી જકાતના ૪૦ ટકા સુધી વધારવામા આવશે એવો નિર્ણય ઇ ૧૯૭૧માં રાજ્યોના પ્રતિનિધિઓની એક પરિષદમા લેવાયો હતો. પણ તેનો અમલ થયો નથી, તો બીજી બાજુ વેચાણવેરાને પાત્ર એવી વધુ ને વધુ વસ્તુઓને વધારાની આબકારી જકાતને પાત્ર વસ્તુઓમા ફેરવવામા આવી રહી છે

સરકારી ખર્ચમા થતો સતત વધારો એ બીજુ ચિંતાજનક વલણ છે ઇ. ૧૯૫૦–'૫૧મા કેન્દ્ર અને બધાં રાજ્યોના મળીને કુલ સરકારી ખર્ચ તે સમયની રાષ્ટ્રીય આવકના ૭ ટકા કરતા પણ થોડો ઓછો હતો, અને ત્યારની રાષ્ટ્રીય આવક આજની રાષ્ટ્રીય આવકના માડ પાંચ ટકા જેટલી થાય. આ ખર્ચમા સતત વધારો થતો ગયો છે ચાલુ વર્ષના અંદાજપત્રમા ('૮૬–'૮૭) કુલ રૂ ૫૩,૦૦૦ કરોડની સરકારી ખર્ચ તરીકે ફાળવણી કરવામા આવી છે, જે આજની રાષ્ટ્રીય આવકના ૨૫ ટકા જેટલી થાય. રાજ્યોનાં અંદાજપત્રોમા ફાળવવામા આવનાર સરકારી ખર્ચના આકડાઓનો સમાવેશ કરીએ તો રાષ્ટ્રની કુલ રાષ્ટ્રીય આવકના લગભગ ૪૦ ટકા જેટલો ખર્ચ તો રાજ્યતંત્ર ચલાવવા આપણે કરીએ છીએ, એમ કહેવુ પડે. બાકીના ૬૦ ટકા એ બિનસરકારી અથવા ખાનગી ખર્ચ થયો ગણાય દેશની બચતમાં ૮૦ ટકા જેટલો ફાળો જો ખાનગી (બિનસરકારી) ક્ષેત્રો અને વ્યક્તિઓનો હોય તો થોડા પાસે શુ રહેતું હશે, તેઓ કેટલો વપરાશ કરતા હશે, એ વિષે તો કલ્પના જ કરવાની રહે ! ખરેખર સર્વસત્તાવાદી થયા સિવાય પણ રાજકીય સત્તાની સાથે સાથે કેટલા વિપુલ પ્રમાણમા આર્થિક સત્તાનું કેન્દ્રીકરણ રાજ્યમા થયુ છે ! ભારતમા વધતા જતા ભાવો માટે જો કોઈની સવિશેષ જવાબદારી હોય તો તે રાજ્યની છે. જેમને કરવેરા ભરવા પડે છે, તેઓ પણ પોતાનો મોટા ભાગનો બોજો તો વપરાશ કરતારાઓ પર ઢોળી દેતા હોય છે, છેવટે તો 'કન્યાનો ભાર કેડે' એ ન્યાયે નિરંતર વધતા જતા ભાવોનો બોજો સામાન્ય માનવીને ઉપાડવો પડે છે

આકરા કરવેરા ઝીકીને તેમજ પેટ્રોલિયમ બનાવટો, કોલસો, સિમેન્ટ, સ્ટીલ જેવી અનિવાર્ય વસ્તુઓના ભાવોમાં અનંત વૃદ્ધિ કરતા રહીને કેન્દ્ર સરકાર ભાવ વધારાનો આંક સતત ઊંચોને ઊંચો લઈ જાય છે એ તો ખરું જ, પણ ખાધપૂરક નાણા તંત્રનો સતત આશરો લઈને નાણા પુરવઠામાં પણ તે વધારો ન વધારો કરતી રહે છે આથી ભાવવધારો ઘડીકનોય વિસામો લીધા વિના ઊંચે ને

ઊંચે ચઢતો જ જાય છે. ઈ. ૧૯૫૦–'૫૧મા નાણાં પુરવઠો રૂ. ૨,૦૧૬ કરોડ જેટલો હતો, જે ઈ. ૧૯૮૩–'૮૪મા રૂ. ૩૨,૯૯૨ કરોડની સપાટીને આંબી ગયો છે એવા અંદાજ મૂકવામા આવે છે કે ઈ ૧૯૬૦–'૬૧ દરમિયાન કુલ રાષ્ટ્રીય પેદાશ (જી.એન.પી.)મા ૧૨૩ ટકાનો વધારો થયો, પણ એ જ સમયગાળા દરમિયાન નાણા પુરવઠામા ૧,૦૪૦ ટકાનો વધારો થયો ! એને કારણે રૂપિયાના મૂલ્યમાં અસાધારણ ઘટાડો થયો છે. ઈ ૧૯૪૭ નો એક રૂપિયાનુ મૂલ્ય આજે તેના ૧૨ ટકા જેટલું જ થઈ ગયું છે ! આથી ફલિત એ થાય છે કે ઈ ૧૯૪૭માં જે ભાવો હતા, તેમાં આઠગણો સીધોસટ વધારો થયો છે.

મને ડર છે કે આપણી આર્થિક નીતિ આપણને દેવાળિયા બનાવી મૂકશે આપણું રાષ્ટ્રીય ઋણ એટલી હદે ઊંચે ગયુ છે કે આપણા ખર્ચનો સિંહભાગ હવે સંરક્ષણને ફાળે જતો નથી; પણ રાષ્ટ્રીય દેવાના વ્યાજ પેટે ચૂકવવામા જાય છે સંરક્ષણ ખર્ચ રૂ. ૮,૭૨૮ કરોડે પહોંચ્યું છે, પણ વ્યાજનો આંકડો તો રૂ. ૮,૭૫૦નેય વટાવી ગયો છે, દેશના સંરક્ષણ ખર્ચને પણ આંબી ગયો છે ! જો આમનુ આમ ચાલ્યા કરે તો ટૂંક સમયમાં આપણુ રાષ્ટ્રીય ઋણ આપણી કુલ રાષ્ટ્રીય આવક જેટલુ થઈ જશે અને આપણું આટલુ મોટુ જાહેર દેવું પાછુ ઉત્પાદક છે, એમ રખે માનશો ! આપણાં જાહેર સાહસો પાછળ રૂ. ૩૭,૦૦૦ કરોડ રોકવામા આવ્યા છે, પણ આપણી રાષ્ટ્રીય તિજોરીમા કેટલો ફાળો આપે છે, તે જાણો છો ? વર્ષે દહાડે માંડ રૂ. ૧૦૦૦ કરોડેય આપતા નથી ! સતત ચાલુ રહેતી ખોટને કારણે ઘણા એકમોની કુલ મૂડી જ ધોવાઈ જશે વળી, આ જાહેર એકમોમાં જે કંઈ એકદર નફો થાય છે, તે પણ સરકારી અંકુશ હેઠળની પેટ્રોલિયમ બનાવટો જેવી વસ્તુઓના ઇજારાશાહી ભાવોને કારણે છે. તેલ અને કુદરતી વાયુ પંચનો ગયા વર્ષનો નફો રૂ. ૧,૭૬૮ કરોડનો હતો.

વિદેશમા વસતા ભારતીઓનો રૂ. ૧,૬૦૦ કરોડનો કિંમતી ફાળો છતાં આપણા વિદેશ-વ્યાપારની ખાધ તો સતત વધતી રહે છે. ઈ. ૧૯૭૦–'૭૧મા આ ખાધ માડ રૂ ૯૯ કરોડની હતી, તે આ વર્ષે રૂ ૮,૦૦૦ કરોડે પહોંચી જશે, એવો ડર છે !

આપણી આર્થિક નીતિઓ બાબતે ગંભીરતાથી વિચાર કરવાની ફરજ પાડે, એ માટે આ હકીકતો પૂરતી ગણાય આપણા કાર્યક્રમો અને સિદ્ધિઓ પરત્વે પણ આપણે એક નજર ફેરવવી જોઈએ સાતમી પંચવર્ષીય યોજનામા ખર્ચાનારા કુલ નાણાના લગભગ ૫૩ ટકા જાહેર સાહસો અને સ્રોતોથી મેળવવાની અપેક્ષા ફળીભૂત થાય એવુ લાગતું નથી પહેલા જ વર્ષમાં એ મારેલું લક્ષ્યાંક સિધ્ધ થઈ શકે તેમ નથી. અને તેથી જ જાહેર ઋણ અને ખાધપૂરક નાણાં તંત્રનો આશરો ધાર્યા કરતા વધુ પ્રમાણમા લેવો પડશે એવુ લાગવા માડયુ છે કરવેરામાં ૧૦ ટકા જેટલી અને નાની બચતોમાં ૨૩ ટકા વૃદ્ધિ (અંદાજોની તુલનામા) થઈ હોવા છતા આ સ્થિતિ છે !

ગયે વર્ષે ૨૫ કરોડ, ૩૦ લાખ માનવદિનની રોજગારી ઊભી કરવા માટે ફાળવવામા આવેલ રૂ. ૨૩૦ કરોડ સામે આ વર્ષે, ૩૦ કરોડ માનવદિનની રોજગારી ઊભી કરવા રૂ ૪૪૩ કરોડ રાષ્ટ્રીય ગ્રામીણ રોજગારી ઊભી કરવા માટે ફાળવવામા આવ્યા છે, તે સારી બાબત છે. પણ એક માનવદિન રોજગારીના સર્જન માટે ગયા વર્ષે (ઇ ૧૯૮૫–'૮૬) રૂ ૯નો ખર્ચ થયો, તે આ વર્ષે રૂ ૧૪–૭૫ શા માટે થવો જોઈએ, એ સમજવું મુશ્કેલ છે ઈ ૧૯૮૪–'૮૫ની સરખામણીમા ગયા વર્ષે (૧૯૮૫–'૮૬) આટલા મહત્ત્વના કાર્યક્રમમાં શા માટે શિથિલતા રાખવામા આવેલી, એનો પણ કોઈ ખુલાસો મળતો નથી; એ જ રીતે, ઇ ૧૯૮૫–'૮૬મા માથાદીઠ દૈનિક રૂ. ૧૪નો ખર્ચ સાત લાખ લોકોને આવરી લેનારી ગ્રામીણ ખેતમજૂર રોજગારી ખાતરી યોજના હેઠળ કરવામાં આવેલ, તેની સામે આઠ લાખ લોકોને આવરી લેનાર આ યોજનામાં આ વર્ષે રૂ ૨૪નો માથાદીઠ દૈનિક ખર્ચ અંદાજવામા

આવ્યો છે. આટલો મોટો તફાવત શાં કારણે, એનો પણ કોઈ ખુલાસો મળતો નથી તેમા વહીવટી ખર્ચનું પ્રમાણ કેટલું તે પણ સ્પષ્ટ કરવામાં આવેલ નથી સંકલિત ગ્રામીણ વિકાસ કાર્યક્રમ (આઈ. આર. ડી. પી) હેઠળ ૨૦ લાખ કુટુંબોને આવરી લેવામા આવનાર છે, શિક્ષિત બેરોજગારો માટે રૂ ૧૦૩ કરોડ ફાળવવામાં આવ્યા છે. પણ આ બધી યોજનાઓ અને કાર્યક્રમોનો વિચાર ગરીબીની રેખા નીચે છવતા ૩૬ કરોડ લોકો, ચાર કરોડ અને ૨૬ લાખ બેરોજગારો અને ૭ કરોડ જમીન વિહોણા ખેતમજૂરોના આંકડાઓના સંદર્ભમા કરવો જોઈએ જો આપણે હાલની ગતિએ ચાલીએ તો ગરીબી અને બેરોજગારીના પડકારોને પહોચી વળવા આપણે ક્યારે શક્તિમાન થઈશું એ કહેવું મુશ્કેલ છે.

આ સૂચિત કાર્યક્રમો હેઠળ રૂ ૧,૧૭૯ કરોડ ખર્ચવામા આવશે, એવો અંદાજ છે આટલો ગંજાવર ખર્ચ કરવા છતા જેમને આ યોજનાઓ હેઠળ રોજગારી મળશે,તેમની સંખ્યા ખાદી અને ગ્રામોદ્યોગો હેઠળ રોજગારી મેળવતા અને રોજગારી મેળવી શકે એટલા લોકો કરતા તો ઓછી જ હશે. ઈ ૧૯૮૫-'૮૬માં ખાદી-ગ્રામોદ્યોગે ૩૭ લાખ લોકોને રોજગારી આપી છે, અને સાતમી યોજનાને અંતે તે ૫૦ લાખ લોકોને રોજગારી પૂરી પાડશે આપણા જેવા દેશમાં, જ્યાં ઘણી મોટી સંખ્યામાં લોકો બેરોજગાર હોય અને લગભગ અડધોઅડધ વસતી ગરીબીની રેખા નીચે છવતી હોય ત્યાં ઓછા ખર્ચે વધુ પ્રમાણમા રોજગારી આપી શકે તેવા ખાદી ગ્રામોદ્યોગો માટે ફાળવવામાં આવતાં નાણાં દર વર્ષે ઉત્તરોઉત્તર ઘટતા જાય એ દયનીય પરિસ્થિતિ ગણાય ખાદી-ગ્રામોદ્યોગો માટે ઈ. ૧૯૮૪-'૮૫માં રૂ ૨૩૯ કરોડ ફાળવાયેલા, ઈ. ૧૯૮૫-'૮૬મા તે ઘટીને રૂ ૧૧૪ કરોડ થયા, અને ચાલુ વર્ષે (ઈ. ૧૯૮૬-'૮૭) તે વધુ ઘટીને રૂ ૧૦૦ કરોડ જેટલા થઈ ગયા છે આનો અર્થ-સાંત્રે એટલો જ થાય કે ખાદી-ગ્રામોદ્યોગોની રોજગારી આપવાની ક્ષમતામા સરકારને શ્રદ્ધા નથી, અથવા તો ખાદી-ગ્રામોદ્યોગોની વિરુદ્ધમાં સર્જન પૂર્વગ્રહ છે એક બાજુ, શિક્ષિત બેરોજગારી ઘટાડવા માટે ફાળવવામા આવેલ નાણાં વધારામા આવ્યાં છે, (રૂ. ૬૫ કરોડથી રૂ ૧૦૩ કરોડ) આ રૂ ૧૦૩ કરોડ માંડ ૨૦,૦૦૦ શિક્ષિત બેરોજગારોને રોજી આપશે, જ્યારે એટલા જ નાણાંથી દસગણા વધુ બેરોજગારોને રોજી આપી શકે એવા કાર્યક્રમ પાછળના નાણા વર્ષો વર્ષ ઘટાડવામા આવી રહ્યા છે. આ અભિગમનાં પરિણામે ખાદી-ગ્રામોદ્યોગોના ક્ષેત્રે અપાતી રોજગારીમા ઉત્તરોત્તર થતા ઘટાડામા જોઈ શકાય છે ગુજરાતમાં ઈ. ૧૯૮૨-'૮૩ દરમિયાન ખાદીકામ ૬૧,૮૧૧ લોકોને રોજગારી આપતુ હતું, તે આંકડો ઘટીને ઈ ૧૯૮૩-'૮૪મા ઈ. ૫૬,૮૭૪ થયો; અને ઈ ૧૯૮૪-'૮૫મા ૪૭,૬૮૦ થઈ ગયો. એ જ રીતે ગુજરાતમા ખાદી બોર્ડ હેઠળના ગ્રામોદ્યોગોમા રોજી મેળવનારાઓની સંખ્યા પણ વર્ષો વર્ષ ઘટતી ગઈ છે. ઈ. ૧૯૮૧-'૮૨મા ૩૩,૬૦૫, ઈ. ૧૯૮૨-'૮૩મા ૩૨,૪૨૬, ઈ ૧૯૮૩-'૮૪મા ૩૨,૨૮૨, અને ૧૯૮૪-'૮૫મા ૨૫,૭૦૨. જ્યારે રોજગારીની તકો વધારવાની તાતી જરૂરિયાત હોય ત્યારે રોજગારી આપવાની ક્ષમતાવાળા ક્ષેત્રમાં ચાર જ વર્ષમા ૨૫ ટકાનો ઘટાડો થય, એ કેવુ કહેવાય!

રોજગારીની બાબતમા કેન્દ્રનો આવો અભિગમ, અંદાજિત કરતા હમેશાં વધતી રહેતી ખાધ; આ બધું છતા, આયોજનની બાબતમા કેન્દ્રે રાજ્યોની સામે; પલ્લુ પોતાની તરફ નમાવવાનું જાણે નક્કી કર્યું છે. છઠ્ઠી યોજનામા રાજ્યોની યોજનાનું કદ કુલ યોજનાના બાવન ટકા હતું, તે સાતમી યોજનાં હેઠળ ઘટાડીને ૪૭ ટકા કરવામાં આવ્યું છે. આમ, કેન્દ્રે રાજ્યોની યોજનાઓની તુલનામા પોતાની યોજનાનું કદ વધુ વિસ્તીર્ણ કર્યું છે રોજગારીની તકો ઊભી કરવાની ગુંજાશ કેન્દ્ર કરતાં રાજ્યો વિશેષ પ્રમાણમાં ધરાવે છે, એમ હોવા છતા.

છઠ્ઠી યોજનાના ગાળા હેઠળ ૧,૯૨,૦૦૦ ગામડાઓને પીવાનુ ચોખ્ખુ પાણી પૂરુ પાડવામાં આવશે અને માત્ર ૩૯,૦૦૦ ગામડાં જ બાકી રહેશે એવો નાણા પ્રધાનનો દાવો ગળે ઊતરે એવો નથી. રાજસ્થાનના સોશ્યલ વર્ક રિસર્ચ સેન્ટરના ડાયરેક્ટર ડૉ. રોયના જણાવ્યા અનુસાર ઈ ૧૯૮૪ની

સંસદની શિયાળુ બેઠક વખતે ૨, ૧૩,૦૦૦ જેટલાં ગામડા પીવાના પાણીની તંગી અનુભવતાં હતાં. માત્ર બે જ વર્ષના ગાળામા પીવાના પાણીની સવલત વગરના ગામડાં માત્ર ૩૯,૦૦૦ રહેશે, એ કેવી રીતે ગળે ઊતરે? છઠ્ઠી યોજનાના ગાળા દરમિયાન વર્ષે ૩૮,૪૦૦ ગામડાઓને પીવાનું પાણી પુરુ પાડી શકાતું હતું તો, સાતમી યોજનામા દર વર્ષે ૨૦,૦૦૦ કરતાં પણ ઓછાં ગામડાંને પાણી પુરું પાડવાનું લક્ષ્યાંક શા માટે? એવું લાગે છે કે નાણાં પ્રધાન આ બાબતમાં અપૂરતી માહિતી ધરાવે છે.

નેશનલ પાવર કોર્પોરેશનની કામગીરી વિષે તેમણે જે ઉત્સાહજનક વિધાન કર્યું છે, તેનાથી બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. તેમણે એમ જણાવ્યું છે કે વીજળી ઉત્પાદન સંબંધી રાષ્ટ્રીય સરેરાશ ૫૧.૩ ટકાના 'પ્લાન્ટ લોડ ફેક્ટર' સામે નેશનલ પાવર કોર્પોરેશને ૬૭૯ ટકા 'પ્લાન્ટ લોડ ફેક્ટર'નું લક્ષ્યાંક હાસલ કર્યું છે. જો આમ હોય તો પાવર પ્લાન્ટમાં આ ટેકનિક શા માટે અપનાવવામાં આવતી નથી, જેથી દેશની વીજળી અછત તત્કાળ દૂર થઈ શકે? અને આ કેન્દ્રીય સાહસ જો આટલું કાર્યક્ષમ રીતે કામ કરતું હોય તો બીજા એકમો શા માટે આટલી ગંજાવર ખોટ કરતા રહે છે? આ એકમો એટલી તો મોટી ખોટ કરતા રહે છે કે જેને કારણે આયોજિત વિકાસમાં તેઓ કશો ફાળો આપી શકતા નથી.

લોટરી વગેરે દ્વારા થનારા આકસ્મિક ધનલાભ પરના વેરા-અંગે નાણા પ્રધાને જે વિધાન કર્યુ છે, તે વિચિત્ર છે તેમણે જણાવ્યુ છે કે, 'જે કોઈ માણસ (જુગાર-લોટરી જેવી) રમતમાં ઊંડે ઊતરે-છે, તે કાંતો તેના નાણા અથવા ચારિત્ર્ય અવશ્યપણે ગુમાવે છે. તેની પાસેથી કરવેરા દ્વારા વધુ નાણા લઈને, મને આશા છે કે હુ તેના ચારિત્ર્યનિર્માણમાં ફાળો આપુ છું.' જુગાર દ્વારા મળેલા પૈસાથી માણસનુ ચારિત્ર્ય બગડે છે, એવુ તો એ સૂચવવા માંગતા નથી ને! જો ખરેખર એમ હોય તો શા માટે સરકાર શાસકોની અતૃપ્ત નાણાં લાલસાને સંતોષવા જુગાર અને દારૂની છૂટ આપીને, લોકોના ચારિત્ર્યનું જાણી બુઝીને અધઃપતન કરવાનો ખતરનાક ખેલ ખેલી રહી છે?

માથે છાપરું નહિ ધરાવતા ૧૬૮ લાખ કુટુંબો, ઘાસ અને ગારાના ઝૂંપડાઓમા રહેતા ૧૦૦ લાખ કુટુંબો, ગરીબીની રેખા નીચે જીવતા ૩૬ કરોડ મનુષ્યો, ૧,૫૦,૪૦૦ ગામડાઓમાં પીવાના પાણીનો અભાવ, રોજગારી માટે વલખા મારતા ચાર કરોડ, ૨૬ લાખ લોકો—આ બધા લોકોનાં દુઃખ–દર્દ માટે સરકારને ખરેખર જો ચિંતા હોય, તો પોતાની આર્થિક નીતિઓ અને અગ્રિમતાઓ સાચી છે કે કેમ એ વિષે તેણે ગંભીરતાથી વિચાર કરવો જ જોઈએ. રોજગારી આપવામાં દૂઝણી ગાય જેવા ખાદી-ગ્રામોદ્યોગ માટે ફાળવવામા આવતાં નાણામાં ગયે વર્ષે ૧૮ ટકાનો કાપ અને આ વર્ષે બીજો ૧૨ ટકાનો કાપ મુકનારી સરકાર માહિતી અને પ્રસારણ માટે સીધો ૧૨૦ ટકાનો વધારો કરી શકે છે! કેન્દ્ર સરકારની અગ્રિમતાઓ કઈ દિશામાં છે, તે સૂચવવા આટલું પૂરતું નથી?

મને આશા છે નાણા પ્રધાન અને જે સરકારના તેઓ પ્રતિનિધિ છે તે સરકાર ઈ. ૧૯૮૬–'૮૭ના અંદાજપત્રના કેટલાંક પાસાઓ વિષે અહીં કેટલાક નિરીક્ષણો રજૂ કર્યાં છે, તે વિષે વિચાર કરશે, અનેક બિમારીઓથી સપડાયેલા આપણા દેશની સામાજિક અને આર્થિક સમસ્યાઓ પરત્વે નવો દૃષ્ટિકોણ અને નવો અભિગમ અપનાવશે લોકો દ્વારા ચૂંટાયેલી સરકાર લોકોની મુશ્કેલીઓ હલ કરવાને બદલે તેમની ખરેખર જરૂરિયાતો પ્રત્યે બેદરકાર રહી ક્રમસે ક્રમ એમની હાડમારીઓમાં તો વધારો નહિ કરે! લોકોની યાતનાઓ દૂર કરવાની મોટી મોટી વાતોમાં લોકોની તકલીફો વધારવાનુ તો નથી કરતી ને, એ વિષે ગંભીરતાથી સરકાર વિચારશે.

# પુસ્તક-પરિચય : 'નવાં મૂલ્યોની શોધમાં' મીરાં ભટ્ટ

સમાજ અંગે ચિંતન કરનારા, અભ્યાસુ વર્ગ માટે શુમાખર, એરિક ફ્રોમ અને ટૉફલર જાણે એક ગામના વતની થઈ ગયા છે. સામાન્ય રીતે વતન એટલે ભૂતકાળનું રહેઠાણ, પણ અહીં આપણું વતન એટલે કોઈક એવું ભવિષ્યકાળનું રહેઠાણ, જેમાં રહેવું આપણને સૌને ગમે છે.

શુમાખરનું વિખ્યાત પુસ્તક 'Small is bautiful' અને ટૉફલરનું નવું પુસ્તક Previews and Premises આ બંનેમાંથી મુદ્દાઓ સારવીને ભાઈશ્રી ભુવનેશ ઓઝાએ 'નવા મૂલ્યોની શોધમાં' નામક પુસ્તક તૈયાર કર્યું છે વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ-વડોદરા તરફથી એ પ્રગટ થયું છે મારી સામે બંને અંગ્રેજી પુસ્તકો અને આ સારરૂપ ગુજરાતી પુસ્તક પડ્યા છે, એ બધાંમાંથી થોડીક સારવણી રજૂ કરું છું. પૂર્વાર્ધ શુમાખરનો, ઉત્તરાર્ધ ટૉફલરનો

આપણે સૌ ગીતા માવડીના દૂધથી ટેવાયેલા. આપણે જાણીએ છીએ કે અર્જુન ભગવાન શ્રીકૃષ્ણનું વિરાટ સ્વરૂપ જોઈને પરસેવો પરસેવો થઈ ગયેલો અને આખરે એણે કહ્યું કે બાપલિયા, હવે આ બધાનો સંકેલો કર અને મારી સામે તારાં પેલા મૂળ સ્વરૂપે પ્રગટ થા શુમાખર પણ આપણને આ જ વાત સમજાવે છે ઔદ્યોગિક સમાજ રચનાનું માળખું એવું તો મોટું મસ્સ અને ગંજાવર થઈ ગયું છે કે આપણી નાનકડી નજરમાં એનું માથું સમાવવા જઈએ તો ધડ છૂટી જાય અને ધડ નિહાળવા જઈએ તો માથું છૂટી જાય માણસ માત્રને સમગ્રમાં, પૂર્ણમાં જીવવું ગમે, પછી ભલે ને એ સમગ્ર, પૂર્ણ સાવ નાનકડું, એના જ બરનું હોય બાળકને નાનો લાડવો આપશો તે ચાલશે, પણ અડધો ભાંગેલો આપશો તે નહીં ચાલે. આપણા ઘરની નાનકડી બાલિકા નાના નાના વાસણોથી 'ઘર ઘર' રમે છે ત્યારે ઘડીભર તો આપણે મોટા લોકો ય એ નાનકડું પ્રેશર કૂકર, ચૂલો, તપેલી, થાળી, વાડકી સામે જોઈ નથી રહેતાં! માણસની આ મૂળભૂત પસંદગીને પામી જઈ શુમાખર હૃદયમાં વસી જાય તેવું સૂત્ર આપે છે–'નાનું તે મોહામણું' 'નાનું તે નમણું'–ભૂદાનના યુગમાં ગામેગામ સભાઓ કરતા તે પહેલા અમે ગવડાવતા,

> "ગાજે છે ગીત જ્યાં હેનના રે,
> રંગભર્યું, નાનું રૂપાળું મારું ગામડું."

લોકકવિના એ 'નાના રૂપાળા' ગામની વાત લઈને શુમાખર આવ્યા છે.

'આવતી કાલ'ની વાત કરવી હોય ત્યારે પણ 'આજ'ને તો જોવી જ પડે છે. ચાલો પહેલા, શુમાખરની નજરે 'આજ'ને તપાસી લઈએ.

માણસનો પહેલો પાડોશી એની આજુબાજુની કુદરત સર્જનહારે કુદરત અને માનવ એ બંનેને પાડોશી એટલા માટે બનાવ્યા કે બંને એકમેકને સમૃદ્ધ કરે કુદરત નથી માણસ માટે કે માણસ નથી કુદરત માટે. બંને પોતપોતાના સ્થાને છે, પણ બંનેનું સહઅસ્તિત્વ, સહજીવન એવું નરવું

રહે કે પરિણામે બ'ને પામે. પણ આજે માણસ કુદરતને ચૂસી રહ્યો છે. કુદરતના ખોળામાં ખેલતા બાળની ભૂમિકા બદલીને કુદરતના સત્ત્વને હણી એને કુદરત મટાવી દેવાની નરરાક્ષસની ભૂમિકા એણે અપનાવી છે. આર્થિક ભાષામા વાત કરવી હોય તો કુદરત તે માણસની મૂડી છે. અને મૂડી સાચવવાની હોય, વાપરી નાખવાની ન હોય. આજે ધરતીના પેટાળના ખનીજ–બળતણો ખતમ કરવાની દિશામા ઝડપભેર આપણે આગળ વધી રહ્યા છીએ. એનો વિકલ્પ શોધ્યો તો કહે છે 'અણુશક્તિ'. પણ અણુ-શક્તિની આડપેદાશ માનવજાત માટે ભસ્માસુર રાક્ષસ જેવી છે 'બકરુ કાઢતા ઊંટ પેસે' તેવો વિકલ્પ તે કાઈ વિકલ્પ ગણાય ?

ઘડીભર માની લઈએ કે વૈજ્ઞાનિકો આ અણુરજના કચરાની સર્વનાશિતા દૂર કરે, તેમ છતાં ય કુદરત સાથેના સ બ ધનો આખો અભિગમ જ એવો અભદ્ર, અરુચિકર અને અમાનવીય લાગે છે. આપણે કુદરતને નાથનારા સ્વામી નથી બનવુ , મા કુદરતને ખોળે ખેલનારાં બાળ બનવુ છે !

'આજ'ની બીજી એક ખોટી ભ્રમણા, જેમાથી વહેલી તકે મુક્ત થવુ જોઈએ. આજે એકેએક જણ દોડી રહ્યુ છે, ધસી રહ્યુ છે, હાંફી રહ્યુ છે અને ભીડમા ઠોકરો ખાઈ રહ્યુ છે. ક્યાં જઈ રહ્યા છે તો કહે છે કે 'શાંતિ માટે' શાંતિ ક્યા મળશે તો કહે છે 'અઢળક ધનસ'પત્તિમા.' સાવ ખોટી માન્યતા છે કે ખૂબ પૈસાદાર થવાથી શાંતિ મળે છે. એક તો એવો શાંત પૈસાદાર બતાવો. આનું કારણ 'પૈસો' નથી. પૈસા મેળવીને ય માણસ શાંતિ પામી શકે. પણ આ પૈસા ભેગા કરવાની જે રીત છે તે, તેમાં 'શાંતિ' જ હોમવી પડે છે. લોભ અને ઇર્ષ્યાને ખીલવ્યા સિવાય તમે પૈસા ભેગા જ ન કરી શકો. કુદરત પણ આપણને અઢળક સ પત્તિ આપે, પણ તે તો પેટ ભરવા આપે, આપણા લોભ–લાલસાની ભભૂકતી જ્વાળાને વધુ આગ ઓકતી કરી મૂકવા તો ન જ આપે ને ? આપણા બાપદાદાઓ જેને મોજશોખ અને ભોગવિલાસ માનતા, તેને આજે આપણે 'જરૂરિયાત' બનાવી દીધી છે. આપણી ચોમેર એવી અસ ખ્ય ચીજોના ખડકલા છે, જે આપણા માટે અનિવાર્ય નથી. પણ આવી ચીજો જોઈએ અને વળી એકે એક માણસને તે જોઈએ એવી લાલસાનુ સર્વત્રીકરણ, પરિણામે અસ્થિરતા જ પામીએ.

શાણપણ એમા છે કે વિજ્ઞાન અને ટેકનોલોજી એવા સાધનો શોધી આપે છે જે સૌ માટે સુલભ અને સસ્તાં હોય, નાના પાયાના ઉદ્યોગો માટે કામ લાગે તેવાં હોય અને મનુષ્યની સર્જનશીલતા સાથે સુસ'ગત હોય

આજના અર્થશાસ્ત્રનો પાયો જ ભૂલ ભરેલો છે. પ્રત્યેક ચીજની મૂલવણી પૈસાથી થાય છે. શારીરિક મહેનત કરવાથી પૈસો મળે તો જ મહેનત કરવી, એવુ ગણિત માણસના મનમા સ્થિર થઈ જાય તો મહેનત સાથે સ'કળાયલી તંદુરસ્તી, ચિત્તસ્ફૂર્તિ વગેરે 'અણમોલ સ'પત્તિ'નુ શુ ?

વળી જીવન એટલે નરી નવરાશ, ફૂરસદ જ ફૂરસદ નહી, પણ કામ અને ફૂરસદ બ નેનુ સહઅસ્તિત્વ. 'નવરો માણસ ગામ બાળે' કે 'નવરો નખ્ખોદ કાઢે' આવી કહેવતો માનસચિત્તના અભ્યાસના આધારે રચાઈ છે. કામનો પણ આન દ છે અને નવરાશનુ પણ સુખ છે, આ બ ને બાબતોનો અનુભવ થાય તો જ જીવન જીવવા જેવુ રહે.

મુખ્ય વસ્તુ 'નવરાશ' નથી, પણ દરેક માણસને કામ મળે છે કે નહીં' તે છે વળી દરેક માણસને કામ મળે તે સાથે 'માનવતા' હણાતી નથી તે પણ જોવુ પડે. આ કારખાને કામ કરવા

જાય અને ઘેર બાળકોનુ ચારિત્ર્ય નષ્ટ થાય, તો તે પણ માનવીય અર્થશાસ્ત્રમા 'ખોટ' રૂપે નોંધાશે ચારિત્ર્ય, પવિત્રતા, નીતિ, પ્રમાણિકતા જેવા મૂલ્યો વિકસે તે 'નફો' અને એ ખોઈએ તો તે 'ખોટ'. જીવનધોરણ ઊંચુ કે નીચુ તે માપવા ફર્નિચર, ફ્રીજ, ટી વી કે કાર માપદંડ ન હોય, પણ જવાબદારી, ચારિત્ર્ય, નીતિ, પ્રમાણિકતા, સદાચાર વગેરે મૂલ્યો માપદંડ હોય ઓછામા ઓછા વપરાશ દ્વારા વધુમા વધુ સુખ મેળવવાનો કીમિયો માણસે ગોધવો પડશે

આપણે સૌ એ 'નાનુ' ય અનુભવી જોયુ અને 'મોટુ' ય અનુભવી જોયુ. હવે બ ને અનુભવોના આધારે માનવીય વલણ 'નાના' તરફ છે. માનવ સ્વભાવ અમાનવીય ટેકનોલોજી સામે બળવો પોકારશે, જીવનના આધારરૂપ પર્યાવરણ તૂટી પડવાની નિશાનીઓ દેખાડશે, અને કુદરતી સ પત્તિ ખતમ થયાનો પરચો મળશે—આમ ત્રિવિધ કટોકટીનો સામનો કરવાનો છે

નવી ટેકનોલોજીમા માણસ એનુ માણસત્વ વધુ ખીલવી શકે, બાળક તથા વૃદ્ધની શક્તિ પણ જેમાં વાપરી શકાય તેવુ શોધવુ પડશે આજના કારખાના ચીજ–વસ્તુઓ તો સારી બનાવે છે, પણ એને બનાવનાર માણસને સાવ સત્ત્વહીન કરી મૂકે છે, અને એ રીતે માણસ માટે 'કાળખાનુ' સિદ્ધ થાય છે માણસ કાળવિજેતા બને તે ગમે, કાલગ્રસ્ત બને તે કેમ ચાલે ?

આ વિષચક્રને તોડવા હવે ગામડાં ઉપર ધ્યાન કેન્દ્રિત કરવુ પડશે. ગામડામાં ખેતી અને ઉદ્યોગ બ નેના સ્વસ્થ, માનવીય એકમ સ્થિર કરવા પડશે. મોટા ઉદ્યોગો નહી, પણ નાની નાની ઉદ્યોગ-વાડીઓ ઊભી થાય.

વિકાસના ભૌતિક સાધનોમા સૌથી મોટુ સાધન ભૂમિ છે, જમીન છે ભૂમિ એટલે ધરા અને ધરા પર જીવતાં ભૂતમાત્ર. આ સૌને સ રક્ષણ મળવુ જોઈએ જે રીતે કુદરતી ખનીજોનો આડેધડ ઉપયોગ ન કરાય, એ જ રીતે ભૂમિ પર વસતા પ્રાણીઓ સાથે દુર્વ્યવહાર કરવાનો પણ માણસને કોઈ અધિકાર નથી. પ્રાણી માત્ર પ્રત્યેની કાળજી અને કરુણા એ માનવીય વ્યવહારની પારાશીશી છે. આ જ રીતે જમીનના કણની ફળદ્રુપતા જોખમાય તેવા પ્રયોગો તે પણ ભૂમિદ્રોહ છે ભૂમિ બાળી મૂકે, પશુપખીને જીવતાં મારે, ખનના ખતમ કરે અને આ બધાને પરિણામે જે વિકસે તેને માનવીય સંસ્કૃતિ તો ના જ કહેવાય

ઉદ્યોગની પાયાની વસ્તુ છે, કાચા માલનુ સ્વાવલંબન અમેરિકાની, દુનિયાની ૫–૬ ટકા જેટલી વસતીને પોષવા આજે દુનિયાના ૪૦ ટકા આર્થિક સાધનો અમેરિકા ખેચી જાય છે. નવી શોધાયેલી અણુ શક્તિના ગ ભીર જોખમો સામે આવી રહ્યાં છે આખા માનવવ શ માટે વિઘાતક એવા ઝેરનો દરિયો ક્યાં સાચવીને મૂકવો તે નવો પ્રશ્ન હાઉ બનીને સામે ઊભો છે એટલે ઉદ્યોગોની બાબતમા દિશા બદલવી તે ભાવિમાં ટકવા ખાતર પણ આજે અનિવાર્ય બન્યુ છે. નાની નાની ઉદ્યોગવાડીઓ રચાય, જેમા ઉત્પાદન સ્થાનિક કાચા માલમાથી પાકા માલના રૂપાતરણનુ થતુ હોય. ઉ પાદન પણ ગામની જરૂરિયાત મુજબનુ જ થાય, જેથી માલની હેરાફેરીની આંધળી દોટ અટકે પ્રાણપ્રશ્ન બેકારીનો ગણવામાં આવે અને એક પણ માણસ બેકાર ન રહે તેવી જવાબદારી આમગામડે અનુભવે નજર સામે આ પ્રશ્ન રહેશે તો માણસના ઈશ્વરે દીધેલા હાથ–આંગળાની કુશળતા કરામતોના સ શોધન થશે અને સૌને ભરણ–પોષણ આપનારુ માળખુ ઊભુ થશે. રોજગારીની નવી તકો ઊભી થવી જોઈએ ભારતની વાર્ષિક આવક લગભગ ૧૫૦૦ કરોડ પાઉન્ડ છે. હવે દશ

વર્ષમાં પાંચ કરોડ નવી તકો ઊભી કરવી હોય તો વાર્ષિક આવકના પાચ ટકા નવાં સાહસો પાછળ ખર્ચાવા જોઈએ. આ હિસાબે એક સાહસ ઊભુ કરવા લગભગ ત્રણ હજાર રૂપિયા ખર્ચી શકાય.

આવો વિકેન્દ્રિત, નાના એકમોની સ્વયપૂર્ણતાવાળો નવો સમાજ રચવો હોય તો તે માટેનુ શિક્ષણ પણ પૂરક તત્ત્વોવાળુ હોવુ જોઈએ. 'શિક્ષિત' થવુ એટલે શુ ? 'માણસ બનવુ' તે તો તેની ઓછામા ઓછી પ્રાપ્તિ ગણાશે ને ? 'હુ કોઈના ઉપર બોજો બનીને નહી જીવુ' 'કોઈની પીઠ પરથી ઊતરી જઈ હુ તેનો ભાર હળવો કરીશ'.–આટલુ તો શિક્ષણમા શીખવા મળવુ જ જોઈએ ને ? એટલે જ્યા સુધી શિક્ષણનુ ધ્યેય નહી બદલાય ત્યા સુધી બેકારીનો પ્રશ્ન હલ ના થઈ શકે ભારતના લગભગ ૫૦ કરોડ ગ્રામવાસીઓને કામ આપવા એક કરોડ એવા શિક્ષિતો ઊભા કરવા જોઈએ જે રોજગારીની તકો ઊભી કરવા સમર્થ હોય.

શિક્ષણમા એક સમયે તમે કમ્પ્યૂટર વાપરતા નહી શીખો કે થર્મોડાયનૅમિક્સનો બીજો નિયમ નહી જાણતા હો તો આકાશપાતાળ એક નહી થઈ જાય, પણ જો તમે સત્યનિષ્ઠા, નીતિમત્તા, સમાજ પ્રત્યેની જવાબદારી જેવા શુભ મૂલ્યો અપનાવતા નહી શીખ્યા હો તો જગતમાં અચૂક વહેલી મોડી યાદવાસ્થળી સર્જાશે. શિક્ષણ એટલે કેવળ ભૌતિકશાસ્ત્ર, અર્થશાસ્ત્ર કે સાહિત્યશાસ્ત્ર નહી, પણ માનવીય જીવન જીવવા અનિવાર્ય તેવી અધ્યાત્મવિદ્યા તેમા નહી ઉમેરાય તો તેવુ શિક્ષણ અધૂરુ શિક્ષણ સિદ્ધ થશે.

તરત જ અમલમાં મૂકાય તેવા પ્રયોગો હાથ ધરવા જોઈએ. એક એક માણસ ઓછામાં ઓછુ વર્ષે એક વૃક્ષ ઉછેરે તો પાચ વર્ષમા ૨૦૦ કરોડ વૃક્ષ ભારતમા ઊભા થઈ શકે એક પંચવર્ષીય યોજનાને પરિણામે જે કાઈ મળ્યુ, તેના કરતા આમા વિશેષ મેળવી શકાય તે નિશ્ચિત છે. સવાલ કરવાનો છે. દિશા બદલવાનો છે. વ્યક્તિગત ધોરણે આરંભ આ રીતે થઈ શકે :

૧, આપણે કુદરતને લૂટીએ નહી, તેની સાથે જીવીએ.

૨, આપણે ભોગવિલાસ (luxuries) બંધ કરીએ અને જરૂરી હોય તેટલાં જ સુખસગવડનાં સાધનો (Comforts) વાપરીએ.

૩, કોઈ પણ વસ્તુ વાપરતા પહેલા ખરેખર તે વસ્તુની કેટલી જરૂર છે, તે વસ્તુના ઉત્પાદન દરમ્યાન કેટલુ શોષણ થાય છે, કેટલુ પ્રદૂષણ થાય છે, કેટલી ઊર્જા વપરાય છે વગેરે પ્રશ્નો વિચારીએ વસ્તુ સોંઘી છે એટલે ખરીદી ન લઈએ. કાલ ઊઠીને ઝેર સાવ સસ્તુ મળતુ થઈ જાય તો ખરીદી લેવા લાઈન લગાવીશુ ?

૪, આપણે જેના ભોગે જીવીએ છીએ તે ખેડૂતો–મજૂરોને ભરપાઈ કરી ઉપયોગી થઈએ

થોડી વાત મુખપૃષ્ઠની પણ કરી લઉ. સાંકેતિક ચિત્રનો ફાયદો એ કે સ કેત ઝીલનારને પૂરુ સ્વાતંત્ર્ય રહે મે આ સ કેતને આ રીતે ઝીલ્યો. માણસના બાહ્ય ચહેરાનુ રેખાંકન તો કપાળ, નાક, હોઠ, ચીબૂક વગેરે દ્વારા થયુ છે પણ એના આતરિક સ્વરૂપના આલેખનમા જે ચિત્ર ઊપસે છે, તેમા મને પખી, કબૂતર દેખાય છે. કબૂતરનો ચહેરો માણસની આખના સ્થાને છે અને આખુ પંખી માણસના મગજ સ્થાને છે. માણસે પાખો ફફડાવી અસીમતામા ગગનવિહાર કરવો

હશે તો શાંતિની દૃષ્ટિ ખીલવવી પડશે. તેનું કાંઈક ઝીલાય છે. આવરણકર્તા અમિત-નંદિની ચિત્રનું રસાસ્વાદન કરાવશે તો ખૂબ ગમશે.

એલ્વિન ટૉફ્લરને આપણે Future shock તથા The third wave પુસ્તક દ્વારા ઓળખતા થયા છીએ. તાજેતરમાં એમનું Previews and Premises નામે પુસ્તક પ્રગટ થયું છે, જેમાં ટૉફ્લર સાથેની પ્રશ્નોત્તરી છે. ટૉફ્લર પોતે તો નથી ડાબેરી કે નથી જમણેરી, પણ તેમને પ્રશ્નો પૂછનાર South and Press પ્રતિનિધિ તો સ્પષ્ટ જ ડાબેરી છે. પૂર્વાર્ધમાં એટલે કે previewsમાં ટૉફ્લરનું સમગ્ર પરિસ્થિતિનું દર્શન છે અને ઉત્તરાર્ધમાં એટલે કે Premisesમાં પોતાની અંગત બાબતોના ઉત્તર છે. 'ધ થર્ડ વેવ' પુસ્તકે જાપાનમાં અત્યાર સુધીનો પુસ્તક-વેચાણનો રેકૉર્ડ તોડ્યો છે. ફ્રેંચ, જર્મન, સ્પેનીશ ઉપરાંત ડેનિશ, હિબ્રુ અને તુર્કી ભાષામાં એનું ભાષાંતર થયું છે. સાઉદી અરેબિયામાં એના પર પ્રતિબંધ મૂકાયો છે અને વરસોમાં લશ્કરી રાજ્ય જાહેર થયું ત્યારે એના પોલિશ ભાષાંતરનું કામ ચાલુ હતું. દૂરદર્શન દ્વારા પણ 'ત્રીજા મોજા'ના અનેક સ્વરૂપો ઉપજ્યાં છે. સૌથી વધારે ફેલાવો પામેલા પુસ્તકોમાં આનો સમાવેશ થાય છે.

અહીં પુસ્તક-પરિચયના નાનકડા લેખમાં વિષયને ન્યાય આપવો હોય તો પ્રશ્ન અને ઉત્તરની શૈલી ખૂબ જગ્યા માગે. એટલે તેમાં ન પડતાં ટૉફ્લરના ઉત્તરોમાંથી જ એના મંતવ્યને સમજીશું.

ટૉફ્લર માને છે કે અત્યારે દુનિયાના આર્થિક માળામાં 'ધરતીકંપ' જેવી ઉથલપાથલ થઈ રહી છે. વાહનો, સ્ટીલ, રબ્બર તથા કાપડ બનાવતા ઉદ્યોગો કટોકટીમાંથી પસાર થઈ રહ્યા છે તો ઇલેક્ટ્રૉનિક્સ, કૉમ્પ્યૂટર, પુનઃપ્રાપ્ય ઊર્જા જેવા ઉદ્યોગો માથું બહાર કાઢી રહ્યા છે. નવી દિશાનો આ સંકેત છે. ખેતી તથા ઔદ્યોગિક ક્રાંતિના બે પુરાણા પ્રવાહો પસાર કરી નવો યુગ ત્રીજા પ્રવાહમાં પ્રવેશી રહ્યો છે, જેમાં ફક્ત કૉમ્પ્યુટરની ક્રાંતિ નથી. તેમાં જીવશાસ્ત્રની ક્રાંતિ છે, જેમાં 'વિકેન્દ્રીકરણ અને વિશ્વવ્યાપકતા' સાથોસાથ છે, વળી અવકાશયુગની ઓળખ પણ છે. આર્થિક માળખું ખંડિત થવાનું કારણ પુનર્રચનાનો એક ત્રીજો પ્રવાહ આવી રહ્યો છે તે છે.

બીજા પ્રવાહના ઉદ્યોગોમાં મિલ, ફેક્ટરી, ભૂંગળાં, એકધારાપણું, એકસરખાપણું હતું. ત્રીજા પ્રવાહમાં વિકેન્દ્રીકરણ હશે, સમગ્રતા હશે. હવે માહિતી ઘેર ઘેર પહોંચશે. દરેક માણસ ઘર બેઠાં વધારે સારી રીતે કામ કરી શકશે. આવા ઘર-ઘરના ઉદ્યોગને લેખક 'ઇલેક્ટ્રૉનિક કુટિર' કહે છે. આવું થશે કારણ કે પરિવહન દિવસે દિવસે મોઘું થતું જશે, અને ટેલિકૉમ્યૂનિકેશન સસ્તું થતું જશે. કેન્દ્રિત ઉત્પાદન વ્યવસ્થામાં થતાં પ્રદૂષણનું દબાણ વિકેન્દ્રિત ઉત્પાદન વ્યવસ્થા માટે ફરજ પાડશે.

'કામ' અંગેનો ખ્યાલ પણ બદલાશે. પૈસા ચૂકવાય તે જ કામ એવું હવે નહીં રહે. જે રીતે તમે નહાઓ છો, ધૂઓ છો, રસોઈ કરો છો તેના કોઈ પૈસા ચૂકવાતા નથી, એ જ રીતે તમારાં શાકભાજી ઊગાડો કે તમારા કપડા સીવી લો. તેના કોઈ પૈસા નહીં ચૂકવાય. પૈસાનું મહત્ત્વ ઘટતું જશે. ઉદ્યોગોમાં કઠોર પરિશ્રમનું મહત્ત્વ નહીં હોય, પણ કાર્યદક્ષતા અને ચપળતાનું મહત્ત્વ રહેશે. કારીગરો વધારે સૂઝવાળા હશે. તેઓ ઉત્તમ બુદ્ધિપ્રતિભા ધરાવતા હશે. ઉપરી અધિકારીનું ફક્ત હુકમપાલન કરનારા 'હાથ' નહીં, તેમને તેમના પોતાના મંતવ્યો હશે.

બેકારી આજે વધી રહી છે, હજુ વધશે, તેનું એક કારણ આ સંક્રાંતિકાળ, બીજું કારણ છે આંતરરાષ્ટ્રીય વ્યાપારો સબંધ. અદ્યતન ટેકનોલોજીમા ઓછા માણસો જોઈએ તે ત્રીજું કારણ, આદેશિક કારણોસર વ્યવસાય બદલાય, પરિણામે બેકારી આવે તે પણ એક કારણ. અપૂરતી માહિતી અને જાણકારીને કારણે પણ બેકારી ઊભી થાય અને સરકારની ખામી ભરેલી નીતિઓને કારણે પણ બેકારી ઊભી થઈ શકે.

એટલે ફાજલ પડતા કામદારોને પ્રશિક્ષણ આપવું એ જ સારો રસ્તો છે. બીજા પ્રવાહના માંદા ઉદ્યોગોને કષ્ટ વિનાનું મોત આપવાનું છે અને બીજી બાજુ જેમ નવું મશીન ખરીદવા પૈસા ખર્ચીએ છીએ તેમ નવી માનવમૂડીના શિક્ષણ, સંસ્કારસિંચન, સંસ્કૃતિ માટે પૈસા ખર્ચવા તૈયાર રહેવું પડશે. 'નોકરો'ની વાત હવે ગઈ સમજો સરકારી નોકરશાહીના ગઢને તોડી વિકેન્દ્રિત નાનાં એકમો રચવા પડશે. શિક્ષણમા પણ ત્રીજો પ્રવાહ દાખલ કરવો પડશે. નાની શાળા જન્મ લેશે. ઘરમાં જ શિક્ષણ મળે તેવી વ્યવસ્થા ગોઠવવી પડશે. વસ્તુઓ જાતે જ બનાવી લેતા શીખવું પડશે. ઉત્પાદક અને ઉપભોક્તા બંને એક જ વ્યક્તિ થાય અને છેલ્લે સૌને અલ્પતમ આવકની ખાતરી મળવી જોઈએ.

ત્રીજા પ્રવાહમા જમણેરી-ડાબેરી, સમાજવાદ-મૂડીવાદ વગેરે વિચારસરણીઓ અદશ્ય થઈ જશે. કેન્દ્રિત આયોજન પદ્ધતિ જ નહી રહે. નીતિવિષયક સત્તા કેન્દ્ર પાસે રહે, બાકી આયોજન, નિર્ણય વગેરે તમામ સ્થાનિક સ્તરે થશે, નાનામા નાના એકમ સુધી છેલ્લી ક્ષણની અદ્યતન માહિતી પહોચતી થશે અને વિધ્યંસક જરૂરી બનશે.

માહિતી-પ્રસારણની આટલી વ્યાપક જરૂરિયાત ઊભી થઈ કારણ કે અનેકવિધ કામો ઊભા થશે. એ બધા વચ્ચે સમન્વય સ્થાપવા માહિતી અને સંદેશાઓની આપલે અનિવાર્ય બને. આવું નેટવર્ક તૈયાર કરવા વિજ્ઞાન અને ટેક્નોલોજી વિકસે અને એ માટે વિવિધ કામ કરનારા માણસો જોઈએ. માહિતીના આધારે કુદરતને વધારે ઓળખતા થવાશે.

દક્ષ રાજકારણ કેન્દ્રિત ટેક્નોલોજીને કાબૂમા રાખે, અવરોધે અને વિકેન્દ્રિત ટેક્નોલોજીને ખૂબ પ્રોત્સાહન આપે. આને લીધે લોકશાહીનું એક નવું સ્તર ઉપસશે

બીજા પ્રવાહે 'મજૂર' વર્ગ સર્જ્યો તો ત્રીજો પ્રવાહ સ્નાયુ નહી, પણ મન-બુદ્ધિ, કલ્પના શક્તિ ધરાવનારા વર્ગની વગ વધારી શકે, પરંતુ જે રીતે શરીરના વિવિધ અંગોમાં સુમેળ છે એ રીતે કલ્પનાશીલ માણસો સૌ લોકો સાથે સમન્વય સાધી અનેકવિધ કામો ચલાવશે. તેમનો પણ એક 'વર્ગ' થશે, જે શોષણ કરી શકે તેવી દહેશત દાખવાય છે. પણ આવો વર્ગ તે સમાજનો કોઈ એક ટૂકડો નહી, પણ સામાજિક વર્ગ જ હશે, વર્ગ હશે તો તે સાંસ્કૃતિક વર્ગ હશે, જે સમાજને દમન, શોષણ તથા અન્યાયમાથી બહાર લાવવા ઝંખતો હશે.

લેખકે રંગભેદ, જાતિભેદ તથા સ્ત્રી-પુરુષ-વિષમતાના પ્રશ્નને પણ લીધો છે. કોઈ એક પક્ષ, જાતિ જૂથ કે લિંગના બીજા વર્ગ પરના વર્ચસ્વને પાયામાથી જ તેઓ ઇન્કારે છે. સ્ત્રી પુરુષ કરતાં કોઈ પણ રીતે ઊતરતી નથી, શા માટે પુરુષ-પ્રાધાન્ય રહેવું જોઈએ ? સ્ત્રી મા બને છે એટલે એને

ઘરમાં રહેવુ પડે છે, પુરુષ માટે બહારનું વિશ્વ ખુલ્લુ રહે છે પણ તે કારણે એનુ વર્ચસ્વ સ્થપાય તે કાઈ જરૂરી નથી. ભૂતકાળના કારણોને વળગી રહેવાની કોઈ જરૂર નથી ઔદ્યોગિક યુગમા બાહ્ય સ જોગો બદલાયા, પણ ખેતરમાથી ફેક્ટરીમા પહોચેલો શક્તિમા શરીર મહત્ત્વનુ રહ્યુ, પરિણામે પુરુષદેહની મહત્તા વધારે સ્વીકારાઈ બાળ ઉછેર તથા સ્તનપાનના પ્રશ્નોને લીધે પણ સ્ત્રીને વગર વેતનનું ગૃહકાર્ય—જે મહદ શે અ ગત જ ગણાય—જ કરતા રહેવુ પડ્યુ

પણ સંજોગો બદલાતા, આ સદીના છઠ્ઠા દશકમા ચિત્ર પલટાયુ સ્ત્રી–સ્વાત ત્ર્યની ચળવળો ચાલી, ફેલાઈ. અનેક ઉચિત–અનુચિત માગો થઈ, આ બધાને સરવાળે નવી સમાજરચનાની વાત વિશેષપણે ઊપસી ત્રીજા પ્રવાહમા વર્ચસ્વ નહી સ્ત્રીનુ રહે, કે નહી પુરુષનુ રહે–મને તો સમાજનું સ્વરૂપ કેલિડોસ્કોપ જેવું ભાસે છે, જેમા પ્રત્યેક પરિસ્થિતિમા દરેકની ભૂમિકા બદલાતી દેખાશે. ઘર એટલે પતિ–પત્ની અને બાળક સાથે રહેતા હોય તે જ ઘર તેવુ નહી, પણ બે મિત્રો પણ હોય, બે સ્ત્રી–પુરુષ ત્રીજાના જ બાળકને ઉછેરતા હોય, અનેક સ્ત્રી પુરુષ રહ્યેયાનું કમ્યૂન પણ હોય. આવાં વિવિધ પ્રકારના સહજીવનમા બાળઉછેર કોઈ એક જાતિનુ કામ નહી રહે. માતૃત્વ અને પિતૃત્વ એવી બે જુદી ભૂમિકાને બદલે Parenting (ગુજરાતીમા કેવી રીતે કહેવુ ?) 'માબાપત્વ'ની ભૂમિકા વિકસશે, બાળકને મા–બાપની સ યુક્ત, આદાન–પ્રદાનવાળી છત્રછાયા મળશે. એક જ વાક્યમાં મારે કહેવુ હોય તો મને લાગે છે કે ક્ષિતિજ ઉપર એક એવી નવી સ સ્કૃતિ આવી રહી છે જે નારી–મુક્તિ માટે અત્યંત અનુકૂળ છે

હવે Premises. સમગ્ર દર્શનની પૂર્વભૂમિકારૂપે ટોફલરના જીવનમા ડોકિયુ કરીએ પ્રશ્નોત્તરીમાથી તેમનું આવુ ક ઈક સ્વરૂપ નિખરે છે. ત્રીસ વર્ષ પહેલાનો એક વેલ્ડર, પ ચ–પ્રેસ ઑપરેટર આશાસ્પદ કવિ અને નવલકથાકર પણ બન્યો અને સમાજચિ તક પણ સિદ્ધ થયો. વોશિ ગ્ટનના અનુભવોએ Future Shock લખવાની પ્રેરણા આપી. બદલાઈ રહેલા સામાજિક તથા ટેકનોલૉજિકલ પ્રવાહોને સમજવા પ્રત્યે સરકાર બેધ્યાન લાગી, પરિણામે આવનારા ભવિષ્ય સાથે કામ પાર પાડવામા લોકો અને સરકાર બ ને માર ખાશે તેવુ દેખાયુ, એટલે આ બ ને પુસ્તકો લખાયા. ભવિષ્યપારખું હોવાનો તેમનો દાવો નથી તેઓ કહે છે કે ઉઘાડી આખે પરિસ્થિતિને નાણતા રહીએ, બાકી ભવિષ્ય પારખવુ એ ફક્ત વિજ્ઞાન જ નથી, એ તો એક કળા છે, અ ત સ્ફુરણા છે.

ભવિષ્ય અ ગે તેઓ માને છે કે કશુ જ અટલ નથી બધુ પૂર્વાધારિત છે તેવુ પણ તેઓ માનતા નથી. પ્રત્યેક પગલે તક ઊભી જ હોય છે જ્યારે ક્રાંતિકારી પરિવર્તનની પળ આવે છે, ત્યારે અનેક કેડીઓ સામે ખૂલેલી હોય છે આવી પળ તે તકની પળ છે માનવજાતિ પ્રત્યેક પળને ઝડપી જ લે છે તેવું નિશ્ચિતપણે ન કહેવાય. પણ શાણપણ એમા છે કે સ ક્રાતિની પ્રત્યેક પળને, તકને ઝડપી લેવી.

એક માનવ તરીકેની પોતાની સામાજિક ભૂમિકાઓ અ ગે તે કહે છે કે આપણે બહુ ઝાઝુ ન કરી શકીએ તો પણ આપણા કરેલા કર્મો ઊગે છે તેવી શ્રદ્ધા તો જોઈએ જ. એક અત્ય ત વિશાળ–વ્યાપક યોજનાના આપણે એક અ શ છીએ એ વાત સાચી એટલે વિષમ પરિસ્થિતિમા પણ હળવા ફૂલ રહેવાની કળા સધાવી જોઈએ જ્યારે મને વાચનાર કોઈક એકાદો જણ પણ

નહોતો, ત્યારથી હું લખતો આવ્યો છું, પણ મને જે નૈતિક અને બૌદ્ધિક રીતે સાચું લાગે છે તે અંગે મારે લોકોને કહેવું જ રહ્યું. તદુપરાંત, લેખકની પ્રક્રિયા જ એવી છે કે તે મને પોતાને બદલે છે. એ મારા વિચારોને સુસ્પષ્ટ કરે છે. એ મારા સમયને, મારા જીવનને વ્યવસ્થિત ગોઠવી આપે છે. લખ્યા સિવાય હું કાંઈક ઊણો, અધૂરો અને અજંપ રહી જાઉં છું એટલે લખું છુ. બહારની પરિસ્થિતિમા ચારેકોર ફેલાયેલી અંધાધૂંધી અને અરાજકતાનાં ઘૂમરાતાં વમળો પર પણ કશુંક ધ્યાન બહાર જતું રહે તેવી કોઈક ઝાંખી મને દેખાય તો મારી એ નવી અંતઃદૃષ્ટિ મારા વાચકો સુધી પહોંચાડું છું, ત્યારે ડેરિયનના શિખર પર ઊભા રહેલા પેલા સ્પેનના આરોહકને પેસિફિક સાગરના પ્રથમ દર્શને આનંદની જે મધુર, નમણી લાગણી અનુભવાઈ હતી તેવું કાંઈક હું મારામા અનુભવું છુ."

આપણે આશા રાખીએ કે શુમાખર અને ટોફલર જ નહી, એમના જેવા બીજા અનેક ક્રાંતદ્રષ્ટાઓ એમની અનુભૂતિ અને અંતદર્શનની નાની મરખી લહેરખી પણ દેશ-વિદેશ વહેવડાવતા રહે. દૂરનું નહીં જોઈ શકનારા લોકો આવા ક્રાંતદ્રષ્ટાઓના દર્શનને શ્રદ્ધાપૂર્વક સમજવાનો પ્રયાસ કરે. માનવનું ભાવિ ઉજ્જવળ છે આવી શ્રદ્ધા આપણા સૌ માટે તારક છે, શ્રદ્ધામાં ભારે મોટી તાકાત છે, શ્રદ્ધા અંગે તો ત્યા સુધી કહેવાયું છે કે Faith is to believe what you do not see, the reward of which is 'you see what you believed.' કેટલી અપાર આસ્થા છે શ્રદ્ધા પર ! તમને જે દેખાતુ નથી તેને સ્વીકારવું એ શ્રદ્ધા છે, જેને પરિણામે તમે જે સ્વીકારો છો તે તમે બનતું જોઈ શકો છો. આવો, સૌ શ્રદ્ધાને ઉપાસીએ.

('નવાં મૂલ્યોની શોધમાં' પરિચાયક : ભુવનેશ ઓઝા, કિંમત : ૯ રૂપિયા, પ્રાપ્તિસ્થાન , વિશ્વ-માનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, જ્યુપિટર એપાર્ટમેન્ટ, ફ્લેટ-૩, પહેલે માળે-વડોદરા-5)

# ગુરુ નાનક

ચંદ્રકાન્ત શેઠ

ભારતનું એ સદ્‌ભાગ્ય છે કે જમાને જમાને એની ધર્મસંસ્કૃતિની ધોરી નસને તૂટી જતી બચાવનાર પુરુષો – સાધુસંતો મળતા રહ્યા છે. સાધુઓના પરિત્રાણ અને દુષ્કર્મ કરનારાઓના વિનાશ માટેનો ગીતાદીધો કોલ વિશિષ્ટ અર્થમાં સાચો પડતો અવારનવાર અનુભવાય છે. ગુરુ નાનક જે જમાનામાં થયા એ જમાનાનું ચિત્ર કંઈ પ્રોત્સાહક તો નથી જ. ગુરુ નાનકના જ શબ્દોમા એ ચિત્ર આવું છે

'સમય તલવારની ધાર જેવો છે શાસક અત્યાચારી છે. ધર્મ ઉપર અંધકાર છવાઈ રહ્યો છે, અસત્યની અમાવાસ્યા સર્વ ઉપર રાજ્ય ચલાવી રહી છે અને સત્યનો સૂર્ય કોઈને દર્શન દઈ શકતો નથી.'

—આવી પરિસ્થિતિમા શીખ ધર્મના આદ્ય સ્થાપક ગુરુ નાનકનો જન્મ થયો શીખ ધર્મ દુનિયાના મહત્ત્વના ધર્મોમા 'જુવાનમાં જુવાન ધર્મ' લેખાય છે. ધર્મના મિશનરી અને બિનમિશનરી –એવા ભેદ કરવામાં આવે તો શીખ ધર્મ બિનમિશનરી છે એ સતનો માર્ગ છે, પ્રેમ–શૌર્યથી યુક્ત છે. આ શીખધર્મ વસ્તુતઃ તો અગિયારમા સૈકાથી ઉદય પામેલા સંતધર્મનું એક ઝરણુ છે ગ્રિયર્સન કહે છે કે રામાનંદના ઉપદેશનો મોટો ભાગ શીખ ધર્મના સંસ્થાપક ગુરુ નાનકે કબીર દ્વારા પામ્યા હતા. કબીરની સાથે નાનકનો કોઈક રીતે સંબંધ હોવાની શક્યતા અભ્યાસીઓ નકારી કાઢતા નથી.

ગુરુ નાનકમાં હિન્દુ અને મુસલમાન બેય ધર્મપરંપરાનો સુભગ સમન્વય દૃષ્ટિગોચર થાય છે. તેથી તો એમના માટે કહેવાય છે :

ગુરુ નાનક શાહ ફકીર !
હિન્દુકા ગુરુ મુસલમાનકા પીર !

આ નાનકનો જન્મ એપ્રિલ–મેની વચમા, ઈ સ ૧૪૬૯મા પંજાબમા લાહોરથી પાંત્રીસ માઈલ દૂર આવેલા તલવંડી ગામમાં થયો હતો તે ગામ હાલ નાનકાના સાહેબ તરીકે ઓળખાય છે. નાનક વૈશાખ સુદમાં જન્મ્યાનું કેટલાક કહે છે તો કેટલાક તો વળી કાર્તિકી પૂર્ણિમાને દિવસે જન્મ્યાનુ યે કહે છે ! વળી તેઓ તલવંડીના બદલે તેમના મોસાળના ગામ કનાકચ (કાણકૂચા) કે કાનકુઆનમાં જન્મ્યાની પણ એક માન્યતા પ્રચારમાં છે તેઓ વેદીક્ષત્રિય કુળના હતા, 'અને પરંપરાગત રીતે તેઓ રામના પુત્ર કુશના વંશજ હોવાનું પણ જણાવાય છે' તેમના પિતા કાલુરામ યા કાલુચંદ મહેસૂલી કારકુન – પટવારી હતા માતાનુ નામ હતુ તૃપ્તા તેઓ જન્મતાં

બે'ત મોટા માણસની જેમ હસેલા તેમ મુસલમાન દાયણ દૌલતાનાએ કહેલુ એવી દંતકથા છે. વળી તેમના જન્મ સમયે દિવ્ય સંગીતની સૂરાવલિ પણ સંભળાયાનુ કહેવાય છે કુલજ્યોતિષી હરદયાલે બાળકના મહાન ભવિષ્યની આગાહી પણ કરી હતી.

નાના નાનકને નિશાળે ભણવા માટે મૂકવામા અવ્યા, પરંતુ તેમનુ ચિત્ત ભણવામા લાગતું નહોતુ. તેમનુ ચિત્ત તો સાધુસંતોની સોબતમા રમમાણ રહેતુ હતુ. જ્યારે હિન્દુ ગુરુજીએ તેમને મૂળાક્ષરો ભણવાનુ કહ્યુ ત્યારે નાનકે તેમને આધ્યાત્મિક અર્થવાળો 'પ્રથમાક્ષરી બંધ' ગુરુજીને રચી સંભળાવ્યો હતો નાનકને મુસલમાન શિક્ષક દ્વારા અરબી–ફારસી ભણાવવાના પ્રયત્નો પણ ચાલ્યા, પરંતુ તે કારગત નીવડચા નહી. છેવટે પિતાએ કંટાળીને નાનકને ઢોર ચરાવવાનું કામ સોપ્યું. ઢોર ચરાવતાયે નાનક અવારનવાર ઈશ્વરધ્યાનમા ખોવાઈ જતા અને ઢોર બીજાઓનો પાક ચરી જતા જો પિતા પાકને સાચવવાનુ કામ તેમને સોપતા તો નાનક તૈયાર પાક ચકલાંને ચણાવી દેતા !

આવા નાનકના ભવિષ્ય વિશે પિતાને ઠીક ઠીક ચિંતા હતી. નવમા વર્ષે જ્યારે નાનકને જનોઈ આપવાની તૈયારી કરવામા આવી ત્યારે પહેલા તો નાનકે તે પહેરવાની જ ના પાડી. તે પછી જે કહ્યુ હોવાનુ મનાય છે તે તેમની વાણીમા આ પ્રમાણે છે

'દયારૂપી કપાસ હોય, સંતોષરૂપી સૂતર હોય, સંયમરૂપી ગાંઠ હોય અને તેને સત્યનો વળ આપવામા અવ્યો હોય. જીવ માટે આ એક આદર્શ જનોઈ છે. આ જનોઈ ન તો તૂટે છે, ન એ મેલી થાય છે, નથી એ સળગી જતી કે નથી ખોવાતી. જે પોતાના ગળામાં આવી જનોઈ પહેરે છે, તે ઈશ્વરની કૃપાને પાત્ર થાય છે'

આમ છતા માતા વગેરેના સત્યાગ્રહના કારણે નાનકે અનિચ્છાએ જનોઈ ધારણ કરી.

પુત્રના કેટલાક વિચિત્ર લક્ષણો જોઈને બેચેન બનેલા પિતાએ નાનકને, તેઓ ચૌદ વરસના હતા ત્યારે જ, સંસારમા જલદીથી ઠેકાણે પાડી દેવાના ઉદ્દેશથી, ગુરુદાસપુર જિલ્લાના બટાલાના રહેવાસી મુલાની પુત્રી સુલખણી સાથે પરણાવી દીધા. લગ્ન બાદ ટૂંકા ગાળામા નાનક શ્રીચંદ તથા લક્ષ્મીદાસ (લખમીદાસ) નામના બે પુત્રોના પિતા બન્યા. શ્રીચંદે આગળ જતા ઉદાસી પંથની સ્થાપના કરી હતી. લક્ષ્મીદાસે ગૃહસ્થી સ્વીકારેલી. નાનક પરણ્યા ખરા, પરંતુ આંતરિક રીતે તો તેઓ સંસાર પ્રત્યે વધુને વધુ ઉદાસીન બનતા જતા હતા પિતાએ તેમને દુકાન ચલાવવાનું કહ્યું, એ માટે માલસામાનની ખરીદી કરવા ચાલીસ રૂપિયા આપ્યા તો એ રૂપિયા ચૂહડકાના બજાર તરફ જતા માર્ગમા સાધુસંતોની જમાત ભૂખી હતી તેને જમાડવામા વાપરી કાઢચા અને માલસામાનની ખરીદી વિના જ, ખાલી હાથે ઘેર પાછા ફર્યા. પિતાએ જ્યારે આ બાબતમા પૂછપરછ કરી ત્યારે તેમને પિતાને કહ્યું 'પિતાજી, તમે મને લાભકારક સોદો કરવા જણાવ્યુ હતુ ! તો મે એવો જ સોદો કર્યો છે. ભૂખ્યા સાધુજનોને જમાડવા કરતા તમને કે મને આ લોક તથા પરલોકમાં વધારે લાભકારક બીજું શું થનાર છે?'

જ્યારે નાનકને ખેતી કરવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે ના પાડી અને પોતાની ખેતી તો કોઈ જુદા જ પ્રકારની હોવાનું એમણે જણાવેલું એ બાબત એમની આ વાણીમાં રજૂ થયાનું દર્શાવાયું છે.

"મન એ ખેડૂત છે, સત્યકૃત્યો ખેતી છે, નમ્રતા એ સિંચન છે, શરીર એ ખેતર છે, ઈશ્વરનું નામ એ બી છે સંતોષ દંતાળી છે અને ગરીબી વાડ છે પ્રેમથી સેવાતા આ બીજ ફૂટશે, અને જે આમ કરશે તેના ભંડારો ઈશ્વર ભરી દેશે હે પિતા ! જ્યારે આ લોક છોડી જઈએ છીએ ત્યારે આખા વિશ્વને મોહિત કરનારી અહીંની સંપત્તિ સાથે થોડી જ આવવાની છે? પણ બહુ ઓછા લોકો આ તથ્ય સમજે છે. હે પિતા, હું મારા ખેતરમાં એટલું ધાન્ય પકવીશ કે તે મારું અને મારા કુટુંબનું ભરણપોષણ કરશે એટલું જ નહિ, પણ સમગ્ર જગતનું પણ પૂરું કરશે. એક વખતે મારા હાથનું ખાધા પછી વધારેની ઇચ્છા નહિ કરે, હું બધાનો હિસાબ ચૂકવી દઈશ, પછી એ આ અવતારનો હોય કે પૂર્વ અવતારનો અને જે માણસ માટે હું ખેતી કરું છું, જેનો હું ખેડૂત છું તે તેમને અતિવૃષ્ટિથી બચાવે છે, અને જ્યારે કંઈ પણ માગું છું ત્યારે તે મને એટલું આપે છે, બસ એટલું.'

નાનકની આવી આવી વાતોએ પિતા કાલુરામ તથા માતા તૃપ્તાને અત્યંત ઉદ્વેગ આપ્યો. કાલુરામે તો વૈદરાજને બોલાવી મગાવ્યા ત્યારે નાનકે વૈદરાજનેય સ્મિત સાથે કહ્યું :

'હે વૈદરાજ, મારી નાડી શા માટે પકડો છો? કારણ કે દર્દ મારા શરીરમાં નહિ, પણ કલેજામાં છે. હે વૈદરાજ, તમે મારી ચિંતા ન કરો, પણ તમારી ચિંતા કરો, કારણ કે જે પોતાને સ્વાધીન નથી, તે તમારા ઔષધથી સારો નહી થાય મને તો પ્રેમનું દર્દ છે, અને જેના પ્રેમમાં હું છું તે જ મને આ દર્દમાંથી સાજો કરવાનું જાણે છે.'

એ પછી વૈદરાજને આત્માના દર્દની સમજૂતી આપતા નાનક ઉમેરે છે

'મારું પહેલું દર્દ તો એ છે કે હું મારી જાતથી મને અલગ પાડીને જીવું છું, બીજું દર્દ તે, મારે જે થવું જોઈએ તેની શોધ કરું છું, ત્રીજું દર્દ તે, હું સર્વશક્તિમાન યમની આંખે ચડેલો છું, અને ચોથું દર્દ, હું મારી જાત સાથે બેસી શકતો નથી દર્દ શરીરમાં નથી, પણ કલેજામાં છે જો તે શુદ્ધ અને પવિત્ર હોય તો શરીર પણ તંદુરસ્ત અને સ્વસ્થ રહેશે.'

નાનક સુખવૈભવને આત્માની માંદગીના મૂળ કારણ રૂપ લેખે છે વૈદ પણ નાનકને 'હે સ્વામી, તું જ તારી જાતને માફ કરી શકે તેમ છે' એમ કહીને નમસ્કાર કર્યા!

નાનકના માતાપિતાએ ઠીક ઠીક વિચાર વિમર્શ પછી નાનકને બીજા વાતાવરણમાં મૂકવાનો નિશ્ચય કર્યો નાનકની મોટી બહેન નાનકી જયરામને પરણીને કપુરથલા જિલ્લામાં આવેલ સુલતાનપુરમાં રહેતી હતી ત્યાંના મુસ્લિમ નવાબના ભંડારી તરીકે નાનકને જવાબદારી સોંપવામાં આવી નાનકે એ સ્વીકારી નાનક પોતાને મળતા મહેનતાણામાંનો મોટો ભાગ ગરીબગુરબામાં વહેંચી દેતા, તથા કેટલાક અદેખાઓએ નવાબની કાનભંભેરણી કરી. પરંતુ નવાબની તપાસમાં નાનકની

નિર્દોષતા – પ્રામાણિકતા જ પુરવાર થઈને રહી અને પરિણામે નવાબનેય નાનક માટે પહેલાં કરતા વિશેષ સદ્ભાવ પેદા થયો.

નાનક એક વાર સળંગ ત્રણ દિવસ માટે ગાયબ થઈ ગયેલા એમ કહેવાય છે તેઓ વાયાઈન નામની નદીએ નાહવા માટે ગયા હતા અને ત્યાં તેમને સમાધિ લાગી જતા ત્રણ દિવસ પાછા નહીં ફર્યા. આ સમાધિમાં તેમને ઈશ્વરનો સાક્ષાત્કાર થયેલો. ઈશ્વરે તેમને દુનિયામાં પાછા ફરી સૌને સદ્બોધ આપવાનો આદેશ આપ્યો. તેથી નાનક સગોટીલેર પાછા ફર્યા. તેમણે પાછા ફર્યા પછી સૌ પ્રથમ વાત આ કરી : 'અહીં કોઈ મુસલમાન નથી કે કોઈ હિન્દુ નથી : માત્ર મનુષ્ય છે.'

નાનકની આ વાતથી કેટલાક રૂઢિચુસ્ત મુસલમાનો છેડાઈ પડયા હતા, પરંતુ તેમને પણ અનુભવે નાનકની ખુદાઈની શક્તિનો પરચો થયો.

નાનકે ઈશ્વર સાક્ષાત્કારની અનુભૂતિ બાદ ધર્મપર્યટનો આદર્યાં. તેઓ આરંભમાં પંજાબના નૈઋત્ય પ્રદેશમાં વિચર્યા તેમની સતપ્રતિભાથી સજ્જન નામના એક ઠગનું હૃદયપરિવર્તન પણ થયું. સજ્જન નાનકનો પરમ ભક્ત બની રહ્યો તે પછી નાનક સૈયદપુર ગયા. ગામના મુખી મલિક ભગોની મેટી મિજબાનીનું નિમંત્રણ ઠુકરાવી તેઓ હલકા વર્ણના લાલા નામના એક સુતારને ત્યાં જમ્યા. આ અંગે જ્યારે નાનકને ખુલાસો કરવાની જરૂર પડી ત્યારે તેમણે કહ્યુ : 'મને મુખીના અન્નમાંથી લોહીની વાસ આવે છે, જ્યારે લાલાના અન્નમાંથી મધ અને દૂધનો સ્વાદ આવે છે,' કેમ કે લાલાની કમાણી એના પરસેવાની કમાણી છે અને તેમાથી તે પોતાની શક્તિ મુજબ કોઈ વટેમાર્ગુને, ગરીબને અને સંતને આપે છે......જ્યારે મુખી નવરો બેસીને લાંચ-રૂશવતથી, જુલમથી અને સત્તાના જોરથી લોકોનું લોહી ચૂસે છે.'

નાનક આંતરિક રીતે ફકીર છતા એમનો વેશ ફકીરનો નહોતો શાહ શરાફ નામના એક મુસ્લિમે આ વિશે તેમને પૂછતા નાનકે કહેલુ

'માણસે પોતાનું મસ્તક મૂંડાવાની જરૂર નથી, મન મૂંડાવાની જરૂર છે. ધૂળ જેવા નમ્ર બનવું એ જ પોતાના મનને મૂંડાવાનો સાચો રસ્તો છે.'

ગાંધીજીએ 'નમ્રતા'ના વ્રતના સંદર્ભમાં 'રજકણુનીયે રજકણ' બનવાની વાત કરી છે તે અત્રે તુરત યાદ આવી જાય.

નાનકને જાતિ-ગોત્ર વિશે પૂછવામા આવતા તેમણે ઉતરમા આ પ્રમાણે કહ્યું હતુ :

'સત્યનો માર્ગ એ જ મારો પંથ છે. હું પંચમહાભૂતોની જાતિનો છું. ઝાડ પરથી ફળ તોડવા છતાં અને પૃથ્વીને ખોદવા છતાં જે રીતે તે નિશ્ચલ રહે છે તે રીતે હું રહું છું. નદી પોતાના પ્રવાહમાં ફૂલ પડે કે પથ્થર, તેની પરવા કરતી નથી, તેમ હુંય બેપરવા રહું છું. હું તો ચંદન જેવું જે સુવાસિત હોય તેને જ જીવન કહું છું.'

નાનક અક્કલ વગરની ધર્મરૂઢિઓને હસી કાઢતા ખમચાતા નહોતા. હરદ્વારમા પરલોકવાસી પિતૃઓને જલની અંજલિ આપતા લોકોને નાનકે પશ્ચિમ દિશામાના પોતાના ખેતર ભણી પાણી

ઉડાડવા માંડયુ અને લોકોએ તેમની આ વિચિત્ર ચેષ્ટાનું કારણ જયારે પૂછ્યું ત્યારે તેમણે જણાવ્યુ: કે 'જેમ તમે તમારા પૂર્વજોને અંજલિથી જલ પહોચાડો છો તેમ હું મારા ખેતરને પાણી પહોચાડું છું !' આમ નાનકે ખૂબ અસરકારકતાથી પેલા અંધશ્રદ્ધાળુઓને મૂંગા કરી દીધા.

નાનકે બીજું પર્યટન પૂર્વ દિશાનું-આસામ તરફનું કરેલુ. આસામમા નૂરશાહ નામની સ્ત્રીએ નાનકને વશ કરવાના પ્રયત્નો કર્યા હતા પર તુ તે ફાવી નહોતી. ઊલટુ નાનકના ઉપદેશથી નૂરશાહનું હૃદયપરિવર્તન થયું. નાનક જગન્નાથપુરી પણ ગયા હતા ત્યાની આરતીનુ દર્શન કરતા તેમના ચિત્તમાં વિરાટની આરતીનુ ભવ્ય કાવ્ય સ્ફુર્યું હતુ આકાશરૂપી થાળીમા સૂર્ય-ચંદ્રરૂપી દીપકની કલ્પનાવાળું એમનું એ પદ રહસ્યમાર્ગી કવિતામા ખૂબ સુંદર મનાય છે.

નાનક ધર્માચરણ માટે સ્વાસ્થ્યયુક્ત શરીરનુ મહત્ત્વ પણ પ્રમાણતા હતા તેમણે શેખ ઈબ્રાહિમની ઉપવાસાદિ દ્વારા શરીરને નાહક દમવાની રીતને હસી કાઢી હતી.

નાનકમાં અભય, અપરિગ્રહ, અસ્તેય, નમ્રતા આદિ અનેક સદ્‌ગુણો સહજપણે આવી રહેલા દેખાતા હતા. નાનક કહેતા : 'જેનું ચિત્ત પવિત્ર છે તે ગમે ત્યા હોય તો પણ ઈશ્વરને પામી શકે છે.' નાનકે એક સંન્યાસીને 'ઉદાસી'ની વ્યાખ્યા સમજાવતા કહ્યું - 'જે બધી વસ્તુઓનો ઉપયોગ કરે છે. અને છતાં કોઈ પણ વસ્તુઓને પોતાની ગણતો નથી તે 'ઉદાસી' છે. આવી વ્યક્તિ પરમેશ્વરને ભેટે છે'

નાનકે ગોવિંદવલ નામના ગામમા સમાજથી બહિષ્કૃત એક પતિયાની થોડો સમય રોકાઈને સારવાર કરી હતી. તેમણે પતિયાને કહેલુ . 'ઈશ્વરને ભૂલી જવાથી રોગ થાય છે રોગ શરીરમા નથી પણ મનમાં હોય છે'

નાનકને માટે મોગલ બાદશાહ બાબરને ખૂબ માન હતુ એમ કહેવાય છે. બાબરે જયારે નાનકને ઉત્તમ શરાબ ધર્યો ત્યારે નાનકે કહ્યુ કે 'જે વસ્તુ થોડી વાર માટે માણસને નશો ચઢાવે છે અને પછી તેને હેઠો ને નિરાશ બનાવી દે છે તેની મારે જરૂર નથી હુ આના કરતા વધારે વાર ટકે એવી બીજાના નશામા છુ.' નાનકે એક પદમા ગાયું છે:

> 'પ્રેમ એ શરાબ છે. મારુ હૃદય તેની સુરાહી. હે ઈશ્વર, અન્ય બધી વસ્તુઓથી અલગ થઈ હું તારી પાછળ પાગલ છુ'

નાનક પસરૂરના માર્ગે સિયાલકોટ, પઠાણકોટ વગેરે સ્થળોએ ગયેલા લાહોરની મુલાકાત પણ લીધી હતી એ પછી રાવીતટે કર્તારપુરમા તેઓ આવ્યા. ત્યા તેઓ સ્થાયી થયા તેમણે ગૃહસ્થવેશ ધારણ કર્યો, ખેતીનુ કામ હાથમાં લીધુ ને ગરીબગુરબા માટે અન્નછત્ર ચલાવવા માંડયુ. અહી રહ્યા રહ્યા નાનકે ધર્મોપદેશનુ કામ પણ જારી રાખ્યુ. એમના ધર્મોપદેશનો પ્રભાવ સિલોનના રાજા શિવનાભમ્ સુધી પહોચ્યો હતો નાનકે દક્ષિણ ભારતનું પર્યટન પણ કર્યું હતુ માર્ગમા મુસ્લિમ પીર મખદૂમ બહાઉદ્દીન કુરેશીને મળ્યા અને તેમને ગર્વનાશનો બોધ કર્યો. નાનકે એમને કહ્યુ : 'ઈશ્વર એકલો જ અથવા તેનો શબ્દ જ સ્થિર છે' નાનક આ પર્યટનમાં સિલોન સુધી પહોંચ્યાનું મનાય છે.

નાનકને પ જાબ પાછા ફર્યા બાદ યોગી ભ ગેરનાથ સાથે એક સ વાદ થયેલો. યોગીએ નાનક પાસે ચમત્કારદર્શનની અપેક્ષા રાખી હતી. નાનકે એમને કહ્યુ :

'બધા ચમત્કાર તે ઈશ્વરનો ઇનકાર છે. હુ માત્ર એક ચમત્કારમા માનુ છુ : ઈશ્વરનામ અને સત્સ ગ. હુ અગ્નિનો પોશાક પહેરુ , બરફના ઘરમા રહુ , લોહભક્ષણ કરુ, મારાં દુઃખોને સાવી જાઉ , મારી સામે પૃથ્વીને હાકુ અને આખા નભમ ડળને માપી શકુ તથા અશકય સિદ્ધ કરુ–આ બધુ જ નકામુ છે, જો તેના સાચા નામ દ્વારા ઈશ્વરની કૃપા અને તેના સાન્નિધ્યમાં રહેવાનુ ન મળે તો.'

નાનક કાશ્મીર પણ ગયા હતા ત્યા બ્રહ્મદાસ નામના પ ડિતને વિદ્યા તથા જ્ઞાનનો ભેદ બતાવતાં તેમણે કહેલુ : 'વિદ્યા એ જ્ઞાન નથી, જ્ઞાન અનુભવ દ્વારા આવે છે. અનુભવ આધ્યાત્મિક શિસ્ત દ્વારા આવે છે. અનાસક્ત અને નમ્ર રહેતા ઈશ્વરની કૃપા પ્રાપ્ત થાય છે'

ગુરુ નાનકે મક્કા, મદીના, મેસોપોટેમિયાની યાત્રા કર્યાના નિર્દેશો પણ આપવામાં આવે છે. મક્કામા કાબાના પથ્થર તરફ પગ રાખીને સૂતેલા તે અ ગેનો પ્રસ ગ જાણીતો છે. આ બધુ ઈશાવાસ્ય–ઈશ્વરથી સભર હોવાની વાત જ એ પ્રસ ગમાથી પ્રગટ થાય છે. તેઓ મક્કાથી મદીના ને પછી બગદાદ ગયા, બગદાદમા નાનકની સ્મૃતિ આપતી એક ઇમારત આજે પણ ખડી છે. તેની દીવાલ પરના લેખમા જણાવેલુ છે કે 'પવિત્ર ગુરુ બાબા નાનક ફકીર ઓલિયાની સ્મૃતિમાં આ ઇમારત સાત સ તોની મદદથી ઊભી કરવામા આવી છે.'

નાનક તે પછી મુલતાન માર્ગે સ્વદેશ પાછા ફર્યા દરમિયાન તેમની પ્રતિષ્ઠા દેશમાં ચોમેર ફેલાઈ ગઈ હતી. નાનકના જીવનભરના સાથીદાર અને સ ગીતકાર મરદાનાએ કર્તારપુરમા છેલ્લો શ્વાસ મૂકયો. ગુરુ નાનકે અનેક કસોટીઓ પછી પોતાના એક શિષ્ય લહેના(અ ગદ)ને પોતાની ગાદી સોંપી એ ગુરુ–ગાદીએ નાનક પછી અ ગદ, અમરદાસ, રામદાસ, અર્જુનદેવ, હરગોવિંદ, હરરામ, હરકિશન, તેગબહાદુર અને છેલ્લા ગુરુ ગોવિ દસિ હ આવ્યા. નાનકે પોતાના ઉત્તરાધિકારી પદે પોતાના પુત્રોને છોડીને લેહનાની નિયુક્તિ કરી, ઈશ્વરની ઇચ્છા જાણી પોતે આખરની સમાધિમાં બેસવાની તૈયારી કરી આ પ્રસ ગે એમના પત્નીએ પુત્ર-પરિવારના ચિ તાનો નિર્દેશ કર્યો ત્યારે નાનકે પરમ સ્વસ્થતાથી કહ્યુ :

'ઈશ્વર તમારુ શરણ છે મે ઈશ્વરની આજ્ઞા મુજબ કર્યું છે.'

એ પછી નાનકે પોતાના અનુયાયીઓને 'સોહિલા' ગાવાનુ કહ્યુ ને પોતે ચિરસમાધિમા બેઠા ને દેહોત્સર્ગ કર્યો આ વખતે તેમની ઉંમર સિત્તેર વર્ષની હતી.

એમના અવસાન બાદ હિન્દુ-મુસલમાનો વચ્ચે તેમના અ તિમ સ સ્કાર અ ગે મતભેદ થયો, પણ શબને ઢાંકેલુ ફૂલ મળ્યા. અર્ધા ફૂલ મુસલમાનોએ દાટ્યા ને બાકીનાં અર્ધા ફૂલ હિન્દુઓએ બાળ્યાં આપણને કબીરના માટે પણ આવી કિંવદન્તી મળે છે.

નાનકે પોતાના 'જપજી' (જપુજી) ગ્ર થના આદ્ય મ ત્રમાં એક ૐ સતિનામુ કરતા એવા ઈશ્વરનુ સ્મરણ કર્યુ છે. આ જપજી ગ્ર થમાં આડત્રીસ પૌડીઓ છે આ પૌડીઓ અધ્યાત્મમાર્ગના

પ્રગતિરૂપ છે. ધર્મખંડ, જ્ઞાનખંડ, શ્રમખંડ વટાવી, સાધનાખંડ પૂરો કરી કૃપાખંડ–સત્યખંડમાં પહોંચવાનું છે. એ માટેનો ક્રમિક વિકાસક્રમ નાનકે અનુભવપૂત મંગળ વાણીમાં અહીં સાદર કર્યો છે. આ 'જપજી' ગ્રંથમાં દર્શન, નીતિવિચાર, તત્ત્વવિચાર વગેરેનો નિચોડ છે આ ગ્રંથ એકચતુર્થાંશ ગીતા જેવડો છે અને વિનોબાએ ઈશાવાસ્યોપનિષદ સાથે તેની તુલના કરી છે 'જપજી' ગ્રંથનો વિશદ અનુવાદ મગનભાઈ પ્ર. દેસાઈએ આપ્યો છે વિનોબાએ નાનકની વાણીનું વ્યાપક ધર્મભાવનાના પરિપ્રેક્ષ્યમાં સુંદર વિવરણ કર્યું છે, વળી પંદરમા–સોળમા સૈકાની પંજાબી ભાષાના અભ્યાસ માટે પણ 'જપજી' ગ્રંથ મહત્ત્વનો છે. પંજાબી સાહિત્યનો વ્યવસ્થિત પ્રારંભ ગુરુ નાનકથી થાય છે. એ રીતે ગુરુ નાનકની વાણીનો–ગુરબાનીનો–સંતવાણીનો અભ્યાસ ખૂબ ઉપયોગી છે. અખંડ ભારતની આધ્યાત્મિક સાધનાના એક સમર્થ સત્પુરુષે મનુષ્યને એક માર્મિક પ્રશ્ન કર્યો છે :

'હે અજ્ઞાની, ઈશ્વરને જો પસંદ ન આવતું હોય તો તારું રૂપ શા ખપનું ?'

આપણે આપણું રૂપ ઈશ્વરને પસંદ આવે–એવું છે કે નહી તેનું આત્મદર્શન કરીએ અને ગુરુ નાનકની પ્રકાશિત વાણીથી આપણા સમગ્ર રૂપને અજવાળી, ઈશ્વરને પસંદ આવે એવું બનાવીએ. *

(ગુજરાત વિદ્યાપીઠની પ્રાર્થનાસભામા રજૂ કરેલું વક્તવ્ય.)

## ટાગોરની વાર્તાઓ ટીવી પર

દેશના લાખો ટીવી દર્શકોને માથે મરાતી કંટાળાજનક, ઢંગધડા વગરની મુંબઈયા ફિલ્મોની અસરવાળી અનેક હિન્દી સિરિયલો વચ્ચે રવીન્દ્રનાથ ટાગોરની કેટલીક સુંદર ઉત્તમ વાર્તાઓની ટીવી ફિલ્મ બનાવી પ્રદર્શિત કરવાનો નિર્ણય 'રણમાની મીઠા પાણીની વીરડી' જેવો લાગે એ સ્વાભાવિક છે કવિવરની ૧૨૫મી જન્મજયંતિની ઉજવણીના એક ભાગ રૂપે ૯મી મેથી ૧૩ ભાગમા તેમની કેટલીક સુંદર વાર્તાઓ પરથી ઉતારવામા આવેલી ફિલ્મોનું રાષ્ટ્રીય પ્રસારણ કરવામાં આવશે બિજય ચેટરજી, મૃણાલ સેન, ગૌતમ ઘોષ, ઉત્પલેન્દુ ચક્રવર્તી અને અપર્ણા સેન જેવા ઉત્તમ કોટિના ફિલ્મદર્શકો પોતાની સેવા આપશે. 'ગુપ્તધન', 'ઠાકુરદા', 'મધ્યવર્તિની' અને 'દેના પૌના' જેવી ટાગોરની પ્રશિષ્ટ કૃતિઓ આ પ્રસારણ માટે પસંદ કરવામા આવી છે, દહેજ પ્રથાનાં દૂષણો છતી કરતી 'દેના પૌના' વાર્તાનું શૂટીંગ બંગાળમા શરૂ થઈ ચૂક્યું છે, જેમાં બંગાળના શ્રેષ્ઠ અદાકારોમાના એક સૌમિત્ર ચેટરજી (તાજેતરમા ટીવી પર પ્રસારિત 'વસુંધરા' ના નાયક) મુખ્ય ભૂમિકા ભજવે છે

નાનકને પંજાબ-પાછા ફર્યા બાદ યોગી ભંગેરનાથ સાથે એક સંવાદ થયેલો-યોગીએ નાનક પાસે ચમત્કારદર્શનની અપેક્ષા રાખી હતી. નાનકે એમને કહ્યું :

'બધા ચમત્કાર તે ઈશ્વરનો ઇનકાર છે. હું માત્ર એક ચમત્કારમાં માનું છું : ઈશ્વરનામ અને સત્સંગ. હું અગ્નિનો પોશાક પહેરું, બરફના ઘરમાં રહું, લોહભક્ષણ કરું, બધાં દુઃખોને ચાવી જાઉં, મારી સામે પૃથ્વીને હાંકું અને આખા નભમંડળને માપી શકું તથા અશક્ય સિદ્ધ કરું–આ બધું જ નકામું છે, જો તેના સાચા નામ દ્વારા ઈશ્વરની કૃપા અને તેના સાન્નિધ્યમાં રહેવાનું ન મળે તો.'

નાનક કાશ્મીર પણ ગયા હતા ત્યાં બ્રહ્મદાસ નામના પંડિતને વિદ્યા તથા જ્ઞાનનો ભેદ બતાવતા તેમણે કહેલું 'વિદ્યા એ જ્ઞાન નથી, જ્ઞાન અનુભવ દ્વારા આવે છે, અનુભવ આધ્યાત્મિક શિસ્ત દ્વારા આવે છે અનાસક્ત અને નમ્ર રહેતા ઈશ્વરની કૃપા પ્રાપ્ત થાય છે'

ગુરુ નાનકે મક્કા, મદીના, મેસોપોટેમિયાની યાત્રા કર્યાના નિર્દેશો પણ આપવામાં આવે છે મક્કામાં કાબાના પથ્થર તરફ પગ રાખીને સૂતેલા તે અંગેનો પ્રસંગ જાણીતો છે આ બધુ ઈશાવાસ્ય-ઈશ્વરથી સભર હોવાની વાત જ એ પ્રસંગમાંથી પ્રગટ થાય છે. તેઓ, મક્કાથી મદીના ને પછી બગદાદ ગયા, બગદાદમાં નાનકની સ્મૃતિ આપતી એક ઇમારત આજે પણ ખડી છે. તેની દીવાલ પરના લેખમાં જણાવેલું છે કે 'પવિત્ર ગુરુ બાબા નાનક ફકીર ઓલિયાની સ્મૃતિમાં આ ઇમારત સાત સંતોની મદદથી ઊભી કરવામાં આવી છે'

નાનક તે પછી મુલતાન માર્ગે સ્વદેશ પાછા ફર્યા. દરમિયાન તેમની પ્રતિષ્ઠા દેશમાં ચોફેર ફેલાઈ ગઈ હતી નાનકના જીવનભરના સાથીદાર અને સંગીતકાર મરદાનાએ કર્તારપુરમાં છેલ્લો શ્વાસ મૂક્યો. ગુરુ નાનકે અનેક કસોટીઓ પછી પોતાના એક શિષ્ય લહેના(અંગદ)ને પોતાની ગાદી સોંપી. એ ગુરુ-ગાદીએ નાનક પછી અંગદ, અમરદાસ, રામદાસ, અર્જુનદેવ, હરગોવિંદ, હરરાય, હરકિશન, તેગબહાદુર અને છેલ્લા ગુરુ ગોવિંદસિંહ આવ્યા. નાનકે પોતાના ઉત્તરાધિકારી પદે પોતાના પુત્રોને છોડીને લેહનાની નિયુક્તિ કરી, ઈશ્વરની ઇચ્છા જાણી પોતે આખરની સમાધિમાં બેસવાની તૈયારી કરી આ પ્રસંગે એમના પત્નીએ પુત્ર-પરિવારના ચિંતાનો નિર્દેશ કર્યો ત્યારે નાનકે પરમ સ્વસ્થતાથી કહ્યુ .

'ઈશ્વર તમારું શરણ છે મે ઈશ્વરની આજ્ઞા મુજબ કર્યું છે.'

એ પછી નાનકે પોતાના અનુયાયીઓને 'સોહિલા' ગાવાનુ કહ્યુ ને પોતે ચિરસમાધિમાં બેઠા ને દેહોત્સર્ગ કર્યો. આ વખતે તેમની ઉંમર સિત્તેર વર્ષની હતી

એમના અવસાન બાદ હિન્દુ-મુસલમાનો વચ્ચે તેમના અંતિમ સંસ્કાર અંગે મતભેદ થયો, પણ શબને ઠેકાણે ફૂલ મળ્યાં. અર્ધાં ફૂલ મુસલમાનોએ દાટયાં ને બાકીનાં અર્ધાં ફૂલ હિન્દુઓએ બાળ્યાં આપણને કબીરના માટે પણ આવી કિંવદન્તી મળે છે

નાનકે પોતાના 'જપજી' (જપુજી) ગ્રંથના આદ્ય મંત્રમાં એક ૐ સતિનામુ કરતા એવા ઈશ્વરનું સ્મરણ કર્યું છે. આ જપજી ગ્રંથમાં આડત્રીસ પૌડીઓ છે આ પૌડીઓ અધ્યાત્મમાર્ગના

પ્રશ્નપ્રિયરૂપ છે. ધર્મખંડ, જ્ઞાનખંડ, શ્રમખંડ વટાવી, સાધનાખંડ પૂરો કરી કૃપાખંડ–સત્યખંડમાં પહોંચવાનું છે. એ માટેનો ક્રમિક વિકાસક્રમ નાનકે અનુભવપૂત મંગળ વાણીમાં અહીં સાદર કર્યો છે. આ 'જપજી' ગ્રંથમાં દર્શન, નીતિવિચાર, તત્ત્વવિચાર વગેરેનો નિચોડ છે. આ ગ્રંથ એકચતુર્થાંશ ગીતા જેવડો છે અને વિનોબાએ ઈશાવાસ્યોપનિષદ સાથે તેની તુલના કરી છે. 'જપજી' ગ્રંથનો વિશદ અનુવાદ રમણલાઈ પ્ર. દેસાઈએ આપ્યો છે. વિનોબાએ નાનકની વાણીનું વ્યાપક ધર્મભાવનાના પરિપ્રેક્ષ્યમાં સુંદર વિવરણ કર્યું છે. વળી પંદરમા–સોળમા સૈકાની પંજાબી ભાષાના અભ્યાસ માટે પણ 'જપજી' ગ્રંથ મહત્ત્વનો છે. પંજાબી સાહિત્યનો વ્યવસ્થિત પ્રારંભ ગુરુ નાનકથી થાય છે એ રીતે ગુરુ નાનકની વાણીનો–ગુરબાનીનો–સંતવાણીનો અભ્યાસ ખૂબ ઉપયોગી છે. અખંડ ભારતની આધ્યાત્મિક સાધનાના એક સમર્થ સંતપુરુષે મનુષ્યને એક માર્મિક પ્રશ્ન કર્યો છે :

'હે અજ્ઞાની, ઈશ્વરને જો પસંદ ન આવતું હોય તો તારું રૂપ શા ખપનું ?'

આપણે આપણું રૂપ ઈશ્વરને પસંદ આવે એવું છે કે નહીં તેનું આત્મદર્શન કરીએ અને ગુરુ નાનકની પ્રકાશિત વાણીથી આપણા સમગ્ર રૂપને અજવાળી, ઈશ્વરને પસંદ આવે એવું બનાવીએ. *

(ગુજરાત વિદ્યાપીઠની પ્રાર્થનાસભામાં રજૂ કરેલું વક્તવ્ય.)

## ટાગોરની વાર્તાઓ ટીવી પર

દેશના ઘણા ટીવી દર્શકોને માથે મરાતી કંટાળાજનક, ઢંગધડા વગરની-બકબકિયા ફિલ્મોની અસરવાળી અનેક હિન્દી સિરિયલો વચ્ચે રવીન્દ્રનાથ ટાગોરની કેટલીક ચુનંદી ઉત્તમ વાર્તાઓની ટીવી ફિલ્મ જોનારી પ્રદર્શિત કરવાનો નિર્ણય 'રણમાની મીઠા પાણીની વીરડી' જેવો લાગે એ સ્વાભાવિક છે કવિવરની ૧૨૫મી જન્મજયંતિની ઉજવણીના એક ભાગ રૂપે ૯મી મેથી ૧૩ ભાગમાં તેમની કેટલીક સુંદર વાર્તાઓ પરથી ઉતારવામાં આવેલી ફિલ્મોનું રાષ્ટ્રીય પ્રસારણ કરવામાં આવશે. બિજય ચેટરજી, મૃણાલ સેન, ગૌતમ ઘોષ, ઉત્પલેન્દુ ચક્રવર્તી અને અપર્ણા સેન જેવા ઉત્તમ કોટિના દિગ્દર્શકો પોતાની સેવા આપશે. 'ગુપ્તધન', 'ઠાકુરદા', 'મધ્યવર્તિની' અને 'દેના પૌના' જેવી ટાગોરની પ્રસિદ્ધ કૃતિઓ આ પ્રસારણ માટે પસંદ કરવામાં આવી છે. દહેજ પ્રથાનાં દૂષણો છતી કરતી 'દેના પૌના' વાર્તાનું શૂટીંગ બંગાળમાં શરૂ થઈ ચૂક્યું છે, જેમાં બંગાળના એક અદાકારોમાંના એક સૌમિત્ર ચેટરજી (તાજેતરમાં ટીવી પર પ્રસારિત 'બસુંધરા'ના નાયક) મુખ્ય ભૂમિકા ભજવે છે

## સાહિત્ય અકાદમી જાહેરમાં પોતાની ભૂલનો સ્વીકાર કરે

અમે માનીએ છીએ કે ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમી સાહિત્યકારોનું અપમાન કરવા માટે હોઈ ન શકે. તા. ૫–૨–૧૯૮૬ના દૈનિકોના પ્રથમ પૃષ્ઠ પર ડબલ કોલમની જાહેરખબરમા અકાદમીના મહામાત્રશ્રીની સહીથી શ્રી ભોગીલાલ ગાધી વિરુદ્ધ જે આક્ષેપો થયા છે એનો શ્રી ભોગીલાલ ગાંધીએ જાહેર ખુલાસો કર્યો તે પછી પણ અકાદમીએ પોતાના આક્ષેપો પાછા ખેચ્યા નથી. કેટલાક સાહિત્યકારોએ અને પત્રકારોએ જાહેર તેમ જ અંગત રીતે શિક્ષણમંત્રીશ્રીને તેમ જ અકાદમીના હોદ્દેદારોનુ આ અંગે ધ્યાન દોર્યાં છતા હજી સુધી એનો યોગ્ય પ્રતિભાવ સાપડયો નથી.

શ્રી ઉમાશંકર જોશીએ ઉપસ્થિત કરેલા સ્વાયત્તતાના મુદ્દાના સમર્થનમા શ્રી ભોગીલાલ ગાંધીએ 'બે ઇનામની ત્રણ હજાર રૂપિયાની રકમ અકાદમીને પરત કરી હતી એમાં બે હજારનું પ્રથમ ઇનામ પામનાર કૃતિ 'ઇસ્લામ' સર્વથા મૌલિક છે અને એક હજારનું બીજુ ,ઇનામ પામનાર કૃતિ 'મહર્ષિ તોલ્સ્તોય'મા રહેલો સો પૃષ્ઠ જેટલો મૌલિક ભાગ નિર્ણાયકોને ઇનામપાત્ર લાગ્યો હોવો જોઈએ. આ વિગતો અંગે અકાદમીના મહામાત્રશ્રીની સહી સાથેની જાહેરખબરમાં એકાંગી રજૂઆત કરીને સાહિત્યરસિકોમાં ગેરસમજ ફેલાવી હતી અને ભોગીલાલ ગાધીની કક્ષાના સાહિત્યકાર માટે અપ્રામાણિકતા આચરવાનો આક્ષેપ કરીને હકીકતો સાથે અઘટિત છૂટ લીધી હતી.

એક આજીવન સંનિષ્ઠ સાહિત્યસેવક વિરુદ્ધ રાજ્યની સાહિત્ય અકાદમી ધૂમ ખર્ચ કરીને અનુચિત અને આક્ષેપાત્મક ભાષામાં જાહેરખબર છપાવે એમા પ્રજાના નાણાંનો દુર્વ્યય છે અને સાસ્કૃતિક મૂલ્યોનો દ્રોહ છે. આવુ અપમાન જાહેરમા થયુ છે તેથી અમે માગણી કરીએ છીએ કે રાજ્યની સાહિત્ય અકાદમી જાહેરમા પોતાની ભૂલ સ્વીકારે

[ઉપર્યુક્ત નિવેદનમા નીચેના લેખકોએ સહી કરી છે]

| | | |
|---|---|---|
| ઉમાશંકર જોષી | નિરંજન ભગત | ઝીણાભાઈ દેસાઈ ('સ્નેહરશ્મિ') |
| નગીનદાસ પારેખ | ચિમનલાલ ત્રિવેદી | શિરીષ પંચાલ |
| મનુભાઈ પંચોળી 'દર્શક' | સુમન શાહ | નીતિન મહેતા |
| યશવંત શુક્લ | ભોળાભાઈ પટેલ | રાજેન્દ્ર નાણાવટી |
| જયંત પંડ્યા | પિનાકિન્ ઠાકોર | ગુલામમોહમ્મદ શેખ |
| ધીરુ પરીખ | પ્રિયકાન્ત પરીખ | વર્ષા અડાલજા |
| ચંદ્રકાન્ત શેઠ | કુમારપાળ દેસાઈ | હીરા પાઠક |
| પ્રકાશ ન. શાહ | સુરેશ હ. જોષી | યોસેફ મેકવાન |
| રઘુવીર ચૌધરી | જોસેફ મેકવાન | હરિકૃષ્ણ પાઠક |
| નલિન રાવળ | ભગવતીકુમાર શર્મા | |

## અવતરણો

(૧)

તમે 'વળી પાછી આક્ષેપબાજી. વળી પાછી સફાઈ' લખ્યુ તેથી હુ ખૂબ રાજી થયો તમારા આ લેખમાં વિશદ ચિત્રાંકન થયુ છે સરકારી ધ્રુમાળી અવાજને સૌમ્ય અને સ્પષ્ટ જવાબ આપી તમે ગુજરાતી વાચકોને સુરેખ ચિત્ર મળે તેમ કર્યું છે મારો આનંદ વ્યક્ત કરવા માટે જ પત્ર લખ્યો છે.

તા. ૨૩-૨'૮૬ —અમૃતલાલ યાજ્ઞિક

(૨)

ઉમણુાં જે કંઈ બન્યું એથી માથુ શરમથી ઝુકી જાય છે 'શબ્દસૃષ્ટિ'ના છેલ્લા અંકમાથી મારું નામ દૂર કર્યું કે નહીં એ તો ખબર નથી, પણ આજે ફરી એક કાગળ લખુ છુ. તમારા વિશે આ પ્રકારનું લખવુ, જાહેરખબરોમાં આપવું એ બધું જ સાહિત્યસંસ્થા માટે લાંછનરૂપ છે. આ સંસ્થા સાથે અજાણતા જ મારે પણ સંકળાવાનુ થયુ એનો મને રંજ છે. તમારા વિશે કોઈના મનમાં કશી ગેરસમજૂતી હોય નહી.

(તા ૨૧-૨-'૮૬) —હરીન્દ્ર દવે

(૩)

'ખતાતી જતી લોકશાહીનુ દુખ છે લોકશાહીની પ્રક્રિયાથી કોઈ પણ વ્યક્તિ કોઈ સ્થાન પર બેસે તેનુ મૂલ્ય છે. મનુષ્ય જાતિના અનેક રાજકીય પ્રયોગોના અંતે પ્રાપ્ત થયેલું ક્રિમ છે લોકશાહી આટ આટલા વિરોધો છતાં આ દેશના લોકતંત્રમાં આપખુદ નિમણૂકો થયા કરશે? અને એવી નિમણૂકોને કોઈ વ્યક્તિ સહર્ષ સ્વીકારશે? લોકશાહીના નામે સત્તાખોરો ઓટોક્રસીની તલવારો ચલાવી રહ્યા છે એનો વિરોધ કરવાને બદલે કેઈ વ્યક્તિ સદંતર મૂગી રહીને ઓટોક્રેટ્સ -ને સાથ અને સહકાર આપે?'

'ક્યા કિયા જાય'?

'પાપીને નહી, પણ પાપને તો હણવુ પડશે'

'પાપ'

'ઓટોક્રસીનું પાપ સત્તાખોરોની નાગચૂડને શિથિલ કરવી પડશે'

'થઈ શકશે?'

'ઈટ ટેઈક્સ ટાઈમ સ્વાયત્તતા-(ઓટોનોમી)ને મૂલ્ય ગણનારાએ એક થવુ પડશે અને-એક ધારી લડત આપવી પડશે પરિણામ જ્યારે આવે ત્યારે ખરું લડવું તો પડશે. સત્તાખોરોનાં, કંઈ ને કંઈ લાભો પામેલાં અનેક પ્યાદાં છે, હાથ. છે એઓ આ સત્તાખોરોના રક્ષણ માટે લાખાં

લાંબા લેખો લખે છે. લડત લાંબી ચાલશે. વેચાઈ ગએલાઓની સંખ્યા નાની નથી. પણ લડવું પડશે– 'પાર્થને કહો ચડાવે બાણ'

'ઘેટૂસિટ'

આ તો આતરાત્માની, આ લખનારની, આતરિક વાતચીતની ક્ષણો છે. શબ્દના ઉપાસક મિત્રો, શબ્દની કળાના ચાહક રસિકો, ગુજરાત સાહિત્ય અકાદમીના બિનલોકશાહી તંત્ર વિષે વિરોધના પાંચ વાક્યો તમારી રીતે લખીને, સહમત હોય એમની સહીઓ કરાવીને, પાંચ ઝેરોક્ષ કોપી કઢાવીને આ પ્રમાણે મોકલો : એક કોપી દિલ્હી રાજીવ ગાંધીને, એક કોપી ગુજરાતના મુખ્યમંત્રીને, એક કોપી ગુજરાતના શિક્ષણમંત્રીને, એક કોપી તમારી ફાઈલમાં અને એક કોપી આ લખનારને ધીમી પણ મક્કમ લડત આગળ વધારો. આ લખનારનું સરનામું –

લાભશંકર ઠાકર, એ–૨, કેપીટલ કોમર્શિયલ સેન્ટર, ૧લે માળે, એલીસબ્રીજ, અમદાવાદ ૩૮૦૦૦૬ છે.

('ક્ષણુતત્ક્ષણ', લોકસત્તા, તા ૨૦–૩–'૮૬)

## વિવાદનો અંત

### [ગુજરાત સાહિત્ય અકાદમીનો નિર્ણય]

ગુજરાત સાહિત્ય અકાદમીની સ્થાયી સમિતિની તા ૨૧ મીએ મળેલી સભાએ શ્રી ભોગીલાલ ગાંધીને પ્રાપ્ત થયેલાં પરિતોષિકો અને તેમણે તે પાછા વાળ્યા બાબત જે કમભાગ્ય વિવાદ ઊભો થયો છે, તે આખી બાબત પૂરેપૂરા ધ્યાનથી તપાસી અને ચર્ચી છે, સમિતિ આ બાબતમાં એ નિર્ણય ઉપર આવી છે કે, તા. ૩૦–૧૦–૧૯૮૫ ના રોજ ગુજરાત સાહિત્ય અકાદમીના મહામાત્ર ડૉ. હસુ યાજ્ઞિકે શ્રી ભોગીલાલ ગાંધીને લખેલો **પત્ર તેમને ટપાલ દ્વારા ન મળવામાંથી આ બધી ગેરસમજૂતી** અને પછીના સંયોગો ઊભા થયા છે.

એને અંગે વર્તમાનપત્રો વગેરેમાં જે **જાહેર ખબર** અપાઈ તે આ ગેરસમજને અંગે જ અપાઈ હતી. **તેમાથી** શ્રી ભોગીલાલ ગાંધીની સંનિષ્ઠા કે પ્રામાણિકતા માટે જે કહેવાયું હોય તે **માટે** આ સભા અને મહામાત્ર પોતાની દિલગીરી વ્યક્ત કરે છે, કેમ કે શ્રી ભોગીલાલ ગાંધી જેવા સુપ્રતિષ્ઠિત સાહિત્યકારની જ માત્ર નહી, પણ કોઈપણ સાહિત્યકારની પ્રતિષ્ઠા અને સ્વમાન ઘવાય તેવું કંઈ આ સંસ્થા તરફથી થવું ન જ જોઈએ. એટલે આ પ્રકરણ આ ઠરાવ દ્વારા પૂરું થયેલું ગણાય એમ આ સભા ઇચ્છે છે

(બે ટેકાણું અંડરલાઈન મેં કરી છે ભો. ગાંધી)

(ગુજરાત સમાચાર, તા ૨૫–૩–૮૬)

તા. ૨૫-૩-૮૬

શ્રી. મહામાત્ર,
ગુજરાત સાહિત્ય અકાદમી
ગાંધીનગર.

સ્નેહીશ્રી,

ગુજરાત સાહિત્ય અકાદમીની સ્થાયી સમિતિની તા ૨૧મીની બેઠકે મારી સાથેના ગુ. સા. અકાદમીના વ્યવહાર અંગે જે નિર્ણય કર્યો છે* તેમા મારા પ્રત્યે દર્શાવેલી સદ્ભાવના માટે હું તમ સૌનો આભારી છુ.

વાસ્તવમાં, આ નિર્ણય કર્યાની રાતે જ તમે મને ફોન (કોલ) ઉપર શબ્દશઃ વાચી સંભળાવવાની ખેલદિલી પણ દાખવેલી અને મે પરસ્પર સદ્ભાવના સ્થાપવાના હેતુથી તે જ વખતે ખાસ ધ્યાન ખેંચેલુ કે ગેરસમજ અને વિવાદના કારણમા તમારો તા. ૩૦-૧૦-૮૫ નો પત્ર મને (અને લોકસત્તાને ય-ભો) ન મળ્યો એવુ જે તમે જણાવ્યુ છે તે વિધાન ગોથળ ઊભુ કરે એવુ છે. કેમ કે એ પત્રમા જ મારુ પ્રસ્તુત પુસ્તક મૌલિક નહીં, અનુદિત છે એવુ, મારા શબ્દોને આધારે પુરવાર કરવા માટે, મારા વાક્યમાથી શબ્દો કાઢી નાખીને, બેહૂદો પ્રયાસ થયો હતો. આથી મે તેમને એટલે સુધી સૂચવ્યુ કે લાબી લપમા પડયા વિના તમારે પક્ષે 'કેટલીક બેદરકારી વા બેધ્યાનપણાને કારણે ભૂલ થઈ ગઈ હતી' એવુ સરળ છતા બાધેભારે એકાદ વાક્ય લખો તો બહેતર છે

પરંતુ તમે લાચાર હતા-ઠરાવ થઈ ગયો હતો અફસોસ મને એ વાતનો રહ્યો કે સ્થાયી સમિતિના મોવરાઓની ઝીણી આખે મોટી બાબત છટકી ગઈ !

ખેર, તમારા નિર્ણયના અંતે જણાવ્યુ છે તેમ, મારા પૂરતુ આ પ્રકરણ પૂરુ થયેલુ હુ ય ગણુ છુ. અને પરસ્પર સદ્ભાવભર્યો સબંધ રહે એમ ઇચ્છુ છુ

મારે નિમિત્તે તમારે અંગતપણે જે વેઠવુ પડયુ તેનો મને રંજ છે

* આજે 'ગુજરાત સમાચારમાં' વાચ્યુ

એ જ,
ભોગીલાલ ગાધીના જયભારત

---

ફોર્મ . ૪ (નિયમ . ૮ મુજબ)

૧ પ્રકાશન સ્થળ વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ . જ્યુપિટર એપાર્ટમેન્ટ, ૧, પ્રોડક્ટિવિટી રોડ, વડોદરા-૩૯૦૦૦૫
૨. પ્રકાશનનો સમય માસિક
૩-૪ મુદ્રક, પ્રકાશક . ગિરધર તલાટી
રાષ્ટ્રીયતા ભારતીય
સરનામુ પ્રકાશન સ્થળ મુજબ
૫ તંત્રીનુ નામ . ભોગીભાઈ ગાંધી
રાષ્ટ્રીયતા ભારતીય
સરનામુ . પ્રકાશન સ્થળ મુજબ
૬ માલિક: વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

હુ ગિરધર તલાટી આથી જાહેર કરુ છુ કે મારી જાણ અને માન્યતા પ્રમાણે ઉપર્યુક્ત માહિતી સત્ય છે

ગિરધર તલાટી
પ્રકાશકની સહી

તા. ૩૧-૩-'૮૬

# નોકરશાહી અને સાહિત્યકારોને હાકલ

જાણીતા સાહિત્યકાર સુરેશ જોષી, ગુલામ મોહમ્મદ શેખ, શિરીષ પંચાલ તથા નિતીન મહેતાએ એક સંયુક્ત નિવેદનમાં જણાવ્યું છે કે, ગુજરાત સાહિત્ય અકાદમીએ મૌલિક વિચારક અને પીઢ સાહિત્યકાર ભોગીલાલ ગાંધીને જાહેરમાં અપમાનિત કરવાનો હીન પ્રયત્ન કર્યો છે તે સરકારી સંસ્થાની અનિષ્ટતાનો દ્યોતક છે. પ્રજાના પૈસે જાહેરાતો છાપવી અધિકારીઓએ દાસત્વની બેહૂદી વૃત્તિનું પ્રદર્શન કર્યું છે. અકાદમીમાં બેઠેલા સાહિત્યકારોએ પણ મૌન સેવી અથવા 'નહિ દૂધ નહિ દહીં' જેવું વલણ અપનાવી એમની સંદિગ્ધ પ્રતિબદ્ધતાનો પરચો આપ્યો છે. બે-એક દાયકાથી સાહિત્ય સમાજમાં મૂલ્યોથી જલકમલવત્ રહેવાની પરિસ્થિતિ અહીં પરાકાષ્ઠાએ પહોંચવાની તૈયારીમાં છે, ત્યારે જાગીશું નહિ, તો આવતી સદીના સાહિત્યકારોની કલ્પના કરવી મુશ્કેલ નથી. એકવીસમી સદી ક્યારે કે ન ક્યારે પણ આપણે એ પહેલાં જ રોબો-સ્થિતિ પામી શક્યા હોઈશું.

આ પત્ર દ્વારા સાહિત્યકારોને હાકલ છે કે આવી સંસ્થાઓ જ્યાં લગી સાહિત્યના મૂલ્યો તરફની પ્રતિબદ્ધતા સાબિત ન કરે ત્યાં સુધી એનો સમૂળો બહિષ્કાર કરો.

(તા. ૫-૩ '૮૬ લોકસત્તા)

## અકાદમીએ વ્યક્ત કરેલી દિલગીરી આપોઆપ પોકળ ઠરે છે

ગુજરાત સાહિત્ય અકાદમીની સ્થાયી સમિતિએ ભોગીલાલ ગાંધી પ્રકરણના સંદર્ભમાં એમની તેમ જ અન્ય કોઈપણ સાહિત્યકારની પ્રતિષ્ઠા અને સન્માન ઘવાય તેવું કંઈ અકાદમી જેવી સંસ્થા તરફથી થવું જ ન જોઈએ એવા ભાવ સાથે પ્રગટ કરેલી દિલગીરીની અમે નોંધ લઈએ છીએ.

પરંતુ અમારે સ્પષ્ટ શબ્દોમાં કહેવું જોઈએ કે આ દિલગીરી મોડી અને મોળી છે એટલું જ નહીં, પણ પાયાના મુદ્દાઓને ચાતરી જનારી છે. સ્થાયી સમિતિએ એવી છાપ ઊભી કરવાની કોશિશ કરી છે કે તા. ૩૦-૧૦-૧૯૮૫ના રોજ અકાદમીના મહામાત્રે ભોગીલાલ ગાંધીને લખેલો પત્ર તેમને ટપાલ દ્વારા ન મળવામાંથી આ બધી ગેરસમજ અને પછીના સંયોગો ઊભા થાય છે. તેમ જ વર્તમાનપત્રમાં જે જાહેરખબર છપાઈ તે આ ગેરસમજને કારણે જ પોતે આપી હતી.

આ ગેરસમજ તે કઈ ગેરસમજ? ભોગીલાલ ગાંધીએ અનૂદિત પુસ્તકને મૌલિક ગણાવી ઇનામ લીધું અને અકાદમી સાથે જૂઠાણું કર્યું અને છેતરપિંડી કરી એવા અકાદમીએ એની જાહેરખબરમાં ભોગીલાલ ગાંધી સામે કરેલા આક્ષેપને શું ગેરસમજની રીતે ઘટાવવાનો છે? જાહેરખબરમાં તો એમ કહેવાયું હતું કે આ ઇનામ પાછું વાળવું પડે એમ હતું એટલે ભોગીલાલ ગાંધીએ સ્વાયત્તતાના પ્રશ્નનું ઓઠું લઈને તે પરત કર્યું છે અને એ પ્રમાણે પોતાની 'અપ્રમાણિકતા' છાવરી છે.

સવાલ એ છે કે આ જાહેરખબર આપતા પહેલાં ઇનામ આપનારા નિર્ણાયકોએ અને સ્થાયી સમિતિએ, કોઈએ પણ, આ ઇનામ પાછું લેવાનું વિચાર્યું હતું? અને એ અંગે ઠરાવ કર્યો હતો? સ્થાયી સમિતિએ કે જવાબદાર અધિકારીએ ઇનામી પુસ્તક નિર્ણાયક સમિતિને 'રીફર બેક' કર્યું હતું ખરું? જે પત્રને ઉઘરાણીના પત્ર રૂપે ગણાવવાની કોશિશ થઈ છે તે પત્ર સામા પક્ષને ન મળ્યો હોય તો આ નાણાં પાછાં લેવાનો સવાલ હોવાથી રજિસ્ટર્ડ ટપાલથી મૂળપત્ર તથા

યાદીપત્રો મોકલવાનું થયું હતું ખરું ? આ અને આવા બધા સવાલો ઉપર સ્થાયી સમિતિની કાર્યવાહીમાં ઢાંકપિછોડો થયો હોવાને કારણે અકાદમીએ વ્યક્ત કરેલી દિલગીરી આપોઆપ પોકળ ઠરે છે

આમ, અકાદમીએ એની જાહેરખબરમાં ભોગીલાલ ગાંધીએ અકાદમી સામે જુઠાણું કર્યું છે અને છેતરપિંડી કરી છે એવો એમની સામે જે નાપાયાદાર અને અસંસ્કારી આક્ષેપ કર્યો છે એની પ્રામાણિક માફી અકાદમીએ માગવાની હજુ ઊભી રહે છે ભોગીલાલ ગાંધી તો મોટા મનના માણસ છે. પણ આ પ્રશ્ન વ્યક્તિનો નહી પણ જાહેરજીવનના ધોરણોનો છે. વળી આ આક્ષેપ જાહેરમાં કર્યો હોવાથી નવેમ્બરની પ્રામાણિક માફી પણ જાહેરમાં પ્રજાને પહોંચાડવાની બાકી રહે છે.

અકાદમી સાહિત્યકારોના અપમાન નહી પણ સન્માન માટે રચાયેલી છે એમ સ્વીકારીને ચાલીએ તો આવી રચનાઓમાં રહેલી પાયાની વિસંગતિઓ અને કમજોરીએ નક્કી કરવામાં અને નાબૂદ કરવામાં સહેજે માર્ગદર્શન મળી રહેશે.

આજને દિવસે ગાંધીનગરનું કોઈ પણ સરકારી ખાતું રાજ્યના કોઈપણ નાગરિક માટે અપ્રામાણિક જેવો શબ્દ વાપરીને છાપાઓમાં અભદ્ર ઉતાવળથી જાહેરખબર છપાવે એમ બનવું અસંભવ છે તો આ તો એક સંસ્કારની સંસ્થા છે, ને એના એક અધિકારી, યોગ્ય મંડળોએ કરેલ પ્રશ્નની તપાસ અને તે અંગેના ઠરાવની રાહ પણ જોયા વગર ચોવીસ કલાકમાં છાપાઓમાં અમુક લેખક અપ્રામાણિક છે એવી જાહેરખબર પ્રજાનાં નાણાં ખરચીને છપાવી નાંખે એ હકીકત શું અકાદમીની સ્વાયત્તતા અને એના લોકશાહી સ્વરૂપની દ્યોતક છે? આ હકીકત ગુજરાત સાહિત્ય અકાદમી એ કઈ જાતની સંસ્થા છે એ વિશે પ્રજાને ગંભીર ચિંતા અને ચિંતનમાં મૂકી દે છે. એથી અકાદમી સાથે સંકળાયેલા સૌ સારસ્વતમિત્રો આ પરિસ્થિતિમાંથી વહેલામાં વહેલી તકે નીકળવાનો સક્રિય વિચાર કરે, નહી તો આવા અનેક ગૂંચળાવનારા સવાલોમાં તેઓ ભરાઈ જશે. જૂના દેશી રજવાડામાં પણ કોઈ અધિકારીની આવી હિંમતનો દાખલો જવલ્લે જ હશે. સારસ્વત ક્ષેત્રમાં આવું થઈ શકે છે એ કલંકમાંથી મુક્ત થવા રાજ્ય સરકારે આંખ મિંચામણાં કર્યા વગર આ સંસ્થાનું માળખું જે સિદ્ધાંતો નીચે સરકાર પોતે રચાઈ છે તે સિદ્ધાંતોને અનુરૂપ એટલે કે લોકશાહી સ્વરૂપનું અને સ્વાયત્ત વિના વિલંબે બનાવી દેવું જોઈએ અને આ પ્રકરણમાં પાયાની વાતનો ઉકેલ અમલી બનાવી પ્રજાના સારસ્વતવર્ગની જાહેરજીવનના મૂલ્યોના ધોવાણ અંગેની બેચેની દૂર કરવી જોઈએ

સહી

| | | |
|---|---|---|
| ઉમાશંકર જોશી | ભોળાભાઈ પટેલ | પ્રકાશ ન. શાહ |
| નિરંજન ભગત | ઝીણાભાઈ દેસાઈ | રમણલાલ પી સોની |
| ધીરુ પરીખ | નગીનદાસ પારેખ | જયંત પંડ્યા |
| ચંદ્રકાન્ત શેઠ | રઘુવીર ચૌધરી | યશવંત શુક્લ |

# નોકરશાહી અને સાહિત્યકારોને હાકલ

જાણીતા સાહિત્યકાર સુરેશ જોષી, ગુલામ મોહમ્મદ શેખ, શિરીષ પંચાલ તથા નિતીન મહેતાએ એક સંયુક્ત નિવેદનમાં જણાવ્યું છે કે, ગુજરાત સાહિત્ય અકાદમીએ સંનિષ્ઠ વિચારક અને પીઢ સાહિત્યકાર ભોગીલાલ ગાંધીને જાહેરમાં અપમાનિત કરવાનો હીન પ્રયાસ કર્યો છે તે સરકારી સંસ્થાની અનિષ્ઠાનો દ્યોતક છે પ્રજાના પૈસે જાહેરતો છપાવી અધિકારીઓએ દાસત્વની બેહૂદી વૃત્તિનું પ્રદર્શન કર્યું છે અકાદમીમાં બેઠેલા સાહિત્યકારોએ પણ મૌન સેવી અથવા 'નહિ દૂધ નહિ દહીં' જેવું વલણ અપનાવી એમની સંદિગ્ધ પ્રતિબદ્ધતાનો ય પરચો આપ્યો છે બે-એક દાયકાથી સાહિત્ય સમાજમાં મૂલ્યોથી જલકમલવત્ રહેવાની પરિસ્થિતિ અહીં પરાકાષ્ઠાએ પહોંચવાની તૈયારીમાં છે, ત્યારે જાગીશું નહિ, તો આવતી સદીના સાહિત્યકારની કલ્પના કરવી મુશ્કેલ નથી. એકવીસમી સદી કરે કે ન કરે પણ આપણે એ પહેલાં જ રોબો-સ્થિતિ પામી શક્યા હોઈશું

આ પત્ર દ્વારા સાહિત્યકારોને હાકલ છે કે આવી સંસ્થાઓ જ્યાં લગી સાહિત્યના મૂલ્યો તરફની પ્રતિબદ્ધતા સાબિત ન કરે ત્યાં સુધી એનો સમૂળો બહિષ્કાર કરો.

(તા ૫-૩ '૮૬ લોકસત્તા)

# અકાદમીએ વ્યક્ત કરેલી દિલગીરી આપોઆપ પોકળ ઠરે છે

ગુજરાત સાહિત્ય અકાદમીની સ્થાયી સમિતિએ ભોગીલાલ ગાંધી પ્રકરણના સંદર્ભમાં એમની તેમ જ અન્ય કોઈપણ સાહિત્યકારની પ્રતિષ્ઠા અને સન્માન ઘવાય તેવું કંઈ અકાદમી જેવી સંસ્થા તરફથી થવું જ ન જોઈએ એવા ભાવ સાથે પ્રગટ કરેલા દિલગીરીની અમે નોંધ લઈએ છીએ

પરંતુ અમારે સ્પષ્ટ શબ્દોમાં કહેવું જોઈએ કે આ દિલગીરી મોડી અને મોળી છે એટલું જ નહીં, પણ પાયાના મુદ્દાઓને ચાતરી જનારી છે સ્થાયી સમિતિએ એવી છાપ ઊભી કરવાની કોશિશ કરી છે કે તા ૩૦-૧૦-૧૯૮૫ના રોજ અકાદમીના મહામાત્રે ભોગીલાલ ગાંધીને લખેલો પત્ર તેમને ટપાલ દ્વારા ન મળવામાંથી આ બધી ગેરસમજ અને પછીના સંયોગો ઊભા થાય છે. તેમ જ વર્તમાનપત્રમાં જે જાહેરખબર અપાઈ તે આ ગેરસમજને કારણે જ પોતે આપી હતી

આ ગેરસમજ તે કઈ ગેરસમજ ? ભોગીલાલ ગાંધીએ અનૂદિત પુસ્તકને મૌલિક ગણાવી ઇનામ લીધું અને અકાદમી સાથે જૂઠાણું કર્યું અને છેતરપિંડી કરી એવા અકાદમીએ એની જાહેરખબરમાં ભોગીલાલ ગાંધી સામે કરેલા આક્ષેપને શું ગેરસમજની રીતે ઘટાવવાનો છે ? જાહેરખબરમાં તો એમ કહેવાયું હતું કે આ ઇનામ પાછું વાળવું પડે એમ હતું એટલે ભોગીલાલ ગાંધીએ સ્વાયત્તતાના પ્રશ્નનું ઓઠું લઈને તે પરત કર્યું છે અને એ પ્રમાણે પોતાની 'અપ્રમાણિકતા' છાવરી છે.

સવાલ એ છે કે આ જાહેરખબર આપતા પહેલાં ઇનામ આપનારા નિર્ણાયકોએ અને સ્થાયી સમિતિએ, કોઈએ પણ, આ ઇનામ પાછું લેવાનું વિચાર્યું હતું ? અને એ અંગે ઠરાવ કર્યો હતો ? સ્થાયી સમિતિએ કે જવાબદાર અધિકારીએ ઇનામી પુસ્તક નિર્ણાયક સમિતિને 'રીફર બેક' કર્યું હતું ખરું ? જે પત્રને ઉઘરાણીના પત્ર રૂપે ગણાવવાની કોશિશ થઈ છે તે પત્ર સામા પક્ષને ન મળ્યો હોય તો આ નાણા પાછા લેવાનો સવાલ હોવાથી રજિસ્ટર્ડ ટપાલથી મૂળપત્ર તથા

યાદીપત્રો મોકલવાનું થયું હતું ખરું ? આ અને આવા બધા સવાલો ઉપર સ્થાયી સમિતિની કાર્યવાહીમાં ઢાંકપિછોડો થયો હોવાને કારણે અકાદમીએ વ્યક્ત કરેલી દિલગીરી આપોઆપ પોકળ ઠરે છે.

આમ, અકાદમીએ એની જાહેરખબરમાં ભોગીલાલ ગાંધીએ અકાદમી સામે જુઠ્ઠાણું કર્યું છે અને ઉપરાંત ઠગાઈ કરી છે એવો એમની સામે જે નાપાયાદાર અને અસહકારી આક્ષેપ કર્યો છે એની પ્રામાણિક માફી અકાદમીએ માંગવાની હજુ ઊભી રહે છે. ભોગીલાલ ગાંધી તો મોટા મનના માણસ છે પણ આ પ્રશ્ન વ્યક્તિનો નહીં પણ જાહેરજીવનના ધોરણોનો છે વળી આ આક્ષેપ જાહેરમાં કર્યો હોવાથી તેમને પરની પ્રામાણિક માફી પણ જાહેરમાં પ્રજાને પહોંચાડવાની બાકી રહે છે.

અકાદમી સાહિત્યકારોના અપમાન નહીં પણ સન્માન માટે રચાયેલી છે એમ સ્વીકારીને ચાલીએ તો આવી રચનાઓમાં રહેલી પાયાની વિસંગતિઓ અને કમજોરીઓ નક્કી કરવામાં અને નાબૂદ કરવામાં સહેજે માર્ગદર્શન મળી રહેશે.

આજને દિવસે ગાંધીનગરનું કોઈ પણ સરકારી ખાતું રાજ્યના કોઈપણ નાગરિક માટે અપ્રમાણિક જેવો શબ્દ વાપરીને છાપાઓમાં અબુદ્ધ ઉતાવળથી જાહેરખબર છપાવે એમ બનવું અસંભવ છે. તો આ તો એક સરકારની સંસ્થા છે, ને એના એક અધિકારી, યોગ્ય મંડળીએ કરેલ પ્રશ્નની તપાસ અને તે અંગેના ઠરાવની રાહ પણ જોયા વગર ચોવીસ કલાકમાં છાપાઓમાં અમુક લેખક અપ્રમાણિક છે એવી જાહેરખબર પ્રજાનાં નાણાં ખરચીને છપાવી નાંખે એ હકીકત શું અકાદમીની સ્વાયત્તતા અને એના લોકશાહી સ્વરૂપની ઘોતક છે? આ હકીકત ગુજરાત સાહિત્ય અકાદમી એ કઈ જાતની સંસ્થા છે એ વિશે પ્રજાને ગંભીર ચિંતા અને ચિંતનમાં મૂકી દે છે. એથી અકાદમી સાથે સંકળાયેલા સૌ સારસ્વતમિત્રો આ પરિસ્થિતિમાંથી વહેલામાં વહેલી તકે નીકળવાનો સક્રિય વિચાર કરે, નહીં તો આવા અનેક ગૂંચવણ ઊભી કરનારા સવાલોમાં તેઓ ભરાઈ જશે. જૂના દેશી રજવાડામાં પણ કોઈ અધિકારીની આવી હિંમતનો દાખલો જવલ્લે જ હશે. સારસ્વત ક્ષેત્રમાં આવું થઈ શકે છે એ કલંકમાંથી મુક્ત થવા રાજ્ય સરકારે આંખ મિંચામણાં કર્યા વગર આ સંસ્થાનું માળખું જે સિદ્ધાંતો નીચે સરકાર પોતે રચાઈ છે તે સિદ્ધાંતોને અનુરૂપ એટલે કે લોકશાહી સ્વરૂપનું અને સ્વાયત્ત વિના વિલંબે બનાવી દેવું જોઈએ અને આ પ્રકરણમાં પાયાની વાતનો ઉકેલ અમલી બનાવી પ્રજાના સારસ્વતવર્ગની જાહેરજીવનના મૂલ્યોના ધોવાણ અંગેની બેચેની દૂર કરવી જોઈએ.

સહી

| | | |
|---|---|---|
| ઉમાશંકર જોશી | ભોળાભાઈ પટેલ | પ્રકાશ ન. શાહ |
| નિરંજન ભગત | ઝીણાભાઈ દેસાઈ | રમણલાલ પી. સોની |
| ધીરુ પરીખ | નગીનદાસ પારેખ | જયંત પંડ્યા |
| ચંદ્રકાન્ત શેઠ | રઘુવીર ચૌધરી | યશવંત શુક્લ |

# એક સવાલ રમણલાલને, બીજો સ્નેહરશ્મિને

## લાભશંકર ઠાકર

આપણા રાજકીય નેતાઓ, સામાજિક શ્રેષ્ઠીઓ, ધર્મધુરંધરો, સ્થાનલોભી માત્યિકારો આપણા શબ્દને, વ્યવહારોને, આપણા સામાજિક, રાજકીય તંત્રોને, આપણી સંસ્થાઓને એમના અંગત, અનૈતિક સ્વાર્થોથી સતત પ્રદૂષિત કરી રહ્યા છે શ્રી ભોગીલાલ ગાંધીના સરકારી સાહિત્ય અકાદમીએ, જાહેર-ખબરો છપાવી જાહેરમાં કરેલા અપમાન બાબતમાં દિવસો પછી હવે દિલગીરી વ્યક્ત કરી છે એક સન્નિષ્ઠ સાહિત્યકારના અપમાન વિષેની સીધી અને ઉઘાડી વાત પર ભલે પરદો પડી જતો હોય, હજુ આ દેશના મુક્ત મનુષ્યના સંકશાહીના ઊંડા અપમાનની અનેક ક્ષેત્રીય વાતો પર પરદો પડતો નથી. પ્રસ્તુત[1] છે એક ક્ષેત્રીય વાત એટલે એની જ વાત કરીશ અને તે પણ સીધી અને સ્પષ્ટ.

(૧) અમારો પહેલો પ્રશ્ન છે રમણલાલ જોશીને. ગુજરાત સાહિત્ય અકાદમીનું તંત્ર સ્વાયત્ત ન હોવાથી ઉમાશંકર જોશીએ, અકાદમી તરફથી મળનારા સન્માનનો અસ્વીકાર કર્યો આ ઇનકારના મૂળમાં તાત્ત્વિક, નૈતિક સંઘર્ષ રહેલો છે. આમ છતાં રમણલાલ જોશીએ આ તાત્ત્વિક, નૈતિક સંઘર્ષના સંદર્ભમાં સદંતર મૌનનું સેવન કર્યું છે આ સંઘર્ષની પ્રક્રિયા સંભવ છે લાંબી ચાલશે આ દરમિયાન રમણલાલ જોશીએ સાહિત્ય અકાદમીમાં ઉપાધ્યક્ષપદ પર રહેવાનું ચાલુ રાખ્યું. એટલું જ નહીં, ભૂપતભાઈ વડોદરિયા અકાદમીના અધ્યક્ષપદેથી નિવૃત્ત થયા પછી અધ્યક્ષપદ રમણલાલ જોશીએ સ્વીકારવાનું પસંદ કર્યું. અમને રસ છે રમણભાઈ, આ સંદર્ભમાં તમારી તાત્ત્વિક, નૈતિક, માનસિક ભૂમિકા જાણવામાં. તમે જાહેર સાહિત્યસંસ્થાઓમાં ઊંચા પદે બેઠેલા છો. તમે કોલમિસ્ટ છો. તમે માનવીય મૂલ્યો વિષે લખતા રહો છો બોલો સખે કુંઠિતકંઠ બોલો.

(૨) અમારો બીજો પ્રશ્ન છે ઝીણાભાઈ દેસાઈને, કવિ સ્નેહરશ્મિને. ગુજરાત સાહિત્ય અકાદમીના સહયોગથી ભલે એમનું અને એમના હાઈકુસંગ્રહનું સન્માન થયું. પ્રસ્તુત વાત બીજી છે ભોગીલાલ ગાંધીના અકાદમીએ કરેલા જાહેર અપમાનના વિરોધમાં સાહિત્યકારોની સહીઓથી એક નિવેદન શિક્ષણમંત્રી વગેરેને મોકલવામાં આવેલું આ નિવેદનમાં નગીનદાસ પારેખ, દર્શક, યશવંત શુક્લ, નિરંજન ભગત, રઘુવીર ચૌધરી, સુમન શાહ વગેરેની સહીઓ હતી એ નિવેદનમાં ઝીણાભાઈ, આપની સહી નથી. આ લખનારની જાણ પ્રમાણે આપે સહી કરવાની ના પાડી હતી ઝીણાભાઈ, આપે તો સાહિત્ય, શિક્ષણ, સમાજની પ્રવૃત્તિઓમાં દશકાઓથી હૃદયપૂર્વક કામ કર્યું છે. આ પરિપત્રમાં આપની સહી કેમ ન હતી? વળી સાહિત્ય અકાદમીની સ્વાયત્તતા વિષે એક ઊંડો સંઘર્ષ ઘણાં દિવસોથી આરંભાયો છે એ સંદર્ભમાં આપ ચૂપ કેમ છો? એક જમાનામાં તો ઉમાશંકર માટે, આપ 'ભવની કેડીએ શ્રદ્ધા પ્રેરતા સ્નેહરશ્મિ' હતા. વર્તમાન સંદર્ભમાં પ્રસ્તુત સંઘર્ષની સ્થિતિમાં આપના સ્પષ્ટ સહૃદય કિરણો નહીં વેરો?

(૩) ઉમાશંકર 'મૂર્ધન્ય' સાહિત્યકાર છે કે નહીં, 'મહાન' મનુષ્ય છે કે નહીં તે બાબત અમારે મન પ્રસ્તુત નથી. ઉમાશંકરના ભૂતકાળનું પૃથક્કરણ પણ સ્વતંત્ર રસનો વિષય હોઈ શકે. ગુજરાત સાહિત્ય અકાદમીનું તંત્ર બિનલોકશાહી સ્વરૂપનું જો હોય તો તેની સામેની લડત તે પ્રસ્તુત વિષય છે વિષય વ્યક્તિગત નથી તાત્ત્વિક અને નૈતિક છે. ઉમાશંકરના વ્યક્તિત્વનું પૃથક્કરણ કરવા પેન ચલાવતા મિત્રોને બન્ને બાબત ભેળભેળ ન કરવા વિનતી અકાદમીનું તંત્ર ઓટોનોમસ (સ્વાયત્ત) હોવું જોઈએ કે નહીં? આ પ્રસ્તુત વિષય પર લખનારાઓ લખે તે ઇષ્ટ છે.

(૪) સાહિત્યકારોનો એક વિશાળ વર્ગ મૂંગો છે. ન્યૂટ્રલ છે આ વર્ગમાં નૈતિક અને બૌદ્ધિક આળસ, જડતા, લેઝીનેસ પ્રવર્તે છે દોસ્તો, સફરના સાથીઓ, સરમુખત્યારશાહીમાં જકડાયેલા અનેક તંત્રોવાળા આ દેશની ખાજો દયા, ઊઠો, જાગો, આળસ ખંખેરો અને અવાજ કરો. પેન ચલાવો. આ લખનારની કલમ તો અટકવાની નથી. પ્રિયકાન્તની પંક્તિઓ યાદ આવે છે.:

'એ તમે માની લીધું કે આ કલમ અટકી જશે
રોપતાં રોપી દીધી એ ફુલ લાવી બેસશે.'

[1] પ્રગટ કરેલા લખાણોમાંથી વ્યક્તિ—નામની આગળ મૂકાયેલા 'શ્રી' સંપાદન—સ્તરે દૂર કરેલ છે]

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

## વિમલાજીનું ઉપલબ્ધ સાહિત્ય

| No. | English | Rs. | No | हिन्दी | Rs | No | ગુજરાતી | Rs |
|---|---|---|---|---|---|---|---|---|
| 1 | Nijmegen Uni Talks 1970 | 10/- | 1 | जीवनयोग | 15/- | 1 | જીવનયોગ (એક પ્રવચન) | ૧૫/- |
| | | | 2 | आत्मदीप | 15/- | 2 | અવધૂત પ્રસાદી | ૧૧/- |
| 2 | ,, Uni Talks '72 | 13/- | 3 | अवधूत-प्रसादी | 15/- | 3 | મનની ક્ષિતિજ | ૪-૨૫ |
| 3 | The Mystery of Silence | 13/- | 4 | सहज समाधि भली | 12/- | 4 | ધ્યાન એક જીવનમાર્ગ | ૪-૦૦ |
| 4 | The Urgency for Self discovery | 15/- | 5 | विमल-सत्संग-यात्रा | 5/- | 5 | દીદીની લોકજાગરણ યાત્રા | ૭/- |
| 5 | Beyond Awareness | 10/- | 6 | स्वाधीन बनो | 11/- | 6 | શ્રી જ્ઞાનેશ્વરી ગીતા | ૩૫/- |
| 6 | Form Intellect to Intelligence | 25/- | 7 | युग की माँग | 5/- | 7 | શ્રી અમૃતાનુભવ | ૧૫/- |
| | | | 8 | मौन के अनुनाद | 3/- | 8 | સહજ સમાધિ ભલી | ૧૩-૫૦ |
| 7 | Towards Total Transformation | 5/- | 9 | अनाहत के पथ पर | 10/- | 9 | આત્મદીપ | ૧૦/- |
| 8 | Meditation in Daily life | 3/- | 10 | शिक्षण द्वारा समग्र क्रान्ति | 10/- | 10 | માર્ક્સ, માઓ, ગાંધી અને પછી | ૨-૨૫ |
| | | | 11 | मानव बने ! | 10/- | 11 | નિર્જન દ્વંદ્વો વિસામો | ૩-૦૦ |
| 9 | Mutation of Mind | 15/- | 12 | सख्य-संवाद | 5- | 12 | અનતને સથવારે | ૧૦-૦૦ |
| 10 | Friendly Communion | 11/- | 13 | पाञ्चजन्य का अनुनाद | 15/- | | | |
| 11 | Life & Living | 12/- | 14 | श्री ज्ञानेश्वरी (सम्पूर्ण) (मराठी से हिन्दि में ओवीबद्ध अनुवाद) | प्रेस में | | | |
| 12 | Talks Ceylon | 5/- | | | | | | |

उपलब्धि-स्थान—विमल-प्रकाशन-ट्रस्ट,कृष्णकुटी, 5 थियोसोफिकल हाउ० सो० दादा साहेबना पगला, नवरंगपुरा, अहमदाबाद-9

પ્રકાશક અને મુદ્રક ગિરધર તલાટી–જ્યુપીટર એપાર્ટમેન્ટ-૧ ફ્લેટ નં ૩ પહેલે માળે [illegible] કાઉન્સિલની બાજુમાં વડોદરા-૩૯૦૦૦૫
મુદ્રણ સ્થાન . એકતા આર્ટ [illegible], દલિયવાડી પાસે, વડોદરા ૧૭.

# વિશ્વમાનવ

[ માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા અર્થેનું માસિક ]

અનુક્રમ


| | | |
|---|---|---|
| પ્રાચીન ભારત ધર્મ વિભાવના | ૧૬૧ | દિનેશ શુક્લ |
| રાષ્ટ્રીય એકતા શું છે? | ૧૬૭ | રમેશ થાપર |
| સ્ત્રીનો દાયકો વીતી ગયા પછી | ૧૭૧ | મનોજ ઓઝા |
| ધર્મ : સુખ અને વિકાસના સંદર્ભમાં | ૧૭૪ | બળવંત ઓઝા |
| નર્મદા યોજના બાબત ફેરવિચારનો તકાજો | ૧૭૬ | અનુપમ મિશ્ર |
| નવી શિક્ષણનીતિ | ૧૮૦ | મનુભાઈ પંચોળી 'દર્શક' |
| તરસ્યા સૌરાષ્ટ્ર–કચ્છ | ૧૮૬ | સનત મહેતા |
| ઊહાપોહ | ૧૮૮ | દિનેશ શુક્લ, પ્રકાશ વેગડ, ડકેન્દ્ર ઓઝા |
| લોકશાહીની પાઠશાળા | ૧૯૮ | 'જનસત્તા' (અગ્રલેખ), બાબુભાઈ જ. પટેલ |


તંત્રી ભોગીલાલ ગાંધી  સંપાદક દિનેશ શુક્લ

૩૦૫ : મે : ૧૯૮૬

**વિશ્વમાનવ**

**સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ**

[સ્થાપના : જાન્યુ ૧૯૭૦]

ઉદ્દેશ • ભારતીય નાગરિકોમા લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવી

પ્રયાસ : વિશ્વની વિવિધ સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવો

પ્રવૃત્તિ જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી.







છૂટક નકલ બે રૂપિયા.

વાર્ષિક લવાજમ વીશ રૂપિયા

# પ્રાચીન ભારત : ધર્મ વિભાવના*

**દિનેશ શુક્લ**

ઈ સ પૂર્વે છઠ્ઠી અને સાતમી સદી દરમિયાન ભારતના લોકોમાં પ્રવર્તતી ધાર્મિક શ્રદ્ધાઓનુ પ્રતિબિંબ બ્રાહ્મણ સાહિત્યમા પડે છે, એવો એક મત છે પણ ખરેખર એમ હોય તેવુ લાગતુ નથી સામાન્ય લોકો શું માનતા હતા તે નહિ, પણ પુરોહિતો, ધર્મગુરુઓ શું માનતા હતા તેનુ પ્રતિબિંબ તેમાં વિશેષ પડે છે તેઓ પોતાનુ જ્ઞાન જળવાઈ રહે અને સુપાત્રને જ પહોંચે તે માટે જે જહેમત ઉઠાવતા તે તો અનન્ય છે બધુ જ જ્ઞાન કંઠસ્થ રાખવુ પડતુ અને તેમાં કશી વિકૃતિ ન આવે તે માટે ખાસ ચીવટ લેવામા આવતી જ્ઞાનના જતન અને સંગોપન માટે તેમણે જે કર્યું છે, તેથી વિશેષ એ જમાનામા કરવુ અશક્ય હતુ અને તેમણે જે સિદ્ધ કર્યું છે, તે સુંદર રીતે અત્યંત ચોકસાઈથી કર્યું છે આમ છતાં, આપણે એ સ્વીકારવુ જોઈએ કે આપણા સૌ માટે તેમણે જે જ્ઞાન ઉપલબ્ધ કર્યું છે, તે પૂર્ણ નહિ પણ આંશિક છે

ધાર્મિક શ્રદ્ધાઓની બાબતમા જે બન્યુ છે તે ભાષાની બાબતમાં પણ બનેલ છે તક્ષશિલાથી ચંપા સુધીના સમગ્ર વિસ્તારમા કોઈ સંસ્કૃત બોલતુ ન હતુ એક પ્રકારની પાલિ ભાષા એ જીવંત, વ્યવહારની ભાષા હતી તેમા ઘણા સંસ્કૃત શબ્દો હતા, પણ ઘણા નવા શબ્દો પણ પ્રયોજાયા હતા બિનઆર્યન ભાષાઓમાથી પણ ઘણા શબ્દો ઉદ્ધૃત કરવામા આવ્યા હતા. ધર્મગુરુઓ અથવા પુરોહિતોની શાળાઓમાં સંસ્કૃતનો ઉપયોગ થતો પણ આ સંસ્કૃત, વૈદિક ધોરણની સંસ્કૃત રહી ન હતી શાળાઓ અને આશ્રમોમાં શીખવાતી સંસ્કૃત વૈદિક સંસ્કૃતથી ઠીક ઠીક પ્રમાણમા જુદી પડતી હતી

ધર્મની બાબતમા પણ આમ જ હતું ઋગ્વેદમા જે ધાર્મિક માન્યતાઓ અને શ્રદ્ધાઓ અભિવ્યક્ત થઈ છે તેની અસર આશ્રમોની બહાર ઘણી ઓછી હતી વૈદિક ચમત્કારો અને બ્રહ્મવિદ્યા એ સામાન્ય લોકોના શ્રદ્ધાવિષયો ન હતાં સામાન્ય લોકોમા જે ધાર્મિક માન્યતાઓ અને ચમત્કારો વિશેની શ્રદ્ધાઓ પ્રચલિત હતી, તે બધી વેદોમા પ્રતિબિંબિત થઈ છે, એમ કહી શકાય નહિ આર્યોમા એવી ઘણી માન્યતાઓ ત્યારે પ્રચલિત હતી, જે બધાનુ પ્રતિબિંબ આપણને ઋગ્વેદમાં જોવા મળતુ નથી આ માટે ત્રણ કારણો રજૂ કરી શકાય .

(૧) અથર્વવેદનો ઇતિહાસ તપાસીએ તો આ મુદ્દો સ્પષ્ટ બને છે વૈદિક સાહિત્યમા જે શ્રદ્ધાઓ અને મંત્રપાઠાદિ દ્વારા ચમત્કારોના ઉલ્લેખો આવે છે, તેના કરતા ઘણી જુદી જુદી માન્યતાઓ લોકોમાં પ્રચલિત હોવી જોઈએ, જેનો છેવટે અથર્વવેદમા સ્વીકાર

* ટી. ડબલ્યૂ રીસ-ડેવીડ્સના 'બુદ્ધિસ્ટ ઇન્ડિયા' પુસ્તકનાં પ્રકરણ બાર અને તેરનો સાર-સંક્ષેપ

અથવા પ્રગતિ થઈ છે 'સ્થગિત પૂર્વ'-પૂર્વના લોકોમા કશો વિકાસ કે પ્રગતિ જ થઈ નથી એવું જે પોપટિયું રટણ ચાલ્યા કરે છે, તેનો તો અસ્વીકાર કરવો જ રહ્યો

* * *

ધર્મના નિમ્ન તબક્કાઓ સબધે સસ્કૃતિના બીજા કેન્દ્રો ચીન, પર્શિયા, ઈજિપ્ત, ઈટલિ, ગ્રીસ અને ભારત વચ્ચે ઠીક ઠીક પ્રમાણમા સામ્ય જોવા મળે છે

આર્થિક સજોગો સિવાય બીજુ ગમે તે રહસ્ય હોય પણ એક વાત સ્પષ્ટ છે અમુક પ્રકારની સસ્કૃતિનો ઉદ્ભવ અને વિકાસ મુખ્ય ચાર નદીતટોમા થયો છે સસ્કૃતિના પારણા સમા આ ચાર નદીતટો છે, નાઈલ, યુફ્રેટીસ, ગંગા અને પીળી નદીના કિનારાના પ્રદેશો સુચિત સ્થળોએ પ્રગતિશીલ સસ્કૃતિ વિકસી, વિચારો અને રૂઢિરિવાજો સતત બદલાતા અને વિકાસ પામતા રહ્યા એ ખરુ, પણ જેને આપણે દાર્શનિક વિચાર 'ફિલોસોફિક થોટ' કહીએ છીએ તેનો ઠીક ઠીક પ્રમાણમા અભાવ જોવા મળે છે વિચારોના ક્ષેત્રે જેને આપણે એક મૃત કક્ષા( ded level ),સ્થગિતતા કહીએ તે જોવા મળે છે જીવવાદી કલ્પનાઓ, આત્મા સબધી સિદ્ધાંતોથી મુખ્યત્વે આ સસ્કૃતિઓ દોરવાતી રહી પણ ઈ સ પૂ છઠ્ઠી સદીમા સંસ્કૃતિના ભિન્ન ભિન્ન અને એકબીજાથી અલગ એવા કેન્દ્રોમા એકાએક ચિતનાત્મક વિચાર કૂદકો આવ્યો એ એક વિશ્વઇતિહાસનુ સૌથી મોટુ રહસ્ય છે કયા સજોગોને કારણે આમ થઈ શકયુ તેનો આપણે જ્યારે તુલનાત્મક અભ્યાસ હાથ ધરીએ ત્યારે જ તેની સમજૂતી આપી શકાય

- * ભારતમા ચિતનના ક્ષેત્રમાં હરણફાળ ભરાઈ તેમ છતા લોકપ્રચલિત જીવવાદી માન્યતાઓનુ પ્રચલન સારા પ્રમાણમા ચાલુ રહ્યુ બ્રાહ્મણોએ તેમનો, અલબત્ત, પસદગીને ધોરણે સ્વીકાર કર્યો અને તેમને અમુક લોકાદર પણ પ્રાપ્ત થયો
- * યજ્ઞની આખી પ્રથામાં નીતિમત્તાને કોઈ સ્થાન નહિ પરંતુ ભૌતિક લાભ મેળવા માટે કરવામા આવતા ઘાતકી કૃત્યોને ધર્મનું આવરણ ચઢાવવાનો પ્રયાસ, આમા રહેલો છે, દેવો પણ યજ્ઞની આહૂતિઓની અસર ખાળવા શક્તિમાન ન હતા કારણ કે સ્વર્ગમાં તેમના સ્થાન, મોભા વગેરે માટે એમણે પણ વધુ ઉચ્ચ દેવતાઓની યજ્ઞોમા આહુતિ આપવી પડતી
- * ત્યારે ન તો મદિરો હતાં કે ન તો મૂર્તિઓ હતી, ખુલ્લામા ખેતરો કે બગીચા-વાડીઓમા યજ્ઞો થતા યજ્ઞ કરાવનાર યજમાન બધો જ ખર્ચ કરતો આહુતિઓ, પશુ, બલિ વગેરે તેના હતા અને તેના લાભ (પુણ્ય)નો માલિક પણ યજમાન જ ગણાતો યજ્ઞ કરાવનાર પુરોહિત દક્ષિણા વિના યજ્ઞ ન કરાવતો દક્ષિણામાં વસ્ત્રો, ધનધાન્ય, ગાય-ઘોડા, સોનુ-રૂપુ ઈત્યાદિ આપવામા આવતું.
- * જેમ જેમ બુદ્ધધર્મના સમયની નજીક જતા જઈએ છીએ તેમ તેમ તપ પરનો ઝોક વધતો જાય છે પશ્ચાતાપના પગલા તરીકે નહિ, પણ તપ દ્વારા શરીરને કષ્ટ આપીને, દેહદમન દ્વારા અલૌકિક, ચમત્કારિક શક્તિઓ, સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી તપ પર વિશેષ ભાર મુકાતો

યજ્ઞ-યાગાદિનો હેતુ ઐહિક સફળતા હતો પશુધન, યુદ્ધમાં સફળતા-વિજય, શત્રુવિજય, પુત્રપૌત્રાદિ, મૃત્યુ બાદ સ્વર્ગના સુખ વગેરે પ્રાપ્ત કરવા માટે યજ્ઞ કરવામા આવતા, જ્યારે તપનો ઉદ્દેશ અસાધારણ, દૈવી શક્તિઓ અથવા સિદ્ધિઓ પ્રાપ્ત કરવાનો હતો

- * જેવી રીતે દેવો પોતે ઐહિક સફળતાઓ પ્રાપ્ત કરવા યજ્ઞ-યાગાદિ કરતા તેવી જ રીતે દૈવી શક્તિઓ અથવા સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટે તપ પણ કરતા.

* યજ્ઞયાગાદિમાંથી તપ તરફનું પ્રયાણ વિચારના ક્ષેત્રે મહત્ત્વની આગેકૂચ ગણાય બલિ અને આહુતિ આપીને આધિભૌતિક તત્ત્વોને પ્રસન્ન કરીને ઐહિક સુખસંપત્તિ અને સફળતા પ્રાપ્ત કરવાને સ્થાને સંયમ, 'સ્વ'પરનો અંકુશ, દેહ અને મન પર કાબુ મેળવવા તપ કરીને અમુક શક્તિઓ પ્રાપ્ત કરવાનો પ્રયાસ એ નોંધપાત્ર આગેકૂચ ગણાય

* સૃષ્ટિમીમાંસામાં પણ આ જ સિદ્ધાંતનો વિનિયોગ જોવા મળે છે પ્રથમ એવી માન્યતા હતી કે દેવોએ યજ્ઞ કરીને સૃષ્ટિનું સર્જન કર્યું છે, પરંતુ હવે, એક યા બીજા ઈશ્વરે તપસ્યા કરીને સૃષ્ટિનું સર્જન કર્યું છે, એવો ખુલાસો અપાય છે

બુદ્ધના સમય સુધીમાં તપની વિવિધ પદ્ધતિઓ અથવા પ્રકારો ઠીક ઠીક પ્રમાણમાં પ્રચલિત થયા હોવા જોઈએ પોતે સુંદર છે એવા દેહાભિમાનનો નાશ કરવા માટે માથા અને દાઢીના વાળ હાથથી કાઢી નાખવા, આસનનો ત્યાગ કરી સદા ઊભા જ રહેવું, એક પછી એક – એમ પગ ઉપાડવાને બદલે બન્ને પગો એકી સાથે ઊપાડી, કૂદકા મારતા આગળ વધવું, કાંટા અથવા લોખંડના ખીલાવાળા આસન પર સૂઈ રહેવું, લાકડાના પાટિયા કે જમીન પર કશું પાથર્યા વિના સૂઈ જવું, તેમ ચોવીસે નગ્ન શરીરે ધૂળમાં ઊભા રહેવું અને શરીરે ધૂળ ચોપડવી, વગેરે દેહદમનની વિવિધ પદ્ધતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે

ભારતમાં જ નહિ પણ પ્રાચીન ગ્રીસમાં પણ દેહદમનમાં માનનારા તપસ્વીઓ હતા. ડાયોજિનસ કૂતરાની જેમ બોડમાં રહેતો 'કૂતરાની જેમ વર્તવું' કુક્કુરવ્રતિકોના જેવી જ અભિવ્યક્તિ ગ્રીક શબ્દ સિનિકની પણ થાય છે. આ રીતે રહેવામાં કોઈ પશ્ચાત્તાપ, પાપમાંથી મુક્તિ મેળવવાનો આશય રહેલો ન હતો માત્ર મનોબળ અથવા સંકલ્પશક્તિ દ્વારા મનુષ્ય ધારે તો પોતાના શરીર પર સંપૂર્ણ કાબુ મેળવી શકે છે, અને એવા મનુષ્યો સામાન્ય માણસો કરતાં ચઢિયાતા છે એવું પુરવાર કરવાનો ઈરાદો હોય એમ માનવાને કારણ છે પૂર્વ અને પશ્ચિમમાં દેહદમન કરનાર, શરીર પર અંકુશ ધરાવનાર પ્રત્યે આદરનું વલણ વલણ જોવા મળે છે કઠોર તપની બાબતમાં મહાવીરને ચઢી જાય તેવી કોઈ વિભૂતિ બીજી થઈ હોય એમ જણાતું નથી.

સતત ફરતા રહેતા ગુરુઓ–પરિવ્રાજકો (સોફિસ્ટો) પ્રાચીન ભારતમાં તેમ જ પ્રાચીન ગ્રીસમાં જોવા મળે છે, બુદ્ધધર્મનો ઉદય થયો તે પહેલાં આ પ્રથા પ્રચલિત હતી જાહેર સ્થળોએ, મંદિરોના આંગણામાં, ચોગાનોમાં ધાર્મિક અને તત્ત્વજ્ઞાનની ચર્ચાઓ ચાલતી, જે સૌ માટે ખુલ્લી હતી. સ્ત્રીઓ પણ પરિવ્રાજક તરીકે જીવન ગુજારી શકતી. વિચાર અને અભિવ્યક્તિની જે સંપૂર્ણ સ્વતંત્રતા આ પરિવ્રાજકો ભોગવતા, વિશ્વઇતિહાસમાં કદાચ તેનો જોટો મળવો શક્ય નથી. સમગ્ર ઉત્તર ભારતમાં ચારે કોર ફરતા આ પરિવ્રાજક–ગુરુઓએ જે પ્રબળ વૈચારિક ચળવળ ઊભી કરી તે પાછળથી બુદ્ધ ધર્મ તરીકે ઓળખાઈ આવા અનેક પરિવ્રાજકો થઈ ગયા પણ ઉદ્દાલક આરુણિનું દૃષ્ટાંત મહત્ત્વનું અને નોંધપાત્ર છે આધ્યાત્મિક પ્રશ્નોની ચર્ચા કરવા એ સૌને ઈજન આપતા, પોતે હારી જશે તો સોનામહોર આપશે એવી લાલચ પણ આપતા. જ્યારે કોઈની સાથે ચર્ચામાં હારી જાય તો તેઓ તેના શિષ્ય બની જતા.

હવે આત્માના જીવવાદી ખ્યાલ વિશે વિચારીએ. બુદ્ધ પૂર્વેના ઉપનિષદોમાં આત્મા વિષે એવો ખ્યાલ જોવા મળે છે કે આત્મા મનુષ્યદેહમાં અસ્તિત્વ ધરાવે છે, અને જીવન તેમ જ ગતિનું કારણ છે. જીવંત દેહમાં સામાન્ય રીતે તેનું સ્થાન હૃદયમાં છે, એમ મનાતું. શરૂઆતમાં તે જવ

અથવા ડાંગરના કણ જેટલું કદ ધરાવતો હોવાનું મનાતું પણ પાછળથી તે મનુષ્યના અંગૂઠા જેટલું કદ ધરાવે છે, એમ મનાવા લાગ્યું તેના રંગ વિષે જાતજાતનાં વર્ણન આપણને વાચવા મળે છે આત્મા ધૂમ્રરંગી ઊન જેવો, જ્યોત જેવો સફેદ કમળ જેવો વીજળીના પ્રકાશ જેવો, ધૂમ્ર વગરના પ્રકાશ જેવો છે એવી માન્યતા જોવા મળે છે આત્મા શેનો બનેલો છે, તે વિષે પણ વિવિધ પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે એક જગાએ એમ કહેવામાં આવ્યું છે કે આત્મા ચેતના, મન, શ્વાસ, આંખ અને કાન, પૃથ્વી જળ અગ્નિ અને ઈથરનો બનેલો છે ટૂંકમાં બધી વસ્તુઓથી તે બનેલો છે આત્મા ચાર ભૌતિક ભાગનોનો બનેલો છે અને તેમાં માનસિક લક્ષણો પણ છે બીજા એક ફકરામાં આત્મા અન્ન પ્રાણ મન ચેતના અને આનંદનો બનેલો છે એમ પણ કહેવાયું છે

શરીરમાંથી આત્મા ચાલ્યા જવાથી કેટલાક રોગ થાય છે એવી પણ એક માન્યતા પ્રચલિત હતી તેથી આત્માને પરત બોલાવવા મંત્રોચ્ચાર કરવામાં આવે જેથી તે શરીરમાં પાછો વળે અને શરીર રોગમુક્ત થાય નિદ્રાવસ્થામાં આત્મા શરીરમાંથી બહાર નીકળે છે એવી પણ એક માન્યતા હતી નિદ્રાધીન માણસને એકાએક ન જગાડવો જોઈએ કારણ કે તેમ કરવાથી આત્માને પાછા ફરવામાં મુશ્કેલી પડે છે, એવી માન્યતા તેની પાછળ હતી

શરીરમાં આત્મા કેવી રીતે પ્રવેશે છે અને કેવી રીતે બહાર નીકળે છે તે વિષે ઝાઝી માહિતી આપણને આ ગ્રંથોમાંથી મળતી નથી શરીરમાં આત્માના પ્રવેશ વિષે જુદા જુદા અભિપ્રાયો છે કેટલાકના મતે આ પ્રવેશ ગર્ભાધાન સમયે કેટલાકના મતે ગર્ભસ્થ શિશુના હલનચલન સમયે તો, કેટલાકના મતે જન્મ સમયે આત્મા શરીરમાં પ્રવેશે છે એવી પણ માન્યતા છે કે જન્મ પહેલાં આત્મા બીજા કોઈ શરીરમાં હોય છે અને ત્યાંથી નીકળીને નવા શરીરમાં પ્રવેશે છે શરીરમાં તે ક્યાંથી અને કેવી રીતે દાખલ થાય છે તે વિષે પણ મતમતાંતર છે મનુષ્યના મસ્તિષ્કની ટોચમાં આત્મા પ્રથમ પ્રવેશે છે, અને ત્યાંથી નિમ્ન ગતિએ નીચે ઊતરતા છેવટે તે હૃદયમાં પ્રવેશે છે બીજી એક માન્યતા અનુસાર આત્મા આંતરડામાંથી પ્રવેશીને પેટમાં અને ત્યાંથી ઊર્ધ્વ ગતિએ આગળ વધી મસ્તિષ્કમાં દાખલ થાય છે

આત્મા શરીરનો કેવી રીતે ત્યાગ કરે છે, તે સંબંધે પણ જુદા જુદા અભિપ્રાયો છે મૃત્યુ સમયે હૃદયનો ઉચ્ચ ભાગ પ્રકાશિત થાય છે અને પ્રકાશથી દોરવાતો આત્મા હૃદયમાંથી બહાર નીકળી આંખમાં જાય છે અને ત્યાંથી મનુષ્યે કરેલ કર્મ અનુસાર બીજા દેહમાં પ્રવેશે છે જે વાસનામુક્ત થયો છે તે મનુષ્યનો આત્મા મનુષ્યના તાળવા (બ્રહ્મરંધ્ર)માંથી નીકળીને બ્રહ્મમાં વિલીન થઈ જાય છે

આ બધાં ઉપનિષદોમાં એક બાબત વિષે એકમતી પ્રવર્તે છે કે યજ્ઞ કરવાથી કે આતાપ (તપ) કરવાથી આત્મા પુનર્જન્મમાંથી મોક્ષ પ્રાપ્ત કરતો નથી અંતિમ પરમતત્ત્વ પરબ્રહ્મના જ્ઞાનથી જ આત્મા મોક્ષ પામે છે પોતે તે પરમ તત્ત્વનો અંશ છે એવા જ્ઞાન વડે જ આત્મા મોક્ષ સિદ્ધ કરે છે આમ આત્માના સિદ્ધાંત દ્વારા આપણને જીવવાદી ખુલાસો (animistic explaination) ઉપનિષદોમાં મળે છે તમામ દેવો-દેવીઓ, મનુષ્યો જીવો વગેરેનો જીવવાદી ખુલાસો આપવા માટે 'પરમાત્મા'નો ખ્યાલ રજૂ કરવામાં આવ્યો છે વિચારની દૃષ્ટિએ (મનુષ્યનો) આત્મા એ વધુ મૂળભૂત ખ્યાલ છે પણ તેના સર્જક તરીકે એ જ વિચારને પરમાત્માના ખ્યાલ સુધી વિસ્તીર્ણ કરવામાં આવ્યો હોય તે બનવા જોગ છે

ચિંતનમાં જ્યારે આપણે આ બિન્દુએ આવી પહોંચીએ છીએ તે પછી હવે આગળ કશે જવાનું રહેતું નથી બાહ્ય અને આંતરિક આત્માઓ વચ્ચેના સંબંધોના સ્વરૂપ અને ગુણધર્મો વિષે આમતેમ થોડા સુધારા-ફેરફાર કરવામાં આવે તે સિવાય આત્માના સિદ્ધાંતમાં કશું આગળ પગલું ભરવું હવે શક્ય રહ્યું નથી પણ આત્માના સિદ્ધાંતની બાબતમાં ભારતમાં ( માત્ર ભારતમાં જ ) બ્રાહ્મણે નહિ પણ રાજપુત ગૌતમ અને તેમના શિષ્યોએ જે અંતિમ વિચાર રજૂ કર્યો તે હતો . આત્માના સિદ્ધાંતનો જ ત્યાગ અથવા અસ્વીકાર તેમણે એવું તત્ત્વજ્ઞાન વિકસાવ્યું જેમાં આત્માને કોઈ સ્થાન જ ન હોય જ્યાં આત્માનો સિદ્ધાંત આટલો વિકાસ પામ્યો હોય ત્યાં જ આત્માના અસ્તિત્વનો ઇનકાર કરવો એ નાનીસૂની આગેકૂચ ન કહેવાય જગતના બીજા લોકોની જેમ ભારતના લોકો પણ વહેમ અને અંધશ્રદ્ધામાં જીવતા હતા, એ સર્વસ્વીકૃત ખ્યાલનો આખો આધાર જ બુદ્ધધર્મનો આત્માના ઇનકારનો વિચાર ખસેડી લે છે



## સાભારસ્વીકાર

**બાળ રોગો** વૈદ્ય નવીનભાઈ ઓઝા પ્રકા૦ જનઆરોગ્ય પ્રકાશન, પારકરવાડો, દાંડીયા બજાર, વડોદરા-૩૯૦૦૦૧ રૂ ૩-૦૦

**પેટના રોગો** લેખક અને પ્રકાશન ઉપર મુજબ, રૂ ૩-૦૦

**ઉધરસ-શ્વાસ** - લેખક અને પ્રકાશન ઉપર મુજબ, રૂ ૩-૦૦

**માથાનો દુખાવો** : લેખક અને પ્રકાશન ઉપર મુજબ, રૂ ૩-૦૦

**લોહીનું ઊંચું દબાણ** શિવપ્રસાદ ત્રિવેદી, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪, રૂ ૬-૦૦

**સ્વમૂત્ર-ચિકિત્સાને સમજો** સંકલન શ્રી જગદીશ શાહ, યજ્ઞ પ્રકાશન, ભૂમિપુત્ર, હુઝરાતપાગા, વડોદરા-૩૯૦૦૦૧, રૂ ૨-૦૦

**આરોગ્યની ચાવી** · લે૦ રઘુનાથજી નાયક, પ્રકાશન ઉપર મુજબ ( બીજી આવૃત્તિ), રૂ ૪-૫૦

**ઉકાળિયું** . ડૉ૦ હર્ષદભાઈ વી૦ કામદાર, પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦૦૧૪, રૂ ૩-૦૦

# રાષ્ટ્રીય એકતા શું છે?

રમેશ થાપર

આપણી આજુબાજુ જાત જાતની કટોકટીઓ ઊભી થાય છે જાતિ આધારિત જ્ઞાતિ પ્રેરિત, કયારેક અર્ધપ્રજાકીય ઉપરાષ્ટ્રીયતાની ભાવનાથી પ્રેરાયેલી, પ્રાચીન ધર્મમતને માનનારી રૂઢિવાદી, નવધર્મમતને માનનારી પુનરુત્થાનવાદી વગેરે વગેરે એવે વખતે આપણે સ્વાભાવિક રીતે જ નિરાશ થઈ જઈએ છીએ ત્યારે, પહેલા આપણે ભારતીય છીએ અને પછી બીજુ બધુ એ ભાવ આપણામા કયારે આવશે એની ચિંતા કરીએ છીએ ભને મેળ વિનાની કે ઉચિત કેન્દ્રીય ભાવ વિનાની પણ આ લાગણી સર્વવ્યાપી છે ઓછામા ઓછુ વિચારતા અને એથી યે ઓછુ વાચતા આપણા રાજકારણીઓ પ્રજાના આ મનોભાવને પકડી લેવામા હોશિયાર હોય છે, અને એકતા, રાષ્ટ્રીય એકતાનો રાગ આલાપવા માંડે છે

રાષ્ટ્રીય એકતા એક એવી સકલ્પના છે જેની કોઈ ઉચિત કે વૈજ્ઞાનિક વ્યાખ્યા થઈ નથી એમ છતાં આપણા રાજકીય નેતાઓ જે આભાસી એકતા વિષે સતત બકબક કરે છે એની સાથે એને કશી લેવા દેવા નથી એકતા એક સમિશ્રણ છે, પ્રજાને પોતાની વિભિન્નતા ભૂલી જવામાં સહાય કરે એવુ, એની આશાઓ અને આકાંક્ષાઓનુ સાવધાનીપૂર્વકનુ એકીકરણ છે વળી પ્રજાને બીજી રીતે જેનો અભાવ સાલત એવી સબદ્ધતા-સગતતા એ આપે છે ભારતની ભૌગોલિક એકતા બહુ પ્રાચીન અને શાણપણયુક્ત વાસ્તવિકતા છે પણ એ અત્યંત સકુલ છે ઘણી પ્રજાતિઓના પેટા પ્રકારોની વારસ એવી પ્રજાઓની વચ્ચે અહી ઘણા ધાર્મિક સપ્રદાયો હસ્તી ધરાવે છે એ જ રીતે વર્તમાન સાથે ઘણી ભૂતકાલીન શતાબ્દીઓ પણ અહી અસ્તિત્વ ધરાવે છે

આપણી આજુબાજુ પ્રસરતી કટોકટી આપણને આ અદ્વિતીયતાની યાદ આપે છે ચીની લોકો માફક આપણે એક સમરૂપ પ્રજા કયારેય ન હતાં, એકબીજા પર પ્રભાવ પાડતી ઘણી સસ્કૃતિઓએ અહી મૂળ નાખ્યાં છે કેટલીયે ભાષાઓ અને લિપિઓમાં ભાષિક અભિવ્યક્તિ દાર્શનિક શોધ, વિચારોની ફળદ્રુપતા, જ્ઞાન અને અજ્ઞાનના ઓવારાઓનુ અન્વેષણ કરતા ધ્યાનના ઘણા સ્તરો આ બધુ આ આઉર્ધ્વ વિકસેના દેશનો સહિયારો અનુભવ છે જેને ભારતીય મન કહી શકાય તેનુ એણે નિર્માણ કર્યું છે એ ભારતીય મનનાં કેન્દ્રમા ઉપખડીય ચેતના છે

જ્યારે જ્યારે આ ઉપખડીય ચેતના ઝાંખી પડી છે, ત્યારે ત્યારે આપણે ગૂચવાડામાં ઠોકરો ખાધી છે જ્યારે તે પુનર્જીવિત થાય છે ત્યારે ત્યારે સમ્પ્રધારણતા પાછી આવે છે આ ઉપખડીય ચેતનાના સવેદનશીલ આધાર વિના ભારતમાં એકતા વિષે આપણે વાત જ ન કરી શકીએ આપણી ચાલુ પરિસ્થિતિ વિષે આપણે ગમે તે કહેવાનું હોય, એને વ્યક્ત ભને શાસનકર્તા કે શાસિત પ્રજા કરે, પણ આજે ભારતમાં આ ઉપખડીય ચેતનાનો દેખાઈ આવે એવો અભાવ વરતાય છે

ભારતમાં ક્રાન્તિનો સાચો વિનાશક યુદ્ધ ઝખનાનો બાહ્ય અચરો બની શકે છે—એ યાદ રાખીને મહાત્મા ગાંધીએ સ્વાતત્ર્ય સગ્રામ માટેનાં અહિસક હથિયારો નિર્માણ કર્યા. વલ્લભભાઈ પટેલ દેશી રાજ્યોના અસ્તિત્વમાં અતર્નિહિત રહેલા ઉપદ્રવના નિરાકરણ માટે પોતાના કાર્યમાં દૃઢ રહ્યા છતાં,

સમજાવટ પર ભાર મૂકતા રહ્યા સમવાયી લોકશાહીના કામને પુષ્ટિ આપવા જરૂર ત્યા, સત્યાગ્રહ માટે જવાહરલાલ નહેરૂ એકસે હાથે કામ કરતા રહ્યા બ્રિટિશ વસાહતી રાજ્યવહીવટના પાયા રૂપ 'ભાગલા પાડો અને રાજ્ય કરો' એ સિદ્ધાંતના અંતની દિશામાં પહેલા કામ જેવા ભાષાકીય રાજ્યોના સંગઠન પાછળના તેઓ મુખ્ય નિર્માતા હતા એ સૌની ભૂલો અને નિષ્ફળતાઓ ગમે તે હોય. તો પણ, આ રાષ્ટ્રનિર્માતાઓ ઉપખંડીય ચેતનાથી યુક્ત હતા એમના વિના, બહુ વખત પહેલાં ભારતના ટુકડા થઈ ગયા હોત

કાળા નાણાના અત્યંત મોટા ફંડથી પ્રેરિત ચૂંટણીના બાહ્ય પ્રદર્શનો સાથે, પ્રાદેશિક સૂબાઓ, અને સૈનિક તેમ જ નાગરિક સેવાઓ પર આધારિત એક સર્વોચ્ચ નેતા, અથવા મોટા પ્રમાણમાં કેન્દ્રવાદી રાજ્યતંત્રની વ્યવસ્થા, એ ભારતીય રાષ્ટ્રની એકતા અને સંબદ્ધતા સાચવવાનો એક માત્ર માર્ગ છે એવી માન્યતાનું મૂળ ભારતના સામંતવાદમાં છે, જે હવે અસ્તિત્વ ધરાવતો નથી મુક્ત અને સ્વતંત્ર વિકાસના વીતેલાં સાડત્રીસ વર્ષો દરમિયાન આ દેશ ન ઓળખી શકાય એટલો બદલાયેલો છે. આ પરિવર્તન વધારે પરિપક્વ રાજકીય પ્રબંધ અને જુદી ગુણવત્તા માગે છે. એટલે કે, આપણી ઉપખંડીય ચેતનાએ વધારે ઊંડી બનવાનું છે, આપણી વિવિધ પ્રજાઓની મથામણો પ્રત્યે વધારે સંવેદનશીલ થવાનું છે

સ્વાતંત્ર્ય આવ્યા પછીના આરંભનાં વર્ષોમાં ઉત્તર-પૂર્વ અને મધ્ય ભારતના ખુલ્લા આદિવાસી વિસ્તારોમાં વેપારીઓ અને વસાહતીઓના સ્થળાંતરને રોકવા લેવાયેલાં નિષેધાત્મક પગલાંઓને આપણી પ્રજાનો બહુ મોટો ભાગ સમજ્યો હતો વિશાળ પાયા પરના અતિક્રમણમાંથી લઘુમતી પ્રદેશોને બચાવવા માટેની બંધારણની કલમ ૩૭૦ને આપણે કદી આપણી એકતા માટે બાધારૂપ માની નથી. ગૂઢ કારણોસર રાજકારણને ધર્મ સાથે જોડવા ઈચ્છતા લોકો સામે, આ નિષેધાજ્ઞાઓની સમાન્તર, રાજકીય રીતે સ્વીકાર્ય, આ આઘાત હતો રાજકીય રીતે સ્વીકાર્ય, કેમ કે વિભાજનના સર્વનાશી નુકસાન છતાં લઘુમતીઓનાં હિતો માટે ચિંતા દેખાતી હતી

એ જ રીતે, વિકાસના ક્ષેત્રમાં પ્લાનિંગ કમિશને ઓછા વિકસિત ક્ષેત્રોના હિતોની જાળવણીની જરૂરિયાતો પર સતત ધ્યાન આપેલું. પ્લાનિંગ કમિશનના આ વૈધિક આદેશને એવી દલીલ સાથે પરિવર્તિત કરવાનો પ્રયત્ન થયો કે જ્યાં કશા ઉદ્યોગો નથી ત્યાં એ વિકસાવવાનું ખૂબ મોંઘુ પડશે, કેમકે ઔદ્યોગીકરણના ટેકારૂપ એવે આનુષંગિક નિમ્ન માળખાંઓ ત્યાં નહીં હોય. પણ એ વખતના રાજનેતાઓએ ઉપખંડના એકીકરણ માટે આપવી જોઈતી કિંમત તરીકે આ યોજને સ્વીકારી લીધે,

સાંસ્કૃતિક રીતે પણ ભારતીય પ્રજા કારીગરી, સંગીત, ગીતો અને નૃત્ય દ્વારા પરસ્પર નજીક આવી. ભાષાના ક્ષેત્રમાં દેશ માટે એક ભાષા બાબત સર્વસંમતિની કરુણાજનક નિષ્ફળતા અને કૃત્રિમ હિન્દીના સમર્થકોની કટ્ટરતાને કારણે આપણને એ ખ્યાલ આવી ગયો કે સાચા નિર્ણયો લેવાતા નથી ત્યારે ઉપખંડની પરિસ્થિતિ શી થાય છે. અંગ્રેજી ભાષા એક સંપત્તિ તરીકે નહીં, પણ પ્રાદેશિક ભદ્ર લોકો વચ્ચેની આધિપત્યપૂર્ણ કડી તરીકે ટકી ગઈ. ભવિષ્ય પર જેના બહુ મોટા પ્રત્યાઘાતો પડે એવી આ બહુ મોટી વિકૃતિ છે આપણે આશા રાખીએ કે ભારતીય મનીષાની સૂક્ષ્મદર્શિતા, એની વિચારશીલતા અને આલોચનાત્મક શક્તિ હંમેશ માટે વિચ્છિન્ન નહીં રહે

ભારતીય ભાષાઓની કરુણતા એ છે કે જે, સંસ્કૃત ભાષાને ઉચ્ચ-માધ્યમિક સ્તરે શિક્ષણમાં ફરજિયાત વિષય તરીકે રાખી નથી એનાથી તે કૃત્રિમ રીતે આધુનિક બનેલી છે, અને વિધ્વંસ સ્મૃતિઓમાંથી

અનુવાદ દ્વારા સાહિત્યનો મહત્ત્વપૂર્ણ લાભ એમને મળવો જોઈએ તે કેવળ ઉપેક્ષાને કારણે મળ્યો નહીં એ ઉપખંડીય ચેતનાના ધોવાણનું નિદર્શક છે ઉત્તર ભારતના ગંગાના મેદાનોમાં જેના મૂળ છે એવી સંકીર્ણ, સ્થાનીય કટ્ટરતાનો સામનો કરવા જેટલી આપણી ભાષાઓ શક્તિશાળી ન હતી ભારતીય દૃષ્ટિની આ સંકુચિતતા, અને સત્તા, સંરક્ષકના અને દર્શનના વધતા જતા કેન્દ્રીકરણ આસપાસ વિકસી રહેલ અત્યુક્તિપૂર્ણ ભાષાથી એ દૃષ્ટિ પર ધુમ્મસ છાયું છે એ હકીકત સમવાયી રાજ્યતંત્રની ગુણવત્તા અને સમવાયી રાજ્યતંત્રની ગુણવત્તા અને સંવેદનશીલતા પર દુર્ભાગ્યપૂર્ણ પ્રતિભાવ ગણાય

રાજકીય, સામાજિક અને આર્થિક સ્થાપિત હિતો, સ્વરાજ્ય આવ્યાના પ્રારંભિક વર્ષોમાં આ વિશાળ દેશના જુદા જુદા ભાગોમાં પોતાની જાતને દૃઢમૂલ કરી શક્યા હતા તેઓ અવગણાયેલા લોકોની સ્થિતિ પ્રત્યે કશા વિચાર વિના વિકાસની પ્રક્રિયાઓનો ઈજારો લઈ બેઠા છે હવે તો એ બધા માટે જાણે ખેતર ખુલ્લુ થઈ ગયું છે રાજધાનીમાં શક્તિશાળી લોબીઓ રાજ્યની નીતિઓ નક્કી કરે છે. ક્યાયે ઉપખંડીય ચેતના દેખાતી નથી આપણી સ્થિતિની વિકટતા તરફ કોઈ અસ્પષ્ટ અવાજ વારંવાર આપણને દોરે છે. પણ થોડી જ વારમા એ ગૂંગળાઈ જાય છે અને ભુલાઈ જાય છે એના પરિણામે પ્રદેશો વચ્ચે વધતુ જતુ અસંતુલન પેદા થાય છે એમાંથી ઈર્ષા ક્રોધ અને દ્વેષ પેદા થાય છે

વહીવટ, વ્યવસ્થા અને સંશોધનના ઊંચા સ્તરે ચાવીરૂપ કામો માટે કૌશલ્યો શોધવાના ક્ષેત્રમાં પણ મધ્યસ્થ સરકારના તંત્રમા માણસને પોતાને આગળ કરનારા પુરસ્કર્તાઓ શોધવાની જરૂર પડે છે. ભારતની સર્વોચ્ચ સરકાર, સમગ્ર ભારતમા પ્રાપ્ત થનારા જુદા જુદા વિભાગોના નિષ્ણાતોની યોગ્ય અને આજ દિવસ સુધીની અપ ટૂ ડેટ યાદી વિના પોતાનુ કામ ચલાવે છે. કોઈક લાગવગવાળા પ્રભાવશાળી માણસનુ ધ્યાન તમારા તરફ ખેંચાવાનુ અનિવાર્ય છે દરેક સ્તરે આપણા સામંતવાદી રાજકારણની આ શૈલી છે આ કોઈકનું ધ્યાન ખેંચાવાનુ કામ મૂલ્યાંકનના માપદંડોની તોડફોડ કરે છે, ચારિત્ર્યમાં સ્વાર્થસાધના લાવે છે અને નોકરિયાતોનુ મોટા પ્રમાણમાં રાજકીયકરણ કરે છે બીજા કોઈ પ્રકારની ચિંતા કર્યા વિના કેવળ માણસના અંગત અભ્યુદયનું જ વળગણ હોય એવા ભદ્રલોકો જ આમાંથી પેદા થાય.

પછી દેશ ઈ ૧૯૪૭ની માફક પછાત, અસલામત અને નિરાશ. અંગ્રેજી સત્તાના ગયા પછી દેશ ઈ ૧૯૪૭ જેવુ અસલામત અને નિરાશ હોત તો ઉપખંડીય ચેતનાનો અભાવ મહ્ય બનત. પણ ૧૯૮૫ નુ ભારત સંપૂર્ણપણે જુદુ છે આ વખત દરમિયાન અપાર સાધનો અને એને ઉપયોગમાં લેવાના કૌશલ્યોનુ નિર્માણ થયુ છે પ્રત્યેક પ્રદેશ પોતાનો યોગ્ય ભાગ લેવા સંકુલ્પ છે મધ્યસ્થ સત્તા તરફથી કોઈ પણ પ્રકારની ઉદ્ધતતાનો તત્કાળ રાજકીય વિરોધ પેદા થાય છે આપણે પોતાનુ જ નુકસાન વેઠીને આ શીખીએ છીએ

આવેલુ પરિવર્તન ગુણાત્મક છે આવુ માળખાંઓને આપણે ગમે એટલા સુધારીએ અને મજબૂત કરીએ તો પણ આ પરિસ્થિતિ કાબૂમા નહી આવે આપણા સમગ્રલક્ષી વિકાસમા થીગડથાગડ કરવાની અવસ્થા પૂરી થઈ છે કેન્દ્ર અને રાજ્યસ્તરે સત્તાનુ બહુ મોટુ પુનર્ગઠન, અને જિલ્લા સ્તરે એના હસ્તાંતરણની અત્યંત તાતી જરૂર છે સત્તા સાથે સાધનો, કૌશલ્યો અને એના ઉપાર્જનો પણ જાય છે આ ત્રણેય તત્ત્વો વચ્ચેનુ સમન્વિત જોડાણ મોટા ભાગે સૌ સમજે છે એક બહુ નાનો, અનુત્તરદાયી, થાકેલો ઉચ્ચ નોકરશાહીનો એક ભાગ આ યથાર્થતા પ્રત્યે અંધ છે, અને તે રાજકારણીઓના સર્વસત્તાવાદી સ્વપ્નાઓને પોષે છે નીચે, પાયામા, લોકો ધીરજ ખોઈ રહ્યા છે

ક્રાંતિ આપણે આયોજન કરીએ અને સમગ્ર ભારતમાં આવેલા મહાન પરિવર્તનોની ઉપખંડીય ચેતનાને સાથે ક્રિયાશીલ થઈએ (અને એનો અર્થ રાજ્યતંત્રની શૈલીઓ અને દૃષ્ટિઓ બદલવાની

જરૂર છે એવો થાય), અથવા વધતી જતી પાશવિકતા સાથે 'ભાગલા પાડો અને રાજ્ય કરો' વાળા સિદ્ધાંતની જૂની વસાહતી રીતો પહેલા વાપરતા હતા તેમ વાપરતા રહી પ્રદભ્રષ્ટ થઈએ રાજકારણીઓ, ગુંડાઓ, સ્થૂલબુદ્ધિ યુવકો અને દાણચોરો વચ્ચેની દોસ્તી, નવા માળખાંના અભાવે અનિવાર્ય બની છે. એ લોકશાહી ઉપખંડીય સમાજ માટે આધારરૂપ નથી, તેમ રાજકારણમા સ્થાપવામા રહેતા લશ્કરી રાજની સ્થાપના પણ તેને માટે ટેકારૂપ નથી.

રાજ્યતંત્રની પદ્ધતિના વિકેન્દ્રીકરણ માટે સત્તા ધારણ કર્યા વિના બહારથી પ્રયત્ન કરવો, 'માનવ પ્રવૃત્તિના દરેક ક્ષેત્રમા પ્રવેશવાની નોકરશાહી ભૂખનો વિરોધ કરવો, સંસ્થાઓની સ્વાયત્તતા સ્વસ્થ લોકશાહી કાર્યના મહત્ત્વના એક ભાગરૂપ છે એ વિચારનો સ્વીકાર, અને સાચી સમવાયી ચેતનાને પુનરુજ્જીવિત અને વિસ્તૃત કરવાની સર્વોચ્ચ જરૂરિયાત,' આ લક્ષણો ભાવિ સ્થિરતા અને ઉપખંડીય રાજ્યવ્યવસ્થાની પ્રગતિ માટે બહુ મહત્ત્વના વિધેયાત્મક તત્ત્વો છે આ વાતને સતત સમર્થન અને પુષ્ટિ આપવી પડશે, કેમકે રાજકારણીઓ સાદા દેખાતા, પણ અંદરથી પોતાની સત્તાઆકાંક્ષાને લાભ થાય એવા ખોટા માર્ગોને ઝડપી લેવા ટેવાયેલા હોય છે અને તેઓ 'કઠેક' તરીકે જુએ છે

એક માત્ર સર્વોચ્ચ નેતાના, બીજાઓના પ્રમાણમા પ્રભાવકારી કરિશ્મા વિષે વારંવાર જે પ્રશ્નો પુછાઈ રહ્યા છે એનાથી સાચો પડકાર શો છે તે જણાઈ આવે છે આ શોધમા એક તુચ્છતા રહેલી છે. કેમકે ભારતને લોકશાહી સમવાયી તંત્રની શિસ્તથી એકત્રિત થયેલા, અને મોટે ભાગે ભારતના જુદા જુદા પ્રદેશોમાથી પસંદ થયેલા સામૂહિક નેતૃત્વની જરૂર છે એક માત્ર સર્વોચ્ચ નેતા અને તેનો સાવધાનીપૂર્વક યોજેલો કરિશ્મા એ નવમા દસકાના ભારતની એક આફત છે

સ્વાભાવિક રીતે, રાજકીય પકવતાના આ સ્તરે સંક્રાન્તિને કેટલીક કટોકટીઓ અને પરિવર્તનોમાથી પસાર થવું પડશે. પણ આપણે બહુ પ્રાચીન અને શાણી પ્રજા છીએ જ્યા સુધી આપણે જાણીએ છીએ કે શોધ કરતા રહેવાનુ ઉચિત છે, ત્યા સુધી આઘાતો અને કલેશો પચાવી જવાને આપણે શક્તિમાન છીએ.

અનુવાદ : યશવન્ત ત્રિવેદી (લોકભારતી)



## સાભારસ્વીકાર

**આરી** ડૉ૦ હર્ષદભાઈ પી૦ કામદાર, પ્રકાશન ઉપર મુજબ, રૂ ૩—૦૦

**યોગાસનો** વૈદ્ય નવીનભાઈ ઓઝા, પ્ર૦ આર૦ અબાણીની કં૦, જીમખાના સામે, રાજકોટ–૩૬૦૦૦૧

**પ્રેરક પ્રસંગો** : સત્યમ્, સદ્‌ભાવ પ્રકાશન, રતનપોળ, અમદાવાદ–૧

**વીસેલાં ફૂલ (૩)** રૂપાંતર : હરિશ્ચંદ્ર, યશ પ્રકાશન, હુઝરાતપાગા, વડોદરા–૩૯૦૦૦૧, રૂ. ૫–૦૦

# સ્ત્રીનો દાયકો વીતી ગયા પછી

**મનોજ ઓઝા**

માર્કસે કહ્યું હતુ : માનવજાતના શોષણની શરૂઆત સ્ત્રી ઉપરના પુરુષના આધિપત્યથી થઈ છે માનવીનુ શોષણ રોકવા આપણે વ્યક્તિ-સ્વાતંત્ર્ય, તકની સમાનતા, વર્ગવિહીનતા, વૃદ્ધોની સારસભાળ જેવા કેટલાય વિચાર, લોકશાહી, સમાજવાદ, સામ્યવાદ અને કલ્યાણરાજ્ય જેવી વિભાવનાઓ સર્જી છે પરંતુ સ્ત્રી-પુરુષના સબધોમાં આધિપત્યનો ભાવ હટાવી સમતુલા સર્જી શકયા નથી

સયુક્ત રાષ્ટ્રસઘે સ્ત્રી-સમાનતા અને મુક્તિની દિશામા જગતના સભ્ય સમાજને આંદોલિત કરવા ઈ ૧૯૭૫-૧૯૮૫નો સમગ્ર દાયકો સ્ત્રીઓ માટે ફાળવ્યો હતો આ દાયકાના પ્રારભની અને સમાપ્તિની પ્રાસગિક ઉજવણી ભારતમાં ઉત્સાહથી કરવામાં આવી પરતુ, વચ્ચેના સમયગાળામાં શું સિદ્ધ થયુ ? ઉજવણીમા ઉત્સાહી એવા ભારતીયો ઉપલબ્ધિ માપવાનું ભૂલી જતા હોય છે

હા, સ્ત્રીઓ માટેના દાયકાના અતમા શાહબાનો કેસમાં સર્વોચ્ચ અદાલતના ચકવર્તી ચુકાદાથી વમળો સર્જાયા મુસ્લિમ સમાજની રૂઢિચુસ્તતા વિરુદ્ધ બૂમરાણ મચાવવાની તક ઘણાએ ઝડપી લીધી અને 'સ્ત્રીને ન્યાય' મળે તેમા યતકિચિત ફાળો આપ્યાનો સતોષ પણ મેળવ્યો પરતુ, મનુમહારાજના આ દેશમાં બહુમતી સમાજની નારીની સ્થિતિ શુ મુસ્લીમ સ્ત્રી કરતા ગૌરવપૂર્ણ છે ?

સાંપ્રત સમાજના વલણો ઉત્સાહપ્રેરક નથી મધ્ય અને ઉત્તર ભારતમા વિલિયમ બેન્ટિકના સમય સુધી દીકરીને દૂધપીતી કરી દેવાનો રિવાજ હતો સામાજિક મનોવલણો હજુ પણ બદલાયાં નથી વિજ્ઞાનની ય વધુ અને વધુ મદદ લેવાય છે ગર્ભમાના બાળકની જાતિ જાણી લેવા Sex determination પ્રયોગ કરાય છે આ પદ્ધતિ Sex pre-selection technique તરીકે પણ જાણીતી બની રહી છે, આનો લાભ લઈને, ગર્ભમાના સતાનની જાતિ સ્ત્રી હોય તો ગર્ભપાતનો આશરો લેવાય છે કહેવાતા માનવવાદીઓએ એની સામે ઉહાપોહ શરૂ કર્યો છે પરતુ એમના વિરોધનુ મુખ્ય કારણ એ છે કે આનાથી સ્ત્રી-પુરુષની સખ્યાની સમતુલા ખોરવાઈ જશે ! સખ્યાની સમતુલા ન ખોરવાય તો ગર્ભમાંના સ્ત્રી-બાળકના નાશનો તેમને વાંધો નહી હોય ? સ્ત્રી પરત્વે આધુનિક અને કહેવાતા સભ્ય, શિક્ષિત સમાજનું આવુ વલણ છે તો બીજી બાજુ, સમાજને દોરવણી આપી શકે તેવા અમવર્ગ દ્વારા જ બાળલગ્નના કૃત્ય થતાં જાય છે દહેજની લાલચની વધતી નાગચૂડ વિષે કશું ન કહેવું બહેતર છે

સ્ત્રીનો માત્ર **અનાદર** જ નહીં, ઉપેક્ષા અને **અવહેલના** કરનારા આ સમાજે પોતાના રાજકીય ફલક પર શ્રીમતી ગાધી જેવા જાજરમાન વ્યક્તિત્વને કઈ રીતે સ્વીકાર્યું હતુ , ખાસ કરીને પુરુષની ઉચ્ચતા અગે આખો સમાજ સબળ માન્યતા ધરાવે છે ત્યારે ! આ આડપ્રશ્ન સમાજવિદ્ અને મનોવૈજ્ઞાનિકો માટે રસપ્રદ છે. અશિક્ષિત પ્રજામાનસ પર આ Freudian Psychology (ફ્રોઇડનુ મનોવિજ્ઞાન) કરાવે છે એવો પ્રભાવ છે કે પછી ઇતિહાસકારો કહે છે એમ આદ્યશક્તિ તરીકે સ્ત્રી પ્રત્યે આસ્થા ધરાવતા વલણનો નિર્દેશ હતો ? ગમે તે હોય, ઇદિરાજીના નેતૃત્વને લગભગ દોઢ દાયકા સુધી અનુસરેલા સમાજમાં સ્ત્રીનું સ્થાન [illegible]

સમાજ જ્યા પરિવર્તનની પગદંડી ન પડે ત્યા સરકારે અગ્રેસર થવુ રહ્યુ નથી. ટેક્નોલોજીના પ્રસારમા સરકારી નેતૃત્વનો પ્રયોગ સફળ થતો આપણે જોયો છે, હરિયાળી ક્રાંતિ અને ઓપરેશન ફ્લડ જેવા, આધુનિક સંદર્ભમા રૂઢિચુસ્ત ગણાતા કૃષિવર્ગમા પણ સરકારી પ્રયાસો પ્રવેશી શક્યા છે અને સ્વીકૃતિ પામ્યા છે પણ સામાજિક ક્ષેત્રમા નવા વિચારોનું પરિસ્નવણ સરકાર ચકી શકય છે ખરુ? મને લાગે છે સરકારનો પ્રભાવ અશત જ પડી શકે

દહેજ પ્રતિબંધક ધારાની અને બાળલગ્ન–પ્રતિબંધની જોગવાઈની શી દશા છે તે જોઈએ તો કાયદાના અસ્તિત્વની લાચારીનો ખ્યાલ આવે છે આખોયે સમાજ જ્યારે એકબીજાના હાથમાં અંકોડા મેળવી કાયદાને બુઠ્ઠો બનાવી દેવા મથે ત્યારે ખાસ 'રજની' જેવી દૂરદર્શનની ચિત્રશ્રેણી સમાજના શોષણકર્તાઓ સામે મોટા ભાગના પ્રેક્ષકોને આંદોલિત નથી કરી શકતી એનુ એક મુખ્ય કારણ એ છે કે સ્ત્રી–પાત્ર તેમા સૂત્રધાર છે આથી મોટા ભાગના પ્રેક્ષકો આ શ્રેણીને એક તરકીબ વા કુતૂહલભર્યો તુક્કો ગણી લે છે જ્યારે હિન્દી ફિલ્મોમા આવી જ જેહાદ પુરુષપાત્ર ઉપાડે ત્યારે પ્રેક્ષકો મોજનો આનંદ લૂટે છે એક વધુ દૃષ્ટાંત બળાત્કારના કેસ બાબતનુ છે સરકારે કાનૂન દ્વારા બળાત્કારના કેસમાં નિર્દોષતા પૂરવાર કરવાની જવાબદારી પુરુષ પર નાખી છે, પરંતુ તેનાથી બળાત્કારના કેસોમાં ઘટાડો નોંધાયો નથી 'નબળી–જાતિ' પર બળાત્કારના કિસ્સામા પણ નીચી અને નબળી ગણાતી કોમોની સ્ત્રી હોવાના કિસ્સા જ વધુ છે આમ સામાજિક દરજ્જો સ્ત્રી પ્રત્યેના વલણમા પ્રભાવક તત્ત્વ છે જો કે સામાજિક દરજ્જો હવે વધુ ને વધુ રીતે આર્થિક સ્થિતિ સાથે સલગ્ન થતો જાય છે આથી ઘણાએ સૂચવ્યુ છે તેમ સ્ત્રી–સમાનતાનો પ્રશ્ન મૂળ તો આર્થિક સ્વાતંત્ર્યનો લાગે છે પરંતુ આપણા દેશમાં સર્વ સ્વસ્થ, યુવાન પુરુષોને પણ કામ પ્રાપ્ત નથી થતુ ત્યા સર્વ સ્ત્રીઓને આર્થિક રીતે પગભર કરવી એ આપણી સિસ્ટીમના ગજા બહારની વાત છે

વળી ભારતીય સમાજનુ મનોવલણ એટલા સકુલ તતુઓ ધરાવે છે કે સ્ત્રી સ્વાતંત્ર્યનો પ્રશ્ન માત્ર આર્થિક ધોરણે હલ કરી શકાય તેમ નથી આપણા સામાજિક સંસ્કાર ઐતિહાસિક પરિવેશથી ઘડાયેલા છે, મધ્યયુગના બર્બર આક્રમણ અને પછીના વિધર્મી પડકારોના સંદર્ભમા સ્ત્રી સ્વાતંત્ર્યનો નાશ ક્રમશ: કરાતો ગયો છે એમાથી માદા સંતાન અંગેની જવાબદારીમાથી ગમે તે તબક્કે, ગમે તે રીતે છટકી જવાની પલાયનવાદી મનોવૃત્તિ વિકસી જો છટકી ન શકાય તો માદા સંતાન સાથેના વ્યવહારમાં એનો પડઘો પડતો રહ્યો છે આમ ભારતમા સ્ત્રી પરના અત્યાચારની શરૂઆત એના મા–બાપ દ્વારા થાય છે, જેઓ શૈશવથી માદા સતાનના ઉછેરમા અન્યાયી વલણ દાખવે છે પરંતુ એ પ્રશ્ન થાય છે કે આજે વીસમી સદીના બદલાયેલા પરિવેશમા પણ પલાયનવાદની આ વૃત્તિ કેમ કાયમ રહી છે?

આપણે જાણીએ છીએ તેમ પશ્ચિમમા પણ એકાદ સદી પહેલા સ્ત્રીની પરિસ્થિતિ કઈ સારી ન હતી પરંતુ 'સ્પિનિંગ જેની'ની શોધ સાથેની ઔદ્યોગિક ક્રાંતિથી ત્યાંના સામાજિક પરિમાણોમા ધરમૂળથી પલટો આવી ગયો બાકી હતું એ વિશ્વયુદ્ધોએ પૂરુ કર્યું, પશ્ચિમને વિશ્વયુદ્ધના વિષ વચ્ચે અમૃત રૂપે જે લાધ્યુ તે સ્ત્રી સન્માન, સમાનતા અને મુક્તિ

ત્રીજા વિશ્વના દેશો વિશ્વયુદ્ધના આવા સામાજિક પ્રભાવોના લાભ પામી શકયા નથી. જો કે, પશ્ચિમથી આયાત કરેલી ઔદ્યોગિક ક્રાંતિના સથવારે તેઓ આધુનિક યુગમા આવી ગયા છે ખરા પરંતુ આફ્રોએશિયાઈ દેશોના માનવીનુ મધ્યયુગીન માનસ હજુયે બદલાયું નથી. વિશ્વયુદ્ધ વેળાની સામાજિક

સ્થિતિ અને ત્યારના વિશિષ્ટ આર્થિક પડકારોની અનુપસ્થિતિમાં આવુ વૈચારિક સંક્રમણ સાધવું કઈ રીતે, એ પ્રશ્ન આપણા સમાજવિદો પાસે છે

અત્યારે વ્યાપક થતું જતું શહેરીકરણ, વધુ ઊભરતો મધ્યમ વર્ગ અને પતિ-પત્ની તથા બાળકનું સ્વાયત્ત કુટુંબ વગેરે પરિબળો સ્ત્રી-સ્વાતંત્ર્યની ભૂમિકા સર્જી શકે તેમ છે પશ્ચિમમા આવા સ્વાયત્ત કુટુંબ, જેને એલ્વિન ટોફલરની પરિભાષામાં કહીએ તો Nuclear family આદર્શ વ્યવસ્થા ગણાય છે. જો કે ભારતમા સંયુક્ત કુટુંબના સબંધોનો પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રભાવ, સ્વાયત્ત કુટુંબમા જીવતી સ્ત્રી પર પણ પડે છે. સ્ત્રીનાં વર્તન, વ્યવહાર અને સ્વાતંત્ર્યને આ પ્રભાવ ઘણી હદે નિયંત્રિત કરે છે. પતિ-પુરુષ પણ સામાજિક આચારના પાલનના નામે આવા નિયંત્રણને અનુમોદન આપતા હોય છે જો કે પેઢીઓ ગુજરવા સાથે આ પ્રભાવ ઘટતો જશે એવી આશા રાખી શકાય પરિણામે, મા-બાપ પોતાની પુત્રીને સ્વમાનભેર, પૂર્ણ સ્વાતંત્ર્ય સાથે, પુત્રની જેમ સમાન તક આપી ઊછરવા દે તો ભારતની સ્ત્રી માટે ઊજળા એંધાણ મળી શકે

ભારતીય સ્ત્રીના માનસમા પરિવર્તન એ આ તબક્કાની તાતી જરૂરિયાત છે, સ્ત્રી-કેળવણીમાં ધરખમ વધારા છતા, સ્ત્રી-માનસ ઘરેડ મુજબનુ, બંધાયેલું જ રહ્યુ છે. સહનશીલતા અને સૌજન્યપૂર્ણ વ્યવહારનું વર્ણન, સામાજિક દબાવો વડે સ્ત્રીમાં આત્યંતિક હદ સુધી ઠાંગી ઠાંસીને ભરવામાં આવ્યુ છે ગમે તેવુ વર્તન સ્ત્રીએ તો સહેવુ જ રહ્યુ એ વિચાર મારણ તરીકે વપરાયો છે સ્ત્રીને આ 'વૈચારિક સંમોહન' (Ideologicel Hypnotism)માથી જગાડવાનું કાર્ય બાકી છે અડસઠ વર્ષ પહેલા ગાંધીજીએ ભારતીય રાજકારણમા પ્રવેશની સાથે સ્ત્રીને સમાજના બાહ્ય સ્તરોમાં પલોટવાની શરૂઆત કરી હતી સાથે જ સ્ત્રીના અવાજમાં રહેતો ગભરૂપણાને ઓગાળવા માંડ્યુ હતું એ સફળ પણ થયા હતા પરંતુ આઝાદીના મુખ્ય ધ્યેય સામે આ પ્રશ્ન બાજુ પર ધકેલાઈ ગયો હરિજન કલ્યાણ, ગૃહઉદ્યોગોની રક્ષા વગેરેની જેમ અને આઝાદી બાદ કોંગ્રેસ સામાજિક સંસ્થા મટી રાજકીય પક્ષ બની ગઈ અત્યારે, ફરીથી એ પુરુષાર્થની પણ જરૂર છે

સ્ત્રી પોતે મથે, કુટુંબ સાનુકૂળ વાતાવરણ આપે અને સરકાર તકો વધારી આપે, તો જ સ્ત્રી, સમાજના સર્વ ક્ષેત્રમા ઊલટભેર પ્રવૃત્ત થઈ શકે કૌટુંબિક ક્ષેત્રના સંદર્ભના એના માટે વાતાવરણ બદલાય પછી એનો અવાજ પિતા, પતિ, ભાઈ કે પુત્રનો અવાજનો પડઘો નહીં રહે, એનો અવાજ પોતીકો રહેશે, ત્યારે જ તેનુ વ્યક્તિત્વ ઊભરશે **પહેલ સ્ત્રી એ જ કરવી રહી. પછી સ્ત્રી સ્વાતંત્ર્યની વાતો કરવાની જરૂર નહીં રહે**

વિવેકાનંદે કહ્યુ છે તેમ—

नान्य पन्था विद्यतेऽयनाय।

'મુક્તિ માટે અન્ય માર્ગ નથી'

# ધર્મ : સુખ અને વિકાસના સંદર્ભમાં

બળવંત ઓઝા

આપણી વિકાસલક્ષી બધી જ પ્રવૃત્તિઓ અને આધુનિકીકરણનો સંદર્ભ પૂર્ણતઃ આપણી માનસિક સ્થિતિ ઉપર નિર્ભર છે, આધારિત છે ધર્મ તત્ત્વ તેમાં શેષ સ્થાને છે તેથી વિકાસલક્ષી હોવાનો આપણો સંદર્ભ સુખ પ્રેરિત હોતો નથી આ વિકાસ અને સુખ વચ્ચે પડતી પાતળી ભેદરેખા એ જ આપણી સર્વ સમસ્યાઓનુ રહસ્ય છે તેથી મોટે ભાગે અથવા હમેશાં માણસ તેની વિકાસશીલ પ્રવૃત્તિઓમા સુખની ઝંખના કરતો રહે છે, પરંતુ સુખશાંતિ સાથે સ્વયસ્પષ્ટ રીતે જોડાયેલા ધર્મતત્ત્વ વિશે તે સભાન હોઈને સુખ માટેની તેની ઝંખના ઝાંઝવાંનાં નીર સમાન બની રહે છે, સાથે જ વિકાસ તરફની તેની દોટ આગેકૂચ કરતી રહે છે આ સમય દરમિયાન તે ધર્મરહિત જીવે છે. પરંતુ આ ધર્મ તે કોઈ કર્મકાન્ડ કે અંધશ્રદ્ધા કે પરંપરિત પંથ–સંપ્રદાયોમાં સમાઈ ગયેલી ધાર્મિક માન્યતાઓનો સ્વીકાર નથી આ તો અનંત કાળથી પૃથ્વી પર પોતાનુ અસ્તિત્વ ટકાવી રહેલાં જડ અને ચેતન તત્ત્વ વચ્ચેનો પારસ્પરિક સંબંધ સ્થાપી આપનાર મનુષ્યને વિશ્વચેતના સાથે જોડી આપનાર તેનામાં પડેલા એકાત્મ તત્ત્વને જગાવી માનવ પ્રવૃત્તિને ઊર્ધ્વગામી બનાવનાર અને મનુષ્યને પશુવૃત્તિ કે પ્રવૃત્તિથી ભિન્ન રાખી માનવીય ગૌરવ અપાવનાર ધર્મતત્ત્વની વાત છે. જે મનુષ્યને બુદ્ધિપૂર્વક જીવન જીવવા તરફ પ્રેરે છે

આપણને આપણી સર્વ સમસ્યાઓનું નિદાન કેવળ યંત્ર–સામગ્રીના સંપાદનમાં કે અદ્યતન ટેક્નોલોજીના સર્જનમાં જણાય છે, જે દ્વારા માણસ પોતાનાં જ સર્જનો વડે પોતાના અચૂક વિનાશ તરફ ગતિશીલ છે આ વિનાશક પરિબળોનુ પ્રાબલ્ય આપણી સામે વિકરાળ સ્વરૂપે પ્રગટ થયું છે આપણે માનવ મૂલ્યોનુ જતન કરતી જીવનશૈલીથી વિમુખ બનતા રહ્યા છીએ માણસ–માણસ વચ્ચેનુ અંતર વધી રહ્યુ છે આતંકવાદના પ્રતિકાર સામે આતંકવાદ અપનાવાઈ રહ્યો છે!

યંત્રવિજ્ઞાન અને તેના વિકાસમા જ આપણા બધા સંકલ્પો દૃઢ થતાં–અલબત્ત, કુદરતની પ્રચંડ શક્તિઓ પર તેના ગૂઢ રહસ્યો પર માણસે ગણનાપાત્ર વિજય મેળવ્યો છે. પરંતુ તેના બુદ્ધિપૂર્વકના વિનિયોગ સાથે માનવ અસ્તિત્વના જતનનો વિચાર ભાગ્યે જ થયો છે તેથી આ પ્રક્રિયામા મનુષ્યની પશુસહજ વૃત્તિ જ સતત ડોકાયા કરે છે. ત્યારે કહેવુ જોઈએ કે વિશ્વ–વિનાશક અણુશક્તિ વડે ભયગ્રસ્ત માનવજાત કોના માટે શું કરી શકશે?'

આમ છતાં, મનુષ્યની માનસિક શક્તિઓના આવિષ્કારથી જન્મેલી આ રાક્ષસી સિદ્ધિઓને સિદ્ધિઓ તો કહેવી જ પડશે આ સિદ્ધિઓ પ્રાપ્ત કરવામાં આપણે એટલા આગળ વધી ચૂક્યા છીએ કે જ્યાંથી પાછા વળવાનુ શક્ય જ નથી ત્યારે સમસ્યા એ સર્જાય છે કે શું મનુષ્યે સાધેલા વિકાસનો, તેની ઉપયોગીતાનો અને તેણે સાધ્ય કરેલી આ શક્તિઓનો ત્યાગ કરવો! હવે અશક્ય બનીને હાથમાંથી છટકી ગયેની આ વાતને વિસારે પાડવા જ આપણે અનેક યોજનાઓ દ્વારા માનવજાતનુ ધ્યાન અન્યત્ર કેન્દ્રિત કરવાના પ્રયત્નો પાછળ આપણું બધું જ બળ કામે લગાડયું છે! અને તે જ સમયે 'રોટી, કપડાં અને

મકાન 'ની ત્રિવિધ સમસ્યાનું પૂર આપણી સામે મુખ ફાડીને ઊભું છે એ સામા છેડાની આ પ્રક્રિયામાં આપણો મેળ ક્યાંય બેસે તેમ નથી.

આપણી શિક્ષણ વ્યવસ્થાને બદલવાના પ્રયોગો થાય છે, અનેક રાજકીય પરિવર્તનો હાંસલ કરાય છે, ટેલિવિઝન જેવા પ્રચાર અને પ્રસાર માધ્યમો દ્વારા જ્ઞાન, મનોરંજન અને માહિતીસભર કાર્યક્રમો અપાય છે આ બધું એટલું વ્યાપક છતાં મનુષ્યની પશુવૃત્તિ, આતંકવાદી મનોવૃત્તિ કે હિંસાનું તાંડવ પણ એટલું જ વ્યાપક અને પ્રચંડ છે! આપણે સર્જેલા સાધનોના આપણે ગુલામ બન્યા છીએ! આ સ્થિતિ માનવજાત માટે જેટલી જોખમી છે તેટલી તો અણુશક્તિ પણ નથી, એમ અતિશયોક્તિ વિના કહી શકાય આપણા મતમતાંતરો પારસ્પરિક વિદ્વેષી દરમ્યાનગીરી, ધાર્મિક વાદો અને સંપ્રદાયોમાંથી મુક્તિ મેળવવામાં જેટલો વિલંબ થશે તેટલી અનર્થકારી અને ભયગ્રસ્ત સ્થિતિને આપણે સહેવી પડશે તે નિશ્ચિત છે અને ત્યાં સુધી આપણી વિકાસલક્ષિતાની ફળશ્રુતિ પણ શું ?'

ત્યારે કહીએ કે આપણું સ્વાતંત્ર્ય નિર્બળ છે પરાધીન છે આપણે ભયમુક્ત નથી આપણે વિકૃત મનઃસ્થિતિ, વાસના અથવા લોલુપતા, ભયગ્રસ્તતા અને કાયદાઓનાં કુરૂપ કેદખાનાઓ કે પરંપરાગત સ્થાપિત-પ્રસ્થાપિત હિતોના આડંબરથી અંજાઈને, લોભાઈને કે પ્રેરાઈને જીવતા હોઈ, કેવળ પરાધીનતામાં જ આપણને સ્વાતંત્ર્યનો અહેસાસ-ભાસ થાય છે અને તેના કચ્ચરમાં આપણે ગતાનુગતિક જડાતા જઈએ છીએ!!

ગમે તેટલા ઉપલક છીછરા પ્રયત્નો આપણને આ અવદશામાંથી મુક્ત કરાવી શકે તેમ નથી આ મુક્તિની આધારશીલા તો કેવળ સાચા અર્થમાં ધર્મ જ છે, જે આપણા મોટા જનસમૂહમાં નથી!



## સાભારસ્વીકાર

**શ્રી ગુરુસ્મૃતિ** (આચાર્ય ક્ષિતિમોહન સેન) જયંતિભાઈ આચાર્ય, પ્ર૦ ગોકળદાસ મ૦ પટેલ, ૫૩, શારદાનગર સોસાયટી, અમદાવાદ-૭, દ્વિ૦ વિના મૂલ્ય

**સંખ્યાનિર્દેશક શબ્દસંજ્ઞાઓ** (માસ, પક્ષ અને વાર નિર્દેશક શબ્દસંજ્ઞાઓ સાથે) સંપાદક ડૉ ચન્દ્રકાંત શેઠ, પ્ર૦ ક લા સ્વાધ્યાયમંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ-૩૮૦૦૦૯, રૂ ૬-૦૦

**ઇતિહાસપરિમલ** (ગુજરાતની ઇતિહાસ વિષયક પ્રવૃત્તિઓ) : ડૉ૦ મુગટલાલ પી૦ બાવીશી, પ્ર૦ ગૂર્જર એજન્સી, રતનપોળ નાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૧, રૂ ૧૫-૦૦

# નર્મદા યોજના બાબત ફેરવિચારનો તકાજો

અનુપમ મિશ્ર

[ગાંધી શાંતિ પ્રતિષ્ઠાન (નવી દિલ્હી)ના પર્યાવરણ કક્ષાના આંતરરાષ્ટ્રીય ખ્યાતિપ્રાપ્ત તરુણ સંચાલક અનુપમ મિશ્ર અનેક અભ્યાસ અહેવાલોને આધારે ગુજરાત, મધ્યપ્રદેશ અને કેન્દ્રની સરકારોને કહે છે : નર્મદા પર બંધાનારા કેટલાક બંધો તો આવતી પેઢીઓ સારુ બાકી રાખો! ૮૦ જેટલા મોટા, ૩૦૦ મધ્યમ અને ૩,૦૦૦ નાના બંધો માટે મચી પડેલાઓ છેવટે તો બ્રિટિશ રાજની જેમ અન્યાય ને શોષણનો શેતાની દાવ ખેલી રહ્યા છે તેમ જ પર્યાવરણની સમતુલાને વણસાવી રહ્યા છે એની એમને ખબર છે ખરી?]

પોતાની હત્યાના થોડા દિવસ પહેલાં મધ્યપ્રદેશમાં નર્મદાસાગર બંધનો શિલાન્યાસ કરતાં શ્રીમતી ઇન્દિરા ગાંધીએ કહ્યું કે 'હું આવા મોટા બંધ બંધાય તેની તરફેણ કરતી નથી પણ નિષ્ણાતો કહે છે કે એમ કર્યા વગર ચાલે તેમ નથી'

જો કે હવે નિષ્ણાતો અને નેતાઓનું વલણ કંઈક પલટાયું છે મધ્યપ્રદેશના સિંચાઈ સચિવ તરીકે રહી ચૂકેલા એક અધિકારીએ થોડા દિવસો પહેલાં વડાપ્રધાનને પાઠવેલા પત્રમાં નર્મદા ખીણ વિસ્તારમાં હાથ ધરાયેલા બંધો–સરદાર સરોવર (ગુજરાત) અને નર્મદાસાગર (મધ્યપ્રદેશ)ની યોજનાઓનું વિવરણ કરીને જણાવ્યું છે કે આ બંધોથી જે લાભ થવાનો દાવો કરાય છે તે પૂરો નહીં થાય આ યોજનાના કારણે જેમને અસર થવાની છે તેવા લોકોને જે ખાતરીઓ અપાઈ છે તે નિભાવી શકાશે નહીં અને અંતતઃ નુકસાન એટલું બધું થશે કે એકવીસમી સદીના વિકાસ અર્થે તૈયાર થતી આ યોજના આપણને કદાચ વીસ હજાર વર્ષ પાછા ધકેલી દે તો નવાઈ નહીં!

ગુજરાત, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર અને રાજસ્થાનના વિકાસ માટે તૈયાર થઈ રહેલી યોજના એક રીતે અશ્વમેધ યજ્ઞના ઘોડા જેવી છે, જેની લગામ સુદ્ધાં પકડવાની કોઈની હિંમત નથી

આમ છતાં, જેમને 'વિકાસ'નો નશો ચઢેલો છે તેવાઓ જેને 'હીણા' વિચારો કહે છે તેવા વિચારો પણ હવે લોકનજર સમક્ષ આવવા માંડ્યા છે મોટા બંધોથી થતા નુકસાન, પર્યાવરણ પર થતી અસરો અને એનાથી હજારો લોકોના ઉજડતા જતા ભવિષ્ય લઈને હવે ચર્ચાઓ શરૂ થઈ છે એક શ્વાસે ગણાતા યોજનાના લાભ અંગે કંઈ કેટલાય નિષ્ણાતો અને સંસ્થાઓએ પ્રશ્નો ઊભા કર્યા છે. પંચના ફેંસલા પછી, પહેલાં કોંગ્રેસ અને આગળ ભારતીય જનતા પક્ષ દ્વારા ચલાવાયેલા 'નિમાડ બચાવો આંદોલન'ની ક્ષણિક ઉત્તેજનાને અપવાદ રૂપ ગણીએ તો ઈ. ૧૯૮૦ થી '૮૫ સુધી એક પ્રકારનો સન્નાટો છવાયેલો હતો તે હવે તૂટી રહ્યો છે

એક નોંધપાત્ર બાબત એ પણ છે કે પંચના ફેંસલા પછી મોટા બંધોનું પૂર્ણ સમર્થન કરતાં અખબારોનું વલણ બદલાયું છે બંધના કારણે ડૂબમાં આવતાં ગામો, કસ્બાઓમાં જે અખબારોની નકલોની હોળી કરાઈ હતી તે આજે કહી રહ્યાં છે કે પંચના ફેંસલામાં આ બંધોની તરફેણમાં કેટલાય મુદ્દાઓ પર સવિસ્તાર સ્પષ્ટ મત વ્યક્ત કરાયા હતા પરંતુ પર્યાવરણની 'નવી દિશા, નવા' આયામ તાજેતરનાં વર્ષોમાં નજર સમક્ષ આવ્યા, અને તેથી ઊંચા–મોટા બંધોની ફરીથી સમીક્ષા કરવી જોઈએ

પરંતુ સવાલ એ થાય છે કે શું પર્યાવરણનો મુદ્દો એ કોઈ નવો આયામ છે? જે 'સર્વગુણ' સંપન્ન પંચમાં પાણી, નદી, જમીન, સિંચાઈ, પાક, વીજળી, ભૂકંપ વગેરેના સેંકડો નિષ્ણાતો હતા, બંને રાજ્યોના, જનતાના પ્રતિનિધિ–નેતાઓ હતા, યોજનાકારો હતા, દેશમાં બંધાયેલા અન્ય બંધોના ગેરલાભોથી સહુ માહેર હતા–એ પંચને પર્યાવરણનું નામે સુદ્ધાં ખ્યાલ ન હોય તે તો અજબ–ગજબની વાત કહેવાય!

એક બીજી વાત પણ સમજવા જેવી છે. પાછલા વર્ષોમાં બદનામ થઈ ગયેલી યોજનાઓનું વ્યાજ વહન કરી રહેલી વિશ્વબેંક પોતાના બચાવ માટે, આવી તમામ યોજનાઓને નાણાં આપતાં પહેલાં હવે પર્યાવરણનો મુદ્દો છેડવો જરૂરી સમજે છે અને પરિણામે સહાય મેળવવા માટે આતુર એવી સરકારોને પણ મજબૂરીથી એમ કરવું પડ્યું છે. એ સારુ થઈને રાજ્ય સરકારોએ નવેમ્બર, ૧૯૮૪માં પર્યાવરણ તપાસ સમિતિ બનાવી. એની પહેલી બેઠક ત્રીજી ડિસેમ્બર, ૧૯૮૪ના રોજ મળી. ઈચ્છીએ કે પર્યાવરણનો પદાર્થપાઠ શીખવા માટે એવો ભયાનક કોઈ દિવસ ન ઉગે–પણ ભોપાલે એ રાતે વિકાસની મસમોટી કિંમત ચૂકવી રહ્યું હતું. યુનિયન કાર્બાઈડ કંપની પણ નર્મદાના બંધોની માફક ગરીબ અને પછાત કહેવાતા પ્રદેશો માટે આધુનિક ખેતીનો મહાન વિચાર લઈને આવી હતી. આ વિચારોની વચ્ચે 'હીણા' વિચારોની જગા ભોપાલમાં પણ નહોતી થઈ. નર્મદા ખીણ તો એનાથી ઘણીય દૂર હતી.

નર્મદા ખીણ વિસ્તારને આધુનિક ઢબે વિકસિત કરવાનાં ઉચ્ચ વિચારો વચ્ચે કેટલાક સામા પ્રવાહના વિચારો ૧૯૮૩ થી ઉભરવા માંડ્યા હતા. દિલ્હીની કલ્પવૃક્ષ સંસ્થાના દસ વિદ્યાર્થીઓએ સમગ્ર વિસ્તારનો લાંબો પ્રવાસ કર્યા પછી પ્રકાશિત કરેલા ૪૪ પાનાંના અહેવાલ દ્વારા પૂછ્યું કે આવડા મોટા બંધોની યોજના વિકાસ માટે છે કે વિનાશ માટે? અત્યાર સુધી જે ગુલાબી ચિત્ર અપાયું હતું, તે પ્રમાણેના લાભનો નિર્દેશ આ અહેવાલ પરથી મળતો નહોતો. ઉલટ પક્ષે યોજનાથી જે નુકસાન જવાનું છે તેનો જે અંદાજ અપાયો હતો તે અપૂરતો હતો. આ પછી મે ૧૯૮૫માં લંડનની "સર્વાઈવલ ઈન્ટરનેશનલ" સંસ્થા દ્વારા ગુજરાતમાં બંધાઈ રહેલા સરદાર સરોવરની ડૂબમાં જતા વિસ્તારના આદિવાસીઓનો પક્ષ લઈને વિશ્વબેંકને યાદ દેવડાવવામાં આવી કે પુનવસવાટની બાબતમાં જે ઉપેક્ષા વરતાય છે તે બેંકની પોતાની જ આચારસંહિતાની વિરુદ્ધ જઈ રહી છે.

નર્મદા ખીણના વિકાસ સાથે સંકળાયેલી નર્મદા પ્લાનિંગ એજન્સીના અધ્યક્ષ સુશીલચંદ્ર વર્માએ જાહેર રીતે કેટલીક વાતો કરી, અને અત્યાર સુધીમાં બનેલા બંધો તથા એના કારણે સ્થાનિક અસરગ્રસ્ત લોકોને પુનઃવસવાટ, વળતર વગેરે માટે પડતી વિટંબણાઓને વાચા આપી. એમણે દુઃખ સાથે કહ્યું કે ૧૮૯૪માં અંગ્રેજોએ બનાવેલો જમીન સંપાદન કાયદો, આવી તમામ યોજનાઓમાં લોકોને લૂંટીને પોતાની તિજોરી ભરવા માટેનો હતો. આઝાદી પછી એમાં જે કેટલાક સુધારા થયા તે પણ સરકારને લાભ કરનારા હતા, લોકોને નહીં. ઉત્તરમાં ભાખરા–નાંગલથી માંડીને દક્ષિણમાં શ્રીશૈલમ અને પોલાવરમમાં બનેલા બંધોના કારણે બેઘર બનેલા લોકો દર–દર ભટકે છે. બંધો દ્વારા લાભ ઉઠાવતી સરકાર અસરગ્રસ્ત બનેલા લોકોની શહાદતને ભૂલી ગઈ છે. આવી યોજનાઓમાં જે લોકો સાથે અપ્રમાણિકતા આચરાઈ છે તેઓ બરબાદ થયા છે. એમની પર થયેલા અત્યાચારો હવે પ્રકાશમાં આવી રહ્યા છે. શ્રી વર્માના લેખોને વાંચ્યા પછી એક વાત બહુ સ્પષ્ટ બને છે કે બંધ સિમેન્ટ–કોંક્રીટ પર નહીં, પણ અન્યાયના પાયા પર બંધાયા છે.

તાજેતરમાં કેટલાક એવા સંકેતો પણ મળી રહ્યા છે કે નુકસાન પામતા લોકો અને વિસ્તારોની તો વાત છોડો, લાભ ઉઠાવનારાં ક્ષેત્રો પણ એક વિચિત્ર મુશ્કેલીમાં સપડાયાં છે. બેંગ્લોરની ઇન્ડિયન

ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સના એક અહેવાલ અનુસાર મધ્યપ્રદેશમાં આ બંધો મારફતે સિંચાઈ પામનારા વિસ્તારની ચાળીસ ટકા જમીન-લગભગ એકલાખ હેકટર દલદલમાં પલટાવાની શકયતા છે અહેવાલે ભારે ઉત્તેજના ફેલાવી છે જો કે સરકારનું કહેવું છે કે આવો અભ્યાસ કરવાનું કામ સરકારે પોતે જ સોંપ્યું હતું, અને ચિંતાનું કોઈ કારણ નથી. આવો જ તર્ક વિશ્વબેંક પણ કરે છે તે કહે છે કે પર્યાવરણ પર પડનારી અસરો અંગેનો અભ્યાસ પોતાની શરતોનો જ એક હિસ્સો છે ખેર, આવું સંશોધન કરાવવાની પહેલ કરવાનું શ્રેય લઈને એમાં છુપાયેલા નુકશાનના ભયને ઓછો ટાળી શકાશે ?

નર્મદાના પાણી માટે વિવાદ કરતા રાજ્યોને હવે એ પણ માલુમ પડી ગયું છે કે નદીમાં એટલું પાણી નથી બચ્યું કે જેટલાને ધ્યાનમા રાખીને આખીય યોજના બનાવાઈ છે. ૨૮૦ લાખ એકર ફૂટ પાણીનો અંદાજ પાછલા વર્ષોમા ૨૩૦ લાખ એકર ફૂટનો થયો છે પાણીની કમીના કારણે ઊંચાં બંધ પૂરા ભરાશે નહીં નદીના પાણીના જલગ્રહણ ક્ષેત્રોમાં એક તો મોટા બંધોના કારણે પશ્ચિમી મધ્યપ્રદેશના ૧૩,૦૧૪ હેકટર વિસ્તારના જંગલો ડૂબી જશે અને બાકી રહી ગયેલો આવો વિસ્તાર એટલો બેરહમ રીતે ઉજ્જડ કરાયો છે કે એ બંધમા માટી ભરવાનું કામ કરે આ સમસ્યા અંગે નિમાયેલી એમ એલ દીવાન સમિતિએ સૂચવ્યું કે જો બંધનું આયુષ્ય વધારવું હોય તો બંધ બાંધતા પહેલા ડૂબતા વિસ્તારને, હરિયાળો બનાવવો પડશે આમ કરવાનું ખર્ચ ૧૪૦૦ કરોડ આવશે હવે બંધ બાંધવાવાળા આટલા પૈસા લાવે કયાથી ? થશે એવું કે એનો પ્રયાસ કર્યા વગર જ બંધ બંધાઈ જશે. ચોમાસામા નદીમા પૂર આવશે અને તે પોતાની સાથે માટી પણ ખેંચી લાવશે ધીરે ધીરે એની અસર વીજળીના ઉત્પાદન પર પડશે કે જેને માટે આ તમાશો કર્યો છે!

હવે, નજરે ન ચડે એવી બાબત પણ જોઈએ, કે જેની યાદી ખૂબ મોટી છે સૌથી મોટી અને ગંભીર સમસ્યા છે પૂરને પરિણામે ઊંચા જતા જલસ્તરની-એક ચોટરની. મોટા બંધોના કારણે નદીના પાણીનું સ્તર ખૂબ ઊંચું આવી જશે જ્યારે-પૂર આવશે ત્યારે નર્મદામાં ભળતા અસંખ્ય નદી-નાળાં-ઓમાં મુખ્ય પ્રવાહની માફક પાણી ઊંચુ જશે અને તે પોતાનો કિનારો તોડીને આસપાસના ખેતરો, રહેઠાણો અને રસ્તાઓને લપેટી લેશે, નુકશાન કરશે અત્યાર સુધી આ બાબત અંગેનો થોડો અભ્યાસ નર્મદા નદી પૂરતો જ થયો છે સહુ જાણે છે કે નર્મદાની ખીણ બંને તરફ પહાડોથી ઘેરાયેલી અને સાંકડી છે એમાં ઠેર ઠેર નર્મદામા ભળતી સહાયક નદીઓના પાણીના આવા સ્તર વધારાનો ભય ડરામણો છે.

બીજી ન દેખાય તેવી સમસ્યા ભૂકંપની છે કેટલાક લોકોએ પાછલા વર્ષોમા થયેલો કોયના બંધનો ભૂકંપ એના જળાશયના દબાણના કારણે થયો હોવાનું કહ્યું હતું જેમ જેમ સરોવરમા પાણીનું પ્રમાણ વધતું જાય તેમ ભૂકંપ માટેની પરિસ્થિતિ પેદા થવા માંડે છે એમાનુ પાણી છોડતા જવાથી, એ સંભાવના ઓછી થતી જાય છે. નર્મદા ખીણમા ખરગોન પાસેના સેંધવામા છેલ્લાં ૧૩૭ વર્ષોમા પાંચ વાર ભૂકંપ થયેલો છે કહેવાય છે કે બંધોને ભૂકંપ સહી શકે તેવા મજબૂત બનાવાઈ રહ્યા છે પણ આસપાસની વસ્તીનું શું ?

વીજળીના ઉત્પાદન પાછળ પડેલા આયોજનકારોને હવે એમ સમજાઈ ગયું છે કે નર્મદા-ખીણ વિસ્તારમાં ખનીજ તેલ નીકળવાની શકયતા છે કેટલું નીકળશે તે હજી નક્કી નથી થયું પણ કુદરતી તેલ વાયુ પંચે જે સર્વેક્ષણ કર્યું છે તેના આધારે જણાયું કે આ વિસ્તાર મુંબઈથી ઈરાન સુધીની તેલ પટ્ટીની 'પીઠ' છે એને બંધના કારણે ડૂબાડતા પહેલા તપાસી તો લઈએ કે આપણે શું-શું અને કેટલું ખોવા માંગીએ

આપણે શું શું ગુમાવી રહ્યા છીએ તે જાણવું ખૂબ જરૂરી છે, કેમકે એકવીસમી સદી કંઈ આખરી મંઝિલ નથી, એ તો એક પડાવ છે બાવીસમી સદી પણ આવશે અને પછીથી તેવીસમી, એનાથી આગળ પણ સૂરજ ઊગશે અને આથમશે તે ટાણે પણ માળવા, નિમાડ, મધ્યપ્રદેશ કે ગુજરાત અને દેશનોયે વિકાસ કરવાનો રહેશે એટલે મહેરબાની કરીને વિકાસના તમામ માધ્યમો પર આ ૧૫-૨૦ વર્ષોમાં જ કબજો જમાવી દેવાનું છોડી દો નર્મદા પર બંધાનારા કેટલાક બંધો આગલી પેઢી માટે બાકી રાખો એવી તે કઈ હાય-વોય છે કે ૮૦ મોટા, ૩૦૦ મધ્યમ અને ૩૦૦૦ નાના બંધ બાંધી દેવાની જવાબદારી આજની પેઢીની નાજુક કાંધો પર આવી ગઈ છે? શું આખુય જંગલ આ જ પેઢી કાપી લે, ડુબાવી દે, જમીનનું બધું જ ઉપજાઉપણું આ જ પેઢી ખેંચી લે?

આજે નર્મદા-ખીણના વિસ્તારને પછાત ગણાવાય છે એનું પછાતપણું દૂર કરવા માટે આ બંધનો એક કલ્યાણકારી યજ્ઞની માફક પ્રચાર કરાય છે યજ્ઞ માટે તો આહુતિ જોઈએ અને પોતાના વિસ્તારની ઉન્નતિ માટે બલિદાન આપનારા લોકોની પહેલાં પણ કમી નહોતી નર્મદાના ઘણા બધા વિસ્તારોમાં આજે પણ ખાંભી-પાળિયા જોવા મળે છે આ પથ્થરોમા અંકિત મૂર્તિઓ એ શહીદોની સ્મૃતિઓ છે જેમણે પોતાની અને સમાજની શાન જાળવવા જાન આપ્યો હતો આજે ત્યા મેળા અને હાટ ભરાય છે પણ નર્મદાના બંધના કારણે શહીદ થનારાઓની કોઈ ખાંભી રચાવાની નથી રઝળતા બનેલાઓને અન્યાય કરવાની અંગ્રેજકાલીન પરંપરાઓ આજે પણ જેમની તેમ છે. વિસ્થાપિતો તો ભટકતા રહેશે પણ જેમને લાભ મળવાનો છે તેવાઓ અદીઠ કારણોથી રઝળતા થઈ જશે તો? એટલે જ સરકાર ભલે આવા 'કલ્યાણકારી યજ્ઞો' કરે પણ એટલા જ મોટા કરે કે જેમાં કોઈક ભૂલચૂક થાય તો ફક્ત સરકારની જ આંગળીઓ દાઝે,-ન તો લોકો સળગે, કે ન તો આવનારી પેઢી



## સાભારસ્વીકાર

**અનામત (સ્વસ્થ વિચારની જરૂર)** બાબુભાઈ જશભાઈ પટેલ, પ્ર૦ મંત્રી, લોકસ્વરાજ મંચ, નશાબંધી કમ્પાઉન્ડ, અમદાવાદ-૧

**અનામત વ્યવસ્થાની કાનૂની ગૂંચવણો** : મહેશભાઈ દવે, પ્ર૦ ગુજરાત ખેત વિકાસ પરિષદ, ખેતભવન, હરિજન આશ્રમની બાજુમાં, અમદાવાદ-૩૮૦૦૨૭, રૂ૦ ૨-૫૦

**ડીજનરલાઇઝ્ડ પ્લાનીંગ ઇન ગુજરાત** મનન મહેતા, પ્ર૦ ગુજરાત ખેત વિકાસ પરિષદ ખેત-ભવન, હરિજન આશ્રમની બાજુમાં, અમદાવાદ-૨૭, રૂ૦ ૫-૦૦

**સેવાસરલ (વાર્ષિક રિપોર્ટ)** : પ્ર૦ સેવા સરલ, કધડિયા-૩૯૩૧૧૦

## નવી શિક્ષણનીતિ

મનુભાઈ પંચોલી 'દર્શક'

કોઈ પણ શિક્ષણ પ્રથા બધાને સરકારી નોકરીઓ આપી શકે નહીં ખાસ કરીને જ્યારે બધાને શિક્ષિત કરવાનું ઠરાવવામાં આવ્યું છે ત્યારે નવી શિક્ષણનીતિ ઘડવામાં આ મહત્ત્વનો મુદ્દો છે

સરકારી નોકરીઓ મર્યાદિત છે, ભણનારાની સંખ્યા એના પ્રમાણમાં અમર્યાદિત છે

એટલે જ્યારે બધાને શિક્ષણ આપવાનું નક્કી કરાયું છે ત્યારે જૂના શિક્ષણનું મૂળ લક્ષ્ય બદલવું જ જોઈએ આ થયું નથી બધાને સરકારી નોકરી માટેની તાલીમ અપાય છે, બીજા કોઈ કામ માટેની આવડત કે મનોવૃત્તિ કેળવાય તેવા અભ્યાસક્રમો નથી એટલે કહેવાય છે કે આપણા ભણેલાને સરખી રીતે ખીંટી મારતા કે શહેરના રસ્તાનો નકશો ઉકેલતા પણ આવડતું નથી

ભણનારાનો આમાં વાંક નથી વાંક ભણાવનારાનો છે જ્યાં જગ્યાઓ નથી ત્યાંને માટે એમણે વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓને તૈયાર કર્યા છે તૈયાર થયા પણ જગ્યા નથી આથી ભણેલા યુવકોનો અસંતોષ પ્રગટે છે પૂછે છે 'કામ નથી તો ભણાવ્યા શા માટે?' પછી 'ડીગ્રીઓ નહીં–કામ આપો'ના નારા ચાલે છે નોકરી મેળવવા લાંચો અપાય છે ભણેલ–બેકાર શબ્દ જ આંતરવિરોધી છે–ગળપણ વિનાના ગોળ જેવો

અભણ કામ વિનાનો હોઈ શકે, પણ સાત દસ કે પંદર વર્ષ ભણેલ કેમ કામ વિનાનો રહે? સરકારી નોકરી સિવાય બીજું કામ કરતા કેમ ન શીખવ્યું?

આ કાળ પ્રશ્ન છે આવા ભણેલાના અસંતોષમાંથી ફાસીવાદ–નાઝીવાદ જન્મ્યા હતા સમાજવિદ્યામાં દરેકને કામ આપવાની રાજ્યની ફરજ છે એમ ભાર દઈને તેને ભણાવાયું છે છતાં એને સરકારી નોકરી સિવાય કોઈ કામ કરવાનું કૌશલ્ય કે મનોવૃત્તિ આપેલ નથી

સ્વરાજના આરંભે શિક્ષણનીતિ વિષે કશું ન વિચારાયું તેનું આ ફળ છે

બધાને કામ મળવું જ જોઈએ–સરકારી નોકરીઓ શક્ય નથી, પણ કામ મળવું જોઈએ. સમાજમાં ચાલુ અને નવા નવાં કામો છે અથવા આયોજન સૌને રોજગારી મળે તે રીતે કરી શકાય

આ માટે વ્યવસાયી તાલીમ તે જ મુખ્ય દવા છે.

આ તાલીમ સરકારનું ટેકનોલોજી ખાતું નહિ આપી શકે ટેકનોલોજી તેમનું સામાન્ય વિજ્ઞાન શીખવી શકે. તે પણ અનુભવની વ્યવસ્થા કરે તો.

પણ વ્યવસાય જુદી વસ્તુ છે ટેકનોલોજીની રીતરસમો વ્યવસાયોમાં વાપરવાની છે અને દરેક વ્યવસાયે તે જુદી જુદી હોય છે વળી વ્યવસાયમાં તો કાચો માલ, પાકા માલનો નિકાલ, ઉત્પાદનનું અર્થશાસ્ત્ર, ઉત્પાદનની ભૂગોળ, બજાર અને સૌથી વધારે પ્રત્યક્ષ વ્યવસાયની કારીગીરી પર ઘણું શીખવવાના હોય.

આ તો જે વ્યવસાયમાં પડ્યા હોય, સફળતાથી પાર ઊતર્યા હોય તે જ શીખવી શકે.

એટલે બધાં વ્યવસાયી મંડળોને પોતપોતાના વ્યવસાયની તાલીમ આપવાની કામગીરી સોંપાવી જોઈએ. ટેકનીકલ નિષ્ણાતો, વાલીઓ, શિક્ષણશાસ્ત્રીઓ તેમ જ સમાજના આગેવાનોની મદદથી તેઓ અભ્યાસક્રમો ઘડે, ચલાવે, અને સરકારના સામાન્ય નિયંત્રણની મર્યાદામાં શિક્ષણ આપે આમ શિક્ષણમાં લોકોની ભાગીદારી કેળવાય, તેઓ જવાબદારી અને અધિકાર બંને ભોગવે, સરકાર જરૂર મુજબની ગ્રાંટ આપે, તેમાં થોડું સાક્ષરી એટલે કે સંસ્કારિતાને પોષક-શિક્ષણ હોય આ સમજાય તો રાષ્ટ્રીયકરણને સ્થાન જ નથી તે દેખાય

વળી પ્રાથમિક શિક્ષણના મજબૂત પાયા પર જ આ ઈમારત ચણી શકાય

એનો અર્થ એ કે પ્રાથમિક શિક્ષણમા પણ હાથ-પગનો ઉત્પાદન માટે ઉપયોગ કરવાનો હોય, પણ તેનો હેતુ વ્યવસાય શીખવવાનો ન હોય

ખરી રીતે ઉપયોગી કામમા હાથપગ ચલાવવાનું શિક્ષણના છેલ્લા સ્તર સુધી થોડે અંશે રહેવું જોઈએ.

પરિશ્રમની સૂગ ટળે અને તેમાં બૌદ્ધિક-સામાજિક રસ ઊભો થાય તે હેતુ હોય

દુનિયાના કોઈ પણ દેશમા ન હોય તેવી ખાઈ અહીં શ્રમજીવી અને બુદ્ધિજીવી વચ્ચે છે અને મજબૂત રાષ્ટ્રીયતા આડેનુ આ મોટું વિઘ્ન છે

એટલે બધી નાડીઓમા લોહી વહે છે તેમ બધા પ્રકારના શિક્ષણમા હાથપગનો કાર્યક પરિશ્રમ હોય જ.

બીજો પ્રશ્ન છે પ્રાથમિક શિક્ષણ પૂરું થાય તે પહેલા મોટી સંખ્યામા ભણનારા ઊઠી જાય છે તે તેમાં શિક્ષણ પ્રથાનો પણ વાંક હશે અને કુટુંબોને એ બાળક-બાળાઓના શ્રમની જરૂર હશે તેવું પણ હશે જ

છતા આવા અધવચ્ચે ઊઠી ગયેલાને પૂરું પ્રાથમિક શિક્ષણ અપાય તે પણ જરૂરી છે.

પણ દેશની નાણાકીય સ્થિતિ આટલા ભારે કરવેરા પછી પણ એવી છે કે ૪૦-૪૫ ટકા શાળાઓમાં કાળુ પાટિયુ પણ નથી, તો પુસ્તકાલય, જાજરૂ-મૂતરડી, પાણી વ્યવસ્થાનો સવાલ જ ક્યાં?

પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વિષે બે હપ્તામા ચર્ચા કરી.

ઉચ્ચ શિક્ષણનુ શું? ઉચ્ચ શિક્ષણના બે ભાગ

એક કૉલેજો અને બીજી યુનિવર્સિટીઓ માધ્યમિક શિક્ષણનો ઢાંચો વ્યાવસાયિક શિક્ષણ બને એટલે આજે જે પ્રકારની કૉલેજો છે તે ઓછી થવાની આજની કૉલેજો ખાસ કરીને આર્ટ્સની, લગભગ ભાર૨૫ છે ગણ્યા કલાકો જ કામ કરે, લાંબા વેકેશનો, અને ભણી રહ્યા પછી નોકરી સિવાય કાંઈ સૂઝે નહી. આવો બોજ તો આ દેશમાં પ્રવર્તતી અણસમજને જ આભારી છે.

વિદ્યાકાળ મર્યાદિત છે તે કાંઈ વારે વારે આવતો નથી વધારે ને વધારે કામ યુવાનીમાં કરવું જોઈએ ત્યાં જ આ સ્થિતિ છે અને છતાં આપણે યુવાવર્ષ ઉજવીએ છીએ!

કૉલેજો માટે પહેલા તો વેકેશનો ટૂંકાં જ હોય, અને તે ગણ્યા કલાકો ન ચાલે પૂરા સાત કલાક અભ્યાસ થાય, તો આજના કરતા અડધા સમયમા વિદ્યાર્થી ભણી ઉતરે નોકરીનુ શિક્ષણ તો મર્યાદિત જ હોય.

આથી નોકરી અને ડીગ્રીનો સંબંધ તોડી નાખવો જોઈએ તેમ યથાર્થ રીતે સૂચવાયું છે.

વિદ્યા આપતી સંસ્થાઓ પ્રમાણપત્ર ન આપે તેમ નહી ભણાવે તેણે વિદ્યાર્થીની યોગ્યતાનું પ્રમાણપત્ર તો આપવું જ જોઈએ પણ તે પ્રમાણપત્રથી સરકારમાં કે બીજે આપોઆપ નોકરી મળી જાય છે, તે બંધ થાય

આ યુગ કોઈને કોઈ પ્રકારના ખાસ જ્ઞાન કે આવડતનો છે, શ્રમ વિભાજનનું એ પરિણામ છે, પરસ્પરાવલંબન પણ એનું જ પરિણામ છે

સરકારી ખાતાઓમાં કે બીજે કોઈને કોઈ તાલીમ સામાન્ય શિક્ષણ પૂરું થયા પછી લેવાની હોય. તે રેવન્યુ ખાતામાં જાય, બેંકમાં જાય, વિદેશ કે શિક્ષણમાં જાય તે કામની ખાસ તાલીમ તેને મળેલી હોવી જોઈએ આવી તાલીમને તે ખાતા કે વ્યવસાયો, નીચી, મધ્યમ કે ઊંચી આપે, તેથી તાલીમ વાસ્તવિક અને પ્રમાણસરની બને

સરકાર પોલીસખાતાની કે નર્સોની તાલીમ આપે જ છે તે આ દિશાનું પગલું છે. વ્યાવસાયિક કોલેજો હોય અને તેમાં સામાન્ય શિક્ષણનું નિયત ધોરણ પસાર કરેલ ને લેવાય.

સામાન્ય શિક્ષણ સિવાયની સમગ્ર કેળવણી આથી વાસ્તવિક અને જાણકારો વડે અપાતી થાય યુનિવર્સિટીઓ બહુધા સંશોધનનું કામ કરે આ સંશોધન પણ વાસ્તવિક એટલે દેશ અને સમાજના પ્રશ્નો સાથે સંબંધિત હોય, કલા ખાતર કલાની જેમ ન હોય પણ દેશમાં ઊઠેલ કે ઊઠનારા પ્રશ્નો વિશે ઉચ્ચ જ્ઞાનમાં તેઓ ફળદાયી કામગીરી કામ કરે આજે નમુનારૂપે ફીઝીકલ લેબોરેટરિઝ, મોટી ટેકનિકલ ઈન્સ્ટીટ્યુટો છે તે હેતુપૂર્વકની ઉચ્ચ વિદ્યા આપનારી સંસ્થાઓ છે. કહેવાતી યુનિવર્સિટીઓ પણ આજ પ્રકારનું ઉચ્ચ કક્ષાના જ્ઞાનનું સંશોધન, સંકલન, પરિમાર્જન અને પ્રશિક્ષણ ચલાવવા જ કરશે. તેમાં ભાષા જે બધા જ જ્ઞાનપ્રદાનનું એક મહત્ત્વનું વાહન છે તે હશે જ, ઇતિહાસ, જે મનુષ્ય સમાજના અનુભવોનો સંગ્રહ છે, તે પણ હશે, પણ તેના સંદર્ભો બદલાઈ ગયા હશે સંદર્ભ હશે સમાજના પ્રશ્નોનો ઇતિહાસ કેવો? અગાઉ કેમ આવો લખાયો? તેનું સંશોધન તટસ્થ, સર્વગ્રાહી, પ્રશ્નાત્મક કેમ બને? આ પાયો હશે

સંદર્ભ જ નહી, પદ્ધતિ પણ બદલાવી જોઈએ યુનિવર્સિટીઓ સમાજથી અલગ પડી એકદંડિયા મહેલની જેમ બહુધા જીવે છે, સમાજ તેનું ખર્ચ ભોગવે છે વળતરમાં મળે છે બિનઅનુભવી અને પોતાના સમાજના સ્વરૂપથી અપરિચિત રહેવા આકાંક્ષી હૈયાદૂબળા યુવાનો દેશ સામાજિક, રાજકીય, વ્યાવસાયિક, વિતાનોના પ્રદેશોમાં જે ઊંચાઈ અને ઊંડાણવાળી આગેવાની માગે છે તે નથી. ઉચ્ચ વિદ્યા સામાજિક પ્રશ્નોની આજુબાજુ રચાય અને તે લેનારાને તેના ઉકેલ અનુભવો દ્વારા અપાય તો આવશ્યક ગુણોવાળી આગેવાની મળે સમાજ તેના ભાવિ આગેવાનોને ઓળખે, તપાસે, ભાવિ આગેવાનો સમાજને અવલોકે, તપાસે, ઓળખે. આમ દ્વિપક્ષીય પ્રક્રિયામાંથી ચેતનવંતું શિક્ષણ જન્મે શિક્ષણનો હેતુ શું તે વારંવાર પુછાય છે અને યોગ્ય છે ક્યાં જવાનું તે છે નક્કી થયા વિનાનો પ્રવાસ તે રઝળપાટ છે શિક્ષણને વેરાનમાં રઝળવા ન દેવું હોય તો આ પ્રશ્નનો યોગ્ય ઉત્તર શિક્ષાવિદોએ, સમાજવિદોએ આપવો જોઈએ

આપણા પ્રાચીન વિચારકોએ એવું કહ્યુ છે કે માણસ ઋણ લઈને જન્મે છે. ઋણ ફેડતાં ફેડતાં, તે નવી પેઢી માટે ઋણ ભાવના મૂકતો જાય છે

એ ચિંતકોએ તો ઋષિઋણ, પિતૃઋણ વગેરેની જોડે જ પશુ-પંખીઓ પ્રત્યેના ઋણો પણ ગણાવેલ છે પશુ-પખીઓનો પણ આપણા ઉપર ઉપકાર છે એક હિસાબ એવો મડાયો છે કે નાની જીવાતને ખાઈ જનારાં ચકલા જેવાં પખીઓ ન હોય તો થોડા પહોરમા પૃથ્વી આ નાની જીવાતથી ઢંકાઈ જાય આથી જ આપણી ગઈ પેઢીની ગૃહિણીઓ તાવડી માંડી પહેલી ચાનકી ગૃહરક્ષક કૂતરા માટે જ ઉતારતી અને જમવા બેસતા પહેલા તુલસી ક્યારે પાણી રેડી આવવાનુ શીખવતી

આજે તો જગત ગઈ પેઢીમાં હતુ તેના કરતાયે વધારે પરસ્પરાવલંબી બન્યું છે તે કદાચ વધારે પડતુ હોય થોડુ ઘટાડી પણ શકાય, પણ ઘણુ બધુ પરસ્પરાવલંબન છે એ એક અફર હકીકત છે એટલું જ નહી આજનુ પર્યાવરણ વિજ્ઞાન (ઈકોલોજી) આપણી આખો ઉઘાડે છે કે માણસ-માણસ વચ્ચે જ પરસ્પરાવલંબન નથી, પણ માણસ અને સમગ્ર પ્રકૃતિ વચ્ચે વૃક્ષ પાણી-હવા-વીજળી બધા પરસ્પર આધારિત છે અને એકનો ઉચ્છેદ તે સહુના ઉચ્છેદ તરફ દોરી જાય છે, આ પણ અફર હકીકત છે

ગીતાએ તો યજ્ઞથી વરસાદ વરસે છે, વરસાદથી અન્ન થાય છે, અન્નથી ભૂતો જન્મે અને એ ભૂતો ફરી યજ્ઞ કરે છે આમ એક પરસ્પરને પોષક એવુ ચક્ર ચાલે છે તેનુ દિગ્દર્શન હજારો વર્ષ પહેલાં કર્યું છે એટલે નર્યો વ્યક્તિવાદ શિક્ષણનુ ધ્યેય કદી ન હોઈ શકે તારુ ગમે તે થાઓ, હું બળવાન છુ, એટલે તને હડસેલીને આગળ વધીશ આ જાતની હરીફાઈ એ શિક્ષણનુ ધ્યેય ન હોઈ શકે

સહકાર, પરસ્પરને પોષણ એ જ શિક્ષણનુ નિશાન છે. 'આપણે સાથે જાગીએ, સાથે રમીએ, સાથે કરીએ સારા કામ' એ મત્ર માત્ર આધ્યાત્મિક નથી, સો ટકા વાસ્તવવાદી છે

આ સહકારી વલણ અને સ્વભાવની કેળવણી તે જ આજના શિક્ષણનુ ધ્યેય હોઈ શકે

સહકાર પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ બધા સ્તરે સૂત્રે મણિગણાઈવ માળામાં પરોવાયેલા દોરની જેમ હોય પાઠ્યપુસ્તકો, પરીક્ષાઓ, અભ્યાસક્રમ, બધાની આ જ મુખ્ય કસોટી હોય નવી દુનિયા વ્યક્તવાદી નથી નવી કેળવણી પણ વ્યક્તિવાદી ન હોય વ્યષ્ટિ અને સમષ્ટિના મેળવાળી હોય

કોઈ પણ સમાજની શિક્ષણનીતિ વિષે નિર્ણય લેતાં પહેલા એ પણ ઠરાવવાનુ રહે છે કે તે નીતિ અમુક નક્કી મુદ્દત માટે વગર ફેરફારે ચાલશે

જેમ ફળઝાડ વાવતાની સાથે જ વાવનારે એને ફળ ક્યારે આવશે તે જાણી લેવુ પડે છે. દેશી આંબો સાત-આઠ વર્ષે જ આવે, કલમી આંબો ત્રણ વર્ષે આવે, દેશી નાળિયેર ૮-૧૦ વર્ષે આવે ફળ આવવાની આ મુદ્દત સુધી વાવનારે ધીરજ રાખીને માવજત કરવી પડે છે ફળ કેમ ન બેઠા ? નથી બેસતા, એમ કહીને ઝાડ ખોદી નાંખતા નથી

શિક્ષણનીતિ ઘડતા આ વાત ખૂબ મહત્ત્વની છે કારણ કે છેલ્લાં વર્ષોથી શિક્ષણના વહીવટ અને નીતિમા ફેરફારો થયા કર્યા છે, અને તેથી તેના સાચા પરિણામોનો ખરો ક્યાસ આવતો નથી કોઠારી-કમિશન, પચોળીસમિતિ, ઈશ્વરભાઈ પટેલ કમિટીની ભલામણોના હાલ શુ થયા તે સૌ જાણે છે એવું જ નઈતાલીમ જ્યારે દાખલ કરી તે સમય અને કામગીરી વિષે કહી શકાય આથી પહેલા સર્વસંમતિથી એ ઠરાવવુ જોઈએ કે શિક્ષણનીતિના અમલ અને મૂલ્યાકન માટે નક્કી કરેલ મુદ્દત સુધી કશા ફેરફારો કે દખલ નહિ થાય, પછી ગમે તે પક્ષ સત્તા પર આવે અને જાય, ગવર્નરરાજ આવે કે જાય, પણ શિક્ષણનું તત્ર કશા ફેરફાર કે દખલ વિના એટલી મુદ્દત ચાલશે

આ મુદત કેટલી હોઈ શકે? બાળક ૬ વર્ષની ઉંમરે શાળામા દાખલ થાય છે, ૭ + ૫ + ૩ = ૧૫ પંદર વર્ષે ભણીને તે ગ્રેજ્યુએટ થઈ, એકાદ વર્ષ શિક્ષણની કે બીજી ધંધાકીય તાલીમ લઈ કામે ચડે. કામે ચડયા પછી તેની કામગીરીનું મૂલ્યાંકન ચારેક વર્ષે થઈ શકે શિક્ષણે તેને લાયકાત આપી કે નહિ તે ચકાસવા માટે આટલો સમય તો જોઈએ એટલે શિક્ષણનું પરિણામ જાણવા માટે વીસ વર્ષ તો જોઈએ જ

આમ હોય તો જ શિક્ષકો નીચા જીવે કામ કરી શકે છાસવારે અભ્યાસક્રમો, પાઠ્યપુસ્તકો, પરીક્ષાઓ બદલાયા કરે તો શિક્ષકો તેમની કામગીરી એકધારી રીતે ન કરી શકે

આ યોજના અને તેના અમલ તથા મૂલ્યાંકનનો ગાળો ઠરાવવા વાલીઓ, જૂના વિદ્યાર્થીઓ, શિક્ષણશાસ્ત્રીઓ. શિક્ષકો, આયોજકો, વૈજ્ઞાનિકો, વ્યાપારીઓ, ઉદ્યોગપતિઓ, વહીવટકારો આટલાને તો સામેલ કરાય જ રાજ્યના પ્રતિનિધિઓ, પક્ષોના પ્રતિનિધિઓ પણ હોય આ મંડળ બધા પાસાં જાણી સમજીને ભાવિ શિક્ષણનો આલેખ તૈયાર કરે તે હાલના સમય માટે સારો જ હશે તેમાં બધાની સહી લઈને શિક્ષણનો શ્વેતપત્ર બહાર પડાય ગમે તે પક્ષ આવે તો પણ આ શ્વેતપત્રને જ વળગી રહે વીશ વર્ષે ફરી સૌ મળે, પરિણામો તપાસે, ફેરફારો કરી, ફરી શ્વેતપત્ર બહાર પડે, અને ફરી કામ આગળ ચાલે પક્ષો અને રાજ્યકર્તા વર્ગ સહેજે એમ કહેવાના કે લોકોએ અમને રાજ્ય ચલાવવાના અધિકારો આપ્યા છે અમે કેમ ફેરફાર ન કરીએ? છેવટે તો એ અમારો જ અધિકાર છે

હું માનું છુ કે આ તેમનું મિથ્યાભિમાન કે અજ્ઞાન છે તેવું તેમને નમ્રતાપૂર્વક જણાવવુ જોઈએ. તેમણે સમજવું જોઈએ કે,

[અ] રાજ્ય-વહીવટીતંત્ર અને સમાજ એ જુદાં ઘટકો છે રાજ્ય સમાજનું સ્થાન ન લઈ શકે.

[બ] પક્ષો ચાલે કે જાય સમાજ સુખેદુઃખે ચાલ્યા કરે છે સમાજ પિતા છે, રાજ્ય તેનું સંતાન છે

[ક] સમાજે રાજ્યને બધી સત્તા આપી હોતી નથી

જેમ મૂળભૂત અધિકારો, બંધારણ સુધારા જેવી બાબતોમાં પક્ષને સર્વાધિકાર નથી, ન્યાયતંત્રમાં પક્ષ દખલ કરી શકતો નથી, વહીવટીતંત્રને પણ કેટલીક ખાતરીઓ અપાઈ હોય છે, તેના પર પક્ષ આક્રમણ કરી શકતો નથી. મુદ્દાની વાત એ છે કે કોઈ રાજકીય પક્ષ એમ માને કે અમને સર્વાધિકાર છે તો એ ઘોર અજ્ઞાન છે

એનું કારણ સ્પષ્ટ છે, લોકશાહીમા પક્ષ સત્તા પર મર્યાદિત સમય માટે જ હોય છે સમાજ ચિરંજીવ છે, તેથી ટૂંકી મુદતમા ટૂંકા ગાળાના કાર્યક્રમો તે જેટલી સહેલાઈથી કરી શકે તેટલી સહેલાઈથી લાંબા ગાળાના કાર્યક્રમો પોતાની ખાંધ પર તે ન લઈ શકે શિક્ષણ તો લાંબા ગાળાનો કાર્યક્રમ છે. તેનું પરિણામ લાંબે ગાળે જ જોઈ શકાય છે તે પક્ષનો કાર્યક્રમ નથી. આખા સમાજનો કાર્યક્રમ છે. તેના મૂળિયાં ભૂતકાળમાં છે, તેનો વર્તમાન આખા સમાજ સાથે છે, અને તેનું ફુલ ફળ ભાવિ સમાજમાં છે. નર્મદા યોજનાનો જ દાખલો લો તે વીશ વર્ષની યોજના છે જે પક્ષે તે શરૂ કરી તે જ ૨૦ વર્ષ હશે તેવું ન કલ્પી શકાય એટલે તે યોજના બધાની છે તેમ માની રાજ્યકર્તાઓએ બધાને તેમાં ભાગીદાર કરી વિશ્વાસ ઊભો કરવો જોઈએ આથી ત્રણે કાળનો વિચાર કરી સમાજમા વિવિધ અંગોએ (પક્ષોએ પણ) ભેગા મળી શિક્ષણના આલેખ અને અમલ વિષે વિચાર કરવાનો રહે છે.

શિક્ષણ આવતી કાલનો નાગરિક, અને આવતી કાલના સમાજની કલ્પના, મીમાંસા અને કાર્યક્રમ તેની સફળતા-નિષ્ફળતા બધું ગોઠવનારું અને જોનારું અંગ છે.

વિશ્વમાનવ

કોઈ પણ લોકશાહીમા કોઈ એક પક્ષ, સમાજ આવો જ જોઈએ, કે નાગરિક આવો જ જોઈએ તેવો નિરપવાદ દાવો ન કરી શકે બીજા પક્ષો જ નહિ પણ સમાજના બીજા પ્રતિનિધિઓ પણ આમાં કહેનારા-વિચારનારા છે જ જે પક્ષો કરતા લાંબા આયુષ્યવાળા અને વધારે હિત ધરાવનારા છે વાલીઓના હિતોનો કબજો પક્ષો ન લઈ શકે, દેશના ભાવિ સ્વપ્નાંના તેઓ એક માત્ર પ્રતિનિધિ ન હોઈ શકે આ એટલુ ઊઘાડુ છે કે લોકશાહીમા શિક્ષણ એ રાષ્ટ્રીય પ્રશ્ન છે, પક્ષનો જ નહિ-તે સાફ કહ્યા સિવાય છૂટકો નથી.

આમ અને આમ જ હોવાથી શિક્ષણમા સ્વાતંત્ર્યની વાત વારંવાર ઊઠી છે એ સમતોલ હતી કે અસમતોલ તેની વાત અહી જરૂરી નથી પણ જ્યારે શિક્ષણને લાંબાગાળાનુ સર્વનુ પ્રતિનિધિ કહેવાનું પ્રાપ્ત થાય છે ત્યારે જ તેનું પછીનુ પગલુ-બધાએ મળીને કરેલો આલેખ પક્ષોની દખલ વિના ચાલે તે છે, સરકાર શિક્ષણનો ઝાઝો કે ઓછો ખર્ચ ઉઠાવે છે માટે સરકાર જ આમા નિર્ણયાત્મક રહે તે પણ મધ્યયુગી, ઠકરાતી કે, રાજ્યના દૈવી અધિકારોનુ દુ:સ્વપ્ન છે.

રાજ્ય જે પૈસા આપે છે તે પક્ષના નથી, પ્રજાના જ છે અને પ્રજાની વિશાળ લાગણીએ જે ખરડો ઘડયો તેનુ અમલીકરણ લોકોએ નક્કી કરેલી મુદત સુધી કશી દખલ-લાગવગ કે દબાણ વિના કરવું તે તેનો ધર્મ છે.

નહિતર શિક્ષણનીતિ ઘડવા કે ચર્ચવાનો કશો અર્થ નથી



## દેડકાના પગ માટે દેડકાસંહાર !

યુરોપ, ઓસ્ટ્રેલિયા અને અમેરિકામા 'દેડકાના પગ' એક સુંદર, સ્વાદિષ્ટ વાનગી ગણાય છે અને એ માટે આપણા દેશમાથી દેડકાના પગની નિકાસ (ઘણી ગેરકાયદે) ઘણા મોટા પ્રમાણમા થાય છે દર વર્ષે, એક અંદાજ મુજબ, ૩૦૦૦ થી ટન 'દેડકાના પગ' ભારતમાથી બહાર પગ કરી જાય છે આ માટે ૬૦૦૦ થી ૮૦૦૦ ટન દેડકાનો સંહાર કરવો પડે. (સંખ્યા કરોડો બલકે અબજોમાં થાય, એટલે ટનમાં ગણતરી કરવાનો રિવાજ છે અને જેમના પગ જ કામમા લેવાના હોય એમના માથાં ગણવાની ફુરસદ કોને હોય? અને દેડકા ગણવાની મુશ્કેલીને કારણે તો 'દેડકાની પાચશેરી" કહેવત પડી છે, ખેર!) પણ આટલા દેડકાઓએ ૫૪,૦૦૦ ટન જેટલા જીવડાં, કીડી-મંકોડા-જીવાતનું માત્ર ચોમાસાના ત્રણ જ મહિનામાં ભક્ષણ કર્યું હોત તો જંતુનાશક દવાઓનો ખર્ચ બચી ગયો હોત!

ઈ. ૧૯૭૯માં એક કીલોગ્રામ દેડકાનો ભાવ રૂપિયા બેથી સાડાચાર વચ્ચે હતો, અને તેના પગનો ભાવ કીલોનો રૂપિયા ૭ થી તેર વચ્ચે હતો કયારેક તો કીલોના ૫૦ રૂપિયા સુધી ઊછળતો આજ તેના ભાવ પણ આસમાને પહોંચ્યા છે

આ દેડકાસંહારને કારણે દેડકાની કેટલીક જાતો અદૃશ્ય થવા આવી છે 'કુદરતી જંતુનાશક' દેડકાનો સંહાર કરીને, તેના પગની નિકાસ કરીને આપણે જંતુનાશક રાસાયણિક દવાઓ કાં તો આયાત કરીશું અથવા કાં તો આપણા દેશમા ભોપાળના યુનિયન કાર્બાઈડ જેવા કારખાના નાખીશુ! અને પછી વિકાસનાં બણગાં મારીશુ?

મે : ૧૯૮૬

## તરસ્યાં સૌરાષ્ટ્ર–કચ્છ

**સનત મહેતા**

સૌરાષ્ટ્ર અને કચ્છના સંવેદનશીલ અને સમસ્યારૂપ વિસ્તારોમા પીવાના પાણીની ગંભીર સમસ્યા ઊભી થઈ છે

રાજકોટ શહેરમાં હવે એકાંતરે પાણી આપવામા આવે છે.

ઈ ૧૯૬૦મા ગુજરાતમાં થયેલી મોજણી મુજબ ૧૮,૧૧૪ ગામડાંઓમાંથી ૧૧૦૦૦ ગામડાંઓ પીવાના પાણીનાં સાધનો વિનાનાં (નોસોર્સ) ગામોની કક્ષા હેઠળનાં જણાયાં છે.

આજે પણ સૌરાષ્ટ્ર અને કચ્છ વિસ્તારો ઘણી મુશ્કેલીઓમા છે અને દરેક અછતના સમયના ગાળા દરમિયાન આ વિસ્તારોમા ગંભીર સવાલો જન્મે છે

**કારણો :**

1. ૩૦૦થી ૫૦૦ મી મી જેટલો જ ખૂબ ઓછો વરસાદ જે અપૂરતો હોય છે.
2. મર્યાદિત પ્રમાણમા ભૂગર્ભજળ અને એ પણ ખારાશવાળુ
3. વારવાર ઊભી થતી અછતની પરિસ્થિતિ તેમ જ દરિયાના પાણીથી થતા ક્ષાર પ્રવેશના કારણે ભૂગર્ભજળ ખારાશવાળુ.
4. વધારે પડતો ફ્લોરાઈડનો જથ્થો.

સમસ્યારૂપ વિસ્તારો સૌરાષ્ટ્ર અને કચ્છના આઠ જિલ્લાઓમાં છે – ૮૪ કસ્બાઓ, ૧ કંડલા સંકુલ અને ૫૯૯૭ ગામડાઓ

**વસ્તીનો ભાવિ અંદાજ (વસ્તી લાખમા)** –

| | ઈ સ. ૧૯૮૧ | ઈ સ. ૨૦૦૧ | ઈ સ. ૨૦૨૧ |
|---|---|---|---|
| શહેરી | ૩૪ | ૫૮ | ૮૩ |
| ગ્રામ્ય | ૭૨ | ૧૦૨ | ૧૨૮ |
| કુલ | ૧૦૬ | ૧૬૦ | ૨૧૧ |

**પાણીની જરૂરિયાત :**

ઈ સ ૨૦૦૧માં ૧૫૧૪ મિલિયન લીટર્સ દરરોજના

ઈ સ. ૨૦૨૧મા ૨૧૬૭ મિલિયન લીટર્સ દરરોજના

આજે ૨૪૦ એમ. એલ ડી સિંચાઈનું પાણી પીવાના પાણી માટે વપરાય છે. આવું પાણી વધુ ને વધુ આપવાથી તેલીબિયાંના ઉત્પાદન પર અસર થાય છે

— વિસ્તારમાં કોઈ મોટો સ્રોત નથી મધ્ય ગુજરાતમાં મહી અને નર્મદામાં આ સ્રોત છે.

નિરવમાર્ગ

ઘરગથ્થુ ઉપયોગ માટે ૧૦૬ મીલીયન એકર ફીટ જેટલું નહેરનું પાણી નર્મદા ટ્રીબ્યુનલે ફાળવ્યું છે. પણ આ પાણી ઈ સ ૨૦૦૨–૨૦૦૩માં મળશે આ સમયના ગાળા દરમિયાન ગુજરાતને ત્રણથી ચાર વાર અછતનો સામનો કરવો પડશે

આ વિસ્તારોમાં પાણી લાવવા માટે જે મોટી યોજના હાથ ધરવી પડશે તે માટે ૩૦૦થી ૪૦૦ કીલોમીટર લાંબી પાઈપલાઈન જરૂરી છે

રૂ. ૨૦૦ કરોડના ખર્ચે નર્મદામાંથી ૨૫૦થી ૨૮૦ એમ એલ ડી પાણી લાવવા માટેની યોજના માટેની વિગતો ટૂંકમાં નીચે મુજબ છે રાજ્ય પાસે આવી મોટી યોજનાના અમલ માટે જરૂરી નાણાં નથી

આ માર્ગની પાઈપલાઈન મહી નદી ઓળંગ્યા પછી તારાપુર થઈ સીધી સૌરાષ્ટ્ર પહોંચશે

મહીના નજીકના કૂવાના સ્થળથી મુજપુર પુલના બીજા છેડાથી તારાપુર થઈ વટામણ–ત્યાંથી પીપરી થઈ ધંધુકા ત્યાંથી રાણપુર–પાળીઆદ–વીંછીયા–જસદણ અને જસદણથી રાજકોટ કુલ અંતર કી મી ૩૩૪

આ માર્ગ અમદાવાદ, રાજકોટ, ભાવનગર, અમરેલી એમ ચાર જિલ્લાઓને લાભદાયી થશે.

ટૂંકમાં, જો લાંબા ગાળાના આયોજનની નજરે વિચાર કરીએ તો નર્મદામાંથી પાણી લેવા માટે રેડિઅલ કલેક્ટર કૂવાઓનો ઉપયોગ કરવો અને તે મુજબ પાઈપલાઈન નાખીએ તો સૌને માટે શ્રેષ્ઠ અને સુગમતાભર્યો માર્ગ છે :

ખર્ચની વિગતો આવી છે —

| | | |
|---|---|---|
| પાંચ રેડિયલ કલેક્ટર કૂવાઓ | રૂ. | ૩૮૫ લાખ |
| પાઈપલાઈનની કિંમત | રૂ. | ૧૬,૯૭૬ લાખ |
| ૧૦ પમ્પીંગ સ્ટેશનો | રૂ | ૪,૦૦૦ લાખ |
| | | ૨૧,૩૬૧ લાખ |

નયા માર્ગ, (૧૬ એપ્રિલ, ૧૯૮૬)



## કાવ્યસંગ્રહો

**હોંકારો** : કરસનદાસ લુહાર, પ્ર૦ ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભવન, આશ્રમમાર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૯, રૂ૦ ૨–૫૦

**ઝરમર** (વર્ષા કાવ્યસંકલન) સંપા૦ : પીરેન ગાંધી, રંગરેખા ટ્રસ્ટ પ્રકાશન, સુરૂપ મુદ્રિકા, કન્યા છાત્રાલય સામે, યાજ્ઞિક રોડ, રાજકોટ.

**આંબે આવ્યા મોર** (બાળકાવ્યો) : રાજેન્દ્ર શાહ, પ્ર૦ ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમમાર્ગ, અમદાવાદ-૯, રૂ૦ ૧૦–૦૦

**પર્યાય તારા નામનો** : હનીફ સાહિલ, પ્ર૦ કા૦ લા૦ સ્વાધ્યાય મંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમમાર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૯, રૂ૦ ૧૦–૦૦

**લગભગ** હરીશ ધોબી, પ્રકાશન ઉપર મુજબ, રૂ૦ ૫–૦૦

## મુસ્લીમ સ્ત્રીઓનું બિલ . સરકારની કેફિયત

તલાકશુદા મુસ્લિમ સ્ત્રીઓના હક્કોનુ રક્ષણ (!) કરવાનો કહેવાતો દાવો કરતું બિલ ભારતની સંસદે છઠ્ઠી અને આઠમી મેના રોજ અનુક્રમે લોકસભા અને રાજ્યસભાએ તેર-ચૌદ કલાકની વણથંભી ચર્ચાને અંતે ભારે બહુમતીથી પસાર કર્યું, એના ભારતના સામાજિક-સાંસ્કૃતિક ઇતિહાસમાં અને તેથી ભારતના રાજકારણમા કેવા પ્રત્યાઘાત પડશે, એ હાલને તબક્કે કહેવું મુશ્કેલ છે. રાજીવ ગાંધીના ૧૮ મહિનાના શાસનકાળ દરમિયાન (ગિરિલાલ જૈનના અભિપ્રાય અનુસાર તો કટોકટીની જાહેરાત પછી) કોઈપણ બાબતે આ બિલ જેટલા વિવાદ અને ગરમી પેદા કર્યા નથી મુસ્લિમ મહિલાઓના જાગૃત વિભાગો, સ્ત્રી સંગઠનો, લગભગ બધા જ વિરોધપક્ષો, બુદ્ધિજીવીઓ, ધારાશાસ્ત્રીઓ, ન્યાયવિદો, પત્રકારો અને કેટલાક જાણીતા મુસ્લિમ અગ્રણીઓ—આ બધાની વિનતી, આજીજી, કાકલૂદીને જીદે ચડેલા યુવાન વડા પ્રધાને ઠુકરાવીને પક્ષપલ્ટા વિરોધી કાયદાનું ઓઠુ લઈને તાબડતોબ આ કાયદો પસાર કરાવી દેવાનું કર્યું, એની પાછળ એમના વિવિધ ઈરાદાઓની અટકળો થાય છે.

ખરડો પેશ કરતા સરકાર તરફથી તેની જે સત્તાવાર કેફિયત રજૂ કરવામાં આવી તેનો મતલબ કંઈક આવો છે: શાહબાનુ કેસના ચુકાદાને કારણે ભારતની સૌથી મોટી લઘુમતી-મુસ્લિમોમા તેમના પર્સનલ લૉમા દખલગીરી કરવામાં આવી રહી છે એવી શકાને મોટા પ્રમાણમા બળ મળ્યું છે. એ શકાને દૂર કરવા માટે આ ખરડો પેશ કરવામા આવ્યો છે કે સી ૫ત અને અરુણ નહેરુએ પાર્લમેન્ટમા જણાવ્યું કે હાલને તબક્કે દેશની લઘુમતીઓ (સૌથી મોટી લઘુમતી-મુસ્લિમો)માં 'વિશ્વાસ અને ભરોસો' પેદા કરવાની તાતી જરૂર છે· તલાકની બાબતમાં મુસ્લિમોમાં જે દષ્ટિબિન્દુઓ પ્રવર્તે છે, તેનો આદર કરવાનો ઈરાદો આ બિલ પાછળ રહેલો છે. ઉપરાંત, આ બિલ મુસ્લિમોના હિતમાં છે, અને 'આપણે આપણા વિચારો તેમના પર લાદવા ન જોઈએ' (વ્હીપ આપીને કોંગી નેતાગીરી પોતાના સંસદસભ્યો પર પોતાના વિચારો લાદે, એનો વાધો નહિ!) કાયદાપ્રધાન અશોક સેને ખાતરી ઉચ્ચારી કે 'જ્યા સુધી આ સરકાર હોદ્દા પર છે ત્યા સુધી મુસ્લિમોના વાજબી હિતોનુ રક્ષણ કરવામા તે પાછી પાની નહિ કરે' રામનિવાસ મિરધા (સંવહન ખાતાના રાજ્યમંત્રી)ના કહેવાનુ તાત્પર્ય હતું કે તલ્લાક અને વારસા જેવા મુદ્દાઓની બાબતમાં મુસ્લિમ પર્સનલ લૉનુ અર્થઘટન કરવાનું કામ દેશની અદાલતોના કાર્યક્ષેત્રની બહાર મૂકવાની સરકારની ઇચ્છા છે

આ ઉદ્ઘોષિત ઈરાદા અને આશયોનું અર્થઘટન ગમે તે કરીએ; એક વાત સ્પષ્ટ છે: સરકાર મુસ્લિમ રૂઢિવાદી અને કોમવાદી પરિબળો આગળ ઝૂકી ગઈ છે સંવેદનશીલ બનતા કોમી વાતાવરણમા સરકારની આ 'શરણાગતિ' હિન્દુ કોમવાદને કેટલો અને કેવો સહકારશે, એ તો અટકળનો વિષય છે. પણ સૌથી વિશેષ તો મુસ્લિમ મહિલાઓની સ્થિતિ ઘણી કફોડી બનશે ત્રણવાર 'તલ્લાક'ના શબ્દો ઉચ્ચારની લટકતી તલવાર હેઠળ ફફડતી મુસ્લિમ સ્ત્રીઓ માટે તેમના પતિ પાસે ભરણપોષણ મેળવવા અદાલતોના બારણાં ભીડાઈ જતા તેમણે પિયરિયાને પનારે પડવુ પડશે અથવા આર્થિક રીતે હંમેશાં મોંઘા વક્ફ બોર્ડની દયા પર ગુજારો કરવો પડશે

—દિનેશ શુક્લ

# 'બંધારણ સાથે છેતરપિંડી'

૧. તલાકશુદા મુસ્લિમ સ્ત્રીઓના હક્કોનું રક્ષણ કરવાનો દાવો કરતું બિલ ભારતીય બંધારણ સાથે છેતરપિંડી છે જે વિષય પર કાનૂન ઘડવાની પોતાને સત્તા નથી, એ પૂરેપૂરું જાણવા છતાં જ્યારે કોઈ ધારાસભા એ વિષય પર કાયદો ઘડવા અગ્રેસર થાય છે, ત્યારે સામાન્ય રીતે આવો શબ્દપ્રયોગ ('બંધારણ સાથે છેતરપિંડી'—ફ્રોડ ઑન કૉન્સ્ટીટ્યુશન) થાય છે બંધારણ અને તેના અર્થઘટનના પૃથક્કરણને આધારે હું આ શબ્દપ્રયોગ કરું છું'

૨. જેને અંગત કાનૂન (પર્સનલ લૉ) કહેવાય છે, તેનો ક્યાંય, કશો ઉલ્લેખ આપણા બંધારણમાં છે જ નહિ કલમ ૩૭૨ માત્ર એટલું જણાવે છે કે બંધારણ અમલમાં આવ્યું તે પહેલાં તરત જે કાયદાઓ અમલમાં હતા, તે કાયદાઓ ધારાસભાઓ તેમને રદ ન કરે અથવા તેમાં સુધારા ન કરે ત્યાં સુધી ચાલુ રહેશે પણ આ કલમમાં દીવા જેવું સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે આવા કાયદા બંધારણની બીજી જોગવાઈઓ સાથે સુસંગત હોવા જ જોઈશે બંધારણની કલમ ૧૩ સ્પષ્ટપણે જણાવે છે કે આવા અગાઉના કાયદા મૂળભૂત હક્કો સાથે જો અને જેટલા પ્રમાણમાં અસંગત હશે, તો અને તેટલા પ્રમાણમાં તે રદબાતલ ગણાશે એથીય વિશેષ, આ હક્કો ઝૂંટવાઈ જાય અથવા મર્યાદિત થાય એ રીતે રાજ્ય કાયદા ઘડશે નહિ અને છતાં જો તે તેમ કરશે તો કાયદા એટલા પ્રમાણમાં રદબાતલ ગણાશે બંધારણમાં ક્યાંય અંગત કાનૂનનો ઉલ્લેખ જ નથી છતાં બંધારણ અસ્તિત્વમાં આવ્યું તેના નિકટના ભૂતકાળમાં આવા કાયદાઓ હોય તો પણ તે મૂળભૂત હક્કો સાથે સુસંગત હોવા જ જોઈએ, જો ન હોય તો તે રદબાતલ ગણાય 'અંગત કાનૂન'નો જો બંધારણમાં અલગ રીતે સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં ન આવ્યો હોય તો બંધારણ અમલમાં આવ્યું તે પહેલાં તે અસ્તિત્વમાં હતા, એમ માની શકાય અને તેમને કલમ ૩૭૨ હેઠળ જ આવરી લઈ શકાય જ્યાં સુધી મૂળભૂત હક્કોને તે છીનવી લેતા ન હોય, અથવા તેમના પર કાપ મૂકતા ન હોય ત્યાં સુધી જ તે અમલમાં રહી શકે

૩. આથી, 'અંગત કાનૂન' શબ્દપ્રયોગ લોકોને છેતરવા માટે, લોકોને ગેરમાર્ગે દોરવા માટે કરવામાં આવે છે, તેનો ઉપયોગ ભલે ને પછી ગમે તે કરતું હોય। વિષય પરત્વે સ્પષ્ટ વિચારણા કરવામાં આ શબ્દપ્રયોગ મોટામાં મોટા અવરોધની ગરજ સારે છે અને રાજ્યની કાયદાવિહીનતાને મદદરૂપ થાય છે.

૪ આ બિલ 'પર્સનલ લૉ'ને વિષે છે, એવું કહી શકાય નહિ હાલ અમલમાં હોય એવા કેટલાક કાયદાઓમાં તે ફેરફાર કરવા તાકે છે બસ એટલું જ કાનૂન અને બંધારણ શું છે એટલું તો પાર્લમેન્ટ જાણતી હશે એવી આપણે અપેક્ષા રાખી શકીએ ને। અને બંધારણ પ્રત્યે વફાદારીના સોગંદ લેતા પ્રધાનો પણ આટલું જાણતા હશે એવું માની શકીએ ને।

૫. બિલ, શાહબાનો ખટલામાં, સ્ટોર્ક (સરપ્રમુખ. મહી. ઈ. એસ.ટી. વાર.!.), તે બંધારણમાં સ્થાપિત મૂળભૂત હક્કોનો ભંગ કરનાર ન હોવો જોઈએ, એમ કલમ ૧૩ જાહેર કરે છે બિલ કલમ ૧૪ (સમાનતાનો હક્ક)નો ભંગ કરે છે કારણ કે ક્રિમિનલ પ્રોસીજર કોડની ધારા ૧૨૫ હેઠળ છૂટાછેડા મેળવેલ બીજી બધી પત્નીઓ તેમના પતિઓ પાસેથી ભરણપોષણ મેળવી શકે છે, જ્યારે આ બિલ કાયદો બનતા માત્ર મુસ્લિમ પત્નીઓ તેમના પતિઓ પાસેથી ભરણપોષણ મેળવી શકશે નહિ માત્ર ઇદ્દતના સમય દરમિયાન ભરણપોષણ આપવાનો હુકમ મેજિસ્ટ્રેટ કરી શકશે ત્યાર પછી, તલાકશુદા મુસ્લિમ સ્ત્રીના સગા અને તેઓ આપી શકે તેમ ન હોય તો વકફ બોર્ડને ભરણપોષણ આપવાનો હુકમ મેજિસ્ટ્રેટ કરી શકે આમ, આ બિલ મુસ્લિમ સ્ત્રીઓને એક જુદા, અલગ વર્ગ

જાણે છે તલાકશુદા મુસ્લિમ સ્ત્રીઓને અલગ વર્ગ તરીકે ગણવાની બાબત 'વાજબી વર્ગીકરણ' (રિઝનેબલ કલાસીફીકેશન)ના સિદ્ધાંતનો ભંગ કરે છે મેનકા ગાંધી કેસના ચુકાદામાં સર્વોચ્ચ અદાલતે સ્થાપિત કર્યું છે કે કલમ ૧૪ હેઠળ કરવામાં આવનાર વર્ગીકરણ વાજબી હોવું જોઈએ, એટલું જ નહિ, તે બિનમનસ્વી પણ હોવું જોઈએ, જેનો આ બિલ સ્પષ્ટપણે ભંગ કરે છે. ઉપરાંત કલમ ૧૫ (૧)માં જણાવવામાં આવ્યું છે કે રાજ્ય ધર્મના આધાર પર એક નાગરિક અને બીજા નાગરિક વચ્ચે કોઈ ભેદ કરશે નહિ બિલ આનો પણ ભંગ કરે છે મુંબઈ ફૂટપાથવાસીઓના કેસ (ઓલ્ગા ટેલિસ વિ૦ મુંબઈ મ્યુનિ૦ કોર્પોરેશન)માં સર્વોચ્ચ અદાલતે જાહેર કર્યું છે કે જીવન પોષણનો હક્ક કલમ ૨૧ હેઠળના જીવન અને સ્વાતંત્ર્યના ભાગ રૂપે છે, તેનો પણ આ બિલથી ભંગ થાય છે કારણ કે તલાકશુદા મુસ્લિમ સ્ત્રીને ભરણપોષણ કોણ આપશે, તેનાં સગાં કે વકફ બોર્ડ એ નક્કી કરવામાં મેજિસ્ટ્રેટને ઘણો લાંબો સમય લાગશે ત્યાં સુધી એ સ્ત્રી કેવી રીતે ભરણપોષણ કરશે? વચગાળાની ભરણપોષણની કોઈ જોગવાઈ બિલમાં કરવામાં આવી નથી

૬ કાનૂન પ્રધાન, કાયદાના રાજ્યકક્ષાના પ્રધાન એ બધા સર્વોચ્ચ અદાલતના મિનિયર એડવોકેટો રહી ચૂકયા છે. દેશનો કાનૂન શું છે એટલું તો ક્રમબદ્ધ તેઓ જાણતા હોવા જોઈએ ને? અને કેબિનેટના સભ્યો તરીકે જ્યારે એમણે બંધારણ પ્રત્યેની વફાદારીના સોગંદ લીધા હોય ત્યારે બંધારણ વિષે પણ તેમને જાણકારી હોવી જોઈએ ને!

૭. કલમ ૨૫ હેઠળ શ્રદ્ધા અને ધર્મ સ્વાતંત્ર્યનો અધિકાર આપવામાં આવ્યો છે. તેની પૂર્તિ કરવા આ બિલ લાવવામાં આવ્યું છે, એવો દાવો કરવામાં આવ્યો છે, જે કોઈ રીતે ગળે ઊતરે એવો નથી. જાહેર આરોગ્ય, જાહેર વ્યવસ્થા અને **નીતિમત્તાના** આધાર પર મૂકવામાં આવેલી મર્યાદાઓને અધીન આ હક્ક ભોગવવાનો છે. નીતિમત્તાની મર્યાદાઓ એટલે શું, એવો પ્રશ્ન કોઈ નેય થાય. બીજા કોઈ ધર્મ અથવા શ્રદ્ધાની નીતિમત્તાની મર્યાદા તો હોઈ શકે નહિ એટલે 'નીતિમત્તા'નો અર્થ અહીં **બંધારણીય નીતિમત્તા** એવો જ કરી શકાય બંધારણની કલમો ૧૪, ૧૫ અને ૨૧નું સર્વોચ્ચ અદાલતે કરેલ અર્થઘટન, નાગરિકોની મૂળભૂત ફરજો અને રાજ્યના માર્ગદર્શક સિદ્ધાંતો—આ છે બંધારણીય નીતિમત્તાના મુખ્ય સ્તંભો ધર્મ અથવા શ્રદ્ધાનું સ્વાતંત્ર્ય એમને અધીન રહીને ભોગવવાનું. બંધારણીય નીતિમત્તાના આ સિદ્ધાંતોનો ભંગ થાય એ રીતે પાર્લમેન્ટ કાયદા ઘડી ન શકે. આ બિલ બંધારણીય નીતિમત્તાના આ સિદ્ધાંતોનો કેવો સરિયામ ભંગ કરે છે, એ જરા જોઈએ. ૧૪, ૧૫ અને ૨૧ કલમો હેઠળ ઘોષિત મૂળભૂત હક્કોનો બિલ કેવી રીતે ભંગ કરે છે, એ આપણે જોયું, હવે મૂળભૂત ફરજો અને નીતિદર્શક સિદ્ધાંતોનો કેવો સરિયામ ભંગ થાય છે, તે તરફ નજર કરીએ.

૮. પાર્લમેન્ટના સભ્યો પહેલ પ્રથમ તો નાગરિકો છે અને કાયદો ઘડતી વખતે બંધારણના ભાગ ૪-એ (નાગરિકોની મૂળભૂત ફરજો) અનુસાર વર્તવા બંધાયેલા છે. કલમ ૫૧-એ (ઇ) જણાવે છે, "સ્ત્રીઓને હલકી પાડે, તેમનો આદરભંગ કરે એવી બધી પ્રથાઓનો ત્યાગ કરવાની' બધા નાગરિકોની બંધારણીય ફરજ છે. આ બિલ આવી પ્રથાનો ત્યાગ કરવાની વાત તો દૂર રહી, તેને સંસ્વીકૃત કરવાનું કામ કરે છે ૫૧-એ (એચ) જણાવે છે કે બધા નાગરિકોએ 'વૈજ્ઞાનિક માનસ' (સાયન્ટિફિક ટેમ્પર) વિકસાવવું 'પર્સનલ લૉ'નો બંધારણમાં ક્યાંય ઉલ્લેખ નથી, છતાં તેને નામે ગજબડાવ્યે રાખવું (ખુદ સંસદનાં પણ) તે વૈજ્ઞાનિક માનસ ન ગણાય. કાયદા, ચાલુ અને ઉચિત, જાણવા, સમજવા અને બંધારણ સાથે તેમની સુસંગતિ સમજવી 'વિચારવી'—આ બધાંનો સમાવેશ 'વૈજ્ઞાનિક માનસ'માં થાય (પાર્ટી વ્હીપ આપી દે, એટલે આંગળા ઊંચી કરી દેવી એનો અને 'વૈજ્ઞાનિક માનસ'નો મેળ ન ખાય!)

એમાં જ આગળ જણાવાયું છે કે બધા 'નાગરિકોએ 'માનવવાદ'ની ભાવના અને સુધારાની ઝખના ("સ્પિરિટ ઑફ રિફૉર્મ") વિકસાવવી આ ફરજો અને બિલની જોગવાઈઓનો કયાંય કશો મેળ ખાય ખરો? પતિએ ઠુકરાવેલ બાલબચ્ચાંવાળી ભારતીય (હિન્દુ-મુસ્લિમ સૌ કોઈ ભારતીય એ અર્થમાં) સ્ત્રીને તેનાં પિયરિયાં કે વકફ બૉર્ડ જેવી ધર્માદા સંસ્થાને હવાલે કરી દેવામાં માનવવાદ અને સુધારાની ઝખના કઈ રીતે સિદ્ધ થવાના? એ જ રીતે કલમ ઇ (એફ) જણાવે છે કે 'ભારતના બધા લોકોએ ધાર્મિક, ભાષાકીય, પ્રાદેશિક અથવા વિભાગીય તમામ વિવિધતાઓને અતિક્રમી સંવાદિતા અને ભ્રાતૃભાવની ભાવના વિકસાવવી જોઈએ' આ બિલ આ ફરજનું પણ ઉલ્લંઘન કરે છે.

૯ રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતોનો તો આ બિલ મોટા પાયે ભંગ કરે છે. કલમ ૩૭ આદેશ આપે છે કે દેશના શાસનમાં આ સિદ્ધાંતોને પાયાનું સ્થાન આપવામાં આવે અને કાયદા ઘડતી વખતે આ સિદ્ધાંતોનો અમલ કરવાની રાજ્યની ફરજ રહેશે

કાયદા ઘડતી વખતે રાજ્યે કયા સિદ્ધાંતોને ધ્યાનમાં રાખવા જોઈશે? અને આ બિલ આ સિદ્ધાંતોથી કેવી રીતે વિપરીત છે?

(અ) કલમ ૩૮ (૧) જણાવે છે કે લોકોના યોગક્ષેમ માટે રાજ્ય જહેમત ઉઠાવશે અને એવી સમાજ-વ્યવસ્થા સ્થાપવા, વિકસાવવા અને એટલી અસરકારક રીતે પ્રયત્ન કરશે, જેથી સામાજિક આર્થિક અને રાજકીય ન્યાય રાષ્ટ્રીય જીવનની બધી સંસ્થાઓને પ્રેરણા આપતો હોય આ બિલથી આ સિદ્ધાંત સિદ્ધ થાય છે, એમ કોઈ પ્રામાણિકપણે કહી શકશે?

(બ) ૩૮ (૨) જણાવે છે કે 'રાજ્ય વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની, દરજ્જા, તક અને સવલતોની અસમાનતાઓ દૂર કરશે' આ બિલ આ સિદ્ધાંતનો અમલ કરે છે એમ કોઈ છાતી પર હાથ મૂકીને કહી શકશે, વારુ?

(ક) કલમ ૩૯ (૧) રાજ્યને આદેશ આપે છે કે તેણે એવી નીતિઓ ઘડવી, જેથી સ્ત્રીઓ અને પુરુષોને સમાન ધોરણે પૂરતા પ્રમાણમાં જીવનપોષણનો અધિકાર પ્રાપ્ત થાય આ બિલ કઈ રીતે આ સિદ્ધાંતનો અમલ કરશે?

(ડ) કલમ ૪૧ જણાવે છે, જે લોકો પોતાના કશા વાંકગુના વિના કફોડી સ્થિતિમાં મૂકાયા હોય, તેમની જરૂરિયાતો રાજ્યે પૂરી કરવાનો પ્રયાસ કરવો આ બિલ આવા લોકોની જરૂરિયાતો પૂરી કરવાની વાત તો કયાંય રહી, ઉલટાનું મુસ્લિમ સ્ત્રીઓને પોતાના કશા વાંકગુના વિના એવી કફોડી સ્થિતિમાં ધકેલી મૂકે છે

(ઇ) કલમ ૪૪ બધા નાગરિકો માટે એક સરખો સિવિલ કોડ દાખલ કરવાનો રાજ્યને આદેશ આપે છે. આ બિલથી એ દિશામાં તસુભાર પણ આગળ વધાય છે, એમ પ્રામાણિકપણે કોઈ કહી શકશે?

(ઍફ) કલમ ૪૬ 'સમાજના નબળા વિભાગો' માટે ખાસ દરકાર લેવા રાજ્યને આદેશ આપે છે. તલાકશુદા મુસ્લિમ સ્ત્રીઓ જ શા માટે, પરંપરાગત ધાર્મિક માન્યતાઓ હેઠળ જડબેસલાક નિમ્નતાઓની બેડીઓમાં જકડાયેલી બધી જ સ્ત્રીઓનો સમાવેશ આ 'નબળા વિભાગો'માં થઈ જાય આ બિલ કઈ રીતે આ નબળા વિભાગો માટે ખાસ દરકાર લે છે?

(જી) અને છેલ્લે કલમ ૫૧ (ઈ) આંતરરાષ્ટ્રીય કાનૂન માટે આદર દૃઢ કરવા રાજ્યને આદેશ આપે છે. રાષ્ટ્રસંઘનાં અનેક કરારો અને ઘોષણાઓ, જેનું ભારત પક્ષકાર છે, તેમાં સ્ત્રીઓ સાથે ભેદભાવ નહિ રાખવાનું જણાવાયું છે આ બિલ આ આદેશનો પણ ખુલ્લેખુલ્લો ભંગ કરે છે.

બાબતે અદાલત ફેરવિચારણા કરે તેવું વિધાન કરી, રૂઢિપંથીઓની જમાતમાં ગમે તે કારણસર બેસી જવાનું મુનાસિબ માન્યું. છતેલો અરજદાર આવી પીછેહઠ કરે એ પણ અભૂતપૂર્વ હતું. તલ્લાકમુક્તિ મોરચાના નેજા હેઠળ સ્ત્રીઓના સરઘસો નીકળ્યા, અને સ્ત્રી સમાજ સેવિકાઓએ શાહબાનુને પીછેહઠ કરવાની ફરજ પાડનાર તત્વોને ઉઘાડાં પાડવા સી. બી. આઈ ની તપાસની પણ માગણી કરી.

દરમિયાન, આસામમાં કોન્ગ્રેસ પક્ષની જબરદસ્ત હાર થઈ, અને સંગઠિત લઘુમતી મંચ (UMF)ને સારી એવી બેઠકો મળતાં દેશ આખાએ એક આંચકો અનુભવ્યો. લોકશુશામતી અને મતપેટીઓના રાજકારણે સમગ્ર પ્રશ્નને નવો અને કમનસીબ વળાંક આપ્યો. પ્રધાનમંત્રી રાજીવ ગાંધીએ મુસ્લિમ રૂઢિપંથીઓની સલાહસૂચનાને આધારે એક ખરડો લોકસભામાં લાવવાનું તાક્યું, જે તલાકશુદા મુસ્લિમ સ્ત્રીઓને ક્રિમિનલ પ્રોસીજર કોડની ૧૨૫ થી ૧૨૮ કલમોમાંથી બાકાત રાખે અને ભરણપોષણની જવાબદારી સ્ત્રીના સગા સંબંધીઓ અને/અથવા વકફ બોર્ડ પર નાખે. સમગ્ર અખબારી આલમે 'એકવીસમી સદી'માં દેશને લઈ જવાની વાત કરતા વડાપ્રધાનના આ મધ્યયુગીન પગલાને સખત શબ્દોમાં વખોડયું અને લાલબત્તી ધરી. પરન્તુ, વીઆઈપીની ગાડીઓ ટ્રાફિક સિગ્નલને લક્ષમાં લેતી નથી, તે જ રીતે રાજીવ ગાંધી કશું ગણકાર્યાં વિના ખરડો સંસદમાં લાવ્યા. વિપક્ષો, મહિલા સંગઠનો, જાણીતા ન્યાયવિદોના સખત વિરોધ વચ્ચે સંસદે મેના પ્રથમ અઠવાડિયામાં (છઠ્ઠી મે, લોકસભા; આઠમી મે રાજ્યસભા) પક્ષના વ્હીપની ચાબૂક હેઠળ ભારે બહુમતીએ પસાર કર્યો.

વડાપ્રધાને શરૂમાં સર્વોચ્ચ અદાલતના ચુકાદા ટાણે જે વલણ પ્રગટ કર્યું હતું, તેમાંથી તેમણે શીર્ષાસન કર્યું અને આ અકલ્પ્ય વળાંક ન સ્વીકારી શકનાર કેન્દ્રના કોંગી યુવાન રાજ્યમંત્રી આરીફ મોહમ્મદ ખાને રાજીનામું આપ્યું. શાહબાનુ ચુકાદાની સંસદની ચર્ચા ટાણે કોંગીના અન્ય મંત્રી અન્સારીએ રૂઢિપંથી બની અદાલતની ટીકા કરી હતી ત્યારે આરીફમિયાએ ચુકાદાને ખુલ્લા હાથે આવકારતાં તેને પ્રગતિશીલ અને સ્ત્રીઓ માટે અત્યંત મહત્ત્વનો ગણાવ્યો હતો.

સમગ્ર વીગતો જોતાં, સ્ત્રીહકનું હિમાયતી સામયિક 'માનુષી' તેના તાજા અંકમાં કહે છે, તેમ અખબારોએ અને ખુદ અદાલતે આ ચુકાદાને સ્ત્રી અધિકારની સીમાનો નહી રહેવા દઈને તેને કોમી રંગ પૂરો પાડયો છે. કોઈ પણ કોમ કે ધર્મની સ્ત્રીની સ્થિતિ આજે સંતોષપ્રદ કે આનંદદાયક તો નથી જ. સમાજને, સામાજિક બનાવોને સ્ત્રીની નજરે અવલોકવાનો પ્રયત્ન કરતા લેખિકા સોનલ શુક્લ કહે છે તેમ સમગ્ર ભારતીય સમાજમાં સ્ત્રીનું સ્થાન અછૂતો કરતાંય અછૂતનું રહ્યું છે. પરિસ્થિતિ પલટાઈ રહી છે તે સાચું, પરન્તુ આજે પણ હજુ લોકમાનસ સ્ત્રીને પુરુષ સમોવડી ગણતું નથી અને અનેક બાબતોમાં વહેરોઆંતરો કરે છે, તેને ઉતરતી ગણે છે, તેની જન્મજાત મર્યાદાઓને નામે સતત અનાદર કરે છે.

સ્ત્રી સ્વાતંત્ર્યની અધિકારી નથી અથવા પીટવાને જ પાત્ર છે એવી કહેતીઓ આજેય લોકજીભે ઉચ્ચારાતી રહે છે અને પુરુષપ્રધાન સમાજ પોતાના એકાધિકારપણાના ગઢની કાંકરી પણ ખેરવવા તો તે કબૂલ-મંજૂર રાખવા જેટલો સમાનતાવાદી બન્યો નથી તે આ ચુકાદા નિમિત્તે સાકાર થયેલી ઘટનાઓ બતાવી આપે છે.

બીજી તરફ, સાડા સાત કરોડની મુસ્લિમ પ્રજા જે ભારતની કુલ વસ્તીનો લગભગ સાડા અગિયાર ટકાનો હિસ્સો ધરાવે છે તેના પ્રશ્નોને સહાનુભૂતિપૂર્વક સમજવાને બદલે દેશની બહુમતી લઘુમતી પ્રત્યે પકેલા પર પાટુનો ન્યાય આચરે છે તે સાચે જ દુ:ખદ છે અને રાષ્ટ્રીય એકતા કે સંવાદિતાની ધાર

ખોદનારું છે સહેજે સુધારાવાદી ન ગણાતાં એવા તત્ત્વો જ્યારે આડેધડ આક્ષેપબાજીનો રાહ અપનાવે છે ત્યારે કહેવુ પડે કે તેઓ તેમનો પોતાનો ચહેરો દર્પણમાં જોયા વિના જ વર્તે છે

આ સદર્ભમા શ્રી કાઝીનુ 'ટાઈમ્સ'મા પ્રગટ થયેલુ ચર્ચાપત્ર ટાકવુ અત્યત ઉચિત છે જે આ બાબતે વેધક પ્રકાશ ફેકે છે.

"મુસ્લિમ પર્સનલ લૉની બાબતને ચોક્કસ હેતુ ધરાવતા લોકોએ રાજકીય રગ આપ્યો છે અને ગભીર ચર્ચાના વાતાવરણને જે રીતે દૂષિત કર્યું છે તે સાચે જ દુખદ છે એક મુસ્લિમ તરીકે તો મને પૂરું સમજાય છે કે જોડો ક્યા ડખે છે અને તેનો ઉપાય શો હોઈ શકે, પરન્તુ મને સ્પષ્ટ કહેવા દો કે જેઓ પોતાના સિવાયના બધાને ઉતરતા, પરદેશી અને દેશદ્રોહી ગણે છે અને મુસ્લિમ સ્ત્રીઓની દર્દનાક સ્થિતિ પર જામરૂદ આંસુ સારે છે પણ આ જ બહેનો જ્યારે ભીવંડી, અમદાવાદ, વડોદરા કે મેરઠની ગલીઓમાં વિધવા બને છે, અનાથ બને છે ત્યારે તેમના માટે જેમની પાસે કોઈ સહાનુભૂતિ સિલકમાં હોતી નથી. તેમને હુ કોઈ રીતે દાદ દેવા નથી માગતો એક મુસ્લિમ તરીકે મને સમાન નાગરિક ધારાનો ભરાવે વાધો નથી જો એ ધારો પ્રવર્તમાન વિવિધ ધારાઓની ઉત્તમ બાબતોને અંકે કરતો હોય"

હિંદુઓ એ ભૂલી જાય છે કે તેઓ પણ લગ્ન, છૂટાછેડા અને વારસાઈ જેવી અતિ મહત્ત્વની બાબતોમાં હિંદુ પર્સનલ લૉને જ આધીન છે એકથી વધુ પત્નીઓ રાખવાની છૂટ મુસ્લિમોને છે પણ ભારતમાં સ્ત્રીઓની સ્થિતિ અંગેની 'સમિતિએ' તેના સન ૧૯૭૫ના આપેલા આંકડા (જે ભારતની વસ્તી ગણતરી પર આધારિત છે) એમ કહે છે કે બહુપત્નીત્વનો દર હિંદુઓમાં ૫.૮% છે તો મુસ્લિમોમાં ૫.૭% છે આકડામા તફાવત નહીંવત્ છે છતા એટલું તો સાબિત થાય છે કે જે બાબત માટે હિંદુઓ મુસ્લિમોની ટીકા કરે છે અને જેની સગવડ હિંદુ ધારામા તો છે જ નહી છતાં આપણે તેમની સાથે જ છીએ, સગીરે પાછળ નહી ! આજે ય વારસાઈ હકમાંથી હિંદુ બહેનો રાજીખુશીથી ખસી જાય છે અથવા એવું તેમની પાસે લખાવી લેવાય છે હિંદુઓએ તેમને (ભાઈ-બહેનને) સમાન ગણતા સુધારો કર્યો હોવા છતાં.

હિંદુઓ જરૂર બે ડગલાં આગળ હશે પરન્તુ તે સમાજમા પણ સતી થવાનો, દિકરીને દૂધ પીતી કરવાનો, વિધવા પુનર્વિવાહ વિરુદ્ધનો, લાબા ઘૂમટા તાણવાનો, દહેજનો, આણાનો, પતિ મૃત્યુ પછી કેશવપનનો-એવા ક્રૂર અને અપમાનજનક વ્યવહારો હતા અને કેટલાક આજે ય હશે સુધારાવાદીઓએ એ સમાજના રૂઢિપથીઓ સામે ઘણી ઝીંક ઝીલી છે મુસ્લિમ સમાજ નિરક્ષર રહ્યો છે અને સુધારાવાદી પવનનો પૂરતો લાભ તેને મળ્યો નથી, તેમ લઈ પણ શકતો નથી. અધૂરામા પૂરું લઘુમતી હોવાને કારણે અલગ સમાજને તેની પોતાની માનસશાસ્ત્રીય સમસ્યાઓ પણ હશે આ આખી પૂર્વભૂમિકા સમજ્યા વિના, સમજાવ્યા વિના 'રહેવું હોય તો રહો નહી તો પાકિસ્તાન ચાલ્યા જાવ' જેવાં વિધાનો કોઈ પણ ખૂણેથી થતાં હોય તો તે નિવારવા-અટકાવવાં જોઈએ"

—ઉર્વીશ ઓઝા

# લોકશાહીની પારાશીશી

## પ્રશ્ન પ્રજાતંત્રના પૌરુષના

લોકશાહીમાં અભિવ્યક્તિ સ્વાતંત્ર્યનો એક અસાધારણ કેસ ન્યાયની દેવડીએ આવીને ઊભો છે.

ઇન્દિરા ગાંધીની નિર્ઘૃણ હત્યા પછી ડંકેશ ઓઝાએ અખબારી ચર્ચાપત્રમાં એવું તે શું લખ્યું હતું કે ગુજરાત સરકારને આ સરકારી કર્મચારીનો એક ઇન્ક્રિમેન્ટ રોકવાપણું લાગ્યું? ખેર, અત્યારે તો મામલો ગુજરાત હાઈકોર્ટ સમક્ષ છે, અને હાઈકોર્ટે રાજ્ય સરકારને હાલ પૂરતો મનાઈ હુકમ પણ ફરમાવેલો છે. કેસ ચાલશે ત્યારે પ્રજાને સરકારનું મન સમજાશે અને જ્યારે પણ ચુકાદો આવશે ત્યારે હાલના સર્વિસ રુલ્સના અર્થઘટન બાબત મૂલ્યવાન માર્ગદર્શન સુદ્ધાં મળી રહેશે.

તે દિવસે ડંકેશ ઓઝાએ જે કહેવા તાકેલું તે તો એ હતું કે આવે પ્રસંગે દેશમાં આઘાતનું મોજું ફરી વળે એ સ્વાભાવિક છે, એટલું જ નહીં, પણ નેતાના ખૂનની ભર્ત્સના થાય તોય યોગ્ય છે. તો, આઘાતની જે લાગણી ત્યારે દેશ સમસ્તની હતી તેમાં તેમ જ ખૂનની ટીકામાં આપણા ચર્ચાપત્રી સહુની સાથે હતા.

તે સાથે, ડંકેશ ઓઝાની કોશિશ અંજલિના અતિરેકમાં વહી જવાને બદલે, ઇન્દિરા ગાંધીના નેતૃત્વના મૂલ્યાંકનની પણ હતી. ઇન્દિરા ગાંધીએ ઘર આગણાના પ્રશ્નોની ઉપેક્ષા કર્યાની આમ છાપને એમણે આ સન્દર્ભમાં વાચા આપી હતી તેમ જ આન્ધ્રમાં ચૂંટાયેલી સરકાર સાથે કરાયેલો દુર્વ્યવહાર લોકશાહી રીતે દુરસ્ત ન કહેવાય એમ ઉમેર્યું હતું. ઇન્દિરા ગાંધીની આગેવાની હેઠળ કોંગીમાં ગોઠિયા, ગઠિયા અને સ્વાર્થી લોલુપો સિવાય કોઈ હોઈ જ ન શકે એ વાચકોએ કહેતીનું સ્વરૂપ ધર્યાની યાદ પણ એમણે આપી હતી.

અન્તે, "આ હકીકતોની પાર્શ્વભૂમાં ઇન્દિરાના કાર્યનું, તેમના વ્યક્તિત્વનું મૂલ્યાંકન થાય તે જરૂરી છે" એમ કહીને ચર્ચાપત્ર સમેટતાં એમણે પૂછ્યું હતું, "અન્યથા આપણા પત્રકારો ઇન્દિરાઈ શૈલીના પુરસ્કર્તા અને ભૂઈ ભેંસના મોટા ડોળામાં માનનારા જ મનાશે એમાં કોઈ શંકા ખરી?"

ડંકેશ ઓઝાનો પ્રહાર આમ, ખરું પૂછો તો, વધુ તો અમારા પર એટલે કે ચોથી જાગીર પર–ખાસ કરીને પત્રકારોની રિઢિમ શૈલી પર હતો. પરન્તુ, સરકારને એમાં કેમ જાણે સર્વિસ રુલ્સનો ભંગ લાગ્યો. બને કે કોંગીમાં ગોઠિયાઓ ને ગઠિયાઓ જામી પડ્યાનો ઉલ્લેખ એને વાગ્યો હોય પણ કોંગી એ તો પક્ષ છે, નહીં કે સરકાર. એની ટીકા તે સરકારની ટીકા તો નથી.

રાજ્ય સરકારે સર્વિસ રુલ્સની ટેકનિકલ ગલીકૂંચીનો રાહ લીધો છે અને લોકશાહી અભિવ્યક્તિના રાજમાર્ગથી ચાતરવું પસંદ કર્યું છે તો ડંકેશ ઓઝા અને એમના ધારાશાસ્ત્રી પણ ચર્ચાપત્રમાં થયેલી ટીકા એક વ્યક્તિની છે અને આ વ્યક્તિ મૃત્યુ પામ્યા પછી સરકારની વડી રહેતી નથી એટલે સરકારની ટીકા થયાનો સવાલ જ નથી એવો ટેકનિકલ સ્ટેન્ડ જરૂર લઈ શકે. અને એમાં પ્રથમદર્શનીય દુરસ્તી પણ છે.

પરન્તુ વાસ્તવમા આખો પ્રશ્ન વ્યાપક સન્દર્ભમાં સહવિચાર માગી લે છે લોકશાસનના જે અર્થ આપણને અભિપ્રેત છે એમા કલ્યાણરાજ્ય અને સમાજવાદના અંશો સમાયેલા છે આ બન્ને ખયાલાતોમાં રાજ્યના વિસ્તરતા ક્ષેત્રની વાત સ્વીકૃત છે કલ્યાણયોજનાઓથી માંડીને રાષ્ટ્રીયકરણો અને જાહેર સાહસો સહિતનો જે બધો ઘટાટોપ જામતો આવે છે એમા સરકાર સાથે સંકળાયેલી વ્યક્તિઓ વધતી જ જવાની આ બધાની વૈચારિક ખસી કરવાનો સિદ્ધાંત જો સ્વીકારી લઈએ તો સરવાળે હરાતુ પૌરુષ તે લોકશાસનનું જ હશે

બીજુ, સરકારની જાહેર ટીકા કરવી અને સરકારવિરોધી કારવાઈ કરવી એ બે એક વાત નથી વિશ્વયુદ્ધ દરમ્યાન ઇંગ્લેંડમા એવા ચુકાદા આવેલા છે જેમા અદાલતોએ એ હદે કહ્યુ છે કે કોઈ નાગરિક હિંસાની હિમાયત કરે એટલા માત્રથી ગુનેગાર ઠરતો નથી કારણ, હિમાયત તે કઈ કારવાઈ નથી ખેર, આ બધુ તો અદાલતે જોવાનું છે.

સહુથી પાયાનો મુદ્દો કદાચ એ છે કે સરકારી કર્મચારીઓ પૈકીના બેપાચ ડઝેશો અભિવ્યક્તિની આઝાદી ગુમાવે તે સાથે દેશના શતસહસ્ર નાગરિકો એમનો 'રાઈટ ટુ'નો હક ગુમાવે છે સવાલ ડઝેશ ઓઝાને દસવીસ હજાર રૂપેડીની તાણ પડશે એના કરતા વધુ તો લોકશાસન એનુ લૂણ ગુમાવશે એનો છે, અને એટલે જ તો આ એક એવો કેસ છે જેમા સહુ ચુકાદાની રાહ અધ્ધરજીવે, સરવે કાને જોશે

(અગ્રલેખ 'જનસત્તા' ૭-૫-૧૯૮૬)

## તઘલખી હુકમોથી તોબા

જાહેર તપાસ પંચોના હેવાલ અંગેની જાણકારીમાંથી સસદને પણ બાકાત રાખવાની સત્તા મેળવતો વટહુકમ સસદની બેઠક પૂરી થઈ ગયા પછી કાઢવો એ લોકશાહી પર ખૂની હુમલો છે પ્રચડ બહુમતી મળવાથી બેફામ વર્તનનો પરવાનો મળતો નથી એવુ વડાપ્રધાનશ્રી અને કોંગ્રેસ પ્રમુખશ્રી રાજીવ ગાંધીએ સમજવું પડશે લોકશાહી માર્ગે મળતી સત્તા લોકશાહી માર્ગે જ છૂટી જાય એ એમના માતુશ્રીએ અનુભવ્યુ છે એકાધિકારવાદ દ્વારા તઘલખી હુકમો કાઢીને દેશે મેળવેલી મહામૂલી આઝાદી અને લોકશાહીને ખતરામાં નાખવાનો કોઈ અધિકાર શ્રી રાજીવ ગાંધીને નથી

શીખોની હત્યા કરનારા તોફાનોનું પ્રેરકબળ કોંગ્રેસના આગેવાનો હતા એવું તારણ પિ યુ સી એલ ની તપાસની જેમ મિશ્ર પંચ પણ કાઢે અગર ઇન્દિરાજીના ખૂનની પાછળ પણ બહાર દેખાય છે તે કરતા વધારે ઊંડાણ છે અને મહત્વની વ્યક્તિઓ આ સત્તાઓ સાથે સંડોવાયેલી છે એવુ તારણ ઠક્કર પંચમાંથી નીકળતું હોય તો પણ તેને દબાવવુ ન જોઈએ પંચો નીમવાં અને તેના તારણ જનતાને જાણવા ન દેવાં એ લોકશાહી રસમ નથી

શ્રી રાજીવ ગાંધીએ પોતાના આતરરાષ્ટ્રીય પ્રવાસોમાંથી થોડો સમય બચાવીને ભારતના પાયાના પ્રશ્નો ઉકેલવા કોશિશ કરવી જોઈએ અછતગ્રસ્ત વિસ્તારોની મુલાકાતોનાં ટી વી પરનાં પ્રસારણો, જો પરિસ્થિતિમાં સુધારાનાં પગલા ન લેવાય તો માત્ર પ્રચાર જ ગણાશે લઘુત્તમ વેતન મળતુ નથી એવુ ખુલ્લી રીતે કહેવાયા પછી પણ પરિસ્થિતિ ન સુધરે તો વડાપ્રધાનશ્રીની મુલાકાત માત્ર વાહવાહ મેળવવા જ થઈ એમ ગણાય થોડાં નાણાં ફાળવવાથી પીવાના પાણીનો પ્રશ્ન ઊકલતો નથી નક્કર પગલાં અપેક્ષિત

છે એમ સમજવું જોઈએ. ખાદી ગ્રામોદ્યોગની રોજગારલક્ષી પ્રવૃત્તિ માટે ગયે વરસે ૧૮ ટકાનો કાપ અને આ વરસે બીજો ૫૪ ટકાનો કાપ અને સાથે સાથે માહિતી પ્રસારણ ખાતા માટે ૧૨૦ ટકા વધારાની જોગવાઈ પાછળનું માનસ ખુલ્લું પડે છે. અછત અંગેના પગલા અને રોજગારીનાં પગલામાં ઢીલાશ ચાલુ રહેશે અને ટી. વી. ઉપર માત્ર પોતાનો પ્રચાર જ ચાલુ રહેશે અને ઘટતી લોકપ્રિયતા સત્તાના કેન્દ્રીકરણ અને આપખુદી માટે જ વપરાતી રહેશે તો વહેલો મોડો ભાડો ફૂટી જશે એમાં શંકા નથી. જનતાને ખાતરી થશે કે ઉત્તરોત્તર રોજગારીની યોજનાઓ ઉપર કાપ મૂકતી સરકારને પોતાના માટે એક જ વરસમાં ૧૨૦ ટકા જોગવાઈ વધારીને માત્ર પોતાની ભાટાઈ દ્વારા જ લોકોને આંજવામાં રસ છે, નક્કર કામમાં નહી

— બાબુભાઈ જ. પટેલ



## ઉર્જાનો અવળો વ્યાપાર

આપણા ગુજરાતમા વનપેદાશની આવક અને જાવકના આંકડા ઘેરી ચિંતા ઉપજાવે એવા છે. આપણે ત્યાં દર વર્ષે ૬૦ લાખ ટન બળતણ વપરાય છે ને પાકે છે માત્ર બે લાખ ટન! એ જ રીતે દર વર્ષે ઇમારતી લાકડુ ૪.૫ લાખ ઘનમીટર વપરાય છે ને જંગલોમાથી પાકે છે માત્ર ૧.૫ લાખ ઘનમીટર!! આમ દર વર્ષે ૫૮ લાખ ટન બળતણની અને ૩ લાખ ઘનમીટર ઇમારતી લાકડાની ખોટ પૂરી કરવા માટે આપણાં જંગલો કપાતા જ જાય છે ને તો પણ આપણે તો ઉર્જાશક્તિને બેફામ રીતે વેડફ્યા જ કરીએ છીએ!!

કોઈપણ ધંધામા આવક ઓછી થાય ને જાવક વધી જાય તો ધંધો કરનારની ઊંઘ ઊડી જાય, દેવાળિયા વ્યાપારમાંથી એ તુરત પાછો વળી જાય ને આવક વધે તેમજ જાવક ઘટે તે માટે રાત-દહાડો એક કરીને મંડી પડે

વ્યક્તિગત ધંધામાં આવી કાળજી લેનારા આપણે રાષ્ટ્રની ઉર્જાશક્તિના અવળા વ્યાપારની બાબતમાં કેટલી બધી બેકાળજી રાખીએ છીએ? આવી જ હાલત ચાલ્યા કરશે તો આપણી વનસ્પતિનું નિકંદન નીકળી નહિ જાય? ગુજરાતની ધરતી મરુભૂમિમાં પલટાઈ નહિ જાય?

માટે જ, આપણે સૌએ પૂરેપૂરા સજાગ બની જઈને ઉર્જાશક્તિની આવક વધે અને જાવક ઘટે એ દિશાના નિષ્ઠાવાન પ્રયત્ન કરવા અતિ-અતિ જરૂરી છે

— સદ્‌વિચાર-પરિવાર

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

પ્રકાશક અને મુદ્રક રમેશ ર દવે, બાલગોવિંદ પ્રકાશન, ૧૧૬૦, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ-૧

# વિશ્વમાનવ

[ માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા અંગેનું માસિક ]

અનુક્રમ


| | | |
|---|---|---|
| સંસ્કૃતિ રાષ્ટ્રીય એકતાનો આધાર | ૨૦૧ | ડૉ એસ આર સેહગલ |
| આન્તરરાષ્ટ્રીય જળ-દસકો ભ્રામક પ્રગતિ | ૨૦૫ | સુધીરેન્દ્ર શર્મા |
| 'સત્ય'ને ગળે ટૂંપો દેતો વટહુકમ | ૨૦૮ | દિનેશ શુક્લ |
| સ્ત્રી પર અમાનુષી અત્યાચાર : લિંગપરખ ને બાલિકા-ગર્ભપાત | ૨૧૧ | ઇલા પાઠક |
| ભોપાલ દુર્ઘટના, ભારત સરકાર અને મલ્ટીનેશનલ કંપનીની જવાબદારી | ૨૧૭ | દિનેશ શુક્લ |
| ધર્માનન્દ કોસમ્બી | ૨૨૦ | ચન્દ્રકાન્ત શેઠ |
| ઊહાપોહ | ૨૨૯ | રમેશ ર દવે, દિનેશ શુક્લ |



તંત્રી : ભોગીલાલ ગાંધી  સંપાદક દિનેશ શુક્લ

૩૦૬ : જૂન : ૧૯૮૬

**વિશ્વમાનવ**
**સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ**
[ સ્થાપના : જાન્યુ ૧૯૭૦ ]

**ઉદ્દેશ :** ભારતીય નાગરિકોમા લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવી

**પ્રયાસ :** વિશ્વની વિવિધ સાસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવો.

**પ્રવૃત્તિ :** જ્ઞાન અને દષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી.







છૂટક નકલ બે રૂપિયા
વાર્ષિક લવાજમ . વીશ રૂપિયા

# સસ્કૃતિ : રાષ્ટ્રીય એકતાનો આધાર

ડૉ એસ આર સેહગલ

ભારત વિવિધ જ્ઞાતિઓ અને સપ્રદાયોમા વહેચાયેલા લોકોથી વસેલો વિશાળ દેશ છે, ખાનપાન, પહેરવેશ, બોલી અને રીતભાતના પ્રકારો પણ દેશમા ઠેકાણે ઠેકાણે ભિન્ન ભિન્ન છે જ્યારે જ્યારે આ બધાને એકત્ર રાખનારો રાજકીય રાષ્ટ્રવાદ નબળો પડયો છે, ત્યારે ત્યારે આ ભેદોએ લોકોમા અલગતાવાદી વલણો ઊભા કર્યા છે બ્રિટીશ સત્તાએ રાજકીય એકતા ઊભી કરી હતી, પરતુ જુદા જુદા ધર્મો પાળતી કોમો માટે કેટલાક કોમી ચુકાદાઓ આપીને તેણે વિભાજક બળોને છૂટા પણ મૂકર્યા હતા

પરદેશી રાજકર્તાઓએ શિક્ષણને દૂષિત કર્યું ઇતિહાસ સમગ્ર સભ્યતાના ઉગમ અને વિકાસની તવારીખ પૂરી પાડે છે, પરતુ ભારતમા ઇતિહાસ રાષ્ટ્રીયતા વિરોધી હકીકતો દ્વારા શિખવ્યો ભારતમા ઇતિહાસ કોમવાદી કે સપ્રદાયવાદી સકુચિત માનસ ધરાવનારાઓએ લખ્યો, અને હકીકતોનુ અર્થઘટન પણ એ જ દષ્ટિએ કર્યું આ પ્રકારનો ઇતિહાસ શીખવવાથી રાષ્ટ્રની એકતા સામે જ સમસ્યાઓ ખડી થઈ ખરેખર તો ઇતિહાસ અને માનવતા જોડકા બાળક જેવા છે, એમને ક્યારેય અલગ કરી ન શકાય

ભારત દેશ સૈકાઓથી અનેક ચડતી પડતીઓમાથી પસાર થયો છે અને છતા અનેક આફતો અને પરાજયો વચ્ચે પણ બહાદુરી પૂર્વક ટકી રહ્યો છે આ બધા યુગો દરમ્યાન દેશને ટકાવી રાખનારુ તત્ત્વ કયુ છે ? આધુનિક ભારતના એક સુજ્ઞ વિચારક શ્રી રાજાજી લખે છે

"ભારતને એક કાર્યક્ષમ રાજતત્ર અને એવા જ બીજા રાજતત્રની વચ્ચે કાયમ સૌથી વધુ ઝાઝા અને લાબા સમયના આતરા વેઠવા પડયા છે કેટલાય એવા મોટા સમયગાળા વચ્ચે વચ્ચે આવ્યા છે જેમા લોકોને કેદ્રીય તો શુ પ્રાદેશિક તત્ર કહી શકાય એવુ પણ મળ્યુ નથી. એ વખતે જો ભારત પાસે એની સસ્કૃતિએ શીખવેલો આત્મસયમ, સયુક્ત કુટુબપ્રથા અને જ્ઞાતિ વ્યવસ્થા ન હોત તો આવા અરાજકતાના સમયાતરો આપણે કદાચ પાર કરી શકયા ન હોત ! આ સમયાતરો દરમ્યાન વ્યવસ્થા જળવાઈ રહી, એટલુ જ નહિ, હુન્નર વ્યાપારનો વિકાસ થતો રહ્યો અને જીવન નિભાવવા માટે જે આવશ્યક એવુ સામાન્ય કારીગરોનુ કામકાજ બરાબર જળવાઈ રહ્યુ રાજસત્તાના અભાવથી લોકજીવનમા કોઈ મોટો તફાવત પડયો નહિ સર્જનશીલ લઘુમતી અસરકારક અને કાર્યક્ષમ રીતે કાર્ય કરતી

રહી અને જનસમાજની નૈતિકતા અને ખમીર સારી રીતે જળવાઈ રહ્યા એને પરિણામે દેશ તૂટી પડતા બચી શક્યો કુળધર્મ, જાતિધર્મ, અને દેશધર્મમા અધિષ્ઠિત પ્રેરણાબળે સહજપણે કામ કર્યું. આ બધુ ધર્મના-શાશ્વત સત્યના આધારે ટક્યુ યાજ્ઞવલ્ક્ય, બુદ્ધ, મહાવીર, ચન્દ્રગુપ્ત અને શંકરથી માંડીને આજના સમયના મહાત્મા ગાંધી વગેરે સંસ્કૃતિની ભેટ છે મહાત્મા ગાંધીએ પરદેશી સામ્રાજ્ય સામે સત્ય, અહિંસા અને શાંત પ્રતિકારના બળે જ સંગ્રામ ચલાવ્યો એમના શસ્ત્રને એમણે સત્યાગ્રહ નામ આપ્યુ એટલે કે ફક્ત સાધ્ય જ સત્ય નહિ, સાધન પણ સત્ય હોવુ જોઈએ એવો આગ્રહ રાખ્યો આ આપણો રાષ્ટ્રીય વારસો છે અને એ ઉત્તમ રીતે જળવાયો છે એટલુ જ નહિ, ભારતીય-હિંદુ પ્રતિભાએ પશ્ચિમની મહાન પ્રતિભાઓ ઉપર પણ મોટો પ્રભાવ પાડ્યો છે કારણ કે, એના અંતરતમમાં સર્જનશીલ સત્વ હતુ આ પ્રભાવનો ઇતિહાસ રોમાંચક છે''

યુરોપની પુનર્જાગૃતિ રેનેસાં-પછી ભારત પ્રત્યેના એના દ્રષ્ટિબિંદુમાં મોટુ પરિવર્તન આવ્યું. આપણા શાસ્ત્રોના અનુવાદોએ ભારતના આધ્યાત્મિક મૂલ્યો માટે જબ્બર આકર્ષણ ઊભુ કર્યું એણે જાણે યુરોપમા બીજી પુનર્જાગૃતિ આણી! શેલી અને વર્ડ્ઝવર્થ જેવા કવિઓ ઉપર કામણ કર્યુ સર વિલિયમ જોન્સ ૧૭૮૩ દરમિયાન ભારતમા સુપ્રિમ કોર્ટના જજ તરીકે આવેલા એમને એક દર્શન લાધ્યુ હતુ કે 'બૌદ્ધિક અને આધ્યાત્મિક લબ્ધિઓ વાળા, માણસો ખરેખર મહાન હોય છે કારણ કે એમનો પ્રકાશ ક્યારેય ઝાંખો પડતો નથી એમણે કવિ કાલિદાસના 'શાકુન્તલમ્'નો અંગ્રેજી અનુવાદ કર્યો એ બનાવે એક ક્રાંતિ સરજી કારણ કે એથી પશ્ચિમ ભારતની વધારે નજીક આવ્યુ આ નાટક દ્વારા યુરોપ ભારતના સાહિત્યિક-આધ્યાત્મિક વારસાને વધારે સારી રીતે સમજી શક્યુ એ અનુવાદ ૧૭૮૯મા છપાયો બે વરસ ફરી પાછો જર્મન ભાષામા છપાયો સૌથી મહાન કવિ ગેટેના હાથમાં એ આવ્યો એ વખતના જાણીતા તત્ત્વજ્ઞાનીઓએ પણ એ વાંચ્યો ચાર્લ્સ વિલ્કિન્સે ભગવદ્ગીતાનો અનુવાદ કર્યો, અને ૧૭૮૫મા વોરન હેસ્ટિંગ્સની પ્રસ્તાવના સાથે એ છપાયો આ અનુવાદ ત્યારના જર્મનીના આધુનિક યુરોપિયન તત્વજ્ઞાનના પિતા કહી શકાય એવા કાન્ટના હાથમાં આવ્યો એમણે જિજ્ઞાસાપૂર્વક એ વાંચ્યો અને ઉત્સાહભેર એને વધાવી લીધો

તાજેતરમા જ દિલ્હીમાં ફેડરલ રિપબ્લિક ઓફ જર્મનીના એલચી ખાતાના આશ્રયે જેકવીસ ડી માર્કવેલ્ટનુ વ્યાખ્યાન ગોઠવવામા આવેલુ એમા એમણે કેટલીક અજાણ હકીકતો પર પ્રકાશ પાડ્યો શ્રોતાઓને એમણે કહ્યુ કે ફ્રાન્સના પ્રતિભાશાળી વિદ્વાન ડુપેરોના કેટલાક પ્રશંસકોએ પ્રુશીઆના મહાન રાજવી ફ્રેડરીક બીજાને જણાવ્યુ કે 'ડુપેરોએ ભારતીય તત્ત્વજ્ઞાનનો ઊંડો અભ્યાસ કર્યો છે અને શહેનશાહ શાહજહાંના પાટવી શાહજાદા દારા શિકોહે ઉપનિષદોનો ફારસી ભાષામાં અનુવાદ કરેલો એનો ડુપેરોએ લેટિનમા અનુવાદ કર્યો છે' પ્રુશિઆના રાજા ફ્રેંચ સંસ્કૃતિના ભારે પ્રશંસક હતા ડુપેરોના કાર્યમા એણે ઊંડો રસ લીધો ઉપનિષદો અને ઝંદ અવસ્તા ઉપર વ્યાખ્યાન આપવા માટે એમણે ડુપેરોને બર્લિન તેડાવ્યા ડુપેરો ઈ ૧૭૭૧થી ૧૭૮૫ ચૌદ વરસ આ માટે ત્યા રહ્યા અને ભારતીય તત્ત્વજ્ઞાનના વિવિધ પાસા પર કેટલાય વ્યાખ્યાનો આપ્યા એમના શ્રોતાઓમા હેગલ, સ્ક્લેગેલ, સ્કેલીંગ અને શોપનહોર જેવા આધુનિક યુરોપના મહાનુભાવો પણ હતા ડુપેરોએ ઉપનિષદોનો લેટિન ભાષામા કરેલો અનુવાદ, અને એશીઆટીક સોસાયટી ઓફ બેંગાલની કાર્યવાહીની સર જોન્સની નોંધો જે યુરોપમા બહોળી પ્રસિદ્ધિ પામી અને (એ જ વખતે ફ્રેંચ ભાષામા પણ અનુવાદિત થતી હતી) એ બધુ કાન્ટે વાંચ્યુ હોવુ જોઈએ, એ પણ સંભવિત લાગે છે

ભારતમા શોપનહોરના નામ પ્રત્યે સૌને આદર છે એ મહાન જર્મન વિદ્વાને એ વખતે યુનિવર્સિટીમા આપેલાં વ્યાખ્યાનોમા નોંધ્યુ છે કે "હુ તમારી પાસે જે રજૂ કરવા માગુ છુ એની ફલશ્રુતિ સૌથી પ્રાચીન જીવનદર્શન ગણી શકાય એવા વેદો(ઉપનિષદો)ની સાથે મળતી આવે છે સંસ્કૃત સાહિત્યની મસ્થાના ઉદ્ઘાટનને તેઓ આ ગણા સૈકાની શ્રેષ્ઠ સોગાદ ગણાવે છે અને ભવિષ્ય પણ ભાખે છે કે ભારતીય વિશ્વરૂપ પરમાત્મદર્શનવાદ પશ્ચિમમાં પણ લોકપ્રિય માન્યતા બનશે એની પોતાની વિચારસરણી ઉપનિષદોને એકદમ મળતી છે, એ પણ અદ્ભુત લાગે છે અને એ કહે છે કે ઉપનિષદમા જે ભિન્ન ભિન્ન ઉક્તિઓ આવે છે, તેને મે રજૂ કરેલા મારા વિચારોના સમર્થન રૂપે લેખ શકાય એમ છે

શોપનહોરે બુદ્ધની સુવર્ણમૂર્તિને સમક્ષ રાખીને પોતાનુ અધ્યયન વધુ સમૃદ્ધ બનાવ્યુ ઉપનિષદનુ પુસ્તક એમના ટેબલ પર ખુલ્લુ રહેતુ, એ હકીકત બહુ જાણીતી છે રાત્રે સૂતા પહેલા તેઓ ભક્તિભાવે એનુ સ્મરણ કરતા એ કહેતા કે "સૌથી વધુ સંતોષ આપનારુ, જીવનને ઊર્ધ્વગામી કરનારુ એ પુસ્તક છે ઉપનિષદોનુ અધ્યયન મારા જીવનનુ આલબન છે એ મૃત્યુનુ પણ આલબન રહેશે"

જર્મનીના પ્રસિદ્ધ વિદ્વાન પ્રો મેક્સમુલર કહેતા કે "વેદાંતના ગ્રંથોના અધ્યયનનો સમય મારા જીવનનો સૌથી વધુ સુખમય સમય હતો મારે માટે તો એ ગ્રંથો પ્રભાતની ઉષાના પ્રકાશ જેવા, પહાડ ઉપરની સ્વચ્છ હવા જેવા, અત્યત સરળ અને સત્ય રહ્યા છે"

શિકાગોના રામકૃષ્ણ વેદાંતાશ્રમના સ્વામીશ્રી ભાષ્યાનદે હમણા જ એક સભામા કહેલુ કે "અમેરિકાના મહાન વિચારક એમર્સન એમનાં છેલ્લાં વર્ષો જ્યા જીવ્યા તે મેસેચ્યુસેટ્સ નગરીના સ્મૃતિભવનમા ભગવદ્ ગીતાના પ્રથમ અંગ્રેજી અનુવાદનું પુસ્તક રાખવામા આવ્યું છે પ્રશ્ન એ ઊભો થાય છે કે એ હિંદુ પુસ્તક ત્યાં કેવી રીતે આવ્યુ? એનો ખુલાસો એ મળે છે કે ૧૮૩૨મા જ્યારે એમર્સનના પત્ની ગુજરી ગયાં ત્યાર પછી થોડા સમયે એમણે બોસ્ટનના યુનિટેરીઅન ચર્ચના મિનિસ્ટર પદેથી રાજીનામુ આપ્યું અને યુરોપ ગયા તેઓ જ્યારે ઇગ્લાંડમાં હતા ત્યારે બ્રિટિશ સમાજના કડક આલોચક અને મોટા ઇતિહાસવિદ્ ઈ કાર્લાઈલને તેઓ મળેલા છૂટા પડતી વખતે કાર્લાઈલે મૈત્રીના પ્રતીક તરીકે આ પુસ્તક એમને ભેટ આપેલુ એમર્સન એ ગ્રથ સાદ્યત વાંચી ગયા એની એમના ચિત્ત ઉપર ઘણી ઊડી અસર પડી યુનિટેરીઅન ચર્ચે એમર્સનના વિચારોને મોટા પ્રમાણમાં અપનાવ્યા છે સભવ છે કે આમાં પેલી દિવ્ય અસર પણ પ્રચ્છન્નપણે હોય એમર્સનનું ૧૮૮૨મા અવસાન થયુ અને ૧૮૯૩માં સ્વામી વિવેકાનદ શિકાગોમાં મળેલી વિશ્વધર્મ પરિષદમા ભારતનું પ્રતિનિધિત્વ કરવા અમેરિકા આવ્યા. આરભમાં અમેરિકામા સ્વામીજીને ઘણુ કષ્ટ ભોગવવુ પડયુ. ઉતરવા, જમવાની કોઈ વ્યવસ્થા ન હતી, ત્યારે આ ચર્ચે એમને ઉમાભર્યો આવકાર આપેલો એ પછી ૧૮૯૪મા સ્વામીજી અમેરિકામા વેદાત સોસાયટી સ્થાપવામાં સફળ થયા ગીતાના અગ્રેજી અનુવાદરૂપી છોડ રોપાયો એ આજે રામકૃષ્ણ મિશન, ચિન્મયાનદ મિશન, ભારતીય વિદ્યાભવન વગેરે રૂપે વિશાળ વટવૃક્ષ બનીને વિસ્તર્યો છે હરેકૃષ્ણ મુવમેન્ટ પણ અમેરિકા અને પશ્ચિમના અનેક શહેરોમા વિસ્તરી છે રશિયામા પણ ભારતીય વિચારધારા કવિ કાલિદાસના ગ્રથો અને ઉપનિષદોના અનુવાદ દ્વારા ઊડી ઉતરી છે મહાન લેખક ટોલસ્ટોય ભારતીય વિચારધારાથી અત્યત પ્રભાવિત થયેલા એમણે પોતાની સમસ્ત મિલકતનો ત્યાગ કર્યો અને અનિષ્ટનો પ્રતિકાર, રાજ્યસત્તા, રાષ્ટ્રીયતા અને સંપ્રદાયોના સકુચિત વાડા, જડ માન્યતાઓના ત્યાગનુ તત્ત્વજ્ઞાન એમણે વિકસાવ્યુ. એમણે ઈશ્વરમાં શ્રદ્ધા અને લોકોમાં પરસ્પર પ્રેમ વિસ્તારતા તત્ત્વજ્ઞાનનો પ્રચાર કર્યો ઉપનિષદોમા જે નીતિધર્મ ઉપદેશાયો છે, એની એમના પર ગાઢ અસર છે એનો પડઘો એ ના લખાણોમાં, ખાસ કરીને માનવપ્રેમ અને શાતિપૂર્ણ મંત્રણાઓ દ્વારા અમિકોના પ્રશ્નોના ઉકેલ લાવવો

વગેરેમાં પડે છે. વેદો અને ઉપનિષદોને તેઓ વિશ્વચિંતનના ઉત્તમ નમૂના તરીકે લેખતા હતા. તેમણે વેદો ફક્ત વાંચ્યા જ નહિ પણ એના ઉપદેશોનો રશિયામાં પ્રચાર પણ કર્યો. એમના પોતાના ગ્રંથોમાં પણ વેદો અને ઉપનિષદોના અવતરણો એમણે છૂટથી લીધા, "થૉટ્સ ઑફ વાઈઝ મેન ઍન્ડ અધર્સ", તેમ જ "રેઇઝ ઑફ રિડીંગ"માં આપણને એ બરાબર જોવા મળે છે. જે પુસ્તકને લીધે પશ્ચિમે એમને પેગંબર ગણ્યા તે 'વૉર ઍન્ડ પીસ' – 'યુદ્ધ અને શાંતિ'માં તેમણે ઉપનિષદમાંથી કેટલીય રત્નકણિકાઓ લીધી છે. મહત્ત્વના પ્રસંગોમાં તો એનો ખાસ ઉપયોગ કર્યો છે. ગાંધીજી અને ટૉલસ્ટૉય મિત્રો હતા, અને સત્યના પ્રયોગોમાં તેમણે પરસ્પર ઘણી બધી પ્રેરણા આપી છે. અનેક વિષયો પર એમનો પત્રવ્યવહાર થયો છે, અને માનવીય વારસાને એમણે સમૃદ્ધ કર્યો છે.

આ બન્ને મહાનુભાવો મહાન્ આત્મા હોવાથી એમની અસર ઘણી મોટી પડી છે. એમણે એ પુરવાર કર્યું છે કે માનવઆત્મા જ્યારે ઉચ્ચ કક્ષાએ પહોંચે છે, ત્યારે પૂર્વ કે પશ્ચિમ એવા કોઈ ભેદ રહેતા નથી. રૂઢિરિવાજો અને ચામડીના વિવિધ આવરણો નીચે સમગ્ર માનવતા એક છે, અને માણસનું સત્ત્વ વર્ગ કે રાષ્ટ્રના બંધનોથી મુક્ત છે. મનુષ્ય પોતે જ પોતાનો સ્વામી છે.

ઉપનિષદ અને ગીતાને શ્રેષ્ઠતમ અંજલિ આઈરીશ કવિ જી. ડબ્લ્યુ. રસેલે આપી છે : આધુનિકોમાંથી ગેટે, વર્ડ્ઝવર્થ, એમર્સન અને થૉરોમાં આ ચેતના અને ડહાપણનો અંશ છે. આ મહાનુભાવોએ જે કંઈ કહ્યું છે, તે તો આ પૌર્વાત્ય ગ્રંથોમાંથી આપણને મળે જ છે. એ ઉપરાંત પણ આ ગ્રંથોમાંથી આપણે વધુ વધારે પામીએ છીએ. ગીતા અને ઉપનિષદોમાં દરેક બાબત અંગેના એમના ડહાપણમાં પરમાત્મા જેવી પૂર્ણતા છે. એથી મને તો લાગે છે કે એના દ્રષ્ટાઓએ એમની શાંત દૃષ્ટિ સમક્ષ પડછાયાની માફક દોડતા અને ઝગડતા હજારો આતુરોને નજર સમક્ષ રાખ્યા હશે અને ત્યાર પછી જ આટલી નિશ્ચયાત્મક રીતે, અંત:પ્રતીતિપૂર્વક તેઓ લખી શક્યા હશે.

અંતમાં આપણે ભગવદ્‌ગીતાના અવિનાશી શ્લોકને સંભારીએ.

**जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः**
**शीतोष्ण सुखदुःखेषु तथा मानापमानयोः ॥ ६–७**

જે જિતાત્મા છે, પ્રશાન્ત છે, શીત–ઉષ્ણ, સુખ–દુઃખ, માન–અપમાન વગેરે દ્વન્દ્વોમાં જે સમતોલ છે એ પરમાત્મામાં સ્થિર થયેલો છે.

અનુવાદ : **બાલકૃષ્ણ વૈદ્ય**



મે–૧૯૮૬ (ક્રમાંક અંક ૩૦૫)ના અંકમાં છપાયેલ 'બંધારણ સાથે છેતરપિંડી'ના લેખક ડૉ. ઉપેન્દ્ર બક્ષીનો નામોલ્લેખ કરવો સરતચૂકથી રહી ગયેલ છે.

**— સંપાદક**

# આંતર્ રાષ્ટ્રીય જળ–દસકો : ભ્રામક પ્રગતિ

સુધીરેન્દ્ર શર્મા

[ગુજરાતમા પીવાના પાણીની સમસ્યા કેવી કપરી બની છે એનો અનુભવ સહુ કોઈને થઈ રહ્યો છે પણ આ સમસ્યાના મૂળમા જઈએ તો માલૂમ પડશે કે ભૂમિગત જળ દિનપ્રતિદિન ઘટતુ જાય એવા પ્રયત્નો જાણે-અજાણે આપણે જ કર્યા છે જગલોને આડેધડ કાપીને, રોકડીયા પાક લેવાની લાયમા પ્રાકૃતિક પ્રક્રિયાઓનો ક્રમ તોડી નાખ્યો છે પરિણામે પાણીની અછત અને પૂરતુ સકટ ભોગવ્યા વિના છૂટકો નથી

આ તો થઈ વર્તમાન સદર્ભમા એક આડ-વાત મૂળ તો સમગ્ર એશિયા ખડમા ચોખ્ખા પાણીથી વચિત લોકોની સખ્યા સેકડો કે હજારોના હિસાબે નહી કરોડના હિસાબે વધે છે, અને તે પણ વિશ્વસ્તરે એક દસકાનો નિર્ધારિત કાર્યક્રમ નક્કી કરાયા પછી!]

સમગ્ર વિશ્વમા ૧૯૯૦ સુધીમા પીવાના ચોખ્ખા પાણીની વ્યવસ્થા કરી દેવાનો મહત્વાકાક્ષી નિર્ણય લેવાયો અને તેના સમયબદ્ધ કાર્યક્રમના અમલ માટે આતર્ રાષ્ટ્રીય દસકો ઈ- ૧૯૮૧–૧૯૯૦નો નિર્ધારિત કરાયો હતો આજે આ કાર્યક્રમ માટેનો અડધો અડધ સમય વ્યતિત થઈ ગયો હોવા છતા એમા કોઈ જ નોંધપાત્ર પ્રગતિ થઈ નથી આ જ બાબત અગે વચગાળાના હેવાલ આપતા સયુક્ત રાષ્ટ્રસઘ (યુનો)ના મહાસચિવે કહ્યુ છે કે "વિકાસશીલ દેશોમાં અદાજે સાડા ચોત્રીસ કરોડ લોકોને પીવાનુ ચોખ્ખુ પાણી હાથવગુ કરાયુ છે અને આ દસકાને સફળ બનાવવા સકલ્પબદ્ધ રાષ્ટ્રોની સખ્યા નવથી વધીને નેવુ થઈ ગઈ છે, તેમ છતાં ય આ પ્રગતિ ભ્રમ ભરેલી છે!"

એશિયામાં ચોખ્ખા પાણીથી વચિત રહેતી પ્રજાનો આક દર વર્ષે ઓછામા ઓછો ચાર કરોડ જેટલો વધતો જ જાય છે ભારતના આયોજન પંચના સલાહકાર શ્રી નલિની જયાલ તો કહે છે કે "આ દસકા દરમ્યાન, પૂર્વ એશિયામાં ઈ૰ ૧૯૭૦ના દાયકામા જેટલા લોકોને સ્વચ્છ પાણી મળતું હતુ એના કરતાં ખૂબ જ ઓછા લોકોને સ્વચ્છ અને પૂરતું પાણી પ્રાપ્ય બન્યું છે" તેઓ તો એમ પણ કહે છે કે માત્ર કૂવા ખોદી કાઢવાથી આ સમસ્યા હલ થઈ શકે તેમ નથી કેમકે જમીનમાથી પાણી જ ઓછુ થઈ રહ્યુ છે

શ્રી જયાલના કહેવા અનુસાર તાજેતરના વર્ષોમાં જગલો અને વનરાજીનો અમર્યાદ રીતે ખાત્મો બોલાવવામા આવ્યો છે, મૂળત જગલો તો ભૂમિગત જળભડારોને જાળવી રાખતા મુખ્ય સ્રોત છે ધરતી પરથી વનરાજી નામશેષ થાય છે અને જમીન પાણીને શોષવાની શક્તિ ગુમાવે છે વરસાદનુ લગભગ બધુ ય પાણી જમીનમા શોષાવાને બદલે નદી–નાળા દ્વારા વહી જઈને સમુદ્રમાં ઠલવાઈ જાય છે ભૂમિગત પાણીને ટકાવવાનું કામ જમીનના ઉપરના આવરણનુ છે

આ દાયકા દરમ્યાન સ્થિતિ શુ થઈ છે તે આ આકડાઓ કહી જાય છે મહારાષ્ટ્રમા, દસકાની શરૂઆતમાં ૧૭,૧૧૨ ગામો એવાં હતા કે જેમને પાણીની સમસ્યાનો સામનો કરવો પડતો હતો. પણ હવે એવાં ગામોની સખ્યા ૨૧,૦૦૦ પર પહોચી ગઈ છે! ઉત્તર પ્રદેશની ૨૭૦૦ પાણીપુરવઠા યોજનાઓમાથી કુલ ૨૩૦૦ યોજનાઓ નિષ્ફળ ગઈ છે કેમકે પાણીના સ્રોત સુકાઈ ગયા છે ભારતમાં તો ઠીક, પડોશી દેશ નેપાળ ઉપરાંત થાઈલેન્ડ તથા મલેશિયાની પીવાના પાણીની સ્થિતિ લગીરે સારી નથી.

પશ્ચિમ બંગાળમા ગયા વર્ષના પ્રારંભે અંદાજે બે હજાર લોકો કોલેરાના કારણે મૃત્યુના મુખમાં ધકેલાઈ ગયા હોવાનો અંદાજ છે આ બાબત ત્યાંની પાણીની સમસ્યા કેટલી ભયંકર છે તે સૂચવે છે. જમીનમાના જળપ્રવાહો સૂકાઈ જવાના કારણે એમને ખુલ્લા ખાબોચિયાનુ દુષિત પાણી મજબૂરીથી પીવુ પડયું.

શ્રી જયાલ ખૂબ મક્કમપણે કહે છે કે નદીઓના મુખપ્રદેશોમા, જળગ્રહણ ક્ષેત્રો( કેચમેન્ટ એરીયા )મા જંગલોની આડેધડ કપાઈ અને ખેતરો તથા વનપ્રદેશોમા રોકડીયા પાકોના વાવેતરનુ ગાડપણુ-એ બંને બાબતો કુદરતી જળસંકટ માટેના મુખ્ય કારણો છે.

જળગ્રહણ ક્ષેત્રોના યોગ્ય પ્રબંધ અને સાર-સંભાળના અભાવનુ પરિણામ એ આવ્યું છે કે દેશમાં વારંવાર પૂરનો શિકાર બનતી જમીનનો વિસ્તાર ઝડપથી વિસ્તરતો ગયો છે ઈ૦ ૧૯૭૦ પછીના દશ વર્ષમા આવો વિસ્તાર બે કરોડ હેકટરથી વધીને ચાર કરોડ હેક્ટર થઈ ગયો છે પાણીનું પર્યાપ્ત પ્રમાણમાં બાષ્પીભવન થઈને વરસાદના રૂપમા ફરીથી ધરતી પર આવવુ એવી કુદરતી પ્રક્રિયાઓ, જંગલો કપાઈ જવાના કારણે અસ્તવ્યસ્ત થતી ચાલી છે હવે તો મોસમના અમુક સમયગાળામાં બેહદ વરસાદ થાય અને બાકીની આખીય મોસમમા એક ટીપુ પણ વરસાદ નથી પડતો આમ થતા પૂર અને દુષ્કાળનુ ચક્ર શરૂ થઈ જાય છે પૂરના કારણે જમીનનુ ધોવાણ થઈ જાય છે અને અછતમા આખીય ધરતી લોખંડના તવા જેવી તપીને, તરડાઈને વેરવિખેર થવા માંડે છે ભારતમાં દુષ્કાળનો શિકાર બનતી જમીનનો વિસ્તાર અત્યારે પાંચ કરોડ નેવુ લાખ હેકટર જેટલો થઈ ગયો છે

શ્રી જયાલ કહે છે કે ભારતમા ખેતી, વિશેષપણે સિંચાઈ દ્વારા થતી નથી એટલે જૂના વખતમાં લોકોએ વરસાદ પર નિર્ભર આકાશી ખેતીને દુષ્કાળનો મુકાબલો કરવા લાયક બનાવી દીધી હતી. દખ્ખિની પઠારની લાલ માટીવાળી જમીન કે જ્યા સિંચાઈનુ સાધન માત્ર વરસાદ જ છે ત્યા એવા પાકોનુ વાવેતર કરવામા આવતું હતુ જે અછતનો સામનો કરી શકતા હતાં ત્યા ત્યા એક સાથે અલગ અલગ સમયે પાકતી ફસલો લેવાતી હતી પણ હવે ત્યા રોકડીયા પાકનુ જ વાવેતર થાય છે શ્રી જયાલ ફરીથી એ જ પાકોનુ વાવેતર કરવા પર ભાર મૂકે છે કે જે કઈ કેટલીય પેઢીઓથી વિપરીત મોસમોનો-ઋતુઓનો સામનો કરતી આવી છે અને તે વધુ સમય સુધી ટકી શકે છે અને પ્રાકૃતિક વધઘટને સહન કરી શકે છે

આજે તો ઘઉં અને ચોખા પણ રોકડીયા પાકો થઈ ગયા છે ઊંચી જાતના ઘઉંને ખૂબ પાણી અને ખાતરની જરૂર હોય છે અને એશિયામા મોટાભાગના અર્ધ-સુકા વિસ્તારોમા આ બંનેની ખૂબ જ તંગી છે આ વિસ્તારોમાનો પારંપરિક પાક તો ચણા અને નાના વટાણાનો છે જે ઓછા સત્ત્વવાળી જમીન અને જુદા જુદા હવામાનમાં પણ પેદા થાય છે તથા કુદરતી તત્ત્વોને ખાલી કરી નાખતો નથી.

આધુનિક ઔદ્યોગિકરણનો જે દોર ચાલ્યો છે તે વિકાસશીલ દેશોના પર્યાવરણ અને વ્યાપાર વ્યવસ્થા-બંનેને ગંભીર-ખતરનાક હાલત તરફ ધકેલી રહ્યો છે ચીજવસ્તુઓના ભાવ ઘટે છે અને રોકડીયા પાકોની આવક ઓછી થતી જાય છે ત્યારે વિદેશી દેવુ ચૂકવવુ અને તાત્રિક ( ટેકનીકલ ) મદદ મેળવવાનું દુષ્કર બની જાય છે વિદેશી હૂંડિયામણ કમાવવાની લાચારીમા રોકડીયા પાકોના ક્ષેત્રને વિસ્તારવું જવુ પડે છે. પરિણામ તો એ આવે છે કે પર્યાવરણને હમેશા માટે ધક્કો પહોચે છે.

આવી રીતે આજે વિદેશી હૂંડિયામણની એક એક પાઈ રાષ્ટ્રની જમીન કે પાણી અને જંગલોને બરબાદ કરીને મેળવવામા આવે છે આવો કુદરતી ભંડાર ફરીથી જેમનો તેમ કરી દેવો એ આસાન બાબત નથી, જમીનમાનુ પાણી પૂરું થઈ જાય તો પાઇપ લાઈનો દ્વારા કંઈ કેટલાય માઈલોથી પાણી લાવવુ, અશુદ્ધ પાણીને સ્વચ્છ બનાવવુ અથવા નવા જળાશયો બાંધવા–એ બધુ ય ખૂબ જ મોંઘુદાટ બને છે

એશિયાના ઉષ્ણકટિબંધીય દેશોના કુદરતી સંકટોમા પાણીની અછત એ સૌથી મોટી સમસ્યા છે પરંતુ અફસોસ છે કે આ બાબત અંગે એક પણ દેશ હજી ચેત્યો નથી કે પોતાના જળસ્રોતોની યોગ્ય જાળવણી માટે પુરતુ ધ્યાન આપ્યું નથી કેવળ આંતરરાષ્ટ્રીય દસકા અંગેના દસ્તાવેજો પર દસ્તખત કરી દેવાથી કંઈ લીલું વળવાનુ નથી

[ 'સપ્રેમ'ના સૌજન્યથી ]



## સંસદમાંથી સાંભળેલું

| | | 1983–'84 | 1984–'85 | |
|---|---|---|---|---|
| માથાદીઠ | GNP' | ₹ 2664 | ₹ 2817 | — ગ્રોસ નેશનલ પ્રોડક્ટ |
| " | GNI' | ₹ 2365 | ₹ 2550 | — ગ્રોસ નેશનલ ઇન્કમ |

*

બ્રિટન, કેનેડા અમેરિકા અને ફ્રાન્સમા રહેતા ભારતવાસીઓને જે તે દેશોના કાયદા લાગુ પડે છે, ત્યાં હિન્દુ કે મુસ્લિમ કાયદા લાગુ પાડવામાં આવતા નથી.

*

વનવિનાશ(ડીફોરેસ્ટેશન)નો દર ઘટતો જાય છે થોડાં વર્ષો અગાઉ વાર્ષિક ૧,૫૦,૦૦૦ હેક્ટર જમીનમા વનવિનાશ થતો હતો તે ઘટીને હાલમા ૬૫,૦૦૦ હેક્ટર જમીનમા વનવિનાશ થાય છે આમ છતાં, ૧૯૭૨–'૭૫ દરમિયાન પાંચ કરોડ પંચાવન લાખ, વીસ હજાર હેક્ટર જમીન વન હેઠળ હતી, તે ૧૯૮૦–'૮૨ દરમિયાન ઘટીને ચાર કરોડ ત્રેસઠ લાખ, પચાસ હજાર હેક્ટર જમીન વન હેઠળ રહી છે આમ સાત, આઠ વર્ષના ગાળામાં ૯૧ લાખ, ૭૦ હજાર હેક્ટર જમીન આપણે વનો હેઠળથી ગુમાવી છે

*

ઇન્સ્ટિટ્યૂટ ફોર સોશિયલ એન્ડ ઇકોનોમિક ચેન્જીસના ડાયરેક્ટર ડૉ જી થીમૈયાહના જણાવ્યા અનુસાર દેશમાં બે કરોડ પચાસ લાખ રહેણાક એકમોની અછત છે ભારતીય આયોજનકારોએ લાખો બસ્ટ કરોડો લોકોને માથે છાપરુ અને આજુબાજુ ચાર દીવાલો બનાવવાના કાર્ય પ્રત્યે જે ઉપેક્ષા સેવી છે, તેનુ આ સીધું પરિણામ છે આયોજનકારોએ માત્ર છઠ્ઠી યોજનામાં આ સમસ્યા પ્રત્યે કંઈક ધ્યાન આપ્યુ છે આમ છતાં, ભારતીય અર્થતંત્રમાં સાતમી યોજના દરમિયાન થનાર કુલ રોકાણમાં ગૃહ નિર્માણ પાછળ ખર્ચાનાર રકમના પ્રમાણમા તો પાછો ઘટાડો થયો છે.

મકાન જેવી પાયાની જરૂરિયાત પ્રત્યે આપણા આયોજનકારોએ દાખવેલી ઉપેક્ષા અક્ષમ્ય ન ગણાય ?

# 'સત્ય'ને ગળે ટૂંપો દેતો વટહુકમ

દિનેશ શુક્લ

પંદરમી મે, ૧૯૮૬ના રોજ, સંસદની સમાપ્તિની જાહેરાતની જાણે રાહ જોતી હોય એમ, ભારત સરકારે એવા મતલબનો વટહુકમ બહાર પાડ્યો કે જો સરકારને એમ લાગે કે કમિશન ઑફ ઇન્કવાયરી ઍક્ટ હેઠળ ખુદ સરકારે (કેન્દ્ર તેમ જ કોઈપણ રાજ્ય સરકાર) જ નીમેલા તપાસપંચોના હેવાલો સંસદ કે જે તે રાજ્યની ધારાસભા સમક્ષ પેશ કરવાથી ભારતના સાર્વભૌમત્વ અને અખંડિતતા, રાજ્યની સલામતી, વિદેશી રાષ્ટ્રો સાથેના મૈત્રિપૂર્ણ સંબંધો, અથવા જાહેર હિતના અન્ય કોઈ મુદ્દાને અસર થાય તેમ છે, તો તપાસપંચનો હેવાલ મળ્યાના ૭ મહિનાની અંદર સંસદ કે રાજ્યની વિધાનસભા સમક્ષ હેવાલ રજૂ કરવાની આ કાયદાની સેક્શન (૩) હેઠળની જોગવાઈ 'વેઈવ' કરી શકે છે આનો સીધોસાદો અર્થ એટલો કે સરકારને ખુદને લાગે કે ઉપર જણાવેલ કોઈપણ બાબતને તપાસપંચનો હેવાલ સંસદમાં કે ધારાસભામાં પ્રગટ કરવાથી અસર થાય તેમ છે, તો તે પ્રગટ કરવાની જવાબદારીમાંથી છટકી શકે છે આમાં 'જાહેર હિત' શબ્દ એટલો વ્યાપક, વિશાળ અને સંદિગ્ધ છે કે સરકાર ધારે તો કોઈ પણ હેવાલ પ્રગટ કરવામાંથી છટકી શકે

ઈ૦ ૧૯૫૨માં ઘડવામાં આવેલ કમિશન ઑફ ઇન્કવાયરી ઍક્ટમાં સેક્શન (૩) ન હતી નિમાયેલાં કમિશનોના હેવાલો સંસદ કે ધારાસભા સમક્ષ રજૂ કરવાની સતત જોરદાર માગણીઓ છતાં સરકારો તેને પ્રગટ કરવાની કોઈ ઈંતેજારી બતાવતી નહિ, અને હેવાલો વર્ષો સુધી ધૂળ ખાતા સરકારી દફતરોની છાજલીઓ પર પડ્યા રહેતા પરિણામે, કમિશનો દ્વારા કરવામાં આવતી મહેનત અને તેના ફલસ્વરૂપ હેવાલમાંથી લોકોની શ્રદ્ધા જ ડગી જવા લાગેલી કયારેક તો આંદોલનનો સામનો કરવા પોલીસે લીધેલાં 'આકરાં પગલાંની તપાસ કરવા નિમાયેલ કમિશન'ને હેવાલ પ્રગટ કરવા જ લોકોને આંદોલનનો રાહ લેવો પડે, એવું ય બનતું! આથી આંદોલનોનો દોર ઘટાડવા અને 'તપાસપંચોમાં લોકવિશ્વાસ પુનઃ સ્થાપિત કરવા માટે' ઈ૦ ૧૯૭૧માં ઇન્દિરા સરકારે તેમાં સુધારો કરીને હેવાલ ૭ મહિનામાં સંસદ કે ધારાસભામાં પેશ કરવાનું ફરજિયાત બનાવતો સુધારો કર્યો હવે આ વટહુકમ પછી આપણે ઈ૦ ૧૯૫૨ની સ્થિતિએ પાછા પહોંચી ગયા છીએ! છેલ્લા પંદર વર્ષોનો અનુભવ જણાવે છે કે ૭ મહિનામાં હેવાલ રજૂ કરવાની જોગવાઈની એકંદરે સારી અસર પડી છે: આ કાયદા હેઠળ નીમવામાં આવેલા કમિશનો વિષે લોકાદર વધ્યો છે, અને આવું કમિશન નીમવાની માગણીનો સ્વીકાર થયા પછી આંદોલન સમેટાઈ જાય, એવું વિશેષ બન્યું છે. આ વટહુકમ કમિશનોમાં પેદા થયેલ લોકાદરનો છેદ ઉડાવી દેશે, એવી શંકા અસ્થાને નથી.

ઉપરાંત, આવા કમિશનોના હેવાલો સરકાર માટે સ્વીકારવા કંઈ અનિવાર્ય નથી, કે તેને પ્રગટ થતા અટકાવવા વટહુકમ(અને કાયદા)નો આશરો લેવો પડે! સર્વોચ્ચ અદાલતે અનેકવાર સ્પષ્ટ કર્યું છે કે તપાસ પંચનો હેવાલ એ કોઈ ન્યાયાધીશી ચુકાદો નથી અને અદાલત સમક્ષ કોઈ મુદ્દો પડેલો હોય, તેની કમિશન દ્વારા તપાસ કે છાનબિન થાય અને હેવાલ પ્રકાશિત થાય, તેનાથી અદાલતનો તિરસ્કાર પણ થતો નથી આથી તપાસપંચના હેવાલને ગમે તેટલી આદરની નજરે જોવામાં આવતો હોય છતાં સરકાર માટે એ કંઈ બંધનકર્તા નથી. સરકાર એ સ્વીકારે કે ન પણ સ્વીકારે

કારણો સાથે હેવાલનાં તારણો તે ગૃહ સમક્ષ રજૂ કરે, પછી ધારાસભા અને લોકોએ એ વિષે નિર્ણય લેવાનો રહે છે. હેવાલ સ્વીકારવા કે ન સ્વીકારવા અંગે સરકાર મુક્ત હોવા છતાં ધારાગૃહો સમક્ષ તે તે રજૂ કરવાની તેની કાનૂની (અને લોકશાહીમા નૈતિક પણ) જવાબદારીમાંથી છટકવા વટહુકમનો આશરો લે, એ સંસદીય લોકશાહી માટે અમંગળ એંધાણી ગણાય, એમા શંકા નથી

પ્રથમ, આ વટહુકમ દ્વારા સરકારની વટહુકમ બહાર પાડવાની સત્તાનો ખૂબ જ અઘટિત, દુરુપયોગ શરૂ થયો છે. સંસદની બે બેઠકો વચ્ચે, ઊભી થયેલી કોઈ અણધારી અને ગંભીર પરિસ્થિતિને પહોંચી વળવા, નાછૂટકે સરકારે આ સત્તાના ઉપયોગ કરવાનો છે કારણ કે કાનૂન ઘડવો એ સંસદના કાર્યક્ષેત્રનો વિષય છે કમનસીબે આપણા દેશમાં સંસદ અને રાજ્યના વિધાનગૃહોની સત્રસમાપ્તિની જાણે રાહ જોવાય છે, જેથી ઝટપટ વટહુકમો બહાર પાડી દેવાય! બિહાર જેવા રાજ્યમા તો કાયદાને બદલે વટહુકમોથી શાસન કરવાનું જોરદાર વલણ વિકસ્યુ છે સંસદને ટાળવાની, તેને આંતરવાની, 'કરવાનું હોય તે કરી લેવુ, સંસદ બેઠી બેઠી મંજૂરી આપ્યા કરશે', એવી વૃત્તિ આપણા શાસક વર્ગે કેળવી છે

બીજુ, અણધારી, તાકીદની અને અત્યંત મહત્ત્વની બાબત માટે વટહુકમની સત્તાનો ઉપયોગ કરવાનો છે 'કોઈ પણ બાબત વટહુકમનો વિષય બની શકે', એવા સૂત્રથી આપણી સરકારો દોરાતી હોય એવું લાગે છે વર્તમાન વટહુકમમા એવો કશો ફોડ પાડવામા આવ્યો નથી કે કયા હેવાલથી દેશની સલામતી, રાજ્યનાં સાર્વભૌમત્વ, અખંડિતતા, વિદેશી રાષ્ટ્રો સાથેના મૈત્રીપૂર્ણ સંબંધો કે જાહેર હિતના મુદ્દાને માઠી અસર થાય તેમ છે, તેથી તેનો હેવાલ સંસદ સમક્ષ રજૂ કરવાનુ દેશના હિતમા નથી. આમ કમિશનોએ પ્રજાની પસીનાની કમાણી ખર્ચીને તૈયાર કરેલા હેવાલોના 'સત્યો'નો ઢાંકી રાખવાની 'આપખુદ સત્તા' (બ્લેન્કેટ પાવર) હસ્તગત કરતો આ વટહુકમ રાજીવશાસન હેઠળ સંસદીય લોકશાહી માટે સારા શુકન નથી કરાવતો

પણ જે કમિશનોના હેવાલોની સંસદમા પેશગી રોકવાનો આ વટહુકમ પાછળ સરકારનો ઈરાદો છે, તે વિષે અટકળ કરવાનુ મુશ્કેલ નથી જે કમિશનોના હેવાલો સંસદ સમક્ષ રજૂ કરતા સરકાર અચકાય છે, તેમા ઇન્દિરાજી હત્યાની તપાસ કરવા નિમાયેલ ઠક્કર કમિશનના હેવાલનો ક્રમ કદાચ પહેલો આવે વડાપ્રધાન ઇન્દિરા ગાંધીની હત્યા એ ત્રણ નિર્દયી હત્યારાઓનુ કૃત્ય હતુ કે બહુપરિમાણ ધરાવતા કોઈ મોટા ષડયંત્રનો એક ભાગ હતો, તે શોધી કાઢવાનુ કામ ઠક્કર કમિશનને સુપરત કરવામા આવેલ છે વડાપ્રધાનના રક્ષણ માટે જે વિવિધ એજન્સીઓની રચના કરવામા આવેલી છે, તેમા કોઈ ગંભીર ગફલત થઈ હતી કે કેમ એ મુદ્દાની તપાસ પણ કમિશને કરવાની હતી કમિશને તપાસ કરીને પોતાના બે હેવાલો સરકારને સુપરત પણ કર્યા છે અને છેલ્લો હેવાલ તે તૈયાર કરી રહેલ છે દરમિયાન, ઇન્દિરાજીની હત્યા માટે પકડાયેલા આરોપીઓ સામે સરકારી ટ્રાયલ કોર્ટમા કામ ચલાવવાની કામગીરી પણ પૂરી કરી છે અને કોર્ટે આરોપીઓનો ફાંસીની સજા પણ કરી દીધી છે એની સામે હાઈકોર્ટમાં અપીલ કરવામાં આવી છે, સાથે સાથે હેવાલ રજૂ કરવા માટે પણ તેણે અપીલ કરી છે આ તબક્કે વટહુકમ શા માટે બહાર પાડવામાં આવ્યો છે, એની કઈંક ગડ હવે બેસે છે ઠક્કર કમિશનના હેવાલમા એવુ કશુંક હોવુ જોઈએ જે બહાર આવવાથી સરકારને મુંઝવણ થાય. 'વિદેશી ગાજેના મૈત્રીપૂર્ણ સંબંધો'નો વટહુકમમાં ઉલ્લેખ હોવાથી ઇન્દિરાજીની હત્યા પાછળ 'વિદેશી હાથ'ની શકયતા તરફ ઠક્કર કમિશને આંગળી ચીંધી હોય, એ પણ સંભવિત છે. જે હોય તે, લોકશાહીમાં નાગરિકોને 'સત્ય' જાણવાનો અધિકાર છે, આ વટહુકમ, નાગરિકોના સત્ય જાણવાના હક્ક પર તરાપ મારે છે

વટહુકમ દ્વારા સંસદમાં હેવાલની પેશગી કદાચ રોકી શકાય પણ અદાલતમાં તેની પેશગીનું શું? દિલ્હી હાઈકોર્ટ પોતે આવી પેશગી માટે આદેશ આપશે તો? એ માટે સરકાર શું બીજો વટહુકમ બહાર પાડશે? અને આવા વટહુકમો બંધારણ સાથે સુસંગત નથી, એમ સર્વોચ્ચ અદાલત ઠરાવશે ત્યારે સરકારની પ્રતિષ્ઠા અને લોક-સ્વીકૃતિનું કેટલું ધોવાણ થશે?

એક બીજા કમિશનના હેવાલ સંસદ સમક્ષ ન મૂકાય, એવી સરકારની દાનત હોય, એવું જણાય છે. ઇન્દિરાજીની હત્યા પછી દિલ્હી સહિત ઉત્તરના ઘણાં શહેરોમાં શિખવિરોધી હુલ્લડો ફાટી નીકળેલાં, તેમાં સત્તાસ્થાને બેઠેલા અને શાસક પક્ષના સભ્યોની સીધી યા આડકતરી દોરવણી અને ક્યાંક તો ચઢવણી હતી, એવા ગંભીર ઉલ્લેખો માત્ર શિખો તરફથી નહિ, પણ નાગરિક સ્વાતંત્ર્યોને વરેલા સ્વૈચ્છિક મંડળોની તપાસમાના હેવાલમાં થયા છે. આ હુલ્લડોની ન્યાયાધીશી તપાસની માગણી આવાં સ્વૈચ્છિક મંડળો તરફથી સતત કરવામાં આવેલી, જેનો રાજીવસરકારે અસ્વીકાર કરેલો. 'આવડો મોટો ધરતીકંપ (ઇન્દિરાજીની હત્યા) થાય ત્યારે બેચાર ઝાડ આમતેમ, ઉખડી જાય, તેનો અફસોસ શું કરવાનો?' એમ પણ તેમણે જણાવેલ. છેવટે રાજીવ-લોંગોવાલ સમજૂતીના ભાગરૂપે આ રમખાણોની તપાસ કરવાનું તેમણે નાછૂટકે કબૂલ રાખેલું અને એ માટે મિશ્રા કમિશનની નિમણૂક કરવામાં આવેલી. આ કમિશનનો હેવાલ સંસદમાં મૂકવો ન પડે, એ પણ વટહુકમ પાછળનો ઈરાદો હોઈ શકે.

આ બન્ને હેવાલો એવા વિષયોને સ્પર્શે છે, જે વિષે લોકમાનસમાં જાતજાતની વાતો ઘર કરી ગઈ છે. હેવાલોની પેશગી રોકીને સરકાર લોકવાયકાઓને જાણે સમર્થન આપી રહી છે! 'કશુંક છુપાવવા જેવું હશે ત્યારે જ સરકારે આ હેવાલોની પેશગી રોકતો વટહુકમ બહાર પાડયો હશે ને?' એવી માન્યતા વધુ ને વધુ લોકો ધરાવતા થશે. શીખમાનસને રૂઝવવાની પ્રક્રિયામાં મોટો અવરોધ ઊભો થશે, શીખ મવાળવાદીઓ સામે શીખ આતંકવાદીઓને સામાન્ય શીખસમુદાયને ઉશ્કેરવાનું નવું બહાનું મળશે.

આ ઉપરાંત પણ કમિશન ઓફ ઇન્કવાયરી ઍક્ટ હેઠળ કેન્દ્ર અને રાજ્ય કક્ષાએ જે કંઈ કમિશનો નિમાયાં હશે અને હેવાલો તૈયાર કરતાં હશે કે હેવાલો આવી ગયા હશે, તે બધાને ગળે ટૂંપો દેવાનું આ વટહુકમ દ્વારા સરળ બનશે. જે હેવાલ સરકાર (આખરે તો સત્તાધારી પક્ષ જ ને!)ને 'નિર્દોષ' લાગતો હશે, તેની પેશગી તે સંસદ અથવા રાજ્ય ધારાગૃહમાં કરશે, પણ જે હેવાલ તેને પ્રતિકૂળ લાગશે, તેને અગાઉ જણાવેલ કોઈપણ કારણ હેઠળ સંસદમાં તેની પેશગી 'જાહેર હિત'માં નથી એમ જણાવી તેને પ્રગટ થતો અટકાવી દેશે. એ જ પ્રમાણે વિવિધ રાજ્ય સરકારો પણ કરશે.

ટૂંકમાં, નાગરિકોએ શું જાણવું અને શું ન જાણવું, એ સરકારો નક્કી કરશે. પ્રજાએ ભરેલા કરવેરામાંથી તપાસપંચો પાછળ લાખો બલ્કે કરોડો રૂપિયા ખર્ચાશે, કારણ 'લોકલાગણીને માન આપો', તપાસપંચો નિમાશે ખરાં, પણ 'જાહેર હિત'ને ખ્યાલમાં રાખીને સરકારો એ હેવાલો સરકારી અભરાઈઓ પર ચઢાવી દેશે. ને છતાં, આપણો રાષ્ટ્રીય મુદ્રાલેખ 'સત્યમેવ જયતે' તો યથાવત્ જ રહેશે!



# સ્ત્રી પર અમાનુષી અત્યાચાર : લિંગપરખ ને બાલિકા-ગર્ભપાત

ઇલા પાઠક

લિંગપરખ અને લિંગની પૂર્વપસંદગીને લગતી ટેકનિકોમાં નવા નવા પ્રયોગો થતા જાય છે અને આ ટેકનિકોનો પ્રચાર વધતો જાય છે તે સ્ત્રીઓની હસ્તી માટે ભયાવહ છે આ ટેકનિકોનો ઉપયોગ જે રીતે થાય છે એથી તો આપણા સમાજમાના સ્ત્રીના સ્થાન વિશે અત્યંત શોચનીય, સત્યો બહાર આવતાં જણાય છે. દીકરા જણવાના યંત્રથી વધુ કોઈ દરજ્જો સ્ત્રીનો હોય એવું જણાતું નથી ગર્ભમાં દીકરી છે એવું જણાયાથી સહેજ પણ અરેરાટી વિના ગર્ભપાત કરાવી નાખવાના અને તે દ્વારા કુટુંબ નિયોજનના ખ્યાલો અપનાવી આધુનિક દેખાવાના કિસ્સાઓ વધતા આવે છે તે સ્ત્રીઓ માટે અને એકંદરે સમાજમાનસ માટે અત્યંત દુઃખદ અને ભયાનક છે

વિજ્ઞાન અને ટેકનોલોજી દ્વારા સધાતા વિકાસમા લોકોને ખૂબ શ્રદ્ધા હોય છે અને તે દ્વારા કશું ખોટું થાય જ નહી એવો આંધળો વિશ્વાસ પણ હોય છે. પરન્તુ, આજના સામાજિક માળખામા, પુરુષ-શાસિત દુનિયામા સગર્ભાવસ્થા દરમિયાનની લિંગ પરખ અને તે પૂર્વે લિંગ પસંદગીની તરકીબો સ્ત્રીઓ માટે ડરામણી બની રહી છે.

આપણા સમાજમાં સ્ત્રીને માનવી તરીકે સ્વીકારી જ નથી અને તેથી જ આ પ્રપંચ તેની સામે ચાલે છે એવું માનવા મન થાય છે સ્ત્રીઓને જન્મ લેતાં પૂર્વે જ રોકવી, સગર્ભાવસ્થા દરમ્યાન બાલિકા પ્રસવવાની છે એવું જણાતાં ગર્ભપાત કરાવવાનાં સૂચનો કર્યા કરી સ્ત્રીની કહેવાતી સંમતિ મેળવી ગર્ભપાત કરાવવો, ઊછરતી દીકરીના સ્વાસ્થ્ય પર ધ્યાન ન આપવું કે પરિણીત યુવતીને મૃત્યુ તરફ ધકેલવી આ અને આવું ઘણું સ્ત્રીના માનવીય હક્કો પર તરાપ મારવાનું કાર્ય છે અને તેથી માનવીય હક્કોમાં માનનારા સૌ માટે એ ચિંતાનો વિષય બને છે

સ્ત્રીઓના ઊતરતા સામાજિક દરજ્જાની તેમ જ તેને મળતા હક્કોની ન્યૂનતાની વાતો અજાણી નથી. વિસ્તૃત પરિપ્રેક્ષ્યમા મૂકીએ તો સમાજે સમાજે સ્ત્રીના દમનની રીતો જુદી જુદી છે પશ્ચિમ એશિયામાં મુસ્લિમ ધર્મચુસ્તોએ 'સ્ત્રી' પર જે દબાણ વધાર્યું છે તે જાણીતું છે. આફ્રિકામાં સ્ત્રીની જનનેન્દ્રિયને વિકૃત કરી નાખવાની ક્લીટોરીડેક્ટોમીની પ્રથા સુવિદિત છે. પશ્ચિમ યુરોપ અને ઉત્તર અમેરિકામાં સ્ત્રીને જાતીય ઉપભોગ માટેનું રમકડું સમજવામા આવે છે દક્ષિણ એશિયાના આપણા પ્રદેશમાં સ્ત્રી પ્રત્યેનું વલણ લિંગપરખ દ્વારા દીકરીને જનમવા જ ન દેવાના આગ્રહમા પ્રગટ થાય છે

બાળકીને દૂધપીતી કરવાનો રિવાજ આપણે ત્યાં હતો શૂન્યથી ચાર વર્ષની ઉંમરમા મોટી સંખ્યામા બાળકીઓ મૃત્યુ પામે છે તેની સાખ સેન્સસનાં આંકડા પૂરે છે ૧૪થી ૨૫ વર્ષની યુવતીઓ મોટી સંખ્યામા અપમૃત્યુ વહોરે છે તે જાણીતું છે આની સાથે હિંદુઓમાં દીકરાની અગત્યની ખૂબ છે 'પુન્ નામના નર્કમાંથી તારે તે પુત્ર' એવી તે શબ્દની વ્યાખ્યા જ છે દીકરો મેળવવા માટે કરેલા યજ્ઞોની વાતોથી પુરાણો ભર્યાં પડ્યાં છે કટોકટી આવી પડે ત્યારે 'ક્ષેત્રજ' પુત્ર પણ ઔરસ બાળક ગણવામાં આવતો એટલે કે વહુને તેના પતિથી નહી પણ અન્યથી થયેલો પુત્ર પણ સ્વીકાર્ય ગણાતો એવી પરંપરા આપણે ત્યાં હતી, દત્તક તરીકે લેવામાં પણ પુત્ર જ હોય। ભૂતકાળમા આવી પરંપરા

હતી એમ બોલીએ તો તે અલ્પોક્તિ છે. આજે પણ સૂક્ષ્મ રીતે આવી જ પ્રણાલિકાઓ ચાલે છે એમ કહેવું જોઈએ હિંદુ પુરુષના ચિત્તમાં પુત્ર માટેની લગન કેવી તીવ્ર અને એણે કેટલા ઊંડાં મૂળ નાખેલા છે તે પરંપરા અને સાંપ્રત વર્તન બેઉને જોડાજોડ મૂકવાથી જણાઈ આવે છે

સ્ત્રી સામેના પૂર્વગ્રહો વધુ ઊંડા બનાવવામાં આજના લોકમાધ્યમોનો ફાળો પણ મોટો છે સિનેમામાં, ટીવીમાં કે જાહેરાતોમાં સ્ત્રીને દુઃખી થતી કે બુદ્ધિહીન બતાવવામાં આવ્યા કરે છે તેથી સ્ત્રી પ્રત્યે સન્માનની લાગણી જાગતી નથી બેંકની બચત યોજના કે વીમાની યોજનાઓને પણ દીકરાના ભણવા અને દીકરીના લગ્ન માટે, સ્ત્રીસંસ્થાઓએ વિરોધ ન કર્યો ત્યાં સુધી, આવકાર્ય બતાવવામાં આવતી હતી લગ્ન સમયે આપવાના દહેજ માટે પણ અનેક પ્રકારની ચીજવસ્તુઓની જાહેરાતો કરવામાં આવે છે.

રાજપૂતો અને પટેલોમાં કરિયાવર મોટા કરવાના થતા તે સમાજોમાં બાળકીને દૂધપીતી કરવામાં આવતી આજે થતી લિંગપરખ અને ત્યાર પછી થતો ગર્ભપાત એ જ માનસ દર્શાવે છે સ્ત્રીઓ સાથેનાં વર્તનમાં સમાજની ગતિ ઊંધી દિશામાં થતી જણાય છે.

વીસમી સદીમાં સ્ત્રીઓએ ઘણું મેળવી લીધું છે એવું કહેવાય છે તે કાગળ પરના લખાણો પૂરતું સીમિત લાગે છે આજે પણ વંધ્યા કે દીકરીઓની માતાને અનેક મહેણાં સાંભળવાના થાય છે અને દુઃખ સહેવા પડે છે દીકરા માટેની આ ઇચ્છા ફક્ત ઉપલા વર્ણોમાં જ છે એવું નથી, આખા સમાજમાં તે વ્યાપ્ત છે જે સ્ત્રીને એક દીકરી હોય તેની બીજી સગર્ભાવસ્થા વખતે કુટુંબના સર્વની દીકરાના પ્રસવ માટેની આતુરતા તેને અત્યંત વ્યથિત બનાવી દેતી હોય છે. એવી સ્થિતિમાં, તેને લિંગપરખ કરાવીને જો ગર્ભમાં દીકરી છે એવું જણાય તો ગર્ભપાત કરાવવાનું કહેવામાં આવે તો તે સ્વીકારી લે છે આ સ્વીકાર તેની સ્વેચ્છાએ આપેલી સંમતિ છે એમ માની લેવું વાહિયાત છે

લિંગપરખ અને ગર્ભપાત બંનેમાં દાક્તરોનો અભિપ્રાય બહુ અગત્યનો બને છે. આવે સમયે દાક્તરો 'મદદ કરવા' ખૂબ આતુર હોય છે તેનું એક દેખીતું કારણ તો તેમને તેમાંથી મળનાર આર્થિક વળતર છે તે ઉપરાંત તે પણ જે સામાજિક વર્ગમાંથી આવે છે તેમાં દીકરાનું મહાત્મ્ય ઘણું હોવાથી તેમના ખ્યાલો પણ તેવા જ હોય આ ખ્યાલ સીધેસીધા વ્યક્ત થતા નથી પણ 'કુટુંબનિયોજન માટે ગર્ભપાત જરૂરી છે' અને 'એક છોકરી છે પછી મા પણ બીજો દીકરો જ માગે તો આપણે તેને મદદ કરવી જોઈએ' એવા વાક્યોમાં વ્યક્ત થાય છે

આ આખી વાતમાં વહુને લિંગપરખ અને ગર્ભપાતની સલાહ સાસુઓ જ આપે છે એમ સ્ત્રી-વિરુદ્ધ સ્ત્રી છે એવું કહી પુરુષો જવાબદારીમાંથી છટકી જવા માગતા હોય છે. કોઈ પણ સાસુ-વહુ કુટુંબની બહાર એટલે કે તે કુટુંબના મૂલ્યોથી નિરપેક્ષપણે જીવતાં નથી હોતા સાસુ પણ 'દીકરો જ ખપનો' 'દીકરીઓ શું કરવી છે?' એવું કહેતા લોકો વચ્ચે જ રહી છે તેનું માનસ પણ આ સમાજની 'દીકરો વંશ વધારે', 'દીકરો ઘડપણની લાકડી થાય', 'દીકરો મૃત્યુ પછી તારે' એવી માન્યતાઓથી જ ઘડાયું છે નિર્ણય લેતી વખતે બોલવાનું કામ ભલે સાસુએ કર્યું હોય, આખું કુટુંબ તેમાં સંમત હોય છે જ.

લિંગપરખનો સમય એવો હોય છે કે તે કરાવવાથી કોઈ સામાજિક બદનામી થતી નથી અને તે જ સૌથી વધુ જોખમકારણ છે નાની બાળકીને બરોબર ઉછેરવામાં ન આવે કે વહુની સાથે ગેરવર્તન કરવામાં આવે તે બંને સમાજમાં જોવામાં આવે છે અને તેની ટીકા થઈ શકે છે. પણ ગર્ભ રહ્યાને માંડ ચાર મહિના થયા હોય અને લિંગપરખ કરાવીને તરત જરૂર લાગે તો ગર્ભપાત કરાવી નાખે તો

ઘરની બહાર કોઈને ખબર પડતી નથી છાનામાના સઘળું પતાવી દેવાય છે તેથી અતિ સ્વીકૃત થયેલું આ કાર્ય સ્ત્રીને ગર્ભમાંથી બારોબાર સ્મશાન સુધી પહોંચાડી દે છે

આવા ગુના જાહેર થતા નથી એટલે આપણા હજી સમાજમા તે ગુના ગણાતા નથી લિંગપરખ અને ત્યાર પછી બાલિકા જન્મવાની જણાય તો થયેલો ગર્ભપાત આથી કોઈના અંતરાત્માને દુભવતો નથી એટલે પુન સગર્ભાવસ્થા, પુન લિંગપરખ, પુન બાલિકાગર્ભનો પાત એમ ચક્ર ચાલી શકે છે. દીકરો આવવાનો થાય ત્યારે જ યુવતી તેમાથી ઊગરે છે.

આવા ગર્ભપાત વસ્તીવધારાના સંદર્ભમા યોગ્ય છે એવો બચાવ કરવામા આવે છે આ દલીલ વસ્તીના આંકડા સામે નજર નાખીએ તો ટકે એવી નથી આખી દુનિયાના ચાર જ દેશો એવા છે જ્યા પુરુષોની સંખ્યા સ્ત્રીઓની સંખ્યા કરતા ઘણી વધારે હોય, ભારત એ ચારમાંનો એક દેશ છે છેલ્લા ૭ દાયકામાં સ્ત્રીસંખ્યા ઘટતી ચાલી છે ત્યારે બાલિકા-ગર્ભપાત યોગ્ય નથી. વસ્તી વધારો જ અટકાવવો હોય તો ગર્ભપાત પહેલા લિંગપરખની જરૂર હોય નહી ગમે તે લિંગનુ બાળક હોય તેના જન્મ પર અંકુશ મૂકાય તો તે સાચે જ વસ્તીવધારો ન કરવા માટેનો કહેવાય પણ આપણા દેશમા ચાલેલી પ્રક્રિયા તેવી નથી. મુંબઈની એક હોસ્પિટલમા થયેના અભ્યાસમાં દર્શાવાયુ છે કે આઠ હજાર બાલિકા-ગર્ભપાત થયા તેની સામે એક જ બાલક-ગર્ભપાત થયો હતો આ એક ગર્ભપાતમાં સ્ત્રી પારસી હતી અને તેને એક દીકરો હતો અને બીજી દીકરી જોઈતી હતી

આ બાલિકા-ગર્ભપાતના વિરોધી સાથે સ્ત્રીના ગર્ભપાતના અધિકારને ગૂચવવાનો નથી સ્ત્રીઓને પોતાના શરીર પર અધિકાર હોવો જ જોઈએ નહી જોઈતી સગર્ભાવસ્થાનો કે બાળકોનો ભાર તેના પર નાખવો ન જોઈએ કેટલાક કુટુબો અત્યારે એક પણ બાળક ન હોય તો પણ લિંગપરખ અને બાલિકા-ગર્ભપાતનો આગ્રહ રાખે છે તે ખૂબ ખોટુ થાય છે એક દીકરી હોય તો પણ આ આગ્રહ ખોટો છે એક દીકરો હોય તો બીજી સગર્ભાવસ્થા સમયે કોઈ આવો આગ્રહ રાખવાનુ છે ખરુ ? બીજો દીકરો થાય એવુ લિંગપરખ પરથી જણાય તો કોઈ ગર્ભપાત કરાવવાનુ છે ખરુ ? આ બે પ્રશ્નોના નકારમાં મળતા જવાબો સ્ત્રી વિશેના પૂર્વગ્રહો જાહેરમા મૂકી આપે છે પણ સ્ત્રીનો પોતાની પ્રજનનક્રિયા પરનો અધિકાર આથી જુદી વાત છે અને એ અધિકાર અક્ષત રહેવો જોઈએ

આ અગેના વિજ્ઞાનની કે વિસ્તરતી ટેકનોલોજીની ભયાનકતા તપાસીએ પાત્રીસ વર્ષથી વધુ ઉમરની સ્ત્રી સગર્ભા થાય તો તેણે ગર્ભની તપાસ કરાવી લેવી જોઈએ. જેમ સ્ત્રીની ઉમર મોટી થાય તેમ ગર્ભમા ક્રોમેઝોમની 'એબ્નોર્માલિટી' વધુ હોવાનો સંભવ છે 'એબ્નોર્માલિટી' વાળો ગર્ભ હોય તો, તેની લિંગપરખ કરવી જોઈએ, કેમકે જો દીકરી જન્મે તો મોટે ભાગે તે 'એબ્નોર્માલીટી'ની વાહક જ બને છે, પણ જો દીકરો જન્મે તો પચાસ ટકા શક્યતા રહે છે કે તે 'એબ્નોર્મલ' જન્મે આવી તપાસ એમ્નીઓસેન્ટેસીસને નામે ઓળખાય છે આ તપાસને અંતે જો માબાપ ઇચ્છે તો એવા દાખલાઓમા ગર્ભપાત કરાવવાની સલાહ અપાતી પણ ભારતમા બીજુ બધુ આવુ ધકેલાઈ ગયું અને એમ્નીઓસેન્ટેસીસનો લિંગપરખની ટેકનોલોજી તરીકે ઉપયોગ થવા માડચો આજે તે પરથી બાલિકા-ગર્ભપાત કરાવવા માટે તે ટેકનોલોજી ખૂબ વપરાય છે વાસ્સાગત એબ્નોર્માલીટી ગર્ભમા છે કે કેમ તે ખોળી કાઢવા થયેના સંશોધન વિશે મોટા ભાગના લોકોને અને દાક્તરોને ભાગ્યે જ માહિતી હશે. આ ટેકનોલોજીની માગ એટલી વધી છે કે નવી 'વીટ્રો ફર્ટીલાઇઝેશન' ટેકનોલોજી, 'ડિએનએ'નુ સંશોધન અને નવી પ્રજનન ટેકનોલોજી 'એનઆરટી' વિકસી રહ્યાં છે.

આ બધી ટેકનોલોજીના મૂળમા વૈજ્ઞાનિક હકીકતો આટલી છે મોટા ભાગના દરેક માનવીય 'સેલ'ના કેન્દ્રમા ક્રોમોઝોમની ૨૩ જોડીઓ હોય છે વારસાગત લક્ષણોનાં ક્રોમોઝોમ વાહકો છે આમાની ૨૨ જોડીઓમાના બને ક્રોમોઝોમ એક સરખાં હોય છે ૨૩ મી જોડીમા તેમ હોતુ નથી અને તે ગર્ભનુ લિગ નક્કી કરે છે જો સેલમા બે સરખા ક્રોમોઝોમ (X–X) હોય તેમાથી નારી અને જો જુદાં જુદા ક્રોમોઝોમ (X–Y) હોય તો નર ઉત્પન્ન થાય ગર્ભાધાનને સમયે સ્ત્રી X ક્રોમોઝોમ વાળા અંડકોષો પુરુષના X કે Y ક્રોમોઝોમ વાળા શુક્રાણુ સાથે ભળી જાય છે. જ્યારે XY ક્રોમોઝોમ ભેગા થાય ત્યારે દીકરો અને XX ક્રોમોઝોન ભેગા થાય ત્યારે દીકરી જન્મે છે.

આ માહિતીને આકૃતિમા મૂકીએ




બાળકનું લિગ ગર્ભાધાનને સમયે જ નક્કી થઈ જાય છે અને ત્યાર પછી તે બદલી શકાતુ નથી.

ઉપરની સમજૂતી પરથી સ્પષ્ટ થાય છે કે બાળકનું લિગ પુરુષના શુક્રાણુમા રહેલા ક્રોમોઝોમ પરથી નક્કી થાય છે આથી બાળકના લિગ માટે પિતા જવાબદાર છે આમ છતાં માની પ્રજનન વાહિની બેમાથી એકની તરફેણ કરે અને બાળકની લિગ પર અસર પડે એવુ સંભવે.

બાળકનાં જાતીય અંગો પાચમા મહિના સુધી જોઈ શકાતા નથી મોટા ભાગની લિગપરખની પદ્ધતિઓમાં આથી ગર્ભમાના સેલ મેળવીને તેના ક્રોમોઝોમનુ પૃથક્કરણ કરવામા આવે છે નર અને માદા સેલને જુદી જુદી રીતે ઓળખાવામાં આવે છે લિગની પૂર્વ પસદગીમા શરીરની બહાર X અને Y ને જુદા પાડીને ઇચ્છિત ગર્ભ બાધી શકાય છે સ્ત્રીની પ્રજનન રચના Y ને સ્વીકારે તેવી રીતે તેનું બધારણ બદલવાની, કે પુરુષના X અને Y ને જુદા પાડવાની અને શરીરની બહાર ગર્ભ બધાય તે જોવાની પદ્ધતિઓ 'આઈવી એફ'ને નામે ઓળખાય છે

ગર્ભની લિંગપરખની પદ્ધતિઓમા અત્યારે એમ્નીઓસેન્ટેસીસ સૌથી વધુ વ્યાપક છે. માના ગર્ભાશયમા ગર્ભ પ્રવાહીમા તરતો રહે છે અને ગર્ભના કેટલાક સેલ પ્રવાહીમા હોય છે જેમ ગર્ભ મોટો થતો જાય તેમ પ્રવાહીમા આ સેલનું પ્રમાણ વધે છે ધીમે ધીમે ગર્ભ, ગર્ભાશયમા સઘળી જગ્યા રોકી લે છે. એમ્નીઓસેન્ટેસીસમા (એમ્નીસન = મેમ્બ્રેન = બહારનુ પડ, કેન્ટેસીસ = તીક્ષ્ણ અણીથી કાણુ પાડવુ) ગર્ભાશયના પડમા માના પેટમાં થઈને એક સોય નાખવામાં આવે છે અને તે દ્વારા ૧૫–૨૦ સીસી. જેટલું પ્રવાહી બહાર ખેચવામાં આવે છે સગર્ભાવસ્થાના ૧૬ થી ૧૮ અઠવાડિયા વચ્ચે આ

પ્રવાહી ખેંચાય તો પૂરતા સેલવાળું પ્રવાહી સહેલાઈથી મળી રહે સોય તાખવવાનું કામ અલ્ટ્રાસોનિક પ્રકાશમા કરવુ જોઈએ કે જેથી ગર્ભનુ હલનચલન અને નાળની સ્થિતિ બરોબર પડદા પર પ્રતિબિંબિત થતા જોઈ શકાય. નહીં તો, માને, ગર્ભને કે નાળને નુકસાન થવાનો ભય રહે છે. જો સોય આડી અવળી જાય અને નાળ કે ગર્ભને વાગે તો કોઈ ઇન્દ્રિયને નુકસાન થાય કે કદાચ આપોઆપ ગર્ભપાત પણ થઈ જાય ચોથો મહિનો પૂરો થયા પછી આ પરખ થાય ત્યાર પછી ગર્ભપાત કરાવાય તેનાથી સ્ત્રીના સ્વાસ્થ્ય પર જોખમ વધે છે સ્ત્રી વધુ 'એનીમીક' બને છે અને જો આ ગર્ભાધાન–લિંગપરખ–ગર્ભપાતનું ચક્ર ચાલતુ રહે તો જીવનુ જોખમ વધે છે

સગર્ભાવસ્થાની ચોથા મહિનાથી વહેલી લિંગપરખ થઈ શકે તે માટે કોરિયોનિક વીલી બાયોપ્સી (સિવિબી) નામની પદ્ધતિનો ઉપયોગ પણ થાય છે સગર્ભાવસ્થાના છઠ્ઠાથી ૧૩મા અઠવાડિયા વચ્ચે આ પરખ થઈ શકે છે ગર્ભાશયના મુખ દ્વારા પૂરતા સેલ મેળવી લઈને તેનુ પૃથક્કરણ કરવામાં આવે છે. આ પરખ પછી ૩ થી ૫ ટકા કિસ્સાઓમાં બે અઠવાડિયામા લોહી પડવુ, વેદના થવી કે ગર્ભપાત થવો શક્ય છે. લિંગપરખ વહેલી થવાથી ગર્ભપાત વહેલો થઈ શકે તેથી સ્ત્રીને જોખમ ઓછુ થાય તેમ કરી શકાય

એમ્નીઓસેન્ટેસીસ હોય કે સિવિબી, તે પછી જો બાલિકાના જન્મને રોકવાનો હોય તો બંને ખોટાં વિજ્ઞાન અને ટેકનોલોજી માનવીના વિકાસ માટે હોવાં જોઈએ. માનવીના સ્વાતંત્ર્ય, સમાનતા અને સામાજિક ન્યાયના ટેકામા તે વપરાવા જોઈએ, શોષણમા વૃદ્ધિ કરવા નહીં સ્ત્રીના અસ્તિત્વ વિરુદ્ધની આ ટેકનોલોજી, હજી વધુ ઓછા જોખમવાળી બને તો પણ નૈતિક રીતે અને ન્યાયની દૃષ્ટિએ ખોટી દિશામાં જ જઈ રહી છે

આ આખી ચર્ચામાથી ઘણા પ્રશ્નો ઊભા થાય છે. સ્ત્રીની જાતીયતા પર, તેની ગર્ભધારણ કરવાની શક્તિ પર, કેટલા બાળક તેને થવાં જોઈએ, ક્યારે ક્યારે થવા જોઈએ, કયા લિંગના થવા જોઈએ એ બધા પર સ્ત્રીનો નહીં એવો બીજાનો કાબૂ વધતો આવે છે અને સ્ત્રીઓ પર પ્રયોગો થયે રાખે છે આથી પાયાનો પ્રશ્ન ઊઠે છે કે સ્ત્રી-શરીર પર કોનો કાબૂ હોવો જોઈએ, સ્ત્રીઓનો પોતાનો, વૈજ્ઞાનિકોનો, રાજ્યનો કે જૂનવાણી ધર્મના વડાઓનો?

કોઈપણ વૈજ્ઞાનિક-સંશોધનની પ્રસ્તુતતા કોણ નક્કી કરે તે પ્રશ્ન પણ વિચારવા જેવો છે સમાજ પર જે તે સંશોધનની શી અસર પડશે તે વિશે ચિંતા કર્યા વિના સંશોધન કર્યા કરી શકાય? જ્ઞાન ખાતર વિજ્ઞાનની ઉપાસના કરવી છે એમ કહેવું પર્યાપ્ત છે? સમાજના કલ્યાણની વિચારણાની કોઈ જવાબદારી તેમની નહીં? જેમની પર સંશોધનની સીધી અસર પડવાની છે તેમનો મત લેવાની જરૂર નહીં?

સ્ત્રીઓને મજૂરીમા રાહત આપે એવુ કે તેમનું જીવન ધોરણ સુધારે એવુ સંશોધન થયું જણાતું નથી, અને થયું હોય તો તેમને પહોંચ્યું નથી પાયાની સવલતો, જેવી કે ચોખ્ખુ પીવાનું પાણી કે મળનો નિકાલ મોટા ભાગનાં ગામડાની સ્ત્રીઓને કે શહેરમાં વસતી ગરીબ સ્ત્રીઓને પહોંચ્યા નથી. અર્ધાથી વધુ ભારતીય સ્ત્રીઓ 'એનીમીક' છે. સ્ત્રી સંખ્યા પુરુષ સંખ્યાથી ઓછી છે, બાલિકામૃત્યુ અને યુવતીમૃત્યુનો આંક વધુ છે ટેકનોલોજીએ સ્ત્રીને કોઈ મદદ કરી નથી, સ્ત્રીની રોજી ઝૂંટવવામાં કે સ્ત્રીના શરીર પર પ્રહારો કરવામાં ટેકનોલોજીનો ઉપયોગ જરૂર થયો જણાય છે

આ ઉપયોગ માટે પરંપરાગત માનસ ધરાવતા, અલ્પશિક્ષિત કે અશિક્ષિત લોકોને માથે દોષ ઢોળ્યાથી કોઈ ફાયદો થવાનો નથી સુશિક્ષિત, સ્ત્રી પરના આક્રમણને સમજી શકે એવા વૈજ્ઞાનિકો, ટેકનોલોજીના નિષ્ણાતો, દાક્તરો, રાજ્યની જુદી જુદી ઓીલક્ષી સમિતિઓએ આ તરફ જાગૃત થઈને તેનો વિરોધ કરવો જોઈશે લિંગપરખની અને ત્યાર બાદ બાલિકા-ગર્ભપાતની પ્રક્રિયાનો વિરોધ કરવામા સામાજિક ઉત્થાનની રાહ જોવા બેસી રહી શકાય નહી ત્યાર સુધીમા આથી વધુ જોખમકારક પ્રપંચો સમાજ સામે અને ખાસ કરીને સ્ત્રી સામે ઉદ્‌ભવે નહી તેની શી ખાતર?

માનવીય હક્કો તરફ સજાગ સર્વએ આ લિંગપરખ-ગર્ભપાતની ટેકનોલોજીનો અને તેના ઉપયોગનો વિરોધ કરવાની જરૂર ઊભી થઈ છે થોડાંક આર્થિક વળતરના મોહને જતો કરીને દાક્તરો પણ આ અમાનુષી કૃત્ય બંધ કરાવે એવી અપેક્ષા સુશિક્ષિત જવાબદાર નાગરિકો તરીકે તેમની પાસે ન રાખી શકાય? સ્ત્રી માનવી તરીકે હક્ક માગે છે, સમાજ જાગીને તેનો પ્રતિભાવ પાડે એવી અપેક્ષા છે."



---

## "આંચમનીથી સમુદ્ર ઉલેચીએ"

નાણાપ્રધાને રાજીવ ગાંધીની સરકાર "ધનિકતરફી" અને "ગરીબવિરોધી" છે, એવા આક્ષેપનું ખંડન કરવા "ગરીબવિરોધી" કાર્યક્રમો પાછળ ખર્ચાનારા નાણામા વૃદ્ધિ કરી છે. ગયા વર્ષના અંદાજપત્રમા રૂ ૯૧૮ કરોડ ફાળવવામા આવ્યા હતા, એનો અર્થ ગરીબીની રેખા નીચે જીવતા પ્રત્યેક ગરીબ માટે વર્ષે માથા દીઠ રૂ, ૩૦નો ખર્ચ કરવાનું ઠરાવવામા આવ્યું હતું આ વર્ષના અંદાજપત્રમાં રૂ ૧,૨૩૪ કરોડ ફાળવવામા આવ્યા છે, એનો અર્થ પ્રત્યેક ગરીબ માટે વર્ષે માથાદીઠ રૂ ૪૧નો ખર્ચ કરવામા આવશે ગરીબીવિરોધી કાર્યક્રમોના વહીવટીખર્ચ (જે સ્હેજેય ૩૦ થી ૪૦ ટકા હશે, નાણાપ્રધાને તે વિશે ફોડ પાડ્યો નથી)નો સમાવેશ આમા થઈ જાય છે। ગરીબી દૂર કરવાનો સરકારનો આ પ્રયાસ આચમનીથી સમુદ્ર ઉલેચવા જેવો નથી લાગતો? અનાજની સબસીડી દૂર કરવાનો નિર્ણય, અનાજ વગેરેના ભાવો વૃદ્ધિ, વણપૂરાયેલી ખાધ (રૂ ૩૬૫૦ કરોડ જે હકીકતમા રૂ ૫૦૦૦ કરોડ પહોંચવાની વકી છે) આ બધાથી થનાર ભાવવધારાની અસર ગરીબીની રેખા નીચે જીવતા માનવજંતુઓ પર કેવી થશે, એ વિચારવા નાણાપ્રધાન થોભ્યા હશે, ખરા?

---

# ભોપાલ દુર્ઘટના, ભારત સરકાર અને મલ્ટીનેશનલ કંપનીની જવાબદારી

દિનેશ શુક્લ

૧૯૮૪ના ડિસેમ્બરની બીજી અને ત્રીજી તારીખો વચ્ચેની કાળરાત્રિએ મધ્ય પ્રદેશના પાટનગર ભોપાલમા યુનિયન કાર્બાઈડ કંપનીમા મિથિલ આઈસોસાઈનેટ ('મિક') ગૅસ લીક થવાને કારણે જે દુર્ઘટના સર્જાઈ, તેને 'ભોપોશિમા' (ઔદ્યોગિક હિરોશીમા) તરીકે વર્ણવવામા આવે છે શિયાળાની કાતિલ ઠંડીમા મીઠી નિંદરમા પોઢેલા ભોપાલવાસીઓમાથી હજારોની સંખ્યામા ઝેરી ગેસને કારણે કાયમ માટે પોઢી ગયા (અંદાજે ૨૦૦૦થી ૩૦૦૦, સાચો આકડો મળવો, હમેશની જેમ મુશ્કેલ), લાખોની સંખ્યામાં (બે લાખ કરતા પણ વધુ) લોકોને ઝેરી ગૅસની વધતી-ઓછી માત્રામા માઠી અસર થઈ, જેમાના કેટલાકની સ્થિતિ તો 'મરવાને વાંકે જીવવા' જેવી થઈને રહી જેમાથી કાતિલ જંતુનાશક દવાઓ બને છે, તે ઝેરી ગૅસથી હાડચામના બનેલ મનુષ્યો કેવા ટપોટપ મરે છે, એ જોઈને ભોપાલના જીવજંતુઓએ શું વિચાર્યું હશે, કોને ખબર! માત્ર નફાને જ આરાધ્ય દેવ માનતા મલ્ટીનેશનલ મૂડીવાદી ઉદ્યોગીકરણ માટે તો ભોપાલની ઘટના એક એવા 'પ્રયોગ'ની ગરજ સારે, જેનાથી ઓછામા ઓછા ખર્ચે, વધુ ને વધુ મનુષ્યજંતુઓને યમસદન પહોચાડી દેવાનો કોઈ કીમિયો હાથ લાગી જાય, અને આવા કોઈ કીમિયા માટે 'મોતના સોદાગરો' હરાજીમા ઊંચામા ઊંચી કીમત બોલવા હંમેશા તત્પર હોય જેને દિમાગ અને હૃદય હોય તેને માટે ભોપાલદુર્ઘટનાના સંદેશ અને સંકેત પૂરતા છે.

ભોપાલદુર્ઘટનાએ કાનૂની દાવાબાજીના ક્ષેત્રે ઇતિહાસ સર્જ્યો છે ભારત સરકારે વટહુકમ (અને હવે કાયદો) દ્વારા ભોપાલ પીડિતો વતી અદાલતોમાં નુકસાની અને વળતર મેળવવા સંબંધી તમામ કાનૂની કાર્યવાહી કરવાની સત્તા પ્રાપ્ત કરીને આ દુર્ઘટના માટે ન્યૂયૉર્કની સધર્ન ડિસ્ટ્રીક્ટ કૉર્ટમા યુનિયન કાર્બાઈડ કૉર્પોરેશન સામે આઠમી એપ્રિલ, ૧૯૮૫ના રોજ ફરિયાદ દાખલ કરી એમા મુખ્ય મુદ્દો એ હતો કે ન્યૂયૉર્કની સધર્ન ડિસ્ટ્રીક્ટ કૉર્ટ આ કેસ ચલાવવા માટે પોતાને યોગ્ય 'ફોરમ' તરીકે સ્વીકારે છે કે કેમ ભારત સરકાર તરફથી એવી રજૂઆત કરવામા આવી કે ભોપાલ ખાતેની યુનિયન કાર્બાઈડ કંપની એ અમેરિકામા વડુ મથક ધરાવતા પણ મલ્ટીનેશનલ સ્વરૂપ ધરાવતા યુનિયન કાર્બાઈડ કૉર્પોરેશનની સબસિડિયરી કંપની હોવાથી આ દુર્ઘટનાની તમામ જવાબદારી માતૃસંસ્થા યુ કા કૉ ની ગણાય અને તેથી નુકસાની-વળતર તરફથી દાવાઓ ચલાવવા માટેનુ 'યોગ્ય સ્થળ' જ્યા તેનુ વડુ મથક આવેલ તે ન્યૂયૉર્કની ડિસ્ટ્રીક્ટ કૉર્ટ ગણાય એની સામે યુનિયન કાર્બાઈડ કંપનીની રજૂઆત એ હતી કે દુર્ઘટના ભારતમાં (ભોપાલ) બની છે, મોટા ભાગના પીડિતો ભોપાલમાં રહે છે, તેમને થયેલ નુકસાની અને તે બદલ વળતર મેળવવાની કાર્યવાહી વધુ સારી રીતે ભારતમા હાથ ધરી શકાય. આવા પ્રકારના કેસોમા ઘણી મોટી સંખ્યામાં સાક્ષીઓ અને પુરાવાઓની જરૂર પડે, જે બધું ભારતમા વધુ સરળ રીતે ઉપલબ્ધ છે માટે આ કેસો ચલાવવાનુ 'યોગ્ય સ્થળ' ભારતની અદાલતો છે

૧૩ મે, ૧૯૮૬ના રોજ ન્યૂયૉર્કની સધર્ન ડિસ્ટ્રીક્ટના ન્યાયમૂર્તિ કીનાને ભોપાલદુર્ઘટના સંબંધી કેસ ક્યાં ચલાવવો તેના 'યોગ્ય સ્થળ' સંબંધી ચુકાદો આપતા જણાવ્યુ કે તેનો કેસ અમેરિકામા નહિ, પણ ભારતમાં ચલાવવો જોઈએ ઉપરછલ્લી રીતે જોઈએ તો ચુકાદો યુનિયન કાર્બાઈડ કંપનીની તરફેણમા

આવ્યો છે, એમ કહી શકાય અમેરિકી સ્ટૉકબજારમાં તેના માનુકૂળ પ્રત્યાઘાત પડ્યા છે યુનિયન કાર્બાઈડના સ્ટૉકના ભાવમાં સારો એવો ઉછાળો આવ્યો છે એનું એક અર્થઘટન એવું છે કે ભોપાલ દુર્ઘટનાના પીડિતોને નુકસાની અને વળતર પેટે જે રકમ ચુકવવામાં આવશે, તેની ગણતરી અમેરિકામાં હેડ ક્વાર્ટર ધરાવતા મલ્ટીનૅશનલ યુનિયન કાર્બાઈડ કૉર્પોરેશનની કુલ આશરે નવ અબજ ડૉલરની અસ્કયામતોને આધારે નહિ પણ ભોપાલસ્થિત કંપનીની કુલ આઠ કરોડ ડૉલરની અસ્કયામતોને આધારે કરવામાં આવશે ઉપરાંત, ક્ષતિપૂર્તિ અને વળતરના ભારતના કાયદા અનુસાર, ભારતની અદાલતો આ બધું નક્કી કરશે ભારત કરતાં અમેરિકામાં ક્ષતિપૂર્તિ અને વળતર સંબંધી કાયદા વધુ વિકસિત અને ભોગ બનેલાઓ પ્રત્યે વધુ ઉદાર છે અદાલતની બહાર કંપનીએ સમાધાનની જે ઑફર મૂકેલી તેમાં તેણે ત્રીસથી પચીસ કરોડ ડૉલર વળતર પેટે ચૂકવવા તૈયારી દર્શાવેલી ભારત સરકાર તરફથી, કહેવાય છે કે ઓછામાં ઓછાં એક અબજ ડૉલર (સો કરોડ ડૉલર)ની રકમ અદાલત બહારના સમાધાન માટે મૂકવામાં આવેલી હવે આ ચુકાદાને કારણે વળતરની બાબતમાં ભારત સરકારનો પક્ષ થોડો નબળો પડ્યો છે, અને કેટલાક એવી પણ દલીલ કરે છે કે ભારત કે અમેરિકાની અદાલતોમાં કેસ ચલાવવાની કડાકૂટ કર્યા વિના અદાલત બહાર કરેલ કર્યો હોત તો ભોપાલપીડિતોને વધુ આર્થિક લાભ થયો હોત!

આમ છતાં, ન્યૂયૉર્કના ન્યાયમૂર્તિ કીનાને જે ચુકાદો (ભોપાલદુર્ઘટના સંબંધી કેસ ચલાવવાનું યોગ્ય સ્થળ ભારતની અદાલતો છે) આપ્યો છે, તેમાં યુનિયન કાર્બાઈડ પર ત્રણ મહત્ત્વની શરતો લાદી છે. આ ત્રણ શરતો ભોપાલપીડિતો વતી લડતી ભારત સરકારને કંપની સામે કેટલીક અનુકૂળતાઓ, કેટલુંક ચઢિયાતાપણું તો આપે છે, પણ અમેરિકી ન્યાયશાસ્ત્રમાં કેટલાક નવા ચીલા પાડે છે. આ શરતો કંપનીને કડે છે યુનિયન કાર્બાઈડ જેવી તો અનેક મલ્ટીનૅશનલ કંપનીઓ અમેરિકામાં હેડ ક્વાર્ટર ધરાવે છે અને તેથી આ શરતો 'ડોશી મરે એના કરતાં જમને પેધો પાડનારી' હોવાથી વળતર કરતાં પણ વધુ કડવી હોય એ બનવાજોગ છે

આ પૈકીની પહેલી શરત એ છે કે યુનિયન કાર્બાઈડ કંપનીની અમેરિકી મૅનેજમેન્ટ ભારતીય અદાલતોના ક્ષેત્રાધિકારને અધીન રહેશે બીજી શરત કે કંપનીની અમેરિકી મૅનેજમેન્ટ ભારતની અદાલતોએ 'યોગ્ય કાર્યવાહીની લઘુતમ જરૂરિયાતો' ('મિનિમમ રિક્વાયરમેન્ટ્સ ઑફ ડ્યૂ પ્રોસેસ')નું પાલન કરીને જે કંઈ ચુકાદો આપ્યો હશે, તે તે શિરોધાર્ય ગણવો પડશે અને ત્રીજી શરત કે, કંપનીની મૅનેજમેન્ટે આ કેસ માટે જરૂરી સાક્ષીઓ તેમજ દસ્તાવેજી પુરાવા અદાલતો સમક્ષ રજૂ કરવા સંબંધી અમેરિકી દીવાની કાર્યવાહીના 'ફેડરલ રૂલ્સ'નો સ્વીકાર કરવાનો રહેશે

આ ત્રણ શરતો અત્યંત મહત્ત્વની છે, કારણ કે જો આવી શરતો વિના ન્યાયમૂર્તિએ કેસ ભારતમાં ચલાવવાની તરફેણમાં ચુકાદો આપી દીધો હોત તો ભારતની કોઈપણ અદાલતે ભોપાલદુર્ઘટના સંબંધી જે ચુકાદો આપ્યો હોત તે અમેરિકામાં હેડ ક્વાર્ટર ધરાવતી કંપનીને લાગુ પાડી શકાય નહિ, અને વર્ષોની અટપટી દાવાબાજી પછી જ્યારે નુકસાની વળતર ચુકવવાનો સમય આવત ત્યારે 'અમે ભારતની અદાલતોના ક્ષેત્રાધિકાર હેઠળ આવતા નથી', એમ કહીને વળતર ચુકવવાની જવાબદારીમાંથી કંપની છટકી જાત. અથવા 'અમારા ભોપાલપ્લાંટનું લિલામ કરીને જે કંઈ ઉપજે તેને વળતર ગણીને ભોપાલ પીડિતોને વહેંચી લો', એમ તેણે હાથ ઊંચા કરી દીધા હોત! હેડ ક્વાર્ટર ભારત બહાર ગમે ત્યાં હોય – ભલેને અમેરિકામાં હોય, પણ કંપની જે દેશમાં કામગીરી બજાવતી હોય તે દેશની અદાલતોના ક્ષેત્રાધિકારને અધીન છે, એ સિદ્ધાંત આ શરત સ્થાપિત કરે છે

'બીજી શરતનું મહત્ત્વ એ છે કે ભારતની કોઈપણ અદાલતે – દ્રાયલ કોર્ટથી માંડીને સર્વોચ્ચ અદાલત સુધી – આપેલ ચુકાદાને કંપનીએ શિરોધાર્ય ગણવો પડશે એમાં શરત માત્ર એટલી જ કે તેમાં 'યોગ્ય

કાર્યવાહીની લઘુતમ જરૂરિયાતો'નું પાલન થયેલું હોવું જોઈએ આવી 'લઘુતમ જરૂરિયાતો'નું પાલન થયું નથી, એવું અમેરિકી અદાલતો સમક્ષ પુરવાર કરવાનું કંપનીને માથે રહેશે ડિસેમ્બર, ૧૯૮૫માં ભોપાલ કેસ ચલાવતી ભારતની હકુમતને પોતે અધીન છે એવો સ્વૈચ્છિક સ્વીકાર કરવાની કંપનીએ તૈયારી બતાવેલી પણ આ સ્વીકાર શરતી હતો – 'જો યોગ્ય કાર્યવાહીના ધોરણો' ('નોર્મ્સ ઓફ ડ્યુ પ્રોસેસ')નું પાલન થયું નથી, એમ તેને લાગે તો તે ભારતની કોઈપણ અદાલત (સર્વોચ્ચ અદાલત સુદ્ધાં)ના કોઈપણ ચુકાદા સામે અમેરિકી અદાલતોમાં અપીલ કરવાનો પોતાનો અધિકાર અનામત રાખવા ઇચ્છતી હતી ન્યાયમૂર્તિ કીનાને 'યોગ્ય કાર્યવાહીના ધોરણો'ને બદલે 'યોગ્ય કાર્યવાહીની લઘુતમ જરૂરિયાતો'ની શરત મૂકી છે અને તે નથી પળાઈ તે પુરવાર કરવાનું કંપનીને શિરે મૂક્યું છે ભારતની અદાલતો 'લઘુતમ'નો શું પણ, કોઈપણ લોકશાહી અને કાનૂનના શાસનને વરેલ અદાલતી-પ્રથાની જેમ 'ગુરુતમ જરૂરિયાતો'નો આગ્રહ રાખે છે

ત્રીજી શરતની અગત્ય જરાય ઓછી આંકવી ન જોઈએ આ કેસ ભલે ભારતની કોઈપણ અદાલતમાં ચાલતો હોય, પણ કંપનીએ, અમેરિકાની કોઈપણ અદાલતમાં ચાલતો હોય એ રીતે અમેરિકી દીવાની કાર્યવાહીને લગતા જે ફેડરલ રૂલ્સ છે, તેનું પાલન કરવું પડશે મતલબ કે કંપનીની મુખ્ય ઑફિસ, અથવા તેના વેસ્ટ વર્જિનિયા પ્લાટ, અથવા હોંગકોંગ ઑફિસ, ગમે ત્યાંથી દસ્તાવેજી પુરાવા કે સાક્ષીઓની જુબાનીની જો માગણી કરવામાં આવે તો કંપની તેનો ઇનકાર કરી શકશે નહિ ભોપાલ-સ્થિત કંપનીના પ્લાટની ડિઝાઈન, સુરક્ષા-સલામતીની વ્યવસ્થા સંબંધી વિગતો જે કંપનીની મુખ્ય ઑફિસના કે અન્ય સ્થળના દફતરે હોય તે બધાની માહિતી, જો માગવામાં આવે તો, કંપનીએ રજૂ કરવાની રહેશે

આ ત્રણે શરતોનો અર્થ એટલો કે કેસ ભારતમાં ચાલશે, ભારતના કાયદા-કાનૂનને આધારે ચાલશે, પણ કંપનીએ તેના ચુકાદાનો સ્વીકાર કરવો અને એ ચુકાદા સામે અપીલ કરવી હશે તો 'યોગ્ય કાર્યવાહીની લઘુતમ જરૂરિયાતો' પળાઈ નથી, તે પુરવાર કરવું પડશે, જે કાનૂની અભિપ્રાય અનુસાર અશક્ય નહિ તો અત્યંત મુશ્કેલ લાગે છે ઉપરાંત, પુરાવા-સાક્ષીઓની રજૂઆત સંબંધી અમેરિકી ફેડરલ રૂલ્સનો સ્વીકાર કરવો પડશે આ શરતોનો મહત્તમ લાભ ઉઠાવી ભોપાલપીડિતોને યોગ્ય અને ન્યાયપુરઃસર વળતર અપાવવાનો પડકાર ભારત સરકાર, તેના કાનૂની-ધારાશાસ્ત્રીય સલાહકારો, એડવોકેટોએ ઉપાડી લેવાનો રહેશે

* * *

ઇન્ડિયન લૉ ઇન્સ્ટિટ્યૂટ (દિલ્હી)ના ઉપક્રમે તેના સંશોધન વિભાગના ડાયરેક્ટર ડૉ ઉપેન્દ્ર બક્ષી અને થૉમસ પૉલે ૧૩ મેના રોજ ચુકાદો આવ્યો તે પહેલાં ભોપાલકેસ વિષે લોકોને જરૂરી માહિતી આપવા અને લોકમત જાગૃત કરવાના ઉદ્દેશથી ભોપાલ કેસ વિષે અત્યંત ઉપયોગી અને જરૂરી માહિતી આપતા દસ્તાવેજોનો સંગ્રહ રજૂ કરતું એક પુસ્તક 'માસ ડિઝાસ્ટર્સ એન્ડ મલ્ટીનેશનલ લાયેબિલિટીઝ : ધ ભોપાલ કેસ' તૈયાર કર્યું તેની પ્રસ્તાવનામાં ઉપેન્દ્રભાઈએ આ કેસની અદ્વિતીયતાના કેટલાક મુદ્દાઓની સુંદર છણાવટ કરી છે કેસ અને તેમાંથી ઊપસતા મુદ્દાઓ-પ્રશ્નો વિષે સમજણ અને સભાનતા વધે એ ઇરાદે તેની સંક્ષેપમાં રજૂઆત અત્રે અસ્થાને નહિ ગણાય

(૧) ભોપાલ ખાતે યુનિયન કાર્બાઇડ કંપની દ્વારા સર્જિત દુર્ઘટના આધુનિક ઇતિહાસમાં લગભગ અભૂતપૂર્વ છે કદાચ એને 'ઔદ્યોગિક હિરોશીમા' એવું નામ આપી શકાય હજારોની સંખ્યામાં મરણ, અને લાખોની સંખ્યામાં ઝેરી ગૅસથી અસરગ્રસ્ત લોકો એ એનું સીધું પરિણામ છે

(૨) મળતી માહિતી, જાણકારી અને પુરાવા એટલું તો સ્પષ્ટ કરે છે કે આખીય દુર્ઘટના એ અર્થમાં માનવસર્જિત છે કે સલામતી–સુરક્ષા માટે જે કરવું જોઈએ તે કંપનીએ કર્યું નથી. ઝેરી, જીવલેણ રસાયણો અને ગૅસ સાથે કામ પાડવા માટે 'આ કરવું અને આ ન કરવું'ની જે યાદી હોય તેના પાલન પ્રત્યે ગંભીર, ગુનાઈત દુર્લક્ષ સેવવામાં આવ્યું છે.

(૩) આ દુર્ઘટનાએ ભારત અને અમેરિકા બન્ને સ્થળોએ કાયદાનો આશરો લેવાનો અસામાન્ય ધસારો પેદા કર્યો છે. ભોપાલમાં અને અમેરિકાની અદાલતમાં બધા મળીને કુલ ૩૫૦૦–૩૬૦૦ જેટલા દીવાની અને ફોજદારી દાવાઓ દાખલ કરવામાં આવ્યા છે.

(૪) ભારત સરકારે વટહુકમ (અને ત્યાર બાદ કાયદા) દ્વારા ભારતમાં અને વિદેશોમાં ભોપાલ-પીડિતો વતી નુકસાની-વળતરના તમામ દાવાઓ(ક્લેઈમ્સ)નો સરવાળો કરીને ન્યાયમૂર્તિ કીનાનની અદાલતમાં કાનૂની કાર્યવાહી આદરી છે. ટૂંકમાં, લોકશાહી, સમાજવાદી, બિનસાંપ્રદાયિક પ્રજાસત્તાક ભારતીય સંઘની સાર્વભૌમ સરકારે ભોપાલપીડિતો વતી, એક વિકાસશીલ દેશમાં મોટી સંખ્યામાં લોકોને યમસદન પહોંચાડી દેવા અને લાખો લોકોને જીવન આખું સડતાં–સડતાં જીવવું પડે એવી સ્થિતિમાં મૂકી દેવા માટે એક વિરાટકાય બહુરાષ્ટ્રીય કૉર્પોરેશન સામે બાથ ભીડવાનું બીડું ઝડપ્યું છે.

(૫) ભારતીય સરકારે આ કાર્યવાહીમાં કુલ નુકસાનીની જે રકમની માંગણી કરી હોવાનું કહેવાય છે, તે માનવઇતિહાસમાં કદાચ અદ્વિતીય છે. ભોપાલપીડિતો વતી જે વળતરની રકમની માંગણી કરવામાં આવી છે તે આંકડો છે, ૧૫૦ અબજ અમેરિકી ડૉલર (૧૫૦ બિલિયન ડૉલર). અમેરિકી અંદાજપત્રમાં જે ખાધ રહે છે, તેટલો મોટો આ આંકડો હોવાનું મનાય છે. અદાલત બહારના સમાધાનમાં કંપની ૨૩ કરોડ ડૉલર આપવા તૈયાર હતી, જ્યારે ભારત સરકારે એક અબજ ડૉલરની નીચે હોય તો વાટાઘાટો કરવા જ તૈયાર નથી, એમ જણાવેલ. નુકસાન અને પુનર્વસવાટ અને બચી ગયેલાઓને હવે પછીની પા સદી (૨૫ વર્ષ) સુધી જે અસરો રહેશે, તેમના દવાદારૂ વગેરેનો હિસાબ માંડી, અટપટી ગણતરી કરીને વળતર સંબંધી જે વિશ્લેષણો કરવામાં આવ્યાં છે, તેમાં પણ આંકડો તો ચાર અબજ ડૉલરને વટાવી જાય છે. આ તો માત્ર પુનર્વસવાટનો આંકડો થયો, તેમાં શિક્ષણાત્મક નુકસાનીની રકમ ઉમેરવામાં આવે તો ચાર અબજ ડૉલર કરતાં પણ આંકડો ઊંચો જવાનો. અલબત્ત, આ આંકડા, ભલે ને અબજો ડૉલરમાં હોય, ભોપાલદુર્ઘટનાનો સંદેશ અને બોધપાઠ કદાપિ વ્યક્ત કરી શકવાના નહિ. હિરોશીમા–નાગાસાકીમાં થયેલ 'નુકસાન'ને કયા આંકડામાં માપી શકાય, વારુ? સત્તા અને નફાની લાલસાથી મત્ત બનેલા સાંઢ જેવા મલ્ટીનેશનલોના હડફેટમાં ત્રીજા વિશ્વના નિર્દોષ અને નિઃસહાય નાગરિકો આવતા અટકે એ જ તેનું મોટામાં મોટું 'વળતર' ગણાય!

(૬) ભારત અને અમેરિકાની કાનૂની પરંપરાઓ અને સંસ્કૃતિઓ વચ્ચેની આંતરક્રિયાનાં કેટલાંક નવાં લક્ષણો પર ભોપાલ કેસે વેધક પ્રકાશ નાખ્યો છે. ભોપાલદુર્ઘટનાના સમાચાર જાણતાંની સાથે જ 'ઍમ્બ્યુલન્સની પાછળ દોડનારા' જે કેટલાક અમેરિકી વકીલો ભોપાલમાં ઊતરી પડ્યા તેનાથી ભારતના સંવેદનશીલ વકીલો અને નાગરિકોને ઊંડો આઘાત લાગ્યો. તો બીજી બાજુ, અમેરિકન બાર, સંવેદનશીલ સ્વૈચ્છિક સંગઠનો અને નાગરિકોએ યુનિયન કાર્બાઈડ કંપનીએ જે વર્તન દાખવ્યું તેના પ્રત્યે જે નૈતિક રોષ પ્રગટ કર્યો તેનાથી તેનું મંગળ સ્વરૂપ પણ પ્રગટ થયું. અમેરિકાસ્થિત અને અમેરિકામાંથી કામ કરતી મલ્ટીનેશનલ કંપનીઓને અમેરિકી કાનૂન–ન્યાય–પ્રથા કેટલા પ્રમાણમાં નાથી શકશે એ પ્રશ્ન ભોપાલકેસે ઊભો કર્યો છે.

(૭) ભોપાલકેસ ભારતમાં નહિ પણ અમેરિકામાં ચલાવવો અને બધા ભોપાલપીડિતો વતી વળતર સંબંધી કાર્યવાહી ખુદ ભારત સરકારે જ હાથ ધરવી એવો કાયદો કર્યો, તેનાથી વિવાદનો મધપૂડો

છંછેડાયો છે ઇન્દિરા જયસિંગ જેવા જાહેર હિતના દાવા લડનાર અગ્રણી ધારાશાસ્ત્રીએ એવું સ્પષ્ટ વલણ લીધુ છે કે આ સબંધી કેસ ભારતની અદાલતોમા જ ચાલવા જોઈએ અને એક બહુરાષ્ટ્રીય કોર્પોરેશન સામે વિદેશની ધરતી પર કેસ ચલવી નુકસાની માગવી એ સાર્વભૌમ રાષ્ટ્ર માટે શોભાસ્પદ નથી.

* * *

ભોપાલકેસ ભારતમા નહિ, પણ અમેરિકાની અદાલતોમા ચાલે એવુ ઠસાવવા માટે ભારત સરકાર, તરફથી જે રજૂઆતો અને દલીલો કરવામા આવી તેમા ભારતીય કાનૂન-ન્યાય-અદાલતી પ્રથાની ઊણપોની ટીકા કરવામાં આવી એ આ પ્રકરણમા કદાચ સૌથી કમનસીબ બાબત ગણાય આપણી ઊણપો-કચાશોની આપણે જરૂર ચર્ચા કરીએ, ટીકા પણ કરીએ, પણ વિદેશી અદાલતમાં, વિદેશી ન્યાયમૂર્તિ સમક્ષ એ બધાનો એક દલીલ તરીકે ઉપયોગ કરીએ એ સ્વમાની રાષ્ટ્ર તરીકે જરાય શોભાસ્પદ ન ગણાય ભારત સરકાર તરફથી કરવામા આવેલી રજૂઆતમાં જણાવવામાં આવ્યુ છે કે—

(૧) 'ભોપાલદુર્ઘટનાના દાવાઓ ચલાવી શકે તેટલી પરિપકવતા ભારતની અદાલતો ધરાવતી નથી બ્રિટિશ સાંસ્થાનિક શાસકોએ ભારતની કાનૂનપ્રથાને એવી રીતે ઘાટ આપેલો, જેથી તેમના (બ્રિટિશરોના) હેતુઓ પાર પડે ભારતીય ન્યાયતંત્ર એમાથી બહાર આવીને હજુ પૂરેપૂરુ પરિપકવ બન્યુ નથી'

(૨) 'આટલા મોટા પ્રમાણમા નુકસાની અને વળતરના દાવાઓ ભારતની અદાલતોએ અને વકીલોએ ચલાવ્યા નથી. ભારતની અદાલતો અને વકીલોને તેનો અનુભવ નથી'

(૩) 'ભારતમાં—અદાલતો, કાયદા, ધારાશાસ્ત્રીઓ સમક્ષ—આ અંગેનો કોઈ પૂર્વ દાખલો (પ્રિસિડન્ટ) અસ્તિત્વ ધરાવતો નથી આ બાબતમા અમેરિકી અદાલતો ઠીક ઠીક વિકાસિત છે ભોપાલ પીડિતોને તે વધુ સારો ન્યાય આપશે.'

ન્યાયમૂર્તિ કીનાને તેનો સુદર જવાબ આપ્યો છે: "આ કરુણ ઘટનાના કારણો અને તે માટે જવાબદાર કોણ, તે નક્કી કરવામાં અમેરિકી અદાલતો કરતાં ભારતની અદાલતો વધુ સારી સ્થિતિમા છે.. પોતાના લોકોને ન્યાય આપવાની અને જગત સમક્ષ ટટ્ટાર ઊભા રહેવાની ભારતીય ન્યાયતંત્રને મળેલી આ તક છીનવી લેવી એનો અર્થ તો એવો થાય કે જે પરાધીનતાના ઇતિહાસમાથી ભારત બહાર આવ્યું છે, તે પુનર્જીવિત કરવો .. ..

ઈ૦ ૧૯૮૬મા ભારતીય સઘ એક મહાસત્તા બનેલ છે. તેની અદાલતોએ યોગ્ય અને સમાન ન્યાય પૂરો પાડવાની પોતાની શક્તિઓનો પૂરતો પરિચય આપ્યો છે એક સાર્વભૌમ દેશ પર બીજો સાર્વભૌમ દેશ પોતાનો ન્યાય ઠોકી બેસાડે એવી ભૂમિકા મારી અદાલત ભજવે એનો હુ અસ્વીકાર કરુ છુ"

ભારત સરકારનુ એક અંગ. કારોબારી, તેના બીજા અગ: ન્યાયતંત્ર (અદાલતી પ્રથા-કાનૂનપ્રથા) ની ટીકા કરે, તેને અપરિપકવ કહે, તેની ન્યાય આપવાની શક્તિમા શકા વ્યક્ત કરે એ કેવું કહેવાય? ભારતીય પાર્લમેન્ટ કે ભારતના પ્રધાનમંડળ વિષે આપણું ન્યાયતંત્ર (વિદેશમાં) એમ કહે કે એ બન્ને પરિપકવ નથી, ભારતના લોકોનુ તે હિત સાધી શકે તેમ નથી, તો કેવુ કહેવાય?

અને છેલ્લે, ભોપાલકેસ 'મલ્ટીનૅશનલ કંપનીની જવાબદારી'ના પ્રશ્ન પર સર્ચલાઈટ ફેંકે છે મલ્ટીનેશનલ કપની એ એક, અવિભાજ્ય એકમ છે એ જે જે દેશોમા કામ કરતી હોય ત્યાં જો દુર્ઘટના થાય તો તે દેશોના લોકો પ્રત્યે તેની જવાબદારી છે પોતાની કામગીરીથી કોઈ દુર્ઘટના જ ન સરજાય, તે અંકે કરવાની તેની પ્રાથમિક ફરજ છે, તે માટે સાવધાનીના તમામ પગલા ભરવાની, તેનો કડકાઈથી અમલ કરવાની તેની જવાબદારી છે અને છતાં કશુક અઘટિત થાય તો તેનુ વળતર ચુકવવાની તેની પ્રથમ અને અતિમ ફરજ છે ભોપાલકેસ આ 'મલ્ટીનેશનલોની જવાબદારી' સ્થાપિત કરવામાં સફળ થશે, તો એ ય એક સિદ્ધિ ગણાશે

# ધર્માનન્દ કોસંબી

ચન્દ્રકાન્ત શેઠ

"કૌશામ્બીજી(કોસંબીજી)ને નોતરવા કે તેમની પાસે બેસવું એટલે ટુચકા, ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, રાજકારણ, સામાજિક જીવન વગેરે જ્ઞાનગંગાની અનેક ધારાઓ વચ્ચે સ્નાન કરવું."

— ઉપર્યુક્ત શબ્દો પંડિત સુખલાલજીએ જેમના માટે પ્રયોજ્યા હતા તે 'પાલિભાષાના અપ્રતિમ જાણકાર', 'વિખ્યાત' પ્રાધ્યાપક ધર્માનન્દ કોસંબીનો જન્મ, ૯ ઑક્ટોબર ૧૮૭૬માં ગોવાના સાસષ્ટ પ્રાંતમાં આવેલ સાખવળ ગામમાં થયો હતો. માતા આનંદબાઈ પિતા દામોદર. બે ભાઈઓ તથા પાંચ બહેનોમાં તેઓ સૌથી નાના. જન્મવેળાએ માતાની તબિયત કથળેલી તેથી દાઈના દૂધ પર તેઓ ઊછરેલા. વળી તેઓ ૭ મહિનાના થયા ત્યારે જ એમના ડાબા પગમાં એવી તકલીફ પેદા થઈ કે તે પગ કાયમના માટે નબળો પડી ગયો હતો.

ધર્માનન્દની શારીરિક નબળાઈ જોઈને એમના પિતાના મિત્રમંડળને એમના સારા ભવિષ્ય વિશે કોઈ આશા નહોતી, પરંતુ પિતાના મનમાં તો તેઓ ભવિષ્યમાં હોશિયાર થશે એવી આશા મજબૂત હતી. વળી એક ગામડી જોશી તો એવું પણ ભાખેલું કે એ ધનવાન નહીં થાય, પણ વિદ્વાન તો થશે જ.

ધર્માનન્દનું શિક્ષણ ધૂળી નિશાળથી શરૂ થયેલું. એ પછી તેમણે મડગાવ, ચીખલી, શહાપુર-બેલગામ વગેરે સ્થળોએ શિક્ષણ લીધેલું. આમ તો તેઓ કસરત સિવાયના સૌ વિષયોમાં પ્રથમ નંબર લાવનારા હતા તેમ છતાં માંદગી આદિ કારણોને લઈને તેઓ મૅટ્રિક સુધી ન પહોંચ્યા અને કંટાળીને અભ્યાસ છોડી દીધો. પિતાને પોતાના દીકરાને કુળકર્ણી થયેલો જોવાની આશા પડતી મેલવી પડી હશે.

ધર્માનન્દ ચૌદેક વર્ષના થયા તે દરમિયાન તેમનામાં યૌવનસુલભ વિકારોએ પ્રવેશ કર્યો તેથી તેમના વિચાર-વાણી કેટલીક રીતે દૂષિત પણ થયા, આમ છતાં મૂળભૂત શીલ-સંસ્કારોની સુદૃઢતાને કારણે જ તેઓ દુરાચારી થતાં બચી ગયા. સદ્ભાગ્યે ઈ. સ. ૧૮૯૧-૯૨થી જ તેમનામાં વાચનનો શોખ ઘર કરતો ગયો. એમના ચિત્ત પર વાચનના પ્રબળ સંસ્કારો પડતા રહ્યા. એમની દૃષ્ટિ સામે વિષ્ણુ શાસ્ત્રી, આગરકર જેવા મહાપુરુષો તરવા લાગ્યા. પોતાના પશુતુલ્ય જીવન પ્રત્યે તેમનામાં નફરત જાગી. ક્યારેક આત્મઘાતના વિચારોમાં પણ ચડી જતા. એ અરસામાં એમના શરીર-મનમાં એવા પ્રકારની અસ્વસ્થતા પ્રવેશવા લાગી કે આસપાસના સૌ તેથી સચિંત થઈ ગયા. એવામાં તુકારામ બુવાનું ચરિત્ર એમના વાંચવામાં આવ્યું. એના વાચને એમના પર ચમત્કારિક અસર કરી. તેમની અસ્વસ્થતા ટળી. તેમની છાતીમાં ઊપડતું વિચિત્ર પ્રકારનું દર્દ શાંત થઈ ગયું. સારાં પુસ્તકોના વાચને એમનામાં આત્મશ્રદ્ધા ને હિંમત પ્રેર્યાં અને તેમને યૌવનસહજ વિકારોમાંથી મુક્તિ અપાવી.

ધર્માનન્દનું લગ્ન જૂન, ૧૮૯૨માં થયેલું. સોળમા વર્ષથી તો ઘરસંસારની જવાબદારી પણ એમના શિરે આવી. દરમિયાન નાતજાતના અનેક કુરિવાજો-અનિષ્ટોનો મક્કમપણે પ્રતિકાર કરવાના પ્રસંગોયે તેમની સામે આવ્યા. ધર્માનન્દમાં ધર્મસુધારણા અને સમાજસુધારણા માટે બનતું બધું કરી છૂટવાનો ઉત્સાહ હતો. તેઓ સ્વદેશીનાયે ચુસ્ત ભક્ત હતા. સ્વદેશીનું પાલન કરતાં પોતાનો વેશ લઘર-વઘર દેખાય એની એમને પરવા નહોતી. વળી આ ગાળા દરમિયાન તેમના વિદ્યારસ-સાહિત્યરસ પણ

ક્રમશઃ વધતો જતો હતો. તેઓ વામન, મોરોપંત જેવા મરાઠી કવિઓની કવિતામાં રસ લેવા લાગ્યા જ્યાંથી મળે ત્યાંથી સંસ્કૃતનાં પુસ્તકો મેળવી સંસ્કૃતભાષાનું જ્ઞાન વધારવા ઉત્કટપણે મથામણ કરવા લાગ્યા એમના હાથમાં 'રઘુવંશ' આવ્યું તો તેના પચીસત્રીસ શ્લોકો ઝટપટ મોઢે કરી લીધા! મરાઠીમાં નિબંધમાળા, આગરકરના નિબંધો, મોરોપંતનું 'ભારત', 'જ્ઞાનેશ્વરી'થી માંડીને વર્તમાનપત્રો, માસિકો અને મરે તથા લાનમનની ખાંડ ચડાવેલ ગોળીઓની જાહેરખબરો સુદ્ધાં ભારે રસથી વાંચી જતા જે કંઈ વાંચવા મળે તે વાંચી તે દ્વારા કોઈક રીતે પોતાની આત્મોન્નતિ સાધવી એ એમનું લક્ષ્ય હતું.

ધર્માનન્દમાં સંસ્કૃત શીખવાની તાલાવેલી એટલી તો ઉત્કટતાએ પહોંચી કે ઈ સ. ૧૮૯૪માં તેઓ, ઘર છોડીને કોલ્હાપુર પહોંચ્યા, પરંતુ ત્યારે તો 'ૐ ભવતિ'–ભિક્ષા પર નિર્વાહ કરવાના પ્રસંગે તેઓ નાહિંમત થઈને પાછા ફર્યા તે પછી ઘરઆંગણે એકની બાદ એક એમ માંગી ને મૃત્યુના પ્રસંગો આવતા ગયા ઘરની આર્થિક સ્થિતિ કથળી ગઈ કરજ થયું ધર્માનન્દે એ કરજનો હિસાબ નોંધી લઈ, માત્ર બે રૂપિયા ગાંઠે બાંધી, ૩૦મી મે, ૧૮૯૮માં ફરીથી ઘર છોડયું અને તેઓ ગોકર્ણ સુધી ગયા. પણ નિર્વાહનું સાધન ન જડતાં વળી પાછા ઘેર પાછા ફર્યા આ સમયે તેમની મનઃસ્થિતિ જોઈને કેટલાકને તેમનામાં પાગલપણું પ્રવેશ્યાનો વહેમ ગયેલો!

ઈ સ. ૧૮૯૭માં 'બાલબોધ' માસિકના એક અંકમાં ભગવાન બુદ્ધનું ચરિત્ર વાંચતા જ ધર્માનન્દના હૃદયમાં એમના પ્રત્યે ઊંડી શ્રદ્ધા બંધાઈ બુદ્ધના ધર્મનું તલસ્પર્શી જ્ઞાન સંપાદન કરવાનો સંકલ્પ એમણે કર્યો, અને એ દિશામાંના પ્રથમ પગલારૂપે જે ભાષામાં બુદ્ધધર્મનું જ્ઞાન રજૂ થયું છે એ ભાષા શીખવા માટેની તજવીજ કરવા માંડી દરમિયાન એમના પરિવારમાં ઈ સ ૧૮૯૮માં લકવાથી પિતાનું અવસાન થયું અને ૧૮૯૯માં પોતાને ત્યાં પુત્રી અવતરી વળી પોર્ટુગલથી પાછા ફરેલા પોતાના સાથી સાથે જમતા નાતબહાર મુકાવાની શિક્ષા એમને વેઠવી પડી, પરંતુ નાતીલાઓ આગળ નમતું મૂકી પ્રાયશ્ચિત ન લીધું તે ન જ લીધું.

શરૂઆતમાં તો ધર્માનન્દે વિદ્યાભ્યાસ માટે દક્ષિણ તરફ જવાનું વિચારેલું, પરંતુ પછી વિચાર બદલ્યો અને ઉત્તરમાં પૂના જવાનું નક્કી કર્યું આમતેમથી ઉછીનાપાછીના કરી રેલવેની ટિકિટજોગી રકમ ભેગી કરી તેઓ ઊપડયા પૂના પૂનામાં સંસ્કૃતના અભ્યાસ માટે આમતેમ આંટાફેરા ખાતા તેઓ ડૉ. ભાંડારકર સુધી પહોંચ્યા અને એમના દ્વારા એમના સંસ્કૃતના અભ્યાસ માટે કેટલીક વ્યવસ્થા થઈ, જોકે તે પર્યાપ્ત તો નહોતી જ વળી ડૉ. ભાંડારકરના મનમાં એવો પણ ભાવ ખરો કે જો ધર્માનન્દ પ્રાર્થનાસમાજી થાય તો તેને સમાજ તરફથી અભ્યાસ માટે શક્ય તેટલી સુવિધાઓ આપવી. પરંતુ ધર્માનન્દ તો મનથી બુદ્ધધર્મને વરી જ ચૂકયા હતા તેમનો આ વિદ્યાભ્યાસ પણ અંતતોગત્વા તો એ ધર્મના રહસ્યો પામવા માટે જ હતો તેથી તેમણે ભાંડારકરને પોતાની મનઃસ્થિતિનો ખ્યાલ આપતાં કહ્યું, "ભલે ગમે તેટલાં કષ્ટ સોસવા પડે, મને તેની ફિકર નથી બુદ્ધધર્મનું જ્ઞાન મેળવવું એ મારું જીવનકર્તવ્ય છે એમ હું સમજું છું" (આપવીતી, ૧૯૪૦, પૃ ૪૫) ધર્માનન્દના શબ્દોની સચ્ચાઈ તેમનો વિદ્યાપુરુષાર્થ બરોબર રીતે બતાવે છે

ધર્માનન્દે બે કપડાં પીળાં રંગાવી આણેલાં તે પહેરી, શિખાસૂત્રનો ત્યાગ કરી ૧લી માર્ચ, ૧૯૦૦ના રોજ પૂના છોડી ઇન્દોર તરફ પ્રયાણ કર્યું ઇન્દોરથી ગયા ઉજ્જૈન. ત્યાંથી ઝાંસી અને ત્યાંથી ગ્વાલિયર ત્યાં ડૉ. દ્વારકાનાથ વાગળેને મળ્યા એમણે ધર્માનન્દની બગડેલી તબિયત સુધારી અહીં જ ધર્માનન્દે પોતાને વળગેલું ધૂમ્રપાનનું વ્યસન છોડયું દરમિયાન સંસ્કૃતનો અભ્યાસ વધારવાની એમની મથામણ તો ચાલુ

રહી, પત્નીને લઈ કલકત્તા ગયા, પરંતુ ત્યાંના હવાપાણી પત્નીને અનુકૂળ ન આવતાં તેને વતનમાં પહોંચાડવી પડી

ધર્માનન્દને નૅશનલ કૉલેજના કાર્ય ઉપરાંત, ઈ સ ૧૯૦૭ના જુલાઈમા કલકત્તા યુનિવર્સિટીમા પણ પાલિના અધ્યાપનનુ કાર્ય સોંપાયું યુનિવર્સિટી તરફથી તેમને અધ્યાપકાર્ય માટેનુ વેતન મળતાં નૅશનલ કૉલેજનુ કાર્ય વિના વેતને કરવાનુ જારી રાખ્યુ.

કલકત્તામા તેમની વિદ્વત્તાની પ્રસિદ્ધિ તો થતી રહી, પરંતુ મહામહેનતે પ્રાપ્ત કરેલું પાલિ ભાષાનું જ્ઞાન ભારતભરમા ફેલાવવાની જે એમની મુખ્ય નેમ હતી તે પાર પાડવાનો પ્રશ્ન ઊભો જ હતો. તેમનુ મન કલકત્તા છોડવાનુ વિચારી રહ્યુ હતુ એ અરસામા વડોદરાના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ઈ. સ. ૧૯૦૬ના ડિસેમ્બરમા કલકત્તા આવતા તેમની સાથે તેમની ટૂંકી મુલાકાત થઈ ત્યારબાદ તેમના નિમંત્રણથી તેઓ વડોદરા ગયા પરંતુ એ સમયે સંજોગોવશાત્ તેમની કામગીરીની વ્યવસ્થા ગોઠવાઈ નહી. પરંતુ તે પછીથી વડોદરા તરફથી માસિક પચાસ રૂપિયાની મદદના ધોરણે ત્રણ વરસ સુધી મદદ આપવાનું અને તેના બદલામા વડોદરા સરકાર સારુ એકાદ સારુ પુસ્તક લખી આપવાનુ નિમંત્રણ ધર્માનન્દને મોકલાયું અને તેનો એમણે સ્વીકાર કર્યો આ પછી કલકત્તા યુનિવર્સિટીએ પણ ત્રણ વર્ષ માટે માસિક રૂ ૨૫૦ના વેતને તેમને પોતાને ત્યા કાર્ય કરવા નિમંત્રણ આપ્યુ પરંતુ 'બુદ્ધની અને બોધિસત્ત્વની કૃપાથી લોભ ઉપર વિજય મેળવી' તેમણે કલકત્તા યુનિવર્સિટીના નિમંત્રણનો અસ્વીકાર કર્યો, કેમ કે તેમનુ વડોદરા સરકાર સાથે નૈતિક બંધામણ હતુ.

કલકત્તા યુનિવર્સિટીમા રાજીનામુ આપી ઈ સ ૧૯૦૮ના ઑક્ટોબરમાં તેઓ મુંબઈ આવ્યા. અહી તેમને અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રાધ્યાપક ડૉ જેમ્સ એચ વુડ્સ સાથે મુલાકાત થઈ અને તેમને પાલિભાષા શીખવવાની જવાબદારી તેમણે સ્વીકારી આ માટે કેટલોક સમય મુંબઈમાં રહેવુ જરૂરી બન્યું તે પછી પૂનામા સ્થિર થવાના ખ્યાલથી ત્યા નાનુ ઘર લીધુ ને ત્યાં રહ્યા અહી ડૉ. ભાડારકર સાથેનો તેમનો સંબંધ ગાઢ થયો અને પરિણામે તેમની મદદથી મુંબઈ યુનિવર્સિટીમાં પાલિના અધ્યયન માટેની વ્યવસ્થા ઊભી થઈ પૂનામા તેઓ રહેતા હતા તે દરમિયાન 'વિશુદ્ધિમાર્ગ'નો ઘણો ભાગ દેવનાગરીમા તેમણે લખી કાઢ્યો 'બોધિચર્યા-અવતાર'નુ મરાઠીમા ભાષાન્તર કર્યું અને એક નાનું પાલિ વ્યાકરણ સંસ્કૃતમા રચ્યુ વળી વડોદરામા વિવિધ સ્થળોએ બુદ્ધ અને બૌદ્ધધર્મ વિશે આપેલાં પાંચ વ્યાખ્યાનોમાથી ત્રણ 'બુદ્ધ, ધર્મ અને સંઘ' એ નામે વડોદરા સરકારની સહાયથી ગ્રંથસ્વરૂપે પ્રકાશિત થયા

ઈ સ ૧૯૧૦ના ફેબ્રુઆરીમાં ડૉ વુડ્સ તરફથી તેમને હાર્વર્ડ યુનિવર્સિટીમા સ્વ મિ વૉરને શરૂ કરેલ 'વિશુદ્ધિમાર્ગ'ના સંશોધનકાર્યમાં મદદ કરવા માટે આવવાનું નિમંત્રણ આવ્યું. તેથી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની અનુમતિ લઈ, તેઓ અમેરિકા ગયા ધર્માનન્દ પોતાના તેમ જ પાલિગ્રંથોના વિકાસમા સયાજીરાવની જે સહાય મળતી રહી તેનો કૃતજ્ઞતાપૂર્વક નિર્દેશ કરે છે

વિચારોમાં પુરાઈ ન જતાં તેઓ ધર્મ ઉપરાંત અન્ય અનેક બાબતો વિશે વિચારતા થયા અને ધર્મના સાધન તરીકે શરીરનુ સમુચિત મહત્ત્વ સ્વીકારતા થયા.

ધર્માનન્દે અમેરિકાનિવાસ દરમિયાન વર્ષો જૂનુ પોતાનુ કરજ ચૂકવી દીધુ હતુ તેથી દ્રવ્યસચયની એમને જરૂર નહોતી તેથી ડેક્કન એજ્યુકેશન સોસાયટીમા અપમાનકારક શરતોએ જોડાવાની તેમણે ના પાડેલી ઈ સ ૧૯૧૦ના માર્ચથી તેઓ પૂનાની ફર્ગ્યુસન કૉલેજ તથા ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમા કામ કરવા લાગ્યા ઈ સ ૧૯૧૪મા તેમણે 'બુદ્ધલીલાસારસગ્રહ' ગ્રથ તૈયાર કર્યો, જેને ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાયટીએ પ્રથમ પારિતોષિક આપેલું તે પછી બીજાં પણ પુસ્તકો તેમના તરફથી તૈયાર થતા ગયા જે ડેક્કન એજ્યુકેશન સોસાયટીએ એકવાર ધર્માનન્દને કડી રીતે આવકારેલા એ જ સોસાયટીએ પછીથી તેમને પોતાને ત્યાથી છોડવાની ના પાડેલી! એવા તેઓ સોસાયટીના સૌ સભ્યોને પ્રિય થઈ રહેલા!

ઈ. સ ૧૯૨૨મા ધર્માનન્દે સ્વદેશ આવી ગૂજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વમદિરમા કાર્ય કર્યું તે પછી એકવાર અમેરિકા જઈ આવ્યા બાદ વિદ્યાપીઠમા જ કામગીરી ચાલુ રાખેલી તેમણે વિદ્યાપીઠમાથી 'સુત્તનિપાત'નુ ભાષાતર તથા 'મજ્ઝિમનિકાય'ના પચ્ચાસ સૂત્રોનો સાર તૈયાર કરેલા, જે પછી ગ્રથસ્વરૂપે પ્રકાશિત થયેલાં છે.

આ ગાળામા રશિયાના લેનિનગ્રાડમાં બૌદ્ધ સસ્કૃતિના સશોધન માટે એક કેન્દ્ર સ્થપાયાની જાણ થતાં ધર્માનન્દે ત્યાંના સચાલક ડૉ શ્ચેરબાત્સ્કી સાથે પત્રવ્યવહાર કર્યો, જેના ફળસ્વરૂપે ત્યાનુ નિમત્રણ આવતાં ધર્માનન્દ ઈ સ ૧૯૨૯ના માર્ચમા લેનિનગ્રાડ પહોચ્યા ત્યાના સાત માસના નિવાસ દરમિયાન ત્યાની અકાદમી તથા યુનિવર્સિટીને તેમણે સેવાઓ આપી, પરતુ ત્યાનુ હવામાન તથા રહેવાનુ તેમને અનુકૂળ ન આવતા ૧૯૩૦ ના જાન્યુઆરીના અતમા તેઓ સ્વદેશ પાછા ફર્યા એ પછી ૧૯૩૧માં અમેરિકાથી પાછા ફરતા બે સપ્તાહ તેમણે રશિયામા રોકાણ કર્યું હતું.

૧૯૩૦ના માર્ચમાં દેશમા દાંડીકૂચનું આંદોલન શરૂ થતાં ધર્માનન્દ એમા જોડાયા અને વિલેપારલેમાથી સત્યાગ્રહ કરતા ૧૧મી ઑક્ટોબર ૧૯૩૦ના રોજ પકડાયા તેમને દોઢ વર્ષની સખત સજા મળી, પરતુ એ કાયદેસરની નહી હોવાનુ હાઈકોર્ટે ઠેરવતા તેમને મુક્તિ મળી

ઈ સ ૧૯૩૪માં ધર્માનન્દ હિન્દુ યુનિવર્સિટીમા ૭ માસ રહ્યા, જેનુ તમામ ખર્ચ ડૉ જીવરાજ મહેતાએ આપ્યુ હતું ત્યારબાદ તેઓ કાશી વિદ્યાપીઠમા રહ્યા ત્યાથી 'હિન્દી સસ્કૃતિ અને અહિસા' નામે ગ્રંથ પ્રકાશિત થયો

ઈ. સ ૧૯૩૫માં ડૉ આબેડકરે હરિજનોના ધર્માન્તરની પ્રવૃત્તિ ઉપાડી ધર્માનન્દનો અભિપ્રાય એ પ્રકારના ધર્માન્તરની વિરુદ્ધ હતો તેઓ તો બૌદ્ધ સપ્રદાયના સ્વાભાવિક સાચા કાર્યથી જ સમાજોન્નતિ થશે એવુ માનનારા હતા તેથી તેમણે શ્રી જુગલકિશોર બિરલાની મદદથી મુબઈના પરેલ વિસ્તારમાં 'બહુજન વિહાર' નામના બુદ્ધમદિરની સ્થાપના કરી, જે જાતિપાતિના ભેદ વિના સૌને માટે ખુલ્લું રહેતું હતું ધર્માનન્દે ધર્મકાર્ય અને વિદ્યાકાર્ય સાથે જ મજૂરકલ્યાણની પ્રવૃત્તિ પણ ઉપાડી હતી

ઈ સ ૧૯૪૦ પછી તેઓ સારનાથ ગયા ઉત્તરોત્તર એમનુ શરીર એટલુ બધુ નખાઈ ગયું કે ૨૨મી ઑગસ્ટ, ૧૯૪૬થી દાહેરીઘાટના હરિજન ગુરુકુળમાં જઈને દેહ છોડવા માટેના-આમરણ ઉપવાસ તેમણે શરૂ કર્યા ગાંધીજીના કાને આ વાત પહોચતાં તેમણે આગ્રહપૂર્વક આ ઉપવાસો છોડાવ્યા, પરતુ પછીથી તેમનુ શરીર ન જ વળ્યું યુરિકિરિયા નામના રોગના કારણે એમને શરીરે અસહ્ય ખજવાળ

ઊપડી. ધર્માનન્દે ફરીથી ગાંધીજીની અનુમતિ લઈ ક્રમશ: અન્નજળ છોડતા જઈ, એક સાધુની રીતે સ્વેચ્છાએ સેવાગ્રામમા જ ૪થી જૂન, ૧૯૪૭ના રોજ દેહ છોડયો એ પ્રસંગે તેમણે પોતાના પ્રિય સાથી કાકાસાહેબની હાજરી જ ઇષ્ટ માનેલી. પોતાના સંતાનોનેય એ પ્રસંગે હાજર રહેવા દીધાં નહોતા. તેમના દેહને અગ્નિ સંસ્કાર કરનાર કાકાસાહેબ એ પ્રસંગે કહેલુ, "મૃત્યુને મિત્ર તરીકે કેમ આવકારવુ તેનો દાખલો તેમણે પૂરો પાડયો"

ધર્માનન્દે એમનાં અંતિમ વચનોમાં એક મહત્ત્વની વાત આ કરે છે. "જેથી કરીને બહુજનનું કલ્યાણ થાય તે જ સાચો કર્મયોગ" (હરિજનબંધુ, ૬, જુલાઈ, ૧૯૪૭) એ દૃષ્ટિએ ધર્માનન્દ મહાન કર્મયોગી હતા. જીવનભર તેમણે ધર્મ અને જ્ઞાન માટે, આત્મકલ્યાણ અને જનકલ્યાણ માટે અવિરત પુરુષાર્થ કર્યો. સંસારના સુખસાધનોને વર્જ્ય ગણી, દ્રવ્ય, પદ આદિની મોહાસક્તિથી મુક્ત રહી, કઠોર આત્મસંયમથી અને સુદૃઢ સંકલ્પથી તેમણે પોતાના જીવનને આદર્શ બૌદ્ધભિક્ષુનુ જીવન બનાવવા ચાહ્યું. બુદ્ધ એમના માટે સર્વસ્વ હતા. એમને અનુસરતા જ જીવનમા તેઓ શીલ અને સાધુતાના અનોખા ચમત્કારો સર્જી શકયા હતા. તેમને કદીયે છળ અને અસત્ય સાથે બન્યુ નથી. નિસ્પૃહીપણું અને નિર્ભયતાને કારણે આવની સ્પષ્ટભાષિતા એમનામાં હતી. જે ગાંધીજીમાં તેમને અર્હત્નાં દર્શન થતાં હતા, જે બુદ્ધ પછીના ક્રમે એમના હૃદયમા સ્થાન પામેલી પરમવિભૂતિ હતા એ ગાંધીજીને પોતાને જે ખરુ લાગે એ કહેતા ખમચાતા નહોતા. અવારનવાર તેઓ ગાંધીજી સાથે વાદવિવાદમાંયે ઊતરતા.[૬] લોકમાન્ય તિલકે ધમ્મપદના એક શ્લોકનો ખોટો અનુવાદ કર્યો તો તે અંગે તેમને બરોબર ખબર લીધી.[૭] રાહુલ સાંકૃત્યાયનના ધમ્મપદના અનુવાદોમાની ભૂલો તેમણે સચોટ રીતે બતાવી હતી. તેઓ બૌદ્ધધર્મના અનન્ય પ્રેમી છતા એ ધર્મનીયે મર્યાદાઓ કે વિકૃતિઓની ટીકા કરતાં પાછા પડયા નથી. સત્ય અને અહિંસાપૂત શીલના એ પરમ સાધક હતા. એમનુ 'ધર્માનન્દ' નામ કેવુ સાર્થક હતું તે તેમની 'આપવીતી' તેમ જ તેમનું અન્ય સાહિત્ય જોતાં સ્પષ્ટ થાય છે. જ્ઞાનસાધના અને ધર્મસાધનાના તેજસ્વી પુરુષાર્થનુ તેમણે એક મહાન દૃષ્ટાંત પૂરું પાડયુ છે એમ કહેવામા અતિશયોક્તિ નહીં, પણ યથાર્થોક્તિ જ છે

□

## સાહિત્ય અકાદમી અને સ્વાયત્તતા

[ડભોઈના કોંગી ધારાસભ્ય ગિરિરાજકુમારીએ ગુજરાત વિધાનસભામાં તા. ૨૧-૩-'૮૬ના રોજ કરેલું વક્તવ્ય]

માનનીય અધ્યક્ષશ્રી,

સાહિત્ય એ સમાજશિક્ષણનો પાયો છે. સમાજજીવનની જીવંત ઊર્મિઓ, આશાઓ અને આકાંક્ષાઓનું સાહિત્યના દર્પણમાં પ્રતિબિંબ પડે છે. પ્રતિબિંબને જો ઝીલી લઈ સચિત્રાકાર બનાવવામાં આવે તો એ સમાજઘડતરનું બંધારણ પૂરું પાડી શકે. અક્ષરપુરુષોત્તમ પેદા કરવાની ક્ષમતા સાહિત્યમાં રહેલી છે.

આ સાહિત્યને ઉત્તેજન આપવા આપણે સાહિત્ય અકાદમીની રચના કરી. આ રચના કરતી વખતે આપણે આ અકાદમીને માત્ર સાહિત્ય પરિષદની સામે સ્પર્ધાત્મક સરકારી સાધનો વડે લડની સંસ્થા ઊભી કરવાને બદલે એક વધુ ઉદાત્ત અને ઊંચો આદર્શ સેવ્યો હતો. પ્રજાકીય સરકારના સાધનો વડે સાહિત્ય સર્જનની પ્રવૃત્તિને વેગવતી તેમ જ જોમવતી બનાવવાનો આપણો 'આદર્શ' હતો અને તે માટે આપણે સાહિત્યક્ષેત્રે અનુભૂતિથી શરૂ કરી સર્જન, સૃજન, પ્રકાશન પ્રસારણ અને પ્રત્યાયન અને દરેકે દરેક 'પ્રક્રિયાઓને આવરી લેવાની હતી. શું આપણે આ ધ્યેયને પામવામાં સફળ નીવડ્યા છીએ?

જો માનનીય શિક્ષણમંત્રી આંતરખોજ કરશે તો પ્રામાણિક જવાબ 'ના'માં મળશે. આનાં કારણો અનેક છે – અકાદમીના સુકાનીપદે સંવેદનશીલ અને સંનિષ્ઠ સાહિત્યસેવકોને બદલે સુફિયાણા અને શોખીખોર કદીદાનજીઓની વરણી, કાર્યક્રમના આયોજનમાં કલ્પનાહીનતા; અણઘડ અમલ અને સાહિત્ય પરિષદ જોડે ખોટી દેખાદેખીભરી સ્પર્ધા કરવા માટે અધીરાઈથી ભરેલું આચરણ, આના પરિણામે સાહિત્ય અકાદમીને કોઈ જશ તો નથી મળ્યો, પરંતુ આપણી સરકારને તેના લીધે ઘણોબધો અપજશ મળ્યો છે. આ સાહિત્ય અકાદમીના સંચાલન સામેના આક્રોશમાથી સર્જાયા છે વિવાદો અને વિટંબણાઓ–દિલીપ રાણપુરાની 'સરનામું' વાર્તા તો મંત્રીશ્રીએ વાંચી જ હશે. કદાચ વાર્તા કરવામાંથી ફુરસદ ન મળી હોય તો પછી તેમને ઉમાશંકરભાઈ જેવા પ્રબુદ્ધ સાહિત્યકારે હમણાં જે તેમનો પુરસ્કાર પાછો ઠેલ્યો અને એમાંથી જે વિવાદનો વંટોળ સર્જાયો તે વિષે વર્તમાનપત્રોમાં લખાયેલા ધોધમાર ચર્ચાપત્રોનાં કટિંગ જોઈ જવા કહું. અને છેલ્લે સાહિત્ય અકાદમીના છેલ્લા અધ્યક્ષનું વિશ્રમભાવે આપેલું રાજીનામું સમભાવપૂર્વક યાદ અપાવવું રહ્યું? આપણી સરકારનું નાક કાપીને દિવાળી ઉજવવાનો આ વ્યર્થ ઉદ્યમ ક્યાં સુધી ચાલુ રાખવો છે, હસમુખભાઈ? સાહિત્ય તો દીપશિખા છે, એનો રેલાતો પ્રકાશ તો સૌમ્ય હોવો જોઈએ, હથેળી દઝાડે તેવો નહીં.

મારું માનનીય શિક્ષણમંત્રીશ્રીને નમ્ર સૂચન છે કે સાહિત્ય અકાદમીની પુનરચના એવી રીતે કરે કે તેમાંથી સત્યમ્ શિવમ્ સુંદરમ્નો આદર્શ ઝળકી ઊઠે. આપણા જ પક્ષમાં ઘણાં એવા સંનિષ્ઠ સાહિત્યકારો છે કે સાહિત્યની સેવામાં ચંદનની જેમ જાત ઘસીને સુવાસ રેલાવે [illegible]

શિક્ષણમંત્રીને ઉપયોગ નથી સૂઝતો તે આ ઊર્મીઓની અકાદમી બનાવવી પડે છે? સાહિત્યકાર કંઈ જળતરંગ વગાડતો ચમચો નથી, એ તો સરસ્વતીની વીણાનો વાદક છે આટલું સત્ય શિક્ષણમંત્રીશ્રી સમજશે!

સાહિત્ય અકાદમીનો અત્યાર સુધીનો ઇતિહાસ અપયશ અને અપવાદથી ભરપૂર છે મંત્રી-મિત્રો અને ચમચા-ચિત્રોએ અકાદમીની એક ખૂબ જ વિકૃત છબી પ્રજામાનસમાં ઉપસાવી છે નર્મદની જન્મજયંતી તેના માદરેવતન સૂરતના બદલે અકાદમીના આકાના માદરેવતન સુરેન્દ્રનગરમાં આ અકાદમીએ ઊજવી છે જ્યારે 'સંસ્કૃતિ' અને 'ગ્રંથ' જેવા સાહિત્યિક સામયિકો સાધનોના અભાવે વિખાઈ ગયા છે ત્યારે તે પ્રત્યે સદંતર દુર્લક્ષ સેવી અકાદમીએ પોતાના આકાઓના સાહિત્યક બદમને પોષવા પોતાનું સામયિક ચલાવવા હજારો રૂપિયાનો ધુમાડો કર્યો છે – સાહિત્યસૃષ્ટિ સુધારવાના બદલે ખર્ચાળ, 'શબ્દસૃષ્ટિ' સર્જી છે પારિતોષિકો અને પારિશ્રમિકોની હરોળિયાજાળ રચી સાહિત્યનિષ્ઠાને અભડાવવા કોશિશ કરી છે અને છેલ્લે અધ્યક્ષપદને ખોડા ઢોરનો ખીલો બનાવી વસૂકી ગયેલા વિચારશૂન્યોને ત્યાં બાંધ્યા છે. આ દેવી શારદા પરનો એવો અત્યાચાર છે જે કોઈ સુસંસ્કૃત પ્રજાએ ન ચલાવી લેવો જોઈએ મારો માનનીય શિક્ષણમંત્રીને અનુરોધ છે કે સત્વરે આ અત્યાચાર અટકાવે અને આ અકાદમીને સાચા અર્થમાં સાહિત્યની ઉપાસક બનાવે

*

## સમય આવ્યો છે, સતત સક્રિયતા દાખવવાનો

મુ. દિનેશભાઈ તથા પ્રકાશભાઈ,

પ્રણામ.

'વિશ્વમાનવ' જૂન –'૮૬ માં પ્રગટ થયેલ ભોગીભાઈ ગાંધી અને ગુજરાત સાહિત્ય અકાદમી વચ્ચેનો પત્રવ્યવહાર, લખાયેલ લેખો-ચર્ચાપત્રો અને તમે બન્ને લખેલા લેખો વાંચી આ પત્ર લખવા પ્રેરાયો છું આ આખી દુર્ઘટનાને આપણે ભોગીભાઈના સંદર્ભે તો તપાસીએ જ, પણ એથી ય વિશેષ અકાદમીએ કરેલ દુર્વ્યવહારનો 'જમ ઘર ન ભાળી જાય' એ ભૂમિકાએ નક્કર વિરોધ પણ કરીએ તે વધુ જરૂરી જણાય છે

ભોગીભાઈને અપ્રામાણિક ઠેરવવાના તેમ જ દિલગીરી દાખવવાના ઉભય અતિરેકોમાં મને અકાદમીના પક્ષે નિખાલસતા અને ખેલદિલીનો અભાવ વરતાયો છે બન્ને પક્ષે લખાયેલા પત્રો, ચર્ચાપત્રો અને લેખોનો કાળક્રમ-અનુસાર અભ્યાસ કરતાં એટલું સ્પષ્ટ થાય છે કે અકાદમીએ આ પ્રશ્ને આરંભથી જ અવિવેક અને અખિરાઈ દાખવી, નર્યો આપખુદિયા કર્યા છે વળી જ્યારે પ્રજાકીય તેમ જ (સદ્ભાગ્યે) સરકારી સ્તરે એના અનુચિત વ્યવહાર સામે વ્યાપક અને પ્રબળ વિરોધ ઊભો થયો ત્યારે, નાના છોકરાને પણ માન્યામાં ન આવે એવું બાલીશ કારણ આગળ ધરી, પૂર્વે કડા કલેજે કરેલાં અપમાન-અપ્રતિષ્ઠાને, એક પત્ર ન મળતા સરજાયેલી ગેરસમજનું પરિણામ ગણાવી, એમ થવા બદલ દિલગીરી જાહેર કરી, વાતને વાળી લેવાનો પ્રયત્ન થયો છે. આ પ્રયત્ન કેવો પોકળ અને પરિણામે કંગાળ નીવડે છે તે તપાસીએ

દિલગીરી વ્યક્ત કરતાં, સ્થાયી સમિતિના ઠરાવમાં આ દુર્ઘટના અંગે આવી સ્પષ્ટતા થઈ છે. "...તા ૩૦-૧૦-'૮૫ના રોજ સાહિત્ય અકાદમીના મહામાત્ર ડૉ હસુ યાજ્ઞિકે શ્રી ભોગીલાલ ગાંધીને લખેલો પત્ર તેમને ટપાલ દ્વારા ન મળવામાથી આ બધી ગેરસમજૂતી અને પછીના સંયોગો ઊભા થયા

છે. એને અંગે વર્તમાનપત્રો વગેરેમાં જે જાહેરખબર અપાઈ તે આ ગેરસમજને અંગે જ અપાઈ હતી'

તો,

દિનેશભાઈ, તા ૩૦-૧૦-'૮૫ના આ પત્રમાં ભોગીભાઈના પૂર્વે કરાયેલા અપમાન અને અપ્રતિષ્ઠાને અને થયેલી ગેરસમજને દૂર કરે એવી કઈ બાબત છે? એ પત્ર 'શબ્દસૃષ્ટિ' ફેબ્રુ-'૮૬માં પ્રગટ થયો છે અને તેના પ્રથમ વાચને જ એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે ભોગીભાઈને ન મળેલો એ પત્ર માનો કે મળત, સમયસર મળત તો આ પ્રશ્ન અંગે ભોગીભાઈએ 'વિશ્વમાનવ'-ફેબ્રુ '૮૬મા કરેલ ખુલાસો તેઓ પત્ર મળતાંની સાથે જ અર્થાત્ 'વિશ્વમાનવ', નવેમ્બર-'૮૫મા જ કરત! કારણ કે અકાદમીએ એના સૂચિત પત્રમાં ભોગીભાઈએ પોતાના પુસ્તકને ખોટુ પ્રમાણપત્ર આપીને ઈનામ મેળવ્યું છે એવો આરોપ તો મૂકેલો જ છે આ રહ્યા એ પત્રમાનાં વાક્યો 'સ્પર્ધાના આવેદનપત્રની સાથે છાપેલા નિયમ ક્રમાંક ૧૦ પ્રમાણે ભાષાન્તર કે રૂપાન્તર કરેલ પુસ્તક સ્પર્ધા માટે પાત્ર ગણાશે નહિ પુસ્તક તદ્દન મૌલિક અને સ્વતંત્ર હોવુ જોઈએ આવેદનપત્રમાં અને લખેલુ હોય છે 'આ સ્પર્ધાની શરતો અને નિયમો મે વાચ્યા છે અને મને કબૂલ-મંજૂર છે' તેમાં તા ૨૦-૨-'૮૫ના રોજ શ્રી ભોગીભાઈ ગાંધીએ સહી પણ કરી છે આથી સ્પષ્ટ છે કે લેખકે જ ઉતાવળે કે ભૂલચૂકે ખોટુ પ્રમાણપત્ર આપીને પુસ્તક રજૂ કર્યું છે અને ઈનામ મેળવ્યું છે

['શબ્દસૃષ્ટિ', ફેબ્રુ. '૮૬, પૃ ૬૭-૬૮]

હવે કહો, ભોગીભાઈને ફરી એકવાર જૂઠા સાબિત કરવાનો આવો ધૃષ્ટ પ્રયાસ જેમા ખુલ્લેઆમ થયેલો છે એ પત્ર મળતા ભોગીભાઈની કઈ ગેરસમજ દૂર થાત? આ પ્રશ્ન, મૂળે તો હુ અકાદમીના મહામાત્ર અને તેની સ્થાયી સમિતિમા બેઠેલા ચોકરાદિ સભ્યોને પૂછું છુ

ભોગીભાઈ ગાંધી અને સુભદ્રાબહેનનાં જીવન ખુલ્લી, સ્વચ્છ કિતાબ સમાં છે અને એમણે પોતાની વૈચારિક ખુદવફાઈ માટે શૌખપૂર્વક ઘણું બધુ જતું કર્યું છે. એમનું આવુ ઘોર અપમાન, આટલા ધૂમ ખર્ચાઓ કરવાની હિંમત અકાદમીના જવાબદાર માણસે શી રીતે દાખવી? આનુ મૂળ વ્યક્તિગત રાગદ્વેષ નથી

તો?

ઉત્તરમા મને તો આટલું સૂઝે છે સરકારની સો ટકા ગ્રાન્ટથી ચાલતી અકાદમી જેવી સંસ્થા ઉપરનો સરકારનો પ્રત્યક્ષ વા પરોક્ષ પ્રભાવ અહી કામ કરે છે સરકારે આર્થિક સવલતો આપીને એ સંસ્થાની રચના, બંધારણ, કાર્યરીતિ ઇત્યાદિ બાબતોથી વેગળા રહી ઉમદા પ્રણાલિ ઊભી કરવી જોઈતી હતી, પરંતુ તેમ ન કરતાં, તટસ્થ અને પ્રાજ્ઞવંત લોકોની પસંદગી કરવાને બદલે અકર્મણ્ય, નાશીલ અને નબળા માણસોનાં મંડળો રચી પોતાના પ્રભાવને કાયમ કરવાની એણે જીદ દાખવી છે આમ, થતાં અકાદમી અને સમગ્ર સાહિત્યજગતનુ અહિત થયુ છે તંત્રમા બેઠેલા પ્રા. હસમુખ પટેલ જેવા લોકો આ સ્થિતિથી વત્તાઓછા અંશે વાકેફ અને જાગ્રત છે તેનુ આશ્વાસન છે. પણ એમ ન થયુ હોત અને ન થાય તો શું?

સુમન શાહે લોકસત્તાના 'લાગ્યુ તેવુ લખ્યુ' કોલમમા લખેલ ચર્ચાપત્રની સમાપન પંક્તિઓ યાદ આવે છે 'જ્યા લગી ગુજરાત સાહિત્ય અકાદમીને સ્વાયત્ત નહીં કરાય ત્યા લગી અમે એનાં સ્થાન, માન, ઈનામ, અકરામ, સહાય, એવોર્ડ અને કશાં કામ નહી સ્વીકારીએ અને સ્વાયત્ત અકાદમીના સ્વરૂપનો તેમ જ તેની સંરચનાનો ખ્યાલ પણ સરકાર અને પ્રજા ઉભય સમક્ષ વીગતે રજૂ કરતાં રહીને સફળતાં મળે ત્યા સુધી પ્રયત્નશીલ રહીશું'

વાત સાચી છે સાહિત્ય સાથે સંકળાયેલાં સૌએ સાહિત્યની સંસ્થાઓ કેમ રચાય અને કઈ રીતે કામ કરે, એ અંગે સક્રિય અને સતત રસ દાખવવો પડશે

રઘુવીર ચૌધરી, વિમલ શાહ અને તમ સૌની મદદથી આ સ્થિતિમા, 'વિશ્વમાનવ' પૂર્વે અંગ્રેજી પ્રશ્નો સબધે પરિસંવાદો યોજતું હતું એ પરંપરાનુ સ્મરણ થાય છે આજે જ્યારે આવાં 'વિચાર-વલોણા'ની ફરી તાતી જરૂર અનુભવાય છે, ત્યારે એ ઉમદા પ્રવૃત્તિને, 'સાહિત્ય અકાદમી : રચના, સ્વરૂપ, કાર્યપદ્ધતિ અને સ્વાયત્તતા' એ વિષય પર વ્યવસ્થિત પરિસંવાદ યોજીને પુનર્જીવિત ન કરવી ઘટે ?

તા. ૧૫-૪-'૮૧ રમેશ ર. દવે

*

## એ મુસદ્દો જાહેર કરો

મહામાત્રશ્રી,

ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર.

માનનીયશ્રી,

સાહિત્ય, કળા જેવી પ્રજાજીવનને સંસ્કારનાર પ્રવૃત્તિઓ સમગ્ર સમાજની પ્રવૃત્તિઓ બની રહે એ સારુ તેની સ્વાયત્તતા જળવાવી જોઈએ એ વિષે ભાગ્યે જ બેમત હોઈ શકે ગુજરાત સાહિત્ય અકાદમી બાબતે આ વર્ષના આરંભે જે વિવાદ થયો, તેણે સાહિત્ય પ્રવૃત્તિની સ્વાયત્તતા વિષે ગુજરાતમાં ઠીક ઠીક ચર્ચા અને એ દ્વારા લોકશિક્ષણનો પ્રસંગ ઊભો કરેલો તે વખતે આપે સાહિત્ય અકાદમી વતી અમદાવાદથી પ્રકાશિત થતા 'લોકસત્તા'મા જે સત્તાવાર કેફિયત રજૂ કરેલી તેમા જણાવેલું કે –

(૧) અકાદમીનુ હાલનું બંધારણ, તેના નિયમો અને પદ્ધતિ રાજસ્થાન, કેરળ, મધ્યપ્રદેશ, કર્ણાટક ઇત્યાદિ રાજ્યોની જે સ્વાયત્ત અકાદમીઓ છે, તેના જેવું છે, કેટલીક બાબતોમા ગુજરાત સાહિત્ય અકાદમીની સ્વાયત્તતા વિશેષ છે

(૨) રાજ્ય સરકારશ્રી દ્વારા આ સંસ્થાને રજિસ્ટર્ડ કરાવવા માટે અકાદમીને સૂચવવામાં આવ્યુ છે અકાદમીના આટલા વખતના અનુભવ અને અન્ય પ્રગતિશીલ અકાદમીઓનાં બંધારણ અને કાર્ય-પદ્ધતિ લક્ષમા લઈને નવા બંધારણનો પ્રસ્તાવ અકાદમીએ સરકારશ્રીને મોકલ્યો છે, તે મળ્યે રજિસ્ટ્રેશન કરાવવું ઉચિત માન્યું છે

ઉપરોક્ત બે મુદ્દાઓ વિષે જાહેરમાં ચર્ચા થાય એ ઇરાદે આપ અમને નીચે મુજબની માહિતી આપશો તો આભારી થઈશું.

(૧) આપે ઉલ્લેખ કરેલ રાજ્યોની અકાદમીઓનાં બંધારણ અને ગુજરાત સાહિત્ય અકાદમીના બંધારણની નકલો, જેથી ગુજરાતની અકાદમી કેટલીક બાબતમાં આ અન્ય અકાદમીઓ કરતાં વધુ કે ઓછી સ્વાયત્ત છે, તેની તુલનાત્મક સમીક્ષા કરી શકાય.

(૨) અકાદમી માટે નવા બંધારણનો જે પ્રસ્તાવ અકાદમીએ સરકારશ્રીને મોકલ્યો છે, તેની નકલ રસ ધરાવતા સૌને પ્રાપ્ત થઈ રહે એ રીતે તેની પ્રસિદ્ધિ કરો એવુ નમ્ર સૂચન છે એની નકલ અમને મોકલી આભારી કરશો

ગુજરાતની સાહિત્ય અકાદમીની સ્વાયત્તતા વિષે જાહેર ચર્ચાને ઉત્તેજન મળે અને સાહિત્ય જેવી સાંસ્કૃતિક પ્રવૃત્તિમાં રસ લેનાર સૌ કોઈ તેમાં પોતાનુ યોગદાન આપે, એમા આપ પણ સંમત થશો. તો ઉપરની માહિતી ઉપલબ્ધ કરાવી આભારી કરશો.

કુશળતા ચાહતો,

નકલ (૧) શિક્ષણમંત્રી, ગુ રાજ્ય, ગાંધીનગર. દિનેશ શુક્લ

(૨) શિક્ષણ નિયામક ગુ રાજ્ય, ગાંધીનગર. (સંપાદક, વિશ્વમાનવ)

☐

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

પ્રકાશક અને મુદ્રક : રમેશ ૨ દવે, વિશ્વમાનવ, C/o, બાલગોવિંદ પ્રકાશન, ૧૭૬૦, બાલાહનુમાન, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧ * મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ-૧

# વિશ્વમાનવ

[ માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક ]

**માનવવાદ :** ધર્મનિષ્ઠ અને ધર્મનિરપેક્ષ

**રક્તદાનને નામે**
**ચાલતો લોહીનો વેપાર**
ક્યારેય
અટકાવી શકાશે ખરો ?

**વિભૂતિવંદના :**
બે વિદેહ પુણ્યશ્લોક પુરુષો રવિશંકરદાદા અને પંડિત સુખલાલજીનું ચારુ ચરિત્રકીર્તન

**જળબંબોળ રણ**
આગામી વર્ષોમાં વરસાદની રાણી ચેરાપૂંજી
રણ થઈ જશે ?

**જ્ઞાનગંગોત્રી પ્રકરણ :**
અપેક્ષા છે, કુલાધિપતિની દરમ્યાનગીરીની

બ. વ. કારન્થ, વિભા મિશ્ર,
પત્રકારત્વ, કલાવાદીઓ અને
**ભારતભવન**

તંત્રી • ભોગીલાલ ગાંધી □ સંપાદક દિનેશ શુક્લ
અંક : ૩૦૭ જુલાઈ • '૮૯

# સંપાદકીય

જૂના – અતિ પ્રાચીનથી માંડીને પ્રાચીન – સમાજોનું આધુનિક રાષ્ટ્ર–રાજ્યોમાં રૂપાંતર એ વીસમી સદીના ઉત્તરાર્ધનો એક અત્યંત ગંભીર અને અનિસ્ટુંકુસ પ્રશ્ન છે પશ્ચિમી સંસ્થાનવાદનો ભોગ બનેલ અને ટેકનોલોજીની દોડમાં પાછળ રહી ગયેલા આવા સમાજો એક બાજુ પછાતપણાની, અથવા વધુ ફેશનેબલ પરિભાષાનો ઉપયોગ કરીએ તો, અલ્પવિકાસની ગંજાવર સમસ્યાનો સામનો કરી રહ્યા છે, તો બીજી બાજુ રાજકીય રીતે આઝાદ થયેલા આ સમાજો ઝડપથી આધુનિક રાષ્ટ્ર–રાજ્યો બનવાની તાકીદ અનુભવી રહ્યા છે ટૂંકમાં, એક બાજુ ઝડપી વિકાસનો તકાજો છે, તો બીજી બાજુ આધુનિક રાષ્ટ્ર–રાજ્યની એક અનિવાર્ય પૂર્વશરત – એકીકરણની અમુક લઘુતમ માત્રા–ના પાલન અને જતનની સતત મુંઝવતી સમસ્યા છે વિકાસ અને એકીકરણની આ બે પ્રક્રિયાઓ, આમ તો, સાથે સાથે જતી લાગતી પ્રક્રિયાઓ છે, કારણ વિકાસની વધુ વિશદ અને બૃહદ વિભાવનામાં એકીકરણની અમુક માત્રા અભિપ્રેત છે જ, તો બીજી બાજુ એકીકરણનો એક ઉદ્દેશ જ વિકાસ છે, એકીકરણ જો વિકાસગામી ન હોય, તો પછી એકીકરણનો કશો અર્થ ખરો ?

વિકાસ અને એકીકરણ વચ્ચેનો આવો સામંજસ્યભર્યો સંબંધ, અલબત્ત લાંબા ગાળાના સંદર્ભમાં જરૂર કલ્પી શકાય અને અન્ય વિકસિત તેમ જ એકીકરણ પામેલા રાષ્ટ્ર–રાજ્યોના આનુભાવિક હવાલા આપીને કદાચ સ્થાપિત પણ કરી શકાય પણ ટૂંકા ગાળામાં, સમાજો અને રાષ્ટ્ર–રાજ્યોના ઇતિહાસમાં આવા ટૂંકા ગાળાના ચોક્કસ વર્ષોમાં માપ આપવા મુશ્કેલ છે, તેમની વચ્ચેનો સંબંધ એટલો મેળવાયો હોતો નથી; બલકે, ક્યારેક તો વિકાસ એકીકરણને બદલે વિઘટન અને છિન્નતાને કાં તો જન્મ આપે છે અથવા તો પોષે છે કમસે કમ, ત્રીજી દુનિયાના દેશોનો આવો અનુભવ છે

વિકાસ અને એકીકરણના આંતરક્રિયાત્મક અને સમૃદ્ધ અનુભવ સાથે ભારત ચાર દાયકાનો સમય પૂરો કરીને પાંચમા દાયકાના પ્રવેશને ઉંબરે આવીને ઊભેલ છે આપણે સૌ એક 'રાષ્ટ્ર'ના રહેવાસીઓ છીએ એવી પ્રતીતિ સાથે ગઈ સદીના છેલ્લા વર્ષો દરમિયાન આરંભાયેલ રાષ્ટ્રીય એકીકરણની પ્રક્રિયાનો એક તબક્કો રાજકીય આઝાદી સાથે પૂરો થયો બીજો તબક્કો તે રાજકીય એકીકરણ, દઢીકરણ અને ભાષાને ધોરણે ઘટકરાજ્યોની રચના, રાજકીય ભારતનું એક 'સંઘ' રાજ્યમાં રૂપાંતર કરવાની પ્રક્રિયા આ બીજા તબક્કા દરમિયાન આયોજિત વિકાસનો આરંભ અને એના પહેલા ફાલના ફળ આવવાં શરૂ થયાં, અને સાથે જ એકીકરણની પ્રક્રિયા સાથે તેનો આંતરક્રિયાત્મક સંબંધ પણ શરૂ થયો આ તબક્કાના ઉત્તરાર્ધમાંથી આપણે કદાચ પસાર થઈ રહ્યા છીએ, જેમાં વિકાસનાં ફળની વહેંચણીનો પ્રશ્ન એકીકરણની પ્રક્રિયામાં વિવિધ સ્તરે અને સ્વરૂપે તનાવ પેદા કરી રહ્યો છે જે સંકીર્ણ અસ્મિતાઓના રાસાયણિક મિશ્રણમાંથી ભારતના આધુનિક રાષ્ટ્ર–રાજ્યને અનુરૂપ અને પોષક એક નાગરિક સંસ્કૃતિ (સિવિક કલ્ચર)નું નિર્માણ કરવાની ભગીરથ પ્રક્રિયા આપણે આરંભેલી તેમાં અવરોધ જ નહિ, ક્યાંક પીછેહઠ ખમવી/પડી છે ધર્મ, કોમ, ભાષા, પ્રદેશ, જ્ઞાતિ–જાતિ, વગેરે વિવિધતાઓને બિરદાવીને, 'વિવિધતામાં એકતા'ની આપણે દુહાઈ દેતા હતા, તે જ હવે વિખવાદ અને વિચ્છિન્નતાના નિમિત્ત બનવા લાગ્યાં છે. વિકાસનાં વ્યાપ અને ઝડપ વધતાં એકીકરણની જરૂર વધવાની, ત્યારે જ વિઘટન અને વિચ્છિન્નતાનાં પરિબળો માથું ઊંચકે, એવું વિશેષ બનવા લાગ્યું છે આમ કેમ થાય છે તેના ખુલાસા અને ઉપપત્તિઓ આપી ન શકાય, તેવું નથી આપણે વિકાસ–એકીકરણના આંતરક્રિયાત્મક સંબંધની એવી ઘાંટીમાં પ્રવેશી રહ્યા છીએ, જે આપણા રાષ્ટ્રીય વિકાસનો નિર્ણાયક તબક્કો બની રહેશે

દિનેશ શુક્લ

□




## વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

[ સ્થાપના જાન્યુ ૧૯૭૦ ]

ઉદ્દેશ : ભારતીય નાગરિકોમા લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિક

પ્રયાસ વિશ્વની વિવિધ સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવો

પ્રવૃત્તિ જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી







(છૂટક નકલ . બે રૂપિયા, વાર્ષિક લવાજમ વીસ રૂપિયા, પરદેશમા . ૧૧૧/- )


## અનુક્રમ


સંપાદકીય ૨૩૩ દિનેશ શુક્લ

માનવવાદ . ધર્મનિષ્ઠ અને ધર્મનિરપેક્ષ ૨૩૫ વી એમ તારકુન્ડે. અનુ૦ દિનેશ શુક્લ

'યોગ અને નમાઝ' સિક્કાની બે બાજુ ૨૪૬ ભોગીભાઈ ગાંધી

રવીન્દ્ર સાહિત્ય પ્રતિભા

મૂળ અને અનુવાદિત સંદર્ભે ૨૪૮ હેમાંગિની શાહ

લોહીનો વેપાર ૨૫૩ રામિન્દર સિંઘ

ચેરાપૂંજી : જળબબોળ રણ ૨૫૮ ઉજ્જ્વલ ચક્રવર્તી

ચારુ ચરિત્રકીર્તન ૨૬૦ 'દર્શક'

ઊહાપોહ ૨૬૪ નગીનદાસ પારેખ

લોકશાહીની પારાશીશી ૨૭૧ પ્રભાવ જોશી, અનુ૦ હરસુખ થાનકી



—: સંપર્ક :—

સંપાદકીય
દિનેશ શુક્લ
'મીમાંસા'
૨૭, મિથિલા સોસાયટી
આંબાવાડી
અમદાવાદ-૧૫

પ્રકાશન-રવાનગી
રમેશ ર દવે
'વિશ્વમાનવ'
C/o બાલગોવિંદ પ્રકાશન
બાલાહનુમાન
ગાંધીમાર્ગ-અમદાવાદ-૧

લવાજમ, લેખ-પુરસ્કાર
પુસ્તક-સ્વીકાર નોંધ
ભોગીભાઈ ગાંધી
૩, જ્યુપિટર એપાર્ટમેન્ટ
મોડર્નટિસિટી માર્ગ
વડોદરા-૫

# માનવવાદ : ધર્મનિષ્ઠ અને ધર્મનિરપેક્ષ*

વી એમ તારકુન્ડે

['ધ રેડિકલ હ્યુમેનિસ્ટ'ના એપ્રિલ અને જૂન ૧૯૮૬ના અંકોમા રોય-ગાંધી વિચારપ્રવાહોમા માનનારાઓ વચ્ચે ભારતીય સમાજના આમૂલાગ્ર પરિવર્તન-'સંપૂર્ણ ક્રાંતિ'-નુ ધ્યેય ચરિતાર્થ કરવા સારુ સહકારના ક્ષેત્રો વિસ્તૃત થવા જોઈએ, એ સબધે સુંદર વિચારો રજૂ થયા છે અહીં એ વિચારોનો સારભાગ આપવાનો પ્રયાસ થયો છે, જેથી એ પરિસંવાદ આપણે ત્યા આગળ ચાલે.]

દેશની મહત્ત્વની રાજકીય, આર્થિક, સામાજિક સમસ્યાઓ પરત્વે ભારતની ધરતીમાથી પાંગરેલા બે મુખ્ય વિચારપ્રવાહો ગાંધી-જયપ્રકાશ અને એમ એન રોય, વચ્ચે નોંધપાત્ર સામ્ય દેખાય છે, બન્ને પ્રવાહોના ઉગમસ્રોત મત્ર જુદા છે એવુ નથી, કેટલીક બાબતો સામસામે પણ છે, છતાં તેમની વચ્ચે જે સામ્ય દેખાય છે, તે ધ્યાનાકર્ષક છે અલબત્ત, ગાંધી અને રોયના અભિગમો અને વિચારો વચ્ચે મેતુબધ બાધવાની કોશિશ જયપ્રકાશે કરી, તે વળી તેમનો ભારતના રાજકીય-વૈચારિક રગપટમાં નિરાળો ફાળો ગણાય

વિકેન્દ્રિત લોકશાહી વિષેના બન્નેના વિચારોમા અદ્ભુત સામ્ય છે ગાંધી રાજ્યની જ જરૂર ન રહે, એવા વિકેન્દ્રિત પણ સ્વયશાસિત-સ્વાયત લોકશાહીના પ્રકારની જોરદાર હિમાયત કરે છે જ્યારે રોય 'પીપલ્સ કમિટીઝ'ના પિરામિડ-ડઆકારવાળી 'સગઠિત' લોકશાહીનુ માળખુ ધરાવતા રાજ્યની હિમાયત કરે છે આ બન્ને વચ્ચે સેતુ બાધવાનુ કામ જયપ્રકાશે કર્યું, લોકોની સતત, સક્રિય સામેલગીરી ધરાવતી લોકસમિતિઓ દ્વારા રચાનાર લોકનિષ્ઠ લોકશાહીની પ્રબળ હિમાયત દ્વારા. માત્ર માથાં ગણવાની અને પછી પાંચ વર્ષ સુધી ઊંઘી જવાની સગવડ આપતી શાસન-પ્રથા સાચા અર્થમા લોકશાહી બની શકે નહિ એ આ ત્રણેના વિચારોમા સ્પષ્ટ અભિપ્રેત છે શાસનના વિવિધ સ્તરોએ લોકો કોઈ ને કોઈ માળખા દ્વારા, પછી તે 'લોકસમિતિ' હોય, પચાયત કે ગ્રામસભા હોય, પોતા પરના શાસનમા સામેલ થતા હોય તો જ 'સ્વાયત્ત' રહી શકે, એ ત્રણે વિચારમા હાર્દસ્થાને છે

એવુ જ આર્થિક ક્ષેત્રમાં ગાંધી અને રોય બન્ને અત્યત સ્પષ્ટપણે જોઈ શકેલા કે આપણા જેવા અર્થકારણમા (એટલે કે શ્રમવિપુલતા અને મૂડીમાં ઊણપ ધરાવતા) દેશની મૂળભૂત આર્થિક સમસ્યાનું નિવારણ કરવું હોય તો ઉત્પાદન માટેની ટેકનોલોજીનો નિર્ણય ખૂબ વિવેકપૂર્વક કરવો પડશે ગાંધીએ શ્રમને પ્રાધાન્ય આપતી, ઉત્પાદન પ્રક્રિયામાં શ્રમને વધુ પ્રમાણમાં જોતરતી વ્યૂહરચના પર વિશેષ ભાર મૂક્યો, તો રોયે પણ તેમના ૧૯૪૩મા પ્રકાશિત 'પીપલ્સ પ્લાન ઑફ ઇકોનોમિક ડેવલપમેન્ટ'મા શ્રમ પ્રધાન-રોજગારી-અભિમુખ-આર્થિક-વ્યૂહરચના પર વિશેષ ભાર મૂક્યો. ભારત જેવા દેશ અને સમાજના આર્થિક વિકાસ માટે તદ્દન જુદી ભૂમિકા ધરાવતા આ બન્ને મહાનુભાવો એક સરખા તારણ પર આવે એ ઓછુ સૂચક નથી! દરમિયાન, 'એપ્રોપ્રિયેટ ટેકનોલોજી' શબ્દપ્રયોગ એવો તો લોકપ્રિય બન્યો કે આ બન્ને એના જ હિમાયતી હતા. એમ પ્રતિપાદિત કરવામાં આવ્યું દેશની અર્થ-સમસ્યાના નિદાનમા ગાંધી કઈ રંગદર્શી ન હતા, એમનો અભિગમ પણ રોય જેટલો જ બુદ્ધિનિષ્ઠ હતો, અલબત્ત ગાંધીએ પોતાના આર્થિક વિચારો શાસ્ત્રીય પરિભાષામા (રોયની જેમ) વ્યક્ત ન હોતા કર્યા, એટલું જ નહિ

* 'ધ રેડિકલ હ્યુમેનિસ્ટ' - એપ્રિલ ૧૯૮૬મા પ્રકાશિત.

તો, જુદા જુદા છેડેથી વિચારવાનું શરૂ કરનારા ગાંધી અને રૉય ભારતની અર્થસમસ્યાનાં નિદાન અને ચિકિત્સામાં આટલા નજીક ન આવ્યા હોત!

બન્ને વિચારપ્રવાહો રાજકીય પક્ષોની ભૂમિકા બાબતે તો કેટલા બધા નજીક છે, જાણે એક જ મગની બે ફાડ! જે પ્રકારની વિકેન્દ્રિત, લોકાભિમુખ લોકશાહીની તેમની વિભાવના છે, તે જોતા લોકો વતી દલાલની કામગીરી બજાવતા, અને છેવટે લોકોને બદલે સત્તાને એકમેવ ધ્યેય માની આચરણ કરતા રાજકીય પક્ષોને તેમની વિચારણામાં કોઈ સ્થાન ન હોય તે દેખીતું છે ઈ ૧૯૪૬ સુધી રૉય ક્રાંતિકારી સામાજિક–રાજકીય પરિવર્તન લાવી શકે તેવા અને વિકેન્દ્રિત લોકશાહીના આદર્શને વરેલા રાજકીય પક્ષનો વિચાર સમજાવતા હતા, પણ ઈ ૧૯૪૭થી તેમણે એ વિચાર પડતો મૂક્યો, એને બદલે, એમને અભિષ્ટ રાજકીય–સામાજિક પરિવર્તન લાવવા એક સામાજિક–સાંસ્કૃતિક ચળવળને વેગવાન બનાવવામાં આવે, એ મુદ્દા પર ભાર મૂકવો શરૂ કર્યો તેઓ સ્પષ્ટપણે જોઈ શક્યા કે રાજકીય પક્ષ સત્તાના રાજકારણમાં ખૂંપ્યા વિના રહેવાનો નહિ, એનાથી અપેક્ષિત સામાજિક–રાજકીય પરિવર્તન આવે નહિ એ માટે તો '૨૦ મી સદીની રેનેસાં' જેવી પ્રબળ ચળવળ ગતિમાન કરવી જોઈએ કેવો યોગાનુયોગ કે ૩૦મી જાન્યુઆરી, ૧૯૪૮ના રોજ ગોળીથી વીંધાયા પહેલા ગાંધીએ નક્કી કરી દીધેલું કે કોંગ્રેસ મહાસમિતિની બેઠકમાં કોંગ્રેસનું વિસર્જન કરી, તેને સ્થાને 'લોકસેવક સંઘ'ની સ્થાપના કરવાનો તેઓ ઠરાવ રજૂ કરશે તે અંગેના કાચા મુસદ્દાને પણ તેમણે એ જ દિવસે આખરી સ્વરૂપ આપેલું બન્નેના સેતુ સ્વરૂપ જયપ્રકાશે આઝાદીના પચ્ચીસ વર્ષ બાદ રાજકીય પક્ષોના માધ્યમ દ્વારા સામાજિક–રાજકીય પરિવર્તનની તો વાત દૂર રહી, ઊલટાના તેઓ ખુદ આવા પરિવર્તન આડેના મોટા અવરોધો બન્યા હોઈ, 'સંપૂર્ણ ક્રાંતિ' (સામુદાયિક લોકચળવળો દ્વારા)નો કોલ આપ્યો

ગાંધી અને રૉય બન્નેની વિચારગંગોત્રીઓ માત્ર જુદી જ નહિ, કેટલીક બાબતોમાં તો સાવ સામા છેડાની હોવા છતા આવું સામ્ય, અને સંગમ પણ, શાથી? ગાંધી મૂળભૂત રીતે આસ્તિક મનુષ્ય હતા, ધર્મમાં ઊંડી શ્રદ્ધા ધરાવતા હતા, તેમના તત્ત્વજ્ઞાનની આધારપીઠિકા આધ્યાત્મિકતા હતી જ્યારે રૉય જીવનની વસંતે જ નાસ્તિક બનેલા (લગભગ ઈ ૧૯૧૭ના અરસામાં), ભૌતિકવાદને, પાછળથી તેઓ પોતાના આ તત્ત્વજ્ઞાનને ભૌતિક વાસ્તવવાદ ('ફિઝિકલ રિયાલિઝમ') અથવા અદ્વૈતિક પ્રકૃતિવાદ ('મોનિસ્ટિક નેચરલાલિઝમ') તરીકે વર્ણવતા હતા વિરોધી દાર્શનિક ઉગમસ્રોતોથી શરૂ કરનારી આ બે વિભૂતિઓ દેશના રાજકીય–આર્થિક સમસ્યાઓના નિદાન અને ચિકિત્સામાં આટલી નિકટ આવી, એનું કારણ બન્ને માનવવાદી હતા, તે છે. ગાંધી ધર્મનિષ્ઠ માનવવાદના, તો રૉય ધર્મનિરપેક્ષ માનવવાદના પ્રખર હિમાયતી હતા. માનવવાદના રસાયણે બન્ને મહાપુરુષોના ચિંતન–મનન અને સમસ્યાઓનાં નિદાન, અને ચિકિત્સામાં આશ્ચર્યકારક સામ્ય આણ્યું છે

માનવવાદ એટલે શું? માનવવાદની વ્યાખ્યા આમ આપી શકાય **માનવવાદ એ એક તત્ત્વજ્ઞાન અને મનનો અભિગમ છે, જે પુરુષો અને સ્ત્રીઓને વ્યક્તિઓ તરીકે પ્રાધાન્ય આપે છે અને સ્વતંત્ર તેમજ ગૌરવભેર જીવવાના તેમના અધિકારને માન્ય રાખે છે.** માનવવાદની જો આ વ્યાખ્યા સાચી હોય તો ગાંધી પણ રૉય જેટલા જ માનવવાદી હતા કારણ ગાંધીએ રૉયની જેમ જ આબાલવૃદ્ધ સૌનો પ્રથમ વ્યક્તિ તરીકે સ્વીકાર કર્યો હતો અને મુક્ત તેમ જ ગૌરવપૂર્ણ જીવન જીવવાના વ્યક્તિમાત્રના અધિકારને સર્વોચ્ચ અગ્રિમતા આપી હતી, તે માટે લડતો ચલાવી હતી.

માનવવાદની આ બે શાખાઓ – ધર્મનિષ્ઠ માનવવાદ અને ધર્મનિરપેક્ષ માનવવાદ – વચ્ચે આટલું બધું સામ્ય અને સામીપ્ય હોય તો શા માટે તેમની વચ્ચે વધુ ગાઢ સહકાર અને સંકલન ન હોવા જોઈએ?

પશ્ચિમમા બન્ને માનવવાદીઓ વચ્ચે વૈચારિક અને ક્રિયાત્મક આદાનપ્રદાન ઠીક ઠીક પ્રમાણમા ચાલે છે, ભારતમાં, જ્યા બન્ને માનવવાદી ધારાઓ વચ્ચે દેશ ી સમસ્યાઓના નિદાન અને ચિકિત્સા વચ્ચે આટલુ સામ્ય હોય ત્યાં તો આની વિશેષ જરૂર હોય એ સમજી શકાય તેમ છે ભારતમા ધર્મનિષ્ઠ માનવવાદીઓ (ગાધી-વિનોબાધારા) અને ધર્મનિરપેક્ષ માનવવાદીઓ (ગેમધારા) વચ્ચે વૈચારિક અને ક્રિયાત્મક આદાનપ્રદાન અને સહકાર સ કલન સાધવાની જરૂર વિષે આપણે સહમત હોઈએ તો કેટલીક વૈચારિક માનસિક સ્પષ્ટતાઓ – જૂના જાળાં સાફ કરવાની દૃષ્ટિએ – જરૂરી બને છે

પ્રથમ મૂલ્યપ્રથાનો વિચાર કરીએ ધર્મનિરપેક્ષ માનવવાદીઓ, ખાસ તો ભારતના રેડિકલ હ્યુમેનિસ્ટો જે મૂલ્યોમાં માને છે તેના સ્રોત અને સ ગોપન વિજ્ઞાન (વિશેષે જીવશાસ્ત્રીય ઉત્ક્રાંતિના વિજ્ઞાન) દ્વારા થાય છે તેઓની દૃષ્ટિએ સ્વાતત્ર્ય માટેની લડત એ અસ્તિત્વ માટેના જીવશાસ્ત્રીય સ ઘર્ષનું માનવીય સ્તરે સાતત્ય છે આથી જ સ્વાતત્ર્ય, તેમને માટે તમામ મૂલ્યોમાં સૌથી પાયાનુ મૂલ્ય છે તેઓ માને છે કે સ્વાતત્ર્ય જ્ઞાન થકી શક્ય બને છે, અને જ્ઞાન પાગરે છે જીવનના વિવિધ અનુભવોના વિવેકપૂર્ણ આકલનથી પ્રાપ્ત થયેલી સમજણમાથી આમ, રેડિકલ હ્યુમેનિસ્ટ માટે વિવેકબુદ્ધિ એ સત્યની ખોજ માટેનો આધારસ્તભ છે, જેના થકી માનવપ્રગતિ શક્ય બને છે આમ હોવાથી, નૈતિક મૂલ્યો પણ મનુષ્યના જીવશાસ્ત્રીય સ ઘર્ષના વારસાના જ ભાગરૂપ છે કારણ એ વિના સમૂહજીવી પ્રાણીઓ તરીકે મનુષ્યોનો ઉદ્‌વિકાસ શક્ય જ બન્યો ન હોત. સહકારપૂર્ણ સામાજિક અસ્તિત્વ માટે નીતિમત્તા આમ મૂલત બુદ્ધિ-પ્રતિષ્ઠિત છે, અને એથી નીતિમત્તાના વૈચારિક સમર્થન (સેન્ક્શન) માટે કોઈ પારલૌકિક કે દૈવી સત્તાનો સ્વીકાર કરવાની જરૂર નથી.

મૂલ્યો સ બધી આવી સમજણ ધરાવતા રેડિકલ (અથવા ધર્મનિરપેક્ષ-સેક્યુલર) હ્યુમેનિસ્ટ માટે એ સમજવું મુશ્કેલ બને છે કે એક ધર્મનિષ્ઠ મનુષ્ય આની જ મૂલ્યપ્રથા કેવી રીતે ધરાવી શકે? ધર્મનિષ્ઠ અને ધર્મનિરપેક્ષ માનવવાદીઓ એકસરખા મૂલ્યોમા કેવી રીતે માનતા હોઈ શકે તેનો એક સાદો ખુલાસો કદાચ આમ આપી શકાય - એ ખરુ કે મનુષ્યો બુદ્ધિનિષ્ઠતા ધરાવે છે, છતા ઊર્મિ-આવેગ એ પણ મનુષ્યસ્વભાવનો અંગભૂત ભાગ છે એ રખે ભૂલીએ! આથી જ બહુમતી મનુષ્યો ઘણીવાર એવાં મૂલ્યોમાં માનતા હોવાનું જોવા મળે છે, જે તાર્કિક રીતે એકબીજા સાથે અસંગત હોય ઈશ્વરમા શ્રદ્ધા ધરાવનાર, સ્વાતત્ર્યને પ્રાણાધિક મૂલ્ય તરીકે પ્રમાણતો હોય અને જાનની બાજી લગાવી દેતા ન અચકાતો હોય એવો મનુષ્ય હોઈ શકે જયપ્રકાશને આવા મનુષ્ય તરીકે ઘટાવી શકાય તર્કબુદ્ધિ અને ઊર્મિ-આવેગ વચ્ચે સતત ચાલતી આતરક્રિયામા મોટા ભાગના મનુષ્યોમા ઊર્મિ આગળ પડતો અને વિશેષ ભાગ ભજવે છે, એનો બુદ્ધિનિષ્ઠોએ સ્વીકાર કરવો જોઈએ તાર્કિક રીતે સર્વાંગ સુબદ્ધ મૂલ્યપ્રથા એ તો નિયમ કરતા અપવાદ વિશેષ છે. આથી ધર્મમા ઊ ડી શ્રદ્ધા ધરાવનાર નિષ્ઠાવાન માનવવાદી હોઈ શકે પણ એનો અર્થ એવો નથી કે ધર્મમા માનનારા બધા ધર્મનિષ્ઠ માનવવાદીઓ હોય છે હકીકતમા તો ધર્મમા શ્રદ્ધા ધરાવનારાઓમાં જેને ધર્મનિષ્ઠ માનવવાદીઓ તરીકે ઓળખી શકાય તે તો અત્યત નાની લઘુમતી છે. આપણે એ રખે ભૂલીએ કે ધર્મ, જગતના આખા ઇતિહાસ દરમિયાન અને આજેય અમાનવીયતાનો એક મુખ્ય સ્રોત રહેલ છે ધાર્મિક અસહિષ્ણુતા ભૂતકાળમા અનેક લોહિયાળ યુદ્ધોનું અને આજે પણ ભારતમા કૂરતમ કોમી રમખાણોનું એક અત્યત પાયાનું કારણ બની રહેલ છે આજે તો દુનિયાભરમા ધાર્મિક સનાતનવાદનો જોરદાર પવન ફૂકાઈ રહ્યો છે અને આવો સનાતનવાદ ધાર્મિક રૂઢિદાસત્વનો સૌથી કનિષ્ઠ પ્રકાર છે.

પણ આપણે જેને ધર્મનિષ્ઠ માનવવાદીઓ તરીકે ઓળખ્યા તેઓ ચીલાચાલુ અર્થમા ધર્મમાં માનનારાઓ કરતા કઈ રીતે જુદા પડે છે, તે સમજવુ જોઈએ નકારાત્મક અને હકારાત્મક એમ બન્ને રીતે આ ધર્મનિષ્ઠ માનવવાદીઓ, ધર્મમતવાદીઓ કરતા જુદા પડે છે. નકારાત્મક એ અર્થમાં કે આ ધર્મનિષ્ઠ માનવવાદીઓ એ સગઠિત ધર્મમા માનતા નથી અને ધાર્મિક સસ્થાઓના વડાની સત્તાનો સ્વીકાર કરવાનુ વલણ ધરાવતા નથી આથી તે ધાર્મિક રૂઢિદાસત્વથી પ્રમાણમા મુક્ત છે. સંપ્રદાયોનાં કર્મકાંડો, વિધિ વિધાનો કે પ્રતીકોમા તેમને ઝાઝી શ્રદ્ધા હોતી નથી હકારાત્મક એ અર્થમા કે તેઓ પોતાના ધર્મમાં જે માનવવાદી તત્ત્વો છે, તેમાં વધુ માને છે, વૈશ્વિક બંધુત્વમાં શ્રદ્ધા ધરાવે છે અને તેથી તેઓ ધાર્મિક અસહિષ્ણુતાનો ભોગ બનતા નથી સૌ મનુષ્યો ઈશ્વરના સર્જન હોઈ, તેમની વચ્ચે કોઈ પંક્તિભેદ હોઈ શકે નહિ, એ તેમની ભૂમિકા છે.

ધર્મનિરપેક્ષ અને ધર્મનિષ્ઠ બન્ને માનવવાદીઓ, હાલ ભારતમા વિવિધ સામાજિક-રાજકીય પ્રવૃત્તિઓમાં ખભેખભા મિલાવીને કામ કરી રહ્યા છે નાગરિક સ્વાતંત્ર્યો અને લોકશાહી હક્કોનુ રક્ષણ અને સગોપન આવુ એક ક્ષેત્ર છે ભ્રષ્ટાચાર વિરોધી ઝુબેશ બીજું ક્ષેત્ર છે ચૂટણીઓ રાજકીય ભ્રષ્ટાચારની મુખ્ય સ્રોત હોવાથી ચૂટણીસુધારા માટેની સતત ઝુબેશ ત્રીજુ ક્ષેત્ર છે આર્થિક અને રાજકીય સત્તાનુ આત્યંતિક કેન્દ્રીકરણ આપણી અનેક સમસ્યાઓના મૂળમાં હોવાથી આર્થિક અને રાજકીય બને ક્ષેત્રોમાં સત્તાનુ વિકેન્દ્રીકરણ એ તો આ બન્નેની પ્રબળ અને સહિયારી માગ છે

પણ ધર્મનિરપેક્ષ માનવવાદીઓ અને ધર્મનિષ્ઠ માનવવાદીઓ, બીજા શબ્દોમાં રૉયધારામાં માનનારા અને ગાંધીધારામાં માનનારા કેટલીક સામાજિક-રાજકીય પ્રવૃત્તિઓમાં સાથે સાથે કામ કરે એટલુ શું પૂરતુ છે? **લોકશાહી મૂલ્યોના પ્રસાર દ્વારા છેક નિમ્નસ્તરેથી શાંતિપૂર્ણ સામાજિક આમૂલાગ્ર પરિવર્તન સિદ્ધ કરવું અને લોકોની અભિક્રમશીલતા અને સંગઠિત શક્તિમાં એવી રીતે વધારો કરવો, જેથી લોકસમિતિઓ દ્વારા લોક ઉમેદવારો પસંદ થાય, જે, લોકોને જવાબદાર રહી તેમના પ્રશ્નો હલ કરે, ટૂંકમાં, જેને આપણે સંપૂર્ણ ક્રાંતિ કહીએ છીએ, જેનો ઉદ્દેશ દેશમાં, અંતતોગત્વા, સર્વમાહી, અને એટલી પૂર્ણ સામાજિક-રાજકીય લોકશાહી પ્રતિષ્ઠિત કરવાનો છે,** તે ભગીરથ કાર્યમા આ બન્ને ધારાઓનો સંગમ શક્ય છે!

બન્ને ધારાઓના પ્રવાસીઓ પોતપોતાની મૂલ્યપ્રથાઓનું, બદલાયેલ સમયના સંદર્ભમા થોડું પુનર્મૂલ્યાંકન કરે, અભિમતાઓની નવેસરથી વિચારણા કરે તો આ શક્ય છે.

ગાધીજીના સમયની રાષ્ટ્રવાદી ચળવળનું મુખ્ય લક્ષ્ય વિદેશી શાસનમાથી દેશને રાજકીય આઝાદી અપાવવી એ હતુ આ એક ઉદાત્ત ધ્યેય હતું, એમાં શકા નથી, પણ એક અર્થમાં તે નકારાત્મક ધ્યેય હતું ગાંધી પોતે કદાચ નહિ, પણ મોટા ભાગના ગાધીના અનુયાયીઓ આ અર્થમાં નકારાત્મક રાષ્ટ્રવાદીઓ હતા, દેશમાથી વિદેશી શાસન જાય એમ ઈચ્છનારા હતા, પણ તેને સ્થાને 'ખરેખરા સાચા અર્થમા' લોકશાહી પ્રસ્થાપિત થાય એમ ઝાઝુ ઇચ્છનારા ન હતા ગાધીવાદી રાષ્ટ્રીય ચળવળ એક ઊર્મિલ રાષ્ટ્રવાદી ચળવળ હતી, પણ આખરે તો સમાજની પ્રવર્તમાન મૂલ્યપ્રથા, અને સામાજિક-આર્થિક માળખાને ગભીર રીતે પડકાર્યા સિવાય, બધાને સાથે લઈ ચાલનારી, વિદેશીઓ સામેની લડત હતી. 'સપૂર્ણ ક્રાંતિ' એ એક આગેકદમ છે ગાધીસમયની રાષ્ટ્રવાદી ચળવળ દરમિયાન જે સામાજિક-આર્થિક માળખાને સ્પર્શ કરવામા આવ્યો ન હતો, કદાચ સૌને સાથે રાખાને ચાલવામાં તેને સમર્થન અને પુષ્ટિ મળ્યાં હતા, તેના પર જ હવે પ્રહાર કરવો પડે તેમ છે અને જે મૂલ્યપ્રથાએ આ

માળખાને સાસ્કૃતિક પાયો પૂરો પાડેલો, તેનું પણ ગંભીરપણે પુનર્મૂલ્યાંકન કરવું પડે તેમ છે સંપૂર્ણ ક્રાંતિ માટેની ચળવળ, આમ, માળખા અને મૂલ્યપ્રથા બન્નેની પુનર્રચનાની લડત બની રહે છે

સંપૂર્ણ ક્રાંતિ માટેની ચળવળનો આરંભ સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુતાનાં લોકશાહી-મૂલ્યોના ખરેખરા પ્રસાર અને વિસ્તરણ દ્વારા થવો જોઈએ, એમ જ્યારે આપણે કહીએ ત્યારે દરેક ગાંધી અનુયાયી એનો તરત સ્વીકાર કરશે પણ જરા થોભીને સ્વાતંત્ર્યના પ્રવર્તમાન ખ્યાલનું વિશ્લેષણ કરવું જોઈએ સામાન્ય રીતે સ્વાતંત્ર્યનો અર્થ સ્વ-અવલંબન થાય છે, એટલે પોતાના ભાવિનું નિર્માણ જાતે કરવું, પોતાના માલિક પોતે બનવાનો નિર્ધાર કરવો સ્વાતંત્ર્યનો આ અર્થ કરીએ તો અંધશ્રદ્ધા, ધાર્મિક રૂઢિદાસત્વમાંથી મુક્તિ એમ તેનો અર્થ થાય, કર્મના સિદ્ધાંત અને જ્ઞાતિ-વર્ણવ્યવસ્થામાંની શ્રદ્ધામાંથી પણ મુક્તિ એવો અર્થ થાય, એટલું જ નહિ, ઇહલોકમાં ઈશ્વરના પ્રતિનિધિ અથવા દલાલ હોવાનો દાવો કરતા ગુરુઓ, મહંતો, આચાર્યો, 'ભગવાનો' વગેરેમાં અંધભક્તિમાંથી મુક્તિ, ટૂંકમાં આપણો તારણહાર અન્ય કોઈ છે, એ આપણો ઉદ્ધાર કરશે, એવી માન્યતા માત્રમાંથી મુક્તિ એવો અર્થ થાય પ્રશ્ન એ છે કે ધર્મનિષ્ઠ માનવવાદીઓ, ખાસ કરીને ગાંધી વિચાર પ્રવાહના અનુયાયીઓ, સ્વાતંત્ર્યના આ અર્થ અને તેના સૂચિતાર્થોનો સ્વીકાર કરશે? બીજા શબ્દોમાં, 'સંપૂર્ણ ક્રાંતિ' માટે અનિવાર્ય સાસ્કૃતિક પરિવર્તનની પ્રક્રિયામાં બુદ્ધિપ્રામાણ્યવાદ (રેશનાલિઝમ) એક અત્યંત આવશ્યક ઘટકતત્ત્વ છે અને તેનો પ્રસાર જરૂરી પૂર્વશરત છે, તેનો સ્વીકાર તેઓ કરશે?

બુદ્ધિપ્રામાણ્યવાદ વિષે ઘણીવાર બિનજરૂરી વિતંડા થતો જોવા મળે છે કોઈ વ્યક્તિ પોતાની બુદ્ધિનો કશીક પ્રવૃત્તિમાં ઉપયોગ કરે યા ન કરે, એના થકી જ માત્ર આપણે તેને બુદ્ધિનિષ્ઠ (રેશનાલિસ્ટ) છે કે નથી, એવા તારણ પર આવી ન શકીએ એમ તો ચોર પણ ચોરી કરતાં પણ પોતાની બુદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ કરીને યોજના ઘડે છે, તેથી આપણે તેને બુદ્ધિનિષ્ઠ કહેતા નથી અને જેને ત્યાં ચોરી થાય તેણે જરૂરી કાળજી ન રાખી માટે મૂર્ખશિરોમણી કહેતા નથી, ભલેને તે દુનિયાનો મહાન ફિલસૂફ કેમ ન હોય! બુદ્ધિનિષ્ઠ મનુષ્ય એ કહેવાય જે **બીજાની વાત સાંભળે જરૂર, પણ સારાનરસા વચ્ચે વિવેક કરવામાં, હકીકતો અને કલ્પના વચ્ચે ભેદ કરવામાં, પોતાની બુદ્ધિ(રિઝન)ને અંતિમ નિર્ણાયક સત્તા તરીકે ગણે; અને પોતાની બુદ્ધિ જે રીતે વર્તવા સૂચવે તે અનુસાર વર્તવાનો પ્રયાસ કરે**

ઈશ્વરના અસ્તિત્વમાં મનુષ્યો કેમ શ્રદ્ધા રાખે છે, એ બાબત મનોવૈજ્ઞાનિક રીતે સમજાવી શકાય. આધુનિક વિજ્ઞાન પ્રકૃતિની અદ્ભુત સંકુલતાઓ જે રીતે છતું કરતું જાય છે, તેનાથી પણ ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા રાખવાના વલણને જાણે પ્રોત્સાહન મળે છે. તત્ત્વજ્ઞાનમાં પણ જેને 'અંતિમ કારણ' ('ફાઈનલ કૉઝ'-જેનો ખુલાસો આપવો શક્ય નથી, જેનો સ્વતઃ સિદ્ધ સત્ય તરીકે સ્વીકાર કરી લેવો પડે છે) તરીકે ઓળખવામાં આવે છે, તેમાં ઘણા ઈશ્વરને આવું 'કારણ' માને છે ઈશ્વરનું અસ્તિત્વ છે કે નહિ, એ અત્રે પ્રસ્તુત નથી, પ્રસ્તુત છે, ઈશ્વર પ્રત્યેનો આવો અભિગમ બુદ્ધિપ્રામાણ્યવાદ સાથે સાવ અસંગત નથી, તે છે ગાંધી-ગોરા સંવાદમાં ગાંધીજીએ કહેલું કે મારી દૃષ્ટિએ 'સત્ય એ જ ઈશ્વર' છે. ઈશ્વર પ્રત્યેનો ગાંધીજીનો આવો અભિગમ બુદ્ધિપ્રામાણ્યવાદના પ્રસાર અને વિકાસમાં ઘણો ઉપયોગી પુરવાર થઈ શકે

ધર્મનિષ્ઠ માનવવાદીઓ અને ધર્મનિરપેક્ષ માનવવાદીઓ વચ્ચે સહકાર સધાય, એમાં બુદ્ધિપ્રામાણ્યવાદ અવરોધરૂપ બને, એમ ન થવું જોઈએ સંપૂર્ણ ક્રાંતિની મૂલ્યપ્રથામાં બુદ્ધિપ્રામાણ્યવાદને અનિવાર્ય મૂલ્યઘટક તરીકે સ્થાપિત કરવામાં ધર્મનિષ્ઠ માનવવાદીઓ (વિશેષે, ગાંધીધારાના પ્રવાસીઓ)નો પૂરેપૂરો

સહકાર મળી જ રહેશે, એમ સમજવાનો અંત્રે આગ્રહ નથી ઉમેરવાનું માત્ર એટલું જ કે બુદ્ધિપ્રામાણ્ય વાદ વિશેનો તેમનો વલણભેદ, સામાજિક–આર્થિક રાજકીય સમસ્યાઓના નિવારણ માટેના તેમના પુરુષાર્થમાં આડખીલી ન બને તેમ ઘણું !

સારસંક્ષેપ અને અનુવાદ . દિનેશ શુક્લ

*

## પ્રતિભાવ : ઠાકુરદાસ બંગ

તારકુંડેજીની રજૂઆત પૈકી મોટા ભાગના મુદ્દાઓ સાથે હું સમ્મત થાઉં છું અને એના અનુસંધાનમાં થોડાએક નિરીક્ષણો ઉમેરવા ઇચ્છું છું

પહેલી વાત એ કે રાજ્યની લગભગ કશી જ ભૂમિકા ન રહે એ હદની વિકેન્દ્રિત લોકશાહીનું દર્શન ગાંધીનું હતું, જેમ માર્ક્સે પણ રાજ્યસત્તા ચીમળાઈ જવાનું દર્શન રજૂ કર્યું હતું પરંતુ, બંને જાણતા હતા કે આ તો બહુ દૂરની વાત છે જ્યાં સુધી ગાંધીનો સવાલ છે, એમણે તો 'હિન્દ સ્વરાજ'ની પ્રસ્તાવનામાં અસંદિગ્ધ શબ્દોમાં કહ્યું જ છે કે એમની આગેવાની હેઠળની રાષ્ટ્રીય ચળવળનું તાત્કાલિક ધ્યેય સંસદીય લોકશાસનના નિર્માણનું છે રૉય જેને સુવ્યવસ્થિત લોકશાહી કહે છે અને ગાંધી રાજકીય સત્તાના મહત્તમ વિકેન્દ્રીકરણવાળી જે સંસદીય લોકશાહી પર ભાર મૂકે છે એ બંને અલબત્ત, એકબીજાને મળતા ખ્યાલો છે

રૉયના માનવવાદની મૂળભૂત બાબતો સ્વતંત્રતા, જ્ઞાન અને સત્ય એ ત્રણ છે એ જ પ્રમાણે, આપણે જાણીએ છીએ અને તારકુંડેએ નોંધ્યું છે તેમ ગાંધીને મન સત્ય એ જ ઈશ્વર છે આ સત્ય તે શું ? રામકૃષ્ણ પરમહંસ જેવાઓની અંતઃસ્ફુરણાઓ સત્યની રૂઢ બુદ્ધિનિષ્ઠ વ્યાખ્યામાં ન આવે તો ? પણ વ્હાઈટહેડ, કાપ્રા અને બીજા વિદ્વાનો તો કહે છે કે આધુનિક વિજ્ઞાન ને અધ્યાત્મ ક્યાંક ભેગાં મળે છે

તારકુંડેએ કહ્યું છે કે આઝાદીની ચળવળ મહદંશે નકારાત્મક એવી રાષ્ટ્રવાદી લાગણીના પાયા પર ચાલતી હતી, જ્યારે સમ્પૂર્ણ ક્રાન્તિનું દર્શન માત્ર પરદેશી ધૂસરીને ફગાવી દેવાની વાત આગળ અટકતું નથી, પણ વિશદ ને વ્યાપક એવી સામાજિક–રાજનૈતિક લોકશાહીમાં તે માને છે આ વાત મર્યાદિત રીતે જ સાચી છે; કેમકે ગાંધીએ સમ્પૂર્ણ ક્રાન્તિના એક સોપાન રૂપે જ સ્વતંત્રતા પર ભાર મૂકેલો અને એમનાં રચનાત્મક કાર્યક્રમોમાં આર્થિક ને સામાજિક સમાનતાનો સમાવેશ થતો હતો. રચનાત્મક કાર્યક્રમોની તેરમી કલમમાં તો એમણે ડાંડી પીટી છે કે આર્થિક સમાનતા એ જ અહિંસક સ્વરાજની ગુરુચાવી છે. અલબત્ત, સ્વરાજની લડાઈ મુખ્ય હતી ત્યારે વ્યૂહાત્મક કારણોસર એમણે આ બધા મુદ્દા આત્યંતિક હદે આગળ ધર્યા નહોતા, પરન્તુ ઈ ૧૯૪૭ પછી એ વ્યવધાન રહ્યું નથી અને ગાંધીજનો રૉયવાદીઓ સાથે સમ્પૂર્ણ ક્રાન્તિના સંઘર્ષમાં પહેલી હરોળમાં છે એટલે ધર્મનિષ્ઠ ને નિધર્મી બેઉ પ્રણાલિકાઓમાં ઉછરેલા માનવવાદીઓ ભારતમાં તો સાથે કામ કરી જ શકે એમ છે

શું ધર્મનિષ્ઠ માનવવાદીઓ બુદ્ધિનિષ્ઠા ધરાવતા એટલે કે રૅશનલિસ્ટ હોઈ શકે ? હા, જો અંધશ્રદ્ધાઓના અસ્વીકારની ને મુકાબલાની વાત હોય તો ચોક્કસ પણ તારકુંડેને વાંધો કર્મસિદ્ધાન્ત સામે છે હવે, કર્મસિદ્ધાન્ત અને અફર એવો પ્રારબ્ધવાદ એ બે એક વાત નથી. કર્મસિદ્ધાન્તનો અર્થ એ છે કે હું જેવું વાવીશ તેવું લણીશ એટલે કે દૂરના સ્વર્ગમાં બિરાજતો કોઈ ઈશ્વર કે એવી કોઈ આધિભૌતિક સત્તા નહીં; પણ હું જ મારું પ્રારબ્ધ ઘડનારો છું

તારકુંડે અન્તમાં કહે છે તેમ બધે ધારાઓના માનવવાદીઓ એકમેક કનેથી શીખતા હોય, એક બીજાના આકલનને સમૃદ્ધ કરતા હોય અને સહિષ્ણુતા ને સમભાવ સાથે ખભેખભા મિલાવીને આગળ આગળ વધતા હોય એ દિવસો આપણે અવશ્ય ઇચ્છીએ છીએ

સારસંક્ષેપ અને અનુવાદ : પ્રકાશ શાહ

*

## પ્રતિભાવ · સિદ્ધરાજ ઢઢ્ઢા

ધર્મનિષ્ઠ માનવવાદને બદલે આધ્યાત્મિક માનવવાદ જેવી સંજ્ઞા પ્રયોજવી ઉચિત ઠરશે, કેમકે ધર્મ કહેતા સામાન્યપણે સંસ્થીકૃત ધર્મ સમજાય છે અને આવા સંગઠિત ને સંસ્થીકૃત ધર્મસમ્પ્રદાયો છેવટે અસહિષ્ણુતા ને રૂઢિચુસ્તતા ભણી દોરી જાય છે આ સંદર્ભમાં વિચારતાં, ગાંધીજીને ધાર્મિક નહીં પણ આધ્યાત્મિક પુરુષ કહેવાનું દુરસ્ત લેખાશે

'ગાંધીજીની રાષ્ટ્રીય ચળવળ' જેવો ઉલ્લેખ બરાબર નથી, કારણ, એક તો, આ ચળવળ ગાંધીજી કરતા વહેલી શરૂ થયેલી હતી બીજુ, સ્વરાજ માટેનો સંઘર્ષ ચલાવતે છતે ગાંધીજીએ વખતોવખત કહેલુ કે મારુ જીવનધ્યેય એવી અહિંસક સમાજ-વ્યવસ્થા સિદ્ધ કરવાનુ છે, જેમા માનવમાત્ર વચ્ચે સહકાર ને સમાનતા અભિપ્રેત છે અસ્પૃશ્યતા સામેની એમની ઝુંબેશ આ સમજમાથી જ આવેલી હતી એટલે જો ગાંધીઆદર્શો ને રાષ્ટ્રીય ચળવળની સેળભેળ ન કરી નાખીએ તો, મારે મતે, ગાંધીવિચાર ને સમ્પૂર્ણ ક્રાન્તિનુ દર્શન એકબીજાથી ભિન્ન કે અસંગત નથી

ગાંધીજી મહેનતબચાઉ યંત્રસામગ્રીના વિરોધી હતા એવી જાડી છાપ છે, પણ તે જેમની તેમ સ્વીકારી લેવામા ભારે ગેરસમજને અવકાશ છે એમણે કહેલુ કે ફુરસદ એક હદ સુધી જ સારી ને જરૂરી છે ઈશ્વરે માણસને સરજ્યો છે તે પસીનાની રોટી ખાવા વાસ્તે તે સાથે એમણે ઉમેરેલુ' કે હું યંત્રનો નહી, યંત્રઘેલછાનો વિરોધી છું યંત્રો વાટે 'મહેનત બચાવવાનું' એ હદે ચાલે છે કે હજારો લોકો બેરોજગાર બની રસ્તા પર ફેંકાઈ જાય ને ભૂખે મરે અત્યારે યંત્રવૃદ્ધિ પાછળ કોઈ વ્યક્તિને અતિશ્રમથી મુક્ત કરવાનો ઉદાત્ત ભાવ નથી, પરન્તુ નકરો ધનલોભ છે ગાંધીજીની આ બધી વાતો આજે જ્યારે આપણે અનેક સમસ્યાઓની પછીતે રહેલ રાજકીય-લશ્કરી-ઔદ્યોગિક પરિબળોની મિલીજૂલી તાસીર જોઈએ છીએ ત્યારે સમજાય છે

ગાંધીજનો બુદ્ધિનિષ્ઠાનો પ્રસાર થાય એના વિરોધી હરગિજ નથી મારા જેવા ઘણા ભલે કે એમ માને છે ખરા કે તર્કને પણ એની મર્યાદાઓ છે પણ આ કોઈ એવો મુદ્દો નથી જે સમ્પૂર્ણ ક્રાન્તિ માટેની ચળવળમા વ્યાપક સહકાર સાધવાની આડે આવે

સારસંક્ષેપ અને અનુવાદ પ્રકાશ શાહ

*

## પ્રતિભાવ ડૉ. રમેન્દ્ર

સમ્પૂર્ણ ક્રાન્તિ માટેની ચળવળનો પાયો સાસ્કારિક પરિવર્તન છે અને આવા પરિવર્તન માટે બુદ્ધિનિષ્ઠાનો પ્રચાર અનિવાર્ય ને આવશ્યક છે એ તારકુંડેની રજૂઆત સાથે હું સમ્મત થાઉં છું સવાલ એ છે કે સમ્પૂર્ણ ક્રાન્તિના આંદોલનમા પડેલા ગાંધીવાળાઓ આ વાત સ્વીકારશે ? મારુ સૂચન છે કે

આપણે એમની સાથે રચનાત્મક રાહે સંવાદ શરૂ કરવો જોઈએ નવજીવન પ્રકાશને બહાર પાડેલો ગાંધી-નાસ્તિક સંવાદ આ સંદર્ભમાં ઉલ્લેખનીય છે ગમે તેમ પણ, જેપીની સંપૂર્ણ ક્રાન્તિના ત્રણ તબક્કામાં સહકારનો ને સમજૂતીનો જે ઈલાકો શક્ય બન્યો છે એને આ મુદ્દા પરત્વે સમજૂતી ન સધાઈ શકે એ જ એક કારણસર આંચ ન આવવી જોઈએ

સારસંક્ષેપ અને અનુવાદ : પ્રકાશ શાહ

*

## પ્રતિભાવ : અનિલ ડે

રેડિકલ હ્યુમેનિસ્ટ અનિલ ડેએ તારકુન્ડેના વિચારો સાથે ઉગ્રપણે અસંમતિ પ્રગટ કરતા જણાવ્યું છે કે ધર્મ અને માનવવાદ પરસ્પર વિરોધી શબ્દો છે જે લોકો ધર્મમાં માને છે તેઓ મનુષ્યને ઈશ્વરનું સર્જન માને છે તેથી મનુષ્યને આગવી ઇચ્છાશક્તિ ન હોઈ શકે તે ઈશ્વરની ઈચ્છાને અધીન છે તેની નિયતિનો ઘડવૈયો ઈશ્વર છે, તે પોતે નહિ આમ, ઈશ્વર જે વિચારપ્રથામાં કેન્દ્રસ્થાને હોય, મનુષ્ય ન હોય, તેનો માનવવાદ સાથે કોઈ મેળ ન બેસી શકે

તારકુન્ડેએ માનવવાદની આપેલ વ્યાખ્યા પરિપૂર્ણ નથી એમ પ્રતિપાદિત કરતા ડેએ જણાવ્યું છે કે માનવવાદ અનુસાર મનુષ્ય માત્ર સર્વોપરી છે એવું નથી, તે સાર્વભૌમ અને સર્વોચ્ચ પણ છે મનુષ્યથી પર કોઈ છે જ નહિ, ખુદ ધર્મ અને ઈશ્વર સુદ્ધાં મનુષ્યના સર્જન છે

માનવવાદ અને માનવતાવાદ વચ્ચે તારકુન્ડેએ થોડો ગૂંચવાડો કર્યો છે, એવી હળવી ટીકા કરતા તેઓ જણાવે છે કે ગાંધી માનવતાવાદી હતા, હઝરત મહમ્મદ અને ઈશુ ખ્રિસ્ત પણ માનવતાવાદી હતા આમાંના એકેયને માનવવાદી કહી ન શકાય

'સૌ મનુષ્યો ઈશ્વરના સર્જન હોઈ તેમની વચ્ચે કોઈ પંક્તિભેદ હોઈ શકે નહિ, એ ધર્મનિષ્ઠ માનવવાદીઓની ભૂમિકા છે', એવા તારકુન્ડેના વિધાનનો હકીકતો સાથે મેળ ખાતો નથી, એમ જણાવી ડેએ જુદા જુદા ધર્મોની ઈશ્વર સંબંધી માન્યતા અને અન્ય ધર્મીઓ પ્રત્યેનાં વલણોની તુલનાત્મક સમીક્ષા કરીને જણાવ્યું છે કે ધાર્મિક અસહિષ્ણુતાના મૂળ અહીં પડેલા છે

બુદ્ધિપ્રામાણ્યવાદ ( રેશનાલિઝમ ) અને કોઈ બાબતની તર્કસંગત ઉપપત્તિ આપવી તે ( રેશનલાઈઝેશન ) વચ્ચે ભેદ બન્ને પાડવો જરૂરી છે, એમ સ્પષ્ટ કરીને ડે જણાવે છે ઈશ્વરનું અસ્તિત્વ બુદ્ધિપ્રામાણ્યવાદથી કદાપિ સ્થાપિત થઈ શકે નહિ હા, વિજ્ઞાનનો પડકાર ઝીલી લેવા માટે ઈશ્વરનું અસ્તિત્વ પુરવાર કરવા તર્કસંગત ઉપપત્તિનો આશરો જરૂર લઈ શકાય

ધાર્મિકો અને માનવવાદીઓ વચ્ચે કેટલાંક મૂલ્યોની બાબતમાં સામ્ય છે એ ખરું પણ મહત્ત્વનો અને નિર્ણાયક તફાવત એ મૂલ્યોને વ્યવહારમાં કેવી રીતે ચરિતાર્થ કરીએ છીએ, તેમાં છે અનુભવોએ બતાવ્યું છે કે ધાર્મિકો ( તેમની નિષ્ઠા વિશે શંકા ન લાવીએ તો પણ ) આ મૂલ્યો-ધ્યેયો હાસલ કરવા અશક્તિમાન છે ગાંધીની નિસબત કે નિષ્ઠા શંકાથી પર છે, પણ મૂલ્યો કે ધ્યેયો હાસલ કરવા માનવવાદી અને બુદ્ધિપ્રામાણ્યવાદી રસ્તો અંગીકાર કરવાને બદલે તેમણે પોતાના માર્ગદર્શક તરીકે 'અંતર આત્માના અવાજ' 'ઈશ્વરના અવાજ'નો સ્વીકાર કર્યો જયપ્રકાશ વિશે પણ આમ જ કહી શકાય ભૂમિહિનોને જમીન મળે તે માટે તેમણે ભૂદાનનો ગાંધીવાદી માર્ગ સ્વીકાર્યો, પોતાના તનમન તેમાં પરોવી દીધાં, પણ છેવટે તેમાં ઘોર નિષ્ફળતા સાંપડી અને જેપીને ભારે હતાશા ઘેરી વળી

'મનુષ્ય એ જ મનુષ્યજાતિનું મૂળ છે', એવા કાર્લ માર્ક્સના સિદ્ધાંતનો રેડિકલ હ્યુમેનિસ્ટોએ સ્વીકાર કર્યો છે, પણ તે પુરવાર કરવાના માર્ક્સવાદી રસ્તાનો ત્યાગ કર્યો છે એને સ્થાને, અનુભવથી શીખીને, આપણે માનવવાદી માર્ગ અખત્યાર કર્યો છે

રેડિકલ હ્યુમેનિસ્ટોએ આસ્તિકો સાથે કામ કર્યું છે, અને તેમની સાથે કામ કરવામા કોઈ કિચ-કિચાટ નથી અનુભવી મુખ્ય પ્રશ્ન એ છે કે આસ્તિકો ઇશ્વરેચ્છા બલિયસિમાં માને છે, જ્યારે રેડિકલ હ્યુમેનિસ્ટો મનુષ્યેચ્છા બલિયસિમા માને છે આપણાં કામોમા મોટામા મોટો અવરોધ એ છે કે ભણેલાઓ પણ પોતાને પોતાના ભાગ્યવિધાતા માની શકતા નથી

સારસંક્ષેપ અને અનુવાદ : દિનેશ શુક્લ

*

## પ્રતિભાવનો પ્રત્યુત્તર : તારકુન્ડે

ઠાકુરદાસ બંગ અને સિદ્ધરાજ ઢઢ્ઢાએ તારકુન્ડેના લેખના પ્રત્યુત્તરમા જે પ્રતિભાવ દાખવ્યો તેને આવકારતા તારકુન્ડેએ જણાવ્યુ છે કે બુદ્ધિપ્રામાણ્યવાદ વિષે બન્ને મહાનુભવોએ જે વિચારો દર્શાવ્યા તે આવકાર્ય છે અલબત્ત, બન્નેએ તેની મર્યાદા પ્રત્યે અંગુલિનિર્દેશ કર્યો છે

બુદ્ધિપ્રામાણ્યવાદની એક મર્યાદા વિષે ઠાકુરદાસ બંગે ધ્યાન દોર્યું છે અને તે છે 'સહજપ્રેરણાથી થતું જ્ઞાન' (ઇન્ટ્યુટીવ નોલેજ), ઘણી વૈજ્ઞાનિક શોધખોળો સહજપ્રેરણાથી થયેલી છે પ્રશ્ન એ છે કે સહજપ્રેરણાનુ ક્ષેત્ર વિચારબુદ્ધિ (રિઝન)થી જુદું છે ? લેખની દૃષ્ટિએ સહજપ્રેરણા એ બીજું કશુ નહિ પણ વીજળીક ત્વરાએ કાર્યરત વિચારબુદ્ધિ જ છે તે વખતે વિચારબુદ્ધિ એટલી તો ત્વરાથી કામ કરે છે કે આપણે જે તારણ પર આવીએ છીએ તેના તાર્કિક પગલા પરત્વે આપણે પૂરતા સભાન હોતા નથી આવી રીતે તારવેલ જ્ઞાનને પછી દરેક વિજ્ઞાની બૌદ્ધિક વિશ્લેષણ અને ચકાસણીની એરણે કસી જુએ છે, ત્યાર પછી જ તે વૈજ્ઞાનિક જ્ઞાનનો ભાગ બને છે રોય જ્યારે હયાત હતા ત્યારે કોમ્પ્યુટરો શોધાયેલા કે વપરાશમા હતા કે કેમ એની ખબર નથી પણ કોમ્પ્યુટરો જે વીજળીક ગતિએ સાચા જવાબ આપે છે, તેમા આપણે કોઈ ગૂઢ કે અલૌકિક શક્તિનુ આરોપણ કરતા નથી માનવમગજ પણ પણ કોમ્પ્યુટર જેવુ અદ્ભુત યંત્ર છે અને ક્યારેક તે અપવાદરૂપ વીજળીક ગતિએ કામ કરતું હોય એ બનવાજોગ છે તેમાં કોઈ ગૂઢ કે અલૌકિકતાનું આરોપણ કરવુ તે બરાબર નથી માનવમગજ કોમ્પ્યુટર જેટલુ જ વસ્તુલક્ષી રીતે બૌદ્ધિક છે, પણ તે સ્વચેતના ધરાવે છે, એ બાબતમાં તે કોમ્પ્યુટરથી જુદું પડે છે આપણે વિચારીએ છીએ, અનુભવીએ છીએ, એ તો ખરુ જ, પણ આપણે આપણા વિચારો, લાગણી વિષે સભાનતા પણ ધરાવીએ છીએ પણ કેટલીક વાર, ખાસ કરીને જ્યારે આપણી વિચારપ્રક્રિયા અત્યંત ગતિથી ચાલતી હોય ત્યારે આપણે તેનાથી સભાન ન હોઈએ એમ પણ બને સહજપ્રેરણાથી આપણને કશુ સૂઝે ત્યારે આમ થતુ હોય એ સંભવિત છે આમ, સહજપ્રેરણાનો ખુલાસો "અત્યંત ગતિથી (સુપર-સ્પીડ)થી કામ કરતી વિચારબુદ્ધિ' એ રીતે આપી શકાય

બૌદ્ધિક તારણ હમેશાં સાચું હોય જ એવું હોતુ નથી, તે જ રીતે સહજપ્રેરણાથી મેળવેલ તારણ પણ સાચું હોય જ એમ નથી બન્ને પ્રકારના તારણોને ચકાસણીની કસોટીએ કસવા જોઈએ આઈન્સ્ટાઈનને સહજપ્રેરણાથી પ્રાપ્ત થયેલ સાપેક્ષતાના તારણને ગાણિતિક ફોર્મ્યુલા દ્વારા વ્યક્ત કરીને તેમની ચકાસણી કર્યા બાદ તે સાચુ ઠરેથી તે જ્ઞાન વિજ્ઞાનનો ભાગ બને છે જ્યારે રામકૃષ્ણ પરમહંસ

કે એવા બીજા ધર્મનિષ્ઠ રહસ્યવાદીઓને સહજપ્રેરણાથી જે કંઈ પ્રાપ્ત થાય, તેની કદાપિ ચકાસણી થઈ શકે નહિ અને તેથી તેમને થયેલ 'જ્ઞાન'નો વિજ્ઞાનમા સમાવેશ થઈ શકે નહિ

શું વિજ્ઞાનથી આગળ કશુ છે જ નહિ, એમ ઠાકુરદાસ પૂછે છે તેનો જવાબ, અલબત્ત, હા છે ભૌતિકવાદીઓ અથવા રેડિકલ હ્યુમેનિસ્ટ જેવા પ્રકૃતિવાદીઓ માને છે કે વિજ્ઞાનથી આગળ જે છે તે અજ્ઞાનનું ક્ષેત્ર છે અને તે ક્ષેત્રમા જે કંઈ છે તે જ્ઞેય (જાણી શકાય તેવુ) છે, ઠાકુરદાસ અને સિદ્ધરાજ જેવા વિચારવાદીઓ માને છે કે વિજ્ઞાનના ક્ષેત્રની આગળ અધ્યાત્મવિદ્યા (મેટાફિઝિક્સ) છે, જેમા સહજપ્રેરણા દ્વારા બોધિત સત્યોનો સમાવેશ થાય છે

ભૌતિકવાદીઓ અને વિચારવાદીઓ વચ્ચે આ મૂળભૂત તફાવત છે પણ આ અને આવા બીજા તફાવતો છતા બન્ને વિચારપ્રવાહોના માનવવાદીઓ વચ્ચે નાગરિક સ્વાતંત્ર્યો અને લોકશાહી હક્કોના રક્ષણની બાબતમા બિનપક્ષીય ધોરણે જેમ સહકાર થઈ શકયો છે, તેમ સંપૂર્ણ ક્રાંતિના બીજા કાર્યક્ષેત્રોમા સહકાર થઈ શકે કે કેમ, એ પ્રશ્ન તારકુન્ડેએ એમના લેખમાં ઊઠાવેલો સંપૂર્ણ ક્રાંતિની વિભાવનામા જે કેટલાક મૂલ્યોનો પ્રચાર-પ્રસાર અનિવાર્ય ગણાય, તેમા બુદ્ધિપ્રામાણ્યવાદનો સમાવેશ કરવો પડે અને ધર્મનિષ્ઠ માનવવાદી (ગાંધીવાદી) વિચારધારાના આ બે મુખ્ય મીમાંસકો બુદ્ધિપ્રામાણ્યવાદમા, કેટલીક મર્યાદાઓ, સાથે માને છે, તે બાબત, સાથે કામ કરવામા કોઈ રીતે અવરોધક નથી, એ પ્રસ્તુત ચર્ચા માટે પૂરતું છે

કર્મના સિદ્ધાંતમા ઠાકુરદાસે જે શ્રદ્ધા વ્યકત કરી છે, તે વિષે આશ્ચર્ય વ્યક્ત કરતા તારકુન્ડે જણાવે છે કે કર્મનો સિદ્ધાંત વિશ્વમા જે અનિષ્ટ છે તેનો 'બૌદ્ધિક' ખુલાસો કદાચ આપી શકે, પણ તેની ચકાસણી થઈ શકે તેમ ન હોવાથી તેને આપણે વૈજ્ઞાનિક કહી શકીએ નહિ ઉપરાંત, કર્મસિદ્ધાંતના જે સામાજિક દુષ્પરિણામો આપણા સમાજમાં આવ્યા છે, તે તો સુવિદિત છે જ ઘણા હિન્દુ ધર્મનિષ્ઠ માનવવાદીઓ 'કર્મના સિદ્ધાંત'મા માનતા નથી, તે તેના સામાજિક દુષ્પરિણામોને કારણે

"ગાંધીજીની રાષ્ટ્રીય ચળવળ બહુધા નકારાત્મક હતી", એવા પોતાના વિધાનના ખુલાસા તરીકે તારકુન્ડે જણાવે છે કે ગાંધીજીના કેટલાક સામાજિક આદર્શો હતા પણ તેમની નેતાગીરી હેઠળ ચળવળમા જોડાયેલા મોટાભાગના લોકો લોકશાહી સ્વાતંત્ર્યના વિધાયક આદર્શો કરતા તો વિદેશી શાસનની વિદાયના ધ્યેયથી વિશેષ પ્રેરિત થયેલા હતા 'સ્વરાજ' કરતા 'ગાંધીરાજ' કે 'નહેરુરાજ'થી તેમને વિશેષ સંતોષ થયો હોત

ગાંધીવાદીઓ સાથે 'રચનાત્મક સંવાદ'ના ડૉ રમેન્દ્રના સૂચન સાથે સહમત થતા તારકુન્ડે જણાવે છે કે આવા સંવાદના ભાગરૂપે જ તેમણે બન્ને માનવવાદીઓ વિષે લેખ લખ્યો હતો

અનિલ ડેની ટીકાત્મક આલોચનાનો વિગતવાર જવાબ તારકુન્ડેએ આપ્યો છે 'ધર્મ અને માનવવાદ પરસ્પર વિરોધી શબ્દો છે', તેના પ્રતિભાવરૂપે તેઓ જણાવે છે કે બન્ને વચ્ચે તાર્કિક અસંગતતા છે, એમ કહેવાનો તેમનો મતલબ હોય તો આવી અસંગતતા પર મે મારા લેખમા ભાર મૂકેલો જ છે ઊર્મિના પ્રભાવને કારણે મોટા ભાગના લોકો એવા મૂલ્યોમા માનતા હોય, જે તાર્કિક રીતે જોતા અરસપરસ અસંગત પણ હોય ઈશ્વરમા શ્રદ્ધા ધરાવતા હોય અને સ્વાતંત્ર્યને પ્રાણથીય અધિક ચાહતા હોય એવા મનુષ્યો હોઈ શકે.

**વિશ્વમાનવ**

બીજુ, મેં એમ લખેલુ છે કે ધર્મ તરફ વળેલ મોટાભાગના લોકો ધર્મનિષ્ઠ માનવવાદીઓ હોય જ એવુ નથી ધર્મનિષ્ઠ માનવવાદીઓ જેને 'સગઠિત ધર્મ' તરીકે આપણે ઓળખીએ છીએ, તેમા માનતા નથી

ખરો અને પ્રસ્તુત પ્રશ્ન એ છે કે આપણે જે પ્રકારની સપૂર્ણ ક્રાતિનુ ધ્યેય હાસલ કરવા માગીએ છીએ તેમા ખરેખરા અર્થમા જે આસ્તિક હોય તેમનો સહયોગ પ્રાપ્ત થઈ શકે કે કેમ અતિલ કે જે રાજ્યમા રહે છે તે બિહારમા જ ઘણા સક્રિય કાર્યકરો સામાજિક પરિવર્તન માટે ઘણા જોખમો સાથે કામ કરી રહ્યા છે અને તેમાના મોટા ભાગના કઈ નાસ્તિક છે, એવુ નથી.

આ વર્ષે બીજી ઓકટોબરથી ચોથી ઓકટોબર દરમિયાન પટનામા સપૂર્ણ ક્રાંતિ પર અખિલ ભારતીય પરિષદ મળનાર છે, તેમા પોતાના જીવનનાં શ્રેષ્ઠ વર્ષો સામાજિક પરિવર્તનના ધ્યેય પાછળ ન્યોછાવર કરનારા ઘણા યુવાન આમરૂટ્સ કાર્યકરો હાજરી આપશે તેમાંના મોટાભાગના "આસ્તિકો" હશે આગળ જતા એવુ બને કે તેમની ઈશ્વરમાંની શ્રદ્ધા ઊડી જાય પણ ભારતીય સમાજના સર્વગ્રાહી અને મૂળગામી પરિવર્તનના કાર્યમા તેમના અર્થપૂર્ણ સહયોગ માટે તેઓ ઈશ્વરમા શ્રદ્ધા ધરાવે છે કે કેમ એ બાબત કઈ પૂર્વશરત હોઈ શકે નહિ

સારસક્ષેપ અને અનુવાદ દિનેશ શુક્લ



# આ વેદ છે શું?

## હાઈસ્કૂલ/પાઠશાળાના વિદ્યાર્થી માટે નિબંધ સ્પર્ધા

નવી પેઢીમાં વેદ વિશેની જાણકારી વિકસે અને જિજ્ઞાસા જન્મે તે હેતુસર વેદવિદ્ પડિત દિપનુદેવ માંકડેશ્વર પ્રેરિત નિબધ સ્પર્ધા યોજી છે. આ નિબધ સ્પર્ધામાં હાઈસ્કૂલના કે સસ્કૃત પાઠશાળાના ધો. ૮ થી ૧૨ના વિદ્યાર્થી ભાઈ-બહેન ભાગ લઈ શકશે

હજાર શબ્દોનો આ નિબધ કાગળની એક બાજુ, સુવાચ્ય અક્ષરે લખી, હાઈસ્કૂલ/પાઠશાળાના વિદ્યાર્થી તરીકેનું આચાર્યનું પ્રમાણપત્ર લીડી, પૂરા સરનામા સહિત તા ૩૧-૮-'૮૧ સુધીમા મહર્ષિ વેદ વિજ્ઞાન અકાદમીને મળે તે રીતે મોકલવાનો રહેશે

પ્રથમ આવનારને રૂ ૨૫૦/- બીજા નબરને રૂ ૧૨૫/-ને ત્રીજાને રૂ. ૫૧/-નું ઈનામ અપાશે. વિશેષ માર્ગદર્શન માટે અકાદમીને લખવું.

મહર્ષિ વેદ વિજ્ઞાન અકાદમી
હાઈલેન્ડપાર્ક સોસાયટી,
અમદાવાદ-૩૮૦ ૦૧૫.
ફો નં. ૪૧૬૭૧૧

ઇશ્વરભાઈ પટેલ
અધ્યક્ષ

# ‘યોગ અને નમાઝ’ : સિક્કાની બે બાજુ

ભોગીભાઈ ગાંધી

થોડાક દિવસો પૂર્વે ‘નમાઝ : ધ યોગ ઑફ ઇસ્લામ’ નામના એક અંગ્રેજી પુસ્તકનું અંગ્રેજી અખબારમાં અવલોકન વાંચ્યું અને વહેલી તકે તે પુસ્તક મંગાવી લીધું અલબત્ત, ધાર્યા કરતાં ઘણી નાની પુસ્તિકા નીકળી અને કીમત અતિશય મોટી રૂ ૩૨! બીજું એ પણ હતું કે તેમાં યોગ વિશે તેના વિશિષ્ટ પ્રકારો અને પ્રયોગો અંગે વિવરણ આપીને “નમાઝ”ની તુલના કરી હશે એવી પણ મારી ધારણા હતી

ખેર આટલું સવિસ્તર અધ્યયન-વિવરણ ન હોવા છતાં, લેખક શ્રી અશરફ એફ નિઝામીએ પોતાના મર્યાદિત માળખામાં સંક્ષેપમાં હઠયોગ (હઠ = શરીર, એટલે દૈહિક યોગ)ના કેટલાક મુખ્ય આસનો સાથે નમાઝ પદ્ધતિની સરખામણી કરીને વ્યવસ્થિત રીતે, કાળજીપૂર્વક આલેખન કર્યું છે અને નમાઝની સાતેસાત રકાત (નમાઝમાની નિશ્ચિત ક્રિયાપદ્ધતિ)ની રેખાકૃતિઓ આપીને, દિવસભરની પાંચ નમાઝોમાં કુલ ૨૦ મિનિટનો સમય ગણીને, કુલ દોઢેક કલાક **‘યોગાસનો’** કરવાથી કેવળ શરીરસ્વાસ્થ્ય નહી, માનસિક ઉપરાંત આધ્યાત્મિક પરમશાન્તિના લાભ મળે એવો નિષ્કર્ષ પણ તારવ્યો છે

સર્વપ્રથમ નોંધપાત્ર એ છે કે લેખકે હિંદુઓની વિલક્ષણ યોગસાધનાની સાથે સરખાવીને નમાઝ વિષે પુસ્તિકા પ્રગટ કરવાનું સાહસ ૧૯૭૭માં કર્યું, ત્યારે તેમને મુસ્લિમ જમાતનો કેવો અને કેટલો સહિયારો મળશે એ વિષે મનમાં ફફડાટ હતો પરંતુ તે અણધાર્યો પ્રોત્સાહક નીવડ્યો બીજે જ વરસે બીજી નાની આવૃત્તિ લેખક પ્રગટ કરી શક્યા આ પછી વધુ વિસ્તૃત અને રેખાંકનો સાથેની નવી આવૃત્તિ તૈયાર કરી પરંતુ એનું પ્રકાશન ગજાબહાર જણાયું તેથી વિમાસણમાં પડ્યા ત્યાં તો, નામાંકિત પ્રકાશક તારાપોરવાલાએ (મુંબઈ) નવી આવૃત્તિ પ્રગટ કરી (૧૯૮૧);તે ખપી જતા એની ચોથી (આરંભથી ગણાતા) આવૃત્તિ તાજેતરમાં (૧૯૮૫ અંતમાં) સુંદર ગેટઅપ અને રેખાંકનો સાથે પ્રગટ કરી છે

આ પુસ્તિકાની સર્વપ્રથમ નોંધપાત્ર બીના એ છે કે સુખ્યાત મુસ્લિમ અગ્રણી શ્રી એફ એ ફઝલભોય, જેઓ મુંબઈમાં **ફ્રેન્ડઝ ઑફ** યોગ નામની સંસ્થા પોતાના પ્રમુખપદે ચલાવી રહ્યા છે તેમણે ખૂબ ઉત્સાહપૂર્વક આ પુસ્તિકાને હિંદુઓના **અષ્ટાંગ** યોગ (યમ નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ)ને ભારતની પાંચ હજાર વર્ષની પરંપરા તરીકે બિરદાવેલ છે ઉપરાંત, તેમણે ભારપૂર્વક સૂચવ્યું છે કે હિંદુ અને મુસ્લિમ ધર્મીઓ વચ્ચે **એકાત્મતા** સાધવા માટે પરસ્પરના ગહન તત્ત્વચિંતનો સમજવા જરૂરી છે તત્ત્વત તો, પ્રત્યેક ધર્મ ઈશ્વર-અલ્લામાંથી પ્રગટેલો છે અને તે દરેકની આખરી નેમ પ્રત્યેક માનવીને આધ્યાત્મિક મુક્તિ (મોક્ષ, કયામત)માં સહાયરૂપ થવાની છે,—દરેકની પદ્ધતિ અલગ અલગ હોય તેમાં કશા વિવાદને સ્થાન ન હોવું જોઈએ. વધુ પ્રશંસનીય તો એ છે કે લોણાવલામાં કુવલયાનંદજી સ્થાપિત યોગકેન્દ્રના જુનિયર રીસર્ચ ડાયરેક્ટર શ્રી પી વી કરમબેલકરે તેની ત્રીજી આવૃત્તિ વખતે (૧૯૮૧) ‘આમુખ’ લખી આપેલો છે તેમણે આ નાનકડા આમુખમાંય, આરંભે જ એ વાત ભારપૂર્વક જણાવી છે કે “આ પુસ્તિકા ખૂબ જ રસપ્રદ હોવા ઉપરાંત **ખરેખરા** **સમયસરની** છે. આપણા દેશના બે મુખ્ય ધાર્મિક સમાજોને નિકટ લાવવામાં તે મદદરૂપ થશે અને તે દ્વારા આ દેશના અન્યધર્મી અનુયાયીઓને પણ પોતપોતાના ધર્મ અને અન્ય ધર્મોના પાયામાં રહેલી

મૂળભૂત એકતા સમજવામાં સહાયરૂપ નીવડશે અને, આમુખ-લેખકે તો એટલે સુધી આશા સેવી છે કે 'વિશિષ્ટ જ્ઞાનપ્રકાશન' કરતી આ પુસ્તિકા સર્વ રાષ્ટ્રોના મનુષ્ય માત્રને વાચવા જેવી લાગ્યા વિના નહીં રહે.

*

આવી આ પુસ્તિકામાં બારબે લેખકે અલ્લાહની બંદગી(પ્રાર્થના)ને શરીર, મન, બુદ્ધિ અને આત્મા ઉપર ચમત્કારિક અસર કરનારી શક્તિ તરીકે નવાજી, કેમકે તે મનુષ્યનું કેવળ સામાજિક-સાંસારિક નહીં, સર્વાંગી શ્રેય કરે છે. વિષય ઉપર આવતા લેખક જણાવે છે કે જેમ યોગ શબ્દમાં 'યુજ્' એટલે 'મિલન'નો સંદર્ભ રહેલો છે, તે જ રીતે અરબી શબ્દ 'સિલ્લા' ઉપરથી સલાત પણ 'મિલન'નો અર્થ સૂચવે છે બલ્કે **યોગ અને નમાઝ બંને ઈશ્વર અથવા અલ્લાહ સાથેના મિલનનું માધ્યમ છે**

આગળ જતાં લેખકે યોગાસનો અને શારીરિક બળ આપનારા વ્યાયામો વચ્ચે મૂળભૂત ભેદ બતાવવા સારું બંનેની સરખામણી કરતી ૩૧ મુદ્દાની યાદી આપી છે તેમાં તેઓ એવા તાદાત્મ્ય ઉપર આવે છે કે અખાડા-વ્યાયામ પ્રક્રિયામાં મનુષ્યના મગજની અંદરના ઉચ્ચ કેન્દ્રો અસ્પર્શ રહે છે, તેથી જે સમગ્ર સ્વચ્છતા થવી જોઈએ તે થતી નથી વળી, વ્યાયામ એક યાંત્રિક ક્રિયા બની રહે છે યોગાસનોની જેમ તેમાં સુસંવાદિત અને સુમધુર તાલ (રીધમ) પેદા થતો નથી બલ્કે, વ્યાયામ સાયકલની જેમ દોડે છે તેથી કરીને યોગાસનોને અંતે છે નવી સ્ફૂર્તિ આવે છે તેના બદલે વ્યાયામનો અંતે ઊલટો થાક વરતાય છે હા, શરીર મજબૂત થતાં વધુ પૌષ્ટિક ખોરાક લેવાય ખરો, પરંતુ શરીર-મન-ચિત્તની સમતુલા પેદા કરવા અને જાળવવા તે ઉપકારક નીવડતો નથી, ઉપરાંત બુદ્ધિ અને સ્મૃતિના વિકાસને પણ તે બહુ અનુકૂળ નીવડતો નથી—'દૈવી' ભાવના અને લાગણી પેદા કરવાની તો વાત શી!

આમ, તાત્ત્વિક ભૂમિકા બાંધ્યા પછી લેખકે દરેક રકાતમાં કેટલા અને કેવા અર્કાન અંગમરોડ પોશ્ચર્સ આવે છે તેની સંખ્યા નોંધી છે: તે મુજબ દિવસભરની પાંચ નમાઝના કુલ ૧૭ રકાતોમાં ૪૮ (કેટલાક સંપ્રદાયોમાં ૫૧) બતાવેલી છે આગળ વધતાં આખા વર્ષનો અંદાજ કાઢી લેખકે જે કોષ્ટક તૈયાર કર્યું છે તે મુજબ, દરરોજના ૧૧૯ ને ૩૬૦ થી ગુણીને ૪૨,૮૪૦નો આંકડો આવ્યો છે, અને સરેરાશ મનુષ્ય ૧૦મું વરસ પૂરું થતાં નમાઝ શરૂ કરે અને ૫૦ વરસનું આયુષ્ય ભોગવે ને ૪૦ વર્ષની નમાઝ પઢે તો ૧૭,૧૩,૬૦૦ અર્કાનો થાય જે ઉત્તમ વ્યાયામની ગરજ સારે છે

અલબત્ત, નમાઝ પઢવા પૂર્વેની પૂર્વશરતો તેણે પાળવી જરૂરી છે દા. ત. પાણીથી અંગો સ્વચ્છ કરવાં. તે દરમ્યાન પણ અલ્લાની મહેર માટેની બંદગી ચાલુ રહે આ પછી નમાઝના સાતે સાત પ્રકારની વિગતો ચિત્ર-રેખાંકન સાથે આપીને દરેકની અસર ચિત્તતંત્ર ઉપર કેવા પ્રકારે થાય છે તે સમજાવ્યું છે, અને વારંવાર યોગાસનોની સાથે નમાઝને સરખાવીને બંનેની વિશેષતાઓના ઉલ્લેખો પણ કર્યા છે – અનેક બિમારીઓમાંથી મનુષ્ય બચી જઈ શકે છે એવો દાવો પણ તેમાં છે.

અલબત્ત, ભારતમાં યોગ-પરંપરા ૫૦૦૦ વર્ષ યા એથીય અધિક સમયથી ચાલતી આવી છે ત્યારે નમાઝ-પરંપરા મહંમદ પયગંબરે ૧૪૦૦ વર્ષ પૂર્વે શરૂ કરેલી છે પરંતુ તે **યોગના અનુકરણમાં નહીં, અલ્લાહની આજ્ઞા મુજબ** એવો ખુલાસો કર્યો છે (સ્પષ્ટ જ છે કે મહંમદ સાહેબ અરબસ્તાનમાં જન્મ્યા હતા, અને જે સમાજમાં તેઓ ઊછર્યા હતા, ત્યાં સંસ્કૃતમાં આલેખાયેલ મહર્ષિ પતંજલિના યોગશાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો કોઈ અવકાશ ન હતો )

પુસ્તિકાના અંતમાં લેખકે મનુષ્યજન્મનું ગૌરવ યાદ કરાવ્યું છે મનુષ્ય તેના માલિકનો પૃથ્વી પરનો પ્રતિનિધિ (વાઈસ જેરંટ) છે આથી તે દુન્યવી બાબતોથી પર થઈને અલ્લાહની સાથે મિલન સાધવા સમર્થ બને છે બલ્કે, યોગ યા નમાઝ ભલે શારીરિક ક્રિયાઓ હોય, પર ...

એજ સધાય એવો કીમિયો અલ્લાહે જ મનુષ્યને સુઝાડેલો છે.

પ્રશ્ન :

જો કે હું ટાગોરના 'ગીતાંજલિ'ના અનુવાદ માટે તમારી સાથે સંપૂર્ણ સહમત ન થઈ શકું, કેમકે જેઓ બંગાળી નથી જાણતા તેઓ માટે તો આજે પણ એ એક મહાન કૃતિ છે

ઉત્તર

હા, હું પોતે પણ માનું છું કે ટાગોરના બધા અનુવાદોમાં 'ગીતાંજલિ'નો અનુવાદ કંઈક સારો થયો છે — જો કે, તેમાં પણ અસલ બંગાળીમાં છે તેવો ભાવ તો નથી જ આવી શક્યો, તેમ છતાં એ પુસ્તક માટે તેમણે મહેનત લીધી છે, એમ જરૂર કહી શકાય, હા, જો એમણે પસંદ કરેલા કેટલાક શબ્દપ્રયોગોને તમે ચલાવી લો તો

પ્રશ્ન

શું તમે પોતે એમ માનો છો કે આવી કેટલીક ક્ષતિઓને ચલાવી લઈ શકાય? યુરોપમાં અને અન્યત્ર કેટલીય ઉત્તમ કૃતિના અનુવાદ પણ એક સ્વતંત્ર ઉત્તમ કૃતિ તરીકે ઊભા રહી શકે તેવા હોય છે

ઉત્તર :

હા, તમે કહો છો એ સાચું છે, પણ હું જ્યારે ટાગોરના 'અનુવાદ'ની વાત કરું છું ત્યારે હું મનોમન તેને 'મહાન સાહિત્ય' તરીકે સ્વીકારી શકતો નથી હું તો તેને દ્વિતીય કક્ષાનું સાહિત્ય જ ગણીશ જો કે એ ઘણી દુઃખદ બાબત છે, પણ તેમની 'ગાર્ડનર' નામની કૃતિ લો કે તેની અનુગામી કોઈ પણ કૃતિઓ ખરેખર, તે બધી ઘણી ઊતરતી કક્ષાની કૃતિઓ છે સાચું કહીએ તો, તેમાં નરી બેદરકારી છે તેના અનુવાદમાં મૂળનું ઘણું બધું છોડી દીધું છે, આથી એક પ્રકારની અસ્પષ્ટતા જન્મે છે આમ, એ પણ સંપૂર્ણ ક્ષતિરહિત તો નથી જ જો કે નાટકોનો તેમનો અનુવાદ કંઈક અસર જન્માવે છે ખરો, પણ, બસ, તેના માટે પણ આથી કઈ વિશેષ કહી શકાય તેમ નથી; 'વિશ્વભારતી' પત્રિકામાં મેં તેમના 'વિસર્જન' નાટકનો અનુવાદ જોયો અને પછી મેં તેને મૂળ બંગાળી સાથે સરખાવી જોયો, સરખાવતાં જ ખ્યાલ આવ્યો કે આ બે વચ્ચે કશુંય સામ્ય શોધવું શક્ય જ નથી 'વિસર્જન' એ તો એક અત્યંત સમર્થ રૂપબદ્ધ કલાકૃતિ છે તેમાં ઊર્મિના પ્રચંડ આવેગની સાથે સાથે તેમનો બૌદ્ધિક ઉન્મેષ પણ ઉત્તમ રીતે જોવા મળે છે પાંચ અંકો ધરાવતું આ નાટક મૂળ બંગાળીમાં તો અત્યંત પ્રભાવશાળી નીવડેલું છે પરંતુ, તમે જ્યારે તેને અંગ્રેજીમાં વાંચો ત્યારે ખરેખર મૂંઝાઈ જાવ. તેમાં ટાગોરનું પોતાનું વિશિષ્ટ મનોજગત તો ક્યાંય પ્રગટ થતું જ નથી હું ચોક્કસપણે માનું છું કે તેનું કારણ તેમના અનુવાદની જ નિષ્ફળતા છે કેટલાક ગીતો, કેટલીક લાગણીઓ અને થોડે ઘણે અંશે તેમનું આધ્યાત્મિક ચિંતન આપણા સુધી પહોંચે છે, પરંતુ તેમના વિશિષ્ટ મનોજગતથી તો આપણે અજાણ જ રહીએ છીએ આથી સામાન્ય રીતે જે લોકો મહાન સાહિત્ય પાસે એવા પ્રકારની અપેક્ષા રાખે છે કે તેમાં સર્જકની ઉચ્ચ પ્રકારની બૌદ્ધિકતાની સાથેસાથે તેનું આગવું મનોજગત પણ પ્રગટ થવું જોઈએ, તેઓ અહીં નિરાશ થશે, કારણ કે તેમના અંતરની સમૃદ્ધિ તો અહીં ક્યાંય જોવા મળતી નથી અહીં બધું ઢંગધડા વગરનું છે આથી લોકોના મનમાં તેઓ અવ્યવસ્થિત છે, બેદરકાર છે, રહસ્યવાદી છે એવી એક છાપ ઊભી થાય છે, જો કે હું દૃઢપણે માનું છું કે ખરેખર ટાગોર વિશે લોકો માને છે એવું નથી તેમની સર્જકતાનું ઉત્તમ પાસું એ છે કે તેમનામાં આધ્યાત્મિકતા, ઊંડાણ અને લાગણીના પ્રચંડ પ્રવાહના અદ્‌ભુત સમન્વયની સાથે સાથે એક પ્રકારની તીક્ષ્ણ બૌદ્ધિકતા અને માનવીય અભિગમ પણ જોવા મળે છે પરંતુ આ બધું તેમના પોતાના અનુવાદો દ્વારા તો વ્યક્ત નથી જ થતું

પ્રશ્ન :

તેમની વાર્તાઓના અનુવાદ વિશે તમે શુ માનો છો ?

ઉત્તર :

વાર્તાઓના અનુવાદ પણ અત્યાર સુધી સારી રીતે થયા નથી પરંતુ એ અનુવાદ માત્ર તેમણે જ કર્યા છે એવુ નથી, ઘણા બધા લોકો દ્વારા તે થયેલા છે અને મે જોયુ છે કે મૂળ બંગાળીમાં લખાયેલી તે વાર્તાઓનો અનુવાદ કરતી વખતે ફકરાઓના ફકરાઓ છોડી દેવામા આવ્યા છે આથી વાર્તાનો મૂળ ભાવ તો આપણા સુધી પહોંચી શકતો જ નથી

પ્રશ્ન

તમને નથી લાગતુ કે તમારે ટાગોરની વાર્તાઓના પણ યોગ્ય અનુવાદ કરી તમારા અંગ્રેજી વાચકો સુધી પહોચાડવા જોઈએ ?

ઉત્તર ·

એ મારી બીજી મહત્ત્વાકાક્ષા છે અને એ દિશામા પણ મારો પ્રયત્ન ચાલુ જ છે દર પાચ વરસે હુ ટાગોરનો એક ગ્રંથ લઈ આવીશ—એકદમ જલદી તો નહી, પણ થોડા થોડા સમયના અંતરે જોકે ખાસ કરીને ભારતીયો એમ માનતા હશે કે ટાગોર એટલા મહત્ત્વના સર્જક છે કે તેમના સર્જનના અનુવાદનુ બધુ કાર્ય એક સાથે જ થવુ જોઈશે, પણ હુ દૃઢપણે માનુ છુ કે એ શક્ય જ નથી ટાગોરનુ સર્જન ઘણુ વિશાળ છે, અને તેમની બૃહદ પ્રતિભા ઉપરનાં આવરણો તો ધીમે ધીમે જ દૂર કરી શકાય

પ્રશ્ન .

ટાગોર જેવા કવિની કવિતાનો અનુવાદ કરવાનુ કાર્ય એક મોટી જવાબદારીની સાથે તમે એક જોખમ પણ ખેડી રહ્યા છો, એવુ નથી લાગતુ ?

ઉત્તર :

મે અનુવાદની શરૂઆત કવિતાથી કરી કારણ કે હુ પોતે કવિ છું પણ તમે ખરુ કહો છો તેમની કવિતાનો અનુવાદ કરવાનુ કાર્ય કરવુ એ એક મોટુ જોખમ તો છે જ, ઉપરાંત એ એક અત્યંત દુષ્કર કાર્ય પણ છે – એમાય ખાસ કરીને એવી કવિતાઓ માટે કે જે સામાન્ય કવિતાઓ જેવી નથી પરંતુ તેમની કવિતાને જો સાચી રીતે ઓળખવી હોય તો એક જ રસ્તો છે અને જે મે અપનાવેલો છે, તે એ કે તેમની કવિતાને વાચવાની સાથે સાથે **સાંભળવી** જોઈએ ટાગોરે અસલમા આ કવિતાઓ માત્ર તર્કથી જ કે આંખથી જ નહોતી લખી, કાનનો પણ ઓટલો જ સાથ લીધો હતો કવિતાનો આ પ્રકારનો સ્પર્શ આપણે સૌ આજે ગુમાવી બેઠા છીએ મોટાભાગનુ આજનુ અગ્રેજી પદ્ય માત્ર બુદ્ધિ અને આંખથીજ લખાય છે, કાનથી નહી, અને આ ઘણી દુ:ખદ હકીકત છે

પ્રશ્ન :

તમે તમારા કેટલાક અનુવાદ અહી ઑક્સફર્ડમા પણ વાચ્યા, તે અંગે કેવો પ્રતિભાવ જન્મ્યો ?

ઉત્તર ·

હા, મે કેટલાક અનુવાદ અહી વાચ્યા એ એક હકીકત છે કે તમે હમેશા ફેશન (શૈલી) અને સાહિત્યિક પ્રતિભાવો વચ્ચે ઝૂલ્યા જ કરવાના પરંતુ મને શ્રદ્ધા છે કે લોકો જ્યારે તેમની કવિતામા રહેલી શબ્દ અને લયની પ્રચંડ શક્તિને જોશે જે વસ્તુ દરેક કવિતા માટે બહુ અગત્યની છે—ત્યારે તેઓ

ચોક્કસ ટાગોરને એક મહાન કવિના રૂપમાં નવેસરથી શોધી કાઢશે. મારા અનુવાદોમાં શબ્દ અને લયનો એ સમન્વય હું બહુ મહેનતે વ્યક્ત કરી શક્યો છું, અને લોકો સુધી પહોંચાડી શક્યો છું. પણ તમારા પ્રશ્નના સંદર્ભમાં જણાવું કે મારું એ વાચન બહુ ઉમળકાભેર આવકારાયું છે. જો કે મારાં અનુવાદિત પુસ્તકો કેવી અસર જન્માવશે એ વિશે તો હું આગાહી ન કરી શકું.

પ્રશ્ન :

તમને એ બાબતનો તો ખ્યાલ હશે જ કે પશ્ચિમના લોકો ટાગોરને માત્ર એક દૃષ્ટિ તરીકે — જ્ઞાનના શોધક તરીકે જ — સ્વીકારે છે, જો કે હું પણ તેમને ઋષિ જ કહીશ, પરંતુ તેઓએ જે આકૃતિ ઊભી કરી છે એ અર્થમાં નહીં. તમારા અનુવાદમાં તમે કયો દૃષ્ટિકોણ અપનાવ્યો છે?

ઉત્તર :

સભાન રીતે મેં કોઈ ચોક્કસ દૃષ્ટિકોણ નથી અપનાવ્યો. કાવ્યોની પસંદગીના આધારે મેં મારો રસ્તો શોધી કાઢ્યો છે. જો કે તમે હમણાં જે વસ્તુ કહી કે ટાગોરને માત્ર પૂર્વના રહસ્યવાદી જ ગણવામાં આવે છે એ હકીકતની મને પણ જાણ તો હતી જ, પણ મેં સહજ રીતે જ કોઈપણ પ્રકારના ક્રમ વગર કાવ્યોની પસંદગી કરી. જે કાવ્યો માત્ર ઊર્મિલ જ હતાં અથવા તો એમ કહી શકાય કે જેમાં કશો અર્થ નહોતો — કોઈ સંદેશ નહોતો, એવાં કાવ્યોને મેં છોડી દીધાં. તેમની એ કવિતાને તેમના અંગ્રેજી ભાષણની નોંધોનાં સંદર્ભમાં પણ જોઈ. તેમાં તેઓ એક વિચારકની સાથે સાથે તેમની બૌદ્ધિક પ્રતિભા પણ અત્યંત સ્પષ્ટ રીતે ઉપસાવે છે. તેમને એક વિચારક તરીકે આવકારવા જોઈએ. હકીકતમાં, તો ટાગોરે પોતે જ પોતાની જાતને એક રહસ્યવાદીના મર્યાદિત વ્યક્તિત્વમાં કેદ કરી નાખી હતી અને તે રીતે જ તે પ્રગટ થયા. આ પ્રકારની ભૂમિકા થોડીઘણી તેઓએ જાતે ભજવી, અને થોડીક દબાણથી ભજવવી પડી. આ જ વસ્તુ મને બહુ અસ્વસ્થ કરી મૂકે છે. મારી તો કાવ્યપસંદગી સુદ્ધાં, તેઓ જે છાપ છોડી ગયા છે તેનાથી કે તેમણે કરેલા અનુવાદોથી મુક્ત રહી છે.

ટાગોરને હમેશાં અસ્તિત્વ વિષયક મૂળભૂત પ્રશ્નોમાં રસ રહ્યો છે. તેઓ એક નવા જ પ્રકારનો વિશ્વધર્મ ઊભો કરવાની દિશામાં જઈ રહ્યા હતા. પરંતુ આ બધાં કરતાં તેમની પાસે એક અત્યંત સ્પષ્ટ સાચી જીવનદૃષ્ટિ — જ્ઞાનનો પ્રકાશ હતો, અને આજે એ જ વસ્તુની ખાસ જરૂર છે — ખાસ કરીને પશ્ચિમના જગતમાં.



# લોહીનો વેપાર

## શમિન્દર સિંગ

કાપડની મિલના કામદાર ગુરુદત્ત, દિલ્હીમાં વસે છે હાલમા તે બેરોજગાર છે પોતાના જીવન નિર્વાહ માટે તે પોતાનુ જ લોહી વેચે છે બલ્કે ભીષણ ગરીબીમા સપડાયેલ બિચારા ગુરુદત્ત મહિનામા ૧૨-૧૩ વખત રક્તદાન કરે છે તેમની નિસ્તેજ ઊંડી ઊતરી ગયેલી આંખો સૂચવે છે કે તેમની જીવન-દોરી ઘણી જ ટૂંકાઈ ગઈ છે ફક્ત ૩૪ વર્ષના ગુરુદત્ત ૫૦ વર્ષ વટાવી ચૂક્યા હોય તેવા દેખાય છે

૩૮ વર્ષના ચેલાદુરાય નામના મજૂરભાઈ મદ્રાસની સરકારી હૉસ્પિતાલ બહાર લોહી વેચવા ઊભા છે તીવ્ર શારીરિક શ્રમ કર્યા પછી પણ તેમનુ વેતન અપૂરતુ છે વેતનની ઊણપ પૂરી કરવા માટે તે પણ પોતાનુ લોહી વેચે છે ચેનાદુરાયને હજી સમજણ પડી નથી કે વારંવાર લોહી આપવાને કારણે તેનુ શરીર દૂબળુ પડી ગયુ છે 'વગર મહેનતે પૈસા મેળવવાની લાલચથી', ૨૧ વર્ષનો ભૂખે મરતો કદીરવેલુ પણ ધંધાકીય રુગ્ણાલયના બારણા ખટખટાવી રહ્યો છે વ્યવસાયી જીવનની શરૂઆત લોહી વેચવાથી જ થાય છે એવા બાળકો છે કે જેમની મૂછો ફૂટી ન ફૂટી હોય તેમને પણ રુગ્ણાલયો પોતાની જકડમાં લે છે દા ત ચીથરા વીણી લાવીને પોતાનુ ગુજરાન ચલાવનો ૧૩ વર્ષનો નૌશદ છેલ્લા ૪ માસમાં તેણે ૩ વાર લોહી આપ્યું છે હવે તેનો વ્યવસાય જ લોહી વેચવાનો બની જવાનો છે અને આ વ્યવસાયને કારણે શક્ય છે તે તેનુ પુરુષત્વ ગુમાવી બેસે

દેશને ખૂણે ખૂણે આવા ગુરુદત્ત, ચેલાદુરાય તથા કદીરવેલુ જેવા માનવીઓ વસે છે તેમની અસહાય, ભીષણ ગરીબીનો અનુચિત લાભ ખાનગી, ધંધાકીય રુગ્ણાલયો લે છે વ્યવસાય રૂપે પોતાના લોહીનુ વેચાણ કરતા આ નાગરિકો ઘણા જ ગરીબ હોવાથી, રોગગ્રસ્ત બનતા હોવાથી અથવા માદક પદાર્થોનુ સેવન કરતા હોવાથી, ચેપીના રોગના જીવતા જાગતા કેન્દ્રો બની રહે છે આથી આવી વ્યક્તિઓનુ લોહી જ્યારે ગંભીર માંદગીથી પીડાતા દર્દીઓને આપવામા આવે છે ત્યારે તેમનુ ભલુ કરવાને બદલે ઊલટી તેમની જીંદગી જોખમમા મુકાઈ જાય છે

લોહીનો આ વેપાર ગેરરીતિઓ, નફાખોરી અને લેનાર તથા દેનારની તંદુરસ્તીની નિષ્ઠુર અવગણના કરે છે આમ જો ના હોય તો ગુરુદત્ત એક માસમા બાર બાર વખત લોહી કેવી રીતે આપી શકે છે? ૩ માસમા ફક્ત એક જ વાર રક્તદાન કરવાનો નિયમ છે વાસ્તવમા વ્યવસાયી દાતાઓ અને ધંધાકીય રુગ્ણાલયોની વચ્ચે એક અનુચિત ગઠબંધન હોય છે દાતાઓ પોતાના આરોગ્યની સાચી પરિસ્થિતિ છુપાવે છે, વ્યવસાયી બ્લડ બેન્કો લોહી પૂરેપૂરુ જંતુરહિત છે તેની ખાતરી કરવાની પોતાની ફરજ ચૂકે છે ખુદ દાતાઓના કલ્યાણ મંડળના સેક્રેટરી શ્રી જગદીશ ભારદ્વાજ જણાવે છે કે તેમના મંડળના કાર્યપાલક સભ્ય નંદલાલ ક્ષયના દર્દી હોવા છતાય તે પોતાનુ લોહી દિલ્હીની બ્લડ બેન્કોને નિયમિત વેચે છે.

બધી જ ધંધાકીય બ્લડ બેન્કો એકસરખી નથી માટે ગેરરીતિઓનો દોષ સર્વને માથે ના ઢોળાય પણ રુંવાડા ઊભાં થઈ જાય તેવી વાતો ગુરુદત્ત જેવા વ્યવસાયી દાતા પાસેથી સાંભળવા મળે! ગુરુદત્ત પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે જ્યારે તેઓ કનોટ પ્લેસ પાસે આવેલી એક ખાનગી બ્લડ બેન્કમા

લોહી આપવા ગયેલા ત્યારે એકી વખતે તેમના શરીરમાંથી ૨ અથવા ૩ બોટલ લોહી કાઢી લેવામાં આવ્યુ હતું આવી ખાનગી સંસ્થા વિરુધ તેમણે તેમના સાથીદારોની સાથે, લોહીના વધારે દર માટે તાજેતરમાં દેખાવો કરેલા બ્લડ બેન્કના માલિકે આ આરોપનો જોરશોરથી અસ્વીકાર કરેલો પરિણામ-રૂપે બન્ને પક્ષોએ એકબીજા પર આરોપ મૂકયા પરિણામે, લોહીના આ વેપાર વિષે આપણને જાણવા મળ્યું

એક તરફ લોહી વેચનાર ઊર્ફે વ્યવસાયી દાતા અને બીજી તરફ ધધાકીય રુગ્ણાલયો, આ બંનેની વચ્ચે અનેક માણસો, ડૉકટરો અને હોસ્પિતાલનું કર્મચારી મંડળ સંડોવાયેલુ હોય છે. તેમણે ખાનગી બ્લડ બેન્કોની સાથે સંતલસ કરેલી હોય છે, જેથી તેમને આ ધધામા સફળતા સાપડે છે. હકીકતે બ્લડ બેન્ક લોહીની ૧ બોટલ રૂ ૧૫/- થી રૂ ૫૦/- સુધીમા ખરીદે છે, અને તે ૧ બોટલ રૂ ૧૦૦/- થી રૂ. ૪૦૦/- સુધીમાં દર્દીને વેચાય છે, જુદા જુદા શહેરોમાં લોહીના દર જુદા જુદા હોય છે પરંતુ સર્વત્ર આ એક નફાખોરીનો ધધો છે, જેના જોરે બ્લડ બેન્કના માલિકો શ્રીમંત થઈ ગયા છે આવો જ એક માલિક મુબઈમા રહે છે જે રસ્તામા ફરતા ભિખારીઓને પોતાની સાથે લઈ જઈને તેમનું લોહી કાઢી લઈને છોડી દે છે. ભિખારીઓના આ લોહીની નિકાસ મધ્ય પૂર્વીય દેશોમા થાય છે. કેટલીક બહુ-રાષ્ટ્રી પેઢીઓ મુબઈના વ્યવસાયી દાતાઓનુ લોહી લઈને તેની પર પ્રક્રિયા કરીને, તેની નિકાસ કરતી લોહીની પેદાશના આવા નિકાસ સામે સંસદમા મોટો ઊહાપોહ થતા, સરકારે કોઈપણ જાતની લોહીની પેદાશની નિકાસ પર કડક પ્રતિબંધ મૂકી દીધો

અમૃતસરના એક પ્રસંગ પરથી અમુક રુગ્ણાલયોની પ્રવૃત્તિ પર સારો પ્રકાશ પડયો છે. એક આદમી વી. જે. હોસ્પિટલના દરવાજા બહારની લોહીની દુકાનમા પ્રવેશ્યો

તેણે પૂછયું "'ઓ-આર-એચ નેગેટીવ ગ્રુપનુ લોહી મેળવી શકાશે?'

દુકાનના કર્મચારીએ કહ્યું : 'હા, અમારી પાસે તેવુ જ લોહી છે જે તારા ઉપયોગમાં આવશે'

'શું તમે આવા ગંદા, ખરાબ માંગી લે તેવા રેફ્રિજરેટરમા લોહીનો સંગ્રહ કરો છો?' ગ્રાહકે પૂછ્યુ

'ના' કર્મચારીએ પ્રત્યુત્તર આપતાં જણાવ્યું, 'અમે લોહીનો સંગ્રહ કરવામા માનતા નથી. હું તમારી સાથે મારા સહાયકને અમારા લોરેન્સ રોડ પર આવેલા લોહીના કેન્દ્ર પર મોકલીશ, ત્યાં તમારી હાજરીમા જ અમારા દાતાના શરીરમાંથી લોહી કાઢીને તમોને તાજું જ લોહી આપીશુ '

સાથે જ એક માઈલની છેટે લોહી કાઢવાના કેન્દ્ર પરની પાસે થોડા ઘણા બેકાર માણસો રૂ. ૪૦/-માં પોતાનું લોહી આપવા માટે આંટા ફેરા કરતા હતા

લોહીના સોદાઓમા મરણિયાવેડાની બાબત ગજબ ભાગ ભજવતી હોય છે પૈસાની, તાતી ગરજને કારણે, ગરીબ બિચારો લોહી વેચનારો, પોતાનુ લોહી આપવાને રાજી થાય છે બીજી બાજુ દર્દીના મરણિયા સંબધીઓ કોઈપણ ભોગે લોહી ખરીદવા તૈયાર હોય છે ખાસ અસાધારણ ગ્રુપના લોહી માટે ઊંચા ભાવો માંગવામા કોઈ નૈતિક પાપભીરુતા અનુભવતું નથી દુ ખદ વાત તો એ છે કે દર્દીઓ અને તેમના સંબધીઓ, રોગગ્રસ્ત દાતાઓના લોહીના જોખમો વિષે સભાન નથી હોતા અથવા એટલા બધા મુઝાયેલા હોય છે કે તેઓ કોઈપણ પ્રકારનુ લોહી લેવા તૈયાર હોય છે, અને લોહી સહેલાઈથી મેળવી શકાય છે તે તો ગરીબ વિસ્તારમાથી જ, પછી તે દિલ્હી હોય કે મુંબઈ બેંગલોર હોય કે મદ્રાસ, હૈદ્રાબાદ હોય કે અમૃતસર; શુક્લા યા ગેલાદુરાય જેવા લોહી વેચનારા રેલ્વેસ્ટેશનો, ધર્મશાળાઓ યા

જાહેર બાગોમા મળી આવે છે દિલ્હીમા તેમનુ હલનચલન ખાસ કરીને કપની બાગમા, લાલ કિલ્લામા, જૂની દિલ્હીમા રેલ્વે સ્ટેશન વગેરે સ્થળો પર હોય છે ગુરુદત્ત પોતે વેપારમા કેવી રીતે પ્રવેશ્યા તેનુ વર્ણન કરે છે ઘણાં વર્ષો પૂર્વે તેઓ કપની બાગમા બેઠા હતા ત્યા એક રુગ્ણાલયનો દલાલ તેમની નજીક આવીને બોલ્યો "જો તમારે પૈસાની જરૂરત હોય તો હુ તમારા માટે લાવી શકુ છુ." જિજ્ઞાસુ ગુરુદત્ત દલાલની પાછળ પાછળ બ્લડ બેન્ક પર ગયા ત્યા એમનુ લોહી લેવામાં આવ્યુ અને લોહીના રૂ. ૧૫/- એમને આપવામાં આવ્યા, જેમાથી દલાલે તેના કમીશનના રૂ ૨/- લઈ લીધા બેન્કો તેમને ૯૦ દિવસની મુદત બાદ જ બીજા રક્તદાન માટે આવવાનું કહેતી, પરતુ જ્યારે જ્યારે તે પોતે આપેલી તારીખથી પહેલા પહોચતા, ત્યારે કોઈપણ સજોગોમા તેમનુ લોહી કાઢી લઈ, તેમના લોહીની બોટલ ઉપર કોઈ બીજાનુ જ નામ લખી દેવાતુ !

એકના એક દાતાઓ જુદા જુદા નામ હેઠળ વારવાર લોહી આપતા હોવાથી, ખાનગી બ્લડ બેન્કના રજીસ્ટરમા દાતાઓનો આંકડો વાસ્તવિક આકડા કરતા ઊચો હતો દિલ્હીની જૂનામા જૂની બ્લડ બેન્કના માલિક, અરવિદ દયાલનુ કહેવુ છે કે દિલ્હીમા લગભગ એક લાખ જેટલા દાતાઓ છે – અને તેમની એક જ બેન્કના રજીસ્ટરમાં ૧૫ થી ૧૬ હજાર દાતાઓનો આકડો છે પરતુ ભારદ્વાજ ભારપૂર્વક કહે છે કે દિલ્હીમાં ફક્ત ૫૦૦૦ દાતાઓ છે, જેમાંના ૨૦૦૦ થોડા સમય માટેના હિજરતીઓ છે, પાડોશી રાજ્યોમાથી શિયાળામાં દિલ્હી આવે છે ભારદ્વાજનો દાવો છે કે તે પોતે દર મહિને ૧૭ વખત લોહી આપે છે ! તેમના જણાવ્યા મુજબ ખાનગી બ્લડ બેન્કોના લાલચુ દલાલો બેકાર નાની વયના કિશોરોને લોહીના વેપારમા ધકેલતા હોવાથી, તેમનુ શોષણ અટકાવવા 'રક્તદાતાઓનુ કલ્યાણ મડળ' સ્થાપવામાં આવ્યુ છે

આજે આપણા દેશમા લોહીનો મોટો અભાવ છે આ કારણે જ ખાનગી ધધાકીય બેન્કોએ એકત્રિત કરેલા ઊતરતી કક્ષાના લોહીને ખરીદવા માટે ગ્રાહકો તો તૈયાર જ હોય છે ઇન્ડિયન સોસાયટી ઓફ બ્લડ ટ્રાન્સફ્યુઝન એન્ડ ઇમ્યુનો-હેમાટોલોજી (I S B T I)ના અદાજ મુજબ, આપણા દેશને પ્રતિ વર્ષ ૩૫ લાખ યુનિટ લોહીની જરૂરત છે તેમાથી ૧૫ લાખ યુનિટ આપણે એકત્રિત કરેલુ છે એટલે કે ૨૦ લાખ યુનિટ લોહીની આપણે ત્યા ખોટ છે

આઈ એસ બી ટી આઈના સસ્થાપક પ્રમુખ અને ચડીગઢના પ્રોફેસર ઓફ બ્લડ ટ્રાન્સફ્યુઝનના ડૉ જે જી જોલીનુ કહેવુ છે કે 'હોસ્પિટલો લોહીની અછતને કારણે દર્દીઓને જેટલુ લોહી આપવાનુ જરૂરી હોય તેનાથી ઓછુ લોહી આપે છે આવુ કરવાથી તેની રોગમુક્તિમાં વિલબ થાય છે, ચિતાજનક ઘટના તો એ છે કે દેશના એકત્રિત કરેલા લોહીમાથી લગભગ ૫૦ % જેટલુ રક્તદાન ગુરુદત્ત અને નદલાલ જેવા વ્યવસાયી રક્ત દાતાઓનુ જ છે !

હાનિકારક જતુઓનો ચેપ લગાડે તેવા લોહીના જોખમો તો જાણીતા છે જ ગયે વર્ષે અમદાવાદમા લગભગ ૧૦૦૦ માણસોનો ચેપી કમળાએ ભોગ લીધેલો ચેપી કમળાનો ફેલાવો બે કારણે થયેલો એક તો લોકોને હાનિકારક લોહી અપાયેલુ બીજુ જીવાણુરહિત કરાયેલી લોહી કાઢવાની પીચકારીઓનો (નીડલ્સ અને સીરીઝ) ઉપયોગ નહી કરેલો હોવાથી, લોકો રોગના ભોગ બન્યા હતા

વ્યવસાયી દાતાઓનુ લોહી આપ્યા બાદ જેમને કમળો થયેલ છે, તેવી વ્યક્તિઓનો વાસ્તવિક આંકડો મેળવવો મુશ્કેલ છે કારણ કે લોહી લીધા બાદ તેની સભાળની નોંધ રાખવાનુ ક્યાય જાણવા મળ્યુ નથી વારવાર લોહી આપવાથી વ્યવસાયી દાતાઓ રોગગ્રસ્ત જ હોય છે – અને આંતરરાષ્ટ્રીય

કક્ષાએ પુરવાર થઈ ચૂક્યુ છે કે વ્યવસાયી દાતાઓના લોહીમાં દર્દી માટે કોઈપણ રોગના ભોગ થવાની શક્યતા ૧૦ ગણી વધારે જોખમી ગણાય છે

ડૉ. જોશી ફરિયાદ કરતા કહે છે કે ભૂમિદળ અને રેલ્વેની હોસ્પિટલોને મોટા ભાગના લોહીની જરૂરત ધંધાકીય દાતાઓ જ પૂરી પાડે છે, તે એક ચિંતાજનક બાબત છે આ જાહેરખાતાઓ સ્વેચ્છાપૂર્વકના રક્તદાન માટેની વ્યવસ્થા કરી શકે એમ છે, પરંતુ તેઓ તે બાબત પ્રયત્ન જ નથી કરતા આજ સુધી આરોગ્ય મંડળના મંત્રીઓએ પણ વ્યવસાયી દાતાઓના લોહીનાં જોખમો પ્રત્યે આંખ આડે કાન કરી રહ્યા છે ઈ ૧૯૭૦માં, જ્યારે આઈ એસ બી ટી આઈ ના અધિકારીઓ-શ્રી રાજનારાયણને મળ્યા હતા, અને વ્યવસાયી રક્તદાતાઓ પર પ્રતિબંધ મૂકવા વિનતી કરી હતી ત્યારે રાજનારાયણે ઠપકો આપતા કહ્યું હતું કે તમે જો આવા ગરીબોનુ લોહી નહી લો તો તેમનુ ભરણ-પોષણ કેવી રીતે થશે ?

પરંતુ આજે આરોગ્ય મંડળ બ્લડ ટ્રાન્સફ્યુઝનની સેવાઓ તરફ થોડુ લક્ષ દઈ રહ્યુ છે કેન્દ્ર સરકારનું આરોગ્ય મંત્રીમંડળ નેશનલ બ્લડ ટ્રાન્સફ્યુઝન સર્વીસ કેન્દ્ર શરૂ કરવા માગે છે, અને તે માટે તેણે આરોગ્ય પંચની સંમતિ પણ માંગી છે આ રાષ્ટ્રીય સેવા કેન્દ્ર તેના કર્મચારી મંડળને બ્લડ ટ્રાન્સફ્યુઝન માટે તાલીમ આપશે સ્વેચ્છાપૂર્વક રક્તદાનના પ્રચાર માટે પ્રેરણાદાયી ઝુંબેશનુ કામ હાથ પર લેશે રાષ્ટ્રીય અને થોડા ઘણા પ્રાદેશિક કેન્દ્રો પણ ચલાવશે

આરોગ્ય મંડળના સંયુક્ત સેક્રેટરી, શ્રી પી આર દાસગુપ્તાનુ કહેવુ છે કે ધંધાકીય ધોરણે લોહીની ખરીદી માટે અમે પાકા વિરોધી છીએ, પરંતુ જો વ્યવસાયી રક્તદાતાઓ પર પૂર્ણ પ્રતિબંધ મૂકાશે તો આ સમયે તેવુ પગલું કદાચ પરિસ્થિતિ સુધારવાને બદલે વણસાવી નાંખશે

"આજે એવો કોઈ કાયદો નથી કે જે વ્યવસાયી રક્તદાતાઓને રોકી શકે વેશ્યાવૃતિની જેમ જ્યારે લોહી પૈસા કમાવવાનુ એક સાધન બની ગયુ છે ત્યારે તેનુ એક નૈતિક મહત્ત્વ પણ છે ખાનગી બ્લડ બેન્કોના સંચાલકો અને ગરજાળુ રક્તદાતાઓની ગૌરવ ઘટાડતી નીતિએ જે નૈતિક કટોકટી સર્જી છે, તેને અંગે આપણી પાસે કોઈ ઉપાય જ નથી ઇંડિયન રેડ ક્રોસ સોસાયટીના, ડૉ એમ. એમ ગુપ્તાનુ માનવું છે કે આજના સંસ્કારી સમાજમા કોઈ પણ માનવીને અન્ય બીજા માનવીનુ લોહી ખરીદવાનો કોઈ જ અધિકાર નથી લોહી માનવીની જીવનદોરી છે માટે તે હમેશા દાનમા જ મેળવવુ જોઈએ. તેમને એમ લાગે છે કે જ્યારે લોકો ખાનગી રુગ્ણાલયોમાંથી લોહી ખરીદે છે ત્યારે તેઓ કોઈ ગરીબ યા અસહાયનો ખોટો લાભ લઈ રહ્યા છે લોહીના આ વેપારને અટકાવવા માટે ફક્ત એક જ રસ્તો છે—તે છે સ્વૈચ્છિક રક્તદાનનો !

જો પ્રત્યેક નાગરિક જીંદગીમાં ફક્ત એક જ વાર રક્તદાન કરે તો દર્દીઓ અને તેમના સંબંધીઓને લોહી ખરીદવાની કોઈ જ આવશ્યકતા રહે નહી."

ડૉ. જોશી કહે છે કે પુરુષો મને પૂછે છે કે શુ રક્તદાનથી તેમના પુરુષાતનમાં કોઈ આંચ આવશે ? અથવા શું રક્તદાનથી તેમની જીવનદોરી ટુંકાઈ જશે ? ઘણા લોકોને એવી જાણકારી પણ નથી કે ત્રણ મહિને એક **રક્તદાન સંપૂર્ણ નિરુપદ્રવી** છે કારણ કે પ્રકૃતિ શરીરના પ્રવાહીની ખોટ ફક્ત ૪૮ કલાકમાં જ પૂરી પાડી દે છે અને તેના બ્લડ સેલ્સ ૨–૩ અઠવાડિયામા વ્યવસ્થિત થઈ જાય છે, જો લોકો રક્તદાન માટે ભયમુક્ત બની જાય તો સ્વેચ્છાપૂર્વક કરેલા રક્તદાનનુ વલણ લોકોની આંખોમા વસી જાય અને ચંદીગઢની જેમ બધે જ પોતાની જરૂરત પરતું લોહી દાનમાથી જ મળી જાય, આ

દિશામાં આગળ વધવા માગતું એક પ્રતિનિધિ મંડળ શ્રીમતી ઇંદિરા ગાંધીને ઈ ૧૯૮૩મા મળ્યું હતું તેણે નવી ધંધાકીય બ્લડ બેન્કોની નોંધણી પર પ્રતિબંધ મૂકવા અરજ કરી હતી મરજીયાત રક્તદાનનો ફેલાવો ટી વી, રેડિઓ, સિનેમાગૃહો, વર્તમાનપત્રો વગેરે દ્વારા કરવો અને ભારતમા સંભાવના ધરાવતા ભયંકર ચેપી રોગ (એઇડ્સ)નો ફેલાવો રોકવા યા અટકાવવા માટે આપણી સલામતી અંગેના પગલાનું માર્ગદર્શન કરવુ વગેરે સૂચનો કર્યાં હતાં

ડૉ. જોશી ચેતવણી આપે છે કે વ્યવસાયી રક્તદાતાઓની સ્વતંત્રતા ચાલુ હોવાથી, ભારત આ ભયંકર રોગ માટે ફળદ્રુપ ભૂમિરૂપે તૈયાર જ રહેવાનું કારણ કે સરકારના વહીવટી તંત્ર દ્વારા ખાનગી, ધંધાકીય બ્લડ બેન્કોના કામનું નિરીક્ષણ અને નિયંત્રણ થઈ શકતું નથી દિલ્હીમાં શ્રીમતી સંધુ સ્પષ્ટપણે કહે છે કે 'ઔષધ નિયામક કાર્યાલય' સંતોષકારક ચકાસણી કરી શકતું નથી, કેમકે તેની પાસે પોતાની કોઈ વિજ્ઞાનની પ્રયોગશાળા નથી કે જેમા મોકલાવેલા લોહીના નમૂનાઓની ચકાસણી થઈ શકે રુગ્ણાલયો પર તકેદારી રાખવાની અમારી ફરજ પણ છે, પરંતુ, માત્ર ૧૯ વ્યક્તિઓના અમારા કર્મચારી મંડળને શિરે ૨૫૦ ઔષધ ઉત્પાદક ઘટકો, ૪૦૦ સૌંદર્યપ્રસાધન ઉત્પાદક ઘટકો, અને ૧૦૦ આયુર્વેદિક અને યુનાની ઘટકો, તદુપરાંત ૬૦૦૦ ઔષધ વિક્રેતાઓ પર તકેદારી રાખવાની જવાબદારી લદાઈ છે !

શું ધંધાકીય બ્લડ બેન્કોને આપણે સાચે જ એક કોરે ના મૂકી શકીએ? ખાનગી ધંધાકીય બ્લડ બેન્કના માલિક, ડૉ લાલ ભારપૂર્વક કહે છે કે જો લોહીમાંગને સરકાર પૂરી પાડી શકતી હોત તો અમારુ અસ્તિત્વ જ ના હોત

ડૉ જોશી કહે છે કે 'સલામતી માટે પણ મરજીઆત દાતાઓનુ જ લોહી લેવુ જોઈએ ગુરુદત્ત, ચેલાદુરાય અને નંદલાલ જેવા માનવીઓ પોતાનું લોહી વેચીને બીજાને જાનના જોખમમાં નાખે છે.'



## કમાણી; નેતાઓ અને અભિનેતાઓની

**'પીપલ'** સામયિકે કેટલાક નેતાઓ અને અભિનેતાઓની કમાણીની રસપ્રદ તુલના કરી છે

* હોલીવુડની જાણીતી અભિનેત્રી બારબરા સ્ટ્રેઈસેન્ડે તેની ફિલ્મ-કારકિર્દીમાથી ૧૦ કરોડ ડૉલરની કમાણી કરી છે, જ્યારે રશિયાના ગોરબેચેવનો વાર્ષિક પગાર ૧૮,૭૭૦૦ ડૉલર જેટલો માંડ થાય છે.
* મારલોન બ્રાન્ડોએ ત્રણ ફિલ્મોમાં ૫૦ મિનિટ કરતા પણ ઓછા સમય માટે માત્ર ૧૩ જ દશ્યોમાં કામ કરીને ૮૦,૪૦,૦૦૦ હજાર ડૉલરની કમાણી કરી છે
* સિલ્વેસ્ટર સ્ટેલોનનો એક ફિલ્મમાં અભિનય કરવાનો ભાવ છે એક કરોડ, ૨૦ લાખ ડૉલર, તો અભિનેત્રી સ્ટ્રેઈસેન્ડ એક ફિલ્મના ૫૦ લાખ ડૉલરથી ઓછા લેતી નથી
* રૉક મ્યુઝિક ગાનારાઓએ ઘણ લાખો ડૉલરની કમાણી કરી છે મેડોનાએ તેના ગીતોની એક જ ડીસ્કમાથી ૮૦ લાખ ડૉલરની કમાણી કરી છે!

અને બિચારા સામ્યવાદી કૉમરેડોની કમાણી તો જુઓ :

ક્યુબાના ફિડેલ કાસ્ટ્રોનો પગાર છે વાર્ષિક ૯,૬૦૦ ડૉલર, ચીનના ડેંગ હેશિયેપીંગ તો માત્ર વર્ષે ૨,૨૮૦ ડૉલર જ કમાય છે!

કોઈએ ભારતના નેતાઓ અને અભિનેતાઓની સરખામણી કરવા જેવી છે

 ઉજ્જયંત ચક્રવર્તી

[ગુજરાતી કહેવત છે કે તળાવને કાંઠે તરસ્યા! વર્ષાના વિષયમાં વિશ્વવિક્રમ ધરાવતા ચેરાપૂંજી પંથકમાં, આશ્ચર્યની ને એટલી જ આઘાતની વાત તો એ છે કે, જંગલો સફાચાટ થઈ ચાલ્યા છે એટલું જ નહીં, પણ પાણીની સુદ્ધાં ખેંચ અનુભવાય છે ..

'આવું કેમ બને છે?' આ કોયડાનો ઉત્તર આપે છે પર્યાવરણી પત્રકાર ઉજ્જયંત ચક્રવર્તી]

દુનિયામાં જ્યાં સહુથી વધુ વરસાદ પડે છે તે ચેરાપૂંજીને કોણ નથી જાણતું? આ વિશિષ્ટ સ્થળની એક બાજુ હિમાલયની પર્વતમાળા છે, તો બીજી બાજુ બર્માની પર્વતશૃંખલા. આજે એ ચેરાપૂંજી સામાન્ય છાપ મુજબ ભરપૂર હરિયાળી અને ગાઢાં જંગલોનું કેન્દ્ર રહ્યું નથી, ઉલટાનું બીજું રણ બનતું રહ્યું છે. બીજા શબ્દોમાં કહીએ તો ભારતભરના પહાડી વિસ્તારો પર તોળાઈ રહેલી વિનાશલીલાનો તે નમૂનો બની ગયું છે

આમ તો અહીં અત્યારે પણ વર્ષનો સરેરાશ વરસાદ ૧૧૫૦ મે મી જેટલો છે તેમ છતાં ચેરાપૂંજીનું ચિત્ર ખૂબ જ દર્દનાક છે ગાઢાં, હર્યાં-ભર્યાં લીલાંછમ જંગલોની જગાએ આજે તો અહીં છૂટાંછવાયાં વૃક્ષોનાં ઠૂંઠાં નજરે પડે છે ઝાડ ઝાંખરાં એ રીતે ફેલાયેલા પડયા છે – જાણે કે ઉજડી ગયેલી વનસંપત્તિનાં સાંકેતિક ચિહ્નો ન હોય! મેઘાલયના ઉત્તરપૂર્વીય પર્વતીય વિશ્વવિદ્યાલયના પ્રોફેસર ડૉ. પી. એસ રામકૃષ્ણનના શબ્દોમાં કહીએ તો, "આ સ્થળે જમીનને જકડી રાખનાર કોઈ વૃક્ષ નથી, કે નથી જંગલ ઉગાડનારી-ટકાવી રાખનારી માટી".

ત્યાં પડોશમાં 'માવમ્માઈ' નામના વિસ્તારમાં એક પવિત્ર વન છે જે ખૂબ જ હર્યું-ભર્યું છે અને તે એ વાતની સાબિતી રૂપ છે કે એક જમાનામાં ચેરાપૂંજીનું વન કેટલું ગાઢ હશે સમગ્ર રાજ્યમાં આવાં માત્ર ત્રણ જ જંગલો બચેલાં છે અને તે પણ એ કારણે કે પહાડી વિસ્તારોના લોકો પ્રાચીન કાળથી એવી માન્યતા ધરાવે છે કે એ જંગલોમાં કેટલાક 'દેવતા' રહે છે એટલે એ જંગલોને નુકસાન પહોંચાડવું એ પાપ છે

'પ્રો રામકૃષ્ણન. અહીંનો અભ્યાસ કરીને નોંધે છે કે "આ જંગલોને અને એમાંથી મળી આવતાં અનેકવિધ ફૂલો તથા વનસ્પતિઓને બચાવવાનો આ એક અનોખો તરીકો છે વૃક્ષોને કાપવાનું તો બાજુએ રહ્યું પણ સહજ ક્રમે ખરી પડેલાં પાંદડાં, ડાળીઓ કે ફળોને ઉઠાવી જવાની બાબતને સુદ્ધાં પાપરૂપ માનવામાં આવે છે"

તેઓ કહે છે. "ચેરાપૂંજીનાં જંગલોને કાપવાથી આ વિસ્તારની અનેક અપૂર્વ જડીબુટ્ટીઓનો તથા જુદી જુદી જાતિનાં જાનવરોનો પણ નાશ થઈ ગયો છે હવે તો એવો ખ્યાલ પણ નથી આવતો કે કેટલું નુકસાન થયું છે અને કેટલું બચ્યું છે?"

ચેરાપૂંજીને હિમાલયના પર્યાવરણને પહોંચેલી ને પહોંચી શકતી ભયંકર ક્ષતિના આગોતરા એંધાણરૂપ જ માનવું રહ્યું આસામ, અરૂણાચલ, મેઘાલય, મિઝોરમ, મણિપુર અને નાગાલેન્ડમાં એટલે કે ભારતના ઉત્તરપૂર્વીય ઈલાકાના મોટાભાગના હિસ્સામાં પાછલાં વીસ વર્ષોમાં વસ્તી બમણી થઈ ગઈ છે. ત્રિપુરા

જેવા બીજા ભાગમા તો આ ગાળામાં વસ્તી ત્રણ ગણી વધી ગઈ છે, કેમકે બંગલા દેશમાંથી શરણાર્થીઓનાં બેસુમાર ધાડા અહી ઊતરી પડયા છે

અહી ખેતી પરંતુ ભારણ ખૂબ જ વધી ગયું છે મોટાભાગના ખેડૂતો અને આદિવાસીઓ 'ઝૂમ' ખેતી કરે છે જંગલના એક ભાગમા આગ લગાડીને ત્યા એક બે વર્ષ માટે ખેતી કરે, અનાજ પકવે અને પછી એ જગા છોડી દઈને જંગલના બીજા હિસ્સામા જતા રહે ત્યા પણ એ જ રીતે બધું ચાલે – એને જ 'ઝૂમ' કહે છે કેટલાક વર્ષોમા એ ભાગમા વૃક્ષો ઉગી નીકળે છે અને ત્યા જમીનનું ઉપજાઉપણુ વધતુ રહે છે કેટલાક દાયકા પહેલા સળગાવી દેવાયેલા જંગલોને વિકસવા માટે ખાસ્સા વીસ–ત્રીસ વર્ષો મળતાં પરંતુ હવે તો ચાર–પાચ વર્ષથી વધારે સમય મળતો જ નથી પરિણામત બીજી વાર જંગલ તૈયાર થતુ જ નથી ઇન્ડિયન કાઉન્સિલ ફોર એગ્રિકલ્ચરલ રિસર્ચના શ્રી એ સિંહના મતાનુસાર આ કારણસર દર વર્ષાઋતુમા હેકટર દીઠ ૧૭૦ ટન ફળદ્રુપ માટી પાણીમા વહી જાય છે

આજે ચેરાપૂંજીમા માટીનુ પડ એટલુ બધુ પાતળુ થઈ ગયુ છે કે થોડા જ સેન્ટીમીટર ઉડા જઈએ ન જઈએ ત્યા ખડકાળ સપાટી આવી જાય છે, અને એટલે ત્યા કશુ પેદા થતુ નથી ઉત્તર પૂર્વ પર્વતીય વિશ્વવિદ્યાલયના સંશોધક શ્રી કે એસ રાવના જણાવ્યા મુજબ એક મિલીમીટર ફળદ્રુપ માટી તૈયાર થવામા બાર વર્ષ જેટલો સમય જાય છે માટી જામવામા અને કુદરતી રીતે અગાઉના જેવી ઉપજાઉ બનવામા કેટલાક દાયકા બલ્કે એક સદીથી પણ વધુ સમય લાગે છે પરંતુ પેટ ભરવા માટે જંગલો કાપતા શોષણખોરો ધરતીને એટલો આરામ ક્યારેય નહી આપે

આટલુ પણ ઓછુ હોય તેમ હવે એક નવી આફત આવી પડી છે, અને તે પીવાના પાણીની અછત આ તે કેવી વિડંબના કે જ્યા દુનિયાભરમા સહુથી વધુ વરસાદ પડે છે ત્યા લોકો પીવાના પાણી માટે તરસે છે : એક કાળે પર્યટકોના આકર્ષણનુ કેન્દ્ર બનેલો માવસ્માઈ જલધોધ આજે સુકાઈ ગયો છે; કેટલાય વર્ષોથી એમા પાણી નથી

જમીનને-માટીને જકડી રાખનારા છોડ-વૃક્ષો જ્યા સુધી ખીચોખીચ નહી હોય ત્યા સુધી વરસાદનુ પાણી ધરતીમા ઝમવાને બદલે પોતાની સંગાથે માટીને પણ ધસડી જાય છે આ વિસ્તારની એક ગૃહિણી કાગ તેન કહે છે "અમે વાસ ઉગાડીએ છીએ, એ વરસાદના પાણીને દૂર સુધી પહોચાડે છે પરંતુ પાણી પર્વતીય ઢોળાવ પર ઉપરથી નીચે વહી જાય છે." સરકાર પાણીના પુરવઠા માટે ઊંડા ઊંડા પાતાળકૂવાઓ કરવા લાગી છે

વરસાદનુ આટલુ બધુ પાણી વહીને જાય છે ક્યા? ચેરાપૂંજીના આજુબાજુના પહાડો પર લગભગ ૧૫૦ મીટર ઉંચાઈએથી વરસાદ વરસે છે ઉત્તરપૂર્વના પહાડો પર વરસતુ સઘળુ પાણી બંગલાદેશ તરફ વહી જાય છે અને ત્યાની નદીઓમા દર વર્ષે ભયંકર પૂર પાટે વિનાશ વેરે છે

આમ હિમાલયી પર્વતમાળાના જંગલો કપાવાથી જે ભયંકર ઉત્પાત મચ્યો છે એનો જોટો જડે તેમ નથી જ્યા એક કાળે લહેરાતી વનરાજી અને સમૃદ્ધ ખેતી હતી ત્યા આજે છે બિહામણો બનતો જતો વિસ્તાર, પુરથી સર્જાતો વિનાશ! અહીના રહેવાસીઓનુ તો અસ્તિત્વ જોખમાયુ છે

'ઝૂમ' ખેતી કરનારા ખેડૂતો આજે મોટી સંખ્યામા ઘરબાર છોડીને બીજા વિસ્તારોમા સ્થળાતર કરી ગયા છે નજીકના જ એક સિમેન્ટના કારખાનામા અને એક મોટા શહેરમા કેટલાક લોકોને નાની-મોટી નોકરી મળી જાય છે પરંતુ પરિસ્થિતિ જેમ જેમ વણસશે તેમ તેમ લોકોનું ભટકવાનુ વધી જશે ગાઢા જંગલોમા ઢંકાયેલી, એક કાળની આ દેવતાઓની ભૂમિ રખેને ભૂતોનો ડેરો બની જાય!

□

## ચારુ ચરિત્રકીર્તન

'દર્શક'

['પુણ્યશ્લોક પંડિતજી' અને 'સુરોપદર્શન' પુસ્તકોનાં લેખિકા શ્રીમતી મૃદુલાબહેન પ્ર મહેતા ગુજરાતી વાચકોને માટે હવે અપરિચિત નથી પૂ રવિશંકરદાદાના ત્રીજા નિર્વાણદિને પ્રકાશિત થયેલા એમના નવા પુસ્તક 'બે પુણ્યશ્લોક પુરુષો'મા પૂ. રવિશંકરદાદા અને પંડિતજીની સાથેના અંતેવાસને એમણે વિભૂતિવંદના રૂપે સજીવન કર્યો છે.

પુસ્તિકાની પ્રસ્તાવનામા શ્રી મનુભાઈ પંચોળીએ પણ આ બે પ્રાતઃસ્મરણીય પુરુષોનુ ચારુ ચરિત્રકીર્તન કર્યું છે, જેને અહી પ્રગટ કરીએ છીએ ]

વિધિની કેવી વક્રતા છે, લેખિકાએ સ્વ પંડિત સુખલાલજીને સુચારુ, મધુર નિવાપાંજલિ આપતી પુસ્તિકા ઈ ૧૯૭૯મા પૂજ્ય રવિશંકરદાદાને અર્પણ કરેલી અને ઈ ૧૯૮૫ના પુનર્મુદ્રણ વખતે તેમા પૂ દાદાને અર્પિત નિવાપાંજલિ સમાવિષ્ટ કરવી પડી છે, અને તે પણ નિવાપાંજલિ અર્પનાર લેખિકાની કેન્સરગ્રસ્ત, મૃત્યુની આસન્ન અવસ્થામા કેવી વક્ર કરુણતા છે વિધિની, બે ગત પુણ્યશ્લોક પુરુષોને, એક જીવલેણ રોગમા સપડાયેલી, પણ ભાવસ્મૃતિથી તરબોળ દત્તક પુત્રીએ અર્પેલ ભક્તિપુષ્પો

કોઈપણ વાચકને આમા ભક્તિમંડિત પથરાયેલ પ્રકાશ દેખાશે એક પક્ષે ભક્તિ અને બીજે પક્ષે વાત્સલ્ય

પંડિતજી અને દાદા બન્ને અગૃહી ગણાય, એકે ઘર બાંધેલ જ નહિ, અને બીજાએ બાંધેલ ઘર સાંકડું લાગતા વિશાળ વિશ્વને પોતાનુ ઘર બનાવેલ આમ છતાં, બન્ને ગૃહસ્થીઓમા પણ ગૃહસ્થી ગૃહસ્થીને બધાં અજાણ્યાનુ આતિથ્ય કરવાનો આદેશ છે, ગૃહસ્થધર્મની પવિત્રતાનો એ પાયો અતિથિ, એટલે જેના આવવાની તિથિની કશી જાણ કે કલ્પના ન હતી, તેને પણ દેવે મોકલેલો ગણી સત્કાર કરવો. વાચનાર આ ઋજુ–કોમળ, સુંદર સ્મરણોમા બન્ને મહાનુભાવોનુ દૂરથી આવેલી એક અજાણ, સહૃદયી કન્યા માટેનુ આશ્ચર્યમુગ્ધ કરે તેવું વાત્સલ્ય અનુભવી શકશે નિર્વ્યાજ વાત્સલ્ય; સ્વજન જેવું ચિંતાયુક્ત છતાં સ્વાતંત્ર્ય પણ પૂરેપૂરુ 'તુ આવે તો ગમશે, રહેશે તો વિશેષ ગમશે, પણ તને અનુકૂળતા ન હોય તો હરકત નથી, હા, સાચવીને રહેજે ખબર આપતી રહેજે, તારા ખબર નહિ મળે તો જરૂર ચિંતા થશે, ખબરદાર રહેજે, આગળ વધજે તારી રાહ જોઈશ, કાગળ લખીશને!' આ ભાવો પાને પાને છે.

મહાપુરુષો જ્ઞાન કરતા ય સર્વજનિન પ્રેમથી મહાન બને છે, આ પ્રેમ, પોતાના અનુભવ કે અભ્યાસથી મેળેલ જ્ઞાનને આપવા ઉત્સુક હોય છે, પ્રેમ એટલે જ દાતા, ઉદ્ગાતા!

પંડિતજી અણથાક્યા, અનન્ય અભ્યાસી છે હિન્દુ, બૌદ્ધ, જૈન તત્ત્વજ્ઞાનનાં ઊંડાણ અને તેમાં પ્રવેશેલી વિકૃતિઓ તેમના જેટલુ કોણ જાણતુ હતુ?

રવિશંકરદાદાને તો નિર્વ્યાજ સેવાએ અંતરમાથી પાતાળ સરવાણી પ્રગટાવેલી બન્ને જણા એમની આવી સમૃદ્ધિ આ જિજ્ઞાસુ કન્યાને વહેચે છે

ગીતા વિશે દાદાનો સાવ ટૂંકોટચ સાર જુઓ, મૃદુલા પૂછે છે, 'દાદા, કોઈ કહે છે ગીતાએ જ્ઞાનયોગનો સંદેશો આપ્યો છે, કોઈ કહે છે કર્મયોગનો, તો કોઈ વળી ભક્તિને જ શ્રેષ્ઠ માર્ગ ગણે છે. તો, આમા સાચું શુ?'

દાદા કહે: 'ત્રણેય, જેને જે રુચે અને જે ફાવે તે માર્ગ લે, પણ એક વાત સમજવી જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણે સાથે જ ચાલે છે ઓછીવત્તી માત્રા હોય, એટલું જ...એકલું જ્ઞાન, એકલી

ભક્તિ કે એકલુ કર્મ એ ત્રણેય સ્થિતિમાં દોષ છે. જ્ઞાન અને ભક્તિ વગરનુ કર્મ જડ અને કાં રાક્ષસી, જ્યારે કર્મ અને ભક્તિ વગરનુ જ્ઞાન વેદિયુ અને વાઝિયુ રહે ' ગીતા-રહસ્ય આટલા ઓછા શબ્દોમા ઋષિ વિના કોણ આપી શકે?

આ સ્મરણોમાં હરતાં-ફરતા, હસતા-હસાવતાં અને ઊંડો બોધ આપતા રવિશંકરદાદા પ્રત્યક્ષ થાય છે મહારાજનુ એ પાસુ આટલુ સુરેખ રીતે ક્યાયે કંડારાયેલુ નથી

પંચમહાલની વૃક્ષવિહોણી નિર્જન ટેકરીઓ જોઈને તેઓ આજની ઇકોલોજીની, આજના અતિ ઉદ્યોગીકરણની આફતની આગાહી કરી નાખે છે આક્રોશ છે કોઈક પેગમ્બરનો પણ ભાષા તો છે, જ્ઞાન કે અભ્યાસના બોજ વિનાની, શુદ્ધ હવા જેવી-સર્વસુલભ, બોજરહિત અને પ્રાણદાયી 'અરેરે, આ ટેકરીઓને કેવી મૂડી નાખી છે? તને ખબર છે? થોડા વર્ષો પહેલા આ ટેકરીઓ હરીભરી હતી હૈ જાણે, આ તોતીંગ ઉદ્યોગો કેટલાય જંગલોને ભરખી જશે! ધરતી આખી કેવી ધોવાઈ ગઈ છે? આમાથી દેશની કઈ સમૃદ્ધિ ઊભી થશે, એની મને તો ગેડ બેસતી નથી

વળી થોડી વારે કહે 'માણસ જો લાકડાં વહેરતો હોય તો આટલો મોટો વિનાશ ન સર્જાય, પણ યંત્રોએ તો કાળો કેર વતાવ્યો છે' અને અંતે, કવયિત્રીની જેમ લેખિકા ઉમેરે છે, 'ધરતી પર પડેલા ઉઝરડાના ઘા દાદાના શરીરે થયા હોય તેવી ચરચરાટી તેમના મુખે વેરી વળે-ઉચ્ચારે. 'હે જાણે, બિચારા ગરીબ લોકને થોડા ફળફૂલ-બળતણ મળતા તેય બધ થયાં'

દાદા સાથેના એ પંચમહાલના પગપાળા-પ્રવાસના સંસ્મરણો હૃદયને હલબલાવી, ભાગ્યશાળીને ઉન્નત કરે તેવા છે

દાદા વૃક્ષ-વનસ્પતિ બધાને જાણે અને ઓળખાવે તેના ગુણધર્મો સમજાવે. જાણે અખડ, અવિરત ચાલતુ મહાવિદ્યાલય! ખેડા-આણંદમા ચરોતરની ભૂમિમા મોટાં મોટાં પાનવાળા હારબંધ છોડવાઓ ઝૂલે દાદા કહે 'આને ઓળખે છે?'

નાઈરોબીની ઝાકમઝાળ નગરીમા રહેનારીએ આવા ખેતરોને છોડવા ક્યાથી જોયા હોય?

'એ તો ડોલર છે ડોલર!'

'ડોલરના ફૂલ કઈ આવાં ન હોય!'

'અરે ગાંડી, આ તો અમેરિકન ડોલર!' દાદાની આવી ઉપમા કેટલા સાહિત્યકારોને સૂઝે?

મેં કહ્યુ. 'તમાકુ કહોને!'

'આ તો અમેરિકન ડોલર છે અનાજ માટે આટલી માવજત ખેડૂત કરતો નથી પૈસા તરફ મો વળ્યું છે ને!' અને ખપમા શુ આવે, તો કહે 'ધૂમાડો કાઢવા, પૈસાનો ધૂમાડો શરીરનો ખો!'

પ્રેમસાગર દાદામા આવો હાસ્યનો સાગર ઉછળે છે, નવાઈ એ લાગે છે કે લેખિકાને આટઆટલાં વર્ષો પછી પણ દાદાની ભાષા તેની શબ્દસમૃદ્ધિ-તેના લહેકા-વળાંકા સાથે યથાતથ યાદ રહી ગઈ છે એ તો સ્મૃતિરત્ન જ કહેવાય

'કેન્દ્રીકરણ-વિકેન્દ્રીકરણ' ગાંધીવાદીઓના અને હવે એરિક ફ્રોમ અને ટોફલરના વાચકોના પ્રિય શબ્દો, વ્યાખ્યાઓ, વાર્તિકો ચાલ્યા જ કરે એના પર..

દાદા શુ કહે એ તેમની રસાયણગુટિકા જેવી વાણીમા ઉકરડો એ કેન્દ્રીકરણ છે ખાતર એક ઠેકાણે જ રહે તો તેમાથી ગન્ધ નીકળે, વીંછી પાકે, પણ જો તેને આખા ખેતરમા પાથરી દઈએ તો ખાતરનો કણ દેખાય નહિ અને તેમાંથી સોનુ પાકે એમ ધનનો ઢગલો ભેગો થાય તો તે માણસોને બગાડે અને તેમાથી વેરઝેર નીપજે જો ધન લોકોમાં પથરાય, વહેચાય તો તે સૌનુ સુખ વધારે' લેખિકા પામે

સરસ સ્મૃતિ છે તેનું પ્રમાણપત્ર તો પંડિતજી જેવાએ આપ્યું છે એક દિવસ બહુ સારી વાતો થઈ મૃદુલાને તે ઉપયોગી લાગી હશે એટલે નોંધ કરી તેમને વાંચી સંભળાવી સાંજે કહે 'તારી નોંધ સાંભળીને મને થાય છે કે શિષ્યાઓને જ ભણાવવી જોઈએ ઇન્દુકલા, મિસ સોલોમન તારી નોંધ સરસ હતી ટૂંકા અને ટંચ વાક્યો મુદ્દાસરના લખાણ સાથે પ્રમગો સારા ગૂંથાયા છે બહેનો કપડામાં ભલે ઠસ્સો કરે તેમના લખાણમાં કૃત્રિમતા આવતી નથી' લખાણ મુદ્દાસર અને અકૃત્રિમ લખવું તે સાચે જ અઘરું છે વાચાળતાના આ જમાનામાં વિશેષ અઘરું છે મૃદુલાને એ સહજ છે તેમ મેં પણ વારવાર જોયું છે. તેના સ્ટ્રેચી, સ્મેલ, ઓસ્બોર્નના અનુવાદો અને જીવનચરિત્ર તેના સાહેદ છે. પણ શબ્દનું સાહિત્યમાં પરિવર્તન એથીયે અઘરી સિદ્ધિ છે રસ, સમમાત્રતા, લયાન્વિતતા – આ ત્રણેયમાંથી નીપજતી પ્રાસાદિક સમજનો જન્મ થયો કે નહી તેની કસોટી, શબ્દ સાહિત્યરૂપે પ્રગટ્યો કે નહિ તે જ છે!'

આ બન્ને ચરિત્રકીર્તનો વારવાર એ શિખરે પહોચી, વાચનારને એક તાજગીભર્યા પ્રદેશમાં ઊંચકી જાય છે દાદાનું આ ચિત્ર જુઓ 'ઊંચી પાતળી દેહયષ્ટિ, સતત પરિભ્રમણ, અને ટાઢ–તડકો વેઠીને ઘડાયેલી ત્રાંબાવરણી અડીખમ કાયા. ચહેરા પર લખતખતું સ્મિત અને પાણીછલી આંખોમાં અસીમ કરુણા'

પંચમહાલના પ્રવાસની વાત કરતા દાદાનું કેવું ગતિમાન ચિત્ર જોઈએ છીએ: ટૂંકી ધોતી, કસવાળી બંડી, ગાંધીટોપી, ફકીરની આલા સમા પીળચટા કપડા મોટીમસ ડાંગ, અડવાણા પગે, લાંબી ફાળે લગીરે થાક વગર માઈલોનો પંથ કાપતા દાદાને કોઈ આંબી શકે નહિ' અને એ જ પુણ્યશ્લોકનું બાણશય્યા પરનું ચિત્ર સતત ગતિશીલ પુરુષ તે સતત શય્યાધીશ — કેવો વિરોધ? પહેલું ચિત્ર આલેખનારને મૂંઝવણ થાય, મન ચીસ પાડી ઊઠે, પણ લેખિકા એવી ચિત્રાત્મક શૈલી બાજુ પર મૂકી દે છે, નવી રીતે કહે છે

'ઑપરેશન અને અનેક પ્રકારની સારવાર છતા, દાદા પથારીવશ થયા, તે પણ પૂરા તેર વર્ષ પ્રારભમાં બેસાતું, ચલાતું–તે પણ બંધ થયું ચોવીસે કલાક ચત્તા સૂઈ જ રહેવું પડે, જોઈને આપણને અકળામણ થાય પણ દાદાના મુખ રેખા બદલાઈ જાણી નથી, ઊલટું ટોળ કરતા કહે 'જોયું મૃદુ, હવે મારો વૈભવ વધ્યો છે, મોટર–પંખા વગર ચાલતું નથી' ઉનાળામાં એરકંડીશન વિના ન ચાલે ત્યારે હસીને કહે, 'હવે તો સાચા અર્થમાં મહારાજ છું છે ને રાજા–મહારાજા જેવો ઠાઠમાઠ!' પછી કહે: 'મારો શૂદ્ર જરા થાક્યો છે, પણ બ્રાહ્મણ હજુ જાગ્રત છે'

વળી બીજી ચિત્રાવલી નિહાળીએ 'એક અખંડ શતાબ્દિના દીર્ઘાયુષ્ય દરમ્યાન દાદાની આત્મજ્યોતિ કેટકેટલાં વિવિધ રૂપે પ્રગટતી રહી! સત્યાગ્રહમાં જેલને મહેલ કરનારા, બહારવટિયા સારુ પોતાની જાતને બાનમાં મૂકનારા, ચોર–ધાડપાડુઓ માટે ચાલીશ ચાલીશ માઈલના ટાંપા કરનારા, જ્યાં કોઈ ડગલું ભરવાની હિંમત ન કરે એવા હુલ્લડગ્રસ્ત મહોલ્લાઓમાં નિર્ભય ફરનારા, દુર્ગન્ધને લીધે, કોઈ પાસે જવા તૈયાર ન હોય એવા મૃતદેહોને ઊંચકી અગ્નિદાહ દેતા, ફિરસ્તા સમા દાદા, એંશીની ઉમર વટાવી ગયા પછી પણ દુકાળમાં માથે ચારનો ભારો લઈ ભૂખ્યા જાનવરોને વહાલ નીરનારા દાદા, ધરતીકંપમાં ઘરોને બેઠા કરતા, બોરીંગ ગળાવી નિર્જળા રાધનપુરમાં પાણી વહેવરાવતા, ગુજરાતને ખૂણે ખૂણે ઘૂમી વળી હજારો એકર મેળવી દહાણ કરતા દાદા! -

વાચતા વાચક જાણે એક એક શિખર ચડતો જાય છે ને ટોચ પર ઝિગઝગેલા તેજ રશ્મિમાં ન્હાઈ જાય છે

પંડિતજીના ચરિત્રકીર્તનમાં આવી સાહિત્યિક શક્તિનો વિશેષ અનુભવ થાય છે તેમના જીવનમાં પ્રથમ ઘોર અંધકારે ઘેરી દીધા તેનું વર્ણન એક અનવદ્ય સાહિત્યનો નમૂનો છે 'કહે:' પ્રકાશ કરતાં

અંધકાર, ગાઢ અંધકારનો મે, કોઈએ ન કર્યો હોય એવો અનુભવ તીવ્રપણે કર્યો છે ચૌદ વર્ષની વયે જ્યારે આંખો ખોઈ, ત્યારે આંખોનું તેજ ગયું એટલું જ નહિ, સમસ્ત જીવન જીવવાની બધી આકાંક્ષાઓ ફરતો ગાઢ અંધકાર વીંટળાઈ વળ્યો, પ્રગાઢ અંધકાર, જ્યાં પ્રકાશની આછી રેખા ન હતી, આશાની ઝાંય સરખી ન હતી અને અંધકારના ડુંગરના ચોસલે ચોસલાનો એવો ભાર હતો કે ડોક ઊંચી ન થઈ શકે ઊંડા અંધારા કૂવામાં મને કોઈએ ધકેલી દઈ જાણે જીવનનાં એકેએક દ્વાર બંધ કરી દીધાં હતાં આ અંધકારનો ખડક સમો ભાર ભેદીને બહાર નીકળાશે, કદી કોઈ પ્રકાશ-રેખા સાંપડશે તેવી કલ્પના જ અસંભવિત લાગતી હતી પ્રત્યક્ષ અંધકાર કરતાં પણ નિરાશાનો અંધકાર અતિ દુર્ભેદ્ય હોય છે મારા મનની ત્યારે એ સ્થિતિ હતી કોઈ આધાર નહી, હૈયું હળવું કરવા કોઈ પગથી નહિ મિત્રો હોય પણ જેને નિઃસહાયતાનો અનુભવ નથી તે સહાનુભૂતિ છતાં આપણી સ્થિતિ પૂર્ણપણે સમજી જ ન શકે એટલે તમે એકલા, અટુલા, નિઃસહાય અંધકારના એ કળણમાં ખૂંપતા જાઓ તેવી દશા થાય. મૃદુલા, જીવનનો તે અંધકાર શબ્દમાં મુકાય તેવો નથી અરે, તું રડે છે પણ સાંભળ રડવા જેવું તેમાં હવે શું છે? ઘોર અંધકારનો અનુભવ કર્યો છે તો એવા જ દેદીપ્યમાન પ્રકાશનો પણ અનુભવ કર્યો છે ગાઢ અંધકારના અસહ્ય ભાર અને ઘોર નિરાશામાં પણ પ્રકાશકિરણ ઝળક્યું—પુરુષાર્થનું એક પગલું દેખાયું—આંચકો મારીને માથું ઊંચું કર્યું અને નિરાશાનો ખડક ગબડી પડ્યો ધીમે ધીમે પગ માંડતા ટેકો મેળવવાની મથામણ કરતાં કરતાં એક સાંકળ હાથ આવી અને ઠેલીને એ ઊંડા કળણમાંથી બહાર આવ્યો, તો જે ભવ્ય, દેદીપ્યમાન, ઉજ્જવળ પ્રકાશ મને મળ્યો તેવો બહુ વિરલ આત્માઓને મળ્યો હશે.. ઈશ્વર એક હાથે લઈ લે તો બે હાથે આપે એવો મારો જીવનનો અનુભવ છે ઈશ્વરના ઔદાર્યને કદી સીમા હોતી નથી'

આવું ક્રમબદ્ધ આરોહણ કરતું—આરોહણ કરતાં મથી નાખનારું, ચિત્રાત્મક ગદ્ય કેટલું? પંડિતજીએ આ જ પ્રમાણે અક્ષરશઃ કહેલું કે, રસગ્રહણશીલ લેખિકાના આંતરમને પંડિતજીના ઉચ્ચારણોનું, ભાવાવસ્થાનું વ્યવસ્થિત ઉર્ધ્વીકરણ કર્યું છે,—તે આપણે જાણતા નથી પણ રસ, સપ્રમાણતા, લયાન્વિતતાના સુમેળનો આ નમૂનો અવશ્ય છે

પંડિતજીના અવસાન પછી સ્મૃતિ-અર્ઘ્ય રૂપે આ લખાયું છે, એટલે એમણે તો જોયું જ નથી પણ એક મહાપ્રાજ્ઞ પુરુષના કેન્દ્રીભૂત અનુભવનું આ વર્ણન, વાંચનારાને શબ્દની એક ચરમ સિદ્ધિ લાગશે તેમાં શંકા નથી

કોઈ અમર નથી, તો મહાપુરુષો પણ અમર નથી પણ કોઈ તેમને સરસ્વતીની વીણામાં સજીવન કરે તો તે યમરાજને અતિક્રમી જાય છે. પેઢીઓ સુધી તે વીણાના સૂરો સંભળાયા કરે છે આથી જ ગુસાંઈજી મહારાજે રામ કરતાં નામ મોટું છે એમ કહી સુચારુ શબ્દનો મહિમા કર્યો છે

પુણ્યશ્લોકનો અર્થ એવો થયો છે કે જેમનું નામ પ્રાતઃકાળે લઈએ તો કલેશ-કષાયો ધોવાય 'પુણ્યશ્લોકો નલોરાજા' વાળો શ્લોક જાણીતો છે તેમાં નર-નારીના ભેદ પણ નથી તેમાં જ 'પુણ્યશ્લોકાચ વૈદેહી' ગવાયું છે

ગુજરાતના એ પુણ્યશ્લોક પુરુષોનું આવું નિર્મળ, ઉજ્જવળ, ચારુ ચરિત્રકીર્તન કરીને ચિ મૃદુલાએ ગણ્યાં પાનાંમાં મોટું કામ કર્યું છે, તેનું મૂળ કારણ એ મહાપુરુષોએ તેના પર કૃપા કરી, એ છે લેખિકાએ તેને વારંવાર સ્વીકારી ઉચ્ચ સંસ્કારિતા અને રસગ્રાહિતા દર્શાવી છે આવી લેખિકાને ઉચ્ચગ્રાહી વાચન-લેખન અને ચિંતન-મનન તરફ વાળવામાં હું પણ નિમિત્ત થયો, તે માટે થોડો ફૂલાઉં તો વાચકો દરગુજર કરશે



## અપેક્ષા, કુલાધિપતિની દરમ્યાનગીરીની

પ્રતિ,
શ્રી આર કે ત્રિવેદી,
રાજ્યપાલ,
રાજભવન, ગાંધીનગર, ૩૮૨૦૨૦

વિષય : 'જ્ઞાનગંગોત્રી' અને શ્રી ભોગીલાલ ગાંધી વિષયક

માન્યવર કુલાધિપતિજી,

જ્ઞાનગંગોત્રી પ્રકરણ અંગે મે અને અન્ય મિત્રોએ ગુજરાતના વ્યાપક વિદ્યાસમાજની ચિન્તા પ્રગટ કરતો પત્ર ગઈ તા ૭-૪-૧૯૮૬ના રોજ સરદાર પટેલ યુનિવર્સિટીના કુલપતિશ્રીને સંબોધીને લખેલો તેની નકલ યુનિવર્સિટીના કુલાધિપતિને નાતે આપશ્રીને જાણ સારુ પાઠવી હતી તે સન્દર્ભમા આપના નાયબ સચિવ દ્વારા લખાયેલા તા ૧૩-૫-૧૯૮૬ના પત્ર માટે તેમ જ અમારે બીજી કોઈ હકીકતો જણાવવા જોગ હોય તો તે જણાવવાનું સૂચવવા માટે આભાર

આ ઘટનાનો અને એના પડેલા વ્યાપક પ્રત્યાઘાતોનો મમગ્રપણે ખ્યાલ આવે એટલા માટે, આ સાથે, 'જ્ઞાનગંગોત્રી પ્રકરણ' નામની તરતમા જ તૈયાર થયેલી પુસ્તિકા આપને મોકલી છે યુનિવર્સિટી સિન્ડિકેટે ભોગીભાઈ ગાંધીને જ્ઞાનગંગોત્રી શ્રેણીના મુખ્ય સમ્પાદકપદેથી છૂટા કર્યા તે માટે આગળ ધરાતી મુખ્ય દલીલો ખર્ચની તેમ જ વિતરણની છે આ બંને દલીલો અંગે પુસ્તિકામાં યોગ્ય સ્થળોએ (પૃ ૨૭-૨૯) સમજૂતી અપાઈ છે તે આપ જોશો એટલે સમજાશે કે યુનિવર્સિટીનો ખુલાસો કેટલો ઠાલો ને લૂલો છે

મુદ્દાની વાત એ છે કે યુનિ સિન્ડિકેટે જ્ઞાનગંગોત્રીની વ્યવસ્થાપક સમિતિનો ઠરાવ, ચાલુ પ્રણાલીથી વિપરીતપણે, ઉથલાવ્યો છે એટલુ જ નહી, પણ, ધાર્યું થઈ શકે તે માટે ખુદ વ્યવસ્થાપક સમિતિને જ ઘરભેગી કરી દીધી છે.

વ્યવસ્થાપક સમિતિની જે બેઠકને ડિસે ૧૯૮૬ સુધી ભોગીલાલ ગાંધીની સવેતન સમ્પાદકીય સેવાઓ ચાલુ રાખવુ મુનાસીબ લાગેલું તેમા હોદ્દાની રુએ કુલપતિશ્રી પોતે પ્રમુખ તરીકે હાજર હતા તે ઉપરાન્ત સર્વશ્રી એચ એમ પટેલ બાબુભાઈ જયભાઈ અને યશવન્ત શુક્લ પણ હતા ગુજરાતના જાહેર જીવનમાં તેમ જ વિદ્યાકીય પ્રવૃત્તિઓમા આ ત્રણે મહાનુભાવોનું ચોક્કસ સ્થાન છે ત્રણેનો વહીવટી તથા વિદ્યાકીય અનુભવ પણ ખાસ્સો છે. શ્રી એચ. એમ પટેલ એક મૂર્ધન્ય સનદી સેવક હોવા ઉપરાન્ત દેશના નાણા પ્રધાનપદે પણ રહી ચૂક્યા છે વળી ચારુતર વિદ્યામંડળ, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અને પરિચય ટ્રસ્ટ જેવી જ્ઞાનવિજ્ઞાન ને પ્રકાશનની પ્રવૃત્તિઓ સાથે તેઓ જવાબદારીભરી રીતે સીધા સંકળાયેલા છે - બાબુભાઈ જ. પટેલ માજી મુખ્યમંત્રી હોવા ઉપરાન્ત ખુદ સરદાર પટેલ યુનિવર્સિટીના યશસ્વી માજી કુલપતિ પણ છે યશવન્ત શુક્લ એક સમર્થ આચાર્ય તરીકે બહાર આવ્યા છે એ તો ખરુ જ, ઉપરાત ગુજરાતી

સાહિત્ય પરિષદના પ્રમુખપદ અને સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિપદ સહિતની સંખ્યાબંધ કામગીરીઓ એમને નામે જમે બોલે છે

ખરું જોતાં, આપશ્રીને આ બધાનું મહત્ત્વ સમજાવવાનું હોય નહીં, પણ આ પત્રમાં એનો ઉલ્લેખ એટલું દર્શાવવા પૂરતો કર્યો છે કે વિસર્જિત વ્યવસ્થાપક સમિતિમાં બેઠેલા અગ્રણીઓ કઈ કક્ષાના ને કયા સ્તરના હતા એની સામે, યુનિ. સિન્ડિકેટનો એ વહેવાર તો જુઓ કે વ્યવસ્થાપક સમિતિના નિર્ણયને રીફર બૅક કરવાનો સામાન્ય વિવેક પણ ચૂકી ગઈ છે

અંતમાં, આપશ્રીને નમ્રભાવે વિનંતી કે પ્રસ્તુત પુસ્તિકામાંથી આવી વિદ્યાકીય પ્રવૃત્તિ અંગે ઊભા થતા પાયાના પ્રશ્નો પર આપ ગંભીરતાથી વિચારો અને વિદ્યાકીય મૂલ્યો તેમ જ સ્વાયત્તતાના અને પ્રણાલિકાઓની જાળવણીના હિતમાં કુલાધિપતિની હેસિયતથી ઘટતી દરમ્યાનગીરી કરો

આપનો,

**નગીનદાસ પારેખ**

*

Tel No 2171, 2172. Office

No G S XI/3323/86
Office Of The Secretaay
To The Governor Of Gujarat.
Raj Bhavan, Gandhinagar-380 020.
Dt 15 JUL, 1986

To,
Shri Nagindas Parekh,
21, Sardar Patel Nagar,
Ellisbrige,
Ahmedabad-580 006

Gnan Gangotai Publication
Shri Bhogilal Gandhi

Sir,

I am desired to refer to your letter dated the 4th July, 1986, on the subject mentioned above and to state that having regard to the facts of the case and the assurance of the Vice-Chancellor, Sardar Patel University, to place your letter datde 7th April, 1986 before the ensuing meeting of the Syndicate, the Chancellor would like to await the decision of the Syndicate and would not like to intervene in the matter for the present

Yours faithfully,
Sd/-
Deputy Secretary to the Governor

નગીનદાસ પારેખ,
૨૧, સરદાર પટેલનગર,
એલિસબ્રિજ–૩૮૦ ૦૦૬
તા ૨૪-૭-'૮૬

પ્રતિ,
શ્રી આર કે ત્રિવેદી,
રાજ્યપાલશ્રી,
રાજભવન, ગાંધીનગર–૩૮૦ ૦૨૦

માન્યવર કુલાધિપતિશ્રી,

આપના ડેપ્યુટી સેક્રેટરી મારફતે મળેલા તા ૧૫-૭-'૮૬ના ઉત્તર માટે આભાર

એ પત્ર ઉપરથી સમજાય છે કે આપ સિંડિકેટની બેઠકમા અમારો પત્ર રજૂ થાય અને એ વિશેનો જે નિર્ણય લેવાય તેની રાહ જુઓ છો પણ સિંડિકેટની એ બેઠક તો તા ૨૪-૪-'૮૬ને રોજ મળી ગઈ હતી અને તેમા અમારો પત્ર રજૂ થયો હતો તથા એ અગે બેઠકે એવો નિર્ણય કર્યો હતો કે—

(૧) પહેલા કરેલા ઠરાવમા કોઈ ફેરફાર કરવો નહિ
(૨) કુલપતિએ પાઠવેલો જવાબ સમુચિત ગણવો, અને
(૩) પોતે લીધેલો નિર્ણય સપૂર્ણ તાર્કિક છે અને તેમા કોઈ પ્રકારનુ મનસ્વી વલણ નથી

તા ૧-૫-'૮૬ના પત્રથી અમને આની જાણ કરવામા આવી હતી અને એની સાથે 'જ્ઞાનગગોત્રી'ની પ્રવૃત્તિને લગતી એક વિસ્તૃત નોંધની નકલ પણ મોકલવામા આવી હતી, જેમા એ કામમા થયેલા વિલબની અને ખર્ચની વિગતો રજૂ કરી, સપાદકને એ કારણે બદલ્યા છે એમ જણાવ્યુ હતુ

યુનિવર્સિટીએ અમારા ઉપરના પત્રની અને આ નોંધની નકલ આપશ્રીને મોકલવી જોઈતી હતી પણ તે મોકલી નથી, એટલે આપ એથી અજાણ હો એ સમજી શકાય એવુ છે આથી આ પત્ર સાથે એ બન્નેની નકલ આપની જાણ માટે બીડી છે

ગયા પત્ર સાથે જે પુસ્તિકા આપને મોકલી હતી તે આ બધું ધ્યાનમા લઈને તૈયાર કરેલી છે અને તેમા જ્ઞાનગગોત્રીની બાબતમા આવા કામમા લાગતા સમયનો તથા થતા ખર્ચનો વિચાર યોગ્ય પરિપ્રેક્ષ્યમાં થયો નથી એમ સૂચવ્યું છે (જુઓ પૃ ૨૭-૨૯)

ઉપરાંત પચ્ચીસ ગ્રથોનુ સફળતાપૂર્વક સપાદન કરનાર સપાદકને કે વીસ વર્ષ સુધી આ પ્રવૃત્તિમા જીવત રસ લઈ યોગ્ય માર્ગદર્શન આપી અને નાણાં ભેગા કરવામા પણ સહાયરૂપ બની સેવા આપતા સંમાન્ય સભ્યોની વ્યવસ્થાપક સમિતિને એક ઝાટકે બદલી નાખતી વખતે તેમણે કરેલી સેવા માટે આભારના બે શબ્દો વાપરવાનુ સૌજન્ય સુદ્ધા યુનિવર્સિટી જેવી શિક્ષણ–સસ્કાર સસ્થાએ દાખવ્યું નથી એ પ્રત્યે ખેદપૂર્વક ધ્યાન દોર્યું છે

'હવે આપે કશાની રાહ' જોવાની રહેતી ન હોઈ વિદ્યાકીય મૂલ્યોના તેમ જ સ્વાયત્તતાના અને પ્રણાલિકાઓની જાળવણીના હિતમા સત્વર ઘટતું કરશો એવી વિનતિ સાથે વિરમુ છુ

લિ૦
નગીનદાસ પારેખ

વિશ્વમાનવ

# લોકોને મારી નાખવાનુ આયોજન

હજારો વરસોથી દુનિયાભરમા પશુધન ખૂબ અગત્યનુ ધન ગણાતુ આવ્યુ છે આપણે ત્યા ગાય-બળદનો મહિમા વેદકાળ જેટલો જૂનો છે આપણી પ્રજાનુ, આપણા ગામડાનુ, તેની અર્થવ્યવસ્થાનુ તથા આપણી ભવ્ય સસ્કૃતિનુ અસ્તિત્વ જ ગાય-બળદો ઉપર આધારિત છે આજે પણ આપણાં કરોડો ગાય-બળદો ન હોય તો આખી અર્થવ્યવસ્થા તૂટી પડે ખેતીના ઉત્પાદનો અને તેને જ આધારે ઊભી થયેલી અને ટકી રહેલી આખી ઔદ્યોગિક માયાજાળ પણ ભાંગી પડે સરકારો પણ તૂટી પડે. આજે પણ આપણી રાષ્ટ્રીય આવકનો અડધો ભાગ તો ખેતીમાથી જ આવે છે જે લગભગ સર્વાંશે પશુધન પર આધારિત છે

પરંતુ કોણ જાણે સ્વરાજ પછીનુ આખુય આયોજન આ પશુધનનો નાશ કરી નાખવા પાછળ જ પડ્યુ છે દિલ્હીની એરકન્ડીશન ઑફિસોમા બેસતા મોટા માણસોને મન આ પશુઓ નકામા લાગે છે તેમની દૃષ્ટિએ સાચુ ધન તો કારખાના, મોટરો, બસો, વિમાનો, ટ્રેક્ટરો અને બગલા છે કમભાગ્યે દેશની સાચી સમૃદ્ધિ, સાચુ ધન અને સાચી અર્થવ્યવસ્થા બાબતના તેમના ખ્યાલો પેલા શહેરી બાળક જેટલા જ ખોટા છે શહેરમા ઉછરેલા બાળકને પૂછ્યુ કે દૂધ ક્યાથી આવે છે? તો તેણે કીધુ કે બાટલીમાથી બાટલી ક્યાથી આવે છે? તો કહે, ડેરીમાથી પરતુ ડેરીમા દૂધ ક્યાથી આવે તેની કલ્પના જ નહી એને એમ કે ડેરી પોતે જ દૂધની હશે આવુ જ આપણા મહાનુભાવોનુ છે દેશનુ પશુધન નવા ધનનુ નિર્માણ કરે છે જ્યારે તેમનુ શહેરી ધન કારખાના, મોટરો, વિમાનો વગેરે સાચા ધનનો વપરાશ કરે છે, ઉત્પાદન નથી કરતા રાષ્ટ્રીય સપત્તિનો વેડફાટ કરે છે અને પ્રજાને ગરીબ બનાવે છે એ વાત કોઈને સમજાતી જ નથી

આને પરિણામે કેવી ભયાનક આફતો આવી રહી છે તેનો એક દાખલો આપુ ઠેઠ ઈ ૧૯૫૦ સુધી આપણા દેશમા ૪૫ લાખ તેલ-ઘાણીઓ હતી ગામડે ગામડે શુદ્ધ તાજુ તેલ મળતુ પશુઓને તેનો ખોળ મળતો ખોળ પ્રોટીનથી ભરપૂર હોય છે તેથી આ ખોળ ખાવાથી ઢોરના શરીર મજબૂત રહેતા. ગાયો ખૂબ દૂધ આપતી બળદો ખૂબ સારુ કામ આપતા એકદરે ખાસ્સી સતુલિત અને શોષણવિહીન વ્યવસ્થા આખા દેશમા હતી પરતુ પચવર્ષીય યોજનાઓ આવી તેમા મોટી ઑઈલ મીલોને ઉત્તેજનો મળ્યાં મબલખ નાણા મળ્યા પરિણામે ફક્ત ૭ વરસના ગાળામા ૩૫ લાખ ઘાણીઓ નાશ પામી અને બાકીની એક લાખ પણ મરવા વાંકે જીવતી રહી આજે તો તે પણ મરી ચૂકી હશે

મોટી ઑઈલ મીલો શહેરમા સ્થપાઈ ત્યારથી ખોળ પાછો ગામડે લાવવાનુ મુશ્કેલ બન્યું ત્યાં વળી સરકારને પેટ્રોલ વગેરે આયાતો સામે કઈક નિકાસ કરવાની જરૂર પડી તો આ ખોળની નિકાસ કરવા માંડ્યા ઈ ૧૯૬૦ પછી સૉલ્વન્ટ પ્લાન્ટ સ્થપાયા તેમના ટર્નઓવર તો કરોડો રૂપિયાના તેમને સરકારે ખૂબ પ્રોત્સાહનો આપ્યાં સબસીડીઓ આપી અને અઢળક નાણા કમાવી આપ્યા કારણ કે આ બધા સૉલ્વન્ટ પ્લાન્ટોએ તમામે તમામ ખોળ ભેગો કરીને પરદેશ મોકલી આપીને સરકારને વિદેશી હુડિયામણ લાવી આપ્યુ જેમાથી સરકારે પેટ્રોલ ખરીદીને ખૂબ મોટર-ગાડીઓ દોડાવી! પશુઓનુ શુ થયું, દૂધ ઉત્પાદનનુ શુ થયુ, તે બધુ ભગવાન જાણે આ બધુ, વિકસતા-વિકસતા ઇન્દીરાબેનના વખતમા મોઢે ફીણ આવ્યા ત્યાંસુધી ઝડપભેર આગળ વધતુ ગયુ, વિકાસની દોટમાં શહેરોએ ગામડાંઓને ખાઈ નાખ્યાં, ગામડાંઓએ ઢોરને ખાઈ નાખ્યા, ઢોરને ગરીબ માનવીઓએ ખાધા, મરી ગયેલાં ઢોરના ચામડા ને હાડકાંઓ પણ વેચીને હુંડિયામણ કમાવાયું, ને પશુધનનો તો નાશ જ થઈ ગયો — લોકોને આ બધુ વેઠવાનું આવ્યું, એ વાતને મોઢે ચઢાવી ચઢાવીને આ સરકારે ખોળનું ડહાપણ ક્યાંક ગીરે મૂકી દીધું અને આજે આવી સરકારે જ લોકોને લૂંટ્યા અને કૂવામા ધક્કો મારીને કુદરતે આપેલું ખાવાનું ખૂંચવી લીધું, પ્રજાને ભૂખી રાખીને શેઠિયાઓ એ ખાધું અને પીધું

પછી જનતા સરકાર આવી તેમાં કોઈને ભગવાને સદ્‌બુદ્ધિ સુઝાડી તેણે આ ખોળની નિકાસ બધ કરાવી ખોળ એ આપણુ સાચુ ધન છે, તે પરદેશ મોકલાય જ નહી એ વાત પકડી રાખી

સોલ્વન્ટ પ્લાન્ટવાળા તથા શહેરી ઉદ્યોગવાળાએ અનેક ધમપછાડા કર્યા. પરંતુ તે વખતના મોહન ધારિયા એકના બે ન થયા આ બધુ હમણાં સુધી ચાલ્યું.

પરંતુ હમણાં આપણા વિશ્વનાથ પ્રતાપસિંહે તો કમાલ કરી દીધી. ખોળની નિકાસ કરવાની છૂટ તો આપી જ, પરંતુ નિકાસ કરે તેને ૧૦ ટકા રકમ સરકાર તરફથી ભેટ! નિકાસ માટેની ભવ્ય કામગીરી માટેનું રોકડ પ્રોત્સાહન! આ રોકડ પ્રોત્સાહનની દૈનિક રકમ દરેક સોલવન્ટ પ્લાન્ટને દૈનિક ૧૦૦ ટન ખોળની નિકાસ સામે ૨૦ હજાર રૂપિયા જેટલી થાય છે બધો ખોળ નિકાસ કરે તો એક સોલવન્ટ પ્લાન્ટને વરસે ૬ કરોડ રૂપિયા રોકડ પ્રોત્સાહન! આ કાંઈ લોન નથી કે પાછા આપવાના થાય. આ તો સરકાર તરફથી મળેલી ભેટ છે સરકારને મોટરગાડીઓ, વિમાનો, બસો, ટ્રકો ચલાવવી છે. અને તેને માટે પેટ્રોલ, ડીઝલ આયાત કરવુ છે, તેને માટે વિદેશી હુંડિયામણ જોઈએ છે આ સોલવન્ટ પ્લાન્ટવાળા વિદેશી હુંડિયામણ લાવી દેતા હોય તો ભલે લઈ જાય દરેક જણ ૭-૭ કરોડ દર વરસે! આ સીધો હિસાબ છે.

એટલે હવે ફરીથી મગફળીનો પ્રોટીનયુક્ત ખોળ જેટલો બનશે એટલો પરદેશ ચડશે. દરરોજ ૨૦ હજારનો લાભ સરકાર તરફથી મળતો હોય તો ઊંચો ભાવ આપીને સોલવન્ટવાળા જ ખોળ ખરીદીને પરદેશ ભેગો કરશે આપણા દેશમાં ખોળ જોવા પ નહી મળે પશુઓ તેનાથી વંચિત રહેશે, દૂધના ઉત્પાદનો ઘટશે, બળદોની શક્તિ ઘટશે, ખેડૂત ઘસાશે, ગામડા ભાગશે અને બધુ શહેરોમાં તણાશે. ત્યાના મૂડીભર માણસોની રોનકમા ઓર વધારો થશે આવા બધા પરિણામો સ્વાભાવિક છે આ તો લોકોને મારી નાખવાનું આયોજન છે તે દીવા જેવું ચોખ્ખુ છે

થોડા વરસ પહેલા ધન કમાવા માટેની એક અંગ્રેજી ચોપડી વાંચી હતી. તેમાં એક સુંદર સિદ્ધાંત દર્શાવ્યો હતો "સામાન્ય પ્રજા પાસે સમૃદ્ધિના અખૂટ ભંડારો ભરેલા છે. તમે ગમે તેટલુ ચૂસો, ગમે તેટલા વરસ ચૂસો, ગમે તેટલા માણસો ચૂસો, એ ખજાનો કદી ખૂટે જ નહી!" મને લાગે છે કે આપણી સરકારો આ સિદ્ધાંત મુજબ જ ચાલે છે. ખરેખર અણુશસ્ત્રો કરતાં પણ સરકારની આર્થિક સત્તાઓ જ મને તો ભયાનક લાગે છે ગાંધીજીએ તો ખૂબ ચેતવણીઓ આપી છે તેમણે કીધુ છે કે તમે ગામેગામ કાપડ અને બીજી ચીજો બનાવી લેવાની મારી સલાહ નહીં માનો તો, એક દિવસ એવો આવશે કે લાખો માણસોનાં મડદાં શેરીઓમાં રખડતા હશે એટલી બેકારી આવશે મારે જ્યારે ગામડે જવાનુ બને છે ત્યારે ગાંધીજીની આ ભવિષ્યવાણી સાચી પડેલી જોઉં છુ. ફેર ફક્ત એટલો જ જોઉં છું કે એ મડદાંઓમાં હજી જીવ છે, અને હરતાં-ફરતા છે!

હવે વિશ્વનાથ પ્રતાપસિંહ કાંઈ ખરાબ માણસ તો નથી જ એનાથી સારો માણસ ભાગ્યે જ મળે. છતાં તેના જ હાથે દેશની આવી પડતી દશા થઈ રહી છે સાચી વાત એ છે કે ગામડાનો સાચો વિકાસ કેમ થઈ શકે તેનો સાચો ખ્યાલ ધરાવનારા માણસો આપણે ત્યા નથી એટલે ગમે તેટલા સારા માણસો હોય પણ ગામડાં અને ગરીબ પ્રજાની તો ભૂંડી દશા જ કરવાના છે. તેથી સુવર્ણ નિયમ એ છે કે આપણી રાજ્ય વ્યવસ્થા જ એવી હોવી જોઈએ કે દરેક ગામનુ ભવિષ્ય જે તે ગામની પ્રજાના જ હાથમાં હોય ગાંધીજીએ આને ગ્રામસ્વરાજ કહેલું. એ સ્વરાજ હજી કરોડો ગાઉ છેટું છે. એ મેળવવા માટે અનેક લડતા લડવી પડશે.

વેલજીભાઈ દેસાઈ

[ 'લોકસ્વરાજ'ના સદ્ભાવથી ]



# ગુજરાતીનો અભ્યાસક્રમ અને વાણિજ્યકરણ

અભ્યાસ કરનાર, અભ્યાસ કરાવનાર અને અભ્યાસની સામગ્રી આ ત્રણે મહત્ત્વના ઘટકોને ગૌણ સમજી સ્નાતક–અનુસ્નાતક અભ્યાસક્રમને પ્રકાશકના કે વ્યક્તિના લાભ માટે ઘડવાનો પ્રપંચ વાણિજ્યકરણની પ્રક્રિયાનો ભાગ છે ગુજરાત યુનિવર્સિટીની શ્રી રમણલાલ જોશીના પ્રમુખપદ હેઠળની ગુજરાતીની અભ્યાસ સમિતિએ જે છેલ્લો અભ્યાસક્રમ ઘડ્યો તેની વિગતો અને જે પ્રપંચથી એ ઘડાયો એની કાર્યવાહી ઘટિત ઊહાપોહ માટે જાહેર ચર્ચામા મૂકવા યોગ્ય હોવાને કારણે આ સાથે રજૂ કરી છે

(૧) ગુજરાતીની અભ્યાસ સમિતિની છેલ્લી મિટિંગ ૨૩ જાન્યુ '૮૬ના રોજ મળી ત્યારે કાર્યસૂચિ પર ગુજરાતીનો અભ્યાસક્રમ હતો

(૨) અભ્યાસક્રમ સિવાયની કાર્યસૂચિની બધી બાબતો થોડાક સમયમા જ પૂરી થયેલી અને અભ્યાસક્રમ માટે અઠવાડિયામા ફરી નિરાતે મળવુ એવુ નક્કી કરવામા આવેલુ

(૩) તેમ છતા આ પછી આ અંગે કોઈ સભા બોલાવવામા આવી જ નહિ અભ્યાસક્રમ ઘડવાનો બોર્ડનો અધિકાર હતો એટલુ જ નહી, એપ્રિલ ૭ તારીખે વેકેશન પડે એ પહેલા સર્વ શિક્ષણ સંસ્થાઓમા આ અભ્યાસક્રમ પરિપત્રિત થાય એ જોવાનુ કામ પણ અગત્યનુ હતુ

(૪) આ બોર્ડ પૂરુ થયાની તારીખ પછી જૂના સભ્યોમાથી અમુક સભ્યોને પસંદ કરી એડહોક સમિતિની રચના કરી અભ્યાસક્રમ જેવા મહત્ત્વના વિષયનો પાછળથી નિર્ણય લેવામા આવ્યો છે

(૫) આથી કેટલાક મુદ્દાઓ ઉપસ્થિત થયા છે

- અઠવાડિયા પછી મળનારી સભા કેમ બોલાવવામા ન આવી ?
- એડહોક સમિતિની સભામા કેમ અભ્યાસક્રમ ઘડવામાં આવ્યો ?
- બોર્ડના ચોક્કસ પ્રકારના સભ્યોને કેમ બાકાત કરવામાં આવ્યા ?
- અભ્યાસક્રમમા 'આદર્શ પ્રકાશન' જેવી એક જ પ્રકાશન સંસ્થાના પાચેક જેટલા પુસ્તકો નિયુક્ત થાય અને એક જ સંપાદકના બે સંપાદનો મુકાય તે અકસ્માત છે ?

ફલિતાર્થ એવો છે કે અમુક પ્રકારના ચોક્કસ નિર્ણયો લેવા અંગે આ સમય કાર્યવાહીમાં વિલંબ કરવામા આવ્યો છે આ કાર્યવાહીમાં જે પુસ્તકોની પસંદગી કરી છે તે આ પ્રમાણે છે :

## (અ) નિર્દિષ્ટ પાઠ્યકૃતિઓ

| ક્રમ | પુસ્તકનું નામ | વર્ષ | પ્રશ્નપત્ર ક્રમાંક | પ્રકાશક સંસ્થાનું નામ |
|---|---|---|---|---|
| ૧ | દયારામનાં કાવ્યો | પ્રથમ વર્ષ બી એ | ૧ | આદર્શ પ્રકાશન |
| ૨ | સ્નેહરશ્મિની શ્રેષ્ઠ વાર્તાઓ | બી. એ. | ૭ | આદર્શ પ્રકાશન |
| ૩ | અખાના કાવ્યો | તૃતીય વર્ષ બી. એ | ૧૦ | આદર્શ પ્રકાશન |
| ૪ | રાધેશ્યામ શર્માની શ્રેષ્ઠ વાર્તાઓ | એમ એ | ૪ | આદર્શ પ્રકાશન |
| ૫. | શ્રેષ્ઠ હાસ્યરચનાઓ | પ્રથમવર્ષ બી એ | ૨ | આદર્શ પ્રકાશન |

## (બ) એક જ સંપાદકનાં પુસ્તકો .

| | |
|---|---|
| ૧. અખાનાં કાવ્યો | સંપા રમણલાલ જોશી |
| ૨. કાવ્યસંચય - ૩ | સંપા ૧ રમણલાલ જોશી<br>૨. જયન્ત પાઠક |

વિભા મિશ્રે દુર્ઘટના પાછળ કોઈ ઉત્તેજના હોવાનો સંકેત ન આપ્યો. જોકે પોલીસને તેમના રસોડામાંથી રાંધવાના તેલથી બળી જવાની દુર્ઘટનાના કોઈ પુરાવા નથી મળ્યા.

લોકોને વિભા મિશ્રના પ્રાણ અને ઇજ્જતની ફિકર નથી, તેમને કારંથની પ્રતિષ્ઠા અને ભારતભવનના ઉચ્ચ કલાકીય માનદંડોની વધુ ચિંતા છે. કારંથ એક નિર્દેશક છે તો વિભા મિશ્ર પણ એક અભિનેત્રી છે. પણ પ્રેસ પર સંવેદનહીનતા અને સનસનાટી ફેલાવવાનો આરોપ મૂકનારા કારંથના મશહૂર રંગકર્મી મિત્રોને વિભા મિશ્રની જિંદગી અને ઇજ્જત કારંથની પ્રતિષ્ઠા જેમ જ અમૂલ્ય કેમ નથી લાગતી?

કારંથ અને ભારતભવન અંગે આ બધા એટલા માટે ચિંતિત છે કે તેમની સાથે આપણી પ્રતિષ્ઠિત વ્યક્તિઓ અને સંસ્થાઓની પ્રતિષ્ઠા જોડાયેલી છે. કારંથ અને ભારતભવન જો લોકોની નજરમાંથી ઊતરી જાય, તો શ્રેષ્ઠી વર્ગની એ નકલી સંસ્કૃતિના પણ બખિયા ઊખડી જાય.

કારંથે જો વિભા મિશ્રને સળગાવવાનો અપરાધ કર્યો હોય, તો તે આંધળા ક્રોધની પાશવિકતા હોઈ શકે અને પહેલા તેને છુપાવીને અને પછી 'કબૂલ' કરી લેવાની કોશિશોને પણ માનવીય કહી શકાય. પણ ન તો આંધળા ક્રોધની પાશવિકતા ક્ષમ્ય છે કે ન તેના પરિણામમાંથી બચવાની માનવીય કોશિશો. અને એય માત્ર કાયદાની નજરે જ નહિ, પણ માનવીય અને સાહિત્યિક મૂલ્યોની નજરે પણ કદી ક્ષમ્ય નહીં ગણાય.

કારંથે પોતાના કિસ્સામાં કહ્યું કે ભારતની જનતા મેલોડ્રામા વધુ પસંદ કરે છે, એટલે બ્રેખ્તના 'ચૉક સર્કલ'ને એટલું પસંદ કરવામાં નથી આવતું, જેટલું તેંડુલકરના 'ઘાસીરામ કોતવાલ'ને પસંદ કરવામાં આવે છે.

આખરે તો નાટક કે સાહિત્યની કોઈ પણ કૃતિ એ જ દર્શાવે છે, જે આપણા જીવનમાં બને છે. સાહિત્ય પણ આખરે તો એવા માનવીય સંબંધોની ઇમાનદાર અને નિર્મમ શોધ છે, જેને આપણે જીવીએ છીએ. એ જ જીવન અને સાહિત્ય સાર્થક છે, જેમાં આ સંબંધોની શોધ થતી રહે છે. ચાહે મહાભારત હો કે હેમ્લેટ, તેમાં ક્યાંક ને ક્યાંક કોઈક અપરાધ છે, જેની કસોટી પર માનવીય સંબંધોને નિર્મમતાથી ઉઘાડીને પારખવામાં આવ્યા છે. અપરાધ દરમ્યાન અને અપરાધ પછી માણસ કેમ વરતે છે એમાંથી એના ચરિત્રની શક્તિ અને સંબંધોની ઊંડાઈ સમજાઈ રહે છે. આવું માત્ર સાહિત્યમાં નથી બનતું, બલ્કે જીવનમાં તો તે પહેલા બને છે. આ ભૂમિકાએ જ જીવન એ સાહિત્યનું ઉદ્ગમ સ્થાન બને છે અને સાહિત્યમાં જે પણ છે તે બધું જીવનનું અને જીવન માટે છે.

આપણે એ જાણવા તૈયાર નથી કે કારંથ અને વિભા મિશ્રના સંબંધો કેવા હતા અને તેમણે એકબીજાને જે પત્રો લખ્યા છે તેમાં કઈ ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પણ પોલીસને આપવામાં આવેલા કારંથના બયાન અને તેમની પ્રતિષ્ઠાના રક્ષણ માટે કરવામાં આવેલી તેમના મિત્રોની વાતોને જો અખબારો છાપે તો પેલા કલાવાદીઓને તે સનસનાટીભરી, ગંદી અને વિકૃત લાગે છે. હવે જેને સનસનાટીભર્યું વિકૃત અને ગંદુ કહેવામાં આવી રહ્યું છે તે હકીકતે વાસ્તવિકતા છે કે કપોલકલ્પિત કલ્પના? અને જો, જે થયું છે તે કરવામાં વાંધો ન હોય તો તેને જાહેરમાં છાપવામાં–કહેવામાં વાંધો શા માટે હોવો જોઈએ?

અખબારો જ નહિ, આપણે બધા જાણીએ છીએ કે આપણી જિંદગી દૂધે ધોયેલી નથી. આપણે કપડાં પહેરીએ છીએ અને મેલાં કરી નાખીએ છીએ. પત્રકારત્વ તો બિચારું ધોબણ છે. રાજકારણી લોકોથી માંડીને મશહૂર કલાકાર સુધીના લોકો પોતાનાં કપડાં ગંદાં કરી નાખે છે. તેમનો કોઈ વાંક નથી કાઢતું, પણ અન્યાય તો જુઓ, એ ગંદા કપડાંને ધોઈને સાફ કરી આપનારા પત્રકારત્વને સનસનાટીભર્યું અને પીળું કહેવામાં આવે છે! આને ચોરી પર સિનાજોરી કહી શકાય?

પ્રભાષ જોશી અનુ: હરસુખ થાનકી



હે ચક્રવર્તી !
આ જગ્યાએ
જ્ઞાનની અધિષ્ઠાત્રી, આજીવન બ્રહ્મચારિણી,
સર્વવત્સલા સરસ્વતીનું
ઉપાસનાસ્થાન છે,
એટલે અહીંની શાંતિને અભંગ રાખવા માટે
તારા સપ્તસિંધુઓનું જલ પીધેલા ઘોડાને
અહીં બહાર જ વિશ્રામ દેજે.
તારા દેદીપ્યમાન અસ્ત્રશસ્ત્રોનો ભાર
અહીં જ રથમાં ઉતારી નાખજે.
ને તારા રાજવી મદમર્દનનો અહંભાવ
અહીં જ મુકીને
આ અન્તર્વેદીમાં પગ મુકજે.

[તક્ષશિલાના પ્રવેશદ્વારે કંડારેલ સૂચના, 'દીપનિર્વાણ']

# જ્ઞાનગંગોત્રી પ્રકરણ

[ 'જ્ઞાનગંગોત્રી પ્રકરણ' નામની પુસ્તિકાના આધારે સાર-સંક્ષેપ ]

[૧]

સરદાર પટેલ, યુનિ વલ્લભ વિદ્યાનગર દ્વારા જ્ઞાન ગંગોત્રી ગ્રંથ શ્રેણીનો આરંભ ૧૯૬૭ થી થયો હતો આરંભથી શ્રી ભોગીભાઈ ગાંધી ને હસ્તક સંપાદન કાર્ય સુપરત થયુ હતુ તેમા સહાયક થવા શ્રી (સ્વ) બંસીધર ગાંધીને આરંભથી, અને બાદ, શ્રી પ્રકાશ ન શાહની નિમણૂક કરવામાં આવી હતી ૧૯૭૬મા 'કટોકટી' નિમિત્તે તે સમયના બેઉ સંપાદકો (ભોગીભાઇ ગાંધી તથા પ્રકાશ શાહ)ને એકાએક નિવૃત્ત કરવામા આવ્યા હતા તે દરમ્યાન યોજના મુજબના કુલ ૩૦ ગ્રંથોમાથી ૨૦ ગ્રંથો પ્રગટ થઇ ચૂકયા હતા બાદ, ૧૯૮૧ જુલાઈથી એકલા ભોગીભાઈ ગાંધીની મુખ્ય સંપાદક તરીકે ફરીથી નિમણૂક કરીને સંપૂર્ણ જવાબદારી તેમને શિરે નાખવામાં આવી હતી

આ આખા ગાળા દરમ્યાન સ પ યુનિએ જ્ઞાન ગંગોત્રીની કામગીરીમાં વ્યવસ્થા અને માર્ગદર્શનના હેતુથી, સ પ યુનિના વાઇસચાન્સેલરના પ્રમુખપદે એક નાની માત્ર ચાર સભ્યોવાળી – સન્માન્ય શ્રી એચ એમ પટેલ, શ્રી બાબુભાઈ જ પટેલ, શ્રી યશવંત શુકલ તથા મુખ્ય સંપાદક ભોગીભાઈ ગાંધીની બનેલી – 'વ્યવસ્થાપક સમિતિ'ની નિમણૂક કરી હતી. તે આ જવાબદારી સુમેળ પૂર્વક પાર પાડતી રહી હતી તે એટલે સુધી કે તમામ વર્ષો દરમ્યાન યુનિ ની સિન્ડિકેટ તેના નિર્ણયો માન્ય રાખીને ચાલી હતી (છેલ્લે છેલ્લે આ સમિતિમાં સ. પ યુનિ ના પ્રા શેખડીવાળાને આમેજ કરવામાં આવ્યા હતા)

આ દરમિયાન પ્રગટ થયેલા ૨૫ ગ્રંથોને ગુજરાતના શ્રેષ્ઠ ચિંતકો અને સાહિત્યકારો-શિક્ષણકારો તરફથી ભારે વધામણાં મળ્યા હતા (સ્વ) પં સુખલાલજી, (સ્વ) કાકા સાહેબ કાલેલકર, (સ્વ) શ્રી કનૈયાલાલ મુન્શી, શ્રી ઉમાશંકર જોશી, કવિ શ્રી સુંદરમ્, (સ્વ) મુ ઢેબરભાઈ જેવાએ તેને 'ગૃહવિદ્યાપીઠ', 'જ્ઞાનની પવિત્ર પરબ', 'ગુજરાતના જીવનની એક મહાન ઘટના' તરીકે બિરદાવીને આશીર્વાદ આપેલા

આવું ઉમદા કામ જેને હસ્તક સોંપાયેલું તે જ્ઞાન ગંગોત્રી વ્યવસ્થાપક સમિતિની છેલ્લી બેઠક તા ૨૦-૧-૮૬ના રોજ મળી હતી. તમામ સભ્યો હાજર હતા તેમાં સર્વાનુમતે લેવાયેલા નિર્ણયો મુજબ—

પ્રગટ કરવા બાકી રહેલા પાંચ ગ્રંથોમાંથી અમુક બે સિવાયના ત્રણ ગ્રંથો ૧૯૮૬ના અંત સુધીમાં ભોગીભાઈએ તૈયાર કરી આપવા; આ મુદતમાં બાકી રહેલી સંપાદકીય કામગીરી તેમણે વિનાવેતન પૂરી કરી આપવી

વળી, ૩૦ ગ્રંથોમાં એક વધુ ગ્રંથ ઉમેરવાનો નિર્ણય લેવાયો હતો; તેનીય સંપાદકીય કામગીરી ભોગીભાઈને હસ્તક જ સુપરત થઈ હતી તે ગ્રંથ અંગેના અલગ વેતનનો નિર્ણય શ્રી વા. ચા પર છોડયો હતો

* આ પછી બરાબર એક મહિને તા ૨૨–૨–૮૬ના દિને, મળેલી સ. પ યુનિ ની બેઠકે કોઈપણ કારણ જણાવ્યા વિના એકાએક મુખ્ય સંપાદક ભોગીભાઈ ગાંધીને માર્ચના અંતથી છૂટા કરવાનો અને પ્રા શેખડીવાળાને એ કામગીરી સોંપવાનો ઠરાવ પસાર કરી દીધો ! આ ઠરાવના અંતમા એવો પણ ઉલ્લેખ કરવામા આવ્યો હતો કે નવી વ્યવસ્થાપક સમિતિની રચના કરવી

આ ઠરાવોની નકલ મુખ્ય સંપાદક (ભો ગા) ને મોકલી આપવામાં આવી હતી. પરંતુ, ઉચ્ચસ્તરીય વ્યવસ્થા સમિતિના સભ્યોને તત્કાલ તેની જાણ સુધ્ધા કરવામા આવી ન હતી – મુખ્ય સંપાદકે તેમને મળેલા ઠરાવની ખબર આપી ત્યા સુધી તેઓ અંધારામાં હતા

(શ્રી એચ એમ પટેલ અને શ્રી બાબુભાઈ જ પટેલ સિંડિકેટના સભ્ય હતા. પરંતુ સંજોગોવશાત્ પટેલ સાહેબ દિલ્હી હતા, બા જ બિમારીને કારણે પથારીવશ હતા, તેથી તે બેઉ હાજર રહી શકેલા નહીં; તેમને પાછળથી સિંડિકેટની બેઠકની મિનિટ્સ મળી ત્યારે જ અધિકૃત જાણકારી થયેલી)

*

ઉપર જણાવેલો ઠરાવ મળતાં જવાબમાં, મુખ્ય સંપાદક ભોગીભાઈ ગાંધીએ સિન્ડિકેટનો નિર્ણય માથે ચઢાવ્યો પરંતુ, ૨૯મા ગ્રંથ સિવાયની તમામ સંપાદકીય કામગીરી છીનવી લઈને – બલ્કે, ૨૫ ગ્રંથો સુધીની તેમની યશસ્વી કામગીરી ઉપર એકાએક બિનલાયકાતનો આડકતરો સિક્કો મારીને, તેમને જે અન્યાય કરાયો હતો તે બદલ તેમણે આશ્ચર્ય અને આઘાતની લાગણી પ્રગટ કરી

વધુમાં, વ્યવસ્થાપક સમિતિના સભ્યોનેય વિશ્વાસમાં લીધા વિના, તેમને ફેર-વિચાર કરવાનુંય સૂચવ્યા વિના, સિંડિકેટે જે પગલુ ભર્યું હતું તેને 'તોછડાઈ ભર્યું' અને 'અલ્પતમ શિષ્ટતા (મિનિમમ ડેકોરમ) રહિત' જણાવીને, તેમણે આખી આ ઘટનાને 'રહસ્યમય' ગણાવી.

પત્રને અંતે, અલબત્ત, ભોગીભાઈએ જ્ઞા ગં ના સંપાદનની મુખ્ય જવાબદારી વરસો સુધી તેમના હસ્તક કશી રોક ટોક વિના છોડી તે બદલ, અને તેમને વિવિધ વિષયોનો અભ્યાસ કરવાનો તથા ઉચ્ચાભ્યાસી સહાયક સંપાદકો, વિદ્વાન પરામર્શકો, લેખકો સાથે નિકટના સંપર્કમાં આવવાનો મોકો આપ્યો તેને 'અમૂલો લાભ' ગણાવ્યો; અને તેમણે કશા સંતાપ વિના, 'સાવ અછડતા અંત'ને સ્વીકારી લઈને, સરદાર પટેલ યુનિ ના મોવડીઓ તથા વ્યવસ્થાપક સમિતિના માનાર્હ સાથીઓ પ્રત્યે સહૃદય આભારની લાગણી વ્યકત કરી

સ પ યુનિ સિન્ડિકેટના નિર્ણયથી ભારે દુઃખ અને આઘાત પામેલા જ્ઞા ગં વ્યવસ્થાપક સમિતિના માનાર્હ સભ્યોમાંથી શ્રી શેખડીવાળા સિવાયના ત્રણેએ (શ્રી એચ એમ પટેલ, શ્રી બા. જ. પટેલ અને શ્રી યશવંત શુક્લે) વા ચા ઉપર પત્ર લખીને પોતપોતાની રીતે સ્પષ્ટપણે બેહૂદા નિર્ણયને પડકાર્યો

પટેલ સાહેબ (શ્રી એચ એમ પટેલ) સરદાર પટેલ યુનિ ની સ્થાપનાથી માંડીને વરસો લગી તેની અનેક સમિતિઓમા સક્રિય રહીને પોતાની સેવાઓ હોંશે હોંશે આપતા રહ્યા હતા જ્ઞા ગં માટે નાણા મેળવી આપવામા પણ તેમનો ફાળો હતો બાબુભાઈ જ. પટેલ તો સ પ યુનિના નિવૃત્ત વાઇસચાન્સેલર હતા; તેમણે જ્ઞા ગ. યોજનાની આર્થિક મુશ્કેલીના ટાણે શ્રી હરિ ઓમ ટ્રસ્ટ પાસેથી મોટી રકમ મેળવી આપવામા નિર્ણાયક ભાગ ભજવ્યો હતો.

સ પ યુનિ. ની સિંડિકેટના આ બંને સમર્થ સભ્યો હતા તેની રૂએ તેમણે જ્ઞા ગં ની યોજનાને અંત સુધી સફળતા પૂર્વક આગળ ધપાવવામાં આડે આવતા કેટલાક સભ્યોના વલણને વાળીને સાથે લેવામાં મોટો ફાળો આપ્યો હતો તે જોતા, તેઓ સિન્ડિકેટની ૨૨-૨-૮૬ની બેઠકમા હાજર હોત તો જરૂર સાવ ઉતાવળે તદ્દન ગેરવાજબી ઠરાવ પસાર કરવાનુ બેહુદુ પગલુ નિવારી શકાયું હોત, એવી પણ તેમને આશા હતી

શ્રી પટેલ સાહેબે તેમના વા ચા ઉપરના પત્રમા જ્ઞાન ગ ગોત્રીના વિકાસની લાંબા વરસોની ભૂમિકા અને તેને વરેલી સફળતાનો હવાલો આપ્યો વળી વ્યવસ્થાપક સમિતિના નિર્ણયોને પાળવાની યુનિ ની પ્રણાલિકા યાદ કરાવી અને ઉમેર્યું કે, આ કેસમા કોઈ સૈધ્ધાન્તિક ભૂમિકાએથી નહીં પણ કેવળ બહુમતીના જોરે વ્યવસ્થાપક સમિતિના નિર્ણયને જે રીતે બદલવામા આવ્યો છે, તે યુનિવર્સિટી જેવી વિદ્યોપાસનાને વરેલી સંસ્થાને બિલકુલ શોભતું નથી વાસ્તવમા તો લાંબા સમય દરમ્યાન જ્ઞા ગં પ્રકાશનોમા જેમણે કામગીરી બજાવી હોય તે માટે થોડી ઘણીયે કૃતજ્ઞતા તેમના પ્રત્યે દાખવવાને બદલે સંપાદક સહિત આખીયે સમિતિને બરખાસ્ત કરવામા આવે છે એ અતિશય નિંદ્ય પગલુ છે

આમ જણાવીને પોતાનું નામ નવી સમિતિમા મૂકવાના ચાળા અંગે સાફ કહી નાખ્યુ કે, "વિદ્યાકીય સંસ્થાની એક પ્રશસ્ય પ્રવૃત્તિ (જ્ઞાન ગ ગોત્રી) અંગેનો સિન્ડિકેટનો અશિષ્ટ વ્યવહાર જોતાં હુ આવી કોઈ સમિતિમા કામગીરી બજાવવા ઇચ્છતો નથી, કેમકે એક બાજુ, ઉપર જણાવ્યા મુજબ, સમિતિના નિષ્ઠાવાન સભ્યો સાથે બદવ્યવહાર કરવો અને બીજી બાજુથી નવી સમિતિમા મારૂં નામ મૂકવાનો ઉપચાર કરવો ( તેય શ્રી બાબુભાઈ તથા શ્રી યશવંતભાઈને પડતા મૂકીને) એ તમારે માટે બિલકુલ શોભાસ્પદ નથી અને મારે માટે માનહાનિરૂપ છે"

શ્રી મનુભાઈએ તેમના લખાણના આરંભે ભો. ગાં.ના સંપન્ન સંસ્કાર ઘડતરની પાયાની કેટલીક હકીકતોનો નિર્દેશ કર્યો છેઃ પરિવાર–વડીલ અને ગુજરાત વિદ્યાપીઠના મૂળ સંસ્કારોનો ઉલ્લેખ કરીને જણાવ્યું છે કે ભોગીભાઈ સમાજવાદી પક્ષ, સામ્યવાદી પક્ષ વગેરેના અનુભવોને અંતે "મનુષ્યના વૈચારિક સ્વાતંત્ર્ય સાથે સર્વહિતકારી ઉપાયોની ખોજ કરવા માટે ગાંધી પાસે પાછા આવ્યા" વધુમાં, તેમનાં વિદ્યાવ્યાસંગ અને નિષ્ઠાની પ્રતીતિ કરાવતા ઉમેર્યું છે. "હાડકાના ક્ષયે ભાંગી નાખેલી તબિયતે તેમણે સ્વસ્થ સમાજ માટેની ખોજ કશા દ્વેષ કે આક્રોશ કે આઘાત વિના આજ લગી ચાલુ રાખી છે" અને "આ એકલવીરના પુરુષાર્થ"થી અજાણ એવી ગુજરાત સાહિત્ય અકાદમીએ તેમના ટૉલ્સ-ટૉય પુસ્તકને પારિતોષિક આપ્યા બાદ તેમણે એ પારિતોષિક પરત કર્યું તેના બદલામાં તેમને અપ્રામાણિક તરીકે ઉઘાડી નિંદાનો રાહ લીધો અને છેવટે સરકારે દિલગીરી પ્રગટ કરી એ ઘટનાનો* ઉલ્લેખ કરીને ઉમેર્યું છે કે —

"સાહિત્ય અકાદમી તો સરકારી નીપજ છે, તેના પર સરકારી વર્તુળોની અસર કોઈવાર પડી જાય તેવું બને, પણ જો કોઈ સ્વાયત્ત વિદ્યાસંસ્થા આવા અન્યાય કરે તો કેટલો ખેદ થાય! કેટલું નીચાજોણું થાય! સરદાર પટેલ યુનિ ના હાથે આવું કાંઈક થયું છે" કહીને, જ્ઞા ગં ના સંદર્ભમાં બનેલી ઘટનાને સાંકળી લઈ મનુભાઈએ જણાવ્યું છેઃ "આ ગ્રંથમાળાને (સ્વ.) પં સુખલાલજીએ 'પવિત્ર જ્ઞાન ઘેર ઘેર અધિકારી વ્યક્તિને પહોંચતું કરવા માટેનો જન્મ' ગણ્યો હતો કાકાસાહેબ, મુન્શીજી, ઢેબરભાઈ, સુંદરમ્, ઉમાશંકર, સૌના આશિષ–સદ્ભાવ આ ગ્રંથમાળાને સાંપડ્યા છે" અને પછી આ ગ્રંથોનાં હજારો પાનાંનો ઉલ્લેખ કરીને તેના સંપાદન અંગેની લાક્ષણિકતા તરફ ધ્યાન દોરતાં લખ્યું છે. "આમાંના કેટલા પાનાં તેમણે (સંપાદકે) ફરી ફરીને સુધારવાં પડ્યા હશે તે ભગવાન જાણે, કારણ કે ભોગીભાઈ તો કહેવાના નહિ, પણ જે સમજે છે તે કહેવાના કે તજ્જ્ઞ અધિકારી લેખકનું લખાણ સામાન્ય (શિક્ષિત) જનને સહેજે સુવાચ્ય થતું નથી, એટલે સંપાદકે તેના ફકરે ફકરા પર રંધો ફેરવવો પડે અને સફળતાથી આ રંધો ફેરવવા માટે તેણે તે તે વિષયનું સામાન્યજનની દૃષ્ટિએ જ્ઞાન પ્રાપ્ત કરવું પડે – નહિતર તજ્જ્ઞનું અપમાન થાય"

"કેટલા બધા વિષયો! બ્રહ્માંડથી માંડીને ઈજનેરી કે અર્થશાસ્ત્ર સુધીના! ક્યારે વાંચ્યાં હશે, ક્યારે સુધાર્યાં હશે આ હજારો પાનાં?" – આ રીતે ભૂમિકા તૈયાર કર્યા પછી મનુભાઈ ભારેખમ શબ્દોમાં લખે છેઃ "આ કેવડું જબરજસ્ત કામ છે! યુનિવર્સિટીના મંડળો મળીને આ કરી શકે! કોઈએ આવું પ્રચંડ પુરુષાર્થનું કામ (લગભગ) એકલા હાથે ગુજરાતમાં કર્યું છે? મેરુ દંડના ઘસાઈ ગયેલા અંકોડાને પંપાળતાં રીઝવતાં કયા આતરબળે આ કામ ભોગીલાલ ગાંધીએ પૂરું કર્યું? હા, લગભગ પૂરું કર્યું! ત્યાં એક દહાડો કશી વાતચીત, પત્રવ્યવહાર, પૂર્વસૂચના વિના ભોગીભાઈ પાસેથી એ કામ લઈ લેવાયું, ન આભારની એક લીટી, ન ધન્યવાદના બે શબ્દો, ન કાંઈ કારણ જણાવવાનું, ન વિવેક જાળવવાનો!

* 'વિશ્વમાનવ'ના પાછલા બે અંકોમાં વિગતો જોવી.

"વિદ્યાલયમા વિનય શીખવનારા મંડળે આ કર્યું"! દિંગ થઈ જવાય છે – દિંગ જ નહિ મૂઢ થઈ જવાય છે કારણ કે આગલા મહિને જ યુનિની આ શ્રેણી અંગેની પેટાસમિતિએ બાકીના ગ્રંથો પૂરા કરવાનુ કામ સર્વાનુમતે ભો ને સોપ્યુ હતું .. આ સમિતિના સભ્યો સાથે પણ કશો વિચાર-વિનિમય, શિષ્ટસંવાદ થયો નથી" મનુભાઈ ભારે વલોવાટ પૂર્વક ઉમેરે છે કે, "જાત ઘસીને ગુજરાતને આવી દોલત આપનારને રૂબરુ મળી, નવી પરિસ્થિતિ સરજાવાઈ હોત -સમજાવવાની કોશિશ જ થઇ નથી"

"આ અવહેલના બુધ્ધિ માટે શુ કહેવું! ભોગીભાઈ એક વ્યક્તિ નહિ, એક સંસ્થા જેવા છે તેમની સાથે આવો વ્યવહાર કેટલો બધો અનુચિત છે તે કહેવાની ફરજ અન્ય લોકોની છે . તેમણે તો, પોતાની સંસ્કારિતા અને તમને શોભે તેવો રૂડો પ્રત્યુત્તર વાળ્યો છે સ. પ યુનિ એ જ્ઞા ગં નુ કામ સોંપીને મને જે મોકો આપ્યો છે તેને હુ મારો અમૂલ્ય લાભ સમજું છુ, અને એથી જ મારા વેતનનુ પંદર વર્ષો પર વિચારાયેલુ નીચું ધોરણ પણ સહેજે સ્વાકારીને તથા મારી વર્ષોની કામગીરીના આવો સાવ અછડતા અંતને કશાય સંતાપ વિના સહી લઇને હું સરદાર પટેલ યુનિ ના મોવડીઓ પ્રત્યે સહૃદય આભારની લાગણી વ્યક્ત કર્યા વિના રહી શકતો નથી" અને મનુભાઈની સન્નામજાગ, કર્તવ્યનિપુણ કલમ ભોગીભાઇને સંબોધીને, આડકતરી રીતે પણ વાસ્તવમા, વિદ્યાવંતોને ઢંઢોળે છે - "ભોગીભાઈ! ભલે તમને આવા અછડતા જ નહિ, અવિવેકભર્યો વર્તાવ માટે સંતાપ ન હોય, પણ અમને ઘણો સંતાપ રહેશે કે સરકારી કે બિનસરકારી તંત્રો નિ:સ્પૃહ સત્ત્વશાળી વિદ્યાવંતોની અવહેલના કરી શકે છે"

ખરે જ, મનુભાઇની કલમે કમાલ કરી ભો ગા નિમિત્તે ઊભા થયેલા પ્રસંગને સુયોગ્ય સંદર્ભમા મૂકી આપીને તેને બૌદ્ધિકોને ઢંઢોળવાનુ કર્યું એમને પગલે ગુજરાત વિદ્યાપીઠના માજી ઉપકુલપતિ ધીરૂભાઈ મ દેસાઇએ સ પ યુનિ ના વાઈસ ચાન્સેલરને સંબોધી લખેલા પત્રમા (૪-૪-૮૯) "મનુભાઇના લેખનો ઉલ્લેખ કરીને" દીવાની દીવેટ સંકોરી આપી : "ભો ની વિદ્યાર્થીકાળથી અત્યાર સુધીની છ દાયકાની વિવિધ ક્ષેત્રોની – ખાસ કરીને સાહિત્ય, શિક્ષણ સંસ્કાર ક્ષેત્રની મૂલ્યવાન, નિ:સ્વાર્થ, નિષ્ઠાવંત સેવાઓનો ઇશારો કરી ઉમેર્યું, "નબળી તબિયતે જ્ઞા.ગં ગ્રંથમાળાના મહત્ત્વના કાર્ય પાછળ ખરચેલા કેટકેટલાં સમય-શક્તિ, કેટલી ચિંતા, તપશ્ચર્યા અને સાધનાનો હું સાક્ષી છુ." બાદ જ્ઞા ગ ગ્રંથોની તારીફ કરી .. મનુભાઈના બોલ જાણે પોતાના કરી વાગોળતા હોય એમ ધીરૂભાઇએ ભાવ સભર શબ્દોમા ઉમેર્યું : "ભો જેવા સૌજન્યશીલ, નિષ્ઠાવાન, નમ્ર વિદ્વાન આ કડવો ઘૂંટડો શાંતિથી ગળી જાય તે તો તેમનાં સૌજન્ય, ખાનદાની, આભિજાત્ય, ઉદારતા વગેરેનુ પ્રતીક છે. પરંતુ, યુનિ. જેવી મોટી વિદ્યાસંસ્થાને પોતાની ફરજ, જવાબદારી, વિવેક વગેરેનો ખ્યાલ આવે અને 'જમ પેંધા ન પડે' તે માટે પણ ગુજરાતના જાગ્રત લોકમતે પોતાનો પરચો દાખવવાની જરૂર છે"

અને ત્રીજે જ દિવસે (૬-૪-૮૯) શ્રી ઉમાશંકર જોષી અને મારા વડીલ શ્રી નગીનદાસ પારેખની સહયોગિતામાં નિરંજન ભગત, જયંત પંડ્યા, રઘુવીર ચૌધરી, ચંદ્રકાન્ત શેઠ, પ્રકાશ શાહ, ધીરુભાઇ દેસાઈ અને લલ્લુભાઈ મકનજીએ સ પ યુનિ ના

વાઇસચાન્સેલર ઉપરના સહિયારા પત્રનો આરંભ જ આ રીતે કર્યો : "શ્રી મોટાના હરિઓમ આશ્રમની પ્રેરણાથી સરદાર પટેલ યુનિએ જ્ઞાન ગ ગોત્રી શ્રેણીનુ ભગીરથ કાર્ય માથે લીધુ અને શ્રી ભોગીલાલ ગાધી જેવા બહુશ્રુત વિદ્વાન અને ચિતકની સેવાઓ સંપાદક તરીકે આ શ્રેણી માટે સુલભ થઈ, એનું સુપરિણામ આવ્યુ છે અને આ કાર્યની વ્યાપક અસર થઈ છે"

બાદ, પ્રસ્તુત મુદ્દા પર આવતા ઉમેર્યું. તા ૨૦-૧-૮૬ની વ્યવસ્થાપક સમિતિની બેઠકનો ઠરાવ અને ૨૨-૨-૮૬ના રોજ સિન્ડિકેટે પસાર કરેલ સાવ ઊલટો ઠરાવ – બ ને વા.ચા. સાહેબના પ્રમુખપદે, એમની સંમતિથી, પસાર થયા ! "આવુ દ્વિમુખી વલણ કોઇપણ યુનિ.ના કુલપતિને ન શોભે"–એમ જણાવીને કુલપતિ શ્રીની પાસે સ્પષ્ટતાની માગણી કરી. વધુમાં "આવો ઊલટો ઠરાવ પસાર કરવા પૂર્વે ન શો ગા ને કે ન વ્યવસ્થાપક સમિતિને તક આપવામાં આવી એનો અર્થ એમ થાય કે સિન્ડિકેટનો ઠરાવ સ્વીકૃત પ્રણાલીનો ભંગ કરીને, મનસ્વીપૂર્ણ કરવામાં આવ્યો છે કોઇપણ યુનિ સિન્ડિકેટને આવુ મનસ્વી વલણ ન શોભે" એમ કહીને, વળી સિન્ડિકેટ પાસે તેના વલણની સ્પષ્ટતાની માગણી કરી.

અને છેલ્લે, વ્યાપક સંદર્ભમાં ખબરદારીના સૂરે લખ્યું : "જો યુનિ.ઓના કુલપતિઓ અને એનાં સર્વોચ્ચ સત્તામંડળો આવા વલણોથી કામ કરે તો યુનિઓની કાર્યપ્રણાલિ અને મૂલ્યો વિશે સમાજમા શંકા જાગે એ સ્વાભાવિક છે, અને આવી સ્થિતિ સહુ કોઇને માટે ચિંતાનો વિષય બની રહે . આમ, ઉપરના બેઉ મુદ્દા વિશે સ્પષ્ટતાની અપેક્ષા જણાવીને પત્ર પૂરો કર્યો (આ પત્રની નકલ, રાજ્યપાલશ્રી, મુખ્યમંત્રીશ્રી, અને શિક્ષણમંત્રીશ્રી, ગુજરાત રાજ્ય, ગાંધીનગરને રવાના)

[૪]

આમ, શિક્ષણ, સંસ્કાર અને સાહિત્ય ક્ષેત્રની આગલી હરોળના વિદ્વાનો-ચિંતકો-સર્જકોના પત્રો ખ્યાતનામ વૃત્તપત્રોમા આખા વા સારરૂપે પ્રગટ થતા, વિદ્યકીય-સંસ્કાર જગતમા એક પ્રકારની તાજગી અને તકેદારીનો પડઘો પડયો અને 'જ્ઞાન ગ ગોત્રી' પુસ્તિકાના સંપાદકે જણાવ્યુ છે તેમ, સ પ. યુનિવર્સિટીએ છેક એપ્રિલ આખરે એક સત્તાવાર નોંધ પ્રસારિત કરી, પોતાની "સફાઇ" રજુ કરવાનું મુનાસીબ માન્યુ (જો કે આ સાઇક્લોસ્ટાઇલ્ડ પત્રિકા નનામી–કોઈ સંસ્થા કે વ્યક્તિ દ્વારા તે પ્રગટ થઇ છે તેના ઉલ્લેખ વિનાની હતી ! )

યુનીવર્સિટીના સફાઈ મુદ્દા, સારત. નીચે પ્રમાણે હોવાનુ સમજાય છે

(૧) મૂળ યોજના અઢી વરસની ને આઠ ગ્રંથની હતી

(૨) ત્યાર પછી તંત્રીમંડળે ત્યાય વરસમા ત્રીસ ગ્રંથોની યોજના વિચારી, તેમ જ તેના અમલ માટે મુખ્ય સમ્પાદકને સહસમ્પાદકથી માંડીને વડોદરા–અમદાવાદમા એસીસ્ટન્સ વગેરે સવલતો આપી

(૩) તેમ છતા, ગ્રંથોની ગતિ ધીમી રહી તેમ જ ખર્ચ વધતો ગયો : લેખકોને અપાયેલ કુલ રકમ કરતાં સમ્પાદકીય કામગીરી પાછળનો ખર્ચ વધુ થયો છે (ડિસે ૧૯૮૫ સુધીમા રૂ ૫,૩૦,૦૦૦)

(૪) ટૂકમા, "તા ૨૦-૧-૧૯૮૬ની 'જ્ઞાનગંગોત્રી' ગ્રંથમાળાની વ્યવસ્થાપક સમિતિએ શ્રી ભોગીલાલ ગાધીને 'જ્ઞાનગંગોત્રી' ગ્રંથમાળાના સમ્પાદક તરીકે ડિસેમ્બર ૧૯૮૫ સુધી યથાવત્ ચાલુ રાખવાની ભલામણ કરી હતી પરંતુ શ્રી ભોગીલાલ ગાધીએ સમ્પાદન-પ્રકાશન પ્રવૃત્તિમા કરેલ **અસાધારણ વિલંબને કારણે** અપેક્ષિત ગતિ અને નિર્ધારિત સમયમર્યાદામા સંપાદનકાર્ય કરવાની તેમની પુરવાર થયેલ અશક્તિને કારણે તેમ જ યુનિવર્સિટીએ તેથી સહન કરવા પડેલ **ભારે મોટા ખર્ચના કારણે** યુનિવર્સિટીની તા ૨૨-૨-૮૬ની સિન્ડિકેટે વ્યવસ્થાપક સમિતિની ઉપર્યુક્ત ભલામણોનો અસ્વીકાર કરી શ્રી ભોગીલાલ ગાધીના સેવા સમાપ્ત કરી દેવાનો નિર્ણય કર્યો હતો

## યુનિ.ના મુદ્દાઓ અંગે સ્પષ્ટતા

"યુનિવર્સિટીના મુદ્દાઓના સંદર્ભમા સ્પષ્ટતા" તરીકે "જ્ઞાન ગંગોત્રી પ્રકરણ" પુસ્તિકામા જે મુદ્દા રજૂ કરાયા છે તે આ પ્રકારે છે-

* પાચ વરસની યોજનાનો વીસે વરસે છેડો ન આવ્યો અને સંપાદકીય ખર્ચ બેહદ વધતો ગયો – આ છે યુનિવર્સિટીનો કેસ

હવે, પાંચ વરસનો કાર્યકાળ વિચારાયો હતો તે આ ગ્રંથશ્રેણીના સ્વરૂપ ને પ્રકાર વિશેની પૂરી સ્પષ્ટતા થયા પૂર્વે પરંતુ, કિશોરોચિત માહિતી-સંકલનને બદલે કૉલેજ કક્ષાના વિદ્યાર્થીઓ અને શિક્ષિત નાગરિકોને લક્ષમા રાખીને ગ્રંથોના લેખનસંપાદનનું આયોજન વિચારાયું ત્યારે સ્વાભાવિક જ સમજાઈ રહ્યું કે પાચ વરસને બદલે આઠેક વરસ થશે પરંતુ **સમગ્ર કામનો ખ્યાલ આવતાં તે મુદત પણ ટૂંકી જણાઈ હતી** ગુજરાતમા ને અન્યત્ર પણ આ પ્રકારની કામગીરીઓમા આવો જ અનુભવ રહ્યો છે

આવા કામો ખરેખર કઈ રીતે થાય છે એ સમજવા માટે બે દૃષ્ટાન્ત ટાકવા લાયક છે

(૧) મરાઠી વિશ્વકોશનું કામ ઈ ૧૯૬૦ના અરસામા તર્કતીર્થ લક્ષ્મણ-શાસ્ત્રીના સંપાદકપણા હેઠળ શરૂ થયુ હતું અત્યાર સુધીના પ્રગટ થયેલા એના ખંડો સાહેદી પૂરે છે કે એને મહારાષ્ટ્રના વિદ્વાનોનો સારો સહકાર મળેલો છે વળી, એ કોશ સમિતિએ, જે વિદ્વાનો પોતે માથે લીધેલા અધિકરણ અંગે કોશ કાર્યાલયને સ્થાને રહીને કામ કરવા ઇચ્છતા હોય તેમને રહેવાખાવાની સગવડ પણ સુલભ બનાવી છે આટલું છતા આજ સુધીમા એ કોશના બાર ખંડો પ્રગટ થયા છે એનો અર્થ એ થયો કે લગભગ સવા બે વરસે એક ખંડની સરેરાશ થઈ

(૨) ગુજરાતી સાહિત્ય પરિષદે ત્રણ ખંડોમાં ગુજરાતી સાહિત્ય કોશ પાંચ વરસમાં તૈયાર કરવાની યોજના કરી હતી અને તેને માટે ગુજરાત સરકારે અનુદાન પણ મંજૂર કર્યું હતું એક મુખ્ય સંપાદક, એક સહસંપાદક, બે અધિકૃત લેખકો અને ૭ સંદર્ભ સહાયકો (કુલ ૧૦) મારફતે ચાલતી આ કામગીરીની મૂળ નિર્ધારિત અવધ પૂરી થઈ ગઈ છે ત્યારે આજે એનો પહેલો જ ખંડ પ્રેસમાં જઈ શક્યો છે

જ્ઞાનગંગોત્રી આયોજનની વાત કરીએ તો વિવિધ વિષયોમાં અનેક સ્તરે ફરી વળવાનું હોય ત્યારે મુખ્ય સંપાદકને જે આસિસ્ટન્સ અપાવું જોઈએ તે બધો વખત એકધારું અપાયું પણ નથી. *દા. ત. ૧૯૭૭થી એટલે કે વીસમા ગ્રંથથી મુખ્ય સંપાદકે એક પણ સહસંપાદક વિના એકલે હાથે કામ ચલાવેલું છે*

વળી 'વીસ વરસ' કહેવું પણ ગેરવાજબી છે, કેમકે ૧૯૭૬માં કટોકટી શરૂ થયા બાદ યુનિ.એ ગભરાઈ જઈને, કસમના એક ગોદે ૧૯૭૭માં શ્રી મુખ્ય સંપાદક (ભો. ગ.) તથા સહાયક સંપાદક (પ્રકાશ શાહ) ને છૂટા કરીને **કામ સદંતર બંધ કરેલું** (વાસ્તવમાં 'બંધ રહેલું'! — યુનિ.એ તેમના ગુજરાતી ભાષા શાખાને શિરે એ જવાબદારી નાખેલી, પરંતુ, કશું જ પરિણામ આવ્યું ન હતું.)

(૨) મુખ્ય સંપાદકને આઠસો રૂપિયાના વેતને શરૂ કરીને છેલ્લે રૂપિયા બારસો પચાસ અપાતા હતા એટલે કે, આજકાલ પ્રાથમિક શાળાના શિક્ષકનો કે અખબારી સબએડીટરનો જે પગાર છે તે! વળી, મે, ૧૯૬૬થી માર્ચ, ૧૯૮૬ સુધીની મુખ્ય સંપાદકને મળેલી રકમનો હિસાબ મૂકીએ તો મહિને સરેરાશ એક હજાર રૂપીયા થાય છે આ પગાર જો 'ભારે' લાગતો હોય તો એનું કારણ એ છે કે **અધ્યાપન અને લેખનની જેમ જ સંપાદન પણ એક અનેરો કસબ છે તે વાત હાલના લાગતાવળગતાઓને સમજાઇ નથી.**

— સંપાદકીય કામગીરીનો ખર્ચ અતિશય છે એમ ઠસાવવા માટે યુનિવર્સિટી જે આંકડા આપે છે એ પણ ખોટી રીતે મોટા દર્શાવાયેલા છે, કેમ કે ઉત્પાદન અને પ્રકાશનની વધારાની કામગીરી જે સમયગાળા દરમ્યાન મુખ્ય સંપાદકને સુપરત થયેલી તે દરમ્યાન એ વિશેષ કામગીરી *માટે રોકાયેલા ભાઈઓને અપાતા વેતન-ખર્ચનો આંકડો 'સંપાદકીય' કામગીરીમાં અંકોળવામાં* આવેલો છે

— આ છતાં એકંદરે જ્યારે મુખ્ય સંપાદકની સાથે બે સહસંપાદક હતા ત્યારે વરસે **અઢી** ગ્રંથની, એક સહસંપાદક હતા ત્યારે **દોઢ** ગ્રંથની અને એકલા હતા ત્યારે એક ગ્રંથની સરેરાશ રહી છે જુલાઈ-૧૯૮૨માં સ. પ. યુનિવર્સિટીએ ભોગીભાઈ ગાંધીને અગાઉના પગારે **ફરી નીમ્યા** ત્યારે વ્યવસ્થાપક સમિતિને તેમ જ સિન્ડિકેટને તે મોંઘું નહીં લાગ્યું હોય તો જ ને ! એનો અર્થ એ થયો કે દેખીતા વિલંબ અગર કહેવાતા વધુ ખર્ચ છતાં, જ્ઞાનગંગોત્રીની **ગૌરવપ્રદ વિશિષ્ટતા** જોતાં યુનિવર્સિટીને સમગ્ર પ્રવૃત્તિ તેમજ એના કાર્યાન્વયનું વાજબીપણું સમજાયું હતું

ઈ. ૧૯૮૫ સુધીમાં આ શ્રેણીના પચીસ ગ્રંથો થઈ ગયેલા હતા. છવ્વીસમો ગ્રંથ સંપાદન તળે છે. તેમ જ ડિસે. ૧૯૮૬ પછી જો તેમના હસ્તકનું સંપાદનકાર્ય બાકી રહે તો તે **વિનાવેતન** કરી આપવાનો વ્યવસ્થાપક સમિતિનો નિર્ણય ભોગીભાઈએ સ્વીકારેલો હતો. આ જોતાં યુનિ-**વર્સિટીએ દર્શાવેલો નવા વધુ ખર્ચનો મુદ્દો ઉપસ્થિત થતો જ નથી.**

આ સંજોગોમાં, ભોગીભાઈ ગાંધી પાસેથી ગ્રંથશ્રેણીનું સંપાદનકાર્ય પાછું લેવાના નિર્ણયના કારણો તરીકે યુનિવર્સિટીએ રજૂ કરેલા 'કાર્યવિલંબ' અને 'વધુ પડતા ખર્ચ'ના મુદ્દા **બેબુનિયાદ** ઠરે છે, એટલું જ નહીં, આશ્ચર્ય પણ જન્માવે છે, અને તેથી જ સંપાદનકાર્ય પાછું લઈ લેવા પાછળ ઉપર દર્શાવેલા નહીં, પણ **ઇતર કારણોએ** (નવા નીમાયેલા સંપાદક શ્રી જશવંત શેખડીવાળાની અંગત મહત્ત્વાકાંક્ષા ઉપરાંત 'રાજકારણે' પણ ?) ભાગ ભજવ્યો હોય એવો સંશય જન્મે છે.

*

અંતમાં, વળી શ્રી મનુભાઈ પંચોળીએ તા. ૧૨-૫-૮૬ના રોજ સ. પ. યુનિ.ના કુલપતિશ્રીને લખેલ પત્રને ટાંકી આ ઊહાપોહનું સમાપન કરીએ છીએ.



# યુનિવર્સિટીનો ઠાલો બચાવ

શ્રી કુલસચિવશ્રી, તા ૧૨-૫-૧૯૮૬
સરદાર પટેલ યુનિ ,
વલ્લભવિદ્યાનગર
ભાઈશ્રી,

તમારો શ્રી નગીનદાસ પારેખ પરનો તા ૭-૫-૧૯૮૬નો પત્ર મળ્યો, તે માટે આભાર. સિન્ડિકેટનો ઠરાવ અને તમારો પત્ર જોઈ ગયો

મારે નિખાલસપણે લખવુ જોઈએ કે મને તે યાગ્ય ન લાગ્યા

છેલ્લે ભોગીભાઈને કામ સોંપવાનો ઠરાવ કર્યા પછી કેટલો સમય ગયો કે ઠરાવ ગણ્યા-અઠવાડિયામા ફેરવવો પડ્યો ?

હકીકતે, ૨૪-૨૫ ગ્રથોનુ જબરદસ્ત કાર્ય કોઈપણ ઠકાણે ધારી મુદતમા ભાગ્યે જ પૂરુ થાય આવા કામોમા વખત લાગે જ છે

આપણા દેશની મર્યાદિત શક્તિ જોતા વિશેષે આવુ બને ગ્રથોની ગુણવત્તા જોતા તે કામ તમારી યુનિ અને ગુજરાતને ગૌરવ આપે તેવુ છે આવુ જહેમતભર્યુ કામ ઉઠાવવા અને ઘણુખરુ પૂરુ કરવા માટે ભોગીભાઈનો આભાર પણ ઠરાવ કે પત્રરૂપે ન મનાયા તે ખેદ અને અનૌચિત્યની વાત છે વિદ્યાના ક્ષેત્રમા તો આ વિશેષે ખૂચે તેવુ છે આવા ભારે કામ માટે યુનિએ કરેલુ ખર્ચ બહુ ભારે છે તેવુ હું નથી માનતો

પણ તમે યુનિનો બચાવ કરવા પત્ર લખ્યો તે પૂરતુ જ લખુ છુ, માફ કરજો

—મનુભાઈ પ ચોળી

તા ક. "જ્ઞાન ગગોત્રી પ્રકરણ"ની પુસ્તિકા માટે તેના સપાદક શ્રી પ્રકાશ ન શાહ (નવરગપુરા પોસ્ટ ઓફિસ પાછળ અમદાવાદ-૯) નો સપર્ક સાધવો

# જ્ઞાનગંગોત્રી ગ્રંથ શ્રેણી : સંપાદકીય લાક્ષણિકતા

જ્ઞા. ગં. શ્રેણી ચીલેચલુ નકરા માહિતી સંકલનથી ઊંચે ઊઠીને એક જુદું જ કાઠું કાઢવા તાકે છે શ્રેણીના પ્રત્યેક પુસ્તકના પ્રારંભે વાઈસ ચાન્સેલરની સહીથી છપાતા રહેલા નિવેદનના એક-બે અંશો જોતા આ મુદ્દો સમજાઈ રહ્યો છે

"સ્વરાજ્ય આવ્યા પછી આપણા દેશમા શિક્ષણનો વિસ્તાર વધ્યો છે સાથે સાથે ઉચ્ચ શિક્ષણને કારણે જ્ઞાનવિસ્તારની નવી તકો ઊભી થઈ છે ટેકનોલોજીના ક્ષેત્રે પણ આપણે મોટી ફાળ ભરી રહ્યા છીએ આમ છતા, શિક્ષણ પ્રાપ્ત કરતા સામાન્ય વિદ્યાર્થીનું જ્ઞાનસંસ્કારનુ ભાથુ અનેક કારણોસર પર્યાપ્ત નથી અને યુનિવર્સિટી કક્ષાના જ્ઞાનવ્યાપ વામણો ભાસે છે

"વળી સ્વાધીન લોકશાહી સમાજના સર્વાંગી વિકાસ દરમ્યાન સર્વસાધારણ શિક્ષિત પ્રજાજનને પડકારતી અપરંપાર જટિલ સમસ્યાઓ ઉપસ્થિત થતી રહે એ સ્વાભાવિક છે આવા પ્રસંગે બૌદ્ધિક તાલીમનુ ભાથુ અપર્યાપ્ત રહી જતા સુસજ્જ નાગરિક તરીકેની તેની અધૂરપ વૈયક્તિક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ અસરકારક પૂર્તિ માગી લે છે"

યુનિવર્સની ચિન્તા કરે તે યુનિવર્સિટી, એ ન્યાયે લોકશાહી સમાજને શોભતી આ કામગીરી, નિવેદનમા કહેવાયુ છે તેમ, "અત્યન્ત દુષ્કર છે એવી સભાનતા અમે હંમેશ અનુભવી છે એક બાજુ, યુવકો ને નાગરિકોની કક્ષા–તેમની અભિરુચિ, વાચનશક્તિ અને સમજશક્તિ–ની મર્યાદાઓ છે, તો બીજી બાજુ, ઇતિહાસવિકાસ ને ઘટનાવિકાસ, વિચારવિકાસ અને મૂલ્યવિકાસની ઝાખી કરાવવાનુ કાર્ય કઠિન છે ગંભીર અને કઠણ ગણાતા વિષયો, ગંભીરપણે છતા આસ્વાદ્ય બનાવીને રજૂ કરવાનુ કામ લેખકો માટેય કસોટીરૂપ બને છે સંપાદકોની મર્યાદાઓયે હોવાની. આ પ્રયત્ન મહત્ત્વાકાંક્ષી કે અસાધ્ય નથી અને ગંગાવતરણ કરવાનો નહીં તોયે ગંગોત્રીનુ આચમન કરાવવા જેટલો તો યશ મળશે, એવી શ્રદ્ધાએ અમે આ યાત્રા આરંભી છે વળી પરભાષાના ગ્રંથોના ભાષાન્તરો વા રૂપાન્તરો રજૂ કરવાને બદલે શક્ય એટલો મૌલિક અભ્યાસ અને ચિંતન રજૂ કરવાનો હેતુ છે"

આવુ કામ, સુન્દરમે સમુચિતપણે કહ્યું છે એમ, મૂંગી મૂંગી રીતે બની ગયેલી તેમજ બની રહેલી ગુજરાતના જીવનની એક મહાન ઘટના જ લેખાય આવી કામગીરીના છેક છેડે આવીને યુનિવર્સિટી લગભગ છેલ્લે પાટલે બેસવા-જેવુ કરી બેસે, એનો અર્થ એ છે કે **સંપાદનકાર્ય એટલે શું** એનો એક વિદ્યાસંસ્થાને હોવો જોઈતો ખ્યાલ આપણે ત્યાં કમભાગ્યે હજુ કેળવાયો નથી – કશુ **કમ્પાઈલ** કરવું ને કશુ **એડિટ** કરવુ એટલે કે **સંકલન** કરવુ ને **સંપાદન** કરવુ બેઉ કેમ જાણે એક જ વાત ન હોય!

સંપાદન એટલે મોટે ભાગે તો, વિદ્વાન લેખકો પાસેથી વિષયાનુસાર પ્રકરણો લખાવી, એકત્ર કરી, જોઈ જઈ, ભાષા, જોડણી આદિ સુધારીને ગ્રંથની હસ્તપ્રત પ્રેસને સોંપવાનુ કામ એવી જાડી સમજ આપણે ત્યા છે પરંતુ, એ

તો વાસ્તવમાં સંકલનની કામગીરી થઈ. સંપાદન એ તો એક નિરાળો જ ક્રમબ ને નિરાળી કામગીરી છે, અને એમાં પણ જ્ઞાનગંગોત્રી પ્રકારના કાર્યોમાં તો સવિશેષ

*

આ શ્રેણીના નિવેદનને અમલમાં મૂકવા મથતું જ્ઞાનગંગોત્રી–સંપાદન એક પ્રક્રિયા તરીકે પરંપરાગત સમજ કરતાં નિરાળુ છે એ સમજીને ચાલવું જોઈએ

સંપાદકે આન્તરશાસ્ત્રીય અભિજ્ઞાપૂર્વક જે તે વિષયના અનેક વિદ્વાનો સાથે પ્રારંભિક ચર્ચાવિચારણા કરી તેમાંથી વધુ અનુકૂળ જણાય તેવા તદ્વિદો પાસે લેખનની જવાબદારી સ્વીકારાવવી રહે છે. વળી, આ કક્ષાના તદ્વિદોના હાથ પૂરતા ભરાયેલા હોઈ એમને જરૂરી લાંબો સમયગાળો પણ આપવાનો રહે એ દેખીતુ છે

* લખાણમાં મૂળ હેતુને અનુરૂપ અભિગમ જળવાય એ માટે સંપાદકે પોતે જે તે વિષયોની ખાસી એવી પૂર્વતૈયારી કરવી રહે છે. પરંતુ હોમવર્ક કરી, કાચા મિનોપ્સિસ અથવા મહત્ત્વના મુદ્દાઓ અંગે નોંધો તૈયાર કરી લેખકોને પહોંચતા કરવાનાં રહે છે

લેખકો પાસેથી આ ધોરણે પહેલો ખરડો મળતા ઠીક ઠીક સમય જતો હોય છે–ઓછથી માંડીને અઠ્ઠાવીસ મહિને પણ ખરડો મળવાનું બન્યુ છે ઉદ્દિષ્ટ હેતુને અનુલક્ષીને, લેખકને મંમત કરી, નવેસર ખરડો તૈયાર કરવાનુ પણ અલબત્ત રહે જ—વિષયની મુદ્દાકીય માવજતમાં તેમ જ ભાષાશૈલીમાં ઉપરાત, સૂચવેલી શબ્દમર્યાદા કરતા લખાણો અતિલાંબા કે અતિસઘન આવ્યા હોય ત્યારે ટૂંકાવવાનું, મઠારવાનુ, વિસ્તારવાનુ, પુરવણી કરવાનું મંપાદકીય કાર્ય અનિવાર્ય બની રહે છે

આ કામગીરી લેખક–સંપાદક સાયુજ્યનાં નવાં જ પરિમાણ ધારણ કરે છે. નમૂના દાખલ આ શ્રેણીના 'સ્વરાજ્ય દર્શન'ના બે બોલમાં પ્રા. નગીનદાસ સંઘવીએ લખ્યું છે તે ઉતારીએ

"ગ્રંથશ્રેણીના મંપાદક મુ શ્રી ભોગીભાઈએ પુસ્તકની માંડણીથી શરૂ કરીને તેના આખરી સ્વરૂપ સુધીના પ્રત્યેક તબક્કે લેખનકાર્યમાં એટલો બધો રસ લીધો છે કે તેઓ આ ગ્રંથના કેવળ સંપાદક જ નહીં મહલેખક પણ બન્યા છે ..પત્ર દ્વારા અને મૌખિક ચર્ચાઓ દ્વારા મને પ્રોત્સાહન આપ્યુ છે અને લગામે પણ એ ચી છે મતભેદોની નિખાલસ ચર્ચા કર્યા પછી તેમણે ઉદારભાવે મને મારા રસ્તે ચાલવા દીધો છે"

સંખ્યાબંધ લેખકોની લાગણી ઓછેવત્તે અંશે આ પ્રકારની જ હશે યુનિવર્સિટીએ છેલ્લે છેલ્લે જેમને સાથે મંપાદકીય કળશ ઢોળ્યો છે તે પ્રા. શેખડીવાળાએ શ્રેણીના અગિયારમા ગ્રંથ માટે ભોગીભાઈના નિમંત્રણથી એક પ્રકરણ લખેલુ છે એમણે પહેલો મુસદ્દો મોકલ્યો ત્યારે શૈલી ને અભિગમની દૃષ્ટિએ એ પ્રકરણ નવેસરથી લખાવવાનુ સંપાદકને જરૂરી લાગેલુ. ત્યારે પહેલે તબક્કે તો શેખડીવાળાને કદાચ રોષ પણ ચઢ્યો હશે, પરંતુ નવેસરથી લખીને મોકલતી વેળાએ આ બીજીવારનુ લખાણ વધુ સંતોષપ્રદ બન્યાનો ઉલ્લેખ કર્યા વગર તેઓ રહી શક્યા નહોતા, એવું જાણવા મળ્યું છે

[જ્ઞાનગંગોત્રી પ્રકરણ'ના આમુખમાંથી]

પ્રકાશક : વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ • વડોદરા-૫
મુદ્રક શાહ પ્રિન્ટર્સ ટાંકી સામે, વાઘોડીયા રોડ વડોદરા

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

# જ્ઞાનપીઠ ઍવૉર્ડનો કાળસંકેત

પ્રકાશ ન. શાહ

'મળેલા જીવ'માં એ એક આંકો અમથો અંતરો જ છે. સમા ને વખતની વારતાનો પણ સમયનો, કહો કે કાળનો કૅન્વાસ પન્નાલાલે એમ તો 'માનવીની ભવાઈ'માં પણ ક્યાં નથી લીધો? બલકે, એક અર્થમાં એ જ તો નાયક છે આમ, કાળને નાયક કરી જાણનાર આપણા એકના એક પન્નાલાલ ભારતીય જ્ઞાનપીઠ ઍવૉર્ડ દ્વારા ભારતીય સાહિત્યના ફલક પર વાજબીપણે જ સુપ્રતિષ્ઠ થાય છે એ ગૌરવઘટનામાં શો કાળસંકેત વાંચીશું આપણે?

નવલકથાઓની ગુજરાતને એમ જુઓ તો નવાઈ નથી ગોવર્ધનરામ સરજ્યું પેલું શૃંગ અહીં છે અને કલ્યાણગ્રામ પણ મુનશીએ આ જ ભાષામાં મહેલાતો ખડી કરી છે, મુત્સદ્દીગીરીના પેચ લડાવ્યા છે ને સમરાંગણો પણ સર્જ્યાં છે 'બિયોન્ડ ગુડ ઍન્ડ ઇવિલ'ના નિર્દ્વંદ્વશાઈ પૃથિવીવલ્લભ-છાપ પાત્રોની મોહિનીના એ સ્રષ્ટા છે ર. વ. દેસાઈ ને પેટલીકરની સંસારકથાઓ પણ ગુજરાતની આગવી સંપદા છે અને દર્શકની 'ઝેર તો પીધાં છે જાણી જાણી'નો ત્રીજો ભાગ રાહ જોવડાવીને ગુજરાતવગો થયો એને તો પૂરું વરસે નથી થયું

આ બધાની વિશેષતા કંઈ ને કંઈ હશે જ છે જ પરંતુ, જ્ઞાનપીઠ ઍવૉર્ડની આજની ક્ષણે 'માનવીની ભવાઈ'કાર પન્નાલાલ પટેલની કોઈ એકમેવ વિશેષતા તત્ક્ષણ વસતી હોય તો એક તો એ કે એમણે કાળની કથા આલેખી – અને બીજી વિશેષતા એ કે એમણે લોકની વાત માંડી

પન્નાલાલે કાળની કથા માંડી તે દિવસે 'સરસ્વતીચન્દ્ર' કાલીન પાત્રસૃષ્ટિ, કાંખે દલપતરામની સંસારસુધારલક્ષી શૈલીએ બ્રિટિશ રાજના લાભોમાં રાચતી હતી અને લોકકલ્યાણની સાચ્ચી કામના ઍલિટિસ્ટ અંતરસમ્બન્ધોની જટા કે જ ધારાથી મોચન માગતી હતી નવીનચન્દ્ર ઉર્ફે સરસ્વતીચન્દ્ર સરખા જ્ઞાનાર્થી, અનુભવાર્થી, કલ્યાણકામી પાત્રો પછી એક તબક્કો આવી ગયો દોરદમામવાળા દર્પીલાં પાત્રોનો પણ પ્રતાપી પાત્રોની મુશ્કેલી એ કે એમાં શેષ સમાજ નકરા માનવજન્તુના ખાતામાં ખતવાઈ જાય અનાયાસ કે સાયાસ

પણ પન્નાલાલ આવ્યા તે પરમ્પરાગત અર્થમાં પ્રતાપી કે પંડિત પાત્રો વિના સીધાસાદા, તેજ અંધારના પૂતળા સરખા લોક સાથે, માટીના મનેખ સાથે એ આવ્યા પ્રજાને પોતાનો પરિચય પોતાના જેવા માણસો મારફતે થયો, કેમકે ગગનમાં ગાજતા કે ગિરિશૃંગો પર કે વાલકેશ્વરમાં વસતા અદ્દરલોકને સદ્દરલોકની આ વાત નહોતી પણ કાળુ રાજુ, કાનજી, જીવી, માલી, ધૂળાની હતી માહોલ મજરીના નાથીનો નહીં એટલો પરથમીના પોઠીનો હતો

લોકનો પાટલો માંડનાર પન્નાલાલ અલબત્ત નથી પહેલા, કે નથી છેલ્લા ગુજરાત મેઘાણી પરમ્પરાએ સુખિયું છે પણ ઘણો'ખરો વખત લોકસાહિત્યના પાત્રો સાથે સ્વાભાવિક જ એક મધ્યયુગી રોમૅન્ટિસિઝમ વળગેલું હોય છે પન્નાલાલ ગુજરાતના ઈશાનિયા ખૂણેથી જે લોક લઈ આવ્યા તે એવી કશી આસમાની રૂમાની આભા વગરનું લોક હતું એ અર્થમાં આપણા સમયને સુસંગત એવો આ જાણે લોકશાહીનો વાર્તાકાર ન હોય!

પન્નાલાલ ઝાઝું ભણેલા નથી એ બીનાનો જ્ઞાનપીઠ ઍવૉર્ડની સત્તાવાર જાહેરાત સાથેની યાદીમાંયે અધોરેખિત ઉલ્લેખ થયેલો છે મતલબ, બીજા ઘણા બધા સર્જકોની જેમ એમણે કદાચ 'અનલર્ન' કરવાની નોબત એથી જ નથી આવી! પ્રજાઓ દેખાદેખીથી નવું કશું આત્મસાત્ ન કરી શકે અને જૂનું દરમ્યાનમાં છૂટી જાય એવી સ્થિતિ આજની છે ત્યારે ત્રણચાર દાયકા પરના પન્નાલાલની સોબતમાં એક પ્રજા તરીકે આપણને તળપદ એવો બાળકટ પોતીકો અનુભવ થાય છે એ ઘટનાનો મહિમા ઓછો નથી

'સરસ્વતીચન્દ્ર'થી 'માનવીની ભવાઈ', ભદ્રલોકથી લોક લગીની આપણી કથાયાત્રાનો એક આલેખ આપે છે તે પેઢીનો યુગપડકાર લોક ને ભદ્રલોક વચ્ચેની ભેદની ભીંતો ભાંગવાનો છે ગુજરાતી નવલકથાએ તે કેમનો ઝીલ્યો એ સવાલ આવતે વર્ષે 'સરસ્વતીચન્દ્ર'ના પહેલા ભાગની શતાબ્દી થવામાં છે ત્યારે તપાસલાયક છે હમણાં તો, જય પન્નાલાલ!

# સંપાદકીય

ભારતમાં વધતી જતી સાંપ્રદાયિક હિંસા એ ભારતીય સમાજ–રાજ્ય–દેહમાં ઝડપથી પ્રસરતા કોમવાદના કૅન્સરનું બહાર પ્રગટ થતું ચિહ્ન છે. ચિહ્નો (સિમ્પટમ્સ)નું મહત્ત્વ એટલું કે તે રોગની તીવ્રતા દર્શાવે. આઠ–દસ વર્ષોમાં પણ, ખાસ તો છેલ્લા દોઢ–બે વર્ષ દરમિયાન ધર્મના નામે જેટલી હિંસા ભારતમાં થઈ છે, તેટલી ભારતના ઇતિહાસના બીજા કોઈ કાળમાં કે હાલ દુનિયાના બીજા કોઈ દેશમાં (લેબેનનના અપવાદને બાદ કરતા) થઈ નહિ હોય. 'બે જૂથો વચ્ચે થયેલી અથડામણ' એટલું અખબારોમાં વાંચીએ એટલે સમજી જવાનું કે આ કોમી હિંસાની ઘટના છે. કોમી હિંસાની ઘણી ઘટનાઓ અખબારોના પાને ચઢતી પણ નહિ હોય અથવા તેના વ્યાપ અને તીવ્રતા અખબારોના હેવાલોમાં યથાતથ પ્રતિબિંબિત નહિ થતા હોય. સાંપ્રદાયિક હિંસા પોતે કોમવાદના વિષાણુના વાવેતર અને ઝડપી પ્રસાર માટે ગંભીર રીતે જવાબદાર છે તેથી પ્રથમ તો તેને કડક હાથે દબાવી દેવી જોઈએ, એ વિષે બેમત ન હોય. પણ કામ ત્યાં અટકવું ન જોઈએ. ચિહ્નો દબાવી દેવાથી રોગ નિર્મૂળ થતો નથી. ઘણી વાર તો તે અસાધ્ય બને એ રીતે વકરતો હોય છે.

કોમવાદનું કૅન્સર જે રીતે ભારતીય સમાજમાં પ્રસરી રહ્યું છે તે જોતા, અને "જો આપણે આ રીતે કોમવાદને ફાલવા દઈશું તો ભારતના ટુકડે ટુકડા થઈ જશે," એવી, ત્રીસ વર્ષ અગાઉ નહેરુએ ઉચ્ચારેલી અગમવાણીમાંથી કંઈક બોધપાઠ લેવા માગતા હોઈએ તો, તેના ઊંડા અને ગંભીર વિશ્લેષણ સાથે કેટલાક નક્કર ઉપાયો સત્વરે લેવા પડશે.

પ્રથમ તો, છેલ્લા દોઢ–બે દાયકાથી જે કોમવાદ માથું ઊંચકી રહ્યો છે, તેનો ચહેરો, તેની પાછળની મુખ્ય રેખાઓ ઓળખવી પડશે. અગાઉના કોમવાદ કરતા કોમવાદનો આ નવો અવતાર બે ત્રણ બાબતોમાં વિશેષતા ધરાવે છે. પ્રથમ તો, કોમવાદ આપણી 'સીસ્ટીમ'નો અંતર્ગત ભાગ બન્યો છે, મતલબ કે, કોમવાદ ભારતીય રાજકારણનું એપેન્ડિક્સ નથી (જે કાપીને ફેંકી દેવાય) પણ તે રગે રગમાં વ્યાપી રહેલ લોહીના કેન્સરનું સ્વરૂપ ધારણ કરે છે. આથી કોઈ સર્જનની કાતર નહિ પણ લોહીના બુંદેબુંદને વિષાણુથી શુદ્ધ કરે એવા કાયાકલ્પની જરૂર છે. કોમવાદ એ નિષ્ક્રિય ઘટના રહી નથી, એ ખુદ આઘાત–પ્રત્યાઘાતની શૃંખલા સર્જી શકે એટલી બળવત્તર પ્રક્રિયા બનેલ છે.

બીજું, આ નવો કોમવાદ સંસદીય લોકશાહી અને બિનસાંપ્રદાયિકતા બન્નેના વિકૃત સ્વરૂપોનાં કજોડાનું ફરજંદ છે. સંસદીય લોકશાહીનું ચૂંટણીઓના અને પછી તો સમગ્ર રાજકારણમાં થયેલ અધઃપતન અને મત મેળવવા છેલ્લામાં છેલ્લા પાટલે બેસવાનું વલણ તેમાં પેદા થાય તે દેખીતું છે. ધર્મ, જ્ઞાતિ, જાતિ કોમને નામે મત મેળવવાની તો પછી સ્પર્ધા જ થાય ને! અને આપણા રાજકારણીઓએ બિનસાંપ્રદાયિકતાને નામે એવું તો ડીંડવાણું ચલાવ્યું કે ભારોભાર કોમવાદ-સાંપ્રદાયિકતાના ભોરીંગને જ દૂધ પાવાનું કર્યે રાખ્યું.

નાગરિકતાનો જ વિકાસ, સામાજિક–આર્થિક કાર્યક્રમોને આધારે રાજકીય સ્પર્ધા, અને રાજકારણમાંથી ધર્મ–કોમ–સંપ્રદાયની સંપૂર્ણ હકાલપટ્ટી અને આ બધું કરવા, કરાવવા માટેની સામાજિક–રાજકીય નેતાગીરી આટલું જોઈએ કોમવાદના વિષાણુથી રાજ્યદેહને મુક્ત કરવા. ધર્મ ભલે પળાય ઘરની ચાર દિવાલોમાં, મંદિરો કે મસ્જિદોમાં, તે શેરીમાં ન આવે. રાજકારણ માત્ર નાગરિકને જ ઓળખે, તેના કોઈ વિશેષણને નહિ. ઉપાય, મુશ્કેલ જરૂર છે, નથી એવું નથી.

દિનેશ શુક્લ



# એકવીસમી સદીમાં ઉડ્ડયન*...

રજની કોઠારી.

વધતા જતા કોમવાદ અને આર્થિક પરેશાનીઓ વચ્ચે આપણા દેશના શાસકોની નવી ફસલના વિચારો, આપણી સમસ્યાઓની તેમની સમજણ-સંવેદના અને અભિગમ પ્રત્યે ધ્યાન ન દોરાય તે સમજી શકાય તેવું છે પણ આ નવી પેઢીના શાસકોએ સાતત્યભંગ અને નવા ચીલા પાડવાનો જે 'ભગીરથ પુરુષાર્થ' આદર્યો છે, તેના સૂચિતાર્થો દેશ અને સમાજ માટે એટલા તો મહત્ત્વના છે કે તે બધાનો વિચાર કર્યે જ છૂટકો છે સાતત્યભંગ અને 'નવું કરવાના ઉત્સાહ' પાછળ એક નવો અભિગમ, દરમિયાનગીરીની નવી વ્યૂહરચના અને ઉદ્ભવતા ભાવિ વિષે નવું દર્શન, આ બધું રહેલું છે આ નવો અભિગમ નવા વડાપ્રધાન અથવા જે 'દૂન'મિત્રોની તેમના પર અસર હોવાનું મનાય છે, તેમની જ પેદાશ છે એવું નથી દેશના અગ્રવર્ગનો ઘણો મોટો હિસ્સો આવા અભિગમ અને સમજણ ધરાવે છે આ નવી પેઢી પાસે કોઈ પરિપ્રેક્ષ્ય, જીવન પ્રત્યેનો દૃષ્ટિકોણ, કોઈ વિચારધારા નથી, એવું રખે માનતા! જે નવી નીતિઓ અમલમા મૂકાઈ છે, અથવા મુકાવાની વાતો ચાલે છે, નેતાગીરીની, કાર્યપદ્ધતિઓની નવી શૈલીઓ, વ્યક્તિઓ અને વ્યૂહરચનાઓમા આવેલ અસાધારણ પલ્ટાઓ, આ બધાને અવગણવા કે હસી કાઢવા જેવા નથી હજુ ઘણો ગૂંચવાડો, સંદિગ્ધતા પ્રવર્તે છે અને એમ હોય તે સ્વાભાવિક પણ છે કારણ, જે નવો અભિગમ ઉદ્ભવી રહ્યો છે તે સમવેતનો અભિગમ નથી, બલકે વાસ્તવિકતાનું વિભાજન, ખરેખર તો દ્વિભાજન કરનારો અભિગમ છે, નિર્મમ રીતે કેટલીક બાબતોને જ પ્રાધાન્ય આપનારો તો બાકી બધી બાબતોની ઘોર ઉપેક્ષા સેવનારો છે આ નવો અભિગમ કેટલાકને ન ગમે 'પણ તેથી શું', એમ નવા નેતાઓ અને તેમના બૌદ્ધિક સેંસમેનો રોકડું પરખાવી દે છે.

આ નવા અભિગમને સંક્ષેપમાં, એક જ વાક્યમાં, પણ ગૂઢવાદી સૂત્રરૂપે રજૂ કરવો હોય તો આમ મૂકી શકાય: "આપણે સૌ, આપણો દેશ ૨૧મી સદીમા પહોચી જવા તલપાપડ થયા છીએ." આ અભિગમના ચાર લક્ષણો સમજવા જરૂરી છે. પ્રથમ તો તે અસંદિગ્ધપણે ભવિષ્યલક્ષી છે. મતલબ કે ભૂતકાળ અને કંઈક અંશે વર્તમાનને, તેની પરંપરાઓ, સંસ્થાઓ, મૂલ્યો એ બધાં સાથે દફનાવવા માગે છે અને કોરી સ્લેટ સાથે ૨૧મી સદીમા પ્રવેશવા માગે છે, જેથી ભૂતકાળ અને વર્તમાનનો બોજ વેંઢારવો ન પડે બીજું, આ અભિગમ અ-રાજકીય (એપોલિટિકલ) કદાચ રાજકારણ વિરોધી (એન્ટીપોલિટિકલ) છે આપણા સમાજમા જે કચરો છે, સડો છે, અભદ્ર છે તે બધું રાજકારણને કારણે છે, રાજકારણની પેદાશ છે આપણને 'આગળ જતા' રોકનાર અને 'પાછળ રાખનાર' જો કોઈ હોય તો રાજકારણ છે તે આપણને ભ્રષ્ટ તો કરે છે જ, સાથે દરેક તબક્કે સમાધાનો કરવાની ફરજ પાડે છે ત્રીજું, આ અભિગમ 'ટેક્નોક્રેટિક' છે, મતલબ કે તે ટેકનોલોજીને રાજકારણના અવેજ તરીકે ગણે છે લાગણીવેડામા તણાયા સિવાય, શુદ્ધ 'વૈજ્ઞાનિક રીતે', કશું એલફેલ નહિ સાંખી લેવાય (નો-નોનસેન્સ) એવા વલણ સાથે તે પ્રશ્નોના ઉકેલ તરફ આગળ વધવામા માને છે 'સબ દુખોકી એક દવા' ગણીને આધુનિક ટેકનોલોજીમાં તે અનર્ગળ શ્રદ્ધા ધરાવે છે અને ચોથું લક્ષણ તે નવો અભિગમ મેનેજેરિયલ છે. જેમા રાજશાસન (ગવર્નન્સ)ને એક સંચાલકીય કાર્ય તરીકે ઘટાવવામાં

*૨૭ એપ્રિલ ૧૯૮૬ના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં પ્રકાશિત

આવે છે જુદાં જુદાં સામાજિક બળો વચ્ચેની રાજકીય સ્પર્ધાનું સ્થાન ટેકનિકલ જાણકારી અથવા વિશેષ જ્ઞાન લે છે, બીજી બાજુ નૈતિક સૂત્રો અને લોકરંજની ભાષણબાજીનું સ્થાન બિનરાજકીયકૃત સંચાલન લે છે, જે ચોક્કસ ધ્યેયો હાસલ કરવા નફાતોટાના હિસાબ કાઢીને કાર્યપદ્ધતિઓ નક્કી કરે છે

આ ચારેય લક્ષણો ભેગાં મળતાં એક નવા જ આવેગ અને ધક્કાને જન્મ આપે છે, જે દેશનું બે ભાગોમા, જાણે કે 'બે ભારત'મા વિભાજન કરે છે 'ટુ ઇન્ડિયાઝ' અથવા બે ભારતનું જે ચિત્ર ઊપસે છે તે કંઈક આવુ છે જેમા સામાન્ય લોકોને બદલે રાષ્ટ્રને પ્રાધાન્ય અપાય છે, જેમા સમાજ વ્યવસ્થાને બદલે રાજ્યને મહત્ત્વ અપાય છે, જેમા લોકો વિવિધ સ્તરે લોકશાહી પ્રક્રિયામા સામેલ થતા હોય અને જેમાં આપણી વિવિધતાઓ પ્રત્યે આદર દર્શાવાતો હોય એવી સામાજિક પ્રથાને સ્થાને એક મજબૂત, કાર્યક્ષમ અને દુનિયાની અન્ય "મહાન સત્તાઓની પગતમા બેસતા શોભી ઊઠે એવા એકરૂપ (હોમોજિનસ), આધુનિક, રાષ્ટ્ર-રાજ્યનુ નિર્માણ કરવાના વિચારને અગ્રિમતા અપાતી હોય 'બે ભારત'નુ આ ચિત્ર 'ઇન્ડિયા વિરુદ્ધ ભારત' એટલે શહેરી ભારત વિરુદ્ધ ગ્રામીણ ભારત જેટલુ સીધુસાદુ નથી અહી તો દરેક સામાજિક અવકાશ એવા બે વિભાગોમા વહેચાય છે કે બન્ને વચ્ચેની આંતરક્રિયા, આદાનપ્રદાન, આપસી સંપર્ક ઘટતા જતા હોય, એવુ ચિત્ર ઊપસે છે

'બે ભારત'ના આ ચિત્રને જરા વિસ્તારથી, થોડી વિગતે, જોવાનો પ્રયાસ કરીએ એક ભારત છે અત્યંત આધુનિક, સમાજના સાધનસ્રોત માહિતીના ભંડાર, અદ્યતન ટેકનોલોજીઓ અને સાથે જતું બીજું ઘણુ બધુ તેની પહોચ હેઠળ છે, તેની એડી હેઠળ છે, તો સામે બીજુ ભારત છે, જે દોડમા ઘણુ બધુ પાછળ રહી ગયેલ છે, વૃદ્ધિ(વિકાસ નહિ)ની આખી પ્રક્રિયાના અંગભૂત ભાગરૂપ શોષણ અને દમનના સમગ્ર માળખાના અમલ બોજા હેઠળ કચડાતું, સ્થગિત, ઠેરનુ ઠેર ઊભુ છે આ 'બે ભારત' વચ્ચેનો 'સંપર્ક' ઉત્તરોત્તર ઓછો ને ઓછો થતો જાય છે એવુ નથી કે આપણા દેશમા કોઈ વિભાજનો હતા જ નહિ ગરીબો અને અમીરો, બહુમતીઓ અને લઘુમતીઓ, વિશેષાધિકારસંપન્ન અને કંગાળ એવા ભાગ તો આપણે ત્યા સદાય રહેલા છે ૧૯૭૦ના દાયકા સુધી આ વિભાજનો સાથે અસ્તિત્વ ધરાવતાં અને તેમની વચ્ચે ક્યાંક ક્યારેક મેળાપ પણ થતો એને કારણે સામાજિક વાસ્તવિકતાની દીવાલની પેલે પાર શું છે, તેની કંઈક જાણ, કંઈક અજ્ઞાનતા પેદા થતી એનાથી કોઈકમાં અનુકંપા જન્મતી, ક્યારેક તેનાથી ગુનાઈતતા અને ચિંતાની લાગણી પણ પેદા થતી પણ હવે તો આ બીજા ભારત વિશે જાણે પૂરેપૂરુ અજ્ઞાન પ્રવર્તતું હોય એવું જોવા મળે છે એટલું જ નહિ, બીજા ભારતના દૂર દૂર ફેલાયેલાં ગામડાંઓમા કરોડોની સંખ્યામા કંગાલિયાતમાં જીવતા મનુષ્યોનુ જાણે અસ્તિત્વ જ પહેલા ભારતના લોકોને મન નથી! ફૂટપાથ પર ચાલતા ક્યારેક આપણી નજર આ બીજા ભારતના કમનસીબ શહેરવાસીઓ પર પડે છે ત્યારે ત્યાથી નાસી છૂટવાની, સખ્ત અણગમાની, ધિક્કારની લાગણી થઈ આવે છે, ક્યાય સહાનુભૂતિ, અનુકંપાની સરવાણી ફૂટતી નથી, ગુનાઈત હોવાની લાગણીની તો વાત જ ક્યા? આપણી જાતને, મિત્રો, સહકાર્યકરો, સગાસંબંધીઓને જરા પૂછી જોઈશુ?

આપણા દેશમા જ નહિ, અન્યત્ર પણ, માનવ માનવ વચ્ચેની તિરાડ વધતી જાય છે, તેના સૂચિતાર્થો મહત્ત્વના છે આપણે વધુને વધુ પ્રમાણમા વિભાજિત જગતમાં રહેતા થયા છીએ અને બન્ને બાજુઓ વચ્ચેનો જીવંત સંપર્ક તૂટતો જાય છે. એનાથી બેઉમા પરસ્પર વિમુખતા અને પરાયાપણાનો ભાવ પેદા થાય છે, એમાથી જન્મે છે, અજ્ઞાન અને પરિણામે અનુકંપાનો અભાવ આગળ જતાં એમાંથી બંધાય છે, પૂર્વગ્રહોની ગાંઠો, અને આપણે એવી માનસિક દશામાં જીવતા થઈએ છીએ કે જેમાં 'બીજાઓ' માટે લાગણીનું કોઈ સ્થાન રહેતું નથી આપણે ભુલકણાપણા(એમ્નેશિયા)નો ભોગ બનીએ

છીએ! બીજા ભારતના લોકો જાણે ગગનચુંબી ફ્લેટોની પડખે યા ફૂટપાથ પર રહેતા હોય અગર તો લાખો ગામડાઓમા જીવતા હોય, આપણા સંકોચાતા ચેતનાવર્તુળના પરિઘની અંદર પ્રવેશી શકતા નથી. એકવીસમી સદીમા પહોંચી જવાની માનસિક ઉતાવળ આ કઠોર અણગમતી વાસ્તવિકતામાંથી નાસી છૂટવાની ચેષ્ટાનો જ એક ભાગ છે. ૨૧મી સદીમા પ્રવેશવાનો મંત્રજાપ એક બાજુ બન્ને ભારત વચ્ચેની ખાઈને વધુ પહોળી કરવાનું કામ કરશે તો બીજી બાજુ અગ્રવર્ગોને બીજા ભારતના રોગિષ્ટ જંતુઓનો ચેપ ન લાગે તે સારુ રક્ષણ-આવરણ (ક્વારન્ટાઈન) પૂરું પાડશે. દરમિયાન બીજા ભારતના કરોડો લોકોના જીવન જીવવાના લઘુતમ હક્કો, તો કેટલાકના જીવન જીવવાના હક્ક સુદ્ધાં, વધુ અસરકારકતાથી, વધુ નિર્મમ કાર્યક્ષમતાથી છીનવાતા જશે.

હાલ, જે નીતિઓ અમલમા મૂકવાનો પ્રયાસ થઈ રહ્યો છે, તેનું પરિણામ બન્ને ભારત વચ્ચેના અંતરને વધારવામા જ આવે. આર્થિક વિકાસ અને ઔદ્યોગિક તેમ જ શ્રમિક સંબંધોને લગતી નવી નીતિઓ આ અંતરનો વ્યાપ વધારવામા પરિણમશે. ટેકનોલોજીનો મોટા ઉપાડે આવકાર, શિક્ષણ, આરોગ્ય, પૌષ્ટિક આહાર, ગૃહનિર્માણ, વસ્ત્ર, જીવનની અન્ય જરૂરિયાતોનો સંતોષ, કોઈ પણ નીતિક્ષેત્ર લો; આવું જ જોવા મળશે. જાણે બન્ને ભારત વચ્ચે ખાઈ પહોળી કરવાનો વ્યવસ્થિત કાર્યક્રમ હાથ ન ધરાયો હોય!

સામાજિક અને રાજકીય શિક્ષણની સંસ્થાઓ તરફ નજર કરીએ તો ચિત્ર ખાસ જુદું નથી. સમાજવિજ્ઞાન સહિત જ્ઞાન-વિજ્ઞાનની શિક્ષણ-સંશોધન સંસ્થાઓ 'વસ્તુનિષ્ઠ' કહેવડાવવાના આગ્રહમા આભડછેટ પાળે છે. વિશિષ્ટીકરણના વળગણને કારણે સમગ્ર સામાજિક વાસ્તવિકતાને તેની અખિલાઈમાં જોવા-તપાસવા તૈયાર થતી નથી. જેઓ સામાજિક વાસ્તવિકતાને દુરસ્ત કરવા કે પલટાવવા માગે છે તેને કશું માર્ગદર્શન આપતી નથી. એવા સમયમા આપણે જીવી રહ્યા છીએ, જેમા એક બાજુ જ્ઞાનવિજ્ઞાનનો અભૂતપૂર્વ વિસ્ફોટ અને વિસ્તાર થતો જાય છે, તો બીજી બાજુ સરકારો અને નેતાઓ માનવપ્રશ્નોને પહોંચી વળવામા વધુને વધુ પ્રમાણમાં નપુંસકતા અનુભવવા લાગ્યા છે. જ્ઞાન અને કાર્ય વચ્ચેના વિચ્છેદથી સર્જાય છે શૂન્યાવકાશ, જેની પૂર્તિ સંવહનના સામૂહિક માધ્યમો (માસ મિડિયા)ના ગંજાવર વિસ્તરણથી કરવામાં આવે છે. સંવહનનાં આ માધ્યમો આપણા ભાતીગળ સમાજની સમૃદ્ધ વિવિધતાઓને ઓગાળીને, મતફેર અને વૈચારિક આદાનપ્રદાનની લોકશાહી પરંપરાઓને નિસ્તેજ કરીને, ગતાનુગતિક, બીબાઢાળશાહી માનસ તૈયાર કરે છે. સાથે સાથે, નવી શિક્ષણનીતિનું મોટાપાયે તોરણો બાંધીને સ્વાગત કરવાની તૈયારી ચાલી રહી છે. ૧૯મી સદીમા મેકોલેએ દાખલ કરેલી શિક્ષણનીતિએ બ્રિટિશ સામ્રાજ્યનું દૂર બેઠા સંચાલન કરવા 'બાબુઓ' તૈયાર કર્યા, તો હવે આવનાર શિક્ષણનીતિ કોર્પોરેટ સેક્ટર અને ટેકનોક્રેટિક રાજ્યની સેવા બજાવવા લાખોની સંખ્યામા ટેકનિશિયનોનું ઉત્પાદન કરશે.

આ બધું માત્ર લૌકિક (સેક્યુલર) ક્ષેત્ર પૂરતું જ સીમિત નથી. ધર્મ અને અધ્યાત્મના અધઃપતન માટે નિસાસા નાખનારા કદાચ બન્નો વચ્ચે યોગ્ય રીતે ભેદ પાડતા નથી. આપણા સામાજિક-રાજકીય ક્ષેત્રમા સંપ્રદાયની ઘણી મોટાપાયે ઘુસણખોરી થઈ રહી છે, પણ એ તેના અનુયાયીઓમા દયા-કરુણા અનુકંપા જગવવાને બદલે સનાતનવાદ તરફ લઈ જાય છે, એ માનવીય વૈવિધ્ય પ્રત્યે સંવેદનશીલ બનાવવાને બદલે સંઘર્ષ અને ઝનૂની માનસને જન્મ આપે છે. અને આ પ્રક્રિયામા રાજ્ય એક ભાગીદાર બને છે. વિવિધ જૂથો, કોમો, વર્ગો, વિભાગો વચ્ચેના સંબંધો એક તટસ્થ, નિષ્પક્ષ એજન્ટ બની રહેવાને બદલે રાજ્ય પોતે સંકીર્ણ સનાતનવાદી પરિબળોની પડખે રહેતું હોય એવું બનવા લાગ્યું છે; રાજ્ય

જ્યારે નિષ્પક્ષતા ગુમાવે ત્યારે સરકારની શક્તિનો ઉપયોગ કરનારાં લશ્કર-પોલીસ, અર્ધલશ્કરી દળો અને ક્યાંક તો આપણાં સશસ્ત્ર દળો સુદ્ધાં એ પ્રક્રિયામાં ભાગીદાર થાય છે

આ બધાં પરિબળો અને પ્રક્રિયાઓનું સીધું પરિણામ આવે, જેની એકતાનો પાયો જ વિવિધતા છે, એવી ભાતીગળ અને અત્યંત સમૃદ્ધ સંસ્કૃતિનું એકરૂપતા ('હોમોજિનિટી')માં રૂપાંતર. બીજી બાજુ, આધુનિક ટેકનોલોજી પરનો ભાર અને આધુનિક મજબૂત રાજ્ય બનાવી દેવાની ઘેલછા આપણી સ્વાભાવિક સાંસ્કૃતિક વિવિધતાનો નાશ કરાવે અને ભારતીય સમાજના વિવિધ અંગોપાંગોને સમર્થન કરવાની તો વાત દૂર રહી, ઊલટું, આપણાં દ્વિભાજિત અર્થકારણ અને ધર્મ, કોમ, જ્ઞાતિ, જાતિ વગેરે ખંડોમાં વહેંચાયેલા રાજકારણને ઓર દૃઢ કરવાનું કરશે.

વૈવિધ્યના ધોવાણ અને બધું એકરૂપ કરી દેવાનું પરિણામ એ આવ્યું છે કે આપણને સાચા પ્રશ્નો પૂછવાનું જાણે સૂઝતું જ નથી. આ સદીના અંત સુધીમાં આપણી વસતી એકસો કરોડ (એક અબજ) પહોંચવાની હોય તો આપણી સર્વોચ્ચ અગ્રિમતા શી હોવી જોઈએ? રોજગારી કે શ્રમ(શ્રમિકો)ને દૂર ખસેડનારી ટેકનોલોજી? આપણે શું એવા મોટા વિરાટકાય બંધો બાંધે જ જઈશું જે લાખો લોકોને ઉખેડીને ફેંકી દે, અને આપણા સામાજિક તાણાવાણામાં ક્યારેય, કદાપિ પાછા ઓતપ્રોત થાય જ નહિ? ફૂટપાથ પર રહેનારા સાંજની લટાર વખતે અવરોધ બને છે, માટે તેમને કેમ શહેરથી દૂર ફેંકી દેવામાં આવતા નથી એમ પૂછીશું, કે પછી એવો સવાલ ઉઠાવીશું કે શા માટે આટલા બધા માણસો ગામડાં છોડીને શહેરોની નરકાગાર જેવી ઝૂંપડપટ્ટીમાં રહેવા સતત રહે છે? આપણાં ગામડાંઓનું આપણે શું કરીએ છીએ, સ્થાનિક સમુદાયો સદીઓથી જે સાધનસામગ્રીથી પોતાનું ગુજરાન ચલાવતા આવ્યા છે, તે ઝૂંટવી લઈને, તેમને બેહાલ બનાવીને શહેરોમાં ગંદા વસવાટોમાં રહેવાની ફરજ તો પાડતા નથી ને? આડેધડ ટેકનોલોજીઓ લાવીને આપણે શું કરી રહ્યા છીએ, તે વિચારવા આપણા વડા પ્રધાન જરાય થોભે છે ખરા? સાચા જવાબો તો પછી, સાચા પ્રશ્નો જ આપણને સૂઝતા નથી.

છેલ્લાં ૧૫-૨૦ વર્ષો દરમિયાન કેટલીક પાયાની વસ્તુઓમાં જબરદસ્ત ધોવાણ થયું છે. સંસ્થાઓ, પરંપરાઓ, મૂલ્યોનું ધોવાણ. એની સાથે સમાજના ભૌતિક પાયાનું પણ ધોવાણ થયું છે. સામાન્ય લોકોના જીવનના આધાર સમાં કુદરતી સાધનો પરનો કાબૂ લોકોના હાથમાંથી સરી ગયો છે, સરતો જાય છે. ભીતનું પાણી વધુને વધુ ઊંડું બન્યું છે. રાંધવા માટે બળતણનું લાકડું અપ્રાપ્ય બનવા લાગ્યું છે. નદીઓ સુકાવા લાગી છે. પાણીનો અઢળક પુરવઠો ધરાવતા રાજ્યોમાં અછત / અનાવૃષ્ટિની મુલાકાતો વધી છે. સૂકી અને ખરાબાની જમીનો મોટાં ઔદ્યોગિક ગૃહને 'વિકસિત' કરવા આપવામાં આવી રહી છે. પરિણામે ગામડાંનાં ગૌચર-જમીનો ઘટતી જાય છે. જંગલો, વનસમૃદ્ધિનો ભયંકર ઝડપે નાશ થઈ રહ્યો છે. ટૂંકમાં, સદીઓથી ગ્રામસમાજો-આદિવાસી વિસ્તારોની જે સામુદાયિક કુદરતી સંપત્તિ હતી, જેમના પર તેમનો ગુજારો ચાલતો, તે બધાનો 'વિકાસ' કરવાને નામે ખાનગી હિતોને સુપરત કરવામાં આવી રહી છે અને એની નગ્ન લૂંટ ચાલી રહી છે. સ્પષ્ટ છે કે ૨૧મી સદીના પરીકથાના મુલકમાં સમાજના સૌથી ટોચના ૫ થી ૧૦ ટકા લોકો રહેવા જશે તે કરોડો ગરીબો, કંગાલોની પીઠ પર બેસીને જશે, જેમનો કુદરતી સાધનોનો જીવન-આધાર ઝૂંટવાઈ ગયો છે, જેઓ બબાના આવી શહેરોમાં આવી ચડ્યા છે, અને શહેરોમાંના કચરાની સાથે તેમને પણ બુલડોઝરો ફેરવીને બહાર ફગાવી દેવામાં આવશે. પોતાના જ રાજ્યમાં, માતૃભૂમિમાં તેમની સાથે 'રાજ્યવિહોણા નાગરિકો' જેવો વ્યવહાર કરવામાં આવશે.

પાંચ-દસ ટકા ૨૧મી સદીમાં રહેવા જશે તેનો બોજ ઉપાડશે, ગરીબો અને તેમાં ય ગરીબોમાંના લઘુમતી સભ્યો, દલિતો, આદિવાસીઓ, દહાડિયા, ખાણિયા, વેઠિયા, ગદ્દુ ઉપાડનારા આપણામાંના ઘણા એ ભૂલી જાય છે કે આ બોજ ઉપાડનારાઓ વિના આપણો જીવનવ્યવહાર, આપણા એશઆરામ, ભોગવિલાસ, મિનઉપજાઉ ઉપભોગો એક દિવસ પણ નભી શકે તેમ નથી અને છતા ઉચ્ચ અને મધ્યમ વર્ગનો એક સામાન્ય અદનો માણસ આ બધાને શહેરોના અર્થકારણ અને જીવનધોરણ માટે મોટો બોજો માને છે શહેરોમા એમને કારણે ભીડ, ગીચતા, ગદકી, ગુનાખોરી, ગેરકાયદે દબાણો વગેરે થાય છે એમ તે માને છે કોણ છે બોજારૂપ ? કોણ છે પારકાની મહેનતે તાગડધિન્ના કરનાર પરોપજીવી ? **બહુ ઝડપથી આપણે એવા મનોપ્રદેશમાં પ્રવેશી રહ્યા છીએ, જેમાં ગરીબી, કંગાલિયતને આપણી ક્ષતિઓ, આપણી બેમુખી વાતો, આપણા દભને કારણે નહિ, પણ સમજપૂર્વક જાણીબૂઝીને, યોજનાપૂર્વક ટકાવી રાખતા હોઈએ**

આજે ઘણા લોકો વિચારે છે કે ગરીબો વિશે વિચાર કરવાનુ જરૂરી નથી જો દસથી વીસ કરોડ લોકોથી ૨૧મી સદીની દુનિયામા જઈ શકાય, શક્તિશાળી અર્થકારણ ઊભુ કરી શકાય, અંગ્રેજી ભાષા બોલતો, ટેકનોલોજીમા ચઢિયાતો, શહેરોમા રહેતો મધ્યમ વર્ગ ઉભો થાય અને તેના આધાર પર સબળ, રાષ્ટ્રીય સલામતીનુ રક્ષણ કરી શકે એવું રાજ્ય ઊભુ થાય જે ઉપખંડ પર આધિપત્ય ભોગવે અને એક મોટી વિશાળ સત્તા તરીકે તેનો ઉદ્ભવ થાય તો ઘણુ સિદ્ધ કર્યું કહેવાય બાજી વીસેક કરોડ સંસ્થાનો અને પેટા કોન્ટ્રાક્ટરો તરીકે ભળે સથે આવતા બાકીના ત્રીસ ચાળીસ કરોડ શુ કરશે અથવા એમનું શુ થશે, એ ભૂલી જાઓ ! ( એમનો ઉદ્ધાર તો ઈશ્વર સુધ્ધા કરી શકે તેમ નથી ) એમની ચિંતામાં તો દેશ પાછળને પાછળ રહે છે જેઓ સાથે આવી શકે તેમ છે, તેમને લઈને ૨૧મી સદીમા પ્રવેશવાની તાકીદે જરૂર છે નવી શિક્ષણ નીતિ, નવી આર્થિક નીતિ, છેલ્લા બે બજેટ અને બીજું ઘણુ બધું જે હાથ ધરવામા આવ્યુ છે, તે બધાનો સ્પષ્ટ ઉદ્દેશ આ જ છે જે લોકો માથું મારીને ૨૧મી સદી ભણી ઉડ્ડયન કરતા વિમાનમાં બેસી જાય, તે જ સાચું ભારત છે જે રહી ગયા તેમનુ સ્થાન ઇતિહાસની કચરાટોપલીમા છે, તેમને માટે આંસુ સારવાનો કશો અર્થ નથી !

વિકાસના આ દ્વિમુખી મોડેલ માટે કિંમત ચુકવવી પડશે એનાથી નવા શાસકો પૂરા સભાન છે તે માટે તેમણે વ્યવસ્થિત, પદ્ધતિસર આયોજન પણ કરવા માડયુ છે દેખીતુ છે કે વિકાસનો આવો રસ્તો મોટા પ્રમાણમાં અજંપો, અસંતોષ ઊભો કરવાનો ભારતના સામાન્ય લોકો હવે અગાઉની જેમ ગરીબડી ગાય જેમ ચુમાઈને બેસી રહેશે એમ માની લેવુ ભોળપણ ગણાશે અત્યારે જ સમાજના તળિયે ઠીક ઠીક ઉથલ-પાથલ થઈ રહી છે, તે બધાની અભિવ્યક્તિ હિંસક વિસ્ફોટ દ્વારા વધુને વધુ પ્રમાણમાં થવા લાગી છે. અગાઉ કદાપિ ન અનુભવી હોય એટલા પ્રમાણમા હિંસા ભારતીય સમાજ અનુભવી રહ્યો છે અને એની માત્રામા વધારો થવાનો છે. એ પણ દીવા જેવુ સ્પષ્ટ છે આમ છતા, તેઓ જોખમ ખેડી રહ્યા છે એ બધાના મારણ તરીકે આંતરિક સલામતીનું મંત્રાલય શરૂ કરવામાં આવ્યું છે, રાજ્ય અને કેન્દ્રીય પોલીસદળો તેમ જ અર્ધલશ્કરી દળોમા વધારો અને તેમને સુસજ્જ કરવામાં આવી રહ્યા છે. સંરક્ષણનું નવું માળખુ ઊભુ થઈ રહ્યુ છે સામાજિક અને રાજકીય પ્રક્રિયાઓમાં અર્ધલશ્કરી અને લશ્કરી દળોની દરમિયાનગીરી ધીમે ધીમે વધતી જાય છે વધુને વધુ દમનકારક કાયદાથી રાજ્ય સજ્જ બનતુ જાય છે રાજ્ય ગુંડાતત્ત્વો/માફિયાનો ઉપયોગ નાગરિકોને સીધા રાખવા કરતું થયું છે ૨૧મી સદીમા દેશના પાંચ-દસ કરોડને લઈ જવા જે કીમત ચુકવવી પડશે, તે માટે તૈયારી ચાલી રહી છે

વિશ્વમાનવ

અતિમવાદીઓનાં આતંકવાદ અને હિંસાથી ચિંતાતુર આપણે રાજ્ય દ્વારા આચરવામાં આવતા આતંકવાદ અને હિંસાની અવગણના કરીએ છીએ આપણે એ ભૂલી જઈએ છીએ કે રાજ્યપ્રેરિત હિંસા બીજા પ્રકારોની હિંસાની જન્મદાતા બને છે જો ઊંડાણથી વિશ્લેષણ અને અભ્યાસ કરીએ તો રાજ્યપ્રેરિત હિંસાના સંસ્થીકરણ પાછળનું કારણ જાણવા મળશે જે પ્રકારનો વિકાસવ્યૂહ આપણા દેશમાં અપનાવવામાં આવી રહ્યો છે, તેનાથી અજંપો, અસંતોષ અને તેની હિંસક અભિવ્યક્તિ—આ બધાં વધતાં જવાનાં અને એ બધાને પહોંચી વળવા રાજ્ય અત્યારથી જ જો તૈયારી ન કરે, અને રાજ્યના નેતાઓ તેમની આ તૈયારીને વધતા આતંકવાદ, નક્સલવાદ, અતિમવાદ તેમ જ વિદેશી આક્રમણનો ભય એ બધાના નામે વાજબી ન ઠેરવતા રહે, તો રાજ્યપ્રથાનું સંચાલન કરવાનું અત્યંત મુશ્કેલ બની જાય

આ રીતે વિચારવાનું વલણ નવું નથી અને માત્ર ભારતમાં જ આ વલણ છે, એવું નથી કેટલાક સમયથી અમેરિકા પોતાના 'સામ્રાજ્યવાદી આધિપત્ય'ને જો ક્યાંય પડકાર થાય તો પહોંચી વળવા ત્રીજી દુનિયાના કોઈપણ દેશમાં દરમિયાનગીરી કરવાના સિદ્ધાંતો વિકસાવી રહ્યું છે આપણા નવા સાંસ્થાનિક માનસ ધરાવતા ચુનવર્ગો પણ સામાન્ય લોકો અને સમાજના ઘણા મીમાવર્તી વિભાગોને શોષણ કરવા માટેના અને ઉત્પાદિત માલના બજાર જ ગણે છે, અને તેમાં કશી ખલેલને સાંખી લેવા તૈયાર નથી એટલા માટે તો રાજ્યને હસ્તક હિંસા અને આતંકનું સૌથી વધુ કેન્દ્રીકરણ કરવું પડે

માત્ર ભારતમાં જ નહિ, અન્ય ત્રીજી દુનિયા (વિકાસશીલ)ના દેશોમાં પણ વિકાસની જે તરાહ અમલમાં મુકવામાં આવી રહી છે, તેનો એક આંતરરાષ્ટ્રીય સંદર્ભ પણ છે આ દેશોના અર્થકારણો વધુને વધુ પ્રમાણમાં ઉદ્ભવતા આંતરરાષ્ટ્રીય મૂડીવાદી અર્થકારણ સાથે ગંઠાતા જાય છે જેમાં સ્વ-નિર્ભરતાને બદલે વધુ પ્રમાણમાં 'આયાત-નિકાસ પર ભાર' મૂકીને રાષ્ટ્રીય અર્થકારણને આંતરરાષ્ટ્રીય અર્થકારણ સાથે સાંકળી લેવા પર ભાર મૂકાય છે પછી આંતરરાષ્ટ્રીય અર્થવ્યવસ્થાના તકાજા, નહિ કે આપણી જરૂરિયાતો, આપણી અગ્રિમતા નક્કી કરતા લાગે છે. વિશ્વબજારના દેવને પ્રસાદ ધરાવવા કરોડોની જરૂરિયાતોનો ભોગ લેવાનું 'પરસ્પરાવલંબનના સિદ્ધાંત'ને આધારે ન્યાયી ઠેરવવામાં આવે છે. ટૂંકમાં, આ નવો આંતરરાષ્ટ્રીયવાદ પણ, દેશના કરોડો ગરીબો, કંગાલોની કોઈ ચિંતા કરવાની જરૂર નથી, એમને એમના 'નસીબ પર' છોડી દેવા જોઈએ, એ માનસને જ બળવત્તર કરે છે, એની તરફેણમાં તર્કશુદ્ધ દલીલો પૂરી પાડે છે

ટેકનોલોજી અને રાજ્ય પ્રત્યેના અભિગમમાં આવેલ ફેરફાર, તો બીજી બાજુ, મિતવ્યયતાવિકતા અને આધુનિકીકરણ જેવી પ્રગતિવાદી વિચારધારાઓ વિષેની જ પુનર્વિચારણાએ આ માનસને ઓર દૃઢીભૂત કર્યું છે સામાન્ય લોકોની સ્થિતિ વધુ બહેતર બનાવવાના એક સાધન તરીકે ટેકનોલોજીને જોવાને કે પ્રયોજવાને બદલે સ્થિરતા, કાર્યક્ષમતા અને ઉત્પાદકતા વધારવાના એક મહત્ત્વના સાધન તરીકે ટેકનોલોજીનો હવે વિચાર કરવામાં આવે છે ટેકનોલોજી પ્રત્યેનો આવો અભિગમ, દેખીતું છે કે, ઓછાને ઓછા લોકોની કાર્યશક્તિ અને તેમના પ્રભાવને દઢતર કરનારો બની રહે એવું જ રાજ્ય વિષે છે બજારના પરિબળો સામે અસંગઠિતો, નિર્બળોને રક્ષણ આપનાર અથવા મધ્યસ્થી બનનાર, એટલે કે સામાન્ય લોકોના હિતમાં, કલ્યાણ અને સમાનતાવાદી ભૂમિકા ભજવનાર તંત્ર કે નહિ, પણ સાધનસંપન્ન લોકોએ પ્રાપ્ત કરેલા જીવનધોરણો અને તે ટકાવી રાખતાં નિમ્નવર્ગોનું રક્ષણ કરનાર તેમ જ ઉદ્દામવાદી ચળવળો સામે તેમને ઢાલ પૂરી પાડનાર તરીકે તથા વિશ્વવ્યાપી આર્થિક અને ટેકનોલોજીકલ સંચાલનના સ્થાનિક એજન્ટ તરીકે રાજ્યને ઘટાવવામાં આવે છે સાંપ્રદાયિક રૂઢિચુસ્તતા અને એકવાદિતા સામે વિવિધ

વ્યક્તિઓ અને જૂથોનું રક્ષણ કરવાને બદલે બધી વિવિધતાઓની આળપંપાળ અને એકને બીજાની સામે ધરી દેવાની પ્રવૃત્તિને બિનસાંપ્રદાયિકતા તરીકે ઘટાવે છે પરંપરાગત સમાજની વિષમતાઓ અને વિસંગતિઓને, તેની સમૃદ્ધ વિવિધતાઓ અને મોકળાશને આંચ ન આવે તે રીતે, ઓગાળીને આગળ લઈ જવાની પ્રક્રિયા તરીકે ઘટાવવાને બદલે આધુનિકીકરણને બધા જ સમાજોને એક સરખા કરી વિશ્વબજારની એક મંડી બનાવનાર પ્રક્રિયા તરીકે જોવામા આવે છે આધુનિકીકરણનું કાર્ય જે લોકો ભણેલા ગણેલા (ઇલેક્ટ્રોનિક્સ અને કોમ્પ્યુટરમાં નિષ્ણાત) છે, કંઈક યોગ્યતા અને કાર્યક્ષમતા, કંઈક આવડત અને સ્નેહ ધરાવે છે, તે બધાને ૨૧મી સદીમા લઈ જવા સજ્જ કરવાનુ છે જે અભણ, દુર્બળ, બિનકાર્યક્ષમ, બોજારૂપ છે, તેમની પાછળ સમય-શક્તિ-સાધનો બરબાદ કરવાનો શો અર્થ ?

હાલની 'પ્રથાઓ'ની લોકસ્વીકૃતિ અને તેમની વિશ્વસનીયતાનો આખો આધાર – તેમના અસ્તિત્વ પાછળનાં સામાજિક અને રાજકીય પ્રયોજનો સુદ્ધા સંપૂર્ણ બદલાઈ ગયા છે, બદલાઈ રહ્યાં છે. કેન્દ્રસ્થાને 'માણસ' નહિ પણ સંચાલન, સમતા અથવા ન્યાય નહિ પણ કાર્યક્ષમતા, કલ્યાણ નહિ પણ સલામતી ગોઠવાઈ ગયા છે

૨૧મી સદીમા ઉડ્ડયન કરવા પાછળના આ છે, મંદર્શ અને તર્કશાસ્ત્ર આ પ્રોજેક્ટના મુખ્ય કર્તાહર્તા કોણ હશે અને કેટલી કિંમત ચુકવવી પડશે, એ બધુ સ્પષ્ટ છે એક અત્યંત શક્તિશાળી 'મિથ' ઊભી થઈ રહી છે, તેના આપણે સાક્ષી છીએ અગાઉના બધાં 'મિથ', મૉડેલ તથા દર્શનને ઝાંખા પાડી દે, એવુ પણ બને મધ્યમ વર્ગના બુદ્ધિજીવીઓ દ્વારા તેના સ્વાગતગીતો ગવાવા શરૂ થઈ ચૂક્યાં છે. કદાચ 'હૈસો હૈસો'નું વાતાવરણ થોડુ શાંત થાય પણ 'આશા' તો રહેવાની જ

આ વિશ્લેષણના સૂચિતાર્થો વિષે કેટલાક સંમત નહિ થાય. જો તેઓ સહમત થતા હોય તો ભારતીય રાજ્યવ્યવસ્થાને પુન લોકતાંત્રિક બનાવવાની લાંબી અને મુશ્કેલ કામગીરી અને લડતમા સામેલ થવું પડશે. આળસ, નિસ્બતનો અભાવ, પ્રસંગોપાત ઉદ્ભવતી શંકાઓ અને 'સીસ્ટમ'મા સુનિશ્ચિત સ્થાન – આ બધા તેમને નિષ્ક્રિય બનાવી રાખે એ શક્ય છે ૨૧મી સદીમા પહોંચી જવાનો વિચાર એટલો તો આકર્ષક અને મોહક છે કે પાઈલોટ વડાપ્રધાન રાજીવ ગાંધી ૨ખેને નિષ્ફળ જાય તો 'તેઓ' તેને બાજુએ હડસેલી કોઈ બીજા પાઈલૉટને બેસાડી દેશે કારણ 'પ્રોજેક્ટ' હવે પડતો મુકાય તેમ નથી સ્થાપિત હિતોનાં મજબૂત જાળા બંધાઈ ચૂક્યા છે, અને તેને વાજબી વૈચારિક-બૌદ્ધિક ખુલાસાની કોઈ ખોટ નથી

સારસંક્ષેપ અનુવાદ . દિનેશ શુક્લ



## અંદાજપત્રોની ખાધ

| | | | |
|---|---|---|---|
| ૧૯૭૮-૭૯ | રૂ ૧,૫૦૬ કરોડ | ૧૯૮૩-૮૪ | રૂ ૧,૮૧૭ કરોડ |
| ૧૯૭૯-૮૦ | „ ૨૪૩૩ „ | ૧૯૮૪-૮૫ | „ ૩,૭૪૭ „ |
| ૧૯૮૦-૮૧ | „ ૨,૫૭૭ „ | ૧૯૮૫-૮૬ | „ ૪,૪૯૦ „ |
| ૧૯૮૧-૮૨ | „ ૧,૩૯૨ „ | ૧૯૮૬-૮૭ | „ ૩,૬૫૦ „ |
| ૧૯૮૨-૮૩ | „ ૩,૩૯૯ „ | | (અંદાજિત) |

ખાધ પુરવણી અર્થતંત્રનો આશરો લો, એટલે ફુગાવાજનક પરિબળોને છૂટો દોર આપવો તેનો સીધો સટ અર્થ ભાવવધારો બાંધી આવક ધરાવનારા અને નિયમિત આવક જ નહિ ધરાવનારાઓને ભાવવધારો સૌથી વધારે કઠે પણ જેમને આવકનું કોઈ ચોક્કસ સાધન જ નથી, એવા ૩૦ થી ૪૦ ટકા લોકોની હાલત કેવી થતી હશે, એનો કોઈ ઉલ્લેખ અંદાજપત્રમા નહિ જડે !

વિશ્વમાનવ

# હિન્દી ફિલ્મો, સ્ત્રીઓ અને ફાસીવાદ*

હિરણ્મય કારલેકર

૧

રાજકપૂરના 'રામ તેરી ગંગા મૈલી' ફિલ્મને આઠ ઍવોર્ડ મળ્યા છે એવું જાણ્યા પછી, ૧૩ જુલાઈમાં, દિલ્હીમાં યોજાયેલા ૧૦મા લાયન્સ ફિલ્મ ઍવોર્ડ વિતરણ સમારંભમાં ગેરહાજર રહેવાનું પસંદ કરનાર શ્રીમતિ માર્ગારેટ આલ્વાને અભિનંદન તેમણે, જો કે તેમની ગેરહાજરી અંગેના કારણો, વધુ સ્પષ્ટતાથી જણાવ્યાં હોત તો વધુ સારું થાત તેને બદલે ૧૧મી જુલાઈની નોંધમાં જણાવાયું કે 'આ ફિલ્મે ઘણા વિવાદ' ઊભા કર્યા છે અને ઘણી વ્યક્તિઓ તથા સ્ત્રી-સંસ્થાઓએ ફિલ્મના કેટલાક અંશો વિશે 'અણગમો અને ચિંતા' વ્યક્ત કરી છે ઘણી આ ફિલ્મનો કેટલોક ભાગ સ્ત્રી-પુરુષની સમાનતાના આદર્શો અને સરકારની નીતિને પણ હાનિકર્તા છે, સાથે સાથે, ઉત્તરપ્રદેશના પહાડી વિસ્તારોનું વિકૃત ચિત્ આપી સાચી હકીકતોની હાંસી ઉડાવે છે'

આવી સાવચેતીભરી રજૂઆત છતાં તેમાંથી એટલું તો સ્પષ્ટપણે ઊપસે છે કે આ ફિલ્મે તેની મુખ્ય અભિનેત્રીને એક જાતીય સુખની ચીજવસ્તુ તરીકે આલેખી છે તેમાં ય તેના સ્નાનદૃશ્યોમાં ભીના પારદર્શક કપડાં શરીરને ચોંટી જે રીતે અંગપ્રદર્શન કરે છે, તેણે તો હદવાળી છે સ્ત્રીની, પુરુષના જાતીય આનંદની વસ્તુ રૂપે કરાતી આ રજૂઆત સ્ત્રી-પુરુષની સમાનતાના ખ્યાલને તો હાનિકર્તા છે જ પણ સાથે સાથે ઉત્તરપ્રદેશના પહાડી વિસ્તારોમાં પ્રવર્તતી વાસ્તવિકતાથી પણ તે ઘણી વેગળી છે. ત્યાં સ્ત્રીઓ આવું શરીર પ્રદર્શન કરતી ક્યાય ન્હાતી નથી અને નથી શહેરમાંથી સીધા ચાલી આવેલા કોઈ મુલાકાતી સાથે આછાપાતળા પરિચયે લગ્ન કરી લેતી

પુરુષના જાતીય આનંદની ચીજવસ્તુ રૂપે થતી સ્ત્રીઓની આવી રજૂઆતે ઘણા ગંભીર પરિણામો આણ્યાં છે ઍલિસ બૉલ્ડીંગે 'સ્ત્રીઓ અને સામાજિક હિંસા' (યુનેસ્કો પ્રસિદ્ધ 'હિંસા અને તેનાં કારણો'-૧૯૮૦) અંગેના લેખમાં જણાવ્યું છે કે "અશ્લીલ સાહિત્ય, બળાત્કાર અને વેશ્યાપણાને વાસ્તવિક બનાવતું પુરુષ-માનસ સ્ત્રીને માત્ર જાતિય આનંદ અને સુખના સાધન રૂપે જૂએ છે" આના કારણે સ્ત્રી-શરીરને નથી પવિત્રતા મળતી કે નથી તેનું આનંદ-દુઃખની લાગણી સાથે સંબંધ હોય તેવું નિરુપણ થતું બલ્કે તે વેચી શકાય, ખરીદી શકાય, ભાડે મળે, ઉપયોગમાં લેવાય, મરાય કે નાશ સુદ્ધાં કરી શકાય એ રીતે તેનો સ્વીકાર થાય છે શરીરને આનંદ માટે ભાડે લેવાય વેશ્યા પ્રવૃત્તિમાં, જંગલી શારીરિક બળથી તેને ચુંથાય બળાત્કારમાં, અને 'અશ્લીલ સાહિત્યમાં તે કેન્દ્રિત થયેલું છે જાતીય ઉત્તેજના માટે. આમ ચીજવસ્તુ રૂપે સ્ત્રીનું આલેખન થતાં તેના અન્ય પાસાઓ જેવા કે બુદ્ધિ, ઇચ્છાશક્તિ, સંવેદનશીલતા, લાગણીઓ અને આ બધાંથી ય ઉપર એવી તેની જીવંતપણાની-ચેતનાની-સદંતર અવગણના થાય છે.

એક એવી પણ દલીલ થાય છે કે સ્ત્રીને નગ્નાવસ્થામાં રજૂ કરવાથી તે આપમેળે જાતીય સુખની વસ્તુ બની જાય એમ માનવું બરાબર નથી આ વાત બરાબર છે તેની સાથે કોઈ તકરાર પણ નથી

---

* ઇન્ડિયન ઍક્સપ્રેસ,' ૧૭ જુલાઈ ૧૯૮૬માં છપાયેલ હિરણ્મય કારલેકરના લેખ 'ફિલ્મ્સ ઍન્ડ ફાસીઝમ'ના આધારે.

કારણ કે એવા કેટલાય નામી ચિત્રકારોએ તેમના ચિત્રોમા સ્ત્રી શરીરને નગ્નાવસ્થામા ચિતર્યું છે, કેટલાય શિલ્પીઓએ સ્ત્રી દેહની નગ્ન મૂર્તિઓ કડારી છે અરે! કોણાર્ક અને ખજૂરાહોના શિલ્પો તેની સાક્ષી પૂરે છે આ બધા કલાના ઉત્તમ નમૂનાઓ ગણાયા છે તેમા શકા નથી એટલુ જ નહિ પણ કેટલીક ફિલ્મો જેવી કે કલાઉડ લેલાશેચની 'સ્ત્રી અને પુરુષ', માઈકલ એન્જેલો એન્ટોનીઓનીની 'ઝેબ્રિસ્કી પોઈન્ટ' કે અકીરા કુરોસાવાની 'રશોમન' ઉલ્લેખનીય છે તેના પ્રેમદશ્યોમા લગભગ નગ્ન ગણાય તેવા દશ્યો લેવાયા છે પણ તેમા ક્યાય મુખ્ય અભિનેત્રી જાતીય આનદની વસ્તુરૂપે પ્રદર્શિત થઈ નથી, અને તેમાં જે સવેદનશીલતા છે તેને કારણે પ્રત્યેક ફિલ્મ કલાના ઉત્તમ નમૂના તરીકે નવાજવામા પણ આવી છે

હકીકત એ છે કે શું ચિત્રમા, શિલ્પમા કે શુ ફિલ્મમા, જાતીયતા અને નગ્નાવસ્થાને કયા હેતુથી, કેટલી સવેદનશીલતાથી અને કેટલી કુનેહથી રજૂ કરો છો તે મહત્વનુ છે. કદાચ કોઈ એમ મનાવવાનો પ્રયાસ કરે કે રાજકપૂરે તેની મુખ્ય અભિનેત્રીને જાતીય આનદની ચીજ તરીકે રજૂ કરવાનો કોઈ ઈરાદો રાખ્યો નથી તો એટલુ જ કહેવાનુ કે સદર્ભો અને રજૂઆત, ઈરાદા કરતા ઉલટા પરિણામ આણે છે એમા 'બબઈયા' આવૃત્તિનુ પ્રદર્શન છે, અણઘડપણુ છે, અશિષ્ટતા છે – કલાસૂઝ કે કલાસવેદનશીલતા તો નથી જ રાજકપૂરે અગાઉની ફિલ્મોમા આવી અવસ્થાઓના આપેલા દશ્યોની અહી ચરમસીમા છે.

આ બધુ સેન્સર બોર્ડની નજરમાથી કેવી રીતે છટકી ગયુ તે સમજાતુ નથી. કઇક આવુ જ 'શોલે', દિવાર,' 'જજીર' અને બીજી ઘણી ફિલ્મોનુ પણ છે આ ફિલ્મોમા પણ જાતીયતા દર્શાવી છે, સ્ત્રી પ્રદર્શનની પૂતળી રૂપે રજૂ થઈ છે અને તેમા ભારોભાર હિસા પણ છે હિદી ફિલ્મોની યુવા-માનસ અને પ્રચલિત સસ્કૃતિના અશો ઉપર થતી નિર્ણાયક અસરો જોતા આ બધુ ગભીર રીતે ચર્ચાય તે ખૂબ જરૂરી છે આજે કેલેન્ડર પરના ચિત્રો, સામાયિકોમા આવતા ઉદાહરણો, પોસ્ટરો અને જાહેરાતો, ઘરનુ આતરિક સુશોભન, ધાર્મિક પૂજામા ઉપયોગમા લેવાતા ચિત્રો અને મૂર્તિઓ સુદ્ધા હિન્દી ફિલ્મોની અસર પામ્યા છે નૃત્યોમા તેની છાપ વર્તાય છે એટલુ જ નહિ, ગીતો અને પરંપરાત્મક ભજન-કીર્તન પણ ફિલ્મીગીતોના ઢાળે ગવાય છે આ બધા ફિલ્મોની સર્વવ્યાપી અસરોના સૂચકો છે

વળી લાખો યુવાનો અને યુવતીઓ પોતાને ફિલ્મોના મુખ્ય નાયક-નાયિકા સ્વરૂપે જૂએ છે. તેમના જેવા કપડા પહેરે છે, વાળ ઓળે છે, બોલે છે, ચાલે છે, વર્તે છે. તેઓ તો તન્મય થઈ તેમની સાથે ભારે તાદાત્મ્ય પણ અનુભવે છે ચોરે, ચૌટે, પિકનીકોમાં કે વર્ગોમાં, નવરાશના સમયે ગપ્પાં મારતા કે ગંભીર ચર્ચામાં પણ તેઓ ફિલ્મોના ઉદાહરણો આપે છે, સવાદો બોલે છે અને તેમના માનીતા અભિનેતાની નકલ તો કરે છે, પણ તેમના અગેની ઝીણીઝીણી વિગતોથી પણ ખાસ્સા માહિતગાર હોય છે. આ બધાં તેમના 'ઉલ્લેખપાત્ર નમૂના' (રેફરન્સ મોડેલ) છે પરિણામે આમાના કેટલાક, ફિલ્મોના મુખ્ય નાયકો હિદી ફિલ્મોમા જે કઈ ધોરણો-મૂલ્યો આગળ કરે છે તેને આત્મસાત્ પણ કરી લેતા હશે એમ ધારવુ અનુચિત લાગતું નથી કેટલાય પોલીસ ઓફિસરોએ કરેલી ફરિયાદો તે માટે સાક્ષીરૂપ છે તેઓ માને છે કે મુબઈમા તૈયાર થતી હિદી ફિલ્મોની અસર હેઠળ છેલ્લા થોડા વર્ષોમા ગુનાનુ પ્રમાણ વધી રહ્યુ છે, અને કેટલાક ગુનેગારો તો તેમના માનીતા અભિનેતાઓ સાથે અતિ તીવ્રતાથી તાદાત્મ્ય અનુભવતા હોઈ તેઓ જે કંઈ કહે છે તે જાણે ફિલ્મોના સંવાદો ન બોલતા હોય! — તેમના માનીતા અભિનેતાની શૈલીથી જ સ્તો!

જો કે બધી હિદી ફિલ્મો આવા ગુનેગારો પેદા કરવાનુ કે સ્ત્રી-વિરોધી ગુનાઓ કરવા પ્રેરતું સાધન છે એમ તો નહિ જ કહેવાય કેટલાકના મતે તો તેમાંથી મોટા ભાગની ફિલ્મો હાનિકર્તા નથી, ચોગ્ગી કાર્યો પણ બજાવે છે. જાણીતા મનોવિશ્લેષક સુધીર કાકર

માને છે કે આધુનિક હિંદી ફિલ્મો પુરાણકથાઓની ગરજ સારે છે જે કલ્પના અને તાદાત્મીકરણની પ્રક્રિયા દ્વારા કુટુંબ સંબંધોમા પેદા થતા બનાવોને હળવા કરે છે. નવા રાજકીય, આર્થિક અને સામાજિક બળોમાથી સર્જાતા સંઘર્ષોનુ તેમા નિરાકરણ સુચવાયું છે.

સુધીર કાકરની આ બાબત કૌટુંબિક સંબંધોને કેન્દ્રમા રાખી ઉતારેલી ફિલ્મો અંગે સાચી છે, અને આવી ફિલ્મો ૧૯૫૦ અને ૧૯૬૦ના દશકાઓમા ઉતરી હતી પરંતુ ૧૯૭૦ના દશકાએ આવી ફિલ્મોને ક્યાક હટાવી દીધી છે, અને આ દશકામા ઉતરેલી ફિલ્મો સમાજોપયોગી હતી એમ નહિ કહી શકાય સિદ્ધાર્થ બાસુ, સંજય કાક અને પ્રદિપ ક્રિશન નીચે આપેલ ૧૧ ફિલ્મોને આગળ કરી તેમનું વિશ્લેષણ આપે છે. આ ફિલ્મો છે 'ડૉન', 'અમર, અકબર, એન્થની', 'મુક્કદરકા સિકંદર', 'મી નટવરલાલ', 'કુરબાની', 'જંજિર', 'દિવાર', 'શોલે', 'દોસ્તાના', 'રામ-બલરામ' અને 'શાન' તેઓ જણાવે છે કે આ ફિલ્મોના મુખ્ય નાયકો 'બહાર'થી આવેલા અને લગભગ 'ગુનેગાર' કહેવાય તેવા છે એમા પણ જો કોઈ પોલીસમૅન હોય તો તે પણ ગુનેગારની રીતરસમો અજમાવતા ખચકાતો નથી સૌથી મહત્ત્વની બાબત એ છે કે આ ફિલ્મના નાયકો જૂથમાં રહી તાકાત લડાવે છે, આવડતનો અને શસ્ત્રોનો ઉપયોગ કરે છે અને એ જ તેમની ખરી શક્તિ છે એમ દર્શાવ્યું છે વળી જ્યારે તેમાથી કોઈ એકલો રહી કંઈ કરવાનો પ્રયાસ કરે છે, ત્યારે હમેશા મુશ્કેલીમા ફસાતો હોય તેવુ દર્શાવ્યું છે

આ ચિત્રોમા રજૂ થતું સમાજનુ ચિત્ર પણ વિશેષ ધ્યાન ખેંચે છે સમાજ એવા સભ્યોનુ જૂથ છે જે પોતાના મૂલ્યોનુ જતન કે રક્ષણ કરી શકતું નથી ગુનેગારો સામે નિર્દોષ અને નબળાને બચાવી શકતું નથી અને આમ તે બિનઅસરકારક છે આની વિરુદ્ધમા 'બહાર'થી આવેલા આ બે-ત્રણ નાયકો વચ્ચેનો સંબંધ મરજિયાત હોવા છતાં તેમાં વિશ્વાસ, ઉષ્મા મૈત્રી અને પારસ્પરિક સન્માન છે અને તેથી જ ઉપર તે સંબંધમા એકબીજા પ્રત્યે તીવ્ર વફાદારી છે એવુ દર્શાવાય છે પરિણામે, આખા સમાજને આ જૂથનો આશરો લેવો પડે અને તેમની જૂથશક્તિ જાણે સમાજનો વિકલ્પ છે, એમ તેમા ચિત્રિત કરાય છે, અને આ નાયકો જાણે 'ચઢિયાતી જાતિ'ના કે વિશેષ કાળજીથી ઉછેરેલ 'ખાસ ઓલાદ'ના હોય એમ લાગે છે.

આ 'બહારી' જૂથ પાછુ અમૂર્ત એવાં સામાજિક ધોરણો કે મૂલ્યોનુ ટેકેદાર નથી, બલ્કે તેઓને તો આ સામાજિક મૂલ્યો પ્રત્યે ખુલ્લો તિરસ્કાર છે વળી તેઓ સમાજનુ પુનઃઘડતર ઇચ્છતા કે પ્રસ્થાપિત સત્તા અને નિયંત્રણોનુ ઉન્મૂલન કરનારા ક્રાંતિકારીઓ પણ નથી એટલે, તેમના દ્વારા થતી હિંસા એ તેમને ઈજા કરનાર 'દુષ્ટો' કે તેમના મળતિયાઓ તરફ માત્ર વેરભાવથી પ્રેરાયેલી હોય એમ દર્શાવાયું છે એટલે તેમા દર્શાવાતી હિંસાને કોઈ વિશાળ હેતુના સંદર્ભમાં પણ ન્યાયી ઠેરવી શકાય તેમ નથી

વળી, આ ફિલ્મોમાં મુખ્ય નાયકો દ્વારા આચરાતા જંગલી, નિર્દયી અને ગેરકાનૂની હિંસાત્મક કૃત્યોને સ્વીકૃતિ તો મળે છે, પણ સાથે તે બધુ જાણે ભવ્ય હોય એવુ તેમા ગર્ભિત સૂચન થતુ હોય છે, અને એ રીતે ભારતમાં વધતી ગુનાખોરીને માટે તે પ્રોત્સાહક છે વળી, સમાજના કાયદાકાનૂન અને મૂલ્યોનો તેઓ જે રીતે તિરસ્કાર કરે છે તે તો અસહ્ય છે આના પરિણામે, સ્વતંત્ર અને મજબૂત જૂથો રચવામાં આ ફિલ્મો સહાયરૂપ બને છે, પછી ભલેને જરૂર પડતા તે ગેરકાનૂની બને. દુષ્ટોને ઠેકાણે પાડવાના હેતુ સુધી જ ફિલ્મો સીમિત રહે છે—પછી કોઈ ધ્યેય રહેતુ નથી આથી 'જૂથ રચના' એ જ ધ્યેય બની રહે છે, જે 'શક્તિનું પ્રદર્શન અને પ્રતિક' માત્ર બની રહે છે

કાક, બાસુ અને ક્રિશ્નન આ ફિલ્મોને ૧૯૭૦ના દશકામાં બનેલા બનાવોના સંદર્ભો સાથે સાંકળે છે કે જ્યારે "બજ'પાના ઘણા બનાવો બન્યા, કટોકટી લદાઈ, સંજય ગાંધીનો ઉદય થયો, જનતાપાર્ટી સત્તાસ્થાને આવી અને ગઈ, અને ઇન્દિરા ગાંધી ૧૯૮૦મા ફરી સત્તારૂઢ થયાં" તેઓની માન્યતા મુજબ આ ફિલ્મોનો સંદેશ 'ઇન્દિરા ગાંધી શૈલીના રાજકારણ' માટે ટેકારૂપ હોય તેવો છે, જેમા "સમાજમા સ્થિરતા અને સુગ્રથન જાળવવામા નિષ્ફળ નીવડેલી રાજકીય અને સામાજિક સંસ્થાઓના સ્થાને મજબૂત, નિર્બંધ અને એકહથ્થુ સત્તાવાદી નેતાગીરીની જરૂરિયાત"ની હિમાયત કરાઈ છે. વળી નૈતિકતાને નેવે મૂકતા એવા આવી મજબૂત ફિલ્મી નાયકોની વાસ્તવિક પ્રતિકૃતિ જો ક્યાય શોધવી હોય તો તે સંજય ગાંધીમાં મળે. જેણે સદા ઉચ્ચ ધરાનાના લાભ જ ભોગવ્યા પણ બણુગાં તો મોટી સિદ્ધિઓના જ ફૂંક્યા, રાજકારણમા સીધુ સ્થાન મેળવ્યા સિવાય 'બહારી' દરજ્જાથી તેનો મનમાન્યો ઉપયોગ કર્યો અને અઢળક સંપત્તિ એકત્રિત કરી છે તેવા આક્ષેપો પણ થયા

ઇન્દિરા અને સંજય ગાંધી સાથે જોડતા બાસુ, કાક અને ક્રિશ્નનના વિશ્લેષણના આ ભાગ સાથે કદાચ ઘણા અસંમત થાય પણ નીતિહીન ફિલ્મ નાયકો, હિંસા તરફ ઢળેલા છે, સામાજિક અને રાજકીય ધોરણો અને સંસ્થાઓ પ્રત્યે ઘૃણા દાખવે છે, ગુનાખોર ગેંગ અને 'દાદાઓ' પેદા કરે છે, રાજકીય નેતૃત્વ આવા વ્યક્તિત્વના બીબાઢાળે તૈયાર થાય તેવુ વાતાવરણ સર્જે અને ગુનેગારીમય વાતાવરણમાં રહી તેમના જેવા મડળો રચે એ પ્રકારના તેમના વિશ્લેષણ સાથે ભાગ્યે જ કોઈ અસંમત થાય વળી, આ નાયકો તો આતંકવાદ, આતંકવાદી નેતાઓ અને તેવી ગેંગને લોકસ્વીકૃતિ આપતા હોય એવું જણાય છે

આતંકવાદ અત્યારે પણ ભારતને હેરાન કરી રહ્યો છે. જેઓ એમ વિચારતા હોય કે હિટલર અને મુસોલિની જેવા આપખુદ નેતાઓ ભારતમાં સંભવિત નથી, તેમને એટલુ જ જણાવવાનુ કે વીસીના ઈટાલી તરફ અને વીસી-ત્રીસીના જર્મની તરફ ફરી એકવાર નજર નાખી જોઓ. દરમિયાન ઉપર જણાવેલી ફિલ્મો જે પ્રકારનો ભય પેદા કરી રહી છે, તેના પ્રત્યે 'માહિતી અને પ્રસારણ મંત્રાલય' શાહમૃગી દૃષ્ટિ કેળવી બેઠુ છે, સેન્સર તેને પસાર કરે છે અને દૂરદર્શન બધાને તે બતાવે છે કેવી બલિહારી!

સારસંક્ષેપ અને અનુવાદ : ધીરુભાઈ દેસાઈ
(રીડર, સમાજવિદ્યાભવન, ગુજરાત યુનિવર્સિટી)

# ખાદીની મજાક કરીએ તે પહેલાં

બાબુભાઈ જ પટેલ

'ખાદી ખરબચડી ખતે અગે ધરો, ચરખા ગાંધી કા ઘરઘર ચલાયા કરો '

એક જમાનાના આ સૂત્ર અંગે ૨૧મીના ગુજરાત સમાચારમાં શ્રી દેવેન્દ્રભાઈ પટેલના લેખે 'ઘણાં વિચારવમળો ઊભાં કર્યા છે

કેટલાક ખાદીધારીઓના જીવન અને વ્યવહારની એમની આલોચના વાજબી છે ગાંધીજીનુ "કાતે તે પહેરે અને પહેરે તે કાતે" એ સૂત્ર આજે વ્યવહારમાં મહદશે નથી ખાદીધારીઓએ સમ્પૂ ગાધી વિચારને આચારમા ઉતાર્યો નથી એ પણ સાચું છે ડોમેસ એટલે ઝભ્ભો લેઘો જ પહેરવો એ વાત તો ઘણી પુરાણી થઈ ગઈ પડિત જવાહરલાલજીએ ૫૦-૬૦ વરસ પહેલા એ પહેરવેશ ખપેરી નાખ્યો હતો નહેરુ જાકીટ તો એમના વખતથી શરૂ થઈ ગયું હતુ સ્વરાજ્ય આવતા પહેલા જ ચુડીદાર પાયજામા, શેરવાની વગેરે ૧૯૩૦મા પણ દષ્ટિગોચર હતા, સ્વરાજ્યના આદોલનના દિવસોમા ખાદી ધારીઓ પ્રત્યે જે સદ્‌ભાવ લગભગ સાર્વત્રિક હતો તે આજે ઓસરી ગયો છે. સફેદ ખાદીને ડાઘ લાગે એવી કાર્યવાહી રાજ્યતત્રમા અને તત્રની બહાર અનેકના હાથે થવાથી લોકમાનસમાં ખાદીધારી જમાત માટે પણ કેટલેક અશે ઘૃણા પેદા થઈ છે આ બધાં વિધાનો સમજાય એવા છે

ખાદીધારીઓ કાતતા નથી એ મહદશે સાચુ હોવા છતા કાતવાનો સમય કાઢનાર મુલાકાતો ન આપી શકે, ટેલીફોન ન લઈ શકે, ફાઈલોનો નિકાલ ન કરી શકે એ વાત મોરારજીભાઈનો દાખવો લઈએ તો સાચી લાગતી નથી નિયમિત કાંતતા હોવા છતા કાંતણ એમના કામના નિકાલની આડે આવતુ નથી વહીવટી દષ્ટિએ અત્યત કાર્યકુશળતા એમણે દાખવી છે ગાધીજી પોતે વહીવટમા ન હતા છતાં એમનો કાર્યબોજ ઓછો ન હતો તો પણ રેટિયો એમને જવાબદારીઓ અદા કરવામાં આડે આવ્યો ન હતો 'એ કલાક રેટિયા પાછળ બરબાદ કર્યા' એવુ એમને લાગતુ નહિ પરિશ્રમ એમને માટે જીવનનું એક મહત્વનુ અગ હતું આપણે પરિશ્રમ નામે ટાળવાના તત્ત્વજ્ઞાનને સ્વીકાર્યું છે ગાંધીજીને મન બધી ઇન્દ્રિઓનો સર્વાગી વિકાસ અને ઉપયોગ મહત્ત્વનાં હોવાથી શરીર શ્રમને પ્રાધાન્ય હતુ એ માનતા કે આપણા સૌના ટકવાનો આધાર કૃષિ કે કારખાનાનો પણ શ્રમ જ છે શ્રમને એ પ્રતિષ્ઠિત કરવા ઇચ્છતા હતા, તેથી આશ્રમમા જાજરૂ સફાઈ, શેરી સફાઈ, રાંધવુ, વાસણ-કપડાં સાફ કરવાં વગેરે મોટા વિદ્વાનો માટે પણ સહજ હતું. અન્ન, શાકભાજી, વસ્ત્ર વગેરેમાં સ્વાવલબનને એઓ મહત્ત્વ આપતા હતા. કાંતણનુ એમના જીવનમાં અગત્યનું સ્થાન હતું. ભારતમાં ગરીબી, બેરોજગારી મોટા પ્રમાણમાં હતી. એનો અંશતઃ હળવી કરવામાં એમને ખાદીગ્રામોદ્યોગ, નશાબંધી વગેરે જેવી પ્રવૃત્તિઓ ઉપકારક જણાઈ સરેરાશ માથાદીઠ દૈનિક આવક ૧૨ પૈસા જેટલી હોય ત્યારે એમા કાંતણ મારફત રોજ બે-ત્રણ પૈસા મળે તો તે પણ એમની દષ્ટિએ રાહત આપનાર હતી મોટે ભાગે ખેતી વરસાદ આધારિત હતી ઘણા ખરા ખેડૂતોને બારે માસ કામ ન હતું ફાજલ સમયમાં કાતીને કપડાં પૂરાં કરી શકે તો એમની ગરીબી અને બેરોજગારી એટલે અશે હળવી થાય ૭૦ ટકા વસતિ ખેતી ઉપર નભતી હતી કાંતણમાં નાનમ નથી એ દર્શાવવા બીજા પરિશ્રમની જેમ કાંતણ પણ એ નિયમિત કરતા

આજે દૃષ્ટિ ઘણી બદલાઈ ગઈ છે, જેટ યુગ આવ્યો છે એટલે આપણે પણ આ ગાંધીના જુનવાણી ખ્યાલો દફનાવી ધોતી-ટોપીને દફનાવી ટીશર્ટ-જીનના આગમનને હોંશભેર આવકારીએ છીએ

આખો ગાંધી વિચાર ન અપનાવાય તો એકલી ખાદીનો આગ્રહ નિરર્થક છે એવી દલીલ થઈ છે સત્ય, અહિંસા, અપરિગ્રહ, અસ્તેય, બ્રહ્મચર્ય, શરીરશ્રમ, આભડછેટનો નિષેધ, અભય, સ્વદેશી, અસ્વાદ, સર્વધર્મ સમભાવ નયી તાલીમ, માતૃભાષા દ્વારા શિક્ષણ, રાષ્ટ્રભાષાનો વિકાસ, કોમી એખલાસ, સ્ત્રી-પુરુષ સમાનતા, શોષણવિહીન સમાજ, ટ્રસ્ટીશીપની ભાવના વગેરે પણ ખાદી ગ્રામોદ્યોગ અને નશાબંધીની જેમ ગાંધીજીના જ આગ્રહો હતા આ બધુ જ ન આચરી શકીએ તો એમાનુ એકેય ન આચરવુ એવો તર્ક ડહાપણભર્યો ઠરશે ? ૨૧મી સદીને આરે આપણે જુનવાણી ધોતી-ટોપી ફગાવી દેવામા શાણપણ ગણતા હોઈએ તો પણ શોષણવિહીન સમાજ સર્વધર્મ સમભાવ આભડછેટને તિલાંજલિ, સૌને સ્વીકાર્ય એક રાષ્ટ્રભાષા, જાહેર જીવનમા હિંસાનો ત્યાગ, કોમી ઐક્ય, ગાંધી વિચારનો સ્વીકાર અગર એમની બધી જ વાતોનો અસ્વીકાર – એવી છેડે બેમવાની વાત શક્ય નથી, વાજબી પણ નથી બધા જ લોકો નશો ન છોડી શકે, આ ખાદી ન પહેરી શકે અગર પહેરનાર કાંતી ન શકે તો પણ ગાંધી વિચારમાંથી અનેક સ્વીકાર્ય બાબતો સ્વીકારીને આગળ ચાલીએ તો ખોટુ નથી ચોરોએ ખાદી પહેરવા માંડી છે એટલે આપણે ન પહેરવી એમ સ્વીકારીએ તો ચોરો પણ ભોજન કરે છે, ચા પીવે છે માટે આપણે ચોર ન હોવાથી ભોજન અને ચાનો ત્યાગ કરીશુ ?

ગાંધીજીના ઘણા વિચારો સાથે જવાહરલાલજી સંમત ન હતા છતા ખાદીનુ મહત્વ એમણે પણ સ્વીકાર્યું હતું ઝડપી ઔદ્યોગીકરણમા એ માનતા છતાં એમને દેખાયુ કે ખાદી પાછળની શ્રમની પ્રતિષ્ઠા અને સમાનતાની ભાવનાનો સ્વીકાર ન કરીએ તો ભારતની ગરીબી અને બેરોજગારી એકલા મોટા ઉદ્યોગોથી દૂર થઈ શકશે નહી. તેથી ખાદી-ગ્રામોદ્યોગને ઉત્તેજન આપવાની દૃષ્ટિથી એમણે જ યોજનાકીય વિકાસના ભાગ તરીકે ભારત કક્ષાએ ખાદી-ગ્રામોદ્યોગ કમિશન અને રાજ્યોમા ખાદી બોર્ડોની સ્થાપના કરી ભારતની કાપડની ૮૭૦ જેટલી મીલો ૮ લાખ લોકોને રોજગારી પૂરી પાડે છે એની તુલનામા ખાદીકામ દ્વારા ૧૬ લાખને રોજગારી મળે છે ભારતના ૬૪૨ કરોડ મીટર જેટલા કાપડના કુલ ઉત્પાદનમાં ૧૫ કરોડ મીટર જેટલુ જ ઉત્પાદન ખાદીનુ છે છતા રોજગારી પૂરી પાડવામા એનો મહત્ત્વનો હિસ્સો છે ગ્રામોદ્યોગનો પણ રોજગારી પૂરી પાડવામા ૨૩ લાખ મનુષ્યો જેટલો હિસ્સો છે આમ ખાદી-ગ્રામોદ્યોગ આયોગની પ્રવૃત્તિ દ્વારા ૩૫ લાખ લોકોને રોજગારી પૂરી પડાઈ હોય તો એ પ્રવૃત્તિનો ફાળો નગણ્ય ન કહેવાય ખાદીકામ દ્વારા રોજગારી મેળવનારા ૨૭ ટકા હરિજન, આદિવાસી, ૨૧ ટકા મુસ્લિમ હોવાનો અંદાજ છે; આ કામમાં ૪૫ ટકા જેટલી બેનો ગૂંથાયેલી છે

રોજગારીની દૃષ્ટિએ ખાદી-ગ્રામોદ્યોગ દ્વારા મળતી રોજી ઘણી અપૂરતી કહેવાય એ વાત સાચી છે છતા બેરોજગારી અને આછીપાતળી રોજી વચ્ચે પસંદગી કરવાની હોય તો નાનકડી પણ રોજી મળે એ આવકાર્ય ગણાય પ્રમાણમા ઠીક રોજી સુધરેલાં સાધનો દ્વારા આપી શકાય એ પણ શક્ય છે સાવરકુંડલાના પરિશ્રમાલયમા એક બેન આઠ ત્રાકના અંબર ઉપર દરરોજ સરેરાશ, ૨૪ રૂપિયા કતામણ મેળવે છે ત્યા ૭ ત્રાકના અંબર ઉપર કાંતનાર ૬૪ બેનોની સરેરાશ દૈનિક રોજી ૧૨ રૂપિયા થઈ છે મોંઘવારીમા પણ કશી જ આવક ન હોવી અને ઘરમા એક કે બે વ્યક્તિ જ કાંતીને ૧૨ થી ૨૪ રૂપિયા રોજ મેળવી શકે તો છે હસી કાઢવા જેવુ નથી.

મોટા ઉદ્યોગોમાં, આધુનિક યંત્રો-ઓજારો દ્વારા રોજી વધારે મળે એ વાત સાચી છે પણ ભારતની મર્યાદા આપણે સમજવી પડે દુનિયાના ૧૩૦ દેશો પૈકી ૧૯ દેશો એવા છે કે જેમની વ્યક્તિદીઠ આવક

સુતર વપરાય તો મીલ કરતાં ૪૦ થી ૫૦ ગણાને રોજી આપી શકાય ખાદી પ્રવૃત્તિ આજે દેશના ૪૧૫ પૈકી ૨૫૦ જિલ્લામાં છે ૧૧૦૦ જેટલી સંસ્થાઓ આ કામ કરે છે ખાદીની કિંમતમાં ૫૫ ટકા જેટલો હિસ્સો મજુરીનો છે કાતનારના વેતનમાં ૫૦ ટકા વધારો કરવામાં આવે તો ખાદીના ભાવમાં ૧૫ ટકા વધારો કરવો પડે

તા ૧૮ મે, ૧૯૮૪ના રોજ ખાદી ગ્રામોદ્યોગની સંસ્થાઓમાં ખાદી પ્રવૃત્તિનુ મહત્ત્વ સ્વીકારતા ભારતના ઉદ્યોગમંત્રી શ્રી એન ડી તિવારીએ જણાવ્યુ હતુ કે 'નવા ૨૦ મુદ્દાના કાર્યક્રમમાં ખાદી ગ્રામોદ્યોગને મહત્ત્વનુ સ્થાન આપવામા આવ્યું છે (પંચવર્ષીય યોજનામાં) નાણાકીય જોગવાઈ ૪૮૦ કરોડથી વધારી ૫૨૪ કરોડ કરવામા આવી છે''

૧૯૮૦ના ચૂંટણી ઢંઢેરામા ગુજરાતની કોંગ્રેસ (ઇ) એ લખ્યુ હતુ કે—

"કરોડોના ખર્ચે સ્થપાયેલા આધુનિક કારખાના કે વિશાળ સિંચાઈ યોજનાઓ આપણી સિદ્ધિઓના આધુનિક મંદિરો કે તીર્થધામો જરૂર છે પણ આપણે એ ન ભૂલવુ જોઈએ કે આ મંદિરો કે તીર્થધામોની બહાર ભિખારીની કતારો, ગંદા વસવાટો કે એક ધાનની લૂટાલૂટ એમ જ અકબંધ રહી છે."

"આજે (ગુજરાતમા) દોઢ કરોડ જેટલી વસતિ શહેરો અને ગામડામા ગરીબીની રેખા નીચે જીવે છે"

"રોજગારીલક્ષી ઉદ્યોગોને પસંદગી અપાશે"

કોંગ્રેસના બંધારણ મુજબ, કોંગ્રેસ તરફથી ચૂંટાનાર દરેક હોદ્દેદારો અને ધારાસભ્ય, સંસદસભ્ય, પંચાયતસભ્ય વગેરે ક્રિયાશીલ સભ્ય હોવા જોઈએ ક્રિયાશીલ સભ્યના અરજી પત્રકમા અરજદાર સભ્ય જાહેર કરે છે કે પોતે હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદીના કાયમ ધારણ કરનાર છે. પોતે માદક પીણા પીતા નથી અને કેફી દ્રવ્યોનુ સેવન કરતા નથી પોતે કોમી એકતામા શ્રદ્ધા ધરાવે છે અને બીજા ધર્મો પ્રત્યે આદર ધરાવે છે, ખાદી ગ્રામોદ્યોગનો પહેરવેશ ૨૧મી સદીના પ્રભાતે પણ ખાદીનુ સ્થાન વગેરે વિષે હળવાશથી વિનોદ કરવા આપણે કોંગ્રેસના આ નિર્ણયો અને ભારતની પરિસ્થિતિ વિસારી શકીશું નહિ ગુજરાતની કોંગ્રેસે પોતાના ચૂંટણી ઢંઢેરામા સ્વીકાર્યા મુજબ આજે પણ ગુજરાતની અર્ધી જેટલી વસતિ ગરીબી રેખા નીચે જીવે છે ભારત સરકાર પણ ભારતમા આ પ્રમાણ ૩૭ ટકા એટલે કે ૨૮ કરોડ જેટલી વસતિ હોવાનુ સ્વીકારે છે ૧૯૮૦મા ૧ કરોડ ૧૩ લાખ બેરોજગાર હતા તે હવે લગભગ સવાચાર કરોડ થયા છે દોઢ લાખ જેટલા ગામડાં પીવાના પાણીની ખેંચ અનુભવે છે (પીવાના પાણીની તંગી એટલે શુ એનો અનુભવ ગુજરાતે તાજેતરમા જ કર્યો છે) ૧૬૮ લાખ પરિવાર ઘર વિહોણા છે ૧૦૦ લાખ જેટલા કુટુબો માટીનાં ઝુપડામા પડ્યાં છે આ પરિસ્થિતિમા આકર્ષક મોટા ઉદ્યોગો, કોમ્પ્યુટર, ટીશર્ટ, જીનના આકર્ષણ વગેરેને મૂલવવાના રહેશે

ગાંધી વિચાર ગમે તેટલો જુનવાણી લાગે તો પણ એ વિચારની પાયાની વાતોનો અસ્વીકાર ભારત પોતાના અસ્તિત્વના જોખમે જ કરી શકશે આતંકવાદ, કોમવાદ, ભાષાવાદ, ભણેલાની બેરોજગારી, અમર્યાદ મોજશોખ, સત્તા અને સંપત્તિના કેન્દ્રીકરણ વગેરેના દુષ્પરિણામો આપણે આંખ આગળ રોજ જોઈએ છીએ ગાંધીજી પાસે આપણા કોઈપણ અગ્રણી કરતા વધારે સ્પષ્ટ ભારત દર્શન હતુ અને ઝાંઝવાના જળની પાછળ જવાને બદલે ભારતની નક્કર ધરતીની બુનિયાદ ઉપર ચણતર કરવાનો એમનો સંદેશ હતો, એમનો આદેશ, ઉપદેશ જનકલ્યાણાર્થે જ હતો સત્તા કે સંપત્તિની ભૂખ એમને ન હતી સમાજ સાથે એ એકરસ થયેલા હતા આ ખ્યાલમાં રાખીને ખાદી–ગ્રામોદ્યોગો સહિતના એમના વિચારો પૈકી જેટલા ઝીલી શકાય એટલા આપણે ઝીલીશું તો આપણને લાભ જ છે

ઍશીઆડ, 'નૉન ઍલાઇન્ડ મીટ', મુબઈનું કૉંગ્રેસ અધિવેશન વગેરેના ખર્ચાળ આકર્ષક ભભકાથી રૂવાબ કદાચ વધશે પણ દેશના પ્રશ્નો હલ નહી થાય એ તો નમ્રપણે ધોતિયું-ઝભ્ભો ન ગમે તો ટીશર્ટ અને જીન પહેરીને પણ નિષ્ઠાપૂર્વક સામનો કરી ઇષ્ટ પ્રવૃત્તિ વિકસાવવાથી જ હલ થઈ શકશે વાદ ગમે તે સ્વીકારો, ગાધીજીની પેઠે ઓછાં કપડા ન પહેરો પણ સાદુ જીવન સ્વીકારાશે, અને દેશના ઉપલા સ્તરના ૨૦ ટકા (તમામ સગઠિત વર્ગોના કામદારો, વેપારીઓ, ઉદ્યોગપતિઓ, રાજકીય અગ્રણીઓ, સરકારી તેમજ બેંકો, વીમા કપનીના કર્મચારીઓ, વકીલ, ડૉક્ટરો, શિક્ષણ ક્ષેત્રમા કામ કરનારા વગેરે) રાષ્ટ્રીય આવકના ૫૩ ટકા સગઠન અને બુદ્ધિના જોરે લે અને નીચેના ૨૦ ટકા માટે ૫૨ ટકા જ છોડે છે તેમા પરિવર્તન નહીં લાવો તો રાષ્ટ્રના પ્રશ્નો ઉકેલાશે નહિ વડાપ્રધાન રૂપાળા દેખાવા શુ પહેરે છે તે મહત્ત્વનુ નથી મહત્ત્વ પ્રશ્નો ઉકેલવાના દૃષ્ટિકોણનો છે ખાદી-ગ્રામોદ્યોગનો વિકાસ એ ભારતના ગરીબી, બેરોજગારી, અને અસમાનતા હળવી કરવામા મહત્ત્વનો ભાગ ભજવી શકે એમ છે આ ક્ષેત્ર માટેની ફાળવણી ૧૯૮૪–'૮૫માં ૧૩૯ કરોડ રૂપિયા હતી ૧૯૮૫–'૮૬મા એ ઘટાડી ૧૧૪ કરોડ રૂપિયા કરવામા આવી ૧૯૮૬–'૮૭મા વળી કાપ મૂકીને ૧૦૦ કરોડ કરવામા આવી આવા કાપ રોજગારીને અસર કર્યા વિના નહી રહે ગુજરાતમા ખાદી પ્રવૃત્તિ દ્વારા ૧૯૮૨–'૮૩મા ૬૧,૮૦૧ લોકોને રોજગારી મળી ૧૯૮૩–'૮૪મા ૫૬,૮૭૪ ને, ૧૯૮૪–'૮૫માં ૪૭,૬૮૦ને થઈ ગઈ ગ્રામોદ્યોગની રોજગારીને પણ એવો જ કાપ નડ્યો ૧૯૮૧–'૮૨મા ૩૩,૬૦૫, ૧૯૮૨–'૮૩મા ૩૭,૪૨૬, ૧૯૮૩–'૮૪મા ૩૨,૧૮૨, અને ૧૯૮૪–'૮૫મા ૨૫૭૦૨ વ્યક્તિઓને ગુજરાતમા ગ્રામોદ્યોગ દ્વારા ખાદી બોર્ડ રોજગારી આપી શક્યુ

એક તરફ ખાદી ગ્રામોદ્યોગ માટે પહેલે વરસે ૧૮ ટકાનો અને બીજે વરસે વળી બીજા ૧૨ ટકાનો કાપ મુકાયો અને બીજી બાજુ એક જ વરસમાં માહિતી અને પ્રસારણ માટે ૧૨૦ ટકાનો વધારો કરવામા આવે છે

ચીનનો દાખલો આપણી સામે છે ૧૯૫૩ થી ૧૯૭૮ દરમ્યાન ત્યાં ભારે ઉદ્યોગોનો વિકાસ દર ૧૩૬ ટકા હતો તે ૧૯૭૯ થી ૧૯૮૪ દરમ્યાન ઘટાડીને ૬૬ ટકાનો કરવામા આવ્યો અને નાના ઉદ્યોગોનો વિકાસ દર ૯૧ ટકાથી વધારીને ૧૧૭ ટકા કરવામા આવ્યો

ભૂતપૂર્વ નાણામત્રી શ્રી સી સુબ્રમણ્યમે ૧૯૮૩ના માર્ચમાં આર્થિક વિકાસ અગેની નીતિના પરિસવાદમા કહ્યું હતું કે ' બીજા દેશોમાં નિયમ બહારનું કાઈક કરાવવામા રૂશ્વત આપવી પડે છે જ્યારે ભારતમા પોતાના કાયદેસર હક ભોગવવામા પણ લાંચ આપવી પડે છે 'ફાઈવ સ્ટાર' હોટેલની પરપગાએ દિલ્હીનો ભરડો લીધો છે એમાંથી છુટવુ આવશ્યક છે "

આ બધા ચિંતનનો લાભ લઈને આગળ વધીશું તો જ દેશ સગીન પ્રગતિ કરી શકશે

બાબુભાઈ જશભાઈ પટેલ



પાર્શ્વ પ્રકાશન, અમદાવાદના ઉપક્રમે બહાર પડતા સમીક્ષા વાર્ષિક 'સન્ધાન'ના સમ્પાદક સુમન શાહ જણાવે છે કે એના બીજા ગ્રંથમા 1985માં પ્રકાશિત પુસ્તકોની સમીક્ષા રજૂ થશે એ માટે લેખકો-પ્રકાશકો તરફથી પુસ્તકો કશી શરત વિના આવકાર્ય છે 'સમીક્ષાર્થે' પુસ્તકો સ્પષ્ટ રીતે મારીને સમ્પાદકના ઘરના સરનામે મોકલવા 'સન્ધાન'ની ક્રિટિક્સ-ઍવૉર્ડ–સન્ધાન યોજના અનુસાર 1985 ના શ્રેષ્ઠ પુસ્તકોનો નિર્ણય લેશે સર્વશ્રી ચન્દ્રકાન્ત ટોપીવાલા, શિરીષ પંચાલ અને સુમન શાહ આ માટે કોઈપણ પ્રકારનુ પ્રવેશપત્ર ભરવાનું નથી તેની લેખકો-પ્રકાશકો નોંધ લે

# વિભૂતિવંદના

## એલેક્ઝાન્ડર કિન્લોક ફૉર્બ્સ

ચંદ્રકાન્ત શેઠ

આપણે ત્યાં જેઓ ફાર્બસ તરીકે જાણીતા છે તે અંગ્રેજ વિદ્યાપ્રેમી સરકારસેવકનું આખું નામ એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બ્સ એમની સ્મૃતિને જીવંત રાખતી એક સંસ્થા શ્રી ફાર્બસ ગુજરાતી સભા આજેય મુંબઈમાં મોજૂદ છે તેના તરફથી એક ત્રૈમાસિક પત્રિકા પ્રગટ થાય છે

આ ફાર્બસે ગુજરાતી ભાષા અને સાહિત્યની ઉમદા સેવા કરી છે આમેય આપણા ભારતીય ભાષા–સાહિત્યોના અર્વાચીન કાળના ઉત્કર્ષ–વિકાસમાં અનેક અંગ્રેજોનો ઉલ્લેખનીય ફાળો રહ્યો છે. સંસ્કૃત સાહિત્યનું નામ લેતા જ મેક્સમુલર, વિલિયમ જોન્સ, મોનિયેર વિલિયમ્સ, કીથ, વિંટરનિટ્ઝ આદિ અનેક મહાનુભાવો યાદ આવી જાય છે. બંગાળી ભાષામાં 'દિગ્દર્શન' નામનું પ્રથમ સમાચારપત્ર પ્રગટ કરી ભારતભરમાં સમાચારપત્રની પ્રવૃત્તિનો પ્રારંભ કરનાર તે શ્રીરામપોરના જેસ્યુએટ પાદરીઓ. તેલુગુનું વ્યાકરણ પહેલપ્રથમ આપનારા પણ અંગ્રેજ પાદરીઓ જ તમિળ ભાષાના પ્રશિષ્ટ ગ્રંથોની ખોજ કરનાર જે ડેનિશો, તેય વિદેશી બંગાળને જો વિલિયમ જોન્સ અને મોનિયેરની સેવા મળી તો રાજસ્થાનને કર્નલ ટૉડની મરાઠીને ગ્રાન્ટ ડફ, મોલ્સવર્થ વગેરે મળ્યા ગુજરાતને પણ એ રીતે અનેક ફાર્બસોની સેવા મળી છે

ફાર્બસનો જન્મ સાતમી જુલાઈ, ૧૮૨૧માં, લંડનમાં માતા વિદ્વાન કુળમાંથી આવેલી અને પિતા રાજવી કુળમાંથી મૂળ સ્કૉટલૅન્ડના પણ ત્યાંથી સ્થળાંતર કરીને લંડન વસેલા ફાર્બસની ઇચ્છા સ્થપતિ બનવાની હતી તેથી તે વખતના ઇંગ્લૅન્ડના વિખ્યાત શિલ્પી સ્થપતિ જ્યૉર્જ બાસ્લેનિમી પાસે તેમણે આઠ માસ સ્થાપત્યની તાલીમ લીધી; પરંતુ ચુનીલાલ મડિયા લખે છે તેમ, નિયતિ ફાર્બસને 'સરકારસ્થપતિ' બનાવવા ચાહતી હતી ફાર્બસે વીસમા વર્ષે ભારતીય સનદી નોકરીમાં જોડાવાનો સંકલ્પ કર્યો અને તેઓ હેલિબરીમાં ભણવા ગયા તેમનું વિદ્યાર્થીજીવન તેજસ્વી હતું તેમને સુંદર અધ્યયન બદલ વિલિયમ જોન્સના પુસ્તકો પારિતોષિકરૂપે મળ્યા હતા તે પુસ્તકોએ તેમના સંવેદનશીલ અંતઃકરણમાં ભારતીય સંસ્કાર અને સંસ્કૃતિ માટેની તીવ્ર જિજ્ઞાસા જન્માવી તેઓ અંગ્રેજી સાહિત્યના તો સારા જ્ઞાતા હતા જ, હવે તેમણે સંસ્કૃત સાહિત્યના જ્ઞાતા થવા માટેનો પુરુષાર્થ આરંભ્યો

તેઓ ઈ ૧૮૪૨ના ત્રીસમી ડિસેમ્બરના રોજ મુંબઈ ઇલાકાના સનદી અધિકારી થયા ઈ ૧૮૪૩ના પંદરમી નવેમ્બરના રોજ તેમણે પહેલીવાર ભારતની ધરતી પર પગ મૂક્યો શરૂઆતમાં તેમને અહમદનગરના કલેક્ટરપદે મૂકવામાં આવેલા તે દરમિયાન તેમણે હિન્દુસ્તાનીનો અભ્યાસ કરી, તે અંગેની સરકારી પરીક્ષા સારી રીતે પસાર કરી તેઓ અહમદનગરના ત્રીજા મદદનીશ કલેક્ટર હતા. ત્યાર પછી તેમણે મરાઠી ભાષાની સરકારી પરીક્ષા પસાર કરી અહમદનગરથી તેમની ખાનદેશ ને પછી મુંબઈ બદલી થઈ ત્યાંથી ઈ. ૧૮૪૬ના નવેમ્બરમાં તેઓ અમદાવાદ આવ્યા તેમના આ આગમનને શ્રી મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ 'ગુજરાતના ભાગ્યોદયના અવતાર' રૂપ લેખ્યું ફાર્બસે અમદાવાદ આવી શ્રી ભોગીલાલ પ્રાણવલ્લભદાસ નામના અંગ્રેજી શાળાના એક હેડમાસ્તર પાસે ગુજરાતી શીખવા માંડ્યું. ત્યારે અમદાવાદમાં શ્રી ભોળાનાથ સારાભાઈ દિવેટિયા મુનસફ હતા ફાર્બસે તેમની પાસે ગુજરાતી જાણનાર સાથી શિક્ષક માટેની માગણી મૂકી ભોળાનાથે 'વઢવાણના કવિ' દલપતરામની ભલામણ કરી, દલપતરામ પણ તેઓ પોતે જ જણાવે છે તે મુજબ, 'કવિતાની જકમાં જીવ જોડીને રહેલા હતા, અને તેઓ કોઈ શાણા સરદાર નરને શોધતા પણ હતા' ને ત્યાં જ યોગાનુયોગ ફાર્બસનું તેડું આવ્યું.

ફાર્બસ અને દલપતરામનું પહેલપ્રથમ ઐતિહાસિક મિલન થયું, સાબરતટે ખાનપુરના દરવાજે આવેલા ચાંદાસરજના મહેલમાં. તે પછી બને વચ્ચે એવી મૈત્રી બધાઈ કે તેથી પરસ્પરને તો ખરો જ, ગુજરાતને પણ સંસ્કારદૃષ્ટિએ સારો લાભ થયો જેમ એક જમાનામા કવિ શામળે તેના આશ્રયદાતા રખીદાસમા તેમ આ 'કવીશ્વર' દલપતરામે સંસ્કારપ્રેમી ફાર્બસમા રાજા ભોજના દર્શન કર્યા. તેમણે ગાયું

કરેવ કીર્તિમેર દુનિયામા તે દેખવા ફાર્બસરૂપ ફેર, ભોજ પધાર્યો ભૂમિમા.

કલ્યાણકામ ફાર્બસનો જીવ દેશી જનોનો શિક્ષણ સાહિત્યાદિ કલાઓ દ્વારા સમુત્કર્ષ કેમ થાય એ માટે સતત સચિંત હતો. તેમણે નાતાલમા, ૨૬ ડિસેમ્બર ૧૮૪૮ના દિવસે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી—આજની ગુજરાત વિદ્યાસભા—ની સ્થાપના કરી આ સત્કાર્યમાં તેમને એ જી ફ્રેમેટ, કેપ્ટન જી ફુલજેમ્સ, કેપ્ટન આર વાલેસ, કેપ્ટન ડબલ્યુ એફ કર્મેક, રેવરંડ જી ડબલ્યુ પીરી આદિ અંગ્રેજોની તેમ જ સ્થાનિક સરકાર સેવકોની સારી મદદ મળી મુંબઈ ઇલાકાના તે વખતના ગવર્નર લૉર્ડ ફૉકલૅંડ તેના આશ્રયદાતા બન્યા અને પોતે તેના સર્વપ્રથમ કાર્યકારી મંત્રી બન્યા આ સંસ્થાસ્થાપના પાછળનો ફાર્બસનો આશય હતો ગુજરાતી ભાષાસાહિત્યના અને સંસ્કાર-કેળવણીના ઉત્કર્ષનો તેમણે આ અંગે સ્પષ્ટતા કરતા જણાવ્યું

. આપણા કામનુ ખરેખરું ક્ષેત્ર તે સરકારી નિશાળો છે, હવે પછીની થનારી પ્રજા ઉપર જ આપણે આશા રાખી શકીએ પુખ્ત થયેના ઝાડને ગમે તેમ વાળી શકાય નહિ સતત સુધારા કરીને નિશાળોના શિક્ષણ સારુ સારા પુસ્તકો કરી આપવા એ આપણું પ્રથમ અને અગત્યનુ કર્તવ્ય છે"

આ પછી એમણે જણાવ્યું .

"સોસાયટીનું કામ માત્ર ભાષાન્તરો કરાવવા એ છે એવી સમજણ કેટલાક વખત ઉપર ઉત્પન્ન થઈ છે એ યથાર્થ નથી ગુજરાતી સાહિત્યની ખિલવણી એ જ સોસાયટીનો ઉદ્દેશ આપણે ઠરાવ્યો છે આ પ્રાન્તના દેશીઓને જાતે કામ કરવામાં પ્રવૃત્ત કરવા, તેઓ કયા કામ બહુ સારી રીતે કરી શકશે તે બતાવવુ અને તેમને કામ કરવાના સાધનો પૂરાં પાડવાં એ આપણે કરવાનું છે"

ફાર્બસે ઈ ૧૮૪૯માં ભદ્રના દરવાજા ઉપર 'નેટિવ લાઇબ્રેરી' નામે ગુજરાતનુ સૌપ્રથમ ગ્રંથાલય સ્થાપ્યુ, જે હાલમા હિમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ દ્વારા ચાલે છે વળી તેમણે આ જ વરસમા એપ્રિલની ચોથી તારીખે ગુજરાતનુ પહેલું, સાપ્તાહિક 'વરતમાન' નામે શરૂ કર્યું. આ સાપ્તાહિક દર બુધવારે પ્રગટ થતુ હોવાથી 'બુધવારિયા' તરીકે લોકોમાં જાણીતુ થયુ હતુ વળી તેમણે સોસાયટી દ્વારા એક કન્યાશાળા પણ શરૂ કરાવી આ રીતે જે ગુજરાતી ભાષા ફાર્બસને એક તબક્કે 'બાજરુ' લાગેલી તેના ઉત્કર્ષ માટે ગુ વ. સોસાયટીએ બહુમુખી પ્રયાસો શરૂ કર્યા, જે નોંધપાત્ર રીતે ફળ્યાનુ આ સોસાયટીનો ઇતિહાસ જોતાં આપણને લાગે છે

ફાર્બસે ગુજરાતની લોકસંસ્કૃતિનો જાતપરિચય મેળવવાનો પુરુષાર્થ કર્યો નકશો, લાકડી, પિસ્તોલ અને નોંધોંયાથી — આટલુ સાથે રાખી પગપાળા લોકસંપર્ક માટે તેઓ પર્યટને નીકળી પડતા, જાતભાતના અનુભવો કરતાં ગુજરાતી ભાષાના હસ્તલિખિત ગ્રંથો મેળવતા, શિલાલેખો ઉકેલી તેની નકલો કરાવતા, શિલ્પસ્થાપત્યના નમૂનાઓનો અને લોકોની રહેણીકરણી વગેરેનો અભ્યાસ કરતા

ઈ ૧૮૫૦ના પહેલી એપ્રિલે ફાર્બસની સુરત બદલી થઈ તો ત્યાં પણ 'સુરત અઠવીસી સોસાયટી'ની સ્થાપના કરાવી અને શ્રી મુકુંદરાય મણિરાયના તંત્રીપદે 'સુરત સમાચાર' નામનુ અખબાર પણ શરૂ કરાવ્યું. સુરતમાં એન્ડ્રૂઝ લાઇબ્રેરીની સ્થાપના પણ તેમના પ્રયાસે જ થઈ પછી તો એ સાથ

ફોર્બસના ઉપક્રમે વ્યાખ્યાનમાળાનું પણ આયોજન કરવામાં આવ્યું એ વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન આપ્યું દલપતરામે, 'હુન્નરખાનની ચઢાઈ' એ નામે, પદ્યમાં ઈ ૧૮૫૦મા શહેરસુધરાઈને લગતો છવ્વીસમો કાયદો આવતા તેનો કાર્યદક્ષતાથી સુરતમા સૌપ્રથમ અમલ કરાવવામા ફાર્બસ સફળ થયા. ફાર્બસે શહેરસુધરાઈ બાબતની વિશદ સમજ ત્યારના સમાજસુધારક શ્રી દુર્ગારામ મહેતા તથા દલપતરામ આદિને આપેલી.

ઈ ૧૮૫૧ના મેની પહેલી તારીખથી ફાર્બસ ફરીથી અમદાવાદ આવ્યા ૧૮૫૨ના ઑગસ્ટમાં તેઓ મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ થયા એ વર્ષે દિવાળીમા તેમણે ઇડર મુકામે સૌપ્રથમ કવિમેળો યોજ્યો, જેનુ ઉમળકાભેર દલપતરામે વર્ણન કર્યું છે ઈ ૧૮૫૭મા ફાર્બસ વળી પાછા અમદાવાદ આવ્યા તેમણે અનેક રજવાડાની, અને દેશી જનોની સહાયથી હસ્તલિખિત ગ્રથોની ખોજ શરૂ કરી અમદાવાદ ઉપરાત ખંભાત, પાટણ, વડોદરા આદિ સ્થળોના ગ્રથભંડારો તપાસ્યા 'દ્વયાશ્રય' જેવા અનેક મૂલ્યવાન ગ્રથોની લહિયાઓ પાસે નકલ કરાવી લીધી 'પ્રબધચિતામણિ', 'ભોજપ્રબધ', 'પૃથુરાજ રાસો' 'કુમારપાલરાસ', 'રત્નમાલા', 'પ્રવીણસાગર', 'ગરુડપુરાણની પ્રેતમજરી', 'જગદેવ પરમાર', 'વાણી વિલાસ', 'શ્રીપાલરાસ', 'કેમરરાસ', 'હમીરપ્રબધ' જેવા અનેક ગ્રથો મેળવ્યા, આ કાર્યોમા તેમને ઠીકઠીક ગાંઠનો ખર્ચ થતો 'પૃથુરાજરાસા'નો ગ્રથ મેળવતાં ટપાલખર્ચ પેટે જ તે જમાનામા રૂ ૧૫૦ નો ખર્ચ તેમને થયેલો ! તેમણે સિદ્ધપુર, અણહિલવાડ પાટણ પાલીતાણા, આબુ આદિ સ્થળોએ જઈ ત્યાનાં ભવ્ય મહાલયોનાં ખંડેરો, દેવાલયો, જળાશયો આદિનો અભ્યાસ કર્યો, પોતે ચિત્રકળાના જાણકાર હોઈ કેટલાક ચિત્રોયે જાતે જ આલેખી લીધા, જે પછી 'રાસમાળા'મા ઉપયોગી થયા

'રાસમાલા ઓર ધ હિન્દુ ઍનાલ્સ ઑફ ધ પ્રોવિન્સ ઑફ ગુજરાત' એ નામે ગુજરાતના ઇતિહાસ પર કેટલોક પ્રકાશ પાડતો તેમનો એક રસાત્મક ગ્રથ બે ભાગમા સચિત્ર સ્વરૂપે રિચાર્ડસન બ્રધર્સ, લંડન તરફથી ઈ ૧૮૫૬માં પ્રકાશિત થયો આ ગ્રથમા, ઈ ૧૮૫૪ના માર્ચથી ૧૮૫૭ના જાન્યુઆરી સુધી પોતાના વતન ઇગ્લેન્ડમા રહ્યા તે દરમિયાન ઇન્ડિયા હાઉસ ખાતે જઈને, ત્યાના અનેક દસ્તાવેજોનું અધ્યયન કરીને તેમણે તૈયાર કરેલો છે આ રાસમાળાની પછીની આવૃત્તિ ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ તરફથી ૧૯૨૪માં પ્રસિદ્ધ થઈ છે પ્રસિદ્ધ નાટ્યકાર રણછોડલાલ ઉદયરામે આ ગ્રથનો 'રાસમાલા અથવા ગૂજરાત પ્રાન્તનો ઇતિહાસ' એ નામે અનુવાદ કરેલો જે સચિત્ર સ્વરૂપે ઈ ૧૮૬૯મા ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત કર્યો છે, જેની ત્રીજી આવૃત્તિ ૧૯૨૨મા થયેલી મળે છે આ 'રાસમાલા' ગ્રંથ ફાર્બસના સાહિત્યિક-સાસ્કૃતિક સશોધનાત્મક પુરુષાર્થનો, તેની કેટલીક મર્યાદાઓ છતાયે, સારો ખ્યાલ આપે છે ફાર્બસે આ ગ્રથમા મદદરૂપ થનાર કવિ દલપતરામ, પ્રેમચદ સલાટ, મારવાડી વેપારી વીરચંદ ભડારી, સુથારો ત્રિભોવનદાસ અને સુધર દયારામ જેવાની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લીધી છે.

ઈ ૧૮૫૭ના જાન્યુઆરીમા ફાર્બસ ઇગ્લેન્ડથી ફરી વાર હિન્દ આવ્યા ઈ ૧૮૫૭ના બળવા દરમિયાન તેઓ સુરતમા હતા તેમનુ બળવા વખતનુ કેટલીક રીતે નિષ્પક્ષ વલણ અગ્રેજ સરકારના ધુરીણોને અનુકૂળ નહી આવેલુ તેમને વર્તમાનપત્રો સાથેના પોતાના સબધને મર્યાદિત કરવાની ફરજ પડી હતી જો કે આ ઉદારમતવાદી, પ્રજાહિતવત્સલ અગ્રેજ અમલદારે વિદ્યાવૃદ્ધિના પોતાના પ્રયત્નો તો વણથભ્યા ચાલુ રાખ્યા હતા તેઓ ઈ ૧૮૫૯માં સૌરાષ્ટ્રમા પોલિટિકલ એજન્ટ થયા, ઈ ૧૮૬૦માં ફરીથી સુરતમાં મુકાયા, ઈ ૧૮૬૧મા તેઓ મુબઈમા ન્યાય અને રાજકીય ખાતાના સચિવ હતા. ૧૮૬૨ના બારમી એપ્રિલથી મુબઈની વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિ તરીકે તેમની નિમણૂક થઈ આ વખતે

ત્યાની રૉયલ એશિયાટિક સોસાયટીની શાખાએ તેમની પ્રમુખ તરીકે વરણી કરી, પરંતુ ફાર્બસે બહુ આનાકાની બાદ ઉપપ્રમુખનુ પદ સ્વીકાર્યું ફાર્બસ મુંબઈ યુનિવર્સિટીના ઉપકુલપતિપદે પણ નિમાયા હતા. તેઓ સર જે જે સ્કૂલ ઑફ આર્ટ્સના અધ્યક્ષપદે પણ રહ્યા ભારતના પ્રસિદ્ધ મહાજનોના ચિત્રો-તસવીરોના સંપાદન-પ્રકાશનની કામગીરી સોરાબજી જહાંગીરજીની સંસ્થાએ ફાર્બસને સોંપેલી તે દરમિયાન મુંબઈના એક સન્માન્ય સાક્ષર મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને ગુજરાતી સભા સ્થાપવાનો વિચાર આવ્યો, જેને ફાર્બસે સોત્સાહ અનુમોદન આપ્યું અને ઈ ૧૮૬૫ના પચીસમી માર્ચના રોજ ફાર્બસના નિવાસ-સ્થળે તે માટેની એક પ્રાથમિક બેઠક થઈ, ત્યાર બાદ વિધિપુરઃસર 'ગુજરાતી સભા' તરીકે તેની બીજી બેઠક મુંબઈના ટાઉન હૉલમાં યોજાઈ, જેનુ પ્રમુખસ્થાન, ફાર્બસે શોભાવ્યુ હતુ

આ ગુજરાતી સભાના કાર્યો માટે સૌરાષ્ટ્રના રજવાડાંએ રૂ ૨૮,૨૦૦નો ફાળો આપેલો. મુંબઈના ધનિકોએ પણ નાણાં આપ્યા, એ રીતે રૂ ૩૭,૫૦૦ના માતબર ભંડોળ સાથે એ સંસ્થાએ સાહિત્યિક પ્રવૃત્તિઓ શરૂ કરી. બીજી બાજુ આપણા આ ફાર્બસ જીવલેણ બીમારીમાં પટકાયા, તેમને સારવાર માટે પૂના લઈ જવામા આવ્યા, પરંતુ સારવાર નિષ્ફળ ગઈ ઈ ૧૮૬૫ના ઑગસ્ટની એકત્રીસમી તારીખે, ગુરુવારે, પૂનામા જ તેમનો દેહવિલય થયો એમની જ પ્રેરણાથી સ્થપાયેલી ગુજરાતી સભાએ 'શ્રી ફાર્બસ ગુજરાતી સભા' નામ સ્વીકારી, તેમની સ્મૃતિ સાચવવાનુ પ્રશસ્ય પગલુ ભર્યું આ સભાની પ્રવૃત્તિ આજેય ચાલુ છે, ત્રૈમાસિકપ્રકાશન ઉપરાત અન્ય ગ્રંથોના પ્રકાશનની, વ્યાખ્યાનો યોજવાની તથા એક મૂલ્યવાન ગ્રંથાલય ચલાવવાની પ્રવૃત્તિ તે કરે છે

ફાર્બસે ગુજરાતની સેવાના નાનામોટા અનેક સંસ્કારકાર્યો કર્યા, પરંતુ તેઓ યાદ રહેશે ગુ વ સોસાયટી, શ્રી ફાર્બસ ગુ સભા, 'રાસમાળા' વગેરેના કાર્યોથી ફાર્બસ બનાસથી તાપી સુધીના ગુજરાતના વિસ્તારમાં ફર્યા અને તેઓ જ્યાં જ્યા ગયા ત્યા ત્યા કવિ ન્હાનાલાલ કહે છે તેમ તેમણે નાનો કે મોટો જ્ઞાનયજ્ઞ કર્યો છે મનસુખરામે તેમના 'ફાર્બસચરિત્ર'મા જે દુહો રચીને મૂક્યો છે તેમા આ પંક્તિ આવે છે

'ફાર્બસ સમ સાધન વિના ન ઉદ્ધરત ગુજરાત'.

—આ વાત કેટલીક રીતે સાચી છે મનસુખરામે એમના વિશે લખતા જણાવ્યું છે :

"ગુજરાતમાં જ્યાં ત્યાં અક્ષરશત્રુ વિના બીજુ કોઈ દીઠામા જ આવે નહિ એવા અંધકારમાં સન ૧૮૦૦ની સાલથી કહી કહી કિરણ આવવા માંડ્યા અને સન ૧૮૧૮મા આપણુ અંગ્રેજી રાજ્ય થયું. અને અંધકાર ખસવા માંડ્યો એ જ સંધિમાં ફાર્બસસાહેબ ત્યાં આવ્યા ગુજરાતની વાડી જંગલી રાજાના કાર્યભારીઓથી ભેલાડી મુકાઈ હતી. ઘણા વર્ષ સુધી ગુજરાતક્ષેત્ર વાવેતર વિનાનુ પડી રહી અધિક ફળ આપે એવું હતું તે સમયમા ફાર્બસ જેવા માળીનુ ત્યા આવવુ થયું"

આ 'ભાણી'એ, જ્યારે ચિરવિદાય લીધી, ત્યારે 'દાંડિયો'માં કવિ નર્મદે લખેલું

"બાગના ક્યારામાં કોઈ વખત તુલસીના છોડ ઊગી નીકળે છે, તેમ હાલ બેત્રણ વર્ષ થયાં ઘણી ચર્વાયેથી અને સઉની ડાટે ચહડેલી સિવિલ સર્વિસમા પણ જૂના ટોપીવાળાઓમાંના કોઈ બડા અચ્છા સાહેબો નીવડેના છે તેવા મરનાર એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સ સાહેબ થયા હતા તેમણે સાહેબી ભોગવી જાણી નથી એમણે તો ગુજરાત જ પોતાનું વતન જાણ્યું છે"

આવા 'તુલસીના છોડ'-શા ફાર્બસનુ પવિત્ર સ્મરણ કરી આપણે વિરમીએ



# સ્વૈચ્છિક સંસ્થાઓની સ્વાયત્તતા હણવાનો પ્રયાસ

દિનેશ શુક્લ

[૧] ગ્રામવિકાસની અનેકવિધ પ્રવૃત્તિઓમા પરોવાયેલી સ્વૈચ્છિક સસ્થાઓ અને કેન્દ્ર તથા ખાસ કરીને રાજ્ય સરકાર વચ્ચેના સબધો વિષે અનેકવાર ચર્ચાઓ થાય છે. આયોજન પચના નેજા હેઠળ કામ કરતી 'કમિટી ઓન એડ્મિનિસ્ટ્રેટિવ ઍરેન્જમેન્ટ ફોર રૂરલ ડેવલપમેન્ટ એન્ડ પૉવર્ટી' એલેવિયેશન પ્રોગ્રામ (સી એ એ આર ડી)'ના હેવાલમા ગ્રામીણ વિકાસ અને ગરીબોના સગઠન ક્ષેત્રે સ્વૈચ્છિક સસ્થાઓની ભૂમિકા વિષે આખુ એક પ્રકરણ ફાળવવામા આવ્યુ છે એમા બદલાતા સમય-સજોગને ધ્યાનમાં રાખી ગ્રામીણ વિકાસ, ગરીબી-નાબૂદી તેમ જ લઘુતમ જરૂરિયાતોના કાર્યક્રમમા સ્વૈચ્છિક સસ્થાઓના વધતા યોગદાન પર ખાસ ભાર મૂકવામા આવ્યો છે જેમ જેમ ગ્રામીણ-વિકાસની વિભાવના વિશાળ અને વિસ્તૃત થતી જાય છે, તેમ તેમ સ્વૈચ્છિક સસ્થાઓની ભૂમિકાની અગત્ય જ નહિ પણ આ સસ્થાઓએ જરૂરી નિષ્ણાત જ્ઞાન અને વહીવટી ફૂનેહ વિકસાવવા જોઈએ, એ વિષે 'સભાનતા પણ વધતી જાય છે. ટૂકમા, ગ્રામવિકાસના ક્ષેત્રે કાર્યશીલ સ્વૈચ્છિક સગઠનોએ વધુ વ્યાવસાયિક સ્વરૂપ અંગીકાર કરવુ જોઈએ, એવી સ્પષ્ટ ભલામણ અને હિમાયત સાતમી યોજનાના દસ્તાવેજમાં જોવા મળે છે.'

[૨] ગ્રામીણ વિકાસનાં વિવિધ ક્ષેત્રોમા સ્વૈચ્છિક સસ્થાઓએ વધુ મોટા પાયા પર અને વિસ્તૃત રીતે ભૂમિકા ભજવવાની હોય તો પછી સરકાર (કેન્દ્ર અને રાજ્ય) સાથેના તેમના સબધો વધુ સુમેળ અને સમન્વયભર્યા હોવા જોઈએ, એ મુદ્દા પર પણ સાતમી યોજનાના ઉપર જણાવેલ હેવાલ તેમ જ દસ્તાવેજમા ભાર મૂકવામા આવ્યો છે ગ્રામીણ વિકાસના વિવિધ કાર્યોમાં પરોવાયેલી સ્વૈચ્છિક સસ્થાઓ અને સરકારના જુદા જુદા ખાતાઓ વચ્ચે માહિતીના વધુ આદાનપ્રદાન અને સકલન સધાય એ ઇચ્છનીય છે. આ માટે ભૂતપૂર્વ વડા પ્રધાન ઇન્દિરા ગાધીએ બધી રાજ્ય સરકારોને સ્વૈચ્છિક સસ્થાઓના 'કન્સલ્ટેટિવ ગ્રુપ્સ' સ્થાપવા અગે ઓક્ટોબર ૧૯૮૨મા લખેલુ

[૩] સાતમી યોજનાના દસ્તાવેજમા સ્વૈચ્છિક સસ્થાઓની ભૂમિકા વિષેના પ્રકરણમાં જે સ્વૈચ્છિક સસ્થાઓ સરકારી ગ્રાટ મેળવતી હોય અથવા સરકારના ફડનો ઉપયોગ કરતી હોય, તેમને લાગુ પડનારી આચારસહિતાની જરૂર પર ભાર મૂકવામાં આવ્યો છે

આ ત્રણે ઉદ્દેશો, (૧) બદલાતા સમય-સજોગોને ધ્યાનમાં લઈ સ્વૈચ્છિક સંસ્થાઓએ વ્યાવસાયિક સ્વરૂપ ધારણ કરવુ, (૨) સરકાર સાથે સુમેળ, સમન્વય, સકલન ,સધાય એ સારુ કોઈ બૃહદ સંગઠન (બૉડી) હોવુ જોઈએ, અને (૩) સ્વૈચ્છિક સસ્થાઓ સરકારી નાણા(જાહેરનાણા)નો ઉપયોગ કરનાર હોવાથી તેમની કોઈ આચારસહિતા હોવી જોઈએ — વ્યવહારમા ચરિતાર્થ થાય એ રીતે જાણીતા સામાજિક કાર્યકર બકર રૉય તરફથી 'કાઉન્સિલ ઑફ રૂરલ વૉલન્ટરી એજન્સીઝની સ્થાપના' માટે તેમ જ તેની આચારસહિતા ઘડવા માટેની એક દરખાસ્ત પાઠવવામા આવી છે. આ માટે તેમનો મુસદ્દો તૈયાર કરીને વ્યાપક ચર્ચાવિચારણા માટે લાગતાવળગતા સૌને મોકલી આપવામા આવ્યો છે કાઉન્સિલ, અને આચારસહિતાના મુસદ્દાએ ભારે મોટા વિવાદને જન્મ આપ્યો છે. સ્વૈચ્છિક સસ્થાઓનાં અંતેક અંગોમાં તે વિષે ચર્ચાવિચારણા થઈ છે અને તેનો સખત વિરોધ થયો છે.

**પ્રથમ**, સ્વૈચ્છિક સંસ્થાઓને કાયદા દ્વારા બાંધવાથી તેમની 'સ્વૈચ્છિકતા' અને 'સ્વાયત્તતા' નાશ પામશે, એવી દહેશત વ્યક્ત કરવામાં આવી છે જે ખુમારી અને આત્મસન્માનથી સ્વૈચ્છિક સંસ્થાઓ કામ કરે છે, તે પ્રમાણે તેઓ પછી કરી શકશે નહિ અને સરકારી ખાતાના એક ભાગ જેવી તે બની જશે સરકારી ગ્રાન્ટ લેવા જાત જાતના સમાધાન તેણે કરવા પડશે ટૂંકમાં, સ્વૈચ્છિક સેવા સંસ્થાઓ તરીકે મટી જઈને ગ્રાન્ટજીવી સંસ્થાઓ બની જશે

બે, સ્વૈચ્છિક સંસ્થાઓ આજે પણ કોઈ ને કોઈ કાયદા હેઠળ સ્થપાય છે અને કામકાજ કરે છે જે હેતુ માટે તે સ્થપાય અને કામકાજ કરે અને તે હેતુ માટે જ ખર્ચ કરે, તે તપાસનાર (ઑડિટ કરનાર) જે તે અધિકારી કે તંત્ર છે જ વધારાનું તંત્ર ઊભું કરવાની કોઈ જરૂર ખરી ?

ત્રણ, સ્વૈચ્છિક સંસ્થાઓએ વ્યાવસાયિક સ્વરૂપ ધારણ કરવું જોઈએ, એનો અર્થ શો ? તેમાં કામ કરનારાઓએ સ્વૈચ્છિક કાર્યને એક વ્યવસાય તરીકે સ્વીકારવું એવો એનો અર્થ ન કરી શકાય. જ્યારે આપણે કશી પ્રવૃત્તિને વ્યવસાય તરીકે સ્વીકારીએ છીએ ત્યારે તે આપણી આજીવિકાનું સાધન બને છે શું આપણે સ્વૈચ્છિક કાર્યને આજીવિકાનું સાધન માત્ર બનાવી દેવા માગીએ છીએ ? ઉપરાંત, સ્વૈચ્છિક કાર્ય એ બધા માટે પૂર્ણસમયનું, મનુષ્યની બધી જ શક્તિઓ અને ધ્યાન રોકી રાખનારું કાર્ય ન પણ હોય એ ખરું કે સ્વૈચ્છિક સંસ્થાઓને વિવિધ વ્યાવસાયિકો (એન્જિનિયર, ડૉક્ટર, વકીલ, આર્કિટેક્ટ, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ, શિક્ષક, જાહેર સંપર્ક અધિકારી વગેરે)ની મદદની જરૂર પડવાની જેવું કામનું સ્વરૂપ, તે પ્રકારે વ્યાવસાયિકની જરૂર ચોક્કસ પ્રકારના 'ટાર્ગેટ ગ્રુપ'ની ખાસ જરૂરિયાતો કેમ અસરકારક રીતે સંતોષવી, તે માટે સંચાલકીય (મૅનેજરિયલ) માર્ગદર્શનની પણ જરૂર પડે અને તે માટે સંચાલનનિષ્ણાતની મદદ લઈ શકાય પણ આ માટે સ્વૈચ્છિક સંસ્થાએ (આખરે તો તેના કાર્યકરોએ) કોઈ ખાસ 'વ્યાવસાયિક સ્વરૂપ' ધારણ કરવાની જરૂર નથી અને આથી જ રૂરલ વૉલન્ટરી એજન્સી માટેની કાઉન્સિલ સ્થાપવા માટેનો ખરડો, બાર કાઉન્સિલ, મેડિકલ કાઉન્સિલ કે પ્રેસ કાઉન્સિલ જેવી વ્યાવસાયિકોની કાઉન્સિલોને મૉડેલ તરીકે નજર સમક્ષ રાખીને ઘડવામાં આવ્યો છે, તે બરાબર નથી કાનૂની વ્યવસાય, તબીબી વ્યવસાય એ ચોક્કસ નિષ્ણાત જ્ઞાન માગી લેનારા વ્યવસાયો છે, આ વ્યવસાયો જે તે વ્યાવસાયિકોના આજીવિકાના મુખ્ય અને એક માત્ર સાધનો છે અને જેમને તેઓ સેવા આપે છે (દર્દીઓ, ક્લાયન્ટ્સ) તેમના હિતો સચવાય તે સારુ કેટલીક આચારસંહિતા તેમણે પાળવી જરૂરી છે અને વ્યાવસાયિક નીતિમત્તાનો ભંગ કરનાર પાસેથી વ્યવસાય કરવાનો પરવાનો રદ કરવાની ભલામણ કરવાની સત્તા તે ધરાવે છે આમ, જે અર્થમાં વકીલ, ડૉક્ટર, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ વગેરે વ્યાવસાયિક છે, એ અર્થમાં ગ્રામીણ વિકાસ માટે સ્વૈચ્છિક કાર્ય કરનાર 'વ્યાવસાયિક' નથી એ સૌ માટે 'તેમનો વ્યવસાય (પ્રોફેશન) એ 'ઑક્યુપેશન' છે, સ્વૈચ્છિક કાર્યકર માટે આવું કાર્ય એ 'ઑક્યુપેશન' બનતું નથી

'ચાર, આમાંથી આચારસંહિતાનો મુદ્દો ફલિત થાય છે આખી ચર્ચામાં આચારસંહિતાનો મુદ્દો અત્યંત સંવેદનશીલ બન્યો છે તે વિશે બન્ને છેડાના અભિપ્રાયો પ્રવર્તે છે કેટલાકે કડક, જડબેસલાખ આચારસંહિતાની જરૂર પર ભાર મૂક્યો છે, જેથી નિષ્ક્રિય, 'પરોપજીવી' તત્ત્વો જે સ્વૈચ્છિક સંસ્થાઓના વિવિધ હોદ્દાઓ પર જળોની જેમ ચીટકી રહ્યા છે, તેમને દૂર કરી શકાય ઉપરાંત, કેટલાક શંકાસ્પદ ચારિત્ર્યવાળા તત્ત્વોને કારણે આખું સ્વૈચ્છિક ક્ષેત્ર બદનામ થાય છે, તેમાંથી ઉગરી શકાય કેટલાક એવું માને છે કે સ્વૈચ્છિક સંસ્થાના ખુદના બંધારણ સિવાય બીજી કોઈ આચારસંહિતાની જરૂર નથી આવી કોઈ પણ આચારસંહિતા સ્વૈચ્છિક કાર્યને ગૂંગળાવી દેશે ઉપરાંત, વિવિધ કાયદા હેઠળ સ્વૈચ્છિક કાર્યકરોને

આંતરવા-પરેશાન કરવા, બ્લેકમેઈલ કરવા સત્તાવાળાઓ (આખરે તો આ કે તે પક્ષના સભ્યો)ને મોકળું મેદાન મળશે અત્યારે પણ રાજકીય આગ્રહો-પૂર્વગ્રહોને કારણે સ્વૈચ્છિક સંસ્થાઓ પ્રત્યે વ્હાલાદવલાની નીતિ અપનાવાય છે જ એમાં વધારો થશે ત્રીજો મત એવો છે જે સ્વૈચ્છિક સંસ્થાઓ માટે આચાર-સંહિતાની જરૂર સ્વીકારે છે, પણ ધીરે ધીરે વ્યવહાર અને અનુભવથી સ્વૈચ્છિક સંસ્થાઓમાંથી તે ઊગવી જોઈએ સ્વૈચ્છિક સંસ્થાઓ પોતે ભેગી મળે, પોતાના પ્રશ્નોની ચર્ચા વિચારણા કરે, કેટલાંક ધોરણો-નિયમનોની સ્વયંશિસ્ત સ્વીકારવા તૈયાર થાય, અને એકવાર સ્વીકાર કર્યા પછી તેના પાલન માટે નૈતિક બંધન સ્વીકારે, એમ માને છે આમ 'ભૂલ અને પ્રયત્ન' (ટ્રાયલ એન્ડ એરર) પદ્ધતિથી, વ્યાપક ચર્ચાવિચારણા દ્વારા સર્વસંમતિ ઊભી કરીને આવી આચારસંહિતા વિકસવી જોઈએ એમ ઘણા માને છે. સાથે સાથે, કેટલાક એવી પણ દહેશત વ્યક્ત કરે છે કે જો સ્વૈચ્છિક સંસ્થાઓ જાતે આવી કોઈ આચારસંહિતા ઘડીને સ્વૈચ્છિક ધોરણે તેનું પાલન કરવાનું શરૂ નહિ કરે તો અન્ય ક્ષેત્રોમાં બને છે તેમ અહીં પણ કેટલાંક ભ્રષ્ટ, પગેપડુ, ખાઈ બદેલાં તત્ત્વોને અંકુશમાં લેવાને બહાને ખુદ સરકાર કેટલીક અનુકૂળ સ્વૈચ્છિક સંસ્થાઓના કરતા-કારવતાઓ સાથે 'મસલત' કરીને આચારસંહિતા ઘડી કાઢશે અને 'સ્વૈચ્છિક કાર્યક્ષેત્રના વ્યાપક હિતમાં' એને સૌ સ્વૈચ્છિક સંસ્થાઓને માથે લાદી દેશે કેટલાક દીર્ઘદેખા અને હાકારીલ તો આ દિશામાં અગ્રેસરતા દાખવનાર 'પીપલ્સ એક્શન ફોર ડેવલપમેન્ટ ઇન્ડિયા (પીએડીઆઈ)'ના પ્રયત્નોને ય શંકાની નજરે જોવા લાગ્યા છે

પાંચ, આચારસંહિતાની જરૂર વિષેની ચર્ચામાંથી બીજો એક મુદ્દો એ ઉપસ્થિત થાય છે કે આચારસંહિતાનું પાલન કોણ કરાવશે, વારુ? કાઉન્સિલ ઑફ રૂરલ વૉલન્ટરી એજન્સીઝના કાયદાના ભાગરૂપે જો આવી આચારસંહિતા ઘડાવાની હોય તો પછી તેના પાલન માટેની કામગીરી કોઈને કોઈ રીતે સરકારીતંત્ર પાસે રહેવાની અને તેના ઉલ્લંઘન કે ભંગ બદલ કોઈને કોઈ સજા (પૅનલ્ટી)ની જોગવાઈ પણ રહેવાની જો આમ હોય તો પછી આચારસંહિતાનો અમલ કરાવવાની સત્તા જે તંત્રને સુપરત કરવામાં આવે, તેણે કોઈ 'આચારસંહિતા' પાળવાની ખરી કે નહિ? સ્વૈચ્છિક સંસ્થાઓના સંદર્ભમાં આચારસંહિતાનું પાલન કરાવનાર જો આખરે સરકાર જ હોય તો પછી સરકારે પણ અમુક 'આચારસંહિતા'નું પાલન કરવાનું રહે સરકાર પોતે પક્ષનિરપેક્ષ રહીને આચારસંહિતાનું પાલન કરાવી શકશે, એ વિષે ભારોભાર શંકા રહે છે કુદાલ કમિશનના અનુભવ પછી આવી શંકા બળવત્તર બને એ સકારણ છે તો બીજી બાજુ, વર્કીંગ જરનાલીસ્ટ માટેની આચારસંહિતાનું પાલન કરાવવાની જવાબદારી જેમ પ્રેસ કાઉન્સિલને હસ્તક છે, એ પ્રમાણે સ્વૈચ્છિક સંસ્થાઓ માટેની આચારસંહિતાનું પાલન કરાવવાની જવાબદારી જો તે માટેની કાઉન્સિલને હસ્તક રહેવાની હોય તો આવી આચારસંહિતાનું અસરકારક રીતે પાલન કરાવી શકાશે નહિ 'દાંત નહિ ધરાવતી' પ્રેસ કાઉન્સિલ વર્કીંગ જરનાલીસ્ટ સામે બહુ બહુ તો તપાસ કરાવીને ઠપકો આપી શકે છે એથી વિશેષ નહિ એવું સ્વૈચ્છિક સંસ્થાઓની બાબતે થવાનું, સિવાય કે કાઉન્સિલ દ્વારા આચારસંહિતાના ભંગ બદલ તકસીરવાર જાહેર થનારને કોઈપણ સહાય, મદદ નહિ આપવાનું સરકાર નક્કી કરે આમ થવાનો કેટલાકને ડર છે, અને તે સાવ અકારણ નથી

છ, આચારસંહિતાનો એક નિયમ એવો છે કે વિદેશી મદદ મેળવતી સ્વૈચ્છિક સંસ્થાઓ દાન આપનાર દેશ સાથેના ભારતના સબંધોને અસર કરે અથવા વિદેશોમાં ભારતની પ્રતિષ્ઠા ઝાંખી પડે, એવું કશું-નહિ કરે આમ આ નિયમ નિર્દોષ લાગે છે પણ એમાં એ અભિપ્રેત છે દાન આપનાર સંસ્થા અને દાન લેનાર સ્વૈચ્છિક સંસ્થાએ બન્ને દેશોની વિદેશનીતિ, પછી તે ગમે તેટલી ટીકાપાત્ર કે નિંદનીય

હોય, સંપૂર્ણ શિરોધાર્ય ગણવાની છે લોકશાહી દેશોમાં સ્વૈચ્છિક સંસ્થાઓ પાસે આવી આચારસંહિતા પળાવવી એ વિચાર અભિપ્રાય-સ્વાતંત્ર્ય સાથે કેટલા પ્રમાણમાં સુસંગત ગણાય ?

સાન, આચારસંહિતા મુજબ કોઈ રાજકીય પક્ષનો હોદ્દેદાર સ્વૈચ્છિક સંસ્થામાં હોદ્દેદાર બની શકે નહિ રાજકીય પક્ષનો હોદ્દેદાર સ્વૈચ્છિક સંસ્થામાં હોદ્દેદાર અને તો સ્વૈચ્છિક સંસ્થાઓમાં પક્ષીય રાજકારણ પ્રવેશી જાય, એવી દહેશતથી આવો નિયમ કરવામાં આવ્યો હોય એ સંભવિત છે વિધિસર રીતે હોદ્દેદાર બન્યા સિવાય પણ કોઈપણ રાજકારણી સ્વૈચ્છિક સંસ્થામાં રાજકારણ દાખલ કરી શકે છે પક્ષીય રાજકારણથી મુક્ત રાખવા વધુ અસરકારક અને વ્યવહારુ ઉપાયો યોજવા જોઈએ છેવટે તો, ગ્રાંટ આપતા તંત્રો, પક્ષીય રાજકારણને વચ્ચે ન લાવે તો સ્વૈચ્છિક સંસ્થાઓમાંનું ઘણું 'રાજકારણ' ઓછું થઈ જાય તેમ છે

અને છેલ્લે, આઠ, એક દલીલ એવી કરવામાં આવી છે કે સૂચિત કાયદા હેઠળ સ્વૈચ્છિક સંસ્થાઓ તરીકે રજિસ્ટર્ડ થવું ફરજિયાત કે બંધનકર્તા નથી કોઈ સ્વૈચ્છિક સંસ્થા સ્વાયત્ત રહી પોતાની રીતે કામ કરવા માગતી હોય તો તેમ કરી શકે છે પણ પછી સ્વૈચ્છિક સંસ્થાઓ સાથેના વર્તનમાં એક ભેદ ઊભો થવાનો રજિસ્ટર્ડ અને અન-રજિસ્ટર્ડ સંસ્થાઓ કાયદો થયા બાદ બધી સંસ્થાઓને રજિસ્ટર્ડ થવું ફરજિયાત બનાવતા કેટલી વાર લાગવાની ?

કાઉન્સિલ ઑફ રૂરલ વૉલન્ટરી એજન્સીઝના મુસદ્દામાં સૌથી વાંધાજનક મુદ્દો ૧૩ નંબરનો છે તે અન્વયે આ કાયદા હેઠળ જ્યાં સુધી નેશનલ કાઉન્સિલ ધારાધોરણો ન ઘડે ત્યાં સુધી ધારાધોરણો (રૂલ્સ) ઘડવાની સત્તા કેન્દ્ર સરકારને રહેશે, એમ જણાવાયું છે ઉપરાંત, નેશનલ કાઉન્સિલ સાથે મસલત કરીને કેન્દ્ર સરકાર રૂલ્સ ઘડશે અને તેનો અમલ કરવામાં આવશે કેન્દ્ર સરકારની આ રૂલ્સ ઘડવાની સત્તા જોયા પછી નેશનલ કાઉન્સિલ કે સ્ટેટ કાઉન્સિલ કેટલા પ્રમાણમાં સરકારથી સ્વાયત્ત રહી શકશે અને સ્વૈચ્છિક સંસ્થાઓને પડતી મુશ્કેલીઓ અંગે સરકાર સામે રક્ષણ આપી શકશે, એ ગંભીરતાથી વિચારવાનો મુદ્દો છે

સ્વૈચ્છિક સંસ્થાઓને ગૂંગળાવી તેમની સેવાભાવના ઠીંગરાવી દેવાના અને અભિક્રમશીલતા બુઠ્ઠી કરી દેવાના આ પ્રયાસનો મક્કમ મુકાબલો સ્વૈચ્છિક સંસ્થાઓએ અને તેમની સ્વતંત્રતામાં માનનારા સૌએ કરવો જોઈએ.



'વેડછીના વડલા'નું વહાલસોયું નામ ધરાવતા પૂ. જુગતરામભાઈએ નઈ તાલીમ સંઘ તરફથી યોજેલા બાલશિબિરોમાં નાનાં બાળકોને જ્ઞાન સાથે ગમ્મત અને બાળકેળવણીમાં પડેલા સૌ કોઈને ઉત્તમ માર્ગદર્શન મળી રહે એ દૃષ્ટિએ જે કંઈ વિચાર્યું, કર્યું, તે બધાંને સંગ્રહ કરવાની વિનંતીનો સ્વીકાર કર્યો તેના ફળસ્વરૂપ **બાલવાડી ભાગ-૧** અને **બાલવાડી ભાગ-૨** પ્ર૦ બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ-૧ કીમત રૂ. ૩૦-૦૦ (દરેકના)

**'અને કેમ વીસરે રે'** સત્સમાગમમાં રમમાણ રહેલ નારાયણભાઈ દેસાઈની આર્દ્ર અને કસાયેલી કલમે લખાયેલાં સ્મૃતિચિત્રો – પ્રકાશક અને કિંમત ઉપર મુજબ

**'ગ્રામવિકાસની ટેકનોલૉજી'** અને **'ગ્રામનવરચના'** ગ્રામ, કૃષિ, કુટિરઉદ્યોગોના વિકાસ દ્વારા જ ભારતનું દળદર ફીટે એવું આપણે અવારનવાર વાચતા-સાંભળતા આવ્યા છીએ, પણ એ બધું કેવી રીતે થાય, તેના નકશા, પ્રત્યક્ષ પ્રયોગો અને તે સંબંધી પ્રસ્તુત ચિંતનનું ભરપુર ભાથું આપતા આ બે પુસ્તકો ગુજરાતના જાણીતા ગ્રામવિકાસકર્તા મોહનભાઈ પરીખની નીવડેલ કલમે લખાયા છે ગ્રામવિકાસ, ચિંતન અનેક પ્રયોગમાં રસ ધરાવતા માટે અનિવાર્ય ગણાય એવાં આ પુસ્તકોનું પ્રાપ્તિ [illegible] ઉપર મુજબ

## આદિવાસીઓને ઉશ્કેરવાનું અનિવાર્ય હતું ?

માજી મુખ્યમંત્રી અને લોકસ્વરાજ મંચના પ્રમુખ શ્રી બાબુભાઈ જ. પટેલે કાકરાપાર ખાતે અણુ વિદ્યુત મથકના વિરોધ અંગે યોજાયેલી રેલી દરમ્યાન બનેલા બનાવ અંગે એક નિવેદનમાં જણાવ્યું છે, કે —

કાકરાપાર અણુમથકનો વિરોધ કરવા નીકળેલા શાંત સરઘસ અને સભાના દેખાવો પર પ્રતિબંધ મૂકી વાણી અને વિચાર અભિવ્યક્તિ સ્વાતંત્ર્ય રૂંધવાની કશી જ જરૂર ન હતી. નારાયણભાઈ દેસાઈ અહિંસાને વરેલા ગાંધીવાદી સર્વોદય કાર્યકર છે એમના નેતૃત્વ હેઠળના દેખાવો શાંતિપૂર્ણ જ હોય પણ પ્રતિબંધ, લાઠીમાર, ટીઅર ગેસ વગેરે દ્વારા ઉશ્કેરણી ફેલાવવાની પહેલ સરકારે ન કરી હોત તો આદિવાસીઓ હિંસાને માર્ગે ન વળ્યા હોત એમ લાગે છે

મુખ્યમંત્રીશ્રી જણાવે છે કે કાયદો અને વ્યવસ્થા કોઈ પણ ભોગે જાળવવામાં આવશે જ. ગમે તેવી મોટી વ્યક્તિ સામે સરકાર પગલાં લેશે જ તાજેતરના અને ગયા વરસનાં તોફાનો વખતે આ નીતિ નેવે મૂકાઈ હતી ? કાયદો અને વ્યવસ્થા જાળવવાનું, મોટા પાયે જાનહાનિ થઈ ત્યારે ક્યાં ગયું હતું ? નબળા માટી બૈરી પર શૂરો એ ન્યાયે સર્વોદય કાર્યકરો અને આ આદિવાસીઓ ઉપર જ જોર અજમાવાયું ?

અણુમથકની માગણી કરનાર હું પણ હતો, પણ અણુમથકમાંથી પ્રસરતા વિકિરણો હિરોશીમા નાગાસાકીના બોંબના પ્રકારના જ છે અને અણુમથકનો કચરો હજારો વરસો સુધી ઠેકાણે પાડી શકાતો જ નથી અને અણુમથક સ્થાપવાના ખર્ચ જેટલો જ ખર્ચ કચરાના નિકાલનો છે વગેરે હકીકતો જાણી અને અમેરિકાએ ૨૦૦૦ સુધીમાં ૧૦૦૦ અણુ વીજળી મથકો ઊભાં કરવા ધાર્યા હતાં તેણે ૧૯૭૪ થી ૧૯૭૭ દરમ્યાન ૨૯ યોજનાઓ રદ કરી અને ૨૮૩ મુલતવી રાખી એ માહિતી મળી ત્યારે મને પણ લાગ્યું કે આ અંગે પુનઃ વિચારણા કરવી જોઈએ ચેર્નોબિલની ઘટનાએ ખાત્રી કરાવી કે આ જોખમી વીજળી કરતાં બીજી પદ્ધતિ વિકસાવવામાં ડહાપણ છે ગુજરાતની વીજળીમાં કાકરાપાર અણુમથક પાંચ ટકાનો વધારો કરી શકે એ સાચું છે પણ એ પાંચ ટકા તો માત્ર ટ્રાન્સમીશન લૉસ ઘટાડવાથી પણ મળી શકે એમ છે ૧૯૭૦–'૮૦માં ગુજરાતમાં ૧૬.૮૨ ટકા જેટલો જ ટ્રાન્સમીશન લૉસ હતો તે ત્યાર પછી દરેક વરસે વધતો રહ્યો છે ૧૯૮૪–'૮૫માં ૨૪.૭૦ ટકાએ પહોંચ્યો છે એ ઘટાડીને ૧૯૭૯–'૮૦ના ૧૬.૮૨ ટકા ઉપર પાછો લાવી શકાય તો ૭ ટકા ઉપરાંત ફેર પડે એટલે અણુનું જોખમ લેવા કરતાં આ કાર્યક્ષમતા વધારી શકાય તો વીજળી બોર્ડને એવડો ફાયદો થાય તારાપુર કરતાં દોઢી વીજળી મળે અને વાર્ષિક ૪૫ કરોડની આવક પણ વધે એટલે ભાવ વધારો કરવો જ ન પડે ૧ ટકાનો વીજળી પ્રાપ્તિનો ઘટાડો ૬ કરોડનું વાર્ષિક નુકસાન કરે છે નેશનલ પાવર બોર્ડે ૬૮ ટકા જેટલું પ્લાન્ટ લોડ ફેક્ટર મેળવ્યું છે ગુજરાતનું ૫૦ ટકા છે એ પણ ૬૮ ટકા થઈ શકે તો બીજી ૧૮ ટકા વીજળી મળે એટલે કાકરાપાર કરતાં સાડાત્રણગણી મળે અને ચાલુ ખર્ચમાં જ ૧૦૮ કરોડની વધારાની આવક પણ મળે.

આ બધી દૃષ્ટિએ વિચાર કરવાનું કોઈ કાર્યકરો કરે તો લોકશાહીમાં લોકહિતની વાત કરનારનો અંગત અભિવ્યક્તિ કરવાનો માર્ગ રૂંધવો એ ડહાપણભર્યું નહીં ગણાય.

વિશ્વમાનવ

તારાપુરના અણુમથકમાં ગુજરાતને ૧૯૦ મેગાવૉટ જેટલો હિસ્સો મળે છે પણ અનુભવે ૧૫ મેગાવૉટ જેટલી જ એટલે કે ૩૪ ટકા જેટલી જ વીજળી મળે છે એ જોતાં ઉપર સૂચવી તેવી પદ્ધતિનો અને તદુપરાંત ગેસ પ્લાન્ટ, સૂર્યશક્તિ, પવનશક્તિ, મોજાંની શક્તિ વગેરેનો લાભ લઈ શકાય તો વિના જોખમે ઘણા મોટા પાયા ઉપર વીજળી મળી શકે પાંચ ટકાના અણુવીજળીના લોભે અનેક પ્રકારનાં જોખમો વહોરવામાં ડહાપણ નથી એ જોતા થયેલા ખર્ચનું નુકસાન વેઠીને ભયંકર જાનમાલની હાનિના જોખમમાંથી ગુજરાતને બચાવવાનું રાજ્ય વિચારે એવી આશા રાખીએ અને આ અંગે મુક્ત અભિવ્યક્તિને રૂંધવાનો માર્ગ ન લે એ ઇષ્ટ છે

**બાબુભાઈ જશભાઈ પટેલ**

*

## જ્ઞાનગંગોત્રી પ્રકરણ

[ગુજરાતના વિદ્વાસમાજને ચિન્તા જન્માવે તેવા જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણીના પ્રશ્ને 'જ્ઞાનગંગોત્રી પ્રકરણ' એ પુસ્તિકાના સંપાદક શ્રી પ્રકાશ ન. શાહને મળેલા અને મળી રહેલા પ્રતિભાવો પૈકી કેટલાક અંશો અહીં એમના સૌજન્યથી ઉતારીએ છીએ દરમ્યાન, એમના તરફથી એમ પણ જાણવા મળ્યું છે કે ઉક્ત ગ્રંથશ્રેણીના આગામી પુસ્તક માટે લખવાનો શ્રી યશવન્ત શુક્લે, જે બધું બન્યું છે તે જોતા, અસ્વીકાર કર્યો છે સ્મરણ રહે કે શ્રી એચ એમ. પટેલે પણ આવી જ લાગણી પ્રગટ કરેલી છે — સં ]

### આવતા દિવસોનાં એંધાણ

શ્રદ્ધેય શ્રી ભોગીભાઈ સાથે જે વ્યવહાર થયો એ અભદ્રતા અને અસંસ્કારિતાની પરાકાષ્ઠા છે. 'અમે કરીએ તે કાયદો' એ ઉદ્દંડ મનોવૃત્તિની અભિવ્યક્તિ છે સાથે સાથે, આગામી દિવસોમાં જાહેર જીવન કઈ દિશામા જવાનુ છે એની પરિચાયક ઘટના છે શ્રી દર્શકનો પુણ્યપ્રકોપ એમના લેખમાં પ્રતિબિમ્બ પામ્યો છે એ લેખ વાંચીને બહુ સારું લાગ્યું ગુજરાતનું જાહેર જીવન દિશાહીન, પ્રયોજનહીન તેમ જ માનવીય મૂલ્યોથી વંચિત બનતું ચાલ્યું છે જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં નૈતિક મૂલ્યોનો સપાટાબંધ હ્રાસ થતો ચાલ્યો છે જીવનમૂલ્યોની પુનઃપ્રતિષ્ઠા માટે આપણે સહુએ પ્રતિબદ્ધ રહેવાપણું છે

**વિમલા ઠકાર**

(આબુ) [વિદુષી જીવનસાધક]

*

### વલોણામાંથી કંઈ નીકળશે?

'જ્ઞાનગંગોત્રી પ્રકરણ' પુસ્તિકા વાંચી ગયો વિદ્યા અને જ્ઞાનના ક્ષેત્રમાં પણ આવી હીણી હરકતો થવા લાગી છે એ આશ્ચર્યની વાત નથી આજે જાહેર જીવનનું નૈતિક સ્તર એટલું નીચું ઊતરી ગયું છે કે આવું ન થાય તો જ આશ્ચર્ય! ગુજરાતના અગ્રગણ્ય જનોએ આ પ્રશ્ન ઉઠાવ્યો અને આવી ચેષ્ટાને વજપડકારી નં જવા દીધી તે માટે ધન્યવાદ. પણ વલોણામાંથી કંઈ નીકળશે?

**— સિદ્ધરાજ ઢઢ્ઢા**

(જયપુર) [સર્વોદય અગ્રણી]

*

### ભોગીભાઈ માત્ર સંકલનકર્તા નથી

શીર્ષકથી વાંચી ગયો છુ 'કોઈ પણ યુનિવર્સિટી આવું' ખુલ્લે આમ અન્યાયી અને ગૌરવહીન પગલું ભરે તેમ કલ્પવું મારે માટે મુશ્કેલ હતું શ્રી દર્શક, શ્રી યશવન્ત શુક્લ અને શ્રી ઉમાશંકર જેવા અનેક સારસ્વતો તેમ જ શ્રી એચ એમ પટેલ જેવા દૃષ્ટિસમ્પન્ન વહીવટકર્તા અને વલ્લભવિદ્યા-

મગરેમી સેગંદર પટેલ યુનિવર્સિટીના વિકાસમાં બહુમૂલ્ય ફાળો આપનાર જાગૃત છે તે આપણા વિદ્યાજગતનું સદ્ભાગ્ય છે. 'જ્ઞાનગંગોત્રી'ની સાથે મારો સબંધ પણ રહ્યો છે, કારણ કે તેના એક ગ્રન્થમાં મેં લખાણ આપ્યું છે. શ્રી ભોગીભાઈ માત્ર સંકલનકર્તા નથી, સંપાદક છે – દૃષ્ટિસંપન્ન સંપાદક છે તે હું સ્વાનુભવે જાણું છું.

— અમૃતલાલ યાજ્ઞિક

(મુંબઈ) [વરિષ્ઠ શિક્ષણકાર]

*

## પ્રતિકાર વગર ભાવિ અંધારું

'જ્ઞાનગંગોત્રી પ્રકરણ' પુસ્તિકા મળી. અનિષ્ટનો પ્રતિકાર કોઈ ને કોઈ પ્રકારે નહી થાય તો ભાવિ ખૂબ અંધારું લાગે છે. આજે તો આવી જીવલેણ ઘટનાનો ભોગ બનવાની હરીફાઈ શરૂ થઈ ગઈ છે. બુદ્ધિજીવીઓનું મૌન તોડીને છેવટે આ પ્રકરણને વિચાર માટે રજૂ કરાયું તેટલો પ્રતિકાર પણ આજે તો નથી રહ્યો

— ચંદ્રભાઈ કા. ભટ્ટ

[અમદાવાદ] [વરિષ્ઠ માર્ક્સવાદી બૌદ્ધિક]

*

## જ્ઞાનગંગોત્રીનું કામ અસાધારણ

(જ્ઞાનગંગોત્રીનું) જે કામ થયું છે તે અસાધારણ થયું છે અને એ માટેની સમયમર્યાદા તો બહુ ઓછી ગણાય. પરન્તુ, જે રીતે અચાનક નિર્ણય બદલાયો છે તે (સૂચક) છે. આ બધી વાતો સંરંભી રીતે મૂકાય એ જરૂરી હતું...એથી આ પુસ્તિકાને હાર્દિક આવકાર આપું છું.

— બાલકૃષ્ણ વૈદ્ય

(જામનગર) [બિનપક્ષીય અગ્રણી]

*

## વિવેકના વાઘા છોડી ખુલ્લે આમ!

આ પ્રકરણ સાથે સીધો સબંધ છે તેવા અને બીજા જાહેર મૂલ્યોની ખેવના ધરાવે છે તેવા અધિકારી પુરુષોએ જે મતવ્યો વ્યક્ત કર્યા છે, વેદના દાખવી છે, પુણ્યપ્રકોપ-આક્રોશ બતાવ્યો છે તે યથાર્થ અને પ્રસ્તુત જ છે.

જાહેરના આ અને આવાં અનેક પ્રકરણોમાં થયેલ અનુભવ પરથી એમ કહીશ કે સ્વાર્થકારણ અને સત્તાકારણનો વાર્યો આવનો પ્રભાવ આ પ્રકરણમાં પણ જણાઈ આવે છે. ફરક પડ્યો જણાય છે તે પહેલા એમાં વિવેકના વાઘા પહેરાવવાની કુશળતા હતી હવે તદ્દન ખુલ્લી રીતે કરવાની હિંમત જણાય છે.

આ પ્રકરણ તો નિમિત્ત છે. મારી દૃષ્ટિએ આનું ફલક નાનું હોવા છતાં બૌદ્ધિક વર્ગને વધુ સ્પર્શે છે અને ક્ષેત્ર સાહિત્યનું છે બાકી, ગામડાંના પાયાના પ્રશ્નો કે જે છે તો રાષ્ટ્રના-રાષ્ટ્રીય-તેમાં આ સ્વાર્થ અને સત્તાના રાજકારણની જુગલબંદીએ જે ભરડો લીધો છે તેની સામે ચેતના જગાડવાનું ભગીરથ કામ સહુ પ્રથમ અમના માગતું ઊભું જ છે.

— અનુભાઈ શાહ

(ગુંદી) [ભાલનળકાંઠા પ્રાયોગિક સંઘ]

*

## ખૂબ વેદના થઈ

'જ્ઞાનગંગોત્રી પ્રકરણ' વાંચી ખૂબ વેદના થઇ

શ્રી ભોગીભાઈ ને ખૂબ જ અન્યાય થયો છે એટલુ જ નહી, તેમનુ અને જ્ઞાનગંગોત્રીની વ્યવસ્થાપક સમિતિના ત્રિઃાન સભ્યોનુ પણ નિર્લજ્જ અપમાન થયું છે એવું મારુ માનવુ છે યુનિવર્સિટી જેવી વિદ્યાની સંસ્થા આવુ કરી શકે શકે છે તે ખરેખર શરમજનક છે શ્રી કુલાધિપતિ સમક્ષ નગીનભાઈએ દાદ માગી તે ખરુ, પણ તેઓ આમા સાચે જ કઈ કરવા તૈયાર થાય એવુ લાગતુ નથી એ ચોકકુ જ એવું છે

'જ્ઞાનગંગોત્રી' માટે ભોગીભાઈએ શારીરિક રીતે ઘણું જ વેઠયું છે આર્થિક રીતેય ઓછુ નથી વેઠયું સરદાર પટેલ યુનિવર્સિટી પાસે તેમની શાન બઢાવનાર ભોગીભાઈ જેવી વિદ્વાન વ્યક્તિ માટે — વ્યવસ્થાપક સમિતિના સભ્યો માટે પણ-એ સારા શબ્દો નથી તો શુ ગુજરાત પાસે પણ નથી?

— રમણલાલ સોની
[ પીઢ સાહિત્યસેવી ]

(અમદાવાદ)

*

## અનૈતિક સમાજમાં નૈતિક માણસને સ્થાન નથી

સરદાર પટેલ વિદ્યાપીઠના કુલપતિશ્રીને લખેલા પત્રો છપાયા તે વાંચ્યા આશ્ચર્ય થયુ. એ માટે કે કે બાબુભાઈ યશવન્તભાઈ શુકલ અને દર્શક હજુ એમ માને છે કે ધૂળ પર લીપણ કરી શકાય?

"આપણી વિદ્યાપીઠોના ઉપકુલપતિઓને હજુ આપણાથી એક પેઢીના આ મુરબ્બીઓ એમનાથી એક પેઢીના ઉપકુલપતિઓ સાથે સરખાવે છે, કારણ કે આજનુ સત્ય જાણવા છતા સ્વીકારવુ તેમના માટે મુશ્કેલ છે દારૂડિયા દીકરાને દારૂડિયો છે તે સ્વીકારતા જે દુ ખ થાય તે ટાળવા બાપ દીકરાને દારૂડિયો જાહેર કરતો નથી તેમ -

ઉષાબહેન મહેતા મને કહેતા હતા કે આપણી વિદ્યાપીઠોનો રાજકીય શેતાનોને ચઢી જાય તેવા શેતાનોએ કબજો લીધો છે અને તેમને સારા કહેવડાવે તેવા માણસો છે

ઠીક પ્રયત્ન કર્યો પરિણામની આશા ન રાખતા, કારણ કે અનૈતિક સમાજમા નૈતિક માણસ માટે કોઈ સ્થાન નથી

એમ કે શાહ
[ હાઈકોર્ટ એડ્વોકેટ ]

(મુંબઈ)

*

## શું કહેવું?

સરદાર પટેલ યુનિવર્સિટીના કાર્યકલાપથી વિદ્યાકીય મૂલ્યોના ભાવિ અંગેની આશંકા ઘેરી બને છે તેમા ય તેના પ્રકાશન ખાતા માટે તો શું કહેવુ?

ઉપેન્દ્રરાય સાંડેસરા
[ મહાભારતના સાક્ષર અભ્યાસી ]

(અમદાવાદ)

*

## દષ્ટિ છે કે કેમ તે વિશે જ શંકા

આપણી યુનિવર્સિટીના સંચાલકો 'આઇવરી ટાવર'માં બેસીને તેના મૂળ ઉદ્દેશો અધ્યયન સંશોધનને વિસારે પાડી તંત્રસંચાલનના કેવાં યાંત્રિક ભાગો બની જાય છે તેનો જીવતો જાગતો દાખલો ભોગી-

ભાઈના પ્રકરણે પૂરો પાડયો છે અંદર ક્ષુલ્લક રાજકારણ પણ ખરું પણ તંત્રવાહકોની શિક્ષણ અંગેની દૃષ્ટિ સ્પષ્ટ હોય તો આવું ના બને 'સ્પષ્ટ' હોવાની વાત તો પછીથી આવે, પરન્તુ દૃષ્ટિ છે કે કેમ તે વિશે જ શંકા ઊભી થાય છે

આશા રાખીએ કે નવી શિક્ષણ નીતિએ યુનિવર્સિટીઓ માટે કરેલી કલ્પના જ્યારે સાકાર બને ત્યારે આવું નહી થાય

( વડોદરા )

— મનુભાઈ પટેલ

[ ભૂતપૂર્વ સંસદસભ્ય ]

*

## કેફ ઉતરવાનો ઉપાય તો શોધવો જ રહ્યો

અગાઉ પુરસ્કાર પરત વાળવા, મંગાવવા અંગેની પણ ચર્ચાઓથી આઘાત તો લાગ્યો હતો, પણ આ પ્રકરણથી તો ખાતરી થઈ છે કે ગુજરાતમાં પણ રાજકારણીઓએ જ્યાં જ્યાં હસ્તક્ષેપ કર્યો છે ત્યાં મોટે ભાગે કંચનનું કથીર બની ગયું છે

સં પ યુનિ ની સિન્ડિકેટમાં કેટલી ને કઈ વ્યક્તિઓ એવી છે કે જે શ્રી ભોગીલાલભાઈના પેંગડામાં પગ મૂકી શકે? શું ચૂંટાયેલા કે નીમાયેલા સભ્યોમાં માત્ર તેમના સ્થાનને કારણે—નિર્ણયો કરવાના દરજ્જાને કારણે સર્વજ્ઞપણું અને સર્વશક્તિમાનપણું આવી જાય છે? ગરાસમાનસનો કેફ ઉતારવાનો ઉપાય તો શોધવો જ રહ્યો

— રિખવભાઈ શાહ

( અમદાવાદ )

[ મૈત્રી મિલન સ્ટડી સર્કલ ]

*

## શિક્ષણના ઇતિહાસનું કાળું પાનું

મનન કરતાં જણાય છે કે જે વિદ્યાસંસ્થાનું નામ ભારતના સુપુત્ર અને લોખંડી પુરુષના નામ સાથે જોડાયેલું છે તે સંસ્થા આવો ભારોભાર અન્યાય, સરમુખત્યારશાહી વલણ અને લોકશાહીના સિદ્ધાંતોને નેવે મૂકી વર્તન કરે તો તેવું કોઈ કર્ય જાગ્રત સમાજે મૂંગા મોઢે સ્વીકારાય જ નહી. જ્ઞાનગંગોત્રીના શ્રી ભોગીભાઈ ગાંધી મારફત થયેલા સારા કાર્યને બિરદાવવાને બદલે ઉતારી પાડવાનું સરદાર પટેલ યુનિવર્સિટી સિન્ડિકેટનું આ કાર્ય શિક્ષણના ઇતિહાસમાં એક કાળું પાનું બની રહેશે તેમ સૌને લાગે છે, મેં જ્ઞાનગંગોત્રીના પ્રસિદ્ધ થયેલા ગ્રંથો વાચ્યા છે બધા ઉત્તમ છે યશ ભોગીભાઈને જાય છે. અન્યાય ગૌરવભેર નાબૂદ ન થાય ત્યાં સુધી દરેક નાગરિક તીવ્ર વિરોધ ચાલુ રાખે તેવું નમ્ર સૂચન કરું છું

— હરિભાઈ ચૌહાણ

( ભાવનગર )

[ નિવૃત્ત કલેક્ટર ]

*

## સંસ્કારી ગ્રાહકની ધા .. જાગ્રત પત્રકાર માટે !

'જ્ઞાનગંગોત્રી'ના એક ગ્રાહક તરીકે કહેવાનું મન થાય છે કે આ પ્રકાશનો સાચે જ સરદાર પટેલ યુનિવર્સિટીને ગૌરવ અપાવે તેવાં છે, અને તેના મુખ્ય યશ માટે ભોગીભાઈ પાયામાં પૂરાયા છે એમની સાથે કુલપતિ કે સિન્ડિકેટ દ્વારા જે રીતરસમ અજમાવાઈ છે એવું કાર્ય તો અલ્પજ્ઞ જ કરી શકે.

ખરેખર તો સંપાદકને અને સર્વશ્રી એચ એમ પટેલ, બા જ પટેલ વગેરેને અકલ્પનીય અન્યાય કર્યો છે અને આ દિશામાં કુલપતિ સાવ અલ્પજ્ઞ પુરવાર થયા છે તો સાથે સાથે તે દિવસે હાજર રહેલા

— વિશ્વમાનવ

જે જે સિન્ડિકેટસભ્યોએ આમા સાથ આપ્યો તે સૌ શિક્ષણસંસ્થામા રહેવા લાયક હવે રહ્યા છે ખરા? તે સૌના ય નામ પ્રજા સમક્ષ મૂકવાની જવાબદારી કોઈ જાગ્રત પત્રકાર લેશે કે?

— વિઠ્ઠલભાઈ પટેલ
(વડોદરા) [નિયામક, સંસ્કાર પરિવાર]

*

**એ વિના ઠેકાણે નહીં આવે**

આજે શેખી અને રાજકારણની જુગલબંદી એવી જડ ઘાલીને જામી ગઈ છે કે એના વટવૃક્ષો થવા લાગ્યા છે તેને મૂળમાંથી જ ડામવી રહી તે માટે રામમનોહર લોહિયાના સ્પિરિટનો સાથ લેવો રહ્યો. એ વગર સરદાર પટેલ યુનિવર્સિટીની સાન ઠેકાણે નહીં આવે. સૌજન્યની સમજસમજે પણ યુનિવર્સિટીને સાથ ન આપ્યો એ કરુણતા કહે તેની છે

— ભદ્રા સવાઈ
(અમદાવાદ) — વિક્રમ સવાઈ

*

**પાણીમાં સફેદ ટીપા**

જ્ઞાનગંગોત્રી ઘટના એ અપવાદ નથી આવી ઘટનાઓનું સાવ ત્રિજીકરણ થતુ જ જાય છે નવાં બોર્ડ, નવી સમિતિઓ કેવી રીતે રચાય છે? લોકશાહી અસ્ત પામતી જાય છે આદરણીય આત્મારામ ભટ્ટ જેવા આચરણવાળા જ એમાંથી બચાવવા પ્રયત્નશીલ થાય તો પરિણામ આવે બાકી તો એવા પ્રયત્નો પણ પાણીમા સફેદ ટીપા નાખશે જ તેવી ખાતરી છે

— બુદ્ધિધન ત્રિવેદી
(અમદાવાદ) [ચી ના વિદ્યાવિહાર]

*

**કામ પૂરું થતાં સુધી દખલ નહીં**

આ આખા પ્રકરણ પરત્વે મારી લાગણી બિલકુલ આપ સૌના જેવી જ છે યુનિવર્સિટી જાહેરમા ભોગીભાઈની તથા વ્યવસ્થાપક સમિતિની માફી માગીને ભોગીભાઈને આ કામ પાછુ સોંપે અને જાહેરમાં લેખિત બાંહેધરી આપે કે યુનિવર્સિટીનું ગમે તે અધિકારમંડળ હવે આ કામ પૂરુ થતા સુધી દખલ નહીં કરે એવુ કશુક કરી શકાય?

(વડોદરા) રાજેન્દ્ર નાણાવટી
[મ સ યુનિવર્સિટી]

*

**ક્યાં છે નિસ્પૃહ વિદ્યાવંતો?**

દર્શકનો લેખ 'ભોગીલાલ ગાંધી એક વ્યક્તિ નહીં સંસ્થા છે' ભોગીભાઈની નિષ્ઠાને સાચી રીતે સમજાવે છે. ભોગીભાઈ વિન્ડિકેટ થયા છે, થતા જ રહેશે!

પણ 'સરકારી કે બિનસરકારી તંત્રો નિસ્પૃહ સત્ત્વશાળી વિદ્યાવંતોની અવહેલના કરી શકે છે' એ કડવી સાચી વાતના આપણે સૌ સાક્ષી છીએ ખરો પ્રશ્ન એ છે કે શુ તમામ વિદ્યાવંતો નિસ્પૃહ અને વિદ્યાવંતો છે?

(વડોદરા) આનંદ માવળંકર
[તરુણ રાજ્યશાસ્ત્રી]

□

# લોકશાહીની પારાશીશી

લોકશાહી બંધારણ અને લોકશાહી જીવનપદ્ધતિ એકબીજા સાથે સંકળાયેલાં છે માત્ર બંધારણ લોકશાહીને બચાવી ન શકે એ કે જીવનના બધા વિભાગોમાં લોકશાહી દૃષ્ટિનો અમલ થાય તે જરૂરી હોવા છતાં એકલું લોકશાહી બંધારણ હોય તો પણ ઇચ્છનીય છે, કારણ કે એ દ્વારા પણ સમાજ-જીવનનાં અંગોમાં લોકશાહી ધીમે ધીમે દાખલ થશે સમાજમાં અસ્પૃશ્યતા હોય એ લોકશાહી જીવનપદ્ધતિની દૃષ્ટિ ન્યાયી કે વાજબી નથી, પણ એવું ચોક્કસ કહી શકાય કે ભલે માત્ર બંધારણમાં સમાનતા-સ્વતંત્રતા હોય, તો પણ તેમાંથી એક દિવસે અસ્પૃશ્યતાનો અન્યાય સહન કરનારા સંગઠિત થઈને અવાજ કાઢશે, અને અસ્પૃશ્યતા જશે તેવું માનવું વધારે સયુક્તિક છે સંગઠન અને વિચાર પ્રાગટ્યની સ્વતંત્રતા, ન્યાયમંદિર આગળ સમાનતા, તે લોકશાહી બંધારણના પાયા, લોકશાહી બંધારણ નીચે પણ ગરીબી રહી હોય, ઉચ્ચ વર્ગો પણ હોય, દેખીતી, અન્યાયી, અસમાનતા હોય, તેને કોઈક દંભી કે છેતરામણી લોકશાહી કહે, અને તેના કરતા લોકશાહી ન હોય તો સારું તેમ પણ ઉદ્દામવાદના આવેશમાં બોલે, પણ તર્ક અને અનુભવ એમ કહે છે કે ઉપલી ત્રણેય સલામતી છેવટે રોટલાની-સમાનતાની, જુલમના અભાવની પરિસ્થિતિ પેદા કરે છે સલામતીની સલામતી પણ આખરે લોકશાહી બંધારણ છે આવું બંધારણ ન હોય ત્યાં સલામતી ખૂંચવી લેવાય, ખાસ તો વિચારભેદ રાખવા માગતા લોકોની સલામતી લઈ લેવાય.

જ્યારે બીજી બાજુ બંધારણીય સ્વતંત્રતા કે સમાનતા હોય તો સલામતી વધારે સલામત રહે

અહીં ભયજનક સંજોગોમાં ઉપલી ત્રણેય બાબતોમાં કાપ ન મુકાય તેવું કહેવાતું નથી, પણ તે કાપ બંધારણ પ્રમાણે જ મુકાય અને બંધારણ કહે તેટલો અને તેટલા વખત પૂરતો જ મુકાય. પણ એ વાત સાચી છે કે જેમ જેમ રાજકીય લોકશાહી સામાજિક લોકશાહીમાં પરિણમે છે તેમ તેમ રાજકીય લોકશાહી વધારે સુદૃઢ થાય છે લોકશાહી માત્ર સંસદ કે ધારાસભાનો જ વિષય નથી, સમાજજીવનનો વિષય છે.

એક શિક્ષક એમ માનતા કે બાળકોને ન મરાય, અને શાળામાં તેનું પાલન કરતા પણ ઘેર જઈને બીને અવાર-નવાર મારતા અને કહેતા કે તેની સાથે તમારે શું સંબંધ છે? મારા શાળાના કામમાં પાળું છું

લોકશાહીને સમજનાર આવું બેવડું વર્તન કે વિચારનું સમર્થન નહીં કરે સમાજના કોઈ ધુરીણ એમ નહીં કહી શકે કે હરિજનોને મત દેવાનો અધિકાર છે, ગામની સહકારી મંડળીમાં સમાન અધિકાર નથી, કે પાણી-શેરડે કે મંદિરે તેને સમાન અધિકાર નથી

જીવનના સર્વ ક્ષેત્રમાં વિચારનું સ્વાતંત્ર્ય, સંગઠનનું સ્વાતંત્ર્ય, પોતાના પ્રતિનિધિઓનો હિસાબ માગવાનો અધિકાર અમલી થાય ત્યાં લોકશાહી સ્થિર રાખી શકાય

વિશ્વમાનવ

લોકશાહીમાં કાયદાથી સમાનના અને એ સમાનતા માગવાનો લોકમત ન હોય તો આવું ન બને

આપણે ત્યાં આવું નથી બનતું, નેતાઓ તો ઠીક, તેના પુત્રો અને પુત્રવધુઓ પણ કાયદાને નેવે મૂકીને અસંસ્કારી વર્તન કરે છે, પણ તેને પૂછવાનું સ્વાભિમાન અને સંગઠન અહીં નથી ભલે આજે નથી તો પણ એક દા'ડો લોકશાહી રહી, તો આવશે સમાજજીવનના રાજકીય જ નહીં, સામાજિક, આર્થિક, સાંસ્કારિક ક્ષેત્રોમાં પણ વૃક્ષમાંના રસની પેઠે પ્રસરશે

અલબત્ત, ન પણ પ્રસરે. મતદારો કે તેને ઘડનારા જાગ્રત રહેતા લોકશાહીના દીવા પણ ઓલવાયા છે જાગૃત ન રહેનારા માટે સ્વાર્થી જાગૃતિના પંજામાં સપડાવાનું લખ્યું જ છે

એ તો નાગરિકોમાં સમાન અધિકાર અને ફરજોનું ઉભયપક્ષી ભાન આવે તો જ ન બને ઈશ્વર બધું કરશે એમ માનનારાનું ઈશ્વર કંઈ જ કરતો નથી

"— મનુભાઈ પંચોળી 'દર્શક'
['પ્રવાસી' – સાપ્તાહિકપૂર્તિ, તા ૧૩ ૭–'૮૧ ]



## અખબારો પણ ટી. વી. રેડિયો જેવાં જ?

એડિટર્સ ગીલ્ડ ઑફ ઇન્ડિયા વતી મહેન્દ્ર વાલજીભાઈ દેસાઈએ રેડિયો–ટીવી જેવાં સરકારી સમાચાર-માધ્યમો અને અખબારોમાં અપાતા સમાચારોની તુલનાત્મક મોજણી કરી, તેમાં જાણવા મળ્યું કે આપણાં અખબારો સત્તાવાર અને સરકારી સમાચારોને રેડિયો–ટીવી જેટલું જ પ્રાધાન્ય આપે છે

મોટા ભાગના સમાચારોનાં ઉદ્‌ગમસ્થાનો નવી દિલ્હી અને રાજ્યોના પાટનગરો હોવાનું જોવા મળ્યું છે. એ સિવાયનાં સ્થળો, અન્ય મોટાં શહેરો, કસબા જિલ્લા-મથકો અને ગામડાંમાંથી સમાચાર આવતા નથી (ત્યાં સમાચારલાયક કાંઈ બનતું નથી, એવા તારણ પર રખે આવતા!) હા, જો કોઈ વી આઈ પી આવાં સ્થળોની મુલાકાત લેવાની કૃપા કરે તો સમાચારોમાં તે સ્થળોને ચમકવાનું મળે

'ન્યુ ઇન્ટરનેશનલ ઇન્ફર્મેશન ઑર્ડર' માટે મોટા અવાજે આંતરરાષ્ટ્રીય પરિષદોમાં બોલનારાઓએ ઘરઆંગણે સમાચારોના વિષયવસ્તુ, ઉદ્‌ગમસ્થાનો, સરકારી માધ્યમોની ઇજારાશાહી વગેરે બાબતોમાં જે વલણો દેખાય છે, તે વિષે શું કહેવાનું છે?

રેડિયો–ટીવીની વાત તો બાજુએ રાખીએ, પણ અખબારોનું મુખ્ય કામ સમાચારો આપવાનું છે, એ પણ શું આપણે અખબારોને યાદ દેવડાવવું પડશે? જાહેરખબરોના ઢગલામાં ક્યારેક એકાદ નાનકડા સમાચાર મળે તો આપણું સદ્‌નસીબ! અનેક પ્રકારની પૂર્તિઓ અને વિભાગો કાઢવાની સ્પર્ધામાં ઉતરેલ ગુજરાતી અખબારોને કોણ સમજાવે કે તમારું મુખ્ય કામ વધુ ને વધુ સમાચારો આપવાનું છે

 

## નાહકનાં મોતનાં વાવેતર શું કામ કરીએ છીએ?

### અણુમથક તરફેણની દલીલો

અણુમથકની તરફેણમા જે દલીલો થાય છે, તેનો સાર કાંઈક આવો છે તેલ, કોલસો, કુદરતી વાયુ વગેરેનો પુરવઠો ઘણો મર્યાદિત છે થોડા વરસોમા તેની ભારે અછત વરતાય તેમ છે તેથી અન્ય ઊર્જા-સ્રોતો શોધવાની તાતી જરૂર છે પરંત, સૌર-શક્તિ વગેરે જે અન્ય વિકલ્પો છે તે હજી સાવ નગણ્ય છે ત્યારે અણુશકિતના ઉપયોગ દ્વારા સસ્તી, સલામત ને સ્વચ્છ ઊર્જા મેળવી શકાય તેમ છે તેમા કેટલાક ભયસ્થાનો જરૂર છે, પરંતુ પૂરતી સાવચેતી લેવાથી તે ભયસ્થાનો નિવારી શકાય તેમ છે માનવસુખ માટેની પ્રવર્તમાન સુવિધાઓ જાળવવી હોય તો આજે અણુશક્તિનો આશરો લીધા વિના બીજો કોઈ ઉપાય જ નથી

### આ બધાં ઝેરને શીદ વહાલા કરવાં?

કહે છે કે ડાયોકસીન નામનુ ઝેર એટલુ કાતિલ છે કે માત્ર ૧૦૦ ગ્રામ શુદ્ધ ડાયોકસીન ૧૦ થી ૧૫ હજાર માણસોને મારી શકે એ જ્યા પડ્યુ હોય ત્યા ધરતીમાથી વરસો સુધી કોઈ બીજ અંકુરિત ન થઈ શકે. તેવી જ રીતે, કહે છે એકાદ રતલ પ્લુટોનિયમ પણ જો વાતાવરણમા પ્રસરી જાય, તો પૃથ્વી પરના એકેએક માણસને ફેફસાનુ કેન્સર લાગુ પડી શકે અણુમથકોમાથી નીકળતા અણુ-કચરામા આ પ્લુટોનિયમ પણ હોય છે તે સૌથી વધારે જોખમકારક છે તેની જિંદગી અત્યંત લાંબી છે પાંચ લાખ વરસની – પાંચ લાખ વરસ સુધી તે સક્રિય રહે છે, અર્થાત્ વાતાવરણમાં ઝેરી અસર ફેલાવતુ રહે છે એટલે કે આપણી પેઢી ખતમ થઈ જાય, આપણો સમાજ ખતમ થઈ જાય, આપણુ રાષ્ટ્ર અને આપણી સંસ્કૃતિ ખતમ થઈ જાય, માનવજાતનો ઇતિહાસ સુદ્ધા ભુલાઈ જાય, તેના કરતાયે વધારે વખત સુધી આ કિરણોત્સર્ગી પદાર્થોની ઝેરી અસર કાયમ રહેવાની છે.

### સાચી કિફાયત-વીજળી કઈ?

અણુ-વીજળી જળ-વીજળી કે થર્મલ-વીજળી કરતા સસ્તી છે, એવો દાવો શરૂઆતમા થતો. પરંતુ અનુભવે તે હવે ખોટો સાબિત થયો છે અણુ-વીજળી મેળવવા માટે થતા સીધા ને આડકતરા તેમ જ બધા આનુષંગિક ખર્ચનો હિસાબ કરીએ તો ઊલટાની તે વધુ મોંઘી પડે છે અણુમથકમા થતુ મૂળ મૂડીરોકાણ, હેવી વોટર પ્લાન્ટનું મૂડી રોકાણ, અણુ-ઇંધણ તૈયાર કરવાનો ખર્ચ, ગણીએ તો પણ અણુ-વીજળીના એક યુનિટનો ખર્ચ ૬૫ પૈસા થાય છે. પરંતુ આ તો અણુમથક, હેવી વોટર પ્લાન્ટ વગેરે પોતાની પૂર્ણક્ષમતા મુજબ ચાલે તો! અત્યાર સુધીનો અનુભવ એવો છે કે તે બધા માંડ ૫૦ થી ૬૦ ટકા ઉત્પાદન-ક્ષમતા મુજબ જ ચાલ્યા છે તો ૬૫ પૈસાનો ખર્ચ તેટલો વધી જશે પરંતુ આ ઉપરાંત અણુકચરાના નિકાલનો ખર્ચ ઉમેરવો પડે, જે પણ ઘણો બધો થાય છે. અને આ આખા અણુશક્તિ કાર્યક્રમને ચલાવવા માટે સંશોધન પાછળ, અણુશક્તિ પંચના માળખા પાછળ, તાલીમ વગેરે પાછળ પણ કરોડો રૂપિયા ખરચાય છે એ બધુ જોતા હવે એમ લગભગ સ્વીકારાતુ જાય છે કે અણુ-વીજળી હરગિજ સસ્તી પડતી નથી!

### ત્યારે આવા અલેલટપ્પું થવાનું આપણને પોસાય ખરું?

હેવી વોટર બનાવવામા કેટલુ બધુ પાણી વપરાય છે! કહે છે કે એક ઔંસ હેવી વોટર મેળવવા માટે તમારે લગભગ ૧૫ હજાર ઔંસ સાદા પાણીને પ્રોસેસ કરવુ પડે! અને આવી રીતે એક ઔંસ હેવી વોટર મેળવવાનો ખર્ચ બે હજાર રૂપિયા થાય હજી અનેક ગામોમાં આપણે પીવાનું પાણી પણ પૂરું પાડી શક્યા નથી. ત્યારે આ પ્રકારની મોંઘી અને અટપટી ટૅક્નોલૉજી પાછળ દોડવાનું કેટલુ ઉચિત છે તે વિચારી લેવુ જોઈએ...

વિશ્વમાનવ

## ને આ તો મૂઆ પછીય છાલ નહીં છોડે!

૩૦-૪૦ વરસ કામ આપ્યા બાદ દરેક અણુમથક નકામું થઈ જાય છે એટલે તેને છોડી દેવુ પડે છે, પણ આ છોડી દેવાનુ યે સહેલું નથી. જેમ કોલસાની ખાણ પૂરી થઈ અને છોડી દીધી તેમ અણુમથકને છોડી દઈ શકાય નહીં કારણ કે તેના ઘણા ભાગો આખાને આખા કિરણોત્સર્ગી થઈ ગયા હોય તેથી હજારો વરસ સુધી એમને બાહ્ય વાતાવરણથી અળગા રાખવા પડે આખા અણુમથકને અત્યત મજબુત સિમેન્ટ કોંક્રિટના પડદાથી ઢાકી દેવુ પડે ઉપરાત અણુમથકની આ કબરને સાચવવા માટે હજારો વરસ સુધી તેની આસપાસ ચોકી પહેરો બેસાડેલો રાખવો પડે કેમ કે નહી તો આપણા કરતૂકોથી બેખબર એવી ભવિષ્યની કોઈ પેઢી પુરાતત્ત્વ સબધિત ખોદકામ કરવા જાય તો મોહન-જો-દરોના સાસ્કૃતિક અવશેષોને બદલે રોમ રોમ મૃત્યુની ભભૂત ધસાવતા અવશેષો બહાર આવે અને તેને ભરખી જાય અને સૃષ્ટિના વાતાવરણને ય બેસુમાર પ્રદૂષિત કરી જાય ઉપરાત, ભગવાનને પણ પ્રાર્થના કરતા રહેવી પડે કે ભૂકપ, વીજળી જેવી આસમાની આફતથી આ કબરને બચાવે, હજારો વરસ સુધી અખડિત રાખે નહી તો તેની અંદરનો ભસ્માસુર વછૂટીને કાળો કેર વરસાવશે.

## શુ અન્ય વિકલ્પો (મરી) પરવાર્યા છે?

આપણા દેશમા જળવિદ્યુતના ઉત્પાદનની ઘણી બધી સભાવના છે એક અદાજ એવો છે કે બધા જળ-સ્રોતોનો પૂરેપૂરો ઉપયોગ થાય, તો એક લાખ મેગાવોટ વીજળી ઉત્પન્ન કરવાની ક્ષમતા આપણે ત્યા છે અત્યારે આમાથી માડ ૧૦-૨૫ ટકાનો જ ઉપયોગ થાય છે. બાયો ગેસપ્લાન્ટ પણ ઘણી સભાવના ધરાવતો બીજો વૈકલ્પિક ઉર્જાસ્રોત છે અણુવિદ્યુતમથક જેટલી જ ઊર્જા તેના કરતા ચોથા ભાગના ખર્ચમા આ સ્રોત મારફત પેદા કરી શકાય ઉપરાત, અત્યત ઉપયોગી એવુ સેન્દ્રિય ખાતર પણ તેમાથી આડ-પેદાશ રૂપે બહુ મોટા પ્રમાણમા મળે.

આ ઉપરાત પવનની, સૂર્યની, દરિયાના મોજાની શક્તિનો વિચાર પણ કરવો જોઈએ આ બધી દિશામા ખૂબ સશોધન અને પ્રયોગો કરવાની જરૂર છે પણ તે તરફ જોઈએ તેટલુ ધ્યાન જ અપાતુ નથી આજે અણુ-શક્તિના સશોધન, પ્રયોગો વગેરે પાછળ જેટલી માનવશક્તિ અને સાધનસપત્તિ વગેરે ખરચાય છે તેના હજારમા ભાગ જેટલીયે સાધનસપત્તિ અન્ય ઊર્જા-સ્રોતોના વિકાસ પાછળ નથી ખરચાતી જો ખોટી દિશામાથી મોઢુ ફેરવી લઈને સાચી દિશામા પગરણ થાય તો, અન્ય અનેક ઊર્જા-સ્રોતો અવશ્ય વિકસાવી શકાય તેમ છે આમેય ૧૪ હજાર કરોડ ખરચીને અને માથે ભારે જોખમો વહોરીને પણ ૨૦૦૦ની સાલ સુધીમા અણુ-વીજળી મારફત તો આપણી જરૂરિયાતનો માત્ર ૧૦ ટકા વીજળી જ પૂરી પડવાની છે, અને આ ૧૦ ટકા પણ અત્યારે કાગળ ઉપર, પ્રત્યક્ષ અમલ થતા તો તેનાથી અડધુ-પોણુ સધાય તો યે ગનીમત! તો બાકીના ૯૦-૯૫ ટકાની જેમ પાચ-દસ ટકા વધારે વીજળી અન્ય વૈકલ્પિક સ્રોતો મારફતે ઉત્પન્ન કરી લેવાનુ હરગિજ અઘરુ નથી ૧૪ હજાર કરોડ વૈકલ્પિક સ્રોતોના વિકાસ પાછળ શુ કામ ન ખરચીએ? અને તો અણુમથકો સ્થાપીને નાહકના મોતના વાવેતર આપણે શુ કામ કરીએ છીએ?

['અણુવિદ્યુત મથકો શા માટે નહી?' પુસ્તિકામાથી સકલિત] — કાંતિ શાહ

*

## તજજ્ઞો શું કહે છે?

નોબેલ પારિતોષિક વિજેતા અને વયોવૃદ્ધ મહાન વૈજ્ઞાનિક જયોર્જ વાલ્ડનુ કહેવુ છે કે જે દેશને નાણાકીય નાદારી ઉપરાત ઊર્જાની નાદારી પણ જાતે કરીને વહોરી લેવી હોય, તે દેશ જ અણુ-ઊર્જા પાછળ પડે

હાવર્ડ ઓડમ જુદા જુદા ઊર્જા સ્રોતોનુ મૂલ્યાકન કરવા માટે જાણીતા છે એમનો અદાજ એવો છે કે અત્યારે અણુમથક જેટલી ઊર્જા ઉત્પન્ન કરે છે તેમાથી ૪/૭ (સાતમાથી ચાર ભાગની) ઊર્જા (તો) ઊર્જા-ઉત્પાદનની પ્રક્રિયામા જ વપરાઈ જાય છે આમા તેણે અણુ-કચરાનો નિકાલ, અણુમથકની કબરની જાળવણી વગેરેમા વપરાનારી ઊર્જાની ગણતરી કરી નથી તેને પણ જો સામેલ કરીએ તો બહુ સભવ છે કે બાકી રહેતી ઊર્જાયે ઓહિયા થઈ જાય

જ્યાં સુધી હું જાણું છું, અમેરિકા, જર્મની, જાપાન અને ફ્રાંસમાં સુધ્ધાં બ્રીડર રિએક્ટરનો કાર્યક્રમ આજે સ્થગિત થઈ ગયેલો છે ભોપાલમાં આપણે દુનિયાનો સૌથી વધુ ગમખ્વાર ઔદ્યોગિક અકસ્માત જોયો બ્રીડર રિએક્ટરમાંના એવા કોઈ અકસ્માતને આપણે હવે ન નોતરવો જોઈએ બ્રીડર ઇંધણમાંનું પ્લુટોનિયમ સાઈનાઈડ કરતાં યે ૩૫,૦૦૦ ગણું વધુ કાતિલ છે

છેલ્લી વાત ગમે તે અણુમથકમાં ભારે જોખમ રહેલું જ છે જાતજાતની સલામતીની વ્યવસ્થા છતાં તેમાં ભાંગફોડ તો સહેલાઈથી થઈ શકે છે અને તો, આવું અણુમથક આસપાસના આખાયે વિસ્તારમાં કાળો કેર વરતાવી શકે.

વળી, અણુવીજળી વિના આપણે આપણી ઊર્જાની જરૂરિયાત બીજી કોઈ રીતે પૂરી પાડી શકીશું નહીં, એમ કહેવું તદ્દન ખોટું છે મુખ્ય સવાલ છે – કયા પ્રકારની ઊર્જા ? કયા ઉપયોગ માટે ? કઈ જરૂરિયાત સંતોષવા ? કયા પ્રકારની જીવનશૈલી માટે ? વીજળી માટેની આટલી બધી માગ બેફામ બગાડયુક્ત જીવનશૈલીને કારણે ઊભી થઈ છે. બાકી, માણસની ખરેખરી જરૂરિયાતો બહુ સહેલાઈથી સૂર્ય-ઊર્જા મારફત પૂરી પડી શકે તેમ છે સૂર્ય-ઊર્જાના વિકાસની અઢળક સંભાવના છે થોડીક ઊર્જા અન્ય સ્રોતોમાંથી યે મેળવી શકાય એમ છે

શૈલેન્દ્રનાથ ઘોષ

[ નિવૃત્ત નામાંકિત વૈજ્ઞાનિક કુદરતી તેલ વાયુ પંચ ]

**વિશેષ વાચન-સંદર્ભ** (૧) વિકિરણ અને તેની અસરો ડૉ મીનુ ડી પરબિયા અને પ્રણવ ધનિક, પ્રકા સંપૂર્ણ ક્રાંતિ વિદ્યાલય, વેડછી-૩૯૪ ૬૪૧ (૨) લોકજાગૃતિ પત્રિકા ૧, ૨ અને ૩, પ્રકા ઉપર મુજબ (૩) સત્યાગ્રહ મીમાંસા અંક ૮ ઑગસ્ટ-'૮૬ પૃ ૨૮, (૪) પાયાની વિચારણા



## ચીનમાં પણ કાગડા કાળા જ છે !

'સામ્યવાદી' ચીન માટે એમ કહેવાતું હતું કે તેણે ઘણી બધી આર્થિક સમસ્યાઓ ઉકેલી નાખી છે. પણ ચીનની સર્વોચ્ચ અદાલતના ઝેન્ગ તિયાન્ઝીગે તાજેતરમાં નેશનલ પીપલ્સ કોંગ્રેસની સ્થાયી સમિતિને જણાવ્યું છે કે ચીનમાં આર્થિક ગુનાઓનું પ્રમાણ વધ્યું છે ૧૯૮૫ના જાન્યુઆરીથી નવેમ્બર દરમિયાન લાંચરુશ્વત, સટ્ટાખોરી, નફાખોરી અને જાહેર નાણાંની ઉચાપત જેવા આર્થિક ગુનાઓને લગતા ૪૨,૭૧૫ જેટલા કેસો અદાલતોએ ચલાવ્યા છે કુલ ૫૪,૮૩૬ જેટલા લોકો આ ગુનાઓમાં સંડોવાયેલા હોવાનું માલુમ પડ્યું છે

પક્ષના પરિપત્રો અને સત્તાધીશોના અવચનોમાં આર્થિક ગુનાઓ સામે જેહાદ ચલાવવાના ઉલ્લેખો વધુ પ્રમાણમાં થવા લાગ્યા છે. નેશનલ પીપલ્સ કોંગ્રેસના વાઇસ ચેરમેને જાહેર કર્યું છે કે "આર્થિક ગુનો કરનાર ભલેને મોટો ચમરબંધી હોય કાયદા અનુસાર તેને નશ્યત કરવામાં આવવી જ જોઈએ !" આ "મોટા ચમરબંધી"નો ઉલ્લેખ શું સૂચવે છે ? જાણીતા રાજકીય નેતાઓના બેટાઓ ભ્રષ્ટાચારમાં સંડોવાયા હોવાના દાખલા ચીનમાં બનવા લાગ્યા છે ચીન હોય કે જપાન, અમેરિકા હોય કે ભારત કાગડા તો બધે કાળા જ છે !

# ભારત, અણુશકિત અને અણુકચરો

અણુશક્તિ ખાતાના રાજ્યકક્ષાના પ્રધાન શિવરાજ પાટિલે લોકસભામા (૧૬ એપ્રિલ ૧૯૮૬) એવો દાવો કર્યો છે કે અણુ-ટેકનોલોજીમા ભારત સ્વાવલંબી બની ચૂક્યું છે. આપણા અણુમથકો-વિકિરણો (રેડિયેશન)નુ કોઈ જોખમ નથી, કારણ કે આપણે પૂરતા પ્રમાણમા સાવચેતી-સલામતીના પગલા ભર્યા છે. અણુમથકોથી આરોગ્ય અને પર્યાવરણને લગતા કોઈ પ્રશ્નો ઊભા થશે નહિ, કારણ ભારતે રેડિયો-એક્ટિવ કચરાની ચકાસણી અને તેના નિકાલની ટેકનોલોજી વિકસાવી કુદરત અને બીજા સ્રોતો દ્વારા જે રેડિયેશન થાય છે, તેની માત્રા અણુમથકો કરતા કયાય વધારે છે

સોવિયેત યુનિયનમા તાજેતરમા થયેલ અણુમથકમાના અકસ્માતને કારણે જે ભય ઊભો થયો છે, તે પછી પણ માનનીય મંત્રીશ્રી તેમના આ જવાબને વળગી રહે છે કે કેમ, એ જાણવાનો ભારતના નાગરિકને હક્ક છે।

એ જ દિવસના અખબારમા પી ટી આઈ ના એક સમાચાર છપાયા છે, તે વોશિંગ્ટન સ્થિત વર્લ્ડ વોચ ઇન્સ્ટિટ્યૂટનો હવાલો આપી જણાવે છે કે આવતા ૩૦ વર્ષમાં ૩૫૦ કરતાંય વધુ અણુશક્તિ રિએક્ટરો કામ કરતાં બંધ થઈ જશે, પણ તેમને સાફ કરવાની અને કામ કરતા અટકી ગયેલ, નિવૃત્ત થયેલ આ રિએક્ટરોનુ શુ કરવુ એની કોઈ ટેકનોલોજી દુનિયાના કોઈ દેશ પાસે નથી. ભારે મોટા પ્રમાણમાં વિકિરણો ધરાવતા આ નિવૃત્ત પ્લાંટોને સગેવગે કરવા અત્યંત ખર્ચાળ ટેકનોલોજી કામે લગાડવી પડશે અને દૂર રહીને જ બધું કરવુ પડશે કારણ તેની નજીક જવામાં ભારે મોટુ જોખમ રહેલુ છે. એનો ખર્ચ કેટલો આવશે, એનો પાકો અંદાજ અત્યારે કોઈને નથી, પણ પાંચ કરોડ ડૉલરથી ૩ અબજ ડૉલર વચ્ચે ગમે તે આંકડો હોઈ શકે એવો પણ ભય સેવાઈ રહ્યો છે કે જેટલી વીજળી આ પ્લાંટ ઉત્પન્ન કરશે એટલી વીજળી ધરડા, નિવૃત્ત પ્લાંટોને નિષ્ક્રિય, 'સ્વચ્છ' કરવામા જ વપરાઈ જશે।

મોટી સમસ્યા તો અણુકચરાનો નિકાલ કેવી રીતે કરવો તેની રહેશે આગામી પેઢીઓના આરોગ્યને હાનિ ન કરે તે માટે હજારો વર્ષો સુધી વિકિરણો ફેંકી શકતા આ અણુકચરાને જમીનની અંદર બને તેટલા ઊંડા પૂરેપૂરી પૅક પેટીમાં ભરીને દફનાવી દેવો, એવો ઉપાય અત્યારે સુઝે છે, પણ ધરતીકંપ કરતાય વધુ ખતરનાક આ રાક્ષસને દાટવા, તેના કબર માટે જગા કયાંથી લાવવી? દેરક દેશ, પ્રદેશ, આ વિકિરણો ધરાવતા રાક્ષસને પોતાની નજીક ઢૂંકવા પણ ન દે — એટલે અણુકચરો ઠાલવવા, દફનાવવા આવતી સદીમાં દૂર દૂરના પ્રદેશો, નિર્જન ટાપુઓ પર કબજો કરવાની હરીફાઈ થાય તો નવાઈ નહિ!

— દિનેશ શુક્લ

શ્રેષ્ઠદાન : યુવાનીમાં રક્તદાન, મૃત્યુ સમયે ચક્ષુદાન

'તમારો ચહેરો દરરોજ અરીસામા
જોવાનું ચૂકો નહી તમારો ચહેરો
સુદર હોય તો તે જોઈ તેને
અનુરૂપ તમારુ મન અને શરીર
રાખવા સકલ્પ અને પ્રયત્ન કરો
તમે કદરૂપા હો તો તેની ખોટ
તમારા સુંદર વિચારો, ચારિત્ર્ય
અને ઉદારતાથી ભરી દો'

— સોક્રેટીસ

# નવનીતભાઇ ગાંધી

ત્રિભોવન શેઠ,




# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

[ સ્થાપના : જાન્યુ૦ ૧૯૭૦ ]

**ઉદ્દેશ** : ભારતીય નાગરિકોમા લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવી

**પ્રયાસ** વિશ્વની વિવિધ સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવો

**પ્રવૃત્તિ** જ્ઞાન અને દષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી







( છૂટક નકલ . બે રૂપિયા, વાર્ષિક લવાજમ વીસ રૂપિયા, પરદેશમા : ૧૧૧/- )


## અનુક્રમ


| | | |
|---|---|---|
| આજનો અજંપો | ૩૯૪ | ઈશ્વરભાઈ પટેલ |
| સંપાદકીય | ૩૯૫ | દિનેશ શુક્લ |
| નોબેલ-પારિતોષિક વિજેતા વૉલ સોયિન્કા | ૩૯૭ | જયંતિ કે પટેલ |
| 'સ્વર્ગની લગોલગ' વાચતાં | ૪૦૧ | મ ગો પારેખ |
| પુસ્તકપરિચય | ૪૦૬ | દિનેશ શુક્લ |
| દુષ્કાળ પર દુષ્કાળ | ૪૦૯ | ડેરિલ ડી મોટે |
| લોકશાહીની પાઠશાળા | ૪૧૧ | જગદીશ શાહ, બાબુભાઈ જ પટેલ અને મનુભાઈ પંચોળી |
| પત્રમ્ પુષ્પમ્ | ૪૨૧ | ડૉ. કાન્તિભાઈ શાહ |

પ્રતિભાવ : ધર્મ-અધ્યાત્મ અને બુદ્ધિવાદ :

| | | |
|---|---|---|
| વિભાવના | ૪૧૬ | ભોગીભાઈ ગાંધી |
| ભૌતિકશાસ્ત્ર માટેનું નોબેલ-પારિતોષિક | ૪૨૪ | અશ્વિન જાની |


—: સંપર્ક :—


**સંપાદકીય, પુસ્તક-સ્વીકાર નોંધ**
દિનેશ શુક્લ
'મીમાંસા'
૨૭, મિથિલા સોસાયટી
આંબાવાડી, અમદાવાદ-૧૫
ફોન : 414490

**પ્રકાશન-રવાનગી**
રમેશ ર દવે
'વિશ્વમાનવ'
C/o બાલગોવિંદ પ્રકાશન
બાલાહનુમાન
ગાંધીમાર્ગ-અમદાવાદ-૧
ફોન 335234

**લવાજમ, લેખ-પુરસ્કાર**
ભોગીભાઈ ગાંધી
૩, જ્યુપિટર એપાર્ટમેન્ટ
પ્રોડક્ટિવિટી માર્ગ
વડોદરા-૫
ફોન : 94950

# આજનો અજંપો

ઈશ્વરભાઈ પટેલ

## ત્યારે આપણે કરીશું શું ?

એકવીસમી સદીમા પદાર્પણ કરવાની સાથે જ આપણે એક ટેકનોલોજીને વરેલા, પ્રાણથી ધબકતા (ડાયનેમિક) અને વિદ્યાભ્યાસ ગી (લર્નીંગ) સમાજમા દેશને પરિવર્તિત કરવા માગીએ છીએ હવે માડ ચૌદ વરસ રહ્યા તો સવાલ એમ થાય કે આપણે કરીશુ શુ કે જેથી આપણે એ સિદ્ધ કરી શકીએ? બોતેર કરોડની પ્રજા સ્વઉમ ગથી, આપહૈયાઉકલતથી, સ્વધર્મ-ફરજ સમજી, આ ધ્યેયને ઉપાડી લે ને એમા પોતાના સમગ્ર જીવને પરોવે તો આ શક્ય છે વડાપ્રધાનની ખેવના એવી છે કે આધુનિકમાં આધુનિક મેનેજમેન્ટની પદ્ધતિઓ અપનાવી કામ કરતી સરકારમા પ્રવર્તમાન વહીવટતત્રને ફેરવવુ, શુ કરવુ, શુ કરીએ તો રાષ્ટ્ર ગતિ પકડે તે ત્વરિત ગતિએ, કસૂરહીન પાયે નક્કી કરવા આપણે કમ્પ્યુટરનો સર્વોત્તમ લાભદાયી ઉપયોગ કરી, પરિસ્થિતિનુ ચોક્કસ માપ કાઢવાના મકમદ સેવીએ છીએ દેશનુ પુન નિર્માણ કરવા, એ નિર્માણની આડે આવતા સર્વ પરિબળો-એ મત્તા-દલાલો હોય, લાચરૂશ્વત હોય, ઈન્સ્પેકટર ગજ હોય, બિનકાર્યક્ષમ તત્ર હોય તે બધાને આપણે-ખતમ કરવા છે, ભોયમા ભડારવા છે, જેથી ડોકિયુ કરી શકે નહી રાષ્ટ્રને નવી દિશાઓમાં દોડતુ કરવા પ્રજાના સર્વ વર્ગો ને સર્વ સ્તરોનો ખરા હૃદયનો સાથ સહકાર સિદ્ધ કરવા છે

આવી સિદ્ધિ હાંસલ કરવા શું કરવુ ઘટે તેનો સુયોગ્ય, કાર્યલક્ષી, સમજદારીયુક્ત ઉકેલ આપણે ઢૂંઢી કાઢીએ તો બેડો પાર પડે પ્રેસિડેન્ટ રેગને સત્તારૂઢ થતા અગાઉના એમના પ્રવચનમા જે ઇંગિતો આપ્યા હતા તે આપણને દિશાસૂચક નીવડે તે હિસાબે અહી દોહરાવુ છુ એમણે કહ્યુ, "પ્રવર્તમાન કટોકટીનો ઇલાજ સરકાર એકલી નહી કરી શકે કારણ સરકાર પોતે જ એક કોયડો છે

વાસ્તવમા તો પ્રજાની સંમતિ, સહમતિ કે અ તરેચ્છાને અવગણી સરકારી તત્ર ફૂલ્યું ફાલ્યુ છે એને રોકવાનો, ટોકવાનો ને એને વળતી ગતિ, વાપસી ગતિ આપવાની પળ આવી ચૂકી છે

મધ્યસ્થ ફેડરલ સરકારનાં કદ ને વગ-બન્ને પર નિયત્રણ મૂકવાની મારી મકસદ છે રાજ્યો અને પ્રજાના અધિકારો તેમ જ ફેડરલ સરકારના અધિકારો વચ્ચેની ભેદરેખા સમજવા-સ્વીકારવાની મારી માગ છે આપણે સૌએ એ યાદ રાખવાની પૂરી આવશ્યકતા છે કે રાજ્યો છે, પ્રજા છે તો ફેડરલ સરકાર છે ફેડરલ સરકાર સ્વય આકાશમાથી ટપકી પડી નથી રખેને ગેરસમજ ઊભી થાય એટલે એક વાત હુ સ્પષ્ટ કરવા માગુ છુ કે સરકારને નિર્મૂળ કરવાનો કે નેસ્ત નાબૂદ કરવાનો મારો ઈરાદો નથી મારો ઈરાદો તો એને કામ કરતી સરકાર કરવાનો છે, પણ એ આપણી સાથે, પ્રજાની સાથે રહીને કામ કરે, એની પીઠ પર ચઢી બેસીને નહી; એ આપણી પડખે રહે, આપણે ખભે સવાર થાય નહી સરકારે પ્રજાને કામ કરવાની, આગળ વધવાની, પ્રગતિ કરવાની, મનગમતી તકો પૂરી પાડવાની છે નહી કે તકો ઝૂંટવી લેવાની કે નાબૂદ કરવાની, સરકારે ઉત્પાદકતાને વેગ આપવાનો છે, એનુ ગળુ દૂબાવાનુ નથી"

મને લાગે છે કે આપણા વડાપ્રધાનના ઉચ્ચારણોમા પ્રતિબિંબિત થતી ભાવનાને પ્રમુખ રેગને સુયોગ્ય વાચા આપી છે રેગને માત્ર ઉચ્ચારણો ન કર્યાં — એમણે સ્થાનિક તત્રમાથી પચોતેર

[ અનુસધાન પૃષ્ઠ ૪૨૬ ઉપર

# સંપાદકીય

રાજકારણ એ સહેતુક પ્રવૃત્તિ હોવાથી શાસનકર્તાઓ જ્યારે કશુંક સભાનપણે અને મોટા ઉપાડે હાથ ધરતા હોય ત્યારે તેની પાછળ એમના ઈરાદા શા છે, એ હમેશા પૂછવુ જોઈએ એવી ડાહ્યા માણસોની શીખ છે ઈરાદા પણ પાછા પ્રગટ અને અપ્રગટ બન્ને પ્રકારના હોવાથી પ્રગટ ઈરાદાની પાછળ કયા અપ્રગટ ઈરાદાઓ કામ કરતા હશે એની પણ છાનબિન કરતા રહેવુ જોઈએ. આ સંદર્ભમા રાજીવ ગાંધીની સરકાર દ્વારા જેને નવી 'કલ્ચરલ પૉલિસી' તરીકે ઓળખાવવામાં આવે છે તેના ઉદ્દેશો, હાંસલ કરવાની રીતો અથવા પદ્ધતિઓ અને દેશના રાજકારણ અને સંસ્કારકારણ ઉભય પર, તેની શી અસરો પડી શકે તેમ છે, એ બધાની ચર્ચા કરવાનુ જરૂરી બને છે.

રાજીવ ગાંધીની સરકારની કલ્ચરલ પૉલિસીનુ ધ્યેય દેશના સાંસ્કૃતિક વારસાને સાત ઝોનલ કેન્દ્રોમા દઢીભૂત કરી, તેના દ્વારા સંસ્કૃતિને બહુજનસમાજમા લઈ જવાનુ છે આ માટે વડાપ્રધાનના સાંસ્કૃતિક સલાહકારોએ બે પારિભાષિક શબ્દોનો પ્રયોગ ચલણી બનાવ્યો છે 'સંસ્કૃતિનુ વિકેન્દ્રીકરણ' અને 'સંસ્કૃતિનુ લોકશાહીકરણ' સંસ્કૃતિનુ સામાજિક (ભદ્રવર્ગ, કળાપારખુ વર્ગ) અને ભૌગોલિક (મોટા શહેરો અને તેમા પણ કેટલાક ચુનંદા ઑડિટોરિયમ) કેન્દ્રીકરણ થયુ છે, તેથી સંસ્કૃતિની સંસ્કારક અસરો બહુજનસમાજને પહોચતી નથી બહુજનસમાજની સંસ્કૃતિની ભૂખ મારફાડ, સેક્સ, વહેમ, અંધશ્રદ્ધામા ગળાડૂબ બજારુ ફિલ્મોથી ભાગે છે આથી, તેનું સામાજિક અને ભૌગોલિક વિકેન્દ્રીકરણ કરવુ જોઈએ. ટૂંકમા, 'સંસ્કૃતિ' ઉચ્ચ, ભદ્રવર્ગ પૂરતી સીમિત ન રહેતા દૂર દૂરના વિસ્તારો અને શહેરોની ઝૂંપડપટ્ટીઓમા રહેનારા સામાન્ય પ્રજાજનોને આગણે લઈ જવાનો આ નીતિનો ઉદ્દેશ છે રાજીવ ગાંધીની દૃષ્ટિએ 'કલ્ચર ટુ ધ માસીસ'ની જરૂર એટલા માટે ઊભી થઈ છે કે આપણા સમાજમા જે છિન્નભિન્નતા દેખાય છે, તે સાંસ્કૃતિક મૂલ્યોના ધોવાણને આભારી છે સાંસ્થાનિક (વિદેશી) શાસન હેઠળ આપણે આપણા સહિયારા સાંસ્કૃતિક વારસાથી વિમુખ થઈ ગયા છીએ સમાજ અને તેથી રાજ્યનુ આરોગ્ય માત્ર આર્થિક ગોળીઓથી સુધરવાનુ નથી, એ માટે તો સંસ્કૃતિની સંજીવની જોઈશે એટલે, સંસ્કૃતિનો ઉપયોગ 'રાષ્ટ્રીય એકીકરણ' અને સમાજ તેમ જ રાજ્યના આરોગ્ય માટે કરવાનો છે

રાજીવ સરકારની સાંસ્કૃતિક નીતિના હેતુઓ અથવા ઉદ્દેશો આ હોય અને સાત ઝોનલ કેન્દ્રોની સ્થાપના અને 'અપના ઉત્સવ' જેવા સાંસ્કૃતિક મેળાઓનુ આયોજન એ તેને ચરિતાર્થ કરવાના પ્રોજેક્ટ હોય તો એના કેટલાક સૂચિતાર્થો વિચારવા જેવા છે ૧ સંસ્કૃતિ એ લોકોની સ્વયંભૂ, સ્વયંસ્ફુરિત પ્રવૃત્તિ બની રહેવાને બદલે, ખુદનો વિકાસ અને સ્વયમેવ ધ્યેય (ઍન્ડ ઈન ઇટસેલ્ફ) બની રહેવાને બદલે, સમાજ અને રાષ્ટ્રના નામે, રાજ્યનુ સાધન બને છે અથવા તો સંસ્કૃતિ સ્વયમેવ સંસ્કારપ્રવૃત્તિ તરીકે વિકસે એને બદલે એ બીજા કશાકનાં સાધન તરીકે પ્રયોજાય છે વિશાળ અર્થમા સંસ્કૃતિ સાધ્ય અને

સાધન બન્ને છે, પ્રજાસમૂહો માટે. કારણ પ્રજાસમૂહોની સહિયારી સાધનાનું તે પરિણામ છે, તો એ પ્રક્રિયા થકી તેઓ ખુદ સંસ્કારાતા જાય છે પણ રાજ્ય, જે સમાજનું એક મંડળ છે, ચોક્કસ અને મર્યાદિત હેતુઓ માટે જેનું અસ્તિત્વ અને સાતત્ય છે, એના દ્વારા સંસ્કૃતિનો 'ઉપયોગ' થાય એના કેટલાક સ્પષ્ટ ભયસ્થાનો છે ૨ એક તાત્ત્વિક મુદ્દો આમાથી એ ઊભો થાય કે સંસ્કૃતિના ઉત્કર્ષ, વિકાસ, પ્રસાર ઇત્યાદિ કાર્ય ખરેખર કોનાં ગણાય, રાજ્યના કે સમાજના ? રાજ્યના કાર્યપ્રદેશમાં સંસ્કૃતિ વિકાસનો સમાવેશ ન કરીએ તો સંસ્કૃતિની બાબતે રાજ્યે શી અને કેવી ભૂમિકા ભજવવી ? સંસ્કૃતિ-વિકાસની જવાબદારીનો ટોપલો માથે લઈને રાજ્ય ફરે તો રાજ્યની સાચી અગ્રિમતાઓ કઈ, એવો પ્રશ્ન પણ ઊભો ન થાય ? ટૂંકમાં, સંસ્કૃતિની બાબતે રાજ્યે કેટલી 'સક્રિય', ભૂમિકા ભજવવી વાજબી ગણાય, એ વિચારવાનો મુદ્દો બને છે, ખાસ કરીને આપણા જેવા ઉદારવાદી-લોકશાહીને વરેલા દેશ માટે ૩ : રાજીવ ગાંધીનું એ નિદાન સાચું છે કે સામાજિક છિન્નભિન્નતા અને મૂલ્યોના ધોવાણમાં સંસ્કૃતિનો હ્રાસ જવાબદાર છે પણ એ માટે રાજ્યની સક્રિય દરમિયાનગીરીવાળી સાંસ્કૃતિક નીતિ અને તેના પ્રૉજેક્ટો દ્વારા એની ચિકિત્સા કેટલા પ્રમાણમાં ઉપકારક નીવડશે, વારુ ? 'ભારતીય રાજ્ય' એ તો તાજેતરના ભૂતકાળની ઘટના છે, જ્યારે ભારતની સંસ્કૃતિ તો પ્રાચીન સમયથી સતત, અખંડિત પ્રવાહ છે અનેક વૈવિધ્યો વચ્ચે સદીઓથી એક સમાજ તરીકે આપણને બાંધી રાખનારું પરિબળ રાજ્ય નહિ, સંસ્કૃતિ છે. સંસ્કૃતિએ સામાજિક સમન્વય અને રાષ્ટ્રીય એકીકરણની જે ભૂમિકા ભજવી છે (એમાં ઊણપો ન હતી, એમ નહિ !) તે રાજ્ય આશ્રિત પરિબળ તરીકે નહિ હવે 'રાજ્યાશ્રિત સંસ્કૃતિ' દ્વારા રાષ્ટ્રીય એકીકરણ સાધવાનો પ્રયોગ શા માટે ? અને ૪ રાજ્ય જેને ઓટે છે, તેમાં રાજકારણ પ્રવેશવાનું જ નાસિકાગ્રદષ્ટિના આપણા રાજકારણીઓએ આપણા રાજકારણની જે હાલત કરી મૂકી છે, તેનાથી આપણે અજાણ નથી સંસ્કૃતિના કેટલાક ઘટકપરિબળો, ભાષા, ધર્મ વગેરે આવા રાજકારણીઓની હડફેટે ચઢી જતા કેટલા દાહક 'અને વિભાજક બની ગયા છે ? સંસ્કૃતિ અત્યંત સંવેદનશીલ વિષય છે, એ વ્યક્તિ અને સમૂહનો પરિચાયક છે, એમની અસ્મિતાની તો પીઠિકા છે વિભાજકતા માટે નામચીન બનેલું રાજકારણ એમાં પ્રવેશ કરશે, તો શી હાલત થશે સંસ્કૃતિની, જેણે અત્યાર સુધી આપણા ભાતીગળ સમાજને બાંધી રાખેલો ? અને છેલ્લે, સંસ્કૃતિ અને ધર્મ, ખાસ કરીને આપણા દેશમાં એટલા તો ઓતપ્રોત છે કે સંસ્કૃતિના ઉત્કર્ષના નિમિત્તે કોઈ ધર્મનો પ્રચાર, પ્રસાર થાય છે, એવું આળ મૂકવામાં આવશે તો ? સેક્યુલર આદર્શને વરેલ હોવાનો દાવો કરતું રાજ્ય સંસ્કૃતિવિકાસના બહાને કોઈ સંપ્રદાયનું તરફદાર નથી બની જતું ને, એ કોણ જોશે ? સંસ્કૃતિ અને રાજકારણ વચ્ચે સીધો પ્રત્યક્ષ સંબંધ બાંધતાં પહેલાં આ બધું વિચારવા થોભીશું ?

શુક્લ

# નોબેલ–પારિતોષિક વિજેતા વોલ સોયિન્કા

જયંતિ કે. પટેલ

વિકાસ અને આત્મગૌરવની ખોજના સંઘર્ષ અને અજંપામાંથી પસાર થઈ રહેલા આફ્રિકાની સમસ્યાઓ, તનાવ અને નવા ધોરણોની શોધ આફ્રિકન સાહિત્યકારોએ સહજતયા ઝીલી છે 'સર્વ–આફ્રિકીવાદ અને નેગ્રીટ્યુડના પ્રવર્ત્તના સ્રોત તો સાહિત્યમાં પડેલા હતા સ્વાધીનતા અને ત્યાર બાદ નૂતન સમાજના નિર્માણ માટેના મૂલ્યો સંસ્કારવાનું તેમ જ અન્યાય અને અનીતિ સામે તીવ્ર પ્રતિભાવ દર્શાવવાની જવાબદારી પણ આફ્રિકી સાહિત્યકારોએ નિભાવી છે.

પૂર્વ–સંસ્થાનિક આફ્રિકા પાસે લિપિ ન હતી પરિણામે સંસ્થાનવાદ સાથે તેઓ લિપિબદ્ધ ભાષા પામ્યા આ વિદેશી ભાષાઓ, ઇંગ્લીશ, ફ્રેન્ચ, પોર્ટુગીઝ તેમની અભિવ્યક્તિનું માધ્યમ બની આફ્રિકન સાહિત્યકારોએ પણ આ લિપિ–ભાષા દ્વારા સર્જન કર્યું આજે આફ્રિકાના લેખકો સાહિત્યના સર્જન માટે આ ભાષાઓનો જ ઉપયોગ કરે છે હવે તેમના માટે આ ભાષાઓ વિદેશી રહી નથી વિદેશી ભાષા, વિદેશી સંસ્કારના ખાસ અર્થ ધરાવતા શબ્દોને તળપદા સંસ્કારો, ખ્યાલો કે સંદર્ભમાં ઢાળવાની પ્રારંભિક વેદનામાંથી પસાર થયા પછી છેલ્લા પાંચેક દાયકામાં આફ્રિકી સાહિત્યે પોતાનું વિશેષ ગજું કાઢયું છે લગભગ દોઢસો ઉપરાંત અગ્રગણ્ય સર્જકોના લખાણો આજે ઉપલબ્ધ છે અંગ્રેજીમાં જ તેમની પાંચસો જેટલી નોંધપાત્ર કૃતિઓ નજરે ચઢે છે

વર્તમાન આફ્રિકી સાહિત્યકારોની પેઢી સ્વાધીનતા અને નવનિર્માણ માટેના સંઘર્ષ અને આદર્શોના વાતાવરણમાં ઊછરી છે તેમના લખાણોમાં આ સંઘર્ષ, તેની આશા–નિરાશા અને વેદનાઓ પ્રતિબિંબિત થઈ છે[1] સોયિન્કા પણ આ પેઢીના પ્રતિનિધિ છે સોયિન્કા પ્રથમ તો નાટ્યકાર છે, પરંતુ કવિતા અને નવલકથાના ક્ષેત્રે પણ તેમણે આગવી પ્રતિભા સ્થાપી છે.

સોયિન્કાનું વતન છે પશ્ચિમ આફ્રિકાનું નાઇજીરિયા તેમનો જન્મ ૧૯૩૪માં યોરુબા ટોળીના વિસ્તાર એબેઓકુટામાં થયો હતો ઈબાદાન યુનિ૰માં અભ્યાસ કરી તે લીડ્ઝ–ઇંગ્લેન્ડમાં અભ્યાસ માટે ગયા લંડનમાં તે રૉયલ કોર્ટ થિયેટરમાં નાટ્ય–વાચક તરીકે કાર્ય કરતા હતા ૧૯૬૦માં તે સ્વદેશ પાછા ફર્યાં અહીં ઈબાદાન, ઈફે અને લાગોસની યુનિવર્સિટીઓમાં અધ્યાપન અને સંશોધનનું કામ કરવા સાથે નાઇજીરિયાની નાટ્યપ્રવૃત્તિને વિકસાવવા મથતા રહ્યા ઈબાદાન યુનિ૰ના નાટ્યવિભાગના વડાપદે તે પસંદ થયા આ સમયે નાઇજીરિયાના પૂર્વ વિસ્તારે બિયાફ્રાના અલગ રાજ્યની સ્થાપના કરતાં આંતરવિગ્રહ ફાટી નીકળ્યો બિયાફ્રાની લડતમાં અનેક સાહિત્યકારો અને બુદ્ધિજીવીઓ હતા નવલકથાકારો ચીનુઆ એચેબે, કવિ ઓકિગ્બો અને બીજા ઘણા આ સંઘર્ષ અને સંહારથી સંવેદનશીલ સોયિન્કા ભાગ્યે જ અલિપ્ત રહી શકે સોયિન્કાએ કેન્દ્રીય સરકાર અને બિયાફ્રાની સરકાર વચ્ચે મધ્યસ્થી કરવા કોશિશ કરી પરંતુ સરકારે તેમને જેલમાં પૂરી દીધા સોયિન્કા કોઈ વિચારધારાની છાપ સ્વીકારતા

---

૧. જુઓ : જયંતિ કે પટેલ · 'આફ્રિકી સાહિત્યકારોનું મૂલ્યજગત', પરબ, ૧૯૮૨ : ૯.

નથી, પરંતુ લશ્કરી શાસન, રૂશ્વતખોરી, અન્યાય, સંહાર સાથે તે સમાધાન કરવા તૈયાર નથી પોતાના અટકાયત તથા બિયાફ્રાના સહાગની વ્યથાને વ્યક્ત કરતી તેમની નવલકથા 'ધ મૅન ડાઈડ'માં તે લખે છે 'જુલમશાહી સામે મૌન રહેતી દરેક વ્યક્તિની અંદરનો માનવી રાખ થઈ જાય છે.'

નાઇજીરિયામાં ફરી લશ્કરી શાસન સ્થપાતા સોયિન્કા વિદેશ ચાલ્યા ગયા કેમ્બ્રિજ યુનિ.ની ચર્ચિલ કૉલેજમાં ફેલો તરીકે જોડાયા હાલ તેઓ પેરિસમાં રહે છે અને ઇન્ટરનેશનલ થિયેટર ઇન્સ્ટિટ્યૂટના પ્રમુખપદની જવાબદારી સંભાળે છે તાજેતરમાં જ તેમને અમેરિકન ઍકેડેમી ઍન્ડ ઇન્સ્ટિટ્યૂટ ઑફ આર્ટ્સ ઍન્ડ લેટર્સનું માનદ સભ્યપદ આપવામાં આવ્યું હતું (અગાઉ આવું માન આફ્રિકન કવિ સેન્ગોર (સેનેગલના પ્રમુખ) તથા નવલકથાકાર એચેબેને અપાયું હતું ) સોયિન્કા આ ઉપરાત ઈ. ૧૯૭૬થી યુનિયન ઑફ રાઈટર્સ ઑફ ધ આફ્રિકન પીપલ્સ સંસ્થાના મહામંત્રી છે

સોયિન્કાની કૃતિઓ જોતા જણાય છે કે તેનું સ્વરૂપ ગમે તે હોય પરંતુ તેમાં નાટ્યકાર ઊપસી આવે છે સાથે સાથે કવિતામાં સહજ એવા પ્રતીકો, કલ્પનો અને થોડાક સૂચક શબ્દોમાં રજૂઆત કરવાની શૈલી પણ દેખાય છે સોયિન્કાનાં કાવ્યોમાં આફ્રિકીપણું કે નેગ્રીટ્યુડનો ઊભરો શમી ગયો છે, આફ્રિકન ઓળખથી આગળ વધી તે માનવી તરીકે જીવવા અને અનુભવવા માગે છે પરંતુ બાહ્ય સમાજ હજી કાળા આફ્રિકનને માનવી તરીકે સ્વીકારવા તૈયાર નથી તેની વેદના પણ છે (દા. ત. 'ટેલિફોન કૉનવરસેશન') ઘણા આફ્રિકન કવિઓ આ માનસિક અજંપાને વાચા આપતા રહ્યા છે મિઝી, સેન્ગોર, ડેવિડ ડિઓપ, ઉતામસી લીયોન્ગ, વગેરે સાથે સોયિન્કા પણ આ તનાવથી મુક્ત નથી તેમ જ રાજકીય સંઘર્ષમાં સક્રિય રહેલા કવિઓ ડેનિસ બ્રૂટસ, જોસ ક્રેવિર્ઈ રિન્હા, નોએમી ડી સોઝા, દોસ સાન્તોસ, ઓગસ્ટિનો નેટો (એંગોલાના સ્વ. પ્રમુખ), ક્રિસ્ટોફર ઓકિગ્બો, વગેરેની હરોળમાં પણ તે સામેલ થાય છે[2]

અજંપો, વેદના અને આક્રોશ છતાં સોયિન્કા રમૂજ, મજાક અને કટાક્ષથી પર નથી કદાચ આ તંતુ તેમને માનવી સાથે બાંધી રાખે છે વિદ્યાર્થીકાળના તેમના લખાણોમાં, કટાક્ષ-નિબંધોમાં તથા વાર્તાઓમાં આ પ્રવાહ વિશેષ નજરે ચઢે છે[3]

નાટ્યકાર તરીકેની તેમની પ્રતિભા સુસ્થાપિત છે લંડનમાં ભજવાયેલા તેમના 'ધ લાયન ઍન્ડ ધ જ્વેલ' ઉપરાંત રેડીઓ, ટી. વી ઉપર તેમના અનેક નાટકો રજૂ થતા રહ્યા છે. તેમા 'ધ રોડ ઍન્ડ કૉન્ગી' તથા 'કૅમવૂડ ઑન ધ લીવ્ઝ' વગેરે ઉલ્લેખનીય છે

આ કૃતિઓ દ્વારા સોયિન્કા એક જવાબદારી અદા કરવા મથે છે આફ્રિકન સાહિત્યકાર પોતાના વાચક સાથે એક વિશેષ નાતો નિભાવવા મથે છે તે વર્તમાન સમાજ અને તેની સમસ્યાઓ વિશેનો પોતાનો નૈતિક દૃષ્ટિકોણ વાચક સુધી પહોંચાડવા મથે છે વાચકને પોતાની નૈતિક જવાબદારી પ્રત્યે સભાન અને સજાગ કરવા મથે છે સોયિન્કા કહે છે તેમ, વર્તમાન સમાજના ચિત્રણ દ્વારા ભાવિ સમાજનું સ્પષ્ટ અને સાચું ચિત્ર દોરવા મથે છે[4]

---

૨. 'શટલ ઈન ધ ક્રિપ્ટ' સહિત ચાર કાવ્યસંગ્રહો તેમણે પ્રસિદ્ધ કર્યા છે.

૩. જુઓ: જેરાલ્ડ મૂર લિન્ડફોર્સ 'ક્રિટિકલ પરસ્પેક્ટિવ ઑન નાઇજીરિયન લિટરેચર્સ', હાઇનેમેન, લંડન ૧૯૭૬. પૃ. ૧૬૫-૧૯૦.

૪. અવતરણ: ઓલાવોલે ઓગુન્બાયેસન, 'વોલ સોયિન્કા ઍન્ડ ધ નોવેલિસ્ટ'સ્ રિસ્પોન્સિબિલિટી ઈન આફ્રિકા', ઈન 'ન્યુ વેસ્ટ આફ્રિકન લિટરેચર' : સંપાદક : ઓગુન્બાયેસન, હાઇનેમેન, લંડન ૧૯૭૯

આ દૃષ્ટિએ જોતાં નાઇજીરિયાના આંતરવિગ્રહ વિષેના સેચિન્કાના પુસ્તક 'ધ મેન ડાઈડ' તથા નવલકથા 'સિઝન ઑફ એનોમી' નોંધપાત્ર છે પરંતુ તેમની નવલકથા 'ધ ઇન્ટરપ્રિટર્સ' (આ ડૅ રોઈઝ, ૧૯૬૫, હાઈનેમેન ૧૯૭૦) વિશેષ ઉલ્લેખનીય છે 'આફ્રિકન નવલકથાકાર વર્તમાનને ભૂતકાળ અને ભવિષ્ય વચ્ચેના સંઘર્ષ સ્વરૂપે નિરૂપે છે આ દૃષ્ટિએ અચેબે, અનુકા, અમાદી, આરમાહ, કોફી અવનૂર, મોન્ગો બેટી, સાયપ્રિઆન ઇકવેન્સી, મુનોન્ગે, એન્ગુગીની નવલકથાઓ સાથે ઇન્ટરપ્રિટર્સને પણ મૂકી શકાય શૈલી વસ્તુની ગૂંથણી અને રજૂઆતને કારણે તે અલગ પડે છે અને સોયિન્કાની મૌલિક પ્રતિભાને ઉપસાવે છે બાકી અચેબેની નવલકથા 'થીંગ્સ ફૉલ એપાર્ટ' મા આવો જ માનસિક-સાંસ્કૃતિક સંઘર્ષ છે

નવલકથા મુખ્ય પાત્રો આસપાસ આકાર પામતી ઘટનાની અધવચ્ચેથી શરૂ થાય છે, અને સમયે સમયે પૂર્વ ઇતિહાસનો પૂર્વાપર રજૂ થતો રહે છે કથાના પ્રારંભે વરસાદના ઝાપટાથી બચવા વિવિધ પાત્રો એક રાત્રી કલબમા આશરો લેવા આવતા જાય છે,' ધમાલ અને ગૂંચવણના આ ચિત્રમાંથી આપણને તરત જ ભૂતકાળમા લઈ જવામા આવે છે કથાના મુખ્ય પાત્ર એગ્બો એક અપૂર્ણ નૌકાયાત્રાની સ્મૃતિ વાગોળે છે આ વખતે પણ તેની સમક્ષ સમસ્યા હતી કે; પોતાની જીવનશૈલીને ત્યજીને દાદાના રાજ્યના સૂત્રો સંભાળી લેવા જવુ કે નહિ, આધુનિકને ત્યજીને પરંપરાગતની સાથે નાતો સાધવો કે નહિ એગ્બો 'ભરતીના વહેણ' સાથે જવાનું પસંદ કરે છે અને વિદેશ ખાતાના અધિકારી તરીકેની કામગીરી ચાલુ રાખે છે જ્યારે ઈજનેર સેકોનીના પાત્રના મનમા એકવાર કલ્પેલુ ભવિષ્યનું ચિત્ર, હાલની તેની અર્થહીન કામગીરી અને રાત્રી-કલબનુ વાતાવરણ ત્રણેય એક સાથે ચાલે છે

નવલકથામા કેટલાય પાત્રો છે પરંતુ મુખ્યકથા છ મિત્રોની આસપાસ ચાલે છે એગ્બો, પત્રકાર સગોઈ, અધ્યાપકો બાન્દેલે અને કોલા, ઈજનેર અને શિલ્પી સેકોની, વકીલ લાસુન્વોન બધા જ પરંપરાગત સમાજમાંથી બહાર નીકળી આધુનિક બૌદ્ધિક વર્ગમા ભળેલા તેમનામાં જાતે વિચારવાનું જોમ અને મક્કમતા છે, પરંતુ બીજી બાજુ તેમની સામે છે ભ્રષ્ટાચારનુ સામ્રાજ્ય, સ્થાપિત હિતો અને ઔપચારિક હળી નીતિ-ધોરણો સેવતા ધીટ માણસો. આ દૂષણો રજૂ કરતા પાત્રો પણ મુખ્યત્વે બૌદ્ધિકો છે, ન્યાયધીશ, અધ્યાપક, ડૉક્ટર વગેરે આ મિત્રો વચ્ચે માન્યતાઓનુ એક સમનોલન પણ લેખક સર્જે છે એગ્બો નાસ્તિક છે તો સેકોની ધાર્મિક અને આ બેનો અભિગમ વાવાઝોડા દરમિયાન ઝુંપડપટ્ટીનો એક ભાગ નાશ પામે છે ત્યારે તેમના ઉદ્ગારોમાં દેખાઈ આવે છે એગ્બો કહે છે "લાંબા સમયથી સડેલા પેઢાંનો એક દાંત આકાશમાથી ઓછો થયો" સેકોની કહે છે "ત ત તેઓ આ આજની રા રાત્રે બે ઘ . ઘર બ. બની ગયા હશે ક .ક કદાચ આપણે અહીં રોકાઈને જોવુ જોઈએ કે આ . આપણે તેમને મ મદદ કરી શકીએ તેમ છીએ કે કેમ" આ જ રીતે અન્ય પાત્રોનુ માનસ પણ રાત્રી-કલબમાં તેમના વર્તન દ્વારા છતુ થાય છે ૫

સોયિન્કા ખૂબ ઝડપથી પાત્રની રેખાઓ આંકી આપે છે સ્ત્રી-પાત્રો પણ પોતાની આગવી પ્રતિભા સાથે જીવનનો સામનો કરે છે. તેઓ શ્રમ કે બનાવટી લજ્જાથી મુક્ત છે

આ ઉપરાત બીજા પાત્રો પણ છે કેટલાક વાસ્તવિક તો કોઈક જાણે આવી પડયા હોય અને ચિત્રમા બરાબર ગોઠવાયા ના હોય એવા

વર્તમાન અને ભવિષ્ય સાથે પોતાની પ્રજાનો તંતુ જોડવાની જવાબદારી ઉપાડના આ દુઃઆફ્રિયાઓની મથામણ વ્યક્ત કરતી કથાની ભાષામાં કવિ સોયિન્કા ઠેરઠેર દેખાય છે કાર-અકસ્માતમા મૃત્યુ પામેલા સેકોનીનુ વર્ણન તેનો પુરાવો છે "ધાતુનો ભંગાર ઢગ અને ખુલ્લા દરવાજા આડે પડેલો આશ્ચર્યથી

વિસ્ફારિત મેદાનીનો દેહ, આસપાસ પથરાયેલા લેમિનેટેડ કાચનાં કણોના ધાટણા, ભીની માટી અને લોહીથી થીજેલી તેની દાઢી" (પૃ ૧૫૫) સાથે સોપિન્કાનુ કાવ્ય 'ડેથ એટ ડોન' યાદ આવે છે

'બધુ / અચાનાથી મૂક આશ્લેષમા / તે ગોપેલા-આ મજાકીમુખ-વિકૃતિ / આ બીડેલા જડબાં-હું છુ?' આવા બીજાં પણ અનેક ઉદાહરણો નજરે ચઢે છે તે જ રીતે સોપિન્કા સરળતાથી નવા શબ્દો પણ જોડી કાઢે છે (દા ત મેટગ્રમ, ટાઈટવો) કૃતિમા ક્યાક નિબધકાર સોપિન્કા તથા વિવેચક સોપિન્કા પણ ઊપસી આવે છે નવલકથાની શૈલી કથા વસ્તુ વગેરેએ ઠીક ઠીક વિવાદ-વટોળ પણ જગાવ્યો હતો. સોપિન્કા વ્યથા અને અજપાને વાચા આપતો લેખક છે પોતાની પ્રજા માટે એક સારા સમાજની રચના માટે તે અધીર છે, ઉતાવળો છે પરિણામે તેમા નડતરરૂપ હોય તેની સામે પોતાનો રોષ અને આક્રોશ ઠાલવતા તે સહેજ પણ પાછુ વાળીને જોતો નથી વધુમા આ આક્રોશ માત્ર એકદડીયા મહેલમા અગો સકોરીને બેસી ગયેલી વ્યક્તિનો નહિ, પરતુ જાહેરજીવનમા સક્રિય અને બોલકી વ્યક્તિનો છે તેથી તે ધારદાર અને પ્રસ્તુત બની રહે છે



૫ જુઓ : 'ધ ઈન્ટરપ્રિટર્સ'ની પ્રસ્તાવના એલ્ડ્રેડ જોન્સ પૃ. ૨.



રવીન્દ્રસૌરભ (કાવ્ય) લે નાથાલાલ દવે, પ્રકા૰ સાહિત્યભારતી, ૧૦૧૬ કૃષ્ણનગર, ભાવનગર ૩૬૪૦૦૧, કિ ૩ ૬-૦૦

શેષ લેખો : રતિલાલ મો ત્રિવેદી, પ્રકા૰ ગૂર્જર ગ્રંથરત્ન, ગાંધીરોડ અમદાવાદ-૧, કિ રૂ ૩૫-૦૦

અંતરનાદ (લેખસગ્રહ) અમૃતલાલ શેઠ (મનુભાઈ મહેતા), પ્રકા૰ મનુભાઈ મહેતા, નરેન્દ્ર અ શેઠ, ૬૨ મિપામિ, ૭૦ એ, ભૂલાભાઈ દેસાઈ રોડ, મુબઈ ૪૦૦૦૨૬, કિ રૂ ૨૧-૦૦

સંસ્કૃતિના સંરક્ષકો (સતચરિત્ર) · લે રામનારાયણ પાઠક, પ્રકા૰ સર્વોદય સરસ્વતી મંદિર, બાબાપુર (જિ. અમરેલી) ૩૬૪૬૧૦, કિ રૂ ૧૫-૦૦

વિદાયનું મિલન (જીવનચરિત્ર) લે નર્મદાબેન રા પાઠક, પ્રકા૰ ઉપર મુજબ, કિ રૂ ૧૮-૦૦

ભારતીય સંસ્કૃતિનો અમૃતકુંભ (ભાગવત કથામૃત) લે રામનારાયણ ના. પાઠક, પ્રકા૰ ઉપર મુજબ, કિ રૂ. ૧૫-૦૦

## 'સ્વર્ગની લગોલગ' વાંચતાં

મુ શ્રી નગીનદાસભાઈ,

'સ્વર્ગની લગોલગ' વાચ્યા પછી આપને પત્ર લખવાનુ લાબા સમયથી વિચારી રહ્યો હતો, પરતુ, કોઈક ને કોઈક કારણે લખવામાં ઢીલ પડયા કરી

ઘણા વરસો થયા આવુ પ્રેરણાદાયી સાહિત્ય મારા વાચવામા આવ્યુ ન હતું આવી એક અમૂલ્ય કૃતિ ગુજરાતને આપવા માટે આપને અભિનદન! બગાળી તેમ જ અગ્રેજી સાહિત્યની શ્રેષ્ઠ કૃતિઓના અનુવાદ પીરસતા રહીને ગુજરાતના સસ્કારવારસાને સમૃદ્ધ કરવામા આપનો જ ફાળો અમૂલ્ય છે આ ઉમરે પણ આટલા મોટા અને સમૃદ્ધ ગ્રથનો આટલો સરસ અનુવાદ આપ કરી શકો છો, અને આવી આવી ઉત્તમ કૃતિઓ ગુજરાતને આપતા રહો છો, તે ખરેખર ગુજરાતની ખુશનસીબી છે

*

ગુરુદેવે લખેલા પત્રો, ગુરુદેવ ઉપરના પત્રો, તે પત્રોની સેર ગૂથવામાં મૈત્રેયીદેવીએ રજૂ કરેલા પોતાનાં સસ્મરણો, આ બધુ રવીન્દ્રનાથના જીવનની અતરગ છવિ તો રજૂ કરે છે, પણ તે ઉપરાત બીજુ ઘણું મૂલ્યવાન ભાથુ પીરસી જાય છે

તે જમાનાના સાહિત્યકારો અને ચિતકો પોતાના સાહિત્ય અને ચિતન અગે કેટલા નિષ્ઠાવાન હતા તે આ પુસ્તક પરથી જોઈ શકાશે તેમને માટે સાહિત્યસર્જન એ કુદરતના અવનવા આવિર્ભાવને પામવા માટેની અને અભિવ્યક્ત કરવા માટેની મથામણ હતી એ આત્મખોજ હતી એ વ્યવસાય ન હતો, એ ધન, સપત્તિ, સત્તા કે કીર્તિ પ્રાપ્ત કરવા માટેની મથામણો ન હતી તે કાળના બુદ્ધિજીવીઓની પોત પોતાની વિદ્યાઓ તરફની નિષ્ઠા અને લગની જોતા, તે સમય આજના કરતા ખરેખર ચઢિયાતો હતો એવું લાગ્યા વગર ન રહે

તે યુગની મહાન વિભૂતિઓ તરફ જોઈએ તો આજે આપણે તદ્દન વામણા દેખાઈએ. પૂ બાપુની આસપાસ કેટકેટલા ક્ષેત્રોની મહાન વિભૂતિઓ એકઠી થઈ હતી, તેમ ગુરુદેવ આસપાસ પણ વિદ્દ્જનોનુ કેટલુ મોટુ વર્તુળ હતું! સુરેન્દ્રનાથ, મૈત્રેયીદેવી, રામાનદ ચેટરજી, કાલીદાસ નાગ વગેરે ઉપરાત શાંતિનિકેતનમા પણ કેવા ચુનદા વિદ્વાનો હતા તેમ તેઓના અરસપરસના સબધો પણ કેવા ઉષ્માભર્યા રહેતા! તેઓ એકબીજાને ત્યા જઈ રહેતા અને તે માટે બને પક્ષો તલસતા!

*

મનુષ્ય અને કુદરત વચ્ચેનુ તાદાત્મ્ય કેળવવું તે સાહિત્યનુ એક મહત્ત્વનુ કાર્ય ગણાય. આ દષ્ટિએ રવીન્દ્રનાથના સાહિત્યને શ્રેષ્ઠ કક્ષાએ મૂકી શકાય મનુષ્યના મનોભાવો ઉપર કુદરત અને તેના વિવિધ સ્વરૂપો કેવી ભારે અસર પાડતા હોય છે તે અગેના અનેક અર્થપૂર્ણ ઉલ્લેખો આ ગ્રથમા મળી રહે છે. શાંતિનિકેતનના સસ્થાપનનો એક મહત્ત્વનો હેતુ મનુષ્ય અને કુદરત વચ્ચે સવાદ સાધવાનો હતો

"આ આશ્રમમાંની કુટિરો જાણે પ્રકૃતિનું જ અંગ છે. માણસ પણ પ્રકૃતિનું જ અંગ છે, એ વાત એ જેટલે અંશે ભૂલે છે, જેટલો તે પ્રકૃતિથી દૂર જાય છે, તેટલી તેના જીવનમાં કૃત્રિમતા પ્રવેશે છે. માણસને ધરતીની નજીક લાવવાનો પ્રયાસ હતો, આ આશ્રમમાં ધન તરફની તેની સ્પૃહા ઓછી કરીને, ઈર્ષ્યાદ્વેષની જટિલતાથી મુક્ત સ્વાભાવિક તંદુરસ્ત જીવન, જે જીવન 'ઉચ્ચ દિશા તરફ આંખો મીંચી દઈને પોતાને પળે પળે' છેતરે નહિ તેવા જીવન તરફ તે આગળ વધે એવો અહીં પ્રયત્ન હતો."

રવીન્દ્રનાથ, મૈત્રેયીદેવી વગેરે અવારનવાર દાર્જિલિંગ, મંગપુ, કરસિયાંગ વગેરે સ્થળોએ જતાં. મૈત્રેયીદેવી પોતાના લગ્ન પછી તરત મંગપુ ગયાં હતાં. ગુરુદેવ તેમને લખે છે.

"હિમાલયની ગોદમાં એકાંત આશ્રય મળ્યો છે. ત્યાં વિશાળ અવકાશમાં તારું ચિત્ત આત્મનિવિષ્ટ થઈને પોતાની અંતર્ગૂઢ સંપદને જાણવા પામશે – ચારે કોરની જનતાની ભીડમાંથી મુક્ત થઈ તારું મન પોતાને વિસ્તારી શકશે."

અરણ્યથી વીંટાયેલા જનહીન મંગપુનું એક પ્રકારનું વિશિષ્ટ સૌંદર્ય હતું. મૈત્રેયીદેવી મંગપુથી લખે છે.

"હું ત્યાં જઈ પહોંચી ત્યારે વર્ષાકાળ હતો. વર્ષાની ધારાએ અવિરામ વરસી વરસીને ચારે દિશાઓને શ્યામલ, તૃપ્ત અને આર્દ્ર બનાવી મૂકી હતી, જેવું આર્દ્ર બની ગયું હતું મારું મન. હું જ્યાં આવી હતી ત્યાં કુટુંબમાં કે બહાર કોઈ જ નહોતું. લગ્ન થતાં શરીર અને મનનું જે પરિવર્તન કોઈ પણ નાની ઉંમરની છોકરીને વ્યાકુળ બનાવી દે છે, તે ઉપરાંત ચારેકોરની પ્રકૃતિના ગંભીર નીરવ સંગે મને ગાઢ આલિંગનમાં બાંધી રાખી હતી. એક દિવસની વાત મને યાદ આવે છે. હું ખુરસી પર ગ્રામોફોન લઈને બેઠી હતી. કનકદાસનાં એક પછી એક ગીત સાંભળતી હતી. અને સૂરના તરંગે તરંગે મારું મન કોણ જાણે ક્યાંનું ક્યાં ચાલ્યું જતું. અત્યારે મને વિચાર આવે છે કે વચમાં વરસાદ પડવાનો અવાજ, પતરાંના છાપરા પર પ્રચંડ અને દ્રુત, તો વચમાં વચમાં અટકી જઈને ગુંજન જેવો થઈ જતો હતો, તો વચમાં વચમાં વાદળાં હટી જઈને થોડો થોડો તડકો ડોકિયું કરી જતો હતો. સામેના પહાડનું ઘડીમાં નામનિશાન નહોતું રહેતું તો ઘડીમાં તે ઉદ્ધત બની જતો. પ્રકૃતિ, ગીત અને નવી પરિસ્થિતિ બધું ભેગું થઈને એક અકલ્પ્ય સૌંદર્યના માધુર્યથી મારાં શરીર અને મન વિવશ બની ગયાં હતાં."

માનસિક તાજગી પ્રાપ્ત કરવા માટે પ્રવાસ ખેડવો, ખુલ્લી કુદરતમાં વિચરવું કેમ જરૂરી છે તે વિશે રવીન્દ્રનાથ લખે છે —

"દૂર જવું એ અવગાહન સ્નાનની પેઠે નજીકની ધૂળને ધોઈ નાખે છે અને ભેગો થયેલો તાપ દૂર કરે છે. જે અવકાશમાં મન પોતાને ફેલાવી શકે છે, તેને રોજેરોજ સંસાર રુંધી દે છે. સંસારે કરેલા એ અવરોધનો સંસારની સાથેનો આપણો સંબંધ પીડાય છે, અને વિકૃત બની જાય છે. મુક્તિના ક્ષેત્રમાં આવીએ ત્યારે જ એ સંબંધને આપણે વિશુદ્ધ કરી શકીએ છીએ."

ગુરુદેવ પણ અવારનવાર મંગપુ જતા, ત્યાંના સૃષ્ટિસૌંદર્યથી ભરપુર એવા શાંત–નીરવ વાતાવરણમાં કવિના ચિંતનની જ્યોતિ ખીલી નીકળતી અને તે મનુષ્યજીવનના અંતરતમ તત્ત્વની ખોજમાં સરી પડતી. કવિએ મૈત્રેયીદેવી ઉપર કવિતામાં લખેલા એક પત્ર ઉપર આ જોઈ શકાશે —

"મને પડે શૈલતટે તોમાદેર નિભૃત કુટીર

* * *

જે વિસ્મય ધરણીર પ્રાણેર આદિમ સૂચનાય"

અનુવાદ: પર્વત પરની તમારી એકાંત કુટિર યાદ આવે છે જ્યાં હિમાલય તેના સમુચ્ચ શાંતિના આસન ઉપર નિત્ય નિસ્તબ્ધ બેઠો હોય છે, તેના તુંગ શિખરની સીમા દૂરતમ શૂન્યના મહિમાને ઓળંગી જવા માગે છે. ઉપત્યકા ઉપર થઈને અરણ્ય ઊતરી જાય છે એ નિશ્ચલ લીનું પૂર, તેના છાયાપુંજને નિબિડ નિશબ્દતાથી ઢાંકી રાખે છે. શૈલશૃંગની વચાળમાં, પ્રથમ અરુણોદયની ઘોષણાને સમયે વિશ્વજીવનની તરતની સ્ફુરેલી ચંચળતાનો સ્પંદ અંતરમાં આવતો. નિર્જન વનના ગૂઢ આનંદના જે બધા ભાષાહીન વિચિત્ર સંકેતોમાં ધરણીના પ્રાણની આદિમ સૂચનામાં રહેલ જે વિસ્મય તે હું હૃદયમાં પામતો.'

એટલે જોઈ શકાય છે કે કવિની સૌંદર્યદૃષ્ટિ તેમના અંતરની સ્ફુરણા સાથે વણાયેલી હતી.

મૈત્રેયીદેવી પણ લખે છે: "કેટલાય સૌંદર્ય-ઉન્મેષ અને કેટલોય પ્રેમ, જે મર્ત્યલોકની સીમાને વટાવી જાય છે, તેમની દૃષ્ટિ મારફતે અમે જોયું છે. અનિર્વચનીય ને પામ્યા છીએ. અપ્રાપ્યને તેમના સંસ્પર્શથી અંતરતમ આનંદઝરણનો બંધ ખૂલી જતાં સુધાગસાગરનો પ્રવાહ ઊતરી આવ્યો છે અને અમે પહોંચી ગયા છીએ, 'સ્વર્ગની લગોલગ'."

કવિની સૌંદર્ય વિષેની, દૃષ્ટિ, સૃષ્ટિસૌંદર્ય વિષેની દૃષ્ટિ પણ, તેમની જીવન અને સૃષ્ટિ વિષેની આધ્યાત્મિક ભાવનામાંથી ઉદ્ભવેલી હતી. તેમનો કુદરત પ્રેમ તેમના અંતરમાંથી સ્ફુરતો પ્રેમ હતો. માણસ જ્યારે કુદરત સાથે એવા પ્રેમસંબંધથી બંધાય ત્યારે જ તેને કુદરત પ્રત્યે સાચી લગની લાગે ને! કુદરત તરફના પ્રેમનો મહિમા પ્રસરે અને કુદરતને બચાવવા માટેની તમન્ના જાગે એ આજની તાતી જરૂરિયાત છે. દેશ-દેશ અને મનુષ્ય-મનુષ્ય વચ્ચેના જ નહિ પણ મનુષ્ય અને વનરાજી વચ્ચે, મનુષ્ય અને વન્ય પશુ-પક્ષીઓ વચ્ચે, મનુષ્ય અને કુદરત વચ્ચે પ્રેમની સરવાણીઓ વહેતી થાય તો જ મનુષ્ય જાતિ સર્વનાશમાંથી બચી શકે એવી સ્થિતિ ઊભી થઈ જ ગઈ છે. કુદરતના સઘળાં અંગો વચ્ચે એક અદ્ભુત પ્રકારની આંતરનિર્ભરતા પ્રવર્તતી હોય છે. અટપટા સંબંધોના આ જાળાને આજે મનુષ્ય ફાવે તેમ પીંખી રહ્યો છે, વનરાજી પૂર ઝડપે નષ્ટ થઈ રહી છે અને તેની કેટલીય જાતિઓ અદૃશ્ય થઈ રહી છે. વન્ય પશુ-પક્ષીઓની કેટલીક જાતિઓ અદૃશ્ય થઈ ચૂકી છે તો કેટલીક અદૃશ્ય થવાની અણી ઉપર છે. જો આ બધું આમને આમ ચાલ્યા કરે તો જીવિનજગતના સર્વનાશની ઘડી ભલે કદાચ તદ્દન નજીક ન હોય પણ તે બહુ દૂર પણ નથી. મનુષ્યજાતિ આ સર્વનાશ તરફ ઘસડાતી જતી અટકે તે માટે બાપુ અને ગુરુદેવના વિચારોનો પ્રસાર અત્યંત જરૂરી છે. બાપુના જમાનામાં વનરાજી અને બીજા જીવોને બચાવવા માટેની લડત ઉગ્ર રીતે ચલાવવી પડે તેવી સ્થિતિ ઊભી થઈ ન હતી. બાપુ તે સમયે દેશના ભૂખ્યા અને અર્ધનગ્ન બાંધવોના ઉદ્ધાર માટેની લડતમાં એવા વ્યસ્ત રહેતા કે આ બાબત માટે લડત ઉપાડવાનું ભાગ્યે જ વિચારી શકે. જો કે બાપુ પોતે કુદરતનાં સાધનોનો અત્યંત કરકસરપૂર્વક ઉપયોગ કરતા. તેમ આધુનિક સંસ્કૃતિએ મનુષ્યના ઉપભોગનાં સાધનો વધારવા માટે કુદરતનાં સાધનોનો જે દુર્વ્યય આદર્યો છે તે જગતને વિનાશને આરે મૂકી દેશે તે વિશે પૂરેપૂરા સભાન હતા. આવી ભીતિ તેમણે અનેક પ્રસંગોએ વ્યક્ત પણ કરેલી છે.

આજે જે રીતે પૃથ્વીનાં અણમોલ સાધનોનો નાશ થઈ રહ્યો છે તેના પર જો મર્યાદા નહિ મૂકવામાં આવે તો સમગ્ર જીવજગતનું અસ્તિત્વ ભયમાં આવી પડે તેમ છે તેનો કોઈથી ઇન્કાર થઈ શકે તેમ નથી. બાપુએ ચલાવેલી રીતરસમો અખત્યાર કરી કુદરતને બચાવવા માટેની લડતો ચલાવવી પડે તેવી સ્થિતિ આજે ઊભી થઈ છે. ભારત, ઑસ્ટ્રેલિયા, અમેરિકા વગેરે દેશોમાં આવી લડત ચાલેલી છે અને સફળ પણ થઈ છે. આમ, બાપુ અને ગુરુદેવના વિચારોનું આજે વિશ્વવ્યાપી મહત્ત્વ વધી રહ્યું છે.

આ કૃતિમા ગુરુદેવના જીવનનુ એક બીજુ મહત્ત્વનુ પાસુ પણ બહાર આવે છે. બાપુ અને ગુરુદેવના વિચારો અને જીવનરીતિમા જરૂર કેટલાક ભેદો હતા આમ છતા, આ બને યુગપુરુષો વચ્ચે જે સામ્ય હતુ તે ખાસ નોધવા જેવુ છે તે બને મનુષ્યના વધુ પડતા સ્વકેન્દ્રિતપણાને મનુષ્યના મનુષ્યત્વનું વિઘાતક પરિબળ ગણે છે સુરેન્દ્રનાથ ઉપરના એકપત્રમા રવીન્દ્રનાથ લખે છે "જીવનસાધનાની કોઈને કોઈ અવસ્થામા હૃદયાવેગને આપણે અતિશય મહત્વ આપીએ છીએ, તેથી આપણા જીવનની સમતુલા સચવાતી નથી હુ લાબા સમય સુધી હૃદયાવેગના ચકરાવામા પોતાની અદરને અદર ફરતો રહ્યો હતો ત્યારે મારા દુખનો પાર નહોતો, જ્યારે શક્તિના ક્ષેત્રમા, કર્મના ક્ષેત્રમા, મગલના માર્ગે તેને બહાર કાઢવાનો ઉપાય કર્યો ત્યારે મારો છૂટકારો થયો

હૃદયના વધુ પડતા રસથી શક્તિને જ્યારે ચારે કોરથી રૂધી દઈએ છીએ ત્યારે તે નશો કોઈકોઈ વાર અસ્વાભાવિક ઉત્તેજનાનુ સુખ આપે છે ખરો, પરતુ તેનો અવસાદ ભારે દુખદાયક હોય છે. ગમે તેમ કરો પણ હૃદયમાં જ હૃદયની પરિતૃપ્તિ નથી. તે પોતાને ખાઈને પોતે પુષ્ટ થઈ શકતું નથી "

બાપુએ તો પોતાની ઊગતી અવસ્થામા જ હૃદયાવેગના ચકરાવામાથી બહાર નીકળી 'શક્તિના ક્ષેત્રમાં, કર્મના ક્ષેત્રમાં, મગલના માર્ગે' પ્રયાણ શરૂ કરી દીધુ હતુ બાપુ અને રવીન્દ્રનાથ બને જે માનતા તે પ્રમાણે જ વર્તવાનો આગ્રહ રાખતા બાપુની માફક તેઓ પણ નાત, જાત, ધર્મ કે રગના ભેદભાવમા માનતા ન હતા શાતિનિકેતન સ્થપાયુ તે વખતે જ તેમણે શાતિનિકેતનમા સામાજિક કુરિવાજો વિરુદ્ધની જેહાદ શરૂ કરી જ દીધી હતી. મૈત્રેયીદેવી લખે છે તેમ ત્યાં ભગીઓ રસોઈ કરતા, મોચીના છોકરાઓ પીરસતા અને મુસલમાન આયાઓ દેખરેખ રાખતી

શાતિનિકેતનમા જુદા જુદા દેશોના વિદ્યાર્થીઓ અને શાતાઓ આવતા આમ, ગુરુદેવે શાંતિનિકેતનમાં વિશ્વબંધુત્વનો આદર્શ મૂર્તિમત કર્યો હતો.

બાપુ અને ગુરુદેવના વિચારો અને જીવનરીતિ વચ્ચેનુ સામ્ય-બતાવવા માટે બીજો એક મુદ્દો પણ મને નોધપાત્ર લાગે છે ઉત્તરાવસ્થામા જ્યારે તેમની તબિયત લથડેલી હતી અને નિરતર સારસભાળની જરૂર હતી, તે સમયે મૈત્રેયીદેવી તેમને 'ઉત્તરાયન'મા રહેવા આવવા માટે આજીજી કરે છે. ગુરુદેવને શાતિનિકેતનમાં વૈભવી જીવનના ઠાઠમાઠ ઊભા થાય એ તેમને નહોતુ ગમતુ. મૈત્રેયીદેવી સમક્ષ તે ક્રોધાયમાન થઈને બોલી ઊઠે છે – "તું મને એ કહી શકશે એ લોકોએ મારા આશ્રમમાં રાજમહેલ કેમ બાંધ્યો ? . . . . . . . . અહીં હું એક પ્રયોગ કરુ છું મારા આદર્શ ઉપર વિશ્વાસ રાખીને, મારી હાકલને માન આપીને દેશ વિદેશથી કેટલાય જ્ઞાની-ગુણી આવ્યા છે તેઓ માટીના મકાનમાં, નાના નાના ઓરડામા રહ્યા છે, અને ત્યાં જ એ લોકોએ રાજમહેલ ઊભો કર્યો તે કેવું ? અને પાછો ગુલાબનો બગીચો !

એ મકાનમા હું કદી પણ રહીશ નહિ એટલા માટે હું સાવચીમા માટીના મકાનમા રહેવા માગું છું. અને એમ થાય છે કે ચણા-મમરા ખાઈને રહું જે આ દેશના ગરીબ માણસનો ખોરાક છે."

વળી આગળ ઉપર કહે છે – "એ ગુલાબનો બગીચો ? હા, હા, મને ખબર છે ગુલાબના બગીચાની જરૂર છે તે, પણ તે લાયબ્રેરીની સામે કેમ ન કર્યો-જ્યા તે સૌ કોઈનો બનત મારા મકાન પર શા માટે વ્યક્તિગત મિલ્કતની છાપ મારી ? જે મારુ છે તે-સૌનું છે "

વિશ્વમાંગલ

અહીં ગુરુદેવ બાપુની કેટલા લગોલગ પહોંચી જતા દેખાય છે

× × × × × × × × ×

પુસ્તકના ઉપોદ્‌ઘાતમા ભોળાભાઈએ પુસ્તક અને લેખિકા વિશે માહિતી આપવા ઉપરાંત રવિન્દ્રનાથના સ્વભાવની કેટલીક લાક્ષણિકતાઓ સરસ રીતે રજૂ કરી છે

આમા ભોળાભાઈએ બાપુ અને રવીન્દ્રનાથ વચ્ચેના સામ્યનો એક બીજો મુદ્દો સરસ રીતે ઉપસાવ્યો છે રવીન્દ્રનાથમા પણ ગાંધી જેવી જ વિનોદવૃત્તિ હતી તેમા વળી રવીન્દ્રનાથ તો રહ્યા કવિ તે પોતાના વિનોદને ભારે કસબપૂર્વક રજૂ કરી શકે, બાપુનો વિનોદ વાતચીતમા રજૂ થયેલો છે, રવીન્દ્રનાથનો પત્રોમાં, લેખિત સ્વરૂપે છે ભોળાભાઈએ રવીન્દ્રનાથના વિનોદના આવા અનેક દૃષ્ટાંતો ચૂંટી ચૂંટીને આપ્યાં છે રવીન્દ્રનાથના વિનોદ અંગેની આ ચર્ચા વાચકના દિલમાં પુસ્તક વિશે આકર્ષણ જમાવવામા મહત્ત્વનો ફાળો આપે છે ભોળાભાઈએ પુસ્તકનુ પ્રવેશદ્વાર એવુ મૂક્યુ છે કે અમારા જેવા સાધારણ વાંચકોને પણ તેમા પ્રવેશવાનુ પ્રલોભન થયા વિના ન રહે આ માટે ભોળાભાઈને અભિનંદન !

નગીનદાસભાઈ, આ વર્ષ એકસો પચીસમી રવીન્દ્ર જયંતીનુ છે તે પ્રસંગે આપ જરૂર કાંઈક કાર્યક્રમ યોજો બહારના કોઈ ન આવે તો આપ અને ભોળાભાઈ વ્યાખ્યાન આપો 'રવીન્દ્રનાથનો વિશ્વપ્રેમ' ઉપર એક વ્યાખ્યાન ગોઠવવાનો વિચાર છે 'આ વિશ્વ ઉપર મે પ્રેમ કર્યો છે, એ પ્રેમ જ આ જન્મમા મારુ ધન છે ' આ એક જ વાક્યમા રવીન્દ્રનાથના ચિંતન તેમજ જીવન અને કર્મનો અર્ક આવી જતો હોય એવું નથી લાગતુ ? આવુ એકાદ વ્યાખ્યાન યોજાય અને રવીન્દ્ર સંગીતનો કાર્યક્રમ યોજાય તો ઘણું છે આપ બંને જરૂર વિચારશો

આપનો

મ. ગો. પારેખ



આદિવાસીઓ ગઈ કાલે આજે (સમાજવિદ્યા) લે ઘનશ્યામ શાહ, પ્રકા૦ ઘનશ્યામ શાહ, સેન્ટર ફૉર સોશિયલ સ્ટડીઝ, દ ગુ યુનિ કૅમ્પસ, સુરત–૩૯૫૦૦૭, કિ ૨૦–૦૦

આદિવાસીઓમાં શિક્ષણ ‘ લેખક-પ્રકા૦ ઉપર મુજબ, કિ રૂ ૨૦–૦૦

ધ્વેવી આંદોલન (સામાજિક): લે ડેવિડ હાર્ડીમેન, પ્રકા૦ ઉપર મુજબ, કિ ૩૦–૦૦

લઘુમતીઓ અને રાષ્ટ્રઘડતર લેખક, પ્રકા૦ ઉપર મુજબ, કિ રૂ ૭–૦૦

ઉદ્‌ઘાન્વય (સાહિત્યિકનિબંધો) . લે ધીરુ પરીખ, પ્રકા૦ દક્ષા રાવલ, કૃતિ પ્રકાશન, નાની વ્યાસફળી, વીરમગામ, કિ રૂ. ૧૬–૦૦

ડિવાઈન કૉમેડી : (દાન્તે) લેખક, પ્રકા૦ ઉપર મુજબ, કિ. રૂ ૨૦–૦૦

નોખા–અનોખા (ચરિત્રનિબંધો) ‘ લે પ્રફુલ્લ રાવલ, પ્રકા૦ ઉપર મુજબ, કિ રૂ ૨૨–૦૦

દિનેશ શુક્લ

## જ્ઞાતિ-કોમી હિંસાના તાંડવની ભીતરમાં

અમદાવાદના કોટવિસ્તારમાં અને તેના પૂર્વવિસ્તારના પરાંઓમાં જરા લટાર મારો તો આજે કલ્પના પણ ન આવે કે ૧૯૮૫ના પાંચ મહિના (માર્ચ-જુલાઈ) દરમિયાન જ્ઞાતિ અને કોમી હિંસાનું કોઈ મોટું તાંડવ અહીં ખેલાયું હતું ! અને રખે કોઈ એમ માને કે આ તાંડવ સૌથી વધુ હિંસક, વ્યાપક અને અંતિમ જ હતું, સામાજિક હિંસાના જ્વાળામુખીઓ અને ટાઈમ બૉમ્બ અમદાવાદ સહિત ગુજરાતમાં ઠેર ઠેર પથરાયેલા છે અને ક્યારે તેનો વિસ્ફોટ થશે એ કહેવું વધુ મુશ્કેલ છે અને એટલે જ ૧૯૮૫માં થયેલ જ્ઞાતિ કોમી હિંસાને કેન્દ્રમાં રાખીને ગુજરાતના સામાજિક રાજકીય બનાવોના વેધક વિશ્લેષણને* લેખકો પ્રો પ્રવીણ શેઠ અને રમેશ મેનને 'કાસ્ટ ઍન્ડ કૉમ્યુનલ ટાઈમ બૉમ્બ" એવું નામ આપ્યું છે

આધુનિકીકરણની વિવિધ પ્રક્રિયાઓમાંથી ગુજરાતનો સમાજ – તેનું રાજકારણ, સમાજકારણ અને અર્થકારણ – પસાર થઈ રહ્યો છે એ વિવિધ પ્રક્રિયાઓના તાણ અને દબાણોનો તે ભોગ બને તે પણ સમજી શકાય તેમ છે ભારતનો સમાજ – બીજાં રાજ્યો પણ – આ જ પ્રક્રિયાઓના તાણ – દબાણોનો ભોગ બની રહ્યો છે પણ ગુજરાતનો સમાજ આ પ્રક્રિયાઓની અસરો અથવા પરિણામોના જે હિંસક પ્રતિભાવો લગભગ નિયમિત આવર્તક તાર્યો આપે છે, તે એક કોયડો છે શું મહારાષ્ટ્ર, શું તામિલનાડુ શું કર્ણાટક, શું આંધ્ર આવા જ તાણ અને દબાણોના ભોગ બનતા નથી ? શા માટે તે રાજ્યોના સમાજોમાં આવી પ્રક્રિયા – અનુભવના ગુજરાત જેવા હિંસક-સ્ફોટક પ્રતિભાવો નથી જોવા મળતા ? ગુજરાતમાં શું વિશિષ્ટ છે અથવા એવી એવી તો કઈ લાક્ષણિકતાઓ છે જેને કારણે તેનો સમાજ આવર્તક નિયમિતતાથી હિંસક-સ્ફોટક પ્રતિભાવો આપ્યા કરે છે ? આ પ્રશ્નનો જવાબ આપવાનો પ્રયાસ લેખકોએ સોશિયલ ડાયનેમિક્સ ઍટ વર્ક' અને 'ચેઈન્જીંગ પોલિટિકલ કલ્ચર' એ બે પ્રકરણોમાં કર્યો છે ખરો, પણ હજુ તેમાં વધુ ઊંડા વિશ્લેષણને અવકાશ છે ગુજરાતનો સમાજ કેમ વધુ હિંસક (હિંસક પ્રતિભાવ આપનાર) બનતો જાય છે, તેનો વધુ પ્રતીતિકર ખુલાસો હજુ મળવાનો બાકી રહેતો હોય એવી છાપ ઊભી થાય છે

પુસ્તક દસ પ્રકરણોમાં વહેંચાયેલું છે પ્રથમ પ્રકરણ – સોશિયો-ઈકોનોમિક લૅન્ડસ્કેપ–માં ગુજરાતના આર્થિક સામાજિક બંધારણ વિષે કેટલીક ઉપયોગી માહિતી છે અનામત વિરોધી આંદોલન અને કોમી હિંસા – જે પુસ્તકનો વિષય છે, તેના સંદર્ભમાં થોડી વધુ અને વધુ પ્રસ્તુત માહિતી આપીને પ્રકરણ વધુ સમૃદ્ધ બનાવી શકાયું હોત બીજું પ્રકરણ અનામત વિરોધી આંદોલન વિષે સારી ઉપયોગી વિસ્તૃત માહિતી આપે છે બક્ષીપંચની જ્ઞાતિઓ માટે રાણેપંચની ભલામણોનો મનપસંદ અર્થ કરીને વધારવામાં આવેલ અનામત બેઠકો પાછળનું રાજકારણ, તેના વિરોધના આંદોલન પાછળનું રાજકારણ, તેના આર્થિક-સામાજિક પરિમાણોની વિસ્તૃત ચર્ચા પ્રકરણમાં કરવામાં આવી છે ૧૯૮૧ના આંદોલન સાથે તુલના–સામ્ય અને વૈષમ્ય–કરવામાં આવી હોત તો પ્રકરણની ઉપયોગિતા વધત ત્રીજા અને ચોથા પ્રકરણ 'ચેન્જ ઑફ ગાર્ડ' અને કાસ્ટ ઍન્ડ કૉમ્યુનલ વાયોલન્સ–માં આંદોલનને માધવસિંહ સોલંકીનો કેવી રીતે

* 'કાસ્ટ ઍન્ડ કૉમ્યુનલ ટાઈમ બૉમ્બ'. પ્રવીણ શેઠ, રમેશ મેનન, પ્રકાશક : ગોલવાલા પબ્લિકેશન, અમદાવાદ, વિતરક : ઇન્ડિયા બુક હાઉસ, ૧૯૮૬, કિંમત રૂ ૬૦,

રાજકીય ભોગ લીધો તેની મિલસિલાબધ માહિતી આપવામાં આવી છે માધવસિંહ સોલકીના રાજકીય વ્યક્તિત્વ વિષે કેટલાક ઉપયોગી, કદાચ વિવાદાસ્પદ, નિરીક્ષણો પણ લેખકોએ રજૂ કરેલા છે ચોથા પ્રકરણમા આદોલન નિમિત્તે જ્ઞાતિ અને કોમી હિસા ફાટી નીકળી તેની વિગતે માહિતી આપવામા આવી છે જ્ઞાતિ-કોમી હિમા અમદાવાદ સિવાય કેટલાક શહેરો-કસ્બામા પણ ફેલાયેલી, તેના વધુ વિગતો આ પ્રકરણમા સમાવાઈ હોત તો હિસાની ઘટનાઓની રજૂઆતમાં થોડી ભૌગોલિક સમતુલા આવત ચોથુ પ્રકરણ – કાસ્ટ ઍન્ડ કૉમ્યુનલ વાયોલન્સ વાચતા છાપ એવી પડે છે કે માત્ર અમદાવાદમા જ આ બધા હિસક બનાવો બનેલા ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાતના શહેરો, કસ્બા અને નાનાં ગામો સુદ્ધામા જ્ઞાતિવાદી હિસા, તો કેટલાક શહેરો(ખાસ, વડોદરા)માં કોમી હિસાના બનાવો બનેલા તે વિષે માહિતી ઉપલબ્ધ થતી નથી ગ્રામીણ ગુજરાતમા જ્ઞાતિતનાવ અને સઘર્ષનુ જે વાતાવરણ ઊભુ થયુ છે તેનુ વેધક વિશ્લેષણ લેખકો પાસેથી મળ્યુ હોત તો પુસ્તકની ઉપયોગિતા વધી હોત

પાચમા પ્રકરણમા અખબારોની વિવાદાસ્પદ ભૂમિકા અને ગુજરાતી અખબારો સત્તાધારીઓના રોષના કેવી રીતે ભોગ બન્યા, તેની ચર્ચા કરવામા આવી છે પ્રકરણનુ શીર્ષક કલ્પનાશીલ અને સૂચક છે. ધ પ્રેસ એ ક્રેક્ડ મિરર છાપાંઓ(ખાસ ગુજરાતી)એ આદોલનના રિપોર્ટિંગમા જે પૂર્વગ્રહો પ્રદર્શિત કર્યા તો પોલીસ અને સત્તાધારીઓએ પોતાનો રોષ છાપા પર (ગુજરાત સમાચાર અને જનસત્તા-એક્સપ્રેસ) ઠાલવ્યો, તેની ઠીક ઠીક માહિતી આ પ્રકરણમા છે છઠ્ઠુ પ્રકરણ – 'ઇમરજીંગ પટેલ પાવર', ટૂકુ, પણ સુદર છે જોકે અનામત વિરોધી આદોલનનો ખુલાસો 'પટેલ પાવર'ના પરિબળોના સદર્ભમા જ આપવો, એ જરા વધુ સરલીકરણ કહેવાય, છતા ગુજરાતના રાજકારણમા પટેલોના પ્રભાવના ચઢાવ-ઉતારની દૃષ્ટિએ કેટલાક ઉપયોગી નિરીક્ષણો લેખકો પાસેથી મળ્યા, તેનાથી પુસ્તકની ઉપયોગિતા વધી છે, એમ કહેવુ જોઈએ સાતમુ પ્રકરણ – 'રિઝર્વેશન ડાયનેમિક્સ' અનામત બેઠકો પાછળના તર્ક અને પ્રયોજનની સુદર ચર્ચા કરે છે બીજા રાજ્યોમાં અનામત બેઠકોની શી પરિસ્થિતિ છે, તેની માહિતી પણ પ્રકરણમા છે આઠમુ પ્રકરણ – સોશિયલ ડાયનેમિક્સ એટ વર્ક', અને નવમુ પ્રકરણ – ચેન્જીંગ પોલિટિકલ કલ્ચર – બનેમા ગુજરાતના રાજકીય સમાજકારણ, અર્થકારણ અને સરકાર કેવા ઓતપ્રોત છે, અને તેમાં કેવા પલટા આવી રહ્યા છે, તેનુ સક્ષેપમા છતા સુદર વિશ્લેષણ છે ગુજરાતને સમજવા માટે આ દિશામાં વધુ ઊડાણથી વિશ્લેષણ થાય એ જરૂરી છે ભવિષ્યમાં લેખકો આવુ કઈક આપે એવી અપેક્ષા વધારે પડતી નહિ ગણાય દસમા પ્રકરણ-ઇમરજીંગ સિનારીઓ—માં આવતી કાલના રાજકીય-આર્થિક-સામાજિક અને સાંસ્કારિક ગુજરાત વિષે કેટલાક નિર્દેશો, ભયસૂચક સકેતો કર્યા છે

લેખકોએ કાસ્ટ ઍન્ડ કૉમ્યુનલ ટાઈમબોમ્બ એવુ જે શીર્ષક આપ્યુ તે જાણે સાચુ પડતુ હોય તેમ ૧૯૮૬ના જુલાઈ મહિના દરમિયાન અમદાવાદ સહિત ગુજરાતના બીજા કેટલાક શહેરોમાં કોમી હિસા ફાટી નીકળી તેનો સક્ષેપ ઉલ્લેખ તેમણે પુસ્તકને અતે 'ઍપિલોગ'માં કર્યો છે માત્ર પહેલા એક જ અઠવાડિયામાં ૭૪ જણાનો ભોગ લેનાર કોમી હિંસાનો બોમ્બ કેટલો વિસ્ફોટક પુરવાર થયો, એનો અદાજ આવે છે આ વર્ષના કોમી વિસ્ફોટ પાછળના કારણો-પરિબળોની વધુ વિશદ ચર્ચા, સ્વાભાવિક રીતે જ આખુ પુસ્તક પ્રેસમા છપાઈ રહ્યુ હોય ત્યારે, આપવી મુશ્કેલ છે

જ્ઞાતિ અને કોમી બન્ને પ્રકારની હિસાની ઘટના જેવા અત્યત નાજુક વિષય પર લખવુ અત્યત દુષ્કર છે, હિસક બનાવો અને એની પાછળનાં કારણો-પરિબળો આધાર સાથે બતાવવા ક્યારેક તો અશક્ય છે ત્યારે વિશ્લેષકોએ અત્યત સાવચેત રહેવુ પડે છે. અખબારી હેવાલો અને કહેતાકહેતી,

પર આધાર રાખીને અમુક વિધાનો કે નિરીક્ષણો કરવા એમા જોખમ છે લેખકોએ કેટલાક વિધાનો કે નિરીક્ષણો એવાં રજૂ કર્યા છે, જેના આધાર બતાવ્યા નથી, કદાચ બતાવવા શક્ય ન હોય એવું બને

અનામત વિરોધી આંદોલનને કોમી હિંસામા પલટવામાં કોણે અને શા માટે ભાગ ભજવ્યો એ હજુ રહસ્યમય કોયડો છે એ વિશે લેખકો છે. "પોલીસ, આર્મી અને ઈન્ટેલિજન્સ તંત્રોને આશ્ચર્ય થયું નથી તેઓ માને છે કે કોમી હિંસાના બનાવો સ્વયસ્ફુરિત નહતા કોંગ્રેસ આઈના કેટલાક નેતાઓએ અનામત વિરોધી આંદોલનની હવા કાઢી નાંખવાના ઈરાદે એક આયોજિત વ્યૂહરચના તરીકે તે શરૂ કરાવેલા વિવિધ પાર્ટી જૂથો અને ગુજરાતની મુલાકાતે આવેલ ઈન્ટેલિજન્સ અધિકારીઓને આવી માહિતી આપવામા આવેલી" આવા નિરીક્ષણને શું કહીશું? આમ કહેવા પાછળના આધારો શું? પોલીસ, આર્મી અને ઈન્ટેલિજન્સ તંત્રોએ ક્યારે, કોને મોઢે કહ્યું કે "અમને આશ્ચર્ય થયું નથી" અસંતુષ્ટ કોંગ્રેસીઓએ અનામત વિરોધી આંદોલનને અવળે પાટે ચડાવવા કોમી હિંસા ભડકાવી છે, એવુ જે જે કહેતા હોય તેમના હવાલા ન આપવા જોઈએ? લેખકો-વિશ્લેષકો જ્યારે આવું લખે ત્યારે અપેક્ષા રહે કે તેઓ કશાકના આધારે લખે છે, એ સ્પષ્ટ બતાવવુ જોઈએ

એક બીજી ક્ષતિ, સરતચૂકથી જ રહી ગઈ હોય, તરફ ધ્યાન દોરું પુસ્તકમાં, મૃગેશ જયકૃષ્ણ વિદેશી હૂંડિયામણ લઈ જતા પકડાયેલા એવા ઉલ્લેખો છે (પાન ૪૫ અને ૫૧), ખરેખર એમના સાથીદારો (મિત્રો-એમને ત્યા કામ કરનારા) ચોરીછૂપીથી ભારતીય નાણું વિદેશ લઈ જતા પકડાયેલા અને તેમણે કબુલ્યું કે નાણા મૃગેશ જયકૃષ્ણના છે ખેર, પણ પાન ૪૫ પર રૂ ૪૬ ૬૩ લાખનો ઉલ્લેખ છે, જ્યારે પાન ૫૧ ઉપર રૂ ૪૭ ૬૩ કરોડ છપાયા છે જરા ચીવટભરી નજર ફરી હોત તો લાખના કરોડ ન થયા હોત અને આંકડા બદલાયા ન હોત!

આમ છતાં, આવા નાજુક વિષય પર તત્કાળ પુસ્તક લખી વાચકો સમક્ષ રજૂ કરવા બદલ બન્ને લેખકો અભિનંદનને પાત્ર છે રાજકીય સમાજશાસ્ત્ર અને રાજકીય સામાજિક હિંસા તેમ જ ગુજરાતના રાજકારણ સબંધી આપણે ત્યા ઉપલબ્ધ સાહિત્ય ઘણુ ઓછુ છે, તેમા આ પુસ્તક સારો ઉમેરો કરે છે, જે આવકાર્ય છે ગુજરાતના અગ્રણી સમાજવિજ્ઞાની (પ્રવીણ શેઠ) અને 'ઇન્ડિયા ટુડે' જેવા લબ્ધપ્રતિષ્ઠ સામયિકના ગુજરાતના પ્રતિનિધિ (રમેશ મેનન) જેવાની બૌદ્ધિક ભાગીદારી એ પણ એક નવીન પ્રયોગ ગણાય!



# દુષ્કાળ પર દુષ્કાળ

ડેરિલ ડી. મોન્ટે

[ દર સાલ લગભગ ૧૦ કરોડ લોકો દુષ્કાળ અને ભૂખમરાના શિકાર બને છે તેમ છતાં, સરકારને તેનું અસ્તિત્વ દેખાતું નથી! અને દેખાય છે તો તદ્દન તેનો કામચલાઉ ઉપાય શોધે છે લાંબાગાળાની યોજનાઓ વિચારતી નથી ગુજરાત સતત બીજા વરસે દુષ્કાળનો ભોગ બન્યું છે આવતા ચાર માસમાં પરિસ્થિતિ વિકટ બનવાની છે ત્યારે અત્યારથી તેનો ગંભીર વિચાર થાય તે માટે મુંબઈના સ્વતંત્ર પત્રકાર શ્રી ડેરિલ ડી મોન્ટેનો લેખ પ્રસ્તુત રાખ્યો છે ]

ગયે વરસે ઓરિસ્સા પ્રાંતની ફનસ પુંજી નામની એક મહિલાએ પોતાની ૧૩ વરસની નણંદને માત્ર રૂપિયા ચાલીસમાં એક આદમીને વેચી દીધાનાં સમાચાર બહાર આવ્યા હતા પોતાના ભૂખથી તરફડતા બાળકો માટે અનાજ ખરીદવા માટે બધેથી નકારો મળ્યા પછી લાચારીવશ તેને આમ કરવું પડ્યું હતું

ઓરિસ્સાનો કાલાહંડી નામનો જિલ્લો છેલ્લા વીસ વરસથી સતત દુષ્કાળનો ભોગ બનતો આવ્યો છે અને તેને કારણે આવી અનેક કમનસીબ ઘટનાઓ બનતી આવે છે અલબત્ત, ઉપરોક્ત ઘટનાનો અખબારોએ એવો પ્રચાર કર્યો કે ખુદ વડાપ્રધાન રાજીવ ગાંધીએ જાતે ત્યાં જવું પડ્યું આ પછી તો પૂછવું જ શું ? રાજ્ય સરકારે આ આદિવાસી વિસ્તારોની ઉપેક્ષા ઘટાડવાના કાર્યક્રમો હાથ ધર્યા!

છાપાં તો ઠીક પણ એ દિવસોમાં દૂરદર્શનની 'ન્યૂઝ લાઈન' શ્રેણીમાં ફનસ પુંજી, વનિતા અને આ બાલિકાના ખરીદનારની મુલાકાતો ચમકાવવામાં આવી! મુલાકાતકાર પત્રકારે જ્યારે રાજ્યના મુખ્યમંત્રીને આ ઘટના વિશે પૂછપરછ કરી તો મુખ્યમંત્રીશ્રીએ જવાબ વાળ્યો કે "ભૂખમરાના કોઈ સમાચાર અમને મળ્યા નથી આ નાહકનો શોરબકોર તો છાપાંઓએ મચાવ્યો છે"

આખા ય દેશમાં દૂરદર્શનના આ કાર્યક્રમની ભારે અસર થઈ અને ત્યારબાદ 'ભૂખમરાના કોઈ સમાચાર નથી' એવું કહેનારા મુખ્યમંત્રીએ ખુદ આ જિલ્લાના રાહત કામમાં લાગી જવું પડ્યું આ તો એક કિસ્સો બહાર આવ્યો પણ દરેક દુષ્કાળ વખતે હજારો લોકો મરવાને વાંકે જીવે છે તેમની કોઈને ય પડી હોતી નથી

ગયે વરસે વરસાદની ખેંચને લીધે દેશના નવ રાજ્યોમાં દુકાળ પડ્યો અને એનો ભોગ બનેલાઓની સંખ્યા નવ કરોડથી ઓછી નથી ઓરિસ્સા રાજ્યમાં, જ્યાં આદિવાસીઓની સંખ્યા ઘણી છે, ત્યાં છેલ્લા આઠ માસ દરમ્યાન દુષ્કાળને લીધે ઓછામાં ઓછા ૫૦૦ માણસોને મોતે ભરખી લીધાના હેવાલ છે વડાપ્રધાનની મુલાકાત પછી પણ કોરાપુટ જિલ્લામાં ૩૦ જણ મર્યાના સમાચાર છે

દેશમાં ઠેર ઠેર પીવાના પાણીની ખેંચ ઊભી થઈ ગામડાંઓમાં તો આમે ય પીવાના પાણીની ખેંચ હોય છે પરંતુ ગયે વરસે તો મોટા મોટા શહેરો પણ તેના શિકાર બન્યાં કદાચ આખા ય દેશમાં રાજકોટ શહેરને પાણીની ખેંચ સહુથી વધારે વરતાઈ ગુજરાતમાં અન્ય શહેરોમાં પાણીનો વેપાર શરુ થયો ઘણા પરિવારોએ પોતાની આવકનો અડધો ભાગ પીવાના પાણી પાછળ ખર્ચ્યાના દાખલા છે દૂધવાળાઓ દૂધને બદલે પાણીના વેપારમાં પડ્યાના પણ સમાચાર છે

મોટો સવાલ પશુધનને બચાવવાનો પણ છે લાખો ગ્રામીણ પરિવારોની જીવાદોરી પશુઓ પર નિર્ભર છે સમૃદ્ધ અને ઔદ્યોગિક રાજ્ય ગણાતા મહારાષ્ટ્રમાં પણ ગયે વરસે ૨૫,૦૦૦ જેટલાં પશુઓના મોત થયાં. સારામાં સારી ઓલાદના પશુઓ પાણીના મૂલે વેચાયાં વિધિની વક્રતા તો જુઓ કે એક બાજુ સારામાં સારા પશુઓ મરી રહ્યા હતા ત્યારે યુરોપિયન આર્થિક સમુદાયના દેશોની વધારાની બોજરૂપ ૨૦,૦૦૦ ગાયોને સરકારે વિમાનમાર્ગે ભારતમાં આણી!

૨૫ લાખનો ભોગ લેનાર, ઈ ૧૯૪૩ના બંગાળના દુષ્કાળ જેવી પરિસ્થિતિ સર્જાય નો જ સરકાર ચેતશે કે શું? એક બાજુ અન્નના અભાવે દુકાળમા હજારો લોકો મરવા પડયા હશે ત્યારે ભારત સરકાર પોતાના ૨ લાખ ૯૦ હજાર ટન અનાજની નિકાસ કરવાનુ વિચારી રહી છે આ અનાજને સંઘરવું કયા તે સમસ્યાને લીધે અનાજ અને ઘાસચારાની નિકાસ કરવાની દલીલ કરવામા આવે છે ગુજરાત સરકારની સંસ્થા 'ભારતીય ખાદ્ય નિગમ' પશુઓના આહાર માટે લગભગ ૧ લાખ ટન ઘઉં દક્ષિણ કોરિયાને વેચવાની વેતરણમા છે

ઘણી જગાએ જિલ્લાના અધિકારીઓ ભૂખમારાને રોકવાના નિષ્ઠાપૂર્વક પ્રયાસો કરે છે, પણ રાજકારણીઓની ઉદાસીનતાને લીધે તેમના પ્રયાસો કામયાબ નીવડતા નથી ઈ ૧૯૮૩મા દુષ્કાળગ્રસ્ત રાજ્યોએ રાહત કાર્ય માટે કેન્દ્ર સરકાર પાસે લગભગ ૨૩૦૦ કરોડ રૂપિયા માગ્યા જ્યારે કુલ મળીને તેમને મળ્યા ૨૭ કરોડ ૮૦ લાખ રૂપિયા! કેન્દ્ર સરકાર જો કે બચાવ કરી શકે કે આ વ્યાપક સંકટનો મુકાબલો કરવા તેની પાસે પર્યાપ્ત નાણા નથી પણ તે વખતે કેન્દ્ર સરકારે એ પણ સ્પષ્ટતા કરવી જોઈએ કે તે 'કામને બદલે અનાજ' કાર્યક્રમ શરૂ કરવામા કેમ લળા ગાવે છે? આ યોજના લાગુ થાય તો લોકોને કર્ષક ને કર્ષક કામ મળે છે અને મજૂરીના બદલે અનાજના ગોડાઉનોમા સડી રહેલુ અનાજ તેમના પેટ લગી પહોચે છે આમ તો મોટા ભાગના રાજ્યોમા વત્તે ઓછે અંશે આ યોજના ચાલે છે, પરંતુ ભ્રષ્ટાચારી લોકોને લીધે તેનો લાભ મજૂરી કરનારા સુધી પહોચતો નથી

મહારાષ્ટ્ર ઈ ૧૯૭૦ અને ૧૯૭૩ વચ્ચે ભયાનક દુષ્કાળમા સપડાયુ હતું ત્યારે ત્યા રોજગાર ગેરંટી યોજના હેઠળ શરૂ કરાઈ આ યોજના કામ કરી શકે તેવા દરેક સ્ત્રી-પુરુષને મજૂરીના બદલે ૬–૭ રૂપિયા રોકડા કે તેટલી કિંમતનું અનાજ આપવામા આવે છે. આ યોજનાને લીધે અસંખ્ય ગામોના દુષ્કાળમાં રાહતકામોનુ આયોજન એ રીતે થવુ જોઈએ કે જેથી તળાવ બનાવવા જેવા કાયમી નિર્માણનાં કામો થાય. પર્યાવરણવાદીઓ જો કે એ પ્રશ્ન વારંવાર પૂછે કે દુષ્કાળના રાહત કામોમા વનસંવર્ધનની યોજનાઓ કેમ હાથ ધરવામાં આવતી નથી! કાલાહંડીમા અગાઉ ભયંકર જંગલો હતા ૧૯૮૦–'૮૫ દરમિયાન ત્યાની રાજ્ય સરકારને આ જંગલની આવક રૂ ૭૨ કરોડથી પણ વધારે થઈ સરકારે વનસંવર્ધન માટે ફાળવેલા ૨ ૯૦ કરોડમાથી મોટા ભાગની રકમ તો વહીવટ પાછળ જ ખર્ચાઈ ગઈ દુષ્કાળમા કાલાહંડી વિસ્તારના અનેક નવજુવાનો કલકત્તા અને બીજા શહેરમાં રિક્ષા ચલાવવા કે હમાલી કરવા ચાલ્યા ગયા

જ્યા સુધી સરકાર સમસ્યાઓનો તાત્કાલિક અને લાંબાગાળાનો ઉકેલ નહી વિચારે તો સમસ્યાઓ દિવસે દિવસે વધતી જવાની વધારે ઉપજ આપે તેવા પાકો ઉગાડવા પાછળ સરકાર શક્તિ ખર્ચે છે પરંતુ આ બાબતમા ગંભીર પુનર્વિચારની જરૂર છે આને લીધે પાણીનો વ્યય વધારે થાય છે અને કેટલાક વિસ્તારોમાં પીવાના પાણીનો પણ સવાલ ઊભો થાય છે

મુંબઈની એક નાગરિક સંસ્થા જણાવે છે કે મહારાષ્ટ્રમા છેલ્લા દસ વરસોમા શેરડીના વાવેતરનું ક્ષેત્રફળ ૨૦૦ ટકા જેટલું વધી ગયું છે આને લીધે સાધારણ પાક કરતા દસ ગણુ પાણી આ શેરડી પાછળ જ વપરાય છે શેરડી ઉગાડનારા માલેતુજારોએ પોતાના કૂવાઓ વધારે ને વધારે ઊંડા કરી બખલખ નાણા કમાવા ભૂતળના પાણીને સાવ જ ઉલેચી નાખ્યુ છે આને લીધે જમીનના પાણીનુ સ્તર ઠેઠ તળિયે પહોચ્યુ છે દુષ્કાળના કપરા કાળમા આને લીધે પાણીની અછત વરતાય છે

દુષ્કાળગ્રસ્ત રાજ્યના કેટલાક કાર્યકરો 'રાષ્ટ્રીય દુષ્કાળ સંહિતા' ઘડવાની હિમાયત કરી રહ્યા છે આમ થાય તો દેશ પર ઝળુંબી રહેલા કાયમી દુષ્કાળના લાંબા ગાળાના તેમજ તત્કાલ ઉપાયો જડી શકે

(સપ્રેસ)

□

# લોકશાહીની પારાશીશી

## ન્યાયની આણ હજી પ્રવર્તે છે

ગાંધી સ્મારક નિધિ, ગાંધી શાંતિ પ્રતિષ્ઠાન, સર્વ સેવા સંઘ વગેરે સંસ્થાઓની તપાસ માટે સરકારે રચેલા કુદાલ પંચની કથા ભૂમિપુત્રમાં આ અગાઉ આપણે જોઈ ગયા છીએ. ૭ મહિના માટે સ્થાપેલા પંચ પાસે ભ્રષ્ટાચારનો કે ગાંધીજીના નામને બટ્ટો લગાડવાનો એકેય પ્રસંગ કે પુરાવો તો હતો નહીં. તેથી તેણે સૌ પ્રથમ આ સંસ્થાઓના હેવાલો ને હિસાબો મંગાવ્યા. સ્થાપનાથી માંડીને આજ સુધીના તેની સમિતિઓના ઠરાવો, હેવાલો, હિસાબોનું બારીકાઈથી નિરીક્ષણ કરી દૂધમાંથી પોરા કાઢવાનું શરૂ કર્યું. આ સંસ્થાઓ માટે જે કોઈને અસંતોષ હોય તેવાઓને ખોળાવી તેમના નિવેદનો મેળવી તેમાંથી છિદ્રો શોધવાનું શરૂ કર્યું. આ બધા માટે ૭ મહિના તો ટૂંકા પડે તેથી ૭-૭ મહિને મુદ્દતો વધારતા જઈ કામ ચાલુ રાખ્યું. એક-બે કરતા ૭-૭ હેવાલો રજૂ કર્યા પણ 'ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર' જેવી આ પ્રવૃત્તિ માટે સંસ્થાઓએ વાપરેલા નાણા કરતા વધુ ખર્ચ થયો! માથા કરતા પાઘડી મોટી થઈ. પરિણામે દેશના હિતેચ્છુઓ દ્વારા સરકાર ને કોંગ્રેસ ટીકાપાત્ર થયા.

વાત ચોખ્ખી હતી. કટોકટી વખતે જયપ્રકાશ નારાયણના નેજા હેઠળ જે જે સંસ્થાઓએ સરકારની મિનનોકશાહી દમનનો વિરોધ કર્યો હતો તે સંસ્થાઓને હેરાન કરવાની, તેમનાં સેવાકાર્યોમાં વિઘ્ન નાખવાની, તેમને ખોટા ખર્ચમાં ઉતારી દેવાની આ પેરવીનો આચાર્ય કૃપલાણીએ પહેલેથી વિરોધ કર્યો હતો. પરંતુ 'આપણે ચોખ્ખા છીએ પછી છો ને તરનપાસ થાય, આપણે તો શુદ્ધ થઈને જ તેમાંથી બહાર નીકળવાના છીએ ને!'—આવી ભાવનાથી આ સંસ્થાઓએ સાથ સહકાર આપ્યો. પણ કુદાલ પંચના પ્રશ્નો-પરિપ્રશ્નોની લંગાર લાગી ગઈ. તેના જવાબો આપવા, માહિતી પહોંચાડવા ખાસ માણસો રોકવા પડ્યા, બજેટમાં મોટી રકમની જોગવાઈ કરવી પડી અને છતાં તેના તંતનો અંત ન આવ્યો ત્યારે સર્વ સેવા સંઘે અને તેની સાથે સંકળાયેલી સંસ્થાઓએ કુદાલ પંચનો બહિષ્કાર કરવાનો નિર્ણય કર્યો.

ગુજરાત સર્વોદય મંડળને કુદાલ પંચની નોટિસ મળી. તેમાં મંડળની સ્થાપનાથી માંડીને આજ સુધીના વર્ષવાર હેવાલો, હિસાબો, ટ્રસ્ટી મંડળો, હોદ્દેદારો, કારોબારીના સભ્યો, ઠરાવો—બધાની નોંધ વિગતો માગવામાં આવી. એક-બે કારકુનોને ખાસ રોકી આ બધી માહિતી તૈયાર કરાવીને મોકલવાનું મંડળનું ગજું જ નહીં. દિલ્હીના ધક્કા ખાવા અને લખાપટ્ટીમાં ઊતરવાનુંયે ગજું નહીં. તેથી મંડળે મૌન જ સેવ્યું. કુદાલ પંચે તેના ક્રમમાં નોટિસો મોકલ્યા કરી. એકનો જવાબ ન મળ્યો એટલે બીજી, એમ કરતાં કરતાં છેવટે પંચને સહકાર ન આપવા માટે મંડળના પ્રમુખની ધરપકડ કરીને દિલ્હી લઈ આવવાનું વોરંટ આવી પડ્યું. હા, કુદાલ પંચે જામીન પર છૂટી શકાય તેવું વોરંટ કાઢ્યું હતું. મંડળના પ્રમુખ જો પંચે મંગાવેલ બધી વિગતો સાથે પંચ જ્યારે જ્યારે દિલ્હી બોલાવે ત્યારે હાજર રહેવાની બાંહેધરી આપે અને તે બદલ રૂપિયા ૫૦૦ ભરી જામીનખત આપે, તો તેમની ધરપકડ ન કરવી તેટલો દયાભાવ પંચે રાખ્યો હતો. અમદાવાદની કોર્ટે આ વોરંટ મંડળની કચેરી પર બજાવ્યું.

કુદાલ પંચે આ વોરંટ કાઢ્યું હતું, મંડળના માજી પ્રમુખ હરવિલાસબહેનના નામે. મંડળના મંત્રીએ કહ્યું કે વર્તમાન પ્રમુખ જગદીશભાઈ શાહ છે અને તેઓ વડોદરા રહે છે, તેથી તે વોરંટનો કોઈ અર્થ ન રહ્યો. અને પછી નોટિસ આવી વડોદરા. અમે તો બહિષ્કાર જ કર્યો હતો. તેથી ટપાલમાં આવેલો રજીસ્ટર્ડ પત્ર ન સ્વીકારતા પાછો કાઢ્યો અને વોરંટની વાત જોવા માંડી.

તા. ૧૫મી સપ્ટેમ્બરે ગુજરાત સર્વોદય મંડળની કારોબારી સમિતિમાં આ બાબતની ચર્ચા નીકળી. દિલ્લીથી ગાંધી સ્મારક નિધિના મંત્રીનો પત્ર પણ આવી ગયો હતો કે, '૨૪મી સપ્ટેમ્બરે હાજર થવા મંડળના પ્રમુખ જગદીશભાઈ શાહની ગિરફતારી માટેનું બેલેબલ વોરંટ વડોદરાની કોર્ટને બજાવવા માટે નીકળી ચૂક્યું છે' ચર્ચા-વિચારણાને અંતે ગુજરાતની હાઈકોર્ટના વડા ન્યાયમૂર્તિને સાદો પત્ર લખી દાદ માગવાનું ઠરાવ્યું

ઠરાવમા મહત્ત્વના મુદ્દા આ પ્રમાણે હતા

(૧) ગુજરાત સર્વોદય મંડળ એક બિનરાજકીય, બિન સાંપ્રદાયિક, સેવાકાર્ય કરનારી સંસ્થા છે.

(૨) મંડળે સ્થાપનાથી માંડીને આજ સુધીમા ક્યારેય સરકારી કે વિદેશી સંસ્થાની મદદ લીધી નથી.

(૩) મંડળ પોતાની પ્રવૃત્તિ માટે જાહેર જનતા પાસેથી મદદ મેળવે છે અને પોતે જાહેર ટ્રસ્ટ તરીકે નોંધાયેલ હોઈ દર વર્ષે નિયમિત રીતે ગુજરાત સરકારના ચેરિટી કમિશ્નર સમક્ષ ઑડિટેડ હિસાબો રજૂ કરે છે ઑડિટર તરફથી કદી વાંધાજનક નોંધ આવી નથી

(૪) કુદાલ પંચને મંડળના હિસાબો મેળવવા હોય તો ગુજરાત સરકાર દ્વારા ચેરિટી કમિશ્નર મારફત તે મેળવી શકે છે બાકી મંડળ પાસે કુદાલ પંચને માહિતી આપવા માટે માણસ રોકવાનું કે વારંવાર દિલ્હી જવાબો આપવા જવા ભાડું ખર્ચવાનું કોઈ ફંડ નથી

(૫) વળી, કુદાલ પંચ પોતાના પ્રતિનિધિને મોકલશે તો મંડળનું દફતર તેમને માટે ખુલ્લું જ છે

(૬) આમ છતાં કુદાલ પંચ ધરપકડ વોરંટ કાઢે તો લોકશાહી દેશના નાગરિકની ખોટી રીતની હેરાનગતિ થાય છે તેવું અમને લાગે છે અને તેમાંથી રક્ષણ મેળવવા મંડળની કારોબારી ગુજરાતની વડી અદાલતના ન્યાયમૂર્તિ પાસે દાદ માગે છે

આ ઠરાવની નકલની સાથે હરવિલાસબહેનના નામે નીકળેલા વોરંટની ઝેરોક્ષ નકલ પણ હાઈકોર્ટને મોકલી તેની નકલ વડોદરાની કોર્ટના વડા ન્યાયમૂર્તિને અને કુદાલ પંચનેય મોકલી

૧૫મીનો ઠરાવ ૧૭મીએ અમે સાદી ટપાલથી હાઈકોર્ટને મોકલ્યો છતાં સરકારી ખાતામાં ઝડપી પગલાં લેવાય તેવી તો આશા જ ન હોય ૨૪મી અગાઉ વોરંટની વાત અમે જોયા કરી, પણ કોણ જાણે શું થયું કે વોરંટ ન આવ્યું દિલ્હીથી નીકળી ચૂકેલું વોરંટ વચ્ચે ક્યાંક અટક્યું.

અને થોડા દિવસ પછી અમને ગુજરાત હાઈકોર્ટમા કામ કરતા ગુજરાત રાજ્ય કાનૂની સહાય અને સલાહકાર બોર્ડના સદસ્ય સચિવનો પત્ર મળ્યો વડા ન્યાયમૂર્તિએ અમારો પત્ર આ બોર્ડને સોંપ્યો. બોર્ડ કુદાલ પંચ પાસે વિગત માગી જેથી કાનૂની સહાય આપવા નિર્ણય લઈ શકે આ પત્રની નકલ અમને મોકલી અને રૂબરૂ મળી જવા સૂચવ્યું તે મુજબ તા ૬ઠ્ઠી નવેમ્બરે હું કાનૂની સહાય અને સલાહ બોર્ડની કચેરીમાં જઈ આવ્યો ખૂબ જ સહાનુભૂતિવાળા માણસો છે તેમણે કુદાલ પંચ તરફથી આવેલો જવાબ મને વંચાવ્યો ગુજરાત સર્વોદય મંડળના વર્તમાન પ્રમુખની ધરપકડનું વોરંટ પાછું ખેંચ્યાનું અને હવે ફરી તેવું વોરંટ નહીં કાઢવામાં આવે તેવું લખાણ તે હતું. બોર્ડના અધિકારીઓએ કહ્યું કે, 'ફરી ક્યારેય પણ તમારા મંડળમા અમારી જરૂર પડે તો નિસંકોચ આવજો.'

ચાલો, છૂટયા! અદાલત મુક્તિ-પોલીસ મુક્તિનો પ્રચાર કરનારાઓને ફરી અદાલતમાં જવાની નોબત ન આવે તે જ મહેચ્છા.

ઈંદિરા ગાંધીના રાજમા સ્થાપેલા દુહાલ પંચની જવાબદારી રાજ્ય ગાંધી હજી લ નાખી રહ્યા છે પણ ગુજરાતની હાઈકોર્ટ જેમ દેશભરની હાઈકોર્ટ સાચુ સરક્ષણ પૂરુ પાડે તો હજી આ દેશમા ગાંધીજીનુ તપ અને ન્યાયની આણે પ્રવર્તે છે તેવો એહસાસ પ્રવર્તી શકે

જગદીશ શાહ

*

## સ્થાનિક સ્વરાજક્ષેત્રે નાગરિકઅભિક્રમ

આજરોજ અમદાવાદ મ્યુનિ કોર્પોરેશનની ચૂટણીઓ જાહેર થઈ છે છેલ્લા એકાદ મહિનાથી અમે મ્યુનિ કોર્પોરેશનની અને પચાયતી ચૂટણીઓ અગે સ્થાનિક સ્વરાજ ક્ષેત્રે સકળાયલા જુદા જુદા અગ્રણીઓ સાથે અલગ અલગ રીતે ચર્ચાઓ કરી છે લોકશાહી વ્યવસ્થાને વધારે સક્ષમ બનાવવા અને પ્રજાકીય વિકાસના સીધા કામોને પક્ષાપક્ષીની અસર ન થાય તે માટે સ્થાનિક ધોરણે નાગરિક સમિતિઓ રચાય અને સમાજનું હિત હૈયે ધરાવનારા અભ્યાસી અને પ્રામાણિક નિષ્પક્ષ લોકો આ સમિતિઓ દ્વારા આ સસ્થાઓમાં આવે તેવો આ સૌનો એકદર મત હતો.

મ્યુનિ કોર્પોરેશનમા પણ આ જ રીતે જો ચૂંટણીઓ લડાય તો તે લોકશાહી વ્યવસ્થાને લાભ કરનારુ થશે છેલ્લા વરસોમાં આપણે અમદાવાદ શહેરમા જોયું છે કે પક્ષીય હિતો આગળ પ્રજાકીય વિકાસના કામો ગૌણ બન્યા છે અને એને લીધે પ્રજાને પારાવાર મુશ્કેલીઓમાથી પસાર થવુ પડ્યુ છે તાજેતરમા જ અમદાવાદ શહેર પાણીની તગી અનુભવી રહ્યુ છે તે વખતે જો નાગરિક વહીવટ હોય અને પક્ષીય હિતો આડે ન આવે તો આ વિકટ સમસ્યામાથી હેમખેમ પાર ઉતરી શકાય લોકશાહીમા પક્ષો અનિવાર્ય છે તે અમે સ્વીકારીએ છીએ, પણ જ્યા શુદ્ધ વિકાસનાં પ્રજાકીય કામો કરવાના હોય તેવી સ્થાનિક સ્વરાજની સસ્થાઓમા નાગરિકો પોતે ભાગ લેતા થાય તેવો પ્રયાસ પક્ષોએ પોતે કરવો જોઈએ એમ અમને લાગે છે

આ માટે અમદાવાદ શહેરના વેપારી મડળો વકીલ મંડળો, દાક્તરી મડળો, સેવાભાવી કલબો, મજૂર મડળો, દલિત સસ્થાઓ, મહિલા સસ્થાઓ, યુવક સસ્થાઓ અને શહેરના પ્રતિષ્ઠિત અગ્રણીઓ સાથે મળી જો તત્ર ગોઠવે તો આગામી મ્યુનિની ચૂટણીઓમા અમદાવાદને એક નવી દિશા ચીધવાનુ શ્રેય મળશે. અમારી આ સૌ મડળને વિનતી છે કે તેઓ આ એક પ્રયોગ સારુ આગળ આવે પક્ષોને પણ અમારી વિનતી છે કે અમદાવાદ શહેર ઉપરાત જ્યા જ્યા સ્થાનિક સ્વરાજની સસ્થાઓની ચૂટણીમા આપ્રયોગની શકયતા છે ત્યા તેઓ પણ તેમા સહકાર આપે કોઈપણ પક્ષ વિરુદ્ધની અમારી આ હિલચાલ નથી કે લોકસ્વરાજ મચ પોતે પણ કયાય ઉમેદવારી કરવાનો નથી, પરતુ આજે આ સસ્થાઓનુ જે ધોવાણ થયું છે તેમાથી ઉગરવાનો આ રસ્તો અમને સૂઝે છે અમે આ દિશામાં આગળ વધવા લાગતા વળગતા સૌને મળીને અમારુ દષ્ટિબિંદુ સમજાવીશું આશા છે કે સૌ નાગરિકો, સસ્થાઓ, અને પક્ષો આ દિશામા ગભીરતાથી વિચાર કરશે

બાબુભાઈ જશભાઈ પટેલ
મનુભાઈ પંચોળી

□

# પત્રમ્ પુષ્પમ્

[ભારતમા વિટામિન 'એ'ની ઊણપને કારણે વર્ષે દહાડે ૩૦,૦૦૦ બાળકો નેત્રજ્યોતિ ગુમાવી બેસે છે; એ રહસ્યોદ્‌ઘાટનના સંદર્ભમા ડૉ. કાન્તિભાઈ શાહે વિટામિન 'એ' વિષે અત્યંત ઉપયોગી માહિતી મોકલી આપી છે, તે આભાર સાથે સાદર
— સંપાદક]

ગુરુવાર
ગાંધીજયંતિ

સ્નેહી ભાઈ દિનેશભાઈ,

વિટામિન 'એ' ચરબીમા જ ઓગળે છે તેથી દૂધ, માખણ, ઘી ઈંડા (પીળો ભાગ) વગેરેમા ઠીક પ્રમાણમા હોય છે, છતા એ પ્રમાણ એટલુ ઓછુ હોય છે (દૂધમા), કે મને ને તમને પણ માખણ વગેરેમાથી આપણી જરૂરિયાત મેળવવાનુ મોઘુ પડી જાય રોજનુ સો ગ્રામ માખણ ખાવુ પડે!।

ભેસના ઘી કરતાં ગાયના ઘીમાં થોડું વધારે હોય છે

આ સંજોગોમા આપણા ગરીબ બાળકો માટે લીલી ભાજીમાંથી (પાંદડાંવાળી) મળતું 'કૅરોટિન' નામનું તત્ત્વ મળતુ અને સહેલુ પડે આ 'કૅરોટિન' શરીરમા ગયા પછી વિટામિન 'એ' બને છે, તેથી, આપણે જેટલુ વિટામિન 'એ' જોઈતુ હોય, તેનાથી દોઢગણું 'કૅરોટિન આવી ભાજીઓમાથી મેળવી લઈએ તો આપણી જરૂરિયાત સતોષાય

તદ્દન નવજાત શિશુ અને ધાવણા બાળકોને આવી ભાજી ન અપાય, જો બાળકો ધાવતા હોય, તો માને અપાય, બાકી બજારમા મળતુ Synthetic અથવા માછલીના તેલમાથી અર્ક કાઢીને બનાવેલાં ટીપા આપી શકાય અત્યારે બજારમાં આવાં ટીપા કઈ કઈ કપનીમા મળે છે, ને તેની શી કિંમત હોય છે, તે હું જાણતો નથી, તેથી હુ તો આપણા રોજીદા ખોરાકની વાત કરીશ

પાકી કેરીમા, પાકા પપૈયામા, કોથમીરમા, મેથીની ભાજીમા 'કૅરોટિન' ઘણુ હોય છે 'કૅરોટિન' નામ Canots (ગાજર) પરથી પડ્યુ છે પણ ગાજરમાં જેટલુ કૅરોટિન હોય છે તેના કરતા મેથીની ભાજીમા વધારે હોય છે ત્રણ વરસથી બાર વરસના બાળકો માટે નિષ્ણાતો બારસોથી ચોવીસસો ઇન્ટરનૅશનલ યુનિટ્સની જરૂરિયાત સ્વીકારે છે ઉપર ગણાવેલી ભાજીઓના સો ગ્રામમાં વિટામિન 'એ'નુ પ્રમાણ નીચે મુજબ હોય છે.

| | | |
|---|---|---|
| ગાજર | ૧૦૦ ગ્રામમા | ૧૮૯૦ ઈં યુ |
| મેથી | ૧૦૦ ગ્રામમા | ૨૨૪૦ ,, |
| કોથમીર | ૧૦૦ ગ્રામમા | ૬૯૧૮ ,, |
| મીઠા લીમડા | ૧૦૦ ગ્રામમા | ૭૫૬૦ ,, |
| અળવીના લીલાં પાન | ૧૦૦ ગ્રામમા | ૧૦૨૭૮ ,, |

પણ આજે તો કોથમીર પણ કેટલી મોઘી હોય છે! ઘર આગળ આવતી શાકની લારીમાં દોઢ રૂપિયે સો ગ્રામ મળે છે! એક વ્યક્તિ પચાસ ગ્રામ (ચટણી બનાવીને) ખાઈ જાય તો એની દૈનિક જરૂરિયાત પૂરી પડે અને બાર આના ખર્ચ થાય

આ બધી દૃષ્ટિએ હું માનું છું કે ભારતના સામાન્ય નાગરિકને તથા એના કુટુંબીજનોને મીઠો લીમડો સૌથી સસ્તો પડે જેને ઘર આગળ થોડી પણ જમીન હોય તે ચોમાસામાં મેથી વાવીને વાપરે.

દુર્ભાગ્યે આપણે એવા બેવકૂફ છીએ કે મીઠા લીમડાના પાન ખાવાને બદલે બહાર કાઢી નાખીએ છીએ આપણું જોઈ આપણાં બાળકો પણ એવું શીખે છે એટલે અત્યારે આપણે જાતે નવી ટેવ પાડી, બાળકોને પણ એ શીખવવું જોઈએ અત્યારની સુશિક્ષિત બહેનો જાતજાતની વાનગી બનાવે છે તમારા પત્ની પણ મીઠો લીમડો, કોથમીર, આદુ, ફુદીનો વગેરેની ગળી ચટણી બનાવી શકે

તમારે ને મારે તો અળવીના પાતરા જેવી એકે વાનગી નહિ બાફેલા ખાઈએ, કે તળેલા ખાઈએ, પાતરા જેવી સ્વાદિષ્ટ એકે વાનગી નહિ અને એમાંથી જ આપણી દૈનિક જરૂરિયાત મેળવી શકીએ. નિસર્ગોપચારકો તો લગભગ અજ્ઞ છે રાંધવાથી વિટામિન 'એ' નાશ પામતું નથી માનો કે દસેક ટકા નાશ પામે તો પણ આપણને પાનમાંથી ભરપૂર મળી રહે તળવાથી પણ પાતરામાંનું વિટામિન નાશ પામતું નથી હા, તેનમાંથી પામે, પણ તેલમાં તો છે જ નહિ ઘીમાં જ તેની તળીએ તો ઘીમાં રહેલું વિટામિન 'એ' નાશ પામે, પણ જલેબીમાં જે કંઈ હોય તે નાશ પામતું નથી

ચિ કાન્તિભાઈના સ્નેહસ્મરણ



(૧) વાળની માવજત, (૨) વૃદ્ધાવસ્થાની વાતો (૩) જઠરાગ્નિ ૪) હાઈબ્લડ પ્રેશર (૫) એસિડિટી (૬) માંદાનો ખોરાક (૭) નિસર્ગોપચાર (૮) ચામડીના રોગો (૯) સૌંદર્ય-સાધના (૧૦) મોંના રોગો (૧૧) કબજિયાત (૧૨) એઈડ્સ .
સર્વના લે વૈદ્ય નવીનભાઈ ઓઝા પ્રકા૦ જન આરોગ્ય પ્રકાશન, પાનકરવાડો, દાંડિયા બજાર, વડોદરા–૩૯૦૦૦૧ દરેક લઘુપુસ્તિકાની કિંમત રૂ ૩–૦૦

લોહીનું ઊંચું દબાણ (આરોગ્ય) લે શિવપ્રસાદ ત્રિવેદી, પ્રકા૦ નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪, કિં રૂ ૬–૦૦

સ્ટ્રેસ - (આરોગ્ય) . લેખક, પ્રકા૦ ઉપર મુજબ, કિં ૬–૦૦

## ધર્મ-અધ્યાત્મ અને બુદ્ધિવાદ : વિભાવના*

### ૧

( ) જે. કે જણાવે છે - આ વિશ્વમાં મનુષ્ય કેન્દ્રસ્થાને છે માનવી પોતાના ભવિષ્યનો નિર્માતા પોતે જ છે, તે કોઈ અલૌકિક બળોના હાથનું રમકડું નથી

જો કે નો આ દાવો માનવીને પુરુષાર્થ માટે પ્રોત્સાહિત કરવા પૂરતો આવકાર્ય છે, પરંતુ જો એ તેના અહંકેન્દ્રી ખુમારીમાં એમ માનતો થઈ ગયો કે આખા બ્રહ્માંડના બધા તત્ત્વો અને બળોમાં એ સૌથી ઉપરવટ છે, અને યેનકેન પ્રકારે સમસ્ત પ્રકૃતિ ઉપર વિજય મેળવીને એણે સૌના કર્તાહર્તા બનવાનું છે, તો તેવા તરંગોમાં રાચનારાના ખોળામાં બ્રહ્માંડ આવી પડવાનું નથી તેને બદલે — અરે, બીજા કશા ખાતર નહીં, 'હું પૂર્ણ માનવ થાઉં તો ઘણું' એવા પૂર્ણ માનવતાના ધ્યેય માટે પ તેણે અતિ નમ્રપણે બ્રહ્માંડીય ચૈતન્ય ( Cosmic consciousness ) સાથે તાલ મેળવતા શીખવું પડશે. તે માટે તેણે તેની પોતાની અજ્ઞાત વા સુષુપ્ત તમામ ક્ષમતાઓ ખીલવવી પડશે-બલ્કે, શારીરિક, બૌદ્ધિક ઉપરાંત માનસિક, અતિમાનસિક, એટલે કે ચૈતસિક વિશિષ્ટ માધ્યમોની સાધના પાછળ લાગી જવું પડશે. વાસ્તવમાં, સદ્‌ભાગ્યે છેલ્લા થોડાક દાયકાઓ દરમ્યાન, ફિઝિક્સ-નેચરલ સાયન્સ, કેમિસ્ટ્રી, બાયોલોજી-લાઈફ સાયન્સના ક્ષેત્રે નવો ઊઘાડ થયો છે ચંદ્ર સુધીના ઉડ્ડયનો કરી આવનારા સાહસિક વિજ્ઞાનીઓ પણ અનંત બ્રહ્માંડના દર્શન-સ્પર્શ માત્રથી અત્યંત અભિભૂત થયા છે અને વધુ નમ્ર બન્યા છે

રીલેટિવિટી અને ક્વોન્ટમ સિદ્ધાંતે ભારતીય ઋષિમુનિઓ અને તત્ત્વચિંતકોના 'અદ્વૈત' સિદ્ધાંત પર મેખ મારી આપી જડ પદાર્થ માત્રના કણમાં રહેલા અને સજીવ ક્ષેત્રે 'કોષ'માં રહેલાં અદ્‌ભુત રહસ્યો પ્રકાશમાં આવ્યા છે ઉપરાંત, મનોવિજ્ઞાનના ક્ષેત્રેય ચેતનાના અનેક સ્તરોનું સંશોધન થયું છે ખુદ માનસ વિજ્ઞાનીઓના મતે ય આજનો સર્વસાધારણ મનુષ્ય તેની માનસિક શક્તિઓનો માંડ વીસ ટકા ઉપયોગ કરતો હોય છે. 'અતીન્દ્રિયસ' સ્તરની અગાધ સૃષ્ટિને હજી તે ભાગ્યે જ સ્પર્શી શક્યો છે અલબત્ત, હવે મનોવિજ્ઞાનીઓ તથા તજ્ઞો પરામનોવિજ્ઞાન ( પેરા સાઈકોલોજી ), સંમોહન ( હિપ્નોટિઝમ ) તથા ટેલિપથી જેવી શક્તિઓનો મહદંશે સ્વીકાર કરતા થયા છે એક દરે, માનવીય ચેતના અને અવચેતનાના અનેક સ્તરોમાં અવગાહન થયું છે આમ છતાં, મનુષ્યને માત્ર શારીરિક-બૌદ્ધિક મર્યાદાઓમાં પૂરી રાખવાનો બૌદ્ધિકો( રેશનાલિસ્ટો )નો પ્રયાસ, જેનું તેઓ બહુમાન કરવા માગે છે તે માનવને જ વામણો અને પંગુ બનાવીને તેનું અવમાન-અપમાન કરી રહ્યા છે

(૨) જે કે.ના મતે, પ્રારંભિક માનવી પરલોકવાદની ભ્રમજાળથી મુક્ત હતો, પ્રકૃતિ કે પરિવેશના પડકારોને પહોંચી વળવા માટે તેની પાસે બુદ્ધિ એક માત્ર સાધન હતું ××× મનુષ્ય પાસે સાધનો સીમિત-મર્યાદિત હોઈને તેને રહસ્ય... દવાદનો સહારો લેવો પડ્યો હતો

સેક્યુલરિઝમ • વિભાવના અને આધારો"-જયંતિ કે. પટેલ

---

* 'વિશ્વમાનવ'-ઓક્ટ (જે. કે )નો લેખ

જો કે નું આ વિધાન સાવ એકાંગી અને ગેરસમજભર્યું છે આ વાત સમજવા આદિમ માનવના જીવન-વિકાસ તરફ ઊંડી નજર નાખી લેવી જરૂરી છે ૨૦ લાખ વર્ષ પૂર્વેના આદિમ મનુષ્ય (પેલિઍનથ્રોપીઅન)ને જન્મજાત 'બુદ્ધિ' (ઈન્ટેલિજન્સ) ઉપરાંત 'કલ્પના' (ઈમેજિનેશન) એમ બેઉ શક્તિઓ પ્રાપ્ત હતી શિકાર અને ફળસંગ્રહના લાખો વરસના ગાળા દરમ્યાન તેનો વિકાસ નોંધપાત્ર હતો જો કે, આગળ વધતાં પહેલાં એક ખુલાસો કરી લેવો જરૂરી છે

ઘણાને મતે, આદિમયુગનો મનુષ્ય તેની આસપાસના વિરાટ વિશ્વને સમજી ન શકવાને કારણે નદીના પૂર ધનઘોર વાદળા, ધોધમાર વરસાદ અન્ય કુદરતી પ્રકોપો મ કરો તથા હિંસક પશુઓથી ભયભીત બનીને તે દુર્ઘટનાઓથી બચી જવા, તેમને દેવદેવીઓ તરીકે પૂજતો થયો હતો બલ્કે, ધર્મના મૂળમા ભય કારણભૂત છે પરંતુ, આ ધારણા વા માન્યતા અંશતઃ સત્ય છે, મહદ્ અંશે અસત્ય છે ઇતિહાસના અગ્રગન ઊંડા અભ્યાસીઓ (દાંત મિર્ચા ઇલિયાડ જેવા) અનેક આદિવાસી પ્રજાઓના અવશેષો તથા આજે ય કેટલાક પ્રદેશોમાં આદિમ લક્ષણો ધરાવતી પ્રજાના ગાઢ સંપર્કમાં આવીને, જણાવે છે તે મુજબ, આદિમ મનુષ્યને જીવનમાં અતિ ઉપકારક લાગતાં પદાર્થો-વૃક્ષો-ફળો, નદી-માછલી, સૂર્ય-ચંદ્ર-તારા અને અફાટ આકાશ વગેરે આશ્ચર્યચકિત કરી મૂકતા હતા એ બધા અંગેનું તેનું કુતૂહલ તેને તે તમામ પદાર્થો સાથેનું તાદાત્મ્ય અનુભવવા પ્રેરતું હતું.

સવારથી રાત સુધીની તેની તમામ પ્રવૃત્તિઓમાં આ બધું અનુભવાતું હતું ભરણ-પોષણ માટે જેના પર તે નિર્ભર હતો, તે ફળફળાદિ તથા શિકાર માટેના પથ્થરો, ધારદાર પથ્થરી તીર જેવાં સાધનો અને જેમનો તે શિકાર કરતો હતો તે પશુઓનું લોહી પોતાના જેવું લોહી દેખાતા કશુંક 'પવિત્ર' (સેક્રેડ) હોવાની લાગણી અનુભવતો હતો આમાંથી 'યજ્ઞ' ('બલિ' આપવાની) ભાવના શરૂ થઈ તેમાં મોટે ભાગે પશુથી માંડી ફળ અને અનાજનો બલિ હોમાતો હતો ઉપર જણાવેલી રહસ્યમય લાગણીને કારણે એટલી હદે બંધુતા (કિનશીપ) બંધાઈ હતી કે યજ્ઞ-બલિ તરીકે પશુને સ્થાને મનુષ્યની પણ અદલાબદલી થતી હતી! (આજે પણ આ ભાવના ભૂમધ્યીય પરંપરામાં ટકી રહી છે.)

એક દરે, સમગ્ર સૃષ્ટિના વ્યાપારોથી અભિભૂત થયેલા મનુષ્ય માટે પ્રક્ષેપક હથિયારો, પેટ ભરવાનાં સાધનો લૌકિક મટીને ચમત્કારિક બની રહેતાં, તેમાથી તેની અદ્ભુત માન્યતાઓનો અને કલ્પનાઓનો અપૂર્વ વિકાસ થયો આકાશ સવિશેષ ચમત્કારિક લાગ્યું ત્યાં અન્ય યોનિઓ-દેવો વસતા હોવાની ભાવના જાગી આ જ સમયખંડમાં ખેતીનો વિકાસ થયો સમાજનો પાયો રચાયો આમ થતાં, મનુષ્યની અનુભૂતિઓ—સ્વપ્ન, તરંગ (ફેન્ટસી), આંતરદર્શન (વિઝન), કપોલ-કથા (ફેબ્યુલેશન), કલ્પનો (મિથ્સ) રૂપે, અને તેમાંથી દંતકથાઓ, લોકકથાઓ તથા પુરાણકથાઓ રૂપે — વિસ્તરી હતી. આ બધું તેની દૈનંદિન પ્રવૃત્તિઓ તથા ઉત્સવો, નૃત્ય, હાવભાવ, વાણી, ગીતમાં પ્રગટ થતું રહ્યું હતું

* આ સમગ્ર જ્ઞાત-અજ્ઞાત-રહસ્યમયતા અને વ્યવહારોને ધર્મ સંજ્ઞા અપાઈ હતી. આવા આ અતિ આદિમ સમાજમાં જાદુગર, પુરોહિત અને વૈદ્ય ત્રણે દરજ્જો ધરાવનારો 'શમન' હતો, અને તેની શક્તિ અપાર ચમત્કારિક મનાતી હતી

માનવીના આવા ભવ્ય વિકાસની સમગ્રતાના પ્રતીકરૂપ ધર્મને અંધશ્રદ્ધા અને દૂષિત પરિબળ કહેવામાં અને તેના રહસ્યવાદનો તિરસ્કાર વા તેની ઉપેક્ષા કરવામાં આજના બૌદ્ધિકનો આધણો પૂર્વગ્રહ જવાબદાર છે

હવે, આપણે ભારતીય બંધારણ અને વૈદિક (હિંદુ) ધર્મ અંગેના જે. કેના મુદ્દાઓ વધુ વિગતે તપાસીએ

(૧) જે કે જણાવે છે કે ભારતના બંધારણમાં એક બાજુ 'સેક્યુલર' હોવાનો દાવો છે, તો બીજી બાજુ તે દરેક ધર્મનો સ્વીકાર કરે છે, વળી તેમાં (બંધારણમાં) દરેક પંથ પ્રત્યે સહિષ્ણુતા છે, (એટલે કે) સરકાર કોઈ સંપ્રદાય પ્રત્યે (ભલે) વિશેષ ભાવ ધરાવતી નથી, (પરંતુ) સાંપ્રદાયિક બાબતોમાં દરમ્યાનગીરી નહિ કરવાની બાંહેધરી આપે છે આમ, ગન્ય સંપ્રદાયોથી ઉપર ઊઠતું નથી, બહાર નીકળતું નથી, તેથી તે 'સેક્યુલર' મટી જાય છે

મારે મને અથી ઊલટું જ છે ઉપર જણાવી તે બધી બંધારણીય બાંહેધરીઓ ભારતના સેક્યુલર દાવાને સંપૂર્ણ રીતે સુસંગત છે, તેને પુષ્ટિ આપનારી છે કેમ કે, જગતમાં ધર્મોની હયાતી છે — મોટાભાગની માનવજાત એક યા બીજા ધર્મમાં માનનારી છે, અને હિંદુસ્તાનની પ્રજામાં વિવિધ ધર્મોમાં માનનારા વિશાળ પ્રજાસમૂહો છે તેવી તેના બંધારણમાં આ હકીકત પ્રત્યે આંખો બંધ રાખવાનું શક્ય નથી યોગ્ય પણ નથી બલ્કે, બાંહેધરીઓ દ્વારા તમામ ધર્મની પ્રજાઓને સંરક્ષણ આપનારું ભારતીય બંધારણ વ્યવહાર અને સિદ્ધાંત બંને દૃષ્ટિએ, સાચું સેક્યુલર અને લોકશાહી છે

અહીં એનો ય ઉલ્લેખ કરી લઉં કે જગતના સુવિખ્યાત વિજ્ઞાનીઓ — આઈન્સ્ટાઈન સી વી રામન, રામાનુજ, જગદીશચંદ્ર, પી સી રાય આદિ સૌ 'કોઈક પરમતત્ત્વ'ની શ્રદ્ધા ધરાવનારા આસ્તિકો-ધાર્મિકો હતા આ એમ સૂચવે છે કે 'અલૌકિક પરમતત્ત્વ' તથા ઈન્ટયુઈશન'નો સ્વીકાર જ્ઞાન-વિજ્ઞાનનો વિરોધી નહીં, પૂરક છે.

(૨) જે કે માને છે કે ઐહિક જગતના માનવ વ્યવહારો ધર્મને માટે ગૌણ બાબત છે, વર્તમાન જીવન કરતાં મોક્ષ કે પરલોક બાબતે ધર્મને વધુ ચિંતા છે

જો કે, જે કેએ અહીં સર્વસાધારણ 'ધર્મ' માટે આ વિધાન કર્યું છે પરંતુ, તેમણે જણાવ્યું છે તેમ યુરોપમાં ખ્રિસ્તી દેવળોના અબાધિત દૈવી અધિકારો' સામે પડકાર ફેંકાયો તથા રાજકીય ક્ષેત્રમાં દેવળની દરમિયાનગીરી અને તેના વર્ચસ્ સામે વિદ્રોહ જાગ્યો, જેને કારણે બુદ્ધિ-પ્રામાણ્યવાદનાં બીજ રોપાયાં, છેવટે તે અંદોલન રાજ્યની 'સ્વાયત્ત ભૂમિકાના સ્વીકારમાં પરિણમ્યું હતું, તેવું ભારતમાં બન્યું નહિ; આથી તેની પ્રાચીન અને ધાર્મિક પ્રણાલીએમાં માનવીની માનસિક ગુલામી' (કેટલાક અપવાદ બાદ કરતાં) ચાલુ રહી છેવટે વૈદિક સાધના જગતના તિરસ્કારરૂપી વૈરાગ્ય પેદા કરાવનારી બની રહી

મને એમ લાગે છે કે આપણા અનેક બૌદ્ધિકો એક પાયાની ભૂલ કરે છે, તેઓ લગભગ સર્વક્ષેત્રે પશ્ચિમની ઐતિહાસિક પરિપાટીની સરખામણીએ ભારતીય પરિપાટીનું આકલન અને તેની કસોટીએ મૂલ્યાંકન કરે છે દા ત પશ્ચિમી રાષ્ટ્રોમાંની ગ્નેવરી'ને અહીં 'ગુલામી સાથે ત્યાંના ફ્યૂડાલિઝમને અને સર્ફડમને અહીંની જમીનદારશાહી અને ખેત-મજૂરી સાથે, તથા ત્યાંના કેપિટલિઝમ અને પ્રાયે તારિયતને અહીંના રાષ્ટ્રીય મૂડીવાદ અને કામદાર સાથે મૂળીને ભારત પર દોષોનું-પછાતપણાનું આરોપણ કરે છે, જે સર્વથા અપ્રસ્તુત અને ગેરવાજબી છે તે જ રીતે, પશ્ચિમમાં 'રીલિજિયન' અને ચર્ચ-સત્તાશાહી (ચર્ચડમ)નો રોમ અહીંના ધર્મ' અને 'ધાર્મિક સંગઠનો'ને લાગુ પાડે છે, ત્યારે તે સરખામણી સાવ બેહૂદી બની જાય છે

મૂળ વાત પર આવીએ તો, ભારતીય દર્શન અને ધાર્મિક પ્રણાલી જગત વા ઐહિક સુખ તરફ તિરસ્કાર-વૈરાગ્ય પેદા કરાવનારી હરગીઝ નથી વૈદિક પરંપરાના આધારભૂત ધર્મગ્રંથો-વેદોથી માંડી સ્મૃતિઓમાં મનુષ્યના સાંસારિક સુખની પ્રાપ્તિ માટેની અભિલાષાઓ-આકાંક્ષાઓના અઢળક ઉલ્લેખો છે. દેવોને ઉદ્દેશીને કરેલી તેમની પ્રાર્થનાઓ અને દેવોના તે અંગેના પ્રતિસાદ આ હકીકતને પુષ્ટિ આપે છે ઉપરાંત, સામાજિક રચનામાં પણ તેનું સ્થાન લેશમાત્ર અવગણાયું નથી દા ત ધર્મપ્રણીત ચાર આશ્રમોમાં ગૃહસ્થાશ્રમનું સ્થાન અતિ મહત્ત્વનું મનાયું છે, કેમ કે લગ્ન અને પ્રજોત્પત્તિ તો માનવ જગતની હયાતી માટે એક માત્ર ગેરંટી છે વળી, ગૃહસ્થાશ્રમ, બ્રહ્મચર્ય અને વાનપ્રસ્થ એ ત્રણે આશ્રમો માટે આધારભૂત સ્થળ છે ઉપરાંત, ચોથા આશ્રમ 'સંન્યાસ' વા 'વૈરાગ્ય'નું સ્થાન અંતિમ અને અતિ મહત્ત્વનું સ્વીકારવા છતાં, તે ચારે વર્ણ માટે ફરજિયાત નથી જે વર્ણ પર વૈદિક સાધના, વિધિવિધાન અને શિક્ષણ-સંસ્કાર પ્રસારણની મુખ્ય જવાબદારી હતી તે બ્રાહ્મણ વર્ણ માટે જ સંન્યાસ આશ્રમનો આગ્રહ સેવાયો છે

અલબત્ત, વૈદિક ધર્મનું અંતિમ લક્ષ્ય, તમામ ગણનાપાત્ર ધર્મોની જેમ, મોક્ષ-નિર્વાણનું એટલે કે જન્મમરણના ફેરામાંથી મુક્તિ—અને, મૂળભૂત પરમતત્ત્વ વા પરમેશ્વરમાં લીન થઈ જવાનું રહ્યું છે અને તેના સાધન તરીકે અનેક વ્રત-આચારો તથા શારીરિક-માનસિક દમન નહિ, નિગ્રહનું મહત્ત્વ સ્વીકારાયું છે વળી, આ મોક્ષપ્રાપ્તિની જે પ્રક્રિયા સૂચવી છે તે ધ્યાનાર્હ છે 'ધર્મ-અર્થ-કામ-મોક્ષ' એટલે કે, મારા અર્થઘટન મુજબ, ધર્મ અનુસારી અર્થ (ઐહિક સુખસગવડ) અને કામ (સંયમ સહિત શારીરિક ઉપભોગ)ની પ્રવૃત્તિ કરીને મોક્ષ પ્રાપ્ત કરવાનો આદેશ છે વધુમાં, વૈદિક ધર્મ તેની સાધનાની ચાર શાખાઓનો પુરસ્કાર કરે છે 'જ્ઞાન, ભક્તિ, કર્મ અને યોગ' દરેક મનુષ્યમાં વધતે ઓછે અંશે પ્રકટ વા બીજરૂપે-પ્રચ્છન્ન આ ચારે લક્ષણો પડેલાં છે દરેક મનુષ્યે તેની પ્રમુખ પ્રકૃતિ અનુસાર એકનો મુખ્ય અને ઇતર ત્રણેનો ગૌણ વિનિયોગ કરીને પોતાનું ધ્યેય (મોક્ષ) સિદ્ધ કરવું જોઈએ

આ ઉપરાંત, પાંચ અવસ્થાઓ પણ સૂચવાઈ છે દેહ, પ્રાણ, મન, વિજ્ઞાન અને અંતે અ[illegible]— અલબત્ત, સાત્ત્વિક આધ્યાત્મિક પરમાનંદ, એટલે જ મુક્તાવસ્થા-મોક્ષ

આ બધી પાયાની બાબતો જોતાં, વૈદિક ધર્મની પરંપરા સંપૂર્ણ મનુષ્યના સર્વાંગીણ વિકાસને કેન્દ્રમાં રાખીને, તેને તેના અંતિમ લક્ષ્ય સુધી આંગળી પકડીને દોરી જાય છે આ પ્રકારના વ્યાપક સંદર્ભમાં આદિ શંકરાચાર્ય (ઈ સ ૮મી સદી) પોતાનું સૂત્ર "બ્રહ્મ સત્ય જગન્મિથ્યા, જીવો બ્રહ્મૈવ નાપર"-નું રહસ્ય 'રજ્જુ-સર્પ-ન્યાય'ના દૃષ્ટાંત વડે સમજાવે છે, રજ્જુ (દોરડું) તો છે જ—તેના અસ્તિત્વનો અસ્વીકાર નથી પરંતુ તેને સર્પ માની લીધું તે દોષ છે તે જ રીતે, જગતનું અસ્તિત્વ તો છે જ. પરંતુ, તેને અંતિમ તત્ત્વ માની લેવામાં દોષ છે શંકરનું બીજું સૂત્ર 'સર્વં ખલુ ઇદં બ્રહ્મ'-વધુ ફોડ પાડનારું છે 'ઇદમ્ સર્વં' એટલે કે આ દૃશ્યમાન સૃષ્ટિ, અંતે તો, બ્રહ્મ જ છે અવિદ્યા (અજ્ઞાન)ને કારણે આપણે અ-જગત્-બ્રહ્મ ઉપર જગતનું મિથ્યા આરોપણ કરીએ છીએ (આ 'અધ્યાસવાદ' અથવા 'વિવર્તવાદ' તરીકે ઓળખાય છે) આથી જ તો "અહં બ્રહ્માસ્મિ" (હું બ્રહ્મ છું) એટલી હદે દરેક મનુષ્ય દાવો કરે છે અને યૌગિક પ્રક્રિયા દ્વારા પોતે બ્રહ્મભાવની અનુભૂતિ પામી શકે છે એટલું જ નહીં, પ્રત્યેક મનુષ્ય 'અહં બ્રહ્માસ્મિ'ની કક્ષાએ લાયક બને તેવી ભાવનાથી ગુરુ તેને 'તત્ ત્વમ્ અસિ'-'તે બ્રહ્મ તું છે' એવો બોધ આપી, તેને તેની ધ્યાન-યોગની પ્રક્રિયા શીખવે છે, જેથી 'સાધક' 'સિદ્ધ'ની કક્ષાએ પહોંચી શકે

આ બધુ જોતા, જરૂર એવુ કહી શકાય કે 'તર્ક','-'બુદ્ધિ' અને 'સાયન્સ'ના વાડામાં પુરાઈ રહેવામા મનુષ્ય તેની અપરંપાર ક્ષમતા (પોટેન્શિયાલિટી)નો ઇન્કાર કરીને, મનુષ્યની શક્ય વિરાટતાને જ વામણી બનાવે છે

વધુમા, આપણે એ પણ નોંધવુ જરૂરી છે કે વૈદિક પરંપરાના મહાન કાનૂન-દાતા વૈવસ્વત મનુ (૧૪ મનુઓમાનો એક, ઇ પૂ ૬૦૦), ચાણક્ય (ઇ પૂ ૪ થી સદી) તથા વાત્સ્યાયન (ઇ સ ૫ મી સદી) આ ત્રણેએ આર્થિક, રાજકીય તથા કામ (સેક્સ) વિષયક શાસ્ત્રો રચ્યા છે પરંતુ, વૈદિક પરંપરા પશ્ચિમી ચિંતનની પરંપરાથી એ રીતે જુદી પડે છે કે તે સમગ્ર જીવનને આવરી લઈને જ્ઞાન સાથે જ કર્મનો અવિચ્છેદ્ય સંબંધ ગાઠે છે દા ત ગીતામા 'યોગ'ની વ્યાખ્યા છેઃ 'કર્મમા કૌશલ્ય' ત્યારે પશ્ચિમી ચિંતનની ગ્રીક પરંપરા વિજ્ઞાનોને જ્ઞાન (knowing) તરીકે અને કલાઓને-તેમાથી ફલિત કર્મ (dooing) તરીકે ભિન્ન ગણે છે અલબત્ત, આદિ વૈદિક પરંપરામા 'જ્ઞાન'-'વિજ્ઞાન'-'શાસ્ત્ર' જેવી સંજ્ઞાઓ વિશિષ્ટ સંદર્ભમા પ્રયોજાતી રહી છે પરંતુ, તેમની વચ્ચે મૂલગત ભિન્નતા નથી, છતા કેટલાક ખ્યાતનામ વૈજ્ઞાનિકોનો ઉલ્લેખ અહી કરી લઉં

ધન્વંતરીનુ નામ અતિશય આદિ કાળમા ધનુર્ધારી દેવરૂપે લેવાતુ હતુ અને આયુર્વેદના આદ્ય પ્રણેતા પણ તેઓ મનાયા હતા ઇ સ ની પહેલી સદીમા ચરક અને ઇ સ ની ચોથી સદીમાં સુશ્રુત જેવા આયુર્વેદ નિષ્ણાતો પાક્યા હતા ઇ સ ની પાચમી સદીમા ગણિતશાસ્ત્રી આર્યભટ્ટ તથા છઠ્ઠી સદીમા ખગોળશાસ્ત્રી વરાહમિહિરના નામ રોશન થયા હતા, તો વળી, આયુર્વેદ; ગણિત અને ખગોળ-ત્રણે દિશામા ડંકો વગાડનારા વાગ્ભટ્ટનો સમય ખરે ૭ મી થી ૯ મી ઇ સ વચ્ચેનો હતો

એકંદર કહીએ તો વૈદિક પરંપરામા આખુ જીવન યોગ છે એટલે કે તે અખંડ ધ્યાન અને તપશ્ચર્યા છે

આ બધી માન્યતાઓના મૂળમા 'જે બ્રહ્માંડે (microમા) તે પિંડે (microમાં)' બલ્કે પિંડ એ બ્રહ્માડનુ પ્રતિબિંબ છે. આથી કરીને જે કંઇ જડ-સજીવ, દશ્ય-અદશ્ય છે તે બધુ 'વંદનીય' છે, 'આદરણીય' છે. તેની સાથેનો વા તેમની વચ્ચેનો વ્યવહાર કેવળ સામાજિક હિત-વ્યવસ્થા પૂરતો નૈતિક નથી. મૂલગત નૈતિક છે.

(૩) જે. કે નૈતિક ધોરણો ઉપર ખૂબ જ ભાર મૂકે છે તેમના મતે (ક) નૈતિકતાનાં ધોરણો ધર્મ કરતાં પણ વધુ પુરાણા છે; બલ્કે, નીતિનો પાયો ધર્મમા નથી વળી, તેમના મતે, (ખ) નૈતિકતા ઉપરનો ધર્મનો કાબૂ રૂઢિવાદને પોષે છે, ધર્મ તો નીતિનું સાચુ સ્વરૂપ સમજવામાં અને વ્યાપક વૈશ્વિક નૈતિક ધોરણોની સ્થાપનામાં અવરોધ પેદા કરે છે,

આ લેખમા ભારતીય નૈતિકતાના ખ્યાલ અને તેના ઉદ્ભવ અંગે કશી વિગતોમાં ઊતર્યા વિના, એટલુ જ કહું કે તેનુ મૂળ, ભારતમા જે પદાર્થને ધર્મ તરીકે ઓળખવામા આવ્યો છે (જેનુ વિવરણ આ લેખમાં મે કર્યું છે) તેમાં જ છે તે જોતા, જે કેનુ વિધાન (ક) સાવ અસ્થાને છે ધર્મ તો પ્રત્યેક વ્યક્તિ અને સમસ્ત સમાજને ધારણ કરનાર આદિમતમ અને અત્યંત વ્યાપક તથા રગરગમા ઊંડુ ઊતરી ગયેલુ તત્ત્વ છે, ત્યારે નીતિ તેનું બાહ્યાચરણ છે જે. કેના બીજા વિધાન (ખ) નૈતિકતા ઉપરના ધર્મના કાબૂ અંગે ઊલટુ એમ કહું કે, નૈતિક ગણાતા આચરણને રૂઢિવાદમા જકડાઈ જતુ રોકવાનું શ્રેય સાચી ધર્મ-વિભાવનાને જાય છે વળી, જે કેનુ 'નીતિનું સાચુ સ્વરૂપ' સામાજિક નીતિ-નિયમો પૂરતુ (અલબત્ત, વૈશ્વિક ધોરણેય) અતિ મર્યાદિત છે. ત્યારે તેનું સાચુ સ્વરૂપ, હું કહીશ જ, પિંડ-

ધર્મોના સંદર્ભમાં કહી ગયો તેમ, સામાજિક હિત વ્યવસ્થા કરતાં અતિ વ્યાપક અને ઊંડું છે. અકલ્પ્ય અનંત બ્રહ્માંડના અગણિત પદાર્થોના અદ્ભુત સંચાલન પાછળના નિયમો ભલે જ્ઞાન ન હોય, પરંતુ એ સંયત સચાલન પોતે જ કોઈક પરમ નૈતિકતાનો ઉદ્‌બોધ કરે છે આથી આપણે તેને કેવળ સામાજિક નીતિથી વિશેષ મૂલગત નીતિ તરીકે પ્રમાણીએ છીએ

વ્યવહારની વાત લક્ષમાં લઈએ તો, વૈદિક પરંપરામાં નીતિનુ ધર્મથી કોઈ ભિન્ન સ્થાન ન હતું. ‘ધર્મ'મા જ શ્રુતિઓ, સ્મૃતિઓ, પુરાણો–કથિત યજ્ઞયાગાદિ નિત્યકર્મો (અનુષ્ઠાનો), તેમ જ ચાર વર્ણ અને ચાર આશ્રમોનુ પાલન કરનારાની ફરજો, નૈતિક અને આધ્યાત્મિક સાધકોના આચાર વ્યવહારોનો પણ સમાવેશ કરવામા આવેલો છે.

વ્યક્તિની આચારશુદ્ધિના આધારે જ સમાજની આચાર શુદ્ધિ ટકી શકે તે સિદ્ધાંત અનુસાર નૈતિક મૂલ્યોને યમ-(અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, નિષ્કપટતા, અસ્તેય, દયા ક્ષમા) તથા નિયમ (અક્રોધ, ગુરુસુશ્રુષા, દેહશુદ્ધિ તથા અલ્પાહાર અને અપ્રમાદ)ને મહત્ત્વનુ સ્થાન અપાયુ છે

(૪) જો કે એ એવુ વિધાન કર્યું છે કે દરેક સંસ્કૃતિના પ્રારંભિક તબક્કામા સેક્યુલર' (જે કે ને અભિપ્રેત ધર્મ–અધ્યાત્મ–રહિત ભૌતિક-ઐહિક) તત્ત્વો ધરાવતી દર્શન-પ્રથાઓ ગોચરે હતી તેના દષ્ટાંત રૂપે તેમણે સાંખ્ય (કપિલમુનિ), ન્યાય (ગૌતમમુનિ) અને વૈશેષિક (કણાદમુનિ)નો ઉલ્લેખ કર્યો છે પરંતુ સૌથી પહેલી હકીકત તો એ છે કે આ ત્રણેમાથી એકેએ ભારતીય 'પૂર્વવૈદિક' વા 'વૈદિક' સંસ્કૃતિના પ્રારંભકાળે કે તે પૂર્વે ભાગ ભજવ્યો નથી. કેમ કે, આ ત્રણેનો સમય ખ્રિ ઈ સ ની પહેલી સદીની આસપાસનો છે, ત્યારે, આદિ સંસ્કૃતિઓ આજથી ૭ આઠ હજાર વર્ષ પુરાણી છે બીજી વાત એ છે કે જે ત્રણ દર્શનોને 'સેક્યુલર' નાસ્તિક ગણાવ્યાં છે, તે ત્રણેને ખુદ વૈદિક પરંપરાએ પોતાના આસ્તિક ષડ્‌દર્શનોમા સ્થાન આપ્યુ છે એર .

હા, આ ત્રણ દર્શનોમાં જે ચિંતન રજૂ થયું છે, તેમાં 'ઈશ્વર'ને સ્થાન નથી એટલા પૂરતા તે નાસ્તિક છે પરંતુ તેથી તે 'સેક્યુલર' બની જતા નથી દા ત સાંખ્ય જે આ ત્રણેમા સૌથી વધુ પ્રભાવક અને ગહન છે તેમા જડ પ્રકૃતિને મહત્ત્વનુ સ્થાન અપાયુ હોવા છતાં, બીજા મુખ્ય તત્ત્વ ચિત્સ્વરૂપ પુરુષનો સ્વીકાર કરવામા આવ્યો છે એટલુ જ નહી, 'પ્રકૃતિ'નુ સમસ્ત કર્તૃત્વ 'પુરુષ' લક્ષી છે, અંતે તો, આ દર્શનનો ઝોક પણ 'આધ્યાત્મિક, 'અધિભૌતિક, આધિદૈવિક' દુ ખોમાથી અંતિમ મુક્તિ મેળવવા ઉપર જ રહ્યો છે, અને તે માટે તે 'શમ-દમ' આદિ સાધનોનો ય પુરસ્કાર કરે છે. વધુ ઊંડા ઊતરતાં તો, એમ પણ જણાય છે કે, આ દર્શનનાં બીજ પ્રાચીનતમ ઋગ્વેદના 'નાસદીય સૂક્તો'મા જોવા મળે છે, અને અનેક ઉપનિષદોમાય તેના સિદ્ધાંતોનો સ્રોત છે અને, સૌથી વિશેષ નોંધપાત્ર તો એ છે કે સાંખ્યમા મૂળ ૨૪ તત્ત્વો હતાં, તેમા પચીસમુ પુરુષતત્ત્વ ઉમેરાયુ અને છેલ્લે છવીસમું ઈશ્વર તત્ત્વ પણ ઉમેરાયુ !

'ન્યાય' અને 'વૈશેષિક'મા અનુક્રમે ૧૬ અને ૭ પદાર્થો છે એમાં 'ઈશ્વર'ને સ્થાન નથી, પણ પદાર્થોના સાચા તત્ત્વજ્ઞાનથી મોક્ષ પ્રાપ્તિ માનવામા આવી છે

(૫) જો કે એ ચાર્વાકના 'લોકાયત' દર્શનને એકદમ સેક્યુલર ગણાવેલ છે હા, વૈદિક પરંપરાએ પણ તેને નાસ્તિક ગણાવેલ છે : અલબત્ત, આ દર્શનનો પ્રારંભ ઘણા પ્રાચીન કાળથી થયો હોવાનુ મનાય છે. તેના આદ્યદ્રષ્ટા બૃહસ્પતિ ઋષિ અને આદ્ય પુરસ્કર્તા તરીકે ઉશનસ્ (શુક્રાચાર્ય)નુ નામ પણ જોડાયેલુ છે, તેમના શિષ્ય ચાર્વાકદ્વારા તે સંયોજિત થયું હોવાનું મનાય છે આ દર્શન 'ઈશ્વર'

જ નહીં જીવાત્મા તથા તેના 'પુનર જન્મ'નો સ્વીકાર કરતુ નથી કેમ કે તે 'દેહ' અને 'જીવ'ને એક જ પદાર્થ માને છે, જે નાશવંત છે આ 'લોકાયત'મા પણ અનેક ઉપપંથો છે તેમા મહાવીર સ્વામીના સમકાલીન સંજય બેલટ્ટિપુત્તના અનિશ્ચયવાદ વા તત્ત્વ ઉપપ્લવવાદને ગંભીર દર્શન તરીકે પ્રતિષ્ઠા અપાઈ છે આ દર્શનની ખૂબી એ છે કે જે નિશ્ચિત દૃશ્ય જગતના પદાર્થો નથી, તેમને વિષે-દા ત આત્માની અમરતા, કર્મોના શુભ અશુભ-વિશે એવુ કશુ 'છે કે કેમ' એનુ અનુમાન કરવાનો જ ઈન્કાર કરે છે બ કે, તેમા આ 'અલૌકિક' બાબતોનો સ્પષ્ટ ઇન્કાર નથી બુદ્ધે પણ 'આત્મા છે કે નથી'-એ પ્રકારના પ્રશ્નોને અવ્યાકૃત' અનુપસ્થિત) ગણાવી બાજુએ મૂકેલા હેવા ઉપદેશ આપ્યો હતો, ઈન્કાર કર્યો ન હતો.

અલમસ્ત લોકાયત' દર્શનને ''ઋણમ્ કૃત્વા ઘૃતમ્ પિબેત' જેવુ ઉપભોગવાદી માનનારાઓ માટે તો કશુ વિચારવા જેવુ જ ન હોઈ શકે

૩

જે. કે એ કહ્યુ છે કે ઇતિહાસના એક તબક્કે ધર્મે વિધાયક ભૂમિકા પણ ભજવી હતી (આવો સ્વીકાર ઘણો આશ્વાસક છે) સમય જતા ધર્મ બધિયાર સંપ્રદાયો અને વાડાઓમાં ફેરવાઈ ગયો તે સ્થાપિત હિતોનુ હથિયાર બની ગયો રૂઢિવાદ અને પોથીવાદના અનિષ્ટો સર્જાયા ધર્મ પોતે જ દમન અને પીડનનો સ્રોત બની ગયો, અંધશ્રદ્ધાનો પ્રેરક બની રહ્યો

આમા ઘણું બધુ સત્ય છે, ભારત માટે પ આનો સ્વીકાર વધતે ઓછે અંશે કરવો જ રહ્યો. મારા મતે, મનુષ્યના વિકાસના ઇતિહાસમા અનેક ઉત્તમ મૂલ્યો અને આદર્શોની વિકૃતિ થતી રહી છે પરંતુ તે મૂલ્યો કે આદર્શો (ધર્મ-અધ્યાત્મ સાહત)ની મૂળભૂત ગુણવત્તાનો ઈન્કાર જ આપણા મિત્ર જે. કે. કરે છે તેથી તો, વિકૃતિ અને પતનને જ પ્રોત્સાહન આપવાનુ થશે.

અલમસ્ત, આપણે ત્યા વૈદિક ધર્મની બોલબાલા હતી ત્યારે ય કે ક્યારે ય, તે સંપૂર્ણ તંદુરસ્ત હતો એમ કહી શકાએ એવુ નથી બલ્કે, આદિયુગથી શરૂ કરી વર્તમાન યુગમા આવતા તે વારંવાર રોગગ્રસ્ત અને ક્ષીણપ્રાણ બન્યો છે છતા, જ્યારે બીજી અનેક મહાન સંસ્કૃતિઓ (મિસર-ગ્રીક-રોમન-માયા આદિ) લોપ પામી છે ત્યારે વૈદિક ધર્મ સંસ્કૃતિની ખાસિયત એ છે કે તેના જન્મ અને વિકાસના બધા તબક્કે અનિવાર્ય ઘર્ષણની કટોકટીના સમયે-સુમેળભર્યા સમન્વયદ્વારા પોતાની કાયાપલટ કરવાની કરામત હસ્તગત કરી લીધી હતી દા ત આર્ય પ્રજાની ટોળીઓ મધ્યપૂર્વ એશિયાના પ્રદેશોમાથી સેંકડો વરસો સુધી નીકળી, સેંકડો વરસોના પરિભ્રમણને અંતે, તેમાથી કેટલીક ભારત આવી, અને પ્રારંભિક સંઘર્ષને અંતે તે આ ભૂમિની અધિષ્ઠાતા બની રહી તેનુ રહસ્ય એ છે કે તેણે વિજયના તોરમા પોતાની પુરાણી માન્યતાઓ 'પરાજિત પ્રજાઓ' ઉપર લાદવા કરતાં, તે સમયે અને તે પૂર્વે ભારતમાં વિકાસ પામેલી પ્રજાઓ-નિષાદ (આદિ આગ્નેય લઘુપાષાણથી આશરે ૧૦,૦૦૦ થી ૮૦૦૦ વર્ષ પૂર્વે ભારતમા વસેલી પ્રજા, તથા દ્રવિડ (આદિ ભૂમધ્ય સાગરીય લઘુ નવ પાષાણ યુગ આશરે ૮૦૦૦ થી ૬૦૦૦ વર્ષ પૂર્વે ભારતમા વસેલી પ્રજા)ની અનેક માન્યતાઓ તેણે અપનાવી લઈને, બંનેને પોતાનામા આત્મસાત્ કરી લીધી દા ત નિષાદ પાસેથી જાદુટોણા, વૃક્ષ-સર્પ પૂજા, લિંગપૂજા, આત્માની અમરતા અને બીજી યોનિમા જન્મ, કર્મ વગેરે અવતારકથાઓ તથા અંડમાથી બ્રહ્માંડની ઉત્પત્તિની પુરાણકથા તો દ્રવિડ પાસથી માતૃપ્રધાન કુટુંબ-પ્રથા, દેવી રૂપ માતા (પાર્વતી) પિતૃરૂપ પરમાત્મા (શિવ) તથા કૃષ્ણ, ગણેશ, હનુમાન, ગરુડ, નાગ અને ગ્રામદેવતાઓની પૂજા, યોગ અને તંત્રવાદ, ઉપરાંત ગ્રહોનો પરિચય, તરાપા હોડી-જહાજ, ઇટોની ઈમારત, માટીકામ, કાંતણ-વણાટ-તથા નગર રચના (નૃપ-તંત્ર) અને લીટ-પ્રમાન-ભાષા-વ્યવહારનો ક્રમ.

અલબત્, વૈદિક સંસ્કૃતિને પુનરૂજ્જીવન આપવાના વિવિધ પ્રકારે પ્રયાસો થતા રહ્યા છે, તેમાં તેના વિરોધી ગણાતાં બૌદ્ધ, જૈન, સાંખ્ય, ન્યાય, વૈશેષિક તથા લોકાયત દર્શનોનો પણ અનુપ્રવેશ થતો હતો.

આ જોતાં, વૈદિક ધર્મને સંકર (ક્રોસબ્રીડ બ્રષ્ટ નહીં, મિશ્ર) કહી શકાય. આ પછી મધ્યયુગમાં ઇસ્લામનો સામનો કરવાનો સમય આવ્યો ત્યારે વૈદિક હિંદુ ધર્મે સનાતન (અપરિવર્તનશીલ નહીં પરંતુ 'સનાતન' તત્ત્વોને વળગી રહેનાર નિત્યનૂતન)નો આશ્રય લીધો. દક્ષિણ ભારતમાં ૭મી થી ૯મી સદી દરમ્યાન શરૂ થઈને છેક ૧૮મી સદી સુધી ચિન્તકોની અને વિક્રમોની સતપરંપરા (સૂફી બાઉલો સહિત) તથા દક્ષિણમાં જન્મેલા ચારે આચાર્યોનો એમાં અમૂલ્ય ફાળો છે. ન કે ઇસ્લામના શાસનતંત્ર નીચે કેટલેક અંશે 'સમન્વય' સધાયો, પરંતુ 'આત્મસાત્'ની ભૂમિકા ઊભી ન થઈ.

આ અરસાના અંતમાં (૧૭મી સદીમાં પશ્ચિમી યુરોપીય રાજ્યસત્તાઓ (ડચ પોર્તુગીઝ અંગ્રેજ, ફ્રેન્ચ)નું આગમન થયું તેમાં ૧૯મી સદીથી અંગ્રેજો સૌથી વધુ પ્રબળ પ્રભાવક બન્યા. તેના શાસનકાળમાં પશ્ચિમી સંસ્કારોથી અંજાઈ ગયેલા ભારતના નવોદિત શિક્ષિત વર્ગે માથું ઊંચું કરી ઘણું બધું ઉછીનું લીધું. અહીં સમજવા જેવું એ છે કે કોઈ પણ સારો છોડ આપણે બીજી ભૂમિ પરથી લાવીને, ઉછેરીને આપણો બગીચો સમૃદ્ધ કરીએ એમાં કશું ખોટું નથી—આવકારપાત્ર છે પરંતુ, તે ત્યારે જ બને કે જ્યારે છોડના મૂળના બીજ ભલે બહારના હોય, પણ જેમાં વાવીએ છીએ તે ભોંય માટી તો આપણી જ હોય, અને તેને અનુકૂળ પાણી અને આબોહવા હોય, ખાતર પણ એને અનુકૂળ હોય પરંતુ, દુર્ભાગ્યે આપણે પશ્ચિમની શિક્ષણ-સંસ્કાર તથા સામાજિક-આર્થિક-રાજકીય પરિપાટી એ પ્રકારે લીધી કે તે આપણી ભોંય માટી-વાતાવરણને જ દૂષિત કરનારી બની બેઠી, આપણે જાગ્રત રહેવાને બદલે મોહમાં પડ્યા. અલબત્ત, સર્વ શ્રી રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, અરવિંદ દયાનંદ, રમણ મહર્ષિ તથા કૃષ્ણમૂર્તિ અને મહાત્મા ગાંધીએ ઢંઢોળ્યા છતાં, આપણી નસોમાં ઊતરી ગયેલો સડો દૂર થયો નથી !

આવા સંજોગોમાં તેના ઉત્થાન માટેના અનેકવિધ ઉપાયો યોજાતા રહે છે પરંતુ તે ઉપાયો તો જ પરિવર્તન લાવશે જો તે ભારતીય મૂળિયાને વધુ પોષક હશે, ઉચ્છેદક નહીં જ.

અંતે, બે શબ્દ ઉમેરવા ઇચ્છું છું. હું આપણા કેટલાક અતિ તેજસ્વી અગ્રણી બૌદ્ધિકોમાં શ્રી માનવેન્દ્ર નાથ રોય (એમ-એન-રોય)નો સમાવેશ કરું છું, છતાં મારા નમ્ર મતે તેમના ચિંતનના મૂળમાં રહેલો માર્ક્સવાદ તેમને છેવટ સુધી નડ્યો હતો. તેમણે માર્ક્સવાદને તિલાંજલિ આપતાં 'Beyond Communism' (૧૯૪૬)-વ્યાખ્યાનોમાં, બહુ પાયકાની કક્ષાએ Spiritual શબ્દનો વિરલ પ્રયોગ કર્યો હોવા છતાં, તેઓ પશ્ચિમી બૌદ્ધિક-ભૌતિકવાદી અભિગમથી આગળ જઈ શક્યા નથી. આથી, ભારતીય સંસ્કારિતાના મૂળ મર્મ ધર્મ-અધ્યાત્મને સમજવામાં તેઓ નિષ્ફળ ગયા છે. થોડીક વિચિત્રતા લાગવા છતાં, નમ્રપણે કહું કે માર્ક્સ આદર્શવાદી હેગેલ પ્રત્યેના ભારે આદર છતાં, તેને માથા પર (ઊંધે માથે) ઊભેલો ગણાવી, તત્ત્વજ્ઞાનને પોતે પગ પર ઊભું કર્યું હોવાનો દાવો કર્યો હતો; પરંતુ અંતે પોતે જ 'ઊંધેમાથે ઊભેલા' અનેક યુટોપિયનો (Utopians)માંનો એક બની રહ્યો. તેવું જ એમ. એન. રોય માટે કહી શકાય. તેમણે ભારતીય તત્ત્વદર્શનને ઊંધે માથે ઊભેલું માનીને જે પુરુષાર્થ કર્યો, તેમાં અંતે, પોતે જ 'ઊંધે માથે ઊભેલા' બની રહ્યા છે! આને આપણા ઇતિહાસની ટ્રેજેડી કહીશું ને?

મારા ખ્યાલ મુજબ, પ્રાધ્યાપક જ્યંતિભાઈ કે. પટેલ રોયપંથી બૌદ્ધિક છે. તેઓ ઘણા મહેનતુ અને સનિષ્ઠ વિચારક છે. આથી તેમના લેખ (ઓક્ટોબર અંક) અંગેનું આ વિવરણ, તેમના પ્રત્યેના આદર સહિત જ કર્યું છે, એમ કહી ઉમેરું કે-અને કે એમની દૃષ્ટિએ તો ખચિત હું જ ઊંધે માથે ઊભેલો હોઉં !

**ભોગીભાઈ ગાંધી**



# ભૌતિકશાસ્ત્ર માટેનું નોબેલ-પારિતોષિક

અશ્વિન જાની

આ વર્ષનું ભૌતિકશાસ્ત્ર માટેનું નોબેલ-પારિતોષિક ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપની શોધ માટે ત્રણ વિજ્ઞાનીઓ વચ્ચે વહેંચાયુ આ વિજ્ઞાનીઓના નામ છે અર્નેસ્ટ રુસ્કા, જી બિનિગ અને એચ રોહરર.

પારિતોષિકનો અડધો ભાગ રુસ્કાને મળશે ને બાકીનો અડધો ભાગ બિનિગ અને રોહરર વચ્ચે વહેંચાશે

જો કે આ પારિતોષિક આખેઆખુ રુસ્કાને મળવુ જોઈતુ હતુ, એમ આ ક્ષેત્રના વિજ્ઞાનીઓ માને છે ખુદ રુસ્કાનુ કહેવુ છે કે આ પારિતોષિક મને ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપની શોધ માટે આપવામાં આવી રહ્યુ છે ત્યારે હું ભારપૂર્વક જણાવું છુ કે વર્ષો પહેલા જ્યારે મે આની શોધ કરી હતી ત્યારે જ મને આ પારિતોષિક મળવુ જોઈતુ હતુ આટલા બધાં વર્ષો પછી આ પારિતોષિક મને લાગે પડતુ એનાયત કરવામા આવી રહ્યુ છે ત્યારે તેનો અર્થ રહેતો નથી

આમ આ વર્ષ (૧૯૮૬)નુ ભૌતિકશાસ્ત્ર માટેનુ નોબેલ પારિતોષિક જાહેર થતા ભારે વિવાદ સર્જાયો છે ભૂતકાળમા ડોકિયુ કરતાં આ વાત વધુ સ્પષ્ટ રીતે સમજી શકાશે યુવાન રુસ્કા જ્યારે સ્નાતક કક્ષાએ ભૌતિકશાસ્ત્રનો અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે જ તેમણે ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ વિકાસવવાનુ અતિ મહત્ત્વનુ કાર્ય શરૂ કરી દીધુ હતુ ને ૧૯૩૮નુ વર્ષ આવતા સુધીમા તો તેમણે આ કામ પૂરૂં પણ કરી દીધુ હતું આ સમયે તેઓ સિમેન્સ એન્ડ હલ્સ્કે નામની કંપની સાથે સંકળાયેલા હતા.

૧૯૩૧ના વર્ષમા સ્નાતક કક્ષાના અભ્યાસ વેળાએ બર્લિનની ટેકનિકલ યુનિવર્સિટીમા રુસ્કા, નોલ નામના એક સાથીદાર સાથે કામ કરતા હતા ત્યારે જ તેમણે જાહેર નિર્દેશ આપ્યો હતો કે ઇલેક્ટ્રોન ઈમેજને મોટી કરી બતાવી શકાય છે

આવો વિચાર સ્ફૂરવો એ જ એક મોટી વાત હતી પરંતુ નોલને આ ક્ષેત્રમા રસ ન રહ્યો ને તેણે ત્યાર બાદ ટેલિવિઝન ક્ષેત્રે સંશોધનકાર્ય હાથ પર લીધુ તો બીજી બાજુ, રુસ્કા ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ વિકસાવવાના કાર્યમાં ગળાડૂબ થઈ ગયા

નોલ જુદો પડ્યો એટલે રુસ્કા હવે એકલા જ રહી ગયા કે જે માનતા હતા કે ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ પણ વિકસાવી શકાય એમ છે. અલબત્ત, થોડા સમય પછી બોડો વૉન બોરિસ નામના એક સંશોધકનો સાથ તેમને સાંપડ્યો, ને તેઓ બંને વિશ્વનુ સૌ પ્રથમ ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ વિકસાવવાના કાર્યમાં લાગી ગયા.

બોડો વૉન બોરિસ વેપારીવૃત્તિ પણ ધરાવતો હતો તેણે ચતુરાઈપૂર્વક ૧૯૩૩ના વર્ષમા માઇક્રોસ્કોપ અંગે અમુક પ્રકારની પેટન્ટ કઢાવી લીધી કે જેથી આર્થિક દૃષ્ટિએ થોડુ પીઠબળ મળી રહે આખરે ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ વિકસાવવા સિમેન્સ એન્ડ હલ્સ્કે તરફથી આર્થિક સહાય મળી તેઓએ એવી શરત મૂકી કે જો ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ વિકસાવી શકાય તો તેના ઉત્પાદનના હક્ક તેમના પાસે રહેશે સૌ પ્રથમ ૧૯૩૮ના વર્ષમા આવુ એક મશીન વિકસાવી શકાયુ.

બીજા વિશ્વયુદ્ધના સમય સમય દરમિયાન રુસ્કા અને બોરિસ પોતાની પ્રયોગશાળામા કામ ન કરી શક્યા તેઓને અન્ય સ્થળે નાની જગ્યા શોધવી પડી, તેમની પ્રયોગશાળા બોમ્બમારાથી તો બચી શકી હતી, પરંતુ રશિયન સૈનિકોની લૂંટમાથી ન બચી શકી

રુસ્કા સિમેન્સ એન્ડ હાલ્સકેમા છેક ૧૯૬૦ સુધી કામ કરતા રહ્યા, ત્યારબાદ, બર્લિનમાં આવેલી ફ્રિટ્ઝ હેબર ઇન્સ્ટિટ્યુટમા તેઓ જોડાયા. આ ઇન્સ્ટિટ્યુટ, મેક્સ પ્લાન્ક ઇન્સ્ટિટ્યુટનો એક ભાગ છે રુસ્કાએ અહીં સંશોધનનુ કામ ચાલુ જ રાખ્યું.

હવે પ્રશ્ન એ ઊઠે છે કે છેક ૧૯૩૮મા ઇલેક્ટ્રોન માઈક્રોસ્કોપ શોધાઈ ચૂક્યું હોવા છતાં આટલા બધા સમય સુધી રુસ્કાને નોબેલ પારિતોષિકથી કેમ વંચિત રાખવામાં આવ્યા? ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ વિકસાવવાનો મૂળ વિચાર રુસ્કાનો હતો એટલું જ નહી, પાયાનુ મહત્ત્વનુ કાર્ય પણ તેમણે જ કર્યું છે ૨૫મી ડિસેમ્બર ૧૯૮૬ના દિવસે રુસ્કા ૮૧ વર્ષના થશે ઇલેક્ટ્રોન માઈક્રોસ્કોપ શોધાયું ત્યારે તેમની ઉંમર ૪૩ વર્ષની હતી આમ નોબલ-પારિતોષિકને રુસ્કા સુધી પહોંચતા પૂરા ૪૮ વર્ષ લાગ્યા

આમ થવા પાછળનુ એક કારણ એ પણ છે કે શરૂઆતમા અમુક સમય રુસ્કા સાથે કામ કરનારા નોલ અને બોરિસનો પણ દાવો હતો કે તેમને પણ નોબેલ પારિતોષિક મળવું જોઈએ ત્યાર બાદ, વર્ષો સુધી નોબેલ સમિતિ નક્કી ન કરી શકી કે રુસ્કાને એકલાને જ ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપની શોધ માટે નોબેલ-પારિતોષિક આપવુ કે બીજા કોઈને પણ તેમા ભાગીદાર બનાવવા આખરે નોબેલ સમિતિ પોતાની મૂંઝવણનો ઉકેલ આ વર્ષે શોધી શકી ને તેને કારણે વિખવાદ પણ ઊભો થયો

સીધી રીતે ન સંકળાયેલી એવી બીજી બે વ્યક્તિઓને પણ ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપની શોધ માટે અડધુ નોબેલ-પારિતોષિક આપવાની જાહેરાત કરી નોબેલ સમિતિએ મોટી ભૂલ કરી છે, એમ ઘણા વિજ્ઞાનીઓ માને છે. તેમનુ કહેવુ છે કે રુસ્કાને નોબેલ પારિતોષિક એનાયત કરવામાં ઘણું મોડુ થઈ ગયું હતું એનો અર્થ એ નહી કે હવે તેને અડધુ પારિતોષિક આપવુ ને અડધુ અન્યને આપવુ.

રુસ્કા ઉપરાંત નોબેલ-પારિતોષિકના અડધા હિસ્સેદાર જી બિનગ અને એચ રોહરર સ્વિટ્ઝરલૅન્ડમા ઝ્યુરિચ ખાતે આવેલી આઈ બી એમ રિસર્ચ લૅબોરેટરી સાથે સંકળાયેલા છે તેઓએ 'સ્કેનિંગ ટ્યુનલિંગ માઇક્રોસ્કોપ'ની શોધ કરી છે, આ સાધન સૌ પ્રથમ વાર ઝ્યુરિચમા ઈ ૧૯૭૯ અને ૧૯૮૧ વચ્ચેના સમયગાળા દરમિયાન વિકસાવવામા આવ્યું હતું. અને જે શોધનિબંધને કારણે તેમને આ પારિતોષિક એનાયત થયું તે "ફિઝિક્સ રિવ્યુ લેટર્સ" નામના સામયિકમા ૧૯૮૩ના વર્ષમા પ્રસિદ્ધ થયો હતો

'સ્કેનિંગ ટ્યુનલિંગ માઇક્રોસ્કોપ' સૌ પ્રથમ એવુ સ્કેનિંગ સાધન છે કે જે અણુ નિહાળવાની બાબતમાં રુસ્કાના ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપને ટપી જાય છે 'સ્કેનિંગ ટ્યુનલિંગ માઇક્રોસ્કોપ' હજુ તો બાલ્યાવસ્થામા જ છે, છતા પણ તેની ટેકનિકનો ઉપયોગ ૫૦ કરતા પણ વધુ યુનિવર્સિટી અને ઔદ્યોગિક એકમોમાં શરૂ થઈ ગયો છે અત્યાર સુધી આ સાધન જેને માટે શોધાયુ હતું તે સેમિકન્ડક્ટરની સપાટીના અભ્યાસ માટે જ ઉપયોગમા લેવાઈ રહ્યું છે પરંતુ હવે ખૂબ ઝડપથી અન્ય ક્ષેત્રોમા પણ તેનો ઉપયોગ શક્ય બનાવી શકાશે વળી, આ સાધન હવામા એટમોસ્ફેરિક દબાણે તેમ જ પાણીની અંદર પણ વાપરી શકાશે

આ 'સ્કેનિંગ ટ્યુનલિંગ માઇક્રોસ્કોપ'ની મર્યાદા એ છે કે તે ઇન્સ્યુલેટિંગ મટિરિયલ્સના અભ્યાસ માટે વાપરી શકાતું નથી જો કે જી બિનિગ કે જે મ્યુનિચ ખાતે નવી લેબોરેટરી શરૂ કરી રહ્યા છે, તેનું કહેવુ છે કે 'આ મર્યાદા હું દૂર કરી શકીશ.' તેણે 'એટમિક ફોર્સ માઇક્રોસ્કોપ' નામનું સાધન વિકસાવ્યુ છે, જે આ મર્યાદા દૂર કરી શકશે

૩૯ વર્ષના જી બિનિંગ અને ૫૩ વર્ષના એચ, રોહરર 'એટમિક માઇક્રોસ્કોપ' વિશે જણાવે છે કે, 'આ એક એવું સાધન છે કે જે કન્ડક્ટર્સ અથવા તો ઇન્સ્યુલેટર્સના અભ્યાસ માટે ખૂબ જ ઉપયોગી પુરવાર થશે' □

[ અનુસંધાન પૃ ૩૯૪ થી ચાલુ ]

હજાર જગાઓ કમ કરી કલ્યાણ કાર્યક્રમોને નામે ને બહાને જે દુર્વ્યય, અપવ્યય ને ધૂતારાગીરી ચાલતી હતી તેને કાબૂમા લેવા, એ કાર્યક્રમોમા ને જ્યા જ્યા બીજે નાણાનો બગાડ થતો લાગ્યો ત્યાં ત્યાં એમણે હિંમતપૂર્વક નાણાકાપ મૂક્યો એમણે ફુગાવાને અંશત કાબૂમા લીધો, મોંઘવારીને કંઇક નાથી, અર્થતંત્રને વિકાસશીલ બનાવ્યુ, દુનિયાભરનાં ચલણોમા ડૉલરની શ્રેષ્ઠતા પ્રસ્થાપિત કરી છતા એ ધાર્યું ઘણુ બધુ કરી શક્યા નહી કારણ એમને નડ્યા (૧) ૧૦,૦૦,૦૦,૦૦,૦૦,૦૦૦ ડૉલર જેટલુ રાષ્ટ્રીય દેવુ (૨) જીવન મર્યાદાના વધારાના ઉપલક્ષ્યમા વૃદ્ધોની સંખ્યાવૃદ્ધિ (૩) કૂદકે ને ભૂસકે વધતુ સંરક્ષણ ખર્ચ (૪) સામાજિક સુરક્ષાની સેવાઓની અમર્યાદ ખર્ચ-વૃદ્ધિ (૫) કોંગ્રેસમા ને કોંગ્રેસીય હિતવર્તુળોમાં જામેલા સ્થાપિત હિતો ને જૂથો અને (૬) છેલ્લુ છતા અતિ નિકટ ને મહત્ત્વનુ પરિબળ ખાધપૂરક અર્થતંત્ર વિકાસ-વિરોધી આ છ પ્રમુખ પરિબળોએ રેગનની ય ઘણી મહેચ્છાઓને અધવચ્ચે રસ્તે મૂરઝાવી દીધી

આ વિશ્લેષણ એટલા માટે રજૂ કર્યું છે કે આપણે પણ આ ને આવા પરિબળો વચ્ચે કામ કરવાનુ છે એ પળવાર ભૂલવા જેવુ નથી કે આપણુ ટ્રેડ બેલેન્સ ચિંતાજનક છે, આયાત-નિકાસના પલ્લામા નિકાસનુ પલ્લુ ખાસ્સુ નીચુ જાય તો આપણે જીતીએ હકીકતમા આપણે જ અમલી કરેલી વેપારનીતિને કારણે આયાતનુ પલ્લુ નીચુ ગયુ છે ને તે વધુ નીચુ જાય એવા અંદેશાઓ છે કદી ય નહોતું તેવુ ખાધપૂરક અર્થતંત્ર આપણે નિભાવી રહ્યા છીએ ખાધને પૂરવા કરકસર કરવાને બદલે આપણે કદીક ખર્ચવૃદ્ધિ કરતા રહીએ છીએ ને ચલણની હેરફેરને પહોંચી વળવા નોટો છાપે જ જઈએ છીએ પરિણામે ફુગાવો ને મોંઘવારીના કાળીનાગો ચારેકોર ફૂફાડા મારે છે ને મસ મોટા ભાગની પ્રજા એમની નાગચૂડમા ત્રાહિમામ્ ત્રાહિમામ્ પોકારે છે આપણે ત્યા અમુક સત્તાવર્તુળો વગ વિહીન બન્યાં હશે તો એથી વધુ વગ સત્તા ધરાવતા ને ખુશામતખોર વર્તુળોએ દેખા દીધી છે આપણુ વહીવટીતંત્ર જામતુ જ જાય છે, ફૂલતુ જ જાય છે, રાષ્ટ્રીય બજેટનો વધુ ને વધુ હિસ્સો માગતુ જ જાય છે, પોતાનુ વળતર વધે તે માટે અહોનિશ કીમિયા અજમાવતુ રહે છે ને આપણે સુખેદુઃખે એમને નમતા રહી, ધોલ મારી મારી ગાલ રાતા રાખીએ છીએ આપણું અર્થતંત્ર ગતિશીલતાના કોઈ એંધાણ દાખવતુ નથી આપણું રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય ઋણ વધતુ જ રહે છે આપણા વસતીવધારાનો કોઈ આરો દેખાતો નથી અધૂરામા પૂરૂ મતદાતાઓની ખુશામતખોરીને પરિણામે કદીક બિનજરૂરી ભાસે, કદીક ઉપલકિયા ભાસે, કદીક ઘોર મતખોર લાગે તેવા કીમિયા આપણે ઢોલ નગારા વગાડીને વહેતાં કરીએ છીએ

આ સંદર્ભમા આવશ્યકતા છે કઠોર નિશ્ચયની, અભૂતપૂર્વ હિંમતની, ચકોર દીર્ઘદૃષ્ટિની, સાંગોપાંગ ઊંડા જ્ઞાનની અને પ્રચંડ પુરુષાર્થની આ પુરુષાર્થ પ્રજાના સર્વ વર્ગોના, સર્વ પક્ષો ને સર્વ વિચારશ્રેણી-વાળા જૂથોના હોંશપૂર્ણ સહકારથી સિદ્ધ કરીએ તો દી વળે આ માટે, ‘આ મારો ને પેલો મારો નહી, એ વૃત્તિને વિદાય આપી, મુનશી દંપતી જેમ,’ તારા, મારા ને આપણા-બધાને રાષ્ટ્રીય વિકાસમાં પરોવીએ તો ભાવિ ઉજ્જવળ છે એમા સહાય કરશે સ્વાવલંબનની, કઠોર પરિશ્રમની, ભૂમિગત યોજનાઓ કંડારવાની આપણી બુદ્ધિ ને શક્તિ આપણી પાસે આ બધુ છે. આવશ્યકતા છે, પ્રજાનાં દિલને ઢંઢોળ-વાની, એનાં દિલમા રાષ્ટ્રીય ચેતનાનો દીવો પેટાવવાની

□

# ભાવનગર ડિસ્ટ્રિક્ટ કો. ઓપરેટીવ બૅન્ક લી.

૧૩, ગંગાજળીયા તળાવ, સહકાર ભવન, ભાવનગર

ફોન નં : ૨૩૩૨૪-૨૫-૨૧૫૨૦

**: સદ્ધરતા :**

| | | | |
|---|---|---|---|
| શેરભંડોળ | . | રૂ ૨૯૯ ૬૩ | લાખ ઉપર |
| ફંડો | ... | ,, ૨૯૭ ૬૩ | ,, ,, |
| થાપણો | | ,, ૩૨૬૦ ૭૦ | ,, ,, |
| ધીરાણ | ... . | ,, ૫૧૯ ૧૯૭ | ,, ,, |
| કાર્યભંડોળ | .. | ,, ૬૮૩૨ ૬૩ | ,, ,, |

શાખા – ૪૮

**: આકર્ષક વ્યાજ :**

૧ વર્ષ. .... ૯ ટકા

૩ વર્ષથી ઉપર........ ...૧૦½ ટકા

૫ વર્ષથી ઉપર... .....૧૧½ ટકા

આપની થાપણ આ બેંકમા મૂકી સલામતી સાથે વધુ વ્યાજ મેળવો.

| | |
|---|---|
| પ્રાગજીભાઈ પટેલ | જયવંતસિંહ જાડેજા |
| ઉપપ્રમુખ | પ્રમુખ |

# મહેસાણા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિ.
# દૂધસાગર ડેરી, મહેસાણા –૩૮૪૦૦૨



## હાર્દિક શુભેચ્છા

દૂધસાગર એટલે જનસમુદાય માટે જિલ્લાના ૯૮૭ ગામડાઓ દ્વારા સહકારની ભૂમિકા પર દૂધ એકત્ર કરનાર સંસ્થા.

સ્પ્રે ડ્રાઇડ પદ્ધતિથી આઈ. એસ. આઈ માર્કાસહિત હોલમિલ્ક પાવડર, સ્કીમ મિલ્ક પાવડર, બેબીફુડ, એગમાર્ક સ્ટાન્ડર્ડ સાથેના ટેબલ બટર અને સાગર ઘી બનાવનાર સંસ્થા.

જિલ્લાના બે લાખથી પણ વિશેષ નાના–સિમાંત અને જમીન વિહોણા દૂધ ઉત્પાદકોના પશુઓ માટે સમતોલ પશુઆહાર, મફત પશુ સારવાર, પશુ ઓલાદ સુધારણા યોજના, પશુ જુથ વિમા યોજના અને સભાસદ/જુથ વિમા યોજના, સહિયારા ખેતર જેવી શિક્ષણ અને પ્રશિક્ષણની સભાસદો માટેની યોજના, પશુ દીઠ દૂધ ઉત્પાદન વધારવાના સતત સઘન પ્રયત્નો તથા સતત સમવાયી ઓડિટ પદ્ધતિ જારી રાખનાર સહકારી સાહસ

બાબુભાઈ ચુ. ભટ્ટ
મેનેજીંગ ડિરેક્ટર

મોતીભાઈ ર. ચૌધરી
ચેરમેન

# નવજીવનનું પ્રૌઢો માટેનું સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| આંકડાકીય માહિતી | ૨ ૫૦ | નવજાગરણ પ્રૌઢ ચિત્રપાઠાવલી-૨ | ૭ ૫૦ |
| નવજાગરણ પ્રૌઢ વાચનમાળા | ૨ ૫૦ | અમારા મોટાંબહેન | ૧ ૨૫ |
| નવજાગરણ પ્રૌઢ વાચનમાળા (શિ મા) | ૫ ૦૦ | જીવનની મહેક | ૩ ૦૦ |
| નવજાગરણ પ્રૌઢ લેખનપોથી | ૨ ૦૦ | જીવન માટે ખોરાક | ૨ ૨૫ |
| નવજાગરણ મહિલા વાચનમાળા | ૨ ૫૦ | આજની ઘડી રળિયામણી | ૩ ૦૦ |
| નવજાગરણ મહિલા વાચનમાળા (શિ મા) | ૫ ૦૦ | માતાની સભાળ | ૨ ૦૦ |
| નવજાગરણ મહિલા લેખનપોથી | ૨ ૦૦ | સદ્દગુણના સથવારે | ૨ ૦૦ |
| નવજાગરણ પ્રૌઢ મજૂર વાચનમાળા | ૩ ૦૦ | આપણુ ભારત-૧, ૨, ૩ દરેકના | ૩ ૫૦ |
| પ્રૌઢશિક્ષણ અને વિકાસ કાર્યો | ૨ ૦૦ | અમે સમજ્યા | ૩.૦૦ |
| પ્રૌઢશિક્ષણના વર્ગ સચાલકોની તાલીમ | ૧ ૫૦ | આપની આવજત | ૩ ૦૦ |
| ભીતપત્રો-૧ | ૩ ૦૦ | દુખનુ ઓસડ | ૩ ૦૦ |
| પ્રૌઢશિક્ષણની શૈક્ષણિક સામગ્રી | ૨ ૦૦ | સોનાનો સૂરજ અને બીજા નાટકો | ૫ ૦૦ |
| પ્રૌઢશિક્ષણ સૂત્રપોથી | ૧ ૦૦ | ચેપીરોગો – ધનૂર | ૨ ૦૦ |
| ગણિત પોથી | ૫ ૦૦ | સારી ટેવો પાડીએ | ૩ ૦૦ |
| પ્રૌઢોની પ્રગતિનોધ માટેની મૂલ્યાકનદર્શિકા | ૧ ૦૦ | મગલ આરતી | ૪ ૦૦ |
| ઉપયોગી કાયદાઓની સમજ | ૩ ૦૦ | ચતુરગ ભવાઈ | ૫ ૦૦ |
| આપણી સમાજ કલ્યાણયાત્રા | ૨.૫૦ | ચિત્ર સદેશ | ૧ ૦૦ |
| વાચનપટ (ચાર્ટસ) | ૧૮ ૦૦ | બાળ લકવો | ૨ ૦૦ |
| ચિત્રપટ-૧ ( ,, ) | ૨૪ ૦૦ | લોહીની ફિકાશ | ૧ ૫૦ |
| જન્મ-મરણની નોધણી | ૨ ૦૦ | ભૂલકાઓની તદુરસ્તી | ૧ ૦૦ |
| ગ્રામજીવન પ્રગતિના પથે | ૪ ૦૦ | સગર્ભામાતા | ૧.૫૦ |
| હવે હુ સમજી | ૪ ૦૦ | | |

## પ્રૌઢો માટેનું નવજીવનનું માસિક પ્રકાશન

# લોકજીવન

તત્રી બાલમુકુન્દ દવે

લવાજમના દર દેશમા – વાર્ષિક – રૂા ૧૧–૦૦ – છ માસિક – રૂા ૮–૦૦
પરદેશમા – એર મેઈલ – રૂા ૧૩૦–૦૦ – શી મેઈલ – રૂા ૫૫–૦૦

દર માસે ૩૨ પાનાનુ પ્રૌઢશિક્ષણની વિભાવના મુજબ, સામાજિક જાગૃતિ, વ્યાવસાયિક કૌશલ્ય અને જ્ઞાન, નાગરિકતા-દેશના વિકાસમા ફાળો, સ્વાસ્થ્ય, સુઘડતા, અક્ષરજ્ઞાન વગેરે વિવિધ વિષયોનુ વાચન પીરસતુ આ માસિક દરેક કુટુબ, જિલ્લા પચાયત, તાલુકા પચાયત, પુસ્તકાલય વગેરે સૌના બજેટમા કશી ઉથલપાથલ મચાવ્યા વિના સમાઈ જાય છે

વધુ વિગત માટે લખો

**નવજીવન ટ્રસ્ટ**
પો. ઓ. નવજીવન,
અમદાવાદ ૩૮૦ ૦૧૪

**નવજીવન ટ્રસ્ટ (શાખા)**
૧૩૦, શામળદાસ ગાંધી માર્ગ,
મુબઈ ૪૦૦ ૦૦૨

પ્રકાશક અને મુદ્રક : રમેશ ર. દવે, વિશ્વમાનવ, C/o, બાલગોવિંદ પ્રકાશન, ૧૭૬૦, બાલાહનુમાન, ગાંધીમાર્ગ,
અમદાવાદ-૧ * મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ-૧ * ફોન ૩૯૨૫૧૨

# વિશ્વમાનવ

[ માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક ]



## વાત ખુદવફાઈની

પુરસ્કૃત થવાની ચંદ્રકાન્ત શેઠને નવાઈ ન હોય, એમના ભાવક લેખે આપણને ય ન હોય ને છતાં સૌને વિશેષ આનંદ થયો છે રાષ્ટ્રીય સાહિત્ય અકાદમી દ્વારા 'ધૂળમાંની પગલીઓ' પોંખાતાં! આ વિશેષ આનંદ શા માટે? તો કહે, 'નંદ સામવેદી' બનીને લલિત ગદ્ય સાથે પનારું પાડનાર ચંદ્રકાન્તની ખુદવફાઈ આજે પુરસ્કૃત થાય છે.

કવિતામાં પોતાને 'ચંદુડિયો' કહી પામનાર કવિ ચંદ્રકાન્તે 'નંદ સામવેદી'ના નિબંધોમાં, એલિયટને યાદ કરીને કહીએ તો કવિના અવાજથી વેગળા રહીને વાત માંડી હતી, માંડી જાણી હતી! અલબત્ત, એ ભલે આરંભ હતો, પણ 'પહેલો ઘા રાણાનો' કહેવત ત્યારે સાર્થક થઈ હતી ને પછી તો પડી શૈશવની ધૂળમાં પગલીઓ.

આમ તો પોતાના 'મૂળ' વિશે, કુળ વિશે કહેવા બેસે ત્યારે સ્મરણ એની સચ્ચાઈને આવરી લે પળ-વિપળ એવું ય બને છે ક્વચિત્ કદાચિત્! વિ-ગત પળોમાં ઉમેરાઈને એનું 'વિશફુલ થિન્કિંગ' રચી દે કે દૃગ્ધસકંરાથોમાં જોરાઈથી. ને આમ આચરી બેસાય કાગળ પર કલમ ચલાવતાં, નાઈટલૅમ્પ પણ ન બળતો હોય એવા અંધારે, મનની સાથે આચરાતું છળ!

ઉમાશંકરે ઉચ્ચારેલ 'સાગુકલો જુવાન'નું બિરુદ સર્જક ચંદ્રકાન્તે 'ધૂળમાંની પગલીઓ'ના પાને પાને સ્મરણના સથવારે રહીને ય ઉજાળ્યું છે! હિન્દી ભાષાનો પ્રયોગ કરીને કહીએ તો અહીં એમણે પોતાની જાતને ય બખ્શી નથી—

મનમોરીના સમયને શ્વસતાં છતાં સર્જક ખુદવફાઈ ન લોપાવા દે લગીરે ય, ત્યારે થાય, ચંદ્રકાન્ત ઘણું લખો, આવું અને અદકું!

રમેશ ર. દવે

તંત્રી • ભોગીલાલ ગાંધી  સંપાદક દિનેશ શુક્લ
અંક • ૩૧૨ ડિસેમ્બર : '૮૬

પ્રેમ થકી છે શૌર્ય, શૌર્યથી પ્રેમ મચે છે,
સ્વર્ગ મૃત્યુ પાતાળ, પ્રેમશૌર્યે દીપે છે.

— નર્મદ

શ્રી દશરથભાઈ ગાંધી

ગાંધી એન્ડ કું. ૪૪, નાગદેવી ક્રોસ લેન
મુંબઈ – ૪૦૦ ૦૦૩ ના સૌજન્યથી



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

[ સ્થાપના જાન્યુ૦ ૧૯૭૦ ]

**ઉદ્દેશ** ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવી

**પ્રયાસ** · વિશ્વની વિવિધ સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવો

**પ્રવૃત્તિ** જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ સાધી, નાગરિકોની જાગૃતિની ક્ષિતિજો વિસ્તરે તેવી સર્વ પ્રવૃત્તિઓ કરવી





(છૂટક નકલ બે રૂપિયા, વાર્ષિક લવાજમ · વીસ રૂપિયા, પરદેશમાં ૧૧૧/-)

---

## અનુક્રમ

સંપાદકીય ૪૩૧
સાહિત્ય વિશેષાંક ૪૩૩ થી ૪૬૨
વિભૂતિવંદના ૪૬૩ ચન્દ્રકાન્ત શેઠ
ઊહાપોહ ૪૬૭

---

—: સંપર્ક :—

સંપાદકીય,
પુસ્તક-સ્વીકાર નોંધ
દિનેશ શુક્લ
'મીમાંસા'
૨૭, મિથિલા સોસાયટી
આંબાવાડી, અમદાવાદ-૧૫
ફોન : 414490

પ્રકાશન-રવાનગી
રમેશ ર દવે
'વિશ્વમાનવ'
C/o બાલગોવિંદ પ્રકાશન
બાવાહનુમાન
ગાંધીમાર્ગ-અમદાવાદ-૧
ફોન 335234

લવાજમ, લેખ-પુરસ્કાર
ભોગીભાઈ ગાંધી
૩, જ્યુપિટર એપાર્ટમેન્ટ
પ્રોડક્ટિવિટી માર્ગ
વડોદરા-૫
ફોન : 94950

“ જો એક અશ્રુ તુજ મ્હેં કદી હોય લોહ્યું
એકાદ અશ્રુ તણું દાન જ યાચું તો હું ”

— નરસિંહરાવ દીવેટીઆ

[ એક શુભેચ્છક તરફથી ]

# સંપાદકીય

સ્વ. ઇન્દિરા ગાંધીના જન્મદિનથી એક મહિના સુધી પર્યાવરણ માસ ઊજવવાનું સરકારી રાહે નક્કી થયું છે. પર્યાવરણના રક્ષણ, જતન અને સંગોપન માટે લોકજાગૃતિ અને સભાનતા પેદા કરવા, જેટલું કરવામાં આવે એટલું ઓછું છે, એવી પ્રતીતિ ધીરે ધીરે પ્રબુદ્ધજનોમાં થવી શરૂ થઈ છે. કેટલાક દૂરનું જોઈ શકનાર અને વધુ ચિંતિત પર્યાવરણવિદો તો ત્યાં સુધી કહે છે કે દેશનું, પણ વિશેષે તો, ગુજરાતનું પર્યાવરણ એટલી હદે બગડી ચૂક્યું છે, અથવા ઝડપથી બગડી રહ્યું છે કે તેને ખાળવા અસરકારકતાથી અને પૂરી નિષ્ઠાથી અત્યંત તાકીદે નક્કર પગલાં ભરવામાં નહિ આવે તો અત્યંત ગંભીર પરિસ્થિતિ ઊભી થશે. નિરાશાવાદી પર્યાવરણવાદીઓ તો ત્યાં સુધી કહે છે કે આપણને કદાચ ખબર નથી, પણ પર્યાવરણની બાબતમાં આપણે 'પૉઇન્ટ ઑફ નો રિટર્ન' વટાવી ચૂક્યા છીએ, અને ધારીએ છીએ તે કરતાં પણ વધુ ઝડપથી 'ઇકોલૉજિકલ ડીઝાસ્ટર' તરફ આપણે ધસી રહ્યા છીએ!

હવા, પાણી, જમીનનું પ્રદૂષણ અટકાવવાનાં પગલાં, એટલે પર્યાવરણનું રક્ષણ એવો સાદો ખ્યાલ પ્રવર્તે છે. પ્રદૂષણનાબૂદી, અથવા ક્રમસેક્રમ પ્રદૂષણ-નિયમન, એ પર્યાવરણની સુરક્ષાનું મહત્ત્વનું અંગ છે એ ખરું, પણ પર્યાવરણનાં રક્ષણ અને સંગોપન એ વધુ વિસ્તૃત અને વ્યાપક ખ્યાલ તથા પ્રવૃત્તિ છે. આપણી સૃષ્ટિ, જેમાં સજીવ અને નિર્જીવ બેઉનો સમાવેશ થઈ જાય છે, તેમાં એક પ્રકારની સમતુલા છે; એમાં મનુષ્ય દ્વારા ગંભીર ખલેલ ન પડવી જોઈએ. મનુષ્ય સૃષ્ટિ પાસેથી પોતાના જીવન નિર્વાહ માટે ભલે મેળવે, પણ તેમાં રહેલી સમતુલાના ભોગે નહિ. મનુષ્યે જે ગંભીર ખલેલ પહોંચાડવાનું કર્યું છે, તેનાથી આ સમતુલા જોખમાઈ છે, અને પ્રકૃતિ હવે તેનો જવાબ માંગી રહી છે, તેમાંથી પર્યાવરણીય સમસ્યા ઊભી થઈ છે.

પ્રકૃતિમાં જે સંતુલન જોવા મળે છે, તેની મુખ્ય બે કડી છે: જંગલો અને પાણી. તેઓ એકબીજા પર એવાં આધારિત છે કે આટલી વૈજ્ઞાનિક શોધખોળો અને સમજણ છતાં તેમની વચ્ચેના આંતર-સંબંધોના બધા જ તાણાવાણા આપણે બરાબર સમજ્યા છીએ, એવો દાવો કરી શકીએ તેમ નથી. યુકેલિપ્ટસનાં ઝાડો હારબંધ વાવીએ એટલે વનીકરણ થયું કહેવાય! જંગલો વિશેનો આપણો ખ્યાલ પણ કેવો મર્યાદિત અને એકાંગી છે! અનેક પ્રકારનાં વૃક્ષો, વનરાજિ, ઘાસ, વેલા, ઝાડી-ઝાંખરાં, તેમાં રહેતાં અનેક પ્રકારનાં પશુઓ, પંખીઓ અને જીવજંતુઓ — એ બધાંની જે અન્યોન્યાશ્રિત જીવંત સૃષ્ટિ રચાય છે, જે જંગલ કહેવાય છે અને આવું જંગલ એ તો પર્યાવરણની મોટામાં મોટી થાપણ ગણાય. શું-શું કામ તે કરે છે તે ગણતાં થાકીએ. કાર્બન ડાયોક્સાઈડ લઈને શુદ્ધ ઑક્સીજન આપે, વરસાદને ધરતી પર ખેંચી લાવે, વરસાદનાં પાણીને ધરતીમાં ઊતરવામાં મદદ કરે તો બીજી બાજુ જમીનના ઉપરના સ્તરને ધોવાતું અટકાવે, પવનોનું નિયમન કરે, ભેજ પેદા કરે અને દરિયાઈ ભેજને ઠારવામાં સહાયરૂપ થાય, અનેક ઉદ્યોગોની તો તે જીવાદોરી ગણાય. કેટકેટલાં કામ કરે છે, જંગલો; અને આપણે તેમને કાપીને ઉપકારનો બદલો અપકારથી વાળીએ છીએ અને પાણી તો જીવનનો આધાર ગણાય; પણ તેના કુદરતી સ્રોત સુકાવા લાગ્યા છે. વરસાદ અનિયમિત અને રેઢિયાળ બન્યો છે. સદીઓથી

જળ લઈ જોઈએ તેટલું
ગરણું લઈને ગાળ
નદી તળાવ ગળાય નહીં
તું તારું સંભાળ

— દલપતરામ

[ એક શુભેચ્છક તરફથી ]

## ગાળી-જો શકાય... | ચંદ્રકાન્ત શેઠ

બેસ, ભાઈ! બેસ!
નહીં આ-અધીર;
બગડેલુ ક્ષીર,
તેથી ઘૃત પામવાની રાખ આશ ના લગીર!
હવે તારે માટે કોઈ સૂર્ય ઊગવાનો નથી,
કોઈ મેઘ તારા માટે વર્ષવાનો નથી
ખીલ્યા વિના કળી જાય ખરી,
ગલત .
જોયા કર
તારા, ખેતરોમા રણુ વળે ફરી,
મૌન ..
જોયા કર
પેલા મોજાં તારો તટ જાય હરી,
કલાન્ત..
જોયા કર.
તારું લક્ષ્ય જાય તારામાથી સરી,
શ્રાન્ત...
જોયા કર
જેની તને આશા, તે જ જાગનાર નથી,
જેની છે પ્રતીક્ષા, તે જ આવનાર નથી
મીચી આંખ,
બીડી બાંધી હાથ,
આંસુમાં ડુબાવી તારું આભ,
ધીરે ધીરે ડૂબવા દે મન,
—એવી રીતે ડૂબવા દે મન,
(કે)
જેથી તારા દગ રહે, નહીં રહે દૃષ્ટિ,
શ્રોત્ર ભલે રહે, તારી રહે નહીં શ્રુતિ,
ચસે શ્વાસ ભલે, કશી કળાય ના ગંધ,
ખુલ્લાં બારીબારણાંએ ઘર સાવ બંધ!
એકના અભાવે અહીં કેટલો અભાવ!
એકાંતે એકલતાનો કેટલો પ્રભાવ!
કોના માટે ગાયુ?
ને એ જ કેવું બનીને કઠોર પાછું પડઘાયું!

કોના માટે દોર્યું?
ને ચિત્રમાથી ચિત્ર પેલું કેમ રે ચેંગયું!
કોના માટે કવ્યુ?
ને મારુ કવ્યુ મને કેમ લાગતું પરાયું?
ચિત્રમાથી ચિત્ર લો ઉપાડી,
કાવ્યમાથી કાવ્ય લો ઉખાડી,
ઊથાડી દો તારાઓને,
ઉજાડી દો મને,
મારાથી વેઠાતી નથી ખાલી-ખાલી બાથ,
મારે નથી રહેવું મારી સાથ,

કોઈ મને મળવાનુ નથી,
ક્યાય મારે પહોંચવાનું નથી,
છતે પગ, મારે હવે ચાલવાનું નથી,
પછી,
મારે આ સૌ રસ્તાઓનું કામ શું છે?
મારે કશુ દેખવા-દેખાડવાનું નથી,
પછી,
મારે આ સૌ દીવાઓનુ કામ શું?
મારે હવે મેળવીને આપવાનું કોને?
મારે મારો ઘટ ભરી પાવાનું છે કોને?
કોને મારે મ્હેકીને મ્હેકાવવાનાં છે?
કોને મારે ટકીને ટકાવવાના છે?
મારે હવે કોના માટે સજવાના સાજ?
કોના માટે થાપવા-ઉથાપવાનાં રાજ?

કોણ મને જોનારું છે અહીં?
ગળામાં આરોપો સાપ,
આરોપો યા પુષ્પમાળ;
કોઈ મને વરનાર નથી,
કોઈ મારુ બનનાર નથી,
પંખી તો આ ડાળ છોડી ક્યારનાં વિદાય..
બારે મારા વ્હાણ, છેક કાંઠે આવી...
ભાંગીને ડૂબ્યાં થઈ ભસ્મ ઘુ ખોવાયો,
મારો મને ફડફડ વાગતો ઓછાયો!

## ત્રણ કાવ્યો | કાર્તિક જનકભાઈ દવે

### ૧ 'Education'

'Education'
સરસ શબ્દ છે
'કોઈ', 'ક્યારેક' થઈ ગએલા, 'કંઈક' કરી ગયેલા
મહાત્માની સમાધિ જેવો
એ બીજ છે –
નપુંસક ચર્ચાઓનું, Ph D ની ઉપાધિઓનું
મોટી-નાની નોકરીઓનું
શબ્દ બહુરૂપી છે –
રોટલી છે એ
'શિક્ષણનીતિ' એવા કોઈ ભૂતની ચોટલી છે એ
સફેદ કાગળ પરનો ભૂરો પ્રશ્ન છે શાશ્વત
કાળા પાટીયા પર સફેદ ખડીનો જવાબ છે શાશ્વત
આશ્ચર્યચિહ્ન છે
પૂર્ણવિરામ છે, અલ્પવિરામ છે,
અવતરણચિહ્ન છે ક્યારેક
ફુમાતા છે જલેલી જીવતી લાશોની
ફળતું જતું દુઃસ્વપ્ન છે 'કોઈ'નું વહેલી પરોઢનું,
Education સરસ શબ્દ છે
હા,
શ્વસાતો હશે ક્યારેક દ્રોણમાં, અર્જુનમાં,
તક્ષશીલામાં, નાલંદામાં,
ઘૂંટાયો હશે હો' તપોવનમાં
પણ,
થીજી ગયેલો નિઃશ્વાસ છે આજે
મારો, તમારો
ચૂર, થઈ ગયેલો વિશ્વાસ છે આજે
મારો, તમારો
ખરા-ખોટાના લાલ ચેરાએ
ચૂસી લીધું છે એનું લોહી
પરીક્ષાનો વાઘ-જોઈ સોહરાબ છે આજે
આક્રંદ કરે છે
'શાળા', 'કોલેજ' એવા કોઈ કતલખાનામાં
આ તો હું છું, તમે છો, આશુ છે આપણા
તો કદાચ જીવી જાય
બાકી
Education શબ્દ સરસ છે
કોઈ મહાત્માની સમાધિ જેવો

*

### ૨ મારે જોઈતો 'હું'

મારા બે હાથ કાપી નાખો
એકબીજા સાથે જકડાઈ રહેતા,
નિષ્ક્રિયતાના પ્રતીકસમ હાથનો
મને ભાર લાગે છે
મારી આંખો ખેંચી કાઢો
મને મારી પાંગળી દૃષ્ટિનો ભાર લાગે છે
પગને પણ કોઈ અધિકાર નથી જીવવાનો
એણે ચીમળાઈ ગયેલ દૃષ્ટિને જ
અનુસરવા પ્રયત્ન કર્યો છે-વિરોધ કર્યા વિના
ને વળી કેટલાય નાજુક ભાવો પર
તેણે તેની ગંદી Foot-Prints પાડી છે.
આ દાંત જીભને કેમ ખાઈ નહિ જતા હોય !
પણ ના,
એ તો મારે માટે અખાદ્ય વસ્તુને એંઠી કરવામાં
સમજ્યા છે
આ હૈયાનેય છૂંદી નાખો
તે સાવ કાણા ડબલા જેવું થઈ ગયું છે
નથી ઝીલી શકતું કશુંય !
આને કાપી નાખો, તેને કાપી નાખો
આનો ભાર લાગે છે તેનો ભાર લાગે
આના કટકા, તેના કટકા, તેનાય કટ
બસ કટકા કર્યે જ જાવ
છેલ્લે જો કદાચ કંઈ રહે
તો મને કહેજો
હું તેને પકડી લઈશ
બરાબર જકડી લઈશ
હવે ગાફેલ રહ્યા વિના
તેમાંથી બનાવી લઈશ
મારે જોઈતો 'હું'

*

## કે હું અને નેપોલિયન

નેપોલિયનને મેં રડતો જોયો છે
નેપોલિયનને ઇર્ષ્યાભરી આંખે મારી સામે જોતા જોયો છે
'હર્ષ'નેય ઇર્ષ્યા આવશે
ક્તારો જોઈ વાચકોની મુજ દ્વાર
ઉતાવળે ઉપનામોથી નવાજનારા ઈતિહાસકારો
કોને ખબર શું કરશે હવે ?
મારી પાસે બે હાથ છે ને બને ઉપર
પૂરી પાંચ-પાંચ આંગળીઓ છે
ધૂળનેય સામેથી પગનીમાં કંડારાવાનું મન થાય
એવા પગ છે મારી પાસે
મારી પાસે છે સૂરજનું હૃદય ને ચંદ્રની આંખો
હું હૃદયથી જોઈશ ને આંખોથી જીતીશ
મારા અને નેપોલિયનમાં ફરક એટલો રહેશે—
એ સેના લઈને નીકળ્યો હતો ને
એકલો પાછો ફર્યો હતો
હું એકલો નીકળ્યો છું ને
આખી દુનિયા સાથે પાછો ફરીશ



## વસંતનું પદ | મણિલાલ હ. પટેલ

કુંજડીઓ થૈ બોલે છે પડછાયા
વહી ગયેલા દિવસો પાછા કોના ઘરમાં આવ્યા ..

કોણ ક્યારનું હળથી મારી પડતર માટી ખેડે
અડધું ઊગે અંકુર થઈને પૂગે શેઢે
ખેતરને ભીંજવતી આજે ટહુકે કોની છાયા
કુંજડીઓ થઈ બોલે છે પડછાયા .

ઝાકળ-જેવી આંખો ખોલી શેઢો સસલું બોલે
આંબા ઉપર ફૂટે મંજરી સીમ ચડી છે ઝોલે
કેસૂડામાં આજ ઊતર્યું સૂરજ થઈ છે કાયા
કુંજડીઓ થઈ બોલે છે પડછાયા .

ઊડી ગયેલું જંગલ લઈને પંખી ડાળે આવ્યાં
વહી ગયેલા દિવસો પાછા સૂના ઘરમાં લાવ્યાં—
કુંજડીઓ થઈ બોલે છે પડછાયા



## જિપ્સીકથા | મણિલાલ હ. પટેલ

દિગ-તપાર જોતા ઊંટ
ધૂળિયા તડકા ખરબચડા અંધકાર
ભૂખઆગ પાણીતરસ
ભૂખરતા સૂકી ભોંય પર લીંપેલી
ઘેટાંની હાર કીડી-લીટી જેવી
પહાડ કેડે કંદોરો સૂવે

જિપ્સીઓના ડેરાતંબુમાં
હાડના કૂકડા કાળા રાતા ભૂમિવત્
ઊંટ ભાંગેલી ટેકરીઓ
સાંઢણી માથે લહાયેલા ઘર
કૂતરી લવારા ભેળા ચોટલિયાળા બાળ
કાળાકામળા મરુણકોરમઢ્યા રૂપ
કાયા બળે ઊંડે તનુવાઘરી

બીજનો ચન્દ્ર ચાખે અધર
પ્રકંપિત ઉરોજ સ્પર્શે ઊષ્ણ શોણિત
ઉઝરડાય એકલતાઓ
ચડતા ‘ચીખરાતા મેઘ જિપ્સીકન્યાઓમાં
ખરી જતા વૃક્ષોની વેદના વયસ્ક નારીઓમાં
સૂનમૂન રાત્રિઓ ટાઢાબોળ દિવસો —
જિપ્સીની ઝંખવાતી આંખોમાં
તોફાન ગમે છે મને રણના
જ્યોત શું થરકવાનું
આંધીમાં ટકવાનું અઘરું છે આમ તો
બેમોસમ ખેતર થઈ પડી રહેવાનું
ઢોરના ઉઘાડામાં કથીરી થઈ —
ચોંટી રહેવાનો અર્થ પણ જીવન
પંખીની જેમ ગાયા કરવાનું
વરસાદ તો આવે ત્યારે ખરો ..



# કવિ પત્નીને | યજ્ઞેશ દવે

મેં તને બતાવી છે
ફૂંફાડ કરી ઊડી જતી કુંજડીઓની હાર
દૂર દિગંતના આભાસની પેલીપારના અંધકારમાં
                                        ભળી જતી
– જાણે મરકતી જતી જૂઈ ફૂલોની સેર

મેં તને બતાવ્યા છે
સાંકડી શેરીની નાનકડી બારીના ફાસલા બહાર
રૂપેરી છીપોની જેમ ખુલતા નક્ષત્રો
કૃત્તિકા, બાણુંરજ ને વ્યાધ,

મેં તને બતાવ્યું છે
નીલઆકાશ
જે ભળી જાય છે સમુદ્રના નીલની સાથે

મેં તને સંભળાવ્યો છે વહેલી સવારે શાકમારકેટની
                                        હરરાજીના
કોલાહલમાં ડૂબતો એક એકાકી ટીટોડીનો
                                        ઉદાસ અવાજ

લઈ ગયો છું હું તને એ અધોલોકમાં,
એ ઉદ્દંડ શિખરો પર જ્યાં
કામનાનો સૂર્ય પ્રજ્વળે છે તેના સોળમા વરસમાં
જ્યાં અંધકારનો અર્થ છે નરી વાસના.

લઈ ગયો છું હું તને
મરણની સાંકડી અફાટ ગલીઓમાં
જ્યાં ક્યાં ક્યાં કાળનું
શું શું રઝળે છે રવડે છે અહીં તહીં.

મેં તને આપ્યું છે નાનકડું સુખ
– ઉત્સવદિને રાજાના ભેટ અસબાબના ઐશ્વર્ય વચ્ચે
લજવાઈ રહેલ ક્ષુદ્ર ઉપહાર જેવું નગણ્ય

મેં તને આપી છે પારાવાર વેદના
તારા આ નાનકડા હૃદયમાં ન સમાઈ શકે
                                        તેટલી વિરાટ ભયાવહ

ચાલતા આ ચાર ચરણનો કોણ તોડે છે લય
બિલોરી આ રંગમહેલની જવનિકા પાછળ
                                        કોણ હસે છે મય

સહેજ હસવા ખુલેલા આ હોઠની કોણ ખૂંચવી
                                        લે છે રેખા
સહેજ પણ અવકાશ ન હોય તેવી બીડાયેલી
                                        આંગળીઓની

અમથી એવી તીરાડમાંથી
કેમ ફૂંકાવા લાગે છે સુસવાતો પવન
વચ્ચે કોણ મૂકી દે છે યોજનના યોજન

આપણી આ યંત્રણા વચ્ચે
કોની ચાલે છે મંત્રણા?
કોણ છે એ
એ છે કોણ?

તું કહે છે
'મને કશી ખબર ન પડે
તમારા અષ્ટમ પષ્ટમમાં'
તારી વાત સાચી છે
કેટલીક બારીઓ તો બંધ જ સારી.

લસણ મૂકી છમકારો કરી વઘાર તું
બીડાના સોડમભર્યા શાકને

સાડલાનો છેડો આડો રાખી ધવરાવ તું મારા બાળકને
અગાસીના કૂંડાનીય કાળજી લઈ પાણી પા તું
                                        જળની ઝારી લઈ
પીરસ તું મને પ્રેમથી
મધરાતે છણકો કરી ઝૂંટવી લે મારી ચોપડીને -
આ લે
ઝુંટવી લે મારી પેન
ભલે આ કવિતા અધુરી રહે

□

## બચેલી વાત | બારીન મહેતા

મૂળિયાંની આસપાસ ઝેર ફેલાવવાનું બંધ કરો
બંધ કરો આ વિકારી ચાલચલગત
મારે હવે સાંભળવા કે જોવા નથી પેંતરાઓ
મારી ડાયરીના પાના વચ્ચેના આંકડાઓની રમતને
કોઈ ક્યારેય જાણી શકવાનું નથી
એ આંકડાઓનો સંબંધ
ક્યાં
કોની જોડે
ને કેમ
—એવા ઉકેલો જોડાણથી મળવાનું પણ શું ?
જુઓ,
આ મારી રુંવાટીમાં દૂધિયો રંગ પણ ઊપસી આવ્યો.
ઉંમરને એવે આંગણે હવે પહોંચ્યો છું,
જ્યાંથી
ઉંબર બહાર
ને ઉંબર અંદરની
અનેક સમજણોને મેં મમળાવી કરી નાખી છે
ને
માટી હવે માટી નહીં રહે
એવો ભય
અકારણ નહીં સેવવાનું મેં વ્રત લીધું છે
આમ તો ઊડતા પંખીને જોતાં
વૃક્ષો હોવાની ખાતરી થાય
તો પણ
મારી જેવા અનેકોની આંખોમાં
શોધ્યો ય જડતો નથી
પંખીનો પડછાયો
કારણ કે
મૂળિયાં આસપાસ ફેલાવવામાં આવેલું ઝેર
અનુભવી શકાય છે
વૃક્ષની ટોચ પર ફરકતાં પાંદડાંમાં
આખર તો
જાણકારીનો દાવો
અનુભવના દાવા પામે
હારવાનો જ,
એથી
એનો રંજ નથી
રંજ છે
એ વિકારી ચાલચલગતનો
જે
ધુમાડો ઓકતો ઓકતો
ચોકખી હવાના વિચારો ડહોળે છે
ને રચે છે
છેતરપિંડીનો એક એવો પીરામીડ,
જેમાં
ઇતિહાસ ધરબાય છે,
જીવતા માણસોના શ્વાસ હરડાય છે
ને કહેવા પૂરતું આટલું જ બચે છે :
બંધ કરો
મૂળિયાંની આસપાસ ઝેર ફેલાવવાનું



## ઉકેલો | રમણીક સોમેશ્વર

લ્યો, પરોવી આંખ આ કાગળ ઉકેલો
કે પછી આકાશના વાદળ ઉકેલો

આ હથેળીને હવે મૂકો ઘડીભર
આ હથેળીથી હવે આગળ ઉકેલો

આ હતો, છું, હોઈશની સંભાવનાઓ
શોધવા, ચાલો હવે પળ પળ ઉકેલો

સૂર્ય, વાદળ, ગીત, ભીની આંખ, કૂંપળ
એ બધું ઉકેલવા કાગળ ઉકેલો

ક્યારના શબ્દો બધા છટકી ગયા છે
તે છતાં સામે ધર્યો કાગળ, ઉકેલો



## ક્ષણ | જિપ્સી હૅપી

કયારેય
ક્ષણને આડે આવતી નથી ક્ષણ
ક્ષણમા રેલાઈ જતી ક્ષણને
રોકવી અશક્ય છે
ક્ષણ મારે પણ--
કેમકે,
શાંત તેટલી ઊંડી
વેરવિખેર તેટલી ઓળઘોળ
ને
રેખાંકિત તેટલી જ રેખાતીત ક્ષણ
બધે—
અહીં-ત્યાં–નજીક–દૂર–ઉપર–તળે
બધે—
પ્રખર
ધખધખતી
ધબકતી–હાંફતી
રોમરોમ રોમાંચિત
ઊમટી આવેલી
ક્ષણને વિકલ્પ ક્ષણ !
કેવળ ક્ષણ
કેવળ ગોળ
ગોળ ક્ષણ બધેથી ગોળ . !
—કશું ને
નીતિ–રીતિ–મતિ–વિવેક–મોરલ–ફોરલ
કશું ને—
ગોળ ક્ષણમા
સબ સલામત, સબ નોર્મલ !
જુગજુની
ડહાપણની પોથી હાથ પર
ફરી વળે
ઉન્મત્ત ક્ષણભરી
ને
પ્રખર ધખધખતી
ધબકતી–હાંફતી
ક્ષણમા રત
ને
ક્ષણને હડસેલતી
ગાડીતૂર ક્ષણ
વેરાઈ જાય કણ કણ થઈ
કોઈ પણ સ્થળ–કાળમાં—
પાતાળ ફોડી
ઊછળી આવેલી ક્ષણ
સવાર–બપોર–સાંજ–પરોઢ–રાત
કે મધરાત પણ હોય !
પ્રહરો
ઊમેંઊમા પીગળે
ને
ક્ષણ તગતગી રહે
પ્રહર–પ્રહરમાં !
વરસતી
ઝાળઝાળ લૂમાંય–
માંજરી બિલ્લીના
કૂણા રૂપાળા નહોરમા
ભભૂકી ઊઠે
એકાએક જ તીક્ષ્ણ–મુલાયમ ક્ષણ
ને
થઈ રહે ઝળહળ ઝળહળ
શાંત વાવને સાતે કોઠે !
રાતી–નીલી–જાંબલી
ને એમ એકસામટી
સહસ્ર બિલ્લીઓ
ઝળૂંબી રહે
માંજરી બિલ્લીની
શાંત ને અધમીંચી પાંપણો પર—
રક્તવર્ણા નેત્રોમા
આવી બેસે મઘમઘ વસન્ત . !
વક્ષસ્થળે ઉછળી પડે
સાત સાત અશ્વોને હણહણાટ

વિશ્વમાનવ

ને
ફૂણા રૂપાળા મ્હોરમાં
ઘૂઘવે
ફીણ ફીણના ગોટ
કેવળ ફીણ કેવળ ગોટ કેવળ ફીણ
સાવ ક્ષીણ
–ક્ષણ વિશે
ગોપવી રાખેલું ગર્ભશ્રીમંત ચિંતન
સાવ ક્ષીણ–
ને
નિજ થકી કેળવેલા ગનાન સામે
પંડિત મીંડું કરે
એ અંગે કે,
મ્હોરનો રંગ ખરેખર કેવો?
રાતો કે લાલ
નીલો કે જાંબલી? !
ને એમ જ ક્યાંક
ક્યારેક મધરાતે
આળસ મરડી ઊમટી પડેલી
ઉન્મત્ત ડમરી
ઉંઇ
સૂરજમાં જઈ ઠરે,
તો ક્ષણેક
દિવસભર ધખેલું રણ
છમ્મ કરતુંક શુઝાઈ જાય
સમીસાંઝમાં!
સાવું છે વિચિત્ર!
પણ તરકના ચપ્પે
કાપી શકાય નહિ ક્ષણ!
કેમકે,
ચાત તેટલી ઊંડી
ને
રેખાંકિત તેટલી જ રેખાતીત ક્ષણ
બધે—
અહીં-ત્યાં-નજીક-દૂર-ઉપર-તળે
બધે —!

□

## બે કાવ્યો | હેમાંગિની શાહ

૧
તેં મને દરિયો આપ્યો,
મેઘધનુષથી અંકિત
અર્જુન હવે લક્ષ્ય ભેદે કે ન ભેદે
દ્રૌપદી તો જીતાઈ ચૂકી
શરદના આ નિરભ્ર આકાશ નીચે મેં
ઢાળ્યું છે શિર તારા સ્કંધે,
ને દૃષ્ટિપથમાં વિસ્તરી છે શાશ્વતતા
દૂર નક્ષત્રો વચ્ચેથી વહી આવે છે
ઓર્ફિયસનું સંગીત
ને મારી પંક્તિઓ વચ્ચે પાંખ પ્રસારે છે
એક યુરિડિસી
વહેલી પરોઢના ઉજાસમાં
મારા રક્તમાં લહેરાતા ચંદનવૃક્ષ ઉપર
ફરી એક પંખી માળો બાંધે છે
તેં મને દરિયો આપ્યો
મેઘધનુષથી અંકિત

*

૨
પ્રિયની વિદાય ધરતી છીનવી લે છે
બસ, વિશેષ કશું બનતું નથી,
પણ,
ફરી લીલાછમ થવાતું નથી,
મેઘદ ઘૂઘવ્યા કરે છે ચરણમાં નાર્સિસસનો
ચહેરો લઈ,
ને
શ્વાસનાં પર્ણો ખર્યા કરે છે અવાજ વિના
કદાચ કાલે હું સૂરજને નહીં ઓળખું,
મારા અવાજમાં લહેરાતું ઘાસ હવે નહીં વધે,
હિમકણીથી છવાયેલા શ્વેતપથ પર અંકાતા
આ શબ્દો કદાચ પંક્તિ પૂરી નહીં કરે
ઉત્તરપથની મારી આ યાત્રામાં નહીં હોય
કોઈ શ્વાન મારી સાથે
પ્રિયની વિદાય –
ફરી એક ઓડિસિયસ — શાપ અને સમુદ્ર

□

## 'આકૃતિ' | નલિન રાવળ

શાંત
શીતવ્યાપ્ત
રાત્રિના ઝગત તારકો
તળે
ઢળેલ બાગ, વાયુના હિંડોળમાં ઝૂલે
તરુવરો તણી ભીની પ્રલંબ છાંય,
સરી જતી ત્વરિત અંધકાર પાર
પંખીઓની હાર
ક્યારનો
નિહાળતો ઊભો હું આમ ક્યારનો
તહીં...
રણઝણ્યા સૂરો
રહસ્યના સરોવરે અહો!
પ્રમત્ત પાંખડી ખૂલી
વહી
સમગ્ર પ્રાણની અલંકૃતિ સમી
મધુર આકૃતિ
પ્રિયા!
અહીં
અણુ અણુ મહીં રમી રહી સમગ્ર પ્રાણની
અલંકૃતિ સમી
મધુર તારી આકૃતિ
પ્રિયા!

□

## ચહેરો | રજની શાહ

ધીમે ધીમે
રણકે છે એક ચહેરો
ત્યાં દૂર આથેના જર્જરિત મંદિરમાં
પગથિયાં લગી ઊછળી આવે છે રત્નાકર
કોણ જાણે ક્યારે થયો હતો સૂર્યોદય
ને છોકરાઓએ આપી હતી પુષ્પાંજલિ
હજીયે મને સાંભરે
ગાયેલું ઘણું ત્યાં ભાભરે
મારી નાનકડી ધરતી
રજ રજ થૈ ચઢે આભ રે!
લાવ લાવ હે ચાંદ! મારી પૂરણપોળી
મારી માની આંખ્યુંમાં ઝમકોળી
મને બીક લાગે છે પથ્થર થઈ જવાની
પછી આકાશ આંખ લાલ કરશે
કાન મારા ટેટા થઈને ફાટશે
વૃક્ષોને કહોને કોઈ
દાદાની લાકડી થઈ જાય
વાયરાને કહોને કોઈ
દાદીમાની વાત થઈ જાય
મારે થોડીક વાર ઊંઘવું છે

□

## એક કાવ્ય | પ્રવીણ દરજી

એ નીરવ સંવાદને
યાદ કરું છું
ને —
પાછી શ્રાવણી ક્ષણો ઝરમરી જાય છે.
શબ્દો શબ્દકોશ સુધી હાથ લંબાવી
અર્થ–અન્વયની કેડીઓ ખોળવામાં પડી જાય છે
થાય છે કે હમણાં જ
હર્ષઘેલું પળાશપુષ્પ ક્યાંક હોઠ ફફડાવી ઊઠશે,
દક્ષિણનો નમીલો પવન ભોળવાઈ જઈને —
ઇતિવૃત્ત કહેવા બેસી જશે,
ને —
આ ધુમ્મસિયા પરોઢમાં પ્રમત્ત પરભૃતિકા
ડાળીએ
આપણા નામજોગા ટહુકા પાથરી દેશે
એટલે જ કહું છું
ચાલો,
કોઈક મુખર થઈ બેસે તે પહેલાં
નિઃશેષતાના પારાવારમાં
શબ્દાતીતતાનું મોજું બની ભળી જઈએ!

□

## જઈ આવ્યા

રઘુવીર ચૌધરી

મોહન પટેલ ઘેરથી રિસાઈને જતા રહ્યા છે એની ગામમાં કોઈને ખબર ન હતી. ઘરવાળાં જાણતાં હતાં કે એ ગયા છે જાય, શું કામ ગયા? રિસાઈને જવા જેવું હતું શું? આખું ઘર એક બાજુ હતું, પટલાણી જ નહીં, બે દીકરા અને એમની વહુવારુઓ. પણ મોહન પટેલની વારે ઘડીએ ગામતરે નીકળી પડવાની ટેવને કમબોળે છે. અને આ તો પાછા જઈ જઈને ક્યાં જાય? દીકરીને ઘેર. ત્રણ દીકરીઓ છે. ત્રણેયને નજીકના ગામમાં એક જ ઘેર પરણાવેલી છે. સુખી છે. સારા વહેવાર બદલ નામના છે. એમ તો દીકરાઓ પણ આગળ પડતા ગણાય. પણ એ વાતનો મોહન પટેલને જાણે મહિમા જ નથી. દીકરાઓએ એવું તે શું કરી નાખ્યું છે કે પોતે વખાણે? એ જમાનામાં પોતે શું શું કર્યું હતું એની આ લોકોને ક્યાં ખબર છે? આજના જવાનિયાઓને ધરમાદાનો તો જાણે મહિમા જ નથી. કહેવા જઈએ તો સામેથી મજાકભર્યો જવાબ આવે છે:

'આતરેદાડે દીકરીઓના ઘરના રોટલા ખાવા ઊપડી જવું એને તમે ધરમનું કામ ગણો છો?'

મોહન પટેલ એમના મનની વાત બરાબર કહી શકતા નથી. દીકરીને ઘેર જવું એમાં ખોટું શું છે? એ બહાને ભાણેજિયાને રૂપિયો-રળ્યો આપી શકાય છે. પોતે જાણે છે કે કેટલાક લોકો દીકરીના ઘરનું પાણી પણ ન પીવાનું વ્રત પાળે છે. એવું વ્રત પોતેય પાળી શકે. પણ એનો અર્થ શો? ઘેર આવેલો બાપ ભૂખ્યોતરસ્યો રહે એથી દીકરીનો જીવ ન બળે? મોહન પટેલને તો જમાઈ પણ દીકરા જેવા જ મળ્યા છે. પટલાણી પણ અંદરખાનેથી તો એમ જ માનતાં હશે. પણ મોહન પટેલના મોએ જમાઈઓના વખાણ એમનાથી સહન થતા નથી. લાડકી રૂપાળી દીકરીઓને કાયમ માટે પડાવી જનાર જમાઈઓને તો ગાળો જ શોભે. જમાઈઓ રમૂજી છે. વાત કાને પડતાં જ કહેવાના: સાસુની ગાળો તો ઘીની નાળો.

મોહન પટેલ ઇચ્છે છે કે પટલાણી દીકરીઓનો સુખી સંસાર જોઈ આવે. તીરથ કરીએ એવા તો એમના ખેતરે છે. હોજમાં ટ્યુબવેલનો બબ્બો પડે. એના છાંટા તુલસીક્યારા પર ઊડે છે. ને વાડ પાસે છુટ્ટા મૂકેલાં વાછરડાં સાથે ભાણેજિયાં રમે છે. ખેતરની ઓતરાદી બાજુ તળાવ છે. એનું પાણી કદી સુકાતું નથી. વટેમારગુ ગોવાળો એમની ગાયો ને ઘેટાંબકરાં એ તળાવમાં નિરાંતે પાઈ શકે એટલું પાણી ટકી રહે એની જમાઈઓ કાળજી લે છે. દસ-પંદર દાડે ટ્યુબવેલનું પાણી તળાવમાં વાળે છે.

'એક વાર જઈ આવો ડોશી!' — મોહન પટેલે ઘેર આવી પાઘડી ખીંટીએ ભરાવતાં કહેલું — 'બધાં યાદ કરે છે, જઈ આવો.'

'આ તમે જઈ આવ્યા એ ઓછું છે?' — પટલાણીએ મો મચકોડીને જવાબ આપેલો. કોઈ માણસ ઊભું ઊભું ખબર કાઢી આવે તો સમજ્યા મારા ભઈ. પણ આ તો ધામા નાખીને પડ્યા રહે છે. ચારપાંચ દાડા કેવું લાગે? લોક વાતો ન કરે?

મોહન પટેલ ખુલાસો કરી શકતા નથી. તેમ આનંદ-ઉમંગની એ વાતો કહેવા માગે છે એય કહી શકતા નથી. મનની મનમાં રહી ગઈ ને બધાંએ સાથે મળીને ઉપાડો લીધો. પટલાણીએ ઠપકો આપવાની

શરૂઆત કરી એમા બને દીકરા જોડાયા ને છેવટે તો દીકરાઓની વહુઓએ પણ ટાપશી પૂરવા માંડી 'આમ તે, આમ તો આપણુ ઘર ટકાનુ થઈ જાય અહી શું નથી તે ત્યા પકવાન ખાવા ચારપાંચ દાડા પડી રહીએ?'

છાતીના પાટિયાં બેસી ગયા હોય ને વધુમા મૂઝારો શરૂ થઈ ગયો હોય એમ લાગવા માંડયું. એમને થયું કે જરા જોર કરીને આ ભાર ખસેડી નાખવો પડશે આ બધાને હું હીકેય સમતો નથી. દીકરીઓ બિચારી મને જોતા જ અડધી થઈ જાય છે એમના ભાણેજિયાને રમતા જોઈ આત્માને આનંદ થાય છે એનીય આ બધાને ઈર્ષા આવતી હશે?

તો નીકળી પડું મલક પર?

પ્રેમજી મહારાજ કહેતા હતા: મોહન, કયા સુધી માયામા વીંટળાયેલો રહેવાનો? તે તારી ફરજો બજાવી છે બધાં સુખી છે એમને છોડતા તને ચિંતા થવાને કોઈ કારણ નથી. એ ખરુ કે એ તને નીકળવા ન દે

કદાચ રાજી થાય કદાચ શું? નક્કી રાજી થાય હું નીકળુ એની રાહ જોઈને જ બેઠા લાગે છે તો ભલે. એકાદ મહિનો રહી જોઉં પ્રેમજી ભેગો ફાવી જાય તો પાછા આવવુ જ નથી કહે છે કે એના આશ્રમની નજીકમાં જ મોટો નર્મદા બંધ બંધાય છે. જોવા જેવી જગા છે એક પંથ દો કાજ. જઈ આવું.

પટેલ પાસે જુદી બચત હતી જ. કોઈની પાસે પૈસા માગવા પડે તો એ પૂછે 'શું કરશો? કયા જશો? નહી જાઓ તો નહી ચાલે?'

થેલી તૈયાર કરી

કોઈને કહેવુ જ નથી ને પોતે રિસાઈને જાય છે એવુ તો લાગવા દેવુ જ નથી અડધી સદી જૂની પેટી કોઠી પરથી ઉતારી હતી એને પાછી ચડાવી નહી. એને તાળુ પણ ન માર્યું જે જુએ એને ખ્યાલ આવે શું લઈને ગયા છે પ્રેમજી મહારાજનો કાગળ જોનારને ખ્યાલ આવી જશે કે—

જરા વાર વિચારમાં પડી ગયા હતા મારી જગાએ બીજું કોઈક હોત તો કરાજી કરાજીને કહેત કે, પોતે શું કામ ઘર છોડે છે કજિયો થઈ જાય અડોશીપડોશી આવે ટોળામાથી કોઈકના રુદિયામા રામ વસ્યા હોય તો એ આગળ આવે વારે માણસ જક કરીને જતો હોય તો એને પકડી રાખે. છેવટે ઘરનાનેય લોકલાજ અડે. એય આડા ઊભાં રહે.

પણ પોતાને તો આવા ભવાડામા રસ છે જ કયા? કોઈને બતાવી દેવા તો જવુ જ નથી. ઘરનાને ફજેત કરવાનું તો પોતે સ્વપ્નેય વિચારી શકતા નથી આ તો પ્રેમજીની વાત યાદ આવી ગઈ. બાળભેરુ સાધુ થયો છે તપેશ્રી થયો છે તો એની પાસેથી પણ કાક શીખવા જેવુ હશે.

નીકળી પડયા.

પરસાળેથી જોતા હતાં બોલ્યા નહી મોટા છોકરાની વહુ ઘોડિયામાં ઊંઘતા બાળક પરથી માખીઓ ઉડાડતી હતી. એણે આ બાજુ નજર પણ ન કરી નાનાની વહુ જરા ફરંદી છે અડોશપડોશમાં જઈને બેઠી હશે. કરતી હશે કૂથલી સાસુની ને ખાસ તો સસરાની. આજકાલ એ એની સાસુને બોલતી નથી કશીક નાની સરખી વાતમાં ચણભણ થઈ હશે થાગ હાલ્લા હોય તો ખખડેય ખરાં વળી, નાનાની

વહુ એના પિયરમાં જરા લાડમા ઊછરી છે. પરણાવી એની માસરે મૂકી દીધી. દીકરીને હથેળીમાં રાખનાર માબાપે જીવ કાઠો કરીને એનું ભલું તાક્યું

એનું આણું કર્યું ત્યારે છેલ્લી વડીએ એણે લોકેટની માગણી કરી શું કરવું ? પટલાણી પાસે સોનાના આંગળિયા પડયા હતા. પાંચ માણસ વચ્ચે માગવા ફટ દઈને આપી દીધા ઘડીના છઠ્ઠા ભાગમાં લોકેટ તૈયાર થઈ ગયું પણ ડોશીનો પટારો ખાલી થઈ ગયો દેવું કરીને પાંચ તોલા સોનું ખરીદી શકાત. દીવાળી પર ૨ ઊતરતા એ દેવું વળી જાત. પણ દેવું ન કરવાનો જૂનો નીમ પાળીને મોહન પટેલે ડોશીને ખખેરી લીધા આંગળિયા જતાં એ ફૂલપાંદડા વગરના ઝાંઝરા જેવા થઈ ગયા. તે દિવસથી ડોશીને જરા અભાવો થઈ ગયો કોઈની આગળ કહેતાં નથી કહેવા જાય તો જવાબ મળે. ઘરડી ગાયને ગળે ઘંટડીની શી જરૂર ? એ તો શોભતું હોય એમ ગોમે

અંગારા પર રાખ વળી ગઈ એટલું જ, ધખારો શમ્યો ન હતો. મોહન પટેલે એ તરફ ધ્યાન જ ન આપ્યું. ડોશીને પોતાની ચીજવસ્તુઓ તરફ મમત્વ હોઈ શકે છે, જેમ પોતે બેઠકમાં પોતાનું ખાવું ખાતું ચલાવે છે ને જમાઉધારના આંકડા વાંચતા રહે છે. આ તો કહી દીધું કે હું બેઠો છું પછી તમારે શી ચિંતા છે ? જોઈતી કરતી વસ્તુ નથી લાવી આપતો ? ધૂળ ને રાખ ઘરેણાં માગી લીધા એ દિવસ તો કાલાવાલા કરતા હોય એ રીતે વાત કરેલી ને પછી મોટાઈ દાખવવા લાગ્યા!

ધીરે ધીરે અંતર વધતું ગયું મોહન પટેલ સમી સાંજના ખેતરથી આવ્યા હોય ને બે ત્રણ ખાટલા ઢળાયા હોય, બીડીઓ પિવાતી હોય ને ચા મુકાતી હોય, નાના છોકરા આગળપાછળ ધમાચકડી મચવતા હોય એ દૃશ્ય દેખાવાં બંધ થઈ ગયાં એને બદલે વહુવારુઓના મોમાંથી અસાધારણ ઉદ્‌ગારો સરી પડવા લાગ્યા. 'ભા, તમે આમ ધક્કેડા કરતા બપોરે ઘેર ખાવા આવો છો એને બદલે નિરાતે લેબડાને છાંયડે પોરો ખાતા હો તો ? બધાના ભેગું તમારું ભાત ન આવે ?'

શો જવાબ આપે ? મોહન પટેલે ખમી ખાધું હતું મોટી વહુ ઘરમાંથી કાશ કાઢવા માગે છે ડોશીનું ધ્યાન ખેંચવું સારું તક મળતા વાત કાઢી ડોશીએ કાન ન ધર્યો પછી જરા ભાર દઈને કહ્યું ડોશી અકળાયા જવાબ આપવાની તક મળી જ છે તો શું કામ જતી કરવી એમ સમજીને બોલ્યાં. 'એટલું બધું લાગી આવતું હોય તો મનક પર ને કળી જોઈએ પેલા તો વહુને વખાણતાં થાકતાય નતા.'

—જૂની વાત છે આ તો આજે નીકળતાં યાદ આવી ગઈ હા, તે દિવસ પણ પોતે ખાધું ન હતું. અને બીજે દિવસ તો અગિયારશ આવતી હતી બરાબરનો ઉપવાસ થયેલો જો એમણે ભગવાનનું નામ લઈને મનને શાન્ત કરવા ગાયોને પૂળા ન ખાવી ધરમાદું કર્યું ન હોત તો એમનેય ઢોરસાંધણું જ થાત.

ત્રીજે દિવસે કોઈક મનવર કરીને પારણા કરાવશે એમ ધાર્યું હતું પણ સહુ પોતપોતાના કામમાં ગુલતાન હતા ઘેર જઈ આગણે બેઠા તોય એક બાજુ પુછવા વિના વાળિયાની જેમ પડી રહ્યા પછી ગામમાં જઈ મંદિરના ઓટલે બેઠેલા જીવનમાં પહેલી વાર ઘરના ખાટલા કરતા મંદિરનો ઓટલો વધુ હૂંફાળો લાગેલો. તે દિવસ પ્રેમજી મહારાજ યાદ આવેલા એ કાશી ભણવા ગયા ત્યારે કાગળ લખતા. પોતે એમની ના છતાં બે વાર પૈસા મોકલેલા પછી એમણે નર્મદા કાંઠે નાનકડો આશ્રમ બાંધ્યો હતો. વરસે દાડે હજી ત્યાંથી ટપાલ આવે છે છેલ્લે તો પ્રેમજી મહારાજે સ્પષ્ટ શબ્દોમાં લખેલું 'પટેલ, માયા છૂટતી ન હોય તો તમારી મોટાઈ તો દાખવી જાઓ!'

મોટાઈનું તો સમજ્યા પણ તાજો મેળવી શકાય ખરો વચ્ચેના પાંચ દાયકામાં કોણે શી કમાણી કરી છે—

ડિસેમ્બર :

જૂના પ્રસંગનું અપમાન અને આ વખતની ઉપેક્ષાએ મળીને એક ભાવ ઘૂંટયો. એ વૈરાગ્ય તો નહોતો છતા એના પહેલા પગથિયારૂપ ત્યાગ જરૂર હતો. એથી દિશા મળી આવી. ઊપડયા

ગામતી ભાગોળે ચોમાસામા નિશાળિયાએ વાવેલા ઝાડવા લઘાઈ ગયા હતા બે વરસથી ચોમાસાં કવેળાના વસફી જાય છે પોતે વાવેલા આબા તો લઘાઈ ગયા નહી હોય? બીજા કોઈને પાણી પાવાનુ સૂઝશે ખરુ? ઝાડ સુકાવા લાગે એની સાથે જે ઉધઈ લાગુ પડે. બરાબર પાણી પાઈને દવા રેડીએ તો બચી જાય. પાણીની ખોટ સાલી. નર્મદામા ઘરાઈને નહાવાનુ મન થયું આગલી પેઢીના લોકો નર્મદાને રેવાજી કહેતા પોતે નાનપણમા માબાપ સાથે રેવાજીની જાતરા કરેલી. આ બીજી જાતરા છે. લોકો ઘડપણને બીજુ બાળપણ કહે છે. સાચુ હશે જાત વિશે વિચારતા મો મલકાયુ હોય એમ લાગ્યુ.

અમદાવાદથી સીધી બસ પકડી હતી એકવાર નર્મદાને કાઠે પહોચી ગયા પછી બે પાચ ગાઉ આમ-કે તેમ ચાલતા વાર શી? સિત્તેર થવા આવ્યા પણ પગ સાબૂત છે આજેય બે લાડુ પચી જાય છે! જઠરા સારી છે વહુવારુઓ કહેતી હોય છે અમારા સસરાએ કામ છોડયુ પણ હજી એમનુ નાવાનું ને ખાવાનુ પેલાના જેવુ જ છે મોહન પટેલ ફરી મલકાયા વહુવારુઓની વાત કઈ ખોટી નહોતી"

નર્મદાનો પ્રવાહ નજરે પડતાં સુધીમા એમનુ હૈયુ નિર્મળ થઈ ગયુ પૂજ્ય નાહ્યા દેવદેવીઓના નામ લીધા સૂર્યનારાયણને હાથ જોડયા

પહેલવાં નર્મદા-યોજનાની જગાએ જશે પછી પ્રેમજી મહારાજના થાનકે ત્યા તો રોકાવાનુ છે ને?

શિવમદિર પાસેની ધર્મશાળામા વિસામો કર્યો બહાર નાનકડી હોટલ હતી પેટપૂજા તો કરવી જ રહી! ચવાણુ લીધુ. બરાબર ચાવીને ખાધુ અડધો ડઝન કેળા આરોગ્યા આડા પડયા પડખુ બદલ્યુ બેંકની ચોપડી ગજવામા હતી એ નીચે આવે એ રીતે બીજી બાજુ પડખુ બદલ્યું ઊઘી ગયા

સપનામા જોયુ કે જ્યા મોટો બધ બધાય છે ત્યા મદિર છે જબરુ મદિર ભઈ આ તો! બધું જળબંબોળ! શેષ નાગની ફેણા ને ભગવાન વિષ્ણુ ને શતદલ કમળ ને લક્ષ્મી જ લક્ષ્મી લક્ષ્મીજી જળ પર રુમઝુમ કરતા ચાલે છે જળ પાયો છે સુખસ પત્તિનો. આવુ મદિર તો કદી જોયું જ નહોતું

જાગ્યા એની સાથે જ મોહન પટેલ બધની જગ્યાએ જવા ઊભા થઈ ગયા ફેરો સફળ થવાનો એ નક્કી.

પહોચ્યા જેમ દ્વારકામાં સુદામા ભૂલા પડયા હતા ને સાકરની વખારમા એક કીડી ભૂલી પડી હતી એમ મોહન પટેલને તો શુ જોવુ ને શુ ન જોવુ? કોઈક દયાળુ અમલદારે એમને જીપમા લઈ લીધા ને છેક ઊચી ટેકરીએ ચડાવી દીધા જુઓ હવે તમારે જોવુ હોય ત્યા સુધી અહી તો આખો જનમારો ખૂટી જાય તોય જોવાનુ બાકી રહી જાય આખની જોવાની શક્તિ જાણે વધી ગઈ ન હોય!

માણસો તો જાણે ઇંઢોણીએ જડેલા મોળા મોતી! એક એક સ્થળમાં હજારો માણસો કામ કરે છે. ખટારા આવે છે ને જાય છે જાણે શિસ્તમા ઊભેલા નિશાળિયાની અદર માટી ભરાય પછી ઉછાળાળા થવાય કેવી રીતે? પેલી બાજુ વળી મોટા મશીનોથી સિમેન્ટનુ કામ ચાલે છે. આટલે ઊચેથી તો નકશા જેવું લાગે છે પાસે જઈને જોઈએ તો ઠાક ગતાગમ પડે. કદાચ ખોવાઈ જઈએ તોય કશુ કહેવાય નહી ના, ખેડૂતનો બચ્ચો કદી ખોવાય નહી. સૌના ભેળા કામ કરતા લાગી ન જઈએ? પછી ખોવાવાનો ભો રહે જ શેનો?

"પટેલ! ક્યાંના છો? મહેમાનના?" અમલદારે માથે હેટ સરખી કરતાં પૂછ્યું.

'હા સાહેબ,- મહેસાણાનો છુ એ ચોપડી ભણેલો છુ સાભળ્યું હતુ કે અમારા મુલક પર મૈયા નર્મદાની કૃપા થવાની છે થયું કે જીવતે જીવ દર્શન કરી આવુ '

'સારુ' કર્યું બધ બધાઈ રહેતા અહીનુ પાણી છેક તમારા ખેતર સુધી આવશે હા, મહેસાણાની માણસાથી ઉત્તર તરફનો ભાગ કદાચ આવરી નહી શકાય તમારુ ગામ કયુ ?'

પટેલને જીપમા બેસાડીને સાહેબે પોતાનો પરિચય આપ્યો એને વસવસો છે કે એનુ ગામ નર્મદાના જળથી વચિત થઈ જશે પણ તમે ભાગ્યશાળી એમા ના નહી

મોહન પટેલે ભગીરથનુ પૌરાણિક કથાનક કહેવા માડયુ અમલદારે રસપૂર્વક સાભળ્યું પણ સાહેબ, ભગીરથનુ કામ તો થોડુ સહેલુ હતુ એણે તો ગગામૈયાને ઢાળવાળો મારગ બતાવવાનો હતો જ્યારે નર્મદાએ તો અહીથી ઢાળ ચઢીને ગાધીજીના આશ્રમ બાજુ આવવાનુ છે

રસ્તો ફટાતો હતો પટેલ જીપમાથી ઊતર્યા એક નાની ટેકરી પર ચઢી પેલુ 'દસ' ફરી જોવા લલચાયા વચ્ચે ક્ષિતિજની રેખા આવી જતી હતી 'કઈ વાધો નહી' પળવાર પહેલા જે જોયુ હતુ એ કલ્પનાથી જોવામાં અગવડ ન પડી નિરાતે ઊભા રહ્યા મોડુ થઈને પણ શું, બગડી જવાનુ હતુ ? આનાથી વધુ સારી જગ્યાએ પહોચવાનુ હોય એવુ તો નથી જ ને ?

ઠંડો મીઠો વાયરો વાયો એમને પગ ઉપાડવાની પ્રેરણા થઈ પેલુ દેવળ નાનુ થઈને દેખાતુ હતુ. ઝાડની પાછળ એની જ ધજા ફરકતી હતી ધજાની પાછળ ભગવાનનુ ધામ હોય એમ લાગતું હતું પ્રેમજી મહારાજનો આશ્રમ એ બાજુ જ હશે

તાળો મેળવવાની ઇચ્છા પાછી જોર પકડવા લાગી, પણ પ્રેમજીને આ નર્મદામયની વાતમા રસ પડશે ખરો ! મોહન પટેલે તો એવા માણસ પાસે પહોચી જવું હતુ જેને કાન દઈને સાભળવાનુ મન થાય, ઘેર જાઉ તો ! વાસના-લોકો રોજે વળશે પટનાણી પણ છેવટે દીવા પડશે નર્મદા મૈયા સામે ચાલીને આપણે આગણે આવે એ કોને ન ગમે ? પહેલા એકવાર ગામ જઈ આવુ અને આ વધામણી ખાઈ આવુ પછી પ્રેમજી મહારાજના આશ્રમે ક્યાં નથી જવાતુ ?

નદીના પટ સુધી જઈને પાણીથી લોટો ભરી લીધો, જાણે કે ધરાઈ ને ઊડો શ્વાસ લીધો.

નર્મદાની પરકમ્મા કરવાનુ મન થયુ પણ ના, પહેલા તો ઘેર જઈને બધાને આ સુખસાગરના સમાચાર આપવાના છે ખેડુ માણસને આથી વધુ જોઈએ શુ ? પ્રાચીન કાળના કોઈ ઋષિમુનિને તપના પ્રતાપે ઇન્દ્રરાજાની સભામા જવાનુ મળતું તો પરત આવીને એ એનુ વર્ણન કરતા કોઈ કોઈ વળી સ્વર્ગની માયામા લપટાઈ જતા પોતેય અહી લપટાયા જ હતા ને ! પેલા કામ કરતા માણસો ભેળા ભળી જવાનુ મન નહોતું થયુ ?

દર્શન તો બે ઘડીનુ પણ સભારણુ આખી જિંદગીનુ ઓહોહો ! આ જગન પૂરો થશે ને જોજન લાંબો પાલવ સકોરતી ધરતી જળદેવતાને પગે લાગશે ત્યારે તો આકાશમાંથી જ ફૂલો વરસશે ને ! દેશની એકતા માટેની જાતરા પૂરી કરીને ભારતમાતાનો રથ ભગવાન સોમનાથના આગણે પહોચ્યો ત્યારે આકાશમાથી પુષ્પવૃષ્ટિ થયેલી એનો મોટો ફોટો છાપામા આવેલો બરાબર યાદ છે બેશુમાર દાખલા દીધેલો છે મોહન પટેલ પાસે હા, ઘેર પહોચતા સુધી પોતે ખુશીના માર્યા સાનભાન ગુમાવી દે તો જુદી વાત છે

બસ તો ક્યાંય કેટલુયે અંતર વટાવી ચૂકી હતી. અમદાવાદ આવ્યું. મંદિર જઈ ભગવાનનો પ્રસાદ લીધો ને સૂઈ ગયા. વહેલી સવારે ઊઠીને વતનની બસ પકડી. ડોશી એમની ટેવ મુજબ કહેવાના : 'આ તમે જઈ આવ્યા એ ઓછુ છે ?' પોતે જણાવશે. ઓછુ છે, સાત વાર ઓછુ છે. ચાલો રેવાજીની જાતરાએ મારી સાથે ને જુઓ કેવી કાયાપલટ થઈ રહી છે...

પણ આ રહી રહીને એમ લાગે છે કે ક્યાંક કશીક ભૂલ થઈ ગઈ છે ? પ્રેમજી મહારાજના આશ્રમે ન જવાયુ એ ? જવાશે. એક દાડો ત્યાય જવાશે. મારો બાળભેરુ મને બોલાવી લીધા વિના છોડવાનો નથી. ભૂલ તો કાંક બીજી જ –

હા, સૂઝ પડી. ઘેરથી નીકળતાં કહેવાનુ રહી ગયેલુ મારી ફિકર કરશો નહી હું રેવાજીના દર્શને જાઉ છુ.

મોહન પટેલ ઘેર પહોચ્યા ત્યા સુધીમા બન્ને દીકરા એમને શોધવા જુદી જુદી દિશામાં નીકળી પડ્યા હતા. એ પહેલાં એમણે પ્રેમજી મહારાજના આશ્રમે તાર કર્યો હતો.

ઘરમા પુરુષ માણસ નથી ત્યારે પોતે પાછા આવી ગયા એ ઠીક થયુ એમ કહીને એમણે ડોશીને પવિત્ર નર્મદાનુ પાણી આપ્યુ. 'મા નરમદા બધાનુ ભલુ કરજો' – કહીને ડોશીએ આચમન કરી લીધુ એ જોઈને મોહન પટેલની હિંમત વધી. બધાંને પ્રસાદ આપ્યો. વાત શરૂ કરી. ઘડીમા પોતે પહોચેલા એ ઊંચાઈની વાત કરે, ઘડીમા ભાવિ સુખસાગરની વાત કરે, ઘડીમાં ઝાડીની પાછળ ફરકતી ધજાની વાત કરે. શબ્દો ઓછા હતા ને કહેવાનું ઝાઝુ હતું.

ગામમા ફોન કરીને હકીકત જાણી દીકરા પાછા આવી ગયા. બાપને ઠપકો આપ્યો. હસતે મોએ સાભળી લીધો. એમને નર્મદાના જળનુ આચમન કરાવી પ્રસાદ આપ્યો. અનુભવ કહ્યો. જે આવે તે પહેલાં મોહન પટેલને ઠપકો આપે. પટેલ પ્રેમથી સાંભળી લે. આચમન કરાવે, પ્રસાદ આપે, અનુભવ કહે. વાત એની એ હતી પણ દર વખત કશુંક નવુ સર્જતું. ડોશીને ઘણા વખતે એમની વાતમાં રસ પડ્યો હતો. તારના જવાબમા ખુદ પ્રેમજી મહારાજ આશ્વાસન આપવા આવી પહોચ્યા હતા. મોહન પટેલની મનોદશા જોઈને એમને મુખે નર્મદાકાંઠાનાં આસપાસની કાયાપલટનું વર્ણન સાભળીને મહારાજશ્રીને ખાતરી થઈ પોતે સાચે જ તીર્થભૂમિમાં વસે છે

[અહીં પ્રયોજાયેલી મૂળ સત્ય ઘટના વિશે પૂર્વે 'જન્મભૂમિ'માં લખેલું.]



# દૂર એક નદી

બકુલ દવે

એણે ઊંચુ જોયું. એકધારું દોડી દોડીને એને થાક લાગ્યો હતો. એના સ્નાયુ અક્કડ થઈ ગયા હતા. ને શરીરમાંથી ઠેરઠેર માંસના લોચા નીકળી આવ્યા હતા. લોહીના રેલાથી એનો આખો ય દેહ ખરડાઈ ગયો હતો. અસહ્ય ગરમી અને પરિશ્રમથી ઉદ્ભવેલા પ્રસ્વેદના ટીપાં ઉઘાડા વ્રણ પર પડતા ત્યારે એને કાળી બળતરા થતી. ક્યારેક એનાથી ચીસ પણ પડાઈ જતી. લડખડાતા પગ શરીરને ક્યારે ગબડાવી દેશે તે અંગે એને સતત આશંકા રહ્યા કરતી હતી. એકવાર પડી ગયા પછી ફરી ઊભા થવા વિષે તે ભયભીત હતો. નસનસમાં ફેલાયેલો આતંક એને ફરીથી ઊભો થવા દે તેવી શક્યતા જ નહોતી.

એના કંઠે શોષ પડ્યો. ગળામાં એકાએક જ તરસના અડાબીડ કૅક્ટસ ઊગી નીકળ્યા. સુકાઈ રહેલા ગળામાં કાંટા જેવું ભોંકાવા લાગ્યું. ક્યાંયથી પાણી મળી શકે તેમ ન હતું. તરસ છીપાઈ શકે એટલું આગળ પાણી મળી શકશે એવી સંભાવનાથી જ માત્ર એ ગતિ રોકી શકે તેમ નહોતો.

એને થયું કે હવે એની પાછળ ધસી આવતું જંગલી શબ્દોનું ટોળું દૂર રહી ગયું હશે. એણે પાછળ જોયું ને એનાથી ચીસ જ જવાયું. ટોળું તો હજી એની લગોલગ જ હતું. આટઆટલું દોડવા છતાંય એ ટોળાથી ખાસ અંતર રાખી શક્યો નહોતો. ને ટોળામાં પણ કેવા કેવા શબ્દો હતા! નિરંતર અગ્નિ ભભૂકતો હોય એવી લાલઘુમ રોષયુક્ત આંખો જેવા, હિંસક પશુના નહોરની તીક્ષ્ણતા જેવા, કાળીચૌદશની રાતે સ્મશાનની નીરવતાને ચીરીને આવતા ચીબરીના અવાજ જેવા, રણની અફાટ નિર્જનતા જેવા અને લાંબી ફેણ પછાડી ફૂંફાડો મારતા શબ્દો. શબ્દો. શબ્દો. શબ્દો.

એણે છાતી પર ભીંસ અનુભવી. હમણાં જ છાતી ફાટી પડશે એવી દહેશત જાગી એને. એની આંખોમાં અંધકાર છવાઈ ગયો. પગ પાણીપાણી થઈ ગયા. એની પાછળ ધસી આવતા શબ્દોએ જ એના શરીરને ગંભીર ઈજાઓ પહોંચાડી ચીંથરા-ચીંથરા નાખ્યું હતું. ફરીથી એ હિંસક અને વિકરાળ શબ્દો જીવલેણ હુમલો કરે ને એના અસ્તિત્વને નામશેષ કરી દે તે પહેલાં જ એણે કોઈ નિઃશબ્દ પ્રદેશમાં નાસી જવું જોઈએ.

નિઃશબ્દ પ્રદેશમાં પહોંચવાના વિચારથી એની જિજીવિષા ઉશ્કેરાઈ. શિથિલ બનેલા અંગોમાં ચેતનાનો સંચાર થયો. ફરી એણે મુઠ્ઠીઓ બંધ કરીને પોતાની સમગ્ર તાકાતને એકઠી કરી દોડવા માંડ્યું. નિઃશબ્દ સૃષ્ટિની સીમાઓમાં પ્રવેશતા જ એની આ યાતનાભરી દોડવાની ક્રિયાનો અંત આવવાનો હતો. શબ્દહીન પ્રદેશ પર ઝળુંબી રહેલા એકાંત આકાશ હેઠળ કશી જ રોકટોક નહીં હોય. ત્યાં નિઃશબ્દતા હશે, પણ નીરવતા નહીં હોય. ત્યાં પંખીનો કલરવ હશે, પહાડ પરથી ગબડતા ઝરણાંનો ખળખળ નાદ હશે અને પવનથી કંપતા વૃક્ષોના પાંદડાંઓથી નિષ્પન્ન થતી સરસરાહટ હશે. ત્યાં ધ્વનિના અનેકાકારો હશે પણ શબ્દાકાર નહીં હોય. ત્યાં બધું જ શબ્દાતીત હશે.

ત્યાં એને પોતાની નદી મળી શકશે એ વિચાર માત્રથી જ એ ભરાઈ-ઊભરાઈ ગયો. નિઃશબ્દ પ્રદેશ જ એક એવો પ્રદેશ છે કે જ્યાં એ પોતાની નદીને પામી શકશે. એને આલિંગી શકશે ને તરસ છીપાવી શકશે.

હજી પણ એ સતત દોડી રહ્યો હતો એના પગમાં આંટીઓ પડતી હતી હવે ડગલું ય આગળ નહીં જઈ શકાય એવું લાગતું હતું છતાંય એના પગ દોડી રહ્યા હતા, દૂર દૂર એને નિઃશબ્દ પ્રદેશમાં નદી દેખાતી હતી પ્રત્યેક ડગલું આગળ વધવાથી નદી વધુ ને વધુ પાસે આવી રહી છે ને પાછળ ધસી આવતા શબ્દોનાં ટોળાંથી પીછો છૂટી રહ્યો છે એ ખ્યાલ જ એને ઝડપથી દોડવા શક્તિમાન બનાવી રહ્યો હતો

યુનિવર્સિટીની વક્તૃત્વ સ્પર્ધામાં એણે નદીને પહેલી જ વાર જોઈ હતી. એ સ્પર્ધાનો એ નિર્ણાયક હતો પણ નદીની પ્રવાહી વાક્ધારાના પ્રભાવથી એની નિર્ણય કરવાની શક્તિ જ કુંઠિત થઈ ગઈ હતી જાણે એ મંત્રમુગ્ધ બની ગયો હતો નદીના અંતસ્તલમાંથી પ્રગટતા સંવેદકિતાર શબ્દોએ એને સંમોહિત કર્યો હતો એ શબ્દસ્પર્શથી નખશિખ ભીંજાયો હતો નદીના પરિચય પછી એને લાગ્યું હતું કે શબ્દોનું ઋણ એ કદીયે નહીં ફેડી શકે

સ્પર્ધા પૂરી થઈ હતી સર્વાનુમતે નદીને વિજેતા જાહેર કરાઈ હતી ઈનામવિતરણનો વિધિ પતી ગયા પછી સૌ વિખરાઈ રહ્યા હતા ત્યારે એ નદીને મળ્યો હતો

'કૉન્ગ્રેચ્યુલેશન મીસ નદી'

'આભાર તમારા જેવી વિદ્વાન વ્યક્તિની પ્રશંસા અને અભિનંદન મને ખળખળાટ વહેતી રાખશે...'

'શબ્દોની રમત તમે કુશળતાથી રમી જાણો છો'

નદી હસી પડી હતી

નદીના હસવાનો અવાજ વગેરેથી અવાવરુ અને હવડ કૂવા જેવા એના સૂના હૈયામાં પડઘાયો હતો ઊધઈ ખટકતા અભાવના ચામાચીડિયા ઊડી ગયા હતા એના જીવનની એ સ્મરણીય ક્ષણો હતી એ ક્ષણોથી એની એકલતા-એની રિક્તતા-વિસારે પડી ગઈ હતી

નદીના સાન્નિધ્યથી મહેકતી માદક ક્ષણોનું આકંઠ પાન કરવામાં એ લીન બન્યો હતો ત્યારે અનેક આંખો એમને અકળ દૃષ્ટિથી જોઈ રહી હતી પોતાની ગતિવિધિમાં કશું અસહજ કે અસ્વાભાવિક નથી એમ સમજી, અનેક આંખોમાં અંકાયેલી લિપિને ઉકેલવા કોશિશ એણે નહોતી કરી. પણ એના તરફ અનિમેષ તગાઈ રહેલી આંખોને એના અભિગમમાં ઉપેક્ષાનો ભાવ વર્તાયો હતો એકાએક જ અસંખ્ય આંખોમાં લાલાશ છવાઈ ગઈ હતી

એ અસંખ્ય આંખોના આ પ્રતિભાવને એ પામી શકે તે પહેલાં જ અનેક મુખગુહાઓ આડેથી મૌનની શિલાઓ ખરી ગઈ હતી ને જીભના ટેરવાઓ પરથી ગોફણમાંથી છૂટતા પથ્થરની જેમ શબ્દો ઝીંકાયા હતા આ અણધાર્યા પ્રહારથી એ કિંકર્તવ્યમૂઢ બની ગયો હતો એકાએક જ નદી એની નિકટ હોવા છતાંય જોજનો દૂર ચાલી ગઈ હતી કોઈ નિઃશબ્દ પ્રદેશના સીમાડે મળવાનો કૉલ આપી એ એણે હાથતાળી આપી ગઈ હતી

શબ્દશૂન્ય પ્રદેશ હવે બહુ દૂર નહીં હોય, એણે દોડતાં દોડતાં વિચાર્યું, હવે બીજું કંઈ વિચાર્યા સિવાય એણે ફક્ત દોડવામાં જ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ હવે શબ્દો એની સાવ નિકટ આવી વધુ ઈજા પહોંચાડે તે પહેલાં જ એણે અશબ્દતાની સીમાઓમાં પ્રવેશી જવું જોઈએ એણે ઊંડો શ્વાસ લઈ દોડવા માંડ્યું

થોડીવાર અવિરત દોડ્યા પછી એને લાગ્યું કે હવે શબ્દોનું ટોળું ખાસ્સું પાછળ રહી ગયું હશે. એણે ક્ષણવાર માટે દોડવાની ગતિ ધીમી કરીને પાછળ જોયું શબ્દો હજી એટલા જ નજીક હતા એમનું

'વિશ્વમાનવ'

ઝનૂન ઓસર્યું નહોતું કે નહોતી એમની ક્રૂરતામા ઓટ આવી આટઆટલુ દોડવા છતાય શબ્દોની ગતિમાં કશો જ ફેર પડયો નહોતો પૂર્વવત્ હિંસકતા સાથે, એને નામશેષ કરી નાખવા શબ્દોનુ ટોળું આગળ ધપી રહ્યું હતું

એના શરીરમાથી ધ્રુજારી પસાર થઈ ગઈ એનાથી ઊંડો નિશ્વાસ નખાઈ ગયો નસોમાં ફરતું, લોહી થાકીને સ્થિર થઈ ગયુ જાણે હતાશાનુ વજન પગનાં તળિયામાં એકઠુ થઈ એની ગતિને અવરોધી રહ્યુ નદીનો મનોકર્ણથી સંભળાઈ રહેલો સાદ અશ્રાવ્ય બની ગયો

પ્રતિક્ષણે એની ગતિમા વધી રહેલી મંથરતાને લઈને શબ્દોનુ ટોળુ હોકારા–પડકારા કરતું સાવ નિકટ આવી ગયું હતું

હવે આ ટોળાથી છટકી શબ્દશૂન્ય પ્રદેશમા જઈ શકાશે કે નહી તે વિશે એ અચોક્કસતા અનુભવવા લાગ્યો બીજી પણ એક આશંકા એને થઈ આવી નિઃશબ્દ પ્રદેશનુ અસ્તિત્વ ખરેખર હશે કે નહી ? એવો પ્રદેશ માત્ર પરીઓના દેશ જેવી બાલીશ કલ્પના જ બની જશે તો ?

એણે હવે નદીના વિચાર છોડી દેવા જોઈએ, એણે હતાશાથી વિચાર્યું નદીની પાસે એ નદી જાય તો એનાથી બચી જઈ શકાય તેમ હતુ પણ—

એણે ઝૂકેલી દૃષ્ટિ ઊંચે ઉઠાવી એને લાગ્યુ કે નદી એની દૃષ્ટિમર્યાદામાં જ છે હજી હજી પણ એની પાસે પહોંચી જઈ શકાય તેમ છે નદી બે કાંઠે વહી રહી છે એ એને કશુ ઈજન આપી રહી છે.

એની આંખોમાં દૃઢ નિશ્ચયની ચમક આવી ગઈ

નાનપણમા એણે તરવાનુ શીખવા ઘણી મથામણ કરી હતી, પણ એક–બે વાર પાણી પી ગયા પછી એણે તરવાના પ્રયાસો છોડી દીધા હતા પોતાને તરતા નથી આવડતુ એનો એને ખૂબ અફસોસ હતો પણ હવે પહેલી જ વાર એને થયુ કે પોતાને તરતા નથી આવડતુ એ કેટલુ સારુ છે। હવે પોતે નદીમા ઝંપલાવશે ત્યારે પોતે તરી શકશે નહી પણ ડૂબી જશે એનાથી ડૂબી જવાશે નદીમાં એનુ અસ્તિત્વ હળી–ભળી–મળી જશે એ નદીમય બની જશે.

પણ હવે તો, હવે તો થાકેલા પગ એક ડગલુ આગળ વધવા માટે તૈયાર થતા નહોતા એણે ફરી એક વાર નદી હવે કેટલી પાસે આવી ગઈ છે તે જોવા પ્રયાસ કર્યો આંખ ઉઠાવતા જ એના મુખમાથી આછી ચીસ નીકળી ગઈ

નદી હજી દૂર હતી



# 'ગુડ નાઈટ, શાહસાહેબ!'

શ્રદ્ધા ત્રિવેદી

તે દિવસે હું ઘરમા એકલો હતો હોટલમાં સાયભોજન કરી બહાર નીકળ્યો વેજિટેબલ ઘીમાં વઘારેલા શાકના ઓડકાર આવતા હતા આથી, કોઈ દિવસ નહી ને તે દિવસે પાન ખાવાની ઇચ્છા થઈ, ને પહોચ્યો પાનના ગલ્લે રાતના દશ થવા આવેલા મોટાભાગની દુકાનો બંધ હતી પાનના ગલ્લે બીજા પણ બે-ત્રણ જુવાનિયા ઊભા હતા એ જુવાનોની ઘણીવરા અદેખાઇ આવતી થતું, કેવા મસ્ત થઈને બેફિકરાઈથી જીવે છે આ લોકો? આજે મને પણ એવુ જીવી જવાનુ મન થયુ ત્યાં જ એક યુગલ સ્કૂટર પર ત્યાં આવ્યુ 'બે મીઠા'નો ઑર્ડર અપાયો પાનવાળાએ પૂછ્યુ. 'કેમ શેઠિયા, આજે મોડુ કર્યુ?' 'સોમાજી, આજે બાબાની ટૂર આવવાની છે. તેને લેવા આવવાનુ હતુ મિસીસને પણ આવવુ હતું તેથી મોડો આવ્યો — ખિસ્સામાથી પૈસા કાઢી આપ્યા બે પાન લીધા એક મોમા મૂકયુ ને બીજુ પત્નીને આપવા લઈ ગયો પેલા ઊભેલા જુવાનિયામાથી એક જણ બોલ્યો: 'અલ્યા, કોઈ ટૂર આવવાની છે ચાલોને, કોઈ દુકાનને ઓટલે બેસીને જોઈએ' ને બધા એક ઓટલે બેઠા, હુ ય બાજુની દુકાનને ઓટલે બેઠો.

છૂટાછવાયા સ્કૂટરો આવતા હતા કોઈ કોઈ ચાલીને આવતું બાજુની જ દુકાનના ઓટલા પાસે એક પ્રૌઢ સ્થૂળકાય બેન ઊભેલા. બોખરી વંટડી જેવા તેમના અવાજે મારુ ધ્યાન ત્યાં ખેંચાયુ. 'વાહ! આજે કઈ બાજુએ સૂરજ ઊગ્યો કે તમે બે તપનને લેવા નવરાં પડયા?' એક નજીક આવી રહેલા સુંદર યુગલને જોઈ એમણે કહ્યુ. તરત જ તેમાના પુરુષે કહ્યુ. 'કપિલાકાકી, સૂરજ નહી, અત્યારે તો ચદ્ર ઊગ્યો છે જુઓને, તેમાય પાછી આજે તો શરદપૂનમ છે વાહ! ચાદ તો પૂનમનો જ, જાણે મારી 'મે' તેની સામે જોયુ તો તેની નજર તેની પત્ની પર સ્થિર હતી પત્ની નીચી નજરે ઊભી હતી 'પણ તમે બેઉ આજે સાથે તપનને લેવા કયાથી આવ્યાં, હે રેખા?' કપિલાબેનનું કુતૂહલ હજી શાત થયુ નહોતું થોડીવારે રેખાએ કહ્યુ. 'કાકી, આમ તો નોકર જ બાબાને લેવા આવવાનો હતો.'

'પણ મને થયુ કે ૧૦ વાગ્યે બસ આવવાની છે ને આજે શરદપૂનમ છે તો બસ, નોકરને બદલે અમે જ જઈએ ચાદનીની લિજ્જત પણ મણાય ને તપન પણ ખુશ થાય ને બસ એમ જ અમે નીકળી પડયાં, —સુમને વાતનો દોર પોતાના હાથમાં લઈ લીધો ને તેણે ફરી રેખા સામુ જોયુ

'બહુ સારુ કર્યુ સુમન તે બહુ સારુ કર્યુ શરદપૂનમે સજોડે બહાર જવાનું મનેય બહુ ગમે પણ તારા કાકા તો ભાઈસાબ! તોબા! એ ઘેર ઘોરે!' નિસાસો નાખી કપિલાબેન બોલ્યા ત્યા તો જેમ વંડી પરથી બિલ્લી કૂદે તેમ વાતમાં ઝંપલાવતી બાજુમા આવીને ઊભેલી એક સ્ત્રીએ કહ્યુ: 'તે બિચારા રમણલાલ ઊંઘે નહી? આખો દહાડો ધધો કરીને માણસ થાકી ના જાય?' કપિલાબેને તડાક કરી તરત જ કહ્યુ 'તે તરલિકા, તું શું કામ એમનુ આટલુ બધું ખેચે છે? હે! ધધો-નોકરી તો બધા ય મરદો કરતા જ હોય ને! જો ને આજે બપોરનુ મારુ માથું દુખે છે તોય હુ આવીને? છે એમને કઈ ચિંતા?' છીકણીના સડાકાથી તેમણે પોતાની વેદનાને ગળી જવાનો પ્રયત્ન કર્યો મે

તરલિકા સામું જોયું 'પણ હું સામે બારણેથી ઊભી ઊભી જોતી જ હતી કે આવીને બિચારા રમણ-કાકાએ તમારે માથે વિક્સ ઘસી દીધું પછી તો ખાવાનું પામ્યા ને પાછું 'દૂધ ગરમ કરી રાખજો' એવો હુકમ તો છોડીને આવ્યા છો ને જશો ત્યારે તમારી ને બેબીની પથારીયે તૈયાર હશે' આંખો નમાવતાં તરલિકા બોલતી હતી મારી નજર બાજુમાં ઊભેલી રેખા પર પડી તે બહુ ગંભીર લાગતી હતી તેમની વાતોમાંથી જ મને ખ્યાલ આવી ગયો કે રમણલાલ તેના દૂરના કાકા થતા હતા ગંભીર રેખાને જોઈ સુમન એની વેદના પામી ગયો હોય તેમ બોલ્યો 'રેખા, હજી બસ આવવાની વાર છે. ચાલને થોડું ફરી આવીએ ૧૦–૧૫ મિનિટમા તપન કંઈ રડવા નહી બેસે ને આ બધા તો છે જ ને!' કહી તેણે ચાલવા માંડ્યું. રેખાએ પણ સુમનની ચાલવાની ગતિ સાથે ગતિ મિલાવી દીધી.

સુમન–રેખા ચાંદનીની મઝા માણવા એક તરફ ચાલવા માંડ્યાં ને કપિલાબેને ત્યાં નજીકની એક બંધ દુકાનને ઓટલે બેઠક જમાવી

ધીમે ધીમે વાલીઓનું ટોળું વધતું ગયું. ગણગણાટ થવા લાગ્યો 'ખરેખર આ રેખા કેટલી નસીબદાર છે!' કપિલાબેનની સ્વગતોક્તિ સાંભળાઈ જામ થયેલા ટ્રાફિકને લીધે પેટ્રોલના ધુમાડાથી જેમ આંખો બળે તેમ તેમનું મન બળતું હતું ત્યાં તો તેમની બેબીની બેનપણીના મમ્મી આવી પહોંચ્યા 'આવો આવો, રસીલાબેન, તમતમારે બેસો અહીં નિરાંતે' કપિલાબેને પોતાની પાસે જાણે એમને માટે જ જગ્યા રાખી હોય તેમ કહ્યું

રસીલાબેને રૂમાલ પાથરી બેઠક લેતા કહ્યું : 'હાશ, બસ નથી આવીને હજી? મને તો એટલી બધી ચિંતા થતી હતી કે આ દશ તો વાગી ગયા છે ને બસ આવી ગઈ હશે તો મારી શકુનું શું થશે?'

'તે તમે એકલા જ કેમ આવ્યા? આ આજે શરદપૂનમ છે તે સજોડે ટહેલવું ન જોઈએ? આ રેખા ને સુમન હમણાં જ ફરવા ગયાં'—કપિલાબેનની બળતરા બોલી ઊઠી

'રેખા ને સુમન! કોણ?'

'ના ઓળખ્યા! પેલાં નવા ફ્લેટમાં હમણાં નવા રહેવા આવ્યા છે તે! પેલી ..?'

'હા, હા ઓળખ્યા જ્યારે જોઈએ ત્યારે બસ, બની ઠનીને જ ફર્યા કરે છે તે જ ને! એને કેમ ના ઓળખું? આ આખું ચકલું ઓળખે છે ને! પણ કપિલાબેન, કહું? એ રેખા જ સ્તો, મૂઈ લાગે છે ફક્કડ હો?' સાડીના છેડાથી પોતાનું મો સાફ કરતાં રસીલાબેન બોલ્યા

એક સ્ત્રીની સુંદરતાનાં બીજી સ્ત્રી દ્વારા થતા વખાણથી મને આશ્ચર્ય થયું. ત્યાં જ મારે કાને નવો અવાજ ઝીલાયો–અથડાયો *'ઠીક મારા ભાઈ, આ જરા મોં–ચાલો સારો છે બાકી...'* ને મે, એ તરફ જોયું. પોતાના બે ગોરા હાથ તરફ જોઈ તેમણે પોતાનું અધુરું વાક્ય પૂરું કર્યું..'બાકી તો.. હું'–ને તેઓ કટાક્ષ કયા કરી હસ્યાં. રસીલાબેનની ખીજ તેમની નજરમાંથી વ્યક્ત થતી હતી,

'અલી પદ્મા', કપિલાબેને કહ્યું. 'આવ આવ, તુ ક્યારે આવી? મને તો સરત જ ના રહી' ને તાળી માટે હાથ લંબાવ્યો તાળી આપી પદ્માબેને કપિલાબેનની બાજુમા જ બેઠક લીધી. 'બસ, હમણા જ આવી પણ, હજુ આ બસ કેમ ના આવી?' તેમણે ચિંતા વ્યક્ત કરી મે નક્કી કર્યું કે હવે દૂર આવે ત્યા સુધી અહીં જ ઊભા રહેવુ બાજુના ઓટલે જોયુ તો તે ખાલી હતો અરે! પેલા જુવાનિયાઓ ક્યારે જતા રહ્યા!

ટોળું વધતું જતું હતું કોઈ કોઈ યુગલો પોતાના સ્કૂટર પર જ બેસી બેઠાં ગપાટા મારતાં હતાં, કેટલીક એકલી આવેલી સ્ત્રીઓ કપિલાબેનના ટોળામાં ઉમેરો કરતી તો બીજી બાજુ એકલા આવેલા પુરુષોનું ટોળું પણ વધતું જતું હતું અચાનક પુરુષોના ટોળામાથી આવેલા અટ્ટહાસ્યે સૌનું ધ્યાન ખેંચ્યું. શબ્દો સંભળાયા 'યાર. બાબાની દૂર દર્શને બદલે ભલેને એક વાગ્યે આવે આવી ચાંદનીને એકલા માણવાની તક ક્યારેક જ મળે છે ને ! જે ઠંડક મળી તે ખરી' મને રેખા-સુમન યાદ આવ્યા. આસપાસ ઝીણી નજરે જોયું હજી તેઓ આવ્યા લાગતા નહોતા

અચાનક દૂરથી એક બસ આવતી દેખાઈ 'એ આવી એ આવી ' ને બધી આંખો એ આવતી બસ તરફ મંડાઈ રહી. સ્કૂટર પર બેઠેલા સફાળા ઊભા થયા, ને છતાંય કડક શિક્ષક વર્ગમાં દાખલ થાય ને જેમ એકદમ શાંતિ છવાઈ જાય તેમ શાંતિ છવાઈ ગઈ પણ બસ તો એક તરફથી આવી ને બીજી તરફ સડસડાટ જતી રહી-પેટ્રોલની ધૂમ્રવાસ મૂકીને 'એ ગઈ' 'અલ્યા આ તો ધાર્યા કરતાં બીજી નીકળી', 'ખરા બન્યા આપણે હો...' ને હાસ્યના એ જોરદાર મોજામાં હું પણ અનાયાસે જોડાઈ ગયો

ને પછી તો નવરાત્રીના ગરબાની જેમ વાલીઓના વિધાનોની રમઝટ જામી. 'બાકી આ શાહસાહેબ કદી ટૂરમાં મોડું ના કરે હો ! સ્કૂલ તો કહેવી પડે !' 'ભણતર પણ અહીંનું જ હો '

'ખરી વાત છે અહીં ભણેલું છોકરું ક્યાંય પાછું ના પડે હો '

'ને આ શાહસાહેબ પણ દરેકે-દરેક છોકરાનું નામ સુદ્ધાં જાણે ! બાકી આજે તો આવા પ્રિન્સિપાલ મળે છે ક્યાં ?'

'અરે, પ્રિન્સિપાલ અને શિક્ષકોની વાત જ જવા દો ને ! પેલી સ્કૂલના પ્રિન્સિપાલને એક વાર કોઈએ પૂછેલું કે તમારી શાળામાં કેટલી સંખ્યા ? તો શ્રીમાને જવાબ આપ્યો - હશે છસો-સાતસો ને હકીકતે ૧૨૦૦ ની સંખ્યા હતી હવે બોલો, જેને પૂરી સંખ્યાનીયે ખબર નહોતી તેને વિદ્યાર્થીઓનાં નામની તો ખબર જ ક્યાંથી હોય ? અને હાસ્યનું મોજું ફરી વળ્યું

સ્ત્રીઓના વૃંદમાંથી આવેલા ખડખડાટ હાસ્યના અવાજે સૌનું ધ્યાન એ તરફ ખેંચ્યું દૂર એક ઓટલા પર એક બેન બેઠાં બેઠાં જ ઘસઘસાટ ઊંઘતા હતા 'બિચારા ! ઊંઘે નહીં તો બીજું કરે શું ? આખો દિવસ કામ, કામ ને કામ ! પણ કોઈ એમને ઉઠાડો નહીં તો પડશે નીચે સીધા પેલા સૂતેલા કૂતરા પર' - કપિલાબેન બોલ્યા ને પછી તે જ ગયાં એમની પાસે. 'અરે બેન ઊઠો ?'

'હેં ! બસ આવી ?' ચમકીને સફાળા પેલાં બેન ઊઠ્યા

'બસ કેવી ને વાત કેવી ? આ તો તમે ઊંઘમાં પડી ના જાઓને એટલે ઉઠાડ્યા તમારું નામ શું ?'

'શોભના પણ હજી બસ કેમ ના આવી ?' ને વાતો કરતાં કરતાં બેઉ જણ સ્ત્રીઓના વૃંદમાં ભળી ગયાં - પાણીનું ટીપું જેમ જળાશયમાં ભળે તેમ.

'અગિયાર થયા પણ હજી બસ કેમ ના આવી ?' ચિંતામય રીતે પ્રશ્ન કોઈથી પૂછાયો

'અગિયાર નહીં, મારી ઘડિયાળમાં તો સવા અગિયાર વાગ્યા થાક્યા હવે તો' બીજો સૂર ચીડ સાથે વ્યક્ત થયો

'બળી આ દૂરો! ભાઈસાહેબ, ખરેખર હવે તો કંટાળ્યા એક તો માથા પર આ દિવાળીની ચિંતા ને પાછા આવા ઉજાગરા' કપિલાબેન બોલ્યા

'કપિલાબેન, કોણ જાણે કેમ પણ મારો જીવ બહુ ગભરાય છે' રસીલાબેને કહ્યુ

'કદાચ બસને પંકચર નહી પડયુ હોય?' ત્યા ઊભેલી એક ષોડશી બોલી

આ સાંભળી કપિલાબેનનુ બ્લડપ્રેશર ફાટયુ. 'અલી નીનાડી એવુ અપશુકનિયાળ કેમ બોલે છે?'

'અરે! આ તો જરા વાત છે પંકચર શુ પડયુ હોય, કદાચ ઍક્સિડન્ટ પણ થયો હોય! ભલું પૂછવુ ભાઈ! આ છાપામાં આપણે રોજ.' આંખો પટપટાવતી નીના બોલી

કપિલાબેન આંખો કાઢી બોલ્યાં 'હવે આવી વાતો બંધ કરીશ છોકરી મને તો કંઈક થઈ જાય છે, આવુ બધુ સાંભળીને હે ભદ્રકાળી મા! બસ સહીસલામત આવશે તો તને કાલને કાલ પાંચ દીવા કરીશ,' ને આકાશ સામુ જોઈ તેમણે હાથ જોડયા નીના મલકાતી હતી હું ય રસીલાબેન અકળાઈને બોલ્યા 'પણ આશુ? શાહસાહેબને હવે કહી જ દેવુ પડશે હો, આ તે કંઈ ટૂર કાઢવાના ઢંગ છે! રાતે બાર વાગ્યે તે કંઈ ટૂર લવાતી હોય? બિચારા છોકરાઓની તો દયા ખાવી જોઈએ કે નહી! નર્યા અધમૂઆ થઈ ગયા હશે'

'ખરી વાત છે જુઓને અત્યારે તો જાણે મધરાત થવા આવી ચાલો, જતા રહીએ આપણે સૌ ઘેર છો પછી સલવાય શાહસાહેબ' શોભનાબેને કહ્યુ

નીના પાછી વાતમા જોડાઈ 'કપિલાબેન, મને એક અદ્ભુત આઇડિયા આવે છે આપણે બધા આટલામા જ ક્યાંક સંતાઈ જઈએ પછી જુઓ – શાહસાહેબની દશા!' ને બધાએ હસતા વાતોમાં તો તે સ્વીકારી લીધુ

હવે ધીમે ધીમે સ્ત્રીઓ ને પુરુષોનાં બે ટોળામાથી એક મોટુ ટોળુ થવા માંડયુ પાછા એક ભાઈ બોલ્યા - 'આ ટૂરોથી તો તોબા! સવારે સાડા સાત વાગ્યાનો ટાઈમ આપે ને સાડા આઠ વાગ્યે ઉપાડે ને રાત્રે દશ વાગ્યાનો ટાઈમ આપે ને આ બાર વાગ્યા ત્યા સુધી તો કંઈ ઠેકાણાય નથી ખરેખર, હવે તો શાહસાહેબનુ, સ્વાગત જૂતાથી જ કરવુ જોઈએ હો ચિમનભાઈ' ને મે મારુ ધ્યાન ચિમનભાઈ પર કેન્દ્રિત કર્યું.

'અરે, જૂતાનો એક હાર જ બનાવી રાખીએ ને જેવી બસ આવે કે આપણે દરવાજા પાસે જઈ બોલવાનુ -'વી વોન્ટ શાહસાહેબ, વી વોન્ટ શાહસાહેબ' ને પછી જેવા શાહસાહેબ દરવાજામા આવે કે..' ને થોડી તાળીઓએ આ વાતને વધાવી લીધી મને પવન બદલાતા દિશા બદલતો પતંગ યાદ આવ્યો એક જણ ક્યાંકથી સૂતળી બોરી પણ લાવ્યુ ને ચિમનભાઈએ પોતાના જ ચંપલથી હાર બનાવવાની શરૂઆત કરી

ને ત્યાં તો દૂરથી ટૂરની બસ પોં. પોં. કરતી આવી ને ઊભી રહી. દરવાજા પર ટોળુ ધસ્યું જેમ જેમ બાળકો ઊતરતા ગયા તેમ તેમ તેઓ પોતપોતાના મમ્મી-પપ્પાની પાસે પહોંચતા ગયા ને ઘર ભણી જવા લાગ્યાં મારે કાને કેટલાક સંવાદો પડતા હતા:

'કેમ મઝા પડીને બેટા?' 'શુ ખવડાવ્યુ શાહસાહેબે?' 'શિખંડપૂરી?' 'વાહ ભાઈ વાહ!' 'શાહસાહેબે બહુ મઝા કરાવી એમ?' 'તને થાક જ નથી લાગ્યો એમ?' 'ફરીવાર ટૂર જાય ત્યારે ય તું જવાનો!'—ને ત્યાં તો 'પપ્પા-પપ્પા' કરતો એક છોકરો ચિમનભાઈને વળગ્યો

મારુ ધ્યાન પાછુ ચિમનભાઈ પર કેન્દ્રિત થયુ મને થયુ. હવે આવી બન્યુ શાહસાહેબનુ ઉંદર આવી ગયો બિલ્લીના પંજામા અરે! પણ ચિમનભાઈના હાથમા પેલો હાર કેમ દેખાતો નથી' મેં ઝડપથી તેમના પગમા જોયુ તો ચિમનભાઈના ચરણો ચપલથી શોભી રહ્યા હતા હુ હજી કાઈ ઝાઝુ વિચારુ તે પહેલા તો ચિમનભાઈના બોલ સભળાયા 'આવી ગયો ચિરાગ બેટા' ને ચિરાગનો હાથ પોતાના હાથમા લીધો 'ખૂબ મઝા પડી એમ ને? તે શાહસાહેબ હોય ને તમને મઝા ના પડે એવુ બને જ કેમ?'

'પપ્પા, સાહેબ કહેતા હતા કે હવે તે આબુ દૂર લઈ જવાના છે ત્યારે પ હુ જઈશ હો!' ને ચિમનભાઈ ચિરાગનો હાથ ઝાલી શાહસાહેબ પાસે આવ્યા 'નમસ્તે, સાહેબ' 'નમસ્તે ચિમનભાઈ'. 'સાહેબ, આ તમારા જેવા કોઈ સાહેબ નહી હો શુ સાહેબ, હવે તમે આબુ દૂર લઈ જવાના છો' 'હા ચિમનભાઈ, વિચાર તો છે જઈએ ત્યારે ખરા ત્યારની વાત ત્યારે' 'ના, શાહસાહેબ, એમ મોળુ મોળુ ના બોલો કહેતા હો તો ચિરાગના દૂરના પૈસા કાલે જ ભરી દઉ, પણ દૂર તો તમારે દર વર્ષે લઈ જ જવાની હો!' 'હા ભાઈ હા, આ તમારા જેવાઓનો પ્રેમભાવ છે તો જરૂર લઈ જઈશુ.' મને જૂતાનો હાર યાદ આવ્યો. 'ચાલો ત્યારે નમસ્તે, ગુડનાઈટ' ચિમનભાઈએ બે હાથ જોડી શાહસાહેબને કહ્યુ ચિરાગને પણ તેમણે કહ્યુ: 'બેટા! સાહેબને નમસ્તે કહો!' ને પરસ્પર 'નમસ્તે' 'ગુડનાઈટ શાહસાહેબ!'– કહી બધા છૂટા પડયા

મેં ઘડિયાળમા જોયુ તો સાડા બાર વાગ્યા હતા રસ્તા પર હવે હુ સાવ એકલો હતો મે ઘર ભણી જવા માડયુ માડ ચાર ડગલા ચાલ્યો હોઈશ ત્યા મારી નજર જૂતા વગરની સુતળી પર પડી મે એ હાથમા લીધી ને



## સાભાર–સ્વીકાર અને સ્વાગત!

અતિકેન્દ્રિત, વિશાળકાય ઔદ્યોગિક સસ્કૃતિએ જે અનેક સમસ્યાઓ પેદા કરી છે, જેનો ઉકેલ વિજ્ઞાન અને ટેકનોલોજીના વિકાસને માનવીય પરિપ્રેક્ષ્યમા જોયા, કર્યા, નિહાળ્યા વિના આવી શકે તેમ નથી, એ વિચારને વરેલ મિત્રોએ માનવીય ટેકનોલોજી ફોરમ શરૂ કર્યુ છે અને ત્રણેક વર્ષથી ગુજરાતમા ટેકનોલોજીને માનવીય કેવી રીતે બનાવી શકાય તે દિશામા ગભીર ચિતન આરંભ્યુ છે સંસ્થા અને પ્રવૃત્તિનો પરિચય કરાવતી પ્રથમ પુસ્તિકા* તેમણે બહાર પાડી છે, તેનુ સ્વાગત!

'ટેકનોલોજી'ને રેઢી મૂકી દેવામા આવે તો કેવા ભૌતિક, માનસિક અને રાજકીય–સામાજિક પરિણામો આવી શકે તેનો પરચો આપણને, માનવજાતના ભોગે, મળી ચૂક્યો છે. તેથી તેની આગળ કોઈ રક્ષક, સગોપક, ઉપકારક વિશેષણ મૂકવુ જ પડે. અને 'માનવીય'(હ્યુમન)થી વિશેષ વ્યાપક, ઉર્ધ્વમાન અને શ્રેયસ્કર વિશેષણ બીજુ કયુ મળવાનુ? તેના માપદડો કયા, તેની સક્ષેપ છતા વેધક વાત આ પરિચય પુસ્તિકામાં કરવામા આવી છે, તે તેને 'પરિચય'–પુસ્તિકામાથી ચિતન–મનનની પુસ્તિકા બનાવી મૂકે છે છેવટે, માનવીય ટેકનોલોજી એક વૈકલ્પિક જીવનશૈલી તરફ આપણને દોરી જાય, તેમા જ તેની સાર્થકતા છે, તે બાબત ખૂબ જ તર્કપૂર્ણ રીતે પ્રતિપાદિત કરવામા આવી છે. આવી જીવનશૈલીમાં માલિકી ભાવનુ વિસર્જન અથવા ટ્રસ્ટીશિપ ભાવનુ આચરણ અભિપ્રેત હોય જ.

દિનેશ શુક્લ

---

* માનવીય ટેકનોલોજી ફોરમ પરિચય (પ્રકાશનમાળા-૧) • પ્રકાશક : માનવીય ટેકનોલોજી ફોરમ, વલ્લભવિદ્યાનગર, ૧૯૮૧, કિં રૂ ૨-૦૦ સપર્કસ્થળ • ભુવનેશ ઓઝા, ૯, સરદાર પટેલ સોસાયટી, વલ્લભ-વિદ્યાનગર, ૩૮૮૧૨૦.

# જવનિકા

મણિલાલ હ૦ પટેલ

પ્રકાશની પાછળ જ અંધકાર હોય છે તેજની જવનિકા ખસેડીને જોનારને મંચની પેલેપાર ઊભેલું અંધારું દેખાવાનું જ આ તેજ અને છાયાની જવનિકાઓ હમેશાં ફરફરતી રહે છે જગતના સમગ્રને આવરીને એ ઊભેલાં છે એમ તો એ એક સિક્કાની બે બાજુઓ જેવા છે, પણ બને હોય છે અલગ, એકબીજાથી દૂર, અસ્પૃશ્ય તમે જોયું હશે કે સવારે રત્નાપતિનો રથ આવતા પૂર્વે જ પ્રકાશની મખમલ જવનિકા ફરકવા લાગે છે, ને ત્યારે અંધકારનો ચ્હેરો સાવ ફિક્કો પડી જાય છે એ અંધકાર પાક્કો હોય છે આખો દિવસ એ પ્રકાશનાં પડખાં સેવે છે, એનીઅંદર રહીને સતલસ કરે છે ને સાંજ થતામાં તો વાઘ જેવો થઈને પૂર્વની ઓડમાંથી બહાર આવે છે, પ્રકાશ એને જોતાં જ ઝંખવાણો પડી જાય છે, ને ધીમે ધીમે એની માયા સંકેલી લે છે ફરી પાછી સૃષ્ટિ અંધારાની માયાથી અને હૃષ્ટપુષ્ટ જવનિકાની પાછળ ઢબુરાઈ જાય છે પ્રકાશ પાછો રાતભર તૈયારી કરે છે ને પરોઢે પંખીના નીડમાંથી આવતા કલરવ જેવો રેલાવા લાગે છે આ ચક્ર અવિરત ચાલ્યા કરે છે અંધારું એટલે પ્રકાશનો નર્યો અભાવ ! તમે મેશ જેવો અંધકાર અનુભવ્યો હશે તો એમાં રહેલી કરકરી નજાકત પણ અનુભવી હશે વૃત્તિની ભીતરમાં એવો અંધકાર વસે છે આ અંધારું વસ્ત્રોની જેમ ભાતભાતનાં પોત ધારતું રહે છે એટલે એને હું જવનિકા કહું છું, જે જવનિકા જગતના મંચ પર પડે છે-ઊપડે છે ને દિવસ રાત થાય છે પ્રકાશ એટલે અંધકારનો પૂર્ણ અભાવ નર્યા પ્રકાશમાં સૃષ્ટિનાં રૂપ ઉઘડે છે. પ્રકાશનું અસ્તર જગતને લપેટાઈ જાય છે ત્યારે અંધકારના નેપથ્યમાં સતત ચાલેલી સર્જન પ્રક્રિયાની પ્રતીતિ થાય છે પદાર્થોનું જગત ખીલખીલ હસતું દેખાય છે આ ક્ષણોમાં અંધારું હેવું શ્વેત શ્વેત મલકી રહે છે !

આ જવનિકાઓને હું અમસ્થી જ માયાવતી નથી કહેતો. એ દૃષ્ટિને અવરોધતી હોવા છતાં અવરોધ નથી બનતી મંચ પર ચાલતી રમત જોવા આપણને એ તેડે છે નાટકની પરિભાષામાં જવનિકા એટલે પડદો એની પાછળનું સ્ટેજ તે નેપથ્ય ! જ્યાં ખેલ પહેલાંનો ખેલ રચાતો-રાહ જોતો ઊભો હોય છે. જવનિકા એ જગતને નોખાં કરનારી દીવાલ છે—આમ તો ! પાણી પાતળી દીવાલ વ્યવહારની દુનિયામાં એ આડ બનીને આધાર આપે છે, ક્યારેક એ આબરૂ બચાવે છે-આવરણ થઈને જવનિકા છે ત્યાં લગી આ જગતમાં જાણે લાજમલાજા છે પ્રત્યેક કાયા વૃત્તિગ્રસ્ત હોય છે ને મન હંમેશાં વૃત્તિધ્વસ્ત ! પણ અનેક જવનિકાઓના આટાપાટાઓની વચ્ચે આપણને બધું સ્વસ્થ અને સંયમશીલ, સંસ્કૃત અને સંસ્કારમય લાગે છે જવનિકાની પેલેપારના જગતને પરખવું પડે છે એ હંમેશાં પવિત્ર અને સત્ત્વ-પ્રવણ જ હશે એમ તો કેમ માની લેવાય ? દિગ્દર્શકે એ જોવાનું રહે છે, સત્યમ્ શિવમ્ સુન્દરમ્‌ની ભૂમિકા માટે એણે હમેશાં અપ્રમત્ત રહેવાનું હોય છે જે દિગ્દર્શક આ કાર્યમાં નિષ્ફળ જાય છે એનું જીવન અને નાટક ઊભય ઠૂંઠાં બનીને થીજી જાય છે પછી ઠૂંઠા-જીવનને કઈ જ ફૂટતું નથી મોસમોની જવનિકાઓના સ્પર્શ છતાં એ જાગતું નથી ! પછી તો ત્યાં મરણનો મુકામ હોય છે, બારે માસ અજવાળું અને અંધારું – આ એની જ માયા છે આ જગત માણસ કે વૃક્ષ, જંતુ કે જનાવર એની જ તો નીપજ છે સૃષ્ટિને ઘેરી વળતી એ બૃહત્તતાનો વિકલ્પ જ ક્યાં છે આપણી કને ! હાડકાંના પોલાણમાં અને માટીના ઢેફાંમાં એ શક્તિ બનીને છુપાઈ રહે છે સવારે સાંજે એ રંગરૂપ બદલે છે. તે બપોરે-મધરાતે એમના ચ્હેરા ચાખ્યા જેવા હોય છે. એમાં આદિમતાઓ છે અને એમાં જ તો છે રહસ્યોનું ય રહસ્ય. માણસ પણ તેજ-છાયાનું મિશ્રણ છે ને જંતુમાત્ર પર પડે છે એનો પ્રભાવ ! આપણે સૌ અનેક જવનિકાઓની ગલીકૂચીઓમાં વસીએ-શ્વસીએ છીએ અને અટવાઈએ કે અટકીએ

છીએ આ જવનિકા જ આપણી નિયતિ છે ભાગ્યની આડે પાંદડું હતું છે એનો અર્થ એ જ કે તરણાની ઓથે ડુંગર હોઈ શકે છે, પડદાની પાછળ શું હશે ને શા માટે હશે, કેવું હશે ને કેમ હશે-એ કહેવું મુશ્કેલ છે પરિસ્થિતિની મોઢામોઢ હોઈએ ત્યારે પણ કોઈક જવનિકા આપણને રુંધતી – રોકતી હોવાનો અનુભવ થાય છે પ્રેમનું ઓઢીને વિરહ સૂતો હોય છે ને મિલનની સમીપમાં જ હોય છે વિદાય-વાસ. સ્નેહની ભીતરમાં ક્યાંક ઘૃણા કે તિરસ્કાર પણ પાંગરતાં રહે છે કેવા કેવા પડદાઓ છે આ જગતમાં આપણે દેખતા છતાં જાણે કે દેખતા જ નથી

નિશાળમાં નાટક થાય ને એમાં કશો રોફ ન મળે તો પડદા ખેંચવાની પડાપડી થતી. પડદો ખેંચનારો-પડદો પાડે ને પડદો ઊઘાડે જાણે એ જ બધું ન ચલાવતો હોય! ક્યારેક અડધે અંકે જ ખેલ ખતમ! મૃત્યુ જવનિકા જેવું છે, એ ફરફરતું રહે છે ને અચાનક રોલીંગ શટરની જેમ ત્રાટકે છે! પડદા ખેંચનારાને અંદર અને બહાર – બંને જગત જોવા મળે છે, પણ પછી એનો નાટક માટેનો ચાર્મ મરી જાય છે. જે જવનિકાની પાછળ છે એ મંચ પર આવે ત્યારે જ મધુર, લલિત અને કળામય લાગે છે પડદાની પાછળ રહેલી અધૂરપો પડદાની આ પાર આવતા આવતા તો મધુરપો થઈને છનકાવા લાગે છે એને માણવા તો જવનિકાની મોઢામોઢ પ્રેક્ષાગારમાં બેસવું પડે. પણ આપણા ભાગ્યમાં બધી જ વખતે પ્રેક્ષક બનવાનું નથી આવતું ક્યારેક આપણે મનેકમને પડદા પાડવા ને ઉપાડવા ય પડે છે, ક્યારેક બાંધવાના ને ક્યારેક છોડી નાખવાના. ખાલી પ્રેક્ષાગારમાં હિજરાતું જીવન જીરવવું દોહ્યલું હોય છે ડેરા ને તંબુઓ પંખી ઊડી ગયા પછીના વૃક્ષ જેવા! હૃદયનો માળો ત્યારે બખોલ બનીને રહી જાય છે. જીવનને નાટક અને માણસને નટ કહેનારા આદમીને જગતે કેવી લીલીસૂકી બતાવી હશે એ સમજતા આજે વાર લાગતી નથી

જવનિકાનું એક બીજું રૂપ પણ છે અંધકારના ગર્ભમાં રહેલું બીજ ફરકે છે માટીનાં પડ વીંધીને તૃણાંકુર આકાશદર્શન પામે છે વાટે ચોડેલું ઘી પ્રકાશ થઈને પથરાઈ જાય છે, ઘૂંઘટ ખોલીને કળી સ્મિત વેરે છે જળ કૂંપળ થઈને મલકે છે ઝરણું પહાડ ફોડીને પ્રકટે છે જવનિકાના વિચ્છેદન સાથે જ અહીં નવો અવતાર મળે છે. પણ આ નવા અવતારમાંય આકાર મળે એની સાથે જ સામે જવનિકાઓની ગલીકૂંચીઓ તો હોય જ છે પણ જીવન કદી અટકતું નથી, સૂરજ તોફાનમાંય ઊગવાનું માંડી વાળતો નથી ને જવનિકા એ બંધન નથી, મુક્તિની જ એક પૂર્વશરત છે કળા ફૂલની પૂર્વસ્થિતિ છે કન્યાના ઘૂમટામાં છૂપાયેલું લાજુલ રૂપ પણ જવનિકાની આડશે જ વધારે વ્હાલું લાગે છે માટી ને જળ પરાગ બનીને પવનમાં કાયા વીખરી દે છે એ પહેલા એ કેટકેટલી જવનિકાઓને ઝેલતા-ઝિલતા રહે છે એમ કરવા જતા એમનીય કાયા છેદાય છે રૂપ એ તો કષ્ટને અંતે પ્રગટતું પુષ્પ છે મુક્તિ મેળવનારે પોતાની અંદર-બ્હારનું બધુંય વીખેરી દેવું પડે છે

જવનિકાની બંને બાજુ જીવન છે.. ખેલ છે જીવતરના અવકાશ પણ નીલાકાશ બનીને આપણને દૃષ્ટિમર્યાદાથી રચાતી દિગન્ત દાખવે છે પંખી ભીતરને ટહુકા વડે રમતું મૂકે છે, બાળકો સ્મિત કરે છે ત્યારે આસપાસ અલખનો સફેદ સફેદ ભાસ રચાય છે ઝરણાં ખળખળે છે ત્યારે જળની આદિમ વાણી સંભળાય છે કૂંપો ઊઘડે છે એટલે પૃથ્વી ઊભરી હોય એમ લાગે છે કૂંપળ ફૂટે છે ત્યારે કાઇસ્ટની કૃપાનો અહેસાસ થાય છે અંધારાની ઓથે કૂંપળ રંગો બદલે છે ત્યારે જીવન સમજાવા લાગે છે, ઓહો! હજી તો જીવનને છલકાવા માટે ઘણા આધારો છે. જવનિકા હટાવીને જોઉં છું કાચમાં તો મારી આંખોમાં મને જ દેખાય છે ભાગ્યોદિયા ભરતું બાળક, ફૂલો એ બાળકને ટગર ટગર તાકી રહ્યા છે.

ઈડર-તા. ૨૮-૧૦-૮૬

# આ ચાંદની કે નભકેરું હેત!

રમેશ ર. દવે

સ્થળ, ગોપનાથનો દક્ષિણ સાગરકાંઠો. સમય, રાત્રિનો દ્વિતીય પ્રહર, નીરવ અને દિવસ? પોષ પૂર્ણિમા ચન્દ્ર લગભગ મધ્ય આકાશે તરે છે હળવા ઝોકારે વહેતી હવામાં પણ ગતિસંચાર છે. નક્કી થઈ શકતુ નથી - વધુ શીતળ કોણ છે, વહેતી હવા કે વરસતુ ચન્દ્રતેજ!

નજર સામે પથરાયો છે ફેનિલ સમુદ્ર અધીર, મુગ્ધ પ્રણયીની માફક ધસી આવે છે એ, ગજદળ શાં ડોલતા તરંગે! સુપ્ત ધરા પર રેલાઈ જવા મિશે એ આલિંગન-આતુર છે, પણ માથુ અફાળી મરી જતાં એના ગજતરંગોને તસુ તસુભર જગા માંડ મળે છે પ્રથમ પ્રહર તો આમ જ વીત્યો, રૂમણા અને મનવરમા, પણ પ્રગલ્ભ-પ્રૌઢ નાયિકા હળવુ હસી દઈ, એના યુવાન પ્રણયીને વશ થાય એમ, લો એમ જ જળ-હિંલોળ ઝીલતી ધરતી પણ હવે રાહ જુએ છે ધમમસતા સાગરતરંગોની!

સમુદ્રના આવા મિલન વ્યાકુળ, આલિંગન આતુર રૂપ સાથે કરીક ગાઢ ગૂઢ નિસ્બત અનુભવુ છું. પૂર્ણિમાના વળતા પ્હોરે, હારી થાકી લોથપોથ થઈ, દૂર પાછો ફરી જઈ સંકલ્પ કરતો સમુદ્ર મને ગમ્યો છે. 'આજે કર્યું એવુ ગાંડપણ ક્યારેય નહી કરુ!' પણ જાણુ છું સઘળુ મિથ્યા છે! આ વાતે તો એનુ ય મારી જેવુ જ છે જાણે! આજે તમે ભલે ન માનો, પણ આવતી પૂનમરાતે જો જો, કશી સુખસાન નહી રહે ભાઈસાહેબને! ખબર નથી શાથી, પણ પ્રત્યેક પૂર્ણિમાની રાતે ચન્દ્રનુ જાદુ ચાલી જાય છે આ મહાશય ઉપર, જોકે દોષ નથી એમા સાગરનો, તેમ નથી ધરતીનો ય મૂળે કજિયાનો કરનાર તો છે ચન્દ્ર સાગર પાણી તો ચડઉ ધનેડુ- બાપડા! એમની સમથળ જળ સપાટી પર ચન્દ્રતેજ લગીર નાચ્યુ ન નાચ્યુ ત્યા તો થઈ જવાના મદોન્મત એ! પછી માથુ પટક્યા કરશે માનુની પ્રિયાને પામવા, કિનારે

સમજાતુ નથી કે ચન્દ્રની એવી તે શી મોહિની કે એના અછડતા આંખ-ઈશારે આખો સાગર આમ કેસરિયા કરી બેસે? પણ આ રહસ્ય એ જ કદાચ એની ખૂબી છે આમે ય ચન્દ્રતેજની ભૂરકીથી કોણ બચી શક્યુ છે? એટલે રતો ઉન્માદના એક પ્રકારને નામ મળ્યુ -'લ્યુનેટિક' ચન્દ્રકળાની વૃદ્ધિ સાથે વધતુ આ પાગલપન, કહે છે, પૂર્ણિમારાતે ચરમસીમાએ પહોંચે છે, સાગરમુ! ને સાચુ પૂછો તો, વાત ખોટી છે? લો, મે પૂછ્યુ ને કસમ ખાઈને કહો ચન્દ્રકિરણની, તમે ય આવુ ગાંડપણ નથી અનુભવ્યુ, ખેતર શેઢે તાજા કોળેલા અગણીઝુન્ડ પાછળથી ડોકિયુ કરતા વૈશાખી ચન્દ્રબિમ્બ વિશે!

કવિએ સાયંકાલીન આ ચન્દ્રબિમ્બને, પાતળા દોર પર નાચતી નટડીએ પોતાની આંગળીએ ફેરફેર ફેરવી, શાક ચઢાવી, આકાશે ઉછાળેલ ઝગારા મારતો તાસ ભલે કલ્પ્યો હોય, પણ મને તો આકાશગંગામાં તરતો-ડૂબતો મારો ચાંદો, અમારી સમુ કોળણે રાખથી કોરી કરી, એની નવરંગ ચુંદડીએ લૂછી અજવાળેલી કાંસાની તાસળી જ ભાસ્યો છે હમેશ!

પૂર્ણિમાચન્દ્ર જોતા કહો, કોનુ ચિત્ત દોલાયમાન ન બને? પણ ખરી વાત તો એ છે કે મને પક્ષપાત છે વદ અષ્ટમીના મોડા ઊગતા ઉદાસ ચન્દ્ર માટે પેલો પૂનમચંદ તો અજવાળુ અજવાળુ કરી મૂકે બધે કશુ-કઈ ગોપવવા તો એને આવડે જ શેનુ? બધુ સાવ ઉઘાડુ ફટાક! જ્યારે વદ અષ્ટમીનો આથમનો ચન્દ્ર તો પ્રેમીજનોના ગોપનશીલ મન સમો ધૂસર ધૂસર ને તમે ય શુ મારા ભાઈ! રસિકજન તે બધું માંડીને કહેતા હશે કદી? એ તો સૂચવે માત્ર આ વદ અષ્ટમીના ચન્દ્રનુ પણ એવું જ. એ સામે ઊભેલાને અજવાળે નહી યથાતથ, પણ સંકોરે જોનારની કલ્પનાને એનુ મદ્ધિમ, ભળભાંખળુ

તેજ ઉશ્કેરે આપણને, આછા મલીરે ઢંકેલા અલપઝલપતા લાવણ્યવતા ચહેરાની ભાવભંગિ નીરખવા ! એને પછી ? બસ સળગ્યા કરો, તમે ધાર્યું ન'તુ એવા જન્મેલા સુખ-સંતાપને !

પણ મૂળે તો ચન્દ્ર છે વરણાગિયો નકુળ. નિતનવા રૂપ ધરે એ ઠગારો ને આપણે ય મૂઆ ભોળા-ભટાક, ચૌદ વરસની છોડી ! એનું કયું રૂપ ભૂલો ને કયું યાદ કરો ?

હા, ગીરના જંગલમાં એકવાર આથમતી ચૈત્રી પૂનમ જોઈ હતી. હતો તો પાનખરનો પ્રાતઃકાળ, પણ સૂર્યે એના રસિક યુવરાજની આમન્યા રાખી જાણે મોડુ ઊગવાનુ નક્કી કર્યું હતુ ! નદી-તીરના પંખી-કલશોરે વનને જગાડી દીધું હતું ને ઊંચા, શાખા સમૃદ્ધ પણ નિષ્પર્ણ સાગ અને સાદડનાં વૃક્ષોની ઝીણી જાળમાં ફસાયેલો, ધ્વસ્ત નગરના રાજવી શો ચન્દ્ર, એની ડાળ-ડાળે લટકતો લટકતો આસ્તેથી આથમી ગયો હતો પડખે ચણોઠીના સૂકા વેલા પર આવીને ઝૂલતા અજાણ્યા પંખીના કિવ્‌કીક્‌ કિવકીક્‌ ટીક્‌-અવાજે એ સમાધિ તૂટી હતી ને પછી આજ સુધી કૅમેરાની કળ દબાવીને મન તૈયાર બેઠું છે આ ધારે, ક્યારે ફરી એવી ચૈત્રીપૂનમ ઊગે-આથમે ! ના, કશુંય ભૂલ્યુ ભૂલાયુ નથી ક્યારેય મારાથી !

એમ તો, નાના હતા ત્યારે ગાયેલું :

બીજ માવડી, ચૂલે તાવડી

બે ગોધા ને એક ગાવડી ! –

પણ હજી ક્યાં ભૂલાયું છે ? ભૈંડુત-પરિવારોની પછીતે વીતેલા બાલ્યકાળની મારી સખી સમી આષાઢી-બીજ તો અંદર ઊગી છે તે ઊગી છે, આથમી જ છે ક્યારે ? ગરજતાં વાદળોના ઘટાટોપ પર શોભતી બંકિમ બીજલેખાને જટા પર ધારણ કરી મહાદેવ શંભૂ શશીભૂષણ કહેવાયા એ તો નરોત્તમ પલાણે, સોમનાથની ઉત્તરે, અજેય સામંત શા ઊભેલા શશીભૂષણ મહાદેવના શિર્ણ શિવાલયના પ્રવેશ દ્વારની તક્તિએ અંકિત શ્લોક વંચાવ્યો ત્યારે જ જાણેલુ. પણ પાયમાં ધોરણમાં, ઇતિહાસની ચોપડીનાં પાને છપાયેલ 'સુલકેશી બીજો'ના કાનમાં ઝૂલતા કુંડલ સમી બીજલેખાને ઊગતી જોતા જ, એને હળવે હાથે ઉતારી, કાન વીંધાવી, પહેરી લેવા મન લલચાઈ ગયુ હતુ એ વાત આજે તો કબૂલવી જ રહી !

પણ વિરલ છે આજનો ચન્દ્રોદય એ મને ખેંચી જાય છે કવિ કાન્તના કાવ્યદેશે વર્ષાકાળે, ઝાંખા-ભૂરાં ગિરિશૃંગો જેમને જલવિનરંગો ભાસ્યાં હતા એ કવિ, આ ગોપનાથના આ સાગરકાંઠે, આવી જ કોઈ પૂર્ણિમા રાતે ઉદ્‌ગારી ઊઠ્યા હતા

આજ મહારાજ, જલ પર ઉદય જોઈ ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે.

'સાગર અને શશી' કાવ્ય શીખતા-શીખવતી વેળા એની અંતિમ પંક્તિ – 'પિતા, કાલના સર્વ સંતાપ શામે'-લગી પહોંચતા મન હંમેશા સાશંક થઈ જતું 'આ શક્ય છે ! ચન્દ્ર-સાગરનાં દર્શન થકી ચિત્તસંતાપ શમી જાય ખરા ?' પણ આજે આ ચન્દ્રોદય પછી સંશય મટી ગયો છે જેણે એકઠા મળી આ માયાલોક રચ્યો છે એના પ્રભાવથી મુક્ત કોણ હોય દુર્ભાગી ? પંડિતો એને ભલે 'પંચમહાભૂતતત્ત્વો' કહી ઓળખાવે, એ તો શબ્દકોશના પાને છાપેલો કોરો પરિચય ! મારે માટે તો એ પાંચેય ભાઈ-ભાંડુ, બાં-બાપુ ને બોખા-મોંની નાની-શું શું નથી ? અને એટલે તો એના પદસંચારે અને આછડતા આશ્લેષ સાત્રે મનશરીર સાબદાં થઈ જાય છે, નીડ વિશે માતાની રાહ જોતા વિહગ શાવક સમા !

□

વિશ્વમોહન

ગુજરાતમાં કેળવણી વડે ક્રાન્તિ કરવાનો જે ઉપક્રમ રચાયો તેમાં સદ્‌ગત શ્રી નાનાભાઈ (નૃસિંહપ્રસાદ) ભટ્ટનું પ્રદાન ઘણું મહત્ત્વનું છે નાનાભાઈનો જન્મ ભાવનગરમાં ૧૧, નવેમ્બર, ઈ ૧૮૮૨ના રોજ (કારતક સુદ ૧, સં ૧૯૩૯) પિતા કાળિદાસ છોટાલાલ ભટ્ટ, માતા અંદિબાઈ કુટુંબની આર્થિક સ્થિતિ નબળી એવી સ્થિતિમાં નાનીમોટી અનેક સમસ્યાઓનો સામનો કરતાં નાનાભાઈ ભણ્યા ઈ. ૧૮૯૯માં તેઓ મૅટ્રિક થયા તે પૂર્વે, પંદરમા વર્ષે તેમનાં લગ્ન થઈ ગયાં હતાં. મૅટ્રિક બાદ ભાવનગરની શામળદાસ અને તે પછી મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં તેમણે અભ્યાસ કર્યો ભાવનગરમાં પ્રા સંજાણા તથા પ્રા કાશિયાના તો મુંબઈમાં પ્રા વર્ડ્ઝવર્થ તથા પ્રા મૅકમિલનના અધ્યાપનનો લાભ તેઓ લઈ શક્યા નાનાભાઈ બહારની આર્થિક મદદ લઈને અભ્યાસ કરતા હતા એ મદદ પણ તેઓ પોતાનું સ્વમાન બરોબર સાચવીને લેતા હતાં વળી ક્યારેય તેમણે પોતાને સહાય કરનારાઓ પ્રત્યે નગુણાપણું દાખવેલું નહીં તેમને જે આર્થિક સહાય મળતી તેમાંથી પોતાનો છાત્રાલયખર્ચ કાઢવાનો રહેતો, તેથી તેમનું છાત્રજીવન કરકસર અને સાદગીભર્યું હતું કેટલીક વાર તો તેઓ એક જોડી કપડાથી જ ચલાવી લેતા આવી વિષમ સ્થિતિમાંયે તેમણે તેમનો વાચનરસ તેમ જ કલારસ પૂરો જાળવી રાખેલો. તેમને આર્થિક સહાયરૂપે જે કંઈ રકમ મળતી તેમાંથી યથાશક્ય બચાવીને તેનો ઉપયોગ સારાં પુસ્તકો ખરીદવામાં કરતા હતા એક વાર તો શેક્સપિયરના ત્રણ નાટકો જોવાની ટિકિટ પેટે એ જમાનામાં રૂપિયા ત્રીસ જેવો ભારે ખર્ચ તેમણે કરેલો અને એ ખર્ચને પહોંચી વળવા લાગટ ત્રણ માસ એકટાણું ખેંચ્યું હતું

નાનાભાઈ કૉલેજમાં હતા તે દરમિયાન જ પિતાનું અને પોતાના સ્નેહાળ પત્નીનું અણધાર્યું અવસાન થયું આવી વિપત્તિમાં પણ તેમણે સમતા અને ધૃતિ ન ગુમાવ્યાં માથે આવી પડેલી જવાબદારીઓ દૃઢતાથી ઉપાડી તેમની પ્રકૃતિમાં જ દૈન્યમ્ અને પલાયનમ્ જેવી ચીજો નહોતી

નાનાભાઈ ઈ ૧૯૦૩માં ભાવનગરની શામળદાસ કૉલેજમાં ફેલો તરીકે અને તે પછી મહુવાની હાઈસ્કૂલના આચાર્ય તરીકે નિમાયા તેઓ વેદાંત તેમ જ અંગ્રેજી સાહિત્યના વિષયો લઈને બી એ. તથા એમ એ થયેલા, પણ પછી શિક્ષણમાં રસ હોવાથી તેમણે એસ ટી સી ડી ની પદવી પ્રાપ્ત કરી. નાનાભાઈ તો કૉલેજનું શિક્ષણ મેળવ્યા પછી સીધા જ પ્રાથમિક કક્ષાએ ભણાવવા માગતા હતા. પરંતુ પ્રાથમિક શિક્ષકોમાં જ વિરોધથી તેઓ એમ ન કરી શક્યા અને પરિણામે તેમણે ઉપર્યુક્ત કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપનની કામગીરી સ્વીકારી આ પ્રૉફેસરી નાનાભાઈએ થોડોક જ સમય નભાવી એમનો જીવ જ મહેતાજીનો–સંતબાલજી કહે છે તેમ 'ક્રાન્તિકારી મહેતાજી'નો તેથી આ પ્રૉફેસરી એમણે છોડી ત્યારે જ એમને ચેન પડ્યું

આ સમયગાળામાં દેશભરમાં રાષ્ટ્રીયતાનો પવન વાતો થયો હતો દેશના અગ્રણી વિચારકો રાષ્ટ્રીય કેળવણીની બુનિયાદ પર ભાર મૂકતા હતા બંગાળ, મહારાષ્ટ્રમાં અરવિંદ, ટિળક વગેરે દ્વારા રાષ્ટ્રીય કેળવણીની પ્રવૃત્તિઓ શરૂ થઈ ગઈ હતી સૌરાષ્ટ્રમાં ત્યારે શ્રીમન્ નથુરામ શર્મા, ભારતીય સંસ્કાર તથા સંસ્કૃતિના દૃઢ સમર્થક તેમનો પ્રભાવ પણ નાનાભાઈ પર ઊંડો તેથી તેમની પ્રેરણાથી નાનાભાઈએ એમના ઉપાસ્ય દેવ દક્ષિણામૂર્તિના નામ સાથે સંલગ્ન છાત્રાલયસંસ્થાના સંચાલનની જવાબદારી ઉપાડી એ વિદ્યાર્થીભવન સ્થપાયું ઈ ૧૯૧૦માં ડિસેમ્બરની અઠ્ઠાવીસમી તારીખે તે સમયથી નાનાભાઈના મનમાં કેળવણીના અનેક આદર્શો રમતાં હતા તે આદર્શોને સાકાર કરવાની તમન્ના પણ એમનામાં

ઉત્કટ હતી તેથી જ તેમણે એ વિદ્યાર્થીજીવનના સંચાલનને કેળવણીનું જ એક ઉદાત્ત કાર્ય લેખ્યું. તેમણે એ રીતે કેળવણીના કાર્યમાં જ પોતાના જીવનકર્તવ્યનું દર્શન કર્યું આમ તેમના કેળવણી પ્રયોગ તથા કેળવણીદર્શનના પાયા નખાયા દક્ષિણામૂર્તિમા

નાનાભાઈ સાચા અર્થમા બ્રાહ્મણ હતા, અને હિન્દુ પણ ખરા જ એમનુ હિન્દુપણુ સર્વધર્મસમભાવનુ વિરોધી નહી, બલકે અનુરોધી હતુ તેમણે કેળવણી માટે સમાજ આગળ હાથ લબાવ્યો, પણ ક્યાય જીવનનાં સાચા મૂલ્યોનો ભોગ ન જ આપ્યો સ્વીકારેલા જીવનસિદ્ધાતને ખાતર હજારો રૂપિયા જતા કર્યાનુ એમને પોસાયુ છે, પણ રૂપિયાને ખાતર જીવનસિદ્ધાતને જતો કરવાનુ એમને પોસાયુ નથી. નાનાભાઈ સ્વૈચ્છિક નિષ્કચનતાના પુરસ્કર્તા અને પ્રયોગકાર હતા તેમણે જે કઈ સમાજ તેમ જ રાષ્ટ્રની સેવા કરી તે શિક્ષક રહીને જ કરી

નાનાભાઈએ ગાંધીજીનો જાદુ બરોબર અનુભવ્યો હતો તેમણે જ કહ્યુ છે

"ગાધીજીને જોયા પછી મારા અતરમાં નવા તત્ત્વનો સચાર થયો અને તેને પરિણામે મે આજ સુધી જીવનમા જે જે મૂલ્યો આકર્યા હતા તે બધા હુ જ સમજુ તેવી રીતે બદલાવા લાગ્યાં."

વળી આગળ જતા નાનાભાઈએ વિનમ્રતાપૂર્વક જણાવ્યુ છે.

"હુ તો ગાધીજીની પિપૂડી છુ, તે પવન ભરે છે અને હું ગાઠવેલા સૂર કાઢુ છુ"

નાનાભાઈએ દક્ષિણામૂર્તિ સસ્થાને રાષ્ટ્રીય કેળવણીનુ તીર્થ બનાવી તેમને ગિજુભાઈ જેવા સમર્થ શિક્ષકની મદદ મળી ગિજુભાઈ આચાર્ય, નાનાભાઇ ગૃહપતિ ગૃહપતિ એટલે લોજિંગ-બોર્ડિંગનુ કામ કરનારો મૅનેજર નહી. ગૃહપતિ એટલે વિદ્યાર્થીઓને કેવળ ખવડાવી-પિવડાવી જાણનારો કડક રખેવાળ નહીં, પરતુ વિદ્યાર્થીઓને ચારિત્ર્યની કેળવણી આપનાર, એમનામા ઉદાત્ત જીવનના આદર્શો પ્રેરનાર વત્સલ વડીલ નાનાભાઈએ કુશળ ચિકિત્સકની રીતે આપણા સસ્કાર-સસ્કૃતિની નાડ પારખી અને આપણી જ કહી શકાય એવી અસરકારક પથ્ય કેળવણીપદ્ધતિનુ નિર્માણ કર્યું, જેના નકશા અનુસાર આજે લોકભારતી-સણોસરા જેવી સસ્થાઓ ચાલી રહી છે

ગાધીજીએ નાનાભાઈનુ કેળવણીકાર તરીકેનુ પોત પારખીને જ તેમને ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયકની જવાબદારી સોંપેલી, જે તેમણે બે વર્ષ સુધી અદા કરી હતી

નાનાભાઈ ઈ. ૧૯૩૦માં દક્ષિણામૂર્તિના નિયામકપદેથી રાજીનામુ આપી વિરમગામની સત્યાગ્રહની છાવણીમાં સ્વાતંત્ર્યસગ્રામની જવાબદારી લેવા દોડી ગયા આવા વખતેય તેઓ અતરથી તો શિક્ષક મટયા જ નહોતા, ત્યારે ઉમાશકરે એમના અગે નોધ્યુ છે "મને નાનાભાઈના વિદ્યાર્થી બનવાની તક વિરમગામની 'છાવણી-દક્ષિણામૂર્તિ'મા અને 'જેલ દક્ષિણામૂર્તિ'મા મળી એને હુ મારુ એક પરમ સદ્ભાગ્ય સમજુ છુ"

નાનાભાઈએ રાષ્ટ્રીય સત્યાગ્રહમા ભાગ લેતા જેલનિવાસ પણ ભોગવ્યો હતો એ સત્યાગ્રહ દરમિયાન તેમને ગામડામાં પ્રત્યક્ષ કાર્ય કરવાની તક મળી તેમણે ગ્રામાભિમુખ રાષ્ટ્રીય કેળવણીની પરમ આવશ્યકતા પ્રતીત થઈ આ અરસામા, ઈ ૧૯૩૨ પછીનાં વર્ષોમા દક્ષિણામૂર્તિ સસ્થામા સાથી કાર્યકરો અને તેમની વચ્ચે મતભેદો વધતા ગયા પરિણામે તેમણે દક્ષિણામૂર્તિથી અલગ પડી ઈ ૧૯૩૮મા આંબલા ગામે જઈ ત્યાં પ્રાથમિક કેળવણીની સસ્થા શરુ કરી જે સસ્થા માટે તેમણે દિવસરાત એક કરેલા એ દક્ષિણામૂર્તિ સસ્થાને છોડતા નાનાભાઈએ જરા પણ વાર ન લગાડી, આમા કારણભૂત હતી એમની અનાસક્તિ અને ત્યાગવૃત્તિ જે ખરેખરુ સર્જી જાણે છે એ જ સરળતાથી વિસર્જી પણ જાણે છે.

નાનાભાઈના જીવનમાં આંબલા-સંસ્થાની સ્થાપનાથી એક નવો વળાંક આવે છે તેઓ પંચાવન વર્ષની ઉંમરે ગ્રામદક્ષિણામૂર્તિના એક મહેતાજી થઈને લોકકેળવણીનું પાયાનું કામ હાથમાં લે છે તેઓ લોકોને રામાયણ, મહાભારત, ભાગવત આદિની કથાઓ કરે છે એ રીતે લોકભાગવતના સર્જક બને છે તેઓ લોકકેળવણીના અનુરાગે સમાજમાં આતંક ફેલાવનાર માથાભારે તત્ત્વો સાથે સાહસ અને હિંમતથી કામ પાડે છે તેઓ વિખ્યાત ડાકુ વીસા માંજરિયાને નાક કાપવાની પ્રવૃત્તિ બંધ કરવાનું સમજાવે છે; ગેમલ મહારવટિયાના પરિવારને પણ તેઓ સાચા જીવનનો રાહ ચીંધે છે

નાનાભાઈના સાત્ત્વિક અને સંગીન કેળવણીકર્મથી આકર્ષાઈને જ શ્રી ઉછરંગરાય ઢેબરે સૌરાષ્ટ્ર રાજ્યની રચના થઈ ત્યારે કેળવણી ખાતાના પ્રધાન તરીકે તેમને આગ્રહપૂર્વક પોતાની સરકારમાં સામેલ કર્યા પરંતુ શુદ્ધ કેળવણીનો આ જીવ રાજકારણના વાતાવરણમાં ન ઠરી શક્યો અને તેથી એક જ વર્ષમાં તેઓ એ પ્રધાનપદનો સ્વેચ્છાએ ત્યાગ કરી પોતાની આગવી સંસ્થામાં પાછા આવી ગયા

નાનાભાઈએ ઉપનિષદના सत्यात् न प्रमदितव्यम्, धर्मात् न प्रमदितव्यम्, कुशलात् न प्रमदितव्यम् —એ બોધને જીવનમાં ઉતારવાનો પ્રામાણિક પુરુષાર્થ કર્યો એમની આ ઉદાત્ત પુરુષાર્થકથાને ધ્યાનમાં લઈને ભારત સરકારે તેમને 'પદ્મશ્રી'થી નવાજ્યા તેમની રાજ્યસભાના સભ્ય તરીકે પણ વરણી કરવામાં આવી. જોકે આવાં માનઅકરામો નાનાભાઈએ નિરભિમાનવૃત્તિથી સ્વીકાર્યાં હતા

છેલ્લે પંચોતેરમા વર્ષે સાથળનું હાડકું ભાંગતા નાનાભાઈને ફરજિયાતપણે પથારી રહેવાનું થયું. તે વેળાએ કેળવણીના આ ક્રાંતિધરે-ક્રાન્તિપુરુષે 'પથારીમાં પડ્યા પડ્યા' એ પુસ્તક આપ્યું આ પુસ્તકમાં યોગ્ય રીતે જ મનુભાઈ પંચોળી('દર્શક')એ નાનાભાઈને 'હિન્દુધર્મની ઉત્તમ પેદાશ' રૂપે વર્ણવ્યા છે તેઓ લખે છે

"લગભગ સત્તાવીશ વર્ષ સુધી એમની તદ્દન નિકટમાં રહ્યા પછી મને લાગ્યું છે કે એમની શક્તિનું કારણ તેમણે હિન્દુધર્મના રહસ્યને આત્મસાત્ કર્યું છે તે છે આ હિન્દુધર્મનું રહસ્ય આત્મસાત્ કરવાની પ્રક્રિયાએ જ એમણે પંડિત સુખલાલજી કહે છે તેમ, 'ખરા કેળવણીકાર' બનાવ્યા છે તેઓ કહે છે તેમ, નાનાભાઈમાં બ્રાહ્મણમાં હોવાં જોઈતાં કુળ, રૂપ, શ્રુત, શીલ અને પ્રજ્ઞા - એ પાંચ લક્ષણોમાંથી કમમાં કમ શીલ અને પ્રજ્ઞા જે મુખ્ય લક્ષણો છે તે અવશ્ય છે અને તેથી નાનાભાઈ સાચા બ્રાહ્મણ - સાચા કેળવણીકાર છે તેઓ સાચું જ લખે છે નાનાભાઈ નામમાં નાના છે, આત્મા જુદો જ છે"

આ નાનાભાઈનું ૩૧-૧૨-૧૯૬૧ના રોજ અવસાન થયું.

નાનાભાઈએ કેળવણીનું પ્રત્યક્ષ કાર્ય કરતા એ વિશે જે ચિંતન-વિચાર કરતા રહ્યા તે 'કોડિયું' દ્વારા પ્રગટ થતો જાય. વળી રામાયણ-મહાભારતવિષયક પુસ્તિકાઓ, 'હિન્દુધર્મની આખ્યાયિકાઓ', 'દૃષ્ટાંતકથાઓ', 'કેળવણીની પગદંડી' આદિ પુસ્તકો એમના મનોવિશ્વનું પ્રેરણાદાયી દર્શન કરાવી રહે છે 'ઘડતર અને ચણતર' નામની એમની આત્મકથા ગુજરાતી સાહિત્યની કેટલીક વાચવા જેવી આત્મબળપ્રેરક આત્મકથાઓ પૈકીની એક છે. પંડિત સુખલાલજીએ તો એને ગાંધીજીની આત્મકથાની યાદ આપે એવી સમર્થ કૃતિ લેખી છે

નાનાભાઈએ એક ઋષિની રીતે કેળવણીનું યજ્ઞકાર્ય જીવનભર કર્યું. માનવજીવનની સંકુલતા, માનવસ્વભાવની આંટીઘૂંટીઓ વગેરે પ્રીછીને, માનવજીવનના અનુભૂત સત્યોને સારવીતારવી કેળવણીમાં તેમને સમુચિત રીતે વણી લઈને સંસ્કારઘડતર કરવાના પ્રશસ્ય પ્રયોગો તેમણે કર્યા છે. એ પ્રયોગોનો

પણ એક સિલસિલાબંધ-સુરેખ ઇતિહાસ કોઈ અધિકારી જન દ્વારા લખાવો ઘટે. જેમ ગાંધીજી, કાકાસાહેબ, કિશોરલાલ મશરૂવાળા તેમ નાનાભાઈએ પણ શરીર, મન અને આત્માના સમતોલ સંબંધમાં અને વિકાસમાં જીવનનું સાચું આરોગ્ય પ્રતીત કર્યું છે તેમણે કેળવણીને શારીરિક-માનસિક-આધ્યાત્મિક આરોગ્ય માટેની જીવનભરની સાધના માની છે એ વિશે તેમણે માર્મિક રીતે લખ્યું પણ છે:

'કેળવણી જીવનવ્યાપી વસ્તુ છે ખાદીવાળો કેવળ ખાદીના તાતણા પેદા કરે એવો અર્થ હું સમજ્યો નથી ખાદી દ્વારા એ જે વર્ગને પહોંચતો હોય તેના જીવનમા સંપૂર્ણ પ્રવેશ કરે છે અને એ રીતે સમગ્ર રીતે કેળવણી આપે હરિજનસેવક સંઘનું પણ એ જ રીતે વ્યાપક કર્તવ્ય છે કેવળ હરિજનો માટે શાળા ખોલાવી દે કે કૂવા ખુલ્લા કરાવી દે તેથી પતી જતું નથી કેળવણીમા ઊંડાણ અને વિસ્તાર બંને જોઈએ ઊંડાણ ન હોય અને વિસ્તાર થાય તો ઝાડ ઊથલી પડે એકલું ઊંડાણ હોય અને વિસ્તાર ન હોય તો ફળ ન બેસે. ઊંડાણ અને વિસ્તારનું દરેક પ્રવૃત્તિમા પ્રમાણ જળવાવું જોઈએ આપણી પ્રાથમિક કેળવણી એ ઊંડાણ છે, તો પ્રૌઢ શિક્ષણ એ વિસ્તાર છે''

સદ્‌ગત ઈશ્વર પેટલીકરે નાનાભાઈની મુલાકાત લેતા પ્રશ્ન કરેલો "આજે, પ્રજા અને સરકાર બંનેને અરસપરસ અસંતોષ છે તો તેમા બંનેની ફરજ શી?" નાનાભાઈએ એના ઉત્તરમા જણાવ્યું "બંનેએ એકબીજા સાથે ગોઠવાઈ જવાનો પ્રયત્ન કરવો જોઈએ"

ઈશ્વર પેટલીકરે વળી પૂછ્યું "આમા પહેલી ફરજ કોની?

નાનાભાઈએ એના ઉત્તરમા કહ્યું:

"જે વધારે સમજુ હોય તેની. જો પ્રજા વધારે સમજુ હોય તો પ્રજાની, પ્રધાનમંડળ વધારે સમજુ હોય તો તેની મને પોતાને લાગે છે કે સ્વરાજ્યને લાયક દેશ બનાવવો હોય તો એક એક સમજુ માણસે સમયનો સહેજ પણ બગાડ કર્યા વગર જાતને કામમા જોડી દેવી જોઈએ. દેશના સમજુ વર્ગે એની પાસે જે મૂડી હોય, જ્ઞાન, ધન, હુન્નરકળા વગેરેને પોતાના માટે જ વાપરવી એવું વિચારતાં. બંધ થવું જોઈએ એનો અર્થ એણે ઘર-બૈરીછોકરાનો વિચાર ન કરવો એમ નહીં, પણ એ જેટલાં અગત્યનાં છે તેથી દેશ સહેજ પણ ઓછો અગત્યનો છે એમ એણે ન માનવું જોઈએ. માણસ પોતાના ઘર માટે જેમ કરે તેમ દેશ માટે પણ કરવું જોઈએ આમ ૨૫ વર્ષ સુધી આખો દેશ પોતાની ફરજ અદા નહીં કરે તો સ્વરાજ્યને સુરાજ્યમા પલટી એના ફળ ચાખવાની આશા મને દેખાતી નથી. જે આ નથી સમજતો તે ભલે ઊંઘે, પણ જે જાગતો છે તેણે વિશાળ કામ દેખી આંખ મીંચી જવાની નથી''

નાનાભાઈએ ઉપરની વાત ૨૧-૧૨-૧૯૪૯ના રોજ કરી હતી આજેય આ વાત કેટલી બધી સાચી છે તે આપણે સૌ અનુભવી રહ્યા છીએ

દેશનું ભવિષ્ય—દેશની ઊજળી સિકલ આવા નાનાભાઈ જેવા માનવતાના ભેખધારી સાચા શિક્ષકો કેટલા પાકે છે તે પર અવલંબે છે જે રોગ આજના આપણા સમાજને અને રાષ્ટ્રને અંદરથી કોરી ખાતો વકરી રહ્યો છે તેનો અકસીર ઇલાજ નાનાભાઈ પાસે હતો જ, પણ એ રોગ એવો ઊંડો અને વ્યાપક છે કે એની પૂરી સારવાર માટે આપણે લાંબા ગાળા માટે આવા નાનાભાઈ એક નહીં પણ અનેક જોઈશે આપણી સત્ત્વશીલ સંસ્કારભૂમિમાંથી એવા નાનાભાઈઓ સતત પાકતા રહો એવી સદ્‌ભાવના વ્યક્ત કરીને આપણે વિરમીએ * ☐

* ગુજરાત વિદ્યાપીઠના પ્રાર્થનાસભામાં રજૂ કરેલું વક્તવ્ય.

## જ્ઞાનગંગોત્રી પ્રકરણ : સવિનય સમાધાન

### ૧ રાજ્યપાલશ્રી તરફથી શ્રી નગીનદાસ પારેખને પત્ર

૭-૮-૧૯૮૬

મહાશય,

ઉપરોક્ત વિષય (જ્ઞાનગંગોત્રી પ્રકાશનો, શ્રી ભોગીલાલ ગાંધી)ના નામદાર રાજ્યપાલશ્રીને ઉદ્દેશીને લખવામાં આવેલ તા ૨૪ અને ૨૫મી જુલાઈ ૧૯૮૬ના પત્રોના અનુસંધાને આજ્ઞાનુસાર જણાવવાનું કે નામદાર રાજ્યપાલશ્રીએ આપના ઉક્ત પત્રો સિન્ડિકેટની આગળની બેઠકમાં રજૂ કરવા તેમ જ તે વેળા આપને તેની મિટિંગમાં નિમંત્રિત કરવા સારુ કુલપતિશ્રીને મોકલવામાં આવેલ છે તેમ, સૂચનાનુસાર, જણાવું છું

આપનો વિશ્વાસુ,
જે એન રુપારેલ
(રાજ્યપાલશ્રીના નાયબ સચિવ)

*

### ૨ રાજ્યપાલશ્રીને શ્રી નગીનદાસ પારેખનો પત્ર

૧૯-૮-૮૬

સંમાન્ય કુલાધિપતિજી,

આપનો તા ૭-૮-૮૬નો પત્ર ક્રમાંક જી એસ ૧૧/૩૯૨૩/૮૬ મળ્યો તે માટે આભારી છું.

આપે મારા પત્રો સરદાર પટેલ યુનિવર્સિટીની સિન્ડિકેટની આગામી બેઠકમાં રજૂ કરવાનું તેમ જ તે બેઠકમાં મને નિમંત્રિત કરવાનું કુલપતિશ્રીને સૂચવ્યું છે, તે જાણ્યું હું જરૂર એ બેઠકમાં હાજર રહી ભાગ લઈશ

આપ આ કમનસીબ પ્રકરણમાં રસ લઈ સંસ્થા યોગ્ય માર્ગે ચાલે તે માટે માર્ગદર્શન આપવા ચિંતિત છો તે બદલ આપનો પુનઃ હૃદયપૂર્વક આભાર માનું છું

લિ
નગીનદાસ પારેખ

*

### ૩ યુનિવર્સિટી તરફથી શ્રી નગીનદાસ પારેખને પત્ર

૧-૯-૮૬

શ્રીમાન,

ઉપરોક્ત (જ્ઞાનગંગોત્રી અને શ્રી ભોગીલાલ ગાંધી વિષયક) વિષય પરત્વે આ યુનિવર્સિટીના કુલાધિપતિ અને ગુજરાત રાજ્યના રાજ્યપાલ શ્રી આર કે ત્રિવેદીને તા ૨૪-૭-૧૯૮૬ અને તા ૨૫-૭-૧૯૮૬ના રોજ આપે લખેલા પત્રોના અનુસન્ધાનમાં રાજ્યપાલશ્રીના ડેપ્યુટી સેક્રેટરીના તા ૭-૮-૧૯૮૬ના પત્રાંક જી એસ ૧૧/ક્રાન-૪૪૧/૮૬ અનુસાર સવિનય જણાવવાનું કે આપના બે પત્રો આ યુનિવર્સિટીની તારીખ ૨૦-૯-૧૯૮૬ને શનિવારના રોજ સવારે ૯-૩૦ વાગે મળનાર સિન્ડિકેટની સભા સમક્ષ વિચારણાર્થે મૂકવામાં આવશે

આ બાબતમાં સિન્ડિકેટની સભા સમક્ષ આપનાં મંતવ્યો રજૂ કરવા ઇચ્છતા હો તો તા. ૨૦-૯-૧૯૮૬ને શનિવારના રોજ સિન્ડિકેટની સભા સમયે આપને હાજર રહેવા વિનંતી છે. કુશળ હશો. પ્રત્યુત્તર પાઠવશો.

આપનો વિશ્વાસુ,
કુલસચિવ
(સરદાર પટેલ યુનિવર્સિટી)

## ૪: જ્ઞાનગંગોત્રી અંગે સિન્ડિકેટ સમક્ષ શ્રી નગીનદાસ પારેખની લેખિત રજૂઆત

જે પત્ર, આ સભામાં તેની ચર્ચા વિચારણા થઈ શકે એટલા માટે પરિપત્રિત કરવામાં આવ્યો છે, તેમાં બે મુદ્દા છે. પહેલો મુદ્દો એ છે કે સિન્ડિકેટે વધુ પડતા વિલંબ અને ખર્ચને કારણે જ્ઞાનગંગોત્રીના સંપાદક બદલવાનો નિર્ણય કર્યો, તેમાં આવાં કામોમાં લાગતા સમયનો અને થતા ખર્ચનો વિચાર યોગ્ય પરિપ્રેક્ષ્યમાં થયો નથી, એમ અમને લાગે છે.

આપણે ત્યાં આવાં કામો ઓછાં જ થાય છે, એટલે એનો અનુભવ પણ નહીં જેવો જ હોય છે, અને તેથી જ્યારે યોજના ઘડાય છે ત્યારે એના સમયનો અને ખર્ચનો સાચો અંદાજ આવી શકતો નથી. દેશભરમાં આ જ સ્થિતિ છે. ૧૯૬૦ના અરસામાં તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રીના સંપાદકપણા હેઠળ મરાઠી વિશ્વકોષનું કામ શરૂ થયું હતું અને તેને મહારાષ્ટ્રના વિદ્વાનોનો સારો સહકાર મળ્યો હતો. વળી જે વિદ્વાનો પોતે માથે લીધેલા અધિકરણ અંગે કોશકાર્યાલયને સ્થાને રહીને કામ કરવા માગતા હોય તેમને રહેવા-જમવાની સગવડ પણ કોશ-સમિતિએ સુલભ કરી આપી હતી, ઉપરાંત ત્યાં જ એક સમૃદ્ધ ગ્રંથાલય પણ હતું, તેમ છતાં અત્યાર સુધીમાં એના બાર ગ્રંથો પ્રગટ થઈ શક્યા છે, એટલે કે બે સવા બે વરસે એક ગ્રંથની સરેરાશ આવે છે.

એ જ રીતે, આપણી ગુજરાતી સાહિત્ય પરિષદે ત્રણ ખંડ અને ચાર ગ્રંથોમાં ગુજરાતી સાહિત્ય કોશ પાંચ વર્ષમાં તૈયાર કરવાની યોજના કરેલી ને તે માટે એક મુખ્ય સંપાદક, એક સહસંપાદક, બે અધિકરણ લેખકો અને છ સંદર્ભ સહાયકો મારફતે કામ ચાલી રહ્યું છે છતાં એ અવધ પૂરી થઈ ત્યારે હજી પહેલો ખંડ જ પ્રેસમાં ગયો છે અને બીજાનું કામ ચાલુ છે. પહેલો ગ્રંથ પ્રગટ થતાં તો હજી વરસ ઉપરાંત સમય લાગશે.

વિલંબ થવાના અનેક કારણો હોય છે. આપણા લેખકો ચુસ્ત શિસ્તમાં રહીને લખવા ટેવાયેલા નથી હોતા. એટલે વિદ્વાનોના લેખો પણ યોજનાને બંધબેસતા થાય એ માટે એકથી વધુ વધુ વાર લખાવવા અને મઠારવા પડે છે. ઉપરાંત, લખાણ નિયત સમયે ભાગ્યે જ મળે છે. જ્ઞાનગંગોત્રીના સંપાદકનો અનુભવ જોતાં, લખાણ મેળવવામાં જ આઠથી અઠ્ઠાવીસ મહિના લાગી જાય છે. આવી જ અગવડનો ખ્યાલ કરીને પરિષદનાં સાહિત્ય કોશ માટે પણ બનતાં સુધી બહારના લેખકો પાસે અધિકરણો ન મંગાવતાં સ્થાનિક લેખકોનો જ સાથ સહકાર મેળવવાનું વિચારવું પડ્યું છે.

જ્ઞાનગંગોત્રીનું કામ વચમાં બંધ પણ રહ્યું હતું, એ બધું જોતાં અત્યાર સુધીમાં એના જે ગ્રંથો પ્રગટ થયા તે ઓછા ન જ કહેવાય. આ થઈ વિલંબની વાત.

સંપાદન ખર્ચની બાબતમાં તો કહેવું જોઈએ કે થયેલા કામની સામે એ ખર્ચ વધારે પડતો નથી. બલ્કે ઓછો છે એમ જ કહેવું પડે. ઉપર જેનો ઉલ્લેખ કર્યો તે સાહિત્ય કોશની જ વાત કરીએ

તો એના સંપાદક, સહસંપાદકનો પગાર પાંચ વર્ષમાં (માસિક ૩ હજાર ગણતાં) ૩ લાખ ને ૬૦ હજાર થાય તે ઉપરાંત બે અધિકરણ લેખકો, ૭ સંદર્ભ સહાયકો અને પટાવાળા વગેરેનો ખર્ચ તો જુદો. એની સામે જ્ઞાનગંગોત્રીના સંપાદકને લગભગ ૨૦ વર્ષના ગાળા દરમ્યાન ચૂકવાયેલી રકમ નગણ્ય જ લાગે પ્રાથમિક શાળાના શિક્ષકને પણ આજે એટલું તો મળી રહે

આ કામમાં જે સમય લાગે છે અને જે ખર્ચ થાય છે, તેનાથી વ્યવસ્થાપક સમિતિ અજાણ્યું તો ન જ હોય વળી, તેમાંના પ્રમુખ સહિત ત્રણ અને આ નિર્ણય લેવાયો ત્યારે તો ચાર સભ્યો તો સિન્ડિકેટના પણ સભ્યો હોઈ યુનિવર્સિટીની સમગ્ર પરિસ્થિતિથી પણ વાકેફ હોય જ જો એ સમિતિને આ ખર્ચ અને આ વિલંબ વધુ પડતો ન લાગ્યો હોય અને તે જો ચાલુ વ્યવસ્થા હેઠળ આ કામ પૂરું કરવાની ભલામણ કરતી હોય તો તેની ઉપેક્ષા હળવે મને ન થઈ શકે છતાં કોઈ નવી પરિસ્થિતિ પેદા થઈ હોય તો તે જણાવી તેને ફેરવિચાર કરવાની વિનંતી તો કરી જ શકાય, અને તે જ શોભે પણ એટલી શિષ્ટતા પણ સચવાઈ નથી નવાઈની વાત તો એ છે કે વ્યવસ્થાપક સમિતિની જે બેઠકમાં ચાલુ વ્યવસ્થા જ આગળ ચલાવવાનો નિર્ણય લેવાયો તેમાં કુલપતિશ્રીએ પોતે જ આર્થિક બોજ હળવો થયાનું જણાવ્યું હતું. અને તેમ છતાં એક મહિના પછી આર્થિક કારણ જ આગળ કરીને સંપાદક બદલવાનો નિર્ણય સિન્ડિકેટ કરે છે ખરું જોતાં, ૧૯૮૦ના ડિસેમ્બર પછી બાકી રહેલું કામ વિના વેતને કરી આપવાનું સંપાદકે સ્વીકાર્યું હતું એટલે વધારાના ખર્ચનો પ્રશ્ન જ રહેતો નથી

હવે પત્રનો બીજો મુદ્દો પણ ધારો કે આર્થિક બોજ અથવા બીજા કોઈ પણ કારણ કારણસર નવી વ્યવસ્થા કરવી જ પડે એમ લાગે, તો તે પણ સુજનતાપૂર્વક ભદ્રજનોચિત શિષ્ટ રીતે કરી શકાય કુલપતિશ્રીના પોતાના અભિપ્રાય મુજબ જ્ઞાનગંગોત્રીનું પ્રકાશન એ એવું કાર્ય છે, જે ભારતની કોઈ યુનિવર્સિટીએ કર્યું નથી અને જેને લીધે આ યુનિવર્સિટીનું ગૌરવ વધ્યું છે, દેશભરમાં એની પ્રશંસા થઈ છે અને સિન્ડિકેટે પણ એની ગુણવત્તા વિશે તો અસંતોષ વ્યક્ત કર્યો જ નથી, તો પછી જે માણસે પોતાના ઉજ્જવળ કાર્યથી યુનિવર્સિટીને દેશમાં ગૌરવ અપાવ્યું તેને બદલતી વખતે તેણે અત્યાર સુધી કરેલા કાર્યની કદરના બે શબ્દો પણ વાપરવાનું સિન્ડિકેટને ન સૂઝે એ શાલીનતાનો ઘોર અભાવ જ સૂચવે છે જેમ વ્યવસ્થાપક સમિતિને ફેરવિચારણાની વિનંતી કર્યા વગર જ તેની ભલામણની હડહડતી ઉપેક્ષા કરી તેમ સંપાદકને પણ કદરના કે આભારના બે શબ્દ વગર જ પડતા મૂક્યા એથી આ વિદ્યાધામ પ્રત્યે આદર અને સદ્ભાવ ધરાવનાર સમાજને ભારે આઘાત લાગ્યો અને માટે જ એની સામે અવાજ ઉઠાવવો પડ્યો ગમે તે કારણે આવેશમાં અથવા ઉતાવળમાં વગર વિચાર્યે આચરાઈ ગયેલી આ અભદ્રતાનું સિન્ડિકેટને આજે પણ જો દુઃખ હોય, તો એનું કંઈક અંશે નિરાકરણ અશક્ય નથી સવાલ વૃત્તિનો છે

આ યુનિવર્સિટીએ પોતાને ભારતભરમાં ગૌરવ અપાવે એવું આ જ્ઞાનગંગોત્રીનું કાર્ય ઉપાડ્યું છે અને તે લગભગ પૂરું આવ્યું છે તો એની ઇતિશ્રી અહીં જ ન કરે જ્ઞાનનું ક્ષેત્ર આજે દિનપ્રતિદિન કલ્પી ન શકાય એવી ગતિએ વિસ્તરતું રહે છે જ્ઞાનગંગોત્રી તો ક્ષણે ક્ષણે વિસ્તરતી જ રહેવી જોઈએ એના પહેલા તબક્કાની કલ્પના પ્રમાણેનું આ ૨૫-૩૦ ગ્રંથોનું કાર્ય જેણે આજ સુધી યશસ્વી રીતે સંભાળ્યું તેને જ હાથે એ પૂરું થાય અને હવે પછીના એના વિસ્તાર માટે જે નવી યોજના વિચારાય તેનું સંપાદન આ નવી વ્યવસ્થા ઉપાડી લે એમ ગોઠવી શકાય આવા જ્ઞાનપ્રથોની તો સતત પરિપૂર્તિ થતી જ રહેવી જોઈએ વિશ્વવિખ્યાત એનસાઈક્લોપીડિયા બ્રિટાનિકાએ પણ વરસે બે વરસે નવા ખંડો રૂપે પરિપૂર્તિ કરતા રહેવાની રીત અપનાવી જ છે આપણે પણ જ્ઞાનગંગોત્રીના નવા ખંડોની યોજના કરી એની સમૃદ્ધિ અને ઉપયોગિતામાં વધારો કરતા રહી આપણા ગૌરવને દૃઢમૂળ કરી શકીએ

આ યુનિવર્સિટીનું એક વિશિષ્ટ વિદ્યાધામ તરીકે ગુજરાતના જીવનમાં મહત્ત્વનું સ્થાન છે. એને એના જન્મકાળથી જ સૌનો સદ્ભાવ અને આદર મળતા રહ્યા છે એ સદ્ભાવ અને એ આદરને આ અણધાર્યા અશોભન વ્યવહારથી જમરી ઠેસ લાગી છે, તેને ગૌરવપૂર્વક ન ભાળી લેવાની કોઈ રીત એણે વિચારવી જ રહી અહીં સૂઝી એવી એક રીત નમ્રભાવે રજૂ કરી છે, જેમાં જૂની વ્યવસ્થા મૂળ કલ્પના અનુસારનું કામ પૂરું કરે અને નવી વ્યવસ્થા હવે પછીના એના વિસ્તારનું કામ ઉપાડી લે, એવું સૂચન છે આપ સૌ એનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરશો એવી આશા સાથે, મને અહીં રજૂઆત કરવાની તક આપવા માટે કુલાધિપતિશ્રી તેમ જ કુલપતિશ્રીનો આભાર માની વિરમું છું

*

## ૫ કુલસચિવના શ્રી ભોગીલાલ ગાંધી પરના પત્રમાંથી

૧૩-૧૧-૧૯૮૬

શ્રીમાન,

સવિનય જણાવવાનું કે જ્ઞાનગંગોત્રી પ્રકાશન બાબતમાં રાજ્યપાલશ્રીના ડેપ્યુટી સેક્રેટરીના તારીખ ૭-૮-૧૯૮૬ના પત્ર સાથે મોકલેલ શ્રી નગીનદાસ પારેખના તા ૨૪ અને ૨૫-૭-૧૯૮૬ના પત્રો ઉપર સિન્ડિકેટે તેની તા ૨૦-૯ ૧૯૮૬ની સભામાં વિચારણા કરી હતી અને આ વિચારણા વખતે શ્રી નગીનદાસ પારેખ પણ હાજર રહ્યા હતા શ્રી નગીનદાસ પારેખે કરેલી લેખિત રજૂઆત તથા સભામાં રજૂ કરેલ મૌખિક મન્તવ્યો ઉપર તથા ચર્ચા દરમિયાન સિન્ડિકેટના સભ્યશ્રીઓએ રજૂ કરેલા મતવ્યો તથા તરી આવેલા મુદ્દાઓ ઉપર તથા આ બાબતના બધા પાસા ઉપર વિચારણા કરી અહેવાલ આપવા સિન્ડિકેટે (૧) કુલપતિશ્રી, (૨) શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ અને (૩) શ્રી ચીમનભાઈ દાદુભાઈ દેસાઈની સમિતિ નીમી હતી આ સમિતિએ શ્રી બાબુભાઈએ કરેલી સ્પષ્ટતા તથા આ અંગે સમગ્રપણે વિચારણા કરી કરેલી ભલામણ ઉપર તારીખ ૨૫-૧૦-૧૯૮૬ના રોજ મળેલી સિન્ડિકેટની સભાએ વિચારણા કરી સમિતિની ભલામણનો સ્વીકાર કરી ઠરાવ્યું છે કે (આગામી) ગ્રંથ નંબર ૨૭નું સંપાદનકાર્ય શ્રી ભોગીલાલ ગાંધીને સોંપવું જે તેમણે એક વર્ષમાં પૂરું કરી તેની સંપૂર્ણ હસ્તપ્રત યુનિવર્સિટીને સુપરત કરવાની રહેશે અને તે માટેનું 'ઉચ્ચક મહેનતાણું' રૂપિયા દશ હજાર શ્રી ગાંધીને હસ્તપ્રત મળ્યે ચૂકવવું

૨. સિન્ડિકેટના ઉપરોક્ત નિર્ણયની નોંધ લઈ આ બાબત અંગે આપનો સ્વીકૃતિપત્ર મોકલી આપશો.

આપનો વિશ્વાસુ,

કુલસચિવ

(સરદાર પટેલ યુનિવર્સિટી)

*

## ૬: શ્રી ભોગીભાઈ ગાંધીના સ્વીકૃતિપત્રમાંથી

જ્ઞાનગંગોત્રી પ્રકાશન યોજનાના ગ્રંથ ૨૬ અને ૨૭ માગ હસ્તક પૂરા કરાવવા અંગેના સરદાર પટેલ યુનિવર્સિટીના તા ૨૫-૧૦-'૮૬ની સિન્ડિકેટના નિર્ણયની સાભાર નોંધ લઉં છું સિન્ડિકેટની તા ૨૨-૨-૮૬ની સભાના નિર્ણય મુજબ વ્યવસ્થાપક સમિતિના તા ૨૦-૧-'૮૬ના નિર્ણયનો અસ્વીકાર થયો હતો એક જ માસમાં કેટલાક સમાન સભ્યો ધરાવતા બે મંડળોમાં તદ્દન ભિન્ન નિર્ણયોથી આ વિષયના જાણકારોની ઘવાયેલી લાગણીને આપના સૌજન્યથી શ્રી નગીનદાસ પારેખે સિન્ડિકેટની ૨૦મી સપ્ટેમ્બર ૧૯૮૬ની બેઠકમાં વાચા આપી હતી સિન્ડિકેટે આ વિષે વિચારણા કરી હેવાલ આપવા પેટા સમિતિ

નીમી અને એ સમિતિની ભલામણોને કેટલાક સુધારા સાથે તા ૨૫-૧૦-૮૬ની સિન્ડિકેટની બેઠકે સ્વીકાર કર્યો એ જાણ્યું

કાંઈક પુનરુક્તિનો દોષ વહોરીને પણ સંપાદનમાં વિલંબ અને વધારે પડતા ખર્ચની માન્યતાથી જન્મેલા કચવાટ અંગે કાંઈક સ્પષ્ટતા કરવી હું જરૂરી સમજું છું

મૂળની કલ્પના અને અપેક્ષા કરતા ઘણો વધારે સમય ગયો છે એ નિર્વિવાદ છે, પણ આ પ્રશ્નમાં ઊંડા ઉતરનાર સૌ સ્વીકાર કરશે કે મૂળ કલ્પના કરતા યોજનાના સ્વરૂપ અને વ્યાપ બંનેમાં આપણે ધરખમ ફેરફારો કર્યા હતા એ ફેરફારો યોજનાની ઉપયોગિતા વધારનારા જ બન્યા છે એ સાચુ છે થોડો વખત કામ વચમા સ્થગિત કરાયું હતું એ પણ સર્વવિદિત છે સંપાદકીય સહાયમાં ઘટાડો થતો રહ્યો છે એ પણ ખ્યાલ બહાર નહિ હોય મુખ્ય સંપાદક સાથે બે સહસંપાદક હતા ત્યારે વાર્ષિક અઢી ગ્રંથની, એક સહસંપાદક હતા ત્યારે વાર્ષિક દોઢ ગ્રંથની અને સંપાદક એકલા જ હતા ત્યારે વાર્ષિક એક ગ્રંથની સરેરાશ આવી છે

બધી જ અનુકૂળતાઓ સાથે મરાઠી વિશ્વકોશ ૧૯૬૮થી શરૂ થયા, પછી સવા બે વર્ષે એક ગ્રંથની સરેરાશ હાંસલ કરી શક્યો છે

ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી સાહિત્ય કોષની યોજના પાંચ વરસમા ચાર ગ્રંથો દ્વારા પૂરી કરવાના આયોજન સામે પાંચ વરસ વીતી ગયા પછી હજુ આવતે વરસે એક જ ગ્રંથ પ્રગટ કરી શકશે આ ગાળામા સંપાદક અને સહસંપાદકનો પગાર જ ૩ લાખ ૬૦ હજાર જેટલો થયો હશે બે અધિકરણ લેખકો, સાન સદર્ભ સહાયકો, પટાવાળા વગેરેનો ખર્ચ તો આ ઉપરાતનો. જ્ઞાનગંગોત્રીના વીસ વરસમા ૨૫ ગ્રંથોના સંપાદન પાછળ થયો તેથી વિશેષ ખર્ચ એક જ ગ્રંથ પ્રકાશિત થાય તે પહેલા સાહિત્ય પરિષદને થયો છે એનાથી જ્ઞાનગંગોત્રી યોજના ખર્ચાળ રહી છે કે કેમ તેનો ખ્યાલ આવી શકે

આ કામમા વિદ્વાન લેખકોની શોધ, સંપર્ક, એમની અનુકૂળતા મુજબ લખાણ મળે, એને મઠારવું પડે, વગેરે બાબતો કેટલો સમય અને શક્તિ માગી લે તેનો ખ્યાલ ન આવે એ સમજી શકાય તેવું છે એ અંગે અનેક વિષયોના ઊંડાણમા મારે ઊતરવું પડયુ અનેક લખાણો ફરી ફરી કરાવવાં પડ્યાં વગેરે બાબતોમા હુ ન ઊતરુ પણ એક વિદ્વાન લેખકના બે બોલનુ અવતરણ ટાંકુ તો આ કાર્યના પ્રકારનો કાંઈક અંશે ખ્યાલ આવશે.

જ્ઞાનગંગોત્રી શ્રેણીના સ્વરાજ્ય દર્શન (રાજકારણ) ગ્રંથ નંબર ૫ના લેખક સુપ્રતિષ્ઠિત વિદ્વાન, મૌલિક ચિંતક, પ્રાધ્યાપક નગીનદાસ સંઘવી કે જેઓ રાજ્યશાસ્ત્રના નિષ્ણાત છે તેઓ બે બોલમા જણાવે છે કે –

"ગ્રંથ શ્રેણીના સંપાદક મુ શ્રી ભોગીભાઈએ પુસ્તકની માંડણીથી શરૂ કરીને તેના આખરી સ્વરૂપ સુધીના પ્રત્યેક તબક્કે લેખનકાર્યમા એટલો બધો રસ લીધો છે કે તેઓ આ ગ્રંથના કેવળ સંપાદક જ નહિ, સહલેખક પણ બન્યા છે હકીકતો, રજૂઆત, અને ભાષારીતીના અનેક દોષો તેમણે ધોઈ નાખ્યા છે પત્ર દ્વારા અને મૌખિક ચર્ચાઓ દ્વારા મને પ્રોત્સાહન આપ્યુ છે, અને લગામ પણ ખેંચી છે મતભેદોની નિખાલસ ચર્ચા કર્યા પછી તેમણે ઉદાર ભાવે મારા રસ્તે ચાલવા દીધો છે"

ઉપરાંત, આ ગ્રંથનાં પ્રકરણો વાંચી જઈને જેમની પાસેથી સૂચનો મેળવવાનું કર્યું હતું તેમાં મુખ્ય શ્રી ઉછરંગરાય ઢેબર, ડૉ. આલુબેન દસ્તુર, આ. દેવદત્ત પાઠક, શ્રી ઉત્તમભાઈ પરીખ, શ્રી

નીરુભાઈ દેસાઈ, પ્રા કે ડી દેસાઈ ઉપરાંત શ્રી યશવંત દોશી તથા ચન્દ્રકાન્ત શેઠ હતા. (૧૯૬૭ અને ૧૯૬૮ના બે વરસમા હસ્તપ્રત તૈયાર થઈ હતી )

જુદા જુદા ક્ષેત્રોના વિષયોના વ્યાખ્યાન અંગે જ્ઞાનગંગોત્રીના સંપાદનમા આ દષ્ટિકોણ રહ્યો છે ગમે તેમ ઝડપથી ગ્રંથો પ્રગટ કરી દેવા ઉપર ઝોક ન હતો, પણ ગુણવત્તા સાથે ગતિ જાળવવાનો યત્ન હતો.

બધી બાબતો લક્ષમા લેવાય તો અને શ્રેણીને વિદ્વાનો તરફથી જે આવકાર મળ્યો છે તે ધ્યાનમાં લેવાય તો વિલંબ અને ખર્ચ, બંને અંગે કચવાટને અવકાશ ઓછો રહેશે મારે અંગે તો જે વ્યવહાર મારી સાથે છેવટે થયો તે મને ખટકવા છતા મારી મનોભૂમિકા મે આપને મારા તા ૧૪-૩-૬૯ના પત્રમા જણાવ્યા મુજબની છે તેની પુનરુક્તિ કરુ તો ક્ષમ્ય ગણાશે

"આ પત્ર પૂરો કરતા પહેલા એટલુ કહી લઉ કે ઘણા વર્ષો – આરંભથી તે આજ સુધી – જ્ઞાનગંગોત્રીના સંપાદનની મુખ્ય જવાબદારી મારા પર છોડી છે, મારી કામગીરી અંગે મને પૂરી મુક્તતા આપી છે તથા વિવિધ વિષયોમા મને અભ્યાસ કરવાનો તથા ઉપાચાર્યો સહાયકો, સંપાદકો, વિદ્વાન પરામર્શકો, લેખકો સાથે નિકટતાના સંપર્કમા આવવાનો, જે મોકો આપ્યો છે તેને હુ મારો અમૂલો લાભ સમજુ છુ અને એથી જ મારા વેતનનુ પંદર વરસ પહેલા વિચારાયેલુ નીચુ ધોરણ પણ સહજપણે સ્વીકારીને તથા મારી વર્ષોની કામગીરીના આવા સાવ અછડતા અંતને, કશા સંતાપ વિના સહી લઈને ય, હુ સરદાર પટેલ યુનિવર્સિટીના ગોવાળીઓ તથા વ્યવસ્થાપક સમિતિના માનાર્હ સાથીઓ પ્રત્યે સહૃદય આભારની લાગણી વ્યક્ત કર્યા વિના રહી શકતો નથી અસ્તુ "

માગ હસ્તક બાકી રહેલી જવાબદારી ઉપર દર્શાવ્યા મુજબ અદા કરવાની મને અનુકૂળતા કરી આપવા બદલ સિન્ડિકેટ પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરુ છુ અને ગુજરાતી ભાષામા અદ્વિતીય એવી જ્ઞાન ગંગા વહેવડાવવાની પ્રવૃત્તિમા મને અનેક મહત્ત્વના વિષયોના ૮૭ ગ્રંથોનુ સંપાદન કરવાની તક આપવા બદલ આભારની લાગણી વ્યક્ત કરી વિરમુ છુ

લિ૦
ભોગીલાલ ગાંધી

*

## ૭ આઘાત જરૂર હળવો થશે

તા ૨૯-૧૧-૭૬

માનનીય કુલપતિશ્રી,

શ્રી કુલાધિપતિની સૂચનાનુસાર તેમના ઉપરના માગ પત્રોની વિચારણા સિન્ડિકેટની બેઠકમા થાય ત્યારે તેમા હાજર રહેવાનુ અને રજૂઆત કરવાનુ આપે મને નિમંત્રણ આપ્યુ તે માટે હુ આપનો ખૂબ આભારી છુ આ બાબત અંગે સિન્ડિકેટે લીધેલા નિર્ણયની જાણ કરતા શ્રી ભોગીલાલ ગાંધી ઉપરના યુનિવર્સિટીના પત્રની નકલ પણ મને આપના તરફથી મળી છે

યુનિવર્સિટીએ આખી બાબતનો ફેરવિચાર કરી નવેસર નિર્ણય લીધો એથી યુનિવર્સિટી પ્રત્યે સદ્ભાવ અને આદર રાખનારા અમારા જેવા અનેક ચાહકોના દિલને યુનિવર્સિટીના પહેલા નિર્ણયથી લાગેલો આઘાત જરૂર હળવો થશે ફેરવિચારણા થઈ એ યુનિવર્સિટીને શોભતું કાર્ય છે અને સૌના અભિનંદનને પાત્ર છે

લિ૦
નગીનદાસ પારેખ
વિશ્વભારતી

